# અલ કુરઆ-નલ-હકીમ

અનુવાદક
ઈસ્હાક આહમદ ઉસ્માન મેમન
લંડન.

આહમદીયા મુસ્લિમ મીશન
અલ-હક્ક બિલ્ડીંગ,
૧૭, વાઈ.એમ.સી.એ. રોડ,
મુંબઈ-૮. (ઈન્ડિયા)

ISLAM INTERNATIONAL PUBLICATIONS LTD.,
ENGLAND.

# અનુક્રમણિકા



# પ્રાથમિક શબ્દો

પવિત્ર કુરઆને મજીદના શિક્ષણ પ્રમાણે તમામ જહાનોનો સર્જનહાર અલ્લાહ બેહિસાબ ગુણો તથા અસીમ શકિતઓનો માલિક છે, તે કોઇનો મોહતાજ નથી અને સ્વયંપૂર્ણ છે, ઉત્તમથી ઉચ્ચત્તમ છે, ઇન્સાનની મર્યાદિત દૃષ્ટિથી પર છે, અદૃશ્ય છે. બેશક આ સૃષ્ટિમાં તેના રચેલા સર્જનો થકી જ તેના સામર્થ્યને સમજી શકાય છે.

સર્વશકિતશાળી સર્જનહારનું સર્વોત્તમ સર્જન ઇન્સાન છે જેની ભલાઇ તથા ઉપયોગ માટે તેણે પોતાની સમગ્ર સૃષ્ટિને નીમી છે. માનવજાતીને સર્જવાનો અલ્લાહનો મૂળ હેતુ માત્ર આ જ હતો કે ઇન્સાન પોતાના અંત:કરણમાં તેને પેદા કરનારની સીફતો (ગુણધર્મો)નો રૂહાની રૂપમાં ઉદ્‌ભવ કરે, તેમજ તે સદ્‌ગુણોમાં હમેશાં પ્રગતિ કરતો રહે અને નજાત (મુકિત) મેળવે. જોકે અલ્લાહની કોઇપણ સીફતની બરોબરી કરવી અથવા તેના કામિલ દરજજાને પહોંચવું ઇન્સાન માટે શકય નથી, તેમ છતાં અલ્લાહની ઇબાદત ઇન્સાનને સફળતા મેળવવાની તથા થોડે ઘણે અંશે (રૂહાની) સંપૂર્ણતાએ પહોંચાડવાના માર્ગે વળવાનું સાધન બની શકે છે.

રૂહાની રોશની મેળવવાની તમામ કિતાબોમાંથી સર્વથી ઉત્તમ કિતાબ પવિત્ર કુરઆને મજીદ છે, જે તમામ માનવજાતીની હિદાયત અર્થાત માર્ગદર્શન માટે હઝરત મુહમ્મદ મુસ્તફા સલલ્લાહો અલેહે વસલ્લમ ઉપર ઉતારવામાં આવી હતી. અલ્લાહે પવિત્ર કુરઆનેમજીદમાં સ્પષ્ટ ફરમાવ્યું છે કે ભવિષ્યમાં આવનારા દરેક યુગના લોકોના ઇખ્લાકી અર્થાત નીતિનિયમની, મઝહબી તેમજ સામાજીક જરૂરિયાતોને પૂરી કરવાની આ કિતાબમાં જોગવાઇ કરવામાં આવી છે.

અલ્લાહે પવિત્ર કુરઆનેમજીદનોઅભ્યાસ કરવો તથા તેના ભાવાર્થમાં ઉતરવું જેટલું સહેલું બનાવ્યું છે, એટલું જ ઇલ્મના મહાસાગર સમી કિતાબના ગુઢ રહસ્યોને પહોંચવું અલ્લાહના ફઝલ (કૃપા) તથા માર્ગદર્શન વગર અસંભવિત છે. આ માર્ગદર્શન માત્ર એવા જ બંદાઓને મળે છે જેમને અલ્લાહે પાકિઝગી બક્ષી હોય. અલ્લાહે કુરઆને મજીદના બે ખાસ અંગો ઉપર પ્રકાશ પાડતાં તેને એક ખુલ્લી અને સ્પષ્ટ કિતાબ તેમજ 'બંધ કિતાબ' પણ ઠરાવી છે.

વાંચનારને તેના પ્રાથમિક સંદેશ તથા શિક્ષણ પર ઉપરછલ્લી દ્રષ્ટિ ફેરવતાં જ સહજમાં સઘળું સમજમાં આવી જાય છે, પરંતુ તેમાં જે ઉપરથી દેખાય છે તેનાથી ઘણું વધુ છે જે દ્રષ્ટિથી ઓજલ છે. અલ્લાહે જે લોકોને મારફતનું ઇલ્મ અર્થાત દિવ્યદ્રષ્ટિ કે આંતરજ્ઞાન બક્ષ્યું હોય તેવા ભાગ્યશાળી જીવો જ આ ઊંડાણોમાં છૂપાએલા અમૂલ્ય ખજાના સુધી પહોંચી શકે છે.

અલ્લાહના મહાન પયગમ્બર હઝરત મુહમ્મદ મુસ્તફા સ.અ.સ ઉપર પવિત્ર કુરઆન નાઝલ થયું ત્યારથી લઇ આજ દિવસ સુધી તેમાં એક અક્ષર સુધ્ધાંનો પણ વધારો ઘટાડો કે ફેરબદલ કરવામાં નથી આવ્યો. તેના લખાણોમાં તથા તેની ફહમાં અલ્લાહે તેને એક 'સુરક્ષિત કિતાબ' ઠરાવી છે. તેમાં એક ટપકાની પણ ફેરબદલી નથી થઇ જે તેની સચ્ચાઇના દાવાનું સમર્થન છે. આજે આપણે જે પવિત્ર કલામ કુરઆને મજીદનું વાંચન કરીએ છીએ તે અક્ષરે અક્ષર તે જ કુરઆન છે જે ૧૪૦૦ વર્ષ પહેલાં ખાતમુલ-અંબીયા હઝરત મુહમ્મદ મુસ્તફા સ.અ.સ ઉપર ઉતર્યું હતું. આ હકીકતને ઘણા બિનમુસ્લિમ વિદ્દ્વાનો પણ માન્ય રાખે છે કે તેના લખાણોની મર્યાદાને કદીપણ તોડવામાં નથી આવી. સર વિલીયમ મ્યુરના શબ્દો છે 'આપણે ખાત્રીપૂર્વક કહી શકીએ છીએ કે કુરઆન મુહમ્મદનું સચ્ચાઇ તથા પ્રમાણિકતાના આધારે કાયમ થયું હતું અને તેના લખાણમાં કંઇપણ ઘાલમેલ કરવામાં નથી આવી.'

બીજી જગ્યાએ તેમણે લખ્યું છે કે મુહમ્મદે લોકોને આપેલું અને ઉપયોગમાં લીધેલું - જ લખાણ આજે આપણા હાથમાં મોજૂદ છે તેની ખાતરી અંદર તથા બહારથી મળી રહે છે. (લાઇફ ઓફ મુહમ્મદ)

તેમના આ ભાવાર્થ સામે અમને વિરોધ છે કે હઝરત મુહમ્મદ મુસ્તફા સ.એ ખુદ કુરઆન રચ્યું હતું.પરંતુ તેમનું આ હકીકતને સ્વીકારવું પણ આપણા માટે ઘણું છે કે તેજ કિતાબ આજે આપણા હાથમાં છે જે આજથી ૧૪૦૦ વર્ષ પહેલાં અસ્તિત્વમાં આવી હતી અને તેના મૂળ લખાણમાંથી કંઇ પણ રદ્દ કરવામાં કે બદલવામાં નથી આવ્યું.

પ્રખ્યાત જરમન વિદ્વાન નોલડેકે લખ્યું છે કે પશ્ચિમના વિદ્વાનો કુરઆનમાં કોઇપણ પ્રકારના ફેરબદલ તેમજ ભેળસેળ સાબિત કરવામાં નિષ્ફળ થયા છે. (એનસાઇકલોપીડીઆ બ્રિટાનીકા)

પવિત્ર કુરઆનના બોધ તથા તેના પયગામની સલામતી (સુરક્ષા)નો જયાં સુધી સવાલ છે, જેમકે આ હઝરત સ.અ.સએ ફરમાવ્યું છે કે અલ્લાહ દર સદીની શરૂમાં એવા પરહેઝગાર તથા ઇલ્મની રોશની ધરાવનાર લોકોને પેદા કરતો રહેશે જે લોકો હાનિકર્તા હુમલાથી કુરઆનને બચાવતા રહેશે અને વારંવાર ઇસ્લામના આદર તથા કુરઆનની પવિત્રતાને કાયમ કરતા રહેશે.

હાલમાં દુનિયાની સર્વ મુખ્ય ભાષાઓમાં અલ્લાહના પાક કલામ કુરઆને મજીદના તરજૂમા કરવાની ભવ્ય ઝુંબેશ ઉઠાવનાર જમાતે આહમદીયાની સ્થાપ્ના મિરઝા ગુલામ આહમદ (અ)એ ૧૮૮૯માં કરી હતી. તેમણે કુરઆન મજીદની તાલીમને તથા ઇસ્લામને દુનિયાભરમાં ફેલાવનાર આખર ઝમાનામાં આવનાર મસિહ મૌઉદ અર્થાત આ યુગના સુધારક હોવાનો દાવો કર્યો હતો. અલ્લાહના દિવ્ય ફરમાનથી તેમને અલ્લાહના પવિત્ર કલામનું સંપૂર્ણ ઇલ્મ, તેની ગુઢ ફિલોસોફી અર્થાત તત્વજ્ઞાન, તેની સૌમ્યતા કે ઝિનતના સુંદરત્તમ રત્નો દુનિયા સામે પેશ કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું.

પવિત્ર કુરઆને મજીદની વિવિધ આયતો ઉપર આહમદીયા જમાતના સ્થાપકે કરેલા વિવરણો (ખુલાસાઓ)થી લાભ ઉઠાવી અમે કુરઆનના વિવિધ અંગો ઉપર છણાવટ કરી કુરઆનના ભાવાર્થોને રોશન કરવાની કોશિશ કરી છે કે જેનાથી તે અંગોની સુક્ષ્મતર ખુબીઓ તથા તેની તાલીમની સૌમ્યતા (ખુબસુરતી) તથા તેનું માધુર્ય સચ્ચાઇના તલબગાર જીવો ઉપર રોશન થાય. જોકે ઘણી જગ્યાએ ફિરકાઓની અર્થાત સાંપ્રદાયિક માન્યતાઓના મતભેદો ઉપસી આવતા જણાશે, પરંતુ કોઇપણ મતભેદના પ્રભાવ તળે આવતાં પહેલાં વાંચકોએ આ હકીકતને યાદ રાખવી જોઇએ કે અલ્લાહના આ કલામના ભાવાર્થને સહેલાઇથી ગ્રહણ કરી લેવું ઇન્સાન માટે સંભવિત નથી. આપણે એટલું જ કરી શકીએ છીએ કે પ્રમાણિકતાપૂર્વક અને વફાદારીથી બની શકે તેટલી ચોકસાઇ તથા ચીવટથી પ્રત્યેક સવાલોના તાત્પર્યને સમજવાની કોશિશ કરીએ. અમારા આ સાહસમાં ખામીઓનું રહી જવું અસંભવિત નથી, જેના માટે અમે ક્ષમા ચાહીએ છીએ અને અમારા દાનેશમંદ વાંચકો તરફથી વાજબી સૂચનાઓ તથા સલાહને અમે આભાર સહિત સ્વીકારશું કે જેનાથી ભવિષ્યની આવૃત્તિઓમાં આવશ્યક સુધારો કરી શકાય.

પ્રગટ થઇ ચૂકેલા અનુવાદો,

| યુરોપ | | હિંદો-પાક | આફ્રિકા | એશિયન | અન્ય |
|---|---|---|---|---|---|
| ઈંગ્લીશ | ઇટાલીયન | ઉર્દૂ | યોરૂબા | ઇન્ડોનેશિયા | ફીજી |
| જરમન | ફ્રેંચ | ગુરમૂખી | લુગાન્ડા | કોરીયન | |
| ઈસ્પરાન્ટો | પોર્ટૂગીઝ | હિંદી | સ્વાહીલી | જાપાની | |
| ડેનીશ | સ્પેનીશ | બંગાલી | કીકુયુ | મલેયા | |
| ડચ | | ઉરીયા | | ફારસી | |
| સ્વીડીશ | | સિંધી | | વિટનામી | |
| રશિયન | | તામીલ | | | |

તદુપરાંત, દુનિયાની ૧૧૦ ભાષાઓમાં પવિત્ર કુરઆને મજીદની નિર્વાચિત (ચૂંટેલી અમૂક) આયાતોના સંગ્રહ આહમદીયા જમાત તરફથી છપાઇને પ્રગટ થઇ ચૂકયા છે તે પ્રત્યેક દેશમાં જમાતના મિશનમાંથી મેળવી શકાય છે.

પ્રકાશક
'ઇસ્લામાબાદ'
શીપહેચ લેન,
ટીલફર્ડ. સરે. જી.યુ.૧ ૨એ.કયુ.
ઈંગ્લેંડ.

# પ્રકાશકનું નિવેદન

અસીમ શકિતઓના માલિક અલ્લાહ તરફથી તમામ માનવજાતિની ભલાઇ માટે આવેલા આ પવિત્ર કલામનો ગુજરાતી તરજૂમો, વિવરણો, તથા ખુલાસાઓની ઉર્દુ તથા અંગ્રેજી ભાષાનાં વિવિધ સંગ્રહોમાંથી તારવણી તેમજ અનુવાદની પુન:તપાસણી અર્થાત રીવીઝન, સુધારા, પ્રૂફરીડીંગ વગેરે કોઇની મદદ વિના એકલે હાથે કરવા માટે જનાબ ઇસ્હાક ઓસમાન મેમણને ધન્યવાદ ઘટે છે. ખાસ કરીને આ અનુવાદમાં શામિલ કરવામાં આવેલા ઘણા વિવરણો તથા ઘણી ખુલાસાની નોંધો, હઝરત મિરઝા તાહિર આહમદ સાહેબની 'મજલિસ ઇરફાન' અર્થાત 'ઇલ્મની ચર્ચાસભા', આપના ખૂત્બા જૂમ્આ, જલસા સાલાનાની કેસેટોના સંગ્રહોમાંથી તારવી તેના તરજૂમા કોઇ બીજાની મદદ વિના કરવાની તેમની હિંમત તથા તેમની મહેનત ખરો ન્યાય આપી શકે તેવા શબ્દોનો પ્રયોગ ન કરી શકવાની હાલતમાં સમગ્ર સૃષ્ટિના પાલનકર્તા તેમને આ નેક કામનો સુયોગ્ય બદલો આપે એવી અમે આશા રાખીએ છીએ.

આ અનુવાદના તમામ ખર્ચની જવાબદારી દુનિયાભરની મજલિસ અન્સારુલ્લાહ આહમદીયા તરફથી પૂરી કરવામાં આવી છે. તેમની આ ભવ્ય કુરબાની સર્વશકિતમાન અલ્લાહ કબૂલ ફરમાવે અને તેમના માટે અનંત બરકતોની દુઆ કરતાં તેમજ ગુજરાતી વાચકોને આ અમૂલ્ય ભેટ અર્પણ કરતાં અમે સર્વ સૃષ્ટિના પાલનકર્તા અલ્લાહને દુઆ કરીએ છીએ કે આ કલામ તમામ માનવજાતિ માટે હિદાયત આપનાર તથા માર્ગદર્શક સાબિત થાય, આમીન.

પ્રકાશક.

# સાભાર સ્વીકાર

આહમદીયા મુસ્લિમ જમાતના ખલિફા હઝરત મિરઝા તાહિર આહમદ સાહેબના સૌજન્ય તથા સંમતિથી તેમની 'મજલિસ ઇરફાન' અર્થાત 'આંતરજ્ઞાન સંગત'ની બેઠકોમાં કુરઆન મજીદના મહત્વના મુદ્દાઓ ઉપર થતી ચર્ચાઓ તથા તેમના આપેલા ખુલાસાઓ, ખૂત્બા જુમ્આ, જલસા સાલાના (વાર્ષિક સંમેલનો) તથા તેમની અમુક તકરીરોમાંથી મઝહબી નૂકતાઓ અર્થાત મઝહબી અંગો ઉપર કરવામાં આવતી છણાવટો, ચર્ચા તથા વિવેચનોનોમેં આ અનુવાદમાં ઉપયોગ કર્યો છે. ઉપરાંતમાં અનેક નાની મોટી બાબતોમાં તેમના સહકાર તથા તેમના અમૂલ્ય માર્ગદર્શન માટે, જેના વગર મારાથી આ અસાધારણ જવાબદારી પૂરી કરવી શકય ન હતી, હું તેમનો બેહદ અહેસાનમંદ છું.

આહમદીયા મિશન મુંબઇના મિશનરી જનાબ બૂરહાન આહમદ ઝફર સાહેબનો સહયોગ પણ ભૂલી શકાય તેમ નથી. આ ભવ્ય કાર્યમાં આરંભથી અંત સુધી, અનુવાદને લગતી વળગતી ચર્ચાઓ, સંશોધનો તથા અન્ય અર્થઘટનોમાં તેમનો અનમોલ સહકાર, ટાઇપસેટીંગ, આર્ટવર્ક વગેરેમાં તેમનો ઉત્સાહ તથા તેમની દોડધામ અને એકલે હાથે કરેલી પેસ્ટીંગમાં તેમની અનમોલ ભૂમિકાની જેટલી તારીફ કરીએ તેટલી ઓછી છે.

અંતમાં આ કિતાબનો અભ્યાસ કરનાર ગુજરાતી વાંચકવર્ગ શુધ્ધ ભાવનાથી તેની કદર કરશે. અને તેની હિદાયતના પરિશીલનથી પોતાનું વહેવાર જીવન ઘડી પોતાના આખેરતનાજીવનને સુધારી લેવા સમર્થ થશે એવી અંત:કરણપૂર્વક વિનંતિ છે.

ઇસ્હાક ઉસ્માન મેમણ

# સૂરાહ ફાતેહા

ઈસ્લામના ઘણા મુહદ્દીસોના બયાનો પ્રમાણે સૂરાહ ફાતેહાનું મૂળ ઊતરાણ મક્કામાં થયું હતું, અને શરૂઆતથીજ આ સૂરાહ ઈસ્લામી ઈબાદત (નમાઝ)નો એક ખાસ ભાગ બની. અમુક લોકોના અભિપ્રાયમાં તેનું બીજી વારનું ઊતરાણ મદીનામાં થયું હતું, પરંતુ તેના પહેલા અવતરણનો સંબંધ આંહઝરત સલલ્લાહે અલહે વસલ્લમની રિસાલત સાથે છે તેમાં કોઈ શંકા નથી.

સૂરાહ ફાતેહાના બીજા ઘણા નામોમાંથી પહેલું અને બેહતરીન નામ 'ફાતેહ-અલ-કિતાબ' યાને 'કિતાબનું પ્રવેશ દ્વાર' છે, બાદમાં તેને 'સૂરાહ ફાતેહા'નું નામ આપવામાં આવ્યું હતું.

બીજા નામોમાં અલ-સલાત, અલ-હમ્દ, ઉમ્મૂલ કુરઆન, અલ-કુરઆન-અલ-અઝીમ, અલ-સબા'-અલ-મતા'નીય ઉમ્મૂલ કિતાબ, અલ-શિફા', અલ-રૂકિયાહ અને છેલ્લું અલ-કન્ઝ છે. આ નામો આ સૂરાહના અનંત ગુણો તથા અનંત આહમિયત (અગત્યતા) ઉપર પ્રકાશ નાખનારા છે.

૧. ફાતેહ-લ. કિતાબ અર્થાત કિતાબનું પ્રવેશદ્વાર કે ઉદ્દ્ઘાટન કરતી, કિતાબનો પરિચય કરાવનાર. આ સૂરાહે પોતાના નામનાં અનુકૂળ ગુણના આધાર ઉપર કુરઆને મજીદના આરંભમાંજ સ્થાન મેળવ્યું છે.

૨. અલ-સલાત, યાને સંપૂર્ણ ઈબાદત અથવા દુઆ,' જે ઈસ્લામનું એક મહત્વ અંગ, ઈબાદતની રૂહ છે.

૩. અલ-હમ્દ, તા'રીફ પ્રશંસા, ઈન્સાનને પેદા કરવાના અલ્લાહના મકસદ (ધ્યેય)ની બૂલંદી તથા ઈન્સાન પ્રત્યે અલ્લાહના ફઝલો તથા રેહમતોની સમજણ આપનાર.

૪. ઉમ્મૂલ-કુરઆન, કુરઆનની માતા. કુરઆને-મજીદનું હાર્દ, તેના તમામ ઈલ્મ જે ઈન્સાનના ઈખ્લાકી (સાંસ્કારિક) તથા રૂહાની (આત્મિક) વિકાસ ઉપર અસર રાખે છે તેનો પુરવઠો, ભંડાર, ખઝાનો.

૫. કુરઆન-અલ-અઝીમ' મહાન કુરઆન. કુરઆને-મજીદ તથા આ સૂરાહ વચ્ચે કોઈ તફાવત નથી, બન્ને સમકક્ષ છે.

૬. અલ-સબા'-અલ મતા'ની સાત આયતોનો સંગ્રહ. ઈન્સાનની રૂહાની તથા પરહેઝગારીની તમામ જરૂરીયાતોને પૂરી કરતી વારંવાર આવતી સાત આયતોનો સંગ્રહ.

૭. 'ઉમ્મૂલ કિતાબ' કિતાબની માતા. આ સૂરાહની દુઆઓના જવાબમાં કુરઆને-મજીદ નાઝલ થયું હતું.

૮. 'અલ-શિફા' (દર્દોનો-ઈલાજ) ઈન્સાનની તમામ માનસિક તથા વ્યવહારુ નબળાઈઓનો ઈલાજ.

૯. 'અલ-રૂકિયાહ' (વશીકરણ કે વશ કરનાર) આ સૂરાહ ફકત ઈન્સાનના મનને મોહનાર, જીતનાર અથવા વશકરનારજ નથી બલ્કે શયતાન તથા તેના સાથીઓથી બચાવનાર પણ છે.

૧૦. 'અલ-કન્ઝ' (ખઝાનો) ઈલ્મ તથા સદ્‌ગુણોનો અખૂટ ખઝાનો.

સાધારણ રીતે આ સૂરાહ 'અલ-ફાતેહા'ના નામે પ્રખ્યાત છે. એક દિલચસ્પની બાબત આ છે કે આ નામનો ઉલ્લેખ નવા કરારમાં પણ જોવામાં આવે છે, કે 'મેં એક બીજા ફરિશ્તાને આસમાનમાંથી ઊતરતો જોયો જેના હાથમાં ખુલ્લી નાની કિતાબ હતી. આ ફરિશ્તાનો જમણો પગ સમુદ્ર ઉપર હતો અને ડાબો પગ પૃથ્વી ઉપર હતો.' (રેવેલેશન પ્ર.૧૦, આયત ૧ તથા ૨. હિબ્રૂ ભાષામાં ફતોઆહ'નો અર્થ ખુલ્લું અથવા ખુલ્લો થાય છે.જે શ અરબી ભાષામાં 'ફાતેહા' નો ભાવાર્થ પણ એજ છે. 'અને જ્યારે (તે ફરિશ્તાઓએ) પુકાર કરી, ત્યારે સાત ગર્જનાઓ ગુંજી ઉઠી.' (રેવેલેશન પ્રકરણ ૧૦, આયત ૩/૪). આ સાત ગર્જનાઓનો અર્થ સાત આયતો છે, જે સૂરાહ ફાતેહાની સાત આયતો તરફ ઈશારો છે. ઈસાઈઆલીમો આ આયતોને હઝરત ઈસા (અ)ના પૂનઆગમનની પેશગોઈ તરીકે વર્ણવે છે જે હકીકતમાં આ ઝમાનાના મસિહ વ મહેદીના રૂપમાં પૂરી થઈ જવા પામી છે.

સારાંશે, આ સૂરાહ કુરઆને મજીદનું અકસ (પ્રતિબિંબ) ગણાય છે. કુરઆને મજીદનો પૂરો પરિચય તથા સંદર્ભ, કુરઆને-મજીદની રૂહના દર્શન આ સૂરાહમાં થાય છે. હકીકતમાં આ સૂરાહ કુરઆને-મજીદનો નમૂનો, અલ્પાકૃતિ કે નાના કદનું, આકારનું કુરઆને-મજીદ છે. વાંચનારને આ સૂરાહમાંજ કુરઆને મજીદમાં આલેખાએલા વિષયોનો ઝાંખો ખ્યાલ આવી જાય છે, એક 'ગાઈડ લાઈન' સૂરાહ ફાતેહામાં મળી જાય છે. આંહઝરત સલલ્લાહો અલેહે વસલ્લમે ફરમાવ્યું છે, 'સૂરાહ ફાતેહા કુરઆને-મજીદની બેહદ અગત્યની સૂરાહ છે.

આ સૂરાહનો આરંભ અલ્લાહની મૂખ્ય સીફતો (ગુણ)ના વર્ણનથી થાય છે, જે સીફતો અલ્લાહની બાકીની સીફતોનું 'મધ્ય બિંદુ' છે. આ બાકીની સીફતો અલ્લાહ તથા તેના બંદાઓ વચ્ચેના સંબંધો તથા મૂળ સિદ્ધાંતોના 'મધ્યબિંદુ'ની આસપાસ ગોળગોળ ફરતી રહે છે. અલ્લાહની આ ચાર મૂખ્ય સીફતોમાંની પહેલી સીફત, રબ્બ (સર્જનકર્તા, નીભાવનાર અથવા પાલનહાર અને વિકાસકર્તા) રહેમાન (ઔદાર્યશીલ અથવા બેહિસાબ અર્પણ કરનાર), રહીમ (દયાળુ વત્સલ, રહેમ કરનાર) અને માલિકે-યવમે-દીન (ન્યાયના દિવસનો માલિક). આ ચાર સીફતો કુદરતની કાર્યકુશળતાના પુરાવા છે. અલ્લાહે ઈન્સાનને પેદા કરી ઈન્સાનના શારીરિક, સામાજિક, ઈખ્લાકી (સંસ્કારીક કે માનસિક) અને રૂહાની (અધ્યાત્મિક) વિકાસ માટે જરૂર પડતી શકિતઓ, સમજદારી તથા સાધન બક્ષ્યા છે. ઉપરાંતમાં તેની મહેનત (શ્રમ) તથા તેના ઉત્સાહના બદલાનો પણ પૂરો પ્રબંધ કર્યો છે.

અલ્લાહની બૂલંદ શાનની તા'રીફથી આ સૂરાહનો આરંભ થાય છે, જેનાથી સાબિત થાય છે કે અલ્લાહે ઈન્સાનને ઈબાદત કરવા માટે પેદા કર્યા છે. (માટે ઈન્સાને તેનો અહેસાનમંદ બની તેના સિવાય બીજા કોઈની ઈબાદત ન કરવી જોઈએ). ઈબાદત ઈન્સાનને અલ્લાહ તઆલાની મદદની સાધના(તલાશ) કરવાની પ્રેરણા આપે છે કે જેથી તેને આ દુનિયાની તેમજ આખેરતની ઝિંદગીમાં સફળતા મળે. આ સૂરાહની દુઆઓનાં અંતમાં એક ચેતવણી પણ સમાએલી છે કે પોતાના જીવનના મકસદને મેળવી લીધા પછી રખેને સીધા રસ્તા ઉપર આવનાર ફરી તેને ગુમાવી બેસે અને પોતાના સર્જનહારથી દૂર થઈ જાય, માટે ઈન્સાને હમેશાં બૂરાઈથી ચેતતા રહેવું જોઈએ જે અલ ફાતેહાનો સંદર્ભ છે બલ્કે નેકીની રાહ ઉપર ચાલવું જોઈએ.

કુરઆને મજીદના વાચન પહેલાં શયતાનથી અલ્લાહની પનાહની દુઆ માગવી જોઈએ. જેના શબ્દો છે. આઉઝુબિલ્લાહે મિન્સ શયતાનીર- રજીમ. (અર્થાત હડધૂત થએલા શયતાનથી હું અલ્લાહની પનાહ ચાહું છું.

سُوْرَةُ الْفَاتِحَةِ مَكِّيَّةٌ
(١) اٰيَاتُهَا ٧ رُكُوْعُهَا ١

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ②

૨. સર્વ તા'રીફ અલ્લાહ માટે જ છે (જે) સમગ્ર સૃષ્ટિનો પાલનહાર છે.

الرَّحْمٰنِ الرَّحِيْمِ ③

૩. (જે) અત્યંત કૃપાળુ (અને) દયાળુ છે.

مٰلِكِ يَوْمِ الدِّيْنِ ④

૪. (અને) ન્યાય (કયામત)ના દિવસનો માલિક છે.

اِيَّاكَ نَعْبُدُ وَاِيَّاكَ نَسْتَعِيْنُ ⑤

૫. (હે ખુદા) અમે તારી જ ઈબાદત કરીએ છીએ અને તારીજ સહાયતા માગીએ છીએ.

اِهْدِنَا الصِّرَاطَ الْمُسْتَقِيْمَ ⑥

૬. અમને સીધો માર્ગ દેખાડ,

صِرَاطَ الَّذِيْنَ اَنْعَمْتَ عَلَيْهِمْ ۙ غَيْرِ الْمَغْضُوْبِ عَلَيْهِمْ وَلَا الضَّآلِّيْنَ ⑦ ع

૭. તે લોકોનો માર્ગ જેમના ઉપર તેં કૃપા વરસાવી, જેમણે તારો ગઝબ (પ્રકોપ) ન વહોર્યો, અને જે લોકો ગુમરાહ ન થયા. (રૂકૂઅ-૧)

---

૧. આ આયત સૂરાહનો એક અગત્યનો ભાગ છે. આ સૂરાહમાં બિસ્મીલ્લાહ અર રહમાન અર રહીમને એક આયતનું સ્થાન આપવામાં આવ્યું છે જેના વગર સાત આયતો પૂરી નહિ થાય, અને સૂરાહ પણ અધુરી ગણાશે. આ'જ સિદ્ધાંતના આધાર ઉપર કુરઆનની જે પણ સૂરાહનો આરંભ બિસ્મીલ્લાહ અર રહમાન અર રહીમથી થાય છે તે સૂરાહમાં તેને એક આયત તરીકે ગણવું અનિવાર્ય છે.

૨. સર્વોપમાં લાયક, સર્વાતિશાયી

૩. 'રબ' સર્વસૃષ્ટિનો સર્જનહાર, પાલનહાર, વિકાસકર્તા, સર્વાધાર, સૃષ્ટિને નિયમમાં રાખનાર.

૪. તે ન્યાયનો દરબાર જેના નિર્ણયો અફર છે.

૫. 'ઈબાદત' અર્થાત ઉપાસના, બંદગી, નમાઝ દ્વારા અલ્લાહનું સ્મરણ સ્તુતિ, તેના આદેશોનું પાલન, તેની ખુશનૂદીના લાયક ઠરવા માટે તેની પ્રત્યેક ઈચ્છાને માન આપવું.

૬. ઈન્સાન પોતાની નિર્બળતા તથા પ્રકૃતિને લક્ષમાં રાખી હર પળે અલ્લાહના માર્ગદર્શનની યાચના કરતો રહે.

૭. અર્થાત 'રૂહાની ઈનામો.' આ ઈનામો મેળવનારા ચાર ખાસ વર્ગો છે જેમાંનો (૧) નબીઓનો, (૨) સિદ્દિકો (સત્યપરાયણ, સત્યનિષ્ઠ)નો (૩) શહીદ (સત્યનો સાક્ષી)નો (૪) સાલેહો (સદાચારી, પરહેઝગાર, ન્યાયી, નમ્ર) વગેરે આ વિષય ઉપર સૂરાહ નિસા' આયત ૭૦માં વિગતવાર ખુલાસો આપવામાં આવ્યો છે.

سُوْرَةُ الْبَقَرَةِ مَدَنِيَّةٌ (٢)

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી જે બેહદ કૃપાળુ (અને) દયાવંત છે.[૧]

الٓمّٓ ②

૨. અલીફ લામ મીમ[૨] (હું અલ્લાહ છું, સર્વ જાણનારો છું)

ذٰلِكَ الْكِتٰبُ لَا رَيْبَ ۛ فِيْهِ ۛ هُدًى لِّلْمُتَّقِيْنَ ③

૩. આ[3] તે (કામિલ) કિતાબ[૪] છે, જેમાં કોઈ[૫] સંદેહ નથી. (અને) આ માર્ગદર્શન છે (તે) પરહેઝગારો[૬] માટે,

الَّذِيْنَ يُؤْمِنُوْنَ بِالْغَيْبِ وَيُقِيْمُوْنَ الصَّلٰوةَ وَمِمَّا رَزَقْنٰهُمْ يُنْفِقُوْنَ ④

૪. જે લોકો ગએબ[૭] ઉપર ઈમાન લાવ્યા છે અને નમાઝને[૮] કાયમ કરે છે, અને જે કંઈ[૯] અમે આપ્યું છે તેમાંથી ખર્ચ કરે છે;

---

૧. બિસ્મીલ્લાહ અર રહમાન અર રહીમને જેવી રીતે સૂરાહ ફાતેહાની સાત આયતોમાં એક આયતનું સ્થાન પ્રાપ્ત છે તેવી જ રીતે જે સૂરાહનો આ આયતથી આરંભ થાય છે તે સૂરાહમાં તેને એક અલગ આયત તરીકે ગણવું અનિવાર્ય છે.

૨. અલીફ લામ મીમ આ અરબી અક્ષરમાળાના ત્રણ અક્ષરની જોડણીના સંક્ષેપને અરબીમાં 'અલમુકતાઆત' કહેવામાં આવે છે. કુરઆન મજીદમાં આવા સંક્ષેપો અઠ્ઠાવીસ જગ્યાએ જોવામાં આવે છે. આ સંક્ષેપો અરબી સાહિત્ય તેમજ શાએરીમાં પ્રાચીન કાળથી પ્રચલિત છે. જો કે જુદા જુદા આલીમો આ અક્ષરોના ભાવાર્થો વિશે પોતાના જુદા જુદા અભિપ્રાયો રાખે છે.

અ) દરેક અક્ષરનો એક સંખ્યાવાચક રૂપ છે. અલીફ=૧ લામ=૩૦ અને મીમ=૪૦ કુલ ૭૧નો સરવાળો થાય છે. જેનો ભાવાર્થ અમુક આલીમોના મંતવ્યમાં એવો છે કે એકોતેર વર્ષમાં ઈસ્લામ સંપૂર્ણરીતે ફેલાઈ જશે.

(બ) ઘણા મતો પ્રમાણે આ સંક્ષેપમાં અલ્લાહની બૂલંદ શાનનું વર્ણન છે. હઝરત ઈબને અબ્બાસ ઈબને મસ્ઉદના મત પ્રમાણે-

'અલીફથી= હું અલ્લાહ, સર્વ જાણનાર છું.' લામથી જીબ્રાઈલ અને મીમથી મુહમ્મદ (સ)નો અર્થ નીકળે છે જેના મેહફૂમ (તાત્પર્ય)ના આધારે એમ માનવામાં આવે છે કે 'અલ્લાહે જીબ્રાઈલ દ્વારા મુહમ્મદ (સ) ઉપર પાક કલામ ઉતાર્યું.'

૩. 'ઝાલિક' અર્થાત 'આ'ના સૂચનથી કુરઆન મજીદને એક વિશિષ્ટ અને અઝમતવાળું (ગૌરવશાળી) સ્થાન આપવામાં આવ્યું છે.

૪. અલ્લાહનો મહામુલ્ય જ્ઞાન ભંડાર.

૫. કુશંકા અને વ્યગ્રતાને કોઈ સ્થાન નથી. તથસ્ટ બની અભ્યાસ કરનારને તેમાંથી સત્ય માર્ગદર્શન મળશે.

૬. આત્મસંયમ, પરહેઝગારી, પરોપકાર, પરમાર્થ, ઉપરાંત પોતાના અન્ય સદગુણો વડે બીજાને લાભકર્તા થનાર.

૭. ગએબ (અવ્યકત) જે ઈન્સાનની દૃષ્ટિથી પર વસ્તુઓ અને અલ્લાહ તથા ફરિશ્તા અને કયામતના દિવસ ઉપર યકીન.

وَالَّذِينَ يُؤْمِنُونَ بِمَآ أُنْزِلَ إِلَيْكَ وَمَآ أُنْزِلَ مِنْ قَبْلِكَ ۚ وَبِالْآخِرَةِ هُمْ يُوقِنُونَ ۗ ٥

૫. અને જે તારી ઉપર ઊતારવામાં[૧૦] આવ્યું છે, અને જે તારા પહેલાં ઊતારવામાં આવ્યું હતું તેના ઉપર ઈમાન લાવે છે, અને ભવિષ્યમાં આવનારી (મોઉદ વાતો)[૧૧] ઉપર યકીન રાખે છે.

أُولَٰٓئِكَ عَلَىٰ هُدًى مِّنْ رَّبِّهِمْ ۖ وَأُولَٰٓئِكَ هُمُ الْمُفْلِحُونَ ٦

૬. આ જ લોકો પોતાના પરવરદિગારના દર્શાવેલા સીધા માર્ગ ઉપર કાયમ છે, અને આ લોકો જ સફળતા પ્રાપ્ત કરનારા છે.

إِنَّ الَّذِينَ كَفَرُوا سَوَآءٌ عَلَيْهِمْ ءَأَنْذَرْتَهُمْ أَمْ لَمْ تُنْذِرْهُمْ لَا يُؤْمِنُونَ ٧

૭. જે લોકોએ ઈન્કાર કર્યો છે તેમના માટે સરખું જ છે કે તું તેમને ચેતવે કે ન ચેતવે; તેઓ ઈમાન[૧૨] લાવશે નહિ.

خَتَمَ اللّٰهُ عَلَىٰ قُلُوبِهِمْ وَعَلَىٰ سَمْعِهِمْ ۖ وَعَلَىٰٓ أَبْصَارِهِمْ غِشَاوَةٌ ۖ وَلَهُمْ عَذَابٌ عَظِيمٌ ٨

૮. અલ્લાહે તેમના દિલો પર અને તેમના કાનો પર મહોર મારી દીધી છે અને તેમની આંખો પર પરદો પડી ગયો છે, અને તેમના માટે મોટો અઝાબ (નિર્ણિત) છે. (રુકૂઅ-૧)

وَمِنَ النَّاسِ مَنْ يَقُولُ آمَنَّا بِاللّٰهِ وَبِالْيَوْمِ الْآخِرِ وَمَا هُمْ بِمُؤْمِنِينَ ٩

૯. અને લોકોમાંના કેટલાક એવા છે જે કહે છે ‘અમે અલ્લાહ ઉપર તથા આખેરતના દિવસ ઉપર ઈમાન રાખીએ છીએ’; હકીકતમાં તેઓ મોમિન નથી.

يُخَادِعُونَ اللّٰهَ وَالَّذِينَ آمَنُوا ۚ وَمَا يَخْدَعُونَ إِلَّآ أَنْفُسَهُمْ وَمَا يَشْعُرُونَ ١٠

૧૦. તેઓ અલ્લાહ તથા ઈમાન લાવનારાઓ સાથે છેતરપીંડી[૧૩] કરવા ચાહે છે પરંતુ તેઓ સ્વયં પોતાને જ છેતરી રહ્યા છે; જેનું તેમને મુદ્દલ ભાન નથી.

فِي قُلُوبِهِمْ مَّرَضٌ فَزَادَهُمُ اللّٰهُ مَرَضًا ۖ وَلَهُمْ عَذَابٌ أَلِيمٌ ۢ بِمَا كَانُوا يَكْذِبُونَ ١١

૧૧. તેમના હૃદય રોગગ્રસ્ત[૧૪] હતા અને અલ્લાહે તેમના રોગને વધારી મૂકયો છે, અને તેમના માટે દર્દનાક અઝાબ[૧૫] નિશ્ચિત છે કારણ કે તેઓ જૂઠું બોલ્યા હતા.

---

૮. ઈબાદતમાં ભાવના એકાગ્રતા, નિયમિતતા જાળવી સૃષ્ટિના સર્જનહારની સાભાર બંદગી કરવી.

૯. ‘રીઝક’ અલ્લાહ તરફથી જે તંદુરસ્તી, સામર્થ્ય, ઈલ્મ, માલદૌલત તથા સત્તા મળી હોય તેનાથી માનવ જાતિ સાથે ભલાઈ કરવી.

૧૦. ઈસ્લામમાં ઈમાન લાવનારાઓ માટે પહેલાં આવી ગયેલી તમામ દિવ્ય કિતાબો અને રસૂલોને માનવું લાઝિમ છે.

૧૧. ‘મોઉદ’ અર્થાત અલ્લાહના વાયદા પ્રમાણે ભવિષ્યમાં પરિપૂર્ણ થનારી દિવ્ય વાણીઓ અથવા આગાહીઓ.

૧૨. અભિમાન અને હસદના કારણે ઈમાન ન લાવવું.

૧૩. જેમ હથિયારો લાંબા સમય સુધી ઉપયોગમાં ન આવવાથી કટાઈ જઈ નકામા થઈ પડે છે તેવી જ રીતે જ્ઞાન ઈન્દ્રિયોનો સદુપયોગ ન કરવાથી તેમાં જડતા તથા જહાલતનો જન્મ થાય છે.

૧૪. ઈસ્લામની પ્રતિદિન વધતી જતી સફળતાથી દંભીઓ (મુનાફિકો)ના દિલોમાં જલનના કારણે તેઓ કાયમના રોગી બની જાય છે.

૧૨. જ્યારે તેમને કહેવામાં આવે છે કે તમે ધરતી ઉપર બદઅમની (અશાંતિ) ન ફેલાવો તો તેઓ કહે છે કે અમે તો માત્ર શાંતિના પ્રચારક છીએ.

وَإِذَا قِيلَ لَهُمْ لَا تُفْسِدُوا فِي الْأَرْضِ قَالُوا إِنَّمَا نَحْنُ مُصْلِحُونَ ﴿١٢﴾

૧૩. યાદ રાખો! આ તેજલોકો છે જે અશાંતિ ફેલાવનારા છે, પરંતુ તેમને તેનું ભાન નથી.

أَلَا إِنَّهُمْ هُمُ الْمُفْسِدُونَ وَلَٰكِنْ لَا يَشْعُرُونَ ﴿١٣﴾

૧૪. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે તમે પણ ઈમાન લાવો જેમ (બીજા) લોકો ઈમાન લાવ્યા છે. તેઓ કહે છે, 'શું આ નાદાનો જેમ ઈમાન લાવ્યા છે તેમ અમે ઈમાન લાવીએ?' યાદ રાખો! તેઓ પોતે જ નાદાન[૧૬] છે, પરંતુ તેમને તેનું જ્ઞાન નથી.

وَإِذَا قِيلَ لَهُمْ آمِنُوا كَمَا آمَنَ النَّاسُ قَالُوا أَنُؤْمِنُ كَمَا آمَنَ السُّفَهَاءُ ۗ أَلَا إِنَّهُمْ هُمُ السُّفَهَاءُ وَلَٰكِنْ لَا يَعْلَمُونَ ﴿١٤﴾

૧૫. અને જ્યારે તેઓ ઈમાન લાવનારાઓને મળે છે તો કહે છે: 'અમે ઈમાન લાવ્યા છીએ', પરંતુ જ્યારે એકાંતમાં શયતાનો[૧૬] (ગુમરાહ કરનારાઓ)ને મળે છે, તો તેમને કહે છે કે હકીકતમાં અમે તમારી સાથે છીએ, તેમની તો અમે માત્ર મશ્કરી કરીએ છીએ.'

وَإِذَا لَقُوا الَّذِينَ آمَنُوا قَالُوا آمَنَّا وَإِذَا خَلَوْا إِلَىٰ شَيَاطِينِهِمْ قَالُوا إِنَّا مَعَكُمْ إِنَّمَا نَحْنُ مُسْتَهْزِئُونَ ﴿١٥﴾

૧૬. અલ્લાહ તેમની મશ્કરીની સઝા આપશે, અને તેમને ગુમરાહીમાં (આંધળાઓની જેમ) અથડાતાં છોડી દેશે.

اللَّهُ يَسْتَهْزِئُ بِهِمْ وَيَمُدُّهُمْ فِي طُغْيَانِهِمْ يَعْمَهُونَ ﴿١٦﴾

૧૭. આ તે લોકો છે જેમણે હિદાયતના બદલામાં ગુમરાહીનો માર્ગ પસંદ કર્યો, પરંતુ તેમની ગુમરાહી તેમને લાભકારક ન નીવડી, ન તેમને સન્માર્ગ સાંપડયો.

أُولَٰئِكَ الَّذِينَ اشْتَرَوُا الضَّلَالَةَ بِالْهُدَىٰ فَمَا رَبِحَتْ تِجَارَتُهُمْ وَمَا كَانُوا مُهْتَدِينَ ﴿١٧﴾

૧૮. તેમનો દાખલો એક એવી વ્યકિતનો છે જેણે ચારેતરફ આગ સળગાવી, અને જ્યારે આસપાસ રોશની[૧૮] થઈ ગઈ, (કે એટલામાં) અલ્લાહે તેમનો પ્રકાશ છીનવી લીધો અને તેમને ઘોર અંધકારમાં ભટકવા માટે છોડી દીધા; કે તેઓ (કંઈ) જોઈ નથી શકતા.

مَثَلُهُمْ كَمَثَلِ الَّذِي اسْتَوْقَدَ نَارًا فَلَمَّا أَضَاءَتْ مَا حَوْلَهُ ذَهَبَ اللَّهُ بِنُورِهِمْ وَتَرَكَهُمْ فِي ظُلُمَاتٍ لَا يُبْصِرُونَ ﴿١٨﴾

---

૧૫. 'અઝાબ' બદઅમલી, બદકારીઓ, અત્યાચારો, ગુનાહખોરીઓના બદલે આપવામાં આવતી સત્તાધિશો તરફથી શિક્ષા અથવા ઈન્સાનની પોતાની કરણીઓના બદલામાં કુદરત તરફથી આવતા પ્રલયો, આફતો, બીમારીઓ, અથવા અન્ય કુદરતી પ્રકોપથી ભોગવવી પડતી યાતનાઓ.

૧૬. મુનાફિકોને મોમિનોની જાનમાલની કુરબાની વ્યર્થ જતી દેખાતી હતી જેથી તેઓ મોમિનોને મૂર્ખ ઠરાવી તેમની મશ્કરી કરતા રહેતા.

૧૭. હિબ્રૂભાષાના આ મુળ શબ્દ શયતાનનો અર્થ 'દુશ્મન' થાય છે. અહીં 'શયતાનોથી' દુશ્મનો ગણાશે.

૧૮. 'રોશની' સત્યની ઝળહળતી જ્યોતનું ઉદાહરણ એક માર્ગદર્શક મશાલ જેવું છે જેને મુનાફિકો પોતાની બદકારીઓના પરિણામે ગુમાવી બેસે છે અને રૂહાનીયતના પ્રકાશના બદલે જહાલતના

صُمٌّۢ بُكْمٌ عُمْيٌ فَهُمْ لَا يَرْجِعُوْنَ ﴿١٩﴾

૧૯. (તેઓ) બહેરા, મૂંગા (અને) આંધળા[૧૯] છે, માટે તેઓ (કોઈ પણ રીતે) પાછા ફરશે નહિ.

اَوْ كَصَيِّبٍ مِّنَ السَّمَآءِ فِيْهِ ظُلُمٰتٌ وَّرَعْدٌ وَّبَرْقٌ ۚ يَجْعَلُوْنَ اَصَابِعَهُمْ فِيْٓ اٰذَانِهِمْ مِّنَ الصَّوَاعِقِ حَذَرَ الْمَوْتِ ۭ وَاللّٰهُ مُحِيْطٌۢ بِالْكٰفِرِيْنَ ﴿٢٠﴾

૨૦. અથવા (તેમનો દાખલો) વાદળામાંથી વરસતા ધોધમાર વરસાદ જેવો છે જેનાથી ઘોર અંધકાર છવાયેલો હોય અને વીજળીના ચમકાર તથા ગડગડાટ હોય; જેમાં તેમને મોતના ભણકારા સંભળાતા હોય જેથી તેઓ પોતાના કાનમાં આંગળા[૨૦] ઘાલે (કે કદાચ તેમ કરવાથી તેના પરિણામોથી બચી જવાય). પરંતુ અલ્લાહ કાફરોને ચૌતરફથી ઘેરી લેનાર છે.

يَكَادُ الْبَرْقُ يَخْطَفُ اَبْصَارَهُمْ ۭ كُلَّمَآ اَضَاۗءَ لَهُمْ مَّشَوْا فِيْهِ ڎ وَاِذَآ اَظْلَمَ عَلَيْهِمْ قَامُوْا ۭ وَلَوْ شَاۗءَ اللّٰهُ لَذَهَبَ بِسَمْعِهِمْ وَاَبْصَارِهِمْ ۭ اِنَّ اللّٰهَ عَلٰي كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿٢١﴾

૨૧. જાણે વીજળીના ચમકારા આ ક્ષણે જ તેમની દ્રષ્ટિ આંચકી લેશે; જ્યારે પ્રકાશ થાય છે તેઓ ચાલવા માંડે છે; અને જ્યારે અંધકાર છવાય છે તેઓ અટકી[૨૧] જાય છે, જો અલ્લાહ ચાહત તો તેમની શ્રાવણશકિત તથા દ્રષ્ટિ ખૂંચવી લેત. ખરેખર અલ્લાહ જે ધારે તે કરવા શકિતમાન છે. (રુકૂઅ-૨)

يٰٓاَيُّهَا النَّاسُ اعْبُدُوْا رَبَّكُمُ الَّذِيْ خَلَقَكُمْ وَالَّذِيْنَ مِنْ قَبْلِكُمْ لَعَلَّكُمْ تَتَّقُوْنَ ﴿٢٢﴾

૨૨. હે લોકો, પોતાના સર્જનહારની ઈબાદત કરો જેણે તમને તેમજ તમારા પહેલાના લોકોને પેદા કર્યા હતા, કે તમે પરહેઝગાર બની જાઓ.

الَّذِيْ جَعَلَ لَكُمُ الْاَرْضَ فِرَاشًا وَّالسَّمَاۗءَ بِنَاۗءً ۠ وَّاَنْزَلَ مِنَ السَّمَاۗءِ مَاۗءً فَاَخْرَجَ بِهٖ مِنَ الثَّمَرٰتِ رِزْقًا لَّكُمْ ۚ فَلَا تَجْعَلُوْا لِلّٰهِ اَنْدَادًا وَّاَنْتُمْ تَعْلَمُوْنَ ﴿٢٣﴾

૨૩. જેણે તમારા માટે ધરતીને પાથરણું તથા આકાશને છત્ર બનાવ્યું અને વાદળાઓ દ્વારા જળ વરસાવી તમારા પોષણ માટે ફળો ઉત્પન્ન કર્યા. આટલું જાણ્યા પછી અલ્લાહનો શરીક કોઈને પણ ન ઠરાવો.

وَاِنْ كُنْتُمْ فِيْ رَيْبٍ مِّمَّا نَزَّلْنَا عَلٰي عَبْدِنَا فَاْتُوْا بِسُوْرَةٍ مِّنْ مِّثْلِهٖ ۠ وَادْعُوْا شُهَدَاۗءَكُمْ مِّنْ دُوْنِ اللّٰهِ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٢٤﴾

૨૪. અને જો તમને આ (કિતાબ) વિશે શંકા હોય જે અમે અમારા બંદા ઉપર ઊતારી છે, તો તેના જેવી એક જ સૂરાહ[૨૨] બનાવી લાવો, અને અલ્લાહ સિવાયના તમારા મદદગારોને બોલાવો જો તમે સાચા હો તો.

---

અંધકારમાં અથડાતા ફરે છે.

૧૯. આ અંત:કરણના જડતા, મૂંગાપણું, બહેરાપણું, તેમજ અંધાપો છે.

૨૦. આંખો મીંચવાથી કે કાન ઢાંકવાથી આવનારી આફત ટળી નથી જતી.

૨૧. ઈસ્લામની પ્રગતિ અને સફળતામાં મુનાફિકો કદમ સાથે કદમ મીલાવી રહ્યા હોય છે અને જ્યારે કુરબાની આપવાનો સમય આવે ત્યારે તેમની આંખો ઉપર અંધકાર છવાઈ જાય છે અને તેઓ પાછા પડે છે.

૨૨. કુરઆન-મજીદની સચ્ચાઈ ઉપર શંકા કરનારાઓને આખું કુરઆન મજીદ તો શું, માત્ર એક સૂરાહ (પ્રકરણ) બનાવી લાવવાનો પડકાર આં હઝરત (સ.અ.સ.)એ કર્યો હતો જે આજ દિવસ સુધી

فَاِنْ لَّمْ تَفْعَلُوْا وَلَنْ تَفْعَلُوْا فَاتَّقُوا النَّارَ الَّتِىْ وَقُوْدُهَا النَّاسُ وَالْحِجَارَةُ ۖ اُعِدَّتْ لِلْكٰفِرِيْنَ ﴿۲۴﴾

૨૫. પરંતુ જો તમે એવું નહિ કરો અને કદાપિ કરી શકશો નહિ, તો તે અગ્નિથી પોતાને બચાવો જેનું ઈંધણ ઇનસાનો અને [૨૩] પત્થરો છે, (જે) કાફરો માટે તૈયાર કરવામાં આવ્યો છે.

وَبَشِّرِ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ اَنَّ لَهُمْ جَنّٰتٍ تَجْرِىْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ۗ كُلَّمَا رُزِقُوْا مِنْهَا مِنْ ثَمَرَةٍ رِّزْقًا ۙ قَالُوْا هٰذَا الَّذِىْ رُزِقْنَا مِنْ قَبْلُ ۙ وَاُتُوْا بِهٖ مُتَشَابِهًا ۗ وَلَهُمْ فِيْهَآ اَزْوَاجٌ مُّطَهَّرَةٌ ۙ وَّهُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿۲۵﴾

૨૬. જે લોકો ઈમાન લાવી નેક કામો કરે તેમને ખુશખબરી આપ કે તેમના માટે એવા બગીચાઓ છે જેની તળે ઝરણાં વહેતા હશે, તેમાના ફળોમાંથી કંઈ તેમને આપવામાં આવશે તો તેઓ કહેશે 'આ તો અમને પહેલાં પણ આપવામાં આવ્યું હતું તેવું જ છે.' અને બીજી ભળતી વસ્તુઓ તેમની સામે લાવવામાં આવશે. અને સાથે તેમના પવિત્ર સાથી [૨૪] હશે અને ત્યાંજ તેઓ સદા રહેશે.

اِنَّ اللّٰهَ لَا يَسْتَحْىٖٓ اَنْ يَّضْرِبَ مَثَلًا مَّا بَعُوْضَةً فَمَا فَوْقَهَا ۗ فَاَمَّا الَّذِيْنَ اٰمَنُوْا فَيَعْلَمُوْنَ اَنَّهُ الْحَقُّ مِنْ رَّبِّهِمْ ۚ وَاَمَّا الَّذِيْنَ كَفَرُوْا فَيَقُوْلُوْنَ مَاذَآ اَرَادَ اللّٰهُ بِهٰذَا مَثَلًا ۘ يُضِلُّ بِهٖ كَثِيْرًا ۙ وَّيَهْدِىْ بِهٖ كَثِيْرًا ۗ وَمَا يُضِلُّ بِهٖٓ اِلَّا الْفٰسِقِيْنَ ﴿۲۶﴾

૨૭. (બેશક) એક જંતુથી પણ તુચ્છ (વસ્તુ)નું ઉદાહરણ આપવામાં અલ્લાહને ક્ષોભ નથી. જે લોકો ઈમાન લાવ્યા છે (તેઓ) જાણે છે કે આ સત્ય તેમના પાલનહાર તરફથી આવ્યું છે, અને કાફરો કહે છે 'આવા ઉદાહરણો આપવાથી અલ્લાહનો ઉદ્દેશ શું હશે?' (આ કુરઆન દ્વારા) તે અનેક લોકોને ગુમરાહ [૨૪] ઠરાવે છે અને અનેકને હિદાયત આપે છે, અને તે કોઈને ગુમરાહ નથી ઠરાવતો સિવાય તેને, જે નાફરમાન છે,

الَّذِيْنَ يَنْقُضُوْنَ عَهْدَ اللّٰهِ مِنْ بَعْدِ مِيْثَاقِهٖ ۖ وَيَقْطَعُوْنَ مَآ اَمَرَ اللّٰهُ بِهٖٓ اَنْ يُّوْصَلَ وَيُفْسِدُوْنَ فِى الْاَرْضِ ۗ اُولٰٓئِكَ هُمُ الْخٰسِرُوْنَ ﴿۲۷﴾

૨૮. જે અલ્લાહ સાથે પાક્કા કરારો કર્યા પછી તોડી નાખે છે અને જેને જોડવાનો અલ્લાહે આદેશ આપ્યો હોય તેને તેઓ કાપી નાખે છે, અને ધરતી પર અશાંતિ ફેલાવે છે, તે લોકો જ નુકસાન ભોગવનારા છે.

કાયમ છે અને કયામત સુધી પણ કાયમ રહેશે. કોઈની મગદુર નથી કે તે પડકારને ઝીલી લે.

૨૩. 'પ્રતિમાપૂજકો' ઈન્સાન હોવા છતાં પત્થર જેવી જડ વસ્તુની ઉપાસનાના ઉપદેશક હોવાથી પોતાના ઉપાસ્યો જેવા જ પત્થર ગણાય છે. જેથી ઉપાસ્યો અને ઉપાસકો સૌ અગ્નિનું ઈંધણ બનશે.

૨૪. દુન્યવી જીવનમાં વફાદાર સાથી એક આશીર્વાદ ગણાય છે, તેવું જ સુખ સદાચારીઓ પોતાના સાથીઓ સાથે જન્નતમાં ભોગવશે. જો કે દુનિયાની તથા જન્નતની ને'મતો વચ્ચે સમાનતા નહિ હોય. અને મોમિનોને મળનાર તેમના સદાચારોનો બદલો કયા પદાર્થનો બનેલો હશે તેનો અંદાજ લેવો કઠિન છે. આખેરતનું જીવન માનસિક અથવા આત્મિક અવસ્થા પૂરતું જ મર્યાદિત નથી. સ્વપ્નમાં માણેલો આનંદ જાગતાના આનંદથી ઓછો નથી હોતો. મોમિનોના સત્કર્મોનો બદલો બેશક દિવ્ય આનંદથી તરબોળ હશે.

કيف تكفرون بالله وكنتم امواتا فاحياكم ثم يميتكم ثم يحييكم ثم اليه ترجعون ٢٩

૨૯. તમે અલ્લાહનો ઈન્કાર કેવી રીતે કરી શકો છો? જ્યારે તમે નિર્જીવ[૨૫] હતા, તેણે તમને જીવન આપ્યું અને તે'જ તમને મૃત્યુ આપશે અને ફરી તમને સજીવન[૨૬] કરશે. અને અંતમાં તમને તેની જ તરફ પાછા લઈ જવામાં આવશે.

هو الذى خلق لكم ما فى الارض جميعا ثم استوى الى السماء فسوىهن سبع سموت وهو بكل شئ عليم ٣٠

૩૦. તે અલ્લાહ જ છે જેણે તમારા લાભા માટે ધરતીમાં સઘળું ઉત્પન્ન કર્યું; ફરી આકાશ તરફ મીટ માંડી,[૨૮] અને સાત[૨૭] ખામી રહિત આસમાનો સર્જ્યા; બેશક તે સર્વ વસ્તુઓનું જ્ઞાન રાખે છે (રુકૂઅ-૩).

واذ قال ربك للملٰئكة انى جاعل فى الارض خليفة قالوا اتجعل فيها من يفسد فيها ويسفك الدماء ونحن نسبح بحمدك ونقدس لك قال انى اعلم ما لا تعلمون ٣١

૩૧. અને જ્યારે તારા પરવરદિગારે ફરિશ્તાઓને કહ્યું કે હું ધરતી ઉપર એક ખલિફો નીમવાનો છું, તેમણે પૂછ્યું 'શું તું એવાને નીમવાનો છો જે તેમાં ફિસાદ મચાવશે અને ખૂનખરાબી કરશે? જ્યારે અમે તો તારી તા'રીફ અને તારી પવિત્રતાની સ્તુતિમાં નિમગ્ન રહીએ છીએ.' અલ્લાહે ફરમાવ્યું 'હું (તેના વિશે) જે જાણું છું તે તમે નથી જાણતા.'[૨૯]

---

૨૫. અહંકારના આંધળાઓને અલ્લાહ હમેશાં અવળેમાર્ગે ભટકતાં છોડી દેશે.

૨૬. માટીની નિર્જીવ આકૃતિમાં અલ્લાહે પ્રાણસંચાર કર્યો.

૨૭. 'સજીવન' કરવાનો અર્થ છે કે અલ્લાહ જડવૃત્તિવાળા ઈન્સાનોમાં ચેતના, માનસિક વિકાસ, સંવેદના, વિવેકબુદ્ધિ, ઈલ્મ, દાનેશમંદી અને રૂહાની જાગૃતિનો સંચાર કરે છે. આ શરીરના મૃત થવાથી રૂહનો પણ અંત નથી આવી જતો અને જો આવી જતો હોત તો ઈન્સાનને પેદા કરવામાં અલ્લાહના હેતુ વિશે ઘણી ગુંચવણો ઊભી થાત. અલ્લાહે ઈન્સાનને એક અમર રૂહાની જીવન પ્રાપ્ત કરવા માટે પેદા કર્યો છે, જેને મેળવવાનો પરિશ્રમ કરવાની અલ્લાહે ઈન્સાન ઉપર ગંભીર ફરજ નાખી છે.

૨૮. આ આંકડાને સંખ્યા સાથે સંબંધ નથી. ગ્રહોનું સર્જન માનવ જીવનના કલ્યાણ માટે જ કરવામાં આવ્યું છે.

૨૯. ફરિશ્તાઓની ગ્રહણશકિત મર્યાદિત રાખવામાં આવી છે. ભવિષ્યમાં ઈન્સાન શું કરશે અને કયા પદે પહોંચશે તેનું જ્ઞાન તો માત્ર અલ્લાહને જ હતું.

આજથી આશરે ૬૦૦૦ વર્ષ ઉપર થઈ ગયેલા હઝરત આદમ(અ) ધરતી પર પહેલા માનવ હોવાની માન્યતા પ્રચલિત છે જે માન્યતાને કુરઆને મજીદનો ટેકો નથી. હકીકતમાં આ દુનિયા કે પૃથ્વી અનેક યુગો તથા અનેક સાર્જાનિક કાળચક્રોમાંથી પસાર થઈ ચુકી છે અને આ આદમ (અ) યુગ યુગાંતરની વિકાસમય ક્રમની એક અગત્યની કડી હતા, ન કે પ્રથમ માનવ સર્જન. દુનિયામાં અસંખ્ય સંસ્કૃતિઓનો ઉદ્‌ભવ થયો અને વિનાશ થયો, અસંખ્ય જાતિઓએ સત્તાઓ ભોગવી, જેવી રીતે તેમનો ઉદય થયો તેવી જ રીતે તે અદ્રષ્ય થવા પામી. હઝરત ઈબને અરબી (ર)એ ફતૂહાત વો.ા ૫.૬૦૭માં લખ્યું છે કે તેઓ સ્વપ્નમાં કા'બાનો તવાફ કરી રહ્યા હતા ત્યારે એક માનવ પ્રાણી ઉપસ્થિત થયો જે ઈન્સાનનો પુરોગામી હોવાનો દાવો કરતો હતો. ઈબને અરબીએ તેને પૂછ્યું 'તને મરણ પામે કેટલો સમય થયો?' તેણે કહ્યું '૪૦ હઝાર

وَعَلَّمَ اٰدَمَ الْاَسْمَآءَ كُلَّهَا ثُمَّ عَرَضَهُمْ عَلَى الْمَلٰٓئِكَةِ فَقَالَ اَنْۢبِـُٔوْنِيْ بِاَسْمَآءِ هٰٓؤُلَآءِ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٣١﴾

૩૨. પછી તેણે આદમને સર્વે નામો શિખવ્યાં અને તે (નામની વસ્તુઓ) તેણે ફરિશ્તાઓ સામે ધરી પૂછયું 'મને આ વસ્તુઓના નામ બતાવો જો તમે ખરા છો તો.'

قَالُوْا سُبْحٰنَكَ لَا عِلْمَ لَنَآ اِلَّا مَا عَلَّمْتَنَا ؕ اِنَّكَ اَنْتَ الْعَلِيْمُ الْحَكِيْمُ ﴿٣٢﴾

૩૩. તેમણે અરજ કરી 'પવિત્ર છે તું! (અમને) જે કંઈ તેં શીખવ્યું છે તેનાથી વધુ અમને જ્ઞાન નથી,(૩૦) ખરેખર, તું જ સર્વજ્ઞ છે, હિકમતવાળો છે.'

---

વર્ષ.' તેમણે કહ્યું 'પરંતુ આ ગાળો હ.આદમ અને આપણી વચ્ચેના ગાળાથી કયાંક લાંબો જણાય છે.' જવાબમાં તેણે કહ્યું 'કયા આદમની તમે વાત કરી રહ્યા છો? જે તમને નજીક છે તે, કે બીજો?' ત્યારે ઈબને અરબીને એકાએક આંહઝરત (સ.અ.સ.)નું કથન યાદ આવ્યું કે અલ્લાહે ઓછામાં ઓછા એક લાખ આદમ પેદા કર્યા છે અને આ મારો પુરોગામી હોવાનો દાવેદાર તેઓમાંનો એક આદમ હશે!

**બીજું,** આ આયતમાં 'ખલિફા'નો સ્પષ્ટ શબ્દ વપરાયો છે. જેનો અર્થ નબી, ઈમામ, રાહનુમા ઉત્તરાધિકારી, આગેવાન વગેરે થાય છે. જો અલ્લાહની મખલુક ધરતીમાં મોજૂદ હતી જ નહિ તો અલ્લાહને તે ખલિફાને ધરતીમાં કોની રાહનુમાઈ માટે નીમવું પડયું હશે?

**ત્રીજું,** ગએબનો જાણનારો તો અલ્લાહ જ છે તો ફરિશ્તાઓએ ઈન્સાનને જોયા વગર કયા જ્ઞાનના આધારે અલ્લાહને કહ્યું હતું કે શું તું એવાને ખલીફા બનાવીશ જે ધરતીમાં ફિસાદ મચાવી ખૂનખરાબી કરશે?

**ચોથું,** આ આયતમાં 'ફિલ અર્દ' શબ્દનો ઉલ્લેખ છે જેનો અર્થ 'ધરતીમાં' થાય છે. જેનાથી સાબિત થાય છે કે આ ઘટના પૃથ્વીથી દૂર કોઈ અન્ય સ્થળે બનવા નથી પામી. અને કુરઆનમાં કોઈ જગ્યાએ જન્નતનો શબ્દ નથી વપરાયો. હઝરત આદમ (અ)ની નીમણુંક ધરતી ઉપર જ થવા પામી છે. જે સ્થળ ઈરાકમાં હતું; જ્યાંની બદકાર કોમથી દૂર એકાંતમાં શુદ્ધ અને પવિત્ર વાતાવરણમાં ચાલ્યા જવા માટે અલ્લાહે હઝરત આદમ (અ)ને હુકમ આપ્યો હતો. ન કે તેમને બાગે બેહિશ્તમાંથી બહાર કાઢયો હતો.

**પાંચમું,** ઐતિહાસિક સંશોધનથી અમેરિકાના રેડ ઈન્ડિયન ઈન્કાસ સંસ્કૃતી ૨૫૦૦૦ વર્ષ જુની હોવાની સાબિત થઈ છે, અને ડાઈનાસોર નામના ઐતિહાસિક પ્રાણીઓના હાડકાંઓ (ફોસાઈલ્સ) લાખો વર્ષ જુના સાબિત થયા છે. આપણે વગર વિચારે જો હઝરત આદમ (અ)ને પહેલા નબી અથવા રસૂલ નહિ પણ પહેલા ઈન્સાન માની લઈએ તો પચીસ હઝાર વર્ષ પહેલાં થઈ ગયેલી આ 'ઈન્કા'ની રેડ ઈન્ડિયનની ઐતિહાસિક કોમને અલ્લાહની કઈ મખ્લૂક ગણશું? શું તેઓ ઈન્સાન સિવાય કોઈ બીજી મખ્લૂક હશે?

૩૦. અલ્લાહે આદમ (અ)ને દિવ્ય જ્ઞાન અર્પણ કર્યું જેની સહાયતા વડે ઈન્સાનની વિવેકબુદ્ધિનો વિકાસ થયો અને ઈન્સાનને સારા- નરસાનું ભાન થયું જેથી સદાચારો કરી ઈન્સાન પોતાના સર્જનહારની નઝદીકી પ્રાપ્ત કરી અને પોતાના પાલનહારની શરણમાં આવ્યો. પરંતુ ફરિશ્તાઓને અલ્લાહે આજ્ઞાની મર્યાદાથી બહારની વિવેકશિકત નથી આપી જેથી તેમને પોતાનાં મર્યાદિત શકિતઓનું ભાન થયું.

قَالَ يَآدَمُ أَنۢبِئْهُم بِأَسْمَآئِهِمْ ۖ فَلَمَّآ أَنۢبَأَهُم بِأَسْمَآئِهِمْ قَالَ أَلَمْ أَقُل لَّكُمْ إِنِّىٓ أَعْلَمُ غَيْبَ ٱلسَّمَٰوَٰتِ وَٱلْأَرْضِ وَأَعْلَمُ مَا تُبْدُونَ وَمَا كُنتُمْ تَكْتُمُونَ ﴿٣٣﴾

૩૪. (અલ્લાહે) ફરમાવ્યું, 'હે આદમ, તું (ફરિશ્તાઓને) તેમના નામ બતાવ', અને તેણે સર્વ નામ તેમને જણાવ્યા ત્યારે અલ્લાહે ફરમાવ્યું, 'મેં તમને નહોતું કહ્યું કે હું આકાશો તથા પૃથ્વીના (સર્વ) ભેદોને જાણું છું, અને જે કંઈ તમે જાહેર કરો છો અને જે છુપાવો છો તેને પણ હું જાણું છું?'

وَإِذْ قُلْنَا لِلْمَلَٰٓئِكَةِ ٱسْجُدُوا۟ لِءَادَمَ فَسَجَدُوٓا۟ إِلَّآ إِبْلِيسَ أَبَىٰ وَٱسْتَكْبَرَ وَكَانَ مِنَ ٱلْكَٰفِرِينَ ﴿٣٤﴾

૩૫. અને (તે સમયને યાદ કરો) જ્યારે અમે ફરિશ્તાઓને આજ્ઞા આપી કે આદમની તાબેદારી કરો.[૩૧] તેમણે આજ્ઞાપાલન કર્યું. સિવાય ઈબ્લીસે[૩૨] ઈન્કાર કર્યો, તેણે અભિમાન કર્યું; અને તે નાફરમાનોમાંનો હતો.

وَقُلْنَا يَٰٓـَٔادَمُ ٱسْكُنْ أَنتَ وَزَوْجُكَ ٱلْجَنَّةَ وَكُلَا مِنْهَا رَغَدًا حَيْثُ شِئْتُمَا وَلَا تَقْرَبَا هَٰذِهِ ٱلشَّجَرَةَ فَتَكُونَا

૩૬. અને અમે કહ્યું 'હે આદમ, તું અને તારી પત્ની જન્નતમાં[૩૩] રહો, અને જ્યાંથી પણ ચાહો

---

૩૧. પછી અલ્લાહ હઝરત આદમ(અ) ને પયગમ્બરી અતા ફરમાવી અને ફરિશ્તાઓને તેમની ખિદમત બજાવી લાવવાની આજ્ઞા આપી જે અલ્લાહના હુકમની તા'મીલમાં ફરિશ્તાઓએ અલ્લાહને સિજ્દો કર્યો. કુરઆન મજીદના સ્થાપિત સિદ્ધાંતથી અલ્લાહ સિવાય કોઈ અન્યને સિજદો કરવો હરામ છે. માટે અહિં સિજદાનો ભાવાર્થ ઈન્સાનની સેવાનો અને તેને સહકાર આપવાનો થાય છે.

૩૨. ઈબ્લીસ ફરિશ્તો ન હતો કારણ કે ફરિશ્તાઓમાં નાફરમાનીનો અવગુણ નથી અને તેમનામાં સારા-નરસાનો વિવેક કરવાની શકિત પણ નથી હોતી. ઈબ્લીસ શબ્દના ઘણા અર્થો નીકળે છે. (૧) ભલાઈ કે ગુણનું ઘટવું, (૨) અલ્લાહની કૃપાઓથી નિરાશા (૩) ચંચળતા, મુંઝવણો વગેરે અવગુણો.

સાધારણ રીતે ઈબ્લીસને શયતાન સાથે સરખાવવામાં આવે છે જ્યારે આ બંને પ્રકૃતિઓ વિભિન્ન છે. (૧) ઈબ્લીસ ફરિશ્તો તો નથી જ કારણ કે ફરિશ્તો અલ્લાહનો આજ્ઞાકિંત હોય છે. તેનામાં અલ્લાહની નાફરમાની કરવાની શકિત નથી હોતી. કુરઆન મજીદમાં શયતાન તથા ઈબ્લીસની ભૂમિકા વિભિન્ન રૂપોમાં જોવામાં આવે છે. હઝરત આદમ (અ) ની સેવા કરવાનો ઈન્કાર કરનારને ઈબ્લીસ તરીકે વર્ણવામાં આવ્યો છે અને હઝરત આદમ (અ)ને છેતરનારને શયતાન તરીકે વર્ણવામાં આવ્યો છે. કુરઆન મજીદમાં લગભગ દસ જગ્યાએ આ વિશિષ્ટતા જાળવવામાં આવી છે. જૂઓ સુ. ૨/૩૫-૩૭, ૭/ ૧૨,૨૧, ૧૫/૩૨. ૧૭/૬૨, ૧૮/૫૧, ૨૦/૧૧૭,૧૨૧. ૩૮/૭૫ જેનાથી સાબિત થાય છે કે ઈબ્લીસ અને શયતાન એક જ વસ્તુ નથી. જેણે હઝરત આદમ (અ)ને છેતર્યા હતા તે તેમના જ વર્ગનો એક સભ્ય હતો. કુરઆન મજીદના વર્ણન પ્રમાણે ઈબ્લીસ એક અદભૂત સર્જન છે, જે ફરિશ્તાઓથી જૂદુ છે અને તે આજ્ઞા ન માનવાની કે નાફરમાની કરવાની શકિત ધરાવે છે.

૩૩. **'જન્નાહ'**નો અર્થ 'બગીચો' થાય છે જેનો સંબંધ આકાશનાં કોઈ ખાસ મથક કે જગ્યા સાથે નથી. તે માત્ર ફળો તથા પુષ્પોથી અને લીલોતરીથી ભરચક કોઈપણ બગીચા જેવા સ્થાનનું વર્ણન છે જ્યાં હઝરત આદમ (અ) રહેતા હતા અને આ પહેલાંની આયત નં.૩૧માં 'ધરતી ઉપર'નો સ્પષ્ટ નિર્દેશ કરવામાં આવ્યો છે જેથી તે કોઈબીજી જગ્યા હશે તેવું વિચારવું ઉચિત નથી. વધુમાં જન્નત તો એવું સ્થાન છે જેમાં એકવાર પ્રવેશ મેળવનાર ઈન્સાનને ત્યાંથી ફરી કાઢી મૂકવામાં નથી આવતો (સૂ.૧૫

مِنَ الظّٰلِمِيْنَ ﴿٣٥﴾

ખાઓ પરંતુ આ વૃક્ષ[34] પાસે જશો નહિ, નહિતર તમે ઝાલિમોમાંના થઈ જશો.

فَاَزَلَّهُمَا الشَّيْطٰنُ عَنْهَا فَاَخْرَجَهُمَا مِمَّا كَانَا فِيْهِ ۖ وَقُلْنَا اهْبِطُوْا بَعْضُكُمْ لِبَعْضٍ عَدُوٌّ ۚ وَلَكُمْ فِى الْاَرْضِ مُسْتَقَرٌّ وَّمَتَاعٌ اِلٰى حِيْنٍ ﴿٣٦﴾

૩૭. પરંતુ શયતાને[35] બન્નેને સીધા માર્ગેથી લપસાવ્યા અને તેઓ જ્યાં (પવિત્ર વાતાવરણમાં) હતા ત્યાંથી તેમને કઢાવ્યા અને અમે કહ્યું 'અહીંથી ચાલ્યા જાઓ; તમે એક બીજાના દુશ્મન છો, અને તમારા માટે પૃથ્વી[36] પર મુકર્રર સમયનું રહેઠાણ અને નિર્વાહના સાધનો છે.'

فَتَلَقّٰۤى اٰدَمُ مِنْ رَّبِّهٖ كَلِمٰتٍ فَتَابَ عَلَيْهِ ؕ اِنَّهٗ هُوَ التَّوَّابُ الرَّحِيْمُ ﴿٣٧﴾

૩૮. પછી આદમે પોતાના પરવરદિગાર પાસેથી (ઈબાદતના) શબ્દો શિખ્યા. તે અનુસાર તેણે ઈબાદત કરી પરિણામે અલ્લાહે તેની તરફ કૃપાદ્રષ્ટિ કરી, બેશક, અલ્લાહ દરગુઝર કરનાર અને દયાવંત છે.

قُلْنَا اهْبِطُوْا مِنْهَا جَمِيْعًا ۚ فَاِمَّا يَاْتِيَنَّكُمْ مِّنِّىْ هُدًى فَمَنْ تَبِعَ هُدَاىَ فَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ﴿٣٨﴾

૩૯. અમે કહ્યું 'તમે બધા અહીંથી ચાલ્યા જાઓ, અને અમારા તરફથી આવનારી હિદાયત ને જે લોકો અનુસરશે, તેમના ઉપર કોઈ ભય નહિ આવે ન તો તેઓ દુઃખી થશે.

وَالَّذِيْنَ كَفَرُوْا وَكَذَّبُوْا بِاٰيٰتِنَاۤ اُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿٣٩﴾ ع

૪૦. પરંતુ જે લોકો ઈન્કાર કરશે અને અમારી આયતોને ખોટી ઠરાવશે તેઓ અવશ્ય આગમાં રહેનારા છે અને તેમાંજ રહેશે. (રુકૂઅ-૪)

---

આયત ૩૯) જે જન્નતનો ઉલ્લેખ હઝરત આદમ(અ)ના બારામાં છે તે જગ્યા બેબીલોનીયા, ઈરાક (પ્રાચીન અસીરીયામાં) 'ગાર્ડન ઓફ ઈડન'ના નામે પ્રખ્યાત છે

૩૪. જેના ફળ ખાવાથી નગ્નતાનું ભાન થાય તેવા વૃક્ષો દુનિયામાં કોઈપણ જગ્યાએ ઉગતા જણાયા નથી. બલ્કે કુરઆને મજીદ તેમજ બાઈબલથી આ વૃક્ષનો અલંકારિક ભાવાર્થ કંઈ જુદો જ નીકળે છે. અરબી ભાષામાં 'શજરાહ તૈય્યબાહ' 'શુધ્ધ વૃક્ષ', 'શજરાહ ખબીસા' 'નઠારૂં વૃક્ષ' તેમજ 'શજરાહ'નો અર્થ ફિસાદ ઝઘડો વગેરે પણ થાય છે. (સૂરા.અ. ૧૪/૨૫ અને ૨૭) આ પુરાવાઓના આધારે સ્પષ્ટ થાય છે કે હઝરત આદમ(અ)ને કંકાસ, દુર્ગુણો કે દુષ્ટ લોકોના વંશજોથી દૂર રહેવાની આજ્ઞા આપવામાં આવી હતી.

૩૫. હઝરત આદમ (અ) તથા હઝરત હવાને ભોળવીને શાંતિમય વાતાવરણમાંથી કાઢનાર 'ઈબ્લીસ' ન હતો જેણે હઝરત આદમ(અ)ની સેવા ન કરવાનો કે તાબેદારી ન કરવાનો પહેલાં ઈન્કાર કર્યો હતો, બલ્કે તે શયતાન હતો જેણે હઝરત આદમ (અ)ને છેતર્યા હતા. આ શયતાનની ભૂમિકા ભજવનાર હઝરત આદમ (અ)ની કોમની એક વ્યકિત હતી જે તેમની દુશ્મન હતી. આ માન્યતાને સૂરાહ. ૧૭ આયત ૬૬નો ટેકો છે. અહીં સ્પષ્ટ વર્ણન કરવામાં આવ્યું છે કે ઈબ્લીસ હઝરત આદમ(અ)ને પ્રેરણા આપવાની શકિત નથી ધરાવતો. ઈબ્લીસ તો એક અધમ શકિત છે જે જીન સાથે સંબંધ રાખે છે.

શયતાન એક દુષ્ટ અને હાનિકારક હસ્તી અથવા બદરૂહ કે માનવપ્રાણી અથવા હિંસકપ્રાણી, રોગચાળો, ઉપદ્રવ કે ફિસાદ કરનારા દુષ્ટ બળો, સત્યના દુશ્મનો છે.

يٰبَنِيْٓ اِسْرَآءِيْلَ اذْكُرُوْا نِعْمَتِيَ الَّتِيْٓ اَنْعَمْتُ عَلَيْكُمْ وَاَوْفُوْا بِعَهْدِيْٓ اُوْفِ بِعَهْدِكُمْ ۚ وَاِيَّايَ فَارْهَبُوْنِ ﴿٤١﴾

૪૧. હે બની ઈસરાઈલ,[૩૭] મારા ઉપકારોને યાદ કરો જે મેં તમારા ઉપર કર્યા હતા, અને તમારા કરારોને પૂરા કરો તો હું તમને આપેલા મારા વચનોને[૩૮] પૂરા કરીશ અને તમે મારાથી ડરતા રહો.

وَاٰمِنُوْا بِمَآ اَنْزَلْتُ مُصَدِّقًا لِّمَا مَعَكُمْ وَلَا تَكُوْنُوْٓا اَوَّلَ كَافِرٍۢ بِهٖ ۖ وَلَا تَشْتَرُوْا بِاٰيٰتِيْ ثَمَنًا قَلِيْلًا ۡ وَّاِيَّايَ فَاتَّقُوْنِ ﴿٤٢﴾

૪૨. જે કુરઆન મેં ઊતાર્યું છે તેમાં ઈમાન લાવો અને તમારી પાસે જે (પહેલાનું) મોજૂદ છે તેને (આ) પરિપૂર્ણ[૩૯] કરે છે અને તેનો ઈન્કાર કરવામાં પહેલ ન કરો, અને મારી આયતોને નજીવી કિમતના બદલામાં ન વેચી નાખો, અને મારી પનાહમાં આવી જાઓ.

وَلَا تَلْبِسُوا الْحَقَّ بِالْبَاطِلِ وَتَكْتُمُوا الْحَقَّ وَاَنْتُمْ تَعْلَمُوْنَ ﴿٤٣﴾

૪૩. અને સત્યને અસત્ય સાથે ન ભેળવો, ન તો સત્યને જાણી[૪૦] જોઈને છુપાવો.

وَاَقِيْمُوا الصَّلٰوةَ وَاٰتُوا الزَّكٰوةَ وَارْكَعُوْا مَعَ الرّٰكِعِيْنَ ﴿٤٤﴾

૪૪. અને નમાઝને કાયમ કરો અને ઝકાત અદા કરો અને (મારી બંદગીમાં) જુકનારાઓ સાથે જુકો.

اَتَاْمُرُوْنَ النَّاسَ بِالْبِرِّ وَتَنْسَوْنَ اَنْفُسَكُمْ وَاَنْتُمْ تَتْلُوْنَ الْكِتٰبَ ۗ اَفَلَا تَعْقِلُوْنَ ﴿٤٥﴾

૪૫. તમે બીજાને તો સારી શિખામણ આપો છો અને પોતાને વિસારે પાડો છો, જોકે તમે કિતાબ (તૌરાત) વાંચનારા છો? શું તો પણ સમજદારીથી કામ નહિ લો?

وَاسْتَعِيْنُوْا بِالصَّبْرِ وَالصَّلٰوةِ ۗ وَاِنَّهَا لَكَبِيْرَةٌ اِلَّا عَلَى الْخٰشِعِيْنَ ﴿٤٦﴾

૪૬. અને સબ્રથી નમાઝ[૪૧] દ્વારા (અલ્લાહ પાસેથી) મદદ ચાહો ખરેખર આ સાધના નમ્ર બંદા સિવાય બીજા માટે બહુજ કઠિન છે.

---

૩૬. કુરઆને મજીદમાં કોઈ એવો દાખલો જોવા નથી મળતો જેનાથી પુરવાર થતું હોય કે આસમાનોમાં કયા પણ જન્નત અસ્તિત્વમાં હોય અને જેમાં આ પાર્થિવ શરીર સાથે જઈને રહેવું શકય હોય. આ આયતમાં ઈન્સાનનું આ જીવન પર્યંત પૃથ્વી ઉપર જ રહેવું નિર્માણ થયેલું છે અને હઝરત ઈસા (અ) જો જીવી જ રહ્યા હોય તો આ સિદ્ધાંતના આધારે તેમનું આ પૃથ્વી સિવાય બીજે કયાં આસમાનમાં જીવતા રહેવું સંભવિત નથી.

૩૭. હઝરત ઈસ્હાક (અ)ના પુત્ર હઝરત યાઅકૂબ (અ)નું બીજું નામ ઈસરાઈલ પણ છે જેથી તેમની સંતાન તથા તેમના વંશજો 'બની ઈસરાઈલ' અર્થાત ઈસરાઈલના સંતાન કે ઔલાદ તરીકે પ્રખ્યાત છે.

૩૮. આ આયતમાં 'વચન'નો અર્થ અલ્લાહની ને'મતો છે, અને તે ને'મતોમાં રસૂલોનો ઉદ્ભવ અર્થાત નબુવ્વત પણ શામિલ છે. પરંતુ યહૂદીઓના અલ્લાહ સાથે કરેલા કરારોનો ભંગ કરવાના પરિણામે અલ્લાહે તેમનામાંથી નબુવ્વતને હટાવી તેમના પિતરાઈ ભાઈઓ બની ઈસમાઈલમાં કાયમ કરી.

૩૯. કુરઆને મજીદ દ્વારા અલ્લાહે પહેલાંની તમામ કિતાબોની સચ્ચાઈ અને તે કિતાબોના દિવ્ય ઉદ્ભવસ્થાનને પૂરવાર કર્યો છે અને તે કિતાબોમાં આલેખાએલી તમામ આગાહીઓનું સમર્થન કર્યું છે. પરંતુ સમયના વહેણ સાથે તે કિતાબોમાં સંજોગોવશાત ફેરબદલ કરવામાં આવતા રહ્યા જેના પરિણામે ઘણા ગોટાળા થવા પામ્યા હતા.

الَّذِينَ يَظُنُّونَ أَنَّهُم مُّلَاقُوا رَبِّهِمْ وَأَنَّهُمْ إِلَيْهِ رَاجِعُونَ ﴿٤٧﴾

૪૭. (સિવાય તેમના માટે) જે પૂરા યકીનથી સમજે છે કે તેમના પરવરદિગાર સાથે તેમનો મેળાપ થવાનો જ છે અને અંતે તેમને તેની તરફ પાછું ફરવાનું છે. (રૂકૂઅ-૫)

يَا بَنِي إِسْرَائِيلَ اذْكُرُوا نِعْمَتِيَ الَّتِي أَنْعَمْتُ عَلَيْكُمْ وَأَنِّي فَضَّلْتُكُمْ عَلَى الْعَالَمِينَ ﴿٤٨﴾

૪૮. હે બની ઈઝરાઈલ, મારા તે ઉપકારોને યાદ કરો જે મેં તમારા ઉપર કર્યા હતા, અને મેં તમને તમામ કોમો ઉપર શ્રેષ્ઠતા આપી હતી.

وَاتَّقُوا يَوْمًا لَّا تَجْزِي نَفْسٌ عَن نَّفْسٍ شَيْئًا وَلَا يُقْبَلُ مِنْهَا شَفَاعَةٌ وَلَا يُؤْخَذُ مِنْهَا عَدْلٌ وَلَا هُمْ يُنصَرُونَ ﴿٤٩﴾

૪૯. અને તે દિવસથી સાવધ રહો જ્યારે એક જીવ બીજા જીવને કામ લાગશે નહિ, ન તો કોઈની ભલામણ સ્વીકારવામાં આવશે; અને ન તો જામીનીગીરીનો દંડ સ્વીકારાશે; ન તો તેમને (બીજાની) મદદ મળી શકશે.

وَإِذْ نَجَّيْنَاكُم مِّنْ آلِ فِرْعَوْنَ يَسُومُونَكُمْ سُوءَ الْعَذَابِ يُذَبِّحُونَ أَبْنَاءَكُمْ وَيَسْتَحْيُونَ نِسَاءَكُمْ وَفِي ذَٰلِكُم بَلَاءٌ مِّن رَّبِّكُمْ عَظِيمٌ ﴿٥٠﴾

૫૦. અને (યાદ કરો) જ્યારે અમે તમને ફિરઔનની કોમથી બચાવ્યા હતા જે તમને દુ:ખદાયક યાતનાઓ આપતા હતા, અને તમારા પુત્રોને કતલ કરતા હતા અને તમારી સ્ત્રીઓને રાખી લેતા હતા; અને તેમાં તમારા ઉપર તમારા પાલનહાર તરફથી એક ભવ્ય કસોટી હતી.

وَإِذْ فَرَقْنَا بِكُمُ الْبَحْرَ فَأَنجَيْنَاكُمْ وَأَغْرَقْنَا آلَ فِرْعَوْنَ وَأَنتُمْ تَنظُرُونَ ﴿٥١﴾

૫૧. અને (તે સમયને યાદ કરો) જ્યારે અમે સમુદ્રને વચ્ચેથી ચીર્યો અને તમને (માર્ગ આપી) છુટકારો અપાવ્યો અને તમારા દેખતા ફિરઔનની કોમને ડૂબાવી દીધી.[૪૨]

---

૪૦. યહૂદીઓને પોતાના કિતાબોમાંની આંહઝરત (સ.અ.સ.)ના આગમન વિશેની આગાહીઓને ન છુપાવવાની ચેતવણી આપવામાં આવી છે.

૪૧. આ આયતમાં એક તરફ યહૂદીઓને આં-હઝરત (સ.અ.સ.)નો ઈન્કાર કરવામાં ઉતાવળા ન થવાની શિખામણ આપવામાં આવી છે ત્યારે બીજી તરફ મોમિનોનું સબ્ર તથા ઈબાદત તરફ ધ્યાન ખેંચવામાં આવ્યું છે.

૪૨. મિસરની ગાદી ઉપર વંશપરંપરા સત્તા ભોગવી ગએલા રાજવીઓ ફિરઔનના નામે ઓળખાતા હતા. હઝરત મૂસા (અ)નો જન્મ આજ વંશના એક રાજા ફિરઔન રામસીસ બીજાના શાસનકાળમાં થયો હતો. અને તેના પુત્ર મેરેનોપ્તા બીજાના સમયમાં તેમને મિસર છોડી જવું પડયું હતું.

રામસીસ બીજો 'ઝાલિમ ફિરઔન' અને મેરેનોપ્તા બીજો 'હાંકી કાઢનારા ફિરઔન' તરીકે અને બંને જુદી જુદી ઉપમાથી પ્રખ્યાત હતા. ફિરઔને ઈસરાઈલીઓ ઉપર અસહ્ય સિતમ ગુજાર્યો હતો અને તેમના ઉપર મરણતોલ મજૂરી ફરજીયાત કરી હતી. તેમની નર સંતાનને તે મારી નાખતો અને તેમની સ્ત્રીઓ (દીકરીઓ)ને રાખી લેતો હતો. એટલું જ નહિ, બલ્કે તેમની મર્દાનગીનો વિનાશ કરવાનો અને તેમના વંશવેલાને નષ્ટ કરવાના પ્રયોગો કરતો રહેતો.

આ આયતમાં વર્ણવામાં આવેલી ઘટનાનો સંબંધ તે સમય સાથે છે જ્યારે અલ્લાહના હુકમ અનુસાર

وَإِذْ وٰعَدْنَا مُوسَىٰ أَرْبَعِينَ لَيْلَةً ثُمَّ اتَّخَذْتُمُ الْعِجْلَ مِنْ بَعْدِهِ وَأَنْتُمْ ظٰلِمُونَ ﴿٥١﴾

ثُمَّ عَفَوْنَا عَنْكُمْ مِنْ بَعْدِ ذٰلِكَ لَعَلَّكُمْ تَشْكُرُونَ ﴿٥٢﴾

وَإِذْ اٰتَيْنَا مُوسَى الْكِتٰبَ وَالْفُرْقَانَ لَعَلَّكُمْ تَهْتَدُونَ ﴿٥٣﴾

૫૨. અને (તે સમયને યાદ કરો) જ્યારે અમે મૂસાને ચાલીસ રાત્રીઓનો[૪૩] વાયદો કર્યો હતો ત્યારે તેની ગેરહાજરીમાં તમે વાછરડાને[૪૪] મા'બૂદ બનાવી ઝાલિમ બની ગયા.

૫૩. છતાં અમે તમને ક્ષમા આપી કે કદાચ તમે આભારી બનો.

૫૪. અને (તે સમયને યાદ કરો) જ્યારે અમે મૂસાને કિતાબ[૪૫] (તૌરાત) આપી અને તેને ફુરકાન (સારાસારનું[૪૬] જ્ઞાન) આપ્યું, કે તેની દ્વારા તમે હિદાયત મેળવો.

---

હઝરત મૂસા (અ) ઈસરાઈલીઓને મિસરમાંથી કાઢી કનાન નામના પ્રદેશમાં લઈ ગયા હતા. રાતના અંધકારમાં ઈસરાઈલી કોમની છુપી રીતે સ્થળાંતર કરી જવાની ખબર જ્યારે ફિરઔનને મળી તો તેણે પોતાના રસાલા સાથે તેમનો પીછો કર્યો હતો અને રાતના સમયે સમુદ્રના પ્રચંડ **મોજાંઓમાં** સપડાઈ ડૂબી મર્યો હતો. આ ઘટનાની ચમત્કારીક હકીકત અને કુદરતના મોઅજેઝાના અસલ સ્વરૂપને સમજવા માટે નીચે જણાવેલી વિગતોનો બારીક નઝરથી અભ્યાસ કરવો બહુ જ જરૂરી છે.

(૧) હઝરત મૂસા (અ)એ પાણીમાં લાઠીનો પ્રહાર કર્યો હતો. કુરઆન મજીદના વર્ણન અને બાઈબલના વર્ણન પ્રમાણે હઝરત મૂસા (અ)એ સમુદ્ર ભણી પોતાના હાથ લંબાવ્યા તે સમયે પાણીની ભરતી ઉતરી રહી હતી અને પાણી ઓછું પડતા ધરતી સુકાતી દેખાઈ રહી હતી ત્યારે અલ્લાહે હઝરત મૂસા (અ)ને ઉતાવળે સમુદ્ર ઓળંગી જવાનો હુકમ આપ્યો હતો, જેથી તેઓ પોતાની કોમ સાથે સામે પાર ઊતરી ગયા હતા.

(૨) પરંતુ જ્યારે ફિરઔનનો કાફલો કિનારે આવી પહોંચ્યો ત્યારે ફરી ભરતી ચડવાનો સમય હતો અને ઈસરાઈલીઓને પકડી પાડવાના ઉત્સાહમાં કુદરતના ફેંસલા પ્રમાણે ભરતીના નિયમનું ભાન ફિરઔનીઓ ગુમાવી બેઠાં અને તેમણે વગર વિચારે સમુદ્રમાં ઝંપલાવ્યું અને ડૂબી મર્યા.

(૩) રસાલાના વઝનદાર રથો જે હથિયારો તથા અન્ય સામાનથી ભરેલાં હતા તે સમુદ્રની ભીની માટીમાં ખૂંચી ગયાં અને અચાનક ભરતીની ઓટના દબાણમાં ફસાઈ જતા પોતાના તમામ કાફલા સહિત ફિરઔન ડૂબી ગયો. આ ઘટનામાં લાઠીના ફટકાનું કોઈ મહત્વ ન હતું પરંતુ કુદરતના કાયમ કરેલા નિયમની પકડમાં આવી જતાં ઝાલિમ ફિરઔનનું પતન અને હઝરત મૂસા (અ)ના હાથે ઈસરાઈલીઓની મુકિત નિમિત હતી અને તે અવશ્ય અલ્લાહનો એક મો'જેઝો હતો.

૪૩. હઝરત મૂસા (અ) જૂદાઈઝમના સ્થાપક હતા. જેમણે મિરસમાંથી ઈસરાઈલીઓને ફિરઔનના અત્યાચારોમાંથી ઉગાર્યા હતા. બાઈબલના કથન પ્રમાણે હઝરત મૂસા (અ) હઝરત ઈબ્રાહીમ (અ)ના ૫૦૦ વર્ષ બાદ અને હઝરત ઈસા ઈબને મરીયમથી ૧૪૦૦ વર્ષ પહેલાં થઈ ગયાં હતાં. હઝરત મૂસા (અ) શરિયતી નબી હતા તેમના બાદ સર્વ ઈસરાઈલી નબીઓ વગર શરિયતના હતા.

હઝરત મૂસા (અ)ને અલ્લાહે પ્રથમ **ત્રીસ** દિવસની મુદ્દત માટે તૂર પર્વત ઉપર બોલાવ્યા હતા. બાદમાં તે મુદતમાં દસ દિવસનો વધારો કર્યો હતો.

૪૪. ઈસરાઈલીઓ મૂળમાં તૌહિદ (**એકેશ્વર**)ની માન્યતા ધરાવતા હતા પરંતુ માનવની સ્વભાવિક નબળાઈના કારણે રાજ્યકર્તાઓના રીતરિવાજોની ઘેરી અસર પ્રજા પર પડયા વગર નથી રહેતી.

૫૫. અને (તે સમયને યાદ કરો) જ્યારે મૂસાએ પોતાની કોમને કહ્યું, 'હે મારા સાથીઓ, તમે વાછરડાને (મા'બૂદ) બનાવી પોતાના ઉપર ઝુલ્મ કર્યો છે; માટે પોતાના પાલનહાર તરફ રજૂ થાઓ અને પોતાના નફસોને [૪૭] કતલ કરો, તમારા પરવરદિગાર પાસે તમારા માટે છે તે ઉત્તમ છે.' તેણે તમારી ઉપર રહેમની નઝર કરી. ખરેખર, તે વારંવાર રહેમ કરનારો છે.

وَاِذْ قَالَ مُوْسٰى لِقَوْمِهٖ يٰقَوْمِ اِنَّكُمْ ظَلَمْتُمْ اَنْفُسَكُمْ بِاتِّخَاذِكُمُ الْعِجْلَ فَتُوْبُوْٓا اِلٰى بَارِىِٕكُمْ فَاقْتُلُوْٓا اَنْفُسَكُمْ ۭ ذٰلِكُمْ خَيْرٌ لَّكُمْ عِنْدَ بَارِىِٕكُمْ ۭ فَتَابَ عَلَيْكُمْ ۭ اِنَّهٗ هُوَ التَّوَّابُ الرَّحِيْمُ ﴿٥٥﴾

૫૬. અને (યાદ કરો) જ્યારે તમે મૂસાને કહ્યું હતું 'હે મૂસા, અમે તારા ઉપર ઈમાન લાવશું નહિ જ્યાં સુધી અલ્લાહને અમે રૂબરૂ જોઈ ન લઈએ,' ત્યારે વીજળીના કડાકાએ તમને ઘેરી લીધા અને તમે જોતા જ રહી ગયા!

وَاِذْ قُلْتُمْ يٰمُوْسٰى لَنْ نُّؤْمِنَ لَكَ حَتّٰى نَرَى اللّٰهَ جَهْرَةً فَاَخَذَتْكُمُ الصّٰعِقَةُ وَاَنْتُمْ تَنْظُرُوْنَ ﴿٥٦﴾

૫૭. પછી તમારું મૃત્યુ [૪૮] નીપજતાં અમે તમને ફરી સજીવન કર્યા કે કદાચ તમે આભારી બનો.

ثُمَّ بَعَثْنٰكُمْ مِّنْۢ بَعْدِ مَوْتِكُمْ لَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿٥٧﴾

૫૮. અને અમે તમારા ઉપર વાદળાનો છાંયડો કર્યો અને મન્ના તથા સલ્વા [૪૯] ઉતારી કહ્યું 'ખાઓ, આ પવિત્ર વસ્તુઓમાંથી જે અમે તમને પૂરી પાડી છે.' તેમણે અમને કોઈ હાનિ નથી કરી પરંતુ સ્વયં પોતાને જ હાનિ કરી રહ્યા હતા.

وَظَلَّلْنَا عَلَيْكُمُ الْغَمَامَ وَاَنْزَلْنَا عَلَيْكُمُ الْمَنَّ وَالسَّلْوٰى ۭ كُلُوْا مِنْ طَيِّبٰتِ مَا رَزَقْنٰكُمْ ۭ وَمَا ظَلَمُوْنَا وَلٰكِنْ كَانُوْٓا اَنْفُسَهُمْ يَظْلِمُوْنَ ﴿٥٨﴾

૫૯. અને (તે સમયને યાદ કરો) જ્યારે અમે કહ્યું 'આ વસ્તીમાં દાખલ થાઓ અને તેમાં જ્યાંથી ચાહો છૂટથી ખાઓ; અને પ્રવેશદ્વારોમાંથી (નમ્રતાથી) નમન કરતા દાખલ થજો, અને '(હે અમારા રબ), અમને માફ કર' એમ કહેતા જજો. અમે તમારા ગુનાહો માફ કરશું [૫૦] અને ભલાઈ કરનારાઓને ઘણું વધારીને આપશું.

وَاِذْ قُلْنَا ادْخُلُوْا هٰذِهِ الْقَرْيَةَ فَكُلُوْا مِنْهَا حَيْثُ شِئْتُمْ رَغَدًا وَّادْخُلُوا الْبَابَ سُجَّدًا وَّقُوْلُوْا حِطَّةٌ نَّغْفِرْ لَكُمْ خَطٰيٰكُمْ ۭ وَسَنَزِيْدُ الْمُحْسِنِيْنَ ﴿٥٩﴾

---

ઈસરાઈલીઓ બહુજ લાંબા સમય સુધી ફિરઔનની ગુલામીમાં રહેલા હોવાથી તેમના રોજીંદાજીવનમાં પ્રતિમાપૂજન તેમજ વાછરડા પૂજનની પ્રથા ઘુસી જવા પામી હતી.

૪૫. તૂર પર્વત ઉપર હઝરત મૂસા (અ)ને જે શિલાઓ આપવામાં આવી હતી તેના ઉપર અલ્લાહના આદેશો કોતરાએલા હતા.

૪૬. સારાનરસાનો ભેદ પારખવાની અને સદાચરણ કરવાની શકિત.

૪૭. અહીં 'નફસ'નો અર્થ પોતાની 'મનોકામનાઓ' અથવા મનની નબળાઈઓ થાય છે.

૪૮. અહીં મૃત્યુ દૈહિકમૃત્યુ નહિ પણ રૂહાની મૃત્યુ ગણાશે. જેનો અર્થ એવો થાય છે કે તેમના રૂહાની પતનમાંથી તેમને ઉગારી લેવામાં આવશે અને તેમનામાં ફરી જાગૃતિ લાવવામાં આવશે.

૪૯. 'મન્ના'નો અર્થ ને'મત, ભેટ, મધપૂડો, મધ, સ્વાદિષ્ટ વાનગી છે. (૧) સફેદ રંગનું એક પક્ષી

فَبَدَّلَ الَّذِينَ ظَلَمُوا قَوْلًا غَيْرَ الَّذِي قِيلَ لَهُمْ فَأَنْزَلْنَا عَلَى الَّذِينَ ظَلَمُوا رِجْزًا مِنَ السَّمَاءِ بِمَا كَانُوا يَفْسُقُونَ ۝٦٠ ع

૬૦. જે ઝાલિમોને કહેવામાં આવ્યું હતું તેને તેમણે બદલી નાખ્યું. અમે આસમાનથી તે ઝાલિમો ઉપર આઝાબ ઊતાર્યો કારણ કે તેઓ નાફરમાન હતા. (રુકૂઅ-૬.)

وَإِذِ اسْتَسْقَىٰ مُوسَىٰ لِقَوْمِهِ فَقُلْنَا اضْرِبْ بِعَصَاكَ الْحَجَرَ ۖ فَانْفَجَرَتْ مِنْهُ اثْنَتَا عَشْرَةَ عَيْنًا ۖ قَدْ عَلِمَ كُلُّ أُنَاسٍ مَشْرَبَهُمْ ۖ كُلُوا وَاشْرَبُوا مِنْ رِزْقِ اللَّهِ وَلَا تَعْثَوْا فِي الْأَرْضِ مُفْسِدِينَ ۝٦١

૬૧. અને (તે સમયને યાદ કરો) જ્યારે મૂસાએ પોતાની કોમના માટે દુઆ કરી પાણી માગ્યું હતું ત્યારે અમે કહ્યું: 'તારી લાઠીથી ખડક ઉપર ફટકો માર', ત્યારે ખડકમાંથી બાર ઝરણાં(૫૦-અ) ફૂટી નીકળ્યા, જેથી દરેક કબીલાએ પોતાનું અંગત ઝરણુ સંભાળી લીધું. (ત્યારે ફરમાન થયું) 'અલ્લાહે જે આપ્યું છે તેમાંથી ખાઓ અને પીઓ, (પરંતુ) ધરતીમાં અનર્થ ન ફેલાવો.'

وَإِذْ قُلْتُمْ يَا مُوسَىٰ لَنْ نَصْبِرَ عَلَىٰ طَعَامٍ وَاحِدٍ فَادْعُ لَنَا رَبَّكَ يُخْرِجْ لَنَا مِمَّا تُنْبِتُ الْأَرْضُ مِنْ بَقْلِهَا وَقِثَّائِهَا وَفُومِهَا وَعَدَسِهَا وَبَصَلِهَا ۖ قَالَ أَتَسْتَبْدِلُونَ الَّذِي هُوَ أَدْنَىٰ بِالَّذِي هُوَ خَيْرٌ ۚ اهْبِطُوا مِصْرًا فَإِنَّ لَكُمْ مَا سَأَلْتُمْ ۗ وَضُرِبَتْ عَلَيْهِمُ الذِّلَّةُ وَالْمَسْكَنَةُ وَبَاءُوا بِغَضَبٍ مِنَ اللَّهِ ۗ ذَٰلِكَ بِأَنَّهُمْ كَانُوا يَكْفُرُونَ

૬૨. અને (તે સમયને યાદ કરો) જ્યારે તમે કહ્યું 'હે મૂસા, બેશક અમને એક જ ખોરાકથી સંતોષ નહિ થાય,' તારા પાલનહારને દુઆ કર કે તે અમારા માટે ઝમીનમાં ઉગતી વનસ્પતિ, કાકડી, ઘઉં, મસુર અને ડુંગળી વગેરે પેદા કરે' ત્યારે મૂસાએ કહ્યું 'શું તમે એક ઉત્તમ વસ્તુના બદલામાં ઊતરતી વસ્તુઓ ચાહો છો? તો કોઈ શહેરમાં જઈને રહો, જ્યાં તમે જે ચાહો છો તે મળી રહેશે.' અને તેઓ સદા માટે હડધુત થયા અને મોહતાજીની સ્થિતિ(૫૧) પામ્યા અને તેમણે અલ્લાહનો પ્રકોપ વહોરી લીધો; કારણ કે તેમણે

(૨) જે વસ્તુની પ્રાપ્તીથી ખુશી ઉપજે, સંતોષ થાય.

૫૦. મિસરથી કીનાનના પ્રવાસ દરમિયાન રસ્તામાં આવતી અનેક વસ્તીઓમાંની કોઈ એક વસ્તીમાં દાખલ થવાનો આદેશ હતો જેના માટે ઈસરાઈલીઓ બહુજ ઉત્સુક હતા. અહીં તેમના જીવનની જરૂરીયાતોની સગવડો હતી જેવી તેઓ મિસરમાં મૂકીને ચાલ્યા આવ્યા હતા. તેમણે પોતાના શહેરી જીવનને છોડી રણમાં ચાલ્યા જવાનો અલ્લાહનો હુકમ માન્યો હતો, માટે અલ્લાહે તેમને ફરી તેવા જ વાતાવરણમાં લાવી વસાવ્યા કે તેઓ એહસાનમંદ થઈ અલ્લાહની તાબેદારી કરે.

૫૦.અ. આ બાર ઝરણાનું કોઈ નામ નિશાન આજે સાઈનાઈમાં દેખાતું નથી તે આશ્ચર્યજનક બીના નથી કારણ કે હઝરત મૂસા (અ) કયા ખાસ પ્રદેશમાંથી પસાર થયા હતા તેની ખરી વિગતો ઈતિહાસમાં કયાં પણ જોવામાં આવતી નથી. વિશેષમાં પર્વતોના ઝરણાં ઘણે વખતે અચાનક વહેતા અટકી જતાં હોય છે જ્યારે આ ઘટનાને તો હઝારો વર્ષો થઈ ગયા છે અને આટલા લાંબા ગાળા દરમિયાન તે પાણીનું સુકાઈ જવું કોઈ નવાઈની વાત નથી.

હઝરત મૂસા (અ)નો ઝરણાં વહેવડાવવાનો મો'જેઝો કુદરતના નિયમ વિરુદ્ધનું કાર્ય નથી. અલ્લાહે તેમને પાણીના ખાસ ભંડારવાળી જગ્યાઓ ઉપર પ્રહાર કરવાનો આદેશ આપ્યો હતો તેમાં પણ કોઈ શંકા નથી. ભૂસ્તરશાસ્ત્રીઓના સંશોધનોથી સાબિત છે કે પહાડીઓ તથા ખડકોમાં ઘણી જગ્યાએ બહુ જ ઓછી

بِاٰيٰتِ اللّٰهِ وَيَقْتُلُوْنَ النَّبِيّٖنَ بِغَيْرِ الْحَقِّ ؕ ذٰلِكَ بِمَا عَصَوْا وَّكَانُوْا يَعْتَدُوْنَ ﴿٦١﴾ ع

અલ્લાહના આદેશોનો ઈન્કાર કર્યો હતો, અને પયગમ્બરોને વગર કારણે કતલ(૫૨) કરવા ચાહતા હતા, આ તેમના બંડ તથા તેમની નાફરમાનીનું પરિણામ હતું. (રુકૂઅ-૭)

اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَالَّذِيْنَ هَادُوْا وَالنَّصٰرٰى وَالصّٰبِـِٕيْنَ مَنْ اٰمَنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ وَعَمِلَ صَالِحًا فَلَهُمْ اَجْرُهُمْ عِنْدَ رَبِّهِمْ ۚ وَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ﴿٦٢﴾

૬૩. નિ:સંદેહ જે ઈમાન લાવ્યા છે, તથા યહૂદીઓ છે, ઈસાઈ છે કે સાબીઓ(૫૩) છે, આ લોકોમાંથી જે પણ અલ્લાહ અને અંતિમ દિવસ (કયામત) ઉપર ઈમાન લાવશે અને નેક કામો કરશે તે તેનો ભલો બદલો(૫૪) પોતાના પાલનહાર પાસેથી અવશ્ય મેળવશે અને તેમને કોઈ ભય કે દુ:ખનું કારણ નહિ હોય.

وَاِذْ اَخَذْنَا مِيْثَاقَكُمْ وَرَفَعْنَا فَوْقَكُمُ الطُّوْرَ ؕ خُذُوْا مَآ اٰتَيْنٰكُمْ بِقُوَّةٍ وَّاذْكُرُوْا مَا فِيْهِ لَعَلَّكُمْ تَتَّقُوْنَ ﴿٦٣﴾

૬૪. અને (તે સમયને યાદ કરો) જ્યારે અમે તમારી પાસેથી વચન લીધું હતું અને તૂર (પર્વત)ની બૂલંદીઓ નીચે (ઊભા) રાખી(૫૪અ) (અમે), કહ્યું, 'જે કંઈ અમે તમને આપ્યું છે તેને મઝબૂતીથી પકડી રાખો અને તેમાંના (આદેશોને) યાદ રાખો કે જેથી તમને બચાવી લેવામાં આવે.'

ثُمَّ تَوَلَّيْتُمْ مِّنْۢ بَعْدِ ذٰلِكَ ۚ فَلَوْلَا فَضْلُ اللّٰهِ عَلَيْكُمْ وَرَحْمَتُهٗ لَكُنْتُمْ مِّنَ الْخٰسِرِيْنَ ﴿٦٤﴾

૬૫. ત્યાર બાદ તમે (તમારા વચનથી) ફરી ગયા, અને અલ્લાહની તમારા ઉપર મહેરબાની અને દયા ન હોત તો તમે બહુજ નુકસાન ઉઠાવનારા બની ગયા હોત.

---

ઊંડાણોમાં પાણીના વિશાળ ભંડારો દબાયેલાં હોય છે જેમના ઉપર ભારી કે તિક્ષ્ણ હથિયારથી સહજ ફટકો મારતાં જ તેમાંથી પાણીની ધારાઓ ફૂટી નીકળે છે.

૫૧. લાંબા સમય સુધી પરાધિનતા ભોગવવાના કારણે ઈસરાઈલીઓ કાયરતા અને પ્રમાદીપણાના શિકાર બની ગયા હતા અલ્લાહનો ઈરાદો તેમને રણમાં વસાવી શિકાર તથા કંદમૂળ ઉપર તેમનો નિર્વાહ કરાવી તેમની નબળાઈ દૂર કરવાનો હતો કે તેઓ બળવાન બને અને તેમને આપવામાં આવેલા વચન પ્રમાણે 'ફલસ્તીન'નું રાજ્ય સંપાદન કરે. પરંતુ તેમણે અલ્લાહની આ ઇચ્છાની અવગણના કરી, પરિણામે તેઓ પોતાની બૂરી હાલતમાં પડયા રહ્યા.

૫૨. હઝરત મૂસા (અ)ના સમય સુધી કોઈપણ નબીને કતલ કરવાનો કોઈ પ્રયાસ સફળ થયો હોવાનો પુરાવો કુરઆને મજીદમાં નથી જોવામાં આવતો. હઝરત મૂસા (અ) તથા હઝરત હારૂન (અ) ઉપર કરાએલા જીવલેણ પ્રયાસોમાં ફિરઔનને પણ સફળતા ન મળી.

૫૩. હકીકતમાં અરબ મૂર્તિપૂજકોએ તેમના મઝહબ સિવાયના મઝહબોને માનનારા અન્ય લોકો જેમાં એકેશ્વરની માન્યતા રાખનારા આર્ય લોકો પણ શામિલ છે, તેમને સાબી અર્થાત 'વિધર્મી' અથવા 'વિદેશી ધર્મ પાળનારા'ની ઉપમાં આપી હતી. કુરઆને મજીદમાં પણ આજ અર્થમાં 'અન્ય ધર્મ પાળનારા એકેશ્વરની માન્યતા રાખનારા'ઓ માટે આ'જ શબ્દનો ઉપયોગ થયો છે. સાધારણ રીતે 'સાબીઓ' વિશે વિવિધ માન્યતાઓ પ્રચલિત છે. (૧) આકાશી ગ્રહોને પૂજનારા, (૨) નવા મઝહબ માટે પોતાની માન્યતાઓનો ત્યાગ કરનારા (૩) મુસલ (ઈરાક)માં વસનારી એક કોમ જે એકશ્વરની માન્યતા રાખે છે

وَلَقَدْ عَلِمْتُمُ الَّذِينَ اعْتَدَوْا مِنْكُمْ فِي السَّبْتِ فَقُلْنَا لَهُمْ كُونُوا قِرَدَةً خَاسِئِينَ ﴿٦٦﴾

૬૬. અને તમારામાંના તે લોકો (ના અંજામ)થી તમે વાકેફ છો જેમણે 'સબથ'ની બાબતમાં મર્યાદાભંગ કર્યો હતો. પરિણામે અમે કહ્યું 'તમે તુચ્છ[૫૫] વાંદરા બની જાઓ.'

فَجَعَلْنَاهَا نَكَالًا لِمَا بَيْنَ يَدَيْهَا وَمَا خَلْفَهَا وَمَوْعِظَةً لِلْمُتَّقِينَ ﴿٦٧﴾

૬૭. આ રીતે અમે તે સમયના લોકો તથા તેમની બાદમાં આવનારાઓ માટે દાખલો બેસાડયો અને અલ્લાહનો ડર રાખનારાઓને બોધપાઠ આપ્યો.

وَإِذْ قَالَ مُوسَىٰ لِقَوْمِهِ إِنَّ اللَّهَ يَأْمُرُكُمْ أَنْ تَذْبَحُوا بَقَرَةً ۖ قَالُوا أَتَتَّخِذُنَا هُزُوًا ۖ قَالَ أَعُوذُ بِاللَّهِ أَنْ أَكُونَ مِنَ الْجَاهِلِينَ ﴿٦٨﴾

૬૮. અને (યાદ કરો) જ્યારે મૂસાએ પોતાની કોમને કહ્યું 'અલ્લાહ તમને એક ગાય ઝિબાહ કરવાનો આદેશ આપે છે' તેમણે પૂછ્યું 'શું તું અમારી મશ્કરી કરે છે?' તેણે કહ્યું 'હું એવા નાદાનોમાંનો થવાથી અલ્લાહની પનાહ ચાહું છું.'

قَالُوا ادْعُ لَنَا رَبَّكَ يُبَيِّنْ لَنَا مَا هِيَ ۚ قَالَ إِنَّهُ يَقُولُ إِنَّهَا بَقَرَةٌ لَا فَارِضٌ وَلَا بِكْرٌ عَوَانٌ بَيْنَ ذَٰلِكَ ۖ فَافْعَلُوا مَا تُؤْمَرُونَ ﴿٦٩﴾

૬૯. તેમણે કહ્યું 'તારા રબને અમારા વતી દુઆ કર કે તે અમને જણાવે કે તે (ગાય) કેવી હોવી જોઈએ?' તેણે જવાબ આપ્યો '(અલ્લાહ) ફરમાવે છે તે ગાય ઘરડી ન હોય તેમજ વાછરડી ન હોય, બન્ને વચ્ચેની (પુખ્ત) વયની હોય; હવે તમને અપાએલા હુકમનું પાલન કરો'.

قَالُوا ادْعُ لَنَا رَبَّكَ يُبَيِّنْ لَنَا مَا لَوْنُهَا ۚ قَالَ إِنَّهُ يَقُولُ إِنَّهَا بَقَرَةٌ صَفْرَاءُ فَاقِعٌ لَوْنُهَا تَسُرُّ النَّاظِرِينَ ﴿٧٠﴾

૭૦. તેમણે કહ્યું 'અમારા તરફથી તારા રબને પુછ કે તે અમને જણાવે કે તેનો રંગ કેવો છે?' તેણે જવાબ આપ્યો 'અલ્લાહ ફરમાવે છે કે તે ગાયનો રંગ પીળો છે અને આકર્ષક છે, જે જોનારને ગમી જાય.'

قَالُوا ادْعُ لَنَا رَبَّكَ يُبَيِّنْ لَنَا مَا هِيَ إِنَّ الْبَقَرَ تَشَابَهَ عَلَيْنَا وَإِنَّا إِنْ شَاءَ اللَّهُ لَمُهْتَدُونَ ﴿٧١﴾

૭૧. તેમણે કહ્યું 'અમારા તરફથી તારા રબને દુઆ કર કે અમને ચોખવટ કરે કે તે (ગાય) કેવી છે કારણ કે સઘળી ગાયો અમને એકસરખી દેખાય છે; અને અલ્લાહ ચાહશે તો અમે અવશ્ય હિદાયત પામશું.'

قَالَ إِنَّهُ يَقُولُ إِنَّهَا بَقَرَةٌ لَا ذَلُولٌ تُثِيرُ الْأَرْضَ وَلَا تَسْقِي الْحَرْثَ مُسَلَّمَةٌ لَا شِيَةَ فِيهَا ۚ قَالُوا الْآنَ جِئْتَ بِالْحَقِّ ۚ فَذَبَحُوهَا وَمَا كَادُوا يَفْعَلُونَ ﴿٧٢﴾

૭૨. તેણે જવાબ આપ્યો કે તે (અલ્લાહ) ફરમાવે છે 'તે ગાય ન ઝમીન ખેડવાના, ન પાણી સિંચવાના કામમાં લેવાણી હોય, ખોડખાપણ વગરની (અને) એક જ રંગની હોય.' તેમણે કહ્યું 'હવે તું ખરી (નિશાની) લાવ્યો છે.' પછી તેમણે ગાયની કુરબાની કરી જોકે તેઓ આવું[૫૬] કરવા ચાહતા ન હતા. (રૂકૂઅ - ૮.)

---

અને તમામ રસુલોમાં માને છે, તેમની કોઈ કિતાબ નથી અને તેઓ હઝરત નૂહ (અ)ના મઝહબ ઉપર હોવાનો દાવો કરે છે. (મજિલસ ઈરફાન)

૫૪. અલ્લાહ તથા કયામતના દિવસ ઉપર ઈમાન લાવવા માટે એક સત્ય માધ્યમની આવશ્યકતા છે, જે સત્ય માધ્યમ ઈસ્લામ છે. તેના ઉપર ઈમાન લાવ્યા વગર નજાત (મુકિત) સંભવિત નથી.

وَإِذْ قَتَلْتُمْ نَفْسًا فَادَّارَأْتُمْ فِيهَا ۖ وَاللَّهُ مُخْرِجٌ مَا كُنْتُمْ تَكْتُمُونَ ﴿٧٢﴾

૭૩. અને (તે સમયને યાદ કરો) જ્યારે તમે એક વ્યકિતને કતલ કરી. અને તેના પરિણામે તમારી વચ્ચે મતભેદ થયો હતો. જે તમે છૂપાવી રહ્યા હતા તેને અલ્લાહ જાહેર કરવાનો જ હતો.

فَقُلْنَا اضْرِبُوهُ بِبَعْضِهَا ۚ كَذَٰلِكَ يُحْيِي اللَّهُ الْمَوْتَىٰ وَيُرِيكُمْ آيَاتِهِ لَعَلَّكُمْ تَعْقِلُونَ ﴿٧٣﴾

૭૪. ત્યારે અમે આજ્ઞા આપી કહ્યું '(હત્યારાને કતલમાં) તેના ભાગ (ની સજાથી)થી ફટકારો.' આવી રીતે અલ્લાહ મુરદાઓમાં જીવનસંચાર[૫૭] કરે છે, અને પોતાની નિશાનીઓ તમને દેખાડે છે કે તમે સમજી શકો.

ثُمَّ قَسَتْ قُلُوبُكُمْ مِنْ بَعْدِ ذَٰلِكَ فَهِيَ كَالْحِجَارَةِ أَوْ أَشَدُّ قَسْوَةً ۚ وَإِنَّ مِنَ الْحِجَارَةِ لَمَا يَتَفَجَّرُ مِنْهُ الْأَنْهَارُ ۚ وَإِنَّ مِنْهَا لَمَا يَشَّقَّقُ فَيَخْرُجُ مِنْهُ الْمَاءُ ۚ وَإِنَّ مِنْهَا لَمَا يَهْبِطُ مِنْ خَشْيَةِ اللَّهِ ۗ وَمَا اللَّهُ

૭૫. તેમ છતાં તમારા દિલો સખત[૫૮] થઈ ગયા, પત્થર સમાન (થઈ ગયા) બલ્કે તેનાથી (પણ) સખત— જોકે પત્થરોમાં ઘણા એવા હોય છે, જેમાંથી ઝરણાં ફૂટે છે, અને કેટલાક ફાટી જતાં તેમાંથી પાણીની ધારાઓ વછુટે છે, અને (ખરેખર) તેમનામાંના કેટલાક એવા (દિલો) પણ છે જે અલ્લાહના ડરથી[૫૯] નમી પડતા હોય છે. અને તમે

---

૫૪.અ. કરારના સમયે ભૂકંપ તથા વાવાઝોડા વગેરેના કારણે તણાએલું વાતાવરણ

૫૫. 'વાંદરા જેવા નીચ અને સંકૂચિત પ્રકૃતિ પામી હડધુત થાઓ.'

૫૬. ઈસરાઈલીઓ મિસરીઓને આધીન એક લાંબા ગાળા સુધી રહ્યા હતા જેના પરિણામે મિસરીઓની ઘણી વહેમી માન્યતાઓ અને તેમના સંસ્કારોની તેમના ઉપર ઊંડી અસર થવા પામી હતી જેમાંની એક ગાય પ્રત્યે ભાવના અને ગૌપૂજાની પ્રથા હતી. આ જડ માન્યતાને તોડવા માટે એક ખાસ ગાયનું બલિદાન આપવાની તેમને ફરજ પાડવામાં આવી હતી. આ લોકો એક સોનેરી રંગની ખાસ ગાયની પૂજા કરતા હતા જેથી તેને બચાવી લેવાના આશયથી તેઓ અલ્લાહના આદેશને ન સમજવાના ખોટા બહાના કરતા હતા. અંતે તેમને બચાવનો કોઈ રસ્તો ન રહેતાં તેમણે આખરે પોતાની વ્યર્થ લાગણીઓનો ત્યાગ કર્યો અને તે ગાયની કુરબાની આપી શિર્કમાંથી મુકિત મેળવી.

૫૭. આંહઝરત (સ.અ.સ.)ના મદીના આવ્યા પછી યહૂદીઓ સાથે સુલેહસંધિ થઈ હતી તે બાદ શાંતિના સમયમાં ઈસ્લામની પ્રગતિ જોતાં કા'બ-બિન- અશરફે યહૂદી કોમમાં ઈર્ષાના બીજ વાવ્યાં હતાં. આ અશાંતિના વાતાવરણનો લાભ લઈ એક યહૂદી વેપારીએ એક મુસ્લિમ ખાતૂન ઘરાક સાથે નિર્લજજતાભર્યું વર્તન કર્યું, જેની ચીસો સાંભળી મદદે દોડી આવનાર એક મુસ્લિમના હાથે તે યહૂદી માર્યો ગયો હતો. યહૂદીઓએ આ મુસ્લિમને બાદમાં કતલ કરી તે વેપારીનો વેર લીધો અને કતલની તપાસ દરમિયાન યહૂદીઓ એકબીજા ઉપર દોષારોપણ કરતા રહ્યા. આ પરિસ્થતિએ બહુ જ ઉગ્ર રૂપ ધારણ કર્યું, જેનો લાભ ઉપાડી કા'બ- બિન- અશરફે ઈસ્લામને નુકસાન પહોંચાડવાની તક ઝડપી લીધી અને જંગેબદરમાં પરાજ્ય પામેલા કુરેશો સાથે મુસ્લિમો સામે લડવાની મસલતો ચલાવી, અને આંહઝરત (સ.અ.સ.)ની પાકિઝા પત્ની વિશે બેહુદા (અશ્લીલ) શાયરીનો પ્રચાર કરવા માંડયો. આ બળવો ફેલાવવાના તથા કતલના અપરાધમાં કા'બ- બિન- અશરફને મોતની સઝા આપવામાં આવી જો કે તે કતલનો ત્યાંનો આખો યહૂદી સમાજ સંયુકત રીતે જવાબદાર હતો. આ આયતમાં મૃતદેહને જીવન આપવાનો અર્થ આ છે કે હત્યા કરનારને તેના અપરાધની સઝા મળી જવાથી તેનો યોગ્ય બદલો લેવાયો

જે કરતા રહો છો તેનાથી અલ્લાહ બેખબર નથી.

بِغَافِلٍ عَمَّا تَعْمَلُونَ ﴿٧٤﴾

૭૬. (હે મોમિનો) 'શું તેઓ તમારા કહેવાથી ઈમાન લઈ આવશે એવી આશા તમે રાખો છો? જ્યારે તેઓમાંના કેટલાક અલ્લાહના ફરમાનો સાંભળે છે અને સમજ્યા છતાં તેના ભાવાર્થોને બદલી નાખે છે અને તેના (પરિણામોથી) તેઓ ખૂબ પરિચિત છે.

أَفَتَطْمَعُونَ أَنْ يُؤْمِنُوا لَكُمْ وَقَدْ كَانَ فَرِيقٌ مِنْهُمْ يَسْمَعُونَ كَلَامَ اللَّهِ ثُمَّ يُحَرِّفُونَهُ مِنْ بَعْدِ مَا عَقَلُوهُ وَهُمْ يَعْلَمُونَ ﴿٧٥﴾

૭૭. અને જ્યારે તેઓ ઈમાન લાવનારાઓને મળે છે, તેઓ કહે છે 'અમે ઈમાન લાવ્યા છીએ', અને જ્યારે તેઓ એકબીજાને એકાંતમાં મળે છે, ત્યારે કહે છે, 'શું જે અલ્લાહે તમારા ઉપર જાહેર[૬૦] કર્યું છે તે તેમને જણાવો છો કે જેથી તેઓ તમારા રબ સમક્ષ તમારી વિરુદ્ધ દલીલ કરે? તમે એટલું પણ નથી સમજતા?'

وَإِذَا لَقُوا الَّذِينَ آمَنُوا قَالُوا آمَنَّا وَإِذَا خَلَا بَعْضُهُمْ إِلَىٰ بَعْضٍ قَالُوا أَتُحَدِّثُونَهُمْ بِمَا فَتَحَ اللَّهُ عَلَيْكُمْ لِيُحَاجُّوكُمْ بِهِ عِنْدَ رَبِّكُمْ أَفَلَا تَعْقِلُونَ ﴿٧٦﴾

૭૮. શું તેઓ નથી જાણતા કે જે કંઈ તેઓ છુપાવે છે અને જે પણ જાહેર કરે છે તે સર્વનું જ્ઞાન અલ્લાહને છે?

أَوَلَا يَعْلَمُونَ أَنَّ اللَّهَ يَعْلَمُ مَا يُسِرُّونَ وَمَا يُعْلِنُونَ ﴿٧٧﴾

૭૯. અને તેઓમાંના કેટલાક અભણ છે; તેમને કિતાબનું કોઈ જ્ઞાન નથી અને તેઓ કલ્પનાઓ તેમજ પોતાના અનુમાનોના આધારે ચાલી રહ્યા છે.

وَمِنْهُمْ أُمِّيُّونَ لَا يَعْلَمُونَ الْكِتَابَ إِلَّا أَمَانِيَّ وَإِنْ هُمْ إِلَّا يَظُنُّونَ ﴿٧٨﴾

૮૦. તે લોકોનો સર્વનાશ (નિશ્ચિત) છે જે લોકો કિતાબ પોતાના હાથે લખીને[૬૧] કહે છે, કે આ અલ્લાહ તરફથી છે અને તેની નજીવી કિમત વસૂલ કરે છે. તેમના માટે વિનાશકાર છે જે તેમણે પોતાના હાથે લખ્યું, અને વિનાશકાર છે તે કમાણી જે તેઓ કરી રહ્યા છે.

فَوَيْلٌ لِلَّذِينَ يَكْتُبُونَ الْكِتَابَ بِأَيْدِيهِمْ ثُمَّ يَقُولُونَ هَٰذَا مِنْ عِنْدِ اللَّهِ لِيَشْتَرُوا بِهِ ثَمَنًا قَلِيلًا فَوَيْلٌ لَهُمْ مِمَّا كَتَبَتْ أَيْدِيهِمْ وَوَيْلٌ لَهُمْ مِمَّا يَكْسِبُونَ ﴿٧٩﴾

---

ગણાય છે. મોતનો બદલો મરનારને ન્યાયકર્તા હોવાથી તેને જીવન આપનારું ગણાય છે, અને કાતિલનો અંત આવવાથી તેના હાથે બીજા કોઈની ભવિષ્યમાં હત્યા થવાનો ભય ન રહેવો પણ સમાજમાં જીવ નાખવા સમાન છે.

આરબોમાં કતલનો બદલો ન લેવામાં આવે તો કોમ નિર્જીવ, કાયર અને નામર્દ ગણાતી. એક પ્રખ્યાત શાયર હારિસ- બિન હિલ્ઝાએ લખ્યું છે કે 'જો તમે મલ્હાહ અને સાકીબના વચ્ચેના વિસ્તારમાં કબરો ખોદશો તો તમને તેમાં દટાએલા મૃતદેહો સાથે જીવન પણ દેખાશે, અર્થાત તેમની હત્યાનો બદલો વસુલ કરવામાં આવ્યો હતો તેના પુરાવા મળશે.'

૫૮. એક નિર્દોષ મુસ્લિમની હત્યા કર્યા પછી તેમના દિલ કઠોર થઈ ગયા હતા. આ આયતમાં તેમના દિલોને પથ્થરથી પણ ઉતરતું કે સખત ગણવામાં આવ્યું છે કારણ કે પથ્થરમાં પણ પાણીની આશા રાખી શકાય છે જેમાં ઈન્સાનને તૃપ્ત કરવાનો ગુણ છે. વાસ્તવમાં મદીનાના યહૂદીઓમાં ભલાઈના ગુણનો અભાવ હતો.

وَقَالُوا لَنْ تَمَسَّنَا النَّارُ إِلَّا أَيَّامًا مَعْدُودَةً ۚ قُلْ أَتَّخَذْتُمْ عِنْدَ اللَّهِ عَهْدًا فَلَنْ يُخْلِفَ اللَّهُ عَهْدَهُ ۖ أَمْ تَقُولُونَ عَلَى اللَّهِ مَا لَا تَعْلَمُونَ ﴿٨١﴾

૮૧. અને તેઓ કહે છે 'અમને (જહન્નમની) આગ સ્પર્શ[૬૨] નહિ કરે સિવાય થોડા દિવસો માટે જ.' તું કહી દે 'શું તમે અલ્લાહ પાસેથી વાયદો લીધો છે? તો અલ્લાહ પોતાના વાયદાનો ભંગ કદાપિ નહિ કરે. અથવા શું તમે અલ્લાહ વિશે તે કહો છો જેનું તમને જ્ઞાન નથી?'

بَلَىٰ مَنْ كَسَبَ سَيِّئَةً وَأَحَاطَتْ بِهِ خَطِيئَتُهُ فَأُولَٰئِكَ أَصْحَابُ النَّارِ ۖ هُمْ فِيهَا خَالِدُونَ ﴿٨٢﴾

૮૨. હા, જે લોકો બદી કરે છે અને પાપોથી ઘેરાઈ જાય છે તેઓ જ  આગમાં રહેનારા છે; અને તેઓ તેમાં સદાય રહેશે.

وَالَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ أُولَٰئِكَ أَصْحَابُ الْجَنَّةِ ۖ هُمْ فِيهَا خَالِدُونَ ﴿٨٣﴾

૮૩. પરંતુ તે લોકો જે ઈમાન લાવીને નેક કામો કરે છે તેઓ જન્નત નિવાસી છે; તેમાં જ સદા તેઓ રહેનારા છે. **(રુકૂઅ - ૯.)**

وَإِذْ أَخَذْنَا مِيثَاقَ بَنِي إِسْرَائِيلَ لَا تَعْبُدُونَ إِلَّا اللَّهَ وَبِالْوَالِدَيْنِ إِحْسَانًا وَذِي الْقُرْبَىٰ وَالْيَتَامَىٰ وَالْمَسَاكِينِ وَقُولُوا لِلنَّاسِ حُسْنًا وَأَقِيمُوا الصَّلَاةَ وَآتُوا الزَّكَاةَ ثُمَّ تَوَلَّيْتُمْ إِلَّا قَلِيلًا مِنْكُمْ وَأَنْتُمْ مُعْرِضُونَ ﴿٨٤﴾

૮૪. અને (તે સમયને યાદ કરો) જ્યારે અમે બની-ઈસરાઈલ પાસેથી પાક્કું વચન લીધું હતું કે અલ્લાહ સિવાય તમે કોઈની ઈબાદત નહિ કરો, અને માતાપિતા, સગાસંબંધીઓ, અનાથો અને ગરીબો સાથે સદવર્તન કરશો અને લોકો સાથે સભ્યતાથી વર્તશો, અને નમાઝ અદા કરશો અને ઝકાત આપશો; (પરંતુ) તમારામાંના થોડા સિવાય બાકીના બધા ફરી ગયા, અને તમે છો જ મોઢું ફેરવી ચાલ્યા જનારા.

وَإِذْ أَخَذْنَا مِيثَاقَكُمْ لَا تَسْفِكُونَ دِمَاءَكُمْ وَلَا تُخْرِجُونَ أَنْفُسَكُمْ مِنْ دِيَارِكُمْ ثُمَّ أَقْرَرْتُمْ وَأَنْتُمْ تَشْهَدُونَ ﴿٨٥﴾

૮૫. અને (તે સમયને યાદ કરો) જ્યારે અમે તમારી પાસેથી વચન લીધું હતું કે તમે અંદરો અંદર ખૂનરેઝી નહિ કરો અથવા પોતાની કોમના લોકોને તેમના ઘરોમાંથી[૬૩] તમે હાંકી નહિ કાઢો; અને તમે કબૂલાત આપી હતી જેના તમે પોતે સાક્ષી છો.

---

૫૯. આ નમી પડવાનો સંકેત પથ્થર તરફ નથી. પરંતુ ઈન્સાનો તરફ છે. ઈસરાઈલીઓમાં અમુક એવા હતા જે અલ્લાહનો ડર રાખતા હતા અને તેમનામાં નમ્રતાનો ગુણ હતો.

૬૦. આંહઝરત (સ.અ.સ.)ના આગમનની ભવિષ્યવાણીઓ જે યહૂદીઓની કિતાબોમાં મૌજૂદ હતી તે મુસ્લિમો ઉપર જાહેર કરવા માટે યહૂદીઓ અંદરોઅંદર એકબીજાને ઠપકો આપતા હતા.

૬૧. યહૂદીઓમાં અલ્લાહના નામે ઉપજાવી કાઢેલી આવી કિતાબો બહુ જ પ્રચલિત હતી. જેમાંની સાચી અને ખોટી વચ્ચે ભેદ કરવો મુશ્કીલ થઈ ગયો હતો.

૬૨. આજની જેમ પહેલાં પણ યહૂદીઓની માન્યતા હતી કે યહૂદી ભલે કેટલો પણ બદકાર હોય તેને અગિયાર મહિનાથી વધુ જહન્નમમાં સઝા નહિ ભોગવવી પડે સિવાય યહૂદીઓમાંના નાસ્તિકો દાથન અને એબીરમ, જે સદાય અઝાબ ભોગવશે. (સેલ)

૬૩. આ આયતનો સંબંધ આંહઝરત (સ.અ.સ.) તથા મદીનાવાસી યહૂદીઓ વચ્ચેના કરાર સાથે હોવાની શકયતા છે જ્યાં બંને પક્ષોએ એકબીજાની સહાયતા કરવાના કરારો કર્યા હતા. યહૂદીઓએ આંહઝરત સ.અ.સ.ને દુશ્મન સામે લડવાની બાંયધરી આપી હતી અને મતભેદોના નિર્ણયોનો હક્ક

ثُمَّ اَنْتُمْ هٰٓؤُلَآءِ تَقْتُلُوْنَ اَنْفُسَكُمْ وَتُخْرِجُوْنَ فَرِيْقًا مِّنْكُمْ مِّنْ دِيَارِهِمْ تَظٰهَرُوْنَ عَلَيْهِمْ بِالْاِثْمِ وَالْعُدْوَانِ وَاِنْ يَّاْتُوْكُمْ اُسٰرٰى تُفٰدُوْهُمْ وَهُوَ مُحَرَّمٌ عَلَيْكُمْ اِخْرَاجُهُمْ اَفَتُؤْمِنُوْنَ بِبَعْضِ الْكِتٰبِ وَتَكْفُرُوْنَ بِبَعْضٍ فَمَا جَزَآءُ مَنْ يَّفْعَلُ ذٰلِكَ مِنْكُمْ اِلَّا خِزْىٌ فِى الْحَيٰوةِ الدُّنْيَا وَيَوْمَ الْقِيٰمَةِ يُرَدُّوْنَ اِلٰٓى اَشَدِّ الْعَذَابِ وَمَا اللّٰهُ بِغَافِلٍ عَمَّا تَعْمَلُوْنَ ﴿٨٥﴾

૮૬. જો કે તમે તે જ લોકો છો જે પોતાના બંધુજનોને કતલ કરો છો, અને તમારામાંના અમુકને તેમના ઘરોમાંથી હાંકી કાઢો છો, અને તમારામાંના એક વર્ગ ઉપર ઝૂલ્મ અને અતિરેકમાં બીજા વર્ગની સહાયતા કરો છો. પછી જ્યારે તેઓ કેદ પકડાઈ તમારી સામે આવે છે ત્યારે તમે બદલો આપી તેમને છોડાવી લો છો. જો કે તેમના ઘરોમાંથી તેમને કાઢી હાંકી મૂકવું તમારા માટે હરામ હતું. તો શું, તમે કિતાબના એક ભાગને માન્ય રાખાશો અને બીજા ભાગને નહિ માનો? તમારામાંના આવું કરનારા માટે કોઈ બદલો નથી, સિવાય કે તેમને આ જીવનમાં નામોશી મળે; અને ન્યાય (કયામતના) દિવસે તેમને દર્દનાક અઝાબમાં ધકેલવામાં આવે; ખરેખર અલ્લાહ તમારા[૬૪] કામોથી બેખબર નથી.

اُولٰٓئِكَ الَّذِيْنَ اشْتَرَوُا الْحَيٰوةَ الدُّنْيَا بِالْاٰخِرَةِ فَلَا يُخَفَّفُ عَنْهُمُ الْعَذَابُ وَلَا هُمْ يُنْصَرُوْنَ ﴿٨٦﴾ ع

૮૭. આ તે જ લોકો છે જેમણે આજીવનને આખેરતના જીવન ઉપર પસંદગી આપી, માટે તેમનો અઝાબ ઓછો નહિ કરવામાં આવે અને ન તો તેમને કોઈ મદદ મળશે. (રૂકૂઅ-૧૦)

وَلَقَدْ اٰتَيْنَا مُوْسَى الْكِتٰبَ وَقَفَّيْنَا مِنْۢ بَعْدِهٖ بِالرُّسُلِ وَاٰتَيْنَا عِيْسَى ابْنَ مَرْيَمَ الْبَيِّنٰتِ وَاَيَّدْنٰهُ بِرُوْحِ الْقُدُسِ اَفَكُلَّمَا جَآءَكُمْ رَسُوْلٌۢ بِمَا لَا تَهْوٰٓى اَنْفُسُكُمُ اسْتَكْبَرْتُمْ فَفَرِيْقًا كَذَّبْتُمْ وَفَرِيْقًا تَقْتُلُوْنَ ﴿٨٧﴾

૮૮. અને બેશક અમે મૂસાને કિતાબ આપી અને તેના પછી રસૂલોને મોકલી તેના નકશે કદમ ચલાવ્યા; અને ઈસા-ઈબને- મરીયમને અમે સ્પષ્ટ નિશાનીઓ આપી મોકલાવ્યો, અને 'રૂહુલ-કૂદ્દુસ'[૬૫] (પવિત્ર રૂહ) વડે તેને શકિત આપી. તો શું જ્યારે પણ કોઈ રસૂલ તમારી તરફ હિદાયત લઈને આવશે, જે (હિદાયત) તમને અણગમતી હશે, તમે ઘમંડ કરશો, અને અમુકને જૂઠા ઠરાવશો અને અમુકને કતલ કરશો?

આંહઝરત (સ.અ.સ.)ને આપ્યો હતો. (લાઈફ ઓફ મુહમ્મદ. મ્યુર, લેખિત)

૬૪. આંહઝરત સ.અ.સ.ના ઝમાનામાં મદીનામાં રહેતા યહૂદીઓના ત્રણ કબીલા હતા, બનુ કએનુકા, બનુ નઝીર, બનુ કુરેઝા, તે સિવાય બીજા બે કબીલા નાસ્તિક (અધર્મી), ઔસ અને ખઝરજ કુલ મળી પાંચ કબીલા હતા. આ નાસ્તિક કબીલાઓ દરમિયાન જંગ થતી ત્યારે બીજા કબીલાઓ સહેજમાં સંડોવાઈ જતા જેના પરિણામે જો કોઈ યહૂદી બિન યહૂદી પક્ષનો બંદીવાન બની જતો તો તેને છોડાવવા માટે ફાળો કરવામાં આવતો કારણ કે યહૂદીઓનું બિન યહૂદીઓનો કેદી બનવું અપમાનજનક લાગતું. કુરઆને મજીદમાં આ હકીકત તરફ તેમનું ધ્યાન ખેંચવામાં આવ્યું છે કે માત્ર યહૂદીઓનું ગુલામ બનવું જ તેમના મઝહબમાં હરામ નથી બલ્કે અંદરોઅંદરો જંગ કરવી અને કતલ કરવી પણ એટલી જ હરામ છે. તેનાથી વધુ બૂરી વસ્તુ કોઈ નથી થઈ શકતી કે કિતાબના એકભાગને માન્ય રાખવું અને બાકીના ભાગનો અસ્વીકાર કરવો.

وَقَالُوْا قُلُوْبُنَا غُلْفٌ ۭ بَلْ لَّعَنَهُمُ اللّٰهُ بِكُفْرِهِمْ فَقَلِيْلًا مَّا يُؤْمِنُوْنَ ۝٨٨

૮૯. તેમણે કહ્યું કે અમારા હૃદયો પરદામાં છે. હકીકતમાં એવું નથી, ઈન્કારના કારણે અલ્લાહે તેમના ઉપર લા'નત નાખી છે. પરંતુ આ લોકો ભાગ્યેજ ઈમાન લાવે છે.

وَلَمَّا جَاۗءَھُمْ كِتٰبٌ مِّنْ عِنْدِ اللّٰهِ مُصَدِّقٌ لِّمَا مَعَھُمْ ۙ وَكَانُوْا مِنْ قَبْلُ يَسْتَفْتِحُوْنَ عَلَي الَّذِيْنَ كَفَرُوْا ښ فَلَمَّا جَاۗءَھُمْ مَّا عَرَفُوْا كَفَرُوْا بِهٖ ۡ فَلَعْنَةُ اللّٰهِ عَلَي الْكٰفِرِيْنَ ۝٨٩

૯૦. અને અલ્લાહ તરફથી તેમની પાસે કિતાબ આવી તેના થકી તેમની પાસે જે પહેલાનું મોજૂદ હતું તેનું સમર્થન થયું. તે પહેલાં તો તેઓ કાફરો ઉપર વિજય મેળવવાની દુઆ [૬૬] કરતા હતા, હવે જ્યારે તેમના ઉપર જે આવ્યું તેને જાણી લીધા પછી તેમણે અસ્વીકાર કર્યો છે, આ કાફરો ઉપર અલ્લાહની લા'નત છે.

بِئْسَمَا اشْتَرَوْا بِهٖٓ اَنْفُسَھُمْ اَنْ يَّكْفُرُوْا بِمَآ اَنْزَلَ اللّٰهُ بَغْيًا اَنْ يُّنَزِّلَ اللّٰهُ مِنْ فَضْلِهٖ عَلٰي مَنْ يَّشَاۗءُ مِنْ عِبَادِهٖ ۚ فَبَاۗءُوْ بِغَضَبٍ عَلٰي غَضَبٍ ۭ وَلِلْكٰفِرِيْنَ عَذَابٌ مُّهِيْنٌ ۝٩٠

૯૧. અધમતર છે તે જેના બદલે તેમણે સ્વયં પોતાને વેંચી નાખ્યો; અને અલ્લાહે જે ઊતાર્યું છે તેનો તેમણે ઈન્કાર કર્યો (અને કહ્યું) 'અલ્લાહે તો પોતાના બંદાઓમાંથી જેના ઉપર ચાહ્યું પોતાની કૃપા ઊતારી દીધી.પરિણામે તેઓ (અલ્લાહની) નારાઝગી ઉપર નારાઝગી વહોરતા રહ્યા; અને આવા કાફરો માટે બહુ જ નામોશીભરી શિક્ષા મુકર્રર છે.

وَاِذَا قِيْلَ لَھُمْ اٰمِنُوْا بِمَآ اَنْزَلَ اللّٰهُ قَالُوْا نُؤْمِنُ بِمَآ اُنْزِلَ عَلَيْنَا وَيَكْفُرُوْنَ بِمَا وَرَاۗءَهٗ ۤ وَھُوَ الْحَقُّ مُصَدِّقًا لِّمَا مَعَھُمْ ۭ قُلْ فَلِمَ تَقْتُلُوْنَ اَنْۢبِيَاۗءَ اللّٰهِ مِنْ قَبْلُ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ۝٩١

૯૨. અને જ્યારે તેમને કહેવામાં આવ્યું 'અલ્લાહે જે ઊતાર્યું છે તેના ઉપર ઈમાન લાવો' તેમણે જવાબ આપ્યો 'અમારા ઉપર જે આવ્યું છે તેના ઉપર અમે ઈમાન રાખીએ છીએ.' પરંતુ તેના પછી જે આવ્યું છે તેનો તેઓ ઈન્કાર કરે છે, જ્યારે આ જ સત્ય છે, જે તેમની પાસે પહેલાનું મોજૂદ છે તેનું સમર્થન કરી રહ્યું છે. કહી દે' જો તમે ઈમાન લાવનારા હતા તો અલ્લાહના પયગમ્બરોને તે સમયે કયા કારણે કતલ કરવાના પ્રયત્નો કરતા રહ્યા?'

---

૬૫. (અ) હઝરત જીબ્રાઈલનું બીજું નામ 'રૂહુલ-કુદસ' છે (જરીર વ કથીર) (બ) રૂહુલ-કુદુસનો શાબ્દિક અર્થ 'અલ્લાહનો પાક કલામ' છે.

૬૬. આંહઝરત સ.અ.સ.ના રિસાલતના દાવા પહેલાં યહૂદીઓ અલ્લાહ પાસે બહુ જ ઉત્સાહથી દુઆઓ કરતા હતા કે તેમનામાં નબીનો ઉદ્દભવ કરવામાં આવે કે જેની સહાયતાથી તેઓ અસત્ય ઉપર વિજય મેળવી શકે. (ઈબ્ને હિશામ પાના ૧૫૦) યહૂદીઓ ધર્મ વિહોણા અરબોને પોતાની કિતાબોમાં આલેખાએલી એક નબીના આવવાની ખબર બતાવતા અને કહેતા કે આ નબી દુનિયાભરમાં સત્યને ફેલાવશે. (ડયુટ્રોનોમી ૧૮/૧૮ અને ૨૮/૧-૨) પરંતુ જ્યારે તેમની સામે નિશાની પૂરી થવા પામી તો તે નિશાનીઓ વિશે બીજાઓને ઉપદેશ કરતા હતા તે'જ લોકોએ તેનો ઈન્કાર કર્યો અને સ્વયં પોતાની પાયમાલી વહોરી લીધી.

૯૩. અને મૂસા તમારી પાસે સ્પષ્ટ નિશાનીઓ લઈને આવ્યો હતો છતાં તમે તેની ગેરહાજરીમાં વાછરડાને (મા'બૂદ) બનાવી લીધો, અને તમે ઝાલિમ બની ગયા.

وَلَقَدْ جَآءَكُم مُّوسَىٰ بِالْبَيِّنَٰتِ ثُمَّ اتَّخَذْتُمُ الْعِجْلَ مِنۢ بَعْدِهِۦ وَأَنتُمْ ظَٰلِمُونَ ﴿٩٣﴾

૯૪. અને (તે સમયને યાદ કરો) જ્યારે અમે તૂર (પર્વત)ને તમારા ઉપર બૂલંદ કર્યો અને તમારી પાસેથી વચન લીધું હતું, અમે કહ્યું 'અમે જે તમને આપ્યું છે તેને દૃઢતાપૂર્વક વળગી રહો અને આજ્ઞાનું પાલન કરો.' તેમણે જવાબમાં કહ્યું 'અમે સાંભળી લીધું છે અને અમે ઈન્કાર કરીએ છીએ.' આ નાફરમાનીના પરિણામે તેમના મનમાં વાછરડું ઘર કરી બેઠું હતું. તું તેમને કહી દે 'જો તમે મોમિન છો તો તમારું આ ઈમાન તમને કેટલી અધમ પ્રેરણા આપે છે!'

وَإِذْ أَخَذْنَا مِيثَٰقَكُمْ وَرَفَعْنَا فَوْقَكُمُ الطُّورَ خُذُوا۟ مَآ ءَاتَيْنَٰكُم بِقُوَّةٍ وَاسْمَعُوا۟ قَالُوا۟ سَمِعْنَا وَعَصَيْنَا وَأُشْرِبُوا۟ فِى قُلُوبِهِمُ الْعِجْلَ بِكُفْرِهِمْ قُلْ بِئْسَمَا يَأْمُرُكُم بِهِۦٓ إِيمَٰنُكُمْ إِن كُنتُم مُّؤْمِنِينَ ﴿٩٤﴾

૯૫. તું કહી દે 'જો આખેરતમાં અલ્લાહનું ઘર ફકત તમારા માટે જ છે અને બીજા કોઈ માટે નથી, તો તમે મૃત્યુની ઈચ્છા કરી જુઓ જો તમે સાચા છો તો!'

قُلْ إِن كَانَتْ لَكُمُ الدَّارُ الْءَاخِرَةُ عِندَ اللَّهِ خَالِصَةً مِّن دُونِ النَّاسِ فَتَمَنَّوُا۟ الْمَوْتَ إِن كُنتُمْ صَٰدِقِينَ ﴿٩٥﴾

૯૬. પરંતુ તેઓ કદાપિ એવી ઈચ્છા કરશે નહિ, કારણ કે તેમણે પોતાના હાથે (કરણી) આગળ મોકલી છે, અને અલ્લાહ ઝાલિમોને ખૂબ જાણે છે.

وَلَن يَتَمَنَّوْهُ أَبَدًۢا بِمَا قَدَّمَتْ أَيْدِيهِمْ وَاللَّهُ عَلِيمٌۢ بِالظَّٰلِمِينَ ﴿٩٦﴾

૯૭. અને તને તેમનામાં તથા અલ્લાહના શરીક ઠરાવનારાઓમાં સૌથી વધારે પ્રમાણમાં જીવવાની લાલસા દેખાશે, અને તેઓમાનો દરેક એક એક હઝાર વર્ષના આયુષ્યની ઈચ્છા રાખે છે, પરંતુ આવળું લાંબુ આયુષ્ય પણ તેમને અઝાબથી નહિ બચાવી શકે. અને જે તેઓ કરી રહ્યા છે તેને અલ્લાહ જોઈ રહ્યો છે. (રૂકૂઅ-૧૧)

وَلَتَجِدَنَّهُمْ أَحْرَصَ النَّاسِ عَلَىٰ حَيَوٰةٍ وَمِنَ الَّذِينَ أَشْرَكُوا۟ يَوَدُّ أَحَدُهُمْ لَوْ يُعَمَّرُ أَلْفَ سَنَةٍ وَمَا هُوَ بِمُزَحْزِحِهِۦ مِنَ الْعَذَابِ أَن يُعَمَّرَ وَاللَّهُ بَصِيرٌۢ بِمَا يَعْمَلُونَ ﴿٩٧﴾

૯૮. તું કહે 'જે કોઈ જીબ્રાઈલથી[૬૭] દુશ્મની રાખે છે (તેણે જાણી લેવું જોઈએ) કે તેણે જ અલ્લાહના હુકમથી તારા દિલ ઉપર (કુરઆન) ઊતાર્યું છે, જે તેનું સમર્થન કરે છે જે પહેલાં ઊતારવામાં આવ્યું હતું, અને આ (કુરઆન) ઈમાન લાવનારાઓ માટે હિદાયત અને ખુશખબરી છે—

قُلْ مَن كَانَ عَدُوًّا لِّجِبْرِيلَ فَإِنَّهُۥ نَزَّلَهُۥ عَلَىٰ قَلْبِكَ بِإِذْنِ اللَّهِ مُصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيْهِ وَهُدًى وَبُشْرَىٰ لِلْمُؤْمِنِينَ ﴿٩٨﴾

---

૬૭. 'જીબ્રાઈલ' એક ગુણવાચક નામ છે. જબર એટલે સેવક, બંદો, ઈલ એટલે બહાદુર, બળવાન, સારાંશે જીબ્રાઈલ અર્થાત બહાદુર કે 'બળવાન સેવક,' આ એક ફરિશ્તાનું નામ છે. હઝરત જીબ્રાઈલ અલ્લાહના સૌથી વધુ માનવંતા ફરિશ્તા છે જે અલ્લાહના દિવ્ય સંદેશાઓ તેના રસૂલો સુધી પહોંચાડવાનું

مَنْ كَانَ عَدُوًّا لِّلّٰهِ وَمَلٰٓئِكَتِهٖ وَرُسُلِهٖ وَجِبْرِيْلَ وَمِيْكٰلَ فَاِنَّ اللّٰهَ عَدُوٌّ لِّلْكٰفِرِيْنَ ﴿٩٩﴾

૯૯. જો કોઈ અલ્લાહ અને તેના ફરિશ્તાઓ અને તેના રસૂલો અને જીબ્રાઈલ અને મિકાઈલથી[૬૮] અદાવત[૬૯] રાખે છે, તો બેશક, અલ્લાહ (આવા) કાફરોનો દુશ્મન છે.

وَلَقَدْ اَنْزَلْنَآ اِلَيْكَ اٰيٰتٍۢ بَيِّنٰتٍ ۚ وَمَا يَكْفُرُ بِهَآ اِلَّا الْفٰسِقُوْنَ ﴿١٠٠﴾

૧૦૦. અને નિ:સંદેહ, અમે તારી તરફ સ્પષ્ટ નિશાનીઓ મોકલી છે જેનો અસ્વીકાર કોઈ નહિ કરે સિવાય કે જે નાફરમાન હશે.

اَوَكُلَّمَا عٰهَدُوْا عَهْدًا نَّبَذَهٗ فَرِيْقٌ مِّنْهُمْ ۭ بَلْ اَكْثَرُهُمْ لَا يُؤْمِنُوْنَ ﴿١٠١﴾

૧૦૧. તો શું જ્યારે તેમણે કોઈ કરાર કર્યો હશે ત્યારે તેમનામાંના અમુક લોકો તે (કરાર)નો ભંગ કરતા જ રહેશે? હકીકતમાં તેમનામાંના ઘણામાં ઈમાનની ઉણપ છે.

وَلَمَّا جَآءَهُمْ رَسُوْلٌ مِّنْ عِنْدِ اللّٰهِ مُصَدِّقٌ لِّمَا مَعَهُمْ نَبَذَ فَرِيْقٌ مِّنَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ ۙ كِتٰبَ اللّٰهِ وَرَآءَ ظُهُوْرِهِمْ كَاَنَّهُمْ لَا يَعْلَمُوْنَ ﴿١٠٢﴾

૧૦૨. અને હવે જ્યારે તેમની તરફ અલ્લાહનો રસૂલ આવ્યો છે, જે તેમની પાસે પહેલાનું હતું તેને પરિપૂર્ણ કરે છે તો તેઓમાંનો એક વર્ગ જેમને પહેલાં કિતાબ આપવામાં આવી હતી, તેમણે અલ્લાહની કિતાબ (કુરઆન)ને પોતાની પીઠ પાછળ ફેંકી દીધી જાણે કે તેઓ કશું જાણતા જ નથી.

وَاتَّبَعُوْا مَا تَتْلُوا الشَّيٰطِيْنُ عَلٰي مُلْكِ سُلَيْمٰنَ ۚ وَمَا كَفَرَ سُلَيْمٰنُ وَلٰكِنَّ الشَّيٰطِيْنَ كَفَرُوْا يُعَلِّمُوْنَ النَّاسَ السِّحْرَ ۤ وَمَآ اُنْزِلَ عَلَي الْمَلَكَيْنِ بِبَابِلَ هَارُوْتَ وَمَارُوْتَ ۭ وَمَا يُعَلِّمٰنِ مِنْ اَحَدٍ حَتّٰى

૧૦૩. અને તે (યહૂદી)ઓ તે વસ્તુની પાછળ પડી ગયા જે બંડખોરો સુલેમાનની બાદશાહતમાં કરતા રહ્યા હતા, જોકે સુલેમાન નાફરમાની કરનારો ન હતો પરંતુ તે બંડખોરો જ કુફ્ર કરનારા હતા જે લોકોને કપટવિદ્યાનું[૭૦] શિક્ષણ આપતા હતા. (તેઓ કહેતા) 'આ (ઈલમ) બેબીલોનના બે ફરિશ્તાઓ[૭૧] હારૂત[૭૨] તથા મારૂત ઉપર ઊતારવામાં આવ્યું હતું'

---

મહત્વનું કાર્ય કરતા રહ્યા છે. તેમને 'રૂહુલ કુદુસ' તથા 'રૂહુલ અમીન' પણ કહેવામાં આવે છે. બાઈબલે તેમને અલ્લાહના સંદેશવાહક સ્વીકાર કર્યા છે. યહૂદીઓ તેમને અગ્નિ તથા વીજળીનો ફરિશ્તો કહે છે. વધુમાં યહૂદીઓ તેમને આફતો, ઉપદ્રવો, યુદ્ધો, બરબાદીઓનો ફરિશ્તો પણ કહે છે. (જરીર તથા મસનદ)

૬૮. મિકાઈલ પણ એક ખાસ ફરિશ્તો ગણાય છે જેને યહૂદીઓ સુલેહશાંતિ, વર્ષા, લીલોતરીનો ફરિશ્તો તેમજ દુનિયાની વ્યવસ્થાને ટકાવી રાખવામાં સહાયરૂપ ગણે છે.

૬૯. ફરિશ્તાઓ રૂહાની સાંકળની એક અગત્યની કડીઓ હોવાથી તેને તોડવાનો પ્રયાસ કરનાર કે તેમના વિશે અનિષ્ટ વિચારો રાખનાર રૂહાની વ્યવસ્થા સાથેના પોતાના સંબંધોને બરબાદ કરે છે અને અલ્લાહની કૃપાઓ તથા એહસાનોથી મહેરૂમ રહી જાય છે.

૭૦. હાથચાલાકીના ખેલ, નઝરબંધી, મેસમેરીઝમ, હિપ્નોટીઝમ વગેરે.

૭૧. 'બે ફરિશ્તા'નો શબ્દ અહિં બે સંત સદાચારી વ્યકિતઓ માટે વપરાયો છે. હકીકતમાં ઈન્સાનો સાથે ફરિશ્તાઓના દુનિયાદારીના વહેવારની કોઈ શકયતા નથી.

يَقُولَآ إِنَّمَا نَحْنُ فِتْنَةٌ فَلَا تَكْفُرْ ۖ فَيَتَعَلَّمُونَ مِنْهُمَا مَا يُفَرِّقُونَ بِهِۦ بَيْنَ ٱلْمَرْءِ وَزَوْجِهِۦ ۚ وَمَا هُم بِضَآرِّينَ بِهِۦ مِنْ أَحَدٍ إِلَّا بِإِذْنِ ٱللَّهِ ۚ وَيَتَعَلَّمُونَ مَا يَضُرُّهُمْ وَلَا يَنفَعُهُمْ ۚ وَلَقَدْ عَلِمُوا۟ لَمَنِ ٱشْتَرَىٰهُ مَا لَهُۥ فِى ٱلْءَاخِرَةِ مِنْ خَلَٰقٍ ۚ وَلَبِئْسَ مَا شَرَوْا۟ بِهِۦٓ أَنفُسَهُمْ ۚ لَوْ كَانُوا۟ يَعْلَمُونَ ﴿١٠٢﴾

હકીકતમાં તે (ફરિશ્તાઓ) કંઈ પણ શિખવાડતા ન હતા, તેમણે કંઈ પણ ન કહ્યું હતું સિવાય કે 'અમે (અલ્લાહ તરફથી) માત્ર આઝમાઈશના રૂપેજ આવ્યા છીએ, માટે અમારી (આજ્ઞાઓની) નાફરમાની ન કરશો' છતાં લોકો એવી વિદ્યા શીખતા હતા કે જેનાથી તેઓ પતિ-પત્ની વચ્ચે જુદાઈ પાડી શકે. પરંતુ અલ્લાહની ઈચ્છા(૭૩) વગર તેઓ કોઈને હાનિ ન કરી શકતા હતા. હવે આ લોકો (આં હઝરત સ.અ.સ.ના દુશ્મનો) એવી જ વસ્તુઓ શીખે છે જે તેમને લાભકારક નહિ નીવડે બલ્કે હાનિકર્તા થશે. અને તેમણે આ જાણી લેવું(૭૪) જોઈએ કે જે આ વસ્તુ અપનાવશે તેને આખેરતમાં કોઈ હિસ્સો નહિ મળે; બેશક, આ બેહદ અધમ વસ્તુ છે જેના બદલે તેમણે પોતાના પ્રાણ વેંચી કાઢયા છે, કાશ! તેઓ એટલું જાણતા હોત.

وَلَوْ أَنَّهُمْ ءَامَنُوا۟ وَٱتَّقَوْا۟ لَمَثُوبَةٌ مِّنْ عِندِ ٱللَّهِ خَيْرٌ ۖ لَّوْ كَانُوا۟ يَعْلَمُونَ ﴿١٠٣﴾ ع

૧૦૪. અને જો તેઓ ઈમાન લાવી પરહેઝગારી અપનાવત તો તેમને અલ્લાહ પાસેથી સારો બદલો મળત, કાશ! તેઓ એટલું જ સમજતા હોત.

(રૂકૂઅ-૧૨)

---

૭૨. હારૂત અને મારૂત, આ બંને વર્ણનાત્મક નામો છે. હારૂતનું મૂળ હરાતા છે, જેનો અર્થ 'તેણે ફાડયું' અથવા ગુણના હિસાબે 'ફાડનાર' થશે. મારૂતનું મૂળ 'મરાતા' છે જેનો અર્થ 'તેણે તોડયું' જેથી તેનો ગુણાત્મક ભાવાર્થ 'તોડનાર' ગણાશે. આ બંને ફરિશ્તાઓ કે સદાચારી પુરુષોની ભૂમિકા ઈસરાઈલીઓના દુશ્મનોના હિંસક બળોને તોડવાની અને મીટાવવાની હતી. હઝરત સુલેમાન(અ)ની હુકૂમતને વેરવિખેર કરવાના કાવતરાંઓને નિષ્ફળ બનવવા માટે અને સત્ય તથા અસત્યને જૂદા પાડવા માટે આ બે સદાચારી રૂહોને મોકલવામાં આવ્યા હતા, જેનો દાખલો આપતાં અલ્લાહે આ આયતમાં યહૂદીઓને ચેતવણી આપી હતી કે હઝરત સુલેમાન (અ)ના સમયમાં જેવી રીતે કાવતરાં નિષ્ફળ થાય હતા તેવું જ પરિણામ આંહઝરત સ.અ.સ. વિરુદ્ધ કરવામાં આવતી યહૂદીઓની યોજનાઓનું આવશે.

૭૩. અલ્લાહના હુકમ વિના કોઈ એક વ્યકિત બીજી વ્યકિતને કોઈ જંતર-મંતર, જાદુટોણા, મેલીવિદ્યા, મૂઠમાર, ભૂતપ્રેતના છળો કે જીન વગેરેના ઉપદ્રવોથી કોઈ નુકસાન નથી કરી શકતી, રહ્યો અલ્લાહનો હુકમ, તો અલ્લાહની સુન્નતમાં ઉપર્યુકત વસ્તુઓનું કોઈ અસ્તિત્વ નથી.

૭૪. જ્યારે યહૂદીઓને ઈસ્લામની વધતી જતી પ્રતિષ્ઠાનું ભાન થયું તો તેમના તમામ ઈરાદાઓ પડી ભાંગ્યા અને ઈસ્લામની પ્રગતિને રોકવું અથવા પાછું ઠેલવું તેમને અસંભવિત લાગ્યું જેથી તેઓ આડોશ પાડોશી રાજ્યોને મુસ્લિમો વિરુદ્ધ ઉશ્કેરવા માંડયા. યહૂદીઓને અસાધારણ સંજોગોમાં ઈસાઈ દેશોની કનડગતના લીધે ઈરાનમાં શરણ લેવું પડયું હતું અને તેઓ પોતાના મઝહબી કેન્દ્રને જૂડીયાથી ખસેડી બેબીલોનીયામાં લાવ્યા હતા. (હચીન્સન્સ હીસ્ટ્રી ઓફ ધી નેશન્સ પા.૫૫૦). સમય જતાં પરશિયન રાજસના ઉપર તેમણે લાગવગ જમાવી ઈસ્લામ વિરુદ્ધ કાવતરું રચ્યું, અને જ્યારે ખુસરો બીજાને આંહઝરત સ.અ.સ. તરફથી ઈસ્લામની દાવત આપવામાં આવી ત્યારે ખુસરોને યહૂદીઓએ

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَقُوْلُوْا رَاعِنَا وَقُوْلُوا انْظُرْنَا وَاسْمَعُوْا ۭ وَلِلْكٰفِرِيْنَ عَذَابٌ اَلِيْمٌ ﴿١٠٤﴾

૧૦૫. હે ઈમાન લાવનારાઓ, તમે (રસૂલને સંબોધન કરો ત્યારે) 'રાઈના' ન કહો પરંતુ કહો 'ઉન્ઝુરના,' અને તેના હુકમોને ધ્યાનપૂર્વક સાંભળો અને (યાદ રાખો) કે નાફરમાની કરનારાઓ માટે દર્દનાક અઝાબ છે(૭૫)

مَا يَوَدُّ الَّذِيْنَ كَفَرُوْا مِنْ اَهْلِ الْكِتٰبِ وَلَا الْمُشْرِكِيْنَ اَنْ يُّنَزَّلَ عَلَيْكُمْ مِّنْ خَيْرٍ مِّنْ رَّبِّكُمْ ۭ وَاللّٰهُ يَخْتَصُّ بِرَحْمَتِهٖ مَنْ يَّشَاۗءُ ۭ وَاللّٰهُ ذُو الْفَضْلِ الْعَظِيْمِ ﴿١٠٥﴾

૧૦૬. એહલે કિતાબમાંના જે કાફરો અને મુશરીકો છે તેઓ ચાહે છે કે તમારા રબ તરફથી તમને કંઈ ભલું પ્રાપ્ત ન થાય; પરંતુ અલ્લાહ પોતાની કૃપાઓ માટે ચાહે તેને પસંદ કરી લે છે અને અલ્લાહ અનંત કૃપાઓના માલિક છે.

---

ભડકાવ્યો હતો. તેમની ભંભેરણીમાં આવી પોતાના તાબા નીચેના યમન પ્રાંતના ગવર્નર બાદાન ઉપર તેણે ફરમાન છોડયું કે આપ (સ)ને બેડીઓમાં જકડી તેના દરબારમાં હાજર કરવામાં આવે. યહૂદીઓનું આ રાજપ્રપંચ આ આયતનું એક વિશિષ્ટ અંગ છે જેમાં તેમના પૂર્વજોએ હઝરત સુલેમાન (અ)ના વિરુદ્ધ કરેલા આવાજ એક પ્રપંચનું ઉદાહરણ મળી આવે છે કે જે મેલી રાજ રમતોની વિદ્યા તેમના પૂર્વજો પાસેથી તેમણે મેળવી હતી તે તેમને લાભકર્તા ન નીવડી (બાઈબલ, રાજાઓનું પહેલું પુસ્તક પ્રકરણ ૧૧ આયત ૨૯ થી ૩૨ પ્રકરણ ૧૪ આયત ૧૪ થી ૨૩.)

આ પહેલાં બેબીલોનીયાના રાજા બુખ્તનસરના ઈસરાઈલી કેદીઓએ ગુપ્ત મંડળીઓ બનાવી હતી. આ આયતમાં વર્ણએલા હારૂત તથા મારૂત નામના બે ફરિશ્તાઓ વાસ્તવમાં અલ્લાહના નેક બુઝર્ગો હતા, જેમાંના એક હગાઈ અને બીજા હઝરત ઝકરીયા ઈબ્ને ઈડો હતા (એઝરા ૫/૧.) આ બે સંયમી અને સદાચારી પુરુષોએ તેમની મંડળીમાં ભળનારા દરેક નવા સભ્યને ચેતવ્યો હતો અને કહ્યું હતું કે તેઓ અલ્લાહ તરફથી નીમવામાં આવ્યા હતા અને તેમની આજ્ઞાઓનું ચુસ્તપણે પાલન કરવાની શિખામણ આપી હતી. તે સમયે મેડીયા તથા પરશિયાના રાજા સાઈરસની સત્તા બળ પકડી રહી હતી અને ઈસરાઈલીઓએ તેની સાથે સંધિ કરી બેબીલોનીઆ ઉપર વિજય અપાવવામાં સહકાર આપ્યો, જેના બદલા રૂપે તેમને જેરૂસલેમ જવા દેવામાં આવ્યા અને હઝરત સુલેમાન (અ)ના દેવળનું જીર્ણોદ્ધાર ખર્ચ પણ પૂરું પાડવામાં આવ્યુ હતું (હીસ્ટોરીયન્સ- હીસ્ટ્રી ઓફ ધી વર્લ્ડ ॥ પાના ૧૨૬)

આ આયતમાં ઉપરોકત બે ઘટનાઓ તરફ યહૂદીઓનું ધ્યાન ખેંચવામાં આવ્યું છે, જે બે ઘટનાઓના પરિણામો વિભિન્ન હતા. પહેલી ઘટનામાં તેમનું કાવતરું હઝરત સુલેમાન (અ)ના વિરોધમાં હતું. જેમાં તેમણે ફજેતી ઉઠાવી અને તેમને બેબીલોનીયામાં દેશવટો ભોગવી ગુલામી કરવી પડી. બીજી ઘટનામાં બે પ્રતિભાશાળી તેજસ્વી સદાચારી પુરુષોની આગેવાની નીચે તેમને સફળતા અને ઈઝઝત મળી. યહૂદીઓનું આ બંને ઘટનાઓના ગાંભીર્ય તરફ ધ્યાન દોરવામાં આવ્યું છે, કે અલ્લાહના પાક રસૂલ આંહઝરત સ.અ.સ.ના વિરુદ્ધના કાવતરાઓમાં તેઓ પોતાના પૂર્વજો જેવી મેળવેલી નામોશીના શિકાર થશે. બીજી ઘટનાની જેમ જો તેઓ અલ્લાહના રસૂલની તાબેદારી કરશે તો તેમને જીવનમાં સફળતા મળશે.

૭૫. સમાજમાં એક સમાન સ્થાન ધરાવતી વ્યકિતઓ વચ્ચે 'રાઈના' શબ્દનો વગર સંકોચે ઉપયોગ કરાય છે. રાઈનાનો અર્થ છે 'તું અમારું ધ્યાન રાખ અમે તારું ધ્યાન રાખશું.' પરંતુ જો બેમાંથી એક વ્યકિત ઊંચો' દરજ્જો ધરાવતી હોય તો ઊતરતા દરજ્જાવાળો શ્રેષ્ઠ દરજ્જો રાખનારાને કહેશે ઉન્ઝુરના અર્થાત 'માનનીય અમારા ઉપર કૃપા દૃષ્ટિ રાખો' માટે કુરઆને મજીદમાં મુસ્લિમોને રસૂલને આ સંબોધન કરવામાં રાઈનાનો ઉપયોગ કરવાથી મનાઈ કરવામાં આવી છે. કારણ કે આવું કરવાથી રસૂલના

مَا نَنْسَخْ مِنْ اٰيَةٍ اَوْ نُنْسِهَا نَاْتِ بِخَيْرٍ مِّنْهَآ اَوْ مِثْلِهَا ؕ اَلَمْ تَعْلَمْ اَنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَیْءٍ قَدِيْرٌ ﴿١٠٦﴾

૧૦૭. અમે જે પણ આયતને રદ કરીએ કે ભૂલાવી[૭૬] દઈએ, તો તેનાથી ઉત્તમ કે તેના જેવી બીજી આયત લાવીએ છીએ. શું તું નથી જાણતો કે અલ્લાહ જે ચાહે તે સર્વ કરવાની શકિત રાખે છે?

اَلَمْ تَعْلَمْ اَنَّ اللّٰهَ لَهٗ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ وَمَا لَكُمْ مِّنْ دُوْنِ اللّٰهِ مِنْ وَّلِیٍّ وَّلَا نَصِيْرٍ ﴿١٠٧﴾

૧૦૮. શું તું નથી જાણતો કે આકાશો તથા પૃથ્વીની બાદશાહત માત્ર અલ્લાહની જ છે? બલ્કે અલ્લાહ સિવાય તમારો કોઈ રક્ષણહાર અથવા મદદગાર નથી.

اَمْ تُرِيْدُوْنَ اَنْ تَسْــَٔلُوْا رَسُوْلَكُمْ كَمَا سُئِلَ مُوْسٰى مِنْ قَبْلُ ؕ وَمَنْ يَّتَبَدَّلِ الْكُفْرَ بِالْاِيْمَانِ فَقَدْ ضَلَّ سَوَآءَ السَّبِيْلِ ﴿١٠٨﴾

૧૦૯. શું તમે તમારા તરફ આવનાર પયગમ્બરને એવા જ પ્રશ્નો[૭૭] પૂછતા રહેશો જેવા મૂસાને પુછવામાં આવ્યા હતા? અને જે ઈમાનને બદલે નાફરમાનીને પસંદગી આપે છે, તે બેશક સીધા રસ્તાથી ભટકી ગયો છે.

وَدَّ كَثِيْرٌ مِّنْ اَهْلِ الْكِتٰبِ لَوْ يَرُدُّوْنَكُمْ مِّنْۢ بَعْدِ اِيْمَانِكُمْ كُفَّارًا ۚۖ حَسَدًا مِّنْ عِنْدِ اَنْفُسِهِمْ مِّنْۢ بَعْدِ مَا تَبَيَّنَ لَهُمُ الْحَقُّ ۚ فَاعْفُوْا وَاصْفَحُوْا حَتّٰى يَاْتِیَ اللّٰهُ بِاَمْرِهٖ ؕ اِنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَیْءٍ قَدِيْرٌ ﴿١٠٩﴾

૧૧૦. એહલે કિતાબમાંના ઘણા પોતાની હસદ (ઈર્ષા)ના કારણે એવી આકાંક્ષાઓ રાખે છે કે ઈમાન લાવ્યા પછી તેઓ તમને ફરી કાફર બનાવી દે, જ્યારે સત્ય તેમના ઉપર પણ પ્રકાશિત થઈ ચૂકયું હોય છે. પરંતુ તમે તેમને માફ કરી દો અને દરગુઝર કરો, જ્યાં સુધી કે અલ્લાહ પોતાનો નિર્ણય લાવે. બેશક, અલ્લાહ જે ચાહે તે કરવા શકિતમાન છે.

وَاَقِيْمُوا الصَّلٰوةَ وَاٰتُوا الزَّكٰوةَ ؕ وَمَا تُقَدِّمُوْا لِاَنْفُسِكُمْ مِّنْ خَيْرٍ تَجِدُوْهُ عِنْدَ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ﴿١١٠﴾

૧૧૧. અને નમાઝ કાયમ કરો અને ઝકાત અદા કરો અને જે પણ સદ્કર્મો તમે તમારા માટે આગળ મોકલાવશો, તે અલ્લાહ પાસે પહોંચી ગયેલા પામશો, ખરેખર તમે જે કરી રહ્યા છો તે અલ્લાહ જોઈ રહ્યો છે.

---

મરતબાનીબરોબરી કરવા જેવું છે. રસૂલનો અદબ જાળવી ધ્યાનપૂર્વક તેમની વાતો સાંભળવાનો આદેશ આપવામાં આવ્યો છે.

૭૬. કુરઆન મજીદની કોઈ પણ આયત અથવા આદેશ રદ બાતલ કે મનસૂખ છે તે માનવું અયોગ્ય છે. આ રદ્ કરવાનું સુચન પહેલાંની કિતાબો તરફ છે કે કુરઆને મજીદના આદેશો વડે પહેલાની કિતાબોના આદેશોને રદ કરવામાં આવ્યા છે અને તેની જગ્યાએ કુરઆન મજીદમાં અલ્લાહે શ્રેષ્ઠતમ આદેશોને કાયમ કર્યા છે.

૭૭. આ આયતમાં આંહઝરત સ.અ.સ.ના ઉપદેશના ધ્યેયને તોડી ફેંકવાના યહૂદીઓના પેંતરા કરવાનાં ફાંફાંનો ઉલ્લેખ છે. તેઓ આપ (સ)ને એવા બેહૂદા અને નિરર્થક સવાલો કરતા જેની ધર્મ સાથે કોઈ નિસ્બત ન હતી. તેઓ મુસ્લિમોને કુશંકાઓમાં ફસાવવાની યુકિતઓમાં હમેશાં પ્રવૃત રહેતા.

૧૧૨. અને તેઓ કહે છે કે કોઈ પણ જન્નતમાં દાખલ થવા પામશે નહિ સિવાય કે તે યહૂદી અથવા ઈસાઈ[(૭૮)] હોય. આ તેમની ખોટી અભિલાષાઓ છે. તું તેમને કહે 'જો તમે સાચા હો તો તે સાબિત કરી બતાવો.'

وَقَالُوا لَنْ يَدْخُلَ الْجَنَّةَ إِلَّا مَنْ كَانَ هُودًا أَوْ نَصَارَىٰ ۗ تِلْكَ أَمَانِيُّهُمْ ۗ قُلْ هَاتُوا بُرْهَانَكُمْ إِنْ كُنْتُمْ صَادِقِينَ ﴿١١١﴾

૧૧૩. શા માટે (દાખલ) થાય નહિ? જે કોઈ પોતાને સંપૂર્ણપણે અલ્લાહના શરણમાં[(૭૯)] સોંપી દેશે, અને ભલાઈના કામો કરનારો હશે, તે પોતાના રબ પાસેથી (ભલો) બદલો અવશ્ય મેળવશે. તેને કોઈ ભય નથી ન તે કદી દુ:ખી થશે. (રુકૂઅ-૧૩)

بَلَىٰ مَنْ أَسْلَمَ وَجْهَهُ لِلَّهِ وَهُوَ مُحْسِنٌ فَلَهُ أَجْرُهُ عِنْدَ رَبِّهِ وَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُونَ ﴿١١٢﴾

૧૧૪. અને યહૂદીઓ કહે છે કે ઈસાઈઓ પાસે (સચ્ચાઈનું) કોઈ પ્રમાણ નથી. તેમજ ઈસાઈઓ કહે છે કે યહૂદીઓ પાસે કોઈ દલીલ નથી. જો કે તેઓ એક જ કિતાબને માને છે. તેમજ અજ્ઞાન લોકો પણ એવી જ વાતો કરતા હોય છે. પરંતુ અલ્લાહ કયામતના દિવસે તેમની વચ્ચે નિર્ણય કરશે જેના[(૮૦)] વિશે તેઓ મતભેદ કરી રહ્યા છે.

وَقَالَتِ الْيَهُودُ لَيْسَتِ النَّصَارَىٰ عَلَىٰ شَيْءٍ وَقَالَتِ النَّصَارَىٰ لَيْسَتِ الْيَهُودُ عَلَىٰ شَيْءٍ وَهُمْ يَتْلُونَ الْكِتَابَ ۗ كَذَٰلِكَ قَالَ الَّذِينَ لَا يَعْلَمُونَ مِثْلَ قَوْلِهِمْ ۚ فَاللَّهُ يَحْكُمُ بَيْنَهُمْ يَوْمَ الْقِيَامَةِ فِيمَا كَانُوا فِيهِ يَخْتَلِفُونَ ﴿١١٣﴾

૧૧૫. અને તેનાથી વધુ કોણ ઝાલિમ થઈ શકે કે જે અલ્લાહની મસ્જિદમાં અલ્લાહના નામની યાદથી અટકાવે અને તેને વેરાન[(૮૧)] કરવાનો પ્રયાસ કરે? આવા લોકો માટે તેમાં દાખલ થવું અયોગ્ય છે. સિવાય કે તેઓ (અલ્લાહનો) ડર રાખીને (તેમાં દાખલ થાય). તેમના માટે દુનિયામાં નામોશી છે, અને આખેરતમાં દર્દનાક અઝાબ છે.

وَمَنْ أَظْلَمُ مِمَّنْ مَنَعَ مَسَاجِدَ اللَّهِ أَنْ يُذْكَرَ فِيهَا اسْمُهُ وَسَعَىٰ فِي خَرَابِهَا ۚ أُولَٰئِكَ مَا كَانَ لَهُمْ أَنْ يَدْخُلُوهَا إِلَّا خَائِفِينَ ۚ لَهُمْ فِي الدُّنْيَا خِزْيٌ وَلَهُمْ فِي الْآخِرَةِ عَذَابٌ عَظِيمٌ ﴿١١٤﴾

---

૭૮. યહૂદીઓ અને ઈસાઈઓ જન્નતમાં પ્રવેશ પામવાનો જન્મ સિદ્ધ હક્ક રાખના હોવાની ભ્રમણામાં ફસાએલા છે.

૭૯. આ આયતમાં 'તકવા' (પરહેઝગારી)ની ત્રણ વિશિષ્ટ મંઝિલો તરફ ઈન્સાનનું ધ્યાન ખેંચવામાં આવ્યું છે. પહેલી મંઝિલ 'ફનાહ' અર્થાત પોતાના 'અહં'ને મીટાવી દેવું, બીજી મંઝિલ 'બકાઅ' પુન:ચેતનવંત થવું' અને ત્રીજી મંઝિલ 'સિકાઅ' અર્થાત અલ્લાહમાં જઈ મળવું. (૧) 'ફનાહ' એટલે પોતાની સર્વે શારીરિક શકિતઓ, તથા માનસિક અવસ્થા તેમજ ધન દૌલત સહિત અલ્લાહને સમર્પણ થવું. અલ્લાહ ખાતર સ્વયં પોતાને મીટાવી દેવાને 'ફનાહ-ફી- અલ્લાહ' કહેવામાં આવે છે. (૨) ફનાહ થયા પછી ઈન્સાન સદાચારી બની અલ્લાહની પ્રીતર્થે પોતાના સંસારિક વિષયો અને મનોકામનાઓનો ત્યાગ કરે છે પછી તેનું જીવન અને મરણ માત્ર અલ્લાહ અને તેના બંદાઓની સેવા પુરતું જ રહી જાય છે, (૩) તે પછી તે ત્રીજી મંઝિલમાં દાખલ થાય છે જે મંઝિલ અલ્લાહ છે; જીવ પોતાના પાલનહારમાં લય પામે છે જ્યાં તેને 'સંતુષ્ટ' આત્માનું પદ મળે છે આ અંતિમ મંઝિલને 'મુતમઈન્નાહ' કહેવામાં આવે છે. (જૂઓ કુરઆન મજીદ સૂ.૮૯ આયત ૨૮)

وَ لِلّٰهِ الْمَشْرِقُ وَ الْمَغْرِبُ فَاَيْنَمَا تُوَلُّوْا فَثَمَّ وَجْهُ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ وَاسِعٌ عَلِيْمٌ ﴿۱۱۵﴾

૧૧૬. પુર્વ અને પશ્ચિમ (સર્વ દિશાઓ) અલ્લાહની છે, માટે તમે જે તરફ મુખ ફેરવશો અલ્લાહને જ પામશો. બેશક અલ્લાહ ઔદાર્યશીલ છે, સર્વજ્ઞ છે.

وَقَالُوا اتَّخَذَ اللّٰهُ وَلَدًا ۙ سُبْحٰنَهٗ ؕ بَلْ لَّهٗ مَا فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ كُلٌّ لَّهٗ قٰنِتُوْنَ ﴿۱۱۶﴾

૧૧૭. અને તેઓ કહે છે કે અલ્લાહે કોઈને (પોતાનો) પુત્ર[૮૨] બનાવ્યો છે. અલ્લાહ તો મહા પવિત્ર છે. હકીકતમાં આકાશો તથા પૃથ્વીની તમામ વસ્તુઓ અલ્લાહની જ તો છે! તે સર્વ તેની જ તાબેદાર છે.

بَدِيْعُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ وَاِذَا قَضٰٓى اَمْرًا فَاِنَّمَا يَقُوْلُ لَهٗ كُنْ فَيَكُوْنُ ﴿۱۱۷﴾

૧૧૮. અલ્લાહ આકાશો તથા પૃથ્વીનો મૂળ પેદા કરનાર[૮૩] છે, જ્યારે તે કોઈ વસ્તુ વિશે નિર્ણય કરે છે તો એટલું જ કહે છે 'થઈ જા' અને તે (વસ્તુ) બની જાય છે.

وَقَالَ الَّذِيْنَ لَا يَعْلَمُوْنَ لَوْلَا يُكَلِّمُنَا اللّٰهُ اَوْ تَاْتِيْنَآ اٰيَةٌ ؕ كَذٰلِكَ قَالَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ مِّثْلَ قَوْلِهِمْ ؕ تَشَابَهَتْ قُلُوْبُهُمْ ؕ قَدْ بَيَّنَّا الْاٰيٰتِ لِقَوْمٍ يُّوْقِنُوْنَ ﴿۱۱۸﴾

૧૧૯. અને અજ્ઞાન લોકો કહે છે 'અલ્લાહ અમારી સાથે કેમ કોઈ વાત નથી કરતો? અથવા અમારી તરફ કોઈ નિશાની[૮૪] કેમ નથી આવતી?' જો કે તેમની પહેલાંના લોકો પણ આ જ પ્રમાણે કહેતા હતા. તે સૌની મનોવૃત્તિ એકસરખીજ છે. ખરેખર, કામીલ યકીન રાખનારાઓ માટે અમે અમારી નિશાનીઓનું સ્પષ્ટ વર્ણન કરતા રહીએ છીએ.

---

૮૦. સત્યના વિરોધથી વધુ બૂરી વસ્તુ ઈસ્લામની દૃષ્ટિમાં બીજી કોઈ નથી. દરેક મઝહબમાં કોઈને કોઈ સચ્ચાઈ અવશ્ય જોવામાં આવે છે પરંતુ ઈસ્લામની સચ્ચાઈ અને પરિપૂર્ણતા બીજા ધર્મોની 'અપૂર્ણતા' જોવાથી સહેજ દેખાઈ રહે છે.

૮૧. આ આયતમાં ધર્માંધતાના કારણે બીજા પંથો કે ફિરકાઓની ઈબાદતોમાં અડચણો કરનારાઓને સખત શબ્દોમાં ઠપકો આપવામાં આવ્યો છે. લોકોને તેમની ઈબાદતગાહોમાં જવાથી રોકવા ઉપરાંત તેમના આદરણીય તથા પવિત્ર સ્થળોનો વિનાશ કરવાથી મનાઈ કરવામાં આવી છે.

૮૨. સમગ્ર માનવ સમાજ એક જ જગતપિતા સર્વ સર્જનહાર અલ્લાહની રૂહાની સંતાન છે, માટે કોઈ એકને કે બેને અલ્લાહનો પુત્ર કે પુત્રી ગણવું સદંતર અયોગ્ય છે. આ સંબંધ એક અલંકારિક રૂપમાં છે જેના ઘણા અર્થો નિકળે છે. યહૂદીઓના ધર્મશાસ્ત્રોમાં 'અલ્લાહના પૂત્ર'ની ઉપમાં અલ્લાહના, સદાચારી પરહેઝગાર નેક બંદા કે અલ્લાહની કોઈ પ્રિય વ્યકિતને આપવામાં આવે છે. (લુક પ્ર.૨૦ આ.૩૬. મેન્યુ પ્ર.૫ આ.૯, ૪૫ અને ૪૮. ડયુટ્રોનોમી પ્ર.૧૪ આ.૧, એકસોડસ પ્રા.૪ આ.૨૨૫ ગૌલ પ્ર.૩ આ.૩૬).

જો કોઈ ઈન્સાનના રૂપમાં ખુદાનો દીકરો હોત તો તે ખુદાની શેહવત (કામક્રિડા)ના પરિણામે પેદા થએલો ગણાયો હોત જેનાથી અલ્લાહને જાતિય સંબંધનો નિયમ લાગુ પડી જાત, અને તે નિયમને કાયમ રાખવા માટે અલ્લાહને જીવન મરણના અને વારસાના ચક્રમાં ચક્કર લીધા વગર છુટકો જ ન હોત. ઈસ્લામ તે સર્વ શકિતમાન મહાપવિત્ર શકિતને માનવપ્રાણીની ખામીરહિત, નિર્બળ અને મોહતાજી

૧૨૦. (હે નબી) અમે તને સત્ય (દીન) સાથે, ખુશખબર આપનાર અને ચેતવનાર બનાવી મોકલાવ્યો છે અને જહન્નમ નિવાસીઓ માટે તને જવાબદાર[૮૫] લેખવામાં નહિ આવે.

إِنَّآ أَرۡسَلۡنَٰكَ بِٱلۡحَقِّ بَشِيرٗا وَنَذِيرٗاۖ وَلَا تُسۡـَٔلُ عَنۡ أَصۡحَٰبِ ٱلۡجَحِيمِ ١١٩

૧૨૧. અને યહૂદીઓ તથા ઈસાઈઓ તારાથી ખુશ નહિ થાય. જ્યાં સુધી કે તું તેમની માન્યતાઓને નહિ અનુસરે. તું તેમને કહે 'ખરેખર અલ્લાહનો દર્શાવેલો માર્ગ જ સત્યમાર્ગ છે અને જો તું સત્યજ્ઞાન મેળવ્યા પછી તેમની બૂરી ઇચ્છાઓને આધીન થઈશ, તો અલ્લાહથી તને બચાવનાર કોઈ નહિ હોય, ન કોઈ મદદગાર હશે.'

وَلَن تَرۡضَىٰ عَنكَ ٱلۡيَهُودُ وَلَا ٱلنَّصَٰرَىٰ حَتَّىٰ تَتَّبِعَ مِلَّتَهُمۡۗ قُلۡ إِنَّ هُدَى ٱللَّهِ هُوَ ٱلۡهُدَىٰۗ وَلَئِنِ ٱتَّبَعۡتَ أَهۡوَآءَهُم بَعۡدَ ٱلَّذِي جَآءَكَ مِنَ ٱلۡعِلۡمِ مَا لَكَ مِنَ ٱللَّهِ مِن وَلِيّٖ وَلَا نَصِيرٍ ١٢٠

૧૨૨. અમે જેમને કિતાબ આપીએ તેઓ તેને એવી જ રીતે અનુસરે જેમ અનુસરવું[૮૬] જોઈએ. તેઓ જ તેમાં ઈમાન લાવનારા છે. અને જે લોકો તેનો અસ્વીકાર કરે છે તેઓ જ નુકસાન ઉઠાવનારા છે (રુકૂઅ-૧૪)

ٱلَّذِينَ ءَاتَيۡنَٰهُمُ ٱلۡكِتَٰبَ يَتۡلُونَهُۥ حَقَّ تِلَاوَتِهِۦٓ أُوْلَٰٓئِكَ يُؤۡمِنُونَ بِهِۦۗ وَمَن يَكۡفُرۡ بِهِۦ فَأُوْلَٰٓئِكَ هُمُ ٱلۡخَٰسِرُونَ ١٢١

૧૨૩. હે બની ઈસરાઈલ, મારા તે ઉપકારને યાદ કરો, જે મેં તમારા ઉપર કર્યો હતો, અને મેં તમને તમામ કોમો ઉપર શ્રેષ્ઠતા આપી હતી.

يَٰبَنِيٓ إِسۡرَٰٓءِيلَ ٱذۡكُرُواْ نِعۡمَتِيَ ٱلَّتِيٓ أَنۡعَمۡتُ عَلَيۡكُمۡ وَأَنِّي فَضَّلۡتُكُمۡ عَلَى ٱلۡعَٰلَمِينَ ١٢٢

---

ભર્યા જીવનથી પાક અને ઉચ્ચતર હસ્તી માને છે.

૮૩. 'મૂળ નિર્માતા, તેજ અવ્વલ છે, સ્વયંભૂ છે યાને તેને કોઈએ જન્મ નથી આપ્યો, મોહતાજી રહિત છે, કોઈના આધાર વગર અલ્લાહે સ્વયંજ્ઞાનથી, સ્વેચ્છાપૂર્ણ આ વિરાટ વિશ્વ વ્યવસ્થાનો ઉદ્‌ભવ કર્યો છે.

૮૪. પ્રથમ તો કાફરો કુરઆન મજીદને ગૂંચવણોથી ભરપુર, 'વિભિન્ન સ્વપ્નાઓનું મિશ્રણ' કહી ઠઠ્ઠો ઉડાવતા રહ્યા, પરંતુ જ્યારે તેના ઉપદેશનાં માધુર્ય, સૌંદર્ય અને સચોટતાનું તેમને ભાન થયું તો તેમણે કુરઆનને આંહઝરત સ.અ.સ. ઉપર તેને સ્વયં કુશળતાથી ઘડી કાઢેલું હોવાનો આરોપ મૂકયો, પરંતુ તેમાં તેમની પોતાની સાક્ષી આડી આવી ઉભી રહી, અને આપ (સ)નું પાક અને સત્યમય જીવન તેમની આંખો સામે આવી ઉભું રહ્યું.

અંતમાં તેમણે દાવ બદલ્યો અને સીધી નિશાનીઓની માંગણી કરી. પોતાને જ માત્ર અનુકૂળ પડે તેવી નિશાનીઓની અભિલાષા સેવનારા હકીકતમાં દર્દનાક અઝાબના અભિલાષી છે.

૮૫. અલ્લાહના રસૂલોની અને નેકબંદાઓની દરેક સમયમાં અવગણના કરવામાં આવતી રહી હતી અને તે નેક રૂહોને રંજાડવામાં કોઈ કસર બાકી રાખવામાં નથી આવી. અને અલ્લાહે પોતાના રસૂલોને આ જવાબદારીથી મુકત રાખ્યો છે.

૮૬. આ ચેતવણી માત્ર યહૂદીઓ કે ખ્રિસ્તીઓ માટે નથી પરંતુ મુસ્લિમો માટે પણ છે, જેમના ઉપર કુરઆન મજીદની તા'લીમને ચુસ્તપણે અનુસરવાનો સખત હુકમ છે.

وَاتَّقُوْا يَوْمًا لَّا تَجْزِيْ نَفْسٌ عَنْ نَّفْسٍ شَيْـًٔا وَّلَا يُقْبَلُ مِنْهَا عَدْلٌ وَّلَا تَنْفَعُهَا شَفَاعَةٌ وَّلَا هُمْ يُنْصَرُوْنَ ﴿١٢٤﴾

૧૨૪. અને તે દિવસથી ડરો જ્યારે કોઈ એક જીવની અવેજીમાં બીજો જીવ[૮૭] સ્વીકારાશે નહિ, ન તો કોઈની જામીનગીરી આપી શકાશે, ન તો કોઈની ભલામણ કામ લાગશે, ન કોઈ તેમને સહાયકર્તા થશે.

وَاِذِ ابْتَلٰٓى اِبْرٰهٖمَ رَبُّهٗ بِكَلِمٰتٍ فَاَتَمَّهُنَّ ؕ قَالَ اِنِّىْ جَاعِلُكَ لِلنَّاسِ اِمَامًا ؕ قَالَ وَمِنْ ذُرِّيَّتِىْ ؕ قَالَ لَا يَنَالُ عَهْدِى الظّٰلِمِيْنَ ﴿١٢٥﴾

૧૨૫. અને (યાદ કરો) જ્યારે ઈબ્રાહીમને તેના પરવરદિગારે કેટલીક રીતોથી આઝમાવ્યો હતો, જેમાં તે સફળ થયો ત્યારે (અલ્લાહે) ફરમાવ્યું 'હું તને લોકોનો ઈમામ નીમવાનો છું' (ઈબ્રાહિમે) કહ્યું '(શું) મારી ઔલાદમાંથી પણ નીમીશ?' (અલ્લાહે) ફરમાવ્યું 'મારું વચન (માત્ર) ઝાલિમોને નહિ પહોંચે.'

وَاِذْ جَعَلْنَا الْبَيْتَ مَثَابَةً لِّلنَّاسِ وَاَمْنًا ؕ وَاتَّخِذُوْا مِنْ مَّقَامِ اِبْرٰهٖمَ مُصَلًّى ؕ وَعَهِدْنَآ اِلٰٓى اِبْرٰهٖمَ وَاِسْمٰعِيْلَ اَنْ طَهِّرَا بَيْتِىَ لِلطَّآئِفِيْنَ وَالْعٰكِفِيْنَ وَالرُّكَّعِ السُّجُوْدِ ﴿١٢٦﴾

૧૨૬. અને (તે સમયને યાદ કરો) જ્યારે અમે આ ઘર (કા'બા)ને માનવજાતિ માટે (એકઠા થવાનું) કેન્દ્ર[૮૮] અને સલામતીનું સ્થળ બનાવ્યું. (ત્યારે આદેશ આપવામાં આવ્યો હતો કે) ઈબ્રાહીમની ઉભા રહેવાની જગ્યાને નમાઝનું સ્થાન બનાવો અને અમે ઈબ્રાહીમ તથા ઈસમાઈલને આદેશ આપ્યો હતો કે 'તવાફ' કરનારાઓ અને એ'તકાફ બેસનારાઓ તથા રુકૂઅ અને સિજદો કરનારાઓ માટે મારા આ ઘરને પાકસાફ રાખો.'

وَاِذْ قَالَ اِبْرٰهٖمُ رَبِّ اجْعَلْ هٰذَا بَلَدًا اٰمِنًا وَّارْزُقْ

૧૨૭. અને (યાદ કરો) જ્યારે ઈબ્રાહીમે (દુઆ કરી) કહ્યું કે હે મારા પરવરદિગાર, આ શહેરને અમનનું[૮૯] શહેર બનાવી દે, અને તેમાં

---

૮૭. સઘળા જીવોની જવાબદારી પોતપોતાની છે, જેમાં અંધશ્રદ્ધા, રૂઢીરિવાજોની પરંપરાનું બહાનું રક્ષણ નહિ આપે. દરેક બંદાનો અલ્લાહ સાથે સીધો હિસાબ કિતાબ થશે.

૮૮. કુરઆને મજીદમાં મળતા અમુક સંકેતો તથા હદીસના હવાલાથી એવું જણાય છે કે ખાના કા'બાનો પાયો હઝરત આદમ (અ)એ નાખ્યો હતો. જૂઓ સૂ.૩ આ.૯૭. સમય જતાં વસ્તીમાં ફેરબદલીના કારણે લાંબા કાળ પર્યંત કા'બાના થોડા જ અવશેષો રહેવા પામ્યાં હતા જે પાયા ઉપર હઝરત ઈબ્રાહીમ (અ) એ ફરી ચણતર કર્યું હતું. ત્યારથી ખાના કા'બા હઝરત ઈસમાઈલ (અ)ની ઔલાદ માટે અકીદત તથા ઈબાદતનું મથક બની રહ્યું. આ ઘરમાં હઝારો વર્ષો ઉપર ૩૬૦ પ્રતિમાઓ પ્રવેશ થવા પામી હતી અને અંતમાં હઝરત મુહમ્મદ મુસ્તફા સ.અ.સ.ની ભવ્ય રિસાલતની બરકતથી હઝરત આદમ (અ)ના વિખરાએલા બાળકો રૂહાનીયતની એક જ માળામાં પરોવાઈ વિશ્વ ભ્રાતૃભાવનાના બંધનમાં બંધાઈ ગયા.

૮૯. કા'બાની મહત્તાના સૌભાગ્યથી મક્કા શહેરને શાંતિ તથા અમનનું શહેર ઠરાવવામાં આવ્યું હતું. દુનિયાના ઈતિહાસમાં અનેક દેશો અને સામ્રાજ્યો વચ્ચે ભીષણ સંઘર્ષો ખેલાયા, અને અનેક બળવાન રાજ્યસત્તાઓનો ઉદ્ભવ થયો અને વિનાશ પણ થયો પરંતુ આજ દિવસ સુધી મક્કાની શાંતિમય

اَهْلَهٗ مِنَ الثَّمَرٰتِ مَنْ اٰمَنَ مِنْهُمْ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِؕ قَالَ وَمَنْ كَفَرَ فَاُمَتِّعُهٗ قَلِيْلًا ثُمَّ اَضْطَرُّهٗۤ اِلٰى عَذَابِ النَّارِؕ وَبِئْسَ الْمَصِيْرُ ۝١٢٦

વસનારાઓને અલ્લાહ તથા આખેરતના દિવસ ઉપર ઈમાન રાખવાના (બદલામાં) ફળ પ્રદાન કર. તેણે ફરમાવ્યું' 'અને જે ઈન્કાર કરશે તેમને પણ હું ટૂંક સમય સુધી લાભ આપીશ, અંતે તેમને જહન્નમની આગ તરફ ઘસડી જઈશ, અને તે બેહદ અધમ ઠેકાણું છે.'

وَاِذْ يَرْفَعُ اِبْرٰهٖمُ الْقَوَاعِدَ مِنَ الْبَيْتِ وَاِسْمٰعِيْلُؕ رَبَّنَا تَقَبَّلْ مِنَّاؕ اِنَّكَ اَنْتَ السَّمِيْعُ الْعَلِيْمُ ۝١٢٧

૧૨૮. અને (તે સમયને યાદ કરો) જ્યારે ઈબ્રાહીમ અને ઈસમાઈલ આ ઘર (કા'બા)નું ચણતર કરી રહ્યા હતા (ત્યારે દુઆ[૯૦] કરતા જતા હતા) 'હે અમારા રબ, અમારી આ સેવાનો તું સ્વીકાર કર, તું જ સર્વ સાંભળનાર અને સર્વ જાણનારો છે.

رَبَّنَا وَاجْعَلْنَا مُسْلِمَيْنِ لَكَ وَمِنْ ذُرِّيَّتِنَاۤ اُمَّةً مُّسْلِمَةً لَّكَ ۠ وَاَرِنَا مَنَاسِكَنَا وَتُبْ عَلَيْنَاۚ اِنَّكَ اَنْتَ التَّوَّابُ الرَّحِيْمُ ۝١٢٨

૧૨૯. 'હે અમારા પાલનહાર અમને પોતાના તાબેદાર બનાવી લે, અને અમારા વંશમાંથી એવા લોકોનો ઉદ્દભવ કર જે તારી તાબેદારી કરનારા હોય અને અમને અમારી સ્થિતિ અનુસાર ઈબાદતની રીત દર્શાવ અને અમારા ઉપર તારી રહેમતભરી નઝર કર અને તું જ તૌબાહ સ્વીકાર કરનારો અને દયાળુ છે.

رَبَّنَا وَابْعَثْ فِيْهِمْ رَسُوْلًا مِّنْهُمْ يَتْلُوْا عَلَيْهِمْ

૧૩૦. 'હે અમારા પરવરદિગાર, તેઓમાંથી એક એવા રસૂલનો[૯૧] ઉદ્દભવ કર જે તેમને તારી આયતો

---

સૌમ્યતાને તે ભયંકર સંઘર્ષનો સ્પર્શ સુદ્ધાંએ નથી થવા પામ્યો. આ ધરતીના વિશાળ વિસ્તારની વેરાનીના ઈતિહાસમાં કોઈપણ ધર્મને આવા શાંતિમય વાતાવરણનો અનુભવ નથી થવા પામ્યો. કોઈ પણ વિધર્મી આક્રમક બળને આ પવિત્ર ધામ ઉપર અલ્લાહે સત્તા નથી આપી ન તેમને તેમાં પ્રવેશ મળ્યો.

૯૦. કા'બાનો મૂળ પાયો હઝરત આદમ (અ)એ નાખ્યો હતો. હ.ઈબ્રાહીમ (અ) તેના મૂળ ચણનાર હતા કે જીર્ણોદ્ધાર કરનારા હતા તે વિશે સાધારણ રીતે મતભેદ કરવામાં આવે છે, પરંતુ કુરઆને મજીદના પ્રમાણોના આધારે સાબિત થાય છે કે હઝરત ઈબ્રાહીમ (અ)ના આગમન પહેલાં આ જગ્યાએ કોઈ પડી ભાંગેલી ઈમારતનો પાયો હોવાના ચિન્હો હતા જેના ઉપર હઝરત ઈબ્રાહીમ (અ) તથા હઝરત ઈસમાઈલ (અ) ભેગા મળી પાયાની દીવાલોને ઉભી કરી હતી. આ સ્થળે જ હઝરત ઈબ્રાહીમ (અ)એ અલ્લાહ પાસે દુઆ કરી કહ્યું હતું 'હે મારા રબ, હું મારા પરિવારને તારા ઘર પાસે એક ઉજ્જડ ધરતી ઉપર મૂકી આવ્યો છું' (સૂ.૧૪/૩૬) આજ સ્થળે ઘણા વર્ષો બાદ પાયાની જીર્ણ દીવાલો ઉભી કરવામાં આવી હતી જેનાથી કા'બાનું અસ્તિત્વ પ્રાચીન હોવાનો પુરાવો મળે છે.

૯૧. હઝરત ઈબ્રાહીમ (અ)એ પોતાના બંને પુત્રોના વંશજો માટે દુઆ કરી હતી. સૂરાહ બકરાહની આયત ૧૨૫ પ્રમાણે તેમણે સાધારણ રીતે પોતાના બંને પુત્રોના વંશજો માટે નબુવ્વતની માગણી કરી હતી. જેમાં કોઈ વિશિષ્ટાનો ઉલ્લેખ જોવામાં નથી આવતો પરંતુ આ આયત (૨/૧૩૦) પ્રમાણે જે દુઆ કા'બામાં હઝરત ઈબ્રાહીમ (અ)એ કરી હતી તેમાં તેમણે ખાસ હેતુપૂર્વક એક મહાન રસૂલનો ઉદ્દભવ કરવાની માગણી કરી હતી જે તેમના મોટા દીકરા હઝરત ઈસમાઈલ (અ)ના હક્કમાં હતી. જો કે આ મોટા દીકરાના હક્કના વિરોધમાં ઈસાઈઓ બે દલીલો રજુ કરે છે, કે (અ) બાઈબલની દુઆમાં હઝરત

آيٰتِكَ وَيُعَلِّمُهُمُ الْكِتٰبَ وَالْحِكْمَةَ وَيُزَكِّيْهِمْ ۭ اِنَّكَ اَنْتَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿١٢٩﴾

વાંચી સંભળાવે અને તેમને કિતાબ તથા હિકમતનું શિક્ષણ આપે અને તેમને પવિત્ર કરે. નિ:સંદેહ, તું સર્વ સમર્થ છે, હિકમતવાળો છે.' (રુકૂઅ-૧૫)

وَمَنْ يَّرْغَبُ عَنْ مِّلَّةِ اِبْرٰهٖمَ اِلَّا مَنْ سَفِهَ نَفْسَهٗ ۭ وَلَقَدِ اصْطَفَيْنٰهُ فِي الدُّنْيَا ۚ وَاِنَّهٗ فِي الْاٰخِرَةِ لَمِنَ الصّٰلِحِيْنَ ﴿١٣٠﴾

૧૩૧. અને કોણ ઈબ્રાહીમના દીનથી મુખ ફેરવશે. સિવાય કે જેણે મૂર્ખતાથી પોતાનો સર્વનાશ કરી લીધો હોય. નિ:સંદેહ (ઈબ્રાહીમને જ) અમે આ દુનિયામાં પસંદ કર્યા હતો અને બેશક, આખેરતમાં પણ તેની ગણના પરહેઝગારોમાં થશે.

اِذْ قَالَ لَهٗ رَبُّهٗٓ اَسْلِمْ ۙ قَالَ اَسْلَمْتُ لِرَبِّ الْعٰلَمِيْنَ ﴿١٣١﴾

૧૩૨. જ્યારે તેના રબે તેને હુકમ આપ્યો 'પોતાને સમર્પણ(૯૨) કર' ત્યારે તેણે કહ્યું 'હું સૃષ્ટિના સર્જનહારના આધીન થાઉં છું.'

وَوَصّٰى بِهَآ اِبْرٰهٖمُ بَنِيْهِ وَيَعْقُوْبُ ۭ يٰبَنِيَّ اِنَّ اللّٰهَ

૧૩૩. ઈબ્રાહીમે પોતાના પુત્રોને આજ ઉપદેશ આપ્યો હતો, તેમજ યા'કૂબે પણ કહ્યું હતું 'હે મારા પુત્રો, ખરેખર અલ્લાહે આ દીન તમારા માટે પસંદ

ઈસમાઈલનો ઉલ્લેખ નથી, અને (બ) જો અલ્લાહે બંને ભાઈઓની પેઢીઓમાં નબીઓનો ઉદ્ભવ કરવાના વાયદો કર્યો છે તો હઝરત મુહમ્મદ (સ.અ.સ.) હઝરત ઈસમાઈલ (અ)ના વંશમાંથી હોવાનો પુરાવો શું છે? હકીકતમાં બાઈબલે હઝરત સારાહ (ર) તથા હઝરત હાજરા (ર)ના વજૂદોનો સ્વીકાર કર્યો છે. (જુઓ, જેનેસીસ પ્ર.૧૬ આ.૧૦થી ૧૨ પ્ર.૧૭ આ.૬) તેમજ એહલે કુરેશના હઝરત ઈસમાઈલ (અ)ના વંશ જ હોવાના દાવાને તમામ અરબ કોમે માન્ય રાખ્યો છે. વધુમાં જેનેસીસ પ્ર.૧૭ આ.૨૦નાં નિર્દેશ પ્રમાણે અલ્લાહે હઝરત ઈસમાઈલ (અ)ના વંશને ને'મતોનો અને તેની કોમને બળવાન બનાવવાનો વાયદો કર્યો છે.

જેનેસીસ પ્ર.૨૧ આ.૮ થી ૧૪ પ્રમાણે હઝરત સાહરા (ર)ની પતરાજી ટાળવા માટે હઝરત હાજરા (ર)ને પોતાના ઘરનો ત્યાગ કરવો પડયો હતો. અહીં એક પ્રશ્ન ઉદ્ભવે છે કે હઝરત હાજરા (ર) પોતાના ઘરનો ત્યાગ કરી જો હિજાઝ ભણી નથી ગયા જ્યાં તેમના વંશજો હોવાના દાવેદાર મોજૂદ છે તો પછી તેમને કયાં લઈ જવામાં આવ્યા હતા? હકીકતમાં અરબ ભૂગોળશાસ્ત્રીઓ સંમત છે કે બાઈબલમાં આલેખેલી પરાનની પહાડીઓ હિજાઝ પાસે છે.

જેનેસીસ પ્ર.૧૬ આ.૧૨માં હઝરત ઈસમાઈલ (અ)ને વગડામાં ભટકનારો જણાવ્યો છે.

સેન્ટ પોલે હઝરત હાજરા(ર)ના અરબ સંબંધનો સ્વીકાર કર્યો છે.

**કિડર** હઝરત ઈસમાઈલના (અ) વંશમાંથી મનાય છે. જેના વંશજો સમય જતાં અરબસ્તાનના દક્ષિણ ભાગમાં જઈ વસ્યા હતા (બાઈબલ સાઈકલોપીડીઆ લંડન. ૧૮૬૨)

અંતમાં, પ્રોફેસર સી.સી. ટોરે, 'જ્યુઈશ ફાઉન્ડેશન ઓફ ઈસ્લામ' પાના ૮માં લખે છે કે જેનેસીસ પ્ર.૧૭ આયત ૨૦ પ્રમાણે 'અરબ પ્રાંતોમાં ખાસ કરીને **કિડર**, દૂઆ, તાઈમા ખાસ નોંધપાત્ર છે જે અરબસ્તાનની બળવાન કોમો હતી.

જેનેસીસ પ્રકરણ ૧૭ આયત ૨૦માં લખેલું છે 'અને ઈસમાઈલ વિશે મેં તારી વાત સાંભળી લીધી છે, જો મેં તેને આશીર્વાદ આપ્યો છે તો હું તેને સફળ કરીશ અને બેહદ વૃદ્ધિ આપીશ.'

૯૨. મુસ્લિમ અર્થાત વિચાર, વાણી તથા વર્તનથી પોતાના સર્જનહાર પાલનહાર અલ્લાહને સમર્પણ થવું અને તેવી જ સ્થિતિમાં સદાય રહેવું.

اصْطَفٰى لَكُمُ الدِّيْنَ فَلَا تَمُوْتُنَّ اِلَّا وَاَنْتُمْ مُّسْلِمُوْنَ ﴿۱۳۲﴾

કર્યો છે, માટે તમારું મૃત્યુ આવે ત્યારે તમે તેની સંપૂર્ણ તાબેદારીમાં હો!

اَمْ كُنْتُمْ شُهَدَآءَ اِذْ حَضَرَ يَعْقُوْبَ الْمَوْتُ اِذْ قَالَ لِبَنِيْهِ مَا تَعْبُدُوْنَ مِنْۢ بَعْدِيْ قَالُوْا نَعْبُدُ اِلٰهَكَ وَاِلٰهَ اٰبَآئِكَ اِبْرٰهٖمَ وَاِسْمٰعِيْلَ وَاِسْحٰقَ اِلٰهًا وَّاحِدًا وَّنَحْنُ لَهٗ مُسْلِمُوْنَ ﴿۱۳۳﴾

૧૩૪. શું તમે તે સમયે હાજર હતા જ્યારે યા'કૂબ મરણપથારી ઉપર હતો? તેણે પોતાના પુત્રોને કહ્યું કે તમે મારા મૃત્યુ બાદ કોની બંદગી કરશો? તેમણે ઉત્તર વાળ્યો' અમે તારા રબની ઈબાદત કરશું, તારા પૂર્વજોના[૯૩], ઈબ્રાહીમ અને ઈસમાઈલ અને ઈસહાકના ખુદાની, એક અલ્લાહની અને અમે તેનાજ તાબેદાર રહેશું.'

تِلْكَ اُمَّةٌ قَدْ خَلَتْ لَهَا مَا كَسَبَتْ وَلَكُمْ مَّا كَسَبْتُمْ وَلَا تُسْـَٔلُوْنَ عَمَّا كَانُوْا يَعْمَلُوْنَ ﴿۱۳۴﴾

૧૩૫. આ લોકો જે પહેલાં થઈ ગયા હતા તેમની કરણીઓ તેમના માટે છે અને તમે જે કમાશો તે તમારા માટે છે, પરંતુ તેમની કરણીઓ વિશે તમને પૂછવામાં નહિ આવે.

وَقَالُوْا كُوْنُوْا هُوْدًا اَوْ نَصٰرٰى تَهْتَدُوْا قُلْ بَلْ مِلَّةَ اِبْرٰهٖمَ حَنِيْفًا وَمَا كَانَ مِنَ الْمُشْرِكِيْنَ ﴿۱۳۵﴾

૧૩૬. અને તેઓ કહે છે કે 'તમે યહૂદી કે ઈસાઈ થશો, તો જ હિદાયત મેળવી શકશો.' તેમને કહી દે 'હરગીઝ નહિ. બલ્કે તમે પણ ઈબ્રાહીમના દીનને અનુસરો જે અલ્લાહ તરફ જુકનારો હતો અને તે મુશરીકોમાનો ન હતો.'

قُوْلُوْٓا اٰمَنَّا بِاللّٰهِ وَمَآ اُنْزِلَ اِلَيْنَا وَمَآ اُنْزِلَ اِلٰٓى اِبْرٰهٖمَ وَاِسْمٰعِيْلَ وَاِسْحٰقَ وَيَعْقُوْبَ وَالْاَسْبَاطِ وَمَآ اُوْتِيَ مُوْسٰى وَعِيْسٰى وَمَآ اُوْتِيَ النَّبِيُّوْنَ مِنْ رَّبِّهِمْ

૧૩૭. તમે કહો 'અમે ઈમાન લાવીએ છીએ અલ્લાહ ઉપર અને જે અમારા ઉપર આવ્યું છે તે (કુરઆન) ઉપર, અને જે ઈબ્રાહીમ તથા ઈસમાઈલ અને ઈસહાક અને યા'કુબ અને (તેની) ઔલાદ[૯૪] ઉપર આવ્યું હતું, તેના ઉપર, અને જે મૂસા તથા ઈસાને આપવામાં આવ્યું હતું તેના ઉપર, અને જે (બીજા તમામ) નબીઓને[૯૫] તેમના રબ તરફથી

---

૯૩. અહીં અરબી શબ્દ 'અબ' છે જેનો અર્થ પિતા, પિતૃ, વડવા કે પૂર્વજો થાય છે. હઝરત ઈસમાઈલ (અ) હઝરત યા'કૂબના કાકા હતા, જેથી તેમના માટે 'અબ'નો સંબોધન યોગ્ય છે.

૯૪. હઝરત યા'કુબની ઔલાદમાં બાર દીકરાઓ હતા. સમય જતાં તે બાર દીકરાઓની ઔલાદ બની ઈસરાઈલના બાર કબીલાઓ તરીકે પ્રખ્યાત થઈ. રૂબન, સિમીઓન, લીવી, જૂદાહ, ઈસ્ખાર, ઝબલુન, યુસફ, બીનયામીન, દાન, નાફતાલી, ગાડ અને અશર આંહઝરત યા'કૂબના બાર દીકરાઓ હતા. (જેનેસીસ પ્ર.૩૫ આ.૨૩/૨૬ અને પ્રકરણ ૪૯ આયત ૨૮.)

૯૫. બીજા મઝહબો પોતાની માન્યતાઓને કડક મર્યાદાની અંદર રાખીને બેઠા છે જ્યારે કુરઆને મજીદમાં અનેક નબીઓનું વર્ણન છે જેમનો સ્વીકાર ઈસ્લામની વિશાળ દૃષ્ટિની અસંકુચિતતા અને ઉદારતાનું પ્રમાણ છે. કુરઆને મજીદની દલીલથી કોઈ એવી કોમ નથી જેમાં રસૂલનો ઉદ્ભવ ન થયો હોય અને ઈસ્લામ પ્રત્યેક પયગમ્બરનો આદર કરે છે.

આપવામાં આવ્યું હતું. અમે તે સૌની વચ્ચે કોઈ ભેદભાવ નથી રાખતા; અને અમે અલ્લાહની જ સંપૂર્ણ શરણાગતિમાં આવીએ છીએ.'

لَا نُفَرِّقُ بَيْنَ أَحَدٍ مِّنْهُمْ وَنَحْنُ لَهُ مُسْلِمُونَ ﴿١٣٦﴾

૧૩૮. અને જો તેઓ તમારા ઈમાન જેવો જ ઈમાન લાવે [૯૬] તો તેઓ ખરેખર હિદાયત પામ્યા છે, પરંતુ જો તેઓ પાછા ફરી જાય તો બેશક તેઓ ફિસાદ જગાડનાર છે. અને તેમના મુકાબલામાં તમારા માટે અલ્લાહ પૂરતો છે, કારણ કે તે જ સર્વ સાંભળનાર અને સર્વ જાણનાર છે.

فَإِنْ آمَنُوا بِمِثْلِ مَا آمَنتُم بِهِ فَقَدِ اهْتَدَوا وَّإِن تَوَلَّوْا فَإِنَّمَا هُمْ فِي شِقَاقٍ فَسَيَكْفِيكَهُمُ اللَّهُ وَهُوَ السَّمِيعُ الْعَلِيمُ ﴿١٣٧﴾

૧૩૯. (તેમને કહો, કે 'અમે તો આ) અલ્લાહનો રંગ અપનાવ્યો છે; અલ્લાહના રંગથી બહેતર કોનો રંગ છે? અને અમે તેનીજ બંદગી કરીએ છીએ.'

صِبْغَةَ اللَّهِ وَمَنْ أَحْسَنُ مِنَ اللَّهِ صِبْغَةً وَنَحْنُ لَهُ عَابِدُونَ ﴿١٣٨﴾

૧૪૦. તું તેમને કહે 'તમે અલ્લાહ વિશે મારી સાથે વાદવિવાદ કરો છો? જો કે તે જ અમારો રબ છે અને તમારો પણ રબ છે. અને અમારા માટે અમારા કર્મો છે અને તમારા માટે તમારા કર્મો છે; અને કેવળ તેને જ અમે સ્વાર્પણ કર્યું છે.'

قُلْ أَتُحَاجُّونَنَا فِي اللَّهِ وَهُوَ رَبُّنَا وَرَبُّكُمْ وَلَنَا أَعْمَالُنَا وَلَكُمْ أَعْمَالُكُمْ وَنَحْنُ لَهُ مُخْلِصُونَ ﴿١٣٩﴾

૧૪૧. (હે કિતાબવાળાઓ) શું તમે એમ કહો છો કે ઈબ્રાહીમ અને ઈસમાઈલ, અને ઈસહાક અને યા'કૂબ અને તેની સંતાન યહૂદી અથવા ઈસાઈ [૯૭] હતા? તેમને કહે 'શું તમે વધુ જાણો છો કે અલ્લાહ?' અને તેનાથી વધુ ઝાલિમ કોણ હશે કે જે અલ્લાહ તરફથી આવેલી સાક્ષીને છુપાવે? બેશક અલ્લાહ તમારા કૃત્યોથી બેખબર નથી.

أَمْ تَقُولُونَ إِنَّ إِبْرَاهِيمَ وَإِسْمَاعِيلَ وَإِسْحَاقَ وَيَعْقُوبَ وَالْأَسْبَاطَ كَانُوا هُودًا أَوْ نَصَارَىٰ قُلْ أَأَنتُمْ أَعْلَمُ أَمِ اللَّهُ وَمَنْ أَظْلَمُ مِمَّن كَتَمَ شَهَادَةً عِندَهُ مِنَ اللَّهِ وَمَا اللَّهُ بِغَافِلٍ عَمَّا تَعْمَلُونَ ﴿١٤٠﴾

---

૯૬. મુસ્લિમોને અહીં કહેવામાં આવ્યું છે કે યહૂદીઓ અને ઈસાઈઓના દીનના બારામાં તમારી સાથે સહમત થવાનો આધાર વંશપરંપરા માન્યતાઓ ઉપર ન હોવો જોઈએ, પરંતુ અલ્લાહ તરફથી ઊતરેલી તમામ હિદાયતોના આધાર ઉપર હોવો જોઈએ, તો જ તેમની વચ્ચે મૂળભૂત સિદ્ધાંતો વિષે મતભેદ નહીં રહે નહિતર તેમની વચ્ચે જુદાઈના અંતરના ગંભીર પરિણામોના જવાબદાર મુસ્લિમો નહિ પણ ઈર્ષા અને દ્વેષના કારણે હઠાગ્રહ કરનારા યહૂદીઓ અને ઈસાઈઓ જ ગણાશે.

૯૭. આ આયતમાં યહૂદીઓ તથા ઈસાઈઓને આડકતરી રીતે સમજાવવામાં આવ્યો છે કે હઝરત ઈબ્રાહીમ (અ) અને તેમની સંતાન હઝરત મૂસા (અ)ના સમયથી પહેલાં થઈ ગયા હતા જ્યારે યહૂદી તથા ઈસાઈઓનું અસ્તિત્વ હતું જ નહિ અને જો તેમના દાવા પ્રમાણે મુકિત તેમનો જ સિદ્ધ અધિકાર છે તો હઝરત ઈબ્રાહીમની સંતાનનું શું થશે? જે ન તો યહૂદી હતી, ન ઈસાઈ હતી?

تِلْكَ أُمَّةٌ قَدْ خَلَتْ لَهَا مَا كَسَبَتْ وَلَكُم مَّا كَسَبْتُمْ وَلَا تُسْأَلُونَ عَمَّا كَانُوا يَعْمَلُونَ ﴿١٤٢﴾

૧૪૨. આ લોકો છે જે પહેલાં થઈ ગયા હતા તેમની કરણીઓ[૯૮] તેમના માટે હતી અને તમારી કરણીઓ તમારા માટે છે અને તેઓના કર્મો વિશે તમને પૂછવામાં નહિ આવે. (રુકૂઅ - ૧૬)

سَيَقُولُ السُّفَهَاءُ مِنَ النَّاسِ مَا وَلَّاهُمْ عَن قِبْلَتِهِمُ الَّتِي كَانُوا عَلَيْهَا ۚ قُل لِّلَّهِ الْمَشْرِقُ وَالْمَغْرِبُ ۚ يَهْدِي مَن يَشَاءُ إِلَىٰ صِرَاطٍ مُّسْتَقِيمٍ ﴿١٤٣﴾

૧૪૩. નાદાન લોકો જરૂર કહેશે કે આ (મુસ્લિમ) લોકોને પોતાના આ કિબલાથી જેના ઉપર તેઓ (પહેલાં) હતા કઈ વસ્તુએ ફેરવી નાખ્યા હશે? (હે રસૂલ) તું કહી દે 'પૂર્વ અને પશ્ચિમ, સર્વ અલ્લાહનાજ[૯૯] છે. તે જેને ચાહે સીધો રસ્તો દેખાડે છે.

وَكَذَٰلِكَ جَعَلْنَاكُمْ أُمَّةً وَسَطًا لِّتَكُونُوا شُهَدَاءَ عَلَى النَّاسِ وَيَكُونَ الرَّسُولُ عَلَيْكُمْ شَهِيدًا ۗ وَمَا جَعَلْنَا الْقِبْلَةَ الَّتِي كُنتَ عَلَيْهَا إِلَّا لِنَعْلَمَ مَن يَتَّبِعُ الرَّسُولَ مِمَّن يَنقَلِبُ عَلَىٰ عَقِبَيْهِ ۚ وَإِن كَانَتْ لَكَبِيرَةً إِلَّا عَلَى الَّذِينَ هَدَى اللَّهُ ۗ وَمَا كَانَ اللَّهُ لِيُضِيعَ إِيمَانَكُمْ ۚ إِنَّ اللَّهَ بِالنَّاسِ لَرَءُوفٌ رَّحِيمٌ ﴿١٤٣﴾

૧૪૪. અને આવી રીતે અમે તમને સર્વશ્રેષ્ઠ ઉમ્મત બનાવી છે કે તમે લોકો ઉપર સાક્ષી રહો અને રસૂલ તમારા ઉપર સાક્ષી રહે અને જેની તરફ તેં મુખ કર્યું હતું તેને અમે એટલા માટે કિબલા ઠરાવ્યો કે અમે જાણી લઈએ કે કોણ અલ્લાહના રસૂલની તાબેદારી કરે છે અને કોણ પોતાની એડીના ભારે પાછો ફરી જાય છે. અને બેશક આ તેમના માટે બહુ જ અઘરૂં છે સિવાય કે તે લોકો માટે જેમને અલ્લાહે હિદાયત (સત્ય દોરવણી) આપી છે. અને અલ્લાહ તમારા ઈમાનને વ્યર્થ નહિ જવા દે. ખરેખર, અલ્લાહ બેહદ માયાળુ તેમજ દયાવંત છે.[૧૦૦]

---

૯૮. યહૂદીઓ તથા ઈસાઈઓને ફરી ચેતવવામાં આવ્યો છે કે તેમને પોતાની કરણીનો બદલો અવશ્ય ભોગવવો પડશે. કારણ કે કોઈ એક જીવ બીજાનો ભાર નથી ઉઠાવી શકતો.

૯૯. પહેલાંની અમુક આયતોના વર્ણન પ્રમાણે હઝરત ઈબ્રાહીમ (અ) દિવ્ય આદેશના પાલનમાં પોતાની પત્ની હ.હાજરા (ર) તથા તેમના પુત્ર હ.ઈસમાઈલ (અ)ને મક્કાની ખીણમાં મૂકી આવ્યા હતા. હઝરત ઈસમાઈલ (અ) પુખ્ત વયે પહોંચ્યા ત્યારે હઝરત ઈબ્રાહીમ (અ)એ તેમની મદદથી કા'બાનું ચણતર કર્યું હતું અને તે સમયે કરેલી તેમની દુઆના પરિણામમાં એક મહાન રસૂલનો ઉદ્ભવ થવા પામ્યો અને કા'બાને અલ્લાહની પસંદગી પ્રમાણે માનવજાતિ માટે આદરણીય ઠરાવવામાં આવ્યો. આંહઝરત સ.અ.સ. જુની રીત પ્રમાણે જ જેરૂસ્લેમની મસ્જિદ બયતુલમુકદ્દસ તરફ જ મુખ રાખી ઈબાદત કરતા હતા. આપ (સ) ઉપર રીસાલતના ઊતરવા પછી થોડા સમય બાદ કા'બા તરફ મુખ કરી ઈબાદત કરવાનો આપને આદેશ મળ્યો હતો. આ પરિવર્તનના કારણે ઘણા મોમિનોના મનમાં વસવસો પેદા થયો હતો અને તેમની વચ્ચે મતભેદ થવાનો ભય ઊભો થયો ત્યારે આ આયત ઊતરી હતી કે અલ્લાહની બંદગીમાં દિશાનું કોઈ મહત્ત્વ નથી, પરંતુ એકાગ્રતાથી સર્જનહારની બંદગી કરવી જ ઈબાદતની રૂહ છે.

૧૦૦. અલ્લાહના ઉપર્યુકત આદેશથી મોમિનોના દૃઢ ઈમાનની પણ કસોટી થઈ હતી. કા'બાને કિબલા બનાવી લીધા પછી પણ મુસ્લિમોના દીલોમાં બયતુલ મુકદ્દસની અઝમત પહેલાં જેવીજ કાયમ રહી.

૧૪૫. ખરેખર, તારું વારંવાર આકાશ તરફ જોવું અમે જોઈ રહ્યા છીએ; બેશક અમે તને તે કિબલા તરફ ફેરવી જ દેશું જે તને પસંદ છે. માટે તારૂં મુખ મસ્જિદે- હરામ (પવિત્ર મસ્જીદ કા'બા) તરફ કર, અને જ્યાં પણ તમે હો તમારું મુખ (નમાઝ માટે) તે જ તરફ ફેરવી[૧૦૧] લેજો. અને જે લોકોને કિતાબ (તૌરાત) આપવામાં આવી છે તેમને પૂરતો વિશ્વાસ છે કે આ (કિબલાના પરિવર્તનનો આદેશ) તેમના રબ તરફથી (આવેલુંએક) સત્ય છે. અને જે કંઈ તેઓ કરે છે અલ્લાહ તેનાથી બેખબર નથી.

قَدْ نَرٰى تَقَلُّبَ وَجْهِكَ فِى السَّمَآءِ ۚ فَلَنُوَلِّيَنَّكَ قِبْلَةً تَرْضٰهَا ۪ فَوَلِّ وَجْهَكَ شَطْرَ الْمَسْجِدِ الْحَرَامِ ؕ وَحَيْثُ مَا كُنْتُمْ فَوَلُّوْا وُجُوْهَكُمْ شَطْرَهٗ ؕ وَاِنَّ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ لَيَعْلَمُوْنَ اَنَّهُ الْحَقُّ مِنْ رَّبِّهِمْ ؕ وَمَا اللّٰهُ بِغَافِلٍ عَمَّا يَعْمَلُوْنَ ﴿۱۴۴﴾

૧૪૬. અને જેમને પહેલાં કિતાબ આપવામાં આવી તેમની પાસે તું ગમે તેટલી નિશાનીઓ લાવીશ તેઓ તારા કિબલાને માન્ય રાખશે નહિ; ન તો તેઓના કિબલાને તું માન્ય રાખીશ; અને ન તો તેઓમાંના કોઈ એકબીજાના કિબલાને[૧૦૨] માન્ય રાખશે. અને જો તને જ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ તું તેમની ઇચ્છાઓને આધીન થઈશ તો તું અવશ્ય ઝાલિમોમાં ગણાઈશ.

وَلَئِنْ اَتَيْتَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ بِكُلِّ اٰيَةٍ مَّا تَبِعُوْا قِبْلَتَكَ ۚ وَمَآ اَنْتَ بِتَابِعٍ قِبْلَتَهُمْ ۚ وَمَا بَعْضُهُمْ بِتَابِعٍ قِبْلَةَ بَعْضٍ ؕ وَلَئِنِ اتَّبَعْتَ اَهْوَآءَهُمْ مِّنْۢ بَعْدِ مَا جَآءَكَ مِنَ الْعِلْمِ ۙ اِنَّكَ اِذًا لَّمِنَ الظّٰلِمِيْنَ ﴿۱۴۵﴾

૧૪૭. તે લોકો જેમને અમે કિતાબ આપી છે તેઓ આ[૧૦૩] (સત્ય)ને એવી રીતે ઓળખે છે જેવી રીતે તેઓ પોતાની ઔલાદને ઓળખતા હોય છે, પરંતુ તેઓમાંના કેટલાક જાણી જોઈને સચ્ચાઈને છુપાવે છે.

اَلَّذِيْنَ اٰتَيْنٰهُمُ الْكِتٰبَ يَعْرِفُوْنَهٗ كَمَا يَعْرِفُوْنَ اَبْنَآءَهُمْ ؕ وَاِنَّ فَرِيْقًا مِّنْهُمْ لَيَكْتُمُوْنَ الْحَقَّ وَهُمْ يَعْلَمُوْنَ ﴿۱۴۶﴾

૧૪૮. આ તારા રબ તરફથી આવેલું સત્ય છે, માટે તું તેમાં શંકા કરનારાઓમાંનો થઈશ નહિ. (રૂકૂઅ - ૧૭)

اَلْحَقُّ مِنْ رَّبِّكَ فَلَا تَكُوْنَنَّ مِنَ الْمُمْتَرِيْنَ ﴿۱۴۷﴾

૧૦૧. આ પરિવર્તન લાવવાથી અલ્લાહનો મૂળ હેતુ મુસ્લિમોમાં તનઝીમ (એકમ ) વકાર (શિસ્ત) અને ભ્રાતૃભાવનાનો ઉદ્ભવ કરવાનો હતો.

૧૦૨. કિબલાના પ્રશ્ન ઉપર યહૂદી તથા ઈસાઈને માત્ર મુસ્લિમો સાથે જ મતભેદ ન હતો પરંતુ અંદરોઅંદર તે બંને વર્ગોમાં કિબલા વિશે ઘણી અસમાનતા હતી. યરૂશલેમમાં રહેનારા યરૂશલેમને કિબલા માનતા, જ્યારે તેમનામાંથી જુદો પડેલો એક સમુહ હઝરત મૂસા (અ)ને માનનારા સામારીટના યહૂદીઓ ફલસ્તીનમાં આવેલી એક 'જરીઝીમ' નામની પહાડીને કિબલા માનતા. નજરાનના ઈસાઈઓ મદીનાની મસ્જિદ નબ્વીમાં પૂર્વ તરફ મુખ રાખી ઈબાદત કરતા હતા. પ્રાચીન માન્યતાના ઈસાઈઓ યહૂદીઓના કિબલાને માન આપતાં. આમ યહૂદી ઈસાઈ, તથા સામારીટનો અંદરોઅંદરની દુશ્મનીના પરિણામે જૂદા જૂદા કિબલાઓને માનનારાઓ પાસેથી મુસ્લિમોના કિબલાને અનુસરવાની આશા રાખવી વ્યર્થ હતી.

૧૦૩. 'આ (સત્ય)'નો સંકેત કા'બા તરફ છે. એહલે કિતાબને પોતાના ધર્મશાસ્ત્રોમાં અરબી રસૂલના આગમનનું જ્ઞાન મળ્યું હતું જેનો કા'બા સાથે ગાઢ સંબંધ છે.

وَلِكُلٍّ وِّجْهَةٌ هُوَ مُوَلِّيهَا فَاسْتَبِقُوا الْخَيْرَاتِ ۚ أَيْنَ مَا تَكُونُوا يَأْتِ بِكُمُ اللَّهُ جَمِيعًا ۚ إِنَّ اللَّهَ عَلَىٰ كُلِّ شَيْءٍ قَدِيرٌ ﴿١٤٩﴾

૧૪૯. દરેક વ્યકિતનું કોઈ ન કોઈ ધ્યેય હોય છે. જેની અસર થયા વગર નથી રહેતી; માટે નેકીઓમાં હરીફાઈ કરતા એકબીજાથી આગળ વધો. તમે ગમે ત્યાં હશો અલ્લાહ તમને સૌને (એકજ સ્થળે) એકઠા કરી લેશે. ખરેખર, અલ્લાહ જે ચાહે તે કરવાની શકિત રાખે છે.

وَمِنْ حَيْثُ خَرَجْتَ فَوَلِّ وَجْهَكَ شَطْرَ الْمَسْجِدِ الْحَرَامِ ۖ وَإِنَّهُ لَلْحَقُّ مِن رَّبِّكَ ۗ وَمَا اللَّهُ بِغَافِلٍ عَمَّا تَعْمَلُونَ ﴿١٥٠﴾

૧૫૦. અને તું કોઈ પણ દિશાએથી ઉપસ્થિત થા, તારું મુખ મસ્જિદે- હરામ (૧૦૪) (પવિત્ર મસ્જિદ, કા'બા) તરફ જ રાખ, કારણ કે આ તારા પરવરદિગાર તરફથી આવેલું સત્ય છે. અને અલ્લાહ તમારા (કામો)થી બેખબર નથી.

وَمِنْ حَيْثُ خَرَجْتَ فَوَلِّ وَجْهَكَ شَطْرَ الْمَسْجِدِ الْحَرَامِ ۚ وَحَيْثُ مَا كُنتُمْ فَوَلُّوا وُجُوهَكُمْ شَطْرَهُ لِئَلَّا يَكُونَ لِلنَّاسِ عَلَيْكُمْ حُجَّةٌ إِلَّا الَّذِينَ ظَلَمُوا مِنْهُمْ فَلَا تَخْشَوْهُمْ وَاخْشَوْنِي وَلِأُتِمَّ نِعْمَتِي عَلَيْكُمْ وَلَعَلَّكُمْ تَهْتَدُونَ ﴿١٥١﴾

૧૫૧. અને તું કોઈપણ દિશાએથી ઉપસ્થિત થા. તારું મુખ પવિત્ર મસ્જિદ તરફ ફેરવી લે, અને જ્યાં પણ તમે હશો તમારું મુખ તેની જ તરફ ફેરવી લેજો જેથી લોકોને તમારી સાથે વિવાદ (૧૦૪અ) કરવાનું કોઈ કારણ ન મળી જાય. સિવાય કે તેમનામાંના જે ઝાલિમ છે, તેમનાથી ભય પામશો નહિ, પણ મારો જ ડર રાખો કે હું મારી ને'મત તમારા ઉપર સંપૂર્ણ કરું જેના પરિણામે તમે હિદાયત મેળવી શકો.

૧૦૪. જ્યારે કા'બાને કિબલા ઠરાવવામાં આવ્યું ત્યારે મુસ્લિમો માટે કા'બા ઉપર સત્તા સ્થાપવાની ફરજ પડી, અને આ આયતમાં તેમને એકત્રીત થઈ કા'બા ઉપર વિજેતા થવાની પ્રેરણા આપવામાં આવી. આ ફતેહનો ઈશારો કુરઆને મજીદમાં સૂ.૧૭/૮૧ અને સૂ.૨૯/૮૬માં કરવામાં આવ્યો છે. ડયુટ્રોનોમી ૩૩/૨માં આલેખાયેલી આગાહી પણ આંહઝરત સ.અ.સ.ના દસ હઝાર મુસ્લિમો સાથે વિજયવંતા થઈ મક્કામાં દાખલ થવાથી પુરી થવા પામી હતી.

૧૦૪.અ કા'બા તરફ મુખ ફેરવવાના આદેશમાં મક્કાને ફતેહ કરી તેમાં અલ્લાહની ઈબાદત સ્થાપવાનો સંકેત હતો. આ કાર્યને પૂરું ન કરવાથી ઈસ્લામ ઉપર દુશ્મનોના મેણા તથા ટીકાત્મક વિવાદનો ભય હતો. (૧) જો હઝરત ઈબ્રાહીમ(અ)ની દુઆ કબૂલ થયા વગર રહી જાય તો આપ (સ)ના રસૂલ હોવાના દાવાનો વિરોધ કરવાનું કાફરોને બહાનું મળતું હતું. (૨) કા'બા ઉપર નાસ્તિકોની સત્તા હતી તે કાયમ રહી જતી હતી. (૩) અલ્લાહના પવિત્ર ઘરમાં ૩૬૦ પ્રતિમાઓ ઘર કરી બેઠી હતી, જેના તરફ મુખ કરી ઈબાદત કરવાથી મુસ્લિમો ઉપર મૂર્તિપૂજાનો આરોપ આવતો હતો. ઉપર્યુકત કારણોને લીધે કા'બાને મૂર્તિઓથી શુદ્ધ કરી અલ્લાહની ઈબાદત સ્થાપવા માટે મક્કા ઉપર વિજયવંત થવું મુસ્લિમો માટે અનિવાર્ય હતું. એક સમયે અરબોએ હબશી રાજા અબ્રાહાનો પરાજય જોયા પછી તેમને ખાતરી થઈ ગઈ હતી કે હઝરત ઈબ્રાહીમે (અ) કરેલી આગાહી પ્રમાણે મક્કા ઉપર જુઠ્ઠા રસૂલનો અધિકાર નહિ આવે. મક્કાવાસીઓની આ માન્યતા હોવાથી મક્કાના વિજય પછી તેમના ટોળાના ટોળા ઇસ્લામમાં દાખલ થઈ ગયા.

كَمَآ اَرْسَلْنَا فِيْكُمْ رَسُوْلًا مِّنْكُمْ يَتْلُوْا عَلَيْكُمْ اٰيٰتِنَا وَيُزَكِّيْكُمْ وَيُعَلِّمُكُمُ الْكِتٰبَ وَالْحِكْمَةَ وَيُعَلِّمُكُمْ مَّا لَمْ تَكُوْنُوْا تَعْلَمُوْنَ ﴿١٥١﴾

૧૫૨. એટલા માટે અમે તમારામાંથી જ એક રસૂલનો ઉદ્દ્ભવ કર્યો છે જે અમારી આયતો તમને વાંચી સંભળાવે છે, અને તમને પવિત્ર કરે છે, અને તમને કિતાબ (કુરઆન) તથા હિકમતનું શિક્ષણ આપે છે, અને તમને તે શિક્ષણ આપે છે જેનું પહેલાં તમને જ્ઞાન ન હતું.

فَاذْكُرُوْنِيْٓ اَذْكُرْكُمْ وَاشْكُرُوْا لِيْ وَلَا تَكْفُرُوْنِ ﴿١٥٢﴾

૧૫૩. માટે મારી યાદ કરતા રહો, હું પણ તમને યાદ રાખીશ; અને મારા આભારી બનો અને નગુણા ન બનો. (રુકૂઅ - ૧૮)

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اسْتَعِيْنُوْا بِالصَّبْرِ وَالصَّلٰوةِ ۭ اِنَّ اللّٰهَ مَعَ الصّٰبِرِيْنَ ﴿١٥٣﴾

૧૫૪. હે ઈમાન લાવનારાઓ, સબ્ર તથા દુઆઓ દ્વારા મદદ માગતા રહો બેશક- અલ્લાહ સબ્ર કરનારાઓ સાથે છે.

وَلَا تَقُوْلُوْا لِمَنْ يُّقْتَلُ فِيْ سَبِيْلِ اللّٰهِ اَمْوَاتٌ ۭ بَلْ اَحْيَاۗءٌ وَّلٰكِنْ لَّا تَشْعُرُوْنَ ﴿١٥٤﴾

૧૫૫. અને જેમને અલ્લાહની રાહમાં કતલ કરવામાં આવે છે તેમને મરણ પામેલા ન કહો. બલ્કે તેઓ જીવંત(૧૦૫) છે તમે જ તેમને નથી સમજતા.

وَلَنَبْلُوَنَّكُمْ بِشَيْءٍ مِّنَ الْخَوْفِ وَالْجُوْعِ وَنَقْصٍ مِّنَ الْاَمْوَالِ وَالْاَنْفُسِ وَالثَّمَرٰتِ ۭ وَبَشِّرِ الصّٰبِرِيْنَ ﴿١٥٥﴾

૧૫૬. અને બેશક અમે તમને કંઈક ભય તથા ભુખ તેમજ માલ અને જાન તથા ફળોના નુકસાન દ્વારા અજમાવશું; પરંતુ ધિરજ સાથે સહન કરનારાઓને (શુભ પરિણામની) ખુશખબર આપો,

الَّذِيْنَ اِذَآ اَصَابَتْهُمْ مُّصِيْبَةٌ ۙ قَالُوْٓا اِنَّا لِلّٰهِ وَاِنَّآ اِلَيْهِ رٰجِعُوْنَ ﴿١٥٦﴾

૧૫૭. જેમને કોઈ આફત ઘેરી લે છે, તેઓ કહે છે 'ખરેખર, અમે અલ્લાહના જ છીએ અને તેનીજ તરફ જ અમારે પાછું ફરવાનુ(૧૦૬) છે.'

اُولٰۗىِٕكَ عَلَيْهِمْ صَلَوٰتٌ مِّنْ رَّبِّهِمْ وَرَحْمَةٌ ۣ وَاُولٰۗىِٕكَ هُمُ الْمُهْتَدُوْنَ ﴿١٥٧﴾

૧૫૮. આ તે (લોકો) છે જેમના ઉપર તેમના રબ તરફથી બરકતો અને રહમતો (વરસે) છે અને આ જ લોકો છે જે સુમાર્ગ પામ્યા છે.

اِنَّ الصَّفَا وَالْمَرْوَةَ مِنْ شَعَاۗىِٕرِ اللّٰهِ ۚ فَمَنْ حَجَّ الْبَيْتَ اَوِ اعْتَمَرَ فَلَا جُنَاحَ عَلَيْهِ اَنْ يَّطَّوَّفَ

૧૫૯. બેશક સફા તથા મરવાહ(૧૦૭) અલ્લાહની નિશાનીઓમાંથી જ છે. માટે જે (ખાના કા'બાનો)

૧૦૫. અલ્લાહની રાહમાં જાન દેનારા સદા જીવંત છે. તેમને યાદ ન રાખનારા પોતાના સૌભાગ્યને તાળું વાસી દે છે.

૧૦૬. સર્વસ્વ અલ્લાહનું જ છે, ધણી જે ચાહે તે લઈ લે તેનું દુ:ખ કે આનાકાની કરવી નહિ. આફત આવી પડે તો નિરાશ થયા વગર ખંત અને મહેનતથી સારા પરિણામો માટે પ્રયાસ કરતા રહેવું.

૧૦૭. સફા તથા મરવા નામની બે ટેકરીઓ કા'બા (મક્કા) પાસે છે તે હઝરત હાજરા (ર)ની સહનશીલતા અને અલ્લાહ પ્રત્યે વફાદારી તેમજ પોતાના બાળક હઝરત ઈસમાઈલ (અ)ના રક્ષણ માટે અલ્લાહ ઉપરના તેમના વિશ્વાસની એક ભાવનાત્મક યાદગાર છે. આ જગ્યાએ હઝરત હાજરા (ર) પોતાના વહાલા બાળક હઝરત ઈસમાઈલ (અ)ની તરસ છીપાવવા માટે પાણીની શોધમાં વ્યાકુળ થઈ તેમજ પોતાના બાળકની રક્ષાની વ્યગ્રતાથી આ બંને ટેકરીઓ વચ્ચે સાત વખત દોડયા હતા. તે સમયના

بِهِمَا ۚ وَمَنْ تَطَوَّعَ خَيْرًا ۙ فَإِنَّ اللَّهَ شَاكِرٌ عَلِيمٌ ﴿١٥٨﴾

હજ અથવા ઉમરો કરે તેના માટે બન્ને વચ્ચે સહીઅ કરવી ગુનાહ નથી અને (પોતાના ઉપર ફરજથી ઉપરાંત) સ્વેચ્છાએ[(૧૦૮)] જે કાંઈ કરશે તો ખરેખર, અલ્લાહ (નેકીનો) કદરદાન છે અને સર્વ જાણનાર છે.

إِنَّ الَّذِينَ يَكْتُمُونَ مَا أَنْزَلْنَا مِنَ الْبَيِّنَاتِ وَالْهُدَىٰ مِنْ بَعْدِ مَا بَيَّنَّاهُ لِلنَّاسِ فِي الْكِتَابِ ۙ أُولَٰئِكَ يَلْعَنُهُمُ اللَّهُ وَيَلْعَنُهُمُ اللَّاعِنُونَ ﴿١٥٩﴾

૧૬૦. અમારી ઊતારેલી નિશાનીઓ તથા ઉપદેશો જેમનું અમે (સર્વ) માનવજાતિ માટે કિતાબમાં સ્પષ્ટ વર્ણન કરી ચુકયા છીએ, તેને જે લોકો છુપાવે[(૧૦૯)] છે, તેમના ઉપર અલ્લાહ પણ લા'નત કરે છે અને લા'નત કરનારાઓ સૌ તેમના ઉપર લા'નત કરે છે.

إِلَّا الَّذِينَ تَابُوا وَأَصْلَحُوا وَبَيَّنُوا فَأُولَٰئِكَ أَتُوبُ عَلَيْهِمْ ۚ وَأَنَا التَّوَّابُ الرَّحِيمُ ﴿١٦٠﴾

૧૬૧. પરંતુ જે લોકો તૌબાહ કરી પોતાને સુધારી[(૧૧૦)] લે છે અને (સત્યને) જાહેર કરે છે તો તેમને હું ક્ષમા કરૂં છું અને હું દરગુઝર કરનાર અને દયાળુ છું.

إِنَّ الَّذِينَ كَفَرُوا وَمَاتُوا وَهُمْ كُفَّارٌ أُولَٰئِكَ عَلَيْهِمْ لَعْنَةُ اللَّهِ وَالْمَلَائِكَةِ وَالنَّاسِ أَجْمَعِينَ ﴿١٦١﴾

૧૬૨. જે લોકો ઈન્કાર[(૧૧૧)] કરશે અને કાફર હોવાની હાલતમાં મરણ પામશે, તેમના ઉપર અલ્લાહ તથા ફરિશ્તાઓ તથા તમામ ઈનસાનો તરફથી લા'નત પડશે.

خَالِدِينَ فِيهَا ۖ لَا يُخَفَّفُ عَنْهُمُ الْعَذَابُ وَلَا هُمْ يُنْظَرُونَ ﴿١٦٢﴾

૧૬૩. તેઓ તે (અવસ્થા)માં સદા રહેશે, તેમનો અઝાબ ઓછો કરવામાં નહિ આવે અને ન તો તેમને મોહલત આપવામાં આવશે.

---

કરૂણ દ્રષ્યને યાદ કરતાં હજ અદા કરનારાઓના અંતઃકરણમાં હઝરત ઇસમાઇલ (અ) તથા હઝરત હજરા (ર) પ્રત્યે અલ્લાહના વાત્સલ્ય અને એહસાનોથી લાગણીઓ ઉભરાય છે. અહીં અલ્લાહે હઝરત ઈસમાઈલ (અ)ના પગ તળેથી ઝરણું વહેડાવ્યું હતું.

૧૦૮. હજ મુસ્લિમોને જીવનમાં ઓછામાં ઓછા એક વખતે હજ ફરજ છે, તે પછી સ્વેચ્છાએ ઉમરા તથા અન્ય ઝીયારતો કરવા ઉપર કોઈ બંધન નથી.

૧૦૯. આંહઝરત સ.અ.સ.ના આગમનની નિશાનીઓ છુપાવનારા યહૂદીઓને ચેતવણી આપવામાં આવી હતી.

૧૧૦. ગુનાહોનો ઉદ્‌ભવ ઈમાનની કમઝોરીમાંથી થવા પામે છે. અલ્લાહ ઉપર અનન્ય ભાવે ઈમાન લાવી તેના ખોટા શરીક ન બનાવનાર કદીપણ સત્યપંથેથી ભટકી નહિ જાય.

૧૧૧. 'કુફ્ર' એક અરબી ભાષાનો બહુ જ સાધારણ અર્થ ધરાવતો પરિભાષિક શબ્દ છે જે શબ્દનો વ્યાકરણમાં વિવિધ સંજોગોમાં ઉપયોગ કરવામાં આવે છે. દાખલા તરીકે કોઈ વસ્તુને માનવું નહિ, અનાદર કરવો, રદ કરવું, અવગણના કરવી, અસ્વીકાર કરવો કે ઈન્કાર કરવો, આજ્ઞાપાલન ન કરવું, નાફરમાની કરવી. કુફ્ર કરનાર કાફર કહેવાશે પરંતુ કાફરની ઉપમાને જેટલો ધૃણાજનક સમજવામાં આવે છે તેટલો જ તેનો અર્થ સરળ છે. આ શબ્દનો ખરો અર્થ 'ઈન્કાર કરનાર' છે. દાખલા તરીકે રસૂલના ફરમાનોનું ઉલ્લંઘન કરનાર રસૂલનો કાફર થશે, અને શયતાનની પ્રેરણાનો વિરોધ કરનાર શયતાનનો કાફર ગણાશે. (મજલિસ ઈરફાન)

૧૬૪. અને તમારી ઈબાદતને લાયક એક અલ્લાહ જ છે, તેના સિવાય બીજો કોઈ નથી, તે જ કૃપાળુ છે, દયાળુ છે. (રુકૂઅ-૧૯)

وَإِلٰهُكُمْ إِلٰهٌ وَّاحِدٌ ۚ لَا إِلٰهَ إِلَّا هُوَ الرَّحْمٰنُ الرَّحِيمُ ﴿١٦٣﴾

૧૬૫. ખરેખર, આકાશો તથા પૃથ્વીની રચનામાં અને રાત અને દિવસના પરિવર્તિત નિઝામ (સંચાલન)માં અને માનવજાતિના લાભાર્થે જે નૌકાઓ સામૂદ્રિક પ્રવાસો કરે છે તેમાં, અને આકાશોથી અલ્લાહના વરસાવેલા જળથી સિંચાઈને ફળદ્રૂપ થતી નિર્જીવ ભૂમિમાં અને તેમાં વિચરતા પ્રત્યેક જાતિના પ્રાણીઓમાં, અને બદલાતા પવનોમાં તથા વાદળાંઓમાં, જે આકાશ તથા ધરતી વચ્ચે (વ્યવસ્થા અનુસાર) ગતિમાન કરવામાં આવ્યા છે તે સર્વમાં, બેશક (સહજપણ) સમજદારી[૧૧૨] ધરાવનારાઓ માટે (અસંખ્ય) નિશાનીઓ (મોજૂદ) છે.

إِنَّ فِي خَلْقِ السَّمٰوٰتِ وَالْأَرْضِ وَاخْتِلَافِ الَّيْلِ وَالنَّهَارِ وَالْفُلْكِ الَّتِي تَجْرِي فِي الْبَحْرِ بِمَا يَنْفَعُ النَّاسَ وَمَا أَنْزَلَ اللّٰهُ مِنَ السَّمَاءِ مِنْ مَّاءٍ فَأَحْيَا بِهِ الْأَرْضَ بَعْدَ مَوْتِهَا وَبَثَّ فِيهَا مِنْ كُلِّ دَابَّةٍ ۖ وَّتَصْرِيفِ الرِّيٰحِ وَالسَّحَابِ الْمُسَخَّرِ بَيْنَ السَّمَاءِ وَالْأَرْضِ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّعْقِلُونَ ﴿١٦٤﴾

૧૬૬. છતાં ઈનસાનોમાં કેટલાયે એવા છે જે અન્ય વસ્તુઓને અલ્લાહના શરીક ઠરાવે છે અને તેમના પ્રત્યે એટલો જ પ્રેમ રાખે છે જેટલો પ્રેમ અલ્લાહ સાથે રાખવો જોઈએ. પરંતુ જે ઈમાન લઈ આવે છે તેઓ માત્ર અલ્લાહ સાથે જ ગાઢ પ્રેમ રાખે છે. અને ઝાલિમો, (માત્ર) એટલું જ જો સમજી શકયા હોત જે હકીકત તેમને અઝાબના સમયે સમજમાં આવશે કે સર્વ શકિત તો અલ્લાહ જ ધરાવે છે. બેશક અલ્લાહ અઝાબ આપવામાં બેહદ સખત છે.

وَمِنَ النَّاسِ مَنْ يَّتَّخِذُ مِنْ دُونِ اللّٰهِ أَنْدَادًا يُّحِبُّونَهُمْ كَحُبِّ اللّٰهِ ۗ وَالَّذِينَ اٰمَنُوا أَشَدُّ حُبًّا لِّلّٰهِ ۗ وَلَوْ يَرَى الَّذِينَ ظَلَمُوا إِذْ يَرَوْنَ الْعَذَابَ ۙ أَنَّ الْقُوَّةَ لِلّٰهِ جَمِيعًا ۙ وَّأَنَّ اللّٰهَ شَدِيدُ الْعَذَابِ ﴿١٦٥﴾

૧૬૭. (હા, તેઓ વસ્તુસ્થિતિને સમજી શકયા હોત, જો તે સમયને જોઈ શકતા હોત કે) તે લોકો જેમની આજ્ઞાઓનું અનુસરણ[૧૧૩] કરતા હતા, જ્યારે તેઓ પોતાના અઝાબને જોઈ લેશે, અને પોતાના અનુયાયીઓ સાથેના (સંબંધોનો) ઈન્કાર કરશે ત્યારે તેમના સઘળા આધારો પડી ભાંગશે.

إِذْ تَبَرَّأَ الَّذِينَ اتُّبِعُوا مِنَ الَّذِينَ اتَّبَعُوا وَرَأَوُا الْعَذَابَ وَتَقَطَّعَتْ بِهِمُ الْأَسْبَابُ ﴿١٦٦﴾

---

૧૧૨. અલ્લાહની હસ્તીનેસાબિત કરવા માટે કુરઆને મજીદમાં સમગ્ર સૃષ્ટિની વ્યવસ્થા તરફ ઈન્સાનનું ધ્યાન દોરવામાં આવ્યું છે. આ દુનિયા આકસ્મિક રીતે નથી ઉત્પન્ન થવા પામી પરંતુ આ સૃષ્ટિના વ્યવસ્થિત વ્યવહારનો અભ્યાસ કરવાથી સહેજે તેની વ્યવસ્થા કરનાર મહાન શકિતના અસ્તિત્વની ખાતરી થયા વગર નથી રહેતી.

૧૧૩. ગાડરીયા પ્રવાહની જેમ પોતાના આગેવાનોની આજ્ઞાઓનું આંધળું અનુકરણ કરનારાઓ માટે આ આયતમાં તેમની ગંભીર જવાબદારીનું ભાન કરાવવામાં આવ્યું છે.

وَقَالَ الَّذِيْنَ اتَّبَعُوْا لَوْ اَنَّ لَنَا كَرَّةً فَنَتَبَرَّاَ مِنْهُمْ كَمَا تَبَرَّءُوْا مِنَّا ۗ كَذٰلِكَ يُرِيْهِمُ اللّٰهُ اَعْمَالَهُمْ حَسَرٰتٍ عَلَيْهِمْ ۗ وَمَا هُمْ بِخٰرِجِيْنَ مِنَ النَّارِ ﴿١٦٧﴾

૧૬૮. અને તેમને અનુસરનારા એમ કહેવા લાગશે કદાચ અમને ફરીવાર જો (દુનિયામાં જવાની) તક મળે તો અમે તેમનાથી દૂર રહેશું જેમ (આજે) તેઓ અમારાથી દૂર થઈ ગયા છે. આવી રીતે અલ્લાહ તેમના કુકર્મો તેમને પશ્ચાતાપ કરવા માટે દેખાડશે, પરંતુ તેઓ કદાપિ આગમાંથી છટકી નહિ શકે.

(રૂકૂઅ-૨૦)

يٰۤاَيُّهَا النَّاسُ كُلُوْا مِمَّا فِى الْاَرْضِ حَلٰلًا طَيِّبًا ۖ وَّلَا تَتَّبِعُوْا خُطُوٰتِ الشَّيْطٰنِ ۗ اِنَّهٗ لَكُمْ عَدُوٌّ مُّبِيْنٌ ﴿١٦٨﴾

૧૬૯. હે ઈન્સાનો, જે કંઈ દુનિયામાં શુદ્ધ[૧૧૪] અને હલાલ છે તે જ ખાઓ અને શયતાનના[૧૧૫] પગલે ન ચાલો, બેશક તે તમારો ખુલ્લો દુશ્મન છે.

اِنَّمَا يَاْمُرُكُمْ بِالسُّوْۤءِ وَالْفَحْشَاۤءِ وَاَنْ تَقُوْلُوْا عَلَى اللّٰهِ مَا لَا تَعْلَمُوْنَ ﴿١٦٩﴾

૧૭૦. અને તે તો માત્ર તમને બદકારી તથા બેશરમીની[૧૧૬] તેમજ તમને અલ્લાહ વિશે તે કહેવાની પ્રેરણા આપતો રહે છે જેનું તમને કોઈ જ્ઞાન નથી.

وَاِذَا قِيْلَ لَهُمُ اتَّبِعُوْا مَاۤ اَنْزَلَ اللّٰهُ قَالُوْا بَلْ نَتَّبِعُ مَاۤ اَلْفَيْنَا عَلَيْهِ اٰبَاۤءَنَا ۗ اَوَلَوْ كَانَ اٰبَاۤؤُهُمْ لَا يَعْقِلُوْنَ شَيْـًٔا وَّلَا يَهْتَدُوْنَ ﴿١٧٠﴾

૧૭૧. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે 'અલ્લાહના ઊતારેલા (આદેશો)નું પાલન કરો' તો તેઓ કહે છે 'અમે તો અમારા પૂર્વજોનીજ[૧૧૭] રૂઢીઓનું અનુસરણ કરશું.' તો શું તેમના પૂર્વજો જો મૂર્ખાઈના કારણે કુમાર્ગે ચાલતા હતા તો પણ.

---

૧૧૪. જેમ નેકીઓ ઈમાનનું બળ છે અને રોઝા, ઝકાત વગેરે સફળ જીવનની સામગ્રી છે, તેમજ શુદ્ધ ખોરાક ઈન્સાનના ઈખ્લાક (ચારિત્ર્ય) માટે બહુ જ જરૂરી છે. (૧) હલાલ, તે ખોરાક છે જેના ખાવા ઉપર કાયદાનું બંધન ન હોય (૨) શુદ્ધ તે ગણાશે જે હલાલ હોય તેમજ સ્વચ્છ અને આરોગ્ય માટે લાભદાયક હોય, (શુદ્ધમાંનું ઘણું હલાલ ન પણ હોઈ શકે) (૩) સ્વાદિષ્ટ હોય, રૂચીકર હોય તેમજ પૌષ્ટિક હોય તેવી વસ્તુઓના આહાર કરવા ઉપર ઈસ્લામમાં ભાર દેવામાં આવ્યો છે.

૧૧૫. ઉપર જણાવ્યા પ્રમાણે ખોરાકથી ઈન્સાનની માનસિક અવસ્થા તથા ઈખ્લાક (ચારિત્ર્ય) ઉપર ગેહરી અસર ઉપજે છે. ઘણો ખોરાક ઈન્સાનની શહેવત (વિષયવાસ)ને ઉત્તેજીત કરે છે, તેમજ અમુક પીણાથી ભાન ગુમાવી દેવાય છે, જેથી ઈનસાનની નેકઆમાલી (કર્મગતિ)નો તેમજ સદબુદ્ધિનો વિનાશ થાય છે. આ હાલત 'શયતાનના પગલા' ગણાશે.

૧૧૬. શયતાન ઈનસાનને થાપ ખવરાવી બદકારીઓમાં એકવાર ઢસડી જવામાં ફાવી જાય તો તે નિર્દોષ જણાતી ભૂલ આગળ જતાં એક વ્યસન બની કાયમની લા'નત તરીકે ઈન્સાનને વળગી રહે છે.

૧૧૭. સામાજિક દુર્ગુણો વંશપરંપરા ચાલતા રહે છે. સમય જતા તે સંસ્કૃતિનો એક ભાગ બની જાય છે માટે પૂર્વજોની રૂઢીઓનું આંધળું અનુકરણ ન કરવાનો અને ચોકસાઈથી નિર્ણય લેવાનો આદેશ આ આયતમાં આપવામાં આવ્યો છે.

૧૭૨. અને આ કાફરોનો દાખલો તે(ઢોરો)ના જેવો છે જેમને કોઈ હાકલ કરે તો સિવાય હાકોટા કે બુમોના(૧૧૮) તેઓ બીજું કંઈ નથી સાંભળતા, તેઓ બહેરાં, મુંગા (અને) આંધળા છે, જેથી તેઓ કંઈ પણ નથી સમજતા

وَمَثَلُ الَّذِيْنَ كَفَرُوْا كَمَثَلِ الَّذِيْ يَنْعِقُ بِمَا لَا يَسْمَعُ إِلَّا دُعَآءً وَّنِدَآءً ۚ صُمٌّۢ بُكْمٌ عُمْيٌ فَهُمْ لَا يَعْقِلُوْنَ ۝

૧૭૩. હે ઈમાન લાવનારાઓ, અમે જે શુદ્ધ વસ્તુઓ આપી છે તેમાંથી ખાઓ, અને અલ્લાહનો આભાર માનો, જો તમે ખરેખર અલ્લાહની બંદગી કરનારા છો તો.

يٰٓأَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا كُلُوْا مِنْ طَيِّبٰتِ مَا رَزَقْنٰكُمْ وَاشْكُرُوْا لِلّٰهِ إِنْ كُنْتُمْ إِيَّاهُ تَعْبُدُوْنَ ۝

૧૭૪. તેણે તમારા માટે મુડદાર લોહી તથા ડુક્કરનું(૧૧૯) માંસ અને તે (સર્વ) જેના ઉપર અલ્લાહ સિવાય કોઈ અન્યનું નામ લેવાયું હોય, તે હરામ ઠરાવ્યું છે. પરંતુ જે કોઈ મજબૂરીના કારણે અને આજ્ઞા ભંગના હેતુથી નહિ, ન તો હદથી બહાર જાય, તેના માટે (ખાવું) ગુનાહ(૧૨૦) નથી, બેશક અલ્લાહ ક્ષમા કરનાર, દયાવંત છે.

إِنَّمَا حَرَّمَ عَلَيْكُمُ الْمَيْتَةَ وَالدَّمَ وَلَحْمَ الْخِنْزِيْرِ وَمَآ أُهِلَّ بِهٖ لِغَيْرِ اللّٰهِ ۚ فَمَنِ اضْطُرَّ غَيْرَ بَاغٍ وَّلَا عَادٍ فَلَآ إِثْمَ عَلَيْهِ ۚ إِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ۝

૧૭૫. જે અલ્લાહે કિતાબમાં ઊતાર્યું છે તેને જે લોકો છુપાવે છે અને તેના બદલામાં નજીવી કિંમત-વસુલ કરે છે, તેઓ પોતાના પેટ આગથી(૧૨૧) ભરી

إِنَّ الَّذِيْنَ يَكْتُمُوْنَ مَآ أَنْزَلَ اللّٰهُ مِنَ الْكِتٰبِ وَيَشْتَرُوْنَ بِهٖ ثَمَنًا قَلِيْلًا ۙ أُولٰٓئِكَ مَا يَأْكُلُوْنَ فِيْ بُطُوْنِهِمْ

---

૧૧૮. આંહઝરત સ.અ.સ.ની શિખામણો તથા બોધ વચનો પ્રત્યે કાન ન ધરનારાઓ, અલ્લાહે આપેલી ઈંદ્રિયોરૂપી ને'મતોનો સદૂપયોગ ન કરતાં પોતાના રૂહની વિકાસ શકિત ગુમાવી એવા પશુઓની હરોળમાં ઉતરી પડે છે જે પોતાના ભરવાડની બૂમો તો સાંભળી રહ્યા હોય છે પણ કંઈ સમજીને વિવેક નથી કરી શકતા.

૧૧૯. અરબીભાષામાં ખિન્ઝ= ગંદુ. અરા= જોઉં છું. સારાંશે ખંઝીરાનો અર્થ 'ગંદકીવાળું થાય છે. આ અસ્વચ્છ પ્રાણી ખંઝીર અર્થાત સુવ્વરનું માંસ ખાવા ઉપર ઈસ્લામે પ્રતિબંધ મૂકયો છે જેના ખાવાથી ઈન્સાનના શરીરમાં ઘણા રોગો થાય છે તેમજ માનસિક અસરો ઉપજે છે. તેના લોહીમાં રોગના જંતુઓ હોવાને લીધે તેના ઉપયોગથી તેમજ મુડદાર શરીરની અંદર લોહી રહી જવાથી પણ તેની અસર ખાનાર ઉપર થયા વગર રહેતી નથી જે આરોગ્યની દ્રષ્ટિએ પુરવાર થયેલી એક હકીકત છે. સુવ્વરના માંસ ખાનારના ઈખ્લાક (ચારિત્ર્ય) ઉપર બેહદ માઠી અસર પડે છે. સુવ્વરનું માંસ કામવાસનાને ઉત્તેજીત કરે છે અને ખાનારામાં નિર્લજ્જતાનો ઉદ્‌ભવ કરે છે. આ માંસ ખાનારાઓમાં કેન્સર, કૃમી, ગણ્યમાળા, અપચી જેવા ખતરનાક રોગો વધુ પ્રમાણમાં જોવા મળે છે. તેં સિવાયની વસ્તુઓ જે નીચી કક્ષાની ગણાતી હોવાથી અને તેના વગર ઈન્સાનને ચાલી શકે તેમ હોવાથી તેનું ખાવું ઈસ્લામમાં હરામ કરવામાં આવ્યું છે.

૧૨૦. ખાસ સંજોગોમાં અન્ય ખાદ્ય વસ્તુ ન મળી શકતી હોય તો જાન બચાવવાના હેતુથી ખાવું કે શરીરમાં શકિત પેદા કરવા પૂરતું ખાવું અયોગ્ય નથી, પરંતુ હદ બહાર જરૂર વગર ખાવાથી અટકાવવામાં આવ્યો છે.

રહ્યા છે. અલ્લાહ કયામતના દિવસે તેમની સાથે બોલશે નહિ, ન તેમને પવિત્ર કરશે. અંતમાં તેમના માટે બેહદ દર્દનાક અઝાબ છે.

૧૭૬. આ તે લોકો છે જેમણે સદ્‌માર્ગના બદલે પતનનો માર્ગ અપનાવ્યો અને ક્ષમાના બદલે અઝાબ વહોરી લીધો. આગ ભોગવવાનું[૧૨૨] તેમનું આ સાહસ કેટલું આશ્ચર્યજનક છે!

૧૭૭. આ સર્વ થવાનું કારણ આ છે કે અલ્લાહે સત્ય સાથે આ કિતાબ (કુરઆન) ઊતારી છે. બેશક, કિતાબમાં મતભેદ કરનારાઓ દુશ્મની કરવામાં હદથી આગળ વધી ગયા છે. (રુકૂઅ-૨૧)

૧૭૮. તમારા મુખ પૂર્વ કે પશ્ચિમ તરફ ફેરવી લેવા કંઈ નેકી નથી. નેકી તો તેને કહેવાય કે ઈન્સાન અલ્લાહ અને આખેરતના દિવસ ઉપર અને ફરિશ્તાઓ ઉપર, કિતાબ અને રસૂલો ઉપર ઈમાન લાવે, અને અલ્લાહના પ્યાર ખાતર પોતાનું ધન સગાંઓ તથા યતીમો, મોહતાજો, અને મુસાફરોની મદદ માટે, હાથ લંબાવનારાઓ અને ગુલામો(ની મુકિત) માટે ખર્ચ કરે, નમાઝ કાયમ કરે, ઝકાત અદા કરે, અને કોઈને આપેલું વચન પૂરું કરે અને ગરીબીમાં તથા બીમારીમાં અને જંગના સમયમાં સહનશીલતા દાખવે. આ તે (લોકો) છે જે સત્યપરાયણ સાબિત થયા છે અને આજ લોકો છે જે ખરા પરહેઝગાર[૧૨૩] છે.

૧૭૯. હે ઈમાન, લાવનારાઓ, કતલ (ની બાબત)માં તમારા માટે કીસાસ[૧૨૪] (બદલા)થી સમાધાનનો માર્ગ સૂચવવામાં આવ્યો છે. જો (કાતિલ)

إِلَّا النَّارَ وَلَا يُكَلِّمُهُمُ اللَّهُ يَوْمَ الْقِيَامَةِ وَلَا يُزَكِّيهِمْ وَلَهُمْ عَذَابٌ أَلِيمٌ

أُولَٰئِكَ الَّذِينَ اشْتَرَوُا الضَّلَالَةَ بِالْهُدَىٰ وَالْعَذَابَ بِالْمَغْفِرَةِ ۚ فَمَا أَصْبَرَهُمْ عَلَى النَّارِ

ذَٰلِكَ بِأَنَّ اللَّهَ نَزَّلَ الْكِتَابَ بِالْحَقِّ ۗ وَإِنَّ الَّذِينَ اخْتَلَفُوا فِي الْكِتَابِ لَفِي شِقَاقٍ بَعِيدٍ

لَيْسَ الْبِرَّ أَنْ تُوَلُّوا وُجُوهَكُمْ قِبَلَ الْمَشْرِقِ وَالْمَغْرِبِ وَلَٰكِنَّ الْبِرَّ مَنْ آمَنَ بِاللَّهِ وَالْيَوْمِ الْآخِرِ وَالْمَلَائِكَةِ وَالْكِتَابِ وَالنَّبِيِّينَ وَآتَى الْمَالَ عَلَىٰ حُبِّهِ ذَوِي الْقُرْبَىٰ وَالْيَتَامَىٰ وَالْمَسَاكِينَ وَابْنَ السَّبِيلِ وَالسَّائِلِينَ وَفِي الرِّقَابِ وَأَقَامَ الصَّلَاةَ وَآتَى الزَّكَاةَ وَالْمُوفُونَ بِعَهْدِهِمْ إِذَا عَاهَدُوا ۖ وَالصَّابِرِينَ فِي الْبَأْسَاءِ وَالضَّرَّاءِ وَحِينَ الْبَأْسِ ۗ أُولَٰئِكَ الَّذِينَ صَدَقُوا ۖ وَأُولَٰئِكَ هُمُ الْمُتَّقُونَ

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا كُتِبَ عَلَيْكُمُ الْقِصَاصُ فِي الْقَتْلَى

---

૧૨૧. જેમ અગ્નિ તૃષ્ણાને મીટાવવાને બદલે વધુ તીવ્ર કરી મુકે છે એવી જ રીતે આ દુનિયાની મોહમાયા માનસિક સંતોષ આપવાના બદલે ઈન્સાનમાં લાલસા વધારી મૂકે છે.

૧૨૨. જહન્નમમાં ઝંપલાવવા તૈયાર થનારના સાહસ ઉપર આશ્ચર્ય ઉપજે છે.

૧૨૩. પરહેઝગારી કે સંયમનો પાયો, ઈસ્લામના મૂળભૂત સિદ્ધાંતો; શિક્ષણ તથા નીતિ નિયમોના પાલન ઉપર, અલ્લાહ, તેના ફરિશ્તા, કિતાબો તથા રસૂલો તથા અલ્લાહના અંતિમ (કયામતના) દિવસમાં સંપૂર્ણ શ્રદ્ધા ઉપર આધારિત છે.

૧૨૪. આ આયતમાં પ્રજાના તમામ વર્ગોમાં જાતિય, આર્થિક અથવા સામાજિક માનમોભા કે સ્થાન માટે ન્યાયના સંબંધમાં એક સમાન જવાબદારીનો કે સઝાનો નિયમ નક્કી કરવામાં આવ્યો છે. જ્યાં પ્રત્યેક વ્યકિતને તેના સમાન નાગરિક હક્કોનો અધિકાર છે ત્યાં અપરાધના સંબંધમાં તેને સમાન

ٱلْحُرُّ بِٱلْحُرِّ وَٱلْعَبْدُ بِٱلْعَبْدِ وَٱلْأُنثَىٰ بِٱلْأُنثَىٰ ۚ فَمَنْ عُفِىَ لَهُۥ مِنْ أَخِيهِ شَىْءٌ فَٱتِّبَاعٌۢ بِٱلْمَعْرُوفِ وَأَدَآءٌ إِلَيْهِ بِإِحْسَٰنٍ ۗ ذَٰلِكَ تَخْفِيفٌ مِّن رَّبِّكُمْ وَرَحْمَةٌ ۗ فَمَنِ ٱعْتَدَىٰ بَعْدَ ذَٰلِكَ فَلَهُۥ عَذَابٌ أَلِيمٌ ﴿١٧٩﴾

આઝાદ (વ્યકિત) હોય તો તે આઝાદ (કાતિલ)થી, અને જો (કાતિલ) ગુલામ હોય તો તે જ ગુલામ (કાતિલ)થી અને જો (કાતિલ) સ્ત્રી હોય તો તે જ (કાતિલ) સ્ત્રીથી (બદલો લેવામાં આવે.) પણ જો કોઈ (મરનાર)નો કુટુંબી કાતિલને માફ કરવા ચાહતો હોય અને (તે વારસદાર રકતપાતની કિમત) જે યોગ્ય હોય તે વસૂલ કરે તો (કાતિલે) તે હક્કદારને (તેનો હક્ક) ભલી રીતે અદા કરવો જોઈએ. આ (ક્ષમાની પદ્ધતિ)માં તમારા રબ તરફથી આસાની અને મહેરબાની છે. આ પછી જો કોઈ હદ બહાર જશે તો તેના માટે દર્દનાક અઝાબ નિશ્ચિત છે.

وَلَكُمْ فِى ٱلْقِصَاصِ حَيَوٰةٌ يَٰٓأُو۟لِى ٱلْأَلْبَٰبِ لَعَلَّكُمْ تَتَّقُونَ ﴿١٨٠﴾

૧૮૦. હે બુદ્ધિશાળીઓ, કીસાસ (ના નિયમ)માં તમારા માટે જિંદગી છે. આ આદેશ માટે છે કે તમે નિર્ભયતાથી જીવન વિતાવો.(૧૨૫)

كُتِبَ عَلَيْكُمْ إِذَا حَضَرَ أَحَدَكُمُ ٱلْمَوْتُ إِن تَرَكَ خَيْرًا ٱلْوَصِيَّةُ لِلْوَٰلِدَيْنِ وَٱلْأَقْرَبِينَ بِٱلْمَعْرُوفِ ۖ حَقًّا عَلَى ٱلْمُتَّقِينَ ﴿١٨١﴾

૧૮૧. તમારા ઉપર ફરજીયાત કરવામાં આવ્યું છે કે તમારામાંથી કોઈના ઉપર મૃત્યુનો સમય આવે અને જો તે ઘણી દૌલત પાછળ છોડી જાય તો પોતાના માતા-પિતા તથા નિકટનાં સગાંઓને યોગ્ય વ્યવસ્થા કરવાની વસિયત કરી જાય. આ અલ્લાહનો ડર રાખનારાઓ માટે અનિવાર્ય છે.

---

જવાબદારી કે દંડનો કાયદો લાગુ થાય છે. સામાજિક મોભા અથવા દરજ્જાના પ્રભાવમાં આવીને મુજરીમને ગુનાહની સઝા ન આપવામાં આવે, પરંતુ અપરાધની સઝા તથા દંડ કાયદાના ધોરણે જે યોગ્ય હોય તે જ આપવામાં આવે. સિવાય કે ફરિયાદી પક્ષ તરફથી અમન, સુલેહ, સંપ કે સુધારણા ખાતર કંઈ દરગુઝરથી કામ લેવાય. જો કે અપરાધીને કરાએલો દંડ કે નુકસાનીની ભરપાઈ વિશે વાટાઘાટો તથા સમજુતીના નિર્ણયમાં મરનારના વારસદારોની સંમતિ બહુજ જરૂરી છે અને તે સમજુતીને યોગ્ય પદ્ધતિથી અમલમાં લાવવો સત્તાધીશોની જવાબદારી ગણાશે. તેમજ ન્યાયાધીશ હત્યારાને મૃત્યુદંડ દેવાનો આગ્રહ ન રાખી શકે જો મરનારના કુટુંબીઓ સંજોગોને ધ્યાનમાં લઈ તેના ઉપર દયા કરી માફ કરવા ચાહતા હોય તો, અને તે ક્ષમા અને બદલો સત્તાધીશોને કાયદાની મર્યાદા બહાર જતો ન જણાતો હોય તો'જ તેવું કરવું ઉચિત ગણાશે.

અરબોમાં પ્રાચીન સમયથી એવો રિવાજ હતો કે જો મારનાર સમાજમાં ઉચ્ચસ્થાન ધરાવતો હોય અને મરનાર ગુલામ હોય તો મારનારના ગુલામને દંડ તરીકે સજા આપવામાં આવતી. આ આયતમાં આ અન્યાયને રદ કરવામાં આવ્યો છે. આંહઝરત સ.અ.સ.એ એક કાફર ગુલામની હત્યા માટે તેના માલિકને સઝા આપી હતી. (કૂત્ની). આપ (સ)એ ફરમાવ્યું કે 'પોતાના ગુલામને કતલ કરનાર માલિકને તેના અપરાધની યોગ્ય સઝા આપો.' (માજાહ)

૧૨૫. ક્ષમા, દયા, દરગુઝર (રકતપાતની કિંમત)ની માત્ર એવા જ સંજોગોમાં પરવાનગી આપવામાં આવી છે જ્યાં વેર દ્વેષને ફેલાવવાથી અટકાવી શકાય અને જ્યાં વ્યવસ્થા કે પારસપરિક સંબંધો

૧૮૨. અને જે સાંભળી લીધા પછી આ (વ્યવસ્થા)માં ફેરબદલ[૧૨૬] કરશે તો તેનો ગુનાહ તેમના ઉપર છે જે ફેરબદલ[૧૨૭] કરશે. બેશક, અલ્લાહ સર્વ સાંભળનાર છે અને સર્વ જાણનાર છે.

فَمَنْ بَدَّلَهٗ بَعْدَ مَا سَمِعَهٗ فَاِنَّمَآ اِثْمُهٗ عَلَى الَّذِيْنَ يُبَدِّلُوْنَهٗ ؕ اِنَّ اللّٰهَ سَمِيْعٌ عَلِيْمٌ ۝

૧૮૩. જો મૃત્યુ પામનાર (ની વસિયતમાં) પક્ષપાત કે કંઈ ગેરવાજબી જણાય તો (વારસદારો) વચ્ચે સમાધાન[૧૨૮] કરાવનાર માટે કોઈ દોષ નથી. બેશક, અલ્લાહ મહાક્ષમાવંત (અને) દયાળુ છે.

(રુકૂઅ-૨૨)

فَمَنْ خَافَ مِنْ مُّوْصٍ جَنَفًا اَوْ اِثْمًا فَاَصْلَحَ بَيْنَهُمْ فَلَآ اِثْمَ عَلَيْهِ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ۝ ع ٢٢

૧૮૪. હે ઈમાન લાવનારાઓ, રોઝા તમારા માટે ફરજીયાત કરવામાં આવ્યા છે જેમ તમારા પૂરોગામીઓ[૧૨૯] માટે ફરજીયાત કરવામાં આવ્યા હતા, કે જેથી (તમે બૂરાઈઓથી) પોતાનું રક્ષણ કરી શકો.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا كُتِبَ عَلَيْكُمُ الصِّيَامُ كَمَا كُتِبَ عَلَى الَّذِيْنَ مِنْ قَبْلِكُمْ لَعَلَّكُمْ تَتَّقُوْنَ ۝

૧૮૫. ગણત્રીના અમુક દિવસો (માટે રોઝા) નિયત થયેલા છે પરંતુ તમારામાંથી જે માંદો[૧૩૦] હોય અથવા મુસાફરીમાં હોય તે બીજા દિવસોમાં મુકર્રર સંખ્યા પૂરી કરી લે. અને જે કોઈ રોઝા રાખવાથી તકલીફ અનુભવતો હોય તો તેના માટે 'ફિદિયા'ની જે

اَيَّامًا مَّعْدُوْدٰتٍ ؕ فَمَنْ كَانَ مِنْكُمْ مَّرِيْضًا اَوْ عَلٰى سَفَرٍ فَعِدَّةٌ مِّنْ اَيَّامٍ اُخَرَ ؕ وَعَلَى الَّذِيْنَ يُطِيْقُوْنَهٗ فِدْيَةٌ طَعَامُ مِسْكِيْنٍ ؕ فَمَنْ تَطَوَّعَ خَيْرًا فَهُوَ خَيْرٌ

---

સુધારવાની શકયતા હોય, એક તરફ ઈસ્લામમાં 'જીવનો બદલો જીવ'નો કાનૂન બનાવી ઈન્સાની હિંસાને રોકવાનો પ્રબંધ કર્યો છે, તો બીજી તરફ દયા, નમ્રતા, લાગણી તથા સંજોગોના અનુકૂળ સમાજમાં લાભકારક ભાગ ભજવવા માટે એક રસ્તો ખુલ્લો રાખવામાં આવ્યો છે.

૧૨૬. ચોથા સૂરાહની આયત ૧૨ તથા ૧૩માં મરનારના વારસાના હિસ્સાઓ ઠરાવવમાં આવ્યા છે તેને આ આયત રદ કરતી હોવાનું સમજવું અયોગ્ય છે. હકીકતમાં આ આયતથી એક અગત્યને વધારો કરવામાં આવ્યો છે કે વારસામાં ત્રીજા ભાગ સુધી દાન આપવાની છૂટ આપવામાં આવી છે તે પણ મરજીયાત અને જો મિલકત પૂષ્કળ હોય તો જ.

૧૨૭. વસિયત કરવાની સૂચનાઓમાં ફેરફાર કરવો સંગીન ગુનાહ છે.

૧૨૮. જો મરનારે કોઈ કારણે નક્કી કરેલા નિયમ વિરૂદ્ધ વસિયત કરી હોય જેમાં હક્કદારોને અન્યાય થતો હોય તો સર્વ પક્ષો વચ્ચે ફેરફાર કરી યોગ્ય સમાધાન કરાવવાની છૂટ છે.

૧૨૯. રોઝા (અપવાસ)ની પદ્ધતિ પ્રત્યેક મઝહબોમાં વિવિધ રૂપમાં જોવામાં આવે છે. અસંખ્ય બુઝુર્ગો સંતો તથા નેક રૂહો આ પદ્ધતિ દ્વારા પરહેઝગારી તથા જીવનના ઉચ્ચ ધ્યેયને પહોંચવામાં સફળ થયા છે. ઈસ્લામમાં રોઝા દ્વારા ઈન્સાન માટે શુદ્ધ સંયમી અને આદર્શ જીવનમાં પ્રવેશ કરવાના માર્ગો ખુલ્લા થાય છે. રોઝા દરમિયાન માત્ર ખાવાપીવાથી જ દૂર રહેવાનો આશય નથી, પરંતુ તેના વડે જીવનની પ્રત્યેક આવશ્યકતાને સમય પડતાં કુરબાન કરી દેવાની શકિત 'વિલ પાવર' પેદા કરી શકાય છે. બેપરવાઈ તથા અજાણતામાં કુટેવો અને વ્યસનોના શિકાર બનેલાઓ માટે આ એક દિવ્ય પ્રયોગ છે જેની દ્વારા બદીઓથી છૂટકારો મેળવી શકાય છે.

لَهٗؕ وَاَنۡ تَصُوۡمُوۡا خَيۡرٌ لَّـكُمۡ اِنۡ كُنۡتُمۡ تَعۡلَمُوۡنَ ﴿۱۸۴﴾

પદ્ધતિ છે તે પ્રમાણે બદલો આપે,- તે એક મોહતાજને ભોજન કરાવે. (ઉપરાંતમાં) જો કોઈ સ્વેચ્છાએ ભલાઈ કરે તો તે તેના માટે બેહતર છે. અને રોઝા તમને બહુ જ લાભદાયક છે. કદાચ તમે એટલું જાણતા હોત!.

شَهۡرُ رَمَضَانَ الَّذِىۡٓ اُنۡزِلَ فِيۡهِ الۡقُرۡاٰنُ هُدًى لِّلنَّاسِ وَ بَيِّنٰتٍ مِّنَ الۡهُدٰى وَالۡفُرۡقَانِۚ فَمَنۡ شَهِدَ مِنۡكُمُ الشَّهۡرَ فَلۡيَـصُمۡهُ ؕ وَمَنۡ کَانَ مَرِيۡضًا اَوۡ عَلٰى سَفَرٍ فَعِدَّةٌ مِّنۡ اَيَّامٍ اُخَرَؕ يُرِيۡدُ اللّٰهُ بِکُمُ الۡيُسۡرَ وَلَا يُرِيۡدُ بِکُمُ الۡعُسۡرَ وَلِتُکۡمِلُوا الۡعِدَّةَ وَلِتُکَبِّرُوا اللّٰهَ عَلٰى مَا هَدٰٮكُمۡ وَلَعَلَّکُمۡ تَشۡکُرُوۡنَ ﴿۱۸۵﴾

૧૮૬. રમઝાન[૧૩૧] મહિનો તે છે જેમાં કુરઆનનું[૧૩૨] અવતરણ થયું જે (કુરઆન)માં માનવજાતિ માટે સ્પષ્ટ નિશાનીઓ અને હિદાયત તેમજ સારું નરસું સમજવાનું શિક્ષણ છે. માટે જે વ્યકિત આ મહિના દરમિયાન (ઘરમાં) મોજૂદ હોય, તે રોઝા રાખે, પરંતુ જો બીમાર[૧૩૩] હોય અથવા સફરમાં હોય, તો બીજા દિવસોમાં સંખ્યા પૂરી કરી લે. અલ્લાહ તમને સહેલાઈ આપવા ચાહે છે અને (અલ્લાહ) તમારા માટે મુશ્કેલી નથી ચાહતો, માટે તમે (સરળતાપૂર્વક) સંખ્યાને પૂરી કરી લો. અને તમને હિદાયત આપવાના બદલામાં તમે અલ્લાહના ગુણ ગાઓ, અને આભારી બનો.

وَاِذَا سَاَلَـكَ عِبَادِىۡ عَنِّىۡ فَاِنِّىۡ قَرِيۡبٌ ؕ اُجِيۡبُ دَعۡوَةَ الدَّاعِ اِذَا دَعَانِ فَلۡيَسۡتَجِيۡبُوۡا لِىۡ وَلۡيُؤۡمِنُوۡا بِىۡ لَعَلَّهُمۡ

૧૮૭. અને જો મારા બંદાઓ તને મારા વિશે પૂછે (તો તેમને કહે) કે હું નઝીક[૧૩૪] છું. હું દુઆ કરનારની દુઆઓને કબૂલ કરું છું. માટે તેઓ મારા

---

૧૩૦. આ છૂટ ફકત એવી સ્થિતિમાં યોગ્ય છે જ્યાં માંદગી કે મુસાફરી અથવા બીજી શારીરિક નબળાઈઓના પરિણામે રોઝા રાખવાની શકિત ન હોય. મોહતાજોને એટલું ખવડાવવામાં આવે જેટલું પોતે ખાતા હોય અને બાદમાં સગવડ તથા સરળતા મળતાં રોઝાની ઘટતી સંખ્યા પૂરી કરવામાં આવે.

૧૩૧. 'રમઝાન' અરબી શબ્દ 'રમદા'માંથી નીકળે છે. આ ચંદ્ર વર્ષનો નવમો મહિનો છે. તેનું જુનું નામ 'નાતીક' છે (કદીર). આ મહિનામાં આખું કુરઆન મજીદ હઝરત જીબ્રાઈલ (અ) આંહઝરત સ.અ.સ. સમક્ષ દોહરાવે છે. કહેવાય છે કે 'રમદ-લ. સઓમુ'નો અર્થ 'ઈન્સાનને રોઝા રાખવાથી તરસના લીધે થતી અગ્નિ તથા દાઝ' થાય છે. (લેન) આ મહિનામાં ઈબાદતના પરિણામે તમામ પાપો તે આગમાં બળીને ભસ્મ થઈ જાય છે. (અસકરી તથા મરદાવઈહ) ઈમાન તથા સંયમના સદગુણોથી ઈન્સાનના હૈયામાં પોતાના સર્જનહારની પ્રીત અને માનવજાતિ પ્રત્યે લાગણીઓ જન્મે છે.

૧૩૨. 'અલ કુરઆન'નો ઉદભવ 'કરાઅ' અર્થાત 'તેણે વાચ્યું,' અથવા 'તેણે સંદેશો પહોંચાડયો.' 'તેણે મેળવ્યું' વગેરે. કુરઆન એટલે 'વાંચનાર્થ કિતાબ'. દુનિયામાં અસંખ્ય ધર્મોની કિતાબો અને ગ્રંથો આવતા રહ્યા છે જે અમુક કોમો અને એક નિશ્ચિત સમયના માટે મર્યાદિત જરૂરીયાતો પૂરતા જ હતા જ્યારે કુરઆને મજીદ તમામ દુનિયા માટે દરેક, યુગ કે સમય માટે સંપૂર્ણ જ્ઞાન તથા બોધનો ભંડાર છે, જે પહેલાંના ઊતરેલા આદેશોનું સમર્થન કરી તેમની અપૂર્ણતાઓને સંપૂર્ણતાએ પહોંચાડે છે.

૧૩૩. ખુલાસો ન.૧૪૧ જૂઓ. બીમાર તથા મુસાફરની વ્યાખ્યા સંજોગો તથા પરિસ્થિતિ ઉપર છોડવામાં આવી છે.

يَرْشُدُوْنَ ﴿١٨٦﴾

આદેશોને (ધ્યાનપૂર્વક) સાંભળે અને મારા[૧૩૫] ઉપર ઈમાન લાવે કે જેથી તેઓ હિદાયત પામે.

أُحِلَّ لَكُمْ لَيْلَةَ الصِّيَامِ الرَّفَثُ إِلٰى نِسَآئِكُمْ ۚ هُنَّ لِبَاسٌ لَّكُمْ وَأَنْتُمْ لِبَاسٌ لَّهُنَّ ۗ عَلِمَ اللّٰهُ أَنَّكُمْ كُنْتُمْ تَخْتَانُوْنَ أَنْفُسَكُمْ فَتَابَ عَلَيْكُمْ وَعَفَا عَنْكُمْ ۚ فَالْـٰٔنَ بَاشِرُوْهُنَّ وَابْتَغُوْا مَا كَتَبَ اللّٰهُ لَكُمْ ۚ وَكُلُوْا وَاشْرَبُوْا حَتّٰى يَتَبَيَّنَ لَكُمُ الْخَيْطُ الْأَبْيَضُ مِنَ الْخَيْطِ الْأَسْوَدِ مِنَ الْفَجْرِ ۖ ثُمَّ أَتِمُّوا الصِّيَامَ إِلَى الَّيْلِ ۚ وَلَا تُبَاشِرُوْهُنَّ وَأَنْتُمْ عٰكِفُوْنَ فِي الْمَسٰجِدِ ۗ تِلْكَ حُدُوْدُ اللّٰهِ فَلَا تَقْرَبُوْهَا ۗ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ اٰيٰتِهٖ لِلنَّاسِ لَعَلَّهُمْ يَتَّقُوْنَ ﴿١٨٧﴾

૧૮૮. તમને રોઝાની રાતોમાં તમારી પત્નીઓ પાસે જવાની પરવાનગી આપવામાં આવે છે. તેઓ તમારા અંગવસ્ત્ર છે[૧૩૬] અને તમે તેમના અંગવસ્ત્ર છો. અલ્લાહ ખૂબ જાણે છે કે જે તમે પોતાને અન્યાય કરો છો, માટે (અલ્લાહે) તમારા પ્રતિ દયાવૃત્તિ કરી તમને રાહત આપી. હવે તમે તેમની સાથે સમાગમ કરો અને જે અલ્લાહે તમારા માટે યોગ્ય ઠરાવ્યું છે તે ભોગવો; તેમજ ખાઓ તથા પીઓ તે સમય સુધી જ્યારે પ્રભાતની સફેદ ધારી અંધકારમાંથી સ્પષ્ટ ઉપસી આવે. પછી રોઝાને રાત્રિના અંધકાર પડતા સુધી પૂરું કરો અને તેમની પાસે ન જશો. જ્યારે તમે 'એત્કાફ'[૧૩૭] (દુઆ માટે એકાંત)માં મસ્જિદમાં રહેતા હો. આ અલ્લાહની ઠરાવેલી મર્યાદાઓ છે માટે તેમની પાસે જશો નહિ. આવી જ રીતે અલ્લાહ લોકો માટે પોતાના આદેશોનું સ્પષ્ટીકરણ કરે છે કે તેઓ બૂરાઈઓથી પોતાને બચાવતા રહે.

(રુકૂઅ-૨૩)

وَلَا تَأْكُلُوْٓا أَمْوَالَكُمْ بَيْنَكُمْ بِالْبَاطِلِ وَتُدْلُوْا بِهَآ إِلَى الْحُكَّامِ لِتَأْكُلُوْا فَرِيْقًا مِّنْ أَمْوَالِ النَّاسِ بِالْإِثْمِ وَأَنْتُمْ تَعْلَمُوْنَ ﴿١٨٨﴾ ع

૧૮૯. અને તમે અંદરોઅંદર એકબીજાની મિલ્કત કપટથી[૧૩૮] પચાવી ન પાડો અને સત્તાધિશો ને તેમાંથી (રૂશ્વત) ન આપો કે તમે જાણી જોઈને (બીજાની) મિલ્કતને અયોગ્ય રીતે ખાઈ જાઓ.

(રુકૂઅ-૨૩)

---

૧૩૪. અલ્લાહની સમીપતા, તેની કુરબતનો આનંદ આત્માનુભવ વગર નથી મળી શકતી.

૧૩૫. અલ્લાહ પોતાના બંદાની બંદગીને વ્યર્થ નથી જવા દેતો. તે પોતાના બંદાઓની પુકારને અવશ્ય સાંભળે છે.

૧૩૬. અલ્લાહે પતિ-પત્નીને એક બીજાના ઢાંકનારા વસ્ત્રની ઉપમા આપી, પત્નીને પતિની ગુલામીમાંથી કાઢી સમાજમાં તેમજ ગૃહસ્થિમાં એક મહત્વપૂર્ણ ઉચ્ચ સ્થાન આપ્યું છે. પતિ-પત્નીના પવિત્ર સંબંધનો હેતુ પારસ્પારિક ભાવના, પ્રેમ, સંતોષ તથા સંરક્ષણ આપવાથી વધુ એક બીજાનું ગૌરવ તથા શણગાર બનાવ્યો છે, નહિ કે વિષયવાસના પોષવાનું સાધન.

૧૩૭. 'એત્તકાફ' રમઝાન મહિનામાં મસ્જિદમાં દુઆ માટે એકાંતમાં દસ દિવસ સુધી બેસવાને કહેવામાં આવે છે. આ ગાળા દરમિયાન પત્ની સાથે જાતીય સંબંધ કરવાની મનાઈ છે.

૧૩૮. તમારા ઉપર વિશ્વાસ રાખનારા કે તમને પોતાની અમાનતો સોંપનારાઓનો વિશ્વાસઘાત ન કરો. અમાનતમાં ખ્યાનત ન કરો.

૧૯૦. (હે રસૂલ) જો તેઓ તને ચંદ્ર વિશે સવાલ કરે તો તું તેમને કહી દે કે તે માનવજાતિ માટે સાધારણ સમય(ની ગણત્રી કરવાનું) તથા હજ સમય નક્કી કરવાનું સાધન છે, અને આ કોઈ પરહેઝગારી નથી કે તમે તમારા ઘરોમાં પાછળથી[૧૩૯] દાખલ થાઓ છો. બલ્કે ખરો પરહેઝગાર તો તે છે જે અલ્લાહથી ડરતો રહે. અને તમે તમારા ઘરોમાં (મુખ્ય) દ્વારથી દાખલ થાઓ, તેમજ અલ્લાહથી ડરતા રહો જેથી તમે સફળતા મેળવો.

يَسْـَٔلُوْنَكَ عَنِ الْاَهِلَّةِ ۭ قُلْ هِىَ مَوَاقِيْتُ لِلنَّاسِ وَالْحَجِّ ۭ وَلَيْسَ الْبِرُّ بِاَنْ تَاْتُوا الْبُيُوْتَ مِنْ ظُهُوْرِهَا وَلٰكِنَّ الْبِرَّ مَنِ اتَّقٰى ۚ وَاْتُوا الْبُيُوْتَ مِنْ اَبْوَابِهَا ۠ وَاتَّقُوا اللّٰهَ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ۝١٩٠

૧૯૧. અને જે અલ્લાહની રાહમાં તમારી ઉપર આક્રમણ કરે તેની સામે લડો,[૧૪૦] પરંતુ તેમની સાથે વધારે પડતી સખ્તી ન કરો ખરેખર, અલ્લાહ હદથી વધી જનારાઓને પસંદ નથી કરતો.

وَقَاتِلُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ الَّذِيْنَ يُقَاتِلُوْنَكُمْ وَلَا تَعْتَدُوْا ۭ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ الْمُعْتَدِيْنَ ۝١٩١

૧૯૨. અને તેમનો જ્યાં સામનો થાય ત્યાં જ તેમને કતલ કરો અને જ્યાંથી તેમણે તમને હાંકી કાઢયા ત્યાંથી તેમને હાંકી કાઢો;[૧૪૧] કારણ કે રિબામણી કતલથી બૂરી છે. અને મસ્જિદ-લ-હરામની આસપાસ તેમની સાથે ન લડો, જ્યાં સુધી કે તેઓ તે સ્થળે તમારી સાથે ન લડે. પરંતુ જો તેઓ લડતા રહે તો તેમને કતલ કરો. આ જ કાફરોનો દંડ છે.

وَاقْتُلُوْهُمْ حَيْثُ ثَقِفْتُمُوْهُمْ وَاَخْرِجُوْهُمْ مِّنْ حَيْثُ اَخْرَجُوْكُمْ وَالْفِتْنَةُ اَشَدُّ مِنَ الْقَتْلِ ۚ وَلَا تُقٰتِلُوْهُمْ عِنْدَ الْمَسْجِدِ الْحَرَامِ حَتّٰى يُقٰتِلُوْكُمْ فِيْهِ ۚ فَاِنْ قٰتَلُوْكُمْ فَاقْتُلُوْهُمْ ۭ كَذٰلِكَ جَزَاۗءُ الْكٰفِرِيْنَ ۝١٩٢

૧૯૩. પરંતુ જો તેઓ અટકી જાય તો બેશક અલ્લાહ અત્યંત ક્ષમાવંત અને દયાળુ છે.

فَاِنِ انْتَهَوْا فَاِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ۝١٩٣

---

૧૩૯. પ્રાચીન સમયથી અરબોમાં હજ પર જનારા જ્યારે પાછા વળતા ત્યારે જે દરવાજેથી તેઓ હજ કરવા નીકળતા પાછા તે જ દરવાજેથી પોતાના ઘરોમાં દાખલ ન થતા. તેમની માન્યતામાં ગુનાહગાર સ્થિતિમાં જે દરવાજેથી નીકળ્યા હતા તે જ દરવાજે પાક સાફ થઈ દાખલ થવું યોગ્ય ન હતું. હજ કર્યા પછી તેઓ પાછળની ભીંતો ઉપરથી ટપી પોતાના ઘરોમાં દાખલ થતા હતા. આ અપશુકનિયાળ ગણાતા અર્થહિન રિવાજને તોડવા માટે આ આયતનું અવતરણ થયું હતું. વહેમો તથા રિવાજો પાળવા બિદ્‌અત છે, નેકી નથી.

૧૪૦. અહીં ખાસ ધ્યાનમાં લેવા જેવી એક વસ્તુ છે કે હથિયાર ઊઠાવવાનો હુકમ માત્ર પ્રતિકાર કે બચાવ કરવા (વળતો પ્રહાર કરવા) માટે જ મળ્યો છે. અને તેના માટે એક હદબંધી પણ છે કે દુશ્મનથી તેના કસુરથી વધારે બદલો ન લેવો જોઈએ.

૧૪૧. આ આયતમાં વધુ ખુલાસો કરવામાં આવ્યો છે કે તે લોકો જેમણે પહેલ કરી મુસ્લિમોને કા'બા પાસેથી હાંકી કાઢયા હતા તેમને ત્યાંથી હાંકી કાઢવાના પ્રતિકારીક પગલા લેવાનો હુકમ આપવામાં આવ્યો હતો જે મુસ્લિમોનું પવિત્ર ધામ હતું.

૧૯૪. અને તેમની સાથે લડો જ્યાં સુધી કે ફીસાદ શમી જવા પામે અને અલ્લાહનો[૧૪૨] દીન પ્રવર્તે. પરંતુ જો તેઓ અટકી જાય તો (યાદ રાખો કે) આક્રમણખોરો સિવાય અન્ય સાથે લડવાની મનાઈ છે.

وَقٰتِلُوْهُمْ حَتّٰى لَا تَكُوْنَ فِتْنَةٌ وَّيَكُوْنَ الدِّيْنُ لِلّٰهِ ۭ فَاِنِ انْتَهَوْا فَلَا عُدْوَانَ اِلَّا عَلَى الظّٰلِمِيْنَ ۝

૧૯૫. પવિત્ર મહિનાની (મર્યાદાભંગનો) બદલો પવિત્ર મહિનામાં લેવામાં આવે, અને (પ્રત્યેક) પવિત્ર વસ્તુઓ માટે બદલા(ની મર્યાદાઓ) છે. માટે જે તમારા ઉપર અતિરેક કરે તો તમે તેના ઉપર તે હદ સુધી જ બદલો લો,[૧૪૩] જેટલી સખ્તી તેણે તમારા ઉપર કરી હોય. અને અલ્લાહથી ડરતા રહો. અને જાણી લો કે અલ્લાહ તેની સાથે છે જે સંયમ ધારણ કરે છે.

اَلشَّهْرُ الْحَرَامُ بِالشَّهْرِ الْحَرَامِ وَالْحُرُمٰتُ قِصَاصٌ ۭ فَمَنِ اعْتَدٰى عَلَيْكُمْ فَاعْتَدُوْا عَلَيْهِ بِمِثْلِ مَا اعْتَدٰى عَلَيْكُمْ ۠ وَاتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ مَعَ الْمُتَّقِيْنَ ۝

૧૯૬. અને અલ્લાહની રાહમાં ખર્ચ કરો પરંતુ પોતાના હાથે જ (પોતાને) બરબાદ[૧૪૪] ન કરો, અને ભલાઈ કરતા રહો; બેશક, અલ્લાહ ભલાઈ કરનારાઓને પ્યાર કરે છે.

وَاَنْفِقُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ وَلَا تُلْقُوْا بِاَيْدِيْكُمْ اِلَى التَّهْلُكَةِ ۛ وَاَحْسِنُوْا ۛ اِنَّ اللّٰهَ يُحِبُّ الْمُحْسِنِيْنَ ۝

૧૯૭. અને હજ[૧૪૫] તથા ઉમરાને[૧૪૬] અલ્લાહ વાસ્તે પૂરા કરો પરંતુ જો કોઈ (અણધાર્યા

وَاَتِمُّوا الْحَجَّ وَالْعُمْرَةَ لِلّٰهِ ۭ فَاِنْ اُحْصِرْتُمْ فَمَا اسْتَيْسَرَ

---

૧૪૨. અહીં મુસ્લિમોને માત્ર આક્રમિક બળોનો સામનો કરવાનો અને પોતાના બચાવ કરવા માટે લડવાનો આદેશ આપવામાં આવ્યો હતો. આંહઝરત સ.અ.સ.ની દુશ્મનો સાથેની વર્તાણુકથી સાબિત છે કે આપ (સ) વિજય મેળવ્યા પછી દુશ્મનો સાથે સુલેહના કરારો કરત જ નહિ જો દુશ્મનો ઈસ્લામ કબુલ ન કરે ત્યાં સુધી તેમની સાથે લડવાનો હુકમ તેમને હોત તો. ઈસ્લામમાં પોતાના અંગત સ્વાર્થ ખાતર પણ જંગ કરવાની મનાઈ છે. માત્ર અલ્લાહ ખાતર, તેની જ રાહમાં લડવાને જીહાદ કહેવામાં આવે છે. આક્રમણના મુકાબલામાં જંગને તેની આવશ્યકતા પૂરતી જ મર્યાદિત રાખવી અને વ્યવસ્થિત લશ્કરો સાથે જ લડવું, બિનલડાયક જનતાની હત્યા ન કરવી, ન તેમને રંજાડવો, જંગ દરમિયાન દરેક ધાર્મિક વિધિઓ કે ધર્મસ્થાનોનું રક્ષણ તથા માન જાળવવું અને કોઈપણ પવિત્ર ગણાતા સ્થળની નઝીકમાં લડવું નહિ, જેથી કરીને તે જગ્યાને નુકસાન ન પહોંચે જો દુશ્મન આક્રમણ કરવા માટે પોતાના ધર્મસ્થાનોનો ઉપયોગ કરે તો મુસ્લિમોએ માત્ર જવાબ પૂરતો જ હલ્લો કરવો, અંતમાં લડાઈને એટલા સમય સુધી ચાલુ રાખવી જ્યાં સુધી મઝહબી આઝાદીમાં દખલગીરી તથા અડચણોનો અંત ન આવે.

૧૪૩. પવિત્ર મહિના 'ઝુલકદા', 'ઝુલ હિજ્જાઅ' 'અલમુહર્રમ' તથા 'રજબ,' આ ચાર મુકદ્દસ મહિનાઓમાં જંગ કરવા ઉપર પ્રતિબંધ છે જેમાં પવિત્ર મહિનાઓ તથા મુકદ્દસ કા'બાનો આદર સાચવવાનો ઉદ્દેશ છે.

૧૪૪. સાધારણ રીતે જંગોના સમયમાં સફળતા મેળવવામાં આર્થિક સહાયતાની બહુ જ જરૂર હોય છે પરંતુ મોમિનોને પોતાની શકિતથી વધુ ખર્ચ કરવાની મનાઈ કરવામાં આવી છે.

૧૪૫. ઈન્સાનના રૂહાની વિકાસ તથા જીવનના ધ્યેયને પ્રાપ્ત કરવા માટે હજ એક ઉત્તમ રાહ છે જેમાં મોમિન પ્રમાણિકપણે પોતાનું સર્વસ્વ કુરબાન કરવાની ભાવનાની ઊંડાણમાંથી પસાર થઈ રહ્યો હોય છે.

مِنَ الْهَدْيِ وَلَا تَحْلِقُوا رُءُوسَكُمْ حَتّٰى يَبْلُغَ الْهَدْيُ مَحِلَّهٗ ۚ فَمَنْ كَانَ مِنْكُمْ مَّرِيْضًا اَوْ بِهٖٓ اَذًى مِّنْ رَّاْسِهٖ فَفِدْيَةٌ مِّنْ صِيَامٍ اَوْ صَدَقَةٍ اَوْ نُسُكٍ ۚ فَاِذَآ اَمِنْتُمْ فَمَنْ تَمَتَّعَ بِالْعُمْرَةِ اِلَى الْحَجِّ فَمَا اسْتَيْسَرَ مِنَ الْهَدْيِ ۚ فَمَنْ لَّمْ يَجِدْ فَصِيَامُ ثَلٰثَةِ اَيَّامٍ فِى الْحَجِّ وَسَبْعَةٍ اِذَا رَجَعْتُمْ ۗ تِلْكَ عَشَرَةٌ كَامِلَةٌ ۗ ذٰلِكَ لِمَنْ لَّمْ يَكُنْ اَهْلُهٗ حَاضِرِى الْمَسْجِدِ الْحَرَامِ ۚ وَاتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ ﴿١٩٦﴾

સંજોગોના) કારણે તમને અટકાવવામાં[૧૪૭] આવે તો સહેલાઈથી પ્રાપ્ત થાય તે કુરબાની આપો; અને તમારા માથા મુંડાવો નહિ જ્યાં સુધી (તમારી આપેલી) કુરબાની મુકર્રર સ્થાને ન પહોંચી જાય. પરંતુ જો માથામાં દર્દ અથવા માંદગીના કારણે (માથું મૂંડાવો) તો તેના બદલે રોઝા (રાખો), સદકો (દાન) અથવા કુરબાનીનો ફીદીયો (બદલો) આપો. પછી તમને જ્યારે સલામતી લાગે ત્યારે ઉમરાની સાથે સાથે હજ[૧૪૮] કરવાનો લાભ ઉઠાવો અને જે ઉપલબ્ધ હોય તે કુરબાની કરો, પરંતુ જેને (કુરબાનીની) શકિત ન હોય તે હજ ના (સમય) દરમિયાન ત્રણ દિવસના રોઝા[૧૪૯] રાખે, અને (ઘરે) પાછા આવ્યા પછી સાત દિવસના રોઝા, તેમ કુલ મળી દસ રોઝા પૂરાં કરે. આ નિયમ તે લોકો માટે છે જેમના પરિવાર પવિત્ર મસ્જિદ[૧૫૦] (કા'બા)ના વિસ્તારમાં ન રહેતા હોય. અને અલ્લાહથી ડરતા રહો.અને જાણી લો કે અલ્લાહ શિક્ષા આપવામાં બહુજ સખત છે. (રુકૂઅ-૨૪)

---

૧૪૬. 'ઉમરાહ' એક નાના પ્રકારની ઝીયારત છે તેમાં પણ હજના જેવા 'એહરામ' (વસ્ત્રો)માં 'કા'બા'નો તવ્વાફ સાત વખત કરવો જોઈએ, પરંતુ સફા મરવા વચ્ચે દોડવું અને કુરબાની આપવી ફરજીયાત નથી. ઉમરાહ વર્ષના કોઈપણ ભાગમાં કરી શકાય છે પરંતુ હજ ફકત 'ઝૂલહિજજાઅ'ના મહિનામાં જ કરી શકાય છે.

૧૪૭. 'અટકી જવા'નો અર્થ, કોઈપણ અશાંતિ અરાજકતા ઉપદ્રવ બીમારી કે અન્ય અડચણોના કારણે ન જઈ શકાતું હોય.

૧૪૮. હજ તથા ઉમરાહ એક સાથે કરવાની બે રીતો છે. (૧) ઉમરાહ કરનારે એહરામ બાંધી સર્વ વિધિઓ અદા કરી ઉમરાહ કરવાં જોઈએ. ત્યાર પછી આઠમે દિવસે ફરી એહરામ બાંધી હજની સર્વ વિધિઓ પૂરી કરવી જોઈએ. આ હજ તથા ઉમરાહની એક સાથે અદા કરવાની રીતને 'તમત્તો' કહેવામાં આવે છે. જેનો અર્થ 'તકનો લાભ ઉઠાવવો' થાય છે. (૨) હજ તથા ઉમરાહ એક સાથે કરનારે એહરામ બાંધી સર્વ આહકામ અદા કરી એહરામની હાલતમાં જ હજના આખરી દિવસ સુધી રહેવું જોઈએ. આ રીતને 'કિરાન' કહેવામાં આવે છે. જેનો અર્થ 'બે વસ્તુઓને ભેગી કરવી' કહે છે. 'તમત્તો' તથા 'કિરાન' બંનેમાં કુરબાની કરવી ફરજીયાત છે.

૧૪૯. આ પહેલાં જણાવેલાં ત્રણ રોઝા અને આ રોઝામાં ફેર છે. પહેલાંના રોઝા જે માથું ન બોડાવી શકે તેના માટે છે અને આ ત્રણ રોઝા જે 'તમત્તો' (હજજ તથા ઉમરા એક સાથે કરવા)માં કુરબાની કરવા અસમર્થ હોય તેના માટે છે. અને આ ત્રણ દિવસો 'ઝુલહિજજાઅ' મહિનાની ૧૧મી, ૧૨મી અને ૧૩મી તારીખ છે. બાકીના સાત રોઝા પોતાને ઘેર જઈને અનુકૂળ દિવસોમાં રાખી શકાય છે.

૧૫૦. હજ તથા ઉમરાહને એક સાથે અદા કરવાની સગવડ માત્ર બહારથી આવનારા લોકો માટે છે, જે લોકોને મુશ્કીલ સંજોગોમાંથી પસાર થવું પડે છે તેમના માટે જ છે. મક્કા તથા આસપાસના

اَلْحَجُّ اَشْهُرٌ مَّعْلُوْمٰتٌ ۚ فَمَنْ فَرَضَ فِيْهِنَّ الْحَجَّ فَلَا رَفَثَ وَلَا فُسُوْقَ ۙ وَلَا جِدَالَ فِي الْحَجِّ ؕ وَمَا تَفْعَلُوْا مِنْ خَيْرٍ يَّعْلَمْهُ اللّٰهُ ؕ وَتَزَوَّدُوْا فَاِنَّ خَيْرَ الزَّادِ التَّقْوٰى ۚ وَاتَّقُوْنِ يٰٓاُولِي الْاَلْبَابِ ﴿۱۹۷﴾

૧૯૮. હજજના મહિનાઓને સૌ જાણે છે માટે જે પણ હજ (કરવાનો ઈરાદો) કરે તે (યાદ રાખે કે) હજ ના દિવસોમાં નિર્લજજતા[૧૫૧] ભર્યા વિષયો, (અથવા) કોઈ નાફરમાની કે તકરારોમાં સંડોવાય નહિ, અને જે ભલાઈઓ તમે કરશો તે અલ્લાહ જાણે છે. હજ ના સફર પૂરતું ભાથું સાથે લઈ લો, બેશક સૌથી ઉત્તમ ભાથું પરહેઝગારી[૧૫૨] છે અને હે બુદ્ધિશાળીઓ, મારાથી ડરતા રહો.

لَيْسَ عَلَيْكُمْ جُنَاحٌ اَنْ تَبْتَغُوْا فَضْلًا مِّنْ رَّبِّكُمْ ؕ فَاِذَآ اَفَضْتُمْ مِّنْ عَرَفٰتٍ فَاذْكُرُوا اللّٰهَ عِنْدَ الْمَشْعَرِ الْحَرَامِ ۪ وَاذْكُرُوْهُ كَمَا هَدٰىكُمْ ۚ وَاِنْ كُنْتُمْ مِّنْ قَبْلِهٖ لَمِنَ الضَّآلِّيْنَ ﴿۱۹۸﴾

૧૯૯. (હજ ના દિવસોમાં) રબના ફઝલો (કૃપા)[૧૫૩] શોધવામાં તમારા ઉપર કોઈ દોષ નથી. પરંતુ જ્યારે 'અરફાતથી'[૧૫૪] પાછા વળો ત્યારે 'મશહરલહરામ'[૧૫૫] પાસે અલ્લાહને યાદ કરો જેવી રીતે (યાદ કરવાની) તેણે તમને હિદાયત આપી છે. જો કે તે પહેલાં તમે ભટકી ગએલા હતા.

ثُمَّ اَفِيْضُوْا مِنْ حَيْثُ اَفَاضَ النَّاسُ وَاسْتَغْفِرُوا اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۱۹۹﴾

૨૦૦. પછી બીજા લોકો પાછા ફરે છે ત્યાંથી જ તમે પાછા ફરો[૧૫૬] અને અલ્લાહની ક્ષમાની યાચના કરતા રહો, બેશક અલ્લાહ ક્ષમાવંત અને દયાળુ છે.

فَاِذَا قَضَيْتُمْ مَّنَاسِكَكُمْ فَاذْكُرُوا اللّٰهَ كَذِكْرِكُمْ اٰبَآءَكُمْ اَوْ اَشَدَّ ذِكْرًا ؕ فَمِنَ النَّاسِ مَنْ يَّقُوْلُ رَبَّنَآ اٰتِنَا فِي الدُّنْيَا وَمَا لَهٗ فِي الْاٰخِرَةِ مِنْ خَلَاقٍ ﴿۲۰۰﴾

૨૦૧. અને જ્યારે તમને સૂચવવામાં આવેલી તમારી તમામ ઈબાદતો પૂરી કરી લો તો જેમ પહેલાં તમે તમારા બાપદાદાઓનું સ્મરણ કરતા હતા તેવી જ રીતે અલ્લાહને યાદ કરો, બલ્કે તેનાથી પણ વધુ (ભાવનાથી), અને લોકોમાં કેટલાય એવા છે જે કહે છે 'હે અમારા રબ, અમને દુનિયામાં જ (ભલાઈ) આપી દે.' પરંતુ તેમને આખેરતમાં કોઈ હિસ્સો નહિ મળે.

---

રહેનારાઓને જવલ્લેજ અડચણો નડતી હોય છે. જેથી તેમના માટે આવું કરવું અયોગ્ય છે.

૧૫૧. વાસના ઉત્તેજક વાર્તાલાપ, ગંદીભાષા, ગાલીગલોચ કે અન્ય અનાચરણો, ઝઘડા, ફિસાદ, ચુગલી, મારધાડ ધમકી વગેરેથી દૂર રહેવું.

૧૫૨. પરહેઝગારીમાં કાયિક, વાચિક તથા માનસિક સંયમ પાળવું અને ઈબાદતમાં ઝિક્રેઈલાહીમાં મગ્ન રહેવું.

૧૫૩. તંગદસ્ત હાજીઓ માટે પોતાના વાટ ખર્ચ પૂરતું કમાવા ખાતર વેપાર કરવા ઉપર બંધન નથી.

૧૫૪. 'અરફાત'નો અર્થ 'ઈલ્મ મેળવવાનું સ્થાન' થાય છે.

૧૫૫. 'મશહરલ-હરામ' મુઝદુલ્ફાહમાં એક પહાડીનું નામ છે જે મક્કા તથા અરફાત વચ્ચે આવેલી છે. આ ઈબાદતનું એક મહત્ત્વનું સ્થાન છે જે મક્કાથી છ માઈલ ઉપર છે.

૧૫૬. ઈસ્લામના ઉદય પહેલાં કુરેશ તથા બનુ કીનાનાહના કબીલાઓ જે હુમ્સના નામે જાણીતા હતા તે હાજીઓ સાથે અરફાતથી પાછા ફરવાની રાહ જોઈ બેસી રહેતા. આ તથા તેના પછીની આયતમાં

وَمِنْهُمْ مَّنْ يَّقُوْلُ رَبَّنَآ اٰتِنَا فِي الدُّنْيَا حَسَنَةً وَّ فِي الْاٰخِرَةِ حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ ﴿٢٠٢﴾

૨૦૨. અને તેઓમાંનાં કેટલાક (એવા છે જે) કહે છે 'હે અમારા રબ, અમને (આ) દુનિયામાં ભલું અર્પણ કર તેમજ આખેરતમાં[૧૫૭] પણ ભલું અર્પણ કર, અને આગના અઝાબથી અમારું રક્ષણ કર.

اُولٰٓئِكَ لَهُمْ نَصِيْبٌ مِّمَّا كَسَبُوْا ؕ وَاللّٰهُ سَرِيْعُ الْحِسَابِ ﴿٢٠٣﴾

૨૦૩. આ લોકોને તેમની કરણીનો (ઉત્તમ) બદલો મળશે. બેશક અલ્લાહ હિસાબ ચૂકવવામાં ઝડપી છે.

وَاذْكُرُوا اللّٰهَ فِيْٓ اَيَّامٍ مَّعْدُوْدٰتٍ ؕ فَمَنْ تَعَجَّلَ فِيْ يَوْمَيْنِ فَلَآ اِثْمَ عَلَيْهِ ۚ وَمَنْ تَاَخَّرَ فَلَآ اِثْمَ عَلَيْهِ ۙ لِمَنِ اتَّقٰى ؕ وَاتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْٓا اَنَّكُمْ اِلَيْهِ تُحْشَرُوْنَ ﴿٢٠٤﴾

૨૦૪. અને મુકર્રર કરેલા દિવસોમાં[૧૫૮] અલ્લાહની યાદ કરો પરંતુ જે કોઈ બે દિવસમાં જ (પાછો) ચાલ્યો જાય તો (તેના ઉપર) કોઈ ગુનાહ નથી અને જો કોઈ વધુ સમય માટે રોકાઈ જાય તો (તેના ઉપર) પણ ગુનાહ નથી. (આ) તેના માટે છે જેણે સંયમ ધારણ કર્યું હોય. અને તમે અલ્લાહથી ડરતા રહો[૧૫૯] અને જાણી લો કે તમને ફરી એકઠા કરી અલ્લાહ સમક્ષ[૧૬૦] લાવવામાં આવશે.

---

તેમને ત્યાં રોકાઈ જવાની મનાઈ કરવામાં આવી હતી અને તેમને અરફાત સુધી જઈ બીજા કરે તેમ કરવાનો આદેશ આપવામાં આવ્યો હતો. તે બાદ મીનામાં કુરબાની કર્યા પછી એહરામની સ્થિતિનો અંત આવે છે.

૧૫૭. આ આયતમાં જે ઈન્સાનોનું વર્ણન છે તે લોકો માત્ર આ દુનિયામાં જ ભલાઈ નથી ઈચ્છતા પણ તેઓ એવા નેક આમાલો બજાવી લાવે છે કે આખેરતમાં પણ અલ્લાહની ને'મતોના તેઓ હક્કદાર છે.

૧૫૮. આ નિર્મિત દિવસો 'ઝુલહિજ્જાહ'ની ૧૧, ૧૨ અને ૧૩મી તારીખના દિવસોને 'અય્યામલ-તશરીક' કહેવામાં આવે છે, અર્થાત રમણિય અને પ્રકાશિત દિવસો. આ દિવસોમાં હજ્જ કરનારાઓ મીનામાં પોતાના પરવરદિગારની યાદમાં નિમગ્ન રહે છે.

૧૫૯. હજ નો મૂળ હેતુ 'તકવા' સંયમ તથા સદાચારના ઉચ્ચતમ પદે પહોંચવું છે. સૂરાહ બકરાની આયત ૧૯૮ના વિસ્તૃત વર્ણન પ્રમાણે હજ પરહેઝગારીની રૂહનું ઉદ્દ્ભવસ્થાન છે ન કે રસમો રિવાજની કર્મકાંડવિધિ.

૧૬૦. હજ માં પ્રત્યેક સ્થાનોની ઝિયારત પોતાનું એક વિશિષ્ટ મહત્વ રાખે છે, જેમને કુરઆન મજીદમાં 'શઆએર- એ અલ્લાહ' (અર્થાત અલ્લાહની નિશાનીઓ) કહેવામાં આવે છે.

(૧) કા'બાને ફરતો તવાફ કરવો કા'બા એકયતા, ભાતૃભાવનાનું કેન્દ્ર હોવાનો સ્વીકાર છે, તેમજ શર્વશકિતમાન અલ્લાહની મહાનતાનો સ્વીકાર છે.

(૨) સફા મરવાની પહાડીઓમાં હઝરત હાજરા પોતાના બાળક હઝરત ઈસમાઈલ (અ)ની પ્યાસ બૂઝાવવા માટે પાણીની શોધમાં વ્યાકૂળ થઈ આમથી તેમ વારંવાર દોડી રહી હતી તેમની વિવશતાનું તે ચિત્ર હજ કરનારાઓના મનમાં ઉદ્દ્ભવ્યા વગર નથી રહેતું.

(૩) 'મશઅર- અલ-હરામ' આખેરત (કયામત)ના દિવસની ઝાંખી કરાવે છે. જ્યારે એહરામના વણ-સીવેલા બે અંગવસ્ત્ર સાથે બોડેલા માથાવાળા મૃતદેહો (કફન સાથે) ઉઠી કયામતમાં પોતાના ખાલિક વ માલિક સમક્ષ ઉપસ્થિત થશે.

وَمِنَ النَّاسِ مَنْ يُّعْجِبُكَ قَوْلُهٗ فِي الْحَيٰوةِ الدُّنْيَا وَيُشْهِدُ اللّٰهَ عَلٰى مَا فِيْ قَلْبِهٖ ۙ وَهُوَ اَلَدُّ الْخِصَامِ ﴿٢٠٤﴾

૨૦૫. અને (લોકોમાં) કોઈ એવો પણ છે જેની આ દુનિયાના જીવનની વાતો[૧૬૧] તારા મનને પસંદ હોય છે, અને જે તેના મનમાં છે તેના ઉપર તે અલ્લાહને સાક્ષી ઠરાવે છે, જો કે તે પોતે જ ઝઘડાખોરોમાંથી સૌથી વધારે ઝઘડાખોર હોય છે.

وَاِذَا تَوَلّٰى سَعٰى فِي الْاَرْضِ لِيُفْسِدَ فِيْهَا وَيُهْلِكَ الْحَرْثَ وَالنَّسْلَ ؕ وَاللّٰهُ لَا يُحِبُّ الْفَسَادَ ﴿٢٠٥﴾

૨૦૬. અને જ્યારે તેને સત્તા મળી જાય છે ત્યારે ધરતી પર તેની દોડધામ (માત્ર) એટલા ખાતર હોય છે કે તે તેમાં બદઅમની ફેલાવે તેમજ ઉત્પાદન[૧૬૨] તથા માનવવંશનો નાશ કરે, પરંતુ અલ્લાહ ફિસાદને પસંદ નથી કરતો.

وَاِذَا قِيْلَ لَهُ اتَّقِ اللّٰهَ اَخَذَتْهُ الْعِزَّةُ بِالْاِثْمِ فَحَسْبُهٗ جَهَنَّمُ ؕ وَلَبِئْسَ الْمِهَادُ ﴿٢٠٦﴾

૨૦૭. અને જ્યારે તેને કહેવામાં આવે છે કે 'અલ્લાહનો ડર રાખ' તો તેનો ગર્વ તેને (વધુ) પાપકર્મો[૧૬૩] કરવા ઉત્તેજીત કરે છે. તેના માટે તો જહન્નમ જ યોગ્ય (બદલો) છે. બેશક, તે અધમતર નિવાસસ્થાન છે.

وَمِنَ النَّاسِ مَنْ يَّشْرِيْ نَفْسَهُ ابْتِغَآءَ مَرْضَاتِ اللّٰهِ ؕ وَاللّٰهُ رَءُوْفٌۢ بِالْعِبَادِ ﴿٢٠٧﴾

૨૦૮. અને મનુષ્યોમાંથી કોઈ એવો પણ હોય છે જે અલ્લાહની ખુશનૂદી મેળવવા માટે પોતાની જાતને વેચી નાખે છે, અને અલ્લાહ એવા બંદા ઉપર બેહદ કૃપાવંત છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا ادْخُلُوْا فِي السِّلْمِ كَآفَّةً ۪ وَلَا تَتَّبِعُوْا خُطُوٰتِ الشَّيْطٰنِ ؕ اِنَّهٗ لَكُمْ عَدُوٌّ مُّبِيْنٌ ﴿٢٠٨﴾

૨૦૯. હે ઈમાન લાવનારાઓ, તમે સૌ (અલ્લાહની) સંપૂર્ણ શરણાગતિમાં આવી જાઓ અને શયતાનના પગલે ન ચાલો, બેશક તે તમારો ખુલ્લો દુશ્મન છે.

فَاِنْ زَلَلْتُمْ مِّنْۢ بَعْدِ مَا جَآءَتْكُمُ الْبَيِّنٰتُ فَاعْلَمُوْۤا اَنَّ اللّٰهَ عَزِيْزٌ حَكِيْمٌ ﴿٢٠٩﴾

૨૧૦. પરંતુ તમને સ્પષ્ટ નિશાનીઓ મળ્યા પછી જો તમે ડગમગી જશો, તો (સારી પેઠે) જાણી લો કે અલ્લાહ સર્વ સમર્થ તથા હિકમતવાળો છે.

هَلْ يَنْظُرُوْنَ اِلَّاۤ اَنْ يَّاْتِيَهُمُ اللّٰهُ فِيْ ظُلَلٍ مِّنَ

૨૧૧. શું તેઓ એવી રાહ જુએ છે કે અલ્લાહ વાદળોની[૧૬૪] છાયા નીચે ફરિશ્તાઓ સહિત તેમની

(૪) કુરબાનીનું જનાવર, હઝરત ઈબ્રાહીમ (અ)નું પોતાના પુત્ર હઝરત ઈસમાઈલને અલ્લાહની પ્રસન્નતા માટે બલિદાન તરીકે પેશ કરવું ઈન્સાનને માત્ર પોતાના જ દેહથી નહિ, બલ્કે પોતાના સંતાનથી અને સંપત્તિથી પણ અલ્લાહની રાહમાં કુરબાની કરવાની પ્રેરણા આપે છે.

૧૬૧. ઘણા લોકો વાકછટા તથા બાહ્ય ટાપટીપથી સાંભળનારાઓને આંજી નાખે છે તેવા લોકોના મનમાં પોતાના અંગત સ્વાર્થ હોવાથી તેઓ બીજાના મામુલી હક્કને ગણકારતા નથી અને તેમનામાં અન્યની ભલાઈ માટે કુરબાનીની રૂહ પણ નથી હોતી.

૧૬૨. ખેતી, ઢોરઢાંખર વેપાર વ્યવહારમાં લાભ, ઔલાદ વગેરેમાં વધારો.

૧૬૩. પોતાના અહંકારમાં આંધળા બનેલા બદકારોનો એક ગુનાહ બીજા ગુનાહોને આમંત્રણ આપે

الْغَمَامِ وَالْمَلٰٓئِكَةُ وَقُضِيَ الْاَمْرُ ؕ وَاِلَى اللّٰهِ تُرْجَعُ الْاُمُوْرُ ﴿۲۱۱﴾

સામે આવે તોજ વાતનો અંત આવશે? બેશક, અલ્લાહ તરફ જ દરેક વસ્તુને રજુ થવાનું છે!

(રુકૂઅ-૨૫)

سَلْ بَنِيْٓ اِسْرَآءِيْلَ كَمْ اٰتَيْنٰهُمْ مِّنْ اٰيَةٍ بَيِّنَةٍ ؕ وَمَنْ يُّبَدِّلْ نِعْمَةَ اللّٰهِ مِنْ بَعْدِ مَا جَآءَتْهُ فَاِنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ ﴿۲۱۲﴾

૨૧૨. બની ઈસરાઈલને પૂછ કે અમે તેમને કેટલી સ્પષ્ટ નિશાનીઓ આપી હતી? અને જે કોઈ અલ્લાહની ને'મત(૧૬૫) મેળવી લીધા પછી તેને બદલી નાખે છે, તો બેશક અલ્લાહ સઝા આપવામાં બેહદ સખત છે.

زُيِّنَ لِلَّذِيْنَ كَفَرُوا الْحَيٰوةُ الدُّنْيَا وَيَسْخَرُوْنَ مِنَ الَّذِيْنَ اٰمَنُوْا ۘ وَالَّذِيْنَ اتَّقَوْا فَوْقَهُمْ يَوْمَ الْقِيٰمَةِ ؕ وَاللّٰهُ يَرْزُقُ مَنْ يَّشَآءُ بِغَيْرِ حِسَابٍ ﴿۲۱۳﴾

૨૧૩. આ દુનિયાનું જીવન કાફરો માટે આકર્ષક સુંદર(૧૬૬) બનાવવામાં આવ્યું છે જેના કારણે તેઓ મોમિનોની મશ્કરી ઉડાવતા રહે છે. પરંતુ કયામતના દિવસે સંયમ ધારણ કરનારાઓ તેમના ઉપર વિજયવંત થશે. અને અલ્લાહ જેને ચાહે બેહિસાબ આપે છે.

كَانَ النَّاسُ اُمَّةً وَّاحِدَةً ۗ فَبَعَثَ اللّٰهُ النَّبِيّٖنَ مُبَشِّرِيْنَ وَمُنْذِرِيْنَ ۪ وَاَنْزَلَ مَعَهُمُ الْكِتٰبَ بِالْحَقِّ لِيَحْكُمَ بَيْنَ النَّاسِ فِيْمَا اخْتَلَفُوْا فِيْهِ ؕ وَمَا اخْتَلَفَ فِيْهِ اِلَّا الَّذِيْنَ اُوْتُوْهُ مِنْ بَعْدِ مَا جَآءَتْهُمُ الْبَيِّنٰتُ بَغْيًا بَيْنَهُمْ ۚ فَهَدَى اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا لِمَا اخْتَلَفُوْا

૨૧૪. (આરંભમાં) સર્વ માનવો એકજ(૧૬૭) વિચારના હતા (પછી તેમની વચ્ચે મતભેદો ઊભા થયા) ત્યારે અલ્લાહ તેમની વચ્ચે પયગમ્બરોનો ઉદ્‌ભવ કરતો રહ્યો જે તેમને નસિહત કરતા હતા અને (દુરાચરણોથી) સાવધ કરતા રહ્યા, અને તેમની સાથે સત્યતા ભરી કિતાબ ઊતારી હતી કે જેના આધારે તેમનામાં ઉદ્‌ભવ પામેલા મતભેદોનો તે ફેંસલો આપે. કોઈ અન્ય નહિ પણ જેમને કિતાબ આપવામાં આવી હતી તેમજ જેમને સ્પષ્ટ નિશાનીઓ મળી હતી; તેઓ

---

છે અને એક દુર્ભાગ્ય બીજા દુર્ભાગ્યને સંઘરે છે. અંતે તે અવસ્થા એક વ્યસન બની જાય છે અને વિનાશમાં પરિણમે છે.

૧૬૪. જંગે બદરમાં અલ્લાહે વાદળો દ્વારા પોતાના વિરાટ સ્વરૂપને જાહેર કર્યું હતું. હજી જંગ શરૂ ન થઈ હતી કે ધોધમાર વર્ષા થઈ જેનાથી કાફરોને ભારે નુકસાન થયું હતું અને મોમિનોને રણક્ષેત્રમાં સફળતા મળી, કાફરો અલ્લાહના ફરિશ્તાને નાઝલ થતાં પોતાની આંખે જોઈ રહ્યા હતા.

૧૬૫. આ આયતમાં વર્ણવામાં આવેલી ને'મતો તે છે જે હઝરત ઈબ્રાહીમ (અ)ની દુઆની કબુલીયત, આંહઝરત સ.અ.સ.ના આગમનના રૂપમાં તેમજ મક્કાની ફતેહના રૂપમાં તેમને આપવામાં આવી હતી. તેમજ તેનો સંકેત બની ઈસરાઈલને પહેલાં પણ આપવામાં આવેલી ને'મતો તરફ પણ થઈ શકે છે, જેની તેઓ અવગણના કરતા રહ્યા હતા. જેના પરિણામે તેમની પાસેથી નબુવ્વતની ને'મત છીનવી લેવામાં આવી હતી, અને આ ઈલાહી સુન્નત પ્રમાણે થયું હતું.

૧૬૬. કાફરો દુનિયાનો ક્ષણભંગુર આનંદ સુખ સાહેબી પ્રાપ્ત કરી મુસ્લિમોની મશ્કરી ઉડાવતા હતા કે અમને તો અમારું સૌભાગ્ય અને વૈભવ હાથોહાથ મળી ગયું છે પણ તમારું ઈનામ કયાં છે? પરંતુ તેનો જવાબ કાફરોને યથા સમયે મળતો રહેતો હતો.

فِيهِ مِنَ الْحَقِّ بِإِذْنِهِ ۗ وَاللَّهُ يَهْدِي مَن يَشَاءُ إِلَىٰ صِرَاطٍ مُّسْتَقِيمٍ ﴿٢١٣﴾

જ અંદરોઅંદર અદાવતના કારણે મતભેદો[૧૬૮] કરી બેઠા. હવે અલ્લાહે પોતાના ફરમાનો દ્વારા ઈમાન લાવનારાઓને સત્યમાર્ગ દેખાડયો છે જેના સંબંધમાં તેઓ વચ્ચે મતભેદ થયો હતો; અને અલ્લાહ જેને ચાહે સીધો માર્ગ દેખાડે છે.

أَمْ حَسِبْتُمْ أَن تَدْخُلُوا الْجَنَّةَ وَلَمَّا يَأْتِكُم مَّثَلُ الَّذِينَ خَلَوْا مِن قَبْلِكُم ۖ مَّسَّتْهُمُ الْبَأْسَاءُ وَالضَّرَّاءُ وَزُلْزِلُوا حَتَّىٰ يَقُولَ الرَّسُولُ وَالَّذِينَ آمَنُوا مَعَهُ مَتَىٰ نَصْرُ اللَّهِ ۗ أَلَا إِنَّ نَصْرَ اللَّهِ قَرِيبٌ ﴿٢١٤﴾

૨૧૫. શું તમે એમ ધારો છો કે તમે (આમ જ સરળતાથી) જન્નતમાં દાખલ થવા પામશો જ્યારે તમારા ઉપર એવી કઠણાઈની હાલત નથી આવી જેવી (હાલતમાંથી) પહેલાંના લોકોને પસાર થવું પડયું હતું? તેમના ઉપર મોહતાજી અને આફતો આવી પડી હતી અને તેમને (જડમૂળમાંથી) એવા હચમચાવી[૧૬૯] નાખવામાં આવ્યા હતા કે રસૂલ અને તેના ઉપર ઈમાન લાવનારાઓ પુકારી ઉઠયા કે અલ્લાહની મદદ કયારે આવશે? યાદ રાખો, અલ્લાહની મદદ નજીકમાં જ હોય છે.

يَسْأَلُونَكَ مَاذَا يُنفِقُونَ ۖ قُلْ مَا أَنفَقْتُم مِّنْ خَيْرٍ فَلِلْوَالِدَيْنِ وَالْأَقْرَبِينَ وَالْيَتَامَىٰ وَالْمَسَاكِينِ وَابْنِ السَّبِيلِ ۗ وَمَا تَفْعَلُوا مِنْ خَيْرٍ فَإِنَّ اللَّهَ بِهِ عَلِيمٌ ﴿٢١٥﴾

૨૧૬. જો લોકો તને પુછે કે અમારે (દાનમાં) શું આપવું જોઈએ? તો તું કહી દે 'જે પાક માલ તમે ખર્ચો તેમાં તમારા માતાપિતા, સગાંસ્નેહીઓ તથા યતીમો અને મોહતાજો તેમજ મુસાફરોનો હક્ક છે અને જે ભલાઈ તમે કરો છો અલ્લાહ તેને સારી પેઠે જાણે છે.'

كُتِبَ عَلَيْكُمُ الْقِتَالُ وَهُوَ كُرْهٌ لَّكُمْ ۖ وَعَسَىٰ أَن تَكْرَهُوا شَيْئًا وَهُوَ خَيْرٌ لَّكُمْ ۖ وَعَسَىٰ أَن تُحِبُّوا

૨૧૭. (રક્ષણાત્મક) જંગ કરવી તમારા માટે ફરજીયાત કરવામાં આવે છે. તેનાથી બેશક, તમને અણગમો[૧૭૦] છે, (પરંતુ) શકય છે કે જે વસ્તુ તમને પસંદ ન હોય તે જ તમને વધુ લાભકારક હોય, અને બની શકે કે જે વસ્તુ તમને મનગમતી હોય તે તમારા

---

૧૬૭. સાધારણ રીતે વિવિધ ધર્મોમાં માનનારાઓમાં પ્રતિમા પૂજનના સિદ્ધાંતોના સંબંધમાં સમાનતા જોવામાં આવે છે, અને વિવિધ કોમોમાં પ્રતિમાના મહાતમ્યને માનનારાઓ પ્રતિમાઓની શકિત વિશે અનેક મતભેદો રાખતા હોવા છતાં મૂર્તિપૂજાના મૂળભૂત સિદ્ધાંતમાં અને મૂર્તિની ફળ આપવાની શકિત વિશે તેઓ સૌ મૂર્તિપૂજકો એકમત છે.

૧૬૮. જ્યારે અલ્લાહે પોતાના પયગમ્બરને તેમના વહેમોને દૂર કરવાનો હુકમ આપ્યો ત્યારે મૂર્તિપૂજકો પોતાના અંદરોઅંદરના મતભેદોને એકબાજુ ફેંકી રસૂલના વિરોધમાં સંગઠિત મોરચાઓ ઉભા કરતા રહ્યા. અલ્લાહે આવા રસૂલો અનેકવાર મોકલ્યા હતા, જે કિતાબો દ્વારા માનવજાતિને સીધે માર્ગે દોરતા રહ્યા હતા. અંતમાં સમગ્ર સૃષ્ટિના માર્ગદર્શન માટે અને તમામ માનવજાતિને એક જ ધ્વજ નીચે એકત્રિત કરવા માટે અલ્લાહે આંહઝરત સ.અ.સ.ને કામીલ શરિયત આપી મોકલાવ્યા.

૧૬૯. માત્ર શબ્દોથી સ્વીકાર કરી લેવાથી પુષ્પોની શૈય્યા પ્રાપ્ત નથી થઈ જતી, પરંતુ મોમિનોને

માટે બૂરી હોય. અલ્લાહ જે જાણે છે તે તમે નથી જાણતા (રુકૂઅ-૨૬)

شَيْـًٔا وَّهُوَ شَرٌّ لَّكُمْ ۗ وَاللّٰهُ يَعْلَمُ وَاَنْتُمْ لَا تَعْلَمُوْنَ ﴿٢١٦﴾

૨૧૮. લોકો તને પવિત્ર મહિનામાં જંગ કરવા વિશે પૂછે તો કહે; તે (મહિના)માં લડવું (એક દુષ્કૃત્ય છે.) અલ્લાહની રાહથી (ઈન્સાનોને) અટકાવવો, અને તેના એહસાનોની અવગણના કરવી અને પવિત્ર મસ્જીદ (ખાના કા'બા)થી લોકોને અટકાવવો, અને ત્યાંના રહેવાસીઓને (ઘરમાંથી) હાંકી કાઢવા, આ (સઘળાં) કામો અલ્લાહની નજીક બેહદ (હલ્કા) છે; અને સતામણી તો કતલથી પણ વધુ (અધમ) છે, અને તે લોકો તમારી સાથે લડવું[૧૭૧] બંધ કરશે નહિ, જ્યાં સુધી તેમનામાં (થોડી પણ) શકિત બાકી છે અને જ્યાં સુધી તેઓ તમને તમારા દીનથી ફેરવી ન નાખે. જે કોઈ તમારામાંથી પોતાના દીનથી ફરી જશે અને કુફ્રની સ્થિતિમાં મરણ પામશે તેની નેકીઓ આ દુનિયામાં અને આખેરતમાં (બન્નેમાં) વ્યર્થ જશે. આવા લોકો આગના નિવાસી, છે અને સદાય તેમાં જ રહેશે.

يَسْـَٔلُوْنَكَ عَنِ الشَّهْرِ الْحَرَامِ قِتَالٍ فِيْهِ ۗ قُلْ قِتَالٌ فِيْهِ كَبِيْرٌ ۗ وَصَدٌّ عَنْ سَبِيْلِ اللّٰهِ وَكُفْرٌۢ بِهٖ وَالْمَسْجِدِ الْحَرَامِ ۗ وَاِخْرَاجُ اَهْلِهٖ مِنْهُ اَكْبَرُ عِنْدَ اللّٰهِ ۚ وَالْفِتْنَةُ اَكْبَرُ مِنَ الْقَتْلِ ۗ وَلَا يَزَالُوْنَ يُقَاتِلُوْنَكُمْ حَتّٰى يَرُدُّوْكُمْ عَنْ دِيْنِكُمْ اِنِ اسْتَطَاعُوْا ۗ وَمَنْ يَّرْتَدِدْ مِنْكُمْ عَنْ دِيْنِهٖ فَيَمُتْ وَهُوَ كَافِرٌ فَاُولٰٓئِكَ حَبِطَتْ اَعْمَالُهُمْ فِى الدُّنْيَا وَالْاٰخِرَةِ ۚ وَاُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿٢١٧﴾

૨૧૯. જે લોકો ઈમાન લાવ્યા અને અલ્લાહ ખાતર (હિજરત કરી) ઘરબારનો ત્યાગ કર્યો અને અલ્લાહની રાહમાં જીહાદ[૧૭૨] કર્યો, આ તે લોકો છે જે અલ્લાહની રહેમતની અપેક્ષા રાખી શકે છે; અને અલ્લાહ અત્યંત ક્ષમાવંત તથા દયાળુ છે.

اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَالَّذِيْنَ هَاجَرُوْا وَجٰهَدُوْا فِىْ سَبِيْلِ اللّٰهِ ۙ اُولٰٓئِكَ يَرْجُوْنَ رَحْمَتَ اللّٰهِ ۗ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٢١٨﴾

૨૨૦. તેઓ તને દારૂ[૧૭૩] તથા જુગાર[૧૭૪] વિશે પૂછે, તો કહે 'આ બન્ને વસ્તુઓમાં મોટો ગુનાહ

يَسْـَٔلُوْنَكَ عَنِ الْخَمْرِ وَالْمَيْسِرِ ۗ قُلْ فِيْهِمَآ اِثْمٌ

---

અનેક કષ્ટમય કસોટીઓમાંથી પસાર થઈ અનેક સંકટો ઝીલ્યા પછી જ જીવનની મહામૂલ્ય ને'મતો પ્રાપ્ત થાય છે.

૧૭૦. મુસ્લિમોને જંગથી અણગમાનું કારણ મૃત્યુનો ભય ન હતો બલ્કે લડાઈના કારણે માનવજાતિની થતી ખુવારીથી તેમને ઘૃણા ઉપજતી હતી અને શાંતિના વાતાવરણમાં તબ્લીગ કરવાનું તેમને વધુ પસંદ હતું.

૧૭૧. પવિત્ર મહિનાઓના આદરનો ભંગ કરનારા કાફરોનો મુકાબલો કરી તેમને ઘટતી શિક્ષા કરવાનો મોમિનોને આ આયતમાં હુકમ આપવામાં આવ્યો છે.

૧૭૨. અલ્લાહ તઆલાની રાહમાં તન, મન અને ધનની કુરબાનીથી સંઘર્ષ કરી અલ્લાહની ખુશનૂદીને હાંસલ કરનારાઓ અલ્લાહની રેહમત તથા ને'મતના હક્કદાર બને છે.

૧૭૩. 'ખમર' કેફી તથા નશાવાળા (પદાર્થ) પીણાને કહેવામાં આવે છે. અરબી ભાષામાં 'ખમર-અલ- શએઆ'નો અર્થ 'કોઈ વસ્તુને ઢાંકવું' થાય છે. કેફી કે નશાભર્યું પીણું ઈન્સાનની

كَبِيْرٌ وَّمَنَافِعُ لِلنَّاسِ ۡ وَاِثْمُهُمَآ اَكْبَرُ مِنْ نَّفْعِهِمَا ؕ وَيَسْـَٔلُوْنَكَ مَاذَا يُنْفِقُوْنَ ۬ؕ قُلِ الْعَفْوَ ؕ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمُ الْاٰيٰتِ لَعَلَّكُمْ تَتَفَكَّرُوْنَ ۙ﴿۲۱۹﴾

છે તેમજ લોકો માટે (થોડાંક) લાભો પણ છે. પરંતુ તેના ગુનાહ (અને નુકસાન) લાભ કરતા કંઈ વધારે છે.' અને જો તેઓ તને પૂછે કે (અલ્લાહની રાહમાં) કેટલુંક ખર્ચ કરવું જોઈએ, તો કહે 'જે તમારી જરૂરીયાતો પૂરી[૧૭૫] કરતાં વધ્યું હોય તે.' આવી રીતે અલ્લાહ પોતાના આદેશોનું તમારા ઉપર સ્પષ્ટીકરણ કરે છે, જેથી તમે સમજદારીથી કામ લો.

فِى الدُّنْيَا وَالْاٰخِرَةِ ؕ وَيَسْـَٔلُوْنَكَ عَنِ الْيَتٰمٰى ؕ قُلْ اِصْلَاحٌ لَّهُمْ خَيْرٌ ؕ وَاِنْ تُخَالِطُوْهُمْ فَاِخْوَانُكُمْ ؕ وَاللّٰهُ يَعْلَمُ الْمُفْسِدَ مِنَ الْمُصْلِحِ ؕ وَلَوْ شَآءَ اللّٰهُ لَاَعْنَتَكُمْ ؕ اِنَّ اللّٰهَ عَزِيْزٌ حَكِيْمٌ ﴿۲۲۰﴾

૨૨૧. આ દુનિયા અને આખેરતના વિશે (અથવા) તને યતીમો વિશે પૂછે તો કહે કે તેમની ભલાઈની વ્યવસ્થા કરવી એક ઉત્તમ નેકી[૧૭૬] છે અને જો તેમને તમે પોતાની સાથે ભેળવીલો તો તેઓ તમારા બંધુજનો છે. અલ્લાહ બેહતર જાણે છે કે કોણ નુકસાન કરનારો છે અને કોણ સુધારો કરનારો છે. અને જો અલ્લાહ ચાહતો હોત તો તમને મુશ્કેલીઓમાં નાખી દેત. ખરે જ અલ્લાહ સર્વસમર્થ છે, હિકમતવાળો છે.

وَلَا تَنْكِحُوا الْمُشْرِكٰتِ حَتّٰى يُؤْمِنَّ ؕ وَلَاَمَةٌ مُّؤْمِنَةٌ خَيْرٌ مِّنْ مُّشْرِكَةٍ وَّلَوْ اَعْجَبَتْكُمْ ۚ وَلَا تُنْكِحُوا الْمُشْرِكِيْنَ حَتّٰى يُؤْمِنُوْا ؕ وَلَعَبْدٌ مُّؤْمِنٌ خَيْرٌ مِّنْ مُّشْرِكٍ وَّلَوْ

૨૨૨. અને મુશરીક સ્ત્રીને પરણશો[૧૭૭] નહિ. જ્યાં સુધી તે ઈમાન લાવે નહિ, એક ઈમાનવાળી દાસી મુશરીક સ્ત્રીથી બેહતર છે, પછી ભલે તમને તે (મુશરીક કેટલી પણ) પસંદ હોય. અને (મુસ્લિમ) સ્ત્રીઓને મુશરીકો સાથે પરણાવશો નહિ જ્યાં સુધી તે ઈમાન ન લાવે. એક મોમિન ગુલામ આઝાદ મુશરીકથી

---

વિવેકશકિત તથા બુદ્ધિને ઢાંકી દે છે, બુદ્ધિને મંદ કરે છે. તેના સેવનથી ઈન્સાનની વિચારશકિત બહેર મારી જાય છે. દારૂ પીનારાઓ કે અન્ય નશાના વ્યસનીઓ અનેક જીવલેણ રોગો, કૂટેવો, કુસંસ્કારો, હિંસક અપરાધો અને અકસ્માતોના ભોગ બની પોતે તો શું પરંતુ માનવ સમાજને તેમજ દેશને બેહદ નુકસાનમાં ઉતારે છે.

૧૭૪. 'જુગાર' પારકો માલ પડાવી લેવાની વૃત્તિ કેળવવામાં મોટો ભાગ ભજવે છે. કશા પણ પુરુષાર્થ કે મહેનત વગર આળસુ જીવન જીવવાની પ્રેરણા આપે છે. દુનિયાના ઈતિહાસમાં એવા અસંખ્ય દાખલાઓ મોજૂદ છે જેમાં જુગારીઓ પોતાના તખ્ત તાજ, ઘરબાર પરિવાર, પોતાની પત્ની સુદ્ધાંને પણ બાજી પર લગાવી હારી ગયા હતા. જુગારી માટે અટકવાની કોઈ હદબંધી નથી અને તેની મિથ્યા અભિલાષા એક 'મૃગજલ' જેવી હોય છે જે અભિલાષીના અંતિમ શ્વાસ સાથે જ જાય છે.

૧૭૫. પોતાના પરિવારની તમામ જરૂરીયાતો પૂરી કર્યા પછી જે બચે તેમાંથી પોતાના ગજા પ્રમાણે જે ચાહો તે આપો. કટોકટીના સમયમાં પણ આ જ નિયમ લાગુ પડે છે.

૧૭૬. યતીમો પ્રત્યે પોતાના પરિવારના સભ્ય જેટલી લાગણી રાખવી જોઈએ અને તેમની તંદુરસ્તી કેળવણી તેમજ રૂહાની વિકાસમાં પૂરતું ધ્યાન દેવું જોઈએ.

૧૭૭. મોમિનોના લડાઈના સમયમાં બહુજ લાંબા ગાળા માટે પોતાના ઘરબારથી દૂર રહેવાના

اَعۡجَبَكُمۡ ؕ اُولٰٓـئِكَ يَدۡعُوۡنَ اِلَى النَّارِ ۖۚ وَاللّٰهُ يَدۡعُوۡٓا اِلَى الۡجَـنَّةِ وَالۡمَغۡفِرَةِ بِاِذۡنِهٖ‌ۚ وَيُبَيِّنُ اٰيٰتِهٖ لِلنَّاسِ لَعَلَّهُمۡ يَتَذَكَّرُوۡنَ ﴿۲۲۱﴾

બહેતર છે, પછી ભલે તે (મુશરીક કેટલો પણ) તમને મનપસંદ હોય. તે લોકો તમને આગ તરફ બોલાવે છે પણ અલ્લાહ પોતાના આદેશો દ્વારા તમને જન્નત તથા બક્ષીસો તરફ આમંત્રણ આપે છે. અને અલ્લાહ પોતાની નિશાનીઓને ઈન્સાનો ઉપર સ્પષ્ટપણે જાહેર કરે છે કે જેનાથી તેઓ બોધ ગ્રહણ કરે. (રુકૂઅ-૨૭)

وَيَسۡـــَٔلُوۡنَكَ عَنِ الۡمَحِيۡضِ‌ؕ قُلۡ هُوَ اَذًى فَاعۡتَزِلُوا النِّسَآءَ فِى الۡمَحِيۡضِ‌ۙ وَلَا تَقۡرَبُوۡهُنَّ حَتّٰى يَطۡهُرۡنَ‌ۚ فَاِذَا تَطَهَّرۡنَ فَاۡتُوۡهُنَّ مِنۡ حَيۡثُ اَمَرَكُمُ اللّٰهُ‌ؕ اِنَّ اللّٰهَ يُحِبُّ التَّوَّابِيۡنَ وَيُحِبُّ الۡمُتَطَهِّرِيۡنَ ﴿۲۲۲﴾

૨૨૩. અને લોકો તને રજોદર્શન (હએઝ) વિશે પૂછે, તો કહે 'તે નુકસાનકારક વસ્તુ છે, તે ગાળા દરમિયાન સ્ત્રીઓથી દૂર રહો અને તેમની સાથે સંભોગ ન કરો. જ્યાં સુધી કે તે સ્વચ્છ[૧૭૮] ન થાય. પરંતુ જ્યારે (નાહી ધોઈને) સ્વચ્છ થવા પામે, તે તેમની પાસે જાઓ (સંભોગ કરો) જેમ અલ્લાહે હુકમ તમને આપ્યો છે તે પ્રમાણે. અલ્લાહ તે લોકોને પ્યાર કરે છે જે તેના તરફ રજુ થાય છે અને તેને (પણ) પ્યાર કરે છે પોતાને સ્વચ્છ રાખે છે.

نِسَآؤُكُمۡ حَرۡثٌ لَّـكُمۡ فَاۡتُوۡا حَرۡثَكُمۡ اَنّٰى شِئۡتُمۡ‌ وَقَدِّمُوۡا لِاَنۡفُسِكُمۡ‌ؕ وَاتَّقُوا اللّٰهَ وَاعۡلَمُوۡٓا اَنَّکُمۡ مُّلٰقُوۡهُ‌ؕ وَبَشِّرِ الۡمُؤۡمِنِيۡنَ ﴿۲۲۳﴾

૨૨૪. તમારી પત્નીઓ તમારા માટે ખેતી[૧૭૯] (સમાન) છે અને તમારી ખેતીમાં[૧૮૦] જ્યારે અને જે પ્રમાણે[૧૮૧] ચાહો જાઓ. (પરંતુ) તમારા (ભાવિ) માટે ભલું આગળ મોકલાવો. અને અલ્લાહનો ડર રાખો, અને જાણીલો કે તમારે (અંતે) તેને મળવાનું છે; અને ઈમાન લાવનારાઓને ખુશખબર આપી દે.

---

સંજોગોમાં જો વિવાહ કરવાનો સવાલ ઉભો થાય તો મુશરીક સ્ત્રીઓને પરણવાની કુરઆનમાં મનાઈ છે કારણ કે આવી દંપતિથી ઉત્પન્ન થતી પ્રજાના ઉચ્છેરણમાં માતા-પિતાના ઈમાન તથા સંસ્કારોના મતભેદોના લીધે તેમની ઔલાદ ઉપર બહુ જ માઠી અસર પડે છે.

૧૭૮. આદર્શ દાંપત્ય જીવન માટે સ્વચ્છતા તથા આરોગ્યના નિયમોનું પાલન કરવા માટે ઈસ્લામમાં બહુ જ આગ્રહ રાખવામાં આવ્યો છે. યહૂદીઓ માસિક ધર્મ દરમિયાન પોતાની પત્નીઓને અસ્પૃશ્ય (અછુત) સમજતા અને તેમને ગૃહસ્થીની તમામ જવાબદારીથી વિમૂખ કરતા. ઈસ્લામમાં સિવાય શારીરિક સંબંધમાં બાકીના સર્વે કામકાજમાં કે વહેવારમાં પત્નીઓની પૂરી ફરજો તથા તેમના હક્કોને કાયમ રાખવામાં આવ્યા છે.

૧૭૯. પત્ની કે પત્નીઓ સંતાન ઉત્પન્ન કરવાનો ગુણ રાખતી હોવાથી તેમને ખેતીની ઉપમાં આપવામાં આવી છે.

૧૮૦. તેમના સ્વચ્છ થતાં તમારી ઈચ્છા અને નિયમ અનુસાર તેમની સાથે સંબંધ કાયમ કરો પરંતુ વાસનાઓના ગુલામ ન બનો.

وَلَا تَجْعَلُوا اللّٰهَ عُرْضَةً لِّاَيْمَانِكُمْ اَنْ تَبَرُّوْا وَتَتَّقُوْا وَتُصْلِحُوْا بَيْنَ النَّاسِ وَاللّٰهُ سَمِيْعٌ عَلِيْمٌ ﴿٢٢٥﴾

૨૨૫. અને તમારા સોગંદોનો આધાર[૧૮૨] અલ્લાહને ન બનાવો જ્યારે તમારો ઈરાદો ભલાઈઓ અને સદાચારો અને લોકો વચ્ચે સમાધાન કરાવવાથી વંચિત રહેવાનો હોય. અને અલ્લાહ સર્વ સાંભળનાર છે, સર્વ જાણનાર છે.

لَا يُؤَاخِذُكُمُ اللّٰهُ بِاللَّغْوِ فِيْۤ اَيْمَانِكُمْ وَلٰكِنْ يُّؤَاخِذُكُمْ بِمَا كَسَبَتْ قُلُوْبُكُمْ وَاللّٰهُ غَفُوْرٌ حَلِيْمٌ ﴿٢٢٦﴾

૨૨૬. અલ્લાહ તમારા વ્યર્થ[૧૮૩] સોગંદો માટે તમને પકડશે નહિ, પરંતુ તમારા દિલોએ કરેલી કમાણીનો હિસાબ તે માગશે જ. અને અલ્લાહ અત્યંત ક્ષમાવંત અને સહનશીલ છે.

لِلَّذِيْنَ يُؤْلُوْنَ مِنْ نِّسَآئِهِمْ تَرَبُّصُ اَرْبَعَةِ اَشْهُرٍ فَاِنْ فَآءُوْ فَاِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٢٢٧﴾

૨૨૭. જે લોકો પોતાની પત્નીઓ સાથે (સંબંધ ન રાખવાના) સોગંદ લઈ બેઠા હોય તેમના માટે ચાર મહિનાની[૧૮૪] મહોલત છે. જો તેઓ પોતાના (સોગંદ) પાછા લઈ (સમાધાન કરી) લે તો ખરેખર અલ્લાહ દરગુઝર કરનાર છે, દયાવંત છે.

وَاِنْ عَزَمُوا الطَّلَاقَ فَاِنَّ اللّٰهَ سَمِيْعٌ عَلِيْمٌ ﴿٢٢٨﴾

૨૨૮. અને જો તેમણે તલાક[૧૮૫] આપવાનો નિર્ણય કરી લીધો હોય તો (જાણી લો કે) અલ્લાહ સર્વ સાંભળનાર છે અને (પરિસ્થિતિનો) જાણનાર છે.

---

૧૮૧. 'અન્ના'નો અર્થ (૧) કેવી રીતે (૨) ક્યારે અને (૩) ક્યાં (ક્યા સ્થળે) થાય છે (અકરબ). જેથી તેનો ભાવાર્થ એવો લેવાશે કે 'જે પ્રમાણે ચાહો, જ્યારે ચાહો' તેનો અધિકાર રાખો છો. એક અનુભવી ખેડૂત સારી જમીનનું વાવેતર કરવા માટે સારું બીજ, વાવણીના મોસમ વગેરેની યોગ્ય તથા અનુકૂળ આવશ્યકતાને ધ્યાનમાં લઈને અને પોતાની મહેનત નિષ્ફળ ન જાય તેની કાળજી રાખી પોતાના ખેતરોમાં વાવેતર કરે છે.

૧૮૨. નિરર્થક બાબતોમાં સોગંદ ઉઠાવવા અલ્લાહની પવિત્રતા તથા અઝમત (મહત્તા)નું અપમાન છે. ઘણા લોકોમાં 'વલ્લાહ' 'બિલ્લાહ' જેવા અલ્લાહને સાક્ષી રાખવાના ઉચ્ચારો સામાન્ય રીતે બોલવાની ટેવો હોય છે. અરબો પણ વાતવાતમા આવા નાના મોટા સોગંદનો આધાર લઈ પોતાની પત્નીઓનો ત્યાગ કરતા હતા જેની તરફ આ આયતનું સૂચન છે.

૧૮૩. દરેક સોગંદનો 'કફ્ફારો' (બદલો) આપી દેવાથી છુટકારો થઈ જાય છે તેમ ધારવું ભૂલ ભરેલું છે. સોગંદ એક બહુ જ ગંભીર વિષય છે પરંતુ ભલું કામ ન કરવાના સોગંદ કોઈ હકીકત નથી રાખતા કારણ આવા સોગંદો ઘણે ભાગે વગર વિચારે ક્રોધાવેશમં લીધેલા હોવાથી તેનો કફ્ફારો (બદલો) જરૂરી નથી અને ઈરાદાપૂર્વક કરેલા અનર્થોનો હિસાબ જરૂર દેવો પડશે.

૧૮૪. સોગંદ ખાવાની બૂરી ટેવના લીધે વારંવાર પતિઓ પોતાની પત્નીઓથી અમર્યાદિત સમય માટે અલગ થઈ જતા, જેથી સ્ત્રીઓનું જીવન અકારૂં થઈ પડતું. આ સામાજિક અનર્થને સુધારવા માટે કુરઆન મજીદમાં ચાર મહિનાની મુદ્દતનો નિર્દેશ કરવામાં આવ્યો છે, જે મુદ્દત દરમિયાન પતિ પોતાની પત્નીનો સ્વીકાર કરી વસાવી લે, અને ન વસાવવાની સ્થિતિમાં તે સ્ત્રીને તલાક મેળવી આઝાદ થવાનો હક્ક છે. આવા સંજોગોમાં ઉદ્‌ભવતા વિપરીત પરિણામોથી લોકોને સાવધ કરવાનો આ આયતનો હેતુ છે.

૧૮૫. ઈસ્લામમાં સામાજિક અનર્થોને દૂર કરવા માટે અને સ્ત્રીઓની નબળાઈઓનો દુરૂપયોગ

وَالْمُطَلَّقٰتُ يَتَرَبَّصْنَ بِاَنْفُسِهِنَّ ثَلٰثَةَ قُرُوْٓءٍ ؕ وَ
لَا يَحِلُّ لَهُنَّ اَنْ يَّكْتُمْنَ مَا خَلَقَ اللّٰهُ فِىْٓ اَرْحَامِهِنَّ
اِنْ كُنَّ يُؤْمِنَّ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ ؕ وَبُعُوْلَتُهُنَّ اَحَقُّ
بِرَدِّهِنَّ فِىْ ذٰلِكَ اِنْ اَرَادُوْٓا اِصْلَاحًا ؕ وَلَهُنَّ مِثْلُ
الَّذِىْ عَلَيْهِنَّ بِالْمَعْرُوْفِ ۪ وَلِلرِّجَالِ عَلَيْهِنَّ دَرَجَةٌ ؕ
وَاللّٰهُ عَزِيْزٌ حَكِيْمٌ ﴿۲۲۹﴾ ع ۲۸ ۱۲

૨૨૯. અને તલાક મેળવનારી સ્ત્રી ત્રણ ઋતુસ્રાવ[186] (હએઝ) સુધી (બીજો નિકાહ કરવાથી) થોભી જાય, અને તેમના ગર્ભાશયોમાં જે પોષણ લઈ રહ્યું છે તેને છુપાવવું યોગ્ય નથી. જો તેમને અલ્લાહ તથા આખેરતના દિવસ ઉપર ઈમાન હોય તો; અને તેમના પતિઓને તે મુદ્દત દરમિયાન તેમને પાછી રાખી લેવાનો વધુ અધિકાર છે, તે શરતે કે તેઓ પુન: મેળ કરવા ચાહતા હોય. જો કે સ્ત્રીઓને પણ પુરુષો જેવા જ અધિકારો છે, પરંતુ પુરુષોને તેમના ઉપર પ્રાધાન્ય[187] છે. અને અલ્લાહ સર્વ સમર્થ છે, હિકમતવાળો છે. (રુકૂઅ-૨૮)

اَلطَّلَاقُ مَرَّتٰنِ ۪ فَاِمْسَاكٌۢ بِمَعْرُوْفٍ اَوْ تَسْرِيْحٌۢ بِاِحْسَانٍ ؕ
وَلَا يَحِلُّ لَكُمْ اَنْ تَاْخُذُوْا مِمَّآ اٰتَيْتُمُوْهُنَّ شَيْـًٔا اِلَّآ

૨૩૦. બે વાર તલાક (નું ઉચ્ચારણ કર્યા) પછી તેમને (સ્ત્રીઓને) ફરીવાર વ્યવસ્થા પ્રમાણે રાખી લેવામાં આવે અથવા તો ભલાઈપૂર્વક[188] તેમને છૂટી

---

કરનારી પ્રથાઓનો ઉચ્છેદ કરવા માટે તલાકનો નિયમ કાયમ કરવામાં આવ્યો હતો. તે પહેલાં પુરુષો ગમે ત્યારે ગમે તેવા સંજોગો કોઈ પણ ભોગ કે વળતર આપ્યા વગર સ્ત્રીઓનો ત્યાગ કરતા અને તેમના ભવિષ્યને અદ્ધર લટકાવી રાખતા. પરંતુ આ કાયદાએ સ્ત્રીઓને તેમના હક્કો તેમજ સમાજમાં માનવંતુ સ્થાન મેળવવાની આશા અપાવી, જો કે ઈસ્લામના તમામ કાયદાઓમાંથી આંહઝરત સ.અ.સ.ના કથન પ્રમાણે અલ્લાહની દૃષ્ટિમાં તલાકનો કાયદો સૌથી વધારે નાપસંદ છે.

૧૮૬. તલાકનો કાયદો અલ્લાહની દૃષ્ટિમાં સૌથી વધારે નાપસંદ હોવાથી આ વિષયમાં બહુ જ કાળજીપૂર્વક નીચે જણાવેલી મર્યાદાઓ નિયુકત કરવામાં આવી છે.

(૧) જો પતિએ પત્ની સાથે સંભોગ ન કર્યો હોય તો તેની પાકીઝા સ્થિતિમાં પણ તેને તલાક આપી શકે છે.

(૨) પહેલી વારના 'તલાક' શબ્દના ઉચ્ચારણ પછી ત્રણ હએઝ (ઋતુશ્રાવ)ના સમય સુધી ત્રણ મહિનાની ઈદ્દતની મુદ્દત પૂરી થયા સુધી થોભવું જોઈએ, તે દરમિયાન શકય છે કે પતિમાં પત્ની પ્રત્યે જો પ્યારની ભાવના છુપાએલી હશે તો તેને પોતાની ભૂલ સુધારી લેવાનો અવકાશ મળશે અને બંનેનું જીવન વેડફાઈ જતાં બચાવી શકાશે.

(૩) તલાક મેળવનારી સ્ત્રી જો ગર્ભવતી હોય તો તેણીએ પોતાના પતિને આ માહિતીથી અજ્ઞાન ન રાખવો જોઈએ, આ કારણે પણ બંને વચ્ચે સમાધાન થવાની શકયતા છે.

(૪) 'તલાક'ના શબ્દનો ઉપયોગ સમાન અંતરે ત્રણ વાર નિયમ અનુસાર થવો જોઈએ તે પછી તે અફર છે. માટે ત્રણ વાર તલાકનું ઉચ્ચારણ કાયદા પ્રમાણે યોગ્ય ત્રણ મંઝિલો પર થવું જરૂરી છે. પહેલીવારનું તથા બીજીવારનું 'તલાકનું ઉચ્ચારણ ઈદ્દતની મુદ્દત દરમિયાન થવું જોઈએ જે સમય દરમિયાન અને ત્રીજી આખરીવારની તલાક પહેલાં, જો પતિ પોતાની પત્નીને સ્વીકારી લેવા અને વસાવવા ચાહે તો તેને સમાધાન કરી તેમના લગ્નબંધનને કાયમ કરવાનો પૂરેપૂરો હક્ક છે.

૧૮૭. સાધારણ રીતે સ્ત્રી પુરુષોના અધિકારો સમાન છે પરંતુ ગૃહજીવનમાં પુરુષોનો સ્ત્રીઓથી એક દરજજો ઉપર છે, કારણ કે પુરુષ ઘરનો માલિક કહેવાય છે અને રોજી કમાનાર ગણાય છે.

اَنْ يَّخَافَآ اَلَّا يُقِيْمَا حُدُوْدَ اللّٰهِ ؕ فَاِنْ خِفْتُمْ اَلَّا يُقِيْمَا حُدُوْدَ اللّٰهِ ۙ فَلَا جُنَاحَ عَلَيْهِمَا فِيْمَا افْتَدَتْ بِهٖ ؕ تِلْكَ حُدُوْدُ اللّٰهِ فَلَا تَعْتَدُوْهَا ۚ وَمَنْ يَّتَعَدَّ حُدُوْدَ اللّٰهِ فَاُولٰٓئِكَ هُمُ الظّٰلِمُوْنَ ۝

કરવામાં આવે. (પરંતુ) તમે જે કંઈ તેમને[૧૮૯] આપ્યું હોય તે પાછું લેવું તમારા માટે કાયદેસર નથી સિવાય કે બન્નેને અલ્લાહની (ઠરાવેલી) મર્યાદાઓ ઉપર કાયમ રહેવાનું અશકય લાગતું હોય. અને જો તમને ભય હોય કે તેઓ અલ્લાહની મર્યાદા ઉપર કાયમ નહિં રહી શકે, તો બંને માટે ગુનાહ નથી કે (બન્ને વચ્ચે સમજુતી પ્રમાણે) સ્ત્રી પોતાના પતિને કંઈક બદલો આપે (અને પોતાની આઝાદી[૧૯૦] મેળવી લે.) આ અલ્લાહની (ઠરાવેલી) મર્યાદાઓ છે, માટે તેમનું ઉલ્લંઘન ન કરશો; અને જે અલ્લાહની (ઠરાવેલી) મર્યાદાઓથી બહાર જાય છે તેઓ જ ઝાલિમ છે.

فَاِنْ طَلَّقَهَا فَلَا تَحِلُّ لَهٗ مِنْۢ بَعْدُ حَتّٰى تَنْكِحَ زَوْجًا غَيْرَهٗ ؕ فَاِنْ طَلَّقَهَا فَلَا جُنَاحَ عَلَيْهِمَآ اَنْ يَّتَرَاجَعَآ

૨૩૧. (પતિ તરફથી) તલાકનું[૧૯૧] (ત્રીજીવારનું) ઉચ્ચારણ થયા પછી તેના માટે તે સ્ત્રી હલાલ રહેશે નહિં, સિવાય કે (સ્ત્રી) બીજા પુરુષને પરણી હોય અને તે (પુરુષે) તેને તલાક આપી હોય તો તે સંજોગોમાં પહેલા પતિ સાથે ફરી પરણવું ગુનાહ

---

૧૮૮. તલાકના નિયમ પ્રમાણે 'તલાક' શબ્દના ત્રણ મુકર્રર સમયે ઉચ્ચારણોમાં ત્રીજા ઉચ્ચારણ પહેલાં સમાધાન થઈ જતું હોય તો અતિ ઉત્તમ છે, પણ જો સમાધાન થવું અશકય હોય તો પુરુષે સ્ત્રીને તેના તમામ હક્કો અદા કરી દેવા જોઈએ અને ભલાઈ તથા માનથી વિદાય કરવી જોઈએ. આ તલાકની ત્રણ મંઝિલો ત્રણ મહિના સુધીની નિમવામાં આવી છે. ત્રણ તલાકો એકી સાથે ભેગી આપવાની પ્રથા બિન ઈસ્લામી અને ગેરકાયદેસર છે જે ઈસ્લામમાં આવકારને પાત્ર નથી. ત્રણ તલાકના એક સાથે ઉચ્ચારણને આંહઝરત સ.અ.સ.એ એક જ તલાક ગણી છે (તીરમદી). અને જો પહેલી બે તલાકોની મંઝિલો દરમિયાન પતિ પત્નીનું પૂર્નમિલન ન થયું હોય તો જ તેવા સંજોગોમાં ત્રીજી તલાક કાયદેસર ગણાશે અને આજ નિયમના પાયા ઉપર ત્રીજી તલાક આપ્યા પછી પતિને તે સ્ત્રી સાથે સંબંધ રાખવાનો કોઈ અધિકાર નથી. તે પછી આ આયતના આદેશ પ્રમાણે સ્ત્રીને ભલાઈપૂર્વક છૂટી કરવામાં આવે.

૧૮૯. બાદમાં તલાક આપનારનો મહેર, ભેટ, સોગાદ અને દરદાગીના ઉપર કોઈ અધિકાર નથી રહેતો અને જો મહેર પહેલેથી અદા ન કરી હોય તો તે તલાકના અમલમાં આવતા પહેલાં ચૂકવી દેવામાં આવે.

૧૯૦. સ્ત્રીઓની પોતાની આઝાદી માટે છૂટાછેડા કરાવવાની દરખાસ્તને 'ખુલા'' કહેવામાં આવે છે. જેની મદદથી સ્ત્રીઓ પુરુષો પાસેથી તલાક લેવાનો હક્ક રાખે છે. આ આઝાદી મેળવવા માટે તેમને સમજુતી પ્રમાણે પૂરી કે અમુક ભાગની મહેર અથવા ભેટો કે મેળવેલી મિલકતોના હક્કનો આધાર અદાલતના નિર્ણય ઉપર છે. આંહઝરત સ.અ.સ.ના ઝમાનામાં જમીલા નામની એક સ્ત્રીને પોતાના પતિ કએસ પાસેથી આઝાદી મેળવવા માટે કએસે ભેટ કરેલો બગીચો પાછો આપવો પડયો હતો.

૧૯૧. આ આયતથી ત્રીજી તલાક આપ્યા બાદ તે પતિને પત્ની સાથે મેળાપ સાધવાનો હક્ક નથી રહેતો જ્યાં સુધી તે સ્ત્રી બીજા પુરુષને પરણી હોય પછી તેના સાથે શારીરિક સંબંધો સ્થાપ્યા પછી તલાક મેળવી ચૂકી હોય, અથવા તે બીજા પતિને પરણ્યા પછી વિધવા થઈ ગઈ હોય, તો જ તે પહેલા પતિને

إِنْ ظَنَّآ أَنْ يُّقِيمَا حُدُوْدَ اللّٰهِ ۗ وَتِلْكَ حُدُوْدُ اللّٰهِ يُبَيِّنُهَا لِقَوْمٍ يَّعْلَمُوْنَ ﴿٢٣٠﴾

નથી, તે શરતે કે બન્નેને ખાતરી હોય કે તેઓ અલ્લાહની (ઠરાવેલી) સીમાબંધીનો આદર કરી શકશે, અને આ અલ્લાહની (કાયમ કરેલી) મર્યાદાઓ છે જેનું તેણે સમજદાર લોકો માટે વિસ્તારથી વર્ણન કર્યું છે.

وَإِذَا طَلَّقْتُمُ النِّسَآءَ فَبَلَغْنَ أَجَلَهُنَّ فَأَمْسِكُوْهُنَّ بِمَعْرُوْفٍ أَوْ سَرِّحُوْهُنَّ بِمَعْرُوْفٍ ۚ وَلَا تُمْسِكُوْهُنَّ ضِرَارًا لِّتَعْتَدُوْا ۚ وَمَنْ يَّفْعَلْ ذٰلِكَ فَقَدْ ظَلَمَ نَفْسَهٗ ۚ وَلَا تَتَّخِذُوْٓا اٰيٰتِ اللّٰهِ هُزُوًا ۚ وَّاذْكُرُوْا نِعْمَتَ اللّٰهِ عَلَيْكُمْ وَمَآ أَنْزَلَ عَلَيْكُمْ مِّنَ الْكِتٰبِ وَالْحِكْمَةِ يَعِظُكُمْ بِهٖ ۚ وَاتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْٓا أَنَّ اللّٰهَ بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ ﴿٢٣١﴾

૨૩૨. અને જ્યારે તમે તમારી પત્નીઓને તલાક આપો (અને) તેઓ પોતાની ઈદ્દતની મુદ્દતના છેડે આવી પહોંચે[૧૯૨] તો તમે તેમને ભલી રીતે પાછી સ્વીકાર કરી લો અથવા નિયમ અનુસાર તેમને આઝાદ કરી દો. પરંતુ (અન્યાયપૂર્વક)[૧૯૩] તેમને સતામણી કરવા ખાતર રોકી રાખવું ઝુલ્મ ગણાશે. અને જે કોઈ આવું કરશે તે બેશક પોતાના જીવ ઉપર જ ઝુલ્મ કરી રહ્યો છે. અલ્લાહના આદેશોની મશકરી ન ઉડાવો, અને તમારા ઉપર અલ્લાહના કરેલા એહસાનોને યાદ રાખો કે તેણે તમારા ઉપર કિતાબ તથા હિકમત ઉતાર્યા છે, જેની દ્વારા તે તમને બોધ આપે છે. અલ્લાહથી ડરતા રહો અને જાણીલો કે તે સર્વ વસ્તુનું જ્ઞાન ધરાવે છે. (રુકૂઅ - ૨૯)

وَإِذَا طَلَّقْتُمُ النِّسَآءَ فَبَلَغْنَ أَجَلَهُنَّ فَلَا تَعْضُلُوْهُنَّ أَنْ يَّنْكِحْنَ أَزْوَاجَهُنَّ إِذَا تَرَاضَوْا بَيْنَهُمْ بِالْمَعْرُوْفِ ۗ ذٰلِكَ يُوْعَظُ بِهٖ مَنْ كَانَ مِنْكُمْ يُؤْمِنُ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ ۗ ذٰلِكُمْ أَزْكٰى لَكُمْ وَأَطْهَرُ ۗ وَاللّٰهُ يَعْلَمُ وَأَنْتُمْ لَا تَعْلَمُوْنَ ﴿٢٣٢﴾

૨૩૩. અને જ્યારે તમે તમારી પત્નીઓને તલાક આપો અને જો તેમણે ઈદ્દત પૂરી કરી લીધી હોય તો તેમને પોતાના (નવા) પતિઓ[૧૯૪] સાથે પરણવાથી અટકાવો નહિ, જ્યારે કે તેઓ પારસ્પરિક સંમતિથી ભલી રીતે (પરણતા હોય). આ તે લોકોને શિખામણ આપવામાં આવે છે જે તમારામાંથી અલ્લાહ તથા આખેરતના દિવસ ઉપર ઈમાન રાખે છે, જેમાં તમારા માટે (પુષ્કળ) ભલાઈ તથા પવિત્રતા સમાએલી છે. અને અલ્લાહ જે જાણે છે તે તમે નથી જાણતા.

وَالْوٰلِدٰتُ يُرْضِعْنَ أَوْلَادَهُنَّ حَوْلَيْنِ كَامِلَيْنِ لِمَنْ أَرَادَ أَنْ يُّتِمَّ الرَّضَاعَةَ ۗ وَعَلَى الْمَوْلُوْدِ لَهٗ رِزْقُهُنَّ وَكِسْوَتُهُنَّ بِالْمَعْرُوْفِ ۗ لَا تُكَلَّفُ نَفْسٌ

૨૩૪. અને માતાઓ પોતાના બાળકોને બે વર્ષ(ની વય) સુધી ધાવણ આપે (આ હુકમ) તેના માટે છે જે (ધવરાવવાની) મુદ્દત પૂરી કરવા ચાહતા હોય, અને જે વ્યકિતનું તે બાળક હોય તેના ઉપર આવશ્યકતા પ્રમાણે (દુધ ધવરાવનારના) અન્ન તથા વસ્ત્રની જવાબદારી રહેશે. કોઈના ઉપર તેની શકિતથી

---

પરણી શકે છે. ઈસ્લામની આ કડક નીતિમાં લોકો માટે પોતાના સંસાર વ્યવહારની ગંભીર સમસ્યાઓમાં અણધાર્યા પગલા ન ભરવાની સાવચેતીરૂપ બોધ સમાએલો છે.

૧૯૨. ઈદ્દત પૂરી થવા પહેલાં સમાધાન કરી મેળાપ કરી લેવાની મનાઈ નથી.

૧૯૩. પરંતુ ત્રીજી તલાક બાદ સ્ત્રીને સતાવવું કે સતાવવાની નિયતથી અટકાવી રાખવાની સખત મનાઈ છે.

إِلَّا وُسْعَهَا ۚ لَا تُضَارَّ وَالِدَةٌ بِوَلَدِهَا وَلَا مَوْلُودٌ
لَهُ بِوَلَدِهِ ۚ وَعَلَى الْوَارِثِ مِثْلُ ذَٰلِكَ ۗ فَإِنْ أَرَادَا
فِصَالًا عَنْ تَرَاضٍ مِنْهُمَا وَتَشَاوُرٍ فَلَا جُنَاحَ عَلَيْهِمَا ۗ
وَإِنْ أَرَدْتُمْ أَنْ تَسْتَرْضِعُوا أَوْلَادَكُمْ فَلَا جُنَاحَ
عَلَيْكُمْ إِذَا سَلَّمْتُمْ مَا آتَيْتُمْ بِالْمَعْرُوفِ ۗ وَاتَّقُوا
اللَّهَ وَاعْلَمُوا أَنَّ اللَّهَ بِمَا تَعْمَلُونَ بَصِيرٌ ﴿٢٣٣﴾

ઉપરાંત બોજો ન નાખવામાં આવે. માતાને બાળક માટે દુ:ખમાં ન નાખવો જોઈએ અને ન પિતાને બાળક માટે કરીને દુ:ખમાં[૧૯૫] નાખવો જોઈએ, અને વારસદારો[૧૯૬] ઉપર પણ આ જ નિયમ પ્રમાણેની જવાબદારી છે. જો બન્ને સંમતિથી બાળકનું ધાવણ છોડાવવા ચાહે તો તેમના ઉપર કોઈ દોષ નથી, અને જો તમે બાળકોને ધવરાવવા માટે (અન્ય સ્ત્રીનો) પ્રબંધ કરવા ચાહો, તો તમારા માટે તેમાં કોઈ દોષ નથી, તે શરતે કે ઉચિત વળતર નક્કી કરો અને તેને ચૂકાવો, અલ્લાહનો ડર રાખો અને (સારી પેઠે) જાણીલો કે તમે જે કરી રહ્યા છો તે સર્વ અલ્લાહ જોઈ રહ્યો છે.

وَالَّذِينَ يُتَوَفَّوْنَ مِنْكُمْ وَيَذَرُونَ أَزْوَاجًا يَتَرَبَّصْنَ
بِأَنْفُسِهِنَّ أَرْبَعَةَ أَشْهُرٍ وَعَشْرًا ۖ فَإِذَا بَلَغْنَ أَجَلَهُنَّ
فَلَا جُنَاحَ عَلَيْكُمْ فِيمَا فَعَلْنَ فِي أَنْفُسِهِنَّ بِالْمَعْرُوفِ ۗ
وَاللَّهُ بِمَا تَعْمَلُونَ خَبِيرٌ ﴿٢٣٤﴾

૨૩૪. અને તમારામાંથી જે મરણ પામે અને (પાછળ) પત્નીઓ મૂકી જાય, તો તે (વિધવા)ઓ ચાર મહિના અને દસ દિવસ સુધી થોભી રહે. ઈદ્દતની મુદ્દત[૧૯૭] પૂરી થઈ ગયા પછી તેઓ પોતાના ભલાખાતર જે કંઈ યોગ્ય વ્યવસ્થા કરે, તો તેનું તમને કોઈ પાપ નથી. અને તમે જે કંઈ કરો છો અલ્લાહ તેનાથી માહિતગાર છે.

وَلَا جُنَاحَ عَلَيْكُمْ فِيمَا عَرَّضْتُمْ بِهِ مِنْ خِطْبَةِ النِّسَاءِ
أَوْ أَكْنَنْتُمْ فِي أَنْفُسِكُمْ ۚ عَلِمَ اللَّهُ أَنَّكُمْ سَتَذْكُرُونَهُنَّ

૨૩૬. અને (વિધવાઓની) ઈદ્દત દરમિયાન તેમને પરણવાનો ઈરાદો જણાવવો કે દિલમાં ઈરાદો કરવો તમારા માટે પાપ[૧૯૮] નહિ ગણાય. અલ્લાહ

---

૧૯૪. સ્ત્રી પોતાની ઈદ્દતની મુદ્દત પૂરી કરી તલાક મેળવી ચૂકી હોય તેને બીજા પુરુષ સાથે લગ્ન કરવાથી અટકાવવાનો તલાક આપનાર વ્યકિતને કે કોઈ અન્ય વ્યકિતને કોઈ અધિકાર નથી.

૧૯૫. પિતાના બાળક ઉપરના હક્કને કાયમ રાખવા માટે તેના ઉપર બાળકના ભરણપોષણના ખર્ચની જવાબદારી આ આયતમાં રાખવામાં આવી છે અને આ બાબતમાં બંને પક્ષો માટે એકબીજા ઉપર અયોગ્ય ભાર કે એકબીજાને અયોગ્ય મુશ્કેલીઓમાં ન નાખવાની સખત સૂચના આપવામાં આવી છે.

૧૯૬. મરનારની મિલકતના વારસદારો ઉપર મરનારની ઔલાદના સંબંધમાં પણ એવી કડક જવાબદારી નાખવામાં આવી છે.

૧૯૭. વિધવાઓ માટે પુર્નલગ્ન કરવાના સંબંધમાં ચાર મહિના અને દસ દિવસ સુધીનો ઈદ્દતમાં રહેવાનો આદેશ છે. આટલી લાંબી મુદ્દત મુકર્રર કરવાનું મૂળ કારણ એટલું જ છે કે તે દરમિયાન જો સ્ત્રીને ગર્ભ રહેલો હોય તો તેના ચિન્હો જણાઈ રહે છે. અમુક વખતે હએઝ (ઋતુશ્રાવ) બંધ થવાના બીજા કારણો પણ હોય છે, તેમજ ચાર મહિનાના ગાળામાં ઓછામાં ઓછા ત્રણ ઋતુશ્રાવ થવાની વકી હોવાથી સ્ત્રીની પાકીઝગી તથા ગર્ભરહિત હોવાની ખાતરીથઈ જાય છે. તેમજ ભૂતકાલિન દાંપત્ય જીવનભંગ તેમજ મરનાર પતિના વિયોગનું દુ:ખ પણ ઓછું થવા પામે છે. આ સ્થિતિમાં તેને પુર્નલગ્ન કરી લેવાની છુટ છે.

૧૯૮. કોઈ પણ ઉમેદવારને આ મુદ્દત દરમિયાન વિધવાને લગ્ન કરવાની માગણી કરવી યોગ્ય ગણાશે નહિ કારણ કે તેણીનું સગર્ભા હોવું સંભવિત છે, અને બાળકને જન્મ આપ્યા બાદ અનુકૂળ સમયે તે સ્ત્રી

જાણે છે કે તમે તેમના વિશે (આ સંબંધમાં ભલુંજ) વિચારતા હશો. પરંતુ તેમની સાથે કોઈ છુપા કરાર કરશો નહિ, સિવાય જે તમે કહો તે વાત કાયદેસર હોવી જોઈએ. અને લગ્ન બંધનમાં જોડાશો નહિ જ્યાં સુધી ઠરાવેલી ઈદ્દતની મુદ્દત પૂરી ન થઈ જાય અને જાણી લો કે તમે જે વિચારો છો તેને અલ્લાહ સારી પેઠે જાણે છે; માટે સાવચેત રહો અને જાણી લો અલ્લાહ ક્ષમા કરનારો છે, સહનશીલ પણ છે. (રુકૂઅ-૩૦)

૨૩૭. તમારા માટે કોઈ ગુનાહ નથી કે તમે તે સ્ત્રીઓને તલાક આપો જ્યારે તમે તેમને સ્પર્શ (જાતીય સંબંધ) ન કર્યો હોય, ન તેમની મહેર નક્કી કરી હોય, પરંતુ (આ સ્થિતિમાં)તેમને કંઈક આપવું જરૂરી[૧૯૯] છે. ધનવાન પોતાની શકિત પ્રમાણે અને ગરીબ પોતાના ગજા પ્રમાણે ભલાઈપૂર્વક (ચૂકવે). આ સદાચારીઓ ઉપર ફરજીયાત છે.

૨૩૮. અને જો તમે તેમને, સ્પર્શ (સંભોગ) કર્યા પહેલાં તલાક આપો અને મહેર નક્કી (કરી) હોય, તો ઠરાવેલ મહેરની અર્ધી ચૂકવવામાં આવે. સિવાય કે તેણી માફ કરી દે અથવા જેના હાથમાં લગ્નની સત્તા[૨૦૦] હોય તે માફ કરી દે. જો કે માફ કરી દેવું જ પરહેઝગારીની બહુજ નઝીક છે અને પરસ્પર ઉદારતા દાખવવાનું કદાપિ ભૂલશો નહિ. ખરેખર અલ્લાહ તમારા કામોને નિહાળી રહ્યો છે.

૨૩૯. નમાઝોની નિયમિતતા[૨૦૧] જાળવો અને (ખાસ કરીને) મધ્યની નમાઝ, અને અલ્લાહની સંપૂર્ણ તાબેદારીમાં આવી જાઓ.

૨૪૦. જો તમે કોઈ ભય રાખતા હો તો ચાલતા (ફરતા) અથવા સવારી[૨૦૨] ઉપર મુસાફરીની

وَلٰكِنْ لَّا تُوَاعِدُوْهُنَّ سِرًّا اِلَّآ اَنْ تَقُوْلُوْا قَوْلًا مَّعْرُوْفًا ؕ وَلَا تَعْزِمُوْا عُقْدَةَ النِّكَاحِ حَتّٰى يَبْلُغَ الْكِتٰبُ اَجَلَهٗ ؕ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ يَعْلَمُ مَا فِيْٓ اَنْفُسِكُمْ فَاحْذَرُوْهُ ۚ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ غَفُوْرٌ حَلِيْمٌ ﴿۲۳۵﴾

لَا جُنَاحَ عَلَيْكُمْ اِنْ طَلَّقْتُمُ النِّسَآءَ مَا لَمْ تَمَسُّوْهُنَّ اَوْ تَفْرِضُوْا لَهُنَّ فَرِيْضَةً ۚۖ وَّمَتِّعُوْهُنَّ عَلَى الْمُوْسِعِ قَدَرُهٗ وَعَلَى الْمُقْتِرِ قَدَرُهٗ ۚ مَتَاعًاۢ بِالْمَعْرُوْفِ ۚ حَقًّا عَلَى الْمُحْسِنِيْنَ ﴿۲۳۶﴾

وَاِنْ طَلَّقْتُمُوْهُنَّ مِنْ قَبْلِ اَنْ تَمَسُّوْهُنَّ وَقَدْ فَرَضْتُمْ لَهُنَّ فَرِيْضَةً فَنِصْفُ مَا فَرَضْتُمْ اِلَّآ اَنْ يَّعْفُوْنَ اَوْ يَعْفُوَا الَّذِيْ بِيَدِهٖ عُقْدَةُ النِّكَاحِ ؕ وَاَنْ تَعْفُوْٓا اَقْرَبُ لِلتَّقْوٰى ؕ وَلَا تَنْسَوُا الْفَضْلَ بَيْنَكُمْ ؕ اِنَّ اللّٰهَ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ﴿۲۳۷﴾

حٰفِظُوْا عَلَى الصَّلَوٰتِ وَالصَّلٰوةِ الْوُسْطٰى ۗ وَقُوْمُوْا لِلّٰهِ قٰنِتِيْنَ ﴿۲۳۸﴾

فَاِنْ خِفْتُمْ فَرِجَالًا اَوْ رُكْبَانًا ۚ فَاِذَآ اَمِنْتُمْ فَاذْكُرُوا

---

સાથે વિવાહ કરવા ઉપર બંધન નથી.

૧૯૯. કોઈ અણધાર્યા સંજોગોમાં લગ્નની સર્વ વિધિઓ પૂરી થઈ ગયા પછી પત્ની સાથે સમાગમ કર્યા પહેલાં કોઈ કારણે તલાકનો અવસર ઉભો થાય, તો તેની નક્કી થયેલી મહેરની રકમમાંથી અર્ધી રકમ ચુકવવામાં આવે.

૨૦૦. તેણીને સ્પર્શ (સંભોગ) ન કર્યા હોવાની સ્થિતિમાં અર્ધી મહેર લાઝીમ છે, જો તેણી માફ કરવા ધારે તો કરી શકે છે, અથવા તેણીનો વાલી પણ માફ કરવાનો અધિકાર રાખે છે.

૨૦૧. દાંપત્ય જીવનમાં પ્રવેશ કરનારાઓ પોતાની નમાઝોમાં કોઈ કારણે અનિયમિતતાને દાખલ ન થવા દે તેના માટે તેમને સાવધાન કરવામાં આવ્યા છે.

اللّٰهَ كَمَا عَلَّمَكُمْ مَّا لَمْ تَكُوْنُوْا تَعْلَمُوْنَ ﴿٢٣٩﴾

સ્થિતિમાં (નમાઝ અદા કરો) પરંતુ જ્યારે તમે સલામતીમાં હો તો અલ્લાહને યાદ કરો. અલ્લાહે તમને તે (રીતો) શીખવી છે, જેનાથી તમે પહેલાં અજ્ઞાન હતા.

وَالَّذِيْنَ يُتَوَفَّوْنَ مِنْكُمْ وَيَذَرُوْنَ اَزْوَاجًا ۚۖ وَّصِيَّةً لِّاَزْوَاجِهِمْ مَّتَاعًا اِلَى الْحَوْلِ غَيْرَ اِخْرَاجٍ ۚ فَاِنْ خَرَجْنَ فَلَا جُنَاحَ عَلَيْكُمْ فِيْ مَا فَعَلْنَ فِيْۤ اَنْفُسِهِنَّ مِنْ مَّعْرُوْفٍ ؕ وَاللّٰهُ عَزِيْزٌ حَكِيْمٌ ﴿٢٤٠﴾

૨૪૧. અને તમારામાંથી જે મરણ પામે અને પાછળ પત્નીઓ મુકી જાય તેઓ તે પત્નીઓ માટે એક વર્ષ[૨૦૩] સુધી ઘરમાંથી કાઢી ન મૂકવાનો અથવા તેટલી મુદત સુધી જરૂરીયાતો પૂરી પાડવાનો વસિયતમાં પ્રબંધ કરી જાય, પરંતુ જો તેઓ (પોતાની મેળે) જતી રહે તો તમારા ઉપર કોઈ દોષ નથી કે તેઓ પોતાના હિતમાં યોગ્ય વ્યવસ્થા કરે. અને અલ્લાહ સર્વ સમર્થ છે, હિકમતવાળો છે.

وَلِلْمُطَلَّقٰتِ مَتَاعٌۢ بِالْمَعْرُوْفِ ؕ حَقًّا عَلَى الْمُتَّقِيْنَ ﴿٢٤١﴾

૨૪૨. અને તલાક મેળવેલી સ્ત્રીઓ માટે (પણ) યોગ્ય ખર્ચનો પ્રબંધ[૨૦૪] હોવો જરૂરી છે, આ સદાચારી લોકો ઉપર (અમે) ફરજીયાત કર્યું છે.

ع كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمْ اٰيٰتِهٖ لَعَلَّكُمْ تَعْقِلُوْنَ ﴿٢٤٢﴾

૨૪૩. આવી રીતોથી અલ્લાહ પોતાના આદેશોને તમારા માટે સ્પષ્ટતાથી વર્ણન કરે છે જેથી તમે સમજી શકો. (રુકૂઅ - ૩૧)

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ خَرَجُوْا مِنْ دِيَارِهِمْ وَهُمْ اُلُوْفٌ حَذَرَ الْمَوْتِ ۪ فَقَالَ لَهُمُ اللّٰهُ مُوْتُوْا ۟ ثُمَّ اَحْيَاهُمْ ؕ اِنَّ اللّٰهَ لَذُوْ فَضْلٍ عَلَى النَّاسِ وَلٰكِنَّ اَكْثَرَ

૨૪૪. શું તને તે લોકોની સ્થિતિનું જ્ઞાન નથી જે લોકોએ મોતના[૨૦૫] ભયથી પોતાના ઘરબારનો ત્યાગ કર્યો, અને જે હઝારોની સંખ્યામાં હતા, જેથી અલ્લાહે તેમને કહ્યું 'મરી જાઓ' પછી તેણે તેમને સજીવન[૨૦૬] કર્યા. ખરેખર, અલ્લાહ ઈનસાનો ઉપર

૨૦૨. આ નમાઝોની પાબંદી માટે એક અગત્યનો આદેશ છે. કોઈ પણ સંજોગોમાં નમાઝ પ્રત્યે બેદરકારી ન થવી જોઈએ જ્યાં સુધી કે તમે પૂરા ભાનમાં હો. ભયગ્રસ્ત હો તો પણ, બેસતા ઉઠતા ચાલતા દોડતા સવારી કરતા હો કે મુસાફરી કરતા હો, બીમાર હો તો પણ, નમાઝને દર હાલતમાં નિત્ય અદા કરવાનો સખત હુકમ છે.

૨૦૩. મરનારના વારસદારો ઉપર તેની વિધવાને બાર મહિના સુધી ભરણપોષણ તથા રહેવાની સગવડ આપવી લાઝીમ છે. આ વિધવાના વારસાના હક્કથી ઉપરાંતમાં છે, સિવાય કે વિધવા સ્વેચ્છાએ અને યોગ્ય સમયે પોતાનો બંદોબસ્ત કરી લે અને જતી રહે.

૨૦૪. તલાકના તણાએલા વાતાવરણમાં સ્ત્રીઓ સાથે ક્રૂરતા તથા અન્યાયી વલણ કરનારાઓને આ આયતમાં માર્ગદર્શન આપવામાં આવ્યું છે.

૨૦૫. ફિરઔનના ઘાતકી શાસનમાંથી છટકી એશિયામાં હઝારોની સંખ્યામાં આવેલા ઈસરાઈલીઓ આદિવાસીઓના ભયના કારણે 'વાયદાની ભૂમી'માં દાખલ થવાની હઝરત મૂસાની સલાહને ન માન્યા. આ ટોળાની સંખ્યા બાઈબલમાં છ લાખ આપવામાં આવી છે. જ્યારે કુરઆને મજીદમાં ફકત 'હઝારો'નું વર્ણન છે જેને વર્તમાન સંશોધનનો ટેકો મળે છે. (હિસ્ટ્રી ઓફ ધ પીપલ ઓફ ઈસરાઈલ પા.૧૪૫. હિસ્ટ્રી ઓફ પેલેસ્ટાઈન-પા.૧૭૪)

النَّاسِ لَا يَشْكُرُونَ ﴿٢٤٣﴾

મહેરબાન છે પરંતુ ઘણા લોકો તેના આભારી નથી થતા.

وَقَاتِلُوا فِي سَبِيلِ اللَّهِ وَاعْلَمُوا أَنَّ اللَّهَ سَمِيعٌ عَلِيمٌ ﴿٢٤٤﴾

૨૪૫. અને અલ્લાહની રાહમાં જીહાદ[૨૦૭] કરો અને સારી પેઠે જાણી લો કે અલ્લાહ સર્વ સાંભળનાર અને સર્વ જાણનાર છે.

مَنْ ذَا الَّذِي يُقْرِضُ اللَّهَ قَرْضًا حَسَنًا فَيُضَاعِفَهُ لَهُ أَضْعَافًا كَثِيرَةً ۚ وَاللَّهُ يَقْبِضُ وَيَبْسُطُ وَإِلَيْهِ تُرْجَعُونَ ﴿٢٤٥﴾

૨૪૬. એવો કોણ છે જે અલ્લાહને સારૂં એવું કર્ઝ[૨૦૮] આપે જેને અલ્લાહ અનેક ગણુ વધારીને પાછું આપે. અલ્લાહ બેશક તેને ઘણું વધારીને પાછું આપે છે. (અંતમાં) તેની જ તરફ તમારે પાછું ફરવાનું છે.

أَلَمْ تَرَ إِلَى الْمَلَإِ مِنْ بَنِي إِسْرَائِيلَ مِنْ بَعْدِ مُوسَىٰ إِذْ قَالُوا لِنَبِيٍّ لَهُمُ ابْعَثْ لَنَا مَلِكًا نُقَاتِلْ فِي سَبِيلِ اللَّهِ ۖ قَالَ هَلْ عَسَيْتُمْ إِنْ كُتِبَ عَلَيْكُمُ الْقِتَالُ أَلَّا تُقَاتِلُوا ۖ قَالُوا وَمَا لَنَا أَلَّا نُقَاتِلَ فِي سَبِيلِ اللَّهِ وَقَدْ أُخْرِجْنَا مِنْ دِيَارِنَا وَأَبْنَائِنَا ۖ فَلَمَّا كُتِبَ عَلَيْهِمُ الْقِتَالُ تَوَلَّوْا إِلَّا قَلِيلًا مِنْهُمْ ۗ وَاللَّهُ عَلِيمٌ بِالظَّالِمِينَ ﴿٢٤٦﴾

૨૪૭. શું તું મૂસા પછીના બની ઈસરાઈલના સરદારો વિષે નથી જાણતો જેમણે પોતાના નબીને કહ્યું 'અમારા માટે એક બાદશાહ નીમી આપ, જેથી અમે અલ્લાહની રાહમાં જંગ કરીએ.' તો તેણે કહ્યું 'કયાંક એવું તો નહિ બને કે જ્યારે તમને જંગ કરવાનો આદેશ આપવામાં આવે તો તમે નહિ લડો?' તેમણે કહ્યું 'અલ્લાહની રાહમાં ન લડવાનું અમારી પાસે શું કારણ હોઈ શકે, જ્યારે અમને ઘરોમાંથી તથા અમારા બાલબચ્ચાંઓથી (દૂર) હાંકી કાઢવામાં આવ્યા છે'. પરંતુ તેમને જ્યારે (ખરેખર) જંગ કરવાનો આદેશ આપવામાં આવ્યો ત્યારે તેમની અલ્પ સંખ્યા સિવાય બાકીના સૌ ફરી બેઠા[૨૦૯] અને અલ્લાહ ઝાલિમોને ખૂબ જાણે છે.

وَقَالَ لَهُمْ نَبِيُّهُمْ إِنَّ اللَّهَ قَدْ بَعَثَ لَكُمْ طَالُوتَ

૨૪૮. અને પયગમ્બરે તેમને કહ્યું 'અલ્લાહે તાલુતને[૨૧૦] તમારો બાદશાહ નીમ્યો છે' તેમણે કહ્યું

૨૦૬. હઝરત મૂસા(અ)ની ઉપર્યુકત સલાહને ન માનનારા ઈસરાઈલીઓ સાઈનાઈમાં આમતેમ રઝળતા ભટકતા મટી જવાની અણી પર આવ્યા ત્યારે અલ્લાહે તેમની પેઢીઓમાં નવેસરથી પ્રાણ ફૂંકયો. પયગમ્બર યશુઆની આગેવાની તળે તેમને 'વાયદાની ભૂમી'માં પ્રવેશ મળ્યો. અહીં અલ્લાહે તેમના કોમરૂપી મૃતદેહમાં ફરી જીવનસંચાર કર્યો.

૨૦૭. આ આયતમાં અલ્લાહે મુસ્લિમોને ચેતવણી આપી છે કે મોતથી નિર્ભય થઈ કુરબાની કરવા તત્પર રહો અને પોતાની કોમનું સ્વમાન તથા પોતાના અસ્તિત્વની રક્ષા કરવા હમેશાં તૈયાર રહો.

૨૦૮. અલ્લાહના રાહમાં ખર્ચ કરવું એવું પવિત્ર તથા સુરક્ષિત મૂડી રોકાણ છે જેમાં કદાપિ ખોટ આવવાનો ભય નથી; ઉલટું અનેકગણો નફો ચોક્કસ છે.

૨૦૯. હઝરત મૂસા (અ) પછી ઈસરાઈલી કોમમાં થોડુંક પરિવર્તન થવા પામ્યું હતું. જ્યારે હઝરત મૂસા(અ) એ પોતાની કોમને લડવાનો હુકમ આપ્યો તો તેમણે જવાબમાં કહ્યું 'જા તું અને તારો ખુદા લડો, અમે તો અહીં બેસી રહીશું.' બાદમાં આ કોમે પોતાનું વલણ તો બદલ્યું પણ કટોકટીના સમયે

مَلِكًاؕ قَالُوْۤا اَنّٰى يَكُوْنُ لَهُ الْمُلْكُ عَلَيْنَا وَ نَحْنُ اَحَقُّ بِالْمُلْكِ مِنْهُ وَلَمْ يُؤْتَ سَعَةً مِّنَ الْمَالِؕ قَالَ اِنَّ اللّٰهَ اصْطَفٰىهُ عَلَيْكُمْ وَزَادَهٗ بَسْطَةً فِى الْعِلْمِ وَالْجِسْمِؕ وَاللّٰهُ يُؤْتِىْ مُلْكَهٗ مَنْ يَّشَآءُؕ وَاللّٰهُ وَاسِعٌ عَلِيْمٌ۝ وَقَالَ لَهُمْ نَبِيُّهُمْ اِنَّ اٰيَةَ مُلْكِهٖۤ اَنْ يَّاْتِيَكُمُ التَّابُوْتُ فِيْهِ سَكِيْنَةٌ مِّنْ رَّبِّكُمْ وَبَقِيَّةٌ مِّمَّا

'તે અમારા ઉપર શાસક હોવાનો હક્કદાર કેવી રીતે થઈ ગયો જ્યારે અમે તેની સરખામણીમાં રાજકર્તા હોવાના વધુ હક્કદાર છીએ, અને તેની પાસે માલદૌલત પણ તો નથી?' તેણે જવાબ આપ્યો: 'બેશક અલ્લાહે તેને તમારી સરખામણીમાં પસંદ કર્યો છે, અને તેને પુષ્કળ જ્ઞાન તથા શારીરિક બળ આપ્યું છે.' અને અલ્લાહ જેને ચાહે બાદશાહી આપે છે, અને અલ્લાહ મહાઉદાર તથા સર્વજ્ઞ છે.

૨૪૯. અને તેમના પયગમ્બરે તેમને કહ્યું 'તેની (તાલુતની) બાદશાહીની નિશાની આ છે કે તમને એવું તાબુત[૨૧૧] (હૃદય) આપવામાં આવશે તેમાં તમારા

---

તેઓ પોતાના વાયદાનો ભંગ કરતા જ રહ્યા. તેઓ યહૂદીઓની આ નબળાઈનું અનુસરણ ન કરવા માટે મુસ્લિમોને આ આયતમાં ચેતવણી આપવામાં આવી છે.

૨૧૦. 'તાલુત' એક ઈસરાઈલી રાજકર્તાનું ગુણવાચક નામ છે જેનો અર્થ 'મહાપરાક્રમી' થાય છે. આ રાજકર્તા હઝરત દાઉદ (અ)ના બસો વર્ષ પહેલાં અને હઝરત મૂસા (અ)ના બસો વર્ષ પછી થઈ ગયો હતો. ઘણા વિવેચકો તથા ઈતિહાસકારોના કહેવા પ્રમાણે બાઈબલમાં 'સોલ' છે. પરંતુ કુરઆને મજીદમાં વર્ણએલા તાલુતના લક્ષણો બાઈબલના ગીડીઓન અર્થાત જદઉન સાથે વધુ બંધ બેસતા જણાય છે.

કેટલાક ઈસાઈ ઈતિહાસકારોના અભિપ્રાયમાં ઉપર્યુકત બે આયતોની ઘટનાઓ વચ્ચે બસો વર્ષનું અંતર છે. કુરઆને મજીદના પુરાવાઓથી પણ તે બંને ઘટનાઓ જુદા જુદા સમયમાં થવા પામી હતી. હઝરત દાઉદ(અ)થી ૨૦૦ વર્ષ પહેલાં તાલુત (ગીડીઓન)ના સમયમાં જુદા જુદા ઈસરાઈલી કબીલાઓમાં એકમ થયો હતો અને તે એક કોમ બની ગઈ હતી. તે પહેલાં બની ઈસરાઈલ બાર કબીલાઓમાં વહેંચાયેલા હતા અને તેમનો કોઈ આગેવાન કે રાજકર્તા ન હતો, ન કોઈ વ્યવસ્થિત કોમીયત હતી. ઈ.સ.પૂર્વે ૧૨૫૬માં અલ્લાહે ઈસરાઈલીઓને મીડીઆના ઈપ્સને આધીન કર્યા જેમણે સાત વર્ષ સુધી તેમના ઉપર ત્રાસ વર્તાવ્યો હતો. અંતે ઈસરાઈલીઓને જાન બચાવવા ઘણા વર્ષો સુધી ગુફાઓમાં ભરાઈ રહેવું પડયું હતું.

આ અસહ્ય ત્રાસમાંથી છૂટવા માટે ઈસરાઈલીઓની દુઆઓના બદલામાં અલ્લાહે ગીડીઓન ઉપર ફરિશ્તા દ્વારા નબુવ્વત નાઝલ કરી (જજ પ્રકરણ ૬ આ.૧૫). આ વૃતાંત અને કુરઆનના વર્ણનમાં ઘણું સામ્ય છે. બાઈલબમાં દર્શાએલી નદીના પાણી દ્વારા કસોટી સોલના સમયમાં નથી સાબિત થતી પરંતુ ગીડીઓનના સમયમાં છે (જજ પ્ર.૭. આ.૪/૭) જેનાથી સ્પષ્ટ થાય છે કે ગીડીઓનનું જ નામ તાલુત (મહાપરાક્રમી) છે અને કુરઆન મજીદ પ્રમાણે પાણીથી તેમની જ પરીક્ષા કરવામાં આવી હતી.

એક નોંધવા લાયક હકીકત છે કે આ કસોટીના પરિણામે તાલુત સાથે ફકત ૩૦૦ સાથીઓ રહી ગયા હતા. તીરમઝીમાં સીયારના પ્રકરણમાં નિર્દેશ પ્રમાણે સહાબાએ કહ્યું, 'બદરની લડાઈમાં અમારી ૩૧૩ની સંખ્યા તાલુતના સાથીઓની સંખ્યા જેટલી જ લગભગ છે.' તાલુત તે જ ગીડીઓન છે જેનું ઉપર્યુકત પ્રમાણ હદીસમાંથી મળી આવે છે માટે તેના વિશે કોઈ શંકા બાકી રહેતી નથી.

૨૧૧. 'તા'બુત'ના અનેક શાબ્દીક અર્થો તેમજ ભાવાર્થો નીકળે છે. (૧) પેટી, કોફીન, કફન (૨)

تَرَكَ اٰلُ مُوْسٰى وَاٰلُ هٰرُوْنَ تَحْمِلُهُ الْمَلٰٓئِكَةُ ؕ اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيَةً لَّكُمْ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿٢٤٨﴾

રબ તરફથી પરમશાંતિ હશે, અને મૂસા તથા હારૂનના વંશજોના છોડેલો વારસો[૨૧૫] હશે જેને ફરિશ્તાઓએ ઊંચકી રાખ્યો હશે. ખરેખર, જો તમે મોમિન છો તો આમાં તમારા માટે (મોટી) નિશાની છે." (રુકૂઅ-૩૨)

فَلَمَّا فَصَلَ طَالُوْتُ بِالْجُنُوْدِ ۙ قَالَ اِنَّ اللّٰهَ مُبْتَلِيْكُمْ بِنَهَرٍ ۚ فَمَنْ شَرِبَ مِنْهُ فَلَيْسَ مِنِّىْ ۚ وَمَنْ لَّمْ يَطْعَمْهُ فَاِنَّهٗ مِنِّىْٓ اِلَّا مَنِ اغْتَرَفَ غُرْفَةًۢ بِيَدِهٖ ۚ فَشَرِبُوْا مِنْهُ اِلَّا قَلِيْلًا مِّنْهُمْ ؕ فَلَمَّا جَاوَزَهٗ هُوَ وَالَّذِيْنَ اٰمَنُوْا مَعَهٗ ۙ قَالُوْا لَا طَاقَةَ لَنَا الْيَوْمَ بِجَالُوْتَ وَجُنُوْدِهٖ ؕ قَالَ الَّذِيْنَ يَظُنُّوْنَ اَنَّهُمْ مُّلٰقُوا اللّٰهِ ۙ كَمْ مِّنْ فِئَةٍ قَلِيْلَةٍ غَلَبَتْ فِئَةً كَثِيْرَةًۢ بِاِذْنِ اللّٰهِ ؕ وَاللّٰهُ مَعَ الصّٰبِرِيْنَ ﴿٢٤٩﴾

૨૫૦. અને જ્યારે તાલુત લશ્કર લઈ નીકળ્યો ત્યારે તેણે કહ્યું 'બેશક, અલ્લાહ એક નહેરથી તમારી આઝમાઈશ કરશે, તે સમયે જે (તેનું પાણી વધુ પડતું) પીશે, તે મારો સાથી નહિ રહે; અને જે તેને ચાખશે નહિ, તે ખરેખર મારો (સાથી) છે. સિવાય કે જેણે એક ખોબા[૨૧૩] ભર જ પાણી પીધું હશે.' પરંતુ તેમાંના થોડા સિવાયના બાકીનાઓએ (ખૂબ) પીધું. પછી જ્યારે ઈમાન લાવનારાઓ નદી ઓળંગી પાર ઉતર્યા ત્યારે તેણે અને તેની સાથે ઈમાન લાવનારા હતા તેમણે કહ્યું '(અત્યારે) અમારામાં જાલુતના લશ્કરનો મુકાબલો કરવાની શકિત નથી.' પરંતુ જે લોકો એટલું જાણતા હતા કે (એક સમયે) અલ્લાહને અવશ્ય મળવાનું છે (તેમણે) કહ્યું 'અનેક વખતે એવું બન્યું છે કે (મોમિનોની) અલ્પ સંખ્યા અલ્લાહના આદશેથી મોટા લશ્કરો ઉપર વિજયવંત બની છે અને અલ્લાહ દ્રઢનિશ્ચયીઓનો સાથી છે.'

---

છાતી, પાંસળીઓના માળખાનો અંદરનો ભાગ, હૈય્યુ, મન, અંત:કરણ (૩) અંત્તર— જ્ઞાન, ડહાપણ, શાંતવન, સંતોષ, ધૈર્ય વગેરે. બાઈબલમાં તા'બુતનો અર્થ લાકડાની પેટી કે નૌકા લેવામાં આવે છે. પરંતુ કુરઆન મજીદમાં આ વિષયના સંબંધમાં અંત:કરણ કે હૈયું છે. જ્યાં આપણે કુરઆન મજીદના તાત્પર્યને લઈએ તો, 'હૈય્યામાં તમારા રબ તરફથી શાંતિ હશે એવો અર્થ થશે, અને જો 'નૌકામાં તમારા રબ તરફથી શાંતિ હશે' એવો અર્થ લઈએ તો નૌકામાં 'શાંતિ કે સંતોષને' ગોંધી રાખવાથી કંઈ અર્થ નથી નીકળતો. વળી તેમાં હઝરત મૂસા (અ) તથા હઝરત હારૂન(અ)ના વંશજોના વારસાના 'પદાર્થી અવશેષો હશે' તેના કરતાં કુરઆનના તાત્પર્ય પ્રમાણે 'તેમાં હઝરત મૂસા (અ) તથા હઝરત હારૂન (અ)ના સદ્દચારિત્ર્યના વારસાની રૂહનો'સ્વીકાર કરવો ઈન્સાનની અક્કલ તથા વિવેકને વધુ અનુકૂળ છે. વંશજોના વારસાને કોઈ આકાર કે પદાર્થના રૂપમાં ધારવો જડતા તથા જહાલતનું પ્રદર્શન છે. કુરઆન મજીદના તાત્પર્ય પ્રમાણે અલ્લાહ તરફથી તેમના અંત:કરણોમાં સબ્ર, ધૈર્ય, દ્રઢતા, આસ્થા, યકીન, વિશ્વાસ, ઈમાન, તેમજ તેમના નબીના ચારિત્ર્ય, સત્યનિષ્ઠા તથા શુભ આશયોના સંબંધમાં સંતોષનો ઉદ્દભવ થવા પામ્યો હતો, જે શકિતઓની સહાયતાથી તેઓ દુશ્મનોને પરાજ્ય આપવામાં સફળ થયા હતા.

૨૧૨. તાલુતની કોમના અંત:કરણો અલ્લાહે તેમના પૂર્વજો હઝરત મૂસા (અ) તથા હઝરત હારૂન (સ)ના વંશજોના સદગુણોથી ચિક્કાર ભરી દીધા હતા. તે વારસાને કોઈ પદાર્થનું રૂપ આપવું અયોગ્ય છે, જે વારસો ઉચ્ચતમ પરહેઝગારીનો રૂહાની વારસો હતો.

وَلَمَّا بَرَزُوْا لِجَالُوْتَ وَجُنُوْدِهٖ قَالُوْا رَبَّنَآ اَفْرِغْ عَلَيْنَا صَبْرًا وَّثَبِّتْ اَقْدَامَنَا وَانْصُرْنَا عَلَى الْقَوْمِ الْكٰفِرِيْنَ

૨૫૧. અને જ્યારે તેઓ જાલુતના[૨૧૪] લશ્કર સામે (મેદાને) પડયા ત્યારે તેમણે દુઆ માંગી 'હે અમારા રબ, અમારા ઉપર સબ્ર ઉતાર અને અમારા કદમોને જમાવી દે અને અમને કાફરો ઉપર વિજય આપ.'

فَهَزَمُوْهُمْ بِاِذْنِ اللّٰهِ وَقَتَلَ دَاوٗدُ جَالُوْتَ وَاٰتٰىهُ اللّٰهُ الْمُلْكَ وَالْحِكْمَةَ وَعَلَّمَهٗ مِمَّا يَشَآءُ وَلَوْلَا دَفْعُ اللّٰهِ النَّاسَ بَعْضَهُمْ بِبَعْضٍ لَّفَسَدَتِ الْاَرْضُ وَلٰكِنَّ اللّٰهَ ذُوْ فَضْلٍ عَلَى الْعٰلَمِيْنَ

૨૫૨. અલ્લાહના હુકમ સાથે તેમણે દુશ્મનોને સખ્ત પરાજ્ય[૨૧૫] આપ્યો અને દાઉદે જાલુતને કતલ કર્યો. અલ્લાહે દાઉદને તેને બાદશાહી આપી અને હિકમતનું જ્ઞાન ઉપરાંત જે પણ ચાહ્યું તે અર્પણ કર્યું. અને જો અલ્લાહ (કેટલાક) લોકોના હાથે બીજાને પરાજીત ન કરતો રહેત તો પૃથ્વી બદકારીઓમાં ડૂબેલી રહેત. પરંતુ અલ્લાહ સર્વ મખ્લૂક (માનવજાતિ) ઉપર ઉપકાર કરનારો છે.

تِلْكَ اٰيٰتُ اللّٰهِ نَتْلُوْهَا عَلَيْكَ بِالْحَقِّ وَاِنَّكَ لَمِنَ الْمُرْسَلِيْنَ

૨૫૩. આ અલ્લાહની આયતો છે જે અમે સત્યપૂર્વક તને સંભળાવીએ છીએ. (હે મુહમ્મદ) બેશક તું રસૂલોમાંનો છો.

---

૨૧૩. 'ખોબો ભર પાણી'માં એક ગુઢ રહસ્ય સમાએલું છે. (૧) આગેકૂચ કરતા લશ્કરોના તરસથી સુકાતા ગળાને ભીનાશ મળવાથી તૃષ્ણાની તીવ્રતા ઓછી થાય છે અને જો વધુ પડતું પાણી પીવાઈ જાય તો શરીર અસ્વસ્થ થઈ જતાં તેમની ચાલવાની કે લડવાની શકિત મંદ પડી જાય છે. (૨) આ પાણી દ્વારા તેમની પરીક્ષા લેવાતી હોવાનું તેમને જ્ઞાન હતું જેથી તેમનું અચળ રહેવું આવશ્યક હતું. છતાં તેમનામાંના ઘણા પેટ ભરી પાણી પીનારાઓની શકિત હણાઈ જતાં તેઓ નદીના પેલે પાર ન ઉતરી શકયા.

૨૧૪. 'જાલુત' પણ એક ગુણવાચક નામ છે. જેનો અર્થ 'અણઘડ' કે 'હલકટ' નીકળે છે. અથવા તે લોકોનું ટોળું કે બળ જે બીજાઓ ઉપર હિંસક હુમલો કરનારા છે. બાઈબલમાં જેનું 'ગોલાયથ'ના નામથી વર્ણન આવે છે તે ગોલાયથ અને 'જાલુત' બંને એક જ છે. સોમસ ૧૭ ના વર્ણન પ્રમાણે ગોલાયથનો અર્થ વિનાશ કરનાર, 'રાક્ષસ' 'કચ્ચરઘાણ વાળતી ભક્ષણ કરનારી વ્યકિત' કે 'ભક્ષક ટોળું' થાય છે. જો કે બાઈબલમાં આ ભૂમિકા એક વ્યકિત દ્વારા જ ભજવવામાં આવી છે પરંતુ કુરઆન મજીદમાં જાલુત શબ્દથી એકથી વધુ માણસોનું સંખ્યાનું સંઘબળ પણ થાય છે. બાઈબલમાં ઈસરાઈલીઓને રંજાળનાર મીડીઆનાઈટસની કોમને જાલુતની ઉપમાં આપવામાં આવી છે. (જજ પ્રક.૬ આ.૧-૬) મીડીઆનાઈટસનાં લોકોને તેમની હિંસક પ્રવૃત્તિઓમાં પૂર્વમાં વસતા કબીલાઓની તથા અમાલેનાઈટસ નામની કોમની પણ સહાયતા મળતી રહેતી. (જજ પ્ર.૬ આયત.૩.)

૨૧૫. 'તાલુત' અથવા 'ગીડીઓન'માં 'જાલુત' કે 'ગોલાયથ' અથવા મીડીનાઈટસની કોમને પરાજ્ય આપવાની શકિત તો હતી પરંતુ આ આયતમાં જાલુતને હરાવી તેને કતલ કરવામાં આવ્યો હોવાનું જણાવવામાં આવ્યું છે તે કતલ હઝરત દાઉદ (અ)ના ઝમાનામાં થયું હતું. હઝરત દાઉદ (અ)ના હાથે માર્યા જનારનું નામ ગોલાયથ હતું (જુઓ. ગોલાયથ પ્ર.૧૭/૪)

تِلْكَ الرُّسُلُ فَضَّلْنَا بَعْضَهُمْ عَلٰى بَعْضٍ ۘ مِنْهُمْ مَّنْ كَلَّمَ اللّٰهُ وَرَفَعَ بَعْضَهُمْ دَرَجٰتٍ ؕ وَاٰتَيْنَا عِيْسَى ابْنَ مَرْيَمَ الْبَيِّنٰتِ وَاَيَّدْنٰهُ بِرُوْحِ الْقُدُسِ ؕ وَلَوْ شَآءَ اللّٰهُ مَا اقْتَتَلَ الَّذِيْنَ مِنْ بَعْدِهِمْ مِّنْ بَعْدِ مَا جَآءَتْهُمُ الْبَيِّنٰتُ وَلٰكِنِ اخْتَلَفُوْا فَمِنْهُمْ مَّنْ اٰمَنَ وَمِنْهُمْ مَّنْ كَفَرَ ؕ وَلَوْ شَآءَ اللّٰهُ مَا اقْتَتَلُوْا ۟ وَلٰكِنَّ اللّٰهَ يَفْعَلُ مَا يُرِيْدُ ﴿٢٥٣﴾

૨૫૪. આ રસૂલો જેમનામાંથી અમે અમુકને કેટલાક બીજા ઉપર ફઝીલત (શ્રેષ્ઠતા) આપી છે, તેમનામાંથી કેટલાક સાથે અલ્લાહે વાર્તાલાપ[૨૧૬] (કલામ) કર્યો છે; અને તેણે તેમનામાંના કેટલાકના દરજ્જાઓ બુલંદ કર્યા, અને અમે ઈસા ઈબને મરીયમને સ્પષ્ટ નિશાનીઓ આપી હતી અને પવિત્ર રૂહ (રૂહુલ્‌કુદુસ) વડે તેને મઝબૂત કર્યો. અને જો અલ્લાહ ચાહત તો નિશાનીઓ મળી ગયા બાદ લોકો એક બીજા સાથે કદાપિ લડત નહિ, પરંતુ તેમની વચ્ચે મતભેદ તો થયો, પછી તેમનામાંના ઘણા ઈમાન લાવ્યા અને ઘણાઓએ ઈન્કાર કર્યો. જો અલ્લાહ ચાહતો હોત તો તેઓ કદાપિ એકબીજા સાથે લડયા ન હોત, પરંતુ અલ્લાહ જે ચાહે છે તે કરે છે. (રુકૂઅ-૩૩)

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اَنْفِقُوْا مِمَّا رَزَقْنٰكُمْ مِّنْ قَبْلِ اَنْ يَّاْتِىَ يَوْمٌ لَّا بَيْعٌ فِيْهِ وَلَا خُلَّةٌ وَّلَا شَفَاعَةٌ ؕ وَالْكٰفِرُوْنَ هُمُ الظّٰلِمُوْنَ ﴿٢٥٤﴾

૨૫૫. હે ઈમાન લાવનારાઓ, અમે જે કંઈ તમને આપ્યું છે તેમાંથી ખર્ચ કરો તે પહેલાં કે તે દિવસ આવી પહોંચે જ્યારે ન કંઈ ખરીદ કરાશે ન કંઈ વેચાણ, ન કોઈ મિત્રતા કામ આવશે, ન કોઈની ભલામણ ચાલશે, અને કાફરો જ પોતાના ઉપર ઝૂલ્મ કરે છે.

اَللّٰهُ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ۚ اَلْحَىُّ الْقَيُّوْمُ ۚ لَا تَاْخُذُهٗ سِنَةٌ وَّلَا نَوْمٌ ؕ لَهٗ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الْاَرْضِ ؕ مَنْ ذَا الَّذِىْ يَشْفَعُ عِنْدَهٗۤ اِلَّا بِاِذْنِهٖ ؕ يَعْلَمُ مَا بَيْنَ اَيْدِيْهِمْ وَمَا خَلْفَهُمْ ۚ وَلَا يُحِيْطُوْنَ بِشَىْءٍ مِّنْ عِلْمِهٖۤ اِلَّا بِمَا شَآءَ ۚ وَسِعَ كُرْسِيُّهُ السَّمٰوٰتِ وَالْاَرْضَ ۚ وَلَا يَـُٔوْدُهٗ حِفْظُهُمَا ۚ وَهُوَ الْعَلِىُّ الْعَظِيْمُ ﴿٢٥٥﴾

૨૫૬. અલ્લાહ સિવાય કોઈ અન્ય મા'બૂદ નથી, તે શાશ્વત છે, તે સ્વાવલંબી છે, તે જ તમામ જહાનોને ટકાવી રાખનારો છે, ન તો તેને ઝોકું આવે છે ન નિંદ્રા. તે સર્વસ્વ તેનું જ છે જે આકાશો તથા ધરતીમાં છે, એવો કોણ છે જે તેની પરવાનગી વગર તેની પાસે કોઈની ભલામણ કરી શકે? તે તેમની આગલી પાછલી હાલતોને જાણે છે અને તેઓ તેના ઈલ્મમાંથી કંઈ પણ ગ્રહણ નથી કરી શકતા સિવાય કે તે કોઈને કંઈ આપવા ચાહે. તેનું ઈલ્મ આસમાનો તથા પૃથ્વી ઉપર વ્યાપક છે અને તેની વ્યવસ્થા તેને કદાપિ થકાવતી નથી. બેશક તે ઉચ્ચતર છે, બૂલંદ શાનવાળો છે.[૨૧૭]

૨૧૬. 'વાર્તાલાપ'ના સંબંધમાં અલ્લાહે જે રસૂલોમાં ફરક રાખ્યો છે તેના આધારે તેમની રૂહાની અઝમતમાં ઊંચનીચ કે ભેદભાવ રાખવો યોગ્ય નથી. હકીકતમાં નબુવ્વત બે પ્રકારની હોય છે. એક નબુવ્વત લાવનારા એવા રસૂલો હોય છે જે શરિયત લાવનારા છે, તેમને 'મુકલ્લમ' (વાર્તાલાપનો લાભ મેળવનારા) નબીઓ કહેવામાં આવે છે, અને બીજા પોતાના (નામ) દરજ્જા પૂરતા જ નબી, વગર શરિયતના હોય છે જેમને 'ગએર મુકલ્લમ' નબી કહેવામાં આવે છે. આંહઝરત સ.અ.સ.એ ફરમાવ્યું છે કે હઝરત આદમ (અ) 'મુકલ્લમ' નબી હતા (મસનદ).

لَآ إِكْرَاهَ فِى ٱلدِّينِ ۖ قَد تَّبَيَّنَ ٱلرُّشْدُ مِنَ ٱلْغَىِّ ۚ فَمَن يَكْفُرْ بِٱلطَّٰغُوتِ وَيُؤْمِنۢ بِٱللَّهِ فَقَدِ ٱسْتَمْسَكَ بِٱلْعُرْوَةِ ٱلْوُثْقَىٰ لَا ٱنفِصَامَ لَهَا ۗ وَٱللَّهُ سَمِيعٌ عَلِيمٌ ﴿٢٥٦﴾

૨૫૭. દીન (ધર્મ)ની બાબતમાં કોઈ બળજબરી[૨૧૮] નથી. બેશક સત્યથી અસત્ય જુદું પડી ગયું છે; માટે જે કોઈ અસત્ય માર્ગ[૨૧૯] પર ચલાવનારાઓનો ત્યાગ કરીને અલ્લાહ ઉપર ઈમાન લાવે છે તેણે ખરેખર એવું મઝબૂત કડું પકડયું છે જે કદી તૂટશે નહિ. અને અલ્લાહ સર્વ સાંભળનાર છે, સર્વ જાણનાર છે.

ٱللَّهُ وَلِىُّ ٱلَّذِينَ ءَامَنُوا۟ يُخْرِجُهُم مِّنَ ٱلظُّلُمَٰتِ إِلَى ٱلنُّورِ ۖ وَٱلَّذِينَ كَفَرُوٓا۟ أَوْلِيَآؤُهُمُ ٱلطَّٰغُوتُ يُخْرِجُونَهُم مِّنَ ٱلنُّورِ إِلَى ٱلظُّلُمَٰتِ ۗ أُو۟لَٰٓئِكَ أَصْحَٰبُ ٱلنَّارِ ۖ هُمْ فِيهَا خَٰلِدُونَ ﴿٢٥٧﴾

૨૫૮. અલ્લાહ ઈમાન લાવનારાઓનો મિત્ર છે; અને તે તેમને ઘોર અંધકારમાંથી ઉગારી પ્રકાશમાં લાવે છે. પરંતુ જે લોકો ઈમાન નથી લાવતા તેમના સાથીઓ નેકીથી અટકાવનારા છે, જે તેઓને પ્રકાશમાંથી કાઢી ઘોર અંધકાર તરફ લઈ જાય છે. આ જ લોકો આગમાં પડનારા છે; તેમાં જ સદાના માટે રહેનારા છે. (રુકૂઅ - ૩૪)

---

૨૧૭. અલ્લાહ અનાદિ છે અને અનંત છે. તે જ વ્યકત છે અને તે જ અવ્યકત છે, તે સર્જન તેમજ વિસર્જન કરનાર છે, વિકાસકર્તા છે, સ્વાશ્રયી, કોઈનો નથી તે, સ્વઆલંબી, સર્વલોક સ્વામી છે. તે શહેનશાહોનો શહેનશાહ છે જેના આધીન તમામ જહાનોનું વ્યવહાર તંત્ર છે. કોઈપણ કૃત્રિમ માધ્યમનો પ્રભાવ અથવા ભલામણો કોઈને સહાયકર્તા કે હિતકારી નિવડશે નહિ. સૃષ્ટિના તમામ બળોનું તે બળ છે, અને તે જ મહાન છે.

૨૧૮. પહેલાં આવી ગયેલી આયતોમાં ઈસ્લામના દુશ્મનો સામે ન છુટકે લડવાના આદેશને ઘણા આલિમો અયોગ્ય રીતે મઝહબમાં બળજબરીનો પરવાનો સમજી બેઠા છે. અને ઘણા ફિરકાઓ 'લા ઈકરાહા ફીદ્દીન'ની આયતને મનસુખ (રદ) સમજી બેઠા છે. પરંતુ તેમની આ માન્યતા પાયા વગરની છે. હકીકતમાં પહેલી આવેલી આયતોમાં મુસ્લિમોને પોતાના બચાવ માટે જ હથિયાર ઉપાડવાનો હુકમ છે અને જો દુશ્મન અટકી જાય અને શરણે આવે તો તેને મારવાની મનાઈ છે, અને જે મેદાન છોડી નાસે તો તેની પૂંઠે પડવાનો અને તેને શોધીને મારવાનો હુકમ છે; કારણ કે તેણે પોતાના વિચારો નથી બદલ્યા હોતા પરંતુ પોતાનો જાન બચાવવા માટે નાસી રહ્યા હોય છે. ઈસ્લામમાં ત્યાં સુધી જ લડવાનો આદેશ છે કે જ્યાં સુધી અલ્લાહના દીનની તબ્લીગમાં અંતરાયો ન નાખવામાં આવે. આ આયત બેધારી તલવાર જેવી છે જેની બંને તરફ તિક્ષ્ણ ધારો છે. એક તરફની ધારથી, બીજાના ઉપર પોતાનો મઝહબ પરાણે અંગિકાર કરાવવાથી મુસ્લિમોને રોકવાનો આશય છે અને બીજી તરફની ધારથી અન્ય ધર્મવાળાઓ મુસ્લિમો ઉપર પોતાનો ધર્મ પરાણે ઠોકી બેસાડવાની ખાતર આક્રમણ કરે તો તેમનો પૂરી શકિતથી સામનો કરવાનો આશય છે; જે આ આયતનો ખરો સંદર્ભ છે.

૨૧૯. આ આયતમાં તેમજ તેના પછીની આયતમાં 'તાગૂત'ની હસદખોર ઉપમાનો ઉપયોગ થયો છે. 'તાગૂત'નો અર્થ મૂર્તિ, પ્રતિમા, નાપાક, શયતાન, ઝાલિમ અતિરેક કરનાર, હસદખોર, બીજાને અવળે માર્ગે દોરનાર, મલિન અને બીજા દુર્ગુણોવાળો થાય છે. એક વચન તેમજ બહુવચન માટે આ એક જ શબ્દ વપરાય છે.

أَلَمْ تَرَ إِلَى الَّذِي حَاجَّ إِبْرَاهِيمَ فِي رَبِّهِ أَنْ آتَاهُ اللَّهُ الْمُلْكَ إِذْ قَالَ إِبْرَاهِيمُ رَبِّيَ الَّذِي يُحْيِي وَيُمِيتُ قَالَ أَنَا أُحْيِي وَأُمِيتُ قَالَ إِبْرَاهِيمُ فَإِنَّ اللَّهَ يَأْتِي بِالشَّمْسِ مِنَ الْمَشْرِقِ فَأْتِ بِهَا مِنَ الْمَغْرِبِ فَبُهِتَ الَّذِي كَفَرَ وَاللَّهُ لَا يَهْدِي الْقَوْمَ الظَّالِمِينَ ﴿٢٥٨﴾

૨૫૯. શું તેં તે વ્યકિત વિશે નથી સાંભળ્યું જેણે ઈબ્રાહીમ સાથે તેના રબની બાબતમાં વિવાદ કર્યો હતો, કારણ કે અલ્લાહે તેને બાદશાહી આપી હતી? જ્યારે ઈબ્રાહીમે કહ્યું 'મારો રબ તે જ છે, જે જીવન આપે છે અને મૃત્યુ પણ,' તે વ્યકિતએ કહ્યું 'હું પણ જીવન આપું છું તેમજ મૃત્યુ પણ.' (ત્યારે) ઈબ્રાહીમે કહ્યું 'તો અલ્લાહ પૂર્વથી સૂર્યોદય કરે છે, તું તેમજ પશ્ચિમથી કરી બનાવ.' આ સાંભળી તે નાસ્તિક અવાચક[૨૨૦] થઈ ગયો અને અલ્લાહ (આવા) ઝાલિમોને હિદાયત નથી આપતો.

أَوْ كَالَّذِي مَرَّ عَلَىٰ قَرْيَةٍ وَهِيَ خَاوِيَةٌ عَلَىٰ عُرُوشِهَا قَالَ أَنَّىٰ يُحْيِي هَٰذِهِ اللَّهُ بَعْدَ مَوْتِهَا فَأَمَاتَهُ اللَّهُ مِائَةَ عَامٍ ثُمَّ بَعَثَهُ قَالَ كَمْ لَبِثْتَ

૨૬૦. અથવા એવી કોઈ વ્યકિત (વિશે તું નથી જાણતો) જે એક એવી વસ્તી[૨૨૧] પાસેથી પસાર થયો, જે છાપરાના ભારે ઊંધી પડેલી હતી. (તેણે) કહ્યું, 'આ વેરાન થયેલી વસ્તીને અલ્લાહ ફરી ક્યારે આબાદ કરશે?' (તત્ક્ષણે) અલ્લાહે તેને સો વર્ષ સુધી (સ્વપ્નમાં) મૃત્યુઅવસ્થામાં[૨૨૨] રાખ્યો અને પછી

૨૨૦. હઝરત ઈબ્રાહીમ એક પ્રખ્યાત મૂર્તિભંજક હતા. તેમની કોમ સૂર્યપૂજક હતી અને અન્ય આકાશીય ગ્રહોની પણ પૂજા કરતી હતી. તેમનો મુખ્ય દેવ 'મદરૂક' 'પ્રભાતનો ઉદય કે સૂર્યોદય કરનારો' કહેવાતો. તેમની માન્યતામાં પ્રત્યેક જીવનો આધાર સૂર્ય ઉપર હતો.એક નાસ્તિકને હઝરત ઈબ્રાહીમ (અ)એ આપેલા પડકારને ઝીલવાની હિમ્મત ન થઈ અને તેની વાચા અટકી પડી. શું કરવું તેનું ભાન તેને રહ્યું નહિ કારણ કે જે શકિતઓ રાખવાનો તે દાવો કરતો હતો તેમાંની કોઈ પણ શકિત તેનામાં હતી નહિ.

૨૨૧. આ તારાજ થયેલી વસ્તી યરૂશલેમ શહેર છે જેનો બેબીલોનના રાજા બૂખતનસરે ઈ.સ. પૂર્વે ૫૯૯માં રંજાડ કર્યો હતો અને ઈસરાઈલીઓને બંદીવાન બનાવી તે બેબીલોન (બાબિલ) લઈ ગયો હતો જેમાં હઝરત હીઝકીલ (અ) પણ હતા.

૨૨૨. અન્ય મુફસ્સીરો (અનુવાદકો) અને વિવેચકોના અભિપ્રાયમાં આ વ્યકિત હઝરત ઉઝયર હતા જેમણે આ વસ્તીની દુર્દશાથી દુ:ખી થઈ તેની ફરી આબાદીની દુઆ કરી હતી. પરિણામે અલ્લાહે તેમને સો વર્ષ સુધી મૃત્યુ અવસ્થામાં રાખ્યા હતા. જો એક પળ માટે આ ખુલાસાને માની લેવામાં આવે તો પણ એક ગંભીર સવાલ ઊભો થાય છે કે જે જીજ્ઞાસુએ સવાલ કર્યો તેને જ મારી નાખી સો વર્ષ સુધી બેભાન રાખવાથી અલ્લાહનો હેતુ શો હશે, શું તે સવાલ કરનારની દૃષ્ટિ સામે જ જીર્ણ થએલા હાડકાઓને ગોઠવી તેના ઉપર માંસ ચડાવી તેને હરતો ફરતો કરવાનું કામ જ અલ્લાહની શકિત અને કુદરતને સાબિત કરવા માટે ઘણું ન હતું?

બીજું,સો વર્ષ દરમિયાન તે સવાલ કરનારના સાથીઓનું શું થયું હતું? શું તેઓ પણ મરી ગયા અને તેમની ઉંમરમાં પણ ૧૦૦ વર્ષ વધારી દેવામાં આવ્યા હતા?

હકીકતમાં આ એક નબીની દુઆના બદલામાં તેને સ્વપ્નમાં કે કશ્ફમાં (દીવાસ્પન્નમાં) આ ઘટનાનો અનુભવ થયો હતો. તેમને અલ્લાહે અલંકારિક રૂપમાં યરૂશલેમના યહૂદીઓને ફરી આબાદ થવાની ખબર

قَالَ لَبِثْتُ يَوْمًا اَوْ بَعْضَ يَوْمٍ ۚ قَالَ بَلْ لَّبِثْتَ مِائَةَ عَامٍ فَانْظُرْ اِلٰى طَعَامِكَ وَشَرَابِكَ لَمْ يَتَسَنَّهْ ۚ وَانْظُرْ اِلٰى حِمَارِكَ وَلِنَجْعَلَكَ اٰيَةً لِّلنَّاسِ وَانْظُرْ اِلَى الْعِظَامِ كَيْفَ نُنْشِزُهَا ثُمَّ نَكْسُوْهَا لَحْمًا ۚ فَلَمَّا تَبَيَّنَ لَهٗ ۙ قَالَ اَعْلَمُ اَنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿٢٥٩﴾

અલ્લાહે તેને ફરી ઉઠાડયો અને પૂછયું 'કહે, તું કેટલો સમય (આ હાલતમાં) રહ્યો?' તેણે કહ્યું 'એકાદ દિવસ અથવા દિવસના એક ભાગ પૂરતો રહ્યો હોઈશ.' (અલ્લાહે) ફરમાવ્યું 'તું આ સ્થિતિમાં સો વર્ષ પડયો રહ્યો હતો. હવે તું તારા ખાવા પીવા(ની વસ્તુઓ) તરફ જો જે બગડવા પામી નથી, અને તારા ગધેડા તરફ દૃષ્ટિ કર. (અમે આ એટલા માટે કર્યું છે કે) અમે લોકો માટે તેને એક નિશાની બનાવીએ, અને આ હાડપીંજર તરફ જો, અમે તેને ગોઠવી કેવી રીતે તેના ઉપર માંસ ચડાવીએ છીએ.' અંતે જ્યારે તેના ઉપર હકીકત ખુલી ગઈ ત્યારે તેણે કહ્યું 'હું જાણું છું કે અલ્લાહ પ્રત્યેક વસ્તુ કરવાનું સામર્થ્ય રાખે છે.'

وَاِذْ قَالَ اِبْرٰهٖمُ رَبِّ اَرِنِيْ كَيْفَ تُحْيِ الْمَوْتٰى ۗ قَالَ اَوَلَمْ تُؤْمِنْ ۗ قَالَ بَلٰى وَلٰكِنْ لِّيَطْمَئِنَّ قَلْبِيْ ۗ قَالَ فَخُذْ اَرْبَعَةً مِّنَ الطَّيْرِ فَصُرْهُنَّ اِلَيْكَ ثُمَّ اجْعَلْ

૨૬૧. અને (તે ઘટનાને યાદ કરો) જ્યારે ઈબ્રાહીમે કહ્યું હતું 'હે મારા પરવરદિગાર, મને બતાવ કે તું મૃતદેહોને કેવી રીતે સજીવન કરે છે?' (અલ્લાહે) ફરમાવ્યું 'શું તને વિશ્વાસ નથી? તેણે કહ્યું 'બેશક, (હું વિશ્વાસ તો રાખું છું) પરંતુ મારા મનને સંતોષ (૨૨૩) ચાહું છું.' (અલ્લાહે) ફરમાવ્યું

આપી હતી જે અલ્લાહનો વાયદો આ પાયમાલી પછીના સો વર્ષમાં પૂરો થયો હતો. જેનો પુરાવો ઈતિહાસમાં મોજૂદ છે.

ઐતિહાસિક પ્રમાણોથી જાણવા મળે છે કે બેબીલોનના રાજા બૂખતેનસરે ઈ.સ. પૂર્વે ૫૯૯માં યરૂશલેમ ઉપર ચઢાઈ કરી તેને વેરાન કરી ઈસરાઈલીઓને ગુલામ બનાવી બેલીલોન લઈ જઈ તેમને અસહ્ય યાતનાઓ આપી હતી. આ ગુલામોમાં હઝરત હિઝકીલ (અ) પણ હતા જેમણે અલ્લાહ પાસે તેમને ગુલામીમાંથી છોડાવવા અને યરૂશલેમમાં ફરી આબાદ કરવા માટે દુઆ કરી હતી; ત્યારે અલ્લાહે તેમને સ્વપ્નમાં કે કશ્ફમાં વાયદો આપ્યો હતો કે સો વર્ષની કોમી મોત પછી ફરી તેમનામાં જીવન ફૂંકવામાં આવશે. ઈરાન તથા મીડીઆના રાજા સાઈરસની પ્રસન્નતા તથા સહકારથી યરૂશલેમનો પુનરુદ્ધાર કરવામાં આવ્યો હતો અને ઈસરાઈલીઓ ગુલામીમાંથી આઝાદી મેળવી ત્યાં જઈ વસ્યા હતા.

હઝરત હિઝકીલની કિતાબમાં પણ તેનું વર્ણન આ પ્રમાણે છે.

'અમારા હાડકા જીર્ણ થઈ ગયા હતા અને અમારી આશાઓ પણ જતી રહી. અમે તો તદ્દન મરી ગયા હતા.' (હિઝકીલ બાબ.૩૭ આયત ૧૧), અલ્લાહે તેમને બતાવ્યું કે તમે ફરી જીવંત થશો અને ફરી તમારી ગુમાવેલી શકિત અને કીર્તિ મેળવશો. આ છે કોમી મૃતદેહનું પુન:જીવન પ્રાપ્ત કરવું.

૨૨૩. અલ્લાહની જીવ નાખવાની શકિતમાં નબીને કોઈ શંકાનો ઉદ્‌ભવ થતો હશે તેવું ધારવું સદંતર અયોગ્ય છે. આ સવાલનો હકીકતમાં ભાવાર્થ એવો છે કે, હઝરત ઈબ્રાહીમ (અ)ને જીજ્ઞાસા જાગી હતી કે જો તેમના વંશજોમાં આવી ભયંકર પરિસ્થિતિનો ઉદ્‌ભવ થાય તો શું અલ્લાહ તેમના કોમરૂપી મૃતદેહમાં ફરી પ્રાણ ફૂંકશે? શું પોતાની ને'મતો તેમના ઉપર ઉતારશે?

જવાબમાં અલ્લાહે તેમને ખાતરી આપી હતી કે તેમના વંશજોને તેમના દીનના પરહેઝગારીના

عَلٰى كُلِّ جَبَلٍ مِّنْهُنَّ جُزْءًا ثُمَّ ادْعُهُنَّ يَأْتِيْنَكَ سَعْيًا ۚ وَاعْلَمْ اَنَّ اللّٰهَ عَزِيْزٌ حَكِيْمٌ ﴿٢٦١﴾

'વારૂ ત્યારે, તું ચાર પક્ષીઓ લે અને તેમને તારી સાથે હળાવી લે પછી તે દરેકને જુદી જુદી ટેકરીઓ ઉપર રાખી દે. પછી તેમને પોતાની તરફ બોલાવ, તેઓ ત્વરીત ગતિએ તારા પ્રતિ ઉડીને આવશે.(૨૨૪) અને સમજી લે કે અલ્લાહ સર્વ સમર્થ છે અને હિકમતવાળો છે.(રૂકૂઅ-૩૫)

مَثَلُ الَّذِيْنَ يُنْفِقُوْنَ اَمْوَالَهُمْ فِيْ سَبِيْلِ اللّٰهِ كَمَثَلِ حَبَّةٍ اَنْۢبَتَتْ سَبْعَ سَنَابِلَ فِيْ كُلِّ سُنْۢبُلَةٍ مِّائَةُ حَبَّةٍ ۗ وَاللّٰهُ يُضٰعِفُ لِمَنْ يَّشَآءُ ۗ وَاللّٰهُ وَاسِعٌ عَلِيْمٌ ﴿٢٦٢﴾

૨૬૨. અલ્લાહની રાહમાં પોતાની દૌલત ખર્ચનારના (દાનનું) દૃષ્ટાંત અનાજના એવા દાણાનું છે જેનું વાવેતર કરવાથી તેમાંથી સાત ડુંડા થાય અને દરેક ડુંડામાંથી સો દાણા ઉપજે. અને અલ્લાહ જેના માટે ચાહે અનેકગણું વધારીને(૨૨૫) તેને આપતો રહે છે, અલ્લાહ મહાઉદાર (અને) સર્વજ્ઞ છે.

اَلَّذِيْنَ يُنْفِقُوْنَ اَمْوَالَهُمْ فِيْ سَبِيْلِ اللّٰهِ ثُمَّ لَا يُتْبِعُوْنَ مَآ اَنْفَقُوْا مَنًّا وَّلَآ اَذًى ۙ لَّهُمْ اَجْرُهُمْ عِنْدَ رَبِّهِمْ ۚ وَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ﴿٢٦٣﴾

૨૬૩. જે લોકો પોતાની દૌલત અલ્લાહની રાહમાં ખર્ચે છે અને બાદમાં તેનો એહસાન નથી જનાવતા અથવા કોઈને(૨૨૬) નથી સતાવતા, તેવા લોકો માટે તેમના રબ પાસે ભલો બદલો છે અને તેમને કોઈ ભય નથી ન તેઓ કદી દુ:ખી થશે.

قَوْلٌ مَّعْرُوْفٌ وَّمَغْفِرَةٌ خَيْرٌ مِّنْ صَدَقَةٍ يَّتْبَعُهَآ اَذًى ۗ وَاللّٰهُ غَنِيٌّ حَلِيْمٌ ﴿٢٦٤﴾

૨૬૪. એક મીઠાશભરી વાણી (ઉચ્ચારવી અને કોઈના દોષને) માફ કરી દેવું એવા દાનથી ઉત્તમ છે જે (દાન) સાથે (કોઈને) સતામણી કરવામાં આવે. અને અલ્લાહ(તો) બેપરવાહ(૨૨૭) છે, સહનશીલ છે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تُبْطِلُوْا صَدَقٰتِكُمْ بِالْمَنِّ وَالْاَذٰى ۙ كَالَّذِيْ يُنْفِقُ مَالَهٗ رِئَآءَ النَّاسِ وَلَا

૨૬૫. હે ઈમાનવાળાઓ, એહસાન જતાવી તમારા દાન ખએરાતને મેણાથી અને ઈજા પહોંચાડી તે વ્યકિતની જેમ બરબાદ ન કરો, ને પોતાની (મોટાઈ)

---

સિદ્ધાંતો, શિક્ષણ અને સદગુણોના રહ્યા સહ્યા તત્વોના સદ્ભાગ્યે, તેમને સચ્ચાઈ તરફથી મામુલી ઈશારા મળતાંજ તેઓ તેની તરફ દોડતા આવશે.

૨૨૪. આ આયતમાં વર્ણન થયેલા ચાર પક્ષીઓ હકીકતમાં ચાર યુગો છે, અને ચાર પહાડીઓ તેમની યશકીર્તિના શિખરો છે, અલ્લાહે હઝરત ઈબ્રાહીમ (અ)ને તેમના વંશજોના ચાર યુગોના મૃતદેહોમાં જીવનસંચાર કરવાનું વચન આ ઉદાહરણ દ્વારા આપ્યું હતું. આ ચાર યુગોમાંના બે યુગો બની ઈસરાઈલ સાથે સંબંધ રાખતા હતા અને બે યુગો બની ઈસમાઈલ સાથે સંબંધ રાખે છે, જેમાંનો આખરી યુગ હઝરત મસિહ અને મહેદીનો ઝમાનો છે.

૨૨૫. દાનમાં માલ ખર્ચ કરવાથી કેવો લાભ મળે છે તેનું દ્રષ્ટાંત અલ્લાહે આ આયતમાં આપ્યું છે જેથી મોમિન અલ્લાહની રાહમાં ઉદારતાથી ખર્ચ કરી અલ્લાહ પાસેથી તેનો અનેક ઘણો બદલો મેળવે છે.

૨૨૬. અલ્લાહની રાહમાં, ખર્ચ કરનારાઓને પોતાના સ્વાર્થ ખાતર ઔદાર્યનો દેખાવ કરી બીજાને મેણાંટોણાં મારવાનો તથા નાહક્ક 'સતાવવાનો' પરવાનો નથી મળી જતો.

૨૨૭. અલ્લાહ કોઈના દાન ખએરાતનો કે સદકામનો મોહતાજ નથી તે સ્વયંપૂર્ણ છે.

يُؤْمِنُ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ ؕ فَمَثَلُهٗ كَمَثَلِ صَفْوَانٍ عَلَيْهِ تُرَابٌ فَاَصَابَهٗ وَابِلٌ فَتَرَكَهٗ صَلْدًا ؕ لَا يَقْدِرُوْنَ عَلٰى شَىْءٍ مِّمَّا كَسَبُوْا ؕ وَاللّٰهُ لَا يَهْدِى الْقَوْمَ الْكٰفِرِيْنَ ﴿۲۶۴﴾

દેખાડવા ખાતર દૌલત ખર્ચે છે. તેનો દાખલો એક એવા લીસા પત્થરનો છે જેના ઉપર માટીનું પડ જામેલું હોય, તેના ઉપર મુશળધાર વર્ષા થવાથી (ધોવાઈ જતાં) તે પાછું કોરૂં ખડક જેવું[૨૨૮] રહી જાય. આવા લોકોના હાથમાં (કરેલી) કમાણીનો કોઈ ભાગ રહેવા પામતો નથી અને ઈન્કાર કરનારાઓને અલ્લાહ હિદાયત નથી આપતો.

وَمَثَلُ الَّذِيْنَ يُنْفِقُوْنَ اَمْوَالَهُمُ ابْتِغَآءَ مَرْضَاتِ اللّٰهِ وَتَثْبِيْتًا مِّنْ اَنْفُسِهِمْ كَمَثَلِ جَنَّةٍۭ بِرَبْوَةٍ اَصَابَهَا وَابِلٌ فَاٰتَتْ اُكُلَهَا ضِعْفَيْنِ ۚ فَاِنْ لَّمْ يُصِبْهَا وَابِلٌ فَطَلٌّ ؕ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ﴿۲۶۵﴾

૨૬૬. અને જે લોકો પોતાની દૌલત અલ્લાહની ખુશનૂદી ખાતર અને પોતાના અંત:કરણને મજબૂત બનાવવા ખાતર ખર્ચે છે તેમનો દાખલો ઊંચાણમાં આવેલા એક બગીચા સમાન છે જેના ઉપર મુશળધાર વર્ષાના લીધે તે બમણું ફળ[૨૨૯] ઉપજાવે અને જો ભારે વર્ષા ન થાય તો હળવા છાંટા (પણ પૂરતા થઈ પડે). અને તમે જે કરો છો તે સર્વ અલ્લાહ જોઈ રહ્યો છે.

اَيَوَدُّ اَحَدُكُمْ اَنْ تَكُوْنَ لَهٗ جَنَّةٌ مِّنْ نَّخِيْلٍ وَّاَعْنَابٍ تَجْرِىْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ۙ لَهٗ فِيْهَا مِنْ كُلِّ الثَّمَرٰتِ ۙ وَاَصَابَهُ الْكِبَرُ وَلَهٗ ذُرِّيَّةٌ ضُعَفَآءُ ۖۚ فَاَصَابَهَآ اِعْصَارٌ فِيْهِ نَارٌ فَاحْتَرَقَتْ ؕ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمُ الْاٰيٰتِ لَعَلَّكُمْ تَتَفَكَّرُوْنَ ﴿۲۶۶﴾ ع

૨૬૭. શું તમારામાંથી કોઈ એવું પસંદ કરે છે કે તેની પાસે ખજૂર તથા દ્રાક્ષનો બગીચો હોય જેની તળે નહેરો વહેતી હોય, અને તે વિવિધ પ્રકારના ફળોથી (ભરચક) હોય અને પોતે વૃદ્ધાવસ્થામાં હોય, અને તેની સંતાન હજુ (કામ કરવા) અશક્ત હોય, ત્યારે તે (બાગ) અગ્નિના વંટોળીયાથી ઘેરાઈ ભસ્મ થઈ જવા[૨૩૦] પામે? આવી રીતે અલ્લાહ પોતાની નિશાનીઓનું તમારી સમક્ષ સ્પષ્ટિકરણ કરે છે જેથી તમે વિચાર કરતા થાઓ. (રુકૂઅ-૩૬)

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اَنْفِقُوْا مِنْ طَيِّبٰتِ مَا كَسَبْتُمْ وَمِمَّاۤ اَخْرَجْنَا لَكُمْ مِّنَ الْاَرْضِ ۖ وَلَا تَيَمَّمُوا الْخَبِيْثَ

૨૬૮. હે ઈમાનવાળાઓ, તમે જે શુદ્ધ માલ કમાયા છો અને જે કંઈ ઝમીનમાં અમે તમારા માટે ઉત્પન્ન કર્યું છે તેમાંથી ખર્ચ (દાન) કરતા રહો. અને

---

૨૨૮. 'એવા ઢોંગી દાનવીરનું અનુકરણ ન કરવું જોઈએ, જેમનો દાખલો એક એવા પથ્થરનો છે જે ઉપર છલ્લી માટીના પડથી ઢંકાયેલું હોય અને જેના ઉપર સહેજે વર્ષા થતાં તે માટી ધોવાઈ જાય અને પથ્થરનું લીસ્સુ પટ રહી જાય જેમાં કંઈ ઉગી ન શકે.'

૨૨૯. અલ્લાહની રાહમાં ખર્ચ કરનારની મિસાલ એવી ફલદ્રૂપ ભૂમિની છે જેમાં નજીવા શ્રમથી પણ ઊપજના ઢગલા ઉત્પન્ન થાય છે.

૨૩૦. આ ઉદાહરણથી મોમિનોને ચેતવવામાં આવ્યો છે કે અલ્લાહની રાહમાં દાન ન કરનારાઓની આખેરતમાં હાલત એક બળીને ભસ્મ થયેલા બગીચાના માલિક જેવી હશે જેની ઉંમરભરની મેહનત તેને લાભકર્તા ન નીવડી હોય, તેમજ તેને ફરી કમાણી કરવાનો અવકાશ પણ ન હોય.

مِنْهُ تُنْفِقُوْنَ وَلَسْتُمْ بِاٰخِذِيْهِ اِلَّآ اَنْ تُغْمِضُوْا فِيْهِ ؕ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ غَنِيٌّ حَمِيْدٌ ﴿۲۶۷﴾

એવી નકામી વસ્તુ ન આપો જેને તમે પોતે આંખમીચામણા[231] કર્યા વગર સ્વીકાર ન કરો. અને ખાતરી રાખો કે અલ્લાહ સ્વયંપૂર્ણ છે, સર્વ તા'રીફના લાયક છે.

اَلشَّيْطٰنُ يَعِدُكُمُ الْفَقْرَ وَيَاْمُرُكُمْ بِالْفَحْشَآءِ ۚ وَاللّٰهُ يَعِدُكُمْ مَّغْفِرَةً مِّنْهُ وَفَضْلًا ؕ وَاللّٰهُ وَاسِعٌ عَلِيْمٌ ﴿۲۶۸﴾

૨૬૯. શયતાન તમને મુફલિસી (નિર્ધનતા)થી બીવરાવે છે અને તમને બૂરાઈની[232] પ્રેરણા આપે છે, જ્યારે અલ્લાહ તમને ક્ષમા અને કૃપાઓનું વચન આપે છે, અને અલ્લાહ બેહદ કૃપાવંત છે, સર્વજ્ઞ છે.

يُّؤْتِي الْحِكْمَةَ مَنْ يَّشَآءُ ۚ وَمَنْ يُّؤْتَ الْحِكْمَةَ فَقَدْ اُوْتِيَ خَيْرًا كَثِيْرًا ؕ وَمَا يَذَّكَّرُ اِلَّآ اُولُوا الْاَلْبَابِ ﴿۲۶۹﴾

૨૭૦. તે (અલ્લાહ) જેને ચાહે તેને શાણપણ[233] આપે છે, અને જેને પણ શાણપણ બક્ષવામાં આવ્યું છે તેણે ખરેખર દુનિયાની તમામ દૌલત મેળવી લીધી છે. અને બુદ્ધિશાળીઓ સિવાય કોઈ (અન્ય) નસિહતથી લાભ નથી ઉઠાવતા.

وَمَآ اَنْفَقْتُمْ مِّنْ نَّفَقَةٍ اَوْ نَذَرْتُمْ مِّنْ نَّذْرٍ فَاِنَّ اللّٰهَ يَعْلَمُهٗ ؕ وَمَا لِلظّٰلِمِيْنَ مِنْ اَنْصَارٍ ﴿۲۷۰﴾

૨૭૧. અને તમે જે કંઈ પણ ખર્ચ કરો છો કે માનતા[234] કરો છો તેની અલ્લાહને ખબર છે અને ઝાલિમોનો કોઈ મદદગાર નથી.

اِنْ تُبْدُوا الصَّدَقٰتِ فَنِعِمَّا هِيَ ۚ وَاِنْ تُخْفُوْهَا وَتُؤْتُوْهَا الْفُقَرَآءَ فَهُوَ خَيْرٌ لَّكُمْ ؕ وَيُكَفِّرُ عَنْكُمْ مِّنْ سَيِّاٰتِكُمْ ؕ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرٌ ﴿۲۷۱﴾

૨૭૨. જો તમે જાહેર રીતે દાન કરો તો પણ સારું છે, અને મોહતાજોને છુપાવીને આપો તો તમારા માટે વધુ ઉત્તમ[235] છે; તે તમારા (ઘણા) ગુનાહોને તમારાથી દૂર કરશે. અને અલ્લાહ તમારી કરણીઓથી માહિતગાર છે.

لَيْسَ عَلَيْكَ هُدٰىهُمْ وَلٰكِنَّ اللّٰهَ يَهْدِيْ مَنْ يَّشَآءُ ؕ وَمَا تُنْفِقُوْا مِنْ خَيْرٍ فَلِاَنْفُسِكُمْ ؕ وَمَا تُنْفِقُوْنَ اِلَّا

૨૭૩. (હે નબી) તે લોકોને હિદાયત (સત્યમાર્ગ) પર ચલાવવાની જવાબદારી તારી નથી, પણ અલ્લાહ જેને ચાહે તેને (સત્ય) માર્ગ દેખાડે છે અને જે પણ કંઈ[236] તમે ભલાઈ માટે ખર્ચ કરશો તે તમારા

---

૨૩૧. દાનનો માલ યોગ્ય અને કાયદેસર (હલાલ) કમાણીમાંથી હોવો જોઈએ તેમજ કોઈ નકામો કે જીર્ણ થયેલો રદ્દી માલ ગરીબોને આપી સંતોષ ન માનવો જોઈએ.

૨૩૨. અલ્લાહમાં યકીન રાખી હલાલની કમાણી કરો અને જીવનનિર્વાહ ખાતર પાપમય કમાણી કરવાથી દૂર રહો.

૨૩૩. વિવેકબુદ્ધિ રાખનાર અને ડહાપણભર્યું જીવન જીવનાર પોતાના આ સદ્‌ગુણોથી પુષ્કળ લાભ મેળવે છે.

૨૩૪. હદીસના પ્રમાણોથી સાબિત છે કે આંહઝરત સ.અ.સ. ફાલતુ અને બિનફરઝી માનતાઓના હક્કમાં ન હતા પરંતુ જેમણે આવી માનતાઓ પહેલાં કરી હોય, પૂરી કરવાની છુટ આપવામાં આવી હતી.

૨૩૫. ઈસ્લામમાં બંને પ્રકારના દાન ખએરાતને ઉત્તેજન આપવામાં આવ્યું છે, કે જેથી જાહેરમાં દાનથી બીજાને દાન કરવાની પ્રેરણા મળે અને ગુપ્ત રીતે દાન કરવાથી લેનારની કફોડી સ્થિતિ લોકો ઉપર જાહેર ન થાય અને તેમનું સ્વમાન સચવાય.

૨૩૬. અલ્લાહે આપેલી તમામ ને'મતો વડે, માનવસમાજનું ભલું કરવું.

ابْتِغَاءَ وَجْهِ اللَّهِ ۚ وَمَا تُنفِقُوا مِنْ خَيْرٍ يُوَفَّ إِلَيْكُمْ وَأَنتُمْ لَا تُظْلَمُونَ ﴿٢٧٢﴾

પોતાના લાભમાં છે કારણ કે તમે તે કેવળ અલ્લાહની ખુશનૂદી પ્રાપ્ત કરવા ખાતર જ વાપર્યું છે; માટે જે કંઈ પણ ભલું ધન તમે ખર્ચશો તે પૂરેપૂરું તમને પાછું આપવામાં આવશે, અને તમારી સાથે અન્યાય નહિ થાય.

لِلْفُقَرَاءِ الَّذِينَ أُحْصِرُوا فِي سَبِيلِ اللَّهِ لَا يَسْتَطِيعُونَ ضَرْبًا فِي الْأَرْضِ يَحْسَبُهُمُ الْجَاهِلُ أَغْنِيَاءَ مِنَ التَّعَفُّفِ تَعْرِفُهُم بِسِيمَاهُمْ لَا يَسْأَلُونَ النَّاسَ إِلْحَافًا ۗ وَمَا تُنفِقُوا مِنْ خَيْرٍ فَإِنَّ اللَّهَ بِهِ عَلِيمٌ ﴿٢٧٣﴾

૨૭૪. (દાન ખએરાત) જરૂરતમંદોનો હક્ક છે જે લોકોને અલ્લાહની રાહમાં (કામ માટે) રોકવામાં આવ્યા હોય [૨૩૭] જેથી તેઓ દેશમાં આવજા નથી કરી શકતા. (સત્ય વસ્તુસ્થિતિથી) જે અજાણ્યો છે તે તેમને દૌલતમંદ [૨૩૮] સમજે છે (કારણ કે તેઓ જાહેરમાં) ભીખ નથી માગતા. તું (તેમની જાહેર હાલતથી) તેમની સ્થિતિ સમજી શકે છે. તેઓ ભીખ ખાતર લોકોને વળગી નથી પડતા અને તેમની (સહાયતામાં) તમે જે પણ માલ ખર્ચ કરશો નિ:સંદેહ, અલ્લાહને તેનું પૂરેપૂરું જ્ઞાન છે. (રુકૂઅ - ૩૭)

الَّذِينَ يُنفِقُونَ أَمْوَالَهُم بِاللَّيْلِ وَالنَّهَارِ سِرًّا وَعَلَانِيَةً فَلَهُمْ أَجْرُهُمْ عِندَ رَبِّهِمْ وَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُونَ ﴿٢٧٤﴾

૨૭૫. તે લોકો જે પોતાની દૌલત રાત અને દિવસ જાહેરમાં અને છુપી રીતે ખર્ચ (દાન) [૨૩૯] કરે છે તેમનો બદલો તેમના રબ પાસે છે; તેમના માટે કોઈ ભય નથી, કોઈ દુ:ખ નથી.

الَّذِينَ يَأْكُلُونَ الرِّبَا لَا يَقُومُونَ إِلَّا كَمَا يَقُومُ الَّذِي

૨૭૬. વ્યાજ [૨૪૦] ખાનારાઓ (આપેલું કરજ વસૂલ કરવા માટે) એવા બહાવરા બની જાય છે કે જાણે કોઈને શયતાને સ્પર્શ કરી પાગલ [૨૪૧] બનાવી

૨૩૭. આ આયતમાં બે પ્રકારના દાનના હક્કદારોનું વર્ણન છે. એક તો તે લોકો છે જે અલ્લાહના બંદાઓની સેવાનાં વિવિધ કામોમાં પરોવાયલાં હોવાથી કોઈ કમાણી નથી કરી શકતા અને બીજા એવા લોકો છે જેમને કોઈ પણ કારણે કનડગતો કરી તેમના જીવન રસ્તામાં અડચણો નાખવામાં આવી હોય.

૨૩૮. પોતાનું સ્વમાન જાળવી રાખવા ખાતર ભીખ ન માંગનાર.

૨૩૯. ઈસ્લામના નીતિ નિયમના ધોરણ પર દાન ખએરાત આપવાની બે પદ્ધતિઓ છે એક 'ઝકાત' જે ફરજીયાત છે અને બીજી 'સદકાત' જે મરજીયાત છે. ઝકાત શાસનકર્તા, જમાતો કે સંસ્થાઓનો નિમિત કર છે જે નાણાં કે માલના રૂપમાં વસૂલ કરવામાં આવે છે. અને વ્યવસ્થાના કારકુનો, ગરીબો, હાજતમંદો, યતીમો (અનાથો) વિધવાઓ મુસાફરો માટે ખર્ચ કરવામાં આવે છે. 'સદકાત'ના દાન માલદારો તરફથી પોતાના ગરીબ ભાઈઓના જીવનની વિવિધ જરૂરીયાતો પૂરી કરવા માટે આપવામાં આવે છે.

૨૪૦. 'રીબા-વ્યાજ' મૂળ રકમ ઉપર ઠરાવેલા નફા તથા ઠરાવેલા સમય મર્યાદાની ધીરધારની કમાણીને વ્યાજ કહેવામાં આવે છે.

૨૪૧. વ્યાજખોર લોકો સ્વભાવે બહુ અધીરા (ધીરજ વગરના) કઠોર અને બેરહેમ હોય છે.

يَتَخَبَّطُهُ الشَّيْطٰنُ مِنَ الْمَسِّ ۭ ذٰلِكَ بِاَنَّهُمْ قَالُوْٓا اِنَّمَا الْبَيْعُ مِثْلُ الرِّبٰوا ۘ وَاَحَلَّ اللّٰهُ الْبَيْعَ وَحَرَّمَ الرِّبٰوا ۭ فَمَنْ جَاۗءَهٗ مَوْعِظَةٌ مِّنْ رَّبِّهٖ فَانْتَهٰى فَلَهٗ مَا سَلَفَ ۭ وَاَمْرُهٗٓ اِلَى اللّٰهِ ۭ وَمَنْ عَادَ فَاُولٰۗىِٕكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿٢٧٥﴾

દાંધો હોય. તેઓ કહે છે કે વેપાર પણ એક વ્યાજ જેવી જ (વસ્તુ) છે પરંતુ અલ્લાહે તો વેપારને હલાલ કર્યું છે, અને વ્યાજને[૨૪૨] હરામ ઠરાવ્યું છે! માટે જેને તેના રબ તરફથી આદેશ મળે તે (વ્યાજ લેવું) ત્યજી દે, તો જે કંઈ તેને પહેલાં (મળી ચૂક્યું) હતું તે તેનું છે, અને તેનો હિસાબ અલ્લાહના હવાલે છે અને તે લોકો જો ફરી તેમાં પ્રવૃત્ત થાય તો તેઓ આગમાં રહેનારા છે; તેમાંજ તેઓ સદાય રહેશે.

يَمْحَقُ اللّٰهُ الرِّبٰوا وَيُرْبِي الصَّدَقٰتِ ۭ وَاللّٰهُ لَا يُحِبُّ كُلَّ كَفَّارٍ اَثِيْمٍ ﴿٢٧٦﴾

૨૭૭. અલ્લાહ વ્યાજ (ની કમાણી)ને ઘટાડતો રહેશે ખએરાતમાં બરકત આપતો રહેશે. બેશક અલ્લાહ ઈન્કાર કરનારાઓને તેમજ પાપકર્મો કરનારાને પસંદ નથી કરતો.

اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ وَاَقَامُوا الصَّلٰوةَ وَاٰتَوُا الزَّكٰوةَ لَهُمْ اَجْرُھُمْ عِنْدَ رَبِّهِمْ ۚ وَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا ھُمْ يَحْزَنُوْنَ ﴿٢٧٧﴾

૨૭૮. બેશક જે લોકો ઈમાન લાવ્યા અને નેક કામો કર્યા અને નમાઝ કાયમ કરી અને ઝકાત અદા કરી, તેઓ પોતાના રબ પાસેથી પોતાનો બદલો મેળવશે, અને તેમને કોઈ ભય નથી અને ન તેઓ દુ:ખી થશે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ وَذَرُوْا مَا بَقِيَ مِنَ الرِّبٰٓوا اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿٢٧٨﴾

૨૭૯. હે ઈમાનવાળાઓ, અલ્લાહથી ડરો. જો તમે ખરેખર મોમિન છો તો જે કંઈ વ્યાજની વસૂલી બાકી હોય તેને જતી કરો.

فَاِنْ لَّمْ تَفْعَلُوْا فَاْذَنُوْا بِحَرْبٍ مِّنَ اللّٰهِ وَرَسُوْلِهٖ ۚ وَاِنْ تُبْتُمْ فَلَكُمْ رُءُوْسُ اَمْوَالِكُمْ ۚ لَا تَظْلِمُوْنَ وَلَا تُظْلَمُوْنَ ﴿٢٧٩﴾

૨૮૦. પરંતુ જો તમે તેમ નહિ કરો તો અલ્લાહ અને તેના રસૂલ તરફથી (થનારી) જંગની ખાતરી રાખો અને જો તમે તોબાહ કરશો તો તમારી મૂળ રકમના હક્કદાર રહેશો. (આવી રીતે) તમે ઝૂલ્મ નહિ કરો અને તમારી સાથે (પણ) ઝૂલ્મ નહિ થાય.

---

વ્યાજખોર પોતાનું કરઝ વસૂલ કરવા ખાતર ઝુલ્મની મર્યાદા અને પશુવૃત્તિની તમામ હદો વટાવી જવામાં જરાપણ લજ્જા નથી અનુભવતો. બીજાની ગરીબી તથા લાચારીનો લાભ લઈ મનભાવતો નફો કમાનારો અને સમય આવતાં પોતાના લાભ ખાતર કરઝ લેનારના જીવન નિર્વાહના સાધનો અને તેના માસુમ બાળકોનો આશરો છીનવી તેમના ઘરોમાંથી કાઢી તેમને પાયમાલીની ઊંડી ખીણમાં ધકેલી દેવાથી લેશ માત્ર પણ અચકાતો નથી. આ બદનીતિ સ્થિર બુદ્ધિ ધરાવનારાઓમાં નથી હોતી પણ પાગલોમાં જોવામાં આવે છે.

૨૪૨. ઈસ્લામમાં પ્રત્યેક પ્રકારની લેવડદેવડ કે જેમાં વ્યાજ પદ્ધતિનો દખલ હોય તે હરામ છે. બેન્કો, સોસાયટીઓ, પોસ્ટ ઓફીસ સેવીંગ્સ વગેરેની વ્યાજની આવકો તરફ પણ આ આયતનો ઈશારો છે.

وَإِنْ كَانَ ذُو عُسْرَةٍ فَنَظِرَةٌ إِلَىٰ مَيْسَرَةٍ ۚ وَأَنْ تَصَدَّقُوا خَيْرٌ لَكُمْ ۖ إِنْ كُنْتُمْ تَعْلَمُونَ ﴿٢٨١﴾

૨૮૧. અને જો દેવાદાર તંગ દસ્તીની[૨૪૩] હાલતમાં હોય તો તેને આસાની થાય ત્યાં સુધી મહોલત આપો, અને જો તમે તેને દાન કરી દો તો તે તમારા માટે બેહતર છે, જો તમે એટલું જ જાણતા હોતો.

وَاتَّقُوا يَوْمًا تُرْجَعُونَ فِيهِ إِلَى اللَّهِ ۖ ثُمَّ تُوَفَّىٰ كُلُّ نَفْسٍ مَا كَسَبَتْ وَهُمْ لَا يُظْلَمُونَ ﴿٢٨٢﴾ ع ٣٨

૨૮૨. અને તે દિવસથી ડરો જ્યારે તમને અલ્લાહ તરફ લઈ જવામાં આવશે; તે સમયે દરેક જીવને પોતાની કરણીનો પૂરેપૂરો બદલો આપવામાં આવશે અને તેમની સાથે લગીરેક ઝૂલ્મ નહિ થાય. (રુકૂઅ-૩૮)

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا إِذَا تَدَايَنْتُمْ بِدَيْنٍ إِلَىٰ أَجَلٍ مُسَمًّى فَاكْتُبُوهُ ۚ وَلْيَكْتُبْ بَيْنَكُمْ كَاتِبٌ بِالْعَدْلِ ۚ وَلَا يَأْبَ كَاتِبٌ أَنْ يَكْتُبَ كَمَا عَلَّمَهُ اللَّهُ ۚ فَلْيَكْتُبْ وَلْيُمْلِلِ الَّذِي عَلَيْهِ الْحَقُّ وَلْيَتَّقِ اللَّهَ رَبَّهُ وَلَا يَبْخَسْ مِنْهُ شَيْئًا ۚ فَإِنْ كَانَ الَّذِي عَلَيْهِ الْحَقُّ سَفِيهًا أَوْ ضَعِيفًا أَوْ لَا يَسْتَطِيعُ أَنْ يُمِلَّ هُوَ فَلْيُمْلِلْ وَلِيُّهُ بِالْعَدْلِ ۚ وَاسْتَشْهِدُوا شَهِيدَيْنِ مِنْ رِجَالِكُمْ ۖ فَإِنْ لَمْ يَكُونَا رَجُلَيْنِ فَرَجُلٌ وَامْرَأَتَانِ مِمَّنْ تَرْضَوْنَ مِنَ الشُّهَدَاءِ أَنْ تَضِلَّ إِحْدَاهُمَا فَتُذَكِّرَ إِحْدَاهُمَا الْأُخْرَىٰ ۚ وَلَا يَأْبَ الشُّهَدَاءُ إِذَا مَا دُعُوا ۚ وَلَا تَسْأَمُوا أَنْ تَكْتُبُوهُ صَغِيرًا أَوْ كَبِيرًا إِلَىٰ أَجَلِهِ ۚ ذَٰلِكُمْ أَقْسَطُ عِنْدَ اللَّهِ وَأَقْوَمُ لِلشَّهَادَةِ وَأَدْنَىٰ أَلَّا تَرْتَابُوا ۖ إِلَّا أَنْ

૨૮૩. હે ઈમાન લાવનારાઓ, જ્યારે તમે એકબીજા સાથે ઠરાવેલી મુદત માટે લેતી દેતીનો વ્યવહાર કરો તો તેનું લેખતપત્ર કરી લો અને લખનાર તમારી વચ્ચે પ્રમાણિકતાથી લેખતપત્ર લખે અને કોઈપણ લખનાર લખી આપવાનો ઈન્કાર ન કરે જ્યારે અલ્લાહે તેને લખવું શીખવ્યું છે. માટે જેણે દેવું કર્યું હોય તે લખાણ[૨૪૪] કરાવે; અને તે અલ્લાહનો ડર રાખે, જે તેનો પાલનહાર છે, અને તેમાંથી કંઈ પણ ઓછું આપે નહિ. પરંતુ જો લખાણ કરાવનાર વ્યકિત ઓછી સમજવાળો હોય, કે અશકત હોય અથવા લખાવવાની સમજ ન રાખતો હોય તો તેનો કોઈ અન્ય હિતકારી તેના વતી ન્યાયપૂર્વક લખાવે. અને તમારામાંથી બે પુરુષોને સાક્ષી તરીકે રાખો, જો બે પુરુષો ન મળે તો એક પુરુષ અને બે સ્ત્રીઓને (સાક્ષી બનાવો) જે તમને સ્વીકાર્ય હોય, જેથી બન્ને સ્ત્રીઓમાંથી જો એક સ્ત્રી ભૂલ કરે તો બીજી તેને યાદ દેવડાવી શકે. આ સાક્ષીઓને જ્યારે પણ (પૂરાવા માટે) બોલાવવામાં આવે ત્યારે તેઓ ઈન્કાર ન કરે, અને (વ્યવહાર) ભલે કેટલો પણ નાનો હોય કે મોટો, તેની મુદત સહિત લેખતપત્ર કરવામાં આળસ

---

૨૪૩. ઈસ્લામ નાણાકીય મદદને આવકારે છે પરંતુ તે મદદ લાભકર્તા અને વ્યાજ રહિત હોવી જોઈએ. કરઝ ભરવાના ટાણે જો કરઝ લેનાર તંગીમાં હોય તો તેને સગવડ થાય ત્યાં સુધી મોહલત આપવી જોઈએ.

૨૪૪. કરઝ લેનાર કરઝ આપનારને લેખતપત્ર કરી આપે જેથી કાયદાની રૂએ પોતાની જવાબદારીથી તેને પૂરેપૂરી માહિતગારી મળે અને ભવિષ્યમાં તે વ્યવહાર વિષે કોઈ ગેરસમજ ઊભી થવાનો અવકાશ ન રહે.

تَكُونَ تِجَارَةً حَاضِرَةً تُدِيرُونَهَا بَيْنَكُمْ فَلَيْسَ عَلَيْكُمْ جُنَاحٌ أَلَّا تَكْتُبُوهَا ۗ وَأَشْهِدُوا إِذَا تَبَايَعْتُمْ ۚ وَلَا يُضَارَّ كَاتِبٌ وَلَا شَهِيدٌ ۚ وَإِنْ تَفْعَلُوا فَإِنَّهُ فُسُوقٌ بِكُمْ ۗ وَاتَّقُوا اللَّهَ ۖ وَيُعَلِّمُكُمُ اللَّهُ ۗ وَاللَّهُ بِكُلِّ شَيْءٍ عَلِيمٌ ﴿٢٨٢﴾

ન કરો. આ પદ્ધતિ અલ્લાહ પાસે વધુ ન્યાયી છે અને સાક્ષીને સુદૃઢ કરનારી છે તેમજ તમને કુશંકાઓથી દૂર રાખનારી છે.

જો તમે (હાજર) માલની હાથો હાથ લેવડ દેવડ કરો તો તેનું લેખતપત્ર ન કરવું તમારા માટે ગુનાહ નથી. પરંતુ આપસમાં સોદો કરતી વેળા સાક્ષી જરૂર રાખો, અને લખનાર તથા સાક્ષીઓને (કદીપણ) નડતર કરશો નહિ અને જો તમે (આવું) કરશો તો તે તમારા તરફથી નાફરમાની ગણાશે અને અલ્લાહનો ડર રાખો. બેશક, જેણે તમને સમજદારી બક્ષી છે, તે પ્રત્યેક વસ્તુથી ખૂબ વાકેફ છે.

وَإِنْ كُنْتُمْ عَلَىٰ سَفَرٍ وَلَمْ تَجِدُوا كَاتِبًا فَرِهَانٌ مَقْبُوضَةٌ ۖ فَإِنْ أَمِنَ بَعْضُكُمْ بَعْضًا فَلْيُؤَدِّ الَّذِي اؤْتُمِنَ أَمَانَتَهُ وَلْيَتَّقِ اللَّهَ رَبَّهُ ۗ وَلَا تَكْتُمُوا الشَّهَادَةَ ۚ وَمَنْ يَكْتُمْهَا فَإِنَّهُ آثِمٌ قَلْبُهُ ۗ وَاللَّهُ بِمَا تَعْمَلُونَ عَلِيمٌ ﴿٢٨٣﴾ ع ٣٩

૨૮૪. અને જો તમે સફર કરી રહ્યા હો અને તમને કોઈ (દસ્તાવેજ) લખનાર ના મળે તો ગીરવી વસ્તુ કબજામાં રાખો અને જો તમારામાંની એક વ્યકિતએ બીજા ઉપર વિશ્વાસ કર્યો હોય તો જેના ઉપર વિશ્વાસ કરવામાં આવ્યો હોય તે અમાનતની વસ્તુ (૨૪૫) પાછી આપી દે, અને તે અલ્લાહનો ડર રાખે, જે તેનો પાલનકર્તા છે. સાક્ષીને છુપાવો નહિ; અને જે કોઈ સાક્ષીને છુપાવે છે તેનું મન પાપી છે. અને તમારા કૃત્યોથી અલ્લાહ ખૂબ માહિતગાર છે. (રુકૂઅ - ૩૯)

لِلَّهِ مَا فِي السَّمَاوَاتِ وَمَا فِي الْأَرْضِ ۗ وَإِنْ تُبْدُوا مَا فِي أَنْفُسِكُمْ أَوْ تُخْفُوهُ يُحَاسِبْكُمْ بِهِ اللَّهُ ۖ فَيَغْفِرُ لِمَنْ يَشَاءُ وَيُعَذِّبُ مَنْ يَشَاءُ ۗ وَاللَّهُ عَلَىٰ كُلِّ شَيْءٍ قَدِيرٌ ﴿٢٨٤﴾

૨૮૫. જે કંઈ આકાશોમાં અને ધરતીમાં છે તે સર્વ અલ્લાહનું જ છે, અને જે તમારા દિલોમાં છે તેને તમે જાહેર કરશો, અને જે કંઈ તમે છુપાવતા રહેશો, અલ્લાહ તમારાથી તે સર્વનો હિસાબ લેશે; અને જેને તે ચાહશે ક્ષમા કરશે અને જેને ચાહે તે અઝાબ આપશે; અને અલ્લાહ જે ધારે તે કરવાની શકિત રાખે છે.

آمَنَ الرَّسُولُ بِمَا أُنْزِلَ إِلَيْهِ مِنْ رَبِّهِ وَالْمُؤْمِنُونَ ۚ كُلٌّ آمَنَ بِاللَّهِ وَمَلَائِكَتِهِ وَكُتُبِهِ وَرُسُلِهِ لَا نُفَرِّقُ بَيْنَ أَحَدٍ مِنْ رُسُلِهِ ۚ وَقَالُوا سَمِعْنَا وَأَطَعْنَا ۖ غُفْرَانَكَ

૨૮૬. આ રસૂલ, તે સર્વ ઉપર ઈમાન રાખે છે જે તેના રબ તરફથી તેના ઉપર ઊતારવામાં આવ્યું છે, તેમજ સર્વ મોમિનો પણ (ઈમાન રાખે છે); આ સૌ અલ્લાહ અને તેના ફરિશતા, અને તેની કિતાબો અને તેના રસૂલો ઉપર ઈમાન રાખે છે (કહે છે) 'અમે તેના

---

૨૪૫. કોઈ કિંમતી વસ્તુ અથવા મિલકતને રકમની સલામતી ખાતર ગીરવી (કબજા) તરીકે આપી શકાય છે પરંતુ આ ગીરવી રખાયેલી વસ્તુ કરઝ આપનાર પાસે અમાનત છે. તેની પૂરી હિફાઝત કરવી અને રકમ ભરપાઈ થતાં માલિકને સહીસલામત પાછી સોંપવી તે અમાનત રાખનારની ફરજ છે.

رَبَّنَا وَاِلَيْكَ الْمَصِيْرُ ﴿٢٨٥﴾

પયગમ્બરો વચ્ચે કોઈ ફરક કરશું નહિ' અને તેઓ કહે છે 'અમે (જે) સાંભળીએ છીએ (તેને) અમે માન્ય રાખીએ છીએ. (અમે) તારી ક્ષમા ચાહીએ છીએ, હે પરવરદિગાર, તારી તરફ જ ફરી આવવાનું છે.' (૨૪૬)

لَا يُكَلِّفُ اللّٰهُ نَفْسًا اِلَّا وُسْعَهَا ۗ لَهَا مَا كَسَبَتْ وَعَلَيْهَا مَا اكْتَسَبَتْ ۗ رَبَّنَا لَا تُؤَاخِذْنَآ اِنْ نَّسِيْنَآ اَوْ اَخْطَاْنَا ۚ رَبَّنَا وَلَا تَحْمِلْ عَلَيْنَآ اِصْرًا كَمَا حَمَلْتَهٗ عَلَى الَّذِيْنَ مِنْ قَبْلِنَا ۚ رَبَّنَا وَلَا تُحَمِّلْنَا مَا لَا طَاقَةَ لَنَا بِهٖ ۚ وَاعْفُ عَنَّا ۗ وَاغْفِرْ لَنَا ۗ وَارْحَمْنَا ۗ اَنْتَ مَوْلٰىنَا فَانْصُرْنَا عَلَى الْقَوْمِ الْكٰفِرِيْنَ ﴿٢٨٦﴾

૨૮૭. અલ્લાહ કોઈ પણ જીવ પર તેની શકિતથી વધુ બોજો નથી નાખતો. તે (જીવ) પોતાના નેક કામોનો બદલો (૨૪૭) મેળવશે, અને પોતાની બદકારીઓની સઝા તે'જ ભોગવશે. હે અમારા પરવરદિગાર, અમારા અજાણતામાં થયેલી ભૂલ અને દોષો માટે તું અમારી પકડ ન કરીશ, હે અમારા માલિક, અમારા ઉપર એવી જવાબદારી ન નાખીશ જેવી તેં અમારાથી પહેલાના લોકો ઉપર નાખી હતી. હે અમારા પરવરદિગાર, અમારા ઉપર એવો ભાર ન નાખીશ જેને ઉઠાવવાની અમારામાં શકિત ન હોય. અમને ક્ષમા કર, અને અમને ગુનાહોથી પાક કર, અને અમારા ઉપર રહેમ કર; તું જ અમારો માલિક છે, માટે તું કાફરોના મુકાબલામાં અમારી સહાયતા (૨૪૮) કર. (રુકૂઅ-૪૦)

---

૨૪૬. પરહેઝગારી તથા સચ્ચાઈ જ રૂહાની પાકીઝગીના મૂળ તત્ત્વો છે. જેના મૂળ અંત:કરણની શુદ્ધ ઊંડાણોમાં રોપાયેલા હોય છે. કુરઆન મજીદની આ'જ તા'લીમ છે. શુદ્ધ અંત:કરણથી અલ્લાહ તથા તેના તમામ ફરિશ્તાઓ, તેની કિતાબો તથા તેના રસૂલોમાં ઈમાન રાખો.

૨૪૭. ઈન્સાનને તો જાણે અજાણે પણ કરેલા ભલાઈના કામોનો બદલો અલ્લાહ આપશે જ, પરંતુ બૂરી નિયતથી અને જાણી સમજીને કરેલા ગુનાહો કે બદઆમાલોની સઝામાંથી કોઈ નહિ બચી શકે.

૨૪૮. જીવનના સંગ્રામમાં બાહ્ય તત્ત્વોથી વધુ પોતાના આંતરિક મલિન તત્ત્વો સાથે ભીષણ જીહાદ (સંઘર્ષ)માં ઉતરવું પડે છે. આ સંગ્રામ સારી તથા નરસી વૃત્તિઓ વચ્ચે ખેલાય છે અને ઈન્સાન સ્વાભાવિક રીતે હલ્કા તત્ત્વોનો ગુલામ હોય છે પરંતુ સદગુણો તથા પરહેઝગારી (સંયમ)ની મદદથી પોતાની ફિતરત (પ્રકૃતિ) ઉપર વિજયવંત થઈ પોતાના જીવનના મકસદને સિદ્ધ કરી અલ્લાહની નઝદિકી પ્રાપ્ત કરનારને અને પોતાના યકીનને અલ્લાહમાં સ્થાપિત કરનારને અલ્લાહ પ્રત્યેક બદીઓથી રક્ષણ આપે છે.



## આલે-ઈમરાન

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી, જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

الٓمّٓ ②

૨. અલીફ લામ મીમ. (હું અલ્લાહ છું, સર્વજ્ઞ છું)

اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْحَيُّ الْقَيُّوْمُ ③

૩. અલ્લાહ સિવાય કોઈ ઈબાદતને લાયક નથી તે શાશ્વત[૧] છે, સ્વયંકાયમ છે અને સૌનો રક્ષણહાર છે.

نَزَّلَ عَلَيْكَ الْكِتٰبَ بِالْحَقِّ مُصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيْهِ وَاَنْزَلَ التَّوْرٰىةَ وَالْاِنْجِيْلَ ④

૪. તેણે તારા ઉપર કિતાબ ઉતારી છે જેમાં તે સચ્ચાઈ છે જે પહેલાંની કિતાબોની (કમીઓને) પૂરી કરે છે; અને તેણેજ તૌરાતતથાઈન્જીલ આ પહેલાં ઉતાર્યા હતા,

مِنْ قَبْلُ هُدًى لِّلنَّاسِ وَاَنْزَلَ الْفُرْقَانَ ۬ اِنَّ الَّذِيْنَ كَفَرُوْا بِاٰيٰتِ اللّٰهِ لَهُمْ عَذَابٌ شَدِيْدٌ ۭ وَاللّٰهُ عَزِيْزٌ ذُو انْتِقَامٍ ⑤

૫. જે પહેલાંના લોકો માટે હિદાયત હતા. હવે તેણે ફૂરકાન (સારાનરસાનું જ્ઞાન કુરઆન) ઉતાર્યું છે- ખરેજ અલ્લાહની નિશાનીઓ (મો'જેઝા)નો ઈન્કાર કરનારાઓને સખત અઝાબ મળશે. બેશક, અલ્લાહ સર્વશકિતમાન છે, કડક સઝા આપવાની શકિત ધરાવે છે.

اِنَّ اللّٰهَ لَا يَخْفٰى عَلَيْهِ شَيْءٌ فِي الْاَرْضِ وَلَا فِي السَّمَآءِ ⑥

૬. ખરેખર, આ ધરતીમાં અથવા આકાશમાં એવી કોઈ વસ્તુ નથી જે અલ્લાહથી છૂપી હોય.

هُوَ الَّذِيْ يُصَوِّرُكُمْ فِي الْاَرْحَامِ كَيْفَ يَشَآءُ ۭ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ⑦

૭. તે એ જ છે જે તમને ગર્ભમાં[3] પોતાની ઈચ્છા પ્રમાણે આકાર આપે છે; તેના સિવાય કોઈ અન્ય ઈબાદતને લાયક નથી, જે સર્વ સમર્થ છે, હિકમતવાળો છે.

---

૧. ઈસાઈઓ હઝરત ઈસા (અ)ને ખુદા તેમજ ખુદાનો પુત્ર માને છે, અને બીજી તરફ તેઓ હઝરત ઈસા (અ) વિશે માનવજાતિના પાપો ધોવા ખાતર પોતાનો જાન આપી મૃત્યુ પામ્યા હોવાનો દાવો કરે છે, જ્યારે કુરઆન કહે છે કે અલ્લાહ અમર છે, સદાય હયાત છે, તો જો હઝરત ઈસા (અ) મરણ જ પામ્યા છે તો તે ખુદા કેમ થઈ શકે?

૨. હઝરત મૂસા(અ)ની પાંચ કિતાબો (૧) જેનેસીસ (૨) એકસોડસ (૩) લેવીરીકસ (૪) નંબરર્સ અને (૫) ડયુટ્રોનોમી આ પાંચે મળી તૌરાત કહેવાય છે. આ સંગ્રહ મૂસા (અ)ના 'દસ આદેશો' 'ટેન કમેન્ડમેન્ટસ'ના નામે પ્રખ્યાત છે.

૩. હઝરત ઈસા (અ)એ પણ એક સામાન્ય મનુષ્યની જેમ પોતાની માતાના ગર્ભાશયમાં આકાર લીધો હતો અને સામાન્ય મનુષ્યની જેમજ જન્મ લીધો હતો જેથી તેમને ઈબાદતને લાયક સમજવો યોગ્ય નહિ ગણાય.

هُوَ الَّذِيْٓ اَنْزَلَ عَلَيْكَ الْكِتٰبَ مِنْهُ اٰيٰتٌ مُّحْكَمٰتٌ هُنَّ اُمُّ الْكِتٰبِ وَاُخَرُ مُتَشٰبِهٰتٌ ۭ فَاَمَّا الَّذِيْنَ فِيْ قُلُوْبِهِمْ زَيْغٌ فَيَتَّبِعُوْنَ مَا تَشَابَهَ مِنْهُ ابْتِغَاۗءَ الْفِتْنَةِ وَابْتِغَاۗءَ تَاْوِيْلِهٖ ڤ وَمَا يَعْلَمُ تَاْوِيْلَهٗٓ اِلَّا اللّٰهُ ڤ وَالرّٰسِخُوْنَ فِي الْعِلْمِ يَقُوْلُوْنَ اٰمَنَّا بِهٖ ۙ كُلٌّ مِّنْ عِنْدِ رَبِّنَا ۚ وَمَا يَذَّكَّرُ اِلَّآ اُولُوا الْاَلْبَابِ ⑧

૮. તે એ જ છે જેણે તારા ઉપર આ કિતાબ ઊતારી છે જેમાંની કેટલીક આયતો (મોહકમ) નિર્ણયાત્મક[૪] ભાવાર્થવાળી છે જે, આ કિતાબના મૂળ પાયારૂપ છે, અને બીજી[૫] આયતોના ભાવાર્થોનો આધાર વિભિન્ન લાગણીઓ[૫] ઉપર છે, પરંતુ જેમના મનમાં અવળાઈ હોય તેઓ પોતાના મનની વક્રતાઓમાં તણાઈ મનફાવતાં અર્થો કરી બદઅમની ફેલાવવામાં લાગેલા હોય છે, તેમનો ખરો અર્થ કોઈ નથી જાણતું. સિવાય અલ્લાહ, અને તે લોકો જેમને સંપૂર્ણ જ્ઞાન બક્ષવામાં આવ્યું છે, જે લોકો કહે છે, 'અમે તેમાં ઈમાન રાખીએ છીએ જે અમારા પરવરદિગાર તરફથી આવ્યું છે.' કોઈ પણ તેનાથી હિદાયત ગ્રહણ નથી કરતું સિવાય કે જેને સમજદારી બક્ષવામાં આવી હોય.

رَبَّنَا لَا تُزِغْ قُلُوْبَنَا بَعْدَ اِذْ ھَدَيْتَنَا وَھَبْ لَنَا مِنْ لَّدُنْكَ رَحْمَةً ۚ اِنَّكَ اَنْتَ الْوَھَّابُ ⑨

૯. હે અમારા પાલનહાર, અમને હિદાયત આપ્યા પછી અમારા મનને ફેરવી[૬] ન નાખજે અને અમારા ઉપર તારી રહેમત ઉતાર, ખરેખર તું મહાઉદાર છે.

رَبَّنَآ اِنَّكَ جَامِعُ النَّاسِ لِيَوْمٍ لَّا رَيْبَ فِيْهِ ۭ اِنَّ اللّٰهَ لَا يُخْلِفُ الْمِيْعَادَ ⑩

૧૦. હે અમારા પરવરદિગાર, ખરેખર તું તમામ માનવજાતિને તે દિવસે એક સ્થળે એકત્રિત કરીશ તેમાં કોઈ શંકા નથી. ખરેજ અલ્લાહ પોતાના વચનનો ભંગ કદાપિ નથી કરતો. (રુકૂઅ - ૧)

اِنَّ الَّذِيْنَ كَفَرُوْا لَنْ تُغْنِيَ عَنْھُمْ اَمْوَالُھُمْ وَلَآ اَوْلَادُھُمْ مِّنَ اللّٰهِ شَيْـــًٔا ۭ وَاُولٰۗىِٕكَ ھُمْ وَقُوْدُ النَّارِ ⑪

૧૧. કાફરોને તેમનો માલ અને તેમની ઔલાદ અલ્લાહના મુકાબલામાં કોઈ કામમાં નહિ આવે, અને આ લોકો દોઝખનું બળતણ છે.

كَدَاْبِ اٰلِ فِرْعَوْنَ ۙ وَالَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ۭ كَذَّبُوْا بِاٰيٰتِنَا ۚ فَاَخَذَھُمُ اللّٰهُ بِذُنُوْبِهِمْ ۭ وَاللّٰهُ شَدِيْدُ الْعِقَابِ ⑫

૧૨. (આ લોકોનો દાખલો) ફિરઔનની કોમ તથા તેમનાથી પહેલાંના લોકો જેવો છે જેમણે અમારી આયતોની અવગણના કરી હતી. પછી અલ્લાહે તેમના પાપોના પરિણામે તેમને કડક સઝા આપી હતી. બેશક અલ્લાહ સઝા દેવામાં બહુજ સખત છે.

---

૪. નિર્ણયાત્મક (મુહકમાત) આયતો તે છે જેની દ્વારા અલ્લાહના મૂળભૂત અટલ આદેશો આપવામાં આવ્યા છે.

૫. 'મોતશાબેહાત' તે આયતો છે જેના અર્થ સહેલા નથી અને વિષયના સંજોગોના આધારે એકથી વધારે ભાવાર્થો નીકળતા હોવાથી તેને સમજવા માટે ઊંડા જ્ઞાનનું હોવું જરૂરી છે, આવી આયતો પહેલી કિતાબોમાં પણ આવી ચૂકી છે અને કુરઆનમાં પણ આવી આયતોનું વર્ણન છે.

૬. આયતોના ભાવાર્થોને પહેલાંની કિતાબોના વૃતાંતો સાથે ભેળસેળ કરી પોતાના જુના રૂઢીરિવાજો અનુસાર તેમનું અર્થઘટન કરી કુરઆનની શ્રેષ્ઠતાને છૂપાવવાના પ્રયત્નોમાં ન ઉતરી પડવું જોઈએ.

૧૩. જે લોકો ઈન્કાર કરનારા છે તેમને કહીદે 'તમે અવશ્ય ઘેરી લેવામાં આવશો અને જહન્નમ પ્રતિ ભેગા કરવામાં આવશો, જે બેહદ અધમ આવાસ છે.

ખચિત તે બે પરસ્પર જંગ કરનારા લશ્કરોમાં તમારા માટે એક નિશાની[૭] હતી, એક લશ્કર અલ્લાહની રાહમાં લડી રહ્યું હતું અને બીજું લશ્કર ઈન્કાર કરનારાઓનું હતું, જે તેમને (મુસલમાનોને) તેમનાથી બમણા[૮] દેખાઈ રહ્યા હતા. (પણ) અલ્લાહ જેને ચાહે તેને પોતાની સહાયતાથી બળવાન બનાવે છે. આંખો ધરાવનારાઓ માટે આ (ઘટના)માં ખરેખર બોધ સમાયેલો છે.

૧૫. (સાધારણ રીતે) સ્ત્રી તથા ઔલાદ અને સોના ચાંદીનો સંગ્રહ અને ચુનંદા ઘોડા અને ઢોરઢાંખરો અને ખેતી જેવી મન ચાહતી વસ્તુઓને ઈન્સાન માટે આકર્ષક બનાવી દેવામાં આવી છે. આ સઘળું તો આ (દુન્યવી) જીવનની[૯] સામગ્રી છે પરંતુ ઉત્તમ ઘર તો અલ્લાહ પાસે છે.

૧૬. તું કહે 'શું તમને તેનાથી પણ સારી વસ્તુ બતાવું? યાદ રાખો, જે લોકો સંયમ ધારણ કરે છે તેમના માટે તેમના પાલનહાર પાસે એવા બગીચાઓ છે જેની તળે નહેરો વહે છે; જ્યાં તેઓ સદાય રહેશે; અને સાથે (તેમની) પાકીઝા પત્નીઓ હશે અને અલ્લાહની ખુશનૂદી (પણ). બેશક અલ્લાહ (પોતાના) બંદાઓને નિહાળી રહ્યો છે,

૧૭. જે લોકો કહે છે 'હે અમારા પરવરદિગાર, અમે ખરેખર ઈમાન લઈ આવ્યા છીએ, માટે અમારા ગુનાહો માફ કર અને અમને આગના અઝાબથી બચાવી લે.'

قُلْ لِّلَّذِيْنَ كَفَرُوْا سَتُغْلَبُوْنَ وَتُحْشَرُوْنَ اِلٰى جَهَنَّمَ ۖ وَبِئْسَ الْمِهَادُ ﴿١٣﴾

قَدْ كَانَ لَكُمْ اٰيَةٌ فِيْ فِئَتَيْنِ الْتَقَتَا ۖ فِئَةٌ تُقَاتِلُ فِيْ سَبِيْلِ اللّٰهِ وَاُخْرٰى كَافِرَةٌ يَّرَوْنَهُمْ مِّثْلَيْهِمْ رَاْيَ الْعَيْنِ ۖ وَاللّٰهُ يُؤَيِّدُ بِنَصْرِهٖ مَنْ يَّشَآءُ ۗ اِنَّ فِيْ ذٰلِكَ لَعِبْرَةً لِّاُولِى الْاَبْصَارِ ﴿١٤﴾

زُيِّنَ لِلنَّاسِ حُبُّ الشَّهَوٰتِ مِنَ النِّسَآءِ وَالْبَنِيْنَ وَالْقَنَاطِيْرِ الْمُقَنْطَرَةِ مِنَ الذَّهَبِ وَالْفِضَّةِ وَالْخَيْلِ الْمُسَوَّمَةِ وَالْاَنْعَامِ وَالْحَرْثِ ۗ ذٰلِكَ مَتَاعُ الْحَيٰوةِ الدُّنْيَا ۚ وَاللّٰهُ عِنْدَهٗ حُسْنُ الْمَاٰبِ ﴿١٥﴾

قُلْ اَؤُنَبِّئُكُمْ بِخَيْرٍ مِّنْ ذٰلِكُمْ ۚ لِلَّذِيْنَ اتَّقَوْا عِنْدَ رَبِّهِمْ جَنّٰتٌ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا وَاَزْوَاجٌ مُّطَهَّرَةٌ وَّرِضْوَانٌ مِّنَ اللّٰهِ ۗ وَاللّٰهُ بَصِيْرٌۢ بِالْعِبَادِ ۚ ﴿١٦﴾

اَلَّذِيْنَ يَقُوْلُوْنَ رَبَّنَآ اِنَّنَآ اٰمَنَّا فَاغْفِرْ لَنَا ذُنُوْبَنَا وَقِنَا عَذَابَ النَّارِ ۚ ﴿١٧﴾

---

૭. આ આયતનો સંકેત જંગે બદર તરફ છે જ્યારે આંહઝરત સ.અ.સ.ના ૩૧૩ સાથીઓએ મક્કાની એક હઝાર સૈનિકોની ફોજને જબ્બર હાર આપી હતી જે મુસ્લિમોની પ્રગતિનું પ્રથમ પગલું હતું.

૮. માત્ર બે તૃતિયાંશ દળ જ તેમને દેખાઈ રહ્યું હતું અને લશ્કરનો ત્રીજો ભાગ પહાડોની પાછળ છૂપાયેલો હતો જેની મુસ્લિમોને ખબર હતી જ નહિ. હકીકતમાં મુસ્લિમોથી મક્કાવાળાઓની સંખ્યા ત્રણ ગણી હતી.

૯. આ દુનિયાની સુંદર વસ્તુઓના ઉપયોગ ઉપર ઈસ્લામે કોઈ પ્રતિબંધ નથી મૂકયો પરંતુ તે વસ્તુઓમાં ઓતપ્રોત થઈ તેને જીવનનો મકસદ (ધ્યેય) માની લેવાને અયોગ્ય ઠરાવ્યું છે.

૧૮. આ લોકો સબ્ર કરનારા, સત્યપરાયણ અને હલીમ તબીયત (નમ્રશીલ) (છે), અને તેઓ અલ્લાહની રાહમાં દાનખર્ચ કરનારા છે, અને આ લોકો પાછલી રાતની ઘડીઓમાં માફીની દુઆઓ કરતા રહે છે.

اَلصّٰبِرِيْنَ وَالصّٰدِقِيْنَ وَالْقٰنِتِيْنَ وَالْمُنْفِقِيْنَ وَالْمُسْتَغْفِرِيْنَ بِالْاَسْحَارِ ﴿۱۸﴾

૧૯. અલ્લાહ સાક્ષીપૂર્વક જણાવે છે કે તેના સિવાય અન્ય કોઈ મા'બૂદ નથી, તેમજ ફરિશ્તાઓ અને જ્ઞાન રાખનારાઓ, અને તે લોકો પણ જે ન્યાય ઉપર કાયમ છે. તેઓ કહે છે, કે તેના સિવાય કોઈ મા'બૂદ નથી (અને) તે' જ સર્વ સમર્થ છે, હિકમતવાળો છે.

شَهِدَ اللّٰهُ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۙ وَالْمَلٰٓئِكَةُ وَاُولُوا الْعِلْمِ قَآئِمًا بِالْقِسْطِ ؕ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿۱۹﴾

૨૦. બેશક અલ્લાહ પાસે (સત્ય) દીન ઈસ્લામ (અર્થાત તેની સંપૂર્ણ તાબેદારી) છે, પરંતુ જેમને (પહેલાં) કિતાબ આપવામાં આવી હતી તેમને જ્ઞાન મળી ચૂકયું હતું છતાં અંદરોઅંદર દુશ્મનીઓના કારણે મતભેદ કરી બેઠા હતા. બેશક જે અલ્લાહની નિશાનીઓને ઈન્કાર કરે છે તો ખરેખર (તેનો) હિસાબ લેવામાં અલ્લાહ બેહદ ઝડપી છે.

اِنَّ الدِّيْنَ عِنْدَ اللّٰهِ الْاِسْلَامُ ۫ وَمَا اخْتَلَفَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ اِلَّا مِنْۢ بَعْدِ مَا جَآءَهُمُ الْعِلْمُ بَغْيًاۢ بَيْنَهُمْ ؕ وَمَنْ يَّكْفُرْ بِاٰيٰتِ اللّٰهِ فَاِنَّ اللّٰهَ سَرِيْعُ الْحِسَابِ ﴿۲۰﴾

૨૧. અને જો તેઓ તારી સાથે તકરાર કરે તો (તેમને) કહે, 'મેં અને મારા અનુયાયીઓએ પોતાને અલ્લાહની તાબેદારીમાં સોંપી દીધા છે.' અને જેને કિતાબ આપવામાં આવી છે તેમને અને તે નિરક્ષર (અભણ) લોકોને કહે' 'શું તમે પણ (અલ્લાહની) તાબેદારીમાં આવો છો?' જો તેઓ સમર્પણ કરે' તો ખરેજ તેઓ હિદાયત[10] પામશે, પરંતુ જો તેઓ અનાદર કરે તો તારી જવાબદારી તેમને (સંદેશ) પહોંચાડવા પૂરતી જ છે. બેશક અલ્લાહ પોતાના બંદાઓનો નિગેહબાન (રખવાળો) છે. (રુકૂઅ-૨)

فَاِنْ حَآجُّوْكَ فَقُلْ اَسْلَمْتُ وَجْهِيَ لِلّٰهِ وَمَنِ اتَّبَعَنِ ؕ وَقُلْ لِّلَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ وَالْاُمِّيّٖنَ ءَاَسْلَمْتُمْ ؕ فَاِنْ اَسْلَمُوْا فَقَدِ اهْتَدَوْا ۚ وَاِنْ تَوَلَّوْا فَاِنَّمَا عَلَيْكَ الْبَلٰغُ ؕ وَاللّٰهُ بَصِيْرٌۢ بِالْعِبَادِ ﴿۲۱﴾

૨૨. ખરેજ, જે લોકો અલ્લાહની આયતોનો ઈન્કાર કરે છે અને નબીઓને નાહક કતલ કરવા ચાહે છે, અને જે ઈન્સાફ કરવાનું શિક્ષણ આપે છે તેમને કતલ કરવા ચાહે છે, તેમને દર્દનાક અઝાબની[11] આગાહી આપી દે.

اِنَّ الَّذِيْنَ يَكْفُرُوْنَ بِاٰيٰتِ اللّٰهِ وَيَقْتُلُوْنَ النَّبِيّٖنَ بِغَيْرِ حَقٍّ ۙ وَّيَقْتُلُوْنَ الَّذِيْنَ يَاْمُرُوْنَ بِالْقِسْطِ مِنَ النَّاسِ ۙ فَبَشِّرْهُمْ بِعَذَابٍ اَلِيْمٍ ﴿۲۲﴾

---

૧૦. જો એહલે કિતાબ પોતાના કિતાબોના આદેશ પ્રમાણે આંહઝરત સ.અ.સ. ઉપર ઈમાન લાવે તો તેઓ હિદાયત પામ્યા કહેવાશે.

૧૧. કોઈ પણ રસૂલ આજ સુધી પોતાના ઉપદેશમાં નાસીપાસ નથી થયો. ઈમાન લાવનારાઓ

૨૩. આ તે લોકો છે જેમના આમાલ (કર્મો) આ જીવનમાં અને આખેરતમાં પણ નષ્ટ થઈ જશે, અને તેમને કોઈ સહાયકર્તા નીવડશે નહિ.

أُولَٰئِكَ الَّذِينَ حَبِطَتْ أَعْمَالُهُمْ فِي الدُّنْيَا وَالْآخِرَةِ وَمَا لَهُمْ مِنْ نَاصِرِينَ ﴿٢٢﴾

૨૪. શું તને તે લોકોનું જ્ઞાન નથી કે જેમને કિતાબનો એક ભાગ[૧૨] મળ્યો હતો? તેમને અલ્લાહની કિતાબ તરફ બોલાવવામાં આવે છે કે તે તેમની વચ્ચે નિર્ણય કરે ત્યારે તેઓમાંના કેટલાક બેદરકારીથી મુખ ફેરવી ચાલ્યા જાય છે.

أَلَمْ تَرَ إِلَى الَّذِينَ أُوتُوا نَصِيبًا مِنَ الْكِتَابِ يُدْعَوْنَ إِلَىٰ كِتَابِ اللَّهِ لِيَحْكُمَ بَيْنَهُمْ ثُمَّ يَتَوَلَّىٰ فَرِيقٌ مِنْهُمْ وَهُمْ مُعْرِضُونَ ﴿٢٣﴾

૨૫. કારણ કે તેઓ કહે છે, 'અમને (જહન્નમની) આગ, સિવાય થોડાક[૧૩] દિવસથી વધુ સ્પર્શ નહિ કરે, અને તેમની ઉપજાવી કાઢેલી અસત્ય માન્યતાઓએ (તેમના) દીન (વિશે) તેમને ગુંચવણોમાં નાખી દીધા છે.

ذَٰلِكَ بِأَنَّهُمْ قَالُوا لَنْ تَمَسَّنَا النَّارُ إِلَّا أَيَّامًا مَعْدُودَاتٍ ۖ وَغَرَّهُمْ فِي دِينِهِمْ مَا كَانُوا يَفْتَرُونَ ﴿٢٤﴾

૨૬. તે દિવસના આવવામાં કોઈ શંકા નથી જ્યારે અમે તેમને એકત્ર કરશું ત્યારે તેમની શું હાલત થશે? ત્યારે પ્રત્યેક જીવને પોતાની કરેલી કમાણીનો બદલો આપવામાં આવશે અને તેમની સાથે (મુદલ) અન્યાય નહિ થાય.

فَكَيْفَ إِذَا جَمَعْنَاهُمْ لِيَوْمٍ لَا رَيْبَ فِيهِ وَوُفِّيَتْ كُلُّ نَفْسٍ مَا كَسَبَتْ وَهُمْ لَا يُظْلَمُونَ ﴿٢٥﴾

૨૭. તું કહે 'હે અલ્લાહ, (સર્વ) બાદશાહતના માલિક, તું જેને ચાહે રાજસત્તા અર્પણ કરે છે તેમજ જેની પાસેથી ચાહે સત્તા છીનવી લે છે, જેને ચાહે તું ઈઝઝત આપે છે જેને ચાહે તું રૂસ્વા કરે છે. દરેક પ્રકારની ભલાઈ તારા હાથમાં છે, બેશક તું દરેક વસ્તુ ઉપર સામર્થ્ય રાખે છે.

قُلِ اللَّهُمَّ مَالِكَ الْمُلْكِ تُؤْتِي الْمُلْكَ مَنْ تَشَاءُ وَتَنْزِعُ الْمُلْكَ مِمَّنْ تَشَاءُ وَتُعِزُّ مَنْ تَشَاءُ وَتُذِلُّ مَنْ تَشَاءُ ۖ بِيَدِكَ الْخَيْرُ ۖ إِنَّكَ عَلَىٰ كُلِّ شَيْءٍ قَدِيرٌ ﴿٢٦﴾

૨૮. 'તું'જ રાતને દિવસમાં[૧૪] બદલે છે અને દિવસને રાતમાં બદલે છે, અને સજીવનો[૧૫]

تُولِجُ اللَّيْلَ فِي النَّهَارِ وَتُولِجُ النَّهَارَ فِي اللَّيْلِ ۖ

ઈમાન લાવતા રહ્યા અને ઈન્કાર કરનારાઓ વિરોધના વારસાની પ્રથાને યુગોયુગ વફાદારીપૂર્વક નીભાવતા રહ્યા. આ વિરોધીઓના આગેવાનો હમેશાં આલીમ કે વિદ્વાન ગણાતા લોકો રહ્યા છે, અને નેક રૂહોમાં ઈમાન લાવનારા સીધા સરળ અને સમજદાર લોકો હતા.

૧૨. બાઈબલ એક અપૂર્ણ કિતાબ હોવાથી તેને કિતાબનો એક ભાગ કહેવામાં આવ્યો છે.

૧૩. યહૂદીઓ પોતાને સર્વશ્રેષ્ઠ કોમ માનતા હોવાથી અને ઈસાઈઓ હઝરત ઈસા (અ)ના સલીબ ઉપર મૃત્યુ પામવાના પરિણામે પોતાને ગુનાહોથી પાક થઈ ગયા માનતા હોવાથી પોતાની કરણીઓની સઝાથી પોતાને સલામત માને છે.

૧૪. 'દિવસ'નો અર્થ ઉન્નતિ તથા સફળતા અને 'રાત'નો અર્થ પતન તથા અપકીર્તિ થાય છે.

૧૫. અલ્લાહના રસૂલની નસિહત ગ્રહણ કરનારી કોમોમાં જીવનસંચાર થવા પામે છે અને અહંકાર અને ઝુલ્મથી અલ્લાહના આદેશોની અવગણના કરનારા બળવાન સામ્રાજ્યોના પણ નામોનિશાન મટી જાય છે.

| | |
|---|---|
| નિર્જીવમાંથી ઉદ્‌ભવ કરે છે અને નિર્જીવનો સજીવમાંથી ઉદ્‌ભવ કરે છે, અને તું જેને ચાહે બેહિસાબ આપે છે.' | وَ تُخْرِجُ الْحَيَّ مِنَ الْمَيِّتِ وَتُخْرِجُ الْمَيِّتَ مِنَ الْحَيِّ وَتَرْزُقُ مَنْ تَشَاءُ بِغَيْرِ حِسَابٍ ﴿٢٧﴾ |
| ૨૯. (મોમિનોને જોઈએ કે) ઈમાન લાવનારાઓને છોડી કાફરોને પોતાના મિત્ર[૧૬] ન બનાવે- અને આવું કરનારાઓનો અલ્લાહ સાથે કોઈ સંબંધ નથી રહેતો- સિવાય કે તમે તેમનાથી પોતાનું રક્ષણ કરો. અને અલ્લાહ તમને પોતાના અઝાબથી ચેતવે છે. (અંતમાં) અલ્લાહ તરફજ તમારે પાછું ફરવાનું છે. | لَا يَتَّخِذِ الْمُؤْمِنُونَ الْكٰفِرِينَ أَوْلِيَاءَ مِنْ دُونِ الْمُؤْمِنِينَ ۚ وَمَنْ يَفْعَلْ ذٰلِكَ فَلَيْسَ مِنَ اللّٰهِ فِي شَيْءٍ إِلَّا أَنْ تَتَّقُوا مِنْهُمْ تُقٰىةً ۗ وَيُحَذِّرُكُمُ اللّٰهُ نَفْسَهُ ۗ وَإِلَى اللّٰهِ الْمَصِيرُ ﴿٢٨﴾ |
| ૩૦. તું તેમને કહી દે કે જે કંઈ તમારા દિલોમાં છે, ચાહે તમે તેને છુપાવી ને રાખો કે જાહેર કરો, અલ્લાહ તે સર્વ જાણે છે; અને તે જાણે છે જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે, અને અલ્લાહ સર્વ (કામ કરવાનું) સામર્થ્ય રાખે છે. | قُلْ إِنْ تُخْفُوا مَا فِي صُدُورِكُمْ أَوْ تُبْدُوهُ يَعْلَمْهُ اللّٰهُ ۗ وَيَعْلَمُ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْأَرْضِ ۗ وَاللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيرٌ ﴿٢٩﴾ |
| ૩૧. તે દિવસથી (સાવધ રહો) જ્યારે પ્રત્યેક જીવને પોતાના નેક આમાલો અને બદઆમાલોનો સામનો થશે તે દિવસે તેઓ ઈચ્છશે કે કાશ! તેમના અને તે (બદી)ના દરમિયાન મોટું અંતર હોત.અને અલ્લાહ પોતાના બંદાઓ ઉપર રહેમ કરનારો છે. (રુકૂઅ - ૩) | يَوْمَ تَجِدُ كُلُّ نَفْسٍ مَا عَمِلَتْ مِنْ خَيْرٍ مُحْضَرًا ۛ وَمَا عَمِلَتْ مِنْ سُوءٍ ۛ تَوَدُّ لَوْ أَنَّ بَيْنَهَا وَبَيْنَهُ أَمَدًا بَعِيدًا ۗ وَيُحَذِّرُكُمُ اللّٰهُ نَفْسَهُ ۗ وَاللّٰهُ رَءُوفٌ بِالْعِبَادِ ﴿٣٠﴾ |
| ૩૨. તું કહે 'જો તમે અલ્લાહ સાથે મોહબ્બત કરતા હો તો મારા ઉપદેશ પ્રમાણે ચાલો (તો) અલ્લાહ તમારી સાથે મોહબ્બત કરશે અને તમારા ગુનાહોને માફ કરી દેશે. અને અલ્લાહ મહાક્ષમાવંત તેમજ દયાળુ છે.' | قُلْ إِنْ كُنْتُمْ تُحِبُّونَ اللّٰهَ فَاتَّبِعُونِي يُحْبِبْكُمُ اللّٰهُ وَيَغْفِرْ لَكُمْ ذُنُوبَكُمْ ۗ وَاللّٰهُ غَفُورٌ رَحِيمٌ ﴿٣١﴾ |
| ૩૩. તું કહે 'અલ્લાહ અને તેના રસૂલની ફરમાંબરદારી કરો' પરંતુ જે અવગણના કરી ફરી જાય તો બેશક અલ્લાહ નાફરમાનો સાથે મોહબ્બત નથી કરતો. | قُلْ أَطِيعُوا اللّٰهَ وَالرَّسُولَ ۖ فَإِنْ تَوَلَّوْا فَإِنَّ اللّٰهَ لَا يُحِبُّ الْكٰفِرِينَ ﴿٣٢﴾ |
| ૩૪. અલ્લાહે આદમ તથા નુહ તથા ઈબ્રાહીમ તથા ઈમરાનના[૧૭] વંશજોને તમામ કોમો ઉપર શ્રેષ્ઠતા આપી હતી, | إِنَّ اللّٰهَ اصْطَفٰى آدَمَ وَنُوحًا وَآلَ إِبْرٰهِيمَ وَآلَ عِمْرٰنَ عَلَى الْعٰلَمِينَ ﴿٣٣﴾ |

૧૬. કોઈપણ મુસ્લિમ રાજ્યે એવી બિનમુસ્લિમ રાજ્યસત્તાઓ સાથે સંગઠનમાં ન જોડાવું જોઈએ, જે દેશો પોતાની કૂટનીતિઓથી અન્ય નાનાનાના મુસ્લિમ દેશો ઉપર ઝુલ્મ કરતા હોય.

૧૭. બાઈબલના વર્ણન પ્રમાણે એક ઈમરાન તે હતા જેમના પિતાનું નામ કોહાય અને દાદાનું નામ

ذُرِّيَّةً بَعْضُهَا مِنْ بَعْضٍ وَاللّٰهُ سَمِيعٌ عَلِيمٌ ﴿٣٥﴾

૩૫. તેઓ એકબીજાના વંશજો હતા. અને અલ્લાહ સર્વ સાંભળનાર છે, સર્વ જાણનાર છે.

إِذْ قَالَتِ امْرَأَتُ عِمْرٰنَ رَبِّ إِنِّي نَذَرْتُ لَكَ مَا فِي بَطْنِي مُحَرَّرًا فَتَقَبَّلْ مِنِّي إِنَّكَ أَنْتَ السَّمِيعُ الْعَلِيمُ ﴿٣٦﴾

૩૬. (યાદ કરો) જ્યારે ઈમરાનની એક સ્ત્રીએ[૧૮] (દુઆ કરી) કહ્યું હતું 'હે મારા પરવરદિગાર, મારા ગર્ભમાં છે હું તેને આઝાદ કરી[૧૯] તને અર્પણ કરું છું, માટે મારા તરફથી તેને સ્વીકાર કર, ખરે જ તું જ સર્વ સાંભળનાર છે, સર્વ જાણનાર છે.

فَلَمَّا وَضَعَتْهَا قَالَتْ رَبِّ إِنِّي وَضَعْتُهَا أُنْثٰى وَاللّٰهُ أَعْلَمُ بِمَا وَضَعَتْ وَلَيْسَ الذَّكَرُ كَالْأُنْثٰى وَإِنِّي سَمَّيْتُهَا مَرْيَمَ وَإِنِّي أُعِيذُهَا بِكَ وَذُرِّيَّتَهَا مِنَ الشَّيْطٰنِ الرَّجِيمِ ﴿٣٧﴾

૩૭. પછી જ્યારે તેણીએ જન્મ આપ્યો ત્યારે કહ્યું 'હે માલિક, મેં (તો) બાળકીને જન્મ આપ્યો છે' જો કે અલ્લાહ જાણતો હતો જે તેણે જણ્યું હતું, કે પુત્ર પુત્રી જેવો ન થઈ શકે. (તેણીએ કહ્યું) 'મેં તેનું નામ મરિયમ[૨૦] રાખ્યું છે.અને હું તેને અને તેની ઔલાદને[૨૧] હડધુત થએલા શયતાનથી તારી પનાહમાં સોંપુ છું.'

فَتَقَبَّلَهَا رَبُّهَا بِقَبُولٍ حَسَنٍ وَأَنْبَتَهَا نَبَاتًا حَسَنًا وَكَفَّلَهَا زَكَرِيَّا كُلَّمَا دَخَلَ عَلَيْهَا زَكَرِيَّا الْمِحْرَابَ وَجَدَ عِنْدَهَا رِزْقًا قَالَ يٰمَرْيَمُ أَنّٰى لَكِ هٰذَا

૩૮. જેથી તેના પાલનહારે બાળકીનો ભલી રીતે સ્વીકાર કર્યો અને ઉત્તમ રીતે તેનું ઉછેરણ કરાવ્યું અને ઝકરીયાને તેનો પાલક નીમ્યો. જ્યારે પણ ઝકરીયા[૨૨] તેના ઓરડામાં જતો ત્યાં ખોરાક જોતો.

---

લીવી હતું. આ ઈમરાન હઝરત મૂસા(અ) તથા હઝરત હારૂન (અ) તથા મરીયમના પિતા હતા બીજા ઈમરાન, યોશહીમના પુત્ર હતા અને હઝરત ઈસાની (અ) માતા હઝરત મરિયમના પિતા હતા. આ આયતમાં ઈમરાન શબ્દ સંભવ છે કે આ બંને વ્યકિતઓ માટે વપરાયો હોય, અને બંનેના વંશજોનો સંયુકત ઉલ્લેખ એક નામે થયો હોય!

૧૮. હઝરત મરિયમની માતાનું નામ હાન્ના હતું.

૧૯. અરબીમાં 'મુહર્રર'નો અર્થ દુનિયાદારીથી નિવૃત્ત થઈ સમાજની સેવા કરવી. બની ઈસરાઈલમાં ચર્ચની સેવા કરનાર જીવનપર્યંત અવિવાહિત રહેતા હતા. (ગોસ્પેલ ઓફ બર્થ ઓફ મેરી)

૨૦. હિબ્રૂમાં મરિયમનો અર્થ 'મહા પવિત્ર ભકત' 'પાકિઝા ઈબાદત ગુઝાર' થાય છે.

૨૧. બની ઈસરાઈલની પ્રણાલિકા પ્રમાણે ચર્ચની સેવા કરનારાઓને અવિવાહિત જીવન ગાળવું પડતું હતું. અને આ આયતથી પહેલાંની આયતમાં હઝરત મરિયમને તેમની માતાએ દીનની સેવામાં અલ્લાહના ચરણોમાં સોંપી હતી જે સંજોગોમાં હઝરત મરિયમનું વિવાહબંધનમાં જોડાવું અયોગ્ય હોવા છતાં આ આયતમાં તેમની માતાએ તેમના સંતાન માટે અલ્લાહના સંરક્ષણની દુઆ કેમ માગી હશે? હકીકતમાં અલ્લાહે તેમની માતાને હઝરત મરિયમના પુત્રના જન્મ વિશે પૂરી માહિતી આપી હતી જેથી તેમણે અલ્લાહના રક્ષણની દુઆ માગી હતી.

૨૨. હઝરત ઝકરીયા (અ) હઝરત યાહ્યા (અ) અર્થાત જોનના પિતા હતા અને હઝરત યાહ્યા (અ) હઝરત ઈસા (અ)ના માસીયાઈ ભાઈ હતા.

قَالَتْ هُوَ مِنْ عِنْدِ اللّٰهِ ۭ اِنَّ اللّٰهَ يَرْزُقُ مَنْ يَّشَاۗءُ بِغَيْرِ حِسَابٍ ۝٣٨

તેણે કહ્યું 'હે મરિયમ આ તારા માટે કયાંથી આવ્યું છે?' તેણે કહ્યું, 'અલ્લાહ પાસેથી.' બેશક અલ્લાહ જેને ચાહે બેહિસાબ આપે છે.

هُنَالِكَ دَعَا زَكَرِيَّا رَبَّهٗ ۚ قَالَ رَبِّ هَبْ لِيْ مِنْ لَّدُنْكَ ذُرِّيَّةً طَيِّبَةً ۚ اِنَّكَ سَمِيْعُ الدُّعَاۗءِ ۝٣٩

૩૯. તે ક્ષણે ઝકરીયાએ પોતાના પાલનહારને દુઆ કરી કહ્યું 'હે મારા પરવરદિગાર, તું મને તારા તરફથી પવિત્ર ઔલાદ અતા કર. ખરેખર, તું દુઆઓનો સાંભળનારો છે.'

فَنَادَتْهُ الْمَلٰۗىِٕكَةُ وَھُوَ قَاۗىِٕمٌ يُّصَلِّيْ فِي الْمِحْرَابِ ۙ اَنَّ اللّٰهَ يُبَشِّرُكَ بِيَحْيٰى مُصَدِّقًۢا بِكَلِمَةٍ مِّنَ اللّٰهِ وَسَيِّدًا وَّحَصُوْرًا وَّنَبِيًّا مِّنَ الصّٰلِحِيْنَ ۝٤٠

૪૦. અને જ્યારે તે પોતાના ઓરડામાં ઈબાદત કરી રહ્યો હતો ત્યારે ફરિશ્તાઓએ તેને આવીને કહ્યું 'અલ્લાહ તને યાહ્યાના[૨૩] આગમનની ખુશખબર આપે છે, જે અલ્લાહે આપેલા વચનની સાક્ષી આપનારો હશે, જે કુળવાન, ગુણીયલ અને નેકલોકોમાંથી હોવાથી એક નબી હશે.'

قَالَ رَبِّ اَنّٰى يَكُوْنُ لِيْ غُلٰمٌ وَّقَدْ بَلَغَنِىَ الْكِبَرُ وَامْرَاَتِيْ عَاقِرٌ ۭ قَالَ كَذٰلِكَ اللّٰهُ يَفْعَلُ مَا يَشَاۗءُ ۝٤١

૪૧. તેણે કહ્યું 'હે મારા માલિક, હું કેવી રીતે સંતાન પ્રાપ્ત કરીશ જ્યારે વૃદ્ધાવસ્થાએ મને ઘેરી લીધો છે. અને મારી પત્નીને વંધ્યત્વ આવી ગયું છે?' તેણે જવાબ આપ્યો 'આ તો અલ્લાહનું કામ છે; તે જે ચાહે તે કરે છે.'

قَالَ رَبِّ اجْعَلْ لِّيْٓ اٰيَةً ۭ قَالَ اٰيَتُكَ اَلَّا تُكَلِّمَ النَّاسَ ثَلٰثَةَ اَيَّامٍ اِلَّا رَمْزًا ۭ وَاذْكُرْ رَّبَّكَ كَثِيْرًا وَّسَبِّحْ بِالْعَشِيِّ وَالْاِبْكَارِ ۝٤٢

૪૨. તેણે કહ્યું 'હે મારા પરવરદિગાર, મને કોઈ આદેશ આપ.' તેણે ફરમાવ્યું 'મારી આજ્ઞા છે કે તું ત્રણ[૨૪] દિવસ સુધી કોઈ મનુષ્ય સાથે બોલીશ નહિ, સિવાય કે ઈશારાથી, અને તારા રબને ખૂબ યાદ કર અને સાંજ સવાર તેની બંદગી કર.' (રૂકૂઅ-૪)

وَاِذْ قَالَتِ الْمَلٰۗىِٕكَةُ يٰمَرْيَمُ اِنَّ اللّٰهَ اصْطَفٰىكِ وَطَهَّرَكِ وَاصْطَفٰىكِ عَلٰي نِسَاۗءِ الْعٰلَمِيْنَ ۝٤٣

૪૩. અને (યાદ કર) જ્યારે ફરિશ્તાઓએ કહ્યું હતું 'હે મરિયમ, ખચીત અલ્લાહે તને ચુંટી લીધો છે અને તને પવિત્ર કરી છે અને સમસ્ત જગતની સ્ત્રીઓ ઉપર તને શ્રેષ્ઠતા આપી છે.

يٰمَرْيَمُ اقْنُتِىْ لِرَبِّكِ وَاسْجُدِيْ وَارْكَعِيْ مَعَ الرّٰكِعِيْنَ ۝٤٤

૪૪. 'હે મરિયમ, તારા પરવરદિગારની ફરમાંબરદાર બની જા, અને તેને સિજદો કર, અને તેની બંદગી કરનારાઓ સાથે બંદગી કર.'

---

૨૩. બાઈબલમાં હ.યાહ્યા (અ)નું નામ જોન છે જે માલાખીની આગાહી પ્રમાણે આવ્યા હતા કે 'સાંભળો યહોવાનો મહાન તથા ભયંકર દિવસ આવે તે પહેલાં હું તમારી પાસે એલીયા નબીને મોકલી દઈશ.' (માલાખી પ્ર.૪ આયત.૫)

૨૪. આ મૌન સેવવાનો આદેશ આપવાનો અર્થ ત્રણ દિવસ સુધી ઈબાદત, સ્તુતિ અને અલ્લાહની યાદ કરવાની અને વગર કારણે કોઈની સાથે ન બોલવાની આજ્ઞા હતી.

ذٰلِكَ مِنْ اَنْۢبَآءِ الْغَيْبِ نُوْحِيْهِ اِلَيْكَ ؕ وَ مَا كُنْتَ لَدَيْهِمْ اِذْ يُلْقُوْنَ اَقْلَامَهُمْ اَيُّهُمْ يَكْفُلُ مَرْيَمَ ۪ وَ مَا كُنْتَ لَدَيْهِمْ اِذْ يَخْتَصِمُوْنَ ﴿۴۵﴾

૪૫. આ તે ગએબની ખબરોમાંથી છે જેઅમે તને વહી દ્વારા જણાવીએ છીએ, અને તું તેમની વચ્ચે મોજૂદ ન હતો જ્યારે તેઓ પોતાના બાણો ફેંકતા હતા, કે તેમનામાંથી કોણ મરિયમની જવાબદારી ઉઠાવે, ન તું તેમની વચ્ચે હતો જ્યારે તેઓ અંદરોઅંદર ઝઘડી રહ્યા હતા.

اِذْ قَالَتِ الْمَلٰٓئِكَةُ يٰمَرْيَمُ اِنَّ اللّٰهَ يُبَشِّرُكِ بِكَلِمَةٍ مِّنْهُ ۖ اسْمُهُ الْمَسِيْحُ عِيْسَى ابْنُ مَرْيَمَ وَجِيْهًا فِى الدُّنْيَا وَ الْاٰخِرَةِ وَ مِنَ الْمُقَرَّبِيْنَ ﴿۴۶﴾

૪૬. જ્યારે ફરિશ્તાઓએ કહ્યું 'હે મરિયમ, અલ્લાહ તને પોતાના એક વચન દ્વારા (એક પુત્રની) ખુશ ખબર આપે છે; જેનું નામ હશે મસિહ [૨૫] ઈસા ઈબને [૨૬] મરિયમ. તે આ દુનિયામાં સન્માન પામશે અને આખેરતમાં પણ, અને તે (અલ્લાહની) નઝદીકી પ્રાપ્ત કરનારાઓમાંનો હશે.

وَ يُكَلِّمُ النَّاسَ فِى الْمَهْدِ وَ كَهْلًا وَّ مِنَ الصّٰلِحِيْنَ ﴿۴۷﴾

૪૭. અને તે પારણામાં (બાળવયમાં) લોકો સાથે વાતો કરશે અને પુખ્ત ઉમરે પણ, અને તે પરહેઝગારોમાંનો હશે.

قَالَتْ رَبِّ اَنّٰى يَكُوْنُ لِىْ وَلَدٌ وَّ لَمْ يَمْسَسْنِىْ بَشَرٌ ؕ قَالَ كَذٰلِكِ اللّٰهُ يَخْلُقُ مَا يَشَآءُ ؕ اِذَا قَضٰٓى اَمْرًا فَاِنَّمَا يَقُوْلُ لَهٗ كُنْ فَيَكُوْنُ ﴿۴۸﴾

૪૮. તેણીએ કહ્યું 'હે મારા પરવરદિગાર, મને પુત્ર પ્રાપ્તિ કેમ થઈ શકે જ્યારે મને કોઈ પુરુષે સ્પર્શ [૨૭] સુદ્ધાં નથી કર્યો?' તેણે કહ્યું આ તો અલ્લાહનું કરવું છે. તે ચાહે તેનું સર્જન કરે છે. જ્યારે તે નિર્ણય કરે છે, તો (એટલું જ) કહે છે 'થઈ જા' અને તે થઈ જાય છે.

---

૨૫. 'મસિહ'નું મૂળ મસાહા છે, મસિહનો અર્થ 'શુદ્ધ કરવું, સ્વચ્છ કરવું અથવા માલિશ કરવી. બીજા અર્થોમાં 'ધરતી ઉપર પ્રવાસ ખેડનાર,' 'અલ્લાહની કૃપા પ્રાપ્ત કરનાર' 'પાકીઝગી, કૃપા મેળવી પ્રવાસ કરનાર', જે ગુણોના આધારે હઝરત ઈસા(અ)ને મસિહ કહેવામાં આવ્યા છે. વર્તમાન સમયમાં સંશોધનોના આધારે સાબિત કરવામાં આવ્યું છે કે હઝરત ઈસા (અ)ને જીવતા સૂળીએથી ઉતારી લીધા પછી તેમની સારવાર થઈ ગયા બાદ તેઓ દેશમાંથી ચાલ્યા ગયા હતા અને લાંબી મુસાફરી પછી કાશ્મિરમાં વસતા બની ઈસરાઈલના એક કબીલામાં જઈ તેમણે ઉપદેશ આપ્યો હતો. આ હકીકતનો ઈશારો કુરઆને મજીદમાં સૂરાહ અલ-મો'મિનૂન આયત ૫૧માં છે ફરમાવ્યું છે 'અમે મરિયમના પુત્રને અને તેની માતાને એક નિશાની બનાવી, અને તેમને એક ઊંચા (હરીયાળા પહાડી) પ્રદેશમાં આશરો આપ્યો, જ્યાં સદા ઝરણાં વહેતા રહે છે.' શું આ જન્નતનું દ્રષ્ટ છે અથવા આ દુન્યાનું? બેશક આ કાશ્મિરનું ચિત્ર છે. હઝરત ઈસા (અ)ના ત્યાં વસવાટનો પુરાવો તેમની શ્રીનગરની કબર છે.

૨૬. ઈસા હિબ્રૂ નામ યશુથી નીકળ્યું છે. તેમનું જીસસ નામ ગ્રીકના જોશુઆ અથવા જેસુઆથી નીકળ્યું છે.

૨૭. પુત્રની પ્રાપ્તિને સાધારણ રીતે સૌભાગ્ય માનવામાં આવે છે,પરંતુ હઝરત મરિયમે પોતાનું જીવન ચર્ચની સેવામાં અર્પણ કર્યું હતું અને તેમને વિવાહિત જીવનની કોઈ ઝંખના ન હતી. આ અણધાર્યા સંજોગોમાં જ્યારે ચર્ચના મોવડીઓને હઝરત મરિયમ ગર્ભવતી હોવાની જાણ થઈ તો તેમણે તમામ ૧૪

وَيُعَلِّمُهُ الْكِتٰبَ وَالْحِكْمَةَ وَالتَّوْرٰىةَ وَالْاِنْجِيْلَ ﴿٤٩﴾

૪૯. 'અને તે તેને કિતાબ અને હિકમત, અને તૌરાત અને ઈન્જીલનું જ્ઞાન આપશે.

وَرَسُوْلًا اِلٰى بَنِيْٓ اِسْرَآءِيْلَ ۙ۬ اَنِّيْ قَدْ جِئْتُكُمْ بِاٰيَةٍ مِّنْ رَّبِّكُمْ ۙ اَنِّيْٓ اَخْلُقُ لَكُمْ مِّنَ الطِّيْنِ كَهَيْـَٔةِ الطَّيْرِ فَاَنْفُخُ فِيْهِ فَيَكُوْنُ طَيْرًاۢ بِاِذْنِ اللّٰهِ ۚ وَاُبْرِئُ الْاَكْمَهَ وَالْاَبْرَصَ وَاُحْيِ الْمَوْتٰى بِاِذْنِ اللّٰهِ ۚ وَاُنَبِّئُكُمْ بِمَا تَاْكُلُوْنَ وَمَا تَدَّخِرُوْنَ ۙ فِيْ بُيُوْتِكُمْ ۭ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً لَّكُمْ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿٥٠﴾

૫૦. ''અને (તેને) બની ઈસરાઈલ તરફ રસૂલ[૨૮] નીમશે, (તે કહેશે) 'હું તમારી તરફ તમારા પાલનહારની એક નિશાની લઈને આવ્યો છું, કે હું તમારી સામે કાદવમાંથી એક પક્ષીના[૨૯] આકારનું (પ્રાણી) પેદા કરીશ અને તેમાં (પ્રાણ) ફૂંકીશ (જેના પરિણામે) તે અલ્લાહની આજ્ઞા અનુસાર ઉડવા માંડશે અને હું અલ્લાહના આદેશથી આંધળાઓને અને કોઢીઓને સાજા[૩૦] કરીશ. અને મુર્દાઓને જીવંત[૩૧] કરીશ અને જે કંઈ તમે ખાધું હશે અને જે કંઈ તમે ઘરમાં સંઘરી રાખ્યું હશે તે સર્વ હું કહી દઈશ. બેશક, જો તમે મોમિન છો તો તમારા માટે તેમાં નિશાની સમાયેલી છે.

وَمُصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيَّ مِنَ التَّوْرٰىةِ وَلِاُحِلَّ لَكُمْ بَعْضَ الَّذِيْ حُرِّمَ عَلَيْكُمْ وَجِئْتُكُمْ بِاٰيَةٍ مِّنْ رَّبِّكُمْ ۣ فَاتَّقُوا اللّٰهَ وَاَطِيْعُوْنِ ﴿٥١﴾

૫૧. 'અને જે મારી પહેલાં આવ્યું છે, અર્થાત તૌરાત, હું તેને પરિપૂર્ણ[૩૨] કરવા, અને કેટલુંક તમારા માટે હરામ ઠરાવવામાં આવ્યું હતું તેને હલાલ કરવા, અને તમારા પરવરદિગાર તરફથી તમારા માટે નિશાની લઈને આવ્યો છું. માટે સંયમ ધારણ કરો અને મારી આજ્ઞાઓનું પાલન કરો.

---

વર્ષની અને તેનાથી ઉપરની ઉંમરની કન્યાઓને તેમના માતાપિતાના ઘરે મોકલાવવાનો પ્રબંધ કર્યો. પરંતુ હઝરત મરિયમે જવાથી ઈન્કાર કર્યો. ચર્ચના નિયમો વિરૂદ્ધ આ પરિસ્થિતિ હોવાથી ચર્ચની આબરૂ સાચવવા ચર્ચના મોવડીઓએ તેમની ઈચ્છા વિરૂદ્ધ તેમને જોસફ ધ કારપેન્ટર નામની વ્યકિત સાથે પરણાવી દીધા.

૨૮. હઝરત ઈસા (અ)નો સંદેશ માત્ર બની ઈસરાઈલ સુધી જ મર્યાદિત હતો.

૨૯. 'તાઈર' અર્થાત પક્ષીની અલંકારીક ઉપમા ઉચ્ચ કક્ષાના સદગુણો ધરાવનારી વ્યકિત ગણાય છે. હઝરત ઈસા(અ)એ મુર્દા સમાન માનવતામાંબોધરૂપી પ્રાણ ફૂંકી તેમને અલ્લાહના નેક બંદા બનાવવાનું વચન આપ્યું.

૩૦. આંધળાઓ અને કોઢીઓને સાજા કરવાનો અર્થ છે કે તે લોકોને ઈરફાન (દિવ્યચક્ષુ) આપશે અને તેમના રૂહાની (અંતકરણ)ના રોગોને દૂર કરશે.

૩૧. મરી પરવારેલી રૂહોમાં નવું ચેતન રેડશે. જીવન તથા મરણ તો ફકત અલ્લાહના જ હાથમાં છે, જેના પુરાવાઓ કુરઆન મજીદમાં અનેક સ્થળે જોવામાં આવે છે.

૩૨. હઝરત ઈસા (અ)નો ઉપદેશ તૌરાતના નિયમો જે હઝરત મૂસા (અ) લાવ્યા હતા તેમનું પાલન કરાવવા સુધી મર્યાદિત હતો. મુસ્વી શરીયતને તેઓ સજીવન કરવા માટે આવ્યા હતા.

إِنَّ اللَّهَ رَبِّي وَرَبُّكُمْ فَاعْبُدُوهُ ۗ هَٰذَا صِرَاطٌ مُّسْتَقِيمٌ ﴿٥٢﴾

૫૨. ખરેજ, અલ્લાહ મારો રબ છે અને તમારો પણ, માટે તેની ઈબાદત કરો. અને આ જ સીધો રસ્તો છે.'

فَلَمَّا أَحَسَّ عِيسَىٰ مِنْهُمُ الْكُفْرَ قَالَ مَنْ أَنصَارِي إِلَى اللَّهِ ۖ قَالَ الْحَوَارِيُّونَ نَحْنُ أَنصَارُ اللَّهِ آمَنَّا بِاللَّهِ وَاشْهَدْ بِأَنَّا مُسْلِمُونَ ﴿٥٣﴾

૫૩. અને જ્યારે ઈસાએ તેમની નાફરમાની(ના લક્ષણો) જોઈ લીધા, તો તેણે કહ્યું 'અલ્લાહના તરફથી મારા સહાયકર્તા કોણ થશે?' તેમના અનુયાયીઓએ કહ્યું 'અમે અલ્લાહના સહાયક છીએ, અને અલ્લાહ ઉપર ઈમાન લાવ્યા છીએ. અને તને સાક્ષી રાખીએ છીએ કે અમે તાબેદાર છીએ.

رَبَّنَا آمَنَّا بِمَا أَنزَلْتَ وَاتَّبَعْنَا الرَّسُولَ فَاكْتُبْنَا مَعَ الشَّاهِدِينَ ﴿٥٤﴾

૫૪. 'હે અમારા પરવરદિગાર, તેં જે ઊતાર્યું છે, અમે તેના ઉપર ઈમાન લાવી ચૂકયા છીએ અને અમે આ રસૂલનું અનુસરણ કરીએ છીએ. માટે અમારું નામ સાક્ષી આપનારાઓમાં લખી લે'.

وَمَكَرُوا وَمَكَرَ اللَّهُ ۖ وَاللَّهُ خَيْرُ الْمَاكِرِينَ ﴿٥٥﴾ ع

૫૫. પછી તેઓ (મસિહના વિરૂદ્ધ) તદબિરો કરવા લાગ્યા અને અલ્લાહે પણ તદબિરો કરી, પરંતુ અલ્લાહ સર્વોત્તમ તદબિરો[33] કરનારો છે.

إِذْ قَالَ اللَّهُ يَا عِيسَىٰ إِنِّي مُتَوَفِّيكَ وَرَافِعُكَ إِلَيَّ وَمُطَهِّرُكَ مِنَ الَّذِينَ كَفَرُوا وَجَاعِلُ الَّذِينَ

૫૬. (તે સમયને યાદ કર) જ્યારે અલ્લાહે ફરમાવ્યું 'હે ઈસા, હું તને મૃત્યુ[34] આપીશ અને તને મારા તરફ ઉચ્ચપદે[35] ઉઠાવીશ, અને તને ન

૩૩. હઝરત ઈસા (અ)ને સમાજ તથા ધર્મના ઈજારદારોએ અસહ્ય દુ:ખો આપ્યા હતા. બની ઈસરાઈલની માન્યતા પ્રમાણે નબીનું સૂળી ઉપર મૃત્યુ લા'નતી ગણાય છે જે શાપિત અંતથી હઝરત ઈસા(અ)ને ખોટો ઠરાવી ઝલીલ કરવા માટે યહૂદીઓએ તેમને સૂળી ઉપર ચડાવી મારી નાખવાની યોજના ઘડી, પરંતુ અલ્લાહે તેમને આ લા'નતી મોતથી બચાવી લીધા હતા, અને તેમને કાશ્મિરમાં પૂખ્ત ઉમરે કુદરતી મૃત્યુ આવ્યું હતું.

૩૪. 'મુતવ્વફીકા' મૂળ શબ્દ 'તવ્વફી'થી નીકળ્યો છે જેનો અર્થ 'જીવ કાઢવો' થાય છે. આ શબ્દના ભાવાર્થ સાથે ઈસ્લામી આલમની તમામ આલીમ હસ્તીઓ સહમત છે. હઝરત ઈમામ માલિક, ઈબને અબ્બાસ, ઈમામ બુખારી, ઈમામ ઈબ્ને હાઝમ, ઈમામ ઈબને કાયમ, કદાદાહ, વહાબ, તેમજ કુરઆન મજીદમાં પણ ૨૪ વાર આ શબ્દનો એવો જ ભાવાર્થ લેવામાં આવ્યો છે. માટે કેવળ હઝરત ઈસા (અ) માટે આ શબ્દનો જુદો ભાવાર્થ ઘડી કાઢવો ન્યાય ગણાશે નહિ બીજું, આંહઝરત સ.અ.સ.ની હદીસ છે કે જો મૂસા (અ) અને ઈસા (અ) આજે જીવતા હોત તો તેમને મારી પૈરવી કરવી પડત. (કસીર). ત્રીજાું, આંહઝરત સ.અ.સ.એ હઝરત ઈસા (અ)ની ઉંમર ૧૨૦ વર્ષની જણાવી છે. (કિન્ઝુલઅમાલ વો.૬) સૂરાહ અંબીયામાં આયત ૩૫માં અલ્લાહે ફરમાવ્યું છે કે અમે તારી પહેલાં કોઈ ઈન્સાનને સદા રહેનારું અપૂર્વ જીવન નથી અર્પણ કર્યું, તો જો તું મૃત્યુ પામીશ તો શું તેઓ હમેશાં માટે જીવતા રહેશે?

૩૫. અહીં 'રફાઅ'નો શબ્દ ઉપયોગમાં લેવાયેલો છે જેનો અર્થ 'બુલંદી' 'ઉચ્ચપદ કે ઉચ્ચસ્થાન', 'પ્રતિષ્ઠાનાં શિખરો' 'માન આદર' 'ઈઝઝતની પરાકાષ્ઠા' વગેરે ગણાય છે. અને અલ્લાહનું એમ

اتَّبَعُوكَ فَوْقَ الَّذِينَ كَفَرُوا إِلَى يَوْمِ الْقِيَامَةِ ثُمَّ إِلَيَّ مَرْجِعُكُمْ فَأَحْكُمُ بَيْنَكُمْ فِيمَا كُنْتُمْ فِيهِ تَخْتَلِفُونَ ﴿٥٥﴾

માનનારાઓ(ના ગંદા ઇલ્ઝામો)થી પવિત્ર કરીશ, અને તારા માનનારાઓને ઈન્કાર કરનારાઓ ઉપર કયામતના દિવસ પર્યંત અધિકાર આપીશ; પછી તમારે મારી તરફ પાછું ફરવાનું છે, ત્યારે હું તમારા વચ્ચેના મતભેદોનો ચૂકાદો આપીશ.

فَأَمَّا الَّذِينَ كَفَرُوا فَأُعَذِّبُهُمْ عَذَابًا شَدِيدًا فِي الدُّنْيَا وَالْآخِرَةِ وَمَا لَهُمْ مِنْ نَاصِرِينَ ﴿٥٦﴾

૫૭. પછી જેમણે કુફ્ર કર્યું હશે તેમને હું સખત અઝાબ દ્વારા આ દુનિયામાં સઝા આપીશ અને આખેરતમાં પણ, અને તેમને કોઈ મદદ કરનાર નહિ મળે.

وَأَمَّا الَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ فَيُوَفِّيهِمْ أُجُورَهُمْ وَاللَّهُ لَا يُحِبُّ الظَّالِمِينَ ﴿٥٧﴾

૫૮. અને જે લોકો ઈમાન લાવ્યા હશે અને નેક કામો કર્યા હશે તેમને (તેમના કામોનો) તે પૂરેપૂરો બદલો આપશે. બેશક અલ્લાહ ઝાલિમોને પસંદ નથી કરતો.'

ذَلِكَ نَتْلُوهُ عَلَيْكَ مِنَ الْآيَاتِ وَالذِّكْرِ الْحَكِيمِ ﴿٥٨﴾

૫૯. આજ કારણે અમે તને આયતો તેમજ હિકમતવાળો ઉપદેશ વાંચી સંભળાવીએ છીએ.

إِنَّ مَثَلَ عِيسَى عِنْدَ اللَّهِ كَمَثَلِ آدَمَ خَلَقَهُ مِنْ تُرَابٍ ثُمَّ قَالَ لَهُ كُنْ فَيَكُونُ ﴿٥٩﴾

૬૦. ખરે જ, ઈસાની સ્થિતિ અલ્લાહ પાસે આદમ(૩૬) જેવી જ છે. જેને તેણે માટીમાંથી સર્જ્યો, પછી તેને કહ્યું 'થઈજા' અને તે બની ગયો.

الْحَقُّ مِنْ رَبِّكَ فَلَا تَكُنْ مِنَ الْمُمْتَرِينَ ﴿٦٠﴾

૬૧. આ તારા પાલનહાર તરફથી આવેલું સત્ય છે, માટે તેના વિષે શંકામાં પડનારાઓમાંનો તું ન થજે.

فَمَنْ حَاجَّكَ فِيهِ مِنْ بَعْدِ مَا جَاءَكَ مِنَ الْعِلْمِ

૬૨. હવે તેના વિશે જ્ઞાન મળ્યા પછી પણ જો કોઈ તારી સાથે વિવાદ કરે તો તેને તું કહી દે 'આવો,

---

ફરમાવવું 'કે મારા ઉચ્ચસ્થાને' અથવા 'મારી પાસે ઉઠાવી લઈશ'થી જો ઉપર આસમાને ઉઠાવી લેવાનું ગણાતું હોય તો અલ્લાહ માત્ર ઉપર જ નથી, કે જ્યાં હઝરત ઈસા (અ)ને ઉઠાવી લઈ જવાનો સવાલ ઉભો થાય, અલ્લાહ તો સર્વત્ર છે, સર્વ વસ્તુમાં છે. જેમ આકાશોમાં છે તેમજ ધરતીમાં પણ છે. બીજું, હઝરત ઈસા(અ)ને પહેલાં મૃત્યુ આપીને પછી ઉપર ઉઠાવી જવાનું શું કારણ હશે? કેમ પહેલાં ઉઠાવી લીધા પછી બાદમાં મૃત્યુ આપવામાં ન આવે? મૃત્યુ આપી પછી તેમને મરેલી હાલતમાં ઉપર લઈ જવાનો શો હેતુ હશે?

હકીકતમાં હઝરત ઈસા (અ)ને અલ્લાહે લા'નતી મૃત્યુથી બચાવી કુદરતી મૃત્યુ આપવાનો વાયદો કર્યો અને તેમની ઈઝઝતને બુલંદીનું સ્થાન આપવાનો વાયદો કર્યો. અને તે બૂલંદી પછી મોત આપવાનો વાયદો કર્યો છે.

૩૬. અહીં આદમથી 'માનવજાતિ'નો અર્થ લેવાશે. અને આ આયતથી એવું સમજાવવામાં આવ્યું છે કે હઝરત ઈસા (અ) હઝરત આદમ (અ)ની જેમ, અને બીજા ઈન્સાનોની જેમ માટીમાંથી સર્જાએલા હતા, તેમણે પણ બીજાની જેમ માતાની કુખમાંથી જન્મ લીધો હતો અને તેમનો અંત પણ બીજાની જેમજ નિર્મિત છે.

فَقُلْ تَعَالَوْا نَدْعُ اَبْنَآءَنَا وَاَبْنَآءَكُمْ وَنِسَآءَنَا وَنِسَآءَكُمْ وَاَنْفُسَنَا وَاَنْفُسَكُمْ ثُمَّ نَبْتَهِلْ فَنَجْعَلْ لَّعْنَتَ اللّٰهِ عَلَى الْكٰذِبِيْنَ ﴿٦١﴾

અમે અમારા પુત્રોને અને તમે તમારા પુત્રોને, અમે અમારી સ્ત્રીઓને અને તમે તમારી સ્ત્રીઓને (સૌ) બોલાવીએ, પછી અમારા લોકો અને તમારા લોકો સર્વ ભેગા મળી કરગરીને દુઆ[૩૭] કરીએ કે જે જૂઠા હોય તેમના ઉપર અલ્લાહની લા'નત પડે.'

اِنَّ هٰذَا لَهُوَ الْقَصَصُ الْحَقُّ ۚ وَمَا مِنْ اِلٰهٍ اِلَّا اللّٰهُ ۚ وَاِنَّ اللّٰهَ لَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿٦٢﴾

૬૩. બેશક આ એક સત્ય ઘટના છે. અલ્લાહ સિવાય કોઈ અન્ય ઈબાદતના લાયક નથી, ખરેખર અલ્લાહ જ સર્વ સમર્થ (અને) હિકમતવાળો છે.

فَاِنْ تَوَلَّوْا فَاِنَّ اللّٰهَ عَلِيْمٌۢ بِالْمُفْسِدِيْنَ ﴿٦٣﴾

૬૪. છતાં જો તેઓ મુખ ફેરવી લે તો (યાદ રાખો) અલ્લાહ ફિસાદ ફેલાવનારાઓને સારી પેઠે જાણે છે. (રુકૂઅ - ૬)

قُلْ يٰٓاَهْلَ الْكِتٰبِ تَعَالَوْا اِلٰى كَلِمَةٍ سَوَآءٍۢ بَيْنَنَا وَبَيْنَكُمْ اَلَّا نَعْبُدَ اِلَّا اللّٰهَ وَلَا نُشْرِكَ بِهٖ شَيْـًٔا وَّلَا يَتَّخِذَ بَعْضُنَا بَعْضًا اَرْبَابًا مِّنْ دُوْنِ اللّٰهِ ۗ فَاِنْ تَوَلَّوْا فَقُوْلُوا اشْهَدُوْا بِاَنَّا مُسْلِمُوْنَ ﴿٦٤﴾

૬૫. તું કહે 'હે એહલે કિતાબ, એક એવી વાત ઉપર આવી જાઓ જે તમારી અને અમારી વચ્ચે એકસમાન,[૩૮] સામાન્ય હોય, કે આપણે અલ્લાહ સિવાય કોઈ અન્યની ઈબાદત નહિ કરીએ અને આપણે કોઈ અન્યને તેનો શરીક નહિ ઠરાવીએ, અને આપણામાંથી કોઈ પણ અલ્લાહ સિવાય કોઈ બીજાને પોતાનો પાલનહાર નહિ માને.' પણ જો તેઓ ફરીને ચાલ્યા જાય, તો તું તેમને કહી દે 'તમે સાક્ષી રહેજો કે અમે (અલ્લાહના) તાબેદાર છીએ.'

يٰٓاَهْلَ الْكِتٰبِ لِمَ تُحَآجُّوْنَ فِيْٓ اِبْرٰهِيْمَ وَمَآ اُنْزِلَتِ التَّوْرٰىةُ وَالْاِنْجِيْلُ اِلَّا مِنْۢ بَعْدِهٖ ۗ اَفَلَا تَعْقِلُوْنَ ﴿٦٥﴾

૬૬. હે એહલે કિતાબ, તમે ઈબ્રાહીમ વિશે કેમ મતભેદ કરો છો, જ્યારે તૌરાત અને ઈન્જીલ તો તેમના પછી જ ઊતરી હતી? શું તમે એટલું પણ નથી સમજતા?

૩૭. આ આયતનો ઈશારો આંહઝરત સ.અ.સ. અને ઈસાઈઓના ૬૦ સભ્યોના એક પ્રતિનિધિમંડળ, જેની આગેવાની અબ્દુલમસીહ 'અલ આકીબે' કરી હતી, તેમની વચ્ચે મહત્વના સવાલો વિષેની ચર્ચા તરફ છે. ઈસાઈઓ પોતાના ભ્રમણાભર્યા વિચારોને હઠાગ્રહથી વળગી રહ્યા હતા ત્યારે આંહઝરત (સ)એ આ આસમાની ફરમાનના આધારે તેમને દુઆ કરવાનું આમંત્રણ આપ્યું હતું, જેનો તેમણે અસ્વીકાર કર્યો હતો કારણ કે તેમને પોતાની માન્યતાઓમાં પૂરો વિશ્વાસ ન હતો. (ઝુરકાની). અહીં એક અગત્યની બાબતનો ઉલ્લેખ કરવો અસ્થાને નહિ ગણાય કે આ વાતચીત દરમિયાન ઈસાઈઓની ઈબાદતનો સમય થતાં આંહુઝુર (સ)એ તેમને મસ્જિદમાં જ ઈબાદત કરવાની પરવાનગી આપી હતી. તેમણે પૂર્વ તરફ મુખ રાખી ઈબાદત કરી હતી. આ ઐતિહાસિક ઘટના ઈસ્લામના મહાન પયગમ્બર (સ.અ.સ.)ની સહિષ્ણુતા અને વિધર્મીઓની ધર્મભાવનાની કદર કરવાનો પુરાવો છે.

૩૮. આ આયતનું એવું તાત્પર્ય લેવું કે ઈસ્લામમાં જૂદાઈઝમ, કે ઈસાઈઅત વચ્ચે કોઈ સમાધાન કરવાનો અહીં સંકેત છે તો તે ભૂલ ભરેલું છે. વાસ્તવમાં અલ્લાહમાં ઈમાન રાખનારા પાસેથી તેના આદેશો સમજવાની અને ભ્રમણાઓથી બચવાની કે ફરેબી તદબીરો વેગળા રહેવાની આશા રાખતા, તેમને ઈસ્લામની સચ્ચાઈ સમજવાની તક મળી રહે અને તેમને ઈસ્લામનો સ્વીકાર કરવાનો મોકો મળે.

૬૭. સાંભળો! તમે તે છો જે એક વસ્તુનું જ્ઞાન ધરાવતા હોવા છતાં તેના વિશે વિવાદ કરતા રહો છો, પરંતુ જે બાબતનું તમને જ્ઞાન નથી તેના વિશે શા માટે તમે વિવાદ કરવા મંડયા છો? જ્યારે અલ્લાહ (સર્વ) જાણે છે જે તમે નથી જાણતા.

૬૮. ઈબ્રાહીમ ન તો યહૂદી હતો ન ઈસાઈ હતો, પરંતુ તે નિત્ય અલ્લાહને નમનારો, તાબેદાર બંદો હતો, અને કોઈને તેના શરીક ઠરાવનારામાંનો ન હતો

૬૯. ખરેજ લોકોમાંથી ઈબ્રાહીમની નજીક તેજ છે જેણે તેનું અનુસરણ કર્યું તેમજ આ રસૂલ અને તેના માનનારા પણ (તેની નજીક છે). બેશક, અલ્લાહ મોમિનોનો દોસ્ત છે.

૭૦. એહલે કિતાબમાંનો એક વર્ગ તમને ગુમરાહ કરવાની આશાઓ રાખી બેઠો છે. હકીકતમાં તેઓ સ્વયં પોતાને જ ગુમરાહ કરી રહ્યા છે જેનું તેમને (મુદ્દલ) ભાન નથી.

૭૧. હે એહલે કિતાબ! તમે શા માટે અલ્લાહની આયતોનો અસ્વીકાર કરો છો જ્યારે તમે પોતે તેના સાક્ષી છો?

૭૨. હે એહલે કિતાબ! તમે શા માટે સત્યને અસત્ય સાથે ભેળવો છો અને જાણી જોઈને સત્યને શા માટે છુપાવો છો? (રુકૂઅ - ૭)

૭૩. અને એહલે કિતાબમાંનો એક વર્ગ કહે છે 'ઈમાન લાવનારા ઉપર જે ઊતારવામાં આવ્યું છે તેમાં સવારમાં ઈમાન લઈ આવો અને દિવસ ઢળતાં તેનો ઈન્કાર કરી દો. સંભવ છે કે આવું કરવાથી (તેમને પણ ઈમાનથી) ફેરવી શકાય.

૭૪. 'અને જે તમારા દીનમાં ભળી જાય તેના સિવાય કોઈનું કહ્યું ન માનો' તું તેમને કહે 'બેશક (ખરી) હિદાયત અલ્લાહની હિદાયત છે, જેવી (હિદાયત) તમને મળી હોય તેવી જ (હિદાયત) જો બીજાને આપવામાં આવે તો શું (તમને ભય છે કે) કયાંક તેઓ તમારા પાલનહાર સમક્ષ તમારી સામે વિવાદ કરશે? તું કહી દે, 'અવશ્ય સર્વ કૃપાઓ અલ્લાહના હાથમાં છે. તે જેને ચાહે અર્પણ કરે છે અને અલ્લાહ મહાઉદાર (અને) સર્વજ્ઞ છે.

هَٰٓأَنتُمْ هَٰٓؤُلَآءِ حَٰجَجْتُمْ فِيمَا لَكُم بِهِۦ عِلْمٌ فَلِمَ تُحَآجُّونَ فِيمَا لَيْسَ لَكُم بِهِۦ عِلْمٌ ۚ وَٱللَّهُ يَعْلَمُ وَأَنتُمْ لَا تَعْلَمُونَ ٦٧

مَا كَانَ إِبْرَٰهِيمُ يَهُودِيًّا وَلَا نَصْرَانِيًّا وَلَٰكِن كَانَ حَنِيفًا مُّسْلِمًا وَمَا كَانَ مِنَ ٱلْمُشْرِكِينَ ٦٨

إِنَّ أَوْلَى ٱلنَّاسِ بِإِبْرَٰهِيمَ لَلَّذِينَ ٱتَّبَعُوهُ وَهَٰذَا ٱلنَّبِىُّ وَٱلَّذِينَ ءَامَنُوا۟ ۗ وَٱللَّهُ وَلِىُّ ٱلْمُؤْمِنِينَ ٦٩

وَدَّت طَّآئِفَةٌ مِّنْ أَهْلِ ٱلْكِتَٰبِ لَوْ يُضِلُّونَكُمْ وَمَا يُضِلُّونَ إِلَّآ أَنفُسَهُمْ وَمَا يَشْعُرُونَ ٧٠

يَٰٓأَهْلَ ٱلْكِتَٰبِ لِمَ تَكْفُرُونَ بِـَٔايَٰتِ ٱللَّهِ وَأَنتُمْ تَشْهَدُونَ ٧١

يَٰٓأَهْلَ ٱلْكِتَٰبِ لِمَ تَلْبِسُونَ ٱلْحَقَّ بِٱلْبَٰطِلِ وَتَكْتُمُونَ ٱلْحَقَّ وَأَنتُمْ تَعْلَمُونَ ٧٢

وَقَالَت طَّآئِفَةٌ مِّنْ أَهْلِ ٱلْكِتَٰبِ ءَامِنُوا۟ بِٱلَّذِىٓ أُنزِلَ عَلَى ٱلَّذِينَ ءَامَنُوا۟ وَجْهَ ٱلنَّهَارِ وَٱكْفُرُوٓا۟ ءَاخِرَهُۥ لَعَلَّهُمْ يَرْجِعُونَ ٧٣

وَلَا تُؤْمِنُوٓا۟ إِلَّا لِمَن تَبِعَ دِينَكُمْ قُلْ إِنَّ ٱلْهُدَىٰ هُدَى ٱللَّهِ أَن يُؤْتَىٰٓ أَحَدٌ مِّثْلَ مَآ أُوتِيتُمْ أَوْ يُحَآجُّوكُمْ عِندَ رَبِّكُمْ ۗ قُلْ إِنَّ ٱلْفَضْلَ بِيَدِ ٱللَّهِ يُؤْتِيهِ مَن يَشَآءُ ۗ وَٱللَّهُ وَٰسِعٌ عَلِيمٌ ٧٤

يَخْتَصُّ بِرَحْمَتِهِ مَن يَشَآءُ ۗ وَاللّٰهُ ذُو الْفَضْلِ الْعَظِيمِ ﴿٧٥﴾

૭૫. 'તે પોતાની રેહમત માટે જેને ચાહે પસંદ કરે છે. અને અલ્લાહ બેહદ કૃપાળુ છે.'

وَمِنْ اَهْلِ الْكِتٰبِ مَنْ اِنْ تَاْمَنْهُ بِقِنْطَارٍ يُّؤَدِّهٖٓ اِلَيْكَ ۚ وَمِنْهُمْ مَّنْ اِنْ تَاْمَنْهُ بِدِيْنَارٍ لَّا يُؤَدِّهٖٓ اِلَيْكَ اِلَّا مَا دُمْتَ عَلَيْهِ قَآئِمًا ۗ ذٰلِكَ بِاَنَّهُمْ قَالُوْا لَيْسَ عَلَيْنَا فِي الْاُمِّيّٖنَ سَبِيْلٌ ۚ وَيَقُوْلُوْنَ عَلَى اللّٰهِ الْكَذِبَ وَهُمْ يَعْلَمُوْنَ ﴿٧٦﴾

૭૬. એહલે કિતાબમાંનો (કોઈ) એવો પણ છે જેની પાસે જો તું ઢગલો અમાનત રાખીશ તો તે તને (અવશ્ય) પાછી આપી દેશે, અને તેમની વચ્ચે કોઈ એવો પણ છે જેમની પાસે જો તું એક દીનાર પણ અમાનત[૩૯] રાખીશ તો તે તને પાછી નહિ આપે, જ્યાં સુધી કે તું તેના માથે ઉભો ન રહે. કારણ કે તેઓ કહે છે 'નિરક્ષર લોકોની (લેવડ દેવડના) સંબંધમાં અમને કોઈ પૂછપરછ[૪૦] નહિ થાય.' અને તેઓ જાણી જોઈને અલ્લાહની બાબતમાં જૂઠું બોલતા હોય છે.

بَلٰى مَنْ اَوْفٰى بِعَهْدِهٖ وَاتَّقٰى فَاِنَّ اللّٰهَ يُحِبُّ الْمُتَّقِيْنَ ﴿٧٧﴾

૭૭. હકીકતમાં જો કોઈ પોતાના કરારોને પૂરા કરે અને સંયમ ધારણ કરે, તો બેશક અલ્લાહ પરહેઝગારોને ચાહનાર છે.

اِنَّ الَّذِيْنَ يَشْتَرُوْنَ بِعَهْدِ اللّٰهِ وَاَيْمَانِهِمْ ثَمَنًا قَلِيْلًا اُولٰٓئِكَ لَا خَلَاقَ لَهُمْ فِي الْاٰخِرَةِ وَلَا يُكَلِّمُهُمُ اللّٰهُ وَلَا يَنْظُرُ اِلَيْهِمْ يَوْمَ الْقِيٰمَةِ وَلَا يُزَكِّيْهِمْ ۠ وَلَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿٧٨﴾

૭૮. જે લોકો અલ્લાહ સાથે કરેલા કરાર તથા લીધેલા શપથના બદલામાં નજીવી કિંમત વસૂલ કરે છે, તેમને આખેરતમાં કોઈ હિસ્સો નહિ મળે, અને કયામતના દિવસે ન તો અલ્લાહ તેમની સાથે બોલશે અને ન તો તેમની તરફ જોશે, ન તો તેમને (ગુનાહોથી) પાક કરશે. અને તેમના માટે બહુજ દર્દનાક અઝાબ મુકર્રર છે.

وَاِنَّ مِنْهُمْ لَفَرِيْقًا يَّلْوٗنَ اَلْسِنَتَهُمْ بِالْكِتٰبِ لِتَحْسَبُوْهُ مِنَ الْكِتٰبِ وَمَا هُوَ مِنَ الْكِتٰبِ ۚ وَيَقُوْلُوْنَ

૭૯. અને બેશક, તેઓ વચ્ચે એક એવો વર્ગ પણ છે જે કિતાબ (તૌરાત)ના વાંચન સમયે પોતાની જીભને એવા વળ[૪૧] આપી ઉચ્ચારે છે કે તમે તેને

---

૩૯. આ ઈનસાનની એક બહુ જ હલકી કોટીની ફિતરત (પ્રકૃતિ) છે. કોઈની સાથે વાંધો ઉભો થાય તો તેનો હક્ક પણ પચાવી જવામાં પાપ નથી સમજતા. યહૂદીઓમાં આ રીત પ્રચલિત હતી અને તેઓ અશિક્ષિત તથા બિન યહૂદીઓનો માલ યહૂદીઓ માટે હલાલ સમજતા હતા.

૪૦. વર્તમાન સમયના સમૃદ્ધ સમાજમાં એક જૂથ બીજા જૂથને દુશ્મન ઠરાવી બીજાના ઘર, માલમત્તા લૂંટફાટ કરી કે વેપાર વ્યવહાર દ્વારા પચાવી પાડવાને સવાબ સમજે છે. આવા બનાવો મઝહબી તકરકાબાજી (તકરારો)ના બહાનાની આડમાં સ્યાસી લાભ ખાતર રમખાણો તથા કોમી તોફાનો દુનિયાભરમાં અવારનવાર થતા રહે છે.

૪૧. આંહઝરત સ.અ.સ.ના સમયમાં યહૂદીઓ તૌરાતનું વાંચન કરવા દરમિયાન પોતાના તરફથી ધારે તે વધારાના ભાષણો આપતા અને પોતાના તરફથી ઉમેરો કરી દેતા હતા જેને સાંભળનારા અજાણતામાં તૌરાતનો ભાગ સમજી લેતા હતા.

هُوَ مِنْ عِنْدِ اللّٰهِ وَمَا هُوَ مِنْ عِنْدِ اللّٰهِ ۚ وَيَقُولُونَ عَلَى اللّٰهِ الْكَذِبَ وَهُمْ يَعْلَمُونَ ﴿٧٩﴾

કિતાબનો એક ભાગ ધારી લો, જો કે તે (ભાગ) કિતાબમાંથી નથી; (છતાં) તેઓ કહે છે કે તે અલ્લાહ તરફથી છે, તે અલ્લાહ તરફથી નથી, અને અલ્લાહ વિશે તેઓ જાણી જોઈને જૂઠું બોલે છે.

مَا كَانَ لِبَشَرٍ أَنْ يُؤْتِيَهُ اللّٰهُ الْكِتٰبَ وَالْحُكْمَ وَالنُّبُوَّةَ ثُمَّ يَقُولَ لِلنَّاسِ كُونُوا عِبَادًا لِّي مِنْ دُونِ اللّٰهِ وَلٰكِنْ كُونُوا رَبّٰنِيّٖنَ بِمَا كُنْتُمْ تُعَلِّمُونَ الْكِتٰبَ وَبِمَا كُنْتُمْ تَدْرُسُونَ ﴿٨٠﴾

૮૦. એક સત્યપરાયણ ઈન્સાનને શોભા નથી આપતું કે અલ્લાહે તેને કિતાબ અને હિકમત અને નબુવ્વત આપી હોય તો તે કહે કે તમે અલ્લાહને ત્યજી મારી પૂજા કરો; પરંતુ (તે કહેશે) 'તમે પાલનહારને જ સ્વાર્પણ કરો કારણ કે તમે કિતાબનું શિક્ષણ આપો છો અને તમે પોતેજ કિતાબનું વાંચન કરો છો.

وَلَا يَأْمُرَكُمْ أَنْ تَتَّخِذُوا الْمَلٰٓئِكَةَ وَالنَّبِيّٖنَ أَرْبَابًا ۗ أَيَأْمُرُكُمْ بِالْكُفْرِ بَعْدَ إِذْ أَنْتُمْ مُسْلِمُونَ ﴿٨١﴾ ع

૮૧. ન તો (તેને શોભે છે) કે તે તમને એવું શિક્ષણ આપે કે તમે ફરિશ્તાઓને અને નબીઓને તમારા પાલનહાર માનો. શું ઈસ્લામ ઉપર તમારા ઈમાન લાવ્યા પછી તે તમને ફરી કુફ્ર કરવાનો હુકમ આપશે? (રુકૂઅ - ૮)

وَإِذْ أَخَذَ اللّٰهُ مِيثَاقَ النَّبِيّٖنَ لَمَآ آتَيْتُكُمْ مِنْ كِتٰبٍ وَحِكْمَةٍ ثُمَّ جَآءَكُمْ رَسُولٌ مُصَدِّقٌ لِمَا مَعَكُمْ لَتُؤْمِنُنَّ بِهٖ وَلَتَنْصُرُنَّهٗ ۗ قَالَ ءَأَقْرَرْتُمْ وَأَخَذْتُمْ عَلٰى ذٰلِكُمْ إِصْرِي ۖ قَالُوا أَقْرَرْنَا ۚ قَالَ فَاشْهَدُوا وَأَنَا مَعَكُمْ مِنَ الشّٰهِدِينَ ﴿٨٢﴾

૮૨. અને (તે સમયને યાદ કરો) જ્યારે અલ્લાહે નબીઓ દ્વારા પાક્કું વચન લીધું હતું કે જે કિતાબ અને હિકમત હું તમને આપું (અને) તેને પરિપૂર્ણ કરનારો રસૂલ તમારી તરફ આવે તો તમે તેના ઉપર જરૂર ઈમાન[૪૨] લાવશો, અને તેની પૂરી સહાયતા કરશો. (અને) તેણે ફરમાવ્યું 'શું આ વિશેની જવાબદારી જે હું તમારા ઉપર નાખું છું તેનો તમે સ્વીકાર કરો છો?' તેમણે કહ્યું 'અમે સ્વીકાર કરીએ છીએ' (ત્યારે અલ્લાહે) ફરમાવ્યું 'તમે હવે સાક્ષી રહેજો અને હું પણ તમારી સાથે સાક્ષીઓમાંનો સાક્ષી છું.'

فَمَنْ تَوَلّٰى بَعْدَ ذٰلِكَ فَأُولٰٓئِكَ هُمُ الْفٰسِقُونَ ﴿٨٣﴾

૮૩. આ પછી જો કોઈ પાછા ફરી જશે તેઓ ખરે જ નાફરમાન છે.

---

૪૨. પહેલાંના આવી ગયેલી કિતાબોમાં આપવામાં આવેલી તમામ આગાહીઓ પ્રમાણે આવનારા પોતાની સત્યતાને તે જ કિતાબો દ્વારા પુરવાર કરે છે. આંહઝરત સ.અ.સ.નું આગમન માત્ર ઈસરાઈલી આગાહીઓની પરિપૂર્ણતા નથી, (ઈસાઈઆ પ્ર.૨૧ આ.૧૩/૧૫, ડ્યુટ્રોનોમી પ્ર.૧૮-૩૩/૨ જોન પ્ર.૧૪ અ. ૨૫/૨૬, પ્રકરણ સ.આ.૨૬, પ્ર.૧૬ આ.૭-૧૭) પરંતુ આર્ય આત્મદર્શન, બુદ્ધ તથા જરથોસ્તી સંતોના વચનોમાં પણ આંહઝરત સ.અ.સ. વિશેની આગાહીઓના સંકેતો જોવામાં આવે છે.

اَفَغَيۡرَ دِيۡنِ اللّٰهِ يَبۡغُوۡنَ وَلَهٗۤ اَسۡلَمَ مَنۡ فِى السَّمٰوٰتِ وَالۡاَرۡضِ طَوۡعًا وَّكَرۡهًا وَّاِلَيۡهِ يُرۡجَعُوۡنَ ﴿٨٣﴾

૮૪. તો શું તેઓ અલ્લાહ સિવાયના બીજા કોઈ દીનને શોધી રહ્યા છે, જ્યારે આકાશો તથા ધરતીમાં જે કંઈ છે તે (સઘળું) ઈચ્છા કે અનિચ્છાએ, તેનીજ આજ્ઞાને આધીન થએલું છે, અને તેના જ તરફ તેમને પાછા ફેરવવામાં આવશે?

قُلۡ اٰمَنَّا بِاللّٰهِ وَمَاۤ اُنۡزِلَ عَلَيۡنَا وَمَاۤ اُنۡزِلَ عَلٰٓى اِبۡرٰهِيۡمَ وَاِسۡمٰعِيۡلَ وَاِسۡحٰقَ وَيَعۡقُوۡبَ وَالۡاَسۡبَاطِ وَمَاۤ اُوۡتِىَ مُوۡسٰى وَعِيۡسٰى وَالنَّبِيُّوۡنَ مِنۡ رَّبِّهِمۡ لَا نُفَرِّقُ بَيۡنَ اَحَدٍ مِّنۡهُمۡ وَنَحۡنُ لَهٗ مُسۡلِمُوۡنَ ﴿٨٤﴾

૮૫. તું કહે 'અમે અલ્લાહ ઉપર અને જે કંઈ અમારી તરફ ઊતારવામાં આવ્યું છે અને જે કંઈ ઈબ્રાહીમ અને ઈસમાઈલ અને ઈસહાક અને યા'કૂબની ઔલાદ ઉપર ઊતારવામાં આવ્યું હતું, અને જે મૂસા તથા ઈસા તથા બીજા નબીઓ ઉપર તેમના પાલનહાર તરફથી આવ્યું હતું, તેના ઉપર ઈમાન લાવીએ છીએ. અમે તેમની વચ્ચે કંઈ ફરક નથી કરતા. અને અમે અલ્લાહની તાબેદારીમાં આવીએ છીએ.' (૪૩)

وَمَنۡ يَّبۡتَغِ غَيۡرَ الۡاِسۡلَامِ دِيۡنًا فَلَنۡ يُّقۡبَلَ مِنۡهُ‌ۚ وَهُوَ فِى الۡاٰخِرَةِ مِنَ الۡخٰسِرِيۡنَ ﴿٨٥﴾

૮૬. અને જે કોઈ ઈસ્લામ સિવાય બીજા દીનની શોધમાં છે તેના તરફથી કદાપિ તે સ્વીકારવામાં આવશે નહિ, અને આખેરતમાં તે નુકસાન ભોગવનારો હશે.

كَيۡفَ يَهۡدِى اللّٰهُ قَوۡمًا كَفَرُوۡا بَعۡدَ اِيۡمَانِهِمۡ وَشَهِدُوۡۤا اَنَّ الرَّسُوۡلَ حَقٌّ وَّجَآءَهُمُ الۡبَيِّنٰتُ‌ؕ وَاللّٰهُ لَا يَهۡدِى الۡقَوۡمَ الظّٰلِمِيۡنَ ﴿٨٦﴾

૮૭. જે ઈમાન લાવ્યા બાદ ફરી કાફર બની જાય, જ્યારે તેમણે રસૂલના સાચા હોવાની સાક્ષી આપી હોય અને જેમને તમામ દલીલો મળી ચૂકી હોય, તેમને અલ્લાહ કેમ કરી હિદાયત આપશે? બેશક અલ્લાહ ઝાલિમોને હિદાયત નથી આપતો!

اُولٰٓٮِٕكَ جَزَآؤُهُمۡ اَنَّ عَلَيۡهِمۡ لَعۡنَةَ اللّٰهِ وَالۡمَلٰٓٮِٕكَةِ وَالنَّاسِ اَجۡمَعِيۡنَۙ ﴿٨٧﴾

૮૮. આવા લોકોનો આ બદલો છે કે તેમના ઉપર અલ્લાહ તથા તેના ફરિશ્તા અને સર્વ માનવજાતિ તરફથી લા'નત છે.

خٰلِدِيۡنَ فِيۡهَا‌ ۚ لَا يُخَفَّفُ عَنۡهُمُ الۡعَذَابُ وَلَا هُمۡ يُنۡظَرُوۡنَۙ ﴿٨٨﴾

૮૯. તેઓ આ હાલતમાં જ રહેશે અને તેમનો અઝાબ કદાપિ ઓછો કરવામાં નહિ આવે. ન તો તેમને મોહલત આપવામાં આવશે.

اِلَّا الَّذِيۡنَ تَابُوۡا مِنۡۢ بَعۡدِ ذٰلِكَ وَاَصۡلَحُوۡا فَاِنَّ اللّٰهَ غَفُوۡرٌ رَّحِيۡمٌ ﴿٨٩﴾

૯૦. સિવાય કે તે લોકો જે આવું કર્યા પછી તૌબાહ કરે અને સુધારો કરી લે તો અલ્લાહ બેહદ ક્ષમાવંત (અને) દયાળુ છે.

اِنَّ الَّذِيۡنَ كَفَرُوۡا بَعۡدَ اِيۡمَانِهِمۡ ثُمَّ ازۡدَادُوۡا كُفۡرًا لَّنۡ تُقۡبَلَ تَوۡبَتُهُمۡ‌ۚ وَاُولٰٓٮِٕكَ هُمُ الضَّآلُّوۡنَ ﴿٩٠﴾

૯૧. ખરેખર જે લોકો ઈમાન લાવી પછી કાફર બની ગયા અને કુફ્રમાં બહુ જ આગળ વધતા ગયા તેમની તૌબાહ સ્વીકારવામાં નહિ આવે. બેશક આ તે લોકો છે જે ગુમરાહ થઈ ગયેલા છે.

---

૪૩. ઈસ્લામે મોમિનો ઉપર અલ્લાહના મોકલેલા પ્રત્યેક નબીના આદર કરવા ઉપર બહુ જ ભાર મૂકયો છે. દુનિયામાં કોઈ એવી કોમ નથી જેમાં નબી ન આવ્યા હોય.

إِنَّ الَّذِينَ كَفَرُوا وَمَاتُوا وَهُمْ كُفَّارٌ فَلَنْ يُقْبَلَ مِنْ أَحَدِهِمْ مِلْءُ الْأَرْضِ ذَهَبًا وَلَوِ افْتَدَىٰ بِهِ ۗ أُولَٰئِكَ لَهُمْ عَذَابٌ أَلِيمٌ وَمَا لَهُمْ مِنْ نَاصِرِينَ ﴿٩٢﴾

૯૨. તે લોકો જેમણે કુફ્ર કર્યું અને કુફ્ર કરવાની સ્થિતિમાં જ મરણ 'પામ્યા તેમનામાંના કોઈ પાસેથી' મુકિત માટે પૃથ્વીના ભાર જેટલું પણ સોનું સ્વીકારવામાં નહિ આવે અને તેમના માટે દર્દનાક અઝાબ નિશ્ચિત છે, અને તેમને કોઈ મદદકર્તા નહિ થાય. (રુકૂઅ-૯)

لَنْ تَنَالُوا الْبِرَّ حَتَّىٰ تُنْفِقُوا مِمَّا تُحِبُّونَ ۚ وَمَا تُنْفِقُوا مِنْ شَيْءٍ فَإِنَّ اللَّهَ بِهِ عَلِيمٌ ﴿٩٣﴾

૯૩. તમે પરહેઝગારીના બૂલંદતરીન દરજજાને નથી પામી શકતા જ્યાં સુધી તમે તેમાંથી ખર્ચ નહિ કરો જે તમને સૌથી વધારે પ્રિય હોય; અને તમે જે પણ ખર્ચ કરશો, અલ્લાહ બેશક તેને સારી પેઠે જાણે છે.

كُلُّ الطَّعَامِ كَانَ حِلًّا لِبَنِي إِسْرَائِيلَ إِلَّا مَا حَرَّمَ إِسْرَائِيلُ عَلَىٰ نَفْسِهِ مِنْ قَبْلِ أَنْ تُنَزَّلَ التَّوْرَاةُ ۗ قُلْ فَأْتُوا بِالتَّوْرَاةِ فَاتْلُوهَا إِنْ كُنْتُمْ صَادِقِينَ ﴿٩٤﴾

૯૪. ઈસરાઈલની[૪૪] ઔલાદ માટે ખાવાની દરેક વસ્તુ હલાલ[૪૫] હતી, સિવાય કે ઈસરાઈલે તૌરાતના ઊતરાણ પહેલાં જે પણ પોતાના ઉપર હરામ કર્યું હતું. તું કહે 'તૌરાત લાવો, અને વાંચી સંભળાવો, જો તમે સાચા[૪૬] હો તો!'

فَمَنِ افْتَرَىٰ عَلَى اللَّهِ الْكَذِبَ مِنْ بَعْدِ ذَٰلِكَ فَأُولَٰئِكَ هُمُ الظَّالِمُونَ ﴿٩٥﴾

૯૫. છતાં જો કોઈ અલ્લાહના નામે ખોટી વાતો ઘડી કાઢે, તો તેઓ ઝાલિમ છે.

قُلْ صَدَقَ اللَّهُ ۗ فَاتَّبِعُوا مِلَّةَ إِبْرَاهِيمَ حَنِيفًا وَمَا كَانَ مِنَ الْمُشْرِكِينَ ﴿٩٦﴾

૯૬. તું કહે 'અલ્લાહ સત્ય કહે છે માટે તમે ઈબ્રાહીમના દીનને અનુસરો જે નિત્ય અલ્લાહ પ્રતિ નમનારો હતો અને તેઓમાંનો ન હતો જે (અન્યને) અલ્લાહનો શરીક ઠરાવતા હતા.

إِنَّ أَوَّلَ بَيْتٍ وُضِعَ لِلنَّاسِ لَلَّذِي بِبَكَّةَ مُبَارَكًا وَهُدًى لِلْعَالَمِينَ ﴿٩٧﴾

૯૭. બેશક, માનવજાતિના ભલા માટે પ્રથમ ઘર બક્કામાં[૪૭] સ્થાપવામાં આવ્યું હતું. જે તમામ માનવજાતિ માટે અનંત બરકતો અને હિદાયતથી ભરપૂર છે.

فِيهِ آيَاتٌ بَيِّنَاتٌ مَقَامُ إِبْرَاهِيمَ ۖ وَمَنْ دَخَلَهُ كَانَ

૯૮. તેમાં અનેક સ્પષ્ટ નિશાનીઓ છે; (તે) ઈબ્રાહીમનું (ઈબાદતનું) પવિત્ર સ્થાન છે અને જે વ્યકિત તે ધામમાં દાખલ થાય છે તે સલામતી મેળવે

૪૪. હઝરત યા'કૂબ (અ) કોઈ રોગના કારણે અમુક વસ્તુઓનો ખાવામાં ઉપયોગ ન કરતા હતા જે વસ્તુઓને તેમના વંશજોએ સમય જતાં હરામ કરાર આપ્યું હતું.

૪૫. ઈસરાઈલ હઝરત યા'કૂબ (અ)નું ગુણવાચક નામ હતું જે તેમને સ્વપ્ન દ્વારા પ્રાપ્ત થયું હતું.

૪૬. તૌરાતમાં જે વસ્તુ હરામ નથી તેને હરામ ઠરાવવાનો અધિકાર યહૂદીઓ કયાંથી લાવ્યા?

૪૭. 'બક્કા' અર્થાત મક્કાની ખીણ.

اٰمِنًاؕ وَلِلّٰهِ عَلَى النَّاسِ حِجُّ الْبَيْتِ مَنِ اسْتَطَاعَ اِلَيْهِ سَبِيْلًاؕ وَمَنْ كَفَرَ فَاِنَّ اللّٰهَ غَنِىٌّ عَنِ الْعٰلَمِيْنَ ﴿۹۷﴾

છે. અને આ ધામ સુધી પહોંચવાની શકિત રાખનારાઓ માટે અલ્લાહે ફરજીયાત કર્યું છે. અને જે કોઈ ઈન્કાર કરશે તો તે (જાણી લે કે), અલ્લાહ તમામ સર્જનોથી બેપરવાહ છે.

قُلْ يٰۤاَهْلَ الْكِتٰبِ لِمَ تَكْفُرُوْنَ بِاٰيٰتِ اللّٰهِ ۖۗ وَاللّٰهُ شَهِيْدٌ عَلٰى مَا تَعْمَلُوْنَ ﴿۹۸﴾

૯૯. તું કહે 'હે એહલે કિતાબ, તમે શા માટે અલ્લાહની આયતોનો ઈન્કાર કરો છો. જોકે અલ્લાહ તમારા કામોથી માહિતગાર છે.

قُلْ يٰۤاَهْلَ الْكِتٰبِ لِمَ تَصُدُّوْنَ عَنْ سَبِيْلِ اللّٰهِ مَنْ اٰمَنَ تَبْغُوْنَهَا عِوَجًا وَّاَنْتُمْ شُهَدَآءُؕ وَمَا اللّٰهُ بِغَافِلٍ عَمَّا تَعْمَلُوْنَ ﴿۹۹﴾

૧૦૦. તું કહે, 'હે એહલે કિતાબ, તમે અલ્લાહની રાહમાં મોમિનો માટે શા કારણે આંટીઘૂંટીઓ ઊભી કરતા રહો છો, જ્યારે તમે પોતેજ (આ સીધી રાહના) સાક્ષી છો? બેશક તમે જે કરી રહ્યા છો તેનાથી અલ્લાહ બેખબર નથી.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِنْ تُطِيْعُوْا فَرِيْقًا مِّنَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ يَرُدُّوْكُمْ بَعْدَ اِيْمَانِكُمْ كٰفِرِيْنَ ﴿۱۰۰﴾

૧૦૧. હે ઈમાન લાવનારાઓ! જો તમે એહલે કિતાબના કોઈ પણ ટોળાંના કહેવા ઉપર ચાલશો તો તમારા ઈમાન લાવ્યા બાદ તેઓ તમને ફરી કાફર બનાવી દેશે.

وَكَيْفَ تَكْفُرُوْنَ وَاَنْتُمْ تُتْلٰى عَلَيْكُمْ اٰيٰتُ اللّٰهِ وَفِيْكُمْ رَسُوْلُهٗؕ وَمَنْ يَّعْتَصِمْ بِاللّٰهِ فَقَدْ هُدِىَ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿۱۰۱﴾ ع

૧૦૨. તમે (ફરી) કાફર શા માટે થશો, જ્યારે તમને અલ્લાહના આદેશો વાંચી સંભળાવવામાં આવ્યા છે અને રસૂલ તમારી વચ્ચે મોજૂદ છે? અને જે અલ્લાહનું શરણ લેશે તેને અવશ્ય સીધે રસ્તે દોરવામાં આવશે. (રુકૂઅ - ૧૦)

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ حَقَّ تُقٰتِهٖ وَلَا تَمُوْتُنَّ اِلَّا وَاَنْتُمْ مُّسْلِمُوْنَ ﴿۱۰۲﴾

૧૦૩. હે ઈમાન લાવનારાઓ! અલ્લાહનો જેવો ડર રાખવો જોઈએ તેવો ડર રાખો, અને તમને મૃત્યુ એવી જ અવસ્થામાં આવે કે તમે અલ્લાહની સંપૂર્ણ તાબેદારી (૪૮) હો.

وَاعْتَصِمُوْا بِحَبْلِ اللّٰهِ جَمِيْعًا وَّلَا تَفَرَّقُوْا ۪ وَاذْكُرُوْا نِعْمَتَ اللّٰهِ عَلَيْكُمْ اِذْ كُنْتُمْ اَعْدَآءً فَاَلَّفَ بَيْنَ قُلُوْبِكُمْ فَاَصْبَحْتُمْ بِنِعْمَتِهٖۤ اِخْوَانًاۚ

૧૦૪. અને સર્વ ભેગા મળી અલ્લાહની રસ્સીને (૪૯) મઝબૂતીથી વળગી રહો, અને છૂટા પડો નહિ; અને અલ્લાહના એહસાનને યાદ રાખો કે જ્યારે તમે એકબીજાના દુશ્મન હતા ત્યારે અલ્લાહે તમારા મન એકબીજાની લાગણીઓથી ભરી દીધા, અને તેની

---

૪૮. મૃત્યુની ઘડીનું કોઈને જ્ઞાન નથી માટે દરેક જીવને વાણી તથા વર્તનથી ભલાઈના જ કામોમાં પ્રવૃત રહેવું જોઈએ.

૪૯. અરબીના 'હબ્લ' શબ્દનો અર્થ તે રસ્સી, દોરડું થાય છે જેનાથી કોઈ વસ્તુને મુશ્કેનાટ બાંધવામાં આવે છે, અને બંધન, કરાર, પ્રતિજ્ઞાને પણ દોરડાની ઉપમા આપી શકાય છે. આંહઝરત સ.અ.સ.એ ફરમાવ્યું છે કે અલ્લાહની કિતાબ કુરઆન મજીદ અલ્લાહની રસ્સી (દોરડું) છે જે આકાશ અને ધરતી વચ્ચે વિસ્તારવામાં આવેલી છે.

મહેરબાનીથી તમે ભાઈભાઈ બની ગયા; તમે એક આગના ખાડાની[૫૦] કોરે પહોંચી ગયા હતા ત્યારે તેણે તમને ઉગારી લીધા. આવી રીતે અલ્લાહ પોતાની આયતોનું સ્પષ્ટીકરણ કરે છે કેતમનેસીધી રાહ ઉપર ચલાવવામાં આવે.

૧૦૫. અને તમારામાંએવા લોકો હોવા જોઈએ જે લોકોને નેકીઓ તરફ બોલાવતા રહે, સદગુણોનું શિક્ષણ આપે અને બદકારીઓથી[૫૧] રોકે. બેશક, આવા લોકો સફળતા પ્રાપ્ત કરનારા છે.

૧૦૬. અને તેમના જેવા ન થશો જે છૂટા પડી ગયા અને સ્પષ્ટ દલીલો મળવા છતાં મતભેદમાં પડી ગયા અને આ લોકો દુ:ખદાયક અઝાબ પામનારા છે.

૧૦૭. તે દિવસે કેટલાક ચહેરા સફેદ હશે અને કેટલાક ચહેરા કાળા હશે અને કાળા ચહેરાવાળાઓને (પૂછવામાં આવશે) શું તમે ઈમાન લાવ્યા પછી ફરી કાફર બની ગયા હતા? તો હવે તમારા કૂફ્ર કરવાના કારણે અઝાબનો સ્વાદ ચાખો.

૧૦૮. અને તે લોકો જેમના ચહેરા સફેદ હશે, તેઓ અલ્લાહની રહેમતમાં હશે, અને સદાય તેમાં જ રહેશે.

૧૦૯. આ અલ્લાહની આયતો છે જેમાં સચ્ચાઈ છે જે અમે તને વાંચી સંભળાવીએ છીએ, અને અલ્લાહ પોતાના મખ્લૂક (સર્જનો)માંથી કોઈના ઉપર ઝુલ્મ નથી કરવા ચાહતો.

૧૧૦. અને અલ્લાહનું જ છે જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે, બેશક પ્રત્યેક બાબતો અલ્લાહ તરફ પાછી ફેરવવામાં આવશે.(રુકૂઅ-૧૧)

૧૧૧. તમે સર્વથી શ્રેષ્ઠ ઉમ્મત છો, જેને માનવજાતિ (ની ભલાઈ) માટે નિયુકત કરવામાં આવી છે; તમે ભલાઈનો ઉપદેશ આપો છો અને બૂરાઈઓથી અટકાવો છો અને અલ્લાહ ઉપર ઈમાન રાખો છો.

وَكُنْتُمْ عَلٰى شَفَا حُفْرَةٍ مِّنَ النَّارِ فَاَنْقَذَكُمْ مِّنْهَا ؕ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمْ اٰيٰتِهٖ لَعَلَّكُمْ تَهْتَدُوْنَ ﴿۱۰۳﴾

وَلْتَكُنْ مِّنْكُمْ اُمَّةٌ يَّدْعُوْنَ اِلَى الْخَيْرِ وَيَاْمُرُوْنَ بِالْمَعْرُوْفِ وَيَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ ؕ وَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ﴿۱۰۴﴾

وَلَا تَكُوْنُوْا كَالَّذِيْنَ تَفَرَّقُوْا وَاخْتَلَفُوْا مِنْۢ بَعْدِ مَا جَآءَهُمُ الْبَيِّنٰتُ ؕ وَاُولٰٓئِكَ لَهُمْ عَذَابٌ عَظِيْمٌ ۙ﴿۱۰۵﴾

يَّوْمَ تَبْيَضُّ وُجُوْهٌ وَّتَسْوَدُّ وُجُوْهٌ ۚ فَاَمَّا الَّذِيْنَ اسْوَدَّتْ وُجُوْهُهُمْ ۚ اَكَفَرْتُمْ بَعْدَ اِيْمَانِكُمْ فَذُوْقُوا الْعَذَابَ بِمَا كُنْتُمْ تَكْفُرُوْنَ ﴿۱۰۶﴾

وَاَمَّا الَّذِيْنَ ابْيَضَّتْ وُجُوْهُهُمْ فَفِيْ رَحْمَةِ اللّٰهِ ؕ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿۱۰۷﴾

تِلْكَ اٰيٰتُ اللّٰهِ نَتْلُوْهَا عَلَيْكَ بِالْحَقِّ ؕ وَمَا اللّٰهُ يُرِيْدُ ظُلْمًا لِّلْعٰلَمِيْنَ ﴿۱۰۸﴾

وَلِلّٰهِ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الْاَرْضِ ؕ وَاِلَى اللّٰهِ تُرْجَعُ الْاُمُوْرُ ﴿۱۰۹﴾

كُنْتُمْ خَيْرَ اُمَّةٍ اُخْرِجَتْ لِلنَّاسِ تَاْمُرُوْنَ بِالْمَعْرُوْفِ

૫૦. અરબોની આંતરવિખવાદની ભયંકર પરિસ્થિતિ.

૫૧. આંહઝરત સ.અ.સ.નું ફરમાન છે કે જો કોઈ બૂરાઈઓને જૂએ તો તેને પોતાના હાથે દૂર કરે. જો તે પોતાના હાથે દૂર ન કરી શકતો હોય તો પોતાની જીભે તેનો વિરોધ કરે. જો તેમ પણ ન કરી શકતો હોય તો છેવટે તેને પોતાના મનથી ધિક્કારે, જો કે આ સૌથી નબળું ઈમાન છે.

وَتَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ وَتُؤْمِنُوْنَ بِاللّٰهِ ؕ وَلَوْ اٰمَنَ اَهْلُ الْكِتٰبِ لَكَانَ خَيْرًا لَّهُمْ ؕ مِنْهُمُ الْمُؤْمِنُوْنَ وَاَكْثَرُهُمُ الْفٰسِقُوْنَ ﴿١١١﴾

અને જો એહલે કિતાબ પણ ઈમાન લઈ આવત તો તેમના માટે ખરેખર બેહતર હતું. તેઓમાંના કેટલાક મોમિન છે પરંતુ તેમની મોટી સંખ્યા નાફરમાનોની છે.

لَنْ يَّضُرُّوْكُمْ اِلَّآ اَذًى ؕ وَاِنْ يُّقَاتِلُوْكُمْ يُوَلُّوْكُمُ الْاَدْبَارَ ۟ قف ثُمَّ لَا يُنْصَرُوْنَ ﴿١١٢﴾

૧૧૨. આ લોકો તમને સાધારણ દુ:ખ આપ્યા સિવાય કોઈ બીજી ઈજા નથી કરી શકતા; અને જો તેઓ તમારી સાથે લડશે તો તમને પીઠ દેખાડશે; ત્યારે તેમને કોઈ મદદ નહિ મળે.

ضُرِبَتْ عَلَيْهِمُ الذِّلَّةُ اَيْنَ مَا ثُقِفُوْٓا اِلَّا بِحَبْلٍ مِّنَ اللّٰهِ وَحَبْلٍ مِّنَ النَّاسِ وَبَآءُوْ بِغَضَبٍ مِّنَ اللّٰهِ وَضُرِبَتْ عَلَيْهِمُ الْمَسْكَنَةُ ؕ ذٰلِكَ بِاَنَّهُمْ كَانُوْا يَكْفُرُوْنَ بِاٰيٰتِ اللّٰهِ وَيَقْتُلُوْنَ الْاَنْۢبِيَآءَ بِغَيْرِ حَقٍّ ؕ ذٰلِكَ بِمَا عَصَوْا وَّكَانُوْا يَعْتَدُوْنَ ﴿١١٣﴾

૧૧૩. તેઓ જ્યાં પણ હશે હમેશાં તેમની ફજેતી[૫૨] થતી રહેશે, જ્યાં સુધી કે તેઓ અલ્લાહના શરણમાં આવે અથવા તેમને કોઈ પનાહ આપે. તેમણે અલ્લાહનો ગઝબ (પ્રકોપ) વહોર્યો છે જેથી તેઓ મોહતાજીમાં ઘેરવામાં આવ્યા કારણ કે તેઓ અલ્લાહની આયતોનો ઈન્કાર કરતા રહેશે અને અલ્લાહના નબીઓને નાહક કતલ[૫૩] કરશેજ. આ તેમની નાફરમાની અને હદ બહાર નીકળી જવાનું પરિણામ હતું

لَيْسُوْا سَوَآءً ؕ مِنْ اَهْلِ الْكِتٰبِ اُمَّةٌ قَآئِمَةٌ يَّتْلُوْنَ اٰيٰتِ اللّٰهِ اٰنَآءَ الَّيْلِ وَهُمْ يَسْجُدُوْنَ ﴿١١٤﴾

૧૧૪. તે સૌ સરખા નથી; એહલે કિતાબમાં એક એવું ટોળું છે જે (પોતાના વચન) ઉપર કાયમ છે. તેઓ રાતના સમયે અલ્લાહની આયતોનું વાંચન મનન કરે છે, અને તેને સિજદા કરે છે.

يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ وَيَاْمُرُوْنَ بِالْمَعْرُوْفِ وَيَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ وَيُسَارِعُوْنَ فِى الْخَيْرٰتِ ؕ وَاُولٰٓئِكَ مِنَ الصّٰلِحِيْنَ ﴿١١٥﴾

૧૧૫. તેઓ અલ્લાહમાં અને કયામતના દિવસ ઉપર ઈમાન રાખે છે, અને નેકીની હિદાયત કરે છે અને બૂરાઈથી અટકાવે છે અને ભલાઈના કામોમાં એકબીજા સાથે હરીફાઈ કરે છે, બેશક, આ લોકો સદાચારીઓમાંના છે.

---

૫૨. આંહજરત સ.અ.સ.ના સમયથી લઈને આજ દિવસ સુધી યહૂદીઓનો ઈતિહાસ ઉપર્યુકત આગાહીનો પુરાવો આપે છે કે પ્રત્યેક દેશમાં અને સૈકાઓથી યહૂદીઓ વિભિન્ન પ્રકારની અપમાનિત પરિસ્થિતિઓ તેમજ ઝુલ્મોનો ભોગ બનના રહ્યા છે. અને મોજૂદા ઈસરાઈલી સ્ટેટનું આયુષ્ય યહૂદીયત માટે અલ્પજીવી છે.

૫૩. નબીઓનો અસ્વીકાર કરનારાઓ કદાપિ નબીઓને જાનથી મારી નથી શકયા અને નબીઓને કતલ કરવાના તેમના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા હોવાના સેંકડો પુરાવાઓ ઈતિહાસમાં મળે છે. નબીઓની સચ્ચાઈની આ એક મોટી દલીલ છે.

૧૧૬. અને જે નેકીઓ તેઓ કરશે, તેના યોગ્ય બદલાથી તેઓ મહેરૂમ (વંચિત) નહિ રહે, અને અલ્લાહ તેમને સારી પેઠે જાણે છે જે બદીઓથી પોતાને બચાવતા રહે છે.

وَمَا يَفْعَلُوا مِنْ خَيْرٍ فَلَنْ يُّكْفَرُوهُ ۗ وَاللّٰهُ عَلِيْمٌ بِالْمُتَّقِيْنَ ﴿١١٦﴾

૧૧૭. જે ઈમાન નથી લાવ્યા તેમની દૌલત અને તેમની ઔલાદ તેમને અલ્લાહના (અઝાબ) સામે કોઈ કામમાં નહિ આવે. બેશક, આ લોકો આગમાં પડનારા છે, અને તેમાં જ સદાય રહેશે.

اِنَّ الَّذِيْنَ كَفَرُوْا لَنْ تُغْنِيَ عَنْهُمْ اَمْوَالُهُمْ وَلَاۤ اَوْلَادُهُمْ مِّنَ اللّٰهِ شَيْـًٔا ۗ وَاُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿١١٧﴾

૧૧૮. પોતાના ઉપર આ દુનિયામાં તેઓ જે પણ ખર્ચ કરે છે તેનો દાખલો એક કકડતી ટાઢી હવાનો છે, જે એવા લોકોની ખેતી ઉપર પસાર થઈ તેના પાકનો વિનાશ કરે છે, જે લોકોએ પોતાના ઉપર ઝૂલ્મ કર્યો હોય છે. અલ્લાહે તેમના ઉપર ઝૂલ્મ નથી કર્યો, પરંતુ તેઓ સ્વયં પોતાના ઉપર ઝૂલ્મ કરે છે.

مَثَلُ مَا يُنْفِقُوْنَ فِيْ هٰذِهِ الْحَيٰوةِ الدُّنْيَا كَمَثَلِ رِيْحٍ فِيْهَا صِرٌّ اَصَابَتْ حَرْثَ قَوْمٍ ظَلَمُوْۤا اَنْفُسَهُمْ فَاَهْلَكَتْهُ ۗ وَمَا ظَلَمَهُمُ اللّٰهُ وَلٰكِنْ اَنْفُسَهُمْ يَظْلِمُوْنَ ﴿١١٨﴾

૧૧૯. હે ઈમાન લાવનારાઓ! પોતાના સાથીઓ સિવાય (અન્યને) પોતાના રાઝદાર ન બનાવો, તેઓ તમારો સર્વનાશ કરવાથી કદાપિ અચકાશે નહિ. તેઓ તમને મુસિબતમાં ફસાએલા જોવા ચાહે છે. તેમની વાતોમાં તમારા પ્રત્યે દુશ્મની જણાઈ રહે છે અને તેનાથી વધુ તેમના મનમાં છુપાએલું છે. અમે અમારી આયતોનું તમારી સમક્ષ વિસ્તારથી વર્ણન કર્યું છે, જો તમે સમજદારીથી કામ લઈ શકતા હો તો.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَتَّخِذُوْا بِطَانَةً مِّنْ دُوْنِكُمْ لَا يَاْلُوْنَكُمْ خَبَالًا ۗ وَدُّوْا مَا عَنِتُّمْ ۚ قَدْ بَدَتِ الْبَغْضَآءُ مِنْ اَفْوَاهِهِمْ ۖ وَمَا تُخْفِيْ صُدُوْرُهُمْ اَكْبَرُ ۗ قَدْ بَيَّنَّا لَكُمُ الْاٰيٰتِ اِنْ كُنْتُمْ تَعْقِلُوْنَ ﴿١١٩﴾

૧૨૦. સાંભળો! તમે તેમના પ્રત્યે પ્રેમ રાખો છો પરંતુ તેઓ તમને નથી ચાહતા, અને તમે પૂરેપૂરી કિતાબ ઉપર ઈમાન રાખો છો. તેઓ તમને મળે છે ત્યારે કહે છે 'અમે પણ ઈમાન રાખીએ છીએ.' પણ તેઓ જુદા પડે છે ત્યારે ગુસ્સાથી પોતાની આંગળીઓના ટેરવાં કરડતા હોય છે. તું કહે 'પોતાના ક્રોધમાંજ બળીને ભસ્મ થઈ જાઓ' બેશક (તમારા) મનના ભેદોને અલ્લાહ સારી પેઠે જાણે છે.

هٰۤاَنْتُمْ اُولَآءِ تُحِبُّوْنَهُمْ وَلَا يُحِبُّوْنَكُمْ وَتُؤْمِنُوْنَ بِالْكِتٰبِ كُلِّهٖ ۚ وَاِذَا لَقُوْكُمْ قَالُوْۤا اٰمَنَّا ۖ وَاِذَا خَلَوْا عَضُّوْا عَلَيْكُمُ الْاَنَامِلَ مِنَ الْغَيْظِ ۗ قُلْ مُوْتُوْا بِغَيْظِكُمْ ۗ اِنَّ اللّٰهَ عَلِيْمٌ بِذَاتِ الصُّدُوْرِ ﴿١٢٠﴾

૧૨૧. જો તમને કોઈ લાભ પહોંચે છે તો તેમને દુ:ખ થાય છે અને જો તમને કોઈ આફત આવી પડે છે તો તેમને બેહદ ખુશી થાય છે. પરંતુ જો તમે સબ્ર કરશો અને પરહેઝગાર બની જશો તો તેમની ચાલો તમને હાનિ નહિ કરી શકે, ખરેખર જે કંઈ તેઓ કરે છે અલ્લાહ તેના ઉપર કાબુ ધરાવે છે. (રુકૂઅ-૧૨.)

اِنْ تَمْسَسْكُمْ حَسَنَةٌ تَسُؤْهُمْ ۖ وَاِنْ تُصِبْكُمْ سَيِّئَةٌ يَّفْرَحُوْا بِهَا ۗ وَاِنْ تَصْبِرُوْا وَتَتَّقُوْا لَا يَضُرُّكُمْ كَيْدُهُمْ شَيْـًٔا ۗ اِنَّ اللّٰهَ بِمَا يَعْمَلُوْنَ مُحِيْطٌ ﴿١٢١﴾ ع ١٢

૧૨૨. અને તું સવારે પોતાના ઘરેથી નીકળ્યો હતો અને મોમિનોને તેમના મોરચાઓ ઉપર લડવા[૫૪] માટે ગોઠવી રહ્યો હતો, ત્યારે અલ્લાહ સર્વ સાંભળતો હતો, અને સર્વ જાણતો હતો;

وَإِذْ غَدَوْتَ مِنْ أَهْلِكَ تُبَوِّئُ الْمُؤْمِنِينَ مَقَاعِدَ لِلْقِتَالِ ۗ وَاللَّهُ سَمِيعٌ عَلِيمٌ ﴿١٢٢﴾

૧૨૩. કે. તમારામાંની બે ટોળીઓએ[૫૫] બૂઝદીલીથી (નાસી જવાનો) ઈરાદો કર્યો હતો, જો કે અલ્લાહ તેમનો મદદગાર હતો અને અલ્લાહ ઉપર જ મોમિનોએ ભરોસો રાખવો જોઈએ.

إِذْ هَمَّتْ طَائِفَتَانِ مِنْكُمْ أَنْ تَفْشَلَا وَاللَّهُ وَلِيُّهُمَا ۗ وَعَلَى اللَّهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُونَ ﴿١٢٣﴾

૧૨૪. બેશક અલ્લાહે જંગે બદરમાં[૫૬] તમારી સહાયતા કરી હતી. જ્યારે તમે બહુ જ કમઝોર હતા. માટે અલ્લાહને તમારો રક્ષણહાર બનાવો કે જેથી તમે તેના એહસાનમંદ થાઓ.

وَلَقَدْ نَصَرَكُمُ اللَّهُ بِبَدْرٍ وَأَنْتُمْ أَذِلَّةٌ ۖ فَاتَّقُوا اللَّهَ لَعَلَّكُمْ تَشْكُرُونَ ﴿١٢٤﴾

૧૨૫. જ્યારે તું મોમિનોને કહી રહ્યો હતો 'તમારા માટે એટલું ઘણું નથી કે તમારો રબ ત્રણ[૫૭] હઝાર ફરિશ્તાઓ ઉતારી તમારી મદદ કરે?'

إِذْ تَقُولُ لِلْمُؤْمِنِينَ أَلَنْ يَكْفِيَكُمْ أَنْ يُمِدَّكُمْ رَبُّكُمْ بِثَلَاثَةِ آلَافٍ مِنَ الْمَلَائِكَةِ مُنْزَلِينَ ﴿١٢٥﴾

૧૨૬. કેમ નહિ, જો તમે ધૈર્યશીલ અને પરહેઝગાર બની જાઓ તો જ્યારે દુશ્મનો તમારા ઉપર ચઢી આવશે, તમારો પરવરદિગાર પોતાના પાંચ હઝાર[૫૮] સખત હલ્લો કરતા ફરિશ્તાઓ વડે તમારી સહાયતા કરશે.

بَلَىٰ ۚ إِنْ تَصْبِرُوا وَتَتَّقُوا وَيَأْتُوكُمْ مِنْ فَوْرِهِمْ هَٰذَا يُمْدِدْكُمْ رَبُّكُمْ بِخَمْسَةِ آلَافٍ مِنَ الْمَلَائِكَةِ مُسَوِّمِينَ ﴿١٢٦﴾

---

૫૪. આ ઈશારો જંગે ઓહદ તરફ છે. જંગે બદરમાં પરાજ્ય પામેલા મક્કાના કુરેશોએ હિજરીના ૩જા વર્ષમાં ત્રણ હઝાર અનુભવી લડવૈયાઓનું લશ્કર લઈ મદીના ઉપર હુમલો કર્યો હતો. આંહઝરત સ.અ.સ. અનિચ્છાએ એક હઝાર મોમિનો ઉપરાંત મુનાફિક અબ્દલ્લાહ બિન- ઉબૈય જે બાદમાં છૂટો પડી ગયો હતો, તેના ત્રણસો સાથીઓ લઈ કુલ ૧૩૦૦ના દળ સાથે દુશ્મનોનો સામનો કરવા નીકળી પડયા હતા. આ જંગ ઓહદ નામની જ્ગ્યાએ થઈ હતી.

૫૫. આ બે ટોળાઓ બનુ સલીમાહ અને બનુ હારીસા અનુક્રમે ખઝરજ અને ઔસ સાથે સંબંધ ધરાવતા હતા.

અબ્દલ્લાહ- બિન- ઉબૈયાના ૩૦૦ સાથીઓના નાસી જવાથી મુસ્લિમોના લશ્કરમાં થોડીક અવ્યવસ્થા થઈ હતી જેના લીધે થોડાક લોકો ગભરાઈ ગયા હતા, પરંતુ મોમિનો મેદાન છોડી ભાગ્યા ન હતા.

૫૬. મક્કા અને મદીના વચ્ચે આવેલા એક સ્થળને બદર નામના પાણીના ઝરણા ઉપરથી આ નામ આપવામાં આવ્યું હતું જે ઝરણું બદર નામની એક વ્યકિતની માલિકીનું હતું.

૫૭. જંગે ઓહદમાં દુશ્મનોની સંખ્યા ત્રણ હઝારની હતી જેથી અલ્લાહે મુસ્લિમોની મદદ ત્રણ હઝાર ફરિશ્તાઓથી કરી હતી.

૫૮. આ આયતમાં અલ્લાહે મોમિનોને દુશ્મનોના હલ્લા સામે પાંચ હઝાર ફરિશ્તાઓના લશ્કર વડે સહાયતા કરવાનું વચન આપ્યું હતું જ્યારે મુસ્લિમ દળોમાં થાક તથા ભારે ખુવારીના કારણે મદદની બહુ

وَمَا جَعَلَهُ اللّٰهُ اِلَّا بُشْرٰى لَكُمْ وَلِتَطْمَىِٕنَّ قُلُوْبُكُمْ بِهٖ ۚ وَمَا النَّصْرُ اِلَّا مِنْ عِنْدِ اللّٰهِ الْعَزِيْزِ الْحَكِيْمِ ۙ ﴿١٢٦﴾

લિયક઼્ત઼અ — لِيَقْطَعَ طَرَفًا مِّنَ الَّذِيْنَ كَفَرُوْٓا اَوْ يَكْبِتَهُمْ فَيَنْقَلِبُوْا خَآىِٕبِيْنَ ﴿١٢٧﴾

لَيْسَ لَكَ مِنَ الْاَمْرِ شَيْءٌ اَوْ يَتُوْبَ عَلَيْهِمْ اَوْ يُعَذِّبَهُمْ فَاِنَّهُمْ ظٰلِمُوْنَ ﴿١٢٨﴾

وَلِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ۭ يَغْفِرُ لِمَنْ يَّشَاۗءُ وَيُعَذِّبُ مَنْ يَّشَاۗءُ ۭ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿١٢٩﴾ ع

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَاْكُلُوا الرِّبٰٓوا اَضْعَافًا مُّضٰعَفَةً ۠ وَّاتَّقُوا اللّٰهَ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿١٣٠﴾

૧૨૭. અને અલ્લાહે આ કેવળ તમને ખુશખબર આપવા ખાતર કર્યું છે જેનાથી તમારા મનને શાંતિ મળે, અને મદદ માત્ર મહા શકિતશાળી અને હિકમતવાળા અલ્લાહ તરફથી જ આવે છે.

૧૨૮. (જે મદદ થઈ) તે કાફરોના એક વિભાગને ઉડાડી[૫૯] દે અથવા તેમને રૂસ્વા (અપમાનિત) કરી નાખે અને તેઓ નાસીપાસ થઈ ભાગી જાય.

૧૨૯. આ બાબતમાં તને કોઈ અધિકાર નથી; (અલ્લાહ ચાહે) તેમને ક્ષમા આપી શકે છે અથવા અઝાબ પણ આપી શકે છે, કારણ કે તેઓ ઝાલિમ છે.

૧૩૦. અને તે સર્વ અલ્લાહનું જ છે જે કંઈ આકાશો અને ધરતીમાં છે, તે જેને ધારે તેને ક્ષમા આપે છે અને જેને ધારે સઝા આપે છે. અને અલ્લાહ બેહદ ક્ષમાવંત છે, દયાળુ છે. (રૂકૂઅ-૧૩.)

૧૩૧. હે ઈમાન લાવનારાઓ, વિવિધ પ્રકારના વધારાઓ કરી વ્યાજ[૬૦] ન ખાઓ, અને અલ્લાહથી ડરો કે જેથી તમે સફલ થાઓ.

---

જ આવશ્યકતા હતી. મક્કા તરફ ભાગીને જતા કુરેશોએ અટકી જઈ પાછા વળીને મુસ્લિમો ઉપર હુમલો કરવાનો ઈરાદો કર્યો જેના સમાચાર આંહઝરત સ.અ.સ.ને જંગના બીજે દિવસે મળ્યા હતા. જેથી આપ (સ)એ સહાબાને કૂચ કરવાનો હુકમ આપ્યો. મુસ્લિમો મક્કા તરફ નીકળી પડયા અને મક્કાથી આઠ માઈલ પર હમરા- અલ- અસદ નામની જગ્યાએ કુરેશોના પડાવ ઉપર ઓચિંતો હુમલો કર્યો. મોમિનોના આ અણધાર્યા સાહસ તથા પરાક્રમથી મક્કાવાસીઓ ગભરાટમાં જીવ લઈને નાસી છૂટયા.

૫૯. મક્કાના કુરેશોને મુસ્લિમોના ઉત્સાહ ભર્યા ધસારાના પાછળ એક ગૈબી શકિત હોવાની ખાતરી થઈ જતાં તેઓ ભયભીત બની ગયા અને તેમના દળોમાં અવ્યવસ્થા ફેલાઈ ગઈ અને તેમના મઝબૂત ગણાતા વિભાગો અવ્યવસ્થાના લીધે એકબીજાથી કપાઈ ગયા જેથી તેમજે મેદાન છોડી જીવ લઈ નાસવું પડયું હતું.

૬૦. ઈસ્લામે વ્યાજને અયોગ્ય ઠેરવ્યું છે કારણ કે આ વહીવટમાં વગર શ્રમ ઉઠાવે ધીરનારની દૌલતમાં બહુ જ ઝડપી ગતિથી વધારો થતો રહે છે અને નાણા લેનારની નબળી આર્થિક સ્થિતિના લીધે તેના ઉપર નીકળતી રકમ પળેપળે વણઅટકે વધતી રહેતી હોય છે. અંતમાં આ લા'નત દેવાદારને જડમૂળથી ઉખેડી નાખે છે અને ગીરવી રાખેલી વસ્તુ, ઘરેણું અથવા કોઈ મિલકત ઘર વગેરે વ્યાજના વધતા જતા ભાર નીચેથી છોડાવી શકાતી નથી. અંતમાં વ્યાજ લેનાર તે મિલકતોનો નાહક્ક માલિક બની બેસે છે. આ ધંધો કરનારાઓ થોડી રકમથી વહીવટ શરૂ કરે છે અને વર્ષો જતાં કરોડોના માલિક બની જતા જોવામાં આવ્યા છે. જ્યારે દેવાદાર એક વખત વ્યાજે નાણું લીધા પછી તેમાં સપડાઈ દેવાળીયો બની પોતાનું સર્વસ્વ ગુમાવી બેસે છે. એટલું જ નહિ પણ પોતાની પેઢી દરપેઢીને પણ અમુક સંજોગોમાં આ લા'નતમાં ફસાવી જાય છે.

وَاتَّقُوا النَّارَ الَّتِيٓ اُعِدَّتْ لِلْكٰفِرِيْنَ ﴿١٣١﴾

૧૩૨. અને કાફરો માટે જે આગ તૈયાર કરવામાં આવી છે તેનાથી ડરો.

وَاَطِيْعُوا اللّٰهَ وَالرَّسُوْلَ لَعَلَّكُمْ تُرْحَمُوْنَ ﴿١٣٢﴾

૧૩૩. અને અલ્લાહ તથા તેના રસૂલની આજ્ઞાનું પાલન કરો જેથી તમારા ઉપર રહેમ કરવામાં આવે.

وَسَارِعُوْٓا اِلٰى مَغْفِرَةٍ مِّنْ رَّبِّكُمْ وَجَنَّةٍ عَرْضُهَا السَّمٰوٰتُ وَالْاَرْضُۙ اُعِدَّتْ لِلْمُتَّقِيْنَ ﴿١٣٣﴾

૧૩૪. અને પોતાના પરવરદિગાર પાસેથી માફીની યાચના કરવામાં, અને તે જન્નત મેળવવા માટે એકબીજાથી આગળ વધો જે (જન્નત)ની કિંમત આસમાનો તથા ધરતી છે જે પરહેઝગારો માટે તૈયાર કરવામાં આવી છે—

الَّذِيْنَ يُنْفِقُوْنَ فِي السَّرَّآءِ وَالضَّرَّآءِ وَالْكٰظِمِيْنَ الْغَيْظَ وَالْعَافِيْنَ عَنِ النَّاسِؕ وَاللّٰهُ يُحِبُّ الْمُحْسِنِيْنَ ﴿١٣٤﴾

૧૩૫. જે લોકો સારી હાલતમાં કે બૂરી હાલતમાં દાનખર્ચ કરતા રહે છે, અને તેઓ ગુસ્સા[૬૧] ઉપર કાબૂ રાખે છે, અને લોકોના દોષોને માફ કરે છે, આવા એહસાન કરનારા લોકોને અલ્લાહ પ્યાર કરે છે.

وَالَّذِيْنَ اِذَا فَعَلُوْا فَاحِشَةً اَوْ ظَلَمُوْٓا اَنْفُسَهُمْ ذَكَرُوا اللّٰهَ فَاسْتَغْفَرُوْا لِذُنُوْبِهِمْ وَمَنْ يَّغْفِرُ الذُّنُوْبَ اِلَّا اللّٰهُ ۖ وَلَمْ يُصِرُّوْا عَلٰى مَا فَعَلُوْا وَهُمْ يَعْلَمُوْنَ ﴿١٣٥﴾

૧૩૬. આ લોકો કોઈ ગુનાહ કરે અથવા પોતાના ઉપર કોઈ ઝૂલ્મ કરી બેસે, તો તે સ્થિતિમાં અલ્લાહને યાદ કરી પોતાના ગુનાહોની માફી માગે છે, અને અલ્લાહ સિવાય બીજો કોણ ગુનાહને માફ કરી શકે છે? અને તેઓ પોતાની બૂરાઈઓને હઠાગ્રહથી[૬૨] વળગી નથી રહેતા.

اُولٰٓئِكَ جَزَآؤُهُمْ مَّغْفِرَةٌ مِّنْ رَّبِّهِمْ وَجَنّٰتٌ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا ؕ وَنِعْمَ اَجْرُ الْعٰمِلِيْنَ ﴿١٣٦﴾

૧૩૭. આ તે લોકો છે જેમનો બદલો તેમના રબ તરફથી મળનારી ક્ષમા હશે, તથા એવા બાગો હશે જેની તળેથી નહેરો વહેતી હશે, અને તે બાગોમાં તેઓ સદાય નિવાસ કરશે. નેકીના કામો કરનારાઓનો આ કેવો સુંદર બદલો છે!

---

૬૧. આ આયતમાં ક્રોધ ઉપર કાબુ મેળવવાની ત્રણ મંઝિલોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. **પહેલી** અપરાધ કરનાર ઉપર ગુસ્સો કરવાથી અટકવું. **બીજી**, તેના કસૂરની માફી આપવી અને **ત્રીજી**, કેવળ કસૂરની માફીજ નહિ, સાથે હમદર્દથી એહસાન પણ કરવાની શિખામણ છે. આંહઝરત સ.અ.સ.ના દોહીત્રા હઝરત હસન (ર) એક ગુલામની કોઈ ભૂલના કારણે ગુસ્સામાં આવી તેને મારવા દોડયા ત્યારે તે ગુલામે આ આયતનો પહેલો ભાગ જેમાં ગુસ્સાને કાબુ કરવાનો હુકમ છે, તેનું ઉચ્ચારણ કર્યું, જેને સાંભળતાં જ તેમણે પોતાનો હાથ રોકી લીધો, ફરી તે ગુલામે બીજા ભાગનું ઉચ્ચારણ કર્યું, 'જે ક્ષમા કરનારા છે,' તેમણે તરત જ તેને માફ કર્યો પછી ત્રીજા ભાગનું ઉચ્ચારણ કર્યું. 'અને ઉપકાર કરનારા છે તેમને અલ્લાહ પ્યાર કરે છે' તેમણે આ સાંભળતાં જ તે ગુલામને પોતાની ગુલામીમાંથી આઝાદ કર્યો.

૬૨. સાધારણ ભલો માણસ પોતાનાથી થયેલા બૂરા કામને હઠાગ્રહથી વાજબી ઠરાવવાની કોશિષ નથી કરતો પણ નેકીઓથી પોતાના આમાલોમાં પરિવર્તન લાવે છે.

قَدْ خَلَتْ مِنْ قَبْلِكُمْ سُنَنٌ فَسِيرُوا فِي الْأَرْضِ فَانْظُرُوا كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُكَذِّبِينَ ﴿١٣٨﴾

૧૩૮. બેશક, તમારા પહેલાં (ઘણી) ઘટનાઓ બનવા પામી છે, માટે ધરતીમાં હરી ફરીને જુઓ કે (રસૂલોને) જૂઠા ઠરાવનારાઓનો કેવો (બૂરો) અંજામ આવ્યો હતો.

هَٰذَا بَيَانٌ لِلنَّاسِ وَهُدًى وَمَوْعِظَةٌ لِلْمُتَّقِينَ ﴿١٣٩﴾

૧૩૯. આ (કુરઆન) લોકો માટે સ્પષ્ટ ચેતવણી આપનાર છે, અને સદાચારીઓ માટે હિદાયત અને નસિહત છે.

وَلَا تَهِنُوا وَلَا تَحْزَنُوا وَأَنْتُمُ الْأَعْلَوْنَ إِنْ كُنْتُمْ مُؤْمِنِينَ ﴿١٤٠﴾

૧૪૦. તમે હિંમ્મત ન હારશો, ન સંતાપ કરશો અને જો તમે (ખરેખર) મોમિન હશો તો તમે તેમના ઉપર કાબુ[૬૩] મેળવશો.

إِنْ يَمْسَسْكُمْ قَرْحٌ فَقَدْ مَسَّ الْقَوْمَ قَرْحٌ مِثْلُهُ ۚ وَتِلْكَ الْأَيَّامُ نُدَاوِلُهَا بَيْنَ النَّاسِ وَلِيَعْلَمَ اللَّهُ الَّذِينَ آمَنُوا وَيَتَّخِذَ مِنْكُمْ شُهَدَاءَ ۗ وَاللَّهُ لَا يُحِبُّ الظَّالِمِينَ ﴿١٤١﴾

૧૪૧. જો તમને કોઈ નુકસાન થયું છે તો નિ:સંદેહ તે લોકો (કાફરો)ને પણ તેવું જ નુકસાન[૬૪] થયું છે, અને અમે લોકોની ચડતી પડતીના દિવસો લાવતા રહીએ છીએ જેથી અલ્લાહ ઈમાન લાવનારાઓને બીજાઓથી જુદા કરી લે, અને તમારામાંથી (સત્યના) સાક્ષીઓને વીણી કાઢે અને અલ્લાહ ઝુલ્મ કરનારાઓને પસંદ નથી કરતો;

وَلِيُمَحِّصَ اللَّهُ الَّذِينَ آمَنُوا وَيَمْحَقَ الْكَافِرِينَ ﴿١٤٢﴾

૧૪૨. અને અલ્લાહ ઈમાન લાવનારાઓને પાક કરે અને, કાફરોને મિટાવી દે.

أَمْ حَسِبْتُمْ أَنْ تَدْخُلُوا الْجَنَّةَ وَلَمَّا يَعْلَمِ اللَّهُ الَّذِينَ جَاهَدُوا مِنْكُمْ وَيَعْلَمَ الصَّابِرِينَ ﴿١٤٣﴾

૧૪૩. શું તમે સમજી લીધું કે તમે આમ જ જન્નતમાં દાખલ થઈ જશો જ્યારે અલ્લાહે હજી તમારામાંથી તે લોકોને અલગ નથી કરી લીધા, જે અલ્લાહની રાહમાં જીહાદ[૬૫] કરે છે અને તે લોકોને અલગ નથી કરી લીધા જે ધૈર્યવાન છે?

وَلَقَدْ كُنْتُمْ تَمَنَّوْنَ الْمَوْتَ مِنْ قَبْلِ أَنْ تَلْقَوْهُ فَقَدْ رَأَيْتُمُوهُ وَأَنْتُمْ تَنْظُرُونَ ﴿١٤٤﴾

૧૪૪. અને તમે તો મોતના આવતા પહેલાં તેની ઈચ્છા કરી રહ્યા હતા, હવે તો તે તમારી આંખો સામે આવી ગયું છે જેને તમે શોધી રહ્યા હતા. (રુકૂઅ - ૧૪.)

---

૬૩. સબ્ર અને દુઆ, અર્થાત અલ્લાહ ઉપર યકીન, મહેનત, અમલ અને ઉત્સાહથી સફળતાને વરી શકાય છે.

૬૪. જંગે ઓહદમાં મુસ્લિમોએ ખાધેલી મારથી બમણી માર તેમણે પોતાના દુશ્મનોને જંગે બદરમાં આપી હતી જેની સરખામણી કરી આ આયતમાં મુસ્લિમોને દિલાસો આપવામાં આવ્યો છે.

૬૫. 'જીહાદ' અર્થાત 'ધર્મયુદ્ધ', 'સંઘર્ષણ'.

وَمَا مُحَمَّدٌ اِلَّا رَسُوْلٌ ۚ قَدْ خَلَتْ مِنْ قَبْلِهِ الرُّسُلُ ؕ اَفَا۟ئِنْ مَّاتَ اَوْ قُتِلَ انْقَلَبْتُمْ عَلٰٓى اَعْقَابِكُمْ ؕ وَمَنْ يَّنْقَلِبْ عَلٰى عَقِبَيْهِ فَلَنْ يَّضُرَّ اللّٰهَ شَيْـًٔا ؕ وَسَيَجْزِى اللّٰهُ الشّٰكِرِيْنَ ﴿۱۴۵﴾

૧૪૫. અને મુહમ્મદ માત્ર એક રસૂલ જ છે, ખરેજ તે પહેલાં (તમામ) રસૂલો મૃત્યુ પામ્યા છે તો શું જો તે મૃત્યુ[૬૬] પામે અથવા તેની કતલ કરવામાં આવે તો તમે તમારી શું એડીના ભારે ફરી જશો? અને જે એડીના ભારે પાછા ફરી જશે તે અલ્લાહને કંઈ હાનિ નહિ કરે, અને અલ્લાહ શુક્ર કરનારાઓને બદલો અવશ્ય આપશે.

وَمَا كَانَ لِنَفْسٍ اَنْ تَمُوْتَ اِلَّا بِاِذْنِ اللّٰهِ كِتٰبًا مُّؤَجَّلًا ؕ وَمَنْ يُّرِدْ ثَوَابَ الدُّنْيَا نُؤْتِهٖ مِنْهَا ۚ وَمَنْ يُّرِدْ ثَوَابَ الْاٰخِرَةِ نُؤْتِهٖ مِنْهَا ؕ وَسَنَجْزِى الشّٰكِرِيْنَ ﴿۱۴۶﴾

૧૪૬. અને અલ્લાહની આજ્ઞા વિના કોઈ જીવ તેના નિશ્ચિત સમય પહેલાં નથી મરી શકતો. અને જે આ દુનિયામાં બદલો ચાહશે, તેને અમે દુનિયામાં આપશું, અને જે આખેરતમાં બદલો ચાહશે, અમે તેને આખેરતમાં આપશું અને અમે આભાર માનનારાઓને તેમનો બદલો અવશ્ય આપશું.

وَكَاَيِّنْ مِّنْ نَّبِيٍّ قٰتَلَ ۙ مَعَهٗ رِبِّيُّوْنَ كَثِيْرٌ ۚ فَمَا وَهَنُوْا لِمَاۤ اَصَابَهُمْ فِىْ سَبِيْلِ اللّٰهِ وَمَا ضَعُفُوْا وَمَا اسْتَكَانُوْا ؕ وَاللّٰهُ يُحِبُّ الصّٰبِرِيْنَ ﴿۱۴۷﴾

૧૪૭. અને ઘણા એવા નબી હતા જેમને સાથ આપી ઘણા ટોળા જંગો લડતા રહ્યા હતા અને અલ્લાહની રાહમાં અસહ્ય તકલીફોના કારણે તેમનામાં જરાપણ સૂસ્તી ન આવી, ન તેમણે નબળાઈ દેખાડી, ન તેમણે (દુશ્મનો સામે) કાયરતાનું પ્રદર્શન કર્યું. અને અલ્લાહ સબ્ર કરનારાઓને પ્યાર કરે છે.

وَمَا كَانَ قَوْلَهُمْ اِلَّاۤ اَنْ قَالُوْا رَبَّنَا اغْفِرْ لَنَا ذُنُوْبَنَا

૧૪૮. અને તેમણે એક શબ્દ પણ ન ઉચ્ચાર્યો સિવાય કે તેમણે કહ્યું 'હે અમારા રબ, અમારી

---

૬૬. જંગે ઓહદ દરમિયાન આંહઝરત સ.અ.સ.ના દેહાંતની અફવા ઉડી હતી જેની તરફ આ આયતમાં સૂચન છે. જો કે આ ખોટા સમાચાર હતા પરંતુ જો તેમાં (નઉઝુબિલ્લાહ) સચ્ચાઈ હોત તો પણ મોમિનો કદાપિ પોતાના ઈમાનથી ફરી ન ગયા હોત. તમામ નબીઓ મૃત્યુ પામ્યા છે અને જો આંહઝરત સ.અ.સ. પણ મૃત્યુ પામ્યા હોત તો પણ અલ્લાહ સર્વશકિતમાન તો સદા હયાત છે. વાસ્તવમાં કોઈ પણ નબી કોઈ દુશ્મનના હાથે માર્યો નથી ગયો અને આંહઝરત સ.અ.સ.ને અલ્લાહ તરફથી દિવ્ય સંરક્ષણ પ્રદાન થયું હતું. (૫/૬૮.) દુશ્મનોએ આ અફવાથી પળવાર માટે આનંદોત્સવ મનાવ્યો હતો પરંતુ મુસ્લિમોને આ પરિસ્થિતિએ જાગૃતી, ધીરજ અને સહનશીલતા કેળવવાની શકિત આપી હતી. આંહઝરત સ.અ.સ.ના અવસાન સમયે હઝરત ઉમર (ર)એ તલવાર ખેંચી કહ્યું હતું કે જે કોઈ કહેશે કે અલ્લાહના રસૂલ મરણ પામ્યા છે હું તેનું માથું ધડથી જુદું કરી દઈશ, આપ તો મૂસાની જેમ પોતાના પાલનહારને મળવા ગયા છે અને પાછા આવી મુનાફિકોને (દંભીઓને) શિક્ષા આપશે. ત્યારે હઝરત અબુબકર (ર) ત્યાં આવી હઝરત ઉમર (ર)ને શાંત કર્યા અને ઉપર્યુકત આયત સંભળાવી, તેમની ઉશ્કેરાએલી લાગણીઓને શાંત કરી હતી.

આ આયતથી એક વાત સ્પષ્ટ થઈ જાય છે કે કોઈ પણ નબી દુનિયામાં કયાં પણ ગાયબ થઈ સંતાઈને જીવી નથી રહ્યો. તમામ નબીઓ મરણ પામ્યા છે.

وَإِسْرَافَنَا فِيٓ أَمْرِنَا وَثَبِّتْ أَقْدَامَنَا وَانصُرْنَا عَلَى الْقَوْمِ الْكَٰفِرِينَ ﴿١٤٧﴾

فَـَٔاتَىٰهُمُ اللَّهُ ثَوَابَ الدُّنْيَا وَحُسْنَ ثَوَابِ الْـَٔاخِرَةِ ۗ وَاللَّهُ يُحِبُّ الْمُحْسِنِينَ ﴿١٤٨﴾ ع

يَٰٓأَيُّهَا الَّذِينَ ءَامَنُوٓا إِن تُطِيعُوا الَّذِينَ كَفَرُوا يَرُدُّوكُمْ عَلَىٰٓ أَعْقَٰبِكُمْ فَتَنقَلِبُوا خَٰسِرِينَ ﴿١٤٩﴾

بَلِ اللَّهُ مَوْلَىٰكُمْ ۖ وَهُوَ خَيْرُ النَّٰصِرِينَ ﴿١٥٠﴾

سَنُلْقِي فِي قُلُوبِ الَّذِينَ كَفَرُوا الرُّعْبَ بِمَآ أَشْرَكُوا بِاللَّهِ مَا لَمْ يُنَزِّلْ بِهِۦ سُلْطَٰنًا ۖ وَمَأْوَىٰهُمُ النَّارُ ۚ وَبِئْسَ مَثْوَى الظَّٰلِمِينَ ﴿١٥١﴾

وَلَقَدْ صَدَقَكُمُ اللَّهُ وَعْدَهُۥٓ إِذْ تَحُسُّونَهُم بِإِذْنِهِۦ ۖ حَتَّىٰٓ إِذَا فَشِلْتُمْ وَتَنَٰزَعْتُمْ فِي الْأَمْرِ وَعَصَيْتُم مِّنۢ بَعْدِ مَآ أَرَىٰكُم مَّا تُحِبُّونَ ۚ مِنكُم مَّن يُرِيدُ الدُّنْيَا

નબળાઈઓ અને અમારી વર્તનની ખામીઓને દરગુઝર કર, અને અમારા કદમોને જમાવી દે; અને કાફરોના મુકાબલામાં અમારી સહાયતા કર.'

૧૪૯. પરિણામે અલ્લાહે તેમને આ દુનિયામાં સારો બદલો આપ્યો તેમજ આખેરતમાં પણ ઉત્તમ બદલો આપશે; અને અલ્લાહ નેકી કરનારાઓ સાથે પ્યાર કરે છે. (રુકૂઅ-૧૫)

૧૫૦. હે, મોમિનો, જો તમે કાફરોનું કહ્યું માનશો તો તેઓ તમને તમારી એડીના ભારે ફેરવી નાખશે અને તમે નુકસાન ભોગવનારા થશો.

૧૫૧. બલકે અલ્લાહ તમારો રક્ષણહાર છે, અને તે જ સર્વોત્તમ સહાયકર્તા છે.

૧૫૨. અને કાફરોના હૈયાંઓમાં અમે ધાક[૬૭] બેસાડી દેશું કારણ કે તેમણે અલ્લાહના શરીક ઠરાવ્યા છે જેની અલ્લાહે તેમને સનદ નથી ઉતારી. આ લોકોનો નિવાસ **આગ**માં છે, અને ઝાલિમોનું આ ઠેકાણું કેટલું અધમ છે.

૧૫૩. અને અલ્લાહે તમને આપેલું વચન ખરેખર પૂરું કરી દીધું હતું. જ્યારે તમે તેના આદેશ પ્રમાણે તેમને કત્લ કરી તેમને ખતમ કરી રહ્યા હતા. ત્યાં સુધી કે તમારી હિંમત[૬૮] ભાંગી પડી અને તમને આપવામાં આવેલી સૂચનાઓના[૬૯] વિષયમાં તમે અંદરોઅંદર મતભેદ કરવા લાગ્યા અને આદેશોની નાફરમાની[૭૦] કરી, જો કે અલ્લાહે તમારી પસંદની વસ્તુ તમને દેખાડી દીધી હતી. તમારામાંના કેટલાક

---

૬૭. પ્રતિમાપૂજનની પ્રેરણા વહેમ તથા ભયમાંથી ઉદ્દભવે છે અને ભય તથા આસુરી શકિતઓના વશ થયેલા મનુષ્યમાં બહાદુરીનાં ગુણનો અભાવ હોય છે.

૬૮. આ આયતનો ઈશારો જંગે ઓહદના તીરઅંદાઝો તરફ છે. જંગ દરમિયાન ભાગતા દુશ્મનોની છોડેલી સાધન સામગ્રી (માલે ગનીમત) હાથ કરવાની લાલસાને તેઓ ન દબાવી શકયા અને પોતાના મોરચા છોડી, મળે તેટલું ભેગું કરવા માટે ત્રાટકી પડયા ત્યારે દુશ્મનોએ તકનો લાભ લઈ મુસ્લિમ દળોને ભીંસમાં લઈ લીધા હતો.

૬૯. આંહઝરત (સ.અ.સ.) એ તીરઅંદાઝોને મોરચાઓ ઉપર સાવધ રહેવાની આજ્ઞા આપી હતી.

૭૦. આ દળના સરદાર અબ્દુલ્લાહ બિન ઝુબૈરની આજ્ઞાઓને ન ગણકારતાં તીરઅંદાઝો માલે ગનીમત હાથ કરવામાં મશગૂલ થઈ ગયા હતા.

وَمِنْكُمْ مَنْ يُرِيدُ الْآخِرَةَ ثُمَّ صَرَفَكُمْ عَنْهُمْ لِيَبْتَلِيَكُمْ وَلَقَدْ عَفَا عَنْكُمْ وَاللَّهُ ذُو فَضْلٍ عَلَى الْمُؤْمِنِينَ ۝

આ દુનિયાના લાભના અભિલાષી હતા અને કેટલાક[૭૧] આખેરતની ઈચ્છા રાખતા હતા, પછી તેણે તમારી પરિક્ષા લેવા માટે તમને (દુશ્મનોના આક્રમણ સામે) પાછા હટાવ્યા,- પછી તેણે તમને ખરે જ ક્ષમા આપી. અને અલ્લાહ મોમિનો ઉપર બેહદ મહેરબાન છે.

إِذْ تُصْعِدُونَ وَلَا تَلْوُونَ عَلَىٰ أَحَدٍ وَالرَّسُولُ يَدْعُوكُمْ فِي أُخْرَاكُمْ فَأَثَابَكُمْ غَمًّا بِغَمٍّ لِكَيْلَا تَحْزَنُوا عَلَىٰ مَا فَاتَكُمْ وَلَا مَا أَصَابَكُمْ وَاللَّهُ خَبِيرٌ بِمَا تَعْمَلُونَ ۝

૧૫૪. જ્યારે તમે નાસભાગ કરી રહ્યા હતા અને તમે પાછું વળીને જોયું જ નહિ. કે પાછળ રહેલા દળમાંથી રસૂલ તમને પુકારી રહ્યો હતો,[૭૨] પછી અલ્લાહે તમને એક દુઃખ (ની અસરને) દબાવવા માટે બીજું દુઃખ આપ્યું, જેથી તમે જે ખોયું હોય અને તમારા ઉપર જે આફત આવી પડી તેનું તમને દુઃખ ન રહે. અને તમે જે કંઈ કરી રહ્યા છો તેનાથી અલ્લાહ માહિતગાર છે.

ثُمَّ أَنْزَلَ عَلَيْكُمْ مِنْ بَعْدِ الْغَمِّ أَمَنَةً نُعَاسًا يَغْشَىٰ طَائِفَةً مِنْكُمْ وَطَائِفَةٌ قَدْ أَهَمَّتْهُمْ أَنْفُسُهُمْ يَظُنُّونَ بِاللَّهِ غَيْرَ الْحَقِّ ظَنَّ الْجَاهِلِيَّةِ يَقُولُونَ هَلْ لَنَا مِنَ الْأَمْرِ مِنْ شَيْءٍ قُلْ إِنَّ الْأَمْرَ كُلَّهُ لِلَّهِ يُخْفُونَ فِي أَنْفُسِهِمْ مَا لَا يُبْدُونَ لَكَ يَقُولُونَ لَوْ كَانَ لَنَا مِنَ الْأَمْرِ شَيْءٌ مَا قُتِلْنَا هَاهُنَا قُلْ لَوْ كُنْتُمْ فِي بُيُوتِكُمْ لَبَرَزَ الَّذِينَ كُتِبَ عَلَيْهِمُ الْقَتْلُ

૧૫૫. પછી અલ્લાહે આ દુઃખ પછી તમારા ઉપર શાંતિ ઉતારી અને તમારામાંના એક વર્ગ ઉપર નિદ્રા છવાઈ ગઈ, અને બીજો વર્ગ એવો હતો જેને પોતાની જ પડી હતી, તેઓ અલ્લાહ વિશે (પોતાના) જાહેલાના અને ખોટા વિચારોમાં મુંઝાએલા રહેતા, અને કહેતા કે આ વ્યવસ્થામાં અમારો કંઈ અધિકાર છે? તેમને કહી દે 'આ હકૂમત માત્ર અલ્લાહની જ છે.' તેઓ પોતાના દિલોમાં એવી વાતો છુપાવે છે જેને તારી સામે પ્રગટ નથી કરતા. તેઓ કહે છે 'જો આ વ્યવસ્થામાં અમને થોડો અધિકાર હોત તો અમે અહીં માર્યા જાત નહિ.' તેમને કહી દે 'જો તમે તમારા ઘરોમાં પણ પડી રહ્યા હોત તો પણ જેમના ઉપર જીહાદ અનિવાર્ય છે તેઓ પોતાના મોતના[૭૩] સ્થાન

૭૧. પોતાના મોરચા છોડનારા તીરઅંદાઝોએ દુનિયાની લાલચ કરી અને અબ્દુલ્લાહ બિન ઝુબૈરના હુકમની તા'મીલમાં મોરચાઓ ઉપર ટકી રહેનારાઓએ આખેરત પસંદ કરી.

૭૨. જંગે ઓહદમાં મુસ્લિમોના લશ્કર ઉપર બંને તરફથી ધસારો થતાં તેમાં ભંગાણ પડયું હતું કારણ કે જંગ જીતી ગયા હોવાની ભ્રમણાના પરિણામે તેમની શિસ્ત ભાંગી પડી હતી અને શોરબકોરમાં આંહઝરત સ.અ.સ.ની પુકારો અને સરદારની આજ્ઞાઓ હવામાં ઉડી ગઈ, અને આંહઝરત સ.અ.સ.ની શહાદતની ખોટી અફવા તથા બીજા મોમિનોની શહાદતથી દળોમાં ભારે અસ્વસ્થતા ફેલાઈ જવા પામી હતી.

૭૩. 'મોતના સ્થાન' અર્થાત જેનું મોત નિશ્ચિત હોય તેને કોઈ બદલી શકતું નથી, તેમજ

إِلَىٰ مَضَاجِعِهِمْ ۖ وَلِيَبْتَلِيَ اللَّهُ مَا فِي صُدُورِكُمْ وَلِيُمَحِّصَ مَا فِي قُلُوبِكُمْ ۗ وَاللَّهُ عَلِيمٌ بِذَاتِ الصُّدُورِ ﴿١٥٤﴾

તરફ નીકળી આવ્યા હોત.' અને આ અલ્લાહે એટલા માટે કર્યું હતું કે તમારા અંત:કરણમાં જે છે તેની પરિક્ષા લે, અને તમારા દિલોમાં જે છે તેને પવિત્ર કરે. અને અલ્લાહ અંત:કરણની વાતોને સારી પેઠે જાણે છે;

إِنَّ الَّذِينَ تَوَلَّوْا مِنكُمْ يَوْمَ الْتَقَى الْجَمْعَانِ إِنَّمَا اسْتَزَلَّهُمُ الشَّيْطَانُ بِبَعْضِ مَا كَسَبُوا ۖ وَلَقَدْ عَفَا اللَّهُ عَنْهُمْ ۗ إِنَّ اللَّهَ غَفُورٌ حَلِيمٌ ﴿١٥٥﴾ ع ١٦

૧૫૬. જે દિવસે બંને ફોજોની અથડામણી થઈ હતી ત્યારે તમારામાંના જે લોકો પીઠ ફેરવી ભાગ્યા હતા તેમને શયતાને તેમના કર્મોના પરિણામે ગોથું[(૭૪)] ખવરાવવા ચાહ્યું હતું પરંતુ અલ્લાહે તેમને માફી આપી. બેશક અલ્લાહ મહાક્ષમાવંત અને સહનશીલ છે. (રુકૂઅ-૧૬)

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا لَا تَكُونُوا كَالَّذِينَ كَفَرُوا وَقَالُوا لِإِخْوَانِهِمْ إِذَا ضَرَبُوا فِي الْأَرْضِ أَوْ كَانُوا غُزًّى لَّوْ كَانُوا عِندَنَا مَا مَاتُوا وَمَا قُتِلُوا لِيَجْعَلَ اللَّهُ ذَٰلِكَ حَسْرَةً فِي قُلُوبِهِمْ ۗ وَاللَّهُ يُحْيِي وَيُمِيتُ ۗ وَاللَّهُ بِمَا تَعْمَلُونَ بَصِيرٌ ﴿١٥٦﴾

૧૫૭. હે ઈમાન લાવનારાઓ! તમે કાફરો જેવા અને તેમના જેવા ન બનો જે દેશમાં[(૭૫)] પ્રવાસ ખેડવા અથવા જીહાદ કરવા નીકળનારા પોતાના ભાઈઓ વિશે કહે છે કે જો તેઓ અમારી સાથે રહ્યા હોત તો તેઓ મરણ ન પામ્યા હોત અથવા માર્યા ન ગયા હોત. તેમની આવી વાતને અલ્લાહ તેમના દિલોના દુ:ખનું કારણ[(૭૬)] બનાવી દેશે. બેશક અલ્લાહ જીવન આપે છે અને મૃત્યુ નીપજાવે છે, અને અલ્લાહ તમારા કામોને જોઈ રહ્યો છે.

وَلَئِن قُتِلْتُمْ فِي سَبِيلِ اللَّهِ أَوْ مُتُّمْ لَمَغْفِرَةٌ مِّنَ اللَّهِ وَرَحْمَةٌ خَيْرٌ مِّمَّا يَجْمَعُونَ ﴿١٥٧﴾

૧૫૮. અને જો તમે અલ્લાહની રાહમાં કતલ કરવામાં આવો કે મરણ પામો, તો બેશક અલ્લાહની ક્ષમા અને રેહમત તે વસ્તુથી ઉત્તમ છે જેનો તેઓ સંગ્રહ કરતા રહે છે.

وَلَئِن مُّتُّمْ أَوْ قُتِلْتُمْ لَإِلَى اللَّهِ تُحْشَرُونَ ﴿١٥٨﴾

૧૫૯. અને જો તમે મરી જાઓ કે માર્યા જાઓ, તો દરેક સંજોગોમાં તમને અલ્લાહ તરફ જ પાછા લઈ જવામાં આવશે.

---

મોમિનોની અલ્લાહ તથા રસૂલ પ્રત્યે પ્રીત, કુરબાનીની અભિલાષા અને વફાદારી, તેમને ઘરમાંથી નીકળવાની પ્રેરણા આપે છે.

૭૪. આંહઝરત સ.અ.સ.ના આદેશોને સરખી રીતે ન સમજવાના કારણે ભૂલનો ભોગ બની ઘણા ખરા લોકો પોતાના ફરાએઝને ચૂકી ગયા હતા નહિતર આપ (સ) પ્રત્યે તેમની વફાદારીમાં કોઈ ખામી ન હતી.

૭૫. પોતાના ફરાએઝના સંબંધમાં પ્રવાસે નીકળેલા લોકો.

૭૬. મોમિનોના મનમાં ભયના બીજ રોપી તેમના ફર્ઝમાં અટકાવવાની યોજનાઓમાં નિષ્ફળ નીવડતાં કાફરોના દિલોમાં દુ:ખનો ઉદભવ થાય છે.

فَبِمَا رَحْمَةٍ مِّنَ اللّٰهِ لِنْتَ لَهُمْ ۚ وَلَوْ كُنْتَ فَظًّا غَلِيْظَ الْقَلْبِ لَانْفَضُّوْا مِنْ حَوْلِكَ ۖ فَاعْفُ عَنْهُمْ وَاسْتَغْفِرْ لَهُمْ وَشَاوِرْهُمْ فِي الْاَمْرِ ۚ فَاِذَا عَزَمْتَ فَتَوَكَّلْ عَلَى اللّٰهِ ۗ اِنَّ اللّٰهَ يُحِبُّ الْمُتَوَكِّلِيْنَ ﴿١٦٠﴾

૧૬૦. અને અલ્લાહની રેહમતના પરિણામે તું તેમના પ્રતિ સદ્ભાવ રાખે છે, અને જો તું તેમની સાથે અવિવેક અને સખતાઈ કરત તો તેઓ તારાથી દૂર થઈ ગયા હોત. માટે તું તેમને ક્ષમા કર અને તેમના માટે માફીની દુઆ કર, અને વ્યવસ્થાના કામોમાં (વિચારણાઓમાં) તેમની સલાહ[૭૭] લે અને જ્યારે તું નિર્ણય કરી લે તો અલ્લાહ ઉપર ભરોસો રાખ. બેશક અલ્લાહ તેમને પ્યાર કરે છે જે (અલ્લાહમાં) ભરોસો રાખે છે.

اِنْ يَّنْصُرْكُمُ اللّٰهُ فَلَا غَالِبَ لَكُمْ ۚ وَاِنْ يَّخْذُلْكُمْ فَمَنْ ذَا الَّذِيْ يَنْصُرُكُمْ مِّنْ بَعْدِهٖ ۗ وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ ﴿١٦١﴾

૧૬૧. જો અલ્લાહ તમારો મદદકર્તા હશે તો તમારી સામે કોઈ ફાવી નહિ શકે પણ જો તે તમને તરછોડી દે તો તેના સિવાય બીજો કોણ છે જે તમારી મદદ કરી શકે? માટે મોમિનોએ અલ્લાહમાં જ યકીન રાખવો જોઈએ.

وَمَا كَانَ لِنَبِيٍّ اَنْ يَّغُلَّ ۗ وَمَنْ يَّغْلُلْ يَاْتِ بِمَا غَلَّ يَوْمَ الْقِيٰمَةِ ۚ ثُمَّ تُوَفّٰى كُلُّ نَفْسٍ مَّا كَسَبَتْ وَهُمْ لَا يُظْلَمُوْنَ ﴿١٦٢﴾

૧૬૨. અને કોઈ નબી માટે અપ્રમાણિકતાથી વર્તવું યોગ્ય નથી, અને જો કોઈ એવું કરશે તો અપ્રમાણિકતાથી સંગ્રહ કરેલું તે પોતેજ કયામતના દિવસે સાથે લઈને આવશે. પછી પ્રત્યેક જીવને તેની કરણીનો પૂરો બદલો આપવામાં આવશે અને કોઈને લેશ માત્ર અન્યાય થશે નહિ.

اَفَمَنِ اتَّبَعَ رِضْوَانَ اللّٰهِ كَمَنْۢ بَآءَ بِسَخَطٍ مِّنَ اللّٰهِ وَمَاْوٰىهُ جَهَنَّمُ ۗ وَبِئْسَ الْمَصِيْرُ ﴿١٦٣﴾

૧૬૩. શું અલ્લાહની ઈચ્છા અનુસાર ચાલનાર એવી વ્યકિતના જેવો હોઈ શકે જે અલ્લાહના ગઝબમાં ઘેરાએલો હોય અને જેનું સદાનું નિવાસ જહન્નમ હોય? અને તે બેહદ બૂરું ઠેકાણું છે.

هُمْ دَرَجٰتٌ عِنْدَ اللّٰهِ ۗ وَاللّٰهُ بَصِيْرٌۢ بِمَا يَعْمَلُوْنَ ﴿١٦٤﴾

૧૬૪. અલ્લાહ પાસે સૌના જુદા જુદા દરજજા છે. અને તેઓ જે કામ કરે છે અલ્લાહે તેને જોઈ રહ્યો છે.

لَقَدْ مَنَّ اللّٰهُ عَلَى الْمُؤْمِنِيْنَ اِذْ بَعَثَ فِيْهِمْ رَسُوْلًا مِّنْ اَنْفُسِهِمْ يَتْلُوْا عَلَيْهِمْ اٰيٰتِهٖ وَيُزَكِّيْهِمْ وَيُعَلِّمُهُمُ الْكِتٰبَ وَالْحِكْمَةَ ۚ وَاِنْ كَانُوْا مِنْ قَبْلُ لَفِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿١٦٥﴾

૧૬૫. ખરેજ, અલ્લાહે મોમિનોમાંથી જ રસૂલ નીમીને તેમના ઉપર મોટો ઉપકાર કર્યો છે જે તેમને તેની આયતો વાંચી સંભળાવે છે અને તેમને પવિત્ર કરે છે અને તેમને કિતાબ તેમજ હિકમતનું શિક્ષણ આપે છે, બેશક, આ પહેલાં તેઓ ખુલ્લે ખુલ્લી ગુમરાહીમાં પડેલા હતા.

---

૭૭. મુસ્લિમ વ્યવસ્થાના ઉપરીઓને અંદરોઅંદર સલાહ વિચારણા કરવાની આજ્ઞા છે, પરંતુ કોઈ સલાહને માનવી ન માનવી, તેમના સરદારના હાથમાં છે. બહુમતિના વિચારોને વગર વિચારે અવગણના ન કરતાં તેના ઉપર પૂરો વિચાર કરી યોગ્ય નિર્ણય લેવાની સૂચના છે.

اَوَلَمَّآ اَصَابَتْكُمْ مُّصِيْبَةٌ قَدْ اَصَبْتُمْ مِّثْلَيْهَا لا قُلْتُمْ اَنّٰى هٰذَا ط قُلْ هُوَ مِنْ عِنْدِ اَنْفُسِكُمْ ط اِنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿١٦٦﴾

૧૬૬. શું, જ્યારે તમને (જંગે ઓહદમાં) કષ્ટ પહોંચ્યું તો તમે બોલી ઉઠયા કે આ મુસીબત ક્યાંથી આવી? જ્યારે તમે તો તેનાથી બમણી ઈજા તેમને પહોંચાડી ચુકયા છો? તું કહી દે 'તે આફત તો તમારી પોતાની ગફલતથીજ આવી હતી. બેશક અલ્લાહ પ્રત્યેક વસ્તુ ઉપર કાબૂ ધરાવે છે.

وَمَآ اَصَابَكُمْ يَوْمَ الْتَقَى الْجَمْعٰنِ فَبِاِذْنِ اللّٰهِ وَلِيَعْلَمَ الْمُؤْمِنِيْنَ ﴿١٦٧﴾

૧૬૭. અને જે દિવસે બંને લશ્કરો એકબીજા સામે અથડાયા હતા અને જે (દુ:ખ) આવી પડયું હતું, તે અલ્લાહની આજ્ઞાથી થયું હતું, કે અલ્લાહ મોમિનોને અલગ કરી દે;

وَلِيَعْلَمَ الَّذِيْنَ نَافَقُوْا ۚ وَقِيْلَ لَهُمْ تَعَالَوْا قَاتِلُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ اَوِ ادْفَعُوْا ط قَالُوْا لَوْ نَعْلَمُ قِتَالًا لَّا اتَّبَعْنٰكُمْ ط هُمْ لِلْكُفْرِ يَوْمَئِذٍ اَقْرَبُ مِنْهُمْ لِلْاِيْمَانِ ج يَقُوْلُوْنَ بِاَفْوَاهِهِمْ مَّا لَيْسَ فِيْ قُلُوْبِهِمْ ط وَاللّٰهُ اَعْلَمُ بِمَا يَكْتُمُوْنَ ﴿١٦٨﴾

૧૬૮. અને મુનાફિકોને પણ ઉઘાડા પાડી દે. અને તેમને કહેવામાં આવ્યું હતું 'આવો અને અલ્લાહની રાહમાં લડો, અને (દુશ્મનોને) પાછળ હઠાવો' તેમણે (જવાબમાં' કહ્યું) 'જો અમને લડતા આવડતું હોત તો અમે અવશ્ય તમારી સાથે ચાલ્યા હોત.' તે દિવસે તેઓ ઈમાનના બદલે કુફ્રના નજીક જઈ પડયા. તેઓ મોઢેથી એવી વાતો ઉચ્ચારે છે જે તેમના મનમાં નથી હોતી. અને અલ્લાહ તેને સારી પેઠે જાણે છે જે તેઓ છુપાવે છે.

اَلَّذِيْنَ قَالُوْا لِاِخْوَانِهِمْ وَقَعَدُوْا لَوْ اَطَاعُوْنَا مَا قُتِلُوْا ط قُلْ فَادْرَءُوْا عَنْ اَنْفُسِكُمُ الْمَوْتَ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿١٦٩﴾

૧૬૯. તે લોકો પોતે તો પાછળ બેસી રહ્યા અને પોતાના બંધુઓ વિશે કહ્યું 'જો તેમણે અમારું કહ્યું માન્યું હોય તો તેઓ માર્યા જાત નહિ.' તું કહી દે 'જો તમે ખરા છો તો તમારું મૃત્યુ આવે ત્યારે તેને ટાળી દેખાડજો.'

وَلَا تَحْسَبَنَّ الَّذِيْنَ قُتِلُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ اَمْوَاتًا ط بَلْ اَحْيَآءٌ عِنْدَ رَبِّهِمْ يُرْزَقُوْنَ ﴿١٧٠﴾

૧૭૦. જે અલ્લાહની રાહમાં શહીદ થયા છે તેમને તમે મરણ પામેલા ન સમજો, તેઓ પોતાના પાલનહારની સેવામાં જીવી રહ્યા છે. અને તેઓ ને'મતોના લાભ ઉઠાવી રહ્યા છે.

فَرِحِيْنَ بِمَآ اٰتٰهُمُ اللّٰهُ مِنْ فَضْلِهٖ وَيَسْتَبْشِرُوْنَ بِالَّذِيْنَ لَمْ يَلْحَقُوْا بِهِمْ مِّنْ خَلْفِهِمْ اَلَّا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ﴿١٧١﴾

૧૭૧. અલ્લાહે જે તેમને પોતાની કૃપાથી અર્પણ કર્યું છે તેનાથી તેઓ બહુજ ખુશ છે અને જે તેમના પાછળ આવનારા હજુ તેમને મળ્યા નથી તેમના માટે પણ તેમને સંતોષ છે કે તેમને પણ કોઈ ભય કે ચિંતાનું કારણ નહિ હોય.

يَسْتَبْشِرُوْنَ بِنِعْمَةٍ مِّنَ اللّٰهِ وَفَضْلٍ وَّاَنَّ اللّٰهَ لَا يُضِيْعُ اَجْرَ الْمُؤْمِنِيْنَ ﴿١٧٢﴾

૧૭૨. તેઓ અલ્લાહની કૃપા અને ને'મતો મેળવવાના પરિણામે ખુશ છે અને (તેના ઉપર પણ ખુશ છે કે) અલ્લાહ મોમિનોના બદલાને વ્યર્થ નથી જવા દેતો. (રુકૂઅ-૧૭)

اَلَّذِيْنَ اسْتَجَابُوْا لِلّٰهِ وَالرَّسُوْلِ مِنْۢ بَعْدِ مَآ اَصَابَهُمُ الْقَرْحُ ۛ لِلَّذِيْنَ اَحْسَنُوْا مِنْهُمْ وَاتَّقَوْا اَجْرٌ عَظِيْمٌ ﴿١٧٢﴾

૧૭૩. જે લોકોએ ઝખ્મી થયા પછી પણ અલ્લાહ તથા તેના રસૂલની પુકારને માન આપ્યું (અને કર્તવ્ય પાલન કર્યું), અને સંયમ ધારણ કર્યું, તેમને ભવ્ય બદલો મળશે.

اَلَّذِيْنَ قَالَ لَهُمُ النَّاسُ اِنَّ النَّاسَ قَدْ جَمَعُوْا لَكُمْ فَاخْشَوْهُمْ فَزَادَهُمْ اِيْمَانًا ۖ وَّقَالُوْا حَسْبُنَا اللّٰهُ وَنِعْمَ الْوَكِيْلُ ﴿١٧٣﴾

૧૭૪. આ તે લોકો છે જેમને દુશ્મનોએ કહ્યું 'તમારી વિરૂદ્ધ મોટું લશ્કરભેગું કરવામાં આવ્યું છે તેનાથી ડરો.' આ વાત સાંભળવાથી તેમના ઈમાનને વધુ બળ મળ્યું. તેમણે કહ્યું 'અમારા માટે અલ્લાહ જ પૂરતો છે, જે સર્વોત્તમ નિગેહબાન છે.'

فَانْقَلَبُوْا بِنِعْمَةٍ مِّنَ اللّٰهِ وَفَضْلٍ لَّمْ يَمْسَسْهُمْ سُوْٓءٌ ۙ وَّاتَّبَعُوْا رِضْوَانَ اللّٰهِ ۗ وَاللّٰهُ ذُوْ فَضْلٍ عَظِيْمٍ ﴿١٧٤﴾

૧૭૫. અંતે તેઓ અલ્લાહની (મહાન) ને'મતો અને મહેરબાનીઓ સહિત પાછા ફર્યા, અને તેમને કોઈ હાનિ ન પહોંચી. તેઓ અલ્લાહના હુકમથી નીકળી પડયા હતા, અને અલ્લાહ ભવ્ય ને'મતોનો માલિક છે. (૭૮)

اِنَّمَا ذٰلِكُمُ الشَّيْطٰنُ يُخَوِّفُ اَوْلِيَآءَهٗ ۪ فَلَا تَخَافُوْهُمْ وَخَافُوْنِ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿١٧٥﴾

૧૭૬. શયતાનતો કેવળ પોતાના સાથીઓને બીવરાવે છે, માટે તમે તેમનાથી ડરશો નહિ, અને જો તમે મોમિન છો તો મારાથી ડરો.

وَلَا يَحْزُنْكَ الَّذِيْنَ يُسَارِعُوْنَ فِى الْكُفْرِ ۚ اِنَّهُمْ لَنْ يَّضُرُّوا اللّٰهَ شَيْـًٔا ۗ يُرِيْدُ اللّٰهُ اَلَّا يَجْعَلَ لَهُمْ حَظًّا فِى الْاٰخِرَةِ ۚ وَلَهُمْ عَذَابٌ عَظِيْمٌ ﴿١٧٦﴾

૧૭૭. અને જે ઊતાવળે કુફ્રમાં જઈ પડે તેમનો તું અફસોસ ન કરજે. બેશક, તેઓ અલ્લાહનું કંઈ પણ નથી બગાડી શકતા. અલ્લાહ તેમને આખેરતમાં કોઈ હિસ્સો નથી આપવા ચાહતો, અને તેઓ મોટો અઝાબ મેળવનારા છે.

اِنَّ الَّذِيْنَ اشْتَرَوُا الْكُفْرَ بِالْاِيْمَانِ لَنْ يَّضُرُّوا اللّٰهَ شَيْـًٔا ۚ وَلَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿١٧٧﴾

૧૭૮. નિ:સંદેહ જેમણે ઈમાનના ભોગે કુફ્રને અપનાવ્યો તેઓ અલ્લાહનું કોઈ નુકસાન નથી કરી શકતા, અને તેઓ દર્દનાક અઝાબ ભોગવનારા છે.

وَلَا يَحْسَبَنَّ الَّذِيْنَ كَفَرُوْٓا اَنَّمَا نُمْلِىْ لَهُمْ خَيْرٌ لِّاَنْفُسِهِمْ ۗ اِنَّمَا نُمْلِىْ لَهُمْ لِيَزْدَادُوْٓا اِثْمًا ۚ وَلَهُمْ عَذَابٌ مُّهِيْنٌ ﴿١٧٨﴾

૧૭૯. અને કાફરો એવું ન સમજી બેસે કે અમારી આપેલી મોહલત તેમને લાભદાયક નીવડશે. બલ્કે, અમારી મોહલત તેમના ગુનાહોમાં વધારો કરી દેશે; અને તેમના માટે અપમાનજનક અઝાબ નિશ્ચિત છે.

---

૭૮. મક્કાના લશ્કરના સેનાપતિ અબુ સુફીયાને મેદાન છોડતા પહેલાં મુસલમાનોને બીજા વર્ષે બદર મુકામે જંગનો પડકાર ક્યો હતો, પરંતુ દુકાળના લીધે તે વર્ષમાં તે પોતાની ધમકીને અમલમાં ન લાવી શકયો. પછી તેણે નોઐમ- બિન મસુદને મોકલાવી મક્કાવાળાઓની જંગ માટેની મોટી તૈયારીઓની અફવા ફેલાવી મુસ્લિમોને ડરાવવાનો નિષ્ફળ પ્રયાસ કર્યો હતો. નિશ્ચિત દિવસે મક્કાવાળાઓનું લશ્કર નિમિત સ્થળે ન પહોંચ્યું. છેવટે મુસ્લિમો બદર-અલ- સુગરાના વાર્ષિક મેળામાં વેપાર દ્વારા બહોળો નફો કમાઈ પોતાના ઘરોમાં પાછા ફર્યા હતા.

૧૮૦. આ અસંભવિત છે કે તમે જે હાલતમાં છો તેમાં અલ્લાહ મોમિનોને રહેવા દે, જ્યાં સુધી કે તે પવિત્રને અપવિત્રથી અલગ ન કરી નાખે અને અલ્લાહ તમને ગએબનું જ્ઞાન નથી આપતો, પરંતુ અલ્લાહ પોતાના રસૂલોમાંથી જેને ચાહે ચૂંટી લે છે. માટે તમે અલ્લાહ અને તેના રસૂલો ઉપર ઈમાન લાવો. અને જો તમે ઈમાન લાવી પરહેઝગાર બની જશો તો ભવ્ય બદલો મેળવશો.

مَا كَانَ اللّٰهُ لِيَذَرَ الْمُؤْمِنِيْنَ عَلٰى مَآ اَنْتُمْ عَلَيْهِ حَتّٰى يَمِيْزَ الْخَبِيْثَ مِنَ الطَّيِّبِ ۗ وَمَا كَانَ اللّٰهُ لِيُطْلِعَكُمْ عَلَى الْغَيْبِ وَلٰكِنَّ اللّٰهَ يَجْتَبِيْ مِنْ رُّسُلِهٖ مَنْ يَّشَآءُ ۖ فَاٰمِنُوْا بِاللّٰهِ وَرُسُلِهٖ ۚ وَاِنْ تُؤْمِنُوْا وَتَتَّقُوْا فَلَكُمْ اَجْرٌ عَظِيْمٌ ﴿١٨٠﴾

૧૮૧. અને અલ્લાહે પોતાની મહેરબાનીથી ધન આપ્યું છે તેમાં કંજૂસાઈ કરનારા કંજૂસાઈને પોતાના માટે લાભકારક ન સમજે, તે તેમના માટે બૂરી છે. જે કંઈ તેઓ કંજૂસાઈથી ભેગું કરશે, ક્યામતના દિવસે તેની તોક બનાવી તેમના ગળામાં પહેરાવવામાં આવશે. આકાશો તથા ધરતીની માલિકી અલ્લાહની જ છે, અને તમારા સર્વ કામોથી અલ્લાહ માહિતગાર છે. (રુકૂઅ - ૧૮)

وَلَا يَحْسَبَنَّ الَّذِيْنَ يَبْخَلُوْنَ بِمَآ اٰتٰىهُمُ اللّٰهُ مِنْ فَضْلِهٖ هُوَ خَيْرًا لَّهُمْ ۗ بَلْ هُوَ شَرٌّ لَّهُمْ ۗ سَيُطَوَّقُوْنَ مَا بَخِلُوْا بِهٖ يَوْمَ الْقِيٰمَةِ ۗ وَلِلّٰهِ مِيْرَاثُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۗ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرٌ ﴿١٨١﴾

૧૮૨. બેશક અલ્લાહે તેમના બડબડાટને સાંભળી લીધો છે જે કહે છે 'અલ્લાહ તો મુફલીસ (નિર્ધન)[૭૯] છે અને અમે દૌલતમંદ છીએ.' અમે તેમના ગરૂરભર્યા શબ્દોની અને નબીઓની અકારણ હત્યા કરવાના તેમના પ્રયાસોની નોંધ લેશું અને અમે તેમને કહેશું 'લો હવે બળતરાના અઝાબનો સ્વાદ ચાખો.'

لَقَدْ سَمِعَ اللّٰهُ قَوْلَ الَّذِيْنَ قَالُوْٓا اِنَّ اللّٰهَ فَقِيْرٌ وَّنَحْنُ اَغْنِيَآءُ ۘ سَنَكْتُبُ مَا قَالُوْا وَقَتْلَهُمُ الْاَنْۢبِيَآءَ بِغَيْرِ حَقٍّ ۙ وَّنَقُوْلُ ذُوْقُوْا عَذَابَ الْحَرِيْقِ ﴿١٨٢﴾

૧૮૩. કારણ કે આ તમેજ તમારા હાથે આગળ મોકલાવ્યું છે. અને અલ્લાહ(પોતાના) બંદાઓ ઉપર (કદીપણ) ઝુલ્મ નથી કરતો.

ذٰلِكَ بِمَا قَدَّمَتْ اَيْدِيْكُمْ وَاَنَّ اللّٰهَ لَيْسَ بِظَلَّامٍ لِّلْعَبِيْدِ ﴿١٨٣﴾

૧૮૪. જે લોકો કહે છે 'ખરેખર, અલ્લાહે અમને હુકમ આપ્યો છે કે અમારે કોઈ રસૂલને માનવું નહિ જ્યાં સુધી તે એવી કુરબાની ન લાવે જેને અગ્નિ ભરખી[૮૦] જતી હોય.' તેમને કહી દે 'બેશક તમારી તરફ મારા પહેલાં ઘણા રસૂલો સ્પષ્ટ નિશાનીઓ લઈને

اَلَّذِيْنَ قَالُوْٓا اِنَّ اللّٰهَ عَهِدَ اِلَيْنَآ اَلَّا نُؤْمِنَ لِرَسُوْلٍ حَتّٰى يَاْتِيَنَا بِقُرْبَانٍ تَاْكُلُهُ النَّارُ ۗ قُلْ قَدْ جَآءَكُمْ

---

૭૯. આ એક ઐતિહાસિક સત્ય છે કે અલ્લાહને નિર્ધન કહેનારા અને પોતાની સંપત્તિનો ગર્વ કરનારા યહૂદીઓ સઘળું મૂકી મદીનાની આસપાસથી નાસી ગયા હતા.

૮૦. યહૂદીઓને આવી કુરબાનીનું નિશાન માગવાનો કોઈ અધિકાર ન હતો કારણ કે આ નિશાની તેમજ અન્ય ઘણી નિશાનીઓ લાવનારા રસૂલોનો તેમણે અનાદર કર્યો હતો.

رُسُلٌ مِّنْ قَبْلِي بِالْبَيِّنٰتِ وَبِالَّذِي قُلْتُمْ فَلِمَ قَتَلْتُمُوْهُمْ إِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿١٨٤﴾

આવ્યા હતા, અને જે તમે માગી રહ્યા છો તે પણ લાવ્યા હતા. જો તમે સાચા છો તો કયા કારણે તમે તેમને કતલ કરવાની કોશિશ કરી હતી?'

فَإِنْ كَذَّبُوْكَ فَقَدْ كُذِّبَ رُسُلٌ مِّنْ قَبْلِكَ جَآءُوْ بِالْبَيِّنٰتِ وَالزُّبُرِ وَالْكِتٰبِ الْمُنِيْرِ ﴿١٨٥﴾

૧૮૫. અને જો તેઓ તારા ઉપર જૂઠું બોલવાનું આળ મૂકે, જો કે તારી પહેલાના રસૂલોને પણ તેમણે જૂઠા ઠરાવ્યા હતા જે સ્પષ્ટ નિશાનીઓ તથા હિકમતની[૮૧] કિતાબો અને રોશન શરિઅત[૮૨] લઈને આવ્યા હતા.

كُلُّ نَفْسٍ ذَآئِقَةُ الْمَوْتِ وَإِنَّمَا تُوَفَّوْنَ أُجُوْرَكُمْ يَوْمَ الْقِيٰمَةِ فَمَنْ زُحْزِحَ عَنِ النَّارِ وَأُدْخِلَ الْجَنَّةَ فَقَدْ فَازَ وَمَا الْحَيٰوةُ الدُّنْيَآ إِلَّا مَتَاعُ الْغُرُوْرِ ﴿١٨٦﴾

૧૮૬. પ્રત્યેક જીવ મોતનો સ્વાદ[૮૩] ચાખનાર છે અને કયામતના દિવસે તમને તમારો પૂરેપૂરો બદલો મળી રહેશે, માટે જે જહન્નમની આગથી બચી ગયો અને જન્નતમાં દાખલ કરવામાં આવ્યો, ખરેખર તે સફળતાને વર્યો, અને આ દુનિયાનું જીવન છેતરામણી સિવાય બીજું કંઈ નથી.

لَتُبْلَوُنَّ فِيْٓ أَمْوَالِكُمْ وَأَنْفُسِكُمْ وَلَتَسْمَعُنَّ مِنَ الَّذِيْنَ أُوْتُوا الْكِتٰبَ مِنْ قَبْلِكُمْ وَمِنَ الَّذِيْنَ أَشْرَكُوْٓا أَذًى كَثِيْرًا وَإِنْ تَصْبِرُوْا وَتَتَّقُوْا فَإِنَّ ذٰلِكَ مِنْ عَزْمِ الْأُمُوْرِ ﴿١٨٧﴾

૧૮૭. તમારી દૌલત અને તમારી જાનોથી તમારી આઝમાઈશ[૮૪] કરવામાં આવશે બેશક જેમને (પહેલાં) કિતાબ આપવામાં આવી હતી તેમના તરફથી, અને અલ્લાહના શરીક ઠરાવનારાઓ તરફથી તમને બેહદ કડવા વેણો સાંભળવા પડશે, જો તમે ધીરજપૂર્વક કામ લો અને સંયમ ધારણ કરો તો ખરેખર આ ભારે હિંમતનું કામ છે.

وَإِذْ أَخَذَ اللّٰهُ مِيْثَاقَ الَّذِيْنَ أُوْتُوا الْكِتٰبَ لَتُبَيِّنُنَّهٗ لِلنَّاسِ وَلَا تَكْتُمُوْنَهٗ فَنَبَذُوْهُ وَرَآءَ ظُهُوْرِهِمْ وَاشْتَرَوْا بِهٖ ثَمَنًا قَلِيْلًا فَبِئْسَ مَا يَشْتَرُوْنَ ﴿١٨٨﴾

૧૮૮. અને (યાદ કરો) જેમને કિતાબ આપવામાં આવી હતી તેમની પાસેથી અલ્લાહે (પાક્કું) વચન લીધું હતું ત્યારે તેમને કહ્યું 'તમે આ કિતાબને લોકોમાં ફેલાવશો અને તેને છુપાવી નહિ રાખો.' પરંતુ તેમણે તેને પોતાની પીઠ પાછળ ફેંકી દીધી અને બદલામાં નજીવું મૂલ્ય લીધું. અધમ છે જે તેમણે બદલામાં વસુલ કર્યું છે.

---

૮૧. અહીં 'ઝબૂર'નો અર્થ 'હિકમત' અર્થાત 'ડહાપણ' થાય છે.

૮૨. તૌરાત

૮૩. મૃત્યુ કુદરતનો એક અટલ નિયમ છે છતાં માનવપ્રાણી તેના પ્રત્યે નિત્ય બેદરકારીભર્યું વલણ રાખે છે. આ દુનિયાના ક્ષણિક મનોરાજ્યના આનંદમાં ઓતપ્રોત જીવને, દુન્યવી માધુર્યના બંધનોનો નશો ઉતરી ગયા પછીજ પતનની ઊંડાણોનું ભાન થાય છે, પરંતુ ત્યારે બહુ જ મોડું થઈ ચૂકયું હોય છે.

૮૪. આ પરીક્ષામાં પસાર થનારાઓમાં નબળા ઈમાનવાળા અને સબ્ર કરનારા લોકો જુદા જુદા તરી આવશે. પોતાની નબળાઈઓને સુધારી લેવાની ઈચ્છા રાખનારાઓજ તેનો લાભ લેશે.

لَا تَحْسَبَنَّ الَّذِيْنَ يَفْرَحُوْنَ بِمَآ اَتَوْا وَّيُحِبُّوْنَ اَنْ يُّحْمَدُوْا بِمَا لَمْ يَفْعَلُوْا فَلَا تَحْسَبَنَّهُمْ بِمَفَازَةٍ مِّنَ الْعَذَابِ ۚ وَلَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿١٨٩﴾

૧૮૯. જે લોકો પોતાના કૃત્યો ઉપર હરખાય છે અને ચાહે છે કે જે તેમણે નથી કર્યું તેના માટે પણ તેમને વખાણવામાં આવે, તેમના વિશે તું એવું ન સમજી લેજે કે તેઓ અઝાબથી બચી જશે, બલ્કે તેઓ દર્દનાક અઝાબ ભોગવશે.

وَلِلّٰهِ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۗ وَاللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿١٩٠﴾

૧૯૦. અને આકાશો તથા ધરતીની બાદશાહત અલ્લાહની છે અને તે સર્વ વસ્તુઓ ઉપર કાબૂ ધરાવે છે. (રુકૂઅ-૧૯)

اِنَّ فِيْ خَلْقِ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَاخْتِلَافِ الَّيْلِ وَالنَّهَارِ لَاٰيٰتٍ لِّاُولِي الْاَلْبَابِ ﴿١٩١﴾

૧૯૧. આકાશો અને ધરતીના સર્જનમાં અને રાત અને દિવસના પરિવર્તક નિઝામ (તંત્રમાં) સમજદારી રાખનારાઓ માટે અનેક નિશાનીઓ છે.

الَّذِيْنَ يَذْكُرُوْنَ اللّٰهَ قِيٰمًا وَّقُعُوْدًا وَّعَلٰى جُنُوْبِهِمْ وَيَتَفَكَّرُوْنَ فِيْ خَلْقِ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۚ رَبَّنَا مَا خَلَقْتَ هٰذَا بَاطِلًا ۚ سُبْحٰنَكَ فَقِنَا عَذَابَ النَّارِ ﴿١٩٢﴾

૧૯૨. જે લોકો ઉઠતા, બેસતા અને સૂતા અલ્લાહને યાદ કરતા રહે છે અને આકાશો તથા પૃથ્વીની રચનાનું ચિંતન કરતા રહે છે; (અને કહે છે) "હે અમારા પરવરદિગાર તેં આ સર્જન હેતુ વગર નથી કર્યું. તું પવિત્ર છે, તું અમને આગના અઝાબથી બચાવી લે,

رَبَّنَآ اِنَّكَ مَنْ تُدْخِلِ النَّارَ فَقَدْ اَخْزَيْتَهٗ ۗ وَمَا لِلظّٰلِمِيْنَ مِنْ اَنْصَارٍ ﴿١٩٣﴾

૧૯૩. "જેને તેં અગ્નિમાં દાખલ કર્યો, બેશક, તેને તેં રૂસ્વા કર્યો, બેશક (તે) ઝાલિમોની મદદ કરનાર કોઈ નહિ હોય.

رَبَّنَآ اِنَّنَا سَمِعْنَا مُنَادِيًا يُّنَادِيْ لِلْاِيْمَانِ اَنْ اٰمِنُوْا بِرَبِّكُمْ فَاٰمَنَّا ۖ رَبَّنَا فَاغْفِرْ لَنَا ذُنُوْبَنَا وَكَفِّرْ عَنَّا سَيِّاٰتِنَا وَتَوَفَّنَا مَعَ الْاَبْرَارِ ﴿١٩٤﴾

૧૯૪. "હે અમારા પરવરદિગાર, અમે એક પુકારનારાને અમને ઈમાન તરફ બોલાવતા સાંભળ્યો. (તેણે કહ્યું) 'તમારા પાલનહાર ઉપર ઈમાન લાવો' અને અમે ઈમાન લાવ્યા. માટે હે અમારા માલિક, અમારા ગુનાહો માફ કર અને અમારી બૂરાઈઓને અમારાથી દૂર કર, અને અમને નેક લોકો સાથે મૃત્યુ આપ.

رَبَّنَا وَاٰتِنَا مَا وَعَدْتَّنَا عَلٰى رُسُلِكَ وَلَا تُخْزِنَا يَوْمَ الْقِيٰمَةِ ۗ اِنَّكَ لَا تُخْلِفُ الْمِيْعَادَ ﴿١٩٥﴾

૧૯૫. "હે અમારા રબ, અમને તે અર્પણ કર જેના વાયદો તેં તારા રસૂલો દ્વારા આપ્યો હતો, અને અમને કયામતના દિવસે બેઈઝ્ઝત ન કરજે, ખરેખર તું વચનભંગ કદાપિ નથી કરતો."

فَاسْتَجَابَ لَهُمْ رَبُّهُمْ اَنِّيْ لَآ اُضِيْعُ عَمَلَ عَامِلٍ مِّنْكُمْ مِّنْ ذَكَرٍ اَوْ اُنْثٰى ۚ بَعْضُكُمْ مِّنْ بَعْضٍ ۚ فَالَّذِيْنَ

૧૯૬. પછી તેમના રબે તેમની (પ્રાર્થનાનો) જવાબ આપ્યો, (કહ્યું) 'હું તમારામાંના કોઈના કર્મોને નષ્ટ થવા નહિ દઉં, ભલે તે પુરુષ હોય કે સ્ત્રી, તમે સૌ એકસરખા છો. માટે જેમણે હિજરત કરી

هَاجَرُوْا وَاُخْرِجُوْا مِنْ دِيَارِهِمْ وَاُوْذُوْا فِيْ سَبِيْلِيْ وَقٰتَلُوْا وَقُتِلُوْا لَاُكَفِّرَنَّ عَنْهُمْ سَيِّاٰتِهِمْ وَلَاُدْخِلَنَّهُمْ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ۚ ثَوَابًا مِّنْ عِنْدِ اللّٰهِ ۗ وَاللّٰهُ عِنْدَهٗ حُسْنُ الثَّوَابِ ﴿١٩٥﴾

અને જેમને તેમના ઘરોમાંથી હાંકી કાઢવામાં આવ્યા, અને જેમને મારી રાહમાં દુ:ખોથી રજાડવામાં આવ્યા, અને જે લડયા અને માર્યા ગયા; નિ:સંદેહ હું તેમની બૂરાઈઓને તેમનાથી દૂર કરી દઈશ, અને તેમને એવા બાગોમાં દાખલ કરીશ જેની તળેથી નહેરો વહેતી હશે. આ બદલો અલ્લાહ તરફથી છે અને તે અલ્લાહ જ છે જેની પાસે ઉચ્ચત્તમ બદલો છે.'

لَا يَغُرَّنَّكَ تَقَلُّبُ الَّذِيْنَ كَفَرُوْا فِي الْبِلَادِ ﴿١٩٦﴾ مَتَاعٌ قَلِيْلٌ ۫ ثُمَّ مَاْوٰىهُمْ جَهَنَّمُ ۗ وَبِئْسَ الْمِهَادُ ﴿١٩٧﴾

૧૯૭ ધરતીમાં કાફરોનું દબદબાથી હરવું ફરવું તમને ભ્રમણામાં ન નાખી દે.

૧૯૮. આ ટૂંક સમયનો લાભ છે, પછી જન્નહમ તેમનું ઠેકાણું છે, અને તે કેટલું અધમ રહેઠાણ છે.

لٰكِنِ الَّذِيْنَ اتَّقَوْا رَبَّهُمْ لَهُمْ جَنّٰتٌ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا نُزُلًا مِّنْ عِنْدِ اللّٰهِ ۗ وَمَا عِنْدَ اللّٰهِ خَيْرٌ لِّلْاَبْرَارِ ﴿١٩٨﴾

૧૯૯. પરંતુ પોતાના રબ ખાતર સદાચારો કરનારાઓ એવા બાગો પ્રાપ્ત કરશે જેમાં ઝરણાં વહેતા હશે, જેમાં તેઓ સદાય રહેશે, અલ્લાહ તરફથી આ મહેમાન નવાઝી હશે. અને જે અલ્લાહ પાસે છે તે પરહેઝગારો માટે બેહતર છે.

وَاِنَّ مِنْ اَهْلِ الْكِتٰبِ لَمَنْ يُّؤْمِنُ بِاللّٰهِ وَمَآ اُنْزِلَ اِلَيْكُمْ وَمَآ اُنْزِلَ اِلَيْهِمْ خٰشِعِيْنَ لِلّٰهِ ۙ لَا يَشْتَرُوْنَ بِاٰيٰتِ اللّٰهِ ثَمَنًا قَلِيْلًا ۗ اُولٰٓئِكَ لَهُمْ اَجْرُهُمْ عِنْدَ رَبِّهِمْ ۗ اِنَّ اللّٰهَ سَرِيْعُ الْحِسَابِ ﴿١٩٩﴾

૨૦૦. અને બેશક એહલે કિતાબમાંના કેટલાક એવા છે જે અલ્લાહમાં, અને જે કંઈ તમારા ઉપર ઊતારવામાં આવ્યું છે તેમાં, અને જે કંઈ તેમના ઉપર ઊતારવામાં આવ્યું હતું તેમાં ઈમાન રાખે છે. અને અલ્લાહ સામે તેઓ વિનમ્રતા ધારણ કરે છે અને અલ્લાહની આયતોને નજીવા મૂલ્યે નથી વેચતા. આ તે લોકો છે જેમનો બદલો તેમના પાલનહાર પાસે છે અને અલ્લાહ (હિસાબ ચૂકવવામાં) વિલંબ નથી કરતો.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اصْبِرُوْا وَصَابِرُوْا وَرَابِطُوْا ۫ وَاتَّقُوا اللّٰهَ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿٢٠٠﴾

૨૦૧. હે ઈમાનવાળાઓ, સબ્રથી કામ લો, અને (દુશ્મનો સામે) ધૈર્યનું પ્રદર્શન કરો. અને અલ્લાહની અપ્રસન્નતા વહોરવાથી બચો. જેથી તમને સફળતા પ્રાપ્ત થાય. (રુકૂઅ-૨૦)

سُورَةُ النِّسَاءِ مَدَنِيَّةٌ (٤)

## અલ-નિસા'.

૧. અલ્લાહના નામથી જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૨. હે લોકો, તમારા પાલનહારથી ડરો જેણે તમને એક જ જીવમાંથી[૧] પેદા કર્યા છે અને તેમાંથીજ[૨] તેનું જોડું બનાવ્યું, અને તેમાંથી પૂષ્કળ સંખ્યામાં પુરુષો અને સ્ત્રીઓ ફેલાવી દીધા. તે અલ્લાહથી ડરો જેનો વાસતો આપી તમે એકબીજાથી (હક્કોની) માગણી કરો છો, અને ખાસ કરીને સગાઓની (હક્કતલફી કરવાથી ડરો); નિ:સંદેહ અલ્લાહ તમારો નિગેહબાન છે.[3]

يَاَيُّهَا النَّاسُ اتَّقُوْا رَبَّكُمُ الَّذِيْ خَلَقَكُمْ مِّنْ نَّفْسٍ وَّاحِدَةٍ وَّخَلَقَ مِنْهَا زَوْجَهَا وَبَثَّ مِنْهُمَا رِجَالًا كَثِيْرًا وَّنِسَآءً ۚ وَاتَّقُوا اللّٰهَ الَّذِيْ تَسَآءَلُوْنَ بِهٖ وَالْاَرْحَامَ ۗ اِنَّ اللّٰهَ كَانَ عَلَيْكُمْ رَقِيْبًا ②

૩. યતીમોને તેમનો માલ સોંપી દો, અને સારા માલના બદલે હલ્કો માલ ન આપો, અને તેમનું ધન તમારી મિલકતમાં ભેળવીને પચાવી ન પાડો. બેશક તે મોટું પાપ છે.

وَاٰتُوا الْيَتٰمٰۤى اَمْوَالَهُمْ وَلَا تَتَبَدَّلُوا الْخَبِيْثَ بِالطَّيِّبِ ۪ وَلَا تَاْكُلُوْۤا اَمْوَالَهُمْ اِلٰۤى اَمْوَالِكُمْ ؕ اِنَّهٗ كَانَ حُوْبًا كَبِيْرًا ③

૪. અને જો તમને ડર હોય કે તમે યતીમો સાથે ન્યાયથી નહિ વર્તી શકો તો જે સ્ત્રીઓ તમને પસંદ હોય, તેમાંથી બબ્બે, ત્રણ ત્રણ, ચચ્ચાર[૪] સાથે લગ્ન

وَاِنْ خِفْتُمْ اَلَّا تُقْسِطُوْا فِى الْيَتٰمٰى فَانْكِحُوْا مَا طَابَ لَكُمْ مِّنَ النِّسَآءِ مَثْنٰى وَثُلٰثَ وَرُبٰعَ ۚ فَاِنْ خِفْتُمْ

---

૧. એક જીવનો અર્થ એક અંશ, એક જ મૂળ એક વસ્તુ છે અને પતિ પત્ની બંને મળી એક જ જીવ બની જાય છે.

૨. હઝરત હવ્વાને હઝરત આદમ (અ)ની પાંસળીમાંથી બનાવવામાં આવ્યા હોવાની માન્યતા એક ભૂલભરેલી કલ્પના છે જે આંહઝરત (સ.અ.સ.)ની હદીસને ન સમજવાના કારણે લોકો કરતા રહે છે. આપ (સ)એ ફરમાવ્યું છે 'સ્ત્રીનો દાખલો પાંસળી જેવો છે જેના વણાંકને સીધો કરવાનો પ્રયત્ન કરતા તે ભાંગી પડે છે. એવું જ સ્ત્રીના સ્વભાવમાં વાંકપણું પણ છે.' આ હદીસમાં હઝરત હવ્વાનો ઉલ્લેખ જ નથી થયો. માટે તેને સ્ત્રીની ઉત્પત્તી સાથે જોડવો યોગ્ય નહિ ગણાય. હકીકતમાં નારીનું વાંકપણું, તેની નઝાકત અને તેનો ચંચળ સ્વભાવ છે જે, આ નારીની ખુબસુરતી છે, રૂપ છે અને જન્મ સિદ્ધ હક્ક પણ છે.

૩. આંહઝરત (સ.અ.સ.) નિકાહના સમયે આ આયતની તિલાવત કરતા, અને નવદંપતિને એકબીજાના હક્કોનું માન જાળવવા અને પોતાની એકબીજા પ્રત્યે ફરજો નીભાવવાની સૂચના આપતા.

૪. બહુ પત્નીત્વની છૂટ ઈસ્લામે અમુક સંજોગોમાં જ આપી છે. આ હુકમ માત્ર યતીમોના લાભાર્થે કે તોફાનો, જંગો વગેરેના પરિણામે ઉભી યતી પરિસ્થિતિમાં સમાજના હિતને દ્રષ્ટિમાં રાખી આપવામાં

اَلَّا تَعْدِلُوْا فَوَاحِدَةً اَوْ مَا مَلَكَتْ اَيْمَانُكُمْ ۗ ذٰلِكَ اَدْنٰٓى اَلَّا تَعُوْلُوْا ۝

કરી લો, પરંતુ જો તમારાથી બેઈન્સાફી થવાનો ડર હોય, તો એકને જ પરણો અથવા તે સ્ત્રીને પરણો જે તમારા જમણા[૫] હાથના આધીન (દાસી) છે. બેઈન્સાફીથી બચવાનો આ બેહતર રસ્તો છે.

وَاٰتُوا النِّسَآءَ صَدُقٰتِهِنَّ نِحْلَةً ۗ فَاِنْ طِبْنَ لَكُمْ عَنْ شَىْءٍ مِّنْهُ نَفْسًا فَكُلُوْهُ هَنِيْٓئًا مَّرِيْٓئًا ۝

૫. અને તમારી પત્નીઓની હક્ક મહેર રાજીખુશીથી અદા કરો. પરંતુ જો તેઓ સ્વેચ્છાએ કંઈ પણ પાછું આપી દે તો તેને પાક તથા લાભદાયક સમજીને સ્વીકારી લો.

وَلَا تُؤْتُوا السُّفَهَآءَ اَمْوَالَكُمُ الَّتِىْ جَعَلَ اللّٰهُ لَكُمْ قِيٰمًا وَّارْزُقُوْهُمْ فِيْهَا وَاكْسُوْهُمْ وَقُوْلُوْا لَهُمْ قَوْلًا مَّعْرُوْفًا ۝

૬. અને સમજદારી ન રાખનારાઓને તમારું ધન ન સોંપો કારણકે અલ્લાહે તેને તમારા જીવનનિર્વાહનું સાધન બનાવ્યું છે, પણ તેમાંથી જ તેમનું ભરણ પોષણ કરો અને ભલી શિખામણ આપતા રહો.

وَابْتَلُوا الْيَتٰمٰى حَتّٰٓى اِذَا بَلَغُوا النِّكَاحَ ۚ فَاِنْ اٰنَسْتُمْ مِّنْهُمْ رُشْدًا فَادْفَعُوْٓا اِلَيْهِمْ اَمْوَالَهُمْ ۚ وَلَا تَاْكُلُوْهَآ اِسْرَافًا وَّبِدَارًا اَنْ يَّكْبَرُوْا ۗ وَمَنْ كَانَ غَنِيًّا فَلْيَسْتَعْفِفْ ۚ وَمَنْ كَانَ فَقِيْرًا فَلْيَاْكُلْ بِالْمَعْرُوْفِ ۗ فَاِذَا دَفَعْتُمْ اِلَيْهِمْ اَمْوَالَهُمْ فَاَشْهِدُوْا عَلَيْهِمْ ۗ وَكَفٰى بِاللّٰهِ حَسِيْبًا ۝

૭. અને યતીમો[૬] ઉપર કડક દેખરેખ રાખો જ્યાં સુધી કે તેઓ વિવાહના લાયક ઉમરે પહોંચે; પછી તેમની સમજદારીની ખાતરી થતા તેમની સંપત્તિ તેમને સોંપી દો; અને તેઓ લાયક ઉમરે પહોંચી પોતાની મિલ્કત માગી લેશે તેના ડરથી તેની મિલકત ખર્ચી ઉડાવી[૭] ન દો. ધનવાન તે માલથી દૂર રહે અને નિર્ધન તેમાંથી યોગ્ય રીતે ખાવા[૮] પૂરતું જ લે, અને જ્યારે તમે તેમનું ધન પાછું સોંપો ત્યારે સાક્ષીઓ રાખો. બેશક હિસાબ લેવા માટે અલ્લાહ પૂરતો છે.

---

આવ્યો છે. જે યતીમોને વારસાના લાભનો અવકાશ નથી હોતો ત્યાં સ્ત્રી સાથે લગ્ન કરી તેની ઔલાદને આશરો આપવામાં આવે. ઉપદ્રવોમાં સ્ત્રીઓ કે વિધવાઓના વધારાને સામાજિક બદીઓથી બચાવી લેવાનો આ એક ઉત્તમ ઉપાય છે. અને જો ખુશીથી તેના ઉપર અમલ ન થતો હોય તો તેને લાઝિમ ઠરાવવામાં આવે. પરંતુ તેનો કોઈ સંજોગોમાં દુરુપયોગ ન થવો જોઈએ.

પહેલી પત્ની નિસંતાન હોય, પત્ની માંદી હોય અથવા બીજા કોઈ કારણે પતિને પોતાના ચારિત્ર્યની રક્ષા ખાતર બીજા લગ્નની જરૂર જણાતી હોય તો તેમ કરવા ઉપર કોઈ બંધન નથી.

૫. યુદ્ધમાં શરણે આવેલી અથવા ખરીદાએલી દાસીને આઝાદ કરી, પરણી તેને પત્નીપદે સ્થાપી સમાજમાં તેનું માન વધારવું એક મોટો એહસાન છે અને આવું કરનારની પરહેઝગારીનું આ પ્રમાણ છે.

૬. યતીમ બાળકો જેમાં સમજદારી કે વિવેકબુદ્ધિનો અભાવ હોય અને તેને આર્થિક વ્યવહારનું ભાન ન હોય તો તેના ઉંમરલાયક થવા પહેલાં તેને જવાબદારી ન સોંપવી.

૭. યતીમોની મિલકતનો વહીવટ સંભાળનારા તે મિલકતના જરૂરી ખર્ચમાં કરકસરથી કામ લે, અને તેને પારકો માલ જાણી વેડફી ન નાખે અથવા પચાવી નપાડે.

૮. જો વ્યવસ્થા કરનાર ગરીબ હોય તો પોતાના નિર્વાહ પૂરતું ખર્ચ વસૂલ કરે અને અયોગ્ય ખર્ચ કરે નહિ અને જો ધનવાન હોય તો કંઈપણ વળતર લીધા વગર યતીમના વહીવટની વ્યવસ્થા ચલાવે.

૮. પુરુષો માટે તેમાં હિસ્સો છે જે તેમના માતાપિતા અને નજીકના સગા છોડી ગયા છે; અને સ્ત્રીઓ માટે તેમાં હિસ્સો છે જે તેમના માતાપિતા અને નિકટના સગા છોડી ગયા છે. પછી ભલે તેમાં થોડું હોય કે ઘણું, તેમાં એક મુકર્રર હિસ્સો છે.(૯)

لِلرِّجَالِ نَصِيبٌ مِّمَّا تَرَكَ الْوَالِدَانِ وَالْأَقْرَبُونَ وَلِلنِّسَاءِ نَصِيبٌ مِّمَّا تَرَكَ الْوَالِدَانِ وَالْأَقْرَبُونَ مِمَّا قَلَّ مِنْهُ أَوْ كَثُرَ نَصِيبًا مَّفْرُوضًا ﴿٨﴾

૯. અને વહેંચણી સમયે જો અન્ય સગાઓ, અને યતીમો અને ગરીબ લોકો હાજર હોય તો તેમને પણ કંઈક આપો અને તેમની સાથે ભલાઈપૂર્વકથી વાત કરો.(૧૦)

وَإِذَا حَضَرَ الْقِسْمَةَ أُولُوا الْقُرْبَىٰ وَالْيَتَامَىٰ وَالْمَسَاكِينُ فَارْزُقُوهُم مِّنْهُ وَقُولُوا لَهُمْ قَوْلًا مَّعْرُوفًا ﴿٩﴾

૧૦. (અલ્લાહથી) ડરનારાઓએ વિચારવું જોઈએ કે જો તેઓ નબળી સંતાન પાછળ છોડી જશે તો તેમનું શું થશે? માટે યતીમો સંબંધમાં,(૧૧) પણ તેમણે અલ્લાહથી ડરવું જોઈએ અને હમેશાં યોગ્ય વાત કરવી જોઈએ.

وَلْيَخْشَ الَّذِينَ لَوْ تَرَكُوا مِنْ خَلْفِهِمْ ذُرِّيَّةً ضِعَافًا خَافُوا عَلَيْهِمْ فَلْيَتَّقُوا اللَّهَ وَلْيَقُولُوا قَوْلًا سَدِيدًا ﴿١٠﴾

૧૧. ખરેખર જે લોકો યતીમોનું ધન અન્યાય કરી પચાવી પાડે છે, તેઓ પોતાના પેટમાં કેવળ અગ્નિ ભરી રહ્યા છે. અને તેમને ભડકતી જવાળાઓમાં ફેંકવામાં આવશે. (રુકૂઅ-૧)

إِنَّ الَّذِينَ يَأْكُلُونَ أَمْوَالَ الْيَتَامَىٰ ظُلْمًا إِنَّمَا يَأْكُلُونَ فِي بُطُونِهِمْ نَارًا وَسَيَصْلَوْنَ سَعِيرًا ﴿١١﴾ ع

૧૨. અલ્લાહ તમારી ઔલાદ વિશે તમને આદેશ આપે છે કે એક પુરુષનો ભાગ બે સ્ત્રીઓના ભાગ જેટલો છે. અને જો (મરનારના વારસામાં) બેથી વધુ દીકરીઓ હોય તો જે (તે) છોડી જાય તેમાંથી બે તૃતિયાંશ ભાગ તેમનો છે પણ જો એક જ દીકરી હોય તો તેના માટે અર્ધો ભાગ છે. અને જો મરનારની ઔલાદ હોય તો, તેના માતાપિતાને દરેકને છઠ્ઠો ભાગ મળે. અને જો તે નિ:સંતાન હોય તો તેના માતાપિતા તેની (પૂરી) મિલકતના વારસ છે; જેમાંથી તેની માતાને ત્રીજો ભાગ મળે, અને જો મરનારના ભાઈબહેનો હોય તો તેની માતાને છઠ્ઠો ભાગ મળે, તે પણ મરનારની કરેલી વસીયત અને દેવું ચૂકવ્યા પછી.

يُوصِيكُمُ اللَّهُ فِي أَوْلَادِكُمْ لِلذَّكَرِ مِثْلُ حَظِّ الْأُنثَيَيْنِ فَإِن كُنَّ نِسَاءً فَوْقَ اثْنَتَيْنِ فَلَهُنَّ ثُلُثَا مَا تَرَكَ وَإِن كَانَتْ وَاحِدَةً فَلَهَا النِّصْفُ وَلِأَبَوَيْهِ لِكُلِّ وَاحِدٍ مِّنْهُمَا السُّدُسُ مِمَّا تَرَكَ إِن كَانَ لَهُ وَلَدٌ فَإِن لَّمْ يَكُن لَّهُ وَلَدٌ وَوَرِثَهُ أَبَوَاهُ فَلِأُمِّهِ الثُّلُثُ فَإِن كَانَ لَهُ إِخْوَةٌ فَلِأُمِّهِ السُّدُسُ مِن بَعْدِ وَصِيَّةٍ يُوصِي بِهَا أَوْ دَيْنٍ آبَاؤُكُمْ وَأَبْنَاؤُكُمْ لَا تَدْرُونَ

---

૯. ઈસ્લામમમાં માત્ર પુરુષોને જ વારસાનો હક્ક છે એવું નથી, પણ સ્ત્રીઓનોપણ વારસામાં હિસ્સો છે.

૧૦. મરનારની મિલકતમાં યતીમો, ગરીબો, તથા અન્ય સગાસબંધીઓને થોડું ઘણું આપવાનો આદેશ છે. સભ્યતા તથા વિવેકમાં પણ કસરાન રાખવી જોઈએ.

૧૧. જેમ પોતાની ઔલાદ વિશે ચિંતા કરવી જીવ માત્રની ફીતરત છે તેવી જ રીતે બીજાની ઔલાદોની સમસ્યાઓને ધ્યાનમાં રાખી પ્રમાણિકતાથી તેમના સંબંધમાં વ્યવહાર કરવો જોઈએ.

أَيُّهُمْ أَقْرَبُ لَكُمْ نَفْعًا ۚ فَرِيضَةً مِّنَ اللَّهِ ۗ إِنَّ اللَّهَ كَانَ عَلِيمًا حَكِيمًا ﴿١١﴾

તમારા વડીલો કે તમારી ઔલાદ, બેમાંથી કોણ તમારા માટે વધુ લાભકર્તા છે તે તમે નથી જાણતા. આ અલ્લાહ તરફથી નિર્માણ કરવામાં આવ્યું છે. બેશક અલ્લાહ સર્વ જાણનારો (અને) હિકમતવાળો છે.[૧૨]

وَلَكُمْ نِصْفُ مَا تَرَكَ أَزْوَاجُكُمْ إِن لَّمْ يَكُن لَّهُنَّ وَلَدٌ ۚ فَإِن كَانَ لَهُنَّ وَلَدٌ فَلَكُمُ الرُّبُعُ مِمَّا تَرَكْنَ ۚ مِن بَعْدِ وَصِيَّةٍ يُوصِينَ بِهَا أَوْ دَيْنٍ ۚ وَلَهُنَّ الرُّبُعُ مِمَّا تَرَكْتُمْ إِن لَّمْ يَكُن لَّكُمْ وَلَدٌ ۚ فَإِن كَانَ لَكُمْ وَلَدٌ فَلَهُنَّ الثُّمُنُ مِمَّا تَرَكْتُم ۚ مِّن بَعْدِ وَصِيَّةٍ تُوصُونَ بِهَا أَوْ دَيْنٍ ۗ وَإِن كَانَ رَجُلٌ يُورَثُ كَلَالَةً أَوِ امْرَأَةٌ وَلَهُ أَخٌ أَوْ أُخْتٌ فَلِكُلِّ وَاحِدٍ مِّنْهُمَا السُّدُسُ ۚ فَإِن كَانُوا أَكْثَرَ مِن ذَٰلِكَ فَهُمْ شُرَكَاءُ فِي الثُّلُثِ ۚ مِن بَعْدِ وَصِيَّةٍ يُوصَىٰ بِهَا أَوْ دَيْنٍ غَيْرَ مُضَارٍّ ۚ وَصِيَّةً مِّنَ اللَّهِ ۗ وَاللَّهُ عَلِيمٌ حَلِيمٌ ﴿١٢﴾

૧૩. અને તમારી પત્નીઓ નિઃસંતાન હોય તો જે કંઈ તે પાછળ છોડી જાય તેમાંથી અર્ધું તમારું છે, પરંતુ જો તેમની સંતાન હોય તો તમને ચોથો ભાગ મળે, તે પણ તેઓની અન્ય વસીયત તથા દેવું ચૂકવ્યા પછી, અને જે તમે પાછળ મૂકી જાઓ અને તમારી કોઈ સંતાન ન હોય તો તેમને (પત્નીઓને) ચોથો ભાગ મળે, પરંતુ તમારી સંતાન હોય તો તેમને આઠમો ભાગ મળે તે પણ (અન્ય) વસીયત તથા દેવું વગેરે ચૂકવી દેવા બાદ. અને કોઈ પુરુષ કે સ્ત્રી એવી હોય જેના વારસાની વહેંચણી કરવામાં આવે જેમના[૧૩] માતાપિતા ન હોય, ન સંતાન હોય અને તેનો એક ભાઈ અને એક બહેન હોય તો તેમનામાંના દરેકને છઠ્ઠો ભાગ મળે. પરંતુ જો ભાઈબહેનો એકથી વધુ હોય તો કુલ વારસાનો ત્રીજો ભાગ તેમની વચ્ચે સરખે ભાગે વહેંચી દેવામાં આવે, તે પણ અન્ય વસીયત અને દેવું ચૂકવી દીધા પછી.(આ વહેંચણીમાં) કોઈને પણ નુકસાન પહોંચાડવાનો ઉદ્દેશ[૧૪] ન હોવો જોઈએ. આ અલ્લાહનો આદેશ છે, અને અલ્લાહ સર્વ જાણનારો છે અને સહનશીલ છે.

---

૧૨. આ આયતમાં વારસાના દરેક હક્કદારનો હિસ્સો મુકર્રર કરવામાં આવ્યો છે. જેમાં મરનારના મા-બાપ જો બંને જીવતા હોય કે બંનેમાંથી એક જીવતો હોય તેમનો છઠ્ઠો ભાગ બાદ કર્યા પછી બાકીની મિલકતમાં બે ભાગ પુત્રોના, એક ભાગ પુત્રીનો થશે. દાખલા તરીકે જો પાંચ પુત્રો અને ૧ પુત્રી હોય તો તે મિલકતના કુલ અગીયાર ૫×૨=૧૦+૧=૧૧ એક સરખા ૧૧ ભાગ કરી બબ્બે ભાગ દરેક પુત્રને અને એક ભાગ પુત્રીને મળે. જો પાંચમાનો એક ભાઈ જીવંત ન હોય અને તેમની ઔલાદને હોય તો તેમના પિતાનો પૂરો ભાગ તે ઔલાદને સોંપવામાં આવે એવી જ રીતે જો પુત્રી મરણ પામી હોય અને તેના વારસદારો હોય તો તેમને તેમની માતાનો ભાગ મળે. આ ભાગલા પાડયા પહેલાં મરનારની મિલકતને લાગતું તમામ કરજ દેવું વગેરે ચૂકવવામાં આવે અને બાકી વધે તેમાંથી ભાગ પાડવામાં આવે.

૧૩. 'કલાલાહ' શબ્દના વિવિધ અર્થો છે જેમાંનો (૧) અર્થ 'ગયાળ' છે. ગયાળ તે વ્યકિતને કહેવાય છે જેનો કોઈ વાલી વારસ ન હોય, (૨) તે વ્યકિત જેના પિતા તરફથી ઓરમાન ભાઈ બહેન હોય કે માતા તરફથી ઓરમાન ભાઈ બહેન હોય.

૧૪. લાગતીવળગતી કોઈ પણ વ્યકિતને અન્યાય ન થતો હોય.

تِلْكَ حُدُودُ اللَّهِ ۚ وَمَنْ يُطِعِ اللَّهَ وَرَسُولَهُ يُدْخِلْهُ جَنَّاتٍ تَجْرِي مِنْ تَحْتِهَا الْأَنْهَارُ خَالِدِينَ فِيهَا ۚ وَذَٰلِكَ الْفَوْزُ الْعَظِيمُ ﴿١٤﴾

૧૪. આ અલ્લાહની (નીમેલી) મર્યાદાઓ છે અને જે અલ્લાહના અને તેના રસૂલના ફરમાનોનું પાલન કરશે, તેને અલ્લાહ જન્નતમાં દાખલ કરશે, જેની વચ્ચેથી ઝરણાં વહે છે; તેમાં તેઓ સદાય રહેશે; અને આ'જ એક ભવ્ય સફળતા છે.

وَمَنْ يَعْصِ اللَّهَ وَرَسُولَهُ وَيَتَعَدَّ حُدُودَهُ يُدْخِلْهُ نَارًا خَالِدًا فِيهَا وَلَهُ عَذَابٌ مُهِينٌ ﴿١٥﴾ ع

૧૫. અને જે અલ્લાહ અને તેના રસૂલની નાફરમાની કરશે અને હદ મર્યાદાને ઓળંગશે તેને અલ્લાહ જહન્નમની આગમાં હોમી દેશે, તેમાં જ તે સદાય રહેશે અને તેના માટે અપમાનજનક અઝાબ નિશ્ચિત છે. (રુકૂઅ-૨)

وَاللَّاتِي يَأْتِينَ الْفَاحِشَةَ مِنْ نِسَائِكُمْ فَاسْتَشْهِدُوا عَلَيْهِنَّ أَرْبَعَةً مِنْكُمْ ۖ فَإِنْ شَهِدُوا فَأَمْسِكُوهُنَّ فِي الْبُيُوتِ حَتَّىٰ يَتَوَفَّاهُنَّ الْمَوْتُ أَوْ يَجْعَلَ اللَّهُ لَهُنَّ سَبِيلًا ﴿١٦﴾

૧૬. અને તમારી સ્ત્રીઓમાંથી જે કોઈ પણ કોઈ અનીતિનું[૧૫] કામ કરે તો તેના સંબંધમાં ચાર સાક્ષીઓ લાવો, જો તેઓ સાક્ષી આપે તો તમે તેમને પોતાના ઘરોમાં રોકી રાખો જ્યાં સુધી કે તેમને મૃત્યુ આવી જાય અથવા અલ્લાહ તેમના માટે કોઈ રસ્તો કાઢે.

وَاللَّذَانِ يَأْتِيَانِهَا مِنْكُمْ فَآذُوهُمَا ۖ فَإِنْ تَابَا وَأَصْلَحَا فَأَعْرِضُوا عَنْهُمَا ۗ إِنَّ اللَّهَ كَانَ تَوَّابًا رَحِيمًا ﴿١٧﴾

૧૭. અને જો તમારામાંના બે[૧૬] (પુરુષો) બદફેલી કરે તો બંનેને શિક્ષા આપો અને જો તેઓ તૌબાહ કરે અને સુધારો કરી લે તો તેમને છોડી દો; ખરેખર અલ્લાહ દરગુઝર કરનાર, (અને) રહેમ કરનારો છે.

إِنَّمَا التَّوْبَةُ عَلَى اللَّهِ لِلَّذِينَ يَعْمَلُونَ السُّوءَ بِجَهَالَةٍ ثُمَّ يَتُوبُونَ مِنْ قَرِيبٍ فَأُولَٰئِكَ يَتُوبُ اللَّهُ عَلَيْهِمْ ۗ وَكَانَ اللَّهُ عَلِيمًا حَكِيمًا ﴿١٨﴾

૧૮. ખચીત, અલ્લાહ તેમની તૌબાહ કબૂલ ફરમાવે છે જે લોકો અજાણતામાં કોઈ બદી કરી બેઠા હોય અને તત્ક્ષણે જ તૌબાહ કરી લે, આવા લોકો ઉપર અલ્લાહ રહેમ ફરમાવે છે અને અલ્લાહ સર્વ જાણનાર છે, હિકમતવાળો છે.

وَلَيْسَتِ التَّوْبَةُ لِلَّذِينَ يَعْمَلُونَ السَّيِّئَاتِ حَتَّىٰ إِذَا حَضَرَ أَحَدَهُمُ الْمَوْتُ قَالَ إِنِّي تُبْتُ الْآنَ وَلَا

૧૯. એવા લોકોની તૌબાહ કબૂલ કરવામાં નથી આવતી જે લોકો નિત્ય બદકારીઓ કરતા જ રહે છે જ્યાં સુધી કે તેમનામાંથી કોઈ એકના ઉપર મોત આવી જાય છે ત્યારે તે કહે છે 'હું (બદીઓથી) તૌબાહ કરું

---

૧૫. અહીં 'ફાહેશા' શબ્દનો ઉલ્લેખ છે, જેના અર્થ અનીતિ, બદકારી, વ્યાભિચાર, બેશરમી અને પોતાના મનોવિકારને વફાદાર બદઆમાલીઓ વગેરે થાય છે.

૧૬. અહીં 'અલઝા' અર્થાત 'બે વ્યાભિચારીઓથી જરૂરી નથી કે બે પુરુષો જ હોય જેમણે વ્યાભિચાર કે બદકારી કરી હોય અથવા કોઈ ગેરકુદરતી કામ કર્યું હોય. અહીં તેમની કોઈ સઝા નિયુકત કરવામાં નથી આવી પરંતુ સંજોગો પ્રમાણે સત્તાધિશોના ન્યાય ઉપર છોડવામાં આવે છે. આ આયતને બે પુરુષોના અકુદરતી આચરણોના સંબંધમાં પણ લાગુ કરી શકાય છે.

الَّذِيْنَ يَمُوْتُوْنَ وَهُمْ كُفَّارٌ ۭ اُولٰۗىِٕكَ اَعْتَدْنَا لَهُمْ عَذَابًا اَلِـيْمًا ﴿١٩﴾

છું! આવા લોકોની તૌબાહ સ્વીકારવામાં નહિ આવે, ન તો તે લોકો જે કુફ્રની હાલતમાં મૃત્યુ પામે છે તેમની. અને આવા લોકો માટે અમે દર્દનાક અઝાબ તૈયાર કરી રાખ્યો છે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا يَحِلُّ لَكُمْ اَنْ تَرِثُوا النِّسَاۗءَ كَرْهًا ۭ وَلَا تَعْضُلُوْهُنَّ لِتَذْهَبُوْا بِبَعْضِ مَآ اٰتَيْتُمُوْهُنَّ اِلَّآ اَنْ يَّاْتِيْنَ بِفَاحِشَةٍ مُّبَيِّنَةٍ ۚ وَعَاشِرُوْهُنَّ بِالْمَعْرُوْفِ ۚ فَاِنْ كَرِهْتُمُوْهُنَّ فَعَسٰٓى اَنْ تَكْرَهُوْا شَـيْـــًٔـا وَّيَجْعَلَ اللّٰهُ فِيْهِ خَيْرًا كَثِيْرًا ﴿٢٠﴾

૨૦. હે, ઈમાન લાવનારાઓ, તમારા માટે યોગ્ય નથી કે તમે સ્ત્રીઓની ઈચ્છા વિરૂદ્ધ તેમના માલિક[૧૭] બનો; ન તેમને જે આપેલું હોય તેનો કોઈ હિસ્સો પડાવી લેવા ખાતર તેમને રોકીને સતાવો, સિવાય કે તેઓ ખુલ્લી બદકારી કરતી હોય. તેમની સાથે ભલાઈનું વર્તન કરો અને જો તેઓ તમને પસંદ ન હોય તો શક્ય છે કે જે વસ્તુ તમને પસંદ ન હોય તેમાં જ અલ્લાહે પુષ્કળ ભલાઈ રાખી હોય.

وَاِنْ اَرَدْتُّمُ اسْتِبْدَالَ زَوْجٍ مَّكَانَ زَوْجٍ ۙ وَّاٰتَيْتُمْ اِحْدٰىهُنَّ قِنْطَارًا فَلَا تَاْخُذُوْا مِنْهُ شَـيْـــًٔـا ۭ اَتَاْخُذُوْنَهٗ بُهْتَانًا وَّاِثْمًا مُّبِيْنًا ﴿٢١﴾

૨૧. અને જો તમે એક પત્નીની સ્થાને બીજી પત્ની લાવવાનો ઈરાદો કરો અને તમે જો એકને ઘણું ધન આપ્યું હોય તેમાંથી કંઈ પણ પાછું ન લો. શું તમે તેમના ઉપર આળ મૂકી ગુનાહિત રીતે તે પાછું લેશો?

وَكَيْفَ تَاْخُذُوْنَهٗ وَقَدْ اَفْضٰى بَعْضُكُمْ اِلٰى بَعْضٍ وَّاَخَذْنَ مِنْكُمْ مِّيْثَاقًا غَلِيْظًا ﴿٢٢﴾

૨૨. અને તમે કેવી રીતે તે લઈ શકો છો જ્યારે તમે પરસ્પર સંબંધો કેળવી ચૂકયા છો અને તેણીઓ તમારી પાસેથી પાક્કા વચન[૧૮] લઈ ચૂકી છે.

وَلَا تَنْكِحُوْا مَا نَكَحَ اٰبَاۗؤُكُمْ مِّنَ النِّسَاۗءِ اِلَّا مَا قَدْ سَلَفَ ۭ اِنَّهٗ كَانَ فَاحِشَةً وَّمَقْتًا ۭ وَسَاۗءَ سَبِيْلًا ﴿٢٣﴾ ع

૨૩. અને તે સ્ત્રીઓને ન પરણો જેમને તમારા પિતા પરણ્યા હતા સિવાય કે જે પહેલા થઈ ચૂકયું છે તે અપવિત્ર અને ધૃણાસ્પદ અને એક અધમ રીત છે. (રુકૂઅ - ૩)

حُرِّمَتْ عَلَيْكُمْ اُمَّھٰتُكُمْ وَبَنٰتُكُمْ وَاَخَوٰتُكُمْ وَعَمّٰتُكُمْ وَخٰلٰتُكُمْ وَبَنٰتُ الْاَخِ وَبَنٰتُ الْاُخْتِ وَاُمَّھٰتُكُمُ

૨૪. તમારા ઉપર હરામ કરવામાં આવી છે તમારી માતાઓ, અને તમારી દીકરીઓ[૧૯] અને તમારી બહેનો, અને તમારી ફઈઓ, અને તમારી માસીઓ, અને તમારા ભાઈની દીકરીઓ, અને

૧૭. મરનારની વિધવાને તેના સગાઓ પુનઃલગ્ન કરવાથી રોકવાનો કોઈ હક્ક નથી રાખતા, સિવાય કે તે કોઈ નાલાયક વ્યકિતને પરણતી હોય. કોઈ સ્ત્રીનું બદકાર અથવા ઝાલિમ, પતિ સાથે રહેવું મુશ્કેલ હોય તો જો તે ચાહે તો 'ખુલા'ની પદ્ધતિ દ્વારા પોતાની સ્વતંત્રતા મેળવાનો અધિકાર રાખે છે. પતિને તે સ્ત્રીને કોઈ આર્થિક સ્વાર્થના કારણે રોકી રાખવાનો કોઈ હક્ક નથી સિવાય કે પત્ની ઉપર કોઈ બદકારીનો ગુનાહ સાબિત થતો હોય.

૧૮. પતિ પત્નીનો સંબંધ એક પાકીઝા બંધન છે જે સંબંધને અંત સુધી નિભાવવાના વચન આપનાર પતિએ આ પાકીઝા બંધનની અવગણના ન કરવી જોઈએ. 'ગરજ સરી અને વૈદ વેરી' જેવો વ્યવહાર ન કરવો જોઈએ.

૧૯. પુત્રીઓમાં પૌત્રીઓ તથા દોહિત્રીઓ (નવાસીઓ) પણ શામિલ છે.

الّٰتِيْٓ اَرْضَعْنَكُمْ وَاَخَوٰتُكُمْ مِّنَ الرَّضَاعَةِ وَاُمَّهٰتُ نِسَآئِكُمْ وَرَبَآئِبُكُمُ الّٰتِيْ فِيْ حُجُوْرِكُمْ مِّنْ نِّسَآئِكُمُ الّٰتِيْ دَخَلْتُمْ بِهِنَّ فَاِنْ لَّمْ تَكُوْنُوْا دَخَلْتُمْ بِهِنَّ فَلَا جُنَاحَ عَلَيْكُمْ وَحَلَآئِلُ اَبْنَآئِكُمُ الَّذِيْنَ مِنْ اَصْلَابِكُمْ وَاَنْ تَجْمَعُوْا بَيْنَ الْاُخْتَيْنِ اِلَّا مَا قَدْ سَلَفَ اِنَّ اللّٰهَ كَانَ غَفُوْرًا رَّحِيْمًا ﴿٢٤﴾

બહેનની દીકરીઓ, અને તમને દૂધ ધવરાવનારી માતાઓ[૨૦] અને તમારી દૂધ બહેનો અને તમારી પત્નીની માતાઓ અને તમારી તે પત્નીની દીકરીઓ જેમની માતા સાથે તમે સંભોગ કરી ચૂકયા હો, અને જેમનું તમારા ઘરમાં ભરણપોષણ થયું હોય. જેમની માતાઓ સાથે તમે સંભોગ ન કર્યો હોય તો તમારા માટે (તેવી સ્ત્રીઓને) પરણવામાં પાપ નથી. તેવી જ રીતે જે તમારા વીર્યથી તમારા પુત્રો હોય તેમની પત્ની (તમારા માટે હરામ કરવામાં આવે છે) તેમજ એક સાથે બે બહેનો વિવાહમાં રાખવી હરામ છે. જે પહેલા વીતી ચૂકયું છે તે ગયું. અને અલ્લાહ બહુ જ ક્ષમાવંત છે અને વારંવાર દયા કરનારો છે.

وَّالْمُحْصَنٰتُ مِنَ النِّسَآءِ اِلَّا مَا مَلَكَتْ اَيْمَانُكُمْ كِتٰبَ اللّٰهِ عَلَيْكُمْ وَاُحِلَّ لَكُمْ مَّا وَرَآءَ ذٰلِكُمْ اَنْ تَبْتَغُوْا بِاَمْوَالِكُمْ مُّحْصِنِيْنَ غَيْرَ مُسٰفِحِيْنَ فَمَا اسْتَمْتَعْتُمْ بِهٖ مِنْهُنَّ فَاٰتُوْهُنَّ اُجُوْرَهُنَّ فَرِيْضَةً وَلَا جُنَاحَ عَلَيْكُمْ فِيْمَا تَرٰضَيْتُمْ بِهٖ مِنْۢ بَعْدِ الْفَرِيْضَةِ اِنَّ اللّٰهَ كَانَ عَلِيْمًا حَكِيْمًا ﴿٢٥﴾

૨૫. વિવાહિત સ્ત્રીઓ[૨૧] (તમારા માટે હરામ છે) સિવાય કે જેમના ઉપર તમને માલિક હોવાનો[૨૨] અધિકાર છે. અલ્લાહનો આ આદેશ તમારા માટે ફરજીયાત છે, તે સિવાયની સ્ત્રીઓને તમારા ધન વડે પ્રાપ્ત કરવી તમારા માટે હલાલ છે તે શરતે કે તમે તેમની સાથે (રીતસર) વિવાહ કરો, અને તેમની સાથે બદફેલી ન કરો. અને તેમની પાસેથી લાભ ઉઠાવવાના બદલામાં તેમને નક્કી કરેલી મહેર ચૂકવો, અને મહેર નક્કી કર્યા બાદ પારસ્પરિક સંમતિથી તમે જે કંઈ કરો તેમાં તમારા ઉપર પાપ નથી. નિ:સંદેહ અલ્લાહ સર્વ જાણનાર છે, હિકમતવાળો છે.

وَمَنْ لَّمْ يَسْتَطِعْ مِنْكُمْ طَوْلًا اَنْ يَّنْكِحَ الْمُحْصَنٰتِ الْمُؤْمِنٰتِ فَمِنْ مَّا مَلَكَتْ اَيْمَانُكُمْ مِّنْ فَتَيٰتِكُمُ

૨૬. અને તમારામાંનો જો કોઈ આઝાદ મોમિન સ્ત્રીને પરણવાની શકિત ન રાખતો હોય તો તમારા અધિકારમાં મોમિન દાસીઓ[૨૩] છે તેમાંથી કોઈને

૨૦. આંહઝરત (સ.અ.સ.) એ ફરમાવ્યું છે કે દૂધ ધવરાવનારી પાલક માતાના સગાંઓ અને જનની માતાના સગાઓ એક સરખા છે, તેમના સંબંધોમાં અને નિયમોમાં કંઈપણ ફરક નથી.

૨૧. બીજાની વિવાહિત સ્ત્રીઓ અથવા જેમના પતિ હયાત હોય તેમની પત્નીઓ સાથે પરણવાની મનાઈ છે.

૨૨. બાંદીઓ, ગુલામ સ્ત્રીઓ, દાસીઓ નિકાહ દ્વારા પરણવા માટે હલાલ છે. જંગની ખૂવારીના પરિણામે વિધવા બનેલી અથવા એવી બાંદીઓ જે જંગમાં હાથ કરાએલી હોય જેને દુશ્મનો તરફથી દંડ આપી છોડાવવામાં ન આવે અને એવી સ્ત્રીઓ જેમને ગુલામ તરીકે ખરીદવામાં આવેલી હોય, તે નિકાહ માટે યોગ્ય છે.

૨૩. ગુલામને આઝાદ કરી પત્નીના સ્થાને સ્થાપી તેમની સામાજિક ઉન્નતિ કરવી ઈસ્લામનું એક રોશન અંગ છે, આ ગુલામીનું નામોનિશાન મિટાવવાની એક ભલી અને માનવતાભરી રીત છે. આ ગુલામ

પરણે. અને અલ્લાહ તમારા ઈમાનને બેહતર જાણે છે. તમે બધા એક સમાન છો માટે તેમના માલિકોની પરવાનગીથી તેમની સાથે વિવાહ કરી લો. અને નિયમ અનુસાર તેમને મહેર આપો, અને તેણી પવિત્રતા આચરનારી હોય, તે વ્યભિચારીણી ન હોય, ન કે છાનોછુપો સંબંધ રાખતી હોય. અને લગ્નબંધનમાં જોડાઈ ગયા પછી જો તેણી કોઈ લંપટપણું કરે તો તેની સઝા સ્વતંત્ર સ્ત્રીઓથી અર્ધી[૨૪] હોવી જોઈએ. આ (સગવડ) તેના માટે છે જેને પાપમાં પડી જવાનો ડર હોય. અને તમારા માટે સબ્ર (સંયમ પાળવું) બેહતર છે અને અલ્લાહ બેહદ ક્ષમાવંત છે, દયાળુ છે. (રુકૂઅ-૪)

الْمُؤْمِنٰتِؕ وَاللّٰهُ اَعْلَمُ بِاِيْمَانِكُمْؕ بَعْضُكُمْ مِّنْۢ بَعْضٍۚ فَانْكِحُوْهُنَّ بِاِذْنِ اَهْلِهِنَّ وَاٰتُوْهُنَّ اُجُوْرَهُنَّ بِالْمَعْرُوْفِ مُحْصَنٰتٍ غَيْرَ مُسٰفِحٰتٍ وَّلَا مُتَّخِذٰتِ اَخْدَانٍۚ فَاِذَاۤ اُحْصِنَّ فَاِنْ اَتَيْنَ بِفَاحِشَةٍ فَعَلَيْهِنَّ نِصْفُ مَا عَلَى الْمُحْصَنٰتِ مِنَ الْعَذَابِؕ ذٰلِكَ لِمَنْ خَشِىَ الْعَنَتَ مِنْكُمْؕ وَاَنْ تَصْبِرُوْا خَيْرٌ لَّكُمْؕ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۲۵﴾

૨૬. અલ્લાહ ચાહે છે કે જે લોકો તમારાથી પહેલાં થઈ ગયા છે તેમના અહેવાલો તમારા માર્ગદર્શન માટે વર્ણન કરે, અને તમારા ઉપર કૃપા કરવા ચાહે છે અને અલ્લાહ બહુ જ જાણનારો છે, હિકમતવાળો છે.

يُرِيْدُ اللّٰهُ لِيُبَيِّنَ لَكُمْ وَيَهْدِيَكُمْ سُنَنَ الَّذِيْنَ مِنْ قَبْلِكُمْ وَيَتُوْبَ عَلَيْكُمْؕ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ﴿۲۶﴾

૨૭. અને અલ્લાહ તમારા ઉપર રહેમત ભરી નઝર કરવા ચાહે છે, પરંતુ પોતાની મનોકામનાઓને અનુસરનારાઓ ચાહે છે કે તમે (ગુમરાહીમાં) ઊંડા ઉતરી જાઓ.

وَاللّٰهُ يُرِيْدُ اَنْ يَّتُوْبَ عَلَيْكُمْ وَيُرِيْدُ الَّذِيْنَ يَتَّبِعُوْنَ الشَّهَوٰتِ اَنْ تَمِيْلُوْا مَيْلًا عَظِيْمًا ﴿۲۷﴾

૨૮. અલ્લાહ તમારા ઉપરના (બોજાને) હળવો કરવા ચાહે છે, કારણ કે ઈનસાન બહુજ નિર્બળ પેદા કરવામાં આવ્યો છે.

يُرِيْدُ اللّٰهُ اَنْ يُّخَفِّفَ عَنْكُمْۚ وَخُلِقَ الْاِنْسَانُ ضَعِيْفًا ﴿۲۸﴾

૨૯. હે ઈમાન લાવનારાઓ, તમે અયોગ્ય રીતે એકબીજાની મિલકત પચાવી ન પાડો, સિવાય કે તમે પારસ્પરિક સમજુતીથી વ્યવહાર કરો. અને તમે અંદરોઅંદર એકબીજાને કતલ ન કરો. બેશક, અલ્લાહ તમારા ઉપર દયા કરનારો છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَاْكُلُوْۤا اَمْوَالَكُمْ بَيْنَكُمْ بِالْبَاطِلِ اِلَّاۤ اَنْ تَكُوْنَ تِجَارَةً عَنْ تَرَاضٍ مِّنْكُمْ وَلَا تَقْتُلُوْۤا اَنْفُسَكُمْؕ اِنَّ اللّٰهَ كَانَ بِكُمْ رَحِيْمًا ﴿۲۹﴾

---

સ્ત્રીઓને પણ સમાજની આઝાદ સ્ત્રીઓની જેમ મેહરનો પૂરેપૂરો હક્ક છે.

૨૪. ઈસ્લામમાં બદફેલી (વ્યાભિચાર)ની સઝા સો ફટકા છે. જેથી ગુલામ સ્ત્રીની અર્ધી સઝા ૫૦ ફટકાની થશે. કુરઆનમાં બીજી કોઈ જગ્યાએ વ્યાભિચારના અપરાધની સઝા પથ્થરમારથી મૃત્યુદંડ આપવાનો કોઈ કાયદો નથી. જો આવું હોત તો આ ગુલામ સ્ત્રીઓની મોતની સઝાને અર્ધી કેવી રીતે કરવામાં આવત?

૩૧. અને જે કોઈ હદ બહાર થઈ કે, ઝુલ્મથી આવું કરશે તો અમે તેને અગ્નિમાં નાખી દેશું, અને અલ્લાહ માટે આવું કરવું બહુ જ સહેલું છે.

૩૨. જે ગંભીર વાતોથી (૨૫) તમને રોકવામાં આવ્યા છે તેનાથી જો તમે દૂર રહેશો તો અમે તમારા (નાના) દુર્ગુણોને દૂર કરી દેશું અને તમને ઈઝઝતવાળા સ્થાનમાં દાખલ કરશું.

૩૩. અલ્લાહે તમારામાંથી અમુકને બીજાઓ ઉપર શ્રેષ્ઠતા આપી છે માટે તમે લાલચી ન બનો. પુરુષોને તેમની કરણીનો હિસ્સો મળી રહેશે અને સ્ત્રીઓને તેમની કરણીનો હિસ્સો મળી રહેશે. અને અલ્લાહ પાસેથી તેના ફઝલો (કૃપાની દુઆ) માગતા રહો. ખરેખર, અલ્લાહ દરેક વસ્તુનું જ્ઞાન રાખે છે.

૩૪. જે માવતરો અને સગાસંબંધીઓ કંઈ પણ પાછળ મૂકી જાય છે, અમે તેમના વારસદારો નિયુકત કર્યા છે, અને જેમની સાથે તમે કરાર કરી બંધાઈ ચૂકયા છો તેમના મુકર્રર હક્કો ચૂકાવી દો. નિ:સંદેહ અલ્લાહ દરેક વસ્તુનો નિગેહબાન છે. (રુકૂઅ-૫)

૩૫. પુરુષો સ્ત્રીઓના સંરક્ષક છે કારણ કે અલ્લાહે કેટલાકને બીજા ઉપર શ્રેષ્ઠતા આપી છે, તેમજ તેઓ પોતાની દૌલતમાંથી (સ્ત્રીઓ ઉપર) ખર્ચ કરે છે. નેક સ્ત્રીઓ (તે કહેવાશે જે) ફરમાંબરદાર હોય છે અને અલ્લાહની સહાયતાથી પોતાના (પતિઓની) આબરૂનું રક્ષણ કરે છે. અને જેમનાથી નાફરમાનીનો (૨૬) ભય હોય તેમને સમજાવો, અને તેમના બિછાણામાં તેમને એકલી છોડી દો, (છતાં જો ન માને તો) તેમને શિક્ષા કરો. પછી જો તેઓ તમારી આજ્ઞાઓનું પાલન કરે તો તેમને સતાવવાના કોઈ બહાના ન શોધો. બેશક અલ્લાહ ઉચ્ચતર છે, મહાન શકિત છે.

وَمَنْ يَفْعَلْ ذٰلِكَ عُدْوَانًا وَّظُلْمًا فَسَوْفَ نُصْلِيْهِ نَارًا ۭ وَكَانَ ذٰلِكَ عَلَى اللّٰهِ يَسِيْرًا ۝٣١

اِنْ تَجْتَنِبُوْا كَبَاۗىِٕرَ مَا تُنْهَوْنَ عَنْهُ نُكَفِّرْ عَنْكُمْ سَيِّاٰتِكُمْ وَنُدْخِلْكُمْ مُّدْخَلًا كَرِيْمًا ۝٣٢

وَلَا تَتَمَنَّوْا مَا فَضَّلَ اللّٰهُ بِهٖ بَعْضَكُمْ عَلٰي بَعْضٍ ۭ لِلرِّجَالِ نَصِيْبٌ مِّمَّا اكْتَسَبُوْا ۭ وَلِلنِّسَاۗءِ نَصِيْبٌ مِّمَّا اكْتَسَبْنَ ۭ وَسْـَٔلُوا اللّٰهَ مِنْ فَضْلِهٖ ۭ اِنَّ اللّٰهَ كَانَ بِكُلِّ شَيْءٍ عَلِــيْمًا ۝٣٣

وَلِكُلٍّ جَعَلْنَا مَوَالِيَ مِمَّا تَرَكَ الْوَالِدٰنِ وَالْاَقْرَبُوْنَ ۭ وَالَّذِيْنَ عَقَدَتْ اَيْمَانُكُمْ فَاٰتُوْھُمْ نَصِيْبَھُمْ ۭ اِنَّ اللّٰهَ كَانَ عَلٰي كُلِّ شَيْءٍ شَهِيْدًا ۝٣٤ ع

اَلرِّجَالُ قَوّٰمُوْنَ عَلَي النِّسَاۗءِ بِمَا فَضَّلَ اللّٰهُ بَعْضَھُمْ عَلٰي بَعْضٍ وَّبِمَآ اَنْفَقُوْا مِنْ اَمْوَالِهِمْ ۭ فَالصّٰلِحٰتُ قٰنِتٰتٌ حٰفِظٰتٌ لِّلْغَيْبِ بِمَا حَفِظَ اللّٰهُ ۭ وَالّٰتِيْ تَخَافُوْنَ نُشُوْزَھُنَّ فَعِظُوْھُنَّ وَاهْجُرُوْھُنَّ فِي الْمَضَاجِعِ وَاضْرِبُوْھُنَّ ۚ فَاِنْ اَطَعْنَكُمْ فَلَا تَبْغُوْا عَلَيْهِنَّ سَبِيْلًا ۭ اِنَّ اللّٰهَ كَانَ عَلِيًّا كَبِيْرًا ۝٣٥

---

૨૫. કુરઆને મજીદમાં ગુનાહોના વર્ગીકરણનું કોઈ વર્ણન જોવા મળતું નથી. માટે આ આયતથી એવો ભાવાર્થ લઈ શકાય છે કે જે વસ્તુ કુરઆનમાં હરામ ઠરાવવામાં આવી છે તેનાથી બચનારના નાના ગુનાહો કે ભૂલો આપોઆપ દૂર થઈ જશે. અહીં નાના નાના ગુનાહો કરવાની છુટ સમજવી ઉચિત નથી.

૨૬. અહીં 'નાફરમાનીથી' વ્યાભિચારનું તાત્પર્ય લેવું ઉચિત નથી. સ્ત્રીઓની અનેક બુરી આદતો છે, જેમાં ગીબત ચૂગલી (નિંદા), તકરાર, હસદ (અદેખાઈ), પારકી પંચાત, સૂસ્તી (પ્રમાદ) તથા અન્ય સામાજિક બદીઓનો સમાવેશ થાય છે.

وَإِنْ خِفْتُمْ شِقَاقَ بَيْنِهِمَا فَابْعَثُوا حَكَمًا مِّنْ أَهْلِهِ وَحَكَمًا مِّنْ أَهْلِهَا إِن يُرِيدَا إِصْلَاحًا يُوَفِّقِ اللَّهُ بَيْنَهُمَا ۗ إِنَّ اللَّهَ كَانَ عَلِيمًا خَبِيرًا ﴿٣٦﴾

૩૬. અને તમને પતિ પત્ની વચ્ચે તકરાર હોવાનો ભય લાગે તો પતિના સગામાંથી એક લવાદ નીમો, અને એક પત્નીના સગાઓમાંથી લવાદ નીમો. પછી જો તેઓ સમાધાન કરવા ચાહશે તો અલ્લાહ તેમની વચ્ચે સંપનો ઉદભવ કરશે. બેશક, અલ્લાહ સર્વજ્ઞ છે, માહિતગાર છે.

وَاعْبُدُوا اللَّهَ وَلَا تُشْرِكُوا بِهِ شَيْئًا ۖ وَبِالْوَالِدَيْنِ إِحْسَانًا وَبِذِي الْقُرْبَىٰ وَالْيَتَامَىٰ وَالْمَسَاكِينِ وَالْجَارِ ذِي الْقُرْبَىٰ وَالْجَارِ الْجُنُبِ وَالصَّاحِبِ بِالْجَنبِ وَابْنِ السَّبِيلِ وَمَا مَلَكَتْ أَيْمَانُكُمْ ۗ إِنَّ اللَّهَ لَا يُحِبُّ مَن كَانَ مُخْتَالًا فَخُورًا ﴿٣٧﴾

૩૭. અને અલ્લાહની ઈબાદત કરો અને કોઈ અન્યને તેનો શરીક ન બનાવો, અને માતાપિતા, તેમજ નિકટના સગાઓ, યતીમો, મોહતાજો અને સગા પાડોશી અને અજાણ્યા પાડોશી, અને તમારી સાથે રહેનારા અને મુસાફરો, અને તે જે તમારા જમણા હાથના આધીન છે, તેમની સાથે એહસાન કરો. નિ:સંદેહ અલ્લાહ મગરૂર લોકોને અને બડાઈખોરોને પસંદ નથી કરતો.

الَّذِينَ يَبْخَلُونَ وَيَأْمُرُونَ النَّاسَ بِالْبُخْلِ وَيَكْتُمُونَ مَا آتَاهُمُ اللَّهُ مِن فَضْلِهِ ۗ وَأَعْتَدْنَا لِلْكَافِرِينَ عَذَابًا مُّهِينًا ﴿٣٨﴾

૩૮. જે લોકો પોતે કંજૂસી કરે છે અને બીજાને કંજૂસી કરવાની શિખામણ આપતા રહે છે, અને જે અલ્લાહે પોતાની કૃપાઓમાંથી તેમને આપ્યું છે તેને છુપાવે છે, આવા નાશુકરમાનો માટે અમે અપમાનજનક અઝાબ તૈયાર રાખ્યો છે.

وَالَّذِينَ يُنفِقُونَ أَمْوَالَهُمْ رِئَاءَ النَّاسِ وَلَا يُؤْمِنُونَ بِاللَّهِ وَلَا بِالْيَوْمِ الْآخِرِ ۗ وَمَن يَكُنِ الشَّيْطَانُ لَهُ قَرِينًا فَسَاءَ قَرِينًا ﴿٣٩﴾

૩૯. અને તે લોકો જે પોતાનું ધન લોકોને દેખાડવા ખાતર ખર્ચ કરે છે, વાસ્તવમાં તેઓ અલ્લાહ ઉપર ઈમાન નથી રાખતા અને ન અંતિમ દિવસ (કયામત) ઉપર, અનેતેમનોસાથી શયતાન છે, તો તે કેટલો અધમ સાથી છે!

وَمَاذَا عَلَيْهِمْ لَوْ آمَنُوا بِاللَّهِ وَالْيَوْمِ الْآخِرِ وَأَنفَقُوا مِمَّا رَزَقَهُمُ اللَّهُ ۚ وَكَانَ اللَّهُ بِهِمْ عَلِيمًا ﴿٤٠﴾

૪૦. અને (તેમના ઉપર કઈ આફત તૂટી પડી હોત) જો તેઓ અલ્લાહ અને આખેરતના દિવસ ઉપર ઈમાન લાવ્યા હોત તો, અને જે અલ્લાહે તેમને આપ્યું છે તેમાંથી તેમણે ખર્ચ કર્યો હોત તો? અને અલ્લાહ તેમને સારી પેઠે જાણે છે.

إِنَّ اللَّهَ لَا يَظْلِمُ مِثْقَالَ ذَرَّةٍ ۖ وَإِن تَكُ حَسَنَةً يُضَاعِفْهَا وَيُؤْتِ مِن لَّدُنْهُ أَجْرًا عَظِيمًا ﴿٤١﴾

૪૧. અલ્લાહ કોઈના ઉપર રજમાત્ર ઝૂલ્મ નહિ કરે. અને કોઈની સહેજ પણ નેકી હશે, તેને તે અનેકગણી વધારી મૂકશે અને પોતાના તરફથી ભવ્ય બદલો પ્રદાન કરશે.

فَكَيْفَ إِذَا جِئْنَا مِن كُلِّ أُمَّةٍ بِشَهِيدٍ وَجِئْنَا بِكَ عَلَىٰ هَٰؤُلَاءِ شَهِيدًا ﴿٤٢﴾

وقف النبي صلى الله عليه وسلم

૪૨. અને (તેમની શું હાલત થશે) જ્યારે અમે દરેક ઉમ્મતમાંથી એકએક સાક્ષી લાવશું અને તને પણ આ લોકો ઉપર સાક્ષી રાખશું?

يَوْمَئِذٍ يَوَدُّ الَّذِينَ كَفَرُوا وَعَصَوُا الرَّسُولَ لَوْ تُسَوَّىٰ بِهِمُ الْأَرْضُ وَلَا يَكْتُمُونَ اللَّهَ حَدِيثًا ﴿٤٢﴾

૪૩. તે દિવસે તે (સઘળા) લોકો જેમણે કુફ્ર કર્યો હશે અને રસૂલની નાફરમાની કરી હશે, તેઓ ઈચ્છશે કે ધરતી તેમના ઉપર સપાટ કરી દેવામાં આવે, પરંતુ તેઓ અલ્લાહથી કોઈ વાત છુપાવી નહિ શકે. (રુકૂઅ - ૬)

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا لَا تَقْرَبُوا الصَّلَاةَ وَأَنْتُمْ سُكَارَىٰ حَتَّىٰ تَعْلَمُوا مَا تَقُولُونَ وَلَا جُنُبًا إِلَّا عَابِرِي سَبِيلٍ حَتَّىٰ تَغْتَسِلُوا ۚ وَإِنْ كُنْتُمْ مَرْضَىٰ أَوْ عَلَىٰ سَفَرٍ أَوْ جَاءَ أَحَدٌ مِنْكُمْ مِنَ الْغَائِطِ أَوْ لَامَسْتُمُ النِّسَاءَ فَلَمْ تَجِدُوا مَاءً فَتَيَمَّمُوا صَعِيدًا طَيِّبًا فَامْسَحُوا بِوُجُوهِكُمْ وَأَيْدِيكُمْ ۗ إِنَّ اللَّهَ كَانَ عَفُوًّا غَفُورًا ﴿٤٣﴾

૪૪. હે ઈમાન લાવનારાઓ, જો તમે સંપૂર્ણ ભાનમાં[૨૭] ન હો તો નમાઝની નિકટમાં ન જાઓ, જ્યાં સુધી કે તમે જે કહી રહ્યા છો તેને સમજતા ન હો, ન તો નાપાકીની[૨૮] હાલતમાં (નમાઝ પડો) જ્યાં સુધી કે તમે નહાયા ન હો, સિવાય કે તમે મુસાફરીમાં[૨૯] હો. અને જો તમે બીમાર હો અને મુસાફરી કરી રહ્યા હો, અથવા મળમૂત્રથી નિવૃત્ત થયા હો કે સ્ત્રીસંગ કર્યો હોય અને તમને પાણી ન મળે, તો સાફ માટી લઈ હાથ તથા ચહેરા ઉપર ભૂંસો. બેશક અલ્લાહ બેહદ ક્ષમાવંત છે, બક્ષનારો છે.

أَلَمْ تَرَ إِلَى الَّذِينَ أُوتُوا نَصِيبًا مِنَ الْكِتَابِ يَشْتَرُونَ الضَّلَالَةَ وَيُرِيدُونَ أَنْ تَضِلُّوا السَّبِيلَ ﴿٤٤﴾

૪૫. શું તું તેમના વિષે નથી જાણતો જેમને કિતાબનો કંઈક ભાગ આપવામાં આવ્યો હતો? તેઓ ગુમરાહી અપનાવે છે, અને ઈચ્છે છે કે તમે પણ (સત્ય) રાહથી ભટકી જાઓ?

وَاللَّهُ أَعْلَمُ بِأَعْدَائِكُمْ ۚ وَكَفَىٰ بِاللَّهِ وَلِيًّا وَكَفَىٰ بِاللَّهِ نَصِيرًا ﴿٤٥﴾

૪૬. અને અલ્લાહ તમારા દુશ્મોનોને સારી પેઠે જાણે છે. અને અલ્લાહ તમારા મિત્ર તરીકે અને મદદગાર તરીકે પૂરતો છે.

---

૨૭. ભાન વગર હોવાનું સૂચન માત્ર શરાબના નશા તરફ નથી, પરંતુ ગુસ્સાની હાલત, શહેવત (વિષય વાસના), ભયની હાલત, નિદ્રાના ઘેનમાં અથવા બીજા દુન્યવી (સંસારિક) તરંગોમાં મહાલવાથી ઈબાદતમાં ધ્યાનભંગ થતો રહે છે.

૨૮. મળ પેશાબની નિવૃત્તિ તથા સ્ત્રીસંભોગથી થતી અસ્વચ્છતામાં ગુસલ કર્યા વગર ઈબાદત કરવાની મનાઈ છે સિવાય કે માંદગીમાં કે મુસાફરીમાં હોય અને પાણી ન મળી શકતું હોય તો તય્યમુમથી કામ ચલાવી શકાય છે.

૨૯. પ્રવાસ દરમિયાન જો ઉપર્યુકત કારણોની નાપાકી દૂર કરવા માટે પાણી ન મળે, તો સુક્કી માટીથી 'તય્યમુમ' કરવું. બંને હાથની હથેલીઓ સુક્કી માટી ઉપર પટકી પોતાના હાથ તથા ચહેરા ઉપર ફેરવી લેવી. આવું કરવાથી નાપાકી (અસ્વચ્છતા) કેવી રીતે દૂર થઈ શકે તે વિષે શંકા કરનારાઓએ ધ્યાનમાં લેવું જોઈએ કે નમાઝ કોઈ પણ સંજોગોમાં માફ નથી અને જો શરીર પાક ન હોય, જ્યાં નાપાકીથી બચી નથી શકાતું અને પાણી ન મળે તો તે નાપાકી (અસ્વચ્છતા) દૂર ન થાય; આવા સંજોગોમાં જો નમાઝને અદા કરવામાં ન આવે તો તે અલ્લાહના કાનૂનનો ભંગ છે. માટે 'તય્યમુમ'ની ક્રિયા અસ્વચ્છતા દૂર કરવા માટેની વારંવાર અપાવવામાં આવતી યાદી છે, જે ક્રિયા નમાઝીને પોતાની અસ્વચ્છતાનું હમેશાં ભાન કરાવતી રહે છે.

مِنَ الَّذِيْنَ هَادُوْا يُحَرِّفُوْنَ الْكَلِمَ عَنْ مَّوَاضِعِهٖ وَيَقُوْلُوْنَ سَمِعْنَا وَعَصَيْنَا وَاسْمَعْ غَيْرَ مُسْمَعٍ وَّ رَاعِنَا لَيًّا بِاَلْسِنَتِهِمْ وَطَعْنًا فِى الدِّيْنِ ؕ وَلَوْ اَنَّهُمْ قَالُوْا سَمِعْنَا وَاَطَعْنَا وَاسْمَعْ وَانْظُرْنَا لَكَانَ خَيْرًا لَّهُمْ وَاَقْوَمَ ۙ وَلٰكِنْ لَّعَنَهُمُ اللّٰهُ بِكُفْرِهِمْ فَلَا يُؤْمِنُوْنَ اِلَّا قَلِيْلًا ﴿۴۷﴾

૪૭. યહૂદીઓમાં કેટલાક એવા છે જે (અલ્લાહના) કલામને ફેરબદલ કરતા રહે છે અને કહે છે 'અમે સાંભળી લીધું છે, પરંતુ અમને માન્ય નથી.' અને (કહે છે) 'તું અમારી વાત સાંભળ (અને દિવ્યવાણી) નું કદાપિ નહિ સાંભળી શકે.' અને 'અમારું માન રાખ.' તેઓ [૩૦] પોતાની જીભ વડે વિકૃત વાણીથી દીનને આઘાત પહોંચાડે છે. અને જો તેમણે એવું કહ્યું હોત 'અમે સાંભળ્યું છે અને માન્ય રાખીએ છીએ' અને (કહેત) 'સાંભળ અને અમારા તરફ લક્ષ આપ', તો તે તેમના માટે બેહતર અને હિતકારક નીવડત. પરંતુ અલ્લાહે તેમના કુફ્રના કારણે તેમના ઉપર લા'નત નાખી; જેથી તેમનામાંના થોડાક સિવાય ઈમાન લાવશે નહિ.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ اٰمِنُوْا بِمَا نَزَّلْنَا مُصَدِّقًا لِّمَا مَعَكُمْ مِّنْ قَبْلِ اَنْ نَّطْمِسَ وُجُوْهًا فَنَرُدَّهَا عَلٰۤى اَدْبَارِهَاۤ اَوْ نَلْعَنَهُمْ كَمَا لَعَنَّاۤ اَصْحٰبَ السَّبْتِ ؕ وَكَانَ اَمْرُ اللّٰهِ مَفْعُوْلًا ﴿۴۸﴾

૪૮. હે એહલે કિતાબ, ઈમાન લાવો આ કિતાબ ઉપર જે તમારા ઉપર પહેલાં ઉતારવામાં આવેલી (કિતાબ)નું સમર્થન કરે છે. (ઈમાન લાવો) તે પહેલાં કે અમે તમારા આગેવાનોનો સર્વનાશ કરી દઈએ અને તેમની પીઠો ફેરવી દઈએ અથવા તેમના ઉપર તે લા'નત નાખીએ જેવી લા'નત અમે સબ્તવાળાઓ ઉપર નાખી હતી. અને અલ્લાહના નિર્ણયો પૂરા થઈને જ રહે છે.

اِنَّ اللّٰهَ لَا يَغْفِرُ اَنْ يُّشْرَكَ بِهٖ وَيَغْفِرُ مَا دُوْنَ ذٰلِكَ لِمَنْ يَّشَآءُ ۚ وَمَنْ يُّشْرِكْ بِاللّٰهِ فَقَدِ افْتَرٰۤى اِثْمًا عَظِيْمًا ﴿۴۹﴾

૪૯. નિ:સંદેહ, તેના શરીક કરાવનારાઓને અલ્લાહ કદાપિ માફ કરશે નહિ, પરંતુ તેનાથી ઉતરતા ગુનાહો માટે જેને તે ચાહશે ક્ષમા આપશે અને જે કોઈ અલ્લાહનો શરીક કોઈને ઠરાવશે, તો તેણે ઘોર પાપ કર્યું કહેવાશે.

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ يُزَكُّوْنَ اَنْفُسَهُمْ ؕ بَلِ اللّٰهُ يُزَكِّىْ مَنْ يَّشَآءُ وَلَا يُظْلَمُوْنَ فَتِيْلًا ﴿۵۰﴾

૫૦. શું તને તે લોકોની હાલતનું જ્ઞાન નથી જે પારસાઈ (પવિત્રતા)નો દાવો કરે છે? પરંતુ અલ્લાહ જેને ચાહે તેને પવિત્ર કરે છે, અને કોઈ જીવને રજ માત્ર પણ અન્યાય થશે નહિ.

---

૩૦. 'રાઈના' અર્થાત 'અમારી ઈઝઝત કર, અમારું અદબ રાખ' 'પરંતુ મનમાં આંહઝરત સ.અ.સ.ને તેઓ હિન વ્યકિત સમજતા હોય છે અને એવું ધારે છે કે તેમને આપ (સ)ની કોઈ સહાયતાની જરૂર નથી.

انْظُرْ كَيْفَ يَفْتَرُوْنَ عَلَى اللّٰهِ الْكَذِبَ ۭ وَكَفٰى بِهٖٓ اِثْمًا مُّبِيْنًا ﴿٥١﴾

૫૧. જોઈ લે, તેઓ અલ્લાહ વિશે કેટલું અસત્ય[૩૧] ઘડી રહ્યા છે. (તેમના) ખુલ્લા ગુનાહની આ દલીલ છે.

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ اُوْتُوْا نَصِيْبًا مِّنَ الْكِتٰبِ يُؤْمِنُوْنَ بِالْجِبْتِ وَالطَّاغُوْتِ وَيَقُوْلُوْنَ لِلَّذِيْنَ كَفَرُوْا هٰٓؤُلَاۗءِ اَهْدٰى مِنَ الَّذِيْنَ اٰمَنُوْا سَبِيْلًا ﴿٥٢﴾

૫૨. શું તેં તેમની હાલત નથી જોઈ, જેમને કિતાબનો એક ભાગ આપવામાં આવ્યો હતો તેઓ બૂરી વસ્તુઓમાં ઈમાન રાખે છે અને હદથી વધી જનારાઓને (અનુસરે) છે, અને કાફરો વિશે કહે છે 'આ લોકો મોમિનો કરતા વધુ હિદાયત પામેલા છે.'

اُولٰۗىِٕكَ الَّذِيْنَ لَعَنَهُمُ اللّٰهُ ۭ وَمَنْ يَّلْعَنِ اللّٰهُ فَلَنْ تَجِدَ لَهٗ نَصِيْرًا ﴿٥٣﴾

૫૩. આ તે લોકો છે જેમના ઉપર અલ્લાહે લા'નત નાખી છે, અને જેના ઉપર અલ્લાહની લા'નત પડે છે, તેમનો કોઈ મદદગાર તું જોઈશ નહિ.

اَمْ لَهُمْ نَصِيْبٌ مِّنَ الْمُلْكِ فَاِذًا لَّا يُؤْتُوْنَ النَّاسَ نَقِيْرًا ﴿٥٤﴾

૫૪. શું રાજ્યસત્તા ચલાવવામાં તેમનો કોઈ હિસ્સો છે? આવું હોય તો તેઓ કોઈને એક રજ માત્ર પણ (લાભ) નહિ આપે.

اَمْ يَحْسُدُوْنَ النَّاسَ عَلٰي مَآ اٰتٰىھُمُ اللّٰهُ مِنْ فَضْلِهٖ ۚ فَقَدْ اٰتَيْنَآ اٰلَ اِبْرٰهِيْمَ الْكِتٰبَ وَالْحِكْمَةَ وَاٰتَيْنٰھُمْ مُّلْكًا عَظِيْمًا ﴿٥٥﴾

૫૫. અથવા અલ્લાહે પોતાની કૃપાથી જેમને કંઈ આપ્યું છે તે કારણે તેઓ શું તેમની હસદ (ઈર્ષા) કરે છે? ખરેખર અમે ઈબ્રાહીમની ઔલાદને કિતાબ અને હિકમત પ્રદાન કરી અને તેમને વિશાળ સામ્રાજ્ય અર્પણ કર્યું હતું.

فَمِنْھُمْ مَّنْ اٰمَنَ بِهٖ وَمِنْھُمْ مَّنْ صَدَّ عَنْهُ ۭ وَكَفٰى بِجَهَنَّمَ سَعِيْرًا ﴿٥٦﴾

૫૬. પરંતુ તેઓમાંના કેટલાય હતા જે તેના ઉપર ઈમાન લાવ્યા અને કેટલાય તેનાથી મુખ ફેરવી ચાલ્યા ગયા. અને (તેવા લોકો માટે) જહન્નમની આગ જ બસ છે.

اِنَّ الَّذِيْنَ كَفَرُوْا بِاٰيٰتِنَا سَوْفَ نُصْلِيْهِمْ نَارًا ۭ كُلَّمَا نَضِجَتْ جُلُوْدُھُمْ بَدَّلْنٰھُمْ جُلُوْدًا غَيْرَھَا لِيَذُوْقُوا الْعَذَابَ ۭ اِنَّ اللّٰهَ كَانَ عَزِيْزًا حَكِيْمًا ﴿٥٧﴾

૫૭. જે લોકો અમારી આયતોનો ઈન્કાર કરે છે, અમે તેમને અંતરિયાળ આગમાં ધકેલશું; જ્યારે પણ તેમની ચામડી બળી રહેશે, અમે તેમની ચામડી (વારંવાર) બદલતા રહેશું કે જેથી તેઓ અઝાબનો સ્વાદ ચાખતા રહેશે. ખરેખર, અલ્લાહ સર્વસમર્થ છે, હિકમતવાળો છે.

وَالَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ سَنُدْخِلُھُمْ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْھٰرُ خٰلِدِيْنَ فِيْهَآ اَبَدًا ۭ لَھُمْ فِيْهَآ اَزْوَاجٌ مُّطَهَّرَةٌ ۡ وَّنُدْخِلُھُمْ ظِلًّا ظَلِيْلًا ﴿٥٨﴾

૫૮. અને જે લોકોએ ઈમાન લાવી ભલાઈના કામો કર્યા, અમે તેમને એવા બાગોમાં દાખલ કરશું જેની વચ્ચેથી ઝરણાં વહેતા હશે; ત્યાં તેઓ સદાય રહેશે; ત્યાં તેમના પવિત્ર સાથી હશે, અને અમે તેમને ઘેરી શિતળ છાયામાં દાખલ કરશું.

૩૧. યહૂદીઓનું કહેવું હતું કે અલ્લાહ હવે કોઈ નબી મોકલશે નહિ કારણ કે તેની કોઈ આવશ્યકતા નથી.

૫૯. નિ:સંદેહ હક્કદારોને તેમની અમાનતો સોંપી દેવાનો તમને અલ્લાહ આદેશ આપે છે. અને જ્યારે તમે લોકો વચ્ચે નિર્ણય કરો તો ન્યાયપૂર્વક[૩૨] નિર્ણય કરો. અને અલ્લાહે તમને જે નસિહત આપી છે તે બેશક બહુજ ઉત્તમ છે. અલ્લાહ સર્વ સાંભળનારો, સર્વ જોનારો છે.

إِنَّ اللَّهَ يَأْمُرُكُمْ أَنْ تُؤَدُّوا الْأَمَانَاتِ إِلَىٰ أَهْلِهَا وَإِذَا حَكَمْتُمْ بَيْنَ النَّاسِ أَنْ تَحْكُمُوا بِالْعَدْلِ ۚ إِنَّ اللَّهَ نِعِمَّا يَعِظُكُمْ بِهِ ۗ إِنَّ اللَّهَ كَانَ سَمِيعًا بَصِيرًا ﴿٥٩﴾

૬૦. હે ઈમાન લાવનારાઓ, અલ્લાહના ફરમાનોનું પાલન કરો, અને રસૂલની તાબેદારી કરો, તેમજ તમારા ઉપર શાસનકર્તા[૩૩] હોય તેની પણ. અને જો તમારી વચ્ચે મતભેદ ઉભો થાય તો અલ્લાહ અને તેના રસૂલ તરફ રજુ કરો.જો તમે અલ્લાહ અને અંતિમ દિવસ ઉપર ઈમાન રાખતા હો તો આ (વાત) ઉત્તમ છે અને પરિણામની દૃષ્ટિએ બેહતર છે. (રૂકૂઅ-૮)

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا أَطِيعُوا اللَّهَ وَأَطِيعُوا الرَّسُولَ وَأُولِي الْأَمْرِ مِنْكُمْ ۖ فَإِنْ تَنَازَعْتُمْ فِي شَيْءٍ فَرُدُّوهُ إِلَى اللَّهِ وَالرَّسُولِ إِنْ كُنْتُمْ تُؤْمِنُونَ بِاللَّهِ وَالْيَوْمِ الْآخِرِ ۚ ذَٰلِكَ خَيْرٌ وَأَحْسَنُ تَأْوِيلًا ﴿٦٠﴾ ع

૬૧. શું તું તે લોકોને નથી જાણતો કે જે તારી તરફ ઊતારવામાં આવ્યું છે અને જે તારી પહેલાં ઊતારવામાં આવ્યું હતું, તેના ઉપર ઈમાન લાવ્યા હોવાનો દાવો કરે છે? જો કે તેમને બંડખોરો પાસેથી નિર્ણય ન કરાવવાનો આદેશ આપવામાં આવ્યો હતો છતાં તેઓ તેમની પાસેથીજ નિર્ણય કરાવવાની ઈચ્છા રાખે છે, કારણ કે શયતાન તેમને ઘોર ગુમરાહીમાં નાખવા ચાહે છે.

أَلَمْ تَرَ إِلَى الَّذِينَ يَزْعُمُونَ أَنَّهُمْ آمَنُوا بِمَا أُنْزِلَ إِلَيْكَ وَمَا أُنْزِلَ مِنْ قَبْلِكَ يُرِيدُونَ أَنْ يَتَحَاكَمُوا إِلَى الطَّاغُوتِ وَقَدْ أُمِرُوا أَنْ يَكْفُرُوا بِهِ وَيُرِيدُ الشَّيْطَانُ أَنْ يُضِلَّهُمْ ضَلَالًا بَعِيدًا ﴿٦١﴾

૬૨. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે અલ્લાહે જે કંઈ ઊતાર્યું છે તેની તરફ અને રસૂલ તરફ આવો તો, તું જોઈશ કે તે મુનાફીકો (અણગમો દેખાડી) તારાથી દૂર ભાગે છે.

وَإِذَا قِيلَ لَهُمْ تَعَالَوْا إِلَىٰ مَا أَنْزَلَ اللَّهُ وَإِلَى الرَّسُولِ رَأَيْتَ الْمُنَافِقِينَ يَصُدُّونَ عَنْكَ صُدُودًا ﴿٦٢﴾

૬૩. તો પછી જ્યારે તેમના આમાલોના ફળરૂપે તેમના ઉપર આફત આવી પડે છે તો શા માટે તેઓ તારી તરફ દોડે છે અને સોગંદ લઈ કહે છે કે અમે તો સંબંધો સુધારવાના અને સમાધાન કરવાના અભિલાષી છીએ.

فَكَيْفَ إِذَا أَصَابَتْهُمْ مُصِيبَةٌ بِمَا قَدَّمَتْ أَيْدِيهِمْ ثُمَّ جَاءُوكَ يَحْلِفُونَ بِاللَّهِ إِنْ أَرَدْنَا إِلَّا إِحْسَانًا وَتَوْفِيقًا ﴿٦٣﴾

---

૩૨. હાકીમોને પ્રજા સાથે ઈન્સાફથી વર્તન કરવાનો આદેશ આ આયતમાં આપવામાં આવે છે.

૩૩. મુસ્લિમોને પોતાના શાસનકર્તાઓને વફાદાર રહેવાની આજ્ઞા આપવામાં આવી છે જો બંને પક્ષો વચ્ચે મતભેદનો ઉદભવ થાય તો અલ્લાહ તથા તેના રસૂલની કિતાબ કુરઆનનો આધાર લેવાનો હુકમ છે.

أُولَٰئِكَ الَّذِينَ يَعْلَمُ اللَّهُ مَا فِي قُلُوبِهِمْ فَأَعْرِضْ عَنْهُمْ وَعِظْهُمْ وَقُلْ لَهُمْ فِي أَنْفُسِهِمْ قَوْلًا بَلِيغًا ﴿٦٤﴾

૬૪. આ તે લોકો છે જેમના મનના ભેદોને અલ્લાહ સારી પેઠે જાણે છે, માટે તું તેમના (દોષો)થી આંખ મીંચામણા કરી લે, અને તેમને ઉપદેશ કર અને તેમના પોતાના વિષયમાં તારી વાણીથી પ્રભાવિત કરી દે.

وَمَا أَرْسَلْنَا مِنْ رَسُولٍ إِلَّا لِيُطَاعَ بِإِذْنِ اللَّهِ ۚ وَلَوْ أَنَّهُمْ إِذْ ظَلَمُوا أَنْفُسَهُمْ جَاءُوكَ فَاسْتَغْفَرُوا اللَّهَ وَاسْتَغْفَرَ لَهُمُ الرَّسُولُ لَوَجَدُوا اللَّهَ تَوَّابًا رَحِيمًا ﴿٦٥﴾

૬૫. અમે પ્રત્યેક રસૂલને એટલા માટે મોકલતા રહ્યા કે અલ્લાહના આદેશ પ્રમાણે તેની તાબેદારી કરવામાં આવે. જો તેઓ તારી પાસે ત્યારે આવ્યા હોત જ્યારે તેઓ પોતાના જીવ ઉપર ઝુલ્મ કરી બેઠા હતા, અને તેમણે અલ્લાહ પાસે માફી માંગી હોત, અને રસૂલે પણ તેમના માટે માફીની દુઆ કરી હોત તો અવશ્ય અલ્લાહને તેઓ મહા ક્ષમાવંત અને બહુજ દયાળુ પામ્યા હોત.

فَلَا وَرَبِّكَ لَا يُؤْمِنُونَ حَتَّىٰ يُحَكِّمُوكَ فِيمَا شَجَرَ بَيْنَهُمْ ثُمَّ لَا يَجِدُوا فِي أَنْفُسِهِمْ حَرَجًا مِمَّا قَضَيْتَ وَيُسَلِّمُوا تَسْلِيمًا ﴿٦٦﴾

૬૬. પરંતુ નહિ, તારા પાલનહારના સોગંદ, તેઓ કદાપિ ઈમાનદાર નથી થઈ શકતા, જ્યાં સુધી તેમના અંદરો અંદરના કજીયા કંકાસમાં તેઓ તને મૂન્સફ (ન્યાયાધિશ)(૩૪) ન નીમે, અને તું જે ફેંસલો આપે તેનાથી તેમના મનમાં અસંતોષ ન થાય, અને તેઓ સંપૂર્ણરીતે તાબેદાર ન બની જાય.

وَلَوْ أَنَّا كَتَبْنَا عَلَيْهِمْ أَنِ اقْتُلُوا أَنْفُسَكُمْ أَوِ اخْرُجُوا مِنْ دِيَارِكُمْ مَا فَعَلُوهُ إِلَّا قَلِيلٌ مِنْهُمْ ۖ وَلَوْ أَنَّهُمْ فَعَلُوا مَا يُوعَظُونَ بِهِ لَكَانَ خَيْرًا لَهُمْ وَأَشَدَّ تَثْبِيتًا ﴿٦٧﴾

૬૭. અને જો અમે તેમને એવી આજ્ઞા આપી હોત કે તેઓ પોતાના લોકોને કતલ(૩૫) કરે અથવા પોતાના ઘરોમાંથી નીકળી જાય., તો તેઓ તેમ કરત નહિ, સિવાય કે તેમનામાંના થોડાક જ; અને તેમને અપાયેલા આદેશ ઉપર જો તેઓ અમલ કરત, તો તેમના માટે તે વધારે લાભકારક હોત અને બળને વધારી મૂકવાનું કારણ બનત.

وَإِذًا لَآتَيْنَاهُمْ مِنْ لَدُنَّا أَجْرًا عَظِيمًا ﴿٦٨﴾

૬૮. અને બેશક, અમે પણ તેમને અમારી તરફથી (ઉત્તમ) બદલો આપત.

وَلَهَدَيْنَاهُمْ صِرَاطًا مُسْتَقِيمًا ﴿٦٩﴾

૬૯. અને અમે ખરેખર તેમને સન્માર્ગ દેખાડયો હોત.

وَمَنْ يُطِعِ اللَّهَ وَالرَّسُولَ فَأُولَٰئِكَ مَعَ الَّذِينَ أَنْعَمَ

૭૦. અને જે કોઈ અલ્લાહ અને આ રસૂલના ફરમાનોનું પાલન કરશે, તે લોકો તેમનામાંના હશે

---

૩૪. આ આયતથી સ્પષ્ટ થાય છે કે મુનાફિકોને આંહઝરત સ.અ.સ.ની ન્યાયનીતિ ઉપર પૂરો ભરોસો હતો.

૩૫. અહીં 'પોતાને કતલ' કરવાનો અર્થ અલ્લાહની રાહમાં પોતાની જાનની બાજી લગાવવાનો છે.

اللّٰهُ عَلَيْهِمْ مِّنَ النَّبِيّٖنَ وَالصِّدِّيْقِيْنَ وَالشُّهَدَآءِ وَالصّٰلِحِيْنَ ۚ وَحَسُنَ اُولٰٓئِكَ رَفِيْقًا ﴿٧٠﴾

જેમને અલ્લાહે પોતાના ઈનામો પ્રદાન કર્યા, અર્થાત નબીઓ. સિદ્દિકો (સત્યપરાયણો) શહીદો અને સાલેહીનો (માના તેઓ હશે) અને કેવા ઉત્તમ સાથીઓ છે આ![36]

ذٰلِكَ الْفَضْلُ مِنَ اللّٰهِ ۗ وَكَفٰى بِاللّٰهِ عَلِيْمًا ﴿٧١﴾ ع

૭૧. આ અલ્લાહ તરફથી કૃપા છે અને અલ્લાહ સર્વ જ્ઞાન રાખવા માટે પૂરતો છે. (રુકૂઅ-૯)

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا خُذُوْا حِذْرَكُمْ فَانْفِرُوْا ثُبَاتٍ اَوِ انْفِرُوْا جَمِيْعًا ﴿٧٢﴾

૭૨. હે ઈમાન લાવનારાઓ! પોતાનું રક્ષણ કરવામાં સાવચેત રહો પછી ભલે નાની નાની ટૂકડીઓમાં કે એક મોટા લશ્કરના રૂપમાં નીકળો.

وَاِنَّ مِنْكُمْ لَمَنْ لَّيُبَطِّئَنَّ ۚ فَاِنْ اَصَابَتْكُمْ مُّصِيْبَةٌ قَالَ قَدْ اَنْعَمَ اللّٰهُ عَلَيَّ اِذْ لَمْ اَكُنْ مَّعَهُمْ شَهِيْدًا ﴿٧٣﴾

૭૩. અને તમારી વચ્ચે કોઈ એવો પણ પાછળ રહી જનારો છે, કે જો તમારા ઉપર કોઈ આફત આવે છે તો તે કહે છે 'અલ્લાહે મારા ઉપર એહસાન કર્યો કે હું તેમની સાથે ન ગયો.

وَلَئِنْ اَصَابَكُمْ فَضْلٌ مِّنَ اللّٰهِ لَيَقُوْلَنَّ كَاَنْ لَّمْ تَكُنْ بَيْنَكُمْ وَبَيْنَهٗ مَوَدَّةٌ يّٰلَيْتَنِيْ كُنْتُ مَعَهُمْ فَاَفُوْزَ فَوْزًا عَظِيْمًا ﴿٧٤﴾

૭૪. પરંતુ જો તમારા ઉપર અલ્લાહની કૃપા થાય છે તો જાણે તેને તમારી સાથે પહેલાં કોઈ સંબંધ હતો જ નહિ, તેમ કહી ઉઠે છે. 'કદાચ હું પણ તેમની સાથે હોત તો મને પણ મોટો લાભ થયો હોત.'[37]

فَلْيُقَاتِلْ فِيْ سَبِيْلِ اللّٰهِ الَّذِيْنَ يَشْرُوْنَ الْحَيٰوةَ الدُّنْيَا بِالْاٰخِرَةِ ۗ وَمَنْ يُّقَاتِلْ فِيْ سَبِيْلِ اللّٰهِ فَيُقْتَلْ اَوْ يَغْلِبْ فَسَوْفَ نُؤْتِيْهِ اَجْرًا عَظِيْمًا ﴿٧٥﴾

૭૫. તે લોકોને અલ્લાહની રાહમાં જીહાદ કરવા દો જેમણે આ દુનિયાના જીવનને આખેરતના જીવન ખાતર વેચી નાખ્યો છે. અને જે કોઈ અલ્લાહની રાહમાં જીહાદ કરશે, અને તેમાં માર્યો જશે અથવા સફળતા મેળવશે, અમે તેને તેનો મહાન બદલો આપશું.

وَمَا لَكُمْ لَا تُقَاتِلُوْنَ فِيْ سَبِيْلِ اللّٰهِ وَالْمُسْتَضْعَفِيْنَ مِنَ الرِّجَالِ وَالنِّسَآءِ وَالْوِلْدَانِ الَّذِيْنَ يَقُوْلُوْنَ رَبَّنَآ اَخْرِجْنَا مِنْ هٰذِهِ الْقَرْيَةِ الظَّالِمِ اَهْلُهَا

૭૬. કમઝોર (ઘરડા) પુરુષો, સ્ત્રીઓ, બાળકો તથા જે (અલ્લાહને દુઆ કરી) કહે છે કે હે અમારા પરવરદિગાર, અમને આ શહેરમાંથી બહાર કાઢી લે જેના નિવાસીઓ ઝાલિમ છે, અને તું તારી તરફથી

૩૬. આ આયતથી મુસ્લિમોનું ધ્યાન રૂહાનીયતના પ્રત્યેક ક્ષેત્ર તરફ દોરવામાં આવ્યું છે. કોઈ બીજા પયગમ્બરોના માનનારાઓને આ ને'મતોનું મેળવવાનું સૌભાગ્ય પ્રાપ્ત નથી થયું, સિવાય આંહઝરત સ.અ.સ.ની ઉમ્મતને. અન્ય નબીઓની ઉમ્મતોને માત્ર સિદ્દિકો, શહીદો અને સાલેહીનનો જ મરતબો મળી શકે છે. (સૂરાહ ૫૭ આ.૨૦) જ્યારે આંહઝરત સ.અ.સ.ના ફએઝ મુબારકથી તેનાથી પણ ઉચ્ચપદ પ્રાપ્ત કરી શકાય છે, બેશક આંહઝરત સ.અ.સ.ની ગુલામીમાં, નબુવ્વત મળશે પરંતુ શરીયતી નબુવ્વત હરગિઝ નહિ મળે.

૩૭. મુનાફિકોનું વલણ આવું જ હોય છે.

૩૮. આ આયતથી સ્પષ્ટ થાય છે કે મુસ્લિમો હમેશાં મઝલુમો તથા કમઝોરોની રક્ષા માટે લડતા રહ્યા છે.

કોઈને અમારો હિમાયતી બનાવી દે, કોઈને અમારો મદદગાર બનાવી દે, એવા લોકો(ની રક્ષા) ખાતર તમે શા માટે અલ્લાહની રાહમાં નહિ લડો?

૭૭. જે લોકો ઈમાન લાવ્યા છે તેઓ અલ્લાહની રાહમાં લડે છે, અને જે લોકો ઈમાન નથી લાવતા તેઓ શયતાનની રાહમાં લડે છે. માટે તમે શયતાનના સાથીઓ સામે લડો, બેશક; શયતાનની ચાલ બહુજ નબળી હોય છે. (રુકૂઅ-૧૦)

૭૮. શું તને તે લોકો વિશે જ્ઞાન નથી જેમને કહેવામાં આવ્યું હતું કે તમારા હાથ રોકી લો અને નમાઝ નિયમિત અદા કરો અને ઝકાત આપો? અને જ્યારે તેમના ઉપર જીહાદ કરવો ફરઝ ઠરાવવામાં આવે છે તો જુઓ, તેમનામાંનો એક વર્ગ અલ્લાહથી વધુ ઈન્સાનથી ડરે છે. બલ્કે તેનાથી પણ વધુ ડરે છે, અને કહે છે 'હે અમારા પરવરદિગાર, તેં અમારા માટે લડવું કેમ ફરજીયાત કર્યું છે, શું તું અમને થોડા સમયની મોહલત નહિ આપે?' તું કહી દે 'આ સંસારનો લાભ તૂચ્છ છે અને અલ્લાહથી ડરનારાઓ માટે આવનારા જીવનનો લાભ બેહતર છે; અને તમારા ઉપર રજ માત્ર પણ ઝુલ્મ નહિ થાય.'

૭૯. (યાદ રાખો) તમે જ્યાં પણ હશો, મોત તમને આવીને ઘેરી લશે, પછી ભલે તમે મઝબૂત કિલ્લામાં [illegible] રક્ષણ લો. અને જો તેમને કંઈ લાભ પહોંચે છે તો તેઓ કહે છે 'આ અલ્લાહ તરફથી આવ્યું છે' અને જો હાનિ પહોંચે છે તો તેઓ કહે છે કે તે તારા કારણે છે. તું તેમને કહે 'તે સર્વ અલ્લાહ તરફથી છે.' આ લોકોને શું થઈ ગયું છે કે તેઓ સમજદારીની નિકટમાં નથી જતા?

وَاجْعَلْ لَّنَا مِنْ لَّدُنْكَ وَلِيًّا ۚ وَّاجْعَلْ لَّنَا مِنْ لَّدُنْكَ نَصِيْرًا ۟ؕ﴿۷۵﴾

اَلَّذِيْنَ اٰمَنُوْا يُقَاتِلُوْنَ فِيْ سَبِيْلِ اللّٰهِ ۚ وَالَّذِيْنَ كَفَرُوْا يُقَاتِلُوْنَ فِيْ سَبِيْلِ الطَّاغُوْتِ فَقَاتِلُوْٓا اَوْلِيَآءَ الشَّيْطٰنِ ۚ اِنَّ كَيْدَ الشَّيْطٰنِ كَانَ ضَعِيْفًا ۟ۚ﴿۷۶﴾ ع

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ قِيْلَ لَهُمْ كُفُّوْٓا اَيْدِيَكُمْ وَاَقِيْمُوا الصَّلٰوةَ وَاٰتُوا الزَّكٰوةَ ۚ فَلَمَّا كُتِبَ عَلَيْهِمُ الْقِتَالُ اِذَا فَرِيْقٌ مِّنْهُمْ يَخْشَوْنَ النَّاسَ كَخَشْيَةِ اللّٰهِ اَوْ اَشَدَّ خَشْيَةً ۚ وَقَالُوْا رَبَّنَا لِمَ كَتَبْتَ عَلَيْنَا الْقِتَالَ ۚ لَوْلَآ اَخَّرْتَنَآ اِلٰٓى اَجَلٍ قَرِيْبٍ ؕ قُلْ مَتَاعُ الدُّنْيَا قَلِيْلٌ ۚ وَالْاٰخِرَةُ خَيْرٌ لِّمَنِ اتَّقٰى ۫ وَلَا تُظْلَمُوْنَ فَتِيْلًا ﴿۷۷﴾

اَيْنَ مَا تَكُوْنُوْا يُدْرِكْكُّمُ الْمَوْتُ وَلَوْ كُنْتُمْ فِيْ بُرُوْجٍ مُّشَيَّدَةٍ ؕ وَاِنْ تُصِبْهُمْ حَسَنَةٌ يَّقُوْلُوْا هٰذِهٖ مِنْ عِنْدِ اللّٰهِ ۚ وَاِنْ تُصِبْهُمْ سَيِّئَةٌ يَّقُوْلُوْا هٰذِهٖ مِنْ عِنْدِكَ ؕ قُلْ كُلٌّ مِّنْ عِنْدِ اللّٰهِ ؕ فَمَالِ هٰٓؤُلَآءِ الْقَوْمِ لَا يَكَادُوْنَ يَفْقَهُوْنَ حَدِيْثًا ﴿۷۸﴾

૭૯. સુખ અને દુ:ખ કુરદતના નિયમો અનુસાર એક જ મહાશકિતના અધિકારમાં છે. મુનાફિકો સુખને તો અલ્લાહની દેન તરીકે સ્વીકારે છે પરંતુ થોડુંક દુ:ખ પડતાં તેને રસૂલની ભૂલનું પરિણામ ઠરાવી ઠપકો આપે છે.

مَآ اَصَابَكَ مِنْ حَسَنَةٍ فَمِنَ اللّٰهِ ۫ وَمَآ اَصَابَكَ مِنْ سَيِّئَةٍ فَمِنْ نَّفْسِكَ ؕ وَاَرْسَلْنٰكَ لِلنَّاسِ رَسُوْلًا ؕ وَكَفٰى بِاللّٰهِ شَهِيْدًا ﴿٨٠﴾

૮૦. તને કોઈ પણ ભલાઈ પહોંચે તે અલ્લાહ તરફથી જ છે; અને જે કંઈ હાનિ પહોંચે તે તારા પોતાના[૪૦] લીધે છે અને અમે તને રસૂલ બનાવી લોકો તરફ મોકલાવ્યો છે. અને સાક્ષી તરીકે અલ્લાહ પૂરતો છે.

مَنْ يُّطِعِ الرَّسُوْلَ فَقَدْ اَطَاعَ اللّٰهَ ۚ وَمَنْ تَوَلّٰى فَمَآ اَرْسَلْنٰكَ عَلَيْهِمْ حَفِيْظًا ﴿٨١﴾

૮૧. જેણે રસૂલની તાબેદારી કરી, નિ:સંદેહ તેણે અલ્લાહની તાબેદારી કરી છે. અને જો તેઓ વિમુખ થઈ ગયા છે તો અમે તને તેમનો રખેવાળ બનાવી નથી મોકલાવ્યો.

وَيَقُوْلُوْنَ طَاعَةٌ ۫ فَاِذَا بَرَزُوْا مِنْ عِنْدِكَ بَيَّتَ طَآئِفَةٌ مِّنْهُمْ غَيْرَ الَّذِىْ تَقُوْلُ ؕ وَاللّٰهُ يَكْتُبُ مَا يُبَيِّتُوْنَ ۚ فَاَعْرِضْ عَنْهُمْ وَتَوَكَّلْ عَلَى اللّٰهِ ؕ وَكَفٰى بِاللّٰهِ وَكِيْلًا ﴿٨٢﴾

૮૨. અને તેઓ તારી ફરમાંબરદારી કરવાનો દાવો તો કરે છે પરંતુ જ્યારે તેઓ છુટા પડે છે, તો જે તું કહે છે તેમનો એક સમૂહ તેની વિરુદ્ધ રાતભર યોજનાઓ ઘડતો રહે છે. તેમની રાતોની યોજનાઓની અલ્લાહ નોંધ રાખે છે. માટે તેમનાથી વિમુખ થઈ જા અને અલ્લાહ ઉપર વિશ્વાસ રાખ, અને અલ્લાહ કાર્યસાધક તરીકે પૂરતો છે.

اَفَلَا يَتَدَبَّرُوْنَ الْقُرْاٰنَ ؕ وَلَوْ كَانَ مِنْ عِنْدِ غَيْرِ اللّٰهِ لَوَجَدُوْا فِيْهِ اخْتِلَافًا كَثِيْرًا ﴿٨٣﴾

૮૩. ત્યારે શું તેઓ કુરઆન ઉપર કોઈ વિચાર નથી કરતા? જો તે અલ્લાહ સિવાય કોઈ અન્ય તરફથી આવ્યું હોત તો તેમાં તેમને ઘણો વિરોધાભાસ મળી રહેત.

وَاِذَا جَآءَهُمْ اَمْرٌ مِّنَ الْاَمْنِ اَوِ الْخَوْفِ اَذَاعُوْا بِهٖ ؕ وَلَوْ رَدُّوْهُ اِلَى الرَّسُوْلِ وَاِلٰٓى اُولِى الْاَمْرِ مِنْهُمْ لَعَلِمَهُ الَّذِيْنَ يَسْتَنْۢبِطُوْنَهٗ مِنْهُمْ ؕ وَلَوْلَا فَضْلُ اللّٰهِ عَلَيْكُمْ وَرَحْمَتُهٗ لَاتَّبَعْتُمُ الشَّيْطٰنَ اِلَّا قَلِيْلًا ﴿٨٤﴾

૮૪. અને જ્યારે તેમની પાસે કોઈ શાંતિ કે ભયના સમાચાર આવે છે તો તેઓ તરત જ ફેલાવી દે છે, જો તેમણે રસૂલ અને પોતાના તે જવાબદાર કાર્યકર્તાને જાણ કરી હોત તો તેને ચકાસી (સત્ય જાતમી) કઢાવનારા ખરી પરિસ્થિતિને સમજી ગયા હોત. બેશક જો તમારા ઉપર અલ્લાહની કૃપા ન હોત તો તમારામાંના થોડા સિવાય તમે બધા શયતાનના કદમો ઉપર ચાલી નીકળ્યા હોત.

فَقَاتِلْ فِىْ سَبِيْلِ اللّٰهِ ۚ لَا تُكَلَّفُ اِلَّا نَفْسَكَ وَحَرِّضِ الْمُؤْمِنِيْنَ ۚ عَسَى اللّٰهُ اَنْ يَّكُفَّ بَاْسَ الَّذِيْنَ كَفَرُوْا ؕ وَاللّٰهُ اَشَدُّ بَاْسًا وَّاَشَدُّ تَنْكِيْلًا ﴿٨٥﴾

૮૫. માટે તું અલ્લાહની રાહમાં જીહાદ કર, તારા પોતાના સિવાય બીજા કોઈ માટે તું જવાબદાર નથી. અને તું મોમિનોને (લડવાની) પ્રેરણા આપતો રહે. શક્ય છે અલ્લાહ કાફરોના આક્રમણને દબાવી દે; અને અલ્લાહ બેહદ શકિતશાળી છે અને સઝા આપવામાં બેહદ સખત છે.

---

૪૦. અલ્લાહે ઈનસાનની ફિતરતમાં (પ્રકૃતિ)માં સારા નરસાનો વિવેક કરવાની શકિત રાખી છે જેના વડે તે ચાહે તો પોતાના જીવન ને સફળ બનાવી શકે છે અને ચાહે તો તેનો દુરુપયોગ કરી પતનની રાહ લઈ શકે છે.

مَنْ يَّشْفَعْ شَفَاعَةً حَسَنَةً يَّكُنْ لَّهٗ نَصِيْبٌ مِّنْهَا ۚ وَمَنْ يَّشْفَعْ شَفَاعَةً سَيِّئَةً يَّكُنْ لَّهٗ كِفْلٌ مِّنْهَا ۗ وَكَانَ اللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ مُّقِيْتًا ﴿٨٦﴾

૮૬. જે કોઈ સારી ભલામણ કરશે તેને ભલાઈમાંથી હિસ્સો મળશે અને જે બૂરી ભલામણ કરશે, તો તેવો જ બદલો તેને મળશે, અને અલ્લાહ પ્રત્યેક વસ્તુ ઉપર સત્તા ધરાવે છે.

وَاِذَا حُيِّيْتُمْ بِتَحِيَّةٍ فَحَيُّوْا بِاَحْسَنَ مِنْهَآ اَوْ رُدُّوْهَا ۗ اِنَّ اللّٰهَ كَانَ عَلٰى كُلِّ شَيْءٍ حَسِيْبًا ﴿٨٧﴾

૮૭. અને જ્યારે તને દુઆ (સલામ) કહેવામાં આવે, તો તું તેને બેહતર દુઆ (શુભેચ્છાઓ) દે અથવા (ઓછામાં ઓછી)[૪૧] એટલી જ પાછી વાળ, ખરેખર, અલ્લાહ દર વસ્તુનો હિસાબ લેનારો છે.

اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۭ لَيَجْمَعَنَّكُمْ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ لَا رَيْبَ فِيْهِ ۭ وَمَنْ اَصْدَقُ مِنَ اللّٰهِ حَدِيْثًا ﴿٨٨﴾

૮૮. અલ્લાહ તે હસ્તી છે જેના સિવાય કોઈ અન્ય ઈબાદત કરવાને લાયક નથી. ખરેજ તે તમને કયામત સુધી એકઠા કરતો રહેશે જેમાં કોઈ શંકા નથી. અને અલ્લાહથી વધુ સાચી વાત કોની થઈ શકે? (રુકૂઅ - ૧૧)

فَمَا لَكُمْ فِي الْمُنٰفِقِيْنَ فِئَتَيْنِ وَاللّٰهُ اَرْكَسَهُمْ بِمَا كَسَبُوْا ۭ اَتُرِيْدُوْنَ اَنْ تَهْدُوْا مَنْ اَضَلَّ اللّٰهُ ۭ وَمَنْ يُّضْلِلِ اللّٰهُ فَلَنْ تَجِدَ لَهٗ سَبِيْلًا ﴿٨٩﴾

૮૯. આ તમને શું થઈ ગયું છે કે મુનાફિકોની બાબતમાં તમારામાં બે પક્ષો[૪૨] થઈ ગયા છે? બેશક અલ્લાહે તેમની કરણીના પરિણામે તેમને ઉથલાવી પાડ્યા છે. તો શું તું તેને સન્માર્ગે લાવવા ચાહે છે જેને અલ્લાહે રૂસ્વા કરી દીધો છે? જેને અલ્લાહે રૂસ્વા કરી દીધો હોય, તું તેના માટે કોઈ માર્ગ નહિ શોધી શકે.

وَدُّوْا لَوْ تَكْفُرُوْنَ كَمَا كَفَرُوْا فَتَكُوْنُوْنَ سَوَاۗءً فَلَا تَتَّخِذُوْا مِنْهُمْ اَوْلِيَاۗءَ حَتّٰي يُهَاجِرُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ ۭ فَاِنْ تَوَلَّوْا فَخُذُوْهُمْ وَاقْتُلُوْهُمْ حَيْثُ وَجَدْتُّمُوْهُمْ ۠ وَلَا تَتَّخِذُوْا مِنْهُمْ وَلِيًّا وَّلَا نَصِيْرًا ﴿٩٠﴾

૯૦. તેઓ ચાહે છે કે જેવા કાફર પોતે છે તેવા જ કાફર તમે પણ બની જાઓ, જેથી તમે બધા એકસરખા થઈ જાઓ. માટે તેમને તમારા મિત્ર બનાવશો નહિ જ્યાં સુધી કે તેઓ અલ્લાહ ખાતર હિજરત ન કરે. પછી જો તેઓ વિમુખ[૪૩] થઈ જાય તો તેમને પકડી પાડો, અને તેઓ તમને જ્યાં મળે ત્યાં જ તેમને કતલ કરો; અને તેમનામાંથી કોઈને મિત્ર કે મદદગાર ન બનાવો.

اِلَّا الَّذِيْنَ يَصِلُوْنَ اِلٰى قَوْمٍۢ بَيْنَكُمْ وَبَيْنَهُمْ مِّيْثَاقٌ

૯૧. તે લોકો અપવાદરૂપ છે જે એવી કોમ સાથે સંબંધ રાખતા હોય જેમની સાથે તમારા સુલેહ કરારો થયેલા હોય, અથવા તે લોકો તમારી પાસે આવે જેમના

---

૪૧. આ આયતમાં સભ્યતા તથા વિવેક કેળવવાનો આદેશ આપવામાં આવ્યો છે.

૪૨. મુનાફિકોના પ્રપંચો તથા મુસ્લિમોના પક્ષમાં ભળી અંદરખાનેથી કરતા કાવતરાંઓના કારણે ઉત્પન્ન થયેલા મતભેદોથી મોમિનોને ચેતવવામાં આવ્યા છે.

૪૩. કટોકટીના સમયે મુનાફિકોને મુસ્લિમ લશ્કરની માહિતી હોવાના કારણે તેમનું વિમુખ થઈ દુશ્મનોમાં ભળી મુસ્લિમો માટે ગંભીર સમસ્યાઓ ઉભી કરવાનો ભય હોવાથી મુનાફિકોની ભૂમિકાને દુશ્મનથી પણ વધુ ભયંકર સમજવામાં આવી છે.

اَوْجَآءُوْكُمْ حَصِرَتْ صُدُوْرُهُمْ اَنْ يُّقَاتِلُوْكُمْ اَوْ يُقَاتِلُوْا قَوْمَهُمْ ؕ وَلَوْ شَآءَ اللّٰهُ لَسَلَّطَهُمْ عَلَيْكُمْ فَلَقٰتَلُوْكُمْ ۚ فَاِنِ اعْتَزَلُوْكُمْ فَلَمْ يُقَاتِلُوْكُمْ وَاَلْقَوْا اِلَيْكُمُ السَّلَمَ ۙ فَمَا جَعَلَ اللّٰهُ لَكُمْ عَلَيْهِمْ سَبِيْلًا ﴿۹۱﴾ سَتَجِدُوْنَ اٰخَرِيْنَ يُرِيْدُوْنَ اَنْ يَّاْمَنُوْكُمْ وَيَاْمَنُوْا قَوْمَهُمْ ؕ كُلَّمَا رُدُّوْٓا اِلَى الْفِتْنَةِ اُرْكِسُوْا فِيْهَا ۚ فَاِنْ لَّمْ يَعْتَزِلُوْكُمْ وَيُلْقُوْٓا اِلَيْكُمُ السَّلَمَ وَيَكُفُّوْٓا اَيْدِيَهُمْ فَخُذُوْهُمْ وَاقْتُلُوْهُمْ حَيْثُ ثَقِفْتُمُوْهُمْ ؕ وَاُولٰٓئِكُمْ جَعَلْنَا لَكُمْ عَلَيْهِمْ سُلْطٰنًا مُّبِيْنًا ﴿۹۲﴾ ع

દિલોમાં તમારી સામે અથવા પોતાની જાતિના લોકો સામે લડવાથી અણગમો હોય. અને જો અલ્લાહ ચાહત તો તેમને તમારી ઉપર સર્વોપરી આપત, તો પછી તેઓ અવશ્ય તમારી સામે લડયા હોત. માટે જો તેઓ તમારાથી દૂર રહે અને લડે નહિ અને સુલેહની ઈચ્છા દર્શાવે, તો અલ્લાહે તેમના વિરૂદ્ધ (લડવાનો) તમારા માટે કોઈ રસ્તો ખુલ્લો નથી રાખ્યો.

૯૨. અને બીજા એવા પણ તમને મળશે જે ચાહે છે કે તમારી તેમને સલામતી રહે અને પોતાની કોમથી[૪૪] પણ, પરંતુ જ્યારે પણ તેમને ફિસાદ તરફ બોલાવવામાં આવે છે તો તેઓ (આંખો મીંચી) તેમાં કૂદી પડે છે, માટે જો તેઓ તમારાથી છેટા ન રહે અને સુલેહ કરારનો સંદેશ ન મોકલે, અને પોતાના હાથ ન રોકે, તો તેમને પકડો જ્યાં પણ મળે તેમને કતલ કરો. અમે તેમના વિરૂદ્ધ તમને અમે ખુલ્લી સત્તા આપીએ છીએ. (રુકુઅ-૧૨)

وَمَا كَانَ لِمُؤْمِنٍ اَنْ يَّقْتُلَ مُؤْمِنًا اِلَّا خَطَـًٔا ۚ وَمَنْ قَتَلَ مُؤْمِنًا خَطَـًٔا فَتَحْرِيْرُ رَقَبَةٍ مُّؤْمِنَةٍ وَّدِيَةٌ مُّسَلَّمَةٌ اِلٰٓى اَهْلِهٖٓ اِلَّآ اَنْ يَّصَّدَّقُوْا ؕ فَاِنْ كَانَ مِنْ قَوْمٍ عَدُوٍّ لَّكُمْ وَهُوَ مُؤْمِنٌ فَتَحْرِيْرُ رَقَبَةٍ مُّؤْمِنَةٍ ؕ وَاِنْ كَانَ مِنْ قَوْمٍ بَيْنَكُمْ وَبَيْنَهُمْ مِّيْثَاقٌ فَدِيَةٌ مُّسَلَّمَةٌ اِلٰٓى اَهْلِهٖ وَتَحْرِيْرُ رَقَبَةٍ مُّؤْمِنَةٍ ۚ فَمَنْ

૯૩. કોઈ મોમિનને શોભા નથી આપતું કે તે બીજા મોમિનને કતલ કરે સિવાય કે તેનાથી ભૂલમાં તેમ થયું હોય, અને મોમિનને ભૂલથી કતલ કરનાર મોમિન એક ગુલામને આઝાદ કરે અને તેના વારસદારોને તેના લોહીનો બદલો ચૂકાવે, સિવાય કે તેઓ (વારસદારો) તેને દાન તરીકે માફ કરી દે. પરંતુ જો મરનાર તમારા દુશ્મનોમાંનો હોય અને મોમિન હોય તો (કાતિલ) એક મોમિન ગુલામને આઝાદ કરે, પરંતુ જો તે એવી (ગેર મુસ્લિમ) જાતિમાંથી હોય જેમની સાથે તમારા સંધિ કરારો હોય તો તેના રકતનું મૂલ્ય તેના વારસદરોને પહોંચાડે[૪૫] ઉપરાંત એક ગુલામ મોમિનને આઝાદ કરે. જો કોઈ વ્યકિત ઉપર્યુકત બદલાનું સામર્થ્ય ન રાખતી હોય, તો તે

૪૪. આ સૂચન અસદ તથા ગત ફાનની કોમ તરફ છે જેમની મુસ્લિમો સાથે કોઈ સંધિ ન હતી. આ કોમો મોકા પ્રમાણે બંને પક્ષોમાં ભળી જતી હતી અને જ્યારે પણ તેમને મુસ્લિમો વિરૂદ્ધ ફિસાદ માટે બોલાવવામાં આવતો ત્યારે તેઓ ફિતનામાં કૂદી પડતા, જેથી મોમિનોને ચેતવવામાં આવ્યો હતો.

૪૫. સમય પડે ત્યારે મુસ્લિમોને પોતાની ઉદારવૃત્તિનો ઉપયોગ કરવાથી ન અટકવાની પ્રેરણા આપવામાં આવી છે.

لَّمْ يَجِدْ فَصِيَامُ شَهْرَيْنِ مُتَتَابِعَيْنِ تَوْبَةً مِّنَ اللَّهِ ۗ وَكَانَ اللَّهُ عَلِيمًا حَكِيمًا ﴿٩٢﴾

નિરંતર બે મહિનાના રોઝા રાખે. આ અલ્લાહ તરફથી કૃપાના રૂપમાં (એક આસાની) છે અને અલ્લાહ સર્વજ્ઞ છે, હિકમતવાળો છે.

وَمَن يَقْتُلْ مُؤْمِنًا مُّتَعَمِّدًا فَجَزَاؤُهُ جَهَنَّمُ خَالِدًا فِيهَا وَغَضِبَ اللَّهُ عَلَيْهِ وَلَعَنَهُ وَأَعَدَّ لَهُ عَذَابًا عَظِيمًا ﴿٩٣﴾

૯૪. અને જે કોઈ મોમિનને[૪૬] ઈરાદાપૂર્વક કતલ કરે છે તેનો બદલો જહન્નમ છે જેમાં તે લાંબો સમય રહેશે. અને અલ્લાહ તેના ઉપર નારાઝ થશે અને તેના ઉપર લા'નત નાખશે અને તેના માટે મોટો અઝાબ તૈયાર કરશે.

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا إِذَا ضَرَبْتُمْ فِي سَبِيلِ اللَّهِ فَتَبَيَّنُوا وَلَا تَقُولُوا لِمَنْ أَلْقَىٰ إِلَيْكُمُ السَّلَامَ لَسْتَ مُؤْمِنًا تَبْتَغُونَ عَرَضَ الْحَيَاةِ الدُّنْيَا فَعِندَ اللَّهِ مَغَانِمُ كَثِيرَةٌ ۚ كَذَٰلِكَ كُنتُم مِّن قَبْلُ فَمَنَّ اللَّهُ عَلَيْكُمْ فَتَبَيَّنُوا ۚ إِنَّ اللَّهَ كَانَ بِمَا تَعْمَلُونَ خَبِيرًا ﴿٩٤﴾

૯૫. હે ઈમાન લાવનારાઓ, હવે તમે અલ્લાહની રાહમાં નીકળો તો પૂરી સાવચેતી રાખો અને જ્યારે તમને કોઈ સલામ કરે તો તેને (એકદમ) ન કહી દો કે તું મોમિન[૪૭] નથી. તમે આ દુન્યવી જીવનનો લાભ ઈચ્છો છો તો અલ્લાહ પાસે પુષ્કળ પ્રમાણમાં ગનીમતનો માલ છે. તમે પણ પહેલાં તેમના જેવાજ હતા, પણ અલ્લાહે તમારા ઉપર (ખાસ) એહસાન કર્યો છે. માટે પૂરતી તપાસ કરી લો. ખરેખર, તમારા કામોથી અલ્લાહ ખૂબ માહિતગાર છે.

لَّا يَسْتَوِي الْقَاعِدُونَ مِنَ الْمُؤْمِنِينَ غَيْرُ أُولِي الضَّرَرِ وَالْمُجَاهِدُونَ فِي سَبِيلِ اللَّهِ بِأَمْوَالِهِمْ وَأَنفُسِهِمْ ۚ فَضَّلَ اللَّهُ الْمُجَاهِدِينَ بِأَمْوَالِهِمْ وَأَنفُسِهِمْ عَلَى الْقَاعِدِينَ دَرَجَةً ۚ وَكُلًّا وَعَدَ اللَّهُ الْحُسْنَىٰ ۚ وَفَضَّلَ اللَّهُ الْمُجَاهِدِينَ عَلَى الْقَاعِدِينَ أَجْرًا عَظِيمًا ﴿٩٥﴾

૯૬. મોમિનોમાંથી જે (ઘરમાં) બેસી રહેનારા છે સિવાય કે જે અશકત છે, અને તે લોકો જે પોતાના માલ અને જાન વડે અલ્લાહની રાહમાં જીહાદ કરે છે, બંને એકસરખા નથી. અલ્લાહે (ઘરે) બેસી રહેનારા ઉપર પોતાના માલ, અને જાનથી જે જીહાદ કરે છે તેમને શ્રેષ્ઠતા આપી છે. જો કે અલ્લાહે પ્રત્યેકને ભલાઈનું વચન આપ્યું છે. અને જીહાદ કરનારાઓને અલ્લાહે બેસી રહેનારાઓ ઉપર ભવ્ય બદલા વડે શ્રેષ્ઠતા આપી છે,

دَرَجَاتٍ مِّنْهُ وَمَغْفِرَةً وَرَحْمَةً ۚ وَكَانَ اللَّهُ غَفُورًا رَّحِيمًا ﴿٩٦﴾ ع ١٣

૯૭. (અર્થાત) અલ્લાહ તરફથી ઊંચા દરજજાઓ, ક્ષમા અને રેહમત છે, અને અલ્લાહ બેહદ ક્ષમાવંત છે, દયાળુ છે. (રુકૂઅ-૧૩)

إِنَّ الَّذِينَ تَوَفَّاهُمُ الْمَلَائِكَةُ ظَالِمِي أَنفُسِهِمْ قَالُوا

૯૮. ખરે જ, જે લોકો સ્વયં પોતાના ઉપર ઝૂલ્મ કરી રહ્યા હશે ત્યારે તેમના પ્રાણ કાઢવા સમયે ફરિશ્તાઓ (તેમને) કહેશે 'તમે શેના પાછળ દોડી

---

૪૬. મયદાને જંગમાં કે બીજા સંજોગોમાં અકસ્માત રીતે થયેલી હત્યા સિવાય કલમાનો ઉચ્ચાર કરનારને જાણી જોઈને કતલ કરવાની સખત મનાઈ છે.

૪૭. સલામનો જવાબ દેવો ફર્ઝ છે. અને ખાત્રી કર્યા વગર કોઈને મોમિન ન સ્વીકારવો યોગ્ય નહિ ગણાય.

فِيمَ كُنتُمْ ۖ قَالُوا كُنَّا مُسْتَضْعَفِينَ فِي الْأَرْضِ ۚ قَالُوا أَلَمْ تَكُنْ أَرْضُ اللَّهِ وَاسِعَةً فَتُهَاجِرُوا فِيهَا ۚ فَأُولَٰئِكَ مَأْوَاهُمْ جَهَنَّمُ ۖ وَسَاءَتْ مَصِيرًا ﴿٩٨﴾

રહ્યા હતા?' તેઓ કહેશે 'અમે (નિર્બળતાના લીધે) ધરતી ઉપર લાચાર હતા.' (ત્યારે ફરિશ્તાઓ) કહેશે 'શું અલ્લાહની ધરતી એટલી વિશાળ નથી કે તમે હિજરત[૪૮] કરી બીજે કયાં ચાલ્યા ગયા હોત?' આ તે લોકો છે જેમનું રહેઠાણ જહન્નમ છે. અને તે એક અધમ ઠેકાણું છે.

إِلَّا الْمُسْتَضْعَفِينَ مِنَ الرِّجَالِ وَالنِّسَاءِ وَالْوِلْدَانِ لَا يَسْتَطِيعُونَ حِيلَةً وَلَا يَهْتَدُونَ سَبِيلًا ﴿٩٩﴾

૯૯. સિવાય કે તે લોકો જે પુરુષોમાંથી, સ્ત્રીઓમાંથી અને બાળકોમાંથી નિર્બળ છે અને તેમનામાં કોઈ યુકિત કરવાનું અથવા કોઈ રસ્તો શોધવાનું સામર્થ્ય નથી.

فَأُولَٰئِكَ عَسَى اللَّهُ أَن يَعْفُوَ عَنْهُمْ ۚ وَكَانَ اللَّهُ عَفُوًّا غَفُورًا ﴿١٠٠﴾

૧૦૦. આવા લોકોના ગુનાહોને કદાચ અલ્લાહ માફ કરી દેશે, કારણ કે અલ્લાહ ગુનાહોને બક્ષનાર છે, અને બહુજ ક્ષમાવંત છે.

وَمَن يُهَاجِرْ فِي سَبِيلِ اللَّهِ يَجِدْ فِي الْأَرْضِ مُرَاغَمًا كَثِيرًا وَسَعَةً ۚ وَمَن يَخْرُجْ مِن بَيْتِهِ مُهَاجِرًا إِلَى اللَّهِ وَرَسُولِهِ ثُمَّ يُدْرِكْهُ الْمَوْتُ فَقَدْ وَقَعَ أَجْرُهُ عَلَى اللَّهِ ۗ وَكَانَ اللَّهُ غَفُورًا رَّحِيمًا ﴿١٠١﴾

૧૦૧. અને જે કોઈ અલ્લાહ ખાતર પોતાના દેશમાંથી હિજરત કરશે તે પનાહ લેવા માટે આ ધરતી વિશાળ અને સમૃદ્ધ પામશે અને જે અલ્લાહ અને તેના રસૂલ ખાતર હિજરત કરી પોતાના ઘરમાંથી નીકળે અને જો તે મરણ પામે તો તેનો બદલો અલ્લાહ ઉપર અનિવાર્ય થઈ જાય છે, અને અલ્લાહ મહા ક્ષમાવંત છે, દયાળુ છે. (રુકૂઅ-૧૪)

وَإِذَا ضَرَبْتُمْ فِي الْأَرْضِ فَلَيْسَ عَلَيْكُمْ جُنَاحٌ أَن تَقْصُرُوا مِنَ الصَّلَاةِ إِنْ خِفْتُمْ أَن يَفْتِنَكُمُ الَّذِينَ كَفَرُوا ۚ إِنَّ الْكَافِرِينَ كَانُوا لَكُمْ عَدُوًّا مُّبِينًا ﴿١٠٢﴾

૧૦૨. અને જો તમે પ્રદેશમાં સફર કરો અને તમે ઈન્કાર કરનારાઓથી દુ:ખ પહોંચવાના ભયથી તમારી નમાઝ ટૂંકી[૪૯] કરો, તો તમારા ઉપર કોઈ દોષ નથી. બેશક, કાફરો તમારા ખુલ્લા દુશ્મન છે.

وَإِذَا كُنتَ فِيهِمْ فَأَقَمْتَ لَهُمُ الصَّلَاةَ فَلْتَقُمْ طَائِفَةٌ مِّنْهُم مَّعَكَ وَلْيَأْخُذُوا أَسْلِحَتَهُمْ فَإِذَا سَجَدُوا فَلْيَكُونُوا مِن وَرَائِكُمْ وَلْتَأْتِ طَائِفَةٌ أُخْرَىٰ لَمْ يُصَلُّوا فَلْيُصَلُّوا مَعَكَ وَلْيَأْخُذُوا حِذْرَهُمْ وَأَسْلِحَتَهُمْ

૧૦૩. અને જ્યારે તું તેમની વચ્ચે હો અને તું લોકોને નમાઝ પડાવે તો એક સમૂહ પોતાના હથિયાર સાથે રાખી તારી સાથે નમાઝમાં જોડાય, પછી જ્યારે તે સિજદો કરી લે તો તેઓ તારી પાછળ ઉભા રહે. પછી બીજો સમૂહ જેણે નમાઝ નથી અદા કરી તે આગળ આવી તારી સાથે નમાઝ પડે અને તેઓ પણ

૪૮. ઈમાનની કમઝોરી ઈસ્લામમાં સ્વીકાર્ય નથી. મુસ્લિમને જો શાસનકર્તા તરફથી કનળગત કરવામાં આવતી હોય તો તેમને હિજરત (સ્થળાંતર) કરી બીજા દેશમાં ચાલ્યા જવાનો આદેશ આપવામાં આવ્યો છે.

૪૯. હઝરત આએશા સિદ્દિકાના કથન પ્રમાણે પ્રારંભમાં નમાઝ ફર્ઝ બે રકઅત હતી જે સફરમાં બે જ રકઅત રહી, પરંતુ ઘરમાં બેથી વધીને ચાર રકઅત થવા પામી. (બુખારી શરીફ, નમાઝ)

وَدَّ الَّذِيْنَ كَفَرُوْا لَوْ تَغْفُلُوْنَ عَنْ اَسْلِحَتِكُمْ وَاَمْتِعَتِكُمْ فَيَمِيْلُوْنَ عَلَيْكُمْ مَّيْلَةً وَّاحِدَةً ؕ وَلَا جُنَاحَ عَلَيْكُمْ اِنْ كَانَ بِكُمْ اَذًى مِّنْ مَّطَرٍ اَوْ كُنْتُمْ مَّرْضٰۤى اَنْ تَضَعُوْۤا اَسْلِحَتَكُمْ ۚ وَخُذُوْا حِذْرَكُمْ ؕ اِنَّ اللّٰهَ اَعَدَّ لِلْكٰفِرِيْنَ عَذَابًا مُّهِيْنًا ﴿۱۰۲﴾

હિફાઝત (રક્ષણ ) ખાતર પોતાના હથિયાર સાથે રાખે. કાફરો, ચાહે છે કે કદાચ તમે તમારા હથિયારો તથા સામાન પ્રત્યે બેદરકારી કરો, તો તેઓ તમારા ઉપર અચાનક તૂટી પડે. અને તેમાં તમારો દોષ ગણાશે નહિ જો વરસાદના લીધે કે માંદગીમાં અગવડતાના કારણે તમને હથિયાર ઉતારવા પડે, પરંતુ તમે હમેશાં સાવધાન રહો. બેશક અલ્લાહે કાફરો માટે બહુ જ અપમાનજનક અઝાબ તૈયાર કર્યો છે.

فَاِذَا قَضَيْتُمُ الصَّلٰوةَ فَاذْكُرُوا اللّٰهَ قِيٰمًا وَّقُعُوْدًا وَّعَلٰى جُنُوْبِكُمْ ۚ فَاِذَا اطْمَاْنَنْتُمْ فَاَقِيْمُوا الصَّلٰوةَ ۚ اِنَّ الصَّلٰوةَ كَانَتْ عَلَى الْمُؤْمِنِيْنَ كِتٰبًا مَّوْقُوْتًا ﴿۱۰۳﴾

૧૦૪. અને જ્યારે તમે નમાઝ અદા કરી ચૂકો તો ઉઠતાં અને બેસતાં, અને સુતાં (દર હાલમાં) અલ્લાહને યાદ કરતા રહો. અને જ્યારે તમે નિર્ભય થઈ જાઓ તો (પૂરા ધ્યાનથી) નમાઝ પડો. નિ:સંદેહ, નમાઝની નિયમિતતા જાળવવી મોમિનો માટે લાઝિમ છે.

وَلَا تَهِنُوْا فِى ابْتِغَآءِ الْقَوْمِ ؕ اِنْ تَكُوْنُوْا تَاْلَمُوْنَ فَاِنَّهُمْ يَاْلَمُوْنَ كَمَا تَاْلَمُوْنَ ۚ وَتَرْجُوْنَ مِنَ اللّٰهِ مَا لَا يَرْجُوْنَ ؕ وَكَانَ اللّٰهُ عَلِيْمًا حَكِيْمًا ﴿۱۰۴﴾ ع ۱۵

૧૦૫. અને તમે તે (શત્રુ) ઓની ખોજ લગાડવામાં આળસ ન કરો. જો તમને તકલીફ ઉઠાવવી પડે છે તો તેમને (પણ) એવીજ તકલીફ ઉઠાવવી પડે છે જેવી તકલીફ તમને ઉઠાવવી પડે છે. પરંતુ તમે અલ્લાહ પાસેથી (કૃપાઓના) અભિલાષી છો જ્યારે તેઓ આશાવાદી નથી. બેશક, અલ્લાહ સર્વજ્ઞ છે, હિકમતવાળો છે.(રૂકૂઅ-૧૫)

اِنَّاۤ اَنْزَلْنَاۤ اِلَيْكَ الْكِتٰبَ بِالْحَقِّ لِتَحْكُمَ بَيْنَ النَّاسِ بِمَاۤ اَرٰىكَ اللّٰهُ ؕ وَلَا تَكُنْ لِّلْخَآئِنِيْنَ خَصِيْمًا ﴿۱۰۵﴾ وَّاسْتَغْفِرِ اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ كَانَ غَفُوْرًا رَّحِيْمًا ﴿۱۰۶﴾

૧૦૬. નિ:સંદેહ અમે તારી તરફ સત્યપૂર્ણ કિતાબ ઊતારી છે કે આ (સત્યના) આધારે તું લોકો વચ્ચે ન્યાય કરે, જેમ અલ્લાહે તને શિખવાડયું છે. અને તું નાસ્તિકોની તરફદારી ન કર.

૧૦૭. અને અલ્લાહપાસેથી ક્ષમા[૫૦] માગ. બેશક, અલ્લાહ બેહદ ક્ષમાવંત છે, દયાળુ છે.

وَلَا تُجَادِلْ عَنِ الَّذِيْنَ يَخْتَانُوْنَ اَنْفُسَهُمْ ؕ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ مَنْ كَانَ خَوَّانًا اَثِيْمًا ﴿۱۰۷﴾ يَّسْتَخْفُوْنَ مِنَ النَّاسِ وَلَا يَسْتَخْفُوْنَ مِنَ اللّٰهِ وَهُوَ مَعَهُمْ اِذْ يُبَيِّتُوْنَ مَا لَا يَرْضٰى مِنَ الْقَوْلِ ؕ وَكَانَ اللّٰهُ بِمَا يَعْمَلُوْنَ مُحِيْطًا ﴿۱۰۸﴾

૧૦૮. અને તું તે લોકોની તરફદારી ન કર જે સ્વયં પોતાને[૫૧] છેતરે છે. નિ:સંદેહ અલ્લાહ વિશ્વાસઘાતી અને મહાપાપીને પસંદ નથી કરતો.

૧૦૯. તેઓ લોકોથી (પોતાના બદઈરાદાઓને) છુપાવે છે પરંતુ તેઓ અલ્લાહથી કંઈપણ નથી છુપાવી શકતા; અને તે તો તેમની પાસે જ હોય છે જ્યારે તેઓ રાતોમાં તેને નાપસંદ (હોય તેવી) યોજનાઓ ઘડી રહ્યા હોય છે. અને તેઓ જે કરી રહ્યા છે તે અલ્લાહના કાબુમાં છે.

૫૦. 'અસ્તગફાર' ક્ષમા માગવાનું એક ઉચ્ચતમ રૂહાની હથિયાર છે.

هٰٓاَنْتُمْ هٰٓؤُلَآءِ جٰدَلْتُمْ عَنْهُمْ فِي الْحَيٰوةِ الدُّنْيَا فَمَنْ يُّجَادِلُ اللّٰهَ عَنْهُمْ يَوْمَ الْقِيٰمَةِ اَمْ مَّنْ يَّكُوْنُ عَلَيْهِمْ وَكِيْلًا ﴿١١٠﴾

૧૧૦. સાંભળો! તમે તે લોકો છો જે તેમનો પક્ષ લઈ આ જીવનમાં તો ઝઘડતા રહ્યા, પરંતુ કયામતના દિવસે તેમની તરફદારીમાં અલ્લાહ સાથે કોઈ ઝઘડશે, અથવા તેમની વકીલાત કોણ કરશે?

وَمَنْ يَّعْمَلْ سُوْٓءًا اَوْ يَظْلِمْ نَفْسَهٗ ثُمَّ يَسْتَغْفِرِ اللّٰهَ يَجِدِ اللّٰهَ غَفُوْرًا رَّحِيْمًا ﴿١١١﴾

૧૧૧. અને જે કોઈ બૂરું કામ કરે અથવા પોતાના જીવ ઉપર ઝુલ્મ કરે અને પછી અલ્લાહથી ક્ષમા માગે તો (બેશક) તે અલ્લાહને બેહદ ક્ષમાવંત અને દયાળુ પામશે.

وَمَنْ يَّكْسِبْ اِثْمًا فَاِنَّمَا يَكْسِبُهٗ عَلٰى نَفْسِهٖ وَكَانَ اللّٰهُ عَلِيْمًا حَكِيْمًا ﴿١١٢﴾

૧૧૨. અને જે કોઈ ગુનાહ કરશે તો તે પોતાના જીવના વિરૂદ્ધ કરશે, અને અલ્લાહ બહુજ જાણનારો છે, હિકમતવાળો છે.

وَمَنْ يَّكْسِبْ خَطِيْٓئَةً اَوْ اِثْمًا ثُمَّ يَرْمِ بِهٖ بَرِيْٓـًٔا فَقَدِ احْتَمَلَ بُهْتَانًا وَّاِثْمًا مُّبِيْنًا ﴿١١٣﴾

૧૧૩. અને જે કોઈ અપરાધ અથવા ગુનાહ કરીને તેનો આરોપ એક નિર્દોષ ઉપર નાખશે તો બેશક તેણે જૂઠું બોલવાનો અને સ્પષ્ટ ગુનાનો ભાર માથે લીધો. (રુકૂઅ-૧૬)

وَلَوْلَا فَضْلُ اللّٰهِ عَلَيْكَ وَرَحْمَتُهٗ لَهَمَّتْ طَّآئِفَةٌ مِّنْهُمْ اَنْ يُّضِلُّوْكَ ۭ وَمَا يُضِلُّوْنَ اِلَّآ اَنْفُسَهُمْ وَمَا يَضُرُّوْنَكَ مِنْ شَيْءٍ ۭ وَاَنْزَلَ اللّٰهُ عَلَيْكَ الْكِتٰبَ وَالْحِكْمَةَ وَعَلَّمَكَ مَا لَمْ تَكُنْ تَعْلَمُ ۭ وَكَانَ فَضْلُ اللّٰهِ عَلَيْكَ عَظِيْمًا ﴿١١٤﴾

૧૧૪. અને જો તારા ઉપર અલ્લાહની કૃપા અને રેહમત ન હોત તો તેમના એક ટોળાએ તને બરબાદ કરવાનો સંકલ્પ કર્યો હતો. બેશક તેઓ સ્વયં પોતાને જ બરબાદ કર્યા સિવાય તારું કંઈ પણ નથી બગાડી શકતા. અલ્લાહે તારા ઉપર કિતાબ તથા હિકમત ઉતાર્યાં છે, અને તને તે (વાતો) શીખવી છે જેનું તને પહેલાં જ્ઞાન ન હતું બેશક તારા ઉપર અલ્લાહની મોટી મહેરબાની છે.

لَا خَيْرَ فِيْ كَثِيْرٍ مِّنْ نَّجْوٰىهُمْ اِلَّا مَنْ اَمَرَ بِصَدَقَةٍ اَوْ مَعْرُوْفٍ اَوْ اِصْلَاحٍۢ بَيْنَ النَّاسِ ۭ وَمَنْ يَّفْعَلْ ذٰلِكَ ابْتِغَآءَ مَرْضَاتِ اللّٰهِ فَسَوْفَ نُؤْتِيْهِ اَجْرًا عَظِيْمًا ﴿١١٥﴾

૧૧૫. તેમની ઘણી ખરી મસલતોમાં[૫૨] લેશમાત્ર પણ ભલાઈ નથી સિવાય એવી કે જેમાં દાન ખએરાત અને નેકીના અથવા પક્ષો વચ્ચે સમાધાન કરાવવાની સલાહ જાણાતી હોય. અને જે કોઈ અલ્લાહની પ્રસન્નતા મેળવવા ખાતર એવું કરે છે, તો અમે તેનો ભવ્ય બદલો તેને આપશું.

وَمَنْ يُّشَاقِقِ الرَّسُوْلَ مِنْۢ بَعْدِ مَا تَبَيَّنَ لَهُ الْهُدٰى وَيَتَّبِعْ غَيْرَ سَبِيْلِ الْمُؤْمِنِيْنَ نُوَلِّهٖ مَا تَوَلّٰى وَنُصْلِهٖ جَهَنَّمَ ۭ وَسَآءَتْ مَصِيْرًا ﴿١١٦﴾

૧૧૬. અને જે કોઈને હિદાયત સ્પષ્ટ મળ્યા પછી રસૂલનો વિરોધ કરશે અને મોમિનોના માર્ગ સિવાયના માર્ગે ચાલશે, તો જે વસ્તુની પાછળ તે જઈ રહ્યો છે અમે તેને જવા દેશું. અંતમાં તેને જહન્નમમાં ધકેલી દેશું અને તે બહુ જ અધમ સ્થાન છે. (રુકૂઅ-૧૭)

૫૧. 'સ્વયં પોતાનાથી'નો અર્થ 'પોતાની કોમથી' અથવા 'પોતાના સ્વજનોથી' થાય છે.

૫૨. મુનાફિકો તરેહ તરેહની યુકિતઓ દ્વારા આંહઝરત સ.અ.સ.ને દુ:ખ પહોંચાડવાના પ્રયત્નો

إِنَّ اللّٰهَ لَا يَغْفِرُ أَنْ يُّشْرَكَ بِهٖ وَيَغْفِرُ مَا دُوْنَ ذٰلِكَ لِمَنْ يَّشَآءُ ۚ وَمَنْ يُّشْرِكْ بِاللّٰهِ فَقَدْ ضَلَّ ضَلٰلًا بَعِيْدًا ﴿١١٧﴾

૧૧૭. બેશક અલ્લાહ આ ગુનાહને કદાપિ માફ નહિ કરે કે અન્યને તેનો શરીક કરાવવામાં આવે, પરંતુ તેનાથી ઊતરતું હશે (તો) જેને તે ચાહશે માફ કરી દેશે. અને જે અન્યને અલ્લાહનો શરીક કરાવશે તે ખરેજ ગુમરાહીમાં બહુ દૂર ફેંકાઈ ગયો છે.

إِنْ يَّدْعُوْنَ مِنْ دُوْنِهٖٓ إِلَّآ إِنٰثًا ۚ وَإِنْ يَّدْعُوْنَ إِلَّا شَيْطٰنًا مَّرِيْدًا ﴿١١٨﴾

૧૧૮. તેઓ તે (અલ્લાહ)ને ત્યજી નિર્જીવ વસ્તુઓને પુકારે છે જો કે તેઓ (નાફરમાન) શયતાન સિવાય અન્ય કોઈને નથી પુકારતા,

لَّعَنَهُ اللّٰهُ ۘ وَقَالَ لَأَتَّخِذَنَّ مِنْ عِبَادِكَ نَصِيْبًا مَّفْرُوْضًا ﴿١١٩﴾

૧૧૯. જેને અલ્લાહે હડધૂત કર્યો છે, અને તેણે કહ્યું હતું 'હું અવશ્ય તારા બંદાઓનો એક મુકર્રર ભાગ (ને અવડે માર્ગે) લઈ જઈશ.'

وَّلَأُضِلَّنَّهُمْ وَلَأُمَنِّيَنَّهُمْ وَلَاٰمُرَنَّهُمْ فَلَيُبَتِّكُنَّ اٰذَانَ الْأَنْعَامِ وَلَاٰمُرَنَّهُمْ فَلَيُغَيِّرُنَّ خَلْقَ اللّٰهِ ۚ وَمَنْ يَّتَّخِذِ الشَّيْطٰنَ وَلِيًّا مِّنْ دُوْنِ اللّٰهِ فَقَدْ خَسِرَ خُسْرَانًا مُّبِيْنًا ﴿١٢٠﴾

૧૨૦. 'અને હું તેમને એવા ગુમરાહ કરીશ, અને તેમનામાં એવી વ્યર્થ કામનાઓને જાગૃત કરીશ,અને મારી પ્રેરણાથી એવી વાસનાઓ જગાવીશ કે તેઓ પશુઓના પણ કાન કાપશે.(૫૩) અને હું તેમને એવા ઉશ્કેરી મૂકીશ કે તેઓ અલ્લાહના સર્જનોના સ્વરૂપોને બદલી નાખશે.' બેશક જે અલ્લાહને છોડી શયતાનને દોસ્ત બનાવશે તો ખરેખર તે મોટું નુકસાન ઉઠાવનારો છે.

يَعِدُهُمْ وَيُمَنِّيْهِمْ ۚ وَمَا يَعِدُهُمُ الشَّيْطٰنُ إِلَّا غُرُوْرًا ﴿١٢١﴾

૧૨૧. તે (શયતાન) તેમને વરદાનો આપી તેમના (દિલોમાં ખોટી) આશાઓ જગાવે છે. અને શયતાન તેમને વ્યર્થ વચનો સિવાય કંઈ પણ નથી આપતો.

أُولٰٓئِكَ مَأْوٰىهُمْ جَهَنَّمُ ۫ وَلَا يَجِدُوْنَ عَنْهَا مَحِيْصًا ﴿١٢٢﴾

૧૨૨. આવા લોકોનું રહેઠાણ જહન્નમ છે અને તેઓને ત્યાંથી છટકવાનો કોઈ રસ્તો નહિ મળે.

وَالَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ سَنُدْخِلُهُمْ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْأَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَآ أَبَدًا ۖ وَعْدَ اللّٰهِ حَقًّا ۚ وَمَنْ أَصْدَقُ مِنَ اللّٰهِ قِيْلًا ﴿١٢٣﴾

૧૨૩. પરંતુ જે લોકો ઈમાન લાવી નેકીઓ કરે છે અમે તેમને જન્નતમાં પ્રવેશ આપશું, જેની તળેથી ઝરણાં વહેતા હશે, અને જેમાં તેઓ સદાય રહેશે. અલ્લાહનું આ અટલ વચન છે; અને અલ્લાહથી વધુ સાચી વાત કોની થઈ શકે છે?

---

કરતા રહેતા. આપ (સ)ને નિર્ણયો લેવાના બારામાં પણ અવળી સલાહ આપતા રહેતા હતા.

૫૩. 'પશુઓનાં પણ કાન કાપશે' અર્થાત પશુઓની પ્રકૃતિની અશ્લીલતા જે કુદરતના નિયમોના આધારે છે પરંતુ ઈન્સાનોમાં તે આચરણોનું પ્રદર્શન અસંસ્કારી, અસભ્ય ગણાય છે અને નિર્લજજતા ભરેલું ગણાય છે. પશુઓના કાન કાપવાનો ભાવાર્થ છે કે 'આચરણોમાં તેઓ પશુઓની પણ હદ વટાવી જશે.'

૧૨૪. ન તો તમારી ધારણાઓ પ્રમાણે કંઈ થશે અને ન તો એહલે કિતાબની મનોકામનાઓ ફળશે. બલકે જે કોઈ બૂરૂં કામ કરશે તો તેને તેવો જ બદલો આપવામાં આવશે. અને તે અલ્લાહ સિવાય કોઈને મિત્ર કે મદદગાર પામશે નહિ.

૧૨૫. અને જે લોકો ભલાઈના કામો કરશે, ભલે તે પુરુષ અથવા સ્ત્રી હોય, અને મોમિન હોય, તે જન્નતમાં પ્રવેશ પામશે. અને તેમના ઉપર રજ માત્ર પણ ઝુલ્મ નહિ થાય.

૧૨૬. અને તે વ્યકિતથી ઉત્તમ કોનો દીન થઈ શકે છે જેણે પોતાને અલ્લાહની સંપૂર્ણ તાબેદારીમાં સોંપ્યો હોય, અને તે સદાચારો કરનારો હોય, અને ઈબ્રાહીમના દીનને અનુસરનારો હોય, જે સીધો રસ્તો છે! અને અલ્લાહે ઈબ્રાહીમને પોતાનો ખાસ મિત્ર બનાવ્યો હતો.

૧૨૭. અને તે સર્વ અલ્લાહનું જ છે જે આકાશો અને ધરતીમાં છે અને અલ્લાહ પ્રત્યેક વસ્તુનું જ્ઞાન રાખે છે. (રુકૂઅ-૧૮)

૧૨૮. અને લોકો તારી પાસેથી સ્ત્રીઓના વિશે ફતવો (નિર્ણય) ચાહે છે, તો તું કહે, 'અલ્લાહ તમને આદેશ આપી ચૂકયો છે જે તમને આ કિતાબમાં વાંચી સંભળાવવામાં આવે છે તે યતીમ સ્ત્રીઓના સંબંધમાં છે જેમને તમે નક્કી કરેલી હક્ક (મહેર) નથી ચૂકવતા;[૫૪] પરંતુ તેમને (એમ જ) પરણવા ચાહો છો. તેમજ કમઝોર બાળકો વિષે પણ તમને આદેશ આપવામાં આવ્યો હતો કે તમે યતીમો સાથે ન્યાયનો વ્યવહાર કરતા રહો, અને જે ભલું કામ તમે કરશો, બેશક તેને અલ્લાહ સારી પેઠે જાણે છે.

૧૨૯. અને જો સ્ત્રીને પોતાના પતિ તરફથી ગેરવર્તાવ અથવા બેદરકારીની પરિસ્થિતિ ઊભી

لَيْسَ بِأَمَانِيِّكُمْ وَلَآ أَمَانِيِّ أَهْلِ الْكِتٰبِ ۗ مَنْ يَّعْمَلْ سُوْٓءًا يُّجْزَ بِهٖ ۙ وَلَا يَجِدْ لَهٗ مِنْ دُوْنِ اللّٰهِ وَلِيًّا وَّلَا نَصِيْرًا ﴿١٢٤﴾

وَمَنْ يَّعْمَلْ مِنَ الصّٰلِحٰتِ مِنْ ذَكَرٍ أَوْ أُنْثٰى وَهُوَ مُؤْمِنٌ فَأُولٰٓئِكَ يَدْخُلُوْنَ الْجَنَّةَ وَلَا يُظْلَمُوْنَ نَقِيْرًا ﴿١٢٥﴾

وَمَنْ أَحْسَنُ دِيْنًا مِّمَّنْ أَسْلَمَ وَجْهَهٗ لِلّٰهِ وَهُوَ مُحْسِنٌ وَّاتَّبَعَ مِلَّةَ إِبْرٰهِيْمَ حَنِيْفًا ۗ وَاتَّخَذَ اللّٰهُ إِبْرٰهِيْمَ خَلِيْلًا ﴿١٢٦﴾

وَلِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْأَرْضِ ۗ وَكَانَ اللّٰهُ بِكُلِّ شَيْءٍ مُّحِيْطًا ﴿١٢٧﴾ ع ١٨ ١٥

وَيَسْتَفْتُوْنَكَ فِي النِّسَآءِ ۗ قُلِ اللّٰهُ يُفْتِيْكُمْ فِيْهِنَّ ۙ وَمَا يُتْلٰى عَلَيْكُمْ فِي الْكِتٰبِ فِيْ يَتٰمَى النِّسَآءِ الّٰتِيْ لَا تُؤْتُوْنَهُنَّ مَا كُتِبَ لَهُنَّ وَتَرْغَبُوْنَ أَنْ تَنْكِحُوْهُنَّ وَالْمُسْتَضْعَفِيْنَ مِنَ الْوِلْدَانِ ۙ وَأَنْ تَقُوْمُوْا لِلْيَتٰمٰى بِالْقِسْطِ ۗ وَمَا تَفْعَلُوْا مِنْ خَيْرٍ فَإِنَّ اللّٰهَ كَانَ بِهٖ عَلِيْمًا ﴿١٢٨﴾

وَإِنِ امْرَأَةٌ خَافَتْ مِنْ بَعْلِهَا نُشُوْزًا أَوْ إِعْرَاضًا

---

૫૪. હઝરત ઉમર (રદી) ઈસ્લામના બીજા ખલીફા હતા. તેમણે દૌલતમંદ જુવાન યતીમ સ્ત્રીઓની મિલકતોના વહીવટ સંભાળનારા અને તેમને રક્ષણ આપનારા પુરુષો જે સ્ત્રીઓ સાથે તેમજ ગરીબ યતીમ યુવાન છોકરીઓ સાથે સંજોગોનો લાભ લઈ પરણી જતા હતા તેના ઉપર પ્રતિબંધ મૂકયો હતો. કારણ કે વહીવટદારો પોતાની સત્તા તેમજ પ્રભાવનો લાભ ઉઠાવી તે સ્ત્રીઓને તેમનો ઘટતો હક્ક ન આપતા હતા. હઝરત ઉમર(ર) આવી સ્ત્રીઓ માટે યોગ્ય ઉમીદવારો શોધી તેમને પરણાવી દેવા ઉપર ભાર મૂકયો હતો.

فَلَا جُنَاحَ عَلَيْهِمَآ اَنْ يُّصْلِحَا بَيْنَهُمَا صُلْحًا ؕ وَالصُّلْحُ خَيْرٌ ؕ وَاُحْضِرَتِ الْاَنْفُسُ الشُّحَّ ؕ وَاِنْ تُحْسِنُوْا وَتَتَّقُوْا فَاِنَّ اللّٰهَ كَانَ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرًا ﴿١٢٩﴾

થવાનો ભય હોય તો તેમના માટે આપસમાં સમજુતી[૫૫] કરી લેવામાં પાપ નથી; અને સમાધાન કરી લેવું બેહતર છે. ઈન્સાનનું લાલચી વલણ એક સ્વભાવિક વસ્તુ છે. માટે જો તમે ભલાઈનો વ્યવહાર કરો, અને પરહેઝગાર હો તો નિ:સંદેહ,તમે જે કરો છો તેનાથી અલ્લાહ માહિતગાર છે.

وَلَنْ تَسْتَطِيْعُوْٓا اَنْ تَعْدِلُوْا بَيْنَ النِّسَآءِ وَلَوْ حَرَصْتُمْ فَلَا تَمِيْلُوْا كُلَّ الْمَيْلِ فَتَذَرُوْهَا كَالْمُعَلَّقَةِ ؕ وَاِنْ تُصْلِحُوْا وَتَتَّقُوْا فَاِنَّ اللّٰهَ كَانَ غَفُوْرًا رَّحِيْمًا ﴿١٣٠﴾

૧૩૦. અને તમે ભલે કેટલું પણ ચાહો તો પણ તમારી પત્નીઓ વચ્ચે એક સમાન વર્તાવ[૫૬] કરવો તમારા માટે અશકય છે. પરંતુ તમે (એક તરફ) ન ઢળી પડો જેથી કે બીજીને લટકતી વસ્તુની જેમ છોડી દો. માટે જો તમે સુધારો કરી લો અને પરહેઝગારીથી કામ લો તો બેશક અલ્લાહ મહાક્ષમાવંત અને દયાળુ છે.

وَاِنْ يَّتَفَرَّقَا يُغْنِ اللّٰهُ كُلًّا مِّنْ سَعَتِهٖ ؕ وَكَانَ اللّٰهُ وَاسِعًا حَكِيْمًا ﴿١٣١﴾

૧૩૧. અને જો તેઓ એકબીજાથી અલગ[૫૭] થઈ જાય, તો અલ્લાહ તેમને પોતાના ખઝાનામાંથી અર્પણ કરી એકબીજાની મોહતાજીથી બચાવશે. અને અલ્લાહ ઔદાર્યશીલ છે, હિકમતવાળો છે.

وَلِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ؕ وَلَقَدْ وَصَّيْنَا الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ مِنْ قَبْلِكُمْ وَاِيَّاكُمْ اَنِ اتَّقُوا اللّٰهَ ؕ وَاِنْ تَكْفُرُوْا فَاِنَّ لِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ؕ وَكَانَ اللّٰهُ غَنِيًّا حَمِيْدًا ﴿١٣٢﴾

૧૩૨. અને તે સર્વ અલ્લાહનું જ છે જે કંઈ આકાશો તથા ધરતીમાં છે. બેશક અમે તમારા પહેલાં જેમને કિતાબ આપી હતી તેમને પણ આ જ આદેશ આપ્યો હતો,તેમજ તમને પણ આદેશ આપીએ છીએ કે અલ્લાહથી ડરો. પરંતુ જો તમે ઈન્કાર કરશો તો (યાદ રાખો) કે આ સર્વ અલ્લાહનું જ છે જે આકાશો તથા પૃથ્વીમાં છે, અને અલ્લાહ કોઈનો મોહતાજ નથી, તે તા'રીફનાલાયક છે.

وَلِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ؕ وَكَفٰى بِاللّٰهِ وَكِيْلًا ﴿١٣٣﴾

૧૩૩. અને જે કંઈ આકાશો અને ધરતીમાં છે તે સર્વ અલ્લાહનું જ છે અને તે કાર્યસાધક તરીકે પૂરતો છે.

---

૫૫. પતિ-પત્ની વચ્ચે અણબનાવ હોય તો તેનું સમાધાન કરાવવું કુરઆન મજીદની દ્રષ્ટિએ એક ઉત્તમ ખૂલ્ક (કર્મ) છે.

૫૬. પતિ માટે સર્વ પત્નીઓ વચ્ચે ન્યાયપૂર્વક વર્તન કરવું માનવશકિતથી બહારની વસ્તુ છે; છતાં પણ જ્યાં સુધી પદાર્થો કે સંપત્તિ વગેરેનો સવાલ છે તેમાં હિસાબથી કામ લઈ શકાય છે; પરંતુ ભાવના અને પ્રેમનો સંબંધ મન સાથે છે જેના ઉપર ઈન્સાનનો કાબૂ નથી હોતો માટે અહીં ન્યાયના વિષયમાં હમેશાં સમસ્યાઓ પેદા થાય છે.

૫૭. ઈસ્લામના કાયદાઓમાં અલ્લાહની દૃષ્ટિમાં તલાકનો કાયદો બહુ જ ઉતરતો દરજજો રાખે છે.

إِنْ يَشَأْ يُذْهِبْكُمْ أَيُّهَا النَّاسُ وَيَأْتِ بِآخَرِينَ ۚ وَكَانَ اللَّهُ عَلَىٰ ذَٰلِكَ قَدِيرًا ﴿١٣٣﴾

૧૩૪. હે લોકો! જો તે ધારે તો તમને ઉઠાવી લે અને (તમારા સ્થાને) બીજાને લઈ આવે અને અલ્લાહ તેમ કરવાનું સંપૂર્ણ સામર્થ્ય ધરાવે છે.

مَنْ كَانَ يُرِيدُ ثَوَابَ الدُّنْيَا فَعِنْدَ اللَّهِ ثَوَابُ الدُّنْيَا وَالْآخِرَةِ ۚ وَكَانَ اللَّهُ سَمِيعًا بَصِيرًا ﴿١٣٤﴾

૧૩૫. જે કોઈ સંસારિક બદલો ચાહતો હોય તો (તેણે જાણવું જોઈએ કે) દુનિયાનો બદલો અલ્લાહના જ હાથમાં છે અને આખેરતનો પણ, અને અલ્લાહ સર્વ સાંભળનાર છે, સર્વ જોનાર છે. (રુકૂઅ-૧૯)

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا كُونُوا قَوَّامِينَ بِالْقِسْطِ شُهَدَاءَ لِلَّهِ وَلَوْ عَلَىٰ أَنْفُسِكُمْ أَوِ الْوَالِدَيْنِ وَالْأَقْرَبِينَ ۚ إِنْ يَكُنْ غَنِيًّا أَوْ فَقِيرًا فَاللَّهُ أَوْلَىٰ بِهِمَا ۖ فَلَا تَتَّبِعُوا الْهَوَىٰ أَنْ تَعْدِلُوا ۚ وَإِنْ تَلْوُوا أَوْ تُعْرِضُوا فَإِنَّ اللَّهَ كَانَ بِمَا تَعْمَلُونَ خَبِيرًا ﴿١٣٥﴾

૧૩૬. હે ઈમાન લાવનારાઓ! તમે સંપૂર્ણ રીતે ન્યાય ઉપર કાયમ રહેનારા અને અલ્લાહની ખાતર સાક્ષી આપનારા બનો, પછી ભલે તમારી સાક્ષી તમારા પોતાના[૫૮] (વિરૂદ્ધ) હોય અથવા તમારા માતાપિતા અથવા નિકટના સગાઓના (અથવા એવા પક્ષકારોના). કોઈ ધનવાન હોય કે નિર્ધન, બંનેનો નિગેહબાન અલ્લાહ જ છે. માટે તમારી મનોકામનાઓને આધીન નહિ થાઓ, તો'જ તમે ન્યાયપૂર્વક વર્તી શકશો. અને જો તમે (સત્યને) છુપાવશો અને ટાળાટોળ કરશો તો જાણી લો કે તમે જે કરી રહ્યા છો તેનાથી અલ્લાહ ખૂબ માહિતગાર છે.

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا آمِنُوا بِاللَّهِ وَرَسُولِهِ وَالْكِتَابِ الَّذِي نَزَّلَ عَلَىٰ رَسُولِهِ وَالْكِتَابِ الَّذِي أَنْزَلَ مِنْ قَبْلُ ۚ وَمَنْ يَكْفُرْ بِاللَّهِ وَمَلَائِكَتِهِ وَكُتُبِهِ وَرُسُلِهِ وَالْيَوْمِ الْآخِرِ فَقَدْ ضَلَّ ضَلَالًا بَعِيدًا ﴿١٣٦﴾

૧૩૭. હે ઈમાન લાવનારાઓ! ઈમાન લાવો અલ્લાહ અને તેના રસૂલ ઉપર, અને આ કિતાબ ઉપર જે તેણે પોતાના રસૂલ ઉપર ઊતારી છે, અને તે કિતાબ જે તેણે તે પહેલાં ઊતારી છે. અને જે કોઈ અલ્લાહ અને તેના ફરિશ્તાઓ, અને તેની કિતાબો અને તેના રસૂલો અને અંતિમ દિવસનો ઈન્કાર કરે છે, તે ગુમરાહીમાં બહુ જ દૂર ફેંકાઈ ગયો છે.

إِنَّ الَّذِينَ آمَنُوا ثُمَّ كَفَرُوا ثُمَّ آمَنُوا ثُمَّ كَفَرُوا ثُمَّ ازْدَادُوا كُفْرًا لَمْ يَكُنِ اللَّهُ لِيَغْفِرَ لَهُمْ وَلَا لِيَهْدِيَهُمْ سَبِيلًا ﴿١٣٧﴾

૧૩૮. જે લોકો ઈમાન લાવ્યા પછી, કાફર થઈ ગયા, ફરી ઈમાન લાવ્યા, ફરી પાછા કાફિર થઈ ગયા અને પછી કુફ્રમાં આગળ વધતા જ ગયા, તેમને અલ્લાહ કદાપિ માફ નહિ કરે, અને તે તેમને કદાપિ સીધો માર્ગ નહિ દેખાડે.[૫૯]

૫૮. 'પોતાના'થી 'પોતાનો પરિવાર,' 'પોતાનો લાભ' ગણાશે.

૫૯. આ આયતથી સ્પષ્ટ થાય છે કે ઈસ્લામમાં 'મુર્તદ'અર્થાત ઈસ્લામથી ફરી જવાની કે ઈસ્લામથી વિમુખ થઈ બીજા ધર્મમાં દાખલ થવાની સઝા મૃત્યુદંડ નથી. કુરઆને મજીદમાં અનેક ઠેકાણે મઝહબની બાબતમાં બળજબરી કરવાથી રોકવામાં આવ્યો છે, અને ઈમાનની બાબતમાં 'આઝાદી' આપવામાં આવી છે.

بَشِّرِ الْمُنٰفِقِيْنَ بِاَنَّ لَهُمْ عَذَابًا اَلِيْمَا ۙ﴿۱۳۹﴾

૧૩૯. મુનાફિકોને આ સમાચાર સંભળાવી દો કે તેમના માટે બહુ જ દર્દનાક અઝાબ છે.

اِلَّذِيْنَ يَتَّخِذُوْنَ الْكٰفِرِيْنَ اَوْلِيَآءَ مِنْ دُوْنِ الْمُؤْمِنِيْنَ ؕ اَيَبْتَغُوْنَ عِنْدَهُمُ الْعِزَّةَ فَاِنَّ الْعِزَّةَ لِلّٰهِ جَمِيْعًا ؕ﴿۱۴۰﴾

૧૪૦. તે લોકો જે મોમિનોને છોડી કાફરોને પોતાના મિત્ર બનાવે છે, શું તેમની પાસેથી પોતાની ઈઝઝત (કરાવવા) ચાહે છે? (તો તેઓ યાદ રાખે કે) સર્વ ઈઝઝત અલ્લાહના પાસે જ છે.

وَقَدْ نَزَّلَ عَلَيْكُمْ فِى الْكِتٰبِ اَنْ اِذَا سَمِعْتُمْ اٰيٰتِ اللّٰهِ يُكْفَرُ بِهَا وَيُسْتَهْزَاُ بِهَا فَلَا تَقْعُدُوْا مَعَهُمْ حَتّٰى يَخُوْضُوْا فِىْ حَدِيْثٍ غَيْرِهٖۤ ۖ اِنَّكُمْ اِذًا مِّثْلُهُمْ ؕ اِنَّ اللّٰهَ جَامِعُ الْمُنٰفِقِيْنَ وَالْكٰفِرِيْنَ فِىْ جَهَنَّمَ جَمِيْعَا ۙ﴿۱۴۱﴾

૧૪૧. અને તેણે આ કિતાબ (કુરઆન)માં તમને આદેશ આપ્યો છે કે જ્યારે અલ્લાહની આયતોનો ઈન્કાર તથા મશ્કરી થતી સાંભળો તો તમે તે લોકો વચ્ચે ન બેસો. જ્યાં સુધી તે (વિષય)ને બદલે બીજી વાતોમાં તેઓ ન લાગી જાય, નહિતર આવી રીતે તમે પણ તેમના જેવા જ થઈ જશો. બેશક અલ્લાહ મુનાફિકોને અને કાફરોને જહન્નમમાં એકઠાં કરવાનો છે:—

اِلَّذِيْنَ يَتَرَبَّصُوْنَ بِكُمْ ۚ فَاِنْ كَانَ لَكُمْ فَتْحٌ مِّنَ اللّٰهِ قَالُوْۤا اَلَمْ نَكُنْ مَّعَكُمْ ۖ وَاِنْ كَانَ لِلْكٰفِرِيْنَ نَصِيْبٌ ۙ قَالُوْۤا اَلَمْ نَسْتَحْوِذْ عَلَيْكُمْ وَنَمْنَعْكُمْ مِّنَ الْمُؤْمِنِيْنَ ؕ فَاللّٰهُ يَحْكُمُ بَيْنَكُمْ يَوْمَ الْقِيٰمَةِ ؕ وَلَنْ يَّجْعَلَ اللّٰهُ لِلْكٰفِرِيْنَ عَلَى الْمُؤْمِنِيْنَ سَبِيْلًا ۧ﴿۱۴۲﴾

૧૪૨. તે લોકો તમારા (વિશે સમાચારની) રાહ જુએ છે કે જો તમને અલ્લાહ તરફથી કોઈ સફળતા પ્રાપ્ત થાય તો તેઓ કહે કે શું અમે તમારી સાથે ન હતા? અને જો કાફરો થોડોક લાભ મેળવે તો (તેમને) તેઓ કહે છે 'શું અમે જ્યારે તમારા ઉપર વિજયવંત થયા હતા ત્યારે અમે તમને મોમિનોથી બચાવી ન લીધા હતા? (હકીકતમાં) કયામતના દિવસે અલ્લાહ જ તમારી વચ્ચે ન્યાય કરશે અને કાફરોને મોમિનો ઉપર અલ્લાહ કદાપિ સત્તા નહિ આપે. (રૂકૂઅ-૨૦)

اِنَّ الْمُنٰفِقِيْنَ يُخٰدِعُوْنَ اللّٰهَ وَهُوَ خَادِعُهُمْ ۚ وَاِذَا قَامُوْۤا اِلَى الصَّلٰوةِ قَامُوْا كُسَالٰى ۙ يُرَآءُوْنَ النَّاسَ وَلَا يَذْكُرُوْنَ اللّٰهَ اِلَّا قَلِيْلًا ۙ﴿۱۴۳﴾

૧૪૩. અને મુનાફિકો અલ્લાહને ફરેબ આપવાનો પ્રયત્ન કરે છે, પરંતુ તે (અલ્લાહ) તેમના ફરેબની તેમને સઝા આપશે અને જ્યારે તેઓ નમાઝ માટે ઉભા થાય છે, સુસ્તીથી ઉભા થાય છે તો (માત્ર) લોકોને દેખાડવા ખાતર જ, અને તેઓ અલ્લાહને જવલ્લેજ યાદ કરતા હોય છે.

مُّذَبْذَبِيْنَ بَيْنَ ذٰلِكَ ۖ لَاۤ اِلٰى هٰۤؤُلَآءِ وَلَاۤ اِلٰى هٰۤؤُلَآءِ ؕ وَمَنْ يُّضْلِلِ اللّٰهُ فَلَنْ تَجِدَ لَهٗ سَبِيْلًا ﴿۱۴۴﴾

૧૪૪. તેમની (સ્થિતિ) ડામાડોળ હોય છે. ન તેઓ આ (મોમિનો) તરફ છે અને ન પેલી (કાફરો) તરફ છે. અને જેને અલ્લાહ મિટાવી દે છે, તું તેમના માટે કોઈ રસ્તો શોધી નહિ શકે.

يَأَيُّهَا الَّذِينَ آمَنُوا لَا تَتَّخِذُوا الْكَفِرِينَ أَوْلِيَاءَ مِنْ دُونِ الْمُؤْمِنِينَ أَتُرِيدُونَ أَنْ تَجْعَلُوا لِلَّهِ عَلَيْكُمْ سُلْطَنًا مُّبِينًا ﴿١٤٥﴾

૧૪૫. હે ઈમાન લાવનારાઓ, તમે મોમિનોને છોડી કાફરોને તમારા મિત્ર ન બનાવો. શું તમે અલ્લાહને તમારા પોતાના વિરૂદ્ધ સ્પષ્ટ પૂરાવો આપવા ચાહો છો?

إِنَّ الْمُنَفِقِينَ فِي الدَّرْكِ الْأَسْفَلِ مِنَ النَّارِ وَلَنْ تَجِدَ لَهُمْ نَصِيرًا ﴿١٤٦﴾

૧૪૬. મુનાફિકો બેશક **આગ**ની ઊંડાણમાં હશે અને તને તેમની મદદ કરનાર કોઈ નહિ મળે.

إِلَّا الَّذِينَ تَابُوا وَأَصْلَحُوا وَاعْتَصَمُوا بِاللَّهِ وَأَخْلَصُوا دِينَهُمْ لِلَّهِ فَأُولَٰئِكَ مَعَ الْمُؤْمِنِينَ وَسَوْفَ يُؤْتِ اللَّهُ الْمُؤْمِنِينَ أَجْرًا عَظِيمًا ﴿١٤٧﴾

૧૪૭. સિવાય તે લોકો તૌબાહ કરે અને પોતાને સુધારી લે અને અલ્લાહને વફાદારીથી વળગી રહે. અને પ્રમાણિકપણે અલ્લાહની તાબેદારી કરે. આ લોકો છે જે મોમિનોમાંના છે. અને અલ્લાહ મોમિનોને ભવ્ય બદલો આપશે.

مَا يَفْعَلُ اللَّهُ بِعَذَابِكُمْ إِنْ شَكَرْتُمْ وَآمَنْتُمْ وَكَانَ اللَّهُ شَاكِرًا عَلِيمًا ﴿١٤٨﴾

૧૪૮. જો તમે આભારી બનશો અને ઈમાન લાવશો તો અલ્લાહ તમને શા માટે અઝાબ આપે? બેશક અલ્લાહ મોટો કદરદાન છે, સર્વજ્ઞ છે.

---

મદીનામાં ત્રણ યહૂદી કબીલાઓની આબાદી હતી. બનુ કઈનૂકા, બનુ નાઝીર અને ત્રીજા કબીલાનું નામ બનુ કૂરેઈઝા હતું. આ કબીલાઓએ મુસ્લિમો સાથે ઘણે વખતે વિશ્વાસઘાત કર્યો હતો જ્યારે કે જંગના સમયમાં તટસ્થ રહેવાના તેમના કોલ કારારોનો તેમણે વારંવાર ભંગ કર્યો હતો. વધુમાં તેઓ આંહઝરત સ.અ.સ.ને શહિદ કરવાના કાવતરાઓમાં પણ છુપી રીતે ભાગ લેતા રહેતા હતા. તેમની ગદ્દારી બહુજ હદબહાર જવાથી ન છૂટકે આંહઝરત સ.અ.સ.ને તેમના વિશે સખત પગલાં લેવાની ફરજ પડી અને તેમને અરબસ્તાન છોડીને ચાલ્યા જવાનો હુકમ આપવામાં આવ્યો હતો.

આ મુનાફિકો ન તો મુસ્લિમ હતા અને ન યહૂદી હતા. કારણ કે તેઓ ગંભીર પરિસ્થિતિઓમાં પોતાના જ અન્ય યહૂદી કબીલાઓ માટે પણ નાલાયક અને નુકસાન વધારનારા સાબિત થયા હતા.

મુનાફિક સ્વભાવે ડરપોક અને બાયલો હોય છે. તેમની ચાલો કપટી, બદદાનતવાળી અને ફરેબી હોય છે તેઓ મોઢેથી ઈસ્લામ કબૂલ કર્યા પછી તેના વિરુદ્ધ છુપી રીતે તાપડો રચવામાં મશગુલ રહેતા હોય છે.

મુનાફિકમાં વિશ્વાસની કમી હોય છે જેથી તે હમેશાં બીજાનો આશરો શોધતો હોય છે. અહીં મોમિનોને મઝહબના નામે ફિરકાબાઝીનો પ્રચાર કરનારાઓથી બચવાની સૂચના આપવામાં આવે છે. આવા લોકો મઝહબનું ઈલ્મ રાખતા હોવાનો ડોળ કરે છે અને સમય આવતા તેના ઉપર વિશ્વાસ કરનારાઓને મઝહબના નામે પોતાના અંગત લાભ માટે સ્યાસત અર્થાત 'પોલીટીકલ મારકેટમાં' છૂટે દોકડે વેચી નાખે છે. દુનિયાભરમાં મઝહબના નામ ઉપર મઝહબી લીડરો અઢળક ધન કમાય છે, જે વેપારનો 'કાચો માલ' પ્રજાનો વિશ્વાસ હોય છે.

لَا يُحِبُّ اللَّهُ الْجَهْرَ بِالسُّوءِ مِنَ الْقَوْلِ إِلَّا مَنْ ظُلِمَ ۚ وَكَانَ اللَّهُ سَمِيعًا عَلِيمًا (١٤٩)

إِنْ تُبْدُوا خَيْرًا أَوْ تُخْفُوهُ أَوْ تَعْفُوا عَنْ سُوءٍ فَإِنَّ اللَّهَ كَانَ عَفُوًّا قَدِيرًا (١٥٠)

إِنَّ الَّذِينَ يَكْفُرُونَ بِاللَّهِ وَرُسُلِهِ وَيُرِيدُونَ أَنْ يُفَرِّقُوا بَيْنَ اللَّهِ وَرُسُلِهِ وَيَقُولُونَ نُؤْمِنُ بِبَعْضٍ وَنَكْفُرُ بِبَعْضٍ وَيُرِيدُونَ أَنْ يَتَّخِذُوا بَيْنَ ذَٰلِكَ سَبِيلًا (١٥١)

أُولَٰئِكَ هُمُ الْكَافِرُونَ حَقًّا ۚ وَأَعْتَدْنَا لِلْكَافِرِينَ عَذَابًا مُهِينًا (١٥٢)

وَالَّذِينَ آمَنُوا بِاللَّهِ وَرُسُلِهِ وَلَمْ يُفَرِّقُوا بَيْنَ أَحَدٍ مِنْهُمْ أُولَٰئِكَ سَوْفَ يُؤْتِيهِمْ أُجُورَهُمْ ۗ وَكَانَ اللَّهُ غَفُورًا رَحِيمًا (١٥٣)

يَسْأَلُكَ أَهْلُ الْكِتَابِ أَنْ تُنَزِّلَ عَلَيْهِمْ كِتَابًا مِنَ السَّمَاءِ ۚ فَقَدْ سَأَلُوا مُوسَىٰ أَكْبَرَ مِنْ ذَٰلِكَ فَقَالُوا أَرِنَا اللَّهَ جَهْرَةً فَأَخَذَتْهُمُ الصَّاعِقَةُ بِظُلْمِهِمْ ۚ ثُمَّ اتَّخَذُوا الْعِجْلَ مِنْ بَعْدِ مَا جَاءَتْهُمُ الْبَيِّنَاتُ فَعَفَوْنَا عَنْ ذَٰلِكَ ۚ وَآتَيْنَا مُوسَىٰ سُلْطَانًا مُبِينًا (١٥٤)

૧૪૯. અલ્લાહ અણછાજતી[૬૦] વાતોની જાહેરાત પસંદ નથી કરતો સિવાય કે જેના ઉપર ઝુલ્મ થયો હોય (તેના તરફથી એવું થાય). ખચિત, અલ્લાહ સર્વ સાંભળનારો છે, સર્વ જાણનારો છે.

૧૫૦. કોઈ ભલાઈનું કામ તમે ભલે જાહેરમાં કરશો કે છુપાવીને કરશો અથવા કોઈનો દોષ માફ કરી દેશો, તો અલ્લાહ ખરેખર ગુનાહ મિટાવનારો છે, સર્વશકિતમાન છે.

૧૫૧. નિ:સંદેહ, જે લોકો અલ્લાહ અને તેના રસૂલમાં ઈમાન નથી રાખતા અને અલ્લાહ તથા તેના રસૂલોમાં ભેદભાવ કરવા ચાહે છે અને કહે છે 'અમે અમુક (રસૂલો)ને માન્ય રાખશું અને અમુકનો ઈન્કાર કરશું,' અને તેઓ વચલો માર્ગ લેવા ચાહે છે, (તો)

૧૫૨. આ લોકો ખરા કાફર છે અને કાફરો માટે અમે અપમાનજનક અઝાબ તૈયાર રાખ્યો છે.

૧૫૩. અને જે લોકો અલ્લાહ અને તેના (તમામ) રસૂલો[૬૧] ઉપર ઈમાન લાવી તેમની વચ્ચે કોઈ ફરક નથી કરતા, તેઓને અલ્લાહ વેળાસર તેમનો બદલો આપશે. અને અલ્લાહ બેહદ ક્ષમાવંત છે, બેહદ દયાળુ છે. (રુકૂઅ-૨૧)

૧૫૪. એહલે કિતાબ[૬૨] તારી પાસેથી તેમના ઉપર કિતાબ ઊતારવાની માગણી કરે છે, તો તેમણે મૂસા પાસે તેનાથી પણ મોટી માગણી કરી હતી. તેમણે કહ્યું 'તું અમને અલ્લાહના પ્રત્યક્ષ દર્શન કરાવ.' ત્યારે તેમની આ બેઅદબીના કારણે તેમને (ભયંકર) વીજળીએ ઘેરી લીધા અને આ ખુલ્લો ચમત્કાર જોઈ લીધા પછી પણ તેમણે વાછરડાને (મા'બૂદ) બનાવ્યો. પરંતુ અમે તેની પણ માફી આપી. અને અમે મૂસાને સંપૂર્ણ સત્તા આપી હતી.

---

૬૦. ઈસ્લામમાં બીજાના દોષોને લોકોમાં જાહેર કરવા બીજાની નિંદા કરવી કે અન્યને વગોવવા ઉપર સખત મનાઈ છે. પરંતુ જેની સાથે બેઈન્સાફી થઈ હોય કે જેના ઉપર ઝુલ્મ થયો હોય તો ન્યાય ખાતર પ્રજા તેમજ સત્તાધીશો સામે ઈન્સાફ ઉઘાડા પાડવાનો તેને હક્ક છે.

૬૧. અલ્લાહના તમામ રસૂલો ઉપર ઈમાન લાવવાનો કુરઆન મજીદનો આદેશ છે.

૬૨. સાધારણ રીતે 'એહલે કિતાબ'થી યહૂદીઓ તથા ઈસાઈઓ બન્ને કોમો ગણાય છે. પરંતુ હઝરત મૂસા (અ)ને સવાલ કરનારા તથા હઝરત મરિયમને સતાવનારા તો માત્ર યહૂદીઓ જ હતા જેથી આ ઈશારો તેમની તરફ છે.

وَرَفَعْنَا فَوْقَهُمُ الطُّورَ بِمِيثَاقِهِمْ وَقُلْنَا لَهُمُ ادْخُلُوا الْبَابَ سُجَّدًا وَقُلْنَا لَهُمْ لَا تَعْدُوا فِي السَّبْتِ وَأَخَذْنَا مِنْهُم مِّيثَاقًا غَلِيظًا ﴿١٥٥﴾

૧૫૫. અને અમે તેમને પર્વતની બૂલંદીઓ (નીચે ઉભા[૬૩] રાખી તેમની સાથે કરાર કરતાં આજ્ઞા આપી, કહ્યું 'તમે દ્વારમાંથી, વિનમ્રતાથી દાખલ થજો; અને અમે કહ્યું 'તમે 'શબ્તની' (નીમેલી) હદોને ઓળંગશો નહિ.' અમે તેમની પાસેથી પાક્કું વચન લીધું હતું.

فَبِمَا نَقْضِهِم مِّيثَاقَهُمْ وَكُفْرِهِم بِآيَاتِ اللَّهِ وَقَتْلِهِمُ الْأَنبِيَاءَ بِغَيْرِ حَقٍّ وَقَوْلِهِمْ قُلُوبُنَا غُلْفٌ ۚ بَلْ طَبَعَ اللَّهُ عَلَيْهَا بِكُفْرِهِمْ فَلَا يُؤْمِنُونَ إِلَّا قَلِيلًا ﴿١٥٦﴾

૧૫૬. પછી તેમના વચનભંગ કરવાના કારણે અને અલ્લાહની આયતોનો ઈન્કાર કરવાના કારણે, અને નબીઓને વિના દોષે કતલ[૬૪] કરવાના પ્રયાસો કરવાના કારણે, અને તેમના આવું કહેવાના કારણે કે અમારા દિલો પરદામાં[૬૫] છે; હકીકતમાં એવું નથી, અલ્લાહે તેમના (દિલો) ઉપર મોહર મારી દીધી છે. જેથી તેઓ ઈમાન લાવશે નહિ. સિવાય અમુક (લોકો)ના—

وَبِكُفْرِهِمْ وَقَوْلِهِمْ عَلَىٰ مَرْيَمَ بُهْتَانًا عَظِيمًا ﴿١٥٧﴾

૧૫૭. અને તેમના (સત્યનો) ઈન્કાર કરવાના કારણે અને મરિયમ ઉપર બહુજ ભયંકર તોહમત[૬૬] લગાવવાના કારણે—

وَقَوْلِهِمْ إِنَّا قَتَلْنَا الْمَسِيحَ عِيسَى ابْنَ مَرْيَمَ رَسُولَ اللَّهِ وَمَا قَتَلُوهُ وَمَا صَلَبُوهُ وَلَٰكِن شُبِّهَ لَهُمْ ۚ وَإِنَّ الَّذِينَ اخْتَلَفُوا فِيهِ لَفِي شَكٍّ مِّنْهُ ۚ

૧૫૮. અને તેમના એમ કહેવાને કારણે કે મરિયમના પુત્ર મસિહ ઈસાને અમે કતલ કર્યો હતો, જે અલ્લાહનો રસૂલ હતો. જો કે તેમણે તેને કતલ[૬૭] નથી કર્યો, ન તો તેને સૂળી[૬૮] ઉપર (લટકાવીને) માર્યો હતો, બલ્કે તેમને તેવું જ થતું દેખાડવામાં આવ્યું. તે વિશે મતભેદ કરનારાઓ ખરેખર

૬૩. 'તૂર પર્વતની તળેટી'માં ઉભા રાખી.

૬૪. અહીં કતલથી હત્યા કરી શકયાનો અર્થ લેવો ખોટો ગણાશે કારણ કે કોઈ પણ રસૂલને તેમના દુશ્મનોએ મારી નાખ્યા હોવાનો કોઈ પૂરાવો મળતો નથી.

૬૫. 'પરદામાં' અર્થાત સંતુષ્ટ. બની ઈસરાઈલને પોતાના ગુનાહોનો પસ્તાવો ન હતો.

૬૬. હઝરત મરિયમનું કુરઆન મજીદમાં એક ચારિત્ર્ય શુદ્ધ માતા તરીકે વર્ણન કરવામાં આવ્યું છે.

૬૭. 'મા કતલાહુ' 'કતલ નથી કર્યો.' અલ્લાહના પાક નબી ઈસા (અ)ની હત્યા નથી કરવામાં આવી. બાઈબલના સિદ્ધાંતો પ્રમાણે સૂળીએ લટકી મરનારનું મૃત્યુ લા'નતી ગણાય છે.

૬૮. 'મા સલબહુ' 'ન તો સૂળી ઉપર (લટકાવીને) માર્યો હતો.' યહૂદીઓએ હઝરત ઈસા (અ)ના શરીરમાં ખીલા ઠોકી સૂળી (વધસ્થંભ) ઉપર ચડાવી સંતોષ માણ્યો હતો. આ રીતે હઝરત ઈસા (અ)ના મૃત્યુને લા'નતી પુરવાર કરી તેમને ખોટા ઠરાવવાનો તેમણે નિષ્ફળ પ્રયત્ન કર્યો હતો, જે હકીકત આ આયતથી સાબિત થાય છે.

مَا لَهُمْ بِهٖ مِنْ عِلْمٍ اِلَّا اتِّبَاعَ الظَّنِّ ۚ وَمَا قَتَلُوْهُ يَقِيْنًا ۙ

શંકાઓમાં [૬૯] પડી ગયા; આ વિશે તેમને કોઈ જ્ઞાન નથી. તેઓ માત્ર અનુમાનોને અનુસરી [૭૦] રહ્યા છે, જેને હકીકતમાં ન બદલી શકયા.

بَلْ رَّفَعَهُ اللّٰهُ اِلَيْهِ ۗ وَكَانَ اللّٰهُ عَزِيْزًا حَكِيْمًا

૧૫૯. ઊલટું, અલ્લાહે તેને પોતાની પાસેનું ઊંચું [૭૧] સ્થાન અર્પણ કર્યું. અને અલ્લાહ સર્વ શકિતમાન છે, હિકમતવાળો છે.

وَاِنْ مِّنْ اَهْلِ الْكِتٰبِ اِلَّا لَيُؤْمِنَنَّ بِهٖ قَبْلَ مَوْتِهٖ ۚ وَيَوْمَ الْقِيٰمَةِ يَكُوْنُ عَلَيْهِمْ شَهِيْدًا ۚ

૧૬૦. અને એહલે કિતાબમાંથી કોઈ પણ એવો નથી જે પોતાના મૃત્યુ પહેલાં આ ઘટના ઉપર ઈમાન ન લાવે; અને કયામતના દિવસે તે (ઈસા) તેમના વિરુદ્ધ સાક્ષી [૭૨] હશે—

૬૯. પરંતુ હઝરત ઈસા (અ)ને સૂળી (વધસ્થંભ) ઉપર લટકાવ્યા પછી યહૂદીઓને તેમના મૃત્યુ વિશે શંકાનો ઉદ્‌ભવ થયો હતો. અને તેમની શંકાઓનું સમાધાન ન થયું. આ હકીકત પણ અહીં સાબિત થાય છે કારણ કે હઝરત ઈસા (અ)ની અંતિમ પળોમાં તેમના શબની શી વ્યવસ્થા થઈ હતી તેનો કોઈ સાક્ષી તેમને ન મળ્યો કે જેની સાક્ષીથી યહૂદીઓને પોતાના આ ઝૂલ્મમાં સફળ થયા હોવાનો પુરાવો મળી શકે.

૭૦. આ શંકાઓના પરિણામે આજે પણ વિભિન્ન અનુમાનો પ્રવર્તી રહ્યા છે. આશ્ચર્યની વાત તો તે છે કે આવા અનુમાનો મુસ્લિમ લોકો પણ કરે છે જે માન્યતાઓનો આધાર ઈસ્લામી સિદ્ધાંતો તેમજ અલ્લાહની સુન્નત અને કુરઆને મજીદની દલીલો વિરુદ્ધ છે.

૭૧. યહૂદીઓ હઝરત ઈસા (અ)ને સૂળીએ ચડાવી તેમનો અંત આણ્યો હોવાનો દાવો કરવામાં બહુજ ગર્વ લે છે જે લા'નતી મોતના આરોપથી તેમની નબુવ્વતને તેઓ જૂઠી સાબિત કરવાની કોશિશ કરે છે. તેમના આ દાવાને આ આયત તથા તેની પહેલાંની આયતના આધારે રદિયો આપવામાં આવ્યો છે. અલ્લાહે તેમને મુકર્રર કરેલું બૂલંદ સ્થાન અર્પણ કર્યું છે. આ આયતમાં તેઓ પાર્થિવ દેહ સાથે આસમાનમાં ચડી ગયા હોવાનો કોઈ ઈશારો નથી જણાતો, પરંતુ તેમને એક રૂહાનીપદ પ્રાપ્ત થયું હતું, તેમાં કોઈ શંકા નથી.

૭૨. હઝરત ઈસા (અ) કયામતના દિવસે તેમના વિશે કરવામાં આવતી અટકળોને ખોટી સાબિત કરશે.

(૧) યહૂદીઓનું માનવું છે કે તેમણે હઝરત ઈસા (અ)ને સૂળી ઉપર ચઢાવી તેમનું લા'નતી મૃત્યુ નીપજાવ્યું હતું.

(૨) ઈસાઈઓના 'પ્રાયશ્ચિત'ના સિદ્ધાંત આધારે રચાએલ એવી માન્યતા છે કે હઝરત ઈસા (અ) સમગ્ર માનવજાતિના પાપોનો ભાર પોતાના ઉપર લઈને સૂળી ઉપર મૃત્યુ પામ્યા અને સમગ્ર માનવજાતિને તેમના પાપોથી મુકિત અપાવી, આ કરુણ ઘટનાના પાયા ઉપર ઈસાઈઓએ પોતાના મઝહબનો પાયો નાખ્યો છે.

કયામતના દિવસે હઝરત ઈસા (અ) આ બન્ને ખોટી માન્યતાઓ વિરુદ્ધ સાક્ષી આપશે.

હકીકતમાં રોમન ગવર્નર પોઈન્ટીફ પીલાતુસ (પાઈલેટ)ની પત્નીએ હઝરત ઈસા (અ)ના નિર્દોષ હોવાનું સ્વપ્ન જોયું અને તેણીએ પોતાનાં પતિને હઝરત ઈસા (અ)ને તકલીફ આપવાની બાબતમાં ચેતવ્યો હતો. પીલાતુસ પોતે પણ હઝરત ઈસા (અ)ને નિર્દોષ ધારતો હતો. જેથી એક જોસેફ ઓફ

૧૬૧. યહૂદીઓના હદબહાર જવાના કારણે જે શુદ્ધ વસ્તુઓ તેમના માટે હલાલ હતી તે અમે તેમના

فَبِظُلْمٍ مِّنَ الَّذِيْنَ هَادُوْا حَرَّمْنَا عَلَيْهِمْ طَيِّبٰتٍ

આરીમીએથીઆ સાથે મસલત કરી તેમને સૂળીએ ચડાવવાના ત્રણ કલાક પછી હઝરત ઈસા (અ)ને ગુપ્તરીતે ઊતરાવી તેમના સાથીઓને હવાલે કર્યા હતા.

હઝરત ઈસા (અ) હરગિઝ સલીબ ઉપર મૃત્યુ નથી પામ્યા, અને તેમનું મૃત્યુ પુખ્ત વયે થયું હતું તે પણ કુરઆને મજીદથી સાબિત થાય છે. બાઈબલના નીચે આપેલા હવાલાઓના અભ્યાસથી પણ આવા પ્રમાણો મળે છે જેનાથી તેમનું સૂળીએથી હેમખેમ જીવતા ઊતરી ગયા હોવાનું સાબિત થાય છે.

(૧) 'જેને લટકાવીને મારવામાં આવે તે લા'નતી છે' ડ્યુટ્રોનોમી (પ્રકરણ ૩૧. આયત-૨૩) આ દલીલને ગળે ઊતારવા માટે આલીમોએ પોતાના ઘણા તર્કવિતર્કો દ્વારા ઉપજાવી કાઢેલી વાર્તાઓ વહેતી મૂકી છે.

કહેવાય છે કે 'હઝરત ઈસા (અ)ને સૂળીએ ચડાવવામાં આવ્યા જ ન હતા, તેની પહેલાં જ તેમને અલ્લાહે આસમાનમાં ઉપાડી લીધા હતા, અને તેમના બદલે એક ચોર યહૂદીને હઝરત ઈસા (અ) સમજી સૂળીએ ચડાવી મારી નાખવામાં આવ્યો હતો. જો આ વાત ખરી હોય તો નક્કી તે ચોરને મૃત જાહેર કરી નીચે ઊતારવામાં આવ્યો હશે અને આ હાલતમાં તેમના મૃતદેહને જોઈ લીધા પછી યહૂદીઓના દિલોમાં તેમના મૃત્યુ વિશે કોઈ શંકા ન રહેવી જોઈએ, જ્યારે કુરઆને મજીદના દાવા પ્રમાણે તો તેમને હઝરત ઈસા (અ)ના મૃત્યુ વિશે શંકા હતી, જેનો કોઈ મુસ્લિમ ઈન્કાર નહિ કરે.'

(૨) હઝરત ઈસા (અ)એ અસહ્ય વેદનાથી પીડાતાં ખુદા પાસે પ્રાર્થના કરી કે આ મોતના પ્યાલાને તું મારી પાસેથી દૂર હટાવી દે. (માર્ક પ્રકરણ ૧૪. આ. ૩૬ મેથ્યુ પ્ર-૨૬ આ. ૨૯ લ્યુક પ્ર. ૨૨ આ. ૪૨) આ દુઆ કબૂલ થઈ હોવી જોઈએ તેમાં શંકા નથી.

(૩) હઝરત ઈસા (અ)એ આગાહી કરી હતી કે તેઓ બની ઈસરાઈલના દસ કબીલાઓની શોધમાં જશે (જોન પ્ર. ૧૦ આ. ૧૬). જો કે હઝરત ઈસા (અ)ના સૂળીએ ચડવા સુધી તો માત્ર બેજ કબીલાનો પરિચય મળે છે. બાકીના દસ કબીલાને શોધી લેવા પહેલાં તેમનું મૃત્યુ નીપજવું અથવા તેમને અદ્રષ્ય થઈ જવું વાજબી નથી.

(૪) 'હઝરત ઈસા (અ) માત્ર ત્રણ કલાક જ સૂળી ઉપર રહ્યા હતા. (જોન ૧૯ આ. ૧૪) જ્યારે સૂળીએ લટકાવવાના નિયમ પ્રમાણે અપરાધીને ત્રણ દિવસ સુધી લટકાવી રાખવામાં આવતો હતો, અને જ્યાં સુધી લટકનારનાં મૃત્યુની ખાતરી ન થઈ જતી તેને નીચે ઊતારવામાં ન આવતો.

(૫) 'યહૂદીઓએ રોમન ગવર્નર પાઈલેટને યહૂદીઓ તરફથી વિનંતી કરી હતી કે હઝરત ઈસા (અ)ના આસપાસ ચોકી ગોઠવી દેવામાં આવે. રખેને, ઈસાઈઓ તેને રાતના ઉઠાવી જાય અને ઈસા લોકોને જઈને ન કહે કે 'હું મૃતદેહોમાંથી જીવંત થયો છું. (મેથ્યુ. પ્ર.૨૭ આ. ૬૪) યહૂદીઓમાં ઉદ્ભવેલી આ શંકા તરફ જ કુરઆને મજીદનો ઈશારો છે, કે તેમને જે શંકા હતી તેજ પ્રમાણે હઝરત ઈસા (અ) સૂળી ઉપરથી ઊતરીને કયાંક ચાલ્યા ગયા હતા.

(૬) પીલાતુસે જાણી જોઈને હઝરત ઈસા (અ) ઉપરના આરોપનો ચુકાદો શુક્રવારે સૂર્યાસ્તના ત્રણ કલાક પહેલાં આપ્યો હતો. પરિણામે તેમને સૂળીએ ચઢાવ્યા બાદ ત્રણ કલાકમાં પાછા ઊતારી લેવામાં આવ્યા હતા, અને બીજે દિવસે શનિવારે 'સબ્ત' હોવાથી તેની પહેલાંની રાત્રે નિયમ પ્રમાણે બધા આરોપીઓને પણ ઊતારી લેવામાં આવ્યા હતા. તેણે હઝરત ઈસા (અ)ને ખોરાક, પાણી તથા દવા દારૂ પણ પૂરા પાડયા હતા. (મીસ્ટીકલ્ લાઈફ ઓફ જીસસ લેખક એચ. સ્પેનસર લુઈસ) આ હવાલાથી

اُحِلَّتْ لَهُمْ وَبِصَدِّهِمْ عَنْ سَبِيْلِ اللّٰهِ كَثِيْرًا ﴿١٦١﴾

માટે હરામ[73] ઠરાવી, અને આ કારણે પણ કે તેઓ લોકોને અલ્લાહની રાહથી અટકાવતા રહેતા હતા.

وَّاَخْذِهِمُ الرِّبٰوا وَقَدْ نُهُوْا عَنْهُ وَاَكْلِهِمْ اَمْوَالَ النَّاسِ بِالْبَاطِلِ ۭ وَاَعْتَدْنَا لِلْكٰفِرِيْنَ مِنْهُمْ عَذَابًا اَلِيْمًا ﴿١٦٢﴾

૧૬૨. અને તેમના વ્યાજખોરીના ધંધાને કારણે પણ જેનાથી તેમને રોકવામાં આવ્યા હતા, અને લોકોની મિલ્કતો પચાવી પાડવાના કારણે પણ; બેશક તેમનામાંના કાફરો માટે અમે પીડાદાયક અઝાબ તૈયાર કર્યો છે.

لٰكِنِ الرّٰسِخُوْنَ فِي الْعِلْمِ مِنْهُمْ وَالْمُؤْمِنُوْنَ يُؤْمِنُوْنَ بِمَآ اُنْزِلَ اِلَيْكَ وَمَآ اُنْزِلَ مِنْ قَبْلِكَ وَالْمُقِيْمِيْنَ الصَّلٰوةَ وَالْمُؤْتُوْنَ الزَّكٰوةَ وَالْمُؤْمِنُوْنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ ۭ اُولٰۗىِٕكَ سَنُؤْتِيْهِمْ اَجْرًا عَظِيْمًا ﴿١٦٣﴾

૧૬૩. પરંતુ જેમને પૂરતું ઈલ્મ બક્ષવામાં આવ્યું છે તથા, મોમિનો સૌ, તારા ઉપર જે ઊતારવામાં આવ્યું છે તેમાં; અને તારા પહેલાં જે ઊતારવામાં આવ્યું હતું તેના ઉપર ઈમાન રાખે છે; અને ખાસ કરીને તે લોકો પણ જે (નિયમિત) નમાઝ પઢનારા છે; તથા ઝકાત આપનારા છે, અને અલ્લાહ તથા તેના રસુલ તથા તેના અંતિમ દિવસ (ક્યામત) ઉપર ઈમાન રાખે છે; આ સૌને અમે ખરેખર ભવ્ય બદલો આપશું.

(રુકૂઅ-૨૨)

اِنَّآ اَوْحَيْنَآ اِلَيْكَ كَمَآ اَوْحَيْنَآ اِلٰي نُوْحٍ وَّالنَّبِيّٖنَ مِنْۢ بَعْدِهٖ ۚ وَاَوْحَيْنَآ اِلٰٓي اِبْرٰهِيْمَ وَاِسْمٰعِيْلَ وَاِسْحٰقَ وَيَعْقُوْبَ وَالْاَسْبَاطِ وَعِيْسٰى وَاَيُّوْبَ وَيُوْنُسَ وَهٰرُوْنَ وَسُلَيْمٰنَ ۚ وَاٰتَيْنَا دَاوٗدَ زَبُوْرًا ﴿١٦٤﴾

૧૬૪. બેશક, અમે તારા ઉપર એવી જ રીતે વહી કરી હતી જેવી રીતે અમે નૂહ અને તેના પછીના નબીઓ ઉપર કરી હતી; અને અમે ઈબ્રાહીમ તથા ઈસ્માઈલ તથા ઈસહાક તથા યા'કૂબ અને તેની ઔલાદ અને ઈસા તથા અય્યુબ અને યૂનુસ તથા હારૂન તથા સુલેમાન ઉપર વહી ઊતારી હતી, અને દાઊદને અમે કિતાબ (ઝબૂર) આપી હતી.

وَرُسُلًا قَدْ قَصَصْنٰهُمْ عَلَيْكَ مِنْ قَبْلُ وَرُسُلًا

૧૬૫. અને અમે પહેલાં આવી ગએલા કેટલાક રસૂલોનું વર્ણન[74] તારી સમક્ષ કરી ચૂકયા છીએ

પીલાતુસે પોતાની પત્નીની સલાહ ઉપર અમલ કર્યો હોવાની ખાતરી મળે છે.

(૭) હઝરત ઈસા (અ)ના ઝખ્મો ઉપર ઉપયોગમાં આવેલો મલમ 'મરહમે ઈસા'ના નામે પ્રખ્યાત છે. તેમના ઝખ્મો રૂઝાઈ ગયા પછી તેઓ પોતાના સાથીઓ સાથે પગપાળા યરૂશલેમથી ગલીલી ચાલ્યા ગયા હતા. (લુક પ્રકરણ ૨૪ આ.૦૦) આ 'મરહમે ઈસા'નો સંક્ષેપ ઊર્દુ અદબમાં બહુજ પ્રચલિત છે, તે બેબૂન્યાદ હોય એવું માનવું વાજબી નથી. સારાંશે અહીં આપવામાં આવેલી તમામ દલીલોને ભેગી કરી તેના નીચોડ ઉપર ચિંતન કરવામાં આવે તો ખાતરી થયા વગર નહિ રહે કે હઝરત ઈસા (અ) સૂળી ઉપર મૃત્યુ નથી પામ્યા.

૭૩. રૂહાની પતન તથા સામાજિક બદકારીઓમાં પ્રવૃત્ત થવાના પરિણામે તેમણે પોતાના પરવરદિગાર તરફથી ઈનામો મેળવવાનો હક્ક ગુમાવી દીધો.

૭૪. કુરઆને મજીદમાં માત્ર ૨૪ નબીઓનું વર્ણન છે જ્યારે આંહઝરત સ.અ.સ.ની હદીસ પ્રમાણે ૧,૨૪,૦૦૦ પયગમ્બરો દુનિયામાં આવી ગયા છે. 'કોઈ એવી કોમ નથી જેમાં રસૂલ ન આવ્યો હોય' (કુરઆન પ્ર.૩૫ આ.૨૫)

لَمْ نَقْصُصْهُمْ عَلَيْكَ ۚ وَكَلَّمَ اللَّهُ مُوسَىٰ تَكْلِيمًا ﴿١٦٥﴾

અને કેટલાક રસૂલોનો અમે તારી સામે ઉલ્લેખ નથી કર્યો અને મૂસા સાથે અલ્લાહે વિસ્તૃત વાર્તાલાપ કર્યો હતો—

رُسُلًا مُبَشِّرِينَ وَمُنْذِرِينَ لِئَلَّا يَكُونَ لِلنَّاسِ عَلَى اللَّهِ حُجَّةٌ بَعْدَ الرُّسُلِ ۚ وَكَانَ اللَّهُ عَزِيزًا حَكِيمًا ﴿١٦٦﴾

૧૬૬. (અલ્લાહે) રસૂલોને ખુશ ખબર આપનાર અને ચેતવનાર બનાવી મોકલાવ્યા હતા જેથી રસૂલોના (પ્રગટ) થવા બાદ લોકોને અલ્લાહ સામે કોઈ દલીલ (કરવાનું બહાનું) ન રહે. અલ્લાહ સર્વસમર્થ છે, હિકમતવાળો છે.

لَٰكِنِ اللَّهُ يَشْهَدُ بِمَا أَنْزَلَ إِلَيْكَ ۖ أَنْزَلَهُ بِعِلْمِهِ ۖ وَالْمَلَائِكَةُ يَشْهَدُونَ ۚ وَكَفَىٰ بِاللَّهِ شَهِيدًا ﴿١٦٧﴾

૧૬૭. પરંતુ અલ્લાહે જે તારી ઉપર ઊતાર્યું છે. તેનાથી તે સાક્ષી આપે છે કે તેણે પોતાના (સંપૂર્ણ) જ્ઞાનના આધારે ઊતાર્યું છે, તેમજ ફરિશ્તાઓ પણ તેના સાક્ષી છે; જો કે અલ્લાહ જ સાક્ષી તરીકે પૂરતો છે.

إِنَّ الَّذِينَ كَفَرُوا وَصَدُّوا عَنْ سَبِيلِ اللَّهِ قَدْ ضَلُّوا ضَلَالًا بَعِيدًا ﴿١٦٨﴾

૧૬૮. જે લોકોએ ઈન્કાર કર્યો અને અલ્લાહની રાહમાં (બીજાઓને) અટકાવ્યા તેઓ ગુમરાહીમાં બહુજ આગળ વધી ગયા છે.

إِنَّ الَّذِينَ كَفَرُوا وَظَلَمُوا لَمْ يَكُنِ اللَّهُ لِيَغْفِرَ لَهُمْ وَلَا لِيَهْدِيَهُمْ طَرِيقًا ﴿١٦٩﴾

૧૬૯. નિ:સંદેહ જેમણે ઈન્કાર કર્યો અને ઝુલ્મ કરતા રહ્યા અલ્લાહ તેમને માફ નહિ કરે, ન તો તેમને સીધો માર્ગ દેખાડશે,

إِلَّا طَرِيقَ جَهَنَّمَ خَالِدِينَ فِيهَا أَبَدًا ۚ وَكَانَ ذَٰلِكَ عَلَى اللَّهِ يَسِيرًا ﴿١٧٠﴾

૧૭૦. સિવાય કે જહન્નમનો માર્ગ, જેમાં તેઓ લાંબા સમય પર્યંત રહેશે. અને આવું કરવું અલ્લાહ માટે સહેલું છે.

يَا أَيُّهَا النَّاسُ قَدْ جَاءَكُمُ الرَّسُولُ بِالْحَقِّ مِنْ رَبِّكُمْ فَآمِنُوا خَيْرًا لَكُمْ ۚ وَإِنْ تَكْفُرُوا فَإِنَّ لِلَّهِ مَا فِي السَّمَاوَاتِ وَالْأَرْضِ ۚ وَكَانَ اللَّهُ عَلِيمًا حَكِيمًا ﴿١٧١﴾

૧૭૧. હે લોકો! ખરેખર, આ રસૂલ તમારા પાલનહાર તરફથી સત્ય લઈને આવ્યો છે; માટે તેના ઉપર ઈમાન લાવો, આ તમારા માટે બેહતર છે. પરંતુ જો તમે ઈન્કાર કરશો, તો યાદ રાખો, જે કંઈ આકાશો તથા ધરતીમાં છે તે નિ:સંદેહ અલ્લાહનું જ છે. અને અલ્લાહ સર્વજ્ઞ છે, હિકમતવાળો છે.

يَا أَهْلَ الْكِتَابِ لَا تَغْلُوا فِي دِينِكُمْ وَلَا تَقُولُوا عَلَى اللَّهِ إِلَّا الْحَقَّ ۚ إِنَّمَا الْمَسِيحُ عِيسَى ابْنُ مَرْيَمَ رَسُولُ اللَّهِ وَكَلِمَتُهُ أَلْقَاهَا إِلَىٰ مَرْيَمَ وَرُوحٌ مِنْهُ ۖ فَآمِنُوا بِاللَّهِ وَرُسُلِهِ ۖ وَلَا تَقُولُوا ثَلَاثَةٌ ۚ انْتَهُوا خَيْرًا لَكُمْ ۚ إِنَّمَا اللَّهُ إِلَٰهٌ وَاحِدٌ ۖ سُبْحَانَهُ أَنْ يَكُونَ

૧૭૨. હે એહલે કિતાબ! તમારા દીનની નિયુક્ત સીમાઓને ઓળંગશો નહિ, અને અલ્લાહ વિશે સત્ય સિવાય કંઈ પણ ન કહો. બેશક, મસિહ ઈસા ઈબને મરિયમ અલ્લાહનો માત્ર એક રસૂલ હતો અને તે (રસૂલના રૂપમાં પરિપૂર્ણ થએલું અલ્લાહનું) વચન હતું જે અલ્લાહે મરિયમને આપ્યું હતું. અને તેના તરફથી તે એક રેહમત (ના રૂપમાં) હતો. માટે તમે અલ્લાહ ઉપર અને તેના (સઘળા) રસૂલો ઉપર ઈમાન

لَهٗ وَلَدٌ لَهٗ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ وَكَفٰى بِاللّٰهِ وَكِيْلًا ﴿١٧١﴾

લાવો અને એમ ન કહો કે 'ત્રણ (ખુદા) છે.' જો (તેમ કહેવાથી) તમે અટકી જાઓ તો તમારા માટે બેહતર છે. બેશક, અલ્લાહ એક જ છે, તે પવિત્ર છે, તેને પુત્રનું હોવું તેની પવિત્રતાને નથી શોભતું. આકાશો અને પૃથ્વીમાં જે કંઈ છે તે સર્વ અલ્લાહનું જ છે. અને રક્ષણહાર તરીકે અલ્લાહ પૂરતો છે. (રુકૂઅ-૨૩)

لَنْ يَّسْتَنْكِفَ الْمَسِيْحُ اَنْ يَّكُوْنَ عَبْدًا لِّلّٰهِ وَلَا الْمَلٰٓئِكَةُ الْمُقَرَّبُوْنَ وَمَنْ يَّسْتَنْكِفْ عَنْ عِبَادَتِهٖ وَيَسْتَكْبِرْ فَسَيَحْشُرُهُمْ اِلَيْهِ جَمِيْعًا ﴿١٧٢﴾

૧૭૩. ખચીત, મસિહને અલ્લાહનો બંદો બનવામાં કદીપણ સંકોચ નથી થયો અને ન તો ફરિશ્તાઓને (તેનાથી કંઈ ખોટું લાગે છે), અને જે કોઈ અલ્લાહની બંદગીથી અણગમો દેખાડે છે, અને અભિમાન કરે છે, તેમને સૌને અલ્લાહ પોતાની સમક્ષ ભેગા કરશે.

فَاَمَّا الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ فَيُوَفِّيْهِمْ اُجُوْرَهُمْ وَيَزِيْدُهُمْ مِّنْ فَضْلِهٖ وَاَمَّا الَّذِيْنَ اسْتَنْكَفُوْا وَاسْتَكْبَرُوْا فَيُعَذِّبُهُمْ عَذَابًا اَلِيْمًا وَّلَا يَجِدُوْنَ لَهُمْ مِّنْ دُوْنِ اللّٰهِ وَلِيًّا وَّلَا نَصِيْرًا ﴿١٧٣﴾

૧૭૪. માટે જે લોકો ઈમાન લાવ્યા હશે અને નેક કામો કરશે તેમને અલ્લાહ પૂરેપૂરો બદલો આપશે અને પોતાની કૃપાઓમાંથી ઘણું વધારીને આપશે. અને જે લોકોએ અણગમો દેખાડી અભિમાન કર્યું હશે તેમને અલ્લાહ દર્દનાક અઝાબ આપશે. અને તેમને અલ્લાહ સામે કોઈ દોસ્ત કે મદદગાર મળશે નહિ.

يٰۤاَيُّهَا النَّاسُ قَدْ جَآءَكُمْ بُرْهَانٌ مِّنْ رَّبِّكُمْ وَاَنْزَلْنَاۤ اِلَيْكُمْ نُوْرًا مُّبِيْنًا ﴿١٧٤﴾

૧૭૫. હે લોકો! તમારા પરવરદિગાર તરફથી તમારી પાસે ખરેખર એક સ્પષ્ટ દલીલ આવી ગઈ છે અને અમે તમારી તરફ એક ઝળહળતું નૂર[૭૫] ઊતાર્યું છે.

فَاَمَّا الَّذِيْنَ اٰمَنُوْا بِاللّٰهِ وَاعْتَصَمُوْا بِهٖ فَسَيُدْخِلُهُمْ فِيْ رَحْمَةٍ مِّنْهُ وَفَضْلٍ وَّيَهْدِيْهِمْ اِلَيْهِ صِرَاطًا مُّسْتَقِيْمًا ﴿١٧٥﴾

૧૭૬. માટે જે લોકો અલ્લાહ ઉપર ઈમાન લાવીને દ્રઢતાપૂર્વક તેને વળગી રહેશે તો તેમને અલ્લાહ પોતાની રેહમતમાં અને ફઝલો (કૃપાઓ)માં દાખલ કરશે અને તેમને પોતાના તરફ લઈ જનારો સીધો માર્ગ દેખાડશે.

يَسْتَفْتُوْنَكَ قُلِ اللّٰهُ يُفْتِيْكُمْ فِي الْكَلٰلَةِ اِنِ امْرُؤٌا هَلَكَ لَيْسَ لَهٗ وَلَدٌ وَّلَهٗۤ اُخْتٌ فَلَهَا نِصْفُ مَا تَرَكَ

૧૭૭. જો તેઓ લાવારસની મિલકત વિશે તારો નિર્ણય માગે તો તું કહે "અલ્લાહ તમને 'કલાલાહ'[૭૬] વિશે પોતાનો આદેશ આપે છે કે જો

૭૫. 'ઝળહળતું નુર' કુરઆને મજીદ તથા અલ્લાહના પાક રસૂલ સ.અ.સ.

૭૬. સૂરાહ ૪ આયત ૧૩માં પણ કલાલાહ વિશે વર્ણન છે. જે વ્યકિત નિ:સંતાન હોય અને જેને માતપિતા ન હોય તેને 'કલાલાહ' અર્થાત 'ગયાળ' કહેવામાં આવે છે.

وَهُوَ يَرِثُهَآ إِن لَّمْ يَكُن لَّهَا وَلَدٌ ۚ فَإِن كَانَتَا اثْنَتَيْنِ
فَلَهُمَا الثُّلُثَانِ مِمَّا تَرَكَ ۚ وَإِن كَانُوٓا إِخْوَةً رِّجَالًا
وَنِسَآءً فَلِلذَّكَرِ مِثْلُ حَظِّ الْأُنثَيَيْنِ ۗ يُبَيِّنُ اللَّهُ
لَكُمْ أَن تَضِلُّوا ۗ وَاللَّهُ بِكُلِّ شَيْءٍ عَلِيمٌ ﴿١٧٦﴾

કોઈ નિ:સંતાન વ્યકિત મરણ પામે અને તેને બહેન હોય તો તે બહેનને મરનારની અડધી મિલકત આપવામાં આવે; અને જો બહેન નિ:સંતાન મરણ પામે તો ભાઈ તેણીની બધી મિલકતનો વારસ બનશે. પરંતુ બે બહેનો હોય તો તે બન્ને બહેનોને તેની મિલકતનો બે તૃતિયાંશ ભાગનો હક્ક છે. જો (વારસદારો) ભાઈ અને બહેનો હોય તો તેમાંથી પુરુષનો ભાગ બે સ્ત્રીઓ જેટલો (બમણો) હશે. અલ્લાહ આ આદેશોનું સ્પષ્ટીકરણ કરે છે કે રખે તમે ભટકી જાઓ. અને અલ્લાહ પ્રત્યેક વસ્તુને જાણે છે. (રુકૂઅ-૨૪)

آياتها ١٢٠ (٥) سُوْرَةُ الْمَآئِدَةِ مَدَنِيَّةٌ ركوعاتها ١٦

## અલ-માએદાહ

૧. અલ્લાહના નામથી, જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૨. હે ઈમાનવાળાઓ! તમારા કરારોને પૂરા કરો. તમારા માટે ચોપગાં પ્રાણીઓ હલાલ ઠરાવવામાં આવ્યા છે, સિવાય તે કે જેનું તમારી સમક્ષ (અહીં) વર્ણન કરવામાં આવે છે, પરંતુ એહરામની[1] હાલતમાં તેમનો શિકાર કરવો હલાલ ન સમજો. બેશક, અલ્લાહ જે ચાહે તે નિર્ણય આપી શકે છે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اَوْفُوْا بِالْعُقُوْدِ ۥ اُحِلَّتْ لَكُمْ بَهِيْمَةُ الْاَنْعَامِ اِلَّا مَا يُتْلٰى عَلَيْكُمْ غَيْرَ مُحِلِّى الصَّيْدِ وَاَنْتُمْ حُرُمٌ ۭ اِنَّ اللّٰهَ يَحْكُمُ مَا يُرِيْدُ ②

૩. હે ઈમાનવાળાઓ! અલ્લાહની નિશાનીઓની બેઈઝઝતી ન કરો, અને ન હુરમતવાળા[2] મહિનાઓની, ન કુરબાની માટે લાવવામાં આવેલા પશુઓની, જેમની ગરદનોમાં (કુરબાનીની નિશાનીના) પટા પડેલા હોય, ન તે લોકોની જે બૈતુલ[3] હરમ તરફ પોતાના પાલનહારની કૃપા અને ખુશનૂદી મેળવવા માટે જઈ રહ્યા હોય. બેશક, જ્યારે તમે એહરામ ઊતારી નાખો ત્યારે શિકાર કરી શકો છો. જે લોકોએ તમને પવિત્ર મસ્જિદ (હરમ શરીફ)માં આવવાથી અટકાવ્યા હતા તેમના ઉપર અતિરેક કરવા માટે ઉશ્કેરાશો નહિ. અને ભલાઈ તથા પરહેઝગારીમાં એકબીજાની મદદ કરો, પણ પાપ અને ઝુલમમાં એકબીજાને સાથ ન આપો. અલ્લાહ ખાતર સંયમ રાખો. નિ:સંદેહ અલ્લાહ શિક્ષા આપવામાં બહુજ સખત છે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تُحِلُّوْا شَعَاۗىِٕرَ اللّٰهِ وَلَا الشَّهْرَ الْحَرَامَ وَلَا الْهَدْيَ وَلَا الْقَلَاۗىِٕدَ وَلَآ اٰۗمِّيْنَ الْبَيْتَ الْحَرَامَ يَبْتَغُوْنَ فَضْلًا مِّنْ رَّبِّهِمْ وَرِضْوَانًا ۭ وَاِذَا حَلَلْتُمْ فَاصْطَادُوْا ۭ وَلَا يَجْرِمَنَّكُمْ شَنَاٰنُ قَوْمٍ اَنْ صَدُّوْكُمْ عَنِ الْمَسْجِدِ الْحَرَامِ اَنْ تَعْتَدُوْا ۘ وَتَعَاوَنُوْا عَلَى الْبِرِّ وَالتَّقْوٰى ۠ وَلَا تَعَاوَنُوْا عَلَى الْاِثْمِ وَالْعُدْوَانِ ۠ وَاتَّقُوا اللّٰهَ ۭ اِنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ ③

૪. તમારા માટે હરામ છે. મરણ પામેલું પ્રાણી અને લોહી અને ડુક્કરનું માંસ, અને તે જેના ઉપર અલ્લાહ સિવાય કોઈ અન્યનું નામ લેવાયું હોય, અથવા જેને ગળે ટૂંપો દઈને કે મારપીટથી મારી નાખવામાં આવ્યું હોય, અને જે ઊંચેથી પટકાઈને

حُرِّمَتْ عَلَيْكُمُ الْمَيْتَةُ وَالدَّمُ وَلَحْمُ الْخِنْزِيْرِ وَمَآ اُهِلَّ لِغَيْرِ اللّٰهِ بِهٖ وَالْمُنْخَنِقَةُ وَالْمَوْقُوْذَةُ وَالْمُتَرَدِّيَةُ وَالنَّطِيْحَةُ وَمَآ اَكَلَ السَّبُعُ اِلَّا مَا ذَكَّيْتُمْ ۣ وَمَا ذُبِحَ

---

૧. 'એહરામ' હજના દિવસોમાં અંગ ઉપર પહેરવામાં આવતી બે ચાદરો અથવા બે વસ્રો, એક કેડ ઉપર બાંધવામાં આવે છે અને બીજો ઓઢવાના કામ લેવાય છે.

૨. 'હુરમતવાળા' ચાર પવિત્ર, આદરણીય મહિના; ઝુલકદા, ઝુલ હજ, મુહર્રમ અને રજબ છે.

૩. બૈતુલ હરમ-ખાના કા'બાની મસ્જિદ.

عَلَى النُّصُبِ وَأَنْ تَسْتَقْسِمُوا بِالْأَزْلَامِ ۚ ذَٰلِكُمْ فِسْقٌ ۗ الْيَوْمَ يَئِسَ الَّذِينَ كَفَرُوا مِنْ دِينِكُمْ فَلَا تَخْشَوْهُمْ وَاخْشَوْنِ ۚ الْيَوْمَ أَكْمَلْتُ لَكُمْ دِينَكُمْ وَأَتْمَمْتُ عَلَيْكُمْ نِعْمَتِي وَرَضِيتُ لَكُمُ الْإِسْلَامَ دِينًا ۚ فَمَنِ اضْطُرَّ فِي مَخْمَصَةٍ غَيْرَ مُتَجَانِفٍ لِإِثْمٍ ۙ فَإِنَّ اللَّهَ غَفُورٌ رَحِيمٌ ﴿٣﴾

મરણ પામ્યું હોય, અથવા જેને લોહી થીજાવીને મારી નાખવામાં આવ્યું હોય, અને જેને હિંસક પ્રાણીએ ફાડી ખાધું હોય, સિવાય કે તમે જેને યોગ્ય રીતે ઝિબાહ કર્યો હોય, અને તે (હરામ છે) જેનું કોઈ વેદી ઉપર બલિદાન ચડાવવામાં આવ્યું હોય. (તમારા ઉપર હરામ છે કે) તમે તીરોની ફાળની પદ્ધતિથી હિસ્સા કરો. આ પણ નાફરમાની(નું કૃત્ય) છે. આજના દિવસે કાફરો તમારા દીનને હાનિ કરવામાં નાસીપાસ થયા છે માટે તમે તેમનાથી ડરો નહિ અને તમે મારાથી જ ડરો. આજના દિવસે મેં તમારા દીનને તમારા માટે સંપૂર્ણ[૪] કરી દીધો છે અને તમારા ઉપર મારા ઉપકારો પરિપૂર્ણ કરી દીધા છે. અને ઈસ્લામને તમારા દીન તરીકે પસંદ કર્યો છે. પરંતુ જો કોઈ ભૂખ મટાડવા માટે ન છૂટકે ખાઈ લે અને જાણીજોઈને પાપ તરફ ન જાય, તો બેશક અલ્લાહ અત્યંત ક્ષમાવંત છે, દયાળુ છે.

يَسْأَلُونَكَ مَاذَا أُحِلَّ لَهُمْ ۖ قُلْ أُحِلَّ لَكُمُ الطَّيِّبَاتُ ۙ وَمَا عَلَّمْتُمْ مِنَ الْجَوَارِحِ مُكَلِّبِينَ تُعَلِّمُونَهُنَّ مِمَّا عَلَّمَكُمُ اللَّهُ ۖ فَكُلُوا مِمَّا أَمْسَكْنَ عَلَيْكُمْ وَاذْكُرُوا اسْمَ اللَّهِ عَلَيْهِ ۖ وَاتَّقُوا اللَّهَ ۚ إِنَّ اللَّهَ سَرِيعُ الْحِسَابِ ﴿٥﴾

૫. જો લોકો તને પૂછે કે તેમના માટે શું હલાલ કરવામાં આવ્યું છે, તું કહી દે 'તમારા માટે તમામ શુદ્ધ વસ્તુઓ હલાલ ઠરાવવામાં આવી છે અને જેમ અલ્લાહે તમને શીખવ્યું છે તે પ્રમાણે તમે જે શિકારી પ્રાણી અથવા પંખીને શિકાર કરવા માટે કેળવ્યું હોય તે (પ્રાણી કે પંખી) જે તમારા માટે પકડી લાવે તેમાંથી તમે ખાઓ અને તેના ઉપર અલ્લાહનું નામ લો. અને અલ્લાહથી ડરો, ખરેખર અલ્લાહ હિસાબ લેવામાં બહુજ ઝડપી છે.

الْيَوْمَ أُحِلَّ لَكُمُ الطَّيِّبَاتُ ۖ وَطَعَامُ الَّذِينَ أُوتُوا الْكِتَابَ حِلٌّ لَكُمْ وَطَعَامُكُمْ حِلٌّ لَهُمْ ۖ وَالْمُحْصَنَاتُ مِنَ

૬. આજના દિવસે તમારા માટે તમામ શુદ્ધ વસ્તુઓ હલાલ ઠરાવવામાં આવી છે. અને એહલે કિતાબનું[૫] ખાણું તમારા માટે હલાલ છે, અને તમારું ખાણું તેમના માટે. મોમિન પાકદામન

૪. આંહઝરત સ.અ.સ. ઉપર આ છેલ્લી આયતની વહી થઈ હતી જેના ૮૨ દિવસ પછી આંહઝરત સ.અ.સ. આ દુનિયાથી વિદાય થયા હતા. આ આયત દ્વારા ઈન્સાનને તેના જીવનની શારીરિક માનસિક તથા રૂહાની જરૂરીયાતો પૂરી પાડવામાં આવી હતી.

૫. તૌરાતના માનનારાઓનું, ઝિબાહ કરેલું ખાવું હલાલ છે જેના ઉપર 'તકબીર' અર્થાત બિસ્મીલ્લાહ અલ્લાહો અકબર કહેવું. યહૂદીઓની કોશરની ઝિબાહ કરવાની રીત હલાલ છે, તેનું ખાવું મુસ્લિમો માટે જાએઝ છે.

اَلْمُؤْمِنٰتِ وَالْمُحْصَنٰتُ مِنَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ مِنْ قَبْلِكُمْ اِذَآ اٰتَيْتُمُوْهُنَّ اُجُوْرَهُنَّ مُحْصِنِيْنَ غَيْرَ مُسٰفِحِيْنَ وَلَا مُتَّخِذِيْٓ اَخْدَانٍ ؕ وَمَنْ يَّكْفُرْ بِالْاِيْمَانِ فَقَدْ حَبِطَ عَمَلُهٗ ۫ وَهُوَ فِى الْاٰخِرَةِ مِنَ الْخٰسِرِيْنَ ﴿٥﴾

(શુદ્ધચારિત્ર્ય)[૬] સ્ત્રીઓ અને જેમને પહેલાં કિતાબ આપવામાં આવી હતી તેઓમાંની પાકીઝા સ્ત્રીઓ તમારા માટે હલાલ છે, જો તમે તેમને મેહર આપી તેમની સાથે નિયમસર લગ્ન કરો પરંતુ તેમની સાથે વ્યભિચાર ન કરો, ન તો ચોરીછુપીથી સંબંધ રાખો અને જો કોઈ ઈમાન લાવ્યા પછી નાફરમાની કરશે તો તેના કર્મો અવશ્ય વ્યર્થ જશે અને આખેરતમાં તેઓ નુકસાન પામનારા હશે. (રુકૂઅ-૧)

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِذَا قُمْتُمْ اِلَى الصَّلٰوةِ فَاغْسِلُوْا وُجُوْهَكُمْ وَاَيْدِيَكُمْ اِلَى الْمَرَافِقِ وَامْسَحُوْا بِرُءُوْسِكُمْ وَاَرْجُلَكُمْ اِلَى الْكَعْبَيْنِ ؕ وَاِنْ كُنْتُمْ جُنُبًا فَاطَّهَّرُوْا ؕ وَاِنْ كُنْتُمْ مَّرْضٰٓى اَوْ عَلٰى سَفَرٍ اَوْ جَآءَ اَحَدٌ مِّنْكُمْ مِّنَ الْغَآئِطِ اَوْ لٰمَسْتُمُ النِّسَآءَ فَلَمْ تَجِدُوْا مَآءً فَتَيَمَّمُوْا صَعِيْدًا طَيِّبًا فَامْسَحُوْا بِوُجُوْهِكُمْ وَاَيْدِيْكُمْ مِّنْهُ ؕ مَا يُرِيْدُ اللّٰهُ لِيَجْعَلَ عَلَيْكُمْ مِّنْ حَرَجٍ وَّلٰكِنْ يُّرِيْدُ لِيُطَهِّرَكُمْ وَلِيُتِمَّ نِعْمَتَهٗ عَلَيْكُمْ لَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿٦﴾

૭. હે ઈમાન લાવનારાઓ! જ્યારે તમે નમાઝ માટે ઉઠો, તમારા ચહેરા અને કોણીઓ સુધી હાથ ધોઈ લો, પછી તમારા ભીના હાથ તમારા માથા ઉપર ફેરવો અને તમારા પગ ઘુંટીઓ સુધી ધોઈ લો. જો તમે અપવિત્ર હાલતમાં હો તો (ગુસલ કરી) પોતાને સ્વચ્છ કરો. અને જો તમે બીમાર હો, કે મુસાફરીમાં (અપવિત્ર સ્થિતિમાં) હો, અથવા તમારામાંથી કોઈ મળમૂત્રથી નિવૃત્ત થયો હોય, અથવા તમે સ્ત્રીસંભોગ કર્યો હોય અને તમને પાણી ન મળે તો સાફ માટી લઈ તમારા ચહેરા તથા હાથ ઉપર ઘસો. અલ્લાહ નથી ચાહતો કે તે તમને મુશ્કેલીઓમાં નાખે. બલ્કે તે તમને પવિત્ર કરવા ચાહે છે અને તમારા ઉપર મહેરબાનીઓ કરવા ચાહે છે, જેથી તમે તેના આભારી બનો.

وَاذْكُرُوْا نِعْمَةَ اللّٰهِ عَلَيْكُمْ وَمِيْثَاقَهُ الَّذِيْ وَاثَقَكُمْ بِهٖٓ ۙ اِذْ قُلْتُمْ سَمِعْنَا وَاَطَعْنَا ۫ وَاتَّقُوا اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ عَلِيْمٌۢ بِذَاتِ الصُّدُوْرِ ﴿٧﴾

૮. અને તમારા ઉપર અલ્લાહના ઉપકારો અને તમારા તે વચનને યાદ કરો જે તેણે તમારી પાસેથી લીધું હતું, જ્યારે તમે કહ્યું હતું 'અમે સાંભળી લીધું છે અને અમને માન્ય છે.' અલ્લાહ ખાતર સંયમ ધારણ કરો. ખરેખર જે કંઈ દિલોની અંદર છે તેને અલ્લાહ ખૂબ જાણે છે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا كُوْنُوْا قَوّٰمِيْنَ لِلّٰهِ شُهَدَآءَ بِالْقِسْطِ

૯. હે ઈમાન લાવનારાઓ! અલ્લાહની રાહમાં ન્યાયપૂર્વક સાક્ષી આપવા ઉપર મક્કમ રહો અને કોઈની

૬. જોકે એહલે કિતાબ સ્ત્રીઓ સાથે નિકાહ કરવા ઉપર ઈસ્લામમાં પ્રતિબંધ નથી પરંતુ ઘણા સામાજિક બદીઓ તથા ઈખ્લાકી અને સમસ્યાઓથી બચવા માટે મુસ્લિમ સ્ત્રી સાથે લગ્ન કરવા વધુ સલાહકારક છે. તેમ છતાં કુરઆને મજીદના આદેશ પ્રમાણે એહલે કિતાબની શુદ્ધચારિત્ર્ય સ્ત્રીઓ સાથે લગ્ન કરવા ઉપર કોઈ બાધ નથી. પરંતુ આજના સામાજિક ભ્રષ્ટાચારોને લક્ષમાં લેતાં પાકીઝગીનો સવાલ બહુજ મહત્વ રાખે છે જેની અવગણના કરવાથી ઓલાદના ઉછેરણની બાબતમાં ઘણી મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે. જેથી મોમિને સાવધાનીપૂર્વક પગલું લેવું જોઈએ.

દુશ્મનિને તમને ન્યાય કરવાથી અટકાવવાનું કારણ ન બનવા દો. (હમેશાં) ઈન્સાફથી કામ લો, આ વાત પરહેઝગારીની વધુ નિકટમાં છે. અલ્લાહનો ડર રાખો. બેશક તમે જે કરી રહ્યા છો અલ્લાહ તેનાથી સારી પેઠે માહિતગાર છે.

૧૦. જે લોકો ઈમાન લાવી સદાચારો કરે છે અલ્લાહે તેમના ગુનાહ માફ કરવાનું અને ભવ્ય બદલાનું વચન આપ્યું છે.

૧૧. અને જે લોકોએ કુફ્ર કર્યું અને અમારી આયતોને ખોટી ઠરાવી તેઓ જહન્નમમાં જવાના છે.

૧૨. હે ઈમાન લાવનારાઓ! અલ્લાહના તે ઉપકારોને યાદ કરો કે જ્યારે એક કોમે તમારા ઉપર હાથ ઉઠાવવાનો ઈરાદો કર્યો હતો ત્યારે તેણે તેમના હાથ રોકી લીધા. અલ્લાહથી ડરતા રહો, બેશક, મોમિનોએ અલ્લાહ ઉપરજ આધાર રાખવો જોઈએ.

૧૩. ખચિત, અલ્લાહે બની ઈસરાઈલ પાસેથી વચન લીધું હતું; અને તેમનામાં બાર સરદારો નીમ્યા હતા.[૭] અલ્લાહે ફરમાવ્યું "નિ:સંદેહ હું તમારી સાથે છું, જો તમે નમાઝની પાબંદી રાખશો અને ઝકાત આપશો, અને મારા રસૂલો ઉપર ઈમાન લાવી તેમની મદદ કરશો. અને અલ્લાહને ઘટતું કરઝ આપશો, તો હું તમારી બૂરાઈઓને દૂર કરીશ અને તમને એવા બગીચાઓમાં દાખલ કરીશ જેની તળેથી ઝરણાં વહેતા હશે. પરંતુ તે બાદ જો તમારામાંનો કોઈ નાફરમાની કરશે, તો તે સીધા માર્ગથી અવશ્ય ભટકી જનારો છે."

૧૪. પછી તેમના કરારભંગ કરવાના કારણે, અમે તેમના ઉપર લા'નત કરી અને તેમના મન સખત કરી દીધા. (પરિણામે) તેઓ શબ્દોને (મૂળ) સ્થાનેથી અદલ બદલ કરતા રહ્યા. અને તેમને જે નસિહત કરવામાં આવી હતી તેનો મોટો ભાગ વિસારી દીધો અને તેમનામાંના થોડાક લોકો સિવાયના બધા વિશ્વાસઘાત કર્યા વગર નહિ રહે. પરંતુ તું તેમને માફ કરી દે અને તેમને (તેમના હાલ પર) છોડી દે. નિ:સંદેહ, અલ્લાહ ઉપકાર કરનારાઓને પ્યાર કરે છે.

وَلَا يَجْرِمَنَّكُمْ شَنَاٰنُ قَوْمٍ عَلٰٓى اَلَّا تَعْدِلُوْا ۗ اِعْدِلُوْا هُوَ اَقْرَبُ لِلتَّقْوٰى ۡ وَاتَّقُوا اللّٰهَ ۗ اِنَّ اللّٰهَ خَبِيْرٌۢ بِمَا تَعْمَلُوْنَ ۝٩

وَعَدَ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ ۙ لَهُمْ مَّغْفِرَةٌ وَّاَجْرٌ عَظِيْمٌ ۝١٠

وَالَّذِيْنَ كَفَرُوْا وَكَذَّبُوْا بِاٰيٰتِنَآ اُولٰٓئِكَ اَصْحٰبُ الْجَحِيْمِ ۝١١

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اذْكُرُوْا نِعْمَتَ اللّٰهِ عَلَيْكُمْ اِذْ هَمَّ قَوْمٌ اَنْ يَّبْسُطُوْٓا اِلَيْكُمْ اَيْدِيَهُمْ فَكَفَّ اَيْدِيَهُمْ عَنْكُمْ ۚ وَاتَّقُوا اللّٰهَ ۗ وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ ۝١٢ ع

وَلَقَدْ اَخَذَ اللّٰهُ مِيْثَاقَ بَنِيْٓ اِسْرَآءِيْلَ ۚ وَبَعَثْنَا مِنْهُمُ اثْنَيْ عَشَرَ نَقِيْبًا ۗ وَقَالَ اللّٰهُ اِنِّيْ مَعَكُمْ ۗ لَئِنْ اَقَمْتُمُ الصَّلٰوةَ وَاٰتَيْتُمُ الزَّكٰوةَ وَاٰمَنْتُمْ بِرُسُلِيْ وَعَزَّرْتُمُوْهُمْ وَاَقْرَضْتُمُ اللّٰهَ قَرْضًا حَسَنًا لَّاُكَفِّرَنَّ عَنْكُمْ سَيِّاٰتِكُمْ وَلَاُدْخِلَنَّكُمْ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ۚ فَمَنْ كَفَرَ بَعْدَ ذٰلِكَ مِنْكُمْ فَقَدْ ضَلَّ سَوَآءَ السَّبِيْلِ ۝١٣

فَبِمَا نَقْضِهِمْ مِّيْثَاقَهُمْ لَعَنّٰهُمْ وَجَعَلْنَا قُلُوْبَهُمْ قٰسِيَةً ۚ يُحَرِّفُوْنَ الْكَلِمَ عَنْ مَّوَاضِعِهٖ ۙ وَنَسُوْا حَظًّا مِّمَّا ذُكِّرُوْا بِهٖ ۚ وَلَا تَزَالُ تَطَّلِعُ عَلٰى خَآئِنَةٍ مِّنْهُمْ اِلَّا قَلِيْلًا مِّنْهُمْ فَاعْفُ عَنْهُمْ وَاصْفَحْ ۗ اِنَّ اللّٰهَ يُحِبُّ الْمُحْسِنِيْنَ ۝١٤

---

૭. બાર સરદારોનો અર્થ હઝરત મૂસા (અ) પછી આવેલા ઈસરાઈલના બાર રસૂલો છે.

૧૫. અને જે લોકો પોતાને ઈસાઈ કહે છે, અમે તેમની પાસેથી પણ પાકું વચન લીધું હતું, પછી તેમણે પણ ઉપદેશનો (ઘણો) ભાગ ભુલાવી દીધો. માટે અમે કયામતના દિવસ સુધી તેમની વચ્ચે દુશ્મની અને નફરત નાખી દીધી. જે કંઈ તેઓ કરતા રહ્યા હતા તેનું અલ્લાહ તેમને જલદી ભાન કરાવશે.

وَمِنَ الَّذِينَ قَالُوٓا إِنَّا نَصَٰرَىٰٓ أَخَذْنَا مِيثَٰقَهُمْ فَنَسُوا۟ حَظًّا مِّمَّا ذُكِّرُوا۟ بِهِۦ فَأَغْرَيْنَا بَيْنَهُمُ ٱلْعَدَاوَةَ وَٱلْبَغْضَآءَ إِلَىٰ يَوْمِ ٱلْقِيَٰمَةِ ۚ وَسَوْفَ يُنَبِّئُهُمُ ٱللَّهُ بِمَا كَانُوا۟ يَصْنَعُونَ ﴿١٥﴾

૧૬. હે એહલે કિતાબ, અમારો રસૂલ તમારી પાસે આવી પહોંચ્યો છે અને કિતાબમાંથી જે કંઈ તમે છુપાવી[૮] રહ્યા હતા તેમાનું ઘણું તેણે પ્રગટ કરી દેખાડયું છે, અને ઘણું જતું કર્યું છે. અલ્લાહ તરફથી તમારા માટે ખરેખર એક નૂર અને એક રોશન કિતાબ આવી છે,

يَٰٓأَهْلَ ٱلْكِتَٰبِ قَدْ جَآءَكُمْ رَسُولُنَا يُبَيِّنُ لَكُمْ كَثِيرًا مِّمَّا كُنتُمْ تُخْفُونَ مِنَ ٱلْكِتَٰبِ وَيَعْفُوا۟ عَن كَثِيرٍ ۚ قَدْ جَآءَكُم مِّنَ ٱللَّهِ نُورٌ وَكِتَٰبٌ مُّبِينٌ ﴿١٦﴾

૧૭. જેની દ્વારા અલ્લાહ તે લોકોને પોતાની સલામતીની રાહો ઉપર ચલાવે છે જે લોકો અલ્લાહની ખુશનૂદી સાધના કરતા રહે છે, અને તે તેમને અંધકારમાંથી કાઢી પ્રકાશ તરફ લઈ જાય છે અને તેમને સન્માર્ગ દેખાડે છે.

يَهْدِى بِهِ ٱللَّهُ مَنِ ٱتَّبَعَ رِضْوَٰنَهُۥ سُبُلَ ٱلسَّلَٰمِ وَيُخْرِجُهُم مِّنَ ٱلظُّلُمَٰتِ إِلَى ٱلنُّورِ بِإِذْنِهِۦ وَيَهْدِيهِمْ إِلَىٰ صِرَٰطٍ مُّسْتَقِيمٍ ﴿١٧﴾

૧૮. અને બેશક તે લોકો કાફર છે જે કહે છે કે મરિયમના પુત્ર ઈસા મસિહ ખરેખર ખુદા છે. તું કહી દે 'કોણ અલ્લાહના મુકાબલાની શકિત રાખે છે. જો અલ્લાહ મરિયમના પુત્ર ઈસાનો, અને તેની માતાનો, અને જે કંઈ પૃથ્વીમાં છે તે સઘળાંનો વિનાશ કરવા ચાહતો હોય તો?' અને આકાશો તથા પૃથ્વી, અને તેની વચ્ચે જે કંઈ છે; તે સૌની બાદશાહત અલ્લાહની છે. તે ચાહે તેનું સર્જન કરે છે, અને અલ્લાહ સર્વ વસ્તુ સર્જવાનું સામર્થ્ય રાખે છે.

لَّقَدْ كَفَرَ ٱلَّذِينَ قَالُوٓا۟ إِنَّ ٱللَّهَ هُوَ ٱلْمَسِيحُ ٱبْنُ مَرْيَمَ ۚ قُلْ فَمَن يَمْلِكُ مِنَ ٱللَّهِ شَيْـًٔا إِنْ أَرَادَ أَن يُهْلِكَ ٱلْمَسِيحَ ٱبْنَ مَرْيَمَ وَأُمَّهُۥ وَمَن فِى ٱلْأَرْضِ جَمِيعًا ۗ وَلِلَّهِ مُلْكُ ٱلسَّمَٰوَٰتِ وَٱلْأَرْضِ وَمَا بَيْنَهُمَا ۚ يَخْلُقُ مَا يَشَآءُ ۚ وَٱللَّهُ عَلَىٰ كُلِّ شَىْءٍ قَدِيرٌ ﴿١٨﴾

૧૯. યહૂદીઓ અને ઈસાઈઓ કહે છે કે અમે અલ્લાહની ઔલાદ છીએ, તેના વહાલાં છીએ.' તું (તેમને) કહે, 'તો પછી તમારા ગુનાહોની તે તમને શિક્ષા શા માટે આપે છે? નહિ, તમે પણ તેના સર્જેલા અન્ય ઈન્સાનો જેવાજ છો.' અલ્લાહ જેને ચાહે ક્ષમા કરે છે અને જેને ચાહે શિક્ષા કરે છે. અને આકાશો તથા ધરતી

وَقَالَتِ ٱلْيَهُودُ وَٱلنَّصَٰرَىٰ نَحْنُ أَبْنَٰٓؤُا۟ ٱللَّهِ وَأَحِبَّٰٓؤُهُۥ ۚ قُلْ فَلِمَ يُعَذِّبُكُم بِذُنُوبِكُم ۖ بَلْ أَنتُم بَشَرٌ مِّمَّنْ خَلَقَ ۚ يَغْفِرُ لِمَن يَشَآءُ وَيُعَذِّبُ مَن يَشَآءُ ۚ وَلِلَّهِ مُلْكُ

૮. આંહઝરત સ.અ.સ.ના આગમનનું વર્ણન જોન પ્રકરણ ૧૬ આયત ૧૩ અને ૧૪માં છે. હઝરત ઈસા (અ)ની કરેલી આગાહીનું બહુજ સ્પષ્ટ વર્ણન છે. પરંતુ ઈસાઈઓ તેનો જાણી જોઈને અવળો અર્થ કાઢી તેની હકીકતને ગણકાર્તા નથી.

અને તેની વચ્ચે જે કંઈ છે, તેની માલિકી અલ્લાહની જ છે, અને તેની જ તરફ સૌને પાછું ફરવાનું થશે.

السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا بَيْنَهُمَا ۫ وَاِلَيْهِ الْمَصِيْرُ ﴿١٩﴾

૨૦. હે એહલે કિતાબ! એક મુદત સુધી રસૂલો (આવતા) બંધ રહ્યા પછી તમારી તરફ અમારો રસૂલ આવ્યો છે. જે તમને સ્પષ્ટ સમજાવે છે કે કદાચ તમે એવું ન કહો કે તમારી પાસે ખુશખબર આપનાર નહોતો આવ્યો, ન કોઈ ચેતવનાર આવ્યો હતો. હવે ખુશખબર આપનાર અને ચેતવણી આપનાર ખરેખર તમારી પાસે આવી ગયો છે. બેશક, અલ્લાહ સર્વ વસ્તુ કરવાનું સામર્થ્ય રાખે છે. (રુકૂઅ-૩)

يٰۤاَهْلَ الْكِتٰبِ قَدْ جَآءَكُمْ رَسُوْلُنَا يُبَيِّنُ لَكُمْ عَلٰى فَتْرَةٍ مِّنَ الرُّسُلِ اَنْ تَقُوْلُوْا مَا جَآءَنَا مِنْ بَشِيْرٍ وَّلَا نَذِيْرٍ ۫ فَقَدْ جَآءَكُمْ بَشِيْرٌ وَّنَذِيْرٌ ؕ وَاللّٰهُ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ﴿٢٠﴾ ع

૨૧. અને (યાદ કરો) જ્યારે મૂસાએ પોતાની કોમને કહ્યું હતું 'હે મારી કોમ, અલ્લાહના એહસાનોને યાદ કરો જ્યારે તેણે તમારી વચ્ચે રસૂલો મોકલ્યા હતા અને તમને બાદશાહત આપી હતી. અને અલ્લાહે તમને જેવું આપ્યું હતું તેવું કોઈ બીજી કોમને નથી આપ્યું.

وَاِذْ قَالَ مُوْسٰى لِقَوْمِهٖ يٰقَوْمِ اذْكُرُوْا نِعْمَةَ اللّٰهِ عَلَيْكُمْ اِذْ جَعَلَ فِيْكُمْ اَنْۢبِيَآءَ وَجَعَلَكُمْ مُّلُوْكًا ۖ وَّاٰتٰىكُمْ مَّا لَمْ يُؤْتِ اَحَدًا مِّنَ الْعٰلَمِيْنَ ﴿٢١﴾

૨૨. 'હે મારી કોમ, તમે આ પવિત્ર ભૂમિમાં દાખલ થઈ જાઓ, જે અલ્લાહે તમારા માટે મુકર્રર કરી છે અને પીઠ દેખાડશો નહિ, નહિંતર બહુજ નુકસાન ઉઠાવશો.'

يٰقَوْمِ ادْخُلُوا الْاَرْضَ الْمُقَدَّسَةَ الَّتِىْ كَتَبَ اللّٰهُ لَكُمْ وَلَا تَرْتَدُّوْا عَلٰۤى اَدْبَارِكُمْ فَتَنْقَلِبُوْا خٰسِرِيْنَ ﴿٢٢﴾

૨૩. તેમણે કહ્યું 'હે મૂસા, આ (ભૂમિ)માં એક ઝાલિમ અને બળવાન કોમ[૯] વસે છે. માટે અમે તેમાં દાખલ થશું નહિ. જ્યાં સુધી તેઓ ત્યાંથી નીકળી ન જાય. જો તેઓ ત્યાંથી નીકળી જશે તો જ અમે તેમાં દાખલ થશું.'[૧૦]

قَالُوْا يٰمُوْسٰۤى اِنَّ فِيْهَا قَوْمًا جَبَّارِيْنَ ۖ وَاِنَّا لَنْ نَّدْخُلَهَا حَتّٰى يَخْرُجُوْا مِنْهَا ۚ فَاِنْ يَّخْرُجُوْا مِنْهَا فَاِنَّا دٰخِلُوْنَ ﴿٢٣﴾

૨૪. ત્યારે અલ્લાહથી ડરનારાઓમાંની બે વ્યકિતઓ[૧૧] જેમના ઉપર અલ્લાહની ખાસ કૃપા હતી, તેમણે કહ્યું 'તમે (તેમના ઉપર ધસારો કરી) દરવાજામાંથી ઘુસી જાઓ; જો તમે દાખલ થઈ જશો તો તમે ફતેહ પામશો. અગર તમે મોમિન છો તો અલ્લાહ ઉપર ભરોસો રાખો.'

قَالَ رَجُلٰنِ مِنَ الَّذِيْنَ يَخَافُوْنَ اَنْعَمَ اللّٰهُ عَلَيْهِمَا ادْخُلُوْا عَلَيْهِمُ الْبَابَ ۚ فَاِذَا دَخَلْتُمُوْهُ فَاِنَّكُمْ غٰلِبُوْنَ ۚ۬ وَعَلَى اللّٰهِ فَتَوَكَّلُوْۤا اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿٢٤﴾

૯. તે સમયે તે ભૂમિમાં અમાલીકા અને હિંસક અરબ કબીલાઓનો ત્રાસ હતો જેનાથી ઈસરાઈલીઓ ભૂમિમાં પગ મૂકવાથી ગભરાતા હતા.

૧૦. અહીં બની ઈસરાઈલ અને બની ઈસમાઈલ વચ્ચે સરખામણી કરવામાં આવી છે. આંહઝરત સ.અ.સ.ના ફરમાન ઉપર મોમિનો મોતના મોંમાં ઝંપલાવતા રહ્યા હતા, અને તેમણે કદીપણ આનાકાની ન કરી હતી.

૧૧. આ બે વ્યકિતઓ હઝરત મૂસા (અ) તથા હઝરત હારૂન (અ) હતા.

قَالُوْا يٰمُوْسٰٓى اِنَّا لَنْ نَّدْخُلَهَآ اَبَدًا مَّا دَامُوْا فِيْهَا فَاذْهَبْ اَنْتَ وَرَبُّكَ فَقَاتِلَآ اِنَّا هٰهُنَا قٰعِدُوْنَ ﴿۲۵﴾

૨૫. તેમણે કહ્યું 'હે મૂસા, જ્યાં સુધી તે લોકો ત્યાં છે અમે કદાપિ તે (ભૂમિ)માં દાખલ નહિ થઈએ. માટે તું અને તારો રબ બન્ને જાઓ અને તેમની સાથે લડો, (અને) અમે તો અહીંજ બેસી રહેશું.'

قَالَ رَبِّ اِنِّيْ لَآ اَمْلِكُ اِلَّا نَفْسِيْ وَاَخِيْ فَافْرُقْ بَيْنَنَا وَبَيْنَ الْقَوْمِ الْفٰسِقِيْنَ ﴿۲۶﴾

૨૬. તેણે કહ્યું 'હે મારા પરવરદિગાર, હું તો મારા ઉપર અને મારા ભાઈ ઉપર જ અધિકાર રાખું છું, માટે (પરવરદિગાર)અમને આ નાફરમાન કોમથી અલગ[૧૨] કરી દે.'

قَالَ فَاِنَّهَا مُحَرَّمَةٌ عَلَيْهِمْ اَرْبَعِيْنَ سَنَةً ۚ يَتِيْهُوْنَ فِي الْاَرْضِ ۗ فَلَا تَاْسَ عَلَى الْقَوْمِ الْفٰسِقِيْنَ ﴿۲۷﴾ ع

૨૭. (અલ્લાહે) ફરમાવ્યું 'ઠીક છે, તેમને ચાલીસ વર્ષની મુદ્દત માટે આ ભૂમિથી મહેરૂમ રાખવામાં આવશે, તેઓ ધરતીમાં જ્યાં ત્યાં અથડાતા કુટાતા રહેશે, માટે તું આ નાફરમાનો માટે અફસોસ ન કર.' (રૂકૂઅ-૪)

وَاتْلُ عَلَيْهِمْ نَبَاَ ابْنَيْ اٰدَمَ بِالْحَقِّ ۘ اِذْ قَرَّبَا قُرْبَانًا فَتُقُبِّلَ مِنْ اَحَدِهِمَا وَلَمْ يُتَقَبَّلْ مِنَ الْاٰخَرِ ۗ قَالَ لَاَقْتُلَنَّكَ ۗ قَالَ اِنَّمَا يَتَقَبَّلُ اللّٰهُ مِنَ الْمُتَّقِيْنَ ﴿۲۸﴾

૨૮. તું આદમના બે પુત્રોનો ખરેખરો કિસ્સો તેમને સંભળાવી દે, જ્યારે તેમણે વ્યકિતગત કુરબાનીઓ પેશ કરી હતી. જેમાંથી એકની કુરબાની તો સ્વીકાર થઈ અને બીજાની અસ્વીકાર કરવામાં આવી જેથી બીજાએ પોતાના ભાઈને કહ્યું કે હું અવશ્ય તને મારી[૧૩] નાખીશ. તેના ભાઈએ જવાબમાં કહ્યું 'અલ્લાહ માત્ર પરહેઝગારોનીજ કુરબાની સ્વીકારે છે.

لَئِنْۢ بَسَطْتَّ اِلَيَّ يَدَكَ لِتَقْتُلَنِيْ مَآ اَنَا بِبَاسِطٍ يَّدِيَ اِلَيْكَ لِاَقْتُلَكَ ۚ اِنِّيْٓ اَخَافُ اللّٰهَ رَبَّ الْعٰلَمِيْنَ ﴿۲۹﴾

૨૯. 'છતાં તું મારી હત્યા કરવા માટે તારો હાથ મારી તરફ ઉગામીશ, તો હું વળતો મારો હાથ તને મારવા માટે નહિ ઉપાડું. હું નિશ્ચય અલ્લાહથી ડરું છું જે તમામ જહાનોનો માલિક છે.

اِنِّيْٓ اُرِيْدُ اَنْ تَبُوْٓاَ بِاِثْمِيْ وَاِثْمِكَ فَتَكُوْنَ مِنْ اَصْحٰبِ النَّارِ ۚ وَذٰلِكَ جَزٰٓؤُا الظّٰلِمِيْنَ ﴿۳۰﴾

૩૦. 'હું ચાહું છું કે તું મારા ગુનાહો તેમજ તારા ગુનાહોનો ભાર ઉઠાવી લે. જેના પરિણામે તું આગમાં રહેનારાઓમાંનો થઈજા અને આ'જ ઝાલિમોનો બદલો છે.'

---

૧૨. હઝરત મૂસા (અ) એ અલ્લાહ તઆલા પાસે દુઆ કરી કહ્યું હતું કે તેમની કોમની બદઆમલીઓથી તેઓ બન્ને વિમુખ હતા.

૧૩. હઝરત આદમ (અ)ના બે પુત્રોના કિસ્સાને અહીં બની ઈસરાઈલે પોતાના ભાઈ બની ઈસમાઈલ ઉપર ઈર્ષાથી પ્રેરાઈને કરેલા અત્યાચારો સાથે સરખાવવામાં આવ્યો છે. હઝરત આદમ (અ)ના બે પુત્રો જેમનું અહીં ઉદાહરણ આપવામાં આવ્યું છે, તે હાબીલ અને કાબીલ હતા.

فَطَوَّعَتْ لَهُ نَفْسُهُ قَتْلَ أَخِيهِ فَقَتَلَهُ فَأَصْبَحَ مِنَ الْخَاسِرِينَ ﴿٣١﴾

૩૧. પરંતુ તેને પોતાના ભાઈને મારી નાખવાનો વિચાર આવ્યો અને તેણે પોતાના ભાઈને મારી નાખ્યો. પરિણામે તે નુકસાન ઉઠાવનારામાંનો બની ગયો.

فَبَعَثَ اللَّهُ غُرَابًا يَبْحَثُ فِي الْأَرْضِ لِيُرِيَهُ كَيْفَ يُوَارِي سَوْءَةَ أَخِيهِ ۚ قَالَ يَا وَيْلَتَا أَعَجَزْتُ أَنْ أَكُونَ مِثْلَ هَٰذَا الْغُرَابِ فَأُوَارِيَ سَوْءَةَ أَخِي ۖ فَأَصْبَحَ مِنَ النَّادِمِينَ ﴿٣٢﴾

૩૨. પછી અલ્લાહે એક કાગડાને મોકલાવ્યો કે તે ઝમીન ખોદી તેને બતાવે કે તેના ભાઈના દેહને તે કેવી રીતે છુપાવે. તેણે કહ્યું 'મારા ઉપર અફસોસ છે, મારામાં કાગડા જેટલી પણ આવડત નથી કે હું મારા ભાઈના દેહને છુપાવી શકું?' અને તેને બહુજ પસ્તાવો થયો.

مِنْ أَجْلِ ذَٰلِكَ كَتَبْنَا عَلَىٰ بَنِي إِسْرَائِيلَ أَنَّهُ مَنْ قَتَلَ نَفْسًا بِغَيْرِ نَفْسٍ أَوْ فَسَادٍ فِي الْأَرْضِ فَكَأَنَّمَا قَتَلَ النَّاسَ جَمِيعًا وَمَنْ أَحْيَاهَا فَكَأَنَّمَا أَحْيَا النَّاسَ جَمِيعًا ۚ وَلَقَدْ جَاءَتْهُمْ رُسُلُنَا بِالْبَيِّنَاتِ ثُمَّ إِنَّ كَثِيرًا مِنْهُمْ بَعْدَ ذَٰلِكَ فِي الْأَرْضِ لَمُسْرِفُونَ ﴿٣٣﴾

૩૩. પરિણામે અમે બની ઈસરાઈલ માટે નિયમ લાગુ કર્યો કે જે કોઈ વ્યકિતની હત્યા કરે સિવાય તેની કે જેણે બીજા કોઈની હત્યા કરી હોય, અથવા દેશમાં બદઅમની ફેલાવી હોય, તો જાણી લો કે તેણે સમગ્ર માનવજાતિની હત્યા(૧૪) કરી નાખી, અને જો તેણે કોઈનો જીવ બચાવ્યો તો જાણી લો કે તેણે સમગ્ર માનવજાતિને જીવંત કરી. નિ:સંદેહ અમારા રસૂલો તેમની તરફ સ્પષ્ટ દલીલો લઈને આવ્યા હતા, છતાં તેઓમાંના ઘણા ધરતી ઉપર અતિરેક કરતા રહ્યા.

إِنَّمَا جَزَاءُ الَّذِينَ يُحَارِبُونَ اللَّهَ وَرَسُولَهُ وَيَسْعَوْنَ فِي الْأَرْضِ فَسَادًا أَنْ يُقَتَّلُوا أَوْ يُصَلَّبُوا أَوْ تُقَطَّعَ أَيْدِيهِمْ وَأَرْجُلُهُمْ مِنْ خِلَافٍ أَوْ يُنْفَوْا مِنَ الْأَرْضِ ۚ ذَٰلِكَ لَهُمْ خِزْيٌ فِي الدُّنْيَا ۖ وَلَهُمْ فِي الْآخِرَةِ عَذَابٌ عَظِيمٌ ﴿٣٤﴾

૩૪. જે લોકો અલ્લાહ તથા તેના રસૂલ સામે જંગ કરે છે અને ધરતીમાં બદઅમની ફેલાવવાની કોશિશ કરે છે તેમને મૃત્યુ દંડ આપવામાં આવે, અથવા તેમને સૂળીએ લટકાવવામાં આવે અથવા તેમના હાથ પગ ઉલટ સુલટ(૧૫) બાજુએથી કાપી નાખવામાં આવે અથવા તેમને દેશમાંથી હાંકી કાઢવામાં આવે. આવી રીતે તેઓ દુનિયામાં અપમાનિત થશે અને આખેરતમાં પણ ભયંકર અઝાબ ભોગવશે.

إِلَّا الَّذِينَ تَابُوا مِنْ قَبْلِ أَنْ تَقْدِرُوا عَلَيْهِمْ ۖ فَاعْلَمُوا أَنَّ اللَّهَ غَفُورٌ رَحِيمٌ ﴿٣٥﴾

૩૫. સિવાય તે લોકો કે જેના ઉપર તમે કાબુ મેળવો તે પહેલાં તેઓ તૌબાહ(૧૬) કરી લે, તો જાણી લો કે અલ્લાહ બેહદ ક્ષમાવંત છે, દયાળુ છે. (રુકૂઅ-૫)

---

૧૪. નિર્દોષની હત્યા એક ભયંકર ઝુલ્મ છે.

૧૫. જે હાથ કાપવામાં આવ્યો હોય તેની બીજી તરફનો પગ કાપવામાં આવે. અર્થાત જો જમણો હાથ કાપવામાં આવે તો પગ ડાબો કાપવામાં આવે.

૧૬. આ 'તૌબાહ' ચોરી લૂંટ ધાડ વગેરેના અપરાધો માટે નથી, પરંતુ ઈસ્લામિક હકૂમત સામે કાવતરાં તેમજ રાજ દ્રોહના સંબંધમાં છે, અને અલ્લાહના રસૂલો સામે બંડ જગાવવાના સંબંધમાં છે.

૩૬. હે ઈમાન લાવનારાઓ! અલ્લાહથી ડરો અને તેની તરફ પહોંચવાનો વસીલો શોધો, અને તેની રાહમાં જીહાદ કરો જેથી તમને સફળતા પ્રાપ્ત થાય.

૩૭. બેશક ઈન્કાર કરનારાઓ પાસે જો આ દુનિયામાં છે તે સઘળું અને ઉપરાંતમાં એટલું જ બીજું પણ હશે તો પણ કયામતના દિવસે અઝાબથી છૂટકારાના બદલામાં તેમની પાસેથી તે સ્વીકારવામાં નહિ આવે. અને તેમના માટે દર્દનાક અઝાબ નિશ્ચિત છે.

૩૮. તેઓ જહન્નમની આગમાંથી નીકળવા ચાહશે પરંતુ તેમાંથી નીકળી નહિ શકે અને તેઓ કાયમ માટે અઝાબ ભોગવશે.

૩૯. ચોરી કરનાર પુરુષ હોય અથવા સ્ત્રી હોય, તેમના કરેલા અપરાધના બદલા તરીકે તેમના હાથ કાપી[૧૭] નાખો. આ અલ્લાહ તરફથી દાખલારૂપ સઝા છે. અલ્લાહ સર્વ સમર્થ છે, હિકમતવાળો છે.

૪૦. પરંતુ જેણે ઝુલ્મ (ગુનો) કર્યા પછી તૌબાહ કરી પોતાને સુધારી લીધો, તો ખરેખર અલ્લાહ તેની તૌબાહ કબુલ કરશે. ખરેજ, અલ્લાહ બેહદ ક્ષમાવંત છે, દયાળુ છે.

૪૧. શું તું નથી જાણતો કે અલ્લાહ જ આ આકાશો તથા પૃથ્વીની બાદશાહતનો ધણી છે? તે જેને ચાહે સઝા આપે છે અને જેને ચાહે માફ કરે છે. અને અલ્લાહ સર્વ વસ્તુઓ કરવાની શકિત ધરાવે છે.

૪૨. હે રસૂલ, તું તેમના માટે અફસોસ ન કર જે લોકો વગર વિચારે ઈન્કાર કરી દે છે. જે લોકો (માત્ર) પોતાના મોઢે કહે છે, 'અમે ઈમાન લાવીએ છીએ.' હકીકતમાં તેમના દિલોમાં ઈમાન નથી. અને યહૂદીઓમાં કેટલાક એવા છે જે વાતોને દિલચસ્પીથી સાંભળે છે અને જે લોકો હજુ તારી પાસે નથી આવ્યા, તેમને (ખોટા અર્થઘટન કરી પહોંચાડવા) માટે જ સાંભળે છે. તેઓ શબ્દોને તેમની અસલિયતથી

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا اتَّقُوا اللَّهَ وَابْتَغُوا إِلَيْهِ الْوَسِيلَةَ
وَجَاهِدُوا فِي سَبِيلِهِ لَعَلَّكُمْ تُفْلِحُونَ ﴿٣٦﴾

إِنَّ الَّذِينَ كَفَرُوا لَوْ أَنَّ لَهُمْ مَا فِي الْأَرْضِ جَمِيعًا
وَمِثْلَهُ مَعَهُ لِيَفْتَدُوا بِهِ مِنْ عَذَابِ يَوْمِ الْقِيَامَةِ
مَا تُقُبِّلَ مِنْهُمْ وَلَهُمْ عَذَابٌ أَلِيمٌ ﴿٣٧﴾

يُرِيدُونَ أَنْ يَخْرُجُوا مِنَ النَّارِ وَمَا هُمْ بِخَارِجِينَ
مِنْهَا وَلَهُمْ عَذَابٌ مُقِيمٌ ﴿٣٨﴾

وَالسَّارِقُ وَالسَّارِقَةُ فَاقْطَعُوا أَيْدِيَهُمَا جَزَاءً بِمَا
كَسَبَا نَكَالًا مِنَ اللَّهِ وَاللَّهُ عَزِيزٌ حَكِيمٌ ﴿٣٩﴾

فَمَنْ تَابَ مِنْ بَعْدِ ظُلْمِهِ وَأَصْلَحَ فَإِنَّ اللَّهَ يَتُوبُ
عَلَيْهِ إِنَّ اللَّهَ غَفُورٌ رَحِيمٌ ﴿٤٠﴾

أَلَمْ تَعْلَمْ أَنَّ اللَّهَ لَهُ مُلْكُ السَّمَاوَاتِ وَالْأَرْضِ يُعَذِّبُ
مَنْ يَشَاءُ وَيَغْفِرُ لِمَنْ يَشَاءُ وَاللَّهُ عَلَىٰ كُلِّ شَيْءٍ
قَدِيرٌ ﴿٤١﴾

يَا أَيُّهَا الرَّسُولُ لَا يَحْزُنْكَ الَّذِينَ يُسَارِعُونَ فِي
الْكُفْرِ مِنَ الَّذِينَ قَالُوا آمَنَّا بِأَفْوَاهِهِمْ وَلَمْ تُؤْمِنْ
قُلُوبُهُمْ وَمِنَ الَّذِينَ هَادُوا سَمَّاعُونَ لِلْكَذِبِ
سَمَّاعُونَ لِقَوْمٍ آخَرِينَ لَمْ يَأْتُوكَ يُحَرِّفُونَ الْكَلِمَ
مِنْ بَعْدِ مَوَاضِعِهِ يَقُولُونَ إِنْ أُوتِيتُمْ هَٰذَا فَخُذُوهُ

૧૭. ઈસ્લામની જાહો-જલાલીના યુગમાં ચોરીનો ઉપદ્રવ હતો જ નહિ. માત્ર ચોરીની એકજ ઘટનાના પરિણામે ચોરના હાથ કાપી નાખવામાં આવ્યા હતા. તેની અસરથી ઈસ્લામી ઝંડો જ્યાં પણ ફરકતો હતો ત્યાં ચોરી એક અજાણી વસ્તુ હતી. આજે પણ અરબસ્તાનના ઘણા રાજ્યોમાં જ્યાં આ કાયદો અમલમાં લેવાય છે, ત્યાં ચોરી એક અજાયબી ગણાય છે.

وَاِنْ لَّمْ تُؤْتَوْهُ فَاحْذَرُوْا ۭ وَمَنْ يُّرِدِ اللّٰهُ فِتْنَتَهٗ فَلَنْ تَمْلِكَ لَهٗ مِنَ اللّٰهِ شَـيْـــًٔا ۭ اُولٰۗىِٕكَ الَّذِيْنَ لَمْ يُرِدِ اللّٰهُ اَنْ يُّطَهِّرَ قُلُوْبَهُمْ ۭ لَهُمْ فِي الدُّنْيَا خِزْيٌ ښ وَّلَهُمْ فِي الْاٰخِرَةِ عَذَابٌ عَظِيْمٌ ۝

બદલી[૧૮] નાખે છે, અને કહે છે 'જો તમને આ (આદેશ) આપવામાં આવે તો માની લેજો, અને જોઆ (આદેશ) આપવામાં ન આવે તો સાવધ રહેજો.' અને અલ્લાહ જેની કસોટી કરવાનો ફેંસલો કરે તો તેમના માટે તું અલ્લાહ સામે કંઈ પણ નહિ કરી શકે. આ તે લોકો છે જેમના દિલોને પાક કરવાનો અલ્લાહનો ઈરાદો નથી; તેમના માટે આ દુનિયામાં ફજેતી છે અને આખેરતમાં ભયંકર અઝાબ છે.

سَمّٰعُوْنَ لِلْكَذِبِ اَكّٰلُوْنَ لِلسُّحْتِ ۭ فَاِنْ جَاۗءُوْكَ فَاحْكُمْ بَيْنَهُمْ اَوْ اَعْرِضْ عَنْهُمْ ۚ وَاِنْ تُعْرِضْ عَنْهُمْ فَلَنْ يَّضُرُّوْكَ شَـيْـــًٔا ۭ وَاِنْ حَكَمْتَ فَاحْكُمْ بَيْنَهُمْ بِالْقِسْطِ ۭ اِنَّ اللّٰهَ يُحِبُّ الْمُقْسِطِيْنَ ۝

૪૩. તેઓ અસત્ય સાંભળવાના હેવાયા છે, હરામનો માલ ખાનારા છે. જો તેઓ તારી પાસે (ઈન્સાફ કરાવવા) આવે તો જો તું ચાહે તો (તેમનો) ઈન્સાફ કર અને ચાહે તો તેમનાથી અલગ થઈ જા. અને જો તું તેમનાથી વિમુખ થઈ જા તો તેઓ તારું કંઈ પણ નહિ બગાડી શકે. અને જો તું તેમની વચ્ચે ન્યાયપૂર્વક ફેંસલો કરીશ (તો). અલ્લાહ ઈન્સાફ કરનારાઓને પસંદ કરે છે.

وَكَيْفَ يُحَكِّمُوْنَكَ وَعِنْدَهُمُ التَّوْرٰىةُ فِيْهَا حُكْمُ اللّٰهِ ثُمَّ يَتَوَلَّوْنَ مِنْۢ بَعْدِ ذٰلِكَ ۭ وَمَآ اُولٰۗىِٕكَ بِالْمُؤْمِنِيْنَ ۝ ع

૪૪. અને તેઓ તને શા માટે મુન્સીફ (ન્યાયાધીશ) બનાવે છે. જ્યારે તેમની પાસે તૌરાત છે જેમાં અલ્લાહના ફેંસલા મોજૂદ છે. છતાં પણ જો તેઓ (તારાથી) મોઢું ફેરવી જાય છે; (તો પછી) ખરેજ તેઓ ઈમાન નહિ લાવે. (રુકૂઅ-૬)

اِنَّآ اَنْزَلْنَا التَّوْرٰىةَ فِيْهَا هُدًى وَّنُوْرٌ ۚ يَحْكُمُ بِهَا النَّبِيُّوْنَ الَّذِيْنَ اَسْلَمُوْا لِلَّذِيْنَ هَادُوْا وَالرَّبّٰنِيُّوْنَ وَالْاَحْبَارُ بِمَا اسْتُحْفِظُوْا مِنْ كِتٰبِ اللّٰهِ وَكَانُوْا عَلَيْهِ شُهَدَاۗءَ ۚ فَلَا تَخْشَوُا النَّاسَ وَاخْشَوْنِ وَلَا تَشْتَرُوْا بِاٰيٰتِيْ ثَـمَنًا قَلِيْلًا ۭ وَمَنْ لَّمْ يَحْكُمْ بِمَآ اَنْزَلَ اللّٰهُ فَاُولٰۗىِٕكَ هُمُ الْكٰفِرُوْنَ ۝

૪૫. ખચિત, અમે તૌરાતને હિદાયત અને નૂરથી ભરપૂર ઊતારી હતી. તેના આધારે અમારા ફરમાંબરદાર નબીઓ યહૂદીઓને ફેંસલા આપતા રહ્યા હતા જેમ અલ્લાહના (મહેબુબ) લોકો તથા આલીમો (આપતા રહ્યા હતા); કારણ કે અલ્લાહની કિતાબની સંભાળ લેવાનો ભાર તેમના ઉપર નાખવામાં આવ્યો હતો અને તેઓ કિતાબના રક્ષક નીમવામાં આવ્યા હતા. માટે તમે ઈન્સાનોથી ન ડરો પરંતુ મારો જ ડર રાખો; અને મારી આયતોને નજીવી કિમતે ન વેચી નાખો. બેશક, અલ્લાહે જે ઊતાર્યું છે, તે પ્રમાણે આદેશ ન આપનારા લોકોજ કાફર છે.

---

૧૮. અ. સમય જતાં તૌરાતમાં યહૂદીઓએ ધાલમેલ કરવા માંડયું. જેના લીધે તેનું મહત્વ ઘટતું ગયું, એવી જ હાલત ઇન્જીલની છે. આજે બાઈબલના દર નવા પ્રકાશનમાં નિતનવા ફેરફાર કરવામાં આવે છે. પરંતુ કલામે પાક કુરઆન મજીદમાં ૧૪૦૦ વર્ષના લાંબાગાળા દરમિયાન એક ટપકાનો પણ ફેરફાર નથી કરવામાં આવ્યો અને કયામત સુધી એવું નહિ થવા પામે, આ અલ્લાહના કલામનો દાવો છે.

وَكَتَبْنَا عَلَيْهِمْ فِيهَا أَنَّ النَّفْسَ بِالنَّفْسِ وَالْعَيْنَ
بِالْعَيْنِ وَالْأَنْفَ بِالْأَنْفِ وَالْأُذُنَ بِالْأُذُنِ وَالسِّنَّ
بِالسِّنِّ وَالْجُرُوحَ قِصَاصٌ ۚ فَمَنْ تَصَدَّقَ بِهِ فَهُوَ
كَفَّارَةٌ لَهُ ۚ وَمَنْ لَمْ يَحْكُمْ بِمَا أَنْزَلَ اللَّهُ فَأُولَٰئِكَ
هُمُ الظَّالِمُونَ ﴿٤٦﴾

૪૬. અને અમે તે (તૌરાત)માં જ આદેશ આપ્યો છે કે જીવનો બદલો જીવ અને આંખનો બદલો આંખ, નાકનો બદલો નાક, કાનનો બદલો કાન અને દાંતનો બદલો દાંત અને (અન્ય) ઝખ્મોનો બદલો (પણ) મુકર્રર કર્યો છે. પણ જો કોઈ પોતાના હક્કને જતો કરે તો તે તેના પોતાના (ગુનાહોનો) કફ્ફારો (પ્રાયશ્ચિત) બની જશે અને અલ્લાહે જે ઊતાર્યું છે તે પ્રમાણે ન્યાય નથી કરતા તે લોકો જ ઝાલિમ છે.

وَقَفَّيْنَا عَلَىٰ آثَارِهِمْ بِعِيسَى ابْنِ مَرْيَمَ مُصَدِّقًا
لِمَا بَيْنَ يَدَيْهِ مِنَ التَّوْرَاةِ ۖ وَآتَيْنَاهُ الْإِنْجِيلَ فِيهِ
هُدًى وَنُورٌ وَمُصَدِّقًا لِمَا بَيْنَ يَدَيْهِ مِنَ التَّوْرَاةِ
وَهُدًى وَمَوْعِظَةً لِلْمُتَّقِينَ ﴿٤٧﴾

૪૭. અને અમે મરિયમના પુત્ર ઈસાને તેમના નકશેકદમ ચલાવ્યો અને જે તેની પહેલાં તૌરાતમાં (વહી) દ્વારા ઊતાર્યું હતું તેને પરિપૂર્ણ કરનાર હતો, અને અમે તેને ઇન્જીલ આપી જેમાં હિદાયત અને નૂર હતા, જે તેની પહેલાં આવેલી તૌરાતની સચ્ચાઈનું સમર્થન કરનારી હતી, અને તે પરહેઝગારો માટે હિદાયત અને નસિહત હતી.

وَلْيَحْكُمْ أَهْلُ الْإِنْجِيلِ بِمَا أَنْزَلَ اللَّهُ فِيهِ ۚ وَمَنْ لَمْ
يَحْكُمْ بِمَا أَنْزَلَ اللَّهُ فَأُولَٰئِكَ هُمُ الْفَاسِقُونَ ﴿٤٨﴾

૪૮. ઇન્જીલવાળાઓને જોઈએ કે અલ્લાહે જે કંઈ ઊતાર્યું છે તેના આધારે જ તેઓ નિર્ણય કરે, અને જે લોકો અલ્લાહે ઊતાર્યું છે તે પ્રમાણે નિર્ણય નહિ કરે, તેઓ જ નાફરમાન છે.

وَأَنْزَلْنَا إِلَيْكَ الْكِتَابَ بِالْحَقِّ مُصَدِّقًا لِمَا بَيْنَ يَدَيْهِ
مِنَ الْكِتَابِ وَمُهَيْمِنًا عَلَيْهِ ۖ فَاحْكُمْ بَيْنَهُمْ بِمَا أَنْزَلَ
اللَّهُ ۖ وَلَا تَتَّبِعْ أَهْوَاءَهُمْ عَمَّا جَاءَكَ مِنَ الْحَقِّ ۚ لِكُلٍّ
جَعَلْنَا مِنْكُمْ شِرْعَةً وَمِنْهَاجًا ۚ وَلَوْ شَاءَ اللَّهُ لَجَعَلَكُمْ
أُمَّةً وَاحِدَةً وَلَٰكِنْ لِيَبْلُوَكُمْ فِي مَا آتَاكُمْ ۖ فَاسْتَبِقُوا
الْخَيْرَاتِ ۚ إِلَى اللَّهِ مَرْجِعُكُمْ جَمِيعًا فَيُنَبِّئُكُمْ بِمَا
كُنْتُمْ فِيهِ تَخْتَلِفُونَ ﴿٤٩﴾

૪૯. અને અમે તારા ઉપર આ સત્યપૂર્ણ કિતાબ (કુરઆન) ઊતારી છે. જે પહેલાં આવેલી કિતાબ (ના વચનો)ને પરિપૂર્ણ કરે છે અને તે (કિતાબો)ની રક્ષા કરનારી છે. માટે તું અલ્લાહ તરફથી આવ્યું છે તે (કુરઆન)ના આધારે તેમની વચ્ચે નિર્ણય કર અને તારી તરફ જે સચ્ચાઈ આવી છે તેને છોડી તેમના ખોટાં વલણોને અનુસરીશ નહિ. અમે તમારામાંના દરેક માટે એક શરિયતની રીત કાયમ કરી છે. જો અલ્લાહ ચાહત તો તે તમને એક જ ઉમ્મત (કોમ) બનાવી દેત, પરંતુ તેણે તમને જે પણ આપ્યું છે તેની દ્વારા તે તમારી આઝમાયશ લે છે. માટે તમે ભલાઈના કામોમાં એકબીજાથી આગળ વધો. અલ્લાહ તરફ જ તમે સૌ પાછા ફરશો ત્યારે તે તમારી વચ્ચેના મતભેદોની તમને સમજણ પાડી દેશે.

وَأَنِ احْكُمْ بَيْنَهُمْ بِمَا أَنْزَلَ اللَّهُ وَلَا تَتَّبِعْ أَهْوَاءَهُمْ
وَاحْذَرْهُمْ أَنْ يَفْتِنُوكَ عَنْ بَعْضِ مَا أَنْزَلَ اللَّهُ إِلَيْكَ

૫૦. જે અલ્લાહે તારા ઉપર ઊતાર્યું છે તેના આધારે તું તેમની વચ્ચે ન્યાય કર અને તેમની દુષ્ટ કામનાઓની પાછળ તું ન ચાલજે, અને તું તેમનાથી

ચેતીને રહેજે જે અલ્લાહે તારા ઉપર ઊતાર્યું છે તે વિશે તેઓ તને કયાંક ભ્રમણામાં ન નાખી દે. તે બાદ જો તેઓ ફરી જાય તો જાણી લે કે અલ્લાહે તેમના ગુનાહો માટે તેમને સઝા આપવાનો ઈરાદો કરી લીધો છે. બેશક, લોકોમાંથી ઘણાખરા નાફરમાન હોય છે.

૫૧. શું તેઓ જહાલતના સમયનો ફેંસલો ચાહે છે? જે લોકો યકીન રાખે છે તેમના માટે અલ્લાહથી વધુ સારો ન્યાય કરનાર કોણ છે? (રુકૂઅ - ૭)

૫૨. 'હે મોમિનો, યહૂદીઓ અને ઈસાઈઓને તમારા દોસ્ત ન બનાવો તેઓ એકબીજાના દોસ્ત[૧૯] છે. અને તમારામાંનો જે પણ તેમને દોસ્ત બનાવશે તે બેશક તેમનામાંનો જ થઈ જશે, નિ:સંદેહ અલ્લાહ ઝાલિમોને હિદાયત નથી આપતો.

૫૩. જે લોકોના દિલોમાં રોગ છે તે લોકોને તું જોઈશ કે તેઓ તેમની સાથે ભળવાની ઉતાવળે દોડે છે, કહે છે 'અમને ભય લાગે છે કે અમારી ઉપર કોઈ આફત ન આવી પડે.' શકય છે અલ્લાહ તારી ફતેહનું સાધન કરશે અથવા પોતાના તરફથી કંઈક કરશે કે જેથી તેમણે જે મનમાં છૂપાવી રાખ્યું છે તેના કારણે તેઓ શરમિંદા થાય.

૫૪. ઈમાન લાવનારાઓ ત્યારે કહેશે, 'શું આ તે લોકો છે જેમણે અલ્લાહના સોગંદ ઉઠાવી કહ્યું હતું કે તેઓ ખરેખર તારી સાથે હતા?' તેમની નેકીઓ તો અકારત ગઈ અને તેઓ નુકસાન ઉઠાવનારા થઈ ગયા!

૫૫. હે ઈમાન લાવનારાઓ, તમારામાંથી જે લોકો પોતાના દીનથી ફરી જશે, અલ્લાહ તેમની જગ્યાએ બીજા લોકોને લાવશે, જેને તે પ્યાર કરશે અને જે તેને પ્યાર કરશે, અને તેઓ મોમિનો સાથે લાગણી અને નમ્રતા દાખવશે, અને કાફરો સામે સખત હશે. તેઓ અલ્લાહની રાહમાં જીહાદ કરનારા હશે, કોઈ નિંદા કરનારાની નિંદાથી ડરશે નહિ. આ

فَإِن تَوَلَّوْا فَاعْلَمْ أَنَّمَا يُرِيدُ اللَّهُ أَن يُصِيبَهُم بِبَعْضِ ذُنُوبِهِمْ ۗ وَإِنَّ كَثِيرًا مِّنَ النَّاسِ لَفَاسِقُونَ ﴿٥٠﴾

أَفَحُكْمَ الْجَاهِلِيَّةِ يَبْغُونَ ۚ وَمَنْ أَحْسَنُ مِنَ اللَّهِ حُكْمًا لِّقَوْمٍ يُوقِنُونَ ﴿٥١﴾ ع

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا لَا تَتَّخِذُوا الْيَهُودَ وَالنَّصَارَىٰ أَوْلِيَاءَ ۘ بَعْضُهُمْ أَوْلِيَاءُ بَعْضٍ ۚ وَمَن يَتَوَلَّهُم مِّنكُمْ فَإِنَّهُ مِنْهُمْ ۗ إِنَّ اللَّهَ لَا يَهْدِي الْقَوْمَ الظَّالِمِينَ ﴿٥٢﴾

فَتَرَى الَّذِينَ فِي قُلُوبِهِم مَّرَضٌ يُسَارِعُونَ فِيهِمْ يَقُولُونَ نَخْشَىٰ أَن تُصِيبَنَا دَائِرَةٌ ۚ فَعَسَى اللَّهُ أَن يَأْتِيَ بِالْفَتْحِ أَوْ أَمْرٍ مِّنْ عِندِهِ فَيُصْبِحُوا عَلَىٰ مَا أَسَرُّوا فِي أَنفُسِهِمْ نَادِمِينَ ﴿٥٣﴾

وَيَقُولُ الَّذِينَ آمَنُوا أَهَٰؤُلَاءِ الَّذِينَ أَقْسَمُوا بِاللَّهِ جَهْدَ أَيْمَانِهِمْ ۙ إِنَّهُمْ لَمَعَكُمْ ۚ حَبِطَتْ أَعْمَالُهُمْ فَأَصْبَحُوا خَاسِرِينَ ﴿٥٤﴾

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا مَن يَرْتَدَّ مِنكُمْ عَن دِينِهِ فَسَوْفَ يَأْتِي اللَّهُ بِقَوْمٍ يُحِبُّهُمْ وَيُحِبُّونَهُ أَذِلَّةٍ عَلَى الْمُؤْمِنِينَ أَعِزَّةٍ عَلَى الْكَافِرِينَ يُجَاهِدُونَ فِي سَبِيلِ اللَّهِ وَلَا

૧૯. ઈસ્લામ વિરુદ્ધ કાવતરાઓની ચળવળો આજે ઠેર ઠેર જોવામાં આવે છે. કેટલાક મુસ્લિમ ગણાતા દેશો અન્ય દેશોની લઘુમતિ મુસ્લિમ પ્રજા ઉપર કરવામાં આવતા જૂલ્મો-સિતમમાં ખુલ્લેખુલ્લો સહકાર જો ન આપતા હોય તો ઓછામાં ઓછા તે ઝુલ્મ કરનારાના પક્ષમાં રહી મૂંગી અનુમતિ આપવામાં પાછળ નથી રહી ગયા, ત્યાં સુધી કે નિર્દોષ પ્રજા ઉપર થતા ઝુલ્મ ઉપર પોતાના અણગમાને પ્રદર્શિત કરવા જેટલો વિવેક પણ તેમનામાં નથી રહ્યો.

يَخَافُونَ لَوْمَةَ لَآئِمٍ ذٰلِكَ فَضْلُ اللّٰهِ يُؤْتِيهِ مَنْ يَّشَآءُ وَاللّٰهُ وَاسِعٌ عَلِيمٌ ﴿٥٥﴾

અલ્લાહનો ફઝલ છે; તે જેને ચાહે આપે છે અને અલ્લાહ સમૃદ્ધિ પ્રદાન કરનારો છે, સર્વ જાણનારો છે.

إِنَّمَا وَلِيُّكُمُ اللّٰهُ وَرَسُولُهٗ وَالَّذِينَ اٰمَنُوا الَّذِينَ يُقِيمُونَ الصَّلٰوةَ وَيُؤْتُونَ الزَّكٰوةَ وَهُمْ رٰكِعُونَ ﴿٥٦﴾

૫૬. તમારા મિત્ર માત્ર અલ્લાહ અને તેનો રસૂલ અને તે મોમિનો છે, જે નમાઝના પાબંદ છે અને જે ઝકાત આપે છે અને ફકત અલ્લાહની જ બંદગી કરે છે.

وَمَنْ يَّتَوَلَّ اللّٰهَ وَرَسُولَهٗ وَالَّذِينَ اٰمَنُوا فَإِنَّ حِزْبَ اللّٰهِ هُمُ الْغٰلِبُونَ ﴿٥٧﴾ ع

૫૭. જે લોકો અલ્લાહ અને તેના રસૂલ અને મોમિનોને પોતાના દોસ્ત બનાવે છે તે યાદ રાખે કે અલ્લાહનો પક્ષ જ સફળ થનારો છે. (રુકૂઅ-૮)

يٰٓأَيُّهَا الَّذِينَ اٰمَنُوا لَا تَتَّخِذُوا الَّذِينَ اتَّخَذُوا دِينَكُمْ هُزُوًا وَّلَعِبًا مِّنَ الَّذِينَ أُوتُوا الْكِتٰبَ مِنْ قَبْلِكُمْ وَالْكُفَّارَ أَوْلِيَآءَ وَاتَّقُوا اللّٰهَ إِنْ كُنْتُمْ مُّؤْمِنِينَ ﴿٥٨﴾

૫૮. 'હે ઈમાનવાળાઓ, જેમને તમારી પહેલાં કિતાબ આપવામાં આવી હતી, તેઓમાંના જે તમારા દીનને હાંસી તથા ખેલ બનાવે છે તેમને અને જે કાફર છે તેમને તમારા દોસ્ત ન બનાવો અને અલ્લાહથી ડરતા રહો જો તમે (ખરા) મોમિન છો તો;

وَإِذَا نَادَيْتُمْ إِلَى الصَّلٰوةِ اتَّخَذُوهَا هُزُوًا وَّلَعِبًا ذٰلِكَ بِأَنَّهُمْ قَوْمٌ لَّا يَعْقِلُونَ ﴿٥٩﴾

૫૯. અને જ્યારે તમે નમાઝ માટે (અઝાન) પુકારો છો ત્યારે તેઓ તમારું હાસ્ય ઉડાવી ગમ્મત કરે છે (તેમને પણ). તેમનું આવું કરવાનું કારણ, તેમની નાદાની છે.

قُلْ يٰٓأَهْلَ الْكِتٰبِ هَلْ تَنْقِمُونَ مِنَّآ إِلَّآ أَنْ اٰمَنَّا بِاللّٰهِ وَمَآ أُنْزِلَ إِلَيْنَا وَمَآ أُنْزِلَ مِنْ قَبْلُ وَأَنَّ أَكْثَرَكُمْ فٰسِقُونَ ﴿٦٠﴾

૬૦. તું કહી દે 'હે એહલે કિતાબ, શું તમને અમારામાં દોષ એટલા માટે દેખાય છે કે અમે અલ્લાહમાં અને જે તેણે ઊતાર્યું છે તેમાં, અને જે પહેલાં ઊતારવામાં આવ્યું હતું તેમાં ઈમાન લાવ્યા છીએ? અથવા શું તમારામાંના ઘણા (અલ્લાહના) નાફરમાન છે?'

قُلْ هَلْ أُنَبِّئُكُمْ بِشَرٍّ مِّنْ ذٰلِكَ مَثُوبَةً عِنْدَ اللّٰهِ مَنْ لَّعَنَهُ اللّٰهُ وَغَضِبَ عَلَيْهِ وَجَعَلَ مِنْهُمُ الْقِرَدَةَ وَالْخَنَازِيرَ وَعَبَدَ الطَّاغُوتَ أُولٰٓئِكَ شَرٌّ مَّكَانًا وَّأَضَلُّ عَنْ سَوَآءِ السَّبِيلِ ﴿٦١﴾

૬૧. તું કહી દે 'શું હું તમને તેમના વિશે જણાવું જેમનો બદલો અલ્લાહ પાસે તેનાથી પણ વધુ બૂરો છે?' આ તે લોકો છે જેમના ઉપર અલ્લાહે લા'નત નાખી, અને જેમના ઉપર અલ્લાહની નારાઝગી ઊતરી છે અને જેમને અલ્લાહે વાંદરા અને સુવ્વર[૨૦] બનાવી દીધા છે, અને (જે લોકો) શયતાનની બંદગી કરનારા છે. આ લોકોની દશા બેહદ બૂરી છે. બેશક, તેઓ સીધામાર્ગેથી દૂર જઈ પડયા છે.

---

૨૦. 'વાંદરા અને સુવ્વર બનાવી દીધા'થી તેમને ખરેખર વાંદરા તથા સુવ્વરનું રૂપ આપવામાં આવ્યું હોય એવું ધારવું અયોગ્ય છે, પરંતુ તેમની પ્રકૃતિ વાંદરા જેવી ચાળા ચાંદુળીયા, નકલ કરવાની અને સુવ્વર જેવી ગંદી તથા નિર્લ્લજતા ભરી આદતોવાળી બની જશે.

૬૨. અને જ્યારે તેઓ તારી પાસે આવે છે ત્યારે કહે છે 'અમે ઈમાન લઈ આવ્યા છીએ.' જો કે તેઓ કુફ્રથી જ દાખલ થાય છે તેવી જ હાલતમાં પાછા વળે છે; અને અલ્લાહ ખૂબ જાણે છે જે તેઓ છુપાવી રહ્યા છે.

وَاِذَا جَآءُوْكُمْ قَالُوْٓا اٰمَنَّا وَقَدْ دَّخَلُوْا بِالْكُفْرِ وَهُمْ قَدْ خَرَجُوْا بِهٖ ؕ وَاللّٰهُ اَعْلَمُ بِمَا كَانُوْا يَكْتُمُوْنَ ﴿٦٢﴾

૬૩. અને તું જોઈશ કે તેમનામાંના ઘણા ગુનાહો કરવામાં અને હદ બહાર જવામાં તેમજ હરામનો માલ ખાવામાં એકબીજાની હરીફાઈ કરે છે. તેમના આ આચરણો બહુજ બૂરા છે.

وَتَرٰى كَثِيْرًا مِّنْهُمْ يُسَارِعُوْنَ فِى الْاِثْمِ وَالْعُدْوَانِ وَاَكْلِهِمُ السُّحْتَ ؕ لَبِئْسَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿٦٣﴾

૬૪. શા માટે તેમના મઝહબી રાહનુમાઓ અને તેમના આલીમો તેમને ગુનાહોની વાતો ઉચ્ચારવાથી[૨૧] અને હરામ વસ્તુઓ ખાવાથી રોકતા નથી? આ ખરેખર બૂરા કામો છે જે તેઓ કરી રહ્યા છે.

لَوْلَا يَنْهٰىهُمُ الرَّبّٰنِيُّوْنَ وَالْاَحْبَارُ عَنْ قَوْلِهِمُ الْاِثْمَ وَاَكْلِهِمُ السُّحْتَ ؕ لَبِئْسَ مَا كَانُوْا يَصْنَعُوْنَ ﴿٦٤﴾

૬૫. અને યહૂદીઓ કહે છે 'અલ્લાહના હાથ બંધાએલા[૨૨] છે.' (હકીકતમાં) તેમના પોતાના જ હાથ બાંધવામાં આવશે, અને તેમના આવું કહેવાના પરિણામે તેઓ લા'નત પામશે. બલ્કે અલ્લાહના હાથ તો છૂટા છે; તે જેમ ચાહે ખર્ચ કરે છે. અને તારા પાલનહાર તરફથી જે તારા ઉપર ઊતારવામાં આવ્યું છે, તે તેમનામાંના ઘણા લોકોને શરારતોમાં તથા કુફ્રમાં (નાફરમાનીમાં) બહુજ વધારી મૂકશે. અમે તેમની વચ્ચે કયામત સુધીની દુશ્મની અને નફરત નાખી દીધી છે. જ્યારે પણ તેઓ જંગની આગ ભડકાવે[૨૩] છે, અલ્લાહ તેને બૂઝાવી દે છે અને આ લોકો ધરતીમાં ફિસાદ ફેલાવવાના પ્રયાસો કરે છે. પરંતુ અલ્લાહ ફિસાદ ફેલાવનારાઓને પસંદ નથી કરતો.

وَقَالَتِ الْيَهُوْدُ يَدُ اللّٰهِ مَغْلُوْلَةٌ ؕ غُلَّتْ اَيْدِيْهِمْ وَلُعِنُوْا بِمَا قَالُوْا ۘ بَلْ يَدٰهُ مَبْسُوْطَتٰنِ ۙ يُنْفِقُ كَيْفَ يَشَآءُ ؕ وَلَيَزِيْدَنَّ كَثِيْرًا مِّنْهُمْ مَّآ اُنْزِلَ اِلَيْكَ مِنْ رَّبِّكَ طُغْيَانًا وَّكُفْرًا ؕ وَاَلْقَيْنَا بَيْنَهُمُ الْعَدَاوَةَ وَالْبَغْضَآءَ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ ؕ كُلَّمَآ اَوْقَدُوْا نَارًا لِّلْحَرْبِ اَطْفَاَهَا اللّٰهُ ۙ وَيَسْعَوْنَ فِى الْاَرْضِ فَسَادًا ؕ وَاللّٰهُ لَا يُحِبُّ الْمُفْسِدِيْنَ ﴿٦٥﴾

૬૬. બેશક, જો એહલે કિતાબ ઈમાન લઈ આવ્યા હોત અને સદાચારો કરત તો અમે તેમની બૂરાઈઓને તેમનાથી દૂર કરી દેત, અને તેમને ને'મતોવાળા બાગોમાં દાખલ કરત.

وَلَوْ اَنَّ اَهْلَ الْكِتٰبِ اٰمَنُوْا وَاتَّقَوْا لَكَفَّرْنَا عَنْهُمْ سَيِّاٰتِهِمْ وَلَاَدْخَلْنٰهُمْ جَنّٰتِ النَّعِيْمِ ﴿٦٦﴾

૨૧. બૂરાઈના કામો કરવા અથવા બૂરાઈની વાતો કરવી બન્ને એક સમાન છે.

૨૨. યહૂદીઓની અયોગ્ય કમાણી તેમજ વ્યાજની આવકમાં ઈસ્લામના ઉદય પછી મોટું ગાબડું પડ્યું જેથી યહૂદીઓએ અલ્લાહની ટીકા કરી કે અલ્લાહના હાથ બંધાઈ ગયા છે.

૨૩. ઈસ્લામ વિરુદ્ધ કાવતરાઓ ઉપરાંત યહૂદીઓ અરબસ્તાનના મૂર્તિપૂજકોને મુસ્લિમો સામે જંગ કરવા માટે ઉશ્કેરણી કરતા રહેતા.

وَلَوْ أَنَّهُمْ أَقَامُوا التَّوْرَاةَ وَالْإِنجِيلَ وَمَا أُنزِلَ إِلَيْهِم مِّن رَّبِّهِمْ لَأَكَلُوا مِن فَوْقِهِمْ وَمِن تَحْتِ أَرْجُلِهِم ۚ مِّنْهُمْ أُمَّةٌ مُّقْتَصِدَةٌ ۖ وَكَثِيرٌ مِّنْهُمْ سَاءَ مَا يَعْمَلُونَ ﴿٦٦﴾

૬૭. અને જો તેઓ તૌરાત તથા ઇન્જીલ તથા જે તેમના પરવરદિગાર તરફથી તેમના તરફ ઊતારવામાં આવ્યું છે તેના ઉપર દૃઢતાથી કારબંધ થયા હોત તો તેમણે પોતાના ઉપરથી[(૨૪)] (ઉત્તમ વસ્તુઓ) ખાધી હોત અને તેમના પગ તળેથી પણ. જોકે તેમની વચ્ચે એવા પણ છે જે મધ્યમ માર્ગી છે. પરંતુ તેમનામાંના ઘણા ખરા જે કરી રહ્યા છે. તે અવશ્ય બહુજ બૂરું છે. (રુકૂઅ-૯)

يَا أَيُّهَا الرَّسُولُ بَلِّغْ مَا أُنزِلَ إِلَيْكَ مِن رَّبِّكَ ۖ وَإِن لَّمْ تَفْعَلْ فَمَا بَلَّغْتَ رِسَالَتَهُ ۚ وَاللَّهُ يَعْصِمُكَ مِنَ النَّاسِ ۗ إِنَّ اللَّهَ لَا يَهْدِي الْقَوْمَ الْكَافِرِينَ ﴿٦٧﴾

૬૮. હે રસૂલ! તારા પરવરદિગાર તરફથી તારા ઉપર જે વહી ઊતારવામાં આવી છે તે તું લોકો સુધી પહોંચાડી દે; અને જો તું તેમ નહિ કરે તો તેં રિસાલતનો (કોઈ) સંદેશો પહોંચાડયો જ નથી અને અલ્લાહ લોકોથી તારું રક્ષણ કરશે. નિ:સંદેહ, અલ્લાહ કાફરોને સીધો રસ્તો નથી દેખાડતો.

قُلْ يَا أَهْلَ الْكِتَابِ لَسْتُمْ عَلَىٰ شَيْءٍ حَتَّىٰ تُقِيمُوا التَّوْرَاةَ وَالْإِنجِيلَ وَمَا أُنزِلَ إِلَيْكُم مِّن رَّبِّكُمْ ۗ وَلَيَزِيدَنَّ كَثِيرًا مِّنْهُم مَّا أُنزِلَ إِلَيْكَ مِن رَّبِّكَ طُغْيَانًا وَكُفْرًا ۖ فَلَا تَأْسَ عَلَى الْقَوْمِ الْكَافِرِينَ ﴿٦٨﴾

૬૯. તું કહે 'હે એહલે કિતાબ, તમે કોઈ (વસ્તુ ઉપર) કાયમ ગણાશો નહિ જ્યાં સુધી તમે તૌરાત અને ઇન્જીલ, અને જે કંઈ તમારા પરવરદિગાર તરફથી તમારી ઉપર ઊતારવામાં આવ્યું છે તેના ઉપર[(૨૫)] અમલ નહિ કરો તો.' અને ખરેખર જે કંઈ તારી ઉપર તારા પરવરદિગાર તરફથી આવ્યું છે, તે તેઓમાંના ઘણાની નાફરમાનીમાં અને કુફ્રમાં વધારો કરી દેશે. માટે તું આ કાફર કોમ માટે અફસોસ ન કર.

إِنَّ الَّذِينَ آمَنُوا وَالَّذِينَ هَادُوا وَالصَّابِئُونَ وَالنَّصَارَىٰ مَنْ آمَنَ بِاللَّهِ وَالْيَوْمِ الْآخِرِ وَعَمِلَ صَالِحًا فَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُونَ ﴿٦٩﴾

૭૦. બેશક જે લોકો ઈમાન લાવ્યા છે, તથા યહૂદી છે, તથા સાબી છે, તથા ઈસાઈ છે, તેઓ જો અલ્લાહ ઉપર અને અંતિમ (કયામતના) દિવસ ઉપર ઈમાન લાવશે અને સદાચારો કરશે, તો તેમના ઉપર કોઈ ભય નથી અને ન તેમને કોઈ દુ:ખ આવશે.

لَقَدْ أَخَذْنَا مِيثَاقَ بَنِي إِسْرَائِيلَ وَأَرْسَلْنَا إِلَيْهِمْ رُسُلًا ۖ كُلَّمَا جَاءَهُمْ رَسُولٌ بِمَا لَا تَهْوَىٰ أَنفُسُهُمْ فَرِيقًا كَذَّبُوا وَفَرِيقًا يَقْتُلُونَ ﴿٧٠﴾

૭૧. ખરેખર, અમે બની ઈસરાઈલ પાસેથી (પાક્કું) વચન લીધું હતું, અને તેમની તરફ રસૂલો મોકલાવ્યા હતા. પરંતુ દર વખતે રસૂલ તેમની પાસે તે લઈને આવ્યો જે તેમના મનને પસંદ ન હતું, તો તેમણે તેમને ખોટા ઠરાવ્યા અને કેટલાકને કતલ કરવા ચાહ્યા.

---

૨૪. અલ્લાહ તેમને આ દુનિયામાં તેમજ આખેરતમાં પોતાની ને'મતોથી નવાઝત.

૨૫. તૌરાત અને ઇન્જીલમાં આંહઝરત સ.અ.સ.ના આગમન વિશે જે વર્ણનો હતા તેમને યહૂદીઓ તથા ઈસાઈઓ લોકોથી છુપાવતા હતા.

૭૨. અને તેમણે ધાર્યું હતું કે તેની (કોઈ) સઝા નથી, જેથી તેઓ આંધળા અને બહેરાં બની ગયા. પરંતુ અલ્લાહે તેમના ઉપર રહેમની નઝર કરી છતાં તેમનામાં ફરી પાછા ઘણા આંધળા અને બહેરા બની ગયા; અને અલ્લાહ તેમના કૃત્યોને નિહાળી રહ્યો છે.

وَحَسِبُوٓا أَلَّا تَكُونَ فِتْنَةٌ فَعَمُوا وَصَمُّوا ثُمَّ تَابَ اللّٰهُ عَلَيْهِمْ ثُمَّ عَمُوا وَصَمُّوا كَثِيرٌ مِّنْهُمْ ۚ وَاللّٰهُ بَصِيرٌۢ بِمَا يَعْمَلُونَ ﴿٧٢﴾

૭૩. બેશક, તેઓ કાફર થઈ ગયા છે જે કહે છે 'મસિહ મરિયમનો પુત્ર જ અલ્લાહ છે' જ્યારે મસિહે (પોતે) કહ્યું હતું 'હે ઈસરાઈલના સંતાનો અલ્લાહની બંદગી[૨૬] કરો જે તમારો અને મારો રબ છે.' ખરેખર જે કોઈ અન્યને અલ્લાહનો શરીક ઠરાવે છે, અલ્લાહે તેના ઉપર જન્નત હરામ કરી છે અને આગ જ તેનું ઠેકાણું છે. અને ઝાલિમોનો મદદગાર કોઈ નથી.

لَقَدْ كَفَرَ الَّذِينَ قَالُوٓا إِنَّ اللّٰهَ هُوَ الْمَسِيحُ ابْنُ مَرْيَمَ ۖ وَقَالَ الْمَسِيحُ يٰبَنِىٓ إِسْرَٰٓءِيلَ اعْبُدُوا اللّٰهَ رَبِّى وَرَبَّكُمْ ۖ إِنَّهُۥ مَن يُشْرِكْ بِاللّٰهِ فَقَدْ حَرَّمَ اللّٰهُ عَلَيْهِ الْجَنَّةَ وَمَأْوَىٰهُ النَّارُ ۖ وَمَا لِلظّٰلِمِينَ مِنْ أَنصَارٍ ﴿٧٣﴾

૭૪. જે લોકો કહે છે કે અલ્લાહ ત્રણમાંથી[૨૭] ત્રીજો છે, ખરેખર તેઓ કાફર થઈ ગયા છે; અલ્લાહ સિવાય કોઈ બીજો ઈબાદતના લાયક નથી. અને જો તેઓ જે કહી રહ્યા છે. તેનાથી અટકશે નહિ, તો તે કાફર લોકો ઉપર દર્દનાક અઝાબ તૂટી પડશે. (રુકૂઅ-૧૦)

لَقَدْ كَفَرَ الَّذِينَ قَالُوٓا إِنَّ اللّٰهَ ثَالِثُ ثَلٰثَةٍ ۘ وَمَا مِنْ إِلٰهٍ إِلَّآ إِلٰهٌ وٰحِدٌ ۚ وَإِن لَّمْ يَنتَهُوا عَمَّا يَقُولُونَ لَيَمَسَّنَّ الَّذِينَ كَفَرُوا مِنْهُمْ عَذَابٌ أَلِيمٌ ﴿٧٤﴾

૭૫. તો શું તેઓ અલ્લાહ તરફ રજુ થઈને તૌબાહ નહિ કરે, જો કે અલ્લાહ તો બેહદ ક્ષમાવંત છે, દયાળુ છે?

أَفَلَا يَتُوبُونَ إِلَى اللّٰهِ وَيَسْتَغْفِرُونَهُۥ ۚ وَاللّٰهُ غَفُورٌ رَّحِيمٌ ﴿٧٥﴾

૭૬. મસિહ ઈબને મરિયમ માત્ર એક રસૂલ[૨૮] હતો, તેના પહેલાં બેશક (ઘણા) રસૂલો થઈ ગયા હતા. અને તેની માતા એક સત્યનિષ્ઠ સ્ત્રી હતી. તે બન્ને (અન્ય લોકોની જેમજ) ખોરાક લેતા હતા. જુઓ અમે

مَّا الْمَسِيحُ ابْنُ مَرْيَمَ إِلَّا رَسُولٌ قَدْ خَلَتْ مِن قَبْلِهِ الرُّسُلُ وَأُمُّهُۥ صِدِّيقَةٌ ۖ كَانَا يَأْكُلَانِ الطَّعَامَ

૨૬. હઝરત ઈસા (અ)એ એકજ અલ્લાહની બંદગી કરવાનો ઉપદેશ આપ્યો હતો. (મેથ્યુ. પ્રકરણ- આયત.૧૦ અને લુક પ્રકરણ ૪ આયાત.૮)

૨૭. ઈસાઈ શ્રદ્ધાનો મૂળ પાયો ત્રણ ખુદા, પુત્ર અને પવિત્ર રૂહ' (રૂહુલ કુદુસ)ના સિદ્ધાંત ઉપર છે. નવાઈની વાત તો તે છે આવી વ્યર્થ માન્યતાઓ ધરાવનારાઓ જેને મા'બૂદ માને છે, તે દુશ્મનોના હાથમાંથી પોતાને ન બચાવી શકયા. આ લોકોને પોતાના મા'બૂદને નબળો, કાયર અને નિ:સહાય સાબિત કરવા જરાપણ સંકોચ નથી થતો.

૨૮. 'હઝરત ઈસા (અ) અન્ય રસૂલોની જેમ એક રસૂલ હતા જેમ બીજા જીવ્યા અને મૃત્યુ પામ્યા તેમજ તે પણ એજ પરિણામે પહોંચ્યા. તેમની માતા પાક દામન નારી હતી જેણે તેમને જન્મ આપ્યો હતો. તેમનામાં અન્ય ઈન્સાનોની જેમ ખાવાપીવાની આવશ્યકતા હતી જેમાં કોઈ વિશિષ્ટતાના ચિન્હો નથી જણાતા. આટલું સ્પષ્ટ હોવા છતાં તેમના વિશે સંજોગોવશાત ભાવાર્થ કરવાના ખોટા પ્રયત્નો આશ્ચર્ય ઉપજાવે છે.

انۡظُرۡ كَيۡفَ نُبَيِّنُ لَهُمُ الۡاٰيٰتِ ثُمَّ انۡظُرۡ اَنّٰى يُؤۡفَكُوۡنَ ﴿۷۵﴾

તેમના ભલા માટે કેવું સ્પષ્ટ વર્ણન કરીએ છીએ, છતાં તેઓ કેવા બહેકીને ચાલ્યા જાય છે.

قُلۡ اَتَعۡبُدُوۡنَ مِنۡ دُوۡنِ اللّٰهِ مَا لَا يَمۡلِكُ لَكُمۡ ضَرًّا وَّلَا نَفۡعًا ؕ وَاللّٰهُ هُوَ السَّمِيۡعُ الۡعَلِيۡمُ ﴿۷۶﴾

૭૭. તું કહી દે 'શું તમે અલ્લાહ સિવાય તેની ઈબાદત કરશો જે તમારું બૂરું કરવાની અથવા તમારું ભલું કરવાની શકિત [૨૯] ન રાખતો હોય? અને સર્વ સાંભળનાર અને સર્વ જોનાર તો અલ્લાહ જ છે!'

قُلۡ يٰۤاَهۡلَ الۡكِتٰبِ لَا تَغۡلُوۡا فِىۡ دِيۡنِكُمۡ غَيۡرَ الۡحَقِّ وَلَا تَتَّبِعُوۡۤا اَهۡوَآءَ قَوۡمٍ قَدۡ ضَلُّوۡا مِنۡ قَبۡلُ وَاَضَلُّوۡا كَثِيۡرًا وَّضَلُّوۡا عَنۡ سَوَآءِ السَّبِيۡلِ ﴿۷۷﴾ ع

૭૮. તું કહી દે, 'હે એહલે કિતાબ, તમારા દીનની બાબતમાં મોટી મોટી વાતો ન કરો, ન તો તે લોકોની મનોકામનાઓને અનુસરો જે લોકો પહેલાં પોતે ગુમરાહ થયા અને પછી બીજા ઘણાને ગુમરાહ કર્યા, અને સદા માટે સન્માર્ગથી ઊતરી ગયા.' (રુકૂઅ - ૧૦)

لُعِنَ الَّذِيۡنَ كَفَرُوۡا مِنۡۢ بَنِىۡۤ اِسۡرَآءِيۡلَ عَلٰى لِسَانِ دَاوٗدَ وَعِيۡسَى ابۡنِ مَرۡيَمَ ؕ ذٰلِكَ بِمَا عَصَوْا وَّكَانُوۡا يَعۡتَدُوۡنَ ﴿۷۸﴾

૭૯. બની ઈસરાઈલમાંના જેમણે ઈન્કાર કર્યો તેઓ દાઉદના મુખે અને મરિયમના પુત્ર ઈસાના મુખે લા'નત [૩૦] પામ્યા, કારણ કે તેમણે નાફરમાની કરી હતી અને ઝુલ્મમાં હદથી આગળ વધી ગયા હતા.

كَانُوۡا لَا يَتَنَاهَوۡنَ عَنۡ مُّنۡكَرٍ فَعَلُوۡهُ ؕ لَبِئۡسَ مَا كَانُوۡا يَفۡعَلُوۡنَ ﴿۷۹﴾

૮૦. તેઓ બદકારીઓથી એકબીજાને રોકતા ન હતા. તે બેહદ બૂરા કામો હતા જે તેઓ કરતા હતા.

تَرٰى كَثِيۡرًا مِّنۡهُمۡ يَتَوَلَّوۡنَ الَّذِيۡنَ كَفَرُوۡا ؕ لَبِئۡسَ مَا قَدَّمَتۡ لَهُمۡ اَنۡفُسُهُمۡ اَنۡ سَخِطَ اللّٰهُ عَلَيۡهِمۡ وَفِى الۡعَذَابِ هُمۡ خٰلِدُوۡنَ ﴿۸۰﴾

૮૧. તું તેમનામાંથી ઘણાંને જોઈશ કે તેઓ કાફરોને પોતાનો દોસ્ત બનાવે છે. બેશક, બહુજ અધમ છે જે તેમણે સ્વયં પોતાના માટે આગળ મોકલાવ્યું છે, જેના કારણે અલ્લાહ પણ તેમનાથી ખુશ નથી. અને તેઓ અઝાબમાં સદાય પડયા રહેશે.

وَلَوۡ كَانُوۡا يُؤۡمِنُوۡنَ بِاللّٰهِ وَالنَّبِىِّ وَمَاۤ اُنۡزِلَ اِلَيۡهِ

૮૨. અને જો તેઓ અલ્લાહ અને તેના રસૂલ [૩૧] અને જે તેના ઉપર ઊતારવામાં આવ્યું હતું તેના ઉપર

---

૨૯. હઝરત ઈસા (અ) પાસે અલ્લાહની કુદરત જેવી કોઈ શકિત ન હતી તે માત્ર બીજા ઈન્સાનો જેવા ઈન્સાન હતા અને અલ્લાહના મોહતાજ બંદા હતા. આ આયત તથા તેની પહેલાંની આયતનું બારીકાઈથી અભ્યાસ કરવાથી ઈન્સાનની મર્યાદિત શકિતઓ વિશે કોઈ શંકા બાકી નહિ રહે, અને ખાતરી થઈ જશે કે અલ્લાહ સિવાય કોઈને જીવન તથા મરણના નિયમ ઉપર અધિકાર નથી.

૩૦. બની ઈસરાઈલના નબીઓમાંથી હઝરત દાઉદ (અ) અને હઝરત ઈસા (અ) બન્નેને ઈસરાઈલીઓના હાથે બહુજ સહન કરવું પડયું હતું. હઝરત દાઉદ (અ)ની નાખેલી લા'નતના પરિણામે બુખ્તેનસરે યરૂશલેમને તારાજ કરી ઈસરાઈલીઓને બંદીવાન બનાવી અસહ્ય યાતનાઓ આપી હતી. હઝરત ઈસા (અ)ને સતાવીને વગર અપરાધે સૂળી ઉપર લટકાવી મારવાનો પ્રયાસ કરનારાઓ ઉપર તેમની નાખેલી લા'નતના પરિણામે ટાઈટસે સુવ્વરના મળમૂત્રની ગંદકી વડે યહૂદીઓના દેવળોને નાપાક કર્યા અને વિવિધ અપમાનજનક સઝાઓથી તેમની ફજેતી કરી હતી.

૩૧. આ ઈશારો આંહઝરત સ.અ.સ. તરફ છે.

ઈમાન લાવ્યા હોત, તો તેઓ કદાપિ તેમને પોતાના દોસ્ત બનાવત નહિ, પરંતુ તેમનામાંના ઘણા ખરા નાફરમાન છે.

૮૩. બેશક યહૂદીઓને અને અનેકેશ્વરવાદીઓને મોમિનો પ્રત્યે દુશ્મનીમાં બહુજ સખત જોઈશ, અને જે પોતાને ઈસાઈ કહે છે તેમને દોસ્તીમાં તું મોમિનોની વધુ નિકટમાં પામીશ. તેનું કારણ છે કે તેમની વચ્ચે દરવેશો અને આલીમો છે અને તેઓ મગરૂર નથી.

૮૪. અને રસૂલ ઉપર કરવામાં આવેલી વહીને જ્યારે લોકો સાંભળે છે ત્યારે તું જુએ છે કે તેમની આંખો આંસુઓથી છલકાઈ જાય છે કારણ કે તેમણે સત્યને પારખી લીધું છે, તેઓ કહે છે 'હે અમારા પરવરદિગાર, અમે ઈમાન લાવીએ છીએ, માટે અમને (રસૂલની) સાક્ષી આપનારાઓમાં શામિલ કરી લે.

૮૫. 'અલ્લાહ ઉપર, અને જે સત્ય અમારી તરફ આવ્યું છે તેના ઉપર, અમે શા માટે ઈમાન ન લાવીએ, જ્યારે અમે (અંત:કરણપૂર્વક) ચાહીએ છીએ કે અલ્લાહ અમને પરહેઝગારોમાં શામિલ કરી લે?'

૮૬. પછી અલ્લાહે તેમના આ કહેવાના બદલામાં તેમને એવા બગીચાઓ આપ્યા જેમની તળેથી ઝરણાં વહે છે. તેમાં જ તેઓ સદાય રહેશે. અને આ ભલાઈ કરનારાઓનો બદલો છે.

૮૭. અને જેમણે ઈન્કાર કર્યો છે અને અમારી આયતોને ખોટી ઠરાવી છે, તેઓ જહન્નમ નિવાસી છે. (રુકૂઅ-૧૧)

૮૮. હે ઈમાન લાવનારાઓ, અલ્લાહે જે શુદ્ધ વસ્તુઓ તમારા માટે હલાલ કરી છે તેને તમે હરામ ન ઠરાવો, અને હદ બહાર ન જાઓ. અલ્લાહ હદ બહાર જનારાઓને પસંદ નથી કરતો.

૮૯. અને અલ્લાહે જે તમને શુદ્ધ અને હલાલ રોઝી આપી છે તેમાંથી ખાઓ. અને અલ્લાહ ખાતર સંયમ ધારણ કરો જેમાં તમે ઈમાન રાખો છો.

૯૦. અલ્લાહ તમારા વ્યર્થ સોગંદો ઉપર તમને નહિ પકડે પરંતુ તમારા ગંભીર સોગંદ તોડવાનો જવાબ અવશ્ય માગશે, જેને તોડવાનો કફફારો

مَا اتَّخَذُوْهُمْ اَوْلِيَآءَ وَلٰكِنَّ كَثِيْرًا مِّنْهُمْ فٰسِقُوْنَ ﴿٨٢﴾

لَتَجِدَنَّ اَشَدَّ النَّاسِ عَدَاوَةً لِّلَّذِيْنَ اٰمَنُوا الْيَهُوْدَ وَالَّذِيْنَ اَشْرَكُوْا ۚ وَلَتَجِدَنَّ اَقْرَبَهُمْ مَّوَدَّةً لِّلَّذِيْنَ اٰمَنُوا الَّذِيْنَ قَالُوْٓا اِنَّا نَصٰرٰى ۗ ذٰلِكَ بِاَنَّ مِنْهُمْ قِسِّيْسِيْنَ وَرُهْبَانًا وَّاَنَّهُمْ لَا يَسْتَكْبِرُوْنَ ﴿٨٣﴾

وَاِذَا سَمِعُوْا مَآ اُنْزِلَ اِلَى الرَّسُوْلِ تَرٰٓى اَعْيُنَهُمْ تَفِيْضُ مِنَ الدَّمْعِ مِمَّا عَرَفُوْا مِنَ الْحَقِّ ۚ يَقُوْلُوْنَ رَبَّنَآ اٰمَنَّا فَاكْتُبْنَا مَعَ الشّٰهِدِيْنَ ﴿٨٤﴾

وَمَا لَنَا لَا نُؤْمِنُ بِاللّٰهِ وَمَا جَآءَنَا مِنَ الْحَقِّ ۙ وَنَطْمَعُ اَنْ يُّدْخِلَنَا رَبُّنَا مَعَ الْقَوْمِ الصّٰلِحِيْنَ ﴿٨٥﴾

فَاَثَابَهُمُ اللّٰهُ بِمَا قَالُوْا جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا ۗ وَذٰلِكَ جَزَآءُ الْمُحْسِنِيْنَ ﴿٨٦﴾

وَالَّذِيْنَ كَفَرُوْا وَكَذَّبُوْا بِاٰيٰتِنَآ اُولٰٓئِكَ اَصْحٰبُ الْجَحِيْمِ ﴿٨٧﴾

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تُحَرِّمُوْا طَيِّبٰتِ مَآ اَحَلَّ اللّٰهُ لَكُمْ وَلَا تَعْتَدُوْا ۗ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ الْمُعْتَدِيْنَ ﴿٨٨﴾

وَكُلُوْا مِمَّا رَزَقَكُمُ اللّٰهُ حَلٰلًا طَيِّبًا ۖ وَّاتَّقُوا اللّٰهَ الَّذِيْٓ اَنْتُمْ بِهٖ مُؤْمِنُوْنَ ﴿٨٩﴾

لَا يُؤَاخِذُكُمُ اللّٰهُ بِاللَّغْوِ فِيْٓ اَيْمَانِكُمْ وَلٰكِنْ يُّؤَاخِذُكُمْ

(પ્રાયશ્ચિત) છે દસ ગરીબોને એવું ભોજન કરાવવું જેવું તમે તમારા પરિવારને સાધારણ સંજોગોમાં પૂરું પાડો છો અથવા તેવો જ લિબાસ પહેરાવો, અથવા તમે એક ગુલામને આઝાદ કરો. પરંતુ જેને આવું કરવાની શકિત ન હોય, તો તે ત્રણ દિવસ સુધી રોઝા રાખે. આ લીધેલા સોગંદનો કફ્ફારો છે, અને તમારા સોગંદોનું પાલન કરો. આવી રીતે અલ્લાહ પોતાની આયતોનું સ્પષ્ટીકરણ કરે છે કે કદાચ તમે તેના આભારી બનો.

૯૧. હે ઈમાન લાવનારાઓ, શરાબ અને જુગાર અને પ્રતિમાપૂજન અને તીરનાં[૩૨] પાસા કેવળ શયતાનના ગંદા હુન્નરો છે. માટે તમે એવા કામોથી દૂર રહો જેથી તમે સફળતા મેળવો.

૯૨. શયતાન તમારી વચ્ચે શરાબ અને જુગાર દ્વારા દુશ્મની અને ધિક્કારની લાગણીઓ જગાવવા અને અલ્લાહની યાદ તથા બંદગીથી તમને રોકવા ચાહે છે. તો શું તમે અટકી જશો?

૯૩. અને અલ્લાહ તથા રસૂલના ફરમાનોનું પાલન કરો અને સાવચેત રહો. પણ જો તમે ફરી જશો તો ખાતરી રાખો કે અમારા રસૂલ ઉપર તો માત્ર સંદેશ પહોંચાડવા પૂરતી જ જવાબદારી છે.

૯૪. જે લોકો ઈમાન લાવી નેક કામો કરશે તેમના[૩૩] કંઈપણ ખાવામાં પાપ નથી તે શર્તે કે તેઓ સંયમ ધારણ કરે અને અલ્લાહમાં ઈમાન લાવે અને સત્કર્મો કરે, (પરંતુ હરામ વસ્તુઓથી બચતા રહે.) અને ઈમાન લાવ્યા પછી પરહેઝગારી ઉપર કાયમ રહે. અને ભલાઈના[૩૪] કામો કરે. અને અલ્લાહ ભલાઈ કરનારાઓને પસંદ કરે છે.

૯૫. હે ઈમાન લાવનારાઓ, અલ્લાહ એક (સાધારણ) બાબત દ્વારા તમારી કસોટી લેશે; એક શિકાર (દ્વારા) જેના સુધી તમારા હાથ કે ભાલા પહોંચી

بِمَا عَقَّدْتُّمُ الْاَيْمَانَ ۚ فَكَفَّارَتُهٗۤ اِطْعَامُ عَشَرَةِ مَسٰكِيْنَ
مِنْ اَوْسَطِ مَا تُطْعِمُوْنَ اَهْلِيْكُمْ اَوْ كِسْوَتُهُمْ اَوْ تَحْرِيْرُ
رَقَبَةٍ ؕ فَمَنْ لَّمْ يَجِدْ فَصِيَامُ ثَلٰثَةِ اَيَّامٍ ؕ ذٰلِكَ كَفَّارَةُ
اَيْمَانِكُمْ اِذَا حَلَفْتُمْ ؕ وَاحْفَظُوْۤا اَيْمَانَكُمْ ؕ كَذٰلِكَ
يُبَيِّنُ اللّٰهُ لَكُمْ اٰيٰتِهٖ لَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿۹۰﴾
يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِنَّمَا الْخَمْرُ وَالْمَيْسِرُ وَالْاَنْصَابُ
وَالْاَزْلَامُ رِجْسٌ مِّنْ عَمَلِ الشَّيْطٰنِ فَاجْتَنِبُوْهُ لَعَلَّكُمْ
تُفْلِحُوْنَ ﴿۹۱﴾
اِنَّمَا يُرِيْدُ الشَّيْطٰنُ اَنْ يُّوْقِعَ بَيْنَكُمُ الْعَدَاوَةَ
وَالْبَغْضَآءَ فِى الْخَمْرِ وَالْمَيْسِرِ وَيَصُدَّكُمْ عَنْ
ذِكْرِ اللّٰهِ وَعَنِ الصَّلٰوةِ ۚ فَهَلْ اَنْتُمْ مُّنْتَهُوْنَ ﴿۹۲﴾
وَاَطِيْعُوا اللّٰهَ وَاَطِيْعُوا الرَّسُوْلَ وَاحْذَرُوْا ۚ فَاِنْ تَوَلَّيْتُمْ
فَاعْلَمُوْۤا اَنَّمَا عَلٰى رَسُوْلِنَا الْبَلٰغُ الْمُبِيْنُ ﴿۹۳﴾
لَيْسَ عَلَى الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ جُنَاحٌ
فِيْمَا طَعِمُوْۤا اِذَا مَا اتَّقَوْا وَّاٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ
ثُمَّ اتَّقَوْا وَّاٰمَنُوْا ثُمَّ اتَّقَوْا وَّاَحْسَنُوْا ؕ وَاللّٰهُ يُحِبُّ
الْمُحْسِنِيْنَ ﴿۹۴﴾ ع ۱۲
يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَيَبْلُوَنَّكُمُ اللّٰهُ بِشَيْءٍ مِّنَ الصَّيْدِ

---

૩૨. તીરના પાસા ફળનામું, ભવિષ્ય જોવા માટેની કૂંડળી, જન્મપત્રી વગેરે.

૩૩. 'કંઈપણ'થી માત્ર હલાલ વસ્તુ ગણાશે, કારણે કે આ'જ આયતમાં સંયમ ધારણ કરવાની સૂચના છે. જેનાથી અહીં હરામ ખાવાની પરવાનગી આપવામાં આવી હોય તેમ ધારવું અયોગ્ય છે. અહીં માત્ર હલાલ વસ્તુ ખાવાનો હુકમ છે.

૩૪. મોહતાજો તેમજ અન્ય હાજતમંદો ઉપર ઉપકાર કરવો અથવા કોઈને ભલાઈપૂર્વક કામ આવવું.

تَنَالُهُ أَيْدِيكُمْ وَرِمَاحُكُمْ لِيَعْلَمَ اللَّهُ مَنْ يَخَافُهُ بِالْغَيْبِ ۚ فَمَنِ اعْتَدَىٰ بَعْدَ ذَٰلِكَ فَلَهُ عَذَابٌ أَلِيمٌ ﴿٩٥﴾

شકતા હોય; જેથી એકાંતમાં અલ્લાહ માટે જે સંયમથી કામ લેનારા છે તેને તે અલગ કરી નાખે. આટલું જાણવા છતાં જો કોઈ હદ બહાર જશે તો તે દર્દનાક અઝાબ ભોગવશે.

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا لَا تَقْتُلُوا الصَّيْدَ وَأَنْتُمْ حُرُمٌ ۚ وَمَنْ قَتَلَهُ مِنْكُمْ مُتَعَمِّدًا فَجَزَاءٌ مِثْلُ مَا قَتَلَ مِنَ النَّعَمِ يَحْكُمُ بِهِ ذَوَا عَدْلٍ مِنْكُمْ هَدْيًا بَالِغَ الْكَعْبَةِ أَوْ كَفَّارَةٌ طَعَامُ مَسَاكِينَ أَوْ عَدْلُ ذَٰلِكَ صِيَامًا لِيَذُوقَ وَبَالَ أَمْرِهِ ۗ عَفَا اللَّهُ عَمَّا سَلَفَ ۚ وَمَنْ عَادَ فَيَنْتَقِمُ اللَّهُ مِنْهُ ۗ وَاللَّهُ عَزِيزٌ ذُو انْتِقَامٍ ﴿٩٦﴾

૯૬. હે ઈમાન લાવનારાઓ, તમે એહરામની (હજ કરવાની) હાલતમાં શિકાર ન મારો. અને જો તમારામાંના કોઈ જાણી જોઈને આવું કરશે તો જેવું પ્રાણી તેણે માર્યું હોય તેવું જ પ્રાણી તેને બદલામાં આપવું પડશે જેનો ફેંસલો તમારામાંથી બે ન્યાયી વ્યકિતઓ કરે, (અને) તે (પ્રાણી)ને કા'બા સુધી પહોંચાડવામાં આવે, અથવા (આવું ન કરી શકવાના) કફ્ફારામાં (બદલામાં અમુક) ગરીબોને ભોજન કરાવવામાં આવે, અથવા તેટલી જ ગણત્રીના[૩૬] રોઝા રાખે, આવી રીતે તે પોતાના અપરાધનો દંડ અદા કરે. ભૂતકાળમાં જે થઈ ગયું છે તેને અલ્લાહ માફ કરી દેશે, પરંતુ જો કોઈ ફરી એવું કરશે, અલ્લાહ તેને શિક્ષા આપશે અને અલ્લાહ સર્વસમર્થ છે, અને બદલો લેનારો છે.

أُحِلَّ لَكُمْ صَيْدُ الْبَحْرِ وَطَعَامُهُ مَتَاعًا لَكُمْ وَلِلسَّيَّارَةِ ۖ وَحُرِّمَ عَلَيْكُمْ صَيْدُ الْبَرِّ مَا دُمْتُمْ حُرُمًا ۗ وَاتَّقُوا اللَّهَ الَّذِي إِلَيْهِ تُحْشَرُونَ ﴿٩٧﴾

૯૭. જળના શિકારોમાંથી ખાવું તમારા માટે અને મુસાફરો માટે હલાલ કરવામાં આવ્યું છે, પણ એહરામની હાલતમાં ભૂમિ પરનો શિકાર તમારા માટે હરામ ઠરાવવામાં આવ્યો છે. માટે અલ્લાહ ખાતર સંયમથી કામ લો, જેની સામે તમને એકઠા કરવામાં આવશે.

جَعَلَ اللَّهُ الْكَعْبَةَ الْبَيْتَ الْحَرَامَ قِيَامًا لِلنَّاسِ وَالشَّهْرَ الْحَرَامَ وَالْهَدْيَ وَالْقَلَائِدَ ۚ ذَٰلِكَ لِتَعْلَمُوا أَنَّ اللَّهَ يَعْلَمُ مَا فِي السَّمَاوَاتِ وَمَا فِي الْأَرْضِ وَأَنَّ اللَّهَ بِكُلِّ شَيْءٍ عَلِيمٌ ﴿٩٨﴾

૯૮. અલ્લાહે 'પવિત્ર ઘર' કા'બાને માનવજાતિની (રૂહાની) ઉન્નતિનું સાધન બનાવ્યું છે. તેમના આદરણીય પવિત્ર મહિનાને અને કુરબાનીઓને તથા જે પશુઓની ગરદનોમાં પટા નાખવામાં આવ્યા છે તેમને પણ. જેથી તમે જાણી શકો કે અલ્લાહને તે સર્વનું જ્ઞાન છે જે કંઈ આકાશો અને પૃથ્વીમાં છે. અને અલ્લાહ પ્રત્યેક વસ્તુને સારી પેઠે જાણે છે.

---

૩૫. એકાંતમાં પોતાને પાપાચરણોથી બચાવનારા અને અન્ય લોકોથી છુપાવીને પાપાચરણો ન કરનારા કે જ્યાં ઉઘાડા થવાનો કે પકડાઈ જવાનો અથવા ફજેતીનો ડર ન હોય તેવા સંજોગોમાં પણ સંયમ ધારણ કરનારાઓ અલ્લાહની નઝરમાં ઉચ્ચ સ્થાન પામે છે.

૩૬. રોઝા રાખવાની સંખ્યા તે બે વ્યકિતઓનાં નિર્ણય ઉપર હોવી જોઈએ.

૯૯. જાણી લો કે અલ્લાહ સઝા આપવામાં બહુજ સખત છે. તેમજ અલ્લાહ અત્યંત ક્ષમાવંત (પણ) છે, દયાળુ (પણ) છે.

اِعْلَمُوْٓا اَنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ وَاَنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٩٩﴾

૧૦૦. રસૂલ ઉપર તો માત્ર સંદેશ પહોંચાડવા પૂરતી જ જવાબદારી છે અને અલ્લાહ જાણે છે જે તમે જાહેરમાં કરો છો અને જે તમે છુપાવો છો.

مَا عَلَى الرَّسُوْلِ اِلَّا الْبَلٰغُ ؕ وَاللّٰهُ يَعْلَمُ مَا تُبْدُوْنَ وَمَا تَكْتُمُوْنَ ﴿١٠٠﴾

૧૦૧. તું કહે 'બૂરાઈ અને ભલાઈ એક સમાન નથી થઈ શકતી. પછી ભલે બૂરાઈની વિપુલતા[37] તમને કેટલી પણ અંજાવી દેનાર હોય. હે દાનેશમંદો, અલ્લાહથી ડરતા રહો જેથી તમે સફળતા મેળવો. (રુકૂઅ-૧૩)

قُلْ لَّا يَسْتَوِى الْخَبِيْثُ وَالطَّيِّبُ وَلَوْ اَعْجَبَكَ كَثْرَةُ الْخَبِيْثِ ۚ فَاتَّقُوا اللّٰهَ يٰٓاُولِى الْاَلْبَابِ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿١٠١﴾ ع

૧૦૨. હે ઈમાન લાવનારાઓ, એવી વાતો વિશે સવાલો ન કરો જેમનું જાણવું તમારા માટે તકલીફનું કારણ બને. પરંતુ જો એવા સમયે સવાલ કરો જ્યારે કુરઆન ઊતરી રહ્યું હોય તો તમારા ઉપર તે સ્પષ્ટ કરી દેવામાં આવશે. આ અલ્લાહે જ તેને પાછળ રાખી મૂકયું હતું. અને અલ્લાહ બેહદ ક્ષમાવંત છે, સહનશીલ છે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَسْـَٔلُوْا عَنْ اَشْيَآءَ اِنْ تُبْدَ لَكُمْ تَسُؤْكُمْ ۚ وَاِنْ تَسْـَٔلُوْا عَنْهَا حِيْنَ يُنَزَّلُ الْقُرْاٰنُ تُبْدَ لَكُمْ ؕ عَفَا اللّٰهُ عَنْهَا ؕ وَاللّٰهُ غَفُوْرٌ حَلِيْمٌ ﴿١٠٢﴾

૧૦૩. તમારાથી પહેલાંની એક કોમે આવાજ સવાલો કર્યા હતા, બાદમાં તેઓ નાફરમાની કરતા રહ્યા.

قَدْ سَاَلَهَا قَوْمٌ مِّنْ قَبْلِكُمْ ثُمَّ اَصْبَحُوْا بِهَا كٰفِرِيْنَ ﴿١٠٣﴾

૧૦૪. અલ્લાહે ન તો 'બહીરા'[38] ન તો સાહીબા[39], ન વસીલાહ[40] ન હામીનું[41] નિર્માણ કર્યું છે. પરંતુ કાફરો અલ્લાહ ઉપર તોહમત લગાવતા રહે છે, અને તેમનામાંના ઘણાખરા પોતાની સમજદારીનો ઉપયોગ નથી કરતા.

مَا جَعَلَ اللّٰهُ مِنْۢ بَحِيْرَةٍ وَّلَا سَآئِبَةٍ وَّلَا وَصِيْلَةٍ وَّلَا حَامٍ ۙ وَّلٰكِنَّ الَّذِيْنَ كَفَرُوْا يَفْتَرُوْنَ عَلَى اللّٰهِ الْكَذِبَ ؕ وَاَكْثَرُهُمْ لَا يَعْقِلُوْنَ ﴿١٠٣﴾

૧૦૫. અને જ્યારે તેમને કહેવામાં આવે છે. 'અલ્લાહે જે પોતાના રસૂલ ઉપર ઊતાર્યું છે, તેની

وَاِذَا قِيْلَ لَهُمْ تَعَالَوْا اِلٰى مَآ اَنْزَلَ اللّٰهُ وَاِلَى

---

૩૭. બહુમતિ પાછળ આંધળી દોટ ન મૂકવાની દાનેશમંદોને અહીં શિખામણ આપવામાં આવી છે.

૩૮. 'બહીરા' તે ઊંટડી છે જેના કાન છેદવામાં આવ્યા હોય. ઈસ્લામથી પહેલાં અરબોની એક માન્યતા પ્રમાણે જે ઊંટડી ૧૦ બચ્ચાં જણતી તેના કાનમાં કાણાં પાડી તેને છુટી કરી દેવામાં આવ્યા પછી તેના ઉપર ન સવારી થતી, ન બોજો લાદવામાં આવતો.

૩૯. 'સાઈબા'— પાંચ બચ્ચાંને જન્મ આપનાર ઊંટડીને 'સાઈબા' કહેતા હતા જેને ઘાસ ચરવા અને પાણીના ઘાટો ઉપર છૂટી મૂકવામાં આવતી.

૪૦. 'વસીલા'— જો ઊંટડી એક નર અને એક માદા, બે બચ્ચાંને એક સાથે જન્મ આપે તો તેને ઝિબાહ કરવાના બંધનથી મુકત કરવામાં આવતો.

الرَّسُوْلِ قَالُوْا حَسْبُنَا مَا وَجَدْنَا عَلَيْهِ اٰبَآءَنَا ۭ اَوَلَوْ كَانَ اٰبَآؤُهُمْ لَا يَعْلَمُوْنَ شَيْـــًٔا وَّلَا يَهْتَدُوْنَ ۝

تરફ આવો.' તો તેઓ કહે છે 'જે રૂઢી ઉપર અમે અમારા પૂર્વજોને જોયા છે તે જ અમારા માટે ઘણી છે' તો શું, તેમના પૂર્વજો જો અજ્ઞાન હતા અને હિદાયત ન પામ્યા હતા તો પણ?

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا عَلَيْكُمْ اَنْفُسَكُمْ ۚ لَا يَضُرُّكُمْ مَّنْ ضَلَّ اِذَا اهْتَدَيْتُمْ ۭ اِلَى اللّٰهِ مَرْجِعُكُمْ جَمِيْعًا فَيُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ۝

૧૦૬. હે ઈમાન લાવનારાઓ, તમે પોતાના (સુધારા) ઉપર ધ્યાન આપો. જો તમે હિદાયત ઉપર કાયમ હશો તો કોઈ ગુમરાહ તમને હાનિ નહિ કરી શકે. તમને સૌને અલ્લાહ તરફ જ પાછું ફરવાનું છે; ત્યારે તમે જે કરતા રહ્યા હતા તે તમને જણાવી દેશે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا شَهَادَةُ بَيْنِكُمْ اِذَا حَضَرَ اَحَدَكُمُ الْمَوْتُ حِيْنَ الْوَصِيَّةِ اثْنٰنِ ذَوَا عَدْلٍ مِّنْكُمْ اَوْ اٰخَرٰنِ مِنْ غَيْرِكُمْ اِنْ اَنْتُمْ ضَرَبْتُمْ فِي الْاَرْضِ فَاَصَابَتْكُمْ مُّصِيْبَةُ الْمَوْتِ ۭ تَحْبِسُوْنَهُمَا مِنْۢ بَعْدِ الصَّلٰوةِ فَيُقْسِمٰنِ بِاللّٰهِ اِنِ ارْتَبْتُمْ لَا نَشْتَرِيْ بِهٖ ثَمَنًا وَّلَوْ كَانَ ذَا قُرْبٰى ۙ وَلَا نَكْتُمُ شَهَادَةَ ۙ اللّٰهِ اِنَّآ اِذًا لَّمِنَ الْاٰثِمِيْنَ ۝

૧૦૭. હે ઈમાન લાવનારાઓ, જો તમારામાંથી કોઈના ઉપર મૃત્યુનો સમય આવે તો વસિયત કરવા ટાણે તમારામાંની બે ન્યાયી વ્યકિતઓને સાક્ષી રાખો; અને જો તમે પ્રદેશમાં સફર કરી રહ્યા હો અને તમારા ઉપર (અણધાર્યું) મૃત્યુ આવી જાય તો કોઈને પણ સાક્ષીઓ રાખો જે ભલે તમારામાંથી ન હોય. અને જો તેમના વિશે તમને શંકા ઉદ્‌ભવે તો બન્નેને નમાઝ પછી રોકી લો. પછી તે બન્ને અલ્લાહના સોગંદ ઉઠાવી કહે, 'અમે આ (સાક્ષી)ના બદલામાં કોઈ કિંમત વસુલ નહિ કરીએ, પછી ભલે કોઈ અમારા નિકટના સગામાંથી હોય, અને અલ્લાહની (આજ્ઞા પ્રમાણેની) સાક્ષીને અમે કદાપિ છુપાવશું નહિ; (અને જો છૂપાવીએ) તો બેશક, અમે ગુનાહગારોમાં ગણાશું.'

فَاِنْ عُثِرَ عَلٰٓي اَنَّهُمَا اسْتَحَقَّآ اِثْمًا فَاٰخَرٰنِ يَقُوْمٰنِ مَقَامَهُمَا مِنَ الَّذِيْنَ اسْتَحَقَّ عَلَيْهِمُ الْاَوْلَيٰنِ فَيُقْسِمٰنِ بِاللّٰهِ لَشَهَادَتُنَآ اَحَقُّ مِنْ شَهَادَتِهِمَا وَمَا اعْتَدَيْنَآ

૧૦૮. પરંતુ જો બન્ને ઉપર અપરાધ સાબિત થઈ જાય તો તેમનું સ્થાન બીજી બે વ્યકિતઓ લે, જે તે (મરનારના વારસોમાંથી હોય) જેમના વિરુદ્ધ પહેલી બે વ્યકિતઓએ સાક્ષી આપવાની હતી, તેમાંથી બે નવા સાક્ષીઓ [૪૨] ઉભા થાય અને બન્ને અલ્લાહના સોગંદ ઉઠાવી (કહે) 'અમારી સાક્ષી (પહેલાંના)

૪૧. 'હામી' તે નર ઊંટ છે જેના દસ બચ્ચાં સવારી કે બોજો ઉઠાવવા લાયક થતા તો તેને કામથી નિવૃત્ત કરી છૂટો મૂકી દેવામાં આવતો. આ વ્યર્થ માન્યતાઓનો અલ્લાહના આદેશો સાથે કોઈ સંબંધ નથી. આ સર્વે વહેમ, જહાલત અને નાદાનીની નિશાનીઓ છે. આ માન્યતાઓ બિન-મુસ્લિમ હતી.

૪૨. જો પહેલાનાં બે સાક્ષીઓ મૃત્યુ સમયે હાજર હતા જેથી તેમની સાક્ષી કાયદેસર હતી પરંતુ નવા બે સાક્ષીઓને પહેલાંના સાક્ષીઓની અયોગ્ય વર્તણૂકના બદલે નીમવામાં આવે તો તેઓ મરનારના નિકટના સગાંઓમાંથી હોવા જોઈએ અને જેમની સાથે બેઈન્સાફી થઈ રહી હોય તેમનામાંથી હોવા જોઈએ કારણ કે તેઓ સંજોગોથી પૂરી રીતે માહિતગાર હોવાથી તેમનો સહકાર બહુજ લાભકારક નીવડી શકે છે.

إِنَّآ إِذًا لَّمِنَ الظّٰلِمِينَ ﴿١٠٨﴾

બન્નેની સાક્ષીથી વધુ સચ્ચાઈભરી છે અને અમે કોઈ બેઈન્સાફીથી કામ નહિ લઈએ. અને જો એવું કરીએ, તો અમે ઝાલિમ ગણાશું.'

ذٰلِكَ أَدْنَىٰٓ أَن يَأْتُوا بِالشَّهَادَةِ عَلَىٰ وَجْهِهَآ أَوْ يَخَافُوٓا أَن تُرَدَّ أَيْمَانٌۢ بَعْدَ أَيْمَانِهِمْ ۗ وَاتَّقُوا اللّٰهَ وَاسْمَعُوا ۗ وَاللّٰهُ لَا يَهْدِي الْقَوْمَ الْفٰسِقِينَ ﴿١٠٩﴾

૧૦૯. આવી રીતે શકય છે કે તેઓ સત્યપૂર્વક સાક્ષી આપે અથવા તેમણે આ વાતનો ડર રાખવો જોઈએ કે તેમના સોગંદ લીધા પછી પણ કોઈ બીજાને સોગંદ લેવાની આવશ્યકતા ઊભી થઈ શકે છે. અને અલ્લાહથી ડરો, અને બોધ લો. બેશક અલ્લાહ નાફરમાનોને હિદાયત નથી આપતો. (રુકૂઅ-૧૪)

يَوْمَ يَجْمَعُ اللّٰهُ الرُّسُلَ فَيَقُولُ مَاذَآ أُجِبْتُمْ ۖ قَالُوا لَا عِلْمَ لَنَا ۖ إِنَّكَ أَنتَ عَلّٰمُ الْغُيُوبِ ﴿١١٠﴾

૧૧૦. અને (વિચાર કરો કે) જે દિવસે અલ્લાહ રસૂલોને એકત્રિત કરશે અને પૂછશે 'તમને (લોકો પાસેથી) શું જવાબ મળ્યો હતો?' તેઓ કહેશે 'અમને તેનું કોઈ જ્ઞાન નથી, ગએબની વસ્તુઓનો જાણનારો તું જ છે.'

إِذْ قَالَ اللّٰهُ يٰعِيسَى ابْنَ مَرْيَمَ اذْكُرْ نِعْمَتِي عَلَيْكَ وَعَلَىٰ وٰلِدَتِكَ إِذْ أَيَّدتُّكَ بِرُوحِ الْقُدُسِ تُكَلِّمُ النَّاسَ فِي الْمَهْدِ وَكَهْلًا ۖ وَإِذْ عَلَّمْتُكَ الْكِتٰبَ وَالْحِكْمَةَ وَالتَّوْرٰىةَ وَالْإِنجِيلَ ۖ وَإِذْ تَخْلُقُ مِنَ الطِّينِ كَهَيْـَٔةِ الطَّيْرِ بِإِذْنِي فَتَنفُخُ فِيهَا فَتَكُونُ طَيْرًۢا بِإِذْنِي ۖ وَتُبْرِئُ الْأَكْمَهَ وَالْأَبْرَصَ بِإِذْنِي ۖ وَإِذْ تُخْرِجُ الْمَوْتَىٰ

૧૧૧. ત્યારે અલ્લાહ ફરમાવશે ''હે ઈસા ઈબને મરિયમ, તારા ઉપર અને તારી માતા ઉપર મારી ને'મતોને યાદ કર જ્યારે મેં 'પવિત્ર રૂહ' દ્વારા તને શકિત આપી, કે તું લોકો સાથે પારણામાંથી[૪૩] વાતચીત કરી શકે અને પુખ્તવયે પણ મેં તને હિકમત તથા કિતાબ તથા તૌરાત તથા ઈન્જીલનું જ્ઞાન આપ્યું; અને જ્યારે તેં મારા આદેશથી માટીમાંથી પક્ષીની આકૃતિ બનાવી, અને તેમાં તું મારા આદેશથી (રૂહ) ફૂંકતો, તે અધ્ધર ઊડતી હતી, અને મારા આદેશથી તેં જન્મનાં આંધળાઓને અને કોઢીઓને સાજા કર્યા, અને મારા આદેશથી તેં જ્યારે મૃતદેહોને સજીવન[૪૪]

૪૩. 'પારણામાંથી વાતચીત' અર્થાત 'બહુજ નાની વયમાં દાનાઈની વાતો કરવી' જે હઝરત ઈસા (અ)નો ખાસ ગુણ હતો. આ સંસ્કારો તેમણે પોતાની માતા પાસેથી મેળવ્યા હતા.

૪૪. ઘણા આલિમોનું કહેવું છે કે આ આયતથી મૃત્યુ પામેલાઓને હઝરત ઈસા (અ)એ જીવંત કર્યા હોવાનું પ્રમાણ મળે છે. હકીકતમાં કુરઆને મજીદમાં અલ્લાહે ઝિંદગી અને મોતનો અધિકાર પોતાના હાથમાં રાખ્યો હોવાનું જણાવ્યું છે. સૂરાએ દુખાન આયત ૯માં સ્પષ્ટ ઉલ્લેખ છે કે અલ્લાહ સિવાય અન્ય કોઈ જીવન આપવાની શકિત નથી ધરાવતો. તેની સામે સૂરાએ અનફાલ આયત ૨૫માં મોમિનોને આદેશ આપવામાં આવ્યો છે કે જો અલ્લાહ તમને જીવન આપવા બોલાવે તે તેજ ક્ષણે જજો. અહિ જીવના ઈન્સાનમાં બીજો કયો જીવ અલ્લાહે નાખવાનો હશે તે વિચારવા જેવી વાત છે. વાસ્તવમાં આ 'જીવ' દેહનો જીવ નહિ પરંતુ મરી પરવારેલી માનવતાને સજીવન કરવાનો 'જીવ' છે, રૂહાની મોતની હાલતમાંથી આધ્યાત્મિક જાગૃતિ અપાવવાનો 'જીવ' છે. જો મરણ પામેલાઓમાં જીવ નાખવાના કોઈ

بِإِذْنِيْ ۚ وَإِذْ كَفَفْتُ بَنِيْٓ إِسْرَآءِيْلَ عَنْكَ إِذْ جِئْتَهُمْ بِالْبَيِّنٰتِ فَقَالَ الَّذِيْنَ كَفَرُوْا مِنْهُمْ إِنْ هٰذَآ إِلَّا سِحْرٌ مُّبِيْنٌ ﴿١١٠﴾

કર્યા; અને જ્યારે મેં બની ઈસરાઈલને (તારી હત્યા કરવાથી) રોકી[૪૫] દીધા, જો કે તું તેમની તરફ સ્પષ્ટ નિશાનીઓ લઈને આવ્યો હતો, અને તેમનામાંના જેમણે ઈન્કાર કર્યો તેમણે કહ્યું હતું 'આ તો એક ઉઘાડી છેતરપીંડી છે.''

وَإِذْ أَوْحَيْتُ إِلَى الْحَوَارِيّٖنَ أَنْ اٰمِنُوْا بِيْ وَبِرَسُوْلِيْ ۚ قَالُوْٓا اٰمَنَّا وَاشْهَدْ بِأَنَّنَا مُسْلِمُوْنَ ﴿١١١﴾

૧૧૨. અને (તે સમયને યાદ કર) જ્યારે મેં તારા હવારીઓ[૪૬] (મદદગારો)ને વહી કરી (કહ્યું) 'મારામાં અને મારા રસૂલમાં ઈમાન લાવો.' તેમણે (જવાબમાં) કહ્યું 'અમે ઈમાન લાવીએ છીએ અને તને સાક્ષી રાખીએ છીએ કે અમે તાબેદારીમાં આવી ગયા છીએ.'

إِذْ قَالَ الْحَوَارِيُّوْنَ يٰعِيْسَى ابْنَ مَرْيَمَ هَلْ يَسْتَطِيْعُ رَبُّكَ أَنْ يُّنَزِّلَ عَلَيْنَا مَآئِدَةً مِّنَ السَّمَآءِ ۖ قَالَ اتَّقُوا اللّٰهَ إِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿١١٢﴾

૧૧૩. જ્યારે અનુયાયીઓએ કહ્યું 'હે ઈસા, ઈબ્ને મરિયમ, શું તારો રબ અમારા માટે આકાશેથી ભોજન થાળ (ને'મતો) ઊતારશે?' ત્યારે ઈસાએ કહ્યું, 'અલ્લાહથી ડરો જો તમે મોમિન હો તો!'

قَالُوْا نُرِيْدُ أَنْ نَّأْكُلَ مِنْهَا وَتَطْمَئِنَّ قُلُوْبُنَا وَنَعْلَمَ أَنْ قَدْ صَدَقْتَنَا وَنَكُوْنَ عَلَيْهَا مِنَ الشّٰهِدِيْنَ ﴿١١٣﴾

૧૧૪. તેમણે કહ્યું 'અમે ચાહીએ છીએ કે અમે તેમાંથી ખાઈએ અને અમારા અંત:કરણ સંતોષ પામે અને અમને યકીન થઈ જાય કે તેં અમને સત્ય વાત કહી છે અને અમે તેના સાક્ષી બનીએ.'

قَالَ عِيْسَى ابْنُ مَرْيَمَ اللّٰهُمَّ رَبَّنَآ أَنْزِلْ عَلَيْنَا مَآئِدَةً

૧૧૫. ઈસા ઈબ્ને મરિયમે કહ્યું 'હે અલ્લાહ, અમારા પાલનહાર, અમારા ઉપર ભોજનથી ભરેલા (થાળ) ઊતાર. જે અમારામાંના પહેલા માટે અને

---

દાખલા બની ગયા હોય તો ઈતિહાસમાં એવા સજીવન થએલા ઈન્સાનો ઐતિહાસિક મૂલ્ય રાખતા હોત અને તેમનું વર્ણન મઝહબી કિતાબોમાં તેમજ ઈતિહાસમાં દેખાયા વગર રહેત નહિ. (મજલિસ ઈરફાન)

૪૫. હઝરત ઈસા (અ)ને સૂળીએ ચઢાવી તેમનું મોત લા'નતી સાબિત કરવાની યહૂદીઓની કોશિશોને અલ્લાહે નાકામ કરી.

આ આયતથી એટલું તો સાબિત થાય છે કે હઝરત ઈસા (અ)ને સલીબ ઉપર મારવામાં યહૂદીઓ સફળ ન થયા હતા. પરંતુ તે ઘટના વિશે લોકોનો એવો અભિપ્રાય છે કે કોઈ બીજી વ્યકિતને હઝરત ઈસા (અ)નું રૂપ અલ્લાહે આપ્યું હતું, જેને હઝરત ઈસા (અ)માની સત્તાવાળાઓએ સૂળીએ લટકવી મારી નાખ્યો હતો. જો આ સત્ય હોય તો યહૂદીઓ પોતાના દાવામાં સાચા પુરવાર થશે. પરંતુ કુરઆને મજીદમાં સૂ.અન્નિસા, આ.૧૫૮ પ્રમાણે યહૂદીઓ હઝરત ઈસા (અ)ના અંજામ વિશે વિમાસણમાં પડી ગયા હતા, જેથી હઝરત હઝરત ઈસા (અ) ત્યાંથી જીવતા નીકળી ગયા હોવાની ખાતરીથાય છે. નહીંતર હઝરત ઈસા (અ)નું કારાગ્રહમાંથી અદ્રષ્ય થઈ જવું અને બીજા કોઈનું તેમની જગ્યાએ સૂળી ચડી મરણ પામવું હઝરત ઈસા (અ)ને મોતની સજામાંથી અને તે મોતના કલંકમાંથી બચાવતું નથી ઉલ્ટું તે કલંકને તેમના ઉપર સાચું સાબિત કરે છે.

૪૬. હઝરત ઈસા (અ)ના સાથીઓ હવારી કહેવાતા હતા.

مِّنَ السَّمَآءِ تَكُوْنُ لَنَا عِيْدًا لِّاَوَّلِنَا وَاٰخِرِنَا وَاٰيَةً مِّنْكَ ۚ وَارْزُقْنَا وَاَنْتَ خَيْرُ الرّٰزِقِيْنَ ﴿۱۱۴﴾

અમારામાંના છેલ્લા માટે એક ઈદ બને અને તે તારા તરફથી એક નિશાની[૪૭] રહે. અને અમારા માટે જીવિકા અર્પણ કર, કારણકે રોઝી આપવામાં તું સર્વથી બેહતર છે.'

قَالَ اللّٰهُ اِنِّيْ مُنَزِّلُهَا عَلَيْكُمْ ۚ فَمَنْ يَّكْفُرْ بَعْدُ مِنْكُمْ فَاِنِّيْٓ اُعَذِّبُهٗ عَذَابًا لَّآ اُعَذِّبُهٗٓ اَحَدًا مِّنَ الْعٰلَمِيْنَ ﴿۱۱۵﴾ ع

૧૧૬. અલ્લાહે ફરમાવ્યું 'નિ:સંદેહ હું તમારા ઉપર એવો જ થાળ ઊતારીશ. પરંતુ તે પછી જો તમારામાંથી કોઈ પણ નાશુક્રી કરશે, તો (યાદ રાખો) હું એવો અઝાબ આપીશ જે દુનિયામાં બીજી કોઈ કોમને કદાપિ નહિ આપું.' (રુકૂઅ-૧૫)

وَاِذْ قَالَ اللّٰهُ يٰعِيْسَى ابْنَ مَرْيَمَ ءَاَنْتَ قُلْتَ لِلنَّاسِ اتَّخِذُوْنِيْ وَاُمِّيَ اِلٰهَيْنِ مِنْ دُوْنِ اللّٰهِ ۗ قَالَ سُبْحٰنَكَ مَا يَكُوْنُ لِيْٓ اَنْ اَقُوْلَ مَا لَيْسَ لِيْ ۗ بِحَقٍّ ۗ اِنْ كُنْتُ قُلْتُهٗ فَقَدْ عَلِمْتَهٗ ۗ تَعْلَمُ مَا فِيْ نَفْسِيْ وَلَآ اَعْلَمُ مَا فِيْ نَفْسِكَ ۗ اِنَّكَ اَنْتَ عَلَّامُ الْغُيُوْبِ ﴿۱۱۶﴾

૧૧૭. અને અલ્લાહ જ્યારે પૂછશે ''હે ઈસા ઈબને મરિયમ, શું તેં લોકોને કહ્યું હતું કે મને અને મારી માતાને બન્નેને અલ્લાહના ઉપરાંત મા'બૂદ[૪૮] માનો?'' તે જવાબ આપશે. 'પવિત્ર છે તું, હું એવું કદાપિ નથી કહી શકતો જે કહેવાનો મને અધિકાર નથી. જો મેં એવું કહ્યું હોય તો તને તેનું જ્ઞાન અવશ્ય હોવું જોઈએ. જે કંઈ મારા મનમાં છે તે તું જાણે છે. અને જે કંઈ તારા મનમાં છે તે હું નથી જાણતો. છૂપી હકીકતોનો જાણનારો (માત્ર) તું જ છે.

مَا قُلْتُ لَهُمْ اِلَّا مَآ اَمَرْتَنِيْ بِهٖٓ اَنِ اعْبُدُوا اللّٰهَ رَبِّيْ وَرَبَّكُمْ ۚ وَكُنْتُ عَلَيْهِمْ شَهِيْدًا مَّا دُمْتُ فِيْهِمْ ۚ فَلَمَّا

૧૧૮. ''મેં તેમને કંઈ નથી કહ્યું સિવાય કે જે (કહેવા)નો તેં મને આદેશ આપ્યો હતો કે 'અલ્લાહની ઈબાદત કરો, (જે) મારો રબ છે તેમજ તમારો પણ રબ છે.' અને જ્યાં સુધી હું તેમની વચ્ચે[૪૯] હતો,

---

૪૭. આ દુઆના ફળરૂપે ઈસાઈઓને દુનિયાભરમાં રાજસત્તા પ્રાપ્ત થઈ હતી જે રોમન સામ્રાજ્યની પડતી પછીના યુગમાં દુનિયાના ખુણે ખુણે સુધી ફેલાઈ ગઈ હતી, ખાસ કરીને ૧૮મી તથા ૧૯મી ઈસ્વી સદીઓમાં તેમની જાહોજલાલી પરાકાષ્ટાએ પહોંચી હતી.

૪૮. ઈસાઈ સંપ્રદાયોની માન્યતા પ્રમાણે હઝરત મરિયમને અલૌકિક શકિતઓના માલિક ગણવામાં આવે છે. તેમજ 'ખુદાને' જન્મ આપનારી ખાસ હસ્તીનું સ્થાન આપવામાં આવે છે, અને છેલ્લે છેલ્લે પોપ પાઈઅસ ૧૨માએ હઝરત મરિયમને ઈશ્વરી 'શકિત'નું પદ આપ્યું છે, જે પદને પ્રોટેસ્ટેન્ટ માન્ય નથી રાખતા.

૪૯. જ્યાં સુધી હઝરત ઈસા (અ) હયાત હતા ત્યાં સુધી તેમને માનનારાઓ એકજ ખુદાની ઈબાદત કરતા હતા પરંતુ તેમની વફાત બાદ તેમનું બદલી જવું લાઝિમ હતું અને ઈસાઈઓનું ત્રણ ખુદાઈ શકિતઓને માનવું હઝરત ઈસા (અ)ના મૃત્યુ પામેલા હોવાનો પુરાવો છે. તદુપરાંત હ.ઈસા (અ) પોતાના જીવન દરમિયાન પોતાના માનનારાઓની ત્રણ ઈશ્વરી શકિતની માન્યતા વિશે બેખબર હોવાનું જણાવે છે જેથી તેઓ અત્યારે જીવી નથી રહ્યા તેનો આ સજજડ પુરાવો છે. આ માન્યતા તેમના મૃત્યુ બાદ જ ઉદ્ભવી છે જે સંજોગોમાં તેમનું ફરીથી દુનિયામાં આવવું અસંભવિત છે. જો તેમનું દુનિયામાં ફરી આગમન થાય તો તેમનું પોતાની કોમને ત્રણ 'ખુદાને' માનતા હોવાનું જોવું અનિવાર્ય છે, જેથી

تَوَفَّيْتَنِي كُنْتَ أَنْتَ الرَّقِيبَ عَلَيْهِمْ ۚ وَأَنْتَ عَلَىٰ كُلِّ شَيْءٍ شَهِيدٌ ﴿١١٨﴾

હું તેમનો સાક્ષી રહ્યો પરંતુ જ્યારે તેં મને મૃત્યુ આપ્યું, પછી તું જ તેમનો નિગેહબાન હતો, અને દરેક વસ્તુની સંભાળ લેનારો તું જ છે.

إِنْ تُعَذِّبْهُمْ فَإِنَّهُمْ عِبَادُكَ ۖ وَإِنْ تَغْفِرْ لَهُمْ فَإِنَّكَ أَنْتَ الْعَزِيزُ الْحَكِيمُ ﴿١١٩﴾

૧૧૯. ''જો તું તેમને શિક્ષા કરવા ચાહે તો તે તારા જ બંદાઓ છે અને જો તું તેમને માફ કરવા ચાહે તો તું સર્વ સમર્થ છે, હિકમતવાળો છે.''

قَالَ اللَّهُ هَٰذَا يَوْمُ يَنْفَعُ الصَّادِقِينَ صِدْقُهُمْ ۚ لَهُمْ جَنَّاتٌ تَجْرِي مِنْ تَحْتِهَا الْأَنْهَارُ خَالِدِينَ فِيهَا أَبَدًا ۚ رَضِيَ اللَّهُ عَنْهُمْ وَرَضُوا عَنْهُ ۚ ذَٰلِكَ الْفَوْزُ الْعَظِيمُ ﴿١٢٠﴾

૧૨૦. અલ્લાહે ફરમાવ્યું 'આજના દિવસે સત્ય બોલનારાઓને તેમની સચ્ચાઈ લાભદાયક નીવડશે. તેમના માટે એવા બગીચાઓ છે જેની તળેથી ઝરણાં વહેતા હશે, તેમાં જ તેઓ સદાય રહેશે. અલ્લાહ, તેમનાથી બહુજ ખુશ છે અને તેઓ પણ તેનાથી ખુશ છે; આ ખરેખર એક ભવ્ય સફળતા છે.'

لِلَّهِ مُلْكُ السَّمَاوَاتِ وَالْأَرْضِ وَمَا فِيهِنَّ ۚ وَهُوَ عَلَىٰ كُلِّ شَيْءٍ قَدِيرٌ ﴿١٢١﴾

૧૨૧. આકાશો તથા ધરતી તેમજ તેની વચ્ચે જે કંઈ છે તે સર્વની બાદશાહી અલ્લાહની જ છે, અને પ્રત્યેક વસ્તુ ઉપર તે સામર્થ્ય ધરાવે છે.

---

કયામતના દિવસે તેમની આ માન્યતા વિશે અજાણ્યા હોવાનો તેમના બચાવનો આધાર સચ્ચાઈ ઉપર નહિ ગણાય. હકીકત તો આ છે કે તેઓ વફાત પામી ચૂકયા છે. એક વાર મૃત્યુ પામનાર ફરી દુનિયામાં નથી આવી શકતો. આ કુદરતનો અટલ નિયમ છે.

વિશેષમાં હઝરત ઈસા (અ) મૃત્યુ પામ્યા છે. તેની સાબિતી કુરઆનની બે આયતોથી પણ સ્પષ્ટ મળે છે.

પહેલી અલ-માએદાહ આ. ૭૬.

તરજામો- 'ઈબને મરિયમ સિવાય એક રસૂલ હોવાને બીજો કોઈ ન હતો અને તેના પહેલાં તમામ રસૂલો ગુજરી ગયા છે, અને તેની માતા એક સત્યનિષ્ઠ નારી હતી. તેઓ બન્ને ખોરાક ખાતા હતા.'

બીજી અલ-ઈમરાન આ. ૧૪૫

તરજામો- 'મુહમ્મદ (સ) માત્ર એક રસૂલ હતો, ખરેજ તેના પહેલા (જેટલા) રસૂલો આવ્યા તે સર્વ ગુજરી ગયા છે અગર તે પણ વફાત પામશે તો શું તમે તમારી એડીઓના ભારે ફરી જશો?'

سُوْرَةُ الْأَنْعَامِ مَكِّيَّةٌ (٦)

## અલ અન્આમ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી જે બેહદકૃપાળુ અને દયાવંત છે.

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَجَعَلَ الظُّلُمٰتِ وَالنُّوْرَ ۥ ثُمَّ الَّذِيْنَ كَفَرُوْا بِرَبِّهِمْ يَعْدِلُوْنَ ②

૨. સર્વ તા'રીફને લાયક અલ્લાહ જ છે, જેણે આકાશો અને પૃથ્વીનું સર્જન કર્યું અને અંધકાર તથા પ્રકાશનો[1] ઉદ્ભવ કર્યો, તેમ છતાં કાફરો અન્યને પોતાના પરવરદિગારનો શરીક ઠરાવે છે.

هُوَ الَّذِيْ خَلَقَكُمْ مِّنْ طِيْنٍ ثُمَّ قَضٰٓى اَجَلًا ۥ وَاَجَلٌ مُّسَمًّى عِنْدَهٗ ثُمَّ اَنْتُمْ تَمْتَرُوْنَ ③

૩. તે એ'જ છે જેણે તમને માટીમાંથી સર્જ્યાં અને (તમારા જીવનની) એક મુદ્દત[2] નક્કી કરી. અને તે મુદ્દતનું જ્ઞાન તેને જ છે છતાં તમે શંકા રાખો છો!

وَهُوَ اللّٰهُ فِي السَّمٰوٰتِ وَفِي الْاَرْضِ ۥ يَعْلَمُ سِرَّكُمْ وَجَهْرَكُمْ وَيَعْلَمُ مَا تَكْسِبُوْنَ ④

૪. અને આકાશ તથા ધરતીમાં અલ્લાહ જ (ઈબાદત કરવાને લાયક) છે જે તમારી અંદરની હાલતને જાણે છે અને બહારની પણ. અને તમે જે કમાણી[3] કરી રહ્યા છો તેને પણ જાણે છે.

وَمَا تَاْتِيْهِمْ مِّنْ اٰيَةٍ مِّنْ اٰيٰتِ رَبِّهِمْ اِلَّا كَانُوْا عَنْهَا مُعْرِضِيْنَ ⑤

૫. તેમના રબની નિશાનીઓમાંથી કોઈ એવી નિશાની નથી આવતી કે જેનાથી તેઓ મુખ ન ફેરવી લેતા હોય.[4]

فَقَدْ كَذَّبُوْا بِالْحَقِّ لَمَّا جَآءَهُمْ ۥ فَسَوْفَ يَاْتِيْهِمْ اَنْۢبٰٓؤُا مَا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ⑥

૬. (જ્યારે) તેમની પાસે સંપૂર્ણ સત્ય આવી પહોંચ્યું, તેને તેમણે અસત્ય ઠરાવી દીધું; પણ જેનું તેમણે હાસ્ય ઉડાવ્યું છે, તેની હકીકત તેમને વેળાસર જણાઈ રહેશે.

---

૧. હિંદુઓની માન્યતામાં ઈશ્વરે ઈન્સાનને શકિતઓ અર્પણ કરી રાખી છે અથવા પ્રત્યેક દૈવી શકિતના ઉપાસકો પોતાના તપના બળે એકબીજાને પોતાના તાબે કરી શકે છે. જરથોસ્તી બે શકિતઓને માને છે. અરમુઝદ પ્રકાશનો દેવતા અને અહરીમાન અંધકારનો દેવતા, બન્નેમાં નિત્ય સ્પર્ધાનો જંગ ખેલાતો રહે છે. જ્યારે કુરઆને મજીદ એકજ સર્વશકિતમાનને સર્વ સત્તાધારી ઠરાવે છે જેને કોઈએ જન્મ નથી આપ્યો, જે કોઈનો મોહતાજ નથી, જે તમામ જહાનોનો સર્જનહાર, સર્વાધાર છે, તે સૃષ્ટીનો સંચાલક છે. જેના કાર્યમાં કોઈનો દખલ નથી.

૨. અલ્લાહ તરફથી આવતી ઝિંદગી તથા મોત, બન્ને હાલતો પરહેઝગારો માટે આશીર્વાદરૂપ છે.

૩. તમારી કરણીઓ તેની જાણ બહાર નથી.

૪. અલ્લાહના પ્રત્યેક નેક બંદાઓનો દુનિયાવાળાઓએ અસ્વીકાર કર્યો, ઉલ્ટું વિવિધ રીતોથી નડતરો કરી હમેશાં તેમને રીબાવતા રહ્યા છે. આ અલ્લાહના નેક બંદાઓના સાચા હોવાનો સ્પષ્ટ પુરાવો છે.

أَلَمْ يَرَوْا كَمْ أَهْلَكْنَا مِن قَبْلِهِم مِّن قَرْنٍ مَّكَّنَّاهُمْ فِي الْأَرْضِ مَا لَمْ نُمَكِّن لَّكُمْ وَأَرْسَلْنَا السَّمَاءَ عَلَيْهِم مِّدْرَارًا وَجَعَلْنَا الْأَنْهَارَ تَجْرِي مِن تَحْتِهِمْ فَأَهْلَكْنَاهُم بِذُنُوبِهِمْ وَأَنشَأْنَا مِن بَعْدِهِمْ قَرْنًا آخَرِينَ ٧

૭. શું તેમણે નથી જોયું કે તેમનાથી પહેલાં અમે કેટલીએ કોમોનો વિનાશ કરી ચૂકયા છીએ? જેમને અમે એટલી બધી સત્તા આપી હતી જેટલી સત્તા તમને નથી આપી, અને અમે તેમના ઉપર મૂશળધાર વર્ષા કરતા વાદળા મોકલાવ્યા; અને તેમના પગ તળેથી નદીઓ વહેતી કરી; અંતમાં તેમના ગુનાહોના પરિણામે અમે તેમને નષ્ટ કર્યા અને તેમની જગ્યાએ બીજી કોમનો ઉદ્ભવ કર્યો.

وَلَوْ نَزَّلْنَا عَلَيْكَ كِتَابًا فِي قِرْطَاسٍ فَلَمَسُوهُ بِأَيْدِيهِمْ لَقَالَ الَّذِينَ كَفَرُوا إِنْ هَٰذَا إِلَّا سِحْرٌ مُّبِينٌ ٨

૮. અને જો અમે ચર્મપત્ર લખીને પણ તારી તરફ મોકલ્યા હોત, તો તેઓ તેને સ્પર્શ કરીને અવશ્ય કહેત કે આ તો જાદુમંત્ર સિવાય બીજું કંઈ નથી.

وَقَالُوا لَوْلَا أُنزِلَ عَلَيْهِ مَلَكٌ ۖ وَلَوْ أَنزَلْنَا مَلَكًا لَّقُضِيَ الْأَمْرُ ثُمَّ لَا يُنظَرُونَ ٩

૯. અને તેઓ કહે છે, 'તેના ઉપર ફરિશ્તો કેમ ઊતારવામાં નથી આવ્યો? પરંતુ અમે જો તેના ઉપર કોઈ ફરિશ્તો ઊતાર્યો[૫] હોત તો તેનો ફેંસલો થઈ ગયો હોત અને તેમને મોહલત આપવામાં ન આવત.

وَلَوْ جَعَلْنَاهُ مَلَكًا لَّجَعَلْنَاهُ رَجُلًا وَلَلَبَسْنَا عَلَيْهِم مَّا يَلْبِسُونَ ١٠

૧૦. અને અમે જો ફરિશ્તામાંથી તે (રસૂલ)ને નીમ્યો હોત તો પણ તેને ઈન્સાનનું જ રૂપ અમે આપ્યું હોત; અને અમે તેમને એવી જ ગૂંચવણોમાં નાખ્યો હોત, જેવી ગૂંચવણોમાં તેઓ (પોતાને) નાખી રહ્યા છે.

وَلَقَدِ اسْتُهْزِئَ بِرُسُلٍ مِّن قَبْلِكَ فَحَاقَ بِالَّذِينَ سَخِرُوا مِنْهُم مَّا كَانُوا بِهِ يَسْتَهْزِئُونَ ١١ ع

૧૧. અને બેશક તારી પહેલાંના રસૂલોની પણ મશ્કરી ઉડાવવામાં આવી હતી, પરંતુ તેઓ જેનું હાસ્ય ઉડાવતા હતા તે'જ વસ્તુએ તેમનામાંના હાસ્ય ઉડાવનારાઓને ઘેરી લીધા. (રુકૂઅ-૨)

قُلْ سِيرُوا فِي الْأَرْضِ ثُمَّ انظُرُوا كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُكَذِّبِينَ ١٢

૧૨. તું તેમને કહી દે કે તેઓ ધરતીમાં હરીફરીને જુએ કે (રસૂલોને) જૂઠ્ઠા ઠરાવનારાઓનો અંજામ કેવો આવ્યો હતો.

قُل لِّمَن مَّا فِي السَّمَاوَاتِ وَالْأَرْضِ ۖ قُل لِّلَّهِ ۚ كَتَبَ عَلَىٰ نَفْسِهِ الرَّحْمَةَ ۚ لَيَجْمَعَنَّكُمْ إِلَىٰ يَوْمِ الْقِيَامَةِ لَا رَيْبَ فِيهِ ۚ الَّذِينَ خَسِرُوا أَنفُسَهُمْ فَهُمْ لَا يُؤْمِنُونَ ١٣

૧૩. તું તેમને પૂછ કે આકાશો અને ધરતીમાં જે કંઈ છે તે કોનું છે?' તું કહી દે કે તે સર્વ અલ્લાહનું છે. તેણે તો દયા કરવાનું પોતાના માથે લીધું છે. ખરેખર તે તમને કયામતના દિવસે એકત્રિત કરશે તેમાં કોઈ સંદેહ નથી, પરંતુ જે લોકો સ્વયં પોતાનો સર્વનાશ કરનારા છે, તેઓ (કદાપિ) ઈમાન લાવશે નહિ.

---

૫. ફરિશ્તાનું ઊતરવું કાફરો ઉપર અઝાબ આવવાની આગાહી છે.

وَلَهٗ مَا سَكَنَ فِي الَّيْلِ وَالنَّهَارِ ؕ وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ﴿۱۳﴾

૧૪. અને જે કંઈ રાત (ના અંધકારમાં) તથા દિવસ (ના પ્રકાશ)માં અસ્તિત્વ ધરાવે છે તે સર્વ તેનું જ છે. અને તે સર્વ સાંભળનારો છે, સર્વ જાણનારો છે.

قُلْ اَغَيْرَ اللّٰهِ اَتَّخِذُ وَلِيًّا فَاطِرِ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَهُوَ يُطْعِمُ وَلَا يُطْعَمُ ؕ قُلْ اِنِّيْۤ اُمِرْتُ اَنْ اَكُوْنَ اَوَّلَ مَنْ اَسْلَمَ وَلَا تَكُوْنَنَّ مِنَ الْمُشْرِكِيْنَ ﴿۱۴﴾

૧૫. તું કહી દે 'શું હું અલ્લાહને છોડી કોઈ બીજાને મારો નિગેહબાન બનાવું જે (અલ્લાહ) આકાશો તથા પૃથ્વીનો સર્જનહાર છે, જે સર્વનું પોષણ કરે છે, અને તેનું પોષણ કોઈ નથી કરતું?' તું કહી દે 'મને આદેશ આપવામાં આવ્યો છે કે તેનો સૌથી પહેલો તાબેદાર હું જ બની જાઉં.' અને તું અલ્લાહના શરીક ઠરાવનારામાંનો ન થજે.

قُلْ اِنِّيْۤ اَخَافُ اِنْ عَصَيْتُ رَبِّيْ عَذَابَ يَوْمٍ عَظِيْمٍ ﴿۱۵﴾

૧૬. તું કહે 'જો હું મારા પરવરદિગારની નાફરમાની કરીશ તો એક ભયંકર દિવસના અઝાબનો મને ડર છે.

مَنْ يُّصْرَفْ عَنْهُ يَوْمَئِذٍ فَقَدْ رَحِمَهٗ ؕ وَذٰلِكَ الْفَوْزُ الْمُبِيْنُ ﴿۱۶﴾

૧૭. તે દિવસે જેના ઉપરથી અઝાબ ટાળી દેવામાં આવશે, તેના ઉપર અલ્લાહે બહુજ દયા કરી હશે. અને તે બેશક એક ભવ્ય સફળતા છે.

وَاِنْ يَّمْسَسْكَ اللّٰهُ بِضُرٍّ فَلَا كَاشِفَ لَهٗۤ اِلَّا هُوَ ؕ وَاِنْ يَّمْسَسْكَ بِخَيْرٍ فَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿۱۷﴾

૧૮. અને જો અલ્લાહ તને કોઈ દુઃખ પહોંચાડે તો તેના સિવાય બીજો કોઈ તેને નહિ ટાળી શકે. અને જો તે તને સુખ પહોંચાડે તો તે જે ધારે તે કરવાનું સામર્થ્ય રાખે છે.

وَهُوَ الْقَاهِرُ فَوْقَ عِبَادِهٖ ؕ وَهُوَ الْحَكِيْمُ الْخَبِيْرُ ﴿۱۸﴾

૧૯. અને તે પોતાના બંદાઓ ઉપર સંપૂર્ણ સત્તા ધરાવે છે. તે હિકમતવાળો છે, સર્વ જાણનારો છે.

قُلْ اَيُّ شَيْءٍ اَكْبَرُ شَهَادَةً ؕ قُلِ اللّٰهُ ۙ شَهِيْدٌۢ بَيْنِيْ وَبَيْنَكُمْ ۙ وَاُوْحِيَ اِلَيَّ هٰذَا الْقُرْاٰنُ لِاُنْذِرَكُمْ بِهٖ وَمَنْۢ بَلَغَ ؕ اَئِنَّكُمْ لَتَشْهَدُوْنَ اَنَّ مَعَ اللّٰهِ اٰلِهَةً اُخْرٰى ؕ قُلْ لَّاۤ اَشْهَدُ ۚ قُلْ اِنَّمَا هُوَ اِلٰهٌ وَّاحِدٌ وَّاِنَّنِيْ بَرِيْٓءٌ مِّمَّا تُشْرِكُوْنَ ﴿۱۹﴾

૨૦. તું તેમને પૂછ 'સર્વથી વિશ્વાસપાત્ર સાક્ષી આપનારો કોણ છે?' તું કહે 'અલ્લાહ, તમારા અને મારા વચ્ચે સાક્ષી છે, અને આ કુરઆન મારા ઉપર ઊતારવામાં આવ્યું છે, જેની દ્વારા તમને અને જેમના સુધી તે પહોંચે, તે સર્વને હું ચેતવી દઉં. શું તમે ખરેજ સાક્ષી આપો છો, કે અલ્લાહ સિવાય બીજા મા'બૂદો પણ છે?' તું કહે 'હું તો એવી સાક્ષી નહિ આપું.' તું કહે 'અલ્લાહ એક જ છે અને જેને તમે અલ્લાહનો શરીક બનાવો છો તેનાથી હું વિમુખ થાઉં છું.'

اَلَّذِيْنَ اٰتَيْنٰهُمُ الْكِتٰبَ يَعْرِفُوْنَهٗ كَمَا يَعْرِفُوْنَ

૨૧. જે લોકોને અમે કિતાબ આપી છે તેઓ રસૂલને એવી રીતે ઓળખે છે જેવી રીતે તેઓ પોતાના

أَبْنَاءَهُمُ ۘ الَّذِينَ خَسِرُوا أَنفُسَهُمْ فَهُمْ لَا يُؤْمِنُونَ ٢٠

પુત્રોને ઓળખે છે. પરંતુ જે લોકો સ્વયં પોતાને બરબાદ કરવા ચાહે છે તેઓ કદાપી ઈમાન લાવશે નહિ. (રૂકૂઅ - ૨)

وَمَنْ أَظْلَمُ مِمَّنِ افْتَرَىٰ عَلَى اللَّهِ كَذِبًا أَوْ كَذَّبَ بِآيَاتِهِ ۗ إِنَّهُ لَا يُفْلِحُ الظَّالِمُونَ ٢١

૨૨. અને તેનાથી વધુ ઝાલિમ કોણ હશે જે અલ્લાહ વિશે અસત્ય ઘડી કાઢતો હોય અને અલ્લાહની આયતોને જૂઠી ઠરાવતો હોય? નિ:સંદેહ ઝાલિમ લોકો (કદીપણ) સફળ નથી થતા.

وَيَوْمَ نَحْشُرُهُمْ جَمِيعًا ثُمَّ نَقُولُ لِلَّذِينَ أَشْرَكُوا أَيْنَ شُرَكَاؤُكُمُ الَّذِينَ كُنتُمْ تَزْعُمُونَ ٢٢

૨૩. અને જે દિવસે અમે તે સર્વને એકઠા કરશું અને શરીક (ભાગીદારો) ઠરાવનારાઓને પૂછશું કે જેની તમે વાતો કરતા હતા તે ભાગીદારો કયાં છે, જેમના વિશે તમે બહુજ આગ્રહ રાખતા હતા?

ثُمَّ لَمْ تَكُن فِتْنَتُهُمْ إِلَّا أَن قَالُوا وَاللَّهِ رَبِّنَا مَا كُنَّا مُشْرِكِينَ ٢٣

૨૪. ત્યારે તેમની પાસે કોઈ બહાનું નહિ હોય સિવાય કે તેઓ કહેશે, 'અમારા સર્જનહાર અલ્લાહની કસમ, અમે મુશરીક (અલ્લાહના ભાગીદાર ઠરાવનારા) નથી.'

انظُرْ كَيْفَ كَذَبُوا عَلَىٰ أَنفُسِهِمْ ۚ وَضَلَّ عَنْهُم مَّا كَانُوا يَفْتَرُونَ ٢٤

૨૫. જોઈ લેજો, તેઓ પોતાના જ વિરુદ્ધ કેવું અસત્ય બોલે છે, હવે તેમનું ઘડી કાઢેલું તેમની પાસેથી જતું રહ્યું છે.

وَمِنْهُم مَّن يَسْتَمِعُ إِلَيْكَ ۖ وَجَعَلْنَا عَلَىٰ قُلُوبِهِمْ أَكِنَّةً أَن يَفْقَهُوهُ وَفِي آذَانِهِمْ وَقْرًا ۚ وَإِن يَرَوْا كُلَّ آيَةٍ لَّا يُؤْمِنُوا بِهَا ۚ حَتَّىٰ إِذَا جَاءُوكَ يُجَادِلُونَكَ يَقُولُ الَّذِينَ كَفَرُوا إِنْ هَٰذَا إِلَّا أَسَاطِيرُ الْأَوَّلِينَ ٢٥

૨૬. અને તેઓમાંના કેટલાક એવા પણ છે જે તારા પ્રત્યે કાન ધરે છે; જો કે અમે તેમના મન ઉપર પરદા નાખી દીધા છે કે તેઓ કંઈ પણ સમજી ન શકે, અને તેમને બહેરાપણું નાખ્યું છે. અને તેઓ કેટલીએ નિશાનીઓ જોઈ લેશે, છતાં પણ ઈમાન લાવશે નહિ. કાફરો તારી પાસે આવે છે, તો વિવાદ કરવા માટે જ આવે છે. તેઓ કહે છે કે આ (કુરઆન)તો પ્રાચીન કિસ્સા કહાનીઓનો એક સંગ્રહ છે.

وَهُمْ يَنْهَوْنَ عَنْهُ وَيَنْأَوْنَ عَنْهُ ۖ وَإِن يُهْلِكُونَ إِلَّا أَنفُسَهُمْ وَمَا يَشْعُرُونَ ٢٦

૨૭. અને તેઓ બીજાઓને[૬] (હિદાયતથી) અટકાવે છે અને પોતે પણ દૂર રહે છે. જો કે તેમાં તેઓ કોઈ અન્યને નહિ, પણ સ્વયં પોતાને જ હલાક કરી રહ્યા છે, જેનું તેમને ભાન નથી.

---

૬. અલ્લાહના પવિત્ર સંદેશવાહકો પયગમ્બરો નેક રૂહોને ત્રાસ આપનારાઓ કદાપિ સફળ નથી થતા. સમય જતાં તેમનાજ વંશજો પાક રસૂલોની જમાતોમાં શામિલ થઈ પોતાના પૂર્વજોની બદકારીઓના વારસાનો ત્યાગ કરી અલ્લાહના મહેબુબોની રૂહાની ઓલાદમાં શામિલ થઈ જાય છે. આંહઝરત સ.અ.સ.ના કટ્ટર દુશ્મન અબુ જહલના દીકરા હઝરત અકરમાનો દાખલો આ હકીકતનો પુરાવો છે. (ખુત્બા જુમા' ખલિફા અરાબે)

وَلَوْ تَرَىٰٓ إِذْ وُقِفُوا۟ عَلَى ٱلنَّارِ فَقَالُوا۟ يَٰلَيْتَنَا نُرَدُّ وَلَا نُكَذِّبَ بِـَٔايَٰتِ رَبِّنَا وَنَكُونَ مِنَ ٱلْمُؤْمِنِينَ ﴿٢٨﴾

૨૮. અને જો તું તેમને તે દિવસ જોઈ શકે જ્યારે તેમને આગ સામે ઊભા કરવામાં આવ્યા હશે ત્યારે તેઓ કહેશે 'કાશ! જો અમને ફરી એકવાર પાછા મોકલવામાં આવે તો અમે અમારા પરવરદિગારના આદેશોને કદીપણ જૂઠા નહિ ઠરાવીએ, અને અમે ઈમાન લાવનારાઓમાંના થઈ જશું.'

بَلْ بَدَا لَهُم مَّا كَانُوا۟ يُخْفُونَ مِن قَبْلُ ۖ وَلَوْ رُدُّوا۟ لَعَادُوا۟ لِمَا نُهُوا۟ عَنْهُ وَإِنَّهُمْ لَكَٰذِبُونَ ﴿٢٩﴾

૨૯. નહિ, તેઓ જે કંઈ છુપાવી રહ્યા હતા તે તેમની સામે ત્યારે ખુલ્લું થઈ ચૂકયું હશે. જો તેમને (દુનિયામાં) પાછા મોકલવામાં આવે તો પણ, તેમને જેની મનાઈ કરવામાં આવી હતી તેઓ ફરી પાછા તેની તરફજ જશે, બેશક તેઓ જૂઠા છે.

وَقَالُوٓا۟ إِنْ هِىَ إِلَّا حَيَاتُنَا ٱلدُّنْيَا وَمَا نَحْنُ بِمَبْعُوثِينَ ﴿٣٠﴾

૩૦. અને તેઓ કહે છે 'આ દુનિયાના સિવાય કોઈ બીજું જીવન નથી. અને અમને ફરી ઊઠાડવામાં નહિ આવે.'

وَلَوْ تَرَىٰٓ إِذْ وُقِفُوا۟ عَلَىٰ رَبِّهِمْ ۚ قَالَ أَلَيْسَ هَٰذَا بِٱلْحَقِّ ۚ قَالُوا۟ بَلَىٰ وَرَبِّنَا ۚ قَالَ فَذُوقُوا۟ ٱلْعَذَابَ بِمَا كُنتُمْ تَكْفُرُونَ ﴿٣١﴾ ع ٣

૩૧. અને જો તું જોઈ શકત કે તેમને જ્યારે તેમના રબ સામે ઊભા કરવામાં આવ્યા હશે ત્યારે અલ્લાહ પૂછશે 'શું આ (બીજું જીવન) હકીકત નથી?' તેઓ કહેશે 'હા, અમારા પાલનહારના સોગંદ.' અલ્લાહ ફરમાવશે 'તો હવે તમારા કુફ્રના પરિણામે અઝાબનો સ્વાદ ચાખો.' (રુકૂઅ-૩)

قَدْ خَسِرَ ٱلَّذِينَ كَذَّبُوا۟ بِلِقَآءِ ٱللَّهِ ۖ حَتَّىٰٓ إِذَا جَآءَتْهُمُ ٱلسَّاعَةُ بَغْتَةً قَالُوا۟ يَٰحَسْرَتَنَا عَلَىٰ مَا فَرَّطْنَا فِيهَا وَهُمْ يَحْمِلُونَ أَوْزَارَهُمْ عَلَىٰ ظُهُورِهِمْ ۚ أَلَا سَآءَ مَا يَزِرُونَ ﴿٣٢﴾

૩૨. બેશક તે લોકો નુકસાન ભોગવનારા છે જે લોકો અલ્લાહ સાથે મુલાકાત થવાનો ઈન્કાર કરે છે, તો જ્યારે તે ઘડી અચાનક આવી પહોંચશે તો તેઓ કહેશે 'હાય, આ ઘડી વિશે અમારી બેદરકારી ઉપર અફસોસ છે.' ત્યારે તેમણે પોતાનો બોજો પીઠો ઉપર ઉઠાવ્યો હશે. બેશક તે બહુજ બૂરું હશે જે તેમણે ઉઠાવી રાખ્યું હશે.

وَمَا ٱلْحَيَوٰةُ ٱلدُّنْيَآ إِلَّا لَعِبٌ وَلَهْوٌ ۖ وَلَلدَّارُ ٱلْءَاخِرَةُ خَيْرٌ لِّلَّذِينَ يَتَّقُونَ ۗ أَفَلَا تَعْقِلُونَ ﴿٣٣﴾

૩૩. અને આ દુનિયાની ઝિંદગી રમતગમતના મેળા સિવાય બીજું કંઈ નથી. અને જે નેકીઓ કરનારા છે તેમના માટે આખેરતનું ઘર બેહતર છે. શું તો પણ તમે સમજશો નહિ?

قَدْ نَعْلَمُ إِنَّهُۥ لَيَحْزُنُكَ ٱلَّذِى يَقُولُونَ ۖ فَإِنَّهُمْ لَا يُكَذِّبُونَكَ وَلَٰكِنَّ ٱلظَّٰلِمِينَ بِـَٔايَٰتِ ٱللَّهِ يَجْحَدُونَ ﴿٣٤﴾

૩૪. બેશક અમે જાણીએ છીએ કે જે તેઓ કહે છે તેનાથી તને દુ:ખ પહોંચે છે. વાસ્તવમાં તેઓ તને ખોટા નથી ઠરાવતા પરંતુ અલ્લાહની આયતોનો તે બદકારો ઈન્કાર કરે છે.

وَلَقَدْ كُذِّبَتْ رُسُلٌ مِّنْ قَبْلِكَ فَصَبَرُوا عَلَىٰ مَا كُذِّبُوا وَأُوذُوا حَتَّىٰ أَتَاهُمْ نَصْرُنَا ۚ وَلَا مُبَدِّلَ لِكَلِمَاتِ اللَّهِ ۚ وَلَقَدْ جَاءَكَ مِنْ نَبَإِ الْمُرْسَلِينَ ﴿٣٥﴾

૩૫. અને તારી પહેલાંના રસૂલોનો બેશક ઈન્કાર કરવામાં આવ્યો હતો. જો કે તેમને ખોટા ઠરાવવામાં આવ્યા અને તેમને બેહદ દુ:ખ આપવામાં આવ્યું, છતાં પણ તેઓ ધૈર્યથી સહન કરતા રહ્યા જ્યાં સુધી કે અમારી મદદ તેમને પહોંચી. અલ્લાહના વચનોને કોઈ બદલી નથી શકતું. બેશક તને (તારી પહેલાંના) રસૂલોના સમાચાર મળી ચૂકયા છે.

وَإِنْ كَانَ كَبُرَ عَلَيْكَ إِعْرَاضُهُمْ فَإِنِ اسْتَطَعْتَ أَنْ تَبْتَغِيَ نَفَقًا فِي الْأَرْضِ أَوْ سُلَّمًا فِي السَّمَاءِ فَتَأْتِيَهُمْ بِآيَةٍ ۚ وَلَوْ شَاءَ اللَّهُ لَجَمَعَهُمْ عَلَى الْهُدَىٰ ۚ فَلَا تَكُونَنَّ مِنَ الْجَاهِلِينَ ﴿٣٦﴾

૩૬. જો તેમનું મુખ ફેરવી જવું તારા માટે અસહ્ય છે, તો પછી ધરતીમાં સુરંગ ખોદી અથવા આકાશ સુધી પહોંચે તેવી નીસરણી શોધી તેમના માટે તું કોઈ મો'જેઝો લાવી[૭] શકતો હોય (તો તેવું કરી જો). અને જો અલ્લાહ ચાહતો હોત તો ખરેખર તેમને ભેગા કરી હિદાયત ઉપર લઈ આવત. માટે તું નાદાનોમાંનો ન બન.

إِنَّمَا يَسْتَجِيبُ الَّذِينَ يَسْمَعُونَ ۘ وَالْمَوْتَىٰ يَبْعَثُهُمُ اللَّهُ ثُمَّ إِلَيْهِ يُرْجَعُونَ ﴿٣٧﴾

૩૭. માત્ર તેજ લોકો (સત્યનો) સ્વીકાર કરી શકે છે, જે સાંભળતા હોય, અને (બાકી રહ્યા) મરણ પામેલા, તો તેમને અલ્લાહ (સજીવન કરી ફરી) ઉઠાડશે. પછી તેની જ તરફ તેમને પાછા લઈ જવામાં આવશે.

وَقَالُوا لَوْلَا نُزِّلَ عَلَيْهِ آيَةٌ مِّنْ رَّبِّهِ ۚ قُلْ إِنَّ اللَّهَ قَادِرٌ عَلَىٰ أَنْ يُنَزِّلَ آيَةً وَلَٰكِنَّ أَكْثَرَهُمْ لَا يَعْلَمُونَ ﴿٣٨﴾

૩૮. અને તેઓ કહે છે 'તેના રબ તરફથી તેના ઉપર કોઈ મો'જઝો (ચમત્કાર) કેમ નથી ઊતારવામાં આવ્યો? તું કહે 'બેશક અલ્લાહ મો'જઝો મોકલવાનું સામર્થ્ય રાખે છે, પરંતુ તેમનામાંના ઘણાખરાને તેના (પરિણામોની) ખબર નથી.'

وَمَا مِنْ دَابَّةٍ فِي الْأَرْضِ وَلَا طَائِرٍ يَطِيرُ بِجَنَاحَيْهِ إِلَّا أُمَمٌ أَمْثَالُكُمْ ۚ مَا فَرَّطْنَا فِي الْكِتَابِ مِنْ شَيْءٍ ۚ ثُمَّ إِلَىٰ رَبِّهِمْ يُحْشَرُونَ ﴿٣٩﴾

૩૯. ઝમીન ઉપર (ચાલનારા) કોઈ એવા પ્રાણીઓ અને પાંખો વડે ઊડનારા કોઈ એવા પક્ષીઓ નથી જેમના તમારા જેવાજ (વ્યવસ્થિત) સમૂહો ન હોય. અમે (આ) કિતાબથી બહાર કંઈ પણ વસ્તુને નથી રહેવા દીધી. અંતમાં સર્વને તેમના પરવરદિગાર સમક્ષ એકઠા કરવામાં આવશે.

وَالَّذِينَ كَذَّبُوا بِآيَاتِنَا صُمٌّ وَبُكْمٌ فِي الظُّلُمَاتِ ۗ مَنْ يَشَإِ اللَّهُ يُضْلِلْهُ وَمَنْ يَشَأْ يَجْعَلْهُ عَلَىٰ صِرَاطٍ مُسْتَقِيمٍ ﴿٤٠﴾

૪૦. અને જે લોકો અમારી આયતોને જૂઠી કહે છે તેઓ બહેરા છે, મૂંગા છે, અને ઘોર અંધકારમાં પડેલા છે. અલ્લાહ જેને ચાહે, ગુમરાહ કરી દે છે અને જેને ચાહે તે સન્માર્ગ ઉપર ચલાવે છે.

૭. 'મો'જેઝો' અર્થાત 'ચમત્કાર' નિશાન.

قُلْ أَرَءَيْتَكُمْ إِنْ أَتَىٰكُمْ عَذَابُ ٱللَّهِ أَوْ أَتَتْكُمُ ٱلسَّاعَةُ أَغَيْرَ ٱللَّهِ تَدْعُونَ إِن كُنتُمْ صَٰدِقِينَ ﴿۴۰﴾

૪૧. તું કહે 'તમે શું ધારો છો? જો તમારા ઉપર અલ્લાહનો અઝાબ આવે અથવા તે ઘડી આવીને ઊભી રહે તો શું તે સમયે તમે અલ્લાહ સિવાય બીજા કોઈને પુકારશો? જો તમે સાચા છો તો બતાવો.'

بَلْ إِيَّاهُ تَدْعُونَ فَيَكْشِفُ مَا تَدْعُونَ إِلَيْهِ إِن شَآءَ وَتَنسَوْنَ مَا تُشْرِكُونَ ﴿۴۱﴾

૪૨. બલ્કે તમે અલ્લાહને જ પુકારશો, ત્યારે તે ચાહશે તો તમે જેના માટે તેને પુકાર્યો હશે તે આફતને તે ટાળી દેશે. અને તમે જેને તેનો શરીક ઠરાવતા હતા તેને ભૂલી[૮] જશો. (રુકૂઅ-૪)

وَلَقَدْ أَرْسَلْنَآ إِلَىٰٓ أُمَمٍ مِّن قَبْلِكَ فَأَخَذْنَٰهُم بِٱلْبَأْسَآءِ وَٱلضَّرَّآءِ لَعَلَّهُمْ يَتَضَرَّعُونَ ﴿۴۲﴾

૪૩. અને અમે બેશક તારી પહેલાંની કોમો તરફ (રસૂલો) મોકલાવ્યા હતા અને અમે તે કોમોને ગરીબી તથા દુ:ખોમાં ઘેરી હતી કે કદાચ તેઓ નમ્રતા ગ્રહણ કરે.

فَلَوْلَآ إِذْ جَآءَهُم بَأْسُنَا تَضَرَّعُوا۟ وَلَٰكِن قَسَتْ قُلُوبُهُمْ وَزَيَّنَ لَهُمُ ٱلشَّيْطَٰنُ مَا كَانُوا۟ يَعْمَلُونَ ﴿۴۳﴾

૪૪. તો અમારો અઝાબ તેમના ઉપર પડયો છતાં તેમનામાં શા માટે નરમી ન આવી? ઊલ્ટું તેમના દિલ વધુ સખત બની ગયા અને શયતાને તેમના કામો તેમને ભલા કરી દેખાડયા.

فَلَمَّا نَسُوا۟ مَا ذُكِّرُوا۟ بِهِۦ فَتَحْنَا عَلَيْهِمْ أَبْوَٰبَ كُلِّ شَىْءٍ حَتَّىٰٓ إِذَا فَرِحُوا۟ بِمَآ أُوتُوٓا۟ أَخَذْنَٰهُم بَغْتَةً فَإِذَا هُم مُّبْلِسُونَ ﴿۴۴﴾

૪૫. પછી તેઓ તમામ નસિહતોને ભૂલી ગયા જે તેમને આપવામાં આવી હતી. તો અમે તેમના ઉપર પ્રત્યેક (ને'મતોના) દ્વારો ખુલ્લા મૂકયા, ત્યાં સુધી કે જે તેમને આપવામાં આવ્યું હતું. તેનો તેઓ આનંદ ઉઠાવી રહ્યા હતા (ત્યારે) અમે તેમને અચાનક પકડી લીધા, અને જુઓ, તેઓ કેવા હતાશ થઈ ગયા.

فَقُطِعَ دَابِرُ ٱلْقَوْمِ ٱلَّذِينَ ظَلَمُوا۟ ۚ وَٱلْحَمْدُ لِلَّهِ رَبِّ ٱلْعَٰلَمِينَ ﴿۴۵﴾

૪૬. પછી તે ઝાલિમોના રહ્યા સહ્યા મૂળ[૯] ઊખડી નાખવામાં આવ્યા. અને સર્વસ્તુતિનો અધિકાર અલ્લાહનો છે (જે) તમામ જહાનોનો માલિક છે.

قُلْ أَرَءَيْتُمْ إِنْ أَخَذَ ٱللَّهُ سَمْعَكُمْ وَأَبْصَٰرَكُمْ وَخَتَمَ عَلَىٰ قُلُوبِكُم مَّنْ إِلَٰهٌ غَيْرُ ٱللَّهِ يَأْتِيكُم بِهِ ۗ ٱنظُرْ

૪૭. તું કહે 'તમે શું ધારો છો કે જો અલ્લાહ તમારી સાંભળવાની શકિત અને જોવાની શકિત છીનવી લે, અને તમારા હૃદયો ઉપર મોહર મારી દે તો અલ્લાહ સિવાય કોણ છે જે તમને તમારું ગુમાવેલું

---

૮. મક્કાની ફતેહના પ્રસંગે મક્કાવાસીઓની પોતાના જડ ઉપાસ્યો ઉપરથી શ્રદ્ધા ઉડી જવા પામી અને અબુ-સુફીયાન અને તેમની પત્ની હિંદાએ આંહઝરત સ.અ.સ. સમક્ષ સચ્ચાઈને સ્વીકાર કર્યો.

૯. ઝાલિમોની સત્તા કદાપિ ટકતી નથી, ન તેમની નામના સારી હોય છે, બલ્કે જેને સંતાપવામાં આવે છે તે સદાચારી, સદગુણિ અને નિર્દોષ જીવોનું નામ માનવતાના ઈતિહાસમાં સદાય ઝળહળતું રહે છે, એટલી હદ સુધી કે તે નેકરૂહોને પજવનારા ઝાલિમોના વંશજો પણ તેના ઉપર ઈમાન લાવી પોતાના પૂર્વજો ઉપર લા'નતો નાખતા રહે છે.

كَيْفَ نُصَرِّفُ الْاٰيٰتِ ثُمَّ هُمْ يَصْدِفُوْنَ ﴿٤٦﴾

પાછું લાવી દે?' જુઓ, અમે આયતોનું કેવું ફરીફરીને વર્ણન કરીએ છીએ, છતાં તેઓ મોઢું ફેરવી ચાલ્યા જાય છે.

قُلْ اَرَءَيْتَكُمْ اِنْ اَتٰىكُمْ عَذَابُ اللّٰهِ بَغْتَةً اَوْ جَهْرَةً هَلْ يُهْلَكُ اِلَّا الْقَوْمُ الظّٰلِمُوْنَ ﴿٤٧﴾

૪૮. તું કહે 'તમે શું ધારો છો કે અલ્લાહનો અઝાબ તેમના ઉપર ઓચિંતો અથવા ખુલ્લી રીતે આવી પડે તો શું ઝાલિમો બચી જશે અને (તેમના બદલે) બીજા કોઈ હલાક થઈ જશે?'

وَمَا نُرْسِلُ الْمُرْسَلِيْنَ اِلَّا مُبَشِّرِيْنَ وَمُنْذِرِيْنَ فَمَنْ اٰمَنَ وَاَصْلَحَ فَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ﴿٤٨﴾

૪૯. અને અમે રસૂલોને માત્ર ખુશખબર આપનારા અને ચેતવનારા (બનાવી) મોકલાવીએ છીએ. માટે જે તેમને માન્ય રાખી પોતાને સુધારી લે છે તેમને કોઈ ભય નહિ રહે ન તેમને કોઈ દુ:ખ આવશે.

وَالَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا يَمَسُّهُمُ الْعَذَابُ بِمَا كَانُوْا يَفْسُقُوْنَ ﴿٤٩﴾

૫૦. અને જે કોઈ અમારી આયતોનો ઈન્કાર કરશે તેમની નાફરમાનીના પરિણામે તેમના ઉપર અઝાબ આવી પડશે.

قُلْ لَّآ اَقُوْلُ لَكُمْ عِنْدِيْ خَزَآئِنُ اللّٰهِ وَلَآ اَعْلَمُ الْغَيْبَ وَلَآ اَقُوْلُ لَكُمْ اِنِّيْ مَلَكٌ اِنْ اَتَّبِعُ اِلَّا مَا يُوْحٰٓى اِلَيَّ قُلْ هَلْ يَسْتَوِي الْاَعْمٰى وَالْبَصِيْرُ اَفَلَا تَتَفَكَّرُوْنَ ﴿٥٠﴾ ع

૫૧. તું કહે 'હું તમને નથી કહેતો કે મારી પાસે અલ્લાહના ખજાના છે, અને ન તો હું ગએબનું જ્ઞાન રાખું છું, અને ન હું તમને કહું છું કે હું ફરિશ્તો છું. હું તો કેવળ મારા ઉપર ઊતરનારી (દિવ્ય) વહીને અનુસરું છું.' તું કહી દે 'શું આંધળો અને આંખોવાળો બન્ને એકસરખા થઈ શકે છે?' છતાં પણ શું તમે વિચારશો નહિ? (રુકૂઅ-૫)

وَاَنْذِرْ بِهِ الَّذِيْنَ يَخَافُوْنَ اَنْ يُّحْشَرُوْٓا اِلٰى رَبِّهِمْ لَيْسَ لَهُمْ مِّنْ دُوْنِهٖ وَلِيٌّ وَّلَا شَفِيْعٌ لَّعَلَّهُمْ يَتَّقُوْنَ ﴿٥١﴾

૫૨. તે (વહી)ના આધારે (અલ્લાહથી) ડરનારાઓને તું ચેતવી દે કે તેમના પરવરદિગાર સમક્ષ તેમને ભેગા કરવામાં આવશે, ત્યારે અલ્લાહ સિવાય તેમનો કોઈ સહાયકર્તા નહિં થાય અને ન કોઈ ભલામણ કરનારો મળશે, તો કદાચ તેઓ પરહેઝગાર બની જાય.

وَلَا تَطْرُدِ الَّذِيْنَ يَدْعُوْنَ رَبَّهُمْ بِالْغَدٰوةِ وَالْعَشِيِّ يُرِيْدُوْنَ وَجْهَهٗ مَا عَلَيْكَ مِنْ حِسَابِهِمْ مِّنْ شَيْءٍ وَّمَا مِنْ حِسَابِكَ عَلَيْهِمْ مِّنْ شَيْءٍ فَتَطْرُدَهُمْ فَتَكُوْنَ مِنَ الظّٰلِمِيْنَ ﴿٥٢﴾

૫૩. જે લોકો પોતાના પરવરદિગારની ખુશનૂદી માટે સવાર સાંજ તેને પુકારે છે, તેમને તું દૂર ન ભગાડી દે. તું તેમના માટે જવાબદાર નથી, ન તો તેઓ તારા માટે જવાબદાર છે, કે તું તેમને તારાથી દૂર કરીને ઝાલિમ બની જા.

وَكَذٰلِكَ فَتَنَّا بَعْضَهُمْ بِبَعْضٍ لِّيَقُوْلُوْٓا اَهٰٓؤُلَآءِ

૫૪. આવી જ રીતે અમે કેટલાકને બીજાઓ દ્વારા અજમાવ્યા કે તેઓ કહે 'શું આ અમારામાંના તે લોકો

مَنَّ اللّٰهُ عَلَيْهِمْ مِّنْ بَيْنِنَا ؕ اَلَيْسَ اللّٰهُ بِاَعْلَمَ بِالشّٰكِرِيْنَ ﴿٥٣﴾

છે જેમના ઉપર અલ્લાહે ઉપકાર કર્યો છે?' (તો) શું અલ્લાહ આભાર માનનારાઓને નથી જાણતો?

وَاِذَا جَآءَكَ الَّذِيْنَ يُؤْمِنُوْنَ بِاٰيٰتِنَا فَقُلْ سَلٰمٌ عَلَيْكُمْ كَتَبَ رَبُّكُمْ عَلٰى نَفْسِهِ الرَّحْمَةَ ۙ اَنَّهٗ مَنْ عَمِلَ مِنْكُمْ سُوْٓءًۢا بِجَهَالَةٍ ثُمَّ تَابَ مِنْۢ بَعْدِهٖ وَاَصْلَحَ فَاَنَّهٗ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٥٤﴾

૫૫. અને અમારી આયતોને માન્ય રાખનારા તારી પાસે આવે તો તેમને કહે, "તમારા ઉપર સલામતી થાઓ! તમારા પાલનહારે તમારા ઉપર દયા કરવાનું પોતાના માથે લીધું છે. માટે તમારામાં જે અજાણતામાં ગુનાહ કરી બેસે, અને તૌબાહ કરી પોતાને સુધારી લે, તો અલ્લાહ બેહદ ક્ષમાવંત છે, દયાળુ છે.'

ع وَكَذٰلِكَ نُفَصِّلُ الْاٰيٰتِ وَلِتَسْتَبِيْنَ سَبِيْلُ الْمُجْرِمِيْنَ ﴿٥٥﴾

૫૬. અને આવી રીતે અમે આયતોનું વિસ્તારથી બયાન કરીએ છીએ કે જેથી ગુનાહગારોના માર્ગો (સૌને) સ્પષ્ટ દેખાઈ રહે. (રુકૂઅ-૬)

قُلْ اِنِّيْ نُهِيْتُ اَنْ اَعْبُدَ الَّذِيْنَ تَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ ؕ قُلْ لَّآ اَتَّبِعُ اَهْوَآءَكُمْ ۙ قَدْ ضَلَلْتُ اِذًا وَّمَآ اَنَا مِنَ الْمُهْتَدِيْنَ ﴿٥٦﴾

૫૭. તું કહી દે 'અલ્લાહ સિવાયના જે મા'બૂદોને તમે પુકારો છો તેની બંદગી કરવાની મને મનાઈ કરવામાં આવી છે.' કહી દે 'હું તમારી બૂરી વલણોનું અનુસરણ નહિ કરું, તેમ કરવાથી હું રાહેરાસ્તથી ભટકી જઈશ અને હિદાયત પામનારો નહિ રહું.'

قُلْ اِنِّيْ عَلٰى بَيِّنَةٍ مِّنْ رَّبِّيْ وَكَذَّبْتُمْ بِهٖ ؕ مَا عِنْدِيْ مَا تَسْتَعْجِلُوْنَ بِهٖ ؕ اِنِ الْحُكْمُ اِلَّا لِلّٰهِ ؕ يَقُصُّ الْحَقَّ وَهُوَ خَيْرُ الْفٰصِلِيْنَ ﴿٥٧﴾

૫૮. તું કહી દે 'હું મારા પરવરદિગારની સ્પષ્ટ દલીલ ઉપર કાયમ છું, જેનો તમે ઈન્કાર કરો છો અને, જે (અઝાબ)[(૧૦)] ના માટે તમે અધિરા થઈ રહ્યા છો તે મારા અધિકારમાં નથી. તે નિર્ણય અલ્લાહના સિવાય કોઈના અધિકારમાં નથી. તે'જ સત્યનું વર્ણન કરે છે અને તે સર્વશ્રેષ્ઠ નિર્ણય કરનારો છે.'

قُلْ لَّوْ اَنَّ عِنْدِيْ مَا تَسْتَعْجِلُوْنَ بِهٖ لَقُضِيَ الْاَمْرُ بَيْنِيْ وَبَيْنَكُمْ ؕ وَاللّٰهُ اَعْلَمُ بِالظّٰلِمِيْنَ ﴿٥٨﴾

૫૯. તું કહી દે 'જે તમે ચાહો છો તે જો મારા અધિકારમાં હોત તો બેશક મારી અને તમારી વચ્ચે કયારનો ફેંસલો થઈ ગયો હોત. અને અલ્લાહ ઝાલિમથી સારી પેઠે માહિતગાર છે.'

وَعِنْدَهٗ مَفَاتِحُ الْغَيْبِ لَا يَعْلَمُهَآ اِلَّا هُوَ ؕ وَيَعْلَمُ مَا فِى الْبَرِّ وَالْبَحْرِ ؕ وَمَا تَسْقُطُ مِنْ وَّرَقَةٍ اِلَّا يَعْلَمُهَا

૬૦. અને ગએબના ખઝાનાની ચાવીઓ અલ્લાહ પાસે છે, જેનું બીજા કોઈને જ્ઞાન નથી. અને જે કંઈ જમીનમાં છે અને સમુદ્રમાં છે તેનું પણ જ્ઞાન તેને જ છે. અને તેની આજ્ઞા વગર એક પાદડું પણ નથી

---

૧૦. આ આયત અને તેના પછીની આયત બન્નેમાં અઝાબના નિયમનો ઉલ્લેખ છે, જેનાથી સ્પષ્ટ થાય છે કે અઝાબનો નિર્ણય અલ્લાહના હાથમાં છે.

وَلَا حَبَّةٍ فِيْ ظُلُمٰتِ الْاَرْضِ وَلَا رَطْبٍ وَّلَا يَابِسٍ اِلَّا فِيْ كِتٰبٍ مُّبِيْنٍ ﴿٦٠﴾

وَهُوَ الَّذِيْ يَتَوَفّٰىكُمْ بِالَّيْلِ وَيَعْلَمُ مَا جَرَحْتُمْ بِالنَّهَارِ ثُمَّ يَبْعَثُكُمْ فِيْهِ لِيُقْضٰٓى اَجَلٌ مُّسَمًّى ۚ ثُمَّ اِلَيْهِ مَرْجِعُكُمْ ثُمَّ يُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٦١﴾

وَهُوَ الْقَاهِرُ فَوْقَ عِبَادِهٖ وَيُرْسِلُ عَلَيْكُمْ حَفَظَةً ۗ حَتّٰٓى اِذَا جَآءَ اَحَدَكُمُ الْمَوْتُ تَوَفَّتْهُ رُسُلُنَا وَهُمْ لَا يُفَرِّطُوْنَ ﴿٦٢﴾

ثُمَّ رُدُّوْٓا اِلَى اللّٰهِ مَوْلٰىهُمُ الْحَقِّ ۗ اَلَا لَهُ الْحُكْمُ ۗ وَهُوَ اَسْرَعُ الْحٰسِبِيْنَ ﴿٦٣﴾

قُلْ مَنْ يُّنَجِّيْكُمْ مِّنْ ظُلُمٰتِ الْبَرِّ وَالْبَحْرِ تَدْعُوْنَهٗ تَضَرُّعًا وَّخُفْيَةً ۚ لَئِنْ اَنْجٰىنَا مِنْ هٰذِهٖ لَنَكُوْنَنَّ مِنَ الشّٰكِرِيْنَ ﴿٦٤﴾

قُلِ اللّٰهُ يُنَجِّيْكُمْ مِّنْهَا وَمِنْ كُلِّ كَرْبٍ ثُمَّ اَنْتُمْ تُشْرِكُوْنَ ﴿٦٥﴾

قُلْ هُوَ الْقَادِرُ عَلٰٓى اَنْ يَّبْعَثَ عَلَيْكُمْ عَذَابًا مِّنْ فَوْقِكُمْ اَوْ مِنْ تَحْتِ اَرْجُلِكُمْ اَوْ يَلْبِسَكُمْ شِيَعًا وَّيُذِيْقَ بَعْضَكُمْ بَاْسَ بَعْضٍ ۗ اُنْظُرْ كَيْفَ نُصَرِّفُ الْاٰيٰتِ لَعَلَّهُمْ يَفْقَهُوْنَ ﴿٦٦﴾

ખરતું; ન તો ધરતીના પડોમાં કોઈ એક કણ છે, ન લીલું ન સુકું, જેની વિસ્તૃત કિતાબમાં નોંધ[૧૧] ન હોય.

૬૧. અને તે એ જ છે જે રાત્રે (ઉંઘમાં) તમારા પ્રાણ હરી લે છે, અને દિવસના તમે જે કરો છો તેની જાણકારી રાખે છે. તે ફરી તમને ઉઠાડે છે કે નિર્ણિત મુદ્દત પૂરી કરવામાં આવે. અંતમાં તેની જ તરફ તમારું પાછું ફરવું છે અને જે કંઈ તમે કરતા રહ્યા હતા તે તમને જણાવી દેશે. (રુકૂઅ-૭)

૬૨. અને પોતાના બંદાઓ ઉપર તે સર્વસત્તા ધરાવનારો છે, અને તે તમારી સંભાળ લેનારા (ફરિશ્તા) મોકલાવે છે. જ્યારે તમારામાંથી કોઈને મૃત્યુ આવે છે તો અમારા ફરિશ્તા તેનો પ્રાણ હરી લે છે, અને તેઓ કદાપિ પાછા નથી પડતા.

૬૩. પછી તેમને અલ્લાહ સમક્ષ લાવવામાં આવે છે જે તેમનો ખરો માલિક છે. નિ:સંદેહ તે'જ ન્યાય કરનારો છે. અને તે હિસાબ લેવામાં ઝડપી છે.

૬૪. તું કહે 'તમને ભૂમિ ઉપર તેમજ સમુદ્રોમાં આફતોથી કોણ ઉગારે છે, જ્યારે તમે એકાંતમાં તેને પુકારી રહ્યા હો છો (કહો છો) 'જો તે અમને આ આફતમાંથી બચાવી લેશે તો અમે તેના આભારવશ થઈ જશું.'

૬૫. તું કહે 'અલ્લાહ જ તમને તે (આફત)માંથી અને પ્રત્યેક તકલીફમાંથી બચાવતો રહે છે. ફરી પણ તમે (બીજાને તેનો) શરીક ઠરાવો છો.'

૬૬. તું કહી દે 'તે તમારા ઉપરથી[૧૨] તેમજ તમારા પગ તળેથી[૧૩] અઝાબ લાવવાનું સામર્થ્ય રાખે છે, અથવા તમારી વચ્ચે કુસંપ જગાવી તમને ટોળાઓમાં વિખેરી એકબીજાના ઝુલ્મનો શિકાર બનાવી શકે છે.' જુઓ અમારી આયતોનું અમે કેવું ફરી ફરીને વર્ણન કરતા રહીએ છીએ કે તેઓ તેમાંથી બોધ ગ્રહણ કરે.

---

૧૧. અલ્લાહની વ્યવસ્થામાં ઈન્સાનની કોઈપણ દખલગીરી નથી ચાલતી. આ વસ્તુ ઈન્સાનની શકિતથી બહાર છે.

૧૨. 'ઉપરથી' અર્થાત ધરતીકંપ, જળપ્રલય, વાવાઝોડું, વીજળી વગેરે.

૬૭. અને આ સચ્ચાઈ હોવા છતાં તારી કોમે તેનો ઈન્કાર કર્યો છે. તું તેમને કહી દે 'હું તમારો જવાબદાર નથી.'

૬૮. પ્રત્યેક આગાહી પૂરી થવાની એક મુદ્દત નક્કી થએલી હોય છે. અને વેળાસર તમને (સઘળું) જણાઈ રહેશે.

૬૯. અને તું જ્યારે તે લોકોને અમારી આયતો વિશે (વ્યર્થ) વિવાદ કરતા જુએ ત્યારે તેઓ જ્યાં સુધી વિષયને બદલે નહિ, તું તેમનાથી અળગો રહે. અને જો શયતાન તને ભૂલાવી દે તો યાદ આવ્યા પછી તે ઝાલિમો પાસે ન બેસ.

૭૦. અને પરહેઝગારો ઉપર તેનાથી વધુ કોઈ જવાબદારી નથી સિવાય કે તેઓ તેમને નસિહત કરતા રહે જેથી તેઓ (અલ્લાહથી) ડરે.

૭૧. અને તે લોકોને તું છોડી દે જે પોતાના દીનને રમતગમત (નું સાધન) બનાવી બેઠા છે; અને જેઓને આ દુનિયાની ઝિંદગીએ છેતર્યા છે તું તેમને આ (કુરઆન) વડે નસિહત આપ, જેથી કોઈ જીવ પોતાની બૂરી કરણીના કારણે બરબાદી ન વહોરી લે (કારણ કે) તેને અલ્લાહ સિવાય કોઈ મદદગાર અથવા ભલામણકર્તા નહિ મળે; પછી ભલે તે કેટલું પણ મૂલ્ય ચૂકવવા તૈયાર હશે, તેને સ્વીકારવામાં નહિ આવે. આ તે લોકો છે જેમની કરણીના બદલામાં તેમને વિનાશના હવાલે કરવામાં આવશે. તેમના કુફ્રના પરિણામે તેમને ઊકળતું પાણી પાવામાં આવશે અને અત્યંત દુ:ખદાયક અઝાબ આપવામાં આવશે. (રુકૂઅ-૮)

૭૨. તું કહે 'શું અલ્લાહને છોડી અમે તેને પુકારશું જે ન તો અમને કંઈ લાભકર્તા થઈ શકે છે ન હાનિકર્તા? અને અલ્લાહે આપણને હિદાયત આપી હોય તે બાદ પણ શું અમે આપણી એડીના ભારે પાછા ફરી જશું તેની જેમ જેને શયતાનોએ (૧૪) ભ્રમિત કરી

وَكَذَّبَ بِهٖ قَوْمُكَ وَهُوَ الْحَقُّ ۚ قُلْ لَّسْتُ عَلَيْكُمْ بِوَكِيْلٍ ﴿٦٦﴾

لِكُلِّ نَبَاٍ مُّسْتَقَرٌّ ۚ وَّسَوْفَ تَعْلَمُوْنَ ﴿٦٧﴾

وَاِذَا رَاَيْتَ الَّذِيْنَ يَخُوْضُوْنَ فِيْٓ اٰيٰتِنَا فَاَعْرِضْ عَنْهُمْ حَتّٰى يَخُوْضُوْا فِيْ حَدِيْثٍ غَيْرِهٖ ۚ وَاِمَّا يُنْسِيَنَّكَ الشَّيْطٰنُ فَلَا تَقْعُدْ بَعْدَ الذِّكْرٰى مَعَ الْقَوْمِ الظّٰلِمِيْنَ ﴿٦٨﴾

وَمَا عَلَى الَّذِيْنَ يَتَّقُوْنَ مِنْ حِسَابِهِمْ مِّنْ شَيْءٍ وَّلٰكِنْ ذِكْرٰى لَعَلَّهُمْ يَتَّقُوْنَ ﴿٦٩﴾

وَذَرِ الَّذِيْنَ اتَّخَذُوْا دِيْنَهُمْ لَعِبًا وَّلَهْوًا وَّغَرَّتْهُمُ الْحَيٰوةُ الدُّنْيَا وَذَكِّرْ بِهٖٓ اَنْ تُبْسَلَ نَفْسٌ بِمَا كَسَبَتْ ۖ لَيْسَ لَهَا مِنْ دُوْنِ اللّٰهِ وَلِيٌّ وَّلَا شَفِيْعٌ ۚ وَاِنْ تَعْدِلْ كُلَّ عَدْلٍ لَّا يُؤْخَذْ مِنْهَا ۗ اُولٰٓئِكَ الَّذِيْنَ اُبْسِلُوْا بِمَا كَسَبُوْا ۚ لَهُمْ شَرَابٌ مِّنْ حَمِيْمٍ وَّعَذَابٌ اَلِيْمٌ بِمَا كَانُوْا يَكْفُرُوْنَ ﴿٧٠﴾ ع

قُلْ اَنَدْعُوْا مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا يَنْفَعُنَا وَلَا يَضُرُّنَا وَنُرَدُّ عَلٰٓى اَعْقَابِنَا بَعْدَ اِذْ هَدٰىنَا اللّٰهُ كَالَّذِي اسْتَهْوَتْهُ الشَّيٰطِيْنُ فِي الْاَرْضِ حَيْرَانَ لَهٗٓ اَصْحٰبٌ

---

૧૩. 'પગ તળેથી' અર્થાત, રોગચાળો, રમખાણો, યુદ્ધો વગેરે.

૧૪. શયતાનોનો અર્થ 'બદરૂહો' નથી પરંતુ 'દુશ્મનો' છે, જે અલ્લાહ સિવાય જડ પદાર્થો તેમજ કલ્પિત શકિતઓની પૂજા કરે છે અને ખોટા વહેમોના આધારો ઉપર પોતાની માન્યતાઓનો પ્રચાર કરતા રહે છે.

يَدْعُوْنَهٗۤ اِلَى الْهُدَى ائْتِنَا ؕ قُلْ اِنَّ هُدَى اللّٰهِ هُوَ الْهُدٰى ؕ وَاُمِرْنَا لِنُسْلِمَ لِرَبِّ الْعٰلَمِيْنَ ﴿٧٢﴾

ધરતીમાં અથડાતો મૂકી દીધો હોય, (અને) તેના સાથીઓ તેને (પોતાના) માર્ગો તરફ બોલાવતા હોય કે તું અમારી સાથે આવી જા? તું કહી દે 'ખચિત, અલ્લાહની હિદાયત જ (ખરી) હિદાયત છે, અને અમને તમામ જહાનોના પાલનહારની તાબેદારીમાં આવી જવાનો હુકમ આપવામાં આવ્યો છે.

وَاَنْ اَقِيْمُوا الصَّلٰوةَ وَاتَّقُوْهُ ؕ وَهُوَ الَّذِيْۤ اِلَيْهِ تُحْشَرُوْنَ ﴿٧٣﴾

૭૩. "અને (અમને હુકમ આપવામાં આવ્યો) નમાઝ કાયમ કરો અને અલ્લાહથી ડરતા રહો,' અને તેની જ સમક્ષ તમને સૌને પાછા લઈ જવામાં આવશે."

وَهُوَ الَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ بِالْحَقِّ ؕ وَيَوْمَ يَقُوْلُ كُنْ فَيَكُوْنُ ۬ؕ قَوْلُهُ الْحَقُّ ؕ وَلَهُ الْمُلْكُ يَوْمَ يُنْفَخُ فِي الصُّوْرِ ؕ عٰلِمُ الْغَيْبِ وَالشَّهَادَةِ ؕ وَهُوَ الْحَكِيْمُ الْخَبِيْرُ ﴿٧٤﴾

૭૪. અને તે એ'જ છે જેણે આકાશ અને પૃથ્વીનું બુદ્ધિમત્તાના આધારે સર્જન કર્યું છે. અને જે દિવસે તે ફરમાવશે 'થઈજા' તે (દિવસ)[૧૫] આવી જશે, તેનું વચન સત્ય છે, અને જ્યારે સૂર બૂલંદ થશે ત્યારે તેની જ બાદશાહી સર્વત્ર પ્રવૃતિ રહેશે. તે'જ છુપી (વસ્તુઓનો) અને જાહેર (વસ્તુઓના) જાણનારો છે. અને તે હિકમતવાળો છે, સર્વજ્ઞ છે.

وَاِذْ قَالَ اِبْرٰهِيْمُ لِاَبِيْهِ اٰزَرَ اَتَتَّخِذُ اَصْنَامًا اٰلِهَةً ۚ اِنِّيْۤ اَرٰىكَ وَقَوْمَكَ فِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿٧٥﴾

૭૫. (યાદ કર) જ્યારે ઈબ્રાહીમે પોતાના પિતા આઝરને[૧૬] કહ્યું 'શું તું મૂર્તિઓને તારા ખુદા માને છે? ખરેજ હું તને અને તારી કોમને ખુલ્લે ખુલ્લી ગુમરાહીમાં પડેલા જોઈ રહ્યો છું.'

وَكَذٰلِكَ نُرِيْۤ اِبْرٰهِيْمَ مَلَكُوْتَ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَلِيَكُوْنَ مِنَ الْمُوْقِنِيْنَ ﴿٧٦﴾

૭૬. અને અમે ઈબ્રાહીમને આકાશો તથા ધરતીની બાદશાહી દેખાડી[૧૭] હતી કે તે યકીન રાખનારાઓમાંનો બની જાય.

فَلَمَّا جَنَّ عَلَيْهِ الَّيْلُ رَاٰ كَوْكَبًا ۚ قَالَ هٰذَا رَبِّيْ ۚ فَلَمَّاۤ اَفَلَ قَالَ لَاۤ اُحِبُّ الْاٰفِلِيْنَ ﴿٧٧﴾

૭૭. અને જ્યારે રાતનો અંધકાર છવાયો ત્યારે તારાને જોઈ તેણે કહ્યું 'શું આ મારો પાલનહાર થઈ શકે છે? પણ જ્યારે તે અદ્રષ્ય થયો તો તેણે કહ્યું 'હું ડૂબીજનારાને[૧૮] (મા'બૂદ) નહિ માનું.

فَلَمَّا رَاَ الْقَمَرَ بَازِغًا قَالَ هٰذَا رَبِّيْ ۚ فَلَمَّاۤ اَفَلَ

૭૮. અને જ્યારે તેણે ચંદ્રનો પ્રકાશ ફેલાવતો જોયો તો તેણે કહ્યું 'શું આ મારો પાલનહાર થઈ શકે?'

---

૧૫. કરણીનો હિસાબ લેવાનો દિવસ (કયામત).

૧૬. આઝરે હઝરત ઈબ્રાહીમ (અ)ને મૂર્તિઓનો વિનાશ કરવાના આરોપમાં રાજાના દરબારમાં ઉભો કર્યો હતો.

૧૭. અલ્લાહે હઝરત ઈબ્રાહીમ (અ)ને સૃષ્ટિના નિયમોનું ઊંડું જ્ઞાન બક્ષ્યું હતું.

૧૮. હઝરત ઈબ્રાહીમ (અ)ની કોમ આકાશી ગ્રહો, ચંદ્ર, સૂર્ય તથા અન્ય નક્ષત્રોને ઈશ્વરી શકિતઓ માનતા અને તેમની ઉપાસના કરતા હતા પરંતુ હઝરત ઈબ્રાહીમ (અ)ને નક્ષત્રોની મર્યાદિત પ્રવૃત્તિઓની ખાત્રી થઈ જતાં તેમણે તે માન્યતાઓનો ત્યાગ કર્યો હતો.

قَالَ لَئِن لَّمْ يَهْدِنِي رَبِّي لَأَكُونَنَّ مِنَ الْقَوْمِ الضَّالِّينَ ۝٧٧

પરંતુ જ્યારે તે અદ્રષ્ય થઈ ગયો તો તેણે કહ્યું 'જો મારો પાલનહાર મારું માર્ગદર્શન ન કરત તો હું ખરેખર, ગુમરાહ થનારાઓમાં ભળી ગયો હોત.'

فَلَمَّا رَأَى الشَّمْسَ بَازِغَةً قَالَ هَٰذَا رَبِّي هَٰذَا أَكْبَرُ ۖ فَلَمَّا أَفَلَتْ قَالَ يَا قَوْمِ إِنِّي بَرِيءٌ مِّمَّا تُشْرِكُونَ ۝٧٨

૭૯. અને જ્યારે તેણે સૂર્યને પ્રકાશ ફેલાવતો જોયો, તો તેણે કહ્યું 'શું આ મારો પાલનહાર થઈ શકે? બેશક, આ સૌથી મોટો (લાગે) છે.' પરંતુ જ્યારે તે પણ અસ્ત થઈ ગયો, તો તેણે કહ્યું 'હે મારી કોમના લોકો, જેને તમે અલ્લાહનો શરીક (૧૯) બનાવો છો. હું તેનાથી વિમુખ થાઉં છું.

إِنِّي وَجَّهْتُ وَجْهِيَ لِلَّذِي فَطَرَ السَّمَاوَاتِ وَالْأَرْضَ حَنِيفًا ۖ وَمَا أَنَا مِنَ الْمُشْرِكِينَ ۝٧٩

૮૦. 'મેં પુરતા યકીનથી તેની તરફ મારું મુખ ફેરવ્યું છે, જેણે આકાશ અને પૃથ્વીને પેદા કર્યા છે અને હું (અલ્લાહના) શરીક ઠરાવનારાઓમાંનો નથી.'

وَحَاجَّهُ قَوْمُهُ ۚ قَالَ أَتُحَاجُّونِّي فِي اللَّهِ وَقَدْ هَدَانِ ۚ وَلَا أَخَافُ مَا تُشْرِكُونَ بِهِ إِلَّا أَن يَشَاءَ رَبِّي شَيْئًا ۗ وَسِعَ رَبِّي كُلَّ شَيْءٍ عِلْمًا ۗ أَفَلَا تَتَذَكَّرُونَ ۝٨٠

૮૧. અને તેની કોમે તેની સાથે તકરાર કરી. તેણે કહ્યું 'શું તમે મારી સાથે અલ્લાહ વિશે વિવાદ કરો છો જેણે મને હિદાયત બક્ષી છે? અને હું તેનાથી નથી ડરતો જેને તમે તેનો શરીક ઠરાવો છો. (હું તેમજ કરીશ) જેમ મારો પરવરદિગાર ચાહતો હશે. પ્રત્યેક વસ્તુ મારા પરવરદિગારના જ્ઞાનના આધીન છે છતાં તમે નસિહત નહિ પકડો?

وَكَيْفَ أَخَافُ مَا أَشْرَكْتُمْ وَلَا تَخَافُونَ أَنَّكُمْ أَشْرَكْتُم بِاللَّهِ مَا لَمْ يُنَزِّلْ بِهِ عَلَيْكُمْ سُلْطَانًا ۚ فَأَيُّ الْفَرِيقَيْنِ أَحَقُّ بِالْأَمْنِ ۖ إِن كُنتُمْ تَعْلَمُونَ ۝٨١

૮૨. અને જેને તમે અલ્લાહનો શરીક ઠરાવો છો તેનાથી હું શા માટે ડરું? જ્યારે તેને અલ્લાહનો શરીક ઠરાવતાં તમે નથી ડરતા, (જો કે) તેમ કરવાની તેણે તમને કોઈ સત્તા નથી આપી?' માટે જો તમે થોડી પણ સમજદારી રાખતા હો તો કહો કે આ બેમાંથી કયો પક્ષ સલામતીનો વધુ હક્કદાર છે?

الَّذِينَ آمَنُوا وَلَمْ يَلْبِسُوا إِيمَانَهُم بِظُلْمٍ أُولَٰئِكَ لَهُمُ الْأَمْنُ وَهُم مُّهْتَدُونَ ۝٨٢

૮૩. જે લોકો ઈમાન લાવ્યા છે અને પોતાના ઈમાનને બેઈન્સાફી વડે નથી ઢાંકી દેતા, તેઓજ શાંતિના હક્કદાર છે, અને તેઓજ ખરી હિદાયત પામેલા છે. (રુકૂઅ-૯)

وَتِلْكَ حُجَّتُنَا آتَيْنَاهَا إِبْرَاهِيمَ عَلَىٰ قَوْمِهِ ۚ نَرْفَعُ دَرَجَاتٍ مَّن نَّشَاءُ ۗ إِنَّ رَبَّكَ حَكِيمٌ عَلِيمٌ ۝٨٣

૮૪. અને ઈબ્રાહીમને પોતાની કોમનો મુકાબલો કરવા માટે અમે આ દલીલ વડે શકિત આપી. (અને) અમે જેને ચાહીએ તેના દરજજાઓ બૂલંદ કરીએ છીએ. તારો રબ ખરેખર કાર્યસાધક છે, સર્વ જાણનારો છે.

---

૧૯. 'શરીક', અલ્લાહની કુદરતના સંચાલનમાં ભાગીદાર અન્યને ઠરાવવો. અલ્લાહના હરીફ, સમકક્ષ શકિતઓને માનવું શીર્ક છે.

وَوَهَبْنَا لَهُۥٓ إِسْحَٰقَ وَيَعْقُوبَ ۚ كُلًّا هَدَيْنَا ۚ وَنُوحًا هَدَيْنَا مِن قَبْلُ ۖ وَمِن ذُرِّيَّتِهِۦ دَاوُۥدَ وَسُلَيْمَٰنَ وَأَيُّوبَ وَيُوسُفَ وَمُوسَىٰ وَهَٰرُونَ ۚ وَكَذَٰلِكَ نَجْزِى ٱلْمُحْسِنِينَ ﴿٨٥﴾

૮૫. અને અમે ઈબ્રાહીમને ઈસ્હાક અને યા'કૂબ અર્પણ કર્યા હતા. અમે તે સર્વને હિદાયત બક્ષી હતી, અને અમે તે પહેલાં નૂહને હિદાયત આપી હતી. અને ઈબ્રાહીમની ઔલાદમાંથી દાઉદ તથા સૂલેમાન, તથા અય્યુબ, તથા યૂસુફ, તથા મૂસા તથા હારૂનને પણ. આવી રીતે અમે નેકી કરનારાઓને તેમનો બદલો આપતા રહીએ છીએ.

وَزَكَرِيَّا وَيَحْيَىٰ وَعِيسَىٰ وَإِلْيَاسَ ۖ كُلٌّ مِّنَ ٱلصَّٰلِحِينَ ﴿٨٦﴾

૮૬. તેમ જ ઝકરિયા, તથા યાહ્યા તથા ઈસા તથા ઈલ્યાસને પણ. (અને તેઓમાંનો) દરેક સદ્‌ગુણી હતો.[૨૦]

وَإِسْمَٰعِيلَ وَٱلْيَسَعَ وَيُونُسَ وَلُوطًا ۚ وَكُلًّا فَضَّلْنَا عَلَى ٱلْعَٰلَمِينَ ﴿٨٧﴾

૮૭. અને ઈસમાઈલ તથા અલ્યસાઅ, તથા યૂનુસ તથા લૂતને (પણ).અને અમે (સર્વ) લોકો ઉપર તેમને ફઝીલત (શ્રેષ્ઠતા) આપી હતી.

وَمِنْ ءَابَآئِهِمْ وَذُرِّيَّٰتِهِمْ وَإِخْوَٰنِهِمْ ۖ وَٱجْتَبَيْنَٰهُمْ وَهَدَيْنَٰهُمْ إِلَىٰ صِرَٰطٍ مُّسْتَقِيمٍ ﴿٨٨﴾

૮૮. અને તેમના (કેટલાક) પૂર્વજોને અને તેમની ઔલાદને તથા તેમના ભાઈભાંડુઓને પણ, અને અમે તેમને ચૂંટી લઈ સીધા માર્ગે કાયમ કર્યા હતા.

ذَٰلِكَ هُدَى ٱللَّهِ يَهْدِى بِهِۦ مَن يَشَآءُ مِنْ عِبَادِهِۦ ۚ وَلَوْ أَشْرَكُوا۟ لَحَبِطَ عَنْهُم مَّا كَانُوا۟ يَعْمَلُونَ ﴿٨٩﴾

૮૯. આ અલ્લાહની હિદાયત છે. તેના બંદાઓમાંથી તે જેને ચાહે હિદાયત આપે છે. અને જો તે લોકો અલ્લાહ સિવાય કોઈ અન્યની ઈબાદત કરત તો તેમની તમામ (ભલી) કરણી તેમને કંઈ કામમાં ન આવત.

أُو۟لَٰٓئِكَ ٱلَّذِينَ ءَاتَيْنَٰهُمُ ٱلْكِتَٰبَ وَٱلْحُكْمَ وَٱلنُّبُوَّةَ ۚ فَإِن يَكْفُرْ بِهَا هَٰٓؤُلَآءِ فَقَدْ وَكَّلْنَا بِهَا قَوْمًا لَّيْسُوا۟ بِهَا بِكَٰفِرِينَ ﴿٩٠﴾

૯૦. આ લોકોને અમે કિતાબ આપી હતી અને શરીયત અને નબુવ્વત અર્પણ કરી હતી. પરંતુ જો આ લોકો આભારવશ નથી થયા. તો અમે હવે આ (સઘળું) તે લોકોને સુપ્રત કર્યું છે જે લોકો નાશુક્રા નથી.

أُو۟لَٰٓئِكَ ٱلَّذِينَ هَدَى ٱللَّهُ ۖ فَبِهُدَىٰهُمُ ٱقْتَدِهْ ۗ قُل لَّآ أَسْـَٔلُكُمْ عَلَيْهِ أَجْرًا ۖ إِنْ هُوَ إِلَّا ذِكْرَىٰ لِلْعَٰلَمِينَ ﴿٩١﴾ ع ١٤

૯૧. તે લોકો (નબીઓજ હતા જે) ને અલ્લાહે હિદાયત આપી હતી, માટે તું તેમના માર્ગનું અનુસરણ કર, (અને) તું કહી દે 'હું તમારા પાસેથી કોઈ વળતર નથી માગતો. આ (કુરઆન) માનવજાતિ માટે સિવાય નસિહત બીજું કંઈ નથી.' (રૂકૂઅ-૧૦)

وَمَا قَدَرُوا۟ ٱللَّهَ حَقَّ قَدْرِهِۦٓ إِذْ قَالُوا۟ مَآ أَنزَلَ ٱللَّهُ

૯૨. અને 'અલ્લાહે કોઈ ઈન્સાન ઉપર કંઈ પણ નથી ઊતાર્યું.' એવું કહેનારાઓએ અલ્લાહની કદર

---

૨૦. બાઈબલમાં અલ્લાહના અંબીયાઓ તથા તેમના પૂર્વજો ઉપર ગંદી તોહમતો મૂકવામાં આવી છે કે તેઓ સંજોગોવશાત ગુનાહો અથવા બદકારીઓ કરી લેતા હતા એવા ઈલ્ઝામો લગાવ્યા છે, પરંતુ કુરઆને મજીદ તમામ નબીઓને તથા તેમના પૂર્વજોને અને સર્વ નેક રૂહોને પાક, નિર્દોષ, મા'સુમ, ઈબાદત ગુઝાર, પરહેઝગાર, નેક ઠરાવે છે. અને તેમને દરેક ઈલ્ઝામમાંથી છોડાવી પાકદામન અને પવિત્ર સાબિત કર્યા છે.

કરવી જોઈએ તેવી નથી કરી. તું કહે 'મૂસા ઉપર કિતાબ કોણે ઊતારી હતી જે લોકો માટે નૂર અને હિદાયત હતી, જેના પાના તમે જુદા જુદા કર્યા, અને તેના અમુક ભાગને[૨૧] પ્રદર્શિત કરો છો, અને (તેમાનું) ઘણું બધું તમે છુપાવો છો. તેમજ તમને જે શીખવવામાં આવ્યું હતુંજેનું પહેલાં તમને અને તમારા પૂર્વજોને કંઈ જ્ઞાન ન હતું?' તું કહે, 'અલ્લાહે (જ તે આપ્યું હતું).' પછી તેમને નિરર્થક વાતોમાં દિલ બહેલાવવા દે.

عَلٰى بَشَرٍ مِّنْ شَیْءٍ ؕ قُلْ مَنْ اَنْزَلَ الْكِتٰبَ الَّذِیْ جَآءَ بِهٖ مُوْسٰى نُوْرًا وَّهُدًى لِّلنَّاسِ تَجْعَلُوْنَهٗ قَرَاطِیْسَ تُبْدُوْنَهَا وَتُخْفُوْنَ كَثِیْرًا ۚ وَعُلِّمْتُمْ مَّا لَمْ تَعْلَمُوْۤا اَنْتُمْ وَلَاۤ اٰبَآؤُكُمْ ؕ قُلِ اللّٰهُ ۙ ثُمَّ ذَرْهُمْ فِیْ خَوْضِهِمْ یَلْعَبُوْنَ ﴿۹۲﴾

૯૩. અને આ (મહાન) કિતાબ (કુરઆન) જે અમે ઊતારી છે, તે બરકતોથી ભરપૂર છે, અને તે તેની પહેલાં આવેલી તમામ કિતાબોનું સમર્થન કરે છે અને તું મક્કાવાસીઓને તથા આસપાસના રહેનારાઓને ચેતવણી આપી દે કે આખેરતમાં માનનારાઓ તેમાં ઈમાન રાખે અને પોતાની નમાઝોની કાળજી રાખે છે.

وَهٰذَا كِتٰبٌ اَنْزَلْنٰهُ مُبٰرَكٌ مُّصَدِّقُ الَّذِیْ بَیْنَ یَدَیْهِ وَلِتُنْذِرَ اُمَّ الْقُرٰى وَمَنْ حَوْلَهَا ؕ وَالَّذِیْنَ یُؤْمِنُوْنَ بِالْاٰخِرَةِ یُؤْمِنُوْنَ بِهٖ وَهُمْ عَلٰى صَلَاتِهِمْ یُحَافِظُوْنَ ﴿۹۳﴾

૯૪. અને તેનાથી વધુ ઝાલિમ કોણ થઈ શકે જે અલ્લાહ વિશે અસત્ય ઘડતો રહેતો હોય, અથવા એવું કહેતો હોય કે મારા ઉપર આ વહી દ્વારા ઊતારવામાં આવ્યું છે જ્યારે તેના ઉપર કંઈ ઊતારવામાં ન આવ્યું હોય, અથવા એવું કહે 'હું (પણ) તેવું જ ઊતારીશ જેવું અલ્લાહ ઊતારે છે?' કાશ! તું તે નઝારો જોઈ શકતો હોય જ્યારે (આવા) ઝાલિમો મોતની યાતનાઓ વેઠી રહ્યા હશે, અને ફરિશ્તાઓ હાથ આગળ ધરી કહેશે 'લાવો, તમારા પ્રાણ અમારા હવાલે કરો. આજના દિવસે તમને (બેહદ) અપમાનજનક અઝાબ આપવામાં આવશે કારણ કે તમે અલ્લાહના સંબંધમાં અસત્ય ઉચ્ચારતા હતા અને અભિમાનથી તેની આયતોથી મોઢું ફેરવી ચાલ્યા જતા હતા.'

وَمَنْ اَظْلَمُ مِمَّنِ افْتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا اَوْ قَالَ اُوْحِیَ اِلَیَّ وَلَمْ یُوْحَ اِلَیْهِ شَیْءٌ وَّمَنْ قَالَ سَاُنْزِلُ مِثْلَ مَاۤ اَنْزَلَ اللّٰهُ ؕ وَلَوْ تَرٰۤى اِذِ الظّٰلِمُوْنَ فِیْ غَمَرٰتِ الْمَوْتِ وَالْمَلٰٓئِكَةُ بَاسِطُوْۤا اَیْدِیْهِمْ ۚ اَخْرِجُوْۤا اَنْفُسَكُمْ ؕ اَلْیَوْمَ تُجْزَوْنَ عَذَابَ الْهُوْنِ بِمَا كُنْتُمْ تَقُوْلُوْنَ عَلَى اللّٰهِ غَیْرَ الْحَقِّ وَكُنْتُمْ عَنْ اٰیٰتِهٖ تَسْتَكْبِرُوْنَ ﴿۹۴﴾

૯૫. અને હવે તમે એવી જ રીતે એકલા અમારી પાસે આવી ગયા છો, જેવી રીતે અમે તમારું (વ્યકિતગત) સર્જન કર્યું હતું. અને જે અમે તમને પ્રદાન કર્યું હતું તે તમે પાછળ મૂકી આવ્યા.[૨૨] છો,

وَلَقَدْ جِئْتُمُوْنَا فُرَادٰى كَمَا خَلَقْنٰكُمْ اَوَّلَ مَرَّةٍ وَّتَرَكْتُمْ مَّا خَوَّلْنٰكُمْ وَرَآءَ ظُهُوْرِكُمْ ۚ وَمَا نَرٰى مَعَكُمْ

૨૧. યહૂદીઓ તૌરાતના અમુક ભાગને છૂપાવે છે. જેમાં આંહઝરત સ.અ.સ.ના આગમનનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

૨૨. જે ને'મતો દુનિયામાં આપવામાં આવી હતી તેનો ઉપયોગ કરવાના સમયને તેમણે વેડફી દીધો અને ને'મતોને દુનિયામાં એમજ છોડીને ચાલી નીકળ્યા.

شُفَعَآءَكُمُ الَّذِيْنَ زَعَمْتُمْ اَنَّهُمْ فِيْكُمْ شُرَكٰٓؤُا ؕ لَقَدْ تَّقَطَّعَ بَيْنَكُمْ وَضَلَّ عَنْكُمْ مَّا كُنْتُمْ تَزْعُمُوْنَ ﴿٩٤﴾

આજે તમારા ભલામણકર્તાઓ તમારી સાથે આવ્યા જણાતા નથી. જેમના વિશે તમારો દાવો હતો કે તેઓ તમારા કાર્યસાધક છે. હવે તમારી અને તેમની વચ્ચેના સંબંધો પડી ભાંગ્યા છે. જેના ઉપર તમે, અભિમાન કરતા હતા તે તમારો સાથ છોડી ચાલ્યા ગયા છે (રુકૂઅ-૧૧)

اِنَّ اللّٰهَ فَالِقُ الْحَبِّ وَالنَّوٰى ؕ يُخْرِجُ الْحَىَّ مِنَ الْمَيِّتِ وَمُخْرِجُ الْمَيِّتِ مِنَ الْحَىِّ ؕ ذٰلِكُمُ اللّٰهُ فَاَنّٰى تُؤْفَكُوْنَ ﴿٩٥﴾

૯૬. ખરેજ, બીજ અને ખજૂરના ઠળીયાના અંકુરોને[૨૩] ફોડનારો અલ્લાહ જ છે. તેજ સજીવને નિર્જીવમાંથી કાઢે છે, અને તેજ નિર્જીવને સજીવમાંથી કાઢે છે. જો આ સઘળું કરનાર અલ્લાહ જ છે તો તમે બહેકીને બીજે કયાં જઈ રહ્યા છો?

فَالِقُ الْاِصْبَاحِ ۚ وَجَعَلَ الَّيْلَ سَكَنًا وَّالشَّمْسَ وَالْقَمَرَ حُسْبَانًا ؕ ذٰلِكَ تَقْدِيْرُ الْعَزِيْزِ الْعَلِيْمِ ﴿٩٦﴾

૯૭. તેજ પરોઢના પ્રકાશને પ્રગટાવે છે, અને તેણેજ રાતને આરામ માટે બનાવી છે, અને સૂર્ય તથા ચંદ્રને (સમયની ગણત્રી માટે) તેણે જ ગતિમય કર્યા છે. આ તે સર્વસમર્થ, હિકમતવાળાની કુદરત છે.

وَهُوَ الَّذِىْ جَعَلَ لَكُمُ النُّجُوْمَ لِتَهْتَدُوْا بِهَا فِىْ ظُلُمٰتِ الْبَرِّ وَالْبَحْرِ ؕ قَدْ فَصَّلْنَا الْاٰيٰتِ لِقَوْمٍ يَّعْلَمُوْنَ ﴿٩٧﴾

૯૮. અને તે અલ્લાહ જ છે જેણે તમારા માટે તારા સર્જ્યાં જેના આધારે તમે અંધકારમાં ભૂમિ ઉપર તથા સમૂદ્રમાં પ્રવાસની દિશા શોધો છો. અમે જ્ઞાન ધરાવનારાઓ માટે અમારી આયતોનું વિસ્તારથી વર્ણન કર્યું છે.

وَهُوَ الَّذِىْۤ اَنْشَاَكُمْ مِّنْ نَّفْسٍ وَّاحِدَةٍ فَمُسْتَقَرٌّ وَّمُسْتَوْدَعٌ ؕ قَدْ فَصَّلْنَا الْاٰيٰتِ لِقَوْمٍ يَّفْقَهُوْنَ ﴿٩٨﴾

૯૯. અને તે અલ્લાહ જ છે જેણે તમને એકજ જીવમાંથી પેદા કર્યા, પછી તેણે જ તમારા માટે દુનિયાનું અસ્થાયી નિવાસ અને પછી સદાનું સ્થાન નિયુકત કર્યું. અમે સમજદારી ધરાવનારાઓ માટે અમારી આયતોનું વિસ્તારથી વર્ણન કર્યું છે.

وَهُوَ الَّذِىْۤ اَنْزَلَ مِنَ السَّمَآءِ مَآءً ۚ فَاَخْرَجْنَا بِهٖ نَبَاتَ كُلِّ شَىْءٍ فَاَخْرَجْنَا مِنْهُ خَضِرًا نُّخْرِجُ مِنْهُ حَبًّا مُّتَرَاكِبًا ۚ وَمِنَ النَّخْلِ مِنْ طَلْعِهَا قِنْوَانٌ دَانِيَةٌ وَّجَنّٰتٍ مِّنْ اَعْنَابٍ وَّالزَّيْتُوْنَ وَالرُّمَّانَ مُشْتَبِهًا

૧૦૦. અને તે અલ્લાહ જ છે જે વાદળાઓ દ્વારા જળ વરસાવે છે; અને તેના વડે અમે પ્રત્યેક ઉત્પાદનો કરીએ છીએ; પછી અમે લીલોતરી ઊગાડી તેમાંથી અનાજથી ગંઠાએલા સાઠાં કાઢીએ છીએ અને ખજૂરીની મહોરમાંથી લૂમખા લટકાવીએ છીએ, અને દ્રાક્ષ, ઝયતૂન તથા દાડમ જેવા અને બીજા ભળતા ફળોના બગીચાઓ પણ ઊગાવીએ છીએ. તે ફળો ઊગી પાકી

૨૩. જેમ એક નાનકડું બીજ વિવિધ 'સંજોગોમાં પસાર થઈ એક વિશાળ વૃક્ષનું રૂપધારણ કરે છે તેવી જ રીતે ઈન્સાન એક સાધારણ વીર્યના ટપકામાંથી પ્રગતિ કરી રૂહાનિયતના બૂલંદ તરીન મકામે પહોંચે છે.

وَّغَيْرَ مُتَشَابِهٍ ۗ اُنْظُرُوْٓا اِلٰى ثَمَرِهٖٓ اِذَآ اَثْمَرَ وَيَنْعِهٖ ۗ اِنَّ فِيْ ذٰلِكُمْ لَاٰيٰتٍ لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿١٠٠﴾

જાય ત્યારે તેનું નિરીક્ષણ કરશો તો, ખરેખર, તેમાં ઈમાન ધરાવનારા લોકો માટે ઘણી નિશાનીઓ સમાએલી છે.

وَجَعَلُوْا لِلّٰهِ شُرَكَآءَ الْجِنَّ وَخَلَقَهُمْ وَخَرَقُوْا لَهٗ بَنِيْنَ وَبَنٰتٍ بِغَيْرِ عِلْمٍ ۗ سُبْحٰنَهٗ وَتَعٰلٰى عَمَّا يَصِفُوْنَ ﴿١٠١﴾

૧૦૧. અને તેઓ જીન્નોને અલ્લાહના શરીક ઠરાવે છે, જો કે તેમને પણ તેણે જ સર્જ્યાં છે. અને તેઓ નાહક (અને) નાદાનીમાં તેના પુત્રો અને પુત્રીઓ ઠરાવે છે. પવિત્ર છે તે હસ્તી, અને તે ઉચ્ચતર છે તે સંબંધથી જે તેઓ ઘડતા રહે છે. (રુકૂઅ-૧૨)

بَدِيْعُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۗ اَنّٰى يَكُوْنُ لَهٗ وَلَدٌ وَّلَمْ تَكُنْ لَّهٗ صَاحِبَةٌ ۗ وَخَلَقَ كُلَّ شَيْءٍ ۚ وَهُوَ بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ ﴿١٠٢﴾

૧૦૨. તે તો આકાશો તથા પૃથ્વીનો મૂળ નિર્માતા છે. તેને સંતાન કયાંથી થાય જ્યારે તેની કોઈ સહચરી નથી તેણે જ તો પ્રત્યેક સર્જનને ઉત્પન્ન કર્યું છે અને તે સર્વ વસ્તુનું જ્ઞાન ધરાવે છે.

ذٰلِكُمُ اللّٰهُ رَبُّكُمْ ۚ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ خَالِقُ كُلِّ شَيْءٍ فَاعْبُدُوْهُ ۚ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ وَّكِيْلٌ ﴿١٠٣﴾

૧૦૩. આવો છે તમારો અલ્લાહ, તમારો સર્જનહાર; તેના સિવાય કોઈ મા'બૂદ નથી, તે પ્રત્યેક વસ્તુને પેદા કરનારો છે, માટે તમે તેની જ બંદગી કરો. અને તેજ પ્રત્યેક વસ્તુનો રખેવાળો છે.

لَا تُدْرِكُهُ الْاَبْصَارُ ۫ وَهُوَ يُدْرِكُ الْاَبْصَارَ ۚ وَهُوَ اللَّطِيْفُ الْخَبِيْرُ ﴿١٠٤﴾

૧૦૪. ઈન્સાનની દ્રષ્ટિ તેને પામી નથી શકતી પરંતુ તે (ઈન્સાનોની) દ્રષ્ટિઓ સુધી પહોંચે છે. તે સુક્ષ્મદર્શી છે, સર્વ વસ્તુથી માહિતગાર છે.

قَدْ جَآءَكُمْ بَصَآئِرُ مِنْ رَّبِّكُمْ ۚ فَمَنْ اَبْصَرَ فَلِنَفْسِهٖ ۚ وَمَنْ عَمِيَ فَعَلَيْهَا ۗ وَمَآ اَنَا عَلَيْكُمْ بِحَفِيْظٍ ﴿١٠٥﴾

૧૦૫. બેશક તમારા રબ તરફથી તમને નિશાનીઓ મળી ચૂકી છે, જો કોઈ તેને પારખી લેશે તો તેના અંગત લાભમાં છે અને જે આંધળો બનશે તો સ્વયં પોતાનું જ નુકસાન કરશે. અને હું તમારો રખેવાળ નથી.

وَكَذٰلِكَ نُصَرِّفُ الْاٰيٰتِ وَلِيَقُوْلُوْا دَرَسْتَ وَلِنُبَيِّنَهٗ لِقَوْمٍ يَّعْلَمُوْنَ ﴿١٠٦﴾

૧૦૬. અને અમે આવી રીતે અમારી આયતોનું વર્ણન કરીએ છીએ કે (સત્ય કાયમ થાય) પરંતુ તેઓ કહે છે 'આ બધું તેં કોઈ પાસેથી શીખ્યું છે.' અને અમે સમજદારી રાખનારા લોકોને જ (સત્ય) સમજાવી શકીએ છીએ.

اِتَّبِعْ مَآ اُوْحِيَ اِلَيْكَ مِنْ رَّبِّكَ ۚ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ وَاَعْرِضْ عَنِ الْمُشْرِكِيْنَ ﴿١٠٧﴾

૧૦૭. તારા પરવરદિગાર તરફથી તારી ઉપર જે વહી આવી છે, તું તેનું અનુસરણ કર. તેના સિવાય કોઈ મા'બૂદ નથી; અને તું મુશરીકોથી[૨૪] અલગ થઈ જા.

---

૨૪. 'મુશરીક', અલ્લાહ સિવાય અન્ય શકિતઓને માનનારા મૂર્તિપૂજકો, અન્ય વ્યર્થ માન્યતાઓ તથા વહેમોમાં માનનારા, અલ્લાહના સમકક્ષ, ભાગીદારો ઠરાવનારા.

૧૦૮. અને જો અલ્લાહ ચાહત તો તેઓ શિર્ક કરત જ નહિ અને અમે તને તેમના ઉપર નિગેહબાન નથી બનાવ્યો અને ન તું તેમનો જવાબદાર છે.

وَلَوْ شَآءَ اللّٰهُ مَآ اَشْرَكُوْا ؕ وَمَا جَعَلْنٰكَ عَلَيْهِمْ حَفِيْظًا ۚ وَمَآ اَنْتَ عَلَيْهِمْ بِوَكِيْلٍ ﴿١٠٨﴾

૧૦૯. અને અલ્લાહ સિવાય જેને તેઓ પુકારે છે, તેના વિશે તમે ભૂંડું ન બોલો, કે જેથી તેઓ દુશ્મન બની જહાલતમાં અલ્લાહને ગાળો દે. આવી રીતે અમે પ્રત્યેક કોમોની દ્રષ્ટિમાં તેમની કરણીઓ શોભાસ્પદ બનાવી છે. પછી તેમના પાલનહાર તરફ તેમનું પાછું ફરવું છે; અને તે તેમને સમજાવી દેશે કે તેઓ શું કરતા રહ્યા હતા.

وَلَا تَسُبُّوا الَّذِيْنَ يَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ فَيَسُبُّوا اللّٰهَ عَدْوًاۢ بِغَيْرِ عِلْمٍ ؕ كَذٰلِكَ زَيَّنَّا لِكُلِّ اُمَّةٍ عَمَلَهُمْ ۪ ثُمَّ اِلٰى رَبِّهِمْ مَّرْجِعُهُمْ فَيُنَبِّئُهُمْ بِمَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿١٠٩﴾

૧૧૦. તેઓ અલ્લાહના નામે ભારે સોગંદ ઉઠાવીને કહે છે કે જો તેમની તરફ કોઈ નિશાનીઓ (મો'જેઝા) આવશે તો તેઓ તેના ઉપર ઈમાન લાવશે. તું તેમને કહે 'મો'જેઝા તો અલ્લાહના અધિકારમાં છે.' પરંતુ તમને શું ખાતરી કે મો'જેઝા આવશે તો તેઓ ઈમાન નહિ લાવે?

وَاَقْسَمُوْا بِاللّٰهِ جَهْدَ اَيْمَانِهِمْ لَئِنْ جَآءَتْهُمْ اٰيَةٌ لَّيُؤْمِنُنَّ بِهَا ؕ قُلْ اِنَّمَا الْاٰيٰتُ عِنْدَ اللّٰهِ وَمَا يُشْعِرُكُمْ ۙ اَنَّهَآ اِذَا جَآءَتْ لَا يُؤْمِنُوْنَ ﴿١١٠﴾

૧૧૧. બેશક, અમે તેમના દિલો અને તેમની આંખોને ફેરવી નાખશું કારણ કે તેઓ પહેલી વારમાં તેમાં ઈમાન ન લાવ્યા હતા. માટે અમે તેમની ગુમરાહીમાં જ તેમને અથડાતા છોડી દેશું. (રુકૂઅ-૧૩)

وَنُقَلِّبُ اَفْئِدَتَهُمْ وَاَبْصَارَهُمْ كَمَا لَمْ يُؤْمِنُوْا بِهٖٓ اَوَّلَ مَرَّةٍ وَّنَذَرُهُمْ فِيْ طُغْيَانِهِمْ يَعْمَهُوْنَ ﴿١١١﴾ ع ١٣

૧૧૨. અને જો અમે તેમના ઉપર ફરિશ્તા ઉતારીએ અને જો મુર્દા પણ તેમની સાથે વાતો કરે; અને જો અમે તેમની સામે બધી વસ્તુઓ ભેગી કરી લાવીએ, તો પણ અલ્લાહ જો નહિ ચાહતો હોય તો તેઓ ઈમાન લાવશે જ નહિ. પરંતુ તેમનામાંના ઘણા ખરા જહાલતની (અજ્ઞાનતાની) વાતો કરે છે.

وَلَوْ اَنَّنَا نَزَّلْنَآ اِلَيْهِمُ الْمَلٰٓئِكَةَ وَكَلَّمَهُمُ الْمَوْتٰى وَحَشَرْنَا عَلَيْهِمْ كُلَّ شَيْءٍ قُبُلًا مَّا كَانُوْا لِيُؤْمِنُوْٓا اِلَّآ اَنْ يَّشَآءَ اللّٰهُ وَلٰكِنَّ اَكْثَرَهُمْ يَجْهَلُوْنَ ﴿١١٢﴾

૧૧૩. અને આવી રીતે અમે બદકાર લોકોમાંથી અને જીન્નોમાંથી પ્રત્યેક નબીના દુશ્મન બનાવતા રહ્યા હતા જે લોકોને છેતરવા માટે એકબીજાને શૃંગારરસની વાતો શીખવતા, અને જો તારા પરવરદિગારે ચાહ્યું હોત તો તેઓ આવું કરી શકત જ નહિ, માટે જે તેઓ ઘડતા રહે છે તેમાંજ તેમને પડયા રહેવા દે—

وَكَذٰلِكَ جَعَلْنَا لِكُلِّ نَبِيٍّ عَدُوًّا شَيٰطِيْنَ الْاِنْسِ وَالْجِنِّ يُوْحِيْ بَعْضُهُمْ اِلٰى بَعْضٍ زُخْرُفَ الْقَوْلِ غُرُوْرًا ؕ وَلَوْ شَآءَ رَبُّكَ مَا فَعَلُوْهُ فَذَرْهُمْ وَمَا يَفْتَرُوْنَ ﴿١١٣﴾

وَلِتَصْغٰٓى اِلَيْهِ اَفْـِٕدَةُ الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِالْاٰخِرَةِ وَلِيَرْضَوْهُ وَلِيَقْتَرِفُوْا مَا هُمْ مُّقْتَرِفُوْنَ ﴿١١٤﴾

૧૧૪. કે (તે લોકો) જેમને આખેરત ઉપર યકીન નથી તેમના મન તેના તરફ આકર્ષાય અને તેઓ તેનાથી ખુશ થતા રહે, અને તેઓ જે (અનર્થ) કમાઈ રહ્યા છે તે કમાતા રહે.

اَفَغَيْرَ اللّٰهِ اَبْتَغِيْ حَكَمًا وَّهُوَ الَّذِيْٓ اَنْزَلَ اِلَيْكُمُ الْكِتٰبَ مُفَصَّلًا ۭ وَالَّذِيْنَ اٰتَيْنٰهُمُ الْكِتٰبَ يَعْلَمُوْنَ اَنَّهٗ مُنَزَّلٌ مِّنْ رَّبِّكَ بِالْحَقِّ فَلَا تَكُوْنَنَّ مِنَ الْمُمْتَرِيْنَ ﴿١١٥﴾

૧૧૫. તું કહે 'શું હું અલ્લાહને છોડી બીજાને લવાદ નીમું જ્યારે તેણે જ તમારી તરફ સ્પષ્ટ કિતાબ ઊતારી છે? અને જે લોકોને અમે (પહેલાં) કિતાબ આપી હતી તેઓ જાણે છે કે આ (કિતાબ) તારા રબ તરફથી સત્યપૂર્વક ઊતારવામાં આવી છે. માટે તું સંદેહ કરનારાઓમાંનો ન બનીશ.

وَتَمَّتْ كَلِمَتُ رَبِّكَ صِدْقًا وَّعَدْلًا ۭ لَا مُبَدِّلَ لِكَلِمٰتِهٖ ۚ وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ﴿١١٦﴾

૧૧૬. અને તારા પરવરદિગારનું વચન સચ્ચાઈ અને ઈન્સાફના(૨૫) આધારે પરિપૂર્ણ થઈ ગયું છે. તેનું કલામ કોઈ બદલી નથી શકતું. અને તે સર્વ સાંભળનાર અને સર્વ જાણનાર છે.

وَاِنْ تُطِعْ اَكْثَرَ مَنْ فِي الْاَرْضِ يُضِلُّوْكَ عَنْ سَبِيْلِ اللّٰهِ ۭ اِنْ يَّتَّبِعُوْنَ اِلَّا الظَّنَّ وَاِنْ هُمْ اِلَّا يَخْرُصُوْنَ ﴿١١٧﴾

૧૧૭. અને ધરતી ઉપર રહેનારાઓમાંના ઘણાખરા એવા છે જેમનું કહ્યું જો તું માનીશ તો તેઓ તને અલ્લાહની રાહથી રખડાવી દેશે. તેઓ માત્ર કલ્પનાઓના આધારે ચાલી રહ્યા છે અને જૂઠું બોલવા સિવાય (બીજું) કંઈ નથી કરતા.

اِنَّ رَبَّكَ هُوَ اَعْلَمُ مَنْ يَّضِلُّ عَنْ سَبِيْلِهٖ ۚ وَهُوَ اَعْلَمُ بِالْمُهْتَدِيْنَ ﴿١١٨﴾

૧૧૮. નિ:સંદેહ તારો રબ તેમને સારી પેઠે જાણે છે જે અલ્લાહની રાહથી ભટકી ગયા છે. અને તેમને પણ જાણે છે જે હિદાયત પામેલા છે.

فَكُلُوْا مِمَّا ذُكِرَ اسْمُ اللّٰهِ عَلَيْهِ اِنْ كُنْتُمْ بِاٰيٰتِهٖ مُؤْمِنِيْنَ ﴿١١٩﴾

૧૧૯. માટે જેના ઉપર અલ્લાહનું નામ લેવાયું હોય તેમાંથી ખાઓ જો તમે ખરેખર તેની આયતોમાં ઈમાન રાખનારા હો તો.

وَمَا لَكُمْ اَلَّا تَاْكُلُوْا مِمَّا ذُكِرَ اسْمُ اللّٰهِ عَلَيْهِ وَقَدْ فَصَّلَ لَكُمْ مَّا حَرَّمَ عَلَيْكُمْ اِلَّا مَا اضْطُرِرْتُمْ اِلَيْهِ ۭ وَاِنَّ كَثِيْرًا لَّيُضِلُّوْنَ بِاَهْوَاۗىِٕهِمْ بِغَيْرِ عِلْمٍ ۭ اِنَّ رَبَّكَ هُوَ اَعْلَمُ بِالْمُعْتَدِيْنَ ﴿١٢٠﴾

૧૨૦. અને જેના ઉપર અલ્લાહનું નામ લેવાયું હોય તેને ન ખાવાનું તમારી પાસે શું કારણ હોઈ શકે? જ્યારે તે વસ્તુઓ જે તમારા માટે હરામ છે તેના વિશે તેણે તમને સમજાવી દીધું છે, સિવાય કે તમને મજબૂરીથી ખાવું પડે અને ખરેજ ઘણા પોતાના બૂરા ઈરાદા પ્રમાણે બીજાને અજ્ઞાનતાથી બહેકાવતા રહે છે. બેશક તારો પરવરદિગાર હદબહાર જનારાઓને સારી પેઠે જાણે છે.

---

૨૫. મક્કાની ફતેહના વખતે આંહઝરત સ.અ.સ. ખાના કા'બામાં દાખલ થયા ત્યારે તે વિભિન્ન મૂર્તિઓથી ભરચક હતું. આપ (સ) લાકડીથી દરેક મૂર્તિને સ્પર્શ કરતા અને આ આયત પઢતા જતા હતા કે મક્કાની ફતેહ સાથે અલ્લાહે આપેલો વાયદો પૂરો થઈ ગયો હતો.

૧૨૧. અને તમે ખુલ્લા તથા છૂપા પાપ કરવાથી દૂર રહો. ખરેખર જે લોકો પાપ કમાય છે તેમને પોતાની કમાણીનો બદલો વેળાસર મળી રહેશે.

وَذَرُوا ظَاهِرَ الْإِثْمِ وَبَاطِنَهُ ۚ إِنَّ الَّذِينَ يَكْسِبُونَ الْإِثْمَ سَيُجْزَوْنَ بِمَا كَانُوا يَقْتَرِفُونَ ﴿١٢٠﴾

૧૨૨. અને તેમાંથી[૨૬] ખાશો નહિ જેના ઉપર અલ્લાહનું નામ ન લેવામાં આવ્યું હોય. બેશક, તે ખુલ્લી નાફરમાની છે, અને ખરેખર શયતાનો પોતાના મિત્રોને પ્રેરણા આપતા રહે છે કે તેઓ તમારી સાથે તકરાર કરતા રહે. અને જો તમે તેમના કહેવામાં આવી જશો, તો નિશ્ચય તમે પણ મુશરીક થઈ જશો. (રુકૂઅ-૧૪)

وَلَا تَأْكُلُوا مِمَّا لَمْ يُذْكَرِ اسْمُ اللَّهِ عَلَيْهِ وَإِنَّهُ لَفِسْقٌ ۗ وَإِنَّ الشَّيَاطِينَ لَيُوحُونَ إِلَىٰ أَوْلِيَائِهِمْ لِيُجَادِلُوكُمْ ۖ وَإِنْ أَطَعْتُمُوهُمْ إِنَّكُمْ لَمُشْرِكُونَ ﴿١٢١﴾

૧૨૩. જે મરણ પામ્યો હોય, તેને અમે ફરી સજીવન કરીએ અને તેના માટે એવી રોશની ફેલાવી દઈએ કે તે લોકો વચ્ચે હરતો ફરતો હોય, શું તે તેના જેવો થઈ શકે જે ઘોર અંધકારની અવસ્થામાં સપડાએલો હોય અને જેમાંથી તે નીકળી ન શકતો હોય? આવી રીતે અમે કાફરોના બૂરા કામો તેમના માટે શોભતા[૨૭] કરી દઈએ છીએ.

أَوَمَنْ كَانَ مَيْتًا فَأَحْيَيْنَاهُ وَجَعَلْنَا لَهُ نُورًا يَمْشِي بِهِ فِي النَّاسِ كَمَنْ مَثَلُهُ فِي الظُّلُمَاتِ لَيْسَ بِخَارِجٍ مِنْهَا ۚ كَذَٰلِكَ زُيِّنَ لِلْكَافِرِينَ مَا كَانُوا يَعْمَلُونَ ﴿١٢٢﴾

૧૨૪. અને આવી રીતે અમે પ્રત્યેક વસ્તીઓમાં ગુનાહગારોને આગેવાની આપીએ છીએ કે તેઓ પ્રપંચો ઘડતા રહે. હકીકતમાં તે પ્રપંચો બીજાઓ માટે નહિ; તેઓ માત્ર પોતાના જીવની વિરુદ્ધ કરે છે. પરંતુ તેમને તેનું ભાન નથી હોતું.

وَكَذَٰلِكَ جَعَلْنَا فِي كُلِّ قَرْيَةٍ أَكَابِرَ مُجْرِمِيهَا لِيَمْكُرُوا فِيهَا ۖ وَمَا يَمْكُرُونَ إِلَّا بِأَنْفُسِهِمْ وَمَا يَشْعُرُونَ ﴿١٢٣﴾

૧૨૫. અને જ્યારે તેમની તરફ કોઈ આયત આવે છે, તો તેઓ કહે છે 'અમે તેને માન્ય નહિ રાખીએ જ્યાં સુધી કે અમને પણ એવું જ ન મળે જેવું કે અલ્લાહના રસૂલ ઉપર આવ્યું છે?' પોતાનો પયગામ કોને સોંપવો તે અલ્લાહ સારી પેઠે જાણે છે. બેશક તેમની ચાલબાજીઓના પરિણામે ગુનાહગારો અલ્લાહ પાસે રૂસ્વા થશે, અને તેમને દર્દનાક અઝાબ ભોગવવો પડશે.

وَإِذَا جَاءَتْهُمْ آيَةٌ قَالُوا لَنْ نُؤْمِنَ حَتَّىٰ نُؤْتَىٰ مِثْلَ مَا أُوتِيَ رُسُلُ اللَّهِ ۘ اللَّهُ أَعْلَمُ حَيْثُ يَجْعَلُ رِسَالَتَهُ ۗ سَيُصِيبُ الَّذِينَ أَجْرَمُوا صَغَارٌ عِنْدَ اللَّهِ وَعَذَابٌ شَدِيدٌ بِمَا كَانُوا يَمْكُرُونَ ﴿١٢٤﴾

૧૨૬. માટે જેને અલ્લાહ હિદાયત આપવા ચાહે છે, તેનું હૈયું તે ઈસ્લામ માટે ઉઘાડી નાખે છે અને જેને ગુમરાહ કરવાનો ઈરાદો કરે છે, તેના હૃદયને

فَمَنْ يُرِدِ اللَّهُ أَنْ يَهْدِيَهُ يَشْرَحْ صَدْرَهُ لِلْإِسْلَامِ ۖ وَمَنْ يُرِدْ أَنْ يُضِلَّهُ يَجْعَلْ صَدْرَهُ ضَيِّقًا حَرَجًا

૨૬. જે પશુઓ પોતાની મેળે મરણ પામ્યા હોય તેમને ખાવાની મનાઈ છે. જેના ઉપર ઝિબાહ કરવા ટાણે અલ્લાહનું નામ ન ઉચ્ચારવામાં આવ્યું હોય તેના ખાવા ઉપર પણ પ્રતિબંધ છે.

૨૭. 'શોભતાં' અર્થાત ગુનાહ કરનારા પોતાના ગુનાહોને આચરવામાં ફખર કરતા.

كَأَنَّمَا يَصَّعَّدُ فِي السَّمَاءِ ۚ كَذَٰلِكَ يَجْعَلُ اللَّهُ الرِّجْسَ عَلَى الَّذِينَ لَا يُؤْمِنُونَ ﴿١٢٥﴾

એવી ભીંસમાં લે છે કે જાણે કોઈ મહામહેનતે ઊંચાણે ઉપર ચડી રહ્યો હોય. જે લોકો ઈમાન નથી લાવતા તેમને અલ્લાહ આવી રીતે સઝા ફટકારે છે.

وَهَٰذَا صِرَاطُ رَبِّكَ مُسْتَقِيمًا ۗ قَدْ فَصَّلْنَا الْآيَاتِ لِقَوْمٍ يَذَّكَّرُونَ ﴿١٢٦﴾

૧૨૭. અને આ તારા પરવરદિગાર (તરફ જવા)નો સીધો માર્ગ છે. બેશક, અમે બોધ ગ્રહણ કરનારાઓ માટે અમારી આયતોનું વિસ્તારથી વર્ણન કરીએ છીએ.

لَهُمْ دَارُ السَّلَامِ عِنْدَ رَبِّهِمْ ۖ وَهُوَ وَلِيُّهُمْ بِمَا كَانُوا يَعْمَلُونَ ﴿١٢٧﴾

૧૨૮. તેમના રબ પાસે તેમના માટે સલામતીનું ઘર (તૈયાર) છે, અને તેમના (ભલા) કામોના પરિણામે અલ્લાહ તેમનો મદદગાર છે.

وَيَوْمَ يَحْشُرُهُمْ جَمِيعًا يَا مَعْشَرَ الْجِنِّ قَدِ اسْتَكْثَرْتُمْ مِنَ الْإِنْسِ ۖ وَقَالَ أَوْلِيَاؤُهُمْ مِنَ الْإِنْسِ رَبَّنَا اسْتَمْتَعَ بَعْضُنَا بِبَعْضٍ وَبَلَغْنَا أَجَلَنَا الَّذِي أَجَّلْتَ لَنَا ۚ قَالَ النَّارُ مَثْوَاكُمْ خَالِدِينَ فِيهَا إِلَّا مَا شَاءَ اللَّهُ ۗ إِنَّ رَبَّكَ حَكِيمٌ عَلِيمٌ ﴿١٢٨﴾

૧૨૯. અને જે દિવસે તે તેમને સર્વને એકઠા કરશે, (અને કહેશે) 'હે જીન્નોના[૨૮] સમૂહ, તમે ઈન્સાનોમાંના ઘણાને ભોળવી લીધા હતા.' અને તેમના મિત્રોમાંના ઘણા કહેશે 'હે અમારા પરવરદિગાર અમે એકબીજાથી અવશ્ય લાભ મેળવ્યો છે, પણ હવે અમે તારી મુકર્રર મુદ્દતના છેડે આવી પહોંચ્યા છીએ.' તે ફરમાવશે 'આગ તમારું નિવાસસ્થાન છે જેમાં તમે સદા રહેશો, સિવાય કે અલ્લાહ કંઈ (જુદું) ચાહતો હોય.' નિ:સંદેહ, તારો પાલનહાર હિકમતવાળો છે, સર્વજ્ઞ છે.

وَكَذَٰلِكَ نُوَلِّي بَعْضَ الظَّالِمِينَ بَعْضًا بِمَا كَانُوا يَكْسِبُونَ ﴿١٢٩﴾ ع

૧૩૦. અને આ રીતે તેમની કરણીઓના કારણે ઝાલિમોને અમે એકબીજાના પાછળ લગાવી દઈએ છીએ. (રુકૂઅ-૧૬)

يَا مَعْشَرَ الْجِنِّ وَالْإِنْسِ أَلَمْ يَأْتِكُمْ رُسُلٌ مِنْكُمْ يَقُصُّونَ عَلَيْكُمْ آيَاتِي وَيُنْذِرُونَكُمْ لِقَاءَ يَوْمِكُمْ هَٰذَا ۚ قَالُوا شَهِدْنَا عَلَىٰ أَنْفُسِنَا ۖ وَغَرَّتْهُمُ الْحَيَاةُ

૧૩૧. હે જીન્નો તથા ઈન્સાનોના ટોળાઓ! શું તમારી તરફ તમારામાંથી રસૂલો[૨૯] નથી આવ્યા જે તમને મારા આદેશો વાંચી સંભળાવતા હતા અને તમારી આ (કયામતના) દિવસની મુલાકાતથી તમને ચેતવતા હતા?' તેઓ (જવાબમાં) કહેશે 'અમે પોતે

૨૮. આ આયતથી સ્પષ્ટ છે કે જીન્ન કોઈ જુદી રૂહ નથી પરંતુ માનવજાતિનોજ એક વર્ગ છે જે રાક્ષસી (ફીતરત) તેમજ રાક્ષસી બળ ધરાવે છે. ઝાલિમ રાજ્યાધિકારીઓ, ઝાલિમ સ્વભાવના મઝહબી લીડરો જે જનતાની ઉશ્કેરણી કરતા રહે છે, અને એવી જડ પ્રકૃતિના લોકો જે ઇલ્મ અથવા શિક્ષણ તથા ઈખ્લાક (સંસ્કારો)ના અભાવે માનવતા ગુમાવી બેઠા હોય છે.

૨૯. આ આયતમાં જીન્નોમાં રસૂલ આવ્યા હોવાનું વર્ણન છે પરંતુ કુરઆન મજીદમાં કોઈ જગ્યાએ જીન્નોના એકપણ આગવા રસૂલનું વર્ણન નથી. માટે જીન્નોની અલગ કોમ વિશે કોઈ ધારણા રાખવી યોગ્ય ગણાશે નહિ. જો જીન્નોની કોઈ કોમ હોત તો તેમના રસૂલનું નામ પણ તેમના વર્ણન સાથે જરૂર આવ્યું હોત.

જ અમારા વિરુદ્ધ સાક્ષી છીએ.' બેશક, તેમને દુનિયાની ઝિંદગીએ છેતર્યા હતા. અને તેઓ સ્વયં પોતાના વિરુદ્ધ સાક્ષી આપશે કે તેઓ કાફર હતા.

૧૩૨. કારણ કે તારો રબ ઝુલ્મથી આબાદીઓનો વિનાશ નથી કરતો જ્યારે કે તે લોકોને ચેતવવામાં ન આવ્યા હોય.

૧૩૩. સર્વ (જીવો) માટે તેમની કરણીઓ પ્રમાણે દરજ્જાઓ નક્કી થએલા છે અને તારો રબ તેમની કરણીઓથી બેખબર નથી.

૧૩૪. અને તારો પરવરદિગાર સ્વયંપૂર્ણ છે, દયાવંત છે, જો તે ચાહે તો તમને નાબૂદ કરી દે, અને તમારા સ્થાને બીજાને આબાદ કરે, જેવી રીતે બીજાના વંશમાંથી તેણે તમારો ઉદ્ભવ કર્યો હતો.

૧૩૫. ખરેજ, જેનો તમને વાયદો કરવામાં આવ્યો છે તે થઈને જ રહેશે અને તમે તેને નિષ્ફળ નથી કરી શકતા.

૧૩૬. તું કહે 'હે લોકો, તમે જે કરી રહ્યા છો તે કરતા રહો અને હું મારું કામ કરતો રહીશ. આગળ જતાં જણાઈ રહેશે કે આખેરતનું ઘર કોને મળવાનું છે.' બેશક ઝાલિમો કદાપિ ફતેહમંદ નથી થતા.

૧૩૭. અને જે અનાજ તથા ઢોર ઢાંખર અલ્લાહે પેદા કર્યા છે તેમાંથી તેઓ અલ્લાહનો હિસ્સો નક્કી કરે છે, પછી મનોમન કહે છે કે આટલું અલ્લાહનું છે અને આટલું ઠરાવેલા શરીકોનું છે, પછી અલ્લાહના ઠરાવેલા શરીકોનો હિસ્સો તો અલ્લાહને પહોંચતો નથી,[30] પરંતુ અલ્લાહનો હિસ્સો તે ઠરાવેલા શરીકોને પહોંચી જાય છે. તેમનો આ ન્યાય કેટલો અધમ છે!

૧૩૮. અને આવી રીતે જ મુશરીકોમાંના ઘણાને તેમના ઠરાવેલા શરીકોએ તેમની ઔલાદની[31] કતલ કરવાનું કાર્ય તેમને શોભતું કરી દેખાડયું છે કે તેઓ

الدُّنْيَا وَشَهِدُوا عَلَىٰٓ أَنفُسِهِمْ أَنَّهُمْ كَانُوا كٰفِرِينَ ﴿١٣٠﴾

ذٰلِكَ أَن لَّمْ يَكُن رَّبُّكَ مُهْلِكَ الْقُرٰى بِظُلْمٍ وَّأَهْلُهَا غٰفِلُونَ ﴿١٣١﴾

وَلِكُلٍّ دَرَجٰتٌ مِّمَّا عَمِلُوا ۚ وَمَا رَبُّكَ بِغٰفِلٍ عَمَّا يَعْمَلُونَ ﴿١٣٢﴾

وَرَبُّكَ الْغَنِيُّ ذُو الرَّحْمَةِ ۚ إِن يَشَأْ يُذْهِبْكُمْ وَيَسْتَخْلِفْ مِن بَعْدِكُم مَّا يَشَآءُ كَمَآ أَنشَأَكُم مِّن ذُرِّيَّةِ قَوْمٍ اٰخَرِينَ ﴿١٣٣﴾

إِنَّ مَا تُوعَدُونَ لَاٰتٍ ۖ وَّمَآ أَنتُم بِمُعْجِزِينَ ﴿١٣٤﴾

قُلْ يٰقَوْمِ اعْمَلُوا عَلٰى مَكَانَتِكُمْ إِنِّي عَامِلٌ ۖ فَسَوْفَ تَعْلَمُونَ مَن تَكُونُ لَهُ عَاقِبَةُ الدَّارِ ۗ إِنَّهُ لَا يُفْلِحُ الظّٰلِمُونَ ﴿١٣٥﴾

وَجَعَلُوا لِلّٰهِ مِمَّا ذَرَأَ مِنَ الْحَرْثِ وَالْأَنْعَامِ نَصِيبًا فَقَالُوا هٰذَا لِلّٰهِ بِزَعْمِهِمْ وَهٰذَا لِشُرَكَآئِنَا ۖ فَمَا كَانَ لِشُرَكَآئِهِمْ فَلَا يَصِلُ إِلَى اللّٰهِ ۖ وَمَا كَانَ لِلّٰهِ فَهُوَ يَصِلُ إِلٰى شُرَكَآئِهِمْ ۗ سَآءَ مَا يَحْكُمُونَ ﴿١٣٦﴾

وَكَذٰلِكَ زَيَّنَ لِكَثِيرٍ مِّنَ الْمُشْرِكِينَ قَتْلَ أَوْلَادِهِمْ شُرَكَآؤُهُمْ لِيُرْدُوهُمْ وَلِيَلْبِسُوا عَلَيْهِمْ دِينَهُمْ ۖ

૩૦. અરબના મૂર્તિપૂજકો પોતાની ખેતીવાડીની ઉપજમાં દેવીદેવતાઓ તથા અલ્લાહ માટે ભાગ પાડતા હતા. જો તેમની ઉપજનો હિસ્સો બીજા રસ્તે વપરાઈ જતો તો અલ્લાહના હિસ્સામાંથી તેની કમી પૂરી કરવામાં આવતી પરંતુ જો અલ્લાહના હિસ્સામાંથી બીજા કામમાં કંઈ વપરાઈ જતું તો દેવીદેવતાઓના હિસ્સામાંથી અલ્લાહના હિસ્સામાં તેઓ કંઈ પણ ન આપતા.

૩૧. 'અલ્લાહના શરીકો' અર્થાત, દેવીદેવતાઓ, સાધુસંતો, જ્યોતિષ જાણનારા, પીરો ફકીરો વગેરે.

સ્વયં પોતાને પાયમાલ કરી નાખે અને તેમના દીનની બાબતમાં તેઓ ગુંચવણોમાં પડી જાય. અને જો અલ્લાહ ચાહત તો તેઓ આવું ન કરી શકત. માટે તું તેમના ઘડી કાઢેલા (અસત્ય)માં તેમને પડયા રહેવા દે.

૧૩૯. અને તેઓ કહે છે કે અમુક ઢોરો તથા અમુક ખેતીની ઉપજને ખાવાની મનાઈ છે, તેને કોઈ પણ ખાશે નહિ સિવાય કે અમે ચાહીએ તે ખાય, અને (તેઓ) કહે છે કે અમુક ઢોરોની પીઠો ઉપર સવારી કરવી હરામ છે, અને તેઓ અમુક ઢોરો (ને ઝિબાહ કરવા) ઉપર અલ્લાહનું નામ નથી લેતા. તેમણે જે અલ્લાહના નામે જૂઠું ઘડી કાઢયું છે, તેનો બદલો તે વહેલાસર તેમને આપશે.

૧૪૦. અને તેઓ કહે છે 'જે કંઈ અમારા પશુઓના પેટમાં છે, તે કેવળ અમારા પુરુષો માટે જ છે, અને અમારી પત્નીઓ માટે તે હરામ છે.' પણ જો તે મરેલું જન્મે તો સૌને તેમાં ભાગીદાર ગણે છે. તે તેમના આ દાવાનો બદલો તેમને આપશે, બેશક, તે હિકમતવાળો છે, સર્વ જાણનારો છે.

૧૪૧. નુકસાન ભોગવનારા તો તેઓ જ છે જે નાદાનીમાં અને જહાલતમાં પોતાની ઔલાદની[32] કતલ કરે છે. અને જે કંઈ અલ્લાહે તેમને આપ્યું છે તેને અલ્લાહ ઉપર તોહમત લગાવી તેઓ હરામ ઠરાવે છે. બેશક, તેઓ ગુમરાહ થઈ ગયા છે. અને તેઓ હિદાયત નથી પામ્યા (રુકૂઅ-૧૬)

૧૪૨. અને તે એ જ છે, જેણે, એવા બગીચા બનાવ્યા છે જેની વેલો વાડો ઉપર ચડેલી છે અને ઘણી ટેકા વગરની વેલો પણ છે, અને ખજૂરીના ઝાડ તથા અનાજના ખેતરો છે, જેના વિવધ સ્વાદિષ્ટ ફળો ઝયતુન તથા દાડમ જેવા છે, જે જોવામાં એકસરખા હોય છે પરંતુ સ્વાદમાં જુદા જુદા છે. જ્યારે તે પાકી જાય ત્યારે તેમાંથી તમે ખાઓ અને તેનો હક્ક[33]

وَلَوْ شَآءَ اللّٰهُ مَا فَعَلُوْهُ فَذَرْهُمْ وَمَا يَفْتَرُوْنَ ﴿١٣٧﴾

وَقَالُوْا هٰذِهٖٓ اَنْعَامٌ وَّحَرْثٌ حِجْرٌ ۖ لَّا يَطْعَمُهَآ اِلَّا مَنْ نَّشَآءُ بِزَعْمِهِمْ وَاَنْعَامٌ حُرِّمَتْ ظُهُوْرُهَا وَاَنْعَامٌ لَّا يَذْكُرُوْنَ اسْمَ اللّٰهِ عَلَيْهَا افْتِرَآءً عَلَيْهِ ۭ سَيَجْزِيْهِمْ بِمَا كَانُوْا يَفْتَرُوْنَ ﴿١٣٨﴾

وَقَالُوْا مَا فِيْ بُطُوْنِ هٰذِهِ الْاَنْعَامِ خَالِصَةٌ لِّذُكُوْرِنَا وَمُحَرَّمٌ عَلٰٓى اَزْوَاجِنَا ۚ وَاِنْ يَّكُنْ مَّيْتَةً فَهُمْ فِيْهِ شُرَكَآءُ ۭ سَيَجْزِيْهِمْ وَصْفَهُمْ ۭ اِنَّهٗ حَكِيْمٌ عَلِيْمٌ ﴿١٣٩﴾

قَدْ خَسِرَ الَّذِيْنَ قَتَلُوْٓا اَوْلَادَهُمْ سَفَهًۢا بِغَيْرِ عِلْمٍ وَّحَرَّمُوْا مَا رَزَقَهُمُ اللّٰهُ افْتِرَآءً عَلَى اللّٰهِ ۭ قَدْ ضَلُّوْا وَمَا كَانُوْا مُهْتَدِيْنَ ﴿١٤٠﴾ ع

وَهُوَ الَّذِيْٓ اَنْشَاَ جَنّٰتٍ مَّعْرُوْشٰتٍ وَّغَيْرَ مَعْرُوْشٰتٍ وَّالنَّخْلَ وَالزَّرْعَ مُخْتَلِفًا اُكُلُهٗ وَالزَّيْتُوْنَ وَالرُّمَّانَ مُتَشَابِهًا وَّغَيْرَ مُتَشَابِهٍ ۭ كُلُوْا مِنْ ثَمَرِهٖٓ اِذَآ اَثْمَرَ

---

૩૨. અરબ લોકોમાં પોતાની દીકરીઓને જનમતાંજ જીવતી દાટી દેવાની, કતલ કરવાની અથવા કોઈ કુદરતી યાતના કે ઉપદ્રવને ટાળવા માટે તેમનું બલિદાન આપવાની તેમજ દેવદેવીઓના ચરણોમાં ઔલાદ અર્પણ કરવાની ઘાતકી પ્રથા હતી.

૩૩. અહીં 'હક્ક'નો અર્થ ગરીબોની તથા મોહતાજોની મદદ માટે ભાગ કાઢવાનો છે.

وَآتُوا حَقَّهُ يَوْمَ حَصَادِهِ ۖ وَلَا تُسْرِفُوا ۚ إِنَّهُ لَا يُحِبُّ الْمُسْرِفِينَ ﴿١٤١﴾

ફસલ કાપવાના દિવસે જ ચૂકાવી દો અને હદ બહાર ન જાઓ. ખરેજ અલ્લાહ હદ મર્યાદા બહાર જનારાઓને પસંદ નથી કરતો.

وَمِنَ الْأَنْعَامِ حَمُولَةً وَفَرْشًا ۚ كُلُوا مِمَّا رَزَقَكُمُ اللَّهُ وَلَا تَتَّبِعُوا خُطُوَاتِ الشَّيْطَانِ ۚ إِنَّهُ لَكُمْ عَدُوٌّ مُبِينٌ ﴿١٤٢﴾

૧૪૩. અને (કેટલાક) જનાવરોમાં (કેટલાકને) ભાર ઊંચકવા, અને (કેટલાકને) ઝિબાહ કરવા માટે (તેણે) સર્જ્યાં છે. જે અલ્લાહે આપ્યું છે તેમાંથી ખાઓ અને કદાપિ શયતાનના કદમો ઉપર ચાલશો નહિ. ખરેખર તે તમારો કટ્ટો દુશ્મન છે.

ثَمَانِيَةَ أَزْوَاجٍ ۖ مِنَ الضَّأْنِ اثْنَيْنِ وَمِنَ الْمَعْزِ اثْنَيْنِ ۗ قُلْ آلذَّكَرَيْنِ حَرَّمَ أَمِ الْأُنْثَيَيْنِ أَمَّا اشْتَمَلَتْ عَلَيْهِ أَرْحَامُ الْأُنْثَيَيْنِ ۖ نَبِّئُونِي بِعِلْمٍ إِنْ كُنْتُمْ صَادِقِينَ ﴿١٤٣﴾

૧૪૪. (અને જનાવરોમાંથી તેણે) આઠ નર-માદા (પેદા કર્યાં છે.) જેમાંના, ઘેટામાંથી બે (જોડા) અને બકરાના બે; (હે રસૂલ) તું તેમને કહે 'શું તેણે બે નરને હરામ ઠરાવ્યા છે કે બે માદાને અથવા જે બે માદાના ગર્ભમાં છે તેને? જો તમે ખરા હો તો મને (ખરી) હકીકત જણાવો.'

وَمِنَ الْإِبِلِ اثْنَيْنِ وَمِنَ الْبَقَرِ اثْنَيْنِ ۗ قُلْ آلذَّكَرَيْنِ حَرَّمَ أَمِ الْأُنْثَيَيْنِ أَمَّا اشْتَمَلَتْ عَلَيْهِ أَرْحَامُ الْأُنْثَيَيْنِ ۖ أَمْ كُنْتُمْ شُهَدَاءَ إِذْ وَصَّاكُمُ اللَّهُ بِهَٰذَا ۚ فَمَنْ أَظْلَمُ مِمَّنِ افْتَرَىٰ عَلَى اللَّهِ كَذِبًا لِيُضِلَّ النَّاسَ بِغَيْرِ عِلْمٍ ۗ إِنَّ اللَّهَ لَا يَهْدِي الْقَوْمَ الظَّالِمِينَ ﴿١٤٤﴾

૧૪૫. અને બે ઊંટો અને બે ગાયોમાંથી, તું તેમને કહે 'શું તેણે બે નરને હરામ ઠરાવ્યા છે અથવા બે માદાને, અથવા જે બે માદાના ગર્ભમાં છે તેને? શું તમે ત્યારે હાજર હતા જ્યારે અલ્લાહે તમારા માટે આ આદેશ આપ્યો હતો?' તો તેનાથી વધુ ઝાલિમ કોણ થઈ શકે છે જે અલ્લાહ ઉપર જૂઠું આળ મૂકે અને કોઈ પણ જ્ઞાન વિના લોકોને ગુમરાહ કરે? ખરેખર અલ્લાહ ઝાલિમ કોમને હિદાયત નથી આપતો. (રુકૂઅ-૧૭)

قُلْ لَا أَجِدُ فِي مَا أُوحِيَ إِلَيَّ مُحَرَّمًا عَلَىٰ طَاعِمٍ يَطْعَمُهُ إِلَّا أَنْ يَكُونَ مَيْتَةً أَوْ دَمًا مَسْفُوحًا أَوْ لَحْمَ خِنْزِيرٍ فَإِنَّهُ رِجْسٌ أَوْ فِسْقًا أُهِلَّ لِغَيْرِ اللَّهِ بِهِ ۚ فَمَنِ اضْطُرَّ غَيْرَ بَاغٍ وَلَا عَادٍ فَإِنَّ رَبَّكَ غَفُورٌ رَحِيمٌ ﴿١٤٥﴾

૧૪૬. તું તેમને કહી દે 'મારા ઉપર જે વહી કરવામાં આવી છે તેમાં મને કંઈ એવું નથી જણાતું જે ખાનારા માટે હરામ હોય સિવાય તે કે જે પોતાની મેળે મરણ પામ્યું હોય, અથવા વહેતું લોહી અથવા સુવ્વરનું માંસ, કારણ કે આ બધું અશુદ્ધ છે. અથવા તેજ અયોગ્ય ગણાશે જેના ઉપર અલ્લાહ સિવાય કોઈ અન્યનું નામ લેવાયું હોય. પરંતુ જો કોઈ મજબૂરીથી[૩૪] ખાઈ લે અને નાફરમાની કરવા માટે નહિ, ન હદથી વધી જાય, તો ખરેખર, તમારો પરવરદિગાર અત્યંત ક્ષમાવંત છે, દયાળુ છે.

૩૪. મુસાફરીમાં અન્ય ખોરાક ન મળે અથવા રોગ નિવારણ અથવા જીવ બચાવવા માટે હરામ ઠરાવેલી વસ્તુઓ મજબૂરીથી ખાવી પડે તો તે ખાવામાં મનાઈ નથી. પણ ખાવા કે પીવા માટે ખોટા બહાનાનો આધાર લેવાની સખત મનાઈ છે.

وَعَلَى الَّذِيْنَ هَادُوْا حَرَّمْنَا كُلَّ ذِيْ ظُفُرٍ ۚ وَمِنَ الْبَقَرِ وَالْغَنَمِ حَرَّمْنَا عَلَيْهِمْ شُحُوْمَهُمَآ اِلَّا مَا حَمَلَتْ ظُهُوْرُهُمَآ اَوِ الْحَوَايَآ اَوْ مَا اخْتَلَطَ بِعَظْمٍ ۚ ذٰلِكَ جَزَيْنٰهُمْ بِبَغْيِهِمْ ۖ وَاِنَّا لَصٰدِقُوْنَ ﴿١٤٧﴾

૧૪૭. અને યહૂદીઓ ઉપર અમે નખ ધરાવતા સર્વ પ્રાણીઓ હરામ કર્યા હતા અને ગાય, ઘેટા અને બકરાની ચરબી પણ હરામ ઠરાવી હતી સિવાય કે તે ચરબી જે તેમની પીઠો, આંતરડા તથા હાડકા સાથે ચોંટેલી હોય. અમે આ શિક્ષા તેમની નાફરમાની માટે તેમને આપી હતી. અને ખરેખર અમે સત્ય જ કહેતા હોઈએ છીએ.

فَاِنْ كَذَّبُوْكَ فَقُلْ رَّبُّكُمْ ذُوْ رَحْمَةٍ وَّاسِعَةٍ ۚ وَلَا يُرَدُّ بَاْسُهٗ عَنِ الْقَوْمِ الْمُجْرِمِيْنَ ﴿١٤٨﴾

૧૪૮. જો તેઓ તને જૂઠો કહે તો તું કહી દે કે તમારો પરવરદિગાર પુષ્કળ રહેમતોવાળો છે પરંતુ તેનો અઝાબ ગુનાહગાર કોમ ઉપરથી (કદાપિ) ટાળી શકાશે નહિ.

سَيَقُوْلُ الَّذِيْنَ اَشْرَكُوْا لَوْ شَآءَ اللّٰهُ مَآ اَشْرَكْنَا وَلَآ اٰبَآؤُنَا وَلَا حَرَّمْنَا مِنْ شَيْءٍ ۚ كَذٰلِكَ كَذَّبَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ حَتّٰى ذَاقُوْا بَاْسَنَا ۗ قُلْ هَلْ عِنْدَكُمْ مِّنْ عِلْمٍ فَتُخْرِجُوْهُ لَنَا ۗ اِنْ تَتَّبِعُوْنَ اِلَّا الظَّنَّ وَاِنْ اَنْتُمْ اِلَّا تَخْرُصُوْنَ ﴿١٤٩﴾

૧૪૯. મુશરીકો અવશ્ય કહેશે 'અલ્લાહ ચાહત તો અમે શિર્ક કરત જ નહિ અને ન અમારા પૂર્વજો, શિર્ક કરત. અને ન અમે કોઈ વસ્તુને હરામ ઠરાવત.' આવી રીતે તેમની પહેલાંના લોકોએ પણ (અલ્લાહના રસૂલોને) જૂઠા ઠરાવ્યા હતા. અહીં સુધી કે તેમણે અમારા અઝાબનો સ્વાદ ચાખ્યો. તું કહે, 'શું તમારી પાસે કોઈ દલીલ છે? જો હોય તો અમને જણાવો. તમે તો માત્ર કલ્પનાઓમાં જ રાચો છો. અને તમે અસત્ય સિવાય બીજું કંઈ નથી બોલતા.'

قُلْ فَلِلّٰهِ الْحُجَّةُ الْبَالِغَةُ ۚ فَلَوْ شَآءَ لَهَدٰىكُمْ اَجْمَعِيْنَ ﴿١٥٠﴾

૧૫૦. તું કહે 'સૌથી મજબૂત દલીલ અલ્લાહની જ છે માટે જો તે ચાહતો હોત તો તમને સૌને અવશ્ય હિદાયત આપત.'

قُلْ هَلُمَّ شُهَدَآءَكُمُ الَّذِيْنَ يَشْهَدُوْنَ اَنَّ اللّٰهَ حَرَّمَ هٰذَا ۚ فَاِنْ شَهِدُوْا فَلَا تَشْهَدْ مَعَهُمْ ۚ وَلَا تَتَّبِعْ اَهْوَآءَ الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا وَالَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِالْاٰخِرَةِ وَهُمْ بِرَبِّهِمْ يَعْدِلُوْنَ ﴿١٥١﴾ ع ١٨

૧૫૧. તું કહે 'તમારા તે સાક્ષીઓને બોલાવો જે સાક્ષી આપે કે અલ્લાહે આ વસ્તુઓ હરામ કરી છે.' જો તેઓ એવી સાક્ષી આપે તો તું તેમનો સાથ આપીશ નહિ, અને તેમની બૂરી વલણોનોનું તું અનુસરણ કરીશ નહિ જે અમારી આયતોને જૂઠી કહે છે, અને જે આખેરતમાં ઈમાન નથી રાખતા અને જે અન્યને પોતાના પરવરદિગારનો સમકક્ષ ઠરાવે છે. (રુકૂઅ-૧૮)

قُلْ تَعَالَوْا اَتْلُ مَا حَرَّمَ رَبُّكُمْ عَلَيْكُمْ اَلَّا تُشْرِكُوْا بِهٖ شَيْـًٔا وَّبِالْوَالِدَيْنِ اِحْسَانًا ۚ وَلَا تَقْتُلُوْٓا اَوْلَادَكُمْ

૧૫૨. તું કહે 'આવો, હું તમને વર્ણન કરી સંભળાવું કે તમારા રબે શું હરામ ઠરાવ્યું છે, કે તમે કોઈને અલ્લાહનો શરીક ન બનાવો; અને તમારા માતા-પિતા સાથે ભલાઈથી વર્તો; અને ગરીબીની બીકે

તમારી ઔલાદને મારી ન નાખો, તમારું અને તેમનું ભરણપોષણ અમેજ કરીએ છીએ. અને તમે બદકારીઓથી દૂર રહો, જાહેરમાં કે એકાંતમાં અને તે જીવની હત્યા ન કરો જેની અલ્લાહે મનાઈ કરી હોય સિવાય કે ન્યાય ખાતર. આ આદેશો અલ્લાહે તમને આપ્યા છે, કે કદાચ તમે તેને સમજવા પામો.

૧૫૩. 'અને યતીમ જ્યાં સુધી યુવાવસ્થાએ(૩૫) ન પહોંચે, તમે તેમની મિલકતને અવ્યવસ્થિત રીતે અડકશો નહિ. અને માપ-તોલમાં ન્યાયપૂર્વક વર્તો. અમે કોઈ પણ વ્યકિતને તેના ગજા ઉપરાંતની જવાબદારી નથી આપતા. અને તમે જે કંઈ કહો તે ન્યાયયુકત હોવું જોઈએ, પછી ભલે કોઈ તમારો નિકટનો સગો હોય. અને અલ્લાહ સાથે કરેલા વાયદાને પૂરો કરો. અલ્લાહે તમને આ હુકમ આપ્યો છે કે તમે તેને યાદ રાખો.

૧૫૪. અને તું કહે 'મારો આ રસ્તો જ સીધો (રસ્તો) છે; માટે તેના ઉપર જ ચાલો; અને બીજા રસ્તાઓને છોડી દો જે તમને તેનાથી દૂર લઈ જશે. તેનો હુકમ છે કે તમે (બૂરાઈઓથી) પોતાનું રક્ષણ કરો.

૧૫૫. પછી, અમે મૂસાને કિતાબ આપીને ભલાઈના કામો કરનારાઓ ઉપર અમે અમારી કૃપાઓ પૂર્ણ કરી. તે (કિતાબ) સઘળી (જરૂરી) બાબતોના ખુલાસા આપનારી, હિદાયત અને રેહમત હતી કે કદાચ તેના થકી તેઓ પોતાના પરવરદિગાર સાથેની મુલાકાત ઉપર ઈમાન લાવે. (રુકૂઅ-૧૯)

૧૫૬. અને આ કિતાબ (કુરઆન) અમે ઊતારી છે તે અનંત બરકતો વાળી છે. માટે તેને અનુસરો, અને સંયમ ધારણ કરો જેથી તમારા ઉપર રહેમ કરવામાં આવે.

૧૫૭. જેથી તમે એવું ન કહો કે અમારા પહેલાં માત્ર બે કોમો ઉપર જ કિતાબ ઊતરી હતી. અને અમે તેની હિદાયતથી બિલકુલ અજાણ્યા હતા.

مِّنْ اِمْلَاقٍ ؕ نَحْنُ نَرْزُقُكُمْ وَ اِيَّاهُمْ ۚ وَلَا تَقْرَبُوا الْفَوَاحِشَ مَا ظَهَرَ مِنْهَا وَمَا بَطَنَ ۚ وَلَا تَقْتُلُوا النَّفْسَ الَّتِيْ حَرَّمَ اللّٰهُ اِلَّا بِالْحَقِّ ؕ ذٰلِكُمْ وَصّٰىكُمْ بِهٖ لَعَلَّكُمْ تَعْقِلُوْنَ ﴿۱۵۱﴾

وَلَا تَقْرَبُوْا مَالَ الْيَتِيْمِ اِلَّا بِالَّتِيْ هِيَ اَحْسَنُ حَتّٰى يَبْلُغَ اَشُدَّهٗ ۚ وَاَوْفُوا الْكَيْلَ وَالْمِيْزَانَ بِالْقِسْطِ ۚ لَا نُكَلِّفُ نَفْسًا اِلَّا وُسْعَهَا ۚ وَاِذَا قُلْتُمْ فَاعْدِلُوْا وَلَوْ كَانَ ذَا قُرْبٰى ۚ وَبِعَهْدِ اللّٰهِ اَوْفُوْا ؕ ذٰلِكُمْ وَصّٰىكُمْ بِهٖ لَعَلَّكُمْ تَذَكَّرُوْنَ ﴿۱۵۲﴾

وَاَنَّ هٰذَا صِرَاطِيْ مُسْتَقِيْمًا فَاتَّبِعُوْهُ ۚ وَلَا تَتَّبِعُوا السُّبُلَ فَتَفَرَّقَ بِكُمْ عَنْ سَبِيْلِهٖ ؕ ذٰلِكُمْ وَصّٰىكُمْ بِهٖ لَعَلَّكُمْ تَتَّقُوْنَ ﴿۱۵۳﴾

ثُمَّ اٰتَيْنَا مُوْسَى الْكِتٰبَ تَمَامًا عَلَى الَّذِيْٓ اَحْسَنَ وَتَفْصِيْلًا لِّكُلِّ شَيْءٍ وَّهُدًى وَّرَحْمَةً لَّعَلَّهُمْ بِلِقَآءِ رَبِّهِمْ يُؤْمِنُوْنَ ﴿۱۵۴﴾ ع ۱۹

وَهٰذَا كِتٰبٌ اَنْزَلْنٰهُ مُبٰرَكٌ فَاتَّبِعُوْهُ وَاتَّقُوْا لَعَلَّكُمْ تُرْحَمُوْنَ ﴿۱۵۵﴾

اَنْ تَقُوْلُوْٓا اِنَّمَآ اُنْزِلَ الْكِتٰبُ عَلٰى طَآئِفَتَيْنِ مِنْ قَبْلِنَا ۠ وَاِنْ كُنَّا عَنْ دِرَاسَتِهِمْ لَغٰفِلِيْنَ ﴿۱۵۶﴾

---

૩૫. અલ્લાહે પોતાના અસીમ જ્ઞાનના આધારે ઈન્સાનને વિવેકશકિત અર્પણ કરી છે કે જેથી તે સારાનરસાનો વિવેક કરી શકે અને પસંદ કરે તે રસ્તે ચાલે.

૧૫૮. અથવા કદાચ તમે એવું પણ કહો 'જો કિતાબ અમારા ઉપર ઊતારવામાં આવી હોત તો શું અમે તેમના કરતાં વધુ હિદાયત ન પામ્યા હોત?' માટે હવે તમારા પરવરદિગાર તરફથી તમારા ઉપર સ્પષ્ટ પ્રમાણો સહિત હિદાયત અને રેહમત આવી પહોંચી છે.. પછી તેનાથી વધુ ઝાલિમ કોણ હશે કે જે અલ્લાહની આયતોનો અસ્વીકાર કરે અને તેમનાથી પોતાનું મુખ ફેરવી લે? અને અમારી આયતોથી વિમુખ થનારાઓને તેમના મુખ ફેરવી ચાલ્યા જવાના કારણે બૂરા અઝાબની શિક્ષા આપશું.

أَوْ تَقُولُوا لَوْ أَنَّا أُنزِلَ عَلَيْنَا الْكِتَابُ لَكُنَّا أَهْدَىٰ مِنْهُمْ ۚ فَقَدْ جَاءَكُم بَيِّنَةٌ مِّن رَّبِّكُمْ وَهُدًى وَرَحْمَةٌ ۚ فَمَنْ أَظْلَمُ مِمَّن كَذَّبَ بِآيَاتِ اللَّهِ وَصَدَفَ عَنْهَا ۗ سَنَجْزِي الَّذِينَ يَصْدِفُونَ عَنْ آيَاتِنَا سُوءَ الْعَذَابِ بِمَا كَانُوا يَصْدِفُونَ ﴿١٥٨﴾

૧૫૯. શું તેઓ એ જ રાહ જોઈ રહ્યા છે કે તેમની પાસે ફરિશ્તાઓ આવે? અથવા તારો પરવરદિગાર આવે? અથવા તારા પાલનહાર તરફથી કોઈ નિશાનીઓ (મો'જજેઝા) આવે..? જ્યારે તારા પાલનહારની નિશાનીઓ ઉપસ્થિત થશે ત્યારે જે લોકો તે પહેલાં ઈમાન નહિ લાવ્યા હોય અને તે પહેલાં તેમણે પોતાના ઈમાનના આધારે કંઈ નહિ કમાયું હોય, તો તેમનું ઈમાન લાવવું તેમને કંઈ પણ લાભ નહિ આપે. તું કહે 'તમે રાહ જોતા રહો, અમે પણ રાહ જોઈ રહ્યા છીએ.'

هَلْ يَنظُرُونَ إِلَّا أَن تَأْتِيَهُمُ الْمَلَائِكَةُ أَوْ يَأْتِيَ رَبُّكَ أَوْ يَأْتِيَ بَعْضُ آيَاتِ رَبِّكَ ۗ يَوْمَ يَأْتِي بَعْضُ آيَاتِ رَبِّكَ لَا يَنفَعُ نَفْسًا إِيمَانُهَا لَمْ تَكُنْ آمَنَتْ مِن قَبْلُ أَوْ كَسَبَتْ فِي إِيمَانِهَا خَيْرًا ۗ قُلِ انتَظِرُوا إِنَّا مُنتَظِرُونَ ﴿١٥٩﴾

૧૬૦. જે લોકો પોતાના દીનમાં ફાટફૂટ પાડી અને અલગ અલગ ફિરકાઓમાં વહેંચાઈ ગયા છે, તારો તેમની સાથે કોઈ સંબંધ નથી. બેશક, તેમનો મામલો અલ્લાહ સાથે છે, તેઓ જે કરતા રહ્યા હતા તેની તે તેમને સમજણ પાડી દેશે.

إِنَّ الَّذِينَ فَرَّقُوا دِينَهُمْ وَكَانُوا شِيَعًا لَّسْتَ مِنْهُمْ فِي شَيْءٍ ۚ إِنَّمَا أَمْرُهُمْ إِلَى اللَّهِ ثُمَّ يُنَبِّئُهُم بِمَا كَانُوا يَفْعَلُونَ ﴿١٦٠﴾

૧૬૧. જે લોકોએ નેક કામો કર્યા છે, તેમને તેનો દસગણો બદલો મળશે, અને જેમણે પાપ કમાયું છે, તેમને માત્ર એટલા પુરતો જ દંડ કરવામાં આવશે અને તેમના ઉપર ઝુલમ કરવામાં નહિ આવે.

مَن جَاءَ بِالْحَسَنَةِ فَلَهُ عَشْرُ أَمْثَالِهَا ۖ وَمَن جَاءَ بِالسَّيِّئَةِ فَلَا يُجْزَىٰ إِلَّا مِثْلَهَا وَهُمْ لَا يُظْلَمُونَ ﴿١٦١﴾

૧૬૨. તું કહે 'મારા રબે મને સીધો રસ્તો દેખાડયો છે, જે ઈબ્રાહીમના દીનનો સીધો રસ્તો છે, અને ઈબ્રાહીમ મુશરીકોમાંનો ન હતો.'

قُلْ إِنَّنِي هَدَانِي رَبِّي إِلَىٰ صِرَاطٍ مُّسْتَقِيمٍ دِينًا قِيَمًا مِّلَّةَ إِبْرَاهِيمَ حَنِيفًا ۚ وَمَا كَانَ مِنَ الْمُشْرِكِينَ ﴿١٦٢﴾

૧૬૩. તું કહે 'મારી ઈબાદતો, અને મારી કુરબાની અને મારું જીવનમરણ, (સર્વ) અલ્લાહ માટે છે, જે તમામ જહાનોનો માલિક છે.

قُلْ إِنَّ صَلَاتِي وَنُسُكِي وَمَحْيَايَ وَمَمَاتِي لِلَّهِ رَبِّ الْعَالَمِينَ ﴿١٦٣﴾

૧૬૪. 'તેનો કોઈ ભાગીદાર (શરીક) નથી. આજ આદેશ મને આપવામાં આવ્યો છે, અને હું તેની તાબેદારી કરનારાઓમાં સૌથી પહેલો છું.'

૧૬૫. તું કહે 'શું હું અલ્લાહ સિવાય કોઈ અન્ય પાલનહારને શોધતો ફરું જ્યારે તે જ સર્વ વસ્તુઓનો સર્જનહાર છે?' અને પ્રત્યેક જીવની કરણી પોતાના જ માટે છે; કોઈ ભાર ઊંચકનાર અન્યનો ભાર નહિ ઊંચકે. અંતે તમારા રબ તરફ તમારે પાછા ફરવું પડશે, અને તે તમારા મતભેદોની હકીકત તમને જણાવી દેશે.

૧૬૬. અને તે એજ છે જેણે તમને એક પછી એક પૃથ્વીના વારસ બનાવ્યા અને તમારામાંથી કેટલાકને બીજા ઉપર એટલા માટે સરસાઈ આપી કે જે તેણે આપ્યું છે, તેની દ્વારા તે તમને અજમાવે, ખરેખર તારો પરવરદિગાર સજા કરવામાં ઝડપી છે, અને ખરેજ તે બેહદ ક્ષમાવંત છે (અને) દયાળુ (પણ) છે. (રુકૂઅ-૨૦)

لَا شَرِيكَ لَهُۥ ۖ وَبِذَٰلِكَ أُمِرْتُ وَأَنَا۠ أَوَّلُ ٱلْمُسْلِمِينَ ﴿١٦٤﴾

قُلْ أَغَيْرَ ٱللَّهِ أَبْغِى رَبًّا وَهُوَ رَبُّ كُلِّ شَىْءٍ ۚ وَلَا تَكْسِبُ كُلُّ نَفْسٍ إِلَّا عَلَيْهَا ۚ وَلَا تَزِرُ وَازِرَةٌ وِزْرَ أُخْرَىٰ ۚ ثُمَّ إِلَىٰ رَبِّكُم مَّرْجِعُكُمْ فَيُنَبِّئُكُم بِمَا كُنتُمْ فِيهِ تَخْتَلِفُونَ ﴿١٦٥﴾

وَهُوَ ٱلَّذِى جَعَلَكُمْ خَلَٰٓئِفَ ٱلْأَرْضِ وَرَفَعَ بَعْضَكُمْ فَوْقَ بَعْضٍ دَرَجَٰتٍ لِّيَبْلُوَكُمْ فِى مَآ ءَاتَىٰكُمْ ۗ إِنَّ رَبَّكَ سَرِيعُ ٱلْعِقَابِ وَإِنَّهُۥ لَغَفُورٌ رَّحِيمٌ ﴿١٦٦﴾

## سُوْرَةُ الْاَعْرَافِ مَكِّيَّةٌ (٧)

## અલ-અરાફ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી, જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

الٓمّٓصٓ ②

૨. અલીફ લામ, મીમ, સુવાદ, (હું અલ્લાહ છું, હું જાણું છું, અને હું સમજાવું[1] છું.)

كِتٰبٌ اُنْزِلَ اِلَيْكَ فَلَا يَكُنْ فِيْ صَدْرِكَ حَرَجٌ مِّنْهُ لِتُنْذِرَ بِهٖ وَذِكْرٰى لِلْمُؤْمِنِيْنَ ③

૩. આ એક (મહાન) કિતાબ છે જે તારા ઉપર ઊતારવામાં આવી છે, કે તેની દ્વારા તું લોકોને ચેતવે અને તેની બાબતમાં તારા મનમાં સંકોચનો ઉદ્‌ભવ ન થવા દે, અને આ મોમિનો માટે એક નસિહત છે.

اِتَّبِعُوْا مَاۤ اُنْزِلَ اِلَيْكُمْ مِّنْ رَّبِّكُمْ وَلَا تَتَّبِعُوْا مِنْ دُوْنِهٖۤ اَوْلِيَآءَ ؕ قَلِيْلًا مَّا تَذَكَّرُوْنَ ④

૪. (હે લોકો) તમારા પરવરદિગાર તરફથી તમારા ઉપર જે કંઈ ઊતારવામાં આવ્યું છે તેના ઉપર અમલ કરો, અને તેને છોડી અન્યને[2] પોતાનો કાર્યસાધક ન બનાવો, પરંતુ તમે ભાગ્યેજ યાદ રાખો છો.

وَكَمْ مِّنْ قَرْيَةٍ اَهْلَكْنٰهَا فَجَآءَهَا بَاْسُنَا بَيَاتًا اَوْ هُمْ قَآئِلُوْنَ ⑤

૫. કેટલીય વસ્તીઓ અમે નષ્ટ કરી હતી! અને અમારો અઝાબ તેમના ઉપર રાતના સમતે અથવા બપોરે તેઓ નિદ્રામાં હતા ત્યારે આવી પડયો હતો.

فَمَا كَانَ دَعْوٰىهُمْ اِذْ جَآءَهُمْ بَاْسُنَاۤ اِلَّاۤ اَنْ قَالُوْۤا اِنَّا كُنَّا ظٰلِمِيْنَ ⑥

૬. પછી જ્યારે અમારો અઝાબ તેમના ઉપર આવ્યો ત્યારે તેમની ચિસોમાં માત્ર એજ શબ્દો હતા 'યકીનન અમે ઝાલિમ (પાપી) હતા.'

فَلَنَسْـَٔلَنَّ الَّذِيْنَ اُرْسِلَ اِلَيْهِمْ وَلَنَسْـَٔلَنَّ الْمُرْسَلِيْنَ ⑦

૭. અને અમે અવશ્ય તે લોકોને પૂછશું જેમની તરફ (રસૂલો) મોકલવામાં આવ્યા હતા અને રસૂલોને પણ (પયગામ પહોંચાડવાના બારામાં) અમે પૂછશું.

فَلَنَقُصَّنَّ عَلَيْهِمْ بِعِلْمٍ وَّمَا كُنَّا غَآئِبِيْنَ ⑧

૮. પછી અમે ખરેખર અમારા જ્ઞાનના આધારે તેમને હકીકત સમજાવશું કે અમે (પરિસ્થિતિથી) બેખબર ન હતા.[3]

وَالْوَزْنُ يَوْمَئِذِ ۨالْحَقُّ ۚ فَمَنْ ثَقُلَتْ مَوَازِيْنُهٗ فَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ⑨

૯. અને તે દિવસે તોલ પૂરેપૂરું થશે, માટે જે લોકોના નેકીઓનો ભાર વધી જશે તે લોકો સફળ થશે.

---

૧. 'સુવાદ' અર્થાત 'હું સાચો છું'નો ભાવાર્થ છે કે મારી વાણી સાચી છે કે 'હું જ માત્ર સત્ય છું.'

૨. ધર્મના નામે માનવતાનો વેપાર કરનારા અને નિર્દોષ પ્રજાને એકબીજા સાથે અંદરોઅંદર લડાવી પોતાનો અંગત સ્વાર્થ સાધનારા 'કાર્યસાધકો'થી સાવધ રહેવાની ચેતવણી છે.

૩. અલ્લાહ ઈન્સાનોની હિલચાલનું બારીકાઈથી નિરીક્ષણ કરતો રહે છે.

૧૦. અને જે લોકોનો  ભાર હલકો હશે, તો જાણી લો કે આ લોકોએ અમારી આયતોની અવગણના કરવાના કારણે પોતાના જીવને નુકસાન કર્યું છે.

وَمَنْ خَفَّتْ مَوَازِينُهُ فَأُولَٰئِكَ الَّذِينَ خَسِرُوا أَنْفُسَهُمْ بِمَا كَانُوا بِآيَاتِنَا يَظْلِمُونَ ﴿١٠﴾

૧૧. અને અમે જ તમને આ ધરતી ઉપર વસાવ્યા છે અને તેમાં તમારા જીવનનિર્વાહના સાધનો બનાવ્યા. પરંતુ તમે ભાગ્યે જ આભાર માનો છો. (રુકૂઅ-૧)

وَلَقَدْ مَكَّنَّاكُمْ فِي الْأَرْضِ وَجَعَلْنَا لَكُمْ فِيهَا مَعَايِشَ ۗ قَلِيلًا مَا تَشْكُرُونَ ﴿١١﴾ ع

૧૨. અને અમેજ તમારું સર્જન કર્યું, અને તમારા આકારો ઘડયા. પછી અમે ફરિશ્તાઓને આજ્ઞા આપી કે આદમને સિજદો[૪] કરો; અને તે સર્વએ સિજદો કર્યો. પરંતુ ઈબ્લીસને (ન કર્યો); તે સિજદો કરનારાઓમાં શામિલ ન થયો.

وَلَقَدْ خَلَقْنَاكُمْ ثُمَّ صَوَّرْنَاكُمْ ثُمَّ قُلْنَا لِلْمَلَائِكَةِ اسْجُدُوا لِآدَمَ فَسَجَدُوا إِلَّا إِبْلِيسَ لَمْ يَكُنْ مِنَ السَّاجِدِينَ ﴿١٢﴾

૧૩. અલ્લાહે પૂછ્યું 'સિજદો કરવાની મારી આજ્ઞાનું પાલન કરવાથી તને કઈ વસ્તુએ અટકાવ્યો હતો?' તેણે કહ્યું 'હું તેનાથી બહેતર છું. તેં મને અગ્નિમાંથી[૫] ઉત્પન્ન કર્યો છે; જ્યારે તેને (ગંદા) કાદવમાંથી[૬] ઘડયો છે.'

قَالَ مَا مَنَعَكَ أَلَّا تَسْجُدَ إِذْ أَمَرْتُكَ ۖ قَالَ أَنَا خَيْرٌ مِنْهُ خَلَقْتَنِي مِنْ نَارٍ وَخَلَقْتَهُ مِنْ طِينٍ ﴿١٣﴾

૧૪. અલ્લાહે ફરમાવ્યું 'તું અહિથી નીકળી જા, અહિં તને ગર્વ કરવાનો કોઈ અધિકાર નથી. અહીંથી ચાલ્યો જા. ધિક્કાર છે તારા ઉપર.'

قَالَ فَاهْبِطْ مِنْهَا فَمَا يَكُونُ لَكَ أَنْ تَتَكَبَّرَ فِيهَا فَاخْرُجْ إِنَّكَ مِنَ الصَّاغِرِينَ ﴿١٤﴾

૧૫. તેણે કહ્યું '(હે માલિક) મને તે દિવસ સુધીની મહોલત આપ જ્યારે તેઓ (ફરી) ઉઠાડવામાં આવશે.'

قَالَ أَنْظِرْنِي إِلَىٰ يَوْمِ يُبْعَثُونَ ﴿١٥﴾

૧૬. અલ્લાહે ફરમાવ્યું '(જા) તેં મહોલત મેળવી લીધી છે.'

قَالَ إِنَّكَ مِنَ الْمُنْظَرِينَ ﴿١٦﴾

૧૭. તેણે કહ્યું: 'હવે જ્યારે તેં મારા વિનાશનો નિર્ણય કરી જ લીધો છે, તો ખરેખર તેમને ગુમરાહ કરવા માટે હું તારા સીધા રસ્તામાં તેમની તાકમાં બેસી રહીશ.

قَالَ فَبِمَا أَغْوَيْتَنِي لَأَقْعُدَنَّ لَهُمْ صِرَاطَكَ الْمُسْتَقِيمَ ﴿١٧﴾

---

૪. અલ્લાહ તથા તેની કિતાબની સૂન્નત પ્રમાણે અલ્લાહ સિવાય કોઈ અન્યને સિજદો કરવો યોગ્ય ન હોવાથી અહીં સિજદો કરવાના હુકમનો અર્થ ખિદમત, સેવા, તાબેદારી ગણાશે. અલ્લાહે પોતાના જ હુકમના વિરુદ્ધ અન્યને સિજદો કરવાનો કદીપણ આદેશ નથી આપ્યો, માટે શયતાનને  આદમને સિજદો કરવાનો હુકમ આપવાનો સવાલ રહેતોજ નથી.

૫. ઈબ્લીસના ઉત્પત્તિ આગમાંથી થઈ હતી, અને જેમ આગને અંકૂશમાં લેવી મુશ્કેલ હોય છે તેવી જ રીતે ઈબ્લીસના ફિતરતી (પ્રાકૃતિક) ગુણોના લીધે તે નાફરમાની કરવા પ્રેરાયો હતો.

૬. કાદવનો આકાર સરળતાથી બદલી શકાય તેવી સ્થિતિસ્થાપક હોય છે.

ثُمَّ لَآتِيَنَّهُمْ مِنْ بَيْنِ أَيْدِيهِمْ وَمِنْ خَلْفِهِمْ وَعَنْ أَيْمَانِهِمْ وَعَنْ شَمَائِلِهِمْ ۖ وَلَا تَجِدُ أَكْثَرَهُمْ شَاكِرِينَ ﴿١٨﴾

૧૮. 'પછી હું ખરેખર તેમની સામેથી, તેમની પાછળથી, તથા તેમની જમણી અને ડાબી તરફથી તેમના ઉપર તૂટી પડીશ, અને તું તેઓમાંના ઘણાને તારો આભારવશ નહિ જુએ.'

قَالَ اخْرُجْ مِنْهَا مَذْءُومًا مَدْحُورًا ۖ لَمَنْ تَبِعَكَ مِنْهُمْ لَأَمْلَأَنَّ جَهَنَّمَ مِنْكُمْ أَجْمَعِينَ ﴿١٩﴾

૧૯. અલ્લાહે ફરમાવ્યું 'તું અહીંથી નીકળી જા, તું અહીં સદાય હડધૂત થઈશ, ને લોકોમાંથી જે તારા રસ્તે ચાલશે તો હું તમારા સૌથી જહન્નમને ભરી દઈશ.'

وَيَا آدَمُ اسْكُنْ أَنْتَ وَزَوْجُكَ الْجَنَّةَ فَكُلَا مِنْ حَيْثُ شِئْتُمَا وَلَا تَقْرَبَا هَٰذِهِ الشَّجَرَةَ فَتَكُونَا مِنَ الظَّالِمِينَ ﴿٢٠﴾

૨૦.'અને હે આદમ, તું અને તારી પત્ની બન્ને જન્નતમાં રહો, અને તેમાં જ્યાંથી ચાહો ખાઓ, પરંતુ આ વૃક્ષ[૭] પાસે જશો નહિ, નહીંતર તમે ઝાલિમ બની જશો.'

فَوَسْوَسَ لَهُمَا الشَّيْطَانُ لِيُبْدِيَ لَهُمَا مَا وُورِيَ عَنْهُمَا مِنْ سَوْآتِهِمَا وَقَالَ مَا نَهَاكُمَا رَبُّكُمَا عَنْ هَٰذِهِ الشَّجَرَةِ إِلَّا أَنْ تَكُونَا مَلَكَيْنِ أَوْ تَكُونَا مِنَ الْخَالِدِينَ ﴿٢١﴾

૨૧. પરંતુ શયતાને બન્નેના મનમાં કુશંકાઓ જગાવી કે જેથી તે તેમનાથી છૂપાએલી તેમની નગ્નતાને તેમના ઉપર પ્રગટ કરી દે, અને તેણે કહ્યું 'તમારા પરવરદિગારે તમને આ વૃક્ષની નજીક જવાની એટલા માટે મનાઈ કરી છે કે રખે તમે ફરિશ્તા બની જાઓ, અથવા સદા માટે અમર બની જાઓ!'

وَقَاسَمَهُمَا إِنِّي لَكُمَا لَمِنَ النَّاصِحِينَ ﴿٢٢﴾

૨૨. અને તેણે સોગંદપૂર્વક કહ્યું 'ખરેજ, હું ભલી સલાહ આપનારો છું.'

فَدَلَّاهُمَا بِغُرُورٍ ۚ فَلَمَّا ذَاقَا الشَّجَرَةَ بَدَتْ لَهُمَا سَوْآتُهُمَا وَطَفِقَا يَخْصِفَانِ عَلَيْهِمَا مِنْ وَرَقِ الْجَنَّةِ ۖ وَنَادَاهُمَا رَبُّهُمَا أَلَمْ أَنْهَكُمَا عَنْ تِلْكُمَا الشَّجَرَةِ وَأَقُلْ لَكُمَا إِنَّ الشَّيْطَانَ لَكُمَا عَدُوٌّ مُبِينٌ ﴿٢٣﴾

૨૩. પછી તેણે બન્નેને છેતરીને તેમના સ્થાનેથી ઊતારી પાડયા અને તેમણે તે વૃક્ષમાંથી ચાખ્યું તો તેમની નગ્નતા તેમના ઉપર ઉઘાડી થઈ ગઈ અને તે બન્ને બગીચામાંના પાંદડાઓથી પોતાને ઢાંકવા લાગ્યા. ત્યારે તેમના પાલનહારે તેમને પુકાર્યા, ફરમાવ્યું 'શું મેં તમને નહોતું કહ્યું કે તમે આ વૃક્ષની નિકટમાં ન જશો અને શયતાન[૮] તમારો કટ્ટો દુશ્મન છે?'

---

૭. આ પ્રતિબંધિત વૃક્ષ ખરેખર, જન્નતના બાગનું વૃક્ષ નથી. અહીં વૃક્ષની અલંકારિક ઉપમા છે જેના આધારે આ આયતનું તાત્પર્ય એવું નીકળે છે કે તે વાતાવરણમાં અમુક બદકાર કોમોના વંશજો રહેતા હતા જે વિવિધ બદકારીઓ અને કામવાસનાઓના ભોગ બનેલા હતા. આ લોકો ન કરવાના આચરણો માટે લોકોને ઉત્તેજીત કરતા હતા, અને સ્વચ્છંદી જીવન ગુજારતા હતા તેમનાથી દૂર રહેવા માટે અલ્લાહે હઝરત આદમ (અ)ને ચેતવ્યા હતા.

૮. 'શયતાન' શબ્દનો મૂળ અર્થ શત્રુ છે. અહીં 'ઈબ્લીસ'ના બદલે 'શયતાન'નો ઉલ્લેખ થયો છે તેથી સ્પષ્ટ થાય છે કે શયતાન તે જ ઈબ્લીસ નથી જેણે હઝરત આદમ (અ)ને સિજદો કરવાથી ઈન્કાર કર્યો હતો, પરંતુ આ એક સાધારણ દાનવ પ્રકૃતિનો બદકાર ઈન્સાન હતો જેણે હઝરત આદમ (અ)ને પોતાની બદકારીની પ્રવૃત્તિઓમાં સંડોવવાની યુકિત કરી હતી. આંહઝરત સ.અ.સ.ના ફરમાન પ્રમાણે

قَالَا رَبَّنَا ظَلَمْنَآ اَنْفُسَنَا ۫ وَاِنْ لَّمْ تَغْفِرْ لَنَا وَتَرْحَمْنَا لَنَكُوْنَنَّ مِنَ الْخٰسِرِيْنَ ﴿٢٣﴾

૨૪. તેમણે કહ્યું, 'હે અમારા પરવરદિગાર અમે સ્વયં પોતાના ઉપર ઝુલ્મ કર્યો છે, અને જો તું અમને માફ નહિ કરે અને અમારા ઉપર રહેમ નહિ કરે, તો ખરે જ અમે હલાક થઈ જશું.'

قَالَ اهْبِطُوْا بَعْضُكُمْ لِبَعْضٍ عَدُوٌّ ۚ وَلَكُمْ فِي الْاَرْضِ مُسْتَقَرٌّ وَّمَتَاعٌ اِلٰى حِيْنٍ ﴿٢٤﴾

૨૫. અલ્લાહે ફરમાવ્યું 'અહીંથી[૯] ચાલ્યા જાઓ. તમે અંદરોઅંદર એક બીજાના દુશ્મન બનશો અને તમારા માટે ધરતીમાં (અસ્થાયી) નિવાસ હશે અને ટૂંક સમય માટે જીવનનિર્વાહની સગવડ હશે.'

قَالَ فِيْهَا تَحْيَوْنَ وَفِيْهَا تَمُوْتُوْنَ وَمِنْهَا تُخْرَجُوْنَ ﴿٢٥﴾

૨૬. તેણે ફરમાવ્યું 'ત્યાંજ તમે રહેશો અને ત્યાંજ તમે મરશો,[૧૦] અને ત્યાંથી જ તમને કાઢી લાવવામાં આવશે.'

يٰبَنِيْٓ اٰدَمَ قَدْ اَنْزَلْنَا عَلَيْكُمْ لِبَاسًا يُّوَارِيْ سَوْاٰتِكُمْ وَرِيْشًا ۭ وَلِبَاسُ التَّقْوٰى ۙ ذٰلِكَ خَيْرٌ ۭ ذٰلِكَ مِنْ اٰيٰتِ اللّٰهِ لَعَلَّهُمْ يَذَّكَّرُوْنَ ﴿٢٦﴾

૨૭. હે આદમની ઔલાદ બેશક અમે તમારા માટે એવા વસ્ત્રો ઉત્પન્ન કર્યાં છે જે તમારી નગ્નતાને ઢાંકે તેમજ (શરીરનો) શણગાર બને પરંતુ સૌથી ઉત્તમ લિબાસ પરહેઝગારી છે. આ અલ્લાહની નિશાનીઓમાંથી (એક) છે કે કદાચ તેમને યાદ રહે.

يٰبَنِيْٓ اٰدَمَ لَا يَفْتِنَنَّكُمُ الشَّيْطٰنُ كَمَآ اَخْرَجَ اَبَوَيْكُمْ مِّنَ الْجَنَّةِ يَنْزِعُ عَنْهُمَا لِبَاسَهُمَا لِيُرِيَهُمَا سَوْاٰتِهِمَا ۭ اِنَّهٗ يَرٰىكُمْ هُوَ وَقَبِيْلُهٗ مِنْ حَيْثُ لَا

૨૮. હે આદમની ઔલાદ, શયતાનને તમને બહેકાવી દેવાની તક ન દેશો જેવી રીતે તેણે તમારા પૂર્વજોને જન્નતમાંથી બહાર કઢાવ્યા (અને) તેમના વસ્ત્રો છીનવી લીધા કે તે તેમની નગ્નતા તેમના ઉપર પ્રગટ કરી દે. ખરેખર તે અને તેના સાથીઓ તમને

---

હઝરત આદમ (અ)ને બહેકાવવાનું ઘોર કૃત્ય કરનારનું નામ હારીસ હતું. (તીરમદી, શિર્ષક તફસીરમાં જૂઓ) આ હકીકતથી એવું સાબિત થાય છે કે તે કોઈ દુરાત્મિક (બદરૂહ) શકિત કે જૂદું સર્જન ન હતું પરંતુ એક સાધારણ ઈન્સાન હતો, એક દુશ્મન હતો.

૯. આ આયતથી એવું જણાય છે કે હઝરત આદમ (અ)ને પોતાની જન્મભૂમિમાંથી જ્યાં આ બદકાર કોમ વસ્તી હતી ત્યાંથી ચાલ્યા જવાનો અલ્લાહે હુકમ આપ્યો હતો. આ દુષ્ટ વાતાવરણથી દૂર રહેવાનો તેમને હુકમ અપાયો હતો, ન કે 'બાગે બેહિશ્ત'થી તેમને બહાર કાઢવામાં આવ્યા હતા. પરિણામે હઝરત આદમ (અ) ત્યાંથી સ્થળાંતર કરી ચાલ્યા ગયા હતા.

૧૦. સાધારણ રીતે કહેવામાં આવે છે કે ઈન્સાન આકાશોમાં પાર્થિવ શરીર સાથે ચડી હઝારો વર્ષ ત્યાં રહી શકે છે. આ માન્યતાને આ આયતથી ખોટી સાબિત કરવામાં આવી છે. આ ધરતી ઉપર જન્મ લેનાર અને રહેનાર અહીંજ મૃત્યુ પામે છે. આ એક કદિપણ ન બદલનારો કુદરતનો નિયમ છે જે અલ્લાહે બની આદમ ઉપર લાઝિમ ઠરાવ્યો છે કે ઈન્સાન ધરતી ઉપર જ જન્મ લેશે અને પોતાનો મુકર્રર સમય વિતાવી તેમાંજ મરણ પામશે અને તેમાંથી જ તેને પાછો સજીવન કરવામાં આવશે. જો તેનાથી બહાર કોઈ આકાશીય સ્થાન ઉપર કોઈ ઈન્સાનનું રહેવું મરવું અને પાછું ઊઠવું વિશિષ્ટ સંજોગોમાં હોત તો તેની સગવડ અહીં અવશ્ય રાખવામાં આવી હોત.

تَرَوْنَهُمْ ۗ إِنَّا جَعَلْنَا الشَّيٰطِينَ أَوْلِيَآءَ لِلَّذِينَ لَا يُؤْمِنُونَ ﴿٢٨﴾

એવી જગ્યાએથી જોઈ રહ્યા હોય છે જ્યાં તમારી નજર નથી પહોંચતી. બેશક, અમે શયતાનોને ઈમાન ન લાવનારાઓના દોસ્ત બનાવી દઈએ છીએ.

وَإِذَا فَعَلُوا فَاحِشَةً قَالُوا وَجَدْنَا عَلَيْهَآ اٰبَآءَنَا وَاللّٰهُ أَمَرَنَا بِهَا ۗ قُلْ إِنَّ اللّٰهَ لَا يَأْمُرُ بِالْفَحْشَآءِ ۖ أَتَقُولُونَ عَلَى اللّٰهِ مَا لَا تَعْلَمُونَ ﴿٢٩﴾

૨૯. અને જ્યારે તેઓ બદકારી[૧૧] કરે છે તો કહે છે 'અમે અમારા પૂર્વજોને આવું જ કરતા જોયા હતા અને અલ્લાહે અમને તેનો જ હુકમ આપ્યો છે. તું તેમને કહે 'અલ્લાહ કદાપિ બૂરાઈઓની આજ્ઞા નથી આપતો. શું તમે અલ્લાહ વિશે તે કહો છો જેના વિશે તમને કોઈ જ્ઞાન નથી?'

قُلْ أَمَرَ رَبِّي بِالْقِسْطِ ۖ وَأَقِيمُوا وُجُوهَكُمْ عِنْدَ كُلِّ مَسْجِدٍ وَادْعُوهُ مُخْلِصِينَ لَهُ الدِّينَ ۚ كَمَا بَدَأَكُمْ تَعُودُونَ ﴿٣٠﴾

૩૦. તું કહે 'મારા પરવરદિગારે ઈન્સાફ કરવાનો હુકમ આપ્યો છે. અને ઈબાદતગાહોમાં તમે એકાગ્રતાથી[૧૨] અને શુદ્ધભાવનાથી ઈબાદતના ખરા હક્કદાર ને પુકારો. કારણ કે તે જ તમને અસ્તિત્વમાં લાવનારો છે અને તેની જ તરફ તમે પાછા ફરવાના છો.

فَرِيقًا هَدَىٰ وَفَرِيقًا حَقَّ عَلَيْهِمُ الضَّلٰلَةُ ۗ إِنَّهُمُ اتَّخَذُوا الشَّيٰطِينَ أَوْلِيَآءَ مِنْ دُونِ اللّٰهِ وَيَحْسَبُونَ أَنَّهُمْ مُهْتَدُونَ ﴿٣١﴾

૩૧. તેણે કેટલાકને હિદાયત આપી છે, પરંતુ કેટલાકને ગુમરાહી બહુજ ફાવી ગઈ છે, કારણ કે તેમણે અલ્લાહને છોડી શયતાનોને પોતાના દોસ્ત બનાવ્યા છે અને તેઓ હિદાયત પામ્યા હોવાનો ભ્રમ રાખે છે.

يٰبَنِيٓ اٰدَمَ خُذُوا زِينَتَكُمْ عِنْدَ كُلِّ مَسْجِدٍ وَكُلُوا وَاشْرَبُوا وَلَا تُسْرِفُوا ۚ إِنَّهُ لَا يُحِبُّ الْمُسْرِفِينَ ﴿٣٢﴾ ع

૩૨. હે આદમના સંતાનો, જ્યારે તમે મસ્જિદોમાં જાઓ ત્યારે સૌમ્યતા[૧૩] ધારણ કરો; ખાઓ પીવો; પરંતુ હદમર્યાદામાં રહો; ખરેખર અલ્લાહ હદબહાર જનારાઓને પસંદ નથી કરતો. (રુકૂઅ - ૩)

قُلْ مَنْ حَرَّمَ زِينَةَ اللّٰهِ الَّتِيٓ أَخْرَجَ لِعِبَادِهِ وَالطَّيِّبٰتِ

૩૩. તું કહે 'અલ્લાહે પોતાના બંદાઓ માટે શોભાની અને ખાવાની શુદ્ધ વસ્તુઓ ઉત્પન્ન કરી

---

૧૧. પોતાનીજ બદઆમાલી અને જહાલતનો ભોગ બનેલા પોતાના દોષને કોઈ બાહ્યશકિત ઉપર નાખી તેના પરિણામોમાંથી બચી નથી શકતા. તેમના બહાનાઓ તેમની નજાત (મુકિત) માટે કામ લાગશે નહીં.

૧૨. 'એકાગ્રતા' માટે શારીરિક તેમજ માનસિક રીતે શુદ્ધ અને તૃપ્ત હોવું બહુજ જરૂરી છે. ખોટા વિચારોથી ઉત્પન્ન થનારી વાસનાઓનો ત્યાગ કરી પોતાના મનને વશ કરી શાંતિ મેળવવાનો પ્રયાસ કરવો અને બહારના ખોટા વિચારોને મનમાં ન આવવા દેવા જોઈએ.

૧૩. 'સૌમ્યતા' અહીં અરબીનો શબ્દ ઝિનત વપરાયો છે જેનો અર્થ, પાકીઝગી, સંતોષ, શણગાર, શાંતિ, એકાગ્રતા, માનસિક, સ્વસ્થતા, શુદ્ધભાવના, સ્વચ્છતા વગેરે.

مِنَ الرِّزْقِ ؕ قُلْ هِيَ لِلَّذِيْنَ اٰمَنُوْا فِي الْحَيٰوةِ الدُّنْيَا خَالِصَةً يَّوْمَ الْقِيٰمَةِ ؕ كَذٰلِكَ نُفَصِّلُ الْاٰيٰتِ لِقَوْمٍ يَّعْلَمُوْنَ ۝٣٢

છે તેને કોણે હરામ ઠરાવ્યું છે?' તું કહે 'આ ને'મતો મોમિનો માટે આ દુનિયામાં પણ છે અને ક્યામતના દિવસે પણ તેમના માટે ખાસ હશે. અમે ઈલ્મ રાખનારાઓ માટે અમારી આયતોનું વિસ્તૃત વર્ણન કરીએ છીએ.'

قُلْ اِنَّمَا حَرَّمَ رَبِّيَ الْفَوَاحِشَ مَا ظَهَرَ مِنْهَا وَمَا بَطَنَ وَالْاِثْمَ وَالْبَغْيَ بِغَيْرِ الْحَقِّ وَاَنْ تُشْرِكُوْا بِاللّٰهِ مَا لَمْ يُنَزِّلْ بِهٖ سُلْطٰنًا وَّاَنْ تَقُوْلُوْا عَلَى اللّٰهِ مَا لَا تَعْلَمُوْنَ ۝٣٣

૩૪. તું તેમને કહે 'મારા પરવરદિગારે બદીઓને હરામ ઠરાવી છે, ભલે તે જાહેરમાં હોય અથવા છુપી હોય અને ગુનાહો કરવા, અને હદબહાર જવું, અને કોઈ અન્યને અલ્લાહનો શરીક ઠરાવવો જેની તેણે કોઈ સનદ નથી ઊતારી, અને અલ્લાહ વિશે એવી એવી વાતો કરો કે જેનું તમને જ્ઞાન ન હોય!'

وَلِكُلِّ اُمَّةٍ اَجَلٌ ۚ فَاِذَا جَآءَ اَجَلُهُمْ لَا يَسْتَاْخِرُوْنَ سَاعَةً وَّلَا يَسْتَقْدِمُوْنَ ۝٣٤

૩૫. અને દરેક કોમ માટે એક સમય મુકર્રર[૧૪] છે અને જ્યારે તેમનો સમય આવી પહોંચે છે તો તેઓ એક પળ માટે પણ પાછળ નથી રહી શકતા, અને ન તો તેઓ આગળ જઈ શકે છે.

يٰبَنِيْٓ اٰدَمَ اِمَّا يَاْتِيَنَّكُمْ رُسُلٌ مِّنْكُمْ يَقُصُّوْنَ عَلَيْكُمْ اٰيٰتِيْ ۙ فَمَنِ اتَّقٰى وَاَصْلَحَ فَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ۝٣٥

૩૬. હે આદમની ઔલાદ, જો તમારી વચ્ચેથી તમારી તરફ રસૂલ[૧૫] આવે જે મારી આયતોને વાંચી સંભળાવે, તો જે કોઈ સંયમ ધારણ કરી સદાચારો કરશે તેમને ન તો કોઈ ડર હશે ન તેમને કોઈ દુઃખ આવશે.

وَالَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا وَاسْتَكْبَرُوْا عَنْهَآ اُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ۝٣٦

૩૭. પરંતુ, તે લોકો જે અમારી આયતોનો ઈન્કાર કરશે અને અભિમાન કરી તેમનાથી મુખ ફેરવી જશે; તે લોકો જ દોઝખ ની આગના રહેવાસી છે, અને તેઓ હમેશાં તેમાં જ રહેશે.

فَمَنْ اَظْلَمُ مِمَّنِ افْتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا اَوْ كَذَّبَ بِاٰيٰتِهٖ ؕ اُولٰٓئِكَ يَنَالُهُمْ نَصِيْبُهُمْ مِّنَ الْكِتٰبِ ؕ حَتّٰٓى

૩૮. તેનાથી વધુ ઝાલિમ કોણ છે જે અલ્લાહ વિશે અસત્ય ઘડે અથવા અલ્લાહની આયતોને જૂઠી કહે? આ તે લોકો છે જેમને નિર્માણ થએલો લાભ મળતો રહેશે જ્યાં સુધી કે અમારા ફરિશ્તા તેમનો જીવ

૧૪. પ્રત્યેક કોમને તેની કરણીઓ માટે એક મુદ્દત આપવામાં આવે છે. તે સમય દરમિયાન તેમને કરણીઓ કરવામાં મનમાન્યું કરવાની છૂટ હોય છે. તે સમય પૂરો થતાં, તેમનો બદલો ભોગવવાનો સમય આવે છે ત્યારે એકપળ પણ આગળ પાછળ થવાનો અવકાશ નથી રહેતો.

૧૫. આ પહેલાંની આયતો ૨૭-૨૮-૩૨નો અભ્યાસ કરતાં ખાતરી થાય છે કે તેમનો અને આ આયતનો સંબંધ આંહઝરત સ.અ.સ.ના સમયના લોકો માટે તેમજ તેમની પછીની આવનારી પેઢીઓ માટે છે કારણ કે અહીં એક પણ એવો ઈશારો નથી મળતો જેનાથી ભૂતકાળમાં થઈ ગએલા લોકોનો આ આયત સાથે કોઈ પણ સંબંધ નીકળતો હોય, બલ્કે, વ્યાકરણના આધારે પણ આ આયતનો ઈશારો ભવિષ્યમાં આવનારી પેઢીઓ તરફ છે.

إِذَا جَاءَتْهُمْ رُسُلُنَا يَتَوَفَّوْنَهُمْ قَالُوا أَيْنَ مَا كُنْتُمْ تَدْعُونَ مِنْ دُونِ اللَّهِ ۖ قَالُوا ضَلُّوا عَنَّا وَشَهِدُوا عَلَىٰ أَنْفُسِهِمْ أَنَّهُمْ كَانُوا كَافِرِينَ ﴿٣٨﴾

લેવા તેમની પાસે આવશે, અને પૂછશે 'કયાં છે તે, જેને તમે અલ્લાહના બદલે પુકારતા હતા?' તેઓ જવાબમાં કહેશે 'તેઓ અમને કયાંએ દેખાઈ નથી રહ્યા.' તેઓ સ્વયં પોતાના વિરુદ્ધ સાક્ષી આપશે કે તેઓ કાફર હતા.

قَالَ ادْخُلُوا فِي أُمَمٍ قَدْ خَلَتْ مِنْ قَبْلِكُمْ مِنَ الْجِنِّ وَالْإِنْسِ فِي النَّارِ ۖ كُلَّمَا دَخَلَتْ أُمَّةٌ لَعَنَتْ أُخْتَهَا ۖ حَتَّىٰ إِذَا ادَّارَكُوا فِيهَا جَمِيعًا قَالَتْ أُخْرَاهُمْ لِأُولَاهُمْ رَبَّنَا هَٰؤُلَاءِ أَضَلُّونَا فَآتِهِمْ عَذَابًا ضِعْفًا مِنَ النَّارِ ۖ قَالَ لِكُلٍّ ضِعْفٌ وَلَٰكِنْ لَا تَعْلَمُونَ ﴿٣٩﴾

૩૯. અલ્લાહ ફરમાવશે 'જીન્નોની કોમ સાથે અને જે ઈન્સાનો તમારા પહેલાં થઈ ગયા તેમની સાથે તમે દોઝખ (ની આગમાં) દાખલ થઈ જાઓ.' અને જે પણ ટોળું તેમાં દાખલ થશે તે તેમની પહેલા દાખલ થએલા ટોળા ઉપર લા'નત નાખશે; ત્યાં સુધી કે તે સર્વ કોમો એક બીજા પાછળ દાખલ થઈ જશે. પછી બાદમાં આવનારા પહેલા આવી ગએલાનો દોષ કાઢશે (અને કહેશે) 'હે અમારા પરવરદિગાર, આ લોકોએ અમને ગુમરાહ કર્યા હતા, માટે તેમને દોઝખનો બમણો અઝાબ આપજે.' તે ફરમાવશે 'તમારામાંના દરેક માટે બમણો જ અઝાબ છે, પરંતુ તમને ખબર નથી.'

وَقَالَتْ أُولَاهُمْ لِأُخْرَاهُمْ فَمَا كَانَ لَكُمْ عَلَيْنَا مِنْ فَضْلٍ فَذُوقُوا الْعَذَابَ بِمَا كُنْتُمْ تَكْسِبُونَ ﴿٤٠﴾ ع

૪૦. અને તેમનામાંથી પહેલાં આવનારા બાદમાં આવનારાને કહેશે 'તમને અમારા ઉપર કોઈ સારસાઈ નથી મળી માટે તમે પણ તમારી કરણીના અઝાબનો સ્વાદ ચાખો. (રુકૂઅ-૪)

إِنَّ الَّذِينَ كَذَّبُوا بِآيَاتِنَا وَاسْتَكْبَرُوا عَنْهَا لَا تُفَتَّحُ لَهُمْ أَبْوَابُ السَّمَاءِ وَلَا يَدْخُلُونَ الْجَنَّةَ حَتَّىٰ يَلِجَ الْجَمَلُ فِي سَمِّ الْخِيَاطِ ۚ وَكَذَٰلِكَ نَجْزِي الْمُجْرِمِينَ ﴿٤١﴾

૪૧. જે લોકો અમારી આયતોનો ઈન્કાર કરે છે અને અભિમાનપૂર્વક મુખ ફેરવી ચાલ્યા જાય છે, તેમના ઉપર આકાશના દ્વારો નહિ ખુલે, અને તેમનું જન્નતમાં દાખલ થવું એટલું જ મુશ્કિલ છે જેટલું સોયના નાકામાંથી[૧૬] ઊંટનું પસાર થવું. અને અમે ગુનાહગારોને આવો જ બદલો આપીએ છીએ.

لَهُمْ مِنْ جَهَنَّمَ مِهَادٌ وَمِنْ فَوْقِهِمْ غَوَاشٍ ۚ وَكَذَٰلِكَ نَجْزِي الظَّالِمِينَ ﴿٤٢﴾

૪૨. આગ તેમનું પાથરણું હશે અને આગ જ તેમનું ઓઢણું[૧૭] હશે. અને અમે ઝાલિમોને આવોજ બદલો આપીએ છીએ.

وَالَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ لَا نُكَلِّفُ نَفْسًا إِلَّا

૪૩. પરંતુ જે લોકો ઈમાન લાવીને ભલાઈના કામો કરે છે, (જે કામો કરવા માટે) કોઈ જીવ ઉપર તેની

---

૧૬. જેમ સોયના નાકામાંથી ઊંટનું પસાર થવું અસંભવિત છે તેમજ ગુનાહગારોનું જન્નતના પ્રવેશદ્વારોમાંથી દાખલ થવું અસંભવિત છે.

૧૭. તેમને નીચેથી અને ઉપરથી આગ ઘેરી લેશે.

وُسْعَهَآ أُولَٰٓئِكَ أَصْحَٰبُ ٱلْجَنَّةِ هُمْ فِيهَا خَٰلِدُونَ ﴿٤٢﴾

શકિતથી વધારે અમે ભાર નથી નાખતા— આ'જ લોકો છે જે જન્નતનિવાસી છે, જ્યાં તેઓ સદાય રહેશે.

وَنَزَعْنَا مَا فِى صُدُورِهِم مِّنْ غِلٍّ تَجْرِى مِن تَحْتِهِمُ ٱلْأَنْهَٰرُ وَقَالُوا ٱلْحَمْدُ لِلَّهِ ٱلَّذِى هَدَىٰنَا لِهَٰذَا وَمَا كُنَّا لِنَهْتَدِىَ لَوْلَآ أَنْ هَدَىٰنَا ٱللَّهُ لَقَدْ جَآءَتْ رُسُلُ رَبِّنَا بِٱلْحَقِّ وَنُودُوٓا أَن تِلْكُمُ ٱلْجَنَّةُ أُورِثْتُمُوهَا بِمَا كُنتُمْ تَعْمَلُونَ ﴿٤٣﴾

૪૪. અને અમે તેમના દિલોમાંથી અસાધારણ અદાવત (દ્વેષભાવ)ને દૂર કરી દેશું. તેમની તળેથી નહેરો ફૂટી નીકળશે અને તેઓ કહેશે 'સર્વ તા'રીફનો હક્કદાર અલ્લાહ છે જેણે અમને આ રસ્તો દેખાડયો છે. જો અલ્લાહે અમને સીધો રસ્તો ન દેખાડયો હોત તો અમે કદીપણ હિદાયત ન મેળવી શકયા હોત. નિ:સંદેહ અમારા પરવરદિગારના રસૂલો સત્ય લઈને આવ્યા હતા.' ત્યારે તેમને કહેવામાં આવશે: 'આ તે બેહિશ્ત છે, તમારી કરણીઓનો બદલામાં તમને જેના વારસદાર બનાવવામાં આવ્યા છે.'

وَنَادَىٰٓ أَصْحَٰبُ ٱلْجَنَّةِ أَصْحَٰبَ ٱلنَّارِ أَن قَدْ وَجَدْنَا مَا وَعَدَنَا رَبُّنَا حَقًّا فَهَلْ وَجَدتُّم مَّا وَعَدَ رَبُّكُمْ حَقًّا قَالُوا نَعَمْ فَأَذَّنَ مُؤَذِّنٌۢ بَيْنَهُمْ أَن لَّعْنَةُ ٱللَّهِ عَلَى ٱلظَّٰلِمِينَ ﴿٤٤﴾

૪૫. અને બેહિશ્તનિવાસીઓ જહન્નમ નિવાસીઓને સંબોધન કરી કહેશે 'અમને અમારા પાલનહારે જે વચન આપ્યું હતું તે સાચું ઠર્યું હતું. શું તમને પણ તમારા પાલનહારે જે વચન આપ્યું હતું તે સાચું નીવડયું છે?' તેઓ જવાબમાં કહેશે 'હા.' ત્યારે પુકારનાર તેમની વચ્ચે એલાન કરશે 'ઝાલિમો ઉપર અલ્લાહની લા'નત છે.

ٱلَّذِينَ يَصُدُّونَ عَن سَبِيلِ ٱللَّهِ وَيَبْغُونَهَا عِوَجًا وَهُم بِٱلْءَاخِرَةِ كَٰفِرُونَ ﴿٤٥﴾

૪૬. 'જે (લોકોને) અલ્લાહની રાહથી અટકાવે છે અને તેમાં ખામીઓ શોધતા ફરે છે અને જે આખેરતનો ઈન્કાર કરનારા છે.'

وَبَيْنَهُمَا حِجَابٌ وَعَلَى ٱلْأَعْرَافِ رِجَالٌ يَعْرِفُونَ كُلًّۢا بِسِيمَىٰهُمْ وَنَادَوْا أَصْحَٰبَ ٱلْجَنَّةِ أَن سَلَٰمٌ عَلَيْكُمْ لَمْ يَدْخُلُوهَا وَهُمْ يَطْمَعُونَ ﴿٤٦﴾

૪૭. અને તે બન્ને વચ્ચે એક આડ હશે અને તેની ઊંચાણ ઉપર ઊભેલા લોકો જે હજી (જન્નતમાં) દાખલ નહિ થયા હોય પરંતુ તેઓ દાખલ થવાના અભિલાષી હશે; તેઓ બધા જન્નતવાસીઓને તેમની નિશાનીઓથી ઓળખતા હશે; તેમને સંબોધીને કહેશે 'તમારા ઉપર સલામતી હોજો'.

وَإِذَا صُرِفَتْ أَبْصَٰرُهُمْ تِلْقَآءَ أَصْحَٰبِ ٱلنَّارِ قَالُوا رَبَّنَا لَا تَجْعَلْنَا مَعَ ٱلْقَوْمِ ٱلظَّٰلِمِينَ ﴿٤٧﴾

૪૮. અને જ્યારે તેમની નજર આગમાં રહેનારાઓ ઉપર પડશે તો તેઓ બોલી ઉઠશે 'હે અમારા રબ, અમને ઝાલિમો સાથે ન રાખજે.' (રૂકૂઅ-૫)

وَنَادَىٰٓ أَصْحَٰبُ ٱلْأَعْرَافِ رِجَالًا يَعْرِفُونَهُم بِسِيمَىٰهُمْ

૪૯. અને ઊંચાણ ઉપર ઊભેલા લોકો (જહન્નમવાસીઓને) જેને તેમની નિશાનીઓથી

ઓળખશે તેમને પુકારશે (અને) કહેશે 'તમારું સંખ્યાબળ તમને લાભકારક ન નીવડયું, ન તમારું ઘમંડ.

قَالُوا مَا أَغْنَىٰ عَنكُمْ جَمْعُكُمْ وَمَا كُنتُمْ تَسْتَكْبِرُونَ ﴿٤٨﴾

૪૯. (જહન્નમવાસીઓ જન્નતવાસીઓ તરફ ઈશારો કરી કહેશે) 'શું આ લોકો વિશે સોગંદપૂર્વક આપણે કહેતા હતા કે અલ્લાહની રેહમત તેમને નહિ મળે?' (બલ્કે તેમને તો કહેવામાં આવ્યું કે) તમે જન્નતમાં દાખલ થઈ જાઓ. તમને કોઈ ભય નથી, ન તમને કોઈ દુ:ખ આવશે.'

أَهَٰؤُلَاءِ الَّذِينَ أَقْسَمْتُمْ لَا يَنَالُهُمُ اللَّهُ بِرَحْمَةٍ ۚ ادْخُلُوا الْجَنَّةَ لَا خَوْفٌ عَلَيْكُمْ وَلَا أَنتُمْ تَحْزَنُونَ ﴿٤٩﴾

૫૦. અને જહન્નમનિવાસીઓ જન્નતનિવાસીઓને પુકારીને કહેશે 'અમારી તરફ પણ થોડુંક પાણી રેડો અથવા તમને અલ્લાહે જે રીઝક આપ્યું છે તેમાંથી કંઈક અમને પણ આપો' તેઓ જવાબ આપશે બેશક અલ્લાહે આ બન્ને (વસ્તુઓ) કાફરો માટે હરામ ઠરાવી છે—

وَنَادَىٰ أَصْحَابُ النَّارِ أَصْحَابَ الْجَنَّةِ أَنْ أَفِيضُوا عَلَيْنَا مِنَ الْمَاءِ أَوْ مِمَّا رَزَقَكُمُ اللَّهُ ۚ قَالُوا إِنَّ اللَّهَ حَرَّمَهُمَا عَلَى الْكَافِرِينَ ﴿٥٠﴾

૫૧. 'જે લોકોએ પોતાના દીનને રમત ગમ્મતનું સાધન બનાવી દીધું હતું અને જેમને આ દુનિયાની ઝિંદગીએ છેતર્યા હતા.' આજના દિવસે અમે તેમને એવી જ રીતે ભૂલાવી દેશું જેવી રીતે તેમણે આજના દિવસની મુલાકાતને ભૂલાવી દીધી હતી, અને તેઓ અમારી આયતોનો ઈન્કાર કરતા રહ્યા હતા.

الَّذِينَ اتَّخَذُوا دِينَهُمْ لَهْوًا وَلَعِبًا وَغَرَّتْهُمُ الْحَيَاةُ الدُّنْيَا ۚ فَالْيَوْمَ نَنسَاهُمْ كَمَا نَسُوا لِقَاءَ يَوْمِهِمْ هَٰذَا وَمَا كَانُوا بِآيَاتِنَا يَجْحَدُونَ ﴿٥١﴾

૫૨. અને બેશક અમે તેમને એવી કિતાબ પહોંચાડી છે જેમાં અમે જ્ઞાનના આધારે સ્પષ્ટ વર્ણનો કર્યા છે, અને જે મોમિનો માટે હિદાયત અને રેહમત છે.

وَلَقَدْ جِئْنَاهُم بِكِتَابٍ فَصَّلْنَاهُ عَلَىٰ عِلْمٍ هُدًى وَرَحْمَةً لِّقَوْمٍ يُؤْمِنُونَ ﴿٥٢﴾

૫૩. શું તેઓ તેમાંની આગાહીઓ પૂરી થવાની જ રાહ જોઈ રહ્યા છે? તે દિવસે જ્યારે કે તેના પરિણામો જાહેર થશે, ત્યારે તેની અવગણના કરનારા કહેશે 'અમારા પાલનહારના રસૂલો ખરેખર સત્ય લઈને આવ્યા હતા, શું હવે કોઈ ભલામણ કરનારા અમારા માટે ભલામણ કરશે? અથવા અમને પાછા મોકલવામાં આવશે કે અમે જે કંઈ કરતા હતા તેનાથી જુદું જ કરીએ?' બેશક તેમણે સ્વયં પોતાના જીવને હલાક કર્યા. અને જે કંઈ તેઓ ઘડતા રહ્યા હતા તે તમને છોડી ચાલ્યું ગયું. (રૂકૂઅ-૬)

هَلْ يَنظُرُونَ إِلَّا تَأْوِيلَهُ ۚ يَوْمَ يَأْتِي تَأْوِيلُهُ يَقُولُ الَّذِينَ نَسُوهُ مِن قَبْلُ قَدْ جَاءَتْ رُسُلُ رَبِّنَا بِالْحَقِّ فَهَل لَّنَا مِن شُفَعَاءَ فَيَشْفَعُوا لَنَا أَوْ نُرَدُّ فَنَعْمَلَ غَيْرَ الَّذِي كُنَّا نَعْمَلُ ۚ قَدْ خَسِرُوا أَنفُسَهُمْ وَضَلَّ عَنْهُم مَّا كَانُوا يَفْتَرُونَ ﴿٥٣﴾

ع ٦ ١٣

اِنَّ رَبَّكُمُ اللّٰهُ الَّذِىْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ فِىْ سِتَّةِ اَيَّامٍ ثُمَّ اسْتَوٰى عَلَى الْعَرْشِ يُغْشِى الَّيْلَ النَّهَارَ يَطْلُبُهٗ حَثِيْثًا ۙ وَّالشَّمْسَ وَالْقَمَرَ وَالنُّجُوْمَ مُسَخَّرٰتٍۭ بِاَمْرِهٖ ؕ اَلَا لَهُ الْخَلْقُ وَالْاَمْرُ ؕ تَبٰرَكَ اللّٰهُ رَبُّ الْعٰلَمِيْنَ ﴿٥٥﴾

૫૫. ખરેખર, તમારો પાલનહાર, અલ્લાહ છે, જેણે આકાશો અને પૃથ્વીને છ દિવસોમાં[૧૮] સર્જ્યાં છે, પછી તે પોતાના તખ્ત ઉપર બેઠો. તે જ રાતને દિવસ ઉપર ઢાંકી દે છે, જે ક્રમ કાયમ (પરિવર્તિત) ચાલતો રહે છે. સૂર્ય, ચંદ્ર, તારાઓ (નક્ષત્રો), સર્વ તેની જ આજ્ઞાને આધીન (સેવા કાર્યમાં) પ્રવૃત છે, બેશક અલ્લાહ (અનંત) બરકતોવાળો છે, અને તમામ જહાનોનો પાલનહાર છે.

اُدْعُوْا رَبَّكُمْ تَضَرُّعًا وَّخُفْيَةً ؕ اِنَّهٗ لَا يُحِبُّ الْمُعْتَدِيْنَ ﴿٥٦﴾

૫૬. (માટે) તમારા રબને એકાંતની ઘડીઓમાં ભાવનાથી પુકારતા રહો, બેશક તે હદ બહાર જનારાઓને પસંદ નથી કરતો.

وَلَا تُفْسِدُوْا فِى الْاَرْضِ بَعْدَ اِصْلَاحِهَا وَادْعُوْهُ خَوْفًا وَّطَمَعًا ؕ اِنَّ رَحْمَتَ اللّٰهِ قَرِيْبٌ مِّنَ الْمُحْسِنِيْنَ ﴿٥٧﴾

૫૭. અને દુનિયામાં અમનનું વાતાવરણ કાયમ થયા પછી તેમાં બદઅમની ફેલાવો નહિ અને ભય તથા આશા સાથે તેને પુકારતા રહો, ખરેખર અલ્લાહની રેહમત નેકી કરનારાઓની બહુજ નજીક હોય છે.

وَهُوَ الَّذِىْ يُرْسِلُ الرِّيٰحَ بُشْرًاۢ بَيْنَ يَدَىْ رَحْمَتِهٖ ؕ حَتّٰۤى اِذَاۤ اَقَلَّتْ سَحَابًا ثِقَالًا سُقْنٰهُ لِبَلَدٍ مَّيِّتٍ فَاَنْزَلْنَا بِهِ الْمَآءَ فَاَخْرَجْنَا بِهٖ مِنْ كُلِّ الثَّمَرٰتِ ؕ كَذٰلِكَ نُخْرِجُ الْمَوْتٰى لَعَلَّكُمْ تَذَكَّرُوْنَ ﴿٥٨﴾

૫૮. અલ્લાહ એજ છે જે પોતાની રેહમત વરસાવતા પહેલાં પવન દ્વારા તેની ખુશખબર મોકલાવે છે, જે (જળથી) ભરેલા વાદળા ખેંચી લાવે છે, પછી અમે તેને સુક્કી ઝમીન તરફ હાંકી જઈએ છીએ અને ત્યાં પાણી વરસાવીએ છીએ, પછી અમે તેમાંથી દરેક પ્રકારના ફળો ઉત્પન્ન કરીએ છીએ. આવી જ રીતે અમે મૃતદેહોને ફરી સજીવન કરતા રહીએ છીએ કે તમને યાદ રહે.

وَالْبَلَدُ الطَّيِّبُ يَخْرُجُ نَبَاتُهٗ بِاِذْنِ رَبِّهٖ ۚ وَالَّذِىْ خَبُثَ لَا يَخْرُجُ اِلَّا نَكِدًا ؕ كَذٰلِكَ نُصَرِّفُ الْاٰيٰتِ لِقَوْمٍ يَّشْكُرُوْنَ ﴿٥٩﴾ ع ١٤

૫૯. અને ફળદ્રુપ ઝમીનમાં તો તેના પાલનહારની આજ્ઞાથી પુષ્કળ વનસ્પતી ઉગે છે, અને ખરાબ ઝમીનમાં નજીવું ઉપજે છે. આવી જ રીતે અમે અમારી આયતોનું કદર કરનારા લોકો માટે ફેરવી ફેરવી વર્ણન કરતા રહીએ છીએ. (રુકૂઅ-૭)

لَقَدْ اَرْسَلْنَا نُوْحًا اِلٰى قَوْمِهٖ فَقَالَ يٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ ؕ اِنِّىْۤ اَخَافُ عَلَيْكُمْ عَذَابَ يَوْمٍ عَظِيْمٍ ﴿٦٠﴾

૬૦. અમે નૂહને તેની કોમ તરફ મોકલાવ્યો, તેણે કહ્યું 'હે મારી કોમના લોકો, અલ્લાહની ઈબાદત કરો, તમારો અન્ય કોઈ મા'બૂદ નથી સિવાય અલ્લાહ. ખરેજ મને ડર છે કે તે મહાન દિવસનો અઝાબ તમારા ઉપર આવી પડશે.'

---

૧૮. સાયન્સના વિધાન પ્રમાણે પૃથ્વીનું વર્તમાન સમયનું રૂપ કરોડો વર્ષોના વિકાસમય પ્રગતિનું પરિણામ છે. હઝરત મુહીય્યુદીન ઈબને અરબીનું પણ આ જ મંતવ્ય છે. મળતા પુરાવાના આધારે છ દિવસનો અર્થ છે 'છ નિત્ય યુગાંતરો ગણાશે. ન કે ૨૪ કલાકના દિવસના હિસાબે છ દિવસો.

قَالَ الْمَلَأُ مِنْ قَوْمِهِ إِنَّا لَنَرَاكَ فِي ضَلَالٍ مُّبِينٍ ﴿٦٠﴾

૬૧. તેની કોમના આગેવાનોએ કહ્યું 'ખરેખર અમે તને ચોખ્ખી ગુમરાહમાં પડેલો જોઈ રહ્યા છીએ.'

قَالَ يَا قَوْمِ لَيْسَ بِي ضَلَالَةٌ وَلَٰكِنِّي رَسُولٌ مِّن رَّبِّ الْعَالَمِينَ ﴿٦١﴾

૬૨. તેણે કહ્યું, 'હે મારી કોમ, હું ગુમરાહીમાં ફસાએલો નથી, પરંતુ હું તમામ જહાનોના પાલનહાર તરફથી આવેલા રસૂલ છું.

أُبَلِّغُكُمْ رِسَالَاتِ رَبِّي وَأَنصَحُ لَكُمْ وَأَعْلَمُ مِنَ اللَّهِ مَا لَا تَعْلَمُونَ ﴿٦٢﴾

૬૩. 'હું મારા પરવરદિગારનો સંદેશો તમને આપું છું અને તમને ખરી સલાહ આપું છું, અને હું અલ્લાહ તરફથી જે જ્ઞાન રાખું છું તેનાથી તમે અજાણ્યા છો.

أَوَعَجِبْتُمْ أَن جَاءَكُمْ ذِكْرٌ مِّن رَّبِّكُمْ عَلَىٰ رَجُلٍ مِّنكُمْ لِيُنذِرَكُمْ وَلِتَتَّقُوا وَلَعَلَّكُمْ تُرْحَمُونَ ﴿٦٣﴾

૬૪. 'શું તમને નવાઈ લાગે છે કે તમારામાંથી એક વ્યકિત દ્વારા તમારી તરફ નસિહત આવી છે, કે તે તમને (આવનારા અઝાબથી) ચેતવી દે કે જેથી તમે પરહેઝગાર બની જાઓ કે જેથી તમારા ઉપર રહેમ કરવામાં આવે?'

فَكَذَّبُوهُ فَأَنجَيْنَاهُ وَالَّذِينَ مَعَهُ فِي الْفُلْكِ وَأَغْرَقْنَا الَّذِينَ كَذَّبُوا بِآيَاتِنَا ۚ إِنَّهُمْ كَانُوا قَوْمًا عَمِينَ ﴿٦٤﴾ ع ١٥

૬૫. પરંતુ તેમણે તેના ઉપર જૂઠું બોલવાનો આરોપ મૂકયો જેથી અમે તેને અને તેના સાથીઓને નૌકામાં (સવાર કરી) બચાવી લીધા અને અમારી આયતોનો ઈન્કાર કરનારાઓને ડૂબાવી દીધા. બેશક, તે એક આંધળી[૧૯] કોમ હતી. (રુકૂઅ-૮)

وَإِلَىٰ عَادٍ أَخَاهُمْ هُودًا ۗ قَالَ يَا قَوْمِ اعْبُدُوا اللَّهَ مَا لَكُم مِّنْ إِلَٰهٍ غَيْرُهُ ۚ أَفَلَا تَتَّقُونَ ﴿٦٥﴾

૬૬. અને 'આદ'[૨૦] (ના લોકો)ના બંધુ હૂદે[૨૧] કહ્યું 'હે મારી કોમ (ના લોકો) અલ્લાહની ઈબાદત કરો. તેના સિવાય તમારો અન્ય કોઈ મા'બૂદ નથી; તો શું તમે અલ્લાહથી નહિ ડરો?

قَالَ الْمَلَأُ الَّذِينَ كَفَرُوا مِن قَوْمِهِ إِنَّا لَنَرَاكَ فِي سَفَاهَةٍ وَإِنَّا لَنَظُنُّكَ مِنَ الْكَاذِبِينَ ﴿٦٦﴾

૬૭. તેની કોમના કાફર (નાફરમાન) આગેવાનોએ કહ્યું '(હે હૂદ) નિશ્ચય તું અમને બેવકૂફીમાં ફસાએલો જણાય છે અને ખરેજ, અમે તને જૂઠો સમજીએ છીએ.'

قَالَ يَا قَوْمِ لَيْسَ بِي سَفَاهَةٌ وَلَٰكِنِّي رَسُولٌ مِّن رَّبِّ الْعَالَمِينَ ﴿٦٧﴾

૬૮. તેણે ઉત્તર વાળ્યો 'હે મારી કોમ (ના લોકો), હું કોઈ નાદાનીમાં ફસાએલો નથી પરંતુ હું તમામ જહાનોના માલિક તરફથી આવેલો રસૂલ છું.

---

૧૯. અંત:કરણનો અંધાપો.

૨૦. પ્રાચીન કાળમાં 'આદ' નામનો કબીલો એક સમયે અરબના મોટા ભાગના ફળદ્રૂપ પ્રદેશ ઉપર સત્તા ધરાવતો હતો. ખાસ કરીને યમન, સીરિયા, મેસોપોટેમીઆ વગેરે.

૨૧. હઝરત હૂદ (સ), હઝરત નૂહ (અ)ની સાતમી પેઢીએ હતા.

૬૯. 'હું મારા પાલનહારનો સંદેશો તમને આપું છું અને હું તમારું ભલું ઇચ્છનારો, અને વિશ્વાસુ સલાહકાર છું.

أُبَلِّغُكُمْ رِسٰلٰتِ رَبِّيْ وَاَنَا لَكُمْ نَاصِحٌ اَمِيْنٌ ﴿٦٩﴾

૭૦. 'શું તમને આશ્ચર્ય થાય છે કે તમારામાંની એક વ્યક્તિ દ્વારા તમારી તરફ તમારા પાલનહારનો ઉપદેશ આવે, અને તે તમને ચેતવી દે? અને યાદ રાખો કે અલ્લાહે નૂહની કોમ પછી તમને (પોતાના ફઝલોના) વારસદાર બનાવ્યા, અને શારીરિક બળમાં તમને વધારી મૂકયા. માટે અલ્લાહની ને'મતોને યાદ રાખો કે જેથી તમે સફળ થાઓ.'

اَوَعَجِبْتُمْ اَنْ جَآءَكُمْ ذِكْرٌ مِّنْ رَّبِّكُمْ عَلٰى رَجُلٍ مِّنْكُمْ لِيُنْذِرَكُمْ ؕ وَاذْكُرُوْٓا اِذْ جَعَلَكُمْ خُلَفَآءَ مِنْۢ بَعْدِ قَوْمِ نُوْحٍ وَّزَادَكُمْ فِي الْخَلْقِ بَصْۜطَةً ۚ فَاذْكُرُوْٓا اٰلَآءَ اللّٰهِ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿٧٠﴾

૭૧. તેમણે પૂછ્યું 'શું તું અમને એમ કહેવા આવ્યો છે કે અમે માત્ર અલ્લાહની જ ઈબાદત કરીએ અને જેને અમારા પૂર્વજો પૂજતા રહ્યા હતા તેમને ત્યજી દઈએ? તો જેની તું અમને ધમકી આપી રહ્યો છે તે (અઝાબ) અમારા ઉપર લઈ આવ, જો તું ખરો હો તો!'

قَالُوْٓا اَجِئْتَنَا لِنَعْبُدَ اللّٰهَ وَحْدَهٗ وَنَذَرَ مَا كَانَ يَعْبُدُ اٰبَآؤُنَا ۚ فَاْتِنَا بِمَا تَعِدُنَآ اِنْ كُنْتَ مِنَ الصّٰدِقِيْنَ ﴿٧١﴾

૭૨. તેણે કહ્યું 'ખરેજ, તમારા પાલનહાર તરફથી તમારા ઉપર અઝાબ તથા ગઝબ આવી રહ્યો છે. શું તમે તે નામોના વિશે મારી સાથે તકરાર કરો છો જે તમે અને તમારા પૂર્વજોએ પોતાની મેળે જ ઉપજાવી કાઢ્યા હતા, જેની અલ્લાહે તમારી તરફ કોઈ સનદ નથી ઊતારી? માટે હવે (તેના પરિણામની) રાહ જુઓ, હું પણ રાહ જોવામાં તમારી સાથે છું.'

قَالَ قَدْ وَقَعَ عَلَيْكُمْ مِّنْ رَّبِّكُمْ رِجْسٌ وَّغَضَبٌ ؕ اَتُجَادِلُوْنَنِيْ فِيْٓ اَسْمَآءٍ سَمَّيْتُمُوْهَآ اَنْتُمْ وَاٰبَآؤُكُمْ مَّا نَزَّلَ اللّٰهُ بِهَا مِنْ سُلْطٰنٍ ؕ فَانْتَظِرُوْٓا اِنِّيْ مَعَكُمْ مِّنَ الْمُنْتَظِرِيْنَ ﴿٧٢﴾

૭૩. અને અમે હૂદને અને તેના સાથીઓને અમારી મહેરબાનીથી બચાવી લીધા, અને જેમણે અમારી આયતોનો ઈન્કાર કર્યો હતો તેમના રહ્યા સહ્યા મૂળ કાપી નાખ્યા. બેશક તેઓ ઈમાન લાવવાના હતા જ નહિ. (રુકૂઅ-૯)

فَاَنْجَيْنٰهُ وَالَّذِيْنَ مَعَهٗ بِرَحْمَةٍ مِّنَّا وَقَطَعْنَا دَابِرَ الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا وَمَا كَانُوْا مُؤْمِنِيْنَ ﴿٧٣﴾ ع

૭૪. અને 'સમૂદ'[૨૨]ને તેમના બંધુ સાલેહે[૨૩] (આવીને) કહ્યું 'હે મારી કોમ, (ના લોકો) અલ્લાહની

وَاِلٰى ثَمُوْدَ اَخَاهُمْ صٰلِحًا ۘ قَالَ يٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ مَا

૨૨. 'સમૂદ'ની કોમ અરબસ્તાનના પશ્ચિમમાં અદનથી લઈ દૂર ઉત્તરમાં સીરિયા સુધી ફેલાયેલી હતી. તેઓ હઝરત ઈસ્માઈલ (અ)થી થોડા સમય પહેલાં થઈ ગયા હતા અને તેઓ આદ'ની જોડાજોડમાં પહાડી ઈલાકામાં વસેલા હતા.

૨૩. હઝરત સાલેહ (અ) હઝરત ઈબ્રાહીમ (અ)ના સમકાલીન હતા અને હઝરત હૂદ (અ) પછી થઈ ગયા હતા.

લَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ ۗ قَدْ جَآءَتْكُمْ بَيِّنَةٌ مِّنْ رَّبِّكُمْ ۗ هٰذِهٖ نَاقَةُ اللّٰهِ لَكُمْ اٰيَةً فَذَرُوْهَا تَاْكُلْ فِيْٓ اَرْضِ اللّٰهِ وَلَا تَمَسُّوْهَا بِسُوْٓءٍ فَيَاْخُذَكُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿٧٣﴾

ઈબાદત કરો, તેના સિવાય તમારો કોઈ અન્ય મા'બૂદ નથી. ખરેખર, તમારા પાલનહાર તરફથી તમારા ઉપર એક સ્પષ્ટ દલીલ આવી ચૂકી છે— અલ્લાહની આ ઊંટડી[૨૪] તમારા માટે એક નિશાની છે, માટે તેને અલ્લાહની ધરતી ઉપર છૂટથી ચરવા દો અને તેને કોઈ હાનિ કરશો નહિ, નહિતો તમે દર્દનાક અઝાબમાં સપડાઈ જશો.

وَاذْكُرُوْٓا اِذْ جَعَلَكُمْ خُلَفَآءَ مِنْۢ بَعْدِ عَادٍ وَّبَوَّاَكُمْ فِي الْاَرْضِ تَتَّخِذُوْنَ مِنْ سُهُوْلِهَا قُصُوْرًا وَّتَنْحِتُوْنَ الْجِبَالَ بُيُوْتًا ۚ فَاذْكُرُوْٓا اٰلَآءَ اللّٰهِ وَلَا تَعْثَوْا فِي الْاَرْضِ مُفْسِدِيْنَ ﴿٧٤﴾

૭૫. 'અને યાદ કરો જ્યારે અલ્લાહે 'આદ' પછી પોતાની ને'મતોના તમને વારસ બનાવ્યા હતા અને તમને ધરતીમાં એવું સ્થાન આપ્યું (કે) તમે મેદાનોમાં ભવ્ય ઈમારતો બાંધી અને પર્વતોને કોતરી તેમાં રહેઠાણો બનાવ્યા. માટે અલ્લાહની તે ને'મતોને યાદ રાખો અને ધરતીમાં અન્યાયથી ફિસાદ ન ફેલાવો.'

قَالَ الْمَلَاُ الَّذِيْنَ اسْتَكْبَرُوْا مِنْ قَوْمِهٖ لِلَّذِيْنَ اسْتُضْعِفُوْا لِمَنْ اٰمَنَ مِنْهُمْ اَتَعْلَمُوْنَ اَنَّ صٰلِحًا مُّرْسَلٌ مِّنْ رَّبِّهٖ ۗ قَالُوْٓا اِنَّا بِمَآ اُرْسِلَ بِهٖ مُؤْمِنُوْنَ ﴿٧٥﴾

૭૬. તેની કોમના ઘમંડી આગેવાનોએ તેમનામાંના કમઝોર ગણાતા લોકો જે ઈમાન લાવ્યા હતા તેમને કહ્યું 'શું તમે (ખાતરીપૂર્વક) જાણો છો કે સાલેહ તમારા રબ તરફથી મોકલવામાં આવ્યો છે?' તેમણે જવાબ આપ્યો 'બેશક, તે જે લઈને આવ્યો છે તેના ઉપર અમે ઈમાન રાખીએ છીએ.'

قَالَ الَّذِيْنَ اسْتَكْبَرُوْٓا اِنَّا بِالَّذِيْٓ اٰمَنْتُمْ بِهٖ كٰفِرُوْنَ ﴿٧٦﴾

૭૭. જે લોકો ઘમંડી હતા. તેમણે કહ્યું 'જે વસ્તુઓમાં તમે ઈમાન રાખો છો તેનો અમે ઈન્કાર કરીએ છીએ.'

فَعَقَرُوا النَّاقَةَ وَعَتَوْا عَنْ اَمْرِ رَبِّهِمْ وَقَالُوْا يٰصٰلِحُ ائْتِنَا بِمَا تَعِدُنَآ اِنْ كُنْتَ مِنَ الْمُرْسَلِيْنَ ﴿٧٧﴾

૭૮. પછી તેમણે ઊંટડીને ઘૂંટણીએથી કાપી (મારી) નાખી અને પોતાના પાલનહારની નાફરમાની કરી, અને કહ્યું: 'હે સાલેહ, જેનાથી તું અમને ડરાવે છે તે (અઝાબ) લઈ આવ, જો તું ખરેખર રસૂલ છે તો!'

فَاَخَذَتْهُمُ الرَّجْفَةُ فَاَصْبَحُوْا فِيْ دَارِهِمْ جٰثِمِيْنَ ﴿٧٨﴾

૭૯. પરિણામે ધરતીકંપે તેમને પકડી લીધા અને તેઓ પોતાના ઘરોમાં ઊંધા જ પડેલા રહી ગયા.

فَتَوَلّٰى عَنْهُمْ وَقَالَ يٰقَوْمِ لَقَدْ اَبْلَغْتُكُمْ رِسَالَةَ

૮૦. પછી (સાલેહે) ત્યાંથી ચાલ્યા જતાં કહ્યું 'હે મારી કોમ, મેં તમને મારા પાલનહારનો સંદેશો આપી

---

૨૪. આ ઊંટડીનું એક પ્રાણીથી વધુ મહત્વ ન હતું પરંતુ હઝરત સાલેહ (અ) ઉપદેશ કરવાના કામમાં ઊંટડીની સવારીનો ઉપયોગ કરતા હોવાથી તેને કોઈ અડચણ ન કરવાની તેમને ચેતવણી હતી. ઊંટડીને હાનિ કરવાથી હઝરત સાલેહ (અ)ના ઉપદેશ કાર્યમાં અંતરાયો પાડવાના પ્રયાસને હઝરત સાલેહ (અ)ને હાનિ કરવા સમાન હતું. સાધારણ રીતે અરબ લોકોમાં ઊંટડીને ચરવાની આઝાદી એક ઉત્તમ નેકી ગણાતી હતી.

ભલી સલાહ આપી હતી પરંતુ તમને ભલી સલાહ આપનાર પસંદ નથી.'

૮૧. અને લૂતે[૨૫] (જઈને) પોતાની કોમને સંબોધી કહ્યું: 'શું તમે એવા ધૃણાસ્પદ કામો[૨૬] કરો છો કે જે તમારા પહેલાં દુનિયામાં કોઈ કોમે નથી કર્યા?

૮૨. 'તમે સ્ત્રીઓને છોડી પુરુષો તરફ તમારી કામવાસના તૃપ્ત કરવા દોડો છો ખરે જ, તમે હદ વટાવી ગયેલા લોકો છો.'

૮૩. અને તેની કોમનો માત્ર એટલો જ જવાબ હતો: 'આ લોકો પોતાની પારસાઈ (પવિત્રતા) દેખાડે છે, માટે તેમને આપણી વસ્તીમાંથી બહાર કાઢી મૂકો.'

૮૪. અંતે અમે લૂતને અને તેના પરિવારને બચાવી લીધા સિવાય તેની પત્નીને, જે પાછળ રહી જનારાઓ સાથે હતી.

૮૫. અને અમે તેમના ઉપર (પથરાળી) વર્ષા[૨૭] કરી, જુઓ તે બદકારોનો કેવો અંજામ આવ્યો! (રુકૂઅ-૧૦)

૮૬. 'મદયન[૨૮] (ની કોમ)ને તેમના બંધુ શોએબે[૨૯] (આવી) કહ્યું 'હે મારી કોમ, (ના લોકો)

رَبِّيْ وَنَصَحْتُ لَكُمْ وَلٰكِنْ لَّا تُحِبُّوْنَ النّٰصِحِيْنَ ﴿٨٠﴾

وَلُوْطًا اِذْ قَالَ لِقَوْمِهٖٓ اَتَاْتُوْنَ الْفَاحِشَةَ مَا سَبَقَكُمْ بِهَا مِنْ اَحَدٍ مِّنَ الْعٰلَمِيْنَ ﴿٨١﴾

اِنَّكُمْ لَتَاْتُوْنَ الرِّجَالَ شَهْوَةً مِّنْ دُوْنِ النِّسَآءِ ۭ بَلْ اَنْتُمْ قَوْمٌ مُّسْرِفُوْنَ ﴿٨٢﴾

وَمَا كَانَ جَوَابَ قَوْمِهٖٓ اِلَّآ اَنْ قَالُوْٓا اَخْرِجُوْهُمْ مِّنْ قَرْيَتِكُمْ ۚ اِنَّهُمْ اُنَاسٌ يَّتَطَهَّرُوْنَ ﴿٨٣﴾

فَاَنْجَيْنٰهُ وَاَهْلَهٗٓ اِلَّا امْرَاَتَهٗ ڮ كَانَتْ مِنَ الْغٰبِرِيْنَ ﴿٨٤﴾

وَاَمْطَرْنَا عَلَيْهِمْ مَّطَرًا ۭ فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُجْرِمِيْنَ ﴿٨٥﴾ ع

وَاِلٰى مَدْيَنَ اَخَاهُمْ شُعَيْبًا ۭ قَالَ يٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ

૨૫. હઝરત લૂત (અ) હઝરત ઈબ્રાહીમ (અ)ના ભત્રીજા હતા અને સમકાલીન હતા.

૨૬. હઝરત લૂત (અ)ની કોમ કુદરતના નિયમ વિરુદ્ધ પુરુષોથી પોતાની કામવાસના તૃપ્ત કરતા હતા, આ પહેલાં કોઈ બીજી કોમે સામાજિક ધોરણ પર આવા બદફેલીના કામો કર્યા હોવાનો બીજો કોઈ દાખલો દુનિયાના ઈતિહાસમાં નથી મળતો.

૨૭. ધરતીકંપના સખત આંચકાથી પર્વતો તેમજ ધરતી ફાટી તેના મોટા મોટા ઢેફાં આકાશમાં પથરાઈ ગયા જેના નીચે પડતાં જ બાકી રહીસહી વસ્તુઓનો તેની નીચે દબાઈને નાશ પામી. આવી ખોફનાક યાતનાનો અનુભવ ભારતને ૧૯૦૫માં કાંગળામાં થયો હતો. તેના અમુક વર્ષો બાદ કાબૂલની ઉત્તર દિશામાં આવું જ ભયાનક તોફાન આવ્યું હતું.

૨૮. હઝરત ઈબ્રાહીમ (અ)ની ત્રણ પત્નીઓ હતી. સારાહ, હાજરા અને છેલ્લી કીતુરાહ, જેનાથી મદયનનો જન્મ થયો હતો. મદયનના વંશજો હિજાઝની ઉત્તરમાં વસેલા હતા તેમના નામનું એક શહેર રાતા સમુદ્ર ઉપર રણના એક ખૂણે આવેલું છે. આ શહેરમાં વસનારાઓની મોટી સંખ્યા બની ઈસ્માઈલના વંશજોની છે.

૨૯. હઝરત શોએબ (અ) બની ઈસરાઈલના નબી હતા જે હઝરત મૂસા (અ) પહેલાં થઈ ગયા હતા. તેમને હઝરત મૂસા (અ)ના સસરા માનવામાં આવે છે જો કે બાઈબલમાં તેમના નામનો ઉલ્લેખ થયો જોવામાં નથી આવતો. બાઈબલના વર્ણન પ્રમાણે તેમના સસરાનું નામ જેથરો હતું. જેમની ગણના નબીઓમાં નથી થઈ. કુરઆને મજીદ હઝરત મૂસા (અ) હઝરત શોએબ (અ) પછી પ્રગટ થયા હોવાનું

مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ ؕ قَدْ جَآءَتْكُمْ بَيِّنَةٌ مِّنْ رَّبِّكُمْ فَاَوْفُوا الْكَيْلَ وَ الْمِيْزَانَ وَلَا تَبْخَسُوا النَّاسَ اَشْيَآءَهُمْ وَلَا تُفْسِدُوْا فِى الْاَرْضِ بَعْدَ اِصْلَاحِهَا ؕ ذٰلِكُمْ خَيْرٌ لَّكُمْ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿٨٦﴾

તમે એક અલ્લાહની ઈબાદત કરો. તેના સિવાય તમારો કોઈ અન્ય મા'બૂદ નથી. તમારા પાલનહાર તરફથી એક સ્પષ્ટ દલીલ તમારી પાસે આવી ચૂકી છે. માટે માપ અને તોલમાં પૂરેપૂરું આપો, અને લોકોને તેમના હક્કથી ઓછી વસ્તુ ન આપો અને દેશમાં કાયમ કરવામાં આવેલી વ્યવસ્થામાં બગાડો ન ફેલાવો. આ તમારા માટે બેહતર છે જો ખરેખર તમે ઈમાન રાખતા હો તો.

وَلَا تَقْعُدُوْا بِكُلِّ صِرَاطٍ تُوْعِدُوْنَ وَتَصُدُّوْنَ عَنْ سَبِيْلِ اللّٰهِ مَنْ اٰمَنَ بِهٖ وَتَبْغُوْنَهَا عِوَجًا ۚ وَاذْكُرُوْۤا اِذْ كُنْتُمْ قَلِيْلًا فَكَثَّرَكُمْ ۪ وَانْظُرُوْا كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُفْسِدِيْنَ ﴿٨٧﴾

૮૭. અને માર્ગ વચ્ચે બેસી, અલ્લાહ ઉપર ઈમાન લાવનારાઓને ધમકાવી તેની રાહથી અટકાવી તેમાં આંટીગૂંટી ઊભી કરવાના પ્રયાસો ન કરો. અને યાદ રાખો, જ્યારે તમે અલ્પ સંખ્યામાં હતા, તેણે તમને અનેકઘણા વધારી મૂકયા. અને જુઓ, ફિસાદ ફેલાવનારાઓનો અંજામ કેવો આવ્યો હતો.

وَاِنْ كَانَ طَآئِفَةٌ مِّنْكُمْ اٰمَنُوْا بِالَّذِىْۤ اُرْسِلْتُ بِهٖ وَطَآئِفَةٌ لَّمْ يُؤْمِنُوْا فَاصْبِرُوْا حَتّٰى يَحْكُمَ اللّٰهُ بَيْنَنَا ۚ وَهُوَ خَيْرُ الْحٰكِمِيْنَ ﴿٨٨﴾

૮૮. 'અને જે હું લઈને આવ્યો છું તેમાં તમારામાંનો એક વર્ગ ઈમાન લાવ્યો હોય અને બીજા વર્ગ ઈમાન ન લાવે તો તમે ધીરજથી કામ લો જ્યાં સુધી કે અલ્લાહ આપણી વચ્ચે ન્યાય કરે, બેશક, ન્યાય કરનારાઓમાં તે સર્વશ્રેષ્ઠ ન્યાય કરનાર છે.'

قَالَ الْمَلَاُ الَّذِيْنَ اسْتَكْبَرُوْا مِنْ قَوْمِهٖ لَنُخْرِجَنَّكَ يٰشُعَيْبُ وَالَّذِيْنَ اٰمَنُوْا مَعَكَ مِنْ قَرْيَتِنَاۤ اَوْ لَتَعُوْدُنَّ فِىْ مِلَّتِنَا ؕ قَالَ اَوَلَوْ كُنَّا كٰرِهِيْنَ ﴿٨٩﴾

૮૯. તેની કોમના ઘમંડી આગેવાનોએ કહ્યું 'હે શોએબ, ખરેખર તને અને તારા ઉપર ઈમાન લાવનારાઓને અમે વસ્તીમાંથી બહાર હાંકી કાઢશું, અથવા તો તમને અમારા દીનમાં પાછું ભળી જવું પડશે.' તેણે પૂછ્યું 'શું અમે ન ચાહતા હોઈએ તો પણ? (30)

قَدِ افْتَرَيْنَا عَلَى اللّٰهِ كَذِبًا اِنْ عُدْنَا فِىْ مِلَّتِكُمْ بَعْدَ اِذْ نَجّٰنَا اللّٰهُ مِنْهَا ؕ وَمَا يَكُوْنُ لَنَاۤ اَنْ نَّعُوْدَ فِيْهَاۤ

૯૦. ખરેજ, અમે અલ્લાહના નામ ઉપર જૂઠ્ઠ બોલતા હતા, હવે જ્યારે અલ્લાહે અમને તેમાંથી બચાવી લીધા છે (શું) હવે અમે તેમાં ફરી ભળી

સૂચવે છે. (પ્રકરણ ૭ આયત. ૧૦૪) કુરઆને મજીદમાં હઝરત શોએબ (અ)ને મદયનનો ભાઈ કહેવામાં આવ્યો છે જેથી તેઓ હઝરત ઈબ્રાહીમ (અ)ના વંશજોમાંથી હોય એવું ધારવું અયોગ્ય નહિ ગણાય. મદયનની માતા કેતુરાહ હઝરત ઈબ્રાહીમની ત્રીજી પત્ની, એક દાસી હોવાના કારણે બની ઈસરાઈલ તથા બની ઈસ્માઈલ, બન્ને કોમો તેના સંતાનને માનની નજરથી ન જોતા પરંતુ અલ્લાહે તેમને સંખ્યાબળ, દૌલત તેમજ બાદશાહત અર્પણ કરી હતી.

૩૦. દીનની બાબતમાં બળજબરી હમેશાંથી અયોગ્ય અને ગેરકાયદેસર ગણાય છે. મઝહબ, માન્યતા, શ્રદ્ધા, યકીન એક મનમાનનો પસંદગીનો અને સંતોષનો વિષય છે.

إِلَّآ أَن يَشَآءَ ٱللَّهُ رَبُّنَا ۚ وَسِعَ رَبُّنَا كُلَّ شَىْءٍ عِلْمًا ۚ عَلَى ٱللَّهِ تَوَكَّلْنَا ۚ رَبَّنَا ٱفْتَحْ بَيْنَنَا وَبَيْنَ قَوْمِنَا بِٱلْحَقِّ وَأَنتَ خَيْرُ ٱلْفَٰتِحِينَ ﴿٩٠﴾

જઈએ? બેશક તેમાં પાછું ભળવું અમને શોભા નથી આપતું, સિવાય અમારા સર્જનહાર અલ્લાહની તેવી ઈચ્છા હોય. અમારા પરવરદિગારનું જ્ઞાન સર્વ વસ્તુને આવરી લે છે. અલ્લાહમાં જ અમારો વિશ્વાસ છે. હે અમારા પરવરદિગાર, તું જ અમારા અને અમારી કોમ વચ્ચે સત્યપૂર્ણ ન્યાય કરજે, અને તું જ સર્વશ્રેષ્ઠ ન્યાય કરનારો છે.'

وَقَالَ ٱلْمَلَأُ ٱلَّذِينَ كَفَرُوا۟ مِن قَوْمِهِۦ لَئِنِ ٱتَّبَعْتُمْ شُعَيْبًا إِنَّكُمْ إِذًا لَّخَٰسِرُونَ ﴿٩١﴾

૯૧. અને તે કોમના કાફર (ઈમાન ન લાવનારા) આગેવાનોએ લોકોને કહ્યું: 'જો તમે શોએબનું કહ્યું માનશો તો તમે નુકસાન ભોગવશો.'

فَأَخَذَتْهُمُ ٱلرَّجْفَةُ فَأَصْبَحُوا۟ فِى دَارِهِمْ جَٰثِمِينَ ﴿٩٢﴾

૯૨. પરિણામે ધરતીકંપે તેમને પકડી લીધા અને તેઓ પોતાના ઘરોમાં ઊંધા પડેલા જ રહી ગયા.

ٱلَّذِينَ كَذَّبُوا۟ شُعَيْبًا كَأَن لَّمْ يَغْنَوْا۟ فِيهَا ۚ ٱلَّذِينَ كَذَّبُوا۟ شُعَيْبًا كَانُوا۟ هُمُ ٱلْخَٰسِرِينَ ﴿٩٣﴾

૯૩. જેમણે શોએબ ઉપર જુઠ્ઠા હોવાનો આરોપ મૂકયો હતો, તેમનું જાણે અસ્તિત્વજ ન હતું. જે લોકોએ શોએબને જુઠ્ઠો ઠરાવ્યો હતો તેમણે જ નુકસાન વહોરી લીધું.

فَتَوَلَّىٰ عَنْهُمْ وَقَالَ يَٰقَوْمِ لَقَدْ أَبْلَغْتُكُمْ رِسَٰلَٰتِ رَبِّى وَنَصَحْتُ لَكُمْ ۖ فَكَيْفَ ءَاسَىٰ عَلَىٰ قَوْمٍ كَٰفِرِينَ ﴿٩٤﴾ ع

૯૪. પછી તેમનાથી વિમુખ થતાં તેણે કહ્યું 'હે મારી કોમના લોકો, બેશક મેં તમને મારા પરવરદિગારનો સંદેશો પહોંચાડી દીધો છે, અને તમને સાચી સલાહ આપી છે. હવે હું કાફરો માટે અફસોસ શા માટે કરું?' (રુકૂઅ-૧૧)

وَمَآ أَرْسَلْنَا فِى قَرْيَةٍ مِّن نَّبِىٍّ إِلَّآ أَخَذْنَآ أَهْلَهَا بِٱلْبَأْسَآءِ وَٱلضَّرَّآءِ لَعَلَّهُمْ يَضَّرَّعُونَ ﴿٩٥﴾

૯૫. અને અમે કોઈ વસ્તીમાં પયગમ્બર નથી મોકલાવ્યો જ્યાં અમે લોકોને મોહતાજી અને આફતોમાં ન ઘેરી લીધા હોય કે તેઓ નમ્રતા ગ્રહણ કરે.

ثُمَّ بَدَّلْنَا مَكَانَ ٱلسَّيِّئَةِ ٱلْحَسَنَةَ حَتَّىٰ عَفَوا۟ وَّقَالُوا۟ قَدْ مَسَّ ءَابَآءَنَا ٱلضَّرَّآءُ وَٱلسَّرَّآءُ فَأَخَذْنَٰهُم بَغْتَةً وَهُمْ لَا يَشْعُرُونَ ﴿٩٦﴾

૯૬. પછી અમે તેમની બૂરી હાલતને બદલી સુખદ બનાવી દીધી, પરંતુ તેઓ સમૃદ્ધ થયા તો તેમણે કહ્યું 'સુખ દુ:ખ તો અમારા પૂર્વજો ઉપર પણ આવતું રહ્યું હતું.' પછી અમે તેમને ઓચિંતા પકડી લીધા જ્યારે તેમને ભાન જ ન હતું.

وَلَوْ أَنَّ أَهْلَ ٱلْقُرَىٰٓ ءَامَنُوا۟ وَٱتَّقَوْا۟ لَفَتَحْنَا عَلَيْهِم بَرَكَٰتٍ مِّنَ ٱلسَّمَآءِ وَٱلْأَرْضِ وَلَٰكِن كَذَّبُوا۟ فَأَخَذْنَٰهُم بِمَا كَانُوا۟ يَكْسِبُونَ ﴿٩٧﴾

૯૭. અને જો (તે) વસ્તીના લોકો ઈમાન લાવ્યા હોત અને ડરતા રહ્યા હોત તો અમે આકાશ તથા ધરતીમાં તેમના માટે બરકતોના (દ્વારો) ખોલ્યા હોત; પરંતુ તેમણે ઈન્કાર કર્યો જેથી અમે તેમની કરણીના પરિણામે તેમને (અઝાબમાં) ઘેરી લીધા.

أَفَأَمِنَ أَهْلُ الْقُرَىٰ أَن يَأْتِيَهُم بَأْسُنَا بَيَاتًا وَهُمْ نَائِمُونَ ﴿٩٨﴾

૯૮. શું આ વસ્તીઓમાં રહેનારાઓ રાતના સમતે નિદ્રામાં તેમના ઉપર આવી પડનારા અઝાબથી પોતાને સલામત સમજે છે?

أَوَأَمِنَ أَهْلُ الْقُرَىٰ أَن يَأْتِيَهُم بَأْسُنَا ضُحًى وَهُمْ يَلْعَبُونَ ﴿٩٩﴾

૯૯. અને શું (આ) વસ્તીઓમાં રહેનારા ખરે બપોરે આનંદવિનોદની પળોમાં તેમના ઉપર તૂટી પડનારા અમારા અઝાબથી પોતાને સલામત સમજે છે?

أَفَأَمِنُوا مَكْرَ اللَّهِ ۚ فَلَا يَأْمَنُ مَكْرَ اللَّهِ إِلَّا الْقَوْمُ الْخَاسِرُونَ ﴿١٠٠﴾

૧૦૦. તો પછી શું તેઓ અલ્લાહની યોજનાઓથી પોતાને સુરક્ષિત સમજે છે? અને અલ્લાહની યોજનાઓથી કોઈ પણ પોતાને સુરક્ષિત નહિ સમજે, સિવાય કે જે હલાક થવાના હોય. (રુકૂઅ-૧૨)

أَوَلَمْ يَهْدِ لِلَّذِينَ يَرِثُونَ الْأَرْضَ مِن بَعْدِ أَهْلِهَا أَن لَّوْ نَشَاءُ أَصَبْنَاهُم بِذُنُوبِهِمْ ۚ وَنَطْبَعُ عَلَىٰ قُلُوبِهِمْ فَهُمْ لَا يَسْمَعُونَ ﴿١٠١﴾

૧૦૧. તેમની પહેલાંના લોકોનો પેઢી દર પેઢી ચાલતો આવતો વારસો મેળવ્યા પછી તેઓ[31] શું એટલી પણ નસીહત નથી લેતા કે જો અમે ચાહીએ તો તેમના ગુનાહોના પરિણામે તેમના ઉપર પણ અઝાબ ઊતારી શકીએ છીએ, અને તેમના મન ઉપર પણ મહોર મારી શકીએ છીએ કે જેથી તેઓ (કંઈપણ) સાંભળી ન શકે?

تِلْكَ الْقُرَىٰ نَقُصُّ عَلَيْكَ مِنْ أَنبَائِهَا ۚ وَلَقَدْ جَاءَتْهُمْ رُسُلُهُم بِالْبَيِّنَاتِ فَمَا كَانُوا لِيُؤْمِنُوا بِمَا كَذَّبُوا مِن قَبْلُ ۚ كَذَٰلِكَ يَطْبَعُ اللَّهُ عَلَىٰ قُلُوبِ الْكَافِرِينَ ﴿١٠٢﴾

૧૦૨. આ અમુક વસ્તીઓ હતી જેના અહેવાલ અમે તને સંભળાવી ચૂકયા છીએ, અને તેમના પયગમ્બરો તેમની પાસે સ્પષ્ટ નિશાનીઓ લઈને આવ્યા, પરંતુ તેઓ એક વાર ઈન્કાર કરી ચૂકયા હોવાથી ફરી ઈમાન નથી લાવતા. અલ્લાહ આવી રીતે કાફરોના દીલો ઉપર મહોર મારી દે છે.

وَمَا وَجَدْنَا لِأَكْثَرِهِم مِّنْ عَهْدٍ ۖ وَإِن وَجَدْنَا أَكْثَرَهُمْ لَفَاسِقِينَ ﴿١٠٣﴾

૧૦૩. અને અમે તેમનામાંના ઘણાને પોતાના વચનનું પાલન કરતા ન જોયા, અને તેમનામાંના ઘણાખરા બદકાર હતા.

ثُمَّ بَعَثْنَا مِن بَعْدِهِم مُّوسَىٰ بِآيَاتِنَا إِلَىٰ فِرْعَوْنَ وَمَلَئِهِ فَظَلَمُوا بِهَا ۖ فَانظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُفْسِدِينَ ﴿١٠٤﴾

૧૦૪. ત્યાર પછી અમે મૂસાને અમારી નિશાનીઓ આપી ફિરઔન અને તેના સરદારો પાસે મોકલાવ્યો, પરંતુ તેમણે તેનો અનાદર કર્યો. જુઓ ફિસાદીઓનો કેવો (કરુણ) અંત આવ્યો.

وَقَالَ مُوسَىٰ يَا فِرْعَوْنُ إِنِّي رَسُولٌ مِّن رَّبِّ الْعَالَمِينَ ﴿١٠٥﴾

૧૦૫. અને મૂસાએ કહ્યું 'હે ફિરઔન, હું (ખરેખર) સૃષ્ટિના સર્જનહાર તરફથી મોકલાએલો એક રસૂલ છું.

---

૩૧. મક્કા તથા હિજાઝના રહેવાવાળા શા માટે આદ, સમૂદ, લૂત તથા શોએબની કોમોના અંજામથી કોઈ ઈબ્રત નથી પકડતા?

حَقِيقٌ عَلَىٰٓ أَن لَّآ أَقُولَ عَلَى ٱللَّهِ إِلَّا ٱلْحَقَّ ۚ قَدْ جِئْتُكُم بِبَيِّنَةٍ مِّن رَّبِّكُمْ فَأَرْسِلْ مَعِىَ بَنِىٓ إِسْرَٰٓءِيلَ ﴿١٠٦﴾

૧૦૬. 'મને શોભતું નથી કે અલ્લાહ વિશે હું કોઈ એવી વાત ઉચ્ચારું જે સત્ય ન હોય. હું તમારી પાસે તમારા પાલનહાર તરફથી સ્પષ્ટ દલીલો લઈને આવ્યો છું. માટે ઈસરાઈલની ઔલાદને મારી સાથે જવા દે.'(૩૨)

قَالَ إِن كُنتَ جِئْتَ بِـَٔايَةٍ فَأْتِ بِهَآ إِن كُنتَ مِنَ ٱلصَّٰدِقِينَ ﴿١٠٧﴾

૧૦૭. (ફિરઔને) જવાબ આપ્યો, 'જો તું ખરેખર નિશાની લઈને આવ્યો છે તે તેને પેશ કર, જો તું સાચો છે તો.'

فَأَلْقَىٰ عَصَاهُ فَإِذَا هِىَ ثُعْبَانٌ مُّبِينٌ ﴿١٠٨﴾

૧૦૮. ત્યારે તેણે પોતાની લાઠી ભોંય ઉપર ફેંકી અને ત્યાં સ્પષ્ટ (સળવળતો) અજગર નજરે પડયો.

وَنَزَعَ يَدَهُۥ فَإِذَا هِىَ بَيْضَآءُ لِلنَّٰظِرِينَ ﴿١٠٩﴾ ع

૧૦૯. પછી તેણે પોતાનો હાથ લંબાવ્યો જે જોનારાઓને ધોળો (ચળકાટ) મારતો દેખાયો. (રુકૂઅ - ૧૩)

قَالَ ٱلْمَلَأُ مِن قَوْمِ فِرْعَوْنَ إِنَّ هَٰذَا لَسَٰحِرٌ عَلِيمٌ ﴿١١٠﴾

૧૧૦. ફિરઔનની કોમના સરદારોએ કહ્યું 'આ તો ખરે જ બહુજ ચાલાક જાદુગર (લાગે) છે!'

يُرِيدُ أَن يُخْرِجَكُم مِّنْ أَرْضِكُمْ ۖ فَمَاذَا تَأْمُرُونَ ﴿١١١﴾

૧૧૧. 'આ તમને (સૌને) તમારા દેશમાંથી હાંકી કાઢવાનો ઈરાદો રાખે છે. માટે તમારી શું સલાહ છે?' (ફિરઔને પૂછયું)

قَالُوٓا۟ أَرْجِهْ وَأَخَاهُ وَأَرْسِلْ فِى ٱلْمَدَآئِنِ حَٰشِرِينَ ﴿١١٢﴾

૧૧૨. તેમણે કહ્યું: 'તેને અને તેના ભાઈને અત્યારે જવા દે, અને શહેરોમાં ઢંઢેરો પીટનારા મોકલી દે.

يَأْتُوكَ بِكُلِّ سَٰحِرٍ عَلِيمٍ ﴿١١٣﴾

૧૧૩. 'કે તમામ હોશિયાર જાદુગરોને તારી સમક્ષ હાજર કરવામાં આવે.'

وَجَآءَ ٱلسَّحَرَةُ فِرْعَوْنَ قَالُوٓا۟ إِنَّ لَنَا لَأَجْرًا إِن كُنَّا نَحْنُ ٱلْغَٰلِبِينَ ﴿١١٤﴾

૧૧૪. અને જાદુગરો ફિરઔન પાસે આવ્યા (અને) કહ્યું 'જો અમે ફાવી જઈએ તો અમને ઈનામ મળવું જોઈએ.'

قَالَ نَعَمْ وَإِنَّكُمْ لَمِنَ ٱلْمُقَرَّبِينَ ﴿١١٥﴾

૧૧૫. તેણે કહ્યું 'અવશ્ય મળશે, ઉપરાંતમાં તમે મારા ખાસ (દરબારીઓમાં) ગણાશો.

قَالُوا۟ يَٰمُوسَىٰٓ إِمَّآ أَن تُلْقِىَ وَإِمَّآ أَن نَّكُونَ نَحْنُ ٱلْمُلْقِينَ ﴿١١٦﴾

૧૧૬. તેમણે કહ્યું: 'હે મૂસા, શું તું પહેલ કરીશ કે અમે કરીએ?'

قَالَ أَلْقُوا۟ ۖ فَلَمَّآ أَلْقَوْا۟ سَحَرُوٓا۟ أَعْيُنَ ٱلنَّاسِ وَٱسْتَرْهَبُوهُمْ وَجَآءُو بِسِحْرٍ عَظِيمٍ ﴿١١٧﴾

૧૧૭. તેણે જવાબ આપ્યો: 'તમે પહેલ કરો,' અને તેમણે જે ફેંકયું તેનાથી લોકોની આંખો અંજાઈ ગઈ અને તેમના જાદુ પ્રયોગથી લોકો છક્ક થઈ ગયા કે તેમણે કમાલનો જાદુ કર્યો.

૩૨. હઝરત મૂસા (અ)નો ફિરઔન પાસે જવાનો મૂળ હેતુ બની ઈસરાઈલને તેના ઝુલ્મો-સીતમમાંથી છોડાવી લઈ જવાનો હતો. પરંતુ સાધારણ સંજોગોમાં ઉપદેશ આપવો અનિવાર્ય થઈ પડે છે. જો કે હઝરત મૂસા(અ)નો ઉપદેશ તો ખાસ બની ઈસરાઈલ માટે જ હતો.

૧૧૮. અને અમે મૂસા ઉપર વહી ઊતારી કે તું તારી લાઠી ફેંક. જોતજોતામાં તે તેમના ફેંકેલા (જાદુ)ને ઓગાળી ગઈ.

૧૧૯. અને સત્ય પુરવાર થઈ ગયું અને તેમણે જે કર્યું તે વ્યર્થ સાબિત થયું.

૧૨૦. આવી રીતે તે લોકો ત્યાંજ પરાજ્ય પામ્યા અને રૂસ્વાઈથી થઈ પાછા હટયા.

૧૨૧. અને તે જાદુગરો વિનમ્રતાથી સિજદામાં પડી ગયા.

૧૨૨. તેમણે કહ્યું: 'અમે તમામ જહાનોના માલિક ઉપર ઈમાન લાવીએ છીએ.'

૧૨૩. 'જે મૂસા તથા હારૂનનો પાલનહાર છે.'

૧૨૪. ફિરઔને કહ્યું: 'શું તમે મારી પરવાનગી વગર તેના ઉપર ઈમાન લઈ આવ્યા છો? નિ:સંદેહ, આ એક કાવતરું છે. અને તમે આ શહેરના રહેવાસીઓને અહીંથી હાંકી કાઢવા માટે રચ્યું છે, પરંતુ તેનું પરિણામ તમે હવે જોઈ લેશો.

૧૨૫. 'તમારી નાફરમાનીના કારણે હું તમારો એક તરફનો હાથ અને બીજી તરફનો પગ કાપી નાખીશ પછી તમને સૌને એક સાથે લટકાવીને મારી નાખીશ.

૧૨૬. તેમણે જવાબ આપ્યો 'ત્યારે અમે અમારા પરવરદિગાર તરફ પાછા જશું.'

૧૨૭. 'અને તું અમારાથી કેવળ આજ કારણે વેર લેવા ચાહે છે કારણ કે અમારા પરવરદિગારની આવેલી નિશાનીઓ ઉપર અમે ઈમાન લાવ્યા છીએ. હે અમારા રબ,તું અમને સહન કરવાની શકિત અર્પણ કર, અને તારી શરણાગતિમાંજ અમને મોત આપ.' (રુકૂઅ - ૧૪)

૧૨૮. અને ફિરઔનની કોમના આગેવાનોએ કહ્યું 'શું તું મૂસા અને તેના સાથીઓને દેશમાં બદઅમની ફેલાવવા દઈશ અને તારા અને તારા મા'બૂદો સામે બળવો કરવા દઈશ?' તેણે જવાબ આપ્યો 'અમે તેમના પુત્રોને બેરહેમીથી કતલ કરી

وَاَوْحَيْنَآ اِلٰى مُوْسٰٓى اَنْ اَلْقِ عَصَاكَ ۚ فَاِذَا هِيَ تَلْقَفُ مَا يَاْفِكُوْنَ ﴿١١٨﴾

فَوَقَعَ الْحَقُّ وَبَطَلَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿١١٩﴾

فَغُلِبُوْا هُنَالِكَ وَانْقَلَبُوْا صٰغِرِيْنَ ﴿١٢٠﴾

وَاُلْقِيَ السَّحَرَةُ سٰجِدِيْنَ ﴿١٢١﴾

قَالُوْٓا اٰمَنَّا بِرَبِّ الْعٰلَمِيْنَ ﴿١٢٢﴾

رَبِّ مُوْسٰى وَهٰرُوْنَ ﴿١٢٣﴾

قَالَ فِرْعَوْنُ اٰمَنْتُمْ بِهٖ قَبْلَ اَنْ اٰذَنَ لَكُمْ ۚ اِنَّ هٰذَا لَمَكْرٌ مَّكَرْتُمُوْهُ فِى الْمَدِيْنَةِ لِتُخْرِجُوْا مِنْهَآ اَهْلَهَا ۚ فَسَوْفَ تَعْلَمُوْنَ ﴿١٢٤﴾

لَاُقَطِّعَنَّ اَيْدِيَكُمْ وَاَرْجُلَكُمْ مِّنْ خِلَافٍ ثُمَّ لَاُصَلِّبَنَّكُمْ اَجْمَعِيْنَ ﴿١٢٥﴾

قَالُوْٓا اِنَّآ اِلٰى رَبِّنَا مُنْقَلِبُوْنَ ﴿١٢٦﴾

وَمَا تَنْقِمُ مِنَّآ اِلَّآ اَنْ اٰمَنَّا بِاٰيٰتِ رَبِّنَا لَمَّا جَآءَتْنَا ۗ رَبَّنَآ اَفْرِغْ عَلَيْنَا صَبْرًا وَّتَوَفَّنَا مُسْلِمِيْنَ ﴿١٢٧﴾

وَقَالَ الْمَلَاُ مِنْ قَوْمِ فِرْعَوْنَ اَتَذَرُ مُوْسٰى وَقَوْمَهٗ لِيُفْسِدُوْا فِى الْاَرْضِ وَيَذَرَكَ وَاٰلِهَتَكَ ۗ قَالَ

سَنُقَتِّلُ اَبْنَآءَهُمْ وَ نَسْتَحْيِ نِسَآءَهُمْ وَاِنَّا فَوْقَهُمْ قٰهِرُوْنَ ﴿۱۲۷﴾

નાખશું અને તેમની સ્ત્રીઓને જીવવા દેશું. બેશક, અમે તેમના ઉપર સંપૂર્ણ સત્તા રાખીએ છીએ.'(33)

قَالَ مُوْسٰى لِقَوْمِهِ اسْتَعِيْنُوْا بِاللّٰهِ وَاصْبِرُوْا اِنَّ الْاَرْضَ لِلّٰهِ يُوْرِثُهَا مَنْ يَّشَآءُ مِنْ عِبَادِهٖ وَ الْعَاقِبَةُ لِلْمُتَّقِيْنَ ﴿۱۲۸﴾

૧૨૯. મૂસાએ પોતાની કોમને કહ્યું 'અલ્લાહ પાસે મદદ માગતા રહો અને ધીરજ રાખો. ખરેજ, આ પૃથ્વીનો માલિક અલ્લાહ છે; તે પોતાના બંદાઓમાંથી જેને ચાહે તેનો વારસ બનાવે છે. અને સંયમ ધારણ કરનારાઓનો જ અંજામ (ભલો) હોય છે.'

قَالُوْٓا اُوْذِيْنَا مِنْ قَبْلِ اَنْ تَاْتِيَنَا وَمِنْۢ بَعْدِ مَا جِئْتَنَا قَالَ عَسٰى رَبُّكُمْ اَنْ يُّهْلِكَ عَدُوَّكُمْ وَ يَسْتَخْلِفَكُمْ فِى الْاَرْضِ فَيَنْظُرَ كَيْفَ تَعْمَلُوْنَ ﴿۱۲۹﴾

૧૩૦. તેમણે જવાબ આપ્યો 'તારા આવવા પહેલાં અમને બહુ દુ:ખ આપવામાં આવતું હતું. અને તારા આવ્યા પછી પણ અમે દુ:ખો સહન કરી રહ્યા છીએ.' મૂસાએ જવાબમાં કહ્યું 'તમારો રબ તમારા દુશ્મનને નાબૂદ કરી દેશે અને તમને દેશની સત્તા(34) સોંપી દેશે (પછી) તે જોશે કે તમે કેવા કામ કરો છો.' (રુકૂઅ-૧૫)

وَلَقَدْ اَخَذْنَآ اٰلَ فِرْعَوْنَ بِالسِّنِيْنَ وَنَقْصٍ مِّنَ الثَّمَرٰتِ لَعَلَّهُمْ يَذَّكَّرُوْنَ ﴿۱۳۰﴾

૧૩૧. અને અમે ફિરઔનની કોમને વર્ષો સુધી દુષ્કાળ અને ફળોની અછતમાં ઘેર્યા, કે કદાચ તેઓ નસિહત પકડે.

فَاِذَا جَآءَتْهُمُ الْحَسَنَةُ قَالُوْا لَنَا هٰذِهٖ وَاِنْ تُصِبْهُمْ سَيِّئَةٌ يَّطَّيَّرُوْا بِمُوْسٰى وَمَنْ مَّعَهٗ اَلَآ اِنَّمَا طٰٓئِرُهُمْ عِنْدَ اللّٰهِ وَلٰكِنَّ اَكْثَرَهُمْ لَا يَعْلَمُوْنَ ﴿۱۳۱﴾

૧૩૨. પરંતુ જ્યારે પણ તેમના ઉપર સારા દિવસો આવતા તો તેઓ કહેતા કે આ તો અમારો હક્ક છે. અને જ્યારે તેમના ઉપર માઠા દિવસો આવતા તો તેને મૂસા અને તેના સાથીઓના પ્રતાપે આવેલી બદબખ્તી (પનોતી) ગણતા. બેશક તેમની પનોતી તો અલ્લાહના હાથમાં છે. પરંતુ તેઓમાંના ઘણા નથી જાણતા.

وَقَالُوْا مَهْمَا تَاْتِنَا بِهٖ مِنْ اٰيَةٍ لِّتَسْحَرَنَا بِهَا فَمَا نَحْنُ لَكَ بِمُؤْمِنِيْنَ ﴿۱۳۲﴾

૧૩૩. અને તેમણે કહ્યું 'તું ભલે ગમે તેવો મો'જેઝો (ચમત્કાર) લાવી અમને મુગ્ધ કરી નાખીશ તો પણ અમે તારા ઉપર ઈમાન નહિ લાવીએ.

فَاَرْسَلْنَا عَلَيْهِمُ الطُّوْفَانَ وَالْجَرَادَ وَالْقُمَّلَ وَالضَّفَادِعَ وَالدَّمَ اٰيٰتٍ مُّفَصَّلٰتٍ فَاسْتَكْبَرُوْا وَكَانُوْا قَوْمًا مُّجْرِمِيْنَ ﴿۱۳۳﴾

૧૩૪. પછી અમે તેમના ઉપર તૂફાન, તીડો, જૂહો, દેડકાં, તથા લોહી, વરસાવ્યું. આ બધા ખુલ્લા મો'જેઝા હતા; પરંતુ તેમણે ઘમંડી વલણ દાખવ્યું અને તે લોકો મહાપાપી હતા.

---

૩૩. ફિરઔનને તેની કોમ ખુદા તરીકે માનતી હતી. (કુરઆન પ્ર.૨૮ આ.૩૯) પરંતુ ફિરઔન પોતે અન્ય દેવીદેવતાઓની પૂજા કરતો હતો.

૩૪. ફિરઔનની બાદશાહતનો વિનાશ થયા પછી ઈસરાઈલીઓ સાથે લાગણી ધરાવનારી કોમના હાથમાં મિસરની સત્તા આવી હતી અને ઈસરાઈલીઓને આ આયતમાં જે બાદશાહતનો વાયદો હતો તે'જ 'પવિત્રભૂમિ'માં તેઓ દાખલ થઈ ચૂકયા હતા અને ત્યાં તેમની સત્તા કાયમ થઈ હતી.

૧૩૫. અને જ્યારે પણ તેમના ઉપર અઝાબ આવતો, તેઓ કહેતા 'હે મૂસા, તારા પાલનહારે તને આપેલા વચનો તેને યાદ કરાવી તું અમારા માટે દુઆ કર, અને જો તું અમારા ઉપરથી આફતને ટાળી દઈશ તો અમે તારા ઉપર ઈમાન લઈ આવશું, અને અમે ઈસરાઈલના સંતાનોને તારી સાથે જવા દેશું.'

૧૩૬. પરંતુ જ્યારે અમે તેમના ઉપરથી એક મુદત માટે આફત ટાળી દેતા, તે મુદ્દત પૂરી થતાં જ તેઓ પોતાના વચનનો ભંગ કરતા.

૧૩૭. માટે અમે તેમનાથી વેર લીધું અને તેમને સમુદ્રમાં[(૩૫)] ડૂબાવી દીધા કારણ કે તેમણે અમારી આયતોને ખોટી ઠરાવી અને તેમની અવગણના કરી.

૧૩૮. અને જે લોકો કમઝોર (નબળા) સમજવામાં આવતા હતા તેમને અમે ધરતીના પૂર્વ તથા પશ્ચિમના વારસદાર બનાવ્યા, જેને અમે અનંત બરકતો આપી હતી. આવી રીતે તારા પરવરદિગારનો (પવિત્ર) કોલ બની ઈસરાઈલના હક્કમાં પરિપૂર્ણ થયો કારણ કે તેઓ ધૈર્યશીલ હતા, અને ફિરઔન તથા તેની કોમે જે બાંધકામ કર્યું હતું અને જે કંઈ ચણતર કર્યું હતું તેને અમે મિટાવી દીધું.

૧૩૯. પછી અમે બની ઈસરાઈલને સમુદ્રપાર ઊતાર્યા જ્યાં તેઓ એવી કોમ પાસે આવી પહોંચ્યા જે બૂતપરસ્તીમાં ઓતપ્રોત હતી. તેમણે કહ્યું 'હે મૂસા અમારા માટે આ લોકોના મા'બૂદ જેવો મા'બૂદ બનાવી દે.' તેણે કહ્યું 'ખરેખર તમે લોકો બિલકુલ નાદાન છો.

૧૪૦. 'જે પણ વસ્તુઓ પ્રત્યે આ લોકો અકીદત (ભક્તિભાવ) રાખે છે તે સર્વ નાશવંત છે. અને તેમની કરણીઓ વ્યર્થ જવાની છે.'

૧૪૧. તેણે કહ્યું 'શું હું તમારા માટે અલ્લાહ સિવાય કોઈ અન્ય મા'બૂદને શોધી લાવું. જ્યારે કે તેણેજ તમને સર્વ કોમો ઉપર શ્રેષ્ઠતા આપી છે.'

وَلَمَّا وَقَعَ عَلَيْهِمُ الرِّجْزُ قَالُوا يٰمُوسَى ادْعُ لَنَا رَبَّكَ بِمَا عَهِدَ عِنْدَكَ ۚ لَئِنْ كَشَفْتَ عَنَّا الرِّجْزَ لَنُؤْمِنَنَّ لَكَ وَلَنُرْسِلَنَّ مَعَكَ بَنِيٓ إِسْرَآءِيلَ ﴿١٣٤﴾

فَلَمَّا كَشَفْنَا عَنْهُمُ الرِّجْزَ إِلٰىٓ أَجَلٍ هُمْ بٰلِغُوهُ إِذَا هُمْ يَنْكُثُونَ ﴿١٣٥﴾

فَانْتَقَمْنَا مِنْهُمْ فَأَغْرَقْنٰهُمْ فِي الْيَمِّ بِأَنَّهُمْ كَذَّبُوا بِاٰيٰتِنَا وَكَانُوا عَنْهَا غٰفِلِينَ ﴿١٣٦﴾

وَأَوْرَثْنَا الْقَوْمَ الَّذِينَ كَانُوا يُسْتَضْعَفُونَ مَشٰرِقَ الْأَرْضِ وَمَغٰرِبَهَا الَّتِي بٰرَكْنَا فِيهَا ۖ وَتَمَّتْ كَلِمَتُ رَبِّكَ الْحُسْنٰى عَلٰى بَنِيٓ إِسْرَآءِيلَ ۙ بِمَا صَبَرُوا ۖ وَدَمَّرْنَا مَا كَانَ يَصْنَعُ فِرْعَوْنُ وَقَوْمُهُ وَمَا كَانُوا يَعْرِشُونَ ﴿١٣٧﴾

وَجٰوَزْنَا بِبَنِيٓ إِسْرَآءِيلَ الْبَحْرَ فَأَتَوْا عَلٰى قَوْمٍ يَعْكُفُونَ عَلٰىٓ أَصْنَامٍ لَهُمْ ۚ قَالُوا يٰمُوسَى اجْعَلْ لَنَآ إِلٰهًا كَمَا لَهُمْ اٰلِهَةٌ ۚ قَالَ إِنَّكُمْ قَوْمٌ تَجْهَلُونَ ﴿١٣٨﴾

إِنَّ هٰٓؤُلَآءِ مُتَبَّرٌ مَا هُمْ فِيهِ وَبٰطِلٌ مَا كَانُوا يَعْمَلُونَ ﴿١٣٩﴾

قَالَ أَغَيْرَ اللّٰهِ أَبْغِيكُمْ إِلٰهًا وَهُوَ فَضَّلَكُمْ عَلَى الْعٰلَمِينَ ﴿١٤٠﴾

૩૫. જ્યારે ફિરઔન અને તેના સાથીઓએ હઝરત મૂસા (અ) તથા તેમના સાથીઓનો પીછો કર્યો હતો ત્યારે હઝરત મૂસા (અ) સમુદ્રને પાર કરવામાં સફળ થયા અને ફિરઔન તથા તેની સેના ભરતીની ઓટમાં આવી ડૂબી ગયા હતા.

وَإِذْ أَنجَيْنَاكُم مِّنْ آلِ فِرْعَوْنَ يَسُومُونَكُمْ سُوءَ الْعَذَابِ ۖ يُقَتِّلُونَ أَبْنَاءَكُمْ وَيَسْتَحْيُونَ نِسَاءَكُمْ ۚ وَفِي ذَٰلِكُم بَلَاءٌ مِّن رَّبِّكُمْ عَظِيمٌ ﴿١٤٢﴾

૧૪૨. અને (યાદ કરો) જ્યારે મેં તમને ફિરઔનની કોમથી છૂટકારો અપાવ્યો હતો, જે તમને અસહ્ય યાતનાઓ આપતા હતા, તમારા પુત્રોને હણી નાખતા હતા, અને તમારી સ્ત્રીઓને રાખી લેતા હતા. અને તેમાં તમારા પાલનહાર તરફથી તમારા માટે એક ભવ્ય આઝમાયશ હતી. (રુકૂઅ-૧૬)

وَوَاعَدْنَا مُوسَىٰ ثَلَاثِينَ لَيْلَةً وَأَتْمَمْنَاهَا بِعَشْرٍ فَتَمَّ مِيقَاتُ رَبِّهِ أَرْبَعِينَ لَيْلَةً ۚ وَقَالَ مُوسَىٰ لِأَخِيهِ هَارُونَ اخْلُفْنِي فِي قَوْمِي وَأَصْلِحْ وَلَا تَتَّبِعْ سَبِيلَ الْمُفْسِدِينَ ﴿١٤٣﴾

૧૪૩. અને અમે મૂસાને (પહેલાં) ત્રીસ રાતોનો વાયદો કર્યો હતો, પછી તેમાં દસનો વધારો કર્યો હતો. આવી રીતે તેના પરવરદિગાર તરફથી કુલ ચાલીસ રાતો મુકર્રર થઈ હતી. અને મૂસાએ પોતાના ભાઈ હારૂનને (જતી વખતે) કહ્યું 'મારી ગેરહાજરીમાં કોમમાં તું મારું સ્થાન લે અને તેમની પૂરેપૂરી સંભાળ લેજે. અને ફિસાદ ફેલાવનારાઓ પાછળ ન ચાલજે.'

وَلَمَّا جَاءَ مُوسَىٰ لِمِيقَاتِنَا وَكَلَّمَهُ رَبُّهُ قَالَ رَبِّ أَرِنِي أَنظُرْ إِلَيْكَ ۚ قَالَ لَن تَرَانِي وَلَٰكِنِ انظُرْ إِلَى الْجَبَلِ فَإِنِ اسْتَقَرَّ مَكَانَهُ فَسَوْفَ تَرَانِي ۚ فَلَمَّا تَجَلَّىٰ رَبُّهُ لِلْجَبَلِ جَعَلَهُ دَكًّا وَخَرَّ مُوسَىٰ صَعِقًا ۚ فَلَمَّا أَفَاقَ قَالَ سُبْحَانَكَ تُبْتُ إِلَيْكَ وَأَنَا أَوَّلُ الْمُؤْمِنِينَ ﴿١٤٤﴾

૧૪૪. અને જ્યારે મૂસા અમારા મુકર્રર કરેલા સમયે આવ્યો અને તેના રબે તેની સાથે વાર્તાલાપ કર્યો ત્યારે તેણે કહ્યું 'હે મારા પરવરદિગાર મને તારા દીદાર[(૩૬)] કરાવ જેથી હું તને (સાક્ષાત) જોઈ શકું.' (અલ્લાહે) ફરમાવ્યું 'તારાથી મને જોઈ શકાશે નહિ. આ પર્વત ઉપર દ્રષ્ટિ સ્થિર કર જો તે પોતાના સ્થાને અડગ રહે તો તું મને જોઈ શકીશ.' અને ત્યારે જ તેના પાલનહારે પોતાને (વીજળીના રૂપમાં) પર્વત ઉપર પ્રકાશિત કર્યો તો તે પર્વતના ચૂરેચૂરા ઉડી ગયા, અને મૂસા મુર્છિત થઈ ભોંય ઉપર ગબડી પડયો. અને પછી ભાનમાં આવતાં જ તેણે કહ્યું 'પવિત્ર છે તું, હું તારી તાબેદારીમાં આવું છું અને ઈમાન લાવનારાઓમાં હું સૌથી પહેલો છું.'

قَالَ يَا مُوسَىٰ إِنِّي اصْطَفَيْتُكَ عَلَى النَّاسِ بِرِسَالَاتِي وَبِكَلَامِي فَخُذْ مَا آتَيْتُكَ وَكُن مِّنَ الشَّاكِرِينَ ﴿١٤٥﴾

૧૪૫. (અલ્લાહે) ફરમાવ્યું 'હે મૂસા, મેં તને તારા (સમયના) લોકો ઉપર મારા કલામ તથા મારી પયગમ્બરી વડે શ્રેષ્ઠતા આપી છે. માટે મેં તને જે આપ્યું છે તેને જ તું દ્રઢતાથી વળગી રહે અને આભાર માનનારાઓમાં શામિલ થઈ જા.'

---

૩૬.અ. હઝરત મૂસા (અ) અલ્લાહના દીદાર કરવા માટે બહુજ બેકરાર હતા જેથી તેમણે દુઆમાં અલ્લાહ પાસે એવી માંગણી કરી હતી. અલ્લાહના દીદાર કરવાની તેમનામાં શકિત ન હોવાની અલ્લાહે તેમને ચેતવણી આપી હતી પરંતુ તેમના આગ્રહ ઉપર અલ્લાહે તેમને પર્વત ઉપર દ્રષ્ટિ સ્થિર રાખવા કહ્યું. ત્તક્ષણે પર્વત ઉપર ભયંકર ગર્જના સાથે વિજળી પડી જેનાથી ધરતી ધ્રૂજી ઊઠી અને હઝરત મૂસા (અ) ગભરાઈ ગયા અને મૂર્છા ખાઈ નીચે ગબડી પડયા.

وَكَتَبْنَا لَهُ فِي الْأَلْوَاحِ مِنْ كُلِّ شَيْءٍ مَّوْعِظَةً وَّتَفْصِيلًا لِّكُلِّ شَيْءٍ ۚ فَخُذْهَا بِقُوَّةٍ وَّأْمُرْ قَوْمَكَ يَأْخُذُوا بِأَحْسَنِهَا ۚ سَأُورِيكُمْ دَارَ الْفٰسِقِينَ ﴿١٤٦﴾

૧૪૬. અને અમે તેના માટે તખ્તીઓ ઉપર એવા આહકામો (આદેશો) લખ્યા જેમાં પ્રત્યેક અગત્યની નસિહતો હતી (અને ફરમાવ્યું) 'તું તેમના ઉપર મક્કમ રહેજે અને તારી કોમને તેને ઉમ્દગી સાથે અનુસરવાની આજ્ઞા આપ. (અને) જે નાફરમાની કરશે તેમનું ઠેકાણું હું તને વેળાસર દેખાડી દઈશ.'

سَأَصْرِفُ عَنْ اٰيٰتِيَ الَّذِينَ يَتَكَبَّرُونَ فِي الْأَرْضِ بِغَيْرِ الْحَقِّ ۚ وَإِنْ يَّرَوْا كُلَّ اٰيَةٍ لَّا يُؤْمِنُوا بِهَا ۚ وَإِنْ يَّرَوْا سَبِيلَ الرُّشْدِ لَا يَتَّخِذُوهُ سَبِيلًا ۚ وَإِنْ يَّرَوْا سَبِيلَ الْغَيِّ يَتَّخِذُوهُ سَبِيلًا ۚ ذٰلِكَ بِأَنَّهُمْ كَذَّبُوا بِاٰيٰتِنَا وَكَانُوا عَنْهَا غٰفِلِينَ ﴿١٤٧﴾

૧૪૭. ધરતી ઉપર નાહક ઘમંડ કરનારાઓને હું ટૂંક સમયમાં જ મારી નિશાનીઓથી વિમુખ કરી દઈશ, અને તેઓ નિશાની જોઈ લેશે છતાં પણ તેના ઉપર ઈમાન લાવશે નહિ; અને તેઓ પરહેઝગારીની રાહને જોયા છતાં તેને અપનાવશે નહિ; પરંતુ જો તેઓ બદકારીનો માર્ગ જોશે, તો તેને તરત જ અપનાવી લેશે. કારણ કે તેમણે અમારી આયતોને ખોટી ઠરાવી અને તેના પ્રત્યે બેદરકારી કરતા રહ્યા.

وَالَّذِينَ كَذَّبُوا بِاٰيٰتِنَا وَلِقَاءِ الْاٰخِرَةِ حَبِطَتْ أَعْمَالُهُمْ ۚ هَلْ يُجْزَوْنَ إِلَّا مَا كَانُوا يَعْمَلُونَ ﴿١٤٨﴾ ع

૧૪૮. અને જે લોકો અમારી આયતોને અને આખેરતની મુલાકાતને માનવાનો ઈન્કાર કરે છે. તેમની સર્વ કરણીઓ વ્યર્થ ગઈ. શું તેઓ પોતાની કરણીના યોગ્ય બદલા સિવાય બીજું કંઈ (મેળવવા)ની આશા રાખી શકે છે? (રુકૂઅ-૧૭)

وَاتَّخَذَ قَوْمُ مُوسٰى مِنْ بَعْدِهٖ مِنْ حُلِيِّهِمْ عِجْلًا جَسَدًا لَّهُ خُوَارٌ ۚ أَلَمْ يَرَوْا أَنَّهُ لَا يُكَلِّمُهُمْ وَلَا يَهْدِيهِمْ سَبِيلًا ۘ اِتَّخَذُوهُ وَكَانُوا ظٰلِمِينَ ﴿١٤٩﴾

૧૪૯. અને મૂસાની કોમે તેની ગેરહાજરીમાં તેમના આભૂષણો (ઘરેણા તથા શણગારની વસ્તુ)થી વાછરડાની આકૃતિ બનાવી જેમાં ધીમો અવાજ[૩૭] નીકળતો હતો. શું તેમણે જોયું ન હતું કે તે (મૂર્તિ) તેમની સાથે કંઈ વાત ન કરતી હતી ન તેમને કોઈ હિદાયત કરી શકતી હતી? તેને (મા'બૂદ) સ્વીકારી તેમણે મર્યાદાનો ભંગ કર્યો.

وَلَمَّا سُقِطَ فِي أَيْدِيهِمْ وَرَأَوْا أَنَّهُمْ قَدْ ضَلُّوا ۙ قَالُوا لَئِنْ لَّمْ يَرْحَمْنَا رَبُّنَا وَيَغْفِرْ لَنَا لَنَكُونَنَّ مِنَ الْخٰسِرِينَ ﴿١٥٠﴾

૧૫૦. અને જ્યારે તેમને સમજાઈ ગયું કે તેઓ ખરેખર ગુમરાહ થઈ ગયા છે તો તેઓ બહુજ પસ્તાયા, તેમણે કહ્યું 'હવે જો અમારો પરવરદિગાર અમારા ઉપર દયા નહિ કરે અને અમને માફ નહિ કરે તો અમે બરબાદ થઈ જશું.'

وَلَمَّا رَجَعَ مُوسٰى إِلٰى قَوْمِهٖ غَضْبَانَ أَسِفًا ۙ قَالَ

૧૫૧. અને જ્યારે મૂસા પાછો ફર્યો તો તેને બહુજ દુઃખ થયું અને તેણે ગુસ્સામાં કહ્યું 'મારી ગેરહાજરીમાં તમે જે આચરણ કર્યું છે તે બહુજ અધમ

૩૭. વાછરડાના ભાંભરડા જેવો અવાજ—

بِئْسَمَا خَلَفْتُمُونِي مِن بَعْدِي ۖ أَعَجِلْتُمْ أَمْرَ رَبِّكُمْ ۖ وَأَلْقَى الْأَلْوَاحَ وَأَخَذَ بِرَأْسِ أَخِيهِ يَجُرُّهُ إِلَيْهِ ۚ قَالَ ابْنَ أُمَّ إِنَّ الْقَوْمَ اسْتَضْعَفُونِي وَكَادُوا يَقْتُلُونَنِي فَلَا تُشْمِتْ بِيَ الْأَعْدَاءَ وَلَا تَجْعَلْنِي مَعَ الْقَوْمِ الظَّالِمِينَ ﴿١٥١﴾

છે. તમારા રબનો હુકમ આવ્યા પહેલાં તમને (આવું કરવાની) શું ઉતાવળ હતી?' તેણે તખ્તીઓ[૩૮] નીચે મૂકી અને પોતાના ભાઈ (હારૂન)નું માથું પકડી પોતાના તરફ ખેંચ્યો ત્યારે હારૂને કહ્યું 'હે, મારા માડીજાયા, આ લોકો મને નિર્બળ જાણી મને મારી નાખવાની અણી ઉપર હતા. માટે તું દુશ્મનોને મારા ઉપર હસવાનો મોકો ન આપ અને મને આ ઝાલિમો સાથે ગુનાહગાર ન ઠરાવી દે.[૩૯]

قَالَ رَبِّ اغْفِرْ لِي وَلِأَخِي وَأَدْخِلْنَا فِي رَحْمَتِكَ ۖ وَأَنتَ أَرْحَمُ الرَّاحِمِينَ ﴿١٥٢﴾ ع ١٨/٨

૧૫૨. (ત્યારે) મૂસાએ કહ્યું: 'હે મારા પરવરદિગાર, મને અને મારા ભાઈને[૪૦] ક્ષમા કર. અને અમને તારી રેહમતમાં લઈ લે, તું દયા કરનારાઓમાં સૌથી વધુ દયાળુ છે.' (રુકૂઅ-૧૮)

إِنَّ الَّذِينَ اتَّخَذُوا الْعِجْلَ سَيَنَالُهُمْ غَضَبٌ مِّن رَّبِّهِمْ وَذِلَّةٌ فِي الْحَيَاةِ الدُّنْيَا ۚ وَكَذَٰلِكَ نَجْزِي الْمُفْتَرِينَ ﴿١٥٣﴾

૧૫૩. જે લોકોએ વાછરડાને (મા'બૂદ) સ્વીકાર્યો, તે લોકો અલ્લાહના ગઝબ (પ્રકોપ)થી ઘેરાઈ જશે અને આ દુનિયામાં તેમને નામોશી મળશે. અને અસત્ય ઘડનારાઓને અમે આવો જ બદલો આપીએ છીએ.

وَالَّذِينَ عَمِلُوا السَّيِّئَاتِ ثُمَّ تَابُوا مِن بَعْدِهَا وَآمَنُوا إِنَّ رَبَّكَ مِن بَعْدِهَا لَغَفُورٌ رَّحِيمٌ ﴿١٥٤﴾

૧૫૪. પરંતુ જે લોકો બદઆમાલીઓ (અપકૃત્યો) કર્યા પછી તૌબાહ કરી અને ઈમાન લઈ આવે, (તો) ખરેખર, અલ્લાહ ક્ષમા આપનાર છે, દયાળુ છે.

وَلَمَّا سَكَتَ عَن مُّوسَى الْغَضَبُ أَخَذَ الْأَلْوَاحَ ۖ وَفِي نُسْخَتِهَا هُدًى وَرَحْمَةٌ لِّلَّذِينَ هُمْ لِرَبِّهِمْ يَرْهَبُونَ ﴿١٥٥﴾

૧૫૫. અને જ્યારે મૂસાનો ગુસ્સો નરમ પડયો તો તેણે તે તખ્તીઓ ઉઠાવી લીધી જેમાં પોતાના પરવરદિગારનો ડર રાખનારાઓ માટે હિદાયત અને રેહમત હતી.

وَاخْتَارَ مُوسَىٰ قَوْمَهُ سَبْعِينَ رَجُلًا لِّمِيقَاتِنَا ۖ فَلَمَّا أَخَذَتْهُمُ الرَّجْفَةُ قَالَ رَبِّ لَوْ شِئْتَ أَهْلَكْتَهُم مِّن

૧૫૬. અને મૂસાએ પોતાની કોમમાંથી સિત્તેર વ્યકિતઓને અમારા મેળાપ માટે સાથે લઈ જવા માટે ચૂંટયા હતા. પરંતુ જ્યારે તેઓ એક ધરતીકંપમાં સપડાઈ ગયા, (તો) તેણે કહ્યું 'હે મારા પરવરદિગાર

૩૮. શિલાઓ જેના ઉપર અલ્લાહના આદેશો લખ્યા હતા.

૩૯. હઝરત મૂસા (અ)ની અલ્લાહ સાથે મુલાકાતના સમયમાં દસ દિવસનો અણધાર્યો વધારો થઈ જતાં તેઓ નક્કી કરેલા સમયે પોતાની કોમમાં પાછા ન ફર્યા ત્યારે કોમમાં વિવિધ ચર્ચાઓ અને કુશંકાઓ થવા લાગી, ફિસાદ કરનારાઓએ આ પરિસ્થિતિનો લાભ લઈ વાછરડાની ઉપાસ્નાનું અનર્થ કાયમ કર્યું, અને તેમની પ્રબળ યોજના સામે હઝરત હારૂન (અ) સફળ ન થયા. હઝરત હારૂન (અ) સિવાય આખી કોમના સભ્યો વાછરડાની ઉપાસ્નામાં જોડાઈ ગયા હતા.

૪૦. બાઈબલમાં હઝરત હારૂન (અ) ઉપર વાછરડાની ઉપાસ્ના કર્યા હોવાનો ખોટો આરોપ મૂકવામાં આવ્યો છે. કુરઆને મજીદે હઝરત હારૂન (અ)ને તદ્દન નિર્દોષ સાબિત કર્યા છે.

قَبْلُ وَإِيَّايَ ۖ أَتُهْلِكُنَا بِمَا فَعَلَ السُّفَهَاءُ مِنَّا ۖ إِنْ هِيَ إِلَّا فِتْنَتُكَ تُضِلُّ بِهَا مَنْ تَشَاءُ وَتَهْدِي مَنْ تَشَاءُ ۖ أَنْتَ وَلِيُّنَا فَاغْفِرْ لَنَا وَارْحَمْنَا ۖ وَأَنْتَ خَيْرُ الْغَافِرِينَ ﴿١٥٥﴾

જો તું ચાહતો હોત તો તેં તેમને અને મને આ પહેલાં પણ મિટાવી દીધા હોત. શું તું અમારામાંના થોડા નાદાન લોકોની બદઆમાલીઓ (કૃત્યો) માટે અમને (બધાને) મિટાવી દઈશ? આ તો માત્ર તારા તરફથી એક અઝમાયશ હતી, તું જેને ચાહે તેના વડે ગુમરાહ કરે છે અને જેને ચાહે તું હિદાયત આપે છે. અમારો નિગેહબાન તું જ છે. માટે અમને માફ કર અને અમારા ઉપર રહેમ કર, બેશક, બક્ષનારાઓમાં તુંજ સર્વશ્રેષ્ઠ છે.

وَاكْتُبْ لَنَا فِي هَٰذِهِ الدُّنْيَا حَسَنَةً وَفِي الْآخِرَةِ إِنَّا هُدْنَا إِلَيْكَ ۚ قَالَ عَذَابِي أُصِيبُ بِهِ مَنْ أَشَاءُ ۖ وَرَحْمَتِي وَسِعَتْ كُلَّ شَيْءٍ ۚ فَسَأَكْتُبُهَا لِلَّذِينَ يَتَّقُونَ وَيُؤْتُونَ الزَّكَاةَ وَالَّذِينَ هُمْ بِآيَاتِنَا يُؤْمِنُونَ ﴿١٥٦﴾

૧૫૭. 'અને અમારા માટે આ દુનિયામાં અને આવનારી (ઝિંદગી)માં પણ ભલાઈ નિર્માણ કરી દે; અમે તારી તરફ ઝૂકીએ છીએ.' અલ્લાહે ફરમાવ્યું 'હું મારો અઝાબ જેને પણ ચાહું આપું છું, પરંતુ મારી રહેમત પ્રત્યેક વસ્તુને આવરી લે છે; અને હું મારી રેહમતની આજ્ઞા ફકત તેમના માટે જ આપીશ જે લોકો પરહેઝગારી અપનાવે છે, ઝકાત આપે છે અને અમારી આયતો ઉપર ઈમાન લાવે છે

الَّذِينَ يَتَّبِعُونَ الرَّسُولَ النَّبِيَّ الْأُمِّيَّ الَّذِي يَجِدُونَهُ مَكْتُوبًا عِنْدَهُمْ فِي التَّوْرَاةِ وَالْإِنْجِيلِ يَأْمُرُهُمْ بِالْمَعْرُوفِ وَيَنْهَاهُمْ عَنِ الْمُنْكَرِ وَيُحِلُّ لَهُمُ الطَّيِّبَاتِ وَيُحَرِّمُ عَلَيْهِمُ الْخَبَائِثَ وَيَضَعُ عَنْهُمْ إِصْرَهُمْ وَالْأَغْلَالَ الَّتِي كَانَتْ عَلَيْهِمْ ۚ فَالَّذِينَ آمَنُوا بِهِ وَعَزَّرُوهُ وَنَصَرُوهُ وَاتَّبَعُوا النُّورَ الَّذِي أُنْزِلَ مَعَهُ ۙ أُولَٰئِكَ هُمُ الْمُفْلِحُونَ ﴿١٥٧﴾

ع ١٩

૧૫૮. '(અને તેમના માટે પણ)જે આ રસૂલ ઉમ્મી [૪૧] નબીની તાબેદારી કરશે જેનું વર્ણન તૌરાત અને ઈન્જીલમાં આલેખાએલું તેમણે જોઈ લીધું છે. તે તેમને નેકીની શિખામણ આપે છે. અને બદીથી રોકે છે. અને શુદ્ધ વસ્તુઓ તેમના માટે હલાલ ઠરાવે છે. અને અશુદ્ધ વસ્તુઓ હરામ ઠરાવે છે. અને તેમના ઉપરથી (રૂઢી રીવાજોના) બોજાઓ અને બંધનોને દૂર કરે છે, માટે જે લોકો તેના ઉપર ઈમાન લાવશે અને તેનો આદર કરી તેની હિમાયત કરશે, અને મદદરૂપ બની તેના લાવેલા પ્રકાશપંથે ચાલશે તેઓ જ સફળતા પામ કરશે.' (રૂકૂઅ-૧૯)

૪૧. 'ઉમ્મી' શબ્દથી સાધારણ રીતે 'નિરીક્ષર' અભણનો અર્થ લેવામાં આવે છે, પરંતુ આંહઝરત સ.અ.સ.ના ઊંડા જ્ઞાન અને વ્યાપાર વ્યવહારની કાર્યકુશળતા અને હદીસમાં આપ (સ)નું પોતાના મુનીમો અને મદદનીશોને તેમના લખાણોમાં 'બે' (બ) અને 'સીન' (સ) અક્ષરોને સુધારી ચોખ્ખાઈથી લખવાની સૂચના આપી હોવાના પ્રમાણો મળે છે, જે એક અભણ અને નિરીક્ષર ગણાતી વ્યકિત માટે ભણેલી વ્યકિતને સલાહ આપવી વિસ્મય પમાડે છે.

બલ્કે આંહઝરત સ.અ.સ.ના સદ્ગુણો તથા સદચારિત્ર્યને યોગ્ય રીતે બંધબેસતા 'ઉમ્મી' શબ્દના અર્થોમાં, સદગુણી, ઈમાનદાર, નિર્દોષ, નિષ્કપટ, પવિત્ર અને એક ધાવણા બાળક જેવું **મા'સુમ** માનસ ધરાવનાર વ્યકિતના ગુણોના કારણે પણ ઉમ્મીનું ગુણાત્મક નામ આપવામાં આવ્યું હોવું જોઈએ.

قُلْ يَٰٓأَيُّهَا ٱلنَّاسُ إِنِّى رَسُولُ ٱللَّهِ إِلَيْكُمْ جَمِيعًا ٱلَّذِى لَهُۥ مُلْكُ ٱلسَّمَٰوَٰتِ وَٱلْأَرْضِ لَآ إِلَٰهَ إِلَّا هُوَ يُحْىِۦ وَيُمِيتُ فَـَٔامِنُوا۟ بِٱللَّهِ وَرَسُولِهِ ٱلنَّبِىِّ ٱلْأُمِّىِّ ٱلَّذِى يُؤْمِنُ بِٱللَّهِ وَكَلِمَٰتِهِۦ وَٱتَّبِعُوهُ لَعَلَّكُمْ تَهْتَدُونَ ﴿١٥٩﴾

૧૫૯. તું કહે 'હે લોકો હું તમારા સૌ[૪૨] તરફ આવેલો અલ્લાહનો તે રસૂલ છું જે અલ્લાહના અધિકારમાં ઝમીન આસમાનની બાદશાહત છે તેના સિવાય કોઈ મા'બૂદ નથી. તેજ જીવન આપે છે અને તેજ મૃત્યુ નીપજાવે છે. માટે અલ્લાહ અને તેના રસૂલ ઉપર ઈમાન લાવો, જે ઉમ્મી નબી અલ્લાહ અને તેના કલામ ઉપર ઈમાન રાખે છે; અને તેની જ તાબેદારી કરો જેથી તમે હિદાયત મેળવી શકો.

وَمِن قَوْمِ مُوسَىٰٓ أُمَّةٌ يَهْدُونَ بِٱلْحَقِّ وَبِهِۦ يَعْدِلُونَ ﴿١٦٠﴾

૧૬૦. અને મૂસાની કોમમાં એક એવો પણ વર્ગ હતો જે સત્ય તરફ ઉપદેશ આપતો હતો અને તેનાજ આધારે ન્યાય આપતો.

وَقَطَّعْنَٰهُمُ ٱثْنَتَىْ عَشْرَةَ أَسْبَاطًا أُمَمًا وَأَوْحَيْنَآ إِلَىٰ مُوسَىٰٓ إِذِ ٱسْتَسْقَىٰهُ قَوْمُهُۥٓ أَنِ ٱضْرِب بِّعَصَاكَ ٱلْحَجَرَ فَٱنۢبَجَسَتْ مِنْهُ ٱثْنَتَا عَشْرَةَ عَيْنًا قَدْ عَلِمَ كُلُّ أُنَاسٍ مَّشْرَبَهُمْ وَظَلَّلْنَا عَلَيْهِمُ ٱلْغَمَٰمَ

૧૬૧. અને અમે તેમને બાર કબીલાઓમાં વ્હેંચી નાખ્યા જે સમય જતાં જુદી જુદી કોમ બની ગયા અને જ્યારે મૂસાની કોમે તેની પાસેથી પાણી માગ્યું ત્યારે અમે તેને વહી કરી કહ્યું '(અમુક) ખડક ઉપર લાઠી ફટકાર.' પરિણામે તે ખડકમાંથી બાર ઝરણાં[૪૩] ફૂટી નીકળ્યા અને દરેક કબીલાએ પોતાનું પાણી લેવાનું સ્થળ જાણી લીધું અને અમે વાદળા દ્વારા તેમના ઉપર

૪૨. આંહઝરત સ.અ.સ. તમામ જહાનોની હિદાયત તથા ભલાઈ માટે તશરીફ લાવ્યા હતા કે તેમની દ્વારા પ્રત્યેક કોમોનો રંગભેદ જાતિભેદ, વર્ણભેદ અને અન્ય સીમાબંધીઓનું ખંડન કરી સર્વને એકજ આલમગીર બંધુત્વ અને સમગ્ર માનવજાતિના એકજ પરિવારના બંધનમાં જોડી દેવામાં આવે.

૪૩. આ આયતમાં દર્શાવવામાં આવેલા બાર ઝરણા એકસાથે કોઈ જગ્યાએ હશે એવું જોવામાં નથી આવતું પરંતુ પૂરાતન સમયમાં જે સ્થળે આ ઝરણાં હોવાનું અનુમાન કરવામાં આવે છે તે જગ્યાએ માઉન્ટ સાઈનાઈમાં ખડકો આજે પણ મોજૂદ છે. તેમજ હઝરત મૂસા (અ) ખાસ કયા વિસ્તારમાંથી પસાર થયા હતા તેનો અહેવાલ ઈતિહાસથી નથી મળતો. ઝરણાં, નહેરો, નદીઓ અને સરોવરોનું અમુક લાંબા સમય પછી સુકાઈ જવુ અથવા પર્વતો વચ્ચે કે રણોમાં અદ્રષ્ય થઈ જવાના ઘણા બનાવો ઈતિહાસમાં વર્ણાએલાં છે, જ્યારે આ બનાવને તો ૨૫૦૦ જેટલા વર્ષ થઈ ગયા છે. વધુમાં એક ખાસ મુદ્દો ધ્યાનમાં લેવા જેવો છે કે બાઈબલના વર્ણન પ્રમાણે હઝરત મૂસા (અ)ની કોમની છ લાખની સંખ્યા હતી. અને આટલી મોટી સંખ્યા એકજ જગ્યાએ તો નહિ જ વસી ગઈ હોય, અને જો તે એકજ જગ્યાએ નથી વસી ગઈ તો શકય છે કે તે દેશના જુદા જુદા ભાગોમાં ફેલાઈ ગઈ હશે, અને જ્યાં જે કબીલાઓએ વસાહત કરી હશે ત્યાં દરેક કબીલાને પાણીનો પૂરવઠો મળતો રહ્યો હશે. હઝરત મૂસા (અ) પોતાની સાથે નિત્ય લાઠી રાખતા હોવાથી તે લાઠીનો જમીન ઉપર અફાળી સૂચના આપવી અથવા પાણીનું કોઈપણ જગ્યામાં મળી રહેવું કુદરતના કાનુન વિરુદ્ધ નથી. શકય છે કે હઝરત મૂસા (અ) જુદા જુદા પ્રસંગોમાં દરેક કબીલાને પાણી મેળવવામાં અલ્લાહની પ્રેરણાથી સહાયતા કરતા રહ્યા હોય.

وَاَنْزَلْنَا عَلَيْهِمُ الْمَنَّ وَالسَّلْوٰىؕ كُلُوْا مِنْ طَيِّبٰتِ مَا رَزَقْنٰكُمْؕ وَمَا ظَلَمُوْنَا وَلٰكِنْ كَانُوْۤا اَنْفُسَهُمْ يَظْلِمُوْنَ ﴿١٦١﴾

છાંયડો કર્યો અને તેમના માટે 'મન્ના'[(૪૪)] તથા 'સલ્વા'[(૪૫)] ઊતારી (કહ્યું), 'અમે તમને જે શુદ્ધ વસ્તુઓ આપી છે તેમાંથી ખાઓ. પરંતુ તેમણે અમારું કંઈ પણ નથી બગાડયું બલ્કે સ્વયં પોતાના ઉપર જ ઝુલ્મ કર્યો હતો.

وَاِذْ قِيْلَ لَهُمُ اسْكُنُوْا هٰذِهِ الْقَرْيَةَ وَكُلُوْا مِنْهَا حَيْثُ شِئْتُمْ وَقُوْلُوْا حِطَّةٌ وَّادْخُلُوا الْبَابَ سُجَّدًا نَّغْفِرْ لَكُمْ خَطِيْٓـٰٔتِكُمْؕ سَنَزِيْدُ الْمُحْسِنِيْنَ ﴿١٦٢﴾

૧૬૨. અને જ્યારે તેમને કહેવામાં આવ્યું કે તમે આજ ગામડામાં[(૪૬)] રહો અને જ્યાંથી ચાહો ખાઓ અને દુઆ કરો (કહો) "હે અમારા માલિક, (અમારો) બોજો હલ્કો કર,' અને નમ્રતાથી દ્વારમાંથી દાખલ થાઓ, અમે તમારા (પાછલા) ગુનાહોને માફ કરશું બેશક, અમે નેકી કરનારાઓને ઘણું વધારીને આપશું."

فَبَدَّلَ الَّذِيْنَ ظَلَمُوْا مِنْهُمْ قَوْلًا غَيْرَ الَّذِيْ قِيْلَ لَهُمْ فَاَرْسَلْنَا عَلَيْهِمْ رِجْزًا مِّنَ السَّمَآءِ بِمَا كَانُوْا يَظْلِمُوْنَ ﴿١٦٣﴾ ع

૧૬૩. પરંતુ તે લોકોમાંના હદમર્યાદા બહાર જનારા હતા તેમને જે કહેવામાં આવ્યું હતું તેના શબ્દો તેમણે બદલી નાખ્યા. જેથી અમે તેમના ઝુલ્મના કારણે તેમના ઉપર આકાશેથી આફત ઊતારી. (રુકૂઅ - ૨૦)

وَسْـَٔلْهُمْ عَنِ الْقَرْيَةِ الَّتِيْ كَانَتْ حَاضِرَةَ الْبَحْرِۘ اِذْ يَعْدُوْنَ فِي السَّبْتِ اِذْ تَاْتِيْهِمْ حِيْتَانُهُمْ يَوْمَ سَبْتِهِمْ شُرَّعًا وَّيَوْمَ لَا يَسْبِتُوْنَۙ لَا تَاْتِيْهِمْۚ كَذٰلِكَۚ نَبْلُوْهُمْ بِمَا كَانُوْا يَفْسُقُوْنَ ﴿١٦٤﴾

૧૬૪. અને તેમને તે શહેરના સંબંધમાં પૂછી જો જે સમુદ્રના કિનારા ઉપર વસેલું હતું. જ્યારે તેના રહેવાસી શબ્તનો ભંગ[(૪૭)] કરતા હતા. તેમના શબ્ત પાળવાના દિવસે માછલા (ના ટોળા) તેમના સામે સમુદ્રની સપાટી ઉપર તરી આવતા, પરંતુ જે દિવસે તેઓ શબ્ત ન પાળતા તો (માછલા) તેમની સામે આવતા જ ન હતા. આવી રીતે અમે તેમની આઝમાયશ લેતા કારણ કે તેઓ (હમેશાં) નાફરમાની કરતા રહેતા.

وَاِذْ قَالَتْ اُمَّةٌ مِّنْهُمْ لِمَ تَعِظُوْنَ قَوْمَاۙ ۨاللّٰهُ مُهْلِكُهُمْ اَوْ مُعَذِّبُهُمْ عَذَابًا شَدِيْدًاؕ قَالُوْا

૧૬૫. અને જ્યારે તેઓમાંના એક વર્ગે (બીજા વર્ગને) કહ્યું 'તમે તે કોમના લોકોને ઉપદેશ શા માટે આપો છો જેમને અલ્લાહ તબાહ કરવાનો છે અથવા સખત અઝાબ આપવાનો છે?' તેમણે ઉત્તર આપ્યો

---

૪૪. મન્ના જુઓ સૂરાહ અલ બકરાહ વિવરણ નં-૫૦.

૪૫. 'સલ્વા' જુઓ સૂરાહ અલ બકરાહ વિવરણ નં-૫૧.

૪૬. રાતા સમુદ્રના કિનારે 'આઈલા' (ઈલાથ) નામનું શહેર છે. હઝરત સુલેમાન (અ)ના સમયમાં આ શહેર બની ઈસરાઈલની સત્તા નીચે હતું. જે બાદમાં છૂટી ગયું હતું તેને પાછું ઉઝિયાએ જીત્યું હતું. તે ફરી પાછું અહઝના સમયમાં તેમના હાથમાંથી ચાલ્યું ગયું હતું.

૪૭. શબ્તના દિવસે બની ઈસરાઈલને શિકાર કરવાની મનાઈ હોવા છતાં તેઓ માછલા પકડવામાં પ્રવૃત થઈ શબ્તના નિયમનો ભંગ કરતા રહેતા.

مَعْذِرَةً إِلَىٰ رَبِّكُمْ وَلَعَلَّهُمْ يَتَّقُونَ ﴿١٦٥﴾

'તમારા પરવરદિગાર સામે જવાબદારીથી મુકત થવા માટે અને કદાચ તેઓ સદાચારી બની જાય.'

فَلَمَّا نَسُوا مَا ذُكِّرُوا بِهِ أَنْجَيْنَا الَّذِينَ يَنْهَوْنَ عَنِ السُّوءِ وَأَخَذْنَا الَّذِينَ ظَلَمُوا بِعَذَابٍ بَئِيسٍ بِمَا كَانُوا يَفْسُقُونَ ﴿١٦٦﴾

૧૬૬. અને જ્યારે તેમને અપાએલી સર્વ નસિહતોને તેમણે વિસરાવી દીધી ત્યારે જે લોકો બૂરાઈઓથી રોકતા હતા તેમને અમે બચાવી લીધા, અને જે લોકો હદ બહાર જનારા હતા તે સૌને અમે ભયંકર અઝાબમાં ઝડપી લીધા કારણ કે તેઓ નાફરમાન હતા.

فَلَمَّا عَتَوْا عَنْ مَا نُهُوا عَنْهُ قُلْنَا لَهُمْ كُونُوا قِرَدَةً خَاسِئِينَ ﴿١٦٧﴾

૧૬૭. જ્યારે તેમને (બદકારીઓથી) મનાઈ કરવામાં આવી તો તેમણે તોછડાઈથી વિરોધ કર્યો, (પરિણામે) અમે તેમને કહ્યું 'જાઓ, વાંદરા[૪૮] બની જાઓ (અને) હડધૂત થાઓ.'

وَإِذْ تَأَذَّنَ رَبُّكَ لَيَبْعَثَنَّ عَلَيْهِمْ إِلَىٰ يَوْمِ الْقِيَامَةِ مَنْ يَسُومُهُمْ سُوءَ الْعَذَابِ ۗ إِنَّ رَبَّكَ لَسَرِيعُ الْعِقَابِ ۖ وَإِنَّهُ لَغَفُورٌ رَحِيمٌ ﴿١٦٨﴾

૧૬૮. અને (તે સમયને યાદ કર) જ્યારે તારા પરવરદિગારે એલાન કર્યો હતો કે તેમના વિરુદ્ધ કયામત સુધી તે એવા લોકોને ઊભા કરતો રહેશે જે તેમને અસહ્ય યાતનાઓ આપતા રહેશે.' ખરેજ, તારો પરવરદિગાર બદલો આપવામાં ઝડપી છે. તેમજ બેશક તે અત્યંત ક્ષમાવંત (પણ) છે અને દયાળુ છે.

وَقَطَّعْنَاهُمْ فِي الْأَرْضِ أُمَمًا ۖ مِنْهُمُ الصَّالِحُونَ وَمِنْهُمْ دُونَ ذَٰلِكَ ۖ وَبَلَوْنَاهُمْ بِالْحَسَنَاتِ وَالسَّيِّئَاتِ لَعَلَّهُمْ يَرْجِعُونَ ﴿١٦٩﴾

૧૬૯. અને અમે તેમને અનેક કોમોમાં વહેંચી ધરતી ઉપર ફેલાવી દીધા. તેમનામાંના કેટલાક પરહેઝગાર છે અને કેટલાક તેમનાથી ઊલટા છે, અને અમે તેમને નેકી તથા બદીઓ વડે અજમાવતા રહ્યા કે કદાચ તેઓ પાછા વળે.

فَخَلَفَ مِنْ بَعْدِهِمْ خَلْفٌ وَرِثُوا الْكِتَابَ يَأْخُذُونَ عَرَضَ هَٰذَا الْأَدْنَىٰ وَيَقُولُونَ سَيُغْفَرُ لَنَا وَإِنْ يَأْتِهِمْ عَرَضٌ مِثْلُهُ يَأْخُذُوهُ ۚ أَلَمْ يُؤْخَذْ عَلَيْهِمْ مِيثَاقُ الْكِتَابِ أَنْ لَا يَقُولُوا عَلَى اللَّهِ إِلَّا الْحَقَّ وَدَرَسُوا مَا فِيهِ ۗ وَالدَّارُ الْآخِرَةُ خَيْرٌ لِلَّذِينَ يَتَّقُونَ ۚ أَفَلَا تَعْقِلُونَ ﴿١٧٠﴾

૧૭૦. તેમના પછી એક નાલાયક પેઢી આવી જે કિતાબની વારસ બની ગઈ. આ લોકો (આ દુનિયાની) તુચ્છ વસ્તુઓ સંઘરતા રહ્યા અને કહ્યું 'અમને માફ કરી દેવામાં આવશે.' પરંતુ જો તેમની સામે ફરી ફરીને (દુનિયાનો આવો) માલ આવતો રહેશે તો તેઓ લેતાજ રહેશે. શું તેમની પાસેથી કિતાબમાં જણાવ્યા પ્રમાણે વચન નહોતું લેવાયું કે તેઓ અલ્લાહ વિશે સત્ય સિવાય બીજું કંઈ નહિ ઉચ્ચારે? અને જે કંઈ તે (કિતાબ)માં છે તેઓ તેનો પૂરો અભ્યાસ કરી ચૂકયા છે. અને પરહેઝગારો માટે તો આખેરતનું ઘર બેહતર છે. શું તો પણ તમે સમજશો નહિ?

---

૪૮. 'વાંદરાઓ જેવી પ્રકૃતિ કે માનસ'ના બનો.

وَالَّذِيْنَ يُمَسِّكُوْنَ بِالْكِتٰبِ وَاَقَامُوا الصَّلٰوةَ ۭ اِنَّا لَا نُضِيْعُ اَجْرَ الْمُصْلِحِيْنَ ﴿١٧١﴾

૧૭૧. અને જે લોકો કિતાબ ઉપર દ્રઢતાપૂર્વક કાયમ છે અને નમાઝને નિયમિત અદા કરે છે, બેશક અમે આવા સદાચારીઓના બદલાને વ્યર્થ નથી જવા દેતા.

وَاِذْ نَتَقْنَا الْجَبَلَ فَوْقَهُمْ كَاَنَّهٗ ظُلَّةٌ وَّظَنُّوْٓا اَنَّهٗ وَاقِعٌۢ بِهِمْ ۚ خُذُوْا مَآ اٰتَيْنٰكُمْ بِقُوَّةٍ وَّاذْكُرُوْا مَا فِيْهِ لَعَلَّكُمْ تَتَّقُوْنَ ﴿١٧٢﴾

૧૭૨. અને જ્યારે અમે પર્વતને તેમના ઉપર અધ્ધર[૪૯] છત્રની જેમ ઊંચકી રાખ્યો હતો ત્યારે તેમણે એવું લાગ્યું કે તે (પર્વત) તેમના ઉપર આવી પડશે, અને અમે કહ્યું હતું કે અમે જે તમને આપ્યું છે તેને દ્રઢતાથી પકડી રાખો અને તેમાં જે કંઈ (લખ્યું) છે તેને યાદ રાખો કે જેથી તમને બચાવી લેવામાં આવે. (રુકૂઅ - ૨૧)

وَاِذْ اَخَذَ رَبُّكَ مِنْۢ بَنِيْٓ اٰدَمَ مِنْ ظُهُوْرِهِمْ ذُرِّيَّتَهُمْ وَاَشْهَدَهُمْ عَلٰٓي اَنْفُسِهِمْ ۚ اَلَسْتُ بِرَبِّكُمْ ۭ قَالُوْا بَلٰي ۚ شَهِدْنَا ۚ اَنْ تَقُوْلُوْا يَوْمَ الْقِيٰمَةِ اِنَّا كُنَّا عَنْ هٰذَا غٰفِلِيْنَ ﴿١٧٣﴾

૧૭૩. અને જ્યારે તમારા પરવરદિગારે બની આદમની કુખમાંથી સંતાન પેદા કરી, તેમને સ્વયં તેમની પોતાની જ વિરુદ્ધમાં સાક્ષી રાખી કહ્યું 'શું હું તમારો સર્જનહાર નથી?' તેમણે જવાબ આપ્યો 'બેશક (તું જ છે), અમે સાક્ષી આપીએ છીએ.' (આવું કરવાનું કારણ એટલું જ હતું કે) કદાચ તમે કયામતના દિવસે એમ ન કહો કે અમે આ બાબતમાં અજાણ્યા હતા.

اَوْ تَقُوْلُوْٓا اِنَّمَآ اَشْرَكَ اٰبَاۗؤُنَا مِنْ قَبْلُ وَكُنَّا ذُرِّيَّةً مِّنْۢ بَعْدِهِمْ ۚ اَفَتُهْلِكُنَا بِمَا فَعَلَ الْمُبْطِلُوْنَ ﴿١٧٤﴾

૧૭૪. અથવા તમે એમ ન કહો કે અમારા પૂર્વજો શિર્ક કરતા હતા. અમે તો તેમની એક કમજોર ઔલાદ હતા, તો શું તે જૂઠાઓના કરેલા ખોટા કામો માટે તું અમને હલાક કરી નાખીશ?

وَكَذٰلِكَ نُفَصِّلُ الْاٰيٰتِ وَلَعَلَّهُمْ يَرْجِعُوْنَ ﴿١٧٥﴾

૧૭૫. અને આવી રીતે અમે અમારી આયતોનું વિસ્તારથી વર્ણન કરીએ છીએ કે કદાચ તેઓ (અમારી તરફ) પાછા વળે.

وَاتْلُ عَلَيْهِمْ نَبَاَ الَّذِيْٓ اٰتَيْنٰهُ اٰيٰتِنَا فَانْسَلَخَ مِنْهَا فَاَتْبَعَهُ الشَّيْطٰنُ فَكَانَ مِنَ الْغٰوِيْنَ ﴿١٧٦﴾

૧૭૬. અને તું તેમને તે વ્યકિતનું[૫૦] વર્ણન કરી સંભળાવ જેને અમે અમારી નિશાનીઓ આપી હતી, પરંતુ તેનાથી તે દૂર હટી ગયો, પરિણામે શયતાન તેની પાછળ પડી ગયો અને તે ગુમરાહોમાનો થઈ ગયો.

---

૪૯. પર્વતની તળેટીમાં ઊભા રહી તેની બુલંદી તરફ જોનારના દીલમાં કંપારી છૂટે છે કે જાણે તે પર્વતો હમણાંજ તેમના ઉપર ધસી પડશે.

૫૦. બાલમ બીન બાઉર નામનો એક શખ્સ હઝરત મૂસા (અ)ના ઝમાનામાં બહુજ સદાચારી ગણાતો હતો જેણે બાદમાં ઘમંડ કરી પોતાનો નામોશીભર્યો અંત આણ્યો હતો. આવો એક શખ્સ આંહઝરત સ.અ.સ.ના ઝમાનામાં અબુ જહલ ઉર્ફે અબ્દ-અલ્લાહ બીન ઉબૈય્યા બીન સલુલ હતો. શકય છે કે આ કક્ષાના બીજા કાફર અથવા નાસ્તિક આગેવાનો પણ હોય જે લોકો જાહેલ, હિંસક હોય અને જેમનામાં આ આયતમાં દર્શાવેલા અવગુણો હોય

وَلَوْ شِئْنَا لَرَفَعْنٰهُ بِهَا وَلٰكِنَّهٗۤ اَخْلَدَ اِلَى الْاَرْضِ وَاتَّبَعَ هَوٰىهُ ۚ فَمَثَلُهٗ كَمَثَلِ الْكَلْبِ ۚ اِنْ تَحْمِلْ عَلَيْهِ يَلْهَثْ اَوْ تَتْرُكْهُ يَلْهَثْ ؕ ذٰلِكَ مَثَلُ الْقَوْمِ الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا ۚ فَاقْصُصِ الْقَصَصَ لَعَلَّهُمْ يَتَفَكَّرُوْنَ ﴿۱۷۶﴾

૧૭૭. અને જો અમે ચાહત તો તે (નિશાનીઓ) થકી તેને બૂલંદ રૂતબો આપત પરંતુ તે દુનિયા તરફ ઢળી પડયો અને પોતાના મનની હલ્કી વલણોને આધીન થઈ ગયો. તેનો દાખલો એક (તરસ્યા) કુતરા જેવો છે જેને અગર તું દૂર ભગાડે તો તે જીભ લટકાવીને ઊભો રહેશે અને જો તું તેને કંઈ પણ ન કહે તો પણ જીભ લટકાવીને ઊભો રહેશે. અમારી આયતોની અવગણના કરનારાઓની આવી જ હાલત છે. માટે તેમને આ વર્ણન કરી સંભળાવ કે તેઓ કંઈ વિચારતા થાય.

سَآءَ مَثَلًا ۟الْقَوْمُ الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا وَاَنْفُسَهُمْ كَانُوْا يَظْلِمُوْنَ ﴿۱۷۷﴾

૧૭૮. જે અમારી આયતોને ખોટી ઠરાવે છે તેમનો આવો જ બૂરો દાખલો છે અને તેઓ સ્વયં પોતાના જીવ ઉપર ઝૂલ્મ કરી રહ્યા છે.

مَنْ يَّهْدِ اللّٰهُ فَهُوَ الْمُهْتَدِيْ ۚ وَمَنْ يُّضْلِلْ فَاُولٰٓئِكَ هُمُ الْخٰسِرُوْنَ ﴿۱۷۸﴾

૧૭૯. જેને અલ્લાહ હિદાયત આપે છે તેજ સીધા માર્ગ ઉપર ચાલે છે અને જેને તે ગુમરાહ કરે છે તે લોકો જ નુકસાન ઉઠાવનારા છે.

وَلَقَدْ ذَرَاْنَا لِجَهَنَّمَ كَثِيْرًا مِّنَ الْجِنِّ وَالْاِنْسِ ۖ لَهُمْ قُلُوْبٌ لَّا يَفْقَهُوْنَ بِهَا ۫ وَلَهُمْ اَعْيُنٌ لَّا يُبْصِرُوْنَ بِهَا ۫ وَلَهُمْ اٰذَانٌ لَّا يَسْمَعُوْنَ بِهَا ؕ اُولٰٓئِكَ كَالْاَنْعَامِ بَلْ هُمْ اَضَلُّ ؕ اُولٰٓئِكَ هُمُ الْغٰفِلُوْنَ ﴿۱۷۹﴾

૧૮૦. બેશક, અમે ધણા જીન્નો[૫૧] અને ઈન્સાનોને સર્જ્યાં છે, જેમનો અંત જહન્નમાંજ આવશે. તેમના હૃદયો તો છે પરંતુ તેનાથી તેઓ તે કંઈ ગ્રહણ નથી કરતા, અને તેમની આંખો છે, જેનાથી કંઈ પણ જોતા નથી, તેમના કાન છે, જેનાથી કંઈ પણ સાંભળતા નથી. તેઓ ઢોર સમાન છે બલ્કે તેનાથી પણ બદત્તર છે. તેઓ ખરેખર ભાન વગરના છે.

وَلِلّٰهِ الْاَسْمَآءُ الْحُسْنٰى فَادْعُوْهُ بِهَا ۪ وَذَرُوا الَّذِيْنَ يُلْحِدُوْنَ فِيْۤ اَسْمَآئِهٖ ؕ سَيُجْزَوْنَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿۱۸۰﴾

૧૮૧. અને અલ્લાહ જ સર્વોપમાંલાયક છે માટે તેની સીફતોનું વર્ણન કરતા નામોથી તેને પુકારો અને એવા લોકોથી દૂર રહો જે લોકો તેના ગુણોના સંબંધમાં ગુમરાહી તરફ વાળ્યા છે. તેમની કરણીનો હિસાબ તેમને વેળાસર ચૂકવી દેવામાં આવશે.

وَمِمَّنْ خَلَقْنَآ اُمَّةٌ يَّهْدُوْنَ بِالْحَقِّ وَبِهٖ يَعْدِلُوْنَ ﴿۱۸۱﴾

૧૮૨. અને અમે જેમને પેદા કર્યા છે તેમનામાં એવા લોકો પણ છે જે બીજાને સચ્ચાઈની હિદાયત આપે છે અને સચ્ચાઈના આધારે ઈન્સાફ આપે છે. (રૂકૂઅ-૨૨)

وَالَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا سَنَسْتَدْرِجُهُمْ مِّنْ حَيْثُ لَا يَعْلَمُوْنَ ﴿۱۸۲﴾

૧૮૩. અને જે લોકો અમારી આયતોને ખોટી ઠરાવે છે અમે તેમને ધીમે ધીમે (એવી તબાહી તરફ) લઈ જશું કે જેનું તેમને બિલકુલ ભાન નહિ હોય.

૫૧. 'જીન્ન' જડબુદ્ધિવાળા, ગર્વિષ્ઠક, ઘમંડ કરનારા, અર્ધજ્ઞાનના અનર્થ વડે લોકોને પથભ્રષ્ટ કરનારા, ઝાલિમ સત્તાધીશો, ધન, બળ કે સામાજિક પ્રભાવના આધારે અન્યાય કરનારાઓ.

وَأُمْلِي لَهُمْ ۚ إِنَّ كَيْدِي مَتِينٌ ﴿١٨٣﴾

૧૮૪. અને હું તેમને મહોલત આપી રહ્યો છું, ખરેખર મારી તદબીર જબરદસ્ત છે.

أَوَلَمْ يَتَفَكَّرُوا ۗ مَا بِصَاحِبِهِم مِّن جِنَّةٍ ۚ إِنْ هُوَ إِلَّا نَذِيرٌ مُّبِينٌ ﴿١٨٤﴾

૧૮૫. શું તેઓ વિચાર નથી કરતા કે તેમના સાથીમાં કોઈ દીવાનગી[૫૨] નથી? તે તો માત્ર ચેતવણી આપનારો છે.

أَوَلَمْ يَنظُرُوا فِي مَلَكُوتِ السَّمَاوَاتِ وَالْأَرْضِ وَمَا خَلَقَ اللَّهُ مِن شَيْءٍ وَأَنْ عَسَىٰ أَن يَكُونَ قَدِ اقْتَرَبَ أَجَلُهُمْ ۖ فَبِأَيِّ حَدِيثٍ بَعْدَهُ يُؤْمِنُونَ ﴿١٨٥﴾

૧૮૬. અને આકાશો તથા પૃથ્વીની વ્યવસ્થા ઉપર અને તેમાં અલ્લાહે રચેલી પ્રત્યેક વસ્તુઓ વિશે શું તેઓ વિચાર નથી કરતા? અને (તેઓ નથી જોઈ રહ્યા કે) તેમનો સમય પણ કદાચ પૂરો થઈ ચૂકયો હોય? પછી તેને છોડી તેઓ કઈ વસ્તુ ઉપર ઈમાન લાવશે?

مَن يُضْلِلِ اللَّهُ فَلَا هَادِيَ لَهُ ۚ وَيَذَرُهُمْ فِي طُغْيَانِهِمْ يَعْمَهُونَ ﴿١٨٦﴾

૧૮૭. જેને અલ્લાહ ગુમરાહ કરવા ચાહે તેને કોઈ માર્ગદર્શક નહિ મળે. અને અલ્લાહ આવા લોકોને તેમની ગુમરાહીમાં અથડાતા છોડી દે છે.

يَسْأَلُونَكَ عَنِ السَّاعَةِ أَيَّانَ مُرْسَاهَا ۖ قُلْ إِنَّمَا عِلْمُهَا عِندَ رَبِّي ۖ لَا يُجَلِّيهَا لِوَقْتِهَا إِلَّا هُوَ ۚ ثَقُلَتْ فِي السَّمَاوَاتِ وَالْأَرْضِ ۚ لَا تَأْتِيكُمْ إِلَّا بَغْتَةً ۗ يَسْأَلُونَكَ كَأَنَّكَ حَفِيٌّ عَنْهَا ۖ قُلْ إِنَّمَا عِلْمُهَا عِندَ اللَّهِ وَلَٰكِنَّ أَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُونَ ﴿١٨٧﴾

૧૮૮. (હે રસૂલ) તારા વિરોધીઓ તને કયામત, વિશે પ્રશ્ન કરે છે કે તે કયારે આવશે? તું તેમને કહે 'તેનું જ્ઞાન મારા પરવરદિગારને જ છે. તેના સિવાય તે ઘડીને કોઈ પણ નહિ જાહેર કરી શકે. બેશક તે (દિવસ) આકાશો તથા ધરતી ઉપર બહુજ ભારી છે. તે તમારા ઉપર ઓચિંતો આવી પડશે.' આ લોકો તને એવી રીતે પૂછે છે કે જાણે તું તેનો જાણકાર છે, તો તું કહી દે. "તેનું જ્ઞાન તો કેવળ અલ્લાહને જ છે; પરંતુ ઘણાખરા લોકો નથી જાણતા."

قُل لَّا أَمْلِكُ لِنَفْسِي نَفْعًا وَلَا ضَرًّا إِلَّا مَا شَاءَ اللَّهُ ۚ وَلَوْ كُنتُ أَعْلَمُ الْغَيْبَ لَاسْتَكْثَرْتُ مِنَ الْخَيْرِ وَمَا مَسَّنِيَ السُّوءُ ۚ إِنْ أَنَا إِلَّا نَذِيرٌ وَبَشِيرٌ لِّقَوْمٍ يُؤْمِنُونَ ﴿١٨٨﴾

૧૮૯. તું કહે 'હું સ્વયં પોતાને પણ લાભ કરવાની કે હાનિ કરવાની શકિત નથી ધરાવતો, સિવાય કે અલ્લાહ કંઈ ચાહતો હોય અને જો હું (અદ્રષ્યનો) જાણનારો હોત તો મેં મારા માટે ઘણું સંઘરી લીધું હોત; અને મને કોઈ પણ તકલીફ ભોગવવી પડત જ નહિ. પરંતુ હું માત્ર મોમિનોને ચેતવનારો અને ખુશખબર આપનારો છું. (રુકૂઅ-૨૩)

هُوَ الَّذِي خَلَقَكُم مِّن نَّفْسٍ وَاحِدَةٍ وَجَعَلَ مِنْهَا زَوْجَهَا لِيَسْكُنَ إِلَيْهَا ۖ فَلَمَّا تَغَشَّاهَا حَمَلَتْ حَمْلًا

૧૯૦. તે એજ છે જેણે તમને એકજ જીવમાંથી પેદા કર્યા અને તેમાંથી જ તમારું જોડું બનાવ્યું કે તેના સહવાસમાં તેને આનંદ તથા સુખ મળે. પછી જ્યારે તે (પુરુષ) તેણી સાથે સંભોગ કરે છે તો તે

૫૨. આંહઝરત સ.અ.સ. ઉપર ઘેલછાના અસરના બોહતાનનું આ આયત વડે ખંડન કરવામાં આવ્યું છે.

خَفِيفًا فَمَرَّتْ بِهِ ۖ فَلَمَّا أَثْقَلَت دَّعَوَا اللَّهَ رَبَّهُمَا لَئِنْ آتَيْتَنَا صَالِحًا لَّنَكُونَنَّ مِنَ الشَّاكِرِينَ ﴿١٨٩﴾

હળવો ભાર ધારણ કરે છે અને તેને લઈ ફરતી રહે છે. પછી જ્યારે તે બોજલ થઈ જાય છે ત્યારે પતિ પત્ની બંને અલ્લાહને, તેમના પાલનહારને દુઆ કરી કહે છે 'જો તું અમને તંદુરસ્ત (બાળક) અર્પણ કરીશ તો અમે તારા આભારવશ બંદા બની જશું.'

فَلَمَّا آتَاهُمَا صَالِحًا جَعَلَا لَهُ شُرَكَاءَ فِيمَا آتَاهُمَا ۚ فَتَعَالَى اللَّهُ عَمَّا يُشْرِكُونَ ﴿١٩٠﴾

૧૯૧. પરંતુ જ્યારે અલ્લાહ તેમને સારી (ઔલાદ) આપે છે તો તેઓ અન્યને અલ્લાહના ભાગીદારો ઠરાવી તેને જશનો હક્કદાર બનાવે છે પરંતુ અલ્લાહ તેમના ઠરાવેલા શરીકથી બહુજ ઉચ્ચતર છે.

أَيُشْرِكُونَ مَا لَا يَخْلُقُ شَيْئًا وَهُمْ يُخْلَقُونَ ﴿١٩١﴾

૧૯૨. શું તેઓ અલ્લાહનો શરીક તેને બનાવે છે જે કોઈ પણ સર્જન કરવાનું સામર્થ્ય[૫૩] નથી રાખતા, અને તે પોતે પણ પેદા કરવામાં આવ્યા છે?

وَلَا يَسْتَطِيعُونَ لَهُمْ نَصْرًا وَلَا أَنفُسَهُمْ يَنصُرُونَ ﴿١٩٢﴾

૧૯૩. અને તેઓ તેમની કોઈ મદદ નથી કરી શકતા, ન તો તેઓ સ્વયં પોતાનું કંઈ ભલું કરી શકે છે.

وَإِن تَدْعُوهُمْ إِلَى الْهُدَىٰ لَا يَتَّبِعُوكُمْ ۚ سَوَاءٌ عَلَيْكُمْ أَدَعَوْتُمُوهُمْ أَمْ أَنتُمْ صَامِتُونَ ﴿١٩٣﴾

૧૯૪. અને તમે જો તેમને હિદાયત તરફ બોલાવશો, તો તેઓ તમને અનુસરશે નહિ, માટે તમે તેમને શિખામણ આપો કે ન આપો તમારા માટે સરખું જ છે.

إِنَّ الَّذِينَ تَدْعُونَ مِن دُونِ اللَّهِ عِبَادٌ أَمْثَالُكُمْ ۖ فَادْعُوهُمْ فَلْيَسْتَجِيبُوا لَكُمْ إِن كُنتُمْ صَادِقِينَ ﴿١٩٤﴾

૧૯૫. નિ:સંદેહ અલ્લાહ સિવાય જેને તમે પુકારો છો, તેઓ તમારા જેવાજ બંદા છે. જો તમે સાચા છો તો તેમને પુકારી જુઓ, જો તમને જવાબ મળે તો!

أَلَهُمْ أَرْجُلٌ يَمْشُونَ بِهَا ۖ أَمْ لَهُمْ أَيْدٍ يَبْطِشُونَ بِهَا ۖ أَمْ لَهُمْ أَعْيُنٌ يُبْصِرُونَ بِهَا ۖ أَمْ لَهُمْ آذَانٌ يَسْمَعُونَ بِهَا ۗ قُلِ ادْعُوا شُرَكَاءَكُمْ ثُمَّ كِيدُونِ فَلَا تُنظِرُونِ ﴿١٩٥﴾

૧૯૬. શું તેમના પગ છે જેનાથી તેઓ ચાલતા હોય, શું તેમના હાથ છે જેના વડે તેઓ પકડતા હોય, અથવા શું તેમની આંખો છે જેના વડે તેઓ જોઈ શકતા હોય, કે તેમના કાન છે જેના વડે તેઓ સાંભળી શકતા હોય? તું તેમને કહે 'તમારા ઠરાવેલા (અલ્લાહ)ના સહકાર્યકરોને પુકારો અને તમે સૌ ભેગા મળી મારી વિરુદ્ધ યોજના બનાવો અને મને લગીરેક મહેલત ન આપશો.

إِنَّ وَلِيِّيَ اللَّهُ الَّذِي نَزَّلَ الْكِتَابَ ۖ وَهُوَ يَتَوَلَّى الصَّالِحِينَ ﴿١٩٦﴾

૧૯૭. 'ખરેખર મારો મદદગાર અલ્લાહ છે જેણે આ કિતાબ ઊતારી છે. અને તે નેક બંદાઓનો મદદગાર છે.

૫૩. આ આયતમાં પ્રતિમાપૂજકો અથવા અન્ય નિર્જીવ તત્વોની ઉપાસના (પૂજા) કરનારાઓને પડકાર કરવામાં આવ્યો છે કે જો તેમનામાં કોઈ શકિત હોય તો તેનું પ્રમાણ રજૂ કરે.

وَالَّذِينَ تَدْعُونَ مِن دُونِهِ لَا يَسْتَطِيعُونَ نَصْرَكُمْ وَلَا أَنفُسَهُمْ يَنصُرُونَ ﴿١٩٨﴾

૧૯૮. 'અને તેના સિવાય જેને તમે પુકારો છો તે ન તો તમારી સહાયતા કરી શકે છે, ન તેઓ પોતાની કોઈ સહાયતા કરવાનું સામર્થ્ય રાખે છે.'

وَإِن تَدْعُوهُمْ إِلَى الْهُدَىٰ لَا يَسْمَعُوا ۖ وَتَرَاهُمْ يَنظُرُونَ إِلَيْكَ وَهُمْ لَا يُبْصِرُونَ ﴿١٩٩﴾

૧૯૯. અને જો તમે તેમને હિદાયત તરફ બોલાવશો તો તેઓ સાંભળી[૫૪] નહિ શકે. તમે જોશો કે તેઓ તમારી તરફ એકાટશે તાકી રહ્યા છે પરંતુ તેમને કંઈ પણ દેખાતું નહિ હોય.

خُذِ الْعَفْوَ وَأْمُرْ بِالْعُرْفِ وَأَعْرِضْ عَنِ الْجَاهِلِينَ ﴿٢٠٠﴾

૨૦૦. (હે રસૂલ) તું સદાય દરગુઝર કરતો રહે, અને ભલાઈ કરતો રહે, અને જાહેલોથી દૂર રહે.

وَإِمَّا يَنزَغَنَّكَ مِنَ الشَّيْطَانِ نَزْغٌ فَاسْتَعِذْ بِاللَّهِ ۚ إِنَّهُ سَمِيعٌ عَلِيمٌ ﴿٢٠١﴾

૨૦૧. અને જો શયતાનની બદીની પ્રેરણા તને ઉત્તેજીત કરે તો અલ્લાહની પનાહ માગ, ખરેખર તે સર્વ સાંભળનાર છે, સર્વ જાણનારો છે.

إِنَّ الَّذِينَ اتَّقَوْا إِذَا مَسَّهُمْ طَائِفٌ مِّنَ الشَّيْطَانِ تَذَكَّرُوا فَإِذَا هُم مُّبْصِرُونَ ﴿٢٠٢﴾

૨૦૨. બેશક પરહેઝગારો ઉપર જો શયતાનના બૂરા વિચારનો હલ્લો થાય છે તો તેઓ (અલ્લાહને) યાદ કરે છે, તો તેમની આંખો એકદમ ઉઘડી જાય છે.

وَإِخْوَانُهُمْ يَمُدُّونَهُمْ فِي الْغَيِّ ثُمَّ لَا يُقْصِرُونَ ﴿٢٠٣﴾

૨૦૩. અને આ (નાફરમાનો)ના સાથીઓ તેમને ગુમરાહીમાં ઘસડી જાય છે અને કોઈ કસર બાકી નથી રાખતા.

وَإِذَا لَمْ تَأْتِهِم بِآيَةٍ قَالُوا لَوْلَا اجْتَبَيْتَهَا ۚ قُلْ إِنَّمَا أَتَّبِعُ مَا يُوحَىٰ إِلَيَّ مِن رَّبِّي ۚ هَٰذَا بَصَائِرُ مِن رَّبِّكُمْ وَهُدًى وَرَحْمَةٌ لِّقَوْمٍ يُؤْمِنُونَ ﴿٢٠٤﴾

૨૦૪. અને જ્યારે તું તેમની પાસે કોઈ આયત ન લાવે તો તેઓ કહે છે 'તું કેમ પોતે જ એવું કંઈ નથી ઘડી લેતો?' તું તેમને કહી દે 'હું મારા પરવરદિગારની કરેલી વહી પ્રમાણે જ ચાલું છું. આ તમારા પરવરદિગારની સ્પષ્ટ દલીલો છે તેનો સ્વીકાર કરનારાઓ માટે તે હિદાયત અને રેહમત છે.'

وَإِذَا قُرِئَ الْقُرْآنُ فَاسْتَمِعُوا لَهُ وَأَنصِتُوا لَعَلَّكُمْ تُرْحَمُونَ ﴿٢٠٥﴾

૨૦૫. અને જ્યારે કુરઆનનું વાંચન થતું હોય તો ધ્યાનપૂર્વક સાંભળો, ખામોશ રહો, જેથી તમારા ઉપર રહેમ કરવામાં આવે.

وَاذْكُر رَّبَّكَ فِي نَفْسِكَ تَضَرُّعًا وَخِيفَةً وَدُونَ الْجَهْرِ مِنَ الْقَوْلِ بِالْغُدُوِّ وَالْآصَالِ وَلَا تَكُن مِّنَ الْغَافِلِينَ ﴿٢٠٦﴾

૨૦૬. અને તું સવાર સાંજ વિનમ્રતાથી અને ડર રાખી મંદ સ્વરે તારા પરવરદિગારની યાદ કરતો રહે અને (તેની યાદથી) તું કદી પણ ગાફીલ ન થજે.

إِنَّ الَّذِينَ عِندَ رَبِّكَ لَا يَسْتَكْبِرُونَ عَنْ عِبَادَتِهِ وَيُسَبِّحُونَهُ وَلَهُ يَسْجُدُونَ ۩ ﴿٢٠٧﴾ ع ٢٤

૨૦૭. ખરેખર જેમને પોતાના પરવરદિગારનો કુર્બ મળ્યો છે, તે લોકો મગરૂર થઈ તેની ઈબાદતથી મુખ નથી ફેરવી લેતા, પરંતુ તેની સ્તુતિમાં મગન રહે છે, અને સિજદામાં પડયા રહે છે. (રુકૂઅ-૨૪)

---

૫૪. અલ્લાહના રસૂલ દ્વારા થતી ઈસ્લામની તરક્કીને જોઈ રહ્યા હોવા છતાં સમયના વહેણને ન પીછાણનારાઓની દશા જંગલમાં વસતા પ્રાણીઓના ટોળા જેવી હોય છે જે જોઈ રહ્યા હોય છે. પરંતુ પ્રવર્તિત પરિસ્થિતિને અથવા તેના અંજામને સમજવાની તેમનામાં શકિત નથી હોતી.

سُوْرَةُ الْاَنْفَالِ مَدَنِيَّةٌ (٨)

## અલ-અન્ફાલ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી, જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

يَسْـَٔلُوْنَكَ عَنِ الْاَنْفَالِ ؕ قُلِ الْاَنْفَالُ لِلّٰهِ وَالرَّسُوْلِ ۚ فَاتَّقُوا اللّٰهَ وَاَصْلِحُوْا ذَاتَ بَيْنِكُمْ ۪ وَاَطِيْعُوا اللّٰهَ وَرَسُوْلَهٗۤ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ②

૨. (હે રસૂલ), જો તે, લોકો તને માલેગમનીમત[1] વિશે પૂછે તો તું કહી દે' લડાઈમાં હસ્તગત થએલો માલ અલ્લાહ તથા તેના રસૂલ માટે છે. માટે અલ્લાહથી ડરો અને પરસ્પરના મતભેદોનું સમાધાન કરતા[2] રહો. અને જો તમે મોમિન છો તો અલ્લાહ તથા તેના રસૂલની તાબેદારી કરો.

اِنَّمَا الْمُؤْمِنُوْنَ الَّذِيْنَ اِذَا ذُكِرَ اللّٰهُ وَجِلَتْ قُلُوْبُهُمْ وَاِذَا تُلِيَتْ عَلَيْهِمْ اٰيٰتُهٗ زَادَتْهُمْ اِيْمَانًا وَّعَلٰى رَبِّهِمْ يَتَوَكَّلُوْنَ ③

૩. ખરા મોમિન તે લોકો છે, જેમની સામે અલ્લાહનું નામ લેવામાં આવે છે, તો તેમના હૃદયો કંપી ઊઠે છે અને જ્યારે તેની આયતો તેમને વાંચી સંભળાવવામાં આવે ત્યારે તેમના ઈમાનમાં વૃદ્ધિ થવા પામે છે, અને જે પોતાના પરવરદિગારમાં ભરોસો રાખે છે,

الَّذِيْنَ يُقِيْمُوْنَ الصَّلٰوةَ وَمِمَّا رَزَقْنٰهُمْ يُنْفِقُوْنَ ④

૪. અને જે નમાઝ નિયમિત અદા કરે છે, અને અમે જે આપ્યું છે તેમાંથી ખર્ચ કરે છે.

اُولٰٓئِكَ هُمُ الْمُؤْمِنُوْنَ حَقًّا ؕ لَهُمْ دَرَجٰتٌ عِنْدَ رَبِّهِمْ وَمَغْفِرَةٌ وَّرِزْقٌ كَرِيْمٌ ⑤

૫. આ લોકો જ ખરા મોમિન છે અને તેમના પરવરદિગાર પાસે તેમનો બૂલંદ દરજ્જો છે, તેમજ ક્ષમા અને ઈઝઝતની રોઝી છે.

كَمَاۤ اَخْرَجَكَ رَبُّكَ مِنْۢ بَيْتِكَ بِالْحَقِّ ۪ وَاِنَّ فَرِيْقًا مِّنَ الْمُؤْمِنِيْنَ لَكٰرِهُوْنَ ⑥

૬. તે તારો પાલનહાર જ હતો જે એક શુભ હેતુસર તને તારા ઘરમાંથી બહાર લાવ્યો હતો. જો કે મોમિનોના[3] એક વર્ગને આ પસંદ ન હતું.

---

૧. 'માલે ગનીમત' જંગમાં પરાજ્ય પામી નાસી જના દુશ્મનોનો હસ્તગત થયેલો માલ તથા સાધન વગેરેને ગનીમતનો માલ કહેવામાં આવે છે. આ માલ ઉપર પરાજીત દુશ્મનોનો કોઈ હક્ક ન રહેતો હોવાથી વિજેતા લડાઈના દંડ તરીકે તે માલને સંભાળી લે છે. 'અન્ફાલ' 'નફલ'નું બહુવચન છે. જેનો અર્થ 'વધારા'નો માલ. જે માલ જંગે બદરમાં હસ્તગત કરાયો હતો તેની તરફ આ આયતનો ઈશારો છે.

૨. જંગે બદરના સમય માલે ગનીમત વિશે મોમિનો વચ્ચે મતભેદ થયો હતો ત્યારે આ આયત ઊતરી હતી.

૩. જ્યારે મુસ્લિમોએ મદીનાથી કૂચ કરી ત્યારે તેમને આ બાબતનું ઈલ્મ ન હતું કે તેમને મક્કાના હથિયાર સજ્જ લશ્કર સામે લડવું પડશે જેથી તેમણે પૂરતી તૈયારી ન કરી હતી અને આ સંજોગોમાં તેમને આંહઝરત (સ.અ.સ.)ની હિફાઝતની ચિંતા થઈ પડી હતી.

يُجَادِلُوْنَكَ فِي الْحَقِّ بَعْدَ مَا تَبَيَّنَ كَاَنَّمَا يُسَاقُوْنَ
اِلَى الْمَوْتِ وَهُمْ يَنْظُرُوْنَ ؕ﴿٧﴾

૭. તેમના ઉપર હકીકત ખુલ્લી થઈ ગયા છતાં તેઓ તારી સાથે વિવાદ કરે છે કે જાણે તેઓ મોતને જોઈ રહ્યા હોય જેની તરફ તેમને પરાણે ધકેલવામાં આવી રહ્યો હોય.

وَاِذْ يَعِدُكُمُ اللّٰهُ اِحْدَى الطَّآئِفَتَيْنِ اَنَّهَا لَكُمْ وَ
تَوَدُّوْنَ اَنَّ غَيْرَ ذَاتِ الشَّوْكَةِ تَكُوْنُ لَكُمْ وَيُرِيْدُ
اللّٰهُ اَنْ يُّحِقَّ الْحَقَّ بِكَلِمٰتِهٖ وَيَقْطَعَ دَابِرَ الْكٰفِرِيْنَ ۙ﴿٨﴾

૮. અને (યાદ કરો) જ્યારે અલ્લાહે તમને વાયદો આપ્યો હતો કે તમારી સાથે બેમાંથી એક ટોળાનો મુકાબલો થશે, તમે પણ ચાહતા હતા કે નિ:શસ્ત્ર (હથિયાર વગરના) ટોળાનો તમને ભેટો થાય. પરંતુ અલ્લાહની ઈચ્છા હતી કે તે પોતાના કલામની સચ્ચાઈને સાબિત કરે અને કાફરોને જડમૂળથી નાબૂદ કરી નાખે,[૪]

لِيُحِقَّ الْحَقَّ وَيُبْطِلَ الْبَاطِلَ وَلَوْ كَرِهَ الْمُجْرِمُوْنَ ۚ﴿٩﴾

૯. જેનાથી તે સત્યની સ્થાપના કરે અને અસત્યને મિટાવી દે, ભલે ગુનાહગારોને તે પસંદ ન હોય.

اِذْ تَسْتَغِيْثُوْنَ رَبَّكُمْ فَاسْتَجَابَ لَكُمْ اَنِّيْ مُمِدُّكُمْ
بِاَلْفٍ مِّنَ الْمَلٰٓئِكَةِ مُرْدِفِيْنَ ﴿١٠﴾

૧૦. (અને) જ્યારે તમે તમારા રબને દુઆ કરી તેની મદદ માગી, તો તેણે તમારી દુઆ સ્વીકાર કરી (કહ્યું) 'એક બીજા પાછળ માર માર કરતા ધસી આવતા ફરિશ્તાઓ સાથે હું તમારી મદદ કરીશ.'

وَمَا جَعَلَهُ اللّٰهُ اِلَّا بُشْرٰى وَلِتَطْمَئِنَّ بِهٖ قُلُوْبُكُمْ ۚ
وَمَا النَّصْرُ اِلَّا مِنْ عِنْدِ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ عَزِيْزٌ حَكِيْمٌ ۧ﴿١١﴾

૧૧. અને અલ્લાહે તો તમને ખુશખબર આપવા માટે જ આવું કર્યું હતું કે તમારા મનને થોડી શાંતિ મળે. ખરેખર, મદદ તો (હમેશાં) અલ્લાહ તરફથી જ આવે છે, બેશક અલ્લાહ સર્વ સમર્થ છે, હિકમતવાળો છે. (રુકૂઅ-૧)

اِذْ يُغَشِّيْكُمُ النُّعَاسَ اَمَنَةً مِّنْهُ وَيُنَزِّلُ عَلَيْكُمْ مِّنَ
السَّمَآءِ مَآءً لِّيُطَهِّرَكُمْ بِهٖ وَيُذْهِبَ عَنْكُمْ رِجْزَ الشَّيْطٰنِ
وَلِيَرْبِطَ عَلٰى قُلُوْبِكُمْ وَيُثَبِّتَ بِهِ الْاَقْدَامَ ؕ﴿١٢﴾

૧૨. (યાદ કરો) જ્યારે તેણે નિદ્રા દ્વારા તમારા ઉપર અમન અને નિર્ભયતાની સ્થિતિ સર્જી અને તમારા ઉપર વાદળો દ્વારા જળ વરસાવ્યું હતું, જેથી તે તમને પવિત્ર કરે અને તમારી ઉપરથી શયતાનની અસ્વચ્છતાને દૂર કરે, અને તમારા દિલોને મજબૂત કરે અને તમારા કદમોને જમાવી દે.

اِذْ يُوْحِيْ رَبُّكَ اِلَى الْمَلٰٓئِكَةِ اَنِّيْ مَعَكُمْ فَثَبِّتُوا الَّذِيْنَ
اٰمَنُوْا ؕ سَاُلْقِيْ فِيْ قُلُوْبِ الَّذِيْنَ كَفَرُوا الرُّعْبَ فَاضْرِبُوْا
فَوْقَ الْاَعْنَاقِ وَاضْرِبُوْا مِنْهُمْ كُلَّ بَنَانٍ ؕ﴿١٣﴾

૧૩. (યાદ કર) જ્યારે તારા રબે ફરિશ્તાઓને વહી કરી (કહ્યું) 'હું તમારી સાથે છું; માટે તમે મોમિનોના કદમોને જમાવી દો. હું કાફરોના મનમાં ધ્રાસ્કો બેસાડી દઈશ. (તેમની) ગરદનો ઉપર ઘા કરો અને તેમની આંગળીઓના ટેરવાં ઉપર ફટકા મારતા જાઓ.'

---

૪. મક્કાવાસીઓના બે દળોમાંનું એક લડાયક દળ હતું અને બીજું સાધન સામગ્રી તેમજ પૂરવઠો લાવનારું કારવાં હતું જેની સાથે ભેટો થવાની આશા મુસ્લિમોને હતી પરંતુ અલ્લાહ મક્કાના સશસ્ત્ર દળ સાથે તેમનો સામનો કરાવવા ચાહતો હતો.

ذٰلِكَ بِاَنَّهُمْ شَآقُّوا اللّٰهَ وَرَسُوْلَهٗ ۚ وَمَنْ يُّشَاقِقِ اللّٰهَ وَرَسُوْلَهٗ فَاِنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ ﴿١٤﴾

૧૪. કારણ કે તેમણે અલ્લાહ અને તેના રસૂલનો વિરોધ કર્યો હતો. અને જે કોઈ અલ્લાહ અને તેના રસૂલનો વિરોધ કરે છે, બેશક અલ્લાહ તેમની પાસેથી સખત બદલો લે છે.

ذٰلِكُمْ فَذُوْقُوْهُ وَاَنَّ لِلْكٰفِرِيْنَ عَذَابَ النَّارِ ﴿١٥﴾

૧૫. આ (તમારી) સઝા છે, તેને ચાખો અને (જાણી લો) કાફરોને અગ્નિનો અઝાબ પણ મળશે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِذَا لَقِيْتُمُ الَّذِيْنَ كَفَرُوْا زَحْفًا فَلَا تُوَلُّوْهُمُ الْاَدْبَارَ ۚ ﴿١٦﴾

૧૬. હે મોમિનો, જ્યારે કાફરોનો તમારી સાથે મુકાબલો થાય ત્યારે જો તેઓ સખત ધસારો કરે તો તમે પીઠ ન દેખાડજો.

وَمَنْ يُّوَلِّهِمْ يَوْمَئِذٍ دُبُرَهٗۤ اِلَّا مُتَحَرِّفًا لِّقِتَالٍ اَوْ مُتَحَيِّزًا اِلٰى فِئَةٍ فَقَدْ بَآءَ بِغَضَبٍ مِّنَ اللّٰهِ وَمَاْوٰىهُ جَهَنَّمُ ؕ وَبِئْسَ الْمَصِيْرُ ﴿١٧﴾

૧૭. આવા સમયે જે પીછેહઠ કરશે, સિવાય કે તે વ્યુહરચના માટે કરે અથવા બીજી ટૂકડી સાથે જોડાવા માટે રસ્તો કાપે, તો તે અલ્લાહના પ્રકોપમાં ઘેરાઈ જશે. અને તેનું ઠેકાણું જહન્નમ છે, જે બહુજ બૂરું ઠેકાણું છે.

فَلَمْ تَقْتُلُوْهُمْ وَلٰكِنَّ اللّٰهَ قَتَلَهُمْ ۪ وَمَا رَمَيْتَ اِذْ رَمَيْتَ وَلٰكِنَّ اللّٰهَ رَمٰى ۚ وَلِيُبْلِيَ الْمُؤْمِنِيْنَ مِنْهُ بَلَآءً حَسَنًا ؕ اِنَّ اللّٰهَ سَمِيْعٌ عَلِيْمٌ ﴿١٨﴾

૧૮. જો કે તમે તે કાફરોને કતલ નથી કર્યા, તે અલ્લાહ જ હતો જેણે તેમને મારી નાખ્યા અને જે તેં ફેંક્યું હતું તે (હકીકતમાં) તેં નહોતું ફેંક્યું; તે અલ્લાહ જ હતો જેણે તે (કાંકરા) ફેંક્યાં હતા[૫] કે તેના વડે તે પોતાના તરફથી મોમિનો ઉપર ઉપકાર કરે. ખરેખર, અલ્લાહ સર્વ સાંભળનાર છે, સર્વ જાણનારો છે.

ذٰلِكُمْ وَاَنَّ اللّٰهَ مُوْهِنُ كَيْدِ الْكٰفِرِيْنَ ﴿١٩﴾

૧૯. (આ ઘટનાથી સમજી લો કે) તે અલ્લાહ જ છે જે કાફરોની ચાલોને નિષ્ફળ બનાવતો રહે છે.

اِنْ تَسْتَفْتِحُوْا فَقَدْ جَآءَكُمُ الْفَتْحُ ۚ وَاِنْ تَنْتَهُوْا فَهُوَ خَيْرٌ لَّكُمْ ۚ وَاِنْ تَعُوْدُوْا نَعُدْ ۚ وَلَنْ تُغْنِيَ عَنْكُمْ فِئَتُكُمْ

૨૦. '(હે કાફરો) તમે નિર્ણય ચાહતા હતા તો તે તમારી સામે આવી ગયો છે. જો તમે હજી પણ અટકી જાઓ તો તમારા માટે બેહતર છે, અને જો તમે ફરીથી એવું કરશો તો અમે પણ બદલો લેશું અને

૫. જંગે બદરના સમયે ગણત્રીના મુસ્લિમો સામે દુશ્મનોની હઝારો સૈનિકોની હથિયાર સજ્જ ફૌજનો રેલો ધસી આવતો દેખાયો ત્યારે આંહઝરત સ.અ.સ.એ મૂઠીભર ઝીણી કાંકરીઓ દુશ્મનોની ફૌજ તરફ ફેંકી, તેજ ક્ષણે અલ્લાહના હુકમ અનુસાર હવાનું તોફાન ઉઠયું અને કાંકરીઓની આંધીએ દુશ્મનોના લશ્કરને ઘેરી લીધો. ઝીણી કાંકરીઓ દુશ્મનોની આંખોમાં ભરાઈ જવાથી દળોમાં અવ્યવસ્થા ફેલાઈ ગઈ, અને અબુ જહલની સેનાનો કચ્ચરઘાણ નીકળી ગયો. આ ઘટનામાં અને હઝરત મૂસા (અ)ના લાઠી મારીને સમુદ્રને ચીરવામાં ઘણું સામ્ય છે. પર્વત જેવડા પ્રચંડ મોજાંથી ફિરઔનનું લશ્કર ઘેરાઈ સમુદ્રને તળીએ જઈ મર્યું. આંહઝરત સ.અ.સ.એ અબુ જહલને ફિરઔનની ઉપમાં આપી હતી.

شَيْـًٔا وَّلَوْ كَثُرَتْ ۙ وَاَنَّ اللّٰهَ مَعَ الْمُؤْمِنِيْنَ ﴿٢٠﴾

તમારા પક્ષનું કેટલું પણ સંખ્યાબળ હશે, તે તમને કામ નહિ લાગે. અને (જાણી લો કે) અલ્લાહ મોમિનો સાથે છે. (રુકૂઅ-૨)

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اَطِيْعُوا اللّٰهَ وَرَسُوْلَهٗ وَلَا تَوَلَّوْا عَنْهُ وَاَنْتُمْ تَسْمَعُوْنَ ﴿٢١﴾

૨૧. હે ઈમાન લાવનારાઓ! અલ્લાહ અને તેના રસૂલના હુકમોનું પાલન કરો, અને તેની (નસિહત) સાંભળો તો મુખ ન ફેરવો.

وَلَا تَكُوْنُوْا كَالَّذِيْنَ قَالُوْا سَمِعْنَا وَهُمْ لَا يَسْمَعُوْنَ ﴿٢٢﴾

૨૨. અને તેમના જેવા ન બનો જે કહે છે 'અમે સાંભળીએ છીએ,' પરંતુ તેઓ કંઈ પણ નથી સાંભળતા.

اِنَّ شَرَّ الدَّوَآبِّ عِنْدَ اللّٰهِ الصُّمُّ الْبُكْمُ الَّذِيْنَ لَا يَعْقِلُوْنَ ﴿٢٣﴾

૨૩. બેશક અલ્લાહની દ્રષ્ટિમાં પ્રાણીઓમાં સૌથી બદતર તે છે જે બહેરા, મૂંગા અને બુદ્ધિહિન છે.

وَلَوْ عَلِمَ اللّٰهُ فِيْهِمْ خَيْرًا لَّاَسْمَعَهُمْ ؕ وَلَوْ اَسْمَعَهُمْ لَتَوَلَّوْا وَّهُمْ مُّعْرِضُوْنَ ﴿٢٤﴾

૨૪. અને જો અલ્લાહે તેમનામાં કંઈ ભલાઈ જોઈ હોત તો ખરેખર તેમને સાંભળતા કરી દેત. અને જો તે તેમને સાંભળતા કરી પણ દે, તો પણ તેઓ અણગમો દેખાડી મોઢું ફેરવી જશે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اسْتَجِيْبُوْا لِلّٰهِ وَلِلرَّسُوْلِ اِذَا دَعَاكُمْ لِمَا يُحْيِيْكُمْ ۚ وَاعْلَمُوْۤا اَنَّ اللّٰهَ يَحُوْلُ بَيْنَ الْمَرْءِ وَقَلْبِهٖ وَاَنَّهٗۤ اِلَيْهِ تُحْشَرُوْنَ ﴿٢٥﴾

૨૫. હે ઈમાન લાવનારાઓ! જ્યારે અલ્લાહ અને તેનો રસૂલ તમને (નવું) જીવન[૬] આપવા માટે બોલાવે તો તેની આજ્ઞાનું પાલન કરો. અને જાણી લો કે અલ્લાહ ઈન્સાન અને તેના હૃદયની[૭] આડો ઊભો છે. અને તેજ છે જેની સમક્ષ તમને એકઠા કરવામાં આવશે.

وَاتَّقُوْا فِتْنَةً لَّا تُصِيْبَنَّ الَّذِيْنَ ظَلَمُوْا مِنْكُمْ خَآصَّةً ۚ وَاعْلَمُوْۤا اَنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ ﴿٢٦﴾

૨૬. અને ફિતના (ઉપદ્રવો)થી બચતા રહો કારણ કે તેનાથી માત્ર ઝાલિમો[૮] જ નથી ઘેરાઈ જતા. જાણી લો કે અલ્લાહ સઝા દેવામાં બહુજ સખત છે.

وَاذْكُرُوْۤا اِذْ اَنْتُمْ قَلِيْلٌ مُّسْتَضْعَفُوْنَ فِى الْاَرْضِ تَخَافُوْنَ اَنْ يَّتَخَطَّفَكُمُ النَّاسُ فَاٰوٰىكُمْ وَاَيَّدَكُمْ

૨૭. અને યાદ કરો જ્યારે તમે જૂજ સંખ્યામાં હતા (અને) ધરતી ઉપર નિર્બળ ગણાતા હતા, (અને) તમને ભય રહેતો કે રખે તમને લોકો ઉપાડી જાય, પરંતુ અલ્લાહે તમને રક્ષણ આપ્યું અને તમને પોતાની

---

૬. ઝિંદગી અલ્લાહે ઈન્સાનને આપી જ રાખી છે તો રસૂલનું લોકોને જીવન આપવા માટે બોલાવવું વિચાર માગી લે છે. આંહઝરત સ.અ.સ.એ કોઈ પણ મડદામાં જીવ નાખ્યો હોય તેવો દાખલો કુરઆને મજીદથી કે હદીસથી સાબિત નથી થતો. હકીકતમાં જીવ નાખવાનો અર્થ મરેલી રૂહને જાગ્રત કરવાનો છે.

૭. દિલોનું બદલવું અલ્લાહના અધિકારમાં છે.

૮. માત્ર ઝાલિમો અથવા પાપીઓજ નહિ, પરંતુ સાધારણ નિર્દોષ અને ઘણો મુહઝઝબ (સંસ્કારી) ગણાતો માનવ વર્ગ પણ નાસમજીના લીધે સંજોગોવશાત ફિસાદમાં જોડાઈ નિર્દોષ તથા નિસહાય લોકો ઉપર ઝુલ્મ કરવામાં સાથ આપે છે.

بِنَصۡرِهٖ وَ رَزَقَكُمۡ مِّنَ الطَّيِّبٰتِ لَعَلَّكُمۡ تَشۡكُرُوۡنَ ۝٢٧

સહાયતાથી બળવાન બનાવ્યા, અને તમને ઉત્તમ વસ્તુઓ પૂરી પાડી કે કદાચ તમે તેના આભારી બની જાઓ.

يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡا لَا تَخُوۡنُوا اللّٰهَ وَالرَّسُوۡلَ وَتَخُوۡنُوۡۤا اَمٰنٰتِكُمۡ وَاَنۡتُمۡ تَعۡلَمُوۡنَ ۝٢٨

૨૮. હે ઈમાન લાવનારાઓ! અલ્લાહ અને તેના રસૂલ સાથે ખ્યાનત (વિશ્વાસઘાત) ન કરશો, ન તો જાણીજોઈને (તમારામાં વિશ્વાસ કરનારાના) વિશ્વાસને ગુમાવો.

وَاعۡلَمُوۡۤا اَنَّمَاۤ اَمۡوَالُكُمۡ وَاَوۡلَادُكُمۡ فِتۡنَةٌ ۙ وَّ اَنَّ اللّٰهَ عِنۡدَهٗۤ اَجۡرٌ عَظِيۡمٌ ۝٢٩

૨૯. અને જાણી લો કે તમારી દૌલત અને તમારી ઔલાદ એક આઝમાઈશ છે બેશક સૌથી ઉત્તમ બક્ષીસ અલ્લાહ પાસે છે. (રુકૂઅ-૩)

يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡۤا اِنۡ تَتَّقُوا اللّٰهَ يَجۡعَلۡ لَّكُمۡ فُرۡقَانًا وَّيُكَفِّرۡ عَنۡكُمۡ سَيِّاٰتِكُمۡ وَيَغۡفِرۡ لَكُمۡ ؕ وَاللّٰهُ ذُو الۡفَضۡلِ الۡعَظِيۡمِ ۝٣٠

૩૦. હે ઈમાન લાવનારાઓ! જો તમે અલ્લાહ ખાતર સંયમ ધારણ કરશો તો તે તમને વિવેકબુદ્ધિ અર્પણ[૯] કરશે, અને તમારી બૂરાઈઓને તમારાથી દૂર કરશે અને તમને માફી આપશે અને અલ્લાહ અત્યંત દયાળુ છે.

وَاِذۡ يَمۡكُرُ بِكَ الَّذِيۡنَ كَفَرُوۡا لِيُثۡبِتُوۡكَ اَوۡ يَقۡتُلُوۡكَ اَوۡ يُخۡرِجُوۡكَ ؕ وَيَمۡكُرُوۡنَ وَيَمۡكُرُ اللّٰهُ ؕ وَاللّٰهُ خَيۡرُ الۡمٰكِرِيۡنَ ۝٣١

૩૧. અને (યાદ કર) જ્યારે કાફરો તારી વિરુદ્ધ તદબીરો વિચારી રહ્યા હતા કે તેઓ તને કેદ કરી લે અથવા તને કતલ કરે, અથવા તને દેશનિકાલ કરે. જ્યારે તેઓ તદબીરો વિચારી રહ્યા[૧૦] હતા ત્યારે અલ્લાહે (પણ) એક તદબીર કરી હતી અને તદબીર કરવામાં અલ્લાહ સૌથી બેહતર છે.

وَاِذَا تُتۡلٰى عَلَيۡهِمۡ اٰيٰتُنَا قَالُوۡا قَدۡ سَمِعۡنَا لَوۡ نَشَآءُ لَقُلۡنَا مِثۡلَ هٰذَاۤ ۙ اِنۡ هٰذَاۤ اِلَّاۤ اَسَاطِيۡرُ الۡاَوَّلِيۡنَ ۝٣٢

૩૨. અને જ્યારે અમારી આયતો તેમને વાંચી સંભળાવવામાં આવે છે તો તેઓ કહે છે 'અમે સાંભળી લીધું છે, અને અમે ધારીએ તો આવું જ કહી શકીએ છીએ. આ તો પ્રાચીન લોક કથાઓ સિવાય બીજું કંઈ નથી.'

---

૯. 'ફુરકાન' અર્થાત સારા નરસા વચ્ચે વિવેક કરવાની શકિત બૂરાઈ અને ભલાઈ વચ્ચે ફરક કરવાની બુદ્ધિ, ડહાપણ.

૧૦. મક્કામાં દારૂલ નદવાહ તરીકે જાણીના એક ઘરમાં મક્કાની અગ્રગણ્ય વ્યકિતઓએ આંહઝરત સ.અ.સ.ની કતલ કરી ઈસલામને મિટાવી દેવા માટે ભેગા મળી યોજના કરી હતી. તેમણે કુરેશોના ચૂનંદા સાહસિક યુવાનોને આંહઝરત સ.અ.સ.ના રહેઠાણ ઉપર હુમલો કરવા માટે ગોઠવ્યા. અડધી રાત્રે તેમના ઉપર નિદ્રાનો હુમલો થયો ત્યારે તે તકનો લાભ લઈ આંહઝરત સ.અ.સ. ત્યાંથી રાતોરાત હઝરત અબુ બકર(ર) સાથે નીકળી ગયા અને એક ગુફામાં શરણ લીધું હતું. બાદમાં સલામતિથી મદીના પહોંચી ગયા હતા. આવી રીતે અલ્લાહે પોતાની હિકમતથી દુશ્મનોની યોજનાઓને નિષ્ફળ બનાવી હતી.

૩૩. અને (યાદ કર) જ્યારે તેમણે કહ્યું હતું 'હે અલ્લાહ, જો આ સત્ય ખરેખર તારા તરફથી છે, તો અમારા ઉપર આકાશેથી પથ્થર વરસાવ અને અમારા ઉપર ભયંકર અઝાબ ઊતાર.'

૩૪. પરંતુ અલ્લાહ તેમને અઝાબ આપશેજ નહિ જ્યાં સુધી તું તેમની વચ્ચે છે, અને અલ્લાહ તેમને અઝાબ નહિ આપે જ્યાં સુધી તેઓ તૌબાહ કરતા રહેશે.

૩૫. અને હવે તેમની પાસે શું બહાનું છે કે અલ્લાહ તેમને અઝા ન આપે, જ્યારે તેઓ પવિત્ર મસ્જિદ (કા'બા)માં જવાથી (લોકોને) અટકાવી રહ્યા છે જો કે તેઓ તેના રખવાળા નથી? તેના રખેવાળ કેવળ પરહેઝગારો જ થઈ શકે છે, પરંતુ તેમનામાંના ઘણા (હકીકત ) જાણતા નથી.

૩૬. અને તે (પવિત્ર) ઘરમાં તેઓ સીટીઓ વગાડી, તાળીઓ પાડી ઉપાસના કરે છે. (હે સત્યના ઈન્કાર કરનારાઓ) 'તમારા આ કુફ્ર કરવાના કારણે હવે અઝાબનો સ્વાદ ચાખો.'

૩૭. બેશક, કાફરો પોતાની દૌલત લોકોને અલ્લાહની રાહોથી રોકવા માટે ખર્ચ કરે છે. તેઓ આવી જ રીતે ખર્ચ કરતા રહેશે, જે તેમના માટે દુ:ખનું કારણ બની જશે, અંતે કાફરોને ઘેરી લેવામાં આવશે અને તેમને જહન્નમ તરફ હાંકવામાં આવશે;

૩૮. કે જેથી અલ્લાહ નેકોને બદકારોથી અલગ કરી લે અને બદકારોને એકબીજા ઉપર ખડકી ઢગલો કરી પછી તેમને જહન્નમની આગમાં ધકેલી દે. આ લોકો ખરેખર નુકસાન ભોગવનારા છે. (રુકૂઅ-૪)

૩૯. (હે રસૂલ) તું કાફરોને કહી દે કે જો તેઓ અટકી જશે તો તેમના પહેલા (ગુનાહો)ની માફી આપવામાં આવશે; અને જો તેઓ ફરીવાર આવું કરશે તો પહેલાંના લોકોનો દાખલો તેમની સામે મોજૂદ છે.

૪૦. અને તમે તેમની સાથે ત્યાં સુધી લડો કે ફિસાદ શમી જવા પામે અને કેવળ અલ્લાહનો જ દીન બાકી રહે. પરંતુ જો તેઓ અટકી જાય તો બેશક અલ્લાહ તેમના કામોને જોનારો છે.

وَإِذْ قَالُوا اللَّهُمَّ إِنْ كَانَ هَٰذَا هُوَ الْحَقَّ مِنْ عِنْدِكَ فَأَمْطِرْ عَلَيْنَا حِجَارَةً مِنَ السَّمَاءِ أَوِ ائْتِنَا بِعَذَابٍ أَلِيمٍ ﴿٣٣﴾

وَمَا كَانَ اللَّهُ لِيُعَذِّبَهُمْ وَأَنْتَ فِيهِمْ ۚ وَمَا كَانَ اللَّهُ مُعَذِّبَهُمْ وَهُمْ يَسْتَغْفِرُونَ ﴿٣٤﴾

وَمَا لَهُمْ أَلَّا يُعَذِّبَهُمُ اللَّهُ وَهُمْ يَصُدُّونَ عَنِ الْمَسْجِدِ الْحَرَامِ وَمَا كَانُوا أَوْلِيَاءَهُ ۚ إِنْ أَوْلِيَاؤُهُ إِلَّا الْمُتَّقُونَ وَلَٰكِنَّ أَكْثَرَهُمْ لَا يَعْلَمُونَ ﴿٣٥﴾

وَمَا كَانَ صَلَاتُهُمْ عِنْدَ الْبَيْتِ إِلَّا مُكَاءً وَتَصْدِيَةً ۚ فَذُوقُوا الْعَذَابَ بِمَا كُنْتُمْ تَكْفُرُونَ ﴿٣٦﴾

إِنَّ الَّذِينَ كَفَرُوا يُنْفِقُونَ أَمْوَالَهُمْ لِيَصُدُّوا عَنْ سَبِيلِ اللَّهِ ۚ فَسَيُنْفِقُونَهَا ثُمَّ تَكُونُ عَلَيْهِمْ حَسْرَةً ثُمَّ يُغْلَبُونَ ۗ وَالَّذِينَ كَفَرُوا إِلَىٰ جَهَنَّمَ يُحْشَرُونَ ﴿٣٧﴾

لِيَمِيزَ اللَّهُ الْخَبِيثَ مِنَ الطَّيِّبِ وَيَجْعَلَ الْخَبِيثَ بَعْضَهُ عَلَىٰ بَعْضٍ فَيَرْكُمَهُ جَمِيعًا فَيَجْعَلَهُ فِي جَهَنَّمَ ۚ أُولَٰئِكَ هُمُ الْخَاسِرُونَ ﴿٣٨﴾ ع

قُلْ لِلَّذِينَ كَفَرُوا إِنْ يَنْتَهُوا يُغْفَرْ لَهُمْ مَا قَدْ سَلَفَ وَإِنْ يَعُودُوا فَقَدْ مَضَتْ سُنَّتُ الْأَوَّلِينَ ﴿٣٩﴾

وَقَاتِلُوهُمْ حَتَّىٰ لَا تَكُونَ فِتْنَةٌ وَيَكُونَ الدِّينُ كُلُّهُ لِلَّهِ ۚ فَإِنِ انْتَهَوْا فَإِنَّ اللَّهَ بِمَا يَعْمَلُونَ بَصِيرٌ ﴿٤٠﴾

وَ اِنْ تَوَلَّوْا فَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ مَوْلٰىكُمْ ۭ نِعْمَ الْمَوْلٰى وَنِعْمَ النَّصِيْرُ ۝

૪૧. અને જો તેઓ પીઠ દેખાડે તો જાણી લો કે અલ્લાહ તમારો નિગેહબાન છે. અને તે સર્વોત્તમ નિગેહબાન છે અને ઉત્તમોત્તમ મદદગાર છે.

وَاعْلَمُوْٓا اَنَّمَا غَنِمْتُمْ مِّنْ شَيْءٍ فَاَنَّ لِلّٰهِ خُمُسَهٗ وَلِلرَّسُوْلِ وَلِذِي الْقُرْبٰى وَالْيَتٰمٰى وَالْمَسٰكِيْنِ وَابْنِ السَّبِيْلِ ۙ اِنْ كُنْتُمْ اٰمَنْتُمْ بِاللّٰهِ وَمَآ اَنْزَلْنَا عَلٰي عَبْدِنَا يَوْمَ الْفُرْقَانِ يَوْمَ الْتَقَى الْجَمْعٰنِ ۭ وَاللّٰهُ عَلٰي كُلِّ شَيْءٍ قَدِيْرٌ ۝

૪૨. અને જાણી લો કે તમને (જંગમાં) જે માલે ગનીમત હાથ લાગે તેમાંથી પાંચમો[૧૧] ભાગ અલ્લાહ અને તેના રસૂલ તથા તેના સગાસંબંધીઓ તથા યતીમો, મોહતાજો અને મુસાફરો માટે છે, જો તમને અલ્લાહ ઉપર અને તેના ઉપર યકીન હોય જે અમે અમારા બંદા ઉપર સત્ય અને અસત્યનો નિર્ણય કરવા તે દિવસે[૧૨] ઊતાર્યું હતું, જ્યારે બે લશ્કરોનો મુકાબલો થયો હતો. અને અલ્લાહ સઘળું કરવાની સત્તા ધરાવે છે.

اِذْ اَنْتُمْ بِالْعُدْوَةِ الدُّنْيَا وَهُمْ بِالْعُدْوَةِ الْقُصْوٰى وَالرَّكْبُ اَسْفَلَ مِنْكُمْ ۭ وَلَوْ تَوَاعَدْتُّمْ لَاخْتَلَفْتُمْ فِي الْمِيْعٰدِ ۙ وَلٰكِنْ لِّيَقْضِيَ اللّٰهُ اَمْرًا كَانَ مَفْعُوْلًا ڏ لِّيَهْلِكَ مَنْ هَلَكَ عَنْۢ بَيِّنَةٍ وَّيَحْيٰى مَنْ حَيَّ عَنْۢ بَيِّنَةٍ ۭ وَاِنَّ اللّٰهَ لَسَمِيْعٌ عَلِيْمٌ ۝

૪૩. અને જ્યારે તમે (ખીણના) આ કિનારે હતા અને તેઓ સામેના કિનારે હતા અને કારવાં તમારાથી નીચેની તરફ હતું, જો કે બન્ને પક્ષો વચ્ચે જંગનો સમય[૧૩] નક્કી થઈ ગયો હતો, તો પણ તમારી વચ્ચે મતભેદનો ઉદ્‌ભવ થવા પામ્યો હતો. પરંતુ અલ્લાહ તેને પૂરું કરવાનું નિર્ણય કરી ચૂક્યો હતો કે જેને સ્પષ્ટ નિશાન દ્વારા હલાક થવું હતું તે હલાક થઈ જાય અને જેને સત્યની દલીલ દ્વારા જીવન મેળવવું હતું તે જીવન પ્રાપ્ત કરે. અને અલ્લાહ બેશક સર્વ સાંભળનારો છે, સર્વ જાણનારો છે.

---

૧૧. આ આયતમાં માલે ગનીમતની વહેંચણી વિશે એક નિયમ બનાવવામાં આવ્યો છે કે રસૂલ, ખલિફા અથવા જે પણ શાસનકર્તા હોય તેણે ઉપરોકત નિયમ પ્રમાણે વહેંચણી કરવી જોઈએ. માલનો પાંચમો ભાગ કાઢી લીધા પછી બાકીના ચાર ભાગોને જંગમાં ભાગ લેનારા લોકો વચ્ચે સરખેભાગે વહેંચી દેવામાં આવતો; કારણ કે લડવૈયાઓને કોઈ લશ્કરી પગાર ચૂકવવામાં ન આવતો હતો અને તે સમયમાં કોઈ વ્યવસ્થિત લશ્કરી ખાતું અથવા નાણાખાતું પણ ન હતું.

૧૨. 'તે દિવસે' અર્થાત 'બદરની લડાઈના સમયે'

૧૩. આ આયતથી જંગે બદરની વ્યૂહરચનાનું ચિત્ર દ્રષ્ટિ સામે ખડું થાય છે. એક તરફ મુસ્લિમ દળો ગોઠવાઈ ગયા હતા અને બીજી તરફ મક્કાવાસીઓનું મોટું, બળવાન હથિયાર સજજ લશ્કર ઊભું હતું અને ત્રીજી તરફ સીરિયાથી સમુદ્ર ભણી જતો મક્કાવાસીઓનો કાફલો હતો. જો ધસારો કરવાના નિર્ણયનો આધાર મુસ્લિમો ઉપર હોત તો દુશ્મનોની ભારે સંખ્યા અને ઉત્તમ શસ્ત્ર સામગ્રીને જોતાં તેમના અંદરોઅંદર વિખવાદ ઊભો થવાનો સંભવ હતો પરંતુ અલ્લાહે પોતાના હેતુને પાર લાવવો હતો જેથી તેણે યોગ્ય સમયેજ ધસારો કરવાનો હુકમ આપ્યો હતો.

إِذْ يُرِيكَهُمُ اللّٰهُ فِي مَنَامِكَ قَلِيلًا ۖ وَلَوْ أَرَاكَهُمْ كَثِيرًا لَّفَشِلْتُمْ وَلَتَنَازَعْتُمْ فِي الْأَمْرِ وَلٰكِنَّ اللّٰهَ سَلَّمَ ۗ إِنَّهُ عَلِيمٌ بِذَاتِ الصُّدُورِ ﴿٤٣﴾

૪૪. જ્યારે અલ્લાહે તને સ્વપ્નમાં તેમની નાની[૧૪] સંખ્યા દેખાડી હતી. અને જો તેણે તને તેમની મોટી સંખ્યા દેખાડી હોત તો તમે સૌ અવશ્ય હિંમત હારી બેઠા હોત અને અંદરોઅંદર મતભેદમાં પડી ગયા હોત; પરંતુ અલ્લાહે તમને બચાવી લીધા, ખરેખર, તે દિલોના ભેદોનો જાણનારો છે.

وَإِذْ يُرِيكُمُوهُمْ إِذِ الْتَقَيْتُمْ فِي أَعْيُنِكُمْ قَلِيلًا وَيُقَلِّلُكُمْ فِي أَعْيُنِهِمْ لِيَقْضِيَ اللّٰهُ أَمْرًا كَانَ مَفْعُولًا ۗ وَإِلَى اللّٰهِ تُرْجَعُ الْأُمُورُ ﴿٤٤﴾ ع

૪૫. અને (યાદ કરો) જ્યારે તમારો મુકાબલો થયો ત્યારે તેણે તમને દુશ્મનોની સંખ્યા બહુજ થોડી કરી દેખાડી અને તમને પણ તેમની દ્રષ્ટિમાં બહુજ થોડાક જ દેખાડયા હતા કે જેથી અલ્લાહ પોતાના નિર્ણય પ્રમાણે અંજામ લાવે. બેશક, સર્વ બાબતો અલ્લાહ સમક્ષ રજૂ કરવામાં આવે છે. (રુકૂઅ-૫)

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا إِذَا لَقِيتُمْ فِئَةً فَاثْبُتُوا وَاذْكُرُوا اللّٰهَ كَثِيرًا لَّعَلَّكُمْ تُفْلِحُونَ ﴿٤٥﴾

૪૬. હે ઈમાન લાવનારાઓ! જ્યારે પણ કોઈ લશ્કર સાથે તમારો મુકાબલો થાય, તમારા કદમ જમાવી દો અને અલ્લાહને ખૂબ યાદ કરતા રહો કે તમને સફળતા મળે.

وَأَطِيعُوا اللّٰهَ وَرَسُولَهُ وَلَا تَنَازَعُوا فَتَفْشَلُوا وَتَذْهَبَ رِيحُكُمْ ۖ وَاصْبِرُوا ۚ إِنَّ اللّٰهَ مَعَ الصَّابِرِينَ ﴿٤٦﴾

૪૭. અને અલ્લાહ અને તેના રસૂલના હુકમનું પાલન કરો અને આપસમાં મતભેદ ન કરો કે તમે લથડી જાઓ અને તમારી શકિત હણાઈ જાય. અને ધૈર્યશીલ બનો; ખરેખર અલ્લાહ ધૈર્યવાનો સાથે છે.

وَلَا تَكُونُوا كَالَّذِينَ خَرَجُوا مِن دِيَارِهِم بَطَرًا وَرِئَاءَ النَّاسِ وَيَصُدُّونَ عَن سَبِيلِ اللّٰهِ ۚ وَاللّٰهُ بِمَا يَعْمَلُونَ مُحِيطٌ ﴿٤٧﴾

૪૮. અને તમે તેમના જેવા ન બનો જે પોતાના ઘરોમાંથી બડાઈ હાંકતા લોકોને દેખાડવા ખાતર તેમજ લોકોને અલ્લાહની રાહથી અટકાવવા ખાતર નીકળી પડયા હતા, અને આવા લોકોના કામો અલ્લાહના (જ્ઞાનના) ઘેરાવામાં છે.

وَإِذْ زَيَّنَ لَهُمُ الشَّيْطَانُ أَعْمَالَهُمْ وَقَالَ لَا غَالِبَ لَكُمُ الْيَوْمَ مِنَ النَّاسِ وَإِنِّي جَارٌ لَّكُمْ ۖ فَلَمَّا تَرَاءَتِ الْفِئَتَانِ نَكَصَ عَلَىٰ عَقِبَيْهِ وَقَالَ إِنِّي بَرِيءٌ مِّنكُمْ

૪૯. અને જ્યારે શયતાને તેમના કામોને તેમની દ્રષ્ટિમાં શોભતા કરી દેખાડયા અને કહ્યું કે ઈન્સાનોમાંથી તમારા ઉપર આજે કોઈ પણ ફાવશે નહિ, હું તમારું રક્ષણ કરનારો છું. પરંતુ જ્યારે બન્ને લશ્કરો સામ સામે અથડાયા તો શયતાન[૧૫] એડીના

૧૪. આંહઝરત સ.અ.સ.એ સ્વપ્નમાં મક્કાના દળોની જે બહુજ નાની સંખ્યા જોઈ હતી તેની તા'બીર દુશ્મનોની નિર્માલ્યતા અને નબળાઈ હતી, જે અલ્લાહે તેમને દેખાડી હતી.

૧૫. આ આયતનો નિર્દેશ સુરકા બીન માલિક તરફ છે જે મોમિનોના ઉત્સાહ અને દ્રઢતાને જોઈ ભય પામ્યો અને મક્કાવાળાઓની મદદથી પાછો હઠી નાસી ગયો હતો. બાદમાં તેણે ઈસ્લામનો સ્વીકાર કર્યો હતો.

إِنِّيٓ أَرَىٰ مَا لَا تَرَوْنَ إِنِّيٓ أَخَافُ ٱللَّهَ ۚ وَٱللَّهُ شَدِيدُ ٱلْعِقَابِ ﴿٤٩﴾

ભારે નાસી છૂટયો, અને કહ્યું 'બેશક, મને તમારી સાથે કોઈ લેવાદેવા નથી, અને હું જે કંઈ જોઈ રહ્યો છું તે તમે નથી જોઈ શકતા. નિ:સંદેહ હું અલ્લાહથી ડરું છું કારણ કે અલ્લાહ સઝા દેવામાં બહુજ સખત છે.' (રુકૂઅ - ૬)

إِذْ يَقُولُ ٱلْمُنَٰفِقُونَ وَٱلَّذِينَ فِى قُلُوبِهِم مَّرَضٌ غَرَّ هَٰٓؤُلَآءِ دِينُهُمْ ۗ وَمَن يَتَوَكَّلْ عَلَى ٱللَّهِ فَإِنَّ ٱللَّهَ عَزِيزٌ حَكِيمٌ ﴿٥٠﴾

૫૦. જ્યારે મુનાફિકો (દંભીઓ) જેમના મન રોગી હતા તેમણે કહ્યું 'આ લોકોને તેમના દીને આડે રસ્તે દોર્યા છે' પરંતુ જો કોઈ અલ્લાહમાં યકીન રાખશે તો બેશક અલ્લાહ સર્વસમર્થ છે, હિકમતવાળો છે.

وَلَوْ تَرَىٰٓ إِذْ يَتَوَفَّى ٱلَّذِينَ كَفَرُوا۟ ۙ ٱلْمَلَٰٓئِكَةُ يَضْرِبُونَ وُجُوهَهُمْ وَأَدْبَٰرَهُمْ وَذُوقُوا۟ عَذَابَ ٱلْحَرِيقِ ﴿٥١﴾

૫૧. અને કાશ, તું તે દ્રશ્ય જોઈ શકતો હતો કે જ્યારે ફરિશ્તાઓ કાફરોના જીવ કાઢતા હશે, અને તેમના ચહેરાઓ અને વાંસાઓ ઉપર ફટકારતાં (કહેતા) હશે 'લો હવે દઝાડનારા અઝાબનો સ્વાદ ચાખો.

ذَٰلِكَ بِمَا قَدَّمَتْ أَيْدِيكُمْ وَأَنَّ ٱللَّهَ لَيْسَ بِظَلَّٰمٍ لِّلْعَبِيدِ ﴿٥٢﴾

૫૨. 'આ અઝાબ તમારા હાથની કરણી છે જે તમે આગળથી મોકલી હતી. અને અલ્લાહ (પોતાના બંદાઓને) લેશ માત્ર અન્યાય નથી કરતો.'

كَدَأْبِ ءَالِ فِرْعَوْنَ ۙ وَٱلَّذِينَ مِن قَبْلِهِمْ ۚ كَفَرُوا۟ بِـَٔايَٰتِ ٱللَّهِ فَأَخَذَهُمُ ٱللَّهُ بِذُنُوبِهِمْ ۗ إِنَّ ٱللَّهَ قَوِىٌّ شَدِيدُ ٱلْعِقَابِ ﴿٥٣﴾

૫૩. (તેમની) આ હાલત ફિરઔનની કોમ અને તેની પહેલાંના તે લોકો જેવી છે જેમણે અલ્લાહની આયતોનો ઈન્કાર કર્યો જેથી અલ્લાહે તેમના ગુનાહોના માટે તેમને શિક્ષા આપી. બેશક, અલ્લાહ બેહદ શકિતશાળી છે (અને) સઝા કરવામાં સખત છે.

ذَٰلِكَ بِأَنَّ ٱللَّهَ لَمْ يَكُ مُغَيِّرًا نِّعْمَةً أَنْعَمَهَا عَلَىٰ قَوْمٍ حَتَّىٰ يُغَيِّرُوا۟ مَا بِأَنفُسِهِمْ ۙ وَأَنَّ ٱللَّهَ سَمِيعٌ عَلِيمٌ ﴿٥٤﴾

૫૪. કારણ કે અલ્લાહ કોઈ કોમને આપેલી પોતાની ને'મતને નથી બદલતો જ્યાં સુધી તે કોમ પોતાની હાલતને[૧૬] ન બદલે અને (જાણી લો કે) અલ્લાહ સર્વ સાંભળનારો છે, સર્વ જાણનારો છે.

كَدَأْبِ ءَالِ فِرْعَوْنَ ۙ وَٱلَّذِينَ مِن قَبْلِهِمْ ۚ كَذَّبُوا۟ بِـَٔايَٰتِ رَبِّهِمْ فَأَهْلَكْنَٰهُم بِذُنُوبِهِمْ وَأَغْرَقْنَآ ءَالَ فِرْعَوْنَ ۚ وَكُلٌّ كَانُوا۟ ظَٰلِمِينَ ﴿٥٥﴾

૫૫. (આ કાફરોની દશા પણ તેવી જ થશે) જેવી ફિરઔનની કોમ અને તેના પહેલાંના લોકોની દશા થઈ હતી, જેમણે પોતાના પાલનહારની આયતોનો ઈન્કાર કર્યો, જેથી અમે તેમના પાપાચરણો માટે તેમનો વિનાશ કર્યો. અને અમે ફિરઔનની કોમને ડુબાડી દીધી. કારણ કે તે સૌ ઝાલિમ હતા.

---

૧૬. અલ્લાહનો દિવ્ય નિયમ છે કે કોઈ કોમને કે વ્યકિતને આપવામાં આવેલી ને'મત તે પાછી નથી લઈ લેતો, જ્યાં સુધી કે તે કોમ કે વ્યકિત પોતાની મેળે તેનો હક્ક ન ગુમાવી દે. આ જ નિયમ નબીઓને લાગુ થાય છે. નબીઓને આપવામાં આવેલી નબુવ્વત અલ્લાહ પાછી નથી લઈ લેતો. તેનો દરજ્જો અને સ્થાન અલ્લાહ પાસે હમેશાં માટે કાયમ રહે છે.

إِنَّ شَرَّ الدَّوَآبِّ عِنْدَ اللّٰهِ الَّذِيْنَ كَفَرُوْا فَهُمْ لَا يُؤْمِنُوْنَ ﴿٥٦﴾

૫૬. ખરેખર, અલ્લાહની દ્રષ્ટિમાં બદતરીન જીવો તે છે જે નાશુકરા છે. તેઓ કદીપણ ઈમાન નહિ લાવે.

اَلَّذِيْنَ عٰهَدْتَّ مِنْهُمْ ثُمَّ يَنْقُضُوْنَ عَهْدَهُمْ فِيْ كُلِّ مَرَّةٍ وَّهُمْ لَا يَتَّقُوْنَ ﴿٥٧﴾

૫૭. જે લોકો સાથે તેં સુલેહ કરારો કર્યા છે, તેઓ પોતાના કરારોનો ભંગ કરતા રહે છે અને તે લોકો અલ્લાહથી નથી ડરતા.

فَاِمَّا تَثْقَفَنَّهُمْ فِي الْحَرْبِ فَشَرِّدْ بِهِمْ مَّنْ خَلْفَهُمْ لَعَلَّهُمْ يَذَّكَّرُوْنَ ﴿٥٨﴾

૫૮. માટે જો તું જંગમાં તેમના ઉપર કાબુ મેળવે તો (તેમને છિન્ન-વિચ્છિન્ન કરી) તેમના પાછળ આવનારા (લશ્કર)માં (એવી) ધાક બેસાડી દેજે કે તેઓ યાદ કરે.

وَاِمَّا تَخَافَنَّ مِنْ قَوْمٍ خِيَانَةً فَانْۢبِذْ اِلَيْهِمْ عَلٰى سَوَآءٍ ؕ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ الْخَآئِنِيْنَ ﴿٥٩﴾ ع

૫૯. અને જો તને તે લોકો તરફથી દગો થવાનો ભય હોય તો (તેમની સાથેના કરારોને) નીતિના આધારે રદ કરી નાખ. બેશક, અલ્લાહ દગાખોરોને પસંદ નથી કરતો. (રુકૂઅ - ૭)

وَلَا يَحْسَبَنَّ الَّذِيْنَ كَفَرُوْا سَبَقُوْا ؕ اِنَّهُمْ لَا يُعْجِزُوْنَ ﴿٦٠﴾

૬૦. અને ઈમાન ન લાવનારાઓ એવું ન ધારી લે કે તેઓ પોતાની ચાલોથી અમારી સામે ફાવી ગયા છે. તેઓ (અલ્લાહના ઈરાદાઓને) નાકામ નથી કરી શકતા.

وَاَعِدُّوْا لَهُمْ مَّا اسْتَطَعْتُمْ مِّنْ قُوَّةٍ وَّمِنْ رِّبَاطِ الْخَيْلِ تُرْهِبُوْنَ بِهٖ عَدُوَّ اللّٰهِ وَعَدُوَّكُمْ وَاٰخَرِيْنَ مِنْ دُوْنِهِمْ ۚ لَا تَعْلَمُوْنَهُمْ ۚ اَللّٰهُ يَعْلَمُهُمْ ؕ وَمَا تُنْفِقُوْا مِنْ شَيْءٍ فِيْ سَبِيْلِ اللّٰهِ يُوَفَّ اِلَيْكُمْ وَاَنْتُمْ لَا تُظْلَمُوْنَ ﴿٦١﴾

૬૧. અને તમારાથી બની શકે તેટલું હથિયારબંધ લશ્કર તથા ઘોડેસવારોને સરહદો ઉપર તૈયાર રાખો. જેના વડે તમે અલ્લાહના દુશ્મનો અને તમારા દુશ્મનો તેમજ અન્ય જેમને તમે નથી જાણતા, પરંતુ અલ્લાહ જાણે છે, તેમનામાં દહેશત બેસાડી દો. અને અલ્લાહની રાહમાં તમે જે કંઈ ખર્ચ કરશો તે પૂરેપૂરું તમને પાછું આપવામાં આવશે અને તમને મુદ્દલ અન્યાય નહિ થાય.

وَاِنْ جَنَحُوْا لِلسَّلْمِ فَاجْنَحْ لَهَا وَتَوَكَّلْ عَلَى اللّٰهِ ؕ اِنَّهٗ هُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ﴿٦٢﴾

૬૨. અને જો તેઓ સુલેહની ઇચ્છા દેખાડે તો તું પણ સુલેહ તરફ પગલું ભરજે,[૧૭] અને અલ્લાહમાં તારો વિશ્વાસ રાખજે. ખરેખર એ જ બધું સાંભળે છે, બધું જાણે છે.

وَاِنْ يُّرِيْدُوْا اَنْ يَّخْدَعُوْكَ فَاِنَّ حَسْبَكَ اللّٰهُ ؕ هُوَ الَّذِيْۤ اَيَّدَكَ بِنَصْرِهٖ وَبِالْمُؤْمِنِيْنَ ﴿٦٣﴾

૬૩. અને જો તેઓ તને છેતરવાનો ઈરાદો રાખતા હશે, તો બેશક અલ્લાહ તારા માટે પૂરતો છે, તે એ'જ છે જેણે પોતાની મદદ વડે અને મોમિનો (ની મદદ) વડે તને બળવાન બનાવ્યો છે.

---

૧૭. આ આયતમાં મુસ્લિમોને સુલેહ શાંતિ માટે હરપળે અને હર મંઝિલ ઉપર તૈયાર રહેવાની સૂચના આપવામાં આવી છે.

૬૪. તેણે તેમના મનમાં (પરસ્પર) લાગણીનો ઉદ્દ્ભવ કર્યો છે. જો આ પૃથ્વી ઉપરનું સર્વસ્વ તું તેમના ઉપર ખર્ચી નાખત તો પણ તેમના દીલોમાં એકબીજા પ્રત્યે આવી ભાવના તું ન જગાવી શકયો હોત, પરંતુ અલ્લાહે તેમની વચ્ચે સ્નેહ સંબંધ બાંધ્યો છે. ખરેખર અલ્લાહ સર્વસમર્થ છે, હિકમતવાળો છે. (રુકૂઅ-૮)

وَأَلَّفَ بَيْنَ قُلُوبِهِمْ ۚ لَوْ أَنفَقْتَ مَا فِي الْأَرْضِ جَمِيعًا مَّا أَلَّفْتَ بَيْنَ قُلُوبِهِمْ وَلَٰكِنَّ اللَّهَ أَلَّفَ بَيْنَهُمْ ۚ إِنَّهُ عَزِيزٌ حَكِيمٌ ﴿٦٤﴾

૬૫. હે નબી, અલ્લાહ તારા માટે અને મોમિનોમાંથી તારી તાબેદારી કરનારાઓ માટે પૂરતો છે.

ع يَا أَيُّهَا النَّبِيُّ حَسْبُكَ اللَّهُ وَمَنِ اتَّبَعَكَ مِنَ الْمُؤْمِنِينَ ﴿٦٥﴾

૬૬. હે નબી, મોમિનોને જંગ કરવા માટે પ્રેરણા આપ. જો તમારામાંથી માત્ર વીસ જ ધૈર્યવાન હશે તો તેઓ બસો ઉપર વિજય મેળવશે. અને જો તમારામાં એક સો એવા હશે, તો તેઓ એક હઝાર ઈમાન ન લાવનારાઓ ઉપર વિજય મેળવશે, કારણ કે આ લોકો મુદ્દલ સમજદારી નથી ધરાવતા.[૧૮]

يَا أَيُّهَا النَّبِيُّ حَرِّضِ الْمُؤْمِنِينَ عَلَى الْقِتَالِ ۚ إِن يَكُن مِّنكُمْ عِشْرُونَ صَابِرُونَ يَغْلِبُوا مِائَتَيْنِ ۚ وَإِن يَكُن مِّنكُم مِّائَةٌ يَغْلِبُوا أَلْفًا مِّنَ الَّذِينَ كَفَرُوا بِأَنَّهُمْ قَوْمٌ لَّا يَفْقَهُونَ ﴿٦٦﴾

૬૭. અત્યારે તો અલ્લાહે તમારો બોજો હળવો કરી નાખ્યો છે કારણ કે તે જાણે છે કે તમારામાં હજી થોડીક નબળાઈ છે. જેથી તમારામાં સો ધૈર્યવાન હશે તો તેઓ બસો ઉપર વિજય મેળવશે; અને જો તમારામાં એક હઝાર (ધૈર્યવાન) હશે, તો અલ્લાહની હુકમથી તેઓ બે હઝાર ઉપર વિજય[૧૯] મેળવશે. અને અલ્લાહ ધૈર્યવાનો સાથે છે.

الْآنَ خَفَّفَ اللَّهُ عَنكُمْ وَعَلِمَ أَنَّ فِيكُمْ ضَعْفًا ۚ فَإِن يَكُن مِّنكُم مِّائَةٌ صَابِرَةٌ يَغْلِبُوا مِائَتَيْنِ ۚ وَإِن يَكُن مِّنكُمْ أَلْفٌ يَغْلِبُوا أَلْفَيْنِ بِإِذْنِ اللَّهِ ۗ وَاللَّهُ مَعَ الصَّابِرِينَ ﴿٦٧﴾

૬૮. કોઈ નબીને શોભા નથી આપતું કે તે કેદીઓ પકડે જ્યાં સુધી કે તેને દેશમાં રીતસર લડાઈ કરવાની ફરજ ન પડી હોય. તમે દુનિયાના સાધનો ચાહો છો, જ્યારે અલ્લાહ (તમારા માટે) આખેરતની (ભલાઈ) ચાહે છે. અને અલ્લાહ સર્વસમર્થ છે, હિકમતવાળો છે.

مَا كَانَ لِنَبِيٍّ أَن يَكُونَ لَهُ أَسْرَىٰ حَتَّىٰ يُثْخِنَ فِي الْأَرْضِ ۚ تُرِيدُونَ عَرَضَ الدُّنْيَا وَاللَّهُ يُرِيدُ الْآخِرَةَ ۗ وَاللَّهُ عَزِيزٌ حَكِيمٌ ﴿٦٨﴾

૬૯. અને જો અલ્લાહ તરફથી પહેલાં સ્પષ્ટ આદેશ ન આવી ગયો હોત તો તમે જે (બંદીવાનોનો દંડ) વસૂલ કર્યો હતો તેના કારણે તમને મોટો અઝાબ મળત.

لَّوْلَا كِتَابٌ مِّنَ اللَّهِ سَبَقَ لَمَسَّكُمْ فِيمَا أَخَذْتُمْ عَذَابٌ عَظِيمٌ ﴿٦٩﴾

---

૧૮. સમજદારી ન ધરાવનારાઓનો જંગ કરવા પાછળ કોઈ ધ્યેય નથી હોતો સિવાય કે તેઓ આર્થિક લાભ મેળવવા માટે ભાડુતી સીપાહી બની અથવા ઈર્ષાના કારણે જંગમાં ઉતરતા હોય છે.

૧૯. યારમુકમાં દુશ્મનો સાથે સંઘર્ષમાં સાઈઠ હઝાર મુસ્લિમો સામે દસ લાખનું સૈન્ય હારી ગયું હતું.

فَكُلُوا مِمَّا غَنِمْتُمْ حَلٰلًا طَيِّبًا ۖ وَّاتَّقُوا اللّٰهَ ۗ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٧٠﴾

૭૦. માટે (જંગમાં) જે તમે જીત્યા હો તેમાંથી જે હલાલ અને શુદ્ધ હોય તે ખાઓ અને સંયમ ધારણ કરો. ખરેખર અલ્લાહ અત્યંત ક્ષમાવંત છે, દયાળુ છે. (રુકૂઅ-૯)

يٰۤاَيُّهَا النَّبِيُّ قُلْ لِّمَنْ فِيْۤ اَيْدِيْكُمْ مِّنَ الْاَسْرٰۤى ۙ اِنْ يَّعْلَمِ اللّٰهُ فِيْ قُلُوْبِكُمْ خَيْرًا يُّؤْتِكُمْ خَيْرًا مِّمَّاۤ اُخِذَ مِنْكُمْ وَيَغْفِرْ لَكُمْ ۗ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٧١﴾

૭૧. હે નબી, જે કેદીઓ તારા કબજામાં છે તેમને તું કહી દે જો અલ્લાહ તમારા દિલોમાં ભલાઈ જોશે તો જે કંઈ તમારાથી છીનવી લેવામાં આવ્યું છે, તેનાથી પણ ઉત્તમ[20] તે તમને અર્પણ કરશે અને તમને માફી આપશે. અને અલ્લાહ બેહદ ક્ષમાવંત છે, દયાળુ છે.

وَاِنْ يُّرِيْدُوْا خِيَانَتَكَ فَقَدْ خَانُوا اللّٰهَ مِنْ قَبْلُ فَاَمْكَنَ مِنْهُمْ ۗ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ﴿٧٢﴾

૭૨. અને જો તેમણે તારી સાથે દગો કરવાનો ઈરાદો કર્યો હશે, તો તેઓ પહેલાં પણ અલ્લાહ સાથે દગો કરી ચૂકયા છે; પરંતુ તેણે તેમને તારા આધીન બનાવી દીધા છે. અને અલ્લાહ સર્વજ્ઞ છે, હિકમતવાળો છે.

اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَهَاجَرُوْا وَجٰهَدُوْا بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ فِيْ سَبِيْلِ اللّٰهِ وَالَّذِيْنَ اٰوَوْا وَّنَصَرُوْۤا اُولٰٓئِكَ بَعْضُهُمْ اَوْلِيَآءُ بَعْضٍ ۗ وَالَّذِيْنَ اٰمَنُوْا وَلَمْ يُهَاجِرُوْا مَا لَكُمْ مِّنْ وَّلَايَتِهِمْ مِّنْ شَيْءٍ حَتّٰى يُهَاجِرُوْا ۚ وَاِنِ اسْتَنْصَرُوْكُمْ فِي الدِّيْنِ فَعَلَيْكُمُ النَّصْرُ اِلَّا عَلٰى قَوْمٍۭ بَيْنَكُمْ وَبَيْنَهُمْ مِّيْثَاقٌ ۗ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ﴿٧٣﴾

૭૩. બેશક, જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે પોતાના ઘરબાર ત્યજી માલ તથા જાન સહિત અલ્લાહની રાહમાં જીહાદ કર્યો, અને તે લોકો જેમણે આ (મુજાહિદ) લોકોને આશરો આપ્યો અને તેમની સહાયતા કરી, તેઓ ખરેખર એક બીજાના દોસ્ત છે. પરંતુ તે લોકો જે ઈમાન લાવ્યા પણ હિજરત ન કરી, તેમની હિફાઝત (સંરક્ષણ)નો તું જવાબદાર નથી જ્યાં સુધી કે તેઓ હિજરત ન કરે. જો તેઓ દીનના સંબંધમાં તારી સહાયતા માગે તો તેમની સહાયતા કરવી તારા ઉપર ફર્ઝ છે, સિવાય કે તે લોકોના વિરુદ્ધ જેમની સાથે પહેલેથી તારા કરારો થએલા હોય. અને અલ્લાહ તમારી કરણીઓને જોઈ રહ્યો છે.

وَالَّذِيْنَ كَفَرُوْا بَعْضُهُمْ اَوْلِيَآءُ بَعْضٍ ۗ اِلَّا تَفْعَلُوْهُ تَكُنْ فِتْنَةٌ فِي الْاَرْضِ وَفَسَادٌ كَبِيْرٌ ﴿٧٤﴾

૭૪. અને કાફરો આપસમાં એકબીજાના દોસ્ત છે. જો તમે પણ (મોમિનોની સહાયતા) નહિ કરો તો ધરતી ઉપર ફિસાદ અને ભયંકર અવ્યવસ્થા ફેલાઈ જશે.

---

૨૦. હઝરત અબ્બાસ (ર) હઝરત રસૂલે કરીમ સ.અ.સ.ના કાકા હતા. જે બદરની લડાઈમાં કેદ પકડાયા હતા. બાદમાં જ્યારે તેમણે ઈસ્લામ સ્વીકાર કર્યો ત્યારે આ આયતના આધારે કેદીઓ પાસેથી મુકિત માટે લેવાયેલું મૂલ્ય પાછું માગવાનો તેમને હક્ક મળ્યો હતો; આંહઝૂર સ.અ.સ.એ તે હક્કને માન્ય રાખ્યો અને તેમનું ગુમાવેલું સઘળું તેમને પાછું સોંપી દેવામાં આવ્યું.

وَالَّذِيْنَ اٰمَنُوْا وَهَاجَرُوْا وَجٰهَدُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ وَالَّذِيْنَ اٰوَوْا وَّنَصَرُوْٓا اُولٰٓئِكَ هُمُ الْمُؤْمِنُوْنَ حَقًّا ۭ لَهُمْ مَّغْفِرَةٌ وَّرِزْقٌ كَرِيْمٌ ﴿٧٥﴾

૭૫. બેશક, જે લોકો ઈમાન લાવ્યા અને હિજરત કરી અને અલ્લાહની રાહમાં જીહાદ કર્યો, અને તે લોકો જેમણે (હિજરત કરનારાઓને) આશ્રય આપ્યો અને તેમની સહાયતા કરી તે લોકો ખરેખર મોમિન છે. તેમના માટે ક્ષમા છે અને ઈઝઝતભર્યું રીઝક છે.

وَالَّذِيْنَ اٰمَنُوْا مِنْۢ بَعْدُ وَهَاجَرُوْا وَجٰهَدُوْا مَعَكُمْ فَاُولٰٓئِكَ مِنْكُمْ ۭ وَاُولُوا الْاَرْحَامِ بَعْضُهُمْ اَوْلٰى بِبَعْضٍ فِيْ كِتٰبِ اللّٰهِ ۭ اِنَّ اللّٰهَ بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ ﴿٧٦﴾ ع

૭૬. અને જે બાદમાં ઈમાન લાવ્યા અને હિજરત કરી તેમજ તમને સહકાર આપી તમારી સાથે જીહાદમાં ભાગ લીધો તેઓ તમારામાંથી જ છે, બલ્કે અલ્લાહની કિતાબ પ્રમાણે તેઓ લોહીનો સંબંધ રાખનારાઓ જેમજ એકબીજાના બહુજ નજીક છે. બેશક અલ્લાહ દરેક વસ્તુને ખૂબ જાણે છે. (રુકૂઅ-૧૦)

سُورَةُ التَّوْبَةِ مَدَنِيَّةٌ

## અલ-તૌબા

بَرَآءَةٌ مِّنَ اللّٰهِ وَرَسُولِهٖٓ اِلَى الَّذِيْنَ عٰهَدْتُّمْ مِّنَ الْمُشْرِكِيْنَ ۝١

૧. (હે લોકો) જે મુશરીકો સાથે તમે વચનથી (સુલેહ માટે) બંધાએલા હતા, તે બંધનમાંથી[૧] આઝાદીનું એલાન, અલ્લાહ તથા તેના રસૂલ તરફથી (કરવામાં આવે) છે.

فَسِيْحُوْا فِى الْاَرْضِ اَرْبَعَةَ اَشْهُرٍ وَّاعْلَمُوْٓا اَنَّكُمْ غَيْرُ مُعْجِزِى اللّٰهِ ۙ وَاَنَّ اللّٰهَ مُخْزِى الْكٰفِرِيْنَ ۝٢

૨. માટે તમે ચાર (પવિત્ર) મહિનાઓ[૨] માટે દેશમાં (આઝાદીથી) હરોફરો અને (ખૂબ) જાણી લો કે તમે અલ્લાહને નાકામ નહિ કરી શકો અને અલ્લાહ કાફરોને ફજેત કરવાનો છે.

وَاَذَانٌ مِّنَ اللّٰهِ وَرَسُوْلِهٖٓ اِلَى النَّاسِ يَوْمَ الْحَجِّ الْاَكْبَرِ اَنَّ اللّٰهَ بَرِىْٓءٌ مِّنَ الْمُشْرِكِيْنَ ۙ وَرَسُوْلُهٗ ۗ فَاِنْ تُبْتُمْ فَهُوَ خَيْرٌ لَّكُمْ ۚ وَاِنْ تَوَلَّيْتُمْ فَاعْلَمُوْٓا اَنَّكُمْ غَيْرُ مُعْجِزِى اللّٰهِ ۗ وَبَشِّرِ الَّذِيْنَ كَفَرُوْا بِعَذَابٍ اَلِيْمٍ ۝٣

૩. અને આ અલ્લાહ તથા રસૂલ તરફથી હજ-એ-અકબરના[૩] દિવસે જાહેરાત કરવામાં આવે છે કે અલ્લાહ મુશરીકો સાથેના કરારોથી વિમુકત[૪] થાય છે, તેમજ તેનો રસૂલ પણ. જો તમે તૌબાહ કરશો તો તમારા માટે બેહતર છે; પણ જો તમે મુખ ફેરવશો તો (સારી પેઠે) જાણી લો કે તમે અલ્લાહને નાકામ નહિ કરી શકો. અને (હે રસૂલ) ઈમાન ન લાવનારાઓને દુ:ખદાયક અઝાબના સમાચાર આપી દે.

---

૧. મક્કાની ફતેહ અને હુનૈનની જંગમાં હવાઝનના પરાજ્ય પછી હિજાઝમાં ઈસ્લામની સત્તા સ્થાપિત થઈ હતી, આ બદલાયેલા સંજોગોમાં પહેલાના કરારો કરનારાની કોઈ સત્તા બાકી ન રહી તેથી તે કરારો પોતાની મેળે જ રદ થઈ ગયા અને નવા શાસનકર્તાઓની શરતો પ્રમાણે નવા કરારો કરવાની આવશ્યકતા ઊભી થઈ હતી.

૨. પરિસ્થિતિ અનુસાર અમુક કબીલાઓએ મુસ્લિમો સાથે સુલેહ કરારો કરી લીધા હતા, પરંતુ અમુક છુટાછવાયા ટોળાઓએ હથિયાર હેઠા ન મુકયા જેમને ચાર મહિનાની મોહલત આપવામાં આવી હતી.

૩. મુસ્લિમ શાસન તળે આ પહેલું હજજ હતું, જેથી તેને હજજે-અકબર અર્થાત મહાન હજજ કહેવામાં આવે છે. સાધારણ રીતે શુક્રવારે થનાર હજજને પણ 'હજજે-અકબર'નું પદ આપવામાં આવ્યું.

૪. મક્કાની ફતેહ પછી ઈસ્લામના મૂળભૂત સિદ્ધાંતોના આધારે કાયદા કાનૂન લાગુ કરવામાં આવ્યા હતા જેના કારણે જૂના સૂલેહ કરારો પોતાની મેળે જ રદ થઈ જતા હતા. આંહઝરત સ.અ.સ.ના ફરમાન પ્રમાણે હઝરત અલી (ર)એ એલાન કર્યો હતો કે (૧) આજ પછી અલ્લાહના ઘર કા'બામાં કોઈ મૂર્તિપૂજકને પ્રવેશ નહિ મળે, (૨) હઝરત મુહમ્મદ મુસ્તફા સ.અ.સ.એ મુશરીકો સાથે કરારો કર્યા હતા તેમાંના જે લોકો શરણે નથી આવ્યા તેમને ચાર મહિનાનો સમય આપવામાં આવે છે. હિજાઝમાં બીજા મુશરીકોને રહેવાની પરવાનગી નથી સિવાય કે તે લોકો જેમણે આંહઝરત સ.અ.સ.થી શરણ માગ્યું હોય અને તેમને હિજાઝમાં રહેવાની પરવાનગી મળી ગઈ હોય.

આંહઝરત સ.અ.સ.એ મુશરીકોના પરિવારોને મક્કા શહેરમાં રહેવાની પરવાનગી આપી હતી જેમાં

૪. સિવાય કે તે મુશરીકો જેમની સાથે તમે કરારો કર્યા હતા અને તેમણે તેના પાલન કરવામાં કસર નથી રાખી તેમજ તમારી વિરુદ્ધ કોઈની સહાયતા[૫] નથી કરી, માટે (શરતો પ્રમાણે) તે કરારોનો મુકર્રર મુદ્દત સુધી પાલન કરો, ખરેખર અલ્લાહ સદાચારીઓને પસંદ કરે છે.

إِلَّا الَّذِينَ عَاهَدتُّم مِّنَ الْمُشْرِكِينَ ثُمَّ لَمْ يَنقُصُوكُمْ شَيْئًا وَلَمْ يُظَاهِرُوا عَلَيْكُمْ أَحَدًا فَأَتِمُّوا إِلَيْهِمْ عَهْدَهُمْ إِلَىٰ مُدَّتِهِمْ ۚ إِنَّ اللَّهَ يُحِبُّ الْمُتَّقِينَ ④

૫. અને જ્યારે (આ) પવિત્ર[૬] મહિનાઓ પસાર થઈ જાય તો મુશરીકો તમને જ્યાં પણ મળે

فَإِذَا انسَلَخَ الْأَشْهُرُ الْحُرُمُ فَاقْتُلُوا الْمُشْرِكِينَ

ઈસ્લામના સૌથી મોટા દુશ્મન અબુ જહલનું કુટુંબ હતું. મક્કાની ફતેહ પછી અબુ જહલના પુત્ર અકરમાએ મક્કાથી એબીસીનિયા ભાગી જવાનો ઈરાદો કર્યો ત્યારે તેની પત્નીએ આંહુઝૂર સ.અ.સ. પાસેથી પોતાના રક્ષણની બાંહેધરી મેળવી લીધા પછી પોતાના પતિ અકરમા વિશે આંહઝરત સ.અ.સ.ના કેવા વિચારો હતા તે જાણવા પૂછ્યું, આપ(સ)એ ફરમાવ્યું 'મેં તેને દેશ છોડી ચાલ્યા જવાનું નથી કહ્યું.' તેણીએ અકરમાને પોતાના મઝહબ ઉપર પાક્કી શ્રદ્ધા હોવા વિશે આપને જણાવ્યું ત્યારે આપ (સ) ફરમાવ્યું કે તેને પોતાની માન્યતાનો પૂરો હક્ક છે. અકરમાને પહેલાં તો પોતાની પત્નીની વાત પર વિશ્વાસ ન આવ્યો. અંતમાં તેણીના વારંવાર વિશ્વાસ અપાવવા ઉપર અને તેણીના આગ્રહને વશ થઈ તેણે જાતે આંહઝરત (સ)ની સેવામાં ઉપસ્થિત થઈ વિનંતી કરી 'હે અલ્લાહના રસૂલ! મારી પત્ની કહે છે કે આપે મને મક્કામાં રહેવાની રજા આપી છે! આપ (સ)એ ફરમાવ્યું 'તે સત્ય છે' ફરી તેણે પૂછ્યું 'જ્યાં સુધી ઈસ્લામની સચ્ચાઈ મારી સમજમાં ન આવે હું તેને નથી સ્વીકારી શકતો, શું હું બિન મુસ્લિમ (મુશ્રીક) હોવાની સ્થિતિમાં મક્કામાં રહી શકું છું? આપ (સ)એ ફરમાવ્યું 'હા અવશ્ય રહી શકો છો.' તત્ક્ષણે તે પોકારી ઊઠયો 'લા ઈલાહા ઈલલ્લાહ મુહમ્મદર્રસુલ્લીલાહ' આપે (સ) સહાશ્ચર્ય પૂછ્યું, 'આ શું, તું હમણાં તો કહી રહ્યો હતો કે ઈસ્લામ મારી સમજમાં નથી આવ્યો?' તેણે જવાબ આપ્યો 'હે અલ્લાહના રસૂલ. આપે પોતાના સૌથી મોટા દુશ્મનના પુત્ર સાથે જે વ્યવહાર કર્યો છે તેવો વ્યવહાર અલ્લાહના રસૂલ સિવાય બીજો કોઈ નથી કરી શકતો. આપના વર્તનથી મારું મન શુદ્ધ થઈ ગયું છે, અને હું સમજી ગયો છું કે આપ સાચા રસૂલ છો.'

આ ઘટનાથી સાબિત થાય છે કે અરબસ્તાનમાંથી તો શું મક્કામાંથી પણ મુશરીકોને હાંકી કાઢવાનો કોઈ આદેશ આંહઝરત સ.અ.સ.એ નથી આપ્યો. પરંતુ એવાજ લોકોને ત્યાંથી કાઢવામાં આવ્યા હતા જે ઈસ્લામને તોડવાના કાવતરા રચતા હતા અને આવું તો પ્રત્યેક દેશો કે સત્તાધીશો કરતા રહે છે કે રાજદ્રોહીઓને કોઈપણ રાજ્યસત્તા પોતાના દેશમાં રહેવા નથી દેતી.

૫. જે મુશરીકોનો મુસ્લિમો સાથે તણાવ નથી અને બન્ને પક્ષો વચ્ચે સમાધાન થયેલો છે, તેઓ હળીમળીને રહે છે, તેમને 'લાઈકરાહ- ફીદ-દીન'ના અર્થાત 'મઝહબમાં જબર નથી' ના સિદ્ધાંતના આધારે આ આયતથી પોતાની માન્યતાઓ પ્રમાણે પોતાનો મઝહબ પાળવાનો હક્ક છે.

૬. આ ચાર પવિત્ર મહિનાઓ, ઝુલ કદા, ઝુલ હજજ, મુહર્રમ અને રજબ દરમિયાન જંગી પ્રવૃતિઓ ઉપર પ્રતિબંધ નાખવામાં આવ્યો હતો. મુદતના અંતમાં જો દુશ્મનાવટો ચાલુ રહે તો'જ તેમની સામે લડવાનો આદેશ છે. જો કે ઈસ્લામના દુશ્મનો પોતાના કરારોનો વારંવાર ભંગ કરતા રહેતા. (વિગત માટે જુઓ સૂરાહ તૌબાહ આયત ૪ અને આયત ૬, ૮ અને ૯) આ આયતોમાં મૂર્તિપૂજકો સાથે સૂલેહના કરારો કરવાના અને કરેલા કરારોને નીભાવી રાખવા ઉપર ભાર મૂકવામાં આવ્યો છે જે 'લા ઈકરાહ, ફીદદીન'ના સિદ્ધાંતના આધારે છે.

ત્યાંજ તેમને કત્લ કરો અને (જીવતા હાથ આવે તો) તેમને કેદ કરો, અને તેમને ઘેરામાં લઈ શકાય તેવી જગ્યાઓમાં તેમની તાકમાં સંતાઈને બેસી રહો. પણ જો તેઓ તૌબાહ કરે અને નમાઝ અદા કરે અને ઝકાત આપે તો તેમના રસ્તા ન રોકો, ખરેખર અલ્લાહ અત્યંત ક્ષમાવંત છે, દયાળુ છે.

૬. અને (હે રસૂલ) મુશરીકોમાંથી જો કોઈ તારી પનાહ માગે તો તેને પનાહ આપજે, જેથી તેને અલ્લાહનું કલામ સાંભળવાનું સૌભાગ્ય પ્રાપ્ત થાય. પછી તેને તેના સુરક્ષિત(૭) સ્થાને પહોંચાડી દેજે; કારણ કે આ લોકો જ્ઞાન વગરના છે. (રુકૂઅ-૧)

૭. જેમની સાથે તમે પવિત્ર મસ્જીદમાં કરારનામું કર્યું હતું તેના સિવાયના બીજા મુશરીકો અને અલ્લાહ તથા તેના રસૂલ વચ્ચે કેવી રીતે અમન રહી શકે છે? માટે જ્યાં સુધી તેઓ તમારી સાથે અમનપૂર્વક નીભાવે, તમે પણ તેમની(૮) સાથે અમનપૂર્વક નીભાવો, બેશક અલ્લાહ પરહેઝગારોને પસંદ કરે છે.

૮. અને જો તેઓ તમારા ઉપર વિજય મેળવે તો તેઓ કોઈપણ સગાઈના સંબંધને કે કરેલા કરારોને નહિ નીભાવે. તેઓ પોતાના શબ્દોથી જ તમને ખુશ રાખશે, જ્યારે તેમના દિલ સ્વીકાર નહિ કરતા હોય, અને તેઓમાંના ઘણાખરા દગાબાજ છે.

૯. તેમણે અલ્લાહની આયતોના બદલામાં નજીવી કિમત વસૂલ કરી છે. અને તેઓ લોકોને તેની રાહેથી

حَيْثُ وَجَدْتُّمُوْهُمْ وَخُذُوْهُمْ وَاحْصُرُوْهُمْ وَاقْعُدُوْا لَهُمْ كُلَّ مَرْصَدٍ ۚ فَاِنْ تَابُوْا وَاَقَامُوا الصَّلٰوةَ وَاٰتَوُا الزَّكٰوةَ فَخَلُّوْا سَبِيْلَهُمْ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ۝٥

وَاِنْ اَحَدٌ مِّنَ الْمُشْرِكِيْنَ اسْتَجَارَكَ فَاَجِرْهُ حَتّٰى يَسْمَعَ كَلٰمَ اللّٰهِ ثُمَّ اَبْلِغْهُ مَاْمَنَهٗ ؕ ذٰلِكَ بِاَنَّهُمْ قَوْمٌ لَّا يَعْلَمُوْنَ ۝٦ ع

كَيْفَ يَكُوْنُ لِلْمُشْرِكِيْنَ عَهْدٌ عِنْدَ اللّٰهِ وَعِنْدَ رَسُوْلِهٖۤ اِلَّا الَّذِيْنَ عٰهَدْتُّمْ عِنْدَ الْمَسْجِدِ الْحَرَامِ ۚ فَمَا اسْتَقَامُوْا لَكُمْ فَاسْتَقِيْمُوْا لَهُمْ ؕ اِنَّ اللّٰهَ يُحِبُّ الْمُتَّقِيْنَ ۝٧

كَيْفَ وَاِنْ يَّظْهَرُوْا عَلَيْكُمْ لَا يَرْقُبُوْا فِيْكُمْ اِلًّا وَّلَا ذِمَّةً ؕ يُرْضُوْنَكُمْ بِاَفْوَاهِهِمْ وَتَاْبٰى قُلُوْبُهُمْ ۚ وَاَكْثَرُهُمْ فٰسِقُوْنَ ۝٨

اِشْتَرَوْا بِاٰيٰتِ اللّٰهِ ثَمَنًا قَلِيْلًا فَصَدُّوْا عَنْ سَبِيْلِهٖ ؕ

---

૭. ઈસ્લામના વિરોધમાં લડનારાઓ જેમના હાથે મોમિનોને અસહ્ય દુ:ખો ભોગવવા પડયા હતા અને અનેક ઈજાઓ પહોંચી હતી, તેઓ જો માફી માગે તો તેમને માફ કરવાનો, અને જે શરણે આવે તેને શરણ આપવાનો અને પરિસ્થિતિ પ્રમાણે તેની સલામત જગ્યાએ પહોંચાડવાનો હુકમ આ આયતમાં છે.

આ આયતથી સ્પષ્ટ થાય છે કે મુશરીકો સાથે તેમને બળજબરીથી ઈસ્લામ અંગીકાર કરાવવા માટે જંગ કરવામાં નથી આવ્યો, અને જે કોઈ મુસ્લિમોના શરણે આવે તેને અલ્લાહનો કલામ સાંભળવાનો મોકો આપ્યા પછી જો તે ઈસ્લામ કબૂલ ન કરે તો તેને સલામત સ્થળે પાછો પહોંચાડવાનો ચોખ્ખો આદેશ છે. પરંતુ તેના ઉપર બળજબરી કરવાનો કોઈ હક્ક નથી આપવામાં આવ્યો.

૮. જે બિનમુસ્લિમો વારંવાર કરારોનો ભંગ કરી હુમલાઓ કરતા અને જંગને ચાલુ રાખતા તેમની સામે લડવું અનિવાર્ય છે. અને મુસ્લિમોનું ધ્યાન પણ વારંવાર તેમના કરેલા કરારોની જવાબદારી નીભાવવા તરફ દોરવામાં આવ્યું છે.

اِنَّهُمْ سَآءَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿٩﴾

રોકે છે. જે તેઓ કરી રહ્યા છે તે બેહદ બૂરું છે.

لَا يَرْقُبُوْنَ فِىْ مُؤْمِنٍ اِلًّا وَّلَا ذِمَّةً ؕ وَاُولٰٓئِكَ هُمُ
الْمُعْتَدُوْنَ ﴿١٠﴾

૧૦. તેમના ઉપર વિશ્વાસ કરનારાઓ સાથે સગપણના સંબંધોને અથવા કરેલા કોલ કરારોને તેઓ નથી નીભાવતા. અને આ જ લોકો હદ બહાર જનારા છે.

فَاِنْ تَابُوْا وَاَقَامُوا الصَّلٰوةَ وَاٰتَوُا الزَّكٰوةَ فَاِخْوَانُكُمْ
فِى الدِّيْنِ ؕ وَنُفَصِّلُ الْاٰيٰتِ لِقَوْمٍ يَّعْلَمُوْنَ ﴿١١﴾

૧૧. પણ જો તેઓ તૌબાહ કરે અને નમાઝ કાયમ કરે અને ઝકાત આપે તો તેઓ તમારા દીનબંધુ છે. બેશક, જ્ઞાન ધરાવનારાઓ માટે અમારી આયતોનું અમે વિસ્તારથી વર્ણન કરીએ છીએ.

وَاِنْ نَّكَثُوْۤا اَيْمَانَهُمْ مِّنْۢ بَعْدِ عَهْدِهِمْ وَطَعَنُوْا
فِىْ دِيْنِكُمْ فَقَاتِلُوْۤا اَئِمَّةَ الْكُفْرِ ۙ اِنَّهُمْ لَاۤ اَيْمَانَ
لَهُمْ لَعَلَّهُمْ يَنْتَهُوْنَ ﴿١٢﴾

૧૨. અને તેઓ કરારો કર્યા પછી જો પોતાની કસમોને તોડે અને તમારા મઝહબ ઉપર આક્રમણ કરે તો તે કુફ્રના સરદારો સામે લડો, જેમને ખરેખર પોતાના કસમોની કોઈ કદર નથી, કે કદાચ તેઓ અટકી જાય.

اَلَا تُقَاتِلُوْنَ قَوْمًا نَّكَثُوْۤا اَيْمَانَهُمْ وَهَمُّوْا بِاِخْرَاجِ
الرَّسُوْلِ وَهُمْ بَدَءُوْكُمْ اَوَّلَ مَرَّةٍ ؕ اَتَخْشَوْنَهُمْ ۚ فَاللّٰهُ
اَحَقُّ اَنْ تَخْشَوْهُ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿١٣﴾

૧૩. શું તમે તે લોકો સામે નહિ લડો જેમણે પોતાના કરારોનો ભંગ કર્યો હતો અને જેમણે રસૂલને દેશમાંથી હાંકી કાઢવાનો ઈરાદો [૯] કર્યો હતો; અને જે તમારા વિરુદ્ધ (હુમલાની) શરૂઆત કરનારા હતા? શું તમે તેમનાથી ડરો છો? નહિ, અલ્લાહ તેમનાથી વધુ હક્ક રાખે છે કે તમે તેનાથી ડરો, જો તમે ખરેખર મોમિન છો તો.

قَاتِلُوْهُمْ يُعَذِّبْهُمُ اللّٰهُ بِاَيْدِيْكُمْ وَيُخْزِهِمْ وَيَنْصُرْكُمْ
عَلَيْهِمْ وَيَشْفِ صُدُوْرَ قَوْمٍ مُّؤْمِنِيْنَ ﴿١٤﴾

૧૪. તેમની સાથે લડો કે, જેથી અલ્લાહ તમારા હાથે જ તેમને સજા અપાવે અને તેમની ફજેતી કરે, અને તેમના ઉપર સત્તા જમાવવા માટે તમારી મદદ કરે અને મોમિનોને ચિંતાથી મુકત કરે;

وَيُذْهِبْ غَيْظَ قُلُوْبِهِمْ ؕ وَيَتُوْبُ اللّٰهُ عَلٰى مَنْ يَّشَآءُ ؕ
وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ﴿١٥﴾

૧૫. અને તેમના દિલોમાંથી ગુસ્સાને મિટાવી નાખે. અને અલ્લાહ જેના તરફ ચાહે રહેમતની નઝર કરે છે. અને અલ્લાહ સર્વજ્ઞ છે, હિકમતવાળો છે.

اَمْ حَسِبْتُمْ اَنْ تُتْرَكُوْا وَلَمَّا يَعْلَمِ اللّٰهُ الَّذِيْنَ جٰهَدُوْا
مِنْكُمْ وَلَمْ يَتَّخِذُوْا مِنْ دُوْنِ اللّٰهِ وَلَا رَسُوْلِهٖ وَ
لَا الْمُؤْمِنِيْنَ وَلِيْجَةً ؕ وَاللّٰهُ خَبِيْرٌۢ بِمَا تَعْمَلُوْنَ ﴿١٦﴾ ع

૧૬. શું તમે એમ ધારી લીધું છે કે અલ્લાહ તમને એમ જ જવા દેશે જ્યાં સુધી કે તેણે નથી જાણી લીધું કે તમારામાંથી કોણ છે જેણે અલ્લાહની રાહમાં જીહાદ કર્યો, અને અલ્લાહ તથા તેના રસૂલ તથા મોમિનો સિવાય બીજાને દોસ્ત નથી બનાવ્યો? અને તમે જે કરો છો તેનાથી અલ્લાહ ખૂબ માહિતગાર છે. (રુકૂઅ-૨)

---

૯. મદીનામાં અને આસપાસમાં રહેતા કબીલાઓ આંહઝરત સ.અ.સ.ના તબૂકના સફરના સમયે આપ (સ)ની ગેરહાજરીનો લાભ લઈ આપ(સ)ને દેશમાંથી હાંકી કાઢવા માટે લોકોને ઉશ્કેર્યા હતા.

૧૭. અલ્લાહની મસ્જિદના વ્યવસ્થાપક મુશરીકો ન હોઈ શકે, કારણ કે તેઓ સ્વયં પોતાના કુફ્રના સાક્ષી છે. આ તેજ લોકો છે જેમની સર્વ કરણીઓ વ્યર્થ ગઈ, અને આગ તેમનું રહેઠાણ છે.

૧૮. અલ્લાહની મસ્જીદના વ્યવસ્થાપક માત્ર તે લોકો જ થઈ શકે છે જે અલ્લાહ અને આખેરતના દિવસ ઉપર ઈમાન રાખે છે, અને નમાઝ કાયમ કરે છે, અને ઝકાત આપે છે, અને અલ્લાહ સિવાય કોઈનો ડર નથી રાખતા; અને આ તે લોકો છે જે પોતાના ધ્યેય સુધી પહોંચનારા છે.

૧૯. શું તમે હાજીઓને પાણી પાવું તથા 'પવિત્ર મસ્જીદ'ની વ્યવસ્થા સંભાળવાને તે વ્યકિતના આમાલ સમાન ગણો છો જે અલ્લાહ અને આખેરતના દિવસમાં ઈમાન લાવે છે અને અલ્લાહની રાહમાં જીહાદ કરે છે? આ સર્વ અલ્લાહની દ્રષ્ટિમાં એકસરખા નથી અને અલ્લાહ ઝાલિમોને કદીપણ સીધો રસ્તો નથી દેખાડતો.

૨૦. જે લોકો ઈમાન લાવ્યા અને અલ્લાહ ખાતર (પોતાના ઘરો છોડી) હિજરત કરી અને અલ્લાહની રાહમાં પોતાના માલ તથા જાન સાથે જીહાદ કર્યો, તેમનો અલ્લાહની દ્રષ્ટિમાં બૂલંદ રૂતબો છે. અને આ જ લોકો સફળતા પ્રાપ્ત કરનારા છે.

૨૧. તેમનો પાલનહાર તેમને પોતાની રહેમતો અને (તેની) ખુશીની, અને એવી જન્નતોની ખુશખબર આપે છે જેમાં તેમના માટે સદા રહેનારી ને'મતો હશે.

૨૨. તેઓ સદાસર્વદા તેમાં રહેશે. ખરેખર ઉત્તમ બદલો તો અલ્લાહ પાસે જ છે.

૨૩. હે ઈમાન લાવનારાઓ, તમારા વડીલો તથા ભાઈઓને ઈમાન કરતાં કુફ્ર વધારે વહાલું હોય તો તેમને તમારા હમદર્દ ન સમજો. તમારામાંથી જે તેમના દોસ્ત બને છે તેઓ (પણ) ગુનાહગાર છે.

૨૪. (હે રસૂલ) તું કહી દે, કે જો તમારા વડીલો અને તમારા પુત્રો અને તમારા ભાઈઓ અને તમારી પત્નીઓ, અને તમારા સગાસંબંધીઓ અને તમારી સંઘરેલી માલદૌલત અને તમારો વેપાર, વ્યવહાર જેમાં

مَا كَانَ لِلْمُشْرِكِيْنَ اَنْ يَّعْمُرُوْا مَسٰجِدَ اللّٰهِ شٰهِدِيْنَ عَلٰٓى اَنْفُسِهِمْ بِالْكُفْرِ ۭ اُولٰۗىِٕكَ حَبِطَتْ اَعْمَالُهُمْ ښ وَفِي النَّارِ هُمْ خٰلِدُوْنَ ۝۱۷

اِنَّمَا يَعْمُرُ مَسٰجِدَ اللّٰهِ مَنْ اٰمَنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ وَاَقَامَ الصَّلٰوةَ وَاٰتَى الزَّكٰوةَ وَلَمْ يَخْشَ اِلَّا اللّٰهَ فَعَسٰٓى اُولٰۗىِٕكَ اَنْ يَّكُوْنُوْا مِنَ الْمُهْتَدِيْنَ ۝۱۸

اَجَعَلْتُمْ سِقَايَةَ الْحَاۗجِّ وَعِمَارَةَ الْمَسْجِدِ الْحَرَامِ كَمَنْ اٰمَنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ وَجٰهَدَ فِيْ سَبِيْلِ اللّٰهِ ۭ لَا يَسْتَوٗنَ عِنْدَ اللّٰهِ ۭ وَاللّٰهُ لَا يَهْدِي الْقَوْمَ الظّٰلِمِيْنَ ۝۱۹

اَلَّذِيْنَ اٰمَنُوْا وَهَاجَرُوْا وَجٰهَدُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ ۙ اَعْظَمُ دَرَجَةً عِنْدَ اللّٰهِ ۭ وَاُولٰۗىِٕكَ هُمُ الْفَاۗىِٕزُوْنَ ۝۲۰

يُبَشِّرُهُمْ رَبُّهُمْ بِرَحْمَةٍ مِّنْهُ وَرِضْوَانٍ وَّجَنّٰتٍ لَّهُمْ فِيْهَا نَعِيْمٌ مُّقِيْمٌ ۝۲۱

خٰلِدِيْنَ فِيْهَآ اَبَدًا ۭ اِنَّ اللّٰهَ عِنْدَهٗٓ اَجْرٌ عَظِيْمٌ ۝۲۲

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَتَّخِذُوْٓا اٰبَاۗءَكُمْ وَاِخْوَانَكُمْ اَوْلِيَاۗءَ اِنِ اسْتَحَبُّوا الْكُفْرَ عَلَي الْاِيْمَانِ ۭ وَمَنْ يَّتَوَلَّهُمْ مِّنْكُمْ فَاُولٰۗىِٕكَ هُمُ الظّٰلِمُوْنَ ۝۲۳

قُلْ اِنْ كَانَ اٰبَاۗؤُكُمْ وَاَبْنَاۗؤُكُمْ وَاِخْوَانُكُمْ وَاَزْوَاجُكُمْ وَعَشِيْرَتُكُمْ وَاَمْوَالُۨ اقْتَرَفْتُمُوْهَا وَتِجَارَةٌ تَخْشَوْنَ

كَسَادَهَا وَمَسٰكِنُ تَرْضَوْنَهَآ اَحَبَّ اِلَيْكُمْ مِّنَ اللّٰهِ وَرَسُوْلِهٖ وَجِهَادٍ فِيْ سَبِيْلِهٖ فَتَرَبَّصُوْا حَتّٰى يَاْتِيَ اللّٰهُ بِاَمْرِهٖ ؕ وَاللّٰهُ لَا يَهْدِي الْقَوْمَ الْفٰسِقِيْنَ ﴿٢٤﴾

لَقَدْ نَصَرَكُمُ اللّٰهُ فِيْ مَوَاطِنَ كَثِيْرَةٍ ۙ وَّيَوْمَ حُنَيْنٍ ۙ اِذْ اَعْجَبَتْكُمْ كَثْرَتُكُمْ فَلَمْ تُغْنِ عَنْكُمْ شَيْـًٔا وَّضَاقَتْ عَلَيْكُمُ الْاَرْضُ بِمَا رَحُبَتْ ثُمَّ وَلَّيْتُمْ مُّدْبِرِيْنَ ﴿٢٥﴾

ثُمَّ اَنْزَلَ اللّٰهُ سَكِيْنَتَهٗ عَلٰى رَسُوْلِهٖ وَعَلَى الْمُؤْمِنِيْنَ وَاَنْزَلَ جُنُوْدًا لَّمْ تَرَوْهَا وَعَذَّبَ الَّذِيْنَ كَفَرُوْا ؕ وَذٰلِكَ جَزَآءُ الْكٰفِرِيْنَ ﴿٢٦﴾

ثُمَّ يَتُوْبُ اللّٰهُ مِنْۢ بَعْدِ ذٰلِكَ عَلٰى مَنْ يَّشَآءُ ؕ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٢٧﴾

મંદી આવવાનો તમને ભય હોય, અને તમારા ઘરો જે તમને અલ્લાહ અને તેના રસૂલ અને તેની રાહમાં[૧૦] જીહાદ કરવાથી વધુ વહાલા હોય, તો અલ્લાહ પોતાનો નિર્ણય લાવે ત્યાં સુધી તમે રાહ જુઓ, અને અલ્લાહ નાફરમાનોને કદાપિ હિદાયત નથી આપતો. (રુકૂઅ-૩)

૨૫. બેશક, અલ્લાહે મેદાનેજંગમાં તમારી સહાયતા કરી હતી. અને ખાસ જંગે હુનૈનની (જંગના) દિવસે જ્યારે તમે તમારા સંખ્યાબળ ઉપર ગર્વથી ફૂલાઈ ગયા હતા પરંતુ તે તમને કંઈ કામ ન લાગ્યું. અને ધરતી આટલી વિશાળ હોવા છતાં તમારા ઉપર તંગ થઈ ગઈ અને તમે પીઠ ફેરવી નાસવા માંડયું.[૧૧]

૨૬. ત્યારે અલ્લાહે પોતાના રસૂલ ઉપર અને મોમિનો ઉપર સલામતી ઊતારી અને તેણે એવી સેનાઓ ઊતારી જેને તમે ન જોઈ શકતા હતા અને જે ઈમાન ન લાવ્યા તેમને તેણે સઝા આપી, અને આ'જ કાફરોનો (યોગ્ય) બદલો છે.

૨૭. પછી અલ્લાહ જેના ઉપર ચાહશે રહેમ કરશે. અને અલ્લાહ દરગુઝર કરનાર છે, દયાવંત છે.

---

૧૦. દુન્યવી આકર્ષણો કુરબાનીઓની રાહમાં અંતરાયરૂપ ન થવા જોઈએ.

૧૧. મક્કાની ફતેહ પછી હવાઝન અને સકીફ નામના બે કબીલાઓએ મુસ્લિમો ઉપર આક્રમણ કરવા સંગઠન કર્યું. મક્કાની નૈઋત્યમાં આશરે ૧૫ માઈલ ઉપર હુનૈનમાં આંહઝૂર (સ) સાથે મુકાબલો થયો જે લશ્કરમાં ૧૨૦૦૦ લડવૈયા હતા જેમાંના ૨૦૦૦ નવા મુસ્લિમો હતા, આંહઝરત (સ)ના દસ્તૂર વિરુદ્ધ આ નવજવાનો ઉતાવળું પગલું ભરી દુશ્મનો પર તૂટી પડયા, પરંતુ તેમનો હુમલો સફળ ન થયો અને તેમને પીછેહઠ કરવી પડી, જેથી સાંકડી ખીણમાં પસાર થતી મુસ્લિમોની ફોજમાં ભંગાણ પડયું.

આ અવ્યવસ્થાથી આંહઝરત (સ) સાથે માત્ર સો જેટલા લડવૈયા બાકી રહ્યા હતા ત્યારે દુશ્મનોના તીર અંદાઝો ચારેકોરથી ધસી આપને ફરી વળ્યા. આવી ભયંકર પરિસ્થિતિમાં હોવા છતાં આંહઝરત (સ) પોતાના ઘોડાને દુશ્મનો વચ્ચેથી દોડાવતા બુલંદ સ્વરે પડકાર કર્યો. 'હું ખરેખર અલ્લાહનો રસૂલ છું, અને આ સત્ય છે. હું અબ્દુલ મુત્તલીબનો પુત્ર છું.'

બીજી તરફ આંહઝરત (સ)ના કાકા હઝરત અબ્બાસ (ર) નાસતી મુસ્લિમ ફોજોને મહામુસીબતે રોકી તેમને પાછા વાળવામાં સફળ થયા. પરિણામે મુસ્લિમો સ્વસ્થ બન્યા અને પાછા વળી આંહઝરત (સ) સાથે જઈ ભળ્યા અને એક આવેગપૂર્ણ ધસારા સાથે દુશ્મનોના હય્યાઓમાં ત્રાસ જગાવી તેમને મેદાનમાંથી નસાડયા. મુસ્લિમોની આ ફતેહમાં દુશ્મનોના છ હઝાર કેદીઓ પકડાયા હતા. (તબારી અને હીશામ).

يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوٓا۟ إِنَّمَا ٱلْمُشْرِكُونَ نَجَسٌ فَلَا يَقْرَبُوا۟ ٱلْمَسْجِدَ ٱلْحَرَامَ بَعْدَ عَامِهِمْ هَٰذَا ۚ وَإِنْ خِفْتُمْ عَيْلَةً فَسَوْفَ يُغْنِيكُمُ ٱللَّهُ مِن فَضْلِهِۦٓ إِن شَآءَ ۚ إِنَّ ٱللَّهَ عَلِيمٌ حَكِيمٌ ﴿٢٨﴾

૨૮. હે ઈમાન લાવનારાઓ! બેશક મુશરીકો અપવિત્ર છે. આજ પછી તેઓ મસ્જિદે-હરામ (પવિત્ર મસ્જિદમાં) નહિ આવે. જો (તેનાથી) તમને ગરીબીનો[૧૨] ડર હોય તો અલ્લાહ ચાહશે તો પોતાની કૃપાથી તમને દૌલતમંદ બનાવી દેશે. ખરેખર, અલ્લાહ સર્વજ્ઞ છે, હિકમતવાળો છે.

قَٰتِلُوا۟ ٱلَّذِينَ لَا يُؤْمِنُونَ بِٱللَّهِ وَلَا بِٱلْيَوْمِ ٱلْءَاخِرِ وَلَا يُحَرِّمُونَ مَا حَرَّمَ ٱللَّهُ وَرَسُولُهُۥ وَلَا يَدِينُونَ دِينَ ٱلْحَقِّ مِنَ ٱلَّذِينَ أُوتُوا۟ ٱلْكِتَٰبَ حَتَّىٰ يُعْطُوا۟ ٱلْجِزْيَةَ عَن يَدٍ وَهُمْ صَٰغِرُونَ ﴿٢٩﴾

૨૯. એહલે કિતાબમાંથી જે અલ્લાહ અને તેના અંતિમ દિવસને નથી માનતા અને ન તો તેઓ તે વસ્તુને હરામ માને છે જેને અલ્લાહ તથા તેના રસૂલે હરામ ઠરાવી છે, અને જે સાચા દીનને નથી સ્વીકારતા, તેમની સાથે લડો જ્યાં સુધી તેઓ પોતાના હાથે જઝીયા[૧૩] વેરો ન આપે અને પ્રજા પદનો સ્વીકાર ન કરે. (રુકૂઅ-૪)

وَقَالَتِ ٱلْيَهُودُ عُزَيْرٌ ٱبْنُ ٱللَّهِ وَقَالَتِ ٱلنَّصَٰرَى ٱلْمَسِيحُ ٱبْنُ ٱللَّهِ ۖ ذَٰلِكَ قَوْلُهُم بِأَفْوَٰهِهِمْ ۖ يُضَٰهِـُٔونَ قَوْلَ ٱلَّذِينَ كَفَرُوا۟ مِن قَبْلُ ۚ قَٰتَلَهُمُ ٱللَّهُ ۚ أَنَّىٰ يُؤْفَكُونَ ﴿٣٠﴾

૩૦. અને યહૂદીઓ કહે છે 'ઉઝયર[૧૪] અલ્લાહનો પુત્ર છે, અને ખ્રિસ્તીઓ કહે છે મસિહ અલ્લાહનો પુત્ર છે; આ તેમના મોઢાના શબ્દો છે. આ લોકો તેમની પહેલાના લોકો જે ઈમાન ન લાવ્યા હતા તેમની નકલ કરી રહ્યા છે. તેમના ઉપર અલ્લાહની લા'નત છે! આ લોકો કેવા બહેકી ગયા છે!

---

૧૨. હજ્જના સમયમાં મક્કા વેપારનું એક મથક બની જતું, જેના કારણે મક્કાવાસીઓને ઘણો આર્થિક લાભ મળતો. આવા પ્રસંગે મુસાફરો ઉપર પ્રતિબંધ આવવાથી વેપારનો લાભ ગુમાવવાનો સંભવ હતો. હિજરી સ.૯ના હજ્જ-એ-અકબરના અવસર ઉપર ભેગા થયેલા હાજીઓને સંબોધીને હઝરત અલી (કરમલ્લાહો વજહહુ) એ મૂર્તિપૂજકોના કા'બામાં દાખલ થવા ઉપર પ્રતિબંધનો એલાન ફરમાવ્યો હતો. આ આયતે તેમના પ્રતિબંધનું કારણ આપ્યું હતું કે ખાના કા'બાને એકજ અલ્લાહની ઈબાદત કરવા માટે આરક્ષિત કરવામાં આવ્યું હોવાથી, તેમાં હવે કોઈ અન્ય મા'બૂદ કે મૂર્તિપૂજાની આવશ્યકતા નથી રહી. પરિણામે મૂર્તિપૂજકો માટે કા'બામાં દાખલ થવાનો કોઈ મકસદ નથી રહેતો.

૧૩. મુસ્લિમ રાજ્યસત્તાને માન્ય રાખી પ્રજા તરીકે શાંતિથી રહેવું (૨) મુસ્લિમ શાસનને જઝીઆવેરો આપી સંરક્ષણ મેળવવું, જો કે મુસ્લિમો તેનાથી વધુ ટકા ઝકાત આપતા હતા. ઝકાત ઉપરાંત મુસ્લિમોને રાજકીય તથા લશ્કરી સેવાઓ બજાવવી પડતી હતી જે જવાબદારીથી બિન મુસ્લિમ પ્રજા મુકત હતી. જઝીયાના વેરાને 'સગીરૂન' અર્થાત 'નાનોકર'ની ઉપમાં આપવામાં આવતી.

૧૪. ઉઝયર અથવા એઝરા ઈ.પૂર્વ ૫૦૦માં થઈ ગયા હતા. બની ઈસરાઈલના તમામ અંબીયાઓમાં તેમને એક અગ્રગણ્ય સ્થાન આપવામાં આવે છે. હદરામુત તથા મદીનાના યહૂદીઓ તેમને અલ્લાહના પુત્ર તરીકે માનતા હતા. બેબીલોનીઆમાં ૧૨૦ વર્ષની વયે તેમનું અવસાન થયું હતું. (જ્યુઈશ એનસાઈકલોપીડીઆ)

اِتَّخَذُوْٓا اَحْبَارَهُمْ وَرُهْبَانَهُمْ اَرْبَابًا مِّنْ دُوْنِ اللّٰهِ وَالْمَسِيْحَ ابْنَ مَرْيَمَ ۚ وَمَآ اُمِرُوْٓا اِلَّا لِيَعْبُدُوْٓا اِلٰهًا وَّاحِدًا ۚ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۗ سُبْحٰنَهٗ عَمَّا يُشْرِكُوْنَ ﴿٣١﴾

૩૧. તેઓ અલ્લાહ ઉપરાંત પોતાના આલિમો તથા દરવેશોને [૧૫] પોતાના પાલનહાર માને છે. તેમજ મરિયમના પુત્ર મસિહને પણ. જ્યારે તેમને અલ્લાહ સિવાય કોઈ અન્યની ઈબાદત કરવાનો હુકમ નથી આપવામાં આવ્યો. તેના સિવાય કોઈ અન્ય મા'બૂદ નથી. તેમના ઠરાવેલ શરીકોથી તે બહુજ પવિત્ર છે.

يُرِيْدُوْنَ اَنْ يُّطْفِـُٔوْا نُوْرَ اللّٰهِ بِاَفْوَاهِهِمْ وَيَاْبَى اللّٰهُ اِلَّآ اَنْ يُّتِمَّ نُوْرَهٗ وَلَوْ كَرِهَ الْكٰفِرُوْنَ ﴿٣٢﴾

૩૨. તેઓ અલ્લાહના નૂરને ફૂંકો વડે ઓલ્વી નાખવાનો પ્રયાસ કરે છે. પરંતુ અલ્લાહ તેમ થવા દેશે નહિ, બલ્કે તે પોતાના નૂરને પરિપૂર્ણતાએ પહોંચાડશે. પછી કાફરોને ભલે તે કેટલું પણ અપ્રિય હોય.

هُوَ الَّذِيْٓ اَرْسَلَ رَسُوْلَهٗ بِالْهُدٰى وَدِيْنِ الْحَقِّ لِيُظْهِرَهٗ عَلَى الدِّيْنِ كُلِّهٖ ۙ وَلَوْ كَرِهَ الْمُشْرِكُوْنَ ﴿٣٣﴾

૩૩. તે એ'જ છે જેણે પોતાના રસૂલને હિદાયત અને સત્ય દીન સાથે મોકલાવ્યો, કે જેથી તેને બીજા બધા મઝહબો ઉપર ગાલીબ (વિજયી) કરે પછી ભલે મુશરીકોને તે કેટલુંય અ-પ્રિય હોય.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِنَّ كَثِيْرًا مِّنَ الْاَحْبَارِ وَالرُّهْبَانِ لَيَاْكُلُوْنَ اَمْوَالَ النَّاسِ بِالْبَاطِلِ وَيَصُدُّوْنَ عَنْ سَبِيْلِ اللّٰهِ ۗ وَالَّذِيْنَ يَكْنِزُوْنَ الذَّهَبَ وَالْفِضَّةَ وَلَا يُنْفِقُوْنَهَا فِيْ سَبِيْلِ اللّٰهِ ۙ فَبَشِّرْهُمْ بِعَذَابٍ اَلِيْمٍ ﴿٣٤﴾

૩૪. હે ઈમાન લાવનારાઓ, ખરેજ, ઘણા અહબારો (યહૂદીઓના દરવેશો) અને (ઇસાઈઓના દરવેશો) રાહિબો લોકો પાસેથી માલ ખોટી રીતે પડાવી લે છે અને લોકોને અલ્લાહની રાહથી અટકાવી દૂર લઈ જાય છે. અને જે લોકો સોના તથા ચાદીંનો સંગ્રહ કરતા રહે છે અને અલ્લાહની રાહમાં ખર્ચ નથી કરતા, (હે રસૂલ), તેમને દર્દનાક અઝાબની ચેતવણી આપી દે.

يَّوْمَ يُحْمٰى عَلَيْهَا فِيْ نَارِ جَهَنَّمَ فَتُكْوٰى بِهَا جِبَاهُهُمْ وَجُنُوْبُهُمْ وَظُهُوْرُهُمْ ۗ هٰذَا مَا كَنَزْتُمْ لِاَنْفُسِكُمْ فَذُوْقُوْا مَا كُنْتُمْ تَكْنِزُوْنَ ﴿٣٥﴾

૩૫. જે દિવસે તે (સોનું ચાંદી) જહન્નમની આગમાં તપાવવામાં આવશે અને તેમની પેશાનીઓ (કપાળો) અને તેમના પડખાં અને પીઠોને તેના વડે ડામવામાં આવશે, ત્યારે (તેમને કહેવામાં આવશે) 'શું તમે આ ખઝાનો પોતાના માટે સંઘરી રહ્યા હતા, તો લો જે ભેગું કર્યું છે, હવે તેનો સ્વાદ માણો.'

اِنَّ عِدَّةَ الشُّهُوْرِ عِنْدَ اللّٰهِ اثْنَا عَشَرَ شَهْرًا فِيْ كِتٰبِ اللّٰهِ يَوْمَ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ مِنْهَآ اَرْبَعَةٌ حُرُمٌ ۗ ذٰلِكَ الدِّيْنُ الْقَيِّمُ ۙ فَلَا تَظْلِمُوْا فِيْهِنَّ اَنْفُسَكُمْ

૩૬. અલ્લાહે જ્યારથી આસમાનો તથા પૃથ્વીને સર્જ્યાં છે ત્યારથી અલ્લાહના ઠરાવેલા નિયમ પ્રમાણે મહિનાઓની સંખ્યા બારની જ છે. જેમાનાં ચાર મહિના પવિત્ર [૧૬] છે. આ'જ પદ્ધતિ ખરી છે. માટે

૧૫. યહૂદીઓના દરવેશો (મોંકસ) 'અહબાર'અને ઈસાઈઓના દરવેશો 'રૂહબા'ના નામથી ઓળખાતા હતા.

૧૬. ઈસ્લામી મહિનાઓ ચંદ્રમાંના આધારે નિયમિત કરવામાં આવ્યા છે જેના હિસાબે વર્ષના બાર

وَقَاتِلُوا الْمُشْرِكِينَ كَافَّةً كَمَا يُقَاتِلُونَكُمْ كَافَّةً وَاعْلَمُوا أَنَّ اللَّهَ مَعَ الْمُتَّقِينَ ﴿٣٦﴾

આ ચાર મહિનામાં પોતાના ઉપર ઝુલ્મ ન કરો. અને ભેગા મળી મુશરીકો સામે લડો જેવી રીતે તેઓ ભેગા મળી તમારી સામે લડે છે. અને જાણી લો કે અલ્લાહ પરહેઝગારો સાથે છે.

إِنَّمَا النَّسِيءُ زِيَادَةٌ فِي الْكُفْرِ يُضَلُّ بِهِ الَّذِينَ كَفَرُوا يُحِلُّونَهُ عَامًا وَيُحَرِّمُونَهُ عَامًا لِيُوَاطِئُوا عِدَّةَ مَا حَرَّمَ اللَّهُ فَيُحِلُّوا مَا حَرَّمَ اللَّهُ زُيِّنَ لَهُمْ سُوءُ أَعْمَالِهِمْ وَاللَّهُ لَا يَهْدِي الْقَوْمَ الْكَافِرِينَ ﴿٣٧﴾

૩૭. બેશક, પવિત્ર મહિનાઓના ક્રમમાં ફેરફાર કરવો નાફરમાનીમાં વધારો કરવા જેવું છે. કાફરો તેમાં ફેરફાર કરી ગુમરાહીમાં પડતા રહે છે. તેઓ જે મહિનાને પહેલે વર્ષે હલાલ ઠરાવે છે, અને બીજે વર્ષે તે'જ મહિનાને હરામ ઠરાવે છે,(૧૭) અલ્લાહે વર્ષમાં ચાર મહિના પવિત્ર ઠરાવ્યા છે તેને બાર મહિનામાં (કોઈ પણ સમયે) તેઓ પૂરાં કરી લે છે અને આવી રીતે તેને હલાલ ઠરાવી લે છે જેને અલ્લાહે હરામ ઠરાવ્યું છે. તેમના અપકૃત્યો તેમને શોભતા કરી દેખાડવામાં આવે છે. બેશક, અલ્લાહ કાફરોને હિદાયત નથી આપતો. (રુકૂઅ-૫)

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا مَا لَكُمْ إِذَا قِيلَ لَكُمُ انْفِرُوا فِي سَبِيلِ اللَّهِ اثَّاقَلْتُمْ إِلَى الْأَرْضِ أَرَضِيتُمْ بِالْحَيَاةِ الدُّنْيَا مِنَ الْآخِرَةِ فَمَا مَتَاعُ الْحَيَاةِ الدُّنْيَا فِي الْآخِرَةِ إِلَّا قَلِيلٌ ﴿٣٨﴾

૩૮. હે ઈમાન લાવનારાઓ તમને શું થઈ ગયું છે કે જ્યારે તમને અલ્લાહની રાહમાં નીકળી પડવાનું કહેવામાં આવે છે તો તમે ભારી થઈને ભોંયમાં ખૂંચતા(૧૮) જાઓ છો? શું તમે આખેરતના જીવન ઉપર તમારા આ જીવનને પસંદગી આપો છો? પણ આ જીવનનો લાભ તો આખેરતના જીવનની સરખામણીમાં નજીવો છે.

إِلَّا تَنْفِرُوا يُعَذِّبْكُمْ عَذَابًا أَلِيمًا وَيَسْتَبْدِلْ قَوْمًا

૩૯. જો તમે અલ્લાહની રાહમાં (લડવા માટે) આગળ નહિ આવો તો તે તમને દર્દના અઝાબ આપશે,

---

મહિનાઓ થાય છે. તેવી જ રીતે સૂર્યના હિસાબે પણ બાર મહિનાઓ ઠરાવવામાં આવ્યા છે. પરંતુ 'બહાઈઓ'એ એક વર્ષના ઓગણીસ મહિનાઓ ઠરાવ્યા છે. જે બહુજ આશ્ચર્યજનક બાબત છે.

૧૭. ઈસ્લામના ઉદયથી પહેલા મક્કાવાળા કોઈ વર્ષ મુહર્રમને હલાલ મહિનો ઠરાવી લેતા જેથી તેમાં લૂંટફાટ કે રકતપાત કરવામાં તેમને સરળતા રહેતી અને કયારેક 'સફર'ને મુહર્રમ બનાવી લેતા આવી રીતે પવિત્ર મહિનાઓને તેમના સ્થાનોથી પોતાની સગવડના પ્રમાણે બદલતા રહેતા હતા.

૧૮. મદીના અને દમીશ્કના રસ્તામાં સીરિયાની હદ ઉપર તબૂક નામનું એક સ્થળ હતું જ્યાં રોમન સામ્રાજ્યની ગ્રીક પ્રજા જે રોમન ગણાતી હતી. તેમના એક મોટા લશ્કરે હદ ઉપર પડાવ નાખ્યો હતો.

આંહઝરત સ.અ.સ.ને આ સમાચાર મળતાં જ આપ(સ) ૩૦,૦૦૦નું લશ્કર લઈ હિજરી ૯માં મદીનાથી રવાના થયા હતા, અને આ લાંબી મુસાફરી અને અન્ય તકલીફોના કારણે મુસ્લિમ લશ્કરમાં થાકના લીધે અસ્વસ્થાના ચિન્હો જણાયા ત્યારે આપ (સ) ઉપર આ આયત ઊતરી હતી.

غَيْرَكُمْ وَلَا تَضُرُّوْهُ شَيْـًٔا ۗ وَاللّٰهُ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ﴿٣٩﴾

અને તમારી જગ્યાએ બીજી કોમને લાવશે, અને તમે તેનું કંઈ પણ નહિ બગાડી શકો. અને અલ્લાહ સર્વ વસ્તુ ઉપર સંપૂર્ણ સત્તા ધરાવે છે.

إِلَّا تَنْصُرُوْهُ فَقَدْ نَصَرَهُ اللّٰهُ إِذْ أَخْرَجَهُ الَّذِيْنَ كَفَرُوْا ثَانِىَ اثْنَيْنِ إِذْ هُمَا فِى الْغَارِ إِذْ يَقُوْلُ لِصَاحِبِهٖ لَا تَحْزَنْ إِنَّ اللّٰهَ مَعَنَا ۚ فَأَنْزَلَ اللّٰهُ سَكِيْنَتَهٗ عَلَيْهِ وَأَيَّدَهٗ بِجُنُوْدٍ لَّمْ تَرَوْهَا وَجَعَلَ كَلِمَةَ الَّذِيْنَ كَفَرُوا السُّفْلٰى ۗ وَكَلِمَةُ اللّٰهِ هِىَ الْعُلْيَا ۗ وَاللّٰهُ عَزِيْزٌ حَكِيْمٌ ﴿٤٠﴾

૪૦. જો તમે રસૂલની મદદ નહિ કરો તો (જાણી લો) કે અલ્લાહે તેની મદદ કરી હતી જ્યારે કાફરોએ તેને હાંકી કાઢયો હતો, અને તેઓ બન્ને ગુફામાં (જઈ રહ્યા) હતા, અને તેણે પોતાના[(૧૯)] સાથીને કહ્યું 'તું ચિંતા[(૨૦)] ન કર, અલ્લાહ આપણી સાથે છે.' ત્યારે અલ્લાહે તેના ઉપર પોતાના તરફથી શાંતિ ઊતારી, અને એવા બળો વડે તેની મદદ કરી હતી કે જેને તમે જોઈ ન શકતા હતા, અને તેણે કાફરોના અહંકારભર્યા બોલોને નીચા પાડયા અને અલ્લાહનોજ બોલ ઊંચો રહ્યો. બેશક, અલ્લાહ સર્વસમર્થ છે, હિકમતવાળો છે.

اِنْفِرُوْا خِفَافًا وَّثِقَالًا وَّجَاهِدُوْا بِأَمْوَالِكُمْ وَأَنْفُسِكُمْ فِىْ سَبِيْلِ اللّٰهِ ۗ ذٰلِكُمْ خَيْرٌ لَّكُمْ إِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ ﴿٤١﴾

૪૧. તમે હળવા (નિશસ્ત્ર)[(૨૧)] હો કે ભારે (હથિયાર સજ્જ) હો, આગેકૂચ કરો! અને તમારી જાન તથા તમારા માલ સહિત અલ્લાહની રાહમાં જીહાદ કરો. આ'જ તમારા માટે બેહતર છે, જો તમે એટલું સમજતા હો તો.

لَوْ كَانَ عَرَضًا قَرِيْبًا وَّسَفَرًا قَاصِدًا لَّاتَّبَعُوْكَ وَلٰكِنْ بَعُدَتْ عَلَيْهِمُ الشُّقَّةُ ۚ وَسَيَحْلِفُوْنَ بِاللّٰهِ لَوِ اسْتَطَعْنَا لَخَرَجْنَا مَعَكُمْ ۚ يُهْلِكُوْنَ أَنْفُسَهُمْ ۚ وَاللّٰهُ يَعْلَمُ إِنَّهُمْ لَكٰذِبُوْنَ ﴿٤٢﴾

૪૨. (હે રસૂલ) જો તાત્કાલિક લાભ અને ટૂંકી મુસાફરી હોત તો તેઓ તુરત જ તારી પાછળ ચાલી નીકળ્યા હોત પરંતુ આ અડચણો ભરેલી[(૨૨)] મુસાફરી તેમને લાંબી લાગી છે તો પણ તેઓ અલ્લાહના સોગંદ ઉઠાવી (કહેશે) કે જો અમારાથી બની શકયું હોત તો ખરેજ અમે તારી સાથે ચાલી નીકળ્યા હોત.' જો કે તેઓ પોતાના જીવને હલાક કરી રહ્યા છે. અલ્લાહ જાણે છે કે તેઓ જૂઠું બોલી રહ્યા છે. (રુકૂઅ-૬)

---

૧૯. આ સાથી હઝરત અબુબકર (ર) હતા.

૨૦. આ દિલાસાના જવાબમાં હઝરત અબુબકર (ર)એ કહ્યું 'હું મારી ઝિંદગીની સલામતી માટે નથી રડતો હે અલ્લાહના રસૂલ, મારા મરણ પામવાથી તો એકજ જીવ જશે પણ જો તમને આંચ આવશે તો ઈસ્લામનો અંત આવી જશે અને તેની સાથે સમસ્ત ઈસ્લામી કોમનો પણ.' (ઝૂરકાની).

૨૧. 'હળવા અને ભારે' અર્થાત યુવાન કે વૃદ્ધ, અથવા એકલા કે ટોળાઓમાં, પગપાળા કે સવાર, પૂરતા સામાન અને હથિયારોથી સજ્જ અથવા સામાન હથિયાર વગર.

૨૨. સીરિયાની હદ સુધી બસો માઈલ રણનું સફર, અસહ્ય તાપ, પાણીની અછત અને શસ્ત્રસરંજામ સજ્જ બળવાન રોમન લશ્કરનો સામનો.

عَفَا اللّٰهُ عَنْكَ ۚ لِمَ اَذِنْتَ لَهُمْ حَتّٰى يَتَبَيَّنَ لَكَ الَّذِيْنَ صَدَقُوْا وَتَعْلَمَ الْكٰذِبِيْنَ ﴿٤٣﴾

૪૩. (જો કે) અલ્લાહ દરગુજર કરશે,[23] પરંતુ તેં તેમને પાછળ રહી જવાની રજા શા માટે આપી જ્યારે તેમનું જૂઠાણું તારી ઉપર ખૂલ્લું થઈ ચૂકયું હતું?

لَا يَسْتَاْذِنُكَ الَّذِيْنَ يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ اَنْ يُّجَاهِدُوْا بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ ۗ وَاللّٰهُ عَلِيْمٌۢ بِالْمُتَّقِيْنَ ﴿٤٤﴾

૪૪. જે લોકો અલ્લાહ તથા આખેરતના દિવસ ઉપર ઈમાન રાખે છે તેઓ પોતાની જાન તથા પોતાના માલ સાથે જીહાદ કરવાથી છુટકારો નહિ માગે. બેશક અલ્લાહ સદાચારીઓને સારી પેઠે જાણે છે.

اِنَّمَا يَسْتَاْذِنُكَ الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ وَارْتَابَتْ قُلُوْبُهُمْ فَهُمْ فِيْ رَيْبِهِمْ يَتَرَدَّدُوْنَ ﴿٤٥﴾

૪૫. તારી પાસેથી પાછળ રહેવાની માગણી તે જ કરશે જેને અલ્લાહ તથા આખેરતના દિવસ ઉપર ઈમાન નથી. અને જેના મનમાં કુશંકાઓ ભરેલી છે, અને તેઓ કુશંકાઓમાંજ અથડાતા રહે છે.

وَلَوْ اَرَادُوا الْخُرُوْجَ لَاَعَدُّوْا لَهٗ عُدَّةً وَّلٰكِنْ كَرِهَ اللّٰهُ انْۢبِعَاثَهُمْ فَثَبَّطَهُمْ وَقِيْلَ اقْعُدُوْا مَعَ الْقٰعِدِيْنَ ﴿٤٦﴾

૪૬. અને જો તેઓ (ખરેખર) જીહાદ માટે નીકળવાની ધગશ રાખતા હોત તો તેઓ થોડી ઘણી તૈયારી કરી લેત, પરંતુ અલ્લાહને તેમનું નીકળી પડવું પસંદ ન હતું. માટે તેણે તેમને પાછળ રાખ્યા અને (તેમને) કહેવામાં આવ્યું 'ઘરમાં ભરાઈને બેસી રહેનારાઓ સાથે બેસી રહો.'

لَوْ خَرَجُوْا فِيْكُمْ مَّا زَادُوْكُمْ اِلَّا خَبَالًا وَّلَاَاوْضَعُوْا خِلٰلَكُمْ يَبْغُوْنَكُمُ الْفِتْنَةَ ۚ وَفِيْكُمْ سَمّٰعُوْنَ لَهُمْ ۗ وَاللّٰهُ عَلِيْمٌۢ بِالظّٰلِمِيْنَ ﴿٤٧﴾

૪૭. જો તેઓ તમારી સાથે આવ્યા હોત તો તેમણે તમારા માટે તકલીફો સિવાય કંઈ પણ વધાર્યું ન હોત અને દોડધામ કરી તમારી વચ્ચે કુસંપ ફેલાવ્યો હોત. અને તમારામાં એવા પણ છે જે તેમની વાતો સાંભળત. અને અલ્લાહ આ ઝાલિમોને સારી પેઠે જાણે છે.

لَقَدِ ابْتَغَوُا الْفِتْنَةَ مِنْ قَبْلُ وَقَلَّبُوْا لَكَ الْاُمُوْرَ حَتّٰى جَآءَ الْحَقُّ وَظَهَرَ اَمْرُ اللّٰهِ وَهُمْ كٰرِهُوْنَ ﴿٤٨﴾

૪૮. આ પહેલાં પણ તેઓ બદઅમની ફેલાવવા ચાહતા હતા, અને તારા વિરુદ્ધ કાવતરું કરી ચૂકયા છે. અંતે સત્ય પ્રકાશિત થવા પામ્યું અને અલ્લાહનો હેતુ કામયાબ રહ્યો જે તેમને ગમ્યું ન હતું.

وَمِنْهُمْ مَّنْ يَّقُوْلُ ائْذَنْ لِّيْ وَلَا تَفْتِنِّيْ ۗ اَلَا فِي الْفِتْنَةِ سَقَطُوْا ۗ وَاِنَّ جَهَنَّمَ لَمُحِيْطَةٌۢ بِالْكٰفِرِيْنَ ﴿٤٩﴾

૪૯. અને તેમની વચ્ચે એવા પણ છે જે કહે છે 'મને (પાછળ) રહી જવા દો અને મને આઝમાયશમાં ન નાખો.' ખરેજ તેઓ આઝમાયશમાં તો પડી ગયા છે. બેશક આ કાફરોને જહન્નમ ઘેરી લેશે.

اِنْ تُصِبْكَ حَسَنَةٌ تَسُؤْهُمْ ۚ وَاِنْ تُصِبْكَ مُصِيْبَةٌ يَّقُوْلُوْا قَدْ اَخَذْنَآ اَمْرَنَا مِنْ قَبْلُ وَيَتَوَلَّوْا وَّهُمْ فَرِحُوْنَ ﴿٥٠﴾

૫૦. જો તને લાભ પહોંચે તો તેમને દુ:ખ થાય છે. અને જો તારા ઉપર આફત આવી પડે તો કહે છે 'અમે તો પહેલેથી જ સાવચેત છીએ,' અને તેઓ ખુશ થતાં પાછા ચાલ્યા જાય છે.

---

૨૩. મુહબ્બત તથા લાગણીથી દરગુઝર કરવું.

૫૧. તું કહી દે 'અલ્લાહે જે નિર્માણ કર્યું હશે તે સિવાય અમારા ઉપર કંઈ પડશે નહિ. તે અમારો રક્ષણહાર છે. અને મોમિનોએ અલ્લાહ ઉપર જ વિશ્વાસ રાખવો જોઈએ.'

قُلْ لَّنْ يُّصِيْبَنَآ اِلَّا مَا كَتَبَ اللّٰهُ لَنَا ۚ هُوَ مَوْلٰىنَا ۚ وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ ﴿٥١﴾

૫૨. કહી દે 'તમે અમારા ઉપર આવનારી કઈ વસ્તુની રાહ જૂઓ છો, સિવાય કે બેમાંની એક ભલાઈ;[૨૪] પરંતુ અમે તો તે રાહ જોઈ રહ્યા છીએ કે ક્યારે અલ્લાહ તમને અમારા હાથે સઝા અપાવે કે પોતે આપે. માટે તમે રાહ જૂઓ, અને અમે પણ સાથે જ રાહ જોશું.

قُلْ هَلْ تَرَبَّصُوْنَ بِنَآ اِلَّآ اِحْدَى الْحُسْنَيَيْنِ ؕ وَنَحْنُ نَتَرَبَّصُ بِكُمْ اَنْ يُّصِيْبَكُمُ اللّٰهُ بِعَذَابٍ مِّنْ عِنْدِهٖۤ اَوْ بِاَيْدِيْنَا ۖ فَتَرَبَّصُوْۤا اِنَّا مَعَكُمْ مُّتَرَبِّصُوْنَ ﴿٥٢﴾

૫૩. તું કહી દે '(હે મુનાફિકો) તમે ખુશીથી ખએરાત કરો કે મજબરૂીથી, બન્ને હાલતોમાં તે સ્વીકારવામાં નહિ આવે કારણ કે તમે નાફરમાન લોકો છો.'

قُلْ اَنْفِقُوْا طَوْعًا اَوْ كَرْهًا لَّنْ يُّتَقَبَّلَ مِنْكُمْ ؕ اِنَّكُمْ كُنْتُمْ قَوْمًا فٰسِقِيْنَ ﴿٥٣﴾

૫૪. અને તેમની ખએરાત (દાન) સ્વીકાર્ય ન થવાનું કારણ બીજું કંઈ નથી, સિવાય કે તેઓ અલ્લાહ તથા તેના રસૂલ ઉપર ઈમાન નથી લાવ્યા અને તેઓ નમાઝ માટે નથી આવતા સિવાયકે સુસ્તીથી અને તેઓ (દાનમાં) કંઈ ખર્ચ નથી કરતા સિવાય કે કચવાતા મનથી.

وَمَا مَنَعَهُمْ اَنْ تُقْبَلَ مِنْهُمْ نَفَقٰتُهُمْ اِلَّآ اَنَّهُمْ كَفَرُوْا بِاللّٰهِ وَبِرَسُوْلِهٖ وَلَا يَاْتُوْنَ الصَّلٰوةَ اِلَّا وَهُمْ كُسَالٰى وَلَا يُنْفِقُوْنَ اِلَّا وَهُمْ كٰرِهُوْنَ ﴿٥٤﴾

૫૫. માટે (હે રસૂલ) તેમની દૌલત તથા તેમની ઔલાદ તને હેરતમાં ન નાખી દે. અલ્લાહ ઇચ્છે છે કે (આ વસ્તુઓ દ્વારા) તેમને આ જીવનમાં શિક્ષા આપે અને (ચાહે છે) કે કાફર હોવાની હાલતમાં જ તેમના પ્રાણ નીકળે.

فَلَا تُعْجِبْكَ اَمْوَالُهُمْ وَلَآ اَوْلَادُهُمْ ؕ اِنَّمَا يُرِيْدُ اللّٰهُ لِيُعَذِّبَهُمْ بِهَا فِى الْحَيٰوةِ الدُّنْيَا وَتَزْهَقَ اَنْفُسُهُمْ وَهُمْ كٰفِرُوْنَ ﴿٥٥﴾

૫૬. અને તેઓ અલ્લાહના સોગંદ ઉઠાવે છે કે તેઓ સાચે જ તમારામાંના જ છે, જો કે તેઓ તમારામાંના નથી, બેશક તેઓ (બેહદ) ડરપોક છે.

وَيَحْلِفُوْنَ بِاللّٰهِ اِنَّهُمْ لَمِنْكُمْ ؕ وَمَا هُمْ مِّنْكُمْ وَلٰكِنَّهُمْ قَوْمٌ يَّفْرَقُوْنَ ﴿٥٦﴾

૫૭. જો તેમને રક્ષણ લેવાનું સ્થળ અથવા ગુફા કે સંતાવા માટે ભોંયરૂં મળી જાય તો તેઓ ઝડપભેર તેમાં ઘુસીને સંતાઈ જશે.

لَوْ يَجِدُوْنَ مَلْجَاً اَوْ مَغٰرٰتٍ اَوْ مُدَّخَلًا لَّوَلَّوْا اِلَيْهِ وَهُمْ يَجْمَحُوْنَ ﴿٥٧﴾

૫૮. આ લોકોમાંથી કેટલાક સદકાની વહેંચણીના સંબંધમાં તારી ભૂલો કાઢે છે. જો તેમને તેમાંથી કંઈ

وَمِنْهُمْ مَّنْ يَّلْمِزُكَ فِى الصَّدَقٰتِ ۚ فَاِنْ اُعْطُوْا

---

૨૪. મોમિનો માટે બન્ને હાલ તો આશીર્વાદરૂપ છે. ફતેહ એક ને'મત છે, અને શહાદત પણ ને'મત છે.

مِنْهَا رَضُوْا وَاِنْ لَّمْ يُعْطَوْا مِنْهَآ اِذَا هُمْ يَسْخَطُوْنَ ۝٥٨

મળે તો તેઓ શાંત થઈ જાય છે પણ જો તેમને કંઈ પણ ન આપવામાં આવે તો જોઈ લો તે કેવા ખળભળી ઉઠે છે.

وَلَوْ اَنَّهُمْ رَضُوْا مَآ اٰتٰىهُمُ اللّٰهُ وَرَسُوْلُهٗ ۙ وَقَالُوْا حَسْبُنَا اللّٰهُ سَيُؤْتِيْنَا اللّٰهُ مِنْ فَضْلِهٖ وَرَسُوْلُهٗٓ ۙ اِنَّآ اِلَى اللّٰهِ رٰغِبُوْنَ ۝٥٩

૫૯. અલ્લાહ તથા તેના રસૂલે તેમને જે કંઈ આપ્યું તેનાથી જો તેમણે સંતોષ માની કહ્યું હોત કે અલ્લાહ અમારા માટે પૂરતો છે, અલ્લાહ અમને પોતાની ને'મતોથી નવાજશે તેમજ તેનો રસૂલ પણ; અને અમે અલ્લાહને જ નમ્રતાપૂર્વક વિનંતી કરશું (તો તેમના માટે બેહતર હતું.) (રુકૂઅ-૭)

اِنَّمَا الصَّدَقٰتُ لِلْفُقَرَآءِ وَالْمَسٰكِيْنِ وَالْعٰمِلِيْنَ عَلَيْهَا وَالْمُؤَلَّفَةِ قُلُوْبُهُمْ وَفِى الرِّقَابِ وَالْغٰرِمِيْنَ وَفِيْ سَبِيْلِ اللّٰهِ وَابْنِ السَّبِيْلِ ۭ فَرِيْضَةً مِّنَ اللّٰهِ ۭ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ۝٦٠

૬૦. દાન[૨૫] (ખએરાત) તો ફકત ગરીબો તથા મોહતાજો માટે છે, અને તેની વ્યવસ્થાના કામમાં રોકાએલા હોય તેમના માટે, અને જેમના અંત:કરણનું (દીન પ્રત્યે) સમાધાન કરવાનું હોય, અને ગુલામો (ની આઝાદી) માટે અને તેમના માટે જે (કરઝનો) દેવાદાર હોય, અને અલ્લાહની રાહમાં અને મુસાફરોની મહેમાન નવાઝીના ખર્ચ માટે છે. આ અલ્લાહનો કાયમ કરેલો નિયમ છે. અને અલ્લાહ સર્વ જાણનારો છે. હિકમતવાળો છે.

وَمِنْهُمُ الَّذِيْنَ يُؤْذُوْنَ النَّبِيَّ وَيَقُوْلُوْنَ هُوَ اُذُنٌ ۭ قُلْ اُذُنُ خَيْرٍ لَّكُمْ يُؤْمِنُ بِاللّٰهِ وَيُؤْمِنُ لِلْمُؤْمِنِيْنَ وَرَحْمَةٌ لِّلَّذِيْنَ اٰمَنُوْا مِنْكُمْ ۭ وَالَّذِيْنَ يُؤْذُوْنَ رَسُوْلَ اللّٰهِ لَهُمْ عَذَابٌ اَلِيْمٌ ۝٦١

૬૧. અને તેમની વચ્ચે એવા લોકો છે જે રસૂલના મનને દુભાવે છે. તેઓ કહે છે 'તે તો કાનનો કાચો[૨૬] છે.' તું તેમને કહી દે '(સૌને) કાન ધરવામાં જ તમારી ભલાઈ છે; તેને અલ્લાહમાં યકીન છે અને મોમિનો ઉપર તેને વિશ્વાસ છે, અને તમારામાંના ઈમાન લાવનારાઓ માટે તે રહેમત છે. બેશક, જે લોકો અલ્લાહના રસૂલના મનને દુભાવે છે તેઓ દુ:ખદાયક અઝાબ ભોગવશે.

يَحْلِفُوْنَ بِاللّٰهِ لَكُمْ لِيُرْضُوْكُمْ ۚ وَاللّٰهُ وَرَسُوْلُهٗٓ اَحَقُّ اَنْ يُّرْضُوْهُ اِنْ كَانُوْا مُؤْمِنِيْنَ ۝٦٢

૬૨. તેઓ તમને ખુશ કરવા માટે અલ્લાહના સોગંદ ઉઠાવે છે, પણ જો તેઓ ખરેખર મોમિન હોય તો અલ્લાહ તથા તેનો રસૂલ ખુશીના વધારે હક્કદાર છે.

---

૨૫. 'સદકા'નું દાન આપવું મુસ્લિમો ઉપર ફરઝ છે જે ફકીરો મિસ્કીનો, વ્યવસ્થાના કારકુનો, નૌ મુસ્લિમોની સહાયતા, ગુલામોની આઝાદી તથા કેદીઓની મુકિત, અનાથો, કરઝવાનોનો ઉદ્ધાર, વેપાર વહેવારનું દેવું, તરબીયત તથા (કેળવણી) તા'લીમ (શિક્ષણ)ની' સહાયતા, મુસાફરોની આર્થિક સહાયતા માટે, અને અન્ય સામાજિક ઉન્નતિ તથા પરોપકારના કામોમાં ખર્ચ કરવામાં આવે.

૨૬. 'ઉઝૂન' અર્થાત 'કાન' આંહઝરત (સ) ઉપર 'કાનના કાચાં' હોવાનો જૂઠ્ઠો આળ ચડાવવામાં આવતો હતો કે આપ(સ)ને જે ભંભેરણી કરવામાં આવતી તેને આપ સાચું માની લેતા.

اَلَمْ يَعْلَمُوْۤا اَنَّهٗ مَنْ يُّحَادِدِ اللّٰهَ وَرَسُوْلَهٗ فَاَنَّ لَهٗ نَارَ جَهَنَّمَ خَالِدًا فِيْهَا ؕ ذٰلِكَ الْخِزْيُ الْعَظِيْمُ ﴿۶۳﴾

૬૩. શું તેઓ નથી જાણતા કે જે અલ્લાહ અને તેના રસૂલનો વિરોધ કરે છે તેના માટે દોઝખની આગ છે, જેમાં તેમને હમેશાં માટે રહેવું પડશે? આ તો બહુજ મોટી ફજેતી છે.

يَحْذَرُ الْمُنٰفِقُوْنَ اَنْ تُنَزَّلَ عَلَيْهِمْ سُوْرَةٌ تُنَبِّئُهُمْ بِمَا فِيْ قُلُوْبِهِمْ ؕ قُلِ اسْتَهْزِءُوْا ۚ اِنَّ اللّٰهَ مُخْرِجٌ مَّا تَحْذَرُوْنَ ﴿۶۴﴾

૬૪. મુનાફિકોને ડર છે કે કયાંક તેમની વિરુદ્ધ કાંઈ એવી સૂરાહ ન ઊતરી આવે જેનાથી કદાચ તેમના દિલોના ભેદ ઉઘાડા પડી જાય. તું કહે 'તમે હાસ્ય ઉડાવી લો! બેશક, તેને અલ્લાહ પ્રકાશમાં લાવશેજ. જેનો તમને ડર છે'

وَلَئِنْ سَاَلْتَهُمْ لَيَقُوْلُنَّ اِنَّمَا كُنَّا نَخُوْضُ وَنَلْعَبُ ؕ قُلْ اَبِاللّٰهِ وَاٰيٰتِهٖ وَرَسُوْلِهٖ كُنْتُمْ تَسْتَهْزِءُوْنَ ﴿۶۵﴾

૬૫. અને જો તું તેમને સવાલ કરીશ, તો તેઓ જરૂર કહેશે 'અમે તો ગમ્મત ખાતર અમસ્તી વાતો જ કરતા હતા.' તું તેમને કહી દે 'શું તમે અલ્લાહ તથા તેની આયતો તથા તેના રસૂલ વિશે મઝાક કરી રહ્યા હતા?

لَا تَعْتَذِرُوْا قَدْ كَفَرْتُمْ بَعْدَ اِيْمَانِكُمْ ؕ اِنْ نَّعْفُ عَنْ طَآئِفَةٍ مِّنْكُمْ نُعَذِّبْ طَآئِفَةًۢ بِاَنَّهُمْ كَانُوْا مُجْرِمِيْنَ ﴿۶۶﴾

૬૬. 'તમે ખોટા બહાના ન બનાવો. ખરેખર તમે ઈમાન લાવ્યા પછી ફરી કાફર બની ગયા છો. જો અમે તમારામાંના થોડાકને માફ કરી દેશું, તો પણ બીજાને અમે નિશ્ચય સજા આપશું કારણ કે તેમણે ગુનાહ કર્યા છે.' (રુકૂઅ-૮)

اَلْمُنٰفِقُوْنَ وَالْمُنٰفِقٰتُ بَعْضُهُمْ مِّنْۢ بَعْضٍ ۘ يَاْمُرُوْنَ بِالْمُنْكَرِ وَيَنْهَوْنَ عَنِ الْمَعْرُوْفِ وَيَقْبِضُوْنَ اَيْدِيَهُمْ ؕ نَسُوا اللّٰهَ فَنَسِيَهُمْ ؕ اِنَّ الْمُنٰفِقِيْنَ هُمُ الْفٰسِقُوْنَ ﴿۶۷﴾

૬૭. મુનાફિક પુરુષો અને સ્ત્રીઓ સૌ એક સરખા જ છે. તેઓ બૂરાઈ કરવાની પ્રેરણા આપે છે અને ભલાઈથી રોકે છે. અને પોતાના હાથ બાંધી રાખે છે. તેઓ અલ્લાહને ગણકારતા નથી જેથી અલ્લાહે તેમને તરછોડી દીધા છે. બેશક આ મુનાફિકો નાફરમાન છે.

وَعَدَ اللّٰهُ الْمُنٰفِقِيْنَ وَالْمُنٰفِقٰتِ وَالْكُفَّارَ نَارَ جَهَنَّمَ خٰلِدِيْنَ فِيْهَا ؕ هِيَ حَسْبُهُمْ ۚ وَلَعَنَهُمُ اللّٰهُ ۚ وَلَهُمْ عَذَابٌ مُّقِيْمٌ ﴿۶۸﴾

૬૮. અલ્લાહે મુનાફિક પુરુષો તથા સ્ત્રીઓ અને કાફરોને જહન્નમની આગનો વાયદો કર્યો છે, જેમાં તેમને રહેવું પડશે. આ'જ તેમના માટે ઘણું છે. અને અલ્લાહે તેમના ઉપર લા'નત નાખી છે, અને તેમના અઝાબનો કોઈ અંતજ નથી.

كَالَّذِيْنَ مِنْ قَبْلِكُمْ كَانُوْۤا اَشَدَّ مِنْكُمْ قُوَّةً وَّاَكْثَرَ اَمْوَالًا وَّاَوْلَادًا ؕ فَاسْتَمْتَعُوْا بِخَلَاقِهِمْ فَاسْتَمْتَعْتُمْ بِخَلَاقِكُمْ كَمَا اسْتَمْتَعَ الَّذِيْنَ مِنْ قَبْلِكُمْ بِخَلَاقِهِمْ

૬૯. તમારાથી પહેલાંના લોકો તમારા કરતાં બળવાન હતા અને તેમની પાસે વધારે દૌલત અને ઔલાદ હતી. તેમણે ટૂંક સમય માટે લાભ ઉઠાવ્યો હતો અને તમે પણ તમારો લાભ લઈ લીધો છે જેમ તમારા પહેલાનાં (લોકો) એ લાભ લીધો હતો. તમે પણ મિથ્યાવાદમાં ઊતરી પડયા જેમ તે લોકો મિથ્યાવાદમાં

ઊતરી પડયા હતા. આ તે લોકો છે જેમની કરણીઓ આ દુનિયામાં તેમજ આખેરતમાં પણ વ્યર્થ ગઈ. અને આ લોકો નુકસાન ભોગવનારા છે.

૭૦. શું તેમને પોતાના પૂર્વજોના ઈતિહાસનું જ્ઞાન નથી મળી ચૂકયું કે નૂહ, આદ અને સમૂદની કોમ, ઈબ્રાહીમની કોમ, અને મદયનવાસીઓ અને તેની પહેલાંની વસ્તીઓ ઊથલાવી[૨૭] પાડવામાં આવી હતી? આ લોકોમાં સ્પષ્ટ નિશાનીઓ સાથે રસૂલો આવ્યા હતા. જો કે અલ્લાહે તેમના ઉપર કોઈ ઝુલ્મ ન કર્યો હતો. પરંતુ તેઓ સ્વયં પોતાના ઉપર ઝુલ્મ કરનારા હતા.

૭૧. અને મોમિન પુરુષો તથા સ્ત્રીઓ એકબીજાના મિત્રો છે. તેઓ ભલાઈની પ્રેરણા આપે છે અને બૂરાઈઓથી રોકે છે. અને નમાઝ અદા કરે છે, ઝકાત આપે છે, અને અલ્લાહ તથા તેના રસૂલની ફરમાંબરદારી કરે છે. આ તે લોકો છે જેમના ઉપર અલ્લાહ રહેમત વરસાવશે, ખરેખર અલ્લાહ સર્વ સમર્થ છે, હિકમતવાળો છે.

૭૨. અલ્લાહે મોમિન પુરુષો તથા સ્ત્રીઓને એવા બાગોના વાયદા કર્યો છે, જેની તળેથી નહેરો વહેતી હશે જ્યાં તેઓ સદાય રહેશે, અને તેઓ સદા લીલાં બાગોમાં સુંદર નિવાસ્થાનોમાં હશે બેશક અલ્લાહની ખુશનૂદી સર્વથી બેહતર છે. અને આ'જ મહાન સફળતા છે. (રુકૂઅ-૯)

૭૩. હે નબી, કાફરો અને મુનાફિકો સામે જીહાદ કર. અને તેમની સાથે સખતાઈથી કામ લે. તેમનું રહેઠાણ જહન્નમ છે, બેશક તે એક બૂરું ઠેકાણું છે.

૭૪. તેઓ અલ્લાહના સોગંદ ઉઠાવી કહે છે કે તેઓ કંઈ પણ નથી બોલ્યા, બેશક તેમણે બદગોઈ કરી છે. તેઓ ઈસ્લામનો સ્વીકાર કર્યા પછી ફરી કાફર થઈ ગયા, અને તેઓ પોતાના મનસુબામાં સફળ ન થઈ શકયા. અને તેઓ મોમિનો પ્રત્યે નફરત કરતા રહ્યા, કારણ કે અલ્લાહ તથા તેના રસૂલે પોતાની બરકતોથી મોમિનોને ન્યાલ કરી દીધા હતા. જો તેઓ તૌબાહ

وَخُضْتُمْ كَالَّذِي خَاضُوا ۚ أُولَٰئِكَ حَبِطَتْ أَعْمَالُهُمْ
فِي الدُّنْيَا وَالْآخِرَةِ ۖ وَأُولَٰئِكَ هُمُ الْخَاسِرُونَ ﴿٦٩﴾
أَلَمْ يَأْتِهِمْ نَبَأُ الَّذِينَ مِنْ قَبْلِهِمْ قَوْمِ نُوحٍ وَعَادٍ
وَثَمُودَ وَقَوْمِ إِبْرَاهِيمَ وَأَصْحَابِ مَدْيَنَ وَالْمُؤْتَفِكَاتِ ۚ
أَتَتْهُمْ رُسُلُهُمْ بِالْبَيِّنَاتِ ۖ فَمَا كَانَ اللَّهُ لِيَظْلِمَهُمْ
وَلَٰكِنْ كَانُوا أَنْفُسَهُمْ يَظْلِمُونَ ﴿٧٠﴾
وَالْمُؤْمِنُونَ وَالْمُؤْمِنَاتُ بَعْضُهُمْ أَوْلِيَاءُ بَعْضٍ ۚ
يَأْمُرُونَ بِالْمَعْرُوفِ وَيَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ وَ
يُقِيمُونَ الصَّلَاةَ وَيُؤْتُونَ الزَّكَاةَ وَيُطِيعُونَ اللَّهَ
وَرَسُولَهُ ۚ أُولَٰئِكَ سَيَرْحَمُهُمُ اللَّهُ ۗ إِنَّ اللَّهَ عَزِيزٌ
حَكِيمٌ ﴿٧١﴾
وَعَدَ اللَّهُ الْمُؤْمِنِينَ وَالْمُؤْمِنَاتِ جَنَّاتٍ تَجْرِي مِنْ
تَحْتِهَا الْأَنْهَارُ خَالِدِينَ فِيهَا وَمَسَاكِنَ طَيِّبَةً فِي
جَنَّاتِ عَدْنٍ ۚ وَرِضْوَانٌ مِنَ اللَّهِ أَكْبَرُ ۚ ذَٰلِكَ هُوَ
الْفَوْزُ الْعَظِيمُ ﴿٧٢﴾
يَا أَيُّهَا النَّبِيُّ جَاهِدِ الْكُفَّارَ وَالْمُنَافِقِينَ وَاغْلُظْ
عَلَيْهِمْ ۚ وَمَأْوَاهُمْ جَهَنَّمُ ۖ وَبِئْسَ الْمَصِيرُ ﴿٧٣﴾
يَحْلِفُونَ بِاللَّهِ مَا قَالُوا وَلَقَدْ قَالُوا كَلِمَةَ الْكُفْرِ وَ
كَفَرُوا بَعْدَ إِسْلَامِهِمْ وَهَمُّوا بِمَا لَمْ يَنَالُوا ۚ وَمَا
نَقَمُوا إِلَّا أَنْ أَغْنَاهُمُ اللَّهُ وَرَسُولُهُ مِنْ فَضْلِهِ ۚ

૨૭. સદોમ અને ગમારોહની વિનાશ પામેલી આબાદીઓમાંની બે હતી અને એક સમયમાં તે બળવાન સત્તા ગણાતી હતી.

فَإِنْ يَتُوبُوا يَكُ خَيْرًا لَهُمْ ۖ وَإِنْ يَتَوَلَّوْا يُعَذِّبْهُمُ اللَّهُ عَذَابًا أَلِيمًا فِي الدُّنْيَا وَالْآخِرَةِ ۚ وَمَا لَهُمْ فِي الْأَرْضِ مِنْ وَلِيٍّ وَلَا نَصِيرٍ ﴿٧٤﴾

કરશે તો તેમના માટે બેહતર છે; પરંતુ જો તેઓ દૂર ભાગશે તો અલ્લાહ તેમને આ દુનિયામાં તેમજ આખેરતમાં બહુજ દુ:ખદાયક અઝાબ આપશે અને તેમને આ ધરતી ઉપર કોઈ હમદર્દ કે મદદકર્તા નહિ મળે.

وَمِنْهُمْ مَنْ عَاهَدَ اللَّهَ لَئِنْ آتَانَا مِنْ فَضْلِهِ لَنَصَّدَّقَنَّ وَلَنَكُونَنَّ مِنَ الصَّالِحِينَ ﴿٧٥﴾

૭૫. તેમની વચ્ચે એવા લોકો પણ છે જેમણે અલ્લાહ સાથે કરાર કરી કહ્યું હતું 'જો અલ્લાહ અમને ને'મતો આપશે તો અમે અવશ્ય ખએરાત કરશું અને સદ્‌ગુણી બની જશું.'

فَلَمَّا آتَاهُمْ مِنْ فَضْلِهِ بَخِلُوا بِهِ وَتَوَلَّوْا وَهُمْ مُعْرِضُونَ ﴿٧٦﴾

૭૬. પણ જ્યારે અલ્લાહે તેમને ને'મતો આપી તો તેઓ કંજૂસી કરવા મંડયા અને અણગમાથી મુખ ફેરવી ગયા.

فَأَعْقَبَهُمْ نِفَاقًا فِي قُلُوبِهِمْ إِلَىٰ يَوْمِ يَلْقَوْنَهُ بِمَا أَخْلَفُوا اللَّهَ مَا وَعَدُوهُ وَبِمَا كَانُوا يَكْذِبُونَ ﴿٧٧﴾

૭૭. પરિણામે અલ્લાહે તે દિવસ સુધી કે જ્યારે તેની મુલાકાત થશે, તેમના મન નિફાકથી (દંભથી) ભરી દીધા, કારણકે તેઓ અલ્લાહને આપેલા પોતના વચનથી ફરી ગયા હતા, અને તેઓ જૂઠ્ઠું બોલ્યા હતા.

أَلَمْ يَعْلَمُوا أَنَّ اللَّهَ يَعْلَمُ سِرَّهُمْ وَنَجْوَاهُمْ وَأَنَّ اللَّهَ عَلَّامُ الْغُيُوبِ ﴿٧٨﴾

૭૮. શું તેમને ખબર નથી કે અલ્લાહ તેમના ભેદોને ખૂબ જાણે છે, તેમજ તેમની છુપી મસલતોને પણ, અને અલ્લાહ ગએબની વસ્તુઓથી પૂરેપૂરો માહિતગાર છે?

الَّذِينَ يَلْمِزُونَ الْمُطَّوِّعِينَ مِنَ الْمُؤْمِنِينَ فِي الصَّدَقَاتِ وَالَّذِينَ لَا يَجِدُونَ إِلَّا جُهْدَهُمْ فَيَسْخَرُونَ مِنْهُمْ ۙ سَخِرَ اللَّهُ مِنْهُمْ وَلَهُمْ عَذَابٌ أَلِيمٌ ﴿٧٩﴾

૭૯. જે લોકો ખુશીથી દાન આપનારાઓમાં ખામીઓ શોધતા રહે છે, જેમની પાસે પોતાના પરસેવાની[૨૮] કમાણી સિવાય બીજું કંઈ દેવાની શકિત નથી તેમનું હાસ્ય ઉડાવે છે. (તો) અલ્લાહે તેમની આ મશ્કરીનો એવોજ બદલો આપશે, તેમજ તેમના માટે બેહદ દુ:ખદાયક અઝાબ છે.

اسْتَغْفِرْ لَهُمْ أَوْ لَا تَسْتَغْفِرْ لَهُمْ إِنْ تَسْتَغْفِرْ لَهُمْ سَبْعِينَ مَرَّةً فَلَنْ يَغْفِرَ اللَّهُ لَهُمْ ۚ ذَٰلِكَ بِأَنَّهُمْ كَفَرُوا بِاللَّهِ وَرَسُولِهِ ۗ وَاللَّهُ لَا يَهْدِي الْقَوْمَ الْفَاسِقِينَ ﴿٨٠﴾ ع

૮૦. તું તેમની બક્ષીસ (ક્ષમા)ની દુઆ કર કે ન કર (તેમના માટે સરખું જ છે); ભલે તું તેમના માટે સીત્તેર વખત પણ ક્ષમાની દુઆ કરીશ તો પણ અલ્લાહ તેમને હરગિઝ માફ નહિ કરે. કારણ કે તેમણે અલ્લાહ અને તેના રસૂલનો ઈન્કાર કર્યો છે. અને અલ્લાહ ઈમાન વિનાના લોકોને સન્માર્ગ કદીપણ દેખાડતો નથી. (રુકૂઅ-૧૦)

---

૨૮. અબુ આકીલ નામના એક મુસ્લિમે પોતાની દિવસભરની મહેનત મજુરીમાં મળેલી ખજૂરો દાનમાં આપી હતી, જેનો મુનાફિકોએ મઝાક ઉડાવ્યો હતો.

فَرِحَ الْمُخَلَّفُوْنَ بِمَقْعَدِهِمْ خِلٰفَ رَسُوْلِ اللّٰهِ وَكَرِهُوْٓا اَنْ يُّجَاهِدُوْا بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ فِيْ سَبِيْلِ اللّٰهِ وَقَالُوْا لَا تَنْفِرُوْا فِي الْحَرِّ ۗ قُلْ نَارُ جَهَنَّمَ اَشَدُّ حَرًّا ۗ لَوْ كَانُوْا يَفْقَهُوْنَ ﴿٨١﴾

૮૧. તે લોકો જે પાછળ રહી ગયા હતા તેમણે અલ્લાહના રસૂલથી અલગ થઈ ઘરમાં બેસી રહેવું પસંદ કર્યું હતું, અને અલ્લાહની રાહમાં પોતાના ધન તથા જાનથી જીહાદ કરવાનું તેમને ગમ્યું નહિ. તેમણે લોકોને કહ્યું 'સખત તાપમાં બહાર ન નીકળો!' તું તેમને કહી દે કે જહન્નમની આગ આનાથી કેટલીય વધુ ગરમ છે. તો શું તેઓ કંઈપણ સમજશે?

فَلْيَضْحَكُوْا قَلِيْلًا وَّلْيَبْكُوْا كَثِيْرًا ۚ جَزَآءً ۢ بِمَا كَانُوْا يَكْسِبُوْنَ ﴿٨٢﴾

૮૨. તેમને જોઈએ કે તેઓ થોડું હસે અને વધુ રડે, કારણ કે તેમણે જે કરણીઓ કરી છે તેનોજ આ બદલો છે.

فَاِنْ رَّجَعَكَ اللّٰهُ اِلٰى طَآئِفَةٍ مِّنْهُمْ فَاسْتَاْذَنُوْكَ لِلْخُرُوْجِ فَقُلْ لَّنْ تَخْرُجُوْا مَعِيَ اَبَدًا وَّلَنْ تُقَاتِلُوْا مَعِيَ عَدُوًّا ۗ اِنَّكُمْ رَضِيْتُمْ بِالْقُعُوْدِ اَوَّلَ مَرَّةٍ فَاقْعُدُوْا مَعَ الْخٰلِفِيْنَ ﴿٨٣﴾

૮૩. અને જો અલ્લાહ તને તે લોકો વચ્ચે ફરી લઈ જાય અને તેઓ તારા સાથે જીહાદમાં આવવાની રજા માગે તો કહેજે 'તમે હરગીઝ મારી સાથે નહિ જાઓ અને મારી સાથે દુશ્મનો સામે નહિ લડો. તમે પહેલી વખતે બેસી રહેવાનું પસંદ કર્યું હતું, તો હવે પણ પાછળ બેસી રહેનારાઓ સાથે બેસી રહો.'

وَلَا تُصَلِّ عَلٰٓى اَحَدٍ مِّنْهُمْ مَّاتَ اَبَدًا وَّلَا تَقُمْ عَلٰى قَبْرِهٖ ۗ اِنَّهُمْ كَفَرُوْا بِاللّٰهِ وَرَسُوْلِهٖ وَمَاتُوْا وَهُمْ فٰسِقُوْنَ ﴿٨٤﴾

૮૪. અને તેઓમાંથી કોઈ મરણ પામે તો તું તેની નમાઝ[૨૯] (જનાઝા) ન પડજે, ન તેની કબ્ર પાસે ઊભો રહેજે; કારણ કે તેમણે અલ્લાહ અને તેના રસૂલ ઉપર ઈમાન લાવવાથી ઈન્કાર કર્યો અને તેઓ નાફરમાનીની હાલતમાં મરણ પામ્યા.

وَلَا تُعْجِبْكَ اَمْوَالُهُمْ وَاَوْلَادُهُمْ ۗ اِنَّمَا يُرِيْدُ اللّٰهُ اَنْ يُّعَذِّبَهُمْ بِهَا فِي الدُّنْيَا وَتَزْهَقَ اَنْفُسُهُمْ وَهُمْ كٰفِرُوْنَ ﴿٨٥﴾

૮૫. અને તેમની મિલકતો અને તેમની ઔલાદ તને હેરતમાં ન નાખી દે. અલ્લાહ તો માત્ર તેમને આ વસ્તુઓ દ્વારા આ દુનિયામાં સઝા આપવા ચાહે છે અને (ચાહે છે કે) તેમના પ્રાણ કાફર હોવાની હાલતમાં જ નીકળે.

وَاِذَآ اُنْزِلَتْ سُوْرَةٌ اَنْ اٰمِنُوْا بِاللّٰهِ وَجَاهِدُوْا مَعَ رَسُوْلِهِ اسْتَاْذَنَكَ اُولُوا الطَّوْلِ مِنْهُمْ وَقَالُوْا ذَرْنَا نَكُنْ مَّعَ الْقٰعِدِيْنَ ﴿٨٦﴾

૮૬. અને જ્યારે એવી સૂરાહ ઊતારવામાં આવે (જેમાં એવો આદેશ હોય) કે અલ્લાહમાં ઈમાન લાવો અને તેના રસૂલ સાથે મળી (અલ્લાહની રાહમાં) જીહાદ કરો, તો તેમનામાંના દોલતમંદો તારી પાસેથી પરવાનગી માગે છે કે અમને (ઘરમાં) બેસી રહેનારાઓ સાથે રહેવા દે.

رَضُوْا بِاَنْ يَّكُوْنُوْا مَعَ الْخَوَالِفِ وَطُبِعَ عَلٰى قُلُوْبِهِمْ فَهُمْ لَا يَفْقَهُوْنَ ﴿٨٧﴾

૮૭. પોતાના સ્ત્રીવર્ગ સાથે બેસી રહેવાનું પસંદ કરે છે પરિણામે તેમના દિલો ઉપર મહોર મારી દેવામાં આવી છે જેથી હવે તેમને કંઈપણ સમજાતું નથી.

---

૨૯. મૂનાફિકોની પાયમાલી અનિવાર્ય છે, જેથી તેમની નજાત (મુકિત)ની દુઆ કરવી નિરર્થક છે.

لٰكِنِ الرَّسُوْلُ وَالَّذِيْنَ اٰمَنُوْا مَعَهٗ جٰهَدُوْا بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ ؕ وَاُولٰٓئِكَ لَهُمُ الْخَيْرٰتُ ؗ وَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ﴿٨٨﴾

૮૮. પરંતુ રસૂલ અને તેની સાથે ઈમાન લાવનારાઓએ પોતાના માલ અને જાન સહિત જીહાદ કર્યો છે, જેથી સર્વ ભલાઈઓ તેમના જ માટે છે અને તેઓ જ સફળતા મેળવનારા છે.

اَعَدَّ اللّٰهُ لَهُمْ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا ؕ ذٰلِكَ الْفَوْزُ الْعَظِيْمُ ﴿٨٩﴾

૮૯. અલ્લાહે તેમના માટે એવા બગીચાઓ તૈયાર કર્યા છે જેમની તળેથી નહેરો વહેતી હશે; અને તેમાંજ તેઓ સદાય રહેશે. આ જ મહાન સફળતા છે. (રુકૂઅ-૧૧)

وَجَآءَ الْمُعَذِّرُوْنَ مِنَ الْاَعْرَابِ لِيُؤْذَنَ لَهُمْ وَقَعَدَ الَّذِيْنَ كَذَبُوا اللّٰهَ وَرَسُوْلَهٗ ؕ سَيُصِيْبُ الَّذِيْنَ كَفَرُوْا مِنْهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿٩٠﴾

૯૦. અને રણવાસીઓ (બદુઓ)માંથી ઘણા બહાના કરનારાઓ આવ્યા કે કદાચ તેમને પાછળ રહી જવાની છૂટ મળે. અને તેઓ અલ્લાહ અને તેના રસૂલ સામે ખોટું બોલી (ઘરમાં) બેસી રહ્યા. તેઓમાંના જે કાફર હશે તેમના ઉપર દર્દનાક અઝાબ તૂટી પડશે.

لَيْسَ عَلَى الضُّعَفَآءِ وَلَا عَلَى الْمَرْضٰى وَلَا عَلَى الَّذِيْنَ لَا يَجِدُوْنَ مَا يُنْفِقُوْنَ حَرَجٌ اِذَا نَصَحُوْا لِلّٰهِ وَرَسُوْلِهٖ ؕ مَا عَلَى الْمُحْسِنِيْنَ مِنْ سَبِيْلٍ ؕ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٩١﴾

૯૧. જેમની પાસે વાટખર્ચનો પ્રબંધ નથી તેમના ઉપર, અને જે અશક્ત છે, અને જે બીમાર છે તેમના ઉપર કોઈ દોષ નથી. જો તેઓ અલ્લાહ તથા તેના રસૂલ સાથે પ્રમાણિકતાપૂર્વક વર્તતા હોય તો જે ભલાઈના કામ કરે છે તેમને ઠપકો આપવાનું કોઈ કારણ નથી. અને અલ્લાહ અત્યંત ક્ષમાવંત છે, દયાળુ છે.

وَّلَا عَلَى الَّذِيْنَ اِذَا مَآ اَتَوْكَ لِتَحْمِلَهُمْ قُلْتَ لَآ اَجِدُ مَآ اَحْمِلُكُمْ عَلَيْهِ ۪ تَوَلَّوْا وَّاَعْيُنُهُمْ تَفِيْضُ مِنَ الدَّمْعِ حَزَنًا اَلَّا يَجِدُوْا مَا يُنْفِقُوْنَ ﴿٩٢﴾

૯૨. અને તે લોકો (પણ દોષમુક્ત છે) જે તારી પાસે આવ્યા હતા કે તેમના માટે સવારીનો પ્રબંધ કરવામાં આવે, ત્યારે તેં કહ્યું 'હું તમારા માટે સવારીના સાધનનો બંદોબસ્ત કરવા અસમર્થ છું' જેથી તેઓ દુઃખી થઈ અશ્રુભીની આંખે પાછા વળ્યા કારણ કે તેઓ પોતે (વાટ) ખર્ચનો કોઈ બંદોબસ્ત ન કરી શક્યા હતા.[30]

اِنَّمَا السَّبِيْلُ عَلَى الَّذِيْنَ يَسْتَاْذِنُوْنَكَ وَهُمْ اَغْنِيَآءُ ۚ رَضُوْا بِاَنْ يَّكُوْنُوْا مَعَ الْخَوَالِفِ ۙ وَطَبَعَ اللّٰهُ عَلٰى قُلُوْبِهِمْ فَهُمْ لَا يَعْلَمُوْنَ ﴿٩٣﴾

૯૩. બલ્કે ઠપકાને પાત્ર તે લોકો છે જે ધનવાન હોવા છતાં તેમણે તારી પરવાનગી માગી અને તેમણે પોતાની સ્ત્રીઓ સાથે રહેવું પસંદ કર્યું. બેશક, અલ્લાહે તેમના દિલો ઉપર મહોર મારી દીધી છે જેથી તેઓ કંઈ પણ સમજતા નથી.

---

૩૦. આ આયતનો સંબંધ તે સાત ગરીબ મુસ્લિમો સાથે છે જે લોકોને જીહાદમાં શામિલ થવાની ધગશ તો હતી પરંતુ પોતાની કફોડી સ્થિતિના કારણે તેમના હૈયામાં રહેલી ખ્વાહીશ તેઓ પૂરી ન કરી શક્યા.

૯૪. તમે જ્યારે (જંગથી) તેમની તરફ પાછા ફરશો ત્યારે તેઓ વિવિધ બહાના આગળ ધરશે તું તેમને કહેજે, 'બહાના ન બનાવો, અમે તે સ્વીકારશું નહિ. અલ્લાહ તમારી ખરી હકીકત અમને જણાવી ચૂકયો છે અને અલ્લાહ અને તેનો રસૂલ તમારું વલણ જોતા રહેશે; પછી તમને તેની સમક્ષ લઈ જવામાં આવશે જે વ્યકત અને અવ્યકતનો જાણનાર છે. અને તમે જે કંઈ કરતા રહ્યા હતા તે તમને સઘળું જણાવી દેશે.[31]

يَعْتَذِرُونَ إِلَيْكُمْ إِذَا رَجَعْتُمْ إِلَيْهِمْ ۚ قُلْ لَا تَعْتَذِرُوا لَنْ نُؤْمِنَ لَكُمْ قَدْ نَبَّأَنَا اللَّهُ مِنْ أَخْبَارِكُمْ ۚ وَسَيَرَى اللَّهُ عَمَلَكُمْ وَرَسُولُهُ ثُمَّ تُرَدُّونَ إِلَىٰ عَالِمِ الْغَيْبِ وَالشَّهَادَةِ فَيُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ تَعْمَلُونَ ﴿٩٤﴾

૯૫. તમે જીહાદથી પાછા તેમની વચ્ચે જશો ત્યારે તેઓ અલ્લાહના સોગંદ ઉઠાવી પોતાના છૂટકારા માટે તમને વિનવશે. માટે તેમને (તેમના હાલ ઉપર) છોડી દો, બેશક આ લોકો નાપાક છે અને તેમનું ઘર જહન્નમ છે— જે તેમની કરણીનું પ્રતિફળ છે.[32]

سَيَحْلِفُونَ بِاللَّهِ لَكُمْ إِذَا انْقَلَبْتُمْ إِلَيْهِمْ لِتُعْرِضُوا عَنْهُمْ ۖ فَأَعْرِضُوا عَنْهُمْ ۖ إِنَّهُمْ رِجْسٌ ۖ وَمَأْوَاهُمْ جَهَنَّمُ جَزَاءً بِمَا كَانُوا يَكْسِبُونَ ﴿٩٥﴾

૯૬. તેઓ તમારી સામે સોગંદ ઉઠાવશે કે તમે તેમનાથી ખુશ થઈ જાઓ. જો તમે તેમનાથી ખુશ થશો તો પણ અલ્લાહ તે નાફરમાન લોકો ઉપર ખુશ નહિ થાય.

يَحْلِفُونَ لَكُمْ لِتَرْضَوْا عَنْهُمْ ۖ فَإِنْ تَرْضَوْا عَنْهُمْ فَإِنَّ اللَّهَ لَا يَرْضَىٰ عَنِ الْقَوْمِ الْفَاسِقِينَ ﴿٩٦﴾

૯૭. રણવાસી અરબો (બદુઓ) પોતાના કુફ્રમાં અને નિફાકમાં (દંભમાં) બહુજ મક્કમ છે, ઘણા તે નીતિનિયમોને સમજવાનો ઉત્સાહ નથી રાખતા જે અલ્લાહે પોતાના રસૂલ ઉપર ઊતાર્યા છે અને અલ્લાહ સર્વ જાણનારો, હિકમતવાળો છે.

الْأَعْرَابُ أَشَدُّ كُفْرًا وَنِفَاقًا وَأَجْدَرُ أَلَّا يَعْلَمُوا حُدُودَ مَا أَنْزَلَ اللَّهُ عَلَىٰ رَسُولِهِ ۗ وَاللَّهُ عَلِيمٌ حَكِيمٌ ﴿٩٧﴾

૯૮. અને રણવાસી અરબો (બદુઓ) વચ્ચે ઘણા એવા પણ છે જે (અલ્લાહ ખાતર) ખર્ચને દંડ સમાન ગણે છે અને તમારા ઉપર કયારે આફતો તૂટી પડે તેની રાહ જુએ છે. પરંતુ તેમના ઉપરજ ભયંકર આફત તૂટી પડવાની છે. અને અલ્લાહ સર્વ સાંભળનાર છે, સર્વજ્ઞ છે.

وَمِنَ الْأَعْرَابِ مَنْ يَتَّخِذُ مَا يُنْفِقُ مَغْرَمًا وَيَتَرَبَّصُ بِكُمُ الدَّوَائِرَ ۚ عَلَيْهِمْ دَائِرَةُ السَّوْءِ ۗ وَاللَّهُ سَمِيعٌ عَلِيمٌ ﴿٩٨﴾

૯૯. અને રણવાસી અરબો (બદુઓ) વચ્ચે ઘણા એવા પણ છે, જે અલ્લાહ અને કયામતમાં ઈમાન રાખે છે.[33] અને ખએરાતને અલ્લાહની નઝદિકી

وَمِنَ الْأَعْرَابِ مَنْ يُؤْمِنُ بِاللَّهِ وَالْيَوْمِ الْآخِرِ

૩૧. આંહઝરત સ.અ.સ. તબૂકથી પાછા ફર્યા ત્યારે તેમના ઉપર આ આયત નાઝીલ થઈ હતી.

૩૨. માંદગી, અશકિત અથવા બીજા કોઈ વાજબી કારણે જંગે તબૂકમાં શામિલ ન થનારા સિવાયના લોકોએ અલ્લાહની નારાઝગી વહોરી લીધી.

૩૩. બદુઓમાં પણ નેક લોકો હતા જે અલ્લાહ તથા આખેરતમાં ઈમાન રાખતા હતા.

وَيَتَّخِذُ مَا يُنْفِقُ قُرُبٰتٍ عِنْدَ اللّٰهِ وَصَلَوٰتِ الرَّسُوْلِ ؕ اَلَاۤ اِنَّهَا قُرْبَةٌ لَّهُمْ ؕ سَيُدْخِلُهُمُ اللّٰهُ فِيْ رَحْمَتِهٖ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۹۹﴾

મેળવવાનું અને રસૂલના આશીર્વાદ મેળવવાનું સાધન સમજે છે. ખરેખર, તેમના માટે આ જ અલ્લાહની નઝદિકી મેળવવાનું સાધન છે. અલ્લાહ તેમને વેળાસર પોતાની રહેમતોથી ઘેરી લેશે, બેશક અલ્લાહ મહાક્ષમાવંત છે, દયાળુ છે. (રુકૂઅ-૧૨)

وَالسّٰبِقُوْنَ الْاَوَّلُوْنَ مِنَ الْمُهٰجِرِيْنَ وَالْاَنْصَارِ وَالَّذِيْنَ اتَّبَعُوْهُمْ بِاِحْسَانٍ ۙ رَّضِيَ اللّٰهُ عَنْهُمْ وَرَضُوْا عَنْهُ وَاَعَدَّ لَهُمْ جَنّٰتٍ تَجْرِيْ تَحْتَهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَاۤ اَبَدًا ؕ ذٰلِكَ الْفَوْزُ الْعَظِيْمُ ﴿۱۰۰﴾

૧૦૦. હિજરત કરનારાઓ અને અન્સારો (જે સૌથી પહેલા ઈમાન લાવનારા[૩૪] હતા તેઓ) અને જે લોકોએ પ્રમાણિકપણે તેમનું અનુસરણ કર્યું હતું, તેમનાથી અલ્લાહ બેહદ ખુશ છે અને તેઓ પણ અલ્લાહથી ખુશ છે, અને તેમના માટે અલ્લાહે એવા બગીચાઓ તૈયાર રાખ્યા છે જેની તળેથી નહેરો વહેતી હશે, જેમાં તેઓ સદાય રહેશે, આ એક ભવ્ય સફળતા છે.

وَمِمَّنْ حَوْلَكُمْ مِّنَ الْاَعْرَابِ مُنٰفِقُوْنَ ۛؕ وَمِنْ اَهْلِ الْمَدِيْنَةِ ۛؔ مَرَدُوْا عَلَى النِّفَاقِ ۟ لَا تَعْلَمُهُمْ ؕ نَحْنُ نَعْلَمُهُمْ ؕ سَنُعَذِّبُهُمْ مَّرَّتَيْنِ ثُمَّ يُرَدُّوْنَ اِلٰى عَذَابٍ عَظِيْمٍ ﴿۱۰۱﴾

૧૦૧. અને તમારી આસપાસમાં રહેનારા બદુઓમાંથી ઘણાંખરા લોકો મુનાફિક છે. આવી જ રીતે મદીનાવાસીઓમાં (પણ) એવા લોકો છે કે નિફાક (દંભી વલણ) ઉપર કાયમ[૩૫] છે. તું તેમને નથી જાણતો પણ અમે તેમને ખૂબ જાણીએ છીએ. અમે તેમને બમણો અઝાબ આપશું. પછી તેમને એક મહાભયંકર અઝાબ તરફ ધકેલવામાં આવશે.

وَاٰخَرُوْنَ اعْتَرَفُوْا بِذُنُوْبِهِمْ خَلَطُوْا عَمَلًا صَالِحًا وَّاٰخَرَ سَيِّئًا ؕ عَسَى اللّٰهُ اَنْ يَّتُوْبَ عَلَيْهِمْ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۱۰۲﴾

૧૦૨. અને તેમનામાં કેટલાક એવા છે જેમણે પોતાના દોષોને માની લીધા છે જેમણે એક ભલાઈના કામને બૂરાઈ સાથે ભેળવ્યો હતો. શક્ય છે કે અલ્લાહ તેમની તૌબાહ કબૂલ કરે. બેશક અલ્લાહ ક્ષમાવંત છે, દયાળુ છે.

خُذْ مِنْ اَمْوَالِهِمْ صَدَقَةً تُطَهِّرُهُمْ وَتُزَكِّيْهِمْ بِهَا وَصَلِّ عَلَيْهِمْ ؕ اِنَّ صَلٰوتَكَ سَكَنٌ لَّهُمْ ؕ وَاللّٰهُ سَمِيْعٌ عَلِيْمٌ ﴿۱۰۳﴾

૧૦૩. તેમના માલમાંથી સદકો લેતો રહે કે જેથી તું તે માલને શુદ્ધ અને પવિત્ર કરતો રહે અને તેમના માટે દુઆ કરતો રહે. બેશક તારી દુઆ ઉપર તેમની શાંતિ (નો આધાર) છે. અને અલ્લાહ સર્વ સાંભળનારો છે, સર્વ જાણનારો છે.

---

૩૪. આંહઝરત (સ)ના પહેલાં ત્રણ ખલીફા તથા આપ(સ)ના અન્ય સાથીઓ ઉપર શીઆ લોકોના ઈલ્ઝામોનું આ આયત દ્વારા ખંડન કરવામાં આવ્યું છે.

૩૫. મદીનાની આસપાસમાં રહેતા જુનૈનાહ, મુઝૈનાહ, આશજા, સસ્લમ અને ગીફાર નામના બદુઓના પાંચ કબીલા હતા. (મા'આની પા ૩૬૧) જેમણે આંહઝરત (સ)ના અવસાન બાદ મુનાફિકો સાથે ભળી મદીના ઉપર ચઢાઈ કરી હતી. (ખલ્દુન પા.૨/૬૬)

أَلَمْ يَعْلَمُوا أَنَّ اللَّهَ هُوَ يَقْبَلُ التَّوْبَةَ عَنْ عِبَادِهِ وَيَأْخُذُ الصَّدَقَاتِ وَأَنَّ اللَّهَ هُوَ التَّوَّابُ الرَّحِيمُ ﴿١٠٤﴾

૧૦૪. શું તેઓ નથી જાણતા કે અલ્લાહ પોતાના બંદાઓની તૌબાહ[૩૬] કબૂલ કરે છે અને તેમની ખએરાતને સ્વીકારે છે, અને અલ્લાહ દરગુઝર કરનારો છે (અને) દયાળુ છે?

وَقُلِ اعْمَلُوا فَسَيَرَى اللَّهُ عَمَلَكُمْ وَرَسُولُهُ وَالْمُؤْمِنُونَ ۖ وَسَتُرَدُّونَ إِلَىٰ عَالِمِ الْغَيْبِ وَالشَّهَادَةِ فَيُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ تَعْمَلُونَ ﴿١٠٥﴾

૧૦૫. તું તેમને કહી દે કે તમે કામો કરતા રહો બેશક અલ્લાહ તથા તેનો રસૂલ તથા મોમિનો તમારા કામોને જોતા રહેશે. અને તમે તેની જ સમક્ષ પાછા લાવવામાં આવશો જે વ્યકત અને અવ્યકતનો જાણનારો છે ત્યારે તે તમારા કામોથી તમને માહિતગાર કરશે.

وَآخَرُونَ مُرْجَوْنَ لِأَمْرِ اللَّهِ إِمَّا يُعَذِّبُهُمْ وَإِمَّا يَتُوبُ عَلَيْهِمْ ۗ وَاللَّهُ عَلِيمٌ حَكِيمٌ ﴿١٠٦﴾

૧૦૬. અને તેમનામાં કેટલાક એવા[૩૭] પણ છે જેમને અલ્લાહનો નિર્ણય ન આવે ત્યાં સુધી છોડી દેવામાં આવ્યા છે. તે ચાહે તો તેમને શિક્ષા આપે અથવા ક્ષમા આપે. અને અલ્લાહ સર્વ જાણનારો છે, હિકમતવાળો છે.

وَالَّذِينَ اتَّخَذُوا مَسْجِدًا ضِرَارًا وَكُفْرًا وَتَفْرِيقًا بَيْنَ الْمُؤْمِنِينَ وَإِرْصَادًا لِمَنْ حَارَبَ اللَّهَ وَرَسُولَهُ مِنْ قَبْلُ ۚ وَلَيَحْلِفُنَّ إِنْ أَرَدْنَا إِلَّا الْحُسْنَىٰ ۖ وَاللَّهُ يَشْهَدُ

૧૦૭. અને (મુનાફિકોમાં ઘણાં એવા છે) જેમણે (ઈસ્લામને) નુકસાન પહોંચાડવા માટે અને કુફ્ર કરવા અને મોમિનો વચ્ચે કુસંપ જગાડવા માટે મસ્જિદ[૩૮] બનાવી છે, અને જે અલ્લાહ અને તેના રસૂલ સાથે બંડ કરનારા છે તેમને છૂપાઈ રહેવાની તેઓ સગવડ આપે છે. તેઓ બેશક સોગંદપૂર્વક કહેશે કે ભલાઈ

---

૩૬. તબૂકની જંગમાં શામિલ ન થનારાઓમાં મુનાફિકો સિવાય ઘણા મોમિનો પણ હતા જે કોઈ વાજબી કારણ વગર પાછળ રહી જવા ઉપર પસ્તાયા હતા જેથી તેમણે મસ્જિદના થાંભલાઓ સાથે પોતાને બાંધી પ્રતિજ્ઞા લીધી હતી કે જ્યાં સુધી આંહુઝૂર (સ) તેમને માફ નહિ કરે તેઓ બંદીવાન હાલતમાંજ રહેશે. પરંતુ આપ(સ)એ તેમને માફી ન આપી જ્યાં સુધી કે આ આયત નાઝલ ન થઈ.

૩૭. આંહઝરત (સ)એ હિલાલ ઈબને ઉમૈયા, મુરારાહ ઈબ્ને રાબીઆહ અને કા'બ ઈબ્ને માલિક, આ ત્રણેના સંબંધમાં અલ્લાહનો હુકમ આવતાં સુધી પોતાના નિર્ણયને મુલતવી રાખ્યો હતો.

૩૮. ઈસ્લામનો એક કટ્ટર દુશ્મન ઈસાઈ પાધરી જેનું નામ અબુ આમર હતું તે જંગે હુનૈન પછી ઈસ્લામની વ્યવસ્થિત તરક્કીની ઈર્ષામાં જલી રહ્યો હતો. અંતે, તે સીરિયા તરફ નાસી ગયો.

તેને આંહઝરત (સ) વિરુદ્ધ બાઈઝનટાઈનની સહાયતા મેળવવાની આશા હતી જેથી ત્યાં જઈ તેણે મદીનાના મુનાફિકોને એક મસ્જિદ ઊભી કરવાનો સંદેશો મોકલાવ્યો હતો કે જેમાં તે છૂપાઈને પોતાની યોજનાઓ ઘડી શકે. પરંતુ તેની આશા પૂરી થયા પહેલાં કુનીસરીન નામના શહેરમાં તેનું મરણ નીપજ્યું હતું. તેના સહાયકોએ તેની સૂચના પ્રમાણે મસ્જિદ બનાવી અને આંહઝરત સ.અ.સ.ને તેમાં નમાઝ પઢવા માટે આમંત્રણ આપ્યું હતું. આંહઝરત સ.અ.સ.એ અલ્લાહના હુકમ અનુસાર તે આમંત્રણનો અસ્વીકાર કર્યો, અને આ મસ્જિદે દીરારને આંહઝરત સ.અ.સ.ની આજ્ઞા પ્રમાણે જલાવી ભસ્મીભૂત કરવામાં આવી હતી.

સિવાય અમારો બીજો કોઈ હેતુ નથી, પરંતુ અલ્લાહ સાક્ષી છે કે તેઓ ખરેખર જૂઠાબોલા છે.

إِنَّهُمْ لَكَٰذِبُونَ ١٠٧

૧૦૮. તું તેમાં (ઈબાદત માટે) ઊભો ન રહેજે. (પરંતુ) જે [(૩૯)] મસ્જિદનો પાયો પરહેઝગારી ઉપર રાખવામાં આવ્યો છે તેમાંજ નમાઝ માટે તારું ઊભું રહેવું યોગ્ય છે; જેમાં પાકીઝગી પસંદ કરનારા લોકો છે, અને પોતાને પવિત્ર કરનારાઓને અલ્લાહ પસંદ કરે છે.

لَا تَقُمْ فِيهِ أَبَدًا ۚ لَّمَسْجِدٌ أُسِّسَ عَلَى التَّقْوَىٰ مِنْ أَوَّلِ
يَوْمٍ أَحَقُّ أَن تَقُومَ فِيهِ ۚ فِيهِ رِجَالٌ يُحِبُّونَ أَن يَتَطَهَّرُوا ۚ
وَاللَّهُ يُحِبُّ الْمُطَّهِّرِينَ ١٠٨

૧૦૯. ત્યારે શું તે જેણે પોતાની ઈમારતનો પાયો અલ્લાહના ડર અને તેની પ્રસન્નતાના આધાર ઉપર નાખ્યો હોય તે બેહતર છે અથવા તે, કે જેણે પોતાની ઈમારતનો પાયો એક સૂકી જર્જરિત ભેખડ ઉપર નાખ્યો હોય, જે ખરી પડતાં તે (ઈમારતને) સાથે લઈ જહન્નમની આગમાં જઈ પડનારી હોય? બેશક, અલ્લાહ ઝાલિમોને હિદાયત નથી આપતો.

أَفَمَنْ أَسَّسَ بُنْيَانَهُ عَلَىٰ تَقْوَىٰ مِنَ اللَّهِ وَرِضْوَانٍ
خَيْرٌ أَم مَّنْ أَسَّسَ بُنْيَانَهُ عَلَىٰ شَفَا جُرُفٍ هَارٍ
فَانْهَارَ بِهِ فِي نَارِ جَهَنَّمَ ۗ وَاللَّهُ لَا يَهْدِي الْقَوْمَ
الظَّالِمِينَ ١٠٩

૧૧૦. તેમની (આ) ઈમારત જે તેમણે બનાવી હતી તે તેમના મનમાં હમેશાં ખટકતી રહેશે સિવાય કે તેમના અંત:કરણના ટૂકડે ટૂકડા થઈ જાય. અને અલ્લાહ સર્વ જાણનાર છે, હિકમતવાળો છે. (રુકૂઅ-૧૩)

لَا يَزَالُ بُنْيَانُهُمُ الَّذِي بَنَوْا رِيبَةً فِي قُلُوبِهِمْ
إِلَّا أَن تَقَطَّعَ قُلُوبُهُمْ ۗ وَاللَّهُ عَلِيمٌ حَكِيمٌ ١١٠ ع

૧૧૧. બેશક અલ્લાહે મોમિનો પાસેથી તેમના પ્રાણ અને તેમની મિલકતો જન્નતના બદલામાં ખરીદી લીધા છે, જે તેમને મળશે જ: (અને) જે અલ્લાહની રાહમાં લડે, અને તેઓ મારે અથવા માર્યા જાય, (તેમને) અલ્લાહે આપેલું પોતાનું વચન પૂરું કરવાનું તૌરાત અને ઈન્જીલ અને કુરઆનમાં પોતાના માથે લીધું છે. અને પોતાના વાયદાનો વફાદાર અલ્લાહથી વધુ બીજો કોણ થઈ શકે છે? માટે તેની સાથે કરેલા સોદાથી ખુશ થાઓ; અને આ'જ એક ભવ્ય સફળતા છે.

إِنَّ اللَّهَ اشْتَرَىٰ مِنَ الْمُؤْمِنِينَ أَنفُسَهُمْ وَأَمْوَالَهُم
بِأَنَّ لَهُمُ الْجَنَّةَ ۚ يُقَاتِلُونَ فِي سَبِيلِ اللَّهِ فَيَقْتُلُونَ
وَيُقْتَلُونَ ۖ وَعْدًا عَلَيْهِ حَقًّا فِي التَّوْرَاةِ وَالْإِنجِيلِ
وَالْقُرْآنِ ۚ وَمَنْ أَوْفَىٰ بِعَهْدِهِ مِنَ اللَّهِ ۚ فَاسْتَبْشِرُوا
بِبَيْعِكُمُ الَّذِي بَايَعْتُم بِهِ ۚ وَذَٰلِكَ هُوَ الْفَوْزُ الْعَظِيمُ ١١١

૧૧૨. આ તે લોકો છે (જે વારંવાર તૌબાહ કરી) તેની બંદગી કરનારા છે; તેની સ્તુતિ કરનારા છે, ધરતી ઉપર તેની સેવા કાજે ફરતા રહે છે, અને

التَّائِبُونَ الْعَابِدُونَ الْحَامِدُونَ السَّائِحُونَ الرَّاكِعُونَ
السَّاجِدُونَ الْآمِرُونَ بِالْمَعْرُوفِ وَالنَّاهُونَ عَنِ

૩૯. આ મસ્જિદ જેનું નામ 'મસ્જિદે કુબાઅ' હતું તેને તેજ જગ્યાએ બાંધવામાં આવી હતી જ્યાં આંહઝરત (સ) મક્કાથી મદીના આવ્યા ત્યારે સવારી ઉપરથી ઊતરતાં પોતાનો પગ મુબારક મૂકયો હતો, આ મસ્જિદને બાદમાં 'મસ્જિદ નબવી'નું નામ આપવામાં આવ્યું હતું.

الْمُنكَرِ وَالْحَٰفِظُونَ لِحُدُودِ اللَّهِ ۗ وَبَشِّرِ الْمُؤْمِنِينَ ﴿١١٢﴾

(અલ્લાહને) નમનારા અને સિજદો કરનારા છે, અને નેકીની નસિહત કરનારા અને બૂરાઈથી રોકનારા છે, અને અલ્લાહની નીમેલી હદોમાં રહેનારા છે. માટે ઈમાન લાવનારાઓને તું ખુશખબર આપી દે.

مَا كَانَ لِلنَّبِيِّ وَالَّذِينَ آمَنُوا أَن يَسْتَغْفِرُوا لِلْمُشْرِكِينَ وَلَوْ كَانُوا أُولِي قُرْبَىٰ مِن بَعْدِ مَا تَبَيَّنَ لَهُمْ أَنَّهُمْ أَصْحَٰبُ الْجَحِيمِ ﴿١١٣﴾

૧૧૩. રસૂલ તથા ઈમાન લાવનારાઓ માટે (યોગ્ય) નથી કે તેઓ મુશરીકો માટે માફીની દુઆ કરે, પછી ભલે તે તેમના સગા-સ્નેહીઓ જ કેમ ન હોય, જ્યારે તેમના ઉપર આ સ્પષ્ટ થઈ ચૂક્યું છે કે તેઓ જહન્નમના નિવાસી છે.

وَمَا كَانَ اسْتِغْفَارُ إِبْرَٰهِيمَ لِأَبِيهِ إِلَّا عَن مَّوْعِدَةٍ وَعَدَهَا إِيَّاهُ فَلَمَّا تَبَيَّنَ لَهُ أَنَّهُ عَدُوٌّ لِّلَّهِ تَبَرَّأَ مِنْهُ ۚ إِنَّ إِبْرَٰهِيمَ لَأَوَّاهٌ حَلِيمٌ ﴿١١٤﴾

૧૧૪. અને ઈબ્રાહીમનું પોતાના પિતા માટે માફીની દુઆ કરવાનું માત્ર એજ કારણ હતું કે તેણે પોતાના પિતાને વાયદો કર્યો હતો. પરંતુ જ્યારે તેને ખાતરી થઈ ગઈ કે તે અલ્લાહનો દુશ્મન છે, તો તેની સાથેના સંબંધો તેણે તોડી નાખ્યા. ઈબ્રાહીમ અત્યંત નરમદિલ અને સહાનશીલ હતો.

وَمَا كَانَ اللَّهُ لِيُضِلَّ قَوْمًا بَعْدَ إِذْ هَدَاهُمْ حَتَّىٰ يُبَيِّنَ لَهُم مَّا يَتَّقُونَ ۚ إِنَّ اللَّهَ بِكُلِّ شَيْءٍ عَلِيمٌ ﴿١١٥﴾

૧૧૫. અને જે લોકોને અલ્લાહે એકવાર હિદાયત ઉપર કાયમ કર્યા હોય તેમને ગુમરાહ કરવું અલ્લાહનું કામ નથી, જ્યાં સુધી તે તેમને ચેતવી ન દે કે કઈ વસ્તુથી તેમણે બચતા રહેવું જોઈએ. બેશક, અલ્લાહ દરેક વસ્તુનું પૂરેપૂરું જ્ઞાન રાખે છે.

إِنَّ اللَّهَ لَهُ مُلْكُ السَّمَٰوَٰتِ وَالْأَرْضِ ۖ يُحْيِي وَيُمِيتُ ۚ وَمَا لَكُم مِّن دُونِ اللَّهِ مِن وَلِيٍّ وَلَا نَصِيرٍ ﴿١١٦﴾

૧૧૬. બેશક તે અલ્લાહ જ છે જે આકાશો તથા પૃથ્વીનો બાદશાહ છે, તે'જ જીવન બક્ષે છે તેમજ તે'જ મૃત્યુ નીપજાવે છે. અને અલ્લાહ સિવાય તમારો કોઈ મિત્ર કે મદદગાર નથી.

لَقَد تَّابَ اللَّهُ عَلَى النَّبِيِّ وَالْمُهَٰجِرِينَ وَالْأَنصَارِ الَّذِينَ اتَّبَعُوهُ فِي سَاعَةِ الْعُسْرَةِ مِن بَعْدِ مَا كَادَ يَزِيغُ قُلُوبُ فَرِيقٍ مِّنْهُمْ ثُمَّ تَابَ عَلَيْهِمْ ۚ إِنَّهُ بِهِمْ رَءُوفٌ رَّحِيمٌ ﴿١١٧﴾

૧૧૭. અલ્લાહે ખરેખર રસૂલ પ્રત્યે અને મુહાજીરો અને તકલીફની[૪૦] ઘડીમાં તેની સહાયતા કરનારા (અનસારો) પ્રત્યે રહેમની નઝર ફરમાવી. પછી જેમાંના થોડાકના દિલ જ્યારે ડગમગી જવાની અણી ઉપર હતા ત્યારે તેણે ફરી તેમના ઉપર રહેમ ફરમાવી. ખરેખર, સૌના ઉપર તે બહુજ મહેરબાન છે, અત્યંત દયાળુ છે.

وَعَلَى الثَّلَاثَةِ الَّذِينَ خُلِّفُوا حَتَّىٰ إِذَا ضَاقَتْ عَلَيْهِمُ الْأَرْضُ بِمَا

૧૧૮. અને તે ત્રણ[૪૧] જે પાછળ રહી ગયા હતા (તેમનો મામલો) મુલતવી રાખવામાં આવ્યો ત્યાં સુધી

---

૪૦. તબુકની જંગને 'ગઝવત્તુલ-યૂસરાહ' અર્થાત 'ભીષણ જંગ'ની ઉપમાં આપવામાં આવી હતી.

૪૧. કા'બ બીન માલીક, હિલાલ બીન ઉમૈયા અને મુરારાહ બીન રાબીયાહ, આ ત્રણે સદાચારી મુસ્લિમો હતા પરંતુ જંગે તબુકમાં શામિલ થવાથી રહી જવા પામ્યા હતા જેથી આંહઝરત (સ)ના

رَحُبَتْ وَضَاقَتْ عَلَيْهِمْ أَنفُسُهُمْ وَظَنُّوا أَن لَّا مَلْجَأَ مِنَ اللَّهِ إِلَّا إِلَيْهِ ثُمَّ تَابَ عَلَيْهِمْ لِيَتُوبُوا ۚ إِنَّ اللَّهَ هُوَ التَّوَّابُ الرَّحِيمُ ﴿١١٨﴾

કે ધરતી વિશાળ હોવા છતાં તેમના ઉપર તંગ થઈ ગઈ, અને તેમનું જીવવું તેમને બોજારૂપ લાગ્યું અને તેમને ખાતરી થઈ ગઈ કે અલ્લાહથી બચવાનો કોઈ રસ્તો નથી, સિવાય કે તેનો જ (આશરો મળે). ત્યારે તેણે તેમની તરફ રહેમની નઝર કરમાવી કે તેઓ (તેની તરફ) પાછા આવે. ખરેખર, અલ્લાહ દરગુઝર કરનારો છે, દયાળુ છે. (રુકૂઅ-૧૪)

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا اتَّقُوا اللَّهَ وَكُونُوا مَعَ الصَّادِقِينَ ﴿١١٩﴾

૧૧૯. હે ઈમાન લાવનારાઓ! અલ્લાહથી ડરો અને સાચા લોકોની સંગત રાખો.

مَا كَانَ لِأَهْلِ الْمَدِينَةِ وَمَنْ حَوْلَهُم مِّنَ الْأَعْرَابِ أَن يَتَخَلَّفُوا عَن رَّسُولِ اللَّهِ وَلَا يَرْغَبُوا بِأَنفُسِهِمْ عَن نَّفْسِهِ ۚ ذَٰلِكَ بِأَنَّهُمْ لَا يُصِيبُهُمْ ظَمَأٌ وَلَا نَصَبٌ وَلَا مَخْمَصَةٌ فِي سَبِيلِ اللَّهِ وَلَا يَطَئُونَ مَوْطِئًا يَغِيظُ الْكُفَّارَ وَلَا يَنَالُونَ مِنْ عَدُوٍّ نَّيْلًا إِلَّا كُتِبَ لَهُم بِهِ عَمَلٌ صَالِحٌ ۚ إِنَّ اللَّهَ لَا يُضِيعُ أَجْرَ الْمُحْسِنِينَ ﴿١٢٠﴾

૧૨૦. મદીનાવાસીઓ તથા આસપાસના રહેનારા તથા રણવાસી બદુઓને છાજતુ ન હતું કે તેઓ અલ્લાહના રસૂલનો સાથ છોડી દે અને પાછળ રહી જાય અથવા રસૂલની જાનથી પોતાની જાનને વધુ મહત્વ આપે. (તેમણે આવું એટલા માટે કર્યું હતું) કે અલ્લાહની રાહમાં તરસ, થાક અથવા ભૂખથી તેમને સહન ન કરવું પડે, અને ન તેમને તે રસ્તે ચાલવું પડે જેનાથી કાફરોને ખોટું લાગે ન તો તેઓ દુશ્મનોને કોઈ ઈજા પહોંચાડે, જો કે તેમ કરતાં તેમના ભાગે કંઈને કંઈ ભલાઈ લખાઈ ગઈ હોત, ખરેખર, અલ્લાહ ઉપકાર કરનારાઓના બદલાને કદીપણ વ્યર્થનથીજવા દેતો.

وَلَا يُنفِقُونَ نَفَقَةً صَغِيرَةً وَلَا كَبِيرَةً وَلَا يَقْطَعُونَ وَادِيًا إِلَّا كُتِبَ لَهُمْ لِيَجْزِيَهُمُ اللَّهُ أَحْسَنَ مَا كَانُوا يَعْمَلُونَ ﴿١٢١﴾

૧૨૧. અને એવું તો નહિજ બને કે તેઓ અલ્લાહની રાહમાં નાનું મોટું ખર્ચ કરે કે સફર કરે જેને તેમની નેકીઓમાં લખી લેવામાં ન આવતું હોય કે જેથી અલ્લાહ તેમના કર્મોનો ઉત્તમ બદલો તેમને આપે!

وَمَا كَانَ الْمُؤْمِنُونَ لِيَنفِرُوا كَافَّةً ۚ فَلَوْلَا نَفَرَ مِن كُلِّ فِرْقَةٍ مِّنْهُمْ طَائِفَةٌ لِّيَتَفَقَّهُوا فِي الدِّينِ وَلِيُنذِرُوا قَوْمَهُمْ إِذَا رَجَعُوا إِلَيْهِمْ لَعَلَّهُمْ يَحْذَرُونَ ﴿١٢٢﴾

૧૨૨. જો બધા મોમિનોનું એક સાથે આગળ આવવું શકય નથી તો શા માટે દરેક વર્ગમાંથી અમુક લોકો આગળ આવી દીની ઇલ્મ [૪૨] ગ્રહણ નથી કરતા, જેથી તેઓ પાછા જઈ પોતાની કોમને (બૂરાઈઓથી) ચેતવતા રહે? (રુકૂઅ-૧૫)

---

જંગબાદ મદીના આવતાં તેમનો સામાજિક બહિષ્કાર કરવામાં આવ્યો હતો અને તેમની પત્નીઓ પણ તેમનાથી દૂર રહી હતી જે સ્થિતિમાં તેઓ પચાસ દિવસ સુધી રહ્યા હતા.

૪૨. રણના રહેવાસી બદુઓ ઈસ્લામી શિક્ષણથી અજ્ઞાત હોવાથી આ આયતમાં તેમનામાંથી સમજુ લોકોને શિક્ષણ મેળવી પોતાના લોકોમાં જઈ ઇલ્મ ફેલાવવાનું અથવા તબ્લીગ કરવાનું સૂચન કરવામાં આવ્યું છે.

૧૨૩. હે ઈમાન લાવનારાઓ! જે ઈન્કાર કરનારાઓ તમારી નજીકમાં[૪૩] હોય તેમની સાથે લડો અને તેમને તમારી શકિતનો પરિચય થઈ જવા દો; અને જાણી લો કે અલ્લાહ પરહેઝગારો સાથે છે.

يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوا۟ قَٰتِلُوا۟ ٱلَّذِينَ يَلُونَكُم مِّنَ ٱلْكُفَّارِ وَلْيَجِدُوا۟ فِيكُمْ غِلْظَةً ۚ وَٱعْلَمُوٓا۟ أَنَّ ٱللَّهَ مَعَ ٱلْمُتَّقِينَ ﴿١٢٣﴾

૧૨૪. અને જ્યારે કોઈ પણ સૂરાઅનું અવતરણ થાય છે ત્યારે તેઓમાંના કેટલાક કહે છે 'આનાથી તમારામાંના કોના ઈમાનમાં વધારો થવા પામ્યો છે?' પરંતુ જે લોકો ઈમાન લાવ્યા છે તેમનું ઈમાન ઘણું વધી જાય છે અને તેઓ ખુશ થઈ જાય છે.

وَإِذَا مَآ أُنزِلَتْ سُورَةٌ فَمِنْهُم مَّن يَقُولُ أَيُّكُمْ زَادَتْهُ هَٰذِهِۦٓ إِيمَٰنًا ۚ فَأَمَّا ٱلَّذِينَ ءَامَنُوا۟ فَزَادَتْهُمْ إِيمَٰنًا وَهُمْ يَسْتَبْشِرُونَ ﴿١٢٤﴾

૧૨૫. પરંતુ તે લોકો જેમના હૃદયોમાં નાપાકી છે, તેમની નાપાકીમાં ઉમેરો થાય છે અને તેઓ કુફ્રની હાલતમાં જ મરણ પામે છે.

وَأَمَّا ٱلَّذِينَ فِى قُلُوبِهِم مَّرَضٌ فَزَادَتْهُمْ رِجْسًا إِلَىٰ رِجْسِهِمْ وَمَاتُوا۟ وَهُمْ كَٰفِرُونَ ﴿١٢٥﴾

૧૨૬. શું તેઓ નથી જોતા કે દર વર્ષે એકાદ વાર કે બે વાર તેમને આઝમાવવામાં આવે છે? છતાં પણ તેઓ તૌબાહ કરતા નથી, ન તેઓ નસિહત પકડે છે.

أَوَلَا يَرَوْنَ أَنَّهُمْ يُفْتَنُونَ فِى كُلِّ عَامٍ مَّرَّةً أَوْ مَرَّتَيْنِ ثُمَّ لَا يَتُوبُونَ وَلَا هُمْ يَذَّكَّرُونَ ﴿١٢٦﴾

૧૨૭. અને જ્યારે પણ કોઈ સૂરાઅનું અવતરણ થાય છે, તેઓ (નવાઈથી) એકબીજા સામે તાકી રહ્યા હોય છે (અને મનોમન વિચારે છે) 'કદાચ તેમને કોઈ જોઈ ન રહ્યું હોય.' (પછી) તેઓ મુખ ફેરવી ચાલ્યા જાય છે. (બેશક) અલ્લાહે તેમના મન ફેરવી નાખ્યા છે, કારણ કે તેઓ કદી પણ સમજશે નહિ.

وَإِذَا مَآ أُنزِلَتْ سُورَةٌ نَّظَرَ بَعْضُهُمْ إِلَىٰ بَعْضٍ هَلْ يَرَىٰكُم مِّنْ أَحَدٍ ثُمَّ ٱنصَرَفُوا۟ ۚ صَرَفَ ٱللَّهُ قُلُوبَهُم بِأَنَّهُمْ قَوْمٌ لَّا يَفْقَهُونَ ﴿١٢٧﴾

૧૨૮. ખરેખર, તમારામાંથી જ એક રસૂલ તમારી તરફ આવ્યો છે; તમને જો કોઈ દુ:ખ આવી પડે તો તે તેને આઘાત પહોંચાડે છે. તે તમારી ભલાઈ ચાહનારો છે, અને તે મોમિનોનો હમદર્દ છે, અને રહેમદિલ[૪૪] છે.

لَقَدْ جَآءَكُمْ رَسُولٌ مِّنْ أَنفُسِكُمْ عَزِيزٌ عَلَيْهِ مَا عَنِتُّمْ حَرِيصٌ عَلَيْكُم بِٱلْمُؤْمِنِينَ رَءُوفٌ رَّحِيمٌ ﴿١٢٨﴾

૧૨૯. પરંતુ જો તેઓ મોઢું ફેરવી લે તો તું કહી દે, 'અલ્લાહ મારા માટે પૂરતો છે. તેના સિવાય કોઈ બીજો ખુદા નથી. તેનામાંજ હું યકીન રાખું છું, અને તે જ આ ભવ્ય તખ્તનો માલિક છે.

فَإِن تَوَلَّوْا۟ فَقُلْ حَسْبِىَ ٱللَّهُ لَآ إِلَٰهَ إِلَّا هُوَ ۖ عَلَيْهِ تَوَكَّلْتُ ۖ وَهُوَ رَبُّ ٱلْعَرْشِ ٱلْعَظِيمِ ﴿١٢٩﴾

---

૪૩. 'નજીકમાં'નો અર્થ 'તમારી વચ્ચે' નીકળશે કારણ કે દુશ્મની કરતા મુશરીકોનું મોમિનો વચ્ચે રહેવું અસંભવિત હોવાથી આ ઈશારો મોમિનો વચ્ચે રહેતા કે તેમની આસપાસના મુનાફિકો તરફ છે.

૪૪. અલ્લાહના પાક રસૂલો, ઈન્સાનોની હમદર્દીની, ભાવના અને તેમના પ્રત્યેના વાત્સલ્યથી ભરેલા હોય છે. બૂરાઈઓથી ભરેલી, બદઈખ્લાકી તથા બદકારીઓની ઓતપ્રોત માનવજાતિની હાલત જોઈ તેમના હૃદય દ્રવી ઊઠે છે, અને તેઓ રાત દિવસ અલ્લાહ પાસેથી લોકોની ભલાઈની દુઆ કરતા રહે છે.

سُوۡرَةُ يُوۡنُسَ مَكِّيَّةٌ (١٠)

## યૂનુસ

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ①

الٓرٰ تِلۡكَ اٰيٰتُ الۡكِتٰبِ الۡحَكِيۡمِ ②

اَكَانَ لِلنَّاسِ عَجَبًا اَنۡ اَوۡحَيۡنَاۤ اِلٰى رَجُلٍ مِّنۡهُمۡ اَنۡ اَنۡذِرِ النَّاسَ وَبَشِّرِ الَّذِيۡنَ اٰمَنُوۡۤا اَنَّ لَهُمۡ قَدَمَ صِدۡقٍ عِنۡدَ رَبِّهِمۡ‌ؔ قَالَ الۡكٰفِرُوۡنَ اِنَّ هٰذَا لَسٰحِرٌ مُّبِيۡنٌ ③

اِنَّ رَبَّكُمُ اللّٰهُ الَّذِىۡ خَلَقَ السَّمٰوٰتِ وَالۡاَرۡضَ فِىۡ سِتَّةِ اَيَّامٍ ثُمَّ اسۡتَوٰى عَلَى الۡعَرۡشِ‌ يُدَبِّرُ الۡاَمۡرَ‌ؕ مَا مِنۡ شَفِيۡعٍ اِلَّا مِنۡۢ بَعۡدِ اِذۡنِهٖ‌ؕ ذٰ لِكُمُ اللّٰهُ رَبُّكُمۡ فَاعۡبُدُوۡهُ‌ؕ اَفَلَا تَذَكَّرُوۡنَ ④

اِلَيۡهِ مَرۡجِعُكُمۡ جَمِيۡعًا‌ؕ وَعۡدَ اللّٰهِ حَقًّا‌ؕ اِنَّهٗ يَبۡدَؤُا الۡخَلۡقَ ثُمَّ يُعِيۡدُهٗ لِيَجۡزِىَ الَّذِيۡنَ اٰمَنُوۡا وَعَمِلُوا

૧. અલ્લાહના નામથી જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. અલીફ લામ (હું અલ્લાહ છું. સર્વદર્શી છું). આ હિકમતથી[૧] ભરપૂર કિતાબની આયતો છે.

૩. શું લોકો માટે આ આશ્ચર્યની બાબત છે કે અમે તેમની અંદરથીજ[૨] એક ઈન્સાનને વહી કરી કહ્યું 'ઈન્સાનોને ચેતવી દે અને જે લોકો ઈમાન લાવ્યા છે તેમને ખુશખબર આપી દે કે તેમના રબ પાસે તેઓ ઊંચો મરતબો પામ્યા છે?' પરંતુ કાફરો કહે છે. 'ખરેજ, આ તો ખુલ્લેખુલ્લો જાદુગર છે.'

૪. બેશક તમારો સર્જનહાર તો અલ્લાહ છે જેણે આકાશો તથા પૃથ્વીનું છ દિવસોમાં સર્જન કર્યું, પછી તે સત્તાસ્થાને[૩] બેઠો. તે પ્રત્યેક વસ્તુનો વ્યવસ્થાપક છે. તેની પરવાનગી સિવાય કોઈ ભલામણ કરવાની શકિત નથી રાખતો. આ અલ્લાહ જ તમારો પાલનહાર છે, માટે તેની જ ઈબાદત કરો, છતાં તમે નસિહત નહિ પકડો?

૫. તેનીજ તરફ તમે પાછા ફરશો. અલ્લાહનો વાયદો સાચો છે. ખરેખર, તે જ મૂળ સર્જન કરે છે. અને (વિસર્જન કર્યા પછી) તે'જ પૂન:સર્જન[૪] કરે

૧. 'હિકમત' અર્થાત જ્ઞાન, બુદ્ધિમત્તા શાણપણ.

૨. જે લોકો બદકારીઓમાં ઓતપ્રોત રહે છે તેઓ પોતાના સંસ્કારો સ્વમાન અને આત્મવિશ્વાસને એટલી હદ સુધી ગુમાવી બેસે છે કે તેમની વચ્ચે કોઈ બોધ આપનાર સદાચારી જીવ પણ હશે તેમ માનવું તેમના માટે અશકય થઈ જાય છે. તેમના આ નિરૂત્સાહ જીવનના પરિણામે તેઓ સાનભાન તદ્દન ગુમાવી બેસે છે અને આવનારા પયગમ્બરનું રૂપ તેમની કલ્પનામાં એક 'ચમત્કારિક અતિમાનવ' 'સુપરમેન' ચમત્કારિક રીતેજ ઉપસ્થિત થવા સિવાય બીજું નથી હોતું. તેમની માન્યતામાં તેમની અંદરથી કોઈ પણ આ ને'મત મેળવવાની લાયકાત નથી ધરાવી શકતો.

૩. છ સમયાંતરો, છ સરખા યુગો.

૪. આ જીવનમાં પરંપરિત નેકીઓનો વારસો અતૂટ રહે જેથી પૂર્વજોની કરેલી નેકીઓનો લાભ તેમની ઔલાદને મળતો રહે કે અવારનવાર બદલતા સંજોગોમાં એવી નેક રૂહો પ્રગટ થતી રહે જેમના ઉપદેશો દ્વારા સત્યની જ્યોત સદા જલતી રહે.

الصّٰلِحٰتِ بِالْقِسْطِ وَالَّذِيْنَ كَفَرُوْا لَهُمْ شَرَابٌ مِّنْ حَمِيْمٍ وَّعَذَابٌ اَلِيْمٌۢ بِمَا كَانُوْا يَكْفُرُوْنَ ۝٤

છે કે જેથી ઈમાન લાવી નેકી કરનારને તે ન્યાયયુકત બદલો આપે; અને જેમણે કુફ્ર (સચ્ચાઈનો ઈન્કાર) કર્યો હશે, તેમને પીવા માટે ગરમ પીણું અને દર્દનાક સઝા આપવામાં આવશે કારણ કે તેમણે કુફ્ર કર્યું.

هُوَ الَّذِيْ جَعَلَ الشَّمْسَ ضِيَآءً وَّالْقَمَرَ نُوْرًا وَّقَدَّرَهٗ مَنَازِلَ لِتَعْلَمُوْا عَدَدَ السِّنِيْنَ وَالْحِسَابَ ؕ مَا خَلَقَ اللّٰهُ ذٰلِكَ اِلَّا بِالْحَقِّ ۚ يُفَصِّلُ الْاٰيٰتِ لِقَوْمٍ يَّعْلَمُوْنَ ۝٥

૬. આ તેજ છે જેણે સૂર્યને પ્રકાશમય બનાવ્યો અને ચંદ્રને તેજસ્વી બનાવ્યો અને તેમની મંઝિલોનું નિયમન કર્યું જેના આધારે તમે વર્ષોની ગણત્રી તથા સમય નક્કી[૫] કરી શકો. અલ્લાહે આ વ્યવસ્થા કોઈ સત્ય હેતુ વગર નથી બનાવી. તે જ્ઞાન ધરાવનારા લોકો માટે આયતોનું વિસ્તારથી વર્ણન કરે છે.

اِنَّ فِي اخْتِلَافِ الَّيْلِ وَالنَّهَارِ وَمَا خَلَقَ اللّٰهُ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّتَّقُوْنَ ۝٦

૭. ખરેજ રાત તથા દિવસના પરિવર્તિત ક્રમમાં અને તે સર્વ જેનું આકાશો તથા પૃથ્વીમાં અલ્લાહે સર્જન[૬] કર્યું છે તેમાં, પરહેઝગારો માટે નિશાનીઓ (ભરેલી) છે.

اِنَّ الَّذِيْنَ لَا يَرْجُوْنَ لِقَآءَنَا وَرَضُوْا بِالْحَيٰوةِ الدُّنْيَا وَاطْمَاَنُّوْا بِهَا وَالَّذِيْنَ هُمْ عَنْ اٰيٰتِنَا غٰفِلُوْنَ ۝٧

૮. તે લોકો જે અમારી સાથે મેળાપની આશા[૭] નથી રાખતા અને આ દુનિયાના જીવનથી સંતોષ અને આરામ મેળવે છે અને અમારી આયતોની અવગણના કરે છે,

اُولٰٓئِكَ مَاْوٰىهُمُ النَّارُ بِمَا كَانُوْا يَكْسِبُوْنَ ۝٨

૯. તેમની કરણીઓના પરિણામે તેમનું ઠેકાણું આગ છે.

اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ يَهْدِيْهِمْ رَبُّهُمْ بِاِيْمَانِهِمْ ۚ تَجْرِيْ مِنْ تَحْتِهِمُ الْاَنْهٰرُ فِيْ جَنّٰتِ النَّعِيْمِ ۝٩

૧૦. પરંતુ તે લોકો જે ઈમાન લાવ્યા અને તેમણે નેકીના કામો કર્યા, તેમના ઈમાનના પરિણામે તેમનો રબ તેમને ને'મતોથી ભરપૂર બાગોમાં લઈ જશે જ્યાં તેમની નીચેથી[૮] નહેરો વહેતી હશે.

دَعْوٰىهُمْ فِيْهَا سُبْحٰنَكَ اللّٰهُمَّ وَتَحِيَّتُهُمْ فِيْهَا سَلٰمٌ

૧૧. ત્યાં તેમની દુઆઓના આજ (શબ્દો) હશે 'પાક છે તું હે અલ્લાહ' અને તેમની પારસ્પરિક

૫. અલ્લાહે સૂર્ય તથા ચંદ્રને એક વ્યવસ્થાને આધીન રાખ્યા છે, જેના આધારે ઈન્સાન સમયનો અંદાજ લગાવી શકે છે. ચંદ્રના પૃથ્વીને ફરતા ચક્કરના આધારે મહિનાની ગણત્રી નક્કી કરી શકાય છે, અને સૂર્યને ફરતી પૃથ્વી ચક્કર લગાવે છે જેનાથી વર્ષની ગણત્રી તેમજ દિવસોની ગણત્રી કરવામાં આવે છે.

૬. સૃષ્ટિના પ્રત્યેક સર્જનનું અવલોકન કરનારને સર્જનહારની કારીગરી અને તેની અસીમ શકિત વિષે કોઈ શંકા નથી રહેતી, તેની અમર્યાદ શકિત તથા સામર્થ્યનો અંદાજ લેવો ઈન્સાનની મર્યાદિત શકિતથી બહાર છે.

૭. ઈન્સાની તરક્કીનો આધાર ભય અને આશા ઉપર છે. કેટલાક લોકો આશામાં મહેનત મજૂરી કરે છે અને ઘણા લોકો ભયથી દબાઈને ગુલામી કરે છે.

૮. 'તેમની નીચેથી' અર્થાત તેમના અધિકારમાં પોતાની આગવી નહેરો હશે.

وَاٰخِرُ دَعْوٰىهُمْ اَنِ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ﴿١١﴾

દુઆઓમાં સલામતી (ની ભાવના) હશે. અંતમાં તેમની સ્તુતિ હશે, 'સર્વ તા'રીફ અલ્લાહ માટે જ છે જે તમામ જહાનોનો માલિક છે.' (રુકૂઅ-૧)

وَلَوْ يُعَجِّلُ اللّٰهُ لِلنَّاسِ الشَّرَّ اسْتِعْجَالَهُمْ بِالْخَيْرِ لَقُضِيَ اِلَيْهِمْ اَجَلُهُمْ ۚ فَنَذَرُ الَّذِيْنَ لَا يَرْجُوْنَ لِقَآءَنَا فِيْ طُغْيَانِهِمْ يَعْمَهُوْنَ ﴿١٢﴾

૧૨. અને જો અલ્લાહ ઈન્સાનોને (તેમના કર્મોની) બૂરાઈઓનો બદલો આપવામાં એટલી જ ઉતાવળ કરે જેટલી ઉતાવળથી તેઓ (માયા) ભેગી કરે છે, તો તેમના જીવનનો અંત કયારનો લાવવામાં આવ્યો હોત. પરંતુ અમારી સાથે મેળાપ કરવાનો જે લોકો ઉત્સાહ નથી રાખતા તેમને અમે બદીઓમાં ભટકતા [૯] છોડી દઈએ છીએ.

وَاِذَا مَسَّ الْاِنْسَانَ الضُّرُّ دَعَانَا لِجَنْۢبِهٖٓ اَوْ قَاعِدًا اَوْ قَآئِمًا ۚ فَلَمَّا كَشَفْنَا عَنْهُ ضُرَّهٗ مَرَّ كَاَنْ لَّمْ يَدْعُنَآ اِلٰى ضُرٍّ مَّسَّهٗ ۗ كَذٰلِكَ زُيِّنَ لِلْمُسْرِفِيْنَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿١٣﴾

૧૩. અને જ્યારે ઈન્સાન ઉપર આફત આવી પડે છે ત્યારે તે સૂતાં, બેસતાં અથવા ઊઠતાં અમને પુકારે છે, પછી જ્યારે અમે તેની આફતોને દૂર કરીએ તો તે પોતાની મૂળ ચાલ ઉપર આવી જાય છે કે જાણે આફત સમયે તેણે અમને પુકાર્યો જ ન હતો. આવી રીતે હદ બહાર જનારાના કામોને તેમની દ્રષ્ટિમાં શોભતા કરી દેખાડવામાં આવે છે.

وَلَقَدْ اَهْلَكْنَا الْقُرُوْنَ مِنْ قَبْلِكُمْ لَمَّا ظَلَمُوْا ۙ وَجَآءَتْهُمْ رُسُلُهُمْ بِالْبَيِّنٰتِ وَمَا كَانُوْا لِيُؤْمِنُوْا ۚ كَذٰلِكَ نَجْزِى الْقَوْمَ الْمُجْرِمِيْنَ ﴿١٤﴾

૧૪. અને તમારી પહેલા ઘણી પેઢીઓ [૧૦] જેમણે નાફરમાની કરી હતી, અમે તેમનો સર્વનાશ કર્યો હતો, જો કે તેમની પાસે તેમના રસૂલો સ્પષ્ટ દલીલો લઈને આવ્યા હતા, પરંતુ તેઓ ઈમાન ન લાવ્યા. આવી રીતે અમે ગુનેહગારોને તેમની શિક્ષા આપીએ છીએ.

ثُمَّ جَعَلْنٰكُمْ خَلٰٓئِفَ فِى الْاَرْضِ مِنْۢ بَعْدِهِمْ لِنَنْظُرَ كَيْفَ تَعْمَلُوْنَ ﴿١٥﴾

૧૫. તેમના પછી પૃથ્વીમાં અમે તમને (તેમના) વારસદાર બનાવ્યા જેથી અમે જોઈ લઈએ કે તમે કેવા કામ કરો છો.

وَاِذَا تُتْلٰى عَلَيْهِمْ اٰيَاتُنَا بَيِّنٰتٍ ۙ قَالَ الَّذِيْنَ لَا يَرْجُوْنَ لِقَآءَنَا ائْتِ بِقُرْاٰنٍ غَيْرِ هٰذَآ اَوْ بَدِّلْهُ ۗ قُلْ مَا يَكُوْنُ

૧૬. અને જ્યારે અમારી સ્પષ્ટ આયતો તેમની સમક્ષ વર્ણવામાં આવે છે તો જે લોકો અમારી સાથે મેળાપની આશા નથી રાખતા તેઓ કહે છે 'આના બદલે કોઈ જૂદું કુરઆન લઈ આવ, અથવા આને

૯. જે લોકો અલ્લાહને મળવાની આશા નથી રાખતા અથવા અલ્લાહને મળવાના અભિલાષી નથી હોતા તેઓ બદકારીઓમાં ડૂબેલા હોય છે.

૧૦. સત્તાના મદમાં તથા સુખસાહેબીમાં કોમો સ્વચ્છંદી બદકાર અને ઝાલિમ બની જાય છે. અને અલ્લાહના પાક રસૂલોનો ઈન્કાર કરી તેમને સતામણી કરતી રહે છે, જેના પરિણામે તેમના ઉપર કૂદરતનો પ્રકોપ ઊતરે છે અને બળવાનથી બળવાન સત્તાઓના પણ માત્ર નિશાનોજ બાકી રહી જાય છે.

لِيٓ أَنْ أُبَدِّلَهُۥ مِن تِلْقَآئِ نَفْسِيٓ ۖ إِنْ أَتَّبِعُ إِلَّا مَا يُوحَىٰٓ إِلَيَّ ۖ إِنِّيٓ أَخَافُ إِنْ عَصَيْتُ رَبِّي عَذَابَ يَوْمٍ عَظِيمٍ ﴿١٦﴾

(થોડુંક) બદલી નાખ,' તું તેમને કહી દે 'મને અધિકાર નથી કે હું તેને મારી ઇચ્છા પ્રમાણે બદલી નાખું, (બલ્કે) મારા ઉપર જે વહી કરવામાં આવી છે હું તેને જ અનુસરું છું. બેશક, જો હું મારા સર્જનહારના હુકમની નાફરમાની કરું તો મને ભયંકર[૧૧] દિવસના અઝાબનો ડર છે.'

قُل لَّوْ شَآءَ ٱللَّهُ مَا تَلَوْتُهُۥ عَلَيْكُمْ وَلَآ أَدْرَىٰكُم بِهِۦ ۖ فَقَدْ لَبِثْتُ فِيكُمْ عُمُرًا مِّن قَبْلِهِۦٓ ۚ أَفَلَا تَعْقِلُونَ ﴿١٧﴾

૧૭. તેમને કહી દે 'જો અલ્લાહ એવું ચાહત તો હું તમને (કુરઆન) વાંચી સંભળાવત જ નહિ, ન તો તમને તેનું જ્ઞાન મળ્યું હોત, ખરેખર મેં મારી ઉમરનો લાંબો સમય તમારી વચ્ચે જ પસાર કર્યો છે (તમે મને સારી પેઠે જાણો છો), તો પણ તમે સમજશો નહિ?'

فَمَنْ أَظْلَمُ مِمَّنِ ٱفْتَرَىٰ عَلَى ٱللَّهِ كَذِبًا أَوْ كَذَّبَ بِـَٔايَٰتِهِۦٓ ۚ إِنَّهُۥ لَا يُفْلِحُ ٱلْمُجْرِمُونَ ﴿١٨﴾

૧૮. પછી તેનાથી વધુ ઝાલિમ કોણ હશે જે અલ્લાહના વિરુદ્ધ અસત્ય ઘડી કાઢે અથવા તેની આયતોને જૂઠી ઠરાવે? નિ:સંદેહ ગુનાહગારો કદીપણ સફળ[૧૨] થશે નહિ.

وَيَعْبُدُونَ مِن دُونِ ٱللَّهِ مَا لَا يَضُرُّهُمْ وَلَا يَنفَعُهُمْ وَيَقُولُونَ هَٰٓؤُلَآءِ شُفَعَٰٓؤُنَا عِندَ ٱللَّهِ ۚ قُلْ أَتُنَبِّـُٔونَ ٱللَّهَ بِمَا لَا يَعْلَمُ فِي ٱلسَّمَٰوَٰتِ وَلَا فِي ٱلْأَرْضِ ۚ سُبْحَٰنَهُۥ وَتَعَٰلَىٰ عَمَّا يُشْرِكُونَ ﴿١٩﴾

૧૯. અને તેઓ અલ્લાહને છોડી તેની ઈબાદત કરે છે જે ન તો તેમને કોઈ હાનિ કરી છે ન તો તેમને લાભકર્તા છે. તેમનું કહેવું છે કે આ અલ્લાહ પાસે અમારી (નજાતની) ભલામણ કરનારા[૧૩] છે. તું તેમને કહી દે 'શું તમે અલ્લાહને આકાશો તથા પૃથ્વીની કોઈ એવી વસ્તુની માહિતી આપવા ચાહો છો જેનું તમે ધારો છો કે તેને જ્ઞાન નથી?' તે પાક છે, અને તે તેનાથી ઉચ્ચતર છે, જેનો તેઓ તેને શરીક ઠરાવે છે.

وَمَا كَانَ ٱلنَّاسُ إِلَّآ أُمَّةً وَٰحِدَةً فَٱخْتَلَفُوا۟ ۚ وَلَوْلَا

૨૦. આરંભમાં સર્વ ઈન્સાનો એકજ તરીકા[૧૪] ઉપર હતા, પછી તેઓ (અંદરોઅંદર) મતભેદ[૧૫]

૧૧. કયામતનો દિવસ.

૧૨. અલ્લાહ ઉપર અસત્યનો આળ ચડાવનારા તથા નબુવ્વતના ખોટા દાવા કરનારા કદાપિ સફળ નથી થતા.

૧૩. મૂર્તિપૂજકોની માન્યતા પ્રમાણે તેમની પધરાવેલી પ્રતિમાઓના દખલ વિના પોતાના સર્જનહાર સાથે સંબંધ કાયમ કરવો અસંભવિત છે, જે ઈસ્લામના સિદ્ધાંતો વિરુદ્ધની માન્યતા છે.

૧૪. એક સમાજના સભ્યોનો અર્થ તેમની ઘણી માન્યતાઓ તથા વિધિઓમાં સામ્ય હતું. હકીકતમાં રસૂલોનો વિરોધ કરવામાં લોકો સંયુકત મોરચો ઊભો કરતા રહે છે અને આ પરિસ્થિતિ દરેક નબીના સમયમાં થવા પામી હતી.

૧૫. અલ્લાહના પયગમ્બરો તથા કોમો વચ્ચે હમેશાં મતભેદ રહ્યો છે. કોઈપણ રસૂલને માનવપ્રાણીએ શાંતિથી જીવવા નથી દીધો જે એક ઐતિહાસિક સત્ય છે.

كَلِمَةٌ سَبَقَتْ مِن رَّبِّكَ لَقُضِيَ بَيْنَهُمْ فِيمَا فِيهِ يَخْتَلِفُونَ ﴿١٩﴾

કરવા લાગ્યા; અને તારા પરવરદિગાર તરફથી જો પહેલાં વચન[૧૬] ન અપાઈ ગયું હોત, તો તેમના મતભેદનો તેમની વચ્ચે ફેંસલો કરી દેવામાં આવ્યો હોત.

وَيَقُولُونَ لَوْلَا أُنزِلَ عَلَيْهِ آيَةٌ مِّن رَّبِّهِ ۖ فَقُلْ إِنَّمَا الْغَيْبُ لِلَّهِ فَانتَظِرُوا إِنِّي مَعَكُم مِّنَ الْمُنتَظِرِينَ ﴿٢٠﴾

૨૧. અને તેઓ કહે છે 'તેના રબ તરફથી તેની ઉપર કોઈ મો'જેઝો કેમ નથી ઊતર્યો? તેમને કહી દે 'ગએબ (નો ભેદ) તો અલ્લાહ પાસે છે. માટે (મો'જેઝાની) રાહ જુઓ, હું પણ તમારી સાથે રાહ જોઈશ.'*[૧૭] (રુકૂઅ-૨)

وَإِذَا أَذَقْنَا النَّاسَ رَحْمَةً مِّن بَعْدِ ضَرَّاءَ مَسَّتْهُمْ إِذَا لَهُم مَّكْرٌ فِي آيَاتِنَا ۚ قُلِ اللَّهُ أَسْرَعُ مَكْرًا ۚ إِنَّ رُسُلَنَا يَكْتُبُونَ مَا تَمْكُرُونَ ﴿٢١﴾

૨૨. અને તેમના ઉપર મુસીબત પડયા પછી અમે તેમને (ફરી) રહેમતની લિઝઝત ચખાડીએ છીએ તો, જોઈ લો, તેઓ અમારી આયતો વિરુદ્ધ કેવી તદબીરો કરે છે. તું તેમને કહી દે 'તદબીર કરવામાં અલ્લાહ તમારાથી વધુ ઝડપી છે' બેશક, અમારા નીમેલા ફરિશ્તાઓ તમારી ચાલોની પૂરેપૂરી નોંધ રાખે છે.

هُوَ الَّذِي يُسَيِّرُكُمْ فِي الْبَرِّ وَالْبَحْرِ ۖ حَتَّىٰ إِذَا كُنتُمْ فِي الْفُلْكِ وَجَرَيْنَ بِهِم بِرِيحٍ طَيِّبَةٍ وَفَرِحُوا بِهَا جَاءَتْهَا رِيحٌ عَاصِفٌ وَجَاءَهُمُ الْمَوْجُ مِن كُلِّ مَكَانٍ وَظَنُّوا أَنَّهُمْ أُحِيطَ بِهِمْ ۙ دَعَوُا اللَّهَ مُخْلِصِينَ لَهُ الدِّينَ لَئِنْ أَنجَيْتَنَا مِنْ هَٰذِهِ لَنَكُونَنَّ مِنَ الشَّاكِرِينَ ﴿٢٢﴾

૨૩. તે એજ છે જેણે તમને ભૂમિ ઉપર તથા દરિયાઈ સફર કરવાની આવડત આપી છે કે તમે જ્યારે વહાણોમાં સવાર થાઓ છો તો તે (વહાણો)ને અનુકૂળ પવન લઈ ચાલે છે જેમાં લોકો આનંદથી (સફર) કરી રહ્યા હોય છે કે એટલામાં એક ભયંકર વાવાઝોડું અને ચોતરફથી પ્રચંડ મોજાં તેમને આવીને ઘેરી લે છે અને તેઓ પોતાને તૂફાનમાં ઘેરાએલા ધારી લે છે ત્યારે તેઓ એકાગ્રતાથી અલ્લાહને સમર્પણ કરી પુકારે છે (કહે છે) 'જો તું અમને આ (આફત)માંથી ઉગારી લઈશ તો અમે ખરેખર તારા શુક્રગુઝાર થઈ જશું.'

فَلَمَّا أَنجَاهُمْ إِذَا هُمْ يَبْغُونَ فِي الْأَرْضِ بِغَيْرِ الْحَقِّ ۗ يَا أَيُّهَا النَّاسُ إِنَّمَا بَغْيُكُمْ عَلَىٰ أَنفُسِكُم ۖ مَّتَاعَ الْحَيَاةِ الدُّنْيَا ۖ ثُمَّ إِلَيْنَا مَرْجِعُكُمْ فَنُنَبِّئُكُم بِمَا كُنتُمْ تَعْمَلُونَ ﴿٢٣﴾

૨૪. પરંતુ જ્યારે તેમને બચાવી લેવામાં આવે છે તો તેઓ ધરતી ઉપર હદ બહારની શરારતો કરે છે. હે લોકો, તમારી આ શરારતો તમારા પોતાના વિરુદ્ધ છે, (માટે) આ જીવનમાં મોજ કરી લો. છેવટે અમારી તરફ જ તમારે પાછું ફરવાનું છે; ત્યારે અમે તમને જણાવી દેશું કે તમે શું કરતા રહ્યા હતા.

૧૬. અલ્લાહ ઈન્સાન ઉપર પોતાની રહેમતનું આવરણ નાખે છે જે રસૂલના રૂપમાં હોય છે. અલ-અરાફ સૂરાઅ ૭ આયત ૧૫૭માં અલ્લાહે વચન આપ્યું છે 'મારી રહેમત પ્રત્યેક વસ્તુને આવરી લે છે.' આ આવરણ નબીના રૂપમાં હોય છે.

૧૭. રસૂલનો ઉદય કર્યા પછી ઈન્સાનને મહેલત આપવામાં આવી જેથી ટૂંક સમય માટે તેમના ઉપર અઝાબ પડવાથી મુલતવી રહ્યો.

إِنَّمَا مَثَلُ الْحَيٰوةِ الدُّنْيَا كَمَآءٍ اَنْزَلْنٰهُ مِنَ السَّمَآءِ فَاخْتَلَطَ بِهٖ نَبَاتُ الْاَرْضِ مِمَّا يَاْكُلُ النَّاسُ وَ الْاَنْعَامُ ؕ حَتّٰٓى اِذَآ اَخَذَتِ الْاَرْضُ زُخْرُفَهَا وَ ازَّيَّنَتْ وَ ظَنَّ اَهْلُهَآ اَنَّهُمْ قٰدِرُوْنَ عَلَيْهَآ ۙ اَتٰىهَآ اَمْرُنَا لَيْلًا اَوْ نَهَارًا فَجَعَلْنٰهَا حَصِيْدًا كَاَنْ لَّمْ تَغْنَ بِالْاَمْسِ ؕ كَذٰلِكَ نُفَصِّلُ الْاٰيٰتِ لِقَوْمٍ يَّتَفَكَّرُوْنَ ﴿٢٥﴾

૨૫. આ જીવનનું દ્રષ્ટાંત એવા પાણીનું છે જેને અમે વાદળાઓથી વરસાવીએ છીએ પછી તે જમીનમાં ઉગતી ફસલોમાં ઉતરી જાય છે, જેને ઈન્સાનો તથા પશુઓ ખાય છે. અને જ્યારે ધરતી ખૂબ હરિયાળી થઈ પૂરબહારમાં આવે છે ત્યારે તેના માલિકો એવું સમજી લે છે કે હવે તેના ઉપર તેમનો પૂરેપૂરો કાબુ છે, ત્યારે રાત હોય કે દિવસ, અમારો હુકમ આવી પહોંચે છે, અને અમે તેને ખેદાનમેદાન કરી નાખીએ છીએ કે જાણે આગલે દિવસે તેનું અસ્તિત્વ[૧૮] હતું જ નહિ. આવી રીતે અમે વિચારશીલ લોકોને અમારી આયતો સમજાવીએ છીએ.

وَاللّٰهُ يَدْعُوْٓا اِلٰى دَارِ السَّلٰمِ ؕ وَيَهْدِيْ مَنْ يَّشَآءُ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿٢٦﴾

૨૬. અને અલ્લાહ સલામતીના[૧૯] ઘર તરફ બોલાવે છે અને જેને ચાહે તેને સીધો રસ્તો દેખાડે છે.

لِلَّذِيْنَ اَحْسَنُوا الْحُسْنٰى وَ زِيَادَةٌ ؕ وَلَا يَرْهَقُ وُجُوْهَهُمْ قَتَرٌ وَّ لَا ذِلَّةٌ ؕ اُولٰٓئِكَ اَصْحٰبُ الْجَنَّةِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿٢٧﴾

૨૭. જે લોકો ભલાઈના કામો કરે છે તેમના માટે ઉત્તમ બદલો અને બીજું પણ ઘણું હશે. તેમના ચહેરા ઉપર ન કાલિમા હશે ન રૂસ્વાઈ હશે. આ લોકો જ જન્નતના નિવાસી છે અને સદાય તેમાં રહેશે.

وَالَّذِيْنَ كَسَبُوا السَّيِّاٰتِ جَزَآءُ سَيِّئَةٍ بِمِثْلِهَا ۙ وَ تَرْهَقُهُمْ ذِلَّةٌ ؕ مَا لَهُمْ مِّنَ اللّٰهِ مِنْ عَاصِمٍ ۚ كَاَنَّمَآ اُغْشِيَتْ وُجُوْهُهُمْ قِطَعًا مِّنَ الَّيْلِ مُظْلِمًا ؕ اُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿٢٨﴾

૨૮. અને તે લોકો જેમણે બદીઓ કરી, તે બદીઓનો તેવોજ બદલો પામશે, અને નામોશી તેમને ઘેરી વળશે. અલ્લાહ (ની પકડ)થી તેમને બચાવનાર કોઈ નથી. તેમના ચહેરા જાણે અંધારી રાતના[૨૦] ટૂકડાઓથી ઢંકાએલા (હોય તેવા ડાઘોવાળા) હશે. આ જ લોકો છે જે **આગ** નિવાસી છે; તેમાંજ તેઓ રહેવાના છે.

وَيَوْمَ نَحْشُرُهُمْ جَمِيْعًا ثُمَّ نَقُوْلُ لِلَّذِيْنَ اَشْرَكُوْا مَكَانَكُمْ اَنْتُمْ وَشُرَكَآؤُكُمْ ۚ فَزَيَّلْنَا بَيْنَهُمْ وَ قَالَ

૨૯. અને તે દિવસ (નો વિચાર કરો) જ્યારે અમે તે સૌને એકત્રિત કરશું. પછી જે શિર્ક કરતા હતા તેમને અમે કહેશું 'જેને તમે શરીક[૨૧] ઠરાવતા હતા

૧૮. કુદરતનો દસ્તુર છે કે જ્યારે માનવબળો અહંકારી અને જડવાદી બની જીવનના મૂળ મકસદ અવગણના કરે છે ત્યારે તેમનું જીવન ઘોર અંધકારમાં ઘેરાઈ સર્વનાશમાં પરિણમે છે અને તેમનું નામોનિશાન ધરતી ઉપરથી મટી જાય છે.

૧૯. સલામતીના ઘણા અર્થ નીકળે છે, શાંતિ, સંતોષ, રક્ષણ, આઝાદી, પાપ તથા કલંકથી રક્ષણ, નજાત (મુકિત), મોક્ષ કે જન્નત.

૨૦. પોતાની બદકારીઓના અંધકારમાં, કે બદીઓના ભાર નીચે દબાયેલા હશે.

૨૧. શરીક અર્થાત સમકક્ષ, ભાગીદાર, સમોવડીઓ.

شُرَكَآؤُهُمْ مَّا كُنْتُمْ اِيَّانَا تَعْبُدُوْنَ ﴿۲۸﴾

તેમની સાથે ઉભા રહો.' પછી અમે એકબીજાથી તેમને અલગ કરશું, અને તેમના ઠરાવેલા શરીકો કહેશે 'તે અમે ન હતા જેની તમે ઈબાદત કરતા હતા.

فَكَفٰى بِاللّٰهِ شَهِيْدًاۢ بَيْنَنَا وَبَيْنَكُمْ اِنْ كُنَّا عَنْ عِبَادَتِكُمْ لَغٰفِلِيْنَ ﴿۲۹﴾

૩૦. 'માટે અમારી અને તમારી વચ્ચે અલ્લાહ સાક્ષી તરીકે પૂરતો છે કે અમે તમારી ઉપાસનાથી બેખબર[૨૨] હતા.'

هُنَالِكَ تَبْلُوْا كُلُّ نَفْسٍ مَّآ اَسْلَفَتْ وَرُدُّوْٓا اِلَى اللّٰهِ مَوْلٰىهُمُ الْحَقِّ وَضَلَّ عَنْهُمْ مَّا كَانُوْا يَفْتَرُوْنَ ﴿۳۰﴾

૩૧. ત્યારે પ્રત્યેક જીવને પોતાની આગળ મોકલેલી કરણીની સમજણ[૨૩] પડી જશે. અને તેમને તેની સમક્ષ ખડો કરવામાં આવશે, જે તેમનો ખરો માલિક છે, અને જે તેઓ ઘડતા રહ્યા હતા તે તેમનો સાથ છોડી દેશે. (રુકૂઅ-૩)

قُلْ مَنْ يَّرْزُقُكُمْ مِّنَ السَّمَآءِ وَالْاَرْضِ اَمَّنْ يَّمْلِكُ السَّمْعَ وَالْاَبْصَارَ وَمَنْ يُّخْرِجُ الْحَيَّ مِنَ الْمَيِّتِ وَيُخْرِجُ الْمَيِّتَ مِنَ الْحَيِّ وَمَنْ يُّدَبِّرُ الْاَمْرَ فَسَيَقُوْلُوْنَ اللّٰهُ فَقُلْ اَفَلَا تَتَّقُوْنَ ﴿۳۱﴾

૩૨. તું કહે 'આસમાનો તથા ધરતીમાંથી તમને તમારું રીઝક કોણ પૂરું પાડે છે? અથવા તમારી સાંભળવાની શકિત અથવા જોવાની શકિત ઉપર કોની સત્તા છે? અને કોણ છે જે નિર્જીવમાંથી સજીવને કાઢે છે અને સજીવમાંથી નિર્જીવને કાઢે છે? અને સર્વ વ્યવહારનો વ્યવસ્થાપક કોણ છે?' તેઓ કહેશે 'અલ્લાહ', પછી કહે 'છતાં તમે તેનાથી કેમ નથી ડરતા?'

فَذٰلِكُمُ اللّٰهُ رَبُّكُمُ الْحَقُّ فَمَاذَا بَعْدَ الْحَقِّ اِلَّا الضَّلٰلُ فَاَنّٰى تُصْرَفُوْنَ ﴿۳۲﴾

૩૩. આ છે અલ્લાહ, તમારો ખરો પાલનહાર. તો સત્યને તજવું ગુમરાહી નથી તો શું છે? છતાં તમે કેમ બહેકી ગયા છો?

---

૨૨. આ દુનિયામાં અલ્લાહ તરફથી લાખો નબીઓ તથા બેહિસાબ જીવો આવ્યા હતા જે નેક ઈન્સાનોને ઈન્સાન, જડપદાર્થ, ગ્રહો, પશુપ્રાણીઓ, પક્ષીઓ, મૂર્તિઓ વગેરેની પૂજાથી રોકી એકજ પાલનહારની ઈબાદત કરવાની પ્રેરણા આપતા રહ્યા હતા. આ નેક રૂહો હમેશાં એવા અંધકારના યુગોમાં જ પ્રગટ થતા રહ્યા હતા જ્યારે ઈન્સાને વહેમો તથા જહાલતમાં ફસાઈ પોતાના સર્જનહારને તજી પોતપોતાના જુદા જુદા મા'બૂદ ઉપાસ્યો બનાવી લીધા હતા. આ અનર્થથી છૂટકારો અપાવવા માટે પયગમ્બરોને પોતાનો જાન જોખમમાં નાખવો પડતો, ઘરબાર, બાલબચ્ચા તજવા પડતા, ભૂખે મરવું પડતું અને બીજા અસહ્ય દુ:ખો વેઠવા પડતા. તેમની આ કુરબાની તેમના મરવા બાદ વ્યર્થ જતી કારણ કે લોકો તેમની જ છબીઓ, કબરો કે સમાધીઓ બનાવી તેમની પૂજા કરવાનું શરુ કરી દેતા.

આજે દુનિયામાં અસંખ્ય ધર્મો કે સંપ્રદાયો નજરે પડે છે જે વિવિધ મહાપુરુષોની મૂર્તિઓ કે તેમના ચિત્રોની પૂજા કરે છે જે પવિત્ર જીવોએ તેમને એકજ અનન્ય સર્વશકિતમાન સર્જનહારની ઈબાદત કરવાની નસિહત પાછળ પોતાના જીવન ખર્ચી નાખ્યા. ખરેખર ઈન્સાન ફરી ફરીને તે'જ બરબાદી તરફ ચાલ્યો જાય છે.

૨૩. ઈન્સાનને આ દુનિયાની પૂરી હકીકતનું જ્ઞાન નથી આપવામાં આવ્યું. આખેરતના જીવનમાં જ્યારે તેમની આંખો આગળથી પરદો દૂર થશે ત્યારે કુદરતની અસલિયત તેમની સામે જાહેર થઈ જશે.

૩૪. આ તારા પાલનહારનું વચન છે જે નાફરમાનો માટે પૂરું થયું છે કે તેઓ કદીપણ ઈમાન નહિ લાવે.

كَذٰلِكَ حَقَّتْ كَلِمَتُ رَبِّكَ عَلَى الَّذِيْنَ فَسَقُوْٓا اَنَّهُمْ لَا يُؤْمِنُوْنَ ﴿٣٤﴾

૩૫. તું કહે 'તમારા ઠરાવેલા મા'બૂદોમાં કોઈ એવો છે જે દુનિયાનું સર્જન કરી શકે અને (વિસર્જન) પછી ફરી સર્જન કરી શકે?' તું કહે 'તે (કેવળ) અલ્લાહ જ છે જે સર્જનોનું નિર્માણ કરે છે અને તેનું ફરી સર્જન કરે છે. તો પછી તમે મુખ ફેરવી કયાં જઈ રહ્યા છો?'

قُلْ هَلْ مِنْ شُرَكَآئِكُمْ مَّنْ يَّبْدَؤُا الْخَلْقَ ثُمَّ يُعِيْدُهٗ ۭ قُلِ اللّٰهُ يَبْدَؤُا الْخَلْقَ ثُمَّ يُعِيْدُهٗ فَاَنّٰى تُؤْفَكُوْنَ ﴿٣٥﴾

૩૬. તેમને કહે 'તમારા ઠરાવેલા શરિકોમાં કોઈ એવો છે જે સત્ય તરફ હિદાયત કરે છે?' તેમને કહી દે 'તે માત્ર અલ્લાહ જ છે જે સત્ય તરફ હિદાયત કરે છે, તો શું જે સત્યમાર્ગ દેખાડે છે તે તાબેદારી કરાવવાનો વધુ હક્કદાર છે કે જે પોતે પણ બીજાની મદદ વગર પોતાનો રસ્તો નથી શોધી શકતો તે? તો પછી તમને શું થઈ ગયું છે? તમે આ કેવો ઈન્સાફ કરો છો?'

قُلْ هَلْ مِنْ شُرَكَآئِكُمْ مَّنْ يَّهْدِيْٓ اِلَى الْحَقِّ ۭ قُلِ اللّٰهُ يَهْدِيْ لِلْحَقِّ ۭ اَفَمَنْ يَّهْدِيْٓ اِلَى الْحَقِّ اَحَقُّ اَنْ يُّتَّبَعَ اَمَّنْ لَّا يَهِدِّيْٓ اِلَّآ اَنْ يُّهْدٰى ۚ فَمَا لَكُمْ ۣ كَيْفَ تَحْكُمُوْنَ ﴿٣٦﴾

૩૭. તેઓમાંના ઘણાખરા અનુમાનોને અનુસરનારા છે. બેશક અનુમાનો હકીકત[૨૪] સામે કંઈ પણ કામના નથી, ખરેજ, તેઓ જે કરી રહ્યા છે તેનાથી અલ્લાહ સારી પેઠે માહિતગાર છે.

وَمَا يَتَّبِعُ اَكْثَرُهُمْ اِلَّا ظَنًّا ۭ اِنَّ الظَّنَّ لَا يُغْنِيْ مِنَ الْحَقِّ شَيْـًٔـا ۭ اِنَّ اللّٰهَ عَلِيْمٌۢ بِمَا يَفْعَلُوْنَ ﴿٣٧﴾

૩૮. અને આ કુરઆન એવી વસ્તુ નથી કે જે અલ્લાહ સિવાય બીજા કોઈથી રચી શકાય. બલ્કે જે તેની પહેલા આવ્યું હતું તેનું પણ તે સમર્થન કરે છે, તેમજ (અલ્લાહના) નીતિનિયમોની સમજણ આપે છે. અને તે તમામ જહાનના પાલનહાર તરફથી છે તેમાં કોઈ શંકા નથી.[૨૫]

وَمَا كَانَ هٰذَا الْقُرْاٰنُ اَنْ يُّفْتَرٰى مِنْ دُوْنِ اللّٰهِ وَلٰكِنْ تَصْدِيْقَ الَّذِيْ بَيْنَ يَدَيْهِ وَتَفْصِيْلَ الْكِتٰبِ لَا رَيْبَ فِيْهِ مِنْ رَّبِّ الْعٰلَمِيْنَ ﴿٣٨﴾

૩૯. શું તેઓ કહે છે કે તેણે પોતેજ (કુરઆન) જોડી કાઢયું છે? તેમને કહી દે 'તો તમે પણ તેમાંની

اَمْ يَقُوْلُوْنَ افْتَرٰىهُ ۭ قُلْ فَاْتُوْا بِسُوْرَةٍ مِّثْلِهٖ وَادْعُوْا

૨૪. જડ પદાર્થમાંથી ઈન્સાનોના હાથના ઘડી કાઢેલા આકારો અથવા પ્રતિમાઓ અચેતન છે જે વગર ખસેડે ન ખસી શકે. જો કોઈ કારણે તે પોતાના સ્થાનેથી નીચે પડી જાય અને યુગોયુગ કોઈ તેને ન ઉઠાવે તો ત્યાંજ ઊંધું ઘાલીને પડી રહે. આવી વસ્તુને ઉપાસ્ય માનનારની અક્કલ ઉપર હેરત થાય છે કે આવી માન્યતાઓ માત્ર અભણ અને જાહેલ (અજ્ઞાન) લોકોજ નથી રાખતા પરંતુ મોટામોટા વિદ્વાનો પણ તેનો પ્રચાર કરતા ફરે છે.

૨૫. ઈન્સાનની રૂહાની ઈખ્લાકી (સંસ્કારિક) આત્મિક જરૂરીયાતોને લગતા પહેલાના આવેલા નીતિનિયમોથી પણ બહેતર ઉસૂલો કુરઆન મજીદમાં છે.

مَنِ اسْتَطَعْتُمْ مِّنْ دُوْنِ اللّٰهِ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٣٨﴾

એક સૂરાઅ જેવું જોડી લાવો અને જો તમે સાચા હો તો અલ્લાહ સિવાય જેને ચાહો તમારી મદદ માટે બોલાવી શકો છો.'

بَلْ كَذَّبُوْا بِمَا لَمْ يُحِيْطُوْا بِعِلْمِهٖ وَلَمَّا يَاْتِهِمْ تَاْوِيْلُهٗ ؕ كَذٰلِكَ كَذَّبَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ الظّٰلِمِيْنَ ﴿٣٩﴾

૪૦. બલ્કે, તેમણે તે (હકીકત)નો અસ્વીકાર કર્યો છે જેના જ્ઞાન સુધી તેમની પહોંચ ન હતી, અને જેની હકીકત તેમને હજી નથી પહોંચી શકી. આવી જ રીતે તેમની પહેલાંના લોકોએ (સચ્ચાઈનો) ઈન્કાર કર્યો હતો. પરંતુ જુઓ તે ઝાલિમોનો કેવો અંજામ આવ્યો હતો.

وَمِنْهُمْ مَّنْ يُّؤْمِنُ بِهٖ وَمِنْهُمْ مَّنْ لَّا يُؤْمِنُ بِهٖ ؕ وَرَبُّكَ اَعْلَمُ بِالْمُفْسِدِيْنَ ﴿٤٠﴾ ع

૪૧. અને તેઓમાંના (કેટલાય) એવા છે જે તે (કુરઆન)માં ઈમાન રાખે છે અને બીજા (કેટલાય) છે જે તેમાં ઈમાન નથી રાખતા. અને તારો પરવરદિગાર ફિસાદ ફેલાવનારાઓને સારી પેઠે જાણે છે. (રુકૂઅ-૪)

وَاِنْ كَذَّبُوْكَ فَقُلْ لِّيْ عَمَلِيْ وَلَكُمْ عَمَلُكُمْ ۚ اَنْتُمْ بَرِيْٓـُٔوْنَ مِمَّآ اَعْمَلُ وَاَنَا بَرِيْٓءٌ مِّمَّا تَعْمَلُوْنَ ﴿٤١﴾

૪૨. અને જો તેઓ તારી ઉપર જૂઠું બોલવાનો આરોપ મૂકે, તો તું તેમને કહે 'મારા આમાલ (કર્મો) મારા માટે છે અને તમારા આમાલ (કર્મો) તમારા માટે. હું જે કંઈ કરું તે તમારી જવાબદારી નથી અને જે તમે કરો છો તેનો હું જવાબદાર નથી.'

وَمِنْهُمْ مَّنْ يَّسْتَمِعُوْنَ اِلَيْكَ ؕ اَفَاَنْتَ تُسْمِعُ الصُّمَّ وَلَوْ كَانُوْا لَا يَعْقِلُوْنَ ﴿٤٢﴾

૪૩. અને તેઓ વચ્ચે કેટલાક એવા છે જે તને કાન ધરે છે. પરંતુ શું તું એવા બહેરાંઓને સમજાવી શકીશ જે કંઈ પણ સમજતા જ ન હોય?

وَمِنْهُمْ مَّنْ يَّنْظُرُ اِلَيْكَ ؕ اَفَاَنْتَ تَهْدِى الْعُمْىَ وَلَوْ كَانُوْا لَا يُبْصِرُوْنَ ﴿٤٣﴾

૪૪. અને તેઓ વચ્ચે કેટલાક એવા છે જે તારી તરફ (શૂન્યવત) તાકી રહ્યા છે. શું તેવા આંધળાઓને[૨૬] તું (રસ્તો) દેખાડીશ જેને કંઈ દેખાતું જ ન હોય?

اِنَّ اللّٰهَ لَا يَظْلِمُ النَّاسَ شَيْـًٔا وَّلٰكِنَّ النَّاسَ اَنْفُسَهُمْ يَظْلِمُوْنَ ﴿٤٤﴾

૪૫. બેશક, અલ્લાહ ઈન્સાનો ઉપર ઝુલ્મ નથી કરતો, પરંતુ ઈન્સાનો પોતાના જીવ ઉપર પોતે ઝુલ્મ કરે છે.

وَيَوْمَ يَحْشُرُهُمْ كَاَنْ لَّمْ يَلْبَثُوْٓا اِلَّا سَاعَةً مِّنَ النَّهَارِ يَتَعَارَفُوْنَ بَيْنَهُمْ ؕ قَدْ خَسِرَ الَّذِيْنَ كَذَّبُوْا

૪૬. અને જે દિવસે તે તેમને એકત્રિત કરશે (તો તેમને એવું લાગશે) જાણે તેઓ દુનિયામાં દિવસની એક ઘડી પૂરતાંજ[૨૭] રહ્યા હતા. ત્યારે તેમને

---

૨૬. હદમર્યાદા વટાવીજનારાઓની બુદ્ધિ શૂન્ય થઈ જાય છે અને તેમના વિચારો, તેમનું ઈલ્મ અને તેમની વિવેકશકિત નષ્ટ થઈ જાય છે.

૨૭. આ દુનિયાની મોહમાયા અને વિષયવાસનાના નશાથી ગફલતમાં પડેલા લોકોને જ્યારે હોશ આવશે ત્યારે તેમની દુનિયાની ઝિંદગી માત્ર એક ઘડી કે એક દિવસની જ લાગશે.

بِلِقَاءِ اللَّهِ وَمَا كَانُوا مُهْتَدِينَ ﴿٤٦﴾

એકબીજા (ની હાલત)નું ભાન થશે (કે) નુકસાન તો તેમને જ છે જેમણે અલ્લાહ સાથે મેળાપ થવાનો ઈન્કાર કર્યો અને તેની હિદાયત પ્રમાણે ન ચાલ્યા.

وَإِمَّا نُرِيَنَّكَ بَعْضَ الَّذِي نَعِدُهُمْ أَوْ نَتَوَفَّيَنَّكَ فَإِلَيْنَا مَرْجِعُهُمْ ثُمَّ اللَّهُ شَهِيدٌ عَلَىٰ مَا يَفْعَلُونَ ﴿٤٧﴾

૪૭. અને જે (અઝાબ)ની અમે તેમને ચેતવણી આપી છે તે જો (અમે તારી ઝિંદગીમાં લાવી) દેખાડીએ અથવા (તે પહેલાં) તને મૃત્યુ આપીએ (તો પણ) તેમને અંતમાં અમારી તરફ જ પાછું આવવાનું છે. બેશક જે કંઈ તેઓ કરી રહ્યા છે તેનો સાક્ષી અલ્લાહ છે.

وَلِكُلِّ أُمَّةٍ رَسُولٌ فَإِذَا جَاءَ رَسُولُهُمْ قُضِيَ بَيْنَهُمْ بِالْقِسْطِ وَهُمْ لَا يُظْلَمُونَ ﴿٤٨﴾

૪૮. અને દરેક ઉમ્મતનો એક રસૂલ હોય છે, પછી જ્યારે તેમનો રસૂલ આવે છે તો તેમની વચ્ચે ન્યાયપૂર્વક નિર્ણય કરવામાં આવે છે અને તેમના ઉપર લેશમાત્ર ઝુલમ કરવામાં નથી આવતો.

وَيَقُولُونَ مَتَىٰ هَٰذَا الْوَعْدُ إِنْ كُنْتُمْ صَادِقِينَ ﴿٤٩﴾

૪૯. અને તેઓ કહે છે 'જો તમે સાચા છો તો કહો, આ વાયદો કયારે પૂરો[૨૮] થશે?'

قُلْ لَا أَمْلِكُ لِنَفْسِي ضَرًّا وَلَا نَفْعًا إِلَّا مَا شَاءَ اللَّهُ لِكُلِّ أُمَّةٍ أَجَلٌ إِذَا جَاءَ أَجَلُهُمْ فَلَا يَسْتَأْخِرُونَ سَاعَةً وَلَا يَسْتَقْدِمُونَ ﴿٥٠﴾

૫૦. તું તેમને કહે 'હું અલ્લાહની ઇચ્છા વગર મારો નફો કે મારું નુકસાન કરવાની કોઈ શકિત[૨૯] નથી રાખતો. દરેક ઉમ્મત માટે એક સમય નક્કી છે. જ્યારે તેમનો સમય આવી પહોંચે છે ત્યારે તેઓ એક પળ માટે પણ આગળ કે પાછળ નથી થઈ શકતા.'

قُلْ أَرَأَيْتُمْ إِنْ أَتَاكُمْ عَذَابُهُ بَيَاتًا أَوْ نَهَارًا مَاذَا يَسْتَعْجِلُ مِنْهُ الْمُجْرِمُونَ ﴿٥١﴾

૫૧. તું તેમને કહે 'મને બતાવો જો રાતે અથવા દિવસે તમારા ઉપર ઓચિંતો અઝાબ આવી પડશે તો ગુનાહગારો તેનાથી કેવી રીતે બચી શકશે?

أَثُمَّ إِذَا مَا وَقَعَ آمَنْتُمْ بِهِ آلْآنَ وَقَدْ كُنْتُمْ بِهِ تَسْتَعْجِلُونَ ﴿٥٢﴾

૫૨. 'શું તે જ્યારે તમને ઘેરી લેશે ત્યારે તમે તેમાં ઈમાન લાવશો? (ત્યારે તમને કહેવામાં આવશે) શું હવે ઈમાન લાવો છો જો કે પહેલાં તો અઝાબ માટે તમે બહુજ અધીરા હતા?'

ثُمَّ قِيلَ لِلَّذِينَ ظَلَمُوا ذُوقُوا عَذَابَ الْخُلْدِ هَلْ تُجْزَوْنَ إِلَّا بِمَا كُنْتُمْ تَكْسِبُونَ ﴿٥٣﴾

૫૩. ત્યારે જેમણે ઝુલમ કર્યો હશે તેમને કહેવામાં આવશે 'લો, કાયમનો અઝાબ ભોગવો આ તમારી કરણીનો યોગ્ય બદલો છે.

وَيَسْتَنْبِئُونَكَ أَحَقٌّ هُوَ قُلْ إِي وَرَبِّي إِنَّهُ لَحَقٌّ وَمَا أَنْتُمْ بِمُعْجِزِينَ ﴿٥٤﴾ ع

૫૪. અને તેઓ તને (અઝાબ વિશે) પૂછે 'શું આ સત્ય છે?' તેમને કહી દે 'અવશ્ય, મારા પરવરદિગારના સોગંદ, આ ખરેખર સત્ય છે, અને તમે તેને રોકી નથી શકતા.' (રુકૂઅ-૫)

---

૨૮. ચેતવણીઓ તથા આગાહીઓ પૂરી થવાનો કોઈ નક્કી સમય નથી હોતો.

૨૯. નિર્ણય કરવાનો અથવા પરિપૂર્ણતાનો અધિકાર માત્ર અલ્લાહ પાસે છે.

૫૫. અને દરેક ઝુલમ કરનારો જીવ આ પૃથ્વીમાં જે કંઈ છે તેનો માલિક હશે તે પોતાના (છૂટકારા) માટે સઘળું આપી દેવા તૈયાર થઈ જશે. જ્યારે તેઓ પોતાની સઝાને જોઈ લેશે, ત્યારે તેઓ પોતાના પસ્તાવાને દબાવશે. બેશક તેમનો ફેંસલો ન્યાયપૂર્વક કરવામાં આવશે, અને તેમના ઉપર લેશમાત્ર ઝુલમ નહિ થાય.

وَلَوْ أَنَّ لِكُلِّ نَفْسٍ ظَلَمَتْ مَا فِي الْأَرْضِ لَافْتَدَتْ
بِهِ ۗ وَأَسَرُّوا النَّدَامَةَ لَمَّا رَأَوُا الْعَذَابَ ۖ وَقُضِيَ
بَيْنَهُمْ بِالْقِسْطِ ۚ وَهُمْ لَا يُظْلَمُونَ ﴿٥٥﴾

૫૬. યાદ રાખો, જે કંઈ આકાશો તથા પૃથ્વીમાં છે તે સર્વ ખરેખર અલ્લાહનું જ છે, યાદ રાખો, અલ્લાહનો વાયદો ખરેખર સાચો છે! પરંતુ ઘણાખરા લોકો સમજતા નથી.

أَلَا إِنَّ لِلَّهِ مَا فِي السَّمٰوٰتِ وَالْأَرْضِ ۗ أَلَا إِنَّ وَعْدَ
اللَّهِ حَقٌّ وَلٰكِنَّ أَكْثَرَهُمْ لَا يَعْلَمُونَ ﴿٥٦﴾

૫૭. તે (અલ્લાહ) જ છે જે જીવન બક્ષે છે અને મૃત્યુ નીપજાવે છે, અને તેની જ તરફ તમને પાછા લાવવામાં આવશે.

هُوَ يُحْيِي وَيُمِيتُ وَإِلَيْهِ تُرْجَعُونَ ﴿٥٧﴾

૫૮. હે લોકો, બેશક તમારા રબ તરફથી તમારી પાસે (મહાન) નસિહત આવી છે જે તમારા દિલોમાનાં તમામ રોગોનો ઈલાજ છે, અને મોમિનો માટે હિદાયત અને રહેમત છે.

يٰٓأَيُّهَا النَّاسُ قَدْ جَآءَتْكُمْ مَوْعِظَةٌ مِنْ رَبِّكُمْ
وَشِفَآءٌ لِمَا فِي الصُّدُورِ ۙ وَهُدًى وَرَحْمَةٌ
لِلْمُؤْمِنِينَ ﴿٥٨﴾

૫૯. તેમને કહી દે 'આ સર્વ અલ્લાહની કૃપા અને તેની દયા થકી જ છે, તેમાં તેમણે ખુશ થવું જોઈએ. જે તેઓ સંઘરી રહ્યા છે તેનાથી આ બેહતર છે.'

قُلْ بِفَضْلِ اللَّهِ وَبِرَحْمَتِهِ فَبِذٰلِكَ فَلْيَفْرَحُوا ۗ هُوَ
خَيْرٌ مِمَّا يَجْمَعُونَ ﴿٥٩﴾

૬૦. તેમને કહે 'શું તમે કદી પણ વિચાર કર્યો છે કે અલ્લાહે તમને જે રીઝક આપ્યું હતું તેમાંથી તમેજ (કંઈક) હરામ અને (કંઈક) હલાલ[30] ઠરાવ્યું હતું?' તું કહે 'શું અલ્લાહે તમને તેવું કરવાની પરવાનગી આપી હતી કે તમે અલ્લાહ ઉપર ખોટોજ આળ મૂકો છો?

قُلْ أَرَءَيْتُمْ مَا أَنْزَلَ اللَّهُ لَكُمْ مِنْ رِزْقٍ فَجَعَلْتُمْ
مِنْهُ حَرَامًا وَحَلٰلًا ۗ قُلْ ءَآللَّهُ أَذِنَ لَكُمْ ۖ أَمْ عَلَى اللَّهِ
تَفْتَرُونَ ﴿٦٠﴾

૬૧. જે લોકો અલ્લાહના વિરુદ્ધ ખોટી વાતો ઘડનારા છે તેઓ કયામતના દિવસ વિશે શું ધારે છે? બેશક, અલ્લાહ ઈન્સાનો પ્રત્યે માયાળુ છે. પરંતુ તેમનામાંના ઘણાખરા નગુણા છે. (રુકૂઅ-૬)

وَمَا ظَنُّ الَّذِينَ يَفْتَرُونَ عَلَى اللَّهِ الْكَذِبَ يَوْمَ
الْقِيٰمَةِ ۗ إِنَّ اللَّهَ لَذُو فَضْلٍ عَلَى النَّاسِ وَلٰكِنَّ
أَكْثَرَهُمْ لَا يَشْكُرُونَ ﴿٦١﴾ ع ٦

૬૨. અને તું કોઈ પણ એવી હાલતમાં નથી હોતો, અને તું કુરઆનના કોઈ એવા ભાગનું વાંચન

وَمَا تَكُونُ فِي شَأْنٍ وَمَا تَتْلُوا مِنْهُ مِنْ قُرْاٰنٍ وَ

૩૦. ખોરાકની ઈન્સાનના આરોગ્ય અને ઈખ્લાક (સંસ્કારો) ઉપર ઊંડી અસર પડે છે, અને કોઈ કારણ વગર અલ્લાહે કોઈપણ વસ્તુને હરામ નથી કરાવી.

નથી કરતો, અથવા તમે સૌ કોઈ પણ એવા કામમાં પરોવાયેલા નથી હોતા કે હરપળ અમે તમને જોઈ ન રહ્યા હોઈએ. એક અણુ માત્ર જેવી વસ્તુ પણ આ ધરતી તથા આકાશોમાં નથી જે તારા પરવરદિગારથી છૂપાયેલી હોય. અને કોઈ વસ્તુ એવી નથી, નાની કે મોટી જે (ની નોંધ) તે વિસતૃત કિતાબમાં ન હોય.

૬૩. સાંભળો! જે લોકો અલ્લાહના દોસ્ત છે, નિ:સંદેહ તેમને કદાપિ ભય આવશે નહિ ન તો તેઓ દુ:ખી થશે—

૬૪. જે લોકોએ ઈમાન લાવી પરહેઝગારી અપનાવી,

૬૫. તેમના માટે આ જીવનમાં ખુશહાલી છે તેમજ આખેરતમાં પણ, અલ્લાહના વચનો અફર છે. આ ખરેખર એક મહાન સફળતા છે.

૬૬. અને તેમની કોઈ વાતનું તું દુ:ખ ન લગાડીશ, બેશક અલ્લાહ સર્વશકિતવાન છે, તેજ સર્વ સાંભળનારો છે, સર્વ જાણનારો છે.

૬૭. યાદ રાખો! જે કંઈ આકાશો તથા પૃથ્વીમાં છે તે સર્વ અલ્લાહનું જ છે, અને જે લોકો અલ્લાહ સિવાય અન્યને પુકારે છે, હકીકતમાં તેઓ કોઈ (શકિત)ને નથી અનુસરી રહ્યા, તેઓ નિરર્થક કલ્પનાઓમાં રાચે છે, અને અટકળો કરતા રહે છે.

૬૮. તે એજ છે જેણે તમારા માટે રાત બનાવી છે કે જેમાં તમે આરામ કરો, અને દિવસને તેણે (કામકાજ માટે) પ્રકાશમય બનાવ્યો નિ:સંદેહ, સમજનારાઓ માટે તેમાં (ઘણી) નિશાનીઓ છે.

૬૯. તેમણે કહ્યું કે અલ્લાહનો એક પુત્ર છે. તે તો (બેહદ) પવિત્ર છે, તે (કોઈ વસ્તુનો) મોહતાજ નથી. બેશક પૃથ્વીમાં જે કંઈ છે તે તેનું જ છે. તેના વિશે તમારા દાવાની કોઈ દલીલ નથી. શું અલ્લાહ વિશે તમે તે વાત કહો છો જેનું તમને કંઈપણ જ્ઞાન નથી?

૭૦. તું કહે કે જે લોકો અલ્લાહ વિશે અસત્ય ઘડતા રહે છે તેઓ કદીપણ સફળ નહિ થાય.

૭૧. દુનિયાનું આ પલભરનું જીવન ભોગવ્યા પછી તેમનું અમારી તરફ પાછું ફરવાનું છે ત્યારે

لَا تَعْمَلُونَ مِنْ عَمَلٍ إِلَّا كُنَّا عَلَيْكُمْ شُهُودًا إِذْ تُفِيضُونَ فِيهِ ۚ وَمَا يَعْزُبُ عَنْ رَبِّكَ مِنْ مِثْقَالِ ذَرَّةٍ فِي الْأَرْضِ وَلَا فِي السَّمَاءِ وَلَا أَصْغَرَ مِنْ ذَٰلِكَ وَلَا أَكْبَرَ إِلَّا فِي كِتَابٍ مُبِينٍ ﴿٦٢﴾

أَلَا إِنَّ أَوْلِيَاءَ اللَّهِ لَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُونَ ﴿٦٣﴾

الَّذِينَ آمَنُوا وَكَانُوا يَتَّقُونَ ﴿٦٤﴾

لَهُمُ الْبُشْرَىٰ فِي الْحَيَاةِ الدُّنْيَا وَفِي الْآخِرَةِ ۚ لَا تَبْدِيلَ لِكَلِمَاتِ اللَّهِ ۚ ذَٰلِكَ هُوَ الْفَوْزُ الْعَظِيمُ ﴿٦٥﴾

وَلَا يَحْزُنْكَ قَوْلُهُمْ ۘ إِنَّ الْعِزَّةَ لِلَّهِ جَمِيعًا ۚ هُوَ السَّمِيعُ الْعَلِيمُ ﴿٦٦﴾

أَلَا إِنَّ لِلَّهِ مَنْ فِي السَّمَاوَاتِ وَمَنْ فِي الْأَرْضِ ۗ وَمَا يَتَّبِعُ الَّذِينَ يَدْعُونَ مِنْ دُونِ اللَّهِ شُرَكَاءَ ۚ إِنْ يَتَّبِعُونَ إِلَّا الظَّنَّ وَإِنْ هُمْ إِلَّا يَخْرُصُونَ ﴿٦٧﴾

هُوَ الَّذِي جَعَلَ لَكُمُ اللَّيْلَ لِتَسْكُنُوا فِيهِ وَالنَّهَارَ مُبْصِرًا ۚ إِنَّ فِي ذَٰلِكَ لَآيَاتٍ لِقَوْمٍ يَسْمَعُونَ ﴿٦٨﴾

قَالُوا اتَّخَذَ اللَّهُ وَلَدًا ۗ سُبْحَانَهُ ۖ هُوَ الْغَنِيُّ ۖ لَهُ مَا فِي السَّمَاوَاتِ وَمَا فِي الْأَرْضِ ۚ إِنْ عِنْدَكُمْ مِنْ سُلْطَانٍ بِهَٰذَا ۚ أَتَقُولُونَ عَلَى اللَّهِ مَا لَا تَعْلَمُونَ ﴿٦٩﴾

قُلْ إِنَّ الَّذِينَ يَفْتَرُونَ عَلَى اللَّهِ الْكَذِبَ لَا يُفْلِحُونَ ﴿٧٠﴾

مَتَاعٌ فِي الدُّنْيَا ثُمَّ إِلَيْنَا مَرْجِعُهُمْ ثُمَّ نُذِيقُهُمُ

ٱلْعَذَابَ ٱلشَّدِيدَ بِمَا كَانُوا۟ يَكْفُرُونَ ﴿٧٠﴾

તેમના સતત કુફ્ર કરવાના બદલામાં અમે તેમને સખત અઝાબનો સ્વાદ ચખાડશું. (રુકૂઅ-૭)

وَٱتْلُ عَلَيْهِمْ نَبَأَ نُوحٍ إِذْ قَالَ لِقَوْمِهِۦ يَٰقَوْمِ إِن كَانَ كَبُرَ عَلَيْكُم مَّقَامِى وَتَذْكِيرِى بِـَٔايَٰتِ ٱللَّهِ فَعَلَى ٱللَّهِ تَوَكَّلْتُ فَأَجْمِعُوٓا۟ أَمْرَكُمْ وَشُرَكَآءَكُمْ ثُمَّ لَا يَكُنْ أَمْرُكُمْ عَلَيْكُمْ غُمَّةً ثُمَّ ٱقْضُوٓا۟ إِلَىَّ وَلَا تُنظِرُونِ ﴿٧١﴾

૭૨. અને તું તેમને નૂહનો અહેવાલ સંભળાવ, જ્યારે તેણે પોતાની કોમને કહ્યું 'હે મારી કોમ, જો મારું તમારી વચ્ચે રહેવું અને અલ્લાહની આયતો વિશે ચેતવવું વસ્મું લાગતું હોય તો (યાદ રાખો કે) હું અલ્લાહમાં યકીન રાખું છું— માટે તમે તમારા ઠરાવેલા મા'બૂદોને, અને તમારી તમામ યુકિતઓને ભેગી કરી લો, અને તમારા કોઈ દાવમાં ઓછા ન ઊતરશો અને તમારી પૂરી શકિત વડે મારી વિરુદ્ધમાં જે ચાહો તે કરી છૂટો, અને મારી સાથે થોડી પણ નરમી ન કરશો.

فَإِن تَوَلَّيْتُمْ فَمَا سَأَلْتُكُم مِّنْ أَجْرٍ ۖ إِنْ أَجْرِىَ إِلَّا عَلَى ٱللَّهِ ۖ وَأُمِرْتُ أَنْ أَكُونَ مِنَ ٱلْمُسْلِمِينَ ﴿٧٢﴾

૭૩. 'પરંતુ જો તમે મુખ ફેરવી જશો તો (જાણી લો કે) મેં તમારી પાસેથી કોઈ વળતર[31] નથી માગ્યું. મારું વળતર મારા અલ્લાહ પાસે છે. અને મને હુકમ આપવામાં આવ્યો છે કે હું (તેનો) તાબેદારી કરનારાઓમાંનો થઈ જાઉં.'

فَكَذَّبُوهُ فَنَجَّيْنَٰهُ وَمَن مَّعَهُۥ فِى ٱلْفُلْكِ وَجَعَلْنَٰهُمْ خَلَٰٓئِفَ وَأَغْرَقْنَا ٱلَّذِينَ كَذَّبُوا۟ بِـَٔايَٰتِنَا ۖ فَٱنظُرْ كَيْفَ كَانَ عَٰقِبَةُ ٱلْمُنذَرِينَ ﴿٧٣﴾

૭૪. પરંતુ તે લોકોએ તેનો અસ્વીકાર કર્યો જેથી અમે તેને તથા તેની સાથે જે લોકો નૌકામાં હતા તેમને બચાવી લીધા અને તેમને (અમારી ને'મતોના) વારસદાર બનાવ્યા, જ્યારે અમારી નિશાનીઓની અવગણના કરનારાઓને અમે ડૂબાવી દીધા. જોઈ લો, જેમને ચેતવી દેવામાં આવ્યો હતો તેમનો અંજામ કેવો આવ્યો!

ثُمَّ بَعَثْنَا مِنۢ بَعْدِهِۦ رُسُلًا إِلَىٰ قَوْمِهِمْ فَجَآءُوهُم بِٱلْبَيِّنَٰتِ فَمَا كَانُوا۟ لِيُؤْمِنُوا۟ بِمَا كَذَّبُوا۟ بِهِۦ مِن قَبْلُ ۚ كَذَٰلِكَ نَطْبَعُ عَلَىٰ قُلُوبِ ٱلْمُعْتَدِينَ ﴿٧٤﴾

૭૫. તે બાદ અમે રસૂલોને તેમની કોમોમાં મોકલાવ્યા, અને તેઓ સ્પષ્ટ નિશાનીઓ સાથે આવ્યા હતા. પરંતુ તેમને માનવાથી તેમણે ઈન્કાર કર્યો કારણ કે તેઓ (વગર વિચારે) પહેલાંજ તેમને જૂઠા ઠરાવી ચૂકયા હતા. આવી રીતે અમે ઝાલિમોના મન ઉપર મહોર[32] મારી દઈએ છીએ.

---

૩૧. અલ્લાહના પાક પયગમ્બરો ઉપર હમેશાં રાજ્યકર્તાઓની વ્યવસ્થા તોડવાના તથા રાજદ્રોહ કરવાના ઈલ્ઝામો લગાવવામાં આવતા રહ્યા હતા, જો કે તે નેક રસૂલો સત્તા મેળવવા માટે નહિ પરંતુ ઈન્સાનની ભલાઈ માટે પોતાનું જીવન લૂંટાવતા રહ્યા હતા.

૩૨. ગુરૂર તથા હસદના અંધકારમાં ઘેરાઈ જનારાઓ પોતાના આંતરદ્રષ્ટિ ગુમાવી બેસે છે. અને તેમના અંત:કરણ ઉપર આપોઆપ તાળા લાગી જાય છે.

ثُمَّ بَعَثْنَا مِنْ بَعْدِهِمْ مُّوسٰى وَهٰرُونَ إِلٰى فِرْعَوْنَ وَمَلَإِيْهِ بِاٰيٰتِنَا فَاسْتَكْبَرُوْا وَكَانُوْا قَوْمًا مُّجْرِمِيْنَ ﴿٧٦﴾

૭૬. ત્યાર પછી અમે મૂસા, તથા હારૂનને ફિરઔન તથા તેના દરબારીઓ તરફ નિશાનીઓ સહિત મોકલાવ્યા, પરંતુ તેમણે ઘમંડ કર્યો. બેશક આ લોકો પાપી હતા.

فَلَمَّا جَآءَهُمُ الْحَقُّ مِنْ عِنْدِنَا قَالُوْٓا إِنَّ هٰذَا لَسِحْرٌ مُّبِيْنٌ ﴿٧٧﴾

૭૭. અને જ્યારે અમારા તરફથી સત્ય તેમને પહોંચ્યું, તેમણે કહ્યું 'ખરેખર આ તો ખુલ્લે ખુલ્લો જાદુ છે.'

قَالَ مُوْسٰىٓ أَتَقُوْلُوْنَ لِلْحَقِّ لَمَّا جَآءَكُمْ ۖ أَسِحْرٌ هٰذَا ۖ وَلَا يُفْلِحُ السّٰحِرُوْنَ ﴿٧٨﴾

૭૮. મૂસાએ કહ્યું 'શું તમારી તરફ આવેલી સચ્ચાઈ વિશે તમે આવું બોલો છો? શું આ મોહમાયા છે? મોહમાયાનો ઉપયોગ કરનારાઓ કદીપણ સફળ નથી થતા.'

قَالُوْٓا أَجِئْتَنَا لِتَلْفِتَنَا عَمَّا وَجَدْنَا عَلَيْهِ اٰبَآءَنَا وَتَكُوْنَ لَكُمَا الْكِبْرِيَآءُ فِي الْأَرْضِ ۖ وَمَا نَحْنُ لَكُمَا بِمُؤْمِنِيْنَ ﴿٧٩﴾

૭૯. તેમણે કહ્યું 'શું તું અમારી તરફ એટલા માટે આવ્યો છે કે અમારા પૂર્વજોના બતાવેલા માર્ગો ઉપર ચાલવાથી તું અમને અટકાવે જેથી તમને બન્નેને ધરતીમાં સત્તા મળી જાય? પરંતુ અમે તમારા બન્નેમાંથી કોઈના ઉપર ઈમાન નહિ લાવીએ.'

وَقَالَ فِرْعَوْنُ ائْتُوْنِيْ بِكُلِّ سٰحِرٍ عَلِيْمٍ ﴿٨٠﴾

૮૦. પછી ફિરઔને હુકમ આપ્યો 'સર્વ કુશળ જાદુગરોને મારી પાસે હાજર કરો—'

فَلَمَّا جَآءَ السَّحَرَةُ قَالَ لَهُمْ مُّوْسٰىٓ أَلْقُوْا مَآ أَنْتُمْ مُّلْقُوْنَ ﴿٨١﴾

૮૧. અને જ્યારે જાદુગરો આવ્યા, મૂસાએ તેમને કહ્યું 'તમારે જે કંઈ (જાદુ) ફેંકવું હોય તે ફેંકો.'

فَلَمَّآ أَلْقَوْا قَالَ مُوْسٰى مَا جِئْتُمْ بِهِ السِّحْرُ ۖ إِنَّ اللّٰهَ سَيُبْطِلُهٗ ۖ إِنَّ اللّٰهَ لَا يُصْلِحُ عَمَلَ الْمُفْسِدِيْنَ ﴿٨٢﴾

૮૨. અને જ્યારે તેમણે (દાવ) ફેંક્યો, મૂસાએ કહ્યું 'આ જે તમે ફેંક્યું છે તે એક મેલીવિદ્યા છે, ખરેખર અલ્લાહ તેને મિટાવી દેશે. બેશક, અલ્લાહ ફિસાદ ફેલાવનારાઓને સફળતા નથી આપતો. (રુકૂઅ - ૮)

وَيُحِقُّ اللّٰهُ الْحَقَّ بِكَلِمٰتِهٖ وَلَوْ كَرِهَ الْمُجْرِمُوْنَ ﴿٨٣﴾

૮૩. 'અને અલ્લાહ પોતાના કલામ દ્વારા સચ્ચાઈને કાયમ કરે છે. પછી બદકારોને ભલે તે કેટલુંએ ના પસંદ હોય.'

فَمَآ اٰمَنَ لِمُوْسٰىٓ إِلَّا ذُرِّيَّةٌ مِّنْ قَوْمِهٖ عَلٰى خَوْفٍ مِّنْ فِرْعَوْنَ وَمَلَإِيْهِمْ أَنْ يَّفْتِنَهُمْ ۚ وَإِنَّ فِرْعَوْنَ لَعَالٍ فِي الْأَرْضِ ۚ وَإِنَّهٗ لَمِنَ الْمُسْرِفِيْنَ ﴿٨٤﴾

૮૪. અને તેની કોમના થોડાક નવજવાનો સિવાય બીજા મૂસા ઉપર ઈમાન ન લાવ્યા, કારણ કે તેમને ફિરઔન તથા તેના સરદારો તરફથી ભય હતો કે રખેને તેમને ત્રાસ આપવામાં આવે. હકીકતમાં ફિરઔન હદબહાર જનારો અને ઝાલિમ રાજા હતો.

وَقَالَ مُوْسٰى يٰقَوْمِ إِنْ كُنْتُمْ اٰمَنْتُمْ بِاللّٰهِ فَعَلَيْهِ تَوَكَّلُوْٓا إِنْ كُنْتُمْ مُّسْلِمِيْنَ ﴿٨٥﴾

૮૫. અને મૂસાએ કહ્યું 'હે મારી કોમ, જો તમે અલ્લાહ ઉપર ઈમાન લાવ્યા છો. અને તેના ખરા તાબેદાર છો, તો તેના ઉપર ભરોસો રાખો.'

૮૬. અને તેમણે કહ્યું 'અમે અલ્લાહ ઉપરજ ભરોસો રાખીએ છીએ. હે અમારા રબ, અમને ઝાલિમોના ફિતના (નું સાધન) ન બનાવજે,

فَقَالُوا عَلَى اللّٰهِ تَوَكَّلْنَا رَبَّنَا لَا تَجْعَلْنَا فِتْنَةً لِّلْقَوْمِ الظّٰلِمِينَ ﴿٨٦﴾

૮૭. 'અને અમને તારી રેહમત વડે ઝાલિમોથી છૂટકારો અપાવ.'

وَنَجِّنَا بِرَحْمَتِكَ مِنَ الْقَوْمِ الْكٰفِرِينَ ﴿٨٧﴾

૮૮. અને અમે મૂસા તથા તેના ભાઈને વહી કરી (કહ્યું) 'તમે બન્ને તમારી કોમ માટે શહેરમાં મકાનો (ચણી) લો. અને તમારા ઘરોને એક બીજાના સામે બનાવો અને નમાઝ કાયમ કરો અને મોમિનોને ખુશખબર આપો.'

وَأَوْحَيْنَا إِلٰى مُوسٰى وَأَخِيهِ أَنْ تَبَوَّآ لِقَوْمِكُمَا بِمِصْرَ بُيُوتًا وَّاجْعَلُوا بُيُوتَكُمْ قِبْلَةً وَّأَقِيمُوا الصَّلٰوةَ ۗ وَبَشِّرِ الْمُؤْمِنِينَ ﴿٨٨﴾

૮૯. અને મૂસાએ કહ્યું 'હે મારા રબ તેં ફિરઔન તથા તેના દરબારીઓને આ જીવનમાં વિલાસવૈભવ તથા ધનદોલત આપી છે, હે મારા રબ, તેઓ લોકોને તારા માર્ગથી ફેરવી રહ્યા છે. માટે હે અમારા રબ, તેમની દૌલતનો વિનાશ કરી દે અને તેમના દિલોને સખત આઘાત લગાવ. તેઓ દર્દનાક અઝાબ નહિ જૂએ ત્યાં સુધી ઈમાન નહિ લાવે.'

وَقَالَ مُوسٰى رَبَّنَا إِنَّكَ آتَيْتَ فِرْعَوْنَ وَمَلَأَهُ زِينَةً وَّأَمْوَالًا فِي الْحَيٰوةِ الدُّنْيَا ۙ رَبَّنَا لِيُضِلُّوا عَنْ سَبِيلِكَ ۖ رَبَّنَا اطْمِسْ عَلٰى أَمْوَالِهِمْ وَاشْدُدْ عَلٰى قُلُوبِهِمْ فَلَا يُؤْمِنُوا حَتّٰى يَرَوُا الْعَذَابَ الْأَلِيمَ ﴿٨٩﴾

૯૦. અલ્લાહે ફરમાવ્યું 'તારી દુઆનો સ્વીકાર કરવામાં આવે છે, માટે તમે બન્ને મક્કમ રહો અને કદીપણ નાદાન લોકો પાછળ ન ચાલશો.'

قَالَ قَدْ أُجِيبَتْ دَّعْوَتُكُمَا فَاسْتَقِيمَا وَلَا تَتَّبِعٰٓنِّ سَبِيلَ الَّذِينَ لَا يَعْلَمُونَ ﴿٩٠﴾

૯૧. અમે બની ઈસરાઈલને સમુદ્રપાર ઊતાર્યા, અને ફિરઔને ઘમંડથી પોતાના લશ્કરો લઈ ઝુલમ કરવાના હેતુથી તેમનો પીછો કર્યો, જ્યારે તે તોફાનમાં (સપડાઈ) ડૂબવા લાગ્યો ત્યારે તેણે (અલ્લાહને પુકારી) કહ્યું 'હું ઈમાન લાવ્યો છું કે કોઈ મા'બૂદ નથી સિવાય તે કે જેના ઉપર બની ઈસરાઈલ ઈમાન લાવ્યા છે અને હું અલ્લાહને સમર્પણ કરનારાઓમાંનો છું.'

وَجٰوَزْنَا بِبَنِيٓ إِسْرَآئِيلَ الْبَحْرَ فَأَتْبَعَهُمْ فِرْعَوْنُ وَجُنُودُهُ بَغْيًا وَّعَدْوًا ۖ حَتّٰىٓ إِذَآ أَدْرَكَهُ الْغَرَقُ ۙ قَالَ آمَنْتُ أَنَّهُ لَآ إِلٰهَ إِلَّا الَّذِيٓ آمَنَتْ بِهِ بَنُوٓا إِسْرَآئِيلَ وَأَنَا مِنَ الْمُسْلِمِينَ ﴿٩١﴾

૯૨. શું! હવે! પહેલાં તો તું નાફરમાની કરી રહ્યો હતો અને તું ફિસાદીઓમાંનો હતો!

آٰلْـٰٔنَ وَقَدْ عَصَيْتَ قَبْلُ وَكُنْتَ مِنَ الْمُفْسِدِينَ ﴿٩٢﴾

૯૩. માટે આજના દિવસે અમે તારા શરીરને બચાવી[33] લેશું, જેથી તું તારા પછી આવનારાઓ

فَالْيَوْمَ نُنَجِّيكَ بِبَدَنِكَ لِتَكُونَ لِمَنْ خَلْفَكَ آيَةً ۚ

૩૩. આ ઘટના નોંધવાલાયક છે જેનો ઉલ્લેખ કુરઆન સિવાય કોઈપણ કિતાબમાં કરવામાં નથી આવ્યો. બાઈબલમાં કે કોઈ અન્ય ઈતિહાસમાં તેનું વર્ણન જોવામાં નથી આવ્યું, પરંતુ અલ્લાહનો નિર્ણય કેવા વિચિત્ર સંજોગોમાં સત્ય પુરવાર થયો છે. ફિરઔનના મૃત્યુના ૩૦૦૦ વર્ષ પછી તેની લાશ મળી આવી હતી જે અત્યારે કાએરોના મ્યુઝિયમમાં રાખવામાં આવી છે. આ લાશને અલ્લાહે પોતાના વાયદા

وَاِنَّ كَثِيْرًا مِّنَ النَّاسِ عَنْ اٰيٰتِنَا لَغٰفِلُوْنَ ﴿٩٢﴾

માટે એક નિશાની બને. નિ:શંક ઈન્સાનોમાં ઘણાખરા અમારી નિશાનીઓની અવગણના કરતા રહે છે. (રૂકૂઅ-૯)

وَلَقَدْ بَوَّاْنَا بَنِيْٓ اِسْرَآءِيْلَ مُبَوَّاَ صِدْقٍ وَّرَزَقْنٰهُمْ مِّنَ الطَّيِّبٰتِ ۚ فَمَا اخْتَلَفُوْا حَتّٰى جَآءَهُمُ الْعِلْمُ ۭ اِنَّ رَبَّكَ يَقْضِيْ بَيْنَهُمْ يَوْمَ الْقِيٰمَةِ فِيْمَا كَانُوْا فِيْهِ يَخْتَلِفُوْنَ ﴿٩٣﴾

૯૪. પછી અમે બની ઈસરાઈલને એક ઉત્તમ સ્થળે વસાવ્યા અને તેમને અમે ઉત્તમ પ્રકારની વસ્તુઓ આપી, અને તેમની પાસે ઈલ્મ આવી પહોંચ્યું ત્યાં સુધી તેઓ મતભેદોમાં[૩૪] ન પડયા. નિ:સંદેહ, તારો રબ કયામતના દિવસે તેમની વચ્ચે નિર્ણય કરશે, જેમાં તેઓ મતભેદ કરતા હતા.

فَاِنْ كُنْتَ فِيْ شَكٍّ مِّمَّآ اَنْزَلْنَآ اِلَيْكَ فَسْــَٔـلِ الَّذِيْنَ يَقْرَءُوْنَ الْكِتٰبَ مِنْ قَبْلِكَ ۚ لَقَدْ جَآءَكَ الْحَقُّ مِنْ رَّبِّكَ فَلَا تَكُوْنَنَّ مِنَ الْمُمْتَرِيْنَ ﴿٩٤﴾

૯૫. અને અમે જે તારી ઉપર ઊતાર્યું છે તેમાં જો તને શંકા હોય તો તું તે લોકોને પૂછ જે તારી પહેલાં કિતાબનું વાંચન કરતા હતા. નિ:સંદેહ તારા રબ તરફથી તારી તરફ સત્ય આવી ગયું છે માટે તું શંકા કરનારાઓમાંનો ન થઈશ.

وَلَا تَكُوْنَنَّ مِنَ الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِ اللّٰهِ فَتَكُوْنَ مِنَ الْخٰسِرِيْنَ ﴿٩٥﴾

૯૬. અને તેઓમાંનો ન થજે જેમણે અલ્લાહની આયતોને ખોટી ઠરાવી, નહિતર તું નુકસાન ઉઠાવનારામાનો થઈ જઈશ.

اِنَّ الَّذِيْنَ حَقَّتْ عَلَيْهِمْ كَلِمَتُ رَبِّكَ لَا يُؤْمِنُوْنَ ﴿٩٦﴾

૯૭. બેશક, જે લોકોના વિરુદ્ધ તારા પાલનહારના વચનો સાબિત થઈ ગયા છે તેઓ કદાપિ ઈમાન લાવશે નહિ.

وَلَوْ جَآءَتْهُمْ كُلُّ اٰيَةٍ حَتّٰى يَرَوُا الْعَذَابَ الْاَلِيْمَ ﴿٩٧﴾

૯૮. તેમને તમામ નિશાનીઓ મળી જાય તો પણ તેઓ ઈમાન લાવશે નહિ જ્યાં સુધી કે તેઓ અઝાબ ન જોઈ લે.

فَلَوْلَا كَانَتْ قَرْيَةٌ اٰمَنَتْ فَنَفَعَهَآ اِيْمَانُهَآ اِلَّا قَوْمَ

૯૯. શા માટે યૂનુસની[૩૫] કોમ જેવી ઈમાન લાવનારી બીજી કોઈ કોમ નથી થઈ કે જે ઈમાન લઈ

---

પ્રમાણે સલામત રાખી હતી. હઝરત મૂસા (અ)નો જન્મ ફિરઔન રેમસીસ બીજાના શાસનકાળમાં થયો હતો અને તેમને નબુવ્વત ફિરઔન રેમસીસ બીજાના પુત્ર મેરનેપ્તાહના શાસનકાળમાં મળી હતી. (પ્રકરણ 'ફિરઔન' અને 'મિસર'). સાધારણ રીતે ઈસ્લામના દુશ્મનો આંહઝરત સ.અ.સ. ઉપર આક્ષેપ કરે છે કે તેમણે બાઈબલ તથા તૌરાતની નકલ કરી છે, જો એવું હોત તો ઉપરોકત ઘટનાનો તો કોઈપણ કિતાબમાં પહેલાં ઉલ્લેખ જ નથી થયો તો તે અલ્લાહ સિવાય બીજે કયાંથી આવી શકે છે? (ખલીફા ૪. મજલીસ ઈરફાન)

૩૪. જ્યારે પણ તેમનામાં રસૂલ આવ્યો તેમણે તેની સાથે અસહકાર કર્યો અને રાબેતા મુજબ પોતાના પૂર્વજોના પગલે ચાલતા રહ્યા હતા. તેવી રીતેજ આંહઝરત સ.અ.સ. સાથે પણ તેમણે મતભેદ કર્યો જેનો નિર્ણય કયામતના દિવસે થશે. હકીકતમાં આવી પરિસ્થિતિ દર ઝમાનામાં ઊભી થતી રહે છે જ્યાં સચ્ચાઈનો ઈન્કાર કરનારાઓની અછત નથી હોતી.

૩૫. કુરઆને મજીદમાં હઝરત યૂનુસ (અ)નું વર્ણન જુદી જુદી પાંચ જગ્યાએ છે (૪/૧૬૪,

يُونُسَ لَمَّا آمَنُوا كَشَفْنَا عَنْهُمْ عَذَابَ الْخِزْيِ فِي الْحَيٰوةِ الدُّنْيَا وَمَتَّعْنٰهُمْ إِلٰى حِينٍ ﴿٩٨﴾

આવત તો તેમનું ઈમાન લાવવું તેમને લાભકર્તા નિવડયું હોત? જ્યારે તેની કોમ ઈમાન લાવી ત્યારે અમે તેમની ઝિંદગીમાંથી નામોશીભર્યા અઝાબને દૂર કર્યો અને તેમને એક મુદ્દત સુધી લાભ પહોંચાડયો.

وَلَوْ شَاءَ رَبُّكَ لَآمَنَ مَنْ فِي الْأَرْضِ كُلُّهُمْ جَمِيعًا أَفَأَنْتَ تُكْرِهُ النَّاسَ حَتّٰى يَكُونُوا مُؤْمِنِينَ ﴿٩٩﴾

૧૦૦. અને જો તારા પાલનહારની ઇચ્છા હોત તો આ પૃથ્વીમાં રહેનારી (સર્વ કોમો) એક સાથે ઈમાન લઈ આવી હોત. તો શું તું લોકો ઉપર ઈમાન લાવવા માટે બળજબરી (૩૬) કરીશ?

وَمَا كَانَ لِنَفْسٍ أَنْ تُؤْمِنَ إِلَّا بِإِذْنِ اللّٰهِ وَيَجْعَلُ الرِّجْسَ عَلَى الَّذِينَ لَا يَعْقِلُونَ ﴿١٠٠﴾

૧૦૧. અને અલ્લાહની પરવાનગી વગર કોઈ જીવ ઈમાન નથી લાવી શકતો. અને અલ્લાહ માત્ર તેમના ઉપરજ અઝાબ પડવા દે છે જે સમજદારીથી કામ નથી લેતા.

قُلِ انْظُرُوا مَاذَا فِي السَّمٰوٰتِ وَالْأَرْضِ وَمَا تُغْنِي الْآيٰتُ وَالنُّذُرُ عَنْ قَوْمٍ لَا يُؤْمِنُونَ ﴿١٠١﴾

૧૦૨. તું કહે 'આસમાનો તથા પૃથ્વીમાં શું (ચાલી રહ્યું) છે તેના ઉપર વિચાર તો કરો!' પરંતુ નિશાનીઓ આવે કે ચેતવનારાઓ આવે, તેઓ માનશે નહિ.

فَهَلْ يَنْتَظِرُونَ إِلَّا مِثْلَ أَيَّامِ الَّذِينَ خَلَوْا مِنْ قَبْلِهِمْ قُلْ فَانْتَظِرُوا إِنِّي مَعَكُمْ مِنَ الْمُنْتَظِرِينَ ﴿١٠٢﴾

૧૦૩. તો શું તેઓ એવા (સખ્તીના) દિવસોની રાહ જોઈ રહ્યા છે જે તેમની પહેલાંના લોકો ઉપર આવ્યા હતા? તું કહે 'તેની રાહ જોતા રહો, હું પણ તમારી સાથે રાહ જોઉં છું.'

ثُمَّ نُنَجِّي رُسُلَنَا وَالَّذِينَ آمَنُوا كَذٰلِكَ حَقًّا عَلَيْنَا نُنْجِ الْمُؤْمِنِينَ ﴿١٠٣﴾

૧૦૪. પછી અમે અમારા રસૂલો તથા તેમના ઉપર ઈમાનો લાવનારાઓને બચાવી લેશું. આમ જ (હમેશાં થતું આવ્યું છે કે) મોમિનોને બચાવી લેવું અમારા માટે અનિવાર્ય છે. (રુકૂઅ-૧૦)

قُلْ يٰأَيُّهَا النَّاسُ إِنْ كُنْتُمْ فِي شَكٍّ مِنْ دِينِي فَلَا أَعْبُدُ الَّذِينَ تَعْبُدُونَ مِنْ دُونِ اللّٰهِ وَلٰكِنْ أَعْبُدُ اللّٰهَ الَّذِي يَتَوَفّٰكُمْ وَأُمِرْتُ أَنْ أَكُونَ مِنَ الْمُؤْمِنِينَ ﴿١٠٤﴾

૧૦૫. તું કહે "હે લોકો, જો તમને મારા દીન વિશે શંકા હોય તો (જાણી લો કે) તમે અલ્લાહને છોડી જેની ઈબાદત કરો છો તેની ઈબાદત હું નથી કરતો. પરંતુ હું (એકજ) અલ્લાહની ઈબાદત કરું છું, જે સૌને મોત આપે છે. અને મને આદેશ આપવામાં આવ્યો છે કે હું ઈમાન લાવનારાઓમાં શામિલ થઈ જાઉં.

---

૬/૮૭, ૨૧/૮૮, ૩૭/૧૪૦, ૬૮/૪૯).બાઈબલમાં તેમને ઈસરાઈલી નબી કહેવામાં આવ્યો છે. (ટૂ કિંગ્સ ૧૪/૨૫).તેમને નિનવાહની રાજધાની અશૂરમાં જઈને ક્રાંતિ કરવાનો આદશે મળ્યો હતો. તેમના ઈસરાઈલી કે બિન ઈસરાઈલી હોવા વિશે બાઈબલના વિદ્વાનો સંમત નથી.

૩૬. દીનની બાબતમાં ઈસ્લામમાં બળજબરીની સખત મનાઈ છે.

وَاَنْ اَقِمْ وَجْهَكَ لِلدِّيْنِ حَنِيْفًا ۚ وَلَا تَكُوْنَنَّ مِنَ الْمُشْرِكِيْنَ ﴿۱۰۶﴾

૧૦૬. ''અને (મને આજ્ઞા મળી છે કે) તું એકાગ્રતાથી તારા રબ તરફ રજૂ થા. અને તેના શરીક ઠરાવનારાઓમાંનો ન થજે.

وَلَا تَدْعُ مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا يَنْفَعُكَ وَلَا يَضُرُّكَ ۚ فَاِنْ فَعَلْتَ فَاِنَّكَ اِذًا مِّنَ الظّٰلِمِيْنَ ﴿۱۰۷﴾

૧૦૭. 'અને અલ્લાહ સિવાય કોઈ અન્યને ન પુકાર, જે ન તો તને લાભકર્તા છે ન હાનિકર્તા; અને જો તેં તેમ કર્યું તો ખરેજ તું ઝાલિમોમાં ગણાઈશ.'

وَاِنْ يَّمْسَسْكَ اللّٰهُ بِضُرٍّ فَلَا كَاشِفَ لَهٗۤ اِلَّا هُوَ ۚ وَاِنْ يُّرِدْكَ بِخَيْرٍ فَلَا رَآدَّ لِفَضْلِهٖ ؕ يُصِيْبُ بِهٖ مَنْ يَّشَآءُ مِنْ عِبَادِهٖ ؕ وَهُوَ الْغَفُوْرُ الرَّحِيْمُ ﴿۱۰۸﴾

૧૦૮. અને જો અલ્લાહ તને કોઈ તકલીફ પહોંચાડે તો તેના સિવાય કોઈ અન્ય તેને દૂર નહિ કરી શકે; અને જો તે તારી ભલાઈનો ઈરાદો કરશે તો તેની કૃપાને કોઈ અટકાવી નહિ શકે. તે પોતાની બંદગી કરનારાઓમાંથી જેને ચાહે કૃપાઓ પ્રદાન કરે છે. અને તે અત્યંત ક્ષમાવંત છે, દયાળુ છે.

قُلْ يٰۤاَيُّهَا النَّاسُ قَدْ جَآءَكُمُ الْحَقُّ مِنْ رَّبِّكُمْ ۚ فَمَنِ اهْتَدٰى فَاِنَّمَا يَهْتَدِيْ لِنَفْسِهٖ ۚ وَمَنْ ضَلَّ فَاِنَّمَا يَضِلُّ عَلَيْهَا ۚ وَمَاۤ اَنَا عَلَيْكُمْ بِوَكِيْلٍ ﴿۱۰۹﴾

૧૦૯. તું કહે 'હે લોકો, હવે તમારા રબ તરફથી તમારી તરફ સત્ય આવી ચૂક્યું છે. તો જે કોઈ હિદાયતનું અનુસરણ કરશે તે માત્ર પોતાના જીવના ભલા માટે જ કરશે, અને જે પણ ભટકી જશે તો તેનું ભટકવું તેનાજ નુકસાનમાં છે અને હું તમારો જવાબદાર નથી.'

وَاتَّبِعْ مَا يُوْحٰۤى اِلَيْكَ وَاصْبِرْ حَتّٰى يَحْكُمَ اللّٰهُ ۚ وَهُوَ خَيْرُ الْحٰكِمِيْنَ ﴿۱۱۰﴾

૧૧૦. અને જે કંઈ તારી તરફ ઊતારવામાં આવ્યું છે તેનું અનુસરણ કર અને ધીરજ ધર, જ્યાં સુધી કે અલ્લાહ પોતાનો નિર્ણય લાવે. અને તે'જ સૌથી બેહતર નિર્ણય કરનારો છે.

(١٢٣ اٰیاتها) سُوْرَةُ هُوْدٍ مَكِّيَّةٌ (11) (رکوعاتها ١٠)

## હૂદ

૧. અલ્લાહના નામથી જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. અલીફ લામ, રા.(અલ્લાહ સર્વદર્શી છે.) આ તે કિતાબ છે જેની આયતો રદોબદલ નથી થઈ શકતી અને જેમનું વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે; (આ આયતો) હિકમતવાળા સર્વજ્ઞ તરફથી આવેલી છે.

૩. (જેનું શિક્ષણ છે) કે તમે એકજ અલ્લાહની ઈબાદત કરો, હું તેની તરફથી તમને ચેતવનારો અને ખુશખબર આપનારો છું;

૪. અને તમે તમારા રબ પાસેથી માફીની દુઆ માગો અને તેના તરફ નમો, તે તમારી નીમાએલી મુદ્દત સુધી તમને રીઝક અર્પણ કરશે, અને પ્રત્યેક વ્યકિતને તેના દરજજા પ્રમાણે કૃપાઓ અર્પણ કરશે, અને જો તમે વિમુખ થઈ જશો તો બેશક તમારા ઉપર ભયંકર દિવસનો અઝાબ આવી પડવાનો મને ડર છે.

૫. તમારે અલ્લાહ પાસે જ પાછું ફરવાનું છે; અને તે પ્રત્યેક વસ્તુ ઉપર કાબુ ધરાવે છે.

૬. હવે બેશક, તેઓ પોતાની છાતીઓ ફેરવી લે છે કે તેઓ પોતાને તેનાથી છુપાવી લે (પરંતુ) યાદ રાખો, તેઓ પોતાના અંગને તો વસ્ત્રોથી ઢાંકી શકે છે પરંતુ અલ્લાહ સારી પેઠે જાણે છે જે કંઈ તેઓ છુપાવી રહ્યા હોય છે અને જે તેઓ જાહેર કરે છે. ખરેખર, તે તેમના દિલોના ભેદોને સારી પેઠે જાણે છે.

૭. અને પૃથ્વીમાં વિચરતું કોઈ એવું પ્રાણી નથી જેના રીઝકનો આધાર અલ્લાહ ઉપર ન હોય, અલ્લાહ તેનું અસ્થાયી નિવાસ અને કાયમનું રહેઠાણ જાણે છે જે વિસ્તૃત કિતાબમાં (લખાઈ ગયું) છે.

૮. અને તે (અલ્લાહ) જ છે જેણે આકાશો તથા

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

الٓرٰ كِتٰبٌ اُحْكِمَتْ اٰيٰتُهٗ ثُمَّ فُصِّلَتْ مِنْ لَّدُنْ حَكِيْمٍ خَبِيْرٍ ②

اَلَّا تَعْبُدُوْٓا اِلَّا اللّٰهَ ؕ اِنَّنِيْ لَكُمْ مِّنْهُ نَذِيْرٌ وَّبَشِيْرٌ ③

وَّاَنِ اسْتَغْفِرُوْا رَبَّكُمْ ثُمَّ تُوْبُوْٓا اِلَيْهِ يُمَتِّعْكُمْ مَّتَاعًا حَسَنًا اِلٰٓى اَجَلٍ مُّسَمًّى وَّيُؤْتِ كُلَّ ذِيْ فَضْلٍ فَضْلَهٗ ؕ وَاِنْ تَوَلَّوْا فَاِنِّيْٓ اَخَافُ عَلَيْكُمْ عَذَابَ يَوْمٍ كَبِيْرٍ ④

اِلَى اللّٰهِ مَرْجِعُكُمْ ۚ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ⑤

اَلَآ اِنَّهُمْ يَثْنُوْنَ صُدُوْرَهُمْ لِيَسْتَخْفُوْا مِنْهُ ؕ اَلَا حِيْنَ يَسْتَغْشُوْنَ ثِيَابَهُمْ ۙ يَعْلَمُ مَا يُسِرُّوْنَ وَمَا يُعْلِنُوْنَ ۚ اِنَّهٗ عَلِيْمٌۢ بِذَاتِ الصُّدُوْرِ ⑥

وَمَا مِنْ دَآبَّةٍ فِي الْاَرْضِ اِلَّا عَلَى اللّٰهِ رِزْقُهَا وَيَعْلَمُ مُسْتَقَرَّهَا وَمُسْتَوْدَعَهَا ؕ كُلٌّ فِيْ كِتٰبٍ مُّبِيْنٍ ⑦

وَهُوَ الَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ فِيْ سِتَّةِ

أَيَّامٍ وَّكَانَ عَرْشُهٗ عَلَى الْمَآءِ لِيَبْلُوَكُمْ أَيُّكُمْ أَحْسَنُ عَمَلًا ۗ وَلَئِنْ قُلْتَ إِنَّكُمْ مَّبْعُوثُوْنَ مِنْۢ بَعْدِ الْمَوْتِ لَيَقُوْلَنَّ الَّذِيْنَ كَفَرُوْٓا إِنْ هٰذَآ إِلَّا سِحْرٌ مُّبِيْنٌ ﴿٨﴾

પૃથ્વીને છ નિયતકાલીન આંતરે સર્જ્યાં છે, તેનું અર્શ પાણી[૧] ઉપર હતું કે જેથી તે પારખી લે, કે તમારામાંથી કોણ પોતાના કર્મોમાં ઉત્તમ છે? અને જો તું તેમને કહે કે ખરેખર તમે મરણ પામ્યા બાદ ફરી સજીવન કરવામાં આવશો તો જે લોકો ઈમાન નહિ લાવે તે અવશ્ય કહેશે કે આ તો છેતરામણી સિવાય બીજું કંઈ નથી.

وَلَئِنْ أَخَّرْنَا عَنْهُمُ الْعَذَابَ إِلٰٓى أُمَّةٍ مَّعْدُوْدَةٍ لَّيَقُوْلُنَّ مَا يَحْبِسُهٗ ۗ أَلَا يَوْمَ يَأْتِيْهِمْ لَيْسَ مَصْرُوْفًا عَنْهُمْ وَحَاقَ بِهِمْ مَّا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ﴿٩﴾ ع

૯. અને જો અમે તેમના અઝાબને એક મુદ્દત સુધી મૂલ્તવી રાખીએ તો તેઓ કહેશે 'તેને આવવાથી કોણે અટકાવી રાખ્યો છે?' હવે ખરેખર જે દિવસે તે તેમના ઉપર આવી પડશે તો ટાળી શકાશે નહિ અને જેનું તેઓ હાસ્ય ઉડાવી રહ્યા હતા તે તેમને ઘેરી વળશે. (રુકૂઅ - ૧)

وَلَئِنْ أَذَقْنَا الْإِنْسَانَ مِنَّا رَحْمَةً ثُمَّ نَزَعْنٰهَا مِنْهُ ۚ إِنَّهٗ لَيَئُوْسٌ كَفُوْرٌ ﴿١٠﴾

૧૦. અને જો અમે તેને અમારી રહેમતની મીઠાશ ચખાડયા પછી તેને પાછી ખૂંચવી લઈએ તો તે નિરાશ અને નાશુક્રો બની જાય છે.

وَلَئِنْ أَذَقْنٰهُ نَعْمَآءَ بَعْدَ ضَرَّآءَ مَسَّتْهُ لَيَقُوْلَنَّ ذَهَبَ السَّيِّاٰتُ عَنِّيْ ۗ إِنَّهٗ لَفَرِحٌ فَخُوْرٌ ﴿١١﴾

૧૧. અને જો તેના ઉપર આવી પડેલી આફત પછી તેને કોઈ ને'મતોની મઝા ચખાડીએ, તો તે કહે છે 'મારી તમામ મુસીબતો ટળી ગઈ છે.' નિ:સંદેહ તે સહજમાં ફુલાઈ જઈ ગર્વિષ્ટ બની જાય છે.

إِلَّا الَّذِيْنَ صَبَرُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ ۗ أُولٰٓئِكَ لَهُمْ مَّغْفِرَةٌ وَّأَجْرٌ كَبِيْرٌ ﴿١٢﴾

૧૨. સિવાય તે લોકો જે સબ્રથી નેકીઓ કરે છે. આ તે લોકો છે જે ક્ષમા અને ભવ્ય બદલો મેળવનારા છે.

فَلَعَلَّكَ تَارِكٌۢ بَعْضَ مَا يُوْحٰٓى إِلَيْكَ وَضَآئِقٌۢ بِهٖ صَدْرُكَ أَنْ يَّقُوْلُوْا لَوْلَآ أُنْزِلَ عَلَيْهِ كَنْزٌ أَوْ جَآءَ مَعَهٗ مَلَكٌ ۗ إِنَّمَآ أَنْتَ نَذِيْرٌ ۗ وَاللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ وَّكِيْلٌ ﴿١٣﴾

૧૩. શકય છે કે તારી તરફ જે વહી કરવામાં આવી છે તેમાંથી તું કંઈ ચૂકી જાએ તેનાથી અથવા તેમના એમ કહેવાથી તારું મન દુભાય કે આ વ્યકિત ઉપર કોઈ ખઝાનો[૨] કેમ નથી ઊતારવામાં આવ્યો, અથવા તેની સાથે ફરિશ્તો કેમ નથી આવ્યો? તું તો માત્ર ચેતવનારો છે, અને અલ્લાહ સર્વ વસ્તુઓનો નિગેહબાન છે.

---

૧. કુરાઆને પાકની દ્રષ્ટિએ તમામ જીવોની ઉત્પત્તિ પાણી વડે થવા પામી છે, તેવી જ રીતે પાણી વગર તે જીવોનું જીવવું પણ શકય નથી (જુઓ કુરઆન- ૨૧/૩૧, ૨૫/૫૫, ૭૭/૨૧ અને ૮૬/૭). અલ્લાહની વહીને પણ પાણીની ઉપમા આપવામાં આવી છે જેના ઉપર ઈન્સાનની રૂહાની ઝિંદગીનો આધાર છે.

૨. મુશરીકો સચ્ચાઈના પુરાવા તરીકે ખજાના તથા ફરિશ્તાઓને આસમાનમાં ઊતરતા જોવાની માગણીઓ કરતા હતા.

૧૪. શું તેઓ કહે છે કે 'તેણે પોતેજ કિતાબ (કુરઆન) ઉપજાવી કાઢી છે? તેમને કહી દે 'તો તમે તેવી માત્ર દસ સૂરાહો બનાવી લાવો, અને અલ્લાહ સિવાય જેને[3] ચાહો (મદદ માટે) બોલાવો, જો તમે સાચા છો તો.'

اَمْ يَقُوْلُوْنَ افْتَرٰىهُ ۗ قُلْ فَاْتُوْا بِعَشْرِ سُوَرٍ مِّثْلِهٖ مُفْتَرَيٰتٍ وَّادْعُوْا مَنِ اسْتَطَعْتُمْ مِّنْ دُوْنِ اللّٰهِ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ⑭

૧૫. અને જો તેઓ આ પડકારને ઝીલી નથી શકતા તો જાણીલો કે આ (હિદાયત) તે અલ્લાહના (અસીમ) ઈલ્મના આધારે ઊતારવામાં આવી છે જેના સિવાય કોઈ અન્ય મા'બૂદ નથી. તો પછી શું તમે તેના તાબેદાર બનશો?

فَاِلَّمْ يَسْتَجِيْبُوْا لَكُمْ فَاعْلَمُوْٓا اَنَّمَآ اُنْزِلَ بِعِلْمِ اللّٰهِ وَاَنْ لَّآ اِلٰهَ اِلَّا هُوَ ۚ فَهَلْ اَنْتُمْ مُّسْلِمُوْنَ ⑮

૧૬. જે લોકો આ દુનિયાના જીવન અને તેની શોભાના અભિલાષી છે. અમે તેમની કરણીનો (આ જીવનમાંજ) પૂરેપૂરો બદલો આપશું, અને તેમાં તેમને રજ માત્ર પણ અન્યાય નહિ થાય.

مَنْ كَانَ يُرِيْدُ الْحَيٰوةَ الدُّنْيَا وَزِيْنَتَهَا نُوَفِّ اِلَيْهِمْ اَعْمَالَهُمْ فِيْهَا وَهُمْ فِيْهَا لَا يُبْخَسُوْنَ ⑯

૧૭. આ તે લોકો છે, જેમના માટે આખેરતમાં કંઈપણ નથી સિવાય આગ, અને આ (જીવનમાં) જે તેમણે સંઘર્યું છે તે (સઘળું) નષ્ટ થઈ જશે અને, તેમની કરણીઓ (અંતમાં) વ્યર્થ જશે.

اُولٰٓئِكَ الَّذِيْنَ لَيْسَ لَهُمْ فِي الْاٰخِرَةِ اِلَّا النَّارُ ۖ وَحَبِطَ مَا صَنَعُوْا فِيْهَا وَبٰطِلٌ مَّا كَانُوْا يَعْمَلُوْنَ ⑰

૧૮. તો શું જે વ્યકિત પોતાના રબ તરફથી એક રોશન દલીલ[4] ઉપર કાયમ હોય, અને તે વ્યકિત (જેની સચ્ચાઈનો પુરાવો આપવા માટે) અલ્લાહ તરફથી તેના પછી એક સાક્ષી[5] આવવાનો હોય, અને તે (વ્યકિત) કે જેની પહેલાં મૂસાની કિતાબ પણ આવી

اَفَمَنْ كَانَ عَلٰى بَيِّنَةٍ مِّنْ رَّبِّهٖ وَيَتْلُوْهُ شَاهِدٌ مِّنْهُ وَمِنْ قَبْلِهٖ كِتٰبُ مُوْسٰٓى اِمَامًا وَّرَحْمَةً ۗ اُولٰٓئِكَ يُؤْمِنُوْنَ بِهٖ ۗ وَمَنْ يَّكْفُرْ بِهٖ مِنَ الْاَحْزَابِ فَالنَّارُ

---

૩. 'જેને મા'બૂદ માન્યા હોય તેને પોતાની મદદ માટે બોલાવો.'

૪. આંહઝરત સ.અ.સ.ના આગમનની ખબર ઈસાઈના દરેક ફિરકાની બાઈબલમાં આપવામાં આવી હતી. (૧) ડયુટ્રોનોમી ૧૮/૧૮ તથા ૩૩/૨, (૨) ઈસાઈઆ ૨૧/૧૩ થી ૧૭, (૩) સોલોમોનના ગીતો ૧/૫ તથા ૬, (૪) હબાકુક ૩/૩ તથા ૫, (૫) મેથ્યુ ૨૧/૪૨ તથા ૪૫ અને (૬) જોન ૧૨ તથા ૧૫માં આ આગાહીઓનો ખુલાસો કરવામાં આવ્યો છે.

૫.અ. આયતમાં આંહઝરત સ.અ.સ.ની સાક્ષી આગનારા ભવિષ્યમાં આવનાર એક શાહિદનો ઉલ્લેખ છે જે આપ(સ)ની સચ્ચાઈની સાક્ષી આપશે, જે આપ(સ)ની ઉમ્મતમાંથી જાહેર થનારા મસિહ વ મહેદી તરફ ઈશારો છે. સાધારણ રીતે દરેક મોમિન કલમા શહદતમાં અશહદો અલલાઈલાહ ઈલલ્લાહ વ અશહદો અન્ના મુહમ્મદર- રસૂલિલ્લાહ' કહે છે, પરંતુ આ સાક્ષીઓ (શાહિદો) તો લાખો કરોડો છે જ્યારે અહીં તો માત્ર એકજ શાહિદનો ઉલ્લેખ છે! ઘણા મુફસ્સીરોએ કુરઆને મજીદને આ સાક્ષીનો દરજ્જો આપ્યો છે, પરંતુ હકીકતમાં કુરઆને મજીદનું કલામ તો ત્યારે મોજૂદ હતું જ્યારે આ ફરમાન ઊતર્યું હતું, અને વર્તમાન કાળમાં આજે પણ મોજૂદ છે માટે તેને ભવિષ્યમાં આવનારા સાક્ષી ન કહી શકાય, અને આ આયતમાં તો ચોક્કખું ભવિષ્યમાં આવનારા એક સાક્ષીનું વર્ણન છે, જે નિ:શંક આપ(સ)ની ઉમ્મતમાં પેદા થનારો મસિહ વ મેહદી છે. (મજલિસ ઈરફાન)

مَوْعِدُهُ ۚ فَلَا تَكُ فِي مِرْيَةٍ مِّنْهُ ۚ إِنَّهُ الْحَقُّ مِن رَّبِّكَ وَلَٰكِنَّ أَكْثَرَ النَّاسِ لَا يُؤْمِنُونَ ﴿١٨﴾

ચૂકી હતી, (અને) તે (વ્યકિત) કે જે હિદાયત આપનાર અને એક રહેમત હોય (શું તે પાખંડી થઈ શકે છે)? જે લોકો એવું માને છે અને વિરોધીઓમાંથી જે કોઈ ઈમાન નથી લાવતા, તેમનું વાયદા પ્રમાણેનું ઠેકાણું આગ છે. માટે તેમના વિશે તું શંકામાં ન પડી જઈશ. નિ:સંદેહ, આ તારા પરવરદિગાર તરફથી આવેલું સત્ય છે; પરંતુ લોકોમાંના ઘણા ખરા ઈમાન નથી લાવતા.

وَمَنْ أَظْلَمُ مِمَّنِ افْتَرَىٰ عَلَى اللَّهِ كَذِبًا ۚ أُولَٰئِكَ يُعْرَضُونَ عَلَىٰ رَبِّهِمْ وَيَقُولُ الْأَشْهَادُ هَٰؤُلَاءِ الَّذِينَ كَذَبُوا عَلَىٰ رَبِّهِمْ ۚ أَلَا لَعْنَةُ اللَّهِ عَلَى الظَّالِمِينَ ﴿١٩﴾

૧૯. અને તેનાથી વધુ ઝાલિમ કોણ છે જે અલ્લાહ વિશે અસત્ય ઘડી કાઢે? આવાને તેના રબ સમક્ષ ઊભા કરવામાં આવશે ત્યારે સાક્ષીઓ કહેશે 'આ તેઓજ છે જે પોતાના પાલનહાર વિશે જૂઠું બોલ્યા હતા.' બેશક તે ઝાલિમો ઉપર અલ્લાહની લા'નત છે;

الَّذِينَ يَصُدُّونَ عَن سَبِيلِ اللَّهِ وَيَبْغُونَهَا عِوَجًا وَهُم بِالْآخِرَةِ هُمْ كَافِرُونَ ﴿٢٠﴾

૨૦. જે બીજાને અલ્લાહની રાહથી રોકે છે અને તેમાં ખામીઓ શોધતા રહે છે. બેશક આ લોકો જ આખેરતનો ઈન્કાર કરનારા છે.

أُولَٰئِكَ لَمْ يَكُونُوا مُعْجِزِينَ فِي الْأَرْضِ وَمَا كَانَ لَهُم مِّن دُونِ اللَّهِ مِنْ أَوْلِيَاءَ ۘ يُضَاعَفُ لَهُمُ الْعَذَابُ ۚ مَا كَانُوا يَسْتَطِيعُونَ السَّمْعَ وَمَا كَانُوا يُبْصِرُونَ ﴿٢١﴾

૨૧. આવા લોકો ધરતીમાં (અલ્લાહના હેતુઓને) નિષ્ફળ નથી કરી શકતા, અને ન તો અલ્લાહના મુકાબલામાં તેમનો કોઈ મદદગાર બની શકે છે. તેમને બમણી સઝા આપવામાં આવશે. (કારણ કે) તેઓ કંઈ પણ સાંભળતા નથી, ન કંઈ જોઈ શકે છે.

أُولَٰئِكَ الَّذِينَ خَسِرُوا أَنفُسَهُمْ وَضَلَّ عَنْهُم مَّا كَانُوا يَفْتَرُونَ ﴿٢٢﴾

૨૨. આ તે લોકો છે જેમણે પોતાના જીવને નુકસાન કર્યું છે અને જે તેમણે ઘડી કાઢયું છે તે તેમનાથી જતું રહેશે.

لَا جَرَمَ أَنَّهُمْ فِي الْآخِرَةِ هُمُ الْأَخْسَرُونَ ﴿٢٣﴾

૨૩. બેશક, આ તે જ લોકો છે જે આખેરતમાં ભારે નુકસાન ઉઠાવશે.

إِنَّ الَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ وَأَخْبَتُوا إِلَىٰ رَبِّهِمْ أُولَٰئِكَ أَصْحَابُ الْجَنَّةِ ۖ هُمْ فِيهَا خَالِدُونَ ﴿٢٤﴾

૨૪. હકીકતમાં જે લોકો ઈમાન લાવ્યા અને ભલાઈના[૬] કામો કર્યા અને પોતાના રબ સામે નમ્રતાથી નમી પડયા તે જ જન્નતમાં રહેનારા છે અને સદાય તેમાંજ રહેશે.

---

૬. ઈન્સાનને આ અમૂલ્ય જીવન મળ્યું છે જે દરમિયાન પોતાના કૃત્યોની કાળજી રાખવી ઈન્સાન માટે બેહદ જરૂરી છે. આ તકનો લાભ લઈ અને સમયનો સદુપયોગ કરી ફરજો પ્રત્યે જાગૃત રહી અલ્લાહની ને'મતો તથા રહેમતોના હક્કદાર બનવા માટે ઈન્સાને પ્રયત્નશીલ રહેવું જોઈએ.

مَثَلُ الْفَرِيقَيْنِ كَالْأَعْمٰى وَالْأَصَمِّ وَالْبَصِيْرِ وَالسَّمِيْعِ ۚ هَلْ يَسْتَوِيٰنِ مَثَلًا ۚ أَفَلَا تَذَكَّرُوْنَ ﴿٢٥﴾

૨૫. આ બન્ને વર્ગોનો દાખલો એવો છે કે જેમાંનો એક આંધળો અને બહેરો હોય અને બીજો વર્ગ દેખતો અને સાંભળતો હોય. શું આ બન્ને વર્ગો એક સરખા થઈ શકે છે? છતાં તમે કંઈ પણ સમજશો નહિ? (રુકૂઅ - ૨)

وَلَقَدْ أَرْسَلْنَا نُوْحًا إِلٰى قَوْمِهٖٓ إِنِّيْ لَكُمْ نَذِيْرٌ مُّبِيْنٌ ﴿٢٦﴾

૨૬. અને અમે નૂહને તેની કોમ તરફ મોકલાવ્યો હતો. (તેણે કહ્યું) 'ખરેખર હું તો માત્ર તમને ચેતવનારો જ છું,

أَنْ لَّا تَعْبُدُوْٓا إِلَّا اللّٰهَ ۖ إِنِّيْٓ أَخَافُ عَلَيْكُمْ عَذَابَ يَوْمٍ أَلِيْمٍ ﴿٢٧﴾

૨૭. 'કે તમે એક અલ્લાહ સિવાય કોઈની ઈબાદત ન કરો. ખરેખર એક ભયંકર દિવસે તમારા ઉપર આવનારા અઝાબનો મને ડર છે.'

فَقَالَ الْمَلَأُ الَّذِيْنَ كَفَرُوْا مِنْ قَوْمِهٖ مَا نَرٰىكَ إِلَّا بَشَرًا مِّثْلَنَا وَمَا نَرٰىكَ اتَّبَعَكَ إِلَّا الَّذِيْنَ هُمْ أَرَاذِلُنَا بَادِيَ الرَّأْيِ ۚ وَمَا نَرٰى لَكُمْ عَلَيْنَا مِنْ فَضْلٍۭ بَلْ نَظُنُّكُمْ كٰذِبِيْنَ ﴿٢٨﴾

૨૮. તેની કોમમાંથી જે આગેવાનોએ તેમને માનવાનો ઈન્કાર કર્યો હતો તેમણે કહ્યું, 'અમને તો તું અમારા જેવાજ એક ઈન્સાનથી વધુ કંઈ નથી જણાતો અને અમે જોઈ રહ્યા છીએ કે અમારામાંના નીચ લોકો સિવાય કોઈએ પણ તારું અનુસરણ નથી કર્યું, જે તેમની હાલત ઉપર પ્રગટ થાય છે. અને અમારા ઉપર તું કોઈ શ્રેષ્ઠતા ધરાવતો હોય એવું અમને નથી જણાતું; નહિ, અમે તને જૂઠો સમજીએ છીએ.'

قَالَ يٰقَوْمِ أَرَءَيْتُمْ إِنْ كُنْتُ عَلٰى بَيِّنَةٍ مِّنْ رَّبِّيْ وَاٰتٰىنِيْ رَحْمَةً مِّنْ عِنْدِهٖ فَعُمِّيَتْ عَلَيْكُمْ ۖ أَنُلْزِمُكُمُوْهَا وَأَنْتُمْ لَهَا كٰرِهُوْنَ ﴿٢٩﴾

૨૯. નૂહે કહ્યું 'હે મારી કોમ, તમે મને બતાવો કે જો હું મારા પરવરદિગાર તરફથી સ્પષ્ટ દલીલોના આધાર ઉપર હોઉં, અને જો તેણે મને પોતાની રહેમત બક્ષી હોય જે તમને ન દેખાતી હોય તો શું જે તમને પસંદ ન હોય તે અમે તમને બળજબરીથી[૭] મનાવી શકીએ છીએ?

وَيٰقَوْمِ لَآ أَسْـَٔلُكُمْ عَلَيْهِ مَالًا ۖ إِنْ أَجْرِيَ إِلَّا عَلَى اللّٰهِ وَمَآ أَنَا۠ بِطَارِدِ الَّذِيْنَ اٰمَنُوْا ۚ إِنَّهُمْ مُّلٰقُوْا رَبِّهِمْ وَلٰكِنِّيْٓ أَرٰىكُمْ قَوْمًا تَجْهَلُوْنَ ﴿٣٠﴾

૩૦. 'અને હે મારી કોમ, હું તેના બદલામાં તમારી પાસેથી ધન નથી માગતો. મારો બદલો અલ્લાહ સિવાય કોઈની પાસે નથી. અને ઈમાન લાવનારાઓને હું કદીપણ દૂર નહિ ભગાડું. બેશક, તેમના પરવરદિગાર સાથે તેમની મુલાકાત થવાની છે. પરંતુ તમારું વલણ મને બેહદ નાદાનીભર્યું લાગે છે.

---

૭. મઝહબની બાબતમાં બળજબરીનું વલણ કોઈપણ નબીએ ઉપયોગમાં લીધું હોવાનું દ્રષ્ટાંત કોઈ કિતાબમાં કે ઈતિહાસમાં જોવામાં નથી આવતું ઉલટું તેમના ઉપર પ્રજા તરફથી હમેશાં ઝુલ્મ થતો રહ્યો છે.

૩૧. 'હે મારી કોમ, જો હું તેમને તરછોડું તો અલ્લાહની હુઝૂરમાં મને કોણ મદદ કરશે? શું તમે તો પણ ધ્યાન નહિ આપો?

وَيٰقَوْمِ مَنْ يَّنْصُرُنِيْ مِنَ اللّٰهِ اِنْ طَرَدْتُّهُمْ ؕ اَفَلَا تَذَكَّرُوْنَ ﴿٣١﴾

૩૨. અને હું તમને નથી કહેતો કે મારી પાસે અલ્લાહના ખઝાના છે, ન તો હું ગએબ (અદ્રષ્ય)નું જ્ઞાન રાખું છું, અને ન તો હું ફરિશ્તો હોવાનો દાવો કરું છું. અને હું તે પણ નથી કહી શકતો કે જે લોકોને તમે નફરતની નજરથી જુઓ છો તેમને અલ્લાહ કોઈ ને'મત નહિ આપે! તેમના મનની સ્થિતિ અલ્લાહ જ જાણે છે, (જો હું એવું કહું તો) ખરેજ હું અન્યાયી ગણાઈશ.'

وَلَاۤ اَقُوْلُ لَكُمْ عِنْدِيْ خَزَآئِنُ اللّٰهِ وَلَاۤ اَعْلَمُ الْغَيْبَ وَلَاۤ اَقُوْلُ اِنِّيْ مَلَكٌ وَّلَاۤ اَقُوْلُ لِلَّذِيْنَ تَزْدَرِيْۤ اَعْيُنُكُمْ لَنْ يُّؤْتِيَهُمُ اللّٰهُ خَيْرًا ؕ اَللّٰهُ اَعْلَمُ بِمَا فِيْۤ اَنْفُسِهِمْ ۚۖ اِنِّيْۤ اِذًا لَّمِنَ الظّٰلِمِيْنَ ﴿٣٢﴾

૩૩. તેમણે કહ્યું 'હે નૂહ, ખચીત તેં અમારી સાથે મતભેદ કર્યો છે અને લાંબા સમયથી કરતો રહ્યો છો; હવે તું જેની ધમકી આપે છે તે લઈ આવ, જો તું સાચો છે તો!' (૮)

قَالُوْا يٰنُوْحُ قَدْ جٰدَلْتَنَا فَاَكْثَرْتَ جِدَالَنَا فَاْتِنَا بِمَا تَعِدُنَاۤ اِنْ كُنْتَ مِنَ الصّٰدِقِيْنَ ﴿٣٣﴾

૩૪. તેણે કહ્યું 'માત્ર અલ્લાહ જ તમારા ઉપર તે લાવશે જો તે ચાહશે તો. અને તમે તેને નાકામ નહિ બનાવી શકો.'

قَالَ اِنَّمَا يَاْتِيْكُمْ بِهِ اللّٰهُ اِنْ شَآءَ وَمَاۤ اَنْتُمْ بِمُعْجِزِيْنَ ﴿٣٤﴾

૩૫. અને હું તમને નસિહત આપવા ચાહું તો પણ જો અલ્લાહ તમને હલાક કરવા ચાહતો હશે તો મારી નસિહત તમને લાભકર્તા નહિ નીવડે, તે તમારો પાલનહાર છે અને તેની જ તરફ તમને પાછા ફેરવવામાં આવશે.'

وَلَا يَنْفَعُكُمْ نُصْحِيْۤ اِنْ اَرَدْتُّ اَنْ اَنْصَحَ لَكُمْ اِنْ كَانَ اللّٰهُ يُرِيْدُ اَنْ يُّغْوِيَكُمْ ؕ هُوَ رَبُّكُمْ ۫ وَاِلَيْهِ تُرْجَعُوْنَ ﴿٣٥﴾

૩૬. શું તેઓ એમ કહે છે કે તેણે પોતે જ ઘડી કાઢ્યું છે? તેમને કહી દે 'જો મેં આ ઘડી કાઢ્યું હોય તો તેનું પાપ મારા ઉપર છે, અને તમારા ગુનાહોથી હું વિમુખ થાઉં છું.' (રુકૂઅ-૩)

اَمْ يَقُوْلُوْنَ افْتَرٰىهُ ؕ قُلْ اِنِ افْتَرَيْتُهٗ فَعَلَيَّ اِجْرَامِيْ وَاَنَا بَرِيْٓءٌ مِّمَّا تُجْرِمُوْنَ ﴿٣٦﴾

૩૭. અને નૂહ ઉપર વહી કરવામાં આવી 'જે લોકો ઈમાન લાવી ચૂકયા છે તે સિવાય તારી કોમમાંથી બીજા કોઈ ઈમાન લાવશે નહિ; માટે તેઓ જે કરે છે તેના ઉપર તું અફસોસ ન કર.

وَاُوْحِيَ اِلٰى نُوْحٍ اَنَّهٗ لَنْ يُّؤْمِنَ مِنْ قَوْمِكَ اِلَّا مَنْ قَدْ اٰمَنَ فَلَا تَبْتَئِسْ بِمَا كَانُوْا يَفْعَلُوْنَ ﴿٣٧﴾

૩૮. 'અને તું અમારી સૂચના તળે અમારી વહી પ્રમાણે એક નૌકા તૈયાર કર અને તે ઝાલિમો વિશે મને કંઈપણ ન કહેજે. તેઓ ખરેખર ડૂબી મરવાના છે.'

وَاصْنَعِ الْفُلْكَ بِاَعْيُنِنَا وَوَحْيِنَا وَلَا تُخَاطِبْنِيْ فِي الَّذِيْنَ ظَلَمُوْا ۚ اِنَّهُمْ مُّغْرَقُوْنَ ﴿٣٨﴾

---

૮. અલ્લાહના આદેશ વગર મો'જઝાની ચેતવણી નબીઓ કદાપિ નથી આપતા, તેમજ હઠાગ્રહથી સ્વયં પોતાની પાયમાલી નોતરનારાઓને અલ્લાહ નથી રોકતો.

وَيَصْنَعُ الْفُلْكَ ۖ وَكُلَّمَا مَرَّ عَلَيْهِ مَلَأٌ مِّنْ قَوْمِهِ سَخِرُوا مِنْهُ ۚ قَالَ إِن تَسْخَرُوا مِنَّا فَإِنَّا نَسْخَرُ مِنكُمْ كَمَا تَسْخَرُونَ ﴿٣٩﴾

૩૯. અને તે નૌકા બનાવતો હતો ત્યારે તેની કોમના આગેવાનોમાંથી કોઈ તેની પાસેથી પસાર થતા તો તેની મશ્કરી કરતા. જેથી તેણે તે લોકોને કહ્યું 'આજે જેમ તમે અમારા ઉપર હસો છો, તેમજ (સમય આવતાં) અમે પણ તમારું હાસ્ય ઉડાવશું.'

فَسَوْفَ تَعْلَمُونَ مَن يَأْتِيهِ عَذَابٌ يُخْزِيهِ وَيَحِلُّ عَلَيْهِ عَذَابٌ مُّقِيمٌ ﴿٤٠﴾

૪૦. 'પછી તમને સમજમાં બરાબર આવી જશે કે કોના ઉપર અપમાનજનક અઝાબ પડશે અને કોના ઉપર કદીપણ ન ટળનારો અઝાબ પડશે.'

حَتَّىٰ إِذَا جَاءَ أَمْرُنَا وَفَارَ التَّنُّورُ قُلْنَا احْمِلْ فِيهَا مِن كُلٍّ زَوْجَيْنِ اثْنَيْنِ وَأَهْلَكَ إِلَّا مَن سَبَقَ عَلَيْهِ الْقَوْلُ وَمَنْ آمَنَ ۚ وَمَا آمَنَ مَعَهُ إِلَّا قَلِيلٌ ﴿٤١﴾

૪૧. ત્યાં સુધી કે (અઝાબ માટે) અમારો હુકમ આવી ગયો અને જળપ્રલય[૯] ફાટી નીકળ્યા. અમે (નૂહને) કહી દીધું હતું કે તું દરેક જાતના પ્રાણીનું[૧૦] એક એક જોડું તથા તારા પરિવારને લઈ (નૌકામાં) ચડી જા. સિવાય કે જેમના સર્વનાશ વિશે અમારી ચેતવણી પહેલે અપાઈ ચૂકી છે. અને જે તારા ઉપર ઈમાન લાવ્યા છે તેમને પણ સાથે સવાર કરી લે. જો કે તેના ઉપર ઈમાન લાવનારા થોડાક જ હતા.

وَقَالَ ارْكَبُوا فِيهَا بِسْمِ اللَّهِ مَجْرَاهَا وَمُرْسَاهَا ۚ إِنَّ رَبِّي لَغَفُورٌ رَّحِيمٌ ﴿٤٢﴾

૪૨. અને તેણે કહ્યું 'તમે સવાર થઈ જાઓ, તે (નૌકા)નું ચાલવું અને તેનું અટકવું અલ્લાહના હાથમાં છે. બેશક મારો પરવરદિગાર બેહદ ક્ષમાવંત છે, દયાળુ છે.

وَهِيَ تَجْرِي بِهِمْ فِي مَوْجٍ كَالْجِبَالِ وَنَادَىٰ نُوحٌ ابْنَهُ وَكَانَ فِي مَعْزِلٍ يَا بُنَيَّ ارْكَب مَّعَنَا وَلَا تَكُن مَّعَ الْكَافِرِينَ ﴿٤٣﴾

૪૩. અને તે (નૌકા) પહાડો જેવા મોજાંઓ કાપતી ચાલી. અને નૂહે પોતાના વિખુટા પડી ગએલા પુત્રને પુકાર્યો 'હે મારા પુત્ર! આવ અમારી સાથે સવાર થઈ જા અને કાફરોનો સાથી ન થા.'

قَالَ سَآوِي إِلَىٰ جَبَلٍ يَعْصِمُنِي مِنَ الْمَاءِ ۚ قَالَ لَا عَاصِمَ الْيَوْمَ مِنْ أَمْرِ اللَّهِ إِلَّا مَن رَّحِمَ ۚ وَحَالَ بَيْنَهُمَا الْمَوْجُ فَكَانَ مِنَ الْمُغْرَقِينَ ﴿٤٤﴾

૪૪. તેણે જવાબ આપ્યો 'હું હમણાંજ કોઈ પર્વત ઉપર ચડી જઈશ જે મને પાણી (માં ડૂબવા)થી બચાવી લેશે, તેણે કહ્યું 'આજના દિવસે અલ્લાહના નિર્ણય (ના અઝાબ)થી કોઈ બચાવનાર નથી સિવાય કે જેના ઉપર અલ્લાહ પોતે રહેમ કરે.' પછી એક પ્રચંડ મોજું બન્ને વચ્ચે અથડાયું, જેથી તે ડૂબનારાઓ સાથે ડૂબી ગયો.

---

૯. 'જળપ્રલય'— વાદળોની વર્ષા ઉપરાંત જમીનમાંથી પણ રેલાઓ, તથા નદીઓ ફૂટી નીકળી, ચારેકોરથી પાણીમાં પ્રચંડ મોજાંઓનું તોફાન ઉમટી પડયું હતું

૧૦. માનવજાતિને કામમાં આવે તેવાજ પ્રાણીઓ વહાણમાં ચઢાવવાનો હુકમ આપવામાં આવ્યો હતો.

وَقِيْلَ يٰٓاَرْضُ ابْلَعِيْ مَآءَكِ وَيٰسَمَآءُ اَقْلِعِيْ وَغِيْضَ الْمَآءُ وَقُضِيَ الْاَمْرُ وَاسْتَوَتْ عَلَى الْجُوْدِيِّ وَقِيْلَ بُعْدًا لِّلْقَوْمِ الظّٰلِمِيْنَ ﴿٤٤﴾

૪૫. પછી ધરતીને આજ્ઞા મળી 'હે ધરતી તું તમામ પાણી ચૂસી લે, હે આકાશ તું થંભી જા.' પછી પાણી ઓસરવા માંડયું અને કામ તમામ થઈ ગયું. અને નૌકા અલ-જૂદી[૧૧] (પર્વત)ના શિખર ઉપર અટકી ગઈ. અને ફરમાન થયું 'ઝાલિમોનો સર્વનાશ થાઓ.'

وَنَادٰى نُوْحٌ رَّبَّهٗ فَقَالَ رَبِّ اِنَّ ابْنِيْ مِنْ اَهْلِيْ وَاِنَّ وَعْدَكَ الْحَقُّ وَاَنْتَ اَحْكَمُ الْحٰكِمِيْنَ ﴿٤٥﴾

૪૬. અને નૂહે પોતાના પરવરદિગારને પુકાર્યો 'હે મારા રબ, મારો પુત્ર મારા પરિવારમાંજ ગણાય છે, બેશક તારો વાયદો સાચો છે, અને તું શ્રેષ્ઠત્તમ ન્યાય કરનાર છે.

قَالَ يٰنُوْحُ اِنَّهٗ لَيْسَ مِنْ اَهْلِكَ اِنَّهٗ عَمَلٌ غَيْرُ صَالِحٍ فَلَا تَسْـَٔلْنِ مَا لَيْسَ لَكَ بِهٖ عِلْمٌ اِنِّيْٓ اَعِظُكَ اَنْ تَكُوْنَ مِنَ الْجٰهِلِيْنَ ﴿٤٦﴾

૪૭. અલ્લાહે ફરમાવ્યું 'હે નૂહ, તે તારા પરિવારમાંથી હરગિઝ[૧૨] નથી. તે ખરેખર બદકાર હતો. માટે જે વસ્તુનું તને ઈલ્મ નથી તેના સંબંધમાં તું મને સવાલ ન કર. હું તને નસિહત કરું છું કે તું નાદાનોમાંનો ન બન.'

قَالَ رَبِّ اِنِّيْٓ اَعُوْذُ بِكَ اَنْ اَسْـَٔلَكَ مَا لَيْسَ لِيْ بِهٖ عِلْمٌ وَاِلَّا تَغْفِرْ لِيْ وَتَرْحَمْنِيْٓ اَكُنْ مِّنَ الْخٰسِرِيْنَ ﴿٤٧﴾

૪૮. તેણે કહ્યું 'હે મારા રબ, હું વિનંતી કરું છું કે જેનું મને ઈલ્મ નથી તેના વિશે સવાલ કરવાથી તું મને દૂર રાખ, અને જો તું મારી ભૂલને માફ કરીને મારા ઉપર રહેમ નહિ કરે તો હું બરબાદ થઈ જઈશ.'

قِيْلَ يٰنُوْحُ اهْبِطْ بِسَلٰمٍ مِّنَّا وَبَرَكٰتٍ عَلَيْكَ وَعَلٰٓى اُمَمٍ مِّمَّنْ مَّعَكَ وَاُمَمٌ سَنُمَتِّعُهُمْ ثُمَّ يَمَسُّهُمْ مِّنَّا عَذَابٌ اَلِيْمٌ ﴿٤٨﴾

૪૯. ફરમાન થયું 'હે નૂહ, તું અને જે લોકો તારી સાથે છે તમે બધા સલામતી તથા અમારી બરકતો સાથે (આ ભૂમિમાં) ઊતરી જાઓ. બેશક, તમારામાંથી કેટલીક કોમો એવી થશે જેમને અમે ટૂંકા સમય માટે સુખ સાહેબી આપશું. અંતમાં અમારા તરફથી તેમના ઉપર દર્દનાક અઝાબ આવી પડશે.

---

૧૧. 'અલ જૂદી' નામના પર્વતોની એક લાંબી હાર તીગરીસના પૂર્વમાં મુસલના પ્રદેશમાં છે જે પ્રદેશની ત્રણ હદો મેસોપોટેમિઆ, અરમીનીયા અને અસીરીઆની હદોને અડે છે. આ સ્થળે આજે કુર્દોની આબાદી છે. બેબીલોનીઆના ઈતિહાસમાં પણ 'અલ જૂદી' પર્વત અરમીનીયામાં હોવાનું વર્ણન છે. બાઈબલ પણ હઝરત નૂહ (અ)ના વંશજો બેબીલોનીયામાં વસ્તા હોવાનું જણાવે છે. (જોન ૧૧/૭)

૧૨. 'અલેસા મીન અહલેક' અર્થાત 'તે તારી અહલથી નથી.' કુરઆને મજીદના સિદ્ધાંત પ્રમાણે 'ગએર સ્વાલેહ' અર્થાત બદકાર ગણાતો નેક ખાનદાનનો 'અહલ' અર્થાત વંશજ નથી ગણાતો, તેથી જ અલ્લાહે હઝરત નૂહ (અ)ને ઉપરોકત વચન કહ્યા હતા કે 'તે તારા વંશમાંથી નથી.' 'અહલ' તે જ ગણાય છે જે ખાનદાનની પરહેઝગારી તથા સદગુણોની પરંપરાને જાળવી રાખે છે. સારાંશે, અલ્લાહે હઝરત નૂહ (અ)ની કુખથી જન્મ લેનારા પુત્રને તેના 'પુત્ર પદ' અથવા પરિવારથી ખારજ કરી દીધો હતો.

تِلْكَ مِنْ اَنْۢبَآءِ الْغَيْبِ نُوْحِيْهَآ اِلَيْكَ ۚ مَا كُنْتَ تَعْلَمُهَآ اَنْتَ وَلَا قَوْمُكَ مِنْ قَبْلِ هٰذَا ۛ فَاصْبِرْ ۛ اِنَّ الْعَاقِبَةَ لِلْمُتَّقِيْنَ ۝٤٩

૫૦. (હે રસૂલ) આ ગએબની[૧૩] ખબરો છે જે અમે વહી દ્વારા તારા ઉપર ઊતારીએ છીએ જેનું પહેલાં તને જ્ઞાન નહોતું, ન તને ન તારી કોમને. માટે સબ્ર કર, અને પરહેઝગારોનો અંજામ સારો છે. (રુકૂઅ - ૪)

وَاِلٰى عَادٍ اَخَاهُمْ هُوْدًا ۗ قَالَ يٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ ۗ اِنْ اَنْتُمْ اِلَّا مُفْتَرُوْنَ ۝٥٠

૫૧. અમે આદની કોમ તરફ તેમના બંધુ હૂદ[૧૪] ને મોકલાવ્યો હતો. તેણે કહ્યું 'હે મારી કોમ, તમે અલ્લાહની જ ઈબાદત કરો તેના સિવાય તમારો કોઈ મા'બૂદ નથી, જો કે તમે ખોટી વાતો ઘડતા રહો છો.

يٰقَوْمِ لَآ اَسْـَٔلُكُمْ عَلَيْهِ اَجْرًا ۗ اِنْ اَجْرِيَ اِلَّا عَلَى الَّذِيْ فَطَرَنِيْ ۗ اَفَلَا تَعْقِلُوْنَ ۝٥١

૫૨. 'હે મારી કોમના લોકો હું તમારી પાસેથી કોઈ બદલો નથી માગતો. મારો બદલો તેની પાસે છે જેણે મને પેદા કર્યો છે, છતાં તમે સમજદારીથી કામ નહિ લો?

وَيٰقَوْمِ اسْتَغْفِرُوْا رَبَّكُمْ ثُمَّ تُوْبُوْٓا اِلَيْهِ يُرْسِلِ السَّمَآءَ عَلَيْكُمْ مِّدْرَارًا وَّيَزِدْكُمْ قُوَّةً اِلٰى قُوَّتِكُمْ وَلَا تَتَوَلَّوْا مُجْرِمِيْنَ ۝٥٢

૫૩. અને હે મારી કોમના લોકો, તમારા રબ પાસેથી ક્ષમા માગો. તેના પ્રતિ નમો, તે તમારા ઉપર વાદળાઓ દ્વારા પુષ્કળ પાણી[૧૫] વરસાવશે. તે તમારી શકિતમાં પણ વધારો કરશે. માટે તેનાથી મુખ ફેરવીને ગુનાહગાર ન બનો.

---

૧૩. ભૂતકાળમાં થઈ ગયેલા રસૂલોના ઉદાહરણો આપી અભ્યાસીને વાર્તાઓનો પૂરવઠો આપવાનો કુરઆનનો ઉદ્દેશ હરગિઝ નથી; પરંતુ તે ઘટનાઓમાં સમાયેલા મુદ્દાઓથી આંહઝરત (સ.અ.સ.)ના જીવનમાં બનનારી તેવીજ ઘટનાઓ વિશે ચેતવણી આપવામાં આવે છે. જ્યારે તે આગાહીઓ પૂરી થવા પામે છે, તે બન્ને બનાવોની તુલના કરવામાં આવે છે. તેમજ ભવિષ્યમાં જો તેવી જ પરિસ્થિતિ ઊભી થાય તો તેનું નિરાકરણ કરવા માટે વિતેલી ઘટનાથી બોધ લેવાની શિખામણ આપવામાં આવી છે.

૧૪. પશ્ચિમના ઈતિહાસકારો 'આદ'ની કોમના અસ્તિત્વને માન્ય નથી રાખ્યું, કે તે નામની કોઈ કોમ કોઈ સમયે થઈ ગઈ હોય. હકીકતમાં ઘણા નાના નાના કબીલાઓની બનેલી આ એક મોટી કોમ હતી. ગ્રીક ઈતિહાસકારોના કથન પ્રમાણે પૂર્વ યમનમાં 'અદરામીતાઈ' નામના ઈસાઈ કબીલાનું એક રાજ્ય હતું. જેનું વર્ણન કુરઆન મજીદમાં 'આદ ઈરામ' તરીકે કરવામાં આવ્યું છે. આ રાજ્ય ૫૦૦ વર્ષ સુધી રહ્યું હતું. તેમની ભાષા 'અરમાઈક' હતી જે હિબ્રૂ ભાષા સાથે સંકળાયેલી છે.

હઝરત નૂહ (અ) પછી દેશભરમાં 'આદ'નું રાજ્ય ફેલાઈ ગયું હતું. તેમણે ભવ્ય ધાર્મિક સ્મારકો બાંધ્યા હતા, (૨૬/૧૨૯), જે સ્મારકોના ખંડેરો અરબસ્તાનમાં હજી સુધી ઘણી જગ્યાએ ઊભા છે. (૪૬/૨૬).

'અરકાફ' નામના એક સ્થળે આ કોમની વસાહત હતી (૪૬/૨૨) જે ઈલાકાની ભૂમિ બહુજ ફળદ્રુપ હતી. પરંતુ આ કોમ ઉપર રેતીનું પ્રચંડ તોફાન આવ્યું હતું જેના પરિણામે તે વસ્તીનું નામનિશાન પણ બાકી ન રહ્યું (અલ-હક્કા આ.૭ તથા ૮).

૧૫. કુવા તથા નહેરોના પાણીના અભાવે 'આદ'ની કોમને ખેતી તથા અન્ય ઉપજનો આધાર વરસાદ ઉપર હતો.

قَالُوْا يٰهُوْدُ مَا جِئْتَنَا بِبَيِّنَةٍ وَّمَا نَحْنُ بِتَارِكِيْٓ اٰلِهَتِنَا عَنْ قَوْلِكَ وَمَا نَحْنُ لَكَ بِمُؤْمِنِيْنَ ﴿٥٣﴾

૫૪. તેમણે કહ્યું 'હે હૂદ, તું અમારી સામે કોઈ સ્પષ્ટ દલીલ નથી લાવ્યો અને અમે (માત્ર) તારા કહેવાથીજ અમારા મા'બૂદોનો ત્યાગ નહિ કરીએ, ન તો અમે તારા ઉપર ઈમાન લાવશું.

اِنْ نَّقُوْلُ اِلَّا اعْتَرٰىكَ بَعْضُ اٰلِهَتِنَا بِسُوْٓءٍ ؕ قَالَ اِنِّيْٓ اُشْهِدُ اللّٰهَ وَاشْهَدُوْٓا اَنِّيْ بَرِيْٓءٌ مِّمَّا تُشْرِكُوْنَ ﴿٥٤﴾

૫૫. 'અમે તો એમ જ કહેશું કે તું અમારા મા'બૂદોમાંથી કોઈ એકની ઝપટમાં આવી ગયો છે.' તેણે જવાબ આપ્યો 'ખરેજ હું અલ્લાહને સાક્ષી રાખું છું. તમે પણ સાક્ષી રહેજો કે હું તમારા ઠરાવેલા (અલ્લાહના) શરીકોથી વિમુખ છું.

مِنْ دُوْنِهٖ فَكِيْدُوْنِيْ جَمِيْعًا ثُمَّ لَا تُنْظِرُوْنِ ﴿٥٥﴾

૫૬. 'અલ્લાહ સિવાય. તમે સૌ મારી વિરુદ્ધ જે પણ ચાલબાજીઓ કરવા ધારો, કરી લો અને મને મુદ્દલ મોહલત ન આપશો.

اِنِّيْ تَوَكَّلْتُ عَلَى اللّٰهِ رَبِّيْ وَرَبِّكُمْ ؕ مَا مِنْ دَآبَّةٍ اِلَّا هُوَ اٰخِذٌۢ بِنَاصِيَتِهَا ؕ اِنَّ رَبِّيْ عَلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿٥٦﴾

૫૭. 'ખચીત હું અલ્લાહમાંજ વિશ્વાસ રાખું છું, જે મારો રબ છે. અને તમારો પણ રબ છે. પૃથ્વી પર કોઈ એવું હરતુંફરતું સર્જન નથી જેને તેણે ચોટીએથી ન પકડી રાખ્યો હોય. ખરેખર મારો રબ સીધા માર્ગનો (રખેવાળો) છે.

فَاِنْ تَوَلَّوْا فَقَدْ اَبْلَغْتُكُمْ مَّآ اُرْسِلْتُ بِهٖٓ اِلَيْكُمْ ؕ وَيَسْتَخْلِفُ رَبِّيْ قَوْمًا غَيْرَكُمْ ۚ وَلَا تَضُرُّوْنَهٗ شَيْـًٔا ؕ اِنَّ رَبِّيْ عَلٰى كُلِّ شَيْءٍ حَفِيْظٌ ﴿٥٧﴾

૫૮. 'મને જે સંદેશો આપી તમારા તરફ મોકલાવવામાં આવ્યો હતો, તે મેં તમને પહોંચાડી દીધો છે. તેમ છતાં તમે જો મોઢું ફેરવી ચાલ્યા જશો તો મારો પાલનહાર તમારી જગ્યાએ બીજી કોમને લાવશે અને તમે તેનું કંઈપણ નહિ બગાડી શકો. નિ:સંદેહ મારો પરવરદિગાર પ્રત્યેક વસ્તુની સંભાળ રાખે છે.'

وَلَمَّا جَآءَ اَمْرُنَا نَجَّيْنَا هُوْدًا وَّالَّذِيْنَ اٰمَنُوْا مَعَهٗ بِرَحْمَةٍ مِّنَّا ۚ وَنَجَّيْنٰهُمْ مِّنْ عَذَابٍ غَلِيْظٍ ﴿٥٨﴾

૫૯. અને જ્યારે (અઝાબ માટે) અમારો નિર્ણય આવ્યો અમે હૂદને અને જે તેના ઉપર ઈમાન લાવ્યા હતા તેમને અમારી રહેમત સાથે બચાવી લીધા.બેશક તેમને અમે એક ભયંકર યાતનાથી બચાવી લીધા.

وَتِلْكَ عَادٌ ۟ۙ جَحَدُوْا بِاٰيٰتِ رَبِّهِمْ وَعَصَوْا رُسُلَهٗ وَاتَّبَعُوْٓا اَمْرَ كُلِّ جَبَّارٍ عَنِيْدٍ ﴿٥٩﴾

૬૦. અને આ હતા આદ (ની કોમના લોકો) તેમણે પોતાના પરવરદિગારની નિશાનીઓનો અસ્વીકાર કર્યો હતો. અલ્લાહના રસૂલોની નાફરમાની કરી અને સચ્ચાઈના દરેક ઘમંડી દુશ્મનનું અનુકરણ કરતા રહ્યા.

وَاُتْبِعُوْا فِيْ هٰذِهِ الدُّنْيَا لَعْنَةً وَّيَوْمَ الْقِيٰمَةِ ؕ اَلَآ اِنَّ عَادًا كَفَرُوْا رَبَّهُمْ ؕ اَلَا بُعْدًا لِّعَادٍ قَوْمِ هُوْدٍ ﴿٦٠﴾ ع

૬૧. અને દુનિયામાં લા'નતને તેમની પાછળ કરી દેવામાં આવી, અને કયામતના દિવસે પણ. યાદ રાખો, આદ (ની કોમ) પોતાના પરવરદિગાર પ્રત્યે નાશુક્રીથી વર્તયા. યાદ રાખો, હૂદ અને આદની કોમો ઉપર લા'નત છે. (રૂકૂઅ-૫)

وَإِلَىٰ ثَمُودَ أَخَاهُمْ صَٰلِحًا ۚ قَالَ يَٰقَوْمِ ٱعْبُدُوا۟ ٱللَّهَ مَا لَكُم مِّنْ إِلَٰهٍ غَيْرُهُۥ ۖ هُوَ أَنشَأَكُم مِّنَ ٱلْأَرْضِ وَٱسْتَعْمَرَكُمْ فِيهَا فَٱسْتَغْفِرُوهُ ثُمَّ تُوبُوٓا۟ إِلَيْهِ ۚ إِنَّ رَبِّى قَرِيبٌ مُّجِيبٌ ٦٢

૬૨. અને સમૂદ[૧૬] તરફ તેમના ભાઈ સાલેહે જઈને કહ્યું 'હે મારી કોમ, અલ્લાહની ઈબાદત કરો. તેના સિવાય તમારો અન્ય કોઈ મા'બૂદ નથી. તેણે તમને જમીનમાંથી પેદા કર્યા અને તેમાંજ વસાવ્યા. માટે તેની માફી માગો અને તેને જ સમર્પણ કરો, ખરેખર મારો પરવરદિગાર (બહુજ) નજીક છે અને (દુઆ) કબૂલ કરનારો છે.

قَالُوا۟ يَٰصَٰلِحُ قَدْ كُنتَ فِينَا مَرْجُوًّا قَبْلَ هَٰذَآ ۖ أَتَنْهَىٰنَآ أَن نَّعْبُدَ مَا يَعْبُدُ ءَابَآؤُنَا وَإِنَّنَا لَفِى شَكٍّ مِّمَّا تَدْعُونَآ إِلَيْهِ مُرِيبٍ ٦٣

૬૩. તેમણે કહ્યું 'હે સાલેહ, અમારામાંથી તું એકજ એવો હતો જેનાથી અમને ઘણી આશા હતી, અને હવે તું'જ અમને તેની પૂજા કરવાથી રોકે છે જેની પૂજા અમારા પૂર્વજો કરતા આવ્યા છે? બેશક, જેના તરફ તું અમને બોલાવી રહ્યો છે તેના વિશે અમને ઘણી શંકાઓ છે.

قَالَ يَٰقَوْمِ أَرَءَيْتُمْ إِن كُنتُ عَلَىٰ بَيِّنَةٍ مِّن رَّبِّى وَءَاتَىٰنِى مِنْهُ رَحْمَةً فَمَن يَنصُرُنِى مِنَ ٱللَّهِ إِنْ عَصَيْتُهُۥ ۖ فَمَا تَزِيدُونَنِى غَيْرَ تَخْسِيرٍ ٦٤

૬૪. તેણે કહ્યું 'હે મારી કોમ, ધારો કે હું મારા પરવરદિગારની સ્પષ્ટ દલીલોના આધાર ઉપર હોઉં, વિશેષમાં તેણે મને પોતાની રહેમતોમાં લીધો હોય, (અને) જો હું તેની નાફરમાની કરું તો તેના મુકાબલામાં મારી સહાયતા કોણ કરી શકશે? આ રીતે તો તમે મારી બરબાદીમાં વધારો કરી દેશો.

وَيَٰقَوْمِ هَٰذِهِۦ نَاقَةُ ٱللَّهِ لَكُمْ ءَايَةً فَذَرُوهَا تَأْكُلْ فِىٓ أَرْضِ ٱللَّهِ ۖ وَلَا تَمَسُّوهَا بِسُوٓءٍ فَيَأْخُذَكُمْ عَذَابٌ قَرِيبٌ ٦٥

૬૫. 'અને હે મારી કોમના લોકો, આ અલ્લાહની ઊંટડી તમારા માટે એક નિશાની છે; માટે તેને છૂટથી અલ્લાહની ધરતી ઉપર ફરવા ચરવા દો. તેને કોઈ દુ:ખ ન પહોંચાડશો, નહિતર તમે અઝાબમાં ઘેરાઈ જશો.'

فَعَقَرُوهَا فَقَالَ تَمَتَّعُوا۟ فِى دَارِكُمْ ثَلَٰثَةَ أَيَّامٍ

૬૬. પરંતુ તેમણે તેને ઘૂંટણીએથી કાપી[૧૭] (મારી) નાખી, તો તેણે કહ્યું 'ત્રણ દિવસ[૧૮] માટે

૧૬. આદ અને સમૂદનો સંબંધ અરબ કોમ સાથે છે. હઝરત નૂહ (અ) પણ અરબ હતા અને મેસોપોટેમિયામાં પરવરીશ પામ્યા હતા. સમૂદ બસરા તથા અદનની વચમાં આબાદ હતા. આદ અને સમૂદ બન્ને કોમોમાં ઘણી બાબતમાં સામ્ય હતું. બન્ને કોમો ખેતીવાડીથી જીવનનિર્વાહ કરતી. અરબસ્તાન ઉપર ઈ.સ.પૂર્વ ૭૨૨-૭૦૫માં અસીરીયન રાજાએ આક્રમણ કર્યું હતું ત્યારે પરાજ્ય પામેલાં કબીલાઓમાં સમૂદની કોમનું નામ જોવામાં આવે છે. રોમન સમ્રાટ જસ્ટીને અરબ ઉપર ચડાઈ કરી હતી ત્યારે તેનાં લશ્કરમાં ૩૦૦ સમૂદ સિપાહીઓ હતા, પરંતુ ઈસ્લામના ઉદય પહેલાંજ આ કોમનું નામોનિશાન મટી ગયું હતું.

૧૭. હઝરત સાલેહ (અ) ઊંટડી ઉપર સવાર થઈ દૂર સુધી હિદાયત તથા નસિહત કરવા જતા હતા જેથી આ ઊંટડીની એક ખાસ કદર હતી, તેમને તેની સાથે ખાસ લાગણી હતી. તેને ઈજા પહોંચાડી મારી નાખવા પાછળ હઝરત સાલેહ (અ)ના તબ્લીગના કામમાં અડચણો ઊભી કરવાનો કાફરોનો હેતુ હતો.

ذٰلِكَ وَعْدٌ غَيْرُ مَكْذُوْبٍ ﴿٦٦﴾

તમે પોતાના ઘરોમાં આનંદ કરી લો, આ (અઝાબનો) વાયદો ખોટો નહિ પડે.'

فَلَمَّا جَآءَ اَمْرُنَا نَجَّيْنَا صٰلِحًا وَّالَّذِيْنَ اٰمَنُوْا مَعَهٗ بِرَحْمَةٍ مِّنَّا وَمِنْ خِزْيِ يَوْمِئِذٍ ؕ اِنَّ رَبَّكَ هُوَ الْقَوِيُّ الْعَزِيْزُ ﴿٦٧﴾

૬૭. પરિણામે અમારા નિર્ણયનો સમય આવ્યો ત્યારે સાલેહ તથા જે તેની ઉપર ઈમાન લાવ્યા હતા તેમને અમારી રહેમતથી અમે બચાવી લીધા અને (કયામતના) દિવસની નામોશીથી પણ. બેશક તારો પરવરદિગાર બેહદ શકિતશાળી છે, સામર્થ્યવાળો છે.

وَاَخَذَ الَّذِيْنَ ظَلَمُوا الصَّيْحَةُ فَاَصْبَحُوْا فِيْ دِيَارِهِمْ جٰثِمِيْنَ ﴿٦٨﴾

૬૮. અને અઝાબે ઝાલિમોને પકડી લીધા અને તેઓ પોતાના ઘરોમાં ઊંધા પડેલાં રહી ગયા.

كَاَنْ لَّمْ يَغْنَوْا فِيْهَا ؕ اَلَآ اِنَّ ثَمُوْدَا۠ كَفَرُوْا رَبَّهُمْ ؕ اَلَا بُعْدًا لِّثَمُوْدَ ﴿٦٩﴾ ع

૬૯. જાણે તેમનું ત્યાં અસ્તિત્વ હતું જ નહિ. યાદ રાખો, સમૂદની કોમે પોતાના રબનો, ઈન્કાર કર્યો હતો. યાદ રાખો, સમૂદના કબીલા ઉપર લા'નત પડી હતી. (રુકૂઅ - ૬)

وَلَقَدْ جَآءَتْ رُسُلُنَآ اِبْرٰهِيْمَ بِالْبُشْرٰى قَالُوْا سَلٰمًا ؕ قَالَ سَلٰمٌ فَمَا لَبِثَ اَنْ جَآءَ بِعِجْلٍ حَنِيْذٍ ﴿٧٠﴾

૭૦. નિ:સંદેહ અમારા ફરિશ્તાઓ ઈબ્રાહીમ પાસે ખુશખબર લઈને આવ્યા. તેમણે કહ્યું: 'તારા ઉપર સલામતી હોજો,' ઈબ્રાહીમે જવાબ વાળ્યો 'સલામતી હોજો (તમારા ઉપર પણ)' પછી તેણે તેમની સામે તળેલું વાછરડું હાજર કર્યું.

فَلَمَّا رَاٰۤ اَيْدِيَهُمْ لَا تَصِلُ اِلَيْهِ نَكِرَهُمْ وَاَوْجَسَ مِنْهُمْ خِيْفَةً ؕ قَالُوْا لَا تَخَفْ اِنَّآ اُرْسِلْنَآ اِلٰى قَوْمِ لُوْطٍ ﴿٧١﴾

૭૧. પરંતુ જ્યારે તેણે જોયું કે તેમના હાથ ખાવા તરફ નથી લંબાતા અને તેમની સાથે ઓળખાણ ન હોવાથી તેને તેમનાથી ડર લાગ્યો. તેમણે (ફરિશ્તાઓએ) કહ્યું, 'ગભરાશો નહિ, અમે લૂતની[૧૯] કોમ તરફ મોકલાવામાં આવ્યા છીએ.'

وَامْرَاَتُهٗ قَآئِمَةٌ فَضَحِكَتْ فَبَشَّرْنٰهَا بِاِسْحٰقَ ۙ وَمِنْ وَّرَآءِ اِسْحٰقَ يَعْقُوْبَ ﴿٧٢﴾

૭૨. અને તેની પત્ની પણ ત્યાં મોજૂદ હતી. જે બહુજ ગભરાઈ ગઈ હતી ત્યારે અમે તેણીના સંતોષ માટે ઈસ્હાક અને ઈસ્હાક પછી યા'કુબના જન્મની ખુશખબર આપી.

قَالَتْ يٰوَيْلَتٰۤى ءَاَلِدُ وَاَنَا عَجُوْزٌ وَّهٰذَا بَعْلِيْ شَيْخًا ؕ اِنَّ هٰذَا لَشَيْءٌ عَجِيْبٌ ﴿٧٣﴾

૭૩. તેણીએ કહ્યું: 'હાય, શું હવે હું બાળકને જન્મ આપીશ. જ્યારે હું ઘરડી થઈ ચૂકી છું, અને મારો પતિ પણ વૃદ્ધાવસ્થામાં છે? ખરેખર આ તો નવાઈની વાત છે!'

---

વાસ્તવમાં અકીદતના સંબંધમાં ઊંડીનું કંઈપણ મહત્વ ન હતું.

૧૮. તેમના ગુનાહોના પ્રાયશ્ચિત માટે તેમને ત્રણ દિવસની મુદત મળી હતી, જેનો લાભ પણ તે પાપીઓએ ન ઉઠાવ્યો.

૧૯. હઝરત લૂત (અ) હઝરત ઈબ્રાહીમ (અ)ના ભત્રીજા હતા. પહેલાં તે ઈરાકમાં નિવાસ કરતા હતા. પછી તેમણે ફલસ્તિન તરફ હિજરત કરી હતી. હઝરત ઈબ્રાહીમ (અ) તથા હઝરત લૂત (અ)નો

قَالُوْٓا اَتَعْجَبِيْنَ مِنْ اَمْرِ اللّٰهِ رَحْمَتُ اللّٰهِ وَبَرَكٰتُهٗ عَلَيْكُمْ اَهْلَ الْبَيْتِ ۭ اِنَّهٗ حَمِيْدٌ مَّجِيْدٌ ﴿٧٣﴾

૭૪. તેમણે કહ્યું: 'શું તું અલ્લાહના નિર્ણય ઉપર આશ્ચર્ય પામે છે? હે ઈબ્રાહીમના પરિવાર, અલ્લાહની રહેમતો તથા કૃપાઓ તમારા ઉપર છે, બેશક અલ્લાહ સર્વ તા'રીફના લાયક છે, બૂલંદ શાનવાળો છે.'

فَلَمَّا ذَهَبَ عَنْ اِبْرٰهِيْمَ الرَّوْعُ وَجَاۗءَتْهُ الْبُشْرٰي يُجَادِلُنَا فِيْ قَوْمِ لُوْطٍ ﴿٧٤﴾

૭૫. અને જ્યારે ઈબ્રાહીમની ચિંતા દૂર થઈ અને તેને શુભ સમાચાર પણ મળી ગયા તો લૂતની કોમ માટે તે અમારી સાથે તકરાર કરવા લાગ્યો.

اِنَّ اِبْرٰهِيْمَ لَحَلِيْمٌ اَوَّاهٌ مُّنِيْبٌ ﴿٧٥﴾

૭૬. બેશક, ઈબ્રાહીમ સહનશીલ, નમ્રભાવી અને (અમારો) તાબેદાર (બંદો) હતો.

يٰٓاِبْرٰهِيْمُ اَعْرِضْ عَنْ هٰذَا ۚ اِنَّهٗ قَدْ جَاۗءَ اَمْرُ رَبِّكَ ۚ وَاِنَّهُمْ اٰتِيْهِمْ عَذَابٌ غَيْرُ مَرْدُوْدٍ ﴿٧٦﴾

૭૭. 'હે ઈબ્રાહીમ, તું (વિવાદથી) અટકી જા, બેશક, તારા પરવરદિગારનો નિર્ણય થઈ ચૂકયો છે, બેશક તેમના ઉપર અઝાબ આવવાનો છે જે (કદાપિ) ટળી નથી શકતો.'

وَلَمَّا جَاۗءَتْ رُسُلُنَا لُوْطًا سِيْۗءَ بِهِمْ وَضَاقَ بِهِمْ ذَرْعًا وَّقَالَ هٰذَا يَوْمٌ عَصِيْبٌ ﴿٧٧﴾

૭૮. અને જ્યારે અમારા ફરિશ્તાઓ લૂત પાસે આવ્યા ત્યારે તેને તેમના વિશે ચિંતા થવા લાગી. અને તેમનું રક્ષણ ન કરી શકવાનો ખ્યાલ આવતાં તેણે (સ્વગત) કહ્યું 'આજે તો મુસીબતનો દિવસ છે.'[૨૦]

وَجَاۗءَهٗ قَوْمُهٗ يُهْرَعُوْنَ اِلَيْهِ ۭ وَمِنْ قَبْلُ كَانُوْا يَعْمَلُوْنَ السَّيِّاٰتِ ۭ قَالَ يٰقَوْمِ هٰٓؤُلَاۗءِ بَنَاتِيْ هُنَّ اَطْهَرُ لَكُمْ فَاتَّقُوا اللّٰهَ وَلَا تُخْزُوْنِ فِيْ ضَيْفِيْ ۭ اَلَيْسَ مِنْكُمْ رَجُلٌ رَّشِيْدٌ ﴿٧٨﴾

૭૯. અને તેની કોમના લોકો ઉશ્કેરાટમાં તેની તરફ દોડી આવ્યા જે પહેલેથી બદીઓ કરતા હતા. તેણે કહ્યું ., 'હે મારી કોમ, આ મારી દીકરીઓ[૨૧] છે, તેઓ તમારા માટે પાકીઝા છે. માટે અલ્લાહથી ડરો, અને મારા મહેમાનો સામે મારી ફજેતી ન કરો. શું તમારામાં કોઈ એક પણ સદબુદ્ધિ નથી ધરાવતો?'

قَالُوْا لَقَدْ عَلِمْتَ مَا لَنَا فِيْ بَنٰتِكَ مِنْ حَقٍّ ۚ وَاِنَّكَ لَتَعْلَمُ مَا نُرِيْدُ ﴿٧٩﴾

૮૦. તેમણે જવાબ આપ્યો 'તું સારી પેઠે જાણે છે કે અમને તારી દીકરીઓ સાથે કંઈ લેવા દેવા નથી અને અમે જે ચાહીએ છીએ તે પણ તું જાણે છે.'

---

ભેટો કનાનમાં થયો હતો. આ બન્ને નબીઓ એકજ સમયમાં દેશના જુદા જુદા ભાગોમાં જુદી જુદી કોમો તરફ આવ્યા હતા.

૨૦. હઝરત લૂત(અ) પોતાની કોમની બદકારીઓની પ્રવૃત્તિઓથી સારી પેઠે પરિચિત હતા અને તેમની કોમ તરફથી જો મહેમાનો સાથે કોઈ અસભ્ય કે અપમાનજનક વર્તણુક કરવામાં આવે તો તેમનું રક્ષણ ન કરી શકવાની ચિંતામાં પડી ગયા હતા.

૨૧. હઝરત લૂત(અ)એ પોતાની કોમને બદકારી કરવા પહેલાં ગંભીરતાથી વિચાર કરવા માટે પોતાના પરિવારની હાજરી તરફ ધ્યાન દોર્યું હતું કે તેમની અસભ્ય અથવા નિર્લજજાતાભર્યા કામની ઘરમાંની મા દીકરીઓ ઉપર કેવી અસર પડી શકે છે.

قَالَ لَوْ اَنَّ لِيْ بِكُمْ قُوَّةً اَوْ اٰوِيْۤ اِلٰى رُكْنٍ شَدِيْدٍ ﴿٨١﴾

૮૧. લૂતે કહ્યું: 'કાશ! મારામાં તમારી સામે (થવાની) શકિત હોત, અથવા હું (તમારી વિરુદ્ધ) કોઈ બળવાન સહારો[૨૨] મેળવી શકું!

قَالُوْا يٰلُوْطُ اِنَّا رُسُلُ رَبِّكَ لَنْ يَّصِلُوْۤا اِلَيْكَ فَاَسْرِ بِاَهْلِكَ بِقِطْعٍ مِّنَ الَّيْلِ وَلَا يَلْتَفِتْ مِنْكُمْ اَحَدٌ اِلَّا امْرَاَتَكَ ۗ اِنَّهٗ مُصِيْبُهَا مَاۤ اَصَابَهُمْ ۗ اِنَّ مَوْعِدَهُمُ الصُّبْحُ ۗ اَلَيْسَ الصُّبْحُ بِقَرِيْبٍ ﴿٨٢﴾

૮૨. ત્યારે તેના મહેમાનોએ કહ્યું 'હે લૂત, અમે તારા રબના ફરિશ્તા છીએ. આ લોકો તારા સુધી કદીપણ નહિ પહોંચી શકે. માટે તું તારા પરિવારને લઈ રાતના પાછલા સમયમાં અહીંથી નીકળી જા. અને તમારામાંથી કોઈપણ પાછળ ન રહે સિવાય કે તારી પત્ની. બેશક તેનું પરિણામ બાકી રહેનારા જેવું જ આવશે. તેમના વિનાશનો સમય સવારના નક્કી છે. સવાર પડવાને વાર જ કેટલી છે!'

فَلَمَّا جَآءَ اَمْرُنَا جَعَلْنَا عَالِيَهَا سَافِلَهَا وَاَمْطَرْنَا عَلَيْهَا حِجَارَةً مِّنْ سِجِّيْلٍ ۙ مَّنْضُوْدٍ ﴿٨٣﴾

૮૩. તો જ્યારે અમારો હુકમ આવ્યો, અમે તે વસ્તીને ઉથલાવી પાડી અને તેમના ઉપર ગારાના થરોના થર[૨૩] (સતત) વરસાવ્યાં,

مُّسَوَّمَةً عِنْدَ رَبِّكَ ۗ وَمَا هِيَ مِنَ الظّٰلِمِيْنَ بِبَعِيْدٍ ﴿٨٤﴾

૮૪. (જેમના ઉપર) તારા પરવરદિગારનો નિર્ણય અંકિત હતો. અને એવોજ (અઝાબ આ) ઝાલિમોથી[૨૪] બહુ દૂર નથી.

وَاِلٰى مَدْيَنَ اَخَاهُمْ شُعَيْبًا ۗ قَالَ يٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ ۗ وَلَا تَنْقُصُوا الْمِكْيَالَ وَالْمِيْزَانَ اِنِّيْۤ اَرٰىكُمْ بِخَيْرٍ وَّاِنِّيْۤ اَخَافُ عَلَيْكُمْ عَذَابَ يَوْمٍ مُّحِيْطٍ ﴿٨٥﴾

૮૫. અને મદયન[૨૫] (ના લોકો) તરફ તેમના ભાઈ શોએબને (અમે) મોકલાવ્યો. તેણે કહ્યું હે મારી કોમ (ના લોકો), અલ્લાહની ઈબાદત કરો તેના સિવાય તમારો કોઈ મા'બૂદ નથી. અને તમે માપમાં ઓછું ન આપો ન તોલમાં ઓછું આપો. હું તમને સમૃદ્ધિની હાલતમાં જોઉં છું, પરંતુ તમારા ઉપર વિનાશકારક દિવસનો અઝાબ આવવાનો મને ડર લાગે છે.

وَيٰقَوْمِ اَوْفُوا الْمِكْيَالَ وَالْمِيْزَانَ بِالْقِسْطِ وَلَا تَبْخَسُوا النَّاسَ اَشْيَآءَهُمْ وَلَا تَعْثَوْا فِي الْاَرْضِ مُفْسِدِيْنَ ﴿٨٦﴾

૮૬. 'હે મારી કોમ, માપમાં અને તોલમાં પૂરેપૂરું આપો અને લોકોને છેતરી તેમનો હક્ક દબાવી ધરતીમાં ફિસાદ ન ફેલાવો.

---

૨૨. 'મારા મહેમાનોનું તમારા ઝુલમથી રક્ષણ કરી શકત.'

૨૩. હઝરત લૂત (અ)ની કોમનો ધરતીકંપના પરિણામે દર્દનાક અંત આવ્યો. કહેવાય છે કે તે પ્રચંડ ભૂમિપ્રલયમાં જમીન ફાટી, જેમાંથી પાણીના ધોધ ફૂટી નીકળ્યા અને પહાડો જેટલા મોટા ગારાના ઢેફાં હવામાં ઉડયાં, અને થર ઉપર થર નીચે પડી બાઝી ગયાં, જેથી જીવજંતુ માત્ર ઉપર સર્વનાશ ફરી વળ્યો.

૨૪. આ ચેતવણી આંહઝરત સ.અ.સ.ના દુશ્મનોને આપવામાં આવી હતી કે અઝાબ તેમનાથી દૂર નથી.

૨૫. 'મદયન'— હઝરત ઈબ્રાહીમ (અ) ત્રીજી પત્ની કીતૂરાહના પુત્રના વંશજો 'મદયન' કહેવાયા અને અકબાના અખાતમાં મદયન નામનું શહેર તેમણે વસાવ્યું હતું. હઝરત મૂસા (અ) પણ મિસરથી હિજરત કરી અહીંજ વસી ગયા હતા.

૮૭. 'અલ્લાહ તરફથી જે કંઈ તમારી પાસે બાકી રહે તેજ તમારા માટે બેહતર છે, જો તમે ખરા મોમિન છો તો. હું તમારો નિગેહબાન નથી.'

بَقِيَّتُ اللّٰهِ خَيْرٌ لَّكُمْ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ۚ وَمَآ اَنَا عَلَيْكُمْ بِحَفِيْظٍ ﴿٨٧﴾

૮૮. તેમણે કહ્યું 'હે શોએબ, શું તારી ઈબાદત એવો આદેશ આપે છે, કે જેને અમારા પૂર્વજો પૂજતા રહ્યા છે તેને અમે તજી દઈએ, અથવા અમારી મિલકત વિશે અમે જેમ ધારીએ તેમ ન કરી શકીએ? શું તું'જ એક સમજદાર અને નેક (બાકી રહી ગયો) છે?

قَالُوْا يٰشُعَيْبُ اَصَلٰوتُكَ تَاْمُرُكَ اَنْ نَّتْرُكَ مَا يَعْبُدُ اٰبَآؤُنَآ اَوْ اَنْ نَّفْعَلَ فِيْٓ اَمْوَالِنَا مَا نَشٰٓؤُا ۭ اِنَّكَ لَاَنْتَ الْحَلِيْمُ الرَّشِيْدُ ﴿٨٨﴾

૮૯. તેણે કહ્યું 'હે મારી કોમ, મને કહો કે જો (મારા દાવાનો) આધાર મારા રબ તરફથી આવેલી સ્પષ્ટ નિશાનીઓ ઉપર હોય, અને તેણે મને પુષ્કળ ને'મતો[૨૬] આપી હોય તો (તમે અલ્લાહને શું જવાબ આપશો?) હું નથી ચાહતો કે જે કામોથી હું તમને રોકું છું, તેવા કામો હું પોતે કરતો રહું. હું તો કેવળ મારી શકિત પ્રમાણે સુધારો કરવાની ઇચ્છા રાખું છું. મારી સફળતાનો આધાર અલ્લાહની સહાયતા ઉપર છે. તેનામાંજ હું યકીન રાખું છું અને તેની જ તરફ હું રજૂ થાઉં છું.

قَالَ يٰقَوْمِ اَرَءَيْتُمْ اِنْ كُنْتُ عَلٰي بَيِّنَةٍ مِّنْ رَّبِّيْ وَرَزَقَنِيْ مِنْهُ رِزْقًا حَسَنًا ۭ وَمَآ اُرِيْدُ اَنْ اُخَالِفَكُمْ اِلٰي مَآ اَنْهٰىكُمْ عَنْهُ ۭ اِنْ اُرِيْدُ اِلَّا الْاِصْلَاحَ مَا اسْتَطَعْتُ ۭ وَمَا تَوْفِيْقِيْٓ اِلَّا بِاللّٰهِ ۭ عَلَيْهِ تَوَكَّلْتُ وَاِلَيْهِ اُنِيْبُ ﴿٨٩﴾

૯૦. અને 'હે મારી કોમના લોકો, મારા પ્રત્યેની તમારી દુશ્મની તમને કયાંક એવું કરવા ઉત્તેજીત ન કરે કે જેના પરિણામે તમારા ઉપર એવી આફત આવી પડે જેવી નૂહની કોમ અથવા હૂદ અથવા સાલેહની કોમ ઉપર આવી હતી; અને લૂતની કોમ તમારાથી (બહુ) દૂર નથી.[૨૭]

وَيٰقَوْمِ لَا يَجْرِمَنَّكُمْ شِقَاقِيْٓ اَنْ يُّصِيْبَكُمْ مِّثْلُ مَآ اَصَابَ قَوْمَ نُوْحٍ اَوْ قَوْمَ هُوْدٍ اَوْ قَوْمَ صٰلِحٍ ۭ وَمَا قَوْمُ لُوْطٍ مِّنْكُمْ بِبَعِيْدٍ ﴿٩٠﴾

૯૧. અને તમારા રબ પાસેથી માફી માગતા રહો અને તેનાજ પ્રતિ (ભાવનાપૂર્વક) રજૂ થાઓ. ખરેખર, મારો રબ અત્યંત દયાળુ અને બેહદ સ્નેહાળ છે.'

وَاسْتَغْفِرُوْا رَبَّكُمْ ثُمَّ تُوْبُوْٓا اِلَيْهِ ۭ اِنَّ رَبِّيْ رَحِيْمٌ وَّدُوْدٌ ﴿٩١﴾

૯૨. તેમણે જવાબ આપ્યો: 'હે શોએબ, જે તું કહી રહ્યો છે તેમાંથી ઘણુંખરું અમે સમજી નથી શકતા. બેશક અમે તને અમારામાં સૌથી કમઝોર ધારીએ છીએ. અને જો અમને તારા કબીલાનો ખ્યાલ

قَالُوْا يٰشُعَيْبُ مَا نَفْقَهُ كَثِيْرًا مِّمَّا تَقُوْلُ وَاِنَّا لَنَرٰىكَ فِيْنَا ضَعِيْفًا ۚ وَلَوْلَا رَهْطُكَ لَرَجَمْنٰكَ ۡ وَ

---

૨૬. અલ્લાહના રસૂલો પોતાના અંગત સ્વાર્થ માટે કોઈ કામ નથી કરતા અને અલ્લાહે તેમને જે આપ્યું હોય તેનાથી તેઓ સંતુષ્ટ અને અલ્લાહના એહસાનમંદ હોય છે.

૨૭. આ આયતથી જણાય છે કે હઝરત શોએબ (અ) હઝરત સાલેહ, હઝરત હૂદ, હઝરત નૂહ (અ), હઝરત લૂત(અ) અને હઝરત ઈબ્રાહીમ(અ) પછી આવ્યા હતા. પરંતુ હઝરત મૂસા (અ)થી પહેલાં આવ્યા હતા. બાદમાં હઝરત મૂસા(અ) પણ આ'જ પ્રદેશમાં આવી વસી ગયા હતા.

مَآ اَنْتَ عَلَيْنَا بِعَزِيْزٍ ﴿٩١﴾

ન હોત તો અમે તને ક્યારનો સંગસાર કરી નાખ્યો હોય. અને તું અમારી વચ્ચે કોઈ આદરણીય સ્થાન નથી ધરાવતો.'

قَالَ يٰقَوْمِ اَرَهْطِيْٓ اَعَزُّ عَلَيْكُمْ مِّنَ اللّٰهِ ۗ وَاتَّخَذْتُمُوْهُ وَرَآءَكُمْ ظِهْرِيًّا ۗ اِنَّ رَبِّيْ بِمَا تَعْمَلُوْنَ مُحِيْطٌ ﴿٩٢﴾

૯૩. તેણે કહ્યું 'હે મારી કોમ, શું મારો કબીલો તમારી નજરમાં અલ્લાહથી વધુ બળવાન છે? અને તમે બેપરવાહીથી અલ્લાહને તમારી પીઠ પાછળ ફેંકી દીધો છે. બેશક તમે જે કરો છો તે મારા પરવરદિગારની પહોંચમાં છે.

وَيٰقَوْمِ اعْمَلُوْا عَلٰى مَكَانَتِكُمْ اِنِّيْ عَامِلٌ ۗ سَوْفَ تَعْلَمُوْنَ ۙ مَنْ يَّأْتِيْهِ عَذَابٌ يُّخْزِيْهِ وَمَنْ هُوَ كَاذِبٌ ۗ وَارْتَقِبُوْٓا اِنِّيْ مَعَكُمْ رَقِيْبٌ ﴿٩٣﴾

૯૪. 'અને હે મારી કોમ, તમે જે કરો છો તે કરતા રહો અને હું પણ મારું કામ કરતો રહીશ. સમય આવતાં તમને જણાઈ રહેશે કે કોના ઉપર અપમાનજનક અઝાબ પડવાનો છે, અને કોણ જૂઠો છે. તમે પણ રાહ જુઓ, બેશક હું પણ તમારી સાથે રાહ જોઉં છું.'

وَلَمَّا جَآءَ اَمْرُنَا نَجَّيْنَا شُعَيْبًا وَّالَّذِيْنَ اٰمَنُوْا مَعَهٗ بِرَحْمَةٍ مِّنَّا وَاَخَذَتِ الَّذِيْنَ ظَلَمُوا الصَّيْحَةُ فَاَصْبَحُوْا فِيْ دِيَارِهِمْ جٰثِمِيْنَ ۙ ﴿٩٤﴾

૯૫. અને જ્યારે અમારો હુકમ આવી પહોંચ્યો ત્યારે અમે શોએબને અને તેની સાથે જે મોમિનો હતા તેમને અમારી રહેમતો સાથે બચાવી લીધા; અને જેમણે ઝુલમ કર્યો હતો તેમને અઝાબે ઘેરી લીધા, જેથી તેઓ પોતાના ઘરોમાં ઊંધા પડેલા રહી ગયા.

كَاَنْ لَّمْ يَغْنَوْا فِيْهَا ۗ اَلَا بُعْدًا لِّمَدْيَنَ كَمَا بَعِدَتْ ثَمُوْدُ ﴿٩٥﴾

૯૬. જાણે ત્યાં પહેલાં તેઓ વસ્યાજ ન હતા. જોઈ લો, મદયનવાળાને એવી જ રીતે ઉડાડી દેવામાં આવ્યા જેવી રીતે પહેલાં સમૂદને ઉડાડી દેવામાં આવ્યા હતા. (રુકૂઅ - ૮)

وَلَقَدْ اَرْسَلْنَا مُوْسٰى بِاٰيٰتِنَا وَسُلْطٰنٍ مُّبِيْنٍ ۙ ﴿٩٦﴾

૯૭. અને નિઃસંદેહ અમે મૂસાને અમારી નિશાનીઓ તથા સ્પષ્ટ દલીલો આપી મોકલાવ્યો હતો—

اِلٰى فِرْعَوْنَ وَمَلَا۟ئِهٖ فَاتَّبَعُوْٓا اَمْرَ فِرْعَوْنَ ۚ وَمَآ اَمْرُ فِرْعَوْنَ بِرَشِيْدٍ ﴿٩٧﴾

૯૮. ફિરઔન અને તેના દરબારીઓ તરફ; પરંતુ તેમણે ફિરઔનની આજ્ઞા માની, અને ફિરઔનનો હુકમ ન્યાયયુક્ત ન હતો.

يَقْدُمُ قَوْمَهٗ يَوْمَ الْقِيٰمَةِ فَاَوْرَدَهُمُ النَّارَ ۗ وَبِئْسَ الْوِرْدُ الْمَوْرُوْدُ ﴿٩٨﴾

૯૯. કયામતના દિવસે તે પોતાના અનુયાયીઓની આગેવાની કરશે અને તેમને આગમાં દોરી જશે અને ઊતરવાનું આ પનઘટ કેટલું બૂરું છે. (૨૮)

---

૨૮. 'વરાદા' મૂળ શબ્દ 'વીર્દ'માંથી લેવાયો છે જેનો અર્થ સમય, સ્થળ અને પાણી પાવાનો વારો,' અર્થાત મુકર્રર સમયે અને મુકર્રર સ્થળે નિર્મિત વ્યક્તિનો કે પશુનો પાણી પીવાનો વારો.' આ આયતનો ભાવાર્થ એવો થાય છે કે કોમનો આગેવાન પોતાની કોમને અગ્નિકૂંડમાં અગ્નિપાન કરવા ઊતારશે. જેમ એક ભરવાડ પોતાના ઢોરોને પાણી પીવા માટે કૂવાના અથવા સરોવરના ઘાટ ઉપર ઊતારે છે.

وَأُتْبِعُوا فِي هَٰذِهِ لَعْنَةً وَيَوْمَ الْقِيَامَةِ ۚ بِئْسَ الرِّفْدُ الْمَرْفُودُ ﴿١٠٠﴾

૧૦૦. આ દુનિયામાં લા'નતને તેમની પાછળ કરી દેવામાં આવી અને કયામતના દિવસે પણ. આ ઈનામ બેહદ બૂરું છે જે તેમને આપવામાં આવશે.

ذَٰلِكَ مِنْ أَنبَاءِ الْقُرَىٰ نَقُصُّهُ عَلَيْكَ ۖ مِنْهَا قَائِمٌ وَحَصِيدٌ ﴿١٠١﴾

૧૦૧. આ (લા'નત પામેલી) કેટલીક વસ્તીઓનું વર્ણન તારી સમક્ષ અમે કરીએ છીએ, જેમાંના કેટલાંકના (ખંડરો) એમજ ઊભાં છે અને કેટલીક વસ્તીઓ જડમૂળમાંથી સાવ કપાઈ ગઈ હતી.

وَمَا ظَلَمْنَاهُمْ وَلَٰكِن ظَلَمُوا أَنفُسَهُمْ ۖ فَمَا أَغْنَتْ عَنْهُمْ آلِهَتُهُمُ الَّتِي يَدْعُونَ مِن دُونِ اللَّهِ مِن شَيْءٍ لَّمَّا جَاءَ أَمْرُ رَبِّكَ ۖ وَمَا زَادُوهُمْ غَيْرَ تَتْبِيبٍ ﴿١٠٢﴾

૧૦૨. અને અમે તેમની ઉપર ઝુલમ નથી કર્યો. પરંતુ તેમણે સ્વયં પોતાના ઉપર ઝુલમ કર્યો હતો, અને તેમના ઉપાસ્યો જેમને તેઓ અલ્લાહ સિવાય પુકારતા હતા તે તેમને કામ ન આવ્યા. જ્યારે તારા પરવરદિગારનો હુકમ આવ્યો ત્યારે તેઓ પોતાની બરબાદી સિવાય કંઈ બીજું ન વધારી શકયા.

وَكَذَٰلِكَ أَخْذُ رَبِّكَ إِذَا أَخَذَ الْقُرَىٰ وَهِيَ ظَالِمَةٌ ۚ إِنَّ أَخْذَهُ أَلِيمٌ شَدِيدٌ ﴿١٠٣﴾

૧૦૩. આવી છે તારા પરવરદિગારની ભીંસ. જ્યારે તે ઝુલમમાં પ્રવૃત્ત વસ્તીઓને પકડમાં લે છે, ત્યારે ખરેખર તેનો ભરડો દર્દનાક અને સજ્જડ હોય છે.

إِنَّ فِي ذَٰلِكَ لَآيَةً لِّمَنْ خَافَ عَذَابَ الْآخِرَةِ ۚ ذَٰلِكَ يَوْمٌ مَّجْمُوعٌ لَّهُ النَّاسُ وَذَٰلِكَ يَوْمٌ مَّشْهُودٌ ﴿١٠٤﴾

૧૦૪. આખેરતના અઝાબનો ડર રાખનારાઓ માટે તેમાં ખરેખર એક નિશાની છે. તે એ'જ દિવસ છે જ્યારે સમગ્ર માનવજાતિને એકઠી કરવામાં આવશે અને તે એ'જ દિવસ છે જેના ઈન્સાફના સૌ સાક્ષી હશે.

وَمَا نُؤَخِّرُهُ إِلَّا لِأَجَلٍ مَّعْدُودٍ ﴿١٠٥﴾

૧૦૫.અને અમે તે દિવસને એક મુદ્દત સુધી મુલતવી રાખ્યો છે.

يَوْمَ يَأْتِ لَا تَكَلَّمُ نَفْسٌ إِلَّا بِإِذْنِهِ ۚ فَمِنْهُمْ شَقِيٌّ وَسَعِيدٌ ﴿١٠٦﴾

૧૦૬. જ્યારે તે દિવસ આવી પહોંચશે ત્યારે કોઈ જીવ અલ્લાહની પરવાનગી વગર બોલી નહિ શકે, કેટલાક તેઓમાંના કમનસીબ હશે અને કેટલાક ખુશનસીબ હશે.

فَأَمَّا الَّذِينَ شَقُوا فَفِي النَّارِ لَهُمْ فِيهَا زَفِيرٌ وَشَهِيقٌ ﴿١٠٧﴾

૧૦૭. જે કમનસીબ હશે તેઓ આગમાં હોમાશે જ્યાં તેમના નસીબમાં નિશ્વાસો અને ડૂસકાંઓ જ હશે.

خَالِدِينَ فِيهَا مَا دَامَتِ السَّمَاوَاتُ وَالْأَرْضُ إِلَّا مَا شَاءَ رَبُّكَ ۚ إِنَّ رَبَّكَ فَعَّالٌ لِّمَا يُرِيدُ ﴿١٠٨﴾

૧૦૮. તેઓ સદા તેમાંજ નિવાસ કરશે જ્યાં સુધી કે આકાશો તથા ધરતી કાયમ છે, સિવાય કે તારો રબ (કંઈ જુદુંજ) ઇચ્છતો હોય. બેશક, તારો રબ જે ચાહે તે કરી શકે છે.

| | |
|---|---|
| ૧૦૯. પરંતુ જે લોકો ખુશનસીબ હશે તેઓ જન્નતમાં હશે, તેઓ તેમાંજ રહેશે જ્યાં સુધી કે આકાશો તથા ધરતી કાયમ છે, સિવાય કે તારો રબ (કંઈ જુદુંજ) ચાહતો હોય. આ એવી ને'મત છે જેનો કોઈ અંતજ નથી.(૨૯) | وَاَمَّا الَّذِيْنَ سُعِدُوْا فَفِى الْجَنَّةِ خٰلِدِيْنَ فِيْهَا مَا دَامَتِ السَّمٰوٰتُ وَالْاَرْضُ اِلَّا مَا شَآءَ رَبُّكَ ؕ عَطَآءً غَيْرَ مَجْذُوْذٍ ﴿۱۰۹﴾ |
| ૧૧૦. માટે જેની તેઓ ઈબાદત કરે છે તેના વિશે તું શંકા રાખીશ નહિ. આ લોકો તેવીજ પૂજા કરે છે જેવી તેમના પૂર્વજો કરતા હતા, બેશક, અમે કંઈપણ ઓછું કર્યા વગર તેમનો પૂરેપૂરો હિસ્સો ચૂકાવી દેશું. (રુકૂઅ - ૯) | فَلَا تَكُ فِىْ مِرْيَةٍ مِّمَّا يَعْبُدُ هٰٓؤُلَآءِ ؕ مَا يَعْبُدُوْنَ اِلَّا كَمَا يَعْبُدُ اٰبَآؤُهُمْ مِّنْ قَبْلُ ؕ وَاِنَّا لَمُوَفُّوْهُمْ نَصِيْبَهُمْ غَيْرَ مَنْقُوْصٍ ﴿۱۱۰﴾ |
| ૧૧૧. બેશક અમે મૂસાને કિતાબ આપી હતી, પણ તેમાં મતભેદ કરવામાં આવ્યો; અને જો તારા પરવરદિગારે પોતાનું વચન પહેલાંથી ન આપી દીધું હોત તો તેમની વચ્ચે (ક્યારનોય) ફેંસલો થઈ ગયો હોત; અને આ લોકો તેના સંબંધમાં ઊંડી ગૂંચવણોમાં ઘેરાયેલાં છે. | وَلَقَدْ اٰتَيْنَا مُوْسَى الْكِتٰبَ فَاخْتُلِفَ فِيْهِ ؕ وَلَوْلَا كَلِمَةٌ سَبَقَتْ مِنْ رَّبِّكَ لَقُضِىَ بَيْنَهُمْ ؕ وَاِنَّهُمْ لَفِىْ شَكٍّ مِّنْهُ مُرِيْبٍ ﴿۱۱۱﴾ |
| ૧૧૨. અને બેશક સમય આવતાં તારો પરવરદિગાર તેમની કરણીઓનો પૂરેપૂરો બદલો તેમને ચૂકવી દેશે. બેશક, તેઓ જે કરી રહ્યા છે તેનાથી તે પૂરો વાકેફ છે. | وَاِنَّ كُلًّا لَّمَّا لَيُوَفِّيَنَّهُمْ رَبُّكَ اَعْمَالَهُمْ ؕ اِنَّهٗ بِمَا يَعْمَلُوْنَ خَبِيْرٌ ﴿۱۱۲﴾ |
| ૧૧૩. માટે તને જે આદેશ આપવામાં આવ્યો છે. તેના ઉપર તું અને જે લોકો તને સહકાર આપી રહ્યા છે, તમે સૌ (દ્રઢતાપૂર્વક) કાયમ રહો અને હદબહાર જશો નહિ. જે કંઈ તમે કરી રહ્યા છો, તે તેને જોઈ રહ્યો છે. | فَاسْتَقِمْ كَمَآ اُمِرْتَ وَمَنْ تَابَ مَعَكَ وَلَا تَطْغَوْا ؕ اِنَّهٗ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ﴿۱۱۳﴾ |

૨૯. હિન્દુ ફિલોસોફરો સ્વર્ગ તથા નર્કના સુખ તથા શિક્ષાની મુદતો વિશે જુદા જુદા મંતવ્યો ધરાવે છે. પરંતુ તેઓ એક વાત ઉપર સંમત છે કે મનુષ્યના કર્મ ફળ તેને આલોકમાં જ મળી રહે છે જે પ્રક્રિયામાં જીવને ફરી ફરી જન્મ લેવો પડે છે.

યહૂદીઓનું એવું માનવું છે કે બિન યહૂદીઓ જન્નતમાં દાખલ નહિ થઈ શકે.

ખ્રિસ્તીઓના મંતવ્યમાં જન્નત- જહન્નમ પારલૈકિક છે અને તેનો અંત નિશ્ચય આવશેજ. પરંતુ ઈસ્લામી સિદ્ધાંતો ઉપર્યુકત સર્વ માન્યતાઓથી વિભિન્ન છે. ઈસ્લામમાં જન્નત કે સ્વર્ગ જીવ માટે કાયમનું નિવાસ સ્થાન છે, જ્યારે જહન્નમમાં માત્ર મુકર્રર સમયની સજા ભોગવ્યા બાદ જીવને છૂટકારો મળશે. જહન્નમ રોગિષ્ટ જીવોના ઈલાજ કરવાની ઈસ્પિતાલ જેવું હશે જ્યાંથી રોગમુકત (કવોરનટીન) થયા પછી જીવ પાક થઈ જશે. આંહઝરત સ.અ.સ.ની હદીસના આધારે જહન્નમાં રહેવાનો સમય મર્યાદિત છે. અને તેનો અંત આવશેજ (મસનદ). જ્યારે તે જીવોના મરેલા સંસ્કારો જાગૃત થશે ત્યારે તેમનામાં પોતાના પાલનહારના દર્શન કરવાના ભાવો પણ જાગી ઊઠશે.

وَلَا تَرْكَنُوٓا۟ إِلَى ٱلَّذِينَ ظَلَمُوا۟ فَتَمَسَّكُمُ ٱلنَّارُ وَمَا لَكُم مِّن دُونِ ٱللَّهِ مِنْ أَوْلِيَآءَ ثُمَّ لَا تُنصَرُونَ ﴿١١٣﴾

૧૧૪. અને જે ઝુલમ કરનારા છે તેમની તરફ ન ઢળો નહીંતર આગ તમને ઘેરી વળશે ત્યારે અલ્લાહ સિવાય તમને કોઈ દોસ્ત નહિ મળે, ન તો તમને કોઈ મદદ કરવામાં આવશે.

وَأَقِمِ ٱلصَّلَوٰةَ طَرَفَىِ ٱلنَّهَارِ وَزُلَفًا مِّنَ ٱلَّيْلِ إِنَّ ٱلْحَسَنَٰتِ يُذْهِبْنَ ٱلسَّيِّـَٔاتِ ذَٰلِكَ ذِكْرَىٰ لِلذَّٰكِرِينَ ﴿١١٤﴾

૧૧૫. અને દિવસના બન્ને છેડે, તેમજ રાતની અંતિમ પળોમાં તું ઈબાદત કર. ખરેખર નેકીઓ બદીઓને મિટાવી દે છે. બેશક નસિહત તેમના માટે છે જે તેને યાદ રાખે.

وَٱصْبِرْ فَإِنَّ ٱللَّهَ لَا يُضِيعُ أَجْرَ ٱلْمُحْسِنِينَ ﴿١١٥﴾

૧૧૬. અને તું દ્રઢનિશ્ચયી બની જા; નિ:શંક અલ્લાહ નેકી કરનારાઓના બદલાને વ્યર્થ નથી જવા દેતો.

فَلَوْلَا كَانَ مِنَ ٱلْقُرُونِ مِن قَبْلِكُمْ أُو۟لُوا۟ بَقِيَّةٍ يَنْهَوْنَ عَنِ ٱلْفَسَادِ فِى ٱلْأَرْضِ إِلَّا قَلِيلًا مِّمَّنْ أَنجَيْنَا مِنْهُمْ وَٱتَّبَعَ ٱلَّذِينَ ظَلَمُوا۟ مَآ أُتْرِفُوا۟ فِيهِ وَكَانُوا۟ مُجْرِمِينَ ﴿١١٦﴾

૧૧૭. તો શા માટે તમારાથી પહેલાંની પેઢીઓમાં એવી સમજદારી ધરાવનાર વ્યકિતઓ ન નિકળી જે પૃથ્વી ઉપર ફેલાતી બદકારીઓને અટકાવી લેત? હકીકતમાં તેઓમાં એવા બહુ થોડા હતા જેમને અમે બચાવી લીધા. પરંતુ ઝાલિમો તો તેમને મળેલા એશઆરામની પાછળ ભાગતા રહ્યા અને ગુનેહગાર બની ગયા.

وَمَا كَانَ رَبُّكَ لِيُهْلِكَ ٱلْقُرَىٰ بِظُلْمٍ وَأَهْلُهَا مُصْلِحُونَ ﴿١١٧﴾

૧૧૮. અને તારો પરવરદિગાર ના હક્ક એવી વસ્તીઓને બરબાદ નહિ કરે જેમાં નેક લોકો આબાદ હોય.

وَلَوْ شَآءَ رَبُّكَ لَجَعَلَ ٱلنَّاسَ أُمَّةً وَٰحِدَةً وَلَا يَزَالُونَ مُخْتَلِفِينَ ﴿١١٨﴾

૧૧૯. અને જો તારો રબ ચાહીને તમામ માનવજાતિને એક જ કોમ બનાવી દે તોપણ તેઓ મતભેદ કરવાથી અટકશે નહિ.

إِلَّا مَن رَّحِمَ رَبُّكَ وَلِذَٰلِكَ خَلَقَهُمْ وَتَمَّتْ كَلِمَةُ رَبِّكَ لَأَمْلَأَنَّ جَهَنَّمَ مِنَ ٱلْجِنَّةِ وَٱلنَّاسِ أَجْمَعِينَ ﴿١١٩﴾

૧૨૦. સિવાય તે લોકો કે જેના ઉપર તારા રબે દયા કરી હશે, જે કરવા માટેજ તેણે (ઈન્સાનનું) સર્જન કર્યું છે. પરંતુ તારા રબનો આ વાયદો (પણ) પૂરો થઈને જ રહેશે કે હું જન્નતને (નાફરમાન) જીન્નો તથા ઈન્સાનોથી ભરી મૂકીશ.

وَكُلًّا نَّقُصُّ عَلَيْكَ مِنْ أَنۢبَآءِ ٱلرُّسُلِ مَا نُثَبِّتُ بِهِۦ فُؤَادَكَ وَجَآءَكَ فِى هَٰذِهِ ٱلْحَقُّ وَمَوْعِظَةٌ وَذِكْرَىٰ لِلْمُؤْمِنِينَ ﴿١٢٠﴾

૧૨૧. અને અમે તને પહેલાંના રસૂલોના વૃત્તાંતો એટલા માટે સંભળાવીએ છીએ કે અમે તારા મનને મજબૂત કરી દઈએ, અને આ વૃત્તાંતો દ્વારા તારા સુધી સત્ય (હકીકત) પહોંચે જેમાં મોમિનો માટે ઈબ્રત (બોધ) અને નસિહત છે.

وَقُلْ لِّلَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ اعْمَلُوْا عَلٰى مَكَانَتِكُمْ ۭ اِنَّا عٰمِلُوْنَ ۝١٢٢

૧૨૨. અને જે ઈમાન નથી લાવતા તેમને કહે 'તમે જે કરો છો તે કરતા રહો, અમારે કરવાનું અમે કરતા રહીશું.

وَانْتَظِرُوْا ۚ اِنَّا مُنْتَظِرُوْنَ ۝١٢٣

૧૨૩. 'અને તમે (પરિણામની) રાહ જુઓ, અમે પણ રાહ જોશું.'

وَلِلّٰهِ غَيْبُ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَاِلَيْهِ يُرْجَعُ الْاَمْرُ كُلُّهٗ فَاعْبُدْهُ وَتَوَكَّلْ عَلَيْهِ ۭ وَمَا رَبُّكَ بِغَافِلٍ عَمَّا تَعْمَلُوْنَ ۝١٢٤

૧૨૪. અને આકાશે તથા પૃથ્વીના સર્વ ભેદોનું ઈલ્મ જાણનાર અલ્લાહ જ છે, અને સર્વ બાબતો (અંતમાં) અલ્લાહ તરફજ રજૂ થવાની છે. માટે તું તેની જ ઈબાદત કર અને તેમાંજ યકીન રાખ, અને તું જે કરી રહ્યો છે અલ્લાહ તેનાથી અજાણ્યો નથી. (રુકૂઅ-૧૦)

سُوْرَةُ يُوْسُفَ مَكِّيَّةٌ (١٢)

## યૂસુફ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

١. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

الٓرٰ تِلْكَ اٰيٰتُ الْكِتٰبِ الْمُبِيْنِ ②

૨. અલીફ લામ રા,[1](હું અલ્લાહ સર્વદર્શી છું.) આ એક સ્પષ્ટ કિતાબની આયતો છે.

اِنَّآ اَنْزَلْنٰهُ قُرْءٰنًا عَرَبِيًّا لَّعَلَّكُمْ تَعْقِلُوْنَ ③

૩. અમે કુરઆનને અરબી (ભાષા)માં ઊતાર્યું છે કે, જેથી તમે તેને (સરળતાથી) સમજી શકો.

نَحْنُ نَقُصُّ عَلَيْكَ اَحْسَنَ الْقَصَصِ بِمَآ اَوْحَيْنَآ اِلَيْكَ هٰذَا الْقُرْاٰنَ ۖ وَاِنْ كُنْتَ مِنْ قَبْلِهٖ لَمِنَ الْغٰفِلِيْنَ ④

૪. અમે તારી ઉપર વહી દ્વારા ઊતારેલા કુરઆનમાં બેહદ સુંદર વર્ણન કરીએ છીએ. જોકે આ પહેલાં તને તેનું કોઈ જ્ઞાન ન હતું.

اِذْ قَالَ يُوْسُفُ لِاَبِيْهِ يٰٓاَبَتِ اِنِّيْ رَاَيْتُ اَحَدَ عَشَرَ كَوْكَبًا وَّالشَّمْسَ وَالْقَمَرَ رَاَيْتُهُمْ لِيْ سٰجِدِيْنَ ⑤

૫. (તે સમયને યાદ કર) જ્યારે યૂસુફે[2] પોતાના પિતાને કહ્યું હતું 'હે પિતાજી, મેં સ્વપ્નમાં અગિયાર તારાઓ તથા સૂર્ય તથા ચંદ્રને મને સિજદો કરતાં જોયા છે.'

قَالَ يٰبُنَيَّ لَا تَقْصُصْ رُءْيَاكَ عَلٰٓى اِخْوَتِكَ فَيَكِيْدُوْا لَكَ كَيْدًا ۗ اِنَّ الشَّيْطٰنَ لِلْاِنْسَانِ عَدُوٌّ مُّبِيْنٌ ⑥

૬. તેણે કહ્યું: 'હે મારા વહાલા પુત્ર, તારા આ સ્વપ્નનું વર્ણન તારા ભાઈઓ સમક્ષ ન કરજે. નહિતર તેઓ તારી વિરુદ્ધ કોઈ કાવતરું કરશે. કારણ કે શયતાન ઈન્સાનનો ખુલ્લો દુશ્મન છે.

وَكَذٰلِكَ يَجْتَبِيْكَ رَبُّكَ وَيُعَلِّمُكَ مِنْ تَاْوِيْلِ الْاَحَادِيْثِ وَيُتِمُّ نِعْمَتَهٗ عَلَيْكَ وَعَلٰٓى اٰلِ يَعْقُوْبَ كَمَآ اَتَمَّهَا عَلٰٓى اَبَوَيْكَ مِنْ قَبْلُ اِبْرٰهِيْمَ وَاِسْحٰقَ ۗ اِنَّ رَبَّكَ عَلِيْمٌ حَكِيْمٌ ⑦

૭. 'અને આવી રીતે તારો પાલનહાર તને ચૂંટી લેશે અને તને (સ્વપ્નની) તા'બીરનું શિક્ષણ આપશે, અને તને તેમજ યા'કૂબની[3] ઔલાદને પોતાની અનંત ને'મતો અર્પણ કરશે જેવી રીતે તેણે તારા બે પિતૃઓ ઈબ્રાહીમ તથા ઈસ્હાકને અર્પણ કરી હતી. ખરેખર તારો રબ સર્વજ્ઞ છે, હિકમતવાળો છે.' (રુકૂઅ-૧)

---

૧. ખુલાસા માટે અલબકરાની નોંધ નં-૧ જુઓ.

૨. હઝરત યા'કૂબ (અ) હઝરત ઈસહાક (અ)ના પુત્ર અને હઝરત ઈબ્રાહીમ (અ)ના પૌત્ર હતા. તેમના બાર પુત્રોમાંથી હઝરત યૂસુફ (અ) અને હઝરત બિનયામીન (અ) બન્નેનો જન્મ એકજ માના પેટે થયો હતો, બાકીના ઓરમાન ભાઈઓ હતા.

૩. યા'કૂબનો શબ્દાર્થ છે 'અલ્લાહનો ફરમાંબરદાર' અથવા 'અલ્લાહનો અર્પણ થએલો.' હઝરત (અ) યા'કૂબની માતાનું નામ રબેક્કા હતું.

لَقَدْ كَانَ فِي يُوسُفَ وَإِخْوَتِهِ آيَاتٌ لِلسَّائِلِينَ ⑦

૮. ખરેખર યૂસુફ અને તેના ભાઈઓમાં (સત્યના) તલબગારો માટે અનેક નિશાનીઓ સમાયેલી છે.

إِذْ قَالُوا لَيُوسُفُ وَأَخُوهُ أَحَبُّ إِلَىٰ أَبِينَا مِنَّا وَنَحْنُ عُصْبَةٌ إِنَّ أَبَانَا لَفِي ضَلَالٍ مُبِينٍ ⑧

૯. જ્યારે તેમણે (પરસ્પર) કહ્યું: 'ખરેખર યૂસુફ અને તેનો ભાઈ (બીનયામીન) આપણા પિતાને આપણા કરતાં વધુ વહાલાં છે, આપણું જૂથ બળવાન[૪] છે. બેશક, આપણો પિતા ખોટું કરી રહ્યો છે.

اقْتُلُوا يُوسُفَ أَوِ اطْرَحُوهُ أَرْضًا يَخْلُ لَكُمْ وَجْهُ أَبِيكُمْ وَتَكُونُوا مِنْ بَعْدِهِ قَوْمًا صَالِحِينَ ⑨

૧૦. '(જો) યૂસુફની મારી નાખીએ અથવા તેને કયાંક દૂર ફેંકી આવીએ તો આપણા પિતાનું ધ્યાન આપણી તરફ વળશે, પછી આપણે તૌબાહ કરી સદાચારી બની જશું.

قَالَ قَائِلٌ مِنْهُمْ لَا تَقْتُلُوا يُوسُفَ وَأَلْقُوهُ فِي غَيَابَتِ الْجُبِّ يَلْتَقِطْهُ بَعْضُ السَّيَّارَةِ إِنْ كُنْتُمْ فَاعِلِينَ ⑩

૧૧. તેમનામાંના એકે કહ્યું: 'યૂસુફને જાનથી ન મારો, જો કંઈ કરવાજ ચાહતા હો તો તેને ઊંડા કૂવામાં ઊતારી દો, કોઈ મુસાફર તેને કાઢીને (સાથે) લઈ જશે.'

قَالُوا يَا أَبَانَا مَا لَكَ لَا تَأْمَنَّا عَلَىٰ يُوسُفَ وَإِنَّا لَهُ لَنَاصِحُونَ ⑪

૧૨. તેમણે કહ્યું: 'હે અમારા પિતા, તું યૂસુફ વિશે અમારા ઉપર કેમ વિશ્વાસ નથી કરતો જ્યારે અમે તો તેની ભલાઈ ચાહનારા છીએ?

أَرْسِلْهُ مَعَنَا غَدًا يَرْتَعْ وَيَلْعَبْ وَإِنَّا لَهُ لَحَافِظُونَ ⑫

૧૩. 'તેને કાલે અમારી સાથે જવા દે. તે (અમારી સાથે) ખાઈ પીને આનંદ કરશે, અને અમે તેની પૂરતી સંભાળ લેશું.'

قَالَ إِنِّي لَيَحْزُنُنِي أَنْ تَذْهَبُوا بِهِ وَأَخَافُ أَنْ يَأْكُلَهُ الذِّئْبُ وَأَنْتُمْ عَنْهُ غَافِلُونَ ⑬

૧૪. તેણે કહ્યું: 'તમે તેને તમારી સાથે લઈ જશો તો મને ચિંતા થતી રહેશે, અને મને ભય રહે છે કે કદાચ તમારી બેદરકારીના પરિણામે તેને વરુ[૫] ફાડી ખાશે.'

قَالُوا لَئِنْ أَكَلَهُ الذِّئْبُ وَنَحْنُ عُصْبَةٌ إِنَّا إِذًا لَخَاسِرُونَ ⑭

૧૫. તેમણે કહ્યું: 'અમે આટલા બધા હોવાછતાં જો તેને વરુ ફાડી ખાઈ જાય તો નિ:સંદેહ અમે તો ભારે નુકસાન ઉઠાવનારા થશું.'

---

૪. હઝરત યૂસુફ (અ) સાથે હઝરત યા'કૂબ (અ)ને બીજા પુત્રોથી વધારે વહાલ હતું જેના કારણે તેમના બીજા પુત્રોને જેવી ઈર્ષા થતી હતી તેવી જ ઈર્ષાનો ઉદ્દભવ કુરેશના આગેવાનોના દિલોમાં આંહઝરત સ.અ.સ. માટે થયો હતો અને તેઓ આંહઝરત સ.અ.સ. જાનથી મારી નાખવાની તેઓ ચાલો ચાલતા રહ્યા.

૫. હઝરત યૂસુફ (અ)ને કતલ કરવાની ચાલની ચેતવણી અલ્લાહ તરફથી હઝરત (અ)ને યા'કૂબ મળી ચૂકી હતી જેથી તેમણે હઝરત યૂસુફ તેમનાથી ચેતવ્યો હતો.

فَلَمَّا ذَهَبُوْا بِهٖ وَ اَجْمَعُوْٓا اَنْ يَّجْعَلُوْهُ فِيْ غَيٰبَتِ الْجُبِّ ۚ وَاَوْحَيْنَآ اِلَيْهِ لَتُنَبِّئَنَّهُمْ بِاَمْرِهِمْ هٰذَا وَهُمْ لَا يَشْعُرُوْنَ ﴿١٦﴾

૧૬. અંતમાં તેઓ તેને સાથે લઈ જવામાં સફળ થયા અને તેને ઊંડા કૂવામાં નાખી દેવાની યોજનામાં એકમત થયા ત્યારે અમે તેના ઉપર વહી કરી (કહ્યું), 'બેશક, એક સમય એવો આવશે કે તું તેમના આ કૃત્યનું તેમને ભાન કરાવીશ ત્યારે તેઓ (તને) ઓળખી નહિ શકે.'

وَجَآءُوْٓ اَبَاهُمْ عِشَآءً يَّبْكُوْنَ ۗ ﴿١٧﴾

૧૭. એક સાંજે તેઓ રડતા-વિલાપ કરતા પોતાના પિતા પાસે પહોંચ્યા.

قَالُوْا يٰٓاَبَانَآ اِنَّا ذَهَبْنَا نَسْتَبِقُ وَتَرَكْنَا يُوْسُفَ عِنْدَ مَتَاعِنَا فَاَكَلَهُ الذِّئْبُ ۚ وَمَآ اَنْتَ بِمُؤْمِنٍ لَّنَا وَلَوْ كُنَّا صٰدِقِيْنَ ﴿١٨﴾

૧૮. અને કહ્યું: 'હે પિતા, અમે આપસમાં દોડવાની હરીફાઈ કરતા હતા. અને યૂસુફને અમે સામાનની સંભાળ લેવા મૂકયો હતો. ત્યાં વરુએ તેનો ફાડી ખાધો, પરંતુ અમે સાચું કહેતા હોવા છતાં તું અમારો વિશ્વાસ નહિ કરે.'

وَجَآءُوْ عَلٰى قَمِيْصِهٖ بِدَمٍ كَذِبٍ ۗ قَالَ بَلْ سَوَّلَتْ لَكُمْ اَنْفُسُكُمْ اَمْرًا ۗ فَصَبْرٌ جَمِيْلٌ ۗ وَاللّٰهُ الْمُسْتَعَانُ عَلٰى مَا تَصِفُوْنَ ﴿١٩﴾

૧૯. અને તેઓ યૂસુફના ખમીશ ઉપર લોહીના ડાઘ લગાડી લાવ્યા હતા. (પિતાએ) કહ્યું 'બલ્કે, તમારી (બદ) દાનતે ગંભીર વસ્તુને તમારી દ્રષ્ટિમાં એક સાધારણ વસ્તુ બનાવી દીધી છે. હવે સબ્ર કરવું જ (મારા માટે) બેહતર છે. તમારા આ વલણ ઉપર હું અલ્લાહની સહાયતા ચાહું છું.'

وَجَآءَتْ سَيَّارَةٌ فَاَرْسَلُوْا وَارِدَهُمْ فَاَدْلٰى دَلْوَهٗ ۗ قَالَ يٰبُشْرٰى هٰذَا غُلٰمٌ ۗ وَاَسَرُّوْهُ بِضَاعَةً ۗ وَاللّٰهُ عَلِيْمٌۢ بِمَا يَعْمَلُوْنَ ﴿٢٠﴾

૨૦. પછી તે જગ્યાએ એક કાફલો આવી પહોંચ્યો. જેમણે માશ્કી (પાણિયારા)ને પાણી લેવા મોકલાવ્યો. તેણે પાણીમાં ડોલ ઊતારી (યૂસુફને જોતાં) બોલી ઉઠયો 'અહા, કેવી ખુશીની વાત છે. આ (કેટલું સુંદર) બાળક છે.' તેમણે કિમતી માલની જેમ તેને છૂપાવી લીધો. અને જે કંઈ તેઓ કરી રહ્યા હતા, તેને અલ્લાહ સારી પેઠે જાણતો હતો.

وَشَرَوْهُ بِثَمَنٍۭ بَخْسٍ دَرَاهِمَ مَعْدُوْدَةٍ ۚ وَكَانُوْا فِيْهِ مِنَ الزّٰهِدِيْنَ ﴿٢١﴾

૨૧. અને તેમણે તેને વેચી થોડા દિહરમ વસુલ કર્યા જેની તેમને કોઈ લાલચ ન હતી. (રુકૂઅ-૨)

وَقَالَ الَّذِى اشْتَرٰىهُ مِنْ مِّصْرَ لِامْرَاَتِهٖٓ اَكْرِمِيْ مَثْوٰىهُ عَسٰٓى اَنْ يَّنْفَعَنَآ اَوْ نَتَّخِذَهٗ وَلَدًا ۚ وَكَذٰلِكَ مَكَّنَّا لِيُوْسُفَ فِى الْاَرْضِ ۡ وَلِنُعَلِّمَهٗ مِنْ تَاْوِيْلِ الْاَحَادِيْثِ ۗ وَاللّٰهُ غَالِبٌ عَلٰٓى اَمْرِهٖ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ﴿٢٢﴾

૨૨. અને તેને ખરીદનાર મિસરીએ પોતાની પત્નીને કહ્યું: 'તેને પૂરતી કાળજીથી રાખજે. કદાચ (ભવિષ્યમાં) તે આપણને લાભકર્તા થાય અથવા આપણે તેને દત્તક લઈએ,' અને આવી રીતે અમે યૂસુફને તે ભૂમિમાં સ્થાપિત કર્યો, કે અમે તેને સ્વપ્નની તા'બીરનું જ્ઞાન આપીએ. અલ્લાહ ફેંસલો કરવાની સત્તા રાખે છે જોકે ઘણા લોકો (તે) સમજતા નથી.

وَلَمَّا بَلَغَ اَشُدَّهٗۤ اٰتَيْنٰهُ حُكْمًا وَّعِلْمًا ؕ وَكَذٰلِكَ نَجْزِى الْمُحْسِنِيْنَ ﴿۲۳﴾

૨૩. અને જ્યારે તે પોતાની પુખ્ત વયે પહોંચ્યો, અમે તેને વિવેકબુદ્ધિ અને ઈલ્મ બક્ષ્યું અને આવી રીતે અમે ભલાઈ કરનારાઓને (તેમનો) બદલો આપીએ છીએ.

وَرَاوَدَتْهُ الَّتِىْ هُوَ فِىْ بَيْتِهَا عَنْ نَّفْسِهٖ وَغَلَّقَتِ الْاَبْوَابَ وَقَالَتْ هَيْتَ لَكَ ؕ قَالَ مَعَاذَ اللّٰهِ اِنَّهٗ رَبِّىْۤ اَحْسَنَ مَثْوَاىَ ؕ اِنَّهٗ لَا يُفْلِحُ الظّٰلِمُوْنَ ﴿۲۴﴾

૨૪. અને જેના ઘરમાં તે હતો. તે સ્ત્રીએ તેની ઈચ્છાવિરુદ્ધ પોતાની કામવાસના સંતોષવા (ઓરડાનું) બારણું વાસી તેને ઘેરી લીધો અને કહ્યું: 'આવ વિલંબ ન કર.' તેણે જવાબ આપ્યો,' 'હું અલ્લાહની પનાહ ચાહું છું, તે મારો પાલનહાર છે, તેણેજ મને અહીં માનભર્યું સ્થાન આપ્યું છે. બેશક, બદકારીઓ કરનારા કદીપણ સફળ નથી થતા.'

وَلَقَدْ هَمَّتْ بِهٖ ۚ وَهَمَّ بِهَا لَوْلَاۤ اَنْ رَّاٰ بُرْهَانَ رَبِّهٖ ؕ كَذٰلِكَ لِنَصْرِفَ عَنْهُ السُّوْۤءَ وَالْفَحْشَآءَ ؕ اِنَّهٗ مِنْ عِبَادِنَا الْمُخْلَصِيْنَ ﴿۲۵﴾

૨૫. અને તેણીએ તેના વિશે પોતાનો ઈરાદો પાક્કો કરી લીધો હતો અને તે પણ પોતાના ઈરાદામાં મક્કમ હતો. જો તેણે પોતાના પરવરદિગારની સ્પષ્ટ દલીલ ન જોઈ લીધી હોત કે અમે તેના પ્રતિ આવનારી બૂરાઈ તથા નિર્લજજતાને દૂર રાખશું, (તો તે મક્કમ ન રહી શકયો હોત). બેશક તે અમારો એક ચૂનંદા બંદાઓમાંનો હતો.

وَاسْتَبَقَا الْبَابَ وَقَدَّتْ قَمِيْصَهٗ مِنْ دُبُرٍ وَّاَلْفَيَا سَيِّدَهَا لَدَا الْبَابِ ؕ قَالَتْ مَا جَزَآءُ مَنْ اَرَادَ بِاَهْلِكَ سُوْۤءًا اِلَّاۤ اَنْ يُّسْجَنَ اَوْ عَذَابٌ اَلِيْمٌ ﴿۲۶﴾

૨૬. પછી બન્ને બારણા તરફ દોડયાં અને તેણીએ તેના પહેરણને પાછળથી ખેંચી ફાડી નાખ્યું, અને તેમને બારણામાંજ ઘરધણી સાથે ભેટો થયો. તેણીએ કહ્યું 'તારી પત્ની ઉપર બળાત્કાર કરવાનો પ્રયાસ કરનારની શું સઝા હોવી જોઈએ, તેને કેદમાં નાખવો જોઈએ કે પીડાજનક સઝા આપવી જોઈએ?'

قَالَ هِىَ رَاوَدَتْنِىْ عَنْ نَّفْسِىْ وَشَهِدَ شَاهِدٌ مِّنْ اَهْلِهَا ۚ اِنْ كَانَ قَمِيْصُهٗ قُدَّ مِنْ قُبُلٍ فَصَدَقَتْ وَهُوَ مِنَ الْكٰذِبِيْنَ ﴿۲۷﴾

૨૭. (યૂસુફે) કહ્યું: 'તેણેજ મને મારી ઈચ્છા વિરુદ્ધ (બદકારી માટે) લલચાવી રહી હતી.' તેના ઘરમાંના એક સભ્યે સાક્ષી આપી કે જો તેનું પહેરણ આગળથી ફાટયું હોય તો તેણી સાચું બોલે છે. અને તે જૂઠો છે.

وَاِنْ كَانَ قَمِيْصُهٗ قُدَّ مِنْ دُبُرٍ فَكَذَبَتْ وَهُوَ مِنَ الصّٰدِقِيْنَ ﴿۲۸﴾

૨૮. પરંતુ જો તેનું પહેરણ પાછળથી ફાટયું છે તો તેણી જૂઠું બોલે છે અને તે સાચો છે.'

فَلَمَّا رَاٰ قَمِيْصَهٗ قُدَّ مِنْ دُبُرٍ قَالَ اِنَّهٗ مِنْ كَيْدِكُنَّ ؕ اِنَّ كَيْدَكُنَّ عَظِيْمٌ ﴿۲۹﴾

૨૯. પછી જ્યારે તેણે જોયું કે તેનું પહેરણ પાછળ ફાટેલું હતું તેણે કહ્યું 'નિ:સંદેહ સ્ત્રીચરિત્ર સ્ત્રીઓનું મજબૂત હથિયાર છે. આ તરકીબ ખરેખર (બહુજ) શકિત ધરાવે છે.

يُوسُفُ أَعْرِضْ عَنْ هٰذَا ۚ وَاسْتَغْفِرِي لِذَنْبِكِ ۖ إِنَّكِ كُنْتِ مِنَ الْخٰطِئِينَ ﴿٣٠﴾

૩૦. 'હે યૂસુફ, તું દરગુઝર કર અને (હે સ્ત્રી) તું તારા ગુનાહની માફી માગ. બેશક તું'જ ગુનાહગાર છે.' (રુકૂઅ-૩)

وَقَالَ نِسْوَةٌ فِي الْمَدِينَةِ امْرَأَتُ الْعَزِيزِ تُرَاوِدُ فَتٰىهَا عَنْ نَفْسِهِ ۖ قَدْ شَغَفَهَا حُبًّا ۖ إِنَّا لَنَرٰىهَا فِي ضَلٰلٍ مُبِينٍ ﴿٣١﴾

૩૧. અને વસ્તીની સ્ત્રીઓમાં ચર્ચા થવા લાગી કે અઝીઝની પત્નીએ પોતાના યુવાન ગુલામની ઇચ્છા વિરુદ્ધ તેની સાથે બદફેલી કરવા ચાહી અને તેણીના મનમાં તેનો મોહ જાગ્યો છે. નિ:સંદેહ અમને તો તેણી કસૂરવાર જણાય છે.

فَلَمَّا سَمِعَتْ بِمَكْرِهِنَّ أَرْسَلَتْ إِلَيْهِنَّ وَأَعْتَدَتْ لَهُنَّ مُتَّكَأً وَآتَتْ كُلَّ وَاحِدَةٍ مِنْهُنَّ سِكِّينًا وَقَالَتِ اخْرُجْ عَلَيْهِنَّ ۖ فَلَمَّا رَأَيْنَهُ أَكْبَرْنَهُ وَقَطَّعْنَ أَيْدِيَهُنَّ وَقُلْنَ حَاشَ لِلّٰهِ مَا هٰذَا بَشَرًا ۖ إِنْ هٰذَا إِلَّا مَلَكٌ كَرِيمٌ ﴿٣٢﴾

૩૨. અને જ્યારે આવી (વિવિધ) ચર્ચાઓ સાંભળી તો તેણીએ એક મહેફીલ સજાવી તેમને આમંત્રણ આપ્યું. તેણીએ દરેકને (ફળ કાપવા માટે) એક એક છરી આપી, અને (યૂસુફને) તેમની સામે આવવા માટે કહ્યું, તેને જોતાંજ તે સ્ત્રીઓની આંખો ફાટી રહી અને (ભાન ગુમાવી) તેમણે પોતાના હાથ કાપી નાખ્યા[૬] અને (સહસા) કહ્યું, 'અલ્લાહ મહાન છે, (બેશક) આ ઈન્સાન છે જ નહિ, આ તો કોઈ ફરિશ્તો છે.'

قَالَتْ فَذٰلِكُنَّ الَّذِي لُمْتُنَّنِي فِيهِ ۖ وَلَقَدْ رَاوَدْتُهُ عَنْ نَفْسِهِ فَاسْتَعْصَمَ ۖ وَلَئِنْ لَمْ يَفْعَلْ مَا آمُرُهُ لَيُسْجَنَنَّ وَلَيَكُونًا مِنَ الصّٰغِرِينَ ﴿٣٣﴾

૩૩. તેણીએ કહ્યું: 'અને આ તે છે જેના કારણે તમે મને દોષિત ઠરવો છો. મેં અવશ્ય મારી મોહજાળમાં તેને ફસાવવા ચાહ્યો હતો, પરંતુ તેણે પોતાને બચાવી રાખ્યો. અને હવે જો તે મારા વશમાં નહિ આવે તો ખરેખર તે કેદમાં ધકેલાશે અને બેઆબરૂ થશે.'

قَالَ رَبِّ السِّجْنُ أَحَبُّ إِلَيَّ مِمَّا يَدْعُونَنِي إِلَيْهِ ۖ وَإِلَّا تَصْرِفْ عَنِّي كَيْدَهُنَّ أَصْبُ إِلَيْهِنَّ وَأَكُنْ مِنَ الْجٰهِلِينَ ﴿٣٤﴾

૩૪. (યૂસુફે કહ્યું) 'હે મારા પરવરદિગાર, જે (બદકારી) તરફ તેઓ મને બોલાવે છે તેનાથી મને કેદ વધુ પ્રિય છે; અને જો તું તેમની બદચાલોથી મને નહિ બચાવે તો હું તેમના વશ થઈ નાદાનોમાંનો થઈ જઈશ.'

فَاسْتَجَابَ لَهُ رَبُّهُ فَصَرَفَ عَنْهُ كَيْدَهُنَّ ۚ إِنَّهُ هُوَ السَّمِيعُ الْعَلِيمُ ﴿٣٥﴾

૩૫. ત્યારે તેના પાલનહારે તેની દુઆ સાંભળી અને તેમની બદચાલોને તેનાથી દૂર કરી, બેશક અલ્લાહ સર્વ સાંભળનાર, સર્વ જાણનાર છે.

---

૬. હઝરત યૂસુફ (અ)નું આકર્ષક વ્યકિતત્વ જોઈને તમામ સ્ત્રીઓ સ્તબ્ધ થઈ ગઈ અને તેમના હાથમાંની છરીઓ વડે તે ફળ કાપી ખાઈ રહી હતી તેણીઓએ ફળો કાપવાના બદલે પોતાના હાથ ઝખ્મી કરી લીધા.

ثُمَّ بَدَا لَهُمْ مِّنْۢ بَعْدِ مَا رَاَوُا الْاٰيٰتِ لَيَسْجُنُنَّهٗ حَتّٰى حِيْنٍ ۳۶

૩૬. પછી સત્તાધીશો પરિસ્થિતિને પારખી ગયા અને એક મુદ્દત માટે તેને કેદમાં નાખવું તેમણે ઉચિત ધાર્યું.[7]

وَدَخَلَ مَعَهُ السِّجْنَ فَتَيٰنِ ؕ قَالَ اَحَدُهُمَاۤ اِنِّیْۤ اَرٰىنِیْۤ اَعْصِرُ خَمْرًا ۚ وَقَالَ الْاٰخَرُ اِنِّیْۤ اَرٰىنِیْۤ اَحْمِلُ فَوْقَ رَاْسِیْ خُبْزًا تَاْكُلُ الطَّیْرُ مِنْهُ ؕ نَبِّئْنَا بِتَاْوِیْلِهٖ ۚ اِنَّا نَرٰىكَ مِنَ الْمُحْسِنِیْنَ ۳۷

૩૭. અને તેની સાથે બીજા બે યુવાનો પણ કેદમાં ગયા હતા. જેમાંથી એકે કહ્યું: 'મેં (સ્વપ્નમાં) જોયું છે કે હું દ્રાક્ષ (ની શરાબ) નીચોવું છું.' બીજાએ કહ્યું: 'મેં મારા માથા ઉપર રોટલીઓ ઉઠાવી છે જેમાંથી પક્ષીઓ ખાઈ રહ્યા છે. તું અમને તેની તા'બીર સમજાવ. નિ:સંદેહ, અમે તને સદાચારી સમજીએ છીએ.'

قَالَ لَا یَاْتِیْكُمَا طَعَامٌ تُرْزَقٰنِهٖۤ اِلَّا نَبَّاْتُكُمَا بِتَاْوِیْلِهٖ قَبْلَ اَنْ یَّاْتِیَكُمَا ؕ ذٰلِكُمَا مِمَّا عَلَّمَنِیْ رَبِّیْ ؕ اِنِّیْ تَرَكْتُ مِلَّةَ قَوْمٍ لَّا یُؤْمِنُوْنَ بِاللّٰهِ وَهُمْ بِالْاٰخِرَةِ هُمْ كٰفِرُوْنَ ۳۸

૩૮. તેણે જવાબ આપ્યો 'તમારું ખાવાનું આવવામાં હજી વાર છે, જેના આવતાં પહેલાં હું તમને તમારી તા'બીરો જણાવી દઈશ. કારણ કે મારા પરવરદિગારે મને તેનું ઈલ્મ આપ્યું છે. મેં તે લોકોના દીનનો ત્યાગ કર્યો છે જે અલ્લાહને નથી માનતા અને આખેરતમાં ઈમાન નથી રાખતા.

وَاتَّبَعْتُ مِلَّةَ اٰبَآءِیْۤ اِبْرٰهِیْمَ وَاِسْحٰقَ وَیَعْقُوْبَ ؕ مَا كَانَ لَنَاۤ اَنْ نُّشْرِكَ بِاللّٰهِ مِنْ شَیْءٍ ؕ ذٰلِكَ مِنْ فَضْلِ اللّٰهِ عَلَیْنَا وَعَلَى النَّاسِ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا یَشْكُرُوْنَ ۳۹

૩૯. અને મેં મારા પૂર્વજો ઈબ્રાહીમ, ઈસ્હાક તથા યા'કૂબના દીનનું અનુસરણ કર્યું છે. આપણને શોભા નથી આપતું કે આપણે કોઈને પણ અલ્લાહનો શરીક ઠરાવીએ. હકીકતમાં આ આપણા ઉપર અને સર્વ માનવજાતિ ઉપર અલ્લાહનો એહસાન છે, પરંતુ લોકોમાંથી ઘણાખરા એહસાન ફરામોશ છે.

یٰصَاحِبَیِ السِّجْنِ ءَاَرْبَابٌ مُّتَفَرِّقُوْنَ خَیْرٌ اَمِ اللّٰهُ الْوَاحِدُ الْقَهَّارُ ۴۰

૪૦. 'હે મારા કેદખાનાના સાથીઓ, શું પારસ્પરિક મતભેદ રાખનારા અનેક માલિકો બેહતર છે કે તે એકજ, જે અનન્ય (એકજ) છે, જે સર્વોપરી છે?

مَا تَعْبُدُوْنَ مِنْ دُوْنِهٖۤ اِلَّاۤ اَسْمَآءً سَمَّیْتُمُوْهَاۤ اَنْتُمْ وَاٰبَآؤُكُمْ مَّاۤ اَنْزَلَ اللّٰهُ بِهَا مِنْ سُلْطٰنٍ ؕ اِنِ الْحُكْمُ اِلَّا لِلّٰهِ ؕ اَمَرَ اَلَّا تَعْبُدُوْۤا اِلَّاۤ اِیَّاهُ ؕ ذٰلِكَ الدِّیْنُ الْقَیِّمُ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا یَعْلَمُوْنَ ۴۱

૪૧. 'તમે તે અલ્લાહને છોડી માત્ર થોડા નામોની જ પૂજા કરો છો જે નામો તમે તથા તમારા પૂર્વજોએ ઉપજાવી કાઢ્યા છે. તેમના વિશે અલ્લાહે કોઈ સનદ નથી ઉતારી જે સનદનો અધિકાર માત્ર અલ્લાહ જ રાખે છે. તેના સિવાય કોઈની બંદગી ન કરવાનો તેણે તમને હુકમ આપ્યો છે. આજ ખરો દીન છે. પરંતુ ઘણા લોકો તે નથી જાણતા.

---

૭. અઝીઝ જેનું યહૂદી કિતાબોમાં 'પોટીફર'ના નામે વર્ણન છે તેની પત્નીની ફેલાએલી બદનામીને રોકવા માટે હઝરત યૂસુફ (અ)ને કેદમાં નાખવામાં આવ્યા કે સજા ભોગવવાના કારણે તેમનો અપરાધ સાબિત થઈ જાય અને તે સ્ત્રી લોકોની દ્રષ્ટિમાં નિર્દોષ ગણાય.

يٰصَاحِبَيِ السِّجْنِ اَمَّآ اَحَدُكُمَا فَيَسْقِيْ رَبَّهٗ خَمْرًا ۚ وَاَمَّا الْاٰخَرُ فَيُصْلَبُ فَتَاْكُلُ الطَّيْرُ مِنْ رَّاْسِهٖ ۭ قُضِيَ الْاَمْرُ الَّذِيْ فِيْهِ تَسْتَفْتِيٰنِ ﴿٤٢﴾

૪૨. 'હે મારા કેદખાનાના સાથીઓ, (તમારા સ્વપ્નની તા'બીર સાંભળો). તમારામાંથી એક પોતાના માલિકને શરાબ પાશે. અને બીજાનો અંત શૂળી ઉપર આવશે. તેનું માથું પક્ષીઓ પીંખી ખાશે, (અને) તમે જેનો ખુલાસો માગી રહ્યા હતા તેનો નિર્ણય થઈ ચૂકયો છે. (તે થવા-કાળ છે).'

وَقَالَ لِلَّذِيْ ظَنَّ اَنَّهٗ نَاجٍ مِّنْهُمَا اذْكُرْنِيْ عِنْدَ رَبِّكَ ۡ فَاَنْسٰىهُ الشَّيْطٰنُ ذِكْرَ رَبِّهٖ فَلَبِثَ فِي السِّجْنِ بِضْعَ سِنِيْنَ ﴿٤٣﴾ ع

૪૩. અને બન્નેમાંથી જેને છૂટકારો મળવાનો હતો તેને તેણે કહ્યું 'તું તારા માલિક પાસે મારી ભલામણ કરજે.' પરંતુ શયતાને તેને પોતાના માલિકને વાત કરવાનું ભુલાવી દીધું. જેથી તે અમુક વર્ષો સુધી કેદમાં પડી રહ્યો. (રુકૂઅ-૪)

وَقَالَ الْمَلِكُ اِنِّيْٓ اَرٰى سَبْعَ بَقَرٰتٍ سِمَانٍ يَّاْكُلُهُنَّ سَبْعٌ عِجَافٌ وَّسَبْعَ سُنْۢبُلٰتٍ خُضْرٍ وَّاُخَرَ يٰبِسٰتٍ ۭ يٰٓاَيُّهَا الْمَلَاُ اَفْتُوْنِيْ فِيْ رُءْيَايَ اِنْ كُنْتُمْ لِلرُّءْيَا تَعْبُرُوْنَ ﴿٤٤﴾

૪૪. અને બાદશાહે કહ્યું: 'હું (સ્વપ્નમાં) સાત હૃષ્ટપુષ્ટ ગાયો જોઉં છું જેને સાત દુબળી ગાયો ખાઈ રહી છે. અને સાત લીલાંછમ ડૂંડાંઓ જોઉં છું સાથે સાત કરમાયેલા ડૂંડાંઓ જોઉં છું. હે દરબારીઓ, જો તમે સ્વપ્નની તા'બીર જાણતા હો તો, મને તેનો અર્થ સમજાવો.'

قَالُوْٓا اَضْغَاثُ اَحْلَامٍ ۚ وَمَا نَحْنُ بِتَاْوِيْلِ الْاَحْلَامِ بِعٰلِمِيْنَ ﴿٤٥﴾

૪૫. તેમણે ઉત્તર વાળ્યો, 'આ તો ગુંચવણભર્યાં સ્વપ્ના છે. અને અમે આવા ગુંચવણ ભરેલા સ્વપ્નાની તા'બીર નથી જાણતા.'

وَقَالَ الَّذِيْ نَجَا مِنْهُمَا وَادَّكَرَ بَعْدَ اُمَّةٍ اَنَا اُنَبِّئُكُمْ بِتَاْوِيْلِهٖ فَاَرْسِلُوْنِ ﴿٤٦﴾

૪૬. અને પેલા બેમાંથી જેને છુટકારો મળ્યો હતો તેને લાંબા સમય પહેલાંની વાત યાદ આવી. તેણે કહ્યું 'જો મને (કેદખાનામાં) જવાની પરવાનગી આપો તો હું તમને તેની તા'બીર લાવી આપું.'

يُوْسُفُ اَيُّهَا الصِّدِّيْقُ اَفْتِنَا فِيْ سَبْعِ بَقَرٰتٍ سِمَانٍ يَّاْكُلُهُنَّ سَبْعٌ عِجَافٌ وَّسَبْعِ سُنْۢبُلٰتٍ خُضْرٍ وَّاُخَرَ يٰبِسٰتٍ ۙ لَّعَلِّيْٓ اَرْجِعُ اِلَى النَّاسِ لَعَلَّهُمْ يَعْلَمُوْنَ ﴿٤٧﴾

૪૭. (તેણે કહ્યું) 'હે યૂસુફ, હે સત્ય કહેનારા, તું અમને આનો અર્થ સમજાવ કે સાત તંદુરસ્ત ગાયોને સાત નબળી ગાયો ખાઈ જાય. અને સાત ડૂંડાં લીલાંછમ છે અને સાત ડૂંડાં કરમાયેલાં છે, જેથી પાછો જઈ તેમને (તારા વિશે સઘળું) હું જણાવી દઉં.'

قَالَ تَزْرَعُوْنَ سَبْعَ سِنِيْنَ دَاَبًا ۚ فَمَا حَصَدْتُّمْ فَذَرُوْهُ فِيْ سُنْۢبُلِهٖٓ اِلَّا قَلِيْلًا مِّمَّا تَاْكُلُوْنَ ﴿٤٨﴾

૪૮. તેણે કહ્યું 'તમે સાત વર્ષ સુધી સતત મહેનતથી ખેતી કરો (અને) કાપણી કરો તો તેમાંથી ખાવા પૂરતું જ (અનાજ) લેજો, બાકી તે ડૂંડાંઓમાંજ રહેવા દેજો.

ثُمَّ يَأْتِيْ مِنْۢ بَعْدِ ذٰلِكَ سَبْعٌ شِدَادٌ يَّأْكُلْنَ مَا قَدَّمْتُمْ لَهُنَّ اِلَّا قَلِيْلًا مِّمَّا تُحْصِنُوْنَ ﴿٤٩﴾

૪૯. 'પછીના સાત વર્ષ ભયંકર (દુષ્કાળના) આવશે. જેમાં તમારું સંઘરી રાખેલું ખવાઈ[૮] જશે સિવાય કે જે તમે થોડું (વાવણી માટે) બચાવી લેશો.

ثُمَّ يَأْتِيْ مِنْۢ بَعْدِ ذٰلِكَ عَامٌ فِيْهِ يُغَاثُ النَّاسُ وَفِيْهِ يَعْصِرُوْنَ ﴿٥٠﴾

૫૦. 'પછી એક વર્ષ એવું આવશે જેમાં ખૂબ વરસાદ[૯] થશે અને લોકો એટલા સુખી થઈ જશે કે તેઓ (એકબીજાને) ભેટસોગાદો આપશે.' (રૂકૂઅ-૬)

وَقَالَ الْمَلِكُ ائْتُوْنِيْ بِهٖ ۚ فَلَمَّا جَآءَهُ الرَّسُوْلُ قَالَ ارْجِعْ اِلٰى رَبِّكَ فَسْـَٔلْهُ مَا بَالُ النِّسْوَةِ الّٰتِيْ قَطَّعْنَ اَيْدِيَهُنَّ ؕ اِنَّ رَبِّيْ بِكَيْدِهِنَّ عَلِيْمٌ ﴿٥١﴾

૫૧. જેથી બાદશાહે કહ્યું 'તેને મારી પાસે લઈ આવો.' પરંતુ જ્યારે (બાદશાહનો) કાસદ તેની પાસે આવ્યો તો તેણે કહ્યું: 'તારા માલિકને જઈને પૂછ કે જે સ્ત્રીઓએ પોતાના હાથ કાપ્યા હતા તેમનું શું[૧૦] થયું? બેશક, મારો રબ તેમના ફરેબને સારી પેઠે જાણે છે.'

قَالَ مَا خَطْبُكُنَّ اِذْ رَاوَدْتُّنَّ يُوْسُفَ عَنْ نَّفْسِهٖ ؕ قُلْنَ حَاشَ لِلّٰهِ مَا عَلِمْنَا عَلَيْهِ مِنْ سُوْٓءٍ ؕ قَالَتِ امْرَاَتُ الْعَزِيْزِ الْـٰٔنَ حَصْحَصَ الْحَقُّ ۫ اَنَا رَاوَدْتُّهٗ عَنْ نَّفْسِهٖ وَاِنَّهٗ لَمِنَ الصّٰدِقِيْنَ ﴿٥٢﴾

૫૨. તેણે (બાદશાહે સ્ત્રીઓને) પૂછ્યું, 'આ તમને શું થઈ ગયું હતું જ્યારે તમે યૂસુફ સાથે તેની ઈચ્છા વિરુદ્ધ બદફેલી કરવા ચાહી હતી?' તેમણે કહ્યું: 'તે અલ્લાહના ડરથી (બદકારી ન કરી અને) દૂર રહ્યો હતો. અમે તેની કોઈ બૂરાઈ નથી જોઈ.' ત્યારે અઝીઝની પત્નીએ કહ્યું 'હવે સચ્ચાઈ ખુલી જવા પામી છે, અને તે હું જ હતી જેણે તેની ઈચ્છા વિરુદ્ધ તેને બદકારીમાં ફસાવવા ચાહ્યો હતો, નિ:સંદેહ તે સાચો હતો.'

---

૮. આંહઝરત સ.અ.સ.ના સમયમાં આખા અરેબિયામાં ભયંકર દુકાળ પડયો હતો જે સાત વર્ષ સુધી રહ્યો. લોકોએ ત્યારે મરેલા જનાવરનું માંસ ખાઈને પોતાના જીવ બચાવ્યા હતા.

૯. 'યુગાતુ' અર્થાત 'તેમના ઉપર વર્ષા થશે', તેમના દુ:ખનું નિવારણ થશે' એવો પણ અર્થ નીકળે છે. ઘણા ઈસાઈ વિવેચકો મિસરમાં વર્ષા થવાના પ્રશ્ન ઉપર ટીકા કરે છે અને તેમના કહેવા પ્રમાણે મિસરની જમીન નાઈલ નદીના પાણીના આધારે જીવે છે નહિં કે વર્ષાના આધાર ઉપર. અને તેમના કહેવા પ્રમાણે કુરઆને મજીદનું નિવેદન કુદરતના ભૌગોલિક સિદ્ધાંતની વિરુદ્ધ છે. પરંતુ જેમ મિસરની જમીનની ફળદ્રૂપતા નાઈલના પાણીની ભરતી ઉપર નભે છે તેમજ નાઈલની પાણીની ભરતી વર્ષા ઉપર નભે છે.

૧૦. આ ઘટનાથી બદાશાહને હઝરત યૂસુફ (અ)ની અસાધારણ શખ્સિયતનો ખ્યાલ આવતાંજ તેમને છૂટા કરવાનો ઈરાદો કર્યો. પરંતુ હઝરત યૂસુફ (અ)એ છૂટા થવાનો ઈન્કાર કર્યો જ્યાં સુધી તેમના ઉપરના ખોટા કલંકને મિટાવી દેવામાં ન આવે. તેમજ તે હઝરતના પતિને ખાતરી થવી જોઈએ કે તેના ઉપરકારના બદલામાં હઝરત યૂસુફ (અ)એ વિશ્વાસઘાત નથી કર્યો. તેની પૂરી તપાસ બાદ તેમને નિર્દોષ સાબિત કરી છોડી મુકવામાં ન આવે ત્યાં સુધી હઝરત યૂસુફ (અ) જવા માટે તૈયાર ન હતા.

ذَٰلِكَ لِيَعْلَمَ أَنِّي لَمْ أَخُنْهُ بِالْغَيْبِ وَأَنَّ اللَّهَ لَا يَهْدِي كَيْدَ الْخَائِنِينَ ﴿٥٣﴾

૫૩. (યૂસુફે કહ્યું) 'હું ચાહતો હતો કે તે (માલિક)ને યકીન થઈ જાય કે તેની ગેરહાજરીનો લાભ લઈ મેં તેની સાથે બેવફાઈ નથી કરી. અને અલ્લાહ બેવફાના દાવને ફળવા નથી દેતો.

وَمَا أُبَرِّئُ نَفْسِي ۚ إِنَّ النَّفْسَ لَأَمَّارَةٌ بِالسُّوءِ إِلَّا مَا رَحِمَ رَبِّي ۚ إِنَّ رَبِّي غَفُورٌ رَحِيمٌ ﴿٥٤﴾

૫૪. 'અને હું પોતાને દોષમુક્ત નથી ઠરાવતો; કારણ કે ઈન્સાનનું બૂરાઈ તરફ ઢળવાનું વલણ સ્વભાવિક છે. સિવાય જેના ઉપર મારા પરવરદિગારની દયાદ્રષ્ટિ હોય. ખરેખર મારો પરવરદિગાર બેહદ ક્ષમાવંત છે, દયાળુ છે.'

وَقَالَ الْمَلِكُ ائْتُونِي بِهِ أَسْتَخْلِصْهُ لِنَفْسِي ۖ فَلَمَّا كَلَّمَهُ قَالَ إِنَّكَ الْيَوْمَ لَدَيْنَا مَكِينٌ أَمِينٌ ﴿٥٥﴾

૫૫. અને બાદશાહે કહ્યું 'તેને મારી પાસે લઈ આવો હું તેને મારા ખાસ કામ માટે નીમીશ' અને તેણે (યૂસુફને) કહ્યું 'આજના દિવસે તેં અમારી વચ્ચે એક મરતબો અને અમારો વિશ્વાસ મેળવ્યો છે.'

قَالَ اجْعَلْنِي عَلَىٰ خَزَائِنِ الْأَرْضِ ۖ إِنِّي حَفِيظٌ عَلِيمٌ ﴿٥٦﴾

૫૬. તેણે કહ્યું: 'મને દેશના આર્થિક વહિવટનો ઊપરી બનાવો, હું તેની રક્ષા તથા (વ્યવસ્થાની) પૂરી સમજ ધરાવું છું.'(૧૧)

وَكَذَٰلِكَ مَكَّنَّا لِيُوسُفَ فِي الْأَرْضِ يَتَبَوَّأُ مِنْهَا حَيْثُ يَشَاءُ ۚ نُصِيبُ بِرَحْمَتِنَا مَنْ نَشَاءُ ۖ وَلَا نُضِيعُ أَجْرَ الْمُحْسِنِينَ ﴿٥٧﴾

૫૭. આવી રીતે અમે યૂસુફને દેશમાં સ્થાપિત કર્યો. તે જ્યાં ચાહતો ત્યાં રહેતો. અમે જેના ઉપર ચાહીએ અમારી રહેમત ઊતારીએ છીએ, અને નેકી કરનારાઓના બદલાને અમે વ્યર્થ નથી જવા દેતા.

وَلَأَجْرُ الْآخِرَةِ خَيْرٌ لِلَّذِينَ آمَنُوا وَكَانُوا يَتَّقُونَ ﴿٥٨﴾

૫૮. અને ખરેખર ઈમાન લાવનારાઓ અને પરહેઝગારો માટે આખેરતનો બદલો બેહતર છે. (રુકૂઅ-૭)

وَجَاءَ إِخْوَةُ يُوسُفَ فَدَخَلُوا عَلَيْهِ فَعَرَفَهُمْ وَهُمْ لَهُ مُنْكِرُونَ ﴿٥٩﴾

૫૯. અને યૂસુફના ભાઈઓ તેની સામે ઉપસ્થિત થયા અને તેમને તેણે ઓળખી લીધા; પરંતુ તેઓ તેને ન ઓળખી શકયા.

وَلَمَّا جَهَّزَهُمْ بِجَهَازِهِمْ قَالَ ائْتُونِي بِأَخٍ لَكُمْ مِنْ أَبِيكُمْ ۚ أَلَا تَرَوْنَ أَنِّي أُوفِي الْكَيْلَ وَأَنَا خَيْرُ الْمُنْزِلِينَ ﴿٦٠﴾

૬૦. અને જ્યારે તેણે તેમની જરૂરીયાતો પૂરી કરી આપી, તેણે કહ્યું 'તમારા પિતા તરફથી જે તમારો ભાઈ (બીનયામીન) છે તેને મારી પાસે લઈ આવજો. શું તમે નથી જોયું કે હું તમને તોલમાં પૂરેપૂરું આપું છું અને સારો મહેમાન નવાઝ છું?

فَإِنْ لَمْ تَأْتُونِي بِهِ فَلَا كَيْلَ لَكُمْ عِنْدِي وَلَا تَقْرَبُونِ ﴿٦١﴾

૬૧. 'જો તમે તેને મારી પાસે નહિ લાવો તો મારી પાસેથી (ફરી) તમને (અનાજનો) હિસ્સો નહિ મળે અને તમે મારી પાસે પાછા ન આવશો.

૧૧. હઝરત યૂસુફ (અ)ના એક ખાસ જવાબદારીનું સ્થાન માગવાનો મૂળ હેતુ પોતાની માહિતગારીથી દેશની આર્થિક તેમજ અન્ય ઉન્નતિમાં મદદરૂપ થવાનો હતો.

قَالُوْا سَنُرَاوِدُ عَنْهُ اَبَاهُ وَاِنَّا لَفٰعِلُوْنَ ﴿٦٢﴾

૬૨. તેમણે જવાબ આપ્યો 'અમે તેના પિતાને તેના વિશે સમજાવવાનો પ્રયત્ન કરશું, અને આ (કામ) અમે અવશ્ય કરશું.'

وَقَالَ لِفِتْيٰنِهِ اجْعَلُوْا بِضَاعَتَهُمْ فِيْ رِحَالِهِمْ لَعَلَّهُمْ يَعْرِفُوْنَهَآ اِذَا انْقَلَبُوْٓا اِلٰٓى اَهْلِهِمْ لَعَلَّهُمْ يَرْجِعُوْنَ ﴿٦٣﴾

૬૩. અને તેણે પોતાના ચાકરોને કહ્યું, 'તેમના થેલાઓમાં રકમ પાછી નાખી દો. જ્યારે તેઓ પોતાના પરિવારમાં પાછા પહોંચે અને તેને પારખી લે તો કદાચ તેઓ પાછા આવે.'

فَلَمَّا رَجَعُوْٓا اِلٰٓى اَبِيْهِمْ قَالُوْا يٰٓاَبَانَا مُنِعَ مِنَّا الْكَيْلُ فَاَرْسِلْ مَعَنَآ اَخَانَا نَكْتَلْ وَاِنَّا لَهٗ لَحٰفِظُوْنَ ﴿٦٤﴾

૬૪. અને જ્યારે તેમણે પિતા પાસે આવીને કહ્યું: 'હે અમારા પિતા, હવે પછી અમને (અનાજનો) પૂરો હિસ્સો નહિ મળે. જો અમારા ભાઈને અમારી સાથે મોકલાવીશ તોજ અમને અમારો હિસ્સો મળશે અને અમે બેશક તેની પૂરતી સંભાળ લેશું.

قَالَ هَلْ اٰمَنُكُمْ عَلَيْهِ اِلَّا كَمَآ اَمِنْتُكُمْ عَلٰٓى اَخِيْهِ مِنْ قَبْلُ ؕ فَاللّٰهُ خَيْرٌ حٰفِظًا ۪ وَّهُوَ اَرْحَمُ الرّٰحِمِيْنَ ﴿٦٥﴾

૬૫. તેણે કહ્યું 'શું હું તેના માટે તમારો એવો વિશ્વાસ કરું જેવો કે મેં પહેલા તેના ભાઈ માટે તમારો વિશ્વાસ કર્યો હતો? બેશક, અલ્લાહ જ ઉત્તમ સંભાળ[૧૨] લેનારો છે, તે દયાળુઓનો દયાળુ છે.

وَلَمَّا فَتَحُوْا مَتَاعَهُمْ وَجَدُوْا بِضَاعَتَهُمْ رُدَّتْ اِلَيْهِمْ ؕ قَالُوْا يٰٓاَبَانَا مَا نَبْغِيْ ؕ هٰذِهٖ بِضَاعَتُنَا رُدَّتْ اِلَيْنَا ۚ وَنَمِيْرُ اَهْلَنَا وَنَحْفَظُ اَخَانَا وَنَزْدَادُ كَيْلَ بَعِيْرٍ ؕ ذٰلِكَ كَيْلٌ يَّسِيْرٌ ﴿٦٦﴾

૬૬. અને જ્યારે તેમણે અનાજના થેલા ખોલ્યા તો તેમને પોતાની રકમ પાછી મળી. તેમણે કહ્યું: 'હે પિતાજી, આથી વધુ અમે શું આશા રાખીએ? અમારી રકમ પણ અમને પાછી મળી ગઈ. અમે અમારા પરિવાર માટે ફરી અનાજ લાવશું અને અમારા ભાઈની પૂરતી સંભાળ લેશું. અમે એક ઊંટનો ભાર વધારે લાવશું. એટલો વધારો સહેલાઈથી મળી રહેશે.'

قَالَ لَنْ اُرْسِلَهٗ مَعَكُمْ حَتّٰى تُؤْتُوْنِ مَوْثِقًا مِّنَ اللّٰهِ لَتَاْتُنَّنِيْ بِهٖٓ اِلَّآ اَنْ يُّحَاطَ بِكُمْ ۚ فَلَمَّآ اٰتَوْهُ مَوْثِقَهُمْ قَالَ اللّٰهُ عَلٰى مَا نَقُوْلُ وَكِيْلٌ ﴿٦٧﴾

૬૭. તેણે કહ્યું 'હું તેને તમારી સાથે મોકલીશ નહિ જ્યાં સુધી તમે અલ્લાહના નામ પર સોગંદ ઉઠાવી વચન ન આપો કે તમે તેને ખરેખર મારી પાસે પાછો લાવશો. સિવાય કે તમે સૌ ફસાઈ ગયા હો' અને જ્યારે તેમણે પાકું વચન આપ્યું ત્યારે તેણે કહ્યું: 'આપણી આ વાતોનો અલ્લાહ સાક્ષી છે.'

وَقَالَ يٰبَنِيَّ لَا تَدْخُلُوْا مِنْۢ بَابٍ وَّاحِدٍ وَّادْخُلُوْا

૬૮. અને તેણે કહ્યું: 'હે મારા પુત્રો, તમે શહેરના એકજ દરવાજાથી એક સાથે દાખલ ન થજો,

---

૧૨. હઝરત યા'કૂબ (અ)ને ખાતરી થઈ ચૂકી હતી કે ફિરઔનના આ અમલદાર હઝરત યૂસુફ (અ)જ હોવા જોઈએ. એક હઝરત અજાણ્યા સરકારી અમલદારનું બિનયામીનને પોતાની પાસે બોલાવવાનું કોઈ કારણ ન હોઈ શકે.

مِنْ اَبْوَابٍ مُّتَفَرِّقَةٍ ؕ وَمَآ اُغْنِىْ عَنْكُمْ مِّنَ اللّٰهِ مِنْ شَىْءٍ ؕ اِنِ الْحُكْمُ اِلَّا لِلّٰهِ ؕ عَلَيْهِ تَوَكَّلْتُ ۚ وَعَلَيْهِ فَلْيَتَوَكَّلِ الْمُتَوَكِّلُوْنَ ﴿٦٨﴾

પરંતુ અલગ અલગ દરવાજામાંથી[૧૩] દાખલ થજો અને હું તમને અલ્લાહની પકડથી નથી બચાવી શકતો. નિર્ણય અલ્લાહના હાથમાં છે. મેં તેના ઉપર ભરોસો રાખ્યો છે. બેશક ભરોસો રાખનારાએ તેના ઉપરજ ભરોસો રાખવો જોઈએ.

وَلَمَّا دَخَلُوْا مِنْ حَيْثُ اَمَرَهُمْ اَبُوْهُمْ ؕ مَا كَانَ يُغْنِىْ عَنْهُمْ مِّنَ اللّٰهِ مِنْ شَىْءٍ اِلَّا حَاجَةً فِىْ نَفْسِ يَعْقُوْبَ قَضٰىهَا ؕ وَاِنَّهٗ لَذُوْ عِلْمٍ لِّمَا عَلَّمْنٰهُ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ﴿٦٩﴾ ع

૬૯. અને તેઓ પોતાના પિતાની આજ્ઞા પ્રમાણે (શહેરમાં) દાખલ થયા હતા, પરંતુ અલ્લાહના નિર્ણય સામે તેમને કંઈ કામ આવત નહિ, બેશક આ યા'કૂબની એક ઇચ્છા હતી જે તેણે પ્રગટ કરી હતી. અને તે ખરેખર જ્ઞાન ધરાવતો હતો કારણ કે અમે તેને (ઘણું) શીખવ્યું હતું. પરંતુ ઘણાં લોકો તેનાથી બેખબર છે. (રુકૂઅ-૮)

وَلَمَّا دَخَلُوْا عَلٰى يُوْسُفَ اٰوٰٓى اِلَيْهِ اَخَاهُ قَالَ اِنِّىْٓ اَنَا اَخُوْكَ فَلَا تَبْتَئِسْ بِمَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿٧٠﴾

૭૦. અને જ્યારે તેઓ યૂસુફને મળવા ગયા ત્યારે તેણે પોતાના ભાઈને પાસે બેસાડયો અને કહ્યું:
'હું તારો ભાઈ છું, માટે તેમની (ખરાબ) વર્તણૂકથી તું માઠું ન લગાડજે.'

فَلَمَّا جَهَّزَهُمْ بِجَهَازِهِمْ جَعَلَ السِّقَايَةَ فِىْ رَحْلِ اَخِيْهِ ثُمَّ اَذَّنَ مُؤَذِّنٌ اَيَّتُهَا الْعِيْرُ اِنَّكُمْ لَسٰرِقُوْنَ ﴿٧١﴾

૭૧. અને જ્યારે અનાજ તેમને અપાઈ ગયું ત્યારે તેણે એક પ્યાલો તેના ભાઈના થેલામાં[૧૪] નાખી દીધો. પછી એલાન કરનારાએ એલાન કર્યો (કહ્યું) 'હે, કાફલાવાળાઓ, તમારા ઉપર ચોરીનો આરોપ છે.'

قَالُوْا وَاَقْبَلُوْا عَلَيْهِمْ مَّاذَا تَفْقِدُوْنَ ﴿٧٢﴾

૭૨. તેઓ પાછા ફર્યા અને પૂછયું 'તમારું શું ખોવાયું છે?'

قَالُوْا نَفْقِدُ صُوَاعَ الْمَلِكِ وَلِمَنْ جَآءَ بِهٖ حِمْلُ بَعِيْرٍ وَّاَنَا بِهٖ زَعِيْمٌ ﴿٧٣﴾

૭૩. તેમણે કહ્યું 'બાદશાહનો માપનો પ્યાલો. અને જે તેને શોધી લાવશે તેને એક ઊંટના ભાર જેટલું (અનાજ) આપવામાં આવશે, અને હું તેની ખાતરી આપું છું.'

قَالُوْا تَاللّٰهِ لَقَدْ عَلِمْتُمْ مَّا جِئْنَا لِنُفْسِدَ فِى الْاَرْضِ وَمَا كُنَّا سٰرِقِيْنَ ﴿٧٤﴾

૭૪. તેમણે કહ્યું: 'અલ્લાહના સોગંદ તમે સારી પેઠે જાણો છો કે અમે આ પ્રદેશમાં અનીતિના કામ કરવા નથી આવ્યા. અને ન તો અમે ચોર છીએ.'

---

૧૩. હઝરત યા'કૂબ (અ)ના પોતાના પુત્રોને શહેરના અલગ અલગ દ્વારોમાંથી દાખલ થવાની સૂચના આપવાના બે ખાસ કારણો હતા કે (૧) જો તેમને સપડાવવાની કોઈ પ્રપંચ જાળ હોય તો બધા તેમાં એકી સાથે ન ફસાઈ જાય, (૨) જો યૂસુફ (અ)નો આ બાબતમાં કંઈ સંબંધ હોય તો બન્ને ભાઈઓને એકાંતમાં વાતચીત કરવાનો મોકો મળી જાય.

૧૪. આ પ્યાલો અજાણતામાં બીનયામીનના થેલામાં રહી જવા પામ્યો હતો તેની પાછળ કોઈ ચાલ ન હતી.

قَالُوا فَمَا جَزَاؤُهُ إِن كُنتُمْ كَاذِبِينَ ﴿٧٥﴾

૭૫. તેમણે કહ્યું 'જો તમે જૂઠા સાબિત થયા તો આ ચોરીનો દંડ શું હોવો જોઈએ?'

قَالُوا جَزَاؤُهُ مَن وُجِدَ فِي رَحْلِهِ فَهُوَ جَزَاؤُهُ ۚ كَذَٰلِكَ نَجْزِي الظَّالِمِينَ ﴿٧٦﴾

૭૬. તેમણે કહ્યું કે જેના થેલામાં તે (વસ્તુ) નીકળશે, તે પોતેજ તેનો દંડ ગણાશે. અમે અપરાધીઓને આ જ સઝા આપીએ છીએ.

فَبَدَأَ بِأَوْعِيَتِهِمْ قَبْلَ وِعَاءِ أَخِيهِ ثُمَّ اسْتَخْرَجَهَا مِن وِعَاءِ أَخِيهِ ۚ كَذَٰلِكَ كِدْنَا لِيُوسُفَ ۖ مَا كَانَ لِيَأْخُذَ أَخَاهُ فِي دِينِ الْمَلِكِ إِلَّا أَن يَشَاءَ اللَّهُ ۚ نَرْفَعُ دَرَجَاتٍ مَّن نَّشَاءُ ۗ وَفَوْقَ كُلِّ ذِي عِلْمٍ عَلِيمٌ ﴿٧٧﴾

૭૭. પછી તેણે પોતાના ભાઈના થેલાથી પહેલાં બીજાના થેલાઓની તલાશી લેવી શરૂ કરી. પછી તેના ભાઈના થેલામાંથી તેણે પ્યાલો કાઢ્યો. આવી રીતે અમે યૂસુફ માટે તરકીબ[૧૫] કરી કારણ કે બાદશાહના કાનૂનના બહાના વગર બીજી કોઈ રીતે તે પોતાના ભાઈને રાખી ન શકયો હોત, સિવાય કે અલ્લાહ ચાહતો હોય. અમે ચાહીએ તેના દરજ્જા વધારી દઈએ છીએ; અને સર્વ જ્ઞાન ધરાવનારાઓમાં તે'જ એક મહાજ્ઞાની છે.

قَالُوا إِن يَسْرِقْ فَقَدْ سَرَقَ أَخٌ لَّهُ مِن قَبْلُ ۚ فَأَسَرَّهَا يُوسُفُ فِي نَفْسِهِ وَلَمْ يُبْدِهَا لَهُمْ ۚ قَالَ أَنتُمْ شَرٌّ مَّكَانًا ۖ وَاللَّهُ أَعْلَمُ بِمَا تَصِفُونَ ﴿٧٨﴾

૭૮. તેમણે કહ્યું: 'જો તેણે ચોરી[૧૬] કરી હોય તો (તેમાં નવાઈ નથી), પહેલાં તેના ભાઈએ પણ ચોરી કરી હતી.' પણ યૂસુફે (અપમાન સહી) પોતાનો ભેદ જાળવી રાખ્યો અને તેમની સમક્ષ પ્રગટ ન કર્યો. તેણે એટલું જ કહ્યું: 'તમે બેહદ બદતર (પ્રકૃતિના લોકો) છો અને તમે જે કંઈ કહી રહ્યા છો તેને અલ્લાહ સારી પેઠે જાણે છે.'

قَالُوا يَا أَيُّهَا الْعَزِيزُ إِنَّ لَهُ أَبًا شَيْخًا كَبِيرًا فَخُذْ أَحَدَنَا مَكَانَهُ ۖ إِنَّا نَرَاكَ مِنَ الْمُحْسِنِينَ ﴿٧٩﴾

૭૯. તેમણે કહ્યું કે 'હે આદરણીય અમલદાર, તેનો પિતા વયોવૃદ્ધ છે. માટે તું અમારામાંથી કોઈ બીજાને તેના બદલે રાખી લે; બેશક તું અમને બહુજ ભલો માણસ લાગે છે.'

قَالَ مَعَاذَ اللَّهِ أَن نَّأْخُذَ إِلَّا مَن وَجَدْنَا مَتَاعَنَا عِندَهُ إِنَّا إِذًا لَّظَالِمُونَ ﴿٨٠﴾

૮૦. તેણે કહ્યું: 'અલ્લાહ પનાહ આપે જો અમે અમારી વસ્તુ જેની પાસે મળી હોય તેના સિવાય બીજાને અટકાયતમાં લઈએ તો; આવું કરવાથી અમે નિશ્ચય અન્યાયી ગણાશું.' (રુકૂઅ-૯)

---

૧૫. પાણી પીવાનો પ્યાલો તેમજ માપનું વાસણ બન્ને એકજ પ્રકારના હતા. હઝરત યૂસુફ (અ)ની ભૂલ અલ્લાહ તઆલાની યોજના પ્રમાણે હતી. તેનું સ્પષ્ટીકરણ આ આયતમાં જણાય છે. જેના વગર હઝરત યૂસુફ (અ)ને પોતાના ભાઈને રાખી લેવાની તક સાંપડત નહિ.

૧૬. દુશ્મની તેમજ ઈર્ષાના લીધે તેમણે હઝરત યૂસુફ (અ)ની હત્યા કરવા સુધી ઈરાદો કર્યો, તેને ચોર બનાવ્યો તેમજ બીનયામીન સાથે વિતેલી સાધારણ ઘટનાને પણ ચોરી ઠરાવી.

فَلَمَّا اسْتَيْـَٔسُوْا مِنْهُ خَلَصُوْا نَجِيًّا ؕ قَالَ كَبِيْرُهُمْ اَلَمْ تَعْلَمُوْۤا اَنَّ اَبَاكُمْ قَدْ اَخَذَ عَلَيْكُمْ مَّوْثِقًا مِّنَ اللّٰهِ وَمِنْ قَبْلُ مَا فَرَّطْتُّمْ فِىْ يُوْسُفَ ۚ فَلَنْ اَبْرَحَ الْاَرْضَ حَتّٰى يَاْذَنَ لِىْۤ اَبِىْۤ اَوْ يَحْكُمَ اللّٰهُ لِىْ ۚ وَهُوَ خَيْرُ الْحٰكِمِيْنَ ﴿٨١﴾

૮૧. અને જ્યારે તેઓ નિરાશ થયા અને આપસમાં સલાહ કરવા માટે એક તરફ ભેગા થયા ત્યારે તેમાંના સૌથી મોટાએ[૧૭] કહ્યું: 'તમે સારી પેઠે જાણો છો કે તમારા પિતાએ તમારી પાસેથી સોગંદ ઉપર વચન લીધું હતું, અને અલ્લાહને સાક્ષી બનાવ્યો હતો. અને આવી જ રીતે તમે પહેલાં પણ યૂસુફના સંબંધમાં કેવું અનર્થ કરી ચૂકયા છો? માટે હું આ દેશમાંથી નહિ જાઉં. જ્યાં સુધી મારા પિતા પરવાનગી ન આપે. અથવા અલ્લાહ મારા વિશે કોઈ ફેંસલો ન કરે. તેજ બેહતર ફેંસલો કરનારો છે.

اِرْجِعُوْۤا اِلٰۤى اَبِيْكُمْ فَقُوْلُوْا يٰۤاَبَانَاۤ اِنَّ ابْنَكَ سَرَقَ ۚ وَمَا شَهِدْنَاۤ اِلَّا بِمَا عَلِمْنَا وَمَا كُنَّا لِلْغَيْبِ حٰفِظِيْنَ ﴿٨٢﴾

૮૨. 'તમારા પિતાને જઈને કહો કે તમારા પુત્રે અવશ્ય ચોરી કરી છે અને અમે જેટલું જાણીએ છીએ એટલું જ વર્ણન કરીએ છીએ. અને ગએબનું જ્ઞાન અમે નથી રાખતા.

وَسْـَٔلِ الْقَرْيَةَ الَّتِىْ كُنَّا فِيْهَا وَالْعِيْرَ الَّتِىْۤ اَقْبَلْنَا فِيْهَا ؕ وَاِنَّا لَصٰدِقُوْنَ ﴿٨٣﴾

૮૩. 'અને તું તે લોકોને પણ પૂછી લે જેની સાથે અમે રહ્યા હતા અને તે કાફલાવાળાઓને પણ પૂછી લે જેમની સાથે અમે આવ્યા છીએ અને અમે ખરેખર સાચા છીએ.''

قَالَ بَلْ سَوَّلَتْ لَكُمْ اَنْفُسُكُمْ اَمْرًا ؕ فَصَبْرٌ جَمِيْلٌ ؕ عَسَى اللّٰهُ اَنْ يَّاْتِيَنِىْ بِهِمْ جَمِيْعًا ؕ اِنَّهٗ هُوَ الْعَلِيْمُ الْحَكِيْمُ ﴿٨٤﴾

૮૪. તેણે કહ્યું 'નહિ (આ સત્ય નથી) બલ્કે, તમારા ખોટા વિચારોને કારણે એક ગંભીર બાબત તમને સાધારણ લાગી છે. બેશક, હવે માત્ર સબ્ર કરવું મારા માટે બેહતર છે. કદાચ ફરી અલ્લાહ સૌને[૧૮] મારી પાસે લઈ આવે. તે સર્વજ્ઞ છે, હિકમતવાળો છે.'

وَتَوَلّٰى عَنْهُمْ وَقَالَ يٰۤاَسَفٰى عَلٰى يُوْسُفَ وَابْيَضَّتْ عَيْنٰهُ مِنَ الْحُزْنِ فَهُوَ كَظِيْمٌ ﴿٨٥﴾

૮૫. પછી તેણે મોઢું ફેરવી ઉદ્દગાર કાઢયો: 'હાય યૂસુફ' અને તેની આંખો દુ:ખના લીધે સફેદ પડી ગઈ હતી અને તે પોતાના દુ:ખને દબાવી રહ્યો હતો.

قَالُوْا تَاللّٰهِ تَفْتَؤُا تَذْكُرُ يُوْسُفَ حَتّٰى تَكُوْنَ حَرَضًا اَوْ تَكُوْنَ مِنَ الْهٰلِكِيْنَ ﴿٨٦﴾

૮૬. તેમણે કહ્યું: 'અલ્લાહના સોગંદ તું યૂસુફને કદીપણ ભૂલીશ નહિ જ્યાં સુધી કે તું (ખાટલામાંજ) ગળી જઈશ અથવા સડી મરીશ.'

---

૧૭. જેમ બાઈબલમાં વર્ણન છે તે પ્રમાણે મોટોભાઈ રૂબન ન હતો, પણ હકીકતમાં તે ભાઈ જૂદાહ હતો જે પાછો જવા માટે તૈયાર ન હતો. હઝરત યા'કૂબ (અ) પાસે રૂબનથી જૂદાહનું વધુ માન હતું. (જેને ૪૩/૮-૧૦)

૧૮. યૂસુફ, બીનયામીન અને જૂદાહ.

قَالَ إِنَّمَآ أَشْكُوا۟ بَثِّى وَحُزْنِىٓ إِلَى ٱللَّهِ وَأَعْلَمُ مِنَ ٱللَّهِ مَا لَا تَعْلَمُونَ ﴿٨٦﴾

૮૭. તેણે જવાબ આપ્યો 'હું મારા દુ:ખની અને પરેશાનીની ફરિયાદ અલ્લાહને જ કરું છું. અને અલ્લાહ પાસેથી મને જે જાણવા[૧૯] મળ્યું છે તે તમે નથી જાણતા.

يَٰبَنِىَّ ٱذْهَبُوا۟ فَتَحَسَّسُوا۟ مِن يُوسُفَ وَأَخِيهِ وَلَا تَا۟يْـَٔسُوا۟ مِن رَّوْحِ ٱللَّهِ ۖ إِنَّهُۥ لَا يَا۟يْـَٔسُ مِن رَّوْحِ ٱللَّهِ إِلَّا ٱلْقَوْمُ ٱلْكَٰفِرُونَ ﴿٨٧﴾

૮૮. 'હે મારા પુત્રો, જાઓ તમે યૂસુફ અને તેના ભાઈની તપાસ કરો અને અલ્લાહની રહેમતથી નિરાશ ન થશો. બેશક, અલ્લાહની રહેમતથી નાસ્તિક લોકો સિવાય બીજા કોઈ નિરાશ નથી થતા.'

فَلَمَّا دَخَلُوا۟ عَلَيْهِ قَالُوا۟ يَٰٓأَيُّهَا ٱلْعَزِيزُ مَسَّنَا وَأَهْلَنَا ٱلضُّرُّ وَجِئْنَا بِبِضَٰعَةٍ مُّزْجَىٰةٍ فَأَوْفِ لَنَا ٱلْكَيْلَ وَتَصَدَّقْ عَلَيْنَآ ۖ إِنَّ ٱللَّهَ يَجْزِى ٱلْمُتَصَدِّقِينَ ﴿٨٨﴾

૮૯. પછી તેની પાસે પાછા આવી તેમણે કહ્યું 'હે માનનીય (અમલદાર), અમે તથા અમારા કુટુંબીઓ (દુષ્કાળના પરિણામે) મુસીબતમાં સપડાયેલા છીએ, અને અમે થોડી પૂંજી લાવ્યા છીએ, બદલામાં તું અમને પુરતા પ્રમાણમાં ઉદારતાથી આપ , બેશક અલ્લાહ ઔદાર્યશીલ લોકોને (ભલો) બદલો આપે છે.

قَالَ هَلْ عَلِمْتُم مَّا فَعَلْتُم بِيُوسُفَ وَأَخِيهِ إِذْ أَنتُمْ جَٰهِلُونَ ﴿٨٩﴾

૯૦. તેણે કહ્યું: 'તમે જાણો છો કે તમે યૂસુફ તથા તેના ભાઈ સાથે નાદાનીમાં શું કર્યું હતું?

قَالُوٓا۟ أَءِنَّكَ لَأَنتَ يُوسُفُ ۖ قَالَ أَنَا۠ يُوسُفُ وَهَٰذَآ أَخِى ۖ قَدْ مَنَّ ٱللَّهُ عَلَيْنَآ ۖ إِنَّهُۥ مَن يَتَّقِ وَيَصْبِرْ فَإِنَّ ٱللَّهَ لَا يُضِيعُ أَجْرَ ٱلْمُحْسِنِينَ ﴿٩٠﴾

૯૧. તેમણે કહ્યું: 'શું તું યૂસુફ છે?' તેણે કહ્યું, 'હા, હું યૂસુફ[૨૦] છું અને આ મારો ભાઈ છે. અલ્લાહે અમારા ઉપર ખરેખર એહસાન કર્યો છે. ખચીત પરહેઝગારો તથા સબ્ર કરનારા નેક લોકોનો બદલો અલ્લાહ વ્યર્થ નથી જવા દેતો.'

قَالُوا۟ تَٱللَّهِ لَقَدْ ءَاثَرَكَ ٱللَّهُ عَلَيْنَا وَإِن كُنَّا لَخَٰطِـِٔينَ ﴿٩١﴾

૯૨. તેમણે કહ્યું 'અલ્લાહના સોગંદ, બેશક અલ્લાહે તને અમારા ઉપર સરસાઈ આપી છે. અમે ખરેખર ગુનાહગાર હતા.'

قَالَ لَا تَثْرِيبَ عَلَيْكُمُ ٱلْيَوْمَ ۖ يَغْفِرُ ٱللَّهُ لَكُمْ ۖ وَهُوَ أَرْحَمُ ٱلرَّٰحِمِينَ ﴿٩٢﴾

૯૩. તેણે કહ્યું 'આજના દિવસે તમારા દોષથી તમે મુકત છે. અલ્લાહ તમને માફ કરશે! બેશક રહેમ કરવામાં તે સર્વશ્રેષ્ઠ છે.

---

૧૯. આ આયતમાંથી એવો ઈશારો મળે છે કે હઝરત યા'કૂબ (અ)ને હઝરત યૂસુફ(અ) બીનયામીન. તથા જૂદાહના જીવતા હોવાની ખબર અલ્લાહ તરફથી મળી ચૂકી હતી.

૨૦. હઝરત યૂસુફ (અ) પોતાના ભાઈઓને વધુ અંધારામાં ન રાખતાં તેમની સામે પોતાને જાહેર કરી દીધો. તેણે તેમને અલ્લાહ પાસે પોતાના ગુનાહોની માફી માગવાની શિખામણ આપી અને પોતાના તરફથી માફી આપી. એવીજ રીતે મક્કાની ફતેહના પ્રસંગે આંહઝરત (સ.અ.સ.)એ દુશ્મનોને બીન શર્તે તેમના અપરાધોની માફી આપી, જેમાં ઈસ્લામના કટ્ટર દુશ્મન અબુ જહલના બેટા હઝરત અકરમા પણ શામિલ હતા, જે પોતાની જાન બચાવવા હબશીયા તરફ પલાયન થઈ જવા માટે એક ગુપ્ત જગ્યાએ સંતાઈને બેઠા, મોકાની રાહ જોઈ રહ્યા હતા. (વધુ વિગત માટે સૂરાહ તૌબાહ વિવરણ નં-૪ જુઓ)

اِذْهَبُوْا بِقَمِيْصِيْ هٰذَا فَاَلْقُوْهُ عَلٰى وَجْهِ اَبِيْ يَاْتِ بَصِيْرًا ۚ وَاْتُوْنِيْ بِاَهْلِكُمْ اَجْمَعِيْنَ ﴿٩٤﴾

૯૪. 'આ મારું પહેરણ લઈ જાઓ અને તેને મારા પિતા ઉપર ઓઢાડજો, તેને સઘળું સમજાઈ જશે. અને તમારા આખા પરિવારને મારી પાસે લઈ આવો.' (રુકૂઅ-૧૦)

وَلَمَّا فَصَلَتِ الْعِيْرُ قَالَ اَبُوْهُمْ اِنِّيْ لَاَجِدُ رِيْحَ يُوْسُفَ لَوْلَآ اَنْ تُفَنِّدُوْنِ ﴿٩٥﴾

૯૫. અને કાફલો ત્યાંથી રવાના થઈ ચૂકયો હતો ત્યારે તેમના પિતાએ કહ્યું ખરેખર મને યૂસુફની મહેક આવી રહી છે. ભલે મને મૂરખ ડોસો ધારી તમે ન ગણકારતા હો.'

قَالُوْا تَاللّٰهِ اِنَّكَ لَفِيْ ضَلٰلِكَ الْقَدِيْمِ ﴿٩٦﴾

૯૬. લોકોએ તેને કહ્યું 'અલ્લાહની કસમ તું ખરેખર તારી પુરાણી ભ્રમણામાં પડેલો છે.'

فَلَمَّآ اَنْ جَآءَ الْبَشِيْرُ اَلْقٰىهُ عَلٰى وَجْهِهٖ فَارْتَدَّ بَصِيْرًا ۚ قَالَ اَلَمْ اَقُلْ لَّكُمْ ۚ اِنِّيْٓ اَعْلَمُ مِنَ اللّٰهِ مَا لَا تَعْلَمُوْنَ ﴿٩٧﴾

૯૭. અને ખુશખબર લાવનાર આવ્યો અને તેણે તે (પહેરણ) તેના ઉપર નાખ્યું તો તેના ઉપર હકીકત[૨૧] રોશન થઈ ગઈ. ત્યારે તેણે કહ્યું 'મેં તમને કહ્યું ન હતું કે અલ્લાહે જે મને જણાવ્યું છે તે તમે નથી જાણતા?'

قَالُوْا يٰٓاَبَانَا اسْتَغْفِرْ لَنَا ذُنُوْبَنَآ اِنَّا كُنَّا خٰطِـِٕيْنَ ﴿٩٨﴾

૯૮. તેમણે કહ્યું 'હે અમારા પિતા, અમારા ગુનાહોની માફી માટે દુઆ કર, અમે અવશ્ય ગુનાહગાર હતા.'

قَالَ سَوْفَ اَسْتَغْفِرُ لَكُمْ رَبِّيْ ۗ اِنَّهٗ هُوَ الْغَفُوْرُ الرَّحِيْمُ ﴿٩٩﴾

૯૯. તેણે કહ્યું 'બેશક, હું મારા રબ પાસે તમારા માટે માફીની દુઆ કરીશ, ખરેખર તે બક્ષનારો છે, દયાળુ છે.

فَلَمَّا دَخَلُوْا عَلٰى يُوْسُفَ اٰوٰٓى اِلَيْهِ اَبَوَيْهِ وَقَالَ ادْخُلُوْا مِصْرَ اِنْ شَآءَ اللّٰهُ اٰمِنِيْنَ ۗ ﴿١٠٠﴾

૧૦૦. પછી તેઓ સૌ યૂસુફ પાસે પહોંચી ગયા. તો તેણે પોતાના માતાપિતાને[૨૨] પોતાની પડખે બેસાડયા. અને કહ્યું તમે સૌ મિસરમાં વસી જાઓ. અલ્લાહ ચાહશે તો તમે શાંતિ અને સુખ મેળવશો.'

وَرَفَعَ اَبَوَيْهِ عَلَى الْعَرْشِ وَخَرُّوْا لَهٗ سُجَّدًا ۚ وَ

૧૦૧. અને તેણે પોતાના માતાપિતાને પોતાના આસન[૨૩] ઉપર બેસાડયા અને તે સૌ (અલ્લાહની

---

૨૧. હઝરત યા'કૂબ (અ)ને પહેરણ આપવામાં આવ્યું તેજ ક્ષણે તેઓ સમજી ગયા કે આ પહેરણ હઝરત યૂસુફ (અ)નું છે. જેમ કહેવાય છે તે પ્રમાણે હઝરત યા'કૂબ (અ)ના આંધળા થઈ ગયા હોવાના કોઈ ચિન્હો આ ઘટનામાં કયાં પણ જણાતા નથી. કારણ કે આ પહેરણને જોતાંજ તેમણે ઓળખી લીધો હતો કે તે હઝરત યૂસુફ (અ)નું છે.

૨૨. હઝરત યૂસુફ (અ)ની જનેતા માતા રાહેલ તે સમયે હયાત ન હતા. આ આયતમાં જે માતાનો ઉલ્લેખ છે તે તેમની ઓરમાન માતા હતા.

૨૩. હઝરત યૂસુફે (અ) પોતાના માતાપિતાને બાદશાહના દરબારમાં ઉપસ્થિત કર્યા અને બાદશાહની પરવાનગીથી તેમને પોતાના આસન ઉપર બેસાડી માન આપ્યું હતું.

قَالَ يٰٓاَبَتِ هٰذَا تَاْوِيْلُ رُءْيَايَ مِنْ قَبْلُ ۡ قَدْ جَعَلَهَا رَبِّيْ حَقًّا ؕ وَقَدْ اَحْسَنَ بِيْٓ اِذْ اَخْرَجَنِيْ مِنَ السِّجْنِ وَجَآءَ بِكُمْ مِّنَ الْبَدْوِ مِنْۢ بَعْدِ اَنْ نَّزَغَ الشَّيْطٰنُ بَيْنِيْ وَبَيْنَ اِخْوَتِيْ ؕ اِنَّ رَبِّيْ لَطِيْفٌ لِّمَا يَشَآءُ ؕ اِنَّهٗ هُوَ الْعَلِيْمُ الْحَكِيْمُ ﴿۱۰۱﴾

દરગાહમાં) સિજદામાં[૨૪] પડયા. અને તેણે કહ્યું 'હે મારા પિતા, મેં અગાઉ સ્વપ્ન જોયું હતું આ મારા તે સ્વપ્નનું[૨૫] ફળ છે. મારા પાલનહારે તેને પૂર્ણતાએ પહોંચાડયો છે. અને તેણેજ મારા ઉપર ઉપકાર કરી મને કેદખાનામાંથી છોડાવ્યો હતો. અને શયતાને મારા તથા મારા ભાઈઓ વચ્ચે વિખવાદ નાખ્યો પછી (અલ્લાહે) તમને રણમાંથી લાવી આપણો મેળાપ કરાવ્યો. ખરેખર મારો પાલનહાર જેની સાથે ચાહે તે અત્યંત વહાલભર્યું વર્તન કરે છે, તે સર્વ જાણનારો છે, હિકમતવાળો છે.

رَبِّ قَدْ اٰتَيْتَنِيْ مِنَ الْمُلْكِ وَعَلَّمْتَنِيْ مِنْ تَاْوِيْلِ الْاَحَادِيْثِ ۚ فَاطِرَ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۟ اَنْتَ وَلِيّٖ فِي الدُّنْيَا وَالْاٰخِرَةِ ۚ تَوَفَّنِيْ مُسْلِمًا وَّاَلْحِقْنِيْ بِالصّٰلِحِيْنَ ﴿۱۰۲﴾

૧૦૨. 'હે મારા રબ તેં'જ મને સ્વપ્નની તા'બીર કરવાનું જ્ઞાન અર્પણ કર્યું. હે આકાશો તથા ધરતીના રચનારા, તુંજ આ દુનિયામાં અને આખેરતમાં મારો રખેવાળો છે. તું મને તારો સંપૂર્ણ તાબેદાર હોવાની હાલતમાં જ મૃત્યુ આપજે. અને મને પરહેઝગારોમાં શામિલ કરજે.'

ذٰلِكَ مِنْ اَنْۢبَآءِ الْغَيْبِ نُوْحِيْهِ اِلَيْكَ ۚ وَمَا كُنْتَ لَدَيْهِمْ اِذْ اَجْمَعُوْٓا اَمْرَهُمْ وَهُمْ يَمْكُرُوْنَ ﴿۱۰۳﴾

૧૦૩. (હે રસૂલ) આ બનાવથી તું અજાણ્યો હતો જે અમે તારા ઉપર વહી દ્વારા પ્રગટ કરીએ છીએ, કારણ કે તું તે પ્રસંગે હાજર ન હતો જ્યારે તેના ભાઈઓ પોતાની તદબીરના ઈરાદામાં સમંત થયા હતા.

وَمَآ اَكْثَرُ النَّاسِ وَلَوْ حَرَصْتَ بِمُؤْمِنِيْنَ ﴿۱۰۴﴾

૧૦૪. અને તું ગમે તેટલું ચાહીશ તો પણ લોકોમાંથી ઘણાખરા ઈમાન નહિ લાવે.

وَمَا تَسْـَٔلُهُمْ عَلَيْهِ مِنْ اَجْرٍ ؕ اِنْ هُوَ اِلَّا ذِكْرٌ لِّلْعٰلَمِيْنَ ﴿۱۰۵﴾ ع

૧૦૫. અને તું લોકો પાસેથી કોઈ બદલો નથી માગી રહ્યો, બલ્કે આ તો સમગ્ર માનવજાતિ ઉપર એક એહસાન છે. (રુકૂઅ-૧૧)

وَكَاَيِّنْ مِّنْ اٰيَةٍ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ يَمُرُّوْنَ عَلَيْهَا وَهُمْ عَنْهَا مُعْرِضُوْنَ ﴿۱۰۶﴾

૧૦૬. અને આકાશ તથા ધરતીમાં કેટલીક એવી નિશાનીઓ છે જેની પાસેથી લોકો બેપરવાઈથી[૨૬] પસાર થતા હોય છે.

૨૪. હઝરત યા'કૂબ (અ)એ પોતાના દિકરાને આટલી ઉચ્ચ પદવીએ પહોંચેલો જોઈ અલ્લાહની દરગાહમાં સિજદો કર્યો.

૨૫. હઝરત યૂસુફ (અ)એ સ્વપ્નમાં જોયું હતું કે તમામ નક્ષત્રો, ચંદ્ર, સૂરજ અને તારાઓ તેમને સિજદો કરી રહ્યા છે. આ સિજદાનો અર્થ તેમની તાબેદારી છે.

૨૬. આ આયતમાં ઈમાન લાવનારાઓ અને કાફરો વચ્ચેના ફરકનો ખુલાસો કરવામાં આવ્યો છે, સત્યપરાયણ પોતાના અંતરની આંખો ઉઘાડી રાખીને દિવ્ય ઈશારાને સમજી લે છે જ્યારે જડતામાં ડુબેલાંની આંતરદ્રષ્ટિ ન હોવાથી તેઓ સચ્ચાઈનો વિરોધ કરતા રહે છે.

وَمَا يُؤْمِنُ اَكْثَرُهُمْ بِاللّٰهِ اِلَّا وَهُمْ مُّشْرِكُوْنَ ﴿١٠٧﴾

૧૦૭. અને તેઓમાંની મોટી સંખ્યા તેના શરીકો ઠરાવ્યા વગર અલ્લાહ ઉપર ઈમાન નથી લાવતી.

اَفَاَمِنُوْٓا اَنْ تَاْتِيَهُمْ غَاشِيَةٌ مِّنْ عَذَابِ اللّٰهِ اَوْ تَاْتِيَهُمُ السَّاعَةُ بَغْتَةً وَّهُمْ لَا يَشْعُرُوْنَ ﴿١٠٨﴾

૧૦૮. તો શું, તે લોકો અલ્લાહ તરફથી તેમના ઉપર આવનારા મહાભયંકર અઝાબથી પોતાને સલામત સમજે છે, અથવા તે ઘડીથી (પોતાને સલામત સમજે છે) જે તેમના ઉપર તેમના અજાણતામાં આવી પડશે?

قُلْ هٰذِهٖ سَبِيْلِيْٓ اَدْعُوْٓا اِلَى اللّٰهِ عَلٰى بَصِيْرَةٍ اَنَا وَمَنِ اتَّبَعَنِيْ وَسُبْحٰنَ اللّٰهِ وَمَآ اَنَا مِنَ الْمُشْرِكِيْنَ ﴿١٠٩﴾

૧૦૯. તું તેમને કહે આ મારો રસ્તો છે. હું (સત્ય) જ્ઞાનના આધારે અલ્લાહ તરફ બોલાવું છું, હું અને મારું અનુસરણ કરનારાઓ પણ. અને અલ્લાહ પવિત્ર છે, અને હું (તેના) શરીક ઠરાવનારાઓમાંનો નથી.'

وَمَآ اَرْسَلْنَا مِنْ قَبْلِكَ اِلَّا رِجَالًا نُّوْحِيْٓ اِلَيْهِمْ مِّنْ اَهْلِ الْقُرٰى اَفَلَمْ يَسِيْرُوْا فِى الْاَرْضِ فَيَنْظُرُوْا كَيْفَ كَانَ عَاقِبَةُ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ وَلَدَارُ الْاٰخِرَةِ خَيْرٌ لِّلَّذِيْنَ اتَّقَوْا اَفَلَا تَعْقِلُوْنَ ﴿١١٠﴾

૧૧૦. અને અમે તારી પહેલાં (જે રસૂલો) મોકલતા રહ્યા હતા તેઓ વસ્તીઓમાં રહેનારા ઈન્સાનો જ હતા જેમના તરફ અમે વહી મોકલતા રહેતા; તો શું આ લોકોએ ધરતીમાં હરીફરીને નથી જોયું કે તેમની પહેલાંના લોકોનો કેવો અંજામ આવ્યો હતો? ખરેજ, પરહેઝગારો માટે આખેરતનું રહેઠાણ બેહતર છે. છતાં તમે કંઈ પણ સમજતા નથી?

حَتّٰٓى اِذَا اسْتَيْـَٔسَ الرُّسُلُ وَظَنُّوْٓا اَنَّهُمْ قَدْ كُذِبُوْا جَآءَهُمْ نَصْرُنَا فَنُجِّيَ مَنْ نَّشَآءُ وَلَا يُرَدُّ بَاْسُنَا عَنِ الْقَوْمِ الْمُجْرِمِيْنَ ﴿١١١﴾

૧૧૧. અને જ્યારે રસૂલો તેમનાથી કંટાળી[૨૭] ગયા, અને લોકોને તેમની વાતો ખોટી હોવાનો આભાસ થવા લાગ્યો ત્યારે રસૂલોને અમારી મદદ પહોંચી ગઈ અને અમે જેને ચાહ્યું બચાવી લીધા. બેશક ગુનાહગારો ઉપર પડનારા અમારા અઝાબને નથી ટાળી શકાતો.

لَقَدْ كَانَ فِيْ قَصَصِهِمْ عِبْرَةٌ لِّاُولِى الْاَلْبَابِ مَا كَانَ حَدِيْثًا يُّفْتَرٰى وَلٰكِنْ تَصْدِيْقَ الَّذِيْ بَيْنَ يَدَيْهِ وَتَفْصِيْلَ كُلِّ شَيْءٍ وَّهُدًى وَّرَحْمَةً لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿١١٢﴾

૧૧૨. ખચિત આ લોકોના કિસ્સાઓમાં સમજદાર લોકો માટે નસિહત છે. આ એક ઉપજાવી કાઢેલી વસ્તુ નથી પરંતુ પહેલાં આવી ચૂકેલી આગાહીઓની પરિપૂર્ણતા છે. જેમાં દરેક વસ્તુનું સ્પષ્ટ વર્ણન છે જે ઈમાન લાવનારાઓ માટે હિદાયત તેમજ રહેમત છે.

---

૨૭. અલ્લાહના રસૂલના દુશ્મનો પોતાના અત્યાચારોમાં અને નિચતાભર્યા વિરોધમાં હદ બહાર જતા રહે છે, એટલે સુધી કે રસૂલોને ખાતરી થઈ જાય છે કે જે લોકો ઈમાન લાવવા માટે અલ્લાહની પસંદગી પામી ગયા હોય છે, તે લોકો ઈમાન લઈ આવે છે અને બાકીના નાફરમાનીની સજાને પાત્ર થઈ ગયા છે. પરંતુ અલ્લાહના રસૂલો કદીપણ નિરાશાના શિકાર નથી બનતા. બીજી તરફ અઝાબના આવવામાં વિલંબ થવાથી કાફરો તેને મનઘડત વાતો કહી ઉડાવી દેતા હોય છે.

سُوْرَةُ الرَّعْدِ مَكِّيَّةٌ
اٰيَاتُهَا (٤٣) (١٣) رُكُوْعَاتُهَا ٦

## અલ-રા'દ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ (١)

૧. અલ્લાહના નામથી, જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

الٓمّٓرٰ ۚ تِلْكَ اٰيٰتُ الْكِتٰبِ ۗ وَالَّذِيْٓ اُنْزِلَ اِلَيْكَ مِنْ
رَّبِّكَ الْحَقُّ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يُؤْمِنُوْنَ (٢)

૨. અલીફ લામ મીમ[૧] રા. આ આયતો (મહાન) કિતાબની છે, અને જે તારા પાલનહાર તરફથી તારા ઉપર ઊતારવામાં આવ્યું છે તે સત્ય છે પરંતુ ઘણા ખરા લોકો નથી માનતા.

اَللّٰهُ الَّذِيْ رَفَعَ السَّمٰوٰتِ بِغَيْرِ عَمَدٍ تَرَوْنَهَا ثُمَّ اسْتَوٰى
عَلَى الْعَرْشِ وَسَخَّرَ الشَّمْسَ وَالْقَمَرَ ۗ كُلٌّ يَّجْرِيْ لِاَجَلٍ
مُّسَمًّى ۗ يُدَبِّرُ الْاَمْرَ يُفَصِّلُ الْاٰيٰتِ لَعَلَّكُمْ بِلِقَآءِ
رَبِّكُمْ تُوْقِنُوْنَ (٣)

૩. તે અલ્લાહ જ છે જેણે આકાશને સ્તંભ[૨] વગર અધ્ધર ટકાવી રાખ્યો છે, તે તમે જુઓ છો. પછી તે (પોતાના) તખ્ત ઉપર કાયમ થયો. અને તેણે સૂર્ય તથા ચંદ્રને (સેવાના) કામમાં લગાવ્યા કે મુકર્રર સમય સુધી બંને પોતાના કામમાં સક્રિય રહે. તે'જ સર્વ કામની વ્યવસ્થા કરનારો છે, અને તે પોતાની નિશાનીઓનું સ્પષ્ટીકરણ કરે છે કે તમે તમારા પાલનહાર સાથે થનારી મુલાકાત ઉપર ઈમાન લાવો.

وَهُوَ الَّذِيْ مَدَّ الْاَرْضَ وَجَعَلَ فِيْهَا رَوَاسِيَ وَ
اَنْهٰرًا ۗ وَمِنْ كُلِّ الثَّمَرٰتِ جَعَلَ فِيْهَا زَوْجَيْنِ اثْنَيْنِ
يُغْشِي الَّيْلَ النَّهَارَ ۗ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّتَفَكَّرُوْنَ (٤)

૪. અને તે એ'જ છે જેણે ધરતીને ફેલાવી દીધી અને તેમાં પહાડો ખોડી દીધા અને નદીઓ વહેતી મૂકી અને તેમાં જોડાં[3] પેદા કર્યા, અને તે એજ છે જે દિવસ ઉપર રાતને ઢાંકે છે. તે (સર્વ)માં ખરેખર, ચિંતન કરનારાઓ માટે (અનેક) નિશાનીઓ છે.

وَفِي الْاَرْضِ قِطَعٌ مُّتَجٰوِرٰتٌ وَّجَنّٰتٌ مِّنْ اَعْنَابٍ وَّ
زَرْعٌ وَّنَخِيْلٌ صِنْوَانٌ وَّغَيْرُ صِنْوَانٍ يُّسْقٰى بِمَآءٍ
وَّاحِدٍ ۗ وَنُفَضِّلُ بَعْضَهَا عَلٰى بَعْضٍ فِى الْاُكُلِ ۗ اِنَّ

૫. અને ધરતી ઉપર એક બીજાને અડીને પ્રદેશો ફેલાવ્યા છે જેમાં દ્રાક્ષના બગીચાઓ તથા અનાજના ખેતરો તથા કેટલીક ખજૂરીઓ પણ જે એકજ મૂળમાંથી ઊગે છે અને બીજી જુદા જુદા (મૂળમાંથી) ઊગે છે; તે સર્વ સઘળું એકજ પાણીથી સિંચવામાં આવે છે પણ (સ્વાદમાં) અમે અમુકના ફળને બીજાથી

૧. અલીફ, લામ, મીમ, રા, 'હું અલ્લાહ છું, સર્વજ્ઞ છું, સર્વદર્શી છું.'

૨. કુદરતના આ કાનૂનને વિજ્ઞાનની પરિભાષામાં 'ગુરૂત્વાકર્ષણ, 'લૉ ઑફ ગ્રેવીટી' કહેવામાં આવે છે, જે ઈન્સાનની દ્રષ્ટિથી ગુમ કુદરતની એક અદભૂત શકિત છે.

૩. વિજ્ઞાનના સંશોધનથી સાબિત થયું છે કે દરેક જડ વસ્તુમાં પણ નર-માદાનો અંશ હોય છે.

સરસ બનાવ્યાં છે. આ સર્વમાં સમજદારી ધરાવનારાઓ માટે (ઘણી) નિશાનીઓ સમાયેલી છે.

فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّعْقِلُوْنَ ⑤

૬. અને કદાચ તેમના એમ કહેવા ઉપર તને આશ્ચર્ય થતું હોય કે જો અમે (મરીને) માટીમાં ભળી જશું તો અમે ફરી નવેસરથી સર્જન પામશું? તો બેશક તેમનું તેમ કહેવું આશ્ચર્યજનક છે. (પરંતુ) આજ લોકો છે જે પોતાના પરવરદિગારમાં ઈમાન નથી રાખતા અને આ જ લોકો છે જેમની ગરદનોમાં તોક પડશે અને તેઓ આગમાં જનારા છે અને તેમાંજ સદા રહેશે.

وَاِنْ تَعْجَبْ فَعَجَبٌ قَوْلُهُمْ ءَاِذَا كُنَّا تُرٰبًا ءَاِنَّا لَفِيْ خَلْقٍ جَدِيْدٍ ۬ؕ اُولٰٓئِكَ الَّذِيْنَ كَفَرُوْا بِرَبِّهِمْ ۚ وَاُولٰٓئِكَ الْاَغْلٰلُ فِيْٓ اَعْنَاقِهِمْ ۚ وَاُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ⑥

૭. અને તેઓ તારી પાસે ભલાઈથી પહેલાં બૂરાઈ માટે ઉતાવળ કરી રહ્યા છે, જ્યારે તેમની સામે દાખલારૂપે ઘણા અઝાબ (પહેલાં) આવી ચૂકયા છે. અને તેમના કામો નાફરમાનીના હોવા છતાં તારો પરવરદિગાર ઈન્સાનો પ્રત્યે બેહદ ક્ષમાવંત છે, તેમજ તારો પરવરદિગાર દંડ દેવામાં પણ સખત છે.

وَيَسْتَعْجِلُوْنَكَ بِالسَّيِّئَةِ قَبْلَ الْحَسَنَةِ وَقَدْ خَلَتْ مِنْ قَبْلِهِمُ الْمَثُلٰتُ ؕ وَاِنَّ رَبَّكَ لَذُوْ مَغْفِرَةٍ لِّلنَّاسِ عَلٰى ظُلْمِهِمْ ۚ وَاِنَّ رَبَّكَ لَشَدِيْدُ الْعِقَابِ ⑦

૮. અને કાફરો કહે છે 'તેના ઉપર તેના રબ તરફથી કોઈ નિશાની[૪] કેમ ઉતારવામાં નથી આવી?' તું તો ફકત ચેતવનારોજ છે જેમ દરેક કોમ માટે એક હિદાયત કરનારો હોય છે જ. (રુકૂઅ-૧)

وَيَقُوْلُ الَّذِيْنَ كَفَرُوْا لَوْلَآ اُنْزِلَ عَلَيْهِ اٰيَةٌ مِّنْ رَّبِّهٖ ؕ اِنَّمَآ اَنْتَ مُنْذِرٌ وَّلِكُلِّ قَوْمٍ هَادٍ ⑧ ع

૯. (બેશક) અલ્લાહ જાણે છે કે દરેક માદાના ગર્ભમાં શું છે અને તેમના ગર્ભાશયોમાં શું ઘટતું અથવા શું વધતું રહે છે. અને તેની પાસે દરેક વસ્તુનું પ્રમાણ (નક્કી થયેલું) છે.

اَللّٰهُ يَعْلَمُ مَا تَحْمِلُ كُلُّ اُنْثٰى وَمَا تَغِيْضُ الْاَرْحَامُ وَمَا تَزْدَادُ ؕ وَكُلُّ شَيْءٍ عِنْدَهٗ بِمِقْدَارٍ ⑨

૧૦. જે કંઈ છૂપાયેલું છે અને જે કંઈ જાહેર છે તેનો જાણનાર છે, તે અનુપમ છે, બૂલંદ છે.

عٰلِمُ الْغَيْبِ وَالشَّهَادَةِ الْكَبِيْرُ الْمُتَعَالِ ⑩

૧૧. તમારામાંથી કોઈ વાતને છુપાવે અથવા જાહેર કરે, અને કોઈ રાતના સંતાઈ રહે અને કોઈ દિવસના ખુલ્લો ફરતો રહે, સર્વ (અલ્લાહની દ્રષ્ટિમાં) સરખાંજ છે.

سَوَآءٌ مِّنْكُمْ مَّنْ اَسَرَّ الْقَوْلَ وَمَنْ جَهَرَ بِهٖ وَمَنْ هُوَ مُسْتَخْفٍۢ بِالَّيْلِ وَسَارِبٌۢ بِالنَّهَارِ ⑪

૧૨. અને તેની આગળ તથા પાછળ (ફરિશ્તાઓ) છે જે અલ્લાહના હુકમથી વારાફરતી તેનું રક્ષણ[૫]

لَهٗ مُعَقِّبٰتٌ مِّنْۢ بَيْنِ يَدَيْهِ وَمِنْ خَلْفِهٖ يَحْفَظُوْنَهٗ

૪. કાફરોની ઈચ્છા પ્રમાણે જ જો મો'જેઝા આવે તો જ તેઓ માનશે, કાફરો હમેશાં એવા જ બહાના કાઢતાં રહે છે અને દરેક યુગમાં કાફરોનું કાયમ માટે આવું વલણ ઈતિહાસથી સાબિત છે.

૫. અલ્લાહતઆલા તરફથી ઈન્સાનની નિગરાની તથા સંભાળ માટે ફરિશ્તાઓ નિયુકત કરવામાં આવ્યા છે.

مِنۡ اَمۡرِ اللّٰهِ‌ؕ اِنَّ اللّٰهَ لَا يُغَيِّرُ مَا بِقَوۡمٍ حَتّٰى يُغَيِّرُوۡا مَا بِاَنۡفُسِهِمۡ‌ؕ وَاِذَاۤ اَرَادَ اللّٰهُ بِقَوۡمٍ سُوۡۤءًا فَلَا مَرَدَّ لَهٗ‌ۚ وَمَا لَهُمۡ مِّنۡ دُوۡنِهٖ مِنۡ وَّالٍ ﴿۱۱﴾

કરી રહ્યા છે. ખરેખર અલ્લાહ કોઈ કોમની હાલતને નથી બદલતો જ્યાં સુધી તેઓ જે તેમના દિલમાં છે તેને નથી બદલતા. અને જ્યારે અલ્લાહ તેમને સજા આપવાનો નિર્ણય કરે છે તેને ટાળી નથી શકાતો, ન તો તેના સિવાય તેમનો કોઈ મદદગાર છે.

هُوَ الَّذِىۡ يُرِيۡكُمُ الۡبَـرۡقَ خَوۡفًا وَّطَمَعًا وَّيُنۡشِئُ السَّحَابَ الثِّقَالَ‌ ﴿۱۲﴾

૧૩. તે એ જ છે જે વીજળીના ચમકારાથી તમારામાં ભય પેદા કરે છે અને પાણીથી ભરપૂર વાદળાંથી તમને આશા અપાવે છે.

وَيُسَبِّحُ الرَّعۡدُ بِحَمۡدِهٖ وَالۡمَلٰۤـئِكَةُ مِنۡ خِيۡفَتِهٖ‌ۚ وَيُرۡسِلُ الصَّوَاعِقَ فَيُصِيۡبُ بِهَا مَنۡ يَّشَآءُ وَهُمۡ يُجَادِلُوۡنَ فِى اللّٰهِ‌ۚ وَهُوَ شَدِيۡدُ الۡمِحَالِ ﴿۱۳﴾

૧૪. અને (વાદળાંની) ગર્જના તેની મહત્તાનું એલાન કરે છે. તેમજ ફરિશ્તાઓ પણ તેની બંદગી કરે છે; તે જ વીજળીના[૬] કડાકા મોકલે છે, જેનાથી તે જેને ચાહે ફટકારે છે. છતાં પણ તેઓ અલ્લાહ વિશે તકરાર કરતા રહે છે, બેશક અલ્લાહ સઝા આપવામાં બેહદ સખત છે.

لَهٗ دَعۡوَةُ الۡحَـقِّ‌ؕ وَالَّذِيۡنَ يَدۡعُوۡنَ مِنۡ دُوۡنِهٖ لَا يَسۡتَجِيۡبُوۡنَ لَهُمۡ بِشَىۡءٍ اِلَّا كَبَاسِطِ كَفَّيۡهِ اِلَى الۡمَآءِ لِيَبۡلُغَ فَاهُ وَمَا هُوَ بِبَالِـغِهٖ‌ؕ وَمَا دُعَآءُ الۡكٰفِرِيۡنَ اِلَّا فِىۡ ضَلٰلٍ ﴿۱۴﴾

૧૫. તેની ઈબાદતજ સાચી ઈબાદત છે. અને તેના સિવાય તેઓ જેને પુકારે છે, તેઓ જવાબ આપીજ[૭] નથી શકતા. (તેમનો દાખલો તે વ્યકિત જેવો છે) જે પોતાના હાથ પાણી તરફ માત્ર લંબાવીને જ આશા રાખે કે પાણી તેના મોંમાં આવી પડશે. પરંતુ આ રીતે તે તેને પહોંચી નથી શકતું. અને કાફરોની ઈબાદત આવીજ નિરર્થક હોય છે.

وَلِلّٰهِ يَسۡجُدُ مَنۡ فِى السَّمٰوٰتِ وَالۡاَرۡضِ طَوۡعًا وَّكَرۡهًا وَّظِلٰلُهُمۡ بِالۡغُدُوِّ وَالۡاٰصَالِ ۩ ﴿۱۵﴾

૧૬. જે કંઈ આકાશો તથા ધરતીમાં છે તે સર્વ સ્વેચ્છાએ અથવા અનિચ્છાએ, અલ્લાહને જ સિજદો[૮] કરે છે તેમજ સવાર સાંજ તેમના પડછાયા પણ.

قُلۡ مَنۡ رَّبُّ السَّمٰوٰتِ وَالۡاَرۡضِؕ قُلِ اللّٰهُ‌ؕ قُلۡ اَفَاتَّخَذۡتُمۡ مِّنۡ دُوۡنِهٖۤ اَوۡلِيَآءَ لَا يَمۡلِكُوۡنَ لِاَنۡفُسِهِمۡ

૧૭. તેમને કહે 'આસમાનો તથા ધરતીનો માલિક કોણ છે?' તું કહે 'અલ્લાહ.' તું કહે 'તો શું તમે અલ્લાહ સિવાય અન્ય કોઈને પોતાના સહાયકર્તા બનાવો છો? જે સ્વયં પોતાનું પણ ભલું કે બૂરું કરવાની શકિત નથી રાખતા?' કહે 'આંધળો અને

૬. વીજળીના કડાકા વરસાદની આગાહી ગણાય છે જેનાથી અનાજની ઉપજનો લાભ મળે છે તેમજ વીજળીના કડાકાઓ રોગચાળાના ઉપદ્રવો તેમજ અન્ય હાનિકર્તા તત્વોને મિટાવી દે છે.

૭. નિર્જીવ વસ્તુઓને પુકારવાથી કોઈ લાભ નથી મળતો.

૮. સિજદાનો અર્થ નમવું નથી પરંતુ આજ્ઞાપાલન, સેવા અને નિયમોનુસાર અલ્લાહની સૃષ્ટિના વ્યવહારમાં સભાનપણે કે અભાનપણે જોડાયેલા હોવું.

نَفْعًا وَّلَا ضَرًّا ؕ قُلْ هَلْ يَسْتَوِى الْاَعْمٰى وَالْبَصِيْرُ ۙ اَمْ هَلْ تَسْتَوِى الظُّلُمٰتُ وَالنُّوْرُ ۚ اَمْ جَعَلُوْا لِلّٰهِ شُرَكَآءَ خَلَقُوْا كَخَلْقِهٖ فَتَشَابَهَ الْخَلْقُ عَلَيْهِمْ ؕ قُلِ اللّٰهُ خَالِقُ كُلِّ شَىْءٍ وَّهُوَ الْوَاحِدُ الْقَهَّارُ ﴿۱۶﴾

દેખતો બન્ને એક સમાન થઈ શકે છે? અથવા અંધકાર અને પ્રકાશ એકસમાન થઈ શકે છે? અથવા તેમણે જેને અલ્લાહના ભાગીદાર ઠરાવ્યા છે, તેમણે અલ્લાહ જેવા કોઈ સર્જનો કર્યાં છે, કે બન્નેના સર્જનો તેમને એકસમાન દેખાતાં હોય?' તું કહી દે 'માત્ર અલ્લાહ (એકલોજ) સર્વનો સર્જનહાર છે, તે અનન્ય છે, તે સર્વોચ્ચત્તમ છે.'

اَنْزَلَ مِنَ السَّمَآءِ مَآءً فَسَالَتْ اَوْدِيَةٌۢ بِقَدَرِهَا فَاحْتَمَلَ السَّيْلُ زَبَدًا رَّابِيًا ؕ وَمِمَّا يُوْقِدُوْنَ عَلَيْهِ فِى النَّارِ ابْتِغَآءَ حِلْيَةٍ اَوْ مَتَاعٍ زَبَدٌ مِّثْلُهٗ ؕ كَذٰلِكَ يَضْرِبُ اللّٰهُ الْحَقَّ وَالْبَاطِلَ ؕ فَاَمَّا الزَّبَدُ فَيَذْهَبُ جُفَآءً ۚ وَاَمَّا مَا يَنْفَعُ النَّاسَ فَيَمْكُثُ فِى الْاَرْضِ ؕ كَذٰلِكَ يَضْرِبُ اللّٰهُ الْاَمْثَالَ ﴿۱۷﴾

૧૮. તે એ જ છે જે આકાશમાંથી પાણી વરસાવે છે જે (પાણી) ખીણોમાંથી થઈને પ્રમાણસર વહેવા માંડે છે. પછી પાણી ઉપર ફીણ તરી આવે છે જેવું ફીણ તે ધાતુ ઉપર તરી આવે છે, જેને દાગીના અથવા વાસણો બનાવવા માટે પીગળાવવામાં આવે છે. આવી રીતે અલ્લાહ સત્ય અને અસત્યને જૂદું પાડી દેખાડે છે. પછી ફીણ તો વ્યર્થ વસ્તુની જેમ ઉડી જાય[૯] છે; પરંતુ જે માનવાજાતિને લાભકારક તત્વો છે તે જમીનમાં ઊતરી જાય છે. આવી રીતે અલ્લાહ દાખલાઓ કાયમ કરે છે.

لِلَّذِيْنَ اسْتَجَابُوْا لِرَبِّهِمُ الْحُسْنٰى ؕ وَالَّذِيْنَ لَمْ يَسْتَجِيْبُوْا لَهٗ لَوْ اَنَّ لَهُمْ مَّا فِى الْاَرْضِ جَمِيْعًا وَّمِثْلَهٗ مَعَهٗ لَافْتَدَوْا بِهٖ ؕ اُولٰٓئِكَ لَهُمْ سُوْٓءُ الْحِسَابِ ۙ وَمَاْوٰىهُمْ جَهَنَّمُ ؕ وَبِئْسَ الْمِهَادُ ﴿۱۸﴾

૧૯. જે લોકોએ પોતાનાં રબના ફરમાનોનું પાલન કર્યું. તેમના માટે ઘણી ભલાઈઓ છે, અને જેમણે ઈન્કાર કર્યો, તેઓ ચાહશે કે આ દુનિયાની બધી દૌલતના તેઓ માલિક હોય, અને તેમાં તેટલું જ બીજું ઉમેરી શકતા હોય તો તે બધું આપી તેઓ છૂટકારો મેળવી લે. આ તે લોકો છે જેમના હિસાબનું પરિણામ બેહદ નઠારું હશે અને તેમનું ઠેકાણું જહન્નમ હશે, જે બેહદ બૂરું ઠેકાણું છે. (રુકૂઅ-૨)

اَفَمَنْ يَّعْلَمُ اَنَّمَآ اُنْزِلَ اِلَيْكَ مِنْ رَّبِّكَ الْحَقُّ كَمَنْ هُوَ اَعْمٰى ؕ اِنَّمَا يَتَذَكَّرُ اُولُوا الْاَلْبَابِ ﴿۱۹﴾

૨૦. જે જાણે છે કે તારા રબ તરફથી ઊતારવામાં આવેલું છે, તે સત્ય છે, શું તે (અંત:કરણના) આંધળા જેવો થઈ શકે છે? જે લોકોને સમજશકિત બક્ષવામાં આવી છે, માત્ર તે લોકોજ આ ચિંતન કરશે;

الَّذِيْنَ يُوْفُوْنَ بِعَهْدِ اللّٰهِ وَلَا يَنْقُضُوْنَ الْمِيْثَاقَ ﴿۲۰﴾

૨૧. (અને) જે લોકો અલ્લાહ સાથે કરેલા વાયદાઓ પૂરા કરે છે અને કરારોને નથી તોડતા;

وَالَّذِيْنَ يَصِلُوْنَ مَآ اَمَرَ اللّٰهُ بِهٖٓ اَنْ يُّوْصَلَ وَ

૨૨. અને જે તે સંબંધોને કાયમ રાખે છે જેને કાયમ રાખવાનો અલ્લાહે આદેશ આપ્યો છે, અને

૯. અલ્લાહ તરફથી આવનારી વિનાશકારી આફતથી પરહેઝગાર લોકો સલામત રહી જશે અને ગુનાહગારોનું પતન થશે.

يَخْشَوْنَ رَبَّهُمْ وَيَخَافُونَ سُوٓءَ الْحِسَابِ ﴿٢١﴾

પોતાના રબથી ડરતા રહે છે- અને જેને બૂરા કામોના હિસાબની પૂછપરછ થવાનો ડર છે;

وَالَّذِينَ صَبَرُوا ابْتِغَآءَ وَجْهِ رَبِّهِمْ وَأَقَامُوا الصَّلٰوةَ وَأَنفَقُوا مِمَّا رَزَقْنٰهُمْ سِرًّا وَعَلَانِيَةً وَيَدْرَءُونَ بِالْحَسَنَةِ السَّيِّئَةَ أُولٰٓئِكَ لَهُمْ عُقْبَى الدَّارِ ﴿٢٢﴾

૨૩. અને જે લોકો પોતાના પરવરદિગારની ખુશનૂદી મેળવવા માટે સબ્રથી કામ લે છે, અને નમાઝ અદા કરે છે અને અમે જે રીઝક આપ્યું હતું તેમાંથી છુપાવીને તેમજ જાહેરમાં ખએરાત કરે છે, અને બૂરાઈઓને ભલાઈ દ્વારા દૂર કરે છે, તેમને બદલામાં આખેરતનું (ઉત્તમ) ઘર મળશે—

جَنّٰتُ عَدْنٍ يَدْخُلُونَهَا وَمَنْ صَلَحَ مِنْ اٰبَآئِهِمْ وَأَزْوَاجِهِمْ وَذُرِّيّٰتِهِمْ وَالْمَلٰٓئِكَةُ يَدْخُلُونَ عَلَيْهِمْ مِّنْ كُلِّ بَابٍ ﴿٢٣﴾

૨૪. જે સદાબહાર બગીચાઓમાં તેઓ દાખલ થશે, તેમજ તેમના પૂર્વજોમાંથી પણ જે સદાચારીઓ હશે, અને તેમની પત્નીઓ અને તેમની ઔલાદ (પણ). અને દરેક દ્વારમાંથી ફરિશ્તાઓ તેમનું સ્વાગત કરશે (કહેશે):

سَلٰمٌ عَلَيْكُمْ بِمَا صَبَرْتُمْ فَنِعْمَ عُقْبَى الدَّارِ ﴿٢٤﴾

૨૫. 'તમારા ઉપર સલામતી હોજો, કારણ કે તમે સબ્ર કર્યું હતું. જુઓ, કેવો ઉત્તમ બદલો છે, આ સદાનું ઘર!'

وَالَّذِينَ يَنقُضُونَ عَهْدَ اللّٰهِ مِنْ بَعْدِ مِيثٰقِهِ وَيَقْطَعُونَ مَآ أَمَرَ اللّٰهُ بِهِٓ أَن يُوصَلَ وَيُفْسِدُونَ فِي الْأَرْضِ أُولٰٓئِكَ لَهُمُ اللَّعْنَةُ وَلَهُمْ سُوٓءُ الدَّارِ ﴿٢٥﴾

૨૬. અને તે લોકો જે અલ્લાહ સાથે કરેલા કરારોનો ભંગ કરે છે અને અલ્લાહ જે સંબંધને કાયમ કરવાનો આદેશ આપે છે તેને તેઓ તોડી નાખે છે, અને ધરતીમાં ફિસાદ ફેલાવતા ફરે છે, તેમના ઉપર લા'નત છે અને તેમના માટે બેહદ દુઃખ આપનારું રહેઠાણ હશે.

اللّٰهُ يَبْسُطُ الرِّزْقَ لِمَن يَشَآءُ وَيَقْدِرُ وَفَرِحُوا بِالْحَيٰوةِ الدُّنْيَا وَمَا الْحَيٰوةُ الدُّنْيَا فِي الْاٰخِرَةِ إِلَّا مَتٰعٌ ﴿٢٦﴾

૨૭. અલ્લાહ જેને ચાહે પુષ્કળ રીઝક આપે છે અને (જેને ચાહે) તંગી આપે છે. અને આ લોકો આ જીવનથી સંતુષ્ટ છે જ્યારે આ દુનિયાનો એશઆરામ આખેરતની સરખામણીમાં તુચ્છ છે: (રુકૂઅ-૩)

وَيَقُولُ الَّذِينَ كَفَرُوا لَوْلَآ أُنزِلَ عَلَيْهِ اٰيَةٌ مِّن رَّبِّهِ قُلْ إِنَّ اللّٰهَ يُضِلُّ مَن يَشَآءُ وَيَهْدِيٓ إِلَيْهِ مَنْ أَنَابَ ﴿٢٧﴾

૨૮. અને જે લોકો ઈમાન નથી લાવ્યા તેઓ કહે છે 'તેના રબ તરફથી તેના ઉપર કોઈ નિશાની[૧૦] કેમ નથી ઊતારવામાં આવી?' તું તેમને કહી દે 'અલ્લાહ જેને ચાહે ગુમરાહ કરે છે, અને તે લોકોને જ તે પોતાની તરફનો રસ્તો દેખાડે છે જે લોકો તેની તરફ રજૂ થાય છે:

---

૧૦. કાફરોની આજ માગણી હોય છે કે જો પયગમ્બરો ખરેખર અલ્લાહ તરફથી આવ્યા છે તો તેમની સચ્ચાઈના પુરાવા તરીકે તેમને મો'જેઝો કે ચમત્કાર કરવાની શકિત કેમ નથી આપવામાં આવી?

الَّذِيْنَ اٰمَنُوْا وَتَطْمَئِنُّ قُلُوْبُهُمْ بِذِكْرِ اللّٰهِ ؕ اَلَا بِذِكْرِ اللّٰهِ تَطْمَئِنُّ الْقُلُوْبُ ﴿٢٩﴾

૨૯. 'જે લોકો ઈમાન લાવે છે અને જે લોકોના હૃદયોને અલ્લાહની યાદથી શાંતિ[૧૧] મળે છે. બેશક, અલ્લાહની યાદમાં જ મનને ખરી શાંતિ મળી શકે છે;'

اَلَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ طُوْبٰى لَهُمْ وَحُسْنُ مَاٰبٍ ﴿٣٠﴾

૩૦. 'જે ઈમાન લાવી નેકીઓ કરે છે, તેઓજ પરમસુખ પામશે, અને તેમના માટે એક ઉત્તમ સ્થાન (મુકર્રર થયેલું) છે.'

كَذٰلِكَ اَرْسَلْنٰكَ فِيْۤ اُمَّةٍ قَدْ خَلَتْ مِنْ قَبْلِهَاۤ اُمَمٌ لِّتَتْلُوَاۡ عَلَيْهِمُ الَّذِيْۤ اَوْحَيْنَاۤ اِلَيْكَ وَهُمْ يَكْفُرُوْنَ بِالرَّحْمٰنِ ؕ قُلْ هُوَ رَبِّيْ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ۚ عَلَيْهِ تَوَكَّلْتُ وَاِلَيْهِ مَتَابِ ﴿٣١﴾

૩૧. અમે તને એક ઉમ્મતમાં રસૂલ બનાવી મોકલાવ્યો છે કે જે અમે તારી તરફ વહી દ્વારા ઉતાર્યું છે તે તું તેમને વાંચી સંભળાવે; (જેમ), તેમની પહેલાં બીજી ઉમ્મતો થઈ ગઈ છે, (તેમને અમારી આયતો વાંચી સંભળાવવામાં આવતી) છતાં તેઓ કૃપાવંતનો ઈન્કાર કરે છે. (માટે) તું તેમને કહે 'તે મારો રબ છે, તેના સિવાય અન્ય કોઈ મા'બૂદ નથી. મેં તેનામાં જ વિશ્વાસ રાખ્યો છે અને તેની જ તરફ મારે પાછું ફરવાનું છે.'

وَلَوْ اَنَّ قُرْاٰنًا سُيِّرَتْ بِهِ الْجِبَالُ اَوْ قُطِّعَتْ بِهِ الْاَرْضُ اَوْ كُلِّمَ بِهِ الْمَوْتٰى ؕ بَلْ لِّلّٰهِ الْاَمْرُ جَمِيْعًا ؕ اَفَلَمْ يَايْئَسِ الَّذِيْنَ اٰمَنُوْۤا اَنْ لَّوْ يَشَآءُ اللّٰهُ لَهَدَى النَّاسَ جَمِيْعًا ؕ وَلَا يَزَالُ الَّذِيْنَ كَفَرُوْا تُصِيْبُهُمْ بِمَا صَنَعُوْا قَارِعَةٌ اَوْ تَحُلُّ قَرِيْبًا مِّنْ دَارِهِمْ حَتّٰى يَاْتِيَ وَعْدُ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ لَا يُخْلِفُ الْمِيْعَادَ ﴿٣٢﴾ ع

૩૨. અને જો કોઈ એવું કુરઆન હોત જેના વડે પર્વતોને ખસેડી શકાયા હોત અથવા જેના વડે ધરતીના કટકા કરી શકાયા હોત અથવા જેના વડે મૂર્દાઓ સાથે વાતચીત કરી શકાતી હોત! (તો પણ તેઓ ઈમાન લાવત નહિ). બેશક તેનો અધિકાર ફક્ત અલ્લાહ પાસે જ છે. શું જે લોકો ઈમાન લાવી ચૂકયા છે તેમણે જાણી નથી લીધું કે જો અલ્લાહ ચાહત તો તે તમામ લોકોને હિદાયત આપી શકયો હોત? અને (હે રસૂલ) જે લોકોએ તને માનવાથી ઈન્કાર કર્યો છે તેમની બદઆમાલીઓના કારણે તેમના ઉપર આફતો હમેશાં પડતીજ રહેશે, અથવા તેમના ઘરોની આસપાસ ઉતરતીજ[૧૨] રહેશે. જ્યાં સુધી કે અલ્લાહનો વાયદો પૂરો થઈ જાય. બેશક અલ્લાહ વાયદાનો ભંગ નથી કરતો. (રુકૂઅ-૪)

وَلَقَدِ اسْتُهْزِئَ بِرُسُلٍ مِّنْ قَبْلِكَ فَاَمْلَيْتُ لِلَّذِيْنَ

૩૩. ખરેજ તારા પહેલાં આવેલા રસૂલોનું પણ હાસ્ય ઉડાવવામાં આવ્યું હતું, ત્યારે જે ઈમાન ન

---

૧૧. અલ્લાહની હસ્તીનો અનુભવ કરવાના અભિલાષી જીવોને અલ્લાહની યાદ કરવાથી જ શાંતિ અને અમન પ્રાપ્ત થાય છે, અને બાકીનું વાતાવરણ તેમને શુષ્ક અને નિર્જીવ ભાસે છે.

૧૨. આફત પછી આફત સતત ઉતરતીજ રહેશે જ્યાં સુધી કે કાફરોનું બળ નષ્ટ થઈ જશે અને મક્કા ફતેહ થશે.

كَفَرُوا ثُمَّ أَخَذْتُهُمْ فَكَيْفَ كَانَ عِقَابِ ﴿٣٢﴾

લાવ્યા તેમને મેં થોડીક છૂટ આપી હતી, પછી મેં તેમને પકડી લીધા, અને ત્યારે મારી સઝા કેવી હતી!

أَفَمَنْ هُوَ قَائِمٌ عَلَىٰ كُلِّ نَفْسٍ بِمَا كَسَبَتْ وَجَعَلُوا لِلَّهِ شُرَكَاءَ قُلْ سَمُّوهُمْ أَمْ تُنَبِّئُونَهُ بِمَا لَا يَعْلَمُ فِي الْأَرْضِ أَمْ بِظَاهِرٍ مِنَ الْقَوْلِ بَلْ زُيِّنَ لِلَّذِينَ كَفَرُوا مَكْرُهُمْ وَصُدُّوا عَنِ السَّبِيلِ وَمَنْ يُضْلِلِ اللَّهُ فَمَا لَهُ مِنْ هَادٍ ﴿٣٣﴾

૩૪. તે શું અલ્લાહ દરેક જીવની કરણીઓનો નિરીક્ષક છે છતાં પણ લોકો અન્યને અલ્લાહના ભાગીદાર ઠરાવતા રહેશે? તું તેમને કહે કે તેમના નામ તો બતાવો? શું તમે અલ્લાહને ધરતીમાંની તે વસ્તુની માહિતી આપશો જેની તેને ખબર નહિ હોય? અથવા શું આ બધી કહેવા પૂરતી જ વાતો છે? નહિ, હકીકતમાં કાફરોને તેમની ચાલબાજીઓ શોભતી[૧૩] કરી દેખાડવામાં આવી છે, અને તેમને (સીધી) રાહ ઉપર જવાથી અટકાવી દેવામાં આવ્યા છે. અને જેને અલ્લાહ ગુમરાહ કરે છે તેનો રાહબર કોઈ નથી.

لَهُمْ عَذَابٌ فِي الْحَيَاةِ الدُّنْيَا وَلَعَذَابُ الْآخِرَةِ أَشَقُّ وَمَا لَهُمْ مِنَ اللَّهِ مِنْ وَاقٍ ﴿٣٤﴾

૩૫. તેમના માટે આ જીવનમાં અઝાબ છે અને આખેરતનો અઝાબ ખરેખર બેહદ સખત હશે અને અલ્લાહ સામે તેમને કોઈ બચાવનાર નહિ હોય.

مَثَلُ الْجَنَّةِ الَّتِي وُعِدَ الْمُتَّقُونَ تَجْرِي مِنْ تَحْتِهَا الْأَنْهَارُ أُكُلُهَا دَائِمٌ وَظِلُّهَا تِلْكَ عُقْبَى الَّذِينَ اتَّقَوْا وَعُقْبَى الْكَافِرِينَ النَّارُ ﴿٣٥﴾

૩૬. પરહેઝગારોને જે જન્નતનો વાયદો આપવામાં આવ્યો છે તેની મિસાલ એવા સુંદર બાગોની છે, જેની તળેથી નહેરો વહેતી હશે અને તેના ફળ કાયમ[૧૪] રહેનારા છે. તેમજ તેનો છાંયો પણ સદા કાયમ રહેનારો છે. આ પરહેઝગારોનો બદલો છે; અને કાફરોનો બદલો આગ છે.

وَالَّذِينَ آتَيْنَاهُمُ الْكِتَابَ يَفْرَحُونَ بِمَا أُنْزِلَ إِلَيْكَ وَمِنَ الْأَحْزَابِ مَنْ يُنْكِرُ بَعْضَهُ قُلْ إِنَّمَا أُمِرْتُ أَنْ أَعْبُدَ اللَّهَ وَلَا أُشْرِكَ بِهِ إِلَيْهِ أَدْعُو وَإِلَيْهِ مَآبِ ﴿٣٦﴾

૩૭. અને જે લોકોને અમે કિતાબ આપી હતી, તેઓ તારા ઉપર જે ઊતારવામાં આવ્યું છે તેનાથી ખુશ છે. અને અમુક વર્ગોમાંથી કેટલાક એવા છે જે તેના અમુક ભાગનો ઈન્કાર કરે છે. તું તેમને કહી દે 'મને તો કેવળ અલ્લાહની બંદગી કરવાનો અને કોઈને તેનો શરીક ન ઠરાવવાનો આદેશ આપવામાં આવ્યો છે. તેની જ તરફ હું બોલાવું છું અને તેની જ તરફ મારે પાછું ફરવાનું છે.'

وَكَذَٰلِكَ أَنْزَلْنَاهُ حُكْمًا عَرَبِيًّا وَلَئِنِ اتَّبَعْتَ أَهْوَاءَهُمْ بَعْدَمَا جَاءَكَ مِنَ الْعِلْمِ مَا لَكَ مِنَ اللَّهِ مِنْ وَلِيٍّ

૩૮. અને આ જ ઉપદેશ સાથે અમે અરબી ભાષામાં આ (કુરઆન) ઊતાર્યું છે અને તને જ્ઞાન મળી ગયા પછી જો તું તેમની મલિન ઇચ્છાઓનું

---

૧૩. છળકપટ કરનારાઓ પોતાના ઉત્સાહમાં આંધળા બની પોતાના હાથે જ ખોદેલા ખાડામાં પડી વિનાશ પામે છે. પોતાના જ દાવપેચોના શિકાર બને છે.

૧૪. 'સલામત' અર્થાત તે ને'મતોનો લાભ અમર્યાદ સમય માટે હશે જેને કોઈ મોસમ અથવા ઉપદ્રવની નડતર નહિ આવે. આ અલંકારિક ઈશારો મોમિનોના ઉત્સાહને વધારનારો છે.

અનુસરણ કરીશ તો અલ્લાહ સામે તને મદદ કરનાર કે બચાવનાર કોઈ નહિ હોય. (રુકૂઅ-૫)

وَّلَا وَاقٍ ﴿٣٧﴾

૩૯. અને ખરેજ અમે તારી પહેલાં ઘણા રસૂલો મોકલાવ્યા હતા અને તેમને અમે પત્નીઓ અને ઔલાદ પણ આપી હતી. અને કોઈ રસૂલ માટે અલ્લાહની આજ્ઞા વિના કોઈ નિશાન દેખાડવું શકય નથી, કારણ કે દરેક સમયના માટે તેના ખાસ નિર્ણયો પહેલેથી થઈ ચૂકયા હોય છે.

وَلَقَدْ اَرْسَلْنَا رُسُلًا مِّنْ قَبْلِكَ وَجَعَلْنَا لَهُمْ اَزْوَاجًا وَّذُرِّيَّةً ؕ وَمَا كَانَ لِرَسُوْلٍ اَنْ يَّاْتِىَ بِاٰيَةٍ اِلَّا بِاِذْنِ اللّٰهِ ؕ لِكُلِّ اَجَلٍ كِتَابٌ ﴿٣٨﴾

૪૦. અલ્લાહ જેને ચાહે નાબૂદ કરે છે, અને જેને ચાહે તે સલામત રાખે છે. અને (તમામ) ફરમાનોનું ઉદ્ભવસ્થાન તેના અધિકારમાં છે.

يَمْحُوا اللّٰهُ مَا يَشَآءُ وَيُثْبِتُ ۖۚ وَعِنْدَهٗۤ اُمُّ الْكِتٰبِ ﴿٣٩﴾

૪૧. અને તેમને જે અઝાબ આપવાની અમે ધમકી આપી છે તેનો (તારા જીવન દરમિયાન) એક હિસ્સો અમે તને ઉતારી દેખાડીએ અથવા તે પહેલાં તને મૃત્યુ આપીએ; (તેનાથી કંઈ ફેર નહિ પડે) તારું કામ તો તેમને સંદેશ પહોંચાડવા પૂરતું જ છે અને હિસાબ લેવાનું કામ અમારું છે.

وَاِنْ مَّا نُرِيَنَّكَ بَعْضَ الَّذِىْ نَعِدُهُمْ اَوْ نَتَوَفَّيَنَّكَ فَاِنَّمَا عَلَيْكَ الْبَلٰغُ وَعَلَيْنَا الْحِسَابُ ﴿٤٠﴾

૪૨. શું તેમણે નથી જોયું કે અમે દેશોની સીમાઓને ઘટાડતા[૧૫] જઈએ છીએ? અને અલ્લાહ

اَوَلَمْ يَرَوْا اَنَّا نَاْتِى الْاَرْضَ نَنْقُصُهَا مِنْ اَطْرَافِهَا ؕ

૧૫. ઈસ્લામના ફેલાવા તથા ફતેહ સામે દેશોની સીમાઓનું ભાંગી જવું. દિનપ્રતિદિન તે નાના પ્રાંતોની હદોનું તૂટી જવું અને એકજ સત્તા નીચે આવવું.

૧. અહીં હ.મુહમ્મદ મૂસ્તફા સ.અ.સ.ની રિસાલતને માત્ર અરબ કોમ સુધી જ મર્યાદિત હોવાનો અર્થ લેવો યોગ્ય નથી. કુરઆને મજીદનો દાવો છે કે તમામ જહાનોના હિત માટે તેને ઉતારવામાં આવ્યો હતો તેમજ આપ(સ) તમામ જહાનના આકા તથા રસૂલ છે. આ આયતથી તો માત્ર બીજા નબીઓની સચ્ચાઈને પુરવાર કરવાનો હેતુ છે.

૨. મોંમાં હાથ ઘાલવાના અર્થ એવો થાય છે કે 'પોતાના હાથ ગુસ્સાથી કરડવાં' અથવા 'ક્રોધાવેશમાં રસૂલના મોઢે હાથ મૂકયો—

૩. તે વૃક્ષની ડાળીઓની જેમ ઈન્સાન અસીમ બૂલંદીના શિખરો સર કરી શકે છે.

૪. હઝરત ઈબ્રાહીમ (અ) અલ્લાહના દિવ્ય સંકેત પ્રમાણે પોતાની પત્ની તથા પુત્ર ઈસ્માઈલને અરબસ્તાનને વગડામાં એક નિર્જન જગ્યાએ છોડી આવ્યા હતા જ્યાં દુર સુધી પાણીનું ટીપું પણ ન હતું. પરંતુ અલ્લાહની યોજનામાં તો આ સ્થળ માનવજાતિના કલ્યાણ માટે એક કેન્દ્ર બનવાનું હતું. હઝરત ઈબ્રાહીમ (અ)ની દુઆઓના ફળરૂપે આંહઝરત (સ.અ.સ.)એ ત્યાંજ જન્મ લીધો અને દર વર્ષે તમામ જહાનના રહેવાસીઓ આ પવિત્ર સ્થળ મક્કામાં એકઠા થાય છે. અલ્લાહ તઆલાના વાયદાની પરિપૂર્ણતા બેહદ અદભૂત સંજોગોમાં થવા પામી.

૫. આંહઝરત સ.અ.સ.ને દસ હઝારના દળ સાથે મક્કાના આંગણે ઉભેલાં જોતાંજ મક્કાવાસીઓ ભયગ્રસ્ત થઈ ભાગી છૂટયાં ત્યારે તેમના મન નિરાશાથી ભાંગી પડયા હતાં.

وَاللّٰهُ يَحْكُمُ لَا مُعَقِّبَ لِحُكْمِهٖ ۭ وَهُوَ سَرِيْعُ الْحِسَابِ ﴿٤١﴾ وَقَدْ مَكَرَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ فَلِلّٰهِ الْمَكْرُ جَمِيْعًا ۭ يَعْلَمُ مَا تَكْسِبُ كُلُّ نَفْسٍ ۭ وَسَيَعْلَمُ الْكُفّٰرُ لِمَنْ عُقْبَى الدَّارِ ﴿٤٢﴾

وَيَقُوْلُ الَّذِيْنَ كَفَرُوْا لَسْتَ مُرْسَلًا ۭ قُلْ كَفٰى بِاللّٰهِ شَهِيْدًا ۢ بَيْنِيْ وَبَيْنَكُمْ ۙ وَمَنْ عِنْدَهٗ عِلْمُ الْكِتٰبِ ﴿٤٣﴾ ع

નિર્ણય કરે છે, ત્યારે કોઈ તેના નિર્ણયોને ફેરવી નથી શકતો. તે હિસાબ લેવામાં ઝડપી છે.

૪૩. અને તેમની પહેલાંના લોકો મોટી ચાલો ચાલ્યા હતા 'પરંતુ (તેમની) સઘળી ચાલો ઉપર અલ્લાહનો કાબૂ છે. પ્રત્યેક જીવ શું કમાણી કરે છે, તે જાણે છે અને આ કાફરો જલદી જાણી લેશે કે અંતમાં આખેરતનું ઘર કોને મળવાનું છે?

૪૪. અને કાફરો કહે છે કે તું રસૂલ નથી, તો તું તેમને કહી દે 'મારી અને તમારી વચ્ચે અલ્લાહ તથા તે (વ્યક્તિ) જે કિતાબનું જ્ઞાન રાખે છે, સાક્ષી માટે પૂરતાં છે. (રુકૂઅ-૬)

سُوْرَةُ اِبْرٰهِيْمَ مَكِّيَّةٌ (١٤)

## ઈબ્રાહીમ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۝١

૧. અલ્લાહના નામથી જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

الٓرٰ ۫ كِتٰبٌ اَنْزَلْنٰهُ اِلَيْكَ لِتُخْرِجَ النَّاسَ مِنَ الظُّلُمٰتِ اِلَى النُّوْرِ ۙ۬ بِاِذْنِ رَبِّهِمْ اِلٰى صِرَاطِ الْعَزِيْزِ الْحَمِيْدِ ۝٢

૨. અલીફ લામ. રા. (હું અલ્લાહ છું, સર્વદર્શી છું) આ કિતાબ અમે તારા ઉપર એટલા માટે ઊતારી છે કે તું માનવજાતિને તેમના પાલનહારના હુકમ પ્રમાણે અંધકારમાંથી કાઢી રોશનીમાં લઈ આવે, તેની રાહ ઉપર લાવે જે સર્વ સમર્થ છે, સર્વ તા'રીફના લાયક છે.

اللّٰهِ الَّذِيْ لَهٗ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ؕ وَوَيْلٌ لِّلْكٰفِرِيْنَ مِنْ عَذَابٍ شَدِيْدِ ۝٣

૩. અલ્લાહનું જ છે જે કંઈ આકાશો તથા ધરતીમાં છે. અને કાફરો ઉપર પડનારા ભયંકર અઝાબ માટે અફસોસ છે:

الَّذِيْنَ يَسْتَحِبُّوْنَ الْحَيٰوةَ الدُّنْيَا عَلَى الْاٰخِرَةِ وَيَصُدُّوْنَ عَنْ سَبِيْلِ اللّٰهِ وَيَبْغُوْنَهَا عِوَجًا ؕ اُولٰٓئِكَ فِيْ ضَلٰلٍۭ بَعِيْدٍ ۝٤

૪. જે લોકો આ દુનિયાના જીવનને આખેરત ઉપર પસંદગી આપે છે અને (લોકોને) અલ્લાહની રાહથી અટકાવે છે, અને તેને આડુંઅવળું કરવા મથે છે, આ તે'જ લોકો છે જે ગુમરાહીમાં બહુજ આગળ નીકળી ગયા છે.

وَمَآ اَرْسَلْنَا مِنْ رَّسُوْلٍ اِلَّا بِلِسَانِ قَوْمِهٖ لِيُبَيِّنَ لَهُمْ ؕ فَيُضِلُّ اللّٰهُ مَنْ يَّشَآءُ وَيَهْدِيْ مَنْ يَّشَآءُ ؕ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ۝٥

૫. અને અમે એવોજ રસૂલ મોકલાવતા રહ્યા હતા જે પોતાની કોમને તેમની ભાષામાંજ[1] સ્પષ્ટ સમજાવે. પછી અલ્લાહ જેને ચાહે ભટકી જવા દે છે અને જેને ચાહે હિદાયત આપે છે. અને તે સર્વ સમર્થ છે, હિકમતવાળો છે.

وَلَقَدْ اَرْسَلْنَا مُوْسٰى بِاٰيٰتِنَآ اَنْ اَخْرِجْ قَوْمَكَ مِنَ الظُّلُمٰتِ اِلَى النُّوْرِ ۙ۬ وَذَكِّرْهُمْ بِاَيّٰىمِ اللّٰهِ ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّكُلِّ صَبَّارٍ شَكُوْرٍ ۝٦

૬. અને અમે મૂસાને અમારી નિશાનીઓ આપીને મોકલાવ્યો, અને કહ્યું 'તું પોતાની કોમને અંધકારની ઊંડાણોમાંથી કાઢી રોશનીમાં લઈ આવ, અલ્લાહના (ઈમાન તથા અઝાબના) દિવસોની તેમને યાદી અપાવતો રહે, જેમાં દરેક સાબિર (ધૈર્યવાન) અને (અલ્લાહની) એહસાનમંદ વ્યકિત માટે નિશાનીઓ છે.

૧. આ આયત અલ્લાહના 'સૂક્ષ્મદર્શી' હોવાની દલીલ છે, પ્રત્યેક અસાધરણ હિલચાલ, પ્રગતિ, દુર્ગતિ, વિકાસ, વિનાશ સર્વ તેના ઈલ્મમાં છે.

وَإِذْ قَالَ مُوسَىٰ لِقَوْمِهِ اذْكُرُوا نِعْمَةَ اللَّهِ عَلَيْكُمْ إِذْ أَنجَاكُم مِّنْ آلِ فِرْعَوْنَ يَسُومُونَكُمْ سُوءَ الْعَذَابِ وَيُذَبِّحُونَ أَبْنَاءَكُمْ وَيَسْتَحْيُونَ نِسَاءَكُمْ ۚ وَفِي ذَٰلِكُم بَلَاءٌ مِّن رَّبِّكُمْ عَظِيمٌ ﴿٧﴾

૭. અને (યાદ કરો) જ્યારે મૂસાએ પોતાની કોમને કહ્યું: તમારા ઉપર અલ્લાહે કરેલા ઉપકારોને યાદ કરો જ્યારે તેણે તમને ફિરઔનની કોમથી બચાવ્યા હતા જે તમારા ઉપર ઝુલમ કરતા હતા, તમારા પુત્રોને કતલ કરતા અને તમારી સ્ત્રીઓને રાખી લેતા હતા, તેમાં તમારા પાલનહાર તરફથી તમારા માટે એક ભવ્ય કસોટી હતી. (રૂકૂઅ-૧)

وَإِذْ تَأَذَّنَ رَبُّكُمْ لَئِن شَكَرْتُمْ لَأَزِيدَنَّكُمْ ۖ وَلَئِن كَفَرْتُمْ إِنَّ عَذَابِي لَشَدِيدٌ ﴿٨﴾

૮. અને જ્યારે તમારા પરવરદિગારે જાહેર કર્યું હતું કે જો તમે આભારી બનશો તો હું ખરેજ તમને પુષ્કળ (ને'મતો) આપીશ અને જો તમે નાશુક્રા બનશો, તો (જાણી લો કે) મારો અઝાબ બહુજ ભયાનક છે.

وَقَالَ مُوسَىٰ إِن تَكْفُرُوا أَنتُمْ وَمَن فِي الْأَرْضِ جَمِيعًا فَإِنَّ اللَّهَ لَغَنِيٌّ حَمِيدٌ ﴿٩﴾

૯. અને મૂસાએ કહ્યું 'જો તમે તથા આ ધરતીમાં રહેનારા સૌ ભેગાં મળીને પણ કુફ્ર કરશો (તોપણ અલ્લાહનું કંઈ પણ નહિ બગાડી શકો), ખચિત અલ્લાહ સ્વયંપૂર્ણ છે, સર્વ તા'રીફનો હક્કદાર છે.'

أَلَمْ يَأْتِكُمْ نَبَأُ الَّذِينَ مِن قَبْلِكُمْ قَوْمِ نُوحٍ وَعَادٍ وَثَمُودَ ۛ وَالَّذِينَ مِن بَعْدِهِمْ ۛ لَا يَعْلَمُهُمْ إِلَّا اللَّهُ ۚ جَاءَتْهُمْ رُسُلُهُم بِالْبَيِّنَاتِ فَرَدُّوا أَيْدِيَهُمْ فِي أَفْوَاهِهِمْ وَقَالُوا إِنَّا كَفَرْنَا بِمَا أُرْسِلْتُم بِهِ وَإِنَّا لَفِي شَكٍّ مِّمَّا تَدْعُونَنَا إِلَيْهِ مُرِيبٍ ﴿١٠﴾

૧૦. શું તમે તમારી પહેલાં થઈ ગયેલી નૂહની કોમ, આદ, સમૂદ તથા તેમના પછી આવનારી કોમો વિશે નથી સાંભળી ચૂકયા? આજે તેમને કોઈ નથી જાણતું સિવાય અલ્લાહ. તેમના રસૂલો તેમની તરફ સ્પષ્ટ નિશાનીઓ લઈને આવ્યા હતા, પરંતુ તેમણે પોતાના હાથ[૨] મોંમાં ઘાલ્યાં અને કહ્યું 'જે કંઈ તું લઈને આવ્યો છે તે અમને માન્ય નથી. બેશક જેની તરફ તું અમને બોલાવી રહ્યો છે તેના વિશે અમે શંકામાં પડી ગયા છીએ.'

قَالَتْ رُسُلُهُمْ أَفِي اللَّهِ شَكٌّ فَاطِرِ السَّمَاوَاتِ وَالْأَرْضِ ۖ يَدْعُوكُمْ لِيَغْفِرَ لَكُم مِّن ذُنُوبِكُمْ وَيُؤَخِّرَكُمْ إِلَىٰ أَجَلٍ مُّسَمًّى ۚ قَالُوا إِنْ أَنتُمْ إِلَّا بَشَرٌ مِّثْلُنَا تُرِيدُونَ أَن تَصُدُّونَا عَمَّا كَانَ يَعْبُدُ آبَاؤُنَا فَأْتُونَا بِسُلْطَانٍ مُّبِينٍ ﴿١١﴾

૧૧. તેમના રસૂલોએ તેમને કહ્યું: 'શું તમે અલ્લાહ વિશે શંકા કરો છો જે આકાશો તથા પૃથ્વીનો સર્જનહાર છે? તે તમને એટલા માટે બોલાવે છે કે તે તમારા ગુનાહ માફ કરે, અને તમને એક મુકર્રર સમય સુધી મોહલત આપે', તેમણે કહ્યું કે તમે તો અમારા જેવાજ ઈન્સાનો છો, શું તમે અમને તેનાથી ફેરવવા ચાહો છો જેને અમારા પૂર્વજો પૂજતા આવ્યા છે? તો પછી, અમને કોઈ નિશાની દેખાડો.

---

૨. પર્વતોનો અર્થ, પહાડી કોમો, અથવા પહાડોમાં વસનારા કબીલાઓ, મોટા માણસો અથવા રૂહાનીયતના ઉચ્ચતમ મરતબા પામેલા લોકો. (અલતાઈર)

૧૨. તેમના રસૂલોએ તેમને કહ્યું: 'અમે બેશક તમારા જેવાજ ઈન્સાનો છીએ પરંતુ અલ્લાહ પોતાના બંદાઓમાંથી જેને ચાહે પોતાની ને'મત આપે છે. અને તે અમારી શકિત નથી કે અલ્લાહની આજ્ઞા વગર અમે કોઈ નિશાન લાવી તમને દેખાડીએ અને અલ્લાહ ઉપરજ મોમિનોએ ભરોસો રાખવો જોઈએ.

૧૩. 'અને અમે શા માટે અલ્લાહ ઉપર ભરોસો ન રાખીએ જ્યારે તેણેજ અમને અમારો રસ્તો દેખાડયો છે? બેશક અમે તમારા ઝુલમને ધીરજથી સહન કરશું, માટે જેને અલ્લાહ ઉપર ભરોસો રાખવો હોય તે ભલે રાખે.' (રુકૂઅ-૩)

૧૪. અને ઈન્કાર કરનારાઓએ પોતાના રસૂલોને કહી દીધું 'અમે તમને અમારા દેશમાંથી હાંકી કાઢશું, અથવા તો તમે અમારા દીનમાં પાછા આવી જાઓ!' ત્યારે તેમના રબે તેમના ઉપર વહી ઊતારી (કહ્યું) 'બેશક અમે ઝાલિમોને નાબૂદ કરી દેશું.

૧૫. 'અને ધરતીમાં તેમની જગ્યાએ તમને આબાદ કરશું. આ તેના માટે છે જેને મારી અદાલતમાં હાજર થવાનો ડર છે, અને જે મારી ચેતવણીઓથી ડરતો રહે છે.'

૧૬. અને તેઓ કામયાબી માટે દુઆઓ કરતા રહેતા (જેના પરિણામે) દરેક માથાભારે (સચ્ચાઈનો) દુશ્મન નેસ્તો નાબૂદ થઈ ગયો.

૧૭. તેની સામે જહન્નમ ઊભું છે અને ત્યાં તેને ઊકળતું પાણી પીવડાવવામાં આવશે.

૧૮. તે પીશે પરંતુ તેના ઘૂંટડા ને સહેલાઈથી નહિ ઊતારી શકે. અને મોત દરેક દિશાએથી તેની તરફ ધસી રહ્યું હશે. છતાં પણ તે મરશે નહિ. અને સાથે સાથે અઝાબ પણ (તેને વળગેલો) હશે.

૧૯. અને પોતાના પાલનહારના આદેશોનો ઈન્કાર કરનારાઓની કરણીઓની દશા રાખના ઢગલા જેવી હશે જેના ઉપર તોફાનનો પવન ફૂંકાઈ તેને ઉડાવી દે. તેમની કમાણી ઉપર તેમનો અધિકાર મુદ્દલ નહિ રહે. ખરેખર આ તો હદ બહારની બરબાદી છે.

૨૦. શું તેં નથી જોયું કે અલ્લાહે આકાશો તથા ધરતીની રચના કોઈ હિકમતના આધારે કરી છે? જો તે

قَالَتْ لَهُمْ رُسُلُهُمْ إِنْ نَحْنُ إِلَّا بَشَرٌ مِثْلُكُمْ وَلَٰكِنَّ اللَّهَ يَمُنُّ عَلَىٰ مَنْ يَشَاءُ مِنْ عِبَادِهِ ۖ وَمَا كَانَ لَنَا أَنْ نَأْتِيَكُمْ بِسُلْطَانٍ إِلَّا بِإِذْنِ اللَّهِ ۚ وَعَلَى اللَّهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُونَ ﴿١٢﴾

وَمَا لَنَا أَلَّا نَتَوَكَّلَ عَلَى اللَّهِ وَقَدْ هَدَانَا سُبُلَنَا ۚ وَلَنَصْبِرَنَّ عَلَىٰ مَا آذَيْتُمُونَا ۚ وَعَلَى اللَّهِ فَلْيَتَوَكَّلِ الْمُتَوَكِّلُونَ ﴿١٣﴾

وَقَالَ الَّذِينَ كَفَرُوا لِرُسُلِهِمْ لَنُخْرِجَنَّكُمْ مِنْ أَرْضِنَا أَوْ لَتَعُودُنَّ فِي مِلَّتِنَا ۖ فَأَوْحَىٰ إِلَيْهِمْ رَبُّهُمْ لَنُهْلِكَنَّ الظَّالِمِينَ ﴿١٤﴾

وَلَنُسْكِنَنَّكُمُ الْأَرْضَ مِنْ بَعْدِهِمْ ۚ ذَٰلِكَ لِمَنْ خَافَ مَقَامِي وَخَافَ وَعِيدِ ﴿١٥﴾

وَاسْتَفْتَحُوا وَخَابَ كُلُّ جَبَّارٍ عَنِيدٍ ﴿١٦﴾

مِنْ وَرَائِهِ جَهَنَّمُ وَيُسْقَىٰ مِنْ مَاءٍ صَدِيدٍ ﴿١٧﴾

يَتَجَرَّعُهُ وَلَا يَكَادُ يُسِيغُهُ وَيَأْتِيهِ الْمَوْتُ مِنْ كُلِّ مَكَانٍ وَمَا هُوَ بِمَيِّتٍ ۖ وَمِنْ وَرَائِهِ عَذَابٌ غَلِيظٌ ﴿١٨﴾

مَثَلُ الَّذِينَ كَفَرُوا بِرَبِّهِمْ ۖ أَعْمَالُهُمْ كَرَمَادٍ اشْتَدَّتْ بِهِ الرِّيحُ فِي يَوْمٍ عَاصِفٍ ۖ لَا يَقْدِرُونَ مِمَّا كَسَبُوا عَلَىٰ شَيْءٍ ۚ ذَٰلِكَ هُوَ الضَّلَالُ الْبَعِيدُ ﴿١٩﴾

أَلَمْ تَرَ أَنَّ اللَّهَ خَلَقَ السَّمَاوَاتِ وَالْأَرْضَ بِالْحَقِّ ۚ

إِن يَشَأْ يُذْهِبْكُمْ وَيَأْتِ بِخَلْقٍ جَدِيدٍ ۝٢٠

وَمَا ذَٰلِكَ عَلَى اللَّهِ بِعَزِيزٍ ۝٢١

وَبَرَزُوا لِلَّهِ جَمِيعًا فَقَالَ الضُّعَفَاءُ لِلَّذِينَ اسْتَكْبَرُوا إِنَّا كُنَّا لَكُمْ تَبَعًا فَهَلْ أَنتُم مُّغْنُونَ عَنَّا مِنْ عَذَابِ اللَّهِ مِن شَيْءٍ ۚ قَالُوا لَوْ هَدَانَا اللَّهُ لَهَدَيْنَاكُمْ ۖ سَوَاءٌ عَلَيْنَا أَجَزِعْنَا أَمْ صَبَرْنَا مَا لَنَا مِن مَّحِيصٍ ۝٢٢

ધારે તો તમારો વિનાશ કરી નાખે અને નવી દુનિયાનું સર્જન કરે.

૨૧. અને આવું કરવું અલ્લાહ માટે મુશ્કેલ નથી.

૨૨. અને જ્યારે આ લોકો અલ્લાહ સમક્ષ ઉપસ્થિત થશે ત્યારે તે લોકો જે નિર્બળ ગણાતા હતા તે અભિમાન કરનારાઓને કહેશે: 'ખરેખર અમે તો તમારી પાછળ ચાલતા રહ્યા હતા. તો શું તમે અલ્લાહના અઝાબમાંથી અમારા માટે કંઈક ઓછું નહિ કરાવી દો?' તેઓ જવાબમાં કહેશે 'જો અલ્લાહે અમને હિદાયત આપી હોત તો ખરેજ અમે તમને સન્માર્ગે દોર્યા હોત. અમે ધીરજ રાખીએ કે વિલાપ કરીએ, અમારા માટે તો સરખું જ છે; અમારા માટે છૂટકારાનો તો કોઈ રસ્તો નથી.' (રુકૂઅ-૩)

وَقَالَ الشَّيْطَانُ لَمَّا قُضِيَ الْأَمْرُ إِنَّ اللَّهَ وَعَدَكُمْ وَعْدَ الْحَقِّ وَوَعَدتُّكُمْ فَأَخْلَفْتُكُمْ ۖ وَمَا كَانَ لِيَ عَلَيْكُم مِّن سُلْطَانٍ إِلَّا أَن دَعَوْتُكُمْ فَاسْتَجَبْتُمْ لِي ۖ فَلَا تَلُومُونِي وَلُومُوا أَنفُسَكُم ۖ مَّا أَنَا بِمُصْرِخِكُمْ وَمَا أَنتُم بِمُصْرِخِيَّ ۖ إِنِّي كَفَرْتُ بِمَا أَشْرَكْتُمُونِ مِن قَبْلُ ۗ إِنَّ الظَّالِمِينَ لَهُمْ عَذَابٌ أَلِيمٌ ۝٢٢

૨૩. અને જ્યારે ફેંસલો થઈ જશે ત્યારે શયતાન કહેશે 'અલ્લાહે તમને આપેલા વાયદા સાચા વાયદા હતા પરંતુ મેં તમને કરેલા વાયદા પૂરા ન કર્યા. મારી તમારા ઉપર કોઈ સત્તા ન હતી સિવાય કે મેં તમને બોલાવ્યા અને તમે મારા આધીન થયા, માટે મને દોષ ન આપો પરંતુ પોતાનેજ દોષિત ઠરાવો. ન તમે મને ઠપકો આપો ન હું તમને ઠપકો આપું. તમે મને અલ્લાહનો શરીક ઠરાવતા હતા, તેનો મેં (હમેશાં) ઈન્કાર કર્યો છે. બેશક, ઝાલિમો માટે તો દર્દનાક અઝાબ (નિશ્ચિત) છે.'

وَأُدْخِلَ الَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ جَنَّاتٍ تَجْرِي مِن تَحْتِهَا الْأَنْهَارُ خَالِدِينَ فِيهَا بِإِذْنِ رَبِّهِمْ ۖ تَحِيَّتُهُمْ فِيهَا سَلَامٌ ۝٢٣

૨૪. અને જે લોકો ઈમાન લાવશે અને નેકીના કામો કરશે તેમને જન્નતમાં દાખલ કરવામાં આવશે, જેની વચ્ચેથી ઝરણાં વહેતાં હશે, જ્યાં તેઓ પોતાના પાલનહારના આદેશ પ્રમાણે સદાય રહેશે. તેઓ સલામતી (ની દુઆઓ) થી એકબીજાનો સત્કાર કરશે.

أَلَمْ تَرَ كَيْفَ ضَرَبَ اللَّهُ مَثَلًا كَلِمَةً طَيِّبَةً كَشَجَرَةٍ طَيِّبَةٍ أَصْلُهَا ثَابِتٌ وَفَرْعُهَا فِي السَّمَاءِ ۝٢٥

૨૫. શું તેં નથી વિચાર્યું કે અલ્લાહ પવિત્ર કલામની કેવી મિસાલ આપે છે? તેને એક એવા પવિત્ર વૃક્ષ સાથે સરખાવ્યું છે જેનું મૂળ ઊંડું ઊતરેલું હોય અને તેની ડાળીઓ આસમાનને અડતી[3] હોય.

૩. હઝરત સુલયમાન (અ)ની સત્તા ઉત્તરમાં સીરિયાથી દક્ષિણમાં મેડીટેરેનીયન સમુદ્રના કિનારાથી

૨૬. તે વૃક્ષ પોતાના સર્જનહારના હુકમ અનુસાર દર મોસમમાં ફળ આપે.અને અલ્લાહ ઈન્સાનો માટે મિસાલો કાયમ કરે છે કે લોકો વિચાર કરતા થાય.

૨૭. અને નઠારી વાતનો દાખલો નઠારા વૃક્ષ સમાન હોય છે. જેને જમીનમાંથી ઊખેડી ફેંકી દેવાય છે (કારણ કે) તેમાં કોઈ મજબૂતી નથી હોતી.

૨૮. અલ્લાહ પોતાના કાયમ કરેલા કલામ દ્વારા મોમિનોને આ જીવનમાં તેમજ આખેરતમાં સુદ્રઢ બનાવે છે અને અલ્લાહ ઝાલિમોને ભટકી જવા દે છે. અને અલ્લાહ જે ચાહે તે કરે છે. (રુકૂઅ-૪)

૨૯. શું તેં તે લોકોની દશા નથી જોઈ, જેમણે અલ્લાહની ને'મતોને નાશુક્રીથી બદલી નાખી અને પોતાની કોમને બરબાદીના ઘરમાં નાખી—

૩૦. જે (ઘર) જહન્નમ છે? તે લોકો તેમાં સળગતા રહેશે અને તે એક અધમ ઠેકાણું છે.

૩૧. અને તેમણે અલ્લાહના હરીફો એટલા માટે ઠરાવ્યા છે કે લોકોને તેની રાહથી અટકાવે. તું કહે 'થોડો સમય મોજ કરી લો, બેશક પછી આગ તરફ તમારી કૂચ છે.'

૩૨. મારા બંદા જે ઈમાન લાવ્યા છે. તેમને કહી દે કે તે નમાઝ કાયમ કરે અને જે કંઈ અમે આપ્યું છે તેમાંથી ખર્ચ કરે, ગુપ્ત રીતે અને જાહેરમાં, તે દિવસના આવતા પહેલાં જ્યારે ન તો સોદાબાઝી કામ આવશે ન દોસ્તી.

૩૩. અલ્લાહ તે છે જેણે આકાશો તથા પૃથ્વીનું સર્જન કર્યું અને વાદળાં દ્વારા પાણી વરસાવ્યું અને તમારા પોષણ માટે ફળો ઉત્પન્ન કર્યાં; અને તેણે વહાણોને તમારા તાબે કર્યા કે તે તમને અલ્લાહના ફરમાનથી સમુદ્ર પાર કરે અને તેણે નદીઓને પણ તમારા આધીન કરી છે.

૩૪. અને તેણે સૂર્ય તથા ચંદ્રને પણ, તમારી સેવા માટે નીમ્યા છે જે પોતાના કર્તવ્યનું નિયમિત પાલન કરી રહ્યા છે. અને તેણે રાત અને દિવસને તમારી સેવામાં રાખ્યા છે.

૩૫. અને તમે તેની પાસેથી જે માગ્યું તે સર્વ તેણે તમને આપ્યું છે અને જો તમે અલ્લાહની ને'મતોની

تُؤْتِيْٓ اُكُلَهَا كُلَّ حِيْنٍۭ بِاِذْنِ رَبِّهَا ۗ وَيَضْرِبُ اللّٰهُ الْاَمْثَالَ لِلنَّاسِ لَعَلَّهُمْ يَتَذَكَّرُوْنَ ﴿٢٦﴾

وَمَثَلُ كَلِمَةٍ خَبِيْثَةٍ كَشَجَرَةٍ خَبِيْثَةِ ۣاجْتُثَّتْ مِنْ فَوْقِ الْاَرْضِ مَا لَهَا مِنْ قَرَارٍ ﴿٢٧﴾

يُثَبِّتُ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا بِالْقَوْلِ الثَّابِتِ فِي الْحَيٰوةِ الدُّنْيَا وَفِي الْاٰخِرَةِ ۚ وَيُضِلُّ اللّٰهُ الظّٰلِمِيْنَ ۙ وَيَفْعَلُ اللّٰهُ مَا يَشَاۗءُ ﴿٢٨﴾ ع

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ بَدَّلُوْا نِعْمَتَ اللّٰهِ كُفْرًا وَّاَحَلُّوْا قَوْمَهُمْ دَارَ الْبَوَارِ ﴿٢٩﴾

جَهَنَّمَ ۚ يَصْلَوْنَهَا ۗ وَبِئْسَ الْقَرَارُ ﴿٣٠﴾

وَجَعَلُوْا لِلّٰهِ اَنْدَادًا لِّيُضِلُّوْا عَنْ سَبِيْلِهٖ ۗ قُلْ تَمَتَّعُوْا فَاِنَّ مَصِيْرَكُمْ اِلَى النَّارِ ﴿٣١﴾

قُلْ لِّعِبَادِيَ الَّذِيْنَ اٰمَنُوْا يُقِيْمُوا الصَّلٰوةَ وَيُنْفِقُوْا مِمَّا رَزَقْنٰهُمْ سِرًّا وَّعَلَانِيَةً مِّنْ قَبْلِ اَنْ يَّاْتِيَ يَوْمٌ لَّا بَيْعٌ فِيْهِ وَلَا خِلٰلٌ ﴿٣٢﴾

اَللّٰهُ الَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَاَنْزَلَ مِنَ السَّمَاۗءِ مَاۗءً فَاَخْرَجَ بِهٖ مِنَ الثَّمَرٰتِ رِزْقًا لَّكُمْ ۚ وَسَخَّرَ لَكُمُ الْفُلْكَ لِتَجْرِيَ فِي الْبَحْرِ بِاَمْرِهٖ ۚ وَسَخَّرَ لَكُمُ الْاَنْهٰرَ ﴿٣٣﴾

وَسَخَّرَ لَكُمُ الشَّمْسَ وَالْقَمَرَ دَاۗىِٕبَيْنِ ۚ وَسَخَّرَ لَكُمُ الَّيْلَ وَالنَّهَارَ ﴿٣٤﴾

وَاٰتٰىكُمْ مِّنْ كُلِّ مَا سَاَلْتُمُوْهُ ۭ وَاِنْ تَعُدُّوْا نِعْمَتَ

اللّٰهِ لَا تُحْصُوْهَا ۗ اِنَّ الْاِنْسَانَ لَظَلُوْمٌ كَفَّارٌ ﴿۳۴﴾

ગણતરી કરવા જશો તો તે ગણી નહિ શકો. બેશક ઈન્સાન બેહદ બેઈન્સાફ છે, નાશુક્રો છે. (રુકૂઅ-૫)

وَاِذْ قَالَ اِبْرٰهِيْمُ رَبِّ اجْعَلْ هٰذَا الْبَلَدَ اٰمِنًا وَّاجْنُبْنِيْ وَبَنِيَّ اَنْ نَّعْبُدَ الْاَصْنَامَ ﴿۳۵﴾

૩૬. અને (યાદ કરો) જ્યારે ઈબ્રાહીમે કહ્યું, હે મારા રબ, આ શહેરને અમન (નું શહેર) બનાવી દે, અને મને અને મારી ઔલાદને મૂર્તિઓની પૂજા કરવાથી દૂર રાખજે.

رَبِّ اِنَّهُنَّ اَضْلَلْنَ كَثِيْرًا مِّنَ النَّاسِ ۚ فَمَنْ تَبِعَنِيْ فَاِنَّهٗ مِنِّيْ ۚ وَمَنْ عَصَانِيْ فَاِنَّكَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۳۶﴾

૩૭. 'હે મારા રબ, તેમણે ખરેખર ઈન્સાનોમાંથી ઘણાને ગુમરાહ કર્યા છે. માટે જે મારું અનુસરણ કરશે તે ખરેખર મારો સાથી છે; અને જે મારી નાફરમાની કરશે તો બેશક તું માફ કરનારો છે, દયા કરનારો છે.

رَبَّنَآ اِنِّيْٓ اَسْكَنْتُ مِنْ ذُرِّيَّتِيْ بِوَادٍ غَيْرِ ذِيْ زَرْعٍ عِنْدَ بَيْتِكَ الْمُحَرَّمِ ۙ رَبَّنَا لِيُقِيْمُوا الصَّلٰوةَ فَاجْعَلْ اَفْئِدَةً مِّنَ النَّاسِ تَهْوِيْٓ اِلَيْهِمْ وَارْزُقْهُمْ مِّنَ الثَّمَرٰتِ لَعَلَّهُمْ يَشْكُرُوْنَ ﴿۳۷﴾

૩૮. 'હે અમારા રબ, હું મારા વંશજોને[૪] તારા પવિત્ર ઘરની પાસેની એક વેરાન ખીણમાં છોડી આવ્યો છું. હે અમારા રબ, એટલા માટે કે તેઓ નમાઝ કાયમ કરે માટે તું લોકોના દિલોને તેમના તરફ ઢાળી દે અને તેમને ફળો અર્પણ કર જેથી તેઓ તારા એહસાનમંદ બની જાય.

رَبَّنَآ اِنَّكَ تَعْلَمُ مَا نُخْفِيْ وَمَا نُعْلِنُ ۗ وَمَا يَخْفٰى عَلَى اللّٰهِ مِنْ شَيْءٍ فِي الْاَرْضِ وَلَا فِي السَّمَآءِ ﴿۳۸﴾

૩૯. 'હે અમારા પાલનહાર, બેશક તું જાણે છે, જે અમે છૂપાવીએ છીએ અને જે અમે જાહેર કરીએ છીએ. અને કોઈ પણ વસ્તુ અલ્લાહથી છૂપી નથી, ન ધરતીમાં અથવા આકાશમાં.

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِيْ وَهَبَ لِيْ عَلَى الْكِبَرِ اِسْمٰعِيْلَ وَاِسْحٰقَ ۗ اِنَّ رَبِّيْ لَسَمِيْعُ الدُّعَآءِ ﴿۳۹﴾

૪૦. 'સર્વ પ્રશંસાનો હક્કદાર અલ્લાહ જ છે જેણે મારી વૃદ્ધાવસ્થામાં મને ઈસ્માઈલ તથા ઈસ્હાક (જેવા પુત્રો) આપ્યા. બેશક, અલ્લાહ દુઆઓનો સાંભળનાર છે.

رَبِّ اجْعَلْنِيْ مُقِيْمَ الصَّلٰوةِ وَمِنْ ذُرِّيَّتِيْ ۖ رَبَّنَا وَتَقَبَّلْ دُعَآءِ ﴿۴۰﴾

૪૧. 'હે મારા પરવરદિગાર, મને અને મારી ઔલાદને નિયમિત નમાઝ અદા કરવાની શકિત આપ, હે અમારા પાલનહાર, મારી દુઆઓને કબૂલ ફરમાવ.

رَبَّنَا اغْفِرْ لِيْ وَلِوَالِدَيَّ وَلِلْمُؤْمِنِيْنَ يَوْمَ يَقُوْمُ الْحِسَابُ ﴿۴۱﴾

૪૨. 'હે મારા પરવરદિગાર જે દિવસે હિસાબ લેવામાં આવે ત્યારે મને તથા મારા માતાપિતાને અને સૌ ઈમાન લાવનારાઓને બક્ષી દેજે.' (રુકૂઅ-૭)

وَلَا تَحْسَبَنَّ اللّٰهَ غَافِلًا عَمَّا يَعْمَلُ الظّٰلِمُوْنَ ۗ اِنَّمَا يُؤَخِّرُهُمْ لِيَوْمٍ تَشْخَصُ فِيْهِ الْاَبْصَارُ ﴿۴۲﴾

૪૩. અને (હે મક્કાવાળાઓ) એવું ન ધારશો કે અલ્લાહ ઝાલિમોના કામોથી બેખબર છે. તેમને તે દિવસ સુધીની જ મહોલત તે આપશે જે દિવસે તેમની આંખો (ભયથી) ફાટી રહેશે,

૪. જે લોકો ગુનાહિત પ્રવૃતિઓમાં હદથી બહાર ચાલ્યા ગયા છે. અલ્લાહે તેમને આઝાબ ભોગવવા માટે અંકિત કરી રાખ્યા છે, તેમના ઉપર નિશાની કરી રાખી છે.

مُهْطِعِيْنَ مُقْنِعِيْ رُءُوْسِهِمْ لَا يَرْتَدُّ اِلَيْهِمْ طَرْفُهُمْ ۚ وَاَفْـِٕدَتُهُمْ هَوَآءٌ ﴿٤٣﴾

૪૪. તેઓ ભયગ્રસ્ત થઈ પોતાના માથા ઊંચા કરી ભાગી રહ્યા હશે. તેઓ પાછું વળી જોશે નહિ અને તેમના હોશહવાસ ઉડેલા[૫] હશે.

وَاَنْذِرِ النَّاسَ يَوْمَ يَاْتِيْهِمُ الْعَذَابُ فَيَقُوْلُ الَّذِيْنَ ظَلَمُوْا رَبَّنَآ اَخِّرْنَآ اِلٰٓى اَجَلٍ قَرِيْبٍ ۙ نُّجِبْ دَعْوَتَكَ وَنَتَّبِعِ الرُّسُلَ ؕ اَوَلَمْ تَكُوْنُوْٓا اَقْسَمْتُمْ مِّنْ قَبْلُ مَا لَكُمْ مِّنْ زَوَالٍ ﴿٤٤﴾

૪૫. અને લોકોને તે દિવસથી ચેતવી દે, જે દિવસે તેમના ઉપર અઝાબ તૂટી પડશે ત્યારે ઝાલિમો કહી ઉઠશે, 'હે અમારા પરવરદિગાર, અમને થોડીક મોહલત આપ, અમે તારા આહકામાને માનશું અને રસૂલોની ફરમાંબરદારી કરશું.' તે કહેશે 'શું તમે આ પહેલાં (પણ) સોગંદપૂર્વક નથી કહ્યું કે તમે પોતાનું પતન નહિ થવા દો?

وَّسَكَنْتُمْ فِيْ مَسٰكِنِ الَّذِيْنَ ظَلَمُوْٓا اَنْفُسَهُمْ وَتَبَيَّنَ لَكُمْ كَيْفَ فَعَلْنَا بِهِمْ وَضَرَبْنَا لَكُمُ الْاَمْثَالَ ﴿٤٥﴾

૪૬. 'અને તમે તે લોકોના જ ઘરોમાં રહો છો જેમણે પોતાના ઉપર ઝુલમ કર્યો હતો, અને તમારા ઉપર સ્પષ્ટ થઈ ચૂકયું હતું કે અમે તેમની કેવી (બૂરી) હાલત કરી હતી; અને અમે તમારા માટે એક દાખલો બેસાડયો હતો.'

وَقَدْ مَكَرُوْا مَكْرَهُمْ وَعِنْدَ اللّٰهِ مَكْرُهُمْ ؕ وَاِنْ كَانَ مَكْرُهُمْ لِتَزُوْلَ مِنْهُ الْجِبَالُ ﴿٤٦﴾

૪૭. અને આ લોકો પણ પોતાની તમામ તદબીરો અજમાવી ચૂકયા છે. પરંતુ તેમની તદબીરો અલ્લાહના અધિકારમાં છે પછી ભલે તે તદબીરો પર્વતો ખસેડવાનું સામર્થ્ય કેમ ન રાખતી હોય (તેઓ કદાપિ સફળ થશે નહિ).

فَلَا تَحْسَبَنَّ اللّٰهَ مُخْلِفَ وَعْدِهٖ رُسُلَهٗ ؕ اِنَّ اللّٰهَ عَزِيْزٌ ذُو انْتِقَامٍ ﴿٤٧﴾

૪૮. એવું કદાપિ વિચારશો નહિ કે અલ્લાહ પોતાના રસૂલોને કરેલા વાયદાઓનો ભંગ કરશે. ખરેખર અલ્લાહ બેહદ શકિતશાળી છે, બદલો લેનારો છે.

يَوْمَ تُبَدَّلُ الْاَرْضُ غَيْرَ الْاَرْضِ وَالسَّمٰوٰتُ وَبَرَزُوْا لِلّٰهِ الْوَاحِدِ الْقَهَّارِ ﴿٤٨﴾

૪૯. તે દિવસે જ્યારે આ દુનિયાને બીજી દુનિયામાં ફેરવવામાં આવશે તેમજ આકાશને પણ, ત્યારે તેમને (સૌને) અલ્લાહ સમક્ષ ઉપસ્થિત થવું પડશે, જે એકજ છે, જે સર્વોચ્ચત્તમ છે.

وَتَرَى الْمُجْرِمِيْنَ يَوْمَئِذٍ مُّقَرَّنِيْنَ فِى الْاَصْفَادِ ﴿٤٩﴾

૫૦. અને તું ગુનાહગારોને તે દિવસે બેડીઓમાં જકડાયેલા જોઈશ.

---

૫. અલ્લાહે પ્રત્યેક સર્જનની જોડી પેદા કરી છે. પશુ પ્રાણીઓ, વનસ્પતિ જડ પદાર્થો, બલ્કે રૂહાની વ્યવહારમાં પણ જોડી છે; અલ્લાહની વહી તથા તે વહીને મેળવનાર રૂહ અથવા વ્યકિત (રસૂલ વગેરે) બન્ને ભૂમિકાઓ મળી એક જોડી બને છે. વહી મેળવવાની લાયકાત ધરાવનારનેજ વહી મળે છે. તેમજ આકાશ તથા ધરતી પણ એક પ્રકારનું જોડું છે.

سَرَابِيلُهُم مِّن قَطِرَانٍ وَتَغْشَىٰ وُجُوهَهُمُ النَّارُ ﴿٥١﴾ لِيَجْزِيَ اللَّهُ كُلَّ نَفْسٍ مَّا كَسَبَتْ ۚ إِنَّ اللَّهَ سَرِيعُ الْحِسَابِ ﴿٥٢﴾

૫૧. 'તેમનો લિબાસ ડામર હશે અને આગ તેમના ચહેરાને લપેટમાં લઈ લેશે.

૫૨. કે જેથી અલ્લાહ પ્રત્યેક જીવને તેની કરણીનો બદલો આપે, બેશક અલ્લાહ હિસાબ લેવામાં ઝડપી છે.

هَٰذَا بَلَاغٌ لِّلنَّاسِ وَلِيُنذَرُوا بِهِ وَلِيَعْلَمُوا أَنَّمَا هُوَ إِلَٰهٌ وَاحِدٌ وَلِيَذَّكَّرَ أُولُو الْأَلْبَابِ ﴿٥٢﴾

૫૩. આ માનવજાતિ માટે એક સંપૂર્ણ નસિહત છે કે જેની દ્વારા લોકોને ચેતવવામાં આવે, અને જેથી તેઓ જાણી લે કે તે અલ્લાહ જ એક મા'બૂદ છે, અને સમજદારી રાખનારાઓ તેના ઉપર ચિંતન કરે. (રૂકૂઅ-૭)

---

૬. અલ્લાહ સ્વાવલંબી છે, સ્વયંપૂર્ણ છે, કોઈનો મોહતાજ નથી.

# سُوْرَةُ الْحِجْرِ مَكِّيَّةٌ

(١٥) ايَاتُهَا ٩٩ ركوعاتها ٦

## અલ હિજ્ર

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહ નામથી, જે બેહદ કૃપાળુ, અને દયાવંત છે.

الٓرٰ تِلْكَ اٰيٰتُ الْكِتٰبِ وَ قُرْاٰنٍ مُّبِيْنٍ ②

૨. અલીફ લામ, મીમ, (હું અલ્લાહ છું, સર્વદર્શી છું) પૂરનૂર કુરઆન, એક (કામિલ) કિતાબની આ આયતો છે.

رُبَمَا يَوَدُّ الَّذِيْنَ كَفَرُوْا لَوْ كَانُوْا مُسْلِمِيْنَ ③

૩. કાફરો હમેશાં ઇચ્છતા રહેશે કે કાશ! તેઓ મુસ્લિમ હોત.

ذَرْهُمْ يَاْكُلُوْا وَ يَتَمَتَّعُوْا وَ يُلْهِهِمُ الْاَمَلُ فَسَوْفَ يَعْلَمُوْنَ ④

૪. તેમને ખાવા પીવા મોજ માણવા અને ખોટી અભિલાષાઓમાં ફસાએલા રહેવા દો; તેમને વેળાસર સઘળું જણાઈ રહેશે.

وَ مَاۤ اَهْلَكْنَا مِنْ قَرْيَةٍ اِلَّا وَ لَهَا كِتَابٌ مَّعْلُوْمٌ ⑤

૫. અને અમે કોઈ પણ શહેરનો વિનાશ નથી કર્યો, જેના નિર્ણય વિશે પહેલાં ચેતવણી ન આપી હોય.

مَا تَسْبِقُ مِنْ اُمَّةٍ اَجَلَهَا وَ مَا يَسْتَاْخِرُوْنَ ⑥

૬. કોઈ કોમ પોતાના મુકર્રર સમયથી ન આગળ જઈ શકે છે અને ન કોઈ પાછળ રહી શકે છે.[૧]

وَ قَالُوْا يٰۤاَيُّهَا الَّذِيْ نُزِّلَ عَلَيْهِ الذِّكْرُ اِنَّكَ لَمَجْنُوْنٌ ⑦

૭. અને તેમણે (લલકાર કરીને) કહ્યું, 'હે (દાવેદાર કે) જેના ઉપર આ ઝીક્ર (ઉપદેશ) ઊતારવામાં આવ્યો છે. તું ખરેખર દીવાનો છે!

لَوْ مَا تَاْتِيْنَا بِالْمَلٰٓئِكَةِ اِنْ كُنْتَ مِنَ الصّٰدِقِيْنَ ⑧

૮. 'જો તો તું સાચું બોલનારો હોય તો અમારી સામે ફરિશ્તા કેમ નથી લાવતો?'

مَا نُنَزِّلُ الْمَلٰٓئِكَةَ اِلَّا بِالْحَقِّ وَ مَا كَانُوْۤا اِذًا مُّنْظَرِيْنَ ⑨

૯. અમે ફરિશ્તાઓને ખરા સમયેજ ઊતારીએ છીએ પછી તેમને મોહલત આપવામાં નથી આવતી.

اِنَّا نَحْنُ نَزَّلْنَا الذِّكْرَ وَ اِنَّا لَهٗ لَحٰفِظُوْنَ ⑩

૧૦. ખરેજ આ ઝીક્ર (કુરઆન) અમે ઊતાર્યું છે અને ખરેખર અમેજ તેના નિગેહબાન (રક્ષક) છીએ.

وَ لَقَدْ اَرْسَلْنَا مِنْ قَبْلِكَ فِيْ شِيَعِ الْاَوَّلِيْنَ ⑪

૧૧. અને અમે તારી પહેલાંની કોમોમાં રસૂલો મોકલાવ્યા હતા.

وَ مَا يَاْتِيْهِمْ مِّنْ رَّسُوْلٍ اِلَّا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ⑫

૧૨. (અને) તેમની પાસે કોઈ એવો રસૂલ નથી આવ્યો જેની તેમણે મશ્કરી ન ઉડાડી હોય.

---

૧. અલ્લાહે જેના વિશે ફેંસલો કર્યો હશે તેમના અંજામમાં કોઈ ફેરફાર થશે નહિ. અને તેમના વિશે અલ્લાહનો ફેંસલો અટલ છે.

૨. 'મજનુન' અર્થાત દીવાનો 'ભ્રમિત' માનસ' અથવા 'જેની બુદ્ધિ બહેર મારી હોય,'

كَذٰلِكَ نَسْلُكُهٗ فِيْ قُلُوْبِ الْمُجْرِمِيْنَ ۝١٢

૧૩. આવીજ રીતે અમે આ (મશ્કરીની બદીની આદત) પાપીઓના દિલોમાં બેસાડી દઈએ છીએ;

لَا يُؤْمِنُوْنَ بِهٖ وَقَدْ خَلَتْ سُنَّةُ الْاَوَّلِيْنَ ۝١٣

૧૪. તેઓ (કુરઆન ઉપર) ઈમાન નથી લાવતા તેમની પહેલાની કોમોના ઘણા એવા દાખલા થઈ ગયા છે.

وَلَوْ فَتَحْنَا عَلَيْهِمْ بَابًا مِّنَ السَّمَآءِ فَظَلُّوْا فِيْهِ يَعْرُجُوْنَ ۝١٤

૧૫. અને જો અમે તેમના ઉપર આસમાનનો કોઈ દરવાજો ખોલી દઈએ અને તેમાં થઈ તેઓ ઉપર પણ ચડી જાય,[3]

لَقَالُوْٓا اِنَّمَا سُكِّرَتْ اَبْصَارُنَا بَلْ نَحْنُ قَوْمٌ مَّسْحُوْرُوْنَ ۝١٥ ع

૧૬. (તો પણ) તેઓ કહેશે કે અમારી નઝરબંદી કરવામાં આવી છે, બલ્કે અમારી કોમ ઉપર જાદુ કરવામાં આવ્યો છે. (રુકૂઅ-૧)

وَلَقَدْ جَعَلْنَا فِي السَّمَآءِ بُرُوْجًا وَّزَيَّنّٰهَا لِلنّٰظِرِيْنَ ۝١٦

૧૭. અને બેશક અમે આસમાનમાં બુરુજો (નક્ષત્રો) રચ્યા અને જોનારાઓ માટે તેને શણગારી દીધું.

وَحَفِظْنٰهَا مِنْ كُلِّ شَيْطٰنٍ رَّجِيْمٍ ۝١٧

૧૮. અને દરેક લા'નત પામેલા શયતાનથી તેનું રક્ષણ કર્યું.

اِلَّا مَنِ اسْتَرَقَ السَّمْعَ فَاَتْبَعَهٗ شِهَابٌ مُّبِيْنٌ ۝١٨

૧૯. પરંતુ જો કોઈ ચોરીછૂપીથી સાંભળે છે તેની પાછળ એક પ્રચંડ જવાળા પડી જાય છે.

وَالْاَرْضَ مَدَدْنٰهَا وَاَلْقَيْنَا فِيْهَا رَوَاسِيَ وَاَنْۢبَتْنَا فِيْهَا مِنْ كُلِّ شَيْءٍ مَّوْزُوْنٍ ۝١٩

૨૦. અને અમે ધરતીને ફેલાવી દીધી છે, અને તેમાં પર્વતો ખોડી દીધા છે, અને (તમારા લાભ માટે) તેમાં પ્રત્યેક વસ્તુ પ્રમાણસર પેદા કરી છે.

وَجَعَلْنَا لَكُمْ فِيْهَا مَعَايِشَ وَمَنْ لَّسْتُمْ لَهٗ بِرٰزِقِيْنَ ۝٢٠

૨૧. અને અમે તમારા માટે તેમાં જીવનનિર્વાહનો પ્રબંધ કર્યો છે અને તેમના માટે પણ જેમનું પોષણ તમે નથી કરતા.

وَاِنْ مِّنْ شَيْءٍ اِلَّا عِنْدَنَا خَزَآئِنُهٗ وَمَا نُنَزِّلُهٗٓ اِلَّا بِقَدَرٍ مَّعْلُوْمٍ ۝٢١

૨૨. અને કોઈ એવી વસ્તુ નથી જેના ભરપૂર ખઝાના અમારી પાસે ન હોય પરંતુ અમે (સર્વ વસ્તુ) પ્રમાણસરજ ઊતારીએ છીએ.

وَاَرْسَلْنَا الرِّيٰحَ لَوَاقِحَ فَاَنْزَلْنَا مِنَ السَّمَآءِ مَآءً فَاَسْقَيْنٰكُمُوْهُ وَمَآ اَنْتُمْ لَهٗ بِخٰزِنِيْنَ ۝٢٢

૨૩. અને અમે ભેજવાળી હવા ચલાવીએ છીએ, પછી અમે વાદળા દ્વારા પાણી વરસાવીએ છીએ, જેનાથી તમે તૃપ્ત થાઓ છો અને પાણીનો સંગ્રહ તમે નથી કરી રાખતા.

---

૩. અલ્લાહના મૂદ્દસ રસૂલોને તથા નક રૂહોને આ દુનિયાવાળાઓએ હમેશાં રંજાડયા છે. હમેશાં સત્ય અને અસત્ય વચ્ચે સંઘર્ષની પરિસ્થિતિ રહી છે. જેમાં ઝાલિમ પોતાની મનોવૃત્તિને બેકામ કામે લગાડે છે અને નેક રૂહો પોતાની માસુમીયત, સબ્ર, યકીન, રહેમ, એહસાન તથા વાત્સલ્યની દૌલત લૂંટાવતા રહે છે જેને લોકો જાદુની 'ઉપમા આપતા રહે છે. પ્રત્યેક રસૂલોના સમયમાં આ જાદુના શબ્દને હથિયાર બનાવવામાં આવ્યો છે.

وَإِنَّا لَنَحْنُ نُحْيِي وَنُمِيتُ وَنَحْنُ الْوَارِثُونَ ﴿٢٤﴾

૨૪. અને બેશક અમે જીવન આપીએ છીએ તેમજ મૃત્યુ પણ, અને અમેજ (મૂળ) વારસ છીએ.

وَلَقَدْ عَلِمْنَا الْمُسْتَقْدِمِينَ مِنكُمْ وَلَقَدْ عَلِمْنَا الْمُسْتَأْخِرِينَ ﴿٢٥﴾

૨૫. અને તમારામાંથી આગળ નીકળી જનારા તથા પાછળ રહી જનારાઓને અમે જાણીએ છીએ.

وَإِنَّ رَبَّكَ هُوَ يَحْشُرُهُمْ ۚ إِنَّهُ حَكِيمٌ عَلِيمٌ ﴿٢٦﴾

૨૬. અને નિ:સંદેહ તે તારો પરવરદિગારજ છે જે તેમને એકઠા કરશે ખરેજ, તે હિકમતવાળો છે, સર્વજ્ઞ છે. (રુકૂઅ-૨)

وَلَقَدْ خَلَقْنَا الْإِنسَانَ مِن صَلْصَالٍ مِّنْ حَمَإٍ مَّسْنُونٍ ﴿٢٧﴾

૨૭. અને અમે ખરેખર ઈન્સાનને ખદબદતી કાળી માટીમાંથી સર્જ્યો અને તેને આકાર આપ્યો.

وَالْجَانَّ خَلَقْنَاهُ مِن قَبْلُ مِن نَّارِ السَّمُومِ ﴿٢٨﴾

૨૮. અને તે પહેલાં જીન્નને અમે ગરમ હવાની આગમાંથી પેદા કર્યો.

وَإِذْ قَالَ رَبُّكَ لِلْمَلَائِكَةِ إِنِّي خَالِقٌ بَشَرًا مِّن صَلْصَالٍ مِّنْ حَمَإٍ مَّسْنُونٍ ﴿٢٩﴾

૨૯. અને (યાદ કર) જ્યારે તારા રબે ફરિશ્તાઓને કહ્યું 'હું ખદબદીયા કાળા કાદવમાંથી ઈન્સાનને પેદા કરવાનો છું-

فَإِذَا سَوَّيْتُهُ وَنَفَخْتُ فِيهِ مِن رُّوحِي فَقَعُوا لَهُ سَاجِدِينَ ﴿٣٠﴾

૩૦. માટે જ્યારે હું તને આકાર આપી તેમાં મારી રૂહ ફૂંકી[4] દઉં તો તમે સિજદામાં પડી જજો.

فَسَجَدَ الْمَلَائِكَةُ كُلُّهُمْ أَجْمَعُونَ ﴿٣١﴾

૩૧. પછી સૌ ફરિશ્તાઓએ ભેગા મળી સમર્પણ કર્યું.

إِلَّا إِبْلِيسَ أَبَىٰ أَن يَكُونَ مَعَ السَّاجِدِينَ ﴿٣٢﴾

૩૨. સિવાય ઈબ્લીસે; તેણે તાબેદારી કરનારાઓમાં શામિલ થવાનો ઈન્કાર કર્યો.

قَالَ يَا إِبْلِيسُ مَا لَكَ أَلَّا تَكُونَ مَعَ السَّاجِدِينَ ﴿٣٣﴾

૩૩. અલ્લાહે પૂછ્યું, 'હે ઈબ્લીસ, તને શું થયું છે કે તું તાબેદારી કરનારાઓ સાથે નથી?'

قَالَ لَمْ أَكُن لِّأَسْجُدَ لِبَشَرٍ خَلَقْتَهُ مِن صَلْصَالٍ مِّنْ حَمَإٍ مَّسْنُونٍ ﴿٣٤﴾

૩૪. તેણે જવાબ આપ્યો 'હું ઈન્સાનનો તાબેદાર નહિ બનું જેને તેં ખદબદતી માટીમાંથી સર્જ્યો છે.'

قَالَ فَاخْرُجْ مِنْهَا فَإِنَّكَ رَجِيمٌ ﴿٣٥﴾

૩૫. અલ્લાહે ફરમાવ્યું 'તો તું અહીંથી દૂર થઈ જા, કારણકે તું હડધૂત થયો છે.'

وَإِنَّ عَلَيْكَ اللَّعْنَةَ إِلَىٰ يَوْمِ الدِّينِ ﴿٣٦﴾

૩૬. 'અને બેશક તારા ઉપર કયામતના દિવસ સુધી મારી લા'નત છે.'

قَالَ رَبِّ فَأَنظِرْنِي إِلَىٰ يَوْمِ يُبْعَثُونَ ﴿٣٧﴾

૩૭. તેણે કહ્યું, 'મારા માલિક, મને તે દિવસ સુધીની મોહલત આપ જ્યારે તેઓ ફરી ઉઠાડવામાં આવશે.'

---

૪. ઈન્સાનનું સર્જન કર્યા પછી તેમાં પોતાની રૂહ ફૂંકી અલ્લાહે શયતાનને ઈન્સાનને સિજદો કરવાનો હુકમ આપવાનો અર્થ તેની સેવા કરવાનો છે. ઈસ્લામની તા'લીમ પ્રમાણે અલ્લાહ સિવાય કોઈ અન્યને સિજદો જાએઝ નથી, તેના કરવા ઉપર કડક પ્રતિબંધ છે. અહીં સિજદાનો અર્થ નમન અથવા ઉપાસના અર્થાત ઈબાદત નથી.

قَالَ فَإِنَّكَ مِنَ الْمُنْظَرِينَ ﴿٣٨﴾

૩૮. અલ્લાહે ફરમાવ્યું 'જા તને મોહલત આપવામાં આવે છે,'

إِلَىٰ يَوْمِ الْوَقْتِ الْمَعْلُومِ ﴿٣٩﴾

૩૯. 'તે ઠરાવેલી દિવસના સમય સુધીની.'

قَالَ رَبِّ بِمَا أَغْوَيْتَنِي لَأُزَيِّنَنَّ لَهُمْ فِي الْأَرْضِ وَلَأُغْوِيَنَّهُمْ أَجْمَعِينَ ﴿٤٠﴾

૪૦. તેણે કહ્યું 'મારા માલિક, તેં મને ગુમરાહ ઠરાવ્યો છે માટે હું ખરેજ ધરતી ઉપર તેમના માટે આકર્ષણ જમાવીશ અને તેમને અવળે માર્ગે લઈ જઈશ.

إِلَّا عِبَادَكَ مِنْهُمُ الْمُخْلَصِينَ ﴿٤١﴾

૪૧. 'સિવાય તે જે તારા નેક બંદા છે.'

قَالَ هَٰذَا صِرَاطٌ عَلَيَّ مُسْتَقِيمٌ ﴿٤٢﴾

૪૨. અલ્લાહે ફરમાવ્યું 'મારી તરફ આવવાનો (આ) એકજ સીધો રસ્તો છે,

إِنَّ عِبَادِي لَيْسَ لَكَ عَلَيْهِمْ سُلْطَانٌ إِلَّا مَنِ اتَّبَعَكَ مِنَ الْغَاوِينَ ﴿٤٣﴾

૪૩. બેશક મારા બંદાઓ ઉપર તારો અધિકાર ચાલશે નહિ સિવાય કે કોઈ બહેકીને તારા પગલે ચાલી નીકળે.

وَإِنَّ جَهَنَّمَ لَمَوْعِدُهُمْ أَجْمَعِينَ ﴿٤٤﴾

૪૪. અને ખચિત, તે સૌને જે જગ્યાનો વાયદો આપવામાં આવ્યો છે તે જહન્નમ છે.

لَهَا سَبْعَةُ أَبْوَابٍ لِكُلِّ بَابٍ مِنْهُمْ جُزْءٌ مَقْسُومٌ ﴿٤٥﴾

૪૫. તેના સાત દરવાજા છે જે તેમના જુદા જુદા વર્ગો માટે નિયુક્ત કરવામાં આવ્યા છે. (રુકૂઅ-૩)

إِنَّ الْمُتَّقِينَ فِي جَنَّاتٍ وَعُيُونٍ ﴿٤٦﴾

૪૬. બેશક પરહેઝગારો બગીચાઓ તથા ઝરણાં વચ્ચે રહેશે.

ادْخُلُوهَا بِسَلَامٍ آمِنِينَ ﴿٤٧﴾

૪૭. (તેમને કહેવામાં આવશે) 'અમન તથા સલામતી સાથે તેમાં દાખલ થઈ જાઓ.'

وَنَزَعْنَا مَا فِي صُدُورِهِمْ مِنْ غِلٍّ إِخْوَانًا عَلَىٰ سُرُرٍ مُتَقَابِلِينَ ﴿٤٨﴾

૪૮. અને તેમના દિલોમાં જે પણ અદાવત હશે તેને અમે દૂર કરી દેશું પરિણામે તેઓ બંધુભાવનાથી એકબીજા સામે આસનો ઉપર સ્થાન લેશે.

لَا يَمَسُّهُمْ فِيهَا نَصَبٌ وَمَا هُمْ مِنْهَا بِمُخْرَجِينَ ﴿٤٩﴾

૪૯. ત્યાં તેમને કોઈ તકલીફ પહોંચશે નહિ, ન તો તેમને ત્યાંથી પાછા કાઢવામાં આવશે.

نَبِّئْ عِبَادِي أَنِّي أَنَا الْغَفُورُ الرَّحِيمُ ﴿٥٠﴾

૫૦. મારા બંદાઓને કહી દે, કે હું ખરેખર બેહદ ક્ષમાવંત છું, દયાળુ છું.

وَأَنَّ عَذَابِي هُوَ الْعَذَابُ الْأَلِيمُ ﴿٥١﴾

૫૧. અને મારો અઝાબ ખરેખર દર્દનાક અઝાબ છે.

وَنَبِّئْهُمْ عَنْ ضَيْفِ إِبْرَاهِيمَ ﴿٥٢﴾

૫૨. અને તેમને ઈબ્રાહીમના મહેમાનો[૫] વિશે જણાવી દે.

---

૫. કુરઆને મજીદમાં આ મહેમાનો માટે 'અલ મૂરસલુન'નો શબ્દ ઉપયોગમાં લેવાયો છે જેનાથી તેમના ઈન્સાન હોવાનું પુરવાર થાય છે, જ્યારે બાઈબલમાં કોઈક સ્થળે ફરિશ્તા અને કોઈ સ્થળે ઈન્સાનો તરીકે તેમનું વર્ણન થયું છે.

إِذْ دَخَلُوا عَلَيْهِ فَقَالُوا سَلَامًا قَالَ إِنَّا مِنكُمْ وَجِلُونَ ﴿٥٢﴾

૫૩. જ્યારે તેમણે તેની પાસે આવીને કહ્યું 'સલામતી હોજો તારા ઉપર' તેણે કહ્યું 'ખરેજ, અમને તમારી બીક લાગે છે.'

قَالُوا لَا تَوْجَلْ إِنَّا نُبَشِّرُكَ بِغُلَامٍ عَلِيمٍ ﴿٥٣﴾

૫૪. તેમણે કહ્યું 'ગભરાઓ નહિ, અમે તને એક પુત્રની ખુશખબર આપીએ છીએ જે જ્ઞાન ધરાવનાર હશે.'

قَالَ أَبَشَّرْتُمُونِي عَلَىٰ أَن مَّسَّنِيَ الْكِبَرُ فَبِمَ تُبَشِّرُونَ ﴿٥٤﴾

૫૫. તેણે કહ્યું 'ઘડપણે મને ઘેરી લીધો છે છતાં તમે મને પુત્રની ખુશખબર આપી રહ્યા છો? તે સિવાય તમે મને બીજી કઈ ખુશખબર આપવા આવ્યા છે?

قَالُوا بَشَّرْنَاكَ بِالْحَقِّ فَلَا تَكُن مِّنَ الْقَانِطِينَ ﴿٥٥﴾

૫૬. તેમણે કહ્યું 'અમે બેશક તને સાચી ખુશખબર આપી છે માટે તું નિરાશ ન થઈશ.'

قَالَ وَمَن يَقْنَطُ مِن رَّحْمَةِ رَبِّهِ إِلَّا الضَّالُّونَ ﴿٥٦﴾

૫૭. તેણે કહ્યું 'પોતાના પાલનહારની રહેમતથી કોણ નિરાશ થઈ શકે છે સિવાય કે જે ગુમરાહ થઈ ગયો હોય?'

قَالَ فَمَا خَطْبُكُمْ أَيُّهَا الْمُرْسَلُونَ ﴿٥٧﴾

૫૮. તેણે પૂછ્યું 'તમારું આવવાનું (બીજું) શું કારણ છે?' (હે ફરિશ્તાઓ)

قَالُوا إِنَّا أُرْسِلْنَا إِلَىٰ قَوْمٍ مُّجْرِمِينَ ﴿٥٨﴾

૫૯. તેમણે કહ્યું 'અમને એક ગુનાહગાર કોમ તરફ મોકલવામાં આવ્યા છે—

إِلَّا آلَ لُوطٍ إِنَّا لَمُنَجُّوهُمْ أَجْمَعِينَ ﴿٥٩﴾

૬૦. લૂતના પરિવારને, અમે જેમાંથી ફકત બચાવી લેશું.

إِلَّا امْرَأَتَهُ قَدَّرْنَا إِنَّهَا لَمِنَ الْغَابِرِينَ ﴿٦٠﴾

૬૧. 'સિવાય તેની પત્ની, જેના માટે અમારી ધારણા છે કે તે પાછળ રહી જનારાઓ સાથે રહેશે? (રુકૂઅ-૪)

فَلَمَّا جَاءَ آلَ لُوطٍ الْمُرْسَلُونَ ﴿٦١﴾

૬૨. અને જ્યારે તે ફરિશ્તાઓ લૂત પાસે આવ્યા.

قَالَ إِنَّكُمْ قَوْمٌ مُّنكَرُونَ ﴿٦٢﴾

૬૩. લૂતે કહ્યું 'નિ:શંક તમે કોઈ અજનબી લાગો છો.'

قَالُوا بَلْ جِئْنَاكَ بِمَا كَانُوا فِيهِ يَمْتَرُونَ ﴿٦٣﴾

૬૪. તેમણે કહ્યું 'બલ્કે, અમે તો તે (અઝાબ વિશે સમાચાર) લાવ્યા છીએ જેના સંબંધમાં તેઓ શક કરતા હતા.

وَأَتَيْنَاكَ بِالْحَقِّ وَإِنَّا لَصَادِقُونَ ﴿٦٤﴾

૬૫. 'અને અમે સત્ય સમાચાર લાવ્યા છીએ, ખરેખર અમે સાચું કહી રહ્યા છીએ.

فَأَسْرِ بِأَهْلِكَ بِقِطْعٍ مِّنَ اللَّيْلِ وَاتَّبِعْ أَدْبَارَهُمْ وَلَا يَلْتَفِتْ مِنكُمْ أَحَدٌ وَامْضُوا حَيْثُ تُؤْمَرُونَ ﴿٦٥﴾

૬૬. 'માટે રાતના પાછલા ભાગમાં તું તારા પરિવારને લઈ ચાલતો થા અને તું સૌની પાછળ રહેજે. અને તમારામાંનો કોઈ પાછું વળીને ન જુએ; તમને જવાનું ફરમાન છે તે સ્થળે ચાલ્યા જાઓ.'

وَقَضَيْنَآ إِلَيْهِ ذَٰلِكَ الْأَمْرَ أَنَّ دَابِرَ هَـٰٓؤُلَآءِ مَقْطُوعٌ مُّصْبِحِينَ ﴿٦٧﴾

૬૭. અને અમે તેને આ નિર્ણયની ખબર પહોંચાડી દીધી હતી કે આ કોમને સવાર સુધીમાં જળમૂળથી ઊખાડી નાખવામાં આવશે.

وَجَآءَ أَهْلُ الْمَدِينَةِ يَسْتَبْشِرُونَ ﴿٦٨﴾

૬૮. પછી તે વસ્તીના લોકો હરખાતા હરખાતા લૂતના ઘરે પહોંચી ગયા.

قَالَ إِنَّ هَـٰٓؤُلَآءِ ضَيْفِى فَلَا تَفْضَحُونِ ﴿٦٩﴾

૬૯. તેણે કહ્યું 'આ મારા મહેમાનો છે, તેમની સામે મારી ફજેતી ન કરો;

وَاتَّقُوا اللَّهَ وَلَا تُخْزُونِ ﴿٧٠﴾

૭૦. 'અને અલ્લાહનો ડર રાખો અને મને શરમિંદો ન કરો.'

قَالُوٓا أَوَلَمْ نَنْهَكَ عَنِ الْعَـٰلَمِينَ ﴿٧١﴾

૭૧. તેમણે કહ્યું 'શું અમે તને કોઈની પણ મહેમાન નવાઝી કરવાની મનાઈ ન કરી હતી?'

قَالَ هَـٰٓؤُلَآءِ بَنَاتِىٓ إِن كُنتُمْ فَـٰعِلِينَ ﴿٧٢﴾

૭૨. તેણે કહ્યું 'અહીં મારી દિકરીઓ (પણ) છે, જો તમે કંઈપણ (અણછાજતું)[૬] કરો તો!

لَعَمْرُكَ إِنَّهُمْ لَفِى سَكْرَتِهِمْ يَعْمَهُونَ ﴿٧٣﴾

૭૩. (હે રસૂલ) તારા જાનના સોગંદ, તેઓ પોતાની ગુમરાહીના નશામાં બહેકી ગયા હતા—

فَأَخَذَتْهُمُ الصَّيْحَةُ مُشْرِقِينَ ﴿٧٤﴾

૭૪. પછી સૂરજ ઉગતાં જ અઝાબે તેમને ઘેરી લીધા.

فَجَعَلْنَا عَـٰلِيَهَا سَافِلَهَا وَأَمْطَرْنَا عَلَيْهِمْ حِجَارَةً مِّن سِجِّيلٍ ﴿٧٥﴾

૭૫. અમે તેમની (વસ્તીને) ઉથલાવી પાડી અને અમે તેમના ઉપર માટીના ઢેફાં વરસાવ્યા.

إِنَّ فِى ذَٰلِكَ لَءَايَـٰتٍ لِّلْمُتَوَسِّمِينَ ﴿٧٦﴾

૭૬. બેશક, આ (ઘટના)માં વિચારનારાઓ માટે (ઘણી) નિશાનીઓ સમાએલી છે

وَإِنَّهَا لَبِسَبِيلٍ مُّقِيمٍ ﴿٧٧﴾

૭૭. અને જે રસ્તા ઉપર તે શહેર[૭] હતું તે (રસ્તો હજી) સલામત છે.

إِنَّ فِى ذَٰلِكَ لَءَايَةً لِّلْمُؤْمِنِينَ ﴿٧٨﴾

૭૮. ખરેખર આ (ઘટના)માં મોમિનો માટે એક બોધ છે.

وَإِن كَانَ أَصْحَـٰبُ الْأَيْكَةِ لَظَـٰلِمِينَ ﴿٧٩﴾

૭૯. અને જંગલમાં રહેનારા[૮] (પણ) બહુજ ઝાલિમ હતા.

فَانتَقَمْنَا مِنْهُمْ وَإِنَّهُمَا لَبِإِمَامٍ مُّبِينٍ ﴿٨٠﴾ ع

૮૦. માટે અમે તેમને પણ શિક્ષા કરી. અને તે બન્ને (વસ્તીઓ)ના ખંડેરો વિશાળ ધોરી રસ્તા[૯] ઉપર (આજે પણ) ઊભા છે. (રુકૂઅ-૫)

---

૬. હઝરત લૂત (અ)એ પોતાની દીકરીઓની મોજૂદગીમાં નિર્લજ્જતાભર્યું કોઈપણ ન કામ કરવા માટે તેમને વિનવણી કરી.

૭. 'ડેડ સી'ના આદીવાસીઓમાં 'લૂતના સમૂદ્ર'ના નામથી આ સમૂદ્ર પ્રખ્યાત છે.

૮. હઝરત શોએબ(અ)ની કોમ 'ઝાડીવાળી' અથવા 'જંગલવાળી' કોમ ગણાતી.

૯. આ ધોરીમાર્ગ મિસર જવાનો વેપારી વણજારનો રસ્તો હતો. હિજ્ર, તબુક અને મદીના વચ્ચે આવેલું છે.

وَلَقَدْ كَذَّبَ اَصْحٰبُ الْحِجْرِ الْمُرْسَلِيْنَ ۙ﴿۸۱﴾

૮૧. અને હિજ્રવાળાઓએ[10] પણ રસૂલોને ખોટા ઠરાવ્યા હતા.

وَاٰتَيْنٰهُمْ اٰيٰتِنَا فَكَانُوْا عَنْهَا مُعْرِضِيْنَ ۙ﴿۸۲﴾

૮૨. અને અમે તેમને અમારી નિશાનીઓ આપી હતી પણ તેઓ મોઢું ફેરવી ચાલ્યા ગયા.

وَكَانُوْا يَنْحِتُوْنَ مِنَ الْجِبَالِ بُيُوْتًا اٰمِنِيْنَ ﴿۸۳﴾

૮૩. અને તેઓ (બહારના હુમલાઓથી) સલામત રહેવા માટે પહાડીઓ કાપી પોતાના ઘર[11] બનાવતા હતા.

فَاَخَذَتْهُمُ الصَّيْحَةُ مُصْبِحِيْنَ ۙ﴿۸۴﴾

૮૪. પરંતુ સવાર પડતાંજ અઝાબે તેમને ઝડપી લીધા.

فَمَاۤ اَغْنٰى عَنْهُمْ مَّا كَانُوْا يَكْسِبُوْنَ ؕ﴿۸۵﴾

૮૫. અને તેમનું કર્યું કારવ્યું તેમને કંઈપણ કામ ન આવ્યું.

وَمَا خَلَقْنَا السَّمٰوٰتِ وَالْاَرْضَ وَمَا بَيْنَهُمَاۤ اِلَّا بِالْحَقِّ ؕ وَاِنَّ السَّاعَةَ لَاٰتِيَةٌ فَاصْفَحِ الصَّفْحَ الْجَمِيْلَ ﴿۸۶﴾

૮૬. બેશક, અમે આસમાનો તથા ધરતી અને બન્નેની વચ્ચે જે કંઈ છે તે સર્વનું નિર્માણ હિકમતના આધારે કર્યું છે. અને તે ઘડી અવશ્ય આવવાનીજ છે માટે તું સમજદારીપૂર્વક તેમનાથી દૂર રહે.

اِنَّ رَبَّكَ هُوَ الْخَلّٰقُ الْعَلِيْمُ ﴿۸۷﴾

૮૭. ખરેખર, તે તારો રબ છે જે સર્વોચ્ચત્તમ સર્જનહાર છે, અને સર્વજ્ઞ છે.

وَلَقَدْ اٰتَيْنٰكَ سَبْعًا مِّنَ الْمَثَانِيْ وَالْقُرْاٰنَ الْعَظِيْمَ ﴿۸۸﴾

૮૮. અને અમે તને વારંવાર આવનારી સાત[12] આયતો અને મહાન કુરઆન અર્પણ કર્યાં છે.

لَا تَمُدَّنَّ عَيْنَيْكَ اِلٰى مَا مَتَّعْنَا بِهٖۤ اَزْوَاجًا مِّنْهُمْ وَلَا تَحْزَنْ عَلَيْهِمْ وَاخْفِضْ جَنَاحَكَ لِلْمُؤْمِنِيْنَ ﴿۸۹﴾

૮૯. અમુક વર્ગોના લોકોને અમે ટૂંક સમયનો લાભ ઉઠાવવા માટે જે કંઈ આપ્યું છે તેની તરફ તું ન જોઈશ, ન તો તેમના માટે તું અફસોસ[13] કર. બલ્કે મોમિનો ઉપર તારી લાગણી રાખ.

وَقُلْ اِنِّيْۤ اَنَا النَّذِيْرُ الْمُبِيْنُ ﴿۹۰﴾

૯૦. તું તેમને કહે, 'બેશક હું ખુલ્લી ચેતવણી આપનારો છું.'

---

૧૦. આ પ્રાંતમાં સમૂદની કોમ રહેતી હતી જેમની તરફ હઝરત સાલેહ (અ)ને મોકલવામાં આવ્યા હતા. હિજ્રનો અર્થ શહેર અથવા વસ્તી જેની ચોતરફ પત્થરની દિવાલ હોય કે પત્થરોની હારમાળા અથવા પહાડો કિલ્લા અથવા દુર્ગો બનેલા હોય.

૧૧. આ આયતમાં જણાવ્યા પ્રમાણે સમૂદની કોમ સમૃદ્ધ શિલ્પકાર અને ખંતીલી હતી. તેમની બનાવેલી ઈમારતો, બાંધકામ તેમજ કારીગરીનો પુરાવો આ આયતથી મળે છે.

૧૨. આ સાત આયતોનો સંગ્રહ સૂરાહ ફાતેહા છે જેને 'ઉમ્મુલ કિતાબ' કહેવામાં આવે છે. જેને કુરઆને મજીદનું 'પ્રવેશદ્વાર'નું માનનીય પદ પ્રાપ્ત છે, તેમન તેને કુરઆનનું હાર્દ પણ કહેવામાં આવે છે.

૧૩. 'હે નબી તેમની તરફ આશ્ચર્યભરી નજરે ન જો અને તેમની બરબાદી ઉપર પણ દુ:ખી ન થજે જે બરબાદી તેમના ઉપર અવશ્ય આવનારી છે.'

كَمَآ أَنزَلْنَا عَلَى الْمُقْتَسِمِينَ ﴿٩١﴾

૯૧. કારણકે (તારી વિરૂદ્ધ) ટોળાના ટોળા[૧૪] ઊભા કરનારાઓ ઉપર અમે (નિશ્ચિત અઝાબ) ઊતારવાના છીએ;

الَّذِينَ جَعَلُوا الْقُرْآنَ عِضِينَ ﴿٩٢﴾

૯૨. જેમણે કુરઆનને અસત્ય ઠરાવ્યો.

فَوَرَبِّكَ لَنَسْأَلَنَّهُمْ أَجْمَعِينَ ﴿٩٣﴾

૯૩. માટે તારા પાલનહારની કસમ, અમે તે સર્વથી જવાબ જરૂર માગશું,

عَمَّا كَانُوا يَعْمَلُونَ ﴿٩٤﴾

૯૪. જે તેઓ કરતા રહ્યા હતા તેના વિશે.

فَاصْدَعْ بِمَا تُؤْمَرُ وَأَعْرِضْ عَنِ الْمُشْرِكِينَ ﴿٩٥﴾

૯૫. માટે તને જે સંદેશો પહોંચાડવાનો આદેશ આપવામાં આવ્યો છે તેની ખુલ્લી જાહેરાત કર અને (અલ્લાહના) શરીક ઠરાવનારાઓથી વિમુખ થઈ જા.

إِنَّا كَفَيْنَاكَ الْمُسْتَهْزِئِينَ ﴿٩٦﴾

૯૬. બેશક તારો ઠઠ્ઠો ઊડાવનારા સામે અમે પૂરતા છીએ:

الَّذِينَ يَجْعَلُونَ مَعَ اللَّهِ إِلَٰهًا آخَرَ ۚ فَسَوْفَ يَعْلَمُونَ ﴿٩٧﴾

૯૭. જે લોકો અન્યને અલ્લાહનો ભાગીયો ઠરાવે છે, યથા સમયે તેમને સઘળું જણાઈ રહેશે.

وَلَقَدْ نَعْلَمُ أَنَّكَ يَضِيقُ صَدْرُكَ بِمَا يَقُولُونَ ﴿٩٨﴾

૯૮. અને બેશક અમે જાણીએ છીએ કે તેમની વાતોથી તારું દિલ ભરાઈ આવે છે.[૧૫]

فَسَبِّحْ بِحَمْدِ رَبِّكَ وَكُن مِّنَ السَّاجِدِينَ ﴿٩٩﴾

૯૯. પરંતુ તું તારા પરવરદિગારની બૂલંદ શાનની યાદ કર અને તેને સિજદો કરનારાઓમાં શામિલ થઈ જા.

وَاعْبُدْ رَبَّكَ حَتَّىٰ يَأْتِيَكَ الْيَقِينُ ﴿١٠٠﴾

૧૦૦. અને હમેશાં તારા પરવરદિગારની બંદગી કરતો રહે જ્યાં સુધી કે તને મૃત્યુ આવી જાય.

---

૧૪. મક્કાવાસીઓએ આંહઝરત સ.અ.સ.ના રસ્તામાં અડચણો ઉભી કરવા માટે સંગઠનો બનાવ્યા હતા.

૧૫. કાફરો અન્ય શકિત અથવા જડ વસ્તુઓને અલ્લાહના શરીક ઠરાવતા રહેતા હતા, જેથી આંહઝરત સ.અ.સ.ને બહુજ દુ:ખ થતું હતું, તેમજ પોતાની કોમની કઢંગી દશાથી આપ(સ)નું હૃદય દ્રવી ઊઠતું હતું.

آياتها ١٢٨ — سُوْرَةُ النَّحْلِ مَكِّيَّةٌ (١٦) — ركوعاتها ١٦

## અલ-નહલ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ, અને દયાવંત છે.

أَتٰى أَمْرُ اللّٰهِ فَلَا تَسْتَعْجِلُوْهُ ۚ سُبْحٰنَهٗ وَتَعٰلٰى عَمَّا يُشْرِكُوْنَ ②

૨. અલ્લાહનો હુકમ (અમલમાં) આવી રહ્યો છે જેના માટે તમે ઉતાવળ ન કરો. પાક છે તે, અને જેના તેઓ તને શરીક ઠરાવે છે તેનાથી તે ઉચ્ચતર છે.

يُنَزِّلُ الْمَلٰٓئِكَةَ بِالرُّوْحِ مِنْ أَمْرِهٖ عَلٰى مَنْ يَّشَآءُ مِنْ عِبَادِهٖٓ أَنْ أَنْذِرُوْٓا أَنَّهٗ لَآ إِلٰهَ إِلَّآ أَنَا فَاتَّقُوْنِ ③

૩. તે પોતાના બંદાઓમાંથી જેના ઉપર ચાહે ફરિશ્તાઓને પોતાનો આદેશ આપી ઊતારે છે (કહે છે) 'લોકોને ચેતવી દે કે મારા સિવાય કોઈ અન્ય ઈબાદતને લાયક નથી, માટે માત્ર મનેજ પોતાનો રક્ષણહાર માનો.'

خَلَقَ السَّمٰوٰتِ وَالْأَرْضَ بِالْحَقِّ ۚ تَعٰلٰى عَمَّا يُشْرِكُوْنَ ④

૪. તેણે આકાશો તથા ધરતીનું સર્જન હિકમતના તકાદાના આધારે કર્યું છે. તેના ઠરાવેલા શરીકોથી તે બેહદ ઉચ્ચતર છે.

خَلَقَ الْإِنْسَانَ مِنْ نُّطْفَةٍ فَإِذَا هُوَ خَصِيْمٌ مُّبِيْنٌ ⑤

૫. તેણે ઈન્સાનને (વીર્યના) માત્ર એક ટીપાંમાંથી ઉત્પન્ન કર્યો છે (પરંતુ) જુઓ, તે કેવો ઊધામો મચાવી રહ્યો છે.

وَالْأَنْعَامَ خَلَقَهَا ۚ لَكُمْ فِيْهَا دِفْءٌ وَّمَنَافِعُ وَمِنْهَا تَأْكُلُوْنَ ⑥

૬. અને તેણે ચોપગાં સર્જ્યાં. જેમાંથી, તમને ગરમી[1] મેળવવાની વસ્તુઓ તેમજ અન્ય લાભો મળે છે તથા કેટલાકને તમો ખાઓ છો.

وَلَكُمْ فِيْهَا جَمَالٌ حِيْنَ تُرِيْحُوْنَ وَحِيْنَ تَسْرَحُوْنَ ⑦

૭. અને તેમના થકી તમારી શોભા છે જ્યારે, તેમને સાંજે ઘરે લાવો છો અને સવારમાં ચરાવવા માટે બહાર લઈ જાઓ છો.

وَتَحْمِلُ أَثْقَالَكُمْ إِلٰى بَلَدٍ لَّمْ تَكُوْنُوْا بٰلِغِيْهِ إِلَّا بِشِقِّ الْأَنْفُسِ ۚ إِنَّ رَبَّكُمْ لَرَءُوْفٌ رَّحِيْمٌ ⑧

૮. અને તે તમારો ભાર ઉંચકી તે પ્રદેશમાં લઈ જતા હોય છે, જ્યાં તમે તકલીફ ઉઠાવ્યા વગર ન જઈ શકતા હો, બેશક, તમારો પરવરદિગાર બેહદ દયાળુ છે.

---

૧. ઈન્સાનને અલ્લાહે શારીરિક અને માનસિક ને'મતોથી નવાઝયો છે પરંતુ તે ને'મતોથી બદલામાં ભલાઈઓ ન કરતા ઈન્સાન બૂરાઈઓ તથા ઝુલ્મ ઉત્સાહમાં તણાતો રહે છે.

وَّالْخَيْلَ وَالْبِغَالَ وَالْحَمِيرَ لِتَرْكَبُوهَا وَزِينَةً ۚ وَيَخْلُقُ مَا لَا تَعْلَمُونَ ﴿٩﴾

૯. અને તેણે ઘોડા, ખચ્ચર અને ગધેડા પેદા કર્યા કે તમે તેમની સવારી કરો તેમજ તમારી પ્રતિષ્ઠા વધારો. અને તેણે બીજું[૨] એવું પેદા કરશે જેનું તમને જ્ઞાન નથી.

وَعَلَى اللَّهِ قَصْدُ السَّبِيلِ وَمِنْهَا جَائِرٌ ۚ وَلَوْ شَاءَ لَهَدَاكُمْ أَجْمَعِينَ ﴿١٠﴾ ع

૧૦. બેશક, સીધો રસ્તો દેખાડવાની જવાબદારી અલ્લાહ ઉપર છે, અને ઘણા એવા રસ્તા પણ છે જે ગુમરાહીમાં લઈ જનારા છે, અને જો તેણે ચાહ્યું હોત તો તમને સૌને હિદાયત આપી હોત (રુકૂઅ-૧)

هُوَ الَّذِي أَنزَلَ مِنَ السَّمَاءِ مَاءً ۖ لَّكُم مِّنْهُ شَرَابٌ وَمِنْهُ شَجَرٌ فِيهِ تُسِيمُونَ ﴿١١﴾

૧૧. તે અલ્લાહજ છે જે વાદળા દ્વારા પાણી વરસાવે છે, જેમાંથી તમે પીઓ છો; તેના વડે લીલોતરી થાય છે જેનાથી તમે (પશુઓને) ચરાવો છો.

يُنبِتُ لَكُم بِهِ الزَّرْعَ وَالزَّيْتُونَ وَالنَّخِيلَ وَالْأَعْنَابَ وَمِن كُلِّ الثَّمَرَاتِ ۗ إِنَّ فِي ذَٰلِكَ لَآيَةً لِّقَوْمٍ يَتَفَكَّرُونَ ﴿١٢﴾

૧૨. જેની વડે તે તમારા માટે અનાજ, અને ઝયતુન, ખજૂરી અને દ્રાક્ષ તેમજ ભિન્ન ભિન્ન ફળો ઉત્પન્ન કરે છે. બેશક તેમાં ચિંતન કરનારાઓ માટે બોધ સમાએલો છે.

---

૨. અલ્લાહ તરફથી આંહઝરત સ.અ.સ. દ્વારા મોમિનોને દૂરના ભવિષ્યમાં પૂરી થનારી આ આગાહીથી વાકેફ કરવામાં આવ્યો છે કે અલ્લાહ ઈન્સાનને સાધનો બનાવવાની એવી વૈજ્ઞાનિક શકિત આપશે જેના વિશે તે સમયના લોકો વિચારી પણ ન શકતા હતા. આ સાધનોનું હદીસમાં વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે, જે યાજૂજ માજૂજ અને દજ્જાલની નિશાની સાથે સંબંધ રાખે છે. તેમજ તે સમયની મુસાફરીના વાહનો સાથે આ હદીસને ગાઢ સંબંધ છે.

આંહઝરત સ.અ.સ.એ ફરમાવ્યું છે દજ્જાલનો ગધેડો એવો હશે જે એક અસાધારણ અજાયબી હશે, જેનો ખોરાક આગ હશે. તેના પેટમાં આગ સતત બળતી રહેશે, તેના પેટમાં (શરીરની અંદરના ભાગ, બોડીમાં) મુસાફરોને બેસવાની પુષ્કળ જગ્યા હશે. તેની ઘણી બારીઓ હશે અને તેના અંદરના ભાગમાં દીવડા ટમટમતા હશે. તેની ગતિ એટલી તીવ્ર હશે કે તે મહિનાઓની સફર કલાકોમાં કાપશે. તે ભૂમિ ઉપર પણ ચાલશે, સમૂદ્રોની સપાટી ઉપર તેમજ હવામાં અધ્ધર ઉડ્યન કરશે. તેની રવાનગી પહેલાં એલાન કરવામાં આવશે 'રવાનગીની તૈયારી છે, મુસાફરો પોતપોતાની જગ્યા સંભાળી લે.' મુસાફરો પોતપોતાની જગ્યાએ ગોઠવાઈ જશે અને તે (વાહન) લોકોને લઈ ચાલતું થશે.

આંહઝરત સ.અ.સ.ની આ હદિસનો થોડીપણ દાનાઈથી અભ્યાસ કરવામાં આવે તો શું જીજ્ઞાસુઓને અલ્લાહના આ મહાન રસૂલના ઊંડા અને દિવ્ય જ્ઞાન વિશે માન નહિ ઉપજે? તેમને ૧૪૦૦ વર્ષ પછી આવનારા આ સમયનું જ્ઞાન અલ્લાહે આપ્યું હતું તેના વિશે શું કોઈ શંકા બાકી રહેશે કે આપ (સ)નું આ કથન વર્તમાન સમયની સ્ટીમરો, હવાઈ જહાઝો, રેલગાડીઓ, રોકેટ, સબમરીન, મોટરગાડીઓ કે બસો છે? (મજલીસ ઈરફાન)

આ છે તે મહાન ઈન્સાનની દૂરઅંદેશી.

હદીસમાં જણાવેલા વૈજ્ઞાનિક ગધેડાને માંસ તથા હાડકાનું માળખું સમજવું તે કુદરતના નિયમની મશ્કરી કરવા સિવાય બીજું કંઈ નથી.

وَسَخَّرَ لَكُمُ الَّيْلَ وَالنَّهَارَ ۙ وَالشَّمْسَ وَالْقَمَرَ ؕ وَالنُّجُوْمُ مُسَخَّرٰتٌۢ بِاَمْرِهٖ ؕ اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّعْقِلُوْنَ ۙ ﴿١٣﴾

૧૩. અને તેણેજ રાત તથા દિવસ, તેમજ સૂર્ય તથા ચંદ્રને તમારા લાભ માટે નિયુકત કર્યા છે; અને તારાઓ તેનીજ આજ્ઞાથી તમારી સેવામાં રોકાએલા છે. બેશક! સમજદાર લોકો માટે તેમાં ઘણી નિશાનીઓ સમાએલી છે.

وَمَا ذَرَاَ لَكُمْ فِى الْاَرْضِ مُخْتَلِفًا اَلْوَانُهٗ ؕ اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيَةً لِّقَوْمٍ يَّذَّكَّرُوْنَ ﴿١٤﴾

૧૪. અને ઝમીનમાં તેણે જે રંગબેરંગી વસ્તુઓ તમારા માટે પેદા કરી છે, તેમાં પણ બેશક બોધ ગ્રહણ કરનારાઓ માટે અનેક નિશાનીઓ મોજૂદ છે.

وَهُوَ الَّذِىْ سَخَّرَ الْبَحْرَ لِتَاْكُلُوْا مِنْهُ لَحْمًا طَرِيًّا وَّتَسْتَخْرِجُوْا مِنْهُ حِلْيَةً تَلْبَسُوْنَهَا ۚ وَتَرَى الْفُلْكَ مَوَاخِرَ فِيْهِ وَلِتَبْتَغُوْا مِنْ فَضْلِهٖ وَلَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿١٥﴾

૧૫. અને આ તે'જ છે જેણે સમુદ્રને તમારી સેવા માટે નીમ્યો છે જેમાંથી તમે તાજું માંસ ખાઓ છો અને તમારી ઝિનતના શણગાર (ની વસ્તુઓ) મેળવો છો. તમે જુઓ છો કે નૌકાઓ સમુદ્ર ચીરતી ચાલી જાય છે જેનો લાભ લઈ તમે તમારા પાલનહારની ને'મતો શોધતા રહો, અને (તેના) એહસાનમંદ બનો.

وَاَلْقٰى فِى الْاَرْضِ رَوَاسِىَ اَنْ تَمِيْدَ بِكُمْ وَاَنْهٰرًا وَّسُبُلًا لَّعَلَّكُمْ تَهْتَدُوْنَ ۙ ﴿١٦﴾

૧૬. અને તેણે ધરતીમાં મજબૂતીથી પર્વતો ખોડી દીધા છે જેથી તે (ધરતી) તમને ગબડાવી[3] ન દે. અને તેમાં નદીઓ અને માર્ગો[4] મૂકયા કે જેથી તમે તમારી મંઝિલ ઉપર પહોંચી શકો.

وَعَلٰمٰتٍ ؕ وَبِالنَّجْمِ هُمْ يَهْتَدُوْنَ ﴿١٧﴾

૧૭. અને (અન્ય) નિશાનીઓ તથા સિતારાઓ દ્વારા લોકો ખરી દિશામાં જઈ શકે.

اَفَمَنْ يَّخْلُقُ كَمَنْ لَّا يَخْلُقُ ؕ اَفَلَا تَذَكَّرُوْنَ ﴿١٨﴾

૧૮. તો શું સર્જન કરનાર અને સર્જન ન કરી શકનાર, એક સરખા થઈ શકે ખરા? આટલું પણ તમે નથી સમજતા?

وَاِنْ تَعُدُّوْا نِعْمَةَ اللّٰهِ لَا تُحْصُوْهَا ؕ اِنَّ اللّٰهَ لَغَفُوْرٌ رَّحِيْمٌ ﴿١٩﴾

૧૯. અને જો તમે અલ્લાહની ને'મતોને ગણવાનો પ્રયત્ન કરશો તો તેને ગણી નહિ શકો, બેશક અલ્લાહ ક્ષમાવંત છે, દયાળુ છે.

وَاللّٰهُ يَعْلَمُ مَا تُسِرُّوْنَ وَمَا تُعْلِنُوْنَ ﴿٢٠﴾

૨૦. અને જે કંઈ તમે છુપાવો છો કે વ્યકત કરો છો તેને અલ્લાહ જાણે છે.

وَالَّذِيْنَ يَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ لَا يَخْلُقُوْنَ شَيْـًٔا وَّهُمْ يُخْلَقُوْنَ ؕ ﴿٢١﴾

૨૧. અને તે લોકો અલ્લાહ સિવાય જેને પુકારે છે તેઓ કંઈ પણ નથી સર્જી શકતા, પરંતુ તેઓ પોતે પણ પેદા કરવામાં આવ્યા છે.

---

૩. ભૂસ્તરશાસ્ત્રના સંશોધનથી પુરવાર થયું છે કે ધરતીકંપની ઘટનાઓમાં પહાડો ઘણો અગત્યનો અને બેહદ લાભદાયક ભાગ ભજવે છે.

૪. કુદરતની નીમેલી સહેલાઈઓના આધારેજ પગદંડીઓ, ચિલાઓ તેમજ માર્ગોનો આરંભ થાય છે અને બાદમાં તેના આધારેજ મોટા મોટા 'હાઈવે' બનાવવામાં આવે છે.

أَمْوَاتٌ غَيْرُ أَحْيَاءٍ ۖ وَمَا يَشْعُرُونَ أَيَّانَ يُبْعَثُونَ ﴿٢٢﴾

૨૨. (તેઓ) નિર્જીવ છે, જીવંત નથી અને તેઓ એટલું પણ નથી જાણતા કે તેમને ફરી ક્યારે ઉઠાવવામાં આવશે. (રૂકૂઅ-૨)

إِلَٰهُكُمْ إِلَٰهٌ وَاحِدٌ ۚ فَالَّذِينَ لَا يُؤْمِنُونَ بِالْآخِرَةِ قُلُوبُهُم مُّنكِرَةٌ وَهُم مُّسْتَكْبِرُونَ ﴿٢٣﴾

૨૩. તમારો અલ્લાહ એકજ છે. બેશક જે લોકો આખેરતમાં ઈમાન નથી રાખતા તેમનાં અંત:કરણો (સચ્ચાઈથી) બેખબર છે, અને તેઓ બેહદ મગરૂર છે.

لَا جَرَمَ أَنَّ اللَّهَ يَعْلَمُ مَا يُسِرُّونَ وَمَا يُعْلِنُونَ ۚ إِنَّهُ لَا يُحِبُّ الْمُسْتَكْبِرِينَ ﴿٢٤﴾

૨૪. બેશક, જે તેઓ છુપાવે છે અને જાહેર કરે છે તેને અલ્લાહ જાણે છે ખરેજ, અલ્લાહ ઘમંડીઓને પસંદ નથી કરતો.

وَإِذَا قِيلَ لَهُم مَّاذَا أَنزَلَ رَبُّكُمْ ۙ قَالُوا أَسَاطِيرُ الْأَوَّلِينَ ﴿٢٥﴾

૨૫. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે તમારા પરવરદિગારે જે વહી દ્વારા ઊતાર્યું છે (તેના વિશે તમે શું ધારો છો?), તો તેઓ કહે છે કે આ તો પ્રાચીન સમયની લોકવાયકા તથા કહાણીઓ છે.'

لِيَحْمِلُوا أَوْزَارَهُمْ كَامِلَةً يَوْمَ الْقِيَامَةِ ۙ وَمِنْ أَوْزَارِ الَّذِينَ يُضِلُّونَهُم بِغَيْرِ عِلْمٍ ۗ أَلَا سَاءَ مَا يَزِرُونَ ﴿٢٦﴾

૨૬. પરિણામે, કયામતના દિવસે, તેમને પોતાનો ભાર તો પૂરેપૂરો ઊઠાવવો પડશે વધારામાં તેમના ભારનો હિસ્સો પણ જેમને તેમણે અજ્ઞાનતામાં ગુમરાહ કર્યા હતા. યાદ રાખો, આ બેહદ અધમ બોજો છે જે તેઓ પોતાના શીરે લેશે. (રુકૂઅ-૩)

قَدْ مَكَرَ الَّذِينَ مِن قَبْلِهِمْ فَأَتَى اللَّهُ بُنْيَانَهُم مِّنَ الْقَوَاعِدِ فَخَرَّ عَلَيْهِمُ السَّقْفُ مِن فَوْقِهِمْ وَأَتَاهُمُ الْعَذَابُ مِنْ حَيْثُ لَا يَشْعُرُونَ ﴿٢٧﴾

૨૭. તેમની પહેલાં આવનારાઓ પણ (આવીજ) ચાલબાજીઓમાં પ્રવૃત્ત હતા, પરંતુ અલ્લાહે તેમની ઈમારતોના પાયા હચમચાવી દીધા અને તે (ઈમારતો)ના છાપરા તેમના ઉપર તૂટી પડયા; અને તેમના ઉપર અઝાબ કઈ દિશાએથી આવી પડયો તેનું તેમને ભાન જ ન થયું.

ثُمَّ يَوْمَ الْقِيَامَةِ يُخْزِيهِمْ وَيَقُولُ أَيْنَ شُرَكَائِيَ الَّذِينَ كُنتُمْ تُشَاقُّونَ فِيهِمْ ۚ قَالَ الَّذِينَ أُوتُوا الْعِلْمَ إِنَّ الْخِزْيَ الْيَوْمَ وَالسُّوءَ عَلَى الْكَافِرِينَ ﴿٢٨﴾

૨૮. અંતે કયામતના દિવસે, અલ્લાહ તેમને બેઈઝઝત કરશે; અને કહેશે, 'તમારા ઠરાવેલા મારા તે ભાગીદારો કયાં છે જેમના માટે તમે (મારા રસૂલોનો) વિરોધ કરતા રહ્યા હતા. ત્યારે જે લોકોને જ્ઞાન મળી ચૂકયું હતું તેઓ કહેશે 'કાફરોના માટે આજના દિવસે સખત ફજેતી તથા યાતનાઓ છે.'

الَّذِينَ تَتَوَفَّاهُمُ الْمَلَائِكَةُ ظَالِمِي أَنفُسِهِمْ ۖ فَأَلْقَوُا السَّلَمَ مَا كُنَّا نَعْمَلُ مِن سُوءٍ ۚ بَلَىٰ إِنَّ اللَّهَ عَلِيمٌ بِمَا كُنتُمْ تَعْمَلُونَ ﴿٢٩﴾

૨૯. તે સમયે જે લોકો પોતાના જીવો ઉપર ઝુલ્મ કરવામાં પ્રવૃત્ત હશે, ફરિશ્તાઓ તેમના પ્રાણ હરી લેશે. પછી તેઓ સમર્પણ કરતા કહેશે 'અમે, પાપ નહોતા કરી રહ્યા.' (ત્યારે તેમને કહેવામાં આવશે) 'ના! બલ્કે જે તમે કરી રહ્યા હતા તેનાથી અલ્લાહ પૂરેપૂરો માહિતગાર છે.

فَادْخُلُوٓا اَبْوَابَ جَهَنَّمَ خٰلِدِيْنَ فِيْهَا ۖ فَلَبِئْسَ مَثْوَى الْمُتَكَبِّرِيْنَ ﴿٣٠﴾

૩૦. માટે તમે જહન્નમના દ્વારોમાંથી દાખલ થાઓ અને તેમાંજ સદાય રહો. ઘમંડીઓનું આ ઘર બેહદ બૂરું છે.

وَقِيْلَ لِلَّذِيْنَ اتَّقَوْا مَاذَآ اَنْزَلَ رَبُّكُمْ ۗ قَالُوْا خَيْرًا ۗ لِلَّذِيْنَ اَحْسَنُوْا فِيْ هٰذِهِ الدُّنْيَا حَسَنَةٌ ۗ وَلَدَارُ الْاٰخِرَةِ خَيْرٌ ۗ وَلَنِعْمَ دَارُ الْمُتَّقِيْنَ ﴿٣١﴾

૩૧. અને જ્યારે પરહેઝગારોને કહેવામાં આવે છે કે તમારા રબ તરફથી જે ઊતારવામાં આવ્યું છે તેના વિશે તમે શું ધારો છો? તેઓ કહે છે 'બહુજ ઉત્તમ છે.' પરહેઝગારો માટે આ દુનિયામાં ભલાઈ છે અને આખેરતનું ઘર તો તેનાથી પણ વધુ સારું છે. ખરેખર પરહેઝગારોનું ઘર ઉચ્ચત્તમ છે—

جَنّٰتُ عَدْنٍ يَّدْخُلُوْنَهَا تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ لَهُمْ فِيْهَا مَا يَشَآءُوْنَ ۗ كَذٰلِكَ يَجْزِي اللّٰهُ الْمُتَّقِيْنَ ﴿٣٢﴾

૩૨. (જ્યાં) સદાબહાર બગીચા (હશે જે)માં તેઓ દાખલ થશે; જેની વચ્ચેથી નહેરો વહેતી હશે. ત્યાં તેઓ જે ઈચ્છા કરશે તે તેમને મળી રહેશે. અલ્લાહ પરહેઝગારોને આવી રીતે નવાઝે છે.

الَّذِيْنَ تَتَوَفّٰىهُمُ الْمَلٰٓئِكَةُ طَيِّبِيْنَ ۙ يَقُوْلُوْنَ سَلٰمٌ عَلَيْكُمُ ۙ ادْخُلُوا الْجَنَّةَ بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٣٣﴾

૩૩. જ્યારે ફરિશ્તાઓ પવિત્ર હાલતમાં રહેનારાઓના પ્રાણ હરવા ટાણે કહેશે 'તમારા ઉપર સલામતી હોજો. તમારા નેક કામોના બદલામાં (આજે) તમે જન્નતમાં દાખલ થઈ જાઓ.'

هَلْ يَنْظُرُوْنَ اِلَّآ اَنْ تَاْتِيَهُمُ الْمَلٰٓئِكَةُ اَوْ يَاْتِيَ اَمْرُ رَبِّكَ ۗ كَذٰلِكَ فَعَلَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ۗ وَمَا ظَلَمَهُمُ اللّٰهُ وَلٰكِنْ كَانُوْٓا اَنْفُسَهُمْ يَظْلِمُوْنَ ﴿٣٤﴾

૩૪. આ (કાફર) લોકો શેની રાહ જોઈ રહ્યા છે, સિવાય કે ફરિશ્તાઓ તેમના (પ્રાણ લેવા) તેમની પાસે આવે અથવા (તેમના ઉપર) તારા પાલનહારનો નિર્ણય લાગુ કરવામાં આવે? તેમના પહેલાના લોકોએ પણ એમજ કર્યું હતું. અલ્લાહે તેમના ઉપર કંઈ ઝુલ્મ નથી કર્યો, પરંતુ તેમણે સ્વયં પોતાના ઉપર ઝુલ્મ કર્યો હતો.

فَاَصَابَهُمْ سَيِّاٰتُ مَا عَمِلُوْا وَحَاقَ بِهِمْ مَّا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ﴿٣٥﴾ ع

૩૫. જેથી તેમની બૂરાઈઓએ[૫] તેમને ઘેરી લીધા હતા, અને જે (વસ્તુ)ની તેઓ મશ્કરી ઉડાવતા હતા તે'જ તેમને વીંટળાઈ વળી. (રુકૂઅ-૪)

وَقَالَ الَّذِيْنَ اَشْرَكُوْا لَوْ شَآءَ اللّٰهُ مَا عَبَدْنَا مِنْ دُوْنِهٖ مِنْ شَيْءٍ نَّحْنُ وَلَآ اٰبَآؤُنَا وَلَا حَرَّمْنَا مِنْ دُوْنِهٖ مِنْ شَيْءٍ ۗ كَذٰلِكَ فَعَلَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ۚ فَهَلْ عَلَى الرُّسُلِ اِلَّا الْبَلٰغُ الْمُبِيْنُ ﴿٣٦﴾

૩૬. અને શરીક ઠરાવનારાઓએ કહ્યું 'જો અલ્લાહ ચાહત તો અમે તેના સિવાય બીજા કોઈની ઈબાદત કરતજ નહિ, ન અમે, ન અમારા પૂર્વજો, અને ન તો અમે (તેના હુકમ વગર) કોઈ વસ્તુને હરામ ઠરાવત.' તેમની પહેલાના લોકો પણ આવીજ વાતો કરતા હતા. તો શું રસૂલો ઉપર સંદેશ પહોંચાડવા સિવાય બીજી કોઈ જવાબદારી છે?

---

૫. બદકારીઓ, દુર્ગુણો અને વ્યસનો પણ ઈન્સાનના પોતાના કુકર્મોની એક શિક્ષાજ છે.

وَلَقَدْ بَعَثْنَا فِىْ كُلِّ اُمَّةٍ رَّسُوْلًا اَنِ اعْبُدُوا اللّٰهَ وَاجْتَنِبُوا الطَّاغُوْتَ ۚ فَمِنْهُمْ مَّنْ هَدَى اللّٰهُ وَمِنْهُمْ مَّنْ حَقَّتْ عَلَيْهِ الضَّلٰلَةُ ؕ فَسِيْرُوْا فِى الْاَرْضِ فَانْظُرُوْا كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُكَذِّبِيْنَ ﴿٣٧﴾

૩૭. અને અમે દરેક ઉમ્મતમાં રસૂલો મોકલાવ્યા કે, લોકો અલ્લાહની ઈબાદત કરે અને ખોટા મા'બૂદોનો ત્યાગ કરે અને તેઓમાંથી (કેટલાકને) અલ્લાહે હિદાયત આપી અને કેટલાકને તેણે વિનાશને પાત્ર ઠરાવ્યા. માટે ધરતીમાં ફરીને જુઓ કે (રસૂલોને) જૂઠા કહેનારાઓનો અંજામ કેવો આવ્યો હતો.

اِنْ تَحْرِصْ عَلٰى هُدٰىهُمْ فَاِنَّ اللّٰهَ لَا يَهْدِىْ مَنْ يُّضِلُّ وَمَا لَهُمْ مِّنْ نّٰصِرِيْنَ ﴿٣٨﴾

૩૮. અને તું તેમને હિદાયત ઉપર લાવવા માટે ગમે તેટલો ઉત્સુક હો પરંતુ (બીજાને) ગુમરાહ કરનારાઓને અલ્લાહ કદીપણ હિદાયત નથી આપતો અને આવા લોકોનો કોઈ મદદગાર નથી.

وَاَقْسَمُوْا بِاللّٰهِ جَهْدَ اَيْمَانِهِمْ ۙ لَا يَبْعَثُ اللّٰهُ مَنْ يَّمُوْتُ ؕ بَلٰى وَعْدًا عَلَيْهِ حَقًّا وَّلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ۙ ﴿٣٩﴾

૩૯. અને તેઓ મોટા મોટા સોગંદો ઉઠાવી કહે છે કે એક વખત મરી જનારાઓને અલ્લાહ ફરી ઉઠાડશે નહિ. જો કે આ તો અલ્લાહનો વાયદો છે જે અટલ છે, જેનાથી લોકો બેખબર છે.

لِيُبَيِّنَ لَهُمُ الَّذِىْ يَخْتَلِفُوْنَ فِيْهِ وَلِيَعْلَمَ الَّذِيْنَ كَفَرُوْۤا اَنَّهُمْ كَانُوْا كٰذِبِيْنَ ﴿٤٠﴾

૪૦. (અલ્લાહ અવશ્ય તેમને ઉઠાડશે કે જેથી) તે તેમના ઉપર (તે હકીકત) જાહેર કરી દે જેના વિશે તેઓ મતભેદ કરતા હતા, અને ઈમાન ન લાવનારાઓ જાણી લે કે તેઓ જૂઠા હતા.

اِنَّمَا قَوْلُنَا لِشَىْءٍ اِذَاۤ اَرَدْنٰهُ اَنْ نَّقُوْلَ لَهٗ كُنْ فَيَكُوْنُ ﴿٤١﴾ ع

૪૧. અમે જે વસ્તુ કરવા ચાહિએ, તો માત્ર એટલુંજ કહીએ કે 'થઈ જા' અને તે વજૂદ (અસ્તિત્વ)માં આવી જાય છે. (રુકૂઅ-૫)

وَالَّذِيْنَ هَاجَرُوْا فِى اللّٰهِ مِنْۢ بَعْدِ مَا ظُلِمُوْا لَنُبَوِّئَنَّهُمْ فِى الدُّنْيَا حَسَنَةً ؕ وَلَاَجْرُ الْاٰخِرَةِ اَكْبَرُ ۘ لَوْ كَانُوْا يَعْلَمُوْنَ ۙ ﴿٤٢﴾

૪૨. અને જેમના ઉપર ઝુલ્મ થયો હતો તે લોકોએ અલ્લાહની ખાતર પોતાના ઘરબાર તજી હિજરત કરી હતી, બેશક અમે તેમને આ દુનિયામાં સારું ઠોકાણું આપશું અને આખેરતનો તેમનો બદલો વધુ સારો હશે, તે લોકો આટલું જાણતા હોત—

الَّذِيْنَ صَبَرُوْا وَعَلٰى رَبِّهِمْ يَتَوَكَّلُوْنَ ﴿٤٣﴾

૪૩. જે લોકોએ ધીરજથી દુખો સહ્યાં અને પોતાના પરવરદિગારમાં તેમણે અચળ વિશ્વાસ રાખ્યો હતો.

وَمَاۤ اَرْسَلْنَا مِنْ قَبْلِكَ اِلَّا رِجَالًا نُّوْحِىْۤ اِلَيْهِمْ فَسْئَلُوْۤا اَهْلَ الذِّكْرِ اِنْ كُنْتُمْ لَا تَعْلَمُوْنَ ۙ ﴿٤٤﴾

૪૪. અને તારી પહેલાં પણ અમે, ઈન્સાનોનેજ રસૂલો બનાવી મોકલાવ્યા હતા જેમની ઉપર અમે વહી ઊતારી હતી, જો તને તેનું જ્ઞાન ન હોય તો તેનું જ્ઞાન ધરાવનારાઓને પૂછી જો.

بِالْبَيِّنٰتِ وَالزُّبُرِ ؕ وَاَنْزَلْنَاۤ اِلَيْكَ الذِّكْرَ لِتُبَيِّنَ

૪૫. (અમે તેમને) સ્પષ્ટ નિશાનીઓ અને કિતાબો (આપી હતી). અને અમે તારી તરફ આ નસિહત ઉતારી છે કે તું તમામ માનવજાતિને

સ્પષ્ટ સમજાવી દે કે જેથી તેમની તરફ જે મોકલવામાં આવ્યું છે તેના ઉપર તેઓ ધ્યાન આપે.

لِلنَّاسِ مَا نُزِّلَ إِلَيْهِمْ وَلَعَلَّهُمْ يَتَفَكَّرُونَ ﴿٤٥﴾

૪૬. તો શું જે લોકો ફરેબી યોજનાઓ ઘડતા રહે છે, તેઓ અલ્લાહના અઝાબથી પોતાને સલામત ધારે છે કે અલ્લાહ તેમને ભોંયમાં ગરક નહિ કરી દે, અથવા તેમને એવા અઝાબથી નહિ ઘેરી લે જેની આવવાની દિશાથી તેઓ બેખબર હશે?

أَفَأَمِنَ الَّذِينَ مَكَرُوا السَّيِّئَاتِ أَن يَخْسِفَ اللَّهُ بِهِمُ الْأَرْضَ أَوْ يَأْتِيَهُمُ الْعَذَابُ مِنْ حَيْثُ لَا يَشْعُرُونَ ﴿٤٦﴾

૪૭. અથવા તે અચાનક તેમને ચાલતા ફરતા નહિ ઝડપી લે કે તેઓ (અલ્લાહને) થાપ આપી છટકી ન શકે?

أَوْ يَأْخُذَهُمْ فِي تَقَلُّبِهِمْ فَمَا هُم بِمُعْجِزِينَ ﴿٤٧﴾

૪૮. અથવા શું અલ્લાહ ધીમે ધીમે તેમનું અસ્તિત્વ જ નહિ મિટાવી દે? બેશક, તારો પરવરદિગાર લાગણીશીલ છે, દયાળુ (પણ) છે.

أَوْ يَأْخُذَهُمْ عَلَىٰ تَخَوُّفٍ فَإِنَّ رَبَّكُمْ لَرَءُوفٌ رَّحِيمٌ ﴿٤٨﴾

૪૯. શું તેમણે નથી જોયું કે અલ્લાહે સર્જેલી તમામ વસ્તુઓના પડછાયા[૬] જમણી તથા ડાબી બાજુએથી ફરી ફરીને અલ્લાહને સિજદા કરતા રહે છે, અને આજઝી કરતા રહે છે?

أَوَلَمْ يَرَوْا إِلَىٰ مَا خَلَقَ اللَّهُ مِن شَيْءٍ يَتَفَيَّأُ ظِلَالُهُ عَنِ الْيَمِينِ وَالشَّمَائِلِ سُجَّدًا لِّلَّهِ وَهُمْ دَاخِرُونَ ﴿٤٩﴾

૫૦. અને જે કંઈપણ આકાશોમાં છે, અને જે પ્રાણીમાત્ર પૃથ્વીમાં છે તે સર્વ (આજઝીથી) અલ્લાહનેજ સિજદા કરે છે, તેમજ ફરિશ્તા (પણ), અને તેઓ કદીપણ ગર્વ નથી કરતા.

وَلِلَّهِ يَسْجُدُ مَا فِي السَّمَاوَاتِ وَمَا فِي الْأَرْضِ مِن دَابَّةٍ وَالْمَلَائِكَةُ وَهُمْ لَا يَسْتَكْبِرُونَ ﴿٥٠﴾

૫૧. અને જે તેમનો માલિક તેમનાથી પર છે તેનાથી તેઓ ડરતા રહે છે, અને તેના હુકમોનું પાલન કરતા રહે છે. (રુકૂઅ-૬)

يَخَافُونَ رَبَّهُم مِّن فَوْقِهِمْ وَيَفْعَلُونَ مَا يُؤْمَرُونَ ﴿٥١﴾

૫૨. અલ્લાહનો હમેશાં એકજ આદેશ (રહ્યો) છે કે બે મા'બૂદ ન બનાવી લો. મા'બૂદ એકજ છે. માટે મારાથી ડરતા રહો.

وَقَالَ اللَّهُ لَا تَتَّخِذُوا إِلَٰهَيْنِ اثْنَيْنِ إِنَّمَا هُوَ إِلَٰهٌ وَاحِدٌ فَإِيَّايَ فَارْهَبُونِ ﴿٥٢﴾

૫૩. અને તેનું જ છે જે સર્વ આકાશો અને ધરતીમાં છે અને તાબેદારી કરાવવાનો હક્ક[૭] માત્ર તેનેજ છે. તેમ છતાં અલ્લાહ સિવાય બીજા કોઈથી તમે ડરતા રહેશો?

وَلَهُ مَا فِي السَّمَاوَاتِ وَالْأَرْضِ وَلَهُ الدِّينُ وَاصِبًا أَفَغَيْرَ اللَّهِ تَتَّقُونَ ﴿٥٣﴾

---

૬. આ કુદરતનો એક નિયમ છે કે પ્રકાશના ફેરફાર સાથે પડછાયામાં ઘટાડો વધારો થતો રહે છે. મક્કાવાસીઓ માટે આવીજ પરિસ્થિતિનો ઉદ્‌ભવ થયો હતો. તેમના વિલાસ વૈભવ તથા ગૌરવની છાયા ઘટી રહી હતી અને તેની સામે આંહઝરત સ.અ.સ.ની સફળતાની છાયા સર્વત્ર વધતી જતી હતી, અને કાફરો માટે ધીમે ધીમે રૂસ્વાઈનું અને પડતીનું વાતાવરણ સર્જાઈ રહ્યું હતું.

૭. 'પરસ્તીશ' કરાવવાનો હક્ક અલ્લાહ સિવાય કોઈ અન્યને નથી, અલ્લાહનીજ બંદગી કરવામાં

وَمَا بِكُم مِّن نِّعْمَةٍ فَمِنَ اللَّهِ ثُمَّ إِذَا مَسَّكُمُ الضُّرُّ فَإِلَيْهِ تَجْأَرُونَ ﴿٥٣﴾

૫૪. અને જે પણ ને'મતો તમને સાંપડી છે તે અલ્લાહ તરફથીજ છે, અને જ્યારે તમારા ઉપર કોઈ આફત આવી પડે છે ત્યારે તમે તેનેજ પુકારો છો.

ثُمَّ إِذَا كَشَفَ الضُّرَّ عَنكُمْ إِذَا فَرِيقٌ مِّنكُم بِرَبِّهِمْ يُشْرِكُونَ ﴿٥٤﴾

૫૫. પછી જ્યારે તે તમારી તકલીફોને દૂર કરે છે. તો જોઈ લો, તમારામાંના કેટલાક પોતાના તારણહારના શરીકો બનાવી લે છે.

لِيَكْفُرُوا بِمَا آتَيْنَاهُمْ فَتَمَتَّعُوا فَسَوْفَ تَعْلَمُونَ ﴿٥٥﴾

૫૬. અમે જે તેમને આપ્યું હોય છે તેની આવી રીતે તેઓ અવગણના કરતા રહે છે. તો થોડી મોજ કરી લો, પરંતુ વેળાસર તમને હકીકત જણાઈ રહેશે.

وَيَجْعَلُونَ لِمَا لَا يَعْلَمُونَ نَصِيبًا مِّمَّا رَزَقْنَاهُمْ تَاللَّهِ لَتُسْأَلُنَّ عَمَّا كُنتُمْ تَفْتَرُونَ ﴿٥٦﴾

૫૭. અને તેઓ અમારા આપેલા રીઝકમાંથી તેમના હિસ્સા પાડે છે જેમના વિશે તેઓ કંઈ પણ નથી જાણતા. અલ્લાહની કસમ, તમે જે ઘડી કાઢ્યું છે તેનો હિસાબ તમારે અવશ્ય આપવો પડશે.

وَيَجْعَلُونَ لِلَّهِ الْبَنَاتِ سُبْحَانَهُ وَلَهُم مَّا يَشْتَهُونَ ﴿٥٧﴾

૫૮. અને તેઓ અલ્લાહની પુત્રીઓ ઠરાવે છે. અલ્લાહ તો (આવા સંબંધોથી) પાક છે જ્યારે પોતાના માટે જે ચાહતો હોય તે પસંદ કરે (અને સર્જી શકે) છે.

وَإِذَا بُشِّرَ أَحَدُهُم بِالْأُنثَىٰ ظَلَّ وَجْهُهُ مُسْوَدًّا وَهُوَ كَظِيمٌ ﴿٥٨﴾

૫૯. અને જ્યારે તેઓમાંથી કોઈને પુત્રીના જન્મની ખબર આપવામાં આવે છે તો તેના ચહેરા ઉપર નિરાશા છવાઈ જાય છે, તેના મનમાં તે પોતાના દુ:ખને છુપાવે છે.

يَتَوَارَىٰ مِنَ الْقَوْمِ مِن سُوءِ مَا بُشِّرَ بِهِ أَيُمْسِكُهُ عَلَىٰ هُونٍ أَمْ يَدُسُّهُ فِي التُّرَابِ أَلَا سَاءَ مَا يَحْكُمُونَ ﴿٥٩﴾

૬૦. તેને મળેલા અશુભ[૮] સમાચારના કારણે તે લોકોથી છૂપાતો ફરે છે- (વિમાસણમાં પડી જાય છે કે) આ કલંકને રાખી લઉં અથવા તેને ભોંયમાં દાટી દઉં?' ખરેખર તેમનો ફેંસલો કેટલો બૂરો છે.

لِلَّذِينَ لَا يُؤْمِنُونَ بِالْآخِرَةِ مَثَلُ السَّوْءِ وَلِلَّهِ الْمَثَلُ الْأَعْلَىٰ وَهُوَ الْعَزِيزُ الْحَكِيمُ ﴿٦٠﴾

૬૧. જે લોકો આખેરતમાં નથી માનતા તેમની હાલત બેહદ બૂરી છે, જ્યારે બૂલંદત્તર શાનવાળો અલ્લાહ જ છે, તે સર્વ સમર્થ છે, હિકમતવાળો છે. (રુકૂઅ-૭)

---

આવે, અને તેનેજ પુકારવામાં આવે, માટે યાદ રાખવું જોઈએ કે અલ્લાહ સિવાય બીજાને નમવું અલ્લાહની શાનને ઉતારી પાડવા જેવું છે.

ઈન્સાનનું પોતાના ખાલીક વ માલિકની સંપૂર્ણ શરણાગતિ વગરનું જીવન ખાલી તેમજ નિરર્થક છે, બેમકસદ છે, નિષ્પ્રાણ છે, અલ્લાહની નાશુકી અને ખુલ્લેખુલ્લું અપમાન છે.

૮. અરબોમાં જહાલતના પરિણામે દીકરીઓ પોતાના પરિવારો માટે કલંક સમાન ગણાતી જેના પરિણામે જન્મ થતાંજ તેમને જીવતી દાટી દેવાની ઘાતકી પ્રથા પેઢીઓથી ચાલતી આવતી હતી. ઈસ્લામના ઉદય પછી તે પ્રથાને જડમૂળથી ઉડાડી દેવામાં આવી હતી, અને કુરઆને મજીદના પ્રતાપે અરબી સમાજમાં સ્ત્રીઓને ઈઝઝતભર્યું સ્થાન મળ્યું.

وَلَوْ يُؤَاخِذُ اللّٰهُ النَّاسَ بِظُلْمِهِمْ مَّا تَرَكَ عَلَيْهَا مِنْ دَآبَّةٍ وَّلٰكِنْ يُّؤَخِّرُهُمْ اِلٰٓى اَجَلٍ مُّسَمًّى ۚ فَاِذَا جَآءَ اَجَلُهُمْ لَا يَسْتَاْخِرُوْنَ سَاعَةً وَّلَا يَسْتَقْدِمُوْنَ ﴿٦٢﴾

૬૨. અને જો અલ્લાહ લોકોની બદઆમાલીઓના કારણે તેમને પકડતો રહેત તો આ ધરતી ઉપર એક પણ જીવ બાકી રહેવા પામત નહિ. પરંતુ તે સૌને એક મુદ્દત સુધી છૂટ આપતો રહે છે. અને જ્યારે તેમનો સમય આવી રહે છે ત્યારે એક પળ માટે તેઓ આઘા પાછા નથી થઈ શકતા.

وَيَجْعَلُوْنَ لِلّٰهِ مَا يَكْرَهُوْنَ وَتَصِفُ اَلْسِنَتُهُمُ الْكَذِبَ اَنَّ لَهُمُ الْحُسْنٰى ۭ لَا جَرَمَ اَنَّ لَهُمُ النَّارَ وَاَنَّهُمْ مُّفْرَطُوْنَ ﴿٦٣﴾

૬૩. અને તેઓ અલ્લાહનો સંબંધ તેની સાથે બાંધે જે તેમને (પોતાના માટે) પસંદ નથી અને તેઓ જીભે ખોટા દાવા કરે છે કે ભલાઈ તો તેમના માટે જ છે. નિ:શંક તેમના માટે તો આગ છે અને તેમાંજ તેમને છોડી દેવામાં આવશે.

تَاللّٰهِ لَقَدْ اَرْسَلْنَآ اِلٰٓى اُمَمٍ مِّنْ قَبْلِكَ فَزَيَّنَ لَهُمُ الشَّيْطٰنُ اَعْمَالَهُمْ فَهُوَ وَلِيُّهُمُ الْيَوْمَ وَلَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿٦٤﴾

૬૪. અલ્લાહની કસમ, અમે તારી પહેલાંની કોમોમાં રસૂલો મોકલાવ્યા હતા. પરંતુ શયતાને તેમના કામો તેમને સુંદર કરી દેખાડયા અને તે આજે પણ તેમનો આગેવાન છે. અને તેમના માટે દર્દનાક અઝાબ નિશ્ચિત છે.

وَمَآ اَنْزَلْنَا عَلَيْكَ الْكِتٰبَ اِلَّا لِتُبَيِّنَ لَهُمُ الَّذِى اخْتَلَفُوْا فِيْهِ ۙ وَهُدًى وَّرَحْمَةً لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿٦٥﴾

૬૫. અને અમે આ કિતાબને તારા ઉપર એટલા માટે ઊતારી છે કે તું તેમના કરેલા મતભેદોની હકીકત તેમના ઉપર ખોલી દે અને જે ઈમાન લાવે તેના માટે તે હિદાયત તેમજ રેહમત સાબિત થાય.

وَاللّٰهُ اَنْزَلَ مِنَ السَّمَآءِ مَآءً فَاَحْيَا بِهِ الْاَرْضَ بَعْدَ مَوْتِهَا ۭ اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيَةً لِّقَوْمٍ يَّسْمَعُوْنَ ﴿٦٦﴾ ع

૬૬. અને અલ્લાહે આસમાનથી પાણી વરસાવી નિર્જીવ ઝમીનમાં જીવન સંચાર કર્યો. બેશક સાંભળનારાઓ માટે તેમાં ભવ્ય નિશાની છે. (રુકૂઅ-૮)

وَاِنَّ لَكُمْ فِى الْاَنْعَامِ لَعِبْرَةً ۭ نُسْقِيْكُمْ مِّمَّا فِىْ بُطُوْنِهٖ مِنْۢ بَيْنِ فَرْثٍ وَّدَمٍ لَّبَنًا خَالِصًا سَآئِغًا لِّلشّٰرِبِيْنَ ﴿٦٧﴾

૬૭. અને ચોપગાં પ્રાણીઓમાં પણ તમારા માટે બોધ પાઠ સમાએલો છે. અમે તેના પેટમાના છાણ અને લોહી વચ્ચેથી (વહેતું) દૂધ તમને પીવરાવીએ છીએ, જે પીનારાઓ માટે શુદ્ધ અને સ્વાદિષ્ટ છે.

وَمِنْ ثَمَرٰتِ النَّخِيْلِ وَالْاَعْنَابِ تَتَّخِذُوْنَ مِنْهُ سَكَرًا وَّرِزْقًا حَسَنًا ۭ اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيَةً لِّقَوْمٍ يَّعْقِلُوْنَ ﴿٦٨﴾

૬૮. અને ખજૂરીના ફળ તેમજ દ્રાક્ષમાંથી તમે માદક પીણું અને શુદ્ધ ખોરાક પણ મેળવો છો. બેશક તેમાં પણ સમજદારી રાખનારાઓ માટે નિશાની સમાએલી છે.

وَاَوْحٰى رَبُّكَ اِلَى النَّحْلِ اَنِ اتَّخِذِىْ مِنَ الْجِبَالِ بُيُوْتًا وَّمِنَ الشَّجَرِ وَمِمَّا يَعْرِشُوْنَ ﴿٦٩﴾

૬૯. અને તારા પરવરદિગારે મધમાખીને[૯] વહી દ્વારા ફરમાવ્યું 'તું પહાડોમાં અને વૃક્ષો ઉપર અને તેમની બનાવેલી જાળીઓમાં તારું ઘર બનાવી લે.

---

૯. મધમાં અનેક રોગો મટાડવાના તેમજ પૌષ્ટિક ગુણો સમાએલા છે. યુનાની અને આયુર્વેદિક ઈલાજોમાં મધનો છૂટથી ઉપયોગ કરવામાં આવે છે.

ثُمَّ كُلِي مِن كُلِّ الثَّمَرَاتِ فَاسْلُكِي سُبُلَ رَبِّكِ ذُلُلًا ۚ يَخْرُجُ مِن بُطُونِهَا شَرَابٌ مُّخْتَلِفٌ أَلْوَانُهُ فِيهِ شِفَاءٌ لِّلنَّاسِ ۗ إِنَّ فِي ذَٰلِكَ لَآيَةً لِّقَوْمٍ يَتَفَكَّرُونَ ﴿٧٠﴾

૭૦. 'પછી વિભિન્ન પ્રકારના ફળોમાંથી ખા અને પોતાના રબના બનાવેલા નિયમો ઉપર ચાલ.' તેમના પેટમાંથી રંગબેરંગી પીવા જેવી વસ્તુ નીકળે છે જેમાં ઈન્સાનો માટે ઐપચારિક ગુણો સમાએલા છે. બેશક વિચાર કરનારાઓ માટે તેમાં એક નિશાની છે.

وَاللَّهُ خَلَقَكُمْ ثُمَّ يَتَوَفَّاكُمْ ۚ وَمِنكُم مَّن يُرَدُّ إِلَىٰ أَرْذَلِ الْعُمُرِ لِكَيْ لَا يَعْلَمَ بَعْدَ عِلْمٍ شَيْئًا ۚ إِنَّ اللَّهَ عَلِيمٌ قَدِيرٌ ﴿٧١﴾ ع

૭૧. અને અલ્લાહ તમને જન્મ આપે છે અને તેજ તમારું મૃત્યુ નીપજાવે છે, અને તમારામાંના ઘણાને જીવનની એવી નબળાઈઓ સુધી પહોંચાડી દેવામાં આવે છે કે તેમને જ્ઞાનબુદ્ધિ મળી ગયા પછી તેઓ તે જ્ઞાનબુદ્ધિને ગુમાવી દે છે. બેશક અલ્લાહ સર્વ જાણનારો છે, સર્વશકિતમાન છે. (રુકૂઅ-૯)

وَاللَّهُ فَضَّلَ بَعْضَكُمْ عَلَىٰ بَعْضٍ فِي الرِّزْقِ ۚ فَمَا الَّذِينَ فُضِّلُوا بِرَادِّي رِزْقِهِمْ عَلَىٰ مَا مَلَكَتْ أَيْمَانُهُمْ فَهُمْ فِيهِ سَوَاءٌ ۚ أَفَبِنِعْمَةِ اللَّهِ يَجْحَدُونَ ﴿٧٢﴾

૭૨. અને અલ્લાહે દુન્યવી ને'મતોમાં[10] અમુકને બીજા ઉપર શ્રેષ્ઠતા આપી છે, પછી લાભ ઉઠાવનારાઓ તે ને'મતોનો કોઈ પણ હિસ્સો તેમના આધીન હોય બીજાને નથી આપતા કે તેઓ બધા એકસરખા બની જાય. તો પણ શું તેઓ અલ્લાહની ને'મતોનો ઈન્કાર કરતાજ રહેશે?

وَاللَّهُ جَعَلَ لَكُم مِّنْ أَنفُسِكُمْ أَزْوَاجًا وَجَعَلَ لَكُم مِّنْ أَزْوَاجِكُم بَنِينَ وَحَفَدَةً وَرَزَقَكُم مِّنَ الطَّيِّبَاتِ ۚ أَفَبِالْبَاطِلِ يُؤْمِنُونَ وَبِنِعْمَتِ اللَّهِ هُمْ يَكْفُرُونَ ﴿٧٣﴾

૭૩. અને અલ્લાહે તમારા માટે તમારામાંથીજ તમારા (જીવન) સાથી બનાવ્યા છે અને તમારી જોડીમાંથી, તમારા માટે પુત્રો અને પૌત્રોને પેદા કર્યા છે, અને તમારા માટે શુદ્ધ રીઝક પૂરું પાડયું છે. છતાં શું નજીવી વસ્તુઓમાંજ તેઓ ઈમાન રાખશે અને અલ્લાહની ને'મતનો ઈન્કાર કરતા રહેશે?

وَيَعْبُدُونَ مِن دُونِ اللَّهِ مَا لَا يَمْلِكُ لَهُمْ رِزْقًا مِّنَ السَّمَاوَاتِ وَالْأَرْضِ شَيْئًا وَلَا يَسْتَطِيعُونَ ﴿٧٤﴾

૭૪. અને તેઓ અલ્લાહને તજી તેમની પૂજા કરે છે જેમની પાસે આકાશો અને ધરતીમાંની કોઈ વસ્તુ આપવાની સત્તા નથી, ન તો તેઓ કદીપણ એવું કરી શકશે.

فَلَا تَضْرِبُوا لِلَّهِ الْأَمْثَالَ ۚ إِنَّ اللَّهَ يَعْلَمُ وَأَنتُمْ لَا تَعْلَمُونَ ﴿٧٥﴾

૭૫. માટે બીજા સાથે અલ્લાહની સરખામણી કરતા દાખલાઓ ન આપો. નિ:સંદેહ અલ્લાહ (સઘળું) જાણે છે અને તમે (કંઈ) નથી જાણતા.

---

૧૦. દરેક યુગમાં કેટલીક વ્યકિતઓ અથવા રાજ્યસત્તાઓ પોતાના બુદ્ધિબળથી તેમજ શ્રમથી બીજા લોકો ઉપર અથવા બીજા રાજ્યો ઉપર વર્ચસ્વ ભોગવે છે. તેમની સફળતા અયોગ્ય અથવા અન્યાયી નહિ ગણાય, જ્યાં સુધી તેઓ સત્તાનો દુરુપયોગ કરી પોતાની નીચેની પ્રજાના હુન્નર તથા લાયકાતનો પૂરો લાભ ઉઠાવ્યા પછી તેમના શહેરી હક્ક અથવા જીવવાની આઝાદીથી તેમને વંચિત નથી રાખતા. પ્રગતિ તથા વિકાસના દરવાજા પ્રત્યેક લાયક અને ઉદ્યમી માટે ખુલ્લા હોવા જોઈએ જેથી ઈન્સાફ અને સમાન હક્કના સિદ્ધાંત ઉપર પ્રજા ઉન્નતિ મેળવી શકે.

ضَرَبَ اللّٰهُ مَثَلًا عَبْدًا مَّمْلُوْكًا لَّا يَقْدِرُ عَلٰى شَيْءٍ وَّمَنْ رَّزَقْنٰهُ مِنَّا رِزْقًا حَسَنًا فَهُوَ يُنْفِقُ مِنْهُ سِرًّا وَّجَهْرًا هَلْ يَسْتَوٗنَ اَلْحَمْدُ لِلّٰهِ بَلْ اَكْثَرُهُمْ لَا يَعْلَمُوْنَ ﴿٧٦﴾

૭૬. ઉદાહરણ તરીકે અલ્લાહ એક ગુલામનું વર્ણન કરે છે જે બીજાને આધીન હોવાથી તેની પાસે કોઈ અધિકાર નથી અને તેની સામે એક સ્વતંત્ર વ્યકિત છે. જેને અમે સુખ અને સગવડો પૂરી પાડી છે. જેમાંથી તે છૂપાવીને તેમજ જાહેર રીતે ખર્ચ કરે છે. શું તે બન્ને એકસમાન થઈ શકે છે? સર્વ પ્રશંસા અલ્લાહ માટે છે. પરંતુ ઘણાખરા લોકો આ જાણતા નથી.

وَضَرَبَ اللّٰهُ مَثَلًا رَّجُلَيْنِ اَحَدُهُمَآ اَبْكَمُ لَا يَقْدِرُ عَلٰى شَيْءٍ وَّهُوَ كَلٌّ عَلٰى مَوْلٰىهُ اَيْنَمَا يُوَجِّهْهُّ لَا يَاْتِ بِخَيْرٍ هَلْ يَسْتَوِيْ هُوَ وَمَنْ يَّاْمُرُ بِالْعَدْلِ وَهُوَ عَلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿٧٧﴾

૭૭. અને અલ્લાહ બે બીજી વ્યકિતઓનો દ્રષ્ટાંત આપે છે જેમાંની એક તો મૂંગી હોય, કોઈપણ વાત ન કરી શકતી હોય અને તે પોતાના માલિક ઉપર ભારરૂપ હોય, અને જેને કોઈપણ કામે મોકલવામાં આવે તો તે કામ પાર પડેજ નહિ, શું તે તેના જેવો થઈ શકે જે ઈન્સાફની નસિહત કરતો હોય અને પોતે પણ રાહે રાસ્ત પર કાયમ હોય? (રુકૂઅ-૧૦)

وَلِلّٰهِ غَيْبُ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَآ اَمْرُ السَّاعَةِ اِلَّا كَلَمْحِ الْبَصَرِ اَوْ هُوَ اَقْرَبُ اِنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿٧٨﴾

૭૮. અને આસમાનો અને ધરતીના છૂપા ભેદોનું જ્ઞાન માત્ર અલ્લાહને જ છે; અને આવનારી ઘડી તો જાણે આંખનો પલકારોજ નહિ, બલ્કે તેનાથી પણ વધુ નજીક છે. બેશક અલ્લાહ સર્વ વસ્તુઓ ઉપર સત્તા રાખે છે.

وَاللّٰهُ اَخْرَجَكُمْ مِّنْ بُطُوْنِ اُمَّهٰتِكُمْ لَا تَعْلَمُوْنَ شَيْـًٔا وَّجَعَلَ لَكُمُ السَّمْعَ وَالْاَبْصَارَ وَالْاَفْـِٕدَةَ لَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿٧٩﴾

૭૯. અને અલ્લાહ તમને તમારી માતાઓના ઉદર (ગર્ભ)માંથી બહાર લાવ્યો જેનું તમને કંઈ પણ જ્ઞાન ન હતું; અને તમને કાન તથા આંખ તથા હૃદય આપ્યા કે તમે તેના આભારી બનો.

اَلَمْ يَرَوْا اِلَى الطَّيْرِ مُسَخَّرٰتٍ فِيْ جَوِّ السَّمَآءِ مَا يُمْسِكُهُنَّ اِلَّا اللّٰهُ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿٨٠﴾

૮૦. શું તેમણે આકાશમાં અદ્ધર[૧૧] ઊડતા પંખીઓનું અવલોકન નથી કર્યું? તેમને ત્યાં કોઈ (અન્ય) નથી ટકાવી રાખતો સિવાય અલ્લાહ. બેશક તેમાં તે લોકો માટેજ નિશાનીઓ છે જે યકીન કરે છે.

وَاللّٰهُ جَعَلَ لَكُمْ مِّنْ بُيُوْتِكُمْ سَكَنًا وَّجَعَلَ لَكُمْ مِّنْ جُلُوْدِ الْاَنْعَامِ بُيُوْتًا تَسْتَخِفُّوْنَهَا يَوْمَ ظَعْنِكُمْ وَيَوْمَ

૮૧. અને અલ્લાહે તમારા ઘરોને તમારા આરામ માટે બનાવ્યા છે અને તેણે તમારા રહેવા માટે ખાલોના[૧૨] ઘર (તંબુ) બનાવ્યા, મુસાફરીમાં જેનો ભાર ઊંચકવો અને પડાવમાં જેનું ખોડવું સહેલાઈભર્યું હોય છે અને તે (પ્રાણીઓ)ની રૂવાંટી

---

૧૧. પક્ષીઓને અંતરિક્ષમાં અદ્ધર ટકી રહેવાની શકિત પણ અલ્લાહે જ આપી છે.

૧૨. ચામડું પાણીથી રક્ષણ આપે છે જેથી પડાવના તંબુઓ અથવા રણમાં રહેવાની સગવડો ચામડામાંથી બનાવવામાં આવતી હતી.

اِقَامَتِكُمْ ۙ وَمِنْ اَصْوَافِهَا وَاَوْبَارِهَا وَاَشْعَارِهَآ اَثَاثًا وَّمَتَاعًا اِلٰى حِيْنٍ ﴿٨١﴾

તથા ઊનથી તમારા વપરાશની અનેક ઘરવખરીની[13] વસ્તુઓનો એક નિશ્ચિત સમય માટે (પ્રબંધ) કર્યો છે.

وَاللّٰهُ جَعَلَ لَكُمْ مِّمَّا خَلَقَ ظِلٰلًا وَّجَعَلَ لَكُمْ مِّنَ الْجِبَالِ اَكْنَانًا وَّجَعَلَ لَكُمْ سَرَابِيْلَ تَقِيْكُمُ الْحَرَّ وَسَرَابِيْلَ تَقِيْكُمْ بَاْسَكُمْ ۚ كَذٰلِكَ يُتِمُّ نِعْمَتَهٗ عَلَيْكُمْ لَعَلَّكُمْ تُسْلِمُوْنَ ﴿٨٢﴾

૮૨. છાંયો અને અલ્લાહે પેદા કરેલી અગણિત વસ્તુઓમાંની (ઘણી) તમને આપવા માટે બનાવી છે; અને તેણે પહાડોમાં તમારા માટે પનાહ લેવાના સ્થળો બનાવ્યા છે; અને તેણે તમારા માટે એવા વસ્ત્રો બનાવ્યા છે જે તમને ગરમીથી બચાવે છે અને બખ્તરો જે જંગમાં તમારું રક્ષણ કરે છે. આવી રીતે તે તમારા ઉપર પોતાના ઉપકારો પૂર્ણ કરે છે કે તમે તેના તાબેદાર બની જાઓ.

فَاِنْ تَوَلَّوْا فَاِنَّمَا عَلَيْكَ الْبَلٰغُ الْمُبِيْنُ ﴿٨٣﴾

૮૩. છતાં જો તેઓ તારાથી મુખ ફેરવી જાય, તો તારી જવાબદારી તેમને ચેતવવા પૂરતીજ છે.

يَعْرِفُوْنَ نِعْمَتَ اللّٰهِ ثُمَّ يُنْكِرُوْنَهَا وَاَكْثَرُهُمُ الْكٰفِرُوْنَ ﴿٨٤﴾ ع

૮૪. તેઓ અલ્લાહની ને'મતોને ઓળખે છે છતાં તેઓ અસ્વીકાર કરે છે; અને તેમનામાંના ઘણાખરા કાફર છે. (રૂકૂઅ-૧૧)

وَيَوْمَ نَبْعَثُ مِنْ كُلِّ اُمَّةٍ شَهِيْدًا ثُمَّ لَا يُؤْذَنُ لِلَّذِيْنَ كَفَرُوْا وَلَا هُمْ يُسْتَعْتَبُوْنَ ﴿٨٥﴾

૮૫. અને (યાદ રાખો) જે દિવસે અમે પ્રત્યેક કોમમાંથી એક એક સાક્ષી ઉભો કરશું ત્યારે (સત્યનો) ઈન્કાર કરનારાઓને (સુધારો કરી લેવાની) પરવાનગી નહિ મળે, ન તેમને (અલ્લાહની) ભલાઈ મેળવવાની તક મળશે.

وَاِذَا رَاَ الَّذِيْنَ ظَلَمُوا الْعَذَابَ فَلَا يُخَفَّفُ عَنْهُمْ وَلَا هُمْ يُنْظَرُوْنَ ﴿٨٦﴾

૮૬. અને જ્યારે ઝાલિમો પોતાનો અઝાબ જોઈ લેશે ત્યારે તેમાંથી કંઈ પણ ઘટાડવામાં નહિ આવે, ન તેમને કોઈ રાહત મળશે.

وَاِذَا رَاَ الَّذِيْنَ اَشْرَكُوْا شُرَكَآءَهُمْ قَالُوْا رَبَّنَا هٰٓؤُلَآءِ شُرَكَآؤُنَا الَّذِيْنَ كُنَّا نَدْعُوْا مِنْ دُوْنِكَ ۚ فَاَلْقَوْا اِلَيْهِمُ الْقَوْلَ اِنَّكُمْ لَكٰذِبُوْنَ ﴿٨٧﴾

૮૭. અને જ્યારે મુશરીકો પોતાના ઠરાવેલા શરીકોને જોશે તો બોલી ઉઠશે 'હે અમારા પરવરદિગાર, આ અમારા ઠરાવેલા શરીકો છે જેને અમે તારા બદલે પુકારતા હતા.' ત્યારે તેઓ સણસણતો જવાબ આપશે 'ખચીત, તમે[14] જૂઠા છો.'

وَاَلْقَوْا اِلَى اللّٰهِ يَوْمَئِذِ ۨالسَّلَمَ وَضَلَّ عَنْهُمْ مَّا كَانُوْا يَفْتَرُوْنَ ﴿٨٨﴾

૮૮. તે દિવસે તેઓ અલ્લાહના ચરણોમાં ઝૂકી પડશે અને તેમનું ઘડી કાઢેલું તેમનો સાથ છોડી દેશે.

---

૧૩. પાણીની મશ્કો, પથારીઓ, થેલાઓ, પગરખા, પહેરણો, બખ્તર, ઘોડાની જીન પટ્ટા વગેરે.

૧૪. તમામ બુઝર્ગો તથા નબીઓ પોતાની કોમને અલ્લાહનીજ ઈબાદત કરવાનો ઉપદેશ આપતા રહ્યા હતા પરંતુ તેમના ગુજરી ગયા બાદ તે કોમોએ પ્રતિમાઓ તથા સમાધીઓ બનાવી પૂજા શરુ કરી દીધી. આવી રીતે શીર્ક અવારનવાર નાબૂદ થયા પછી ફરી જન્મ લેતો રહ્યો.

٨٩. الَّذِيْنَ كَفَرُوْا وَصَدُّوْا عَنْ سَبِيْلِ اللّٰهِ زِدْنٰهُمْ عَذَابًا فَوْقَ الْعَذَابِ بِمَا كَانُوْا يُفْسِدُوْنَ ﴿٨٩﴾

૮૯. જે લોકો ઈમાન નથી લાવતા અને બીજાઓને અલ્લાહની રાહથી અટકાવતા રહે છે, તેમના ફિસાદ ફેલાવવાના કારણે અમે તેમને અઝાબ ઉપર અઝાબ આપશું.

وَيَوْمَ نَبْعَثُ فِيْ كُلِّ اُمَّةٍ شَهِيْدًا عَلَيْهِمْ مِّنْ اَنْفُسِهِمْ وَجِئْنَا بِكَ شَهِيْدًا عَلٰى هٰٓؤُلَآءِ ۚ وَنَزَّلْنَا عَلَيْكَ الْكِتٰبَ تِبْيَانًا لِّكُلِّ شَيْءٍ وَّهُدًى وَّرَحْمَةً وَّبُشْرٰى لِلْمُسْلِمِيْنَ ﴿٩٠﴾

૯૦. અને તે દિવસે અમે દરેક ઉમ્મતમાંથી તેમની વિરૂદ્ધ સાક્ષી ઊભા કરશું અને તને (પણ) તેમના સામે સાક્ષી તરીકે લાવશું. અને અમે તારી ઉપર આ કિતાબ ઊતારી છે જે સર્વ વસ્તુઓનો ખુલાસો કરનારી છે, અને તે હિદાયત અને રેહમત અને (અલ્લાહની) તાબેદારીમાં આવનારાઓ માટે ખુશખબરી છે. (રુકૂઅ-૧૨)

اِنَّ اللّٰهَ يَأْمُرُ بِالْعَدْلِ وَالْاِحْسَانِ وَاِيْتَآئِ ذِي الْقُرْبٰى وَيَنْهٰى عَنِ الْفَحْشَآءِ وَالْمُنْكَرِ وَالْبَغْيِ ۚ يَعِظُكُمْ لَعَلَّكُمْ تَذَكَّرُوْنَ ﴿٩١﴾

૯૧. બેશક, અલ્લાહ અદલ[૧૫] તથા એહસાન સાથે સગાસ્નેહીઓની સહાયતા કરવાનો આદેશ આપે છે;અને બેહય્યાઈ તથા બદકારીઓ અને હદ બહાર જવાની મનાઈ કરે છે. તે તમને શિખામણ આપે છે કે કદાચ તમે નસિહત પકડો.

وَاَوْفُوْا بِعَهْدِ اللّٰهِ اِذَا عٰهَدْتُّمْ وَلَا تَنْقُضُوا الْاَيْمَانَ بَعْدَ تَوْكِيْدِهَا وَقَدْ جَعَلْتُمُ اللّٰهَ عَلَيْكُمْ كَفِيْلًا ۗ اِنَّ اللّٰهَ يَعْلَمُ مَا تَفْعَلُوْنَ ﴿٩٢﴾

૯૨. અને અલ્લાહની સાથે કરેલા તમારા કરારોને નિભાવો, અને સોગંદ લીધા પછી તેને તોડો નહિ, જ્યારે કે તમે અલ્લાહને જામિન બનાવ્યો હોય. બેશક અલ્લાહ તમારા કામોથી સારી પેઠે માહિતગાર છે.

وَلَا تَكُوْنُوْا كَالَّتِيْ نَقَضَتْ غَزْلَهَا مِنْۢ بَعْدِ قُوَّةٍ اَنْكَاثًا ۗ تَتَّخِذُوْنَ اَيْمَانَكُمْ دَخَلًاۢ بَيْنَكُمْ اَنْ تَكُوْنَ اُمَّةٌ هِيَ اَرْبٰى مِنْ اُمَّةٍ ۗ اِنَّمَا يَبْلُوْكُمُ اللّٰهُ بِهٖ ۗ وَلَيُبَيِّنَنَّ لَكُمْ يَوْمَ الْقِيٰمَةِ مَا كُنْتُمْ فِيْهِ تَخْتَلِفُوْنَ ﴿٩٣﴾

૯૩. અને તેના જેવા ન બનો જે પોતાના હાથેજ કાંતેલા સુતરને મજબૂત રીતે વણી લીધા પછી તેના ફરી કટકે કટકા કરી નાખે. તેમજ તમારા સોગંદને[૧૬] એકબીજાને છેતરવાનું સાધન ન બનાવો કે જેથી એક વર્ગને બીજા વર્ગ ઉપર અધિકાર જમાવવાની તક મળે. બેશક અલ્લાહ તમને આવી રીતોથી અજમાવે છે અને કયામતના દિવસે તે સર્વ હકીકતને તમારી સામે ખોલી દેશે, જેમાં તમે મતભેદ કરતા હતા.

---

૧૫. અહીં ઈન્સાનની માનસિક તેમજ આધ્યાત્મિક (રૂહાની) મનોદશાના વિકાસ ઉપર પ્રકાશ પાડવામાં આવ્યો છે અલ્લાહનો મૂળ હેતુ ઈન્સાનને માનવતા પ્રતિ વાળવાનો છે. દરેક ઈન્સાનને અલ્લાહે ઈન્સાફ તથા ભલાઈ મેળવવાનો હક્કદાર ઠરાવ્યો છે પછી ભલે તે કોઈપણ રંગ, જાતિ કે ધર્મ સાથે સંબંધ રાખતો હોય, ભલે તે દુશ્મનોમાંથી પણ હોય, તેની સાથે ઈન્સાફ તથા મૂળભૂત માનવ હક્કોના સંબંધમાં કોઈ ભેદભાવ રાખવામાં નથી આવ્યો. આ માનસિક વિકાસની બૂલંદીના પદે પહોંચનારો જીવજ ખરો મોમિન કહેવાશે.

૧૬. સોગંદના વિશ્વાસનો દુરુપયોગ તેના મહત્વને નૃષ્ટ કરી નાખે છે. માટે પ્રતિજ્ઞાભંગ ન કરવાનો કુરઆને મજીદમાં સખત હુકમ છે.

وَلَوْ شَآءَ اللّٰهُ لَجَعَلَكُمْ اُمَّةً وَّاحِدَةً وَّلٰكِنْ يُّضِلُّ مَنْ يَّشَآءُ وَيَهْدِىْ مَنْ يَّشَآءُ ؕ وَلَتُسْـَٔلُنَّ عَمَّا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٩٤﴾

૯૪. અને જો અલ્લાહ એવી ઈચ્છા રાખતો હોત તો તે તમને એકજ ઉમ્મત બનાવી દીધી હોત પરંતુ જે ગુમરાહ થવા ચાહે છે તેને તે ગુમરાહ થવા દે છે, અને હિદાયત ચાહનારાઓને તે હિદાયત આપે છે. બેશક તમે જે કરતા રહ્યા હતા તેના જવાબદાર તમે પોતેજ છો.

وَلَا تَتَّخِذُوْۤا اَيْمَانَكُمْ دَخَلًاۢ بَيْنَكُمْ فَتَزِلَّ قَدَمٌۢ بَعْدَ ثُبُوْتِهَا وَتَذُوْقُوا السُّوْٓءَ بِمَا صَدَدْتُّمْ عَنْ سَبِيْلِ اللّٰهِ ۚ وَلَكُمْ عَذَابٌ عَظِيْمٌ ﴿٩٥﴾

૯૫. અને તમારા સોગંદને એકબીજાને છેતરવાનું સાધન ન બનાવો નહિ તો તમારા કદમ જામી ગયા પછી તમે ફરી લપસી જશો, અને (લોકોને) અલ્લાહના માર્ગથી અટકાવવાના કારણે તમે તકલીફ ઉઠાવશો. ઉપરાંતમાં તમે સખત અઝાબ ભોગવશો.

وَلَا تَشْتَرُوْا بِعَهْدِ اللّٰهِ ثَمَنًا قَلِيْلًا ؕ اِنَّمَا عِنْدَ اللّٰهِ هُوَ خَيْرٌ لَّكُمْ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ ﴿٩٦﴾

૯૬. અને અલ્લાહ સાથે કરેલા કરારોના બદલામાં નજીવું મૂલ્ય ન લો જો તમે સમજદાર છો તો જાણી લો કે જે અલ્લાહ પાસે છે તે'જ તમારા માટે બેહતર છે.

مَا عِنْدَكُمْ يَنْفَدُ وَمَا عِنْدَ اللّٰهِ بَاقٍ ؕ وَلَنَجْزِيَنَّ الَّذِيْنَ صَبَرُوْۤا اَجْرَهُمْ بِاَحْسَنِ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿٩٧﴾

૯૭. અને જે કંઈ તમારી પાસે છે તે સર્વ ખૂટી જવાનું છે અને જે અલ્લાહ પાસે છે તે'જ કાયમ રહેશે. અને અમે સબ્ર કરનારાઓને તેમના કર્મો અનુસાર ઉત્તમ બદલો આપશું.

مَنْ عَمِلَ صَالِحًا مِّنْ ذَكَرٍ اَوْ اُنْثٰى وَهُوَ مُؤْمِنٌ فَلَنُحْيِيَنَّهٗ حَيٰوةً طَيِّبَةً ۚ وَلَنَجْزِيَنَّهُمْ اَجْرَهُمْ بِاَحْسَنِ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿٩٨﴾

૯૮. અને જે મોમિન હોવાની હાલતમાં નેક કામો કરશે તે પુરુષ હોય કે સ્ત્રી, અમે અવશ્ય તેને પાકીઝા ઝિંદગી અર્પણ કરશું; અને અમે તેમના કર્મોનો તેમને યોગ્ય બદલો આપશું.

فَاِذَا قَرَاْتَ الْقُرْاٰنَ فَاسْتَعِذْ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ ﴿٩٩﴾

૯૯. જ્યારે તું કુરઆન પઢવાનો આરંભ કરે ત્યારે હડધૂત થએલા શયતાનથી અલ્લાહની પનાહ માગી લે.

اِنَّهٗ لَيْسَ لَهٗ سُلْطٰنٌ عَلَى الَّذِيْنَ اٰمَنُوْا وَعَلٰى رَبِّهِمْ يَتَوَكَّلُوْنَ ﴿١٠٠﴾

૧૦૦. બેશક, મોમિનો અને પોતાના પાલનહારમાં વિશ્વાસ રાખનારા લોકો ઉપર તે (શયતાન)ની કોઈ સત્તા નથી ચાલતી.

اِنَّمَا سُلْطٰنُهٗ عَلَى الَّذِيْنَ يَتَوَلَّوْنَهٗ وَالَّذِيْنَ هُمْ بِهٖ مُشْرِكُوْنَ ﴿١٠١﴾ ع

૧૦૧. તેની સત્તા (માત્ર) તેમના ઉપરજ ચાલે છે જે તેની સાથે દોસ્તી રાખે છે અને જે અલ્લાહના શરીકો ઠરાવનારા છે. (રૂકૂઅ-૧૩)

وَاِذَا بَدَّلْنَاۤ اٰيَةً مَّكَانَ اٰيَةٍ ۙ وَّاللّٰهُ اَعْلَمُ بِمَا يُنَزِّلُ قَالُوْۤا اِنَّمَاۤ اَنْتَ مُفْتَرٍ ؕ بَلْ اَكْثَرُهُمْ لَا يَعْلَمُوْنَ ﴿١٠٢﴾

૧૦૨. અને અમે એક આયતના સ્થાને બીજી આયત લાવતા રહીએ છીએ— જો કે અલ્લાહ જે કંઈ ઊતારે છે તે (ની હિકમત)ને તે જાણનો હોય છે, પરંતુ તે લોકો કહે છે કે (આ બધું) તેંજ ઘડી કાઢ્યું છે. બલ્કે તેમનામાંના ઘણા કંઈ નથી જાણતા.

قُلْ نَزَّلَهُ رُوحُ الْقُدُسِ مِنْ رَّبِّكَ بِالْحَقِّ لِيُثَبِّتَ الَّذِينَ آمَنُوا وَهُدًى وَّبُشْرَىٰ لِلْمُسْلِمِينَ ﴿١٠٣﴾

૧૦૩. તું તેમને કહે 'રૂહુલ[૧૭] કુદુસે આ (કુરઆન) તારા રબ તરફથી સત્યપૂર્ણ ઊતાર્યું છે કે જેથી તે ઈમાન લાવનારાઓને તેના ઉપર કાયમ કરી દે અને મુસ્લિમોને હિદાયત અને ખુશખબર આપે.'

وَلَقَدْ نَعْلَمُ أَنَّهُمْ يَقُولُونَ إِنَّمَا يُعَلِّمُهُ بَشَرٌ لِّسَانُ الَّذِي يُلْحِدُونَ إِلَيْهِ أَعْجَمِيٌّ وَّهَٰذَا لِسَانٌ عَرَبِيٌّ مُّبِينٌ ﴿١٠٤﴾

૧૦૪. અને બેશક અમે જાણીએ છીએ કે તેઓ કહે છે કે તને કોઈ વ્યકિત સઘળું શીખવાડી રહી છે (પરંતુ) જેની તરફ તેમનો ઈશારો છે તેની ભાષા તો અજમી[૧૮] (બીન અરબી) છે. જ્યારે આ તો સીધી અને સરળ અરબી ભાષા છે!

إِنَّ الَّذِينَ لَا يُؤْمِنُونَ بِآيَاتِ اللَّهِ لَا يَهْدِيهِمُ اللَّهُ وَلَهُمْ عَذَابٌ أَلِيمٌ ﴿١٠٥﴾

૧૦૫. જે લોકો અલ્લાહની નિશાનીઓને માન્ય નથી રાખતા, નિ:સંદેહ અલ્લાહ તેમને હિદાયત નહિજ આપે, અને તેઓ દર્દનાક અઝાબ ભોગવશે.

إِنَّمَا يَفْتَرِي الْكَذِبَ الَّذِينَ لَا يُؤْمِنُونَ بِآيَاتِ اللَّهِ وَأُولَٰئِكَ هُمُ الْكَاذِبُونَ ﴿١٠٦﴾

૧૦૬. જે લોકો અલ્લાહની નિશાનીઓને નથી માનતા તેઓજ અસત્ય ઘડનારા છે, અને તેઓજ જૂઠું બોલનારા છે.

مَنْ كَفَرَ بِاللَّهِ مِنْ بَعْدِ إِيمَانِهِ إِلَّا مَنْ أُكْرِهَ وَقَلْبُهُ مُطْمَئِنٌّ بِالْإِيمَانِ وَلَٰكِنْ مَّنْ شَرَحَ بِالْكُفْرِ صَدْرًا فَعَلَيْهِمْ غَضَبٌ مِّنَ اللَّهِ وَلَهُمْ عَذَابٌ عَظِيمٌ ﴿١٠٧﴾

૧૦૭. કોઈ અલ્લાહ ઉપર ઈમાન લાવીને પછી ઈન્કાર કરી દે સિવાય કે તેની પાસેથી બળજબરીથી એવું કરાવવામાં આવે— જ્યારે તેના હૈયામાં તેના ઈમાન વિશે પૂરતો સંતોષ હોય, પરંતુ જો કોઈ માત્ર કુફ્ર (સત્યનો ઈન્કાર) કરવા માટેજ પોતાના દિલને ખોલી નાખે; તેના ઉપર અલ્લાહની નારાજી આવી પડશે અને તેમના માટે એક ભયંકર અઝાબ છે.

ذَٰلِكَ بِأَنَّهُمُ اسْتَحَبُّوا الْحَيَاةَ الدُّنْيَا عَلَى الْآخِرَةِ وَأَنَّ اللَّهَ لَا يَهْدِي الْقَوْمَ الْكَافِرِينَ ﴿١٠٨﴾

૧૦૮. કારણ કે તેમણે આ દુન્યવી જીવનને આખેરત ઉપર પસંદગી આપી, અને અલ્લાહ નાફરમાનોને હિદાયત નથી આપતો.

---

૧૭. હઝરત જીબ્રાઈલ (અ) અલ્લાહના હુકમથી હઝરત મુહમ્મદ મુસ્તફા સ.અ.સ. ઉપર કુરઆને મજીદ લઈ આવ્યા.

૧૮. હદીસોના પુરાવા પ્રમાણે આંહઝરત સ.અ.સ. ઉપર ઈમાન ન લાવનારાઓ આપ(સ) ઉપર ખોટી તોહમતો લગાવતા હતા કે આપ(સ)ને બીજાની સહાયતા મળતી રહી હતી, અથવા આ વિષયમાં અન્ય વિદ્વાનો આપ(સ)ને જ્ઞાનની વાતો શીખવતા હતા.

જાબર એક ઈસાઈ ગુલામ હતો, આઈસ કે યા'ઈશ જે અલ-હુવાએતીબ ઈબ્ને અબ્દ-અલ-ઉઝાઅ અને અબુ-ફૂકૈહનો ચાકર હતો જેમણે આપ(સ)ને સહાયતા કરી હોવાની તોહમત આપ(સ)ના દુશ્મનો લગાવતા હતા. (મો'આની અને કુથ) આ સંબંધમાં આમર, સુહાઈબ, સલમાન, અબ્દ-અલ્લાહ બની સલામ અને સેગરીયસ નામના એક મઠવાસી સાધુનું નામ પણ લેવામાં આવતું હતું. વિશેષમાં આપ(સ) ઉપર આ આક્ષેપ હતો કે આપે ઈન્જીલનું જ્ઞાન એક ઈસાઈ ગુલામ જેણે ઈસ્લામ ધર્મ અંગીકાર કર્યો હતો તેની પાસેથી મેળવી કુરઆને મજીદ સાથે ભેળસેળ કરી લીધું હતું. આ સર્વ આક્ષેપોને કુરઆને મજીદે આ આયત દ્વારા રદિયો આપ્યો છે.

૧૦૯. આ તે લોકો છે જેમના મન, કાન અને આંખો ઉપર અલ્લાહે મોહર લગાવી દીધી છે, અને આ તે લોકો છે જે ગફલતમાં પડેલા છે.

أُولَٰئِكَ الَّذِينَ طَبَعَ اللَّهُ عَلَىٰ قُلُوبِهِمْ وَسَمْعِهِمْ وَأَبْصَارِهِمْ ۖ وَأُولَٰئِكَ هُمُ الْغَافِلُونَ ١٠٩

૧૧૦. બેશક, આ જ લોકો છે જે આખેરતમાં નુકસાન ઉઠાવનારા છે.

لَا جَرَمَ أَنَّهُمْ فِي الْآخِرَةِ هُمُ الْخَاسِرُونَ ١١٠

૧૧૧. બેશક જેમને સતામણીના કારણે પોતાના ઘરબાર છોડી હિજરત કરવી પડી, અને જે લોકો જીહાદ(૧૯) કરતા રહ્યા અને પોતાના ઈમાન ઉપર કાયમ રહ્યા, બેશક તેમના ઉપર એટલું વિત્યા પછી તારો પરવરદિગાર તેમને માફ કરનાર છે, દયા કરનાર છે. (રુકૂઅ-૧૪)

ثُمَّ إِنَّ رَبَّكَ لِلَّذِينَ هَاجَرُوا مِنْ بَعْدِ مَا فُتِنُوا ثُمَّ جَاهَدُوا وَصَبَرُوا إِنَّ رَبَّكَ مِنْ بَعْدِهَا لَغَفُورٌ رَحِيمٌ ١١١

૧૧૨. તે દિવસે પ્રત્યેક જીવને પોતપોતાની ચિંતા પડી હશે અને પ્રત્યેક જીવને પોતાની કરણીનો પૂરો બદલો આપવામાં આવશે, અને તેમના ઉપર લગીરેક ઝુલ્મ કરવામાં નહિ આવે.

يَوْمَ تَأْتِي كُلُّ نَفْسٍ تُجَادِلُ عَنْ نَفْسِهَا وَتُوَفَّىٰ كُلُّ نَفْسٍ مَا عَمِلَتْ وَهُمْ لَا يُظْلَمُونَ ١١٢

૧૧૩. અલ્લાહ તમને એક વસ્તીનું ઉદાહરણ આપે છે જે વસ્તીને અમન અને સલામતી મળી હતી અને તેમને ચારેકોરથી પુષ્કળ રીઝક આવતું રહ્યું હતું, છતાં તે (વસ્તી) અલ્લાહની ને'મતોની આભારી ન થઈ, તો અલ્લાહે તેમની કરણીઓનો સ્વાદ ચખાડવા માટે ભૂખ તથા ભયને તેમના વસ્ત્રો બનાવી દીધા.

وَضَرَبَ اللَّهُ مَثَلًا قَرْيَةً كَانَتْ آمِنَةً مُطْمَئِنَّةً يَأْتِيهَا رِزْقُهَا رَغَدًا مِنْ كُلِّ مَكَانٍ فَكَفَرَتْ بِأَنْعُمِ اللَّهِ فَأَذَاقَهَا اللَّهُ لِبَاسَ الْجُوعِ وَالْخَوْفِ بِمَا كَانُوا يَصْنَعُونَ ١١٣

૧૧૪. અને બેશક તેમના તરફ તેમની અંદરથીજ રસૂલ આવ્યો હતો, પરંતુ તે લોકોએ તેને જૂઠો ઠરાવ્યો જેથી અઝાબે તેમને ઘેરી લીધા હતા કારણકે તેઓ (તેના ઉપર) ઝુલ્મ કરવા ઉપર ઊતરી આવ્યા હતા.

وَلَقَدْ جَاءَهُمْ رَسُولٌ مِنْهُمْ فَكَذَّبُوهُ فَأَخَذَهُمُ الْعَذَابُ وَهُمْ ظَالِمُونَ ١١٤

૧૧૫. માટે જે હલાલ રોજી અલ્લાહે તમને અર્પણ કરી છે તેમાંથી ખાઓ અને અલ્લાહની ને'મતો માટે આભારી બનો, જો (ખરેખર) તમે તેની બંદગી કરનારા છો તો!

فَكُلُوا مِمَّا رَزَقَكُمُ اللَّهُ حَلَالًا طَيِّبًا وَاشْكُرُوا نِعْمَتَ اللَّهِ إِنْ كُنْتُمْ إِيَّاهُ تَعْبُدُونَ ١١٥

૧૧૬. તેણે તમારા માટે માત્ર તે'જ હરામ કર્યું છે જે પોતાની મેળેજ મરણ પામ્યું હોય, અને લોહી અને સુવ્વરનું માંસ, અને તે જેના ઉપર અલ્લાહ સિવાય અન્યનું નામ લેવાયું હોય. પરંતુ જો

إِنَّمَا حَرَّمَ عَلَيْكُمُ الْمَيْتَةَ وَالدَّمَ وَلَحْمَ الْخِنْزِيرِ وَمَا أُهِلَّ لِغَيْرِ اللَّهِ بِهِ ۖ فَمَنِ اضْطُرَّ غَيْرَ بَاغٍ وَ

---

૧૯. અહીં જિહાદ શબ્દનો અર્થ યુદ્ધ તરીકે કરવાનો નથી પણ સંઘર્ષ તરીકે કરવાનો છે. પરિશ્રમ, મહેનત, પ્રયત્ન તથા સહન કરવાની વૃત્તિ, પોતાની મનોકામનાઓનો વિરોધ કરવાની વૃત્તિ, ખોટા વિચારોની સામે લડવાની વૃત્તિ તથા વાસનાઓનો ત્યાગ, વગેરે વગેરે.

لَا عَادٍ فَإِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿١١٦﴾

મજબૂરીથી કંઈ ખાવું પડે, પણ નાફરમાનીના કારણે નહિ, ન તો (કોઈ) હદબહાર જાય તો ખરેખર અલ્લાહ બેહદ ક્ષમાવંત છે, બેહદ દયાળુ છે.

وَلَا تَقُوْلُوْا لِمَا تَصِفُ اَلْسِنَتُكُمُ الْكَذِبَ هٰذَا حَلٰلٌ وَّهٰذَا حَرَامٌ لِّتَفْتَرُوْا عَلَى اللّٰهِ الْكَذِبَ ۭ اِنَّ الَّذِيْنَ يَفْتَرُوْنَ عَلَى اللّٰهِ الْكَذِبَ لَا يُفْلِحُوْنَ ﴿١١٧﴾

૧૧૭. અને તમારી જીભે અસત્ય બોલી એવું ન કહો કે આ હલાલ છે અને આ હરામ છે, જેથી તમે અલ્લાહ ઉપર ખોટા ઈલ્ઝામ લગાવનારાઓમાંના થઈ જાઓ. બેશક અલ્લાહ ઉપર ખોટા ઈલ્ઝામ લગાવનારા સફળતા નથી મેળવતા.

مَتَاعٌ قَلِيْلٌ ۠ وَّلَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿١١٨﴾

૧૧૮. આ (દુનિયા) પલભરનો લાભ છે અંતમાં દર્દનાક અઝાબ છે.

وَعَلَى الَّذِيْنَ هَادُوْا حَرَّمْنَا مَا قَصَصْنَا عَلَيْكَ مِنْ قَبْلُ ۚ وَمَا ظَلَمْنٰهُمْ وَلٰكِنْ كَانُوْٓا اَنْفُسَهُمْ يَظْلِمُوْنَ ﴿١١٩﴾

૧૧૯. અને યહૂદીઓ માટે અમે પહેલાં જે વસ્તુઓ હરામ ઠરાવી હતી, તેના વિશે અમે તને જણાવી ચૂકયા છીએ. અને અમે તેમના ઉપર કોઈ ઝુલ્મ નથી કર્યો પરંતુ તેમણે પોતેજ પોતાના ઉપર ઝુલ્મ કર્યો હતો.

ثُمَّ اِنَّ رَبَّكَ لِلَّذِيْنَ عَمِلُوا السُّوْۗءَ بِجَهَالَةٍ ثُمَّ تَابُوْا مِنْۢ بَعْدِ ذٰلِكَ وَاَصْلَحُوْٓا ۙ اِنَّ رَبَّكَ مِنْۢ بَعْدِهَا لَغَفُوْرٌ رَّحِيْمٌ ﴿١٢٠﴾

૧૨૦. પણ જો કોઈ અજાણતામાં[(૨૦)] ભૂલ કરી બેસે અને પછી તૌબાહ કરી પોતાને સુધારી લે તો તેમનો પાલનહાર બેહદ ક્ષમાવંત છે, દયાળુ છે. (રુકૂઅ-૧૫)

اِنَّ اِبْرٰهِيْمَ كَانَ اُمَّةً قَانِتًا لِّلّٰهِ حَنِيْفًا ۭ وَلَمْ يَكُ مِنَ الْمُشْرِكِيْنَ ﴿١٢١﴾

૧૨૧. ઈબ્રાહીમ ખરેખર સદ્‌ગુણોનો ઉત્તમ નમૂનો હતો જે અલ્લાહનો ફરમાંબરદાર તેનેજ નમનાર બંદો હતો, અને અલ્લાહના શરીક ઠરાવનાર લોકોમાંનો ન હતો.

شَاكِرًا لِّاَنْعُمِهٖ ۭ اِجْتَبٰىهُ وَهَدٰىهُ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿١٢٢﴾

૧૨૨. તે અલ્લાહની ને'મતોનો આભારી હતો, અલ્લાહે તેને ચૂંટી લીધો હતો અને તેને સન્માર્ગે વાળ્યો હતો.

وَاٰتَيْنٰهُ فِي الدُّنْيَا حَسَنَةً ۭ وَاِنَّهٗ فِي الْاٰخِرَةِ لَمِنَ الصّٰلِحِيْنَ ﴿١٢٣﴾

૧૨૩. અને અમે તેને આ દુનિયામાં ને'મતો પ્રદાન કરી, અને આખેરતમાં પણ તે નેક લોકોમાં હશે.

ثُمَّ اَوْحَيْنَآ اِلَيْكَ اَنِ اتَّبِعْ مِلَّةَ اِبْرٰهِيْمَ حَنِيْفًا ۭ وَمَا كَانَ مِنَ الْمُشْرِكِيْنَ ﴿١٢٤﴾

૧૨૪. અને હવે અમે તને વહી દ્વારા હુકમ આપીએ છીએ કે તું ઈબ્રાહીમની રાહને અનુસર જે નિત્ય અલ્લાહ તરફ રજુ થનારો હતો અને શિર્ક કરનારો ન હતો.

---

૨૦. અજાણપણામાં કે નિયમોનું જ્ઞાન ન હોવાને કારણે જો કોઈ ભૂલ થઈ જવા પામે તો બેશક અલ્લાહ માફ કરનારો છે.

إِنَّمَا جُعِلَ السَّبْتُ عَلَى الَّذِينَ اخْتَلَفُوا فِيهِ ۚ وَإِنَّ رَبَّكَ لَيَحْكُمُ بَيْنَهُمْ يَوْمَ الْقِيَامَةِ فِيمَا كَانُوا فِيهِ يَخْتَلِفُونَ ﴿١٢٥﴾

૧૨૫. સબ્તની શિક્ષા તેમના ઉપર લાગુ કરવામાં આવી હતી જેમણે તેના વિશે મતભેદો કર્યા હતા. અને તારો પરવરદિગાર કયામતના દિવસે તેમની વચ્ચે ફેંસલો કરશે જેનો તેઓ મતભેદ કરતા રહેતા હતા.

ادْعُ إِلَىٰ سَبِيلِ رَبِّكَ بِالْحِكْمَةِ وَالْمَوْعِظَةِ الْحَسَنَةِ ۖ وَجَادِلْهُمْ بِالَّتِي هِيَ أَحْسَنُ ۚ إِنَّ رَبَّكَ هُوَ أَعْلَمُ بِمَنْ ضَلَّ عَنْ سَبِيلِهِ ۖ وَهُوَ أَعْلَمُ بِالْمُهْتَدِينَ ﴿١٢٦﴾

૧૨૬. (હે રસૂલ) તું લોકોને હિકમત તથા સદ્ઉપદેશ દ્વારા તારા પરવરદિગારની રાહ તરફ બોલાવ અને તેમની સાથે વિવેક તથા સભ્ય રીતે ચર્ચા કર. બેશક, તારો રબ સન્માર્ગેથી ભટકી ગએલાઓને સારી પેઠે જાણે છે અને તેમને પણ જાણે છે જે હિદાયત પામેલા છે.

وَإِنْ عَاقَبْتُمْ فَعَاقِبُوا بِمِثْلِ مَا عُوقِبْتُمْ بِهِ ۖ وَلَئِنْ صَبَرْتُمْ لَهُوَ خَيْرٌ لِلصَّابِرِينَ ﴿١٢٧﴾

૧૨૭. અને જો તું (ઝાલિમો પાસેથી) બદલો લેવા ચાહે તો એટલા પૂરતોજ લે જેટલો તેમણે તારા ઉપર ઝુલ્મ કર્યો હોય (તેટલા પૂરતોજ) પરંતુ જો તું સબ્રથી કામ લે તો ખરેખર સબ્ર કરનારાઓ માટે આજ બેહતર છે.

وَاصْبِرْ وَمَا صَبْرُكَ إِلَّا بِاللَّهِ ۚ وَلَا تَحْزَنْ عَلَيْهِمْ وَلَا تَكُ فِي ضَيْقٍ مِمَّا يَمْكُرُونَ ﴿١٢٨﴾

૧૨૮. અને (હે રસૂલ) તું સબ્રથી કામ લે, તને સબ્ર અલ્લાહની સહાયતાથીજ સાંપડશે અને તું તેમના માટે અફસોસ ન કર, અને તેમની કપટચાલોથી નિરાશ ન થઈશ.

إِنَّ اللَّهَ مَعَ الَّذِينَ اتَّقَوْا وَالَّذِينَ هُمْ مُحْسِنُونَ ﴿١٢٩﴾ ع ١٦

૧૨૯. ખરેખર, અલ્લાહ તે લોકો સાથે છે જે પરહેઝગારો છે અને નિત્ય નેકીઓ કરતા રહે છે. (રુકૂઅ-૧૬)

سُوْرَةُ بَنِيْٓ اِسْرَآءِيْلَ مَكِّيَّةٌ

## બની-ઈસરાઈલ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

سُبْحٰنَ الَّذِيْٓ اَسْرٰى بِعَبْدِهٖ لَيْلًا مِّنَ الْمَسْجِدِ الْحَرَامِ اِلَى الْمَسْجِدِ الْاَقْصَا الَّذِيْ بٰرَكْنَا حَوْلَهٗ لِنُرِيَهٗ مِنْ اٰيٰتِنَا ۭ اِنَّهٗ هُوَ السَّمِيْعُ الْبَصِيْرُ ②

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. પવિત્ર છે તે, જે પોતાના બંદાને રાતના સમયે મસ્જિદે હરામ (બએતુલ્લાહ)થી (તે) મસ્જિદ-અકસા[૧] (બએતુલ-મુકદ્દસ) સુધી લઈ ગયો, જેની આસપાસની ભૂમિને અમે બરકતોથી ભરી દીધી છે કે અમે તેને અમારી નિશાનીઓ દેખાડીએ. બેશક, તે સર્વ સાંભળનારો છે, સર્વ જોનારો છે.

---

૧. આંહઝરત સ.અ.સ.ના આ (રૂહાની પ્રવાસ) 'ઈસરા' અને આપ(સ)ના મએરાજનો પ્રવાસ બે જુદી જુદી ઘટનાઓ છે. આ પ્રવાસમાં મસ્જિદે-હરામ અને મસ્જિદે-અકસાનું વર્ણન આવે છે જ્યારે સૂરાહ નજમ (૫૩)માં મએરાજના વર્ણનમાં યરૂશ્લેમના પ્રવાસનો ઉલ્લેખ છેજ નહિ. મએરાજનો બનાવ હિજરી સ.૫માં બન્યો હતો અને ઈસરા હિજરી, પૂર્વે છ મહિનામાં બનવા પામ્યો હતો, આ બે બનાવો વચ્ચે લગભગ છ વર્ષનો ગાળો જણાય છે જેથી તે બન્ને બનાવો જુદા પડી જાય છે. એમ કહેવું પણ યોગ્ય ગણાશે કે આ બન્ને ઘટનાઓ 'રૂહાની' હતી, દૈહિક ન હતી. કારણકે યરૂશ્લેમના રૂહાની સફરની રાત્રે આંહઝરત સ.અ.સ. હઝરત ઉમ્મે હાની પાસે હતા. હઝરત ઉમ્મે હાનીએ પોતાના કથનમાં આપ(સ)ના આ સફરના સંબંધમાં આપ(સ) જન્નતમાં ગયા હોવાનો ઉલ્લેખ નથી કર્યો; તેમણે કેવળ યરૂશ્લેમનો જ ઉલ્લેખ કર્યો હતો. આંહઝરત સ.અ.સ.એ પોતાના આ પ્રવાસનો વૃત્તાંત સૌથી પહેલાં તેમનેજ જણાવ્યો હતો. ઉપરાંતમાં, સાત મુહદ્દીસો પણ હઝરત ઉમ્મેહાનીના કથનને ચાર જુદા જુદા સાક્ષીઓની સાક્ષીથી ટેકો આપે છે કે આંહઝરત સ.અ.સ. યરૂશ્લેમથી તેજ રાત્રે મક્કા પાછા આવી ગયા હતા અને આપના પ્રવાસના વર્ણનમાં જો આપે આસમાની મએરાજનો ઉલ્લેખ કર્યો હોત તો હઝરત ઉમ્મે હાની પોતાના કથનમાં તે જણાવ્યા વગર રહેત નહિ, હકીકતમાં ઈસરા તથા મએરાજ બે જુદી જુદી ઘટનાઓ છે.

બીજો પુરાવો, કે હદીસના વર્ણનમાં આંહઝરત સ.અ.સ. પહેલાં યરૂશ્લેમ ગયા હતા અને ત્યાંથી આપ જન્નતમાં મુલાકાત લીધી જેમાં હઝરત આદમ (અ) હઝરત ઈબ્રાહીમ (અ), હઝરત મૂસા (અ) અને હઝરત, ઈસા (અ) પણ શામિલ હતા, બાદમાં જ્યારે આપ જન્નતમાં ગયા તો આપ આ'જ નબીઓને ઓળખી ન શકયા! આશ્ચર્ય થાય છે કે જે નબીઓને આપ થોડીજ પળો પહેલાં યરૂશ્લેમમાં મળ્યા હતા તેમને જન્નતમાં કેમ ન ઓળખી શકયા? બીજું, આ નબીઓ આપના પહેલાંજ જન્નતમાં કેવી રીતે પહોંચી ગયા? આ બન્ને સવાલો ઉપર ઊંડા વિચાર કરતાં ચોખ્ખું જણાઈ આવે છે કે આ બન્ને ઘટનાઓ વચ્ચે લાંબા સમયનો ગાળો હોવો જોઈએ, નહીં તો થોડી પળો પહેલાં જોએલા ચહેરાઓને ભૂલાવી દેવું આપ માટે શકય ન હતું.

وَآتَيْنَا مُوسَى الْكِتٰبَ وَجَعَلْنٰهُ هُدًى لِّبَنِيٓ إِسْرَآءِيلَ أَلَّا تَتَّخِذُوا مِن دُونِي وَكِيلًا ۝٢

૩. અને અમે મૂસાને કિતાબ આપી, અને અમે તે (કિતાબ)ને બની ઈસરાઈલ માટે માર્ગદર્શક બનાવી (કહ્યું) 'મારા સિવાય કોઈ અન્યને કાર્યસાધક ન બનાવો,

ذُرِّيَّةَ مَنْ حَمَلْنَا مَعَ نُوحٍ ۚ إِنَّهُ كَانَ عَبْدًا شَكُورًا ۝٣

૪. હે તે લોકોના વંશજો, જેમને અમે નૂહ સાથે સવાર કર્યા હતા, બેશક, તે અમારો આભાર વશ બંદો હતો.

وَقَضَيْنَآ إِلَىٰ بَنِيٓ إِسْرَآءِيلَ فِي الْكِتٰبِ لَتُفْسِدُنَّ فِي الْأَرْضِ مَرَّتَيْنِ وَلَتَعْلُنَّ عُلُوًّا كَبِيرًا ۝٤

૫. અને અમે કિતાબમાં બની ઈસરાઈલને વહી કરી જણાવ્યું હતું કે તમે ધરતીમાં બે વાર[2] ફિસાદ ફેલાવશો, અને તમે ખરેજ હદબહારના ગરૂરનું પ્રદર્શન કરશો.

فَإِذَا جَآءَ وَعْدُ أُولٰىهُمَا بَعَثْنَا عَلَيْكُمْ عِبَادًا لَّنَآ أُولِي بَأْسٍ شَدِيدٍ فَجَاسُوا خِلٰلَ الدِّيَارِ ۚ وَكَانَ وَعْدًا مَّفْعُولًا ۝٥

૬. માટે જ્યારે (તે ચેતવણીમાંનો) પહેલો મોકો આવ્યો ત્યારે અમે અમારા બંદાઓમાંથી (અમુક) જે લડવામાં બળવાન હતા, તેમને તમારી સામે[3] ઊભા કર્યા જે તમારા ઘરોમાં પેસી ગયા. અને આ એક વાયદો હતો જે પૂરો થઈનેજ રહેવાનો હતો.

ثُمَّ رَدَدْنَا لَكُمُ الْكَرَّةَ عَلَيْهِمْ وَأَمْدَدْنٰكُم بِأَمْوٰلٍ وَبَنِينَ وَجَعَلْنٰكُمْ أَكْثَرَ نَفِيرًا ۝٦

૭. પછી અમે તેમના મુકાબલામાં તમને સત્તા આપી અને દોલત તથા સંતાન વડે તમારી સહાયતા કરી અને તમારું સંખ્યાબળ[4] વધારી મૂક્યું.

---

૨. આ આયતમાં જણાવેલા બે ઉપદ્રવોનું વર્ણન 'બુક ઓફ મોઝીઝ'માં વિસ્તારથી કરવામાં આવ્યું છે. બની ઈસરાઈલ ઉપર બે વાર લા'નત નાખવામાં આવી હતી. પહેલી વાર હઝરત દાઉદ (અ)ના સમયમાં અને બીજી વાર હઝરત ઈસા(અ)ના સમયમાં, જેના પરિણામે બની ઈસરાઈલને બે વખત સખત અઝાબમાંથી પસાર થવું પડયું હતું, જેના પુરાવાઓ હિસ્ટ્રી ઓફ ધી વર્લ્ડમાં જોવામાં આવે છે.

૩. હઝરત મૂસા(અ) પછી યહૂદીઓએ બહુજ બળ પકડયું અને તે એક સમૃદ્ધ કોમ બની ગઈ. તેમણે એક બળવાન રાજ્યની સ્થાપના કરી. તેમણે લાંબા સમય સુધી રાજ્ય કર્યું અને બહુજ પ્રગતિ કરી. પરંતુ સમય જતાં ધીમે ધીમે તેમનામાં સડો પેસવા પામ્યો. ઈ.સ.પૂર્વે. ૭૩૩માં તેમના રાજ્ય સુમારઆ ઉપર અસીરીયનોએ હુમલો કરી તેમના દેશને 'જેઝરીલ' સાથે જોડી દીધો. ઈ.સ.પૂર્વે ૬૦૮માં ફિરઔન નીકોએ ફલસ્તીનની ભૂમિને રંજાડી તારાજ કરી બચેલા ઈસરાઈલીઓને ગુલામ બનાવીને તેમના દેશને મિસરની ગુલામીમાં જોડી દીધો. આ સખત પાયમાલીથી પણ તેમણે પોતાના અવળાં જીવનને સુધારી લેવાનો બોધ ન લીધો અને તેઓ પોતાની બદકારીઓમાં ડૂબેલાજ પડયા રહ્યા. નબી યર્મિયા (જેરેમીયાહ) પણ તેમનામાં જાગૃતિ લાવવામાં નિષ્ફળ ગયા. અંતમાં ઇ.સ.પૂર્વે ૫૯૭માં બાબિલના રાજા બૂખ્તેનસરે તેમના દેવળો લૂંટયા અને તેમનો રાજા સિદકિયાહ ત્યાંથી નાસી છૂટયો, પણ બાદમાં કેદ પકડાયો, તેની આંખો ફોડી નાખવામાં આવી, અને તેના પુત્રોને કતલ કરવામાં આવ્યા. તેમના મહેલ મહોલ્લાઓ જલાવીને રાખ કરવામાં આવ્યા અને આગેવાનો તથા વિદ્વાનો વગેરેને કતલ કરી રાજા સહિત પ્રજાને કેદી બનાવી બાબિલ લઈ જવામાં આવ્યા ('જ્યૂઝ' વો.૬ પા.૬૬૫. વો.૭ પા.૧૨૨, પ્રકરણ યરૂશલેમ.)

૪. ગુલામીની દશામાં રહી તેમણે પ્રગતિ કરી. ધીમે ધીમે તેમની સ્થિતિમાં સુધારો થતો ગયો જેના

إِنْ أَحْسَنتُمْ أَحْسَنتُمْ لِأَنفُسِكُمْ وَإِنْ أَسَأْتُمْ فَلَهَا فَإِذَا جَاءَ وَعْدُ الْآخِرَةِ لِيَسُوءُوا وُجُوهَكُمْ وَلِيَدْخُلُوا الْمَسْجِدَ كَمَا دَخَلُوهُ أَوَّلَ مَرَّةٍ وَلِيُتَبِّرُوا مَا عَلَوْا تَتْبِيرًا ⑧

૮. (હવે) જો તમે ભલાઈના કામો કરશો તો તમારા પોતાના જીવ માટે બેહતર છે; અને જો બદીઓ કરશો તો તમારા જીવ માટે હાનિકર્તા છે. માટે જ્યારે તેમને અપાયેલી બીજી ચેતવણી પૂરી થવાનો સમય આવ્યો તો (અમે તે લોકોને ઉભા કર્યા કે) તમારા ચહેરા ઉપર વિષાદ છવાઈ જાય, અને તેઓ તમારી મસ્જિદમાં પહેલાંની જેમ પાછા પેસી જાય અને જે કંઈ તેમના હાથે ચડે તેનો તેઓ સર્વનાશ[૫] કરી નાખે.

وقف لازم عَسَىٰ رَبُّكُمْ أَن يَرْحَمَكُمْ وَإِنْ عُدتُّمْ عُدْنَا وَجَعَلْنَا جَهَنَّمَ لِلْكَافِرِينَ حَصِيرًا ⑨

૯. સંભવ છે કે તમારો પરવરદિગાર તમારા ઉપર રહેમ કરે; પણ જો તમે (બદીઓ તરફ) પાછા જશો, તો અમે તમારી સાથે પહેલાં જેવું જ વર્તન કરશું. અને જહન્નમને અમે કાફરો માટે કેદખાનું બનાવ્યું છે.

---

પરિણામે તેમનામાંના ઘણાએ ગુલામીમાંથી આઝાદી મેળવી. તેમને મઝહબી આઝાદી સાથે તેમને કેળવણીમાં પણ રાજ્ય તરફથી સહાયતા મળવા લાગી. આશરે ઇ.સ.પૂર્વે ૫૪૫માં તેમણે રાજ્ય તરફથી મળેલી સગવડોનો લાભ ઉપાડી પરશીયા તથા મીડીયાના રાજા સાઈરસ સાથે બાબિલ ઉપર આક્રમણ કરી તેને જીતી લેવામાં સહાયતા કરવાની ભવ્ય યોજના બનાવી, પરિણામે ઇ.સ.પૂર્વ ૫૩૯માં બાબિલની ફોજ સાઈરસ સામે હથિયાર ફેંકી સાઈરસને શરણે આવી, જેના બદલામાં યહૂદીઓને યરૂશલેમ પાછા ફરવાની આઝાદી તેમજ તેમના ધર્મસ્થાનોનો જીર્ણોદ્ધાર કરવાની મદદ રાજા સાઈરસ તરફથી મળી. રાજા બૂખ્તેનસરે લૂંટેલા તમામ દેવળોની તમામ સામગ્રી રાજ્યના ખર્ચે યરૂશલેમમાં પાછી કાયમ કરવામાં આવી. આ કામ ઇ.સ.પૂર્વે ૫૧૬માં પૂરું થયું હતું, જે ઘટનાની આગાહી હઝરત મૂસા(અ)એ કરી હતી.

૫. આ આયતમાં બની ઈસરાઈલ ઉપર પડેલી લા'નતના પરિણામે થયેલા બીજા વિનાશનો ઉલ્લેખ છે. તે લોકોએ હઝરત ઈસા(અ)ને અસહ્ય યાતનાઓ આપ્યા પછી તેમને સૂળીએ ચડાવી મારી નાખવાનો નિષ્ફળ પ્રયાસ કર્યો હતો. તેના બદલારૂપે અલ્લાહે તેમને દર્દનાક અઝાબમાં ઘેર્યા હતા. ઇ.સ. ૭૦માં સમ્રાટ ટાઈરસની સરદારી તળે રોમનોના હાથે યરૂશલેમે પહેલાં કદિપણ ન અનુભવ્યો હોય તેવો ત્રાસ અને પાયમાલી ભોગવી. હઝરત સુલયમાન(અ)નું દેવળ બાળીને રાખ કરી દેવામાં આવ્યું હતું, તે સમતે હઝરત ઈસા (અ) કાશ્મીરમાં હતા. આ વિનાશની આગાહી હઝરત મૂસા (અ)એ કરી હતી. (ડયુટ્રોનોમી ૩૨/૧૮થી ૨૬).

અહીં મુસ્લિમોને યહૂદીઓનો દાખલો આપી ચેતવણી આપવામાં આવી છે કે જો તેઓ બદકારીઓ કરશે તો યહૂદીઓની જેમ ભયંકર પરિસ્થિતિમાંથી તેમને પણ પસાર થવું પડશે અને તેનાથી પણ તેઓ જો બોધ ગ્રહણ નહિ કરે તો બીજી વારનો અઝાબ પણ તેમને ભોગવવો પડશે. ઈતિહાસથી સાબિત છે કે હલાકુખાનના ક્રુર અને નિર્દય દળોના હાથે બગદાદનું પતન થયું હતું. બગદાદ તે સમયે દુનિયાનું સૌથી મોટું વિદ્યાનું કેન્દ્ર ગણાતું હતું. તેના વિશાળ ઈલ્મના ભંડારો તથા ૧૮ લાખ મુસ્લિમોનો કચ્ચરઘાણ વળી ગયો હતો. અંતમાં પોતાના ગુનાહની તૌબાહ કરી હલાકુખાન અને તેના સાથીઓએ ઈસ્લામ અંગીકાર કર્યો. આવી રીતે એક ચેતવણી પૂરી થઈ ગઈ હતી.

إِنَّ هَٰذَا الْقُرْآنَ يَهْدِي لِلَّتِي هِيَ أَقْوَمُ وَيُبَشِّرُ الْمُؤْمِنِينَ الَّذِينَ يَعْمَلُونَ الصَّالِحَاتِ أَنَّ لَهُمْ أَجْرًا كَبِيرًا ⑩

૧૦. ખરેખર, આ કુરઆન ખરી હિદાયત આપે છે. અને નેકી કરનારા મોમિનોને ખુશખબર આપે છે કે તેઓ બહુ સારો બદલો[૬] મેળવશે.

وَأَنَّ الَّذِينَ لَا يُؤْمِنُونَ بِالْآخِرَةِ أَعْتَدْنَا لَهُمْ عَذَابًا أَلِيمًا ⑪

૧૧. અને જે લોકો આખેરતમાં ઈમાન નથી રાખતા તેમના માટે અમે દુ:ખદાયક અઝાબ તૈયાર કરી રાખ્યો છે. (રુકૂઅ-૧)

وَيَدْعُ الْإِنسَانُ بِالشَّرِّ دُعَاءَهُ بِالْخَيْرِ ۖ وَكَانَ الْإِنسَانُ عَجُولًا ⑫

૧૨. અને ઈનસાનને (હમેશાં) ભલાઈ શોધતા રહેવું જોઈએ જેના બદલે તે બૂરાઈઓની સાધના કરતો રહે છે, બેશક, ઈન્સાન સ્વભાવે બહુજ અધીરો હોય છે.

وَجَعَلْنَا اللَّيْلَ وَالنَّهَارَ آيَتَيْنِ ۖ فَمَحَوْنَا آيَةَ اللَّيْلِ وَجَعَلْنَا آيَةَ النَّهَارِ مُبْصِرَةً لِّتَبْتَغُوا فَضْلًا مِّن رَّبِّكُمْ وَلِتَعْلَمُوا عَدَدَ السِّنِينَ وَالْحِسَابَ ۚ وَكُلَّ شَيْءٍ فَصَّلْنَاهُ تَفْصِيلًا ⑬

૧૩. અમે દિવસ અને રાતને બે (જુદી જુદી) નિશાનીઓ બનાવી છે, અંધકારને રાતની નિશાની બનાવી અને દિવસની નિશાની પ્રકાશ આપનારી (બનાવી) છે, કે જેથી તમે (દિવસે) તમારા પરવરદિગારની કૃપાઓ શોધતા રહો અને તેના આધાર પર વર્ષોની ગણત્રી કરી શકો, તેમજ એક નિયમ કાયમ કરો. આવી રીતે અમે પ્રત્યેક વસ્તુનું વિસ્તારથી વર્ણન કર્યું છે.

وَكُلَّ إِنسَانٍ أَلْزَمْنَاهُ طَائِرَهُ فِي عُنُقِهِ ۖ وَنُخْرِجُ لَهُ يَوْمَ الْقِيَامَةِ كِتَابًا يَلْقَاهُ مَنشُورًا ⑭

૧૪. અને દરેક ઈનસાનના કર્મોને અમે તેમની ગરદનો[૭] સાથે બાંધ્યા છે અને ક્યામતના દિવસે તેનું આમાલનામું તેની સામે ધરવામાં આવશે જેને તે સ્પષ્ટ રીતે જોઈ લેશે.

اقْرَأْ كِتَابَكَ كَفَىٰ بِنَفْسِكَ الْيَوْمَ عَلَيْكَ حَسِيبًا ⑮

૧૫. (તેને કહેવામાં આવશે) 'તારા લેખ વાંચી લે આજના દિવસે પોતાનો હિસાબ લેવા માટે તું'જ પૂરતો છે.

مَّنِ اهْتَدَىٰ فَإِنَّمَا يَهْتَدِي لِنَفْسِهِ ۖ وَمَن ضَلَّ فَإِنَّمَا يَضِلُّ عَلَيْهَا ۚ وَلَا تَزِرُ وَازِرَةٌ وِزْرَ أُخْرَىٰ ۗ وَمَا كُنَّا مُعَذِّبِينَ حَتَّىٰ نَبْعَثَ رَسُولًا ⑯

૧૬. જે કોઈ હિદાયતને અનુસરે છે તે માત્ર પોતાના જીવના ભલા માટે જ અનુસરે છે; અને જે ગુમરાહ થાય છે તે પોતાનીજ બરબાદી માટે ગુમરાહ થાય છે. અને કોઈ બોજો ઉઠાવનાર બીજાનો બોજો નહિ ઉઠાવે. અને અમે અઝાબ નથી મોકલતા જ્યાં સુધી (પહેલાં) રસૂલ ન મોકલીએ.[૮]

---

૬. કુરઆન મજીદે મુસ્લિમોને પોતાના ધ્યેયને પહોંચવા માટેનો સીધો અને સરળ માર્ગ દેખાડી ચેતવણી આપી છે કે તેઓ તેમની પહેલાં થઈ ગયેલા લોકોના જેવા કુકર્મો કરવાથી અને તેના માઠા પરિણામોથી સાવચેત રહે.

૭. કુકર્મોને છૂપાવીને કરવાથી કે છૂપાવી લેવાથી ઈન્સાન તેના માઠાં પરિણામોથી બચી નથી શકતો. કહેવત પ્રમાણે કર્મના લેખ કદાપિ મિથ્યા નથી જતા.

૮. અલ્લાહ પોતાના રસૂલો દ્વારા ઈન્સાનોને ચેતવતો રહે છે અને પછી ન છૂટકે તે પોતાનો અઝાબ મોકલે છે.

وَإِذَا أَرَدْنَا أَن نُّهْلِكَ قَرْيَةً أَمَرْنَا مُتْرَفِيهَا فَفَسَقُوا فِيهَا فَحَقَّ عَلَيْهَا الْقَوْلُ فَدَمَّرْنَاهَا تَدْمِيرًا ﴿١٧﴾

૧૭. અને જ્યારે અમે કોઈ વસ્તીનો સર્વનાશ કરવાનો ઈરાદો કરીએ છીએ તો પ્રથમ તો તે વસ્તીના નાફરમાન લોકોને ચેતવણી આપીએ છીએ. પરંતુ તેઓ બેપરવાઈ કરતા રહે તો તે (વસ્તી)ની સઝાનો ચૂકાદો આપવો લાઝિમ થઈ જાય છે. અને અમે તેને નાબૂદ કરી નાખીએ છીએ.

وَكَمْ أَهْلَكْنَا مِنَ الْقُرُونِ مِن بَعْدِ نُوحٍ ۗ وَكَفَىٰ بِرَبِّكَ بِذُنُوبِ عِبَادِهِ خَبِيرًا بَصِيرًا ﴿١٨﴾

૧૮. નૂહ પછી અમે કેટલીયે પેઢીઓ નાબૂદ કરી, બેશક તારો પાલનહાર પોતાના બંદાઓના ગુનાહોને જાણનારો અને જોનારો છે.

مَّن كَانَ يُرِيدُ الْعَاجِلَةَ عَجَّلْنَا لَهُ فِيهَا مَا نَشَاءُ لِمَن نُّرِيدُ ثُمَّ جَعَلْنَا لَهُ جَهَنَّمَ يَصْلَاهَا مَذْمُومًا مَّدْحُورًا ﴿١٩﴾

૧૯. જે વ્યકિત આ દુનિયાની (મોહમાયાની) અભિલાષી છે તો તેમાંથી અમે જેને ચાહીએ (અને) જેટલું ચાહીએ તે તાત્કાલીક અહીંજ આપી દઈએ છીએ; પછી અમે તેના માટે જહન્નમ મુકર્રર કરી દઈએ છીએ. જેમાં તે હડધૂત થઈ સદા બળતો રહેશે.

وَمَنْ أَرَادَ الْآخِرَةَ وَسَعَىٰ لَهَا سَعْيَهَا وَهُوَ مُؤْمِنٌ فَأُولَٰئِكَ كَانَ سَعْيُهُم مَّشْكُورًا ﴿٢٠﴾

૨૦. અને જે વ્યકિત આખેરતની ખ્વાહીશ રાખે છે અને તેના માટે કોશિશો કરતો રહે છે, જેવી કોશિશો કરવી જોઈએ; અને તે મોમિન હશે તો તેમની કોશિશોની કદર કરવામાં આવશે.

كُلًّا نُّمِدُّ هَٰؤُلَاءِ وَهَٰؤُلَاءِ مِنْ عَطَاءِ رَبِّكَ ۚ وَمَا كَانَ عَطَاءُ رَبِّكَ مَحْظُورًا ﴿٢١﴾

૨૧. તારા પાલનહારની બક્ષિસો વડે અમે આ લોકોની તેમજ પેલા લોકોની સહાયતા કરીએ છીએ અને તારા રબની ને'મતોનો કોઈ અંત નથી.

انظُرْ كَيْفَ فَضَّلْنَا بَعْضَهُمْ عَلَىٰ بَعْضٍ ۚ وَلَلْآخِرَةُ أَكْبَرُ دَرَجَاتٍ وَأَكْبَرُ تَفْضِيلًا ﴿٢٢﴾

૨૨. તું જોઈ રહ્યો છે કે (આ જીવનમાં) અમે કેટલાકને બીજાઓ ઉપર કેવી ફઝીલત (શ્રેષ્ઠતા) આપી છે; અને બેશક, દરજ્જાની શ્રેષ્ઠતામાં તથા ભલાઈના સંબંધમાં આખેરત બેહતર છે.

لَّا تَجْعَلْ مَعَ اللَّهِ إِلَٰهًا آخَرَ فَتَقْعُدَ مَذْمُومًا مَّخْذُولًا ﴿٢٣﴾ ع

૨૩. માટે અલ્લાહના સામે બીજાને મા'બૂદ ન ઠરાવ, કે તું કયાંક રૂસ્વા (અને) નિ:સહાય બની જા. (રુકૂઅ-૨)

وَقَضَىٰ رَبُّكَ أَلَّا تَعْبُدُوا إِلَّا إِيَّاهُ وَبِالْوَالِدَيْنِ إِحْسَانًا ۚ إِمَّا يَبْلُغَنَّ عِندَكَ الْكِبَرَ أَحَدُهُمَا أَوْ كِلَاهُمَا فَلَا تَقُل لَّهُمَا أُفٍّ وَلَا تَنْهَرْهُمَا وَقُل لَّهُمَا قَوْلًا كَرِيمًا ﴿٢٤﴾

૨૪. તારા રબનું ફરમાન છે કે તેના સિવાય કોઈની ઈબાદત ન કર અને તારા માતાપિતા સાથે સદવર્તન કર. જો તારી સાથે રહેતાં તેમનામાંથી કોઈપણ એકને અથવા બન્નેને વૃદ્ધાવસ્થા આવે તો તેમને તુચ્છકાર નહિ, ન તેમને ઠપકો આપ, પરંતુ હમેશાં તેમની સાથે અદબથી વાત કર.

وَاخْفِضْ لَهُمَا جَنَاحَ الذُّلِّ مِنَ الرَّحْمَةِ وَقُل

૨૫. અને તેમની સાથે નમ્રતા તથા લાગણીભર્યું વર્તન કર અને દુઆ કરતો રહે, (કહે) "હે મારા

رَّبِّ ارْحَمْهُمَا كَمَا رَبَّيٰنِيْ صَغِيْرًا ۝٢٥

પરવરદિગાર, તેમના ઉપર રહેમતો વરસાવ જેવા (વાત્સલ્યથી) તેમણે બચપણમાં મારી પરવરિશ[૯] કરી છે.'

رَبُّكُمْ اَعْلَمُ بِمَا فِيْ نُفُوْسِكُمْ ۭ اِنْ تَكُوْنُوْا صٰلِحِيْنَ فَاِنَّهٗ كَانَ لِلْاَوَّابِيْنَ غَفُوْرًا ۝٢٦

૨૬. તમારો પરવરદિગાર ખૂબ જાણે છે જે તમારા દિલોમાં છે; જો તમે ભલાઈઓ કરનારા છો તો બેશક તેના તરફ વારંવાર રજૂ થનારાઓ પ્રત્યે તે બેહદ ક્ષમાવંત છે.

وَاٰتِ ذَا الْقُرْبٰى حَقَّهٗ وَالْمِسْكِيْنَ وَابْنَ السَّبِيْلِ وَلَا تُبَذِّرْ تَبْذِيْرًا ۝٢٧

૨૭. અને તમારા સગાંસ્નેહીઓને, ગરીબોને અને મુસાફરોને તેમનો હક્ક આપતા રહો અને તમારી દૌલતનો દુર્વ્યય ન કરો.

اِنَّ الْمُبَذِّرِيْنَ كَانُوْٓا اِخْوَانَ الشَّيٰطِيْنِ ۭ وَكَانَ الشَّيْطٰنُ لِرَبِّهٖ كَفُوْرًا ۝٢٨

૨૮. બેશક દૌલતને ઉડાઉપણે ખર્ચનારાઓ શયતાનના સાથીઓ છે. અને શયતાન પોતાના સર્જનહારની નાશુક્રી કરનારો છે.

وَاِمَّا تُعْرِضَنَّ عَنْهُمُ ابْتِغَاۗءَ رَحْمَةٍ مِّنْ رَّبِّكَ تَرْجُوْهَا فَقُلْ لَّهُمْ قَوْلًا مَّيْسُوْرًا ۝٢٩

૨૯. અને જો અલ્લાહની ને'મતની શોધમાં તને તેમનાથી દૂર જવું પડે તો તેમને નમ્રતાથી (સર્વ) હકીકત સમજાવી દે.

---

૯. માતાપિતાના ઉપકારો તથા વાત્સલ્યનો બદલો વાળવો ઔલાદની શકિત બહારની વાત છે. તેમના પ્યાર તથા તેમણે કરેલી કુરબાનીઓનો બદલો ચૂકવવાનું મૂલ્ય આ દુનિયાના કોઈ પદાર્થમાં નથી. કુદરતે માતામાં પોતાના બાળકના સુખસગવડ તથા આરામ માટે મમતાનો ઉદભવ કર્યો છે. તે પોતાની સંતાનને પોતાના જીવનનો નીચોડ, જીવનની સાચી મૂડી સમજી બહુજ કાળજીપૂર્વક તેની પરવરિશ કરતી રહે છે. બાળકની અસ્વસ્થતાને પોતાની બેચેની બનાવે છે. બાળકની ભૂખને, પોતે ભૂખી રહી મટાળે છે. બાળકના ભવિષ્ય માટે પોતાનું વર્તમાન ધૂળ ભેગું કરી નાખે છે.

આંહઝરત સ.અ.સ. પાસે એક નવજવાન પોતાના પિતાની ફરિયાદ લઈને આવ્યો અને કહ્યું, યા રસૂલ્લાહ! મારા પિતાને સમજાવી દો, તે મારી મિલકતને પોતાની મિલકત સમજી બેઠો છે.' પિતા છાનો રહી સઘળું સાંભળી રહ્યો હતો. અંતે આંહઝરત સ.અ.સ.એ તેના પિતા સામે જોયું તો તેની આંખોમાં આપને દુ:ખ દેખાયું. આપેં તેને પૂછ્યું 'તું કેમ છાનો બેઠો છે? તારા દિલની વાત કર કે હકીકત શું છે?'

તેણે જવાબમાં આંહઝરત સ.અ.સ.ને થોડાક શેર સંભળાવ્યા જેનો ભાવાર્થ હતો કે જ્યારે આ એક નાનો કમઝોર બચ્ચો હતો જેની ટાંગોમાં ચાલવાની શકિત ન હતી ત્યારે મેં તેને મારા ખોળામાં તથા કાંધે ઊંચકી હું તેના પગ બની ગયો. જ્યારે તેનામાં ખાવાની શકિત ન હતી તે પડખે પડેલા દૂધને ઉઠાવીને પીવાની શકિત ન હતી ત્યારે હું તેને દૂધ પાતો. યા રસૂલિલ્લાહ, જ્યારે તેના બાવળા નાઝૂક હતા તેનામાં રક્ષણ કરવાની શકિત ન હતી ત્યારે હું તેનું રક્ષણ કરતો. અને મેં તેને તીરઅંદાઝી શીખવાડી, આજે જ્યારે તે એક પ્રવીણ તીરઅંદાઝ બની ગયો છે તો તે મારા ઉપર પોતાના તીર ચલાવી રહ્યો છે.

આંહઝરત સ.અ.સ. ફરમાવ્યું 'હે જુવાન, જા તું અને તારી સઘળી મિલકત તારા પિતાની છે.' જેવી રીતે તું તારી ઔલદને તારી મિલકત સમજે છે તેમજ તું પણ તારા પિતાની મિલકત છે.' (જલસા સાલાના જુલાઈ ૧૯૮૮)

وَلَا تَجْعَلْ يَدَكَ مَغْلُوْلَةً اِلٰى عُنُقِكَ وَلَا تَبْسُطْهَا كُلَّ الْبَسْطِ فَتَقْعُدَ مَلُوْمًا مَّحْسُوْرًا ۝٣٠

૩૦. અને તારા હાથને (કંજૂસીથી) તારી ગરદન સાથે ન બાંધી લે અને ન હાથને (સાવ) છૂટા મૂકી દે જેથી તું ગુનાહગાર અને કંગાલ બની જા.

اِنَّ رَبَّكَ يَبْسُطُ الرِّزْقَ لِمَنْ يَّشَآءُ وَيَقْدِرُ ؕ اِنَّهٗ كَانَ بِعِبَادِهٖ خَبِيْرًا ۢ بَصِيْرًا ۝٣١ ع ٣

૩૧. બેશક તારો પાલનહાર જેને ચાહે રીઝક વધારી આપે છે અને (જેને ચાહે) તંગી આપે છે, ખરેખર તે પોતાના બંદાઓની (હાલતને) જાણનારો છે અને જોનારો છે. (રુકૂઅ-૩)

وَلَا تَقْتُلُوْٓا اَوْلَادَكُمْ خَشْيَةَ اِمْلَاقٍ ؕ نَحْنُ نَرْزُقُهُمْ وَاِيَّاكُمْ ؕ اِنَّ قَتْلَهُمْ كَانَ خِطْاً كَبِيْرًا ۝٣٢

૩૨. અને તમારી ઔલાદને ગરીબીની બીકથી મારી ન નાખો. અમેજ છીએ જે તેમને અને તમને રીઝક પૂરું પાડીએ છીએ. બેશક તેમની હત્યા કરવી એક મોટું પાપ છે.

وَلَا تَقْرَبُوا الزِّنٰٓى اِنَّهٗ كَانَ فَاحِشَةً ؕ وَسَآءَ سَبِيْلًا ۝٣٣

૩૩. અને બદફેલી (વ્યભિચાર)ની નિકટમાં ન જાઓ બેશક તે એક ખુલ્લેખુલ્લી બેશરમી અને બૂરાઈનો રસ્તો છે.

وَلَا تَقْتُلُوا النَّفْسَ الَّتِىْ حَرَّمَ اللّٰهُ اِلَّا بِالْحَقِّ ؕ وَمَنْ قُتِلَ مَظْلُوْمًا فَقَدْ جَعَلْنَا لِوَلِيِّهٖ سُلْطٰنًا فَلَا يُسْرِفْ فِّى الْقَتْلِ ؕ اِنَّهٗ كَانَ مَنْصُوْرًا ۝٣٤

૩૪. અને અલ્લાહે જે જીવની હત્યા કરવાનું હરામ ઠરાવ્યું હોય તેની હત્યા ન કરો સિવાય કે ઈન્સાફના ખાતર અને જો કોઈ પણ નાહક માર્યો જાય તો અમે તેના વારસદાર[૧૦] ને (બદલાના દાવાનો) હક્ક આપ્યો છે, પરંતુ તે કતલ (ના બદલા)ની મુકર્રર હદથી બહાર ન જાય, કારણ કે (કાયદો) તેના હક્કમાં છે.

وَلَا تَقْرَبُوْا مَالَ الْيَتِيْمِ اِلَّا بِالَّتِىْ هِىَ اَحْسَنُ حَتّٰى يَبْلُغَ اَشُدَّهٗ ۪ وَاَوْفُوْا بِالْعَهْدِ ۚ اِنَّ الْعَهْدَ كَانَ مَسْئُوْلًا ۝٣٥

૩૫. અને યતીમોની મિલકત[૧૧] પાસે ન જાઓ સિવાય કે વ્યવસ્થાપૂર્વક, જ્યાં સુધી કે તે યુવાસ્થાએ પહોંચે અને પોતાની જવાબદારીઓ નીભાવવાલાયક બને. બેશક જવાબદારીઓ વિશે પૂછપરછ કરવામાં આવશે.

---

૧૦. કાતિલની સઝા જીવનો બદલો જીવ છે પરંતુ તે કતલ થવાના સંજોગો પ્રમાણે જો મરનારના વારસદારો કાતિલને માફ કરવા ચાહતા હોય તો ખૂનની કિંમત લઈ માફ કરી દેવાનો તેમને હક્ક છે, તે શર્તે કે તેવું કરવામાં સમાજનું હિત સમાએલું હોય. અપરાધીને ખૂન કરવાના બદલામાં જીવનદાન એવાજ સંજોગોમાં આપી શકાય છે જ્યાં તેમ કરવાથી તેને સુધારી શકાય. ઉપરાંત તેની ગેરહાજરીથી તેના પરિવારની દુર્દશા થવાનો ભય હોય; દુશમની વધી જવાનો સંભવ હોય જેનાથી સમાજને વધુ હાનિ થવાનો ભય હોય, આવી ગંભીર પરિસ્થિતિઓને ટાળવા ખાતર જવાબદાર વ્યકિતઓને મરનારના વારસદારોની સંમતિથી યોગ્ય ઉપાય કરવાનો હક્ક છે.

૧૧. ઉપર્યુકત સંજોગોમાં યતીમોની મિલકતની વ્યવસ્થામાં સત્તાધીશોની ગંભીર જવાબદારી તરફ તેમનું ધ્યાન ખેંચવામાં આવ્યું છે.

وَأَوْفُوا الْكَيْلَ إِذَا كِلْتُمْ وَزِنُوا بِالْقِسْطَاسِ الْمُسْتَقِيمِ ۚ ذَٰلِكَ خَيْرٌ وَأَحْسَنُ تَأْوِيلًا ﴿٣٦﴾

૩૬. અને માપમાં પરેપૂરું આપો અને ખરાં ત્રાજવા વડે તોલ કરો.[૧૨] અંજામની દ્રષ્ટિએ આ'જ બેહતર છે.

وَلَا تَقْفُ مَا لَيْسَ لَكَ بِهِ عِلْمٌ ۚ إِنَّ السَّمْعَ وَالْبَصَرَ وَالْفُؤَادَ كُلُّ أُولَٰئِكَ كَانَ عَنْهُ مَسْئُولًا ﴿٣٧﴾

૩૭. અને જેનું તને જ્ઞાન ન હોય તેની પાછળ ન ચાલ, બેશક કાન અને આંખ અને દિલ સર્વ પાસેથી પૂરો હિસાબ લેવામાં આવશે.[૧૩]

وَلَا تَمْشِ فِي الْأَرْضِ مَرَحًا ۖ إِنَّكَ لَنْ تَخْرِقَ الْأَرْضَ وَلَنْ تَبْلُغَ الْجِبَالَ طُولًا ﴿٣٨﴾

૩૮. અને ધરતી ઉપર અંહકારથી ન ચાલ કારણકે તેમ કરવાથી તું ન તો ધરતીને ફાળી શકે છે ન તો પહાડોના શિખરોને અડી શકે છે.

كُلُّ ذَٰلِكَ كَانَ سَيِّئُهُ عِنْدَ رَبِّكَ مَكْرُوهًا ﴿٣٩﴾

૩૯. આ સર્વની બૂરાઈ તારા પાલનહારની નજરમાં (બેહદ) નાપસંદ છે.

ذَٰلِكَ مِمَّا أَوْحَىٰ إِلَيْكَ رَبُّكَ مِنَ الْحِكْمَةِ ۗ وَلَا تَجْعَلْ مَعَ اللَّهِ إِلَٰهًا آخَرَ فَتُلْقَىٰ فِي جَهَنَّمَ مَلُومًا مَدْحُورًا ﴿٤٠﴾

૪૦. આ સર્વ તે હિકમતનો એક ભાગ છે જે તારા પરવરદિગારે તારા ઉપર વહી દ્વારા ઊતારી છે. અને અલ્લાહનો શરીક કોઈ અન્યને ઠરાવ નહિ, નહીતર તું ગુનાહગાર (અને) હડધૂત થઈ જહન્નમ (ની આગમાં) ફેંકાઈ જઈશ.

أَفَأَصْفَاكُمْ رَبُّكُمْ بِالْبَنِينَ وَاتَّخَذَ مِنَ الْمَلَائِكَةِ إِنَاثًا ۚ إِنَّكُمْ لَتَقُولُونَ قَوْلًا عَظِيمًا ﴿٤١﴾

૪૧. તો શું, તમારા પરવરદિગારે તમને તો પુત્રો અર્પણ કર્યા છે, અને પોતાના માટે ફરિશ્તાઓમાંથી પુત્રીઓ બનાવી લીધી છે? નિ:સંદેહ તમે બહુજ ભયંકર શબ્દો બોલો છો. (રુકૂઅ-૪)

وَلَقَدْ صَرَّفْنَا فِي هَٰذَا الْقُرْآنِ لِيَذَّكَّرُوا وَمَا يَزِيدُهُمْ إِلَّا نُفُورًا ﴿٤٢﴾

૪૨. અમે આ કુરઆનમાં જુદી જુદી રીતે ખુલાસા કર્યા છે, કે તેઓ વિચાર કરતા થાય પરંતુ (સચ્ચાઈ તરફ) તેમનો અણગમો[૧૪] તો વધતો જ જાય છે.

قُلْ لَوْ كَانَ مَعَهُ آلِهَةٌ كَمَا يَقُولُونَ إِذًا لَابْتَغَوْا إِلَىٰ ذِي الْعَرْشِ سَبِيلًا ﴿٤٣﴾

૪૩. તું કહે 'જો તેમના કહેવા પ્રમાણે તેની સાથે બીજા કોઈ મા'બૂદો હોત તો (તેમની દ્વારા) તેમણે અર્શના માલિકને પહોંચી વળવાનો કોઈ રસ્તો જરૂર શોધી લીધો હોત.

سُبْحَانَهُ وَتَعَالَىٰ عَمَّا يَقُولُونَ عُلُوًّا كَبِيرًا ﴿٤٤﴾

૪૪. પવિત્ર છે તે, અને તેના વિશે જે કંઈ તેઓ કહી રહ્યા છે તેનાથી તે પર છે.

تُسَبِّحُ لَهُ السَّمَاوَاتُ السَّبْعُ وَالْأَرْضُ وَمَنْ فِيهِنَّ ۚ

૪૫. સાત આકાશો તથા ધરતી અને તેમાં રહેનારા સઘળાં તેનીજ તા'રીફ (સ્તુતિ) કરે છે. કોઈ એવી

---

૧૨. પ્રમાણિકતા વહેવારનો મૂળભૂત પાયો છે.

૧૩. અન્યની માલમિલકતો અને જીવ જ નહિ પરંતુ બીજાના અંગત જીવનના રહસ્યો અને તેમની ઈઝ્ઝત આબરૂનું રક્ષણ કરવું દરેક ઈન્સાનની ફર્જ છે.

૧૪. જહાલતથી અથવા હઠાગ્રહથી નસિહતોની અવગણના કરવામાં હદબહાર જવું.

وَإِنْ مِّنْ شَيْءٍ إِلَّا يُسَبِّحُ بِحَمْدِهِ وَلَٰكِنْ لَّا تَفْقَهُونَ تَسْبِيحَهُمْ إِنَّهُ كَانَ حَلِيمًا غَفُورًا ﴿٤٥﴾

વસ્તુ નથી જે તેની સ્તુતિ ન કરતી હોય, પરંતુ તમે તેમની સ્તુતિને સમજતા નથી, બેશક અલ્લાહ સહનશીલ છે, અત્યંત ક્ષમાવંત છે.

وَإِذَا قَرَأْتَ الْقُرْآنَ جَعَلْنَا بَيْنَكَ وَبَيْنَ الَّذِينَ لَا يُؤْمِنُونَ بِالْآخِرَةِ حِجَابًا مَّسْتُورًا ﴿٤٦﴾

૪૬. અને જ્યારે તું કુરઆનનું વાંચન કરે છે ત્યારે અમે તારા અને આખેરતમાં ઈમાન ન રાખનારાઓની વચ્ચે એક અદ્રશ્ય પરદો નાખી દઈએ છીએ.

وَجَعَلْنَا عَلَىٰ قُلُوبِهِمْ أَكِنَّةً أَنْ يَفْقَهُوهُ وَفِي آذَانِهِمْ وَقْرًا وَإِذَا ذَكَرْتَ رَبَّكَ فِي الْقُرْآنِ وَحْدَهُ وَلَّوْا عَلَىٰ أَدْبَارِهِمْ نُفُورًا ﴿٤٧﴾

૪૭. અને અમે તેમના દિલો ઉપર પરદા નાખી દઈએ છીએ કે તેઓ (કંઈ) સમજી ન શકે અને તેમના કાનોમાં બહેરાપણું (નાખીએ છીએ) અને જ્યારે તું કુરઆનમાં તારા એકજ પાલનકર્તાનું નામ ઉચ્ચારે છે, ત્યારે તેઓ અણગમાથી મોઢું ફેરવી ચાલ્યા જાય છે.

نَحْنُ أَعْلَمُ بِمَا يَسْتَمِعُونَ بِهِ إِذْ يَسْتَمِعُونَ إِلَيْكَ وَإِذْ هُمْ نَجْوَىٰ إِذْ يَقُولُ الظَّالِمُونَ إِنْ تَتَّبِعُونَ إِلَّا رَجُلًا مَّسْحُورًا ﴿٤٨﴾

૪૮. અમે સારી પેઠે જાણીએ છીએ કે તેઓ ક્યા ઉદ્દેશથી અને ક્યારે તને કાન ધરે છે, અને જ્યારે ઝાલિમો આપસમાં મસલતો કરે છે (ત્યારે એકબીજાને) કહે છે 'તમે એવા માણસ પાછળ ચાલી રહ્યા છો જે છળકપટનો શિકાર થયેલો છે.

انْظُرْ كَيْفَ ضَرَبُوا لَكَ الْأَمْثَالَ فَضَلُّوا فَلَا يَسْتَطِيعُونَ سَبِيلًا ﴿٤٩﴾

૪૯. જોઈ લે, તેઓ તારા વિશે કેવા દાખલાઓ આપે છે. તેઓ એવા ભટકી ગયા છે કે કદીપણ રાહે રાસ્ત ઉપર નહિ આવે.

وَقَالُوا أَإِذَا كُنَّا عِظَامًا وَرُفَاتًا أَإِنَّا لَمَبْعُوثُونَ خَلْقًا جَدِيدًا ﴿٥٠﴾

૫૦. અને તેઓ કહે છે 'જ્યારે અમે હાડકાં અને રાખ બની જશું, તો શું ફરી અમને નવસર્જનના રૂપમાં સજીવન કરવામાં આવશે?

قُلْ كُونُوا حِجَارَةً أَوْ حَدِيدًا ﴿٥١﴾

૫૧. તું કહી દે, 'તમે ભલે પથ્થર અથવા લોખંડ બની જશો તો પણ!'

أَوْ خَلْقًا مِّمَّا يَكْبُرُ فِي صُدُورِكُمْ فَسَيَقُولُونَ مَنْ يُعِيدُنَا قُلِ الَّذِي فَطَرَكُمْ أَوَّلَ مَرَّةٍ فَسَيُنْغِضُونَ إِلَيْكَ رُءُوسَهُمْ وَيَقُولُونَ مَتَىٰ هُوَ قُلْ عَسَىٰ أَنْ يَكُونَ قَرِيبًا ﴿٥٢﴾

૫૨. 'અથવા એવી મખ્લુક (બની જાઓ) જેને તમે તદ્દન નિર્જીવ (જડ) સમજતા હો (તોપણ સજીવન કરવામાં આવશો)'. તોપણ તેઓ પૂછશેજ 'અમને કોણ સજીવન કરશે?' તું કહે 'જેમણે તમને પહેલાં પેદા કર્યા હતા.' છતાં પણ તેઓ માથું ધુણાવી (સહાશ્ચર્ય) કહેશે 'આવું ક્યારે બનશે?' તું કહી દે 'કદાચ એવું થવું નજીકમાંજ હોય.

يَوْمَ يَدْعُوكُمْ فَتَسْتَجِيبُونَ بِحَمْدِهِ وَتَظُنُّونَ إِنْ لَّبِثْتُمْ إِلَّا قَلِيلًا ﴿٥٣﴾

૫૩. 'તે દિવસે જ્યારે તે તમને બોલાવશે અને તમે તેની સ્તુતિ કરતા દોડતાં આવશો અને તમને એવું લાગશે કે તમે આ દુનિયામાં થોડો જ સમય રહ્યા હતા.' (રુકૂઅ-૫)

وَ قُلْ لِّعِبَادِىْ يَقُوْلُوا الَّتِىْ هِىَ اَحْسَنُ ؕ اِنَّ الشَّيْطٰنَ يَنْزَغُ بَيْنَهُمْ ؕ اِنَّ الشَّيْطٰنَ كَانَ لِلْاِنْسَانِ عَدُوًّا مُّبِيْنًا ﴿۵۳﴾

૫૪. અને તું મારા બંદાઓને કહી દે કે તેઓ એવી જ વાત કરે જે ભલી હોય. બેશક, શયતાન તેમની વચ્ચે કુસંપ જગાવતો રહે છે. બેશક, શયતાન ઈનસાનનો ખુલ્લો દુશ્મન છે.

رَبُّكُمْ اَعْلَمُ بِكُمْ ؕ اِنْ يَّشَاْ يَرْحَمْكُمْ اَوْ اِنْ يَّشَاْ يُعَذِّبْكُمْ ؕ وَمَاۤ اَرْسَلْنٰكَ عَلَيْهِمْ وَكِيْلًا ﴿۵۴﴾

૫૫. તમારો પરવરદિગાર તમારા (હાલ)થી સારી પેઠે માહિતગાર છે, જો તે ચાહશે તો તમારા ઉપર રહેમ કરશે; અથવા જે સઝા ચાહશે, તે તમને આપશે. અને અમે તને તેમનો રખેવાળ બનાવીને નથી મોકલાવ્યો.

وَرَبُّكَ اَعْلَمُ بِمَنْ فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ وَلَقَدْ فَضَّلْنَا بَعْضَ النَّبِيّٖنَ عَلٰى بَعْضٍ وَّاٰتَيْنَا دَاوٗدَ زَبُوْرًا ﴿۵۵﴾

૫૬. બેશક તારો પાલનહાર તેમને જાણે છે જે આકાશો અને ધરતીમાં રહેનારા છે, અને અમે રસૂલોમાંથી કેટલાકને બીજાઓ ઉપર શ્રેષ્ઠતા આપી હતી અને દાઉદને અમે ઝબૂર આપી હતી.

قُلِ ادْعُوا الَّذِيْنَ زَعَمْتُمْ مِّنْ دُوْنِهٖ فَلَا يَمْلِكُوْنَ كَشْفَ الضُّرِّ عَنْكُمْ وَلَا تَحْوِيْلًا ﴿۵۶﴾

૫૭. તેમને કહી દે 'જેમને તમે અલ્લાહના શરીકો[૧૫] ઠરાવો છો તેને પુકારી જુઓ; તો (તમને જણાઈ રહેશે) કે તેમની પાસે તમારા ઉપરથી આફત ટાળી દેવાની અથવા (તમારી હાલત) બદલવાની કોઈ શકિત નથી.

اُولٰٓئِكَ الَّذِيْنَ يَدْعُوْنَ يَبْتَغُوْنَ اِلٰى رَبِّهِمُ الْوَسِيْلَةَ اَيُّهُمْ اَقْرَبُ وَيَرْجُوْنَ رَحْمَتَهٗ وَيَخَافُوْنَ عَذَابَهٗ ؕ اِنَّ عَذَابَ رَبِّكَ كَانَ مَحْذُوْرًا ﴿۵۷﴾

૫૮. જેને તેઓ પુકારે છે તે પણ પોતાના રબની નઝદીકીને શોધી રહ્યા હોય છે અને તેઓમાંના જેમણે અલ્લાહનો કુર્બ મેળવ્યો છે તેઓ પણ અલ્લાહની રહેમતના અભિલાષી છે, અને તેઓ તેના અઝાબથી ડરતા રહે છે. બેશક, તારા પાલનહારનો અઝાબ એક ડર રાખવા જેવી વસ્તુ છે.

وَاِنْ مِّنْ قَرْيَةٍ اِلَّا نَحْنُ مُهْلِكُوْهَا قَبْلَ يَوْمِ الْقِيٰمَةِ اَوْ مُعَذِّبُوْهَا عَذَابًا شَدِيْدًا ؕ كَانَ ذٰلِكَ فِى الْكِتٰبِ مَسْطُوْرًا ﴿۵۸﴾

૫૯. (ઝાલિમોની) કોઈ એવી વસ્તી નથી જેને અમે કયામતના દિવસ પહેલાં નાબૂદ ન કરી દઈએ. અથવા તેને કડક સઝા ન આપીએ! આ (નિર્ણય) તો કિતાબમાં લખાઈ ચૂકયો છે.

وَمَا مَنَعَنَاۤ اَنْ نُّرْسِلَ بِالْاٰيٰتِ اِلَّاۤ اَنْ كَذَّبَ بِهَا الْاَوَّلُوْنَ ؕ وَاٰتَيْنَا ثَمُوْدَ النَّاقَةَ مُبْصِرَةً فَظَلَمُوْا بِهَا ؕ وَمَا نُرْسِلُ بِالْاٰيٰتِ اِلَّا تَخْوِيْفًا ﴿۶۰﴾

૬૦. પહેલાંના લોકો (પણ) અમારી નિશાનીઓનો ઈન્કાર કરતા રહ્યા હતા પરંતુ નિશાનીઓ મોકલવાથી અમને કોઈ નથી રોકી શકતું. અને અમે સમૂદને નિશાની તરીકે ઊંટડી આપી હતી પરંતુ તેમણે તેના ઉપર ઝુલ્મ કરી તેની અવગણના કરી હતી. અને અમે નિશાનીઓ માત્ર ચેતવવા માટે મોકલાવતા રહીએ છીએ.

---

૧૫. ઘણા લોકો ફરિશ્તાઓ, રસૂલો, પ્રબોધકો અને અન્ય બુઝર્ગોની સમાધિ બનાવી તેની પૂજા કરે છે અથવા માનતાઓ માને છે તેની તરફ આ આયતનો ઈશારો.

وَإِذْ قُلْنَا لَكَ إِنَّ رَبَّكَ أَحَاطَ بِالنَّاسِ ۚ وَمَا جَعَلْنَا الرُّؤْيَا الَّتِي أَرَيْنَاكَ إِلَّا فِتْنَةً لِّلنَّاسِ وَالشَّجَرَةَ الْمَلْعُونَةَ فِي الْقُرْآنِ ۚ وَنُخَوِّفُهُمْ فَمَا يَزِيدُهُمْ إِلَّا طُغْيَانًا كَبِيرًا ﴿٦٠﴾

૬૧. અને (યાદ કર) જ્યારે અમે તને કહ્યું 'બેશક તારા પરવરદિગારે સૌને ઘેરી લીધા છે,' અને અમે તને આ સ્વપ્ન[૧૬] માત્ર એટલાજ ખાતર દેખાડયું[૧૭] હતું કે તે લોકો માટે એક કસોટી બને, તેમજ કુરઆનમાં તિરસ્કાર પામેલું તે (કાંટાળું) વૃક્ષ પણ (દેખાડયું હતું). અને અમે તેમને વારંવાર ચેતવતા રહીએ છીએ, છતાં તેમની નાફરમાનીમાં વધારો થતો જાય છે. (રુકૂઅ-૬)

وَإِذْ قُلْنَا لِلْمَلَائِكَةِ اسْجُدُوا لِآدَمَ فَسَجَدُوا إِلَّا إِبْلِيسَ قَالَ أَأَسْجُدُ لِمَنْ خَلَقْتَ طِينًا ﴿٦١﴾

૬૨. અને (યાદ કર) જ્યારે અમે ફરિશ્તાઓને કહ્યું હતું 'આદમને સિજદો કરો' તો સૌએ સિજદો કર્યો, પણ ઈબ્લીસે ન કર્યો, તેણે કહ્યું 'શું હું તેને સિજદો કરું જેને તેં માટીમાંથી બનાવ્યો છે?'

قَالَ أَرَأَيْتَكَ هَٰذَا الَّذِي كَرَّمْتَ عَلَيَّ لَئِنْ أَخَّرْتَنِ إِلَىٰ يَوْمِ الْقِيَامَةِ لَأَحْتَنِكَنَّ ذُرِّيَّتَهُ إِلَّا قَلِيلًا ﴿٦٢﴾

૬૩. તેણે કહ્યું 'આ જેને તેં માનપદ આપ્યું છે તેના વિષે તું શું ધારે છે (શું તે મારા ઉપર સારસાઈ ભોગવશે.)? જો તું મને કયામત સુધીની મહોલત આપે તો હું તેના વંશજોમાંના થોડાક સિવાય સૌને મારા કાબુમાં લઈ લઈશ!'

قَالَ اذْهَبْ فَمَن تَبِعَكَ مِنْهُمْ فَإِنَّ جَهَنَّمَ جَزَاؤُكُمْ جَزَاءً مَّوْفُورًا ﴿٦٣﴾

૬૪. અલ્લાહે ફરમાવ્યું 'જા દૂર થઈ જા, તારો અને તને અનુસરનારાઓનો બદલો જહન્નમ છે, અને આ'જ (તમારો) યોગ્ય બદલો છે.

وَاسْتَفْزِزْ مَنِ اسْتَطَعْتَ مِنْهُم بِصَوْتِكَ وَأَجْلِبْ عَلَيْهِم بِخَيْلِكَ وَرَجِلِكَ وَشَارِكْهُمْ فِي الْأَمْوَالِ وَالْأَوْلَادِ وَعِدْهُمْ ۚ وَمَا يَعِدُهُمُ الشَّيْطَانُ إِلَّا غُرُورًا ﴿٦٤﴾

૬૫. 'અને તેમનામાંથી જેને તું ચાહે તારી વાતોમાં ભરમાવીને બહેકાવી લેજે અને તેમના મુકાબલામાં તારા ઘોડે સવારોને અને પાયદળ (લશ્કરો)ને છૂટા મુકી દેજે અને તેમની સંપત્તિ અને સંતાનમાં ભાગીદાર બની જજે અને તેમને વાયદાઓ આપજે.' અને શયતાનના વાયદા ધોખેબાજી સિવાય કઈ નથી હોતા.'

---

૧૬. આ દ્રષ્યને 'રોયા' કહેવામાં આવે છે જે જોનાર પોતાની આંખો સામે એક પરિસ્થિતિ સર્જાતી જોઈ રહ્યો હોય છે. આંહઝરત સ.અ.સ.એ યરૂશ્લેમના દેવળમાં નમાઝમાં તમામ નબીઓની ઈમામત કરી હતી જેનો ભાવાર્થ આ હતો કે આ નબીઓના માનનારાઓ ઈસ્લામમાં દાખલ થઈ જશે.. આ ઘટનાનું નજરોનજર દ્રષ્ય આંહઝરત સ.અ.સ.એ જોયું હતું.

૧૭. 'વૃક્ષ' અર્થ વશાંવળી થાય છે. 'તે શાપિત 'વૃક્ષ'ની ઉપમાં યહૂદીઓની પેઢી દર પેઢીને સારી પેઠે બંધ બેસતી છે. પ્રત્યેક યુગમાં નબીઓને તેમજ માનવજાતિને બેહદ ફિસાદો અને આફતોમાં ફસાવવાનું દુર્ભાગ્ય યહૂદીઓના ફાળે જાય છે. ખાસ કરીને આંહઝરત સ.અ.સ.ના ઝમાનામાં મુસ્લિમો ઉપર અસહ્ય સિતમ ગુજારવાના અસંખ્ય દાખલાઓ ઈતિહાસમાં જોવા મળે છે.

إِنَّ عِبَادِي لَيْسَ لَكَ عَلَيْهِمْ سُلْطَٰنٌ ۚ وَكَفَىٰ بِرَبِّكَ وَكِيلًا ﴿٦٦﴾

૬૬. મારા (ખરા) બંદાઓ ઉપર તારી સત્તા ચાલશે નહિ, અને તારો પાલનહાર તેમના રક્ષણ માટે પૂરતો છે.

رَبُّكُمُ الَّذِي يُزْجِي لَكُمُ الْفُلْكَ فِي الْبَحْرِ لِتَبْتَغُوا مِنْ فَضْلِهِ ۚ إِنَّهُ كَانَ بِكُمْ رَحِيمًا ﴿٦٧﴾

૬૭. તમારો પાલનહાર તે છે જે તમારા માટે સમુદ્રોમાં નૌકાઓ ચલાવે છે, જેથી તમે તેની કૃપાઓ મેળવતા રહો. નિ:સંદેહ, તે તમારા ઉપર ઘણો મહેરબાન છે.

وَإِذَا مَسَّكُمُ الضُّرُّ فِي الْبَحْرِ ضَلَّ مَنْ تَدْعُونَ إِلَّا إِيَّاهُ ۖ فَلَمَّا نَجَّىٰكُمْ إِلَى الْبَرِّ أَعْرَضْتُمْ ۚ وَكَانَ الْإِنْسَٰنُ كَفُورًا ﴿٦٨﴾

૬૮. અને જ્યારે સમુદ્રમાં તમારા ઉપર આફત આવે છે ત્યારે તમે તેના સિવાય જેને પુકારતા હો છો તે તમારો સાથ છોડી જાય છે. પછી જ્યારે અલ્લાહ તમને બચાવી કિનારે લગાવે છે તો તમે તેનાથી ફરી જાઓ છો; ખરેખર ઈનસાન બહુજ નગુણો છે.

أَفَأَمِنْتُمْ أَنْ يَخْسِفَ بِكُمْ جَانِبَ الْبَرِّ أَوْ يُرْسِلَ عَلَيْكُمْ حَاصِبًا ثُمَّ لَا تَجِدُوا لَكُمْ وَكِيلًا ﴿٦٩﴾

૬૯. પછી શું તમે પોતાને સલામત સમજો છો કે તે તમને કિનારા પાસે ડૂબાડી નહિ દે, અથવા તમારા ઉપર રેતીનું તુફાન નહિ લાવે? અને ત્યારે તમને બચાવનાર કોઈ મળશે જ નહિ.

أَمْ أَمِنْتُمْ أَنْ يُعِيدَكُمْ فِيهِ تَارَةً أُخْرَىٰ فَيُرْسِلَ عَلَيْكُمْ قَاصِفًا مِنَ الرِّيحِ فَيُغْرِقَكُمْ بِمَا كَفَرْتُمْ ۙ ثُمَّ لَا تَجِدُوا لَكُمْ عَلَيْنَا بِهِ تَبِيعًا ﴿٧٠﴾

૭૦. અથવા તમે પોતાને સલામત સમજો છો કે તે તમને ફરીથી મુસીબતમાં નહિ નાખે કે તમને પ્રચંડ તૂફાનમાં ફરીથી નહિ ઘેરી લે, અને તમારા ઈમાન ન લાવવાના કારણે તમને ડૂબાડી નહિ દે? અમારા મુકાબલામાં તમારી મદદ કરનાર કોઈ નહિ હોય.

وَلَقَدْ كَرَّمْنَا بَنِي آدَمَ وَحَمَلْنَٰهُمْ فِي الْبَرِّ وَالْبَحْرِ وَرَزَقْنَٰهُمْ مِنَ الطَّيِّبَٰتِ وَفَضَّلْنَٰهُمْ عَلَىٰ كَثِيرٍ مِمَّنْ خَلَقْنَا تَفْضِيلًا ﴿٧١﴾ ع

૭૧. નિ:સંદેહ અમે આદમની ઔલાદને બહુજ ઈઝઝત આપી છે અને અમે ભૂમિ ઉપર અને સમુદ્રમાં તેમને પ્રવાસ કરવાના સાધનો આપ્યા છે, અને તેમને ઉત્તમ વસ્તુઓ પૂરી પાડી છે અને અમારા સર્જનોમાંથી ઘણા ઉપર તેમને શ્રેષ્ઠતા આપી છે. (રુકૂઅ-૭)

يَوْمَ نَدْعُوا كُلَّ أُنَاسٍ بِإِمَٰمِهِمْ ۖ فَمَنْ أُوتِيَ كِتَٰبَهُ بِيَمِينِهِ فَأُولَٰئِكَ يَقْرَءُونَ كِتَٰبَهُمْ وَلَا يُظْلَمُونَ فَتِيلًا ﴿٧٢﴾

૭૨. (વિચાર કરો કે) જે દિવસે અમે દર કોમને તેના આગેવાન સાથે બોલાવશું અને જે વ્યકિતની કરણીના લેખ તેના જમણા હાથમાં આપવામાં આવશે, તે પોતાના લેખો વાંચી લેશે, અને તેમને લેશ માત્ર પણ અન્યાય થશે નહિ.

وَمَنْ كَانَ فِي هَٰذِهِ أَعْمَىٰ فَهُوَ فِي الْآخِرَةِ أَعْمَىٰ وَأَضَلُّ سَبِيلًا ﴿٧٣﴾

૭૩. પરંતુ જેણે અંધાપામાં [૧૮] આ જીવન ગાળ્યું હશે, તે આખેરતમાં પણ આંધળોજ હશે અને રાહેરાસ્તથી બહુજ દૂર જઈ પડયોહતો.

૧૮. જે લોકો દુનિયામાં પોતાની રૂહાની આંખોના ઉપયોગ નથી કરતા તેમને આખેરતમાં રૂહાની

وَإِنْ كَادُوا لَيَفْتِنُونَكَ عَنِ الَّذِي أَوْحَيْنَا إِلَيْكَ لِتَفْتَرِيَ عَلَيْنَا غَيْرَهُ ۖ وَإِذًا لَاتَّخَذُوكَ خَلِيلًا ﴿٧٤﴾

૭૪. અને અમે તારા ઉપર જે વહી દ્વારા ઊતાર્યું છે તેના કારણે લોકો તરફથી તને અસહ્ય યાતનાઓનો સંભવ હતો, સિવાય કે આ કલામની જગ્યાએ અમારી વિરુદ્ધ તું કંઈક ઉપજાવી કાઢત તો તેઓ તને પોતાનો ખરો મિત્ર બનાવી લેત.

وَلَوْلَا أَنْ ثَبَّتْنَاكَ لَقَدْ كِدْتَ تَرْكَنُ إِلَيْهِمْ شَيْئًا قَلِيلًا ﴿٧٥﴾

૭૫. અને જો અમે તને (કુરઆન દ્વારા) મઝબૂત ન કર્યો હોત તો તું તેમના તરફ ઝૂકી ગયો હોત.

إِذًا لَأَذَقْنَاكَ ضِعْفَ الْحَيَاةِ وَضِعْفَ الْمَمَاتِ ثُمَّ لَا تَجِدُ لَكَ عَلَيْنَا نَصِيرًا ﴿٧٦﴾

૭૬. જે સ્થિતિમાં અમે તને આ ઝિંદગીમાં બમણો (અઝાબ) ચખાવત તેમજ મૃત્યુ પછી પણ બમણો (અઝાબ ચખાવત, અને) અમારા મુકાબલામાં તું કોઈની મદદ મેળવી શકત નહિ.

وَإِنْ كَادُوا لَيَسْتَفِزُّونَكَ مِنَ الْأَرْضِ لِيُخْرِجُوكَ مِنْهَا ۖ وَإِذًا لَا يَلْبَثُونَ خِلَافَكَ إِلَّا قَلِيلًا ﴿٧٧﴾

૭૭. અને બેશક તેઓ તને નાકામ બનાવી આ પ્રદેશમાંથી હાંકી કાઢવાની[૧૯] અણી ઉપર હતા; પરંતુ તેવું કરવા પછી તેઓ પણ વધુ સમય માટે ટકી ન શકયા હોત.

سُنَّةَ مَنْ قَدْ أَرْسَلْنَا قَبْلَكَ مِنْ رُسُلِنَا ۖ وَلَا تَجِدُ لِسُنَّتِنَا تَحْوِيلًا ﴿٧٨﴾

૭૮. આવી જ રીતે અમે તારા પહેલાં અમારા રસૂલો મોકલતા રહ્યા હતા, અને તને અમારા નિયમમાં કોઈ ફેરફાર જણાશે નહિ. (રુકૂઅ-૮)

أَقِمِ الصَّلَاةَ لِدُلُوكِ الشَّمْسِ إِلَىٰ غَسَقِ اللَّيْلِ وَقُرْآنَ الْفَجْرِ ۖ إِنَّ قُرْآنَ الْفَجْرِ كَانَ مَشْهُودًا ﴿٧٩﴾

૭૯. (હે રસૂલ), સૂર્યાસ્તથી લઈ રાતના અંધકારના સમય સુધીમાં નમાઝોને નિયમિત કાયમ કર અને સૂર્યોદય પહેલાં કુરઆનનું વાંચન કર. બેશક, સૂર્યોદય પહેલાં (કુરઆનનું) વાંચન (અલ્લાહની દ્રષ્ટિમાં) પ્રિય અમલ છે.

وَمِنَ اللَّيْلِ فَتَهَجَّدْ بِهِ نَافِلَةً لَكَ عَسَىٰ أَنْ يَبْعَثَكَ رَبُّكَ مَقَامًا مَحْمُودًا ﴿٨٠﴾

૮૦. અને મધ્યરાત્રિ પછીના સમયમાં તહજ્જુદ[૨૦] (ની નમાઝ) તારા માટે એક વધારાની ફરજ છે. સંભવ છે કે તારો પરવરદિગાર તને 'મકામન મહમુદા' (બૂલંદ તરીન) સ્થાને પહોંચાડી દે.

---

આંખો નહિ મળે. કુરઆન મજીદનો ઈશારો તે લોકો તરફ છે જે અલ્લાહ આવેલી નિશાનીઓને નથી ગણકારતા અને તેમનો લાભ નથી ઉઠાવતા, તે લોકો આવતા જીવનમાં દિવ્ય દ્રષ્ટિથી વંચિત રહી જશે.

૧૯. વિરોધીઓ આંહઝરત સ.અ.સ. ઉપર સમાજના અહિતની ચળવળો કરવાનો આરોપ લગાવી આપ(સ)ને દેશવટો દેવાની તદબીરો કરવામાં અને આપના કબીલામાંથી આપનું આદરમાન ઉઠી જાય તેવી યુકિતઓ કરવામાં લાગેલા હતા. પરંતુ અલ્લાહે આંહઝરત સ.અ.સ.ને મક્કા છોડી ચાલ્યા જવાનો હુકમ આપ્યો હતો જેથી આપ(સ)ને મક્કાનું નાગરિકત્વ ગુમાવવાનો વખત ન આવ્યો.

૨૦. રાતના શાંતિમય વાતાવરણમાં પોતાના પાલનહારની યાદમાં એકાંતમાં જીવને એક અનેરા આનંદનો અનુભવ થાય છે.

وَقُلْ رَّبِّ اَدْخِلْنِىْ مُدْخَلَ صِدْقٍ وَّاَخْرِجْنِىْ مُخْرَجَ صِدْقٍ وَّاجْعَلْ لِّىْ مِنْ لَّدُنْكَ سُلْطٰنًا نَّصِيْرًا ﴿٨١﴾

૮૧. અને કહે 'હે મારા પરવરદિગાર, મને ભલાઈઓ સાથે (તે સ્થાનમાં) દાખલ[21] કર અને મારું આગળ જવું ખૂબીઓથી ભરેલું કર. અને પોતાની શકિત વડે મારી સહાયતા કર.'

وَقُلْ جَآءَ الْحَقُّ وَزَهَقَ الْبَاطِلُ ۚ اِنَّ الْبَاطِلَ كَانَ زَهُوْقًا ﴿٨٢﴾

૮૨. અને કહી દે કે સત્ય આવી ગયું છે અને અસત્ય નાબૂદ[22] થઈ ગયું છે. બેશક, અસત્ય (એકદમ) નાસી છૂટે છે.

وَنُنَزِّلُ مِنَ الْقُرْاٰنِ مَا هُوَ شِفَآءٌ وَّرَحْمَةٌ لِّلْمُؤْمِنِيْنَ ۙ وَلَا يَزِيْدُ الظّٰلِمِيْنَ اِلَّا خَسَارًا ﴿٨٣﴾

૮૩. અને અમે કુરઆનમાં (ક્રમે ક્રમે) તે વસ્તુઓનું વર્ણન કરીએ છીએ જે મોમિનો માટે શિફા (રોગથી રાહત) આપનારી અને રહેમત છે; પરંતુ ઝાલિમોના નુકસાનમાં તે વધારો કરતી રહે છે.

وَاِذَآ اَنْعَمْنَا عَلَى الْاِنْسَانِ اَعْرَضَ وَنَاٰ بِجَانِبِهٖ ۚ وَاِذَا مَسَّهُ الشَّرُّ كَانَ يَـُٔوْسًا ﴿٨٤﴾

૮૪. અને જ્યારે અમે ઈનસાનને ને'મતો આપીએ છીએ તો તે દૂર ખસતો જાય છે; પછી જ્યારે તેમને દુ:ખ પહોંચે છે તો તે નિરાશ થઈ જાય છે.

قُلْ كُلٌّ يَّعْمَلُ عَلٰى شَاكِلَتِهٖ ۗ فَرَبُّكُمْ اَعْلَمُ بِمَنْ هُوَ اَهْدٰى سَبِيْلًا ﴿٨٥﴾ ع

૮૫. તું કહી દે 'પ્રત્યેક વ્યકિત પોતાની રૂઢી પ્રમાણે વર્તે છે અને જે કોઈ રાહે રાસ્ત ઉપર છે તેને તારો પરવરદિગાર ખૂબ જાણે છે.' (રુકૂઅ-૯)

وَيَسْـَٔلُوْنَكَ عَنِ الرُّوْحِ ۗ قُلِ الرُّوْحُ مِنْ اَمْرِ رَبِّىْ وَمَآ اُوْتِيْتُمْ مِّنَ الْعِلْمِ اِلَّا قَلِيْلًا ﴿٨٦﴾

૮૬. અને તેઓ તને રૂહ વિશે પૂછે તો કહે 'રૂહ મારા સર્જનહારના આદેશથી (ઉત્પન્ન થઈ) છે; અને તમને તેનું બહુજ થોડું ઈલ્મ (જ્ઞાન) આપવામાં આવ્યું છે?'

وَلَئِنْ شِئْنَا لَنَذْهَبَنَّ بِالَّذِىْٓ اَوْحَيْنَآ اِلَيْكَ ثُمَّ لَا تَجِدُ لَكَ بِهٖ عَلَيْنَا وَكِيْلًا ﴿٨٧﴾

૮૭. અને જો અમે ચાહિએ તો જે કંઈ તારી ઉપર વહી દ્વારા અમે ઊતાર્યું છે તે અમે પાછું[23] લઈ લઈએ અને તને અમારી વિરુદ્ધ કોઈ મદદરૂપ નહિ થાય.

اِلَّا رَحْمَةً مِّنْ رَّبِّكَ ۗ اِنَّ فَضْلَهٗ كَانَ عَلَيْكَ كَبِيْرًا ﴿٨٨﴾

૮૮. સિવાય કે તારા ઉપર પરવરદિગારની (ખાસ) રહેમત હોય. બેશક તારા ઉપર તેની મોટી મહેરબાની છે.

---

૨૧. મક્કાથી રવાના થતા પહેલાં આંહઝરત સ.અ.સ.એ મક્કામાં પાછા પ્રવેશ થવા માટે આશાભરી દુઆ કરી હતી જેને અલ્લાહે કબૂલ કરી મક્કાની ફતેહનો વાયદો આપ્યો હતો.

૨૨. મક્કાની ફતેહ બાદ જ્યારે આંહઝરત સ.અ.સ. મૂર્તિઓને ખસેડી કા'બાની સફાઈ કરી રહ્યા હતા ત્યારે પ્રતિમાઓને ફટકારતાં જતાં ફરી ફરીને આ આયતનું ઉચ્ચારણ કરતા હતા. (બુખારી)

૨૩. મરદાવાઈહ, બેહકી, અને ઈબને માજાહના વર્ણન પ્રમાણે આંહઝરત સ.અ.સ.ની આગાહી છે કે એક સમયમાં કુરઆન મજીદનો સંદર્ભ અને તેની રૂહ ધરતીમાંથી અદ્રશ્ય થઈ જશે અને તેને ફરી એકવાર આ ધરતીમાં સ્થાપવામાં આવશે.

૮૯. તું તેમને કહી દે 'જો ઈન્સાનો અને જીન ભેગા મળીને આ કુરઆન જેવું (બીજાું) બનાવવા ધારે તો તેઓ તેના જેવું કદાપિ નહિ બનાવી શકે, ભલે તેઓ કેટલીએ એકબીજાને મદદ કરે.'

قُلْ لَّئِنِ اجْتَمَعَتِ الْاِنْسُ وَالْجِنُّ عَلٰۤى اَنْ يَّاْتُوْا بِمِثْلِ هٰذَا الْقُرْاٰنِ لَا يَاْتُوْنَ بِمِثْلِهٖ وَلَوْ كَانَ بَعْضُهُمْ لِبَعْضٍ ظَهِيْرًا ﴿٨٩﴾

૯૦. અને બેશક અમે આ કુરઆનમાં ઈનસાનો માટે અનેક ઉદાહરણો ટાંક્યા છે, પરંતુ ઘણા ખરા લોકો તેમનો ઈન્કાર કરતા જ રહે છે, સિવાય કુફ્રનો.

وَلَقَدْ صَرَّفْنَا لِلنَّاسِ فِىْ هٰذَا الْقُرْاٰنِ مِنْ كُلِّ مَثَلٍ فَاَبٰۤى اَكْثَرُ النَّاسِ اِلَّا كُفُوْرًا ﴿٩٠﴾

૯૧. અને તેઓ કહે છે 'અમે ઈમાન લાવશું નહિ જ્યાં સુધી તું ધરતીમાંથી અમારા માટે ઝરણાં[૨૪] ન વહેવડાવે!

وَقَالُوْا لَنْ نُّؤْمِنَ لَكَ حَتّٰى تَفْجُرَ لَنَا مِنَ الْاَرْضِ يَنْۢبُوْعًا ﴿٩١﴾

૯૨. 'અથવા તારી પાસે ખજૂરીનો અને દ્રાક્ષનો બાગ ન હોય જેની વચ્ચેથી અસંખ્ય નહેરો વહેતી હોય.

اَوْ تَكُوْنَ لَكَ جَنَّةٌ مِّنْ نَّخِيْلٍ وَّعِنَبٍ فَتُفَجِّرَ الْاَنْهٰرَ خِلٰلَهَا تَفْجِيْرًا ﴿٩٢﴾

૯૩. 'અથવા જે તારો દાવો છે તે પ્રમાણે તું આસમાનને ટૂકડા કરી અમારી ઉપર પાડી ન નાખે અથવા તું અલ્લાહને અને ફરિશ્તાઓને અમારી રૂબરૂમાં હાજર ન કરી દે;

اَوْ تُسْقِطَ السَّمَآءَ كَمَا زَعَمْتَ عَلَيْنَا كِسَفًا اَوْ تَاْتِىَ بِاللّٰهِ وَالْمَلٰۤئِكَةِ قَبِيْلًا ﴿٩٣﴾

૯૪. 'અથવા તારી પાસે સુવર્ણ મહેલ ન હોય, અથવા તું (ઉઠીને) આકાશમાં ન ચડી જા; અને અમે તારા આકાશ પ્રયાણને પણ કદાપિ માનશું નહિ જ્યાં સુધી કે ત્યાંથી તું અમારી ઉપર એવી કિતાબ ન લઈ આવે જે અમે વાંચી શકીએ!' (હે રસૂલ) તું કહી દે 'બેહદ પવિત્ર છે મારો રબ! હું તો માત્ર એક ઈન્સાન છું (સંદેશવાહક)[૨૫] રસૂલ છું.' (રૂકૂઅ-૧૦)

اَوْ يَكُوْنَ لَكَ بَيْتٌ مِّنْ زُخْرُفٍ اَوْ تَرْقٰى فِى السَّمَآءِ وَلَنْ نُّؤْمِنَ لِرُقِيِّكَ حَتّٰى تُنَزِّلَ عَلَيْنَا كِتٰبًا نَّقْرَؤُهٗ قُلْ سُبْحَانَ رَبِّىْ هَلْ كُنْتُ اِلَّا بَشَرًا رَّسُوْلًا ﴿٩٤﴾

૯૫. અને ઈન્સાનોને તેમના ઉપર આવેલી હિદાયતને માનવામાં કોઈ વસ્તુ અંતરાયરૂપ નથી થઈ સિવાય કે તેમણે કહ્યું, 'શું અલ્લાહે એક ઈન્સાનને રસૂલ બનાવી મોકલાવ્યો છે?'

وَمَا مَنَعَ النَّاسَ اَنْ يُّؤْمِنُوْۤا اِذْ جَآءَهُمُ الْهُدٰۤى اِلَّاۤ اَنْ قَالُوْۤا اَبَعَثَ اللّٰهُ بَشَرًا رَّسُوْلًا ﴿٩٥﴾

૯૬. તું કહી દે 'જો ધરતીમાં ફરિશ્તાઓની વ્યવહાર પ્રવૃત્તિઓ હોત તો અમે તેમની તરફ આસમાનથી ફરિશ્તાઓનેજ[૨૬] રસૂલ બનાવી ઉતાર્યા હોત.'

قُلْ لَّوْ كَانَ فِى الْاَرْضِ مَلٰۤئِكَةٌ يَّمْشُوْنَ مُطْمَئِنِّيْنَ لَنَزَّلْنَا عَلَيْهِمْ مِّنَ السَّمَآءِ مَلَكًا رَّسُوْلًا ﴿٩٦﴾

---

૨૪. મક્કાવાસીઓ વાદવિવાદમાં ન ફાવ્યા. અંતમાં તેમણે એવા મો'જેઝાની માંગણી કરી જે તેમની માન્યતામાં પણ ઈન્સાનની શકિતથી બહારની વાત હતી.

૨૫. રસૂલ પણ એક ઈન્સાનજ છે. અને તેની શકિત ઈન્સાનો સુધી પોતાના પાલનહારના સંદેશને પહોંચાડવા પૂરતીજ મર્યાદિત હોય છે.

૨૬. ઈનસાનને નસિહત આપવા માટે ઈન્સાનનું જ દ્રષ્ટાંત આપવામાં આવે છે અને માનવતાનો ઉપદેશ માનવ દ્વારાજ આપવામાં આવે છે. આ કુદરતનો નિયમ છે.

قُلْ كَفٰى بِاللّٰهِ شَهِيْدًاۢ بَيْنِيْ وَبَيْنَكُمْؕ اِنَّهٗ كَانَ بِعِبَادِهٖ خَبِيْرًاۢ بَصِيْرًا ﴿٩٧﴾

૯૭. તું કહી દે 'અલ્લાહ મારી અને તમારી વચ્ચે સાક્ષી તરીકે પૂરતો છે, ખરેખર તે પોતાના બંદાઓ સારી પેઠે જાણે છે અને તે (સર્વ) જોઈ રહ્યો છે.'

وَمَنْ يَّهْدِ اللّٰهُ فَهُوَ الْمُهْتَدِۚ وَمَنْ يُّضْلِلْ فَلَنْ تَجِدَ لَهُمْ اَوْلِيَآءَ مِنْ دُوْنِهٖؕ وَنَحْشُرُهُمْ يَوْمَ الْقِيٰمَةِ عَلٰى وُجُوْهِهِمْ عُمْيًا وَّبُكْمًا وَّصُمًّاؕ مَاْوٰىهُمْ جَهَنَّمُؕ كُلَّمَا خَبَتْ زِدْنٰهُمْ سَعِيْرًا ﴿٩٨﴾

૯૮. અને તે જેને અલ્લાહ હિદાયત આપે છે તેજ હિદાયત પામે છે પરંતુ જેને તે ભટકી જવા દે છે, તેમને અલ્લાહ સિવાય કોઈ અન્ય મદદગાર નહિ મળી શકે. અને કયામતના દિવસે અમે તેમને મોઢાં ભારે ઘસડી લાવશું. તેઓ આંધળા, મુંગા અને બહેરા હશે. તેમનું રહેઠાણ જહન્નમ હશે; જ્યારે પણ આગ ઓછી થશે અમે તેને સતત ધીખાવતા રહેશું.

ذٰلِكَ جَزَآؤُهُمْ بِاَنَّهُمْ كَفَرُوْا بِاٰيٰتِنَا وَقَالُوْۤا ءَاِذَا كُنَّا عِظَامًا وَّرُفَاتًا ءَاِنَّا لَمَبْعُوْثُوْنَ خَلْقًا جَدِيْدًا ﴿٩٩﴾

૯૯. આ તેમનો બદલો છે કારણ કે તેમણે અમારી નિશાનીઓની અવગણના કરી કહ્યું 'શું જ્યારે અમે મૃત્યુ પામશું અને હાડકાં તથા ચુરામાં પરિણમશું, તો અમને ફરી નવા સર્જનના રૂપમાં સજીવન કરવામાં આવશે?'

اَوَلَمْ يَرَوْا اَنَّ اللّٰهَ الَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ قَادِرٌ عَلٰۤى اَنْ يَّخْلُقَ مِثْلَهُمْ وَجَعَلَ لَهُمْ اَجَلًا لَّا رَيْبَ فِيْهِؕ فَاَبَى الظّٰلِمُوْنَ اِلَّا كُفُوْرًا ﴿١٠٠﴾

૧૦૦. શું તેઓ નથી વિચારતા કે જે અલ્લાહે આકાશો તથા ધરતીને સર્જ્યા છે તે તેમના જેવાને (ફરી પણ) સર્જવાનું સામર્થ્ય તે રાખે છે? અને તેમના માટે તેણે એક મુદ્દત નક્કી કરી છે જેમાં કોઈ સંદેહ નથી. પણ ઝાલિમોએ દરેક વસ્તુનો ઈન્કાર કરતા રહેશે, સિવાય કુફ્રનો.

قُلْ لَّوْ اَنْتُمْ تَمْلِكُوْنَ خَزَآئِنَ رَحْمَةِ رَبِّيْۤ اِذًا لَّاَمْسَكْتُمْ خَشْيَةَ الْاِنْفَاقِؕ وَكَانَ الْاِنْسَانُ قَتُوْرًا ﴿١٠١﴾

૧૦૧. તું કહી દે 'જો મારા પરવરદિગારના ખઝાના તમારા અધિકારમાં હોત તો તેમાં ઓછું થઈ જવાની બીકે તમે તેને દબાવી રાખત, કારણ કે ઈન્સાન સ્વભાવે બહુજ કંજૂસ છે.' (રૂકૂઅ-૧૧)

وَلَقَدْ اٰتَيْنَا مُوْسٰى تِسْعَ اٰيٰتٍۭ بَيِّنٰتٍ فَسْئَلْ بَنِيْۤ اِسْرَآءِيْلَ اِذْ جَآءَهُمْ فَقَالَ لَهٗ فِرْعَوْنُ اِنِّيْ لَاَظُنُّكَ يٰمُوْسٰى مَسْحُوْرًا ﴿١٠٢﴾

૧૦૨. બેશક, અમે મૂસાને નવ[૨૭] નિશાનીઓ આપી હતી. તું બની ઈસરાઈલને પૂછી જો કે જ્યારે તે તેમની તરફ આવ્યો ત્યારે ફિરઔને તેને કહ્યું 'હે મૂસા, હું ધારૂં છું કે તું છેતરામણીનો શિકાર થઈ ગયો છે.'

---

૨૭. હઝરત મૂસા (અ)ને આપવામાં આવેલી નવ નિશાનીઓ નીચે પ્રમાણે છે. અસા (લાઠી), ચળકતો હાથ, પાણીની તંગી, ખાદ્ય વસ્તુમાં સડો, તુફાનો, તીડ, જંતુનો ઉપદ્રવ, દેડકા અને લોહીનો વરસાદ.

قَالَ لَقَدْ عَلِمْتَ مَآ اَنْزَلَ هٰٓؤُلَآءِ اِلَّا رَبُّ السَّمٰوٰتِ وَالْاَرْضِ بَصَآئِرَ وَاِنِّیْ لَاَظُنُّكَ يٰفِرْعَوْنُ مَثْبُوْرًا ﴿۱۰۲﴾

૧૦૩. તેણે જવાબમાં કહ્યું 'તું સારી પેઠે જાણે છે કે આ (સત્યની) દલીલો આકાશો તથા ધરતીના સર્જનહાર સિવાય કોઈ બીજાએ નથી ઊતારી; માટે હે ફિરઔન, મને ખાતરી છે કે તારી બરબાદીનો સમય આવી પહોંચ્યો છે.'

فَاَرَادَ اَنْ يَّسْتَفِزَّهُمْ مِّنَ الْاَرْضِ فَاَغْرَقْنٰهُ وَمَنْ مَّعَهٗ جَمِيْعًا ﴿۱۰۳﴾

૧૦૪. અંતે ફિરઔને તેમને દેશમાંથી હાંકી કાઢવાનો નિર્ણય કર્યો, પરંતુ અમે તેને અને તેના સાથીઓને એક સાથેજ ડુબાવી દીધા.

وَّقُلْنَا مِنْ بَعْدِهٖ لِبَنِیْٓ اِسْرَآءِيْلَ اسْكُنُوا الْاَرْضَ فَاِذَا جَآءَ وَعْدُ الْاٰخِرَةِ جِئْنَا بِكُمْ لَفِيْفًا ﴿۱۰۵﴾

૧૦૫. તેના (વિનાશ) પછી અમે બનીઈસરાઈલને કહ્યું 'તમને ધરતીમાં વસી જાઓ, અને જ્યારે વાયદાનો સમય આવશે તો અમે તમને (એક સ્થળે) ભેગા કરી લાવશું.'

وَبِالْحَقِّ اَنْزَلْنٰهُ وَبِالْحَقِّ نَزَلَ وَمَآ اَرْسَلْنٰكَ اِلَّا مُبَشِّرًا وَّنَذِيْرًا ﴿۱۰۶﴾ وقف لازم

૧૦૬. અને અમે (કુરઆનને) સત્યના આધારે ઊતાર્યું છે, અને તે સત્ય સાથે ઊતર્યું છે અને અમે તને માત્ર (એક) ખુશખબર આપનાર તેમજ ચેતવનાર તરીકે મોકલાવ્યો છે.

وَقُرْاٰنًا فَرَقْنٰهُ لِتَقْرَاَهٗ عَلَى النَّاسِ عَلٰى مُكْثٍ وَّنَزَّلْنٰهُ تَنْزِيْلًا ﴿۱۰۷﴾

૧૦૭. અને અમે આ કુરઆનને થોડું થોડું કરી ઉતાર્યું છે. જેથી તું લોકોને સમયાંતરે વાંચી સંભળાવતો રહે, અને અમે તેને(૨૮) ટૂકડે ટૂકડે ઊતારતા રહ્યા છીએ.

قُلْ اٰمِنُوْا بِهٖٓ اَوْ لَا تُؤْمِنُوْا ۭ اِنَّ الَّذِيْنَ اُوْتُوا الْعِلْمَ مِنْ قَبْلِهٖٓ اِذَا يُتْلٰى عَلَيْهِمْ يَخِرُّوْنَ لِلْاَذْقَانِ سُجَّدًا ﴿۱۰۸﴾

૧૦૮. તું કહી દે 'તમે ચાહે તેના ઉપર ઈમાન લાવો કે ન લાવો (પણ) જે લોકોને તેની પહેલાં જ્ઞાન આપવામાં આવ્યું હતું તેઓને જ્યારે આ વાંચી સંભળાવવામાં આવે છે, તેઓ તરતજ સિજદામાં પડી જાય છે.

وَّيَقُوْلُوْنَ سُبْحٰنَ رَبِّنَآ اِنْ كَانَ وَعْدُ رَبِّنَا لَمَفْعُوْلًا ﴿۱۰۹﴾

૧૦૯. અને કહે છે 'પવિત્ર છે અમારો પાલનહાર, બેશક, અમારા પાલનહારનો વાયદો પૂરો થઈનેજ રહેશે.'

وَيَخِرُّوْنَ لِلْاَذْقَانِ يَبْكُوْنَ وَيَزِيْدُهُمْ خُشُوْعًا ﴿۱۱۰﴾ السجدة

૧૧૦. અને ભાવનાથી સિજદામાં પડતાંજ તેમની આજ્ઝી ઔર વધી જાય છે.

---

૨૮. કુરઆને મજીદના આહકામો અલ્લાહ તરફથી સમય તેમજ સંજોગોની આવશ્યકતા પ્રમાણે અને અવારનવાર ઉદ્ભવતી સમસ્યાઓના નિરાકરણ માટે ઊતરતા રહેતા હતા, જે ચર્મપત્રો શિલાઓ અને ઘણા ખરા હાફિઝોની યાદીમાં સુરક્ષીત હતા. હઝરત ઉસ્માન (ર)ની ખિલાફતના સમયમાં કુરઆન મજીદની આયતો ક્રમવાર વ્યવસ્થિત ગોઠવી એક ગ્રંથના રૂપમાં સંગ્રહ કરવામાં આવ્યો હતો.

قُلِ ادْعُوا اللّٰهَ اَوِ ادْعُوا الرَّحْمٰنَ ۭ اَيًّا مَّا تَدْعُوْا فَلَهُ الْاَسْمَاۗءُ الْحُسْنٰى ۚ وَلَا تَجْهَرْ بِصَلَاتِكَ وَلَا تُخَافِتْ بِهَا وَابْتَغِ بَيْنَ ذٰلِكَ سَبِيْلًا ﴿١١١﴾

૧૧૧. તું કહી દે 'તમે ચાહે અલ્લાહ કહીને પુકારો અથવા રહેમાન કહીને, જે પણ નામે પુકારશો, તેના તો બધા નામો રૂડાં છે.' પરંતુ તારી ઈબાદત ઊંચે સાદે ન કર, ન ધીમેથી સ્વગત બડબડાટ કર, અને વચ્ચેનો માર્ગ લે. (૨૯)

وَقُلِ الْحَمْدُ لِلّٰهِ الَّذِيْ لَمْ يَتَّخِذْ وَلَدًا وَّلَمْ يَكُنْ لَّهٗ شَرِيْكٌ فِي الْمُلْكِ وَلَمْ يَكُنْ لَّهٗ وَلِيٌّ مِّنَ الذُّلِّ وَكَبِّرْهُ تَكْبِيْرًا ﴿١١١﴾

૧૧૨. અને તું કહી દે 'સર્વ પ્રશંસા અલ્લાહ માટેજ છે, જેણે કોઈને જન્મ નથી આપ્યો, અને તેની બાદશાહતનો કોઈ ભાગીદાર નથી, ન તે કોઈનો મોહતાજ છે કે કોઈને પોતાનો મદદગાર બનાવે.' અને તું તેની બૂલંદ શાનના ગુણગાન ગાતો રહે.

(રુકૂઅ-૧૨)

---

૨૯. ઉચ્ચ સ્વરે ઈબાદત કરવાથી એક તો બીજા લોકોની ઈબાદતમાં દખલ થવાનો સંભવ રહે છે બીજું તેમ કરનારાઓ સાંભળનારાઓ ઉપર પોતાની ભાવના અને ઈલ્મનો પ્રભાવ પાડવાનો ગર્વ કરે છે, અને ધીમા બળબડાટથી ઈબાદત કરવાનું ધ્યાનચૂક થતું રહે છે, માટે એવાજ સ્વરેજ ઈબાદત કરવી જોઈએ જેથી બીજા નમાઝીનું ધ્યાન પોતાના શબ્દો તથા દુઆ ઉપરથી હટવા ન પામે.

## سُوْرَةُ الْكَهْفِ مَكِّيَّةٌ
(١٨) اٰيَاتُهَا ١١٠ رُكُوْعَاتُهَا ١٢

### અલ-કહફ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧.અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِيْۤ اَنْزَلَ عَلٰى عَبْدِهِ الْكِتٰبَ وَلَمْ يَجْعَلْ لَّهٗ عِوَجًا ②

૨. સર્વ તા'રીફનો હક્કદાર અલ્લાહ જ છે, જેણે આ કિતાબ પોતાના બંદા ઉપર ઊતારી છે. બેશક તેમાં સહજ પણ આંટીગુંટી નથી નાખી.

قَيِّمًا لِّيُنْذِرَ بَاْسًا شَدِيْدًا مِّنْ لَّدُنْهُ وَ يُبَشِّرَ الْمُؤْمِنِيْنَ الَّذِيْنَ يَعْمَلُوْنَ الصّٰلِحٰتِ اَنَّ لَهُمْ اَجْرًا حَسَنًا ③

૩. (અલ્લાહે તેને) એક હિદાયત બનાવી છે કે તે અલ્લાહ તરફથી આવનારા સખત અઝાબ વિશે ચેતવી દે, અને નેકી કરનારા મોમિનોને ખુશખબર આપે કે તેમનો બદલો ઉત્તમ (સ્થાન) છે.

مَّاكِثِيْنَ فِيْهِ اَبَدًا ④

૪. જે (સ્થાન)માં તેઓ સદા માટે રહેવાના છે.

وَّ يُنْذِرَ الَّذِيْنَ قَالُوا اتَّخَذَ اللّٰهُ وَلَدًا ⑤

૫. અને તે લોકોને ચેતવી દે, જે કહે છે કે અલ્લાહે (કોઈને) પુત્ર બનાવી લીધો છે.

مَا لَهُمْ بِهٖ مِنْ عِلْمٍ وَّ لَا لِاٰبَآىِٕهِمْ ؕ كَبُرَتْ كَلِمَةً تَخْرُجُ مِنْ اَفْوَاهِهِمْ ؕ اِنْ يَّقُوْلُوْنَ اِلَّا كَذِبًا ⑥

૬. તેમને આ બાબતનું કોઈ જ્ઞાન નથી. ન તો તેમના પૂર્વજોને હતું. આ બહુજ ગંભીર વચનો છે જે તેમના મોઢેથી નીકળ્યા છે. તેઓ તદ્દન જૂઠું બોલી રહ્યા છે.

فَلَعَلَّكَ بَاخِعٌ نَّفْسَكَ عَلٰۤى اٰثَارِهِمْ اِنْ لَّمْ يُؤْمِنُوْا بِهٰذَا الْحَدِيْثِ اَسَفًا ⑦

૭. કયાંક એવું ન બને કે જો આ લોકો કલામ ઉપર ઈમાન નહિ લાવે તો તેમની ચિંતામાં તું તારો પ્રાણ ગુમાવી દે![1]

اِنَّا جَعَلْنَا مَا عَلَى الْاَرْضِ زِيْنَةً لَّهَا لِنَبْلُوَهُمْ اَيُّهُمْ اَحْسَنُ عَمَلًا ⑧

૮. જે કંઈ આ પૃથ્વી ઉપર છે અમે તે સર્વમાં બહુજ આકર્ષણ[2] મૂકયું છે જેથી અમે લોકોની કસોટી લઈએ કે તેમનામાંથી કોણ આમાલમાં બેહતર છે.

---

૧. અલ્લાહના પાક રસૂલો ઈનસાનોની હમદર્દીમાં પોતાની સુખશાંતિની કુરબાની આપી પોતાના પાલનહારની દરગાહમાં દિવસ અને રાત નિરંતર દુઆઓ કરતા રહે છે. દુનિયાવાળાઓને પાપાચરણોમાં ડૂબેલા જોઈ અલ્લાહના રસૂલો દુ:ખથી બેચેન થઈ જાય છે. પામર જીવોની રૂહાની તરક્કી અલ્લાહના પ્યારા બંદાઓનું જીવન ધ્યેય હોય છે.

૨. સૃષ્ટિમાં અલ્લાહના બેહિસાબ સર્જનોમાં એક પણ એવું સર્જન નથી, જેમાં માનવજાતિને લલચાવવાના તત્ત્વો ન સમાએલા હોય. પ્રત્યેક સર્જન ઈન્સાનો માટે કંઈને કંઈ આકર્ષણ રાખે છે. કુરઆને-મજીદે મોમિનોને આ દુન્યવી આકર્ષણોમાં તણાઈ જવાથી સાવધ કર્યા છે. આ માયાજાળથી પોતાને બચાવી રાખનારાજ કસોટીમાં સફળતા મેળવે છે.

وَاِنَّا لَجٰعِلُوْنَ مَا عَلَيْهَا صَعِيْدًا جُرُزًا ⑨

૯. અને તેમાં જે કંઈ છે તેને અમે નાબૂદ કરી (ધરતીને) ઉજ્જડ[3] મેદાન બનાવી દેશું.

اَمْ حَسِبْتَ اَنَّ اَصْحٰبَ الْكَهْفِ وَالرَّقِيْمِ كَانُوْا مِنْ اٰيٰتِنَا عَجَبًا ⑩

૧૦. શું તું એમ સમજે છે કે ગુફામાં રહેનારાઓ[4] અને શિલાલેખોવાળાઓ અમારી નિશાનીઓમાંથી વધુ અજાયબીભર્યા[5] હતા?

اِذْ اَوَى الْفِتْيَةُ اِلَى الْكَهْفِ فَقَالُوْا رَبَّنَآ اٰتِنَا مِنْ لَّدُنْكَ رَحْمَةً وَّهَيِّئْ لَنَا مِنْ اَمْرِنَا رَشَدًا ⑪

૧૧. જ્યારે તે નવજવાનોએ ગુફામાં પનાહ લીધી અને (દુઆ કરી) કહ્યું 'હે અમારા પરવરદિગાર, અમારા ઉપર તારી રહેમત ઊતાર અને અમારા કામોમાં અમને સફળતા આપ.'

فَضَرَبْنَا عَلٰٓى اٰذَانِهِمْ فِى الْكَهْفِ سِنِيْنَ عَدَدًا ⑫

૧૨. જેથી અમે અમુક વર્ષો સુધી તેમના કાન[6] ઢાંકી દીધા અને (તેમને) ગુફામાં (પુરી) રાખ્યા.

ثُمَّ بَعَثْنٰهُمْ لِنَعْلَمَ اَىُّ الْحِزْبَيْنِ اَحْصٰى لِمَا لَبِثُوْٓا اَمَدًا ⑬ ع

૧૩. પછી અમે તેમને ઉઠાડયા કે અમે જાણી શકીએ કે બન્નેમાંથી[7] કયો પક્ષ પોતાની વિમુખ રહેવાની મુદ્દતની ગણત્રી કરી શકે છે. (રુકૂઅ-૧)

نَحْنُ نَقُصُّ عَلَيْكَ نَبَاَهُمْ بِالْحَقِّ اِنَّهُمْ فِتْيَةٌ اٰمَنُوْا بِرَبِّهِمْ وَزِدْنٰهُمْ هُدًى ⑭

૧૪. અમે (હવે) તેમનો ખરો કિસ્સો તને જણાવીએ છીએ તે કેટલાક યુવાનો હતા જે પોતાના પરવરદિગાર ઉપર ઈમાન રાખતા હતા અને અમે તેમને પુષ્કળ હિદાયત આપતા રહ્યા.

وَّرَبَطْنَا عَلٰى قُلُوْبِهِمْ اِذْ قَامُوْا فَقَالُوْا رَبُّنَا رَبُّ السَّمٰوٰتِ وَالْاَرْضِ لَنْ نَّدْعُوَاۡ مِنْ دُوْنِهٖٓ اِلٰهًا لَّقَدْ قُلْنَآ اِذًا شَطَطًا ⑮

૧૫. અને અમે તેમના દિલોને મજબૂત કરી દીધા હતા, જેથી તેમણે કહ્યું 'અમારો રબ તે છે જે આસમાનો તથા ધરતીનો માલિક છે. અમે તેના સિવાય કોઈ બીજાની બંદગી નહિ કરીએ. (જો એવું કરીએ તો) બેશક, અમે બેહદ હલ્કી વાત કરી કહેવાય.

هٰٓؤُلَآءِ قَوْمُنَا اتَّخَذُوْا مِنْ دُوْنِهٖٓ اٰلِهَةً لَوْلَا يَأْتُوْنَ عَلَيْهِمْ بِسُلْطٰنٍۢ بَيِّنٍ فَمَنْ اَظْلَمُ مِمَّنِ

૧૬. 'અમારી આ કોમે અલ્લાહ સિવાય બીજા મા'બૂદ બનાવી લીધા છે જેમની સચ્ચાઈ માટે (તેઓ)

૩. દુનિયાની સફળતાઓમાં મદાંધ બનેલા જીવોને ચેતવણી આપવામાં આવે છે કે જો તેઓ ધરતીને બેઈન્સાફી અને ગુનાહોથી ભરી દેશે તો તેમની ઉન્નતિ તથા વૈભવને નૃષ્ટ કરવામાં અલ્લાહને થોડી પણ વાર નહિ લાગે.

૪. 'અસ્હાબુલ કાહફ' અર્થાત 'ગુફામાં રહેનારાઓ'.

૫. ગુફામાં રહેનારાઓનું જીવન બીજી ચમત્કારિક નિશાનીઓથી વધુ મહત્તાપૂર્ણ કે અજાયબીભર્યું ન હતું, આશ્ચર્યજનક હકીકતતો તે છે કે આ વિષય ઉપર ઘણા કલ્પિત કિસ્સાઓ જોડી કાઢવામાં આવ્યા છે.

૬. ઘણા વર્ષો પર્યંત તેમને બહારની દુનિયા સાથે કોઈ સંબંધ ન હતો, અને બહાર શું થઈ રહ્યું હતું તેનું કંઈ પણ જ્ઞાન તેમને નહતું.

૭. ઈસાઈઓના બે પક્ષોમાંથી, એક પક્ષે અસહ્ય વેદના તથા ઝૂલ્મો સહન કર્યા,- ભૂગર્ભમાં આશરો લઈ પોતાની એકેશ્ર્વરની માન્યતા ન છોડી. જ્યારે બીજા પક્ષે પોતાના ઈમાનને છૂપાવી કનડગતોથી પોતાનું રક્ષણ કરવામાં ડહાપણ માન્યું હતું.

افۡتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا ۞

કોઈ સંગીન દલીલ કેમ નથી પેશ કરતા? અને અલ્લાહ ઉપર જૂઠી તોહમત લગાવનારથી વધુ ઝાલિમ બીજો કોણ હોઈ શકે છે?

وَاِذِ اعۡتَزَلۡتُمُوۡهُمۡ وَمَا يَعۡبُدُوۡنَ اِلَّا اللّٰهَ فَاۡوٗۤا اِلَى الۡـكَهۡفِ يَنۡشُرۡ لَـكُمۡ رَبُّكُمۡ مِّنۡ رَّحۡمَتِهٖ وَيُهَيِّئۡ لَـكُمۡ مِّنۡ اَمۡرِكُمۡ مِّرۡفَقًا ۞

૧૭. '(તેમણે વિચાર્યું) હવે જ્યારે તમે તેમનો અને અલ્લાહ સિવાયના તેમના મા'બૂદોનો ત્યાગ કરી ચૂકયા છો, તો હવે ગુફામાં આશરો લો; તમારો પરવરદિગાર તમારા ઉપર પોતાની રહેમતના દ્વારો ખોલી દેશે અને તમારા સંજોગોમાં આસાની કરી આપશે.'

وَتَرَى الشَّمۡسَ اِذَا طَلَعَتۡ تَّزٰوَرُ عَنۡ كَهۡفِهِمۡ ذَاتَ الۡيَمِيۡنِ وَاِذَا غَرَبَتۡ تَّقۡرِضُهُمۡ ذَاتَ الشِّمَالِ وَهُمۡ فِىۡ فَجۡوَةٍ مِّنۡهُ ‌ؕ ذٰ لِكَ مِنۡ اٰيٰتِ اللّٰهِ‌ ؕ مَنۡ يَّهۡدِ اللّٰهُ فَهُوَ الۡمُهۡتَدِ‌ ۚ وَمَنۡ يُّضۡلِلۡ فَلَنۡ تَجِدَ لَهٗ وَلِيًّا مُّرۡشِدًا ۞

૧૮. અને તું સૂર્યને જોઈ શકયો હોત કે તેનો ઉદય તેમની ગુફાની જમણી તરફથી થતો હતો અને ડાબી તરફ ઢળતો હતો અને તેઓ ગુફાની મધ્યમાં એક વિશાળ[(૮)] જગ્યામાં રહેતા હતા. આ અલ્લાહની નિશાનીઓમાંની એક છે. જેને અલ્લાહ આપે છે તેજ હિદાયત પામે છે. પરંતુ જેને તે ગુમરાહ કરી દે છે, તેની મદદ કરનાર અને તેને સીધે માર્ગે લાવનાર તને કોઈ નહિ મળે. (રુકૂઅ-૨)

وَتَحۡسَبُهُمۡ اَيۡقَاظًا وَّهُمۡ رُقُوۡدٌ ‌ۖ وَّنُـقَلِّبُهُمۡ ذَاتَ الۡيَمِيۡنِ وَذَاتَ الشِّمَالِ ‌ۖ وَكَلۡبُهُمۡ بَاسِطٌ ذِرَاعَيۡهِ بِالۡوَصِيۡدِ‌ ؕ لَوِ اطَّلَعۡتَ عَلَيۡهِمۡ لَوَلَّيۡتَ مِنۡهُمۡ فِرَارًا وَّلَمُلِئۡتَ مِنۡهُمۡ رُعۡبًا ۞

૧૯. તેમને જોતાં તેઓ જાગ્રત છે એવું તને લાગત. પરંતુ તેઓ નિદ્રાવશ હતા; અને અમે તેમને જમણે પડખે અને ડાબે પડખે ફેરવતા રહ્યા હતા. અને તેમનો કૂતરો આંગણામાં પોતાના આગલા પગપસારીને પડી રહ્યો હતો. જો તેં તેમના તરફ ધ્યાન કર્યું હોત તો નિઃસંદેહ તું ગભરાઈને પાછો હટી ગયો હોત. અને તે દ્રશ્યથી (તારા દિલમાં) દહેશત બેસી ગઈ હોત.

وَكَذٰلِكَ بَعَثۡنٰهُمۡ لِيَتَسَآءَلُوۡا بَيۡنَهُمۡ‌ ؕ قَالَ قَآئِلٌ مِّنۡهُمۡ كَمۡ لَبِثۡتُمۡ‌ ؕ قَالُوۡا لَبِثۡنَا يَوۡمًا اَوۡ بَعۡضَ يَوۡمٍ‌ ؕ قَالُوۡا رَبُّكُمۡ اَعۡلَمُ بِمَا لَبِثۡتُمۡ ؕ فَابۡعَثُوۡۤا اَحَدَكُمۡ بِوَرِقِكُمۡ هٰذِهٖۤ اِلَى الۡمَدِيۡنَةِ فَلۡيَنۡظُرۡ اَيُّهَاۤ اَزۡكٰى

૨૦. અને આવી રીતે અમે તેમને જાગૃત કર્યા કે તેઓ એકબીજાને પૂછે. તેમનામાંના એકે કહ્યું 'તમે કેટલો સમય એમજ પડયા રહ્યા હતા?' તેમણે કહ્યું 'કદાચ અમે એક દિવસ અથવા દિવસના એક ભાગ પૂરતાજ રહ્યા હશું.' (બીજાઓએ) કહ્યું 'તમારો પાલનહાર બેહતર જાણે છે જેટલો સમય તમે આ હાલતમાં રહ્યા હતા. હવે તમારામાંના એકને ચાંદીનો

---

૮. આ ગુફા ૮૭૦ માઈલના વિસ્તારમાં ફેલાયેલી હતી. તેનું વિશાળ ચોગાન ઉપરથી થોડુંક ખુલ્લું હતું જેમાંથી તેમને સૂર્યનો થોડો ઘણો પ્રકાશ મળી રહેતો તેમજ થોડા નાના મોટા કાણા તથા બખોલો દ્વારા તેમને થોડી હવા તથા અજવાળું મળી રહેતું હતું. (એનસાઈકલાં પીડીયા બ્રિટાનીકા આવૃત્તિ. ૧૧)

طَعَامًا فَلْيَأْتِكُمْ بِرِزْقٍ مِّنْهُ وَلْيَتَلَطَّفْ وَلَا يُشْعِرَنَّ بِكُمْ أَحَدًا ﴿٢٠﴾

સિક્કો આપી શહેરમાં મોકલો, કે કોઈની પાસેથી શુદ્ધ ખોરાક મળતો હોય તો તે ચોકસાઈથી તમારા માટે તેમાંથી ખાવાનું લઈ આવે. (અને) તે સાવધાન રહે અને કોઈને તમારી ખબર ન પડવા દે.

إِنَّهُمْ إِن يَظْهَرُوا عَلَيْكُمْ يَرْجُمُوكُمْ أَوْ يُعِيدُوكُمْ فِي مِلَّتِهِمْ وَلَن تُفْلِحُوا إِذًا أَبَدًا ﴿٢١﴾

૨૧. કારણ કે જો તેમને તમારી ખબર પડી જશે તો તેઓ તમને સંગસાર કરી નાખશે, અથવા (બળજબરીથી) તેમના મઝહબમાં પાછા લઈ જશે, તો તમે કદાપિ સફળ નહિ થાઓ.

وَكَذَٰلِكَ أَعْثَرْنَا عَلَيْهِمْ لِيَعْلَمُوا أَنَّ وَعْدَ اللَّهِ حَقٌّ وَأَنَّ السَّاعَةَ لَا رَيْبَ فِيهَا إِذْ يَتَنَازَعُونَ بَيْنَهُمْ أَمْرَهُمْ فَقَالُوا ابْنُوا عَلَيْهِم بُنْيَانًا رَّبُّهُمْ أَعْلَمُ بِهِمْ قَالَ الَّذِينَ غَلَبُوا عَلَىٰ أَمْرِهِمْ لَنَتَّخِذَنَّ عَلَيْهِم مَّسْجِدًا ﴿٢٢﴾

૨૨. અને આવી રીતે અમે તેમની હાલત (લોકો ઉપર) જાહેર કરી કે તેઓ જાણી લે કે અલ્લાહનો વાયદો ખરો હતો. અને તે (આવનારી) ઘડી વિશે કોઈ શંકા નથી, અને (યાદ કર) જ્યારે લોકો વચ્ચે તેમના વિશે મતભેદ થયો હતો તેમણે કહ્યું હતું કે તેમના ઉપર ઈમારત ચણી દો. (પરંતુ) તેમનો પરવરદિગાર તેમની હાલતને સારી પેઠે જાણતો હતો. છેવટે જે લોકો અસર રાખતા હતા તેમણે કહ્યું 'અમે તેમના ઉપર ઈબાદતગાહ ઊભી કરી દેશું.'

سَيَقُولُونَ ثَلَاثَةٌ رَّابِعُهُمْ كَلْبُهُمْ وَيَقُولُونَ خَمْسَةٌ سَادِسُهُمْ كَلْبُهُمْ رَجْمًا بِالْغَيْبِ وَيَقُولُونَ سَبْعَةٌ وَثَامِنُهُمْ كَلْبُهُمْ قُل رَّبِّي أَعْلَمُ بِعِدَّتِهِم مَّا يَعْلَمُهُمْ إِلَّا قَلِيلٌ فَلَا تُمَارِ فِيهِمْ إِلَّا مِرَاءً ظَاهِرًا وَلَا تَسْتَفْتِ فِيهِم مِّنْهُمْ أَحَدًا ﴿٢٣﴾

૨૩. (કેટલાંક) કહે છે તેઓ ત્રણ જણા હતા અને ચોથો તેમનો કૂતરો[૯] હતો. અને બીજા કહે છે કે તેઓ પાંચ હતા અને છઠ્ઠો કૂતરો હતો. આ લોકો તો તર્કવિતર્કો દોડાવે છે. બીજા કેટલાક કહે છે કે તેઓ સાત હતા અને આઠમો કૂતરો હતો. તું કહી દે, 'તેમની ખરી સંખ્યા[૧૦] તો મારો પાલનહાર જાણે છે? માત્ર થોડાક લોકો સિવાય તેમના વિશે કોઈને જ્ઞાન નથી, તેમના બારામાં વિવાદ કરવો નિરર્થક છે. માટે તું વિવાદમાં પડીશ નહિ, અને તેમના સંબંધમાં બીજાને પૂછપરછ કરીશ નહિ. (રુકૂઅ-૩)

وَلَا تَقُولَنَّ لِشَيْءٍ إِنِّي فَاعِلٌ ذَٰلِكَ غَدًا ﴿٢٤﴾

૨૪. અને કોઈ વસ્તુ વિશે કદીપણ એવું ન કહે કે હું આ કામ કાલે અવશ્ય કરીજ લઈશ.[૧૧]

૯. આ ઐતિહાસિક ઘટનામાં કૂતરાએ એક બહુજ મહત્વનો ભાગ ભજવ્યો હતો. કુદરતી રીતે કૂતરાની પ્રકૃતિમાં વાતાવરણમાં હલચલ પારખવાની અદભૂત શકિત હોય છે. આ કૂતરાએ દુશ્મનોની હલચલને પારખી પોતાના માલિકોને અવારનવાર ચેતવ્યો હતો. જેના પરિણામે તેઓ પોતાને સુરક્ષિત રાખી શકયા હતા.

૧૦. આ પ્રાચીન ગુફાના બધા ખંડોમાં વસનારાઓની જુદી જુદી સંખ્યાનો ઉલ્લેખ છે તેમજ દર ખંડના ચિત્રમાં કૂતરાની આકૃતિ જોવામાં આવે છે.

૧૧. પ્રત્યેક કામ અલ્લાહના અધિકારમાં છે ઈન્સાન તો માત્ર નિમિત છે.

૨૫. સિવાય કે અલ્લાહ ચાહતો હોય. અને તારા રબને યાદ કર. જો કોઈ સમયે તું ભૂલી જાય તો કહે 'હું આશા રાખું છું કે મારો પરવરદિગાર મને તે રાહ પર ચલાવશે જે નેકીની વધુ નજીકમાં હોય.'

૨૬. અને તેઓ ત્રણસો ઉપર નવ વર્ષો[૧૨] સુધી ગુફામાં (છૂપાઈ) રહ્યા હતા.

૨૭. તું કહી દે 'અલ્લાહ બેહતર જાણે છે કે તેઓ કેટલાં વર્ષ ત્યાં રહ્યા હતા.' આકાશો અને ધરતીના તમામ ભેદોનો જાણનારો અલ્લાહ છે. કેવો જોનાર છે તે, અને કેવો સાંભળનાર છે તે! તેના સિવાય તેમનો કોઈ મદદગાર નથી, અને પોતાની વ્યવસ્થાના સંબંધમાં તે કોઈને ભાગીદાર નથી બનાવતો.

૨૮. અને તારા રબની વહી દ્વારા જે કિતાબ તારી તરફ આવી છે તે વાંચી સંભળાવ. તેના વચનોને બદલનાર કોઈ નથી. અને તને અલ્લાહ સિવાય કોઈ પનાહ આપનાર નથી.

૨૯. અને તું તે લોકો સાથે તારા સંબંધો જાળવી રાખ જે લોકો સવાર-સાંજ પોતાના પાલનહારની બંદગી કરે છે અને તેનીજ ખુશનુદીની શોધ કરતા રહે છે; અને તારા ધ્યાનને તેમનાથી હટાવી દુન્યવી આકર્ષણો તરફ ન જવા દઈશ; અને તેની મનોકામનાઓને આધીન ન થઈશ જેના મનને અમે અમારી યાદથી ખાલી કરી દીધું છે, અને જે પોતાની બૂરી વલણ તરફ ઢળે છે અને જેનું વલણ હદમર્યાદા વટાવી ગયું છે.

૩૦. અને તું તેમને કહી દે 'આ તમારા રબ પાસેથી આવેલું સત્ય છે માટે જે ચાહે તેના ઉપર ઈમાન લાવે અને જે ચાહે તેનો ઈન્કાર કરી દે! નિશ્ચય અમે ઝાલિમો ઉપર પથરાઈ જનારી અગ્નિની જવાળાઓનો અઝાબ તૈયાર રાખ્યો છે. અને જો તેઓ મદદ માટે પુકારશે તે તેમની મદદ પીગળાવેલા

إِلَّآ أَن يَشَآءَ ٱللَّهُ ۚ وَٱذْكُر رَّبَّكَ إِذَا نَسِيتَ وَقُلْ عَسَىٰٓ أَن يَهْدِيَنِ رَبِّى لِأَقْرَبَ مِنْ هَٰذَا رَشَدًا ﴿٢٥﴾

وَلَبِثُوا۟ فِى كَهْفِهِمْ ثَلَٰثَ مِا۟ئَةٍ سِنِينَ وَٱزْدَادُوا۟ تِسْعًا ﴿٢٦﴾

قُلِ ٱللَّهُ أَعْلَمُ بِمَا لَبِثُوا۟ ۖ لَهُۥ غَيْبُ ٱلسَّمَٰوَٰتِ وَٱلْأَرْضِ ۖ أَبْصِرْ بِهِۦ وَأَسْمِعْ ۚ مَا لَهُم مِّن دُونِهِۦ مِن وَلِىٍّ وَلَا يُشْرِكُ فِى حُكْمِهِۦٓ أَحَدًا ﴿٢٧﴾

وَٱتْلُ مَآ أُوحِىَ إِلَيْكَ مِن كِتَابِ رَبِّكَ ۖ لَا مُبَدِّلَ لِكَلِمَٰتِهِۦ وَلَن تَجِدَ مِن دُونِهِۦ مُلْتَحَدًا ﴿٢٨﴾

وَٱصْبِرْ نَفْسَكَ مَعَ ٱلَّذِينَ يَدْعُونَ رَبَّهُم بِٱلْغَدَوٰةِ وَٱلْعَشِىِّ يُرِيدُونَ وَجْهَهُۥ ۖ وَلَا تَعْدُ عَيْنَاكَ عَنْهُمْ تُرِيدُ زِينَةَ ٱلْحَيَوٰةِ ٱلدُّنْيَا ۖ وَلَا تُطِعْ مَنْ أَغْفَلْنَا قَلْبَهُۥ عَن ذِكْرِنَا وَٱتَّبَعَ هَوَىٰهُ وَكَانَ أَمْرُهُۥ فُرُطًا ﴿٢٩﴾

وَقُلِ ٱلْحَقُّ مِن رَّبِّكُمْ ۖ فَمَن شَآءَ فَلْيُؤْمِن وَمَن شَآءَ فَلْيَكْفُرْ ۚ إِنَّآ أَعْتَدْنَا لِلظَّٰلِمِينَ نَارًا أَحَاطَ بِهِمْ سُرَادِقُهَا ۚ وَإِن يَسْتَغِيثُوا۟ يُغَاثُوا۟ بِمَآءٍ

૧૨. ઐતિહાસિક પુરાવાઓ પ્રમાણે, ઈસાઈઓને લગભગ ૩૦૯ વર્ષના લાંબા સમય સુધી વિવિધ રીતે સતાવવામાં આવ્યા હતા, જે ગાળા દરમિયાન તેઓ ઘણી ગુફાઓ અને અન્ય ગુપ્ત સ્થળોમાં સંતાઈને જીવન પસાર કરતા હતા. હઝરત ઈસા (અ)ની સૂળીની ઘટના ઈ.સ. ૨૮માં બની હતી. તે સમયથી લઈ સમ્રાટ કોન્સ્ટન ટાઈનના ઈ.સ. ૩૩૭માં ઈસાઈ ધર્મ અંગીકાર કરવા સુધી, તેમના ઉપર ૩૦૯ વર્ષ સુધી નિર્દયતાપૂર્વક કાળોકેર વર્તાવવામાં આવ્યો હતો.

સીસાથી કરવામાં આવશે જેનાથી તેમના ચહેરા દાઝી જશે. કેટલું ભયંકર આ પીણું છે, અને કેટલું બૂરું તેમનું રહેઠાણ છે.

૩૧. નિ:સંદેહ, જે લોકો ઈમાન લાવીને સદાચારો કરે છે- તેવા ભલાઈ કરનારાઓના બદલાને અમે કદાપિ વ્યર્થ નથી જવા દેતા.

૩૨. આવા લોકો માટે સદા હરીયાળા બગીચાઓ હશે જેની તળેથી ઝરણાં વહેતા હશે, તેમને ત્યાં સુવર્ણ કંગનો[૧૩] પહેરાવવામાં આવશે અને તેઓ મુલાયમ રેશમ અને લીલા રંગના ભારે કિનખાબના વસ્ત્રો પહેરીને સુસજ્જિત આસનો ઉપર તકિયે અઢેલીને બેઠા હશે. આ કેવો સુંદર બદલો છે, અને આ કેટલું રમણીય નિવાસસ્થાન છે. (રુકૂઅ-૪)

૩૩. અને તું તેમને તે બે વ્યકિતઓનો દાખલો આપ, જે બન્નેમાંથી એકને અમે દ્રાક્ષોના બે બાગ આપ્યા હતા જેને ફરતી ખજૂરીની વાડ હતી, અને તેમની વચમાં અમે બે અનાજના ખેતરો કાયમ કર્યા હતા.

૩૪. દરેક બાગે (પુષ્કળ પ્રમાણમાં) ફળ ઉપજાવવામાં કોઈ કચાશ ન રાખી. અને બન્ને વચ્ચે અમે એક નહેર વહેતી કરી હતી.

૩૫. અને તે વ્યકિતને પુષ્કળ પ્રમાણમાં ફળો પ્રાપ્ત થતા હતા. જેથી તે પોતાના સાથીને (બડાઈપૂર્વક) કહેતો 'હું તારા કરતા વધુ ધનવાન છું તેમજ લોકોમાં વધુ સન્માન ધરાવું છું.'

૩૬. અને તે પોતાના બાગમાં દાખલ થયો ત્યારે તેણે પોતાના જીવ ઉપર ઝુલ્મ કરતાં કહ્યું 'હું નથી ધારતો કે આ બાગ કયારે પણ નષ્ટ થાય;

૩૭. 'અને હું નથી ધારતો કે (મારા ઉપર વિનાશની તે) ઘડી કદીપણ આવે. (અને) મને મારા પાલનહાર સમક્ષ લઈ જવામાં આવશે તો ખરેખર ત્યાં પણ હું અહીંથી ઉત્તમ સ્થાન પામીશ.'

كَالْمُهْلِ يَشْوِي الْوُجُوهَ بِئْسَ الشَّرَابُ وَسَاءَتْ مُرْتَفَقًا ﴿٢٩﴾

إِنَّ الَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ إِنَّا لَا نُضِيعُ أَجْرَ مَنْ أَحْسَنَ عَمَلًا ﴿٣٠﴾

أُولَٰئِكَ لَهُمْ جَنَّاتُ عَدْنٍ تَجْرِي مِنْ تَحْتِهِمُ الْأَنْهَارُ يُحَلَّوْنَ فِيهَا مِنْ أَسَاوِرَ مِنْ ذَهَبٍ وَيَلْبَسُونَ ثِيَابًا خُضْرًا مِنْ سُنْدُسٍ وَإِسْتَبْرَقٍ مُتَّكِئِينَ فِيهَا عَلَى الْأَرَائِكِ ۚ نِعْمَ الثَّوَابُ ۚ وَحَسُنَتْ مُرْتَفَقًا ﴿٣١﴾

وَاضْرِبْ لَهُمْ مَثَلًا رَجُلَيْنِ جَعَلْنَا لِأَحَدِهِمَا جَنَّتَيْنِ مِنْ أَعْنَابٍ وَحَفَفْنَاهُمَا بِنَخْلٍ وَجَعَلْنَا بَيْنَهُمَا زَرْعًا ﴿٣٢﴾

كِلْتَا الْجَنَّتَيْنِ آتَتْ أُكُلَهَا وَلَمْ تَظْلِمْ مِنْهُ شَيْئًا ۚ وَفَجَّرْنَا خِلَالَهُمَا نَهَرًا ﴿٣٣﴾

وَكَانَ لَهُ ثَمَرٌ فَقَالَ لِصَاحِبِهِ وَهُوَ يُحَاوِرُهُ أَنَا أَكْثَرُ مِنْكَ مَالًا وَأَعَزُّ نَفَرًا ﴿٣٤﴾

وَدَخَلَ جَنَّتَهُ وَهُوَ ظَالِمٌ لِنَفْسِهِ قَالَ مَا أَظُنُّ أَنْ تَبِيدَ هَٰذِهِ أَبَدًا ﴿٣٥﴾

وَمَا أَظُنُّ السَّاعَةَ قَائِمَةً وَلَئِنْ رُدِدْتُ إِلَىٰ رَبِّي لَأَجِدَنَّ خَيْرًا مِنْهَا مُنْقَلَبًا ﴿٣٦﴾

૧૩. સુવર્ણ કંગન રાજ્ય વૈભવની નિશાની છે. મુસ્લિમોને સામ્રાજ્ય પ્રાપ્ત થશે એવો અહીં ઈશારો છે. આ આગાહી પૂરી થઈ હતી જ્યારે ઈરાન અને રોમના રાજ્ય ભંડારો અરબ વિજેતાઓના ચરણોમાં ધરવામાં આવ્યા.

૩૮. જ્યારે તે ઘમંડપૂર્વક બડાઈ કરી રહ્યો હતો ત્યારે તેના સાથીએ તેને કહ્યું 'શું તું તેનાથી કુફ્ર કરે છે જેણે તને માટીમાંથી પેદા કર્યો, પછી તને વીર્યના ટપકાંમાંથી તને એક (માનવના રૂપમાં) આકાર આપ્યો?—

૩૯. 'મારો પાલનકર્તા તો અલ્લાહ જ છે અને હું કોઈ અન્યને મારો પાલનહારનો ભાગીદાર નહિ ઠરાવું.

૪૦. ''અને તેં તારા બાગમાં પ્રવેશ કરવા ટાણે કેમ ન કહ્યું કે અલ્લાહ ચાહશે તેવું જ થશે. અલ્લાહથી વધુ શકિતશાળી કોઈ નથી? જો તું મને ઔલાદ તથા દૌલતમાં તારાથી ઊતરતો જોઈ રહ્યો છે.

૪૧. ''કદાચ મારો પરવરદિગાર મને તારા બગીચાથી બેહતર બગીચો પ્રદાન કરે અને તારા બગીચા ઉપર અલ્લાહ આકાશેથી વિજળી ફેંકી ખેદાનમેદાન કરી નાખે.''

૪૨. ''અથવા તેનું પાણી કયાંક જમીનમાં ઊંડું ઊતરી જાય કે તું તેને ફરી મેળવીજ ન શકે.''

૪૩. અંતે તેના ફળનો સર્વનાશ થઈ ગયો અને બગીચા ઉપર જે ખર્ચ થયું હતું તેના નુકસાનથી તે હાથ મસળતો રહી ગયો. અને તે બગીચો તેના ટેકાઓ ઉપર ઢળી પડયો. અને તેણે કહ્યું 'કાશ! મેં કોઈને પોતાના પાલનહારનો ભાગિયો ન બનાવ્યો હોત તો!'

૪૪. અને અલ્લાહના મુકાબલામાં તેને કોઈ શકિતની સહાયતા ન મળી, ન તે પોતાને (પાયમાલીથી) બચાવી શકયો.

૪૫. આવા સંજોગોમાં સંરક્ષણ મત્ર અલ્લાહ તરફથી મળે છે, જે સત્ય છે. તે બદલો દેવામાં સર્વ શ્રેષ્ઠ છે, તેમજ અંજામની દ્રષ્ટિએ પણ તે'જ બેહતર છે. (રુકૂઅ-૫)

૪૬. અને તું તેમની સમક્ષ દુન્યવી જીવનની હાલતનું પણ સ્પષ્ટ વર્ણન કરી દે કે તે એવા પાણી[14] જેવી છે જેને અમે આકાશથી ઊતારીએ છીએ,

قَالَ لَهُ صَاحِبُهُ وَهُوَ يُحَاوِرُهُ أَكَفَرْتَ بِالَّذِي خَلَقَكَ مِن تُرَابٍ ثُمَّ مِن نُّطْفَةٍ ثُمَّ سَوَّاكَ رَجُلًا ﴿٣٨﴾

لَّٰكِنَّا هُوَ اللَّهُ رَبِّي وَلَا أُشْرِكُ بِرَبِّي أَحَدًا ﴿٣٩﴾

وَلَوْلَا إِذْ دَخَلْتَ جَنَّتَكَ قُلْتَ مَا شَاءَ اللَّهُ لَا قُوَّةَ إِلَّا بِاللَّهِ ۚ إِن تَرَنِ أَنَا أَقَلَّ مِنكَ مَالًا وَوَلَدًا ﴿٤٠﴾

فَعَسَىٰ رَبِّي أَن يُؤْتِيَنِ خَيْرًا مِّن جَنَّتِكَ وَيُرْسِلَ عَلَيْهَا حُسْبَانًا مِّنَ السَّمَاءِ فَتُصْبِحَ صَعِيدًا زَلَقًا ﴿٤١﴾

أَوْ يُصْبِحَ مَاؤُهَا غَوْرًا فَلَن تَسْتَطِيعَ لَهُ طَلَبًا ﴿٤٢﴾

وَأُحِيطَ بِثَمَرِهِ فَأَصْبَحَ يُقَلِّبُ كَفَّيْهِ عَلَىٰ مَا أَنفَقَ فِيهَا وَهِيَ خَاوِيَةٌ عَلَىٰ عُرُوشِهَا وَيَقُولُ يَا لَيْتَنِي لَمْ أُشْرِكْ بِرَبِّي أَحَدًا ﴿٤٣﴾

وَلَمْ تَكُن لَّهُ فِئَةٌ يَنصُرُونَهُ مِن دُونِ اللَّهِ وَمَا كَانَ مُنتَصِرًا ﴿٤٤﴾

هُنَالِكَ الْوَلَايَةُ لِلَّهِ الْحَقِّ ۚ هُوَ خَيْرٌ ثَوَابًا وَخَيْرٌ عُقْبًا ﴿٤٥﴾

وَاضْرِبْ لَهُم مَّثَلَ الْحَيَاةِ الدُّنْيَا كَمَاءٍ أَنزَلْنَاهُ مِنَ السَّمَاءِ فَاخْتَلَطَ بِهِ نَبَاتُ الْأَرْضِ فَأَصْبَحَ

૧૪. વિલાસવૈભવ, વિજ્ઞાનિક તેમજ આર્થિક વિકાસના મદમાં સુપર પાવર દેશોને પોતાની શકિત ઉપર અભિમાન છે કે તેમની આ સ્થિતિ હમેશાં માટે રહેશે. પોતાની સત્તાના ગુરુરમાં ઈન્સાન સચ્ચાઈ અને ન્યાયની વિવેકશકિત ગુમાવી બેસે છે.

هَشِيْمًا تَذْرُوْهُ الرِّيٰحُ ؕ وَكَانَ اللّٰهُ عَلٰى كُلِّ شَىْءٍ مُّقْتَدِرًا ﴿٤٥﴾

જેનાથી ધરતીમાં ખીચોખીચ લીલોતરી પેદા થાય છે, સુકાયા પછી જેના થયેલા ચૂરાને હવા ઉડાવીને વિખેરી મૂકે છે. અને અલ્લાહ પ્રત્યેક વસ્તુઓ ઉપર કાબૂ ધરાવે છે.

اَلْمَالُ وَالْبَنُوْنَ زِيْنَةُ الْحَيٰوةِ الدُّنْيَا ۚ وَالْبٰقِيٰتُ الصّٰلِحٰتُ خَيْرٌ عِنْدَ رَبِّكَ ثَوَابًا وَّخَيْرٌ اَمَلًا ﴿٤٦﴾

૪૭. દૌલત અને ઔલાદ આ દુનિયાના જીવનની (અલ્પજીવી) શોભા છે પરંતુ સદાય રહેનારી નેકીઓ બદલાની દ્રષ્ટિએ તારા પરવરદિગાર પાસે બેહતર છે, અને આશાની રૂએ ઉત્તમ છે.

وَيَوْمَ نُسَيِّرُ الْجِبَالَ وَتَرَى الْاَرْضَ بَارِزَةً ۙ وَّحَشَرْنٰهُمْ فَلَمْ نُغَادِرْ مِنْهُمْ اَحَدًا ﴿٤٧﴾

૪૮. અને જ્યારે અમે પર્વતોને તેમની જગ્યાએથી ઉડાવી દેશું અને તું જોઈશ કે કોમોની એક બીજા ઉપર ચઢાઈના પરિણામે પૃથ્વી સપાટ[૧૫] થઈ જશે, અને અમે તેમને ઘેરી એકઠા કરશું અને તેમનામાંથી એકને પણ પાછળ નહિ રહી જવા દઈએ.

وَعُرِضُوْا عَلٰى رَبِّكَ صَفًّا ؕ لَقَدْ جِئْتُمُوْنَا كَمَا خَلَقْنٰكُمْ اَوَّلَ مَرَّةٍ ۢ بَلْ زَعَمْتُمْ اَلَّنْ نَّجْعَلَ لَكُمْ مَّوْعِدًا ﴿٤٨﴾

૪૯. અને તેમને અલ્લાહ સામે હારબંધ ઊભા કરી કહેવામાં આવશે 'છેવટે તમે અમારી સામે તેવીજ હાલતમાં આવીજ ગયા છો જેવી હાલતમાં અમે તમને પ્રથમ પેદા કર્યા હતા. પરંતુ તમે ધાર્યું હતું કે તમને અપાયેલા અમારા વાયદાને પૂરો કરવાનો સમય અમે નક્કી નથી કર્યો.'

وَوُضِعَ الْكِتٰبُ فَتَرَى الْمُجْرِمِيْنَ مُشْفِقِيْنَ مِمَّا فِيْهِ وَيَقُوْلُوْنَ يٰوَيْلَتَنَا مَالِ هٰذَا الْكِتٰبِ لَا يُغَادِرُ صَغِيْرَةً وَّلَا كَبِيْرَةً اِلَّاۤ اَحْصٰىهَا ۚ وَوَجَدُوْا مَا عَمِلُوْا حَاضِرًا ؕ وَلَا يَظْلِمُ رَبُّكَ اَحَدًا ﴿٤٩﴾ ع

૫૦. અને તેમની કરણીના લેખો તેમની સામે ધરવામાં આવશે અને તું જોઈ લઈશ કે તેમાં જે લખેલું હશે તેનાથી ગુનાહગારો કેટલા ભયભીત થશે; અને તેઓ કહેશે 'અફસોસ છે અમારા ઉપર! આ કેવા કર્મલેખ છે. એક નાનકડી વસ્તુ પણ નથી છોડી ન મોટી, સર્વની નોંધ તેમાં કરવામાં આવી છે. અને તેમણે જે કર્યું હશે તે (સઘળું) તેમની આંખો સામે આવી જશે, અને તારો પરવરદિગાર કોઈના ઉપર ઝૂલ્મ નથી કરતો. (રુકૂઅ-૬)

وَاِذْ قُلْنَا لِلْمَلٰٓئِكَةِ اسْجُدُوْا لِاٰدَمَ فَسَجَدُوْۤا اِلَّاۤ اِبْلِيْسَ ؕ كَانَ مِنَ الْجِنِّ فَفَسَقَ عَنْ اَمْرِ رَبِّهٖ ؕ

૫૧. અને (તે સમયનો વિચાર કરો) જ્યારે અમે ફરિશ્તાઓને કહ્યું 'આદમને સિજદો[૧૬] કરો, ત્યારે ઈબ્લીસ સિવાય સર્વેએ સિજદો કર્યો. તે જીનમાંનો

---

૧૫. જેમ જળભંડારોથી પ્રવાહો અટકી જતાં નદી નાળાઓમાં પાણી સુકાઈ જાય છે તેવી રીતે અલ્લાહ સાથે સંબંધ તૂટી જવાથી રૂહાની ને'મતોનો સંબંધ પડી ભાંગે છે અને ઈન્સાનને રૂહની પોષણ નથી મળતું.

૧૬. અહીં અરબી શબ્દ 'હશરનાહુમ' ઉપયોગમાં લેવાયો છે જેનો આ અર્થ છે કે 'તેઓ એક બીજા સામે વ્યુહરચનામાં ગોઠવાઈ ભયંકર અંજામ સુધી લડશે!'

أَفَتَتَّخِذُونَهُ وَذُرِّيَّتَهُ أَوْلِيَاءَ مِن دُونِي وَهُمْ لَكُمْ عَدُوٌّ ۚ بِئْسَ لِلظَّالِمِينَ بَدَلًا ﴿٥١﴾

હતો, અને તેણે પોતાના સર્જનહરની નાફરમાની કરી. તો શું તમે મને છોડી તેને તથા તેની સંતાનને પોતાના દોસ્ત બનાવશો જ્યારે કે તેઓ તમારા દુશ્મન છે? ઝાલિમોનું (માઅબૂદ) બદલવું બેહદ બૂરૂં છે.

مَا أَشْهَدتُّهُمْ خَلْقَ السَّمَاوَاتِ وَالْأَرْضِ وَلَا خَلْقَ أَنفُسِهِمْ وَمَا كُنتُ مُتَّخِذَ الْمُضِلِّينَ عَضُدًا ﴿٥٢﴾

૫૨. મેં આકાશો તથા પૃથ્વીના સર્જનના તેમને સાક્ષી નથી બનાવ્યા. અને ન તેમને ખુદને પેદા કરવા સમયે પણ, ન તો (લોકોને) બહેકાવનારાઓને હું મારા મદદગાર બનાવું છું.

وَيَوْمَ يَقُولُ نَادُوا شُرَكَائِيَ الَّذِينَ زَعَمْتُمْ فَدَعَوْهُمْ فَلَمْ يَسْتَجِيبُوا لَهُمْ وَجَعَلْنَا بَيْنَهُم مَّوْبِقًا ﴿٥٣﴾

૫૩. અને (યાદ રાખો) તે દિવસે અલ્લાહ કહેશે 'હવે તેને પુકારો જેને તમે મારો શરીક ઠરાવતા હતા.' પછી તેઓ તેમને પુકારશે, પરંતુ તેઓ જવાબ નહિ આપે; અને અમે તેમની વચ્ચે એક આડ ઊભી કરી દેશું.

وَرَأَى الْمُجْرِمُونَ النَّارَ فَظَنُّوا أَنَّهُم مُّوَاقِعُوهَا وَلَمْ يَجِدُوا عَنْهَا مَصْرِفًا ﴿٥٤﴾ ع

૫૪. અને ગુનાહગારો આગને જોતાંજ સમજી જશે કે તેઓ તેમાં પડવાના છે; અને તેમાંથી છટકવાનો કોઈ રસ્તો તેમને નહિ મળે. (રુકૂઅ-૭)

وَلَقَدْ صَرَّفْنَا فِي هَٰذَا الْقُرْآنِ لِلنَّاسِ مِن كُلِّ مَثَلٍ ۚ وَكَانَ الْإِنسَانُ أَكْثَرَ شَيْءٍ جَدَلًا ﴿٥٥﴾

૫૫. અને અમે માનવજાતિના લાભ માટે કુરઆનમાં દાખલાઓનું અનેક રીતોથી વર્ણન કર્યું છે, પરંતુ સર્વ સર્જનોમાંથી ઈન્સાન સૌથી વધુ કજીયાખોર છે.

وَمَا مَنَعَ النَّاسَ أَن يُؤْمِنُوا إِذْ جَاءَهُمُ الْهُدَىٰ وَيَسْتَغْفِرُوا رَبَّهُمْ إِلَّا أَن تَأْتِيَهُمْ سُنَّةُ الْأَوَّلِينَ أَوْ يَأْتِيَهُمُ الْعَذَابُ قُبُلًا ﴿٥٦﴾

૫૬. જ્યારે તેમના તરફ હિદાયત આવે છે ત્યારે તેના ઉપર ઈમાન લાવવાથી અને પોતાના પાલનહારની ક્ષમા માગવાથી તેમને કોઈ વાતે નથી રોકયા, સિવાય કે પહેલાંના લોકો જેવી હાલત તેમના ઉપર પણ આવે અથવા તેમને અઝાબનો સામનો થાય.

وَمَا نُرْسِلُ الْمُرْسَلِينَ إِلَّا مُبَشِّرِينَ وَمُنذِرِينَ ۚ وَيُجَادِلُ الَّذِينَ كَفَرُوا بِالْبَاطِلِ لِيُدْحِضُوا بِهِ الْحَقَّ ۖ وَاتَّخَذُوا آيَاتِي وَمَا أُنذِرُوا هُزُوًا ﴿٥٧﴾

૫૭. અને અમે રસૂલોને માત્ર ખુશખબર આપનાર અને ચેતવનાર બનાવીને મોકલીએ છીએ. અને ઈમાન ન લાવનારાઓ અસત્યના હથિયારથી સત્યનું ખંડન કરવાના ધમપછાડા કરે છે. અને મારા નિશાનો તથા મારી ચેતવણીઓને તેઓ મશ્કરી બનાવી લે છે.

وَمَنْ أَظْلَمُ مِمَّن ذُكِّرَ بِآيَاتِ رَبِّهِ فَأَعْرَضَ عَنْهَا وَنَسِيَ مَا قَدَّمَتْ يَدَاهُ ۚ إِنَّا جَعَلْنَا عَلَىٰ قُلُوبِهِمْ

૫૮. અને તેનાથી વધુ ઝાલિમ કોણ થઈ શકે છે કે જેને તેના રબની આયતો વડે ઉપદેશ આપવામાં આવતો હોય પણ તે તેનાથી મુખ ફેરવી લે. અને જે પોતાના હાથે આગળ મોકલાવ્યું છે તેને ભૂલી જાય? બેશક, અમે તેમના મન ઉપર પરદા ઢાંકી દીધા છે

أَكِنَّةً أَن يَفْقَهُوهُ وَفِي آذَانِهِمْ وَقْرًا ۖ وَإِن تَدْعُهُمْ إِلَى الْهُدَىٰ فَلَن يَهْتَدُوا إِذًا أَبَدًا ﴿٥٨﴾

જેથી તેઓ કંઈ ગ્રહણ નથી કરી શકતા, અને તેમના કાનોમાં બહેરાપણું (નાખ્યું છે), અને તું તેમને હિદાયત તરફ બોલાવીશ (પણ) તેઓ કદાપિ તેને સ્વીકારશે નહિ.

وَرَبُّكَ الْغَفُورُ ذُو الرَّحْمَةِ ۖ لَوْ يُؤَاخِذُهُم بِمَا كَسَبُوا لَعَجَّلَ لَهُمُ الْعَذَابَ ۚ بَل لَّهُم مَّوْعِدٌ لَّن يَجِدُوا مِن دُونِهِ مَوْئِلًا ﴿٥٩﴾

૫૯. અને તારો પરવરદિગાર બહુજ ક્ષમાવંત છે, દયાનિધિ છે. જો તે તેમની બદઆમાલીના કારણે તેમની પકડ કરવા ચાહત, તો ખરેખર તેમને અઝાબમાં એકદમ ઝડપી લેત. પરંતુ તેમનો સમય મુકર્રર થએલો છે જેમાંથી છટકવાનો તેમના માટે કોઈ રસ્તો નથી.

وَتِلْكَ الْقُرَىٰ أَهْلَكْنَاهُمْ لَمَّا ظَلَمُوا وَجَعَلْنَا لِمَهْلِكِهِم مَّوْعِدًا ﴿٦٠﴾

૬૦. અને આ વસ્તીઓ જ્યારે ઝાલિમ બની ગઈ હતી અમે તેમને નાબૂદ કરી નાખી. તેમના સર્વનાશનો સમય અમે (પહેલેથી) નક્કી કરી રાખ્યો હતો. (રુકૂઅ-૮)

وَإِذْ قَالَ مُوسَىٰ لِفَتَاهُ لَا أَبْرَحُ حَتَّىٰ أَبْلُغَ مَجْمَعَ الْبَحْرَيْنِ أَوْ أَمْضِيَ حُقُبًا ﴿٦١﴾

૬૧. અને (તે સમયને યાદ કરો) જ્યારે મૂસાએ પોતાના નવજવાન (હમસફર)ને કહ્યું 'હું મુસાફરીથી અટકીશ નહિ જ્યાં સુધી બન્ને સમુદ્રોના સંગમની જગ્યાએ ન પહોંચી જાઉં, ચાહે મને વર્ષો સુધી[૧૭] ચાલવું પડે.'

---

૧૭. આ અરબીનો શબ્દ 'હુકૂબ' છે જે 'હુકબાહ'નું બહુ વચન છે. આ શબ્દનો અર્થ 'લાંબો સમય' 'અમર્યાદિત ગાળો' એક લાંબી ઉંમર અથવા સાધારણ રૂઢી પ્રયોગોમાં પ્રચલિત 'સિત્તરે વર્ષનો ગાળો' કહી શકાય અથવા તેનાથી પણ લાંબો સમય થાય છે. (લેન એન્ડ મૂફરાદાત)

હઝરત મૂસા (અ)નો આ પ્રવાસ 'ઈસરા' અને આંહઝરત સ.અ.સ.નો યરૂશલેમનો પ્રવાસ 'ઈસરા' બન્ને એકજ પ્રકારના પ્રવાસો છે. આ પ્રવાસોમાં તેમણે દૈહિક સફર કર્યા હોવાના કોઈ ચિન્હો જાહેર નથી થતા, પરંતુ તે એક રૂહાની (આત્મિક) અનુભવ હતો જેમાં ભવિષ્યમાં ઉપસ્થિત થનારી એક મહાન પરિસ્થિતિની આગાહી હતી. હઝરત મૂસા (અ)ની રૂહે પોતાના પાર્થિવ શરીર વગર એક રૂહાની મુસાફરી કરી હતી જેની સાબિતીમાં કુરઆન મજીદની દલીલો તથા બાઈબલના આધાર ઉપર નીચે કરવામાં આવેલી વિગતો ઉપર વિચાર કરતાં સર્વ હકીકત ખુલી જાય છે.

(૧) ઈસાઈઓનો એવો દાવો છે કે હઝરત મૂસા (અ)ના જીવનની કોઈ પણ એવી ઘટના નથી જેનું વર્ણન બાઈબલમાં ન થયું હોય, એવી કોઈ બાબત નથી જે બાઈબલથી બહાર રહી ગઈ હોય. જો તે ખરૂં હોય તો આ અદભૂત અને અપૂર્વ ઘટનાનો ઉલ્લેખ તો શું સંકેત સુદ્ધા પણ બાઈબલમાં જોવામાં આવતો નથી!

(૨) બાઈબલમાં હઝરત મૂસા(અ)ના મદયન તરફના એકજ પ્રવાસનો ઉલ્લેખ છે. કુરઆન મજીદમાં પણ તેનો ઉલ્લેખ છે પરંતુ તેમાં તેમના સાથીનું વર્ણન કરવામાં નથી આવ્યું. જેથી આ પ્રવાસ અને ઈસરા બન્ને જુદા જુદા સફર છે એવું સાબિત થાય છે.

فَلَمَّا بَلَغَا مَجْمَعَ بَيْنِهِمَا نَسِيَا حُوتَهُمَا فَاتَّخَذَ سَبِيلَهُ فِي الْبَحْرِ سَرَبًا ﴿٦٢﴾

૬૨. પરંતુ જ્યારે તેઓ બે સમુદ્રોના સંગમ ઉપર પહોંચ્યા અને તેમણે માછલી વિશે ગફલત કરી જેથી માછલી ઊછળીને સમુદ્રમાં જઈ પડી.[૧૮]

فَلَمَّا جَاوَزَا قَالَ لِفَتَاهُ آتِنَا غَدَاءَنَا لَقَدْ لَقِينَا مِنْ سَفَرِنَا هَٰذَا نَصَبًا ﴿٦٣﴾

૬૩. પછી જ્યારે તેઓ આગળ ચાલ્યા, તો તેણે પોતાના સાથીને કહ્યું 'આપણું ભાથું કાઢ. ખરેજ આજની સફરમાં આપણે બહુજ થાકી ગયા છીએ.'

قَالَ أَرَأَيْتَ إِذْ أَوَيْنَا إِلَى الصَّخْرَةِ فَإِنِّي نَسِيتُ الْحُوتَ وَمَا أَنْسَانِيهُ إِلَّا الشَّيْطَانُ أَنْ أَذْكُرَهُ وَاتَّخَذَ سَبِيلَهُ فِي الْبَحْرِ عَجَبًا ﴿٦٤﴾

૬૪. તેણે જવાબમાં કહ્યું 'લે જોઈ લે, જ્યારે આપણે પથ્થર પાસે વિસામો લેવા બેઠા ત્યારે મને માછલીનું ધ્યાન ન રહ્યું અને તને કહેવાથી શયતાને મને ભૂલાવી દીધો કે તે સમુદ્રમાં સરકી[૧૮] ગઈ હતી.'

قَالَ ذَٰلِكَ مَا كُنَّا نَبْغِ فَارْتَدَّا عَلَىٰ آثَارِهِمَا قَصَصًا ﴿٦٥﴾

૬૫. મૂસાએ કહ્યું, 'આ'જ જગ્યા છે જેને આપણે શોધી રહ્યા હતા?' પછી બન્ને પોતાના પગલાના નિશાન ઉપર પાછા ફર્યા.

فَوَجَدَا عَبْدًا مِنْ عِبَادِنَا آتَيْنَاهُ رَحْمَةً مِنْ عِنْدِنَا وَعَلَّمْنَاهُ مِنْ لَدُنَّا عِلْمًا ﴿٦٦﴾

૬૬. પછી તેમને અમારા એક બંદાનો ભેટો થયો જેના ઉપર અમે અમારી રહેમત ઊતારી હતી અને જેને અમે અમારું (વિશેષ) ઇલ્મ અર્પણ કર્યું હતું.

قَالَ لَهُ مُوسَىٰ هَلْ أَتَّبِعُكَ عَلَىٰ أَنْ تُعَلِّمَنِ مِمَّا عُلِّمْتَ رُشْدًا ﴿٦٧﴾

૬૭. મૂસાએ તેને કહ્યું 'હું તારી સાથે રહેવા ચાહું છું કે તારા મેળવેલા ઇલ્મમાંથી[૧૯] તું મને (કંઈક) શીખવે.'

قَالَ إِنَّكَ لَنْ تَسْتَطِيعَ مَعِيَ صَبْرًا ﴿٦٨﴾

૬૮. તેણે જવાબ આપ્યો 'તું મારી સાથે સબ્ર નહિ રાખી શકે.

وَكَيْفَ تَصْبِرُ عَلَىٰ مَا لَمْ تُحِطْ بِهِ خُبْرًا ﴿٦٩﴾

૬૯. 'અને જે વસ્તુનું તને જ્ઞાન નહિ હોય તેના વિશે તું ધીરજ કેમ રાખી શકીશ?'

قَالَ سَتَجِدُنِي إِنْ شَاءَ اللَّهُ صَابِرًا وَلَا أَعْصِي لَكَ

૭૦. મૂસાએ કહ્યું 'અગર અલ્લાહ ચાહશે તો તું મને સહનશીલ પામીશ અને હું તારા કોઈ હુકમની

---

(૩) આ ('ઈસરા'ના સફરની) આયતમાં 'મજ્જમઅલ બેહરેઈન' (બે સમુદ્રોના સંગમ)નું વર્ણન આવે છે તે નામનું કોઈ સ્થળ હઝરત મૂસા (અ)ના રહેઠાણના નજીકમાં હોય જ્યાં તેઓ તે સ્થળે સહેલાઈથી પહોંચી શકયા હોય તેવું જણાતું નથી. આવા સ્થળો દૂર દેશોમાં એકથી વધુ છે, દા.ત. રાતા સમુદ્ર તથા હિંદી મહાસાગરનું સંગમ, ભૂમધ્ય (મેડીટેરેનીયન) સમુદ્ર અને મરમારા અને અલબેહરેનનું સંગમ જે પરશીયન અખાત પાસે હિંદી મહાસાગરને જઈ મળે છે. જો આ સ્થળોને 'મજમઅલ બેહરેન' માની લઈએ તો હઝરત મૂસા (અ) માટે તૂર પર્વત ઉપર અલ્લાહની મુલાકાતના દાખલા પછી પોતાની કોમને આટલી લાંબી સફર માટે લાંબા સમય સુધી રેઢી મુકી હઝાર માઈલની મુસાફરી કરવી મોટું સાહસ હતું. પોતાની કોમથી લાંબા સમય માટે દૂર રહી ફરીવાર પરિસ્થિતિ બગાડવી તેમના માટે હિતકર ન હતું.

સારાંશે આ 'મજ્જમલ બેહરેન'નો ઈશારો બે પંથો' 'ઈસાઈઅત તથા 'ઈસ્લામ' તરફ છે.

૧૮. સદાચારો અને અલ્લાહની બંદગી દુનિયામાંથી અદ્રશ્ય થઈ જશે.

૧૯. અહીં હઝરત મૂસા (અ)એ અલ્લાહના બંદાથી પોતાને ઓછું જ્ઞાન છે તેનો સ્વીકાર કર્યો છે જેનો

أَمْرًا ﴿٧٠﴾

નાફરમાનીનહિ કરું.

قَالَ فَإِنِ اتَّبَعْتَنِي فَلَا تَسْأَلْنِي عَنْ شَيْءٍ حَتَّىٰ أُحْدِثَ لَكَ مِنْهُ ذِكْرًا ﴿٧١﴾

૭૧. તેણે કહ્યું 'વારૂ, મારા સાથ દરમિયાન તારે મને કોઈ વસ્તુ વિશે સવાલ કરવો નહિ, જ્યાં સુધી કે હું પોતેજ તને કોઈ હકીકત ન જણાવું.' (રુકૂઅ-૯)

فَانْطَلَقَا حَتَّىٰ إِذَا رَكِبَا فِي السَّفِينَةِ خَرَقَهَا ۖ قَالَ أَخَرَقْتَهَا لِتُغْرِقَ أَهْلَهَا لَقَدْ جِئْتَ شَيْئًا إِمْرًا ﴿٧٢﴾

૭૨. પછી બન્ને ચાલી નીકળ્યા અને જ્યારે તેઓ એક હોડીમાં બેઠા ત્યારે તેણે હોડીની તળમાં એક કાણું[20] પાડયું. મૂસાએ કહ્યું, 'શું તેં આ કાણું સવારોને ડૂબાડી દેવા માટે પાડયું છે? ખરેજ, તેં આ બહુજ બૂરું કામ કર્યું છે.'

قَالَ أَلَمْ أَقُلْ إِنَّكَ لَنْ تَسْتَطِيعَ مَعِيَ صَبْرًا ﴿٧٣﴾

૭૩. તેણે જવાબ આપ્યો, 'મેં તને કહ્યું ન હતું કે તું મારી સાથે સબ્ર નહિ રાખી શકે?'

قَالَ لَا تُؤَاخِذْنِي بِمَا نَسِيتُ وَلَا تُرْهِقْنِي مِنْ أَمْرِي عُسْرًا ﴿٧٤﴾

૭૪. મૂસાએ કહ્યું, 'મારી આ ભૂલ માટે મને ન પકડ, અને મારા આ દોષ માટે મારી સાથે સખ્તી ન કર (મને માફ કર)'

فَانْطَلَقَا حَتَّىٰ إِذَا لَقِيَا غُلَامًا فَقَتَلَهُ قَالَ أَقَتَلْتَ نَفْسًا زَكِيَّةً بِغَيْرِ نَفْسٍ لَقَدْ جِئْتَ شَيْئًا نُكْرًا ﴿٧٥﴾

૭૫. પછી તેઓ ત્યાંથી આગળ ચાલી નીકળ્યા અને રસ્તામાં તેમને એક બાળક[21] સાથે ભેટો થયો જેને તેણે જાનથી મારી નાખ્યો. મૂસાએ કહ્યું 'તેં આ નિર્દોષ બાળકનો (તેના કોઈ અપરાધ વગર) જીવ લીધો છે, ખરેખર તેં આ બહુજ અધમકૃત્ય કર્યું છે!'

قَالَ أَلَمْ أَقُلْ لَكَ إِنَّكَ لَنْ تَسْتَطِيعَ مَعِيَ صَبْرًا ﴿٧٦﴾

૭૬. તેણે કહ્યું 'શું મેં તને કહ્યું નહતું કે તું મારી સાથે રહી સબ્ર નહિ કરી શકે?

قَالَ إِنْ سَأَلْتُكَ عَنْ شَيْءٍ بَعْدَهَا فَلَا تُصَاحِبْنِي ۖ قَدْ بَلَغْتَ مِنْ لَدُنِّي عُذْرًا ﴿٧٧﴾

૭૭. મૂસાએ કહ્યું, 'જો હવે પછી હું કોઈપણ વસ્તુ વિશે તને સવાલ કરું તો તું મને તારી સાથે રાખજે નહિ. ત્યારે મેં તને તેમ કરવા માટે પૂરતું કારણ આપ્યું હશે.'

---

અર્થ એવો થાય છે કે (અલ્લાહના બંદા) આંહઝરત સ.અ.સ. હઝરત મૂસા (અ)થી શ્રેષ્ઠ શરીયત લાવનારા હશે.

૨૦. આ પછીની સર્વ આયતોમાં હઝરત મૂસા (અ)ના 'ઈસરા' (રાતની રૂહાની સફર)નો ઉલ્લેખ છે. જો કે આ આયતથી હઝરત મૂસા (અ)એ સ્વપ્નમાં જોએલા બનાવોની શરૂઆત થાય છે. 'કાણું પાડવાનો' ભાવાર્થ એવો થાય છે કે 'આંહઝરત સ.અ.સ. હોડીમાં કાણું પાડશે' જે સ્વપ્નની ભાષામાં દુનિયાની દૌલત છે, કે આપ(સ) અમુક લોકોના હાથમાં ભેગી થયેલી દૌલતને છુટી કરાવી માનવસમાજમાં તેની યોગ્ય વહેંચણી કરશે અને તે દૌલત ફરી સંગ્રહ નહિ થવા દે.

૨૧. બાળકનો અર્થ 'નાસમજ' 'અજ્ઞાન ' છે. જેનો ભાવાર્થ અણસમજુ નાદાન કોમ છે. અહીં 'અલ્લાહના નેક બંદા'ના હાથે બાળકનું મૃત્યુ નીપજવવાનો અર્થ એક મહાપુરુષના સત્ય મઝહબ લાવવાના પરિણામે તે જડ માન્યતાનો અજ્ઞાનતાના યુગનો અંત આવી જશે, જેની સ્થાપના કરનારા તો સદાચારી હતા પરંતુ લોકો પોતાની બદઆમાલીના કારણે પોતાના પૂર્વજોને બદનામ કરશે. સારાંશે ઈસ્લામનો ઉદય થતાંજ જડ માન્યતાવાળા મઝહબોના અંત આવી જશે, તેમનું રૂહાની મૃત્યુ નીપજશે.

فَانْطَلَقَا حَتّٰٓى اِذَآ اَتَيَآ اَهْلَ قَرْيَةِ ِۨاسْتَطْعَمَآ اَهْلَهَا فَاَبَوْا اَنْ يُّضَيِّفُوْهُمَا فَوَجَدَا فِيْهَا جِدَارًا يُّرِيْدُ اَنْ يَّنْقَضَّ فَاَقَامَهٗ ؕ قَالَ لَوْ شِئْتَ لَتَّخَذْتَ عَلَيْهِ اَجْرًا ﴿٧٨﴾

૭૮. પછી તેઓ ત્યાંથી ચાલી નીકળ્યા અને એક વસ્તીમાં પહોંચ્યા જ્યાં તેમણે લોકો પાસેથી ખાવા માટે માગ્યું, પરંતુ તેમની મહેમાન નવાઝી કરવાનો તેમણે ઈન્કાર કર્યો. અને ત્યાં તેમણે (જીર્ણ થયેલી) પડી જવાની હાલતમાં એક દીવાલ જોઈ, જેને તેણે સમારી[૨૨] દીધી. (મૂસાએ) કહ્યું, 'જો તું ચાહતો હોત તો આ કામનું વળતર લઈ શકતો હતો.'

قَالَ هٰذَا فِرَاقُ بَيْنِيْ وَبَيْنِكَ ۚ سَاُنَبِّئُكَ بِتَاْوِيْلِ مَا لَمْ تَسْتَطِعْ عَّلَيْهِ صَبْرًا ﴿٧٩﴾

૭૯. તેકે કહ્યું 'મારા અને તારા વચ્ચે હવે અલગ થવાનો સમય આવી પહોંચ્યો છે. જે વાત ઉપર તું ધીરજ નથી રાખી શકતો તેની કહીકત હું હવે તને સમજાવી દઉં:

اَمَّا السَّفِيْنَةُ فَكَانَتْ لِمَسٰكِيْنَ يَعْمَلُوْنَ فِى الْبَحْرِ فَاَرَدْتُّ اَنْ اَعِيْبَهَا وَكَانَ وَرَآءَهُمْ مَّلِكٌ يَّاْخُذُ كُلَّ سَفِيْنَةٍ غَصْبًا ﴿٨٠﴾

૮૦. 'જે પેલી હોડકી હતી તે સમુદ્રમાં કામ કરનારા અમુક ગરીબ લોકોની હતી જેને મેં નિરુપયોગી બનાવી દેવા ચાહ્યું કારણ કે તેની પાછળ એક રાજા પડયો હતો જે દરેક હોડીને પરાણે જપ્ત કરી લેતો હતો.

وَاَمَّا الْغُلٰمُ فَكَانَ اَبَوٰهُ مُؤْمِنَيْنِ فَخَشِيْنَآ اَنْ يُّرْهِقَهُمَا طُغْيَانًا وَّكُفْرًا ۚ ﴿٨١﴾

૮૧. હવે રહ્યો તે બાળક[૨૩] જેના માતાપિતા ઈમાનદાર હતા, અને અમને ભય હતો કે ક્યાંક તે બાળક નાફરમાની તથા કુફ્ર દ્વારા તેમના ઉપર મુસીબત ન લઈ આવે.

فَاَرَدْنَآ اَنْ يُّبْدِلَهُمَا رَبُّهُمَا خَيْرًا مِّنْهُ زَكٰوةً وَّاَقْرَبَ رُحْمًا ﴿٨٢﴾

૮૨. 'માટે અમે ચાહ્યું કે તેમનો પાલનહાર બદલામાં તેમને વધુ પાકીઝા અને વધુ લાગણીશીલ (ઔલાદ) આપે.

وَاَمَّا الْجِدَارُ فَكَانَ لِغُلٰمَيْنِ يَتِيْمَيْنِ فِى الْمَدِيْنَةِ وَكَانَ تَحْتَهٗ كَنْزٌ لَّهُمَا وَكَانَ اَبُوْهُمَا صَالِحًا ۚ فَاَرَادَ رَبُّكَ اَنْ يَّبْلُغَآ اَشُدَّهُمَا وَيَسْتَخْرِجَا كَنْزَهُمَا ۖ رَحْمَةً مِّنْ رَّبِّكَ ۚ وَمَا فَعَلْتُهٗ عَنْ اَمْرِيْ ؕ ذٰلِكَ تَاْوِيْلُ مَا لَمْ تَسْطِعْ عَّلَيْهِ صَبْرًا ؕ ﴿٨٣﴾

૮૩. 'અને આ દીવાલ તે વસ્તીના બે યતીમ બાળકોની[૨૪] હતી જેની નીચે તેમની મિલકત દાટેલી છે. તેમનો પિતા એક પરહેજગાર ઈન્સાન હતો. માટે સર્જનહારે ચાહ્યું કે તેઓ પોતાની પુખ્ત વયે પહોંચીને તે દૌલત પોતેજ ખોદી કાઢે. આ તો તારા પરવરદિગાર તરફથી એક રહેમત હતી અને મેં મારા પોતાના તરફથી કંઈ નથી કર્યું. આ તે હકીકતનો ખુલાસો છે જેની બાબતમાં તું સબ્ર ન કરી શકયો.' (રુકૂઅ-૧૦)

وَيَسْـَٔلُوْنَكَ عَنْ ذِى الْقَرْنَيْنِ ؕ قُلْ سَاَتْلُوْا عَلَيْكُمْ مِّنْهُ ذِكْرًا ؕ ﴿٨٤﴾

૮૪. અને તેઓ તને ઝૂલકરનેન વિશે પૂછે છે, તો તેમને કહે 'હું તેના વિશે તમને (થોડુંક) જણાવું છું.'

---

૨૨. દટાયેલા ખઝાના ઉપર દીવાલ ચણી. આનો ભાવાર્થ ઈસ્લામનો રૂહાની ખઝાનો છે.

૨૩. આયત નં.૭૫નું વિવરણ જુઓ.

૨૪. આ બે અનાથ બાળકો હઝરત મૂસા (અ) તથા હઝરત ઈસા(અ)છે અને તેમના પિતા હઝરત ઈબ્રાહીમ (અ) છે, અને દટાયેલી દૌલત કુરઆને મજીદમાં સુરક્ષીત રાખવામાં આવી.

૮૫. અમે તેને ધરતીમાં સત્તા આપી હતી અને તેને સફળતાના પ્રત્યેક સાધનો આપ્યા હતા.

૮૬. પછી એક (ખાસ) રસ્તે પડયો.

૮૭. 'ત્યાં સુધી કે તે સૂર્યાસ્ત થવાના સ્થળે[(૨૫)] આવી પહોંચ્યો, જ્યાં તેણે સૂર્યને એક કાદવથી ભરેલા સરોવરમાં ડૂબતો જોયો. અહીં તેને એક કોમ સાથે મુકાબલો થયો. અમે કહ્યું, 'હે ઝૂલકરનેન, તને પૂરો અધિકાર છે, જો તું ચાહે તો આ લોકોને સઝા આપ અથવા તેમની સાથે ભલાઈ કર.'

૮૮. તેણે કહ્યું, 'જે કોઈ નાફરમાની કરશે, તેને અમે સઝા આપશું પછી તેના પાલનહાર[(૨૬)] સમક્ષ તેને પાછો ફેરવવામાં આવશે ત્યારે તે તેને સખત સઝા આપશે.

૮૯. 'અને જે ઈમાન લાવી સદાચારો કરશે તે ભલો બદલો મેળવશે, અને અમે તેમની સાથે સારો વર્તાવ કરશું.'

૯૦. ફરી તે (બીજા) માર્ગ તરફ વળ્યો.

૯૧. જ્યાં સુધી કે તે સૂર્યોદયની[(૨૭)] હદ ઉપર આવી પહોંચ્યો. અહીં તેણે લોકો ઉપર સૂર્ય તપતો જોયો. (ગરમીથી) તેમના બચાવ માટે અમે કોઈ છાયો ન રાખ્યો હતો.

إِنَّا مَكَّنَّا لَهُ فِي الْأَرْضِ وَآتَيْنَاهُ مِن كُلِّ شَيْءٍ سَبَبًا ﴿٨٥﴾

فَأَتْبَعَ سَبَبًا ﴿٨٦﴾

حَتَّىٰ إِذَا بَلَغَ مَغْرِبَ الشَّمْسِ وَجَدَهَا تَغْرُبُ فِي عَيْنٍ حَمِئَةٍ وَوَجَدَ عِندَهَا قَوْمًا ۗ قُلْنَا يَا ذَا الْقَرْنَيْنِ إِمَّا أَن تُعَذِّبَ وَإِمَّا أَن تَتَّخِذَ فِيهِمْ حُسْنًا ﴿٨٧﴾

قَالَ أَمَّا مَن ظَلَمَ فَسَوْفَ نُعَذِّبُهُ ثُمَّ يُرَدُّ إِلَىٰ رَبِّهِ فَيُعَذِّبُهُ عَذَابًا نُّكْرًا ﴿٨٨﴾

وَأَمَّا مَنْ آمَنَ وَعَمِلَ صَالِحًا فَلَهُ جَزَاءً الْحُسْنَىٰ ۖ وَسَنَقُولُ لَهُ مِنْ أَمْرِنَا يُسْرًا ﴿٨٩﴾

ثُمَّ أَتْبَعَ سَبَبًا ﴿٩٠﴾

حَتَّىٰ إِذَا بَلَغَ مَطْلِعَ الشَّمْسِ وَجَدَهَا تَطْلُعُ عَلَىٰ قَوْمٍ لَّمْ نَجْعَل لَّهُم مِّن دُونِهَا سِتْرًا ﴿٩١﴾

---

૨૫. આ સૂર્યાસ્ત થવાનું સ્થળ એશીયાની હદ ઉપર આવેલો કાળો સમુદ્ર છે. જે સમ્રાટ સાઈરસના સામ્રાજ્યની હદ હતી.

ઝુલકરનેન મીડિયા અને પરશિયાના એક બળવાન રાજાનું ગુણાત્મક નામ હતું જે રાજા સાઈરસને લાગુ પડે છે. કુરઆને મજીદ તે રાજાની ચાર નિશાનીઓ બતાવે છે. (૧) તે બળવાન પરગજુ તથા ન્યાયી રાજા હતો, (૨) તે અલ્લાહનો ફરમાંબરદાર બંદો હતો અને તેને ઉપર દિવ્ય ફરમાનો મળતા હતા. (૩) તે પરાક્રમી હતો. તેણે પશ્ચિમ તરફ કૂચ કરી હતી, જ્યાં સૂર્ય એક કાદવથી ભરેલા પાણીમાં અદ્રશ્ય થતો હતો. બાદમાં તે પૂર્વ તરફ વળ્યો અને વિશાળ ધરતી ઉપર પોતાનો અધિકાર જમાવ્યો. (૪) તે કાર્યકુશળ હતો. એક હિંસક પ્રજાના દેશમાં ગયો, અને જ્યાં યાજૂજ તથા માજૂજે ધોરી રસ્તાઓ બાંધ્યા હતા ત્યાં તેણે એક આડ ઊભી કરી એકબીજાની હદ વટાવી કરવામાં આવતા આક્રમણોને રોકી દીધા હતા. (હિસ્ટ્રી ઓફ ધ વર્લ્ડ 'સાઈરસ')

૨૬. સાઈરસ મૃત્યુ બાદની ઝિંદગીમાં વિશ્વાસ રાખતો હતો, અને તે ઝોરાસ્ટર (જરથોસ્ત)ને માનતો હતો. દુનિયામાં આજ દિવસ સુધી જેટલા પણ મઝહબો આવ્યા છે તે સર્વ મઝહબોએ આવનારા જીવનને આ જીવન ઉપર પસંદ કરવા ઉપર ભાર મૂકયો છે. (જયુઝ અને સાઈકલોપીડીઆ વો.૪ પાના. ૪૦૪)

૨૭. સાઈરસના અધિકારમાં અને અફગાનીસ્તાનની પૂર્વમાં આવેલો આ દેશ બલુચિસ્તાન છે જેમાં ઝાડપાન વૃક્ષ વન વિહોણો વિશાળ પ્રદેશ સૂર્યની ગરમીથી ધીખતો રહે છે.

૯૨. એવી જ રીતે, ખરેખર, જે કંઈ તેની પાસે હતું તે અમારાથી અજાણ્યું ન હતું.

كَذٰلِكَ ۚ وَقَدْ اَحَطْنَا بِمَا لَدَيْهِ خُبْرًا ﴿٩٢﴾

૯૩. પછી તે (એકબીજા) માર્ગ[૨૮] તરફ ચાલી નીકળ્યો.

ثُمَّ اَتْبَعَ سَبَبًا ﴿٩٣﴾

૯૪. જ્યારે તે બે પર્વતો વચ્ચેની ખુલ્લી જગ્યાએ પહોંચ્યો, ત્યાં તેણે એવા લોકોને જોયા જે એક શબ્દ પણ સમજતા ન હતા.[૨૯]

حَتّٰٓى اِذَا بَلَغَ بَيْنَ السَّدَّيْنِ وَجَدَ مِنْ دُوْنِهِمَا قَوْمًا ۙ لَّا يَكَادُوْنَ يَفْقَهُوْنَ قَوْلًا ﴿٩٤﴾

૯૫. તેમણે કહ્યું, 'હે ઝૂલકરનૈન, નિ:સંદેહ યાજૂજ[૩૦] અને માજૂજ ધરતીમાં ફિસાદ ફેલાવી રહ્યા છે; તો અમે તને તે શર્તે ખંડણી આપશું કે તું તેમની અને અમારી વચ્ચે કોઈ આડશરૂપ દીવાલ બનાવી દે!'

قَالُوْا يٰذَا الْقَرْنَيْنِ اِنَّ يَاْجُوْجَ وَمَاْجُوْجَ مُفْسِدُوْنَ فِي الْاَرْضِ فَهَلْ نَجْعَلُ لَكَ خَرْجًا عَلٰٓى اَنْ تَجْعَلَ بَيْنَنَا وَبَيْنَهُمْ سَدًّا ﴿٩٥﴾

૯૬. તેણે જવાબ આપ્યો 'મને મારા પાલનહારે જે સત્તા આપી છે તે (તમારી ખંડણીથી) બહેતર છે, તમે માત્ર તમારી મહેનતથી મારી સહાયતા કરો, હું તેમના અને તમારા વચ્ચે એક મજબૂત દીવાલ બાંધી આપીશ.'

قَالَ مَا مَكَّنِّيْ فِيْهِ رَبِّيْ خَيْرٌ فَاَعِيْنُوْنِيْ بِقُوَّةٍ اَجْعَلْ بَيْنَكُمْ وَبَيْنَهُمْ رَدْمًا ﴿٩٦﴾

૯૭. 'તમે મને લોખંડના કટકા લાવી આપો!' પછી જ્યારે બન્ને પર્વતો, વચ્ચેનો ભાગ તેણે પૂરાવી[૩૧] દીધો ત્યારે લોકોને કહ્યું '(ભઠ્ઠી) ધૂખાવો' અને તે (લોખંડ)ને અગ્નિમાં લાલ તપાવી લીધા પછી તેણે કહ્યું 'મને પીગળેલું તાંબુ લાવી આપો જે હું તેના ઉપર રેડું.'

اٰتُوْنِيْ زُبَرَ الْحَدِيْدِ ۗ حَتّٰٓى اِذَا سَاوٰى بَيْنَ الصَّدَفَيْنِ قَالَ انْفُخُوْا ۗ حَتّٰٓى اِذَا جَعَلَهٗ نَارًا ۙ قَالَ اٰتُوْنِيْٓ اُفْرِغْ عَلَيْهِ قِطْرًا ﴿٩٧﴾

૯૮. તે પછી તેઓ (યાજૂજ અને માજૂજ)ન તો તે (દીવાલને) ઓળંગી શકયા અને ન તેમાં ગાબડું પાડી શકયા.[૩૨]

فَمَا اسْطَاعُوْٓا اَنْ يَّظْهَرُوْهُ وَمَا اسْتَطَاعُوْا لَهٗ نَقْبًا ﴿٩٨﴾

૯૯. પછી તેણે કહ્યું, 'આ મારા પરવરદિગારની રહેમત છે. પરંતુ જ્યારે મારા પાલનહારનો વાયદો

قَالَ هٰذَا رَحْمَةٌ مِّنْ رَّبِّيْ ۚ فَاِذَا جَآءَ وَعْدُ رَبِّيْ

---

૨૮. સાઈરસની ત્રીજી ચડાઈનો દેશ પરશિયાની ઉત્તરમાં છે, જે કાસ્પીયન સમુદ્ર તથા કોકેશીયન પર્વતોની વચ્ચે આવેલો છે.

૨૯. આ સઘળા દેશોની ભાષા જુદી જુદી હતી જેથી તેઓ એકબીજાની ભાષા સમજી ન શકતા હતા.

૩૦. 'યાજૂજ' અને 'માજૂજ' આ બન્ને શબ્દો મૂળ શબ્દ અજજામાંથી નીકળ્યા છે. યાજૂન અર્થાત 'તીવ્ર ગતિ વાળો અને માજૂજ 'પ્રચંડ જવાળામાં પરિણમનારો' (લેન). આ ઉપમા પશ્ચિમના ઈસાઈ રાજ્યોને પણ બંધબેસતી છે જેમના વિજ્ઞાનશાસ્ત્રીઓએ આગ અને પાણીના મહાવિનાશક હથિયારોના સંશોધનો કરીને પૃથ્વી પર પોતાની સત્તા જમાવી છે.

૩૧. આ રક્ષણાત્મક પાળો કાસ્પીઅન તથા કોકેશીઅસ વચ્ચેના પ્રદેશની ખીણમાં બાંધવામાં આવ્યો હતો.

૩૨. તે બાદ ઉત્તરદિશામાંથી યાજૂજ માજૂજના હુમલા અટકી ગયા અને પરશીઅન સીમાઓ આ પાળા થકી સુરક્ષિત બની ગઈ.

પૂરો થવાનો સમય આવશે ત્યારે તે તેને તોડી ધૂળ ભેગી[૩૩] કરી નાખશે. બેશક, મારા પાલનહારનો વાયદો પૂરો થઈનેજ રહે છે.'

૧૦૦. અને તે દિવસે અમે તેમને એક બીજા ઉપર ચઢાઈ[૩૪] કરતા છોડી દેશું, અને (જ્યારે) સૂર બૂલંદ કરવામાં આવશે ત્યારે અમે તે સઘળાને એકઠા કરી લેશું.

૧૦૧. અને અમે તે દિવસે કાફરો સામે જહન્નમ ઊભી કરી દેશું—

૧૦૨. જે લોકોની આંખો આડે પરદો હતો અને તેઓ મારી ચેતવણીઓને સાંભળતા ન હતા. (રુકૂઅ-૧૧)

૧૦૩. છતાં શું કાફરો એમ સમજે છે કે મને છોડી તેઓ મારા બંદાઓને પોતાના કાર્યસાધક્ર બનાવી લેશે? બેશક, અમે કાફરોની મહેમાનનવાઝી (સ્વાગત) માટે જહન્નમ તૈયાર કરી રાખેલ છે.

૧૦૪. તું કહી દે, 'શું અમે તમને તે લોકોની હકીકતથી વાકેફ કરીએ જે પોતાની કરણીઓના પરિણામે મોટું નુકસાન ભોગવનારા છે?

૧૦૫. 'જેમની સઘળી મહેનત આ દુનિયાના[૩૫] જીવન પાછળ વેડફાઈ ગઈ, છતાં તેઓ એવું જ ધારી બેઠા છે કે તેઓ નેકીના કામો કરી રહ્યા છે.'

૧૦૬. આ તે લોકો છે જે પોતાના પરવરદિગારની આયતોનો અને તેની સાથે મુલાકાત થવાનો ઈન્કાર કરે છે, પરિણામે તેમની કરણી વ્યર્થ ગઈ અને કયામતના દિવસે અમે તેમનો કોઈ ધડો[૩૬] નહિ કરીએ.

૧૦૭. તેમનો બદલો છે જ જહન્નમ, કારણ કે

جَعَلَهٗ دَكَّآءَ ۚ وَكَانَ وَعْدُ رَبِّيْ حَقًّا ۝٩٩

وَتَرَكْنَا بَعْضَهُمْ يَوْمَئِذٍ يَّمُوْجُ فِيْ بَعْضٍ وَّنُفِخَ فِي الصُّوْرِ فَجَمَعْنٰهُمْ جَمْعًا ۝١٠٠

وَّعَرَضْنَا جَهَنَّمَ يَوْمَئِذٍ لِّلْكٰفِرِيْنَ عَرْضَا ۝١٠١

الَّذِيْنَ كَانَتْ اَعْيُنُهُمْ فِيْ غِطَآءٍ عَنْ ذِكْرِيْ وَكَانُوْا لَا يَسْتَطِيْعُوْنَ سَمْعًا ۝١٠٢

اَفَحَسِبَ الَّذِيْنَ كَفَرُوْٓا اَنْ يَّتَّخِذُوْا عِبَادِيْ مِنْ دُوْنِيْٓ اَوْلِيَآءَ ۭ اِنَّآ اَعْتَدْنَا جَهَنَّمَ لِلْكٰفِرِيْنَ نُزُلًا ۝١٠٣

قُلْ هَلْ نُنَبِّئُكُمْ بِالْاَخْسَرِيْنَ اَعْمَالًا ۝١٠٤

اَلَّذِيْنَ ضَلَّ سَعْيُهُمْ فِي الْحَيٰوةِ الدُّنْيَا وَهُمْ يَحْسَبُوْنَ اَنَّهُمْ يُحْسِنُوْنَ صُنْعًا ۝١٠٥

اُولٰۗىِٕكَ الَّذِيْنَ كَفَرُوْا بِاٰيٰتِ رَبِّهِمْ وَلِقَاۗىِٕهٖ فَحَبِطَتْ اَعْمَالُهُمْ فَلَا نُقِيْمُ لَهُمْ يَوْمَ الْقِيٰمَةِ وَزْنًا ۝١٠٦

ذٰلِكَ جَزَاۗؤُهُمْ جَهَنَّمُ بِمَا كَفَرُوْا وَاتَّخَذُوْٓا اٰيٰتِيْ

૩૩. આ આયતમાં તુર્કોની પડતી અને યૂરોપના ઈસાઈ રાજ્યોના પૂર્વમાં વિજય મેળવવા પ્રત્યે, સંકેત હોય તેની શકયતા છે.

૩૪. વર્તમાન સમયની આલમગીર સમસ્યા તથા તણાએલા વાતાવરણની આ એક ભવિષ્યવાણી હોય એવું આ આયતથી જણાય છે.

૩૫. દુનિયાના એશોઆરામમાં ફસાએલા લોકોના દિલોમાં અલ્લાહ માટે સ્થાન નથી હોતું.

૩૬. તેમને કોઈ મહત્વ નહિ આપવામાં આવે.

આંહઝરત સ.અ.સ.ના ફરમાન પ્રમાણે પહેલી દસ સૂરાહની તલાવત કરવાથી દજજાલથી રક્ષણ મળે છે. આ હકીકતથી સાબિત થાય છે કે દજજાલ તથા યાજૂજ- માજૂજ બે જુદી જુદી શકિતઓ નથી, પરંતુ બન્ને એકજ છે. પશ્ચિમના ઈસાઈ રાજ્યો ઈસલામના વિરોધમાં દજજાલની ભૂમિકા ભજવી રહ્યા છે. આ દેશો યાજૂજ માજૂજની કુટિલ રાજનીતિ, આધુનિક ન્યુકલીઅર હથિયારો તથા આર્થિક સામર્થ્યનો છૂટથી ઉપયોગ કરી દુનિયાભરમાં અસંતોષ તથા અરાજકતા ફેલાવી રહ્યા છે.

وَرُسُلِيْ هُزُوًا ﴿١٠٦﴾

તેમણે કુફ્ર કર્યું હતું અને મારી આયતોનું તથા મારા રસૂલોનું હાસ્ય ઉડાવતા હતા.

إِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ كَانَتْ لَهُمْ جَنّٰتُ الْفِرْدَوْسِ نُزُلًا ﴿١٠٧﴾

૧૦૮. બેશક, જે લોકો ઈમાન લાવ્યા અને જેમણે નેક કામો કર્યા તેઓ બાગે ફિરદૌસમાં નિવાસ કરશે.

خٰلِدِيْنَ فِيْهَا لَا يَبْغُوْنَ عَنْهَا حِوَلًا ﴿١٠٨﴾

૧૦૯. જેમાં તેઓ સદાય રહેશે અને તેમાંથી કદીપણ નીકળવાની ઈચ્છા નહિ કરે.

قُلْ لَّوْ كَانَ الْبَحْرُ مِدَادًا لِّكَلِمٰتِ رَبِّيْ لَنَفِدَ الْبَحْرُ قَبْلَ اَنْ تَنْفَدَ كَلِمٰتُ رَبِّيْ وَلَوْ جِئْنَا بِمِثْلِهٖ مَدَدًا ﴿١٠٩﴾

૧૧૦. તેમને તું કહી દે, 'મારા પાલનહારનું કલામ લખવા માટે જો સમુદ્રો પણ શાહી બની જાય, વધારામાં અમે બીજું કેટલું પણ લાવીએ તો પણ તે કલામ પૂરું થવા પહેલાંજ તે સમુદ્રોના પાણી ખૂટી જશે.'

قُلْ اِنَّمَآ اَنَا بَشَرٌ مِّثْلُكُمْ يُوْحٰٓى اِلَيَّ اَنَّمَآ اِلٰهُكُمْ اِلٰهٌ وَّاحِدٌ ۚ فَمَنْ كَانَ يَرْجُوْا لِقَآءَ رَبِّهٖ فَلْيَعْمَلْ عَمَلًا صَالِحًا وَّلَا يُشْرِكْ بِعِبَادَةِ رَبِّهٖٓ اَحَدًا ﴿١١٠﴾

૧૧૧. તું કહે, 'હું તમારા જેવોજ એક ઈન્સાન છું. ફકત મારી તરફ વહી કરવામાં આવી છે કે તમારો મા'બૂદ એકજ છે. માટે જે પોતાના રબને મળવાની આશા રાખે છે તેને જોઈએ કે તે નેકીના કામો કરે, અને પોતાના પાલનહારની ઈબાદતમાં કોઈને શરીક ન બનાવે.' (રુકૂઅ-૧૨)

سُوْرَةُ مَرْيَمَ مَكِّيَّةٌ (١٩) اٰياتها ٩٨ رکوعاتها ٦

## મરિયમ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

كٓهٰيٰعٓصٓ ②

ذِكْرُ رَحْمَتِ رَبِّكَ عَبْدَهٗ زَكَرِيَّا ③

اِذْ نَادٰى رَبَّهٗ نِدَآءً خَفِيًّا ④

قَالَ رَبِّ اِنِّيْ وَهَنَ الْعَظْمُ مِنِّيْ وَاشْتَعَلَ الرَّاْسُ شَيْبًا وَّلَمْ اَكُنْ بِدُعَآئِكَ رَبِّ شَقِيًّا ⑤

وَاِنِّيْ خِفْتُ الْمَوَالِيَ مِنْ وَّرَآءِيْ وَكَانَتِ امْرَاَتِيْ عَاقِرًا فَهَبْ لِيْ مِنْ لَّدُنْكَ وَلِيًّا ⑥

يَّرِثُنِيْ وَيَرِثُ مِنْ اٰلِ يَعْقُوْبَ وَاجْعَلْهُ رَبِّ رَضِيًّا ⑦

يٰزَكَرِيَّآ اِنَّا نُبَشِّرُكَ بِغُلٰمِ اسْمُهٗ يَحْيٰى لَمْ نَجْعَلْ لَّهٗ مِنْ قَبْلُ سَمِيًّا ⑧

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. કાફ, હા, યા, ઐન સ્વાદ (તું સૌ માટે પૂરતો છે, અને તું'જ સીધો માર્ગ દેખાડનારો છે, તું'જ સર્વજ્ઞ છે, તુંજ સત્ય છે.)

૩. આ તારા પાલનહારની તે રહેમતનું વર્ણન છે જે તેણે પોતાના બંદા ઝકરિયા[1] ઉપર ઊતારી હતી.

૪. જ્યારે તેણે પોતાના પરવરદિગારને એકાંતમાં પુકાર્યો હતો.

૫. તેણે કહ્યું 'હે મારા પરવરદિગાર, મારા હાડકાં જીર્ણ થવા આવ્યા છે અને મારું માથું પણ વૃદ્ધાવસ્થાથી સફેદ થઈ ગયું છે, હે મારા પાલનહાર, હું તારાથી દુઆ માગી કદીપણ નિરાશ નથી થયો.

૬. 'અને મારા પછી મારા સગાસ્નેહીથી (અનર્થનો) મને ડર છે અને મારી પત્ની વંધ્યા (નિ:સંતાન) છે, માટે તારા તરફથી મને એક વારસદાર અર્પણ કર.

૭. 'જે મારો વારસ બને તેમજ યા'કૂબના વંશનો પણ વારસ બને, અને હે મારા પાલનહાર, તેને તારી પ્રીતિને પાત્ર બનાવજે.'

૮. અલ્લાહે ફરમાવ્યું, 'હે ઝકરિયા, અમે તને એક પુત્રની ખુશખબરી આપીએ છીએ જેનું નામ યાહ્યા હશે. અમે પહેલાં આ નામ કોઈને નથી આપ્યું.'

---

૧. હઝરત ઝકરિયા (અ)ના પુત્ર હઝરત યાહ્યા (અ) (જોન ધ બાપટીસ્ટ) હતા. જેમણે હઝરત ઈસા (અ)ના પ્રગટ થવાની ખુશખબર આપી હતી. આ આગાહી પ્રમાણે હઝરત ઈસા (અ) પહેલાં હઝરત ઈલિયાસ (અ)નું આવવું નિર્મિત હતું. તે ઈલિયાસ અને યાહ્યા એકજ વ્યકિત છે, પરંતુ યહૂદીઓએ હઝરત યાહ્યા (અ)નો સ્વીકાર ન કર્યો. તેમની માન્યતા પ્રમાણે હઝરત ઈલિયાસ (અ) આસમાનમાં ચઢી ગયા હતા અને તેમની નીચે ઊતરવાની તેઓ રાહ જોઈ રહ્યા હતા. આવીજ ખોટી માનતા હઝરત ઈસા (અ) વિશે મુસ્લિમો રાખે છે.

قَالَ رَبِّ اَنّٰى يَكُوْنُ لِىْ غُلٰمٌ وَّ كَانَتِ امْرَاَتِىْ عَاقِرًا وَّقَدْ بَلَغْتُ مِنَ الْكِبَرِ عِتِيًّا ﴿٩﴾

૯. તેણે કહ્યું, 'મારા પરવરદિગાર, મને પુત્ર પ્રાપ્તિ કેવી રીતે થશે જ્યારે મારી પત્નીને વંધ્યત્વ આવી ગયું છે અને હું પણ ઘડપણની હદે આવી પહોંચ્યો છું?'

قَالَ كَذٰلِكَ ۚ قَالَ رَبُّكَ هُوَ عَلَىَّ هَيِّنٌ وَّ قَدْ خَلَقْتُكَ مِنْ قَبْلُ وَلَمْ تَكُ شَيْـًٔا ﴿١٠﴾

૧૦. તેણે કહ્યું, 'એવું થઈનેજ રહેશે,' તારા પાલનહારે ફરમાવ્યું છે, 'મારા માટે એવું કરવું સહેલું છે, અને એવી જ રીતે મેં તને પણ પેદા કર્યો હતો જ્યારે તું કંઈ પણ ન હતો.'

قَالَ رَبِّ اجْعَلْ لِّىْ اٰيَةً ؕ قَالَ اٰيَتُكَ اَلَّا تُكَلِّمَ النَّاسَ ثَلٰثَ لَيَالٍ سَوِيًّا ﴿١١﴾

૧૧. ઝકરિયાએ કહ્યું, 'મારા પાલનહાર, મારા માટે કોઈ હુકમ આપ.' ફરમાવ્યું 'તારા માટે આદેશ છે કે તું નિરંતર ત્રણરાતો સુધી કોઈની સાથે વાત કરીશ નહિ.'(૨)

فَخَرَجَ عَلٰى قَوْمِهٖ مِنَ الْمِحْرَابِ فَاَوْحٰٓى اِلَيْهِمْ اَنْ سَبِّحُوْا بُكْرَةً وَّعَشِيًّا ﴿١٢﴾

૧૨. પછી તે પોતાની ઓરડીમાંથી નીકળી લોકોની વચ્ચે આવ્યો અને તેણે લોકોને ઈશારાથી સવાર સાંજ અલ્લાહની બંદગી કરવાની સૂચના આપી.

يٰيَحْيٰى خُذِ الْكِتٰبَ بِقُوَّةٍ ؕ وَاٰتَيْنٰهُ الْحُكْمَ صَبِيًّا ﴿١٣﴾

૧૩. 'હે યાહ્યા, તું અલ્લાહની કિતાબ (તૌરાત)ને દ્રઢતાપૂર્વક વળગી રહે.' બેશક, અમે તેને બાળપણમાં શાણપણ બક્ષ્યું હતું.

وَّحَنَانًا مِّنْ لَّدُنَّا وَزَكٰوةً ؕ وَكَانَ تَقِيًّا ﴿١٤﴾

૧૪. અને અમારી તરફથી નમ્રતા તથા પાકીઝગી પણ (બક્ષી હતી). અને તે પરહેઝગાર હતો.

وَّبَرًّا بِوَالِدَيْهِ وَلَمْ يَكُنْ جَبَّارًا عَصِيًّا ﴿١٥﴾

૧૫. અને તે પોતાના માતાપિતાની ખિદમત કરનાર હતો અને તે સ્વભાવે ઝાલિમ અને નાફરમાન ન હતો.

وَسَلٰمٌ عَلَيْهِ يَوْمَ وُلِدَ وَيَوْمَ يَمُوْتُ وَيَوْمَ يُبْعَثُ حَيًّا ﴿١٦﴾

૧૬. અને તેના જન્મ લેવાના દિવસથીજ તેના ઉપર શાંતિ હતી અને તેના મૃત્યુના દિવસે પણ (શાંતિ હશે). અને તે દિવસે પણ જ્યારે તેને ફરી સજીવન(૩) કરવામાં આવશે. (રુકૂઅ-૧)

૨. આ આદેશથી હઝરત ઝકરિયા (અ)ને સમયનો લાભ ઊઠાવી અલ્લાહની ઈબાદતમાં નિમગ્ન રહેવાની સૂચના આપવામાં આવી હતી. બાઈબલના અભિપ્રાયમાં હઝરત ઝકરિયા (અ)ને અલ્લાહના વચનમાં શંકા કરવાના કારણે ત્રણ દિવસ સુધી શિક્ષા તરીકે તેમની વાચા બંધ કરી દેવામાં આવી હતી. (લ્યુક પ્ર.૧-આ ૨૦-૨૨)

૩. શરૂની અમુક સદીઓમાં ઈસ્લામે બહુજ પ્રગતિ કરી હતી. દરેક મઝહબ તથા કોમમાંથી, અસંખ્ય લોકો ઈસ્લામમમાં દાખલ થવા લાગ્યા, ખાસ કરીને, ઈસાઈઓમાંથી. આ લોકો હઝરત ઈસા (અ) વિશેની પોતાની ભૂલભરેલી માન્યતાઓ પણ સાથે લઈ આવ્યા. તેઓ ઈસ્લામની રૂહ અને તા'લીમથી અજ્ઞાન હોવાના લીધે તેમની મૂળ માન્યતાઓથી છુટકારો ન મેળવી શકયા. સમય જતાં તે વંશપરંપરાની માન્યતાઓ ઈસલામી કિતાબોમાં ઘુસી જવા પામી અને મુસ્લિમોની માન્યતાઓનો એક ખાસ ભાગ બની

وَاذْكُرْ فِي الْكِتٰبِ مَرْيَمَ ۘ اِذِ انْتَبَذَتْ مِنْ اَهْلِهَا مَكَانًا شَرْقِيًّا ﴿١٧﴾

૧૭. અને કિતાબમાં (થયેલા ઉલ્લેખ પ્રમાણે) તું મરિયમનું વર્ણન કર જ્યારે તેણી પોતાના કુટુંબથી અલગ થઈ પૂર્વ તરફ એક જગ્યાએ ગઈ,[૪]

فَاتَّخَذَتْ مِنْ دُوْنِهِمْ حِجَابًا ۚ فَاَرْسَلْنَآ اِلَيْهَا رُوْحَنَا فَتَمَثَّلَ لَهَا بَشَرًا سَوِيًّا ﴿١٨﴾

૧૮. અને પોતાની અને તેમના દરમિયાન પરદો નાખી દીધો. પછી અમે ફરિશ્તાને એક તંદુરસ્ત પુરુષના[૫] રૂપમાં તેણી સામે ઉપસ્થિત કર્યો.

قَالَتْ اِنِّيْٓ اَعُوْذُ بِالرَّحْمٰنِ مِنْكَ اِنْ كُنْتَ تَقِيًّا ﴿١٩﴾

૧૯. તેણીએ કહ્યું, 'જો તને અલ્લાહનો ડર છે, તો હું તારાથી અલ્લાહની પનાહ માગું છું.'[૬]

قَالَ اِنَّمَآ اَنَا رَسُوْلُ رَبِّكِ ۖ لِاَهَبَ لَكِ غُلٰمًا زَكِيًّا ﴿٢٠﴾

૨૦. (ફરિશ્તાએ) કહ્યું, 'હું તો તારા પાલનહારનો કેવળ એક ફરિશ્તો છું અને હું તને એક સદગુણી પુત્ર (ની ખુશખબર) આપું.'

قَالَتْ اَنّٰى يَكُوْنُ لِيْ غُلٰمٌ وَّلَمْ يَمْسَسْنِيْ بَشَرٌ وَّلَمْ اَكُ بَغِيًّا ﴿٢١﴾

૨૧. તેણીએ કહ્યું, 'મને પુત્ર કેમ અવતરી શકે જ્યારે કોઈ પુરુષે મને સ્પર્શ સુદ્ધાં નથી કર્યો, ન તો મેં કોઈ બદકારી કરી છે?

قَالَ كَذٰلِكِ ۚ قَالَ رَبُّكِ هُوَ عَلَيَّ هَيِّنٌ ۚ وَلِنَجْعَلَهٗٓ اٰيَةً لِّلنَّاسِ وَرَحْمَةً مِّنَّا ۚ وَكَانَ اَمْرًا مَّقْضِيًّا ﴿٢٢﴾

૨૨. (ફરિશ્તાએ) કહ્યું 'એવું જ થશે,' તારા પાલનહારે ફરમાવ્યું છે 'મારા માટે (તેમ કરવું) સહેલું છે કે અમે તેને લોકો માટે એક નિશાની[૭] તેમજ રહેમત બનાવીએ, (અને) તેનો નિર્ણય થઈ ચૂકયો છે.'

فَحَمَلَتْهُ فَانْتَبَذَتْ بِهٖ مَكَانًا قَصِيًّا ﴿٢٣﴾

૨૩. પછી તેણીને ગર્ભ રહ્યો અને તેણી એકાંત[૮] સ્થાને ચાલી ગઈ.

---

ગઈ; જેમાં હઝરત ઈસા(અ)ને એક અસાધારણ શકિત ધરાવતી વ્યકિત તરીકે ઠસાવી દેવામાં આવ્યા. આ ખોટી માન્યતાઓને જડમૂળથી કાઢી નાખવા માટે આ સૂરાહ તથા અલ-ઈમરાનમાં હઝરત યાહ્યા (અ) તથા હઝરત ઈસા (અ) વચ્ચે સરખામણી કરવામાં આવી છે કે હઝરત ઈસા(અ)માં કોઈ વિશિષ્ટતા ન હતી.

૪. હઝરત ઈસા(અ)નું બાપ વિના પેદા થવું ખરેખર ઈસરાઈલીઓ માટે એક મોટી નિશાની હતી, જેનાથી તેમને ચેતવણી આપવામાં આવી રહી હતી કે નબુવ્વતની ને'મત ઈસરાઈલના વંશજોમાંથી ઊઠી ઈસમાઈલના વંશજોમાં કાયમ થવાની છે કારણકે ઈસરાઈલીઓ નીતિ તથા રૂહાની પતનની એવી હાલત ઉપર પહોંચી જવાના છે કે તેમનામાં કોઈ પુરુષ નબીનો પિતા બનવાને લાયક નહિ રહે.

૫. હઝરત મરિયમને સ્વપ્નાવસ્થામાં એક તંદુરસ્ત પુરુષના રૂપમાં ફરિશ્તાએ આવી પુત્રની ખુશખબર આપી હતી.

૬. જ્યારે હઝરત મરિયમે એક દેખાવડા તંદુરસ્ત યુવાનને પોતાની સામે ઉભેલો જોયો તો તેઓ બેહદ ગભરાઈ ઊઠયા, ત્યારે ફરિશ્તાએ તેમને આશ્વાસન આપી અલ્લાહનો આ સંદેશો આપ્યો.

૭. યુરોપના નિષ્ણાત ડૉકટરોએ ઘણા દાખલાઓ વડે સાબિત કરી આપ્યું છે કે ઘણી અવિવાહિત સ્ત્રીઓએ સંતાનને જન્મ આપ્યા છે.

૮. આ એકાંત સ્થળ બેથલેહેમ છે જે દક્ષિણમાં નાઝરેથથી સીત્તેર માઈલ ઉપર છે.

فَأَجَاءَهَا الْمَخَاضُ إِلَىٰ جِذْعِ النَّخْلَةِ قَالَتْ يَا لَيْتَنِي مِتُّ قَبْلَ هَٰذَا وَكُنتُ نَسْيًا مَّنسِيًّا ﴿٢٤﴾

૨૪. (જ્યારે) પ્રસ્વેદના તેણીને ખજૂરીના થડ પાસે લઈ ગઈ. તેણીએ કહ્યું, 'કાશ! મને આ હાલત પહેલાં જ મૃત્યુ આવી ગયું હોત તો હું કયારની ભૂલાઈ વિસરાઈ ગઈ હોત!'

فَنَادَاهَا مِن تَحْتِهَا أَلَّا تَحْزَنِي قَدْ جَعَلَ رَبُّكِ تَحْتَكِ سَرِيًّا ﴿٢٥﴾

૨૫. ત્યારે તેણે (એક વૃક્ષની) નીચેથી દિલાસો આપતાં કહ્યું, 'તું ચિંતા ન કર, તારા પાલનહારે તારા (પગ) તળે ઝરણું[૯] વહેતું મૂકયું છે;

وَهُزِّي إِلَيْكِ بِجِذْعِ النَّخْلَةِ تُسَاقِطْ عَلَيْكِ رُطَبًا جَنِيًّا ﴿٢٦﴾

૨૬. 'અને ખજૂરીને ડાળીઓથી પકડીને હલાવીશ તો પાકેલી ખજૂર[૧૦] તારી તરફ ખરી પડશે.

فَكُلِي وَاشْرَبِي وَقَرِّي عَيْنًا فَإِمَّا تَرَيِنَّ مِنَ الْبَشَرِ أَحَدًا فَقُولِي إِنِّي نَذَرْتُ لِلرَّحْمَٰنِ صَوْمًا فَلَنْ أُكَلِّمَ الْيَوْمَ إِنسِيًّا ﴿٢٧﴾

૨૭. 'તે ખા અને પાણી પી, અને તારી આંખોને ઠંડક આપ. જો તું કોઈ વ્યકિત ને જુએ તો (ઈશારાથી) તેને કહેજે 'મેં મારા કૃપાનિધિ (અલ્લાહ) માટે એક રોઝાની (મૌન પાળવાની) માનતા કરી છે, જેથી હું આજના દિવસે કોઈની સાથે વાત નહિ કરું.'

فَأَتَتْ بِهِ قَوْمَهَا تَحْمِلُهُ قَالُوا يَا مَرْيَمُ لَقَدْ جِئْتِ شَيْئًا فَرِيًّا ﴿٢٨﴾

૨૮. પછી તેણી બાળકને (પશુ ઉપર) સવાર કરી પોતાની કોમમાં લઈ આવી, તેમણે કહ્યું, 'હે મરિયમ, તું ખરેજ આ અજબ વસ્તુ લાવી છે.

---

૯. આ આયતમાં 'તાહત' શબ્દનો અર્થ 'નીચે' તેમજ 'ઊતરાવવાળો ઢોળાવ' પણ થાય છે; (લેન) જેથી, ફરિશ્તાનો અવાજ પહાડીઓની નીચાણમાં ખડકો તરફથી પણ આવ્યો હોય તેમ આ આયતથી જણાય છે. હકીકતમાં બેથલેહેમ ૨૩૫૦ ફીટની ઊંચાઈ ઉપર એક ખડક ઉપર વસેલું છે અને તે ફરતી ફળદ્રૂપ ખીણથી ઘેરાએલું છે. આ ખડકોમાં ઝરણાં વહે છે. જેમાંનું એક સોલોમોનના ઝરણાં તરીકે પ્રખ્યાત છે, બીજું ઝરણું ત્યાંથી આશરે ૮૦૦ વાર દૂર શહેરના અગ્નિખૂણામાં આવેલું છે જેમાંથી તે શહેરને પાણી પૂરું પાડવામાં આવે છે.

૧૦. આ આયતથી જણાય છે કે જ્યારે હઝરત ઈસા (અ)નો જન્મ થયો હતો ત્યારે ખજૂરની મોસમ હોવી જોઈએ, અને તે મોસમ ઓગસ્ટ અને સપ્ટેમ્બરમાંજ હોય છે. પરંતુ ઈસાઈઓના મંતવ્ય પ્રમાણે હઝરત ઈસા (અ)નો જન્મ ડિસેમ્બર ૨૫મી તારીખે થયો હતો જે ઉત્સવ તેઓ દુનિયાભરમાં ક્રિસમસ તરીકે ઉજવે છે. આ માન્યતા 'કુરઆને મજીદ' અને 'નવો કરાર' બન્નેના હવાલાથી ખોટી સાબિત થાય છે.

બીશપ બાર્નસ પોતાના પ્રખ્યાત પુસ્તક 'ધ રાઈઝ ઓફ ક્રિસ્ટીયાનીટી'માં પાના ૭૯માં લખે છે 'ઈસાનો જન્મ ડિસેમ્બર ૨૫ના થયો હોવાનો કોઈ પુરાવો મળતો નથી. જો આપણે લુકની વાર્તાને તેમના જન્મના વિશે મહત્વ આપીએ કે તે રાતે ભરવાડો બેથલેહેમ પાસેના ખેતરોમાં ચોકી પહેરો કરી રહ્યા હતા, તો તે રાતો શિયાળાના બરફની અત્યંત ઠંડી રાતો હોય છે. આવી મોસમમાં ઉઘાડી જગ્યા બાળકને જન્મ આપવા માટે અનુકૂળ નથી ગણાતી.

હકીકતમાં રોમમાં, ડિસેમ્બર ૨૫મીને ધર્મ વિહોણા લોકો સૂર્યના જન્મ દિવસ તરીકે ઉજવતા હતા. આ પ્રચલિત અને સર્વગમ્ય પ્રણાલિકાને જડથી ઉખેડી નાખવામાં ચર્ચને સફળતા ન મળવાથી તે દિવસને 'સન ઓફ રાઈટીયસનેસ'ના જન્મ દિવસમાં ફેરવી નાખ્યો. (ચર્ચ એન્સાઈકલોપીડીઆ).

يَاُخْتَ هٰرُوْنَ مَا كَانَ اَبُوْكِ امْرَاَ سَوْءٍ وَّمَا كَانَتْ اُمُّكِ بَغِيًّا ﴿٢٨﴾

૨૯. 'હે હારૂનની બહેન, તારો પિતા બદકાર નહતો, ન તો તારી માતા બદચલન હતી.'

فَاَشَارَتْ اِلَيْهِ ۖ قَالُوْا كَيْفَ نُكَلِّمُ مَنْ كَانَ فِي الْمَهْدِ صَبِيًّا ﴿٢٩﴾

૩૦. જવાબમાં તેણીએ બાળક પ્રતિ ઈશારો કર્યો. તેમણે કહ્યું અમે પારણામાંના[૧૧] બાળક સાથે શું વાત કરીએ?'

قَالَ اِنِّيْ عَبْدُ اللّٰهِ ۗ اٰتٰىنِيَ الْكِتٰبَ وَجَعَلَنِيْ نَبِيًّا ﴿٣٠﴾

૩૧. તેણે કહ્યું, 'હું અલ્લાહનો બંદો છું, અને તેણે મને કિતાબ આપી છે. અને મને નબી બનાવ્યો છે.

وَّجَعَلَنِيْ مُبٰرَكًا اَيْنَ مَا كُنْتُ ۖ وَاَوْصٰنِيْ بِالصَّلٰوةِ وَالزَّكٰوةِ مَا دُمْتُ حَيًّا ﴿٣١﴾

૩૨. 'અને હું જ્યાં પણ રહું તેણે મને બરકતો આપી છે, અને તેણે મને જીવન પર્યંત ઈબાદત કરવાનો અને ઝકાત (દાન) આપવાનો આદેશ આપ્યો છે;

وَّبَرًّا بِوَالِدَتِيْ ۫ وَلَمْ يَجْعَلْنِيْ جَبَّارًا شَقِيًّا ﴿٣٢﴾

૩૩. 'અને હું મારી માતા સાથે સદવર્તન કરું (એવો આદેશ આપ્યો છે) અને તેણે મને નફ્ફટ અને અભાગીઓ નથી બનાવ્યો.[૧૨]

وَالسَّلٰمُ عَلَيَّ يَوْمَ وُلِدْتُّ وَيَوْمَ اَمُوْتُ وَيَوْمَ اُبْعَثُ حَيًّا ﴿٣٣﴾

૩૪. 'અને જે દિવસે મારો જન્મ થયો હતો ત્યારે મારા ઉપર સલામતી ઊતરી હતી અને જ્યારે હું મરણ પામીશ તે દિવસે પણ (સલામતી) હશે, અને તે દિવસે હશે પણ જ્યારે મને પાછો ઉઠાડવામાં[૧૩] આવશે.'

ذٰلِكَ عِيْسَى ابْنُ مَرْيَمَ ۚ قَوْلَ الْحَقِّ الَّذِيْ فِيْهِ يَمْتَرُوْنَ ﴿٣٤﴾

૩૫. આવો હતો મરિયમનો પુત્ર ઈસા. અને આ તેની ખરી હકીકત છે જેના સંબંધમાં તેઓ શંકા કરતા હતા.

---

૧૧. હઝરત ઈસા (અ) જોકે યુવાનીની ઉંમરે પહોંચી ગયા હતા, પરંતુ મોટી ઉંમરના લોકો નાની ઉંમરના લોકો પાસેથી શિખામણ કે બોધ લેવામાં પોતાનું અપમાન સમજતા હોવાથી તેમણે હઝરત ઈસા(અ)ને અણસમજુ બાળક કહી ગણકાર્યો નહિ.

૧૨. હઝરત ઈસા (અ)નું આ બયાન પારણામાંના બાળકનું હોય તેવું નથી લાગતું, તેમણે કહ્યું કે અલ્લાહે મને નબી બનાવ્યો છે, જે નબુવ્વત પુખ્ત વય પહેલાં નથી મળી શકતી તેમાં તો કોઈ શંકા નથી. ન તો તેમને ઝકાત આપવાનો હુકમ બાળપણમાં થયો હોવો જોઈએ. માટે આ ઘટનાને એક ચમત્કારનું રૂપ આપવું સમજદારીથી બહુજ વેગળું ગણાશે, જો આ ઘટનાને ચમત્કાર કે મો'જેઝો ગણવામાં આવે તો તેમની આવી ડહાપણ ભરેલી વાતો અને તેમની અસાધારણ રૂહાની જ્ઞાન તેમની ઉંમર માટે એક અજાયબીભરી વસ્તુ તેમજ કાનૂને કુદરતના સિદ્ધાંતથી વિરુદ્ધની વાત ગણાશે, ખાસ કરીને બાળપણમાં નબુવ્વતનું મળવું એક અજાયબીભરી બાબત છે.

૧૩. આ આયતમાં હઝરત ઈસા(અ) પોતાના ઉપર મૃત્યુ આવવું અનિવાર્ય છે તે જણાવ્યું છે. તેમને પણ બીજા જીવોની જેમ કયામતનો દિવસ ફરી ઊઠાડવામાં આવવાના છે જેમાં કોઈ શંકા નથી.

مَا كَانَ لِلّٰهِ اَنْ يَّتَّخِذَ مِنْ وَّلَدٍ سُبْحٰنَهٗ اِذَا قَضٰى اَمْرًا فَاِنَّمَا يَقُوْلُ لَهٗ كُنْ فَيَكُوْنُ ﴿٣٥﴾

૩૬. અલ્લાહને શોભા નથી આપતું કે તે કોઈને પોતાનો પુત્ર[૧૪] બનાવે. તે તો પવિત્ર (હસ્તી) છે, તે જ્યારે (કંઈ સર્જવાનો) નિર્ણય કરે, તો આટલુંજ કહે છે 'થઈજા' અને તે (વસ્તુનું) સર્જન થાય છે.

وَاِنَّ اللّٰهَ رَبِّىْ وَرَبُّكُمْ فَاعْبُدُوْهُ هٰذَا صِرَاطٌ مُّسْتَقِيْمٌ ﴿٣٦﴾

૩૭. (ઈસાએ) કહ્યું, 'ખરેખર અલ્લાહ મારો અને તમારો પાલનહાર છે, માટે તેની જ ઈબાદત કરો, આ જ સીધો રસ્તો છે.'

فَاخْتَلَفَ الْاَحْزَابُ مِنْۢ بَيْنِهِمْ فَوَيْلٌ لِّلَّذِيْنَ كَفَرُوْا مِنْ مَّشْهَدِ يَوْمٍ عَظِيْمٍ ﴿٣٧﴾

૩૮. પરંતુ તેઓમાંના ઘણા પક્ષોએ અંદરોઅંદર મતભેદ કર્યો, અફસોસ છે તેમના ઉપર જે લોકો તે મેળાપના મહાન દિવસનો ઈન્કાર કરે છે.

اَسْمِعْ بِهِمْ وَاَبْصِرْ يَوْمَ يَاْتُوْنَنَا لٰكِنِ الظّٰلِمُوْنَ الْيَوْمَ فِىْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿٣٨﴾

૩૯. જ્યારે તેઓ અમારી સમક્ષ ઉપસ્થિત થશે ત્યારે તેમનું (સત્ય) સાંભળવું અને જોઈ લેવું કેટલું અજાયબીભર્યું હશે. પરંતુ આજે ઝાલિમો ચોખ્ખી ગુમરાહીમાં ફસાયેલા છે.

وَاَنْذِرْهُمْ يَوْمَ الْحَسْرَةِ اِذْ قُضِىَ الْاَمْرُ وَهُمْ فِىْ غَفْلَةٍ وَّهُمْ لَا يُؤْمِنُوْنَ ﴿٣٩﴾

૪૦. અને તેમને તે અફસોસનાક દિવસથી સાવધાન કર, જે દિવસે સર્વ બાબતોનો ફેંસલો કરવામાં આવશે. પરંતુ અત્યારે તેઓ ગફલતમાં પડેલા છે, જેથી તેઓ ઈમાન નથી લાવતા.

اِنَّا نَحْنُ نَرِثُ الْاَرْضَ وَمَنْ عَلَيْهَا وَاِلَيْنَا يُرْجَعُوْنَ ﴿٤٠﴾

૪૧. (નિ:સંદેહ) અમે જ આ પૃથ્વી અને તેના ઉપર જે કંઈ છે તેના વારસ થશું, અને તે સર્વને અમારી તરફજ પાછા ફેરવવામાં આવશે. (રૂકૂઅ - ૨)

وَاذْكُرْ فِى الْكِتٰبِ اِبْرٰهِيْمَ اِنَّهٗ كَانَ صِدِّيْقًا نَّبِيًّا ﴿٤١﴾

૪૨. અને કિતાબમાં (થયેલા ઉલ્લેખ[૧૫] પ્રમાણે) ઈબ્રાહીમનું વર્ણન કરી સંભળાવ, તે સત્યવાદી હતો, (અને) એક નબી હતો.

---

૧૪. બાઈબલમાં હઝરત ઈસા (અ)ને અલ્લાહના પુત્ર તરીકે વર્ણવવામાં આવ્યો છે. જેથી ઈસાઈઓ તેમને અલ્લાહનો પુત્ર માને છે. પરંતુ બાઈબલમાં બીજી ઘણી વ્યકિતઓનો પણ અલ્લાહના પુત્ર તરીકે ઉલ્લેખ છે. (જુઓ લુક પ્ર.૨૦/આ.૩૬. જેરેમીયાઅ પ્ર.૩૧. આ/૯. મેથ્યુ પ્ર.૬/આ.૯. જોન પ્ર.૬/આ.૪૧ અને પ્ર.૪./આ.૬) જે હસ્તીએ બેહિસાબ સર્જનો કર્યા,જેની કુદરતની અસીમ શકિત જે ચાહે તે સર્જી શકે છે તેને કોઈને પુત્ર બનાવવાની કે પુત્ર નીમવાની શી જરૂર પડી ગઈ હશે તે વિચારવા જેવી વાત છે.

૧૫. કુરઆને મજીદે હઝરત ઈબ્રાહીમ (અ)ને અલ્લાહનો એક સત્યપરાયણ રસૂલ કહ્યો છે અને બાઈબલમાં તેમના ઉપર જૂઠું બોલવાનું તોહમત મૂકવામાં આવ્યું છે જેનો દાખલો જેનેસીસ પ્રકરણ ૨૦ આયત ૧૩થી મળે છે. કુરઆને મજીદમાં હઝરત ઈબ્રાહીમ (અ)ના સત્યવાદી હોવા ઉપર બહુજ ભાર મૂકવામાં આવ્યો છે. કદાચ ભવિષ્યમાં તેમના ઉપર જૂઠું બોલવાના આરોપો કુરઆન વિવેચકો તથા અમુક આલિમો તરફથી થવાના હતા તેનાથી બચાવવા માટેજ આવું કરવામાં આવ્યું હોય. અફસોસ છે કે આવી ભયંકર માન્યતાઓમાં ઘણા મુસ્લિમો પણ ઈસાઈઓની પૈરવી કરી રહ્યા છે, જે માન્યતા પહેલાં જણાવ્યા

إِذْ قَالَ لِأَبِيهِ يَا أَبَتِ لِمَ تَعْبُدُ مَا لَا يَسْمَعُ وَلَا يُبْصِرُ وَلَا يُغْنِي عَنْكَ شَيْئًا ﴿٤٣﴾

૪૩. જ્યારે તેણે પોતાના પિતાને કહ્યું, 'હે મારા પિતા, તું તેની ઈબાદત શા માટે કરે છે, જે ન તો કંઈ સાંભળે છે, ન કંઈ જુએ છે અને ન તારી કોઈ મદદ કરી શકે છે?

يَا أَبَتِ إِنِّي قَدْ جَاءَنِي مِنَ الْعِلْمِ مَا لَمْ يَأْتِكَ فَاتَّبِعْنِي أَهْدِكَ صِرَاطًا سَوِيًّا ﴿٤٤﴾

૪૪. 'હે મારા પિતા, ખરેખર મને તે જ્ઞાન મળ્યું છે જે તને નથી મળ્યું, માટે મને અનુસર, હું તને સીધો રસ્તો દેખાડીશ.

يَا أَبَتِ لَا تَعْبُدِ الشَّيْطَانَ ۖ إِنَّ الشَّيْطَانَ كَانَ لِلرَّحْمَٰنِ عَصِيًّا ﴿٤٥﴾

૪૫. 'હે મારા પિતા, તું શયતાનની ઈબાદત ન કર; ખરેખર, શયતાને રહમાનની નાફરમાની કરી હતી.

يَا أَبَتِ إِنِّي أَخَافُ أَنْ يَمَسَّكَ عَذَابٌ مِنَ الرَّحْمَٰنِ فَتَكُونَ لِلشَّيْطَانِ وَلِيًّا ﴿٤٦﴾

૪૬. 'હે મારા પિતા, મને ભય છે કે ક્યાંક રહમાનનો અઝાબ તને પકડી ન લે અને તું ક્યાંક શયતાનનો સાથી ન બની જા!'

قَالَ أَرَاغِبٌ أَنْتَ عَنْ آلِهَتِي يَا إِبْرَاهِيمُ ۖ لَئِنْ لَمْ تَنْتَهِ لَأَرْجُمَنَّكَ ۖ وَاهْجُرْنِي مَلِيًّا ﴿٤٧﴾

૪૭. તેણે જવાબ આપ્યો 'હે ઈબ્રાહીમ, શું તું મને મારા મા'બૂદોથી ફેરવી નાખવા ચાહે છે? જો તેમ કરવાથી અટકીશ નહિ, તો હું ખરેખર તારી સાથેના સઘળા સંબંધો[૧૬] તોડી નાખીશ, તું હંમેશા માટે મારાથી દૂર થઈજા.'

قَالَ سَلَامٌ عَلَيْكَ ۖ سَأَسْتَغْفِرُ لَكَ رَبِّي ۖ إِنَّهُ كَانَ بِي حَفِيًّا ﴿٤٨﴾

૪૮. ઈબ્રાહીમે કહ્યું, 'તારા ઉપર સલામતી થાઓ. હું મારા પરવરદિગાર પાસે તારા માટે માફીની દુઆ કરીશ, તે મારા ઉપર બહુજ મહેરબાન છે.

وَأَعْتَزِلُكُمْ وَمَا تَدْعُونَ مِنْ دُونِ اللَّهِ وَأَدْعُو رَبِّي عَسَىٰ أَلَّا أَكُونَ بِدُعَاءِ رَبِّي شَقِيًّا ﴿٤٩﴾

૪૯. 'અને તમારાથી અને અલ્લાહ સિવાય જેને તમે પુકારો છો તેનાથી હું વિમુખ થાઉં છું અને હું મારા પાલનહારની ઈબાદત કરીશ. મારા પરવરદિગારની ઈબાદત કરવાથી હું કદાપિ નિરાશ નહિ થાઉં.'

فَلَمَّا اعْتَزَلَهُمْ وَمَا يَعْبُدُونَ مِنْ دُونِ اللَّهِ وَهَبْنَا لَهُ إِسْحَاقَ وَيَعْقُوبَ ۖ وَكُلًّا جَعَلْنَا نَبِيًّا ﴿٥٠﴾

૫૦. જ્યારે તે પોતાની કોમથી અને અલ્લાહ સિવાય જેની ઈબાદત કરતા હતા તેનાથી વિમુખ[૧૭] થઈ ચાલ્યો ગયો, અમે તેને ઈસ્હાક તથા યા'કુબ અર્પણ કર્યા અને દરેકને અમે નબી બનાવ્યા.

---

પ્રમાણે ઈસાઈઓની હતી અને સમય જતાં મુસ્લિમોએ તેને અપનાવી લીધી અને અલ્લાહના પાક નબીઓને 'જૂઠું' બોલનારા માનવામાં તેમને અલ્લાહનો ડર ન લાગ્યો!

૧૬. અહીં અરબીનો શબ્દ 'રજમાહુ' વપરાયો છે જેના એકથી વધારે અર્થો નીકળે છે. દા.ત. પત્થરમારથી મૃત્યુ નીપજાવવું, આક્ષેપ કરવો, બદનામી કરવી, શાપ દેવો, અપમાન કરવું, દૂર હાંકી કાઢવો અને સઘળા સંબંધો તોડી નાખવા બહિષ્કાર કરવો.

૧૭. હઝરત ઈબ્રાહીમ (અ) ઈરાક છોડી કનાન અને મિસર તરફ ચાલ્યા ગયા હતા.

وَوَهَبْنَا لَهُم مِّن رَّحْمَتِنَا وَجَعَلْنَا لَهُمْ لِسَانَ صِدْقٍ عَلِيًّا ﴿٥١﴾

૫૧. અને અમે તેમને અમારી અપાર ને'મતો અર્પણ કરી અને તેમને નેકનામી બક્ષી. (રુકૂઅ-૩)

وَاذْكُرْ فِي الْكِتَابِ مُوسَىٰ ۚ إِنَّهُ كَانَ مُخْلَصًا وَكَانَ رَسُولًا نَّبِيًّا ﴿٥٢﴾

૫૨. અને તું આ કિતાબમાં (ઉલ્લેખ પ્રમાણે) મૂસાનું વર્ણન કરી સંભળાવ. તે ખરેખર (અલ્લાહનો) એક પસંદીદા બંદો હતો, અને એક રસૂલ[૧૮] હતો, એક નબી હતો.

وَنَادَيْنَاهُ مِن جَانِبِ الطُّورِ الْأَيْمَنِ وَقَرَّبْنَاهُ نَجِيًّا ﴿٥٣﴾

૫૩. અને અમે તેને (તૂર) પર્વતની જમણી[૧૯] દિશામાંથી પુકાર્યો હતો અને અમારી કુરબત (નઝદીકી) માટે તેને મુલાકાત આપી.

وَوَهَبْنَا لَهُ مِن رَّحْمَتِنَا أَخَاهُ هَارُونَ نَبِيًّا ﴿٥٤﴾

૫૪. અને અમારી કૃપાથી અમે તેના ભાઈ હારૂનને તેના માટે નબી બનાવી દીધો.

وَاذْكُرْ فِي الْكِتَابِ إِسْمَاعِيلَ ۚ إِنَّهُ كَانَ صَادِقَ الْوَعْدِ وَكَانَ رَسُولًا نَّبِيًّا ﴿٥٥﴾

૫૫. અને તું આ કિતાબમાં (ઉલ્લેખ પ્રમાણે) ઈસમાઈલનું વર્ણન કરી સંભળાવ. નિ:સંદેહ તે પોતાના વચનને પૂર્ણ કરનારો હતો. અને તે (અલ્લાહનો) એક રસૂલ હતો, એક નબી હતો.

وَكَانَ يَأْمُرُ أَهْلَهُ بِالصَّلَاةِ وَالزَّكَاةِ وَكَانَ عِندَ رَبِّهِ مَرْضِيًّا ﴿٥٦﴾

૫૬. તે પોતાની કોમને ઈબાદત કરવાની અને ઝકાત આપવાની નસિહત આપતો રહેતો, અને તે પોતાના પાલનહારનો પસંદીદા બંદો હતો.

وَاذْكُرْ فِي الْكِتَابِ إِدْرِيسَ ۚ إِنَّهُ كَانَ صِدِّيقًا نَّبِيًّا ﴿٥٧﴾

૫૭. અને આ કિતાબમાં (ઉલ્લેખ છે તે પ્રમાણે) ઈદરીસનું[૨૦] વર્ણન કરી સંભળાવ. તે સત્યવાદી (સાચ્ચો બંદો) હતો, અને એક નબી હતો.

وَرَفَعْنَاهُ مَكَانًا عَلِيًّا ﴿٥٨﴾

૫૮. અને અમે તેને એક ઉચ્ચપદ બક્ષ્યું હતું.

૧૮. લોકોની સાધારણ માન્યતા છે કે દરેક રસૂલ તો નબી થઈ શકે છે પણ દરેક નબી રસૂલ નથી થઈ શકતો. હકીકતમાં, જેમ દરેક રસૂલ નબી છે તેવી રીતે દરેક નબી રસૂલ છે; કારણ કે રસૂલ તેને કહેવાય છે જે રીસાલત અર્થાત સંદેશો લાવે છે તે રસૂલ લોકોને સંદેશ આપવા માટેજ આવે છે. નબીનો અર્થ પણ સંદેશ મેળવનાર અને તે સંદેશને આગળ પહોંચાડનાર થાય છે, જેથી તે બન્નેના ગુણોમાં તથા તેમના ફરાએઝમાં કોઈ ફેર નથી.

૧૯. શરીરના જમણા અવયવો વડે જે પણ કામની શરૂઆત કરવામાં આવે છે તેને શુભશુકનીયાળ ગણવામાં આવે છે જોકે જમણા હાથે કે ડાબાહાથે કોઈપણ કામ કરવાથી તે કામના પરિણામમાં કંઈ ફરક નથી પડતો. અથવા કોઈ સારા કામે જવા માટે ડાબા પગથી અથવા જમણા પગથી પગલું માંડવાથી તેના કામના પરિણામમાં કંઈ ફેર નથી પડતો. આ તો માત્ર એક રૂઢી છે, તેમને શુકનીયાળ કે અપશુકનિયાળ સમજવું ખોટા વહેમો છે.

૨૦. કુરઆને મજીદના ઘણા વિવેચકોના મંતવ્યમાં ઈદરીસજ બાઈબલમાં વર્ણએલા ઈનોક છે કારણકે બન્ને નામોનો ગુણાત્મક ભાવાર્થ લગભગ એક જેવો જ છે. ઈદરીસનો અર્થ 'ઘણું વાંચનાર' અને 'સૂચના આપનાર', તેમજ હનુક (ઈનોક)નો અર્થ 'સૂચના આપનાર' અથવા 'સમર્પણ કરનાર' થાય છે. વિશેષમાં કુરઆન બાઈબલ તથા યહૂદી ધર્મશાસ્ત્રો ઈદરીસ (અ)ની બાબતમાં મતભેદ નથી રાખતા.

૫૯. અલ્લાહે પોતાની બક્ષીસો આ લોકો ઉપર ઊતારી હતી જે આદમના વંશજોમાંના નબીઓમાંથી હતા, તેમજ તેમના વંશજોમાંના હતા, જેમને અમે નૂહની નૌકામાં સવાર કર્યા હતા, અને ઈબ્રાહીમ અને ઈસરાઈલના (વંશજોમાંના પણ હતા) અને તે લોકોમાંથી હતા જેમને અમે હિદાયત આપી હતી અને પસંદ કર્યા હતા, તેમને જ્યારે રહમાનની આયતો વાંચી સંભળાવવામાં આવતી તેઓ રડી પડતા (અને) સિજદામાં પડી જતા.

أُولَٰئِكَ الَّذِينَ أَنْعَمَ اللَّهُ عَلَيْهِمْ مِنَ النَّبِيِّينَ مِنْ ذُرِّيَّةِ آدَمَ وَمِمَّنْ حَمَلْنَا مَعَ نُوحٍ وَمِنْ ذُرِّيَّةِ إِبْرَاهِيمَ وَإِسْرَائِيلَ وَمِمَّنْ هَدَيْنَا وَاجْتَبَيْنَا إِذَا تُتْلَىٰ عَلَيْهِمْ آيَاتُ الرَّحْمَٰنِ خَرُّوا سُجَّدًا وَبُكِيًّا ۩ ﴿٥٩﴾

૬૦. તેમના પછી એક એવી નાલાયક પેઢી આવી જેણે ઈબાદતનો ત્યાગ[૨૧] કર્યો અને તેઓ પોતાની બૂરી મનોકામનાઓ પાછળ ચાલી નીકળ્યા. માટે તેઓ વેળાસર સર્વનાશને ભેટશે.

فَخَلَفَ مِنْ بَعْدِهِمْ خَلْفٌ أَضَاعُوا الصَّلَاةَ وَاتَّبَعُوا الشَّهَوَاتِ فَسَوْفَ يَلْقَوْنَ غَيًّا ﴿٦٠﴾

૬૧. સિવાય તે લોકો જે તૌબાહ કરી ઈમાન લાવે અને નેકીના કામો કરે છે. તેઓ જન્નતમાં પ્રવેશ કરશે અને તેમને લગરીકે અન્યાય થશે નહિ—

إِلَّا مَنْ تَابَ وَآمَنَ وَعَمِلَ صَالِحًا فَأُولَٰئِكَ يَدْخُلُونَ الْجَنَّةَ وَلَا يُظْلَمُونَ شَيْئًا ﴿٦١﴾

૬૨. (અર્થાત તેમના માટે) સદાબહાર બગીચાઓ હશે જેનો વાયદો બેહદ કૃપાવંતે પોતાના બંદાઓને કર્યો હશે જે તેમની દ્રષ્ટિથી ઓજલ છે. ખરેખર, તેનો વાયદો પૂરો થઈનેજ રહેશે.

جَنَّاتِ عَدْنٍ الَّتِي وَعَدَ الرَّحْمَٰنُ عِبَادَهُ بِالْغَيْبِ إِنَّهُ كَانَ وَعْدُهُ مَأْتِيًّا ﴿٦٢﴾

૬૩. તેઓ ત્યાં અમન અને સંતોષ સિવાય કોઈ નિરર્થક વાત સાંભળશે નહિ; તેમને ત્યાં સવાર સાંજ તેમનું રીઝક મળતું રહેશે.

لَا يَسْمَعُونَ فِيهَا لَغْوًا إِلَّا سَلَامًا وَلَهُمْ رِزْقُهُمْ فِيهَا بُكْرَةً وَعَشِيًّا ﴿٦٣﴾

૬૪. આ તે જન્નત છે જેના વારસદાર અમારા બંદાઓમાંના એવા લોકોનેજ અમે બનાવીએ છીએ જેમણે પરહેઝગારી ઈખ્તીયાર કરી હોય.

تِلْكَ الْجَنَّةُ الَّتِي نُورِثُ مِنْ عِبَادِنَا مَنْ كَانَ تَقِيًّا ﴿٦٤﴾

૬૫. અને (ફરિશ્તા કહેશે)'અમે તારા રબના હુકમ વગર નીચે નથી ઊતરતા. આ સર્વ તેનું જ છે જે અમારી આગળ છે અને જે અમારી પાછળ છે અને જે કંઈ તેની વચ્ચે છે; અને તારો પાલનહાર ભૂલકણો નથી.'

وَمَا نَتَنَزَّلُ إِلَّا بِأَمْرِ رَبِّكَ لَهُ مَا بَيْنَ أَيْدِينَا وَمَا خَلْفَنَا وَمَا بَيْنَ ذَٰلِكَ وَمَا كَانَ رَبُّكَ نَسِيًّا ﴿٦٥﴾

૬૬. તે આકાશો તથા પૃથ્વીનો અને જે બન્નેની વચ્ચે છે તે સર્વનો માલિક છે. માટે તું તેની જ બંદગી

رَبُّ السَّمَاوَاتِ وَالْأَرْضِ وَمَا بَيْنَهُمَا فَاعْبُدْهُ وَاصْطَبِرْ

૨૧. ઈબાદતનો ત્યાગ કરવાથી પોતાના સર્જનહારનું રક્ષણ ગુમાવી દેવાય છે અને ઈન્સાનને શયતાનની દયા ઉપર જીવવું પડે છે જેથી ઈન્સાનની રૂહાનીયત તેમજ ઈખ્લાકનું પતન થવા પામે છે.

لِعِبَادَتِهِ ۚ هَلْ تَعْلَمُ لَهُ سَمِيًّا ﴿٦٥﴾

કર અને દ્રઢતાપૂર્વક તેની બંદગી ઉપર કાયમ રહે. શું તેના જેવા ગુણો ધરાવતો અન્ય કોઈ તેં જોયો છે? (રૂકૂઅ-૪)

وَيَقُولُ الْإِنسَانُ أَإِذَا مَا مِتُّ لَسَوْفَ أُخْرَجُ حَيًّا ﴿٦٦﴾

૬૭. અને ઈન્સાન (હમેશાં) કહે છે કે જો હું મરણ પામીશ તો શું ફરી સજીવન કરવામાં આવીશ?

أَوَلَا يَذْكُرُ الْإِنسَانُ أَنَّا خَلَقْنَاهُ مِن قَبْلُ وَلَمْ يَكُ شَيْئًا ﴿٦٧﴾

૬૮. શું ઈન્સાન નથી જાણતો કે જ્યારે તે કંઈ પણ ન હતો ત્યારે અમેજ તેને પેદા કર્યો હતો?

فَوَرَبِّكَ لَنَحْشُرَنَّهُمْ وَالشَّيَاطِينَ ثُمَّ لَنُحْضِرَنَّهُمْ حَوْلَ جَهَنَّمَ جِثِيًّا ﴿٦٨﴾

૬૯. અને તારા પાલનહારના સોગંદ, અમે ખરેખર તેમને અને શયતાનોને ઘેરીને ભેગા કરશું, અને તેમને ઘૂંટણોભાર જહન્નમને[૨૧] ફરતાં ઊભા કરશું.

ثُمَّ لَنَنزِعَنَّ مِن كُلِّ شِيعَةٍ أَيُّهُمْ أَشَدُّ عَلَى الرَّحْمَٰنِ عِتِيًّا ﴿٦٩﴾

૭૦. પછી દરેક ટોળામાંથી એવા લોકોને અલગ કાઢશું જે રહમાન સામે સૌથી વધુ બંડ કરતા રહ્યા હતા.

ثُمَّ لَنَحْنُ أَعْلَمُ بِالَّذِينَ هُمْ أَوْلَىٰ بِهَا صِلِيًّا ﴿٧٠﴾

૭૧. અને ખરેખર અમે ખૂબ જાણીએ છીએ કે જે તેમાં (પહેલો) જલવાને લાયક છે.

وَإِن مِّنكُمْ إِلَّا وَارِدُهَا ۚ كَانَ عَلَىٰ رَبِّكَ حَتْمًا مَّقْضِيًّا ﴿٧١﴾

૭૨. અને તમારામાંથી કોઈપણ એવો નથી જે તેના અંજામ સુધી નહિ પહોંચે, આ તારા પરવરદિગારનો પાક્કો નિર્ણય છે.[૨૨]

ثُمَّ نُنَجِّي الَّذِينَ اتَّقَوا وَّنَذَرُ الظَّالِمِينَ فِيهَا جِثِيًّا ﴿٧٢﴾

૭૩. પછી અમે સદાચારીઓને બચાવી લેશું અને ઝાલિમોને તેમના ઘુંટણોભાર તેમાંજ પડયા રહેવા દેશું.

وَإِذَا تُتْلَىٰ عَلَيْهِمْ آيَاتُنَا بَيِّنَاتٍ قَالَ الَّذِينَ كَفَرُوا لِلَّذِينَ آمَنُوا أَيُّ الْفَرِيقَيْنِ خَيْرٌ مَّقَامًا وَأَحْسَنُ نَدِيًّا ﴿٧٣﴾

૭૪. અને જ્યારે અમારી સ્પષ્ટ આયતો તેમને વાંચી સંભળાવવામાં આવે છે તો તે કાફરો મોમિનોને કહે છે 'ભલા આપણા બન્ને વર્ગોમાંનો કયો વર્ગ માનમરતબામાં બહેતર છે અને સમાજમાં કોણ વધુ અસર રાખે છે?

---

૨૧.અ. હિબ્રુ ભાષામાં જહન્નમને 'જેહેન્ના' કહેવાય છે જે મૂળમાં અરામાઈક ભાષામાં 'હિન્નોમ' હતું, સમય જતાં તે જીહિન્નોમ થઈ ગયું (એન્સાઈક બ્રિટાનીક), જીહિન્નામનો અર્થ 'મોતની ખીણ' 'સર્વનાશની ખીણ' છે.

૨૨. આંહઝરત સ.અ.સ.એ આ આયતનો ભાવાર્થ પોતેજ સમજાવ્યો હતો, હઝરત હાફસાના કથન પ્રમાણે, આપ(સ)એ ફરમાવ્યું હતું કે, ''મારી સાથે જંગે બદરમાં લડનારાઓમાંનો કોઈ પણ જહન્નમમાં નહિ જાય.'' જ્યારે હઝરત હાફસાએ આપ(સ)નું ધ્યાન આ આયત તરફ દોર્યું ત્યારે આપે ફરમાવ્યું કે તેનો ખરો ભાવાર્થ સમજવામાં તેણીએ ભૂલ કરી છે અને તેણીને તેના પછીના આયત તરફ ધ્યાન કરવાની સૂચના આપી, જેમાં સદાચારીઓને બચાવી લેવાનો વાયદો છે જે આ વિષયનું એક ખાસ અંગ છે. સારાંશે નેકી કરનારાઓ જહન્નમથી બચી જશે.

وَكَمْ اَهْلَكْنَا قَبْلَهُمْ مِّنْ قَرْنٍ هُمْ اَحْسَنُ اَثَاثًا وَّرِءْيًا ﴿٧٥﴾

૭૫. અને તેમની પહેલાં અમે કેટલીયે પેઢીઓનો સર્વનાશ કરી ચૂકયા છીએ જે માલદૌલતમાં અને બાહ્ય દેખાવમાં આ લોકોથી ઊંચા હતા!

قُلْ مَنْ كَانَ فِى الضَّلٰلَةِ فَلْيَمْدُدْ لَهُ الرَّحْمٰنُ مَدًّا ۚ حَتّٰۤى اِذَا رَاَوْا مَا يُوْعَدُوْنَ اِمَّا الْعَذَابَ وَاِمَّا السَّاعَةَ ؕ فَسَيَعْلَمُوْنَ مَنْ هُوَ شَرٌّ مَّكَانًا وَّاَضْعَفُ جُنْدًا ﴿٧٦﴾

૭૬. તું તેમને કહી દે 'અલ્લાહ ગુમરાહ થયેલાઓને એક મુદ્દત સુધી છૂટછાટ લેવા દે છે જ્યાં સુધી તેમને આપવામાં આવેલા વાયદાનો અઝાબ અથવા તે (અંતિમ) ઘડી તેઓ જોઈ લેશે ત્યારે તેમને ભાન આવશે કે કોણ માનમરતબામાં ઉતરતો છે અને કોનો સાથ નબળો છે.

وَيَزِيْدُ اللّٰهُ الَّذِيْنَ اهْتَدَوْا هُدًى ؕ وَالْبٰقِيٰتُ الصّٰلِحٰتُ خَيْرٌ عِنْدَ رَبِّكَ ثَوَابًا وَّخَيْرٌ مَّرَدًّا ﴿٧٧﴾

૭૭. અને અલ્લાહ હિદાયત પામેલાઓની હિદાયતમાં વધારો કરતો રહે છે અને નેકીઓજ કાયમ રહેનારી છે જે બદલાની રૂએ અને પરિણામની રૂએ તારા પાલનહારની દ્રષ્ટિમાં બેહતર છે.

اَفَرَءَيْتَ الَّذِىْ كَفَرَ بِاٰيٰتِنَا وَقَالَ لَاُوْتَيَنَّ مَالًا وَّوَلَدًا ؕ ﴿٧٨﴾

૭૮. શું તેં નથી જોયું કે અમારી આયતોનો ઈન્કાર કરનારો કહે છે કે તેને નિશ્ચય અઢળક દૌલત અને ઔલાદ આપવામાં આવશે?

اَطَّلَعَ الْغَيْبَ اَمِ اتَّخَذَ عِنْدَ الرَّحْمٰنِ عَهْدًا ۙ ﴿٧٩﴾

૭૯. શું ગએબ-સાથે તેનો સંબંધ કાયમ થઈ ગયો છે, અથવા શું તેણે રહમાન પાસેથી વચન મેળવી લીધું છે?

كَلَّا ؕ سَنَكْتُبُ مَا يَقُوْلُ وَنَمُدُّ لَهُ مِنَ الْعَذَابِ مَدًّا ۙ ﴿٨٠﴾

૮૦. કદાપિ નહિ! જે કંઈ તે કહી રહ્યો છે અમે તેની નોંધ લેશું અને તેના અઝાબને ઘણો લંબાવી દેશું.

وَّنَرِثُهُ مَا يَقُوْلُ وَيَاْتِيْنَا فَرْدًا ﴿٨١﴾

૮૧. અને જે (માલ ઔલાદ)ની તે વાતો કરી રહ્યો છે તે સર્વ અમે સંભાળી[23] લેશું અને તે એકલોજ અમારી સામે હાજર થશે.

وَاتَّخَذُوْا مِنْ دُوْنِ اللّٰهِ اٰلِهَةً لِّيَكُوْنُوْا لَهُمْ عِزًّا ۙ ﴿٨٢﴾

૮૨. અને તેમણે અલ્લાહને છોડી બીજા મા'બૂદો બનાવી રાખ્યા છે કે તેમની પાસેથી તેમને બળ મળતું રહે.

كَلَّا ؕ سَيَكْفُرُوْنَ بِعِبَادَتِهِمْ وَيَكُوْنُوْنَ عَلَيْهِمْ ضِدًّا ع ﴿٨٣﴾

૮૩. પરંતુ એમ થશે નહિ! ઉલટું તેઓ તેમની બંદગીને ઠુકરાવી દેશે અને તેમનાજ વિરોધી બની જશે. (રુકૂઅ-૫)

---

૨૩. તેમનું ભેગું કરેલું અહીંજ ધર્યું ને ધર્યું રહી જશે અને સર્વ કંઈ અહીં જ છોડી તેમના પ્રાણ આ દુનિયામાંથી ઉડી જશે.

أَلَمْ تَرَ أَنَّا أَرْسَلْنَا الشَّيَاطِينَ عَلَى الْكَافِرِينَ تَؤُزُّهُمْ أَزًّا ﴿٨٣﴾

૮૪. શું તું નથી જાણતો કે અમે શયતાનોને છૂટા મૂકયા છે કે તેઓ કાફરોને (નાફરમાની કરવા માટે) ઉશ્કેરતા રહે?

فَلَا تَعْجَلْ عَلَيْهِمْ ۖ إِنَّمَا نَعُدُّ لَهُمْ عَدًّا ﴿٨٤﴾

૮૫. માટે તું તેમના માટે (અઝાબની) ઉતાવળ ન કર. અમે (તેમના કૂકર્મોનો) પૂરેપૂરો હિસાબ રાખીએ છીએ.

يَوْمَ نَحْشُرُ الْمُتَّقِينَ إِلَى الرَّحْمَٰنِ وَفْدًا ﴿٨٥﴾

૮૬. જે દિવસે અમે પરહેઝગારોને કૃપાવંત (અલ્લાહ)ની સમીપમાં (મહેમાન બનાવી) ભેગા કરશું.

وَنَسُوقُ الْمُجْرِمِينَ إِلَىٰ جَهَنَّمَ وِرْدًا ﴿٨٦﴾

૮૭. અને (ઊંટોના તરસ્યા ટોળાંની જેમ) ગુનાહગારોને અમે જહન્નમ તરફ હાંકી જશું.

لَا يَمْلِكُونَ الشَّفَاعَةَ إِلَّا مَنِ اتَّخَذَ عِنْدَ الرَّحْمَٰنِ عَهْدًا ﴿٨٧﴾

૮૮. (ત્યારે) કોઈને પણ ભલામણ કરવાનો અધિકાર નહિ હોય સિવાય તેને, જેને રહમાન પાસેથી પરવાનગી મળી હશે.

وَقَالُوا اتَّخَذَ الرَّحْمَٰنُ وَلَدًا ﴿٨٨﴾

૮૯. અને તેઓ કહે છે કે કૃપાવંત (અલ્લાહે) કોઈને પુત્ર બનાવ્યો છે?

لَقَدْ جِئْتُمْ شَيْئًا إِدًّا ﴿٨٩﴾

૯૦. (તું કહી દે) નક્કી તમે બહુજ ભયંકર વાત ઉચ્ચારી રહ્યા છો.

تَكَادُ السَّمَاوَاتُ يَتَفَطَّرْنَ مِنْهُ وَتَنْشَقُّ الْأَرْضُ وَتَخِرُّ الْجِبَالُ هَدًّا ﴿٩٠﴾

૯૧. શકય છે કે તમારી આ વાતથી આજ પળે આસમાન ફાટી પડે અને ધરતી ચિરાઈ જાય અને પર્વતોના ફૂરચાં ઉડી જાય,

أَنْ دَعَوْا لِلرَّحْمَٰنِ وَلَدًا ﴿٩١﴾

૯૨. કારણકે તેઓ કૃપાવંત (અલ્લાહ)ને પુત્ર હોવાની વાતો કરે છે.

وَمَا يَنْبَغِي لِلرَّحْمَٰنِ أَنْ يَتَّخِذَ وَلَدًا ﴿٩٢﴾

૯૩. કૃપાવંતને નથી શોભતું કે તે કોઈને પોતાનો પુત્ર બનાવે.

إِنْ كُلُّ مَنْ فِي السَّمَاوَاتِ وَالْأَرْضِ إِلَّا آتِي الرَّحْمَٰنِ عَبْدًا ﴿٩٣﴾

૯૪. (બલ્કે) આકાશો અને પૃથ્વીમાં રહેનારો કોઈ એવો નથી જે તેનો ગુલામ બની કૃપાવંત સામે હાજર ન થાય.[૨૪]

لَقَدْ أَحْصَاهُمْ وَعَدَّهُمْ عَدًّا ﴿٩٤﴾

૯૫. નિ:સંદેહ તેણે (પોતાના જ્ઞાન વડે) તેમને ઘેરી રાખ્યા છે અને તેણે સૌની પૂરી ગણત્રી કરી રાખી છે.

૨૪. મહાગૌરવશાળી, કૃપાનિધિને પોતાની મિલકતના વારસદાર કોઈને બનાવવાની આવશ્યકતા છે જ નહિ કારણ કે તે અનંત છે, તે આકાશો તથા પૃથ્વી અને સૃષ્ટિની અસીમ બાદશાહતનો ધણી છે. સૃષ્ટિમાં આસ્તિત્વ ભોગવતી પ્રત્યેક વસ્તુ તથા તમામ જીવોનો તે માલિક છે અને હઝરત ઈસા (અ) તે મખલૂકમાના એક છે.

وَكُلُّهُمْ اٰتِيْهِ يَوْمَ الْقِيٰمَةِ فَرْدًا ﴿٩٥﴾

૯૬. અને કયામતના દિવસે દરેક વારાફરતી તેની સામે હાજર થશે.

اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ سَيَجْعَلُ لَهُمُ الرَّحْمٰنُ وُدًّا ﴿٩٦﴾

૯૭. બેશક, તે લોકો જેમણે ઈમાન લાવી ભલાઈના કામો કર્યા, કૃપાવંત તેમના માટે પુષ્કળ પ્યાર[૨૫] પેદા કરી દેશે.

فَاِنَّمَا يَسَّرْنٰهُ بِلِسَانِكَ لِتُبَشِّرَ بِهِ الْمُتَّقِيْنَ وَتُنْذِرَ بِهٖ قَوْمًا لُّدًّا ﴿٩٧﴾

૯૮. જેથી અમે (કુરઆનને) તારી ભાષામાં સરળ બનાવી એટલા માટે ઊતાર્યું છે કે તેની દ્વારા તું પરહેઝગારોને ખુશખબર આપતો રહે અને ઝઘડાકિસાદ કરનારાઓને ખબરદાર કરતાં રહે.

وَكَمْ اَهْلَكْنَا قَبْلَهُمْ مِّنْ قَرْنٍ ؕ هَلْ تُحِسُّ مِنْهُمْ مِّنْ اَحَدٍ اَوْ تَسْمَعُ لَهُمْ رِكْزًا ﴿٩٨﴾

૯૯. અને આ લોકો પહેલાં અમે કેટલીયે પેઢીઓનો વિનાશ કર્યો હતો! શું આજે તને તેમનું કોઈ નામોનિશાન દેખાય છે કે તેમનો સ્વર સુદ્ધાંએ તારા કાને પડે છે? (રુકૂઅ-૬)

૨૫. લોકોના દિલોમાં સદાચારીઓ માટે સદ્ભાવના અને પ્રેમ પેદા કરી દેશે.

سُورَةُ طٰهٰ مَكِّيَّةٌ

## તાહા

١ بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

٢ طٰهٰ

૨. તાહા, (હે સર્વોત્તમ ઈન્સાન!)

٣ مَآ اَنْزَلْنَا عَلَيْكَ الْقُرْاٰنَ لِتَشْقٰٓى

૩. અમે કુરઆનને એટલા માટે નથી ઊતાર્યું કે તું તેના કારણે કોઈ દુ:ખમાં ફસાઈ જાય,[1]

٤ اِلَّا تَذْكِرَةً لِّمَنْ يَّخْشٰى

૪. બલ્કે (અલ્લાહથી) ડરનારાઓની નસિહત માટે ઊતાર્યું છે.

٥ تَنْزِيْلًا مِّمَّنْ خَلَقَ الْاَرْضَ وَالسَّمٰوٰتِ الْعُلٰى

૫. (જે તેના) તરફથી આવ્યું છે જેણે આ પૃથ્વી તથા ઊંચા આકાશોને પેદા કર્યા છે.

٦ اَلرَّحْمٰنُ عَلَى الْعَرْشِ اسْتَوٰى

૬. તે ભવ્ય રહેમતોવાળો અર્શ (પોતાના તખ્ત) ઉપર કાયમ છે.

٧ لَهٗ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الْاَرْضِ وَمَا بَيْنَهُمَا وَمَا تَحْتَ الثَّرٰى

૭. આકાશો અને ધરતી ઉપર જે કંઈ છે અને જે કંઈ તેની વચ્ચે છે, અને જે કંઈ ભીની માટીમાં દટાએલું છે તે સર્વ તેનું જ છે.

٨ وَاِنْ تَجْهَرْ بِالْقَوْلِ فَاِنَّهٗ يَعْلَمُ السِّرَّ وَاَخْفٰى

૮. જે તું ઉચ્ચસ્વરે બોલે કે ધીમેથી બોલે, તે સર્વ વાતોને સાંભળે છે, તેમજ તમામ ગુપ્ત[2] વાતોને પણ તે જાણે છે.

٩ اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۗ لَهُ الْاَسْمَآءُ الْحُسْنٰى

૯. અલ્લાહ સિવાય કોઈ મા'બૂદ નથી, અને સર્વ સુંદર નામો તેનાજ છે.

١٠ وَهَلْ اَتٰىكَ حَدِيْثُ مُوْسٰى ۘ (وقف لازم)

૧૦. અને શું મૂસાનો[3] આ કિસ્સો તારી પાસે પહોંચ્યો છે?

---

૧. કુરઆનમાં કોઈ એવી એક વસ્તુ નથી કે જેના લીધે ઈન્સાનને ઉલ્ટું કોઈ મુસીબતમાં ફસાવું પડે, કુરઆને મજીદનું શિક્ષણ ઈન્સાનના શરીર, માનસ તથા 'રૂહાની નજાત-નું અર્થાત 'મુકિત'નું સાધન છે.

૨. અલ્લાહથી કોઈ વસ્તુ છૂપી નથી.

૩. ઘણા વિવેચકોના મતમાં હઝરત મૂસા(અ) ઈસરાઈલી નહતા પરંતુ મિસરી હતા. હિબ્રુ તથા અરબી સંસ્કૃતિમાં 'મૂસા' શબ્દના મૂળ ઊંડા ઊતરેલા જણાય છે. કદાચ આ શબ્દ મિસરી સંસ્કૃતિનો હોઈ શકે, પરંતુ એક વાત તો સ્પષ્ટ છે કે હઝરત મૂસા (અ) ફિરઔનના રાજ્યમાં બોલાતી ભાષા બોલી શકતા ન હતા. જેથી તેમનું મિસરી હોવું માનવામાં નથી આવતું.

إِذْ رَأَىٰ نَارًا فَقَالَ لِأَهْلِهِ امْكُثُوا إِنِّي آنَسْتُ نَارًا لَعَلِّي آتِيكُمْ مِنْهَا بِقَبَسٍ أَوْ أَجِدُ عَلَى النَّارِ هُدًى ⑪

૧૧. તેણે આગ જોઈ ત્યારે પોતાના પરિવારને કહ્યું 'તમે અહીંજ થોભી રહો, મને (દૂર) આગ દેખાય છે, કદાચ હું તમારા માટે થોડો અંગાર લઈ આવું અથવા આગવાળી જગ્યાએથી રસ્તા વિશે તપાસ કરી આવું.[૪]

فَلَمَّا أَتَاهَا نُودِيَ يَا مُوسَىٰ ⑫

૧૨. પછી તે જ્યારે તે (આગ)ની પાસે આવ્યો, તેને અવાજ સંભળાયો 'હે મૂસા,

إِنِّي أَنَا رَبُّكَ فَاخْلَعْ نَعْلَيْكَ ۖ إِنَّكَ بِالْوَادِ الْمُقَدَّسِ طُوًى ⑬

૧૩. 'ખરેખર હું તારો રબ છું, માટે તારા પગરખાં[૫] ઊતારી નાખ, કારણકે તું પવિત્ર તુવાની ખીણમાં ઊભો છે.

وَأَنَا اخْتَرْتُكَ فَاسْتَمِعْ لِمَا يُوحَىٰ ⑭

૧૪. 'અને મેં તને ચૂંટી લીધો છે; માટે જે તારા ઉપર વહી થાય તેને ધ્યાનપૂર્વક સાંભળ.

إِنَّنِي أَنَا اللَّهُ لَا إِلَٰهَ إِلَّا أَنَا فَاعْبُدْنِي وَأَقِمِ الصَّلَاةَ لِذِكْرِي ⑮

૧૫. 'નિ:શંક હું અલ્લાહ છું. મારા સિવાય કોઈ ઈબાદતના લાયક નથી, માટે મારીજ બંદગી કર અને મારી યાદ માટે નમાઝ કાયમ કર.

إِنَّ السَّاعَةَ آتِيَةٌ أَكَادُ أُخْفِيهَا لِتُجْزَىٰ كُلُّ نَفْسٍ بِمَا تَسْعَىٰ ⑯

૧૬. 'નિશ્ચય તે ઘડી આવવાની છે જેને હું જાહેર કરીશ કે પ્રત્યેક જીવને તેના કર્મો અનુસાર બદલો ચૂકવી દેવામાં આવે.

فَلَا يَصُدَّنَّكَ عَنْهَا مَنْ لَا يُؤْمِنُ بِهَا وَاتَّبَعَ هَوَاهُ فَتَرْدَىٰ ⑰

૧૭. 'માટે તે (દિવસ)ના ઉપર યકીન ન રાખનારો અને પોતાની મિથ્યા અભિલાષાઓ પાછળ ચાલનારો કયાંક તને તેનાથી ફેરવી ન દે, રખેને તું બરબાદ થઈ જા.

وَمَا تِلْكَ بِيَمِينِكَ يَا مُوسَىٰ ⑱

૧૮. 'હે મૂસા તારા જમણા હાથમાં શું છે?'

قَالَ هِيَ عَصَايَ أَتَوَكَّأُ عَلَيْهَا وَأَهُشُّ بِهَا عَلَىٰ غَنَمِي وَلِيَ فِيهَا مَآرِبُ أُخْرَىٰ ⑲

૧૯. (મૂસાએ) કહ્યું 'મારી આ લાઠીનો ટેકો લઈ હું ઊભો રહું છું અને મારા બકરાંઘેટાં માટે તેનાથી પાંદડા ખેરવું છું અને તેને બીજા ઉપયોગોમાં પણ લઉં છું.'

---

૪. આ આયતમાં હઝરત મૂસા(અ)ના સ્વપ્નસ્થ દ્રશ્યનું વર્ણન છે. સ્વપ્નાઓ બે પ્રકારના હોય છે. (અ) જે દ્રશ્યોનો સંબંધ કેવળ નબીઓ સાથે હોય છે, તેનો તેમના સિવાય કોઈપણ સાક્ષી નથી થઈ શકતો. (બ) જેમનું દિવ્ય પ્રાગટય નબીઓના અનુયાયીઓ સુધી પણ પહોંચે છે.

(અ) પ્રકારના દ્રશ્યથી માત્ર નબીઓને અલ્લાહ તફથી ફરમાનો મળતા રહે છે.

૫. આ આયતમાં જણાવ્યા પ્રમાણે હઝરત મૂસા (અ)ને તેમના પગરખાં ઊતારવાની સૂચના મળી હતી. પગરખાની એક તા'બીર તેમનો 'પરિવાર' અથવા 'કોમ' પણ થાય છે જેને છોડી એકલા આવવાનો તેમને અલ્લાહે હુકમ આપ્યો હતો. એવું પણ બની શકે છે કે તે પવિત્ર જગ્યા હોવાથી તેમને પગરખા ઊતારવાની આજ્ઞા આપવામાં આવી હોય છે.

قَالَ اَلْقِهَا يٰمُوْسٰى ﴿٢٠﴾

૨૦. અલ્લાહે ફરમાવ્યું 'હે મૂસા, તેને નીચે ફેંકી દે.'

فَاَلْقٰىهَا فَاِذَا هِىَ حَيَّةٌ تَسْعٰى ﴿٢١﴾

૨૧. જેથી તેણે (લાઠી) ફેંકી દીધી અને તત્ક્ષણે તે સર્પ બની સરકવા માંડી.

قَالَ خُذْهَا وَلَا تَخَفْ سَنُعِيْدُهَا سِيْرَتَهَا الْاُوْلٰى ﴿٢٢﴾

૨૨. અલ્લાહે ફરમાવ્યું 'તેને પકડી લે અને ડર નહિ. અમે તેને મૂળરૂપમાં ફેરવી દેશું.

وَاضْمُمْ يَدَكَ اِلٰى جَنَاحِكَ تَخْرُجْ بَيْضَآءَ مِنْ غَيْرِ سُوْٓءٍ اٰيَةً اُخْرٰى ﴿٢٣﴾

૨૩. 'અને તારો હાથ તારી બગલમાં દબાવી (પાછો) કાઢીશ તો તે કોઈ પણ રોગ વગર ચળકતો હશે. આ બીજી નિશાની બનશે;

لِنُرِيَكَ مِنْ اٰيٰتِنَا الْكُبْرٰى ﴿٢٤﴾

૨૪. (અમે ચાહીએ છીએ) કે અમે તને અમારી ભવ્ય નિશાનીઓમાંથી કેટલીક બતાવીએ. (માટે)

اِذْهَبْ اِلٰى فِرْعَوْنَ اِنَّهٗ طَغٰى ﴿٢٥﴾

૨૫. 'તું ફિરઔન પાસે જા; બેશક (ઝુલ્મમાં) તે હદબહાર જઈ ચૂકયો છે.' (રુકૂઅ-૧)

قَالَ رَبِّ اشْرَحْ لِىْ صَدْرِىْ ﴿٢٦﴾

૨૬. મૂસાએ કહ્યું 'હે મારા પરવરદિગાર, મારા અંત:કરણને[૬] ખોલી દે.

وَيَسِّرْ لِىْٓ اَمْرِىْ ﴿٢٧﴾

૨૭. 'અને મારા આ કામને મારા માટે સહેલું બનાવી દે.'

وَاحْلُلْ عُقْدَةً مِّنْ لِّسَانِىْ ﴿٢٨﴾

૨૮. 'અને મારી જીભની ગાંઠને[૭] ખોલી દે;

يَفْقَهُوْا قَوْلِىْ ﴿٢٩﴾

૨૯. કે જેથી તેઓ મારી વાતને સમજી શકે.

وَاجْعَلْ لِّىْ وَزِيْرًا مِّنْ اَهْلِىْ ﴿٣٠﴾

૩૦. 'અને મારા પરિવારમાંથી એકને મારો સહાયક બનાવી દે;

هٰرُوْنَ اَخِى ﴿٣١﴾

૩૧. 'મારા ભાઈ હારૂનને.

اشْدُدْ بِهٖٓ اَزْرِىْ ﴿٣٢﴾

૩૨. 'તેના સાથથી મારા બળમાં વધારો કર.

وَاَشْرِكْهُ فِىْٓ اَمْرِىْ ﴿٣٣﴾

૩૩. 'અને મારી આ જવાબદારીમાં તેને શામિલ કર.

كَىْ نُسَبِّحَكَ كَثِيْرًا ﴿٣٤﴾

૩૪. 'જેથી અમે તારી બૂલંદ શાનનું ખૂબ વર્ણન કરતા રહીએ.

وَّنَذْكُرَكَ كَثِيْرًا ﴿٣٥﴾

૩૫. 'અને નિત્ય તારી યાદ કરતા રહીએ.

اِنَّكَ كُنْتَ بِنَا بَصِيْرًا ﴿٣٦﴾

૩૬. 'તું ખરેખર અમારી હાલતને બેહતર જાણે છે.'

قَالَ قَدْ اُوْتِيْتَ سُؤْلَكَ يٰمُوْسٰى ﴿٣٧﴾

૩૭. અલ્લાહે ફરમાવ્યું, 'હે મૂસા, તારી દુઆ કબૂલ કરવામાં આવી.

---

૬. 'મારી મુશ્કેલીઓને આસાન કરી દે.'

૭. આ જીભની ગાંઠનો અર્થ હઝરત મૂસા(અ) બોલવામાં અચકાતા હોય કે તેમની જીભ તોતડાતી હોય, એવું પણ હોઈ શકે તેનાથી વધુ તેમને મિસરી ભાષા ઉપર કાબૂ ન હોવાનો અર્થ પણ લઈ શકાય છે, કારણ કે હઝરત મૂસા (અ) જાતે મિસરી ન હતા પરંતુ ઈસરાઈલી હતા જેમની ભાષા હિબ્રુ હતી.

وَلَقَدْ مَنَنَّا عَلَيْكَ مَرَّةً أُخْرَىٰ ﴿٣٧﴾

૩૮. 'અને અમે પહેલાં (પણ) એક વાર તારા ઉપર ઉપકાર કરી ચૂકયા છીએ,

إِذْ أَوْحَيْنَا إِلَىٰ أُمِّكَ مَا يُوحَىٰ ﴿٣٨﴾

૩૯. 'જ્યારે અમે તારી માતા ઉપર વહી દ્વારા હુકમ ઊતાર્યો હતો.'

أَنِ اقْذِفِيهِ فِي التَّابُوتِ فَاقْذِفِيهِ فِي الْيَمِّ فَلْيُلْقِهِ الْيَمُّ بِالسَّاحِلِ يَأْخُذْهُ عَدُوٌّ لِّي وَعَدُوٌّ لَّهُ ۚ وَ
وقف لازم أَلْقَيْتُ عَلَيْكَ مَحَبَّةً مِّنِّي ۚ وَلِتُصْنَعَ عَلَىٰ عَيْنِي ﴿٣٩﴾

૪૦. 'કે તેને (મૂસાને) પેટીમાં નાખી (પેટીને) નદીમાં તરતી મૂકી દે જેનું વહેણ તેને કાંઠે પહોંચાડી દેશે ત્યાં મારો અને તેનો દુશ્મન (હશે તે) તેને ઉઠાવી લેશે અને તેને ઉછેરશે.' અને મેં તને મારા વાત્સલ્યમાં લપેટી લીધો હતો કે તું મારી દેખરેખ નીચે પરવરિશ[૮] મેળવે.

إِذْ تَمْشِي أُخْتُكَ فَتَقُولُ هَلْ أَدُلُّكُمْ عَلَىٰ مَن يَكْفُلُهُ ۖ فَرَجَعْنَاكَ إِلَىٰ أُمِّكَ كَيْ تَقَرَّ عَيْنُهَا وَلَا تَحْزَنَ ۚ وَقَتَلْتَ نَفْسًا فَنَجَّيْنَاكَ مِنَ الْغَمِّ وَفَتَنَّاكَ فُتُونًا ۚ فَلَبِثْتَ سِنِينَ فِي أَهْلِ مَدْيَنَ ۚ ثُمَّ جِئْتَ عَلَىٰ قَدَرٍ يَا مُوسَىٰ ﴿٤٠﴾

૪૧. જ્યારે તારી બહેન સાથે સાથે ચાલી રહી હતી અને કહેતી જતી હતી કે શું હું તમને એવું ઠેકાણું બતાવું જે તેની સારી સંભાળ લઈ શકશે? આવી રીતે અમે તને ફરી તારી માતાની દેખરેખમાં સોંપ્યો, જેથી તેણીની આંખોને ટાઢક મળે, અને તેણીને કોઈ દુ:ખ ન રહે. જ્યારે તેં એક વ્યકિતને કત્લ કરી હતી, અમે તને તે ચિંતાથી મુકિત અપાવી પછી અમે તને કેટલીક પરીક્ષાઓથી અજમાવ્યો. તે બાદ તું કેટલાક વર્ષ પર્યંત મદયનની કોમ વચ્ચે રહ્યો હતો. પછી હે મૂસા, તું એક બૂલંદ દરજ્જા ઉપર પહોંચી ગયો.

وَاصْطَنَعْتُكَ لِنَفْسِي ﴿٤١﴾

૪૨. 'અને મેં તને મારા (ખાસ કામ) માટે ચૂંટી લીધો.

اذْهَبْ أَنتَ وَأَخُوكَ بِآيَاتِي وَلَا تَنِيَا فِي ذِكْرِي ﴿٤٢﴾

૪૩. ''(માટે) તું અને તારો ભાઈ બન્ને મારી નિશાનીઓ લઈને જાઓ અને મારી યાદથી લગીરેક સૂસ્તી કરશો નહિ.

اذْهَبَا إِلَىٰ فِرْعَوْنَ إِنَّهُ طَغَىٰ ﴿٤٣﴾

૪૪. 'તમે બન્ને ફિરઔન પાસે જાઓ કારણ કે તે અત્યાચારોમાં હદબહાર જઈ રહ્યો છે.

فَقُولَا لَهُ قَوْلًا لَّيِّنًا لَّعَلَّهُ يَتَذَكَّرُ أَوْ يَخْشَىٰ ﴿٤٤﴾

૪૫. પરંતુ તેની સાથે સભ્યતાથી[૯] વાત કરજો શકય છે તે ધ્યાન આપે અથવા ડરી જાય.''

قَالَا رَبَّنَا إِنَّنَا نَخَافُ أَن يَفْرُطَ عَلَيْنَا أَوْ أَن يَطْغَىٰ ﴿٤٥﴾

૪૬. તેમણે જવાબ આપ્યો, 'હે અમારા પાલનહાર, અમને ડર છે કે તે અમારા ઉપર સખ્તી કરશે, અથવા ઝુલ્મ કરવામાં હદબહાર જશે.

---

૮. રાજ્ય કુટુંબમાં પરવરીશ મેળવવાના લીધે તેમને રાજ્ય વ્યવસ્થાની કેળવણી તેમજ ઉચ્ચકોટીના સંસ્કારો મેળવવાની જોગવાઈ મળવાનો અલ્લાહ તરફથી વાયદો આપવામાં આવ્યો હતો.

૯. ઉપદેશકો અને તબલીગ કરનારાઓને પોતાની વાણીમાં મીઠાસ અને વર્તનમાં વિવેક તથા નમ્રતા દાખવવાની તાકીદ કરવામાં આવી છે.

قَالَ لَا تَخَافَآ إِنَّنِي مَعَكُمَآ أَسْمَعُ وَأَرَىٰ ﴿٤٧﴾

૪૭. અલ્લાહે ફરમાવ્યું "ડરો નહિ, હું તમારી સાથે છું, હું સઘળું સાંભળું છું અને સઘળું જોઉં છું.

فَأْتِيَاهُ فَقُولَآ إِنَّا رَسُولَا رَبِّكَ فَأَرْسِلْ مَعَنَا بَنِيٓ إِسْرَآءِيلَ وَلَا تُعَذِّبْهُمْ ۖ قَدْ جِئْنَٰكَ بِـَٔايَةٍ مِّن رَّبِّكَ ۖ وَٱلسَّلَٰمُ عَلَىٰ مَنِ ٱتَّبَعَ ٱلْهُدَىٰٓ ﴿٤٨﴾

૪૮. "તમે બન્ને તેની પાસે જાઓ અને કહો 'અમે તારા પાલનહારના રસૂલ છીએ; માટે ઈસરાઈલની ઔલદને અમારી સાથે જવાની પરવાનગી આપ; અને તેમને દુ:ખ ન આપ. અમે તારા પાલનહાર તરફથી એક નિશાની લઈને આવ્યા છીએ; અને જે તેને અનુસરશે તેના ઉપર શાંતિ ઊતરશે;

إِنَّا قَدْ أُوحِىَ إِلَيْنَآ أَنَّ ٱلْعَذَابَ عَلَىٰ مَن كَذَّبَ وَتَوَلَّىٰ ﴿٤٩﴾

૪૯. 'બેશક અમારા ઉપર વહી કરવામાં આવી છે કે જે ઈન્કાર કરી મોઢું ફેરવી જશે તેના ઉપર અઝાબ આવશે.''

قَالَ فَمَن رَّبُّكُمَا يَٰمُوسَىٰ ﴿٥٠﴾

૫૦. ફિરઔને કહ્યું 'હે મૂસા,તમારો પાલનહાર કોણ છે?'

قَالَ رَبُّنَا ٱلَّذِىٓ أَعْطَىٰ كُلَّ شَىْءٍ خَلْقَهُۥ ثُمَّ هَدَىٰ ﴿٥١﴾

૫૧. મૂસાએ ઉત્તર આપ્યો 'અમારો પાલનહાર તે છે જેણે પ્રત્યેક વસ્તુને (યોગ્ય) રૂપ આપ્યું છે અને (તેને યોગ્ય ફરજ બજાવવાની) હિદાયત[૧૦] આપી છે.'

قَالَ فَمَا بَالُ ٱلْقُرُونِ ٱلْأُولَىٰ ﴿٥٢﴾

૫૨. ફિરઔને કહ્યું 'તો પહેલાંની જે પેઢીઓ વટાઈ ગઈ છે તેમનું શું થશે?'

قَالَ عِلْمُهَا عِندَ رَبِّى فِى كِتَٰبٍ ۖ لَّا يَضِلُّ رَبِّى وَلَا يَنسَى ﴿٥٣﴾

૫૩. મૂસાએ કહ્યું 'તેનું જ્ઞાન મારા પરવરદિગારની કિતાબમાં સલામત[૧૧] છે. મારો પાલનહાર કંઈપણ ચૂકતો નથી ન કંઈ ભૂલે છે.'

ٱلَّذِى جَعَلَ لَكُمُ ٱلْأَرْضَ مَهْدًا وَسَلَكَ لَكُمْ فِيهَا سُبُلًا وَأَنزَلَ مِنَ ٱلسَّمَآءِ مَآءً فَأَخْرَجْنَا بِهِۦٓ أَزْوَٰجًا مِّن نَّبَاتٍ شَتَّىٰ ﴿٥٤﴾

૫૪. (તે અમેજ છીએ) જેણે આ ધરતીને તમારું બિછાનું બનાવ્યું, અને તેમાં તમારા ચાલવા માટે માર્ગો બનાવ્યા; (અને) આકાશેથી પાણી વરસાવ્યું જેની વડે અમે વિભિન્ન પ્રકારની વનસ્પતિઓ પેદા કરીએ છીએ.

كُلُوا۟ وَٱرْعَوْا۟ أَنْعَٰمَكُمْ ۗ إِنَّ فِى ذَٰلِكَ لَءَايَٰتٍ لِّأُو۟لِى ٱلنُّهَىٰ ﴿٥٥﴾ ع

૫૫. તેમાંથી તમે ખાઓ, અને તમારા ઢોરઢાંખરોને ચરાવો, નિ:સંદેહ તેમાં બુદ્ધિવાનો માટે ઘણી નિશાનીઓ છે. (રુકૂઅ - ૨)

مِنْهَا خَلَقْنَٰكُمْ وَفِيهَا نُعِيدُكُمْ وَمِنْهَا نُخْرِجُكُمْ تَارَةً أُخْرَىٰ ﴿٥٦﴾

૫૬. અમે તમને આ જ ધરતીમાંથી સર્જ્યા છે અને તેમાંજ તમને પાછા લઈ જશું, અને તેમાંથી ફરી એકવાર તમને કાઢી લાવશું.

---

૧૦. અલ્લાહે પ્રત્યેક સર્જનને પરિપૂર્ણતાએ પહોંચાડયું છે અને પ્રત્યેક સર્જનને પોતાના કર્તવ્યના પાલન દ્વારા તરક્કી કરવાનો અને વિકાસ સાધવાનો આદેશ આપ્યો છે.

૧૧. 'તેમની કરણીનો યોગ્ય બદલો અલ્લાહ તેમને આપશે.'

وَلَقَدْ اَرَيْنٰهُ اٰيٰتِنَا كُلَّهَا فَكَذَّبَ وَاَبٰى ﴿٥٦﴾

૫૭. અને અમે તે (ફિરઔન)ને અમારી નિશાનીઓ દેખાડી હતી પરંતુ તેણે અવગણના કરી અને તેને ન માની.

قَالَ اَجِئْتَنَا لِتُخْرِجَنَا مِنْ اَرْضِنَا بِسِحْرِكَ يٰمُوْسٰى ﴿٥٧﴾

૫૮. તેણે કહ્યું ' મૂસા, શું તારા જાદુના બળથી તું અમને અમારા દેશમાંથી હાંકી કાઢવા[૧૨] માગે છે?

فَلَنَاْتِيَنَّكَ بِسِحْرٍ مِّثْلِهٖ فَاجْعَلْ بَيْنَنَا وَبَيْنَكَ مَوْعِدًا لَّا نُخْلِفُهٗ نَحْنُ وَلَآ اَنْتَ مَكَانًا سُوًى ﴿٥٨﴾

૫૯. 'પરંતુ અમે પણ ખરેખર તારા જેવું જ જાદુ કરી દેખાડશું, માટે આપણે એક સ્થળ અને સમય નક્કી કરીએ જે ઠરાવથી અમે પાછા નહિ હટીએ અને ન તું પાછો હટજે.'

قَالَ مَوْعِدُكُمْ يَوْمُ الزِّيْنَةِ وَاَنْ يُّحْشَرَ النَّاسُ ضُحًى ﴿٥٩﴾

૬૦. મૂસાએ કહ્યું, 'તમારા ઉત્સવના દિવસનેજ ઠરાવી લો અને દિવસ ચડતાંજ લોકોજે એકઠાં કરી લો.'

فَتَوَلّٰى فِرْعَوْنُ فَجَمَعَ كَيْدَهٗ ثُمَّ اَتٰى ﴿٦٠﴾

૬૧. પછી ફિરઔને એકાંતમાં જઈ પોતાની તમામ યોજનાઓ તૈયાર કરી અને (ઠરાવ પ્રમાણે) તે સ્થળે પહોંચી ગયો.

قَالَ لَهُمْ مُّوْسٰى وَيْلَكُمْ لَا تَفْتَرُوْا عَلَى اللّٰهِ كَذِبًا فَيُسْحِتَكُمْ بِعَذَابٍ ۚ وَقَدْ خَابَ مَنِ افْتَرٰى ﴿٦١﴾

૬૨. મૂસાએ તેમને કહ્યું 'ખબરદાર! તમે રખે એવી ભૂલ કરતા અને અલ્લાહ વિશુદ્ધ જૂઠાણું ઉચ્ચારતા. કયાંક એવું ન બને કે અલ્લાહ તમને અઝાબ વડે હલાક કરી નાખે. બેશક જે અલ્લાહ ઉપર ખોટું તોહમત મુકશે તે હલાક થઈ જશે.'

فَتَنَازَعُوْٓا اَمْرَهُمْ بَيْنَهُمْ وَاَسَرُّوا النَّجْوٰى ﴿٦٢﴾

૬૩. પછી (ફિરઔન તથા તેના દરબારીઓમાં) અંદરોઅંદર મતભેદ પડી જવાથી તેમણે એકાંતમાં જઈ મસલત કરી.

قَالُوْٓا اِنْ هٰذٰنِ لَسٰحِرٰنِ يُرِيْدٰنِ اَنْ يُّخْرِجٰكُمْ مِّنْ اَرْضِكُمْ بِسِحْرِهِمَا وَيَذْهَبَا بِطَرِيْقَتِكُمُ الْمُثْلٰى ﴿٦٣﴾

૬૪. તેમણે કહ્યું 'આ બન્ને ખરેખર જાદુગરો છે જે પોતાના જાદુના આધારે તમને તમારા દેશમાંથી હાંકી કાઢવાનો અને તેઓ તમારા ઉચ્ચ રૂઢી રિવાજોને[૧૩] મિટાવી દેવાનો ઈરાદો રાખે છે.

فَاَجْمِعُوْا كَيْدَكُمْ ثُمَّ ائْتُوْا صَفًّا ۚ وَقَدْ اَفْلَحَ

૬૫. 'માટે જોઈએ કે તમે પણ સર્વ દાવ તૈયાર કરી લો; અને સૌ સંગઠિત થઈ પૂરા દમામથી ઊતરી

---

૧૨. હઝરત મૂસા(અ)ને વિદેશી અને વિદ્રોહી ઠરાવી ફિરઔન પોતાની કોમની લાગણીઓ પોતાની તરફેણમાં લાવવા ચાહતો હતો. ઉપરાંતમાં તેમના મનમાં એવું ઠસાવવા ચાહતો હતો કે મૂસા (અ) તેમના પૂર્વજોને બહેકી ગએલઅને કુદરત તરફથી આવનારી ભયંકર સજાને પાત્ર સમજે છે.

૧૩. અહીં 'તરીકાહ' શબ્દનો અર્થ 'જીવન પદ્ધતિ', 'રસ્મો-રિવાજ' 'સંસ્કૃતિ', 'વંશપરંપરા ચાલતી આવતી રીતો,' 'શિરસ્તો,' 'પ્રણાલિકા' છે. અજ્ઞાનતાના સમયમાં વહેમોના આધારે પેદા થયેલા રૂઢી-રિવાજોને 'ધર્મ'ની ઉપમાં આપવામાં આવે છે.

الْيَوْمَ مَنِ اسْتَعْلٰى ﴿٦٥﴾

પડો. અને આજના દિવસે જે વિજયવંત થશે તે બેશક (કાયમની) સફળતા પ્રાપ્ત કરશે.'

قَالُوْا يٰمُوْسٰٓى اِمَّآ اَنْ تُلْقِيَ وَاِمَّآ اَنْ نَّكُوْنَ اَوَّلَ مَنْ اَلْقٰى ﴿٦٦﴾

૬૬. તેમણે કહ્યું 'હે મૂસા, તું તારો દાવ પહેલાં ફેંકીશ કે અમે પહેલ કરીએ?'

قَالَ بَلْ اَلْقُوْا ۚ فَاِذَا حِبَالُهُمْ وَعِصِيُّهُمْ يُخَيَّلُ اِلَيْهِ مِنْ سِحْرِهِمْ اَنَّهَا تَسْعٰى ﴿٦٧﴾

૬૭. મૂસાએ કહ્યું 'તમેજ ફેંકો!' અને મૂસાને તેમના દોરડા, લાકડીઓ આડાઅવળા સરકતા ભયંકર નાગ જેવા દેખાવા લાગ્યા.'

فَاَوْجَسَ فِيْ نَفْسِهٖ خِيْفَةً مُّوْسٰى ﴿٦٨﴾

૬૮. અને મૂસામાં થોડો ભયસંચાર થયો.

قُلْنَا لَا تَخَفْ اِنَّكَ اَنْتَ الْاَعْلٰى ﴿٦٩﴾

૬૯. અમે કહ્યું 'તું ડર નહિ, કારણકે તું તેમના ઉપર ફતેહ મેળવીશ.

وَاَلْقِ مَا فِيْ يَمِيْنِكَ تَلْقَفْ مَا صَنَعُوْا ۗ اِنَّمَا صَنَعُوْا كَيْدُ سٰحِرٍ ۗ وَلَا يُفْلِحُ السّٰحِرُ حَيْثُ اَتٰى ﴿٧٠﴾

૭૦. 'અને જે તારા જમણા હાથમાં છે તેને ફેંકીશ તો જે કંઈ (છળકપટ) તેમણે બનાવ્યું છે, તે સઘળાંને તે ગળી જશે. આ જે કંઈ તેઓ ઘડી લાવ્યા છે તે જાદુગરીનું છળ છે, અને જાદુગર કયારે પણ સફળ નહિ થાય.'

فَاُلْقِيَ السَّحَرَةُ سُجَّدًا قَالُوْٓا اٰمَنَّا بِرَبِّ هٰرُوْنَ وَمُوْسٰى ﴿٧١﴾

૭૧. અંતે જાદુગરો સત્ય પામી જતાં સિજદામાં પડી ગયા. તેમણે કહ્યું 'અમે હારૂન તથા મૂસાના પાલનહાર ઉપર ઈમાન લાવીએ છીએ.'

قَالَ اٰمَنْتُمْ لَهٗ قَبْلَ اَنْ اٰذَنَ لَكُمْ ۗ اِنَّهٗ لَكَبِيْرُكُمُ الَّذِيْ عَلَّمَكُمُ السِّحْرَ ۚ فَلَاُقَطِّعَنَّ اَيْدِيَكُمْ وَاَرْجُلَكُمْ مِّنْ خِلَافٍ وَّلَاُصَلِّبَنَّكُمْ فِيْ جُذُوْعِ النَّخْلِ ۫ وَلَتَعْلَمُنَّ اَيُّنَآ اَشَدُّ عَذَابًا وَّاَبْقٰى ﴿٧٢﴾

૭૨. (ફિરઔને) કહ્યું 'શું મારી પરવાનગી વગર તમે તેના ઉપર ઈમાન લઈ આવો છો? બેશક, આ'જ તમારો ઉસ્તાદ (લાગે) છે. જેણે તમને જાદુ શીખવાડયું છે. માટે હું તમારા ઉલટ હાથ અને પગ કાપી નાખીશ, અને તમને ખજૂરીના થડ સાથે લટકાવી મારીશ, ત્યારે તમને જણાઈ રહેશે કે આપણામાંથી કોની શિક્ષા વધુ સખત તથા વધુ ટકી રહેનારી છે.'

قَالُوْا لَنْ نُّؤْثِرَكَ عَلٰى مَا جَآءَنَا مِنَ الْبَيِّنٰتِ وَالَّذِيْ فَطَرَنَا فَاقْضِ مَآ اَنْتَ قَاضٍ ۗ اِنَّمَا تَقْضِيْ هٰذِهِ الْحَيٰوةَ الدُّنْيَا ﴿٧٣﴾

૭૩. તેમણે કહ્યું 'અમારા તરફ આવેલી સ્પષ્ટ નિશાનીઓ (ઉપર) અને જેણે અમને પેદા કર્યા છે તેના ઉપર અમે તને પસંદગી નહિ આપીએ, માટે તારે જે પણ કરવું હોય તે કરી લે, અને તારી શકિત તો કેવળ આ દુનિયાના જીવન પૂરતી જ મર્યાદિત છે.

اِنَّآ اٰمَنَّا بِرَبِّنَا لِيَغْفِرَ لَنَا خَطٰيٰنَا وَمَآ اَكْرَهْتَنَا عَلَيْهِ مِنَ السِّحْرِ ۗ وَاللّٰهُ خَيْرٌ وَّاَبْقٰى ﴿٧٤﴾

૭૪. 'ખરેખર, અમે અમારા રબ ઉપર ઈમાન લાવ્યા છીએ કે તે અમને અમારા ગુનાહોની ક્ષમા આપે અને અમારા કરેલા જાદુના ખેલની પણ, જે કરવા તેં અમને ઉશ્કેર્યા હતા અને અલ્લાહ જ ઉચ્ચત્તર છે, અને સદા જીવંત છે.'

إِنَّهُ مَن يَأْتِ رَبَّهُ مُجْرِمًا فَإِنَّ لَهُ جَهَنَّمَ لَا يَمُوتُ فِيهَا وَلَا يَحْيَىٰ ﴿٧٥﴾

૭૫. બેશક, જે પોતાના પાલનહાર સામે ગુનાહગાર (પાપી) બનીને આવશે તે નિશ્ચય જહન્નમમાં જનારો છે, તેમાં ન તો તે મરશે અને ન તે જીવશે.[૧૪]

وَمَن يَأْتِهِ مُؤْمِنًا قَدْ عَمِلَ الصَّالِحَاتِ فَأُولَٰئِكَ لَهُمُ الدَّرَجَاتُ الْعُلَىٰ ﴿٧٦﴾

૭૬. પણ જે મોમિનના રૂપમાં તેની સામે આવશે, જેણે ભલાઈના કામો કર્યા હશે, તેમના માટે ઊંચા દરજજાઓ હશે—

جَنَّاتُ عَدْنٍ تَجْرِي مِن تَحْتِهَا الْأَنْهَارُ خَالِدِينَ فِيهَا ۚ وَذَٰلِكَ جَزَاءُ مَن تَزَكَّىٰ ﴿٧٧﴾

૭૭. (અર્થાત) સદા રહેનારી જન્નતો હશે, જેની તળેથી નહેરો વહેતી હશે, જેમાં તેઓ સદાય રહેશે. અને આ પાકીઝગી ગ્રહણ કરનારાઓનો બદલો છે. (રુકૂઅ - ૩)

وَلَقَدْ أَوْحَيْنَا إِلَىٰ مُوسَىٰ أَنْ أَسْرِ بِعِبَادِي فَاضْرِبْ لَهُمْ طَرِيقًا فِي الْبَحْرِ يَبَسًا لَّا تَخَافُ دَرَكًا وَلَا تَخْشَىٰ ﴿٧٨﴾

૭૮. અને અમે મૂસાને વહી કરી (કહ્યું) 'તું મારા બંદાઓને સાથે લઈ રાતો રાત' નીકળી જા અને સમુદ્રમાં (લાઠી) મારી તેમના માટે સુક્કો માર્ગ બનાવી લે, તું પકડાઈ જવાનો ડર ન રાખજે, ન તો કોઈ (અન્ય) ડર રાખજે.'

فَأَتْبَعَهُمْ فِرْعَوْنُ بِجُنُودِهِ فَغَشِيَهُم مِّنَ الْيَمِّ مَا غَشِيَهُمْ ﴿٧٩﴾

૭૯. પછી ફિરઔને પોતાના લશ્કરો સાથે તેમનો પીછો પકડયો અને તેઓ સમુદ્રના તોફાનમાં એવા ઘેરાઈ ગયા કે તેમના ઉપર પાણી ફરી વળ્યું.

وَأَضَلَّ فِرْعَوْنُ قَوْمَهُ وَمَا هَدَىٰ ﴿٨٠﴾

૮૦. અને ફિરઔને પોતાની કોમને ગુમરાહ કરી અને તેમને ભલાઈનો રસ્તો ન બતાવ્યો.

يَا بَنِي إِسْرَائِيلَ قَدْ أَنجَيْنَاكُم مِّنْ عَدُوِّكُمْ وَوَاعَدْنَاكُمْ جَانِبَ الطُّورِ الْأَيْمَنَ وَنَزَّلْنَا عَلَيْكُمُ الْمَنَّ وَالسَّلْوَىٰ ﴿٨١﴾

૮૧. હે બની ઈસરાઈલ, અમે તમને તમારા દુશ્મનોથી બચાવ્યા અને અમે તમારી સાથે તૂર (પર્વત)ની જમણી દિશામાં કરાર કર્યો અને અમે તમારા માટે મન્ના અને સલ્વા (ના થાળ) ઊતાર્યા હતા.[૧૫]

كُلُوا مِن طَيِّبَاتِ مَا رَزَقْنَاكُمْ وَلَا تَطْغَوْا فِيهِ فَيَحِلَّ عَلَيْكُمْ غَضَبِي ۖ وَمَن يَحْلِلْ عَلَيْهِ غَضَبِي فَقَدْ هَوَىٰ ﴿٨٢﴾

૮૨. (અને અમે તમને નસિહત કરી હતી કે) 'અમે જે શુદ્ધ વસ્તુઓ તમને આપી છે તે ખાઓ અને હદથી બહાર ન જાઓ કે તમારા ઉપર મારો ગઝબ આવી પડે, અને જેના ઉપર મારો ગઝબ પડે છે તે પાયમાલ થઈ જાય છે;

---

૧૪. ગુનાહગારોથી જહન્નમનો અઝાબ સહન થશે નહિ અને તેઓ મોત દ્વારા છૂટકારો ચાહશે તે પણ તેમને નહિ મળે.

૧૫. 'મન્ના અને સલ્વા.' મિસર માં ગુલામીમાં લાંબા સમયથી રહેવાના પરિણામે ઈસરાઈલીઓમાં સુસ્તી, નિરૂત્સાહ તથા નિરાશાના તત્ત્વો ઘર કરી ગયા હતા જેના કારણે તેઓ હઝરત મૂસા(અ) સામે નિત્ય તકરાર કરતા રહેતા ત્યારે આ આયત દ્વારા અલ્લાહે તેમને પહેલાં આપેલી ને'મતોની યાદી અપાવી.

وَإِنِّي لَغَفَّارٌ لِّمَن تَابَ وَءَامَنَ وَعَمِلَ صَالِحًا ثُمَّ اهْتَدَىٰ ﴿٨٢﴾

૮૩. 'પરંતુ હું ખરેખર તેને ક્ષમા આપું છું જે તૌબાહ કરે છે, અને ઈમાન લાવી નેક કામો કરે છે અને રાહે રાસ્ત ઉપર કાયમ રહે છે.

وَمَا أَعْجَلَكَ عَن قَوْمِكَ يَٰمُوسَىٰ ﴿٨٣﴾

૮૪. (અમે કહ્યું) 'અને હે મૂસા, તેં તારી કોમને છોડી (અહીં) આવવામાં કેમ ઉતાવળ કરી?

قَالَ هُمْ أُولَآءِ عَلَىٰٓ أَثَرِى وَعَجِلْتُ إِلَيْكَ رَبِّ لِتَرْضَىٰ ﴿٨٤﴾

૮૫. તેણે કહ્યું 'તેઓ મારી પાછળ આવી રહ્યા છે હું તારી પાસે વહેલો આવ્યો છું કે તું મારા ઉપર ખુશ થાય.'

قَالَ فَإِنَّا قَدْ فَتَنَّا قَوْمَكَ مِنۢ بَعْدِكَ وَأَضَلَّهُمُ السَّامِرِىُّ ﴿٨٥﴾

૮૬. (અલ્લાહે) ફરમાવ્યું 'અમે તો તારી ગેરહાજરીમાં તારી કોમને અઝામાઈશમાં નાખી દીધી છે, અને સામરીએ[૧૬] તેમને બહેકાવી દીધા છે.'

فَرَجَعَ مُوسَىٰٓ إِلَىٰ قَوْمِهِۦ غَضْبَٰنَ أَسِفًا ۚ قَالَ يَٰقَوْمِ أَلَمْ يَعِدْكُمْ رَبُّكُمْ وَعْدًا حَسَنًا ۚ أَفَطَالَ عَلَيْكُمُ الْعَهْدُ أَمْ أَرَدتُّمْ أَن يَحِلَّ عَلَيْكُمْ غَضَبٌ مِّن رَّبِّكُمْ فَأَخْلَفْتُم مَّوْعِدِى ﴿٨٦﴾

૮૭. આ વાતથી મૂસાને બહુ લાગી આવ્યું, તે ખિન્ન વદને પોતાની કોમ તરફ પાછો ફર્યો, (અને) તેણે કહ્યું 'હે મારી કોમ, શું તમારા પાલનહારે તમને ભલાઈનો વાયદો ન કર્યો હતો? શું તે (વાયદો) પૂરો થવાની મુદ્દત તમને લાંબી લાગી? અથવા તમે એવું ચાહો છો કે તમારા પાલનહારનો તમારા ઉપર ગઝબ (પ્રકોપ) ઊતરે તે માટેજ તમે મારી સાથે કરેલા કરારનો ભંગ કર્યો છે?'

قَالُوا۟ مَآ أَخْلَفْنَا مَوْعِدَكَ بِمَلْكِنَا وَلَٰكِنَّا حُمِّلْنَآ أَوْزَارًا مِّن زِينَةِ الْقَوْمِ فَقَذَفْنَٰهَا فَكَذَٰلِكَ أَلْقَى السَّامِرِىُّ ﴿٨٧﴾

૮૮. તેમણે કહ્યું 'અમે અમારા વાયદાનો ઈરાદાપૂર્વક ભંગ નથી કર્યો. પરંતુ અમારા ઉપર એક કોમના ઝવેરાતનો[૧૭] ભાર લાદવામાં આવ્યો હતો જે અમોએ (આગમાં) નાખી દીધો અને જેમ સામરીએ પણ નાખી દીધું હતું.'

فَأَخْرَجَ لَهُمْ عِجْلًا جَسَدًا لَّهُۥ خُوَارٌ فَقَالُوا۟ هَٰذَآ إِلَٰهُكُمْ وَإِلَٰهُ مُوسَىٰ فَنَسِىَ ﴿٨٨﴾

૮૯. તેણે એક વાછરડાની આકૃતિ બનાવી તેમની સામે મૂકી, જેમાંથી ધીમો અવાજ નીકળતો હતો. અને તેમણે કહ્યું 'આ'જ તમારો અને મૂસાનો મા'બૂદ છે.' આવી રીતે તેણે પણ (મૂસાના દીનનો) ત્યાગ કર્યો.

---

૧૬. 'સામરી' વિશે ઘણાં અભિપ્રાયો પ્રચલિત છે. ઈસરાઈલીની એક કોમ જેની બહુજ નાની સંખ્યા નબ્લુસમાં વસેલી છે અને તેઓ પોતાને 'બેને યીઝરાલ' તરીકે ઓળખાવે છે. આ લોકો 'સમીરાહ' અથવા 'સામારીટન્સ'ના નામે પણ પ્રખ્યાત છે. આ કોમનો ઈતિહાસ અસિરીયનોના સમારીઆ જીત્યા પછી શરૂ થયો હતો.

૧૭. કુરઆને મજીદની આ આયતથી એવું જણાય છે મિસરીઓએ ઈસરાઈલીઓને તેમના ચાલતા પહેલાં સોના- ચાંદીના ઝવેરાત વસ્ત્રો વગેરે પોતાની રાજીખુશીથી આપ્યા હતા. જ્યારે બાઈબલ તેમના ઉપર આ વસ્તુની ભીખ માગીને ભેગા કર્યા હોવાનો આરોપ મૂકે છે. (એકસોડસ પ્ર.૧૨ આ.૩૬.)

૯૦. શું તેઓ જોઈ ન શકતા હતા કે તે (આકૃતિ)માં ન તો તેમને જવાબ આપવાની શકિત હતી અને ન તો કંઈ લાભ કે હાનિ કરવાની શકિત હતી? (રુકૂઅ-૪)

أَفَلَا يَرَوْنَ أَلَّا يَرْجِعُ إِلَيْهِمْ قَوْلًا وَلَا يَمْلِكُ لَهُمْ ضَرًّا وَلَا نَفْعًا ﴿٩٠﴾

૯૧. અને હારૂને તેમને શરૂઆતમાંજ કહ્યું 'હે મારી કોમના લોકો, આ (વાછરડા) દ્વારા તમારી કસોટી[18] થઈ રહી છે. અને તમારો રબ બેહદ કૃપાવંત છે, માટે તમે મારું કહ્યું માનો.'

وَلَقَدْ قَالَ لَهُمْ هَٰرُونُ مِن قَبْلُ يَٰقَوْمِ إِنَّمَا فُتِنتُم بِهِۦ ۖ وَإِنَّ رَبَّكُمُ ٱلرَّحْمَٰنُ فَٱتَّبِعُونِى وَأَطِيعُوٓا۟ أَمْرِى ﴿٩١﴾

૯૨. તેમણે જવાબ આપ્યો 'મૂસા પાછો નહિ ફરે ત્યાં સુધી અમે આની પૂજા[19] છોડશું નહિ.'

قَالُوا۟ لَن نَّبْرَحَ عَلَيْهِ عَٰكِفِينَ حَتَّىٰ يَرْجِعَ إِلَيْنَا مُوسَىٰ ﴿٩٢﴾

૯૩. મૂસાએ કહ્યું 'હે હારૂન, જ્યારે તું તેમને બહેકી જતાં જોઈ રહ્યો હતો, ત્યારે તને કઈ વસ્તુથી રોકી રાખ્યો હતો.'

قَالَ يَٰهَٰرُونُ مَا مَنَعَكَ إِذْ رَأَيْتَهُمْ ضَلُّوٓا۟ ﴿٩٣﴾

૯૪. (કે) તું મારી પાછળ ન આવ્યો? (અને) તેં મારા કહ્યા પ્રમાણે કેમ ન કર્યું?'

أَلَّا تَتَّبِعَنِ ۖ أَفَعَصَيْتَ أَمْرِى ﴿٩٤﴾

૯૫. (હારૂને) ઉત્તર આપ્યો, 'હે મારા માડી જાયા, મારી દાઢી તથા મારા માથાના વાળ છોડી દે. મને ભય હતો કે તું મને એમ ન કહે 'તેં ઈસરાઈલના સંતાનોમાં ફૂટ નાખી અને તેં મારી સૂચનાની કેમ રાહ ન જોઈ?'

قَالَ يَبْنَؤُمَّ لَا تَأْخُذْ بِلِحْيَتِى وَلَا بِرَأْسِىٓ ۖ إِنِّى خَشِيتُ أَن تَقُولَ فَرَّقْتَ بَيْنَ بَنِىٓ إِسْرَٰٓءِيلَ وَلَمْ تَرْقُبْ قَوْلِى ﴿٩٥﴾

૯૬. મૂસાએ કહ્યું 'અને હે સામરી, તારી પાસે શું બહાનું છે?

قَالَ فَمَا خَطْبُكَ يَٰسَٰمِرِىُّ ﴿٩٦﴾

૯૭. તેણે કહ્યું 'મેં જે જોયું[20] તે તેઓ ન જોઈ શકતા હતા. મેં રસૂલની થોડી અસર લીધી હતી, તે પણ મેં ગુમાવી દીધી. અને મારા મનથી મને આવું કરવાની પ્રેરણા મળી હતી.'

قَالَ بَصُرْتُ بِمَا لَمْ يَبْصُرُوا۟ بِهِۦ فَقَبَضْتُ قَبْضَةً مِّنْ أَثَرِ ٱلرَّسُولِ فَنَبَذْتُهَا وَكَذَٰلِكَ سَوَّلَتْ لِى نَفْسِى ﴿٩٧﴾

૯૮. મૂસાએ કહ્યું 'તું અહીંતી દૂર થઈ જા, તું જીવનભર લોકોને કહેતો ફરીશ કે મને કોઈ

قَالَ فَٱذْهَبْ فَإِنَّ لَكَ فِى ٱلْحَيَوٰةِ أَن تَقُولَ لَا

---

૧૮. બાઈબલે હઝરત હારૂન (અ) ઉપર વાછરડાની આકૃતિ બનાવી તેમની કોમને ગુમરાહ કરવાની તોહમત મૂકી છે તેનું કુરઆને મજીદે ખંડન કર્યું છે. જુઓ (એકસોડસ પ્ર.૩૨. આ.૪.)

૧૯. મિસરમાં ઈસરાઈલીઓની લાંબી ગુલામીથી તેમણે પોતાના શાસનકર્તાઓના રૂઢી-રિવાજો જીવનપદ્ધતિ તથા ધાર્મિક વિધીઓને પોતાના જીવનમાં અપનાવી લીધા હતા. જેમાંની એક 'ગૈપૂજા' પણ હતી.' (એન્સાઈક્ઓફ રીલીજીયન્સ વો.૧ પાના.૫૦૭.)

૨૦. સામરીના કથનનો ભાવાર્થ એવો પણ થઈ શકે કે તેણે અલ્લાહના રસૂલની શીખામણો સાંભળી લીધા પછી તેનો ઉપયોગ પોતાના અંગત સ્વાર્થ માટે કરવાના ઈરાદાથી હઝરત મૂસા (અ)ની ગેરહાજરીનો લાભ ઉઠાવ્યો.

مِسَاسَ ۖ وَإِنَّ لَكَ مَوْعِدًا لَّن تُخْلَفَهُ ۖ وَانظُرْ إِلَىٰ إِلَٰهِكَ الَّذِي ظَلْتَ عَلَيْهِ عَاكِفًا ۖ لَّنُحَرِّقَنَّهُ ثُمَّ لَنَنسِفَنَّهُ فِي الْيَمِّ نَسْفًا ﴿٩٧﴾

અડકશો[21] નહિ અને તારા માટે (અઝાબ)નો તે વાયદો છે જે (અઝાબ)ને તું ટાળી નહિ શકે. અને જેમાં તું યકીન રાખે છે તારા તે મા'બૂદ (ની દુર્દશા)ને હવે જોઈલે. ખરેખર, અમે તેને જલાવીને ભસ્મ કરી નાખશું, અને તેની રાખને સમુદ્રમાં વિખેરી નાખશું.''

إِنَّمَا إِلَٰهُكُمُ اللَّهُ الَّذِي لَا إِلَٰهَ إِلَّا هُوَ ۚ وَسِعَ كُلَّ شَيْءٍ عِلْمًا ﴿٩٨﴾

૯૮. તારો મા'બૂદ ફકત અલ્લાહ છે, તેના સિવાય અન્ય કોઈ નથી. કોઈપણ વસ્તુ તેની જાણ બહાર નથી.

كَذَٰلِكَ نَقُصُّ عَلَيْكَ مِنْ أَنبَاءِ مَا قَدْ سَبَقَ ۚ وَقَدْ آتَيْنَاكَ مِن لَّدُنَّا ذِكْرًا ﴿٩٩﴾

૧૦૦. આવી રીતે પહેલાં બની ગયેલી ઘટનાનું વર્ણન અમે તને કહી સંભળાવીએ છીએ. અને અમે અમારા તરફથી તને આ નસિહતનામું (કુરઆન) આપીએ છીએ.

مَّنْ أَعْرَضَ عَنْهُ فَإِنَّهُ يَحْمِلُ يَوْمَ الْقِيَامَةِ وِزْرًا ﴿١٠٠﴾

૧૦૧. અને જે તેનાથી મુખ ફેરવશે તે કયામતના દિવસે એક ભારે બોજ તળે દબાયેલો હશે.

خَالِدِينَ فِيهِ ۖ وَسَاءَ لَهُمْ يَوْمَ الْقِيَامَةِ حِمْلًا ﴿١٠١﴾

૧૦૨. તેની નીચે કચરાએલો હશે; અને કયામતના દિવસે આ બોજો ઉઠાવવો તેમના માટે બેહદ બૂરો હશે,

يَوْمَ يُنفَخُ فِي الصُّورِ ۚ وَنَحْشُرُ الْمُجْرِمِينَ يَوْمَئِذٍ زُرْقًا ﴿١٠٢﴾

૧૦૩. તે દિવસે સૂર ફૂંકવામાં આવશે. અને તે દિવસે અમે નિસ્તેજ આંખોવાળા ગુનાહગારોને ઘેરી લઈ એકઠા કરશું.

يَتَخَافَتُونَ بَيْنَهُمْ إِن لَّبِثْتُمْ إِلَّا عَشْرًا ﴿١٠٣﴾

૧૦૪. તેઓ અરસપરસ ધીમા સ્વરે કહેશે 'તમે તો (દુનિયામાં) માત્ર દસ દિવસજ રહ્યા હશો!'[22]

نَّحْنُ أَعْلَمُ بِمَا يَقُولُونَ إِذْ يَقُولُ أَمْثَلُهُمْ طَرِيقَةً إِن لَّبِثْتُمْ إِلَّا يَوْمًا ﴿١٠٤﴾

૧૦૫. અમે બેહતર જાણીએ છીએ કે તેઓ શું કહેશે— તેઓમાંના જેમણે ઝિંદગીમાં ઉત્તમ રાહો અપનાવી હશે તેઓ કહેશે 'તમે તો માત્ર એકજ[22] દિવસ રહ્યા હશો.' (રુકૂઅ-૫)

وَيَسْأَلُونَكَ عَنِ الْجِبَالِ فَقُلْ يَنسِفُهَا رَبِّي نَسْفًا ﴿١٠٥﴾

૧૦૬. અને તેઓ તને પર્વતો[23] વિશે પૂછે તો કહે, 'મારો રબ તેમના ભૂક્કા કરી તેમને ધૂળની જેમ ઉડાડી દેશે.

فَيَذَرُهَا قَاعًا صَفْصَفًا ﴿١٠٦﴾

૧૦૭. 'અને તેમને સપાટ મેદાન કરી મૂકશે,

---

૨૧. તેના આ ઘોર પાપના પરિણામે તેને ભયંકર ચેપી રોગ થયો હતો.

૨૨. 'એક દિવસ'નો ભાવાર્થ એવો છે કે તેમની જાહોજલાલી લાંબી નહિ ટકે અને અંતમાં તે ગાળો તેમને એક દિવસ જેટલો જ લાગશે.

૨૩. 'પર્વતો' અર્થાત પશ્ચિમની બળવાન ઈસાઈ કોમો.

لَّا تَرٰى فِيْهَا عِوَجًا وَّلَآ اَمْتًا ۝١٠٧

૧૦૮. 'જેમાં તને ન ખાડા બાકી રહેલા દેખાશે ન ટેકરા.'

يَوْمَئِذٍ يَّتَّبِعُوْنَ الدَّاعِيَ لَا عِوَجَ لَهٗ ۚ وَخَشَعَتِ الْاَصْوَاتُ لِلرَّحْمٰنِ فَلَا تَسْمَعُ اِلَّا هَمْسًا ۝١٠٨

૧૦૯. તે દિવસે લોકો તે પુકારનારાનું[૨૪] અનુસરણ કરશે જેની (નસિહત)માં કોઈ આંટીગૂંટી નહિ હોય; અને રહમાન સામે અન્ય અવાજો દબાઈ જશે અને પગલાંની આહટ સિવાય તું કંઈ પણ નહિ સાંભળે.

يَوْمَئِذٍ لَّا تَنْفَعُ الشَّفَاعَةُ اِلَّا مَنْ اَذِنَ لَهُ الرَّحْمٰنُ وَرَضِيَ لَهٗ قَوْلًا ۝١٠٩

૧૧૦. તે દિવસે ભલામણો કંઈ કામ લાગશે નહિ, સિવાય તેના તરફથી જેને કૃપાવંત (અલ્લાહ) પરવાનગી આપે અને જેની વાત સાંભળવી તેને ગમતી હશે.

يَعْلَمُ مَا بَيْنَ اَيْدِيْهِمْ وَمَا خَلْفَهُمْ وَلَا يُحِيْطُوْنَ بِهٖ عِلْمًا ۝١١٠

૧૧૧. અલ્લાહ જાણે છે જે તેમના આગળ ચાલ્યું ગયું છે, જે તેમની પાછળ આવનારું છે, જે પોતાની સમજથી તેઓ નથી જાણી શકતા.

وَعَنَتِ الْوُجُوْهُ لِلْحَيِّ الْقَيُّوْمِ ۭ وَقَدْ خَابَ مَنْ حَمَلَ ظُلْمًا ۝١١١

૧૧૨. અને તમામ ચહેરા તે સદાજીવંત, સ્વયંપૂર્ણ અને તમામ જહાનોના આધાર સામે આજઝીથી રજૂ થશે, અને જેણે બેઈન્સાફીનો બોજો ઉઠાવ્યો હશે તે બરબાદ થઈ જશે.

وَمَنْ يَّعْمَلْ مِنَ الصّٰلِحٰتِ وَهُوَ مُؤْمِنٌ فَلَا يَخٰفُ ظُلْمًا وَّلَا هَضْمًا ۝١١٢

૧૧૩. પરંતુ ભલાઈના કામો કરનારાઓ, ઈમાનવાળા હોવાથી તેમને અન્યાયની દહેશત નહિ હોય ન કોઈ નુકસાનની.

وَكَذٰلِكَ اَنْزَلْنٰهُ قُرْاٰنًا عَرَبِيًّا وَّصَرَّفْنَا فِيْهِ مِنَ الْوَعِيْدِ لَعَلَّهُمْ يَتَّقُوْنَ اَوْ يُحْدِثُ لَهُمْ ذِكْرًا ۝١١٣

૧૧૪. અને આવી રીતે અમે કુરઆનને અરબીભાષામાં ઊતાર્યું છે— જેમાં અમે અમુક ચેતવણીઓનું વર્ણન કર્યું છે કે જેથી તેઓ અલ્લાહથી ડરતા રહે અથવા આ (કુરઆન) થકી તેમનામાં અલ્લાહની યાદનો ઉદ્‌ભવ થાય.

فَتَعٰلَى اللّٰهُ الْمَلِكُ الْحَقُّ ۚ وَلَا تَعْجَلْ بِالْقُرْاٰنِ مِنْ قَبْلِ اَنْ يُّقْضٰٓى اِلَيْكَ وَحْيُهٗ ۡ وَقُلْ رَّبِّ زِدْنِيْ عِلْمًا ۝١١٤

૧૧૫. અલ્લાહ બૂલંદ હસ્તી છે, સાચો બાદશાહ છે. કુરઆન વાંચી સંભળાવવામાં તું ઉતાવળથી કામ ન લે જ્યાં સુધી કે તેનું પૂરેપૂરું જ્ઞાન તને ન આવી જાય, અને તું દુઆ કર 'હે મારા માલિક, મારા ઈલ્મમાં વૃદ્ધિ કર.'

وَلَقَدْ عَهِدْنَآ اِلٰٓى اٰدَمَ مِنْ قَبْلُ فَنَسِيَ وَلَمْ نَجِدْ

૧૧૬. બેશક અમે આદમ પાસેથી પ્રથમથીજ વચન લીધું હતું જેનાથી તે ચૂકી[૨૫] ગયો, બેશક

૨૪. આંહઝરત સલલ્લાહો અલેહે વસલ્લમ.

૨૫. 'મનુષ્ય માત્ર ભૂલને પાત્ર' હઝરત આદમના આચરણમાં અલ્લાહની નાફરમાનો અંશમાત્ર નહતો. હઝરત આદમ (અ)નું આચરણ ગફલતમાં કરેલી એક ભૂલ હતી જેમાં ઈરાદાપૂર્વક પાપ કરવાના ચિન્હો ન હતા.

لَهٗ عَزْمًا ﴿۱۱۵﴾

અમને તેનામાં (નાફરમાનીની) દાનત ન જણાઈ. (રુકૂઅ - ૬)

وَ اِذْ قُلْنَا لِلْمَلٰٓئِكَةِ اسْجُدُوْا لِاٰدَمَ فَسَجَدُوْٓا اِلَّآ اِبْلِيْسَ ؕ اَبٰى ﴿۱۱۶﴾

૧૧૭. અને (યાદ કર) જ્યારે અમે ફરિશ્તાઓને કહ્યું 'આદમને સિજદો કરો.' અને સૌએ સિજદો કર્યો, સિવાય ઈબ્લીસે, તેણે ઈન્કાર કર્યો હતો.

فَقُلْنَا يٰٓاٰدَمُ اِنَّ هٰذَا عَدُوٌّ لَّكَ وَ لِزَوْجِكَ فَلَا يُخْرِجَنَّكُمَا مِنَ الْجَنَّةِ فَتَشْقٰى ﴿۱۱۷﴾

૧૧૮. પછી અમે કહ્યું 'હે આદમ, આ તારો અને તારી પત્નીનો દુશ્મન છે; માટે તમને જન્નતથી બહાર કાઢવાની તક તેને આપશો નહિ, નહીંતર તમે મૂસીબતમાં પડી જશો.'

اِنَّ لَكَ اَلَّا تَجُوْعَ فِيْهَا وَ لَا تَعْرٰى ﴿۱۱۸﴾

૧૧૯. 'અને અહીં (જન્નતમાં) ન તું ભૂખ્યો રહીશ, ન નવસ્રો રહીશ.

وَ اَنَّكَ لَا تَظْمَؤُا فِيْهَا وَ لَا تَضْحٰى ﴿۱۱۹﴾

૧૨૦. 'અને તેમાં તું ન તરસ્યો રહીશ, ન તડકો વેઠીશ.'(૨૬)

فَوَسْوَسَ اِلَيْهِ الشَّيْطٰنُ قَالَ يٰٓاٰدَمُ هَلْ اَدُلُّكَ عَلٰى شَجَرَةِ الْخُلْدِ وَ مُلْكٍ لَّا يَبْلٰى ﴿۱۲۰﴾

૧૨૧. પરંતુ શયતાને તેને અવળી સલાહ આપી કહ્યું 'હે આદમ, શું હું તને અમર જીવન આપનારું વૃક્ષ(૨૭) તથા સદા કાયમ રહેનારી બાદશાહી બતાવું?'

فَاَكَلَا مِنْهَا فَبَدَتْ لَهُمَا سَوْاٰتُهُمَا وَ طَفِقَا يَخْصِفٰنِ

૧૨૨. પછી દંપતિએ તેમાંથી ખાધું, જેના પરિણામે તેમની નગ્નતા(૨૮) તેમના ઉપર જાહેર થઈ ગઈ અને તેઓ બગીચામાંના પાંદડાંઓ(૨૯) વડે પોતાને

૨૬. હઝરત આદમ(અ)ના હસ્તે અહીં ઈન્સાનની સંપૂર્ણ સુરક્ષા તથા વિકાસ માટે વ્યવસ્થિત સમાજ કાયમ કરવા માટે એક અર્થતંત્રનો પાયો નાખવામાં આવ્યો હતો, જે વ્યવસ્થા નીચે દરેક જીવને છત્ર, વસ્ત્ર તથા ખોરાક જેવા ત્રણ મહત્ત્વના અધિકારો પ્રત્યેક ઈન્સાન માટે ઉપલબ્ધ હોવા જોઈએ. પ્રજા પ્રત્યેની આ જવાબદારી શાસનકર્તા ઉપર એક બંધન છે જેની વ્યવસ્થા વગરની રાજ્ય સત્તા પોતાની ફરજોની જવાબદારી પૂરી નથી કરતી. આ આવશ્યકતાની ગેરહાજરીમાં માનવતાનો, શારીરિક, માનસિક તથા રૂહાની વિકાસ અટકી જશે, અને મૂડીવાદની નિર્દય ભીંસમાં જકડાયેલી ઈન્સાનિયત ધરતી ઉપરથી અદ્રશ્ય થઈ જશે.

૨૭. કોઈ એવું અમર જીવન બક્ષનારું વૃક્ષ હજી સુધી ક્યાંપણ જોવામાં નથી આવ્યું. અહીં જે વૃક્ષનો ઉલ્લેખ છે તેનો અર્થ 'વંશવેલો' થાય છે. હઝરત આદમ (અ)ને બદકારોના વંશજોથી સાવધ રહેવા માટે હુકમ મળ્યો હતો. આ 'વૃક્ષ' (ના વંશજો) પોતાની બદીના કામોના લીધે અલ્લાહની દ્રષ્ટિમાં હઝરત આદમ (અ)ના દુશ્મન હતા.

૨૮. આ 'વંશવેલા' સાથે સંપર્કમાં આવતા હઝરત આદમ (અ) તથા હઝરત હવાને તે સમાજના બેશરમીભર્યા આચરણોનો અનુભવ થતાં તેઓ બંને પસ્તાયા અને તૌબાહ કરી પતનના માર્ગે જવાથી બચી ગયા.

૨૯. બાઈબલના કથન પ્રમાણે આ પાંદડાં અંજીરના હતા જેનો ભાવાર્થ 'સદગુણો' થાય છે. અહીં હઝરત આદમ (અ) તથા હઝરત હવાએ પોતાની નબળાઈને સદગુણો વડે ઢાંકી લીધી.

عَلَيْهِمَا مِنْ وَّرَقِ الْجَنَّةِ ؗ وَ عَصٰۤى اٰدَمُ رَبَّهٗ فَغَوٰى ﴿١٢١﴾

ઢાંકવા લાગ્યા. આવી રીતે આદમે પોતાના સર્જનહારની નાફરમાની કરીને પોતાના જીવને દુઃખમાં નાખ્યો.

ثُمَّ اجْتَبٰهُ رَبُّهٗ فَتَابَ عَلَيْهِ وَ هَدٰى ﴿١٢٢﴾

૧૨૩. બાદમાં તેના પરવરદિગારે તેને (ફરી) ચૂંટી[30] લીધો, તેને માફી આપી અને તેની રાહનુમાઈ કરી.

قَالَ اهْبِطَا مِنْهَا جَمِيْعًۢا بَعْضُكُمْ لِبَعْضٍ عَدُوٌّ ۚ فَاِمَّا يَاْتِيَنَّكُمْ مِّنِّيْ هُدًى ۙ۬ فَمَنِ اتَّبَعَ هُدَایَ فَلَا يَضِلُّ وَ لَا يَشْقٰى ﴿١٢٣﴾

૧૨૪. અલ્લાહે ફરમાવ્યું 'તમે બન્ને અહીંથી ચાલ્યા જાઓ. તમે સૌ એક બીજાના[31] દુશ્મન બનશો, અને મારી તરફથી કોઈ હિદાયત આવે તેને જે અનુસરશે તે ગુમરાહ નહિ થાય અને ન કોઈ દુઃખમાં પડશે.

وَ مَنْ اَعْرَضَ عَنْ ذِكْرِيْ فَاِنَّ لَهٗ مَعِيْشَةً ضَنْكًا وَّ نَحْشُرُهٗ يَوْمَ الْقِيٰمَةِ اَعْمٰى ﴿١٢٤﴾

૧૨૫. 'પરંતુ જે મારી નસિહતથી પોતાનું મુખ ફેરવશે તે આ જીવનમાં તંગી ભોગવશે અને કયામતના દિવસે અમે તેને આંધળો ઊઠાડશું.[32]

قَالَ رَبِّ لِمَ حَشَرْتَنِيْۤ اَعْمٰى وَ قَدْ كُنْتُ بَصِيْرًا ﴿١٢٥﴾

૧૨૬. તે કહેશે 'મારા રબ, તે મને શા માટે આંધળો ઊઠાડયો છે, જોકે (દુનિયામાં તો) હું આંખોવાળો હતો?'

قَالَ كَذٰلِكَ اَتَتْكَ اٰيٰتُنَا فَنَسِيْتَهَا ۚ وَ كَذٰلِكَ الْيَوْمَ تُنْسٰى ﴿١٢٦﴾

૧૨૭. અલ્લાહ ફરમાવશે 'જેવી રીતે અમારી આયતો તારી પાસે આવી હતી અને તેં તેને ગણકારી ન હતી, તેવી જ રીતે તને આજે ગણકારવામાં નહિ આવે.'

وَ كَذٰلِكَ نَجْزِيْ مَنْ اَسْرَفَ وَ لَمْ يُؤْمِنْۢ بِاٰيٰتِ رَبِّهٖ ؕ وَ لَعَذَابُ الْاٰخِرَةِ اَشَدُّ وَ اَبْقٰى ﴿١٢٧﴾

૧૨૮. અને આવી રીતે હદથી બહાર જનારાઓને અને પોતાના પાલનહારની આયતોનો ઈન્કાર કરનારાઓને અમે સજા આપીએ છીએ; અને આખેરતમાં પડનારો અઝાબ તેનાથી વધુ સખત અને લાંબા સમય સુધી ટકી રહેનારો છે.

اَفَلَمْ يَهْدِ لَهُمْ كَمْ اَهْلَكْنَا قَبْلَهُمْ مِّنَ الْقُرُوْنِ يَمْشُوْنَ فِيْ مَسٰكِنِهِمْ ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّاُولِي النُّهٰى ﴿١٢٨﴾ ع

૧૨૯. શું આનાથી તેમણે કોઈ બોધ નથી લીધો કે અમે આ પહેલાં ઘણી કોમોનો વિનાશ કરી ચૂક્યા છીએ, જેમના ઘરોમાં આજે તેઓ હરીફરી રહ્યા છે? આમાં સમજદારી રાખનારાઓ માટે ખરેખર મોટી નિશાનીઓ છે. (રુકૂઅ - ૭)

---

૩૦. અલ્લાહે હઝરત આદમ (અ)ને ફરી ચૂંટી લીધો હતો. જેનાથી સાબિત થાય છે કે તેમણે અજાણતામાં એક ભૂલ કરી હતી અને જાણી જોઈને અલ્લાહના ફરમાનનું ઉલ્લંઘન નહોતું કર્યું.

૩૧. અહીં 'એકબીજાના'થી બે ટોળાં ગણાય છે જે અંદરોઅંદર એકબીજાની દુશ્મની કરનારા છે. જેમાંનો એક સમૂહ હઝરત આદમ (અ)નો છે અને બીજો શયતાનના પગલે ચાલનારો છે. બાદમાં હઝરત આદમ (અ)એ પોતાની જન્મ ભૂમીના પાડોશી દેશ ઈરાક તરફ થોડા સમય માટે સ્થળાંતર કર્યું હતું.

૩૨. પાપમય જીવન વિતાવવાના કારણે તેઓ ઝિંદગીમાં અંતરની આંખો ગુમાવી બેઠા હશે અને તેઓ ઝિંદગીના મકસદથી આંધળા હશે.

وَلَوْلَا كَلِمَةٌ سَبَقَتْ مِن رَّبِّكَ لَكَانَ لِزَامًا وَأَجَلٌ مُّسَمًّى ﴿١٣٠﴾

૧૩૦. અને તારા પરવરદિગાર તરફથી જો વચન ન અપાઈ ગયું હોત અને નક્કી ન થઈ ગયું હોત તો અઝાબને ટાળી ન શકયો હોત.

فَاصْبِرْ عَلَىٰ مَا يَقُولُونَ وَسَبِّحْ بِحَمْدِ رَبِّكَ قَبْلَ طُلُوعِ الشَّمْسِ وَقَبْلَ غُرُوبِهَا ۖ وَمِنْ آنَاءِ اللَّيْلِ فَسَبِّحْ وَأَطْرَافَ النَّهَارِ لَعَلَّكَ تَرْضَىٰ ﴿١٣١﴾

૧૩૧. માટે તે લોકો જે કહે છે તેના ઉપર તું સબ્ર કર અને તું સૂર્યોદય પહેલાં તેમજ સૂર્યાસ્ત સમયે તારા પરવરદિગારની બંદગીમાં નિમગ્ન રહે અને રાતની ઘડીઓમાં અને દિવસના ભાગોમાં[33] તેની તસ્બીહ કરતો રહે કે જેથી તને શાંતિ પ્રાપ્ત થશે.

وَلَا تَمُدَّنَّ عَيْنَيْكَ إِلَىٰ مَا مَتَّعْنَا بِهِ أَزْوَاجًا مِّنْهُمْ زَهْرَةَ الْحَيَاةِ الدُّنْيَا لِنَفْتِنَهُمْ فِيهِ ۚ وَرِزْقُ رَبِّكَ خَيْرٌ وَأَبْقَىٰ ﴿١٣٢﴾

૧૩૨. અને અમે કાફરોમાંના અમુક લોકોને મોજ ઉડાવવાની જે વસ્તુઓ આપી છે તેની તરફ તું જોઈશ નહિ, તે તો આ દુનિયાનો ઠાઠમાઠ છે જેનાથી અમે તેમની પરીક્ષા લઈ રહ્યા છીએ. પરંતુ તારા પરવરદિગારનું આપેલું રીઝક બેહતર છે અને સદા રહેનારું છે.

وَأْمُرْ أَهْلَكَ بِالصَّلَاةِ وَاصْطَبِرْ عَلَيْهَا ۖ لَا نَسْأَلُكَ رِزْقًا ۖ نَّحْنُ نَرْزُقُكَ ۗ وَالْعَاقِبَةُ لِلتَّقْوَىٰ ﴿١٣٣﴾

૧૩૩. અને પોતાના પરિવારને નમાઝનો હુકમ આપ અને તું પણ (નમાઝમાં) નિયમિત બની જા. અમે તારી પાસેથી રીઝક નથી માગતા; (બલ્કે) અમેજ રીઝક પૂરું પાડીએ છીએ. અને પરહેઝગારીનો જ અંજામ સારો છે.

وَقَالُوا لَوْلَا يَأْتِينَا بِآيَةٍ مِّن رَّبِّهِ ۚ أَوَلَمْ تَأْتِهِم بَيِّنَةُ مَا فِي الصُّحُفِ الْأُولَىٰ ﴿١٣٤﴾

૧૩૪. અને તેઓ કહે છે કે તે પોતાના રબ પાસેથી અમારી પાસે કોઈ નિશાની કેમ નથી લઈ લાવતો? તો શું તેમની પાસે પહેલાની કિતાબોમાં ચોકખી દલીલો નથી આવી ચૂકી?

وَلَوْ أَنَّا أَهْلَكْنَاهُم بِعَذَابٍ مِّن قَبْلِهِ لَقَالُوا رَبَّنَا لَوْلَا أَرْسَلْتَ إِلَيْنَا رَسُولًا فَنَتَّبِعَ آيَاتِكَ مِن قَبْلِ أَن نَّذِلَّ وَنَخْزَىٰ ﴿١٣٥﴾

૧૩૫. અને જો તે (રસૂલને મોકલવા) પહેલાં અમે તેમને અઝાબથી નાબૂદ કરી દીધા હોત તો તેઓ બેશક કહેત કે હે અમારા પરવરદિગાર, તેં અમારી તરફ તારો રસૂલ કેમ ન મોકલાવ્યો કે બેઆબરૂ અને ઝલીલ થવા પહેલાં અમે તારા હુકમો ઉપર અમલ કરત!

قُلْ كُلٌّ مُّتَرَبِّصٌ فَتَرَبَّصُوا ۖ فَسَتَعْلَمُونَ مَنْ أَصْحَابُ الصِّرَاطِ السَّوِيِّ وَمَنِ اهْتَدَىٰ ﴿١٣٦﴾

૧૩૬. તું કહી દે 'પ્રત્યેક વ્યકિત પોતાના (અંજામની) રાહ જોઈ રહી છે માટે તમે પણ રાહ જુઓ; અને તમે વેળાસર જોઈ લેશો કે રાહે રાસ્ત (સન્માર્ગે) ચાલનારા કોણ છે અને હિદાયત પામનારા કોણ છે. (રુકૂઅ - ૮)

૩૩. આ સૂચવેલા સમય પાંચ વખતની નમાઝના છે. (૧) સૂર્યોદય પહેલાં 'ફજર', (૨) બપોરનો સમય 'ઝોહર', (૩) સૂર્યાસ્ત પહેલાં 'અસ્ર', (૪) સૂર્યાસ્ત પછી 'મગરીબ' અને (૫) સૂર્યાસ્ત પછી અને મધરાત સુધીનો સમય' ઈશા' રાતનો 'ઈશા'.

ایاتها ١١٢ (٢١) سُوْرَةُ الْاَنْبِيَاۤءِ مَكِّيَّةٌ ركوعاتها ٧

## અલ-અંબિયા

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. આ લોકોના હિસાબનો સમય નજીક આવી રહ્યો છે છતાં તેઓ બેપરવાઈથી મુખ ફેરવી લે છે.

૩. તેમની પાસે તેમના પરવરદિગાર તરફથી જ્યારે નવો ઉપદેશ આવે છે, તો તેને સાંભળી રમતમાં ઉડાવી દેતા હોય છે.

૪. તેમના દિલ ગફલતમાં ડૂબેલાં છે, અને ઝાલિમો ખાનગીમાં તારા વિશે એકબીજાને કહેતા ફરે છે 'આ આપણા જેવોજ ઈન્સાનજ તો છે, તો શું તમે જાણી જોઈને તેની માયાવીજાળમાં[1] ફસાઈ જશો?'

૫.(અલ્લાહે કહ્યું, 'હે રસૂલ, કહે) 'આકાશો તથા પૃથ્વીમાં જે કંઈ વાતો થાય છે, તેને મારો રબ જાણે છે અને તે સર્વ સાંભળનારો છે, સર્વ જાણનારો છે.'

૬. બલ્કે તેઓ અહીં સુધી કહે છે કે તે (દિવ્ય વાણી) ગૂંચવણ ભરેલા સ્વપ્નાઓ[2] છે. બલ્કે તેણે પોતેજ ઘડી કાઢેલું છે. અને તે પોતે શાએર પણ છે. તેણે તો પહેલાંના (રસૂલો) જેવા ચમત્કાર અમને કરી દેખાડવા જોઈએ.'

૭. પહેલાં જે વસ્તીઓનો અમે વિનાશ કર્યો હતો તો શું તે લોકો ઈમાન લાવ્યા હતા કે આ લોકો ઈમાન લાવશે?

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

اِقْتَرَبَ لِلنَّاسِ حِسَابُهُمْ وَهُمْ فِيْ غَفْلَةٍ مُّعْرِضُوْنَ ②

مَا يَاْتِيْهِمْ مِّنْ ذِكْرٍ مِّنْ رَّبِّهِمْ مُّحْدَثٍ اِلَّا اسْتَمَعُوْهُ وَهُمْ يَلْعَبُوْنَ ③

لَاهِيَةً قُلُوْبُهُمْ ۭ وَاَسَرُّوا النَّجْوَى ڰ الَّذِيْنَ ظَلَمُوْا ڰ هَلْ هٰذَآ اِلَّا بَشَرٌ مِّثْلُكُمْ ۚ اَفَتَاْتُوْنَ السِّحْرَ وَاَنْتُمْ تُبْصِرُوْنَ ④

قٰلَ رَبِّيْ يَعْلَمُ الْقَوْلَ فِي السَّمَاۤءِ وَالْاَرْضِ ۡ وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ⑤

بَلْ قَالُوْٓا اَضْغَاثُ اَحْلَامٍ بَلِ افْتَرٰىهُ بَلْ هُوَ شَاعِرٌ ښ فَلْيَاْتِنَا بِاٰيَةٍ كَمَآ اُرْسِلَ الْاَوَّلُوْنَ ⑥

مَآ اٰمَنَتْ قَبْلَهُمْ مِّنْ قَرْيَةٍ اَهْلَكْنٰهَا ۚ اَفَهُمْ يُؤْمِنُوْنَ ⑦

---

૧. અલ્લાહના રસૂલોની વાતો સત્યપૂર્ણ હોવાથી તેની જાદુઈ અસર સાંભળનારાઓ ઉપર થયા વગર નથી રહેતી જેના કારણે નાફરમાનો હમેશાં તેમના ઉપદેશોને જાદુઈ કપટજાળની ઉપમા આપતા રહ્યા છે.

૨. આ આયતમાં કાફરોએ ત્રણ જુદા જુદા વાંધાઓ ઉઠાવ્યા છે. (અ) કુરઆન સમયાંતરે આવેલા ગૂંચવણભર્યા સ્વપ્નાઓનો સંગ્રહ છે. (બ) પરંતુ તેમાં સમાએલી સૌમ્યતા અને બૂલંદ શિક્ષણ સામે પોતાની જહાલતનું ભાન થતાંજ તેઓ આંહઝરત સ.અ.સ. ઉપર કુશળતાપૂર્વક તેને ઘડી કાઢવાનો આરોપ મૂકતા રહ્યા. (ત) ફરી આંહઝરત સ.અ.સ.ના પાકીઝા તથા સચ્ચાઈ ઉપર આધારિત જીવનનો ખ્યાલ તેમને આવતાંજ આપ (સ)ને એક કલ્પનામાં વિચરતો કવિ અને જાદુગર ઠરાવી પોતાની ઈર્ષાળુ મનને સંતોષ આપી દુશ્મની કરતા રહ્યા.

وَمَآ اَرۡسَلۡنَا قَبۡلَكَ اِلَّا رِجَالًا نُّوۡحِىۡۤ اِلَيۡهِمۡ فَسۡـَٔلُوۡۤا اَهۡلَ الذِّكۡرِ اِنۡ كُنۡتُمۡ لَا تَعۡلَمُوۡنَ ﴿۸﴾

૮. અને અમે તારાથી પહેલાં ઈન્સાનો ઉપરજ વહી કરી (રસૂલ બનાવી) મોકલ્યા હતા, જો તમને તેનું જ્ઞાન નથી, તો જેમની પાસે યાદી (કિતાબ) છે તેમને તમે પૂછી જુઓ.

وَمَا جَعَلۡنٰهُمۡ جَسَدًا لَّا يَاۡكُلُوۡنَ الطَّعَامَ وَمَا كَانُوۡا خٰلِدِيۡنَ ﴿۹﴾

૯. અને અમે તેમને (રસૂલોને) એવું શરીર નહોતું આપ્યું કે તેઓ કશું ખાય નહિ અને હમેશાં માટે જીવતા (અમર) રહે.[3]

ثُمَّ صَدَقۡنٰهُمُ الۡوَعۡدَ فَاَنۡجَيۡنٰهُمۡ وَمَنۡ نَّشَآءُ وَاَهۡلَكۡنَا الۡمُسۡرِفِيۡنَ ﴿۱۰﴾

૧૦. પછી અમે તેમને જે વાયદો આપ્યો હતો તે પૂરો કર્યો; અને તેમને અને તેમના સિવાય જેને ચાહ્યું અમે બચાવતા રહ્યા; અને ઝાલિમોનો અમે નાશ કરતા રહ્યા.

لَقَدۡ اَنۡزَلۡنَاۤ اِلَيۡكُمۡ كِتٰبًا فِيۡهِ ذِكۡرُكُمۡ‌ؕ اَفَلَا تَعۡقِلُوۡنَ ﴿۱۱﴾

૧૧. અમે તમારી તરફ આ કિતાબ ઊતારી છે જેમાં તમારા માટે ઈઝઝત છે; તો પણ તમે સમજશો નહિ? (રુકૂઅ-૧)

وَكَمۡ قَصَمۡنَا مِنۡ قَرۡيَةٍ كَانَتۡ ظَالِمَةً وَّاَنۡشَاۡنَا بَعۡدَهَا قَوۡمًا اٰخَرِيۡنَ ﴿۱۲﴾

૧૨. અને કેટલીયે ઝાલિમ વસ્તીઓને અમે જડમૂળથી ઉખેડી તેમનો સર્વનાશ કર્યો અને તેમની જગ્યાએ બીજી કોમને ઊભી કરી.

فَلَمَّاۤ اَحَسُّوۡا بَاۡسَنَاۤ اِذَا هُمۡ مِّنۡهَا يَرۡكُضُوۡنَ ﴿۱۳﴾

૧૩. અને જ્યારે તેઓ અમારા અઝાબને ઓળખી ગયા તો તેનાથી નાસવા લાગ્યા.

لَا تَرۡكُضُوۡا وَارۡجِعُوۡۤا اِلٰى مَاۤ اُتۡرِفۡتُمۡ فِيۡهِ وَمَسٰكِنِكُمۡ لَعَلَّكُمۡ تُسۡـَٔلُوۡنَ ﴿۱۴﴾

૧૪. (ત્યારે) અમે કહ્યું 'ભાગો નહિ, અને તમારા અય્યાશી જીવન અને તમારા ઘરો તરફ પાછા જાઓ જેથી તમારી કરણીનો હિસાબ લેવામાં આવે.'

قَالُوۡا يٰوَيۡلَنَاۤ اِنَّا كُنَّا ظٰلِمِيۡنَ ﴿۱۵﴾

૧૫. તેમણે કહ્યું 'હાય, અમારી બદનસીબી! અમે તો ખરેખર ઝાલિમ હતા.'

فَمَا زَالَتۡ تِّلۡكَ دَعۡوٰٮهُمۡ حَتّٰى جَعَلۡنٰهُمۡ حَصِيۡدًا خٰمِدِيۡنَ ﴿۱۶﴾

૧૬. અને તેમનો વિલાપ બંધ ન પડયો જ્યાં સુધી કે અમે વાઢેલી ખેતીની જેમ તેમને બાળીને રાખના ઢગલા ન બનાવી દીધા.

وَمَا خَلَقۡنَا السَّمَآءَ وَالۡاَرۡضَ وَمَا بَيۡنَهُمَا لٰعِبِيۡنَ ﴿۱۷﴾

૧૭. અને અમે આકાશો તથા ધરતીને,તે બન્નેની વચ્ચે જે કંઈ છે તેને રમતગમતમાં જ નથી સર્જી કાઢયું.

لَوۡ اَرَدۡنَاۤ اَنۡ نَّتَّخِذَ لَهۡوًا لَّاتَّخَذۡنٰهُ مِنۡ لَّدُنَّاۤ ‌

૧૮. જો અમે દિલ બહેલાવવા ચાહતા હોત તો બેશક અમારી પાસે જે કંઈ છે તેમાંથી તે (વસ્તુ)

3. આ આયતથી સાબિત થાય છે કે અલ્લાહના તમામ રસૂલો ઈન્સાનોજ હતા તેમનામાં વગર ખાધેપીધે જીવવાની શકિત ન હતી ન તો તેમને બીજા ઈન્સાનોથી વધુ આયુષ્ય આપવામાં આવ્યું હતું. અહીં હઝરત ઈસા (અ)ના બેહઝાર વર્ષથી આસમાન ઉપર જીવી રહ્યા હોવાના અજ્ઞાનના ભર્યા દાવાનું કોઈ મૂલ્ય નથી રહેતું.

إِنْ كُنَّا فَاعِلِينَ ⑱

મેળવી લીધી હોત જો અમે એવું કરવા ધારતા હોત તો.

بَلْ نَقْذِفُ بِالْحَقِّ عَلَى الْبَاطِلِ فَيَدْمَغُهُ فَإِذَا هُوَ زَاهِقٌ وَلَكُمُ الْوَيْلُ مِمَّا تَصِفُونَ ⑲

૧૯. બલ્કે, અમે સત્યના ફટકાથી અસત્યનું મસ્તક ભાંગી નાખીએ છીએ; અને જોતજોતામાં તે નષ્ટ થઈ જાય છે. તમારી નિરર્થક વાતો માટે તમારા ઉપર અફસોસ છે.

وَلَهُ مَنْ فِي السَّمَاوَاتِ وَالْأَرْضِ وَمَنْ عِنْدَهُ لَا يَسْتَكْبِرُونَ عَنْ عِبَادَتِهِ وَلَا يَسْتَحْسِرُونَ ⑳

૨૦. તે સર્વ તેનાજ (સર્જનો) છે જે આકાશો તથા ધરતીમાં છે. અને જે તેની સમીપમાં છે તેઓ તેની બંદગીથી અણગમો નથી દેખાડતા, અને ન તેની બંદગી કરવાથી તેઓ કદીપણ થાકે છે.

يُسَبِّحُونَ اللَّيْلَ وَالنَّهَارَ لَا يَفْتُرُونَ ㉑

૨૧. તેઓ રાતદિવસ તેનીજ યાદમાં નિમગ્ન છે, તેઓ કદીપણ પાછા નથી હટતા.

أَمِ اتَّخَذُوا آلِهَةً مِنَ الْأَرْضِ هُمْ يُنْشِرُونَ ㉒

૨૨. શું તેમણે ધરતીમાં બીજા મા'બૂદો શોધી લીધા છે કે જે (મુર્દાઓમાં) જીવ[૪] નાખી શકે?

لَوْ كَانَ فِيهِمَا آلِهَةٌ إِلَّا اللَّهُ لَفَسَدَتَا فَسُبْحَانَ اللَّهِ رَبِّ الْعَرْشِ عَمَّا يَصِفُونَ ㉓

૨૩. જો અલ્લાહ સિવાય કોઈ અન્ય મા'બૂદ હોત તો તે બન્ને (શકિતઓ આપસમાં ટકરાઈને) કયારની પાયમાલ થઈ ગઈ હોત, તે એક મહાન શકિત છે, તે સૃષ્ટિનો તાજદાર છે, તેમના ઠરાવેલા સમોવડીઆઓથી તે મહા ઉચ્ચત્તર છે.

لَا يُسْأَلُ عَمَّا يَفْعَلُ وَهُمْ يُسْأَلُونَ ㉔

૨૪. જે તે કરે છે તેના વિશે તેને કોઈ પૂછી નથી શકતું, પરંતુ તેમને (અવશ્ય) પૂછપરછ થશે.

أَمِ اتَّخَذُوا مِنْ دُونِهِ آلِهَةً قُلْ هَاتُوا بُرْهَانَكُمْ هَٰذَا ذِكْرُ مَنْ مَعِيَ وَذِكْرُ مَنْ قَبْلِي بَلْ أَكْثَرُهُمْ لَا يَعْلَمُونَ الْحَقَّ فَهُمْ مُعْرِضُونَ ㉕

૨૫. શું તેમણે તેના સિવાય બીજાને મા'બૂદો બનાવી લીધા છે? તેમને કહે 'તમારી દલીલ લાવો, આ રહી તે નસિહત (કુરઆન) જે અત્યારના લોકો માટે છે અને મારી પહેલાંના લોકો માટે પણ આ'જ નસિહત હતી.[૫] પરંતુ લોકોમાંના ઘણા ખરા સત્યને પારખી નથી શકતા અને મોઢું ફેરવી ચાલ્યા જાય છે.

وَمَا أَرْسَلْنَا مِنْ قَبْلِكَ مِنْ رَسُولٍ إِلَّا نُوحِي إِلَيْهِ أَنَّهُ لَا إِلَٰهَ إِلَّا أَنَا فَاعْبُدُونِ ㉖

૨૬. અને તારી પહેલાં તમામ પયગમ્બરોને અમે એવી જ વહી કરતા રહ્યા હતા કે મારા સિવાય કોઈ ઈબાદતને લાયક નથી. માટે ફકત મારીજ ઈબાદત કરો.'

---

૪. અહીં હઝરત ઈસા (અ) વિશે મુરદાઓને જીવંત કરવાની ભૂલભરેલી માન્યતાને રદીયો આપવામાં આવ્યો છે. અલ્લાહ સિવાય કોઈને જીવન-મરણ ઉપર અધિકાર નથી.

૫. પહેલા થઈ ગયેલા તમામ પયગમ્બરો ઉપર મૂકવામાં આવેલી તોહમતોથી કુરઆને મજીદે તેમને મુકિત અપાવી અને તેમના જીવનને નિષ્કલંક અને પવિત્ર સાબિત કર્યા અને તેમને નિર્દોષ ઠરાવ્યા.

وَقَالُوا اتَّخَذَ الرَّحْمٰنُ وَلَدًا سُبْحٰنَهٗ ؕ بَلْ عِبَادٌ مُّكْرَمُوْنَ ﴿۲۶﴾

૨૭. અને તેઓ કહે છે 'કૃપાનિધિએ (પોતાના બંદાને) પુત્ર બનાવી લીધો છે.' તે તો પવિત્ર છે, અને તે (રસૂલો) તો તેના માનવંત બંદા છે.

لَا يَسْبِقُوْنَهٗ بِالْقَوْلِ وَهُمْ بِاَمْرِهٖ يَعْمَلُوْنَ ﴿۲۷﴾

૨૮. તેઓ અલ્લાહના બોલવા પહેલાં બોલતા[૬] નથી અને ફકત તેના આદેશોનું જ પાલન કરે છે.

يَعْلَمُ مَا بَيْنَ اَيْدِيْهِمْ وَمَا خَلْفَهُمْ وَلَا يَشْفَعُوْنَ ۙ اِلَّا لِمَنِ ارْتَضٰى وَهُمْ مِّنْ خَشْيَتِهٖ مُشْفِقُوْنَ ﴿۲۸﴾

૨૯. અલ્લાહ તેમની પહેલાની હાલતને અને જે તેઓ પાછળ છોડી જવાના છે તેને જાણે છે અને તેઓ કોઈની ભલામણ નથી કરી શકતા સિવાય, જેના માટે અલ્લાહ ચાહે; અને તેઓ અલ્લાહનો ડર રાખી બહુજ સંભાળીને ચાલે છે.

وَمَنْ يَّقُلْ مِنْهُمْ اِنِّيْٓ اِلٰهٌ مِّنْ دُوْنِهٖ فَذٰلِكَ نَجْزِيْهِ جَهَنَّمَ ؕ كَذٰلِكَ نَجْزِي الظّٰلِمِيْنَ ﴿۲۹﴾

૩૦. અને તેઓમાંનો જો કોઈ એવું કહે કે હું પણ તેના સિવાય એક મા'બૂદ છું તો અમે તેને જહન્નમમાં ફેંકી દેશું. અમે ઝાલિમોને આવોજ બદલો આપતા રહીએ છીએ. (રુકૂઅ - ૨)

اَوَلَمْ يَرَ الَّذِيْنَ كَفَرُوْٓا اَنَّ السَّمٰوٰتِ وَالْاَرْضَ كَانَتَا رَتْقًا فَفَتَقْنٰهُمَا ؕ وَجَعَلْنَا مِنَ الْمَآءِ كُلَّ شَيْءٍ حَيٍّ ؕ اَفَلَا يُؤْمِنُوْنَ ﴿۳۰﴾

૩૧. શું કાફરો નથી જાણતા કે આકાશો અને ધરતી બંધ (ઢેફાં જેવી) હતી અને અમે તેમને ખોલી નાખ્યા. અમે પાણી વડે તેમાં પ્રત્યેક વસ્તુને જીવન બક્ષ્યું, છતાં પણ શું તેઓ ઈમાન નહિ લાવે?

وَجَعَلْنَا فِي الْاَرْضِ رَوَاسِيَ اَنْ تَمِيْدَ بِهِمْ ۪ وَجَعَلْنَا فِيْهَا فِجَاجًا سُبُلًا لَّعَلَّهُمْ يَهْتَدُوْنَ ﴿۳۱﴾

૩૨. અને અમે પૃથ્વીમાં (સમતુલા જાળવવા માટે) પર્વતોને ઊંડા ખોડી દીધા છે કે તે લોકોને સાથે લઈ ગબડી ન પડે અને અમે તેમાં ખુલ્લા રસ્તા રાખ્યા છે કે લોકો સીધા રસ્તે ચાલે.

وَجَعَلْنَا السَّمَآءَ سَقْفًا مَّحْفُوْظًا ۚۖ وَّهُمْ عَنْ اٰيٰتِهَا مُعْرِضُوْنَ ﴿۳۲﴾

૩૩. અને અમે આકાશને સલામતી આપનારુ છત્ર બનાવ્યું છે, છતાં પણ તેમાંની નિશાનીઓ તરફ તેઓ ધ્યાન જ નથી આપતા!

وَهُوَ الَّذِيْ خَلَقَ الَّيْلَ وَالنَّهَارَ وَالشَّمْسَ وَالْقَمَرَ ؕ كُلٌّ فِيْ فَلَكٍ يَّسْبَحُوْنَ ﴿۳۳﴾

૩૪. અને તે એજ છે જેણે રાત તથા દિવસ, સૂર્ય તથા ચંદ્રમાને બનાવ્યા, જે નિયમિત કક્ષામાં ભ્રમણ કરતા રહે.

وَمَا جَعَلْنَا لِبَشَرٍ مِّنْ قَبْلِكَ الْخُلْدَ ؕ اَفَا۟ئِنْ مِّتَّ فَهُمُ الْخٰلِدُوْنَ ﴿۳۴﴾

૩૫. અમે તારી પહેલાં કોઈ પણ ઈન્સાનને સદાયનું અમરજીવન નથી આપ્યું. જો તું મૃત્યુ પામે તો શું તેઓ સદા માટે (જીવતા) રહેશે?

كُلُّ نَفْسٍ ذَآئِقَةُ الْمَوْتِ ؕ وَنَبْلُوْكُمْ بِالشَّرِّ وَ

૩૬. પ્રત્યેક જીવ મૃત્યુનો સ્વાદ ચાખશે; અને અમે તમારી કસોટી સારી અને નરસી હાલતો દ્વારા

૬. રસૂલો અલ્લાહના ઉપદેશો સિવાય પોતાના તરફથી કશું કહેતા કે ઉમેરતા નથી અને બેહદ સાદું અને નિ:સ્વાર્થ જીવન વિતાવતા રહ્યા છે.

الْخَيْرِ فِتْنَةً ۖ وَإِلَيْنَا تُرْجَعُونَ ﴿٣٦﴾

લેશું અને તમે સૌ અમારી સમક્ષ ફરી લાવવામાં આવશો.

وَإِذَا رَآكَ الَّذِينَ كَفَرُوا إِن يَتَّخِذُونَكَ إِلَّا هُزُوًا ۖ أَهَٰذَا الَّذِي يَذْكُرُ آلِهَتَكُمْ ۚ وَهُم بِذِكْرِ الرَّحْمَٰنِ هُمْ كَافِرُونَ ﴿٣٧﴾

૩૭. અને જ્યારે આ કાફરો તને જુએ છે, તો તેઓ મશ્કરીમાં કહે છે 'શું આ તેજ વ્યકિત છે જે તમારા મા'બૂદો વિશે (બૂરું) બોલે છે?' જોકે તેઓ પોતેજ કૃપાનિધિ (અલ્લાહ)નું નામ લેવાથી ઈન્કાર કરનારા છે.

خُلِقَ الْإِنسَانُ مِنْ عَجَلٍ ۚ سَأُرِيكُمْ آيَاتِي فَلَا تَسْتَعْجِلُونِ ﴿٣٨﴾

૩૮. ઈન્સાન (સ્વભાવે) ઉતાવળો પેદા કરવામાં આવ્યો છે. હું તમને મારી નિશાનીઓ (અવશ્ય) બતાવીશ, પરંતુ તમે ઉતાવળ ન કરો.

وَيَقُولُونَ مَتَىٰ هَٰذَا الْوَعْدُ إِن كُنتُمْ صَادِقِينَ ﴿٣٩﴾

૩૯. અને આ લોકો કહે છે 'જો તમે સાચા છો તો બતાવો આ (કયામત આવવાનો) વાયદો કયારે પૂરો થશે?'

لَوْ يَعْلَمُ الَّذِينَ كَفَرُوا حِينَ لَا يَكُفُّونَ عَن وُجُوهِهِمُ النَّارَ وَلَا عَن ظُهُورِهِمْ وَلَا هُمْ يُنصَرُونَ ﴿٤٠﴾

૪૦. જો કાફરો એટલું જાણતા હોત કે તે સમયે તેઓ પોતાના મોં કે પીઠો (ફેરવવા)થી આગ (ની દાઝ)થી નહિ બચી શકે અને ન તેમની કોઈ મદદ કરવામાં આવશે.

بَلْ تَأْتِيهِم بَغْتَةً فَتَبْهَتُهُمْ فَلَا يَسْتَطِيعُونَ رَدَّهَا وَلَا هُمْ يُنظَرُونَ ﴿٤١﴾

૪૧. બલ્કે તે (ઘડી) તેમના ઉપર ઓચિંતી આવી પડશે અને તેમને પરેશાન કરી મૂકશે; તેને પાછી હટાવવાની તેમનામાં શકિત નહિ હોય અને ન તેમને મોહલત આપવામાં આવશે.

وَلَقَدِ اسْتُهْزِئَ بِرُسُلٍ مِّن قَبْلِكَ فَحَاقَ بِالَّذِينَ سَخِرُوا مِنْهُم مَّا كَانُوا بِهِ يَسْتَهْزِئُونَ ﴿٤٢﴾ ع

૪૨. અને ખરેખર તારા પહેલાં પણ રસૂલોનું હાસ્ય ઉડાવવામાં આવતું હતું, પરંતુ તે (અઝાબ)ની બાબતમાં ઠઠ્ઠા ઉડાવનારાઓ પોતેજ તેનાથી ઘેરાઈ ગયા. (રુકૂઅ - ૩)

قُلْ مَن يَكْلَؤُكُم بِاللَّيْلِ وَالنَّهَارِ مِنَ الرَّحْمَٰنِ ۗ بَلْ هُمْ عَن ذِكْرِ رَبِّهِم مُّعْرِضُونَ ﴿٤٣﴾

૪૩. તું કહી દે, 'રાતના અથવા દિવસના સમયે કૃપાનિધિની પકડથી તમને કોણ બચાવી શકે છે?' છતાં તેઓ સર્જનહારની યાદથી મુખ ફેરવી લે છે.

أَمْ لَهُمْ آلِهَةٌ تَمْنَعُهُم مِّن دُونِنَا ۚ لَا يَسْتَطِيعُونَ نَصْرَ أَنفُسِهِمْ وَلَا هُم مِّنَّا يُصْحَبُونَ ﴿٤٤﴾

૪૪. શું તેમના અમારા સિવાય કોઈ મા'બૂદ એવા છે જે તેમનું રક્ષણ કરી શકે? તેઓ તો સ્વયં પોતાની રક્ષા પણ નથી કરી શકતા, ન અમારા વિરુદ્ધ તેમનો કોઈ સાથ આપનારો છે.

بَلْ مَتَّعْنَا هَٰؤُلَاءِ وَآبَاءَهُمْ حَتَّىٰ طَالَ عَلَيْهِمُ الْعُمُرُ ۗ أَفَلَا يَرَوْنَ أَنَّا نَأْتِي الْأَرْضَ نَنقُصُهَا

૪૫. બલ્કે, અમેજ તેમને અને તેમના પૂર્વજોને ઘણું અર્પણ કર્યું હતું જે લાંબા સમય સુધી (તેમણે સુખ) ભોગવ્યું. શું હવે તેઓ નથી જોઈ રહ્યા કે અમે

દેશને ચોતરફથી ઘેરીને તેની હદોને તોડતાં જઈ રહ્યા છીએ? શું તેઓ (અમારી વિરુદ્ધ) સફળ થઈ શકશે?

૪૬. તેમને કહી દે 'હું તમને વહીના આધારે ચેતવી રહ્યો છું,' પરંતુ બહેરાઓને ચેતવવામાં આવે, તો તેઓ કંઈ સાંભળી નથી શકતા.

૪૭. અને તારા પરવરદિગારના અઝાબના ગરમ લૂની થોડી ઝપટ પણ તેમને લાગશે તો તેઓ બરાડી ઉઠશે, 'અફસોસ છે અમારા ઉપર, અમે ખરેખર ઝૂલ્મ કરતા રહ્યા હતા.'

૪૮. અને અમે કયામતના દિવસે અદલના ત્રાજવાં કાયમ કરશું જેથી કોઈપણ જીવને બેઈન્સાફી નહિ થાય અને કોઈનું રાઈના એક દાણા બરાબર કંઈ હશે તો તે પણ લાવી હાજર કરશું અને હિસાબ લેવામાં અમે પૂરતા છીએ.

૪૯. અને અમે મૂસા તથા હારૂનને (તૌરાત) આપી હતી જે ફૂરકાન (સારાનરસાનું વિવેકજ્ઞાન) અને રોશની તેમજ પરહેઝગારો માટે નસિહત હતી,

૫૦. (તેમના માટે), જે લોકો વણદીઠે અલ્લાહનો ડર રાખે છે અને કયામતના દિવસથી પણ ડરતા રહે છે.

૫૧. અને આ (કુરઆન) અમે ઊતાર્યું છે તે બરકતોથી ભરપૂર છે, છતાં તમે તેનો ઈન્કાર કરી દેશો? (રુકૂઅ-૪)

૫૨. અને ઈબ્રાહીમને અમે પ્રથમથીજ (સત્યમાર્ગ)ની હિદાયત આપી હતી. અને અમે તે ના (સદગુણો)થી માહિતગાર હતા.

૫૩. જ્યારે તેણે પોતાના પિતા અને પોતાની કોમને પૂછ્યું, 'આ મૂર્તિઓમાં શું છે કે તમે તેમની સાથે એટલીબધી અકીદત (ભાવના) રાખો છો?

૫૪. તેમણે જવાબ આપ્યો, 'અમે અમારા પૂર્વજોને તેમની પૂજા કરતા જોયા છે.'

૫૫. તેણે કહ્યું 'નિ:સંદેહ, તમે તેમજ તમારા પૂર્વજો ખુલ્લેખુલ્લી ગુમરાહીમાં સપડાયેલા છો.'

૫૬. તેમણે કહ્યું 'શું તું અમારી પાસે સચ્ચાઈ લઈને આવ્યો છે કે અમારો ઠઠ્ઠો ઉડાવવા આવ્યો છે?'

مِنْ اَطْرَافِهَا ۭ اَفَهُمُ الْغٰلِبُوْنَ ﴿٤٥﴾

قُلْ اِنَّمَآ اُنْذِرُكُمْ بِالْوَحْيِ ڮ وَلَا يَسْمَعُ الصُّمُّ الدُّعَاۗءَ اِذَا مَا يُنْذَرُوْنَ ﴿٤٦﴾

وَلَىِٕنْ مَّسَّتْهُمْ نَفْحَةٌ مِّنْ عَذَابِ رَبِّكَ لَيَقُوْلُنَّ يٰوَيْلَنَآ اِنَّا كُنَّا ظٰلِمِيْنَ ﴿٤٧﴾

وَنَضَعُ الْمَوَازِيْنَ الْقِسْطَ لِيَوْمِ الْقِيٰمَةِ فَلَا تُظْلَمُ نَفْسٌ شَيْـــًٔا ۭ وَاِنْ كَانَ مِثْقَالَ حَبَّةٍ مِّنْ خَرْدَلٍ اَتَيْنَا بِهَا ۭ وَكَفٰى بِنَا حٰسِبِيْنَ ﴿٤٨﴾

وَلَقَدْ اٰتَيْنَا مُوْسٰى وَهٰرُوْنَ الْفُرْقَانَ وَضِيَاۗءً وَّذِكْرًا لِّلْمُتَّقِيْنَ ﴿٤٩﴾

الَّذِيْنَ يَخْشَوْنَ رَبَّهُمْ بِالْغَيْبِ وَهُمْ مِّنَ السَّاعَةِ مُشْفِقُوْنَ ﴿٥٠﴾

وَهٰذَا ذِكْرٌ مُّبٰرَكٌ اَنْزَلْنٰهُ ۭ اَفَاَنْتُمْ لَهٗ مُنْكِرُوْنَ ﴿٥١﴾

وَلَقَدْ اٰتَيْنَآ اِبْرٰهِيْمَ رُشْدَهٗ مِنْ قَبْلُ وَكُنَّا بِهٖ عٰلِمِيْنَ ﴿٥٢﴾

اِذْ قَالَ لِاَبِيْهِ وَقَوْمِهٖ مَا هٰذِهِ التَّمَاثِيْلُ الَّتِيْٓ اَنْتُمْ لَهَا عٰكِفُوْنَ ﴿٥٣﴾

قَالُوْا وَجَدْنَآ اٰبَاۗءَنَا لَهَا عٰبِدِيْنَ ﴿٥٤﴾

قَالَ لَقَدْ كُنْتُمْ اَنْتُمْ وَاٰبَاۗؤُكُمْ فِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿٥٥﴾

قَالُوْٓا اَجِئْتَنَا بِالْحَقِّ اَمْ اَنْتَ مِنَ اللّٰعِبِيْنَ ﴿٥٦﴾

૫૭. તેણે ઉત્તર આપ્યો 'બલ્કે તમારો પાલનહાર આકાશો તથા ધરતીનો પણ પાલનહાર છે, તે'જ તેમને રચનારો છે જેની હું સાક્ષી આપું છું.

قَالَ بَل رَّبُّكُمْ رَبُّ السَّمٰوٰتِ وَالْاَرْضِ الَّذِىْ فَطَرَهُنَّ ۖ وَاَنَا عَلٰى ذٰلِكُمْ مِّنَ الشّٰهِدِيْنَ ﴿٥٧﴾

૫૮. 'અને અલ્લાહના સોગંદ, તમારી પીઠ ફરતાંજ હું તમારી મૂર્તિઓનો બંદોબસ્ત કરીશ.'

وَتَاللّٰهِ لَاَكِيْدَنَّ اَصْنَامَكُمْ بَعْدَ اَنْ تُوَلُّوْا مُدْبِرِيْنَ ﴿٥٨﴾

૫૯. પછી તેણે સર્વ મૂર્તિઓને તોડી નાખી, માત્ર એક મોટી મૂર્તિ રહેવા દીધી કે જેથી તેઓ તેની પાસે આવે.

فَجَعَلَهُمْ جُذٰذًا اِلَّا كَبِيْرًا لَّهُمْ لَعَلَّهُمْ اِلَيْهِ يَرْجِعُوْنَ ﴿٥٩﴾

૬૦. તેમણે કહ્યું, 'અમારા મા'બૂદો સાથે આવો વ્યવહાર કોણે કર્યો છે, નિ:સંદેહ તે બેહદ ઝાલિમ હોવો જોઈએ!'

قَالُوْا مَنْ فَعَلَ هٰذَا بِاٰلِهَتِنَآ اِنَّهٗ لَمِنَ الظّٰلِمِيْنَ ﴿٦٠﴾

૬૧. તેમનામાંના કેટલાકે કહ્યું, 'અમે ઈબ્રાહીમ નામના યુવકને તેમની નિંદા કરતો સાંભળ્યો હતો.'

قَالُوْا سَمِعْنَا فَتًى يَّذْكُرُهُمْ يُقَالُ لَهٗٓ اِبْرٰهِيْمُ ﴿٦١﴾

૬૨. તેમણે કહ્યું 'તો તેને લોકો સામે હાજર કરો જેથી તેઓ પણ સાક્ષી બને.'

قَالُوْا فَاْتُوْا بِهٖ عَلٰٓى اَعْيُنِ النَّاسِ لَعَلَّهُمْ يَشْهَدُوْنَ ﴿٦٢﴾

૬૩. પછી તેમણે કહ્યું 'હે ઈબ્રાહીમ, શું તેં અમારા દેવતાઓ સાથે આ વર્તાવ કર્યો છે?'

قَالُوْٓا ءَاَنْتَ فَعَلْتَ هٰذَا بِاٰلِهَتِنَا يٰٓاِبْرٰهِيْمُ ﴿٦٣﴾

૬૪. તેણે જવાબ આપ્યો 'બેશક, કોઈએ[૭] એવું કર્યું તો છે જ. આ રહ્યો તેમનો વડો, જો તે બતાવી શકતો હોય તો તેને પૂછી જુઓ!'

قَالَ بَلْ فَعَلَهٗ ۖ كَبِيْرُهُمْ هٰذَا فَسْـَٔلُوْهُمْ اِنْ كَانُوْا يَنْطِقُوْنَ ﴿٦٤﴾

૬૫. પછી આપસમાં એકબીજાને કહેવા લાગ્યા 'ખરેજ આપણે પોતેજ ઝાલિમ છીએ.'

فَرَجَعُوْٓا اِلٰٓى اَنْفُسِهِمْ فَقَالُوْٓا اِنَّكُمْ اَنْتُمُ الظّٰلِمُوْنَ ﴿٦٥﴾

૬૬. અને તેમણે શરમથી માથાં નમાવી કહ્યું 'નિ:સંદેહ તું ખૂબ જાણે છે કે તેનામાં બોલવાની શકિત નથી.'

ثُمَّ نُكِسُوْا عَلٰى رُءُوْسِهِمْ ۚ لَقَدْ عَلِمْتَ مَا هٰٓؤُلَآءِ يَنْطِقُوْنَ ﴿٦٦﴾

૬૭. તેણે કહ્યું 'તો શું તમે અલ્લાહને છોડી તેની પૂજા કરશો જે તમને ન લાભ કરી શકે છે, ન તો હાનિ કરી શકે છે?

قَالَ اَفَتَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا يَنْفَعُكُمْ شَيْـًٔا وَّلَا يَضُرُّكُمْ ﴿٦٧﴾

૬૮. 'ધિક્કાર છે તમારા ઉપર! અને તેના ઉપર જેની તમે અલ્લાહને છોડી ઈબાદત કરો છો. શું તમે એટલું પણ સમજતા નથી?'

اُفٍّ لَّكُمْ وَلِمَا تَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ ۗ اَفَلَا تَعْقِلُوْنَ ﴿٦٨﴾

૬૯. લોકોએ કહ્યું 'આ વ્યકિતને અગ્નિમાં હોમી દો જો તમે કંઈપણ કરવા ચાહતા હો તો!'

قَالُوْا حَرِّقُوْهُ وَانْصُرُوْٓا اٰلِهَتَكُمْ اِنْ كُنْتُمْ فٰعِلِيْنَ ﴿٦٩﴾

---

૭. 'કોઈએ તો કર્યું જ છે' આવો જવાબ આપવાથી હઝરત ઈબ્રાહીમ (અ)નો એવો આશય હતો કે જેણે પણ આ કાર્ય કર્યું છે તેને આ બચી ગયેલા તમારી મૂર્તિઓના વડાએ જોયો તો હશેજ. તેને જ પૂછીને ખાતરી કરી લો અને જો તેમાં તે જોવાની શકિત નથી જે તેની સામેજ થતું રહ્યું હતું, તો આવી જડ નિર્જીવ વસ્તુઓને દિવ્યશકિત ધારવું મૂર્ખતા નથી તો બીજુ શું છે?

قُلْنَا يٰنَارُ كُوْنِىْ بَرْدًا وَّسَلٰمًا عَلٰٓى اِبْرٰهِيْمَ ﴿٧٠﴾

૭૦. અમે કહ્યું 'હે અગ્નિ, તું ઠરી જા અને ઈબ્રાહીમ માટે સલામતી આપનારી થઈજા.'[૮]

وَاَرَادُوْا بِهٖ كَيْدًا فَجَعَلْنٰهُمُ الْاَخْسَرِيْنَ ﴿٧١﴾

૭૧. અને તેમણે તેની સાથે બૂરો વ્યવહાર કરવા ચાહ્યો હતો, પરંતુ તેમણે પોતાનુંજ નુકસાન કર્યું.

وَنَجَّيْنٰهُ وَلُوْطًا اِلَى الْاَرْضِ الَّتِىْ بٰرَكْنَا فِيْهَا لِلْعٰلَمِيْنَ ﴿٧٢﴾

૭૨. અને અમે તેને તથા લૂતને બચાવી તે પ્રદેશમાં લાવ્યા જેમાં તમામ જહાન માટે અમે બરકતો ભરી મૂકી હતી.

وَوَهَبْنَا لَهٗٓ اِسْحٰقَ ۗ وَيَعْقُوْبَ نَافِلَةً ۗ وَكُلًّا جَعَلْنَا صٰلِحِيْنَ ﴿٧٣﴾

૭૩. અને અમે તેને ઈસ્હાક તેમજ પૌત્રના રૂપમાં યા'કૂબ અર્પણ કર્યાં, અને અમે તેમને પરહેઝગાર બનાવ્યા.

وَجَعَلْنٰهُمْ اَئِمَّةً يَّهْدُوْنَ بِاَمْرِنَا وَاَوْحَيْنَآ اِلَيْهِمْ فِعْلَ الْخَيْرٰتِ وَاِقَامَ الصَّلٰوةِ وَاِيْتَآءَ الزَّكٰوةِ ۚ وَكَانُوْا لَنَا عٰبِدِيْنَ ﴿٧٤﴾

૭૪. અને અમે તેમને એવા લોકોના રાહબર બનાવ્યા જેમને અમારા આદેશો પ્રમાણે તેઓ હિદાયત આપતા, અને અમે તેમના ઉપર વહી દ્વારા નેકીના કામો કરવાની તથા નમાઝ કાયમ કરવાની અને ઝકાત આપવાની આજ્ઞાઓ આપી. અને તેઓ માત્ર અમારીજ બંદગી કરનારા હતા.

وَلُوْطًا اٰتَيْنٰهُ حُكْمًا وَّعِلْمًا وَّنَجَّيْنٰهُ مِنَ الْقَرْيَةِ الَّتِىْ كَانَتْ تَّعْمَلُ الْخَبٰٓئِثَ ۗ اِنَّهُمْ كَانُوْا قَوْمَ سَوْءٍ فٰسِقِيْنَ ﴿٧٥﴾

૭૫. અને લૂતને અમે ફૂરકાન (સારાસારની વિવેકબુદ્ધિ) અને ઈલ્મ બક્ષ્યું હતું, અને અમે તેને એક વસ્તીથી ઉગારી લીધો હતો જે બદકારીના કામોમાં પ્રવૃત્ત હતી. તેઓ અત્યંત બદકાર અને નાફરમાન લોકો હતા.

وَاَدْخَلْنٰهُ فِىْ رَحْمَتِنَا ۗ اِنَّهٗ مِنَ الصّٰلِحِيْنَ ﴿٧٦﴾ ع

૭૬. અને અમે તેને (લૂતને) અમારી રહેમતમાં દાખલ કરી લીધો. નિ:સંદેહ તે પરહેઝગારોમાનો હતો. (રુકૂઅ-૫)

وَنُوْحًا اِذْ نَادٰى مِنْ قَبْلُ فَاسْتَجَبْنَا لَهٗ فَنَجَّيْنٰهُ وَاَهْلَهٗ مِنَ الْكَرْبِ الْعَظِيْمِ ﴿٧٧﴾

૭૭. અને (યાદ કર) જ્યારે નૂહે તે પહેલાં (અમને) પુકાર્યો હતો, ત્યારે અમે તેની દુઆ સાંભળી, અને અમે તેને તથા તેના પરિવારને ભારે સંકટમાંથી બચાવી લીધો હતો.

وَنَصَرْنٰهُ مِنَ الْقَوْمِ الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا ۗ اِنَّهُمْ كَانُوْا قَوْمَ سَوْءٍ فَاَغْرَقْنٰهُمْ اَجْمَعِيْنَ ﴿٧٨﴾

૭૮. અને અમે તેને એવા લોકો મુકાબલામાં સહાયતા કરી જે લોકોએ અમારી આયતોને ખોટી ઠરાવી હતી. તેઓ બેશક બદકાર હતા જેથી અમે તેમને સૌને ડૂબાડી દીધા.

وَدَاوٗدَ وَسُلَيْمٰنَ اِذْ يَحْكُمٰنِ فِى الْحَرْثِ اِذْ

૭૯. અને (યાદ કર) જ્યારે એક કોમના બકરાં-ઘેટાં એક ખેતીના પાકને ચરી ગયા અને દાઉદ

૮. અગ્નિ ઓલવાઈ જવાનું કારણ વરસાદ અથવા તોફાની વાવાઝોડું હોઈ શકે. આ મદદ અવશ્ય અલ્લાહ તરફથીજ મો'જેઝાના રૂપમાંજ આવી હતી તેમાં શંકા નથી જેનાથી હઝરત ઈબ્રાહીમ (અ)ને બચાવી લેવામાં આવ્યા. અલ્લાહના ભવ્ય ચમત્કારના રહસ્યો ઈન્સાનની સમજથી બહારની વસ્તુ છે.

نَفَشَتْ فِيهِ غَنَمُ الْقَوْمِ ۚ وَكُنَّا لِحُكْمِهِمْ شٰهِدِيْنَ ﴿٧٩﴾

તથા સુલયમાન તેનો નિવેડો લાવી રહ્યા હતા ત્યારે તેના અમે સાક્ષી હતા.

فَفَهَّمْنٰهَا سُلَيْمٰنَ ۚ وَكُلًّا اٰتَيْنَا حُكْمًا وَّعِلْمًا ۫ وَّسَخَّرْنَا مَعَ دَاوٗدَ الْجِبَالَ يُسَبِّحْنَ وَالطَّيْرَ ۚ وَكُنَّا فٰعِلِيْنَ ﴿٨٠﴾

૮૦. અમે સુલયમાનને[૯] સમજદારી અર્પણ કરી હતી, તેમજ બન્નેને વિવેકબુદ્ધિ અને ઇલ્મ (પણ). અને અમે પર્વતો[૧૦] તથા પક્ષીઓને દાઉદ સાથે (અલ્લાહની) સ્તુતિમાં લગાવી દીધા હતા. આ બધું કરનારા અમેજ હતા.

وَعَلَّمْنٰهُ صَنْعَةَ لَبُوْسٍ لَّكُمْ لِتُحْصِنَكُمْ مِّنْۢ بَاْسِكُمْ ۚ فَهَلْ اَنْتُمْ شٰكِرُوْنَ ﴿٨١﴾

૮૧. અને અમે તેને તમારા લાભ માટે બખ્તર બનાવવાનું શીખવ્યું જેનાથી તમે એકબીજાના આક્રમણ સામે પોતાનું રક્ષણ કરી શકો. તો શું તમે મારા આભારી થશો?

وَلِسُلَيْمٰنَ الرِّيْحَ عَاصِفَةً تَجْرِيْ بِاَمْرِهٖۤ اِلَى الْاَرْضِ الَّتِيْ بٰرَكْنَا فِيْهَا ۚ وَكُنَّا بِكُلِّ شَيْءٍ عٰلِمِيْنَ ﴿٨٢﴾

૮૨. અને અમે સખ્ત પવનને[૧૧] સુલયમાનના આધીન કર્યો જે તેની આજ્ઞા અનુસાર તે પ્રદેશ તરફ ધસી જતો જેમાં અમે બરકતો રાખી હતી. અને અમે પ્રત્યેક વસ્તુનું જ્ઞાન રાખીએ છીએ.

وَمِنَ الشَّيٰطِيْنِ مَنْ يَّغُوْصُوْنَ لَهٗ وَيَعْمَلُوْنَ عَمَلًا دُوْنَ ذٰلِكَ ۚ وَكُنَّا لَهُمْ حٰفِظِيْنَ ﴿٨٣﴾

૮૩. અને અમે હોશિયાર મરજીવાઓને[૧૨] તેના આધીન કર્યા જે તેના માટે ઊંડી ડુબકીઓ મારતા, તેમજ બીજું કામકાજ પણ કરતા હતા, અને અમે તે સૌના નિગેહબાન હતા.

وَاَيُّوْبَ اِذْ نَادٰى رَبَّهٗۤ اَنِّيْ مَسَّنِيَ الضُّرُّ وَاَنْتَ اَرْحَمُ الرّٰحِمِيْنَ ﴿٨٤﴾

૮૪. અને (યાદ કર) જ્યારે અય્યૂબે[૧૩] પોતાના પરવરદિગારને પોકારીને કહ્યું હતું, 'હું દુઃખોમાં ઘેરાએલો છું, બેશક તું સર્વ દયાળુઓથી વધુ દયાળુ છે.'

૯. હઝરત સુલયમાન (અ)ના રાજ્યના આડોશપાડોશમાં હિંસક કબીલાઓનો વસવાટ હતો જે અવારનવાર હઝરત સુલયમાનની હદોમાં ઘુસી જતા હતા. અહીં હઝરત દાઉદ (અ) તથા હઝરત સુલયમાન (અ) બન્ને તે કબીલાઓના હુમલાઓને રોકવાનો તથા તેમને પરાજ્ય આપવાની યુકિત કરવા ચાહતા હતા. હઝરત દાઉદ (અ) એક બહાદુર યોદ્ધા હતા જે સખત પગલા લેવાના હકકમાં હતા. જ્યારે હઝરત સુલયમાન (અ) સુલેહશાંતિ તથા મિત્રાચારીના કરારો દ્વારા તેમને જીતવા ચાહતા હતા.

૧૦. 'પર્વતો' અર્થ મહાપુરુષો, મોટા દરજ્જા ધરાવનાર, મોટા હોદ્દા ધરાવનાર લોકો મોટા સંગઠનો, સામ્રાજ્યો.

૧૧. 'પવનને આધીન કર્યો' અર્થાત હઝરત સુલયમાનને દરિયાઈ જહાઝરાનીમાં વર્ચસ્વ આપ્યું જેનાથી તેમણે પરશીઅન અખાત, રાતો સમુદ્ર, ભૂમધ્ય સમુદ્ર, ફલસ્તીન તથા આસપાસના પાડોશી દેશો વચ્ચે આર્થિક સંબંધો કાયમ કર્યા.

૧૨. અહીં શયતાનનો અર્થ નિષ્ણાંત, કારીગર અથવા કલાકાર અથવા સમુદ્રોની ઊંડાણમાં ડૂબકીઓ મારી મોતી વગેરે કાઢનારાઓ છે.

૧૩. બાઈબલના કથન પ્રમાણે, હઝરત અય્યુબ (અ) 'ઉઝ'ના પ્રાંતમાં રહેતા હતા જે, સિરીયા તથા

فَاسْتَجَبْنَا لَهٗ فَكَشَفْنَا مَا بِهٖ مِنْ ضُرٍّ وَّاٰتَيْنٰهُ اَهْلَهٗ وَ مِثْلَهُمْ مَّعَهُمْ رَحْمَةً مِّنْ عِنْدِنَا وَذِكْرٰى لِلْعٰبِدِيْنَ ﴿٨٤﴾

૮૫. જેથી અમે તેની દુઆ સાંભળી અને તેના ઉપરનું દુ:ખ ટાળી દીધું અને અમે તેના પરિવાર સિવાય બીજા પણ તેને આપ્યા જે અમારી તરફથી એક રહેમત હતી, અને બંદગી કરનારાઓ માટે નસિહત હતી.

وَ اِسْمٰعِيْلَ وَاِدْرِيْسَ وَ ذَا الْكِفْلِ كُلٌّ مِّنَ الصّٰبِرِيْنَ ﴿٨٥﴾

૮૬. અને ઈસમાઈલ તથા ઈદરીસ તથા ઝુલકીફલા[૧૪] (ને યાદ રાખ) તે સર્વે સબ્ર કરનારા હતા.

وَاَدْخَلْنٰهُمْ فِيْ رَحْمَتِنَا اِنَّهُمْ مِّنَ الصّٰلِحِيْنَ ﴿٨٦﴾

૮૭. અને અમે તેમને અમારી રહેમતમાં દાખલ કર્યા હતા. નિ:સંદેહ તેઓ સદાચારીઓમાંના હતા.

وَ ذَا النُّوْنِ اِذْ ذَّهَبَ مُغَاضِبًا فَظَنَّ اَنْ لَّنْ نَّقْدِرَ عَلَيْهِ فَنَادٰى فِي الظُّلُمٰتِ اَنْ لَّآ اِلٰهَ اِلَّآ اَنْتَ

૮૮. અને ઝૂલ નુઉન[૧૫] (ને યાદ કર), જ્યારે તે ગુસ્સાની હાલતમાં ચાલ્યો ગયો, તે ધારતો હતો કે, અમે તેને તકલીફમાં નાખશું નહિ, પછી તેણે અમને ઊંડા

અકબાના અખાત વચ્ચે રસ્તામાં કોઈ સ્થળે આવેલું હતું. કહેવાય છે કે, હઝરત અય્યૂબ (અ) ઈસરાઈલીઓના મિસરથી સ્થળાંતર કરવા પહેલા થઈ ગયા હતા, અને અમુક યહૂદી વર્તુળો પ્રમાણે તે હઝરત મૂસા (અ)થી બસો વર્ષ પહેલા થઈ ગયા હતા. તે ઈસરાઈલી નબી ન હતા, પરંતુ ઈસરાઈલના મોટા ભાઈ ઈસાઉના વંશજ હતા. કુરઆને તેમને સદાચારી તેમજ સહનશીલ અલ્લાહના બંદા કહ્યા છે. તેમણે ઘણી તકલીફો ઉઠાવી હતી અને પોતાના કબીલા તથા પરિવારથી અલગ થઈ ગયા હતા. અંતમાં અલ્લાહે તેમના કબીલા તથા પરિવાર સાથે તેમનો મેળાપ કરાવી આપ્યો હતો.

૧૪. અરબી 'ઝૂલકીફલા' તથા બાઈબલના 'હિઝકીલ', બન્ને નામોનાં ઉચ્ચારણમાં એકબીજાથી બહુ નજીક લાગે છે. તેમજ શાબ્દિક અર્થમાં પણ વધુ ફેર નથી, 'ભવ્ય હિસ્સાનો માલિક' અને 'અલ્લાહે આપેલી શકિત' બન્ને ભાવાર્થોમાં ઘણું સામ્ય જણાય છે. તેમનો જન્મ આશરે ૬૨૨ ઈસ્વી. પૂર્વે થયો હતો અને તેમણે પોતાના જીવનના પહેલા પાંત્રીસ વર્ષ યહૂદીયામાં વિતાવ્યા હતા. ઈ.સ.પૂર્વે ૫૯૨માં તેમણે મૂર્તિપૂજા અને સમાજના પ્રવર્તતા ભ્રષ્ટાચારો વિરુદ્ધ ઉપદેશ આપવો શરૂ કર્યો હતો. તે દરમિયાન બાબિલે પશ્ચિમ એશીઆમાં અસીરિયામાં સત્તા પકડી જેની સત્તાનો યહૂદીઓએ સ્વીકાર કર્યો, પરંતુ તેમના રાજા યહોમાકીમે પોતાના સલાહકારોના કહેવાથી બાબિલના રાજા બૂખ્તેનસર સામે બંડ પોકાર્યું જેના પરિણામે બૂખ્તેનસરે યરૂશલેમને ઘેરો ઘાલી યહૂદીયાના ઘણા અગ્રગણ્ય શહેરીઓને પરાજ્ય આપ્યો, જેમાં હઝરત હિઝકીલ (અ) તથા યહોયાકીમ પણ હતો જેણે માત્ર ત્રણ મહિનાજ રાજ ભોગવ્યું હતું.

આ સમય દરમિયાન તેમના પિતા યહોયાકીનું મૃત્યુ નીપજ્યું અને તેમનો કાકો સિદકીયા ગાદીએ આવ્યો જે થોડા સમય સુધી બાબિલનો વફાદાર રહ્યો હતો. પછી મુર્ખાઈ કરી મિસરના ભરોસે તેણે બૂખ્તેનસર સાથેના સંબંધો બગાડયા. હઝરત હિઝકીલ (અ)એ તેના આ વલણને પસંદ ન કર્યું. અંતમાં બૂખ્તેનસરે યરૂશલેમને અઢાર મહિના સુધી ઘેરામાં લીધો અને ન વર્ણવી શકાય તેવા અત્યાચારો કરી યરૂશલેમને ધૂળધાણી કરી નાખ્યો. આ પાયમાલીની આગાહી આપતું સ્વપ્ન હઝરત હિઝકીલે જોયું હતું જેનું અલ-બકરા આયત ૨૬૦માં પહેલા વર્ણન થઈ ચૂક્યું છે; કે તે સ્વપ્ન જો પછી સો વર્ષની ગુલામી બાદ યરૂશલેમમાં ઈસરાઈલીઓના રાજ્યની પુન:સ્થાપના થશે.

૧૫. ઝૂલનૂન અર્થાત હઝરત યૂનુસ (અ).

سُبْحٰنَكَ ۖ إِنِّي كُنْتُ مِنَ الظّٰلِمِينَ ۝٨٨

અંધકારમાંથી પુકાર્યો 'અલ્લાહ સિવાય કોઈ અન્ય મા'બૂદ નથી, પાક છે તું, બેશક, હુંજ કુસૂરવાર છું.'

فَاسْتَجَبْنَا لَهُ ۙ وَنَجَّيْنٰهُ مِنَ الْغَمِّ ۚ وَكَذٰلِكَ نُنْجِي الْمُؤْمِنِينَ ۝٨٩

૮૯. પછી અમે તેની દુઆ સાંભળી અને તેને આફતમાંથી ઉગારી લીધો. અને આવી રીતે અમે ઈમાન લાવનારાઓને બચાવતા રહીએ છીએ.

وَزَكَرِيَّا إِذْ نَادٰى رَبَّهُ رَبِّ لَا تَذَرْنِي فَرْدًا وَّأَنْتَ خَيْرُ الْوٰرِثِينَ ۝٩٠

૯૦. અને (યાદ કર) જ્યારે ઝકરિયાએ પોતાના રબને પુકાર્યો (કહ્યું) 'હે મારા પરવરદિગાર, મને તું નિ:સંતાન ન રાખજે જો કે સર્વથી ઉત્તમ વારસદાર તો તું જ છે.'

فَاسْتَجَبْنَا لَهُ ۙ وَوَهَبْنَا لَهُ يَحْيٰى وَأَصْلَحْنَا لَهُ زَوْجَهُ ۚ إِنَّهُمْ كَانُوا يُسٰرِعُونَ فِي الْخَيْرٰتِ وَيَدْعُونَنَا رَغَبًا وَّرَهَبًا ۖ وَكَانُوا لَنَا خٰشِعِينَ ۝٩١

૯૧. ત્યારે અમે તેની દુઆ સાંભળી અને તેને યાહ્યા અર્પણ કર્યા થછી તેની પત્નીને તંદુરસ્તી બક્ષી. તે સર્વ લોકો નેક કામોમાં હરિફાઈ કરતા હતા અને આશા અને ભય સાથે અમને પુકારતા હતા અને નમ્રતાથી અમારા તરફ રજૂ થતા હતા.

وَالَّتِي أَحْصَنَتْ فَرْجَهَا فَنَفَخْنَا فِيهَا مِنْ رُّوحِنَا وَجَعَلْنٰهَا وَابْنَهَا آيَةً لِّلْعٰلَمِينَ ۝٩٢

૯૨. અને તેને (યાદ કર) જેણે પોતાના શિયળનું રક્ષણ કર્યું; જેથી અમે તેમાં અમારી રૂહ ફૂંકી અને તે તથા તેના પુત્રને લોકો માટે એક નિશાની બનાવી.

إِنَّ هٰذِهِ أُمَّتُكُمْ أُمَّةً وَّاحِدَةً ۖ وَّأَنَا رَبُّكُمْ فَاعْبُدُونِ ۝٩٣

૯૩. ખરેખર આ તમારી કોમ છે, (તમે સૌ) એકજ કોમ છો અને હું તમારો પાલનહાર છું, માટે મારી ઈબાદત કરતા રહો.

وَتَقَطَّعُوا أَمْرَهُمْ بَيْنَهُمْ ۚ كُلٌّ إِلَيْنَا رٰجِعُونَ ۝٩٤ ع

૯૪. પરંતુ તેઓ અંદરોઅંદર મતભેદ કરી વહેંચાઈ ગયા. જોકે તેમને સર્વને અમારી જ તરફ પાછું ફરવાનું છે. (રુકૂઅ-૬)

فَمَنْ يَّعْمَلْ مِنَ الصّٰلِحٰتِ وَهُوَ مُؤْمِنٌ فَلَا كُفْرَانَ لِسَعْيِهِ ۚ وَإِنَّا لَهُ كٰتِبُونَ ۝٩٥

૯૫. માટે જે નેક કામો કરશે અને તે મોમિન હશે, તેની કોશિશો એળે નહિ જાય, અને બેશક અમે તેને નોંધી લેશું.

وَحَرٰمٌ عَلٰى قَرْيَةٍ أَهْلَكْنٰهَا أَنَّهُمْ لَا يَرْجِعُونَ ۝٩٦

૯૬. અને જે વસ્તીઓને અમે નાબૂદ કરી ચૂકયા છીએ તેના માટે નિર્ણય થઈ ચૂકયો છે કે તેઓ ફરી (દુનિયામાં) નહિ આવી શકે.

حَتّٰى إِذَا فُتِحَتْ يَأْجُوجُ وَمَأْجُوجُ وَهُمْ مِّنْ كُلِّ حَدَبٍ يَّنْسِلُونَ ۝٩٧

૯૭. છેવટે યા'જૂ તથા મા'જૂજને પણ છૂટા મૂકી દેવામાં આવશે અને તેઓ ઊંચાઈએથી[૧૬] થતાં સર્વત્ર ફેલાઈ જશે.

---

૧૬. યા'જૂજ મા'જૂજ બન્ને નામો એકજ શકિતના છે જેના બે જુદા જુદા રૂપ છે. પહેલું રૂપ રાજકીય (પોલીટીકલ) છે અને બીજું રૂપ મઝહબના નામ પર ફેલાવવામાં આવતું ફિસાદ છે. આ બન્ને રૂપનું પીઠબળ નાણું તથા હુન્નર છે. જે હુન્નરોમાંનું એક હુન્નર લશ્કરી હથિયારો છે.

૯૮. અને તે સાચો વાયદો પૂરો થવા આવશે, ત્યારે ઈન્કાર કરનારાઓની આંખો ફાટી રહેશે, (કહેશે) 'અફસોસ છે અમારા ઉપર, અમે ખરેજ ગફલતમાં રહી ગયા, બલ્કે અમે ગુનાહગાર હતા.'

وَاقْتَرَبَ الْوَعْدُ الْحَقُّ فَإِذَا هِيَ شَاخِصَةٌ أَبْصَارُ الَّذِينَ كَفَرُوا يَا وَيْلَنَا قَدْ كُنَّا فِي غَفْلَةٍ مِّنْ هَٰذَا بَلْ كُنَّا ظَالِمِينَ ۝٩٨

૯૯. બેશક તમે, અને તેઓ જેને તમે અલ્લાહ સિવાય પૂજો છો, સૌ જહન્નમનું બળતણ બનશો. તેમાંજ તમે જવાના છો.

إِنَّكُمْ وَمَا تَعْبُدُونَ مِن دُونِ اللَّهِ حَصَبُ جَهَنَّمَ أَنتُمْ لَهَا وَارِدُونَ ۝٩٩

૧૦૦. જો આ મા'બૂદો સાચા હોત તો તેઓ તે (જહન્નમ)માં ન ગયા હોત; બેશક તે સૌ તેમાંજ પડયા રહેશે.

لَوْ كَانَ هَٰؤُلَاءِ آلِهَةً مَّا وَرَدُوهَا ۖ وَكُلٌّ فِيهَا خَالِدُونَ ۝١٠٠

૧૦૧. ત્યાં તેમના માટે વિલાપ કરવાનું જ હશે અને (તેના સિવાય) બીજું કંઈ તેઓ સાંભળે નહિ.

لَهُمْ فِيهَا زَفِيرٌ وَهُمْ فِيهَا لَا يَسْمَعُونَ ۝١٠١

૧૦૨. (પરંતુ) જેમના માટે અમારા તરફથી ભલાઈ નિર્માણ થઈ ચૂકી છે તેમને તેનાથી દૂર રાખવામાં આવશે.

إِنَّ الَّذِينَ سَبَقَتْ لَهُم مِّنَّا الْحُسْنَىٰ أُولَٰئِكَ عَنْهَا مُبْعَدُونَ ۝١٠٢

૧૦૩. તેમને તે (જહન્નમ)ની આહટ સુદ્ધાં સંભળાશે નહિ, અને જ્યાં પણ તેમનું મન ચાહશે ત્યાં તેઓ સદા માટે રહેશે.

لَا يَسْمَعُونَ حَسِيسَهَا ۖ وَهُمْ فِي مَا اشْتَهَتْ أَنفُسُهُمْ خَالِدُونَ ۝١٠٣

૧૦૪. કોઈ ભયંકર ત્રાસ પણ તેમને ચિંતાગ્રસ્ત નહિ કરી શકે. અને ફરિશ્તાઓ તેમનું સ્વાગત કરતા કહેશે 'તમને જે દિવસનો વાયદો હતો તે આ'જ (દિવસ) છે.'

لَا يَحْزُنُهُمُ الْفَزَعُ الْأَكْبَرُ وَتَتَلَقَّاهُمُ الْمَلَائِكَةُ هَٰذَا يَوْمُكُمُ الَّذِي كُنتُمْ تُوعَدُونَ ۝١٠٤

૧૦૫. જે દિવસે અમે આકાશને એવી રીતે સંકેલી[૧૭] લેશું જેમ (કાગળના) ટીપણાને સંકેલી લેવામાં આવે છે. (પછી) જેવી રીતે અમે પહેલી વાર સર્જન કર્યું હતું તેમજ તેનું પુનરાવર્તન કરશું. આ વચન અમારા ઉપર બંધનરૂપ છે, અમે અવશ્ય તેને પૂરું કરશું.

يَوْمَ نَطْوِي السَّمَاءَ كَطَيِّ السِّجِلِّ لِلْكُتُبِ ۚ كَمَا بَدَأْنَا أَوَّلَ خَلْقٍ نُّعِيدُهُ ۚ وَعْدًا عَلَيْنَا ۚ إِنَّا كُنَّا فَاعِلِينَ ۝١٠٥

---

આ આયતમાં યા'જૂજ મા'જૂજના બનાવેલા આકાશમાં ઊડનારા હવાઈજહાજો, રોકેટો તથા રોકેટ બોમ્બની ભવિષ્યવાણી કરવામાં આવી છે કે તેઓ આકાશ દ્વારા જ્યાં ચાહશે ત્યાં ઊતરશે, અથવા આક્રમણ કરશે. આજના વિજ્ઞાનની સફળતાઓ આ ભવિષ્યવાણીને ખરી સાબિત કરે છે.

૧૭. 'સંકેલી લેશું' અર્થાત મોટા મોટા સામ્રાજ્યો અને બળવાન રાજ્યસત્તાઓને નષ્ટ કરી દેવામાં આવશે અને તેમની જગ્યાએ બીજી કોમોનો ઉદભવ કરવામાં આવશે, અથવા આંહઝરત સ.અ.સ. દ્વારા ભવ્ય પરિવર્તન કરવામાં આવશે, આકાશને સંકેલી લીધા પછી નવો આકાશ તથા નવી ધરતી સર્જવામાં આવશે.

وَلَقَدْ كَتَبْنَا فِي الزَّبُورِ مِنْ بَعْدِ الذِّكْرِ أَنَّ الْأَرْضَ يَرِثُهَا عِبَادِيَ الصَّالِحُونَ ﴿١٠٥﴾

૧૦૬. અને અમે ઝબૂરમાં નસિહતો સાથે આ પણ લખી ચૂકયા છીએ કે આ (પવિત્ર) ભૂમિ[૧૮] (ફલસતીન)ના વારસ મારા નેક બંદાઓ બનશે.

إِنَّ فِي هَٰذَا لَبَلَاغًا لِقَوْمٍ عَابِدِينَ ﴿١٠٦﴾

૧૦૭. ખરેખર આમાં (અલ્લાહની) બંદગી કરનારાઓ માટે એક સંદેશ છે.

وَمَا أَرْسَلْنَاكَ إِلَّا رَحْمَةً لِلْعَالَمِينَ ﴿١٠٧﴾

૧૦૮. અને અમે તને તમામ દુનિયા માટે રહેમત બનાવીને મોકલાવ્યો છે.

قُلْ إِنَّمَا يُوحَىٰ إِلَيَّ أَنَّمَا إِلَٰهُكُمْ إِلَٰهٌ وَاحِدٌ فَهَلْ أَنْتُمْ مُسْلِمُونَ ﴿١٠٨﴾

૧૦૯. તું કહી દે 'મને તો વહી દ્વારા હુકમ મળ્યો છે કે તમારો મા'બૂદ એકજ છે તો શું તમે તેની તાબેદારીમાં આવશો?'

فَإِنْ تَوَلَّوْا فَقُلْ آذَنْتُكُمْ عَلَىٰ سَوَاءٍ وَإِنْ أَدْرِي أَقَرِيبٌ أَمْ بَعِيدٌ مَا تُوعَدُونَ ﴿١٠٩﴾

૧૧૦. છતાં જો તેઓ મુખ ફેરવી લે તો તેમને કહી દે 'મેં તમને સૌને સરખી ચેતવણી આપી દીધી છે, અને હું નથી જાણતો કે જેનો તમને વાયદો આપવામાં આવ્યો છે તે દૂર છે કે નજીકમાં છે.

إِنَّهُ يَعْلَمُ الْجَهْرَ مِنَ الْقَوْلِ وَيَعْلَمُ مَا تَكْتُمُونَ ﴿١١٠﴾

૧૧૧. 'બેશક ઉચ્ચસ્વરે થતી વાતને તે જાણે છે અને જે તમે છૂપાવો છો તેને પણ તે જાણે છે.'

وَإِنْ أَدْرِي لَعَلَّهُ فِتْنَةٌ لَكُمْ وَمَتَاعٌ إِلَىٰ حِينٍ ﴿١١١﴾

૧૧૨. 'અને હું નથી જાણતો કે કદાચ તે (અઝાબ)નો વિલંબ તમારા માટે એક કસોટી હોય, અને લાભ ઉઠાવવાના અમુકજ દિવસોજ રહ્યા હોય.'

قَالَ رَبِّ احْكُمْ بِالْحَقِّ ۗ وَرَبُّنَا الرَّحْمَٰنُ الْمُسْتَعَانُ عَلَىٰ مَا تَصِفُونَ ﴿١١٢﴾ ع

૧૧૩. તેણે કહ્યું, 'હે મારા પરવરદિગાર, તું સત્યના આધારે ન્યાય કર. અમારો પાલનહાર મહેરબાન છે (અને હે લોકો) તમારા દુરાગ્રહ સામે અમે તેનીજ સહાયતાના તલબગાર છીએ.' (રુકૂઅ-૮)

---

૧૮. આ ભૂમિ અવશ્ય ફલસ્તીનનો પ્રદેશ છે જે ઈસાઈઓના તાબા હેઠળ હતો અને હઝરત ઉમર (ર)ની ખિલાફતના સમયમાં મુસ્લિમોએ તેને જીતી લીધો હતો. કદાચ આ આયતનો ઈશારો આ વારસા તરફ હોય. મુસ્લિમ તાબામાં આ દેશ ૧૩૫૦ વર્ષ પર્યંત રહ્યો હતોય જેમાંથી માત્ર ૯૨ વર્ષ સુધી ત્યાં 'ક્રુસેડર્સ'ની સત્તા રહી હતી, અને અંતમાં વર્તમાન યુગમાં કહેવાતી લોકશાહીની ઈજારદાર ઈસાઈ સત્તાઓના પ્રતાપે ફલસ્તીનનું અસ્તિત્વ મટી ગયું અને તેની કબર ઉપર ઈસરાઈલી રાષ્ટ્ર'નો જન્મ થયો. બે હજાર વર્ષો સુધી દુનિયાના અનેક દેશોમાં અથડાતા કૂટાતા યહૂદીઓને 'સુપર પાવર્સે' દોરીને આ દેશમાં લાવી વસાવ્યા. આ ઐતિહાસિક ઘટના કુરાને મજીદની મહાન આગાહીનું પરિપૂર્ણતા છે. જુઓ પ્રકરણ ૧૭. આ.૧૦૫. જોકે આ સ્થિતિ પણ અસ્થાઈ અને અલ્પજીવી છે, અંતમાં મુસ્લિમોની તકદીરમાં તેને પાછું મેળવવું લખેલું છે. ફલસ્તીન મુસ્લિમોના તાબામાં અવશ્ય આવશેજ, આ એક દિવ્ય નિર્ણય છે, અને અલ્લાહના નિર્ણયને કોઈ બદલી નથી શકતું.

سُوْرَةُ الْحَجِّ مَدَنِيَّةٌ (٢٢) اٰیاتها رکوعاتها

## અલ-હજ

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. હે લોકો! તમારા પાલનહારથી ડરો, ખરેખર તે ઘડીએ થનારી ધરતીકંપની કમકમાટી એક મહાભયંકર વસ્તુ છે—

૩. જે દિવસે તમે જોઈ લેશો, કે પ્રત્યેક ધવડાવનારી સ્ત્રી પોતાના બાળકને ત્યજી દેશે, ગર્ભવતી ગર્ભને પાડી દેશે; તને ઈન્સાન નશામાં ચકચૂર જણાશે, જો કે તે નશામાં નહિ હોય, બેશક અલ્લાહનો અઝાબ જ એવો સખત હશે.[૧]

૪. અને અમુક લોકો એવા છે, જે જહાલત (અજ્ઞાનતા)માં અલ્લાહ વિશે વાદવિવાદ કરતા રહે છે. અને, તેઓ દરેક નાફરમાન શયતાનની તાબેદારી કરતા હોય છે,

૫. જેમના વિશે નિર્ણય થઈ ચૂકયો છે કે તેની સાથે મિત્રતા રાખનારાને તે બહેકાવી દેશે અને તેને આગના અઝાબ તરફ લઈ જશે.

૬. હે લોકો, તમારા ફરી સજીવન કરવામાં આવવા વિશે જો તમને શંકા હોય તો તમને ખબર હોવી જોઈએ કે અમે તમને માટીમાંથી પેદા કર્યા છે, પછી વીર્યના ટીપામાંથી, પછી થીજેલા લોહીમાંથી, પછી માંસના લોચામાંથી, કંઈક સાકાર કંઈક નિરાકાર અવસ્થામાંથી સર્જ્યા હતા કે અમે હકીકતને તમારા ઉપર જાહેર કરી દઈએ, અને અમે ચાહીએ તેને નિર્મિત મુદ્દત સુધી ગર્ભાશયમાં રહેવા દઈએ છીએ, પછી તેને બાળકના રૂપમાં બહાર લાવીએ છીએ; પછી તમે તમારી પૂર્ણશકિતની વયે પહોંચી જાઓ છો. અને

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

يٰۤاَيُّهَا النَّاسُ اتَّقُوْا رَبَّكُمْ ۚ اِنَّ زَلْزَلَةَ السَّاعَةِ شَيْءٌ عَظِيْمٌ ②

يَوْمَ تَرَوْنَهَا تَذْهَلُ كُلُّ مُرْضِعَةٍ عَمَّاۤ اَرْضَعَتْ وَتَضَعُ كُلُّ ذَاتِ حَمْلٍ حَمْلَهَا وَتَرَى النَّاسَ سُكٰرٰى وَمَا هُمْ بِسُكٰرٰى وَلٰكِنَّ عَذَابَ اللّٰهِ شَدِيْدٌ ③

وَمِنَ النَّاسِ مَنْ يُّجَادِلُ فِي اللّٰهِ بِغَيْرِ عِلْمٍ وَّيَتَّبِعُ كُلَّ شَيْطٰنٍ مَّرِيْدٍ ④

كُتِبَ عَلَيْهِ اَنَّهٗ مَنْ تَوَلَّاهُ فَاَنَّهٗ يُضِلُّهٗ وَيَهْدِيْهِ اِلٰى عَذَابِ السَّعِيْرِ ⑤

يٰۤاَيُّهَا النَّاسُ اِنْ كُنْتُمْ فِيْ رَيْبٍ مِّنَ الْبَعْثِ فَاِنَّا خَلَقْنٰكُمْ مِّنْ تُرَابٍ ثُمَّ مِنْ نُّطْفَةٍ ثُمَّ مِنْ عَلَقَةٍ ثُمَّ مِنْ مُّضْغَةٍ مُّخَلَّقَةٍ وَّغَيْرِ مُخَلَّقَةٍ لِّنُبَيِّنَ لَكُمْ ۚ وَنُقِرُّ فِي الْاَرْحَامِ مَا نَشَاۤءُ اِلٰۤى اَجَلٍ مُّسَمًّى ثُمَّ نُخْرِجُكُمْ طِفْلًا ثُمَّ لِتَبْلُغُوْۤا اَشُدَّكُمْ ۚ وَمِنْكُمْ

---

૧. તે ઘડીએ દરેકને પોતપોતાની પડી હશે અને માનવપ્રાણી ચાહશે કે પોતાના સર્વ બંધન તોડી નાખે. તે પોતાના સર્વ સંબંધોનો ત્યાગ કરશે. પ્રત્યેક જીવ ચાહશે કે તેનો પોતાનો જીવ બચી જાય અને બીજા વિશે તે વિચાર કરવાનું સદંતર છોડી દેશે.

مَّنْ يُّتَوَفّٰى وَمِنْكُمْ مَّنْ يُّرَدُّ اِلٰٓى اَرْذَلِ الْعُمُرِ لِكَيْلَا يَعْلَمَ مِنْۢ بَعْدِ عِلْمٍ شَيْـًٔا ؕ وَتَرَى الْاَرْضَ هَامِدَةً فَاِذَآ اَنْزَلْنَا عَلَيْهَا الْمَآءَ اهْتَزَّتْ وَرَبَتْ وَاَنْۢبَتَتْ مِنْ كُلِّ زَوْجٍۢ بَهِيْجٍ ﴿٦﴾

તમારામાંના કેટલાક તો (પુખ્ત ઉમરે પહોંચતા) પહેલાંજ મરણ પામે છે, અને બીજા કેટલાકને જીવનની અંતિમ સીમાએ પહોંચાડવામાં આવે છે કે તેમને જ્ઞાન મળવા છતાં તેઓ કંઈ પણ સમજતા નથી. તું ધરતીને નિર્જીવ જોઈ રહ્યો છે, પરંતુ જ્યારે અમે તેને પાણીથી ભીંજવી દઈએ છીએ, તો તેમાં સંચાર થતાં તે ઉપસી આવે છે, અને અનેક પ્રકારની ઉમદા વનસ્પતિ ઉત્પન્ન કરે છે.

ذٰلِكَ بِاَنَّ اللّٰهَ هُوَ الْحَقُّ وَاَنَّهٗ يُحْيِ الْمَوْتٰى وَاَنَّهٗ عَلٰى كُلِّ شَیْءٍ قَدِيْرٌ ۙ﴿٧﴾

૭. આવું થવાનું કારણ (એટલું જ) છે કે તમે જાણી લો કે અલ્લાહ જ 'સત્ય' છે અને તે જ નિર્જીવમાંથી સજીવ કરે છે અને તે પ્રત્યેક વસ્તુ ઉપર સત્તા ધરાવે છે.

وَّاَنَّ السَّاعَةَ اٰتِيَةٌ لَّا رَيْبَ فِيْهَا ۙ وَاَنَّ اللّٰهَ يَبْعَثُ مَنْ فِى الْقُبُوْرِ ﴿٨﴾

૮. અને કારણ કે તે ઘડી આવવાની છે તેમાં કોઈ શંકા નથી, અને (તેમાં પણ શંકા નથી) કે અલ્લાહ કબરમાં પડેલાઓને પણ સજીવન કરશે.

وَمِنَ النَّاسِ مَنْ يُّجَادِلُ فِى اللّٰهِ بِغَيْرِ عِلْمٍ وَّلَا هُدًى وَّلَا كِتٰبٍ مُّنِيْرٍ ۙ﴿٩﴾

૯. અને લોકોમાં એવા પણ છે જે કોઈ પણ જ્ઞાન વિના, હિદાયત વિના અને કોઈ રોશન કિતાબના આધાર વિના અલ્લાહના સંબંધમાં વિવાદ કરતા રહે છે.

ثَانِىَ عِطْفِهٖ لِيُضِلَّ عَنْ سَبِيْلِ اللّٰهِ ؕ لَهٗ فِى الدُّنْيَا خِزْىٌ وَّنُذِيْقُهٗ يَوْمَ الْقِيٰمَةِ عَذَابَ الْحَرِيْقِ ﴿١٠﴾

૧૦. તેઓ (અભિમાનથી) આડા ચાલે છે કે લોકોને અલ્લાહની રાહથી ભમાવી દે. આ લોકો માટે આ દુનિયામાં ફજેતી છે અને કયામતના દિવસે અમે તેમને દાઝવાના અઝાબની મઝા ચખાડશું.

ذٰلِكَ بِمَا قَدَّمَتْ يَدٰكَ وَاَنَّ اللّٰهَ لَيْسَ بِظَلَّامٍ لِّلْعَبِيْدِ ﴿١١﴾ ع

૧૧. તેં તારા હાથે જ આગળ મોકલાવ્યું છે તેનો આ બદલો છે. જોકે અલ્લાહ (પોતાના) બંદાઓ સાથે બેઈન્સાફી નથી કરતો. (રુકૂઅ-૧)

وَمِنَ النَّاسِ مَنْ يَّعْبُدُ اللّٰهَ عَلٰى حَرْفٍ ۚ فَاِنْ اَصَابَهٗ خَيْرُ اِۨطْمَاَنَّ بِهٖ ۚ وَاِنْ اَصَابَتْهُ فِتْنَةُ اِۨنْقَلَبَ عَلٰى وَجْهِهٖ ۚ خَسِرَ الدُّنْيَا وَالْاٰخِرَةَ ؕ ذٰلِكَ هُوَ الْخُسْرَانُ الْمُبِيْنُ ﴿١٢﴾

૧૨. અને લોકોમાં કોઈ એવો પણ છે જે ન છૂટકે અલ્લાહની બંદગી કરે છે. જો તેને કોઈ લાભ પહોંચે તો તે ખુશ થાય છે, પરંતુ જો કસોટી ખાતર તેને દુ:ખ પહોંચે તો તે પોતાની અસલ હાલત ઉપર આવી જાય છે, તે આ જીવનમાં પણ ગુમાવે છે અને આખેરતમાં પણ. આ મોટામાં મોટી ખોટ છે.

يَدْعُوْا مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا يَضُرُّهٗ وَمَا لَا يَنْفَعُهٗ ؕ ذٰلِكَ هُوَ الضَّلٰلُ الْبَعِيْدُ ﴿١٣﴾

૧૩. પછી તે અલ્લાહ સિવાય અન્યની પૂજા કરે છે જે ન તો તેને કોઈ હાનિકર્તા છે અને ન લાભકર્તા. આ જ ઘોર ગુમરાહી છે.

يَدۡعُوۡا لَمَنۡ ضَرُّهٗۤ اَقۡرَبُ مِنۡ نَّفۡعِهٖ ؕ لَبِئۡسَ الۡمَوۡلٰى وَلَبِئۡسَ الۡعَشِيۡرُ ⑬

૧૪. તે તેને પૂજે છે જેનાથી લાભ કરતાં નુકસાન વધુ નિકટમાં છે. ખરેખર તે દાતા બૂરો છે અને તેનો સાથી પણ બેહદ બૂરો છે.

اِنَّ اللّٰهَ يُدۡخِلُ الَّذِيۡنَ اٰمَنُوۡا وَعَمِلُوا الصّٰلِحٰتِ جَنّٰتٍ تَجۡرِىۡ مِنۡ تَحۡتِهَا الۡاَنۡهٰرُ ؕ اِنَّ اللّٰهَ يَفۡعَلُ مَا يُرِيۡدُ ⑭

૧૫. જે લોકોએ ઈમાન લાવી સદાચારો કર્યા, બેશક, અલ્લાહ તેમને એવા બગીચાઓમાં પ્રવેશ આપશે જેની તળે નહેરો વહેતી હશે; ખરેખર અલ્લાહ જે ચાહે તે કરતો રહે છે.

مَنۡ كَانَ يَظُنُّ اَنۡ لَّنۡ يَّنۡصُرَهُ اللّٰهُ فِى الدُّنۡيَا وَ الۡاٰخِرَةِ فَلۡيَمۡدُدۡ بِسَبَبٍ اِلَى السَّمَآءِ ثُمَّ لۡيَقۡطَعۡ فَلۡيَنۡظُرۡ هَلۡ يُذۡهِبَنَّ كَيۡدُهٗ مَا يَغِيۡظُ ⑮

૧૬. જે કોઈ એવું ધારે છે કે અલ્લાહ આ દુનિયામાં અને આખેરતમાં તે (રસૂલ)ની કોઈ સહાયતા નહિ કરે તો તે રસ્તો શોધી આસમાનમાં ચડી જાય અને તે (દિવ્ય) સંબંધને તોડી (તેને મિટાવી શકતો હોય તો તેમ કરી) જુએ કે તેની આ યુકિત તે વસ્તુને મિટાવી શકે છે જે તેને નાપસંદ છે?

وَكَذٰلِكَ اَنۡزَلۡنٰهُ اٰيٰتٍ ۢ بَيِّنٰتٍ ۙ وَّاَنَّ اللّٰهَ يَهۡدِىۡ مَنۡ يُّرِيۡدُ ⑯

૧૭. અને આવીજ રીતે અમે આ (કુરઆન)ને એક સ્પષ્ટ દલીલના રૂપમાં ઊતાર્યું છે. બેશક અલ્લાહ જેને ચાહે હિદાયત આપે છે.

اِنَّ الَّذِيۡنَ اٰمَنُوۡا وَالَّذِيۡنَ هَادُوۡا وَالصّٰبِـِٕيۡنَ وَالنَّصٰرٰى وَالۡمَجُوۡسَ وَالَّذِيۡنَ اَشۡرَكُوۡۤا ‌ۖ اِنَّ اللّٰهَ يَفۡصِلُ بَيۡنَهُمۡ يَوۡمَ الۡقِيٰمَةِ ‌ؕ اِنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَىۡءٍ شَهِيۡدٌ ⑰

૧૮. જે લોકો મોમિન છે, તથા યહૂદીઓ, તથા સાબીઓ, તથા ઈસાઈઓ, તથા મજૂસીઓ,[2] તથા મુશરિકો છે, નિ:સંદેહ તે સર્વ વચ્ચે કયામતના દિવસે અલ્લાહ ન્યાય આપશે, ખરેખર અલ્લાહ સર્વ વસ્તુ ઉપર સાક્ષી છે.

اَلَمۡ تَرَ اَنَّ اللّٰهَ يَسۡجُدُ لَهٗ مَنۡ فِى السَّمٰوٰتِ وَمَنۡ فِى الۡاَرۡضِ وَالشَّمۡسُ وَالۡقَمَرُ وَالنُّجُوۡمُ وَالۡجِبَالُ وَالشَّجَرُ وَالدَّوَآبُّ وَكَثِيۡرٌ مِّنَ النَّاسِ‌ ؕ وَكَثِيۡرٌ حَقَّ عَلَيۡهِ الۡعَذَابُ‌ ؕ وَمَنۡ يُّهِنِ اللّٰهُ فَمَا لَهٗ مِنۡ مُّكۡرِمٍ‌ ؕ اِنَّ اللّٰهَ يَفۡعَلُ مَا يَشَآءُ ۩ ⑱

૧૯. શું તું નથી જોઈ રહ્યો કે આકાશો અને ધરતીમાં જે છે તે સર્વ અલ્લાહનેજ સિજદા કરે છે? સૂર્ય, ચંદ્ર, નક્ષત્રો, પર્વતો, વૃક્ષો, પ્રાણી અને ઘણાખરા માનવીઓ પણ? પરંતુ ઘણાખરા લોકો એવા પણ છે જે અઝાબને પાત્ર બની ગયા છે અને અલ્લાહ જેને રૂસ્વા (ફજેત) કરે છે તેને કોઈ પણ ઈઝઝત નહિ અપાવી શકે, ખરેજ અલ્લાહ જે ચાહે તે કરે છે.

هٰذٰنِ خَصۡمٰنِ اخۡتَصَمُوۡا فِىۡ رَبِّهِمۡ‌ فَالَّذِيۡنَ كَفَرُوۡا قُطِّعَتۡ لَهُمۡ ثِيَابٌ مِّنۡ نَّارٍ ؕ يُصَبُّ مِنۡ فَوۡقِ رُءُوۡسِهِمُ الۡحَمِيۡمُ‌ ⑲

૨૦. આ પોતાના પાલનહારના સંબંધમાં અંદરોઅંદર તકરાર કરનારા બે પક્ષો છે. તેમાંથી જે લોકો ઈમાન નથી લાવ્યા તેમના માટે અગ્નિમાંથી વસ્ત્રો તૈયાર કરવામાં આવશે; (અને) તેમના માથાં ઉપર ઊકળતું પાણી રેડવામાં આવશે.

يُصۡهَرُ بِهٖ مَا فِىۡ بُطُوۡنِهِمۡ وَالۡجُلُوۡدُ ؕ ⑳

૨૧. જેના પરિણામે તેમના પેટમાં જે કંઈ છે તે અને તેમની ચામડી પણ પીગળી જશે.

૨. મજૂસીઓ અર્થાત અગ્નિપૂજકો.

وَلَهُم مَّقَامِعُ مِنْ حَدِيدٍ ﴿٢١﴾ كُلَّمَآ أَرَادُوٓا۟ أَن يَخْرُجُوا۟ مِنْهَا مِنْ غَمٍّ أُعِيدُوا۟ فِيهَا وَذُوقُوا۟ عَذَابَ ٱلْحَرِيقِ ﴿٢٢﴾

૨૨. અને તેમની (શિક્ષા) માટે લોખંડના ઘણ હશે.

૨૩. જ્યારે પણ તેઓ દુ:ખના કારણે તે (અઝાબ)માંથી નીકળવાના પ્રયત્ન કરશે, તેમને ફરી પાછા તેમાં ધકેલી દેવામાં આવશે, (તેમને કહેવામાં આવશે) 'આ દાઝવાનો અઝાબ સદા માટે ભોગવતા રહો.' (રુકૂઅ-૨)

إِنَّ ٱللَّهَ يُدْخِلُ ٱلَّذِينَ ءَامَنُوا۟ وَعَمِلُوا۟ ٱلصَّٰلِحَٰتِ جَنَّٰتٍ تَجْرِى مِن تَحْتِهَا ٱلْأَنْهَٰرُ يُحَلَّوْنَ فِيهَا مِنْ أَسَاوِرَ مِن ذَهَبٍ وَلُؤْلُؤًا ۖ وَلِبَاسُهُمْ فِيهَا حَرِيرٌ ﴿٢٣﴾ وَهُدُوٓا۟ إِلَى ٱلطَّيِّبِ مِنَ ٱلْقَوْلِ وَهُدُوٓا۟ إِلَىٰ صِرَٰطِ ٱلْحَمِيدِ ﴿٢٤﴾

૨૪. પરંતુ જે લોકો ઈમાન લાવી ભલાઈનાકામો કરતા રહેશે તેમને અલ્લાહ એવા બગીચાઓમાં દાખલ કરશે જેની તળેથી નહેરો વહેતી હશે. ત્યાં તેમને મોતી જડિત સુવર્ણ કંગનો પહેરાવવામાં આવશે. અને તેમના વસ્ત્રો રેશમના હશે.

૨૫. અને તેમને પવિત્ર કલામ (કુરઆન)ની હિદાયત પ્રાપ્ત થશે અને સર્વ પ્રશંસાપાત્ર (અલ્લાહના) રસ્તા ઉપર તેમને લઈ જવામાં આવશે.

إِنَّ ٱلَّذِينَ كَفَرُوا۟ وَيَصُدُّونَ عَن سَبِيلِ ٱللَّهِ وَٱلْمَسْجِدِ ٱلْحَرَامِ ٱلَّذِى جَعَلْنَٰهُ لِلنَّاسِ سَوَآءً ٱلْعَٰكِفُ فِيهِ وَٱلْبَادِ ۚ وَمَن يُرِدْ فِيهِ بِإِلْحَادٍۭ بِظُلْمٍ نُّذِقْهُ مِنْ عَذَابٍ أَلِيمٍ ﴿٢٥﴾

૨૬. તે લોકો જે ઈમાન ન લાવ્યા અને બીજાઓને અલ્લાહની રાહથી અટકાવતા રહ્યા, અને પવિત્ર મસ્જિદ (માં પ્રવેશ)થી રોકતા રહ્યા જેમાં દાખલ થવાનો અમે સૌને હક્ક આપ્યો છે, પછી ભલે તે ત્યાંનો રહેવાસી હોય કે બહારથી આવેલો હોય, તેમને જે કોઈ અન્યાયપૂર્વક અડચણો કરશે, અમે તેને દર્દનાક અઝાબનો સ્વાદ ચખાડશું. (રુકૂઅ-૩)

وَإِذْ بَوَّأْنَا لِإِبْرَٰهِيمَ مَكَانَ ٱلْبَيْتِ أَن لَّا تُشْرِكْ بِى شَيْـًٔا وَطَهِّرْ بَيْتِىَ لِلطَّآئِفِينَ وَٱلْقَآئِمِينَ وَٱلرُّكَّعِ ٱلسُّجُودِ ﴿٢٦﴾

૨૭. અને (યાદ કર) જ્યારે અમે ઈબ્રાહીમને બૈયતુલ્લાહનું સ્થાન બતાવ્યું (અને કહ્યું) 'તું કોઈ અન્યને મારો શરીક ન ઠરાવજે, અને તવાફ[3] (પરિક્રમા) કરનારાઓ માટે અને (ઈબાદતમાં) ઉભા[૪] રહેનારાઓ માટે અને સિજદો કરનારાઓ માટે મારું ઘર પાક[૫] અને સાફ રાખજે;

وَأَذِّن فِى ٱلنَّاسِ بِٱلْحَجِّ يَأْتُوكَ رِجَالًا وَعَلَىٰ كُلِّ ضَامِرٍ يَأْتِينَ مِن كُلِّ فَجٍّ عَمِيقٍ ﴿٢٧﴾

૨૮. 'અને માનવજાતિમાં હજ્જ માટે એલાન કરી દે. તેઓ તારી પાસે પગપાળા આવશે અને દૂર દેશોથી દુબળાં ઊંટો ઉપર પણ સવારી કરતા (પણ) આવશે.

૩. 'તવાફ'' ખાના કા'બાને ફરતા ફેરા લેવા.
૪. 'કિયામ' અર્થાત પવિત્ર મસ્જિદમાં ઈબાદત માટે ઉભા રહેવું.
૫. અલ્લાહ સિવાય કોઈ અન્ય શકિત કે મૂર્તિની ઈબાદતથી તે મસ્જિદને પાક રાખવી.

لِّيَشْهَدُوا مَنَافِعَ لَهُمْ وَيَذْكُرُوا اسْمَ اللَّهِ فِيٓ أَيَّامٍ مَّعْلُومَٰتٍ عَلَىٰ مَا رَزَقَهُم مِّنۢ بَهِيمَةِ الْأَنْعَٰمِ ۖ فَكُلُوا مِنْهَا وَأَطْعِمُوا الْبَآئِسَ الْفَقِيرَ ﴿٢٩﴾

૨૯. કે અમુક મુકર્રર દિવસો દરમિયાન (મળનારા)[૬] લાભોના તેઓ સાક્ષી બને અને જે તેણે ચોપગાં અર્પણ કર્યાં છે, તેમના ઉપર અલ્લાહનું નામ લો. પછી તેમાંથી તમે પોતે ખાઓ અને મુસીબતમાં સપડાએલા મોહતાજોને ખવરાવો.

ثُمَّ لْيَقْضُوا تَفَثَهُمْ وَلْيُوفُوا نُذُورَهُمْ وَلْيَطَّوَّفُوا بِالْبَيْتِ الْعَتِيقِ ﴿٣٠﴾

૩૦. પછી તેઓ પોતાની અસ્વચ્છતા દૂર કરે અને પોતાની માનતાઓ પૂરી કરે અને (અલ્લાહના) પૂરાતન ઘરનો તવ્વાફ કરે.

ذَٰلِكَ وَمَن يُعَظِّمْ حُرُمَٰتِ اللَّهِ فَهُوَ خَيْرٌ لَّهُۥ عِندَ رَبِّهِۦ ۗ وَأُحِلَّتْ لَكُمُ الْأَنْعَٰمُ إِلَّا مَا يُتْلَىٰ عَلَيْكُمْ ۖ فَاجْتَنِبُوا الرِّجْسَ مِنَ الْأَوْثَٰنِ وَاجْتَنِبُوا قَوْلَ الزُّورِ ﴿٣١﴾

૩૧. આ (અલ્લાહનો આદેશ) છે. જે કોઈ અલ્લાહની પવિત્ર વસ્તુઓનો આદર કરે છે તે તેના પાલનહાર પાસે તેના માટે બેહતર છે. અને તમારા માટે ચોપગાં પશુઓ હલાલ ઠરાવવામાં આવ્યા છે. સિવાય તે પશુઓ જેમના વિશે તમને (પહેલેથી) જણાવી દેવામાં આવ્યું છે. મૂર્તિપૂજાની બૂરાઈથી બચો અને અસત્યનો ત્યાગ કરો.

حُنَفَآءَ لِلَّهِ غَيْرَ مُشْرِكِينَ بِهِۦ ۚ وَمَن يُشْرِكْ بِاللَّهِ فَكَأَنَّمَا خَرَّ مِنَ السَّمَآءِ فَتَخْطَفُهُ الطَّيْرُ أَوْ تَهْوِي بِهِ الرِّيحُ فِي مَكَانٍ سَحِيقٍ ﴿٣٢﴾

૩૨. કેવળ અલ્લાહને જ નમો, અને કોઈને તેનો શરીક (સમકક્ષ) ન બનાવો. અને જે કોઈ અન્યને અલ્લાહનો શરીક ઠરાવે છે, (તેની મીસાલ તેના જેવી છે) જાણે કોઈ આકાશેથી નીચે પડયો હોય તેને પંખીઓ અધ્ધરથી ઝડપી લઈ ઊડી જાય અથવા પવને તેને ઉડાવીને દૂર ફેંકી દીધો હોય.

ذَٰلِكَ وَمَن يُعَظِّمْ شَعَٰٓئِرَ اللَّهِ فَإِنَّهَا مِن تَقْوَى الْقُلُوبِ ﴿٣٣﴾

૩૩. આ (હકીકત) છે. અને જો કોઈ અલ્લાહની પવિત્ર નિશાનીઓનો આદર કરે છે, તો તે તેના અંતરના સદગુણોનું પરિણામ છે.

---

૬. રૂહાની (આત્મિક) લાભ મળવા ઉપરાંત મુસ્લિમો હજ્જથી બીજા અનેક સામાજિક તથા આર્થિક લાભ ઉઠાવી શકે છે. હજમાં વિભિન્ન આંતરરાષ્ટ્રીય મુસ્લિમ કોમો વચ્ચે ઐકય તથા બંધુભાવનાનો ઉદભવ કરવાની શકિત છે. આવા સંમેલનમાં પ્રત્યેક દેશના લોકો એકબીજાની સ્થિતિ તથા વિચારોથી માહિતગારી મેળવે છે, અને તેમની વચ્ચેની સમાનતાની યાદ જાગૃત રહે છે. મક્કાના આદરપૂર્ણ છત્રછાયા તળે હજમાં એકઠા થયેલા મુસ્લિમોને મનમાં એકજ આંતરરાષ્ટ્રીય પરિવારના સભ્યો હોવાની લાગણીઓ ઉદભવે છે. કારણકે ઈસ્લામે એક વાત સાબિત કરી બતાવી છે કે અલ્લાહના દરબારમાં કોઈરાજા નથી કોઈ રંક નથી, કોઈ મોટો કે કોઈ નાનો નથી. શ્રીમંત હોય કે ગરીબ હોય, વેપારી હોય કે ઉદ્યોગપતિ હોય, સૈનિક હોય, મજૂર હોય, તેના દરબારમાં સૌ એકજ જાતના અગવસ્રો પરિધાન કરી કંધેકંધા મિલાવી એકજ હરોળમાં પોતાના સર્જનહારની બંદગી માટે ઉભા રહે છે, અલ્લાહની દ્રષ્ટિમાં સર્વ એક સમાન છે.

لَكُمْ فِيهَا مَنَافِعُ إِلَىٰ أَجَلٍ مُسَمًّى ثُمَّ مَحِلُّهَا إِلَى الْبَيْتِ الْعَتِيقِ ﴿٣٤﴾

૩૪. તે (પશુઓ)માંથી[૭] મુકર્રર મુદ્દત સુધી લાભ લેવો તમારા માટે (યોગ્ય) છે, પછી તેમની કુરબાનીનું સ્થળ પ્રાચીન ઘર છે. (રુકૂઅ-૪)

وَلِكُلِّ أُمَّةٍ جَعَلْنَا مَنْسَكًا لِيَذْكُرُوا اسْمَ اللَّهِ عَلَىٰ مَا رَزَقَهُمْ مِنْ بَهِيمَةِ الْأَنْعَامِ ۗ فَإِلَٰهُكُمْ إِلَٰهٌ وَاحِدٌ فَلَهُ أَسْلِمُوا ۗ وَبَشِّرِ الْمُخْبِتِينَ ﴿٣٥﴾

૩૫. પ્રત્યેક કોમ માટે અમે કુરબાનીની પદ્ધતિ નક્કી કરી હતી, કે તેમને આપવામાં આવેલા પશુઓ ઉપર તેઓ અલ્લાહનું નામ લે, અને તમારો સૌનો અલ્લાહ એકજ છે; માટે તમે સઘળાં તેને સમર્પણ કરો. અને તું તેમને ખુશખબર આપી દે જે લોકો નમ્રતા ગ્રહણ કરે છે,

الَّذِينَ إِذَا ذُكِرَ اللَّهُ وَجِلَتْ قُلُوبُهُمْ وَالصَّابِرِينَ عَلَىٰ مَا أَصَابَهُمْ وَالْمُقِيمِي الصَّلَاةِ وَمِمَّا رَزَقْنَاهُمْ يُنْفِقُونَ ﴿٣٦﴾

૩૬. (અને) જેમની સામે અલ્લાહનું નામ લેવામાં આવે છે તો તેમના મન કંપી ઉઠે છે, અને તેમના ઉપર કોઈ દુ:ખ આવી પડે છે તો ધીરજથી સહન કરે છે, અને નમાઝને કાયમ કરે છે, અને અમે જે આપ્યું છે તેમાંથી ખર્ચ કરે છે.

وَالْبُدْنَ جَعَلْنَاهَا لَكُمْ مِنْ شَعَائِرِ اللَّهِ لَكُمْ فِيهَا خَيْرٌ ۖ فَاذْكُرُوا اسْمَ اللَّهِ عَلَيْهَا صَوَافَّ ۖ فَإِذَا وَجَبَتْ جُنُوبُهَا فَكُلُوا مِنْهَا وَأَطْعِمُوا الْقَانِعَ وَالْمُعْتَرَّ ۚ كَذَٰلِكَ سَخَّرْنَاهَا لَكُمْ لَعَلَّكُمْ تَشْكُرُونَ ﴿٣٧﴾

૩૭. અને કુરબાનીના ઊંટોમાં પણ અમે તમારા માટે અલ્લાહની નિશાનીઓ રાખી છે. તેમાં તમારા માટે ઘણી ભલાઈ છે. માટે તેમને હારબંધ ઉભા કરી તેમના ઉપર અલ્લાહનું નામ ઉચ્ચારો અને જ્યારે તે ઢળી પડે તો તમે તેમાંથી ખાઓ. અને સબર કરનારને (ન માગનારને) તેમજ મોહતાજને તેમાંથી ખવરાવો. આવી રીતે અમે તેમને તમારા આધીન બનાવ્યા છે કે તમે અમારા આભારી બનો.

لَنْ يَنَالَ اللَّهَ لُحُومُهَا وَلَا دِمَاؤُهَا وَلَٰكِنْ يَنَالُهُ التَّقْوَىٰ مِنْكُمْ ۚ كَذَٰلِكَ سَخَّرَهَا لَكُمْ لِتُكَبِّرُوا اللَّهَ عَلَىٰ مَا هَدَاكُمْ ۗ وَبَشِّرِ الْمُحْسِنِينَ ﴿٣٨﴾

૩૮. (હકીકતમાં) ન તો માંસ અલ્લાહ સુધી પહોંચે છે ન લોહી, પરંતુ તમારી પરહેઝગારી (સંયમશીલતા) તેના સુધી પહોંચી જાય છે. આવીજ રીતે તેણે તેમને તમારે આધીન કર્યાં છે કે અલ્લાહે તમને હિદાયત બક્ષી છે તેના માટે તમે તેની હમ્દો સના' (સ્તુતિ) કરો અને (હે રસૂલ) તું ભલાઈ કરનારાઓને ખુશખબર આપી દે.

إِنَّ اللَّهَ يُدَافِعُ عَنِ الَّذِينَ آمَنُوا ۗ إِنَّ اللَّهَ لَا يُحِبُّ كُلَّ خَوَّانٍ كَفُورٍ ﴿٣٩﴾

૩૯. બેશક અલ્લાહ ઈમાન લાવનારાઓનું રક્ષણ કરશે; બેશક અલ્લાહ વિશ્વાસઘાત કરનારા (અથવા) નાશુક્રાને પસંદ નથી કરતો. (રુકૂઅ-૫)

૭. કુરબાનીઓ માટે લાવવામાં આવેલા પશુઓથી સફર દરમિયાન તેમની સવારી કરી હોય અથવા તેમનાથી અન્ય લાભ ઊઠાવ્યો હોય તો હજ કરનારાઓ માટે તે યોગ્ય છે. અંતમાં તેમનું સ્થાન અલ્લાહનું પ્રાચીન ઘર છે.

أُذِنَ لِلَّذِينَ يُقَٰتَلُونَ بِأَنَّهُمْ ظُلِمُوا۟ ۚ وَإِنَّ ٱللَّهَ عَلَىٰ نَصْرِهِمْ لَقَدِيرٌ ﴿٣٩﴾

૪૦. જેમના સાથે લડાઈ કરવામાં આવી છે, તેમને (લડવાની) પરવાનગી[૮] આપવામાં આવે છે, કારણ કે તેમની સાથે ઝૂલ્મ થયો છે. બેશક અલ્લાહ તેમની મદદ કરવાનું સામર્થ્ય રાખે છે.

ٱلَّذِينَ أُخْرِجُوا۟ مِن دِيَٰرِهِم بِغَيْرِ حَقٍّ إِلَّآ أَن يَقُولُوا۟ رَبُّنَا ٱللَّهُ ۗ وَلَوْلَا دَفْعُ ٱللَّهِ ٱلنَّاسَ بَعْضَهُم بِبَعْضٍ لَّهُدِّمَتْ صَوَٰمِعُ وَبِيَعٌ وَصَلَوَٰتٌ وَمَسَٰجِدُ يُذْكَرُ فِيهَا ٱسْمُ ٱللَّهِ كَثِيرًا ۗ وَلَيَنصُرَنَّ ٱللَّهُ مَن يَنصُرُهُۥٓ ۗ إِنَّ ٱللَّهَ لَقَوِىٌّ عَزِيزٌ ﴿٤٠﴾

૪૧. તેમને તેમના ઘરોમાંથી વિના કારણે હાંકી કાઢવામાં આવ્યા હતા. તેમણે માત્ર એટલુંજ કહ્યું હતું કે અમારો પાલનહાર અલ્લાહ છે. અને જો અલ્લાહ એક બીજાઓ દ્વારા લોકોનો પરાભવ ન કરતો રહેત તો મઠો, તથા દેવળો અને (અન્ય) ઈબાદતગાહો અને મસ્જિદો જેમાં અલ્લાહનું નામ લેવામાં આવે છે તે સર્વ તોડી નાખવામાં આવ્યા હોત.અને તેને અલ્લાહ અવશ્ય મદદ કરશે જે અલ્લાહની મદદ કરે છે. અલ્લાહ ખરેખર બેહદ શકિતશાળી છે, સર્વસમર્થ છે—

ٱلَّذِينَ إِن مَّكَّنَّٰهُمْ فِى ٱلْأَرْضِ أَقَامُوا۟ ٱلصَّلَوٰةَ وَءَاتَوُا۟ ٱلزَّكَوٰةَ وَأَمَرُوا۟ بِٱلْمَعْرُوفِ وَنَهَوْا۟ عَنِ ٱلْمُنكَرِ ۗ وَلِلَّهِ عَٰقِبَةُ ٱلْأُمُورِ ﴿٤١﴾

૪૨. આ લોકોને જો અમે આ ધરતીમાં સત્તા આપીએ, તો તેઓ નમાઝ કાયમ કરશે અને ઝકાત આપશે અને નેકીની નસિહત આપશે અને બદીઓથી રોકતા રહેશે. બેશક પ્રત્યેક બાબતનો અંજામ અલ્લાહના અધિકારમાં છે.[૯]

وَإِن يُكَذِّبُوكَ فَقَدْ كَذَّبَتْ قَبْلَهُمْ قَوْمُ نُوحٍ وَعَادٌ وَثَمُودُ ﴿٤٢﴾

૪૩. અને જો તેઓ તારા ઉપર જૂઠો હોવાનો આરોપ મૂકે તો તેમના પહેલાં નૂહની કોમ અને આદ તથા સમૂદ પણ (પોતાના રસૂલોને) જૂઠા ઠરાવી ચૂકયા છે.

وَقَوْمُ إِبْرَٰهِيمَ وَقَوْمُ لُوطٍ ﴿٤٣﴾

૪૪. અને ઈબ્રાહીમની કોમે અને લૂતની કોમે પણ (એવું જ કર્યું હતું).

وَأَصْحَٰبُ مَدْيَنَ ۖ وَكُذِّبَ مُوسَىٰ فَأَمْلَيْتُ لِلْكَٰفِرِينَ ثُمَّ أَخَذْتُهُمْ ۖ فَكَيْفَ كَانَ نَكِيرِ ﴿٤٤﴾

૪૫. અને મદયનવાળાઓએ પણ, અને મૂસાને પણ જૂઠો ઠરાવવામાં આવ્યો હતો. પરંતુ મેં કાફરોને થોડીક મોહલત આપી હતી; પછી (ઓચિંતા) મેં તેમને પકડી લીધા, અને મારો બદલો કેવો (ભયંકર) હતો!

فَكَأَيِّن مِّن قَرْيَةٍ أَهْلَكْنَٰهَا وَهِىَ ظَالِمَةٌ فَهِىَ خَاوِيَةٌ عَلَىٰ عُرُوشِهَا وَبِئْرٍ مُّعَطَّلَةٍ وَقَصْرٍ

૪૬. અને કેટલીએ વસ્તીઓ આમે નાબૂદ કરી ચૂકયા છીએ જે ઝૂલ્મ કરવામાં પ્રવૃત્ત હતી, પરિણામે

---

૮. તમામ આલિમોના મત પ્રમાણે આ સૌથી પહેલી આયત છે જેમાં મુસ્લિમોને રક્ષણાત્મક હથિયાર ઉપાડવાની પરવાનગી આપવામાં આવી હતી. વર્ષો સુધી મક્કાના મૂઠ્ઠીભર મુસ્લિમો ઉપર થતા ઝૂલ્મો સામે હથિયાર ઉપાડી પોતાના બચાવ માટે લડવાની પ્રેરણા આ આયત દ્વારા આપવામાં આવી હતી.

૯. મુસ્લિમોને સત્તા મળ્યા પછી કોઈના ઉપર ઝૂલ્મ ન કરવાનો આદેશ આ આયતમાં છે અને તેમનો ફેંસલો અલ્લાહના હાથમાં સોંપવામાં આવ્યો છે. બળઝબરીથી મઝહબને કબૂલ કરાવવા ઉપર આ આયતમાં પ્રતિબંધ છે.

તે (વસ્તીઓ) તેમના છાપરાના ભારે ઊંધી પડી ગઈ; અને કેટલાય કૂવા અને દુર્ગો વેરાન થયા.

૪૭. શું તેઓ ધરતી ઉપર હરતાફરતા નથી કે તેમનાં દિલોમાં વિચારો ઉદ્દભવે કે જેનાથી તેઓ સમજી શકે અથવા કાનથી તેઓ સાંભળી શકે? હકીકતમાં માત્ર આંખોજ આંધળી નથી હોતી, પરંતુ શરીરોની અંદરનાં જે દિલો છે, તે'જ આંધળા છે.

૪૮. અને તેઓ ઉતાવળે અઝાબ લાવવા માટે તને કહે છે, પરંતુ અલ્લાહ પોતાના વાયદાનો ભંગ કદીપણ નથી કરતો. અને ખરેખર અલ્લાહ પાસે એક દિવસ તમારી ગણત્રીના એક હઝાર દિવસ જેવડો છે.

૪૯. અને કેટલીય વસ્તીઓ છે જેમને અમે પહેલાં મોહલત આપી હતી જે બદકારીઓ ડૂબેલી રહેતી, પછી મેં તેમને (એકદમ) પકડી લીધા. અને મારી તરફજ સર્વને પાછું ફરવાનું છે. (રુકૂઅ-૬)

૫૦. તું કહે, 'હે લોકો, હું તો માત્ર તમને ચેતવણી આપનારો છું.'

૫૧. જે લોકો ઈમાન લાવી નેક કામો કરશે, તેમના માટે બક્ષીસ અને ઈઝઝતવાળી રોજી છે.

૫૨. પરંતુ જે અમારી આયતોને નાકામ બનાવવામાં પ્રયત્નશીલ થશે, તેઓ દોઝખના રહેવાસી છે.

૫૩. અમે તારા પહેલાં કોઈ રસૂલ કે નબી નથી મોકલાવ્યો, કે જેણે કોઈ કામ કરવાની ઇચ્છા કરી હોય અને તેમાં શયતાને અડચણો ન ઊભી કરી હોય. પરંતુ શયતાન જે કંઈ નાખે છે અલ્લાહ તેને નાબૂદ કરે છે. અને તે પોતાના આદેશોને વધુ મજબૂત કરે છે. બેશક અલ્લાહ સર્વજ્ઞ છે, હિકમતવાળો છે.

૫૪. જેથી શયતાનની નાખેલી અડચણો દ્વારા રોગીષ્ટ હૃદયોવાળાની અને તે લોકો જેના દિલ સખત થઈ ગયા છે તેમની આઝમાઈશ કરે. અને ખરેજ ઝાલિમો (નાફરમાનીમાં) હદથી આગળ વધી ગયા છે—

૫૫. અને જે લોકોને (દિવ્ય) જ્ઞાન મળી ચૂકયું છે તે લોકો સમજી લે કે આ (કુરઆન) તારા રબ તરફથી આવેલું સત્ય છે, જેથી તેઓ તેમાં ઈમાન લાવે અને

مَّشِيدٍ ﴿٤٦﴾

أَفَلَمْ يَسِيرُوا فِي الْأَرْضِ فَتَكُونَ لَهُمْ قُلُوبٌ يَعْقِلُونَ بِهَا أَوْ آذَانٌ يَسْمَعُونَ بِهَا ۖ فَإِنَّهَا لَا تَعْمَى الْأَبْصَارُ وَلَٰكِن تَعْمَى الْقُلُوبُ الَّتِي فِي الصُّدُورِ ﴿٤٧﴾

وَيَسْتَعْجِلُونَكَ بِالْعَذَابِ وَلَن يُخْلِفَ اللَّهُ وَعْدَهُ ۚ وَإِنَّ يَوْمًا عِندَ رَبِّكَ كَأَلْفِ سَنَةٍ مِّمَّا تَعُدُّونَ ﴿٤٨﴾

وَكَأَيِّن مِّن قَرْيَةٍ أَمْلَيْتُ لَهَا وَهِيَ ظَالِمَةٌ ثُمَّ أَخَذْتُهَا وَإِلَيَّ الْمَصِيرُ ﴿٤٩﴾

قُلْ يَا أَيُّهَا النَّاسُ إِنَّمَا أَنَا لَكُمْ نَذِيرٌ مُّبِينٌ ﴿٥٠﴾

فَالَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ لَهُم مَّغْفِرَةٌ وَرِزْقٌ كَرِيمٌ ﴿٥١﴾

وَالَّذِينَ سَعَوْا فِي آيَاتِنَا مُعَاجِزِينَ أُولَٰئِكَ أَصْحَابُ الْجَحِيمِ ﴿٥٢﴾

وَمَا أَرْسَلْنَا مِن قَبْلِكَ مِن رَّسُولٍ وَلَا نَبِيٍّ إِلَّا إِذَا تَمَنَّىٰ أَلْقَى الشَّيْطَانُ فِي أُمْنِيَّتِهِ فَيَنسَخُ اللَّهُ مَا يُلْقِي الشَّيْطَانُ ثُمَّ يُحْكِمُ اللَّهُ آيَاتِهِ ۗ وَاللَّهُ عَلِيمٌ حَكِيمٌ ﴿٥٣﴾

لِّيَجْعَلَ مَا يُلْقِي الشَّيْطَانُ فِتْنَةً لِّلَّذِينَ فِي قُلُوبِهِم مَّرَضٌ وَالْقَاسِيَةِ قُلُوبُهُمْ ۗ وَإِنَّ الظَّالِمِينَ لَفِي شِقَاقٍ بَعِيدٍ ﴿٥٤﴾

وَلِيَعْلَمَ الَّذِينَ أُوتُوا الْعِلْمَ أَنَّهُ الْحَقُّ مِن رَّبِّكَ فَيُؤْمِنُوا بِهِ فَتُخْبِتَ لَهُ قُلُوبُهُمْ ۗ وَإِنَّ اللَّهَ

તેમના અંત:કરણ તેની સામે વિનમ્રતા દાખવે. અને અલ્લાહ મોમિનોને હમેશાં સત્યમાર્ગ દેખાડે છે.

૫૬. અને જે લોકો ઈમાન નહિ લાવે તેઓ (કુરઆન)ના વિશે શંકામાં ડૂબેલા રહેશે, જ્યાં સુધી તે ઘડી તેમના ઉપર અચાનક આવી જાય અથવા તે વિનાશકારક દિવસનો અઝાબ તેમના ઉપર તૂટી પડે.

૫૭. તે દિવસે હુકૂમત અલ્લાહની હશે. તે તેમની વચ્ચે નિર્ણય કરશે. માટે જે ઈમાન લાવી નેકીઓ કરશે તેઓ ને'મત ભરી જન્નતોમાં દાખલ થશે.

૫૮. પરંતુ જેમણે કુફ્ર કર્યું હશે અને અમારી આયતોનો અસ્વીકાર કર્યો હશે તેઓ બેહદ અપમાનજનક અઝાબ ભોગવશે. (રુકૂઅ-૭)

૫૯. અને જે લોકો અલ્લાહ ખાતર હિજરત કરી અને માર્યા ગયા અથવા મરણ પામ્યા, અલ્લાહ તેમને ઉત્તમ રિઝક આપશે. અને રોઝી આપવામાં અલ્લાહ સૌથી બેહતર છે.

૬૦. તેમને અવશ્ય એવા સ્થાનોમાં દાખલ કરશે જેનાથી તેઓ બહુજ ખુશ થશે, અને અલ્લાહ સર્વ જાણનારો છે, સહનશીલ છે.

૬૧. (બેશક) એમજ થશે. અને જેને ઈજા પહોંચી હોય તે (દુશ્મનથી) તેટલા પૂરતોજ બદલો લે અને જો (તેના લીધેલા બદલાથી) વધુ તેના ઉપર ઝુલ્મ થયો હોય તો અલ્લાહ અવશ્ય તેની મદદ કરશે. નિ:સંદેહ અલ્લાહ ગુનાહોથી પાક (પવિત્ર) કરનાર છે (અને) બહુજ ક્ષમાવંત છે.

૬૨. કારણકે તે અલ્લાહજ છે જે રાતને દિવસમાં બદલે છે અને દિવસને રાતમાં બદલે છે. (અને) અલ્લાહ સર્વ સાંભળનારો છે, સર્વ જોનારો છે.

૬૩. કારણ કે તે અલ્લાહ છે, જે સત્ય છે અને તે સિવાયના જેમને આ લોકો પુકારે છે તે સૌ નાશવંત છે. અને અલ્લાહ જ ઉચ્ચત્તર છે, સર્વશ્રેષ્ઠ છે.

૬૪. શું તેં નથી જોયું કે અલ્લાહ આસમાનથી પાણી વરસાવે છે જેથી ધરતી હરિયાળી થઈ જાય છે? બેશક અલ્લાહ સર્વ તદબીરોનો (યુકિતઓનો) જાણનાર છે, તે સર્વજ્ઞ છે.

لَهَادِ الَّذِينَ آمَنُوا إِلَىٰ صِرَاطٍ مُّسْتَقِيمٍ ﴿٥٥﴾

وَلَا يَزَالُ الَّذِينَ كَفَرُوا فِي مِرْيَةٍ مِّنْهُ حَتَّىٰ تَأْتِيَهُمُ السَّاعَةُ بَغْتَةً أَوْ يَأْتِيَهُمْ عَذَابُ يَوْمٍ عَقِيمٍ ﴿٥٦﴾

الْمُلْكُ يَوْمَئِذٍ لِّلَّهِ يَحْكُمُ بَيْنَهُمْ ۚ فَالَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ فِي جَنَّاتِ النَّعِيمِ ﴿٥٧﴾

وَالَّذِينَ كَفَرُوا وَكَذَّبُوا بِآيَاتِنَا فَأُولَٰئِكَ لَهُمْ عَذَابٌ مُّهِينٌ ﴿٥٨﴾

وَالَّذِينَ هَاجَرُوا فِي سَبِيلِ اللَّهِ ثُمَّ قُتِلُوا أَوْ مَاتُوا لَيَرْزُقَنَّهُمُ اللَّهُ رِزْقًا حَسَنًا ۚ وَإِنَّ اللَّهَ لَهُوَ خَيْرُ الرَّازِقِينَ ﴿٥٩﴾

لَيُدْخِلَنَّهُم مُّدْخَلًا يَرْضَوْنَهُ ۗ وَإِنَّ اللَّهَ لَعَلِيمٌ حَلِيمٌ ﴿٦٠﴾

ذَٰلِكَ ۖ وَمَنْ عَاقَبَ بِمِثْلِ مَا عُوقِبَ بِهِ ثُمَّ بُغِيَ عَلَيْهِ لَيَنصُرَنَّهُ اللَّهُ ۗ إِنَّ اللَّهَ لَعَفُوٌّ غَفُورٌ ﴿٦١﴾

ذَٰلِكَ بِأَنَّ اللَّهَ يُولِجُ اللَّيْلَ فِي النَّهَارِ وَيُولِجُ النَّهَارَ فِي اللَّيْلِ وَأَنَّ اللَّهَ سَمِيعٌ بَصِيرٌ ﴿٦٢﴾

ذَٰلِكَ بِأَنَّ اللَّهَ هُوَ الْحَقُّ وَأَنَّ مَا يَدْعُونَ مِن دُونِهِ هُوَ الْبَاطِلُ وَأَنَّ اللَّهَ هُوَ الْعَلِيُّ الْكَبِيرُ ﴿٦٣﴾

أَلَمْ تَرَ أَنَّ اللَّهَ أَنزَلَ مِنَ السَّمَاءِ مَاءً فَتُصْبِحُ الْأَرْضُ مُخْضَرَّةً ۗ إِنَّ اللَّهَ لَطِيفٌ خَبِيرٌ ﴿٦٤﴾

૬૫. જે કંઈ આકાશોમાં અને ધરતીમાં છે તે સર્વ તેનું જ છે, અને ખરેખર અલ્લાહ કોઈનો મોહતાજ નથી. સર્વ પ્રશંસાપાત્ર છે. (રુકૂઅ-૮)

لَهٗ مَا فِی السَّمٰوٰتِ وَمَا فِی الْاَرْضِ ؕ وَاِنَّ اللّٰهَ لَهُوَ الْغَنِیُّ الْحَمِیْدُ ﴿۶۵﴾

૬૬. શું તેં નથી જોયું કે જે કંઈ પૃથ્વીમાં છે તેને અલ્લાહે તમારા આધીન કર્યું છે, વહાણો પણ તેની જ આજ્ઞાથી સમુદ્રમાં ચાલે છે? અને તેણે જ આકાશને ધરતી ઉપર તૂટી પડવાથી અટકાવી રાખ્યું છે, સિવાય કે તેના હુકમથી (તે પડે!), ખરે જ અલ્લાહ બેહદ મહેરબાન છે, બેહદ દયાળુ છે.

اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ سَخَّرَ لَكُمْ مَّا فِی الْاَرْضِ وَالْفُلْكَ تَجْرِیْ فِی الْبَحْرِ بِاَمْرِهٖ ؕ وَیُمْسِكُ السَّمَآءَ اَنْ تَقَعَ عَلَی الْاَرْضِ اِلَّا بِاِذْنِهٖ ؕ اِنَّ اللّٰهَ بِالنَّاسِ لَرَءُوْفٌ رَّحِیْمٌ ﴿۶۶﴾

૬૭. અને તે એજ છે જેણે તમને જીવન બક્ષ્યું, પછી તે તમને મૃત્યુ આપશે, ફરી તમને સજીવન પણ કરશે, ખરેખર ઈન્સાન બહુજ નગુણો છે.

وَهُوَ الَّذِیْۤ اَحْیَاكُمْ ۟ ثُمَّ یُمِیْتُكُمْ ثُمَّ یُحْیِیْكُمْ ؕ اِنَّ الْاِنْسَانَ لَكَفُوْرٌ ﴿۶۷﴾

૬૮. દરેક કોમ માટે અમે ઈબાદતની રીત નક્કી કરી આપી હતી જે અનુસાર તેઓ કરતા રહેતા. માટે તેમને તારી સાથે આ બારામાં કંઈ વાંધો ન હોવો જોઈએ; તું તેમને તારા રબ તરફ બોલાવતો રહે. બેશક તું સીધા રસ્તા ઉપર કાયમ છે.

لِكُلِّ اُمَّةٍ جَعَلْنَا مَنْسَكًا هُمْ نَاسِكُوْهُ فَلَا یُنَازِعُنَّكَ فِی الْاَمْرِ وَادْعُ اِلٰی رَبِّكَ ؕ اِنَّكَ لَعَلٰی هُدًی مُّسْتَقِیْمٍ ﴿۶۸﴾

૬૯. અને જો તેઓ તારી સાથે તકરાર કરે તો તેમને કહી દે 'તમે જે કરો છો તેને અલ્લાહ ખૂબ જાણે છે.

وَاِنْ جٰدَلُوْكَ فَقُلِ اللّٰهُ اَعْلَمُ بِمَا تَعْمَلُوْنَ ﴿۶۹﴾

૭૦. 'તમે જે બાબતોમાં મતભેદ કરતા રહો છો, અલ્લાહ કયામતના દિવસે તેનો ફેંસલો કરી દેશે.'

اَللّٰهُ یَحْكُمُ بَیْنَكُمْ یَوْمَ الْقِیٰمَةِ فِیْمَا كُنْتُمْ فِیْهِ تَخْتَلِفُوْنَ ﴿۷۰﴾

૭૧. શું તું નથી જાણતો કે અલ્લાહને તે સર્વનું જ્ઞાન છે, જે કંઈ આકાશો અને ધરતીમાં છે? બેશક તે (બધું) એક કિતાબમાં લખાયેલું છે, આ કામ અલ્લાહ માટે (બહુજ) સહેલું છે.

اَلَمْ تَعْلَمْ اَنَّ اللّٰهَ یَعْلَمُ مَا فِی السَّمَآءِ وَالْاَرْضِ ؕ اِنَّ ذٰلِكَ فِیْ كِتٰبٍ ؕ اِنَّ ذٰلِكَ عَلَی اللّٰهِ یَسِیْرٌ ﴿۷۱﴾

૭૨. અને તેઓ અલ્લાહ સિવાય અન્યની પૂજા કરી રહ્યા છે જેની તેણે કોઈ સનદ નથી ઊતારી, ન તો તેના વિશે તેમને કોઈ જ્ઞાન છે. અને ઝાલિમોને કોઈ મદદગાર નહિ થાય.

وَیَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ مَا لَمْ یُنَزِّلْ بِهٖ سُلْطٰنًا وَّمَا لَیْسَ لَهُمْ بِهٖ عِلْمٌ ؕ وَمَا لِلظّٰلِمِیْنَ مِنْ نَّصِیْرٍ ﴿۷۲﴾

૭૩. અને જ્યારે આ લોકોને અમારી સ્પષ્ટ આયતો સંભળાવવામાં આવે છે ત્યારે ઈમાન ન લાવનારાના ચહેરાઓ ઉપર તને અણગમો દેખાઈ રહેશે, અને એવું લાગશે કે જાણે અમારી આયતો વાંચી સંભળાવનારાઓ ઉપર તેઓ ઓચિંતા તૂટી પડશે. તું તેમને કહી દે 'શું

وَاِذَا تُتْلٰی عَلَیْهِمْ اٰیٰتُنَا بَیِّنٰتٍ تَعْرِفُ فِیْ وُجُوْهِ الَّذِیْنَ كَفَرُوا الْمُنْكَرَ ؕ یَكَادُوْنَ یَسْطُوْنَ بِالَّذِیْنَ یَتْلُوْنَ عَلَیْهِمْ اٰیٰتِنَا ؕ قُلْ اَفَاُنَبِّئُكُمْ بِشَرٍّ مِّنْ

ذٰلِكُمُ النَّارُ وَعَدَهَا اللّٰهُ الَّذِيْنَ كَفَرُوْا وَبِئْسَ الْمَصِيْرُ ﴿٧٢﴾

તેનાથી પણ વધુ અણગમતી વસ્તુ હું બતાવું? તે જહન્નમની આગ છે. અલ્લાહે ઈન્કાર કરનારાઓને તેનો વાયદો કર્યો છે અને તે અત્યંત બૂરું ઠેકાણું છે.' (રુકૂઅ - ૯)

يٰۤاَيُّهَا النَّاسُ ضُرِبَ مَثَلٌ فَاسْتَمِعُوْا لَهٗ ؕ اِنَّ الَّذِيْنَ تَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ لَنْ يَّخْلُقُوْا ذُبَابًا وَّلَوِ اجْتَمَعُوْا لَهٗ ؕ وَاِنْ يَّسْلُبْهُمُ الذُّبَابُ شَيْـًٔا لَّا يَسْتَنْقِذُوْهُ مِنْهُ ؕ ضَعُفَ الطَّالِبُ وَالْمَطْلُوْبُ ﴿٧٣﴾

૭૪. હે લોકો, એક દાખલો કાયમ કરી દેવામાં આવ્યો છે, માટે સાંભળો, અલ્લાહ સિવાય જેને તમે પુકારો છો, તે સૌ ભેગા મળીને એક માખી પણ નથી પેદા કરી શકતા. અને જો એક માખી તેમની પાસેથી કંઈ ખૂંચવી લઈ ઊડી જાય, તો તે પાછું મેળવી લેવાની પણ શકિત તેમનામાં નથી. હકીકતમાં પૂજારી તથા પૂજ્ય બન્ને નિર્બળ છે.

مَا قَدَرُوا اللّٰهَ حَقَّ قَدْرِهٖ ؕ اِنَّ اللّٰهَ لَقَوِىٌّ عَزِيْزٌ ﴿٧٤﴾

૭૫. અલ્લાહની જેવી કદર કરવી જોઈએ તેવી કદર તેમણે નથી કરી. નિ:શંક અલ્લાહ બેહદ શકિતશાળી છે, સર્વ સમર્થ છે.

اَللّٰهُ يَصْطَفِىْ مِنَ الْمَلٰۤـئِكَةِ رُسُلًا وَّمِنَ النَّاسِ ؕ اِنَّ اللّٰهَ سَمِيْعٌۢ بَصِيْرٌ ﴿٧٥﴾

૭૬. અલ્લાહ ફરિશ્તાઓ તથા ઈન્સાનોમાંથી રસૂલો (સંદેશવાહકો)ને ચૂંટી લે છે. બેશક અલ્લાહ સર્વ સાંભળનારો છે, સર્વ જોનારો છે.

يَعْلَمُ مَا بَيْنَ اَيْدِيْهِمْ وَمَا خَلْفَهُمْ ؕ وَاِلَى اللّٰهِ تُرْجَعُ الْاُمُوْرُ ﴿٧٦﴾

૭૭. તે'જ જાણે છે કે લોકોની આગળની તથા પાછળની હાલત શું છે, અને અલ્લાહ સમક્ષજ સર્વ બાબતો રજૂ થવાની છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا ارْكَعُوْا وَاسْجُدُوْا وَاعْبُدُوْا رَبَّكُمْ وَافْعَلُوا الْخَيْرَ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ۩ ﴿٧٧﴾

૭૮. હે ઈમાન લાવનારાઓ, તમારા પરવરદિગારના કદમોમાં શીશ નમાવો, અને સિજદા કરી તેની બંદગી કરો, અને ભલા કામો કરો જેથી તમે સફળ થાઓ.

وَجَاهِدُوْا فِى اللّٰهِ حَقَّ جِهَادِهٖ ؕ هُوَ اجْتَبٰٮكُمْ وَمَا جَعَلَ عَلَيْكُمْ فِى الدِّيْنِ مِنْ حَرَجٍ ؕ مِلَّةَ اَبِيْكُمْ اِبْرٰهِيْمَ ؕ هُوَ سَمّٰٮكُمُ الْمُسْلِمِيْنَ ۙ مِنْ قَبْلُ وَفِىْ هٰذَا لِيَكُوْنَ الرَّسُوْلُ شَهِيْدًا عَلَيْكُمْ وَتَكُوْنُوْا شُهَدَآءَ عَلَى النَّاسِ ۖ ۚ فَاَقِيْمُوا الصَّلٰوةَ وَاٰتُوا الزَّكٰوةَ وَاعْتَصِمُوْا بِاللّٰهِ ؕ هُوَ مَوْلٰٮكُمْ ۚ فَنِعْمَ الْمَوْلٰى وَنِعْمَ النَّصِيْرُ ﴿٧٨﴾

૭૯. અને અલ્લાહની રાહમાં એવો જીહાદ (સંઘર્ષ) કરો કે જેવો કરવો ઘટે છે. તેણે તમને ચૂંટી લીધા છે અને તમારા ઉપર તે દીન તરફથી કોઈ મુશ્કેલી નથી નાખી, જે તમારા પિતૃ ઈબ્રાહીમનો દીન છે. અલ્લાહે જ આ કિતાબ પહેલાં તમને મુસ્લિમ નામ આપ્યું હતું અને આ કિતાબમાં પણ (તમને આ'જ નામ આપ્યું છે), કે આ રસૂલ તમારા ઉપર સાક્ષી રહે, અને તમે ઈન્સાનો ઉપર સાક્ષી રહો. માટે નમાઝ નિયમિત અદા કરતા રહો અને ઝકાત આપતા રહો, અને અલ્લાહને દ્રઢતાપૂર્વક વળગી રહો. તે'જ તમારો નિગેહબાન છે, તે'જ ઉત્તમ રક્ષણહાર છે, તે'જ શ્રેષ્ઠત્તમ સહાયકર્તા છે.

سُوْرَةُ الْمُؤْمِنُوْنَ مَكِّيَّةٌ (٢٣)

## અલ-મો' મેનૂન

૧. અલ્લાહના નામથી જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. બેશક, તે ઈમાન લાવનારાઓને સફળતા મળે છે,

૩. જે પોતાની નમાઝોમાં આજઝી (વિનમ્રતા) અપનાવે છે,

૪. અને જે નિરર્થક[1] વાતોથી પરહેઝ કરે છે,

૫. અને જે લોકો નિયમિત ઝકાત આપે છે.

૬. અને જે પોતાની શરમગાહોનું રક્ષણ કરે છે,

૭. સિવાય પોતાની પત્નીઓથી અથવા જે તેમના જમણા હાથને આધીન છે તેમનાથી, જેના માટે તેઓ દોષપાત્ર ગણાશે નહિ,

૮. પરંતુ જે તેનાથી વધુ (અભિલાષા) રાખે છે, તેઓ હદ બહાર જનારા છે,

૯. અને તે લોકો જે પોતાની અમાનતો તથા પોતાના કરેલા કોલ કરારોને નીભાવે છે.

૧૦. અને જે લોકો પોતાની નમાઝોની કાળજી રાખે છે.

૧૧. આ'જ લોકો (ખરા) વારસદારો છે,

૧૨. જે ફિરદૌસના વારસદાર બનશે. જેમાં તેઓ સદાય રહેનારા છે.

૧૩. બેશક અમે ઈનસાનને માટીના સત્ત્વમાંથી પેદા કર્યા છે.

૧૪. પછી અમે તેને વીર્યબિંદુના રૂપમાં (ગર્ભાશયમાં) સુરક્ષિત સ્થળે રાખ્યો.

૧૫. પછી અમે તે વીર્યબિંદુને થીજેલા લોહીમાં બદલ્યો, પછી તે થીજેલા લોહીને માંસનો લોચો બનાવ્યો, પછી તે લોચામાંથી હાડકાંના માળખાને આકાર આપ્યો અને તેના ઉપર માસનું પડ ચડાવ્યું;

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

قَدْ اَفْلَحَ الْمُؤْمِنُوْنَ ②

الَّذِيْنَ هُمْ فِيْ صَلَاتِهِمْ خٰشِعُوْنَ ③

وَالَّذِيْنَ هُمْ عَنِ اللَّغْوِ مُعْرِضُوْنَ ④

وَالَّذِيْنَ هُمْ لِلزَّكٰوةِ فٰعِلُوْنَ ⑤

وَالَّذِيْنَ هُمْ لِفُرُوْجِهِمْ حٰفِظُوْنَ ⑥

اِلَّا عَلٰٓى اَزْوَاجِهِمْ اَوْ مَا مَلَكَتْ اَيْمَانُهُمْ فَاِنَّهُمْ غَيْرُ مَلُوْمِيْنَ ⑦

فَمَنِ ابْتَغٰى وَرَآءَ ذٰلِكَ فَاُولٰٓئِكَ هُمُ الْعٰدُوْنَ ⑧

وَالَّذِيْنَ هُمْ لِاَمٰنٰتِهِمْ وَعَهْدِهِمْ رٰعُوْنَ ⑨

وَالَّذِيْنَ هُمْ عَلٰى صَلَوٰتِهِمْ يُحَافِظُوْنَ ⑩

اُولٰٓئِكَ هُمُ الْوٰرِثُوْنَ ⑪

الَّذِيْنَ يَرِثُوْنَ الْفِرْدَوْسَ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ⑫

وَلَقَدْ خَلَقْنَا الْاِنْسَانَ مِنْ سُلٰلَةٍ مِّنْ طِيْنٍ ⑬

ثُمَّ جَعَلْنٰهُ نُطْفَةً فِيْ قَرَارٍ مَّكِيْنٍ ⑭

ثُمَّ خَلَقْنَا النُّطْفَةَ عَلَقَةً فَخَلَقْنَا الْعَلَقَةَ مُضْغَةً فَخَلَقْنَا الْمُضْغَةَ عِظٰمًا

فَكَسَوْنَا الْعِظٰمَ لَحْمًا ثُمَّ اَنْشَاْنٰهُ خَلْقًا اٰخَرَ

૧. બેશરમીની વાતો, નિંદા, હસદ, બદગોઈ બીજાનું બૂરું ઈચ્છવું.

પછી અમે તેને એક નવું રૂપ આપ્યું. કેવો બરકતોવાળો છે અલ્લાહ, જે સર્વશ્રેષ્ઠ સર્જક છે.

૧૬. તે પછી તમે સૌ ખરેખર મરણ પામશો.

૧૭. અને કયામતના દિવસે તમને પાછા સજીવન કરવામાં આવશે.

૧૮. અને અમે તમારા ઉપર એકબીજાને ઢાંકતા સાત (આસમાનો) સર્જ્યા છે. અને અમે અમારી મખ્લૂક પ્રત્યે બેદરકાર નથી.

૧૯. અને અમે આકાશેથી પ્રમાણસર પાણી ઊતાર્યું છે, અને અમેજ તેને જમીનમાં સંગ્રહી રાખ્યું છે અને તેને પાછું લઈ લેવાનો નિર્ણય (પણ) અમે જ કરીએ છીએ.

૨૦. અને તેનાથી અમે તમારા માટે ખજૂરના તથા દ્રાક્ષના બગીચાઓ ઉત્પન્ન કર્યા છે; જેમાં તમારા માટે પુષ્કળ ફળો (ઉત્પન્ન થાય) છે; તેમાંથીજ તમે ખાઓ છો.

૨૧. અને સીના પર્વતમાં એક વૃક્ષ ઊગે છે જેમાંથી ખાનારાઓ માટે અચારચટણી તેમજ તેલ (પણ) નીકળે છે.

૨૨. અને ઢોરોમાં (પણ) તમારા માટે એક બોધપાઠ છે. તેમના પેટમાંનું (દૂધ) અમે તમને પાઈએ છીએ, જેમાંથી તમે બીજા પણ અનેક લાભો મેળવો છો અને તેમાંથી જ તમે ખાઓ છો.

૨૩. અને તેમના ઉપર અને વહાણોમાં તમે સવારી કરો છો. (રુકૂઅ-૧)

૨૪. અને અમે નૂહને (રસૂલ બનાવી) તેની કોમમાં મોકલાવ્યો, અને તેણે કહ્યું 'હે મારી કોમ, અલ્લાહની બંદગી કરો. તેના સિવાય તમારો કોઈ મા'બુદ નથી. તો પણ શું તમે પરહેઝગાર નહિ બનો?'

૨૫. અને તેની કોમના જે લોકો ઈમાન ન લાવ્યા હતા તેમના આગેવાનોએ કહ્યું 'આ તો તમારા જેવાજ ઈન્સાન છે; તે તમારા ઉપર પોતાની સત્તા જમાવવા ચાહે છે. અને જો અલ્લાહે ચાહ્યું હોત તો તેણે (તેની સાથે) ફરિશ્તાઓ ઊતાર્યા હોત. અમે અમારા પૂર્વજોમાં આવું થયું સાંભળ્યું નથી.

فَتَبٰرَكَ اللّٰهُ اَحْسَنُ الْخٰلِقِيْنَ ﴿١٥﴾

ثُمَّ اِنَّكُمْ بَعْدَ ذٰلِكَ لَمَيِّتُوْنَ ﴿١٦﴾

ثُمَّ اِنَّكُمْ يَوْمَ الْقِيٰمَةِ تُبْعَثُوْنَ ﴿١٧﴾

وَلَقَدْ خَلَقْنَا فَوْقَكُمْ سَبْعَ طَرَآئِقَ وَمَا كُنَّا عَنِ الْخَلْقِ غٰفِلِيْنَ ﴿١٨﴾

وَاَنْزَلْنَا مِنَ السَّمَآءِ مَآءًۢ بِقَدَرٍ فَاَسْكَنّٰهُ فِى الْاَرْضِ وَاِنَّا عَلٰى ذَهَابٍۢ بِهٖ لَقٰدِرُوْنَ ﴿١٩﴾

فَاَنْشَاْنَا لَكُمْ بِهٖ جَنّٰتٍ مِّنْ نَّخِيْلٍ وَّاَعْنَابٍ لَكُمْ فِيْهَا فَوَاكِهُ كَثِيْرَةٌ وَّمِنْهَا تَاْكُلُوْنَ ﴿٢٠﴾

وَشَجَرَةً تَخْرُجُ مِنْ طُوْرِ سَيْنَآءَ تَنْۢبُتُ بِالدُّهْنِ وَصِبْغٍ لِّلْاٰكِلِيْنَ ﴿٢١﴾

وَاِنَّ لَكُمْ فِى الْاَنْعَامِ لَعِبْرَةً ۚ نُسْقِيْكُمْ مِّمَّا فِىْ بُطُوْنِهَا وَلَكُمْ فِيْهَا مَنَافِعُ كَثِيْرَةٌ وَّمِنْهَا تَاْكُلُوْنَ ﴿٢٢﴾

وَعَلَيْهَا وَعَلَى الْفُلْكِ تُحْمَلُوْنَ ﴿٢٣﴾

وَلَقَدْ اَرْسَلْنَا نُوْحًا اِلٰى قَوْمِهٖ فَقَالَ يٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ ۚ اَفَلَا تَتَّقُوْنَ ﴿٢٤﴾

فَقَالَ الْمَلَؤُا الَّذِيْنَ كَفَرُوْا مِنْ قَوْمِهٖ مَا هٰذَآ اِلَّا بَشَرٌ مِّثْلُكُمْ ۙ يُرِيْدُ اَنْ يَّتَفَضَّلَ عَلَيْكُمْ ۚ وَلَوْ شَآءَ اللّٰهُ لَاَنْزَلَ مَلٰٓئِكَةً ۚ مَّا سَمِعْنَا بِهٰذَا فِىْٓ اٰبَآئِنَا الْاَوَّلِيْنَ ﴿٢٥﴾

إِنْ هُوَ إِلَّا رَجُلٌۢ بِهِۦ جِنَّةٌ فَتَرَبَّصُوا۟ بِهِۦ حَتَّىٰ حِينٍ ﴿٢٦﴾

૨૬.'આ તો દીવાનો ઈન્સાન છે માટે થોડો સમય રાહ જુઓ.'

قَالَ رَبِّ ٱنصُرْنِى بِمَا كَذَّبُونِ ﴿٢٧﴾

૨૭. તેણે કહ્યું 'હે મારા પરવરદિગાર, મારી સહાયતા કર, આ લોકોએ તો મને જૂઠો ઠરાવ્યો છે.

فَأَوْحَيْنَآ إِلَيْهِ أَنِ ٱصْنَعِ ٱلْفُلْكَ بِأَعْيُنِنَا وَوَحْيِنَا فَإِذَا جَآءَ أَمْرُنَا وَفَارَ ٱلتَّنُّورُ ۙ فَٱسْلُكْ فِيهَا مِن كُلٍّ زَوْجَيْنِ ٱثْنَيْنِ وَأَهْلَكَ إِلَّا مَن سَبَقَ عَلَيْهِ ٱلْقَوْلُ مِنْهُمْ ۖ وَلَا تُخَـٰطِبْنِى فِى ٱلَّذِينَ ظَلَمُوٓا۟ ۖ إِنَّهُم مُّغْرَقُونَ ﴿٢٨﴾

૨૮. જેથી અમે તેના ઉપર વહી ઊતારી (કહ્યું) ''અમારી દેખરેખ નીચે અને અમારી સૂચના પ્રમાણે એક વહાણ બનાવ. અને જ્યારે અમારો હુકમ આવે અને પાણીનો ધોધ ફાટી નીકળે તો તે (વહાણ)માં દરેક જાતના બબ્બે પ્રાણીઓ, નર અને માદા અને તારું પરિવાર લઈ સવાર થઈજા. સિવાય તે કે જેની (બરબાદી) વિશે પહેલાં ફરમાન નીકળી ચૂક્યું છે. અને જે લોકોએ ઝૂલ્મ કર્યો છે તેમના સંબંધમાં તું મને દુઆ કરીશ નહિ, નિ:શંક તેમને ડુબાવી દેવામાં આવશે.

فَإِذَا ٱسْتَوَيْتَ أَنتَ وَمَن مَّعَكَ عَلَى ٱلْفُلْكِ فَقُلِ ٱلْحَمْدُ لِلَّهِ ٱلَّذِى نَجَّىٰنَا مِنَ ٱلْقَوْمِ ٱلظَّـٰلِمِينَ ﴿٢٩﴾

૨૯. ''અને જ્યારે તું અને તારા સાથીઓ વહાણમાં સલામતીથી બેસી જાઓ તો કહેજો 'સર્વ તારીફનો હક્કદાર અલ્લાહ છે, જેણે અમને ઝાલિમ લોકોથી છૂટકારો અપાવ્યો.'

وَقُل رَّبِّ أَنزِلْنِى مُنزَلًا مُّبَارَكًا وَأَنتَ خَيْرُ ٱلْمُنزِلِينَ ﴿٣٠﴾

૩૦. ''અને પ્રાર્થના કર 'હે મારા પરવરદિગાર, અમારું ઊતરવું બરકતવાળું કરજે, કારણ કે પાર ઊતારનારાઓમાં તું જ સર્વ શ્રેષ્ઠ છે.''

إِنَّ فِى ذَٰلِكَ لَـَٔايَـٰتٍ وَإِن كُنَّا لَمُبْتَلِينَ ﴿٣١﴾

૩૧. બેશક આ (ઘટના)માં ઘણી નિશાનીઓ છે, બેશક અમે (નૂહની કોમની) પરિક્ષા લીધી હતી.

ثُمَّ أَنشَأْنَا مِنۢ بَعْدِهِمْ قَرْنًا ءَاخَرِينَ ﴿٣٢﴾

૩૨. તેમના પછી અમે એક બીજી પેઢી પેદા કરી.

فَأَرْسَلْنَا فِيهِمْ رَسُولًا مِّنْهُمْ أَنِ ٱعْبُدُوا۟ ٱللَّهَ مَا لَكُم مِّنْ إِلَـٰهٍ غَيْرُهُۥٓ ۖ أَفَلَا تَتَّقُونَ ﴿٣٣﴾ ع

૩૩.અને અમે તેઓમાંથી જ એકને રસૂલ બનાવ્યો (તેણ કહ્યું) 'અલ્લાહની બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ અન્ય મા'બૂદ નથી, તો શું તમે તેનાથી નહિ ડરો?' (રુકૂઅ-૨)

وَقَالَ ٱلْمَلَأُ مِن قَوْمِهِ ٱلَّذِينَ كَفَرُوا۟ وَكَذَّبُوا۟ بِلِقَآءِ ٱلْـَٔاخِرَةِ وَأَتْرَفْنَـٰهُمْ فِى ٱلْحَيَوٰةِ ٱلدُّنْيَا مَا هَـٰذَآ إِلَّا بَشَرٌ مِّثْلُكُمْ يَأْكُلُ مِمَّا تَأْكُلُونَ مِنْهُ وَيَشْرَبُ مِمَّا تَشْرَبُونَ ﴿٣٤﴾

૩૪. અને તેની કોમના તે આગેવાનો જેમણે અલ્લાહ સાથે થનારી આખેરતની મુલાકાતનો ઈન્કાર કર્યો હતો; જેમને અમે આ જીવનમાં સુખ, સગવડો આપી હતી, તેઓ (અંદરોઅંદર) કહેવા લાગ્યા 'આ તો તમારા જેવોજ એક ઈનસાન છે, તમે ખાઓ છો તેમાંથી જ તે પણ ખાય છે અને તમે પીઓ છો તેમાંથી જ તે પીએ છે!

૩૫. 'અને જો તમે તમારા જેવા ઈનસાનની તાબેદારી કરશો તો તમે ખરેખર નુકસાન ઉઠાવશો.'

وَلَئِنْ أَطَعْتُمْ بَشَرًا مِّثْلَكُمْ إِنَّكُمْ إِذًا لَّخٰسِرُونَ ﴿٣٥﴾

૩૬. 'શું તે તમને ખાતરી આપે છે કે જ્યારે તમે મરણ પામશો અને તમે માટી અને હાડકાઓમાં પરિણમશો, ત્યારે તમને (પૂન:જીવંત કરી) ઉઠાડવામાં આવશે?'

أَيَعِدُكُمْ أَنَّكُمْ إِذَا مِتُّمْ وَكُنتُمْ تُرَابًا وَّعِظَامًا أَنَّكُم مُّخْرَجُونَ ﴿٣٦﴾

૩૭. 'તમને આપવામાં આવેલો આ વાયદો તો (હકીકતથી) ખાલી છે!

هَيْهَاتَ هَيْهَاتَ لِمَا تُوعَدُونَ ﴿٣٧﴾

૩૮. 'આ દુનિયાના જીવન સિવાય કોઈ બીજું જીવન નથી; જ્યાં આપણે (પહેલાં) નિર્જીવ હતા અને (હવે) આપણે જીવીએ છીએ, પરંતુ આપણને ફરી ઉઠાડવામાં નહિ જ આવે.

إِنْ هِيَ إِلَّا حَيَاتُنَا الدُّنْيَا نَمُوتُ وَنَحْيَا وَمَا نَحْنُ بِمَبْعُوثِينَ ﴿٣٨﴾

૩૯. 'આ વ્યકિતએ તો અલ્લાહના નામ પર અસત્ય ઉપજાવી કાઢ્યું છે; અને અમે તેના ઉપર ઈમાન નહિ લાવીએ.'

إِنْ هُوَ إِلَّا رَجُلٌ افْتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا وَّمَا نَحْنُ لَهُ بِمُؤْمِنِينَ ﴿٣٩﴾

૪૦. તેણે દુઆ માંગી 'હે મારા રબ, તું મારી સહાયતા કર. કારણ કે આ લોકોએ મને જૂઠો ઠરાવ્યો છે.'

قَالَ رَبِّ انصُرْنِي بِمَا كَذَّبُونِ ﴿٤٠﴾

૪૧. (અલ્લાહે) કહ્યું 'ટૂંક સમયમાંજ તેઓ ખરેખર પસ્તાવો કરશે.'

قَالَ عَمَّا قَلِيلٍ لَّيُصْبِحُنَّ نٰدِمِينَ ﴿٤١﴾

૪૨. પછી અપાએલા વાયદા પ્રમાણે અઝાબે તેમને એકાએક પકડી લીધા અને અમે તેમનું કચ્ચરઘાણ વાળી નાખ્યું. ઝાલિમો માટે અલ્લાહ તરફથી લા'નત છે.

فَأَخَذَتْهُمُ الصَّيْحَةُ بِالْحَقِّ فَجَعَلْنٰهُمْ غُثَاءً فَبُعْدًا لِّلْقَوْمِ الظّٰلِمِينَ ﴿٤٢﴾

૪૩. પછી અમે તેમના બાદ બીજી પેઢી પેદા કરી.

ثُمَّ أَنشَأْنَا مِن بَعْدِهِمْ قُرُونًا آخَرِينَ ﴿٤٣﴾

૪૪. કોઈ કોમ પોતાના મુકર્રર સમયથી ન આગળ જઈ શકે છે, ન તો તે પાછળ રહી શકે છે.

مَا تَسْبِقُ مِنْ أُمَّةٍ أَجَلَهَا وَمَا يَسْتَأْخِرُونَ ﴿٤٤﴾

૪૫. પછી અમે એક બાદ બીજા અમારા રસૂલોને મોકલતા રહ્યા. જ્યારે પણ કોઈ કોમ તરફ રસૂલ આવ્યો તે કોમે તેને ખોટો ઠરાવ્યો. જેથી અમે તેમને એક પછી એક મિટાવતા રહ્યા અને અમે તેમને માત્ર કિસ્સા કહાનીઓ પૂરતાજ રહેવા દીધા. ઈમાન ન લાવનારાઓ, લા'નત પામો!

ثُمَّ أَرْسَلْنَا رُسُلَنَا تَتْرَا كُلَّمَا جَاءَ أُمَّةً رَّسُولُهَا كَذَّبُوهُ فَأَتْبَعْنَا بَعْضَهُم بَعْضًا وَّجَعَلْنٰهُمْ أَحَادِيثَ فَبُعْدًا لِّقَوْمٍ لَّا يُؤْمِنُونَ ﴿٤٥﴾

૪૬. પછી અમે મૂસા અને તેના ભાઈને અમારી નિશાનીઓ અને પૂરતા અધિકાર સાથે મોકલાવ્યા;

ثُمَّ أَرْسَلْنَا مُوسٰى وَأَخَاهُ هٰرُونَ بِآيٰتِنَا وَسُلْطٰنٍ مُّبِينٍ ﴿٤٦﴾

૪૭. ફિરઔન અને તેના સરદારો તરફ, પરંતુ, તેઓ ઘમંડપૂર્વક વર્તયા અને તે મદાંધ (મગરૂર) કોમ હતી.

إِلَىٰ فِرْعَوْنَ وَمَلَإِيْهِ فَاسْتَكْبَرُوا وَكَانُوا قَوْمًا عَالِينَ ﴿٤٧﴾

૪૮. અને તેમણે કહ્યું 'શું અમે અમારા જેવા જ બે ઈનસાનો ઉપર ઈમાન લાવીએ; જેમની (પૂરી) કોમ અમારી ગુલામ છે?'

فَقَالُوا أَنُؤْمِنُ لِبَشَرَيْنِ مِثْلِنَا وَقَوْمُهُمَا لَنَا عَابِدُونَ ﴿٤٨﴾

૪૯. આવી રીતે તેમણે બન્નેને જૂઠા ઠરાવ્યા. પરિણામે તેઓ નષ્ટ થનારાઓમાં જઈ ભળ્યા.

فَكَذَّبُوهُمَا فَكَانُوا مِنَ الْمُهْلَكِينَ ﴿٤٩﴾

૫૦. અને અમે મૂસાને કિતાબ આપી કે જેની દ્વારા લોકો હિદાયત મેળવી શકે.

وَلَقَدْ آتَيْنَا مُوسَى الْكِتَابَ لَعَلَّهُمْ يَهْتَدُونَ ﴿٥٠﴾

૫૧. અને અમે મરિયમના પુત્રને તથા તેની માતાને એક નિશાની બનાવી, અને તેમને (રમણીય) ખીણો અને ઉંચા પર્વતોવાળા પ્રદેશમાં[2] આશ્રય આપ્યો જ્યાં પાણીના નિર્મળ ઝરણાં વહેતાં હતાં. (રુકૂઅ-૩)

وَجَعَلْنَا ابْنَ مَرْيَمَ وَأُمَّهُ آيَةً وَآوَيْنَاهُمَا إِلَىٰ رَبْوَةٍ ذَاتِ قَرَارٍ وَمَعِينٍ ﴿٥١﴾ ع

૫૨. હે રસૂલો, તમે શુદ્ધ વસ્તુઓમાંથી ખાઓ અને નેક કામો કરો ખરેખર તમે જે કરો છો હું તેને ખૂબ જાણું છું.

يَا أَيُّهَا الرُّسُلُ كُلُوا مِنَ الطَّيِّبَاتِ وَاعْمَلُوا صَالِحًا إِنِّي بِمَا تَعْمَلُونَ عَلِيمٌ ﴿٥٢﴾

---

૨. હઝરત ઈસા(અ)નું મૃત્યુ તેમના જન્મ જેવું જ રહસ્યમય છે, જે આજ સુધી મતભેદોનું ઉદ્ભવ સ્થાન બની રહ્યું છે કે તેમના જીવનના છેલ્લા દિવસો તેમણે ક્યાં અને કેવી રીતે વિતાવ્યા હતા. કુરઆને મજીદ બાઈબલ તથા ઐતિહાસિક પુરાવાથી સાબિત થાય છે કે હઝરત ઈસા (અ) સલીબ ઉપર મૃત્યુ નથી પામ્યા જેની દલીલો નીચે પ્રમાણે છે.

(અ) 'ધ અન્નોન લાઈફ ઓફ જીસસ' રશીયન લેખક નીકલસ નોટોવીચએ હઝરત ઈસા(અ)એ કાશ્મિરમાં મુસાફરી કરી હોવાના ઘણા પુરાવા આપ્યા છે.

(બ) હઝરત ઈસા(અ) ૧૨૦ વર્ષની પુખ્ત વયે કાશ્મિરમાં વફાત (મૃત્યુ) પામ્યા હતા (હદીસ કન્ઝલ ઉમ્માલ વો.૬)

(ક) કાશ્મિરીઓ તથા અફઘાનો 'ઈસરાઈલના અદ્રશ્ય થયેલા કબીલાઓ'ના વંશજો છે. કાશ્મિર શબ્દનો અર્થ 'કા'અર્થાત 'જેવી' 'શીર' 'સીરિયા' 'સીરિયા જેવી' સારાંશ 'આ જગ્યા સીરિયા જેવી છે.'

(ડ) મળતા હવાલાઓ મુજબ તેમની કબર ખાનયાર સ્ટ્રીટ શ્રીનગરમાં આવેલી છે જે (૧) 'યુઝ અસાફ', (૨) નબી સાહેબ, (૩) શાહઝાદા નબી, અને (૪) 'ઈસા સાહેબની કબર તરીકે પ્રખ્યાત છે.

પુરાવાઓ પ્રમાણે 'યુઝ અસાફ' ૧૯૦૦ વર્ષ પહેલાં કાશ્મિર આવ્યા હતા. બાઈબલમાં હઝરત ઈસા(અ)ને 'યસુ' કહેવામાં આવ્યો છે. 'યુઝ' અને 'યુસ' એકજ છે.

આ આયતમાં પણ જે ખીણો પર્વતો તથા ઝરણાંનો ઉલ્લેખ છે તે સિવાય કાશ્મિર સાથે આ ખીણો તથા ઝરણાનું વર્ણન મધ્યપૂર્વના બીજા કોઈ સ્થળ સાથે બંધબેસતું નથી આવતું.

૫૩. અને આ તમારી ઉમ્મત (અને પહેલાંનાં) બધી એકજ ઉમ્મત છે અને હું સૌનો પાલનહાર છું, મને પોતાનો આશ્રયદાતા બનાવો.

وَإِنَّ هَٰذِهِۦٓ أُمَّتُكُمْ أُمَّةً وَٰحِدَةً وَأَنَا۠ رَبُّكُمْ فَٱتَّقُونِ ﴿٥٣﴾

૫૪. પરંતુ તેઓ માંહોમાંહે ફુટ નાખી જુદા જુદા ફિરકાઓમાં વહેંચાઈ ગયા. તેમને જે મળ્યું છે તેના ઉપર દરેક ફિરકો હરખાય છે.

فَتَقَطَّعُوٓا۟ أَمْرَهُم بَيْنَهُمْ زُبُرًا ۖ كُلُّ حِزْبٍۭ بِمَا لَدَيْهِمْ فَرِحُونَ ﴿٥٤﴾

૫૫. માટે એક સમય માટે તેમની જહાલતમાં તેમને પડયા રહેવા દો.

فَذَرْهُمْ فِى غَمْرَتِهِمْ حَتَّىٰ حِينٍ ﴿٥٥﴾

૫૬. શું તેઓ એમ ધારે છે કે અમે જે દૌલત અને ઔલાદ વડે તેમની સહાયતા કરીએ છીએ,

أَيَحْسَبُونَ أَنَّمَا نُمِدُّهُم بِهِۦ مِن مَّالٍ وَبَنِينَ ﴿٥٦﴾

૫૭. તેનાથી અમે તેમનું ભલું કરવા ચાહીએ છીએ? બલ્કે તેઓ (હકીકતને) સમજતાજ નથી.

نُسَارِعُ لَهُمْ فِى ٱلْخَيْرَٰتِ ۚ بَل لَّا يَشْعُرُونَ ﴿٥٧﴾

૫૮. ખરેખર જે લોકો અદબ સાથે પોતાના પરવરદિગારનો ડર રાખે છે,

إِنَّ ٱلَّذِينَ هُم مِّنْ خَشْيَةِ رَبِّهِم مُّشْفِقُونَ ﴿٥٨﴾

૫૯. અને જે પોતાના પરવરદિગારની નિશાનીઓ ઉપર યકીન રાખે છે,

وَٱلَّذِينَ هُم بِـَٔايَٰتِ رَبِّهِمْ يُؤْمِنُونَ ﴿٥٩﴾

૬૦. અને જે કોઈને પોતાના પરવરદિગારનો શરીક નથી કરાવતા,

وَٱلَّذِينَ هُم بِرَبِّهِمْ لَا يُشْرِكُونَ ﴿٦٠﴾

૬૧. અને જે તેમનાથી બની શકે તેટલી ખએરાત આપતા તેમના દિલોમાં (અલ્લાહનો) ડર રાખે છે કે (એક દિવસ) પોતાના સર્જનહાર પાસે જવાનું છે—

وَٱلَّذِينَ يُؤْتُونَ مَآ ءَاتَوا۟ وَّقُلُوبُهُمْ وَجِلَةٌ أَنَّهُمْ إِلَىٰ رَبِّهِمْ رَٰجِعُونَ ﴿٦١﴾

૬૨. આ તે લોકો છે જે નેકીઓ કરવામાં અધીરા છે અને આ'જ લોકો તેમનામાં સૌથી આગળ છે.

أُو۟لَٰٓئِكَ يُسَٰرِعُونَ فِى ٱلْخَيْرَٰتِ وَهُمْ لَهَا سَٰبِقُونَ ﴿٦٢﴾

૬૩. અને અમે કોઈ જીવ ઉપર તેના ગજા ઉપરાંતનો બોજો નથી નાખતા, અને અમારી પાસે એક (કરણીની) કિતાબ છે જે સત્ય બોલે છે. અને તેમની સાથે લગીરેક ઝૂલ્મ નહિ થાય.

وَلَا نُكَلِّفُ نَفْسًا إِلَّا وُسْعَهَا ۖ وَلَدَيْنَا كِتَٰبٌ يَنطِقُ بِٱلْحَقِّ ۚ وَهُمْ لَا يُظْلَمُونَ ﴿٦٣﴾

૬૪. બલ્કે આ લોકોના દિલ (હકીકતથી) ગાફેલ છે તેમજ તેઓ બદકારીઓમાં ફસાએલા છે.

بَلْ قُلُوبُهُمْ فِى غَمْرَةٍ مِّنْ هَٰذَا وَلَهُمْ أَعْمَٰلٌ مِّن دُونِ ذَٰلِكَ هُمْ لَهَا عَٰمِلُونَ ﴿٦٤﴾

૬૫. તે અય્યાશી કરનારાઓને જ્યારે અમે અઝાબમાં જકડી લેશું ત્યારે તેઓ મદદ માટે બૂમો પાડશે.

حَتَّىٰٓ إِذَآ أَخَذْنَا مُتْرَفِيهِم بِٱلْعَذَابِ إِذَا هُمْ يَجْـَٔرُونَ ﴿٦٥﴾

૬૬. (ત્યારે તેમને કહેવામાં આવશે) 'આજના દિવસે મદદ માટે ન પુકારો, બેશક, આજે તમને અમારી મદદ નહિ મળે.

لَا تَجْـَٔرُوا۟ ٱلْيَوْمَ ۖ إِنَّكُم مِّنَّا لَا تُنصَرُونَ ﴿٦٦﴾

قَدْ كَانَتْ اٰيٰتِىْ تُتْلٰى عَلَيْكُمْ فَكُنْتُمْ عَلٰٓى اَعْقَابِكُمْ تَنْكِصُوْنَ ﴿٦٧﴾

૬૭. બેશક, તમને મારી આયતો વાંચી સંભળાવવામાં આવી હતી, પરંતુ તમે તમારી એડીઓના ભારે ફરી જતા રહ્યા,

مُسْتَكْبِرِيْنَ ۖ بِهٖ سٰمِرًا تَهْجُرُوْنَ ﴿٦٨﴾

૬૮. અભિમાનપૂર્વક,(કુરઆનને) નિરર્થક કિસ્સા કહાનીઓ ઠરાવી(ચાલ્યા જતા).

اَفَلَمْ يَدَّبَّرُوا الْقَوْلَ اَمْ جَآءَهُمْ مَّا لَمْ يَاْتِ اٰبَآءَهُمُ الْاَوَّلِيْنَ ﴿٦٩﴾

૬૯. શું તેમણે ઈલાહી કલામ (કુરઆન) ઉપર ચિંતન નથી કર્યું, અથવા શું તેમને એવું કંઈક મળી ગયું છે જે તેમના પૂર્વજોને ન મળ્યું હતું?

اَمْ لَمْ يَعْرِفُوْا رَسُوْلَهُمْ فَهُمْ لَهٗ مُنْكِرُوْنَ ﴿٧٠﴾

૭૦. અથવા શું તેઓ પોતાના રસૂલને ઓળખી જ[3] નથી શકયા તેથી જ તેનો ઈન્કાર કરી રહ્યા છે?

اَمْ يَقُوْلُوْنَ بِهٖ جِنَّةٌ ؕ بَلْ جَآءَهُمْ بِالْحَقِّ وَاَكْثَرُهُمْ لِلْحَقِّ كٰرِهُوْنَ ﴿٧١﴾

૭૧. અથવા તેઓ એમ ધારે છે કે તેના ઉપર ઘેલછા આવી છે? કદાપિ નહિ, તે તો તેમની પાસે સચ્ચાઈ લઈને આવ્યો છે, અને તેઓમાંના ઘણાને સચ્ચાઈ પસંદ નથી.

وَلَوِ اتَّبَعَ الْحَقُّ اَهْوَآءَهُمْ لَفَسَدَتِ السَّمٰوٰتُ وَالْاَرْضُ وَمَنْ فِيْهِنَّ ؕ بَلْ اَتَيْنٰهُمْ بِذِكْرِهِمْ فَهُمْ عَنْ ذِكْرِهِمْ مُّعْرِضُوْنَ ﴿٧٢﴾

૭૨. અને જો સચ્ચાઈ તેમની ઈચ્છાઓને આધીન થઈ જાત તો ખરેજ આકાશો અને ધરતી તેમજ તેમાં જે છે તે સર્વમાં સડો પેદા થઈ જાત. હકીકતમાં અમે (તેમના ભલાની) નસિહત તેમને પહોંચાડી દીધી છે પરંતુ તેઓ (પોતાના લાભની) નસિહતથી મોઢું ફેરવી ચાલ્યા જાય છે.

اَمْ تَسْـَٔلُهُمْ خَرْجًا فَخَرَاجُ رَبِّكَ خَيْرٌ ۖ وَّهُوَ خَيْرُ الرّٰزِقِيْنَ ﴿٧٣﴾

૭૩. અથવા શું તું તેમનાથી કોઈ વળતર[4] માગી રહ્યો છે? જો કે તારા રબ પાસેથી મળનાર બદલો જ બેહતર છે અને તે જ બેહતર રિઝક આપનારો છે.

وَاِنَّكَ لَتَدْعُوْهُمْ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿٧٤﴾

૭૪. અને બેશક તું તેમને રાહે રાસ્ત તરફ બોલાવી રહ્યો છે.

---

૩. આ આયતથી આંહઝરત સ.અ.સ.ના દુશ્મનોનું ધ્યાન આ હકીકત તરફ દોરવામાં આવ્યું છે કે હુઝુર (સ)ની ઝિંદગી તેમની સામે એક ખુલ્લી કિતાબ જેવી હતી. તેઓ આંહુઝુર(સ)ની વિભિન્ન ભૂમિકાઓથી ખૂબ જાણીતા હતા. આપ (સ)નું જીવન તદ્દન નિષ્કલંક હતું. અને આપ(સ) પ્રમાણિકતા અને સદાચારોના આદર્શરૂપ ગણાતા હતા. દુશ્મનોનું તેમના ઉપર અસત્ય ઘડી લાવવાનું આરોપણ કરવું એક આશ્ચર્યજનક બાબત હતી.

૪. આંહઝરત સ.અ.સ.ની પ્રમાણિકતાનો તેનાથી બીજો કયો ઉત્તમ પુરાવો થઈ શકે કે જ્યારે આપ(સ)ના કાકા અબુતાલીબે આપ (સ)ને મૂર્તિપૂજકો સાથે સમાધાન કરી લેવાની સલાહ આપી ત્યારે આપ સ.અ.સ.એ ફરમાવ્યું 'જો તેઓ મારા જમણા હાથમાં સૂર્ય અને ડાબા હાથમાં ચંદ્ર રાખી દે તો પણ હું મૂર્તિપૂજાના વિરૂદ્ધ પ્રચાર કરવાનું બંધ નહિ કરું, જ્યાં સુધી કે હું મારા ધ્યેયને ન પહોંચું, અથવા તેમ કરતાં મારો અંત ન આવી જાય.' (તબારી વો.૩)

وَاِنَّ الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِالْاٰخِرَةِ عَنِ الصِّرَاطِ لَنٰكِبُوْنَ ۝٧٥

૭૫. અને જે લોકો આખેરતમાં યકીન નથી રાખતા તેઓ ખરેખર સીધા રસ્તેથી આઘા ખસી રહ્યા છે.

وَلَوْ رَحِمْنٰهُمْ وَكَشَفْنَا مَا بِهِمْ مِّنْ ضُرٍّ لَّلَجُّوْا فِيْ طُغْيَانِهِمْ يَعْمَهُوْنَ ۝٧٦

૭૬. અને જો અમે તેમના ઉપર રહેમ કરીએ અને તેમની આફત ટાળી દઈએ, તો પણ તેઓ પોતાની ગુમરાહીમાં આંધળાની જેમ અથડાતા રહેશે.

وَلَقَدْ اَخَذْنٰهُمْ بِالْعَذَابِ فَمَا اسْتَكَانُوْا لِرَبِّهِمْ وَمَا يَتَضَرَّعُوْنَ ۝٧٧

૭૭. અમે તેમને અઝાબમાં જકડી રાખ્યા હતા છતાં તેઓ પોતાના રબ સામે ન નમ્યા અને ન તો નમ્રતા અપનાવી.

حَتّٰٓى اِذَا فَتَحْنَا عَلَيْهِمْ بَابًا ذَا عَذَابٍ شَدِيْدٍ اِذَا هُمْ فِيْهِ مُبْلِسُوْنَ ۝٧٨

૭૮. જ્યારે અમે તેમના ઉપર સખત અઝાબનું બારણું ખોલીએ છીએ ત્યારે જુઓ તેઓ કેવા નાઉમ્મીદ થઈ જાય છે. (રુકૂઅ-૪)

وَهُوَ الَّذِيْٓ اَنْشَاَ لَكُمُ السَّمْعَ وَالْاَبْصَارَ وَالْاَفْـِٕدَةَ ۗ قَلِيْلًا مَّا تَشْكُرُوْنَ ۝٧٩

૭૯. અને તે એજ છે જેણે તમારા માટે આંખો તથા કાન તથા હૃદયો બનાવ્યા છે, પરંતુ તમે ભાગ્યેજ તેનો આભાર માનો છો.

وَهُوَ الَّذِيْ ذَرَاَكُمْ فِي الْاَرْضِ وَاِلَيْهِ تُحْشَرُوْنَ ۝٨٠

૮૦. અને તે એજ છે જેણે તમને ધરતીમાં ફેલાવી દીધા અને તેની જ સમક્ષ તમે ફરી ભેગા કરવામાં આવશો.

وَهُوَ الَّذِيْ يُحْيٖ وَيُمِيْتُ وَلَهُ اخْتِلَافُ الَّيْلِ وَالنَّهَارِ ۗ اَفَلَا تَعْقِلُوْنَ ۝٨١

૮૧. અને તે એજ છે જે જીવન આપે છે અને મૃત્યુ નીપજાવે છે, અને રાત તથા દિવસના પરિવર્તનનો વ્યવહાર તેનેજ આધીન છે તો પણ તમે સમજશો નહિ?

بَلْ قَالُوْا مِثْلَ مَا قَالَ الْاَوَّلُوْنَ ۝٨٢

૮૨. પરંતુ તેઓ એવી જ વાતો કરે છે જેવી પહેલાંના લોકો કરતા રહ્યા હતા.

قَالُوْٓا ءَاِذَا مِتْنَا وَكُنَّا تُرَابًا وَّعِظَامًا ءَاِنَّا لَمَبْعُوْثُوْنَ ۝٨٣

૮૩. તેમણે કહ્યું હતું 'શું અમે મરણ પામશું અને અમે માટી અને હાડકાંમાં પરિણમશું તો પણ ફરી ઉઠાડવામાં આવશું?

لَقَدْ وُعِدْنَا نَحْنُ وَاٰبَآؤُنَا هٰذَا مِنْ قَبْلُ اِنْ هٰذَآ اِلَّآ اَسَاطِيْرُ الْاَوَّلِيْنَ ۝٨٤

૮૪. 'અમને અને અમારા પૂર્વજોને આવો વાયદો પહેલાંથી જ આપવામાં આવતો રહ્યો છે. આતો કેવળ (જોડી કાઢેલા) પૂરાતન કિસ્સાઓ છે!

قُلْ لِّمَنِ الْاَرْضُ وَمَنْ فِيْهَآ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ ۝٨٥

૮૫. તું કહી દે 'જો તમને જ્ઞાન હોય તો બતાવો આ ધરતી તથા તેમાં જે કંઈ છે તે કોનું છે?'

سَيَقُوْلُوْنَ لِلّٰهِ ۗ قُلْ اَفَلَا تَذَكَّرُوْنَ ۝٨٦

૮૬. 'અલ્લાહનું છે.' તેઓ કહેશે, તું કહે, 'તો પછી તમે સમજદારીથી કેમ કામ નથી લેતા?'

قُلْ مَنْ رَّبُّ السَّمٰوٰتِ السَّبْعِ وَرَبُّ الْعَرْشِ الْعَظِيْمِ ۝٨٧

૮૭. તું કહે 'સાત આસમાનો અને મહાન અર્શનો માલિક કોણ છે?

سَيَقُوْلُوْنَ لِلّٰهِ ؕ قُلْ اَفَلَا تَتَّقُوْنَ ﴿٨٨﴾

૮૮. તેઓ સહેજે કહેશે 'સર્વ અલ્લાહનું જ છે.' તું કહે 'તેમ છતાં શું તમે તેને તમારો રક્ષણહાર નહિ માનો?'

قُلْ مَنْۢ بِيَدِهٖ مَلَكُوْتُ كُلِّ شَیْءٍ وَّهُوَ يُجِيْرُ وَلَا يُجَارُ عَلَيْهِ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ ﴿٨٩﴾

૮૯. તું કહી દે 'સર્વ વ્યવસ્થાની સત્તા કોના હાથમાં છે, અને (સૌનો) રક્ષણહાર કોણ છે, અને તે કોણ છે જેનાથી બચીને રહેવું અશક્ય છે, તમે જાણો છો?'

سَيَقُوْلُوْنَ لِلّٰهِ ؕ قُلْ فَاَنّٰى تُسْحَرُوْنَ ﴿٩٠﴾

૯૦. તેઓ કહેશે 'અલ્લાહ,' તું કહે 'તો તમે ફરેબમાં કેમ આવી ગયા છો?'

بَلْ اَتَيْنٰهُمْ بِالْحَقِّ وَاِنَّهُمْ لَكٰذِبُوْنَ ﴿٩١﴾

૯૧ ખરેજ, અમે તો તેમને સત્ય વાત પહોંચાડી છે. નિ:શંક તેઓ જૂઠા છે.

مَا اتَّخَذَ اللّٰهُ مِنْ وَّلَدٍ وَّمَا كَانَ مَعَهٗ مِنْ اِلٰهٍ اِذًا لَّذَهَبَ كُلُّ اِلٰهٍۢ بِمَا خَلَقَ وَلَعَلَا بَعْضُهُمْ عَلٰى بَعْضٍ ؕ سُبْحٰنَ اللّٰهِ عَمَّا يَصِفُوْنَ ﴿٩٢﴾

૯૨. અલ્લાહે કોઈને પોતાનો પુત્ર નથી બનાવ્યો, અને તેના સિવાય બીજો કોઈ ખુદા નથી; જો હોત તો દરેક ખુદા પોતાના સર્જનોને સાથે લઈ બીજા (ખુદા) ઉપર ચઢાઈ કરત (માટે) જે કંઈ તેઓ કહે છે તેનાથી અલ્લાહ પવિત્ર છે.

عٰلِمِ الْغَيْبِ وَالشَّهَادَةِ فَتَعٰلٰى عَمَّا يُشْرِكُوْنَ ﴿٩٣﴾

૯૩. તે'જ ગએબ તથા જાહેરનો જાણનાર છે માટે જેની સાથે તેને સરખાવવામાં આવે છે તેનાથી તે બેહદ ઉચ્ચત્તર છે. (રુકૂઅ-૫)

قُلْ رَّبِّ اِمَّا تُرِيَنِّیْ مَا يُوْعَدُوْنَ ﴿٩٤﴾

૯૪. તું કહે 'હે મારા પરવરદિગાર, જે અઝાબની તેં તેમને ચેતવણી આપી છે જો તું મને દેખાડે (તો);

رَبِّ فَلَا تَجْعَلْنِیْ فِی الْقَوْمِ الظّٰلِمِيْنَ ﴿٩٥﴾

૯૫. 'હે મારા પરવરદિગાર. મને ગુનાહગારોમાં શામિલ ન કરજે.'

وَاِنَّا عَلٰۤى اَنْ نُّرِيَكَ مَا نَعِدُهُمْ لَقٰدِرُوْنَ ﴿٩٦﴾

૯૬. અને બેશક જેની ધમકી અમે તેમને આપી છે તે તને દેખાડવાનું અમે સામર્થ્ય રાખીએ છીએ.

اِدْفَعْ بِالَّتِیْ هِیَ اَحْسَنُ السَّيِّئَةَ ؕ نَحْنُ اَعْلَمُ بِمَا يَصِفُوْنَ ﴿٩٧﴾

૯૭. તું બૂરાઈને તે વાતથી ટાળી દે જે ઉત્તમ હોય. તેઓ જે તોહમતો લગાવે છે, અમે તેનાથી પૂરા માહિતગાર છીએ.

وَقُلْ رَّبِّ اَعُوْذُ بِكَ مِنْ هَمَزٰتِ الشَّيٰطِيْنِ ﴿٩٨﴾

૯૮. અને તું કહે 'હે મારા રબ હું શયતાનોની ઉશ્કેરણીઓથી તારી પનાહ માગું છું.

وَاَعُوْذُ بِكَ رَبِّ اَنْ يَّحْضُرُوْنِ ﴿٩٩﴾

૯૯. 'અને હું તારી પનાહ ચાહું છું હે મારા માલિક, કે તેઓ ક્યાંક મારી નજીકમાં ન આવી પહોંચે!'

حَتّٰۤى اِذَا جَآءَ اَحَدَهُمُ الْمَوْتُ قَالَ رَبِّ ارْجِعُوْنِ ﴿١٠٠﴾

૧૦૦. જ્યારે તેમનામાંના કોઈનું મોત આવશે તો તે કહેશે 'હે મારા પરવરદિગાર, મને પાછો (દુનિયામાં) મોકલી દે.

لَعَلِّيٓ أَعْمَلُ صَٰلِحًا فِيمَا تَرَكْتُۚ كَلَّآۚ إِنَّهَا كَلِمَةٌ هُوَ قَآئِلُهَاۖ وَمِن وَرَآئِهِم بَرْزَخٌ إِلَىٰ يَوْمِ يُبْعَثُونَ ١٠٠

૧૦૧. 'જે (જીવન) હું છોડીને આવ્યો છું તેમાં રહી નેકીના કામો કરું.' કદાપિ નહિ કરે! આ તો કેવળ કહેવા પૂરતી જ વાતો છે. અને તેમના પાછળ આડ બંધાઈ ગઈ છે, જે તે દિવસ સુધી રહેશેજ જે દિવસે તેમને ફરી ઉઠાડવામાં આવશે.

فَإِذَا نُفِخَ فِي ٱلصُّورِ فَلَآ أَنسَابَ بَيْنَهُمْ يَوْمَئِذٍ وَلَا يَتَسَآءَلُونَ ١٠١

૧૦૨. અને જ્યારે સૂર ફૂંકવામાં આવશે ત્યારે તેમને કોઈની સાથે સગાઈનો સંબંધ નહિ રહે અને કોઈ એકબીજાને પૂછશે જ નહિ.

فَمَن ثَقُلَتْ مَوَٰزِينُهُۥ فَأُوْلَٰٓئِكَ هُمُ ٱلْمُفْلِحُونَ ١٠٢

૧૦૩. ત્યારે જેની નેકીઓનું પલ્લું ભારી હશે તેઓજ સફળતા પામશે;

وَمَنْ خَفَّتْ مَوَٰزِينُهُۥ فَأُوْلَٰٓئِكَ ٱلَّذِينَ خَسِرُوٓاْ أَنفُسَهُمْ فِي جَهَنَّمَ خَٰلِدُونَ ١٠٣

૧૦૪. પરંતુ જેમની નેકીઓ હલકી હશે, તેમણે પોતાના જીવને નુકસાન પહોંચાડયું. તેઓ હમેશાં માટે જહન્નમમાં નિવાસ કરશે.

تَلْفَحُ وُجُوهَهُمُ ٱلنَّارُ وَهُمْ فِيهَا كَٰلِحُونَ ١٠٤

૧૦૫. (ત્યાં) આગ તેમના ચેહરાને જલાવી દેશે અને તેઓ ભયથી દાંત કચકચાવશે.

أَلَمْ تَكُنْ ءَايَٰتِي تُتْلَىٰ عَلَيْكُمْ فَكُنتُم بِهَا تُكَذِّبُونَ ١٠٥

૧૦૬. 'શું જ્યારે મારી આયતો તમને વાંચી સંભળાવવામાં આવતી હતી ત્યારે તમે તેમને જૂઠી ન ઠરાવતા હતા?'

قَالُواْ رَبَّنَا غَلَبَتْ عَلَيْنَا شِقْوَتُنَا وَكُنَّا قَوْمًا ضَآلِّينَ ١٠٦

૧૦૭. તેઓ જવાબ આપશે 'હે અમારા પરવરદિગાર, અમારું દુર્ભાગ્ય અમને લઈ ડૂબ્યું, અને અમે ગુમરાહ થઈ ગયા હતા.

رَبَّنَآ أَخْرِجْنَا مِنْهَا فَإِنْ عُدْنَا فَإِنَّا ظَٰلِمُونَ ١٠٧

૧૦૮. 'હે અમારા માલિક, અમને આ (જહન્નમ)માંથી કાઢી લે, જો અમે ફરી તેવું કરીએ તો અમે ખરેખર ગુનાહગાર (પાપી) હશું.'

قَالَ ٱخْسَـُٔواْ فِيهَا وَلَا تُكَلِّمُونِ ١٠٨

૧૦૯. અલ્લાહ કહેશે "(જહન્નમમાં) જાઓ, હડધૂત થઈ તેમાંજ પડયા રહો, અને મારી સાથે વાતજ ન કરો.

إِنَّهُۥ كَانَ فَرِيقٌ مِّنْ عِبَادِي يَقُولُونَ رَبَّنَآ ءَامَنَّا فَٱغْفِرْ لَنَا وَٱرْحَمْنَا وَأَنتَ خَيْرُ ٱلرَّٰحِمِينَ ١٠٩

૧૧૦. "જ્યારે મારા બંદાઓમાંનો એક સમૂહ દુઆ કરતો રહેતો, 'હે અમારા પરવરદિગાર, અમે ઈમાન લાવીએ છીએ, માટે અમને માફ કર અને અમારા ઉપર રહેમ કર, કારણ કે રહેમ કરવામાં તું સર્વશ્રેષ્ઠ છે;'

فَٱتَّخَذْتُمُوهُمْ سِخْرِيًّا حَتَّىٰٓ أَنسَوْكُمْ ذِكْرِي وَكُنتُم مِّنْهُمْ تَضْحَكُونَ ١١٠

૧૧૧. "ત્યારે તમે તેમનું હાસ્ય ઉડાવ્યું. તે હદ સુધી કે તેઓ તમને મારી યાદ ભૂલાવી દેવાનું કારણ બન્યા અને તમે તેમની મશ્કરીમાંજ મગ્ન રહ્યા.

إِنِّي جَزَيْتُهُمُ الْيَوْمَ بِمَا صَبَرُوٓا أَنَّهُمْ هُمُ الْفَآئِزُونَ ﴿١١٢﴾

૧૧૨. ''આજના દિવસે મેં તેમના સબ્રનો બદલો તેમને આપ્યો છે જેથી તેઓ સફળતા પામ્યા છે.''

قٰلَ كَمْ لَبِثْتُمْ فِي الْأَرْضِ عَدَدَ سِنِينَ ﴿١١٣﴾

૧૧૩. અલ્લાહ કહેશે 'તમે ધરતીમાં કેટલા વર્ષ રહ્યા હતા?'

قَالُوا لَبِثْنَا يَوْمًا أَوْ بَعْضَ يَوْمٍ فَسْئَلِ الْعَآدِّينَ ﴿١١٤﴾

૧૧૪. તેઓ કહેશે 'અમે એક દિવસ કે દિવસના એક ભાગ પૂરતાજ રહ્યા હશું. તું હિસાબ રાખનારાઓને પૂછી જો!'

قٰلَ إِنْ لَبِثْتُمْ إِلَّا قَلِيلًا لَّوْ أَنَّكُمْ كُنْتُمْ تَعْلَمُونَ ﴿١١٥﴾

૧૧૫. અલ્લાહ કહેશે, 'તમે થોડોક જ સમય રહ્યા છો, કાશ! તમે પહેલેથી જ આટલું સમજતાં હોત તો!

أَفَحَسِبْتُمْ أَنَّمَا خَلَقْنٰكُمْ عَبَثًا وَّأَنَّكُمْ إِلَيْنَا لَا تُرْجَعُونَ ﴿١١٦﴾

૧૧૬. 'શું તમે સમજતા હતા કે અમે તમને કોઈ હેતુ વગર પેદા કર્યા હતા અને તમે ફરી પાછા અમારી સમક્ષ નહિ લાવવામાં આવો?'

فَتَعٰلَى اللّٰهُ الْمَلِكُ الْحَقُّ لَآ إِلٰهَ إِلَّا هُوَ رَبُّ الْعَرْشِ الْكَرِيمِ ﴿١١٧﴾

૧૧૭. અલ્લાહ જ મહાન છે, તે જ ખરો બાદશાહ છે. તેના સિવાય કોઈ અન્ય મા'બૂદ નથી, (અને) તે 'અર્શે કરીમ'નો(૪) ધણી છે.

وَمَنْ يَّدْعُ مَعَ اللّٰهِ إِلٰهًا أٰخَرَ لَا بُرْهَانَ لَهُ بِهٖ فَإِنَّمَا حِسَابُهُ عِنْدَ رَبِّهٖ إِنَّهُ لَا يُفْلِحُ الْكٰفِرُونَ ﴿١١٨﴾

૧૧૮. અને જે કોઈ અલ્લાહના સાથે કોઈ અન્ય મા'બૂદને પોકારે છે, જેના (મા'બૂદ હોવાની) તેની પાસે કોઈ દલીલ નથી, તો તેને પોતાના પરવરદિગારને હિસાબ દેવો પડશે. ખરેખર, કાફરો કદીપણ સફળ થશે નહિ.

وَقُلْ رَّبِّ اغْفِرْ وَارْحَمْ وَأَنْتَ خَيْرُ الرّٰحِمِينَ ﴿١١٩﴾

૧૧૯. અને તું કહે 'હે મારા પરવરદિગાર, મને માફ કર, અને મારા ઉપર રહેમ કર, અને તું રહેમ કરનારાઓમાં સર્વશ્રેષ્ઠ છે.' (રુકૂઅ-૬)

---

૫. 'અર્શે કરીમ'- સર્વસૃષ્ટિના વ્યવહાર તંત્રનો માલિક.

سُورَةُ النُّورِ مَدَنِيَّةٌ

## અલ-નૂર

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

سُورَةٌ اَنْزَلْنٰهَا وَفَرَضْنٰهَا وَاَنْزَلْنَا فِيْهَآ اٰيٰتٍۢ بَيِّنٰتٍ لَّعَلَّكُمْ تَذَكَّرُوْنَ ②

૨. આ સૂરાહ છે જે અમે ઊતારી છે તેને અનુસરવું લાઝિમ છે, જેમાં અમે (અમારા) આદેશો (આહકામો)નું સ્પષ્ટતાપૂર્વક વર્ણન કર્યું છે કે તમે નસિહત પકડો.

اَلزَّانِيَةُ وَالزَّانِيْ فَاجْلِدُوْا كُلَّ وَاحِدٍ مِّنْهُمَا مِائَةَ جَلْدَةٍ ۖ وَّلَا تَاْخُذْكُمْ بِهِمَا رَاْفَةٌ فِيْ دِيْنِ اللّٰهِ اِنْ كُنْتُمْ تُؤْمِنُوْنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ ۚ وَلْيَشْهَدْ عَذَابَهُمَا طَآئِفَةٌ مِّنَ الْمُؤْمِنِيْنَ ③

૩. વ્યાભિચાર કરનાર સ્ત્રી તથા વ્યાભિચાર કરનાર પુરુષને દરેકને એકએક સો ફટકા લગાવો.[૧] અને જો તમે અલ્લાહ અને કયામતના દિવસમાં ઈમાન રાખતા હો તો તે બન્ને માટે તમારા મનમાં ઉદ્‌ભવતી દયા તમને અલ્લાહના ઈન્સાફને અમલમાં લાવવાથી અટકાવી ન દે, અને તેમને સઝા આપવા ટાણે અમુક મોમિનોને સાક્ષી રાખો.

اَلزَّانِيْ لَا يَنْكِحُ اِلَّا زَانِيَةً اَوْ مُشْرِكَةً ۫ وَّالزَّانِيَةُ لَا يَنْكِحُهَآ اِلَّا زَانٍ اَوْ مُشْرِكٌ ۚ وَحُرِّمَ ذٰلِكَ عَلَى الْمُؤْمِنِيْنَ ④

૪. વ્યાભિચારી પુરુષ, વ્યાભિચારિણી અથવા મૂર્તિપૂજક સ્ત્રી સિવાય કોઈ અન્ય સ્ત્રીને ન પરણે અને એક વ્યાભિચારી સ્ત્રી વ્યાભિચારી પુરુષ અથવા મૂર્તિપૂજક પુરુષ સિવાય બીજાને ન પરણે. આવા લગ્નો મોમિનો માટે હરામ છે.

---

૧. આ આયતથી સ્પષ્ટ થાય છે કે વ્યાભિચારની સઝા પથ્થરમારાથી મૃત્યુ નીપજાવવાની નથી કે દેહાંત દંડ નથી. કુરઆને મજીદમાં કોઈપણ સ્થળે વ્યાભિચારની સઝા મોત ઠરાવવામાં નથી આવી, તેમજ નાહક હત્યા, લૂંટ, રાજદ્રોહ વગેરે કોઈપણ ભયંકર અપરાધ માટે પણ મોતની સઝાને અનિવાર્ય માનવાનો અથવા સઝાને ફેરફાર રહિત અમલમાં લાવવાનો ઈસ્લામનો કાયદો નથી. આંહઝરત સ.અ.સ.ના સમયમાં અમુક એવા દાખલાઓ બન્યા હતા જેમાં વ્યાભિચારીને મૃત્યુદંડ આપવામાં આવ્યો હતો. જેમાંથી એક ખાસ ઘટનામાં તૌરાતના યહૂદી કાયદા પ્રમાણે શિક્ષા આપવામાં આવી હતી જે ઘટના આ આયતના ઉતરાણ પહેલા થવા પામી હતી કે બાદમાં, તેનો કોઈ ખુલાસો નથી મળતો, શકય છે કે મૃત્યુદંડની જે ઘટનાઓ બની છે તેમાં બધી તૌરાતના (યહૂદીઓના શાસ્ત્રના) જૂના કાયદાના આધારે શિક્ષા આપવામાં આવી હોય. એવું પણ શકય છે કે કોઈ ખાસ સંજોગોના કારણે આંહઝરત સ.અ.સ.એ કોઈ અપરાધીને ન છૂટકે આવી શિક્ષા આપી હોય અને તેના કારણોની નોંધ લેવામાં કોઈ ભૂલ થઈ જવા પામી હોય. પરંતુ એક વાત તો સત્ય છે જ કે સાધારણ સંજોગોમાં વ્યાભિચારની સઝા મોત નથી. વ્યાભિચાર કરનારા પરણેલા હોય કે અવિવાહિત હોય, ઘરડા હોય કે જુવાન, મુસ્લિમ હોય કે બીન મુસ્લિમ, ગરીબ હોય કે શ્રીમંત, ગુલામ હોય કે માલિક, સર્વ માટે સઝાનું ધોરણ એકજ છે.

وَالَّذِينَ يَرْمُونَ الْمُحْصَنَاتِ ثُمَّ لَمْ يَأْتُوا بِأَرْبَعَةِ شُهَدَاءَ فَاجْلِدُوهُمْ ثَمَانِينَ جَلْدَةً وَلَا تَقْبَلُوا لَهُمْ شَهَادَةً أَبَدًا وَأُولَٰئِكَ هُمُ الْفَاسِقُونَ ﴿٥﴾

૫. અને જે લોકો પાકદામન સ્ત્રીઓ ઉપર આરોપ લગાવે અને ચાર[૨] સાક્ષીઓ ન લાવી શકે, તો તેમને દરેકને એંસી એંસી ફટકા મારવામાં આવે, તેના પછી કદીપણ તેમની સાક્ષીને સ્વીકારવામાં ન આવે કારણ કે તેમણે કાયદાનો ભંગ કર્યો છે.

إِلَّا الَّذِينَ تَابُوا مِنْ بَعْدِ ذَٰلِكَ وَأَصْلَحُوا فَإِنَّ اللَّهَ غَفُورٌ رَحِيمٌ ﴿٦﴾

૬. સિવાય કે તે લોકો જે તૌબાહ કરી સુધારો કરી લે, તો અલ્લાહ બેહદ ક્ષમાવંત છે, દયાળુ છે.

وَالَّذِينَ يَرْمُونَ أَزْوَاجَهُمْ وَلَمْ يَكُنْ لَهُمْ شُهَدَاءُ إِلَّا أَنْفُسُهُمْ فَشَهَادَةُ أَحَدِهِمْ أَرْبَعُ شَهَادَاتٍ بِاللَّهِ إِنَّهُ لَمِنَ الصَّادِقِينَ ﴿٧﴾

૭. અને જે લોકો પોતાની પત્નીઓ ઉપર આરોપ લગાવે અને પોતાના સિવાય કોઈ બીજો સાક્ષી ન હોય તો તેવા લોકો અલ્લાહના સોગંદ ઉઠાવી ચાર વાર કહે કે તે સત્ય કહી રહ્યો છે.

وَالْخَامِسَةُ أَنَّ لَعْنَتَ اللَّهِ عَلَيْهِ إِنْ كَانَ مِنَ الْكَاذِبِينَ ﴿٨﴾

૮. અને પાંચમી વાર તે કહે કે જો તે અસત્ય કહેતો હોય તો તેના ઉપર અલ્લાહની લા'નત પડે.

وَيَدْرَأُ عَنْهَا الْعَذَابَ أَنْ تَشْهَدَ أَرْبَعَ شَهَادَاتٍ بِاللَّهِ إِنَّهُ لَمِنَ الْكَاذِبِينَ ﴿٩﴾

૯. પરંતુ જો તે સ્ત્રી (જેના ઉપર આરોપ હોય) તે ચાર વાર અલ્લાહના સોગંદ ઉપર સાક્ષી આપે કે તેનો પતિ જૂઠ્ઠો છે, તો તેણીની સજા ટાળી દેવામાં આવે.

وَالْخَامِسَةَ أَنَّ غَضَبَ اللَّهِ عَلَيْهَا إِنْ كَانَ مِنَ الصَّادِقِينَ ﴿١٠﴾

૧૦. અને (તેણી) પાંચમી વાર એમ કહે કે જો તે સાચું કહેતો હોય તો તેણી ઉપર અલ્લાહનો ગઝબ (પ્રકોપ) પડે.

وَلَوْلَا فَضْلُ اللَّهِ عَلَيْكُمْ وَرَحْمَتُهُ وَأَنَّ اللَّهَ تَوَّابٌ حَكِيمٌ ﴿١١﴾

૧૧. જો તમારા ઉપર અલ્લાહની કૃપા અને દયા ન હોત તો (તમે ભારે દુ:ખમાં પડી ગયા હોત) બેશક અલ્લાહ તૌબાહ કબૂલ કરનારો છે, હિકમતવાળો છે. (રુકૂઅ-૧)

إِنَّ الَّذِينَ جَاءُوا بِالْإِفْكِ عُصْبَةٌ مِنْكُمْ لَا تَحْسَبُوهُ

૧૨. બેશક ખોટી તોહમતો[3] લગાવનારા તમારામાંના જ લોકો છે. તેને તમારા હક્કમાં બૂરું ન

---

૨. આરોપ સાબિત કરવા મટે ચાર સાક્ષીઓનું હોવું જરૂરી છે. આ ચાર સાક્ષીઓની સાક્ષીમાં એક રતી ભારનો ફેર ન પડવો જોઈએ, અને ફેર પડી જવાના સંજોગોમાં આરોપીને શંકા ઉપર છૂટી જવાનો હક્ક છે; પરિસ્થિતિ (સરકમસ્ટાનશીલ એવીડેન્સ)ના આધારે આરોપનો ચૂકાદો આપવાનો ન્યાયકર્તાને કોઈ અધિકાર નથી. સારાંશે, આરોપીને એક ગુનો કરવામાં ચારે સાક્ષીઓએ એક સાથેજ એકજ હાલતમાં જોયો હોવો જોઈએ. એવી સાક્ષી કાયદેસર નહિ ગણાય, કે જેમાં એક વ્યકિતએ આરોપીને કોઈ તરફ જતા જોયો હોય, અને બીજાએ તેને ગુનાહ કરતા જોયો હોય અને ત્રીજાએ તેને ત્યાંથી પાછો આવતા જોયો હોય અને ચોથાએ તેને બીજી કોઈ ક્રિયામાં ભાગ લેતો જોયો હોય તો તે ચાર જુદા જુદા દ્રષ્યોને ભેગા કરી એક ચિત્ર બનાવી રજુ કરવું કાયદાની દ્રષ્ટિએ સ્વીકાર્ય નથી.

૩. આ ભયંકર આરોપ મુનાફિકો તરફથી હઝરત આએશા (રદી) ઉપર મૂકવામાં આવ્યો હતો. આંહઝરત સ.અ.સ. બની મુસ્તલીક સાથેના જંગથી પાછા ફર્યા ત્યારે આપે મદીનાથી થોડા અંતરે પડાવ નાખ્યો હતો. અહીં હઝરત આએશા કુદરતી હાજત માટે ગયા ત્યારે તેમનો હાર પડી ગયો હતો જેને

شَرًّا لَّكُمْ ۚ بَلْ هُوَ خَيْرٌ لَّكُمْ ۚ لِكُلِّ امْرِئٍ مِّنْهُمْ مَّا اكْتَسَبَ مِنَ الْإِثْمِ ۚ وَالَّذِي تَوَلَّىٰ كِبْرَهُ مِنْهُمْ لَهُ عَذَابٌ عَظِيمٌ ⑪

સમજો, તે તમારા હક્કમાં બેહતર છે. તેમનામાંનો દરેક પોતાના ગુનાહનો બદલો મેળવી લેશે અને તેઓમાંથી (આ ગુનાહમાં) આગળ પડતો ભાગ લેનારો દુ:ખદાયક અઝાબ ભોગવશે.

لَّوْلَا إِذْ سَمِعْتُمُوهُ ظَنَّ الْمُؤْمِنُونَ وَالْمُؤْمِنَاتُ بِأَنفُسِهِمْ خَيْرًا وَقَالُوا هَٰذَا إِفْكٌ مُّبِينٌ ⑫

૧૩. જ્યારે તમે આ વિશે સાંભળ્યું હતું ત્યારે મોમિન પુરુષો અને મોમિન સ્ત્રીઓએ પોતાના સમાજનું ભલું વિચારીને કેમ ન કહ્યું 'આ તો ખુલ્લેખુલ્લું જૂઠાણું છે?'

لَّوْلَا جَاءُوا عَلَيْهِ بِأَرْبَعَةِ شُهَدَاءَ ۚ فَإِذْ لَمْ يَأْتُوا بِالشُّهَدَاءِ فَأُولَٰئِكَ عِندَ اللَّهِ هُمُ الْكَاذِبُونَ ⑬

૧૪. તેઓ શા માટે ચાર સાક્ષીઓ ન લાવ્યા? જ્યારે તેઓ ચાર સાક્ષી નથી લાવી શકયા તો તેઓ અલ્લાહની નઝરમાં સદંતર જૂઠા છે.

وَلَوْلَا فَضْلُ اللَّهِ عَلَيْكُمْ وَرَحْمَتُهُ فِي الدُّنْيَا وَالْآخِرَةِ لَمَسَّكُمْ فِي مَا أَفَضْتُمْ فِيهِ عَذَابٌ عَظِيمٌ ⑭

૧૫. આ દુનિયામાં અને આખેરતમાં જો તમારા ઉપર અલ્લાહની કૃપા અને રહેમત ન હોત તો જેમાં તમે પ્રવૃત્ત થયા હતા તેના કારણે તમારા ઉપર ભયંકર મુસીબત આવી પડત.

إِذْ تَلَقَّوْنَهُ بِأَلْسِنَتِكُمْ وَتَقُولُونَ بِأَفْوَاهِكُم مَّا لَيْسَ لَكُم بِهِ عِلْمٌ وَتَحْسَبُونَهُ هَيِّنًا وَهُوَ عِندَ اللَّهِ عَظِيمٌ ⑮

૧૬. જ્યારે તમે સાંભળ્યું અને તમારી જીભે તેની ચર્ચા કરી ત્યારે તમારા મોઢે એવા શબ્દો તમે ઉચ્ચાર્યા જેની હકીકતનું તમને કોઈ ઇલ્મ હતું જ નહિ, અને તમે આ ઘટનાને એક સાધારણ બાબત સમજી હતી; જો કે અલ્લાહની દ્રષ્ટિમાં તે બહુજ ગંભીર વસ્તુ હતી.

وَلَوْلَا إِذْ سَمِعْتُمُوهُ قُلْتُم مَّا يَكُونُ لَنَا أَن نَّتَكَلَّمَ بِهَٰذَا سُبْحَانَكَ هَٰذَا بُهْتَانٌ عَظِيمٌ ⑯

૧૭. અને જ્યારે તમે આ વાત સાંભળી હતી તે વખતે જ તમે એમ શા માટે ન કહ્યું કે આવી વાત કરવી અમને શોભા[૪] નથી આપતી? પવિત્ર છે તું, (હે માલિક) આ તો એક ગંભીર તોહમત છે.

---

શોધતા વાર લાગી તે દરમિયાન લશ્કર ત્યાંથી ચાલી નીકળ્યું. હઝરત આએશા શરીરે હલકા હોવાથી તેમની પાલખી ઉઠાવનારાઓને પાલખી ખાલી હોવાનો આભાસ ન થયો.

હઝરત આએશા નિસહાય હાલતથી દુ:ખી થઈ ત્યાંજ બેસી ગયા, એવી આશાથી કે કદાચ તેમને શોધતા સૌ પાછા આવશે. સદભાગ્યે ત્યાંથી પસાર થતા એક મુહજીર જેમનું નામ સફવાન હતું. તેમણે તેમને જોયા અને તરતજ ઓળખી લીધા. કારણ કે જ્યારે પહેલાં પરદાનો હુકમ નહોતો આવ્યો ત્યારે તેમણે તેમને જોયા હતા. તેમણે હઝરત આએશા (ર)ને પોતાના ઊંટ ઉપર સવાર કર્યા અને પોતે તેની પાછળ પાછળ પગે ચાલતા તેમને મદીના પહોંચાડયા. (બૂખારી કિતાબુલ- નિકાહ) આ સંજોગોનો લાભ લઈ અબ્દ અલ્લાહ બિન ઉબ્બૈય બિન સલુલે એક ભયંકર તૂફાન ઉઠાવ્યું જેમાં બદકિસમતીથી અન્ય મુસ્લિમો પણ સંડોવાયા હતા પરંતુ અંતમાં આ વહી દ્વારા હઝરત આએશા (ર)ને નિર્દોષ ઠરાવવામાં આવ્યા હતા.

૪. કોઈના ચારિત્ર્ય કે ઈઝઝત ઉપર કલંક લગાડવું ઈસ્લામમાં બહુજ ભયંકર કૃત્ય છે. સર્વ પાપોમાંથી આ એક બેહદ ભયંકર પાપ છે. આ ગુનાહ માટે બહુજ સખત સઝા કરવાનો હુકમ છે. એક તો તે અપરાધ

يَعِظُكُمُ اللّٰهُ اَنْ تَعُوْدُوْا لِمِثْلِهٖۤ اَبَدًا اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿١٨﴾

૧૮. અલ્લાહ તમને નસિહત આપે છે કે જો તમે મોમિન છો તો ફરી કદીપણ આવું કરશો નહિ.

وَ يُبَيِّنُ اللّٰهُ لَكُمُ الْاٰيٰتِ ؕ وَ اللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ﴿١٩﴾

૧૯. અને અલ્લાહ પોતાના આદેશો તમને વિસ્તારથી સમજાવે છે; બેશક અલ્લાહ સર્વ જાણનારો છે, હિકમતવાળો છે.

اِنَّ الَّذِيْنَ يُحِبُّوْنَ اَنْ تَشِيْعَ الْفَاحِشَةُ فِي الَّذِيْنَ اٰمَنُوْا لَهُمْ عَذَابٌ اَلِيْمٌ ۙ فِي الدُّنْيَا وَ الْاٰخِرَةِ ؕ وَ اللّٰهُ يَعْلَمُ وَ اَنْتُمْ لَا تَعْلَمُوْنَ ﴿٢٠﴾

૨૦. જે લોકો ચાહે છે કે મોમિનોમાં બેશરમીની ચર્ચાઓ ફેલાતી રહે તેમને આ દુનિયામાં અને આખેરતમાં દર્દનાક અઝાબ મળશે. અને અલ્લાહ જે જાણે છે તે તમે નથી જાણતા.

وَ لَوْ لَا فَضْلُ اللّٰهِ عَلَيْكُمْ وَ رَحْمَتُهٗ وَ اَنَّ اللّٰهَ رَءُوْفٌ رَّحِيْمٌ ﴿٢١﴾

૨૧. અને જો અલ્લાહની કૃપા અને રેહમત તમારા ઉપર ન હોત તો (તમે બરબાદ થઈ ગયા હોત), નિ:સંદેહ અલ્લાહ બેહદ મહેરબાન છે, દયાળુ છે. (રુકૂઅ-૨)

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَتَّبِعُوْا خُطُوٰتِ الشَّيْطٰنِ ؕ وَ مَنْ يَّتَّبِعْ خُطُوٰتِ الشَّيْطٰنِ فَاِنَّهٗ يَاْمُرُ بِالْفَحْشَآءِ وَ الْمُنْكَرِ ؕ وَ لَوْ لَا فَضْلُ اللّٰهِ عَلَيْكُمْ وَ رَحْمَتُهٗ مَا زَكٰى مِنْكُمْ مِّنْ اَحَدٍ اَبَدًا ۙ وَّ لٰكِنَّ اللّٰهَ يُزَكِّيْ مَنْ يَّشَآءُ ؕ وَ اللّٰهُ سَمِيْعٌ عَلِيْمٌ ﴿٢٢﴾

૨૨. હે ઈમાન લાવનારાઓ, તમે શયતાનના નકશે કદમ ન ચાલો, જે કોઈ શયતાનના નકશે કદમ ચાલે છે (તે જાણી લે) કે તે નિર્લજ્જતા અને ખુલ્લી બદકારી કરવાની પ્રેરણા આપે છે. અને જો તમારા ઉપર અલ્લાહની કૃપા અને દયા ન હોત, તો તમારામાંનો એક પણ પવિત્રતા ગ્રહણ ન કરી શક્યો હોય,પરંતુ અલ્લાહ જેને ચાહે છે પાક કરે છે. અને અલ્લાહ સર્વ સાંભળનારો છે, સર્વ જોનારો છે.

وَ لَا يَاْتَلِ اُولُوا الْفَضْلِ مِنْكُمْ وَ السَّعَةِ اَنْ يُّؤْتُوْۤا اُولِي الْقُرْبٰى وَ الْمَسٰكِيْنَ وَ الْمُهٰجِرِيْنَ فِيْ سَبِيْلِ اللّٰهِ ۖ وَ لْيَعْفُوْا وَ لْيَصْفَحُوْا ؕ اَلَا تُحِبُّوْنَ اَنْ يَّغْفِرَ اللّٰهُ لَكُمْ ؕ وَ اللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٢٣﴾

૨૩. અને તમારામાંના માલદાર તથા હેસિયત રાખનારા લોકો એવા સોગંદ ન લઈ બેસે કે તેઓ સગાસંબંધી, મોહતાજો અને અલ્લાહની રાહમાં હિજરત કરનારાઓને કોઈ સહાયતા નહિ આપે. બલ્કે તેમને જોઈએ કે તેમના દોષોને ભૂલાવી[૫] તેમને માફ કરી દે. શું તમે નથી ચાહતા કે અલ્લાહ તમારા ગુનાહોને માફ કરે? બેશક અલ્લાહ બક્ષનાર છે, બેહદ દયાળુ છે.

اِنَّ الَّذِيْنَ يَرْمُوْنَ الْمُحْصَنٰتِ الْغٰفِلٰتِ الْمُؤْمِنٰتِ

૨૪. નિ:સંદેહ જે લોકો પાકદામન (સદાચારી) નર્દોષ મોમિન સ્ત્રીઓ ઉપર તોહમત લગાવે છે, તેમના

માટે અને તેનાથી વિશેષ સઝા તેનો પ્રચાર કરનારા માટે છે. જો સ્ત્રીપુરુષોના જાતીય સંબંધો વિશેની વાતો બેધડક ફેલાવવામાં આવતી રહે અને તેના ઉપર સખત અંકૂશ ન રાખવામાં આવે તો કિસ્સાઓના અસરથી સમાજમાં બેશરમી તથા ગંદકી ઘર કરી બેસે.

૫. શકય કે આ ઈશારો હઝરત અબુબકર (ર)ના એક ગરીબ સગા તરફ હોય જેને તેમણે ખર્ચ આપવું બંધ કર્યું હતું કારણ કે તે શખ્સ હઝરત આએશા (ર) ઉપર તોહમત લગાવવામાં સંડોવાએલો હતો.

ઉપર આ દુનિયામાં લા'નત છે અને આખેરતમાં તેમના માટે મોટો અઝાબ પણ છે.

૨૫. તે દિવસે તેમની જીભ તેમના હાથ, અને તેમના પગ તેમના વિરુદ્ધ તેમનાં બદઆમાલીઓની સાક્ષી આપશે.(૬)

૨૬. તે દિવસે અલ્લાહ તેમને પૂરેપૂરો બદલો આપશે અને તેઓ જાણી લેશે કે અલ્લાહ જ કેવળ પ્રત્યક્ષ સત્ય છે.

૨૭. બદકારીઓ બદકારો માટે છે; અને બદકારો બદકારીઓ માટે છે. અને નેકીઓ નેકો માટે છે અને નેકો માટે નેકીઓ છે; આ લોકો તેમના વિશે કરવામાં આવેલા ઈલ્ઝામો (આક્ષેપો)થી નિર્દોષ છે. તેમના માટે બક્ષીસ છે અને ઈઝઝતવાળી રોઝી છે. (રુકૂઅ-૩)

૨૮. હે મોમિનો, પોતાના ઘર સિવાય અન્યના ઘરોમાં બેધડક દાખલ ન થાઓ જ્યાં સુધી કે પરવાનગી ન મેળવો અને ઘરમાં રહેનારાઓને સલામ ન કહો. આ તમારા માટે બેહતર છે. માટે તે ધ્યાનમાં રાખો.

૨૯. અને જો ઘરમાં કોઈ ન હોય તો તેમાં દાખલ ન થાઓ જ્યાં સુધી તેમાં દાખલ થવાની રજા ન મેળવી હોય, અને જો તમને પાછા ચાલ્યા જવાનું કહેવામાં આવે, તો ચાલ્યા(૬) જાઓ; તેમાં તમારા માટે પાકીઝગી છે, અને અલ્લાહ ખૂબ જાણે છે, જે તમે કરો છો.

૩૦. તમારું એવા ઘરમાં દાખલ થવું ગુનાહ નથી જે ઘરમાં કોઈ રહેતું ન હોય અને તેમાં તમારો સરસામાન હોય. અને અલ્લાહ જાણે છે જે તમે જાહેર કરો છો અને જે તમે છૂપાવો છો.

૩૧. તું મોમિનોને કહી દે કે તેઓ પોતાની આંખોને નીચી રાખે અને પોતાની શરમગાહોનું રક્ષણ કરે. તેમાં તેમના માટે વધુ પાકીઝગી છે. બેશક જે તેઓ કરતા હોય છે અલ્લાહ તેનાથી માહિતગાર છે.

لُعِنُوا فِي الدُّنْيَا وَالْآخِرَةِ وَلَهُمْ عَذَابٌ عَظِيمٌ ﴿٢٤﴾

يَوْمَ تَشْهَدُ عَلَيْهِمْ أَلْسِنَتُهُمْ وَأَيْدِيهِمْ وَأَرْجُلُهُمْ بِمَا كَانُوا يَعْمَلُونَ ﴿٢٥﴾

يَوْمَئِذٍ يُوَفِّيهِمُ اللَّهُ دِينَهُمُ الْحَقَّ وَيَعْلَمُونَ أَنَّ اللَّهَ هُوَ الْحَقُّ الْمُبِينُ ﴿٢٦﴾

الْخَبِيثَاتُ لِلْخَبِيثِينَ وَالْخَبِيثُونَ لِلْخَبِيثَاتِ وَالطَّيِّبَاتُ لِلطَّيِّبِينَ وَالطَّيِّبُونَ لِلطَّيِّبَاتِ أُولَٰئِكَ مُبَرَّءُونَ مِمَّا يَقُولُونَ لَهُمْ مَغْفِرَةٌ وَرِزْقٌ كَرِيمٌ ﴿٢٧﴾

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا لَا تَدْخُلُوا بُيُوتًا غَيْرَ بُيُوتِكُمْ حَتَّىٰ تَسْتَأْنِسُوا وَتُسَلِّمُوا عَلَىٰ أَهْلِهَا ذَٰلِكُمْ خَيْرٌ لَكُمْ لَعَلَّكُمْ تَذَكَّرُونَ ﴿٢٨﴾

فَإِنْ لَمْ تَجِدُوا فِيهَا أَحَدًا فَلَا تَدْخُلُوهَا حَتَّىٰ يُؤْذَنَ لَكُمْ وَإِنْ قِيلَ لَكُمُ ارْجِعُوا فَارْجِعُوا هُوَ أَزْكَىٰ لَكُمْ وَاللَّهُ بِمَا تَعْمَلُونَ عَلِيمٌ ﴿٢٩﴾

لَيْسَ عَلَيْكُمْ جُنَاحٌ أَنْ تَدْخُلُوا بُيُوتًا غَيْرَ مَسْكُونَةٍ فِيهَا مَتَاعٌ لَكُمْ وَاللَّهُ يَعْلَمُ مَا تُبْدُونَ وَمَا تَكْتُمُونَ ﴿٣٠﴾

قُلْ لِلْمُؤْمِنِينَ يَغُضُّوا مِنْ أَبْصَارِهِمْ وَيَحْفَظُوا فُرُوجَهُمْ ذَٰلِكَ أَزْكَىٰ لَهُمْ إِنَّ اللَّهَ خَبِيرٌ بِمَا يَصْنَعُونَ ﴿٣١﴾

---

૬. કુરઆને મજીદના આધારે ઈન્સાનના શરીરના અવયવોનું સાક્ષી આપવું આખેરતના જીવન સાથે સંબંધ રાખે છે અને જે અવયવો વડે ગુનાહો કરવામાં આવ્યા હશે, તેજ અવયવો આખેરતમાં પોતાની કારકિર્દીની પૂરી સાક્ષી આપશે.

وَقُلْ لِّلْمُؤْمِنٰتِ يَغْضُضْنَ مِنْ اَبْصَارِهِنَّ وَيَحْفَظْنَ فُرُوْجَهُنَّ وَلَا يُبْدِيْنَ زِيْنَتَهُنَّ اِلَّا مَا ظَهَرَ مِنْهَا وَلْيَضْرِبْنَ بِخُمُرِهِنَّ عَلٰى جُيُوْبِهِنَّ ۖ وَلَا يُبْدِيْنَ زِيْنَتَهُنَّ اِلَّا لِبُعُوْلَتِهِنَّ اَوْ اٰبَآئِهِنَّ اَوْ اٰبَآءِ بُعُوْلَتِهِنَّ اَوْ اَبْنَآئِهِنَّ اَوْ اَبْنَآءِ بُعُوْلَتِهِنَّ اَوْ اِخْوَانِهِنَّ اَوْ بَنِيْٓ اِخْوَانِهِنَّ اَوْ بَنِيْٓ اَخَوٰتِهِنَّ اَوْ نِسَآئِهِنَّ اَوْ مَا مَلَكَتْ اَيْمَانُهُنَّ اَوِ التّٰبِعِيْنَ غَيْرِ اُولِى الْاِرْبَةِ مِنَ الرِّجَالِ اَوِ الطِّفْلِ الَّذِيْنَ لَمْ يَظْهَرُوْا عَلٰى عَوْرٰتِ النِّسَآءِ ۖ وَلَا يَضْرِبْنَ بِاَرْجُلِهِنَّ لِيُعْلَمَ مَا يُخْفِيْنَ مِنْ زِيْنَتِهِنَّ ؕ وَتُوْبُوْٓا اِلَى اللّٰهِ جَمِيْعًا اَيُّهَ الْمُؤْمِنُوْنَ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿٣١﴾

૩૨. અને મોમિન સ્ત્રીઓને કહી દે કે તેણીઓ પોતાની આંખોને નીચી રાખે અને પોતાની શરમગાહોનું રક્ષણ કરે, અને તેઓ પોતાના સૌંદર્યને[૭] (બીજા ઉપર) પ્રદર્શિત ન થવા દે સિવાય કે તેમના તે ભાગો જેનું છૂપાવવું અશક્ય હોય. અને તેણીઓ પોતાની ઓઢણીઓને છાતી ઉપર નાખી રાખે અને પોતાનો શણગાર પ્રગટ ન થવા દે, સિવાય પોતાના પતિ આગળ, અથવા પોતાના પિતા, અથવા પોતાના પતિના પિતા, અથવા પોતાના પુત્રો અથવા પોતાના પતિના (સાવકા) પુત્રો અથવા ભાઈઓ, અથવા પોતાના ભત્રીજા, અથવા પોતાના ભાણેજો આગળ, અથવા તેમની સ્ત્રીઓ અથવા દાસીઓ કે પુરુષ ચાકરો, જેમનું શહેવત (જાતીય આકર્ષણ) તરફ ધ્યાન ન હોય અથવા એવા છોકરાઓ આગળ જેમને સ્ત્રીઓના ગુપ્ત ભાગોનું જ્ઞાન ન હોય. અને તેઓ પગ અફાળીને ન ચાલે કે તેમના પહેરેલા ઘરેણાં બીજા ઉપર જાહેર થઈ જતા હોય. હે મોમિનો તમે સૌ અલ્લાહ તરફ રજુ થાઓ, જેથી તમે સફળતા મેળવો.

وَاَنْكِحُوا الْاَيَامٰى مِنْكُمْ وَالصّٰلِحِيْنَ مِنْ عِبَادِكُمْ وَاِمَآئِكُمْ ؕ اِنْ يَّكُوْنُوْا فُقَرَآءَ يُغْنِهِمُ اللّٰهُ مِنْ فَضْلِهٖ ؕ وَاللّٰهُ وَاسِعٌ عَلِيْمٌ ﴿٣٢﴾

૩૩. અને તમારી વચ્ચે જે વિધવાઓ છે તેમને પરણો,[૮] અને (જે લગ્ન કરવાના) લાયક ગુલામો અથવા ગુલામ સ્ત્રીઓ હોય તેને પણ. જો તેઓ નિર્ધન હશે તો અલ્લાહ તેમને પોતાની કૃપાઓમાંથી ધનવાન બનાવી દેશે અને અલ્લાહ ઔદાર્યશીલ છે, સર્વ જાણનારો છે.

وَلْيَسْتَعْفِفِ الَّذِيْنَ لَا يَجِدُوْنَ نِكَاحًا حَتّٰى يُغْنِيَهُمُ

૩૪. અને જે લોકો પરણવાની શક્તિ ન રાખતા હોય તે પવિત્રતા ગ્રહણ કરે જ્યાં સુધી કે અલ્લાહ

---

૭. શરીરના અવયવોના ઘાટનું પ્રદર્શન કરતા શરીરને એકદમ ચોંટી જાય તેવા કપડા સ્ત્રીઓને પહેરવાની મનાઈ કરવામાં આવી છે જેમાં દેહના વણાંકો ઉપસી આવતા હોય. સમાજના રૂઢીરિવાજો તથા માનમોભાને શોભતા કપડા પરિધાન કરવાનો આદેશ અહીં આપવામાં આવ્યો છે.

જો કે આજ સિદ્ધાંત દુકાનો, ખેતરો તથા અન્ય સામાજિક કાર્યક્રમોમાં ભાગ લેતી સ્ત્રીઓ માટે પણ છે, જેમને પોતાના કામકાજને અનુકૂળ પડતા કપડા પહેરવા પડે છે, પરંતુ આવા સંજોગોમાં તેમના ચહેરાને ઢાંકવું જરૂરી નથી. અહીં તેમને પોતાના શરીરને ઢાંકવાનો અને નજર નીચી રાખવાનો તેમજ ઘરમાં પણ તેમના પુરુષ સગાસ્નેહીઓથી એવીજ રીતે પરદો રાખવાનો હુકમ છે.

૮. આંહઝરત સ.અ.સ.એ ફરમાવ્યું છે 'લગ્ન કરવું મારી સૂન્નત છે જે આ સૂન્નતને અવગણે છે અને તેના ઉપર અમલ નથી કરતો તે મારામાંથી નથી. સમાજમાં કોઈ પણ વિધવા કે તલાક પામેલી સ્ત્રી અવિવાહીત ન રહે તેની આપ (સ) ખાસ કાળજી રાખતા.

اللّٰهُ مِنْ فَضْلِهٖ ؕ وَالَّذِيْنَ يَبْتَغُوْنَ الْكِتٰبَ مِمَّا مَلَكَتْ اَيْمَانُكُمْ فَكَاتِبُوْهُمْ اِنْ عَلِمْتُمْ فِيْهِمْ خَيْرًا ۖ وَّاٰتُوْهُمْ مِّنْ مَّالِ اللّٰهِ الَّذِيْۤ اٰتٰىكُمْ ؕ وَلَا تُكْرِهُوْا فَتَيٰتِكُمْ عَلَى الْبِغَآءِ اِنْ اَرَدْنَ تَحَصُّنًا لِّتَبْتَغُوْا عَرَضَ الْحَيٰوةِ الدُّنْيَا ؕ وَمَنْ يُّكْرِهْهُّنَّ فَاِنَّ اللّٰهَ مِنْۢ بَعْدِ اِكْرَاهِهِنَّ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۳۳﴾

પોતાની કૃપાથી તેમને (શકિત) અર્પણ કરે. અને તમારા દાસોમાંથી કોઈ પોતાની (આઝાદીની) માંગણી કરે તો જો તમને તેમનામાં પ્રમાણિકતાના ગુણો જણાય તો તેની સાથે લેવડદેવડની લેખિત સમજૂતી[૯] કરી લો. અને અલ્લાહે જે તમને આપ્યું છે તેમાંથી તેની આર્થિક સહાયતા કરો. અને તમારી દાસીઓને વ્યાભિચાર માટે મજબૂર ન કરો, જો તેઓ પાકદામન રહેવા ચાહતી હોય તો તમે આ જીવનનો ટૂંકો લાભ ઉઠાવવાની અભિલાષામાં તેમને અપવિત્ર જીવન ગુઝારવા માટે મજબૂર ન કરો. પરંતુ જે કોઈ તેમના ઉપર બળાત્કાર કરશે તો તેમની મજબૂરીની હાલતમાં અલ્લાહ તેને બક્ષનાર છે, (તેમના ઉપર) રહેમ કરનાર છે.

وَلَقَدْ اَنْزَلْنَاۤ اِلَيْكُمْ اٰيٰتٍ مُّبَيِّنٰتٍ وَّمَثَلًا مِّنَ الَّذِيْنَ خَلَوْا مِنْ قَبْلِكُمْ وَمَوْعِظَةً لِّلْمُتَّقِيْنَ ﴿۳۴﴾ ع

૩૫. અને અમે તમારી તરફ સ્પષ્ટ નિશાનીઓ તથા તમારા પહેલાં થઈ ગયેલા લોકોના દાખલાઓ ઊતાર્યા છે. જે અલ્લાહનો ડર રાખનારાઓ માટે બોધદાયક છે.

اَللّٰهُ نُوْرُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ مَثَلُ نُوْرِهٖ كَمِشْكٰوةٍ فِيْهَا مِصْبَاحٌ ؕ اَلْمِصْبَاحُ فِيْ زُجَاجَةٍ ؕ اَلزُّجَاجَةُ كَاَنَّهَا كَوْكَبٌ دُرِّيٌّ يُّوْقَدُ مِنْ شَجَرَةٍ مُّبٰرَكَةٍ زَيْتُوْنَةٍ لَّا شَرْقِيَّةٍ وَّلَا غَرْبِيَّةٍ ۙ يَّكَادُ زَيْتُهَا يُضِيْٓءُ وَلَوْ لَمْ تَمْسَسْهُ نَارٌ ؕ نُوْرٌ عَلٰى نُوْرٍ ؕ يَهْدِى اللّٰهُ لِنُوْرِهٖ مَنْ يَّشَآءُ ؕ وَيَضْرِبُ اللّٰهُ الْاَمْثَالَ لِلنَّاسِ ؕ وَاللّٰهُ بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ ﴿۳۵﴾

૩૬. અલ્લાહ આકાશો તથા પૃથ્વીનું નૂર છે. તેના નૂરનો દાખલો એવો છે કે એક દીવાલમાં ગોખલું[૧૦] હોય જેમાં એક દીવો ઝળહળતો હોય, અને તે દીવો કાચના ગોળા વચ્ચે હોય. (અને) તે કાચનો ગોળો જાણે ઝગમગતો તારો હોય જેને એવા બરકતવાળા (ઝયતૂનના) ઝાડના તેલથી જલાવવામાં આવે, જે (ઝાડ) ન તો પૂર્વનો, ન તો પશ્ચિમનો હોય, અને જેનું તેલ સ્વયંપ્રકાશિત હોય. ભલે તેને ચિનગારી સ્પર્શ કરે કે ન કરે, તે સદાય નૂર ઉપર નૂર પ્રજ્જ્વાળવતો રહે. (અને) અલ્લાહ જેને ચાહે પોતાના આ નૂર તરફ લઈ જાય છે. અલ્લાહ (આવા) ઉદાહરણો દ્વારા લોકોને સમજાવે છે. અને અલ્લાહને પ્રત્યેક વસ્તુનું જ્ઞાન છે.

فِيْ بُيُوْتٍ اَذِنَ اللّٰهُ اَنْ تُرْفَعَ وَيُذْكَرَ فِيْهَا اسْمُهٗ ۙ يُسَبِّحُ لَهٗ فِيْهَا بِالْغُدُوِّ وَالْاٰصَالِ ﴿۳۶﴾

૩૭. (આ દીવો) એવા ઘરોમાં છે જેનો અદબ કરવાનો અને તેમાં અલ્લાહનું નામ સ્મરણ કરવાનો અલ્લાહે આદેશ આપ્યો છે. સવાર સાંજ લોકો તેમાં તેની બૂલંદ શાનનું વર્ણન કરતા રહે છે.

---

૯. જો કોઈ ગુલામ નેક ચાલ ચલનનો હોય અને પ્રમાણિક હોય તો તેને કોઈ સમજૂતીના આધારે આઝાદ કરી દેવો જોઈએ.

૧૦. ગોખલું અર્થાત અંત:કરણ.

رِجَالٌ لَّا تُلْهِيهِمْ تِجَارَةٌ وَلَا بَيْعٌ عَن ذِكْرِ اللَّهِ وَإِقَامِ الصَّلَوٰةِ وَإِيتَاءِ الزَّكَوٰةِ يَخَافُونَ يَوْمًا تَتَقَلَّبُ فِيهِ الْقُلُوبُ وَالْأَبْصَارُ ﴿٣٨﴾

૩૮. આ લોકોને અલ્લાહની બંદગી કરવાથી અને ઝકાત આપવાથી ન તો તેમનો વેપાર તેમને આડો આવે છે ન તેમનો વ્યવહાર (આડો આવે છે.) તેઓ તો માત્ર તે'જ દિવસથી ડરતા રહે છે જે દિવસે (ઘણા) દિલો ભડકી ઉઠશે અને ઘણી આંખો બેચેન થઈ જશે,

لِيَجْزِيَهُمُ اللَّهُ أَحْسَنَ مَا عَمِلُوا وَيَزِيدَهُم مِّن فَضْلِهِ ۗ وَاللَّهُ يَرْزُقُ مَن يَشَاءُ بِغَيْرِ حِسَابٍ ﴿٣٩﴾

૩૯. કે અલ્લાહ તેમને તેમની કરણીનો ઉત્તમ બદલો આપે, અને પોતાની કૃપાઓમાંથી તેમાં વિશેષ વધારો કરતો રહે, બેશક અલ્લાહ જેને ચાહે બેહિસાબ રિઝક આપે છે.

وَالَّذِينَ كَفَرُوا أَعْمَالُهُمْ كَسَرَابٍ بِقِيعَةٍ يَحْسَبُهُ الظَّمْآنُ مَاءً حَتَّىٰ إِذَا جَاءَهُ لَمْ يَجِدْهُ شَيْئًا وَوَجَدَ اللَّهَ عِندَهُ فَوَفَّاهُ حِسَابَهُ ۗ وَاللَّهُ سَرِيعُ الْحِسَابِ ﴿٤٠﴾

૪૦. અને જે લોકો ઈમાન નથી લાવતા તેમની કરણીઓ રણમાનાં મૃગજળ[૧૧] સમાન હોય છે જેને તરસ્યો પાણી ધારી લે છે. જ્યાં સુધી કે તે નજીકમાં જઈ જુએ છે તો ત્યાં કંઈ નથી હોતું, પણ ત્યાં તે અલ્લાહને પોતાની પાસે આવેલો જુએ છે. ત્યારે તે તેમનો હિસાબ ત્યાંજ ચૂકવી દે છે, અને અલ્લાહ હિસાબ ચૂકવવામાં ઝડપી છે.

أَوْ كَظُلُمَاتٍ فِي بَحْرٍ لُّجِّيٍّ يَغْشَاهُ مَوْجٌ مِّن فَوْقِهِ مَوْجٌ مِّن فَوْقِهِ سَحَابٌ ۚ ظُلُمَاتٌ بَعْضُهَا فَوْقَ بَعْضٍ إِذَا أَخْرَجَ يَدَهُ لَمْ يَكَدْ يَرَاهَا ۗ وَمَن لَّمْ يَجْعَلِ اللَّهُ لَهُ نُورًا فَمَا لَهُ مِن نُّورٍ ﴿٤١﴾

૪૧. અથવા (તેમના આમાલો) સમુદ્રના ઊંડાણના ઘોર અંધકાર જેવાં છે જેને પ્રચંડ મોજાંએ ઢાંકી લીધો હોય, વળી તેના ઉપર એક બીજું મોજું હોય, પછી તેના ઉપર બીજા વાદળાં હોય; જાણે એકના ઉપર બીજું અંધકારનું પડ ઢંકાયેલું હોય. જો કોઈ પોતાનો હાથ ફેલાવે તો તે (હાથ) ભાગ્યેજ તેને દેખાય. અને જેને અલ્લાહ પ્રકાશન બક્ષે તેના માટે કયાં પણ પ્રકાશ નથી. (રુકૂઅ-૫)

أَلَمْ تَرَ أَنَّ اللَّهَ يُسَبِّحُ لَهُ مَن فِي السَّمَاوَاتِ وَالْأَرْضِ وَالطَّيْرُ صَافَّاتٍ ۖ كُلٌّ قَدْ عَلِمَ صَلَاتَهُ وَتَسْبِيحَهُ ۗ وَاللَّهُ عَلِيمٌ بِمَا يَفْعَلُونَ ﴿٤٢﴾

૪૨. શું તું નથી જોઈ રહ્યો કે અલ્લાહ તે છે જેની તસ્બીહ (જપમાલા) તે સર્વ કરતા જ રહે છે જે આકાશો અને પૃથ્વીમાં રહેનારા[૧૨] છે, અને પાંખો ફેલાવી આકાશમાં ઊડનારા પંખી પણ? એક એક (સર્જન) પોતાની બંદગી અને તસ્બીહને જાણે છે. અને અલ્લાહ તે સર્વ જાણે છે જે તેઓ કરી રહ્યા છે.

وَلِلَّهِ مُلْكُ السَّمَاوَاتِ وَالْأَرْضِ ۖ وَإِلَى اللَّهِ الْمَصِيرُ ﴿٤٣﴾

૪૩. અને આકાશો તથા પૃથ્વીની બાદશાહત અલ્લાહની છે અને અલ્લાહ તરફજ સૌને પાછું ફરવાનું છે.

أَلَمْ تَرَ أَنَّ اللَّهَ يُزْجِي سَحَابًا ثُمَّ يُؤَلِّفُ بَيْنَهُ ثُمَّ يَجْعَلُهُ رُكَامًا فَتَرَى الْوَدْقَ يَخْرُجُ مِنْ خِلَالِهِ وَ

---

૧૧. તેમની કરણીઓ બદલો રણના મૃગજળની છેતરામણી જેવોજ તેમને મળશે.

૧૨. 'આકાશો'માં રહેનારાનો અર્થ ફરિશ્તા છે.

૪૪. શું તેં નથી જોયું કે અલ્લાહ વાદળાઓને હાંકી લાવે છે, અને તેમને એકબીજામાં મેળવી દે છે, અને એક બીજા ઉપર પડોનાપડો પાથરી મૂકે છે; પછી તું જુએ છે કે તેની વચ્ચેથી વરસાદ નીકળે છે? અને તે આકાશમાંથી પહાડો (જેવા વાદળાઓ)માંથી (બરફના) કરા વરસાવે છે. તે જેને ચાહે તેનાથી ફટકારે છે અને જેના ઉપર ચાહે તેને ટાળી દે છે. વિજળીના તે ઝબકારા જાણે પળવારમાંજ આંખોની રોશની હણી લેશે!

يُنَزِّلُ مِنَ السَّمَآءِ مِنْ جِبَالٍ فِيهَا مِنْ بَرَدٍ فَيُصِيبُ بِهِ مَنْ يَّشَآءُ وَيَصْرِفُهُ عَنْ مَّنْ يَّشَآءُ ۖ يَكَادُ سَنَا بَرْقِهِ يَذْهَبُ بِالْاَبْصَارِ ﴿٤٣﴾

૪૫. અલ્લાહ રાત અને દિવસને (વારાફરતી) બદલતો રહે છે. બેશક આંખોવાળાઓ માટે તેમાં એક સબક (બોધપાઠ) છે.

يُقَلِّبُ اللّٰهُ الَّيْلَ وَالنَّهَارَ ۗ اِنَّ فِيْ ذٰلِكَ لَعِبْرَةً لِّاُولِي الْاَبْصَارِ ﴿٤٤﴾

૪૬. અને અલ્લાહે પ્રત્યેક પ્રાણીને પાણીમાંથી પેદા કર્યા છે. તેમાંના કેટલાક પેટના ભારે ચાલે છે, (કેટલાક) બે પગ ઉપર ચાલે છે અને તેમાંના કેટલાક ચાર પગે ચાલે છે. અલ્લાહ જે ચાહે તે સર્જે છે. ખરેખર અલ્લાહ ધારે તે કરી શકે છે.

وَاللّٰهُ خَلَقَ كُلَّ دَآبَّةٍ مِّنْ مَّآءٍ ۚ فَمِنْهُمْ مَّنْ يَّمْشِيْ عَلٰى بَطْنِهِ ۚ وَمِنْهُمْ مَّنْ يَّمْشِيْ عَلٰى رِجْلَيْنِ ۚ وَمِنْهُمْ مَّنْ يَّمْشِيْ عَلٰٓى اَرْبَعٍ ۚ يَخْلُقُ اللّٰهُ مَا يَشَآءُ ۗ اِنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿٤٥﴾

૪૭. બેશક અમે સ્પષ્ટ આયતો ઊતારી છે. અને અલ્લાહ જેને ચાહે સીધા રસ્તા ઉપર ચલાવે છે.

لَقَدْ اَنْزَلْنَآ اٰيٰتٍ مُّبَيِّنٰتٍ ۗ وَاللّٰهُ يَهْدِيْ مَنْ يَّشَآءُ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿٤٦﴾

૪૮. અને લોકો કહે છે 'અમે અલ્લાહ અને તેના રસૂલ ઉપર ઈમાન લાવીએ છીએ, અને અમે ફરમાંબરદાર છીએ.' પછી થોડા સમયપછી કેટલાક ફરી[13] જાય છે, બેશક આવા લોકો મોમિન નથી.

وَيَقُوْلُوْنَ اٰمَنَّا بِاللّٰهِ وَبِالرَّسُوْلِ وَاَطَعْنَا ثُمَّ يَتَوَلّٰى فَرِيْقٌ مِّنْهُمْ مِّنْۢ بَعْدِ ذٰلِكَ ۗ وَمَآ اُولٰٓئِكَ بِالْمُؤْمِنِيْنَ ﴿٤٧﴾

૪૯. અને જ્યારે તેમને અલ્લાહ અને તેના રસૂલ તરફ બોલાવવામાં આવે છે કે તે તેમની વચ્ચે ફેંસલો કરે તો તેઓમાંના કેટલાક મોઢું ફેરવી ચાલ્યા જાય છે.

وَاِذَا دُعُوْٓا اِلَى اللّٰهِ وَرَسُوْلِهِ لِيَحْكُمَ بَيْنَهُمْ اِذَا فَرِيْقٌ مِّنْهُمْ مُّعْرِضُوْنَ ﴿٤٨﴾

૫૦. અને જો તેમને કંઈ હક્ક મળતો હોય તો તેઓ તેના તાબેદાર થઈ દોડતા આવે છે.

وَاِنْ يَّكُنْ لَّهُمُ الْحَقُّ يَاْتُوْٓا اِلَيْهِ مُذْعِنِيْنَ ﴿٥٠﴾

૫૧. શું તેમના દિલોમાં કોઈ રોગ છે? અથવા શું તેઓ શંકામાં છે? શું તેમને ડર છે કે અલ્લાહ અને તેમનો રસૂલ તેમની સાથે બેઈન્સાફી કરશે? બલ્કે તેઓ પોતે જ બેઈન્સાફ છે. (રુકૂઅ-૬)

اَفِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ اَمِ ارْتَابُوْٓا اَمْ يَخَافُوْنَ اَنْ يَّحِيْفَ اللّٰهُ عَلَيْهِمْ وَرَسُوْلُهُ ۚ بَلْ اُولٰٓئِكَ هُمُ الظّٰلِمُوْنَ ﴿٥١﴾ ع

૫૨. જ્યારે મોમિનોને તેમની વચ્ચેના મતભેદોનો ફેંસલો કરાવવા અલ્લાહ તથા તેના રસૂલ તરફ બોલાવવામાં આવે છે, જે લોકો જવાબમાં એટલું જ

اِنَّمَا كَانَ قَوْلَ الْمُؤْمِنِيْنَ اِذَا دُعُوْٓا اِلَى اللّٰهِ وَرَسُوْلِهِ لِيَحْكُمَ بَيْنَهُمْ اَنْ يَّقُوْلُوْا سَمِعْنَا وَاَطَعْنَا ۚ وَاُولٰٓئِكَ

૧૩. મુનાફિકો— દંભીઓ.

هُمُ الْمُفْلِحُوْنَ ۝٥١

કહે છે 'અમે સાંભળી લીધું છે, અને અમે હુકમ માની લીધો,' બેશક તે'જ લોકો સફળતા મેળવનારા છે.

وَمَنْ يُّطِعِ اللّٰهَ وَرَسُوْلَهٗ وَيَخْشَ اللّٰهَ وَيَتَّقْهِ فَاُولٰٓئِكَ هُمُ الْفَآئِزُوْنَ ۝٥٢

૫૩. અને જે અલ્લાહ અને તેના રસૂલના હુકમનું પાલન કરે છે, અને અલ્લાહથી ડરતા રહે છે અને તેને જ પોતાની ઢાલ બનાવે છે, તે'જ સફળતા મેળવનારા છે.

وَاَقْسَمُوْا بِاللّٰهِ جَهْدَ اَيْمَانِهِمْ لَئِنْ اَمَرْتَهُمْ لَيَخْرُجُنَّ ؕ قُلْ لَّا تُقْسِمُوْا ۚ طَاعَةٌ مَّعْرُوْفَةٌ ؕ اِنَّ اللّٰهَ خَبِيْرٌ ۢ بِمَا تَعْمَلُوْنَ ۝٥٣

૫૪. અને તે (મુનાફિક)[૧૪] લોકો અલ્લાહના ગંભીર સોગંદ ઉઠાવી કહે છે કે તારા હુકમ ઉપર તેઓ (જીહાદ માટે) નીકળી પડશે, તેમને તું કહી દે 'તમે સોગંદ ન ઉઠાવો, તમારી (સાધારણ) તાબેદારીજ ઘણી છે. બેશક અલ્લાહ તમારા કામોથી પૂરો માહિતગાર છે.'

قُلْ اَطِيْعُوا اللّٰهَ وَاَطِيْعُوا الرَّسُوْلَ ۚ فَاِنْ تَوَلَّوْا فَاِنَّمَا عَلَيْهِ مَا حُمِّلَ وَعَلَيْكُمْ مَّا حُمِّلْتُمْ ؕ وَاِنْ تُطِيْعُوْهُ تَهْتَدُوْا ؕ وَمَا عَلَى الرَّسُوْلِ اِلَّا الْبَلٰغُ الْمُبِيْنُ ۝٥٤

૫૫. કહે 'અલ્લાહ અને તેના રસૂલના હુકમોનું પાલન કરો.' પછીજો તમે મુખ ફેરવી જશો તો તેના ઉપર તો પોતાનીજ જવાબદારીનો ભાર છે, અને તમે તમારા પોતાના જવાબદાર છો. અને જો તેની તાબેદારી કરશો તો તમે હિદાયત પામશો. અને રસૂલ ઉપર તો તમને સંદેશો પહોંચાડવા પૂરતી જ જવાબદારી છે.

وَعَدَ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا مِنْكُمْ وَعَمِلُوا الصّٰلِحٰتِ لَيَسْتَخْلِفَنَّهُمْ فِى الْاَرْضِ كَمَا اسْتَخْلَفَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ۖ وَلَيُمَكِّنَنَّ لَهُمْ دِيْنَهُمُ الَّذِى ارْتَضٰى لَهُمْ وَلَيُبَدِّلَنَّهُمْ مِّنْۢ بَعْدِ خَوْفِهِمْ اَمْنًا ؕ يَعْبُدُوْنَنِىْ لَا يُشْرِكُوْنَ بِىْ شَيْئًا ؕ وَمَنْ كَفَرَ بَعْدَ ذٰلِكَ فَاُولٰٓئِكَ هُمُ الْفٰسِقُوْنَ ۝٥٥

૫૬. તમારામાંના જે લોકો ઈમાન લાવી નેક કામો કરશે તેને અલ્લાહે વાયદો આપ્યો છે કે તે તેમને ધરતીમાં ખલીફા[૧૫] બનાવશે, જેવી રીતે તેમના પહેલાં તેણે ખલીફા બનાવ્યા હતા; અને તેમના માટે જે દીન (ધર્મ) તેણે પસંદ કર્યો છે તેને કાયમ કરશે; અને ભયની સ્થિતિ પછી તેમને સંપૂર્ણ અમન આપશે, તેમને જોઈએ કે તેઓ મારી જ બંદગી કરતા રહે; અને કોઈ અન્યને મારો શરીક (સમોવડિયો) ન ઠરાવે. તેના પછી જો કોઈ નાશુક્રી કરશે તો તેઓ નાફરમાન ગણાશે.

وَاَقِيْمُوا الصَّلٰوةَ وَاٰتُوا الزَّكٰوةَ وَاَطِيْعُوا الرَّسُوْلَ لَعَلَّكُمْ تُرْحَمُوْنَ ۝٥٦

૫૭. અને નમાઝને નિયમિત કાયમ કરો અને ઝકાત અદા કરો અને રસૂલના ફરમાનોને માનો જેથી તમારા ઉપર રહેમ કરવામાં આવે.

---

૧૪. મુનાફિક અર્થાત દંભી.

૧૫. અહીં 'ખલિફા' બનાવવાનો વાયદો આપવામાં આવ્યો છે. ખલિફા શબ્દનો અર્થ ઈમામ, નબી, ઉત્તરાધીકારી થાય છે.

لَا تَحْسَبَنَّ الَّذِينَ كَفَرُوا مُعْجِزِينَ فِي الْأَرْضِ ۚ وَمَأْوَاهُمُ النَّارُ ۖ وَلَبِئْسَ الْمَصِيرُ ﴿٥٨﴾

૫૮. એવું કદાપિ ધારતા નહિ કે અમને ધરતીમાં કાફરો નાકામ કરી શકશે. તેમનું ઠેકાણું તો જહન્નમમાં છે; અને બેશક તે બહુજ અધમ ઠેકાણું છે. (રુકૂઅ-૭)

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا لِيَسْتَأْذِنْكُمُ الَّذِينَ مَلَكَتْ أَيْمَانُكُمْ وَالَّذِينَ لَمْ يَبْلُغُوا الْحُلُمَ مِنْكُمْ ثَلَاثَ مَرَّاتٍ ۚ مِنْ قَبْلِ صَلَاةِ الْفَجْرِ وَحِينَ تَضَعُونَ ثِيَابَكُمْ مِنَ الظَّهِيرَةِ وَمِنْ بَعْدِ صَلَاةِ الْعِشَاءِ ۚ ثَلَاثُ عَوْرَاتٍ لَكُمْ ۚ لَيْسَ عَلَيْكُمْ وَلَا عَلَيْهِمْ جُنَاحٌ بَعْدَهُنَّ ۚ طَوَّافُونَ عَلَيْكُمْ بَعْضُكُمْ عَلَىٰ بَعْضٍ ۚ كَذَٰلِكَ يُبَيِّنُ اللَّهُ لَكُمُ الْآيَاتِ ۗ وَاللَّهُ عَلِيمٌ حَكِيمٌ ﴿٥٩﴾

૫૯. હે ઈમાન લાવનારાઓ, તમારા નોકરો તથા દાસીઓ અને તમારામાંના જે યુવાવસ્થાએ ન પહોંચ્યા હોય તે તમારી પાસે આવે તો તેમને જોઈએ કે તેઓ ત્રણ વખતોમાં તમારી પાસે આવે તો તમારી પરવાનગી લઈનેજ આવે. સવારની નમાઝ પહેલાં, અને બપોરના સમયે જ્યારે તમે તમારા વસ્ત્રો ઊતાર્યા હોય, અને ઈશાની[૧૬] નમાઝ પછીના સમયે. આ ત્રણ તમારા એકાંતના વખતો છે તે સિવાયના વખતો પરવાનગી વગર આવવા જવામાં તેમના અથવા તમારા ઉપર દોષ નથી; (કારણ કે) એક બીજા પાસે આવવા જવાની જરૂર રહે છે. આવી રીતે અલ્લાહે પોતાના આદેશોને તમારા માટે સ્પષ્ટ કર્યા છે. બેશક અલ્લાહ સર્વજાણનાર છે, હિકમતવાળો છે.

وَإِذَا بَلَغَ الْأَطْفَالُ مِنْكُمُ الْحُلُمَ فَلْيَسْتَأْذِنُوا كَمَا اسْتَأْذَنَ الَّذِينَ مِنْ قَبْلِهِمْ ۚ كَذَٰلِكَ يُبَيِّنُ اللَّهُ لَكُمْ آيَاتِهِ ۗ وَاللَّهُ عَلِيمٌ حَكِيمٌ ﴿٦٠﴾

૬૦. 'અને જ્યારે તમારી ઔલાદ લાયક ઉમરે પહોંચે, ત્યારે તેમણે પણ એવીજ રીતે તમારી પરવાનગી લેવી જોઈએ જેમ (ઉપર જણાવ્યા પ્રમાણે) બીજાઓએ પરવાનગી માગવી જોઈએ. આવી રીતે અલ્લાહ તમારા માટે પોતાના આદેશોનું સ્પષ્ટીકરણ કરે છે; અલ્લાહ સર્વ જાણનારો છે, હિકમતવાળો છે.

وَالْقَوَاعِدُ مِنَ النِّسَاءِ اللَّاتِي لَا يَرْجُونَ نِكَاحًا فَلَيْسَ عَلَيْهِنَّ جُنَاحٌ أَنْ يَضَعْنَ ثِيَابَهُنَّ غَيْرَ مُتَبَرِّجَاتٍ بِزِينَةٍ ۖ وَأَنْ يَسْتَعْفِفْنَ خَيْرٌ لَهُنَّ ۗ وَاللَّهُ سَمِيعٌ عَلِيمٌ ﴿٦١﴾

૬૧. અને વૃદ્ધાવસ્થાએ પહોંચેલી સ્ત્રીઓ જે પરણવાના લાયક ન હોય, અને તેમનું સૌંદર્ય જાહેર ન થતું હોય તો તેમને પોતાના ઉપવસ્ત્રો (ઓઢણી, નકાબ) કાઢી નાખવામાં કોઈ દોષ નથી. બેશક અલ્લાહ સર્વ સાંભળનારો છે, જાણનારો છે.

لَيْسَ عَلَى الْأَعْمَىٰ حَرَجٌ وَلَا عَلَى الْأَعْرَجِ حَرَجٌ وَلَا عَلَى الْمَرِيضِ حَرَجٌ وَلَا عَلَىٰ أَنْفُسِكُمْ أَنْ تَأْكُلُوا مِنْ

૬૨. કોઈ આંધળા કે કોઈ લંગડા, અથવા કોઈ માંદા ઉપર અને તમારા ઉપર કોઈ દોષ નથી, જો તમે તમારા પોતાના ઘરમાંથી ખાઓ, અથવા તમારા બાપના ઘરમાંથી, અથવા તમારી માતાઓના ઘરમાંથી અથવા તમારા ભાઈઓના ઘરમાંથી, અથવા તમારી

૧૬. ઈશા' મધરાત પહેલાંની નમાઝ.

بُيُوْتِكُمْ اَوْ بُيُوْتِ اٰبَآئِكُمْ اَوْ بُيُوْتِ اُمَّهٰتِكُمْ اَوْ بُيُوْتِ اِخْوَانِكُمْ اَوْ بُيُوْتِ اَخَوٰتِكُمْ اَوْ بُيُوْتِ اَعْمَامِكُمْ اَوْ بُيُوْتِ عَمّٰتِكُمْ اَوْ بُيُوْتِ اَخْوَالِكُمْ اَوْ بُيُوْتِ خٰلٰتِكُمْ اَوْ مَا مَلَكْتُمْ مَّفَاتِحَهٗۤ اَوْ صَدِيْقِكُمْ ؕ لَيْسَ عَلَيْكُمْ جُنَاحٌ اَنْ تَاْكُلُوْا جَمِيْعًا اَوْ اَشْتَاتًا ؕ فَاِذَا دَخَلْتُمْ بُيُوْتًا فَسَلِّمُوْا عَلٰۤى اَنْفُسِكُمْ تَحِيَّةً مِّنْ عِنْدِ اللّٰهِ مُبٰرَكَةً طَيِّبَةً ؕ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمُ الْاٰيٰتِ لَعَلَّكُمْ تَعْقِلُوْنَ ﴿۶۱﴾

બહેનોના ઘરમાંથી, અથવા તમારા કાકાઓના ઘરમાંથી અથવા તમારી ફઈઓના ઘરમાંથી, અથવા તમારા મામાના ઘરમાંથી અથવા તમારી માસીઓના ઘરમાંથી, અથવા તે ઘરમાંથી જેની ચાવીઓ તમારા અધિકારમાં હોય, અથવા તમારા દોસ્તના (ઘરમાંથી), તમારા ઉપર કોઈ દોષ નથી કે તમે એકલા ખાઓ કે ભેગા મળી. પરંતુ જ્યારે તમે ઘરમાં દાખલ થાઓ, તો પોતાના ઘરનાઓને સલામ કહો, આ તમારા પરવરદિગારની સૂચવેલી એક દુઆ છે જે બરકતોથી અને પાકીઝગી (પવિત્રતા)થી ભરેલી છે. આવી રીતે અલ્લાહ પોતાના આદેશોને તમારા ઉપર સ્પષ્ટ કરે છે કે તમે તેમને સહેલાઈથી સમજી શકો. (રુકૂઅ-૮)

اِنَّمَا الْمُؤْمِنُوْنَ الَّذِيْنَ اٰمَنُوْا بِاللّٰهِ وَرَسُوْلِهٖ وَاِذَا كَانُوْا مَعَهٗ عَلٰۤى اَمْرٍ جَامِعٍ لَّمْ يَذْهَبُوْا حَتّٰى يَسْتَاْذِنُوْهُ ؕ اِنَّ الَّذِيْنَ يَسْتَاْذِنُوْنَكَ اُولٰٓئِكَ الَّذِيْنَ يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَرَسُوْلِهٖ ۚ فَاِذَا اسْتَاْذَنُوْكَ لِبَعْضِ شَاْنِهِمْ فَاْذَنْ لِّمَنْ شِئْتَ مِنْهُمْ وَاسْتَغْفِرْ لَهُمُ اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۶۲﴾

૬૩. મોમિનો તો તે લોકો છે જે અલ્લાહ અને તેના રસૂલ ઉપર યકીન રાખે છે, અને જો લોકો તેની પાસે કોઈ (અગત્યના) કામસર ભેગા થયા હોય, તો તેઓ તેની પરવાનગી લીધા વગર ન ચાલ્યા જાય. ખરેજ,જે લોકો તારી પરવાનગી લીધા વગર નથી જતા, તેઓજ અલ્લાહ તથા તેના રસૂલને (ખરા) માનનારા છે. માટે જો કોઈ કામસર તેઓ રજા માગે તો જેને તું ચાહે તેને રજા આપ, અને અલ્લાહથી તેમના માટે માફીની દુઆ કર. બેશક અલ્લાહ બેહદ ક્ષમાવંત છે, દયાળુ છે.

لَا تَجْعَلُوْا دُعَآءَ الرَّسُوْلِ بَيْنَكُمْ كَدُعَآءِ بَعْضِكُمْ بَعْضًا ؕ قَدْ يَعْلَمُ اللّٰهُ الَّذِيْنَ يَتَسَلَّلُوْنَ مِنْكُمْ لِوَاذًا ۚ فَلْيَحْذَرِ الَّذِيْنَ يُخَالِفُوْنَ عَنْ اَمْرِهٖۤ اَنْ تُصِيْبَهُمْ فِتْنَةٌ اَوْ يُصِيْبَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿۶۳﴾

૬૪. રસૂલની પુકારને કોઈએકબીજાતરફથી આપવામાં આવતી સાધારણ પોકાર સમાન ન ગણો. અલ્લાહ તેને ખૂબ જાણે છે જે ચૂપકીથી સરકીને ચાલ્યો જતો હોય છે. માટે અલ્લાહના ફરમાનોના વિરુદ્ધ ચાલનારાઓ ખબરદાર રહે કે તેમના ઉપર કોઈ આફત ન આવી પડે, રખેને તેમને કોઈ દુ:ખદાયક અઝાબ ઘેરી લે.

اَلَاۤ اِنَّ لِلّٰهِ مَا فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ قَدْ يَعْلَمُ مَاۤ اَنْتُمْ عَلَيْهِ ؕ وَيَوْمَ يُرْجَعُوْنَ اِلَيْهِ فَيُنَبِّئُهُمْ بِمَا عَمِلُوْا ؕ وَاللّٰهُ بِكُلِّ شَىْءٍ عَلِيْمٌ ﴿۶۴﴾

૬૫. યાદ રાખો, જે કંઈ આકાશો અને ધરતીમાં છે, બેશક તે સર્વ અલ્લાહનું જ છે. તમારી હાલતને અલ્લાહ ખૂબ જાણે છે. અને જે દિવસે તે લોકોને તેની તરફ પાછા લઈ જવામાં આવશે ત્યારે તે તેમને જણાવી દેશે કે તેઓ (દુનિયામાં) શું કરતા રહ્યા હતા. અને અલ્લાહ દરેક વસ્તુને સારીપેઠે જાણે છે. (રુકૂઅ-૯)

سُوْرَةُ الْفُرْقَانِ مَكِّيَّةٌ (٢٥)

## અલ-ફુરકાન

બِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

تَبٰرَكَ الَّذِىْ نَزَّلَ الْفُرْقَانَ عَلٰى عَبْدِهٖ لِيَكُوْنَ لِلْعٰلَمِيْنَ نَذِيْرَا ۙ②

اِلَّذِىْ لَهٗ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَلَمْ يَتَّخِذْ وَلَدًا وَّلَمْ يَكُنْ لَّهٗ شَرِيْكٌ فِى الْمُلْكِ وَخَلَقَ كُلَّ شَىْءٍ فَقَدَّرَهٗ تَقْدِيْرًا ③

وَاتَّخَذُوْا مِنْ دُوْنِهٖۤ اٰلِهَةً لَّا يَخْلُقُوْنَ شَيْـًٔا وَّهُمْ يُخْلَقُوْنَ وَلَا يَمْلِكُوْنَ لِاَنْفُسِهِمْ ضَرًّا وَّلَا نَفْعًا وَّلَا يَمْلِكُوْنَ مَوْتًا وَّلَا حَيٰوةً وَّلَا نُشُوْرًا ④

وَقَالَ الَّذِيْنَ كَفَرُوْۤا اِنْ هٰذَاۤ اِلَّاۤ اِفْكُ اِفْتَرٰىهُ وَاَعَانَهٗ عَلَيْهِ قَوْمٌ اٰخَرُوْنَ ۛ فَقَدْ جَآءُوْ ظُلْمًا وَّزُوْرًا ۚ⑤

وَقَالُوْۤا اَسَاطِيْرُ الْاَوَّلِيْنَ اكْتَتَبَهَا فَهِىَ تُمْلٰى عَلَيْهِ بُكْرَةً وَّاَصِيْلًا ⑥

قُلْ اَنْزَلَهُ الَّذِىْ يَعْلَمُ السِّرَّ فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ اِنَّهٗ كَانَ غَفُوْرًا رَّحِيْمًا ⑦

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. અનંત બરકતોવાળો છે તે જેણે પોતાના બંદા (હઝરત મુહમ્મદ(સ)) ઉપર ફુરકાન[૧] ઊતાર્યું કે તેની દ્વારા તે તમામ જહાનને ખબરદાર કરે.

૩. આકાશો તથા પૃથ્વીની બાદશાહી તેની જ છે. અને જેણે કોઈને પણ પુત્ર નથી બનાવ્યો, ન તેની બાદશાહીમાં કોઈ ભાગીદાર છે, તેણે જ પ્રત્યેક વસ્તુનું સર્જન કર્યું છે અને પ્રત્યેકની મર્યાદા[૨] નક્કી કરી છે.

૪. છતાં તેને છોડી લોકોએ અન્યને પોતાના મા'બુદ બનાવી લીધા છે જે કંઈ પણ સર્જી નથી શકતા પણ પોતે પણ પેદા કરવામાં આવ્યા છે, અને તેમની પાસે પોતાનું બૂરું કે ભલું કરવાની પણ શકિત નથી, ન તેમને મોત ઉપર અધિકાર છે, ન ઝિંદગી ઉપર, ન ફરી સજીવન કરવા ઉપર.

૫. અને ઈમાન ન લાવનારા કહે છે 'આ તો માત્ર એક જૂઠાણું છે જે તેણે ઊપજાવી કાઢ્યું છે, અને બીજા કોઈએ તેમાં તેની મદદ કરી છે.' બેશક, આ લોકો જુઠું બોલ્યા છે અને તેમણે મોટો અન્યાય કર્યો છે.

૬. અને તેઓ કહે છે 'આ તો પ્રાચીન સમયની લોકકથાઓ છે. આ બીજા પાસેથી ઉતરાવેલા લખાણો છે જે સાંજ સવાર વાંચી સંભળાવવામાં આવે છે.'

૭. તું કહે 'તે જે આકાશો તથા પૃથ્વીના (તમામ) ભેદોને જાણે છે, તેણે આ (કુરઆન) ઊતાર્યું છે. ખરેખર તે બેહદ ક્ષમાવંત છે, દયાળુ છે.'

---

૧. 'ફૂરકાન' સત્ય તથા અસત્ય, સારું તથા નરસું, ભલાઈ તથા બૂરાઈ, લાભ તથા અલાભ વચ્ચે વિવેક કરવાની શકિતને અથવા જ્ઞાનને ફૂરકાન કહેવામાં આવે છે.

૨. 'મર્યાદા.' અલ્લાહે પ્રત્યેક સર્જનને મર્યાદિત શકિત તથા મર્યાદિત આયુષ્ય આપ્યું છે. તેમના નીમેલા સમય તથા શકિતથી વધુ કોઈ સર્જન આગળ પાછળ થઈ નથી શકતું. અલ્લાહનું સામર્થ્ય અસીમ છે, પરંતુ તેના સર્જનોની શકિત મર્યાદિત છે.

وَقَالُوْا مَالِ هٰذَا الرَّسُوْلِ يَاْكُلُ الطَّعَامَ وَيَمْشِيْ فِي الْاَسْوَاقِ ۭ لَوْلَآ اُنْزِلَ اِلَيْهِ مَلَكٌ فَيَكُوْنَ مَعَهٗ نَذِيْرًا ﴿۸﴾

૮. અને લોકો કહે છે 'આ કેવો રસૂલ છે જે આપણી જેમજ ખાય છે અને શેરીઓમાં ચાલે ફરે છે? તેની સાથે એક ફરિશ્તો કેમ મોકલવામાં નથી આવ્યો જે તેની સાથે રહી લોકોને ચેતવણી આપતો રહે?

اَوْ يُلْقٰٓى اِلَيْهِ كَنْزٌ اَوْ تَكُوْنُ لَهٗ جَنَّةٌ يَّاْكُلُ مِنْهَا ۭ وَقَالَ الظّٰلِمُوْنَ اِنْ تَتَّبِعُوْنَ اِلَّا رَجُلًا مَّسْحُوْرًا ﴿۹﴾

૯. 'અથવા તેની તરફ ઉપરથી ખઝાનો કેમ ફેંકવામાં નથી આવ્યો, અથવા તેની પાસે કોઈ બગીચો કેમ નથી જેમાંથી તે (ફળફળાદી) ખાએ?' અને આ ઝાલિમો કહે છે 'તમે તો જાદુને વશ થયેલા પાછળ ચાલી નીકળ્યા છો.'

اُنْظُرْ كَيْفَ ضَرَبُوْا لَكَ الْاَمْثَالَ فَضَلُّوْا فَلَا يَسْتَطِيْعُوْنَ سَبِيْلًا ﴿۱۰﴾ ع

૧૦. જોઈ લે, તેઓ તારા વિશે કેવા દાખલાઓ આપે છે. તેઓ એવા ભટકી ગયા છે કે રાહે રાસ્ત ઉપર નહિ આવી શકે[3] (રુકૂઅ-૧)

تَبٰرَكَ الَّذِيْٓ اِنْ شَاۗءَ جَعَلَ لَكَ خَيْرًا مِّنْ ذٰلِكَ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ۙ وَيَجْعَلْ لَّكَ قُصُوْرًا ﴿۱۱﴾

૧૧. અનંત બરકતોવાળો છે તે, જો તે ચાહશે તો તે બગીચાઓથી પણ ઉત્તમ બગીચો તને અર્પણ કરશે જેની વચ્ચેથી નહેરો વહેતી હોય અને તને ભવ્ય મહેલો પણ આપશે.

بَلْ كَذَّبُوْا بِالسَّاعَةِ ۣ وَاَعْتَدْنَا لِمَنْ كَذَّبَ بِالسَّاعَةِ سَعِيْرًا ﴿۱۲﴾

૧૨. હકીકતમાં તેઓ તો તે ઘડીનોજ ઈન્કાર કરે છે, અને તે ઘડીને જૂઠી કહેનારાઓ માટે અમે ભભૂકતી આગ (દોઝખ) તૈયાર કરી રાખી છે.

اِذَا رَاَتْهُمْ مِّنْ مَّكَانٍۢ بَعِيْدٍ سَمِعُوْا لَهَا تَغَيُّظًا وَّزَفِيْرًا ﴿۱۳﴾

૧૩. જ્યારે તે (આગ) તેમને દૂરથી જોઈ લેશે તો ભભૂકતી અને ગર્જતી ભડકી ઉઠશે.

وَاِذَآ اُلْقُوْا مِنْهَا مَكَانًا ضَيِّقًا مُّقَرَّنِيْنَ دَعَوْا هُنَالِكَ ثُبُوْرًا ﴿۱۴﴾

૧૪. અને જ્યારે તેમને ભેગા બાંધી સાંકળી જગ્યામાં ધકેલવામાં આવશે ત્યારે તેઓ મોતની દુઆ કરશે.

لَا تَدْعُوا الْيَوْمَ ثُبُوْرًا وَّاحِدًا وَّادْعُوْا ثُبُوْرًا كَثِيْرًا ﴿۱۵﴾

૧૫. (ત્યારે ફરિશ્તા તેમને કહેશે) 'આજે એકજ મોતની દુઆ ન કરો, પરંતુ અનેકવાર આવનારા મોતની દુઆ કરો.

قُلْ اَذٰلِكَ خَيْرٌ اَمْ جَنَّةُ الْخُلْدِ الَّتِيْ وُعِدَ الْمُتَّقُوْنَ ۭ كَانَتْ لَهُمْ جَزَاۗءً وَّمَصِيْرًا ﴿۱۶﴾

૧૬. તું તેમને કહે 'શું આ ઠેકાણું બહેતર છે કે તે જેનો વાયદો પરહેઝગારોને આપવામાં આવ્યો છે? તે'જ તેમનો બદલો છે અને તેમનું સદા રહેવાનું ઘર છે.'

لَهُمْ فِيْهَا مَا يَشَاۗءُوْنَ خٰلِدِيْنَ ۭ كَانَ عَلٰي رَبِّكَ وَعْدًا مَّسْـُٔوْلًا ﴿۱۷﴾

૧૭. તેઓ તેમાં સદા માટે રહેશે અને ત્યાં જે કંઈ ઈચ્છશે તે મેળવશે. આ તારા પાલનહારનો એ વાયદો છે જેના માટે હમેશાં દુઆ કરતા રહેવું જોઈએ.

3. સત્યનો ઈન્કાર કરનારાઓ માનવતાના મૂલ્ય વિશે ઊતરતા વિચારો રાખતા હોય છે. અને રસૂલોની સચ્ચાઈને પારખવાના નિયમો તેમણે પોતાની પ્રકૃતિના આધારે ઘડી રાખ્યા હોય છે જેના પરિણામે હિદાયત મેળવવાના બદલે તેઓ કુશંકાઓ તથા નાફરમાનીના અંધકારમાં જ અથડાતા રહે છે.

وَيَوْمَ يَحْشُرُهُمْ وَمَا يَعْبُدُونَ مِن دُونِ اللَّهِ فَيَقُولُ ءَأَنتُمْ أَضْلَلْتُمْ عِبَادِي هَٰؤُلَاءِ أَمْ هُمْ ضَلُّوا السَّبِيلَ ﴿١٨﴾

૧૮. અને જે દિવસે અલ્લાહ તેમને અને જેમને તેઓ અલ્લાહ સિવાય પૂજતા હતા, સૌને એકઠા કરશે, અને પૂછશે 'શું તમે મારા બંદાઓને ગુમરાહ કર્યા હતા કે તેઓ સ્વયં પોતે જ ગુમરાહ થઈ ગયા હતા?'

قَالُوا سُبْحَانَكَ مَا كَانَ يَنبَغِي لَنَا أَن نَّتَّخِذَ مِن دُونِكَ مِنْ أَوْلِيَاءَ وَلَٰكِن مَّتَّعْتَهُمْ وَآبَاءَهُمْ حَتَّىٰ نَسُوا الذِّكْرَ وَكَانُوا قَوْمًا بُورًا ﴿١٩﴾

૧૯. તેઓ કહેશે 'પાક છે તારી ઝાત. અમને શોભા નથી આપતું કે અમે તારા સિવાય કોઈ અન્યને કાર્યસાધક બનાવીએ. પરંતુ તેં તેમને તથા તેમના પૂર્વજોને (જીવનની) ઉત્તમ સગવડો એટલી હદ સુધી પૂરી પાડી હતી કે તેમણે તારી યાદ ભૂલાવી દીધી અને તે કોમ બરબાદ થઈ ગઈ.'

فَقَدْ كَذَّبُوكُم بِمَا تَقُولُونَ فَمَا تَسْتَطِيعُونَ صَرْفًا وَلَا نَصْرًا وَمَن يَظْلِم مِّنكُمْ نُذِقْهُ عَذَابًا كَبِيرًا ﴿٢٠﴾

૨૦. (ત્યારે અમે કહેશું) 'તે (ખોટા મા'બૂદોએ) તમારી વાતો ખોટી ઠરાવી દીધી છે, હવે તમે અઝાબને ટાળી નહિ શકો અને ન કોઈ મદદ મેળવી શકશો. અને તમારામાંથી જે ગુનાહગાર હશે તેને અમે સખત અઝાબ ચખાડશું.

وَمَا أَرْسَلْنَا قَبْلَكَ مِنَ الْمُرْسَلِينَ إِلَّا إِنَّهُمْ لَيَأْكُلُونَ الطَّعَامَ وَيَمْشُونَ فِي الْأَسْوَاقِ وَجَعَلْنَا بَعْضَكُمْ لِبَعْضٍ فِتْنَةً أَتَصْبِرُونَ وَكَانَ رَبُّكَ بَصِيرًا ﴿٢١﴾

૨૧. અને તારી પહેલાં અમે કોઈ એવા રસૂલો નથી મોકલાવ્યા જે ખોરાક ન ખાતા હતા. તેમજ શેરીઓમાં ન ફરતા હતા. અને અમે તમને એકબીજા માટે કસોટીરૂપ બનાવ્યા છે. તો શું તમે સબ્ર કરશો? બેશક, તારો પરવરદિગાર બધું જોઈ રહ્યો છે. (રૂકૂઅ-૨)

وَقَالَ الَّذِينَ لَا يَرْجُونَ لِقَاءَنَا لَوْلَا أُنزِلَ عَلَيْنَا الْمَلَائِكَةُ أَوْ نَرَىٰ رَبَّنَا لَقَدِ اسْتَكْبَرُوا فِي أَنفُسِهِمْ وَعَتَوْ عُتُوًّا كَبِيرًا ﴿٢٢﴾

૨૨. અને જે લોકો અમને મળવાની આશા નથી રાખતા તેઓ કહે છે 'અમારી પાસે ફરિશ્તા કેમ નથી આવતા? અથવા અમે કેમ અમારા પાલનહારને નથી જોઈ શકતા?' નિ:સંદેહ તેમને પોતાના ઉપર બહુજ ગુરૂર (અભિમાન) છે. અને તેઓ હદ બહાર ચાલ્યા ગયા છે.

يَوْمَ يَرَوْنَ الْمَلَائِكَةَ لَا بُشْرَىٰ يَوْمَئِذٍ لِّلْمُجْرِمِينَ وَيَقُولُونَ حِجْرًا مَّحْجُورًا ﴿٢٣﴾

૨૩. જે દિવસે તેઓ ફરિશ્તાઓને જોઈ લેશે, તે દિવસ ગુનાહગારો માટે ખુશીની વાત નહિ હોય, અને તેઓ (ગભરાટમાં) કહેશે 'જો (ફરિશ્તાઓ અને તેમની વચ્ચે) કોઈ આડસરૂપ દીવાલ હોત તો?'[૪]

---

૪. અરબોમાં જો કોઈ વસ્તુથી અણગમો હોય તો તેઓ કહે છે 'હીજરન મહજુરા.' અર્થાત 'તેને મારાથી દૂર રહેવા દો જેથી મને નુકસાન ન થાય! બેશક ફરિશ્તાઓનું ઊતરવું, અઝાબની નિશાની છે, પરંતુ ગુનાહગારો તે સમયે ઈચ્છા કરશે કે કાશ તેમના અને ફરિશ્તાઓ (અઝાબ) વચ્ચે કોઈ આડ આવી જાય.

وَقَدِمْنَآ إِلَىٰ مَا عَمِلُوا۟ مِنْ عَمَلٍ فَجَعَلْنَٰهُ هَبَآءً مَّنثُورًا ﴿٢٣﴾

૨૪. અને અમે તેમના કર્મો તરફ ધ્યાન આપશું તો (તેમના કર્મોને) અમે રજકણોની જેમ ઉડાડી દેશું.

أَصْحَٰبُ ٱلْجَنَّةِ يَوْمَئِذٍ خَيْرٌ مُّسْتَقَرًّا وَأَحْسَنُ مَقِيلًا ﴿٢٤﴾

૨૫. તે દિવસે જન્નતમાં રહેનારાઓનું ઠેકાણુ ઉત્તમ હશે અને તેમના આરામ કરવાનું સ્થળ બેહતર હશે.

وَيَوْمَ تَشَقَّقُ ٱلسَّمَآءُ بِٱلْغَمَٰمِ وَنُزِّلَ ٱلْمَلَٰٓئِكَةُ تَنزِيلًا ﴿٢٥﴾

૨૬. અને તે દિવસે આસમાન ફાટીને વાદળાઓ સાથે વેરવીખેર થઈ જશે અને (આકાશેથી) ટોળાબંધ ફરિશ્તાઓ ઊતરી રહ્યા હશે—

ٱلْمُلْكُ يَوْمَئِذٍ ٱلْحَقُّ لِلرَّحْمَٰنِ ۚ وَكَانَ يَوْمًا عَلَى ٱلْكَٰفِرِينَ عَسِيرًا ﴿٢٦﴾

૨૭. તે દિવસે સર્વસત્તા કૃપાવંત (અલ્લાહ)ની હશે અને કાફરો માટે તે બેહદ કઠિન દિવસ હશે.

وَيَوْمَ يَعَضُّ ٱلظَّالِمُ عَلَىٰ يَدَيْهِ يَقُولُ يَٰلَيْتَنِى ٱتَّخَذْتُ مَعَ ٱلرَّسُولِ سَبِيلًا ﴿٢٧﴾

૨૮. તે દિવસે ગુનાહગારો પોતાના હાથ કરડશે, અને કહેશે 'કાશ, હું રસૂલના રસ્તે ચાલ્યો હોત તો?

يَٰوَيْلَتَىٰ لَيْتَنِى لَمْ أَتَّخِذْ فُلَانًا خَلِيلًا ﴿٢٨﴾

૨૯. 'હાય મારી બદનસીબી, કદાચ હું આવો દોસ્ત ન બનાવત તો કેવું સારું હતું!

لَّقَدْ أَضَلَّنِى عَنِ ٱلذِّكْرِ بَعْدَ إِذْ جَآءَنِى ۗ وَكَانَ ٱلشَّيْطَٰنُ لِلْإِنسَٰنِ خَذُولًا ﴿٢٩﴾

૩૦. 'તેણેજ મને અલ્લાહના કલામ (કુરઆન)થી દૂર લઈ જઈ રખડાવ્યો! અને શયતાન ઈન્સાન (ને ફસાવી તે)નો સાથ છોડી દેનારો છે.'

وَقَالَ ٱلرَّسُولُ يَٰرَبِّ إِنَّ قَوْمِى ٱتَّخَذُوا۟ هَٰذَا ٱلْقُرْءَانَ مَهْجُورًا ﴿٣٠﴾

૩૧. અને રસૂલ કહેશે, 'હે મારા પરવરદિગાર, મારી કોમે આ કુરઆનને નિરુપયોગી (વસ્તુ) ઠરાવી ત્યજી દીધો[૫] છે.'

وَكَذَٰلِكَ جَعَلْنَا لِكُلِّ نَبِىٍّ عَدُوًّا مِّنَ ٱلْمُجْرِمِينَ ۗ وَكَفَىٰ بِرَبِّكَ هَادِيًا وَنَصِيرًا ﴿٣١﴾

૩૨. આવી રીતે અમે ગુનાહગારોમાંથી દરેક નબીના દુશ્મનો ઊભા કરતા રહીએ છીએ; અને તારો પાલનહાર હિદાયત અને સહાયતા માટે પૂરતો છે.

وَقَالَ ٱلَّذِينَ كَفَرُوا۟ لَوْلَا نُزِّلَ عَلَيْهِ ٱلْقُرْءَانُ جُمْلَةً

૩૩. અને જે લોકો ઈમાન નથી લાવતા તેઓ કહે છે 'તેના ઉપર આખું કુરઆન એકજ[૬] વારમાં કેમ

---

૫. આ આયતમાં આંહઝરત સ.અ.સ.એ અલ્લાહને આ ઝમાના વિશે શિકાયત કરી હોય તે શકય છે અથવા આપ (સ)ની એક બહુજ મહત્વની હદીસ સાથે આ આયતનો સંબંધ હોઈ શકે, કારણકે છેલ્લી ચૌદ સદીઓમાં કુરઆને મજીદની એવી લાપરવાઈ નથી કરવામાં આવી જેવી આજે કરવામાં આવી રહી છે. આ વિષયમાં આંહઝરત સ.અ.સ.ના વચનો છે કે એક એવો સમય આવશે જ્યારે લોકોમાં ઇસ્લામ નામ પૂરતો જ રહી જશે અને કુરઆને મજીદ તેના શબ્દો પૂરતોજ હશે (બૈહક્કી, શૂહાબ-લ-ઈમાન) આ ખરેખર તેજ સમય છે.

૬. કુરઆને મજીદનું ઊતરાણ ધીમે ધીમે ૨૩ વર્ષોના સમય દરમિયાન દિવ્ય ઉદ્દેશના આધારે થવા પામ્યું હતું. જેમાંથી પ્રથમ ઉદ્દેશ છે વિભિન્ન આયતો વચ્ચેના અંતરોમાં મોમિનોને અલ્લાહના આહકામો ઉપર અમલ કરવાનો તેમજ આગાહીઓ પૂરી થવાના સાક્ષી બનવાનો મોકો મળે, જેનાથી તેમના ઈમાનને શકિત મળતી રહે, બીજું, મુસ્લિમોને વિવિધ પ્રસંગો ઉપર વિવિધ વિષયો ઉપર આવશ્યકતા પ્રમાણે માર્ગદર્શન મળતું રહે, જેના તત્વોને તેઓ ધીમે ધીમે પોતાના જીવનમાં સગવડ પ્રમાણે ઊતારતા રહે.

وَّاحِدَةً ۚ كَذٰلِكَ ۚ لِنُثَبِّتَ بِهٖ فُؤَادَكَ وَرَتَّلْنٰهُ تَرْتِيْلًا ﴿٣٣﴾

ઊતરવામાં ન આવ્યું?' (અમે તેને આવી રીતે એટલા માટે ઊતાર્યું છે કે) અમે તારા હૃદયને સુદ્રઢ બનાવીએ. બેશક અમે તેને કેવું સુંદર રચ્યું છે.

وَلَا يَاْتُوْنَكَ بِمَثَلٍ اِلَّا جِئْنٰكَ بِالْحَقِّ وَاَحْسَنَ تَفْسِيْرًا ﴿٣٤﴾

૩૪. અને તેઓ તારી પાસે કોઈ પણ એવો સવાલ નથી લાવતા કે જેનો અમે તને સચ્ચાઈ સાથે ઉત્તમ ખુલાસો પૂરો ન પાડતા હોઈએ.

اَلَّذِيْنَ يُحْشَرُوْنَ عَلٰى وُجُوْهِهِمْ اِلٰى جَهَنَّمَ ۙ اُولٰٓئِكَ شَرٌّ مَّكَانًا وَّاَضَلُّ سَبِيْلًا ﴿٣٥﴾ ع

૩૫. જે લોકોને તેમના મોઢાંભારે ઘસડી જહન્નમમાં લઈ જવામાં આવશે તેઓની હાલત બેહદ બૂરી હશે. અને તેઓ (સીધા) માર્ગથી બિલકુલ ભટકી ગયેલા હશે (રુકૂઅ-૩)

وَلَقَدْ اٰتَيْنَا مُوْسَى الْكِتٰبَ وَجَعَلْنَا مَعَهٗۤ اَخَاهُ هٰرُوْنَ وَزِيْرًا ﴿٣٦﴾

૩૬. અમે મૂસાને કિતાબ આપી અને તેના ભાઈ હારૂનને તેનો મદદનીશ નીમ્યો.

فَقُلْنَا اذْهَبَاۤ اِلَى الْقَوْمِ الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا ۗ فَدَمَّرْنٰهُمْ تَدْمِيْرًا ﴿٣٧﴾

૩૭. અને અમે કહ્યું 'તમે બંને તે કોમ તરફ જાઓ જેમણે અમારી આયતોને જૂઠી ઠરાવી છે. પછી અમે તે કોમને નાબૂદ કરી નાખી.

وَقَوْمَ نُوْحٍ لَّمَّا كَذَّبُوا الرُّسُلَ اَغْرَقْنٰهُمْ وَجَعَلْنٰهُمْ لِلنَّاسِ اٰيَةً ۗ وَاَعْتَدْنَا لِلظّٰلِمِيْنَ عَذَابًا اَلِيْمًا ﴿٣٨﴾

૩૮. અને નૂહની કોમે રસૂલોનો ઈન્કાર કર્યો હતો ત્યારે અમે તેમને ડૂબાવી દીધા. અમે તેમને માનવજાતિ માટે એક મિસાલ બનાવી દીધા અને ઝાલિમો માટે અમે દર્દનાક અઝાબ તૈયાર રાખ્યો છે.

وَّعَادًا وَّثَمُوْدَا۠ وَاَصْحٰبَ الرَّسِّ وَقُرُوْنًا بَيْنَ ذٰلِكَ كَثِيْرًا ﴿٣٩﴾

૩૯. અને અમે આદ અને સમુદને અને કૂવાવાળી [૭] કોમ અને તેમની વચ્ચેની ઘણી પેઢીઓનો સર્વનાશ કર્યો હતો.

وَكُلًّا ضَرَبْنَا لَهُ الْاَمْثَالَ ۫ وَكُلًّا تَبَّرْنَا تَتْبِيْرًا ﴿٤٠﴾

૪૦. અમે અમે દરેક કોમ માટે મિસાલો કાયમ કરી હતી અને અમે એકએકનો સર્વનાશ કરી નાખ્યો.

وَلَقَدْ اَتَوْا عَلَى الْقَرْيَةِ الَّتِيْۤ اُمْطِرَتْ مَطَرَ السَّوْءِ ۗ اَفَلَمْ يَكُوْنُوْا يَرَوْنَهَا ۚ بَلْ كَانُوْا لَا يَرْجُوْنَ نُشُوْرًا ﴿٤١﴾

૪૧. અને આ (મક્કાના) લોકો તે શહેર [૮] તરફ ગયા તો હશે જ જે શહેર ઉપર પથ્થરોની ભયંકર વૃષ્ટિ થઈ હતી. તો શું તેઓ તે ખંડેરોને જોતા નહિ હોય? હકીકતમાં (મૃત્યુ પછી) ફરી સજીવન થવાની આશા જ તેઓ નથી રાખતા.

وَاِذَا رَاَوْكَ اِنْ يَّتَّخِذُوْنَكَ اِلَّا هُزُوًا ۗ اَهٰذَا الَّذِيْ بَعَثَ اللّٰهُ رَسُوْلًا ﴿٤٢﴾

૪૨. અને તેઓ તને જ્યાં પણ જુએ છે, તારું મઝાક ઉડાવે છે; (કહે છે) 'શું આ તે જ છે જેને અલ્લાહે રસૂલ બનાવી મોકલાવ્યો છે?'

---

૭. ઘણા વિવેચકોના અભિપ્રાયમાં યમામાહનું એક શહેર જેનું નામ રા'સ હતું તેના રહેવાસી સમુદની કોમના હતા જે 'કૂવાવાળા'ના નામે પ્રખ્યાત હતા કારણકે તેમણે પોતાના નબીને કૂવામાં નાખી દીધો હતો.

૮. 'સદોમ', હઝરત લૂત (અ)નું શહેર છે, જે અરબિયાથી સીરિયા જવાના રસ્તામાં આવે છે.

اِنْ كَادَ لَيُضِلُّنَا عَنْ اٰلِهَتِنَا لَوْلَآ اَنْ صَبَرْنَا عَلَيْهَا ؕ وَ سَوْفَ يَعْلَمُوْنَ حِيْنَ يَرَوْنَ الْعَذَابَ مَنْ اَضَلُّ سَبِيْلًا ﴿٤٢﴾

૪૩. 'જો આપણા મા'બૂદોને આપણે દ્રઢતાથી વળગી ન રહ્યા હોત,તેણે આપણા મા'બૂદોથી ખરેખર આપણને ભમાવી દીધા હોત!' પરંતુ જ્યારે તેઓ અઝાબને જોઈ લેશે, તો જાણી લેશે કે કોણ (સીધા) માર્ગથી ઊતરી ગયો હતો.

اَرَءَيْتَ مَنِ اتَّخَذَ اِلٰهَهٗ هَوٰىهُ ؕ اَفَاَنْتَ تَكُوْنُ عَلَيْهِ وَكِيْلًا ۙ﴿٤٣﴾

૪૪. શું તે વ્યકિત તેં નથી જોઈ જેણે પોતાની મનોકામનાઓને પોતાનો મા'બૂદ બનાવી લીધો છે? તો શું આવી વ્યકિતનો વાલી (રક્ષક) તું બનીશ?'

اَمْ تَحْسَبُ اَنَّ اَكْثَرَهُمْ يَسْمَعُوْنَ اَوْ يَعْقِلُوْنَ ؕ اِنْ هُمْ اِلَّا كَالْاَنْعَامِ بَلْ هُمْ اَضَلُّ سَبِيْلًا ﴿٤٤﴾ ع

૪૫. શું તું એમ ધારે છે કે તેમનામાંના ઘણાખરા કંઈપણ સાંભળે છે અથવા સમજે છે? હકીકતમાં આ લોકો ઢોર જેવા [૯] છે, બલ્કે બૂરી રીતે ગુમરાહ થયેલા છે. (રુકૂઅ-૪)

اَلَمْ تَرَ اِلٰى رَبِّكَ كَيْفَ مَدَّ الظِّلَّ ۚ وَلَوْ شَآءَ لَجَعَلَهٗ سَاكِنًا ۚ ثُمَّ جَعَلْنَا الشَّمْسَ عَلَيْهِ دَلِيْلًا ۙ﴿٤٥﴾

૪૬. શું તેં નથી જોયું કે તારો રબ પડછાયાને કેવી રીતે પ્રસરાવે છે અને જો તે ચાહત તો તેને સ્થિર કરી રાખત. બેશક આવી રીતે સૂર્યને અમે (દિશા) ચીંધનાર નીમ્યો.

ثُمَّ قَبَضْنٰهُ اِلَيْنَا قَبْضًا يَّسِيْرًا ﴿٤٦﴾

૪૭. પછી તેને ધીમે ધીમે પોતાની તરફ ખેંચતા જઈએ છીએ. [૧૦]

وَ هُوَ الَّذِيْ جَعَلَ لَكُمُ الَّيْلَ لِبَاسًا وَّ النَّوْمَ سُبَاتًا وَّ جَعَلَ النَّهَارَ نُشُوْرًا ﴿٤٧﴾

૪૮. અને તે એજ છે જેણે રાતને ઢાંકવા, નિદ્રાને આરામ લેવા અને દિવસને ઊઠી (રિઝકની શોધમાં) જવા માટે બનાવ્યો છે.

وَ هُوَ الَّذِيْۤ اَرْسَلَ الرِّيٰحَ بُشْرًۢا بَيْنَ يَدَيْ رَحْمَتِهٖ ۚ وَ اَنْزَلْنَا مِنَ السَّمَآءِ مَآءً طَهُوْرًا ۙ﴿٤٨﴾

૪૯. અને તે એજ છે જે પોતાની રહેમત વરસાવવા પહેલાં પવન દ્વારા ખુશખબર આપે છે, પછી અમે આકાશેથી નિર્મળ જળ વરસાવીએ છીએ,

لِّنُحْیِۦَ بِهٖ بَلْدَةً مَّيْتًا وَّ نُسْقِيَهٗ مِمَّا خَلَقْنَاۤ اَنْعَامًا وَّ اَنَاسِيَّ كَثِيْرًا ﴿٤٩﴾

૫૦. કે અમે તેના વડે મૃત ભૂમિને સજીવન કરીએ અને અમારા સર્જનોમાંથી અસંખ્ય પ્રાણીઓ તથા ઈન્સાનોને તૃપ્ત કરીએ.

وَ لَقَدْ صَرَّفْنٰهُ بَيْنَهُمْ لِيَذَّكَّرُوْا ۖ٘ فَاَبٰۤى اَكْثَرُ النَّاسِ اِلَّا كُفُوْرًا ﴿٥٠﴾

૫૧. અને અમે લોકો સામે આ (કુરઆન)નું વિવિધ રીતે વર્ણન કરતા રહીએ છીએ કે લોકો તેનાથી નસિહત લે પરંતુ લોકો બધું છોડવા તૈયાર છે, સિવાય કુફ્ર (નાફરમાની).

وَ لَوْ شِئْنَا لَبَعَثْنَا فِيْ كُلِّ قَرْيَةٍ نَّذِيْرًا ۖ٘﴿٥١﴾

૫૨. જો અમે ચાહત તો દરેક શહેરમાં એક એક ચેતવણી આપનારાનો પેદા કર્યો હોત.

---

૯. માનવજાતિ જેવી વિવેકશકિતની ઊણપ વાળા 'ઢોર' જેવા.

૧૦. જેમ કોઈ વસ્તુનો સૂર્યના પ્રકાશથી પડછાયો વધતો રહે છે તેવી જ રીતે માનવીની પાછળ અલ્લાહની કૃપાનો પ્રકાશ તથા તેના રસૂલનું માર્ગદર્શન હોય, તો જ ઈન્સાન અલ્લાહ તરફ ઢળે છે. અહીં સૂર્યનો ભાવાર્થ રસૂલ છે.

فَلَا تُطِعِ الْكٰفِرِيْنَ وَجَاهِدْهُمْ بِهٖ جِهَادًا كَبِيْرًا ﴿٥٢﴾

૫૩. માટે તું કાફરોની વાત ન માનજે અને આ (કુરઆન) વડે તેમની સાથે સખત મુકાબલો[૧૧] કર.

وَهُوَ الَّذِيْ مَرَجَ الْبَحْرَيْنِ هٰذَا عَذْبٌ فُرَاتٌ وَّ هٰذَا مِلْحٌ اُجَاجٌ ۚ وَجَعَلَ بَيْنَهُمَا بَرْزَخًا وَّحِجْرًا مَّحْجُوْرًا ﴿٥٣﴾

૫૪. અને તે એજ છે જેણે બે સમુદ્રો રચ્યાં છે, એક મીઠો પીવા લાયક અને બીજો નમકીન અને ખારો. અને બંને વચ્ચે તેણે મોટી આડશ ઉભી કરી છે.

وَهُوَ الَّذِيْ خَلَقَ مِنَ الْمَآءِ بَشَرًا فَجَعَلَهٗ نَسَبًا وَّصِهْرًا ؕ وَكَانَ رَبُّكَ قَدِيْرًا ﴿٥٤﴾

૫૫. અને તે એજ છે જેણે ઈન્સાનને પાણીમાંથી પેદા કર્યો, પછી વંશ અને લગ્ન દ્વારા તેનું પરિવાર વધારતો રહે છે. તારો પરવરદિગાર બેહદ શકિતશાળી છે.

وَيَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا يَنْفَعُهُمْ وَلَا يَضُرُّهُمْ ؕ وَكَانَ الْكَافِرُ عَلٰى رَبِّهٖ ظَهِيْرًا ﴿٥٥﴾

૫૬. અને તેઓ અલ્લાહને છોડી અન્યની બંદગી કરે છે જે ન તેમનું કંઈ ભલું કરી શકે છે, ન તેમને હાનિ કરી શકે છે. અને કાફર પોતાના પરવરદિગારના વિરોધમાં શયતાનનો સાથ આપી રહ્યો છે.

وَمَآ اَرْسَلْنٰكَ اِلَّا مُبَشِّرًا وَّنَذِيْرًا ﴿٥٦﴾

૫૭. અને અમે તને કેવળ ખુશખબર આપનાર અને ચેતવનાર તરીકે મોકલાવ્યો છે.

قُلْ مَآ اَسْـَٔلُكُمْ عَلَيْهِ مِنْ اَجْرٍ اِلَّا مَنْ شَآءَ اَنْ يَّتَّخِذَ اِلٰى رَبِّهٖ سَبِيْلًا ﴿٥٧﴾

૫૮. કહી દે 'હું તમારી પાસેથી કોઈ બદલો નથી ચાહતો સિવાય કે જે ચાહે તે પોતાના પાલનહાર તરફ જવાનો માર્ગ અપનાવી લે.'

وَتَوَكَّلْ عَلَى الْحَيِّ الَّذِيْ لَا يَمُوْتُ وَسَبِّحْ بِحَمْدِهٖ ؕ وَكَفٰى بِهٖ بِذُنُوْبِ عِبَادِهٖ خَبِيْرًا ﴿٥٨﴾

૫૯. અને તું તેમાંજ તારો વિશ્વાસ રાખ, જે સદા જીવંત છે, જે અવિનાશી છે, અને તું સદા તેની સ્તુતિ કર. તે કોઈનો મોહતાજ નથી, અને તે પોતાના બંદાઓના ગુનાહોને જાણનારો છે.

اِلَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَمَا بَيْنَهُمَا فِيْ سِتَّةِ اَيَّامٍ ثُمَّ اسْتَوٰى عَلَى الْعَرْشِ ۚ اَلرَّحْمٰنُ فَسْـَٔلْ بِهٖ خَبِيْرًا ﴿٥٩﴾

૬૦. તે એજ છે જેણે આકાશો અને પૃથ્વીનું તથા તેમની વચ્ચે જે કંઈ છે તે સર્વનું છ દિવસોમાં[૧૨] સર્જન કર્યું, પછી તે તેની વ્યવસ્થાના આસને બેઠો. તે'જ રહેમાન (કૃપાનિધિ) છે, તેના વિશે જેને જ્ઞાન હોય તેને તું પૂછ!

وَاِذَا قِيْلَ لَهُمُ اسْجُدُوْا لِلرَّحْمٰنِ قَالُوْا وَمَا الرَّحْمٰنُ

૬૧. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે રહેમાનની તાબેદારી કરો તો તેઓ કહે છે, 'આ

---

૧૧. આ આયતથી મોટામાં મોટું જીહાદ કુરઆન મજીદની હિદાયત છે મુસ્લિમોને ઉત્સાહ તેમજ ખંતપૂર્વક કુરઆનના દિવ્ય સંદેશનો પ્રચાર કરવામાં રાતદિવસ પ્રવૃત્ત રહેવું જોઈએ. એક જંગમાંથી પાછા ફરતા આંહઝરત સ.અ.સ.એ ફરમાવ્યું હતું 'આપણે નાના જીહાદમાંથી નિવૃત્ત થઈ રહ્યા છીએ અને હવે આપણે મોટા જીહાદમાં કદમ રાખ્યો છે.'

૧૨. છ સમાંતરે, નિયતકાલી અંતરે સૃષ્ટિનું સર્જન કર્યું છે.

أَنَسْجُدُ لِمَا تَأْمُرُنَا وَزَادَهُمْ نُفُورًا ﴿٦١﴾

રહેમાન કોણ છે? શું તું અમને કહે તેની તાબેદારી અમારે કરવીજ જોઈએ?' અને (આવી રીતે) તેમની નફરતમાં વધારો થતો રહે છે. (રુકૂઅ-૫)

تَبَارَكَ الَّذِي جَعَلَ فِي السَّمَاءِ بُرُوجًا وَجَعَلَ فِيهَا سِرَاجًا وَقَمَرًا مُنِيرًا ﴿٦٢﴾

૬૨. અનંત બરકતોવાળો છે તે જેણે આકાશમાં બૂરુજો (ગ્રહો)ની રચના કરી અને જેણે એક ચીરાગ (સૂર્ય) અને એક પ્રકાશ આપનારો ચંદ્ર બનાવ્યો.

وَهُوَ الَّذِي جَعَلَ اللَّيْلَ وَالنَّهَارَ خِلْفَةً لِمَنْ أَرَادَ أَنْ يَذَّكَّرَ أَوْ أَرَادَ شُكُورًا ﴿٦٣﴾

૬૩. તે એજ છે જેણે રાત અને દિવસને વારા ફરતી આવવાનો નિયમ તેના માટે બનાવ્યો છે જે તેને યાદ રાખવા ચાહતો હોય અને તેનો આભારી બનવા ચાહતો હોય,

وَعِبَادُ الرَّحْمَٰنِ الَّذِينَ يَمْشُونَ عَلَى الْأَرْضِ هَوْنًا وَإِذَا خَاطَبَهُمُ الْجَاهِلُونَ قَالُوا سَلَامًا ﴿٦٤﴾

૬૪. અને રહેમાનની બંદગી કરનારા લોકો છે જે ધરતી ઉપર નમ્રતાથી ચાલે છે અને જ્યારે નાદાનો તેમને સંબોધે છે તો તેઓ કહે છે '(તમારા ઉપર) સલામતી થાઓ.'

وَالَّذِينَ يَبِيتُونَ لِرَبِّهِمْ سُجَّدًا وَقِيَامًا ﴿٦٥﴾

૬૫. અને જે લોકો પોતાના પરવરદિગારના સમક્ષ સિજદામાં તેમજ ઉભા ઉભા આખી રાત વિતાવે છે.

وَالَّذِينَ يَقُولُونَ رَبَّنَا اصْرِفْ عَنَّا عَذَابَ جَهَنَّمَ إِنَّ عَذَابَهَا كَانَ غَرَامًا ﴿٦٦﴾

૬૬. અને જે દુઆ કરે છે 'હે અમારા પરવરદિગાર, જહન્નમના અઝાબને અમારાથી દૂર રાખ, બેશક તેનો અઝાબ એક ટકી રહેનારી પીડા છે.

إِنَّهَا سَاءَتْ مُسْتَقَرًّا وَمُقَامًا ﴿٦٧﴾

૬૭. 'બેશક તે થોડુંક રહેવા માટે અથવા સદા રહેવા માટે તે બેહદ બૂરું ઠેકાણું છે.'

وَالَّذِينَ إِذَا أَنْفَقُوا لَمْ يُسْرِفُوا وَلَمْ يَقْتُرُوا وَكَانَ بَيْنَ ذَٰلِكَ قَوَامًا ﴿٦٨﴾

૬૮. અને જે લોકો ખર્ચ કરવામાં ઉડાઉ નથી ન તો કંજુસ છે, પરંતુ મધ્યમસર હોય છે;

وَالَّذِينَ لَا يَدْعُونَ مَعَ اللَّهِ إِلَٰهًا آخَرَ وَلَا يَقْتُلُونَ النَّفْسَ الَّتِي حَرَّمَ اللَّهُ إِلَّا بِالْحَقِّ وَلَا يَزْنُونَ وَمَنْ يَفْعَلْ ذَٰلِكَ يَلْقَ أَثَامًا ﴿٦٩﴾

૬૯. અને જે લોકો અલ્લાહ સિવાય અન્ય મા'બૂદને નથી પુકારતા ન તો જેની મનાઈ કરવામાં આવી હોય તેને કતલ કરે છે, સિવાય કે તે ઈન્સાફ ખાતર હોય, અને વ્યાભિચાર[૧૩] નથી કરતા, બેશક, જે (બદકારીના) કામો કરે છે તેઓ ગુનાહની સઝા ભોગવશે.

يُضَاعَفْ لَهُ الْعَذَابُ يَوْمَ الْقِيَامَةِ وَيَخْلُدْ فِيهِ مُهَانًا ﴿٧٠﴾

૭૦. કયામતના દિવસે તેના માટે બમણો અઝાબ હશે, અને તે સદા અપમાનિત દશામાં તેમાં રહેશે.

إِلَّا مَنْ تَابَ وَآمَنَ وَعَمِلَ عَمَلًا صَالِحًا فَأُولَٰئِكَ

૭૧. સિવાય કે તે લોકો જે તૌબાહ કરી ઈમાન લાવે અને નેક કામ કરે; તો એવા લોકોના (પહેલાંના)

૧૩. મૂર્તિપૂજા, કતલ અને વ્યાભિચાર, આ ત્રણ મુખ્ય બૂરાઈઓ છે. જે ઈન્સાનિયતના પતનની જવાબદાર છે. કુરઆને મજીદમાં આ ત્રણ અનર્થોનું વર્ણન વારંવાર કરવામાં આવ્યું છે.

يُبَدِّلُ اللّٰهُ سَيِّاٰتِهِمْ حَسَنٰتٍ ۭ وَكَانَ اللّٰهُ غَفُوْرًا رَّحِيْمًا ﴿٧٠﴾

ગુનાહોને અલ્લાહ નેકીઓમાં ફેરવી દેશે, અને અલ્લાહ બેહદ ક્ષમાવંત છે, દયાળુ છે;

وَمَنْ تَابَ وَعَمِلَ صَالِحًا فَاِنَّهٗ يَتُوْبُ اِلَى اللّٰهِ مَتَابًا ﴿٧١﴾

૭૨. અને જે લોકો તૌબાહ કરી નેકીઓ કરે છે તો તેઓ ખરી તૌબાહ કરીને અલ્લાહ તરફ રજૂ થાય છે;

وَالَّذِيْنَ لَا يَشْهَدُوْنَ الزُّوْرَ ۙ وَاِذَا مَرُّوْا بِاللَّغْوِ مَرُّوْا كِرَامًا ﴿٧٢﴾

૭૩. અને જે ખોટી સાક્ષી નથી પૂરતા અને બેહુદા (વ્યર્થ) વસ્તુઓ પાસેથી પોતાની માનમર્યાદા જાળવીને પસાર થાય છે;

وَالَّذِيْنَ اِذَا ذُكِّرُوْا بِاٰيٰتِ رَبِّهِمْ لَمْ يَخِرُّوْا عَلَيْهَا صُمًّا وَّعُمْيَانًا ﴿٧٣﴾

૭૪. અને તે લોકો જેમને તેમના પરવરદિગારની આયતોની યાદી આપવામાં આવે છે તો તેઓ આંધળા અને બહેરા નથી બની જતા.

وَالَّذِيْنَ يَقُوْلُوْنَ رَبَّنَا هَبْ لَنَا مِنْ اَزْوَاجِنَا وَذُرِّيّٰتِنَا قُرَّةَ اَعْيُنٍ وَّاجْعَلْنَا لِلْمُتَّقِيْنَ اِمَامًا ﴿٧٤﴾

૭૫. અને જે લોકો કહે છે 'હે અમારા પાલનહાર અમારી આંખોને ઠંડક આપે તેવી પત્નીઓ અને ઔલાદ અમને અર્પણ, અને અમને પરહેઝગારો માટે એક નમૂનો બનાવી દે.

اُولٰۗىِٕكَ يُجْزَوْنَ الْغُرْفَةَ بِمَا صَبَرُوْا وَيُلَقَّوْنَ فِيْهَا تَحِيَّةً وَّسَلٰمًا ﴿٧٥﴾

૭૬. આ તે લોકો છે જેમને બૂલંદ રૂતબા મળશે, કારણ કે તેમણે સબ્રથી કામ લીધું, (ત્યાં) દુઆઓ તથા સલામ સાથે તેમનું સ્વાગત કરવામાં આવશે,

خٰلِدِيْنَ فِيْهَا ۭ حَسُنَتْ مُسْتَقَرًّا وَّمُقَامًا ﴿٧٦﴾

૭૭. જ્યાં તેઓ સદાય રહેશે, તે બેહદ ઉમદા આરામગાહ છે, તેમજ (ઉત્તમ) નિવાસસ્થાન છે.

قُلْ مَا يَعْبَؤُا بِكُمْ رَبِّيْ لَوْلَا دُعَاۗؤُكُمْ ۚ فَقَدْ كَذَّبْتُمْ فَسَوْفَ يَكُوْنُ لِزَامًا ﴿٧٧﴾

૭૮. તું (કાફરોને) કહે 'જો તમે દુઆઓ ન કરતા રહ્યા હોત તો મારા પરવરદિગારને તમારી કોઈ પરવા ન હતી. બેશક, તમે (સત્યને) જૂઠું ઠરાવ્યું છે. હવે તમને (અઝાબ) વીંટળાઈ વળશે. (રૂકૂઅ-૬)



## અલ-શોઅરા'

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

طٰسٓمّٓ ②

૨. તા, સીન, મીમ, (અલ્લાહ કૃપાવંત છે, સર્વ સાંભળનારો છે, સર્વજ્ઞ છે.)

تِلْكَ اٰيٰتُ الْكِتٰبِ الْمُبِيْنِ ③

૩. આ સ્પષ્ટ કિતાબની આયતો છે.

لَعَلَّكَ بَاخِعٌ نَّفْسَكَ اَلَّا يَكُوْنُوْا مُؤْمِنِيْنَ ④

૪. જો તેઓ ઈમાન નહિ લાવે તો શું તેના દુ:ખમાં તું પોતાનો જીવ ગુમાવીશ.

اِنْ نَّشَاْ نُنَزِّلْ عَلَيْهِمْ مِّنَ السَّمَآءِ اٰيَةً فَظَلَّتْ اَعْنَاقُهُمْ لَهَا خٰضِعِيْنَ ⑤

૫. જો અમે ચાહીએ તો તેમના ઉપર આકાશેથી એવી નિશાની ઊતારીએ કે તેમની ગરદનો તેની સામે ઝૂકી જાય.

وَمَا يَاْتِيْهِمْ مِّنْ ذِكْرٍ مِّنَ الرَّحْمٰنِ مُحْدَثٍ اِلَّا كَانُوْا عَنْهُ مُعْرِضِيْنَ ⑥

૬. અને કૃપાવંત પાસેથી કોઈ એવી નસિહત નથી આવતી કે જેનાથી લોકો મોઢું ફેરવીને ચાલ્યા ન જતા હોય—

فَقَدْ كَذَّبُوْا فَسَيَاْتِيْهِمْ اَنْۢبٰٓؤُا مَا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ⑦

૭. બેશક તેમણે આ (કુરઆન)ને ખોટો ઠરાવ્યો છે, પરંતુ જેનું તેઓ હાસ્ય ઉડાવે છે તેની હકીકત તેમને વેળાસર મળી જશે.

اَوَلَمْ يَرَوْا اِلَى الْاَرْضِ كَمْ اَنْۢبَتْنَا فِيْهَا مِنْ كُلِّ زَوْجٍ كَرِيْمٍ ⑧

૮. શું તેમણે ધરતીનું અવલોકન નથી કર્યું કે તેમાં અમે પ્રત્યેક ઉમદા વસ્તુઓ ઊગાવીએ છીએ?

اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً ۚ وَمَا كَانَ اَكْثَرُهُمْ مُّؤْمِنِيْنَ ⑨

૯. બેશક તેમાં એક નિશાની છે, પરંતુ તેઓમાંના ઘણાખરા લોકો ઈમાન નહિ લાવે.

وَاِنَّ رَبَّكَ لَهُوَ الْعَزِيْزُ الرَّحِيْمُ ⑩

૧૦. અને ખરેજ તારો પરવરદિગાર બેહદ શકિતશાળી છે, દયાવંત છે. (રુકૂઅ-૧)

وَاِذْ نَادٰى رَبُّكَ مُوْسٰٓى اَنِ ائْتِ الْقَوْمَ الظّٰلِمِيْنَ ⑪

૧૧. અને (યાદ કર) જ્યારે તારા પાલનહારે મૂસાને પુકાર્યો (ફરમાવ્યું) 'તું ઝાલિમ લોકો તરફ જા—

قَوْمَ فِرْعَوْنَ ۭ اَلَا يَتَّقُوْنَ ⑫

૧૨. 'ફિરઔનની કોમ તરફ, શું તેઓ ખુદાથી ડરશે નહિ?

قَالَ رَبِّ اِنِّىْٓ اَخَافُ اَنْ يُّكَذِّبُوْنِ ⑬

૧૩. તેણે કહ્યું 'હે મારા માલિક, મને ભય છે કે તેઓ મને જૂઠો ઠરાવશે.

وَيَضِيْقُ صَدْرِيْ وَلَا يَنْطَلِقُ لِسَانِيْ فَاَرْسِلْ اِلٰى هٰرُوْنَ ⑭

૧૪. 'મારા અંત:કરણમાં ગભરાટ થાય છે અને મારી જીભ અચકાય છે માટે હારૂનને (પણ) મારી સાથે મોકલ.

وَلَهُمْ عَلَيَّ ذَنْبٌ فَأَخَافُ أَنْ يَقْتُلُونِ ﴿١٤﴾

૧૫. 'અને મારા ઉપર આરોપ પણ છે માટે મને ભય છે કે તેઓ મને મારી નાખશે.'[૧]

قَالَ كَلَّا فَاذْهَبَا بِآيَاتِنَا إِنَّا مَعَكُمْ مُسْتَمِعُونَ ﴿١٥﴾

૧૬. અલ્લાહે કહ્યું "એવું નહિજ બને, માટે તમે બન્ને અમારી નિશાનીઓ લઈને જાઓ, અમે તમારી સાથે છીએ (અને તમારી દુઆ) અમે સાંભળશું.

فَأْتِيَا فِرْعَوْنَ فَقُولَا إِنَّا رَسُولُ رَبِّ الْعَالَمِينَ ﴿١٦﴾

૧૭. "માટે ફિરઔન પાસે જઈને કહો, 'અમે આ સૃષ્ટિના પાલનહારના રસૂલો છીએ.

أَنْ أَرْسِلْ مَعَنَا بَنِي إِسْرَائِيلَ ﴿١٧﴾

૧૮. '(માટે) તું ઈસરાઈલની ઔલાદને અમારી સાથે જવા દે.'"

قَالَ أَلَمْ نُرَبِّكَ فِينَا وَلِيدًا وَلَبِثْتَ فِينَا مِنْ عُمُرِكَ سِنِينَ ﴿١٨﴾

૧૯. ફિરઔને કહ્યું 'શું અમે તને અમારી ઔલાદની જેમ નથી પાળ્યો? અને તેં તારી ઉમર (ના લાંબા સમય પર્યંત) અમારી સાથે વિતાવી છે.

وَفَعَلْتَ فَعْلَتَكَ الَّتِي فَعَلْتَ وَأَنْتَ مِنَ الْكَافِرِينَ ﴿١٩﴾

૨૦. 'અને જે કામ તેં કરવા ચાહ્યું તે કરી લીધું છે. અને હવે તું નગુણો બની ગયો છે.'

قَالَ فَعَلْتُهَا إِذًا وَأَنَا مِنَ الضَّالِّينَ ﴿٢٠﴾

૨૧. (મૂસાએ) કહ્યું 'હું ત્યારે જે કરી બેઠો હતો, તે મારી ભૂલ હતી.

فَفَرَرْتُ مِنْكُمْ لَمَّا خِفْتُكُمْ فَوَهَبَ لِي رَبِّي حُكْمًا وَجَعَلَنِي مِنَ الْمُرْسَلِينَ ﴿٢١﴾

૨૨. 'અને તારા ડરથી હું નાસી ગયો. પછી મારા રબે મને સદબુદ્ધિ આપી રસૂલ બનાવ્યો.

وَتِلْكَ نِعْمَةٌ تَمُنُّهَا عَلَيَّ أَنْ عَبَّدْتَ بَنِي إِسْرَائِيلَ ﴿٢٢﴾

૨૩. 'જે એહસાનનું તું મને મેણું મારે છે, શું આ તેનો બદલો છે કે તેં ઈસરાઈલની ઔલાદને તારી ગુલામીમાં જકડી રાખ્યા છે.'

قَالَ فِرْعَوْنُ وَمَا رَبُّ الْعَالَمِينَ ﴿٢٣﴾

૨૪. ફિરઔને કહ્યું 'આ સૃષ્ટિનો પાલનહાર (વળી) કોણ છે?'

قَالَ رَبُّ السَّمَاوَاتِ وَالْأَرْضِ وَمَا بَيْنَهُمَا إِنْ كُنْتُمْ مُوقِنِينَ ﴿٢٤﴾

૨૫. (મુસાએ) કહ્યું 'આકાશો તથા પૃથ્વીના અને તેમની વચ્ચે જે કઈ છે તે સર્વનો સર્જનહાર તે છે, જો તમે યકીન કરતા હો તો!'

قَالَ لِمَنْ حَوْلَهُ أَلَا تَسْتَمِعُونَ ﴿٢٥﴾

૨૬. (ફિરઔને) પોતાના દરબારીઓને કહ્યું 'શું તમે નથી સાંભળી રહ્યા?

قَالَ رَبُّكُمْ وَرَبُّ آبَائِكُمُ الْأَوَّلِينَ ﴿٢٦﴾

૨૭. (મૂસાએ) કહ્યું 'તે તમારો પણ પાલનહાર છે, તમારા પૂર્વજોનો અને તમારા પૂર્વજોની આગલી પેઢીઓનો પણ પાલનહાર છે.'

قَالَ إِنَّ رَسُولَكُمُ الَّذِي أُرْسِلَ إِلَيْكُمْ لَمَجْنُونٌ ﴿٢٧﴾

૨૮. (ફિરઔને) કહ્યું 'તમારી તરફ આવેલો આ રસૂલ ખરેખર દીવાનો છે.'

---

૧. એક ઈસરાઈલીને મિસરીની મારપીટથી બચાવવાનો પ્રયાસ કરતા હઝરત મૂસા (અ)ના હાથે તે મિસરીનું મૃત્યુ નીપજ્યું હતું જેના કારણે તેમના ઉપર કતલનો આરોપ લગાવવામાં આવ્યો હતો.

قَالَ رَبُّ الْمَشْرِقِ وَالْمَغْرِبِ وَمَا بَيْنَهُمَا ۖ إِنْ كُنْتُمْ تَعْقِلُونَ ﴿٢٩﴾

૨૯. (મૂસાએ) કહ્યું 'તે પૂર્વનો અને પશ્ચિમનો અને બન્ને દિશાઓ વચ્ચે જે કંઇ છે તેનો પણ પાલનહાર છે. જો તમારામાં (થોડીપણ) સમજદારી હોય તો!'

قَالَ لَئِنِ اتَّخَذْتَ إِلَٰهًا غَيْرِي لَأَجْعَلَنَّكَ مِنَ الْمَسْجُونِينَ ﴿٣٠﴾

૩૦.(ફિરઔને ગુસ્સામાં) કહ્યું 'જો તું મારા સિવાય બીજાને તારો મા'બૂદ બનાવીશ તો હું ખરેજ તને કેદમાં નાખી દઈશ.'

قَالَ أَوَلَوْ جِئْتُكَ بِشَيْءٍ مُبِينٍ ﴿٣١﴾

૩૧. (મૂસાએ) કહ્યું 'જો હું તારી સામે સ્પષ્ટ દલીલ લઈને આવ્યો હોઉં તો પણ (તું નહિ માને)?'

قَالَ فَأْتِ بِهِ إِنْ كُنْتَ مِنَ الصَّادِقِينَ ﴿٣٢﴾

૩૨. (ફિરઔને) કહ્યું 'જો તું સાચો છે તો રજૂ કર!'

فَأَلْقَىٰ عَصَاهُ فَإِذَا هِيَ ثُعْبَانٌ مُبِينٌ ﴿٣٣﴾

૩૩. તત્ક્ષણે તેણે પોતાની લાઠી નીચે ફેંકી તો ત્યાં અજગર (સરકતો) દેખાણો.

وَنَزَعَ يَدَهُ فَإِذَا هِيَ بَيْضَاءُ لِلنَّاظِرِينَ ﴿٣٤﴾

૩૪. પછી તેણે પોતાનો હાથ આગળ લંબાવ્યો, કે જોનારાઓને ચળકાટ મારતો દેખાવા લાગ્યો. (રુકૂઅ-૨)

قَالَ لِلْمَلَإِ حَوْلَهُ إِنَّ هَٰذَا لَسَاحِرٌ عَلِيمٌ ﴿٣٥﴾

૩૫. ફિરઔને પોતાના દરબારીઓને કહ્યું 'આ તો કોઈ કુશળ જાદુગર છે.

يُرِيدُ أَنْ يُخْرِجَكُمْ مِنْ أَرْضِكُمْ بِسِحْرِهِ فَمَاذَا تَأْمُرُونَ ﴿٣٦﴾

૩૬. 'જે પોતાના જાદુના અસરથી તમને તમારા દેશમાંથી હાંકી મુકશે. બોલો તમારી શું સલાહ છે?'

قَالُوا أَرْجِهْ وَأَخَاهُ وَابْعَثْ فِي الْمَدَائِنِ حَاشِرِينَ ﴿٣٧﴾

૩૭. તેમણે કહ્યું 'તેને અને તેના ભાઈને થોડી મોહલત આપ અને વસ્તીમાં ઢંઢેરો પીટનારા મોકલી દે,

يَأْتُوكَ بِكُلِّ سَحَّارٍ عَلِيمٍ ﴿٣٨﴾

૩૮. 'કે તેઓ દરેક કુશળ જાદુગરને તારી સામે હાજર કરે.'

فَجُمِعَ السَّحَرَةُ لِمِيقَاتِ يَوْمٍ مَعْلُومٍ ﴿٣٩﴾

૩૯. પછી મુકર્રર સમયે તમામ જાદુગરોને એકઠા કરવામાં આવ્યા.

وَقِيلَ لِلنَّاسِ هَلْ أَنْتُمْ مُجْتَمِعُونَ ﴿٤٠﴾

૪૦. અને લોકોને કહેવામાં આવ્યું 'તમે પણ એકઠા થાઓ.

لَعَلَّنَا نَتَّبِعُ السَّحَرَةَ إِنْ كَانُوا هُمُ الْغَالِبِينَ ﴿٤١﴾

૪૧. '(અને) જો આ જાદુગરો સફળ થશે તો આપણે તેમને અનુસરશું.'

فَلَمَّا جَاءَ السَّحَرَةُ قَالُوا لِفِرْعَوْنَ أَئِنَّ لَنَا لَأَجْرًا إِنْ كُنَّا نَحْنُ الْغَالِبِينَ ﴿٤٢﴾

૪૨. અને જ્યારે જાદુગરો આવ્યા તો તેમણે ફિરઔનને કહ્યું 'જો અમે ફતેહ મેળવીએ તો અમને ઈનામ મળશે?'

قَالَ نَعَمْ وَإِنَّكُمْ إِذًا لَمِنَ الْمُقَرَّبِينَ ﴿٤٣﴾

૪૩. તેણે કહ્યુ 'બેશક,વિશેષમાં તમે મારા ખાસ દરબારીઓમાં સ્થાન પામશો.'

قَالَ لَهُمْ مُوسَىٰ أَلْقُوا مَا أَنْتُمْ مُلْقُونَ ﴿٤٣﴾

فَأَلْقَوْا حِبَالَهُمْ وَعِصِيَّهُمْ وَقَالُوا بِعِزَّةِ فِرْعَوْنَ إِنَّا لَنَحْنُ الْغَالِبُونَ ﴿٤٤﴾

فَأَلْقَىٰ مُوسَىٰ عَصَاهُ فَإِذَا هِيَ تَلْقَفُ مَا يَأْفِكُونَ ﴿٤٥﴾

فَأُلْقِيَ السَّحَرَةُ سَاجِدِينَ ﴿٤٦﴾

قَالُوا آمَنَّا بِرَبِّ الْعَالَمِينَ ﴿٤٧﴾

رَبِّ مُوسَىٰ وَهَارُونَ ﴿٤٨﴾

قَالَ آمَنْتُمْ لَهُ قَبْلَ أَنْ آذَنَ لَكُمْ إِنَّهُ لَكَبِيرُكُمُ الَّذِي عَلَّمَكُمُ السِّحْرَ فَلَسَوْفَ تَعْلَمُونَ لَأُقَطِّعَنَّ أَيْدِيَكُمْ وَأَرْجُلَكُمْ مِنْ خِلَافٍ وَلَأُصَلِّبَنَّكُمْ أَجْمَعِينَ ﴿٤٩﴾

قَالُوا لَا ضَيْرَ إِنَّا إِلَىٰ رَبِّنَا مُنْقَلِبُونَ ﴿٥٠﴾

إِنَّا نَطْمَعُ أَنْ يَغْفِرَ لَنَا رَبُّنَا خَطَايَانَا أَنْ كُنَّا أَوَّلَ الْمُؤْمِنِينَ ﴿٥١﴾

وَأَوْحَيْنَا إِلَىٰ مُوسَىٰ أَنْ أَسْرِ بِعِبَادِي إِنَّكُمْ مُتَّبَعُونَ ﴿٥٢﴾

فَأَرْسَلَ فِرْعَوْنُ فِي الْمَدَائِنِ حَاشِرِينَ ﴿٥٣﴾

إِنَّ هَٰؤُلَاءِ لَشِرْذِمَةٌ قَلِيلُونَ ﴿٥٤﴾

وَإِنَّهُمْ لَنَا لَغَائِظُونَ ﴿٥٥﴾

وَإِنَّا لَجَمِيعٌ حَاذِرُونَ ﴿٥٦﴾

૪૪. મૂસાએ તેમને કહ્યું 'તમારે જે દાવ ફેંકવો હોય તે ફેંકો.'

૪૫. પછી તેમણે પોતાના દોરડા લાકડા (વગેરેના દાવ) ફેંકયા અને કહ્યું 'ફિરઔનની ઈઝઝતના સોગંદ, જીત અમારી જ છે!'

૪૬. પછી મૂસાએ પોતાની લાઠી ફેંકી, અને જોતજોતામાં તે (જાદુગરોનું સઘળું) ઘડી કાઢેલું[૨] ગળી ગઈ.

૪૭. પરિણામે જાદુગરો સિજદામાં પડી ગયા.

૪૮. તેમણે કહ્યું 'અમે તમામ જહાનના સર્જનહારમાં ઈમાન લાવીએ છીએ.

૪૯. 'જે મૂસા તથા હારૂનનો પરવરદિગાર છે.'

૫૦. ફિરઔને કહ્યું 'શું તમે તેના ઉપર મારી પરવાનગી મેળવ્યા વગર ઈમાન લઈ આવ્યા? નિ:સંદેહ આ'જ તમારો ઉસ્તાદ લાગે છે, જેણે તમને જાદુ શીખવાડયું છે, પરંતુ તેનું પરિણામ તમે (હવે) જોઈ લેશો. હું તમારા હાથ પગ સામાસામી[૩] બાજુએથી કપાવી નખાવીશ અને તમને સૌને શૂળીએ લટકાવીને મારીશ.'

૫૧. તેમણે કહ્યું 'તેમાં અમને કોઈ નુકસાન નથી; અમે અમારા માલિક પાસેજ પાછા જશું.

૫૨. 'અમને આશા છે કે અમારો પાલનહાર અમારા ગુનાહોને માફ કરી દેશે કારણકે અમે સૌથી પહેલા ઈમાન લાવનારા છીએ.' (રૂકૂઅ-૩)

૫૩. અને અમે મૂસા ઉપર વહી કરી કહ્યું 'મારા બંદાઓને લઈને રાતોરાત અહીંથી નીકળી જા. બેશક તારો પીછો કરવામાં આવશે.'

૫૪. અને ફિરઔને શહેરોમાં ઢંઢેરો પીટનારા મોકલાવ્યા (અને કહેવરાવ્યું કે)

૫૫. 'આ એક બહુજ નાનકડું ટોળું છે.

૫૬. 'જેમણે અમને નારાજ કર્યા છે!

૫૭. 'પરંતુ આપણે સંખ્યામાં ઘણા છીએ (અને) સાવચેત છીએ.'

---

૨. તેમની છળછળના જાદુનો સર્વનાશ કર્યો.

૩. 'સામાસામી' અર્થાત જમણો પગ તથા ડાબો હાથ.

فَاَخْرَجْنٰهُمْ مِّنْ جَنّٰتٍ وَّ عُيُوْنٍ ﴿٥٨﴾

૫૮. પરિણામે અમે તેમને બગીચાઓ અને ઝરણાંથી હાંકી મૂકયા હતા.

وَّكُنُوْزٍ وَّ مَقَامٍ كَرِيْمٍ ﴿٥٩﴾

૫૯. અને તેમના ખઝાનાઓ તથા આદર પામેલા ઘરોમાંથી પણ.

كَذٰلِكَ ؕ وَ اَوْرَثْنٰهَا بَنِیْۤ اِسْرَآءِيْلَ ﴿٦٠﴾

૬૦. બલ્કે અમે બની ઈસરાઈલને તેમની મિલકતના વારસ[૪] બનાવ્યા.

فَاَتْبَعُوْهُمْ مُّشْرِقِيْنَ ﴿٦١﴾

૬૧. ફિરઔન તથા તેના સાથીઓએ તેમનો પીછો કર્યો, અને સવાર થતાંજ તેમની નજીક આવી પહોંચ્યા.

فَلَمَّا تَرَآءَ الْجَمْعٰنِ قَالَ اَصْحٰبُ مُوْسٰۤى اِنَّا لَمُدْرَكُوْنَ ﴿٦٢﴾

૬૨. અને જ્યારે બન્ને ટોળાંઓ એકબીજાની નજરમાં આવ્યા ત્યારે મૂસાના સાથીઓએ કહ્યું 'બેશક તેઓ આપણને પકડી પાડશે.'

قَالَ كَلَّا ۚ اِنَّ مَعِیَ رَبِّیْ سَيَهْدِيْنِ ﴿٦٣﴾

૬૩. 'કદાપિ નહિ' તેણે કહ્યું 'મારો માલિક મારી સાથે છે, તે મને (સારો) રસ્તો દેખાડશે.'

فَاَوْحَيْنَاۤ اِلٰى مُوْسٰۤى اَنِ اضْرِبْ بِّعَصَاكَ الْبَحْرَ ؕ فَانْفَلَقَ فَكَانَ كُلُّ فِرْقٍ كَالطَّوْدِ الْعَظِيْمِ ﴿٦٤﴾

૬૪. પછી અમે મૂસા ઉપર વહી કરી કહ્યું 'તારી લાઠીને[૫] સમુદ્રમાં ફટકાર' એકાએક સમુદ્ર વચમાંથી ચીરાઈ ગયો, અને બન્ને ભાગો ઊંચા પર્વત જેવા દેખાવા લાગ્યા.

وَ اَزْلَفْنَا ثَمَّ الْاٰخَرِيْنَ ۚ ﴿٦٥﴾

૬૫. અને અમે ફિરઔનના દળને તેજ સ્થળે લઈ આવ્યા.

وَ اَنْجَيْنَا مُوْسٰى وَ مَنْ مَّعَهٗۤ اَجْمَعِيْنَ ۚ ﴿٦٦﴾

૬૬. અને અમે મૂસા અને તેના સાથીઓને બચાવી લીધા,

ثُمَّ اَغْرَقْنَا الْاٰخَرِيْنَ ؕ ﴿٦٧﴾

૬૭. અને બીજાઓને ડૂબાવી દીધા.

اِنَّ فِیْ ذٰلِكَ لَاٰيَةً ؕ وَ مَا كَانَ اَكْثَرُهُمْ مُّؤْمِنِيْنَ ﴿٦٨﴾

૬૮. બેશક તે (ઘટના)માં એક (મોટી) નિશાની છે પણ આ લોકોમાંના ઘણા ખરા તેના ઉપર ઈમાન નહિ લાવે.

وَ اِنَّ رَبَّكَ لَهُوَ الْعَزِيْزُ الرَّحِيْمُ ۠ ﴿٦٩﴾

૬૯. અને તારો રબ ખરેખર બેહદ શકિતશાળી છે, દયાવંત છે. (રુકૂઅ-૪)

وَ اتْلُ عَلَيْهِمْ نَبَاَ اِبْرٰهِيْمَ ۘ ﴿٧٠﴾

૭૦. અને તેમને ઈબ્રાહીમનો અહેવાલ વાંચી સંભળાવ.

اِذْ قَالَ لِاَبِيْهِ وَ قَوْمِهٖ مَا تَعْبُدُوْنَ ﴿٧١﴾

૭૧. જ્યારે તેણે પોતાના પિતા અને તેના સાથીઓને પૂછયું હતું કે આ તમે કોની પૂજા કરો છો?

قَالُوْا نَعْبُدُ اَصْنَامًا فَنَظَلُّ لَهَا عٰكِفِيْنَ ﴿٧٢﴾

૭૨. તેમણે કહ્યું 'અમે મૂર્તિઓની પૂજા કરીએ છીએ અને અમે તેમને જ અકીદતમંદી (ભકિતભાવ)થી વળગી રહેશું.'

---

૪. અર્થાત 'ફલસ્તીનના મધ તથા દૂધથી ભરેલા વિશાળ ભંડારોના માલિક બનાવ્યા.'

૫. લાઠીનો ભાવાર્થ આગેવાની, સરદારી માર્ગદર્શન વગેરે પણ થાય છે. અહીં તેનો અર્થ 'તારી કોમને સમુદ્ર વચ્ચેથી દોરી જા.' '(અને પાર થઈ જા) અથવા તારી કોમ સાથે સમુદ્રમાં ઝંપલાવ.'

| | |
|---|---|
| ૭૩. તેણે કહ્યું 'શું તમે પુકારો છો ત્યારે તેઓ સાંભળે છે?' | قَالَ هَلْ يَسْمَعُوْنَكُمْ اِذْ تَدْعُوْنَ ۝٧٢ |
| ૭૪. 'અથવા તે તમને કોઈ ભલાઈ કે હાનિ પહોંચાડી શકે છે?' | اَوْ يَنْفَعُوْنَكُمْ اَوْ يَضُرُّوْنَ ۝٧٣ |
| ૭૫. તેમણે કહ્યું '(નહિ) પરંતુ અમે અમારા બાપદાદાઓને તેમ કરતા જોયા છે. | قَالُوْا بَلْ وَجَدْنَآ اٰبَآءَنَا كَذٰلِكَ يَفْعَلُوْنَ ۝٧٤ |
| ૭૬. (ઈબ્રાહીમે) કહ્યું 'શું તમે જાણો છો કે જેની તમે પૂજા કરતા આવતા રહ્યા છો— | قَالَ اَفَرَءَيْتُمْ مَّا كُنْتُمْ تَعْبُدُوْنَ ۝٧٥ |
| ૭૭. 'તમે અને તમારા વડીલો પણ | اَنْتُمْ وَاٰبَآؤُكُمُ الْاَقْدَمُوْنَ ۝٧٦ |
| ૭૮. 'તે સૌ મારા દુશ્મનો છે, સિવાય જે તમામ જહાનોનો સર્જનહાર છે; | فَاِنَّهُمْ عَدُوٌّ لِّيْٓ اِلَّا رَبَّ الْعٰلَمِيْنَ ۝٧٧ |
| ૭૯. 'જેણે મને પેદા કર્યો છે, અને જે મારી રાહનુમાઈ કરે છે; | الَّذِيْ خَلَقَنِيْ فَهُوَ يَهْدِيْنِ ۝٧٨ |
| ૮૦. 'અને મને ખવરાવે પીવરાવે છે; | وَالَّذِيْ هُوَ يُطْعِمُنِيْ وَيَسْقِيْنِ ۝٧٩ |
| ૮૧. 'અને જ્યારે હું માંદો થાઉં છું, તો તે મને શફા (તંદુરસ્તી) બક્ષે છે; | وَاِذَا مَرِضْتُ فَهُوَ يَشْفِيْنِ ۝٨٠ |
| ૮૨. 'અને તે'જ મને મૃત્યુ આપશે, અને મને ફરી સજીવન કરશે; | وَالَّذِيْ يُمِيْتُنِيْ ثُمَّ يُحْيِيْنِ ۝٨١ |
| ૮૩. 'અને મને આશા છે કે તે કયામતના દિવસે મારા ગુનાહોને માફ કરી દેશે. | وَالَّذِيْٓ اَطْمَعُ اَنْ يَّغْفِرَ لِيْ خَطِيْٓـَٔتِيْ يَوْمَ الدِّيْنِ ۝٨٢ |
| ૮૪. 'હે મારા પરવરદિગાર, મને સદ્બુદ્ધિ આપ અને મને પરહેઝગારોમાં શામિલ કરી દે; | رَبِّ هَبْ لِيْ حُكْمًا وَّاَلْحِقْنِيْ بِالصّٰلِحِيْنَ ۝٨٣ |
| ૮૫. 'અને આવનારી પેઢીઓમાં મને ઈઝઝતનું(૬) સ્થાન આપજે; | وَاجْعَلْ لِّيْ لِسَانَ صِدْقٍ فِي الْاٰخِرِيْنَ ۝٨٤ |
| ૮૬. 'અને મને ને'મતોવાળી જન્નતોનો વારસ બનાવજે; | وَاجْعَلْنِيْ مِنْ وَّرَثَةِ جَنَّةِ النَّعِيْمِ ۝٨٥ |
| ૮૭. 'અને મારા પિતાને માફ કરી દે, જો કે તે ગુમરાહીમાં પડેલો છે; | وَاغْفِرْ لِاَبِيْٓ اِنَّهٗ كَانَ مِنَ الضَّآلِّيْنَ ۝٨٦ |
| ૮૮. 'અને જે દિવસે લોકોને ફરી ઉઠાડવામાં આવશે ત્યારે મને ફજેત ન કરજે, | وَلَا تُخْزِنِيْ يَوْمَ يُبْعَثُوْنَ ۝٨٧ |
| ૮૯. 'જે દિવસે દૌલત અથવા ઔલાદ લાભકર્તા નહિ થાય; | يَوْمَ لَا يَنْفَعُ مَالٌ وَّلَا بَنُوْنَ ۝٨٨ |
| ૯૦. 'સિવાય કે (તેનેજ બચાવી લેવામાં આવશે) જે ખરા દિલથી અલ્લાહ સામે રજૂ થશે.' | اِلَّا مَنْ اَتَى اللّٰهَ بِقَلْبٍ سَلِيْمٍ ۝٨٩ |

૬. યહૂદીયત, ઈસાઈઅત તથા ઈસ્લામ, આ ત્રણે મઝહબો હઝરત ઈબ્રાહીમ (અ)ને પોતાના પૂરોગામી તરીકે માન્ય રાખે છે, અને બેહદ તાઝીમથી તેમનું નામ લે છે.

وَأُزْلِفَتِ الْجَنَّةُ لِلْمُتَّقِينَ ﴿٩١﴾

૯૧. તે દિવસે જન્નત પરહેઝગારોની નિકટમાં લાવવામાં આવશે..

وَبُرِّزَتِ الْجَحِيمُ لِلْغَاوِينَ ﴿٩٢﴾

૯૨. અને ગુમરાહ થયેલાઓ સામે જહન્નમ ખુલ્લી મૂકવામાં આવશે.

وَقِيلَ لَهُمْ أَيْنَمَا كُنْتُمْ تَعْبُدُونَ ﴿٩٣﴾

૯૩. અને તેમને કહેવામાં આવશે 'કયાં છે (તમારા મા'બૂદો) જેને તમે પૂજતા રહ્યા હતા—

مِنْ دُونِ اللَّهِ هَلْ يَنْصُرُونَكُمْ أَوْ يَنْتَصِرُونَ ﴿٩٤﴾

૯૪. 'અલ્લાહ સિવાય? શું તેઓ (આજે) તમારી અથવા પોતાની કોઈ મદદ કરી શકે છે?'

فَكُبْكِبُوا فِيهَا هُمْ وَالْغَاوُونَ ﴿٩٥﴾

૯૫. પછી તે (મા'બૂદો)ને તથા ગુમરાહોને ઊંધ-મૂંધ તે (જહન્નમ)માં ફેંકવામાં આવશે.

وَجُنُودُ إِبْلِيسَ أَجْمَعُونَ ﴿٩٦﴾

૯૬. અને ઈબ્લીસના લશ્કરોને પણ, સૌને એક સાથે.

قَالُوا وَهُمْ فِيهَا يَخْتَصِمُونَ ﴿٩٧﴾

૯૭. ત્યાં તેઓ અંદરોઅંદર ઝઘડતા (પોતાના મા'બૂદોને) કહેશે.

تَاللَّهِ إِنْ كُنَّا لَفِي ضَلَالٍ مُبِينٍ ﴿٩٨﴾

૯૮. 'અલ્લાહના સોગંદ, અમે ખુલ્લે ખુલ્લી ગુમરાહીમાં પડી ગયા હતા,

إِذْ نُسَوِّيكُمْ بِرَبِّ الْعَالَمِينَ ﴿٩٩﴾

૯૯. 'જ્યારે અમે તમને તમામ જહાનોના પાલનહારના શરીક (સમકક્ષ) ગણ્યા;

وَمَا أَضَلَّنَا إِلَّا الْمُجْرِمُونَ ﴿١٠٠﴾

૧૦૦. 'અને અમને તો ગુનાહગારોએજ અવળે માર્ગે દોર્યા હતા.

فَمَا لَنَا مِنْ شَافِعِينَ ﴿١٠١﴾

૧૦૧. 'અને હવે અમારી ભલામણ કરનાર કોઈ નથી,

وَلَا صَدِيقٍ حَمِيمٍ ﴿١٠٢﴾

૧૦૨. 'અને ન અમારો સાચો દોસ્ત કોઈ છે.

فَلَوْ أَنَّ لَنَا كَرَّةً فَنَكُونَ مِنَ الْمُؤْمِنِينَ ﴿١٠٣﴾

૧૦૩. 'જો અમને ફરી એકવાર જવાની તક મળે તે અમે ખરેખર મોમિન બની જશું.'

إِنَّ فِي ذَٰلِكَ لَآيَةً ۖ وَمَا كَانَ أَكْثَرُهُمْ مُؤْمِنِينَ ﴿١٠٤﴾

૧૦૪. બેશક આ ઘટનામાં એક મોટી નિશાની છે પરંતુ આ લોકોમાંના ઘણાખરા ઈમાન નહિ લાવે.

وَإِنَّ رَبَّكَ لَهُوَ الْعَزِيزُ الرَّحِيمُ ﴿١٠٥﴾

૧૦૫. નિશ્ચય, તારો પાલનહાર સર્વસમર્થ છે, દયાવંત (પણ) છે. (રુકૂઅ-૫)

كَذَّبَتْ قَوْمُ نُوحٍ الْمُرْسَلِينَ ﴿١٠٦﴾

૧૦૬. નૂહની કોમે (પણ) રસૂલોને જૂઠા ઠરાવ્યા હતા,

إِذْ قَالَ لَهُمْ أَخُوهُمْ نُوحٌ أَلَا تَتَّقُونَ ﴿١٠٧﴾

૧૦૭. જ્યારે તેમના બંધુ નૂહે તેમને કહ્યું 'શું તમે સદાચારી નહિ બનો?

إِنِّي لَكُمْ رَسُولٌ أَمِينٌ ﴿١٠٨﴾

૧૦૮. 'બેશક હું તમારી તરફ આવલો એક વિશ્વસનીય(૭) રસૂલ છું.

---

૭. 'વિશ્વસનીય' અલ્લાહે પ્રમાણિકતા, શુદ્ધભાવના, શુદ્ધચારિત્ર્યના આધારે જેને વિશ્વાસનેપાત્ર ઠરાવ્યો હોય, તેના ઉપર વિશ્વાસ રાખનારાઓનો વિશ્વાસઘાત ન કરનારો, ભરોસો કરવાને લાયક.

فَاتَّقُوا اللّٰهَ وَ اَطِيْعُوْنِ ﴿۱۰۹﴾

૧૦૯. 'માટે અલ્લાહથી ડરો અને મારું કહ્યું માનો.'

وَمَآ اَسْـَٔلُكُمْ عَلَيْهِ مِنْ اَجْرٍ ۚ اِنْ اَجْرِىَ اِلَّا عَلٰى رَبِّ الْعٰلَمِيْنَ ﴿۱۱۰﴾

૧૧૦. 'અને હું તમારા પાસેથી કોઈ બદલો નથી ચાહતો. મારો બદલો તમામ જહાનોના પાલનહાર પાસે છે.

فَاتَّقُوا اللّٰهَ وَ اَطِيْعُوْنِ ﴿۱۱۱﴾

૧૧૧. 'માટે અલ્લાહથી ડરો, અને મારી આજ્ઞાઓનું પાલન કરો.'

قَالُوْٓا اَنُؤْمِنُ لَكَ وَ اتَّبَعَكَ الْاَرْذَلُوْنَ ﴿۱۱۲﴾

૧૧૨. તેમણે કહ્યું 'શું અમે તારા ઉપર ઈમાન લાવીએ જ્યારે સઘળા નીચ લોકોજ તારા સાથી છે.

قَالَ وَمَا عِلْمِىْ بِمَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿۱۱۳﴾

૧૧૩. તેણે કહ્યું 'મને તેમના કામધંધા[૮] વિશે જાણવાની કોઈ જરૂર નથી?

اِنْ حِسَابُهُمْ اِلَّا عَلٰى رَبِّىْ لَوْ تَشْعُرُوْنَ ﴿۱۱۴﴾

૧૧૪. 'તેનો હિસાબ મારા પરવરદિગાર પાસે છે, જો તમે એટલું જ સમજતા હો તો!

وَمَآ اَنَا بِطَارِدِ الْمُؤْمِنِيْنَ ﴿۱۱۵﴾

૧૧૫. 'અને ઈમાન લાવનારાઓને દૂર ભગાડવું મારું કામ નથી.

اِنْ اَنَا اِلَّا نَذِيْرٌ مُّبِيْنٌ ﴿۱۱۶﴾

૧૧૬. 'હું તો માત્ર ચેતવનારો છું.'

قَالُوْا لَئِنْ لَّمْ تَنْتَهِ يٰنُوْحُ لَتَكُوْنَنَّ مِنَ الْمَرْجُوْمِيْنَ ﴿۱۱۷﴾

૧૧૭. તેમણે કહ્યું 'હે નૂહ! જો તું અટકીશ નહિ તો તું પથ્થરમારથી[૯] માર્યો જઈશ.'

قَالَ رَبِّ اِنَّ قَوْمِىْ كَذَّبُوْنِ ﴿۱۱۸﴾

૧૧૮. નૂહે કહ્યું, 'હે મારા પરવરદિગાર, મારી કોમે મને જૂઠો ઠરાવ્યો છે.

فَافْتَحْ بَيْنِىْ وَ بَيْنَهُمْ فَتْحًا وَّ نَجِّنِىْ وَمَنْ مَّعِىَ مِنَ الْمُؤْمِنِيْنَ ﴿۱۱۹﴾

૧૧૯. 'માટે તું અમારી વચ્ચે કોઈ ફેંસલો કર અને મને તથા મારા મોમિન સાથીઓને બચાવી લે.'

فَاَنْجَيْنٰهُ وَمَنْ مَّعَهٗ فِى الْفُلْكِ الْمَشْحُوْنِ ﴿۱۲۰﴾

૧૨૦. જેથી અમે તેને અને વહાણમાં સવાર થયેલા તેના સઘળા સાથીઓને બચાવી લીધા.

ثُمَّ اَغْرَقْنَا بَعْدُ الْبٰقِيْنَ ﴿۱۲۱﴾

૧૨૧. પછી અમે બાકી રહેલાઓને ડૂબાવી મિટાવી દીધા.

اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيَةً ۗ وَمَا كَانَ اَكْثَرُهُمْ مُّؤْمِنِيْنَ ﴿۱۲۲﴾

૧૨૨. આ (ઘટના)માં ખરેખર એક નિશાની છે પરંતુ તેઓમાંના ઘણા ઈમાન નહિ લાવે.

وَاِنَّ رَبَّكَ لَهُوَ الْعَزِيْزُ الرَّحِيْمُ ﴿۱۲۳﴾

૧૨૩. અને તારો પાલનહાર સર્વ સમર્થ છે. (તેમજ) દયાળુ પણ છે. (રુકૂઅ-૬)

---

૮. 'ધંધા રોજગારના ધોરણે ઠરાવેલી ઊંચનીચ સાથે ઈમાનનો કોઈ સંબંધ નથી પરંતુ વ્યકિતગત કરણીઓનો હિસાબ અલ્લાહ પાસે છે.

૯. અપરાધીને ધડ સુધી ભોંયમાં દાટી અથવા એમજ બેસાડી તેના ઉપર પથ્થરમાર કરી આપવામાં આવતી મૃત્યુદંડની સજાની પ્રજા પુરાતન અને અજ્ઞાનતાના સમયથી ચાલતી આવે છે. ઇસ્લામને તેની સાથે કોઈ સંબંધ નથી.

كَذَّبَتْ عَادُ الْمُرْسَلِيْنَ ﴿١٢٣﴾

૧૨૪. પછી આદ (ની કોમે) રસૂલોને જૂઠા ઠરાવ્યા હતા.

اِذْ قَالَ لَهُمْ اَخُوْهُمْ هُوْدٌ اَلَا تَتَّقُوْنَ ﴿١٢٤﴾

૧૨૫. જ્યારે તેમના બંધુ, હૂદે તેમને કહ્યું 'શું તમે સદાચારી નહિ બનો?

اِنِّيْ لَكُمْ رَسُوْلٌ اَمِيْنٌ ﴿١٢٥﴾

૧૨૬. 'બેશક હું તમારા તરફ આવેલો વિશ્વસનીય રસૂલ છું.

فَاتَّقُوا اللّٰهَ وَاَطِيْعُوْنِ ﴿١٢٦﴾

૧૨૭. 'માટે અલ્લાહથી ડરો, અને મારી આજ્ઞાઓનું પાલન કરો.'

وَمَآ اَسْـَٔلُكُمْ عَلَيْهِ مِنْ اَجْرٍ ۚ اِنْ اَجْرِيَ اِلَّا عَلٰى رَبِّ الْعٰلَمِيْنَ ﴿١٢٧﴾

૧૨૮. 'અને હું તમારી પાસેથી કોઈ બદલો નથી ચાહતો, મારો બદલો તમામ જહાનોના પાલનહાર પાસે છે.'

اَتَبْنُوْنَ بِكُلِّ رِيْعٍ اٰيَةً تَعْبَثُوْنَ ﴿١٢٨﴾

૧૨૯. 'શું તમે ખોટી નામના માટેજ દરેક ઊંચા સ્થળોમાં સ્મારકો ઊભા કરો છો,

وَتَتَّخِذُوْنَ مَصَانِعَ لَعَلَّكُمْ تَخْلُدُوْنَ ﴿١٢٩﴾

૧૩૦. 'અને શું તમે ઈમારતો એટલા માટે બાંધો છો કે તેમાં તમે સદા માટે રહેશો? ૧૦

وَاِذَا بَطَشْتُمْ بَطَشْتُمْ جَبَّارِيْنَ ﴿١٣٠﴾

૧૩૧. 'અને જ્યારે તમે કોઈના ઉપર હાથ નાખો છો, બેહદ ઝુલ્મ સાથે નાખો છો.

فَاتَّقُوا اللّٰهَ وَاَطِيْعُوْنِ ﴿١٣١﴾

૧૩૨. 'માટે અલ્લાહથી ડરો, અને મારી આજ્ઞાઓનું પાલન કરો.

وَاتَّقُوا الَّذِيْٓ اَمَدَّكُمْ بِمَا تَعْلَمُوْنَ ﴿١٣٢﴾

૧૩૩. 'અને તેનાથી ડરતા રહો જેણે તમને હુન્નર આપી તમારી સહાયતા કરી છે.

اَمَدَّكُمْ بِاَنْعَامٍ وَّبَنِيْنَ ﴿١٣٣﴾

૧૩૪. 'તેણે ઢોરો તથા ઔલાદ વડે તમારી સહાયતા કરી છે.

وَجَنّٰتٍ وَّعُيُوْنٍ ﴿١٣٤﴾

૧૩૫. 'અને બાગો, અને ઝરણાંથી પણ.

اِنِّيْٓ اَخَافُ عَلَيْكُمْ عَذَابَ يَوْمٍ عَظِيْمٍ ﴿١٣٥﴾

૧૩૬. 'ખરેજ મને તમારા ઉપર એક ભયંકર દિવસના અઝાબ આવવાનો ડર છે.'

قَالُوْا سَوَآءٌ عَلَيْنَآ اَوَعَظْتَ اَمْ لَمْ تَكُنْ مِّنَ الْوٰعِظِيْنَ ﴿١٣٦﴾

૧૩૭. તેમણે કહ્યું 'તું અમને નસિહત આપ કે ન આપ અમારા માટે તો સરખું જ છે.'

---

૧૦. આ આયતથી આદ એક બળવાન તથા સાંસ્કૃતિક વિકાસ પામેલી કોમ હોવાનો આભાસ થાય છે. પોતાના સમયમાં તેમણે વિજ્ઞાનમાં બહુજ પ્રગતિ કરી હતી. તેમણે મોટા કિલ્લાઓ તેમન યાંત્રિક સંશોધનો કરી તેમના વડે ઈમારતો બાંધવામાં સિદ્ધિ પ્રાપ્ત કરી હતી. તેમણે ઘણા લડાયક હથિયારો તેમજ ભવ્ય સ્મારકો પણ બાંધ્યા હતા. સારાંશે પશ્ચિમની પ્રગતિશીલ સત્તાઓની જેમ તેઓ ઈલ્મ તથા સંશોધનમાં બહુજ આગળ નીકળી ગયા હતા. પરંતુ તેમની દુન્યવી સફળતાએ તેમને ઉચ્ચ આદર્શોથી હેઠા પાડી તેમનું રૂહાની પતન નીપજાવ્યું. તેમણે પોતાના રસૂલની શિખામણોને અવગણી અને જેમ બીજી કોમો પોતાની બદબખ્તીની શિકાર બની તેવીજ રીતે તેઓ પણ પોતાના મુકર્રર અંજામને પહોંચી ગયા.

| | |
|---|---|
| ૧૩૮. 'આ તો પ્રાચીન લોકોની ચાલતી આવતી એક રીત છે. | إِنْ هَٰذَآ إِلَّا خُلُقُ ٱلْأَوَّلِينَ ۝١٣٨ |
| ૧૩૯. 'અને અમારા ઉપર કોઈ અઝાબ આવનાર નથી.' | وَمَا نَحْنُ بِمُعَذَّبِينَ ۝١٣٩ |
| ૧૪૦. જેથી તેમણે ઈન્કાર કર્યો અને અમે તેમને હલાક કરી નાખ્યા. આ (ઘટના)માં ખરેખર એક નિશાની સમાયેલી છે, પરંતુ આ લોકોમાંના ઘણા ઈમાન નહિ લાવે. | فَكَذَّبُوهُ فَأَهْلَكْنَٰهُمْ ۗ إِنَّ فِى ذَٰلِكَ لَءَايَةً ۖ وَمَا كَانَ أَكْثَرُهُم مُّؤْمِنِينَ ۝١٤٠ |
| ૧૪૧. અને ખરેજ તારો રબ, સર્વસમર્થ છે, (તેમજ) દયાળુ પણ છે. (રુકૂઅ-૭) | وَإِنَّ رَبَّكَ لَهُوَ ٱلْعَزِيزُ ٱلرَّحِيمُ ۝١٤١ |
| ૧૪૨. સમુદની[૧૧] કોમે પણ રસૂલોને જૂઠા કરાવ્યા હતા. | كَذَّبَتْ ثَمُودُ ٱلْمُرْسَلِينَ ۝١٤٢ |
| ૧૪૩. જ્યારે તેમના બંધુ સાલેહે તેમને કહ્યું 'શું તમે સદાચારી નહિ બનો? | إِذْ قَالَ لَهُمْ أَخُوهُمْ صَٰلِحٌ أَلَا تَتَّقُونَ ۝١٤٣ |
| ૧૪૪. 'ખરેખર હું તમારી તરફ આવેલો વિશ્વસનીય રસૂલ છું.' | إِنِّى لَكُمْ رَسُولٌ أَمِينٌ ۝١٤٤ |
| ૧૪૫. 'માટે અલ્લાહથી ડરો, અને મારી આજ્ઞાઓનું પાલન કરો. | فَٱتَّقُوا۟ ٱللَّهَ وَأَطِيعُونِ ۝١٤٥ |
| ૧૪૬. 'હું તમારી પાસેથી કોઈ બદલો નથી ચાહતો, મારો બદલો તમામ જહાનોના પાલનહાર પાસે છે. | وَمَآ أَسْـَٔلُكُمْ عَلَيْهِ مِنْ أَجْرٍ ۖ إِنْ أَجْرِىَ إِلَّا عَلَىٰ رَبِّ ٱلْعَٰلَمِينَ ۝١٤٦ |
| ૧૪૭. 'શું તમારી પાસે જે (કંઈ અહીં) છે તેમાં અમનથી તમને રહેવા દેવામાં આવશે? | أَتُتْرَكُونَ فِى مَا هَٰهُنَآ ءَامِنِينَ ۝١٤٧ |
| ૧૪૮. 'આ બાગો તથા ઝરણાં વચ્ચે. | فِى جَنَّٰتٍ وَعُيُونٍ ۝١٤٨ |
| ૧૪૯. 'અને ખેતરો, અને ખજૂરના ભારથી નમેલી ડાળીઓ વચ્ચે? | وَزُرُوعٍ وَنَخْلٍ طَلْعُهَا هَضِيمٌ ۝١٤٩ |
| ૧૫૦. 'અથવા પર્વતોમાં કારીગરીથી કોતરી કાઢેલી તમારી ભવ્ય ઈમારતોમાં? | وَتَنْحِتُونَ مِنَ ٱلْجِبَالِ بُيُوتًا فَٰرِهِينَ ۝١٥٠ |

૧૧. 'ફતુહલ-શામ'ના અહેવાલ પ્રમાણે સમૂદની કોમ બહુજ બળવાન હતી. તેમની સત્તા બસરાથી લઈ સીરિયા તથા અદન સુધી ફેલાયેલી હતી. તેઓ બહુજ સંસ્કારી, ખેતી ઉદ્યોગ અને શિલ્પકળામાં અને ઈમારતો બાંધવામાં કુશળ હતા. આ કોમનું વર્ણન ગ્રીક ઈતિહાસકારોએ પોતાના ગ્રંથોમાં કર્યું છે. આ લોકો ઈસાયુગથી થોડા સમય પહેલાં થઈ ગયા હતા. હીજા અથવા 'અગ્રા' તેમનું વતન હતું. અલ-હિજા 'મદાઈની સાલેહ' અર્થાત 'સાલેહના શહેરો' તરીકે પણ પ્રખ્યાત હતું. આ મદીના તથા તબૂક વચ્ચે વાઅદી-કરાઅની ખીણમાં આવેલું તેમની રાજધાનીનું શહેર હતું. કુરઆને મજીદે આ કોમને ક્રમમાં આદ પછી સ્થાન આપ્યું છે.

فَاتَّقُوا اللّٰهَ وَاَطِيْعُوْنِ ﴿١٥١﴾

૧૫૧. 'માટે અલ્લાહથી ડરો. અને મારી આજ્ઞાઓનું પાલન કરો.

وَلَا تُطِيْعُوْٓا اَمْرَ الْمُسْرِفِيْنَ ﴿١٥٢﴾

૧૫૨. 'અને તે લોકો જે હદબહાર જતા રહ્યા છે તેમનું કહેવું ન માનો,

الَّذِيْنَ يُفْسِدُوْنَ فِي الْاَرْضِ وَلَا يُصْلِحُوْنَ ﴿١٥٣﴾

૧૫૩. 'જે લોકો પૃથ્વીમાં ફિસાદ ફેલાવી રહ્યા છે અને સુધારો નથી ચાહતા.'

قَالُوْٓا اِنَّمَآ اَنْتَ مِنَ الْمُسَحَّرِيْنَ ﴿١٥٤﴾

૧૫૪. તેમણે કહ્યું 'તું કોઈ જાદુની અસર તળે આવી ગયો લાગે છે;

مَآ اَنْتَ اِلَّا بَشَرٌ مِّثْلُنَا ۚۖ فَاْتِ بِاٰيَةٍ اِنْ كُنْتَ مِنَ الصّٰدِقِيْنَ ﴿١٥٥﴾

૧૫૫. 'તું તો માત્ર અમારા જેવોજ એક ઈન્સાન છે. જો તું ખરો હોય તો કોઈ મો'જઝો (ચમત્કાર) કરી બતાવ.'

قَالَ هٰذِهٖ نَاقَةٌ لَّهَا شِرْبٌ وَّلَكُمْ شِرْبُ يَوْمٍ مَّعْلُوْمٍ ﴿١٥٦﴾

૧૫૬. 'તેણે કહ્યું આ ઊંટડીનો પીવાનો વારો નક્કી કરેલો છે અને તમારો પીવાના વારાનો દિવસ (પણ) નક્કી થયેલો છે.

وَلَا تَمَسُّوْهَا بِسُوْٓءٍ فَيَاْخُذَكُمْ عَذَابُ يَوْمٍ عَظِيْمٍ ﴿١٥٧﴾

૧૫૭. 'અને તેને ઈજા આપવા ખાતર સ્પર્શ કરશો નહિ. નહીંતો એક ભયંકર દિવસનો અઝાબ તમને પકડી લેશે.'

فَعَقَرُوْهَا فَاَصْبَحُوْا نٰدِمِيْنَ ﴿١٥٨﴾

૧૫૮. છતાં તેમણે તે (ઉંટડી)ને ઘુંટણોથી કાપી નાખી અને પછી (અઝાબને જોઈ) તેઓ પસ્તાયા.

فَاَخَذَهُمُ الْعَذَابُ ۭ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً ۭ وَمَا كَانَ اَكْثَرُهُمْ مُّؤْمِنِيْنَ ﴿١٥٩﴾

૧૫૯. અંતે અઝાબે તેમને આવી ઘેર્યા. આ (ઘટના)માં ખરેખર એક નિશાની છે, પરંતુ આ લોકોમાંથી ઘણાખરા ઈમાન નહિ લાવે.

وَاِنَّ رَبَّكَ لَهُوَ الْعَزِيْزُ الرَّحِيْمُ ﴿١٦٠﴾

૧૬૦. ખરેખર તારો રબ સર્વ સમર્થ છે, (તેમજ) દયાળુ પણ છે. (રુકૂઅ-૮)

كَذَّبَتْ قَوْمُ لُوْطِ ِۨ الْمُرْسَلِيْنَ ﴿١٦١﴾

૧૬૧. લૂતની કોમે પણ રસૂલોને જૂઠ ઠરાવ્યા હતા.

اِذْ قَالَ لَهُمْ اَخُوْهُمْ لُوْطٌ اَلَا تَتَّقُوْنَ ﴿١٦٢﴾

૧૬૨. જ્યારે તેમના બંધુ લૂતે તેમને કહ્યું 'શું તમે સદાચારી નહિ બનો?

اِنِّيْ لَكُمْ رَسُوْلٌ اَمِيْنٌ ﴿١٦٣﴾

૧૬૩. 'હું ખરેખર તમારી તરફ મોકલાએલો એક વિશ્વસનીય રસૂલ છું.

فَاتَّقُوا اللّٰهَ وَاَطِيْعُوْنِ ﴿١٦٤﴾

૧૬૪. 'માટે અલ્લાહથી ડરો અને મારી આજ્ઞાઓનું પાલન કરો.

وَمَآ اَسْـَٔــلُكُمْ عَلَيْهِ مِنْ اَجْرٍ ۚ اِنْ اَجْرِيَ اِلَّا عَلٰي رَبِّ الْعٰلَمِيْنَ ﴿١٦٥﴾

૧૬૫. અને હું તમારી પાસેથી કોઈ બદલો નથી ચાહતો, મારો બદલો સૃષ્ટિના માલિક પાસે છે.

૧૬૬. 'શું આટલી બધી કોમોમાંથી માત્ર તમેજ તમારી કામવાસના[૧૨] તૃપ્ત કરવા માટે પુરુષો પાછળ દોડો છે,

اَتَاْتُوْنَ الذُّكْرَانَ مِنَ الْعٰلَمِيْنَ ﴿۱۶۶﴾

૧૬૭. 'અને અલ્લાહે તમારા માટે સ્ત્રીઓ પેદા કરી છે તેમનો ત્યાગ કરો છો? બલ્કે તમે હદ બહાર જનારા લોકો છો.'

وَتَذَرُوْنَ مَا خَلَقَ لَكُمْ رَبُّكُمْ مِّنْ اَزْوَاجِكُمْ ؕ بَلْ اَنْتُمْ قَوْمٌ عٰدُوْنَ ﴿۱۶۷﴾

૧૬૮. તેમણે કહ્યું 'જો તું આ વાતોથી અટકીશ નહિ તો હે લૂત, અમે તને હદપાર કરશું.

قَالُوْا لَئِنْ لَّمْ تَنْتَهِ يٰلُوْطُ لَتَكُوْنَنَّ مِنَ الْمُخْرَجِيْنَ ﴿۱۶۸﴾

૧૬૯. તેણે કહ્યું 'મને તમારી બદઆમાલીથી (દુરાચારથી) બેહદ નફરત છે.

قَالَ اِنِّىْ لِعَمَلِكُمْ مِّنَ الْقَالِيْنَ ؕ ﴿۱۶۹﴾

૧૭૦. 'હે મારા પરવરદિગાર, મને અને મારા પરિવારને આ લોકો(ની બદકારીઓ)થી બચાવી લે.'

رَبِّ نَجِّنِىْ وَاَهْلِىْ مِمَّا يَعْمَلُوْنَ ﴿۱۷۰﴾

૧૭૧. પરિણામે અમે તેને અને તેના પરિવારમાંથી સૌને બચાવી લીધા,

فَنَجَّيْنٰهُ وَاَهْلَهٗۤ اَجْمَعِيْنَ ۙ ﴿۱۷۱﴾

૧૭૨. સિવાય એક વૃદ્ધ[૧૩] સ્ત્રીને, જે પાછળ રહી જનારાઓમાં ભળી ગઈ.

اِلَّا عَجُوْزًا فِى الْغٰبِرِيْنَ ۚ ﴿۱۷۲﴾

૧૭૩. પછી અમે બાકી રહેલાઓનો મિટાવી દીધા.

ثُمَّ دَمَّرْنَا الْاٰخَرِيْنَ ۚ ﴿۱۷۳﴾

૧૭૪. અને અમે તેમના ઉપર એવી વર્ષા[૧૪] કરી, બેશક જેનાથી તેમને ચેતવવામાં આવ્યો હતો તે વર્ષા બેહદ ભયાનક હતી.

وَاَمْطَرْنَا عَلَيْهِمْ مَّطَرًا ۚ فَسَآءَ مَطَرُ الْمُنْذَرِيْنَ ﴿۱۷۴﴾

૧૭૫. આ ઘટનામાં ખરેખર એક ભવ્ય નિશાની છે, પરંતુ આ લોકોમાંથી ઘણાખરા ઈમાન નહિ લાવે.

اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيَةً ؕ وَمَا كَانَ اَكْثَرُهُمْ مُّؤْمِنِيْنَ ﴿۱۷۵﴾

૧૭૬. અને ખરેખર તારો રબ સર્વસમર્થ છે (તેમજ) દયાળુ પણ છે. (રુકૂઅ-૯)

وَاِنَّ رَبَّكَ لَهُوَ الْعَزِيْزُ الرَّحِيْمُ ﴿۱۷۶﴾ ع

૧૭૭. જંગલમાં રહેનારાઓએ પણ રસૂલોને જૂઠા ઠરાવ્યા હતા,

كَذَّبَ اَصْحٰبُ لْـَٔيْكَةِ الْمُرْسَلِيْنَ ۖۚ ﴿۱۷۷﴾

૧૭૮. જ્યારે શોએબે તેમને કહ્યું 'શું તમે સદાચારી નહિ બનો?'

اِذْ قَالَ لَهُمْ شُعَيْبٌ اَلَا تَتَّقُوْنَ ۚ ﴿۱۷۸﴾

૧૭૯. 'ખરેખર, હું તમારી તરફ આવેલો એક વિશ્વસનીય રસૂલ છું.'

اِنِّىْ لَكُمْ رَسُوْلٌ اَمِيْنٌ ۙ ﴿۱۷۹﴾

૧૮૦. 'માટે અલ્લાહથી ડરો, અને મારી આજ્ઞાઓનું પાલન કરો.

فَاتَّقُوا اللّٰهَ وَاَطِيْعُوْنِ ۚ ﴿۱۸۰﴾

---

૧૨. કુદરતના નિયમ વિરુદ્ધ તેમના આ અનાચારના પરિણામે હઝરત લૂત(અ)ની કોમ નષ્ટ થવા પામી હતી.

૧૩. આ વૃદ્ધ સ્ત્રી હઝરત લૂત (અ)ની પત્ની હતી જે બદફેલીમાં ઓતપ્રોત હતી.

૧૪. ભીની માટીથી બનેલા ઢેફાં સુકાઈ ગયા પછી પથ્થર જેવા સખત બની ગયા.

وَمَآ اَسْـَٔلُكُمْ عَلَيْهِ مِنْ اَجْرٍ ۚ اِنْ اَجْرِىَ اِلَّا عَلٰى رَبِّ الْعٰلَمِيْنَ ﴿١٨١﴾

૧૮૧. 'અને હું તમારી પાસેથી કોઈ બદલો નથી ચાહતો. મારો બદલો સૃષ્ટિના રબ પાસે છે.

اَوْفُوا الْكَيْلَ وَلَا تَكُوْنُوْا مِنَ الْمُخْسِرِيْنَ ﴿١٨٢﴾

૧૮૨. 'તમે માપમાં પૂરેપૂરું આપો, અને બીજાનું નુકસાન કરનારા ન બનો.[૧૫]

وَزِنُوْا بِالْقِسْطَاسِ الْمُسْتَقِيْمِ ﴿١٨٣﴾

૧૮૩. 'અને સાચાં ત્રાજવાં વડે તોલ કરો.

وَلَا تَبْخَسُوا النَّاسَ اَشْيَآءَهُمْ وَلَا تَعْثَوْا فِى الْاَرْضِ مُفْسِدِيْنَ ﴿١٨٤﴾

૧૮૪. 'અને લોકોને તેમના હક્કથી ઓછું ન આપો. ન તો ધરતીમાં અનીતિના કામો ફેલાવો.

وَاتَّقُوا الَّذِىْ خَلَقَكُمْ وَالْجِبِلَّةَ الْاَوَّلِيْنَ ﴿١٨٥﴾

૧૮૫. 'અને તેનાથી જ ડરો જેણે તમને અને (તમારી) પહેલાના લોકોને પેદા કર્યા હતા.'

قَالُوْٓا اِنَّمَآ اَنْتَ مِنَ الْمُسَحَّرِيْنَ ﴿١٨٦﴾

૧૮૬. તેમણે કહ્યું 'તારા ઉપર જાદૂ કરવામાં આવ્યું છે.

وَمَآ اَنْتَ اِلَّا بَشَرٌ مِّثْلُنَا وَاِنْ نَّظُنُّكَ لَمِنَ الْكٰذِبِيْنَ ﴿١٨٧﴾

૧૮૭. 'તું તો કેવળ અમારા જેવોજ ઈન્સાન છે અને અમે તને જૂઠો સમજીએ છીએ.

فَاَسْقِطْ عَلَيْنَا كِسَفًا مِّنَ السَّمَآءِ اِنْ كُنْتَ مِنَ الصّٰدِقِيْنَ ﴿١٨٨﴾

૧૮૮. 'જો તું સાચો છે તો અમારા ઉપર આકાશના ટૂકડા પાડી દેખાડ.

قَالَ رَبِّىْٓ اَعْلَمُ بِمَا تَعْمَلُوْنَ ﴿١٨٩﴾

૧૮૯. તેણે કહ્યું 'મારો રબ તમારા કામોથી ખૂબ પરિચિત છે.'[૧૬]

فَكَذَّبُوْهُ فَاَخَذَهُمْ عَذَابُ يَوْمِ الظُّلَّةِ ۗ اِنَّهٗ كَانَ عَذَابَ يَوْمٍ عَظِيْمٍ ﴿١٩٠﴾

૧૯૦. અને તેમણે તેને જૂઠો ઠરાવ્યો. પરિણામે એક ગમગીનીભર્યા દિવસના અઝાબે તેમને ઘેરી લીધા. બેશક તે ભયંકર દિવસનો અઝાબ હતો.

اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيَةً ۗ وَمَا كَانَ اَكْثَرُهُمْ مُّؤْمِنِيْنَ ﴿١٩١﴾

૧૯૧. આ ઘટનામાં ખરેખર એક નિશાની છે, પરંતુ આ લોકોમાંના ઘણાખરા ઈમાન નહિ લાવે.

وَاِنَّ رَبَّكَ لَهُوَ الْعَزِيْزُ الرَّحِيْمُ ﴿١٩٢﴾

૧૯૨. અને ખરેખર, તારો પરવરદિગાર, સર્વ સમર્થ છે. (તેમજ) દયાળુ પણ છે. (રુકૂઅ-૧૦)

وَاِنَّهٗ لَتَنْزِيْلُ رَبِّ الْعٰلَمِيْنَ ﴿١٩٣﴾

૧૯૩. બેશક આ (કુરઆન) તમામ જહાનોના સર્જનહાર તરફથી જ આવ્યું છે.

---

૧૫. તમામ નબીઓ પોતાની કોમને એકજ અલ્લાહની ઈબાદત કરવાનો અને તેના રસૂલની ફરમાંબરદારી કરવાનો તેમજ સમાજમાં ફેલાએલી બદીઓનો ત્યાગ કરવાનો ઉપદેશ આપતા રહ્યા હતા. હઝરત નૂહ (અ)ની કોમ વર્ણો તથા ઊંચનીચના ભેદભાવના બદીથી પીડાતી હતી. હઝરત હૂદ(અ)ની કોમ હુન્નર ઉદ્યોગ તેમજ લશ્કરી બળના આધારે બીજા ઉપર પ્રભાવ નાખવામાં સખત બેરહેમીથી કામ લેતી હતી. હઝરત સાલેહ (અ)જ કોમ માલમિલકતના આધારે પોતાનું વર્ચસ્વ જમાવવામાં પ્રવૃત્ત હતી અને હઝરત લૂત (ની) કોમ બેશરમીપૂર્વક અકુદરતી રીતે પોતાની વિષયવાસના પોષવામાં ઓતપ્રોત હતી. જ્યારે હઝરત શોએબ (અ)ની કોમ લેણદેણના વહેવારમાં અપ્રમાણિક હતી.

૧૬. આકાશના ટૂકડા પાડવા અથવા અઝાબ લાવવું અલ્લાહનું કામ છે. વિનાશ બદકારોના પોતાનાજ નોતરવાથી તેમના ઉપર આવી પડે છે. નબીઓ માનવજાતિના હમર્દદ હોવાથી માત્ર નસિહતો વડેજ પોતાના ફરાએઝો પૂરાં કરે છે. આ નેક રૂહો કોઈના માટે બદદુઆ નથી કરતી.

نَزَلَ بِهِ الرُّوْحُ الْاَمِيْنُ ﴿١٩٤﴾

૧૯૪. 'રૂહુલ અમીન'[૧૭] (જીબ્રાઈલ) આ કલામ લાવ્યો છે

عَلٰى قَلْبِكَ لِتَكُوْنَ مِنَ الْمُنْذِرِيْنَ ﴿١٩٥﴾

૧૯૫. તારા હૃદય ઉપર કે તું તેના વડે લોકોને ચેતવી દે.

بِلِسَانٍ عَرَبِيٍّ مُّبِيْنٍ ﴿١٩٦﴾

૧૯૬. (તે) સરળ અને સ્પષ્ટ અરબી ભાષામાં છે.

وَاِنَّهٗ لَفِيْ زُبُرِ الْاَوَّلِيْنَ ﴿١٩٧﴾

૧૯૭. અને બેશક તેનો ઉલ્લેખ પહેલાંના લોકોની કિતાબોમાં[૧૮] પણ છે.

اَوَلَمْ يَكُنْ لَّهُمْ اٰيَةً اَنْ يَّعْلَمَهٗ عُلَمٰٓؤُا بَنِيْٓ اِسْرَآءِيْلَ ﴿١٩٨﴾

૧૯૮. શું બની ઈસરાઈલ આલિમોનું આ (કુરઆન) વિશે માહિતગાર હોવું તેમના માટે તેની સચ્ચાઈની દલીલ નથી?

وَلَوْ نَزَّلْنٰهُ عَلٰى بَعْضِ الْاَعْجَمِيْنَ ﴿١٩٩﴾

૧૯૯. અને જો અમે તે કોઈ બિન-અરબ ઉપર ઊતાર્યું હોત,

فَقَرَاَهٗ عَلَيْهِمْ مَّا كَانُوْا بِهٖ مُؤْمِنِيْنَ ﴿٢٠٠﴾

૨૦૦. અને તે આ લોકોને વાંચી સંભળાવત તો પણ તેઓ તેમાં ઈમાન લાવત નહિ.

كَذٰلِكَ سَلَكْنٰهُ فِيْ قُلُوْبِ الْمُجْرِمِيْنَ ﴿٢٠١﴾

૨૦૧. આવી રીતે અમે ગુનાહગારોના દિલોમાં[૧૯] નાફરમાની ઠસાવી દીધી છે.

لَا يُؤْمِنُوْنَ بِهٖ حَتّٰى يَرَوُا الْعَذَابَ الْاَلِيْمَ ﴿٢٠٢﴾

૨૦૨. તેઓ કદાપિ તેમાં ઈમાન લાવશે નહિ, જ્યાં સુધી કે તેઓ દર્દનાક અઝાબ ન જોઈ લે.

فَيَاْتِيَهُمْ بَغْتَةً وَّهُمْ لَا يَشْعُرُوْنَ ﴿٢٠٣﴾

૨૦૩. પરંતુ તે તો ઓચિંતુ તેમના ઉપર આવી પડશે જ્યારે તેમને ભાન પણ નહિ હોય.

فَيَقُوْلُوْا هَلْ نَحْنُ مُنْظَرُوْنَ ﴿٢٠٤﴾

૨૦૪. અને તેઓ કહેશે 'અમને થોડી મોહલત મળી શકશે?

اَفَبِعَذَابِنَا يَسْتَعْجِلُوْنَ ﴿٢٠٥﴾

૨૦૫. શું (અત્યાર સુધી) તેઓ અમારા અઝાબ માટે ઉતાવળ ન કરી રહ્યા હતા?

اَفَرَءَيْتَ اِنْ مَّتَّعْنٰهُمْ سِنِيْنَ ﴿٢٠٦﴾

૨૦૬. તું શું ધારે છે? જો અમે વર્ષો સુધી તેમને એશોઆરામ કરવા દઈએ (તોપણ):

ثُمَّ جَآءَهُمْ مَّا كَانُوْا يُوْعَدُوْنَ ﴿٢٠٧﴾

૨૦૭. જેનાથી તેમને ચેતવવામાં આવ્યો છે તે તો તેમના ઉપર આવીજ પડશે.

---

૧૭. 'રૂહુલ અમીન' અર્થાત 'પ્રમાણિકરૂહ', હઝરત જીબ્રાઈલ(અ).

૧૮. વિગત માટે જુઓ ડયુયેનોમી પા.૧૮ આ.૧૮ જોન (યોહાન) ૧૬ આ ૧૨માં કુરઆન મજીદ વિશે આગાહીઓ છે.

૧૯. ઈન્સાનની પ્રકૃતિનું ખરું રૂપ આ આયતમાં જોવામાં આવે છે. એક જીવ ગુનાહોમાં પડે છે તો તેની બુદ્ધિ મંદ પડી જાય છે. અને સમય જતાં તેને તે પાપોથી પ્રીત બંધાઈ જાય છે અને તે એક એવું વ્યસન બની જાય છે કે તેના વગર પાપીને ચાલતું નથી, અને પાપ કરેજ તેના મનને શાંતિ મળે છે.

૨૦૮. ત્યારે જે આનંદ માણવા માટે તેમને આપવામાં આવ્યું હતું તેમાંનું કંઈપણ તેમને કામ નહિ લાગે.

مَآ اَغۡنٰى عَنۡهُمۡ مَّا كَانُوۡا يُمَتَّعُوۡنَ ؕ﴿۲۰۸﴾

૨૦૯. અને અમે કોઈ વસ્તીનો વિનાશ નથી કર્યો જેમાં પહેલાં ચેતવનાર ન મોકલાવ્યો હોય.

وَمَاۤ اَهۡلَكۡنَا مِنۡ قَرۡيَةٍ اِلَّا لَهَا مُنۡذِرُوۡنَ ۛ﴿۲۰۹﴾

૨૧૦. આ એક નસિહત છે; અને ખરેજ, અમે ઝાલિમ નથી.

ذِكۡرٰى ۛ وَمَا كُنَّا ظٰلِمِيۡنَ ﴿۲۱۰﴾

૨૧૧. બેશક આ (કુરઆન) શયતાનો નથી લઈને ઊતર્યા.

وَمَا تَنَزَّلَتۡ بِهِ الشَّيٰطِيۡنُ ﴿۲۱۱﴾

૨૧૨. ન તેઓ તે લાવવાને લાયક છે, ન તેઓ લાવવાનું સામર્થ્ય રાખે છે.(૨૦)

وَمَا يَنۡۢبَغِىۡ لَهُمۡ وَمَا يَسۡتَطِيۡعُوۡنَ ؕ﴿۲۱۲﴾

૨૧૩. ખરેજ તે સાંભળવાથી પણ તેમને દૂર રાખવામાં આવ્યા છે.

اِنَّهُمۡ عَنِ السَّمۡعِ لَمَعۡزُوۡلُوۡنَ ؕ﴿۲۱۳﴾

૨૧૪. માટે અલ્લાહ સિવાય કોઈ અન્યને ન પુકારીશ, નહિ તો તું અઝાબ ભોગવનારાઓમાં ભળી જઈશ.

فَلَا تَدۡعُ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ فَتَكُوۡنَ مِنَ الۡمُعَذَّبِيۡنَ ﴿۲۱۴﴾

૨૧૫. અને તારા સૌથી નીકટના સગાઓને ચેતવણી આપી દે.

وَاَنۡذِرۡ عَشِيۡرَتَكَ الۡاَقۡرَبِيۡنَ ۙ﴿۲۱۵﴾

૨૧૬. અને જે મોમિનો તને અનુસરે તેમની સાથે દયાભાવ રાખ.

وَاخۡفِضۡ جَنَاحَكَ لِمَنِ اتَّبَعَكَ مِنَ الۡمُؤۡمِنِيۡنَ ۚ﴿۲۱۶﴾

૨૧૭. પછી જો તેઓ તારી નાફરમાની કરે તો તેમને કહી દે 'તમે જે કરો છો તેનાથી હું વિમુક્ત છું.'

فَاِنۡ عَصَوۡكَ فَقُلۡ اِنِّىۡ بَرِىۡٓءٌ مِّمَّا تَعۡمَلُوۡنَ ۚ﴿۲۱۷﴾

૨૧૮. અને તું સર્વસમર્થ દયાસાગર (અલ્લાહ) ઉપર યકીન રાખ.

وَتَوَكَّلۡ عَلَى الۡعَزِيۡزِ الرَّحِيۡمِ ۙ﴿۲۱۸﴾

૨૧૯. તે તને જોઈ રહ્યો હોય છે જ્યારે તું (નમાઝ માટે) ઉઠે છે.

الَّذِىۡ يَرٰٮكَ حِيۡنَ تَقُوۡمُ ۙ﴿۲۱۹﴾

૨૨૦. અને સિજદા કરનારાઓ સાથે તારી હિલચાલને તે જોઈ રહ્યો હોય છે.

وَتَقَلُّبَكَ فِى السّٰجِدِيۡنَ ﴿۲۲۰﴾

૨૨૧. ખચિત તે સર્વ સાંભળનારો છે, સર્વ જાણનારો છે.

اِنَّهٗ هُوَ السَّمِيۡعُ الۡعَلِيۡمُ ﴿۲۲۱﴾

૨૨૨. શું હું તને કહું કે શયતાનો કોના ઉપર ઊતરે છે?

هَلۡ اُنَبِّئُكُمۡ عَلٰى مَنۡ تَنَزَّلُ الشَّيٰطِيۡنُ ؕ﴿۲۲۲﴾

---

૨૦. શયતાનના વજૂદમાં તૌહીદ,અલ્લાહ પરસ્તી તરફના વલણનો અભાવ હોય છે જ્યારે કુરઆને મજીદમાં તૌહીદ ઉપર બહુ ભાર મૂકવામાં આવ્યો છે.

તَنَزَّلُ عَلٰى كُلِّ اَفَّاكٍ اَثِيْمٍ ۝٢٢٣

يُّلْقُوْنَ السَّمْعَ وَاَكْثَرُهُمْ كٰذِبُوْنَ ۝٢٢٤

وَالشُّعَرَآءُ يَتَّبِعُهُمُ الْغَاوٗنَ ۝٢٢٥

اَلَمْ تَرَ اَنَّهُمْ فِيْ كُلِّ وَادٍ يَّهِيْمُوْنَ ۝٢٢٦

وَاَنَّهُمْ يَقُوْلُوْنَ مَا لَا يَفْعَلُوْنَ ۝٢٢٧

اِلَّا الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ وَذَكَرُوا اللّٰهَ كَثِيْرًا وَّانْتَصَرُوْا مِنْۢ بَعْدِ مَا ظُلِمُوْا ۗ وَسَيَعْلَمُ الَّذِيْنَ ظَلَمُوْٓا اَيَّ مُنْقَلَبٍ يَّنْقَلِبُوْنَ ۝٢٢٨

૨૨૩. તેઓ દરેક જૂઠા અને મહાપાપીઓ ઉપર ઊતરતા હોય છે,

૨૨૪. જે સાંભળ્યું હોય તે બોલતા રહે છે, અને તેઓમાં ઘણાં જૂઠું બોલનારા છે.

૨૨૫. હવે રહી શાએરોની વાત, તો ગુમરાહ[૨૧] થયેલા તેમની પાછળ ચાલે છે.

૨૨૬. શું તેં નથી જોયું કે તેઓ ઊંડી ખીણોમાં કેવા રખડતા રજડતા ફરે છે,

૨૨૭. અને તેઓ એવી વાતો કરતા હોય છે જેના ઉપર પોતે અમલ નથી કરતા?

૨૨૮. સિવાય કે તેઓમાંથી જે ઈમાન લઈ આવે, અને નેકીના કામો કરે અને અલ્લાહને નિત્ય યાદ કરે, અને જો તેમના ઉપર ઝૂલ્મ થયો હોય તોજ તેઓ બદલો લે છે. અને ઝાલિમોને વેળાસર જણાઈ રહેશે કે તેમને કયાં પાછા જવાનું છે. (રુકૂઅ-૧૧)

---

૨૧. શાએરો પોતાની કલ્પનાઓ તથા તરંગોના ઊંડા સાગરોમાં સાંભળનારાઓને ગોથાં ખવરાવતા હોય છે અને પ્રદર્શિત વિચારો તથા નસિહતો ઉપર પોતે અમલ નથી કરતા.




## અલ-નમ્લ

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. તા, સીન, (તે કૃપાળુ છે, તે સાંભળનારો છે) આ કુરઆન અને એક રોશન કિતાબની આયતો છે,

૩. એક હિદાયત તથા ખુશખબર છે તેના માટે જે ઈમાન લઈ આવે,

૪. નમાઝ કાયમ કરે અને ઝકાત અદા કરે, અને આખેરત ઉપર કામિલ ઈમાન રાખે,

૫. જે આખેરત ઉપર ઈમાન નથી રાખતા, અમે તેમની બદકારીઓ તેમને ભલી[1] કરી દેખાડી છે કે જેથી તેઓ આંધળાની જેમ અથડાતાં ફરે છે.

૬. આ તે લોકો છે જે દર્દનાક સઝા ભોગવશે અને આખેરતમાં તેઓ અધિક નુકસાન ભોગવનારા છે.

૭. બેશક આ કુરઆન તને તેના તરફથી અર્પણ થયું છે જે હિકમતવાળો છે, સર્વજ્ઞ છે.

૮. (યાદ કર) જ્યારે મૂસાએ પોતાના પરિવારને કહ્યું 'મને (દૂર) આગ[2] દેખાઈ રહી છે. હું નિશ્ચય તમારા માટે ત્યાંથી કઈ સમાચાર લઈ આવીશ, અથવા ત્યાંથી (થોડો) અંગાર લેતો આવીશ જેથી તમે તાપણી કરી શકો.

૯. પછી જ્યારે તે આગ પાસે પહોંચ્યો ત્યારે તેને અવાજ આવ્યો, 'આ આગમાં જે છે અને જે તેની

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ﴿١﴾

طٰسٓ ۚ تِلْكَ اٰيٰتُ الْقُرْاٰنِ وَكِتَابٍ مُّبِيْنٍ ﴿٢﴾

هُدًى وَّبُشْرٰى لِلْمُؤْمِنِيْنَ ﴿٣﴾

الَّذِيْنَ يُقِيْمُوْنَ الصَّلٰوةَ وَيُؤْتُوْنَ الزَّكٰوةَ وَهُمْ بِالْاٰخِرَةِ هُمْ يُوْقِنُوْنَ ﴿٤﴾

اِنَّ الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِالْاٰخِرَةِ زَيَّنَّا لَهُمْ اَعْمَالَهُمْ فَهُمْ يَعْمَهُوْنَ ﴿٥﴾

اُولٰٓئِكَ الَّذِيْنَ لَهُمْ سُوْٓءُ الْعَذَابِ وَهُمْ فِي الْاٰخِرَةِ هُمُ الْاَخْسَرُوْنَ ﴿٦﴾

وَاِنَّكَ لَتُلَقَّى الْقُرْاٰنَ مِنْ لَّدُنْ حَكِيْمٍ عَلِيْمٍ ﴿٧﴾

اِذْ قَالَ مُوْسٰى لِاَهْلِهٖٓ اِنِّيْٓ اٰنَسْتُ نَارًا ۗ سَاٰتِيْكُمْ مِّنْهَا بِخَبَرٍ اَوْ اٰتِيْكُمْ بِشِهَابٍ قَبَسٍ لَّعَلَّكُمْ تَصْطَلُوْنَ ﴿٨﴾

فَلَمَّا جَآءَهَا نُوْدِيَ اَنْۢ بُوْرِكَ مَنْ فِي النَّارِ وَ

---

૧. બદકારોને બદીઓ, ઝુલ્મ તથા પાપાચરણો તેમના માન મોભાને તેમજ સામાજિક સ્થાનને ઓપતા કે છાજતા લાગે છે. ઝાલિમ સત્તાધીશ પોતાની પ્રજા ઉપર સિતમ કરવાનો તેમજ અન્યાય કરવાનો પોતાને જવાબદાર નથી લેખતો, કારણ કે પોતાને જે કાયદો અનુકૂળ હોય તેને બનાવવાનો લાગુ કરવાનો પોતાને હક્કદાર સમજે છે અને તેની દરેક જવાબદારીથી પોતાને મુકત સમજે છે. પરંતુ ઝાલિમ રાજકર્તા વિરુદ્ધ અલ્લાહનો કાનૂનને અમલમાં આવતાં વાર નથી લાગતી.

૨. હઝરત મૂસા (અ)ને નબુવ્વત મળ્યા પહેલાં તેમના અંતરમાં એક દિવ્ય જ્યોતનો ઉદય થયો હતો તેના પરિણામે અલ્લાહની વહી (પરમાત્માનો આદેશ) થવાના ચિન્હો તેમના ઉપર જાહેર થયા હતા.

مَنْ حَوْلَهَا ۚ وَسُبْحٰنَ اللّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ⑨

આસપાસ છે તે બરકત(3) પામ્યા છે, અને પવિત્ર છે અલ્લાહ જે સમગ્ર સૃષ્ટિનો પાલનહાર છે.

يٰمُوْسٰٓى اِنَّهٗٓ اَنَا اللّٰهُ الْعَزِيْزُ الْحَكِيْمُ ⑩

૧૦. 'હે મૂસા, ખરેજ હું અલ્લાહ છું, મહાશકિતશાળી છું, હિકમતવાળો છું.

وَاَلْقِ عَصَاكَ ۚ فَلَمَّا رَاٰهَا تَهْتَزُّ كَاَنَّهَا جَآنٌّ وَّلّٰى مُدْبِرًا وَّلَمْ يُعَقِّبْ ۚ يٰمُوْسٰى لَا تَخَفْ ۚ اِنِّيْ لَا يَخَافُ لَدَيَّ الْمُرْسَلُوْنَ ⑪

૧૧. 'અને તારી લાઠીને નીચે ફેંકી દે.' અને તેણે જોયું કે તે સર્પની જેમ સળવળી રહી હતી, તે પાછો ફરીને નાસવા લાગ્યો કે અમે કહ્યું 'હે મૂસા, ગભરાઈશ નહિ. બેશક, મારી હાજરીમાં મારા રસૂલને ડરવાનું કોઈ કારણ નથી.

اِلَّا مَنْ ظَلَمَ ثُمَّ بَدَّلَ حُسْنًاۢ بَعْدَ سُوْٓءٍ فَاِنِّيْ غَفُوْرٌ رَّحِيْمٌ ⑫

૧૨. 'સિવાય કે જેના હાથે કોઈ ઝુલ્મ થયો હોય, તેના પછી જો તે બૂરાઈના બદલે નેકી કરે તો હું તેને બક્ષનારો છું, દયાળુ છું.

وَاَدْخِلْ يَدَكَ فِيْ جَيْبِكَ تَخْرُجْ بَيْضَآءَ مِنْ غَيْرِ سُوْٓءٍ ۣ فِيْ تِسْعِ اٰيٰتٍ اِلٰى فِرْعَوْنَ وَقَوْمِهٖ ۭ اِنَّهُمْ كَانُوْا قَوْمًا فٰسِقِيْنَ ⑬

૧૩. 'અને તું તારો હાથ બગલમાં નાખી બહાર કાઢીશ તો તે ખરાબી વગર ચળકતો (રોગરહિત) હશે. આ ફિરઔન તથા તેની કોમ માટે નવ(૪) નિશાનીઓ છે જે તારે લઈને તેમની તરફ જવાનું છે બેશક, તે બેહદ નાફરમાન લોકો છે.'

فَلَمَّا جَآءَتْهُمْ اٰيٰتُنَا مُبْصِرَةً قَالُوْا هٰذَا سِحْرٌ مُّبِيْنٌ ⑭

૧૪. પરંતુ જ્યારે તેમની આંખો ઉઘાડનારી અમારી નિશાનીઓ તેમને પહોંચી તો તેમણે કહ્યું, 'આ તો ચોખ્ખો જાદુ છે.'

وَجَحَدُوْا بِهَا وَاسْتَيْقَنَتْهَآ اَنْفُسُهُمْ ظُلْمًا وَّعُلُوًّا ۭ فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُفْسِدِيْنَ ⑮

૧૫. અને તેમણે ઘમંડ અને ઝુલ્મથી તેમનો અનાદર કર્યો, જોકે તેમના મનમાં તેની (સચ્ચાઈની) ખાતરી થઈ ચૂકી હતી. પછી તેં જોઈ લીધું કે ફિસાદ કરનારાઓનો અંજામ કેવો આવ્યો હતો? (રુકૂઅ-૧)

وَلَقَدْ اٰتَيْنَا دَاوٗدَ وَسُلَيْمٰنَ عِلْمًا ۚ وَقَالَا الْحَمْدُ

૧૬. અને અમે દાઉદ(૫) અને સુલયમાનને ઈલ્મ આપ્યું અને તેમણે કહ્યું 'સર્વોપમાં લાયક અલ્લાહ છે,

૩. આ આયતથી સ્પષ્ટ થાય છે કે તે રોશની એક દિવ્ય આગ હતી જેમાં હઝરત મૂસા(અ)એ અલ્લાહના રૂપના દર્શન કર્યા હતા, અને પોતાના માટે તથા તેમની સાક્ષી સંબંધ રાખનારાઓ માટે તેમણે બરકતો મેળવી.

૪. નવ નિશાનીઓ:- લાઠી, ચળકતો હાથ, જુંય દેડકા, તીડ, લોહી, મરકી, સામુદ્રિક તોફાન જેમાં ફિરઔન ડૂબી મર્યો, દુષ્કાળ અને ફળઉપજનો વિનાશ.

૫. હઝરત દાઉદ (અ) એક બળવાન યોદ્ધા અને એક શાણા રાજનીતિજ્ઞ હતા. તે યહૂદીઓ રાજવંશનો પાયો નાખનારા અને હિબ્રુ રાજસત્તાના મુખ્ય સ્થાપક હતા. તેમના પ્રતાપે દાનથી બેરશેબા સુધી વસેલા ઈસરાઈલના તમામ કબીલાઓનું એકમ થયું હતું. જેમણે યુફરેટીસથી લઈને નાઈલ સુધી પોતાના બળવાન રાજ્યને પ્રસરાવ્યું. પછી હઝરત સુલયમાન (અ)એ વારસામાં મળેલી આ હુકૂમતને

لِلّٰهِ الَّذِیْ فَضَّلَنَا عَلٰی کَثِیْرٍ مِّنْ عِبَادِهِ الْمُؤْمِنِیْنَ ⑮

જેણે અમને પોતાના ઘણા મોમિન બંદાઓ ઉપર ફઝીલત (શ્રેષ્ઠતા) આપી છે.'

وَوَرِثَ سُلَیْمٰنُ دَاوٗدَ وَقَالَ یٰۤاَیُّهَا النَّاسُ عُلِّمْنَا مَنْطِقَ الطَّیْرِ وَاُوْتِیْنَا مِنْ کُلِّ شَیْءٍ ؕ اِنَّ هٰذَا لَهُوَ الْفَضْلُ الْمُبِیْنُ ⑯

૧૭. અને સુલયમાનને દાઉદનો વારસો મળ્યો. તેણે કહ્યું 'હે મારી કોમના લોકો અમને પક્ષીઓની ભાષા[૬] શીખવાડવામાં આવી છે; અને અમને પ્રત્યેક આવશ્યક ને'મત બક્ષવામાં આવી છે. બેશક આ (અલ્લાહની) ખુલ્લેખુલ્લી મહેરબાની છે.'

وَحُشِرَ لِسُلَیْمٰنَ جُنُوْدُهٗ مِنَ الْجِنِّ وَالْاِنْسِ وَالطَّیْرِ فَهُمْ یُوْزَعُوْنَ ⑰

૧૮. અને સુલયમાનની સત્તા નીચે જીન્નો,[૭] ઈન્સાનો તથા પક્ષીઓની[૮] સેનાની જુદી જુદી પલટનો કાયમ કરવામાં આવી હતી.

حَتّٰۤی اِذَاۤ اَتَوْا عَلٰی وَادِ النَّمْلِ ۙ قَالَتْ نَمْلَةٌ یّٰۤاَیُّهَا النَّمْلُ ادْخُلُوْا مَسٰکِنَکُمْ ۚ لَا یَحْطِمَنَّکُمْ سُلَیْمٰنُ وَجُنُوْدُهٗ ۙ وَهُمْ لَا یَشْعُرُوْنَ ⑱

૧૯. જ્યારે તેઓ અલ-નમ્લની ખીણમાં આવ્યા ત્યારે નમ્લ[૯] (કોમ)ની એક સ્ત્રીએ કહ્યું, 'હે નમ્લ (ની કોમ), જલ્દીથી તમારા રહેઠાણોમાં પનાહ લઈ લો, કયાંક એવું ન બને કે સુલયમાનના દળો અજાણતામાં તમને કચડી નાખે.'

---

મજબૂત બનાવી હતી, હઝરત સલયમાન એક મહાન અને ભલા રાજ્યકર્તા હતા. ઈસરાઈલીના અનેક સત્તાધીશોના બાંધકામોમાંથી તેમને બાંધેલું યરૂશલેમનું પ્રખ્યાત દેવળ એક ભવ્ય ઈમારત ગણાય છે જે ઈસરાઈલીઓનો કીબલો (પવિત્ર ધામ) છે.

૬. પ્રત્યેક પ્રાણી કે સર્જન વચ્ચે વ્યવહાર ચલાવવા માટે ભાષાનું હોવું જરૂરી છે. આ સિદ્ધાંતના આધારે પક્ષીઓ પણ પોતાના આવશ્યક જીવન વ્યવહાર ચલાવતા રહે છે તેમાં કોઈ શંકા નથી. હઝરત દાઉદ (અ) તથા હઝરત સુલેમાન પક્ષીઓની ભાષાને સમજતા હોય તેમાં શંકા કરવી વાજબી નથી, કારણ કે, દરેક યુગમાં શિકાર પકડવા, સંદેશા પહોંચાડવા અને અન્ય રાજદ્વારી અથવા લશ્કરી કામોમાં પક્ષીઓનો ઉપયોગ થયો હોવાના પુરાવા ઈતિહાસમાં મોજૂદ. છેલ્લો મોટો પુરાવો પહેલા વિશ્વયુદ્ધના અહેવાલોમાં પણ મળી રહે છે, જે સમયે ઘણી જગ્યાએ સંદેશા પહોંચાડવા માટે કબૂતરોનો ઉપયોગ કરવામાં આવ્યો હતો.

૭. 'જીન્ન' (જીન) અર્થાત પહાડોમાં જંગલોમાં વસતા હિંસક લોકો અથવા કબીલાઓ, જાહેલ, અજ્ઞાન, ગમાર, અશિક્ષીત.

૮. સંદેશો પહોંચાડવા તથા લાવવાના ઉપયોગમાં આવનાર પંખીઓના ટોળા માટે અહીં 'તાયીર'નો શબ્દ વપરાયો છે જેનો અર્થ હવાની ઝડપથી દોડનારા ઘોડાઓ અથવા અન્ય પ્રાણીઓ પણ થઈ શકે. (૨૧૫૪)

૯. 'નમ્લ'થી કીડીઓનો ભાવાર્થ લેવો યોગ્ય નથી. અરબ લોકોમાં આવા ઉપનામોનો ઉપયોગ બહુજ પ્રચલિત હતો જેવાકે બનુઅસદ, સિંહનો બચ્ચો, બિલાડીવાળો, અબુ હુરેરા, અબુબકર, ગોવાળ વગેરે. હકીકતમાં નમ્લ નામની એક ખીણ યરૂશલેમની સામેની દિશામાં સમુદ્રના કિનારે છે. દમશ્કથી હિજાઝ તરફ જતાં રસ્તામાં આવતું એક મેદાન હતું, તેના રહેવાસીઓ અલ-નમ્લ કહેવાતા હતા. આક્રમક દળોથી કચડાઈ જવાના ભયથી નમ્લની કોમના આગેવાને તેમને પોતાના ઘરોમાં આશરો લેવાની સલાહ આપી હતી.

فَتَبَسَّمَ ضَاحِكًا مِّنْ قَوْلِهَا وَقَالَ رَبِّ أَوْزِعْنِيٓ أَنْ أَشْكُرَ نِعْمَتَكَ ٱلَّتِيٓ أَنْعَمْتَ عَلَيَّ وَعَلَىٰ وَٰلِدَيَّ وَأَنْ أَعْمَلَ صَٰلِحًا تَرْضَىٰهُ وَأَدْخِلْنِي بِرَحْمَتِكَ فِي عِبَادِكَ ٱلصَّٰلِحِينَ ﴿٢٠﴾

وَتَفَقَّدَ ٱلطَّيْرَ فَقَالَ مَا لِيَ لَآ أَرَى ٱلْهُدْهُدَ أَمْ كَانَ مِنَ ٱلْغَآئِبِينَ ﴿٢١﴾

لَأُعَذِّبَنَّهُۥ عَذَابًا شَدِيدًا أَوْ لَأَا۟ذْبَحَنَّهُۥٓ أَوْ لَيَأْتِيَنِّي بِسُلْطَٰنٍ مُّبِينٍ ﴿٢٢﴾

فَمَكَثَ غَيْرَ بَعِيدٍ فَقَالَ أَحَطتُ بِمَا لَمْ تُحِطْ بِهِۦ وَجِئْتُكَ مِن سَبَإٍۭ بِنَبَإٍ يَقِينٍ ﴿٢٣﴾

إِنِّي وَجَدتُّ ٱمْرَأَةً تَمْلِكُهُمْ وَأُوتِيَتْ مِن كُلِّ شَيْءٍ وَلَهَا عَرْشٌ عَظِيمٌ ﴿٢٤﴾

૨૦. આ વાત ઉપર સુલયમાન હસી પડયો, અને કહ્યું 'હે મારા પાલનહાર, મને શકિત આપ કે મારા ઉપર તથા મારા માતાપિતા ઉપર ઊતારેલી તારી ને'મતોનો હું આભારી બનું, અને એવા કામો કરું જે તને પસંદ હોય, અને તારી રહેમતથી મને તારા નેક બંદાઓમાં શામિલ કરી દે.'

૨૧. અને તેણે પક્ષીઓ (ના દળોનું) નિરીક્ષણ કર્યું ત્યારે કહ્યું, 'મને હૂદહૂદ(૧૦) કેમ નથી દેખાતો, શું તે હાજર નથી?'

૨૨. 'ખરેખર જો તેની પાસે (ગેરહાજર રહેવાનું) કોઈ યોગ્ય કારણ નહિ હોય તો હું તેને આકરી શિક્ષા કરીશ, અથવા હું તેને મારી નાખીશ.'

૨૩. અને તેને બહુ થોભવું ન પડયું કે તેણે આવીને કહ્યું 'ખરેખર હું જે બાતમી મેળવી લાવ્યો છું તેની તને ખબર નથી; અને હું તારી પાસે સબા'ની(૧૧) (કોમ) વિશે અગત્યના સમાચાર લઈને આવ્યો છું.

૨૪. 'મેં એક સ્ત્રીને તે કોમ ઉપર રાજ્ય કરતી જોઈ છે. તેની પાસે પુષ્કળ સાધનસામગ્રી છે. એક સુંદર તખ્ત (પણ) છે.

---

૧૦. હૂદહૂદને લોકકથાઓ કે કલ્પિત દંતકથાઓના પ્રમાણે ઉપર ખોટું અથવા સાચું બોલતો પક્ષી અથવા ઈન્સાનોની ભાષા બોલતો અથવા એક અજાણ્યા દેશમાં જઈ દુશ્મનોની ભાષાને સમજતો કોઈ પક્ષી ધારવો સમજદારીથી વેગળું ગણાશે. હકીકતમાં હૂદહૂદ નામનો હઝરત સુલયમાન (અ)નો એક અમલદાર હતો. એક રસૂલને પોતાના પક્ષી ઉપર ગુસ્સો કરી તેને સજા કરવાની કે મારી નાખવાની ધમકી આપવાનો કોઈ અર્થ નથી, બીજું, રાજ્યકારભાર તેમજ તૌહીદના ઉસૂલોનું પૂરતું જ્ઞાન રાખવું પક્ષીઓ માટે અસંભવિત છે. ત્રીજું, પક્ષીઓને દૂર દૂરના દેશોની ભાષાનું જ્ઞાન હોવું પણ એક અચરજભરી વાત છે. હકીકતમાં હૂદહૂદ એક વિશ્વાસપાત્ર રાજ્ય કારભારી હતો જેને હઝરત સુલયમાન (અ)એ 'કવીન ઓફ શીબા' પાસે એલચી તરીકે મોકલાવ્યો હતો. ઘણા એડોમાઈટ રાજવીઓ પણ આ નામનો ખુલ્લો ઉપયોગ કરતા હતા. હઝરત ઈસમાઈલ (અ)ના પુત્રનું નામ પણ આવું જ હતું. રાણી બિલ્કીસના પિતાનું નામ પણ હૂદહૂદ હતું. સારાંશે પક્ષીઓ અથવા અન્ય જડ વસ્તુઓ જેવા નામો આપવાની પ્રથા ઘણી કોમોમાં પ્રચલિત છે. (મુન્તાહા-અલ અરબ)

૧૧. 'સબા' યમનના એક શહેરનું નામ છે, જે સનાથી ત્રણ દિવસની મુસાફરી ઉપર છે, અને તે સબા'ની રાણીની રાજધાની હતી. ઉપરાંતમાં 'સબા'ની કોમ કાહતાની કબીલાની એક શાખા હતી. આ કોમે તે સમયે કળા તથા સાંસ્કૃતિક ક્ષેત્રમાં બહુજ સફળતા મેળવી હતી. આ લોકો સૂર્ય તેમજ અન્ય નક્ષત્રોની પૂજા કરતા હતા. કુરાને મજીદ સૂ.૨. આયત.૫૩માં તથા સૂ.૫ આ.૭૦ અને ૨૨માં જે સાબીઓનું વર્ણન છે તે કોમ સાથે આ કોમનો કોઈ સંબંધ નથી.

وَجَدْتُّهَا وَقَوْمَهَا يَسْجُدُوْنَ لِلشَّمْسِ مِنْ دُوْنِ اللّٰهِ وَزَيَّنَ لَهُمُ الشَّيْطٰنُ اَعْمَالَهُمْ فَصَدَّهُمْ عَنِ السَّبِيْلِ فَهُمْ لَا يَهْتَدُوْنَ ﴿٢٥﴾

૨૫. 'અને તેણીને અને તેણીની કોમને મેં અલ્લાહના બદલે સૂર્યની પૂજા કરતા જોયા છે, અને શયતાને તેમના આમાલ (કર્મો) તેમની દ્રષ્ટિમાં સુંદર કરી દેખાડયા છે અને તેમને સીધા રસ્તેથી અટકાવી દીધા છે કે જેથી તેઓ હિદાયત ન મેળવે;

اَلَّا يَسْجُدُوْا لِلّٰهِ الَّذِيْ يُخْرِجُ الْخَبْءَ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ وَيَعْلَمُ مَا تُخْفُوْنَ وَمَا تُعْلِنُوْنَ ﴿٢٦﴾

૨૬. 'અને તેઓ અલ્લાહની ઈબાદત નથી કરતા જે આકાશો તથા ધરતીમાં છૂપાયેલી પ્રત્યેક વસ્તુને પ્રકાશમાં લાવે છે. અને જે તમે છૂપાવો અને જે તમે પ્રગટ કરો છો તેને તે ખૂબ જાણે છે.

اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ ﴿٢٧﴾ السجدة

૨૭. 'અલ્લાહ સિવાય કોઈ ઈબાદતના લાયક નથી જે મહાન અર્શનો માલિક છે.'

قَالَ سَنَنْظُرُ اَصَدَقْتَ اَمْ كُنْتَ مِنَ الْكٰذِبِيْنَ ﴿٢٨﴾

૨૮. (સુલયમાને) કહ્યું, 'તું સાચું[૧૨] બોલી રહ્યો છે કે જૂઠ્ઠું તે અમે જાણી લેશું.

اِذْهَبْ بِّكِتٰبِيْ هٰذَا فَاَلْقِهْ اِلَيْهِمْ ثُمَّ تَوَلَّ عَنْهُمْ فَانْظُرْ مَاذَا يَرْجِعُوْنَ ﴿٢٩﴾

૨૯. 'આ મારો પત્ર લઈને જા, તેમને આપ્યા પછી તેમનાથી દૂર હટી સાંભળજે[૧૩] કે તેઓ શું કહેવા માગે છે.'

قَالَتْ يٰٓاَيُّهَا الْمَلَؤُا اِنِّيْٓ اُلْقِيَ اِلَيَّ كِتٰبٌ كَرِيْمٌ ﴿٣٠﴾

૩૦. (રાણીએ) કહ્યું 'હે દરબારીઓ, મને એક વજૂદવાળો (મહત્વપૂર્ણ) પત્ર પહોંચાડવામાં આવ્યો છે.

اِنَّهٗ مِنْ سُلَيْمٰنَ وَاِنَّهٗ بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ﴿٣١﴾

૩૧. 'તે સુલયમાન તરફથી છે, અને તેનો આરંભ બેહદ કૃપાળુ અને દયાવંત અલ્લાહના નામથી કરવામાં આવ્યો છે.

اَلَّا تَعْلُوْا عَلَيَّ وَاْتُوْنِيْ مُسْلِمِيْنَ ﴿٣٢﴾ ع

૩૨. '(વિશેષમાં લખ્યું છે કે) મારી સામે ગર્વ ન કરજો અને અલ્લાહની તાબેદારી અપનાવો અને મારા શરણે આવી જાઓ.'' (રૂકૂઅ-૨)

قَالَتْ يٰٓاَيُّهَا الْمَلَؤُا اَفْتُوْنِيْ فِيْٓ اَمْرِيْ مَا كُنْتُ قَاطِعَةً اَمْرًا حَتّٰى تَشْهَدُوْنِ ﴿٣٣﴾

૩૩. તેણીએ કહ્યું 'હે દરબારીઓ, મારી સામે જે સવાલ છે તેના વિશે મને સલાહ આપો, કારણ કે તમારા સહકાર વગર હું કોઈ નિર્ણય નથી લેતી.'

قَالُوْا نَحْنُ اُولُوْا قُوَّةٍ وَّاُولُوْا بَاْسٍ شَدِيْدٍ ۙ وَّ

૩૪. તેમણે જવાબ આપ્યો 'આપણે બહુજ બળવાન અને બહાદુર છીએ પરંતુ અંતિમ નિર્ણય તો

---

૧૨. પક્ષીઓમાં સાચું અથવા જૂઠ્ઠું બોલવાનો ગુણ હોય તેવું કદીપણ જાણવામાં નથી આવ્યું.

૧૩. પક્ષી હઝરત દાઉદ (અ) તથા હઝરત સુલયમાન (અ)ની ભાષાને સમજવા માટે કેળવાયેલો હોય તો માની શકાય, પરંતુ પક્ષી માટે એક અજનબીની ભાષાને સમજવું ખરેખર એક આશ્ચર્યજનક બીના છે.

તારે'જ કરવાનો છે, માટે તારે જે હુકમ આપવો હોય તેનો વિચારી લે.' (૧૪)

૩૫. તેણીએ કહ્યું 'બેશક વિજેતાઓ જે પણ દેશમાં દાખલ થાય છે તેને તેઓ તારાજ કરે છે. (અને) તેની પ્રજાને બેઆબરૂ કરે છે, આ લોકો (પણ) કદાચ એવું જ કરે.

૩૬. 'પરંતુ હું તેમને નજરાણુ મોકલીશ અને જોઈશ કે મારો એલચી શું જવાબ લાવે છે.'

૩૭. પછી જ્યારે (રાણીનો એલચી) સુલયમાન પાસે પહોંચ્યો તેણે (સુલયમાને) કહ્યું 'શું તમે તમારી દૌલતથી મને લલચાવા ચાહો છો? પરંતુ અલ્લાહે જે મને ઈનાયત (પ્રદાન) કર્યું છે તે, તેનાથી બેહતર છે જે તેણે તમને આપ્યું છે. બલ્કે તમારું નજરાણુ તમને મુબારક થાઓ!

૩૮. 'તું પાછો જઈને તેમને કહી દે કે હું એક એવા બળવાન સૈન્યથી હુમલો કરીશ જેને ખાળવાની તમારામાં શકિત નહિ હોય અને તેમને બેઆબરૂ કરી ત્યાંથી હાંકી કાઢીશ, અને તેઓ પોતાનું સ્વમાન ગુમાવી દેશે.'

૩૯. તેણે કહ્યું 'હે દરબારીઓ, તમારામાંથી એવો કોણ છે જે તેમના શરણે આવ્યા પહેલાં તેના (સ્વાગત) માટે મને એક તખ્ત લાવી આપે? (૧૫)

૪૦. જીન્નોના એક કદાવર સરદારે કહ્યું 'તારા આ પડાવ ઉઠાવ્યા પહેલાં હું તારી પાસે તે લઈ આવીશ; બેશક મારામાં એટલી શકિત છે, વિશ્વાસ રાખ.'

૪૧. એક વ્યકિત જેની પાસે કિતાબનું જ્ઞાન હતું તેણે કહ્યું 'હું તે તખ્ત તારા એલચીના પાછા ફરતાં પહેલાં હાજર કરી દઈશ.' (૧૬) અને જ્યારે સુલયમાને

الْأَمْرُ إِلَيْكِ فَانظُرِي مَاذَا تَأْمُرِينَ ۝٣٣

قَالَتْ إِنَّ الْمُلُوكَ إِذَا دَخَلُوا قَرْيَةً أَفْسَدُوهَا وَجَعَلُوا أَعِزَّةَ أَهْلِهَا أَذِلَّةً ۖ وَكَذَٰلِكَ يَفْعَلُونَ ۝٣٤

وَإِنِّي مُرْسِلَةٌ إِلَيْهِم بِهَدِيَّةٍ فَنَاظِرَةٌ بِمَ يَرْجِعُ الْمُرْسَلُونَ ۝٣٥

فَلَمَّا جَاءَ سُلَيْمَانَ قَالَ أَتُمِدُّونَنِ بِمَالٍ فَمَا آتَانِيَ اللَّهُ خَيْرٌ مِّمَّا آتَاكُم بَلْ أَنتُم بِهَدِيَّتِكُمْ تَفْرَحُونَ ۝٣٦

ارْجِعْ إِلَيْهِمْ فَلَنَأْتِيَنَّهُم بِجُنُودٍ لَّا قِبَلَ لَهُم بِهَا وَلَنُخْرِجَنَّهُم مِّنْهَا أَذِلَّةً وَهُمْ صَاغِرُونَ ۝٣٧

قَالَ يَا أَيُّهَا الْمَلَأُ أَيُّكُمْ يَأْتِينِي بِعَرْشِهَا قَبْلَ أَن يَأْتُونِي مُسْلِمِينَ ۝٣٨

قَالَ عِفْرِيتٌ مِّنَ الْجِنِّ أَنَا آتِيكَ بِهِ قَبْلَ أَن تَقُومَ مِن مَّقَامِكَ ۖ وَإِنِّي عَلَيْهِ لَقَوِيٌّ أَمِينٌ ۝٣٩

قَالَ الَّذِي عِندَهُ عِلْمٌ مِّنَ الْكِتَابِ أَنَا آتِيكَ بِهِ

---

૧૪. બલ્કીસનું રાજ્ય ઈ.સ.પૂર્વે ૧૧૦૦માં પૂર્ણ જાહોજલાલી ભોગવી રહ્યું હતું અને ઈ.સ.પૂર્વે ૯૫૦ સુધી રહ્યું હતું, જ્યારે તેણીએ હઝરત સુલયમાન(અ)ની તાબેદારી કબુલ કરી હતી. (૨૧૬૮)

૧૫. આ એક રજવાડી દસ્તુર છે કે એક રાજા જો બીજાના દરબારમાં જાય તો તેના માટે ખાસ સિંહાસન બનાવવામાં આવે છે, તે દસ્તૂર પ્રમાણે હઝરત સુલયમાને (અ) બિલ્કીસના સ્વાગત માટે તેણીના સિંહાસન જેવું જ સિંહાસન તૈયાર કરાવ્યું હતું.

૧૬. એક જવાબદાર વ્યકિતએ તખ્ત હાજર કરવાની જવાબદારી ઉઠાવી.

قَبْلَ اَنْ يَّرْتَدَّ اِلَيْكَ طَرْفُكَ ۚ فَلَمَّا رَاٰهُ مُسْتَقِرًّا عِنْدَهٗ قَالَ هٰذَا مِنْ فَضْلِ رَبِّيْ ۚ لِيَبْلُوَنِيْٓ ءَاَشْكُرُ اَمْ اَكْفُرُ ۚ وَمَنْ شَكَرَ فَاِنَّمَا يَشْكُرُ لِنَفْسِهٖ ۚ وَمَنْ كَفَرَ فَاِنَّ رَبِّيْ غَنِيٌّ كَرِيْمٌ ﴿۴۱﴾

તખ્તને પોતાની સામે જોયું તો, તેણે કહ્યું, 'આ મારા રબની કૃપાના લીધે થયું છે કે જેથી તે મારી પરીક્ષા લે કે હું તેનો આભારી છું કે તેનો આભાર ન માનનારો છું. અને જે કોઈ આભારી થશે તો પોતાના જીવના ભલા માટે થશે અને જો કોઈ ને'મતોનો શુક્રગુઝાર નથી તો મારો પાલનહાર પણ કોઈનો મોહતાજ નથી, તે તો મહાઉદાર હસ્તી છે.'

قَالَ نَكِّرُوْا لَهَا عَرْشَهَا نَنْظُرْ اَتَهْتَدِيْٓ اَمْ تَكُوْنُ مِنَ الَّذِيْنَ لَا يَهْتَدُوْنَ ﴿۴۲﴾

૪૨. તેણે કહ્યું 'તે તખ્તને એવું બદલી[૧૭] નાખો કે તે ઓળખી ન શકે, પછી આપણે જોઈએ કે તે સીધા રસ્તા ઉપર ચાલનારી છે કે સીધા રસ્તા ઉપર નથી ચાલતા તેમનામાંની છે!'

فَلَمَّا جَآءَتْ قِيْلَ اَهٰكَذَا عَرْشُكِ ۚ قَالَتْ كَاَنَّهٗ هُوَ ۚ وَاُوْتِيْنَا الْعِلْمَ مِنْ قَبْلِهَا وَكُنَّا مُسْلِمِيْنَ ﴿۴۳﴾

૪૩. અને જ્યારે તે આવી ત્યારે તેને પૂછવામાં આવ્યું' શું તારું તખ્ત આવું હતું? તેણે જવાબ આપ્યો 'આ તો તે'જ લાગે છે. અને અમને આ પહેલાં જ્ઞાન મળી ચૂક્યું છે અને અમે તાબેદારી કબૂલ કરી લીધી છે.'

وَصَدَّهَا مَا كَانَتْ تَّعْبُدُ مِنْ دُوْنِ اللّٰهِ ۚ اِنَّهَا كَانَتْ مِنْ قَوْمٍ كٰفِرِيْنَ ﴿۴۴﴾

૪૪. અને અલ્લાહ સિવાય જેને તે પૂજતી હતી તે વસ્તુએ તેને (ઈમાનથી) વેગળી રાખી હતી, અને તે ઈમાન ન લાવનારા લોકોમાંથી હતી.

قِيْلَ لَهَا ادْخُلِي الصَّرْحَ ۚ فَلَمَّا رَاَتْهُ حَسِبَتْهُ لُجَّةً وَّكَشَفَتْ عَنْ سَاقَيْهَا ۚ قَالَ اِنَّهٗ صَرْحٌ مُّمَرَّدٌ مِّنْ قَوَارِيْرَ ۗ قَالَتْ رَبِّ اِنِّيْ ظَلَمْتُ نَفْسِيْ وَاَسْلَمْتُ مَعَ سُلَيْمٰنَ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ﴿۴۵﴾

૪૫. તેને કહેવામાં આવ્યું 'આ મહેલમાં દાખલ થા.' તેણે પાણીનો હોઝ સમજી ઘૂંટીઓ સુધી કપડું ઉઠાવ્યું. (સુલયમાને) કહ્યું 'આ મહેલની ફરશબંધીમાં કાચ જડેલા છે.' તો તે બોલી ઉઠી 'હે મારા પાલનહાર, મેં તો ખરેખર મારા જીવ ઉપર ઝુલ્મ કર્યો હતો. હવે હું સુલયમાન સાથે તમામ જહાનોના સર્જનહાર[૧૮] અલ્લાહની તાબેદારીમાં આવું છું.' (રુકૂઅ-3)

૧૭. 'ઓળખી' ન શકે અર્થાત તેણીના તખ્તથી વધુ સુંદર બનાવો જેથી આ તખ્ત સામે પોતાના તખ્તને પસંદગી ન આપે.

૧૮. હઝરત સુલયમાન (અ) બિલ્કીસને શિર્કથી હટાવી તૌહીદ પરસ્તી તરફ લાવવાચાહતા હતા જેથી તેમણે તે કુળવાન તથા સમજદાર નારીનું સ્વમાન ન ઘવાય અને તેણી પોતાની ભૂલને સમજી પોતાની મેળેજ સુધારો કરી લે તેવી યુકિત કામમાં લીધી હતી. તેણીને પોતાના તખ્ત ઉપર એટલું બધું માન હતું કે તેણીના ધારવામાં ધરતીના તટ પર લલિતકલા કૌશલ્યનો તથા હુન્નરનો કદરદાન તેણીના જેવો બીજો કોઈ હતોજ નહિ. તેણીની આ ભ્રમણાને તોડવા માટે હઝરત સુલયમાન (અ)એ તેણીના તખ્ત જેવું બલ્કે તેનાથી વધુ કિંમતી તખ્ત તૈયાર કરાવ્યું હતું. આ'જ ઉદ્દેશથી તેમણે એક મહેલ તૈયાર કરાવ્યો હતો જેના આંગણામાં ફર્શમાં કાચના તખ્તાઓ નીચે પાણીનું ઝરણું વહી રહ્યું હતું.

وَلَقَدْ أَرْسَلْنَآ إِلَىٰ ثَمُودَ أَخَاهُمْ صَٰلِحًا أَنِ ٱعْبُدُوا۟ ٱللَّهَ فَإِذَا هُمْ فَرِيقَانِ يَخْتَصِمُونَ ﴿٤٥﴾

૪૬. અને અમે સમૂદ તરફ તેમના બંધુ સાલેહને મોકલાવ્યો (તેણે કહ્યું) 'અલ્લાહની ઈબાદત કરો.' તે સાંભળતાજ તેઓ તકરારમાં પડી બે ફિરકાઓમાં વહેંચાઈ ગયા.

قَالَ يَٰقَوْمِ لِمَ تَسْتَعْجِلُونَ بِٱلسَّيِّئَةِ قَبْلَ ٱلْحَسَنَةِ ۖ لَوْلَا تَسْتَغْفِرُونَ ٱللَّهَ لَعَلَّكُمْ تُرْحَمُونَ ﴿٤٦﴾

૪૭. તેણે કહ્યું 'હે મારી કોમના લોકો, તમે શા માટે ભલાઈના બદલે બૂરાઈ (અઝાબ) માટે ઉતાવળ કરો છો? શા માટે અલ્લાહ પાસે તમારા ગુનાહોની માફી નથી માગતા કે તમારા ઉપર રહેમ કરવામાં આવે?'

قَالُوا۟ ٱطَّيَّرْنَا بِكَ وَبِمَن مَّعَكَ ۚ قَالَ طَٰٓئِرُكُمْ عِندَ ٱللَّهِ ۖ بَلْ أَنتُمْ قَوْمٌ تُفْتَنُونَ ﴿٤٧﴾

૪૮. તેમણે કહ્યું 'અમે તને અને તારા સાથીઓને અપશુકનિયાળ ગણીએ છીએ. તેણે જવાબ આપ્યો, 'તમારી બદનસીબીનો ફેંસલો અલ્લાહના હાથમાં છે, બલ્કે તમારી કસોટી કરવામાં આવી રહી છે.'

وَكَانَ فِى ٱلْمَدِينَةِ تِسْعَةُ رَهْطٍ يُفْسِدُونَ فِى ٱلْأَرْضِ وَلَا يُصْلِحُونَ ﴿٤٨﴾

૪૯. તે વસ્તીમાં નવ જણાનું એક જૂથ હતું જે દેશમાં અશાંતિ ફેલાવી રહ્યું હતું અને તે લોકો સુધરવા માટે તૈયાર ન હતા.(૧૯)

قَالُوا۟ تَقَاسَمُوا۟ بِٱللَّهِ لَنُبَيِّتَنَّهُۥ وَأَهْلَهُۥ ثُمَّ لَنَقُولَنَّ

૫૦. તેમણે કહ્યું 'સૌ કસમ ઉઠાવો કે આજે રાત્રે આપણે સાલેહ તથા તેના પરિવાર ઉપર હુમલો કરી તેમને મારી નાખીએ. અને તેના વારસદારોને આપણે

---

બિલ્કીસ જ્યારે મહેલમાં દાખલ થઈ અને પાણીથી પોતાના કપડાને ભીંજાવાથી બચાવવા ખાતર તેણીએ પોતાના વસ્ત્રો ઘુંટીઓ સુધી ઊંચકયા કે તરતજ હઝરત સુલયમાન (અ) તેણીને અટકાવતાં કહ્યું કે તે ફર્શમાં કાચના તખ્તાઓ જડેલા હતા જેને તે પાણી સમજી બેઠી હતી. આ દાખલો આપી તેમણે કહ્યું કે સૂર્ય તથા અન્ય આકાશી ગ્રહોને પણ આવી જ રીતે નૂરનું ઉદ્ભવસ્થાન સમજી તેણી તેમની પૂજા કરી રહી છે, જોકે તે પ્રકાશિત ગ્રહો જડ અને નિર્જીવ છે, તેમને પ્રકાશિત કરનાર તો અલ્લાહ છે જે અસલ નૂરનું ઉદ્ભવ સ્થાન છે. બિલ્કીસને પોતાની ભૂલ સમજાઈ જતાં તેણીએ અલ્લાહની તાબેદારી કબૂલ કરી લીધી.

૧૯. આ આયતનો અર્થસૂચક હેતુ આંહઝરત સ.અ.સ.ના નવ પ્રખ્યાત દુશ્મનોને ચેતવવાનો હતો, જેમાંના આઠ જંગે બદરમાં માર્યા ગયા હતા અને છેલ્લો નામીચો અબુ લહબ, જંગે બદરની હારના સમાચાર મળતાં આઘાતથી મક્કામાં મરણ પામ્યો હતો. બાકીના અબુ જહલ, મુતીમ બિન અદીયા, શાએબાહ બિન રાબીઆહ, ઉત્બાહ બિન રાબીઆહ, વલીદ બિન ઉત્બાહ, ઉમ્મીયાહ બિન ખલ્ફ, નદ્ર બિન હારીથ અને અકબાહ બિન અબી મુઆઈત કૂલ મળી આઠ જણ હતા જેમણે આંહઝરત સ.અ.સ.ને કતલ કરવાનો મનસૂબો કર્યો હતો.

આંહઝરત સ.અ.સ.નો સૌથી મોટા દુશ્મન અબુ જહલે પ્રસ્તાવ મૂકયો હતો કે આ કાવતરામાં કુરેશના દરેક કબીલાનો એક એક સભ્ય લેવામાં આવે જેથી બધાના સંગઠિત થઈ આપ(સ)ને શહિદ કરવાથી તેની જવાબદારી એક કબીલા ઉપર નહિ આવી પડે.

لِوَلِيِّهٖ مَا شَهِدْنَا مَهْلِكَ اَهْلِهٖ وَاِنَّا لَصٰدِقُوْنَ ۝٤٩

કહેશું કે તેના પરિવારના કતલ થવાના સમયે અમે હાજર ન હતા અને ખરેખર અમે સાચું કહી રહ્યા છીએ.'

وَمَكَرُوْا مَكْرًا وَّ مَكَرْنَا مَكْرًا وَّ هُمْ لَا يَشْعُرُوْنَ ۝٥٠

૫૧. અને તેમણે એક ચાલ ઘડી અને અમે પણ એક તદબીર બનાવી હતી જેનાથી તેઓ બેખબર હતા.

فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ مَكْرِهِمْ اَنَّا دَمَّرْنٰهُمْ وَقَوْمَهُمْ اَجْمَعِيْنَ ۝٥١

૫૨. પછી જુઓ તેમની ચાલનો કેવો બૂરો અંજામ આવ્યો. ખરેખર, અમે તેમને તથા તેમની કોમને હલાક કરી દીધા.

فَتِلْكَ بُيُوْتُهُمْ خَاوِيَةًۢ بِمَا ظَلَمُوْا اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً لِّقَوْمٍ يَّعْلَمُوْنَ ۝٥٢

૫૩. અને તેમના આ ઝુલમના પરિણામે આ તેમના ઘરો ઉજ્જડ થઈ ગયા. આ ઘટનામાં જ્ઞાન ધરાવનારાઓ માટે એક નસિહત છે.

وَاَنْجَيْنَا الَّذِيْنَ اٰمَنُوْا وَكَانُوْا يَتَّقُوْنَ ۝٥٣

૫૪. અને જે લોકોએ ઈમાન લાવી સંયમ ધારણ કર્યું તેમને અમે બચાવી લીધા.

وَلُوْطًا اِذْ قَالَ لِقَوْمِهٖٓ اَتَاْتُوْنَ الْفَاحِشَةَ وَاَنْتُمْ تُبْصِرُوْنَ ۝٥٤

૫૫. અને (યાદ કર) જ્યારે લુતે પોતાની કોમને કહ્યું 'શું તમે જાણી જોઈને (આવા) બેશરમીના કામ કરો છો?

اَئِنَّكُمْ لَتَاْتُوْنَ الرِّجَالَ شَهْوَةً مِّنْ دُوْنِ النِّسَآءِ ؕ بَلْ اَنْتُمْ قَوْمٌ تَجْهَلُوْنَ ۝٥٥

૫૬. 'શું તમારી કામવાસના સંતોષવા માટે તમે સ્ત્રીઓને છોડી પુરુષો પાછળ ભાગો છો? બલ્કે તમે બેહદ જાહિલ લોકો છો.

فَمَا كَانَ جَوَابَ قَوْمِهٖٓ اِلَّآ اَنْ قَالُوْٓا اَخْرِجُوْٓا اٰلَ لُوْطٍ مِّنْ قَرْيَتِكُمْ اِنَّهُمْ اُنَاسٌ يَّتَطَهَّرُوْنَ ۝٥٦

૫૭. પરંતુ તેની કોમ તરફથી એજ જવાબ મળ્યો 'લૂત અને તેના પરિવારને વસ્તીમાંથી બહાર કાઢી મૂકો. બેશક, તેઓ પારસાઈ (પવિત્ર હોવા)નો દાવો કરે છે.'[૨૦]

فَاَنْجَيْنٰهُ وَاَهْلَهٗٓ اِلَّا امْرَاَتَهٗ قَدَّرْنٰهَا مِنَ الْغٰبِرِيْنَ ۝٥٧

૫૮. પરિણામે અમે તેને અને તેના પરિવારને બચાવી લીધા, સિવાય તેની પત્નીને જેના વિશે પાછળ રહી જવાનો ફેંસલો અમે કરી ચૂકયા હતા.

وَاَمْطَرْنَا عَلَيْهِمْ مَّطَرًا ۚ فَسَآءَ مَطَرُ الْمُنْذَرِيْنَ ۝٥٨

૫૯. પછી અમે તેમના ઉપર પથ્થરોની (સખત) વર્ષા કરી. જેમને ચેતવવામાં આવ્યો હતો તેમના માટે તે વર્ષા ભયાનક હતી. (રૂકૂઅ-૪)

قُلِ الْحَمْدُ لِلّٰهِ وَسَلٰمٌ عَلٰى عِبَادِهِ الَّذِيْنَ اصْطَفٰى ؕ

૬૦. (હે રસૂલ) તું કહે 'સર્વ તા'રીફનો હક્કદાર અલ્લાહજ છે, સલામતી[૨૧] થાઓ, તેની બંદગી

૨૦. હઝરત લૂત (અ)ની નસિહતો તેમની કોમને પસંદ ન હતી. જેવી રીતે પ્રત્યેક રસૂલથી તેમની કોમે અણગમો દેખાડયો હતો, તેઓ પણ સખત દુશ્મની ઉપર ઊતરી આવ્યા હતા.

૨૧. અલ્લાહના પાક રસૂલો મૂસા, દાઊદ, સુલયમાન સાલેહ અને લૂત (અ) માટે અલ્લાહની સલામતી તેમજ શાંતિની દુઆ કરતા રહેવું જોઈએ જેમના સદગુણોના તથા ભલાઈઓના તેમજ અન્ય અહેસાન નીચે સમગ્ર માનવજાતિ દબાએલી છે.

آٰللّٰهُ خَيْرٌ اَمَّا يُشْرِكُوْنَ ۝٦٠

કરનારાઓ ઉપર જેમને તેણે ચૂંટી લીધા છે. શું અલ્લાહ બેહતર છે કે તે બેહતર છે જેને લોકો તેનો શરીક ઠરાવે છે?

اَمَّنْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَاَنْزَلَ لَكُمْ مِّنَ السَّمَآءِ مَآءً ۚ فَاَنْۢبَتْنَا بِهٖ حَدَآئِقَ ذَاتَ بَهْجَةٍ ۚ مَا كَانَ لَكُمْ اَنْ تُنْۢبِتُوْا شَجَرَهَا ۗ ءَاِلٰهٌ مَّعَ اللّٰهِ ۗ بَلْ هُمْ قَوْمٌ يَّعْدِلُوْنَ ۝٦١

૬૧. અથવા (બતાવો) આકાશો તથા પૃથ્વીનું સર્જન કોણે કર્યું છે, અને તમારા માટે આકાશેથી જળ કોણે વરસાવ્યું જેના વડે અમે ફળના સુંદર બાગો ઊગાવ્યા? જો કે તમે તો (એક) ઝાડ પણ ઉગાવી ન શકત. તો શું અલ્લાહ સિવાય બીજો કોઈ મા'બૂદ છે? બલ્કે, આ કોમ (સીધા રસ્તેથી) ભટકી ગઈ છે.

اَمَّنْ جَعَلَ الْاَرْضَ قَرَارًا وَّجَعَلَ خِلٰلَهَآ اَنْهٰرًا وَّجَعَلَ لَهَا رَوَاسِيَ وَجَعَلَ بَيْنَ الْبَحْرَيْنِ حَاجِزًا ۗ ءَاِلٰهٌ مَّعَ اللّٰهِ ۗ بَلْ اَكْثَرُهُمْ لَا يَعْلَمُوْنَ ۝٦٢

૬૨. અથવા આ પૃથ્વીને રહેવા લાયક કોણે બનાવી, અને તેની વચ્ચે નદીઓ કોણે વહેતી મૂકી છે અને ઊંડા પર્વતો કોણે ખોડયા છે, અને બે વિશાળ જળભંડારો વચ્ચે આડ કોણે મૂકી છે? શું અલ્લાહ સિવાય કોઈ અન્ય મા'બૂદ છે? બલ્કે આ લોકોમાંના ઘણાખરા સમજતા નથી.

اَمَّنْ يُّجِيْبُ الْمُضْطَرَّ اِذَا دَعَاهُ وَيَكْشِفُ السُّوْٓءَ وَيَجْعَلُكُمْ خُلَفَآءَ الْاَرْضِ ۗ ءَاِلٰهٌ مَّعَ اللّٰهِ ۗ قَلِيْلًا مَّا تَذَكَّرُوْنَ ۝٦٣

૬૩. અથવા એક નિસહાયની પુકારને કોણ સાંભળે છે, અને કોણ તેની મુસીબતને ટાળી દે છે? તમને પૃથ્વીના વારસ કોણે બનાવ્યા છે? શું અલ્લાહ સિવાય અન્ય કોઈ મા'બૂદ છે? તમે થોડો પણ વિચાર નથી કરતા.

اَمَّنْ يَّهْدِيْكُمْ فِيْ ظُلُمٰتِ الْبَرِّ وَالْبَحْرِ وَمَنْ يُّرْسِلُ الرِّيٰحَ بُشْرًاۢ بَيْنَ يَدَيْ رَحْمَتِهٖ ۗ ءَاِلٰهٌ مَّعَ اللّٰهِ ۗ تَعٰلَى اللّٰهُ عَمَّا يُشْرِكُوْنَ ۝٦٤

૬૪. અને ધરતી તથા સમુદ્રોના અંધકારમાંથી (નીકળવાનો) માર્ગ કોણ દેખાડે છે, અને પોતાની રહેમત વરસાવવા પહેલાં પવન દ્વારા ખુશીના સમાચાર કોણ આપે છે? શું અલ્લાહ સિવાય બીજો કોઈ મા'બૂદ છે? (નહિ) અલ્લાહ બેહદ ઉચ્ચતર છે તેનાથી જેને તેઓ તેનો શરીક ઠરાવે છે.

اَمَّنْ يَّبْدَؤُا الْخَلْقَ ثُمَّ يُعِيْدُهٗ وَمَنْ يَّرْزُقُكُمْ مِّنَ السَّمَآءِ وَالْاَرْضِ ۗ ءَاِلٰهٌ مَّعَ اللّٰهِ ۗ قُلْ هَاتُوْا بُرْهَانَكُمْ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ۝٦٥

૬૫. અથવા મખ્લુકનુ મૂળ સર્જન કોણ કરે છે અને કોણ તેને વારંવાર સજીવન કરે છે. તે કોણ છે જે આસમાનોથી તમારા માટે પૃથ્વીમાં રિઝક પુરું પાડે છે? શું અલ્લાહ સિવાય કોઈ અન્ય મા'બૂદ છે? તું કહે 'જો તમે સાચા હો તો સાબિત કરી બતાવો!'

قُلْ لَّا يَعْلَمُ مَنْ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ الْغَيْبَ اِلَّا اللّٰهُ ۗ وَمَا يَشْعُرُوْنَ اَيَّانَ يُبْعَثُوْنَ ۝٦٦

૬૬. તું કહે 'આકાશો અને ધરતીમાં કોઈને ગએબ (ગુમ)નું ઈલ્મ નથી, સિવાય અલ્લાહને; અને તેમને કયારે સજીવન કરવામાં આવશે તેની પણ તેમને ખબર નથી.'

૬૭. બલ્કે, આખેરત વિશેનું તેમનું જ્ઞાન નષ્ટ[૨૨] થઈ ગયું છે બલ્કે તેઓ શંકાઓમાં ડૂબેલા છે, બલ્કે તે બાબતમાં તેઓ આંધળા છે. (રુકૂઅ-૫)

بَلِ ادّٰرَكَ عِلْمُهُمْ فِي الْاٰخِرَةِ بَلْ هُمْ فِيْ شَكٍّ مِّنْهَا بَلْ هُمْ مِّنْهَا عَمُوْنَ ﴿٦٦﴾

૬૮. અને કાફરો કહે છે 'શું જ્યારે અમે અને અમારા પૂર્વજો માટી બની જશું ત્યારે અમને ફરી જીવતા કરવામાં આવશે?

وَقَالَ الَّذِيْنَ كَفَرُوْٓا ءَاِذَا كُنَّا تُرٰبًا وَّاٰبَآؤُنَآ اَئِنَّا لَمُخْرَجُوْنَ ﴿٦٧﴾

૬૯. 'આવા વાયદા તો અમને અને અમારા પૂર્વજોને પહેલાંથી જ આપવામાં આવતા રહ્યા છે આ તો પ્રાચીન સમયના કિસ્સા છે.'

لَقَدْ وُعِدْنَا هٰذَا نَحْنُ وَاٰبَآؤُنَا مِنْ قَبْلُ اِنْ هٰذَآ اِلَّآ اَسَاطِيْرُ الْاَوَّلِيْنَ ﴿٦٨﴾

૭૦. તું કહે 'ધરતીમાં હરી ફરીને જુઓ કે ગુનાહગારોનો કેવો (બૂરો) અંજામ આવ્યો હતો.'

قُلْ سِيْرُوْا فِي الْاَرْضِ فَانْظُرُوْا كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُجْرِمِيْنَ ﴿٦٩﴾

૭૧. અને તેમના માટે કરીને તારા મનને દુ:ખ લગાડીશ નહિ, (અને) તેમની કોઈ કપટચાલોથી (પણ) ગભરાઈશ નહિ.

وَلَا تَحْزَنْ عَلَيْهِمْ وَلَا تَكُنْ فِيْ ضَيْقٍ مِّمَّا يَمْكُرُوْنَ ﴿٧٠﴾

૭૨. અને તેઓ કહે છે 'જો તમે સાચા છો તો (બતાવો) આ (અઝાબનો) વાયદો ક્યારે (પૂરો) થશે.'

وَيَقُوْلُوْنَ مَتٰى هٰذَا الْوَعْدُ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٧١﴾

૭૩. તું કહે 'તમે જેના વિશે ઉતાવળ કરી રહ્યા છો તેમાંનું કંઈક કદાચ તમારા નજીકમાં આવી ઊભું હોય.'

قُلْ عَسٰٓى اَنْ يَّكُوْنَ رَدِفَ لَكُمْ بَعْضُ الَّذِيْ تَسْتَعْجِلُوْنَ ﴿٧٢﴾

૭૪. અને ખરેજ તારો પરવરદિગાર ઈન્સાન પ્રત્યે કૃપાવંત છે, પરંતુ ઈન્સાનોમાંના મોટા ભાગના નગુણા છે.

وَاِنَّ رَبَّكَ لَذُوْ فَضْلٍ عَلَى النَّاسِ وَلٰكِنَّ اَكْثَرَهُمْ لَا يَشْكُرُوْنَ ﴿٧٣﴾

૭૫. અને ખરેખર તારો પરવરદિગાર જાણે છે જે આ લોકો પોતાના અંત:કરણોમાં છૂપાવે છે અને જે કંઈ જાહેર કરે છે.

وَاِنَّ رَبَّكَ لَيَعْلَمُ مَا تُكِنُّ صُدُوْرُهُمْ وَمَا يُعْلِنُوْنَ ﴿٧٤﴾

૭૬. અને આકાશ તથા ધરતીમાં કંઈ પણ છૂપું નથી જેની (નોંધ) એક સ્પષ્ટ કિતાબમાં ન થએલી હોય.

وَمَا مِنْ غَآئِبَةٍ فِي السَّمَآءِ وَالْاَرْضِ اِلَّا فِيْ كِتٰبٍ مُّبِيْنٍ ﴿٧٥﴾

---

૨૨. ઈન્સાનની અક્કલ અને સમજશકિત ભલે કેટલી પણ વિશાળ હોય તો પણ તેના જીવની ઝંખનાને સંતૂષ્ટ કરવાનીઅને અલ્લાહની હસ્તી તથા મૃત્યુ પછીના જીવનના રહસ્ય સુધી પહોંચવાની શકિત ઈન્સાનમાં નથી, કારણ કે સર્વ મઝહબોની તા'લીમમાં આજ બે મૂળ સિદ્ધાંતો છે જેના રહસ્યને સમજવું ઈન્સાનની શકિતથી પરની વસ્તુ છે. આ રૂહાની ઈલ્મ માત્ર રૂહાની પ્રેરણા દ્વારાજ ઈન્સાનના અંતરમાં બીજારોપણ પામી શકે છે. ઈન્સાનને અલ્લાહની હસ્તી અને મૃત્યુ પછીના જીવનના અનુમાનોથી આગળ તેની સમજશકિત નથી લઈ જઈ શકતી પરંતુ અલ્લાહ તરફથી બક્ષવામાં આવતું ઈલ્મ જ આ અનુમાનોને એક હકીકતમાં બદલવાની શકિત રાખે છે.

إِنَّ هَٰذَا الْقُرْآنَ يَقُصُّ عَلَىٰ بَنِي إِسْرَائِيلَ أَكْثَرَ الَّذِي هُمْ فِيهِ يَخْتَلِفُونَ ﴿٧٧﴾

૭૭. હકીકતમાં આ કુરઆને બની ઈસરાઈલને ઘણી ખરી બાબતનો વિસ્તારથી સમજાવી દીધી છે, જેના વિશે તેઓ મતભેદ[૨૩] કરતા રહે છે.

وَإِنَّهُ لَهُدًى وَرَحْمَةٌ لِلْمُؤْمِنِينَ ﴿٧٨﴾

૭૮. અને ખરેખર મોમિનો માટે આ (કુરઆન) હિદાયત તેમજ રહેમત છે.

إِنَّ رَبَّكَ يَقْضِي بَيْنَهُمْ بِحُكْمِهِ ۚ وَهُوَ الْعَزِيزُ الْعَلِيمُ ﴿٧٩﴾

૭૯. બેશક, તારો પરવરદિગાર પોતાના ન્યાય વડે તેમના વચ્ચે ફેંસલો કરશે, તે સર્વ સમર્થ છે, તે સર્વજ્ઞ છે.

فَتَوَكَّلْ عَلَى اللَّهِ ۖ إِنَّكَ عَلَى الْحَقِّ الْمُبِينِ ﴿٨٠﴾

૮૦. માટે તું અલ્લાહ ઉપર ભરોસો રાખ, નિઃશંક તું સ્પષ્ટ સત્ય ઉપર (પૂરી રીતે કાયમ) છે.

إِنَّكَ لَا تُسْمِعُ الْمَوْتَىٰ وَلَا تُسْمِعُ الصُّمَّ الدُّعَاءَ إِذَا وَلَّوْا مُدْبِرِينَ ﴿٨١﴾

૮૧. બેશક તું મરણ પામેલાને પોતાનો ઉપદેશ નથી સંભળાવી શકતો, ન તો તું પીઠ ફેરવી ચાલ્યા જનારા બહેરાને તારી પુકાર સંભળાવી શકે છે.

وَمَا أَنْتَ بِهَادِي الْعُمْيِ عَنْ ضَلَالَتِهِمْ ۖ إِنْ تُسْمِعُ إِلَّا مَنْ يُؤْمِنُ بِآيَاتِنَا فَهُمْ مُسْلِمُونَ ﴿٨٢﴾

૮૨. ન તો તું આંધળાઓને તેમના રસ્તેથી ભટકવાથી બચાવી શકે છે. તું માત્ર તેમને અમારી આયતો સંભળાવી શકે છે જે લોકો અમારી આયતો ઉપર વિશ્વાસ રાખે અને તાબેદારી કરે.

وَإِذَا وَقَعَ الْقَوْلُ عَلَيْهِمْ أَخْرَجْنَا لَهُمْ دَابَّةً مِنَ الْأَرْضِ تُكَلِّمُهُمْ أَنَّ النَّاسَ كَانُوا بِآيَاتِنَا لَا يُوقِنُونَ ﴿٨٣﴾

૮૩. અને જ્યારે તેમના વિરુદ્ધ ચૂકાદો અપાઈ જશે ત્યારે અમે તેમના માટે જમીનમાંથી[૨૪] એવા જંતુ ઉપજાવશું જે તેમને કરડશે. કારણ કે લોકો અમારી નિશાનીઓ ઉપર ઈમાન ન લાવ્યા. (રુકૂઅ - ૬)

وَيَوْمَ نَحْشُرُ مِنْ كُلِّ أُمَّةٍ فَوْجًا مِمَّنْ يُكَذِّبُ بِآيَاتِنَا فَهُمْ يُوزَعُونَ ﴿٨٤﴾

૮૪. અને (તું તેમને ચેતવી) જે દિવસે અમે દરેક (પયગંબરને માનનાર) ઉમ્મતમાંથી એવા ટોળાઓને ઘેરી ભેગા કરશું જેઓ અમારી નિશાનીઓને જૂઠી ઠરાવતા હતા, અને અમે તેમના ટોળાઓને જુદા જુદા ઊભા રાખશું.

حَتَّىٰ إِذَا جَاءُوا قَالَ أَكَذَّبْتُمْ بِآيَاتِي وَلَمْ تُحِيطُوا بِهَا

૮૫. બધા હાજર થઈ ગોઠવાઈ જશે ત્યારે તે કહેશે 'તમે મારી આયતોને ખોટી ઠરાવી અને તેને તમે

---

૨૩. યહૂદીઓએ હઝરત સુલેમાન (અ) ઉપર તોહમત મૂકી હતી કે તેમણે શીબાની રાણીનું મન જીતવા માટે શિર્ક કર્યું હતું, અને તેમની વર્તણૂક વિશે યહૂદીઓમાં ઘણી વાહિયાત વાતો પ્રચલિત હતી જેના રહસ્યને કુરઆને મજીદે તેમને નિર્દોષ ઠરાવ્યો છે.

૨૪. આંહઝરત સ.અ.સ.એ ફરમાવ્યું હતું કે આખર ઝમાનામાં ધરતીમાંથી નીકળતા અમુક જંતુઓ દ્વારા રોગ ફેલાશે. આ જીવલેણ રોગ વર્તમાન યુગનો ઉંદરમાંથી થતો પ્લેગ છે.

عِلْمًا أَمَّاذَا كُنتُمْ تَعْمَلُونَ ﴿٨٥﴾

ધ્યાનમાં[૨૫] લીધી જ નહિ, અથવા બીજું શું હતું જે તમે કરી રહ્યા હતા?'

وَوَقَعَ الْقَوْلُ عَلَيْهِم بِمَا ظَلَمُوا فَهُمْ لَا يَنطِقُونَ ﴿٨٦﴾

૮૬. અને તેમના ઝુલ્મના પરિણામે તેમના ઉપર અઝાબનો નિર્ણય આપવામાં આવશે, અને તેઓ અવાચક થઈ જશે.

أَلَمْ يَرَوْا أَنَّا جَعَلْنَا اللَّيْلَ لِيَسْكُنُوا فِيهِ وَالنَّهَارَ مُبْصِرًا ۚ إِنَّ فِي ذَٰلِكَ لَآيَاتٍ لِّقَوْمٍ يُؤْمِنُونَ ﴿٨٧﴾

૮૭. શું તેઓ નથી જોતા કે અમે રાત એટલા માટે બનાવી છે કે તેઓ આરામ કરે અને દિવસને (રિઝક શોધવાના રસ્તા) દેખાડતો બનાવ્યો છે? બેશક જે યકીન કરે છે તેમના માટે તેમાં (ઘણી) નિશાનીઓ છે.

وَيَوْمَ يُنفَخُ فِي الصُّورِ فَفَزِعَ مَن فِي السَّمَاوَاتِ وَمَن فِي الْأَرْضِ إِلَّا مَن شَاءَ اللَّهُ ۚ وَكُلٌّ أَتَوْهُ دَاخِرِينَ ﴿٨٨﴾

૮૮. અને જે દિવસે સૂર ફૂંકવામાં આવશે ત્યારે જે કોઈ આકાશોમાં હશે અને જે કોઈ ધરતીમાં હશે તે ભયથી કંપી ઉઠશે સિવાય તે, જેને અલ્લાહ ચાહશે; અને સૌ નમ્રતાઈથી તેની સામે હાજર થશે.

وَتَرَى الْجِبَالَ تَحْسَبُهَا جَامِدَةً وَهِيَ تَمُرُّ مَرَّ السَّحَابِ ۚ صُنْعَ اللَّهِ الَّذِي أَتْقَنَ كُلَّ شَيْءٍ ۚ إِنَّهُ خَبِيرٌ بِمَا تَفْعَلُونَ ﴿٨٩﴾

૮૯. અને તું પર્વતોને જોઈ સમજી રહ્યો છે કે તે સ્થિર છે, પરંતુ (તે દિવસે) તે વાદળાની જેમ ઊડી રહ્યા હશે, આ અલ્લાહની કારીગરી (ની કમાલ) છે, જેણે પ્રત્યેક વસ્તુને ખામી રહિત બનાવી છે. ખરેખર, તમે જે કરતા રહો છો તેને (પણ) તે સારી પેઠે જાણે છે.

مَن جَاءَ بِالْحَسَنَةِ فَلَهُ خَيْرٌ مِّنْهَا ۚ وَهُم مِّن فَزَعٍ يَوْمَئِذٍ آمِنُونَ ﴿٩٠﴾

૯૦. જે કોઈ ભલાઈ કરી લાવશે તો તેનો ઉત્તમ બદલો તે મેળવશે અને આવા લોકો તે દિવસના ત્રાસથી સલામત હશે.

وَمَن جَاءَ بِالسَّيِّئَةِ فَكُبَّتْ وُجُوهُهُمْ فِي النَّارِ هَلْ تُجْزَوْنَ إِلَّا مَا كُنتُمْ تَعْمَلُونَ ﴿٩١﴾

૯૧. અને જે લોકો બદીઓ કરી લાવશે તેમને ઊંધ-મૂંધ આગમાં ફેંકવામાં આવશે (અને તેમને કહેવામાં આવશે) 'શું તમારો આ બદલો તમારા (બૂરાઈના) કામોને અનુકૂળ નથી?'

إِنَّمَا أُمِرْتُ أَنْ أَعْبُدَ رَبَّ هَٰذِهِ الْبَلْدَةِ الَّذِي حَرَّمَهَا وَلَهُ كُلُّ شَيْءٍ ۖ وَأُمِرْتُ أَنْ أَكُونَ مِنَ الْمُسْلِمِينَ ﴿٩٢﴾

૯૨. તું કહે 'મને આ શહેર (મક્કા)ના રબની બંદગી કરવાનો આદેશ આપવામાં આવ્યો છે, જે (શહેર)ને તેણે આદરણીય ઠરાવ્યો છે અને પ્રત્યેક વસ્તુ તેનાજ અધિકારમાં છે, અને મને આદેશ આપવામાં આવ્યો છે કે હું તેની સંપૂર્ણ તાબેદારી કરનારાઓમાંનો બની જાઉં.

---

૨૫. અર્થાત પોતાની બુદ્ધિ કે જ્ઞાન વડે તેની ચકાસણી કર્યા વગર કોમના આગેવાનો કહેવાતા આલીમોના કહેવાથી અલ્લાહની નિશાનીઓનો અનાદર કર્યો.

وَ اَنۡ اَتۡلُوَا الۡقُرۡاٰنَ ۚ فَمَنِ اهۡتَدٰی فَاِنَّمَا یَهۡتَدِیۡ لِنَفۡسِهٖ ۚ وَ مَنۡ ضَلَّ فَقُلۡ اِنَّمَاۤ اَنَا مِنَ الۡمُنۡذِرِیۡنَ ﴿۹۳﴾

૯૩. "અને હું કુરઆન (નો બોધ) સંભળાવતો રહું.' જેનાથી હિદાયત મેળવનારા પોતાના જ જીવના ભલા માટે હિદાયત પામે અને જે ગુમરાહ થઈ જાય તેને કહી દે કે હું તો માત્ર ચેતવનારોજ છું.

وَ قُلِ الۡحَمۡدُ لِلّٰهِ سَیُرِیۡکُمۡ اٰیٰتِهٖ فَتَعۡرِفُوۡنَهَا ؕ وَ مَا رَبُّکَ بِغَافِلٍ عَمَّا تَعۡمَلُوۡنَ ﴿۹۴﴾

૯૪. તેમને કહી દે 'સર્વ તા'રીફનો હક્કદાર અલ્લાહ છે, જે તમને વેળાસર પોતાની નિશાનીઓ દેખાડશે અને તમે તેને જાણી લેશો.' અને તમે જે કરો છો તેનાથી તમારો પરવરદિગાર બેખબર નથી.

(રુકૂઅ-૭)

سُوْرَةُ الْقَصَصِ مَكِّيَّةٌ (٢٨)

## અલ-કસસ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

طٰسٓمّٓ ②

૨. તા, સીન, મીમ, (તે પવિત્ર છે, દૂઆ સાંભળનારો છે, સર્વ જાણનારો છે)

تِلْكَ اٰيٰتُ الْكِتٰبِ الْمُبِيْنِ ③

૩. આ એક સ્પષ્ટ કિતાબની આયતો છે.

نَتْلُوْا عَلَيْكَ مِنْ نَّبَاِ مُوْسٰى وَفِرْعَوْنَ بِالْحَقِّ لِقَوْمٍ يُّؤْمِنُوْنَ ④

૪. ઈમાન લાવનારાઓના (લાભ) માટે અમે ફિરઔન અને મૂસાનો સત્યપૂર્ણ અહેવાલ તને સંભળાવીએ છીએ.

اِنَّ فِرْعَوْنَ عَلَا فِى الْاَرْضِ وَجَعَلَ اَهْلَهَا شِيَعًا يَّسْتَضْعِفُ طَآئِفَةً مِّنْهُمْ يُذَبِّحُ اَبْنَآءَهُمْ وَيَسْتَحْيٖ نِسَآءَهُمْ ؕ اِنَّهٗ كَانَ مِنَ الْمُفْسِدِيْنَ ⑤

૫. ખરેખર ફિરઔને ધરતીમાં ઘમંડભર્યું શાસન કર્યું હતું, અને પ્રજાને અનેક વર્ગોમાં વહેંચી નાખી હતી. તેમાંના એક વર્ગને નિર્બળ બનાવી દેવા માટે તેમના પુત્રોને મરાવી નાખતો હતો અને તેમની સ્ત્રીઓને જીવવા દેતો હતો. બેશક તે મોટો ફિસાદી[1] હતો.

وَنُرِيْدُ اَنْ نَّمُنَّ عَلَى الَّذِيْنَ اسْتُضْعِفُوْا فِى الْاَرْضِ وَنَجْعَلَهُمْ اَئِمَّةً وَّنَجْعَلَهُمُ الْوٰرِثِيْنَ ⑥

૬. અને અમે ફેંસલો કર્યો હતો કે જેને તેણે નિર્બળ ધાર્યા હતા તેમને સહાયતા આપી (દેશમાં) આગેવાની[2] આપીએ અને (નેʼમતોના) વારસદાર બનાવી દઈએ.

---

૧. પશ્ચિમની રાજ્ય સત્તાઓએ જેમ પોતાના તાબા નીચેના વસાહતી દેશોમાં મઝહબ અથવા જાતપાતના ધોરણ ઉપર રૈયતમાં કુસંપ જગાડી ભાગલાઓ પાડી દીધા હતા તેવી જ નીતિથી ફિરઔને પોતાની પ્રજાને વિવિધ વર્ગોમાં વ્હેંચી નાંખી હતી. તેમાંથી ઈસરાઈલી કોમ બધી રીતે વધારે કચડાઈ રહી હતી. તેમની નર સંતાનોને જન્મતાંજ મારી નાખવામાં આવતા અને તેમને ગુલામ બનાવી અસહ્ય દુ:ખો આપી ગદ્દાવૈતરું કરાવી તેમને માનસિક રીતે નમાલા બનાવી દીધા હતા.

૨. મિસરમા જ્યારે ઈસરાઈલીઓની અપમાનજનક સ્થિતિ હદ બહાર પહોંચી ગઈ અને ફિરઔન અને તેના સાથીઓને પોતાના બળ તથા બુદ્ધિ ઉપર ઘમંડ થવા લાગ્યો ત્યારે અલ્લાહે પોતાની અપાર હિકમતના આધારે મઝલુમોને (ઝુલમનો ભોગ બનેલ) પ્રજાને મુક્તિ અપાવવાનો અને ઝાલિમોને શિક્ષા અપાવવાનો ફેંસલો કર્યો. તેણે હઝરત મૂસા(અ)ને નબુવ્વત આપી. બેશક આવી જ અસાધારણ પરિસ્થિતિ પ્રત્યેક રસૂલના સમયમાં ઉદ્દભવતી રહે છે જેનું ઉત્તમ ઉદાહરણ આંહઝરત સ.અ.સ.ના સમયમાં પણ જોવામાં આવ્યું.

૭. અને તેમને પૃથ્વીમાં સત્તા આપીએ અને ફિરઔન તથા હામાન[૩] તથા તેના લશ્કરને તે બતાવી દઈએ જેનો તેમને ડર[૪] રહેતો હતો.

وَنُمَكِّنَ لَهُمْ فِي الْأَرْضِ وَنُرِيَ فِرْعَوْنَ وَهَامَانَ وَجُنُودَهُمَا مِنْهُمْ مَا كَانُوا يَحْذَرُونَ ﴿٧﴾

૮. અને મૂસાની માતાને અમે વહી કરી કહ્યું 'તું તેને ધવરાવતી રહે, અને જ્યારે તને તેના વિશે ચિંતા થાય ત્યારે તું તેને (પેટીમાં નાખી ) નદીમાં વહેતો મૂકી દેજે. અને ડરીશ નહિ, ન કોઈ ગમ (દુઃખ) કરજે. અમે તેને તારી પાસે પાછો લઈ આવશું. અને તેને રસૂલોમાંનો એક રસૂલ બનાવશું.'

وَأَوْحَيْنَا إِلَىٰ أُمِّ مُوسَىٰ أَنْ أَرْضِعِيهِ ۖ فَإِذَا خِفْتِ عَلَيْهِ فَأَلْقِيهِ فِي الْيَمِّ وَلَا تَخَافِي وَلَا تَحْزَنِي ۖ إِنَّا رَادُّوهُ إِلَيْكِ وَجَاعِلُوهُ مِنَ الْمُرْسَلِينَ ﴿٨﴾

૯. અને ફિરઔનના પરિવારમાંથી એકે તે બાળકને ઉપાડી લીધો, કે તે તેમનો દુશ્મન બને અને તેમના દુઃખનું કારણ બને. બેશક, ફિરઔન તથા હામાન અને તેમના સાથીઓ ગુનાહગાર હતા.

فَالْتَقَطَهُ آلُ فِرْعَوْنَ لِيَكُونَ لَهُمْ عَدُوًّا وَحَزَنًا ۗ إِنَّ فِرْعَوْنَ وَهَامَانَ وَجُنُودَهُمَا كَانُوا خَاطِئِينَ ﴿٩﴾

૧૦. અને ફિરઔનની પત્નીએ કહ્યું 'આ તો, તારી અને મારી આંખોની ઠંડક છે. તેને ન મારી નાખો, રખે, તે આપણને લાભ આપનારો બને. આપણે તેને ખોળે બેસાડશું' પરંતુ તેના (પરિણામ) વિશે તેઓ બેખબર હતા.[૫]

وَقَالَتِ امْرَأَتُ فِرْعَوْنَ قُرَّتُ عَيْنٍ لِي وَلَكَ ۖ لَا تَقْتُلُوهُ عَسَىٰ أَنْ يَنْفَعَنَا أَوْ نَتَّخِذَهُ وَلَدًا وَهُمْ لَا يَشْعُرُونَ ﴿١٠﴾

૧૧. અને મૂસાની માતાના દિલને (ચિંતાથી) રાહત મળી. જો અમારા ઉપર વિશ્વાસ લાવવા માટે તેણીના મનને અમે મજબૂત ન કર્યો હોત તો તેણી (ભેદ) ખોલી દેવાની અણી ઉપર હતી.

وَأَصْبَحَ فُؤَادُ أُمِّ مُوسَىٰ فَارِغًا ۖ إِنْ كَادَتْ لَتُبْدِي بِهِ لَوْلَا أَنْ رَبَطْنَا عَلَىٰ قَلْبِهَا لِتَكُونَ مِنَ الْمُؤْمِنِينَ ﴿١١﴾

૧૨. તેણીએ (મૂસાની) બહેનને કહ્યું 'તું તેની દેખરેખ રાખજે' જેથી તે દૂર રહી સઘળું નિહાળતી રહી અને તેમને ખબર ન પડી (કે તેણીનો શો સંબંધ હતો).

وَقَالَتْ لِأُخْتِهِ قُصِّيهِ ۖ فَبَصُرَتْ بِهِ عَنْ جُنُبٍ وَهُمْ لَا يَشْعُرُونَ ﴿١٢﴾

---

૩. 'અમોન' નામનો એક દેવોના દેવનો પૂજારી અને ધર્મોપદેશકનું નામ 'હામાન' હતું જેનો અર્થ 'અમોનનો અધિકારી' છે. તેનું મૂળ નામ 'નેબુન્નફ' હતું. હામાનના હાથમાં ફિરઔનના ખઝાના, અનાજભંડારો, લશ્કરી બળની તથા હુન્નર ઉદ્યોગની વ્યવસ્થા હતી.

૪. શોષણનીતિ તથા ઝુલમથી હુકુમત કરનારાઓ પોતાના દુશ્મનોને પોતેજ ઊભા કરતા રહે છે. જેટલી નિર્દયતાથી રાજ અમલ કરવામાં આવે છે તેટલો જ ભયંકર બળવો પ્રજા તરફથી ઉઠવાનો ભય રહે છે. ફિરઔનને પણ આ'જ ભયની નિત્ય ચિંતા રહેતી હતી.

૫. અલ્લાહના ભેદો ખરેખર બહુજ ઊંડા હોય છે. ફિરઔનને એવો ખ્યાલ જ નહતો કે જે બાળકનું આટલી સુખસગવડો, વાત્સલ્ય તથા ભાવનાથી તે લાલનપાલન કરી રહ્યો છે, તેના હાથે જ તેના નસીબમાં પાયમાલી લખાયેલી છે.

وَحَرَّمْنَا عَلَيْهِ الْمَرَاضِعَ مِنْ قَبْلُ فَقَالَتْ هَلْ أَدُلُّكُمْ
عَلَىٰ أَهْلِ بَيْتٍ يَكْفُلُونَهُ لَكُمْ وَهُمْ لَهُ نَاصِحُونَ ﴿١٣﴾
فَرَدَدْنَاهُ إِلَىٰ أُمِّهِ كَيْ تَقَرَّ عَيْنُهَا وَلَا تَحْزَنَ وَلِتَعْلَمَ
أَنَّ وَعْدَ اللَّهِ حَقٌّ وَلَٰكِنَّ أَكْثَرَهُمْ لَا يَعْلَمُونَ ﴿١٤﴾

૧૩. અને અમે પહેલેથી જ નિર્ણય કરી લીધો હતો કે મૂસા દાઈનું ધાવણ ન પીએ, અને તેણીએ કહ્યું 'શું હું તમને એવો પરિવાર બતાવું જે તેની પરવરીશ કરશે અને તેના હિતેચ્છુ હશે?'[૬]

૧૪. આવી રીતે અમે તેને માતાના હાથમાં પાછો સોંપ્યો કે તેની આંખોને ઠંડક મળે અને તેને ચિંતા ન રહે, અને તેને ખાતરી થાય કે અલ્લાહનો વાયદો (હમેશાં) સાચો હોય છે, પરંતુ ઘણાખરા લોકોને ખબર નથી. (રૂકૂઅ - ૧)

وَلَمَّا بَلَغَ أَشُدَّهُ وَاسْتَوَىٰ آتَيْنَاهُ حُكْمًا وَعِلْمًا ۚ
وَكَذَٰلِكَ نَجْزِي الْمُحْسِنِينَ ﴿١٥﴾

૧૫. અને જ્યારે તે યુવાસ્થાએ પહોંચી સમજુ બન્યો ત્યારે અમે તેને શાણપણ તથા ઈલ્મ આપ્યું, અને નેકીઓ કરનારાને અમે આવો જ બદલો આપીએ છીએ.

وَدَخَلَ الْمَدِينَةَ عَلَىٰ حِينِ غَفْلَةٍ مِنْ أَهْلِهَا
فَوَجَدَ فِيهَا رَجُلَيْنِ يَقْتَتِلَانِ هَٰذَا مِنْ شِيعَتِهِ
وَهَٰذَا مِنْ عَدُوِّهِ ۖ فَاسْتَغَاثَهُ الَّذِي مِنْ شِيعَتِهِ
عَلَى الَّذِي مِنْ عَدُوِّهِ فَوَكَزَهُ مُوسَىٰ فَقَضَىٰ عَلَيْهِ ۖ
قَالَ هَٰذَا مِنْ عَمَلِ الشَّيْطَانِ ۖ إِنَّهُ عَدُوٌّ مُضِلٌّ مُبِينٌ ﴿١٦﴾

૧૬. એક દિવસે તે શહેરમાં ગયો જેની પ્રજા ગેહરી જહાલતમાં ડૂબેલી હતી; અને તેણે બે વ્યકિતઓને અંદરોઅંદર લડતા જોયા જેમાંનો એક તેની જાતિનો હતો અને બીજો તેના દુશ્મનોની જાતિનો હતો. જે તેની જાતિનો હતો તેણે પોતાના દુશ્મન સામે તેની મદદ માગી, જેથી મૂસાએ (સામા પક્ષવાળાને ) એક ઠોંસો માર્યો જે લાગતાં જ તે ત્યાં મરી ગયો. મૂસાએ કહ્યું 'આ બધું શયતાનનું કરવું છે, તે ખરેખર દુશ્મન છે, ગુમરાહ કરનારો છે.[૭]

૬. હઝરત મૂસા (અ)નું અન્ય સ્ત્રીને ન ધાવવું કુદરતના નિર્ણય પ્રમાણે હતું જેથી હઝરત મૂસા (અ)ની બહેને તે સંજોગોનો લાભ ઉઠાવી ફિરઔનને સલાહ આપી અને મૂસા (અ)ની સંભાળ તથા દેખરેખનું કામ તેમની માતાને અપાવ્યું અને આવી રીતે હઝરત મૂસા (અ)ને પોતાની માતાના પ્યાર તેમજ પરવરીશનો લાભ મળ્યો. આ અરસામાં તેમની તંદુરસ્તી તથા માનસિક વિકાસ પ્રમાણે તેમને દરેક બાબતની પૂરતી તાલીમ આપવામાં આવી.

૭. આ ગાળા દરમિયાન હઝરત મૂસા (અ) શહેરમાં આવજા કરતા રહેતા અને પોતાની માતાને પણ મળતા રહેતા હતા. એક દિવસે તેમણે એક ઈસરાઈલીને મિસરી સાથે તકરાર કરતા જોયો, જેમાં સંડોવાઈ જતાં તેમના હાથે તે મિસરી માર્યો ગયો. આવી જ પરિસ્થિતિ બીજી વખત પણ ઉભી થવા પામી હતી. પરંતુ તેમને પહેલાંના પરિણામની યાદ આવતાં જ તે બીજીવાર તેવા જ સંજોગોમાં સંડોવાતા બચી ગયા. બાદમાં ફિરઔન તથા તેના દરબારીઓની વચ્ચે હઝરત મૂસા (અ) એ એક મિસરી વિરુદ્ધ એક સામાન્ય ઈસરાઈલીની મદદ કરી તે મિસરીનું મૃત્યુ નીપજાવવા માટે ભારે ચકચાર જાગી. તેમના મનમાં તરેહ તરેહની શંકાઓ ઉદ્‌ભવવા લાગી જેથી તેમણે હઝરત મૂસા (અ) ઉપર કાયદેસર કામ ચલાવી તેમને શિક્ષા કરવાનો ઈરાદો કર્યો. આ બાતમી તેમને એક હિતેચ્છુ દ્વારા મળી જતાં તેઓ સાવચેતથી મિસરમાંથી મદયન તરફ ચાલી નિકળ્યા.

قَالَ رَبِّ اِنِّيْ ظَلَمْتُ نَفْسِيْ فَاغْفِرْ لِيْ فَغَفَرَ لَهٗ ۭ اِنَّهٗ هُوَ الْغَفُوْرُ الرَّحِيْمُ ⑯

૧૭. મૂસાએ કહ્યું 'હે મારા પરવરદિગાર, મેં મારા જીવ ઉપર ઝુલ્મ કર્યો છે માટે મને માફ કર' પછી અલ્લાહે તેને માફી આપી; તે અત્યંત ક્ષમાવંત છે, અત્યંત દયાળુ છે.

قَالَ رَبِّ بِمَآ اَنْعَمْتَ عَلَيَّ فَلَنْ اَكُوْنَ ظَهِيْرًا لِّلْمُجْرِمِيْنَ ⑰

૧૮. તેણે કહ્યું 'હે મારા પરવરદિગાર તેં મારા ઉપર ઉપકાર કર્યો છે ફરી હું કદીપણ કૂસુરવારને (અપરાધીને) મદદ નહિ કરું.'

فَاَصْبَحَ فِي الْمَدِيْنَةِ خَآىِٕفًا يَّتَرَقَّبُ فَاِذَا الَّذِي اسْتَنْصَرَهٗ بِالْاَمْسِ يَسْتَصْرِخُهٗ ۭ قَالَ لَهٗ مُوْسٰٓى اِنَّكَ لَغَوِيٌّ مُّبِيْنٌ ⑱

૧૯. પછી તે સવારમાં ગભરાતો સાવધાનીપૂર્વક શહેરમાં ચાલી નીકળ્યો, તો તેણે પાછલી રાતે જેની મદદ કરી હતી તે'જ વ્યકિતએ ફરી તેને મદદ માટે પુકાર્યો, મૂસાએ તેને કહ્યું 'તું ચોકખો ગુમરાહ થએલો છે.'

فَلَمَّآ اَنْ اَرَادَ اَنْ يَّبْطِشَ بِالَّذِيْ هُوَ عَدُوٌّ لَّهُمَا ۙ قَالَ يٰمُوْسٰٓى اَتُرِيْدُ اَنْ تَقْتُلَنِيْ كَمَا قَتَلْتَ نَفْسًۢا بِالْاَمْسِ ڰ اِنْ تُرِيْدُ اِلَّآ اَنْ تَكُوْنَ جَبَّارًا فِي الْاَرْضِ وَمَا تُرِيْدُ اَنْ تَكُوْنَ مِنَ الْمُصْلِحِيْنَ ⑲

૨૦. અને મૂસાએ બન્નેના આ દુશ્મન ઉપર હાથ નાખવા ઈરાદો કર્યો તો તે બોલી ઉઠયો 'હે મૂસા, શું જેમ તેં કાલે એક વ્યકિતની કતલ કરી હતી તેમજ તારે મને પણ મારી નાખવો છે? શું તું આ દેશમાં ઝાલિમ બની જવા ચાહે છે, અને તું સુલેહસંપ કરાવનાર નથી બનવા ચાહતો?'

وَجَآءَ رَجُلٌ مِّنْ اَقْصَا الْمَدِيْنَةِ يَسْعٰى ۡ قَالَ يٰمُوْسٰٓى اِنَّ الْمَلَاَ يَاْتَمِرُوْنَ بِكَ لِيَقْتُلُوْكَ فَاخْرُجْ اِنِّيْ لَكَ مِنَ النّٰصِحِيْنَ ⑳

૨૧. અને ત્યારે શહેરના એક ભાગમાંથી એક વ્યકિત તેની તરફ ઉતાવળે આવી. તેણે કહ્યું 'હે મૂસા, રાજ્યની આગેવાન વ્યકિતઓ તને મારી નાખવાની યોજના ઘડી રહી છે, માટે તું અહીંથી છટકી જા; ખરેખર હું તારું ભલું ચાહનારો છું.'

فَخَرَجَ مِنْهَا خَآىِٕفًا يَّتَرَقَّبُ ۡ قَالَ رَبِّ نَجِّنِيْ مِنَ الْقَوْمِ الظّٰلِمِيْنَ ㉑

૨૨. જેથી તે સાવચેતીપૂર્વક ત્યાંથી નાસી છૂટયો. તેણે દુઆ કરી 'હે મારા પરવરદિગાર, મને ઝાલિમ લોકોથી બચાવી લે.' (રૂકૂઅ-૨)

---

એક લાંબો પથ કાપી એક કૂવા પાસે પહોંચ્યા અહીં તેમણે હઝરત શાએબ (અ)ની બે દીકરીઓને તેમના ઢોરોને પાણી પાવામાં મદદ કરી. જેના પરિણામે તેમને હઝરત શોએબ (અ)નો પરિચય થયો અને તેમણે દસ વર્ષ સુધી હઝરત શોએબ (અ)ની સેવા કરી, તેમની એક દીકરીને પરણ્યા. આ દસ વર્ષના લાંબા ગાળા પછી ફરી હઝરત મૂસા (અ) અલ્લાહના આદેશ પ્રમાણે પોતાનો પરિવાર લઈ મિસર તરફ ચાલી નીકળ્યા.

આ ઘટનામાં અને આંહઝરત સ.અ.સ.ના મક્કામાં દસ વર્ષ બાદ જવલંત પ્રવેશની ઘટનામાં ઘણું સામ્ય છે, જેમ હઝરત મૂસા (અ) દસ વર્ષે મિસરમાં પાછા આવ્યા અને અલ્લાહે પોતાના નિશાનો વડે તેમને સફળતા આપી તેવી જ રીતે આંહઝરત સ.અ.સ.એ દસ વર્ષ પછી મક્કામાં એક વિજયી પ્રવેશ મેળવ્યો અને ઈસલામની ઉન્નતિનો પાયો નાખ્યો અને આદરણીય મક્કાને તૌહીદનું કેન્દ્ર બનાવ્યું.

૨૩. અને તે મદયન તરફ ચાલી નીકળ્યો અને કહ્યું 'હું આશા રાખું છું કે મારો પાલનહાર મને સીધો માર્ગ દેખાડશે.'

وَلَمَّا تَوَجَّهَ تِلْقَاءَ مَدْيَنَ قَالَ عَسٰى رَبِّيْٓ اَنْ يَّهْدِيَنِيْ سَوَآءَ السَّبِيْلِ ﴿٢٢﴾

૨૪. અને જ્યારે તે મધ્યનના કૂવા પાસે પહોંચ્યો તો તેણે જોયું કે લોકોનું એક ટોળું (ઢોરને) પાણી પાઈ રહ્યું હતું અને ત્યાં બે સ્ત્રીઓને (પોતાના ઢોરોને) રોકતી જોઈ. તેણે પૂછ્યું 'તમે આમ કેમ કરી રહ્યા છો?' તેમણે જવાબમાં કહ્યું 'આ ગોવાળો પોતાના (ઢોરોને લઈ) ચાલ્યા ન જાય ત્યાં સુધી અમે (અમારા ઢોરોને) પાણી નથી પાઈ શકતી, અને અમારો બાપ તો બહુજ ઘરડો છે.'(૮)

وَلَمَّا وَرَدَ مَآءَ مَدْيَنَ وَجَدَ عَلَيْهِ اُمَّةً مِّنَ النَّاسِ يَسْقُوْنَ ۬ وَوَجَدَ مِنْ دُوْنِهِمُ امْرَاَتَيْنِ تَذُوْدٰنِ ۚ قَالَ مَا خَطْبُكُمَا ؕ قَالَتَا لَا نَسْقِيْ حَتّٰى يُصْدِرَ الرِّعَآءُ ٚ وَاَبُوْنَا شَيْخٌ كَبِيْرٌ ﴿٢٣﴾

૨૫. પછી તેણે તેમના (ઢોરોને) પાણી પાયું. પછી એક તરફ છાંયડે બેસી દુઆ કરી 'હે મારા પરવરદિગાર, તું જે ચાહે તે ભલાઈ મારા ઉપર ઊતાર, હું તેનો મોહતાજ છું.'

فَسَقٰى لَهُمَا ثُمَّ تَوَلّٰٓى اِلَى الظِّلِّ فَقَالَ رَبِّ اِنِّيْ لِمَآ اَنْزَلْتَ اِلَيَّ مِنْ خَيْرٍ فَقِيْرٌ ﴿٢٤﴾

૨૬. ત્યારે બેમાંની એક (સ્ત્રી) સંકોચાતી તેની પાસે આવી અને કહ્યું 'મારા પિતા તને બોલાવે છે કે તે તને (અમારા ઢોરોને) પાણી પાવાનો બદલો આપે!' પછી તેની પાસે જઈ તેણે પોતાની વિતક કહી સંભળાવી, તો તેણે કહ્યું 'ચિંતા ન કર, તું ઝાલિમ લોકોના હાથમાંથી બચી ગયો છે.'

فَجَآءَتْهُ اِحْدٰىهُمَا تَمْشِيْ عَلَى اسْتِحْيَآءٍ ۫ قَالَتْ اِنَّ اَبِيْ يَدْعُوْكَ لِيَجْزِيَكَ اَجْرَ مَا سَقَيْتَ لَنَا ؕ فَلَمَّا جَآءَهٗ وَقَصَّ عَلَيْهِ الْقَصَصَ ۙ قَالَ لَا تَخَفْ ٚ نَجَوْتَ مِنَ الْقَوْمِ الظّٰلِمِيْنَ ﴿٢٥﴾

૨૭. બેમાંની એક (સ્ત્રી) બોલી 'હે મારા પિતા, તેને કામમાં રાખી લે; કામમાં જેને રાખવો હોય તે સશકત અને ભરોસાપાત્ર હોવો જોઈએ.'

قَالَتْ اِحْدٰىهُمَا يٰٓاَبَتِ اسْتَاْجِرْهُ ۫ اِنَّ خَيْرَ مَنِ اسْتَاْجَرْتَ الْقَوِيُّ الْاَمِيْنُ ﴿٢٦﴾

૨૮. તેણે કહ્યું 'હું મારી બે દીકરીઓમાંથી એકને તારી સાથે તે શર્તે પરણાવવા ચાહું છું કે તું મારી પાસે આઠ વરસ રહી મારી સેવા કરે. પણ જો તું દશ વર્ષ સુધી કરે તો તારા તરફથી (મહેરબાની) છે. હું તારા ઉપર દબાણ નહિ કરું. જો અલ્લાહ ચાહશે તો તું મને નેક લોકોમાંનો જોઈશ.'

قَالَ اِنِّيْٓ اُرِيْدُ اَنْ اُنْكِحَكَ اِحْدَى ابْنَتَيَّ هٰتَيْنِ عَلٰٓى اَنْ تَاْجُرَنِيْ ثَمٰنِيَ حِجَجٍ ۚ فَاِنْ اَتْمَمْتَ عَشْرًا فَمِنْ عِنْدِكَ ۚ وَمَآ اُرِيْدُ اَنْ اَشُقَّ عَلَيْكَ ؕ سَتَجِدُنِيْٓ اِنْ شَآءَ اللّٰهُ مِنَ الصّٰلِحِيْنَ ﴿٢٧﴾

૨૯. તેણે કહ્યું 'મારા અને તારા વચ્ચે આ સમજુતી થઈ ગઈ છે. બન્નેમાંથી જે મુદ્દત હું ચાહું પૂરી કરું, અને મને મજબૂર ન કરવામાં આવે; અને આપણી સમજૂતી ઉપર અલ્લાહ સાક્ષી છે.' (રૂકૂઅ - ૩)

قَالَ ذٰلِكَ بَيْنِيْ وَبَيْنَكَ ؕ اَيَّمَا الْاَجَلَيْنِ قَضَيْتُ فَلَا عُدْوَانَ عَلَيَّ ؕ وَاللّٰهُ عَلٰى مَا نَقُوْلُ وَكِيْلٌ ﴿٢٨﴾ ع

૮. આ વૃદ્ધ હઝરત શોએબ (અ) હતા જેમનું બાઈબલમાં જેથરોના નામે વર્ણન કરવામાં આવ્યું છે.

૩૦. અને જ્યારે મૂસાએ (સમજૂતી પ્રમાણે) મુદત પૂરી કરી પોતાનો પરિવાર લઈ ત્યાંથી ચાલી નીકળ્યો, ત્યારે તેને સીના પર્વતની દિશામાં આગ દેખાઈ. તેણે પોતાના કુટુંબીઓને કહ્યું તમે અહીં થોભો, મને આગ દેખાય છે ત્યાંથી હું તમારા માટે કંઈ અગત્યની બાતમી લઈ આવું, અથવા એક અંગારો લેતો આવું કે તમે તાપણી કરી શકો.'

فَلَمَّا قَضٰى مُوْسَى الْاَجَلَ وَسَارَ بِاَهْلِهٖٓ اٰنَسَ مِنْ جَانِبِ الطُّوْرِ نَارًا ۚ قَالَ لِاَهْلِهِ امْكُثُوْٓا اِنِّيْٓ اٰنَسْتُ نَارًا لَّعَلِّيْٓ اٰتِيْكُمْ مِّنْهَا بِخَبَرٍ اَوْ جَذْوَةٍ مِّنَ النَّارِ لَعَلَّكُمْ تَصْطَلُوْنَ ﴿۳۰﴾

૩૧. અને જ્યારે તે (આગ) પાસે પહોંચ્યો, તો તેને ખીણની જમણી તરફની બરકતવાળી[૯] જગ્યામાં એક ઝાડ પાસેથી અવાજ સંભળાયો 'હે મૂસા, ખરેખર, હું જ છું, હું જ તમામ જહાનનો પાલનહાર અલ્લાહ છું.'

فَلَمَّآ اَتٰىهَا نُوْدِيَ مِنْ شَاطِئِ الْوَادِ الْاَيْمَنِ فِي الْبُقْعَةِ الْمُبٰرَكَةِ مِنَ الشَّجَرَةِ اَنْ يّٰمُوْسٰٓى اِنِّيْٓ اَنَا اللّٰهُ رَبُّ الْعٰلَمِيْنَ ﴿۳۱﴾

૩૨. અને કહ્યું 'તારી લાઠી નીચે નાખી દે' મૂસાએ જોયું તો તે સર્પની જેમ સળવળી રહી હતી. મૂસા પાછું ફરીને જોયા વગર જ નાસ્યો, (કે તેને અવાજ સંભળાયો), 'હે મૂસા, આગળ આવ અને ડરીશ નહિ; બેશક તું બિલકુલ સલામત છે.

وَاَنْ اَلْقِ عَصَاكَ ۗ فَلَمَّا رَاٰهَا تَهْتَزُّ كَاَنَّهَا جَآنٌّ وَّلّٰى مُدْبِرًا وَّلَمْ يُعَقِّبْ ۗ يٰمُوْسٰٓى اَقْبِلْ وَلَا تَخَفْ ۣ اِنَّكَ مِنَ الْاٰمِنِيْنَ ﴿۳۲﴾

૩૩. 'તારી બગલમાં હાથ નાખ અને જ્યારે તું પાછો કાઢીશ તો તે સફેદ ચળકતો હશે, રોગરહિત હશે, અને નિર્ભય થઈને પાછો પોતાની તરફ ખેંચી લે. આ તારા પરવરદિગાર તરફથી બે ચમત્કારો ફિરઔન તથા તેના દરબારીઓ માટે છે, બેશક તેઓ નાફરમાન લોકો છે.'

اُسْلُكْ يَدَكَ فِيْ جَيْبِكَ تَخْرُجْ بَيْضَآءَ مِنْ غَيْرِ سُوْٓءٍ ۡ وَّاضْمُمْ اِلَيْكَ جَنَاحَكَ مِنَ الرَّهْبِ فَذٰنِكَ بُرْهَانٰنِ مِنْ رَّبِّكَ اِلٰى فِرْعَوْنَ وَمَلَا۟ئِهٖ ۗ اِنَّهُمْ كَانُوْا قَوْمًا فٰسِقِيْنَ ﴿۳۳﴾

૩૪. તેણે કહ્યું 'હે મારા પરવરદિગાર, મેં તેમની એક વ્યકિતની કતલ કરી છે, તેથી મને ડર છે કે તેઓ મને મારી નાખશે.

قَالَ رَبِّ اِنِّيْ قَتَلْتُ مِنْهُمْ نَفْسًا فَاَخَافُ اَنْ يَّقْتُلُوْنِ ﴿۳۴﴾

૩૫. 'અને મારો ભાઈ હારૂન વાક-ચતુર છે તેને મારો મદદનીશ બનાવી મોકલ જે મારી વાતને ટેકો આપે, મને ભય છે કે તેઓ મને અવશ્ય જૂઠો ઠરાવશે.'

وَاَخِيْ هٰرُوْنُ هُوَ اَفْصَحُ مِنِّيْ لِسَانًا فَاَرْسِلْهُ مَعِيَ رِدْاً يُّصَدِّقُنِيْٓ ۡ اِنِّيْٓ اَخَافُ اَنْ يُّكَذِّبُوْنِ ﴿۳۵﴾

૩૬. અલ્લાહે ફરમાવ્યું 'અમે તારા ભાઈ દ્વારા તારા હાથ મજબૂત કરશું અને અમે બન્નેને એટલી શકિત આપશું કે તેઓ તમારા સુધી નહિ પહોંચી શકે. માટે અમારી નિશાનીઓ લઈને જાઓ, જેના વડે તમે અને તમારા સાથીઓ અવશ્ય ફતેહ મેળવશો.'

قَالَ سَنَشُدُّ عَضُدَكَ بِاَخِيْكَ وَنَجْعَلُ لَكُمَا سُلْطٰنًا فَلَا يَصِلُوْنَ اِلَيْكُمَا ۚ بِاٰيٰتِنَآ ۚ اَنْتُمَا وَمَنِ اتَّبَعَكُمَا الْغٰلِبُوْنَ ﴿۳۶﴾

૯. આ સ્થળે હઝરત મૂસા (અ)ને અલ્લાહના 'મુકર્રબ' થવાની તક મળી.

فَلَمَّا جَآءَهُمۡ مُّوسٰى بِاٰيٰتِنَا بَيِّنٰتٍ قَالُوۡا مَا هٰذَاۤ اِلَّا سِحۡرٌ مُّفۡتَرًى وَّمَا سَمِعۡنَا بِهٰذَا فِىۡۤ اٰبَآئِنَا الۡاَوَّلِيۡنَ ﴿۳۷﴾

૩૭. અને જ્યારે મૂસા અમારી સ્પષ્ટ નિશાનીઓ લઈ તેમની પાસે આવ્યો, તેમણે કહ્યું 'આ તો જાદુની તરકીબો સિવાય બીજું કંઈ નથી, અને અમે અમારા પૂર્વજોમાં આવું કદી થયું સાંભળ્યું નથી.'

وَقَالَ مُوۡسٰى رَبِّىۡۤ اَعۡلَمُ بِمَنۡ جَآءَ بِالۡهُدٰى مِنۡ عِنۡدِهٖ وَمَنۡ تَكُوۡنُ لَهٗ عَاقِبَةُ الدَّارِ‌ ؕ اِنَّهٗ لَا يُفۡلِحُ الظّٰلِمُوۡنَ ﴿۳۸﴾

૩૮. મૂસાએ કહ્યું 'મારો પરવરદિગાર બેહતર જાણે છે કે કોણ છે તેની તરફથી હિદાયત લઈને આવ્યો છે, અને (આખેરતમાં) કોને સારું ઘર મળનારું છે. બેશક, ઝાલિમને કદીપણ સફળતા નથી મળતી.

وَقَالَ فِرۡعَوۡنُ يٰۤاَيُّهَا الۡمَلَاُ مَا عَلِمۡتُ لَـكُمۡ مِّنۡ اِلٰهٍ غَيۡرِىۡ‌ ۚ فَاَوۡقِدۡ لِىۡ يٰهَامٰنُ عَلَى الطِّيۡنِ فَاجۡعَلْ لِّىۡ صَرۡحًا لَّعَلِّىۡۤ اَطَّلِعُ اِلٰٓى اِلٰهِ مُوۡسٰى وَاِنِّىۡ لَاَظُنُّهٗ مِنَ الۡكٰذِبِيۡنَ ﴿۳۹﴾

૩૯. અને ફિરઔને કહ્યું 'હે દરબારીઓ, મારા સિવાય તમારો કોઈ બીજો મા'બૂદ મારી જાણમાં નથી, માટે હામાન, તું ઈંટો પકવી મારા માટે એક ઊંચો મિનારો[૧૦] ઊભો કર જેના ઉપરથી હું મૂસાના ખુદાને જોઈ શકું, જો કે હું ધારું છું કે તે તદ્દન જૂઠો છે.'

وَاسۡتَكۡبَرَ هُوَ وَجُنُوۡدُهٗ فِى الۡاَرۡضِ بِغَيۡرِ الۡحَـقِّ وَظَنُّوۡۤا اَنَّهُمۡ اِلَيۡنَا لَا يُرۡجَعُوۡنَ ﴿۴۰﴾

૪૦. તે અને તેના દળો ધરતીમાં નાહક ગુરૂર (ગર્વ) કરતા રહ્યા અને તેમણે એમ સમજી લીધુ હતું કે તેમને અમારી તરફ પાછા લાવવામાં નહિ આવે.

فَاَخَذۡنٰهُ وَجُنُوۡدَهٗ فَنَبَذۡنٰهُمۡ فِى الۡيَمِّ‌ۚ فَانۡظُرۡ كَيۡفَ كَانَ عَاقِبَةُ الظّٰلِمِيۡنَ ﴿۴۱﴾

૪૧. જેથી અમે તેને તથા તેના લશ્કરોને પકડી લીધા, અને સૌને સમુદ્રમાં નાખી દીધા. જુઓ ઝાલિમોનો કેવો (બૂરો) અંત આવ્યો.

وَجَعَلۡنٰهُمۡ اَئِمَّةً يَّدۡعُوۡنَ اِلَى النَّارِ‌ۚ وَيَوۡمَ الۡقِيٰمَةِ لَا يُنۡصَرُوۡنَ ﴿۴۲﴾

૪૨. અને અમે તેમને લોકોને આગ તરફ બોલાવનારાઓના સરદાર બનાવ્યા અને કયામતના દિવસે તેમની કોઈ પણ મદદ કરવામાં નહિ આવે.

وَاَتۡبَعۡنٰهُمۡ فِىۡ هٰذِهِ الدُّنۡيَا لَعۡنَةً‌ ۚ وَيَوۡمَ الۡقِيٰمَةِ هُمۡ مِّنَ الۡمَقۡبُوۡحِيۡنَ ﴿۴۳﴾

૪૩. અને અમે આ જીવનમાં પણ તેમની પાછળ લા'નત લગાવી દીધી છે અને કયામતના દિવસે તેઓ ભલાઈથી મેહરૂમ રહી ગએલા લોકોમાં હશે (રૂકૂઅ - ૪)

وَلَقَدۡ اٰتَيۡنَا مُوۡسَى الۡـكِتٰبَ مِنۡۢ بَعۡدِ مَاۤ اَهۡلَكۡنَا الۡقُرُوۡنَ الۡاُوۡلٰى بَصَآئِرَ لِلنَّاسِ وَهُدًى وَّرَحۡمَةً لَّعَلَّهُمۡ يَتَذَكَّرُوۡنَ ﴿۴۴﴾

૪૪. અને પહેલાંની કોમોનો વિનાશ કર્યા પછી અમે મૂસાને (એવી) કિતાબ આપી કે જે લોકો માટે રૂહાની નૂર (બક્ષનાર) હતી અને હિદાયત અને રહેમત હતી કે કદાચ તેઓ નસિહત પકડે!

૧૦. મિસરીઓમાં એવી માન્યતા પ્રચલિત હતી કે ગગનચૂંબિ ઈમારતો દ્વારા દેવદેવીઓ તથા રૂહો (આત્માઓ) ધરતી ઉપર ઊતરતી હોય છે, જેથી તેઓ દેશમાં ઊંચા સ્મારકો બાંધતા રહેતા હતા.

وَمَا كُنتَ بِجَانِبِ الْغَرْبِيِّ إِذْ قَضَيْنَا إِلَىٰ مُوسَى الْأَمْرَ وَمَا كُنتَ مِنَ الشَّاهِدِينَ ﴿٤٥﴾

૪૫. અને અમે જ્યારે મૂસા ઉપર અમારી વહી કરી હતી ત્યારે (પર્વતની) પશ્ચિમમાં તું હાજર ન હતો, ન તું તે સમયના લોકો વચ્ચે મોજૂદ હતો.

وَلَٰكِنَّا أَنشَأْنَا قُرُونًا فَتَطَاوَلَ عَلَيْهِمُ الْعُمُرُ ۚ وَمَا كُنتَ ثَاوِيًا فِي أَهْلِ مَدْيَنَ تَتْلُو عَلَيْهِمْ آيَاتِنَا وَلَٰكِنَّا كُنَّا مُرْسِلِينَ ﴿٤٦﴾

૪૬. પરંતુ અમે (મૂસા પછી) ઘણી પેઢીઓ પેદા કરી જે ઘણાં લાંબા ગાળા[૧૧] સુધી રહ્યા હતા. અને તું મદયનના લોકો વચ્ચે રહેતો ન હતો કે તું અમારી આયતો તેમને વાંચી સંભળાવે; પરંતુ (બધા)રસૂલોને અમે જ મોકલતા રહ્યા છીએ.

وَمَا كُنتَ بِجَانِبِ الطُّورِ إِذْ نَادَيْنَا وَلَٰكِن رَّحْمَةً مِّن رَّبِّكَ لِتُنذِرَ قَوْمًا مَّا أَتَاهُم مِّن نَّذِيرٍ مِّن قَبْلِكَ لَعَلَّهُمْ يَتَذَكَّرُونَ ﴿٤٧﴾

૪૭. અને તું તે પર્વત પાસે મોજૂદ ન હતો જ્યારે અમે મૂસાને પુકાર્યો હતો. પરંતુ (આ) તારા પરવરદિગારની રેહમત છે કે તું તે લોકોને ચેતવણી આપે જેમની તરફ તારા પહેલાં કોઈ ચેતવનાર નથી આવ્યો, જેથી તેઓ કદાચ નસિહત પકડે!

وَلَوْلَا أَن تُصِيبَهُم مُّصِيبَةٌ بِمَا قَدَّمَتْ أَيْدِيهِمْ فَيَقُولُوا رَبَّنَا لَوْلَا أَرْسَلْتَ إِلَيْنَا رَسُولًا فَنَتَّبِعَ آيَاتِكَ وَنَكُونَ مِنَ الْمُؤْمِنِينَ ﴿٤٨﴾

૪૮. અને એવું ન બને કે તેઓ પોતાના હાથે જે આગળ મોકલી ચૂકયા છે તેના કારણે તેમના ઉપર જો કોઈ આફત આવી પડે, અને તેઓ એમ કહે 'હે અમારા પરવરદિગાર, તેં શા માટે અમારી તરફ રસૂલ ન મોકલાવ્યો કે અમે તારા આદેશોને માની મોમિનોમાં શામિલ થઈ ગયા હોત?'

فَلَمَّا جَاءَهُمُ الْحَقُّ مِنْ عِندِنَا قَالُوا لَوْلَا أُوتِيَ مِثْلَ مَا أُوتِيَ مُوسَىٰ ۚ أَوَلَمْ يَكْفُرُوا بِمَا أُوتِيَ مُوسَىٰ مِن قَبْلُ ۖ قَالُوا سِحْرَانِ تَظَاهَرَا وَقَالُوا إِنَّا بِكُلٍّ كَافِرُونَ ﴿٤٩﴾

૪૯. પરંતુ જ્યારે અમારા તરફથી સચ્ચાઈ તેમને પહોંચી તો તેમણે કહ્યું 'તેને (મુહમ્મદને) કેમ એવું ન આપવામાં આવ્યું જેવું મૂસાને આપવામાં આવ્યું હતું?' તો શું જે મૂસાને આપવામાં આવ્યું હતું તેનો લોકોએ ઈન્કાર ન કર્યો હતો? લોકોએ બન્ને (તૌરાત તથા કુરઆન)ને જાદુગરી (ના કામ) ઠરાવ્યાં કે બન્ને એકબીજાને ટેકો આપે છે અને લોકોએ બન્નેનો ઈન્કાર કર્યો.[૧૨]

قُلْ فَأْتُوا بِكِتَابٍ مِّنْ عِندِ اللَّهِ هُوَ أَهْدَىٰ مِنْهُمَا

૫૦. તેમને કહે 'જો તમે સાચા છો તો અલ્લાહ પાસેથી કોઈ એવી કિતાબ લઈ આવો જે આ બન્નેથી

---

૧૧. અહીં પેઢીઓના લાંબા ગાળાનો ભાવાર્થ તેમના વંશનું ઘણી પેઢીઓ સુધી દુનિયામાં કાયમ રહેવું છે.

૧૨. આ આયતના ભાવાર્થમાં આંહઝરત સ.અ.સ. તથા હઝરત મૂસા (સ)ના સંજોગોમાં અદભૂત સામ્ય જોવામાં આવે છે. હઝરત મૂસા (અ) મદયનમાં દસ વર્ષ રહ્યા પછી મિસરમાં જઈ પોતાની પરવશ કોમને ફિરઔનના દમનથી ઉગારી હતી, અને આંહઝરત સ.અ.સ. દસ વર્ષ મદીનામાં રહ્યા પછી મક્કા ફતેહ કરી તેમાં તૌહીદની સ્થાપના કરી.

اتَّبِعْهُ إِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ۝٤٩

બેહતર હિદાયત આપનારી હોય, કે હું પણ તેને અનુસરું.'

فَإِنْ لَّمْ يَسْتَجِيْبُوْا لَكَ فَاعْلَمْ أَنَّمَا يَتَّبِعُوْنَ أَهْوَاءَهُمْ ۚ وَمَنْ أَضَلُّ مِمَّنِ اتَّبَعَ هَوٰىهُ بِغَيْرِ هُدًى مِّنَ اللّٰهِ ۚ إِنَّ اللّٰهَ لَا يَهْدِي الْقَوْمَ الظّٰلِمِيْنَ ۝٥٠

૫૧. પરંતુ જો તેઓ તને જવાબ ન આપે તો જાણી લે કે તેઓ પોતાની બૂરી વલણોને અનુસરી રહ્યા છે અને તેનાથી વધુ ગુમરાહ કોણ હશે જે અલ્લાહ તરફથી આવેલી હિદાયતને છોડી પોતાની મનોકામનાઓ પાછળ ચાલી નીકળે? બેશક અલ્લાહ ઝાલિમોને હિદાયત નથી આપતો. (રુકૂઅ-૫.)

وَلَقَدْ وَصَّلْنَا لَهُمُ الْقَوْلَ لَعَلَّهُمْ يَتَذَكَّرُوْنَ ۝٥١

૫૨. અને અમે લોકો માટે હમેશાં અમારું કલામ ઊતારતા રહ્યા છીએ કે તેઓ બોધ ગ્રહણ કરે.

اَلَّذِيْنَ اٰتَيْنٰهُمُ الْكِتٰبَ مِنْ قَبْلِهٖ هُمْ بِهٖ يُؤْمِنُوْنَ ۝٥٢

૫૩. જે લોકોને અમે તેમની પહેલાં કિતાબ આપી હતી તેઓમાંથી ઘણા લોકો આ (કુરઆન)ના ઉપર ઈમાન રાખે છે.

وَإِذَا يُتْلٰى عَلَيْهِمْ قَالُوْا اٰمَنَّا بِهٖ إِنَّهُ الْحَقُّ مِنْ رَّبِّنَا إِنَّا كُنَّا مِنْ قَبْلِهٖ مُسْلِمِيْنَ ۝٥٣

૫૪. અને જ્યારે તેમને આ વાંચી સંભળાવવામાં આવે છે તો તેઓ કહે છે 'અમે તેના ઉપર ઈમાન લાવ્યા છીએ બેશક, આ અમારા પરવરદિગાર તરફથી આવેલું સત્ય છે, બેશક તેના (ઊતરવા) પહેલાં પણ અમે (અલ્લાહના) તાબેદાર હતા.'

أُولٰٓئِكَ يُؤْتَوْنَ أَجْرَهُمْ مَّرَّتَيْنِ بِمَا صَبَرُوْا وَيَدْرَءُوْنَ بِالْحَسَنَةِ السَّيِّئَةَ وَمِمَّا رَزَقْنٰهُمْ يُنْفِقُوْنَ ۝٥٤

૫૫. આ લોકોને બમણો સવાબ મળશે કારણ કે તેઓ (પોતાના ઈમાન ઉપર) મક્કમ છે અને તેઓ બૂરાઈને ભલાઈ વડે હટાવે છે અને અમે જે આપ્યું છે તેમાંથી તેઓ ખર્ચ કરે છે.

وَإِذَا سَمِعُوا اللَّغْوَ أَعْرَضُوْا عَنْهُ وَقَالُوْا لَنَا أَعْمَالُنَا وَلَكُمْ أَعْمَالُكُمْ سَلٰمٌ عَلَيْكُمْ لَا نَبْتَغِي الْجٰهِلِيْنَ ۝٥٥

૫૬. અને જ્યારે તેઓ વ્યર્થ વાતો સાંભળે છે તો તેનાથી વિમુખ થઈ કહે છે, 'અમારા કર્મો અમારી સાથે અને તમારા કર્મો તમારી સાથે, અમે તમારું ભલું ચાહનારા છીએ, અને અમે નાદાનો (ની સંગત)ને પસંદ નથી કરતા.'

إِنَّكَ لَا تَهْدِيْ مَنْ أَحْبَبْتَ وَلٰكِنَّ اللّٰهَ يَهْدِيْ مَنْ يَّشَاءُ ۚ وَهُوَ أَعْلَمُ بِالْمُهْتَدِيْنَ ۝٥٦

૫૭. ખરેખર, તું ભલે કેટલો પણ ચાહતો હોય, તું કોઈને સીધી રાહ ઉપર નથી લાવી શકતો, પરંતુ અલ્લાહ જેને ચાહે રાહે રાસ્ત ઉપર લાવે છે અને તે હિદાયત પામનારાઓને સારી પેઠે જાણે છે.

وَقَالُوْا إِنْ نَّتَّبِعِ الْهُدٰى مَعَكَ نُتَخَطَّفْ مِنْ أَرْضِنَا ۚ أَوَلَمْ نُمَكِّنْ لَّهُمْ حَرَمًا اٰمِنًا يُّجْبٰى إِلَيْهِ ثَمَرٰتُ كُلِّ شَيْءٍ رِّزْقًا مِّنْ لَّدُنَّا وَلٰكِنَّ أَكْثَرَهُمْ لَا يَعْلَمُوْنَ ۝٥٧

૫૮. અને તેઓ કહે છે 'જો અમે તારી સાથે હિદાયતને અનુસરીએ તો અમને અમારા દેશમાંથી ઉખેડી ફેંકવામાં આવશે.' શું અમે એક સલામતીભર્યા સ્થાનમાં તેમને નથી વસાવ્યા જ્યાં અમારી તરફથી રીઝકમાં તેમને ફળ ફળાદી મળે છે? પરંતુ તેમનામાંના ઘણા (આ હકીકતને) નથી સમજતા.

૫૯. અને અમે એવી કેટલીયે વસ્તીઓ નાબૂદ કરી નાખી છે જે પોતાના ઐશોઆરામની સગવડો ઉપર અભિમાન કરતી હતી! અને આ તેમના ખંડરો છે જે ફરી આબાદ ન થઈ શકયા. અંતમાં અમે જ તેમના વારસ બન્યા.

وَكَمْ اَهْلَكْنَا مِنْ قَرْيَةٍۭ بَطِرَتْ مَعِيْشَتَهَا ۚ فَتِلْكَ مَسٰكِنُهُمْ لَمْ تُسْكَنْ مِّنْۢ بَعْدِهِمْ اِلَّا قَلِيْلًا ۚ وَ كُنَّا نَحْنُ الْوٰرِثِيْنَ ﴿۵۸﴾

૬૦. અને તારો રબ કોઈ વસ્તીને બરબાદ નહિ કરે જ્યાં સુધી કે તેની વચ્ચે રસૂલનો ઉદ્‌ભવ ન કરે જે તેમને અમારી આયતો વાંચી સંભળાવે; ન તો અમે કોઈ વસ્તીનો વિનાશ કરીએ છીએ જ્યાં સુધી તેના રહેવાસીઓ ઝાલિમ ન બની ગયા હોય.

وَمَا كَانَ رَبُّكَ مُهْلِكَ الْقُرٰى حَتّٰى يَبْعَثَ فِيْۤ اُمِّهَا رَسُوْلًا يَّتْلُوْا عَلَيْهِمْ اٰيٰتِنَا ۚ وَمَا كُنَّا مُهْلِكِى الْقُرٰۤى اِلَّا وَاَهْلُهَا ظٰلِمُوْنَ ﴿۵۹﴾

૬૧. અને આ દુનિયામાં તમને જે આપવામાં આવ્યા છે તે આ જીવનના ટૂંકા લાભ તેમજ શોભાના સાધનો છે; અને જે કંઈ અલ્લાહ પાસે છે તે'જ બેહતર તેમજ સદાય રહેનારું છે. છતાં તમે સમજદારીથી કામ નહિ લો? (રૂકૂઅ-૬)

وَمَاۤ اُوْتِيْتُمْ مِّنْ شَىْءٍ فَمَتَاعُ الْحَيٰوةِ الدُّنْيَا وَ زِيْنَتُهَا ۚ وَمَا عِنْدَ اللّٰهِ خَيْرٌ وَّ اَبْقٰى ؕ اَفَلَا تَعْقِلُوْنَ ﴿۶۰﴾ ع

૬૨. શું તે વ્યકિત કે જેને અમે ભલા બદલાનું વચન આપ્યું હોય, જેને તે મેળવનાર છે, તે એવી વ્યકિત સમાન થઈ શકે જેને આ જીવનમાં તો અમે સગવડો આપી છે પરંતુ કયામતના દિવસે તેને (સઝા ભોગવનારાઓ સાથે) ઉભો કરવામાં આવશે?

اَفَمَنْ وَّعَدْنٰهُ وَعْدًا حَسَنًا فَهُوَ لَاقِيْهِ كَمَنْ مَّتَّعْنٰهُ مَتَاعَ الْحَيٰوةِ الدُّنْيَا ثُمَّ هُوَ يَوْمَ الْقِيٰمَةِ مِنَ الْمُحْضَرِيْنَ ﴿۶۱﴾

૬૩. અને તે દિવસે અલ્લાહ તેમને પુકારીને કહેશે, 'મારા તે ભાગીદારો કયાં છે જેની તમે કલ્પનાઓ કરતા રહેતા હતા?'

وَيَوْمَ يُنَادِيْهِمْ فَيَقُوْلُ اَيْنَ شُرَكَآءِىَ الَّذِيْنَ كُنْتُمْ تَزْعُمُوْنَ ﴿۶۲﴾

૬૪. તે લોકો, જેમના વિરુદ્ધ અમારા નિર્ણયનો સમય આવી ગયો હશે, તેઓ કહેશે હે અમારા રબ, આ તે લોકો છે જેમને અમે બહેકાવી દીધા હતા. કારણ કે અમે પોતે બહેકી ગએલા હતા. અમે (હવે) ગુમરાહીનો ત્યાગ કરી (તારા તરફ) નમીએ છીએ. તે અમે ન હતા જેમની તેઓ પૂજા કરતા હતા.

قَالَ الَّذِيْنَ حَقَّ عَلَيْهِمُ الْقَوْلُ رَبَّنَا هٰۤؤُلَآءِ الَّذِيْنَ اَغْوَيْنَا ۚ اَغْوَيْنٰهُمْ كَمَا غَوَيْنَا ۚ تَبَرَّاْنَاۤ اِلَيْكَ مَا كَانُوْۤا اِيَّانَا يَعْبُدُوْنَ ﴿۶۳﴾

૬૫. ત્યારે તેમને કહેવામાં આવશે 'તમારા (ઠરાવેલા) શરીકોને પુકારો.' અને તેઓ પુકારશે, પરંતુ તેમને કોઈ જવાબ નહિ મળે, અને આ લોકો અઝાબને જોઈ લેશે. કાશ, તેમણે હિદાયતનું અનુસરણ કર્યું હોત!

وَقِيْلَ ادْعُوْا شُرَكَآءَكُمْ فَدَعَوْهُمْ فَلَمْ يَسْتَجِيْبُوْا لَهُمْ وَرَاَوُا الْعَذَابَ ۚ لَوْ اَنَّهُمْ كَانُوْا يَهْتَدُوْنَ ﴿۶۴﴾

૬૬. અને તે દિવસે અલ્લાહ તેમને સંબોધીને કહેશે, 'તમે રસૂલોને (તેમની નસિહતોના) જવાબમાં શું કહ્યું હતું?'

وَيَوْمَ يُنَادِيْهِمْ فَيَقُوْلُ مَاذَاۤ اَجَبْتُمُ الْمُرْسَلِيْنَ ﴿۶۵﴾

فَعَمِيَتْ عَلَيْهِمُ الْاَنْۢبَآءُ يَوْمَئِذٍ فَهُمْ لَا يَتَسَآءَلُوْنَ ﴿٦٦﴾

૬૬. તે દિવસે તેમના સૌ બહાના[13] તેમનાથી અદ્રશ્ય થઈ જશે, અને તેઓ એકબીજાને કંઈ પૂછી પણ નહિ શકે.

فَاَمَّا مَنْ تَابَ وَاٰمَنَ وَعَمِلَ صَالِحًا فَعَسٰٓى اَنْ يَّكُوْنَ مِنَ الْمُفْلِحِيْنَ ﴿٦٧﴾

૬૭. પરંતુ જે તૌબાહ[14] કરી ઈમાન લાવશે અને નેકીના કામો કરશે, તેનું સફળ થનારાઓમાં શામિલ થવું સંભવિત છે.

وَرَبُّكَ يَخْلُقُ مَا يَشَآءُ وَيَخْتَارُ ۗ مَا كَانَ لَهُمُ الْخِيَرَةُ ۗ سُبْحٰنَ اللّٰهِ وَتَعٰلٰى عَمَّا يُشْرِكُوْنَ ﴿٦٨﴾

૬૮. અને તારો પરવરદિગાર જેનું ચાહે તેનું સર્જન કરે છે અને જેને ચાહે તેને ચૂંટી કાઢે છે, અને આ લોકોને પસંદગીનો કોઈ અધિકાર નથી. અલ્લાહ પવિત્ર હસ્તી છે અને તેના ઠરાવેલા શરીકથી તે બહુજ ઉચ્ચત્તર હસ્તી છે.

وَرَبُّكَ يَعْلَمُ مَا تُكِنُّ صُدُوْرُهُمْ وَمَا يُعْلِنُوْنَ ﴿٦٩﴾

૬૯. અને તારો રબ જાણે છે જે તેઓ પોતાના દિલોમાં છૂપાવે છે, અને જે તેઓ જાહેર કરે છે.

وَهُوَ اللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۗ لَهُ الْحَمْدُ فِى الْاُوْلٰى وَالْاٰخِرَةِ ۖ وَلَهُ الْحُكْمُ وَاِلَيْهِ تُرْجَعُوْنَ ﴿٧٠﴾

૭૦. અને તે અલ્લાહ જ છે, જેના સિવાય કોઈ ઈબાદતને લાયક નથી. પ્રારંભમાં અને આખેરતમાં તે'જ સર્વ તા'રીફને લાયક છે, તેનોજ ઈન્સાફ (સાચો) છે, અને તેની જ તરફ તમને પાછા લઈ જવામાં આવશે.

قُلْ اَرَءَيْتُمْ اِنْ جَعَلَ اللّٰهُ عَلَيْكُمُ الَّيْلَ سَرْمَدًا اِلٰى يَوْمِ الْقِيٰمَةِ مَنْ اِلٰهٌ غَيْرُ اللّٰهِ يَاْتِيْكُمْ بِضِيَآءٍ ۗ اَفَلَا تَسْمَعُوْنَ ﴿٧١﴾

૭૧. તું તેમને કહે 'મને બતાવો, જો અલ્લાહ તમારા માટે રાતને કયામત સુધી લંબાવી દે, તો અલ્લાહ સિવાય બીજો કયો મા'બૂદ છે જે તમને અજવાળું લાવી દેશે? શું તમે તો પણ નસિહત નહિ પકડો?'

قُلْ اَرَءَيْتُمْ اِنْ جَعَلَ اللّٰهُ عَلَيْكُمُ النَّهَارَ سَرْمَدًا اِلٰى يَوْمِ الْقِيٰمَةِ مَنْ اِلٰهٌ غَيْرُ اللّٰهِ يَاْتِيْكُمْ بِلَيْلٍ تَسْكُنُوْنَ فِيْهِ ۗ اَفَلَا تُبْصِرُوْنَ ﴿٧٢﴾

૭૨. તું તેમને કહે 'મને બતાવો, જો અલ્લાહ તમારા માટે દિવસને કયામત સુધી લંબાવી દે; તો અલ્લાહ સિવાય બીજો કયો મા'બૂદ છે જે તમારા માટે રાત પાડી દેશે, જેમાં તમે આરામ લઈ શકો? શું તમે વિચારશો નહિ?[15]'

૧૩. અહીં 'અંબા'નો શબ્દ વપરાયો છે જેનું બહુવચન 'નબાઅ' છે જેનો અર્થ 'અગત્યના સમાચાર', સૂચના, સંદેશ, બહાના,પ્રેરણા, વગેરે થાય છે. તે લોકો એકબીજા પાસેથી બહાનાઓ,સલાહ, પ્રેરણા લેવાના નિષ્ફળ પ્રયાસો કરશે.

૧૪. ઈસ્લામમાં તૌબા ના દ્વાર ઈન્સાન માટે હમેશાં ખુલ્લા છે.

૧૫. નિરંતર આરામ તેમજ નિરંતર કામકાજ બન્ને તંદુરસ્તી માટે નુકસાનકારક છે. સામયાંતરે શારીરિક તેમજ માનસિક આરામથી સ્નાયુઓને બીજા દિવસે કામકાજ કરવાની શકિત તેમજ ઉત્સાહ મળે છે માટે દિવસ અને રાતનું પરિવર્તન ઈન્સાન માટે એક ને'મત છે.

وَمِنْ رَّحْمَتِهٖ جَعَلَ لَكُمُ الَّيْلَ وَالنَّهَارَ لِتَسْكُنُوْا فِيْهِ وَلِتَبْتَغُوْا مِنْ فَضْلِهٖ وَلَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿٧٣﴾

૭૪. અને આ અલ્લાહની રેહમત છે કે તેણે તમારા આરામ માટે રાત તથા તેની કૃપા શોધવા માટે દિવસને બનાવ્યા છે કે તમે તેના આભારી બનો.

وَيَوْمَ يُنَادِيْهِمْ فَيَقُوْلُ اَيْنَ شُرَكَآءِيَ الَّذِيْنَ كُنْتُمْ تَزْعُمُوْنَ ﴿٧٤﴾

૭૫. અને તે દિવસે અલ્લાહ તેમને બોલાવી ને પૂછશે 'તમે જેમને મારા ભાગીદાર ઠરાવતા હતા તે કયાં છે?'

وَنَزَعْنَا مِنْ كُلِّ اُمَّةٍ شَهِيْدًا فَقُلْنَا هَاتُوْا بُرْهَانَكُمْ فَعَلِمُوْٓا اَنَّ الْحَقَّ لِلّٰهِ وَضَلَّ عَنْهُمْ مَّا كَانُوْا يَفْتَرُوْنَ ﴿٧٥﴾ ع

૭૬. અને અમે પ્રત્યેક ઉમ્મતમાંથી એક એક સાક્ષી લેશું અને તેમને કહેશું 'તમારી દલીલો રજુ કરો.' ત્યારે તેમને સમજાઈ જશે કે સત્ય અલ્લાહ પાસે જ છે અને તેમના ઘડી કાઢેલા તેમનાથી અદ્રશ્ય થઈ જશે (રુકૂઅ - ૭)

اِنَّ قَارُوْنَ كَانَ مِنْ قَوْمِ مُوْسٰى فَبَغٰى عَلَيْهِمْ وَاٰتَيْنٰهُ مِنَ الْكُنُوْزِ مَآ اِنَّ مَفَاتِحَهٗ لَتَنُوْٓاُ بِالْعُصْبَةِ اُولِي الْقُوَّةِ اِذْ قَالَ لَهٗ قَوْمُهٗ لَا تَفْرَحْ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ الْفَرِحِيْنَ ﴿٧٦﴾

૭૭. બેશક કારૂન[૧૬] મૂસાની કોમમાંથી હતો, પરંતુ તેણે પોતાની કોમ સામે અભિમાનપૂર્વક વર્તાવ કર્યો. અને અમે તેને એટલા ખઝાના આપ્યા હતા કે તે ખઝાનાઓની ચાવીઓ એક મજબૂત ટોળા માટે (એક સાથે) ઉપાડવી મુશ્કેલ હતી. જ્યારે તેની કોમે તેને કહ્યું 'તું આટલો બધો ન કુલાઈજા, ખરેજ અલ્લાહ કુલાઈજનારાઓને પસંદ નથી કરતો.

وَابْتَغِ فِيْمَآ اٰتٰىكَ اللّٰهُ الدَّارَ الْاٰخِرَةَ وَلَا تَنْسَ نَصِيْبَكَ مِنَ الدُّنْيَا وَاَحْسِنْ كَمَآ اَحْسَنَ اللّٰهُ اِلَيْكَ وَلَا تَبْغِ الْفَسَادَ فِي الْاَرْضِ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ الْمُفْسِدِيْنَ ﴿٧٧﴾

૭૮. 'અને જે કંઈ અલ્લાહે તને અર્પણ કર્યું છે તેના વડે આખેરતના ઘરની ફિકર કર; અને આ દુનિયામાં તારી જવાબદારીથી બેપરવાઈ ન કર; અને જેવી રીતે અલ્લાહે તારા ઉપર એહસાન કર્યો છે. તેવી જ રીતે તું બીજા ઉપર એહસાન કર; અને દુનિયામાં ફિસાદ ન ફેલાવ. બેશક, અલ્લાહ ફિસાદ ફેલાવનારાઓને પસંદ નથી કરતો.'

قَالَ اِنَّمَآ اُوْتِيْتُهٗ عَلٰى عِلْمٍ عِنْدِيْ اَوَلَمْ يَعْلَمْ اَنَّ اللّٰهَ قَدْ اَهْلَكَ مِنْ قَبْلِهٖ مِنَ الْقُرُوْنِ مَنْ هُوَ اَشَدُّ مِنْهُ قُوَّةً وَّاَكْثَرُ جَمْعًا وَلَا يُسْئَلُ عَنْ ذُنُوْبِهِمُ الْمُجْرِمُوْنَ ﴿٧٨﴾

૭૯. તેણે કહ્યું 'આ સર્વ મેં મારા બુદ્ધિબળથી મેળવ્યું છે.' શું તે નથી જાણતો કે અલ્લાહ તેના પહેલાં અનેક પેઢીઓને નષ્ટ કરી ચૂકયો છે જે તેનાથી વધુ બળવાન અને વધુ સમૃદ્ધ હતી? ગુનાહગારો પાસેથી તેમના ગુનાહો (ના કારણો) વિશે પૂછવામાં નહિ આવે.

---

૧૬. 'કારૂન' અઢળક ખજાનાઓનો માલિક હતો અને તે ફિરઔનનો હિમાયતી અને શુભેચ્છક હતો. માનવા પ્રમાણે મિસરની દક્ષિણમાં આવેલી સોનાની ખાણોનો તે વ્યવસ્થાપક હતો. તે ઈસરાઈલી હતો અને હઝરત મૂસા (અ)ને માનનારો હતો. પરંતુ ફિરઔનના આશીર્વાદ મેળવવા માટે તે પોતાની કોમ ઉપર ઝુલમ કરવામાં પણ પાછી પાની ન કરતો જેના પરિણામે તેના ઉપર અલ્લાહનો ગઝબ ઊતર્યો અને તેના ખઝાના અને તેનો દબદબો તેને હલાકીના ચક્રવાતમાં ડૂબવાથી બચાવી ન શકયા.

فَخَرَجَ عَلٰى قَوْمِهٖ فِىْ زِيْنَتِهٖ ؕ قَالَ الَّذِيْنَ يُرِيْدُوْنَ الْحَيٰوةَ الدُّنْيَا يٰلَيْتَ لَنَا مِثْلَ مَاۤ اُوْتِىَ قَارُوْنُ ۙ اِنَّهٗ لَذُوْ حَظٍّ عَظِيْمٍ ﴿۸۰﴾

૮૦. પછી તે મોટા ઠાઠમાઠથી પોતાની કોમ સામેથી નીકળ્યો. તેને જોઈ આ દુન્યવી જીવનના અભિલાષીઓએ કહ્યું 'કાશ, અમને પણ કારૂન જેવું (સૌભાગ્ય) પ્રાપ્ત થયું હોત તો, ખરેખર તે બહુજ નસીબદાર છે.'

وَقَالَ الَّذِيْنَ اُوْتُوا الْعِلْمَ وَيْلَكُمْ ثَوَابُ اللّٰهِ خَيْرٌ لِّمَنْ اٰمَنَ وَعَمِلَ صَالِحًا ۚ وَلَا يُلَقّٰهَاۤ اِلَّا الصّٰبِرُوْنَ ﴿۸۱﴾

૮૧. પરંતુ જેમને સમજદારી બક્ષવામાં આવી હતી, તેમણે કહ્યું 'અફસોસ છે તમારા ઉપર, જે લોકો ઈમાન લાવ્યા અને જેમણે નેકીના કામો કર્યા તેમના માટે અલ્લાહ તરફથી મળનારો બદલો બેહતર છે; અને જે(ઈમાનમાં) મક્કમ હશે તેના સિવાય બીજા કોઈને નહિ મળે.'

فَخَسَفْنَا بِهٖ وَبِدَارِهِ الْاَرْضَ ۫ فَمَا كَانَ لَهٗ مِنْ فِئَةٍ يَّنْصُرُوْنَهٗ مِنْ دُوْنِ اللّٰهِ ۗ وَمَا كَانَ مِنَ الْمُنْتَصِرِيْنَ ﴿۸۲﴾

૮૨. અંતમાં અમે તેને અને તેના ઘરબારને ધરતીમાં ગરક કરી દીધા. કોઈ પણ એવી શકિત ન હતી જે અલ્લાહથી તેને બચાવી શકે, ન તો તે પોતાને બચાવી લેવાની શકિત રાખતો હતો.

وَاَصْبَحَ الَّذِيْنَ تَمَنَّوْا مَكَانَهٗ بِالْاَمْسِ يَقُوْلُوْنَ وَيْكَاَنَّ اللّٰهَ يَبْسُطُ الرِّزْقَ لِمَنْ يَّشَآءُ مِنْ عِبَادِهٖ وَيَقْدِرُ ۚ لَوْلَاۤ اَنْ مَّنَّ اللّٰهُ عَلَيْنَا لَخَسَفَ بِنَا ؕ وَيْكَاَنَّهٗ لَا يُفْلِحُ الْكٰفِرُوْنَ ﴿۸۳﴾ ع

૮૩. અને જે લોકો એક દિવસ પહેલાં તેના જેવા થવાની ઈચ્છાઓ કરતા હતા તે કહેવા લાગ્યા 'ખરેખર તે અલ્લાહ જ છે જે પોતાના બંદાઓમાંથી જેને ચાહે તેની રોઝીમાં વધારો કરતો રહે છે અને (ચાહે તેની) રોઝીમાં તંગી આપે છે. જો અલ્લાહે અમારા ઉપર ઉપકાર ન કર્યો હોય તો અમે પણ ધરતીમાં જીવતા દટાઈ ગયા હોત, અફસોસ, નાશુક્રી કરનારા કદીપણ સફળ નથી થતા.' (રુકૂઅ-૮)

تِلْكَ الدَّارُ الْاٰخِرَةُ نَجْعَلُهَا لِلَّذِيْنَ لَا يُرِيْدُوْنَ عُلُوًّا فِى الْاَرْضِ وَلَا فَسَادًا ؕ وَالْعَاقِبَةُ لِلْمُتَّقِيْنَ ﴿۸۴﴾

૮૪. આ આખેરતનું ઘર અમે તેમના માટે ખાસ કરી દેશું જે લોકો દુનિયામાં આપવડાઈ નથી ચાહતા અને ન ખરાબી ફેલાવવા ચાહે છે. અને (ભલો) અંજામ પરહેઝગારો માટે જ છે.

مَنْ جَآءَ بِالْحَسَنَةِ فَلَهٗ خَيْرٌ مِّنْهَا ۚ وَمَنْ جَآءَ بِالسَّيِّئَةِ فَلَا يُجْزَى الَّذِيْنَ عَمِلُوا السَّيِّاٰتِ اِلَّا مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿۸۵﴾

૮૫. અને જે નેક કામ કરશે તો તેનાથી બેહતર બદલો તેને મળશે; અને જે બદીઓ કરશે, તો બદીના કામો કરનારાઓને તેમના કામોના બરાબર જ બદલો મળશે.

اِنَّ الَّذِىْ فَرَضَ عَلَيْكَ الْقُرْاٰنَ لَرَآدُّكَ اِلٰى مَعَادٍ ؕ قُلْ رَّبِّىْۤ اَعْلَمُ مَنْ جَآءَ بِالْهُدٰى وَمَنْ هُوَ فِىْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿۸۶﴾

૮૬. બેશક જેણે તારા ઉપર કુરઆનનું અનુસરણ લાઝિમ કર્યું છે તે તને તારી મૂળ જગ્યા (મક્કા)માં પાછો લઈ આવશે. તું કહી દે 'મારો પરવરદિગાર સારી પેઠે જાણે છે કે કોણ હિદાયત ઉપર કાયમ છે અને કોણ ખુલ્લી ગુમરાહીમાં ફસાએલો છે.'

وَمَا كُنتَ تَرْجُوٓا أَن يُلْقَىٰٓ إِلَيْكَ الْكِتَٰبُ إِلَّا رَحْمَةً مِّن رَّبِّكَ فَلَا تَكُونَنَّ ظَهِيرًا لِّلْكَٰفِرِينَ ﴿٨٧﴾

૮૭. અને તારા ઉપર કિતાબ ઊતારવામાં આવશે એવી તને કોઈ આશા ન હતી, પરંતુ આ તારા પાલનહાર તરફથી એક રેહમત છે; માટે તું ઈમાન ન લાવનારાઓને મદદગાર કદીપણ ન બનજે.

وَلَا يَصُدُّنَّكَ عَنْ ءَايَٰتِ اللَّهِ بَعْدَ إِذْ أُنزِلَتْ إِلَيْكَ وَادْعُ إِلَىٰ رَبِّكَ وَلَا تَكُونَنَّ مِنَ الْمُشْرِكِينَ ﴿٨٨﴾

૮૮. અને તારા ઉપર અલ્લાહની આયતો ઊતર્યા પછી તને તેનાથી ફેરવી દેવાનો તેમને તું મોકો ન આપજે; અને (તેમને) તારા રબ તરફ બોલાવતો રહે, અને મુશરીકોમાં[૧૭] શામિલ ન થજે.

وَلَا تَدْعُ مَعَ اللَّهِ إِلَٰهًا ءَاخَرَ لَآ إِلَٰهَ إِلَّا هُوَ كُلُّ شَيْءٍ هَالِكٌ إِلَّا وَجْهَهُ لَهُ الْحُكْمُ وَإِلَيْهِ تُرْجَعُونَ ﴿٨٩﴾

૮૯. અને અલ્લાહ સિવાય બીજા કોઈ મા'બૂદને ન પુકારજે. તેના સિવાય કોઈ અન્ય મા'બૂદ નથી. તેના સિવાય સર્વ વિનાશમય છે, તેનો જ ન્યાય સાચો છે, અને તેની જ તરફ તમે પાછા લાવવામાં આવશો.

(રુકૂઅ-૯)

૧૭. 'મુશરીકો' અલ્લાહને ન માનનારા, મૂર્તિપૂજકો, ઇન્સાન પરસ્તો અન્ય જડ વસ્તુઓ, દેવદેવીઓ, વગર અસ્તિત્વની વસ્તુઓ કે શકિતઓને પૂજનારા અથવા માનનારાઓ વહેમોના ગુલામો.

سُورَةُ الْعَنْكَبُوتِ مَكِّيَّةٌ (٢٩)

## અલ-અન્કબૂત

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

બِسْمِ اللَّهِ الرَّحْمَٰنِ الرَّحِيمِ ①

૨. અલીફ, લામ, મીમ, (હું અલ્લાહ છું સર્વ જાણનારો છું)

الٓمٓ ②

૩. શું લોકોએ એમ સમજી લીધું છે કે તેમનું એટલું જ કહેવાથી કે અમે ઈમાન લઈ આવ્યા છીએ, તેમને છોડી દેવામાં આવશે અને તેમને અજમાવવામાં નહિ આવે?

أَحَسِبَ النَّاسُ أَن يُتْرَكُوٓا أَن يَقُولُوٓا ءَامَنَّا وَهُمْ لَا يُفْتَنُونَ ③

૪. જો કે અમે તેમના પહેલાંના લોકોની આઝમાઈશ કરી હતી. બેશક અલ્લાહ સાચાને પારખી લેશે અને જૂઠાઓને પણ પારખી લેશે.

وَلَقَدْ فَتَنَّا الَّذِينَ مِن قَبْلِهِمْ فَلَيَعْلَمَنَّ اللَّهُ الَّذِينَ صَدَقُوا وَلَيَعْلَمَنَّ الْكَٰذِبِينَ ④

૫. અથવા શું બૂરાઈના કામો કરનારા એવું ધારી બેઠા છે કે તેઓ અમારા હાથમાંથી છટકી જશે? તેમની આ ધારણા બેહદ બૂરી છે.

أَمْ حَسِبَ الَّذِينَ يَعْمَلُونَ السَّيِّـَٔاتِ أَن يَسْبِقُونَا ۚ سَآءَ مَا يَحْكُمُونَ ⑤

૬. જે કોઈ અલ્લાહ સાથે મુલાકાતની આશા રાખતો હોય, (તો તે જાણી લે) કે અલ્લાહનો નક્કી કરેલો સમય અવશ્ય આવશે જ. અને તે સર્વ સાંભળનાર છે, સર્વ જાણનાર છે.

مَن كَانَ يَرْجُوا لِقَآءَ اللَّهِ فَإِنَّ أَجَلَ اللَّهِ لَءَاتٍ ۚ وَهُوَ السَّمِيعُ الْعَلِيمُ ⑥

૭. અને જે કોઈ મહેનત કરે છે તે પોતાના જીવના લાભ માટે જ મહેનત કરે છે. ખરે જ, અલ્લાહ (પોતાના) સર્જનોના બિલકુલ મોહતાજ નથી.

وَمَن جَٰهَدَ فَإِنَّمَا يُجَٰهِدُ لِنَفْسِهِۦٓ ۚ إِنَّ اللَّهَ لَغَنِيٌّ عَنِ الْعَٰلَمِينَ ⑦

૮. અને જે લોકો ઈમાન લાવી સારા કામો કરશે અમે તેમની બૂરાઈઓને તેમનાથી અવશ્ય દૂર કરશું, અને અમે તેમના સારા કામોનો તેમને ઉત્તમ બદલો આપશું.

وَالَّذِينَ ءَامَنُوا وَعَمِلُوا الصَّٰلِحَٰتِ لَنُكَفِّرَنَّ عَنْهُمْ سَيِّـَٔاتِهِمْ وَلَنَجْزِيَنَّهُمْ أَحْسَنَ الَّذِى كَانُوا يَعْمَلُونَ ⑧

૯. અને અમે ઈન્સાનને પોતાના માતાપિતા સાથે સદવર્તન કરવાનો આદેશ આપ્યો છે; સિવાય કે તેઓ કોઈ અન્યને મારો શરીક બનાવવા માટે તને મજબૂર[૧] કરે કે જેનું તને કોઈ જ્ઞાન ન હોય તો

وَوَصَّيْنَا الْإِنسَٰنَ بِوَٰلِدَيْهِ حُسْنًا ۖ وَإِن جَٰهَدَاكَ لِتُشْرِكَ بِى مَا لَيْسَ لَكَ بِهِۦ عِلْمٌ فَلَا تُطِعْهُمَآ ۚ إِلَىَّ

૧. માતાપિતાની ફરમાંબરદારી ઈસ્લામમમાં એક અગત્યનું સ્થાન ધરાવે છે પરંતુ તેની વિશિષ્ટતાનું અલ્લાહના મુકાબલામાં કંઈ મહત્વ નથી, પરંતુ અલ્લાહ પરસ્ત જીવ ઉપર પોતાના મુશરીક માતાપિતાની સેવા કરવાની ફરજ છે.

مَرْجِعُكُمْ فَأُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ تَعْمَلُونَ ۝٩

તેમના આ હુકમનું પાલન ન કરજો. અંતમાં તમને (સૌને) મારા પ્રતિ જ પાછું ફરવાનું છે ત્યારે હું તમારા કામો વિશે તમને માહિતગાર કરીશ.

وَالَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ لَنُدْخِلَنَّهُمْ فِي الصَّالِحِينَ ۝١٠

૧૦. અને જે લોકો ઈમાન લાવી ભલાઈઓ કરે છે તેમની ગણના અમે પરહેઝગારોમાં કરશું.

وَمِنَ النَّاسِ مَنْ يَقُولُ آمَنَّا بِاللَّهِ فَإِذَا أُوذِيَ فِي اللَّهِ جَعَلَ فِتْنَةَ النَّاسِ كَعَذَابِ اللَّهِ وَلَئِنْ جَاءَ نَصْرٌ مِنْ رَبِّكَ لَيَقُولُنَّ إِنَّا كُنَّا مَعَكُمْ أَوَلَيْسَ اللَّهُ بِأَعْلَمَ بِمَا فِي صُدُورِ الْعَالَمِينَ ۝١١

૧૧. અને લોકોમાંથી (ઘણા) એવા છે જે કહે છે 'અમે અલ્લાહમાં ઈમાન રાખીએ છીએ; પરંતુ જો તેમને અલ્લાહમાં ઈમાન લાવવાના કારણે કંઈ સહન કરવું પડે છે તો તેઓ તે સતામણીને અલ્લાહનો અઝાબ સમજે છે. અને (હે રસૂલ) જો તારા પરવરદિગાર તરફથી કોઈ મદદ આવી પહોંચે છે તો તેઓ કહે છે 'અમે તો તારી સાથે જ છીએ.' પરંતુ જે કંઈ (તેની) મખ્લૂક (સર્જનો)ના અંત:કરણોમાં છે, શું અલ્લાહ તેનાથી સારી પેઠે માહિતગાર નથી?

وَلَيَعْلَمَنَّ اللَّهُ الَّذِينَ آمَنُوا وَلَيَعْلَمَنَّ الْمُنَافِقِينَ ۝١٢

૧૨. અને અલ્લાહ તે લોકોને જાહેર કરી દેશે જે ઈમાન લાવ્યા છે અને તેમને પણ જે મુનાફિકો છે.

وَقَالَ الَّذِينَ كَفَرُوا لِلَّذِينَ آمَنُوا اتَّبِعُوا سَبِيلَنَا وَلْنَحْمِلْ خَطَايَاكُمْ وَمَا هُمْ بِحَامِلِينَ مِنْ خَطَايَاهُمْ مِنْ شَيْءٍ إِنَّهُمْ لَكَاذِبُونَ ۝١٣

૧૩. અને જે લોકો ઈમાન નથી લાવ્યા તેઓ મોમિનોને કહે છે તમે અમારા પાછળ ચાલશો તો કયામતના દિવસે અમે તમારા પાપોનો બોજો ઉઠાવી લેશું, જો કે તેઓ પોતાના પાપોનો ભાર પણ નહિ ઉઠાવી શકે, બેશક તેઓ જૂઠા છે.[2]

وَلَيَحْمِلُنَّ أَثْقَالَهُمْ وَأَثْقَالًا مَعَ أَثْقَالِهِمْ وَلَيُسْأَلُنَّ يَوْمَ الْقِيَامَةِ عَمَّا كَانُوا يَفْتَرُونَ ۝١٤

૧૪. પરંતુ તેમને પોતાનો બોજો તો ઉઠાવવો પડશે અને તેની સાથે સાથે બીજા લોકોના બોજા પણ ઉઠાવવા પડશે. અને જે તેઓ ઉપજાવી કાઢતા રહ્યા હતા, તેના વિશે પણ તેમને કયામતના દિવસે પૂછવામાં આવશે. (રુકૂઅ - ૧)

وَلَقَدْ أَرْسَلْنَا نُوحًا إِلَىٰ قَوْمِهِ فَلَبِثَ فِيهِمْ أَلْفَ سَنَةٍ إِلَّا خَمْسِينَ عَامًا فَأَخَذَهُمُ الطُّوفَانُ وَهُمْ ظَالِمُونَ ۝١٥

૧૫. અને બેશક અમે નૂહને તેની કોમ તરફ મોકલાવ્યો હતો, તે હજાર વર્ષોમાં પચાસ[3] ઓછા સુધી તેમની વચ્ચે રહ્યો હતો. પછી તે કોમને તોફાને પકડી લીધા, કારણ કે તેઓ ઝાલિમ હતા.

---

૨. મુનાફિકો સિવાયનો બીજો એક એવો વર્ગ પણ છે જે ઈન્કારનો હઠાગ્રહ કરનારો છે. અને સમાજમાં મેળવેલી પ્રતિષ્ઠા તથા પ્રભાવનો લાભ લઈ બીજાને આડે રસ્તે જવાની ફરજ પાડે છે.

૩. હઝરત નૂહ (અ)નું ૯૫૦ વર્ષનું આયુષ્ય તેમના દૈહિક અસ્તિત્વ સાથે સંબંધ નથી રાખતું પરંતુ તેમની નબુવ્વત તથા તેમનું શિક્ષણ ૯૫૦ વર્ષ સુધી લોકોમાં કાયમ રહ્યું હતું. હઝરત ઈબ્રાહીમ (અ) પણ તેમને અનુસરનારા હતા. આ ઝમાનો હઝરત યૂસુફ (અ)થી લઈ હઝરત મૂસા (અ) સુધી ગણાય છે.

فَأَنْجَيْنٰهُ وَأَصْحٰبَ السَّفِينَةِ وَجَعَلْنٰهَآ اٰيَةً لِّلْعٰلَمِينَ ⑯ وَاِبْرٰهِيْمَ اِذْ قَالَ لِقَوْمِهِ اعْبُدُوا اللّٰهَ وَاتَّقُوْهُ ذٰلِكُمْ خَيْرٌ لَّكُمْ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ ⑰

૧૬. પરંતુ અમે નૂહને અને તેની નૌકામાં સવાર થએલા સાથીઓને બચાવી લીધા અને (આ ઘટનાને) દુનિયાના લોકો માટે એક નિશાની બનાવી દીધી.

૧૭. અને (યાદ કર) જ્યારે ઇબ્રાહીમે પોતાની કોમને કહ્યું 'અલ્લાહની બંદગી કરો તથા તેનાથી જ ડરો. તે'જ તમારા માટે બેહતર છે જો તમારામાં સમજદારી હોય તો!

اِنَّمَا تَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ اَوْثَانًا وَّتَخْلُقُوْنَ اِفْكًا ۭ اِنَّ الَّذِيْنَ تَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ لَا يَمْلِكُوْنَ لَكُمْ رِزْقًا فَابْتَغُوْا عِنْدَ اللّٰهِ الرِّزْقَ وَاعْبُدُوْهُ وَاشْكُرُوْا لَهٗ ۭ اِلَيْهِ تُرْجَعُوْنَ ⑱

૧૮. 'શું તમે અલ્લાહને છોડીને (નિર્જીવ) મૂર્તિઓને પૂજો છો, અને જૂઠી વાતો ઘડતા રહો છો. ખરેખર, તમે અલ્લાહને છોડી જેની પૂજા કરો છો તેમનામાં તમને રોજી પૂરી પાડવાની કોઈ શકિત નથી. માટે અલ્લાહ પાસેથી રોજી માગો, અને અલ્લાહની ઈબાદત કરો, અને તેના શુકગુઝાર બનો. તેની જ તરફ તમને પાછા લઈ જવામાં આવશે.

وَاِنْ تُكَذِّبُوْا فَقَدْ كَذَّبَ اُمَمٌ مِّنْ قَبْلِكُمْ ۭ وَمَا عَلَى الرَّسُوْلِ اِلَّا الْبَلٰغُ الْمُبِيْنُ ⑲

૧૯. અને જો તમે (સત્યનો) ઈન્કાર કરશો, તો તમારી પહેલાંની પેઢીઓ પણ આવી જ રીતે ઈન્કાર કરતી રહી હતી, અને રસૂલ તો સ્પષ્ટ સંદેશો પહોંચાડવા પૂરતો જ જવાબદાર છે.'

اَوَلَمْ يَرَوْا كَيْفَ يُبْدِئُ اللّٰهُ الْخَلْقَ ثُمَّ يُعِيْدُهٗ ۭ اِنَّ ذٰلِكَ عَلَى اللّٰهِ يَسِيْرٌ ⑳

૨૦. શું તેમણે નથી જોયું કે અલ્લાહે મખ્લૂક (સર્જનો)ને પહેલીવાર કેવી રીતે પેદા કરી હતી? અને ફરી ફરી તેમને પેદા[૪] કરતો રહે છે. બેશક અલ્લાહ માટે તેમ કરવું સહેલું છે.

قُلْ سِيْرُوْا فِي الْاَرْضِ فَانْظُرُوْا كَيْفَ بَدَاَ الْخَلْقَ ثُمَّ اللّٰهُ يُنْشِئُ النَّشْاَةَ الْاٰخِرَةَ ۭ اِنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ㉑

૨૧. તેમને કહે 'ધરતી ઉપર હરી ફરીને જુઓ કે તેણે કેવા કેવા સર્જનો ઉત્પન્ન કર્યા છે, અને ફરી પણ નવા[૫] સર્જનો કરતો રહેશે.' બેશક, અલ્લાહ સર્વ વસ્તુ (સર્જવા)નું સામર્થ્ય રાખે છે.

يُعَذِّبُ مَنْ يَّشَاۗءُ وَيَرْحَمُ مَنْ يَّشَاۗءُ ۚ وَاِلَيْهِ تُقْلَبُوْنَ ㉒

૨૨. તે જેને ચાહે સજા આપે છે અને જેના ઉપર ચાહે રેહમત ઊતારે છે અને તમે સર્વ તેનીજ તરફ પાછા લઈ જવામાં આવશો.

وَمَآ اَنْتُمْ بِمُعْجِزِيْنَ فِي الْاَرْضِ وَلَا فِي السَّمَاۗءِ ۡ وَ

૨૩. અને તમે ધરતીમાં અલ્લાહને તેના હેતુઓમાં નાકામ નહિ કરી શકો, ન તો આકાશમાં; અને અલ્લાહ

---

૪. 'ફરી પેદા કરે છે.' સર્જનને વિસર્જન કરી ફરી તેને નવેસરથી ઉત્પન્ન કરવું.

૫. કુદરતના અટલ નિયમ પ્રમાણે ઝુલ્મોસિતમની પરાકાષ્ટાએ પહોંચેલી કોમોના વિનાશ થયા પછી નીતિનિયમોના પાયા ઉપર નવી કોમનો ઉદ્દભવ થતો રહે છે. આ'જ સિદ્ધાંતના આધારે આંહઝરત સ.અ.સ. દ્વારા અલ્લાહે રાખના પાયા ઉપર નવી ઈન્સાનીયતનો ઉદ્દભવ થયો હતો.

مَا لَكُمْ مِّنْ دُوْنِ اللّٰهِ مِنْ وَّلِيٍّ وَّلَا نَصِيْرٍ ﴿٢٣﴾

وَالَّذِيْنَ كَفَرُوْا بِاٰيٰتِ اللّٰهِ وَلِقَآئِهٖٓ اُولٰٓئِكَ يَئِسُوْا مِنْ رَّحْمَتِيْ وَاُولٰٓئِكَ لَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿٢٤﴾

فَمَا كَانَ جَوَابَ قَوْمِهٖٓ اِلَّآ اَنْ قَالُوا اقْتُلُوْهُ اَوْ حَرِّقُوْهُ فَاَنْجٰىهُ اللّٰهُ مِنَ النَّارِ ۭ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿٢٥﴾

وَقَالَ اِنَّمَا اتَّخَذْتُمْ مِّنْ دُوْنِ اللّٰهِ اَوْثَانًا ۙ مَّوَدَّةَ بَيْنِكُمْ فِي الْحَيٰوةِ الدُّنْيَا ۚ ثُمَّ يَوْمَ الْقِيٰمَةِ يَكْفُرُ بَعْضُكُمْ بِبَعْضٍ وَّيَلْعَنُ بَعْضُكُمْ بَعْضًا ۡ وَّمَاْوٰىكُمُ النَّارُ وَمَا لَكُمْ مِّنْ نّٰصِرِيْنَ ﴿٢٦﴾

فَاٰمَنَ لَهٗ لُوْطٌ ۘ وَقَالَ اِنِّيْ مُهَاجِرٌ اِلٰى رَبِّيْ ۭ اِنَّهٗ هُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿٢٧﴾ وقف لازم

وَوَهَبْنَا لَهٗٓ اِسْحٰقَ وَيَعْقُوْبَ وَجَعَلْنَا فِيْ ذُرِّيَّتِهِ النُّبُوَّةَ وَالْكِتٰبَ وَاٰتَيْنٰهُ اَجْرَهٗ فِي الدُّنْيَا ۚ وَاِنَّهٗ فِي الْاٰخِرَةِ لَمِنَ الصّٰلِحِيْنَ ﴿٢٨﴾

وَلُوْطًا اِذْ قَالَ لِقَوْمِهٖٓ اِنَّكُمْ لَتَاْتُوْنَ الْفَاحِشَةَ ۡ مَا سَبَقَكُمْ بِهَا مِنْ اَحَدٍ مِّنَ الْعٰلَمِيْنَ ﴿٢٩﴾

اَىِٕنَّكُمْ لَتَاْتُوْنَ الرِّجَالَ وَتَقْطَعُوْنَ السَّبِيْلَ ڏ وَتَاْتُوْنَ فِيْ نَادِيْكُمُ الْمُنْكَرَ ۭ فَمَا كَانَ جَوَابَ قَوْمِهٖٓ

સિવાય ન તમારો કોઈ હિમાયતી છે અને ન કોઈ મદદગાર. (રુકૂઅ - ૨)

૨૪. જે લોકો અલ્લાહની આયતોનો તથા તેની સાથે થનારી મુલાકાતનો ઈન્કાર કરે છે તેઓ મારી રેહમતથી નિરાશ થઈ ગયા છે. અને તેઓ દર્દનાક અઝાબ ભોગવશે.

૨૫. અને તેની[૬] કોમનો એક જ જવાબ હતો, તેમણે કહ્યું 'તેને કતલ કરી નાખો અથવા તેને આગમાં જલાવી દો.' પરંતુ અલ્લાહે તેને આગથી બચાવી લીધો. ખરેખર જે લોકો ઈમાન રાખે છે તેમના માટે આમાં ભવ્ય નિશાનીઓ છે.

૨૬. અને તેણે કહ્યું 'બેશક, આ જીવનમાં તમારી પારસ્પરિક લાગણીના[૭] લીધે તમે અલ્લાહને છોડી મૂર્તિઓને પોતાના (મા'બૂદ) બનાવી લીધા છે. પરંતુ કયામતના દિવસે તમે એકબીજા સાથે સંબંધનો ઈન્કાર કરશો અને એકબીજા ઉપર લા'નત નાખશો, અને તમારું ઠેકાણું આગ હશે અને તમારો કોઈ મદદગાર નહિ હોય.

૨૭. લૂત (પણ) તેના ઉપર ઈમાન લાવ્યો હતો; અને (ઈબ્રાહીમે) કહ્યું 'હું મારા પરવરદિગારની પનાહ માગું છું, ખરેખર તે બેહદ શકિતશાળી છે, હિકમતવાળો છે.'

૨૮. અને અમે તેને ઈસ્હાક તથા યા'કૂબ અર્પણ કર્યા અને અમે તેના વંશજોમાં નબુવ્વત તેમજ કિતાબ કાયમ કરી. અને અમે તેને આ જીવનમાં તેનું ફળ આપ્યું. અને આખેરતમાં ખરેખર તે પરહેઝગારોમાં હશે.

૨૯. અને લૂતે પોતાની કોમને કહ્યું 'તમે એવા બેશરમી ભર્યા કામો કરો છો જે તમારા પહેલાં દુનિયામાં કોઈ કોમે નથી કર્યાં.

૩૦. 'શું તમે (પોતાની કામવાસના સંતોષવા માટે) પુરુષો પાસે જાઓ છો અને (મુસાફરોના) રસ્તા રોકો છો અને તમારા મેળાવડાઓમાં (આવા) અત્યંત

૬. હઝરત ઈબ્રાહીમ (અ)ની કોમ હઠાગ્રહથી તેમની દુશ્મન કરતી રહી.

૭. દુન્યવી લાભો અથવા બીજાને ખુશ કરવા માટે અંધશ્રદ્ધાના તથા વહેમોના પાયા ઉપર રચવામાં આવેલી રસ્મો તથા વ્યર્થ વિધિઓમાં ભાગ લેવો.

ધૃણાસ્પદ કૃત્યો કરો છો?' પરંતુ આ કોમનો એકજ જવાબ હતો, તેમણે કહ્યું 'જો તું સાચો છે તો અમારા ઉપર અઝાબ લઈ આવ.'

૩૧. લૂતે કહ્યું 'હે મારા પરવરદિગાર આ હલકટ લોકો સામે મારી સહાયતા કર.' (રુકૂઅ-૩)

૩૨. અને જ્યારે અમારા ફરિશ્તાઓ ઈબ્રાહીમની પાસે ખુશખબર લઈને પહોંચ્યા ત્યારે તેમણે કહ્યું 'આ શહેરની આબાદીને અમે નાબૂદ કરી દેશું બેશક, આ લોકો ઝાલિમ છે.'

૩૩. તેણે (ઈબ્રાહીમ) કહ્યું 'પરંતુ લૂત તેમની વચ્ચે છે.' તેમણે કહ્યું 'બેશક ત્યાં કોણ છે તે અમે જાણીએ છીએ. અમે તેના પરિવારને બચાવી લેશું સિવાય તેની પત્નીને જે પાછળ રહી જનારાઓ સાથે છે.'

૩૪. અને જ્યારે અમારા ફરિશ્તાઓ લૂત પાસે આવ્યા, ત્યારે તે (પોતાની કોમનો ઉદ્ધાર ન કરી શકવાના કારણે) દુ:ખી થયો હતો અને તેમણે કહ્યું 'ગભરાઈશ નહિ, દુ:ખી ન થઈશ. અમે તને અને તારા પરિવારને બચાવી લેશું પરંતુ તારી પત્ની પાછળ રહી જનારા સાથે રહેશે.

૩૫. 'અમે આ શહેરની વસ્તીની બદકારીઓના પરિણામે તેમના ઉપર આસમાનથી અઝાબ ઊતારવાના છીએ.'

૩૬. અને (ખરેખર) અમે સમજદારી ધરાવનારાઓ માટે આ એક સ્પષ્ટ નિશાની કાયમ કરી છે.

૩૭. અને મદયન તરફ તેમના બંધુ શોએબે જઈને કહ્યું 'હે મારી કોમના લોકો, અલ્લાહની બંદગી કરો, અને આખેરતના દિવસથી ડરો, અને ધરતીમાં ફિસાદ ફેલાવતા ન ફરો.'

૩૮. પરંતુ તેમણે તેને જૂઠો ઠરાવ્યો. પછી એક ધરતીકંપના પ્રચંડ આંચકાએ તેમને ઘેરી લીધા, અને તેઓ પોતાના ઘરોમાં ભોંય ઉપર ઊંધા પડેલા રહી ગયા.

૩૯. આદ તથા સમૂદના (વિનાશના) પુરાવા તમને તેમના (ખંડેર) ઘરોથી મળી રહેશે. અને શયતાને તેમના કામો તેમને શોભતાં કરી દેખાડયાં હતા

إِلَّآ أَن قَالُوا ائْتِنَا بِعَذَابِ اللّٰهِ إِن كُنتَ مِنَ الصّٰدِقِينَ ﴿٣٠﴾

قَالَ رَبِّ انصُرْنِي عَلَى الْقَوْمِ الْمُفْسِدِينَ ﴿٣١﴾ ع

وَلَمَّا جَآءَتْ رُسُلُنَآ إِبْرٰهِيمَ بِالْبُشْرٰى قَالُوٓا إِنَّا مُهْلِكُوٓا أَهْلِ هٰذِهِ الْقَرْيَةِ ۚ إِنَّ أَهْلَهَا كَانُوا ظٰلِمِينَ ﴿٣٢﴾

قَالَ إِنَّ فِيهَا لُوطًا ۚ قَالُوا نَحْنُ أَعْلَمُ بِمَن فِيهَا ۖ لَنُنَجِّيَنَّهُ وَأَهْلَهُ إِلَّا امْرَأَتَهُ ۖ كَانَتْ مِنَ الْغٰبِرِينَ ﴿٣٣﴾

وَلَمَّآ أَن جَآءَتْ رُسُلُنَا لُوطًا سِيٓءَ بِهِمْ وَضَاقَ بِهِمْ ذَرْعًا وَقَالُوا لَا تَخَفْ وَلَا تَحْزَنْ ۖ إِنَّا مُنَجُّوكَ وَأَهْلَكَ إِلَّا امْرَأَتَكَ كَانَتْ مِنَ الْغٰبِرِينَ ﴿٣٤﴾

إِنَّا مُنزِلُونَ عَلَىٰٓ أَهْلِ هٰذِهِ الْقَرْيَةِ رِجْزًا مِّنَ السَّمَآءِ بِمَا كَانُوا يَفْسُقُونَ ﴿٣٥﴾

وَلَقَد تَّرَكْنَا مِنْهَآ ءَايَةًۢ بَيِّنَةً لِّقَوْمٍ يَعْقِلُونَ ﴿٣٦﴾

وَإِلَىٰ مَدْيَنَ أَخَاهُمْ شُعَيْبًا ۙ فَقَالَ يٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ وَارْجُوا الْيَوْمَ الْءَاخِرَ وَلَا تَعْثَوْا فِي الْأَرْضِ مُفْسِدِينَ ﴿٣٧﴾

فَكَذَّبُوهُ فَأَخَذَتْهُمُ الرَّجْفَةُ فَأَصْبَحُوا فِي دَارِهِمْ جٰثِمِينَ ﴿٣٨﴾

وَعَادًا وَثَمُودَا۟ وَقَد تَّبَيَّنَ لَكُم مِّن مَّسٰكِنِهِمْ ۖ وَزَيَّنَ

અને તેમને (સીધા) રસ્તેથી અટકાવ્યા. જોકે તેઓ બહુજ મહેનતુ લોકો હતા.

૪૦. અને કારૂન તથા ફિરઔન તથા હામાન પાસે મૂસા ખુલ્લે ખુલ્લી નિશાનીઓ લઈને આવ્યો હતો, પરંતુ તેમણે અભિમાન કર્યું, અને (તેઓ અમારા અઝાબથી) બચી ન શક્યા.

૪૧. તો દરેકને અમે તેમના ગુનાહમાં (પ્રવૃત્ત) પકડી લીધા જેમાંના કેટલાક ઉપર અમે પથ્થર વરસાવ્યા, અને કેટલાકને પવનના ભયંકર સુસવાટાથી ઘેરી લીધા, અને કેટલાકને ધરતીમાં ગરક કરી દીધા અને કેટલાકને અમે ડૂબાડી દીધા. અને અલ્લાહે તેમના ઉપર ઝુલમ નથી કર્યો, તેમણે સ્વયં પોતાના ઉપર ઝુલમ કર્યો હતો.(૮)

૪૨. અલ્લાહ સિવાય કોઈ અન્યને કાર્યસાધક બનાવનારનો દાખલો એક કરોળીઆના(૯) બનાવેલા ઘરનો છે જે એક નબળામાં નબળું ઘર હોય છે, કાશ, આ લોકો એટલું જાણતા હોત!

૪૩. અલ્લાહને છોડી જેને તેઓ પુકારે છે તેને અલ્લાહ સારી પેઠે જાણે છે, અને તે સર્વ સમર્થ છે હિકતમવાળો છે.

૪૪. અને આ મીસાલો (દાખલાઓ) અમે ઈન્સાનોને સમજાવવા માટે કાયમ કરી છે તેને માત્ર જ્ઞાન ધરાવનારા જ સમજી શકે છે.

૪૫. અલ્લાહે આકાશો તથા પૃથ્વીને એક ખાસ હેતુથી સર્જ્યા છે. બેશક તેમાં મોમિનો માટે એક ભવ્ય નિશાની છે.

૪૬. કિતાબમાં જે તારા તરફ ઊતારવામાં આવ્યું છે તે તેમને વાંચી સંભળાવ,(૧૦) અને નમાઝને કાયમ કર. ખરેખર, નમાઝ બેશરમીથી તથા અસભ્યતાથી

لَهُمُ الشَّيْطٰنُ اَعْمَالَهُمْ فَصَدَّهُمْ عَنِ السَّبِيْلِ وَ كَانُوْا مُسْتَبْصِرِيْنَ ﴿۳۸﴾

وَقَارُوْنَ وَفِرْعَوْنَ وَهَامٰنَ ۖ وَلَقَدْ جَآءَهُمْ مُّوْسٰى بِالْبَيِّنٰتِ فَاسْتَكْبَرُوْا فِى الْاَرْضِ وَمَا كَانُوْا سٰبِقِيْنَ ﴿۳۹﴾

فَكُلًّا اَخَذْنَا بِذَنْۢبِهٖ ۚ فَمِنْهُمْ مَّنْ اَرْسَلْنَا عَلَيْهِ حَاصِبًا ۚ وَمِنْهُمْ مَّنْ اَخَذَتْهُ الصَّيْحَةُ ۚ وَمِنْهُمْ مَّنْ خَسَفْنَا بِهِ الْاَرْضَ ۚ وَمِنْهُمْ مَّنْ اَغْرَقْنَا ۚ وَمَا كَانَ اللّٰهُ لِيَظْلِمَهُمْ وَلٰكِنْ كَانُوْا اَنْفُسَهُمْ يَظْلِمُوْنَ ﴿۴۰﴾

مَثَلُ الَّذِيْنَ اتَّخَذُوْا مِنْ دُوْنِ اللّٰهِ اَوْلِيَآءَ كَمَثَلِ الْعَنْكَبُوْتِ ۖۚ اِتَّخَذَتْ بَيْتًا ۗ وَاِنَّ اَوْهَنَ الْبُيُوْتِ لَبَيْتُ الْعَنْكَبُوْتِ ۘ لَوْ كَانُوْا يَعْلَمُوْنَ ﴿۴۱﴾ وقف لازم

اِنَّ اللّٰهَ يَعْلَمُ مَا يَدْعُوْنَ مِنْ دُوْنِهٖ مِنْ شَيْءٍ ۗ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿۴۲﴾

وَتِلْكَ الْاَمْثَالُ نَضْرِبُهَا لِلنَّاسِ ۚ وَمَا يَعْقِلُهَآ اِلَّا الْعٰلِمُوْنَ ﴿۴۳﴾

خَلَقَ اللّٰهُ السَّمٰوٰتِ وَالْاَرْضَ بِالْحَقِّ ۗ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً لِّلْمُؤْمِنِيْنَ ﴿۴۴﴾ ع

اُتْلُ مَآ اُوْحِىَ اِلَيْكَ مِنَ الْكِتٰبِ وَاَقِمِ الصَّلٰوةَ ۗ اِنَّ الصَّلٰوةَ تَنْهٰى عَنِ الْفَحْشَآءِ وَالْمُنْكَرِ ۗ وَلَذِكْرُ اللّٰهِ

૮. આ'દ, ભયંકર વંટોળિયાના શિકાર બન્યા સમૂદનો ધરતીકંપ તથા જળીથી અંત આવ્યો, હઝરત લૂત (અ)ની કોમ ઉપર પથ્થરોની વર્ષા થઈ, મદયનવાળા ધરતીકંપથી ગરક થઈ ગયા અને ફિરઔન, હામાન, કારૂન તથા પોતાના લશ્કરને લઈ સમુદ્રમાં ડૂબી મૂઓ.

૯. નિર્જીવ વસ્તુઓને પૂજનારાના ઉપાસ્યો એક કરોળિયાની જાળ જેટલું જ મૂલ્ય રાખે છે.

૧૦. નસિહત આપવી, તબ્લીગ કરવી, વાંચી સંભળાવવું, કહેતા રહેવું, શિખામણ અથવા બોધ આપતા રહેવું.

اَكۡبَرُؕ وَاللّٰهُ يَعۡلَمُ مَا تَصۡنَعُوۡنَ ۝٤٥

બચાવે છે. અલ્લાહની યાદ સૌથી ઉત્તમ (ગુણ) છે. અને અલ્લાહ તમારા કામોથી માહિતગાર છે.

وَلَا تُجَادِلُوۡۤا اَهۡلَ الۡكِتٰبِ اِلَّا بِالَّتِىۡ هِىَ اَحۡسَنُ ۖ اِلَّا الَّذِيۡنَ ظَلَمُوۡا مِنۡهُمۡ وَقُوۡلُوۡۤا اٰمَنَّا بِالَّذِىۡۤ اُنۡزِلَ اِلَيۡنَا وَاُنۡزِلَ اِلَيۡكُمۡ وَاِلٰهُنَا وَاِلٰهُكُمۡ وَاحِدٌ وَّنَحۡنُ لَهٗ مُسۡلِمُوۡنَ ۝٤٦

૪૭. અને એહલે-કિતાબ સાથે વિવાદ ન કરો, સિવાય કે[૧૧] સભ્યતાપૂર્વક (કરો). અને તેઓમાંના જે ઝાલિમો છે તેમની સાથે (કદાપિ) વિવાદ કરશો નહિ. તેમને કહો 'અમારી તરફ તે'જ ઊતારવામાં આવ્યું છે જે તમારી તરફ ઊતારવામાં આવ્યું હતું. તેમના ઉપર અમે ઈમાન લાવીએ છીએ અને અમારો અને તમારો મા'બૂદ એકજ છે અને અમે તેના તાબેદાર છીએ.'

وَكَذٰلِكَ اَنۡزَلۡنَاۤ اِلَيۡكَ الۡكِتٰبَ ؕ فَالَّذِيۡنَ اٰتَيۡنٰهُمُ الۡكِتٰبَ يُؤۡمِنُوۡنَ بِهٖ ۚ وَمِنۡ هٰٓؤُلَاۤءِ مَنۡ يُّؤۡمِنُ بِهٖ ؕ وَمَا يَجۡحَدُ بِاٰيٰتِنَاۤ اِلَّا الۡكٰفِرُوۡنَ ۝٤٧

૪૮. અને એવી જ રીતે અમે તારા ઉપર આ કામિલ કિતાબ ઊતારી છે, અને જેને અમે કિતાબ (ની સમજણ) આપી છે તે લોકો આ (કુરઆન)ને માને છે; અને આ (મક્કાના) લોકોમાંથી ઘણા એવા છે જે તેના ઉપર ઈમાન રાખે છે. બેશક નાફરમાનો સિવાય કોઈ તેનો ઈન્કાર નથી કરતા.

وَمَا كُنۡتَ تَتۡلُوۡا مِنۡ قَبۡلِهٖ مِنۡ كِتٰبٍ وَّلَا تَخُطُّهٗ بِيَمِيۡنِكَ اِذًا لَّارۡتَابَ الۡمُبۡطِلُوۡنَ ۝٤٨

૪૯. અને આ પહેલાં તેં કોઈ પણ કિતાબનો અભ્યાસ[૧૨] નથી કર્યો, ન તું તારા જમણા હાથે કંઈ લખી શકતો હતો. એવું હોત તો જૂઠું બોલનારાઓ તારા ઉપર શંકા કરત.

بَلۡ هُوَ اٰيٰتٌۢ بَيِّنٰتٌ فِىۡ صُدُوۡرِ الَّذِيۡنَ اُوۡتُوا الۡعِلۡمَ ؕ وَمَا يَجۡحَدُ بِاٰيٰتِنَاۤ اِلَّا الظّٰلِمُوۡنَ ۝٤٩

૫૦. પરંતુ જેમને ખરું જ્ઞાન પ્રાપ્ત થએલું છે તેમના અંતઃકરણમાં આ (કુરઆન)ની નિશાનીઓ સ્પષ્ટ છે. અને હઠાગ્રહ કરનારા સિવાય અમારી આયતોનો ઈન્કાર કોઈ નથી કરતું.

وَقَالُوۡا لَوۡلَاۤ اُنۡزِلَ عَلَيۡهِ اٰيٰتٌ مِّنۡ رَّبِّهٖ ؕ قُلۡ اِنَّمَا الۡاٰيٰتُ عِنۡدَ اللّٰهِ ؕ وَاِنَّمَاۤ اَنَا نَذِيۡرٌ مُّبِيۡنٌ ۝٥٠

૫૧. અને તેઓ કહે છે 'તેમના પરવરદિગાર તરફથી તેમના ઉપર કોઈ નિશાની કેમ નથી ઊતરતી?' 'તું તેમને કહી દે નિશાનીઓ અલ્લાહના અધિકારમાં છે, હું તો માત્ર ખુલ્લી ચેતવણી આપનારો છું.'

اَوَلَمۡ يَكۡفِهِمۡ اَنَّاۤ اَنۡزَلۡنَا عَلَيۡكَ الۡكِتٰبَ يُتۡلٰى عَلَيۡهِمۡ ؕ

૫૨. શું તેમના માટે આ ઘણું નથી કે અમે તેમની તરફ એક (મહાન) કિતાબ ઊતારી છે જે તેમને વાંચી

---

૧૧. સુદ્રઢ તથા સંગીન દલીલો, સભ્યતા, નમ્રતા, પ્યાર તથા ભાવનાપૂર્વક તેમની માન્યતા અથવા લાગણીઓને દુભાવ્યા વગર નસિહત કરવી.

૧૨. કુરઆને મજીદની વાણી કોઈ બીજી કિતાબની નકલ કે પ્રેરણા નથી. તેનું શિક્ષણ ઈન્સાનના ઈખ્લાક (ચારિત્ર્ય) તથા રૂહાનીઅતની અછત પૂરી કરવા માટે એક રૂહાની શિક્ષક ઉપર તમામ જહાનોના સર્જનહાર તરફથી ઊતારવામાં આવ્યું છે.

إِنَّ فِي ذَٰلِكَ لَرَحْمَةً وَذِكْرَىٰ لِقَوْمٍ يُؤْمِنُونَ ﴿٥٢﴾ ع

સંભળાવવામાં આવે છે? બેશક ઈમાન લાવનારાઓ માટે તેમાં રેહમત અને નસિહત છે. (રૂકૂઅ-૫)

قُلْ كَفَىٰ بِاللَّهِ بَيْنِي وَبَيْنَكُمْ شَهِيدًا ۖ يَعْلَمُ مَا فِي السَّمَاوَاتِ وَالْأَرْضِ ۗ وَالَّذِينَ آمَنُوا بِالْبَاطِلِ وَكَفَرُوا بِاللَّهِ أُولَٰئِكَ هُمُ الْخَاسِرُونَ ﴿٥٣﴾

૫૩. તું કહી એ 'મારી અને તમારી વચ્ચે સાક્ષી તરીકે અલ્લાહ જ પૂરતો છે. અને આકાશો અને પૃથ્વીમાં જે કંઈ છે તેની તે ખબર રાખે છે અને જે લોકો ખોટી માન્યતાઓમાં ફસાએલા છે અને અલ્લાહમાં યકીન નથી રાખતા તે'જ લોકો નુકસાન ઉઠાવનારા છે.

وَيَسْتَعْجِلُونَكَ بِالْعَذَابِ ۚ وَلَوْلَا أَجَلٌ مُسَمًّى لَجَاءَهُمُ الْعَذَابُ وَلَيَأْتِيَنَّهُمْ بَغْتَةً وَهُمْ لَا يَشْعُرُونَ ﴿٥٤﴾

૫૪. તેઓ ઉતાવળે અઝાબ લાવવાની તારી પાસે માગણી કરે છે, જોકે અઝાબનો સમય નક્કી ન થઈ ગયો હોત તો તે ક્યારનો તેમના ઉપર આવી પડયો હોત, અને તે તેમને ઓચિંતો આવીને ઘેરી લેશે જ્યારે તેમને ભાન પણ નહિ હોય.

يَسْتَعْجِلُونَكَ بِالْعَذَابِ وَإِنَّ جَهَنَّمَ لَمُحِيطَةٌ بِالْكَافِرِينَ ﴿٥٥﴾

૫૫.તેઓ તારી પાસે અઝાબની ઉતાવળ કરે છે પરંતુ દોઝખે તો ખરેખર કાફરોને ઘેરીજ લીધા છે!

يَوْمَ يَغْشَاهُمُ الْعَذَابُ مِنْ فَوْقِهِمْ وَمِنْ تَحْتِ أَرْجُلِهِمْ وَيَقُولُ ذُوقُوا مَا كُنْتُمْ تَعْمَلُونَ ﴿٥٦﴾

૫૬. જે દિવસે અઝાબ તેમને ઉપરથી અને તેમના પગતળેથી ઢાંકી દેશે, તે દિવસે (અલ્લાહ) તેમને કહેશે 'લો, આ તમારા કરણીનું ફળ ચાખો.'

يَا عِبَادِيَ الَّذِينَ آمَنُوا إِنَّ أَرْضِي وَاسِعَةٌ فَإِيَّايَ فَاعْبُدُونِ ﴿٥٧﴾

૫૭.હે મારા મોમિન બંદાઓ, ખરેખર મારી ધરતી વિશાળ છે,માટે તમે મારી જ બંદગી કરો.

كُلُّ نَفْسٍ ذَائِقَةُ الْمَوْتِ ۖ ثُمَّ إِلَيْنَا تُرْجَعُونَ ﴿٥٨﴾

૫૮. એક એક જીવ પોતાના મોતની મજા ચાખશે જ; પછી તે સૌને અમારી પાસે પાછા લાવવામાં આવશે.

وَالَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ لَنُبَوِّئَنَّهُمْ مِنَ الْجَنَّةِ غُرَفًا تَجْرِي مِنْ تَحْتِهَا الْأَنْهَارُ خَالِدِينَ فِيهَا ۚ نِعْمَ أَجْرُ الْعَامِلِينَ ﴿٥٩﴾

૫૯. અને જે લોકો ઈમાન લાવી ભલાઈના કામો કરશે તેમને અમે ફિરદૌસના વિશાળ ઝરૂખાઓમાં સ્થાન આપશું, જેની તળેથી નહેરો વહેતી હશે. જેમાં તેઓ સદાય રહેશે. તેમનીનેકીઓનો આ કેવો સરસ બદલો છે,

الَّذِينَ صَبَرُوا وَعَلَىٰ رَبِّهِمْ يَتَوَكَّلُونَ ﴿٦٠﴾

૬૦. જે લોકોએ સબ્રથી કામ લીધું અને પોતાના પાલનહાર ઉપર વિશ્વાસ રાખ્યો.

وَكَأَيِّنْ مِنْ دَابَّةٍ لَا تَحْمِلُ رِزْقَهَا اللَّهُ يَرْزُقُهَا وَإِيَّاكُمْ ۚ وَهُوَ السَّمِيعُ الْعَلِيمُ ﴿٦١﴾

૬૧. અને સંસારમાં કેટલાય એવા પ્રાણીઓ[૧૩] છે જે પોતાની આજીવિકા સાથે લઈને નથી ફરતા. અલ્લાહ તેમનું તથા તમારું ભરણપોષણ કરે છે. અને તે સર્વ સાંભળનારો છે, જાણનારો છે.

---

૧૩. અલ્લાહે જેટલા પણ પ્રાણીઓ સર્જ્યાં છે તેમના ભરણપોષણનો બંદોબસ્ત પણ કરી રાખ્યો છે અને જ્યાં પણ તેઓ જાય છે ત્યાં તેમનું રીઝક (આજીવિકા) તેમને મળી રહે છે.

وَلَئِن سَأَلْتَهُم مَّنْ خَلَقَ السَّمٰوٰتِ وَالْأَرْضَ وَسَخَّرَ الشَّمْسَ وَالْقَمَرَ لَيَقُولُنَّ اللّٰهُ فَأَنّٰى يُؤْفَكُونَ ﴿٦١﴾

૬૨. અને જો તું તેમને પૂછે 'આકાશો તથા પૃથ્વીને કોણે સર્જ્યા છે, અને સૂર્ય તથા ચંદ્રને તેમના કામમાં કોણે લગાવી દીધા છે. તેઓ અવશ્ય કહેશે, 'અલ્લાહે'. છતાં તેઓ ક્યાં અથડાઈ રહ્યા છે?

اللّٰهُ يَبْسُطُ الرِّزْقَ لِمَن يَشَاءُ مِنْ عِبَادِهِ وَيَقْدِرُ لَهُ إِنَّ اللّٰهَ بِكُلِّ شَيْءٍ عَلِيمٌ ﴿٦٢﴾

૬૩. અલ્લાહ પોતાના બંદાઓની રોજીમાં જેને ચાહે તેને વધારો આપે છે, અને જેને ચાહે તેને તંગી આપે છે. બેશક, અલ્લાહ સર્વ વસ્તુનો જાણનારો છે.

وَلَئِن سَأَلْتَهُم مَّن نَّزَّلَ مِنَ السَّمَاءِ مَاءً فَأَحْيَا بِهِ الْأَرْضَ مِن بَعْدِ مَوْتِهَا لَيَقُولُنَّ اللّٰهُ قُلِ الْحَمْدُ لِلّٰهِ بَلْ أَكْثَرُهُمْ لَا يَعْقِلُونَ ﴿٦٣﴾ ع

૬૪. અને જો તું તેમને પૂછે કે, 'આકાશેથી જળ કોણ વરસાવે છે જેનાથી મૃત ભૂમિમાં ફરી જીવન સંચાર થાય છે?' તેઓ અવશ્ય કહેશે 'અલ્લાહ.' તું કહે 'સર્વ તા'રીફને લાયક અલ્લાહ જ છે.' પરંતુ તેઓમાંના ઘણાખરા સમજતા નથી. (રુકૂઅ-૬)

وَمَا هٰذِهِ الْحَيٰوةُ الدُّنْيَا إِلَّا لَهْوٌ وَلَعِبٌ وَإِنَّ الدَّارَ الْآخِرَةَ لَهِيَ الْحَيَوَانُ لَوْ كَانُوا يَعْلَمُونَ ﴿٦٤﴾

૬૫. અને આ દુનિયાનું જીવન રમત ગમ્મત (ના મેળા) સિવાય બીજું કંઈ નથી, પરંતુ આખેરતનું ઘર સદા રહેનારું છે. કાશ, તેઓ આટલું જાણતા હોત!

فَإِذَا رَكِبُوا فِي الْفُلْكِ دَعَوُا اللّٰهَ مُخْلِصِينَ لَهُ الدِّينَ فَلَمَّا نَجّٰهُمْ إِلَى الْبَرِّ إِذَا هُمْ يُشْرِكُونَ ﴿٦٥﴾

૬૬. અને જ્યારે તેઓ વહાણમાં સવાર થાય છે ત્યારે, તેઓ શુદ્ધ ભાવનાથી અલ્લાહને પુકારે છે પરંતુ જ્યારે તે તેમને સલામતીથી કિનારે લગાડે છે, તો જૂઓ; તેઓ બીજાને તેના શરીક ઠરાવે છે.

لِيَكْفُرُوا بِمَا آتَيْنٰهُمْ وَلِيَتَمَتَّعُوا فَسَوْفَ يَعْلَمُونَ ﴿٦٦﴾

૬૭. આવી રીતે તેઓ અમારી આપેલી ને'મતોની અવગણના કરતા રહે છે, માટે તેઓ (ટૂંક સમય માટે) મોજ માણી લે. પરંતુ વેળાસર તેમને સઘળું જણાઈ રહેશે.

أَوَلَمْ يَرَوْا أَنَّا جَعَلْنَا حَرَمًا آمِنًا وَيُتَخَطَّفُ النَّاسُ مِنْ حَوْلِهِمْ أَفَبِالْبَاطِلِ يُؤْمِنُونَ وَبِنِعْمَةِ اللّٰهِ يَكْفُرُونَ ﴿٦٧﴾

૬૮. શું તેઓ એટલું પણ નથી વિચારતા કે અમે હરમ શરીફ (મક્કા)ને તેમના માટે કેટલું સલામતીભર્યું બનાવ્યું છે, જ્યારે તેની આસપાસથી લોકોને બળજબરીથી ઉઠાવી જવામાં આવે છે; છતાં તેઓ અસત્ય ઉપર ઈમાન રાખશે અને અલ્લાહની ને'મતોનો ઈન્કાર કરતા રહેશે?

وَمَنْ أَظْلَمُ مِمَّنِ افْتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا أَوْ كَذَّبَ بِالْحَقِّ لَمَّا جَاءَهُ أَلَيْسَ فِي جَهَنَّمَ مَثْوًى لِّلْكٰفِرِينَ ﴿٦٨﴾

૬૯. અને તેનાથી વધુ ઝાલિમ કોઈ થઈ શકે છે જે અલ્લાહના નામે જૂઠાણું ઉપજાવી કાઢતો હોય, અને જ્યારે તેની પાસે સત્ય આવે તો તેને જૂઠું ઠરાવે? શું આવા કાફરોનું ઠેકાણું જહન્નમમાં નથી?

وَالَّذِينَ جَاهَدُوا فِينَا لَنَهْدِيَنَّهُمْ سُبُلَنَا وَإِنَّ اللّٰهَ لَمَعَ الْمُحْسِنِينَ ﴿٦٩﴾ ع

૭૦. બેશક જે અમારી રાહોમાં શ્રમ ઉઠાવશે, તેમને અમે અમારી રાહો ઉપર ચાલવાની હિદાયત આપશું. બેશક, અલ્લાહ નેકીઓ કરનારાઓની સાથે છે. (રુકૂઅ-૭)



## અલ — રૂમ

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૨. અલીફ, લામ, મીમ (હું અલ્લાહ છું, સર્વજ્ઞ છું)

الٓمّٓ ②

૩. રૂમીઓ આસપાસની ભૂમિમાંથી શિકસ્ત (પરાજય)[૧] પામ્યા છે.

غُلِبَتِ الرُّوْمُ ③

૪. આ પરાજય પછી તેઓ ફરી પાછા ફતેહ મેળવશે.

فِيْٓ اَدْنَى الْاَرْضِ وَهُمْ مِّنْۢ بَعْدِ غَلَبِهِمْ سَيَغْلِبُوْنَ ④

૫. અમુક વર્ષોમાંજ જેમ પહેલાં (અલ્લાહની સત્તા હતી) તેમજ ફરી પણ અલ્લાહની જ સત્તા

فِيْ بِضْعِ سِنِيْنَ ۬ لِلّٰهِ الْاَمْرُ مِنْ قَبْلُ وَمِنْۢ بَعْدُ

---

૧. તે સમયે ફારસીઓ પોતાની બળવાન ફોજો લઈ આસપાસના પ્રદેશના રૂમી રાજ્યના તાબાના શહેરો ઉપર એક બાદ બીજો વિજય મેળવતા ગયા, પરંતુ રૂમીઓને ફરી ફતેહ મળવાની ભવિષ્યવાણી આ આયતમાં કરવામાં આવી હતી જે ત્રણ થી નવ વર્ષમાં પૂરી થવા પામી હતી, અને ઈન્સાન માટે આ ધારવું મુશ્કેલ હતું કે રૂમીઓની પાયમાલીના પાયા ઉપર તેમનું સામ્રાજ્ય ફરી કાયમ થઈ શકે છે.

આ આયત તથા તેની પહેલાંની આયતના ભાવાર્થને પૂરી રીતે સમજવા માટે તે સમયની ઐતિહાસિક હકીકતને જાણવું જરૂરી છે. ઈસ્લામના ઉદયના સમયે બે પ્રચંડ શકિતઓ ફારસી તથા રોમન સામ્રાજ્યો જેમની હદો અરબસ્તાનની હદોને અડકતી હતી, એક બીજા સાથે ભીષણ સંઘર્ષમાં સંડોવાએલી હતી. ઈસ્વી. ૬૦૨માં પહેલો દાવ ફારસીઓ જીતી ગયા. ખુસરો પરવેઝ (બીજા)એ રૂમીઓના હાથે મૃત્યુ પામેલા દોસ્ત મોરીસનો બદલો લેવા માટે રોમ સામે જંગનો એલાન કર્યો. વીસ વર્ષ સુધી ફારસીઓએ રોમન સામ્રાજ્ય ઉપર હુમલાઓ કરી શામ, મિસર એશીયા માઈનર વગેરે જીતી ઈસ્વી. ૬૧૩માં દમશ્ક ઉપર કબજો કર્યો. ઈ.સ. ૬૧૪માં યરૂશલેમ સર કર્યું અને ઈસાઈઓની આદરણીય સલીબ પણ ફારસીઓ ઉઠાવી ગયા. રૂમી સમ્રાટ હિરાકલીઅસને જ્યાં સુધી બેડીઓમાં જકડી પોતાના તખ્તના પાયા સાથે ન બાંધે અને હિરાકલીયસ પોતાનો ધર્મ છોડી સૂર્યની પૂજા ન કરે ત્યાં સુધી ખુસરોએ શાંતિથી ન બેસવાનો ફેંસલો કર્યો હતો. (એનસાઈકલો બ્રિટાનીકા 'ખુસરો- હિરાકલીઅસ')

આ ઘટનાના થોડા વર્ષ બાદ ઈ.સ. ૬૧૬માં આંહઝરત સ.અ.સ. ઉપર આ આયત ઊતરી હતી જેમાં બે ઈશારા હતા. જેમાંનો એક મૂર્તિપૂજક ફારસી લશ્કરોનો રોમનોના હાથે પરાજ્ય હતો. ઈ.સ. ૬૨૭માં હિરાકલીયસે ખુસરોને જાનેવાહ મુકામે સજ્જડ હાર આપી હતી, ત્યારે ખુસરો જીવ લઈ નાસી છૂટયો અને બગદાદ પાસે આવેલા પોતાના ખાસ મુકામ દસ્તજર્દમાં પનાહ લીધી જ્યાં તે પોતાના પુત્રના હાથે ઈ.સ. ૬૨૮માં માર્યો ગયો હતો.

وَيَوْمَئِذٍ يَفْرَحُ الْمُؤْمِنُونَ ۝٥

કાયમ થશે. અને તે દિવસે મોમિનો ખુશી મનાવશે,[૨]

بِنَصْرِ اللَّهِ يَنصُرُ مَن يَشَاءُ وَهُوَ الْعَزِيزُ الرَّحِيمُ ۝٦

૬. અલ્લાહની સહાયતાથી. તે ચાહે તેની સહાયતા કરે છે, અને તે સર્વ શક્તિમાન છે, બેહદ દયાળુ છે.

وَعْدَ اللَّهِ لَا يُخْلِفُ اللَّهُ وَعْدَهُ وَلَٰكِنَّ أَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُونَ ۝٧

૭. આ અલ્લાહનો વાયદો છે. અલ્લાહ પોતાના વાયદાનો ભંગ કદાપિ નથી કરતો, પરંતુ ઘણા લોકો તે નથી જાણતા.

يَعْلَمُونَ ظَاهِرًا مِّنَ الْحَيَاةِ الدُّنْيَا وَهُمْ عَنِ الْآخِرَةِ هُمْ غَافِلُونَ ۝٨

૮. આવા લોકો ફક્ત દુનિયાના બાહ્ય રૂપનેજ જાણતા હોય છે, અને આખેરતથી તેઓ બેપરવાહ હોય છે.

أَوَلَمْ يَتَفَكَّرُوا فِي أَنفُسِهِم مَّا خَلَقَ اللَّهُ السَّمَاوَاتِ وَالْأَرْضَ وَمَا بَيْنَهُمَا إِلَّا بِالْحَقِّ وَأَجَلٍ مُّسَمًّى وَإِنَّ كَثِيرًا مِّنَ النَّاسِ بِلِقَاءِ رَبِّهِمْ لَكَافِرُونَ ۝٩

૯. શું તેઓ વિચારતા નહિ હોય કે અલ્લાહે આકાશો તથા પૃથ્વીને અને જે કંઈ પણ તેમની વચ્ચે છે, તે સર્વને એક ખાસ હેતુથી[૩] અને એક મુકર્રર સમય માટે જ સર્જ્યાં છે? છતાં ઘણાખરા લોકો પોતાના રબ સાથે થનારી મુલાકાતમાં યકીન નથી રાખતા.

أَوَلَمْ يَسِيرُوا فِي الْأَرْضِ فَيَنظُرُوا كَيْفَ كَانَ عَاقِبَةُ الَّذِينَ مِن قَبْلِهِمْ كَانُوا أَشَدَّ مِنْهُمْ قُوَّةً وَأَثَارُوا الْأَرْضَ وَعَمَرُوهَا أَكْثَرَ مِمَّا عَمَرُوهَا وَجَاءَتْهُمْ رُسُلُهُم بِالْبَيِّنَاتِ فَمَا كَانَ اللَّهُ لِيَظْلِمَهُمْ وَلَٰكِن كَانُوا أَنفُسَهُمْ يَظْلِمُونَ ۝١٠

૧૦. શું તેમણે ધરતીમાં હરીફરીને નથી જોયું કે તેમની પહેલાંના લોકોનો કેવો (બૂરો) અંજામ આવ્યો હતો? તે લોકો તો આ લોકોથી વધુ બળવાન હતા અને ઝમીનો ખેડી તેને આ લોકોથી વધુ સારી રીતે આબાદ કરી હતી. અને તેમના રસૂલો તેમના તરફ સ્પષ્ટ દલીલો લઈને આવ્યા હતા. બેશક અલ્લાહ તેમના ઉપર ઝુલ્મ કરેજ નહિ, પરંતુ તેમણે સ્વયં પોતાના જીવ ઉપર ઝુલ્મ કર્યો.

ثُمَّ كَانَ عَاقِبَةَ الَّذِينَ أَسَاءُوا السُّوأَىٰ أَن كَذَّبُوا بِآيَاتِ اللَّهِ وَكَانُوا بِهَا يَسْتَهْزِئُونَ ۝١١

૧૧. પછી તે બદકારોનો બેહદ બૂરો અંજામ આવ્યો કારણ કે તેમણે અલ્લાહની આયતોને જૂઠી ઠરાવી અને તેનું હાસ્ય ઉડાવતા રહેતા હતા. (રૂકુઅ - ૧)

---

૨. બીજો ઈશારો આ હકીકત તરફ હતો, કે મક્કાવાસીઓ ફારસીઓની જેમજ મૂર્તિપૂજક હતા. આંહઝરત સ.અ.સ.એ મદીનામાં હિજરત કરી અને ફરી મક્કાના મૂર્તિપૂજકો ઉપર ફતેહ મેળવી હતી. આવી રીતે સૂરાહ રૂમમાં રોમનોની હારનો દાખલો આપી મુસ્લિમોને એવાજ સંજોગોમાં મક્કાને જીતવાની ખુશખબર આપવામાં આવી હતી. આ બન્ને ઐતિહાસિક ઘટનાઓમાં સામ્ય હતું.

૩. જો કાફરો આ હકીકત ઉપર ચિંતન કરતા હોત, તેઓ જાણી લેત કે દુનિયામાં ઈન્સાનને જાહોજલાલી તથા બુદ્ધિ એક મુકર્રર સમય માટે આપવામાં આવે છે. આ હકીકત પણ જાણી લેત કે આ ધરતી ઉપર જે છે તે'જ સર્વસ્વ નથી, પરંતુ તેનાથી વધુ બીજું ઘણું છે, અને મૃત્યુ બાદનું એક નવું

اَللّٰهُ يَبْدَؤُا الْخَلْقَ ثُمَّ يُعِيْدُهٗ ثُمَّ اِلَيْهِ تُرْجَعُوْنَ ﴿١١﴾

૧૨. અલ્લાહ સૃષ્ટિનું મૂળ નિર્માણ કરે છે અને અલ્લાહ જ તેનું પુન:સર્જન કરતો રહે છે; અને અંતમાં તેની જ તરફ તમને પાછા ફેરવવામાં આવશે.

وَيَوْمَ تَقُوْمُ السَّاعَةُ يُبْلِسُ الْمُجْرِمُوْنَ ﴿١٢﴾

૧૩. અને જે દિવસે તે ઘડી આવી રહેશે ત્યારે ગુનાહગારો નિરાશામાં ડૂબી જશે.

وَلَمْ يَكُنْ لَّهُمْ مِّنْ شُرَكَآئِهِمْ شُفَعٰٓؤُا وَكَانُوْا بِشُرَكَآئِهِمْ كٰفِرِيْنَ ﴿١٣﴾

૧૪. અને તેમના ઠરાવેલા (અલ્લાહના) શરીકોમાં તેમની ભલામણ કરનાર કોઈ નહિ મળે અને તેઓ પોતે પણ પોતાના ઠરાવેલા શરીકો (ના સંબંધ)નો ઈન્કાર કરશે.

وَيَوْمَ تَقُوْمُ السَّاعَةُ يَوْمَئِذٍ يَّتَفَرَّقُوْنَ ﴿١٤﴾

૧૫. અને જે દિવસે તે ઘડી આવી રહેશે ત્યારે તેમને (એક બીજાથી) અલગ કરી દેવામાં આવશે.

فَاَمَّا الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ فَهُمْ فِيْ رَوْضَةٍ يُّحْبَرُوْنَ ﴿١٥﴾

૧૬. પછી જે લોકોએ ઈમાન લાવી નેકીના કામ કર્યા હશે, તેઓ સન્માન પામી જન્નતમાં સુખેથી રહેશે.

وَاَمَّا الَّذِيْنَ كَفَرُوْا وَكَذَّبُوْا بِاٰيٰتِنَا وَلِقَآئِ الْاٰخِرَةِ فَاُولٰٓئِكَ فِي الْعَذَابِ مُحْضَرُوْنَ ﴿١٦﴾

૧૭. પરંતુ જે લોકોએ કુફ્ર કર્યું અને અમારી આયતોનો તેમજ આખેરતની મુલાકાતને નકારી, તેઓ અઝાબથી ઘેરાઈને આવશે.

فَسُبْحٰنَ اللّٰهِ حِيْنَ تُمْسُوْنَ وَحِيْنَ تُصْبِحُوْنَ ﴿١٧﴾

૧૮. માટે સાંજ તથા સવારની પળોમાં અલ્લાહની હમ્દોસના (સ્તુતિ) કરતા રહો,

وَلَهُ الْحَمْدُ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ وَعَشِيًّا وَّحِيْنَ تُظْهِرُوْنَ ﴿١٨﴾

૧૯. આકાશોમાં તથા ધરતીમાં તારીફને લાયક તે'જ છે અને દિવસ ઢળતાં તેમજ સૂર્ય આથમતા ટાણે પણ (તેને યાદ કરતા રહો).

يُخْرِجُ الْحَيَّ مِنَ الْمَيِّتِ وَيُخْرِجُ الْمَيِّتَ مِنَ الْحَيِّ وَيُحْيِ الْاَرْضَ بَعْدَ مَوْتِهَا ۭ وَكَذٰلِكَ تُخْرَجُوْنَ ﴿١٩﴾ ع

૨૦. તે'જ સજીવને નિર્જીવમાંથી કાઢે છે, અને સજીવમાંથી નિર્જીવને કાઢે છે. મૃત ભૂમિમાં તે'જ ફરી જીવન સંચાર કરે છે અને આવીજ રીતે તમે ફરી સજીવન કરવામાં આવશો. (રુકૂઅ - ૨)

وَمِنْ اٰيٰتِهٖٓ اَنْ خَلَقَكُمْ مِّنْ تُرَابٍ ثُمَّ اِذَآ اَنْتُمْ بَشَرٌ تَنْتَشِرُوْنَ ﴿٢٠﴾

૨૧. અને (આ પણ) તેની નિશાનીઓમાંની એક છે કે તેણે તમને માટીમાંથી ઉત્પન્ન કર્યા હતા. હવે જૂઓ તમે લોકો ધરતી ઉપર કેવા ફેલાઈ રહ્યા છો. (૪)

---

જીવન પણ છે જ્યાં રૂહાની વિકાસનો કોઈ અંત જ નથી. બેશક આ દુનિયા ઈન્સાનના આવનારા જીવન માટેની જરૂરી સુખસામગ્રીઓ ભેગી કરવાની તક આપનારું એક અગત્યનું સ્થળ છે.

૪. આ આયતમાં અલ્લાહે ફરમાવ્યું 'તેણે તમને માટીમાંથી ઉત્પન્ન કર્યા હતા, પરંતુ બીજી જગ્યાએ 'કાદવ'માંથી પેદા કર્યા હોવાનું વર્ણન છે.

આ સુક્કી માટી અથવા ધૂળ ઈન્સાનને આકાર આપવા માટેના કાદવનું પ્રાથમિક રૂપ છે. જેથી ઈન્સાનની ઉત્પત્તિના ઉપયોગમાં લેવામાં આવેલા બન્ને રૂપો માટીના જ છે. ઉપરાંતમાં ઈન્સાનની ખોરાક પણ માટીમાં ઊગે છે જે ખોરાકમાંથી માનવને શારીરિક તથા માનસિક પ્રગતિ કરવાની શકિત

وَمِنْ اٰيٰتِهٖۤ اَنْ خَلَقَ لَكُمْ مِّنْ اَنْفُسِكُمْ اَزْوَاجًا لِّتَسْكُنُوْۤا اِلَيْهَا وَجَعَلَ بَيْنَكُمْ مَّوَدَّةً وَّرَحْمَةً ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّتَفَكَّرُوْنَ ﴿٢١﴾

૨૨. અને આ તેની નિશાનીઓમાંથી (એક નિશાની) છે કે તેણે તમારામાંથી તમારા જીવનસાથી બનાવ્યા કે તમે તેમનાથી સંતોષ તથા સુખ મેળવો અને તેણે તમારી વચ્ચે પ્રિત તથા લાગણીઓ પેદા કરી છે. ખરેખર તેમાં તે લોકો માટે (ઘણી) નિશાનીઓ છે જે ચિંતન કરતા હોય.

وَمِنْ اٰيٰتِهٖ خَلْقُ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَاخْتِلَافُ اَلْسِنَتِكُمْ وَاَلْوَانِكُمْ ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّلْعٰلِمِيْنَ ﴿٢٢﴾

૨૩. અને આકાશો તથા ધરતીની રચના પણ તેની નિશાનીઓમાંની એક છે અને તમારી ભાષા તથા તમારા રંગોની વિભિન્નતા પણ. ખરેખર તેમાં તે લોકો માટે (ઘણી) નિશાનીઓ છે જે જ્ઞાન ધરાવતાહોય.

وَمِنْ اٰيٰتِهٖ مَنَامُكُمْ بِالَّيْلِ وَالنَّهَارِ وَابْتِغَآؤُكُمْ مِّنْ فَضْلِهٖ ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّسْمَعُوْنَ ﴿٢٣﴾

૨૪. અને તેની નિશાનીઓમાંથી એક તમારી રાતની નિદ્રા છે તથા દિવસમાં તેની જ કૃપાથી તમારું રિઝક શોધવું પણ, બેશક તેમાં તે લોકો માટે (ઘણી) નિશાનીઓ છે જે સાંભળતાહોય.

وَمِنْ اٰيٰتِهٖ يُرِيْكُمُ الْبَرْقَ خَوْفًا وَّطَمَعًا وَّيُنَزِّلُ مِنَ السَّمَآءِ مَآءً فَيُحْيٖ بِهِ الْاَرْضَ بَعْدَ مَوْتِهَا ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّعْقِلُوْنَ ﴿٢٤﴾

૨૫. અને આ પણ તેની નિશાનીઓમાંની (એક) છે કે તમારામાં ડર તથા આશા જગાવવા માટે તે વીજળી ચમકાવે છે, પછી આકાશેથી જળ વરસાવે છે, જેના વડે મૃત ભૂમિમાં ફરી જીવનનો સંચાર થાય છે. તેમાં ખરેખર, તે લોકો માટે (ઘણી) નિશાનીઓ છે જે સમજદારી રાખતા હોય.

وَمِنْ اٰيٰتِهٖۤ اَنْ تَقُوْمَ السَّمَآءُ وَالْاَرْضُ بِاَمْرِهٖ ؕ ثُمَّ اِذَا دَعَاكُمْ دَعْوَةً ۖ مِّنَ الْاَرْضِ ۖ اِذَاۤ اَنْتُمْ تَخْرُجُوْنَ ﴿٢٥﴾

૨૬. અને (આ પણ) તેની એક નિશાની છે કે આકાશ તથા પૃથ્વી તેનાજ હુકમથી અધ્ધર ટકી રહ્યાં છે. પછી જ્યારે તે તમને ધરતીમાંથી નીકળવા માટે પુકારશે કે તરતજ તમે ધરતીમાંથી બહાર નીકળી આવશો.

وَلَهٗ مَنْ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ كُلٌّ لَّهٗ قٰنِتُوْنَ ﴿٢٦﴾

૨૭. અને જે કોઈ આકાશો તેમજ પૃથ્વીમાં છે, સૌ તેના છે અને તેની જ આજ્ઞાને આધીન છે.

وَهُوَ الَّذِيْ يَبْدَؤُا الْخَلْقَ ثُمَّ يُعِيْدُهٗ وَهُوَ اَهْوَنُ عَلَيْهِ ؕ وَلَهُ الْمَثَلُ الْاَعْلٰى فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ۚ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿٢٧﴾ ع

૨૮. અને તે'જ છે જેણે સર્જનોનું મૂળ નિર્માણ કર્યું છે અને તે તેમનું પુન:સર્જન પણ કરશે. અને તેમ કરતા રહેવું તેના માટે સહેલું છે. આકાશ તથા પૃથ્વીમાં તે'જ બૂલંદ શાનવાળો છે, સર્વસમર્થ છે, હિકમતવાળો છે. (રૂકૂઅ - ૩)

ضَرَبَ لَكُمْ مَّثَلًا مِّنْ اَنْفُسِكُمْ ؕ هَلْ لَّكُمْ مِّنْ مَّا

૨૯. તે તમારા અંદરથી જ તમારા માટે દાખલા કાયમ કરે છે. શું જે તમારા જમણા હાથને આધીન

---

મળી રહે છે; અને આ શકિત દ્વારા અલ્લાહ ઈન્સાનને દુનિયાભરમાં ફેલાઈ જવાની અને ભવ્ય સફળતાઓ મેળવવાનો ઉત્સાહ તેમજ સામર્થ્ય અર્પણ કરે છે.

مَلَكَتْ اَيْمَانُكُمْ مِّنْ شُرَكَآءَ فِىْ مَا رَزَقْنٰكُمْ فَاَنْتُمْ فِيْهِ سَوَآءٌ تَخَافُوْنَهُمْ كَخِيْفَتِكُمْ اَنْفُسَكُمْ ؕ كَذٰلِكَ نُفَصِّلُ الْاٰيٰتِ لِقَوْمٍ يَّعْقِلُوْنَ ﴿٢٩﴾

(ગુલામ) છે તેઓમાંથી કોઈ પણ, તમારી દૌલતનો ભાગીદાર છે કે જેથી તમે સૌ એક સરખા બની જાઓ અને શું તમે તેમનાથી એવા ડરો જેમ તમે એકબીજા (સમોવડીયા)થી ડરતા રહો છો? આવી રીતે સમજદાર લોકો માટે અમે સ્પષ્ટ વર્ણન કરીએ છીએ.[૫]

بَلِ اتَّبَعَ الَّذِيْنَ ظَلَمُوْۤا اَهْوَآءَهُمْ بِغَيْرِ عِلْمٍ ۚ فَمَنْ يَّهْدِىْ مَنْ اَضَلَّ اللّٰهُ ؕ وَمَا لَهُمْ مِّنْ نّٰصِرِيْنَ ﴿٣٠﴾

૩૦. બલ્કે ઝાલિમો જહાલતમાં પોતાની મનોકામનાઓ પાછળ ચાલતા રહે છે. તો જે અલ્લાહની અવકૃપાથી ગુમરાહ બને તેને રાહેરાસ્ત ઉપર કોણ લાવી શકે છે? અને આવા લોકોનો કોઈ મદદગાર નહિ થાય.

فَاَقِمْ وَجْهَكَ لِلدِّيْنِ حَنِيْفًا ؕ فِطْرَتَ اللّٰهِ الَّتِىْ فَطَرَ النَّاسَ عَلَيْهَا ؕ لَا تَبْدِيْلَ لِخَلْقِ اللّٰهِ ؕ ذٰلِكَ الدِّيْنُ الْقَيِّمُ ۙ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ﴿٣١﴾

૩૧. માટે તું દીન (સત્ય ધર્મ) તરફ મુખ ફેરવી (અલ્લાહને) સમર્પણ કર, અલ્લાહની રચેલી કુદરતનો (સ્વીકાર કર) જે કુદરત વડે તેણે ઈન્સાનને પેદા કર્યા. અલ્લાહના દસ્તૂરમાં કંઈ ફેરફાર નથી થતો, આ'જ ખરો દીન છે, પરંતુ ઘણા લોકો નથી જાણતા.

مُنِيْبِيْنَ اِلَيْهِ وَاتَّقُوْهُ وَاَقِيْمُوا الصَّلٰوةَ وَلَا تَكُوْنُوْا مِنَ الْمُشْرِكِيْنَ ﴿٣٢﴾

૩૨. (તૌબા કરતા) તમે તેની જ તરફ નમો, અને સંયમ ધારણ કરો અને નમાઝ કાયમ કરો, અને તે મુશરીકો જેવા ન બનો,

مِنَ الَّذِيْنَ فَرَّقُوْا دِيْنَهُمْ وَكَانُوْا شِيَعًا ؕ كُلُّ حِزْبٍۢ بِمَا لَدَيْهِمْ فَرِحُوْنَ ﴿٣٣﴾

૩૩. જે પોતાના દીનના ટૂકડે ટૂકડા કરી જુદા જુદા ફિરકાઓમાં વહેંચાઈ ગયા; અને જે કંઈ મળ્યું તેનાથી તે ખુશ છે.[૬]

وَاِذَا مَسَّ النَّاسَ ضُرٌّ دَعَوْا رَبَّهُمْ مُّنِيْبِيْنَ اِلَيْهِ ثُمَّ اِذَاۤ اَذَاقَهُمْ مِّنْهُ رَحْمَةً اِذَا فَرِيْقٌ مِّنْهُمْ بِرَبِّهِمْ يُشْرِكُوْنَ ﴿٣٤﴾

૩૪. અને જ્યારે તેમના ઉપર આફત આવી પડે છે તો તેઓ (તૌબા કરી) પોતાના પાલનહારને પુકારે છે, પછી જ્યારે તે પોતાની રેહમતની તેમને મઝા ચખાડે છે, તો તેમાના કેટલાક પોતાના પરવરદિગારના ભાગીદારો નીમે છે,

---

૫. જ્યારે એક માલિક પોતાના ગુલામ સાથે પોતાની દૌલત તથા અન્ય અધિકારોમાં ભાગીદારી નથી રાખતો તો અલ્લાહ પોતાની કુદરતના સામ્રાજ્યનો ભાગીદાર પોતાના બંદાઓને કેવી રીતે બનાવી શકે છે.

૬. મુશરીકો હાથે ઘડેલી મૂર્તિઓ, પ્રાણીઓ, ફરિશ્તાઓ, સમાધીઓ, રૂહો (આત્માઓ), મહાપુરુષોને તથા કલ્પિત વસ્તુઓને મા'બૂદ ઠરાવી તેમનું પૂજન કરે છે, અને તે વિવિધ પૂજનારાઓ પોતાની વિવિધ વિચાર સરણીઓના આધાર ઉપર એકમ કાયમ નહિ રાખી શકે, પરંતુ તમામ સૃષ્ટિના એકજ સર્જનહારને પોતાની માન્યતાનો પાયો બનાવનારા ઉપર કદાપિ ગુમરાહ થવાનો વખત નહિ આવે.

لِيَكْفُرُوْا بِمَآ اٰتَيْنٰهُمْ ؕ فَتَمَتَّعُوْا ٙ فَسَوْفَ تَعْلَمُوْنَ ﴿٣٥﴾

૩૫. આવી રીતે અમે તેમને જે આપ્યું છે તેના માટે તેઓ આભારી નથી થતા. માટે તમે (ટૂંક સમયનો) લાભ ઉઠાવી લો, પરંતુ વેળાસર તમને (હકીકત) જણાઈ રહેશે.

اَمْ اَنْزَلْنَا عَلَيْهِمْ سُلْطٰنًا فَهُوَ يَتَكَلَّمُ بِمَا كَانُوْا بِهٖ يُشْرِكُوْنَ ﴿٣٦﴾

૩૬. શું તેમને અમે કોઈ અધિકારનામું આપ્યું છે જે તેના ભાગીદારો ઠરાવવા માટે તમને કહેતું હોય?

وَاِذَآ اَذَقْنَا النَّاسَ رَحْمَةً فَرِحُوْا بِهَا ؕ وَاِنْ تُصِبْهُمْ سَيِّئَةٌ ۢ بِمَا قَدَّمَتْ اَيْدِيْهِمْ اِذَا هُمْ يَقْنَطُوْنَ ﴿٣٧﴾

૩૭. અને જ્યારે અમે ઈન્સાનને અમારી રેહમતોની મઝા ચખાડીએ છીએ ત્યારે તેઓ બહુજ ફૂલાઈ જાય છે; પરંતુ જ્યારે તેમની કરણીના પરિણામે તેમના ઉપર આફત તૂટી પડે છે, તો જુઓ, તેઓ કેવા નિરાશ થઈ જાય છે.

اَوَلَمْ يَرَوْا اَنَّ اللّٰهَ يَبْسُطُ الرِّزْقَ لِمَنْ يَّشَآءُ وَيَقْدِرُ ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿٣٨﴾

૩૮. શું તેઓ નથી જાણતા કે અલ્લાહ જેની રોઝીમાં ચાહે વધારો કરી મૂકે છે, અને ચાહે તેને તંગી આપે છે? ખરે જ, જે ઈમાન લાવે તેના માટે તેમાં (ઘણી) નિશાનીઓ છે.

فَاٰتِ ذَا الْقُرْبٰى حَقَّهٗ وَالْمِسْكِيْنَ وَابْنَ السَّبِيْلِ ؕ ذٰلِكَ خَيْرٌ لِّلَّذِيْنَ يُرِيْدُوْنَ وَجْهَ اللّٰهِ ۫ وَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ﴿٣٩﴾

૩૯. માટે તમારા સગાસ્નેહીઓને, મોહતાજોને અને મુસાફરોને તેમનો હક્ક[૭] આપો. અલ્લાહની ખુશનુદી ચાહનારાઓ માટે આ'જ બેહતર છે, અને આ લોકોજ સફળતા પામનારા છે.

وَمَآ اٰتَيْتُمْ مِّنْ رِّبًا لِّيَرْبُوَا۠ فِيْٓ اَمْوَالِ النَّاسِ فَلَا يَرْبُوْا عِنْدَ اللّٰهِ ۚ وَمَآ اٰتَيْتُمْ مِّنْ زَكٰوةٍ تُرِيْدُوْنَ وَجْهَ اللّٰهِ فَاُولٰٓئِكَ هُمُ الْمُضْعِفُوْنَ ﴿٤٠﴾

૪૦. તમે જે વ્યાજ[૮] આપો છો તે લોકોની મિલકતમાં વધારો કરે છે, પરંતુ અલ્લાહની દ્રષ્ટિમાં તેનાથી કંઈ પણ વધારો નથી થતો અને અલ્લાહની ખુશનુદી માટે જે લોકો ઝકાત આપશે તેજ પોતાની (દોલતમાં) અનેકગણો વધારો કરવા પામશે.

اَللّٰهُ الَّذِيْ خَلَقَكُمْ ثُمَّ رَزَقَكُمْ ثُمَّ يُمِيْتُكُمْ ثُمَّ يُحْيِيْكُمْ ؕ هَلْ مِنْ شُرَكَآئِكُمْ مَّنْ يَّفْعَلُ مِنْ ذٰلِكُمْ مِّنْ شَيْءٍ ؕ سُبْحٰنَهٗ وَتَعٰلٰى عَمَّا يُشْرِكُوْنَ ﴿٤١﴾ ع

૪૧. તે અલ્લાહ જ છે જેણે તમને પેદા કર્યા, (અને) તમારા માટે રીઝકનો પ્રબંધ કર્યો, પછી તે તમને મૃત્યુ આપશે, ફરી તે તમને સજીવન કરશે. શું તમારા ઠરાવેલ શરીકોમાં કોઈ છે જે આવું કંઈ કરી શકતો હોય? સર્વે તા'રીફના લાયક છે તે, અને તેના ઠરાવેલા શરીકોથી તે બેહદ ઉચ્ચતર છે. (રુકૂઅ-૪)

---

૭. 'હક્ક આપો' અર્થાત જેની પાસે ખાધા પીધા પછી વધ્યું હોય તેમાંથી એવા ગરીબો તથા મોહતાજોને આપો જેઓ ખરેજ જરૂરતમંદ હોય, કારણ કે ગરીબોના શ્રમ તથા મહેનતથી શ્રીમંતો કમાણી કરતા હોય છે, જેથી તેમની કમાણીમાં ગરીબોનો હિસ્સો હોય છે.

૮. વ્યાજની લેવડદેવડ માલદારોને વધુ માલદાર બનાવે છે અને દેવાદારને વધુ મોહતાજ બનાવે છે, જ્યારે ઈસ્લામમાં ઝકાત દ્વારા ગરીબોની હાજતોને પૂરી કરવાની વ્યવસ્થા કરી શકાય છે. આજ હકીકતના આધારે ઈસ્લામમાં વ્યાજની લેવડદેવડને હરામ ઠરાવવામાં આવી છે.

ظَهَرَ الْفَسَادُ فِي الْبَرِّ وَالْبَحْرِ بِمَا كَسَبَتْ أَيْدِي النَّاسِ لِيُذِيقَهُمْ بَعْضَ الَّذِي عَمِلُوا لَعَلَّهُمْ يَرْجِعُونَ ﴿٤٢﴾

૪૨. ઈન્સાનોના હાથની કરણીઓના લીધે ધરતીમાં તથા સમુદ્રમાં બદીઓ[૯] ફેલાઈ ગઈ છે. જેના પરિણામે અલ્લાહ તેમની કરણીઓનો સ્વાદ તેમને ચખાડશે, કે કદાચ તેઓ અટકી જાય!

قُلْ سِيرُوا فِي الْأَرْضِ فَانْظُرُوا كَيْفَ كَانَ عَاقِبَةُ الَّذِينَ مِنْ قَبْلُ ۚ كَانَ أَكْثَرُهُمْ مُشْرِكِينَ ﴿٤٣﴾

૪૩. તેમને કહી દે 'ધરતીમાં હરીફરીને જુઓ કે તમારી પહેલાંના લોકોની કેવી અવદશા થઈ હતી. તેઓમાંના ઘણા ખરા મુશ્રીક હતા.

فَأَقِمْ وَجْهَكَ لِلدِّينِ الْقَيِّمِ مِنْ قَبْلِ أَنْ يَأْتِيَ يَوْمٌ لَا مَرَدَّ لَهُ مِنَ اللَّهِ ۖ يَوْمَئِذٍ يَصَّدَّعُونَ ﴿٤٤﴾

૪૪. માટે તારું ધ્યાન સત્ય દીન તરફ કર, તે પહેલાં કે તે દિવસ આવી પહોંચે જેનું આવવું લાઝિમ (અનિવાર્ય) છે. તે દિવસે (લોકોમાં) ભંગાણ પડી જશે.

مَنْ كَفَرَ فَعَلَيْهِ كُفْرُهُ ۖ وَمَنْ عَمِلَ صَالِحًا فَلِأَنْفُسِهِمْ يَمْهَدُونَ ﴿٤٥﴾

૪૫. ત્યારે જે ઈમાન ન લાવ્યા તેઓ પોતાના કુફ્રનું પરિણામ ભોગવશે અને નેકી કરનારાઓ (પોતાની નેકીઓનો બદલો મેળવવા માટે) તૈયાર હશે,

لِيَجْزِيَ الَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ مِنْ فَضْلِهِ ۚ إِنَّهُ لَا يُحِبُّ الْكَافِرِينَ ﴿٤٦﴾

૪૬. કે અલ્લાહ પોતાની ફઝલોમાંથી તે લોકોને આપે જે લોકો ઈમાન લાવ્યા અને જે નેક કામો કરતા રહ્યા. ખરેખર, તે કાફરોને પસંદ નથી કરતો.

وَمِنْ آيَاتِهِ أَنْ يُرْسِلَ الرِّيَاحَ مُبَشِّرَاتٍ وَلِيُذِيقَكُمْ مِنْ رَحْمَتِهِ وَلِتَجْرِيَ الْفُلْكُ بِأَمْرِهِ وَلِتَبْتَغُوا مِنْ فَضْلِهِ وَلَعَلَّكُمْ تَشْكُرُونَ ﴿٤٧﴾

૪૭. અને આ પણ તેની નિશાનીઓમાંની એક છે કે તે પવન દ્વારા (વરસાદ)ની ખુશખબર આપે અને તે તમને પોતાની રેહમતની મઝા ચખાડે, અને તેની જ આજ્ઞાથી (સમુદ્રમાં) વહાણો ચાલે, કે તમે તેની કૃપાઓ (રિઝક) શોધો અને તેના શુક્રગુઝાર બનો.

وَلَقَدْ أَرْسَلْنَا مِنْ قَبْلِكَ رُسُلًا إِلَىٰ قَوْمِهِمْ فَجَاءُوهُمْ بِالْبَيِّنَاتِ فَانْتَقَمْنَا مِنَ الَّذِينَ أَجْرَمُوا ۖ وَكَانَ حَقًّا عَلَيْنَا نَصْرُ الْمُؤْمِنِينَ ﴿٤٨﴾

૪૮. બેશક અમે તારી પહેલાં તેમની કોમમાંથી જ તેમની તરફ રસૂલો મોકલાવ્યા હતા જે તેમની પાસે સ્પષ્ટ દલીલો લાવ્યા હતા. પછી ગુનાહ કરનારાઓને અમે સજા આપી, અને મોમિનોની અમે મદદ કરી જે અમારા ઉપર લાઝિમ હતું.

اللَّهُ الَّذِي يُرْسِلُ الرِّيَاحَ فَتُثِيرُ سَحَابًا فَيَبْسُطُهُ فِي السَّمَاءِ كَيْفَ يَشَاءُ وَيَجْعَلُهُ كِسَفًا فَتَرَى الْوَدْقَ يَخْرُجُ مِنْ خِلَالِهِ ۖ فَإِذَا أَصَابَ بِهِ مَنْ يَشَاءُ مِنْ عِبَادِهِ إِذَا هُمْ يَسْتَبْشِرُونَ ﴿٤٩﴾

૪૯. તે અલ્લાહ છે જે પવન મોકલી વાદળા ઘસડી લાવે છે. પછી તેને આકાશમાં જેવી રીતે ચાહે તે ફેલાવે છે, અને તેના પડ ઉપર પડ પાથરે છે અને તું જુએ છે કે તેમની વચ્ચેથી વરસાદ પડવા માંડે છે. પછી જ્યારે તે પોતાના જે બંદા ઉપર ચાહે તેને વરસાવે છે, ત્યારે જુઓ તેઓ કેવા ખુશ થઈ જાય છે!

૯. આંહઝરત સ.અ.સ.ના આગમન પહેલાં દુનિયામાં ઈન્સાનીયત (માનવતા) બેહદ ઊતરતા ધોરણે પહોંચી ચૂકી હતી પરિણામે અલ્લાહ તરફથી એક સંપૂર્ણ અને અંતિમ શરિયત કુરઆને મજીદના રૂપમાં ઊતારવામાં આવી હતી.

૫૦. જો કે તેમના ઉપર તે વરસાદ પડવા પહેલાં તેઓ બિલકુલ નિરાશ થએલા હતા.

૫૧. માટે અલ્લાહની રેહમતની નિશાનીઓનું નિરીક્ષણ કરો કે તે કેવી રીતે મૃત જમીનમાં ફરી જીવન સંચાર કરે છે! બેશક, તે'જ (અલ્લાહ) મૃતદેહોને ફરી સજીવન કરશે અને તે સર્વ વસ્તુઓ ઉપર પૂરેપૂરો કાબુ ધરાવે છે.

૫૨. અને જો અમે એવી હવાને મોકલીએ જે (તેમની ખેતીને સૂકવી) પીળી કરી નાખે, તો તેને જોતાંજ ખરેજ તેઓ નિરાશ થઈ જશે.

૫૩. અને તું મુર્દાને કંઈપણ સંભળાવી નથી શકતો, ન તો બહેરાઓને તારી પુકાર સંભળાવી શકે છે, જ્યારે તેઓ પીઠ ફેરવી ચાલ્યા જતા હોય છે.

૫૪. ન તો તું (અંત:કરણના) આંધળાઓને તેમની ગુમરાહીમાંથી બહાર લાવી શકે છે. તું કેવળ તેમને જ સંભળાવી શકે છે જે અમારા આદેશોને માન્ય રાખી (અમારી) તાબેદારીમાં આવનારા છે. (રૂકૂઅ - ૫)

૫૫. તે અલ્લાહ જ છે જેણે તમને કમજોર હાલતમાં પેદા કર્યા, અને તે નબળાઈ પછી તમને શકિત આપી; અને શકિત પછી ફરી નબળાઈ અને પછી ઘડપણ આપ્યું. તે જે ચાહે તે સર્જે છે, તે સર્વ જાણનાર છે. સર્વશિકતમાન છે.

૫૬. અને જે દિવસે તે (અંતિમ) ઘડી આવી પહોંચશે ત્યારે ગુનાહગારો સોગંદપૂર્વક કહેશે કે તેઓ (દુનિયામાં) માત્ર એક ઘડી માટે જ રહ્યા હતા; તેઓ (દુનિયામાં પણ) આવી જ રીતે ગુમરાહ થઈ ગયા હતા.

૫૭. પરંતુ જેમને ઈલ્મ અને ઈમાન બક્ષવામાં આવ્યું છે તેઓ કહેશે 'તમે અલ્લાહની કિતાબ પ્રમાણે કયામત સુધી રહ્યા હતા, અને આ કયામતનો દિવસ છે. પરંતુ તમને તે (જાણવા)ની પરવા હતી જ નહિ.'

૫૮. માટે તે દિવસે તેમના બહાના તેમને કામ નહિ આવે; ન તો તેમને તૌબાહ કરવાનો મોકો આપવામાં આવશે.

وَإِن كَانُوا مِن قَبْلِ أَن يُنَزَّلَ عَلَيْهِم مِّن قَبْلِهِ لَمُبْلِسِينَ ﴿٥٠﴾

فَانظُرْ إِلَىٰ آثَارِ رَحْمَتِ اللَّهِ كَيْفَ يُحْيِي الْأَرْضَ بَعْدَ مَوْتِهَا ۚ إِنَّ ذَٰلِكَ لَمُحْيِي الْمَوْتَىٰ ۖ وَهُوَ عَلَىٰ كُلِّ شَيْءٍ قَدِيرٌ ﴿٥١﴾

وَلَئِنْ أَرْسَلْنَا رِيحًا فَرَأَوْهُ مُصْفَرًّا لَّظَلُّوا مِن بَعْدِهِ يَكْفُرُونَ ﴿٥٢﴾

فَإِنَّكَ لَا تُسْمِعُ الْمَوْتَىٰ وَلَا تُسْمِعُ الصُّمَّ الدُّعَاءَ إِذَا وَلَّوْا مُدْبِرِينَ ﴿٥٣﴾

وَمَا أَنتَ بِهَادِ الْعُمْيِ عَن ضَلَالَتِهِمْ ۖ إِن تُسْمِعُ إِلَّا مَن يُؤْمِنُ بِآيَاتِنَا فَهُم مُّسْلِمُونَ ﴿٥٤﴾ ع

اللَّهُ الَّذِي خَلَقَكُم مِّن ضَعْفٍ ثُمَّ جَعَلَ مِن بَعْدِ ضَعْفٍ قُوَّةً ثُمَّ جَعَلَ مِن بَعْدِ قُوَّةٍ ضَعْفًا وَشَيْبَةً ۚ يَخْلُقُ مَا يَشَاءُ ۖ وَهُوَ الْعَلِيمُ الْقَدِيرُ ﴿٥٥﴾

وَيَوْمَ تَقُومُ السَّاعَةُ يُقْسِمُ الْمُجْرِمُونَ مَا لَبِثُوا غَيْرَ سَاعَةٍ ۚ كَذَٰلِكَ كَانُوا يُؤْفَكُونَ ﴿٥٦﴾

وَقَالَ الَّذِينَ أُوتُوا الْعِلْمَ وَالْإِيمَانَ لَقَدْ لَبِثْتُمْ فِي كِتَابِ اللَّهِ إِلَىٰ يَوْمِ الْبَعْثِ ۖ فَهَٰذَا يَوْمُ الْبَعْثِ وَلَٰكِنَّكُمْ كُنتُمْ لَا تَعْلَمُونَ ﴿٥٧﴾

فَيَوْمَئِذٍ لَّا يَنفَعُ الَّذِينَ ظَلَمُوا مَعْذِرَتُهُمْ وَلَا هُمْ يُسْتَعْتَبُونَ ﴿٥٨﴾

وَلَقَدْ ضَرَبْنَا لِلنَّاسِ فِي هٰذَا الْقُرْاٰنِ مِنْ كُلِّ مَثَلٍ ۗ وَلَئِنْ جِئْتَهُمْ بِاٰيَةٍ لَّيَقُوْلَنَّ الَّذِيْنَ كَفَرُوْٓا اِنْ اَنْتُمْ اِلَّا مُبْطِلُوْنَ ﴿٥٩﴾

૫૯. અને ખરેખર અમે આ કુરઆનમાં ઈન્સાનોને સમજાવવા માટે અનેક દાખલા બયાન કર્યા છે છતાં પણ જો તું તેમની પાસે કોઈ નિશાની લાવીશ, તો પણ જે ઈમાન નથી લાવ્યા તેઓ અવશ્ય કહેશે કે 'તમે (બધા) જૂઠા છો.'

كَذٰلِكَ يَطْبَعُ اللّٰهُ عَلٰى قُلُوْبِ الَّذِيْنَ لَا يَعْلَمُوْنَ ﴿٦٠﴾

૬૦. આવી રીતે અલ્લાહ જહાલત (અજ્ઞાનતા)માં પડેલાઓના દિલો ઉપર મહોર[૧૦] લગાવી દે છે.

فَاصْبِرْ اِنَّ وَعْدَ اللّٰهِ حَقٌّ وَّلَا يَسْتَخِفَّنَّكَ الَّذِيْنَ لَا يُوْقِنُوْنَ ﴿٦١﴾ ع

૬૧. માટે તું સબ્ર કર, બેશક, અલ્લાહનો વાયદો સાચો છે; અને જે લોકોમાં ઈમાનનો અભાવ છે, તને હલકો પાડી દેવાની તું તેમને તક ન આપજે. (રૂકૂઅ - ૬)

(રૂકૂઅ - ૬)

૧૦. કાફરોના પોતાના હઠાગ્રહના કારણે તેમના દિલો ઉપર અંધકારનું પથરાઈ જવું લાઝિમ છે.

سُوْرَةُ لُقْمٰنَ مَكِّيَّةٌ (٣١)

## સૂરાહ લૂકમાન

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહ નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

الٓمّٓ ②

૨. અલીફ, લામ, મીમ, (હું અલ્લાહ, સર્વજ્ઞ છું.)

تِلْكَ اٰيٰتُ الْكِتٰبِ الْحَكِيْمِ ③

૩. આ આયતો હિકમતથી ભરપૂર[1] કિતાબની છે,

هُدًى وَّ رَحْمَةً لِّلْمُحْسِنِيْنَ ④

૪. (જે) નેકી કરનારાઓ માટે હિદાયત તથા રેહમત છે.

الَّذِيْنَ يُقِيْمُوْنَ الصَّلٰوةَ وَيُؤْتُوْنَ الزَّكٰوةَ وَ هُمْ بِالْاٰخِرَةِ هُمْ يُوْقِنُوْنَ ⑤

૫. આ તેમના માટે છે, જે નમાઝ કાયમ કરે છે, અને જકાત આપે છે, અને આખેરત ઉપર કામિલ (પૂરેપૂરો) યકીન રાખે છે.

اُولٰٓئِكَ عَلٰى هُدًى مِّنْ رَّبِّهِمْ وَ اُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ⑥

૬. આ'જ લોકો પોતાના પાલનહારની સીધી રાહ ઉપર છે અને આજ લોકો સફળ થનારા છે.

وَ مِنَ النَّاسِ مَنْ يَّشْتَرِيْ لَهْوَ الْحَدِيْثِ لِيُضِلَّ عَنْ سَبِيْلِ اللّٰهِ بِغَيْرِ عِلْمٍ ۖ وَّ يَتَّخِذَهَا هُزُوًا ۗ اُولٰٓئِكَ لَهُمْ عَذَابٌ مُّهِيْنٌ ⑦

૭. અને કેટલાક લોકો એવા છે જે કોઈ પણ જ્ઞાન વગર કિસ્સા કહાણીઓ વડે લોકોને અલ્લાહની સીધી રાહના બદલે ગુમરાહીમાં[2] ખેંચી જાય છે, અને (હિદાયતનું) હાસ્ય ઉડાવતા રહે છે. આવા લોકો માટે નામોશીભર્યો અઝાબ છે.

وَاِذَا تُتْلٰى عَلَيْهِ اٰيٰتُنَا وَلّٰى مُسْتَكْبِرًا كَاَنْ لَّمْ يَسْمَعْهَا كَاَنَّ فِيْٓ اُذُنَيْهِ وَقْرًا ۚ فَبَشِّرْهُ بِعَذَابٍ اَلِيْمٍ ⑧

૮. અને જ્યારે અમારી આયતો તેને વાંચી સંભળાવવામાં આવે છે, જાણે કંઈ સાંભળ્યું જ નથી તેમ અભિમાનથી તે મુખ ફેરવી ચાલ્યો જાય છે, જાણે તેના બન્ને કાનોમાં બહેરાપણું હોય. માટે તું તેને એક દર્દનાક અઝાબથી ચેતવી દે.

---

૧. કુરઆન એવી કિતાબ છે જે સ્વયં પોતે અનુપમ, અજોડ હોવાનો પોતાની ભવ્યતાનો, સૌમ્ય રચના, અને રૂહાની નૂરનો ભંડાર હોવાનો દાવો કરે છે. મુસ્લિમો પોતાના તરફથી જ કુરઆનની ખૂબીઓનો પ્રચાર કરતા રહે છે એવું કહેવું યોગ્ય નહિ ગણાય, બલ્કે કુરઆને- મજીદે સ્વયં પોતેજ પોતાના મરતબા પોતાની શ્રેષ્ઠતા, અનુપમતાની દલીલ આપતા તમામ દુનિયાને મુકાબલા માટે ખુલ્લો પડકાર કર્યો છે. (બૂરહાઈને આહમદીયા. પા. ૬૪૦)

૨. જીવન એક બહુજ ગંભીર વસ્તુ છે, અને ઈન્સાનને દુનિયામાં એક ખાસ ભૂમિકા અદા કરવા માટે પેદા કરવામાં આવ્યો છે, પરંતુ નાદાનીભર્યા વિચારો ધરાવતો માનવ પોતાના અનમોલ સમય તથા શકિતનો દુર્વ્યય કરી અર્થહીન સંકલ્પોના ભંવરમાં (વમળમાં) ડૂબી જાય છે.

૯. નિ:સંદેહ જે લોકો ઈમાન લાવીને ભલાઈના કામો કરે છે તેમને ખુશહાલીવાળા બગીચા મળશે,

إِنَّ الَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ لَهُمْ جَنَّاتُ النَّعِيمِ ﴿٩﴾

૧૦. જેમાં તેઓ સદાય રહેશે, આ અલ્લાહનો સાચો વાયદો છે; અને તે સર્વ સમર્થ છે, હિકમતવાળો છે.

خَالِدِينَ فِيهَا ۖ وَعْدَ اللَّهِ حَقًّا ۚ وَهُوَ الْعَزِيزُ الْحَكِيمُ ﴿١٠﴾

૧૧. તેણે આકાશોને સ્થંભો વગર અદ્ધર ટકાવી રાખ્યા છે તે તું જોઈ રહ્યો છે, અને તેણે પર્વતોને ધરતીમાં ઊંડા બેસાડયા છે કે તે તમારી સાથે ડોલી ન જાય અને તેમાં તેણે દરેક પ્રકારના જીવજંતુઓ ફેલાવી દીધા છે; અને અમે વાદળો દ્વારા જળ વરસાવ્યું, અને તેમાં પ્રત્યેક સુંદર સર્જનો પેદા કરવાના સબબ (કારણો) બનાવ્યા.

خَلَقَ السَّمَاوَاتِ بِغَيْرِ عَمَدٍ تَرَوْنَهَا ۖ وَأَلْقَىٰ فِي الْأَرْضِ رَوَاسِيَ أَن تَمِيدَ بِكُمْ وَبَثَّ فِيهَا مِن كُلِّ دَابَّةٍ ۚ وَأَنزَلْنَا مِنَ السَّمَاءِ مَاءً فَأَنبَتْنَا فِيهَا مِن كُلِّ زَوْجٍ كَرِيمٍ ﴿١١﴾

૧૨. આ અલ્લાહનું સર્જન છે. મને બતાવો તેના સિવાય બીજા કોણે આવું ઉત્પન્ન કર્યું છે? બલ્કે, ઝાલિમો તો ખુલ્લેખુલ્લી ગુમરાહીમાં છે. (રુકૂઅ-૧)

هَٰذَا خَلْقُ اللَّهِ فَأَرُونِي مَاذَا خَلَقَ الَّذِينَ مِن دُونِهِ ۚ بَلِ الظَّالِمُونَ فِي ضَلَالٍ مُّبِينٍ ﴿١٢﴾ ع

૧૩. અને અમે લૂકમાનને[3] શાણપણ આપી કહ્યું, 'અલ્લાહનો ઉપકાર માન, અને જે તેનો આભારી થશે તે ફક્ત પોતાના જીવના (ભલા) માટે જ આભારી થશે, અને જે નાશુક્રી કરશે, તો (જાણી લો કે) અલ્લાહ કોઈનો મોહતાજ નથી, તે સર્વ તા'રીફને લાયક છે.

وَلَقَدْ آتَيْنَا لُقْمَانَ الْحِكْمَةَ أَنِ اشْكُرْ لِلَّهِ ۚ وَمَن يَشْكُرْ فَإِنَّمَا يَشْكُرُ لِنَفْسِهِ ۖ وَمَن كَفَرَ فَإِنَّ اللَّهَ غَنِيٌّ حَمِيدٌ ﴿١٣﴾

૧૪. અને (યાદ કર) જ્યારે લૂકમાને પોતાના પુત્રને ઉપદેશ આપતાં કહ્યું 'હે મારા પુત્ર, કોઈ અન્યને અલ્લાહના ભાગીદારો ઠરાવીશ નહિ. નિ:સંદેહ અલ્લાહના ભાગીદારો ઠરાવવા એક ભયંકર ગુનાહ (પાપ) છે.

وَإِذْ قَالَ لُقْمَانُ لِابْنِهِ وَهُوَ يَعِظُهُ يَا بُنَيَّ لَا تُشْرِكْ بِاللَّهِ ۖ إِنَّ الشِّرْكَ لَظُلْمٌ عَظِيمٌ ﴿١٣﴾

૧૫. અને અમે (ઈન્સાનને) તેના માતાપિતાના સંબંધમાં તાકીદ કરી હતી કારણ કે, તેની માતાએ કમજોરી ઉપર કમજોરી વેઠી તેનો ભાર ઉઠાવી રાખ્યો,[4] તેણે બે વર્ષ સુધી (માતાનું) ધાવણ લીધું.

وَوَصَّيْنَا الْإِنسَانَ بِوَالِدَيْهِ حَمَلَتْهُ أُمُّهُ وَهْنًا عَلَىٰ وَهْنٍ وَفِصَالُهُ فِي عَامَيْنِ أَنِ اشْكُرْ لِي وَلِوَالِدَيْكَ

---

૩. મળના અહેવાલો પ્રમાણે લૂકમાન બિન અરબ હતા, શકય છે કે તે મિસર અથવા નુબીયા (સુદાન)ના હબશી હોય. કેટલાક લોકોનો ખ્યાલ છે કે તે ગ્રીક હતા. આ આયતમાં તેમની હિકમતની વાતોથી તેમજ તેના પછીની આયતોમાં પોતાના પુત્રને તેમણે આપેલી શિખામણોથી તેઓ અલ્લાહના એક નબી હોય તેવો આભાસ થાય છે.

૪. ગર્ભાશયમાં વિકાસ પામતું બાળક માતાના સમગ્ર જીવનતંત્ર ઉપર નભે છે અને ગર્ભાધાન દરમિયાન અસ્વસ્થતા તથા અનેક વેદનાઓને સહન કરી જનેતા પોતાના જીવનને સાર્થક માને છે. અંતમાં તે જીવને જન્મ આપી પ્રસૂતિની પીડાને પોતાના વાત્સલ્યના આવેશમાં સદંતર ભૂલી જાય છે.

إِلَيَّ الْمَصِيرُ ⑮

(અમે કહ્યું) 'મારો તથા તારા માતાપિતાનો આભાર માન, બેશક મારી તરફ જ અંતમાં પાછું ફરવાનું છે.

وَإِن جَاهَدَاكَ عَلَىٰ أَن تُشْرِكَ بِي مَا لَيْسَ لَكَ بِهِ عِلْمٌ فَلَا تُطِعْهُمَا وَصَاحِبْهُمَا فِي الدُّنْيَا مَعْرُوفًا وَاتَّبِعْ سَبِيلَ مَنْ أَنَابَ إِلَيَّ ثُمَّ إِلَيَّ مَرْجِعُكُمْ فَأُنَبِّئُكُم بِمَا كُنتُمْ تَعْمَلُونَ ⑯

૧૬. 'જો તે બન્ને મારો સમકક્ષ ઠરાવવા વિશે તારા ઉપર દબાણ કરે કે જેનું તને જ્ઞાન ન હોય, તો તું તેમના હુકમનું પાલન ન કરજે, પરંતુ વહેવારીક બાબતોમાં તેમને તું ભલાઈપૂર્વક સાથ આપ. અને તેમનાજ પગલે ચાલ જેઓ મારી તરફ નમે છે. અંતમાં મારી તરફ જ તમારે પાછું ફરવાનું છે, ત્યારે જે તમે કરતા હતા તે હું તમને જણાવી દઈશ.'

يَا بُنَيَّ إِنَّهَا إِن تَكُ مِثْقَالَ حَبَّةٍ مِّنْ خَرْدَلٍ فَتَكُن فِي صَخْرَةٍ أَوْ فِي السَّمَاوَاتِ أَوْ فِي الْأَرْضِ يَأْتِ بِهَا اللَّهُ إِنَّ اللَّهَ لَطِيفٌ خَبِيرٌ ⑰

૧૭. 'હે મારા વહાલા પુત્ર, (કરણી) ભલે રાઈના એક દાણા બરાબર હશે, પછી ભલે તે ખડકમાં અથવા આકાશમાં અથવા ધરતીમાં (છૂપાએલી) હશે, અલ્લાહ તેને બહાર કાઢી લાવશે; ખરેખર અલ્લાહ સૂક્ષ્મદર્શી છે, સર્વજ્ઞ છે.

يَا بُنَيَّ أَقِمِ الصَّلَاةَ وَأْمُرْ بِالْمَعْرُوفِ وَانْهَ عَنِ الْمُنكَرِ وَاصْبِرْ عَلَىٰ مَا أَصَابَكَ إِنَّ ذَٰلِكَ مِنْ عَزْمِ الْأُمُورِ ⑱

૧૮. 'હે મારા વહાલા પુત્ર, નમાઝને નિયમિત અદા કર અને (બીજાને) ભલાઈની શિખામણ આપ, બૂરાઈથી રોક, અને તારા ઉપર કોઈ મુસીબત આવે તો ધિરજપૂર્વક સહન કર, ખરેખર આવા કામોમાં બહુજ હિંમતની જરૂર છે.

وَلَا تُصَعِّرْ خَدَّكَ لِلنَّاسِ وَلَا تَمْشِ فِي الْأَرْضِ مَرَحًا إِنَّ اللَّهَ لَا يُحِبُّ كُلَّ مُخْتَالٍ فَخُورٍ ⑲

૧૯. 'અને લોકોથી નફરત કરી, ઘમંડથી મોઢું ન ફેરવી લે, અને ધરતી ઉપર ગર્વપૂર્વક ન ચાલ. બેશક અલ્લાહ ગુરૂર (અભિમાન) કરનારાઓને પસંદ નથી કરતો.

وَاقْصِدْ فِي مَشْيِكَ وَاغْضُضْ مِن صَوْتِكَ إِنَّ أَنكَرَ الْأَصْوَاتِ لَصَوْتُ الْحَمِيرِ ⑳

૨૦. 'અને મધ્ય ગતિથી ચાલ, અને નમ્રતાથી વાત કર, બેશક સૌથી વધુ ધૃણાજનક અવાજ ગધેડાના ભૂંકવાનો હોય છે.' (રુકૂઅ - ૨)

أَلَمْ تَرَوْا أَنَّ اللَّهَ سَخَّرَ لَكُم مَّا فِي السَّمَاوَاتِ وَمَا فِي الْأَرْضِ وَأَسْبَغَ عَلَيْكُمْ نِعَمَهُ ظَاهِرَةً وَبَاطِنَةً وَمِنَ النَّاسِ مَن يُجَادِلُ فِي اللَّهِ بِغَيْرِ عِلْمٍ وَلَا هُدًى وَلَا كِتَابٍ مُّنِيرٍ ㉑

૨૧. શું તમે નથી જોયું કે જે કંઈ આકાશો તથા ધરતીમાં છે તે સર્વને અલ્લાહે તમારી ખિદમતમાં (સેવામાં) લગાવી દીધા છે, અને તમારી ઉપર તેણે પોતાની ને'મતોને ખુલ્લી રીતે તેમજ ગુપ્ત રીતે સંપૂર્ણ કરી દીધી છે? અને લોકોમાં કેટલાક એવા છે જે કોઈ પણ જ્ઞાન કે સમજદારી વગર અને કોઈ રોશન કિતાબના આધાર વગર અલ્લાહ વિશે વિવાદ કરતા ફરે છે.

وَإِذَا قِيلَ لَهُمُ اتَّبِعُوا مَآ أَنزَلَ اللّٰهُ قَالُوا بَلْ نَتَّبِعُ مَا وَجَدْنَا عَلَيْهِ آبَآءَنَا ۚ أَوَلَوْ كَانَ الشَّيْطٰنُ يَدْعُوهُمْ إِلٰى عَذَابِ السَّعِيرِ ﴿٢١﴾

૨૨. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે જે અલ્લાહે ઊતાર્યું છે તેને અનુસરો, તો તેઓ કહે છે નહિ અમે જેના ઉપર[૫] અમારા પૂર્વજોને ચાલતા જોયા છે, તેના ઉપરજ ચાલશું. તો શું શયતાન તેમને જહન્નમની આગ તરફ બોલાવતો હશે તો?

وَمَن يُسْلِمْ وَجْهَهُ إِلَى اللّٰهِ وَهُوَ مُحْسِنٌ فَقَدِ اسْتَمْسَكَ بِالْعُرْوَةِ الْوُثْقٰى ۗ وَإِلَى اللّٰهِ عَاقِبَةُ الْأُمُورِ ﴿٢٢﴾

૨૩. અને તે જે પોતાને અલ્લાહની તાબેદારીમાં સોંપી દે છે, અને તે નેકી કરનારો છે, તો તેણે ખરેખર, એક મજબૂત કડાને પકડયું છે. બેશક પ્રત્યેક બાબતનો અંજામ તો અલ્લાહના હાથમાં છે.

وَمَن كَفَرَ فَلَا يَحْزُنكَ كُفْرُهُ ۚ إِلَيْنَا مَرْجِعُهُمْ فَنُنَبِّئُهُم بِمَا عَمِلُوا ۚ إِنَّ اللّٰهَ عَلِيمٌ بِذَاتِ الصُّدُورِ ﴿٢٣﴾

૨૪. અને જો કોઈ ઈમાન નથી લાવતો તો તેના કુફ્ર કરવા ઉપર તું અફસોસ ન કર. અંતમાં અમારી તરફ તેમને પાછા ફરવાનું છે, અને અમે તેમના કૃત્યો વિશે તેમને જણાવી દેશું; બેશક, તેમના અંત:કરણોમાં જે છે તેને અલ્લાહ ખૂબ જાણે છે.

نُمَتِّعُهُمْ قَلِيلًا ثُمَّ نَضْطَرُّهُمْ إِلٰى عَذَابٍ غَلِيظٍ ﴿٢٤﴾

૨૫. અમે તેમને ટૂંક સમય માટે લાભ લેવા દેશું; પછી અમે તેમને ભયંકર યાતના તરફ ધકેલી દેશું.

وَلَئِن سَأَلْتَهُم مَّنْ خَلَقَ السَّمٰوٰتِ وَالْأَرْضَ لَيَقُولُنَّ اللّٰهُ ۚ قُلِ الْحَمْدُ لِلّٰهِ ۚ بَلْ أَكْثَرُهُمْ لَا يَعْلَمُونَ ﴿٢٥﴾

૨૬. અને જો તું તેમને પૂછે કે આકાશો તથા પૃથ્વી કોણે બનાવ્યા છે. તેઓ ખરેજ આજ જવાબ આપશે 'અલ્લાહે' તું તેમને કહી દે 'સર્વપ્રશંસા અલ્લાહ માટે જ છે.' પરંતુ તેઓમાંના ઘણાખરા નથી જાણતા.

لِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَالْأَرْضِ ۚ إِنَّ اللّٰهَ هُوَ الْغَنِيُّ الْحَمِيدُ ﴿٢٦﴾

૨૭. સર્વ અલ્લાહનું જ છે જે આકાશો તથા ધરતીમાં છે, ખરેખર અલ્લાહ સ્વયંપૂર્ણ છે, સર્વ તા'રીફને લાયક છે.

وَلَوْ أَنَّمَا فِي الْأَرْضِ مِن شَجَرَةٍ أَقْلَامٌ وَالْبَحْرُ يَمُدُّهُ مِن بَعْدِهِ سَبْعَةُ أَبْحُرٍ مَّا نَفِدَتْ كَلِمٰتُ اللّٰهِ ۗ إِنَّ اللّٰهَ عَزِيزٌ حَكِيمٌ ﴿٢٧﴾

૨૮. અને જો પૃથ્વીમાંના એક એક વૃક્ષોની કલમો બની જાય અને સમુદ્ર (શાહી બને) અને સાથે સાત સમુદ્રો પણ તેમાં ભળી જાય, તો પણ (લખતાં) અલ્લાહની વાતો ખૂટશે નહિ. ખરેખર અલ્લાહ સર્વ સમર્થ છે, હિકમતવાળો છે.

مَّا خَلْقُكُمْ وَلَا بَعْثُكُمْ إِلَّا كَنَفْسٍ وَاحِدَةٍ ۗ إِنَّ اللّٰهَ سَمِيعٌ بَصِيرٌ ﴿٢٨﴾

૨૯. તમારું સર્જન અને તમારું ફરી સજીવન થવું કંઈજ નથી, માત્ર એક જીવ (માત્રના પેદા થવા) સમાન છે, બેશક અલ્લાહ સર્વ સાંભળનાર છે, સર્વ જોનાર છે.

---

૫. 'પડેલી ટેવો ટાળી ટળતી નથી' એવો જ હિસાબ વહેમોનો પણ છે તે સહજમાં જતા નથી.

ألَمْ تَرَ أَنَّ اللَّهَ يُولِجُ اللَّيْلَ فِي النَّهَارِ وَيُولِجُ النَّهَارَ فِي اللَّيْلِ وَسَخَّرَ الشَّمْسَ وَالْقَمَرَ كُلٌّ يَجْرِي إِلَى أَجَلٍ مُّسَمًّى وَأَنَّ اللَّهَ بِمَا تَعْمَلُونَ خَبِيرٌ ﴿٣٠﴾

૩૦. શું તેં નથી જોયું કે અલ્લાહ રાતને દિવસમાં બદલે છે અને દિવસને રાતમાં બદલે છે, અને તેણે સૂર્ય તથા ચંદ્રને (એવા) કામમાં નિયુક્ત કર્યા છે જે પોતાના મુકર્રર સમય સુધી પોતાનું કાર્ય કરતા રહેશે. અને શું જે તમે કરતા રહો છો તેનાથી અલ્લાહ માહિતગાર નથી?

ذَٰلِكَ بِأَنَّ اللَّهَ هُوَ الْحَقُّ وَأَنَّ مَا يَدْعُونَ مِن دُونِهِ الْبَاطِلُ وَأَنَّ اللَّهَ هُوَ الْعَلِيُّ الْكَبِيرُ ﴿٣١﴾

૩૧. અલ્લાહ જ સત્ય છે અને અલ્લાહ સિવાય જેને પણ તેઓ પુકારે છે, તે અસત્ય છે અને અલ્લાહ સર્વથી ઉચ્ચતર છે, બૂલંદ શાનવાળો છે. (રુકૂઅ - ૩)

أَلَمْ تَرَ أَنَّ الْفُلْكَ تَجْرِي فِي الْبَحْرِ بِنِعْمَتِ اللَّهِ لِيُرِيَكُم مِّنْ آيَاتِهِ إِنَّ فِي ذَٰلِكَ لَآيَاتٍ لِّكُلِّ صَبَّارٍ شَكُورٍ ﴿٣٢﴾

૩૨. શું તેં નથી જોયું કે સમુદ્રમાં વહાણો અલ્લાહની કૃપાથી ચાલે છે કે જેથી તે તમને પોતાની નિશાનીઓ દેખાડે? બેશક સબ્ર કરનારા અને આભાર માનનારાઓ માટે તેમાં ઘણી નિશાનીઓ સમાએલી છે.

وَإِذَا غَشِيَهُم مَّوْجٌ كَالظُّلَلِ دَعَوُا اللَّهَ مُخْلِصِينَ لَهُ الدِّينَ فَلَمَّا نَجَّاهُمْ إِلَى الْبَرِّ فَمِنْهُم مُّقْتَصِدٌ وَمَا يَجْحَدُ بِآيَاتِنَا إِلَّا كُلُّ خَتَّارٍ كَفُورٍ ﴿٣٣﴾

૩૩. અને જ્યારે મોજાંઓ તેમને ઘોર અંધકારની જેમ ઘેરી લે છે, ત્યારે તેઓ શુદ્ધભાવનાથી અલ્લાહને પુકારે છે. પરંતુ જ્યારે તે સલામતીથી તેમને કિનારે લગાવે છે, તો તેઓમાંના કેટલાક વચલો માર્ગ પકડે છે અને અમારી નિશાનીઓનો કોઈ પણ ઈન્કાર નથી કરતા સિવાય જે દગા કરનારા હોય છે, નાશુકરા હોય છે.

يَا أَيُّهَا النَّاسُ اتَّقُوا رَبَّكُمْ وَاخْشَوْا يَوْمًا لَّا يَجْزِي وَالِدٌ عَن وَلَدِهِ وَلَا مَوْلُودٌ هُوَ جَازٍ عَن وَالِدِهِ شَيْئًا إِنَّ وَعْدَ اللَّهِ حَقٌّ فَلَا تَغُرَّنَّكُمُ الْحَيَاةُ الدُّنْيَا وَلَا يَغُرَّنَّكُم بِاللَّهِ الْغَرُورُ ﴿٣٤﴾

૩૪. 'હે ઈન્સાનો, તમારા પાલનહારનું રક્ષણ માગો, અને તે દિવસથી ડરો જ્યારે પિતા પોતાના પુત્રને કંઈ કામ નહિ આવે, ન તો પુત્ર પિતાને કામ આવશે. બેશક અલ્લાહનો વાયદો સાચો છે, માટે દુનિયાની લોભામણી ઝિંદગી તમને ભૂલાવામાં ન નાખી દે, અને કોઈ દગાખોર તમને અલ્લાહના સંબંધમાં છેતરી ન લે.

إِنَّ اللَّهَ عِندَهُ عِلْمُ السَّاعَةِ وَيُنَزِّلُ الْغَيْثَ وَيَعْلَمُ مَا فِي الْأَرْحَامِ وَمَا تَدْرِي نَفْسٌ مَّاذَا تَكْسِبُ غَدًا وَمَا تَدْرِي نَفْسٌ بِأَيِّ أَرْضٍ تَمُوتُ إِنَّ اللَّهَ عَلِيمٌ خَبِيرٌ ﴿٣٥﴾

૩૫. ખરેખર, તે ઘડીનું જ્ઞાન માત્ર અલ્લાહને જ છે. અને વાદળાને પણ તે'જ વરસાવે છે અને તે'જ જાણે છે જે ગર્ભાશયમાં છે. અને કોઈ જીવને કાલની કમાણીની ખબર નથી, અને કોઈ જીવ નથી જાણતો કે તેને મોત કઈ ભૂમિમાં આવશે. બેશક, અલ્લાહ સર્વજ્ઞ છે, સર્વદર્શી છે. (રુકૂઅ - ૪)

# سُوْرَةُ السَّجْدَةِ مَكِّيَّةٌ

اٰيَاتُهَا (٣٠) (٣٢) رُكُوْعَاتُهَا (٣)

## અલ-સજદાહ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

الٓمّٓ ②

૨. અલીફ લામ મીમ (હું અલ્લાહ છું સર્વ જાણનારો છું)

تَنْزِيْلُ الْكِتٰبِ لَا رَيْبَ فِيْهِ مِنْ رَّبِّ الْعٰلَمِيْنَ ③

૩. આ કિતાબ તમામ જહાનના પાલનહાર તરફથી ઊતરવામાં આવી છે તેમાં કોઈ શંકા નથી.

اَمْ يَقُوْلُوْنَ افْتَرٰىهُ ۚ بَلْ هُوَ الْحَقُّ مِنْ رَّبِّكَ لِتُنْذِرَ قَوْمًا مَّآ اَتٰىهُمْ مِّنْ نَّذِيْرٍ مِّنْ قَبْلِكَ لَعَلَّهُمْ يَهْتَدُوْنَ ④

૪. શું તેઓ કહે છે કે આ તેણે પોતે જ ઉપજાવી કાઢ્યું છે? હકીકતમાં, આ તારા પરવરદિગાર તરફથી આવેલું સત્ય છે, જેથી તું તે લોકોને ચેતવી દે જેમની પાસે તારી પહેલાં કોઈ ચેતવનાર નથી આવ્યો કદાચ તેઓ હિદાયત પામે.

اَللّٰهُ الَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَمَا بَيْنَهُمَا فِيْ سِتَّةِ اَيَّامٍ ثُمَّ اسْتَوٰى عَلَى الْعَرْشِ ۗ مَا لَكُمْ مِّنْ دُوْنِهٖ مِنْ وَّلِيٍّ وَّلَا شَفِيْعٍ ۗ اَفَلَا تَتَذَكَّرُوْنَ ⑤

૫. તે અલ્લાહ જ છે જેણે આકાશો તથા પૃથ્વીની અને તેની વચ્ચે જે કંઈ છે તેનું છ[1] દિવસમાં સર્જન કર્યું. પછી તે (વ્યવસ્થાના) અર્શ ઉપર બેઠો. તેના સિવાય કોઈ તમારો મદદગાર કે ભલામણ કરનાર નથી, છતાં તમે વિચાર કરશો નહિ?

يُدَبِّرُ الْاَمْرَ مِنَ السَّمَآءِ اِلَى الْاَرْضِ ثُمَّ يَعْرُجُ اِلَيْهِ فِيْ يَوْمٍ كَانَ مِقْدَارُهٗٓ اَلْفَ سَنَةٍ مِّمَّا تَعُدُّوْنَ ⑥

૬. તે આકાશેથી પોતાની વ્યવસ્થાને જમીન ઉપર કાયમ કરે છે જેનો અહેવાલ તેના તરફ એક દિવસમાં પહોંચી જાય છે, જે (દિવસ) તમારી ગણત્રીના હિસાબે એક હઝાર વર્ષનો છે.

ذٰلِكَ عٰلِمُ الْغَيْبِ وَالشَّهَادَةِ الْعَزِيْزُ الرَّحِيْمُ ⑦

૭. આ છે ગેએબનો અને જાહેરનો જાણનારો (અલ્લાહ) જે સર્વ સમર્થ છે, અત્યંત દયાળુ છે.

الَّذِيْٓ اَحْسَنَ كُلَّ شَيْءٍ خَلَقَهٗ وَبَدَاَ خَلْقَ الْاِنْسَانِ مِنْ طِيْنٍ ⑧

૮. જેનું પ્રત્યેક સર્જન ખામી રહિત છે અને તેણે ઈન્સાનને માટીમાંથી ઉત્પન્ન કર્યો.

ثُمَّ جَعَلَ نَسْلَهٗ مِنْ سُلٰلَةٍ مِّنْ مَّآءٍ مَّهِيْنٍ ⑨

૯. પછી એક સાધારણ પ્રવાહીના સત્વ (વીર્ય)થી તેના વંશને વધારતો રહ્યો.

ثُمَّ سَوّٰىهُ وَنَفَخَ فِيْهِ مِنْ رُّوْحِهٖ وَجَعَلَ لَكُمُ السَّمْعَ وَالْاَبْصَارَ وَالْاَفْـِٕدَةَ ۗ قَلِيْلًا مَّا تَشْكُرُوْنَ ⑩

૧૦. પછી તેને સંપૂર્ણ આકાર આપી તેમાં પોતાની રૂહ ફૂંકી અને તેણે તમારા કાન, આંખ અને તમારા દિલ બનાવ્યા, પરંતુ તમે તેનો લેશ માત્ર પણ આભાર નથી માનતા.

---

૧. 'છ દિવસોમાં અર્થાત છ સમાંતરોમાં, છ સરખા ગાળાઓમાં, છ પીરીયડોમાં.

وَقَالُوْٓا ءَاِذَا ضَلَلْنَا فِی الْاَرْضِ ءَاِنَّا لَفِیْ خَلْقٍ جَدِیْدٍ ؕ بَلْ هُمْ بِلِقَآئِ رَبِّهِمْ كٰفِرُوْنَ ﴿۱۱﴾

૧૧. અને તેઓ કહે છે 'જો અમે માટીમાં ભળી માટી થઈ જશું તો અમારું ફરી નવેસરથી સર્જન કરવામાં આવશે? હકીકતમાં તેઓ પોતાના પાલનહાર સાથે મેળાપનો ઈન્કાર કરે છે.

قُلْ یَتَوَفّٰىكُمْ مَّلَكُ الْمَوْتِ الَّذِیْ وُكِّلَ بِكُمْ ثُمَّ اِلٰی رَبِّكُمْ تُرْجَعُوْنَ ﴿۱۲﴾ ع

૧૨. તેમને કહી દે 'તમારા માટે મોતનો ફરિશ્તો નિયુકત કરવામાં આવ્યો છે જે તમારું મૃત્યુ નીપજાવશે પછી તમને તમારા પરવરદિગાર પાસે લઈ જવામાં આવશે. (રુકૂઅ-૧)

وَلَوْ تَرٰۤی اِذِ الْمُجْرِمُوْنَ نَاكِسُوْا رُءُوْسِهِمْ عِنْدَ رَبِّهِمْ ؕ رَبَّنَآ اَبْصَرْنَا وَسَمِعْنَا فَارْجِعْنَا نَعْمَلْ صَالِحًا اِنَّا مُوْقِنُوْنَ ﴿۱۳﴾

૧૩. કાશ, તું તેમની દશા જોઈ શકતો હોત જ્યારે ગુનાહગારો પોતાના પાલનહાર સામે માથાં ઝુકાવીને ઊભા હશે (અને કહેશે), 'હે અમારા પરવરદિગાર, અમારી આંખો તથા અમારા કાન (હવે) ઉઘડી ગયા છે માટે તું અમને પાછા (દુનિયામાં) મોકલી દે, કે અમે સારા કામો કરીએ, હવે અમને યકીન (વિશ્વાસ) આવી ગયો છે.'

وَلَوْ شِئْنَا لَاٰتَیْنَا كُلَّ نَفْسٍ هُدٰىهَا وَلٰكِنْ حَقَّ الْقَوْلُ مِنِّیْ لَاَمْلَئَنَّ جَهَنَّمَ مِنَ الْجِنَّةِ وَالنَّاسِ اَجْمَعِیْنَ ﴿۱۴﴾

૧૪. અને જો અમે ચાહતા હોત તો અમે દરેક જીવને હિદાયત આપત, પરંતુ મારું વચન પૂરું થઈને જ રહેશે: હું જીન્ન તથા ઇન્સાનોથી જહન્નમને ભરી દઈશ.

فَذُوْقُوْا بِمَا نَسِیْتُمْ لِقَآءَ یَوْمِكُمْ هٰذَا ۚ اِنَّا نَسِیْنٰكُمْ وَذُوْقُوْا عَذَابَ الْخُلْدِ بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿۱۵﴾

૧૫. માટે આજે (તમારી કરણીઓની સઝાનો) સ્વાદ ચાખો, તમે આ દિવસની મુલાકાતને ભૂલાવી દીધી હતી, અમે પણ આજે તમને ભૂલાવી દેશું, માટે જે કર્મો તમે કરતા હતા તેના બદલામાં સદા માટેનો અઝાબ ભોગવો.

اِنَّمَا یُؤْمِنُ بِاٰیٰتِنَا الَّذِیْنَ اِذَا ذُكِّرُوْا بِهَا خَرُّوْا سُجَّدًا وَّسَبَّحُوْا بِحَمْدِ رَبِّهِمْ وَهُمْ لَا یَسْتَكْبِرُوْنَ ۩ ﴿۱۶﴾

૧૬. અમારી આયતો ઉપર તેજ લોકો ઈમાન રાખે છે જેમને અમારી આયતો જ્યારે પણ વાંચી સંભળાવવામાં આવે છે, તે જ ક્ષણે તેઓ સિજદામાં પડી જાય છે, અને પોતાના પાલનહારની હમ્દ (સ્તુતિ) કરે છે અને અભિમાન નથી કરતા.

تَتَجَافٰی جُنُوْبُهُمْ عَنِ الْمَضَاجِعِ یَدْعُوْنَ رَبَّهُمْ خَوْفًا وَّطَمَعًا ؗ وَّمِمَّا رَزَقْنٰهُمْ یُنْفِقُوْنَ ﴿۱۷﴾

૧૭. તેમના પડખાં તેમની પથારીઓને અડકતા જ નથી અને તેઓ પોતાના રબને ભય અને આશા સાથે પુકારતા રહે છે અને અમે જે કંઈ આપ્યું છે તેમાંથી તેઓ ખર્ચ કરતા રહે છે.

فَلَا تَعْلَمُ نَفْسٌ مَّآ أُخْفِيَ لَهُم مِّن قُرَّةِ أَعْيُنٍ جَزَآءًۢ بِمَا كَانُوا يَعْمَلُونَ ﴿١٨﴾

૧૮. કોઈ પણ જીવ નથી જાણતો કે તેમની આંખોને ઠંડક આપનારી કેવી કેવી બક્ષીસો તેમના માટે છૂપાવીને રાખવામાં આવી છે.[૨]

أَفَمَن كَانَ مُؤْمِنًا كَمَن كَانَ فَاسِقًا لَّا يَسْتَوُۥنَ ﴿١٩﴾

૧૯. તો શું મોમિન અને નાફરમાન એક સમાન થઈ શકે? નહિ, તેઓ કદાપિ એક સમાન નથી થઈ શકતા.

أَمَّا الَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّٰلِحَٰتِ فَلَهُمْ جَنَّٰتُ الْمَأْوَىٰ نُزُلًۢا بِمَا كَانُوا يَعْمَلُونَ ﴿٢٠﴾

૨૦. તે લોકો જે ઈમાન લાવીને નેકીઓ કરતા રહ્યા તેમના માટે સદાય રહેવાના બગીચા હશે, આ મહેમાન નવાઝી તેમના કરેલા (નેક) કામોનો બદલો હશે.

وَأَمَّا الَّذِينَ فَسَقُوا فَمَأْوَىٰهُمُ النَّارُ كُلَّمَآ أَرَادُوٓا أَن يَخْرُجُوا مِنْهَآ أُعِيدُوا فِيهَا وَقِيلَ لَهُمْ ذُوقُوا عَذَابَ النَّارِ الَّذِي كُنتُم بِهِۦ تُكَذِّبُونَ ﴿٢١﴾

૨૧. અને જે લોકો નાફરમાન છે તેમનું રહેઠાણ દોઝખ ની આગ છે, તેઓ જ્યારે પણ તેમાંથી નીકળવાનો પ્રયત્ન કરશે, તેમને તેમાં પાછા ધકેલી દેવામાં આવશે, અને તેમને કહેવામાં આવશે 'જે આગના અઝાબને તમે જૂઠો ઠરાવતા હતા. (લો હવે) તેનો સ્વાદ માણો.

وَلَنُذِيقَنَّهُم مِّنَ الْعَذَابِ الْأَدْنَىٰ دُونَ الْعَذَابِ الْأَكْبَرِ لَعَلَّهُمْ يَرْجِعُونَ ﴿٢٢﴾

૨૨. અને તે આવનારા ભયંકર અઝાબ પહેલાં અમે તેમને નાની મોટી સઝાઓ અવશ્ય આપતા રહેશું કે કદાચ તેઓ (તૌબાહ કરી) અટકી જાય.

وَمَنْ أَظْلَمُ مِمَّن ذُكِّرَ بِآيَٰتِ رَبِّهِۦ ثُمَّ أَعْرَضَ عَنْهَآ إِنَّا مِنَ الْمُجْرِمِينَ مُنتَقِمُونَ ﴿٢٣﴾

૨૩. અને તેનાથી મોટો ઝાલિમ કોણ છે કે જેને તેના પાલનહારની આયતો દ્વારા નસિહત કરવામાં આવે, તો તે પોતાનું મુખ ફેરવી લે? અમે ગુનાહગારો પાસેથી બદલો અવશ્ય લેશું. (રુકૂઅ - ૨)

وَلَقَدْ آتَيْنَا مُوسَى الْكِتَٰبَ فَلَا تَكُن فِي مِرْيَةٍ مِّن لِّقَآئِهِۦ وَجَعَلْنَٰهُ هُدًى لِّبَنِيٓ إِسْرَآءِيلَ ﴿٢٤﴾

૨૪. અને મૂસાને અમે કિતાબ આપી હતી, માટે તું તે (અલ્લાહ)ને મળવા ની બાબતમાં શંકા ન રાખ, અને અમે તે (તૌરાત)ને બની ઈસરાઈલ માટે માર્ગદર્શક બનાવી હતી.

وَجَعَلْنَا مِنْهُمْ أَئِمَّةً يَهْدُونَ بِأَمْرِنَا لَمَّا صَبَرُوا وَكَانُوا بِآيَٰتِنَا يُوقِنُونَ ﴿٢٥﴾

૨૫. અને અમે તેમનામાંથી જ ઈમામ બનાવ્યા હતા અને તેઓ અમારા આદેશો પ્રમાણે લોકોનું માર્ગદર્શન કરતા હતા, જો કે તેઓ પોતે પણ સબ્ર કરનારા હતા અને અમારી આયતો ઉપર યકીન રાખતા હતા.

---

૨. નેકીઓના બદલામાં મળનારી જન્નતનું વર્ણન આંહઝરત સ.અ.સ.ના શબ્દોમાં બુખારી કિતાબ બાદઅલ-ખલ્કમાં છે કે બેહિશ્તની બક્ષીસોને હજી સુધી ઈન્સાનની આંખોએ નથી જોઈ, ન તેમના કાનોએ સાંભળી છે અને ન ઈન્સાનની કલ્પના પણ તેના રહસ્યો સુધી પહોંચી શકે છે.

إِنَّ رَبَّكَ هُوَ يَفْصِلُ بَيْنَهُمْ يَوْمَ الْقِيَامَةِ فِيمَا كَانُوا فِيهِ يَخْتَلِفُونَ ﴿٢٦﴾

૨૬. ખરેખર તારો પરવરદિગાર કયામતના દિવસે તેમની વચ્ચે તે વાતનો ફેંસલો કરશે જેનો તેઓ અંદરોઅંદર મતભેદ કરતા હતા.

أَوَلَمْ يَهْدِ لَهُمْ كَمْ أَهْلَكْنَا مِن قَبْلِهِم مِّنَ الْقُرُونِ يَمْشُونَ فِي مَسَاكِنِهِمْ ۚ إِنَّ فِي ذَٰلِكَ لَآيَاتٍ ۖ أَفَلَا يَسْمَعُونَ ﴿٢٧﴾

૨૭. શું તેમને નસિહત લેવા માટે એટલું ઘણું નથી કે તેમની પહેલાં અમે કેટલી પેઢીઓને નષ્ટ કરી ચૂકયા છીએ જેમના રહેઠાણોમાં આ લોકો આજે હરીફરી રહ્યા છે? તેમાં બેશક (ઘણી) નિશાનીઓ છે, છતાં તેઓ લક્ષ નહિ આપે?

أَوَلَمْ يَرَوْا أَنَّا نَسُوقُ الْمَاءَ إِلَى الْأَرْضِ الْجُرُزِ فَنُخْرِجُ بِهِ زَرْعًا تَأْكُلُ مِنْهُ أَنْعَامُهُمْ وَأَنفُسُهُمْ ۖ أَفَلَا يُبْصِرُونَ ﴿٢٨﴾

૨૮. શું તેમણે નથી જોયું કે અમે પાણીને સુક્કી જમીન ઉપર વરસાવી તેમાંથી અનાજ ઉત્પન્ન કરીએ છીએ, જેમાંથી તેમના ઢોરો ખાય છે, અને પોતે પણ? શું તો પણ તેઓ નહિ જુએ?

وَيَقُولُونَ مَتَىٰ هَٰذَا الْفَتْحُ إِن كُنتُمْ صَادِقِينَ ﴿٢٩﴾

૨૯. અને તેઓ પૂછે છે 'જો તમે સાચા છો તો ફતેહ કયારે મળશે?'(3)

قُلْ يَوْمَ الْفَتْحِ لَا يَنفَعُ الَّذِينَ كَفَرُوا إِيمَانُهُمْ وَلَا هُمْ يُنظَرُونَ ﴿٣٠﴾

૩૦. તેમને કહે 'ફતેહના દિવસે કાફરોનું ઈમાન લાવવું તેમને ફાયદામંદ નહિ નીવડે, અને તેમને મહોલત પણ આપવામાં નહિ આવે.'

فَأَعْرِضْ عَنْهُمْ وَانتَظِرْ إِنَّهُم مُّنتَظِرُونَ ﴿٣١﴾

૩૧. માટે તેમના હાલ પર તેમને છોડી દે, અને રાહ જોતો રહે, તેઓ પણ રાહ જુએ.

(રુકૂઅ-૩)

---

૩. બદરની જંગનો દિવસ પણ 'નિર્ણયનો દિવસ' કહેવાતો જ્યારે બે પક્ષોની અથડામણીથી સત્ય તથા અસત્યનો ફેંસલો થઈ ગયો હતો.

سُوْرَةُ الْاَحْزَابِ مَدَنِيَّةٌ (٣٣)

## અલ-અહઝાબ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

يٰۤاَيُّهَا النَّبِيُّ اتَّقِ اللّٰهَ وَلَا تُطِعِ الْكٰفِرِيْنَ وَالْمُنٰفِقِيْنَ ؕ اِنَّ اللّٰهَ كَانَ عَلِيْمًا حَكِيْمًا ②

وَّاتَّبِعْ مَا يُوْحٰۤى اِلَيْكَ مِنْ رَّبِّكَ ؕ اِنَّ اللّٰهَ كَانَ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرًا ③

وَّتَوَكَّلْ عَلَى اللّٰهِ ؕ وَكَفٰى بِاللّٰهِ وَكِيْلًا ④

مَا جَعَلَ اللّٰهُ لِرَجُلٍ مِّنْ قَلْبَيْنِ فِيْ جَوْفِهٖ ۚ وَمَا جَعَلَ اَزْوَاجَكُمُ الّٰٓـىِٔيْ تُظٰهِرُوْنَ مِنْهُنَّ اُمَّهٰتِكُمْ ۚ وَمَا جَعَلَ اَدْعِيَآءَكُمْ اَبْنَآءَكُمْ ؕ ذٰلِكُمْ قَوْلُكُمْ بِاَفْوَاهِكُمْ ؕ وَاللّٰهُ يَقُوْلُ الْحَقَّ وَهُوَ يَهْدِى السَّبِيْلَ ⑤

اُدْعُوْهُمْ لِاٰبَآئِهِمْ هُوَ اَقْسَطُ عِنْدَ اللّٰهِ ۚ فَاِنْ لَّمْ

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. હે નબી! તું અલ્લાહનું શરણ લે અને કાફરો તથા મુનાફિકો (ના કહેવા) પાછળ ન ચાલજે. બેશક, અલ્લાહ સર્વ જાણનારો છે, હિકમતવાળો છે.

૩. અને તારા ઉપર જે વહી કરવામાં આવી છે તે પ્રમાણે ચાલ. બેશક તમે જે કામો કરો છો અલ્લાહ તેનાથી ખૂબ માહિતગાર છે.

૪. અને તું અલ્લાહમાં વિશ્વાસ રાખ. બેશક અલ્લાહ કાર્યસાધક તરીકે પૂરતો છે.

૫. અલ્લાહે કોઈ પણ વ્યકિતના શરીરમાં બે હૃદયો નથી બનાવ્યા; ન તો તમારી તે પત્નીઓમાંથી કોઈને તમારી માતા બનાવી છે. જેમને તમે માતા[1] કહી તેમનાથી દૂર રહો છો, ન તો તેણે તમારા પાલક પુત્રોને તમારા (સગા) પુત્રો બનાવ્યા છે. આ તો તમારા મોઢેથી ઉચ્ચારેલા (માત્ર) શબ્દો જ છે; પરંતુ અલ્લાહ જે કહે છે તે'જ સત્ય છે અને તે'જ સન્માર્ગે દોરનારો છે.

૬. તે પાલકપુત્રોને[2] તેમના પિતા (ના નામ)થી બોલાવો. અલ્લાહની દ્રષ્ટિમાં આજ વધુ ન્યાયી છે.

---

૧. પતિ પોતાની પત્નીઓથી કોઈ અણબનાવના લીધે અથવા દૂર રહેવાના બહાના બનાવવા માટે તેમને પોતાની માતા ઠરાવી લેતા હતા. પરંતુ લાગણીઓ તથા ભાવનાઓનું જે ઉદભવ સ્થાન ગણાય છે તે હૃદય જેમાં સંબંધની ભાવનાઓ જાગ્રત થયા પછી તેને બદલવું બહુજ મુશ્કેલ હોય છે. પ્રત્યેક સગાઈના સંબંધો વિશે હૃદયમાં જુદી જુદી લાગણીઓ હોય છે, જેથી કોઈને મોઢેથી પત્ની, માતા બહેન અથવા બહેન પુત્રી કહેવાથી તે ખરેખર પત્ની માતા બહેન કે પુત્રી નથી બની જતી. જેને હૃદયમાં એકવાર પત્નીનું સ્થાન આપવામાં આવ્યું હોય તેને માતાનું સ્થાન કદીપણ નથી આપી શકાતું. ઈસ્લામમાં આ નઠારી અને ધૃણાજનક પ્રથાનો ઉચ્છેદ કરવામાં આવ્યો છે.

૨. બીજો રિવાજ દત્તક પુત્ર લેવાનો છે જેનો ઈસ્લામે ઉચ્છેદ કર્યો છે. આ બનાવટી સગાઈના રિવાજને સ્થાપવાથી સગાઓના વારસાના ખરા હક્કો તથા વંશવેલાના કુદરતે નીમેલા દસ્તૂરમાં

تَعْلَمُوٓا اٰبَآءَهُمْ فَاِخْوَانُكُمْ فِى الدِّيْنِ وَمَوَالِيْكُمْ ۚ وَلَيْسَ عَلَيْكُمْ جُنَاحٌ فِيْمَآ اَخْطَاْتُمْ بِهٖ ۙ وَلٰكِنْ مَّا تَعَمَّدَتْ قُلُوْبُكُمْ ۚ وَكَانَ اللّٰهُ غَفُوْرًا رَّحِيْمًا ﴿۵﴾

પરંતુ જો તમે તેમના પિતાઓને નથી જાણતા તો તેઓ તમારા દીનબંધુ છે અથવા તમારા ભાઈ છે, અને જો તમે અજાણતામાં આવી ભૂલ કરી બેઠા હો, તો તમારા ઉપર કોઈ દોષ નથી, સિવાય કે તમે ઈરાદાપૂર્વક તેવું કરો. બેશક, અલ્લાહ અત્યંત બક્ષનાર છે, દયાળુ છે.

اَلنَّبِىُّ اَوْلٰى بِالْمُؤْمِنِيْنَ مِنْ اَنْفُسِهِمْ وَاَزْوَاجُهٗٓ اُمَّهٰتُهُمْ ۗ وَاُولُوا الْاَرْحَامِ بَعْضُهُمْ اَوْلٰى بِبَعْضٍ فِىْ كِتٰبِ اللّٰهِ مِنَ الْمُؤْمِنِيْنَ وَالْمُهٰجِرِيْنَ اِلَّآ اَنْ تَفْعَلُوْٓا اِلٰٓى اَوْلِيٰٓئِكُمْ مَّعْرُوْفًا ۗ كَانَ ذٰلِكَ فِى الْكِتٰبِ مَسْطُوْرًا ﴿۶﴾

૬. મોમિનો ઉપર તેમના જીવથી પણ વધુ હક્ક નબી રાખે છે, અને તેની પત્નીઓ[3] તેમની માતાઓ છે. અને અલ્લાહની કિતાબ પ્રમાણે મોમિનો તથા હિજરત કરનારાઓથી લોહીના સંબંધના[4] સગાઓ એકબીજા ઉપર વધારે હક રાખે છે, સિવાય કે તમારા તે મિત્રો જેમની સાથે તમે કોઈ ભલાઈ કરવા ચાહતા હો તો. તેનો (પણ) ઉલ્લેખ કિતાબમાં છે.

وَاِذْ اَخَذْنَا مِنَ النَّبِيّٖنَ مِيْثَاقَهُمْ وَمِنْكَ وَمِنْ نُّوْحٍ وَّاِبْرٰهِيْمَ وَمُوْسٰى وَعِيْسَى ابْنِ مَرْيَمَ ۠ وَاَخَذْنَا مِنْهُمْ مِّيْثَاقًا غَلِيْظًا ﴿۷﴾

૭. અને (યાદ કર) જ્યારે અમે નબીઓ સાથે કરાર કર્યો હતો, અને તારી સાથે, અને નૂહ સાથે, અને ઈબ્રાહીમ અને મૂસા સાથે, અને ઈસા ઈબને મરિયમ સાથે પણ બેશક અમે પાક્કો કરાર કર્યો હતો;[5]

---

અવ્યવસ્થા ફેલાઈ જાય છે. નિ:સંતાનની મૂકેલી વંશપરંપરા ખાનદાનની નામના તથા માલમિલકતનો વારસો નિયમ પ્રમાણેજ ખરા હક્કદારો અને લોહીના સંબંધ રાખનારાઓના બદલે બહારની અનાધિકારી વ્યકિતના હાથમાં સોંપવાની ઈસ્લામમાં સખત મનાઈ કરવામાં આવી છે. તદુપરાંત આ રિવાજથી ઘણી સામાજિક બૂરાઈઓનો પણ ઉદભવ થાય છે.

૩. આ પહેલાંની આયતમાં 'માતાના રૂહાની સંબંધ' વિશે જે આદેશ આપવામાં આવ્યો છે તેનાથી કોઈ ગેરસમજ ઉભી ન થાય તેના માટે આ આયતમાં વધુ ખુલાસો કરવામાં આવ્યો છે કે રસૂલોની પત્નીઓ મોમિનોની માતાઓના સ્થાને છે. અહીં લોહીના સંબંધને જેટલું મહત્વ આપવામાં આવ્યું છે તેટલું જ મહત્વ રૂહાની સંબંધને પણ આપવામાં આવ્યું છે. આંહઝરત સ.અ.સ.ની રૂહાની પિતા હોવાના સંબંધથી તેમની પત્નીઓ મોમિનોની માતાઓ છે.

૪. ઈસ્લામી ભાઈચારા વિશે કોઈ ગેરસમજ ઊભી થવાનો અહીં સંભવ છે કે તેઓ એકબીજાના ભાઈ હોવાના લીધે પારસ્પરિક મિલકતોના વારસદાર પણ બની શકે છે. આ રિવાયત તે ગેરસમજને દૂર કરે છે અને આ વસ્તુને સ્પષ્ટ કરે છે કે ફકત લોહીનો સંબંધ જ વારસો મેળવવાનો હકદાર છે, અને આ આયતથી બીજા સંબધને મર્યાદિત રાખી લોહીના સંબંધને જ વારસાનો હક આપ્યો છે. તે સમયે હિજરતીઓ તથા મદીનામાં આશ્રય આપનારાઓ વચ્ચે ભાઈચારાનો સંબંધ કાયમ કરવામાં આવ્યો હતો જેનાથી હિજરતીઓ તથા મક્કાવાસીઓ એકબીજાના ભાઈ બની જતાં એકબીજાની મિલકતના વારસદાર બનવાનો તેમને કોઈ હક ન હતો તેની ચોખવટ આ આયતમાં થઈ ગઈ છે. ઈસ્લામી બિરાદરીમાં સામાજિક વાડાબંધીનું પણ કોઈ મહત્વ નથી જેનો અહીં ખુલાસો કરી દેવામાં આવ્યો છે.

૫. આ ચાર રસૂલો, હઝરત નૂહ, હઝરત ઈબ્રાહીમ, હઝરત મૂસા, તથા હઝરત ઈસાને આ આયતમાં એવું જ મહત્વનું સ્થાન આપવામાં આવ્યું છે જેટલું તેમનું મહત્વનું સ્થાન ઈસ્લામ પહેલાંના રસૂલોમાં હતું. હઝરત નૂહ (અ) પહેલી શરિયત લાવનારા નબી હતા, અને હઝરત ઈબ્રાહીમ (અ)માં મૂસ્વી તથા

لِّيَسْـَٔلَ الصّٰدِقِيْنَ عَنْ صِدْقِهِمْ ۚ وَاَعَدَّ لِلْكٰفِرِيْنَ عَذَابًا اَلِيْمًا ﴿٩﴾

૯. કે (અલ્લાહ) સાચા લોકોની સચ્ચાઈની પરિક્ષા લે. બેશક કાફરો માટે તેણે દુ:ખદાયક અઝાબ તૈયાર કર્યો છે. (રુકૂઅ-૧)

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اذْكُرُوْا نِعْمَةَ اللّٰهِ عَلَيْكُمْ اِذْ جَآءَتْكُمْ جُنُوْدٌ فَاَرْسَلْنَا عَلَيْهِمْ رِيْحًا وَّجُنُوْدًا لَّمْ تَرَوْهَا ۚ وَكَانَ اللّٰهُ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرًا ﴿١٠﴾

૧૦. હે ઈમાન લાવનારાઓ, અલ્લાહની તે ને'મતોને યાદ કરો જે તેણે તમને આપી હતી, જ્યારે લશ્કરોએ તમારા ઉપર હલ્લો કર્યો ત્યારે અમે તેમના ઉપર ભયંકર વાવાઝોડું તથા (ફરિશ્તાઓનું) લશ્કર ઊતાર્યું[૬] જેને તમે જોઈ ન શકતા હતા. પરંતુ તમે જે કરો છો તેને અલ્લાહ જોઈ રહ્યો છે.

اِذْ جَآءُوْكُمْ مِّنْ فَوْقِكُمْ وَمِنْ اَسْفَلَ مِنْكُمْ وَاِذْ زَاغَتِ الْاَبْصَارُ وَبَلَغَتِ الْقُلُوْبُ الْحَنَاجِرَ وَتَظُنُّوْنَ بِاللّٰهِ الظُّنُوْنَا ﴿١١﴾

૧૧. જ્યારે તેઓ તમારા ઉપર ઊંચાણોમાંથી તથા નીચાણોમાંથી ધસી આવ્યા હતા અને તમારી આંખો ફાટી રહી અને તમારા હૈયાં ઊંચા ચઢી ગયા હતા અને તમે અલ્લાહ વિશે તર્કવિતર્કો કરવા લાગ્યા,

هُنَالِكَ ابْتُلِيَ الْمُؤْمِنُوْنَ وَزُلْزِلُوْا زِلْزَالًا شَدِيْدًا ﴿١٢﴾

૧૨. ત્યારે મોમિનોની (સખત) અજમાયશ લેવામાં આવી હતી. અને તેમને બેહદ હચમચાવી નાખવામાં આવ્યા હતા.

وَاِذْ يَقُوْلُ الْمُنٰفِقُوْنَ وَالَّذِيْنَ فِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ مَّا وَعَدَنَا اللّٰهُ وَرَسُوْلُهٗۤ اِلَّا غُرُوْرًا ﴿١٣﴾

૧૩. અને ત્યારે મુનાફિકો અને જેમના દિલમાં રોગ હતો તેમણે કહ્યું 'અલ્લાહ તથા તેના રસૂલે અમને આપેલું વચન માત્ર એક ફરેબ છે.'

وَاِذْ قَالَتْ طَّآئِفَةٌ مِّنْهُمْ يٰۤاَهْلَ يَثْرِبَ لَا مُقَامَ لَكُمْ فَارْجِعُوْا ۚ وَيَسْتَاْذِنُ فَرِيْقٌ مِّنْهُمُ النَّبِيَّ يَقُوْلُوْنَ

૧૪. અને જ્યારે તેમના એક ટોળાએ કહ્યું 'હે યસરીબના[૭] રહેવાસીઓ, હવે, (શત્રુઓ સામે) તમે નહિ ટકી શકો, માટે પાછા ફરો.' અને એક ટોળાએ

---

ઈસ્લામી મંતવ્યનો સમન્વય હતો. હઝરત મૂસા (અ) ઈસરાઈલના છેલ્લા શરિયત લાવનારા રસૂલ હતા, અને આંહઝરત સ.અ.સ.ના અગ્રગામી હતા. અહીં 'કરારો લીધા'નો અર્થ તેમના મરતબાને અનુકૂળ જવાબદારીઓ તેમને સોંપવામાં આવી હતી.

૬. આ આયતમાં જે જંગનું વર્ણન છે તેમાં અરબસ્તાનની એકએક કોમ સંગઠિત થઈ ઈસ્લામ વિરુદ્ધ ઊતરી પડી હતી જે હિજરી ૫ માં મદીનાથી નીકળેલા યહૂદીઓ બનુકુરૈઝ તથા બની ફરારાહ, ગીફતાન, અશમ, મર્રરાહ, સુલેમ, બનુ સાઅદ, બનુ અસદ, મધ્ય અરેબીઆના રણવાસી અરબો, મદીનાના મુનાફિકો તથા અન્ય યહૂદી બળોના જુથો વગેરેએ સંગઠન કરી બળવાન લશ્કર વડે મદીનાને ઘેરો ઘાલ્યો હતો. તેમના દસથી વીસ હઝારના સશસ્ત્રબળ સામે કુલ મુસ્લિમ સંખ્યા ૧૨૦૦ની હતી. અમુક લેખકોના કથન પ્રમાણે કુલ ૩૦૦૦ની હતી જેમાં સ્ત્રીઓ તથા બાળકો પણ હતા, જેમણે તે સમયે ખાઈ ખોદવાના કામમાં સહાયતા કરી હતી. આ ઘેરો લગભગ ચાર અઠવાડીયા સુધી રહ્યો. અંતમાં મુસ્લિમો આ આકરી કસોટીમાંથી વિજેતા બની સફળ થયા, જેના પછી ફરી કાફર કુરેશો મુસ્લિમો સામે કદી ટકી ન શકયા.

૭. હિજરત પહેલાં મદીનાનું નામ 'યસરબ' હતું.

إِنَّ بُيُوتَنَا عَوْرَةٌ ۛ وَمَا هِيَ بِعَوْرَةٍ ۖ إِن يُرِيدُونَ إِلَّا فِرَارًا ⑬

રસૂલ પાસેથી જવાની પરવાનગી માગી કહ્યું 'અમારા ઘર રેઢા (અરક્ષિત) છે. અને તે (હકીકતમાં) અરક્ષિત ન હતા, આ લોકો ભાગી છૂટવા ચાહતા હતા.

وَلَوْ دُخِلَتْ عَلَيْهِم مِّنْ أَقْطَارِهَا ثُمَّ سُئِلُوا الْفِتْنَةَ لَآتَوْهَا وَمَا تَلَبَّثُوا بِهَا إِلَّا يَسِيرًا ⑭

૧૫. અને જો (મદીનાને) ચોતરફથી ઘેરી તેમાં દાખલ થઈ તેમને (મુસ્લિમો) સામે ફિસાદમાં જોડાવા માટે કહેવામાં આવત તો તેઓ (બેધડક) તેમની સાથે શામિલ થઈ ગયા હોત અને પોતાના ઘરોમાં ભાગ્યેજ રોકાયા હોત.[૮]

وَلَقَدْ كَانُوا عَاهَدُوا اللَّهَ مِن قَبْلُ لَا يُوَلُّونَ الْأَدْبَارَ ۚ وَكَانَ عَهْدُ اللَّهِ مَسْئُولًا ⑮

૧૬. હકીકતમાં તેઓ અલ્લાહને વચન[૯] આપી ચૂકયા હતા કે તેઓ કદાપિ પીઠ ફેરવી ભાગશે નહિ. અને અલ્લાહ સાથે કરેલા કરાર વિશે તો જવાબ અવશ્ય દેવોજ પડશે.

قُل لَّن يَنفَعَكُمُ الْفِرَارُ إِن فَرَرْتُم مِّنَ الْمَوْتِ أَوِ الْقَتْلِ وَإِذًا لَّا تُمَتَّعُونَ إِلَّا قَلِيلًا ⑯

૧૭. તું કહે 'જો તમે મોતથી અથવા માર્યા જવાથી દૂર નાસો છો તો તમારું નાસી જવું તમને કદાપિ હિતકર નીવડશે નહિ, અને તમે ટૂંકો લાભ ઉઠાવશો.

قُلْ مَن ذَا الَّذِي يَعْصِمُكُم مِّنَ اللَّهِ إِنْ أَرَادَ بِكُمْ سُوءًا أَوْ أَرَادَ بِكُمْ رَحْمَةً ۚ وَلَا يَجِدُونَ لَهُم مِّن دُونِ اللَّهِ وَلِيًّا وَلَا نَصِيرًا ⑰

૧૮. તું કહે 'તમને અલ્લાહથી કોણ બચાવી શકે છે જો તે તમને હાનિ કરવા ચાહતો હોય તો? અથવા જો તે તમારા ઉપર રહેમ કરવા ચાહતો હોય તો? બેશક, તેમને અલ્લાહ સિવાય કોઈ દોસ્ત અથવા મદદગાર નહિ મળે.

قَدْ يَعْلَمُ اللَّهُ الْمُعَوِّقِينَ مِنكُمْ وَالْقَائِلِينَ لِإِخْوَانِهِمْ هَلُمَّ إِلَيْنَا ۖ وَلَا يَأْتُونَ الْبَأْسَ إِلَّا قَلِيلًا ⑱

૧૯. નિ:સંદેહ અલ્લાહ તમારા માંના તે લોકોને જાણે છે જે (લોકોને જીહાદથી) રોકતા હોય છે અને તેમને પણ જાણે છે જે પોતાના બંધુજનોને કહે છે 'તમે અમારી સાથે ભળી જાઓ.' આવા લોકો ભાગ્યેજ લડાઈમાં હિસ્સો લેતા હોય છે.

أَشِحَّةً عَلَيْكُمْ ۖ فَإِذَا جَاءَ الْخَوْفُ رَأَيْتَهُمْ يَنظُرُونَ إِلَيْكَ تَدُورُ أَعْيُنُهُمْ كَالَّذِي يُغْشَىٰ عَلَيْهِ مِنَ الْمَوْتِ ۖ فَإِذَا ذَهَبَ الْخَوْفُ سَلَقُوكُم

૨૦. (કારણ કે) તમારા હક્કમાં તેઓ બેહદ કંજૂસ છે[૧૦] પરંતુ જ્યારે મુસીબત આવી પડે છે ત્યારે તું જોઈશ કે તેઓ તારી સામે કેવી આશાભરી

---

૮. જો દુશ્મનો મદીનાને ચારે તરફથી ઘેરી લઈ મુસ્લિમોના મુકાબલા માટે મુનાફિકોની મદદ માગી હોત તો તેઓ તેમની સાથે જોડાઈ ગયા હોત.

૯. મદીનાના યહૂદીઓએ બહારના દુશ્મનો સામે મદીનાના બચાવ માટે આંહઝરત સ.અ.સ.ને મદદ આપવાનો વાયદો કર્યો હતો.

૧૦. મદદ આપવા ટાણે કંજૂસી દેખાડવી, લેવા ટાણે અસંતોષ વ્યકત કરવો, આ મુનાફિકોના ખાસ અવગુણો હતા.

بِاَلْسِنَةٍ حِدَادٍ اَشِحَّةً عَلَى الْخَيْرِ ۚ اُولٰٓئِكَ لَمْ يُؤْمِنُوْا فَاَحْبَطَ اللّٰهُ اَعْمَالَهُمْ ۚ وَكَانَ ذٰلِكَ عَلَى اللّٰهِ يَسِيْرًا ⑲

નજરે જોઈ રહ્યા હોય છે. તેમની આંખો કેવી ચકરવકર ફરી રહી હોય છે જાણે તેમના ઉપર મોતના ભયથી મૂર્છા છવાઈ ગઈ હોય. પરંતુ જ્યારે ભય ટળી જાય છે તો તેઓ વધુ લાભ મેળવવાના લોભે તને મેણાં ટોણા મારે છે. હકીકતમાં તેઓ ઈમાન લાવ્યાજ નથી; જેથી અલ્લાહે તેમની કરણીઓ રદ કરી દીધી છે. અને અલ્લાહ માટે તેમ કરવું બહુજ સહેલું છે.

يَحْسَبُوْنَ الْاَحْزَابَ لَمْ يَذْهَبُوْا ۚ وَاِنْ يَّاْتِ الْاَحْزَابُ يَوَدُّوْا لَوْ اَنَّهُمْ بَادُوْنَ فِى الْاَعْرَابِ يَسْاَلُوْنَ عَنْ اَنْۢبَآئِكُمْ ۖ وَلَوْ كَانُوْا فِيْكُمْ مَّا قٰتَلُوْٓا اِلَّا قَلِيْلًا ⑳

૨૧. આ લોકો એવું ધારે છે કે (દુશ્મનોના સંગઠિત) લશ્કરો હજી પાછા નથી ગયા. અને જો તેઓ ફરી આવી ચઢે તો આ લોકો ચાહશે કે તેઓ રણમાં બદુઓ વચ્ચે રહી તમારા વિશે સમાચાર મેળવતા રહે. અને જો તેઓ તમારી સાથે રહ્યા હોત તો તેઓ લડાવામાં ભાગ્યેજ હિસ્સો લેત. (રુકૂઅ - ૩)

لَقَدْ كَانَ لَكُمْ فِىْ رَسُوْلِ اللّٰهِ اُسْوَةٌ حَسَنَةٌ لِّمَنْ كَانَ يَرْجُوا اللّٰهَ وَالْيَوْمَ الْاٰخِرَ وَذَكَرَ اللّٰهَ كَثِيْرًا ㉑

૨૨. બેશક અલ્લાહનો રસૂલ તમારા માટે એક ઉત્તમ નમૂનો[૧૧] છે, તે લોકો માટે જે અલ્લાહ તથા કયામતના દિવસથી ડરે છે અને અલ્લાહને ખૂબ યાદ કરતા રહે છે.

---

૧૧. ખંદક (ખાઈ)નું યુદ્ધ આંહઝરત સ.અ.સ.ના જીવનમાં સૌથી વધુ તકલીફ આપનારું હતું જેમાંથી આપ (સ) બહુજ ફખર (ગૌરવ)થી તેમજ સફળતાથી નીકળવા પામ્યા હતા. આપ (સ) સાબિર (ધૈર્યશીલ) તથા દ્રઢનિશ્ચયથી તમામ મુસીબતોનો મુકાબલો કરતા રહ્યા. મક્કાની ફતેહ બાદ આખું અરબ આપના કદમોમાં આવી પડયું, પરંતુ સત્તાના મદમાં ન આવતાં આપ (સ)એ દુશ્મનો સાથે અત્યંત દરગુઝર તથા એહસાનનો વર્તાવ કર્યો. આંહઝરત સ.અ.સ. માનવતાના રોશન પ્રતીક હતા અને સૌમ્યતા તથા ભલાઈના ભંડાર હતા. આપ (સ) પોતાના જીવનની વિવિધ ભૂમિકાઓમાં સાધારણ રૈયતથી લઈ બાઈન્સાફ સત્તાધીશ તરીકે બેમિસાલ સાબિત થયા છે. આપ પોતાની ભરજુવાનીમાં પણ આલા ઈખ્લાક (શુદ્ધ ચારિત્ર્ય), પરહેઝગારી તથા ગાંભીર્યના એક આદર્શરૂપ હતા. પ્રૌઢાવસ્થામાં તેમને 'અલ-અમીન' કહેવામાં આવ્યા. વેપાર વ્યવહારમાં પ્રમાણિકતા તથા સત્યનિષ્ઠાનો આપ આગ્રહ રાખતા જંગોમાં એક સાધારણ સિપાહીની જેમ લડયા અને ફોજના સેનાપતિ બની હાર પણ ભોગવી અને ઘણી ફતેહ પણ મેળવી. કાયદા ઘડયા, ન્યાય કર્યા, રાજનીતિજ્ઞ બન્યા, શિક્ષક બન્યા, કોમના સરદાર બન્યા, હુકૂમતના ધણી બન્યા. એક સાથે કૈસર અને પોપ બન્યા, પરંતુ પોપના મિથ્યાઆડંબર વગર, અને કૈસરની પ્રચંડ સેનાઓ વગર, અંગરક્ષકો વગર, મહેલો વગર અને કોઈ પણ પ્રકારના પદાર્થ, ખજાના કે નાણાકીય પુરસ્કાર વગર. આપ સ્વહસ્તે પોતાના ઘરનું કામકાજ કરતા, ચર્મપત્ર ઉપર સૂતા, ખજુર, જવનો રોટલો તથા પાણી ઉપર નીભાવ કરતા અને રાતના સમયે પગમાં સોજો ચડતા સુધી પોતાના પરવરદિગારની ઈબાદત કરતા. સંજોગોની ચડતી પડતી સાથે આપના જીવનમાં કોઈપણ ફેરફાર ન થવા પામ્યો (મુહમ્મદ એન્ડ મુહમ્મદનીઝમ બોસ્કવર્થ સ્મીથમાંથી)

وَلَمَّا رَاَ الْمُؤْمِنُوْنَ الْاَحْزَابَ قَالُوْا هٰذَا مَا وَعَدَنَا اللّٰهُ وَرَسُوْلُهٗ وَصَدَقَ اللّٰهُ وَرَسُوْلُهٗ وَمَا زَادَهُمْ اِلَّآ اِيْمَانًا وَّتَسْلِيْمًا ﴿۲۲﴾

૨૩. અને જ્યારે મોમિનોએ સંગઠિત લશ્કરોને આવતા જોયા તો તેમણે કહ્યું 'આ'જ છે જેનો અલ્લાહ અને તેના રસૂલે અમને વાયદો કર્યો હતો; અને અલ્લાહે અને તેના રસૂલે તદ્દન સત્ય વાત કહી હતી.' આ બનાવે તેમના યકીનમાં તથા તાબેદારીની ભાવનામાં વધારો કરી મૂકયો.

مِنَ الْمُؤْمِنِيْنَ رِجَالٌ صَدَقُوْا مَا عَاهَدُوا اللّٰهَ عَلَيْهِ فَمِنْهُمْ مَّنْ قَضٰى نَحْبَهٗ وَمِنْهُمْ مَّنْ يَّنْتَظِرُ وَمَا بَدَّلُوْا تَبْدِيْلًا ﴿۲۳﴾

૨૪. મોમિનોમાં એવા લોકો પણ છે જેમણે અલ્લાહને આપેલા પોતાના વચનને પૂરું કરી દેખાડયું. તેમનામાંના કેટલાક (શહિદ થઈ) પોતાના વચનમાં પાર ઊતરી ગયા અને કેટલાક મક્કમ ઈરાદાથી (તકની) રાહ જોઈ રહ્યા છે;

لِّيَجْزِيَ اللّٰهُ الصّٰدِقِيْنَ بِصِدْقِهِمْ وَيُعَذِّبَ الْمُنٰفِقِيْنَ اِنْ شَآءَ اَوْ يَتُوْبَ عَلَيْهِمْ اِنَّ اللّٰهَ كَانَ غَفُوْرًا رَّحِيْمًا ﴿۲۴﴾

૨૫. કે અલ્લાહ સાચા લોકોને તેમની સચ્ચાઈનો (સુયોગ્ય) બદલો આપે, અને મુનાફિકોને સઝા આપે અથવા ચાહે તો તેમની તરફ રહેમતની નઝર કરે. ખરેખર અલ્લાહ બેહદ ક્ષમાવંત છે, દયાળુ છે.

وَرَدَّ اللّٰهُ الَّذِيْنَ كَفَرُوْا بِغَيْظِهِمْ لَمْ يَنَالُوْا خَيْرًا وَكَفَى اللّٰهُ الْمُؤْمِنِيْنَ الْقِتَالَ وَكَانَ اللّٰهُ قَوِيًّا عَزِيْزًا ﴿۲۵﴾

૨૬. અને અલ્લાહે કાફરોને તેમની ગુસ્સાની આગમાં બળતા ખાલી હાથે પાછા કાઢયા. અને અલ્લાહે તેમની લડાઈને પોતાના માથે લઈ લીધી. અને અલ્લાહ મહાબળવાન છે. સામર્થ્યવાળો છે.

وَاَنْزَلَ الَّذِيْنَ ظَاهَرُوْهُمْ مِّنْ اَهْلِ الْكِتٰبِ مِنْ صَيَاصِيْهِمْ وَقَذَفَ فِيْ قُلُوْبِهِمُ الرُّعْبَ فَرِيْقًا تَقْتُلُوْنَ وَتَاْسِرُوْنَ فَرِيْقًا ﴿۲۶﴾

૨૭. અને તેમની મદદ કરનારા એહલે કિતાબને (અલ્લાહે) કિલ્લા ઉપરથી નીચે હાંકી કાઢયા અને તેમના મનમાં દેહશત નાખી દીધી. તેઓમાંના કેટલાકને તમે કતલ કર્યા અને કેટલાકને કેદ પકડયા.[૧૨]

وَاَوْرَثَكُمْ اَرْضَهُمْ وَدِيَارَهُمْ وَاَمْوَالَهُمْ وَاَرْضًا لَّمْ تَطَئُوْهَا وَكَانَ اللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرًا ﴿۲۷﴾

૨૮. અને તેણે તમને તે લોકોની ભૂમિના તથા તેમના ઘરોના તથા તેમની મિલકતોના વારસ બનાવ્યા જે ભૂમિ[૧૩] ઉપર તમે પહેલાં કદી પગ મૂકયો ન હતો. અને અલ્લાહ સર્વ વસ્તુઓ ઉપર સત્તા ધરાવે છે. (રુકૂઅ - ૩)

૧૨. દગાબાઝ બનુ કુરૈઝાએ આંહઝરત સ.અ.સ. સાથે દુશ્મનો સામે મદીનાનું રક્ષણ કરવાના કરારો કર્યા હતા. પરંતુ બનુ નઝીરના સરદાર હુયૈયની શીખવણીમાં આવી તે દુશ્મનો સાથે જોડાઈ ગયો પરંતુ તેમનો હુમલો નિષ્ફળ જતાં પચ્ચીસ દિવસ સુધી ઘેરામાં રહેવા પછી અંતમાં તેઓ શરણે આવ્યા અને આસના કબીલાના સરદાર સા'દ બિન મા'દને તેમનો ન્યાય કરવા માટે આંહઝરત સ.અ.સ. ઉપર સ્વયં પોતેજ પસંદગી આપી. સા'દે મૂસ્વી કાનૂન પ્રમાણે આ ચૂકાદો આપ્યો કે તેમના જુવાનોને મૃત્યુદંડ આપવામાં આવે.

૧૩. ખએબરનો પ્રદેશ, પારસી તથા રોમન સામ્રાજ્ય.

૨૯. હે રસૂલ, તારી પત્નીઓને કહે 'જો તમે આ દુનિયાનું જીવન તથા તેની શોભાને ચાહો છો, તો આવો, તે આપી ભલાઈઓ સાથે તમને હું વિદાય કરૂં.

૩૦. 'પરંતુ જો તમે અલ્લાહ, તથા તેના રસૂલ, તથા આખેરતના ઘરને ચાહો છો, તો જાણી લો કે અલ્લાહે નેકી કરનારાઓ માટે ભવ્ય બદલો તૈયાર કરી રાખ્યો છે.'

૩૧. હે નબીના પત્નીઓ! જો તમારામાંથી કોઈ બેશરમીનું વર્તન કરશે, તેને બમણો અઝાબ આપવામાં આવશે. બેશક અલ્લાહ માટે તેમ કરવું બહુજ સહેલું છે.

૩૨. પરંતુ તમારામાથી જે અલ્લાહ તથા તેના રસૂલની તાબેદારી કરશે અને સદાચારો કરશે અમે તેને બમણો બદલો આપશું; અને અમે તેના માટે ઈઝઝતની રોઝી તૈયાર કરી રાખી છે.

૩૩. હે નબીની પત્નીઓ! તમે પરહેઝગાર બનશો તો તમે સાધારણ સ્ત્રીઓ સમાન નહિ ગણાઓ. માટે અન્ય (પુરુષ) સાથે મૃદતાથી વાત ન કરો કે નાપાક મન ધરાવનારાને આકર્ષણ થાય. માટે મર્યાદામાં[૧૪] રહી વાત કરો.

૩૪. અને તમારા ઘરોમાં માનમર્યાદા સાચવીને[૧૫] રહો, પહેલાં જેમ જહાલત (અજ્ઞાનતા)ના સમયમાં થતું હતું તેવી રીતે તમારા સૌંદર્યનું અન્ય સામે પ્રદર્શન (ખુલ્લું) ન કરો. નમાઝ કાયમ કરો અને ઝકાત અદા કરો. અને અલ્લાહ તથા

يٰٓاَيُّهَا النَّبِيُّ قُلْ لِّاَزْوَاجِكَ اِنْ كُنْتُنَّ تُرِدْنَ الْحَيٰوةَ
الدُّنْيَا وَزِيْنَتَهَا فَتَعَالَيْنَ اُمَتِّعْكُنَّ وَ اُسَرِّحْكُنَّ
سَرَاحًا جَمِيْلًا ﴿٢٩﴾
وَاِنْ كُنْتُنَّ تُرِدْنَ اللّٰهَ وَرَسُوْلَهٗ وَالدَّارَ الْاٰخِرَةَ
فَاِنَّ اللّٰهَ اَعَدَّ لِلْمُحْسِنٰتِ مِنْكُنَّ اَجْرًا عَظِيْمًا ﴿٣٠﴾
يٰنِسَآءَ النَّبِيِّ مَنْ يَّاْتِ مِنْكُنَّ بِفَاحِشَةٍ مُّبَيِّنَةٍ
يُّضٰعَفْ لَهَا الْعَذَابُ ضِعْفَيْنِ ۗ وَكَانَ ذٰلِكَ عَلَى
اللّٰهِ يَسِيْرًا ﴿٣١﴾
وَمَنْ يَّقْنُتْ مِنْكُنَّ لِلّٰهِ وَرَسُوْلِهٖ وَتَعْمَلْ صَالِحًا
نُّؤْتِهَآ اَجْرَهَا مَرَّتَيْنِ ۙ وَاَعْتَدْنَا لَهَا رِزْقًا كَرِيْمًا ﴿٣٢﴾
يٰنِسَآءَ النَّبِيِّ لَسْتُنَّ كَاَحَدٍ مِّنَ النِّسَآءِ اِنِ اتَّقَيْتُنَّ
فَلَا تَخْضَعْنَ بِالْقَوْلِ فَيَطْمَعَ الَّذِيْ فِيْ قَلْبِهٖ مَرَضٌ
وَّقُلْنَ قَوْلًا مَّعْرُوْفًا ﴿٣٣﴾
وَقَرْنَ فِيْ بُيُوْتِكُنَّ وَلَا تَبَرَّجْنَ تَبَرُّجَ الْجَاهِلِيَّةِ
الْاُوْلٰى وَاَقِمْنَ الصَّلٰوةَ وَاٰتِيْنَ الزَّكٰوةَ وَاَطِعْنَ
اللّٰهَ وَرَسُوْلَهٗ ۗ اِنَّمَا يُرِيْدُ اللّٰهُ لِيُذْهِبَ عَنْكُمُ

---

૧૪. આંહઝરત સ.અ.સ.ની પત્નીઓને પોતાની માનમર્યાદામાં રહેવાની અને પોતાના મરતબાની હિફાઝત કરવાની, રક્ષણ તેમજ પરપુરુષો ઉપર પોતાની ઝિનત તથા નઝાકત (કોમળતા)ને પ્રગટ ન થવા દેવાની સૂચના આપવામાં આવી છે કે જેથી મેલા મનવાળા લોકોને ખોટું આકર્ષણ ન થાય.

૧૫. પોતાના ઘરમાં રહેવાનો અર્થ પોતાના પરિવાર તથા ગૃહજીવનની સંભાળને મહત્વ આપવાનો છે, નહિ કે સ્ત્રીઓને બહાર જવાથી રોકવામાં આવ્યો છે અથવા તેમને ઘરમાં જ ગોંધાઈ રહેવાનો હુકમ આપવામાં આવ્યો છે. સ્ત્રીને પોતાની આવશ્યકતા તથા સંજોગો પ્રમાણે કામ કરવાની તથા આવજા કરવાની પૂરતી છૂટ છે. પરંતુ પુરુષો તથા સ્ત્રીઓને વ્યર્થ મિશ્ર મેળાવડાઓમાં છૂટછાટ લેવાની સખત મનાઈ છે. આ સૂચન માત્ર નબીઓની પત્નીઓ માટે જ નથી પરંતુ પ્રત્યેક મુસ્લિમ સ્ત્રીવર્ગ ઉપર લાગુ પડે છે.

الرِّجْسَ اَهْلَ الْبَيْتِ وَيُطَهِّرَكُمْ تَطْهِيْرًا ﴿٣٣﴾

તેના રસૂલના ફરમાનોનું પાલન કરો. હે (રસૂલના) ઘરના સભ્યો, ખરેજ અલ્લાહ બૂરાઈઓને તમારાથી દૂર કરવા ચાહે છે અને તમને સંપૂર્ણ પાકીઝગી (પવિત્રતા) આપવા ચાહે છે.

وَاذْكُرْنَ مَا يُتْلٰى فِيْ بُيُوْتِكُنَّ مِنْ اٰيٰتِ اللّٰهِ وَالْحِكْمَةِ ؕ اِنَّ اللّٰهَ كَانَ لَطِيْفًا خَبِيْرًا ﴿٣٤﴾

૩૫. અને તમારા ઘરમાં વંચાતી અલ્લાહની આયતો અને હિકમતની[૧૬] વાતોમાં ધ્યાન આપો, ખરેખર અલ્લાહ તમામ બારીકીઓનો જાણનાર છે, સર્વજ્ઞ છે.

اِنَّ الْمُسْلِمِيْنَ وَالْمُسْلِمٰتِ وَالْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنٰتِ وَالْقٰنِتِيْنَ وَالْقٰنِتٰتِ وَالصّٰدِقِيْنَ وَالصّٰدِقٰتِ وَالصّٰبِرِيْنَ وَالصّٰبِرٰتِ وَالْخٰشِعِيْنَ وَالْخٰشِعٰتِ وَالْمُتَصَدِّقِيْنَ وَالْمُتَصَدِّقٰتِ وَالصَّآئِمِيْنَ وَالصّٰٓئِمٰتِ وَالْحٰفِظِيْنَ فُرُوْجَهُمْ وَالْحٰفِظٰتِ وَالذّٰكِرِيْنَ اللّٰهَ كَثِيْرًا وَّالذّٰكِرٰتِ ۙ اَعَدَّ اللّٰهُ لَهُمْ مَّغْفِرَةً وَّاَجْرًا عَظِيْمًا ﴿٣٥﴾

૩૬. નિ:સંદેહ, મુસ્લિમ પુરુષો તથા મુસ્લિમ સ્ત્રીઓ, અને મોમિન પુરુષો તથા મોમિન સ્ત્રીઓ, અને ફરમાંબરદાર પુરુષો તથા ફરમાંબરદાર સ્ત્રીઓ, અને સત્ય પરાયણ પુરુષો તથા સત્યપરાયણ સ્ત્રીઓ, અને સહનશીલ પુરુષો તથા સહનશીલ સ્ત્રીઓ, અને નમ્ર પુરુષો તથા નમ્ર સ્ત્રીઓ, અને દાન આપનારા પુરુષો તથા દાન આપનારી સ્ત્રીઓ, અને રોઝા રાખનારા પુરુષો તથા રોઝા રાખનારી સ્ત્રીઓ, અને પોતાના ગુપ્તઅંગોની રક્ષા કરનારા પુરુષો તથા ગુપ્તઅંગોની રક્ષા કરનારી સ્ત્રીઓ અને અલ્લાહને નિત્ય યાદ કરનારા પુરુષો અને અલ્લાહને નિત્ય યાદ કરનારી સ્ત્રીઓ માટે, અલ્લાહે ક્ષમા તથા ભવ્ય બદલો[૧૭] તૈયાર કરી રાખ્યો છે.

وَمَا كَانَ لِمُؤْمِنٍ وَّلَا مُؤْمِنَةٍ اِذَا قَضَى اللّٰهُ وَرَسُوْلُهٗٓ

૩૭. અને કોઈ મોમિન પુરુષ તથા મોમિન સ્ત્રીને શોભા નથી આપતું કે તે અલ્લાહ તથા તેના રસૂલના કોઈ બાબતમાં આપેલા હુકમ વિરુદ્ધ પોતાના ઈચ્છા

---

૧૬. આંહઝરત સ.અ.સ.ના પરિવારના સભ્યોના પરહેઝગારીના જીવનનો પ્રભાવ લોકો ઉપર પડતો હોવાથી તેમની જવાબદારી પ્રત્યે તેમને અહીં યાદી આપવામાં આવી છે, કારણ કે તેમણે સદ્ગુણો, પરહેઝગારી (શુદ્ધચારિત્ર્ય), સદાચારી તથા યકીન વગેરેનું શિક્ષણ આંહઝરત સ.અ.સ. પાસેથી સીધું મેળવ્યું હોય છે જેથી તેમનું રોજીંદા જીવન બીજાઓ માટે એક નમૂના રૂપ હોય છે અને બીજા ઉપર ઘેરી અસર રાખે છે.

૧૭. ઈસ્લામમાં સ્ત્રીઓને સમાન હક્કો અથવા સમાજમાં માનભર્યું સ્થાન નથી તેવી ખોટી માન્યતાને આ આયતમાં રદિયો આપવામાં આવ્યો છે. કુરઆને મજીદમાં સ્ત્રી પુરુષોને તેમના મૂળભૂત હક્કોમાં સમાનતા આપવામાં આવી છે. સ્ત્રી તથા પુરુષને રૂહાનિયતના બૂલંદ શિખર ઉપર પહોંચવા માટે પણ દ્વાર ખુલ્લાં છે, તેમજ સામાજિક તથા રાજનીતિના કાર્યમાં પણ એક જેવાજ હક્કો છે, માત્ર તેમના કાર્યક્ષેત્ર જુદા જુદા છે. તેમની અલગ અલગ જવાબદારીઓથી કોઈ ગેરસમજ ઉભી થઈ શકે છે અથવા ઈસ્લામના દુશ્મનો જાણીજોઈને આવી ગેરસમજોના વંટોળિયાં ઊભા કરતા હોય છે.

أَمْرًا أَنْ يَكُونَ لَهُمُ الْخِيَرَةُ مِنْ أَمْرِهِمْ ۗ وَمَنْ يَعْصِ اللَّهَ وَرَسُولَهُ فَقَدْ ضَلَّ ضَلَالًا مُبِينًا ﴿٣٧﴾

પ્રમાણે ચાલે. અને જે આવી રીતે અલ્લાહ અને તેના રસૂલની નાફરમાની કરશે, તો બેશક તે ખુલ્લી ગુમરાહીમાં ફસાઈ ગયો છે.

وَإِذْ تَقُولُ لِلَّذِي أَنْعَمَ اللَّهُ عَلَيْهِ وَأَنْعَمْتَ عَلَيْهِ أَمْسِكْ عَلَيْكَ زَوْجَكَ وَاتَّقِ اللَّهَ وَتُخْفِي فِي نَفْسِكَ مَا اللَّهُ مُبْدِيهِ وَتَخْشَى النَّاسَ ۚ وَاللَّهُ أَحَقُّ أَنْ تَخْشَاهُ ۖ فَلَمَّا قَضَىٰ زَيْدٌ مِنْهَا وَطَرًا زَوَّجْنَاكَهَا لِكَيْ لَا يَكُونَ عَلَى الْمُؤْمِنِينَ حَرَجٌ فِي أَزْوَاجِ أَدْعِيَائِهِمْ إِذَا قَضَوْا مِنْهُنَّ وَطَرًا ۚ وَكَانَ أَمْرُ اللَّهِ مَفْعُولًا ﴿٣٨﴾

૩૮. અને (યાદ કર) કે જેના ઉપર અલ્લાહે ઉપકાર કર્યો હતો તેના ઉપર તેં પણ ઉપકાર[૧૮] કર્યો હતો, તેં તેને કહ્યું 'તારી પત્નીને તારી સાથે રાખ અને અલ્લાહથી ડર.' અને તેં તારા હૃદયમાં તે વાત છૂપાવી હતી જેને અલ્લાહ પ્રગટ કરવા ચાહતો હતો અને તું લોકોથી ડરતો હતો, જો કે અલ્લાહ વધુ હક્ક રાખતો હતો કે તું તેનાથી ડરે. પછી જ્યારે ઝએદને તેની કોઈ જરૂર બાકી ન રહી ત્યારે અમે તેને તારી નિકાહમાં આપી દીધી. જેથી મોમિનો માટે તેમના મોં બોલ્યા દિકરાઓની પત્નીઓ સંબંધમાં કોઈ અડચણ ન રહેવા પામે જ્યારે કે તેણીઓથી તેમનો કોઈ સંબંધ બાકી ન રહેતો હોય. બેશક અલ્લાહનો હુકમ પૂરો થઈનેજ રહે છે.[૧૯]

مَا كَانَ عَلَى النَّبِيِّ مِنْ حَرَجٍ فِيمَا فَرَضَ اللَّهُ لَهُ ۖ سُنَّةَ اللَّهِ فِي الَّذِينَ خَلَوْا مِنْ قَبْلُ ۚ وَكَانَ أَمْرُ اللَّهِ قَدَرًا مَقْدُورًا ﴿٣٩﴾

૩૯. નબીને તે કરવા ઉપર કોઈ રૂકાવટ નથી જે કરવા માટે અલ્લાહે તેના ઉપર લાઝિમ કર્યું હોય. પહેલાના લોકો માટે પણ અલ્લાહનો આ'જ નિયમ હતો અને અલ્લાહનું ફરમાન (પૂરું થવા માટે જ) નિર્માણ થએલું હોય છે.

الَّذِينَ يُبَلِّغُونَ رِسَالَاتِ اللَّهِ وَيَخْشَوْنَهُ وَلَا يَخْشَوْنَ أَحَدًا إِلَّا اللَّهَ ۗ وَكَفَىٰ بِاللَّهِ حَسِيبًا ﴿٤٠﴾

૪૦. જે અલ્લાહના સંદેશા લોકો સુધી પહોંચાડતા હતા તેઓ માત્ર તેનાથી જ ડરતા હતા અને અલ્લાહ સિવાય બીજા કોઈથી તે ડરતા ન હતા. બેશક હિસાબ લેવા માટે અલ્લાહ પૂરતો છે.

---

૧૮. હઝરત ઝએદ બીન હારીસ હઝરત ખદીજા(ર)ના ગુલામ હતા જે બાદમાં આંહઝરત સ.અ.સ.ને સોંપવામાં આવ્યા. આંહૂઝુર (સ)એ તેમને આઝાદ કરી મોં બોલ્યો દિકરો બનાવી પોતાની ફઈની દિકરી હ.ઝએનબ સાથે વિવાહ માટે માગું મોકલાવ્યું હતું, પરંતુ હઝરત ઝએનબ આઝાદ થએલા એક ગુલામને પરણવા રાજી ન હતા.

૧૯. લગ્ન બાદ હઝરત ઝએદ તથા હઝરત ઝએનબ વચ્ચે અણબનાવ રહેવા લાગ્યો અને સંજોગોએ ઉગ્ર સ્વરૂપ પકડયું છતાં પણ આંહઝરત (સ.અ.સ.) તેમને હમેશાં સારી સલાહ આપતા રહ્યા. અને હઝરત ઝએદે હઝરત ઝએનબને તલાક આપી છૂટી કરી ત્યારે હઝરત ઝએનબના દુઃખને ટાળવા માટે આંહઝરત સ.અ.સ.એ તેમની સાથે નિકાહ કરવાનો ઈરાદો કર્યો પરંતુ દુશ્મનોના મેણાથી ડરી ગયા. આ આયત દ્વારા આ સમસ્યાનું નિવારણ કરવામાં આવ્યું છે કે દીકરો તેજ કહેવાય જે પોતાનો ખરો દીકરો હોય અને મોઢેથી કહેલા કોઈ સગપણને કુરઆને કબુલ નથી રાખ્યું. આ હુકમના આધારે આંહઝરત સ.અ.સ.એ હઝરત ઝએનબ સાથે નિકાહ કર્યા.

૪૧. મુહમ્મદ પુરુષોમાંથી તમારો કોઈનો પિતા નથી, પણ અલ્લાહનો રસૂલ છે અને રસૂલોની મોહર[૨૦] છે; અને અલ્લાહને પ્રત્યેક વસ્તુનું પૂરેપૂરું જ્ઞાન છે. (રુકૂઅ-૫)

مَا كَانَ مُحَمَّدٌ أَبَا أَحَدٍ مِّن رِّجَالِكُمْ وَلَٰكِن رَّسُولَ اللَّهِ وَخَاتَمَ النَّبِيِّينَ ۗ وَكَانَ اللَّهُ بِكُلِّ شَيْءٍ عَلِيمًا ﴿٤٠﴾

૨૦. 'ખાતમ'. 'ખતમા' અર્થાત તેણે 'મુદ્રામારી,' 'મહોર લગાવી,' 'વસ્તુ ઉપર છાપ લગાવી.' બીજા અર્થોમાં 'તેણે વસ્તુનો અંત લીધો,' અથવા 'વસ્તુને ઢાંકી લીધી', 'લખાણ, દસ્તાવેજ વગેરે મોહર લગાવી સુરક્ષિત કર્યું.' ખાતમ, વીંટી, સીલમુદ્રા અથવા ચિન્હ 'કોઈ વસ્તુનો છેલ્લો ભાગ,' અથવા 'કોઈ વસ્તુનું પરિણામ' સારાંશે 'ખાતમન નબીયીન'નો અર્થ 'નબીઓની મહોર' ગણાશે અને સાધારણ રીતે છેલ્લો નબી પણ ગણી શકાય. અહીં તો ખરેખર આંહઝરત સ.અ.સ.ને બૂલંદતરીન મરતબો પામનારા આખરી રસૂલની પદવી આપવામાં આવી છે.

આંહઝરત સ.અ.સ.ની નર ઔલાદ મૃત્યુ પામી તો મક્કાના દુશ્મનોએ તેમને વારસ વગરના (અબતર) ઠરાવી, આપ (સ)ના વંશનો અંત ગણી ઠઠ્ઠા ઉડાવવા લાગ્યા. આ મેણાતાનાના જવાબમાં સૂરાહ કવસરનું અવતરણ થયું હતું કે રસૂલ નહિ પરંતુ ઈમાન ન લાવનારા કાફરોજ લાવારસ રહેશે. આ વહી પછી ઘણા મુસ્લિમોની આશા એવી હતી કે આંહઝરત સ.અ.સ.ને પુત્ર પ્રાપ્તિ થશે. પરંતુ આ આયતથી તે વિષયને સ્પષ્ટ કરવામાં આવ્યો છે કે મુહમ્મદ પુરુષોમાંથી તમારો કોઈનો પિતા નથી.' જોકે આ સૂરાહ તથા સૂરાહ કૌસર વચ્ચે જે વિરોધાભાસ હોય તેને દૂર કરવામાં આવ્યો છે. હકીકતમાં આ આયતથી આંહઝરત સ.અ.સ.ને લાવારસ નથી કહેવામાં આવ્યા પરંતુ આપ (સ.)ના દુશ્મનોને લાવારસ ઠરાવવામાં આવ્યા છે. બલ્કે આયતમાં કહેવામાં આવ્યું છે કે નબી 'અલ્લાહનો રસૂલ છે અને તમામ ઉમ્મતનો રૂહાની પિતા છે.' 'ખાતમૂન નબીયીન'થી આપ (સ) તમામ નબીઓના રૂહાની પિતા પુરવાર થયા છે. તો જે તમામ મોમિનોના તેમજ તમામ નબીઓના રૂહાની પિતા હોય તેમને 'લાવારસ' કેમ કહી શકાય? તેની ઔલાદ તો બેહિસાબ છે.

'ખાતમન-નબીયીન'થી નબુવ્વતને બંધ ગણવાથી આ આયતના વિવિધ અંગો સાથે અથડામણી થવાનો તેમજ તેના ભાવાર્થમાં મતભેદ ઉભા થવાનો ભય છે અને દુશ્મનોનું આપને લાવારસ ઠરાવવાના કટાક્ષને સહકાર આપવા જેવું છે. હકીકતમાં 'ખાતમન નબીયીન'ના ઘણા ભાવાર્થો છે. જેમાંનો પ્રથમ, આપ (સ) ઉચ્ચત્તમ, મહાન કક્ષાના રસૂલ હતા અને કોઈ અન્યને તેમના ઉપર સારસાઈ નહિ મળે, બીજું, આંહઝરત સ.અ.સ. આખરી શરિયત લાવનારા રસૂલ હતા.

આ ભાવાર્થને ઈસ્લામના આદરણીય બુઝર્ગોનો પૂરો ટેકો છે. જેમની નામાવલી અત્રે આપવામાં આવી છે. હઝરત ઈબને અરબ્બી, હઝરત શાહ વલી ઉલ્લાહ, હઝરત ઈમામ અલી કારી, મુજદીદ અલફ થાની વગેરે. જુઓ, ફતૂહાત, તફહીમાત, મકતુબાત અને યવ્કીન વલ જવાહીરી. હઝરત આએશા (ર) ફરમાવે છે 'આપ (સ)ને 'ખાતમ નબીયીન' તો કહો પરંતુ એમ ન કહો કે આપ (સ) પછી કોઈ નબી નથી' ત્રીજું, આપ (સ) નબુવ્વતના ઉચ્ચત્તમ મરતબા ઉપર પહોંચી ગયા હતા. અને કુરઆન કરીમે આંહઝરત સ.અ.સ.ની સંપૂર્ણ તાબેદારી કરનારાઓને નબુવ્વતથી કરીને સિદ્દિક, શહિદ તથા સાલેહનો રૂતબો આપવાનો વાયદો કર્યો છે. સૂરાહ અન્નિસા આયત ૭૦ માં છે કે 'જે કોઈ અલ્લાહ તથા તેના (આ) રસૂલની આજ્ઞાઓનું પાલન કરશે, તે લોકો તેમનામાંના હશે જેને અલ્લાહે ઈનામો પ્રદાન કર્યા અર્થાત (તેઓ) નબીઓ સિદ્દિકો (સત્યપરાયણો) શહિદો અને સાલેહીનો (માના તેઓ હશે). અને કેવા ઉત્તમ સાથીઓ છે,'આ આયતના વ્યાકરણ ઉપર ધ્યાન આપવાથી એવું જણાઈ આવે છે કે તેના ભાવાર્થને ભૂતકાળ સાથે કોઈ સંબંધ નથી પરંતુ ચોકખું ભવિષ્યનું ચિત્ર છે.'

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اذْكُرُوا اللّٰهَ ذِكْرًا كَثِيْرًا ﴿٤٢﴾

૪૨. હે ઈમાન લાવનારાઓ, અલ્લાહને ખૂબ યાદ કરતા રહો;

وَّسَبِّحُوْهُ بُكْرَةً وَّاَصِيْلًا ﴿٤٣﴾

૪૩. સવાર તથા સાંજ (નિત્ય) તેની હમ્દ (સ્તુતિ) કરતા રહો.

هُوَ الَّذِيْ يُصَلِّيْ عَلَيْكُمْ وَمَلٰٓئِكَتُهٗ لِيُخْرِجَكُمْ مِّنَ الظُّلُمٰتِ اِلَى النُّوْرِ ؕ وَكَانَ بِالْمُؤْمِنِيْنَ رَحِيْمًا ﴿٤٤﴾

૪૪. તે એજ છે, જે તમારા ઉપર પોતાની રેહમત ઊતારતો રહે છે અને ફરિશ્તાઓ પણ, કે અલ્લાહ તમને અંધકારમાંથી કાઢી પ્રકાશમાં લઈ આવે. બેશક તે મોમિનો ઉપર રહેમ કરનારો છે.

---

વિશેષમાં આંહઝરત સ.અ.સ.ના દીકરા હઝરત ઈબ્રાહીમની વફાત સમયે આપે ફરમાવ્યું હતું કે જો ઈબ્રાહીમ જીવતો રહેત તો અવશ્ય નબી બન્યો હોત. તેમજ આપે એક સમયે ફરમાવ્યું 'મારા બાદ અબુ બકર સર્વશ્રેષ્ઠ વ્યકિત છે, સિવાય કે કોઈ નબીનો ઉદ્‌ભવ થાય.' (કન્ઝ)

આંહઝરત સ.અ.સ.એ ફરમાવ્યું છે કે 'હું ત્યારે પણ ખાતમલ અંબિયા હતો જ્યારે હઝરત આદમ (અ) સર્જનની પ્રાથમિક મંઝીલમાં હતા.' જો ખાતમનો અર્થ નબુવ્વત બંધ લેવામાં આવે તો હઝરત આદમ (સ) પછી તો હઝરત નૂહ, મૂસા,હારૂન,ઈસા વગેરે ઘણા નબી આવ્યા હતા, અને તેમને આંહઝરત સ.અ.સ.ના ખાતમલ અંબિયા હોવાથી કંઈ ફેર ન પડયો.

આંહઝરત સ.અ.સ.ની હદીસો પ્રમાણે હઝરત ઈસા (અ)નું આવવું લાઝિમ છે તો તેઓ પણ નબી હતા પછી ભલે તેઓ એક ઉમ્મતી નબીના રૂપમાં આવે; અને ઉમ્મતી નબી તરીકે આવે તો પણ તેઓ 'નબી' તો અવશ્ય હશે જ. હકીકતમાં 'ખાતમ'નો શબ્દો અરબી ભાષામાં 'કમાલ', શ્રેષ્ટતા, ફઝીલત, અનૂપમતા, અજોડતા વગેરે માટે વપરાય છે. દાખલા તરીકે આંહઝરત સ.અ.સ.એ હઝરત અલી (કરમલ્લાહ વજજહુ)ને સંબોધીને ફરમાવ્યું 'આના ખાતમલ અંબીયા વ આનતા યા અલી, ખાતમલ ઔલિયા' અર્થાત 'હું ખાતમલ અંબિયા છું અને હે અલી, તું ખાતમલ ઔલિયા છો.' જો અહીં 'ખાતમલ'નો અર્થ છેલ્લો' લેવામાં આવે તો હઝરત અલી (ક) પછી કોઈ વલી ન જ આવવા જોઈએ. જોકે હ.અલી (ક) પછી પણ ઉમ્મતમાં ઘણા વલી થઈ ગયા છે;તેમજ હઝરત અલી (ક) ઉપર જો બહાદૂરી ખતમ થઈ છે તો ઈતિહાસમાં તેમના પછી ઘણા બહાદુરો થઈ ગયા છે. અને હઝરત યૂસુફ (અ) ઉપર જો હુસ્ન 'ખતમ' ગણીએ તો દુનિયામાં એકથી એક ઉચ્ચતમ રૂપવાન પેદા થતા રહે છે.

અબુઅલી સીના 'ખાતમલ શોઅરા' યાને 'શાએરોના સમ્રાટ' કહેવાયા છે, જો તેમને 'છેલ્લા શાએર' ગણવામાં આવે તો તેમના પછી ઘણા બહુજ બૂલંદ મરતબાના શાએરો ઉમ્મતમાં પેદા થતા રહ્યા છે.

હકીમ અજમલ ખાનને ખાતમલ અત્તબા 'તબીબોના તાજ'નું માન મળ્યું હતું. જેનાથી હકીમો, તબીબો કે ડૉકટરોનો ખાતમો ગણીએ તો આજે સરજરી તથા ઈલાજની શિખરે પહોંચેલી આજની મેડીકલ સાયન્સનું શું થશે?

જો ખાતમ શબ્દથી નબુવ્વતનો 'અંત' લેવામાં આવશે તો આંહઝરત સ.અ.સ.ના ફરમાન પ્રમાણે મસિહનું આવવું શંકાસ્પદ થઈ જશે જેના વિશે હદીસમાં ઘણી દલીલો જોવામાં આવે તે સર્વને રદ કરવી પડશે, અને તેમ કર્યા વગર છૂટકોજ નહિ થાય. ઉપરાંતમાં જો સૂરાહ નિસાની આયતમાના નબી, સિદ્દિક, શહિદ અને સાલેહના ઈનામનો વાયદાને આંહઝરત સ.અ.સ.ના આગમન પહેલાના સમય માટે ગણીએ તો આપ (સ) પછી ઘણા સિદ્દિક, ઘણા શહિદ આવ્યા અને ઘણા સાલહીન આવ્યા છે, તેમને કેમ સ્વીકારી શકાશે? (મજલીસ ઈરફાન ખલીફા અરાબે)

تَحِيَّتُهُمْ يَوْمَ يَلْقَوْنَهٗ سَلٰمٌ ۚۖ وَاَعَدَّ لَهُمْ اَجْرًا كَرِيْمًا ﴿٤٥﴾

૪૫. જે દિવસે તેઓ અલ્લાહને મળશે, તે દિવસે સલામતી (ની દુઆઓ) સાથે તેમનું સ્વાગત કરવામાં આવશે. અને અલ્લાહે તેમના માટે ઈઝઝતવાળો બદલો તૈયાર રાખ્યો છે.

يٰۤاَيُّهَا النَّبِيُّ اِنَّاۤ اَرْسَلْنٰكَ شَاهِدًا وَّمُبَشِّرًا وَّنَذِيْرًا ﴿٤٦﴾

૪૬. હે નબી! અમે તને સાક્ષી તરીકે, ખુશ ખબર આપનાર અને ચેતવનાર તરીકે મોકલાવ્યો છે,

وَّدَاعِيًا اِلَى اللّٰهِ بِاِذْنِهٖ وَسِرَاجًا مُّنِيْرًا ﴿٤٧﴾

૪૭. અને તને અલ્લાહના હુકમ પ્રમાણે તેના તરફ બોલાવનાર, અને નૂર ફેલાવનાર ચિરાગ[૨૧] તરીકે (મોકલાવ્યો છે,)

وَبَشِّرِ الْمُؤْمِنِيْنَ بِاَنَّ لَهُمْ مِّنَ اللّٰهِ فَضْلًا كَبِيْرًا ﴿٤٨﴾

૪૮. અને મોમિનોને ખૂશ સમાચાર આપી દે કે અલ્લાહ તરફથી તેમના ઉપર બેહસાબ બરકતો ઊતરશે.

وَلَا تُطِعِ الْكٰفِرِيْنَ وَالْمُنٰفِقِيْنَ وَدَعْ اَذٰىهُمْ وَتَوَكَّلْ عَلَى اللّٰهِ ۗ وَكَفٰى بِاللّٰهِ وَكِيْلًا ﴿٤٩﴾

૪૯. અને કાફરોનું તથા મુનાફિકોનું કહ્યું માનીશ નહિ અને તેમની સતામણીની પરવા ન કર, અને અલ્લાહ ઉપર ભરોસો રાખ; કાર્યસાધક તરીકે અલ્લાહ જ પૂરતો છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِذَا نَكَحْتُمُ الْمُؤْمِنٰتِ ثُمَّ طَلَّقْتُمُوْهُنَّ مِنْ قَبْلِ اَنْ تَمَسُّوْهُنَّ فَمَا لَكُمْ عَلَيْهِنَّ مِنْ عِدَّةٍ تَعْتَدُّوْنَهَا ۚ فَمَتِّعُوْهُنَّ وَسَرِّحُوْهُنَّ سَرَاحًا جَمِيْلًا ﴿٥٠﴾

૫૦. હે ઈમાન લાવનારાઓ! જો તમે મોમિન સ્ત્રીને પરણો અને તેમની સાથે સંભોગ કર્યા પહેલાં તેમને તલાક આપો તો (રોકી રાખવા ખાતર) તેમના ઉપર ઈદ્દતનો નિયમ લાગુ કરવા ચાહતા હો તો તેમ કરવાનો તમને કોઈ હક્ક નથી બલ્કે તેમની ઘટતી વ્યવસ્થા કરી ભલાઈપૂર્વક તેમને વિદાય કરો.

يٰۤاَيُّهَا النَّبِيُّ اِنَّاۤ اَحْلَلْنَا لَكَ اَزْوَاجَكَ الّٰتِيْۤ اٰتَيْتَ اُجُوْرَهُنَّ وَمَا مَلَكَتْ يَمِيْنُكَ مِمَّاۤ اَفَآءَ اللّٰهُ عَلَيْكَ وَبَنٰتِ عَمِّكَ وَبَنٰتِ عَمّٰتِكَ وَبَنٰتِ خَالِكَ وَبَنٰتِ خٰلٰتِكَ الّٰتِيْ هَاجَرْنَ مَعَكَ ۫ وَامْرَاَةً مُّؤْمِنَةً اِنْ وَّهَبَتْ نَفْسَهَا لِلنَّبِيِّ اِنْ اَرَادَ النَّبِيُّ اَنْ يَّسْتَنْكِحَهَا ۚ خَالِصَةً لَّكَ مِنْ دُوْنِ الْمُؤْمِنِيْنَ ؕ قَدْ عَلِمْنَا مَا

૫૧. હે નબી! અમે તારી પત્નીઓ તારા માટે હલાલ કરી છે જેમની મહેર તું આપી ચૂકયો છે, અને જેમનાપર તારા જમણા[૨૨] હાથનો અધિકાર છે જેમાંની કેટલીક જંગના માલે ગનીમત તરીકે આવેલી છે, અને તારા કાકાની તથા તારી ફોઈની દીકરીઓ, અને તારા મામાની તથા તારી માસીની દીકરીઓ જે તારી સાથે હિજરત કરીને આવી છે અને અન્ય મોમિન સ્ત્રીઓ જેમણે પોતાને નબીની તાબેદારીમાં સોંપી છે, તે શર્તે કે નબી તેમને પરણવાનો ઈરાદો રાખતો હોય.

૨૧. જેમ સૂર્ય સૃષ્ટિનું મધ્ય બિંદુ ગણાય છે તેવી જ રીતે આંહઝરત સ.અ.સ. રૂહાની સામ્રાજ્યના કેન્દ્ર સમાન છે. આપ (સ) રસૂલો તથા તમામ નેક હસ્તીઓના ગગનમંડળના સૂર્ય છે જેની આસપાસ સર્વ રૂહાની નક્ષત્રો ઘૂમી રહ્યા છે. આપ (સ)એ ફરમાવ્યું છે 'મારા સાથીઓ મારા ગગનના તારા છે જેમનું અનુસરણ કરનારા જ સત્ય માર્ગને પામી શકશે.' (મજલીસ ઈરફાન ખલીફા અરાબે)

૨૨. લોંડીઓ, ખરીદાએલી અથવા ભેટ અપાયેલી, ગુલામ સ્ત્રીઓજ નઝરાના તરીકે આવેલી હોય.

فَرَضْنَا عَلَيْهِمْ فِيْٓ اَزْوَاجِهِمْ وَمَا مَلَكَتْ اَيْمَانُهُمْ لِكَيْلَا يَكُوْنَ عَلَيْكَ حَرَجٌ ۭ وَكَانَ اللّٰهُ غَفُوْرًا رَّحِيْمًا ۝

આ (હુકમ) કેવળ[૨૩] તારા માટે જ છે, બીજા મોમિનો માટે નથી. આ પહેલા તેમની પત્નીઓ અને તેમની દાસીઓ વિશે અમે તેમને જણાવી ચૂકયા છીએ કે જેથી (નિર્ણય લેવામાં) તારા માટે કોઈ અડચણ ઊભી ન થાય. અને અલ્લાહ બેહદ ક્ષમાવંત છે, દયાળુ છે.

تُرْجِيْ مَنْ تَشَاۗءُ مِنْهُنَّ وَتُـــْٔوِيْٓ اِلَيْكَ مَنْ تَشَاۗءُ ۭ وَمَنِ ابْتَغَيْتَ مِمَّنْ عَزَلْتَ فَلَا جُنَاحَ عَلَيْكَ ۭ ذٰلِكَ

૫૨. તેઓમાંથી જેને તું ચાહે તારાથી અલગ કરી દે અથવા જેને ચાહે પોતાની સાથે રાખ; અને જો તું અલગ કરેલીમાંથી કોઈને પાછી બોલાવવા ચાહે તો તારા ઉપર દોષ નથી. આવું કરવાથી સંભવ છે કે તેમની

---

૨૩. આંહઝરત સ.અ.સ.ના તમામ લગ્નો બેહદ ઉચ્ચ આદર્શોના પાયા ઉપર થયા હતા. માત્ર હ.આએશા (રદી) એક જ કુંવારિકા હતા તે સિવાયની સર્વ પત્નીઓ તલાક મેળવેલી અથવા વિધવાઓ હતી. હ.હાફસાના પતિ જંગે બદરમાં શહીદ થયા હતા, ઝએનબ બીન ખુઝાઈમાહના પતિ જંગે ઓહોદમાં શહીદ થયા હતા. ઉમ્મે સલમાનના પતિ હિજરી ૪માં વફાત પામ્યા, અને ઉમ્મે હબીબા બિન્તી અબુ સૂફીયાન હિજરી ૫માં કે ૬માં હબશીયામાં વિધવા થયા હતા. આપ (સ) એ જુવાઈરીયાહ તથા સફીયા, જે અનુક્રમે હિજરી ૫ તથા ૬માં વિધવા થયા હતા, તેમની સાથે તેમના કબીલાઓ સાથે સંબંધો સુધારવાના હેતુથી લગ્ન કર્યા હતા. આ હકીકત લક્ષમાં લેવા જેવી છે કે જુવારીયાહ સાથે લગ્ન કરવાથી તેમના કબીલાના એકસો પરિવારોનો ઉદ્ધાર થવા પામ્યો હતો.

મેમુના પણ એક વિધવા હતા, મુસ્લિમ સ્ત્રીઓની કેળવણી તથા શિક્ષણમાં તેમની મદદ લેવાના હેતુથી આંહઝરત સ.અ.સ.એ તેમની પરણવાની માગણીને કબૂલ કરી હતી. હઝરત ઝએનબ જેને હઝરત ઝએદે તલાક આપી હતી. તેમને પરણવાનો મૂળ હેતુ અરબોમાં પ્રચલિત મોં બોલ્યા સગાઈના સંબંધોની નિરર્થક રસમનો ઉચ્છેદ કરવાનો હતો. આપ (સ) મારીઆ નામની એક આઝાદ કરાએલી દાસીને હિજરી ૭માં પરણ્યા હતા અને તેમને 'મોમીનોની માતા'નું પદ આપ્યું હતું. આ ઘટનાથી આપ (સ) ગુલામીની પ્રથાને સજ્જડ ફટકો માર્યો હતો. આ હતા એક પરહેઝગાર, પાક ઈન્સાનના આદર્શો કે જેમણે વિધવાઓનો તથા ત્યકતાઓનો સ્વીકાર કરવામાં તેમની જુવાની કે શબાબની ઉંમરની પરવા ન કરી.

આંહઝરત સ.અ.સ.ની નુકતાચીની (ટીકાઓ) કરનારાઓ હેતુપૂર્વક આપ (સ)ના ૨૫ વર્ષ કુંવારા, નિષ્કલંક જીવનની અવગણના કરતા રહ્યા. પછી આપ (સ)એ ભર જુવાનીમાં ૪૦ વર્ષની પ્રૌઢ હ.ખદીજા સાથે લગ્ન કરી સુખમય સંસાર ગાળ્યો,અને હ. ખદીજા ૬૫ વર્ષની ઉમરે વફાત પામ્યા હતા. તેમની વફાત પછી આપ (સ) સૌદાહ સાથે પરણ્યા જે ઉમરમાં તેમનાથી મોટા હતા. અંતમાં અરબસ્તાની ભૂમિ ઉપર સંપૂર્ણ રાજ્ય સત્તા ભોગવનારાએ સત્તા મેળવ્યા પછી એક પણ લગ્ન ન કર્યું. શું આપના શુદ્ધ જીવન ચરિત્ર્યમાં પ્રમાણિકતા તથા આપના પવિત્ર આશયનો આ પૂરતો પુરાવો નથી?

ચાર ઉપ-પત્નીની મર્યાદાનો હુકમ આવ્યા પહેલાં આંહઝરત સ.અ.સ.એ પરિસ્થિતિ અનુસાર લગ્નો કર્યા હતા. આ પત્નીઓની ભલાઈ ખાતર આપને ખાસ હક્ક આપી તેમને પત્ની પદે કાયમ રાખવાની પરવાનગી આ આયતમાં આવી હતી. આપ (સ) સિવાયના બીજા મોમિનોને ચાર પત્નીઓથી વધુ ન પરણવાનો આદેશ આપવામાં આવ્યો હતો, જે વિવાહનો આધાર વ્યકિતગત સંજોગો ઉપર છોડવામાં આવ્યો હતો.

اَدْنٰٓی اَنْ تَقَرَّ اَعْيُنُهُنَّ وَلَا يَحْزَنَّ وَيَرْضَيْنَ بِمَآ اٰتَيْتَهُنَّ كُلُّهُنَّ ۚ وَاللّٰهُ يَعْلَمُ مَا فِيْ قُلُوْبِكُمْ ۚ وَكَانَ اللّٰهُ عَلِيْمًا حَلِيْمًا ﴿٥٢﴾

لَا يَحِلُّ لَكَ النِّسَآءُ مِنْۢ بَعْدُ وَلَآ اَنْ تَبَدَّلَ بِهِنَّ مِنْ اَزْوَاجٍ وَّلَوْ اَعْجَبَكَ حُسْنُهُنَّ اِلَّا مَا مَلَكَتْ يَمِيْنُكَ ۗ وَكَانَ اللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ رَّقِيْبًا ﴿٥٣﴾

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَدْخُلُوْا بُيُوْتَ النَّبِيِّ اِلَّآ اَنْ يُّؤْذَنَ لَكُمْ اِلٰى طَعَامٍ غَيْرَ نٰظِرِيْنَ اِنٰىهُ ۙ وَلٰكِنْ اِذَا دُعِيْتُمْ فَادْخُلُوْا فَاِذَا طَعِمْتُمْ فَانْتَشِرُوْا وَلَا مُسْتَاْنِسِيْنَ لِحَدِيْثٍ ۗ اِنَّ ذٰلِكُمْ كَانَ يُؤْذِي النَّبِيَّ فَيَسْتَحْيٖ مِنْكُمْ ۖ وَاللّٰهُ لَا يَسْتَحْيٖ مِنَ الْحَقِّ ۗ وَاِذَا سَاَلْتُمُوْهُنَّ مَتَاعًا فَسْـَٔلُوْهُنَّ مِنْ وَّرَآءِ حِجَابٍ ۗ ذٰلِكُمْ اَطْهَرُ لِقُلُوْبِكُمْ وَقُلُوْبِهِنَّ ۗ وَمَا كَانَ لَكُمْ اَنْ تُؤْذُوْا رَسُوْلَ اللّٰهِ وَلَآ اَنْ تَنْكِحُوْٓا اَزْوَاجَهٗ مِنْۢ بَعْدِهٖٓ اَبَدًا ۗ اِنَّ ذٰلِكُمْ كَانَ عِنْدَ اللّٰهِ عَظِيْمًا ﴿٥٤﴾

اِنْ تُبْدُوْا شَيْـًٔا اَوْ تُخْفُوْهُ فَاِنَّ اللّٰهَ كَانَ بِكُلِّ شَيْءٍ عَلِيْمًا ﴿٥٥﴾

لَا جُنَاحَ عَلَيْهِنَّ فِيْٓ اٰبَآئِهِنَّ وَلَآ اَبْنَآئِهِنَّ وَلَآ

આંખોને ટાઢક મળે અને તેમના દુઃખ દૂર થાય. અને તું તેમને જે કંઈ આપીશ તેનાથી પણ તેઓ ખુશ રહેશે. અને અલ્લાહ જાણે છે કે તમારા મનમાં શું છે, અને અલ્લાહ સર્વજાણનારો છે, સહનશીલ છે.

૫૩. આ પછી તારા માટે બીજી સ્ત્રીઓ (પરણવી) હલાલ નથી ન તો તું આ પત્નીઓના[૨૪] બદલે બીજી પત્નીઓ પરણી શકે છે, ભલે તને તેમનું સૌંદર્ય કેટલું પણ આકર્ષક લાગે. સિવાય કે જે તારા જમણા હાથને આધીન (દાસીઓ) છે અને અલ્લાહ દરેક વસ્તુનો નિરીક્ષક છે. (રુકૂઅ - ૬)

૫૪. હે મોમિનો! તમે નબીના ઘરોમાં વણનોતર્યા ખાવા માટે ન[૨૫] જાઓ, અને ખાણું તૈયાર થવા સુધી ત્યાં રાહ જોતાં બેસી ન રહો. જે સમયે તમને બોલાવવામાં આવ્યો હોય તે જ સમયે આવો અને જમી પરવારીને વિખરાઈ જાઓ, અને વાતોમાં પડવાની તક ન શોધતા રહો. આનાથી નબીને અગવડતા થાય છે અને તે તમને કંઈ કહેવાથી સંકોચ પામે છે. પરંતુ અલ્લાહ તમને સત્ય કહેવાથી નથી અચકાતો; અને તમે (નબીની પત્નીઓ પાસેથી) કોઈ વસ્તુ માગો તો પરદા પાછળ રહીને માગો. આવું કરવું તમારા તથા તેમના મનની પાકીઝગી માટે બેહતર છે અને અલ્લાહના રસૂલને તકલીફ આપવી તમને શોભા નથી આપતું, ન તો તેમના પછી તમારે તેમની પત્નીઓ સાથે વિવાહ કરવો જોઈએ, કારણ કે અલ્લાહની નઝરમાં આ બેહદ અધમ (વસ્તુ) છે.

૫૫. ભલે તમે કોઈ વાતને જાહેર કરી દો કે છૂપાવી રાખો, પરંતુ અલ્લાહ તો સર્વ વસ્તુને જાણનારો છે.

૫૬. તેમના ઉપર પોતાના પિતાઓ[૨૬] સામે જવામાં કોઈ દોષ નથી અને પોતાના પુત્રો સામે, અને

૨૪. આ આયત હિજરી ૭માં ઉતરી હતી જેના પછી આંહઝરત સ.અ.સ.એ બીજા લગ્ન ન કર્યા હતા, નતો કોઈ પત્નીને તલાક આપી હતી.

૨૫. કોઈના ઘરમાં વગર પરવાનગીએ અથવા વગર આમંત્રણે દાખલ ન થવું. સમયની કાળજી રાખવી, પરવાર્યા પછી તરત ચાલ્યા જવું અને કોઈનો સમય ન બગાડવો જોઈએ. આ હુકમ માત્ર રસૂલના ઘર માટે નથી બલ્કે પ્રત્યેક ઘરો ઉપર લાગુ થાય છે.

૨૬. પિતાઓથી પ્રપિતા, કાકા અથવા અન્ય વડીલો ગણાશે.

إِخْوَانِهِنَّ وَلَآ أَبْنَآءِ إِخْوَانِهِنَّ وَلَآ أَبْنَآءِ أَخَوٰتِهِنَّ وَلَا نِسَآئِهِنَّ وَلَا مَا مَلَكَتْ أَيْمَانُهُنَّ ۚ وَاتَّقِينَ اللَّهَ ۚ إِنَّ اللَّهَ كَانَ عَلَىٰ كُلِّ شَيْءٍ شَهِيدًا ﴿٥٦﴾

પોતાના ભાઈઓ સામે, અને પોતાના ભત્રીજા સામે, અને પોતાના ભાણેજો સામે, અને પોતાના જેવી સ્ત્રીઓ, અને લોંડીઓ (દાસીઓ) સામે, અને (હે રસૂલની પત્નીઓ) અલ્લાહથી ડરતા રહો, બેશક અલ્લાહ સર્વ વસ્તુ ઉપર સાક્ષી છે.

إِنَّ اللَّهَ وَمَلٰٓئِكَتَهُۥ يُصَلُّونَ عَلَى النَّبِيِّ ۚ يٰٓأَيُّهَا الَّذِينَ ءَامَنُوا صَلُّوا عَلَيْهِ وَسَلِّمُوا تَسْلِيمًا ﴿٥٧﴾

૫૭. અલ્લાહ પોતાના નબી ઉપર રેહમત વરસાવતો રહે છે અને ફરિશ્તાઓ પણ (દુરુદ મોકલતા રહે છે). હે મોમિનો, તમે પણ આ રસૂલ ઉપર દુરૂદો સલામ મોકલતા રહો.

إِنَّ الَّذِينَ يُؤْذُونَ اللَّهَ وَرَسُولَهُۥ لَعَنَهُمُ اللَّهُ فِى الدُّنْيَا وَالْءَاخِرَةِ وَأَعَدَّ لَهُمْ عَذَابًا مُّهِينًا ﴿٥٨﴾

૫૮. બેશક, જે લોકો અલ્લાહ તથા તેના રસૂલને તકલીફ આપે છે, અલ્લાહે તેમના ઉપર આ દુનિયામાં લા'નત નાખી છે અને આખેરતમાં પણ તેમના માટે અપમાનજનક અઝાબ તૈયાર કરી રાખ્યો છે.

وَالَّذِينَ يُؤْذُونَ الْمُؤْمِنِينَ وَالْمُؤْمِنٰتِ بِغَيْرِ مَا اكْتَسَبُوا فَقَدِ احْتَمَلُوا بُهْتٰنًا وَإِثْمًا مُّبِينًا ﴿٥٩﴾ ع

૫૯. અને તે લોકો જે મોમિન પુરુષો અને મોમિન સ્ત્રીઓને કોઈ અપરાધ વગર દુ:ખ આપે છે, તેમણે તોહમતનો અને સ્પષ્ટ ગુનાહનો બોજો ઉઠાવ્યો છે. (રુકૂઅ-૭)

يٰٓأَيُّهَا النَّبِيُّ قُل لِّأَزْوٰجِكَ وَبَنَاتِكَ وَنِسَآءِ الْمُؤْمِنِينَ يُدْنِينَ عَلَيْهِنَّ مِن جَلٰبِيبِهِنَّ ۚ ذٰلِكَ أَدْنَىٰٓ أَن يُعْرَفْنَ فَلَا يُؤْذَيْنَ ۗ وَكَانَ اللَّهُ غَفُورًا رَّحِيمًا ﴿٦٠﴾

૬૦. હે નબી! તારી પત્નીઓ તથા તારી પુત્રીઓને, અને મોમિનોની સ્ત્રીઓને કહી દે કે તેઓ પોતાની ચાદરો પોતાના શરીર ઉપર (ચહેરા તથા આગળ સુધી) ખેંચી[૨૭] રાખે. જ્યાં સુધી કે તેઓ ઓળખી શકાતી હોય તો તેમને સતાવવામાં નહિ આવે અને અલ્લાહ બેહદ ક્ષમાવંત છે, દયાળુ છે.

لَّئِن لَّمْ يَنتَهِ الْمُنٰفِقُونَ وَالَّذِينَ فِى قُلُوبِهِم مَّرَضٌ وَالْمُرْجِفُونَ فِى الْمَدِينَةِ لَنُغْرِيَنَّكَ بِهِمْ ثُمَّ لَا يُجَاوِرُونَكَ فِيهَآ إِلَّا قَلِيلًا ﴿٦١﴾

૬૧. જો મુનાફિકો તથા અંત:કરણના રોગીઓ તથા મદીનામાં બદઅમની (અશાંતિ) ફેલાવનારાઓ (અફવા ઉડાવવાથી) અટકશે નહિ, તો અમે તને તેમના ઉપર અવશ્ય સત્તા આપશું; પછી તેઓ લાંબો સમય તારા પાડોશમાં નહિ ટકી શકે.

مَّلْعُونِينَ ۖ أَيْنَمَا ثُقِفُوٓا أُخِذُوا وَقُتِّلُوا تَقْتِيلًا ﴿٦٢﴾

૬૨. (પછી તેમના ઉપર) લા'નત પડશે. જ્યાં પણ તેઓ દેખાશે તેમને પકડી લેવામાં આવશે અને તેમને કતલ કરવામાં આવશે.[૨૮]

---

૨૭. 'જીલ્લાબ' અર્થાત (અ) સ્ત્રીઓની ઓઢવાની ચાદર (બ) પૂરા શરીરને વીંટળાઈ પહેરેલું વસ્ત્ર (ત) એવું પહેરણ જેનાથી હાથ તથા ઘૂંટણો પણ શરીર સાથે ઢંકાઈ જાય. પરંતુ એવું વસ્ત્ર પરદામાં ગણાશે નહિ જે શરીરને ચોંટી જતું હોય અને શરીરના અવયવોના ઘાટને કે શરીરના વણાકોને પ્રદર્શિત કરતું હોય.

૨૮. દુનિયાભરમાં ઝીલ્લત તથા મોહતાજીએ યહૂદીઓનો પીછો કર્યો હતો, અને ફલસ્તીનમાં તેમની રાજ્ય સ્થાપના અસ્થાયી તેમજ અલ્પજીવી છે.

سُنَّةَ اللّٰهِ فِي الَّذِينَ خَلَوْا مِنْ قَبْلُ ۚ وَلَنْ تَجِدَ لِسُنَّةِ اللّٰهِ تَبْدِيلًا ﴿٦٢﴾

૬૩. પહેલાંના લોકો સાથે પણ અલ્લાહનો આજ નિયમ રહ્યો હતો અને તું અલ્લાહના નિયમને બદલતો નહિ જુએ.

يَسْأَلُكَ النَّاسُ عَنِ السَّاعَةِ ۖ قُلْ إِنَّمَا عِلْمُهَا عِنْدَ اللّٰهِ ۚ وَمَا يُدْرِيكَ لَعَلَّ السَّاعَةَ تَكُونُ قَرِيبًا ﴿٦٣﴾

૬૪. લોકો તને તે (અંતિમ) ઘડી વિશે પૂછે છે, તું કહે 'તેનું જ્ઞાન અલ્લાહ પાસે છે.' અને તું શું જાણે કે કદાચ તે નજીકમાં પણ આવી પહોંચી હોય?

إِنَّ اللّٰهَ لَعَنَ الْكَافِرِينَ وَأَعَدَّ لَهُمْ سَعِيرًا ﴿٦٤﴾

૬૫. નિ:સંદેહ અલ્લાહે કાફરો ઉપર લા'નત નાખી છે અને તેમના માટે ભભૂકતી આગ તૈયાર કરી છે,

خَالِدِينَ فِيهَا أَبَدًا ۖ لَا يَجِدُونَ وَلِيًّا وَلَا نَصِيرًا ﴿٦٥﴾

૬૬. જેમાં તેઓ સદાય રહેશે. ત્યાં તેમને ન કોઈ મિત્ર મળશે ન કોઈ મદદગાર.

يَوْمَ تُقَلَّبُ وُجُوهُهُمْ فِي النَّارِ يَقُولُونَ يَا لَيْتَنَا أَطَعْنَا اللّٰهَ وَأَطَعْنَا الرَّسُولَا ﴿٦٦﴾

૬૭. જે દિવસે તેમના ચહેરા આગ ઉપર ફેરવવામાં આવશે, તેઓ કહેશે 'કાશ, અમે અલ્લાહ તથા તેના રસૂલનો હુકમ માન્યો હોત તો કેવું સારું હતું!'

وَقَالُوا رَبَّنَا إِنَّا أَطَعْنَا سَادَتَنَا وَكُبَرَاءَنَا فَأَضَلُّونَا السَّبِيلَا ﴿٦٧﴾

૬૮. અને તેઓ કહેશે 'હે અમારા પરવરદિગાર, અમે અમારા આગેવાનો અને અમારા વડીલોનું કહ્યું [૨૯] માન્યું જેમણે અમને આડે રસ્તે દોર્યા હતા.

رَبَّنَا آتِهِمْ ضِعْفَيْنِ مِنَ الْعَذَابِ وَالْعَنْهُمْ لَعْنًا كَبِيرًا ﴿٦٨﴾

૬૯. 'હે અમારા પાલનહાર તેમને બમણી સજા કર અને તેમના ઉપર મોટી લા'નત નાખ.' (રુકૂઅ - ૮)

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا لَا تَكُونُوا كَالَّذِينَ آذَوْا مُوسَىٰ فَبَرَّأَهُ اللّٰهُ مِمَّا قَالُوا ۚ وَكَانَ عِنْدَ اللّٰهِ وَجِيهًا ﴿٦٩﴾

૭૦. હે ઈમાન લાવનારાઓ! તમે તેમના જેવા ન થશો જેમણે મૂસાને સતાવ્યા અને તેની બદનામી [૩૦] કરી, પછી તેમના લગાવેલા બોહતાનોથી અલ્લાહે તેને નિર્દોષ ઠરાવ્યો અને તે અલ્લાહની દ્રષ્ટિમાં બહુમાન પામ્યો હતો.

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا اتَّقُوا اللّٰهَ وَقُولُوا قَوْلًا سَدِيدًا ﴿٧٠﴾

૭૧. હે ઈમાન લાવનારાઓ, અલ્લાહથી ડરતા રહો અને હમેશાં ખરી વાત કહો.

---

૨૯. પોતાની નબળાઈનો ઈલ્ઝામ બીજા ઉપર નાખવો મનુષ્ય માત્રની ટેવ છે.

૩૦. હઝરત મૂસા (અ) જૂઠી તોહમતોના હુમલાઓ નીચે દબાઈ ગયા હતા. (અ) કારૂને એક સ્ત્રીને હ.મૂસા (અ) ઉપર તેણી સાથે બૂરા સંબંધ હોવાની તોહમત લગાવવા માટે પ્રેર્યો હતો (બ) હઝરત મૂસા (અ)ના લોકો ઉપર વધતા જતા પ્રભાવથી તેમના ઉપર પોતાના ભાઈ હારૂન (અ)ને કતલ કરાવવાનો પ્રયાસ કરવાનો આરોપ મૂકવામાં આવ્યો હતો. (ત) હઝરત મૂસા (અ) કોઢ તથા ચાંદીના રોગી છે એવા પ્રચાર કરવામાં આવતો. (ચ) સામરીએ તેમના ઉપર વાછરડાની પૂજાના પ્રેરક હોવાનો આળ મૂકયો હતો. (પ) હઝરત મૂસા (અ)ની સગી બહેને પોતાના ભાઈ ઉપર બોહતાન ચડાવ્યું હતું

يُّصْلِحْ لَكُمْ اَعْمَالَكُمْ وَ يَغْفِرْ لَكُمْ ذُنُوْبَكُمْ ؕ وَ مَنْ يُّطِعِ اللّٰهَ وَ رَسُوْلَهٗ فَقَدْ فَازَ فَوْزًا عَظِيْمًا ۝

૭૨. (તો) તે તમારા માટે તમારા કામોમાં બરકતો નાખશે અને તમારા ગુનાહોને માફ કરી દેશે. અને જે અલ્લાહ તથા જેના રસૂલની તાબેદારી કરશે તે ખરેખર મહાન સફળતા મેળવશે.

اِنَّا عَرَضْنَا الْاَمَانَةَ عَلَى السَّمٰوٰتِ وَ الْاَرْضِ وَ الْجِبَالِ فَاَبَيْنَ اَنْ يَّحْمِلْنَهَا وَ اَشْفَقْنَ مِنْهَا وَ حَمَلَهَا الْاِنْسَانُ ؕ اِنَّهٗ كَانَ ظَلُوْمًا جَهُوْلًا ۝

૭૩. ખરેજ, અમે આ અમાનત (શરિયત)ને આકાશો તથા પૃથ્વી તથા પર્વતો સમક્ષ રાખી હતી, પરંતુ તે સૌએ તેને ઉઠાવવાનો ઈન્કાર કર્યો અને તેનાથી ડરી ગયા. પણ ઈન્સાને તે ભાર પોતાના માથે લીધો. ખરેખર તે પોતાના હક્કમાં અન્યાયી અને બેપરવાહ છે.

لِّيُعَذِّبَ اللّٰهُ الْمُنٰفِقِيْنَ وَ الْمُنٰفِقٰتِ وَ الْمُشْرِكِيْنَ وَ الْمُشْرِكٰتِ وَ يَتُوْبَ اللّٰهُ عَلَى الْمُؤْمِنِيْنَ وَ الْمُؤْمِنٰتِ ؕ وَ كَانَ اللّٰهُ غَفُوْرًا رَّحِيْمًا ۝

૭૪. અલ્લાહ મુનાફિક પુરુષો તથા મુનાફિક સ્ત્રીઓ અને મુશરીક પુરુષો તથા મુશરીક સ્ત્રીઓને સઝા આપશે અને ઈમાનદાર પુરુષો તથા સ્ત્રીઓ ઉપર પોતાની રહેમત વરસાવશે; અને અલ્લાહ બેહદ ક્ષમાવંત છે, દયાળુ છે. (રુકૂઅ-૯)

سُوْرَةُ سَبَا مَكِّيَّةٌ (٣٤) اٰيَاتُهَا رُكُوْعَاتُهَا

## અલ-સબા'

૧. અલ્લાહ નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. સર્વ તારીફનો હક્કદાર અલ્લાહ છે, તે સર્વ તેનું જ છે જે કંઈ આકાશોમાં છે તથા જે કંઈ પૃથ્વીમાં છે. અને આખેરતમાં પણ તે'જ સર્વ તા'રીફનો અધિકારી છે, અને તે હિકમતવાળો છે, સર્વજ્ઞ છે.

૩. જે કંઈ ધરતીમાં દાખલ થાય છે અને જે કંઈ ધરતીમાંથી નીકળે છે, અને જે કંઈ આકાશેથી ઊતરે છે અને જે કંઈ આકાશમાં ચઢે છે, તે સર્વનું તેને જ્ઞાન છે, તે બેહદ દયાળુ છે, બક્ષનારો છે.

૪. અને કાફરો કહે છે 'અમારા ઉપર તે (અંતિમ) ઘડી કદાપિ આવશે નહિ.' તું તેમને કહી દે 'મને મારા પાલનહારના સોગંદ છે, જે અદ્રશ્યનો જાણનાર છે, કે તે (ઘડી) તમારા ઉપર આવીને જ રહેશે?' આકાશો તથા ધરતીમાં એક અણુ માત્ર પણ નથી જે તેના જ્ઞાન[1] બહાર હોય, અને તે સર્વ એક સ્પષ્ટ કિતાબમાં (લખાઈ ગયું) છે.

૫. 'કે જેથી અલ્લાહ તે લોકોને સારો બદલો આપે, જે લોકો ઈમાન લાવે અને નેકીના કામો કરે. આ તે લોકો છે જેમના માટે ક્ષમા છે અને ઈઝઝતવાળી રોઝી છે.

૬. પરંતુ જે લોકો વિરોધથી અમારી આયતોને નાકામ કરવાના પ્રયત્નો કરે છે તેઓ માટે બેહદ દર્દનાક અઝાબ હશે.

૭. અને જેમને ઇલ્મ આપવામાં આવ્યું છે તેઓ જાણે છે કે તારા રબ તરફથી જે (કુરઆન) તારા ઉપર ઊતારવામાં આવ્યું છે તે સત્ય છે, અને તે'જ સર્વ સમર્થ અને સ્તુતિ પાત્રના માર્ગે લઈ જનારું છે.

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ لَهٗ مَا فِی السَّمٰوٰتِ وَمَا فِی الْاَرْضِ وَلَهُ الْحَمْدُ فِی الْاٰخِرَةِ ؕ وَهُوَ الْحَكِیْمُ الْخَبِیْرُ ②

یَعْلَمُ مَا یَلِجُ فِی الْاَرْضِ وَمَا یَخْرُجُ مِنْهَا وَمَا یَنْزِلُ مِنَ السَّمَآءِ وَمَا یَعْرُجُ فِیْهَا ؕ وَهُوَ الرَّحِیْمُ الْغَفُوْرُ ③

وَقَالَ الَّذِیْنَ كَفَرُوْا لَا تَاْتِیْنَا السَّاعَةُ ؕ قُلْ بَلٰی وَرَبِّیْ لَتَاْتِیَنَّكُمْ ۙ عٰلِمِ الْغَیْبِ ۚ لَا یَعْزُبُ عَنْهُ مِثْقَالُ ذَرَّةٍ فِی السَّمٰوٰتِ وَلَا فِی الْاَرْضِ وَلَاۤ اَصْغَرُ مِنْ ذٰلِكَ وَلَاۤ اَكْبَرُ اِلَّا فِیْ كِتٰبٍ مُّبِیْنٍ ④

لِّیَجْزِیَ الَّذِیْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ ؕ اُولٰٓىِٕكَ لَهُمْ مَّغْفِرَةٌ وَّرِزْقٌ كَرِیْمٌ ⑤

وَالَّذِیْنَ سَعَوْ فِیْۤ اٰیٰتِنَا مُعٰجِزِیْنَ اُولٰٓىِٕكَ لَهُمْ عَذَابٌ مِّنْ رِّجْزٍ اَلِیْمٌ ⑥

وَیَرَی الَّذِیْنَ اُوْتُوا الْعِلْمَ الَّذِیْۤ اُنْزِلَ اِلَیْكَ مِنْ رَّبِّكَ هُوَ الْحَقَّ ۙ وَیَهْدِیْۤ اِلٰی صِرَاطِ الْعَزِیْزِ الْحَمِیْدِ ⑦

---

૧. આ આયત અલ્લાહના 'સૂક્ષ્મદર્શી' હોવાની દલીલ છે, પ્રત્યેક અસાધારણ હિલચાલ, પ્રગતિ દુર્ગતિ, વિકાસ, વિનાશ સર્વ તેના ઈલ્મમાં છે.

૮. અને જે ઈમાન નથી લાવતા તેઓ (કટાક્ષમાં) કહે છે, 'શું અમે તમને તે વ્યકિત દેખાડીએ જે કહે છે કે જ્યારે તમે રજકણો બની માટીમાં ભળી જશો ત્યારે તમને ફરી સજીવન કરવામાં આવશે?

وَقَالَ الَّذِيْنَ كَفَرُوْا هَلْ نَدُلُّكُمْ عَلٰى رَجُلٍ يُّنَبِّئُكُمْ اِذَا مُزِّقْتُمْ كُلَّ مُمَزَّقٍ ۙ اِنَّكُمْ لَفِيْ خَلْقٍ جَدِيْدٍ ۚ (٨)

૯. 'શું તેણે અલ્લાહના નામે અસત્ય ઘડી કાઢ્યું છે અથવા તે દીવાનો થઈ ગયો છે?' હકીકતમાં આ લોકોને આખેરત ઉપર યકીન નથી જેથી તેઓ અઝાબમાં તથા હદ બહારની ગુમરાહીમાં પડી ગયા છે.

اَفْتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا اَمْ بِهٖ جِنَّةٌ ۭ بَلِ الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِالْاٰخِرَةِ فِي الْعَذَابِ وَالضَّلٰلِ الْبَعِيْدِ (٩)

૧૦. શું તેઓ નથી જોઈ રહ્યા કે આકાશો તથા ધરતીમાં તેઓ આગળથી તથા પાછળથી ઘેરાએલા છે? જો અમે ચાહીએ તો ધરતીમાં તેમને ગરક કરી દઈએ, અથવા તેમના ઉપર આકાશના ટૂકડા તોડી પાડીએ. નિ:સંદેહ આમાં તૌબા કરનારા દરેક બંદા માટે એક નસિહત છે. (રુકૂઅ - ૧)

اَفَلَمْ يَرَوْا اِلٰى مَا بَيْنَ اَيْدِيْهِمْ وَمَا خَلْفَهُمْ مِّنَ السَّمَاۤءِ وَالْاَرْضِ ۭ اِنْ نَّشَاْ نَخْسِفْ بِهِمُ الْاَرْضَ اَوْ نُسْقِطْ عَلَيْهِمْ كِسَفًا مِّنَ السَّمَاۤءِ ۭ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً لِّكُلِّ عَبْدٍ مُّنِيْبٍ (١٠) ع

૧૧. ખરેજ, અમે દાઉદ ઉપર પોતાની કૃપા ઊતારી (કહ્યું) 'હે પર્વતો,[2] તમે પણ (સ્તુતિમાં) તેની સાથે જોડાઈ જાઓ, અને હે પક્ષીઓ, (તમે પણ); અને અમે તેના માટે લોખંડને નરમ કરી દીધું હતું.

وَلَقَدْ اٰتَيْنَا دَاوٗدَ مِنَّا فَضْلًا ۭ يٰجِبَالُ اَوِّبِيْ مَعَهٗ وَالطَّيْرَ ۚ وَاَلَنَّا لَهُ الْحَدِيْدَ ۙ (١١)

૧૨. (અને અમે કહ્યું) 'પૂરા માપના બખ્તરો બનાવો અને કડીઓને પૂરા અંતરે બેસાડો. અને નેક કામો કરો. ખરેખર જે તમે કરો છો તે (સર્વ) હું જોઈ રહ્યો છું.'

اَنِ اعْمَلْ سٰبِغٰتٍ وَّقَدِّرْ فِي السَّرْدِ وَاعْمَلُوْا صَالِحًا ۭ اِنِّيْ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ (١٢)

૧૩. અને સુલયમાન માટે અમે હવા ચલાવી હતી, જેનો સવારનો પ્રવાસ એક મહિના બરાબર હતો અને સાંજનો પ્રવાસ એક મહિના બરાબર હતો. અમે તેના માટે પીગળેલા તાંબાનો ઝરો વહેતો મૂક્યો. અને તેના રબના હુકમથી જીન્નો તેની સેવા કરતા.[3] અને (અમે તેમને કહ્યું કે) અમારા હુકમથી જો કોઈ ફરી જશે તો અમે તેને આગના અઝાબની મજા ચખાડશું.

وَلِسُلَيْمٰنَ الرِّيْحَ غُدُوُّهَا شَهْرٌ وَّرَوَاحُهَا شَهْرٌ ۚ وَاَسَلْنَا لَهٗ عَيْنَ الْقِطْرِ ۭ وَمِنَ الْجِنِّ مَنْ يَّعْمَلُ بَيْنَ يَدَيْهِ بِاِذْنِ رَبِّهٖ ۭ وَمَنْ يَّزِغْ مِنْهُمْ عَنْ اَمْرِنَا نُذِقْهُ مِنْ عَذَابِ السَّعِيْرِ (١٣)

---

૨. પર્વતોનો અર્થ, પહાડી કોમો, અથવા પહાડોમાં વસનારા કબીલાઓ, મોટા માણસો અથવા રૂહાનીયતના ઉચ્ચતમ મરતબા પામેલા લોકો. (અલતાઈર)

૩. હઝરત સુલયમાન (અ)ની સત્તા ઉત્તરમાં સીરિયાથી દક્ષિણમાં મેડીટેરેનીયન સમુદ્રના કિનારાથી રાતા સમુદ્ર, અરબી સમુદ્ર, પરશિયાના અખાત સુધી ફેલાએલી હતી. હકીકતમાં તેમના સમયમાં ઈસરાઈલીઓનું સામ્રાજ્ય દૌલત, બળ તથા પ્રભાવની પરાકાષ્ઠાએ હતું. હુન્નર ઉદ્યોગ, ઈમારતી બાંધકામ, પરદેશમાં જતા આવતા કાફલા તથા દરિયાઈ વેપાર વ્યવહારની વ્યવસ્થા બેહદ વિકાસ પામી હતી. પહાડોમાં વસતા બંડખોર કબીલાઓને તેમણે પોતાના અંકૂશમાં લીધા હતા.

يَعۡمَلُوۡنَ لَهٗ مَا يَشَآءُ مِنۡ مَّحَارِيۡبَ وَتَمَاثِيۡلَ وَجِفَانٍ كَالۡجَوَابِ وَقُدُوۡرٍ رّٰسِيٰتٍ ؕ اِعۡمَلُوۡۤا اٰلَ دَاوٗدَ شُكۡرًا ؕ وَقَلِيۡلٌ مِّنۡ عِبَادِىَ الشَّكُوۡرُ ﴿۱۳﴾

૧૪. તે જેની ઇચ્છા કરતો (તે ચીજ) તેઓ બનાવતા હતા; ભવ્ય ઈમારતો,[૪] પથ્થરની આકૃતિઓ, મોટા થાળના આકારના હોઝ, અને મોટા રાંધવાના હાંડા (દેગડા) જે સ્થાયી એક જગ્યાએ પડયા રહેતા. (અમે કહ્યું) 'હે દાઉદના પરિવારના સભ્યો, શુક્રગુઝાર બની કામ કરો.' પરંતુ મારા બંદાઓમાં આભાર માનનારા બહુજ થોડા છે.

فَلَمَّا قَضَيۡنَا عَلَيۡهِ الۡمَوۡتَ مَا دَلَّهُمۡ عَلٰى مَوۡتِهٖۤ اِلَّا دَآبَّةُ الۡاَرۡضِ تَاۡكُلُ مِنۡسَاَتَهٗ ۚ فَلَمَّا خَرَّ تَبَيَّنَتِ الۡجِنُّ اَنۡ لَّوۡ كَانُوۡا يَعۡلَمُوۡنَ الۡغَيۡبَ مَا لَبِثُوۡا فِى الۡعَذَابِ الۡمُهِيۡنِ ﴿۱۴﴾

૧૫. અને જ્યારે અમે તેનું મૃત્યુ નીપજાવ્યું ત્યારે તેના મૃત્યુ વિશે તેમને કોઈએ જણાવ્યું ન હતું, સિવાય કે એક કીડાથી (તેમણે જાણ્યું) જે તેની છડીને અંદરથી ખાઈ રહ્યો હતો. માટે જ્યારે તે હેઠો ઢળી પડયો ત્યારે જીન્નો સમજી ગયા કે જો તેઓ ગુપ્ત વાતોને જાણતા હોય તો તેઓ આ નામોશી ભરેલી મુસીબતમાં ન પડયા રહેત.

لَقَدۡ كَانَ لِسَبَاٍ فِىۡ مَسۡكَنِهِمۡ اٰيَةٌ ۚ جَنَّتٰنِ عَنۡ يَّمِيۡنٍ وَّشِمَالٍ ؕ كُلُوۡا مِنۡ رِّزۡقِ رَبِّكُمۡ وَاشۡكُرُوۡا لَهٗ ؕ بَلۡدَةٌ طَيِّبَةٌ وَّرَبٌّ غَفُوۡرٌ ﴿۱۵﴾

૧૬. સબા'[૫] માટે પોતાના વતનમાં જ બે બગીચાઓના રૂપમાં એક નિશાની મોજૂદ હતી, જેમાનો એક (બગીચો) જમણી દિશામાં હતો અને બીજો ડાબી દિશામાં. (અમે કહ્યું) 'તમારા પાલનહારે આપેલા રીઝકમાંથી ખાઓ અને તેના આભારી બનો. તમારું શહેર બહુજ રળીઆમણું છે અને તમારો પાલનહાર બેહદ બક્ષનાર છે.

---

૪. હઝરત સુલયમાન (અ)ને ઈમારતોનો ખાસ શોખ હતો જેનો એક ખાસ નમૂનો યરૂસલેમનું પ્રખ્યાત દેવળ છે.

૫. સબા' યમનનું એક શહેર હતું. જે સના'થી ત્રણ દિવસની સફર દૂર હતું. તેનું બીજું ગામ 'મઆરીબ' હતું. આ શહેરનો ઉલ્લેખ જૂના કરાર તથા ગ્રીક રોમન તથા અરબી લખાણોમાં વારંવાર કરવામાં આવ્યો છે. સબા'ની પ્રજા બહુજ પ્રગતિશીલ અને સાંસ્કૃતિક વિકાસ પામેલી હતી. આ પ્રદેશનાં પહાડોમાં ઠેરઠેર નાના મોટા પાણીના બંધો બાંધવામાં આવ્યા હતા જેથી મોસમમાં વરસાદનું સંઘરેલું પાણી બારે માસ અનાજ તથા બગીચાઓમાં ઉપયોગમાં લેવાતું અને આ પ્રદેશની ઝમીન આબાદ અને તૃપ્ત રહેતી. આ બંધોમાં સૌથી મોટો અને પ્રાચીન બંધ 'માઅરીબ' શહેરનો હતો. (એનસાઈકલોપીડીઆ ઓફ ઈસ્લામ વાં.૪ પા.૧૬). તિરમદીની એક હદીસમાં ફરવાહ બીન મલિકના કથન પ્રમાણે કોઈએ પૂછ્યું કે, 'સબા' દેશનું નામ છે કે કોઈ સ્ત્રીનું', ત્યારે આંહઝરત સ.અ.સ.એ ફરમાવ્યું 'તે નામ કોઈ દેશ અથવા કોઈ સ્ત્રીનું નથી, પરંતુ યમનમાં રહેનારા એક શખ્સનું છે જેના દસ દીકરા હતા, જેમાંથી છ યમનમાં રહ્યા હતા, બાકીના ચાર સીરિયા તરફ નીકળી ગયા હતા અને ત્યાં તેમણે પોતાનાં ઘરો વસાવ્યા હતા.' (તાજ)

فَأَعْرَضُوا فَأَرْسَلْنَا عَلَيْهِمْ سَيْلَ الْعَرِمِ وَبَدَّلْنٰهُمْ بِجَنَّتَيْهِمْ جَنَّتَيْنِ ذَوَاتَيْ أُكُلٍ خَمْطٍ وَّأَثْلٍ وَّشَيْءٍ مِّنْ سِدْرٍ قَلِيْلٍ ﴿١٦﴾

૧૭. પરંતુ તેઓ મુખ ફેરવી ચાલ્યા ગયા, પરિણામે અમે તેમના ઉપર પાણીનો ભયંકર[૬] રેલો મોકલાવ્યો. અમે તેમના સુંદર બગીચાઓના બદલે એવા બગીચાઓ આપ્યા જેના ફળ કડવાં હતા, જેમાં ઝાવલી તેમજ જંગલી બોરડી હતી.

ذٰلِكَ جَزَيْنٰهُمْ بِمَا كَفَرُوْا وَهَلْ نُجٰزِيْٓ إِلَّا الْكَفُوْرَ ﴿١٧﴾

૧૮. અમે તેમની નાશુકીનો તેમને આ બદલો આપ્યો. અને અમે આવો બદલો માત્ર નગુણાઓને જ આપીએ છીએ.

وَجَعَلْنَا بَيْنَهُمْ وَبَيْنَ الْقُرَى الَّتِيْ بٰرَكْنَا فِيْهَا قُرًى ظَاهِرَةً وَّقَدَّرْنَا فِيْهَا السَّيْرَ سِيْرُوْا فِيْهَا لَيَالِيَ وَأَيَّامًا اٰمِنِيْنَ ﴿١٨﴾

૧૯. અને તેમની તથા તે વસ્તીઓ જેમને અમે બરકતો આપી હતી, તેમની વચમાં અમે એવા ગામો[૭] વસાવ્યા જે (રસ્તા ઉપર) સ્પષ્ટ નજરે પડતા હતા, અને તેમની વચ્ચે અમે સહેલી મંઝિલો કાયમ કરી હતી (અમે કહ્યું) 'તેમની વચ્ચે રાતના અને દિવસની પળોમાં બેફીકર થઈ મુસાફરી કરો.'

فَقَالُوْا رَبَّنَا بٰعِدْ بَيْنَ أَسْفَارِنَا وَظَلَمُوْٓا أَنْفُسَهُمْ فَجَعَلْنٰهُمْ أَحَادِيْثَ وَمَزَّقْنٰهُمْ كُلَّ مُمَزَّقٍ إِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّكُلِّ صَبَّارٍ شَكُوْرٍ ﴿١٩﴾

૨૦. પરંતુ તેમણે કહ્યું 'હે અમારા પરવરદિગાર અમારી મુસાફરીના અંતરોને લંબાવી દે.' (જેથી તે વધુ આનંદદાયક થાય) અને તેમણે સ્વયં પોતાના ઉપર ઝુલમ કર્યો; જેથી અમે તેમને કિસ્સા[૮] બનાવી દીધા અને તેમને વેરણછેરણ કરી નાખ્યા. આમાં ખરેખર સબ્ર કરનારા અને શુક્રગુઝાર લોકો માટે ઘણો બોધ સમાએલો છે.

---

૬. 'આરીમ' અર્થાત 'જળભંડાર' પાણીના બંધ, અથવા ખીણોમાં સંઘરેલું પાણી, ધસમસ્તુ પાણી અથવા ફૂટી નીકળતા પાણીનો પ્રચંડ ધસારો જે ખાળી ન શકાય તેવો હોય, ધોધમાર વરસાદ. મઆરીબનો બંધ જે સબા'વાસીઓ માટે આશીર્વાદ સમાન હતો તે ફાટી પડતા તેનું પાણી પ્રચંડ ધસારાપૂર્વક આખા પ્રદેશમાં ફરી વળ્યું જેના પરિણામે ખેતરો, ઢોરો તથા વસ્તીઓ સર્વ બરબાદ થઈ ગયું. આ બંધનો બાકી રહેલો થોડો ભાગ હજી સુધી મોજૂદ છે; જે બે માઈલ લાંબો અને ૧૨૦ ફૂટ ઊંચો હતો. આ ઘટના ઈસ્વી પહેલી કે બીજી સદીમાં થવા પામી હતી. (પાલમર)

૭. 'બરકતો વાળા શહેરો'નું સૂચન ફલસ્તીનના શહેરો તરફ છે તેમાંના એક શહેરમાં હઝરત સુલયમાન (અ)ના શાસનની રાજધાની હતી જે સાબીઓના વેપારનું પ્રખ્યાત મથક હતું. યમન, ફલસ્તીન તથા સીરિયા વચ્ચે સારી વસ્તીવાળા ઘણા શહેરો હતા જે એકબીજાથી થોડા થોડા અંતરે હતા.

૮. સાબીઓએ અલ્લાહના ફરમાનોની અવગણના કરી હતી જેથી તેમના ઉપર પાયમાલી ફરી વળી. પરિણામે કાફલાઓથી ભરપૂર વેપાર માર્ગ તદ્દન નિર્જન અને ઉજ્જડ થઈ ગયો અને વસ્તીઓ ખંડેર બની, રસ્તા લાંબા તથા બીહામણા બની ગયા અને સાબીઓનું નામોનિશાન મટિ ગયું, માત્ર કથાકારો માટે એક વિષય બાકી રહી ગયો.

وَلَقَدْ صَدَّقَ عَلَيْهِمْ إِبْلِيسُ ظَنَّهُ فَاتَّبَعُوهُ إِلَّا فَرِيقًا مِّنَ الْمُؤْمِنِينَ ﴿٢٠﴾

૨૧. અને ઈબ્લીસે તેમના વિશેના પોતાના વિચારોને[૯] સાચા સાબિત કર્યા. અને મોમિનોની એક સંખ્યા સિવાય બાકીના લોકો તેના પગલે ચાલી નીકળ્યા,

وَمَا كَانَ لَهُ عَلَيْهِم مِّن سُلْطَانٍ إِلَّا لِنَعْلَمَ مَن يُؤْمِنُ بِالْآخِرَةِ مِمَّنْ هُوَ مِنْهَا فِي شَكٍّ ۗ وَرَبُّكَ عَلَىٰ كُلِّ شَيْءٍ حَفِيظٌ ﴿٢١﴾

૨૨. અને તેમના ઉપર તેની કોઈ સત્તા[૧૦] ન હતી. અમે ચાહ્યું કે અમે આખેરત ઉપર યકીન રાખનારા અને તેમાં શંકા કરનારાઓને જુદા પાડી પારખી લઈએ. અને તારો પાલનહાર સર્વ વસ્તુઓનો નિગેહબાન છે. (રુકૂઅ-૨)

قُلِ ادْعُوا الَّذِينَ زَعَمْتُم مِّن دُونِ اللَّهِ ۖ لَا يَمْلِكُونَ مِثْقَالَ ذَرَّةٍ فِي السَّمَاوَاتِ وَلَا فِي الْأَرْضِ وَمَا لَهُمْ فِيهِمَا مِن شِرْكٍ وَمَا لَهُ مِنْهُم مِّن ظَهِيرٍ ﴿٢٢﴾

૨૩. તું કહે 'અલ્લાહ સિવાય જેનો મા'બૂદ હોવાનો તમે આગ્રહ રાખો છો તેને પુકારો. તેમની પાસે આ આકાશો અથવા ધરતીના એક અણુ માત્રનો અધિકાર નથી, ન તો આકાશ અને ધરતી (ની રચનામાં) તેમનો કોઈ ભાગ છે ન તેઓમાંથી (કુદરતની વ્યવસ્થામાં) તેનો કોઈ સહાયક છે.'

وَلَا تَنفَعُ الشَّفَاعَةُ عِندَهُ إِلَّا لِمَنْ أَذِنَ لَهُ ۚ حَتَّىٰ إِذَا فُزِّعَ عَن قُلُوبِهِمْ قَالُوا مَاذَا قَالَ رَبُّكُمْ ۖ قَالُوا الْحَقَّ ۖ وَهُوَ الْعَلِيُّ الْكَبِيرُ ﴿٢٣﴾

૨૪. કોઈની ભલામણ તેની પાસે કામ નથી લાગતી સિવાય કે તે કોઈને પરવાનગી આપે. જ્યારે (લોકોના) દિલોમાંથી ગભરાટ દૂર થશે ત્યારે તેઓ (રસૂલોને) પૂછશે 'તમારા પરવરદિગારે શું ફરમાવ્યું?' તેઓ કહેશે 'તેણે કહ્યું તે સત્ય છે, તે ઉચ્ચત્તર છે, તે મહાન છે.

قُلْ مَن يَرْزُقُكُم مِّنَ السَّمَاوَاتِ وَالْأَرْضِ ۖ قُلِ اللَّهُ ۖ وَإِنَّا أَوْ إِيَّاكُمْ لَعَلَىٰ هُدًى أَوْ فِي ضَلَالٍ مُّبِينٍ ﴿٢٤﴾

૨૫. તું કહે 'તમને આકાશો તથા પૃથ્વીમાંથી રીઝક કોણ પૂરું પાડે છે?' તું કહે 'તે અલ્લાહ જ છે. (તો કહો કે) હિદાયત ઉપર અથવા ખુલ્લી ગુમરાહીમાં તમે છો કે અમે છીએ?'

قُل لَّا تُسْأَلُونَ عَمَّا أَجْرَمْنَا وَلَا نُسْأَلُ عَمَّا تَعْمَلُونَ ﴿٢٥﴾

૨૬. તું કહે 'અમારા ગુનાહો માટે તમને પૂછપરછ કરવામાં નહિ આવે, ન તો તમે જે કરો છો તેના વિશે અમને પૂછવામાં આવશે.'

قُلْ يَجْمَعُ بَيْنَنَا رَبُّنَا ثُمَّ يَفْتَحُ بَيْنَنَا بِالْحَقِّ وَهُوَ الْفَتَّاحُ الْعَلِيمُ ﴿٢٦﴾

૨૭. તું કહે 'આપણો પરવરદિગાર આપણને સૌને ભેગા કરશે પછી તે આપણી વચ્ચે સત્યપૂર્વક ન્યાય કરશે, અને તે જ ખરો ન્યાયકર્તા છે, સઘળું જાણનારો છે.

૯. સાબીઓની કરણીઓ જોઈ શયતાનને ખાતરી થઈ ગઈ કે ઈન્સાનના દુર્ગતિ તરફ જવાના સ્વાભાવીક વલણ વિશે તેના વિચારો ખરા હતા, જ્યારે તેણે અલ્લાહને કહ્યું હતું કે હું (આદમના) વંશજોને અવળે રસ્તે લઈ જઈશ.

૧૦. શયતાનને ઈન્સાનો ઉપર કોઈ સત્તા નથી. ઈન્સાન સ્વયં પોતે જ પોતાને બરબાદ કરે છે.

قُلْ اَرُوْنِيَ الَّذِيْنَ اَلْحَقْتُمْ بِهٖ شُرَكَآءَ كَلَّا ؕ بَلْ هُوَ اللّٰهُ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿۲۸﴾

૨૮. તું કહે 'તમે જેમને અલ્લાહના શરીક ઠરાવો છો, તેના મને દિદાર તો કરાવો!' બલ્કે (તમે તેમ નહિ કરી શકો), તે અલ્લાહ જ સર્વ સમર્થ છે, હિકમતવાળો છે.'

وَمَآ اَرْسَلْنٰكَ اِلَّا كَآفَّةً لِّلنَّاسِ بَشِيْرًا وَّنَذِيْرًا وَّلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ﴿۲۹﴾

૨૯. અને અમે તને તમામ માનવજાતિ માટે ખુશખબર આપનાર અને ચેતવનાર તરીકે મોકલાવ્યો છે, જો કે ઘણા ખરા લોકો બેખબર છે.

وَيَقُوْلُوْنَ مَتٰى هٰذَا الْوَعْدُ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿۳۰﴾

૩૦. અને તેઓ કહે છે 'જો તમે સાચા છો તો બતાવો આ (કયામતનો) વાયદો કયારે પૂરો થશે?'

قُلْ لَّكُمْ مِّيْعَادُ يَوْمٍ لَّا تَسْتَاْخِرُوْنَ عَنْهُ سَاعَةً وَّلَا تَسْتَقْدِمُوْنَ ﴿۳۱﴾

૩૧. તું કહે 'તમારા માટે જે દિવસનો વાયદો છે જેનાથી તમે એક પળ માટે પણ આગળ કે પાછળ નહિ જઈ શકો.' (રુકૂઅ - ૩)

وَقَالَ الَّذِيْنَ كَفَرُوْا لَنْ نُّؤْمِنَ بِهٰذَا الْقُرْاٰنِ وَلَا بِالَّذِيْ بَيْنَ يَدَيْهِ ؕ وَلَوْ تَرٰۤى اِذِ الظّٰلِمُوْنَ مَوْقُوْفُوْنَ عِنْدَ رَبِّهِمْ ۖۚ يَرْجِعُ بَعْضُهُمْ اِلٰى بَعْضِ ِۨالْقَوْلَ ۚ يَقُوْلُ الَّذِيْنَ اسْتُضْعِفُوْا لِلَّذِيْنَ اسْتَكْبَرُوْا لَوْلَآ اَنْتُمْ لَكُنَّا مُؤْمِنِيْنَ ﴿۳۲﴾

૩૨. અને જે લોકો ઈમાન નથી લાવ્યા તેઓ કહે છે 'અમે આ કુરઆનમાં કદાપિ ઈમાન લાવશું નહિ, ન તો તેની પહેલાંની કિતાબમાં' (હે રસૂલ) કાશ, તું જોઈ શકત જ્યારે આ ઝાલિમોને પોતાના પાલનહાર સમક્ષ ઉભા કરવામાં આવશે ત્યારે તેઓ કેવા એકબીજાને દોષિત ઠરાવતા[૧૧] હશે. દબાએલો વર્ગ અભિમાની લોકોને કહેશે 'જો તમે (આડા આવ્યા) ન હોત તો અમે અવશ્ય મોમિન બની ગયા હોત!'

قَالَ الَّذِيْنَ اسْتَكْبَرُوْا لِلَّذِيْنَ اسْتُضْعِفُوْۤا اَنَحْنُ صَدَدْنٰكُمْ عَنِ الْهُدٰى بَعْدَ اِذْ جَآءَكُمْ بَلْ كُنْتُمْ مُّجْرِمِيْنَ ﴿۳۳﴾

૩૩. ઘમંડીઓ નબળાઓને કહેશે 'શું અમે તમારી પાસે આવેલી હિદાયતથી તમને દૂર રાખ્યા હતા? નહિ, દોષ તમારો પોતાનો જ હતો.'[૧૨]

وَقَالَ الَّذِيْنَ اسْتُضْعِفُوْا لِلَّذِيْنَ اسْتَكْبَرُوْا بَلْ مَكْرُ الَّيْلِ وَالنَّهَارِ اِذْ تَاْمُرُوْنَنَآ اَنْ نَّكْفُرَ بِاللّٰهِ وَنَجْعَلَ لَهٗۤ اَنْدَادًا ؕ وَاَسَرُّوا النَّدَامَةَ لَمَّا رَاَوُا الْعَذَابَ ؕ وَجَعَلْنَا الْاَغْلٰلَ فِيْۤ اَعْنَاقِ الَّذِيْنَ كَفَرُوْا ؕ هَلْ يُجْزَوْنَ اِلَّا مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿۳۴﴾

૩૪. અને જે નિર્બળ ગણાતા હતા ઘમંડીઓને કહેશે 'હકીકતમાં આ તમારી રાતદિવસની કપટ ચાલો હતી અને તમે અમને અલ્લાહમાં ઈમાન (શ્રદ્ધા) ન લાવવાનો અને તેના શરીક ઠરાવવાનો હુકમ આપ્યો હતો.' પછી જ્યારે તેઓ અઝાબને જોઈ લેશે તો પોતાના પસ્તાવાને છૂપાવશે; અને અમે કાફરોની ગરદનોમાં તોક નાખશું, જેથી જેવી કરણીઓ તેઓ કરતા હતા તેનો તેવો જ બદલો તેઓ ભોગવે.

---

૧૧. દસ્તૂર પ્રમાણે એકબીજાની દેખાદેખીમાં કાફરો જાણીજોઈને અલ્લાહની નાફરમાની કરતા રહે છે અને અંતમાં પોતાની દુર્દશાનો દોષ બીજા ઉપર ઢોળે છે.

૧૨. અર્થાત 'શું તમારી આંખો ન હતી.'

وَمَآ اَرْسَلْنَا فِيْ قَرْيَةٍ مِّنْ نَّذِيْرٍ اِلَّا قَالَ مُتْرَفُوْهَآ ۙ اِنَّا بِمَآ اُرْسِلْتُمْ بِهٖ كٰفِرُوْنَ ﴿۳۵﴾

૩૫. એવું કદીપણ નથી બન્યું કે જ્યારે અમે કોઈ વસ્તીમાં ચેતવનાર મોકલાવ્યો હોય તો તે વસ્તીના પ્રભાવશાળી આગેવાનોએ તેને ન કહ્યું હોય કે તું જે આદેશો લઈને આવ્યો છે તેનો અમે ઈન્કાર કરીએ છીએ.

وَقَالُوْا نَحْنُ اَكْثَرُ اَمْوَالًا وَّ اَوْلَادًا ۙ وَّمَا نَحْنُ بِمُعَذَّبِيْنَ ﴿۳۶﴾

૩૬. વધુમાં તેમણે કહ્યું 'અમારી પાસે પુષ્કળ દૌલત તથા સંતાન છે અને અમને અઝાબ આપવામાં આવશે જ[૧૩] નહિ.'

قُلْ اِنَّ رَبِّيْ يَبْسُطُ الرِّزْقَ لِمَنْ يَّشَآءُ وَ يَقْدِرُ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ﴿۳۷﴾ ع

૩૭. તું તેમને કહી દે 'નિ:સંદેહ મારો પાલનહાર જેના રિઝકમાં ચાહે વધારો કરે છે, અને (ચાહે તેને) તંગી આપે છે, પરંતુ ઘણાંખરા નથી સમજતા (રુકૂઅ-૪)

وَمَآ اَمْوَالُكُمْ وَلَآ اَوْلَادُكُمْ بِالَّتِيْ تُقَرِّبُكُمْ عِنْدَنَا زُلْفٰٓى اِلَّا مَنْ اٰمَنَ وَعَمِلَ صَالِحًا ۙ فَاُولٰٓئِكَ لَهُمْ جَزَآءُ الضِّعْفِ بِمَا عَمِلُوْا وَهُمْ فِي الْغُرُفٰتِ اٰمِنُوْنَ ﴿۳۸﴾

૩૮. અને તમારી સંપત્તિ કે સંતતિ તમને અમારી નજદિક[૧૪] નહિ લાવી શકે, પરંતુ જે લોકો ઈમાન લાવી નેકીના કામો કરશે તેમની નેકીઓનો બમણો બદલો અમારી પાસે છે, તેમજ તેઓ ઉચ્ચ સ્થાનોમાં શાંતિથી રહેશે.

وَالَّذِيْنَ يَسْعَوْنَ فِيْٓ اٰيٰتِنَا مُعٰجِزِيْنَ اُولٰٓئِكَ فِي الْعَذَابِ مُحْضَرُوْنَ ﴿۳۹﴾

૩૯. અને જે લોકો અમારી આયતોને નિષ્ફળ બનાવવા પ્રયત્નો કરતા રહે છે તેમને ભયંકર અઝાબ સામે ઉભા કરવામાં આવશે.[૧૫]

قُلْ اِنَّ رَبِّيْ يَبْسُطُ الرِّزْقَ لِمَنْ يَّشَآءُ مِنْ عِبَادِهٖ وَ يَقْدِرُ لَهٗ ؕ وَمَآ اَنْفَقْتُمْ مِّنْ شَيْءٍ فَهُوَ يُخْلِفُهٗ ۚ وَهُوَ خَيْرُ الرّٰزِقِيْنَ ﴿۴۰﴾

૪૦. તેમને કહી દે 'નિ:સંદેહ મારો પરવરદિગાર પોતાના બંદાઓમાંથી જેને ચાહે તેની રોજીમાં વધારો કરે છે અને જેને ચાહે તેને તંગી આપે છે. અને જે તમે ખર્ચ કરશો તેનો બદલો અલ્લાહ અવશ્ય આપશે જ. બેશક તે રિઝક આપનારાઓમાં સર્વશ્રેષ્ઠ છે.

وَيَوْمَ يَحْشُرُهُمْ جَمِيْعًا ثُمَّ يَقُوْلُ لِلْمَلٰٓئِكَةِ اَهٰٓؤُلَآءِ اِيَّاكُمْ كَانُوْا يَعْبُدُوْنَ ﴿۴۱﴾

૪૧. અને (યાદ કર) જે દિવસે તે સર્વને એકત્રિત કરશે; પછી તે ફરિશ્તાઓને કહેશે 'શું આ લોકો તમારી પૂજા કરતા હતા?'

قَالُوْا سُبْحٰنَكَ اَنْتَ وَلِيُّنَا مِنْ دُوْنِهِمْ ۚ بَلْ كَانُوْا

૪૨. તેઓ કહેશે 'સર્વ ઈબાદતને લાયક તો તું જ છે, તું જ અમારો નિગેહબાન છે. હકીકતમાં આ લોકો

૧૩. અર્થાત 'અમારી પાસે દૌલત છે, ઔલાદ છે, સુખ સગવડો છે, અમને કોઈ વસ્તુની અછત નથી અને તે વસ્તુઓ સદાય રહેવાની છે.'

૧૪. શકિત, ઔલાદ તથા માલ, અલ્લાહની ખુશનૂદીને નહિ ખરીદી શકે. બલ્કે તેનો મોહ રાખનારને તે અલ્લાહથી વધુ દૂર લઈ જાય છે.

૧૫. અલ્લાહના ઈરાદાને નિષ્ફળ કરાવવાની તદબીરો કરનારાઓ પોતાની તદબીરોના શિકાર થઈ હલાક થઈ જાય છે.

يَعْبُدُونَ الْجِنَّ ۚ أَكْثَرُهُمْ بِهِمْ مُؤْمِنُونَ ﴿٤١﴾

જીન્નોની પૂજા કરતા હતા, તેમના જ ઉપર ઘણાંખરા યકીન રાખતા હતા.'

فَالْيَوْمَ لَا يَمْلِكُ بَعْضُكُمْ لِبَعْضٍ نَفْعًا وَلَا ضَرًّا وَنَقُولُ لِلَّذِينَ ظَلَمُوا ذُوقُوا عَذَابَ النَّارِ الَّتِي كُنْتُمْ بِهَا تُكَذِّبُونَ ﴿٤٢﴾

૪૩. (પછી તેમને કહેવામાં આવશે)' આજના દિવસે તમે એકબીજાને કંઈપણ લાભકર્તા નહિ થઈ શકો, ન હાનિ કરી શકશો.' અને ઝાલિમોને અમે કહેશું 'જે દોઝખ ની આગ ના અઝાબને તમે ખોટો ઠરાવતા હતા તેનો સ્વાદ હવે ચાખો.'

وَإِذَا تُتْلَىٰ عَلَيْهِمْ آيَاتُنَا بَيِّنَاتٍ قَالُوا مَا هَٰذَا إِلَّا رَجُلٌ يُرِيدُ أَنْ يَصُدَّكُمْ عَمَّا كَانَ يَعْبُدُ آبَاؤُكُمْ وَقَالُوا مَا هَٰذَا إِلَّا إِفْكٌ مُفْتَرًى ۚ وَقَالَ الَّذِينَ كَفَرُوا لِلْحَقِّ لَمَّا جَاءَهُمْ إِنْ هَٰذَا إِلَّا سِحْرٌ مُبِينٌ ﴿٤٣﴾

૪૪. અને જ્યારે અમારી સ્પષ્ટ આયતો તેમને વાંચી સંભળાવવામાં આવે છે ત્યારે તેઓ કહે છે 'આ તો તે વ્યકિત છે જે તમને તેનાથી દૂર કરવા ચાહે છે જેની પૂજા તમારા પૂર્વજો કરતા હતા.' અને તેઓ કહે છે કે આ (કુરઆન) એક ઘડી કાઢેલું અસત્ય છે. અને જ્યારે પણ સત્ય તેમની પાસે આવ્યું ત્યારે ઈમાન ન લાવનારાઓએ તેના વિશે કહ્યું 'આ તો ખુલ્લે ખુલ્લું જાદુ છે, બીજું કંઈ નથી.'

وَمَا آتَيْنَاهُمْ مِنْ كُتُبٍ يَدْرُسُونَهَا ۖ وَمَا أَرْسَلْنَا إِلَيْهِمْ قَبْلَكَ مِنْ نَذِيرٍ ﴿٤٤﴾

૪૫. અને અમે આ લોકોને (પહેલાં) કોઈ કિતાબ નથી આપી કે જેનો તેઓ અભ્યાસ કરતા હોય, ન તો અમે તારા પહેલાં તેમનામાં ચેતવનાર મોકલ્યો હતો.

وَكَذَّبَ الَّذِينَ مِنْ قَبْلِهِمْ وَمَا بَلَغُوا مِعْشَارَ مَا آتَيْنَاهُمْ فَكَذَّبُوا رُسُلِي ۖ فَكَيْفَ كَانَ نَكِيرِ ﴿٤٥﴾

૪૬. અને તેમની પહેલાંના લોકોએ પણ (સત્યને) જૂઠું માન્યું હતું. અને જે અમે તેમને આપ્યું હતું તેના દસમા[૧૬] ભાગ (જેટલી શકિત) આ લોકોમાં નથી, તેમણે મારા રસૂલોને ખોટા ઠરાવ્યા હતા, પછી મારું (સંજોગોને) બદલવું કેવું (ભયંકર) હતું. (રુકૂઅ - ૫)

قُلْ إِنَّمَا أَعِظُكُمْ بِوَاحِدَةٍ ۖ أَنْ تَقُومُوا لِلَّهِ مَثْنَىٰ وَفُرَادَىٰ ثُمَّ تَتَفَكَّرُوا ۚ مَا بِصَاحِبِكُمْ مِنْ جِنَّةٍ ۚ إِنْ هُوَ إِلَّا نَذِيرٌ لَكُمْ بَيْنَ يَدَيْ عَذَابٍ شَدِيدٍ ﴿٤٦﴾

૪૭. તેમને કહે હું તો માત્ર તમને નસિહત આપું છું કે તમે બબ્બે ભેગા મળી (અથવા) વ્યકિતગત અલ્લાહ સામે રજૂ થાઓ અને પછી વિચાર કરો, (તો તમે જાણી લેશો) કે તમારા આ સાથીને કોઈ ઘેલછા[૧૭] નથી આવી. તે તો માત્ર તમારા ઉપર એક આવનારા ભયંકર અઝાબથી ચેતવનારો છે.'

---

૧૬. પહેલાંના લોકોને આપવામાં આવેલ ધનદૌલત, ઈઝઝત, સત્તા તંદૂરસ્તી, લાંબી ઉંમર, પ્રભાવ ઔલાદ વગેરે તેમનાથી દસમો ભાગ પણ મક્કાના લોકો પાસે ન હતો.

૧૭. 'ગાડરિયા પ્રવાહ' જેવું આંધળું અનુકરણ ન કરતાં, શુદ્ધભાવનાથી વિચાર કરવાથી જણાઈ રહેશે કે આંહઝરત સ.અ.સ.ની નસિહતોમાં દીવાનગીનો અંશ માત્ર નથી.

૪૮. તેમને કહે 'જો મેં તમારી પાસેથી (મારી નસિહતોનો) કોઈ બદલો માગ્યો હોય તો તે તમેજ રાખી લો. મારું અજર તો અલ્લાહ પાસે છે અને તે પ્રત્કે વસ્તુનો સાક્ષી છે.'

قُلْ مَا سَأَلْتُكُم مِّنْ أَجْرٍ فَهُوَ لَكُمْ ۖ إِنْ أَجْرِيَ إِلَّا عَلَى اللَّهِ ۖ وَهُوَ عَلَىٰ كُلِّ شَيْءٍ شَهِيدٌ ﴿٤٨﴾

૪૯. તેમને કહે 'ખરેખર મારો પરવરદિગાર સત્ય વડે (અસત્યને) મિટાવી દે છે, તે ગએબનો ખરો જાણનારો છે.

قُلْ إِنَّ رَبِّي يَقْذِفُ بِالْحَقِّ عَلَّامُ الْغُيُوبِ ﴿٤٩﴾

૫૦. તેમને કહે 'હવે કામીલ સત્ય આવી ગયું છે અને અસત્ય ન તો કંઈ (ભલું) ઉત્પન્ન કરી શકે છે અને ન તો (કોઈ વસ્તુનું)[૧૮] પુનઃસર્જન કરી શકે છે.'

قُلْ جَاءَ الْحَقُّ وَمَا يُبْدِئُ الْبَاطِلُ وَمَا يُعِيدُ ﴿٥٠﴾

૫૧. તેમને કહે 'જો હું ગુમરાહ થઈ ગયો હોઉં તો મારી પોતાની જ બરબાદી માટે, અને જો હું હિદાયત પામ્યો છું તો કેવળ મારા પાલનહારની મારા ઉપર આવેલી વહીના પ્રતાપેજ! ખરેખર તે સર્વ સાંભળે છે, બેહદ નજીક છે.'

قُلْ إِن ضَلَلْتُ فَإِنَّمَا أَضِلُّ عَلَىٰ نَفْسِي ۖ وَإِنِ اهْتَدَيْتُ فَبِمَا يُوحِي إِلَيَّ رَبِّي ۚ إِنَّهُ سَمِيعٌ قَرِيبٌ ﴿٥١﴾

૫૨. કાશ, તું તેમની દશા જોઈ શકે જ્યારે તેઓ અલ્લાહનો અઝાબ જોઈને ગભરાએલા હશે! ત્યારે તેમને છટકવાનો કોઈ રસ્તો નહિ હોય, અને તેમને બહુજ નજીકમાંથી પકડી લેવામાં આવશે.

وَلَوْ تَرَىٰ إِذْ فَزِعُوا فَلَا فَوْتَ وَأُخِذُوا مِن مَّكَانٍ قَرِيبٍ ﴿٥٢﴾

૫૩. ત્યારે તેઓ કહેશે 'હવે અમે તેમાં ઈમાન લાવીએ છીએ' પરંતુ એટલા દૂર નીકળી ગયા પછી તેમના માટે (ઈમાનને) મેળવવો અસંભવિત છે,

وَقَالُوا آمَنَّا بِهِ وَأَنَّىٰ لَهُمُ التَّنَاوُشُ مِن مَّكَانٍ بَعِيدٍ ﴿٥٣﴾

૫૪. જ્યારે તેઓ પહેલાં ઈન્કાર કરતા રહ્યા હતા? બેશક આ લોકો દૂરથી ખોટી અટકળોજ કરતા રહે છે.

وَقَدْ كَفَرُوا بِهِ مِن قَبْلُ ۖ وَيَقْذِفُونَ بِالْغَيْبِ مِن مَّكَانٍ بَعِيدٍ ﴿٥٤﴾

૫૫. તેઓ તથા તેમની અભિલાષાઓ[૧૯] વચ્ચે એક આડ ઊભી કરી દેવામાં આવશે, જેવી રીતે તેમની પહેલાંના લોકો સાથે કરવામાં આવ્યું હતું. તે લોકો પણ શંકાઓમાં જ ડૂબેલા હતા. (રુકૂઅ-૬)

وَحِيلَ بَيْنَهُمْ وَبَيْنَ مَا يَشْتَهُونَ كَمَا فُعِلَ بِأَشْيَاعِهِم مِّن قَبْلُ ۚ إِنَّهُمْ كَانُوا فِي شَكٍّ مُّرِيبٍ ﴿٥٥﴾

---

૧૮.અરબસ્તાનમાંથી મૂર્તિપૂજા સદંતર નાબૂદ થઈ જશે અને તેને ફરી તે દેશમાં કોઈ નહિ લાવી શકે.

૧૯. તેમના મનની મનમાંજ રહી જશે.

آياتها (٣٥) سُورَةُ فَاطِرٍ مَّكِّيَّةٌ ركوعاتها

## અલ-ફાતિર

બિસ્મિલ્લાહ:

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

اَلْحَمْدُ لِلّٰهِ فَاطِرِ السَّمٰوٰتِ وَالْاَرْضِ جَاعِلِ الْمَلٰٓئِكَةِ رُسُلًا اُولِيْٓ اَجْنِحَةٍ مَّثْنٰى وَ ثُلٰثَ وَ رُبٰعَ ۚ يَزِيْدُ فِي الْخَلْقِ مَا يَشَآءُ ۚ اِنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ②

૨. સર્વ તારીફને લાયક અલ્લાહ જ છે, જે આકાશો તથા પૃથ્વીનો સર્જનહાર છે. જેણે બબ્બે ત્રણ ત્રણ અને ચચ્ચાર પાંખોવાળા[1] ફરિશ્તાઓ સંદેશવાહક બનાવી કામે લગાડયા છે. તે (પોતાના સર્જનોમાં) જે ચાહે તે વધારતો રહે છે. કારણ કે તે સર્વ વસ્તુઓ ઉપર સત્તા ધરાવે છે.

مَا يَفْتَحِ اللّٰهُ لِلنَّاسِ مِنْ رَّحْمَةٍ فَلَا مُمْسِكَ لَهَا ۚ وَمَا يُمْسِكْ ۙ فَلَا مُرْسِلَ لَهٗ مِنْۢ بَعْدِهٖ ۚ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ③

૩. અલ્લાહ ઈન્સાનોને પોતાની રેહમતથી (કૃપાથી) નવાઝે તો તેને કોઈ અટકાવી નથી શકતું અને જેને તે અટકાવી રાખે તેને ફરી કોઈ ચલાવી નથી શકતું; અને તે સર્વ સમર્થ છે, હિકમતવાળો છે.

يٰٓاَيُّهَا النَّاسُ اذْكُرُوْا نِعْمَتَ اللّٰهِ عَلَيْكُمْ ۚ هَلْ مِنْ خَالِقٍ غَيْرُ اللّٰهِ يَرْزُقُكُمْ مِّنَ السَّمَآءِ وَالْاَرْضِ ۚ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۖ فَاَنّٰى تُؤْفَكُوْنَ ④

૪. હે ઈન્સાનો, અલ્લાહના તમારા ઉપર કરેલા ઉપકારોને યાદ કરો. શું અલ્લાહ સિવાય બીજો કોઈ સર્જનહાર છે જે આકાશો તથા પૃથ્વીમાંથી તમને રીઝક પૂરૂં પાડી શકે? તેના સિવાય કોઈ અન્ય ઈબાદતને લાયક નથી, તો પછી તમે કયાં ભટકી રહ્યા છો?

وَاِنْ يُّكَذِّبُوْكَ فَقَدْ كُذِّبَتْ رُسُلٌ مِّنْ قَبْلِكَ ۚ وَ اِلَى اللّٰهِ تُرْجَعُ الْاُمُوْرُ ⑤

૫. અને જો તેઓ તને જૂઠો ઠરાવે તો (શું થયું), તારી પહેલાં જેટલા રસૂલો આવ્યા, તેમને જૂઠા ઠરાવવામાં આવ્યા હતા; અંતમાં સર્વ વસ્તુઓ અલ્લાહ સમક્ષ રજૂ થવાની છે.

يٰٓاَيُّهَا النَّاسُ اِنَّ وَعْدَ اللّٰهِ حَقٌّ فَلَا تَغُرَّنَّكُمُ الْحَيٰوةُ الدُّنْيَا ۥ وَلَا يَغُرَّنَّكُمْ بِاللّٰهِ الْغَرُوْرُ ⑥

૬. હે ઈન્સાનો, અલ્લાહનો વાયદો ખરેખર સાચો છે. રખેને આ દુનિયાના જીવનથી (અંજાઈને) તમે ઠોકર ખાઈ જાઓ, અથવા ફરેબી તમને અલ્લાહના સંબંધમાં છેતરી જાય!

اِنَّ الشَّيْطٰنَ لَكُمْ عَدُوٌّ فَاتَّخِذُوْهُ عَدُوًّا ۚ اِنَّمَا يَدْعُوْا

૭. બેશક, શયતાન તમારો દુશ્મન છે; માટે તેને પોતાનો દુશ્મન જ સમજો. તે પોતાના સાથીઓને

---

૧. ફરિશ્તાઓને અલ્લાહ તરફથી ખાસ ખાસ જવાબદારીઓ અને જુદા જુદા કામો માટે તેમને સોંપાએલા ભારને ઊંચકવાની શકિત અથવા તેમની જવાબદારીના કામને નીભાવવાની વિભિન્ન શકિતઓ (પાંખો) અર્પણ કરી છે.

حِزْبَهٗ لِيَكُوْنُوْا مِنْ اَصْحٰبِ السَّعِيْرِ ۝٦

માત્ર એટલા માટે જ બોલાવે છે કે તેઓ ધગધગતી આગમાં તેના સાથી બને.

اَلَّذِيْنَ كَفَرُوْا لَهُمْ عَذَابٌ شَدِيْدٌ ۗ وَالَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ لَهُمْ مَّغْفِرَةٌ وَّاَجْرٌ كَبِيْرٌ ۝٨ ع

૮. જે લોકો ઈમાન ન લાવ્યા તેમના માટે સખત અઝાબ છે, અને જે લોકોએ ઈમાન લાવી ભલાઈના કામ કર્યા તેમના માટે ક્ષમા છે અને ભવ્ય બદલો છે. (રુકૂઅ - ૧)

اَفَمَنْ زُيِّنَ لَهٗ سُوْٓءُ عَمَلِهٖ فَرَاٰهُ حَسَنًا ۗ فَاِنَّ اللّٰهَ يُضِلُّ مَنْ يَّشَآءُ وَيَهْدِيْ مَنْ يَّشَآءُ ۖ فَلَا تَذْهَبْ نَفْسُكَ عَلَيْهِمْ حَسَرٰتٍ ۗ اِنَّ اللّٰهَ عَلِيْمٌ ۢبِمَا يَصْنَعُوْنَ ۝٩

૯. તો જેને તેમની બદઆમાલીઓ (બૂરી કમાણીઓ) મનગમતી કરી દેખાડવામાં આવતી હોય, કે જેથી તે પોતાના કામોને ભલા સમજી લે (તે ઈમાન લાવી નેકી કરનારા જેવો થઈ શકે) છે? બેશક અલ્લાહ જેને ચાહે ગુમરાહ કરાવે છે, અને જેને ચાહે હિદાયત આપે છે. તું તેમના ગમ (દુઃખ)થી તારો જાન[૨] ન ગુમાવીશ. અલ્લાહ તેમના કામોને સારી પેઠે જાણે છે.

وَاللّٰهُ الَّذِيْٓ اَرْسَلَ الرِّيٰحَ فَتُثِيْرُ سَحَابًا فَسُقْنٰهُ اِلٰى بَلَدٍ مَّيِّتٍ فَاَحْيَيْنَا بِهِ الْاَرْضَ بَعْدَ مَوْتِهَا ۗ كَذٰلِكَ النُّشُوْرُ ۝١٠

૧૦. અલ્લાહ જ છે જે હવા મોકલે છે જે વાદળોને ઘેરી લાવે છે, પછી અમે તેને મૃત જમીન તરફ લઈ જઈ તે મરેલી જમીનમાં ફરી જીવનનો સંચાર કરીએ છીએ. આવી રીતે (આખેરતમાં સજીવન) થઈ ફરી ઉઠવાનું થશે.

مَنْ كَانَ يُرِيْدُ الْعِزَّةَ فَلِلّٰهِ الْعِزَّةُ جَمِيْعًا ۗ اِلَيْهِ يَصْعَدُ الْكَلِمُ الطَّيِّبُ وَالْعَمَلُ الصَّالِحُ يَرْفَعُهٗ ۗ وَالَّذِيْنَ يَمْكُرُوْنَ السَّيِّاٰتِ لَهُمْ عَذَابٌ شَدِيْدٌ ۗ وَمَكْرُ اُولٰٓئِكَ هُوَ يَبُوْرُ ۝١١

૧૧. જે ઈઝઝત ચાહે છે તો (તે જાણી લે) કે સર્વ ઈઝઝત અલ્લાહ માટે જ છે. ભલી વાતો તેની તરફ જનારી છે અને ભલાઈના કામોને તે ઉચ્ચ સ્થાન આપે છે. અને જે કપટ ચાલો ચાલે છે તેમના માટે સખત અઝાબ છે અને એવા લોકોની તમામ ચાલો અંતમાં નાબૂદ થઈ જશે.

وَاللّٰهُ خَلَقَكُمْ مِّنْ تُرَابٍ ثُمَّ مِنْ نُّطْفَةٍ ثُمَّ جَعَلَكُمْ اَزْوَاجًا ۗ وَمَا تَحْمِلُ مِنْ اُنْثٰى وَلَا تَضَعُ اِلَّا بِعِلْمِهٖ ۗ وَمَا يُعَمَّرُ مِنْ مُّعَمَّرٍ وَّلَا يُنْقَصُ مِنْ عُمُرِهٖٓ اِلَّا فِيْ كِتٰبٍ ۗ اِنَّ ذٰلِكَ عَلَى اللّٰهِ يَسِيْرٌ ۝١٢

૧૨. અને અલ્લાહે તમને માટીમાંથી સર્જ્યાં છે, પછી વીર્યમાંથી, પછી તેણે તમારું જોડું બનાવ્યું. અને કોઈ માદાનું ગર્ભધારણ કરવું અથવા (બાળકને) જન્મ દેવું તેનાથી અજાણ્યું નથી. અને વયો-વૃદ્ધ પોતાની ઉંમરને વધુ લંબાવી નથી શકતો અને ન કોઈની ઉંમરમાં ઘટાડો થઈ શકે છે, કે આ બધું પહેલેથી લખાઈ ન ચૂક્યું હોય. બેશક આવું કરવું અલ્લાહ માટે બહુ જ સહેલું છે.

وَمَا يَسْتَوِي الْبَحْرٰنِ ۖ هٰذَا عَذْبٌ فُرَاتٌ سَآئِغٌ

૧૩. અને તે બે સમુદ્રો પણ એક સમાન નથી જેમાંથી એકનું પાણી તો મીઠું, રૂચીકર તથા સ્વાદિષ્ટ

૨. આ આયત આંહઝરત સ.અ.સ.ની ઈન્સાન પ્રત્યેની લાગણીઓનો ખ્યાલ આપે છે કે આપ (સ)ના અંતરમાં ઈન્સાનો સાથે કેટલો પ્યાર હતો અને કેટલી હમદર્દી હતી.

હોય છે અને બીજાનું ખારું, કડવું હોય છે (પરંતુ), તે બન્નેમાંથી તમે તાજું માંસ ખાઓ છો, અને તેમાંથી તમે પહેરવાના ઘરેણા(ની વસ્તુઓ) મેળવો છો. અને તું જુએ છે કે તે (સમુદ્ર)માં વહાણો કેવા (મોજાં કાપતાં) ચાલ્યા જાય છે કે તેમાંથી તમે તેની કૃપાઓ મેળવો અને તમે તેના શુક્રગુઝાર (બંદા) બનો.

૧૪. તે રાતને દિવસમાં સમાવી દે છે અને તે દિવસને રાતમાં સમાવી દે છે. અને તેણે સૂર્ય અને ચંદ્રમાને કામમાં લગાડયા છે, જે દરેક પોતાની નિર્ધારિત મુદ્દત સુધી પ્રકાશતા રહેશે, આવો છે અલ્લાહ, તમારો પાલનહાર, તેની જ આ બાદશાહી છે, અને તમે તેના સિવાય જેને પુકારો છો (તે) એક ઠળિયાના છોતરા જેટલાના પણ ધણી નથી.

૧૫. જો તમે તેમને પુકારશો તો તેઓ તમારી પુકારને સાંભળી નહિ શકે; અને જો તેઓ સાંભળશે તો પણ, તમારા માટે કંઈ પણ નહિ કરી શકે. અને કયામતના દિવસે તેઓ તમારા ઠરાવેલા શરીક હોવાનો ઈન્કાર કરશે અને તમને કોઈ પણ (હકીકત) જણાવી નહિ શકે સિવાય તે જે સર્વજાણનારો છે. (રુકૂઅ - ૩)

૧૬. હે ઈન્સાનો, અલ્લાહના મોહતાજ તો તમે છો. પરંતુ અલ્લાહ તો બેપરવાહ છે, સર્વ પ્રશંસાને પાત્ર છે.

૧૭. અને જો તે ચાહે તો તમને નાબૂદ કરી નાખે અને (તમારી જગ્યાએ) નવું સર્જન કરે.

૧૮. અને આવું કરવું અલ્લાહ માટે મુશ્કિલ નથી.

૧૯. અને કોઈ ભાર ઉઠાવનાર (જીવ) બીજાનો ભાર નહિ ઉઠાવે; ભારે બોજાવાળો બીજાને (મદદ) માટે પુકારશે તો પણ કોઈ ઉપાડશે નહિ, પછી ભલે તે (નજીકનો) સગો કેમ ન હોય. (હે રસૂલ) તું માત્ર તેમને જ ચેતવી શકે છે જે પોતાના પાલનહારને જોયા વગર તેનાથી ડરતા રહે છે, અને નમાઝ કાયમ કરે છે. બેશક જે પોતાને (ગુનાહોથી) પાક રાખે છે, તે પોતાના અંગત લાભ માટે જ પાક રાખે છે; અને અલ્લાહ તરફ જ સૌને પાછું ફરવાનું છે.

૨૦. અને આંધળો તથા દેખતો બન્ને એક સમાન નથી.

شَرَابُهٗ وَهٰذَا مِلْحٌ اُجَاجٌ ؕ وَمِنْ كُلٍّ تَاْكُلُوْنَ
لَحْمًا طَرِيًّا وَّتَسْتَخْرِجُوْنَ حِلْيَةً تَلْبَسُوْنَهَا ۚ وَ
تَرَى الْفُلْكَ فِيْهِ مَوَاخِرَ لِتَبْتَغُوْا مِنْ فَضْلِهٖ وَ
لَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿۱۳﴾

يُوْلِجُ الَّيْلَ فِى النَّهَارِ وَيُوْلِجُ النَّهَارَ فِى الَّيْلِ ۙ
وَسَخَّرَ الشَّمْسَ وَالْقَمَرَ ۖ كُلٌّ يَّجْرِىْ لِاَجَلٍ
مُّسَمًّى ؕ ذٰلِكُمُ اللّٰهُ رَبُّكُمْ لَهُ الْمُلْكُ ؕ وَالَّذِيْنَ تَدْعُوْنَ
مِنْ دُوْنِهٖ مَا يَمْلِكُوْنَ مِنْ قِطْمِيْرٍ ؕ ﴿۱۴﴾

اِنْ تَدْعُوْهُمْ لَا يَسْمَعُوْا دُعَآءَكُمْ ۚ وَلَوْ سَمِعُوْا مَا
اسْتَجَابُوْا لَكُمْ ؕ وَيَوْمَ الْقِيٰمَةِ يَكْفُرُوْنَ بِشِرْكِكُمْ ؕ
وَلَا يُنَبِّئُكَ مِثْلُ خَبِيْرٍ ﴿۱۵﴾

يٰۤاَيُّهَا النَّاسُ اَنْتُمُ الْفُقَرَآءُ اِلَى اللّٰهِ ۚ وَاللّٰهُ هُوَ
الْغَنِىُّ الْحَمِيْدُ ﴿۱۶﴾

اِنْ يَّشَاْ يُذْهِبْكُمْ وَيَاْتِ بِخَلْقٍ جَدِيْدٍ ۚ ﴿۱۷﴾

وَمَا ذٰلِكَ عَلَى اللّٰهِ بِعَزِيْزٍ ﴿۱۸﴾

وَلَا تَزِرُ وَازِرَةٌ وِّزْرَ اُخْرٰى ؕ وَاِنْ تَدْعُ مُثْقَلَةٌ
اِلٰى حِمْلِهَا لَا يُحْمَلْ مِنْهُ شَىْءٌ وَّلَوْ كَانَ ذَا قُرْبٰى ؕ
اِنَّمَا تُنْذِرُ الَّذِيْنَ يَخْشَوْنَ رَبَّهُمْ بِالْغَيْبِ وَ
اَقَامُوا الصَّلٰوةَ ؕ وَمَنْ تَزَكّٰى فَاِنَّمَا يَتَزَكّٰى لِنَفْسِهٖ ؕ
وَاِلَى اللّٰهِ الْمَصِيْرُ ﴿۱۹﴾

وَمَا يَسْتَوِى الْاَعْمٰى وَالْبَصِيْرُ ۙ ﴿۲۰﴾

وَلَا الظُّلُمٰتُ وَلَا النُّوْرُ ﴿٢١﴾

૨૧. ન તો અંધકાર તથા પ્રકાશ.

وَلَا الظِّلُّ وَلَا الْحَرُوْرُ ﴿٢٢﴾

૨૨. અને ન છાંયો તથા તડકો.

وَمَا يَسْتَوِى الْاَحْيَآءُ وَلَا الْاَمْوَاتُ ۭ اِنَّ اللّٰهَ يُسْمِعُ
مَنْ يَّشَآءُ ۚ وَمَآ اَنْتَ بِمُسْمِعٍ مَّنْ فِي الْقُبُوْرِ ﴿٢٣﴾

૨૩. ન તો જીવંત અને મૃત એક સરખા થઈ શકે છે. ખરેખર અલ્લાહ જેને ચાહે સાંભળવા દે છે. જે કબરોમાં દટાએલા[3] છે તેમને તું કંઈપણ નથી સંભળાવી શકતો.

اِنْ اَنْتَ اِلَّا نَذِيْرٌ ﴿٢٤﴾

૨૪. તું માત્ર એક ચેતવણી આપનાર છે.

اِنَّآ اَرْسَلْنٰكَ بِالْحَقِّ بَشِيْرًا وَّنَذِيْرًا ۭ وَاِنْ مِّنْ اُمَّةٍ
اِلَّا خَلَا فِيْهَا نَذِيْرٌ ﴿٢٥﴾

૨૫. બેશક, અમે તને સત્ય સાથે, ખુશ ખબર આપનાર અને ચેતવનાર તરીકે મોકલાવ્યો છે; અને કોઈ એવી કોમ નથી જેમાં કોઈ ચેતવનાર મોકલવામાં ન આવ્યો હોય.

وَاِنْ يُّكَذِّبُوْكَ فَقَدْ كَذَّبَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ۚ
جَآءَتْهُمْ رُسُلُهُمْ بِالْبَيِّنٰتِ وَبِالزُّبُرِ وَبِالْكِتٰبِ
الْمُنِيْرِ ﴿٢٦﴾

૨૬. અને જો તેઓ તને જૂઠો ઠરાવે, (તો) તેમની પહેલાંના લોકોએ પણ (પોતાના રસૂલોને) જૂઠા ઠરાવ્યા હતા. તેમના રસૂલો તેમની તરફ સ્પષ્ટ મો'જેઝા તથા લેખિત આદેશો અને (કેટલાક) રોશન કિતાબો લઈને આવ્યા હતા.

ثُمَّ اَخَذْتُ الَّذِيْنَ كَفَرُوْا فَكَيْفَ كَانَ نَكِيْرِ ﴿٢٧﴾ ع ٣ ١٥

૨૭. અંતે જે ઈમાન ન લાવ્યા તેમને મેં પકડી લીધા, અને (જોઈ લો) મારો બદલો કેવો (ભયાનક) હતો! (રુકૂઅ - ૩)

اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ اَنْزَلَ مِنَ السَّمَآءِ مَآءً ۚ فَاَخْرَجْنَا بِهٖ
ثَمَرٰتٍ مُّخْتَلِفًا اَلْوَانُهَا ۭ وَمِنَ الْجِبَالِ جُدَدٌۢ بِيْضٌ
وَّحُمْرٌ مُّخْتَلِفٌ اَلْوَانُهَا وَغَرَابِيْبُ سُوْدٌ ﴿٢٨﴾

૨૮. શું તેં નથી જોયું કે અલ્લાહ આકાશેથી જળ વરસાવે છે અને અમે તેના વડે વિવિધ રંગના ફળો ઉત્પન્ન કરીએ છીએ; અને પહાડોમાં કેટલાક સફેદ તથા રાતા વિવિધ રંગના તેમજ કાળા પણ છે;

وَمِنَ النَّاسِ وَالدَّوَآبِّ وَالْاَنْعَامِ مُخْتَلِفٌ اَلْوَانُهٗ
كَذٰلِكَ ۭ اِنَّمَا يَخْشَى اللّٰهَ مِنْ عِبَادِهِ الْعُلَمٰۗؤُا ۭ اِنَّ
اللّٰهَ عَزِيْزٌ غَفُوْرٌ ﴿٢٩﴾

૨૯. અને ઈન્સાનો, પ્રાણીઓ તથા અન્ય ઢોરો પણ એવી જ રીતે અનેક રંગોના હોય છે? હકીકતમાં તેના બંદાઓમાંના ઈલ્મ ધરાવનારા જ અલ્લાહથી ડરે છે. ખરેખર, અલ્લાહ સર્વ સમર્થ છે, બક્ષનાર છે.

اِنَّ الَّذِيْنَ يَتْلُوْنَ كِتٰبَ اللّٰهِ وَاَقَامُوا الصَّلٰوةَ وَ
اَنْفَقُوْا مِمَّا رَزَقْنٰهُمْ سِرًّا وَّعَلَانِيَةً يَّرْجُوْنَ تِجَارَةً
لَّنْ تَبُوْرَ ﴿٣٠﴾

૩૦. ખરેજ, જે લોકો અલ્લાહની કિતાબનું વાંચન કરે છે અને નમાઝ કાયમ કરે છે અને અમે જે તેમને આપ્યું છે તેમાંથી છૂપી રીતે તેમજ જાહેર રીતે ખર્ચ કરતા રહે છે, તે લોકો એવા વેપારના અભિલાષી છે જેમાં કદીપણ ખોટ નહિ આવે;

لِيُوَفِّيَهُمْ اُجُوْرَهُمْ وَيَزِيْدَهُمْ مِّنْ فَضْلِهٖ ۭ اِنَّهٗ

૩૧. કારણ કે અલ્લાહ તેમને પૂરેપૂરો બદલો આપશે, બલ્કે પોતાના ફઝલોમાંથી અનેક ઘણું

૩. અલ્લાહના કલામ તથા તેની નસિહતોથી પોતાના દિલને તથા કાનને બંધ રાખનારાઓ રૂહાની રૂપમાં મૃત્યુ પામેલા છે નિષ્પ્રાણ છે, અને કબરોમાં દટાએલા સમાન છે.

غَفُوْرٌ شَكُوْرٌ ﴿٣١﴾

વધારીને આપશે. તે ખરે જ (બેહદ) ક્ષમાવંત અને (બહુજ) કદરદાન છે.

وَالَّذِيْٓ اَوْحَيْنَآ اِلَيْكَ مِنَ الْكِتٰبِ هُوَ الْحَقُّ مُصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيْهِ ۭ اِنَّ اللّٰهَ بِعِبَادِهٖ لَخَبِيْرٌۢ بَصِيْرٌ ﴿٣٢﴾

૩૨. અને જે કિતાબ અમે તારા ઉપર વહી દ્વારા મોકલી છે, તે સત્ય છે, જે તેની પહેલાં ઉતારવામાં આવ્યું હતું તેને પરિપૂર્ણ કરનારી છે. બેશક અલ્લાહ પોતાના બંદાઓની હાલતથી (પૂરો) માહિતગાર છે તેમનો નિગાહબાન છે.

ثُمَّ اَوْرَثْنَا الْكِتٰبَ الَّذِيْنَ اصْطَفَيْنَا مِنْ عِبَادِنَا ۚ فَمِنْهُمْ ظَالِمٌ لِّنَفْسِهٖ ۚ وَمِنْهُمْ مُّقْتَصِدٌ ۚ وَمِنْهُمْ سَابِقٌۢ بِالْخَيْرٰتِ بِاِذْنِ اللّٰهِ ۭ ذٰلِكَ هُوَ الْفَضْلُ الْكَبِيْرُ ﴿٣٣﴾

૩૩. પછી અમે અમારા બંદાઓમાંથી જેમને ચાહ્યું તેમને ચૂંટી લીધા હતા અને તેમને અમારી કિતાબના વારસ બનાવ્યા. પરંતુ આ લોકોમાંના કેટલાક સ્વયં પોતાનું અહિત કરનારા છે, અને કેટલાંક સીધા માર્ગે ચાલનારા છે, અને કેટલાક અલ્લાહની તૌફીકથી નેકીમાં બીજાથી આગળ નીકળી જનારા છે, બેશક આ (તેનો) ખાસ ફઝલ[૪] છે.

جَنّٰتُ عَدْنٍ يَّدْخُلُوْنَهَا يُحَلَّوْنَ فِيْهَا مِنْ اَسَاوِرَ مِنْ ذَهَبٍ وَّلُؤْلُؤًا ۚ وَلِبَاسُهُمْ فِيْهَا حَرِيْرٌ ﴿٣٤﴾

૩૪. તેઓ સદા કાયમ રહેનારી જન્નતોમાં દાખલ થશે. તેમને ત્યાં સુવર્ણ કંગન તથા મોતીના હાર પહેરાવવામાં આવશે; અને ત્યાં તેમનો પોષાક રેશમનો હશે.

وَقَالُوا الْحَمْدُ لِلّٰهِ الَّذِيْٓ اَذْهَبَ عَنَّا الْحَزَنَ ۭ اِنَّ رَبَّنَا لَغَفُوْرٌ شَكُوْرُ ﴿٣٥﴾

૩૫. અને તેઓ કહેશે 'સર્વ પ્રશંસા અલ્લાહ માટે જ છે જેણે અમને સર્વ પરેશાનીઓથી મુક્તિ અપાવી. બેશક અમારો પાલનહાર બેહદ ક્ષમાવંત છે, બહુજ કદરદાન છે.

الَّذِيْٓ اَحَلَّنَا دَارَ الْمُقَامَةِ مِنْ فَضْلِهٖ ۚ لَا يَمَسُّنَا فِيْهَا نَصَبٌ وَّلَا يَمَسُّنَا فِيْهَا لُغُوْبٌ ﴿٣٦﴾

૩૬. જેણે પોતાના ફઝલો (કૃપાઓ)થી અમને સદા કાયમ રહેનારા ઘરમાં લાવી વસાવ્યા જ્યાં ન અમને કોઈ દુ:ખ પહોંચશે ન અમને થાક લાગશે.

وَالَّذِيْنَ كَفَرُوْا لَهُمْ نَارُ جَهَنَّمَ ۚ لَا يُقْضٰى عَلَيْهِمْ فَيَمُوْتُوْا وَلَا يُخَفَّفُ عَنْهُمْ مِّنْ عَذَابِهَا ۭ كَذٰلِكَ نَجْزِيْ كُلَّ كَفُوْرٍ ﴿٣٧﴾

૩૭. પરંતુ જે લોકો ઈમાન નથી લાવ્યા તેમના માટે જહન્નમની આગ હશે જ્યાં ન તો તેમને મોત આવશે, ન તેમનો અઝાબ હળવો કરવામાં આવશે. અમે આવી રીતે દરેક નાશુક્રાને તેનો યોગ્ય બદલો આપીએ છીએ.

وَهُمْ يَصْطَرِخُوْنَ فِيْهَا ۚ رَبَّنَآ اَخْرِجْنَا نَعْمَلْ صَالِحًا غَيْرَ الَّذِيْ كُنَّا نَعْمَلُ ۭ اَوَلَمْ نُعَمِّرْكُمْ مَّا يَتَذَكَّرُ

૩૮. અને ત્યાં તેઓ મદદ માટે બૂમો પાડતા કહેશે 'હે અમારા પરવરદિગાર, અમને બહાર કાઢી લે, અમે હવે નેક કામો કરશું અને પહેલાં જેવી બદકારીઓ ફરી નહિ કરીએ.' (અલ્લાહ કહેશે) 'શું અમે તમને એટલી લાંબી ઉમર ન આપી હતી કે જે

૪. તૌફીક-આપવામાં આવેલી શકિત, ફઝલ અર્થાત કૃપા.

فِيهِ مَن تَذَكَّرَ وَجَآءَكُمُ النَّذِيرُ ۖ فَذُوقُوا فَمَا لِلظَّٰلِمِينَ مِن نَّصِيرٍ ﴿٣٨﴾

إِنَّ اللَّهَ عَٰلِمُ غَيْبِ السَّمَٰوَٰتِ وَالْأَرْضِ ۚ إِنَّهُ عَلِيمٌۢ بِذَاتِ الصُّدُورِ ﴿٣٩﴾

هُوَ الَّذِي جَعَلَكُمْ خَلَٰٓئِفَ فِي الْأَرْضِ ۚ فَمَن كَفَرَ فَعَلَيْهِ كُفْرُهُۥ ۖ وَلَا يَزِيدُ الْكَٰفِرِينَ كُفْرُهُمْ عِندَ رَبِّهِمْ إِلَّا مَقْتًا ۖ وَلَا يَزِيدُ الْكَٰفِرِينَ كُفْرُهُمْ إِلَّا خَسَارًا ﴿٤٠﴾

قُلْ أَرَءَيْتُمْ شُرَكَآءَكُمُ الَّذِينَ تَدْعُونَ مِن دُونِ اللَّهِ أَرُونِي مَاذَا خَلَقُوا مِنَ الْأَرْضِ أَمْ لَهُمْ شِرْكٌ فِي السَّمَٰوَٰتِ أَمْ ءَاتَيْنَٰهُمْ كِتَٰبًا فَهُمْ عَلَىٰ بَيِّنَتٍ مِّنْهُ ۚ بَلْ إِن يَعِدُ الظَّٰلِمُونَ بَعْضُهُم بَعْضًا إِلَّا غُرُورًا ﴿٤١﴾

إِنَّ اللَّهَ يُمْسِكُ السَّمَٰوَٰتِ وَالْأَرْضَ أَن تَزُولَا ۚ وَلَئِن زَالَتَآ إِنْ أَمْسَكَهُمَا مِنْ أَحَدٍ مِّنۢ بَعْدِهِۦٓ ۚ إِنَّهُۥ كَانَ حَلِيمًا غَفُورًا ﴿٤٢﴾

وَأَقْسَمُوا بِاللَّهِ جَهْدَ أَيْمَٰنِهِمْ لَئِن جَآءَهُمْ نَذِيرٌ لَّيَكُونُنَّ أَهْدَىٰ مِنْ إِحْدَى الْأُمَمِ ۖ فَلَمَّا جَآءَهُمْ نَذِيرٌ مَّا زَادَهُمْ إِلَّا نُفُورًا ﴿٤٣﴾

દરમિયાન તમે જો વિચાર કરવા ધાર્યું હોત તો વિચારી શકયા હોત? ઉપરાંત તમારી પાસે એક ચેતવનાર પણ આવ્યો હતો! હવે (તમે સઝા) ચાખો, કારણ કે ઝાલિમોનો (અહીં) કોઈ મદદગાર નથી. (રુકૂઅ-૪)

૩૯. ખરેખર, અલ્લાહ આકાશો તથા પૃથ્વીના ભેદોનો જાણનારો છે. ખરેખર તે અંત:કરણના ભેદોનો (પણ) જાણનારો છે.

૪૦. તે એ જ છે જેણે તમને પૃથ્વીના ખલીફા (હક્કદાર) બનાવ્યા છે. માટે જે કુફ્ર (ઈન્કાર) કરશે તે પોતાના કુફ્રનો જવાબદાર છે, અને તેમના માટે તેમનું કુફ્ર તેમના પાલનહારની નારાઝગીમાં વધારો કરી દેશે, અને કાફરો માટે તેમનું કુફ્ર નુકસાન સિવાય બીજું કંઈ નથી વધારી શકતું.

૪૧. તું કહે 'શું તમે તમારા ઠરાવેલા શરીકોને (નજરે) જોયા છે. જેમને તમે અલ્લાહ સિવાય પુકારો છો? મને બતાવો કે ધરતીમાં શું છે જે તેમણે સર્જ્યું હોય? અથવા શું આકાશોની રચનામાં તેમનો કોઈ હિસ્સો છે? અથવા શું અમે તેમને કોઈ કિતાબ આપી છે જે તેમના માટે દલીલરૂપ હોય?' બલ્કે ઝાલિમો એકબીજાને વાયદા આપી છેતરતા હોય છે.

૪૨. હકીકતમાં અલ્લાહે આકાશો તથા પૃથ્વીને તેમના મુકર્રર (નિશ્ચિત) સ્થાનોથી ખસી જતા અટકાવી રાખ્યા છે. અને જો તે ખસી જાય તો બન્નેને અલ્લાહ સિવાય કોઈ અટકાવી નહિ શકે.(૫) ખરેજ તે બેહદ સહનશીલ છે, બેહદ ક્ષમાવંત છે.

૪૩. અને તેઓ અલ્લાહના નામ પર ભારી કસમ ઉઠાવી કહેતા હતા કે જો તેમની તરફ કોઈ ચેતવનાર આવશે તો તેઓ પહેલાની કોઈ પણ કોમથી વધુ હિદાયત પામનારા થશે. પણ જ્યારે તેમની પાસે ચેતવનાર આવ્યો તો તેમના અણગમામાં જ વધારો થવા પામ્યો.

---

૫. આકાશના ગ્રહો તથા પૃથ્વી તેમના નિયુકત ક્રમમાંથી વિચલિત થયા વગર વ્યવસ્થાપૂર્વક પોતાની કામગીરી બજાવી રહ્યા છે, જેનાથી સ્પષ્ટ થાય છે કે તે વ્યવસ્થા પાછળ કોઈ મહાબુદ્ધિશાળી, સર્વ સમર્થ શકિતનો હાથ છે; તે પરમ શકિત મહાસમર્થ હસ્તી અલ્લાહ છે જે આપણી બંદગીનો ખરો હક્કદાર છે.

૪૪. (તેઓ) ધરતીમાં ગર્વ કરી ફરેબી ચાલો ચાલતા રહ્યા. પરંતુ ફરેબી ચાલો બીજા કોઈને નહિ પણ તેના રચનારાઓને જ ઘેરી લેતી હોય છે. તો શું આ લોકો પોતાના પૂર્વજોની જેમ (અઝાબનીજ) રાહ જોઈ રહ્યા છે? તો તું અલ્લાહના નિયમોમાં કદીપણ ફેરફાર થતો જોઈશ નહિ; અલ્લાહના નિયમને કદીપણ તું બદલતો નહિ જુએ.

اِسْتِكْبَارًا فِي الْاَرْضِ وَمَكْرَ السَّيِّئِ ؕ وَلَا يَحِيقُ الْمَكْرُ السَّيِّئُ اِلَّا بِاَهْلِهٖ ؕ فَهَلْ يَنْظُرُوْنَ اِلَّا سُنَّتَ الْاَوَّلِيْنَ ۚ فَلَنْ تَجِدَ لِسُنَّتِ اللّٰهِ تَبْدِيْلًا ۚ وَلَنْ تَجِدَ لِسُنَّتِ اللّٰهِ تَحْوِيْلًا ﴿۴۳﴾

૪૫. શું તેમણે ધરતીમાં હરીફરીને નથી જોયું કે તેમની પહેલાંની કોમોનો શું અંજામ આવ્યો હતો? જોકે તેઓ આ લોકોથી વધુ બળવાન હતા, અને અલ્લાહ એવો નથી કે તેને આકાશો તથા પૃથ્વીમાં કોઈ નાકામ બનાવી શકે. બેશક તે સર્વ જાણનારો છે, સર્વશકિતશાળી છે.

اَوَلَمْ يَسِيْرُوْا فِي الْاَرْضِ فَيَنْظُرُوْا كَيْفَ كَانَ عَاقِبَةُ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ وَكَانُوْا اَشَدَّ مِنْهُمْ قُوَّةً ؕ وَمَا كَانَ اللّٰهُ لِيُعْجِزَهٗ مِنْ شَيْءٍ فِي السَّمٰوٰتِ وَلَا فِي الْاَرْضِ ؕ اِنَّهٗ كَانَ عَلِيْمًا قَدِيْرًا ﴿۴۴﴾

૪૬. અને જો અલ્લાહ લોકોને તેમના દરેક કામ ઉપર તરત જ પકડતો રહેત તો પૃથ્વીમાં એકપણ જીવ બાકી ન રહ્યો હોત.(૬) પરંતુ અલ્લાહ એક મુકર્રર સમય સુધી તેમને મોહલત આપે છે; અને જ્યારે તેમનો સમય આવી પહોંચશે ત્યારે (તેઓ જાણી લેકે કે) અલ્લાહ પોતાના બંદાઓ ઉપર (કડક) નજર રાખે છે. (રુકૂઅ-૫)

وَلَوْ يُؤَاخِذُ اللّٰهُ النَّاسَ بِمَا كَسَبُوْا مَا تَرَكَ عَلٰى ظَهْرِهَا مِنْ دَآبَّةٍ وَّلٰكِنْ يُّؤَخِّرُهُمْ اِلٰٓى اَجَلٍ مُّسَمًّى ۚ فَاِذَا جَآءَ اَجَلُهُمْ فَاِنَّ اللّٰهَ كَانَ بِعِبَادِهٖ بَصِيْرًا ﴿۴۵﴾ ع

૬. બેહદ રહેમ કરનાર અલ્લાહ સઝા દેવામાં ઊતાવળો નથી, અને તે પાપીઓને તથા નાફરમાનોને સુધરી જવાની મોહલત આપે છે. જો ગુનાહગારોને તેમના ગુનાહોની શિક્ષા આપવામાં તે ઊતાવળ કરતો રહેત તો આ દુનિયાનો અંત ક્યારનો આવી ગયો હોત, અને જીવ માત્રનો વિનાશ થઈ ગયો હોત. ઈન્સાનના વિનાશ પછી પશુપ્રાણી, પક્ષીઓ વગેરે વસ્તુઓનું દુનિયામાં રહી જવાનું કોઈ પ્રયોજન ન રહેત.

سُورَةُ يٰسٓ مَكِّيَّةٌ (٣٦)

## યા'સીન

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૨. યા'સીન (હે કામિલ રાહબર!)

يٰسٓ ②

૩. આ હિકમતભર્યા કુરઆનના સોગંદ.

وَالْقُرْاٰنِ الْحَكِيْمِ ③

૪. બેશક તું રસૂલોમાંથી છે.

اِنَّكَ لَمِنَ الْمُرْسَلِيْنَ ④

૫. અને (તું) સીધા રસ્તા ઉપર કાયમ છે.

عَلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ⑤

૬. (આ કુરઆન) સર્વ સમર્થ, દયાવંત તરફથી આવ્યું છે.

تَنْزِيْلَ الْعَزِيْزِ الرَّحِيْمِ ⑥

૭. કે તું તે લોકોને ચેતવી દે જેમના પૂર્વજોને પહેલા ચેતવવામાં ન આવ્યા હતા જેના કારણે તેઓ બેપરવા છે.

لِتُنْذِرَ قَوْمًا مَّآ اُنْذِرَ اٰبَآؤُهُمْ فَهُمْ غٰفِلُوْنَ ⑦

૮. ખરેજ, તેઓમાંના ઘણા ખરા વિશે (અલ્લાહના) શબ્દો સાચા ઠર્યા છે માટે તેઓ ઈમાન (શ્રદ્ધા) નહિ લાવે.

لَقَدْ حَقَّ الْقَوْلُ عَلٰٓى اَكْثَرِهِمْ فَهُمْ لَا يُؤْمِنُوْنَ ⑧

૯. અમે તેમની ગરદનોમાં તોક નાખી છે જે તેમની હડપચીને અડકતી હોવાથી તેમના માથાં ઉપર ખેંચાઈ ગયા છે.

اِنَّا جَعَلْنَا فِيْٓ اَعْنَاقِهِمْ اَغْلٰلًا فَهِيَ اِلَى الْاَذْقَانِ فَهُمْ مُّقْمَحُوْنَ ⑨

૧૦. અને અમે તેમની આગળ તથા પાછળ આડ ઊભી કરી દીધી છે. અને તેમને ઉપરથી પણ ઢાંકી દીધા છે, જેથી તેઓ કંઈ પણ જોઈ નથી શકતા.

وَجَعَلْنَا مِنْۢ بَيْنِ اَيْدِيْهِمْ سَدًّا وَّمِنْ خَلْفِهِمْ سَدًّا فَاَغْشَيْنٰهُمْ فَهُمْ لَا يُبْصِرُوْنَ ⑩

૧૧. અને તું તેમને ચેતવે કે ન ચેતવે; તેમના માટે બધું જ સરખું છે, તેઓ ઈમાન નહિ લાવે.

وَسَوَآءٌ عَلَيْهِمْ ءَاَنْذَرْتَهُمْ اَمْ لَمْ تُنْذِرْهُمْ لَا يُؤْمِنُوْنَ ⑪

૧૨. તું માત્ર તેમને જ ચેતવી શકે છે જે ઉપદેશને માને છે અને કૃપાનિધિ (અલ્લાહ)થી એકાંતમાં ડરતો રહે છે, માટે તેને ગુનાહોની માફી તથા ભવ્ય બદલાની ખુશ ખબર આપી દે.

اِنَّمَا تُنْذِرُ مَنِ اتَّبَعَ الذِّكْرَ وَخَشِيَ الرَّحْمٰنَ بِالْغَيْبِ فَبَشِّرْهُ بِمَغْفِرَةٍ وَّاَجْرٍ كَرِيْمٍ ⑫

૧૩. હકીકતમાં અમે જ મૃતદેહોમાં પ્રાણ નાખીએ છીએ, અને તેઓ જે કરણી આગળ મોકલે છે અને જે કંઈ તેઓ પાછળ મૂકી જાય છે તે સર્વની અમે

اِنَّا نَحْنُ نُحْيِ الْمَوْتٰى وَنَكْتُبُ مَا قَدَّمُوْا وَاٰثَارَهُمْ

وَكُلَّ شَيۡءٍ أَحۡصَيۡنَٰهُ فِيٓ إِمَامٖ مُّبِينٖ ١٢

નોંધ રાખીએ છીએ; અને આ સર્વ વસ્તુઓ અમે એક વિસ્તૃત કિતાબમાં નોંધી રાખી છે.(૧)

وَاضۡرِبۡ لَهُم مَّثَلًا أَصۡحَٰبَ ٱلۡقَرۡيَةِ إِذۡ جَآءَهَا ٱلۡمُرۡسَلُونَ ١٣

૧૪. અને તું તેમને તે શહેરની વસ્તીનો દાખલો આપ જે વસ્તીમાં રસૂલો આવ્યા હતા.

إِذۡ أَرۡسَلۡنَآ إِلَيۡهِمُ ٱثۡنَيۡنِ فَكَذَّبُوهُمَا فَعَزَّزۡنَا بِثَالِثٖ فَقَالُوٓاْ إِنَّآ إِلَيۡكُم مُّرۡسَلُونَ ١٤

૧૫. જ્યારે અમે તેમની તરફ બે રસૂલો મોકલાવ્યા તેમણે તેમનો અસ્વીકાર કર્યો પછી અમે તેમની મદદમાં ત્રીજો રસૂલ મોકલાવ્યો હતો, અને તેમણે (ત્રણેએ) ભેગા મળી કહ્યું 'ખરેખર અમને તમારી તરફ રસૂલો બનાવી મોકલવામાં આવ્યા છીએ.'

قَالُواْ مَآ أَنتُمۡ إِلَّا بَشَرٞ مِّثۡلُنَا وَمَآ أَنزَلَ ٱلرَّحۡمَٰنُ مِن شَيۡءٍ إِنۡ أَنتُمۡ إِلَّا تَكۡذِبُونَ ١٥

૧૬. તેમણે જવાબમાં કહ્યું 'તમે તો માત્ર અમારા જેવા જ સાધારણ ઈન્સાન છો, અને કૃપાનિધિ (અલ્લાહે) (તમારા ઉપર) કંઈપણ ઊતાર્યું નથી તમે જૂઠું કહી રહ્યા છો.'

قَالُواْ رَبُّنَا يَعۡلَمُ إِنَّآ إِلَيۡكُمۡ لَمُرۡسَلُونَ ١٦

૧૭. તેમણે કહ્યું 'અમારો પરવરદિગાર જાણે છે કે અમે ખરેખર તમારી પાસે મોકલાએલા તેના જ રસૂલો છીએ.

وَمَا عَلَيۡنَآ إِلَّا ٱلۡبَلَٰغُ ٱلۡمُبِينُ ١٧

૧૮. 'અને અમારા ઉપર માત્ર તેનો પયગામ (સંદેશો) પહોંચાડવા પૂરતી જ જવાબદારી છે.'

قَالُوٓاْ إِنَّا تَطَيَّرۡنَا بِكُمۡۖ لَئِن لَّمۡ تَنتَهُواْ لَنَرۡجُمَنَّكُمۡ وَلَيَمَسَّنَّكُم مِّنَّا عَذَابٌ أَلِيمٞ ١٨

૧૯. તેમણે કહ્યું 'અમે તમારા પગલાને અપશુકનિયાળ સમજીએ છીએ. જો તમે અટકશો નહિ તો અમે તમને સંગસાર(૨) કરી દેશું, અને અમારા હાથે તમને ભયંકર શિક્ષા મળશે.'

قَالُواْ طَٰٓئِرُكُم مَّعَكُمۡ أَئِن ذُكِّرۡتُمۚ بَلۡ أَنتُمۡ قَوۡمٞ مُّسۡرِفُونَ ١٩

૨૦. રસૂલોએ જવાબમાં કહ્યું 'તમારી બદબખ્તી તમારા હાથમાં છે. શું તમને નસિહત આપવામાં આવી છે એટલા માટે (અમને અપશુકનિયાળ કહો છો)? બલ્કે તમે તમામ હદ (મર્યાદા) વટાઈ ગએલા લોકો છો?'

وَجَآءَ مِنۡ أَقۡصَا ٱلۡمَدِينَةِ رَجُلٞ يَسۡعَىٰ قَالَ يَٰقَوۡمِ ٱتَّبِعُواْ ٱلۡمُرۡسَلِينَ ٢٠

૨૧. અને નગરની દૂર દિશામાંથી એક વ્યકિત દોડતી આવી તેમને કહ્યું 'હે મારી કોમના લોકો! તમે (આ) રસૂલોને અનુસરો.

---

૧. 'ઈમામુન મુબીન': કોમનો રાહનુમા, ફોજનો વડો, આદર્શ, ઉદાહરણ, ધર્મશાસ્ત્રો, પંથ અથવા માર્ગ હિદાયત કિતાબ, નમૂનો, શિખામણ વગેરે.

૨. **'સંગસાર':** પ્રાચીન સમયમાં અપરાધીને ધડ સુધી ભોંયમાં દાટી અથવા દાટયા વગર પથ્થરમારાથી તેનું મૃત્યુ નીપજાવવામાં આવતું, તદુપરાંત, 'શાપ દેવો' 'લા'નત નાખવી,' દેશપાર કરવો, બહિષ્કાર કરવો અથવા 'નાત બહાર મૂકવો' વગેરે અર્થો પણ લઈ શકાય છે.

اتَّبِعُوا مَن لَّا يَسْأَلُكُمْ أَجْرًا وَهُم مُّهْتَدُونَ ﴿٢١﴾

૨૨. 'તેમનું અનુસરણ કરો જે તમારી પાસેથી કોઈ વળતર નથી માગતા અને તેઓ હિદાયત પામેલા છે.

وَمَا لِيَ لَا أَعْبُدُ الَّذِي فَطَرَنِي وَإِلَيْهِ تُرْجَعُونَ ﴿٢٢﴾

૨૩. 'જેણે મને પેદા કર્યો છે તેની બંદગી ન કરવાનું મારી પાસે શું બહાનું હોઈ શકે છે જ્યારે તેની જ સમક્ષ તમને અંતમાં લઈ જવામાં આવશે?

أَأَتَّخِذُ مِن دُونِهِ آلِهَةً إِن يُرِدْنِ الرَّحْمَٰنُ بِضُرٍّ لَّا تُغْنِ عَنِّي شَفَاعَتُهُمْ شَيْئًا وَلَا يُنقِذُونِ ﴿٢٣﴾

૨૪. 'શું હું તેને છોડી અન્ય કોઈને મા'બૂદ બનાવી લઉં? જો કૃપાવંત (અલ્લાહ) મને કોઈ નુકસાન પહોંચાડવા ચાહશે તો ન તેમની ભલામણ મને લાભકારક નીવડશે, ન તો તેઓ મને છોડાવી શકશે.

إِنِّي إِذًا لَّفِي ضَلَالٍ مُّبِينٍ ﴿٢٤﴾

૨૫. 'તે હાલતમાં તો હું ખરેખર ખુલ્લી ગુમરાહીમાં પડી જઈશ.

إِنِّي آمَنتُ بِرَبِّكُمْ فَاسْمَعُونِ ﴿٢٥﴾

૨૬. 'હું તમારા પરવરદિગાર ઉપર ઈમાન રાખું છું, માટે તમે મારું કહ્યું માનો.'

قِيلَ ادْخُلِ الْجَنَّةَ ۖ قَالَ يَا لَيْتَ قَوْمِي يَعْلَمُونَ ﴿٢٦﴾

૨૭. (તેને) કહેવામાં આવ્યું 'તું બેહિશ્તમાં દાખલ થઈ જા.' તેણે કહ્યું 'કાશ, મારી કોમ આટલું જાણતી હોત,

بِمَا غَفَرَ لِي رَبِّي وَجَعَلَنِي مِنَ الْمُكْرَمِينَ ﴿٢٧﴾

૨૮. 'કે મારા કૃપાવંતે મને બક્ષી દીધો અને ઈઝઝત પામેલાઓમાં મારી ગણના કરી.'

وَمَا أَنزَلْنَا عَلَىٰ قَوْمِهِ مِن بَعْدِهِ مِن جُندٍ مِّنَ السَّمَاءِ وَمَا كُنَّا مُنزِلِينَ ﴿٢٨﴾

૨૯. અને તેના પછી અમે તેની કોમ સામે આકાશેથી કોઈ લશ્કર નથી ઊતાર્યું, ન તો ઊતરવાની અમને જરૂર પડી.

إِن كَانَتْ إِلَّا صَيْحَةً وَاحِدَةً فَإِذَا هُمْ خَامِدُونَ ﴿٢٩﴾

૩૦. તેમના ઉપર માત્ર એક ધડાકો જ થયો અને તે સર્વ નાબૂદ થઈ ગયા.

يَا حَسْرَةً عَلَى الْعِبَادِ ۚ مَا يَأْتِيهِم مِّن رَّسُولٍ إِلَّا كَانُوا بِهِ يَسْتَهْزِئُونَ ﴿٣٠﴾

૩૧. અફસોસ છે (મારા) બંદાઓ ઉપર! તેમની તરફ એક પણ એવો રસૂલ નથી આવ્યો કે જેની તેમણે મશ્કરી ન ઉડાવી હોય!

أَلَمْ يَرَوْا كَمْ أَهْلَكْنَا قَبْلَهُم مِّنَ الْقُرُونِ أَنَّهُمْ إِلَيْهِمْ لَا يَرْجِعُونَ ﴿٣١﴾

૩૨. શું તેમણે નથી જોયું કે તેમની પહેલાં અમે કેટલીએ પેઢીઓને નેસ્તો નાબૂદ કરી ચૂકયા છીએ, જે તેમની પાસે પાછી નથી આવી?

وَإِن كُلٌّ لَّمَّا جَمِيعٌ لَّدَيْنَا مُحْضَرُونَ ﴿٣٢﴾

૩૩. અને આ સૌને એક દિવસ ભેગા કરી અમારી સમક્ષ અવશ્ય પાછા લાવવામાં આવશે (રુકૂઅ-૨)

وَآيَةٌ لَّهُمُ الْأَرْضُ الْمَيْتَةُ أَحْيَيْنَاهَا وَأَخْرَجْنَا مِنْهَا حَبًّا فَمِنْهُ يَأْكُلُونَ ﴿٣٣﴾

૩૪. અને મૃતભૂમિ પણ તેમના માટે એક નિશાની છે, અમે તેને જીવંત કરી તેમાં અનાજ ઉત્પન્ન કરીએ છીએ જેમાંથી તેઓ ખાય છે.

وَجَعَلْنَا فِيهَا جَنّٰتٍ مِّنْ نَّخِيلٍ وَّاَعْنَابٍ وَّفَجَّرْنَا فِيهَا مِنَ الْعُيُونِ ﴿٣٥﴾

૩૫. અને અમે તેમાં ખજૂર તથા દ્રાક્ષના બાગો લગાવીએ છીએ અને અમે તેમાંથી ઝરણાં વહેતા મૂકયા છે.

لِيَاْكُلُوْا مِنْ ثَمَرِهٖ ۙ وَمَا عَمِلَتْهُ اَيْدِيْهِمْ ۭ اَفَلَا يَشْكُرُوْنَ ﴿٣٦﴾

૩૬. જેથી તેઓ તેના ફળોમાંથી ખાય, બેશક આ (બધું) તેમના હાથે તેમણે નથી બનાવ્યું. છતાં શું તેઓ આભારી નહિ બને?

سُبْحٰنَ الَّذِيْ خَلَقَ الْاَزْوَاجَ كُلَّهَا مِمَّا تُنْۢبِتُ الْاَرْضُ وَمِنْ اَنْفُسِهِمْ وَمِمَّا لَا يَعْلَمُوْنَ ﴿٣٧﴾

૩૭. પાક છે તે હસ્તી જેણે જમીનમાં ઊગનારી દરેક વસ્તુની જોડીઓ[3] બનાવી છે અને તે લોકોની પોતાની પણ, અને જે તેમની જાણ બહાર છે તેની પણ.

وَاٰيَةٌ لَّهُمُ الَّيْلُ ښ نَسْلَخُ مِنْهُ النَّهَارَ فَاِذَا هُمْ مُّظْلِمُوْنَ ﴿٣٨﴾

૩૮. અને રાત પણ તેમના માટે એક નિશાની છે, જેના ઉપરથી અમે દિવસ (પ્રકાશ)ને હટાવી દઈએ છીએ તો તેમના ઉપર અંધકાર છવાઈ જાય છે.

وَالشَّمْسُ تَجْرِيْ لِمُسْتَقَرٍّ لَّهَا ۭ ذٰلِكَ تَقْدِيْرُ الْعَزِيْزِ الْعَلِيْمِ ﴿٣٩﴾

૩૯. અને સૂર્ય પોતાની નિર્મિત કક્ષામાં ચાલતો રહે છે. આ સર્વસમર્થ, સર્વજ્ઞનું નિર્માણ છે.

وَالْقَمَرَ قَدَّرْنٰهُ مَنَازِلَ حَتّٰى عَادَ كَالْعُرْجُوْنِ الْقَدِيْمِ ﴿٤٠﴾

૪૦. અને અમે ચંદ્ર માટે (પણ) અમુક મંઝિલો મુકર્રર કરી છે જે પ્રવાસના અંતમાં ખજૂરીની સૂકી ડાળી જેવો દેખાવા લાગે છે.

لَا الشَّمْسُ يَنْۢبَغِيْ لَهَآ اَنْ تُدْرِكَ الْقَمَرَ وَلَا الَّيْلُ سَابِقُ النَّهَارِ ۭ وَكُلٌّ فِيْ فَلَكٍ يَّسْبَحُوْنَ ﴿٤١﴾

૪૧. સૂર્ય માટે ચંદ્રને પકડી પાડવું શકય નથી, ન તો રાત દિવસને આવરી શકે છે. તે સર્વ જુદી જુદી કક્ષાઓમાં ફરતા રહે છે.

وَاٰيَةٌ لَّهُمْ اَنَّا حَمَلْنَا ذُرِّيَّتَهُمْ فِي الْفُلْكِ الْمَشْحُوْنِ ﴿٤٢﴾

૪૨. અને તેમના માટે આ પણ એક નિશાની છે કે અમે તેમના સંતાનોને લદાએલા વહાણોમાં સવાર કરતા રહીએ છીએ.

وَخَلَقْنَا لَهُمْ مِّنْ مِّثْلِهٖ مَا يَرْكَبُوْنَ ﴿٤٣﴾

૪૩. અને તેમની સવારી માટે અમે એવું જ બીજું સર્જ્યું.[4]

---

૩. વૈજ્ઞાનિક સંશોધનથી પુરવાર થયું છે કે પ્રત્યેક વસ્તુના ઉત્પાદનમાં નરજાતિ તથા નારિજાતિના તત્વોનો ફાળો છે. વનસ્પતિ તથા ઈન્દ્રીય વિનાની અનેક જડ વસ્તુઓ પણ આ'જ કુદરતી નિયમના જ આધારે પેદા થાય છે, જોકે આ પદાર્થોને વિકાસ પામી કાયમ રહેવામાં કુદરતના બીજા તત્વોની મદદ પણ મળતી રહે છે, ઈન્સાનને પણ આ'જ નિયમ લાગુ પાડે છે કે જ્યાં સુધી દિવ્ય નૂર ઈન્સાન ઉપર ન ઊતરે તેને 'ઈરફાને ઈલાહી' અર્થાત, અંતઃકરણની આંખો અથવા આત્મજ્ઞાન નથી પ્રાપ્ત થઈ શકતું તે નૂર વહી છે. પરંતુ તે વહીને મેળવવાની પાત્રતા પણ હોવી જરૂરી છે. સારાંશે, એક તત્વ વહી અને બીજું તત્વ પાત્રતા છે, બન્ને તત્વોની જોડીના સમન્વયથી ઈરફાન (આત્મજ્ઞાન)નો ઉદભવ થાય છે.

૪. કુરઆને મજીદે ભવિષ્યમાં જે આવનારા સવારી કરવાના વાહનો, હવાઈ જહાઝો કે પાણીના જહાઝો વિશે આગાહીઓ કરી છે તેના પરિણામો આ યુગમાં આપણી નઝર સામે છે.

وَإِنْ نَّشَأْ نُغْرِقْهُمْ فَلَا صَرِيْخَ لَهُمْ وَلَا هُمْ يُنْقَذُوْنَ ﴿٤٣﴾

૪૪. અને જો અમે (એવું) ચાહ્યું હોત તો અમે તેમને ડૂબાવી દીધા હોત, ત્યારે તેમની ફરિયાદ સાંભળનાર કોઈ નહોત, ન તેઓ બચાવી શકાયા હોત.

إِلَّا رَحْمَةً مِّنَّا وَمَتَاعًا إِلٰى حِيْنٍ ﴿٤٤﴾

૪૫. સિવાય કે અમારી રહેમતો દ્વારા તેમને મુકર્રર સમય સુધી તેનો લાભ મળે.

وَإِذَا قِيْلَ لَهُمُ اتَّقُوْا مَا بَيْنَ أَيْدِيْكُمْ وَمَا خَلْفَكُمْ لَعَلَّكُمْ تُرْحَمُوْنَ ﴿٤٥﴾

૪૬. અને જ્યારે તેમને કહેવામાં આવે છે 'જે તમારી આગળ છે અને તમારી પાછળ છે તેનાથી ચેતીને રહો કે તમારા ઉપર રહેમ કરવામાં આવે.' (ત્યારે તેઓ વિમુખ થઈ ચાલ્યા જાય છે.)

وَمَا تَأْتِيْهِمْ مِّنْ اٰيَةٍ مِّنْ اٰيٰتِ رَبِّهِمْ إِلَّا كَانُوْا عَنْهَا مُعْرِضِيْنَ ﴿٤٦﴾

૪૭. અને તેમના તરફ તેમના પરવરદિગારની નિશાનીઓમાંથી કોઈ એવી નિશાની નથી આવી કે જેનાથી તેઓ મુખ ન ફેરવી ગયા હોય!

وَإِذَا قِيْلَ لَهُمْ أَنْفِقُوْا مِمَّا رَزَقَكُمُ اللّٰهُ ۙ قَالَ الَّذِيْنَ كَفَرُوْا لِلَّذِيْنَ اٰمَنُوْا أَنُطْعِمُ مَنْ لَّوْ يَشَاءُ اللّٰهُ أَطْعَمَهٗ ۖ إِنْ أَنْتُمْ إِلَّا فِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿٤٧﴾

૪૮. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે અલ્લાહે જે તેમને આપ્યું છે તેમાંથી ખર્ચ કરો. તો કાફરો મોમિનોને કહે છે 'શું અમે તેમને ખવરાવીએ જેમને અલ્લાહ પોતે ચાહત તો ખવરાવી શકતો હતો? તમે ખરેખર ભટકી ગએલા છો!'

وَيَقُوْلُوْنَ مَتٰى هٰذَا الْوَعْدُ إِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٤٨﴾

૪૯. અને તેઓ કહે છે 'તમે સાચા છો તો બતાવો આ (અઝાબનો) વાયદો ક્યારે પૂરો થશે.'

مَا يَنْظُرُوْنَ إِلَّا صَيْحَةً وَّاحِدَةً تَأْخُذُهُمْ وَهُمْ يَخِصِّمُوْنَ ﴿٤٩﴾

૫૦. હકીકતમાં તેઓ એકજ ઝટકાની રાહ જોઈ રહ્યા છે, તેઓ વાદવિવાદમાં પડેલા હશે ત્યારે (અઝાબ) તેમને ઓચિંતા પકડી લેશે.

فَلَا يَسْتَطِيْعُوْنَ تَوْصِيَةً وَّلَا إِلٰى أَهْلِهِمْ يَرْجِعُوْنَ ﴿٥٠﴾

૫૧. અને ત્યારે ન તેઓ વસિયત કરી શકશે ન પોતાના પરિવાર પાસે પહોંચી શકશે.[3] (રુકૂઅ-3)

وَنُفِخَ فِي الصُّوْرِ فَإِذَا هُمْ مِّنَ الْأَجْدَاثِ إِلٰى رَبِّهِمْ يَنْسِلُوْنَ ﴿٥١﴾

૫૨. અને ત્યારે સૂર[4] ફૂંકવામાં આવશે અને લોકો પોતાના પાલનહાર સામે રજૂ થવા માટે કબરોમાંથી એકદમ નીકળી પડશે.

قَالُوْا يٰوَيْلَنَا مَنْۢ بَعَثَنَا مِنْ مَّرْقَدِنَا ۜ هٰذَا مَا وَعَدَ الرَّحْمٰنُ وَصَدَقَ الْمُرْسَلُوْنَ ﴿٥٢﴾

૫૩. તેઓ ગભરાટમાં કહેશે 'હાય અફસોસ, અમને અમારી આરામગાહોમાંથી કોણે બહાર કાઢ્યા? આ'જ છે જેનું કૃપાવંત (અલ્લાહે) વચન આપ્યું હતું, અને જે રસૂલો કહેતા હતા, તે સાચું હતું.'

إِنْ كَانَتْ إِلَّا صَيْحَةً وَّاحِدَةً فَإِذَا هُمْ جَمِيْعٌ لَّدَيْنَا مُحْضَرُوْنَ ﴿٥٣﴾

૫૪. માત્ર એકજ ધડાકો થશે અને (તત્ક્ષણે) તેમને અમારા સમક્ષ ઊભા કરવામાં આવશે.

---

૫. અણધારી આફતના સમયે પોતાના વહીવટની વ્યવસ્થા કરવાનો અને પરિવારથી વિદાય લેવાનો અથવા તેમને ભલામણ કરવાનો અવકાશ નહિ રહે.

૬. કયામતના દિવસનો એલાન.

૫૫. અને તે દિવસે કોઈ પણ જીવ ઉપર લેશમાત્ર ઝુલમ કરવામાં નહિ આવે, (અને) તમે જે કરતા રહ્યા હતા માત્ર તેનો જ બદલો આપવામાં આવશે.

فَالْيَوْمَ لَا تُظْلَمُ نَفْسٌ شَيْئًا وَّلَا تُجْزَوْنَ إِلَّا مَا كُنْتُمْ تَعْمَلُوْنَ ٥٥

૫૬. તે દિવસે જન્નતમાં રહેનારા પોતાના આનંદવિનોદમાં પરોવાએલા હશે.

إِنَّ أَصْحٰبَ الْجَنَّةِ الْيَوْمَ فِيْ شُغُلٍ فٰكِهُوْنَ ٥٦

૫૭. તેઓ પોતાની પત્નીઓ સહિત ઘટાદાર છાયામાં ઊંચી બેઠકો ઉપર તકિયે અઢેલીને બેઠા હશે.

هُمْ وَأَزْوَاجُهُمْ فِيْ ظِلٰلٍ عَلَى الْأَرَآئِكِ مُتَّكِـُٔوْنَ ٥٧

૫૮. ત્યાં તેમની સેવામાં (વિભિન્ન) ફળો તથા મોં માગી વસ્તુઓ હાજર કરવામાં આવશે.

لَهُمْ فِيْهَا فٰكِهَةٌ وَّلَهُمْ مَّا يَدَّعُوْنَ ٥٨

૫૯. 'તમારા ઉપર સલામતી થાઓ' ના શબ્દોથી દયાવંત અલ્લાહ તરફથી સ્વાગત થશે.

سَلٰمٌ قَوْلًا مِّنْ رَّبٍّ رَّحِيْمٍ ٥٩

૬૦. અને (ગુનાહગારોને) અલ્લાહ કહેશે 'હે ગુનાહગારો, આજના દિવસે તમે (સદાચારીઓથી) અલગ થઈ જાઓ.

وَامْتَازُوا الْيَوْمَ أَيُّهَا الْمُجْرِمُوْنَ ٦٠

૬૧. 'હે આદમની ઔલાદ, શું મેં તમને હુકમ નહોતો આપ્યો કે તમે શયતાનની પૂજા ન કરશો, કારણ કે તે તમારો ખુલ્લેખુલ્લો દુશ્મન છે—

أَلَمْ أَعْهَدْ إِلَيْكُمْ يٰبَنِيْٓ اٰدَمَ أَنْ لَّا تَعْبُدُوا الشَّيْطٰنَ إِنَّهٗ لَكُمْ عَدُوٌّ مُّبِيْنٌ ٦١

૬૨. 'અને તમે મારીજ બંદગી કરજો? (બેશક) આ'જ સીધો માર્ગ છે.

وَّأَنِ اعْبُدُوْنِيْ هٰذَا صِرَاطٌ مُّسْتَقِيْمٌ ٦٢

૬૩. 'અને તેણે તમારામાના મોટી સંખ્યા (ના લોકોને) ગુમરાહ કર્યા છે, તો પણ તમે કેમ એટલું ન સમજી શક્યા?

وَلَقَدْ أَضَلَّ مِنْكُمْ جِبِلًّا كَثِيْرًا أَفَلَمْ تَكُوْنُوْا تَعْقِلُوْنَ ٦٣

૬૪. 'આ છે તે જહન્નમ, જેનો તમને વાયદો આપવામાં આવ્યો હતો.

هٰذِهٖ جَهَنَّمُ الَّتِيْ كُنْتُمْ تُوْعَدُوْنَ ٦٤

૬૫. 'તમારા કુફ્ર કરવાના કારણે તમે આજે તેમાં દાખલ થઈ જાઓ.'

اِصْلَوْهَا الْيَوْمَ بِمَا كُنْتُمْ تَكْفُرُوْنَ ٦٥

૬૬. આજના દિવસે અમે તેમના મોઢાંઓ ઉપર મોહર(૫) મારી દેશું, અને તેમના હાથ જ અમારી સાથે બોલશે(૬) અને તેમના પગ જ તેમની કરણીઓની સાક્ષી (હિસાબ) આપશે.

اَلْيَوْمَ نَخْتِمُ عَلٰٓى أَفْوَاهِهِمْ وَتُكَلِّمُنَآ أَيْدِيْهِمْ وَتَشْهَدُ أَرْجُلُهُمْ بِمَا كَانُوْا يَكْسِبُوْنَ ٦٦

૭. પોતાની કરણીઓની બૂરાઈઓને જોઈ સ્તબ્ધ થઈ જશે.

૮. પરંતુ તેમના હાથ તેમની કરણીઓની ભીતરના તથા ગહનતાની અસરથી ખરડાએલાં હશે. તેમની એકએક બદી કે ગુનાહ તેમના હાથ ઉપર એક ખોડના રૂપમાં અંકિત થએલા હશે, અને તેમના પગ પણ બદીની ગંદકીથી ખરડાએલા હશે. આવી રીતે માનવની કરણીઓની નોંધ તેમના શરીરના અવયવો ઉપર ખોડના રૂપમાં પ્રદર્શિત હશે. તેમની નેકીઓની અસર સુવાસિત હશે અને કુકર્મોની અસર ઘૃણાજનક હશે. (ઈસ્લામી ઉસૂલની ફિલોસોફી)

وَلَوْ نَشَاءُ لَطَمَسْنَا عَلَىٰ أَعْيُنِهِمْ فَاسْتَبَقُوا الصِّرَاطَ فَأَنَّىٰ يُبْصِرُونَ ﴿٦٦﴾

૬૭. અને જો અમે ચાહીએ તો તેમની આંખો ફોડી નાખીએ, પછી તેઓ રસ્તો શોધવાના ભલે કેટલાંય ફાંફાં મારશે, પણ તેમને દેખાશે કયાંથી?

وَلَوْ نَشَاءُ لَمَسَخْنَاهُمْ عَلَىٰ مَكَانَتِهِمْ فَمَا اسْتَطَاعُوا مُضِيًّا وَلَا يَرْجِعُونَ ﴿٦٧﴾

૬૮. અને જો અમે ચાહીએ તો ત્યાંને ત્યાંજ, તેમને જડ બનાવી દઈએ કે તેઓ ન આગળ જઈ શકે ન પાછળ. (રુકૂઅ ૪)

وَمَنْ نُعَمِّرْهُ نُنَكِّسْهُ فِي الْخَلْقِ ۖ أَفَلَا يَعْقِلُونَ ﴿٦٨﴾

૬૯. અને જેમને અમે લાંબી ઉમર આપતા જઈએ છીએ તેમને (શારીરિક) બળમાં ઘટાડતા જઈએ છીએ. તેમ છતાં પણ તેઓ સમજશે નહિ?

وَمَا عَلَّمْنَاهُ الشِّعْرَ وَمَا يَنْبَغِي لَهُ ۚ إِنْ هُوَ إِلَّا ذِكْرٌ وَقُرْآنٌ مُبِينٌ ﴿٦٩﴾

૭૦. અને અમે (મુહમ્મદને) શાયરી નથી શીખવી, ન તો આ તે (કુરઆન)ને શોભતું છે.[૭] આ તો એક નસિહત છે, અને આ કુરઆન છે જે (સર્વ વસ્તુ) સમજાવે છે,

لِيُنْذِرَ مَنْ كَانَ حَيًّا وَيَحِقَّ الْقَوْلُ عَلَى الْكَافِرِينَ ﴿٧٠﴾

૭૧. કે તે જે જીવંત છે તેને ચેતવે અને (અઝાબના) હુકમને કાફરો વિરુદ્ધ ન્યાયી સાબિત કરે.

أَوَلَمْ يَرَوْا أَنَّا خَلَقْنَا لَهُمْ مِمَّا عَمِلَتْ أَيْدِينَا أَنْعَامًا فَهُمْ لَهَا مَالِكُونَ ﴿٧١﴾

૭૨. શું તેઓ નથી જોઈ રહ્યા કે અમારા હાથે બનાવેલી વસ્તુઓમાં અમે તેમના માટે ઢોર બનાવ્યા છે, જેના તેઓ માલિક બન્યા છે?

وَذَلَّلْنَاهَا لَهُمْ فَمِنْهَا رَكُوبُهُمْ وَمِنْهَا يَأْكُلُونَ ﴿٧٢﴾

૭૩. અને અમે તે (ચોપગાંઓ)ને તેમને આધીન કર્યાં છે, જેમાંના કેટલાકનો તેઓ સવારીમાં ઉપયોગ કરે છે અને કેટલાંકને તેઓ ખાય છે.

وَلَهُمْ فِيهَا مَنَافِعُ وَمَشَارِبُ ۖ أَفَلَا يَشْكُرُونَ ﴿٧٣﴾

૭૪. અને તેઓ તેમાંથી અનેક જરૂરિયાતો તથા પીણા મેળવે છે, છતાં શું તેઓ આભારી નહિ બને?

وَاتَّخَذُوا مِنْ دُونِ اللَّهِ آلِهَةً لَعَلَّهُمْ يُنْصَرُونَ ﴿٧٤﴾

૭૫. અને તેમણે અલ્લાહને છોડી બીજાને મા'બૂદ બનાવી લીધા છે કે કદાચ તેમને કોઈ મદદ મળશે.

لَا يَسْتَطِيعُونَ نَصْرَهُمْ وَهُمْ لَهُمْ جُنْدٌ مُحْضَرُونَ ﴿٧٥﴾

૭૬. (વાસ્તવમાં) તેઓમાં કોઈને મદદ કરવાની શકિત નથી ઉલ્ટું તેમને પણ ટોળાબંધ (અલ્લાહ સામે) હાજર કરવામાં આવશે.

فَلَا يَحْزُنْكَ قَوْلُهُمْ ۘ إِنَّا نَعْلَمُ مَا يُسِرُّونَ وَمَا يُعْلِنُونَ ﴿٧٦﴾

૭૭. માટે તેમની વાતોનું તું દુ:ખ ન લગાડીશ. ખરેખર, અમે જાણીએ છીએ જે તેઓ છૂપાવે છે અને જે જાહેર કરે છે.

أَوَلَمْ يَرَ الْإِنْسَانُ أَنَّا خَلَقْنَاهُ مِنْ نُطْفَةٍ فَإِذَا هُوَ خَصِيمٌ مُبِينٌ ﴿٧٧﴾

૭૮. શું ઈન્સાન નથી જાણતો કે અમે તેને વીર્યના માત્ર એક ટીપાંમાંથી જ ઉત્પન્ન કર્યો છે? છતાં, જુઓ, તે કેટલો ખુલ્લો ફિસાદ મચાવે છે.

وَضَرَبَ لَنَا مَثَلًا وَّنَسِيَ خَلْقَهُ ۖ قَالَ مَنْ يُّحْيِ الْعِظَامَ وَهِيَ رَمِيمٌ ﴿٧٩﴾

૭૯. અને તે અમારા માટે દાખલા ઘડી બનાવે છે અને પોતાની પેદાએશની હકીકતને[૮] ભૂલી જાય છે. તે કહે છે 'જર્જરિત હાડકાંઓને કોણ ફરી સજીવન કરી શકે છે?'

قُلْ يُحْيِيهَا الَّذِيٓ اَنْشَاَهَآ اَوَّلَ مَرَّةٍ ۖ وَهُوَ بِكُلِّ خَلْقٍ عَلِيمٌ ﴿٨٠﴾

૮૦. તું કહી દે 'તે હાડકાંઓને તે'જ સજીવન કરી શકે છે જેણે પ્રથમવાર તેને ઉત્પન્ન કર્યા હતા અને તે પ્રત્યેક સર્જનથી પૂરી રીતે માહિતગાર છે.

الَّذِي جَعَلَ لَكُمْ مِّنَ الشَّجَرِ الْاَخْضَرِ نَارًا فَاِذَآ اَنْتُمْ مِّنْهُ تُوقِدُونَ ﴿٨١﴾

૮૧. 'તે'જ છે જે લીલાછમ વૃક્ષોમાં આગ પેદા કરે છે જેને તમે સહેલાઈથી સળગાવી લો છો.

اَوَلَيْسَ الَّذِي خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ بِقٰدِرٍ عَلٰٓى اَنْ يَّخْلُقَ مِثْلَهُمْ ۚ بَلٰى ۚ وَهُوَ الْخَلّٰقُ الْعَلِيمُ ﴿٨٢﴾

૮૨. 'જેણે આકાશો અને પૃથ્વીનું સર્જન કર્યું છે શું તે તેમના જેવા (બીજા) સર્જવાની શકિત નથી રાખતો? બેશક તે સર્વસમર્થ છે, સર્વજ્ઞ છે.

اِنَّمَآ اَمْرُهُ اِذَآ اَرَادَ شَيْئًا اَنْ يَّقُولَ لَهُ كُنْ فَيَكُونُ ﴿٨٣﴾

૮૩. બેશક જ્યારે તે કોઈ વસ્તુ સર્જવાનો ઈરાદો કરે છે ત્યારે માત્ર એટલું જ કહે છે, 'થઈ જા' અને તે થઈ જાય છે.

فَسُبْحٰنَ الَّذِي بِيَدِهِ مَلَكُوتُ كُلِّ شَيْءٍ وَّاِلَيْهِ تُرْجَعُونَ ﴿٨٤﴾

૮૪. તે પાક હસ્તી છે, જેના હાથમાં પ્રત્યેક વસ્તુની સત્તા છે અને તેની જ સમક્ષ તમને (સૌને) પાછા લઈ જવામાં આવશે. (રુકૂઅ-૫)

---

૮. આ આયતથી શાયરીને વ્યર્થ વિષય સમજી લેવો યોગ્ય નહિ ગણાય અને દરેક શાયર કંઈ સ્વપ્નની સૃષ્ટિમાં નથી મહાલતો, છતાં રસૂલની સરખામણી એક દુન્યવી શાએર સાથે કરવી વાજબી નથી.

سُوْرَةُ الصّٰٓفّٰتِ مَكِّيَّةٌ

## અલ-સાફ્ફાત

બِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

وَالصّٰٓفّٰتِ صَفًّا ②

فَالزّٰجِرٰتِ زَجْرًا ③

فَالتّٰلِيٰتِ ذِكْرًا ④

اِنَّ اِلٰهَكُمْ لَوَاحِدٌ ⑤

رَبُّ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا بَيْنَهُمَا وَرَبُّ الْمَشَارِقِ ⑥

اِنَّا زَيَّنَّا السَّمَآءَ الدُّنْيَا بِزِيْنَةِ ۨالْكَوَاكِبِ ⑦

وَحِفْظًا مِّنْ كُلِّ شَيْطٰنٍ مَّارِدٍ ⑧

لَا يَسَّمَّعُوْنَ اِلَى الْمَلَاِ الْاَعْلٰى وَيُقْذَفُوْنَ مِنْ كُلِّ جَانِبٍ ⑨

دُحُوْرًا وَّلَهُمْ عَذَابٌ وَّاصِبٌ ⑩

اِلَّا مَنْ خَطِفَ الْخَطْفَةَ فَاَتْبَعَهٗ شِهَابٌ ثَاقِبٌ ⑪

فَاسْتَفْتِهِمْ اَهُمْ اَشَدُّ خَلْقًا اَمْ مَّنْ خَلَقْنَا ۭ اِنَّا خَلَقْنٰهُمْ مِّنْ طِيْنٍ لَّازِبٍ ⑫

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. તેમની કસમ જે કતારબંધ ગોઠવાઈ જાય છે,[1]

૩. પછી દુશ્મનોને જે સખતીથી મારી ભગાડે છે,

૪. પછી તેઓ (કુરઆનને એક) નસિહત માની વાંચન કરે છે,

૫. બેશક તમારો મા'બૂદ એક જ છે,

૬. આકાશો તથા પૃથ્વીની વચ્ચે જે પણ છે તેનો પાલનહાર તે છે, અને સૂર્યોદયની વ્યવસ્થાનો માલિક તે'જ છે.

૭. અમેજ આકાશને સિતારાઓથી શણગાર્યું છે;

૮. અને પ્રત્યેક નાફરમાન શયતાનથી[2] તેનું રક્ષણ કર્યું છે.

૯. તે શયતાનો (ફરિશ્તાઓની) બૂલંદ મજલિસોની વાતો નથી સાંભળી શકતા, અને ચોતરફથી તેમના ઉપર મારો ચાલે છે.

૧૦. (તેમને) નાકામી મળ્યા પછી તેમના ઉપર કાયમનો અઝાબ ( પણ) છે—

૧૧. જો તેમાંનો કોઈ (બાતમી) લઈને ભાગે છે તો એક ભયંકર જવાળા તેની પૂંઠ પકડે છે.[3]

૧૨. માટે તેમને પૂછ કે તેમને પેદા કરવું અમારા માટે મુશ્કેલ છે કે જે બીજા અમે સર્જ્યાં છે તેમને? તેમને તો અમે ચીકણા કાદવમાંથી પેદા કર્યા છે.

---

૧. 'સોગંદ'નો ભાવાર્થ 'સાક્ષી આપવી' ખાતરી આપવી.

૨. શયતાનના બે પ્રકાર છે (અ) આંતરિક દુશ્મનો જે મુનાફિકના રૂપમાં હોય છે (બ) બહારથી હુમલો કરનારા દુશ્મનોના જ રૂપમાં હોય છે.

3. અલ્લાહના પવિત્ર કલામ પ્રત્યેક જોખમથી સલામત છે, જેને કોઈ શકિત ઉઠાવી લઈ પોતાના અંગત લાભ માટે ઉપયોગમાં નથી લઈ શકતી. બલ્કે અલ્લાહના રસૂલો ઉપર વહી દ્વારા જે ફરમાનો ઊતારવામાં આવ્યા હોય તેનો કોઈ શયતાન શખ્સ ઉપયોગ કરી ફાવી નથી શકતો.

૧૩. બલ્કે તને તો અજાયબી લાગે છે પરંતુ આ લોકોને મશ્કરી સૂઝે છે.

بَلْ عَجِبْتَ وَيَسْخَرُونَ ۝١٣

૧૪. અને જ્યારે તેમને ઉપદેશ આપવામાં આવે છે ત્યારે તેઓ પરવા નથી કરતા.

وَإِذَا ذُكِّرُوا لَا يَذْكُرُونَ ۝١٤

૧૫. અને જ્યારે તેઓ મો'જઝો જુએ છે તો તેને હાસ્યમાં ઉડાવી દે છે.

وَإِذَا رَأَوْا آيَةً يَسْتَسْخِرُونَ ۝١٥

૧૬. અને તેઓ કહે છે 'આ તો ચોખ્ખું જાદૂ છે.

وَقَالُوا إِنْ هَٰذَا إِلَّا سِحْرٌ مُبِينٌ ۝١٦

૧૭. 'શું! જ્યારે અમે મૃત્યુ પામશું અને હાડકા તથા ધૂળ થઈ જશું, તો અમને (ફરી ઉઠાડવામાં આવશે?

أَإِذَا مِتْنَا وَكُنَّا تُرَابًا وَعِظَامًا أَإِنَّا لَمَبْعُوثُونَ ۝١٧

૧૮. 'અને અમારા પૂર્વજોને (પણ)?

أَوَآبَاؤُنَا الْأَوَّلُونَ ۝١٨

૧૯. તું કહી દે 'ખરેખર, તે સમયે તમે બેઈઝઝત થશો.'

قُلْ نَعَمْ وَأَنْتُمْ دَاخِرُونَ ۝١٩

૨૦. તે સમયે એક જ દોષિત ઠરાવતી પોકાર થશે કે તરતજ તેમને સઘળું દેખાઈ રહેશે.

فَإِنَّمَا هِيَ زَجْرَةٌ وَاحِدَةٌ فَإِذَا هُمْ يَنْظُرُونَ ۝٢٠

૨૧. અને તેઓ કહેશે 'હાય અમારી બદનસીબી, આજે તો બદલાનો દિવસ છે.'

وَقَالُوا يَا وَيْلَنَا هَٰذَا يَوْمُ الدِّينِ ۝٢١

૨૨. (ત્યારે કહેવામાં આવશે) આ તે ન્યાયનો દિવસ છે, જેનો તમે ઈન્કાર કરતા હતા.' (રૂકૂઅ - ૧)

هَٰذَا يَوْمُ الْفَصْلِ الَّذِي كُنْتُمْ بِهِ تُكَذِّبُونَ ۝٢٢

૨૩. (ફરિશ્તાઓને હુકમ મળશે) 'ઝાલિમોને તેમના સાથીઓ સહિત ઘેરી લો, અને (તેમને પણ) જેમની તેઓ પૂજા કરતા હતા—

احْشُرُوا الَّذِينَ ظَلَمُوا وَأَزْوَاجَهُمْ وَمَا كَانُوا يَعْبُدُونَ ۝٢٣

૨૪. 'અલ્લાહના બદલે, અને તેમને દોઝખના રસ્તા ઉપર હાંકી લાવો.

مِنْ دُونِ اللَّهِ فَاهْدُوهُمْ إِلَىٰ صِرَاطِ الْجَحِيمِ ۝٢٤

૨૫. અને તેમને રોકો, જેથી તેમને પૂછવામાં આવે.'

وَقِفُوهُمْ إِنَّهُمْ مَسْئُولُونَ ۝٢٥

૨૬. 'તમને શું થયું છે કે હવે તમે એકબીજાની મદદ નથી કરતા?'

مَا لَكُمْ لَا تَنَاصَرُونَ ۝٢٦

૨૭. બલ્કે તે દિવસે તેઓ સ્વયં પોતાને પણ હવાલે કરી દેશે.

بَلْ هُمُ الْيَوْمَ مُسْتَسْلِمُونَ ۝٢٧

૨૮. અને તેઓમાંના કેટલાક બીજાને સવાલ કરતા હશે.

وَأَقْبَلَ بَعْضُهُمْ عَلَىٰ بَعْضٍ يَتَسَاءَلُونَ ۝٢٨

૨૯. તેઓ કહેશે 'બેશક તમે અમારી પાસે આવીને સોગંદપૂર્વક કહેતા (કે તમે સાચા હતા).'

قَالُوا إِنَّكُمْ كُنْتُمْ تَأْتُونَنَا عَنِ الْيَمِينِ ۝٢٩

૩૦. જવાબમાં તેઓ કહેશે 'બલ્કે, તમે પોતે જ ઈમાન લાવનારા ન હતા.

قَالُوا بَلْ لَمْ تَكُونُوا مُؤْمِنِينَ ۝٣٠

وَ مَا كَانَ لَنَا عَلَيْكُمْ مِّنْ سُلْطٰنٍ بَلْ كُنْتُمْ قَوْمًا طٰغِيْنَ ﴿٣١﴾

૩૧. 'અને અમને તમારા ઉપર કોઈ સત્તા ન હતી; બલ્કે તમે પોતે જ હદ બહાર જનારા લોકો હતા.

فَحَقَّ عَلَيْنَا قَوْلُ رَبِّنَآ إِنَّا لَذَآئِقُوْنَ ﴿٣٢﴾

૩૨. 'હવે જ્યારે આપણા વિરુદ્ધ આપણા પાલનહારનો નિર્ણય આવી ગયો છે જેથી (સજા) ચાખ્યા વગર આપણો છૂટકો નથી.

فَأَغْوَيْنٰكُمْ إِنَّا كُنَّا غٰوِيْنَ ﴿٣٣﴾

૩૨. 'અને તમને પણ અમે ગુમરાહ કર્યા કારણ કે અમે પોતે ગુમરાહ હતા.'

فَإِنَّهُمْ يَوْمَئِذٍ فِي الْعَذَابِ مُشْتَرِكُوْنَ ﴿٣٤﴾

૩૪. બેશક તે દિવસે અઝાબમાં સૌ ભાગીદાર હશે.

إِنَّا كَذٰلِكَ نَفْعَلُ بِالْمُجْرِمِيْنَ ﴿٣٥﴾

૩૫. બેશક, અમે ગુનાહગારો સાથે આવી જ વર્તણૂક કરીએ છીએ.

إِنَّهُمْ كَانُوْآ إِذَا قِيْلَ لَهُمْ لَآ إِلٰهَ إِلَّا اللّٰهُ يَسْتَكْبِرُوْنَ ﴿٣٦﴾

૩૬. કારણ કે જ્યારે તેમને કહેવામાં આવતું કે અલ્લાહ સિવાય કોઈ મા'બૂદ નથી તો તેઓ નફરતથી મોઢું ફેરવી ચાલ્યા જતા હતા.

وَ يَقُوْلُوْنَ أَئِنَّا لَتَارِكُوْآ اٰلِهَتِنَا لِشَاعِرٍ مَّجْنُوْنٍ ﴿٣٧﴾

૩૭. અને કહેતા 'શું અમે એક પાગલ શાયરના કહેવા ઉપર અમારા મા'બૂદોનો ત્યાગ કરી દઈએ?'

بَلْ جَآءَ بِالْحَقِّ وَصَدَّقَ الْمُرْسَلِيْنَ ﴿٣٨﴾

૩૮. વાસ્તવમાં તે તો સત્ય લઈને આવ્યો છે અને તેણે પહેલાંના રસૂલોને (પણ) સાચા ઠરાવ્યા છે.

إِنَّكُمْ لَذَآئِقُوا الْعَذَابِ الْأَلِيْمِ ﴿٣٩﴾

૩૯. તમે ખરેખર દુ:ખદાયક અઝાબ ભોગવવાના છો.

وَمَا تُجْزَوْنَ إِلَّا مَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٤٠﴾

૪૦. અને તમે જે કરણીઓ કરી છે તેનોજ તમને બદલો આપવામાં આવશે.

إِلَّا عِبَادَ اللّٰهِ الْمُخْلَصِيْنَ ﴿٤١﴾

૪૧. સિવાય અલ્લાહના ચુનંદા બંદા (જે અઝાબથી સુરક્ષિત રહેશે).

أُولٰٓئِكَ لَهُمْ رِزْقٌ مَّعْلُوْمٌ ﴿٤٢﴾

૪૨. તેમની નિર્માણ[૪] થએલી રોજી તેમને મળશે.

فَوَاكِهُ وَ هُمْ مُّكْرَمُوْنَ ﴿٤٣﴾

૪૩. ફળો (વગેરે); અને તેઓ આદરસન્માન પામી,

فِيْ جَنّٰتِ النَّعِيْمِ ﴿٤٤﴾

૪૪. ને'મતોવાળી જન્નતોમાં,

عَلٰى سُرُرٍ مُّتَقٰبِلِيْنَ ﴿٤٥﴾

૪૫. એકબીજા સામે આસનો ઉપર (સ્થાન લેશે).

يُطَافُ عَلَيْهِمْ بِكَأْسٍ مِّنْ مَّعِيْنٍ ﴿٤٦﴾

૪૬. તેમને ઝરણાંમાંથી પ્યાલાઓ ભરી પાણી પાવામાં આવશે,

بَيْضَآءَ لَذَّةٍ لِّلشّٰرِبِيْنَ ﴿٤٧﴾

૪૭. જે નિર્મળ હશે જેની લિઝઝત તો પીનારાઓજ જાણશે,

---

૪. અલ્લાહે પોતાના બંદા માટે પસંદ કરેલી પાકીઝા વસ્તુઓ.

لَا فِيهَا غَوْلٌ وَّلَا هُمْ عَنْهَا يُنْزَفُوْنَ ﴿٤٨﴾

૪૮. જેમાં નશો નહિ હોય, ન તેઓ તેનાથી ધરાશે.

وَعِنْدَهُمْ قٰصِرٰتُ الطَّرْفِ عِيْنٌ ﴿٤٩﴾

૪૯. તેમની સાથે નીચી નજર રાખનારી મોટી મોટી સુંદર આંખોવાળી (પાકીઝા) હુરો હશે.

كَاَنَّهُنَّ بَيْضٌ مَّكْنُوْنٌ ﴿٥٠﴾

૫૦. જાણે સંભાળપૂર્વક રાખેલા (કુમળાં) ઈંડા હોય.

فَاَقْبَلَ بَعْضُهُمْ عَلٰى بَعْضٍ يَّتَسَآءَلُوْنَ ﴿٥١﴾

૫૧. પછી તેઓ એકબીજાને સંબોધીને સવાલ કરશે.

قَالَ قَآئِلٌ مِّنْهُمْ اِنِّيْ كَانَ لِيْ قَرِيْنٌ ﴿٥٢﴾

૫૨. તેઓમાંનો એક કહેનાર કહેશે ''મારો એક સાથી હતો,

يَّقُوْلُ اَئِنَّكَ لَمِنَ الْمُصَدِّقِيْنَ ﴿٥٣﴾

૫૩. ''જે કહેતો હતો 'શું તું પણ ખરેખર આ વાતને સાચી માને છે?

ءَاِذَا مِتْنَا وَكُنَّا تُرَابًا وَّعِظَامًا ءَاِنَّا لَمَدِيْنُوْنَ ﴿٥٤﴾

૫૪. 'કે જ્યારે આપણે મરણ પામી માટી તથા હાડપીંજરમાં ફેરવાઈ જશું તો આપણી પાસેથી આપણી કરણીનો બદલો લેવામાં આવશે?''

قَالَ هَلْ اَنْتُمْ مُّطَّلِعُوْنَ ﴿٥٥﴾

૫૫. (પછી) તે પૂછશે 'શું તમારે તે (સાથી)ને જોવો છે?'

فَاطَّلَعَ فَرَاٰهُ فِيْ سَوَآءِ الْجَحِيْمِ ﴿٥٦﴾

૫૬. પછી તે નજર ઉઠાવશે તો તેને (દોઝખની) આગમાં જોશે.

قَالَ تَاللّٰهِ اِنْ كِدْتَّ لَتُرْدِيْنِ ﴿٥٧﴾

૫૭. તે કહેશે 'અલ્લાહના સોગંદ તું તો મને બરબાદ કરી નાખવાનો હતો.

وَلَوْلَا نِعْمَةُ رَبِّيْ لَكُنْتُ مِنَ الْمُحْضَرِيْنَ ﴿٥٨﴾

૫૮. 'અને જો મારા પરવરદિગારની મહેરબાની ન હોત તો મને પણ આજે તેની સામે પકડી લાવવામાં આવ્યો હોત.

اَفَمَا نَحْنُ بِمَيِّتِيْنَ ﴿٥٩﴾

૫૯. 'તો શું (ફરી પાછું) મૃત્યુ અમને નહિ આવે?'

اِلَّا مَوْتَتَنَا الْاُوْلٰى وَمَا نَحْنُ بِمُعَذَّبِيْنَ ﴿٦٠﴾

૬૦. 'અમારા પહેલી વારના મરણ સિવાય, અને અમને સજા આપવામાં નહિ આવે?

اِنَّ هٰذَا لَهُوَ الْفَوْزُ الْعَظِيْمُ ﴿٦١﴾

૬૧. 'ખરેખર આ તો મોટી ફતેહ છે.

لِمِثْلِ هٰذَا فَلْيَعْمَلِ الْعٰمِلُوْنَ ﴿٦٢﴾

૬૨. 'આવી સફળતા માટે તો (હમેશાં) પ્રયત્નશીલ રહેવું જ જોઈએ.'

اَذٰلِكَ خَيْرٌ نُّزُلًا اَمْ شَجَرَةُ الزَّقُّوْمِ ﴿٦٣﴾

૬૩. (કહો) મહેમાનનવાઝી માટે આ બેહતર છે કે થોરનું ઝાડ?(૫)

اِنَّا جَعَلْنٰهَا فِتْنَةً لِّلظّٰلِمِيْنَ ﴿٦٤﴾

૬૪. ખરેજ તેને અમે નાફરમાનો માટે કસોટીનું સાધન બનાવ્યું છે.

---

૫. થોરનું ઝાડ 'નાફરમાની'ની નિશાની છે.

૬૫. આ તે ઝાડ છે જે જહન્નમના તળીએ ઉગે છે;

إِنَّهَا شَجَرَةٌ تَخْرُجُ فِي أَصْلِ الْجَحِيمِ ﴿٦٥﴾

૬૬. તેના ફળો નાગની ફેણ જેવા હોય છે.

طَلْعُهَا كَأَنَّهُ رُءُوسُ الشَّيَاطِينِ ﴿٦٦﴾

૬૭. અને તેઓ તેમાંથી ખાશે[૬] અને પોતાનું પેટ ભરશે.

فَإِنَّهُمْ لَآكِلُونَ مِنْهَا فَمَالِئُونَ مِنْهَا الْبُطُونَ ﴿٦٧﴾

૬૮. પછી તેમને ઉપરથી (પરૂના મિશ્રણ વાળું) ઉકળતું પાણી પાવામાં આવશે.

ثُمَّ إِنَّ لَهُمْ عَلَيْهَا لَشَوْبًا مِنْ حَمِيمٍ ﴿٦٨﴾

૬૯. બેશક, જહન્નમમાંજ તેમનું પાછું ફરવું થશે.

ثُمَّ إِنَّ مَرْجِعَهُمْ لَإِلَى الْجَحِيمِ ﴿٦٩﴾

૭૦. નિ:સંદેહ તેમણે પોતાના વડીલોને અવળે માર્ગે જતા જોયા હતા,

إِنَّهُمْ أَلْفَوْا آبَاءَهُمْ ضَالِّينَ ﴿٧٠﴾

૭૧. છતાં તેમના જ પગલે તેઓ ચાલતા રહ્યા.

فَهُمْ عَلَىٰ آثَارِهِمْ يُهْرَعُونَ ﴿٧١﴾

૭૨. ખરેખર તેમના લગભગ પૂર્વજો ગુમરાહ થઈ ચૂકયા હતા.

وَلَقَدْ ضَلَّ قَبْلَهُمْ أَكْثَرُ الْأَوَّلِينَ ﴿٧٢﴾

૭૩. જોકે અમે તેમની વચ્ચે ચેતવનારા મોકલાવ્યા હતા.

وَلَقَدْ أَرْسَلْنَا فِيهِمْ مُنْذِرِينَ ﴿٧٣﴾

૭૪. જોઈ લો કે જેને ચેતવવામાં આવ્યો હતો તેમનો અંજામ કેવો (બૂરો) આવ્યો,

فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُنْذَرِينَ ﴿٧٤﴾

૭૫. જે અલ્લાહના ચુનંદા બંદા હતા તે બચી ગયા. (રૂકૂઅ-૨)

إِلَّا عِبَادَ اللَّهِ الْمُخْلَصِينَ ﴿٧٥﴾

૭૬. બેશક નૂહે અમને પુકાર્યો હતો અને અમે પણ કેવા ઉત્તમ જવાબ આપનારા હતા!

وَلَقَدْ نَادَانَا نُوحٌ فَلَنِعْمَ الْمُجِيبُونَ ﴿٧٦﴾

૭૭. અને અમે તેને તથા તેના પરિવારને આફતમાંથી ઉગારી લીધા;

وَنَجَّيْنَاهُ وَأَهْلَهُ مِنَ الْكَرْبِ الْعَظِيمِ ﴿٧٧﴾

૭૮. અને અમે માત્ર તેનાજ વંશજોને બચાવી લીધા હતા.[૭]

وَجَعَلْنَا ذُرِّيَّتَهُ هُمُ الْبَاقِينَ ﴿٧٨﴾

૭૯. અને આવનારી પેઢીઓમાં અમે (તેમની યાદ) કાયમ કરી (કહ્યું).

وَتَرَكْنَا عَلَيْهِ فِي الْآخِرِينَ ﴿٧٩﴾

૮૦. 'સર્વ લોકોમાંથી નૂહ ઉપર (વધુ) સલામ થાઓ!'

سَلَامٌ عَلَىٰ نُوحٍ فِي الْعَالَمِينَ ﴿٨٠﴾

૮૧. અમે નેકી કરનારાઓને આવો જ બદલો ઈનાયત (અર્પણ) કરીએ છીએ.

إِنَّا كَذَٰلِكَ نَجْزِي الْمُحْسِنِينَ ﴿٨١﴾

---

૬. અહીં ખાવાનો અર્થ 'રૂહાની જીવનનો અંત આણવો' છે.

૭. હઝરત નૂહ: (અ)ના વંશજોએ સૌથી વધુ ઉન્નતિ હાંસલ કરી હતી અને દૂર દેશાવરમાં વસ્તીની પછાત કોમો ઉપર તેમણે સત્તા મેળવી હતી તે કોમોમાંજ તેઓ ભળી જતા રહ્યા.

إِنَّهُۥ مِنْ عِبَادِنَا ٱلْمُؤْمِنِينَ ﴿٨١﴾

૮૨. નિ:સંદેહ તે અમારા મોમિન બંદાઓમાંનો હતો.

ثُمَّ أَغْرَقْنَا ٱلْـَٔاخَرِينَ ﴿٨٢﴾

૮૩. પછી બાકીના (કાફરોને) અમે ડૂબાડી દીધા.

وقف لازم

وَإِنَّ مِن شِيعَتِهِۦ لَإِبْرَٰهِيمَ ﴿٨٣﴾

૮૪. અને બેશક ઈબ્રાહીમ તેના જ પગલે ચાલનારો હતો.

إِذْ جَآءَ رَبَّهُۥ بِقَلْبٍ سَلِيمٍ ﴿٨٤﴾

૮૫. અને તે પોતાના પરવરદિગાર સામે મઝબૂત દિલ સાથે રજૂ થયો હતો.

إِذْ قَالَ لِأَبِيهِ وَقَوْمِهِۦ مَاذَا تَعْبُدُونَ ﴿٨٥﴾

૮૬. જ્યારે તેણે પોતાના પિતા અને પોતાની કોમને કહ્યું 'આ શું છે જેની તમે પૂજા કરો છો?

أَئِفْكًا ءَالِهَةً دُونَ ٱللَّهِ تُرِيدُونَ ﴿٨٦﴾

૮૭. 'શું તમે અલ્લાહને છોડી બનાવટી[૮] મા'બૂદોની સાધના કરતા રહેશો?'

فَمَا ظَنُّكُم بِرَبِّ ٱلْعَٰلَمِينَ ﴿٨٧﴾

૮૮. 'તમામ જહાનોના સર્જનહાર વિશે તમે શું ધારો છો?'

فَنَظَرَ نَظْرَةً فِى ٱلنُّجُومِ ﴿٨٨﴾

૮૯. પછી તેણે તારાઓ તરફ નજર કરી.

فَقَالَ إِنِّى سَقِيمٌ ﴿٨٩﴾

૯૦. અને કહ્યું 'બેશક, મારી તબિયત બગડી[૯] રહી છે.'

فَتَوَلَّوْا۟ عَنْهُ مُدْبِرِينَ ﴿٩٠﴾

૯૧. જેથી તેઓ વિમુખ થઈ ચાલ્યા ગયા.

فَرَاغَ إِلَىٰٓ ءَالِهَتِهِمْ فَقَالَ أَلَا تَأْكُلُونَ ﴿٩١﴾

૯૨. પછી તે ચુપકીથી (મંદિરમાં પેસી) ગયો અને તેમના મા'બૂદોને સંબોધીને તેણે કહ્યું, 'તમે કંઈ ખાશો નહિ?

مَا لَكُمْ لَا تَنطِقُونَ ﴿٩٢﴾

૯૩. 'તમને શું થયું છે કે તમે કંઈ બોલતા નથી?'

فَرَاغَ عَلَيْهِمْ ضَرْبًۢا بِٱلْيَمِينِ ﴿٩٣﴾

૯૪. પછી તે જમણા હાથે ઉપરાછાપરી તેમને ફટકારવા લાગ્યો.

فَأَقْبَلُوٓا۟ إِلَيْهِ يَزِفُّونَ ﴿٩٤﴾

૯૫. જેથી (લોકો) તેના ઉપર ધસી આવ્યા.

قَالَ أَتَعْبُدُونَ مَا تَنْحِتُونَ ﴿٩٥﴾

૯૬. તેણે કહ્યું 'શું તમે જેને (તમારા હાથે) ઘડયો છે તેની જ પૂજા કરો છો.

وَٱللَّهُ خَلَقَكُمْ وَمَا تَعْمَلُونَ ﴿٩٦﴾

૯૭. 'જ્યારે અલ્લાહેજ તમને અને તમારી ઘડેલી વસ્તુઓને પેદા કર્યા છે?'

قَالُوا۟ ٱبْنُوا۟ لَهُۥ بُنْيَٰنًا فَأَلْقُوهُ فِى ٱلْجَحِيمِ ﴿٩٧﴾

૯૮. તેમણે કહ્યું 'તેના માટે ભઠ્ઠી તૈયાર કરો અને તેને અગ્નિમાં જલાવી દો.'

---

૮. સૂર્ય, ચંદ્ર, તારાઓ તથા અન્ય ગ્રહો, જડ વસ્તુઓ તેમજ લાકડા અથવા પથ્થરમાંથી ઘડી કાઢેલી પ્રતિમાઓ, પોતાના પૂર્વજોની રસ્મો રિવાજ, તેમની નિશાનીઓ, વહેમ પોતાની અભિલાષાઓ, વાસનાઓ વગેરેની તાબેદારી તથા પૂજા કરવાનું વલણ દુનિયાની લગભગ કોમોમાં જોવામાં આવે છે.

૯. હઝરત ઈબ્રાહીમ (અ) તથા તેમની કોમના લોકો વચ્ચે વાદવિવાદનું કોઈપણ પરિણામ ન આવ્યું જેથી તેઓ કંટાળીને પોતાની કોમથી વિમુખ થઈ ગયા.

فَأَرَادُوا بِهِۦ كَيْدًا فَجَعَلْنَٰهُمُ ٱلْأَسْفَلِينَ ﴿٩٩﴾

૯૯. તેની વિરુદ્ધ તેમણે આ યોજના બનાવી પરંતુ અમે તેમને નિષ્ફળ કર્યા.

وَقَالَ إِنِّى ذَاهِبٌ إِلَىٰ رَبِّى سَيَهْدِينِ ﴿١٠٠﴾

૧૦૦. અને તેણે કહ્યું 'હું મારા પાલનહારના શરણમાં જાઉં છું જે મારું માર્ગદર્શન કરશે.

رَبِّ هَبْ لِى مِنَ ٱلصَّٰلِحِينَ ﴿١٠١﴾

૧૦૧. 'હે મારા પરવરદિગાર, મને એક નેક (પુત્ર) અર્પણ કર.'

فَبَشَّرْنَٰهُ بِغُلَٰمٍ حَلِيمٍ ﴿١٠٢﴾

૧૦૨. જેથી અમે તેને એક સહનશીલ પુત્રની ખુશખબર આપી.

فَلَمَّا بَلَغَ مَعَهُ ٱلسَّعْىَ قَالَ يَٰبُنَىَّ إِنِّىٓ أَرَىٰ فِى ٱلْمَنَامِ أَنِّىٓ أَذْبَحُكَ فَٱنظُرْ مَاذَا تَرَىٰ ۚ قَالَ يَٰٓأَبَتِ ٱفْعَلْ مَا تُؤْمَرُ ۖ سَتَجِدُنِىٓ إِن شَآءَ ٱللَّهُ مِنَ ٱلصَّٰبِرِينَ ﴿١٠٣﴾

૧૦૩. અને જ્યારે તે કામ કરવાની ઉમરે પહોંચ્યો તેણે કહ્યું 'હે મારા પુત્ર, મેં એક સ્વપ્ન જોયું છે કે હું તને ઝિબાહ (વધ) કરી રહ્યો છું. માટે (આ બાબત અંગે) તારો વિચાર દર્શાવ.' તેણે જવાબમાં કહ્યું 'હે મારા પિતા તને આપવામાં આવેલા આદેશ પ્રમાણે તું કર; અલ્લાહ ચાહશે તો તો તું મને સબ્ર કરનારો પામીશ.'(૧૦)

---

૧૦. કુરઆન તથા બાઈબલ વચ્ચે આ વિષય ઉપર મતભેદ છે, કે હઝરત ઈબ્રાહીમ (અ) પોતાના બે દીકરાઓ ઈસ્હાક તથા ઈસ્માઈલમાંથી કયા દીકરાની કુરબાની કરવા માટે તૈયાર થયા હતા.' બાઈબલથી ઈસ્હાક અને કુરઆનથી ઈસ્માઈલ હતા. જોકે બાઈબલનો દાવામાં વિરોધાભાસ દેખાય છે. બાઈબલના કથન પ્રમાણે હઝરત ઈબ્રાહીમને પોતાના એક માત્ર પુત્રની કુરબાનીનો આદેશ હતો, પરંતુ હઝરત ઈસ્હાકને એકલોતા ગણી શકાશે જ નહિ, કારણ કે તેમના જન્મ પહેલાં હઝરત ઈસ્માઈલ (અ)નો જન્મ થયો હતો અને તેઓ હઝરત ઈસ્હાકથી તેર વર્ષ મોટા હતા, અને જ્યારે હઝરત ઈબ્રાહીમને કુરબાનીનો હુકમ આપવામાં આવ્યો હતો ત્યારે માત્ર હઝરત ઈસ્માઈલ (અ) હતા, જે મોટા હતા અને એકના એક હતા અને હઝરત ઈસ્હાકનો ત્યારે જન્મ થયો ન હતો.

અમુક ઈસાઈ લેખકોએ હઝરત ઈસ્માઈલને દાસીપુત્ર ઠરાવી તેમને હઝરત ઈબ્રાહીમ (અ)ના ઈલ્હામી પુત્રના પદેથી અને આ કુરબાનીના ફરઝમાંથી તેમને હટાવી દેવાનો નિષ્ફળ પ્રયાસ કર્યો છે. હકીકતમાં તૈરાતમાં હઝરત ઈસ્માઈલને વારંવાર હઝરત ઈબ્રાહીમ (અ)ના પુત્ર તરીકે વર્ણવામાં આવ્યો છે. ઉપરાંત હઝરત હાજરા દાસી ન હતા, તેઓ મિસરના રાજ્ય કુટુંબમાંથી હતા.

બીજુ, હઝરત ઈબ્રાહીમ (અ)નું પોતાના પુત્ર તથા પત્નીને મોરિયા કે મરવા'ની પહાડીઓમાં છોડી આવવાની ઘટનાને બાઈબલમાં હઝરત ઈસ્હાકને નામે ઠોકી બેસાડયા સિવાય તેમના હક્કમાં કોઈ બીજું પ્રમાણ નથી આપતા. ખાસ નોંધવા લાયક બાબત તો આ છે કે તે કહેવામાં આવતી હઝરત ઈસ્હાકની કુરબાનીનું કોઈ ચિન્હે યહૂદીઓ કે ઈસાઈઓની મઝહબી વિધિઓમાં કયાં પણ જણાતું નથી. જ્યારે મુસ્લિમો હઝરત ઈસ્માઈલ (અ)ના રૂહાની વંશજો હોવાથી હજજના મહાન પર્વને ઉજવી તે યાદીને દર વર્ષે તાજી કરતા રહે છે.

હઝરત ઈબ્રાહીમ (અ)ને અલ્લાહ તરફથી પોતાના પુત્ર હઝરત ઈસ્માઈલ (અ)ની કુરબાની આપવાનો આદેશ મળ્યો હતો અને અલ્લાહના જ હુકમથી જ તેઓ આ કુરબાની કરવાથી અટકી ગયા હતા, જેના કારણે તથા આધારે તે સમયમાં પ્રચલિત માનવ બલિદાનની પ્રથા નાબૂદ કરવામાં આવી અને તેના બદલામાં તે સમયથી પશુનું બલિદાન આપવાની રીત ચાલુ થઈ હતી.

فَلَمَّآ اَسْلَمَا وَتَلَّهٗ لِلْجَبِيْنِ ۝١٠٤

૧૦૪. અને જ્યારે તેઓ બન્ને અલ્લાહની ઈચ્છાને આધીન થયા ત્યારે તેણે પુત્રને (ભોંયે) ઊંધો સુવડાવ્યો.

وَنَادَيْنٰهُ اَنْ يّٰٓاِبْرٰهِيْمُ ۝١٠٥

૧૦૫. (ત્યારે) અમે તેને પુકારી કહ્યું 'હે ઈબ્રાહીમ,

قَدْ صَدَّقْتَ الرُّءْيَا ۚ اِنَّا كَذٰلِكَ نَجْزِى الْمُحْسِنِيْنَ ۝١٠٦

૧૦૬. 'તેં તારું સ્વપ્નુ સાચું કરી દેખાડયું.' આવી રીતે અમે નેકી કરનારાઓને ઉમદા બદલો આપીએ છીએ.

اِنَّ هٰذَا لَهُوَ الْبَلٰٓؤُا الْمُبِيْنُ ۝١٠٧

૧૦૭. બેશક આ એક ખુલ્લી આઝમાયશ હતી.

وَفَدَيْنٰهُ بِذِبْحٍ عَظِيْمٍ ۝١٠٨

૧૦૮. અને અમે તે ભવ્ય કુરબાનીનો બદલો[૧૧] આપી તેને છોડાવી લીધો.

وَتَرَكْنَا عَلَيْهِ فِى الْاٰخِرِيْنَ ۝١٠٩

૧૦૯. અને આવનારી પેઢીઓમાં અમે તેમની યાદ કાયમ કરી (કહ્યું),

سَلٰمٌ عَلٰٓى اِبْرٰهِيْمَ ۝١١٠

૧૧૦. 'ઈબ્રાહીમ ઉપર સલામ થાઓ!

كَذٰلِكَ نَجْزِى الْمُحْسِنِيْنَ ۝١١١

૧૧૧. નેકીઓ કરનારાઓને અમે એવોજ બદલો આપીએ છીએ.

اِنَّهٗ مِنْ عِبَادِنَا الْمُؤْمِنِيْنَ ۝١١٢

૧૧૨. ખરેખર, તે અમારા મોમિન બંદાઓમાંનો હતો.

وَبَشَّرْنٰهُ بِاِسْحٰقَ نَبِيًّا مِّنَ الصّٰلِحِيْنَ ۝١١٣

૧૧૩. અને અમે તેને ઈસ્હાકની ખુશખબર આપી, જે નબી હતો, પરહેઝગાર (સદ્‌ગુણી) હતો.

وَبٰرَكْنَا عَلَيْهِ وَعَلٰٓى اِسْحٰقَ ۗ وَمِنْ ذُرِّيَّتِهِمَا مُحْسِنٌ وَّظَالِمٌ لِّنَفْسِهٖ مُبِيْنٌ ۝١١٤ ع

૧૧૪. અને અમે તેને અને ઈસ્હાકને (અનંત) બરકતો આપી અને તેમના વંશજોમાં (કેટલાક) ભલાઈ કરનારા છે અને બીજા પોતાના ઉપર ખુલ્લેખુલ્લો ઝુલમ કરનારા (પણ) છે. (રુકૂઅ-૩)

وَلَقَدْ مَنَنَّا عَلٰى مُوْسٰى وَهٰرُوْنَ ۝١١٥

૧૧૫. અને બેશક અમે મૂસા તથા હારૂન ઉપર ઉપકાર કર્યો હતો.

وَنَجَّيْنٰهُمَا وَقَوْمَهُمَا مِنَ الْكَرْبِ الْعَظِيْمِ ۝١١٦

૧૧૬. અને તેમને બન્નેને અને તેમની કોમને ભયંકર આફતમાંથી બચાવ્યા હતા.

وَنَصَرْنٰهُمْ فَكَانُوْا هُمُ الْغٰلِبِيْنَ ۝١١٧

૧૧૭. અને અમે તેમની સહાયતા કરી જેથી તેઓ સફળ થયા હતા.

وَاٰتَيْنٰهُمَا الْكِتٰبَ الْمُسْتَبِيْنَ ۝١١٨

૧૧૮. અને અમે તેમને કિતાબ આપી હતી જે (સવાલ વિશે) સમજણ આપનારી હતી.

૧૧. હઝરત ઈબ્રાહીમે જ્યારે હઝરત ઈસ્માઈલને જમીન ઉપર ઊંધા સુવડાવી તેમને ઝબહ કરવાની તૈયારી કરી ત્યારે અલ્લાહે તેમને અટકાવ્યા અને તેમને એક ઘેટું આપી તેની કુરબાની કરવાનો હુકમ આપ્યો જેની યાદ 'હજજ'ના પ્રસંગે ઈદ તરીકે દર વર્ષે ઉજવવામાં આવે છે. આ ઈદને 'ઈદૂલ-અઝહીઆ' કહેવામાં આવે છે.

| | |
|---|---|
| ૧૧૯. અને અમે તેમને સીધા માર્ગે ચલાવ્યો હતો. | وَهَدَيْنٰهُمَا الصِّرَاطَ الْمُسْتَقِيْمَ ﴿١١٩﴾ |
| ૧૨૦. અને આવનારી પેઢીઓમાં અમે (તેમની યાદ) કાયમ કરી (કહ્યું) | وَتَرَكْنَا عَلَيْهِمَا فِى الْاٰخِرِيْنَ ﴿١٢٠﴾ |
| ૧૨૧. 'મૂસા તથા હારૂન ઉપર સલામ થાઓ! | سَلٰمٌ عَلٰى مُوْسٰى وَهٰرُوْنَ ﴿١٢١﴾ |
| ૧૨૨. નેકી કરનારાઓને અમે આવો જ બદલો આપીએ છીએ. | اِنَّا كَذٰلِكَ نَجْزِى الْمُحْسِنِيْنَ ﴿١٢٢﴾ |
| ૧૨૩. બેશક તે બન્ને અમારા મોમિન બંદાઓમાંના હતા. | اِنَّهُمَا مِنْ عِبَادِنَا الْمُؤْمِنِيْنَ ﴿١٢٣﴾ |
| ૧૨૪. અને ખરેખર ઈલ્યાસ[૧૨] (પણ) રસૂલોમાંનો હતો. | وَاِنَّ اِلْيَاسَ لَمِنَ الْمُرْسَلِيْنَ ﴿١٢٤﴾ |
| ૧૨૫. જ્યારે તેણે પોતાની કોમને કહ્યું 'શું તમને અલ્લાહનો ડર નથી? | اِذْ قَالَ لِقَوْمِهٖٓ اَلَا تَتَّقُوْنَ ﴿١٢٥﴾ |
| ૧૨૬. શું તમે 'બા'લ'[૧૩]ને પુકારો છો અને તેને છોડી દો છો જે સર્વોચ્ચત્તમ સર્જનહાર છે, | اَتَدْعُوْنَ بَعْلًا وَّتَذَرُوْنَ اَحْسَنَ الْخَالِقِيْنَ ﴿١٢٦﴾ |
| ૧૨૭. 'અલ્લાહ, તમારો પાલનહાર છે તેમજ તમારા પૂર્વજોનો પણ પાલનહાર છે?' | اللّٰهَ رَبَّكُمْ وَرَبَّ اٰبَآئِكُمُ الْاَوَّلِيْنَ ﴿١٢٧﴾ |
| ૧૨૮. પરંતુ તેમણે તેને જૂઠો ઠરાવ્યો છે, બેશક, તેમને (જવાબ દેવા માટે અલ્લાહ સામે) હાજર કરવામાં આવશે; | فَكَذَّبُوْهُ فَاِنَّهُمْ لَمُحْضَرُوْنَ ﴿١٢٨﴾ |
| ૧૨૯. સિવાય કે જે અલ્લાહના ખાસ બંદાઓ છે. | اِلَّا عِبَادَ اللّٰهِ الْمُخْلَصِيْنَ ﴿١٢٩﴾ |
| ૧૩૦. અને આવનારી પેઢીઓમાં અમે તેની (યાદ) કાયમ કરી (કહ્યું). | وَتَرَكْنَا عَلَيْهِ فِى الْاٰخِرِيْنَ ﴿١٣٠﴾ |
| ૧૩૧. 'ઈલ્યાસ ઉપર સલામ થાઓ!' | سَلٰمٌ عَلٰٓى اِلْ يَاسِيْنَ ﴿١٣١﴾ |
| ૧૩૨. બેશક નેકી કરનારાઓને અમે આવો જ બદલો આપીએ છીએ. | اِنَّا كَذٰلِكَ نَجْزِى الْمُحْسِنِيْنَ ﴿١٣٢﴾ |

૧૨. હઝરત ઈલ્યાસ(અ) અથવા ઈલાઈજાહ ઈસ.પૂર્વ ૯૦૦ પહેલાં થઈ ગયા. તેઓ યરદન નદીની પૂર્વે આવેલી વસ્તી જીલીદના રહેવાસી હતા. એક ઈલ્યાસ હઝરત મૂસા (અ) પહેલાં થઈ ગયા હતા; બીજા ઈલ્યાસ હઝરત યાહ્યા હતા. આ યાહ્યા (અ)ને હઝરત ઈલ્યાસની ઉપમા આપવામાં આવી હતી, જેમણે હઝરત ઈસા (અ)ના આગમનની ખબર આપી હતી; અને ત્રીજા ઈલ્યાસ જે આખર ઝમાનાના મસીહ અને ઈમામ મેહદી પહેલા આવવાના હતા તેમનું નામ હઝરત સૈયદ આહમદ બરેલવી હતું જેમનું મઝાર બાલાકોટ હઝારા જીલ્લામાં છે. (મજલિસ ઈરફાન)

૧૩. હઝરત ઈલ્યાસની કોમ 'બા'લ' નામની સૂર્યદેવતાની પૂજા કરતી હતી. આ કોમ સીરિયામાં આવેલ એક શહેર 'બા'લ બક્ક નામના શહેરમાં આબાદ હતી.

| | |
|---|---|
| ૧૩૩. ખરેખર તે અમારા મોમિન બંદાઓમાંનો હતો. | إِنَّهُۥ مِنْ عِبَادِنَا ٱلْمُؤْمِنِينَ ﴿١٣٢﴾ |
| ૧૩૪. અને બેશક લૂત (પણ) અમારા રસૂલોમાંનો હતો. | وَإِنَّ لُوطًا لَّمِنَ ٱلْمُرْسَلِينَ ﴿١٣٣﴾ |
| ૧૩૫. જ્યારે અમે તેને અને તેના પરિવારને (આફતમાંથી) બચાવી લીધા હતા, | إِذْ نَجَّيْنَٰهُ وَأَهْلَهُۥٓ أَجْمَعِينَ ﴿١٣٤﴾ |
| ૧૩૬. સિવાય એક પ્રૌઢાને[૧૪] જે પાછળ રહી જનારા સાથે હતી. | إِلَّا عَجُوزًا فِى ٱلْغَٰبِرِينَ ﴿١٣٥﴾ |
| ૧૩૭. પછી અમે બાકીનાઓનો સદંતર વિનાશ કરી નાખ્યો. | ثُمَّ دَمَّرْنَا ٱلْءَاخَرِينَ ﴿١٣٦﴾ |
| ૧૩૮. અને બેશક સવારમાં તમે તેમના (ખંડેરો)[૧૫] પાસેથી પસાર થતા રહો છો. | وَإِنَّكُمْ لَتَمُرُّونَ عَلَيْهِم مُّصْبِحِينَ ﴿١٣٧﴾ |
| ૧૩૯. અને રાતના પણ. છતાં પણ તમે કેમ સમજતા નથી? (રુકૂઅ-૪) | وَبِٱلَّيْلِ ۗ أَفَلَا تَعْقِلُونَ ﴿١٣٨﴾ |
| ૧૪૦. અને યૂનુસ[૧૬] (પણ) બેશક રસૂલોમાંનો હતો.' | وَإِنَّ يُونُسَ لَمِنَ ٱلْمُرْسَلِينَ ﴿١٣٩﴾ |
| ૧૪૧. જ્યારે તે નાસીને એક ભરેલા વહાણ પાસે પહોંચ્યો, | إِذْ أَبَقَ إِلَى ٱلْفُلْكِ ٱلْمَشْحُونِ ﴿١٤٠﴾ |
| ૧૪૨. પછી તેણે ફાલ[૧૭] કઢાવી (ખલાસીઓ સાથે કુર્રા કઢાવ્યા) જેથી તેને જ નુકસાન થયું. | فَسَاهَمَ فَكَانَ مِنَ ٱلْمُدْحَضِينَ ﴿١٤١﴾ |
| ૧૪૩. અને તેને (એક મોટી) માછલીએ ગળી લીધો અને તેણે (સ્વયં પોતાને) દોષિત ઠેરવ્યો.[૧૮] | فَٱلْتَقَمَهُ ٱلْحُوتُ وَهُوَ مُلِيمٌ ﴿١٤٢﴾ |

૧૪. હઝરત લૂત (અ)ની પત્ની જે બદકારોમાં ભળી ગઈ હતી, તે પોતાના પરિવારથી છૂટી થઈ બદકારો સાથે ભળી ગઈ અને અઝાબનો ભોગ બની.

૧૫. હઝરત લૂત (અ)ની કોમની ઉજજડ વસ્તીઓના ચિન્હો હજી સુધી કાયમ છે જે 'સદોમ તથા ગમોર્રાહ'ના નામે પ્રખ્યાત છે.

૧૬. હઝરત યૂનુસ (અ) ઈસરાઈલી નબી હતા જે ઈ.સ. ૯માં રાજા યરોબામ (બીજા) અથવા યહવાઝના શાસનકાળમાં થઈ ગયા હતા.

૧૭. બાઈબલના વૃતાંત પ્રમાણે અલ્લાહે હઝરત યૂનુસ (અ)ને નૈનવાહ તરફ જઈ ઉપદેશ આપવાનું ફરમાન કર્યું હતું, પરંતુ તેઓ તરશીશ તરફ ચાલ્યા ગયા હતા. કુરઆન આ વૃત્તાંતને રદ કરે છે.

કુરઆન પ્રમાણે તે કોમે અલ્લાહના ફરમાનનો ઈન્કાર કર્યો હોવાથી હઝરત યૂનુસ (અ) તેમનાથી નારાજ થઈ ત્યાંથી ચાલી નીકળ્યા. બાદમાં અઝાબના ચિન્હો જણાતા તે કોમ ભય પામી ઈમાન લઈ આવી અને તેમના પરિવર્તનના પરિણામે તેમનો ઉપરનો અઝાબ ટળી ગયો હતો.

૧૮. હઝરત યૂનુસ (અ) જે વહાણમાં સવાર થયા હતા તે તોફાનમાં સપડાઈ જતાં નાવિકોએ કોણ અપશુકનિયાળ છે તે જોવા માટે કુર્રા ચીઠ્ઠીઓ નાખી (પાસા ફેંક્યા) જેમાં હઝરત યૂનુસ (અ)નું નામ

فَلَوْلَآ اَنَّهٗ كَانَ مِنَ الْمُسَبِّحِيْنَ

૧૪૪. અને જો તે (અલ્લાહની) યાદ કરનારો નહોત,

لَلَبِثَ فِيْ بَطْنِهٖٓ اِلٰى يَوْمِ يُبْعَثُوْنَ

૧૪૫. તો તે અવશ્ય ક્યામત સુધી તેના પેટમાં પડયો રહેત.

فَنَبَذْنٰهُ بِالْعَرَآءِ وَهُوَ سَقِيْمٌ

૧૪૬. પછી અમે તેને ખુલ્લા મેદાનમાં ફેંકી દીધો, અને. તે માંદો પડયો;

وَاَنْۢبَتْنَا عَلَيْهِ شَجَرَةً مِّنْ يَّقْطِيْنٍ

૧૪૭. અને અમે તેના ઉપર તુંબડાની વેલ ઉગાવી તેના ઉપર છાંયો કર્યો.ઢાંકી દીધો.

وَاَرْسَلْنٰهُ اِلٰى مِائَةِ اَلْفٍ اَوْ يَزِيْدُوْنَ

૧૪૮. અને અમે તેને આશરે એક લાખથી વધુની સંખ્યા(ની કોમ) તરફ રસૂલ બનાવી મોકલાવ્યો હતો,

فَاٰمَنُوْا فَمَتَّعْنٰهُمْ اِلٰى حِيْنٍ

૧૪૯. અને તે લોકો ઈમાન લઈ આવ્યા અને અમે તેમને એક મુદત સુધી સુખ સગવડો આપી.

فَاسْتَفْتِهِمْ اَلِرَبِّكَ الْبَنَاتُ وَلَهُمُ الْبَنُوْنَ

૧૫૦. હવે તું તેમને પૂછ 'શું તમારા પરવરદિગાર માટે પુત્રીઓ હોવી જોઈએ અને પુત્રો તમારા હોવા જોઈએ?

اَمْ خَلَقْنَا الْمَلٰٓئِكَةَ اِنَاثًا وَّهُمْ شٰهِدُوْنَ

૧૫૧. શું અમે સ્ત્રીઓના રૂપમાં (કોઈ) ફરિશ્તાઓ સર્જ્યાં છે કે જેના તેઓ સાક્ષી હોય?

اَلَآ اِنَّهُمْ مِّنْ اِفْكِهِمْ لَيَقُوْلُوْنَ

૧૫૨. હકીકતમાં આ જે તેઓ કહી રહ્યા છે તે તેમનું ઘડી કાઢેલું છે (કે)—

وَلَدَ اللّٰهُ وَاِنَّهُمْ لَكٰذِبُوْنَ

૧૫૩. અલ્લાહને સંતાન છે, અને તેઓ ખરેખર જૂઠા છે.

اَصْطَفَى الْبَنَاتِ عَلَى الْبَنِيْنَ

૧૫૪. (અથવા) શું તેણે પુત્રોને બદલે પુત્રીઓ પર પસંદગી ઊતારી છે?

مَا لَكُمْ كَيْفَ تَحْكُمُوْنَ

૧૫૫. આ તમને શું થઈ ગયું છે? તમે આ કેવો ઈન્સાફ કરો છો?

---

નીકળતાં તેમને ભર દરિયે ફેંકી દેવામાં આવ્યા. સમુદ્રમાં એક મોટું માછલું તેમને ગળી ગયું અને ત્રણ દિવસ પછી , કિનારા ઉપરના એક મેદાનમાં માછલાએ તેમને ફેંકી દીધા, ત્રણ દિવસ સુધી ખાધાપીધા વિના રહેવાના કારણે તેઓ અશક્તિથી બીમાર પડી ગયા. થોડા સમય બાદ તેઓ પોતાની કોમ તરફ આવ્યા ત્યારે આ લોકો તેમના ઉપર ઈમાન લાવી ચૂકયા હતા. તેમણે પોતાની કોમથી દૂર ભાગી જવાની ઉતાવળ કરવા માટે પોતાને જ દોષિત ઠરાવ્યા.

હઝરત યૂનુસ (અ)ના પ્રવાસની ભૂમિ લિબનાન હોઈ શકે પરંતુ ત્યાંના સમુદ્રમાં 'વહેલ' નામનું મોટું માછલું હોય તેવું અત્યારે જણાતું નથી. બનવાજોગ છે કે કોઈ સમયમાં ત્યાં તેવા મોટા જળચરો હોય. વર્તમાન કાળમાં દૂર ઉત્તરના દેશોમાં વહેલોના શિકાર ઉપર પ્રતિબંધ નાખવાની ચર્ચાઓ ચાલી રહી છે તેવી જ રીતે અહીં પણ વહેલોને મારીને કદાચ ખાઈ જવાતી હશે, તેના કારણે આજે કદાચ તેમનું નામ અહીં નથી દેખાતું. (મજલીસ ઈરફાન)

أَفَلَا تَذَكَّرُونَ ﴿١٥٥﴾

૧૫૬. તો તમે (થોડો પણ) વિચાર નહિ કરો?

أَمْ لَكُمْ سُلْطَانٌ مُّبِينٌ ﴿١٥٦﴾

૧૫૭. અથવા તમારી પાસે કોઈ સંગીન દલીલ છે?

فَأْتُوا بِكِتَابِكُمْ إِن كُنتُمْ صَادِقِينَ ﴿١٥٧﴾

૧૫૮. તો લાવો તમારી કિતાબ, જો તમે સાચા છો તો.

وَجَعَلُوا بَيْنَهُ وَبَيْنَ الْجِنَّةِ نَسَبًا ۚ وَلَقَدْ عَلِمَتِ الْجِنَّةُ إِنَّهُمْ لَمُحْضَرُونَ ﴿١٥٨﴾

૧૫૯. અને તેઓ અલ્લાહ અને જીન્ન વચ્ચે સગાઈના સંબંધ જોડી કાઢે છે જ્યારે જીન્નો પોતે જાણે છે કે તેમને (અલ્લાહ સામે) હાજર કરવામાં આવશે.

سُبْحَانَ اللَّهِ عَمَّا يَصِفُونَ ﴿١٥٩﴾

૧૬૦. અલ્લાહની સીફત (લાક્ષણિકતા)નું જે વર્ણન તેઓ કરે છે તેનાથી તે હસ્તી બેહદ પવિત્ર છે.

إِلَّا عِبَادَ اللَّهِ الْمُخْلَصِينَ ﴿١٦٠﴾

૧૬૧. પરંતુ અલ્લાહના ચુનંદા બંદાઓ (આવું નથી કરતા).

فَإِنَّكُمْ وَمَا تَعْبُدُونَ ﴿١٦١﴾

૧૬૨. ખરેજ તમે અને જેની તમે પૂજા કરો છો—

مَا أَنتُمْ عَلَيْهِ بِفَاتِنِينَ ﴿١٦٢﴾

૧૬૩. તમારા સૌમાંથી એક પણ, (કોઈને) અલ્લાહની વિરુદ્ધ બહેકાવી નહિ શકે,

إِلَّا مَنْ هُوَ صَالِ الْجَحِيمِ ﴿١٦٣﴾

૧૬૪. સિવાય તે જે જહન્નમમાંજલનાર હશે.

وَمَا مِنَّا إِلَّا لَهُ مَقَامٌ مَّعْلُومٌ ﴿١٦٤﴾

૧૬૫. (અને ફરિશ્તાઓએ કહ્યું) 'અમારામાંથી કોઈ પણ એવો નથી જેનું સ્થાન મુકર્રર ન થએલું હોય.

وَإِنَّا لَنَحْنُ الصَّافُّونَ ﴿١٦٥﴾

૧૬૬. 'અને અમે સૌ (અલ્લાહ સમક્ષ) અદબથી હારબંધ ઊભા રહેનારા છીએ.

وَإِنَّا لَنَحْنُ الْمُسَبِّحُونَ ﴿١٦٦﴾

૧૬૭. 'અને ખરેખર અમે (અલ્લાહની) હમ્દો સના કરતા રહીએ છીએ.'

وَإِن كَانُوا لَيَقُولُونَ ﴿١٦٧﴾

૧૬૮. અને, ખરેખર તે (ઈન્કાર કરનારા)ઓ હમેશાં કહેતા રહેતા,

لَوْ أَنَّ عِندَنَا ذِكْرًا مِّنَ الْأَوَّلِينَ ﴿١٦٨﴾

૧૬૯. કે જો અમારી પાસે તેવો ઉપદેશ આવત જેવો પહેલાંના લોકો પાસે આવ્યો હતો,

لَكُنَّا عِبَادَ اللَّهِ الْمُخْلَصِينَ ﴿١٦٩﴾

૧૭૦. 'તો અમે પણ અલ્લાહના પ્યારા બંદા બની ગયા હોત.'

فَكَفَرُوا بِهِ ۖ فَسَوْفَ يَعْلَمُونَ ﴿١٧٠﴾

૧૭૧. છતાં (તેમની પાસે કલામ આવ્યું ત્યારે) તેમણે ઈન્કાર કર્યો છે પરંતુ તેમને વેળાસર સઘળું જણાઈ રહેશે.

وَلَقَدْ سَبَقَتْ كَلِمَتُنَا لِعِبَادِنَا الْمُرْسَلِينَ ۝١٧١
اِنَّهُمْ لَهُمُ الْمَنْصُوْرُوْنَ ۝١٧٢
وَاِنَّ جُنْدَنَا لَهُمُ الْغٰلِبُوْنَ ۝١٧٣
فَتَوَلَّ عَنْهُمْ حَتّٰى حِيْنٍ ۝١٧٤
وَّاَبْصِرْهُمْ فَسَوْفَ يُبْصِرُوْنَ ۝١٧٥
اَفَبِعَذَابِنَا يَسْتَعْجِلُوْنَ ۝١٧٦
فَاِذَا نَزَلَ بِسَاحَتِهِمْ فَسَآءَ صَبَاحُ الْمُنْذَرِيْنَ ۝١٧٧
وَتَوَلَّ عَنْهُمْ حَتّٰى حِيْنٍ ۝١٧٨
وَّاَبْصِرْ فَسَوْفَ يُبْصِرُوْنَ ۝١٧٩
سُبْحٰنَ رَبِّكَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُوْنَ ۝١٨٠
وَسَلٰمٌ عَلَى الْمُرْسَلِيْنَ ۝١٨١
وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ۝١٨٢

૧૭૨. અને નિ:સંદેહ અમારા બંદાઓ, (અને) રસૂલો વિશે અમારો નિર્ણય પહેલાથી અપાઈ ગયો છે,

૧૭૩. કે તેમની મદદ અવશ્ય કરવામાં આવશે.

૧૭૪. અને બેશક અમારું જ લશ્કર ફતેહમંદ થશે.

૧૭૫. માટે તું તેમનાથી થોડા સમય માટે વિમુખ થઈજા,

૧૭૬. અને તેમને જોતો રહે, કારણ કે તેમને જલ્દી સઘળું જણાઈ રહેશે.

૧૭૭. તો શું તેઓ અમારા અઝાબ માટે ઉતાવળ કરી રહ્યા છે?

૧૭૮. પરંતુ તે તેમના આંગણે [૧૯] ઊતરશે તો જેમને ચેતવી દેવામાં આવ્યો હતો તેમના માટે તે બેહદ અશુભ સવાર હશે.

૧૭૯. માટે તું થોડા સમય માટે તેમનાથી વિમુખ થઈજા.

૧૮૦. અને તું જોતો રહે, કારણ કે તેઓ વેળાસર (પોતાની દુર્દશા) જોઈ લેશે.

૧૮૧. પાક છે તારો પરવરદિગાર, ઈઝઝતવાળો છે, તેઓ (અલ્લાહ વિશે) જે વાતો કરે છે તેનાથી અલ્લાહ બેહદ ઉચ્ચતર છે!

૧૮૨. અને રસૂલો ઉપર સદા સલામ થાઓ.'

૧૮૩. અને સર્વ તા'રીફના લાયક અલ્લાહ છે જે તમામ જહાનોનો પાલનહાર છે.

---

૧૯. આ સંકેત મક્કાની ફતેહ તરફ થયો જણાય છે તે દિવસ મક્કાવાસીઓ માટે બેહદ 'અશુભ' હતો જ્યારે દસ હઝાર મુસ્લિમો મક્કાના પરાંઓમાં દાખલ થયા હતા. મક્કાવાસીઓ રૂસ્વાઈ તથા નાકામીઓમાં ચોતરફથી ઘેરાઈ ગયા હતા, અને ઈસ્લામ વિરુદ્ધ તેમની તમામ ચાલોમાં સ્વયં પોતે જ ફસાઈ ગયા.

آياتها ٨٨ (٣٨) سُورَةُ صٓ مَكِّيَّةٌ ركوعاتها ٥

## સૂરાહ સ્વાદ

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. સ્વાદ,[૧] નસિહતોથી ભરપૂર કુરઆનના સોગંદ છે, (કે આ સત્ય કલામ છે).

૩. પરંતુ જે (તેના ઉપર) ઈમાન નથી લાવતા તેઓ ગર્વથી દુશ્મનીમાં[૨] (ઊતરી પડયા) છે.

૪. તેમના પહેલાં અમે કેટલા વંશોનો વિનાશ કરી ચૂકયા છીએ! જેમણે ઘણા કાલાવાલા કર્યા, પરંતુ ત્યારે છૂટકારા માટે સમય ન રહ્યો હતો.

૫. તેમના માટે આ આશ્ચર્યની બાબત છે કે તેમની અંદરથી જ તેમને ચેતવનાર આવ્યો છે; અને કાફરો કહે છે 'આ તો જાદુગર છે, અને તદ્દન જૂઠો છે.

૬. 'શું તેણે (ઘણા બધા) મા'બૂદોનો એકજ મા'બૂદ બનાવી દીધો? આ તો ખરેખર બહુ જ નવાઈની વાત છે.'

૭. અને તેમના આગેવાનોએ ખુલ્લી રીતે કહ્યું, 'જાઓ અને તમારા મા'બૂદોને દ્રઢતાપૂર્વક, વળગી રહો, આ તો કોઈ ફરેબી ચાલ લાગે છે.

૮. 'અમે કદાપિ આવી વાત પહેલાંના દીનમાં સાંભળી નથી.[3] આ એક ઉપજાવી કાઢેલા (અસત્ય) સિવાય બીજું કંઈ નથી.

૯. 'શું અમારામાંથી ઉપદેશ તેનાજ ઉપર ઉતરવાનો હતો?' બલ્કે તેઓ મારી નસિહતોની બાબતમાં શંકાશીલ બન્યા છે. બલ્કે તેમણે મારો અઝાબ હજી નથી ચાખ્યો.

بِسْمِ اللَّهِ الرَّحْمَٰنِ الرَّحِيمِ ①

صٓ وَالْقُرْآنِ ذِي الذِّكْرِ ②

بَلِ الَّذِينَ كَفَرُوا فِي عِزَّةٍ وَشِقَاقٍ ③

كَمْ أَهْلَكْنَا مِن قَبْلِهِم مِّن قَرْنٍ فَنَادَوا وَّلَاتَ حِينَ مَنَاصٍ ④

وَعَجِبُوا أَن جَاءَهُم مُّنذِرٌ مِّنْهُمْ ۖ وَقَالَ الْكَافِرُونَ هَٰذَا سَاحِرٌ كَذَّابٌ ⑤

أَجَعَلَ الْآلِهَةَ إِلَٰهًا وَاحِدًا ۖ إِنَّ هَٰذَا لَشَيْءٌ عُجَابٌ ⑥

وَانطَلَقَ الْمَلَأُ مِنْهُمْ أَنِ امْشُوا وَاصْبِرُوا عَلَىٰ آلِهَتِكُمْ ۖ إِنَّ هَٰذَا لَشَيْءٌ يُرَادُ ⑦

مَا سَمِعْنَا بِهَٰذَا فِي الْمِلَّةِ الْآخِرَةِ إِنْ هَٰذَا إِلَّا اخْتِلَاقٌ ⑧

أَأُنزِلَ عَلَيْهِ الذِّكْرُ مِن بَيْنِنَا ۚ بَلْ هُمْ فِي شَكٍّ مِّن ذِكْرِي ۖ بَل لَّمَّا يَذُوقُوا عَذَابِ ⑨

---

૧. સ્વાદ- 'હું અલ્લાહ છું સત્ય છું.'

૨. હઝરત આદમ (અ)થી પોતાની ઉત્પતિને શ્રેષ્ઠ ગણી જેણે અલ્લાહને કહ્યું 'હું તેનાથી બેહતર છું,' તે ઈબ્લીસના પગલે ચાલનારાઓ પ્રત્યેક નબીના સમયમાં લોકોના મન ઉપર પોતાનું વર્ચસ્વ જમાવવાની કોશિષ કરતા રહ્યા અને લોકોને સત્ય સ્વીકારવાથી અટકાવતા રહ્યા.

૩. ઈસ્લામ પહેલાંના કોઈ મઝહબમાં તૌહીદનું શુદ્ધ રૂપ બાકી રહ્યું ન હતું.

૧૦. શું તારા સર્વશકિતશાળી, મહાઉદાર પરવરદિગારના ખઝાના તેમના અધિકારમાં છે?

૧૧. અથવા શું આકાશો તથા પૃથ્વી અને તેમની વચ્ચે જે કંઈ છે તેના ઉપર તેમની સત્તા છે? જો હોય તો તેના આધારે ભલે તેઓ ઉપર ચડી જાય.(૪)

૧૨. આ સંગઠિત લશ્કરોમાંનું ટોળું છે જે (બેશક) અહીં હાર ભોગવશે.

૧૩. તેમની પહેલાં નૂહની તથા આદની તથા ફિરઔનની કોમે (પણ રસૂલોને) જૂઠા ઠરાવ્યા હતા.

૧૪. અને સમુદની તથા લૂતની કોમ તથા વનમાં રહેનારાઓ (હઝરત શોએબની કોમ) એકજ રૂઢી(૫) ઉપર ચાલનારા હતા.

૧૫. તેઓમાંના સૌએ રસૂલોને ખોટા ઠરાવ્યા હતા પરિણામે તેઓ મારી શિક્ષાને પાત્ર બન્યા. (રુકૂઅ-૧)

૧૬. અને તેઓ માત્ર એકજ ધડાકાની રાહ જોઈ રહ્યા છે તો તેને આવવામાં વાર નહિ લાગે.

૧૭. તેઓ કહે છે ‘હે અમારા પરવરદિગાર, હિસાબના દિવસ પહેલાં જ અમને અમારા હિસ્સાનો (અઝાબ) આપી દે.’

૧૮. (હે રસૂલ) તું તેમની વાતો સાંભળીને સબ્રથી કામ લે, અને અમારા બળવાન બંદા દાઉદને યાદ કર, બેશક તે નિત્ય (અલ્લાહ તરફ) રજૂ થનારો હતો.

૧૯. અમે પર્વતોને તેને આધીન કર્યા હતા, જે સાંજ સવાર તેની સાથે અલ્લાહની હમ્દ (સ્તુતિ)માં મગ્ન રહેતા હતા.

૨૦. અને અમે પક્ષીઓને (તેની સત્તા નીચે) એકત્રિત કર્યા જે તેની તાબેદારી કરતા હતા.

૨૧. અને અમે તેનું રાજ્યને મઝબૂત બનાવ્યું અને તેને હિકમત તથા ઈન્સાફની નઝર આપી.

૨૨. અને શું તને તે ફરિયાદીઓની ખબર પહોંચી જે (તેના મહેલની) દીવાલ કૂદીને (અંદર) ગયા હતા?

أَمْ عِندَهُمْ خَزَآئِنُ رَحْمَةِ رَبِّكَ الْعَزِيزِ الْوَهَّابِ (10)

أَمْ لَهُم مُّلْكُ السَّمٰوٰتِ وَالْأَرْضِ وَمَا بَيْنَهُمَا فَلْيَرْتَقُوا فِي الْأَسْبَابِ (11)

جُندٌ مَّا هُنَالِكَ مَهْزُومٌ مِّنَ الْأَحْزَابِ (12)

كَذَّبَتْ قَبْلَهُمْ قَوْمُ نُوحٍ وَعَادٌ وَفِرْعَوْنُ ذُو الْأَوْتَادِ (13)

وَثَمُودُ وَقَوْمُ لُوطٍ وَأَصْحٰبُ لْـَٔيْكَةِ أُولٰٓئِكَ الْأَحْزَابُ (14)

ع إِن كُلٌّ إِلَّا كَذَّبَ الرُّسُلَ فَحَقَّ عِقَابِ (15)

وَمَا يَنظُرُ هٰٓؤُلَآءِ إِلَّا صَيْحَةً وَاحِدَةً مَّا لَهَا مِن فَوَاقٍ (16)

وَقَالُوا رَبَّنَا عَجِّل لَّنَا قِطَّنَا قَبْلَ يَوْمِ الْحِسَابِ (17)

اصْبِرْ عَلٰى مَا يَقُولُونَ وَاذْكُرْ عَبْدَنَا دَاوُدَ ذَا الْأَيْدِ إِنَّهُ أَوَّابٌ (18)

إِنَّا سَخَّرْنَا الْجِبَالَ مَعَهُ يُسَبِّحْنَ بِالْعَشِيِّ وَالْإِشْرَاقِ (19)

وَالطَّيْرَ مَحْشُورَةً كُلٌّ لَّهُ أَوَّابٌ (20)

وَشَدَدْنَا مُلْكَهُ وَآتَيْنٰهُ الْحِكْمَةَ وَفَصْلَ الْخِطَابِ (21)

وقف لازم وَهَلْ أَتٰىكَ نَبَؤُا الْخَصْمِ إِذْ تَسَوَّرُوا الْمِحْرَابَ (22)

---

૪. પોતાના બળ તથા જ્ઞાનનો ઉપયોગ કરી જુએ.

૫. માન્યતા તથા વલણમાં એકસરખા.

إِذْ دَخَلُوا عَلَىٰ دَاوُودَ فَفَزِعَ مِنْهُمْ قَالُوا لَا تَخَفْ خَصْمَانِ بَغَىٰ بَعْضُنَا عَلَىٰ بَعْضٍ فَاحْكُمْ بَيْنَنَا بِالْحَقِّ وَلَا تُشْطِطْ وَاهْدِنَا إِلَىٰ سَوَاءِ الصِّرَاطِ ﴿٢٣﴾

إِنَّ هَٰذَا أَخِي لَهُ تِسْعٌ وَتِسْعُونَ نَعْجَةً وَلِيَ نَعْجَةٌ وَاحِدَةٌ فَقَالَ أَكْفِلْنِيهَا وَعَزَّنِي فِي الْخِطَابِ ﴿٢٤﴾

قَالَ لَقَدْ ظَلَمَكَ بِسُؤَالِ نَعْجَتِكَ إِلَىٰ نِعَاجِهِ وَإِنَّ كَثِيرًا مِنَ الْخُلَطَاءِ لَيَبْغِي بَعْضُهُمْ عَلَىٰ بَعْضٍ إِلَّا الَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ وَقَلِيلٌ مَا هُمْ وَظَنَّ دَاوُودُ أَنَّمَا فَتَنَّاهُ فَاسْتَغْفَرَ رَبَّهُ وَخَرَّ رَاكِعًا وَأَنَابَ ۩ ﴿٢٥﴾

فَغَفَرْنَا لَهُ ذَٰلِكَ وَإِنَّ لَهُ عِنْدَنَا لَزُلْفَىٰ وَحُسْنَ مَآبٍ ﴿٢٦﴾

૨૩. (અને) દાઉદ સમક્ષ આવ્યા ત્યારે તેમને જોઈને તે ગભરાઈ ગયો, તેમણે કહ્યું 'તું ડરીશ નહિ અમે બન્ને ફરિયાદી છીએ. અમારામાંના એકથી બીજાને અન્યાય થઈ રહ્યો[૬] છે માટે તું અમારી વચ્ચે ઈન્સાફ કર. અમને અન્યાયના રસ્તે ન લઈ જઈશ અને અમને સીધો રસ્તો બતાવ.

૨૪. 'આ મારો ભાઈ છે, તેની પાસે નવ્વાણું ઘેટીઓ છે અને મારી પાસે માત્ર એકજ છે તે પણ તેને સોંપી દેવાની તે માગણી કરે છે, અને તે મારા ઉપર દબાણ કરે છે.[૭]

૨૫. (દાઉદે) કહ્યું 'બેશક તેની આટલી બધી ઘેટીઓ હોવા છતાં તારી ઘેટી માગી તેણે તારી સાથે અન્યાય કર્યો છે. અને બેશક ઘણા ભાગીદારો એકબીજા સાથે અન્યાય કરતા જ હોય છે, સિવાય તે જે ઈમાન લાવ્યા હોય, અને સદાચારી હોય, પણ તેવા થોડાક જ હોય છે.' અને દાઉદને ખાતરી થઈ કે અમે તેની પરિક્ષા લીધી હતી; પછી તેણે પાલનહાર પાસેથી માફી માગી અને સિજદામાં પડી (તેની સામે) રજૂ થયો.[૮]

૨૬. જેથી અમે તેને ક્ષમા[૯] આપી; બેશક તેણે અમારી નઝદિકી અને ઉત્તમ ઠેકાણું (બન્ને) મેળવી લીધાં.

૬. ઈતિહાસથી હઝરત દાઉદ (અ) તથા હઝરત સુલયમાન (અ) નું રાજ્ય બળવાન તથા સમૃદ્ધ હોવાના પ્રમાણો મળે છે, છતાં કાવતરા કરનારાઓ તેમાં અરાજકતા ફેલાવવા તેમજ હઝરત દાઉદ (અ)ને કતલ કરવા માટે પ્રયત્નશીલ રહેતા. આ આયતમાં જણાવેલા ફરિયાદીઓ કે વાદી પ્રતિવાદી વાસ્તવમાં હઝરત દાઉદ (અ)ને કતલ કરવાના ઈરાદાથી તેમના અંતપુરમાં ઘુસી ગયા હતા. પરંતુ તેમને સાવધ તથા ખબરદાર જોઈ પોતાના આવવાના હેતુ વિશે તેમણે બહાનું આગળ ધર્યું કે તેમને શંકાના આધારે સઝા ન આપવામાં આવે.

૭. આ સો ઘેટીઓની કહાણી દ્વારા તેમણે માર્મિક ઈલ્ઝામ લગાવ્યો હતો કે હઝસ દાઉદ (અ) એક ઝાલિમ સત્તાધીશ છે જે નાના નાના કબીલાઓને પોતાની રાજ્ય સત્તામાં બળપૂર્વક જોડી દેવા ચાહે છે.

૮. હઝરત દાઉદ (અ)એ આ ઘટનાને અલ્લાહ તરફથી આવેલી એક ચેતવણી માની અને અલ્લાહની હુજૂરમાં તેમણે શુકરાનાનો સિજદો કર્યો.

૯. હઝરત દાઉદ (અ) એ કોઈ ગુનાહિત કામ ન કર્યું હતું. બાઈબલમાં તેમના ઉપર વ્યાભિચાર કરવાનું તોહમત મૂકવામાં આવ્યું છે. કુરઆન મજીદમાં તેમના વિશે અલ્લાહે ફરમાવ્યું છે. (જૂઓ. ૨. શમુએલ પ્ર. ૧૧ આયાત ૪ તથા ૫) 'અલ્લાહે તેમને કુરબત બક્ષી પોતાનો મુકર્રબ બનાવ્યો.'

يٰدَاوٗدُ اِنَّا جَعَلْنٰكَ خَلِيْفَةً فِى الْاَرْضِ فَاحْكُمْ بَيْنَ النَّاسِ بِالْحَقِّ وَلَا تَتَّبِعِ الْهَوٰى فَيُضِلَّكَ عَنْ سَبِيْلِ اللّٰهِ ؕ اِنَّ الَّذِيْنَ يَضِلُّوْنَ عَنْ سَبِيْلِ اللّٰهِ لَهُمْ عَذَابٌ شَدِيْدٌۢ بِمَا نَسُوْا يَوْمَ الْحِسَابِ ﴿٢٦﴾

૨૭. 'હે દાઉદ અમે તને ધરતીમાં અમારો ખલિફો (પ્રતિનિધિ) નિમ્યો છે, માટે તું લોકો વચ્ચે ન્યાયપૂર્વક ફેંસલો કર અને પોતાની મનોકામના પાછળ ન ચાલ, જે તને અલ્લાહની રાહથી રખડાવી દેશે. બેશક જે અલ્લાહની રાહથી ભટકી જાય છે તેને દર્દનાક અઝાબ મળશે, કારણ કે તેઓ કયામતના દિવસને ભૂલી ગયા હશે. (રુકૂઅ - ૨)

وَمَا خَلَقْنَا السَّمَآءَ وَالْاَرْضَ وَمَا بَيْنَهُمَا بَاطِلًا ؕ ذٰلِكَ ظَنُّ الَّذِيْنَ كَفَرُوْا ۚ فَوَيْلٌ لِّلَّذِيْنَ كَفَرُوْا مِنَ النَّارِ ﴿٢٧﴾

૨૮. અને આકાશ તથા ધરતી તથા તેની વચ્ચે જે કંઈ છે તેને અમે કોઈ હેતુ વગર નથી સર્જ્યાં. આવી ખોટી માન્યતા ઈમાન ન લાવનારાઓની છે. બેશક કાફરોનો વિનાશ આગથી થનારો છે.

اَمْ نَجْعَلُ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ كَالْمُفْسِدِيْنَ فِى الْاَرْضِ ۫ اَمْ نَجْعَلُ الْمُتَّقِيْنَ كَالْفُجَّارِ ﴿٢٨﴾

૨૯. શું જે ઈમાન લાવી નેકી કરે છે અને જે પૃથ્વીમાં ફિસાદ મચાવે છે શું તેમની સાથે અમે એક જેવો વર્તાવ કરશું? શું અમે પરહેઝગારોને અને બદકારોને એક સરખા ગણીશું?

كِتٰبٌ اَنْزَلْنٰهُ اِلَيْكَ مُبٰرَكٌ لِّيَدَّبَّرُوْٓا اٰيٰتِهٖ وَلِيَتَذَكَّرَ اُولُوا الْاَلْبَابِ ﴿٢٩﴾

૩૦. આ અનંત બરકતોવાળી કિતાબ છે જે અમે તારી તરફ ઊતારી છે કે લોકો તેની આયતો ઉપર વિચાર કરે અને સમજદારી ધરાવનારાઓ તેનાથી બોધ ગ્રહણ કરે.

وَوَهَبْنَا لِدَاوٗدَ سُلَيْمٰنَ ؕ نِعْمَ الْعَبْدُ ؕ اِنَّهٗٓ اَوَّابٌ ﴿٣٠﴾

૩૧. અને અમે દાઉદને સુલયમાન[10] અર્પણ કર્યો હતો, ખરેખર તે ભલો બંદો હતો. તે નિત્ય (અલ્લાહ તરફ) રજૂ થનારો હતો.

اِذْ عُرِضَ عَلَيْهِ بِالْعَشِيِّ الصّٰفِنٰتُ الْجِيَادُ ﴿٣١﴾

૩૨. જ્યારે તેની સામે સાંજ ટાણે બહુજ પાણીદાર[11] ઘોડા લાવવામાં આવ્યા હતા,

فَقَالَ اِنِّىْٓ اَحْبَبْتُ حُبَّ الْخَيْرِ عَنْ ذِكْرِ رَبِّىْ ۚ حَتّٰى تَوَارَتْ بِالْحِجَابِ ﴿٣٢﴾

૩૩. (ત્યારે) તેણે કહ્યું 'હું ઘોડાઓને એટલા માટે પ્યાર કરું કે તે મને અલ્લાહની યાદ અપાવે[12] છે પછી જ્યારે તે ઓટ પાછળ ચાલ્યા ગયા (તો તેણે કહ્યું)

رُدُّوْهَا عَلَىَّ ؕ فَطَفِقَ مَسْحًاۢ بِالسُّوْقِ وَالْاَعْنَاقِ ﴿٣٣﴾

૩૪. તેમને મારી પાસે પાછા લાવો. પછી તે તેમના પગ તથા ગરદન ઉપર હાથ[13] ફેરવવા લાગ્યો.

---

૧૦. હઝરત દાઉદ (અ) હઝરત સુલયમાન (અ)ના પિતા હતા.

૧૧. તેજ રફતાર, ઝડપથી દોડનારા.

૧૨. અલ્લાહે હઝરત સુલયમાન (અ)ને બળ આપ્યું તથા દોલત અપર્ણ કરી હતી. તેમનું રાજ્ય ઘણું ફેલાએલું હોવાથી તેમણે મોટું લશ્કર રાખ્યું હતું, જેના કારણે તેમને ઘોડાઓ સાથે બહુજ લગાવ હતો.

૧૩. 'મસહ'નો અર્થ 'કાપવું' તેમજ 'થાબળવું કે પંપાળવું' પણ નીકળે છે. ઘણા વિવેચકોના

۞ وَلَقَدْ فَتَنَّا سُلَيْمٰنَ وَاَلْقَيْنَا عَلٰى كُرْسِيِّهٖ جَسَدًا ثُمَّ اَنَابَ ﴿٣٤﴾

૩૫. અને અમે સુલયમાનની પણ અજમાયશ કરી હતી. અમે તેના તખ્ત ઉપર (એક નિર્જીવ) લાશ[૧૪] લાવીને નાખી. પછી તે (અલ્લાહ તરફ) રજૂ થયો હતો.

قَالَ رَبِّ اغْفِرْ لِيْ وَهَبْ لِيْ مُلْكًا لَّا يَنْۢبَغِيْ لِاَحَدٍ مِّنْۢ بَعْدِيْ ۚ اِنَّكَ اَنْتَ الْوَهَّابُ ﴿٣٥﴾

૩૬. તેણે કહ્યું 'હે મારા પરવરદિગાર, મને ક્ષમા આપ અને મને એવી બાદશાહી આપ જે મારા પછી કોઈને પણ ફાવે નહિ[૧૫] બેશક તું જ મહાન દાતા છે.'

فَسَخَّرْنَا لَهُ الرِّيْحَ تَجْرِيْ بِاَمْرِهٖ رُخَآءً حَيْثُ اَصَابَ ﴿٣٦﴾

૩૭. જેથી અમે પવનને તેને તાબે કર્યો જે તેના હુકમથી ફૂંકાતો અને તેની ઈચ્છીત જગ્યાએ ધીમે ધીમે તેને પહોંચાડી દેતો.

وَالشَّيٰطِيْنَ كُلَّ بَنَّآءٍ وَّغَوَّاصٍ ﴿٣٧﴾

૩૮. તેમજ જીન્નોને[૧૬] પણ તેના તાબે કર્યા હતા જે બાંધકામ કરનારા તથા મરજીવા[૧૭] હતા.

وَّاٰخَرِيْنَ مُقَرَّنِيْنَ فِي الْاَصْفَادِ ﴿٣٨﴾

૩૯. અને અન્ય બેડીઓમાં જકડાએલા[૧૮] (ગુલામો) હતા (તે પણ)

هٰذَا عَطَآؤُنَا فَامْنُنْ اَوْ اَمْسِكْ بِغَيْرِ حِسَابٍ ﴿٣٩﴾

૪૦. (અમે કહ્યું) આ અમારી તરફથી તને બક્ષીસ છે માટે જો તું (કોઈને) આપી દે (તો તને છૂટ છે) અથવા તું રાખી લે, તેનો હિસાબ લેવામાં નહિ આવે.'

---

અભિપ્રાયમાં હઝરત સુલયમાન (અ)એ ઘોડાઓના નિરીક્ષણ નમાઝનો વકત ગુમાવી દીધો હોવાથી તેમણે તે ઘોડાઓને ફરી મંગાવ્યા અને ક્રોધમાં તેમના પગ કાપી તેમને મારી નાખ્યા. એક રસૂલ આવા ઘેલાછાભર્યા વલણનું પ્રદર્શન કરી શકે તે માનવામાં નથી આવતું કે તે અજ્ઞાન વ્યકિતની જેમ બેઝબાન પ્રાણી ઉપર પોતાના દોષનો કોપ ઉતારે. (તફસીર સગીર હિન્દી)

૧૪. અલ્લાહે હઝરત સુલયમાનને સાવધ કર્યા હતા કે તેમની સમૃદ્ધ તથા વિશાળ સલતનતની ગાદી ઉપર બાયલો તથા આવડત વિનાનો રાજા આવશે જેની માનવતા મરી પરવારી હશે. અને તેના હાથે જ તે રાજ્યનો વિનાશ થશે. તેમના નાલાયક દીકરા રહાબાઅમના સમયમાં તે સલ્તનતનો વિનાશ થયો હતો.

૧૫. હઝરત સુલયમાન (અ)ને ખાતરી થઈ ચૂકી હતી કે તેમના મૃત્યુ બાદ તેમના નાલાયક આવડત વિનાના ગાદીવારસથી તેમના રાજ્ય કારભારની પ્રતિષ્ઠા તથા તેનું ધોરણ નીભાવી શકાશે નહિ તેથી તેમણે અલ્લાહ પાસે દુઆ માગી હતી કે અલ્લાહે તેમને આપેલી રૂહાની બાદશાહતનો કોઈ વારસ નીમવામાં ન આવે. પરિણામે તેમના બાદ ઈસરાઈલીઓમાં તેમના જેવો પ્રતિભાશાળી રાજવી કોઈ બીજો નથી થવા પામ્યો.

૧૬. 'શયાતીન' (શયતાનો) જંગલી, અશિક્ષિત, અસંસ્કારી વનવાસીઓ.

૧૭. મરજીવા અર્થાત ઊંડા પાણીમાં ડૂબકી મારી મોતી વગેરે કાઢનારા.

૧૮. હઝરત સુલયમાન (અ)એ ઘણા હિંસક પહાડી કબીલાઓને પોતાના ગુલામ બનાવ્યા હતા, જે નાનામોટા કામકાજ કરનારા હતા.

وَاِنَّ لَهٗ عِنۡدَنَا لَزُلۡفٰى وَحُسۡنَ مَاٰبٍ ﴿۴۱﴾

૪૧. અને બેશક તેને અમારો કૂર્બ મળ્યો અને ઉત્તમ ઠેકાણું (પણ). (રુકૂઅ - ૩)

وَاذۡكُرۡ عَبۡدَنَاۤ اَيُّوۡبَ ۘ اِذۡ نَادٰى رَبَّهٗۤ اَنِّىۡ مَسَّنِىَ الشَّيۡطٰنُ بِنُصۡبٍ وَّعَذَابٍ ﴿۴۲﴾

૪૨. અને અમારા બંદા અય્યૂબને[૧૯] યાદ કર જ્યારે તેણે પોતાના રબને પુકાર્યો, કહ્યું 'શયતાને મને પોતાની જાળમાં ફસાવ્યો છે અને તેણે મને સખત તકલીફ આપી છે અને સખત ઈજા પહોંચાડી છે.'

اُرۡكُضۡ بِرِجۡلِكَ ۚ هٰذَا مُغۡتَسَلٌۢ بَارِدٌ وَّشَرَابٌ ﴿۴۳﴾

૪૩. (અમે કહ્યું) 'તું (ઘોડાને) એડી[૨૦] માર, જ્યાં નાહવાનું તથા પીવાનું ઠંડું પાણી છે. (ત્યાં પહોંચી જા),

وَوَهَبۡنَا لَهٗۤ اَهۡلَهٗ وَمِثۡلَهُمۡ مَّعَهُمۡ رَحۡمَةً مِّنَّا وَذِكۡرٰى لِاُولِى الۡاَلۡبَابِ ﴿۴۴﴾

૪૪. અને અમે તેના કુટુંબીજનો તથા બીજા ઘણા (સાથીઓ) તેને અ ર્પણ કર્યા, જે અમારા તરફથી કૃપા હતી અને સમજદારો માટે એક નસિહત હતી.

وَخُذۡ بِيَدِكَ ضِغۡثًا فَاضۡرِبْ بِّهٖ وَلَا تَحۡنَثۡ ؕ اِنَّا وَجَدۡنٰهُ صَابِرًا ؕ نِعۡمَ الۡعَبۡدُ ؕ اِنَّهٗۤ اَوَّابٌ ﴿۴۵﴾

૪૫. અને (અમે કહ્યું) 'તારા હાથમાં તણખલાઓનો ઝૂંડો લઈને તેનાથી માર,[૨૧] પરંતુ તારા સોગંદ તોડીશ નહિ.' બેશક અમે તેને સબ્ર કરનાર જોયો. તે એક ભલો બંદો હતો. બેશક તે નિત્ય (અલ્લાહ તરફ) રજૂ થનારો હતો.

وَاذۡكُرۡ عِبٰدَنَاۤ اِبۡرٰهِيۡمَ وَاِسۡحٰقَ وَيَعۡقُوۡبَ اُولِى الۡاَيۡدِىۡ وَالۡاَبۡصَارِ ﴿۴۶﴾

૪૬. અને અમારા બંદા ઈબ્રાહીમ તથા ઈસ્હાક તથા યા'કૂબને યાદ કર, જે શકિતશાળી અને દૂરઅંદેશ હતા.

૧૯. બાઈબલના વર્ણન પ્રમાણે હઝરત અય્યુબ (અ) 'ઉઝ' પ્રદેશના રહેનારા હતા જે પ્રદેશ માનવા પ્રમાણે અરબિયાના રણના કોઈ ભાગમાં હતો, જ્યાં તેઓ ઈસરાઈલીઓના મિસરથી સ્થળાંતર પહેલાં રહેતા હતા અને તે તેમનું વતન હતું. હઝરત અય્યુબ (અ) ઈસરાઈલ (અ) (હઝરત યા'કૂબ)ના મોટા ભાઈ યશાઉના દીકરા હતા જેથી તેઓ બનીઈસરાઈલમાં ન ગણાતા હતા. પરંતુ કેટલાક લોકોનું માનવું છે કે તેઓ હઝરત મૂસા (અ) પહેલાં થઈ ગયા હતા. ઘણા એમ માને છે કે તેઓ હઝરત મૂસા (અ)ના સમકાલિન હતા. એક મૂર્તિપૂજક સરદારની પજવણીથી તેમના પરિવારથી તેઓ જુદા પડી ગયા અને સખત માંદા થયા હતા ત્યારે તેમણે અલ્લાહને પુકાર્યો હતો.

૨૦. અલ્લાહે તેમને તે પ્રદેશમાંથી ચાલ્યા જવાનો હુકમ આપ્યો હતો અને એક ખાસ જગ્યાએ નિર્મળ પાણી હતું ત્યાં તેમને રહેવાની સૂચના આપી હતી. અહીં તેમણે પોતાની તંદુરસ્તી પાછી મેળવી લીધી હતી.

૨૧. હઝરત અય્યુબ (અ) બેહદ સબ્ર કરનારા અલ્લાહના પરહેઝગાર બંદા હતા. તેઓ પોતાના પરિવારથી વિખુટા પડી ગયા હતા, જેથી પોતાના પરિવારના સભ્યો ઉપર રોષે ભરાયા હતા અને મોકો મળેથી તેમને શિક્ષા કરવાની તેમણે પ્રતિજ્ઞા લીધી. જ્યારે તેમનો ફરી મેળાપ થયો ત્યારે અલ્લાહે તેમના ઉપર સખ્તી ન કરવાનો તેમજ પોતાની લીધેલી પ્રતિજ્ઞાને ન તોડતાં તેમને હલકી શિક્ષા કરવાની આજ્ઞા આપી; તેમના પરિવાર તથા અન્ય સાથીઓને તેમના આભારવશ કરવાનો હુકમ કર્યો હતો.

إِنَّا أَخْلَصْنَاهُم بِخَالِصَةٍ ذِكْرَى الدَّارِ ﴿٤٦﴾

૪૬. (લોકોને) આખેરતના ઘરની યાદી અપાવવા માટે અમે તેમને ચૂંટી લીધા હતા.

وَإِنَّهُمْ عِندَنَا لَمِنَ الْمُصْطَفَيْنَ الْأَخْيَارِ ﴿٤٧﴾

૪૭. અને બેશક તેઓ અમારા ચૂનંદા અને સર્વશ્રેષ્ઠ લોકોમાંના છે.

وَاذْكُرْ إِسْمَاعِيلَ وَالْيَسَعَ وَذَا الْكِفْلِ ۖ وَكُلٌّ مِّنَ الْأَخْيَارِ ﴿٤٨﴾

૪૮. અને ઈસ્માઈલ તથા અલયસ્આ[૨૨] અને ઝૂલકિફ્લાને[૨૩] યાદ કર તે સઘળા મારા ઉત્તમ બંદા હતા.

هَٰذَا ذِكْرٌ ۚ وَإِنَّ لِلْمُتَّقِينَ لَحُسْنَ مَآبٍ ﴿٤٩﴾

૪૯. આ (કુરઆન) એક નસિહત છે. અને બેશક પરહેઝગારો માટે (અમારી પાસે) ઉત્તમ રહેઠાણ હશે;

جَنَّاتِ عَدْنٍ مُّفَتَّحَةً لَّهُمُ الْأَبْوَابُ ﴿٥٠﴾

૫૦. સદાય રહેવાની બગીચા હશે. જેના દ્વારો તેમના માટે ખુલ્લા રાખવામાં આવશે.

مُتَّكِئِينَ فِيهَا يَدْعُونَ فِيهَا بِفَاكِهَةٍ كَثِيرَةٍ وَشَرَابٍ ﴿٥١﴾

૫૧. તેમાં (તકીયાને) અઢેલીને બેઠા હશે (અને) ત્યાં તેઓ મનગમતા ફળો તથા છલકના પીણા મેળવશે.

وَعِندَهُمْ قَاصِرَاتُ الطَّرْفِ أَتْرَابٌ ﴿٥٢﴾

૫૨. અને તેમની સાથે નજરો નીચી રાખનારી સમાન વયની (યુવતિઓ) હશે.

هَٰذَا مَا تُوعَدُونَ لِيَوْمِ الْحِسَابِ ﴿٥٣﴾

૫૩. ન્યાયના દિવસે તમને જે આપવાનો વાયદો હતો તે આ (વસ્તુઓ)છે.

إِنَّ هَٰذَا لَرِزْقُنَا مَا لَهُ مِن نَّفَادٍ ﴿٥٤﴾

૫૪. બેશક આ અમારી ને'મતો છે જે કદીપણ ખૂટનારી નથી.

هَٰذَا ۚ وَإِنَّ لِلطَّاغِينَ لَشَرَّ مَآبٍ ﴿٥٥﴾

૫૫. આ (મોમિનો માટે) છે. પરંતુ નાફરમાનોનું ઠેકાણું બહુજ બૂરું છે.

جَهَنَّمَ يَصْلَوْنَهَا فَبِئْسَ الْمِهَادُ ﴿٥٦﴾

૫૬. (જે) જહન્નમ છે. જેમાં તેઓ જલતા રહેશે. તે કેવું અધમ રહેઠાણ છે.

هَٰذَا فَلْيَذُوقُوهُ حَمِيمٌ وَغَسَّاقٌ ﴿٥٧﴾

૫૭. ઉકળતું પાણી તથા અતિશય કડું દુર્ગંધવાળુ પીણું તેમનો બદલો છે, ભલે તેઓ ચાખે.

وَآخَرُ مِن شَكْلِهِ أَزْوَاجٌ ﴿٥٨﴾

૫૮. અને તેવી જ બીજી(યાતનાઓ પણ) છે.

هَٰذَا فَوْجٌ مُّقْتَحِمٌ مَّعَكُمْ ۖ لَا مَرْحَبًا بِهِمْ ۚ إِنَّهُمْ صَالُو النَّارِ ﴿٥٩﴾

૫૯. (જહન્નમમાં દાખલ થનારાઓને કહેવામાં આવશે) 'આ તમારા સાથીઓના ટોળા છે જે તમારી સાથે દાખલ થવા માટે દોડી રહ્યા છે.' તેમને આદર સત્કાર નહિ મળે. ખરેખર તેઓ આગમાં જલનારા છે.[૨૪]

---

૨૨. હઝરત અલ-યસઅ હઝરત ઈલ્યાસ (અ)ના ખલીફા હતા, અને નબી પણ હતા, જે ઈ.સ. પૂર્વે ૯૩૮માં થઈ ગયા હતા.

૨૩. 'ઝૂલકિફલા' અરબોમાં હિઝકીલ (અ)ના નામે જાણીતા છે.

૨૪. જ્યારે નાફરમાનોના સરદારોના પગલે ચાલનારાઓનું ટોળું આવતું દેખાશે ત્યારે તેમને કહેવામાં આવશે કે તેઓ પણ તેમની સાથે તેવી જ રીતે જહન્નમમાં દાખલ થાય જેવી રીતે તેઓ દુનિયામાં વગર વિચારે સત્યનો ઈન્કાર કરી તેમની પાછળ દોડતા રહ્યા હતા.

قَالُوا بَلْ أَنتُمْ لَا مَرْحَبًا بِكُمْ ۖ أَنتُمْ قَدَّمْتُمُوهُ لَنَا ۖ فَبِئْسَ الْقَرَارُ ﴿٦١﴾

૬૧. તેઓ (ફિસાદી આગેવાનોને) કહેશે 'બલ્કે તમેજ(જલનારા)છો. (હકીકતમાં) તમને જ આવકાર નહિ મળે. તે તમેજ છો જેમણે અમને આ દશાએ પહોંચાડયા છે. આ કેટલું બૂરું ઠેકાણું છે!'[૨૫]

قَالُوا رَبَّنَا مَن قَدَّمَ لَنَا هَٰذَا فَزِدْهُ عَذَابًا ضِعْفًا فِي النَّارِ ﴿٦٢﴾

૬૨. તેઓ કહેશે 'હે અમારા પરવરદિગાર, જેણે અમને આ દશાએ પહોંચાડયા છે તેમની આગની સજા બમણી કરી દે.'

وَقَالُوا مَا لَنَا لَا نَرَىٰ رِجَالًا كُنَّا نَعُدُّهُم مِّنَ الْأَشْرَارِ ﴿٦٣﴾

૬૩. અને તેઓ કહેશે 'શું વાત છે કે અમે જે લોકોને દુનિયામાં બૂરા સમજતા હતા તેઓ કેમ અહીં દેખાતા નથી?

أَتَّخَذْنَاهُمْ سِخْرِيًّا أَمْ زَاغَتْ عَنْهُمُ الْأَبْصَارُ ﴿٦٤﴾

૬૪. 'શું એટલા માટે કે અમે તેમનું હાસ્ય ઉડાવતા હતા અથવા શું અમારી નજર ચૂક થઈ ગઈ છે?'

إِنَّ ذَٰلِكَ لَحَقٌّ تَخَاصُمُ أَهْلِ النَّارِ ﴿٦٥﴾

૬૫. ખરેખર,આગ નિવાસીઓનું આવી રીતે અંદરોઅંદર ઝઘડવું બિલકુલ અનિવાર્ય હશે. (રુકૂઅ - ૪)

قُلْ إِنَّمَا أَنَا مُنذِرٌ ۖ وَمَا مِنْ إِلَٰهٍ إِلَّا اللَّهُ الْوَاحِدُ الْقَهَّارُ ﴿٦٦﴾

૬૬. તું કહી દે 'હું તો માત્ર ચેતવનાર જ છું. અને તે બૂલંદ શાનવાળા અલ્લાહ સિવાય બીજો કોઈ મા'બૂદ નથી;

رَبُّ السَّمَاوَاتِ وَالْأَرْضِ وَمَا بَيْنَهُمَا الْعَزِيزُ الْغَفَّارُ ﴿٦٧﴾

૬૭. 'જે આકાશો તથા પૃથ્વીનો તથા તેમની વચ્ચે જે છે તે સૌનો માલિક છે, તે સર્વ સમર્થ છે, બક્ષનાર છે.'

قُلْ هُوَ نَبَأٌ عَظِيمٌ ﴿٦٨﴾

૬૮. તું તેમને કહે 'આ (એક) મહાન ખબર છે,

أَنتُمْ عَنْهُ مُعْرِضُونَ ﴿٦٩﴾

૬૯. 'જેનાથી તમે મોઢું ફેરવી રહ્યા છો.

مَا كَانَ لِيَ مِنْ عِلْمٍ بِالْمَلَإِ الْأَعْلَىٰ إِذْ يَخْتَصِمُونَ ﴿٧٠﴾

૭૦. 'જ્યારે તે દિવ્ય મજલિસમાં તેમની[૨૬] વચ્ચે ચર્ચા ચાલી રહી હતી તેનું મને કોઈ જ્ઞાન ન હતું.[૨૭]

إِن يُوحَىٰ إِلَيَّ إِلَّا أَنَّمَا أَنَا نَذِيرٌ مُّبِينٌ ﴿٧١﴾

૭૧. 'પરંતુ મને વહી દ્વારા એટલું જ જણાવવામાં આવ્યું કે હું માત્ર ચેતવનારો જ છું.'

---

૨૫. માનવી પોતાના સ્વભાવ પ્રમાણે પોતાની પાયમાલીનો દોષ બીજા ઉપર નાખતો રહે છે. તે પ્રમાણે બન્ને વર્ગો એકબીજા ઉપર લા'નતો નાખશે.

૨૬. ફરિશ્તાઓની.

૨૭. હદીસ તથા અલ-બકરાહની આયત ૩૧માં જણાવ્યા પ્રમાણે અલ્લાહે પૃથ્વીમાં નબીનો ઉદય કરવા પહેલાં ફરિશ્તાઓને પોતાનો ઈરાદો જણાવ્યો હતો, અલ્લાહ પોતાના જે ઈરાદાઓ ફરિશ્તાઓને જણાવે છે તેનું જ્ઞાન ઈન્સાનો તથા નબીઓને નથી હોતું.

إِذْ قَالَ رَبُّكَ لِلْمَلَٰٓئِكَةِ إِنِّى خَٰلِقٌۢ بَشَرًا مِّن طِينٍ ﴿٧٢﴾

૭૨. જ્યારે તારા રબે ફરિશ્તાઓને કહ્યું 'હું માટીમાંથી ઈન્સાનને પેદા કરવાનો છું.

فَإِذَا سَوَّيْتُهُۥ وَنَفَخْتُ فِيهِ مِن رُّوحِى فَقَعُوا۟ لَهُۥ سَٰجِدِينَ ﴿٧٣﴾

૭૩. 'અને જ્યારે હું તેને આકાર આપી તેમાં મારી રૂહ ફૂંકીશ, ત્યારે તમે તેની તાબેદારીમાં[૨૮] આવી જજો.'

فَسَجَدَ ٱلْمَلَٰٓئِكَةُ كُلُّهُمْ أَجْمَعُونَ ﴿٧٤﴾

૭૪. પરિણામે તમામ ફરિશ્તાઓ તાબેદારીમાં આવી ગયા.

إِلَّآ إِبْلِيسَ ٱسْتَكْبَرَ وَكَانَ مِنَ ٱلْكَٰفِرِينَ ﴿٧٥﴾

૭૫. પરંતુ ઇબ્લીસ ન આવ્યો. તેણે ઘમંડ કર્યો અને ઈમાન ન લાવનારાઓમાંનો થયો.

قَالَ يَٰٓإِبْلِيسُ مَا مَنَعَكَ أَن تَسْجُدَ لِمَا خَلَقْتُ بِيَدَىَّ ۖ أَسْتَكْبَرْتَ أَمْ كُنتَ مِنَ ٱلْعَالِينَ ﴿٧٦﴾

૭૬. (અલ્લાહે) ફરમાવ્યું 'હે ઈબ્લીસ મેં મારા બે હાથોથી જે સર્જ્યું હતું તેની તાબેદારીમા આવવાથી તને કંઈ વસ્તુએ અટકાવ્યો હતો? શું તું મગરૂર થઈ ગયો છે અથવા શું તું ઉચ્ચા દરજ્જાવાળો છે?'

قَالَ أَنَا۠ خَيْرٌ مِّنْهُ ۖ خَلَقْتَنِى مِن نَّارٍ وَخَلَقْتَهُۥ مِن طِينٍ ﴿٧٧﴾

૭૭. તેણે જવાબમાં કહ્યું 'હું તેનાથી બેહતર છું. તેં મને અગ્નિમાંથી ઉત્પન્ન કર્યો છે અને તેને કાદવમાંથી.'

قَالَ فَٱخْرُجْ مِنْهَا فَإِنَّكَ رَجِيمٌ ﴿٧٨﴾

૭૮. (અલ્લાહે) ફરમાવ્યું 'તો તું અહીંથી[૨૯] ચાલ્યો જા, તું બેશક હડધૂત થઈશ.

وَإِنَّ عَلَيْكَ لَعْنَتِىٓ إِلَىٰ يَوْمِ ٱلدِّينِ ﴿٧٩﴾

૭૯. 'અને નિ:સંદેહ તારા ઉપર કયામત સુધી મારી લા'નત રહેશે.'

قَالَ رَبِّ فَأَنظِرْنِىٓ إِلَىٰ يَوْمِ يُبْعَثُونَ ﴿٨٠﴾

૮૦. તેણે કહ્યું 'હે મારા પરવરદિગાર, તો તેમને ઉઠાડવામાં આવશે તે દિવસ સુધીની મને મોહલત આપ.'

قَالَ فَإِنَّكَ مِنَ ٱلْمُنظَرِينَ ﴿٨١﴾

૮૧. અલ્લાહે ફરમાવ્યું 'બેશક તને મોહલત આપવામાં આવે છે,

إِلَىٰ يَوْمِ ٱلْوَقْتِ ٱلْمَعْلُومِ ﴿٨٢﴾

૮૨. 'તે મુકર્રર ઘડીના દિવસ સુધી.'

قَالَ فَبِعِزَّتِكَ لَأُغْوِيَنَّهُمْ أَجْمَعِينَ ﴿٨٣﴾

૮૩. તેણે કહ્યું 'તારી ઈઝઝતના સોગંદ, હું તમામ લોકોને બહેકાવીશ.

---

૨૮. અલ્લાહ સિવાય અન્યને સિજદો કરવો હરામ છે, આ અલ્લાહનો જ હુકમ હતો. અહીં 'સિજદો' તાબેદારી સેવા વગેરેના અર્થમાં વપરાયો છે. આ સિજદાથી જો નમવું અથવા પૂજા કરવાનો ભાવાર્થ લેવામાં આવશે તો અલ્લાહના કાનુનને તોડવાનો આરોપ અલ્લાહ ઉપરજ નાખવા જેવું થશે. અલ્લાહનો ડર રાખનારા સમજદાર ઈન્સાનોએ આવા ગંભીર વિષય ઉપર સાવચેતીથી કામ લેવું જોઈએ.

૨૯. 'અહીંથી'નો અર્થ જન્નત નથી કારણ કે એકવાર જે જન્નતમાં હોય તેને કાઢી મૂકવામાં આવતો હોવાની દલીલ કયાંય પણ દેખાતી નથી. આ જગ્યા એક એવું સ્થળ છે જ્યાં ઈન્સાનો નબીના આવ્યા પહેલાંથી જ રહેતા હોય છે અને શયતાનનું તો જન્નતમાં હોવું સંભવિત છે જ નહિ.

اِلَّا عِبَادَكَ مِنْهُمُ الْمُخْلَصِيْنَ ﴿٨٤﴾

૮૪. 'સિવાય તેમને જે તારા ચુનંદા બંદા છે.'

قَالَ فَالْحَقُّ وَالْحَقَّ اَقُوْلُ ﴿٨٥﴾

૮૫. (અલ્લાહે) ફરમાવ્યું 'તો પછી આ હકીકત છે અને હું સાચું કહું છું,

لَاَمْلَئَنَّ جَهَنَّمَ مِنْكَ وَمِمَّنْ تَبِعَكَ مِنْهُمْ اَجْمَعِيْنَ ﴿٨٦﴾

૮૬. 'કે હું તારા અને તારું અનુસરણ કરનારાઓથી જહન્નમને ભરી મૂકીશ.'(૩૦)

قُلْ مَآ اَسْـَٔلُكُمْ عَلَيْهِ مِنْ اَجْرٍ وَّمَآ اَنَا مِنَ الْمُتَكَلِّفِيْنَ ﴿٨٧﴾

૮૭. તું તેમને કહી દે 'હું તમારા પાસેથી કંઈ વળતર નથી, ચાહતો, ન હું કોઈ સ્વાંગ રચનારા (ઢોંગી) લોકોમાંથી છું.

اِنْ هُوَ اِلَّا ذِكْرٌ لِّلْعٰلَمِيْنَ ﴿٨٨﴾

૮૮. 'આ (કુરઆન) તમામ માનવજાતિ માટે એક નસિહત છે.

وَلَتَعْلَمُنَّ نَبَاَهٗ بَعْدَ حِيْنٍ ﴿٨٩﴾

૮૯. 'અને ટૂંક સમયમાંજ તમે તેની સચ્ચાઈને જાણી લેશો.' (રૂકૂઅ-૫)

---

૩૦. શયતાન તથા અલ્લાહ વચ્ચેનો સંવાદ ખરેખર થયો નથી પરંતુ આ વાર્તાલાપનું એક અલંકારિક રૂપમાં વર્ણન કરવામાં આવે છે, અને દર રસૂલના સમયમાં આવી જ પરિસ્થિતિનો ઉદભવ થાય છે. આ સૂરાહની આયત ન-૭૨ પ્રમાણે રસૂલની ભૂમિકા ઈન્સાન અદા કરે છે, અને રસૂલનો ઈન્કાર કરનારા, વિરોધ કરનારા અને તેને તરેહ તરેહના દુઃખ આપનારા દુશ્મનો ઈબ્લીસની ભૂમિકા અદા કરતા રહે છે.

سُوْرَةُ الزُّمَرِ مَكِّيَّةٌ (٣٩)

## અલ-ઝૂમર

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૨. આ કિતાબનું અવતરણ અલ્લાહ તરફથી થયું છે જે ઝબરદસ્ત છે, હિકમતવાળો છે.

تَنْزِيْلُ الْكِتٰبِ مِنَ اللّٰهِ الْعَزِيْزِ الْحَكِيْمِ ②

૩. બેશક અમેજ સત્યના આધારે આ કિતાબ તારા તરફ ઊતારી છે; માટે અલ્લાહના ફરમાનોને આધીન થઈ સાફ દિલથી તેની બંદગી કરતો રહે.

اِنَّآ اَنْزَلْنَآ اِلَيْكَ الْكِتٰبَ بِالْحَقِّ فَاعْبُدِ اللّٰهَ مُخْلِصًا لَّهُ الدِّيْنَ ③

૪. યાદ રાખ, ખાલીસ બંદગી અલ્લાહ માટે જ છે અને જે લોકો અલ્લાહ સિવાય અન્યને પોતાના કાર્યસાધક કરાવે છે (અને કહે છે) કે અમે તો તેમની બંદગી એટલા માટે કરીએ છીએ કે તેઓ અમને અલ્લાહના નજીક[1] પહોંચાડી દે, અલ્લાહ તેમની વચ્ચેના મતભેદોનો ફેંસલો અવશ્ય કરશે. અલ્લાહ જૂઠા અને નાશુકરાને સીધો રસ્તો નથી દેખાડતો.

اَلَا لِلّٰهِ الدِّيْنُ الْخَالِصُ ؕ وَالَّذِيْنَ اتَّخَذُوْا مِنْ دُوْنِهٖٓ اَوْلِيَآءَ ۘ مَا نَعْبُدُهُمْ اِلَّا لِيُقَرِّبُوْنَآ اِلَى اللّٰهِ زُلْفٰى ؕ اِنَّ اللّٰهَ يَحْكُمُ بَيْنَهُمْ فِيْ مَا هُمْ فِيْهِ يَخْتَلِفُوْنَ ؕ اِنَّ اللّٰهَ لَا يَهْدِيْ مَنْ هُوَ كٰذِبٌ كَفَّارٌ ④

وقف لازم

૫. જો અલ્લાહ કોઈને પોતાનો પુત્ર બનાવવા ચાહતો હોત તો તે પોતાના સર્જનોમાંથી કોઈને પણ પસંદ કરી લેત. પાક છે તે હસ્તી (આવી વાતોથી), તે અનન્ય[2] છે, સર્વશકિતશાળી છે.

لَوْ اَرَادَ اللّٰهُ اَنْ يَّتَّخِذَ وَلَدًا لَّاصْطَفٰى مِمَّا يَخْلُقُ مَا يَشَآءُ ۙ سُبْحٰنَهٗ ؕ هُوَ اللّٰهُ الْوَاحِدُ الْقَهَّارُ ⑤

૬. તેણે આકાશો તથા પૃથ્વીને હિકમતની આવશ્યકતાના આધારે ઉત્પન્ન કર્યા છે, અને તે'જ રાતને દિવસ ઉપર ઢાંકે છે અને દિવસને રાત ઉપર ઢાંકે છે; અને તેણે સૂર્ય તથા ચંદ્રને તેમના કામે લગાવી દીધા છે જે પોતાની મુકર્રર મુદત સુધી તેમાં પ્રવૃત્ત રહેશે. યાદ રાખો કે તે'જ સર્વસત્તાધારી છે, મહાન બક્ષનાર (પણ) છે.

خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ بِالْحَقِّ ۚ يُكَوِّرُ الَّيْلَ عَلَى النَّهَارِ وَيُكَوِّرُ النَّهَارَ عَلَى الَّيْلِ وَسَخَّرَ الشَّمْسَ وَالْقَمَرَ ؕ كُلٌّ يَّجْرِيْ لِاَجَلٍ مُّسَمًّى ؕ اَلَا هُوَ الْعَزِيْزُ الْغَفَّارُ ⑥

૭. તેણે તમને એકજ જીવમાંથી પેદા કર્યા છે, પછી તેમાંથી તમારું જોડું પેદા કર્યું; અને તેણે તમારા

خَلَقَكُمْ مِّنْ نَّفْسٍ وَّاحِدَةٍ ثُمَّ جَعَلَ مِنْهَا زَوْجَهَا

૧. પોતાના વહેમો, મૂર્તિઓ, બુઝર્ગ હસ્તીઓ, સંતપુરુષો, દુન્યવી માયા, દૌલતનો મોહ, રૂઢીરિવાજના બંધનો, વાસના, સામાજિક દુષણો તરફ ઈન્સાનનું વલણ સ્વાભાવિક છે. આ વસ્તુઓ દ્વારા તેઓ કાએનાતના માલિકની નિકટતા મેળવવાનો દાવો કરે છે.

૨. 'અનન્ય', અજોડ છે એક જ છે, તેના સિવાય કોઈ બંદગીના લાયક નથી.

وَأَنزَلَ لَكُم مِّنَ الْأَنْعَامِ ثَمَانِيَةَ أَزْوَاجٍ ۚ يَخْلُقُكُمْ فِي بُطُونِ أُمَّهَاتِكُمْ خَلْقًا مِّن بَعْدِ خَلْقٍ فِي ظُلُمَاتٍ ثَلَاثٍ ۚ ذَٰلِكُمُ اللَّهُ رَبُّكُمْ لَهُ الْمُلْكُ ۖ لَا إِلَٰهَ إِلَّا هُوَ ۖ فَأَنَّىٰ تُصْرَفُونَ ⑦

માટે પશુઓના આઠ પ્રકારના જોડા પેદા કર્યાં. તે'જ તમારી માતાના ગર્ભાશયમાં એક બાદ એક તેમ ત્રણ હાલતોમાં તમારું સર્જન કરે છે. આ'જ[3] અલ્લાહ છે, જે તમારો સર્જનહાર છે, સર્વસત્તાધારી છે તેના સિવાય કોઈ અન્ય મા'બૂદ નથી. છતાં તમે ભટકીને ક્યાં જઈ રહ્યા છો?

إِن تَكْفُرُوا فَإِنَّ اللَّهَ غَنِيٌّ عَنكُمْ ۖ وَلَا يَرْضَىٰ لِعِبَادِهِ الْكُفْرَ ۖ وَإِن تَشْكُرُوا يَرْضَهُ لَكُمْ ۗ وَلَا تَزِرُ وَازِرَةٌ وِزْرَ أُخْرَىٰ ۗ ثُمَّ إِلَىٰ رَبِّكُم مَّرْجِعُكُمْ فَيُنَبِّئُكُم بِمَا كُنتُمْ تَعْمَلُونَ ۚ إِنَّهُ عَلِيمٌ بِذَاتِ الصُّدُورِ ⑧

૮. જો તમે નાશુક્રા[૪] છો, તો અલ્લાહને તમારી પરવા નથી અને તે પોતાના બંદાની નાશુક્રીને પસંદ નથી કરતો. પરંતુ તમારું તેના શુક્રગુઝાર થવું તેને (બહુ) પસંદ છે. કોઈ બોજો ઊંચકનાર બીજાનો બોજો ઊંચકશે નહિ. અંતે તમારા પાલનહાર તરફ તમારે સૌને પાછું ફરવાનું છે, પછી તે તમારા કર્મોની તમને જાણ કરશે. બેશક તે તમારા અંત:કરણોના ભેદોનો જાણનારો છે.

وَإِذَا مَسَّ الْإِنسَانَ ضُرٌّ دَعَا رَبَّهُ مُنِيبًا إِلَيْهِ ثُمَّ إِذَا خَوَّلَهُ نِعْمَةً مِّنْهُ نَسِيَ مَا كَانَ يَدْعُو إِلَيْهِ مِن قَبْلُ وَجَعَلَ لِلَّهِ أَندَادًا لِّيُضِلَّ عَن سَبِيلِهِ ۚ قُلْ تَمَتَّعْ بِكُفْرِكَ قَلِيلًا ۖ إِنَّكَ مِنْ أَصْحَابِ النَّارِ ⑨

૯. અને જ્યારે ઇન્સાન ઉપર કોઈ આફત આવી પડે છે ત્યારે તે પોતાના પાલનહાર તરફ રજૂ થઈ તેને પુકારે છે, પછી જ્યારે તે પોતાની ને'મતમાંથી તેને કંઈ પ્રદાન કરે છે તો તે જેના માટે તેને પુકારતો હતો તેને ભૂલાવી અલ્લાહના શરીકો ઠરાવે છે કે જેથી તે (બીજા લોકોને) અલ્લાહની રાહથી અટકાવતો રહે. તું કહી દે 'તારા કૂફ્ર વડે તું થોડો સમય લાભ ઉઠાવી લે, બેશક તું આગવાસીઓમાંનો જ છે.'

أَمَّنْ هُوَ قَانِتٌ آنَاءَ اللَّيْلِ سَاجِدًا وَقَائِمًا يَحْذَرُ الْآخِرَةَ وَيَرْجُو رَحْمَةَ رَبِّهِ ۗ قُلْ هَلْ يَسْتَوِي الَّذِينَ يَعْلَمُونَ وَالَّذِينَ لَا يَعْلَمُونَ ۗ إِنَّمَا يَتَذَكَّرُ أُولُو الْأَلْبَابِ ⑩

૧૦. શું જે રાતની ઘડીઓમાં ઉભો રહી તેમજ સિજદામાં પડી ભાવનાપૂર્વક અલ્લાહની બંદગી કરતો હોય, અને આખેરતનો ડર રાખતો હોય અને અલ્લાહની રેહમતની આશા રાખતો હોય (તે મુશરીક જેવો થઈ શકે)? તું કહે 'શું ઈલ્મ ધરાવનારા અને જાહેલ (અજ્ઞાન) એકે સમાન થઈ શકે ખરા?' બેશક જેમને સમજદારી બક્ષવામાં આવી છે તે લોકો જ બોધ ગ્રહણ કરશે. (રુકૂઅ-૧)

قُلْ يَا عِبَادِ الَّذِينَ آمَنُوا اتَّقُوا رَبَّكُمْ ۚ لِلَّذِينَ أَحْسَنُوا فِي هَٰذِهِ الدُّنْيَا حَسَنَةٌ ۗ وَأَرْضُ اللَّهِ وَاسِعَةٌ

૧૧. તું કહે 'હે મારા મોમિન બંદાઓ, પોતાના પરવરદિગારથી ડરો. જેમણે આ જીવનમાં નેકી કરી છે તેમના માટે (આખેરતમાં) ભલાઈ છે. અને અલ્લાહની

૩. વીર્યમાં, થીજેલા લોહીમાં અને માના ગર્ભાશયમાં અભાન હાલતમાં

૪. અહીં 'કુફ્ર'નો શબ્દ અલ્લાહના ઉપકારોના ઈન્કાર તરીકે વપરાયો છે.

إِنَّمَا يُوَفَّى الصَّٰبِرُونَ أَجْرَهُم بِغَيْرِ حِسَابٍ ⑪

ધરતી વિશાળ[૫] છે. સબ્ર કરનારા બેહિસાબ બદલો મેળવશે.

قُلْ إِنِّيٓ أُمِرْتُ أَنْ أَعْبُدَ اللَّهَ مُخْلِصًا لَّهُ الدِّينَ ⑫

૧૨. તું કહે 'મને હુકમ આપવામાં આવ્યો છે કે હું ખુલુસે દિલ (શુદ્ધભાવના)થી અલ્લાહ ખાતર દીનનું પાલન કરું અને તેની જ બંદગી કરું.

وَأُمِرْتُ لِأَنْ أَكُونَ أَوَّلَ الْمُسْلِمِينَ ⑬

૧૩. 'અને મને આજ્ઞા આપવામાં આવી છે કે હું તેનો સૌથી પહેલો ફરમાંબરદાર બનું.

قُلْ إِنِّيٓ أَخَافُ إِنْ عَصَيْتُ رَبِّي عَذَابَ يَوْمٍ عَظِيمٍ ⑭

૧૪. તું તેમને કહે 'મારા પરવરદિગારની નાફરમાની કરવાથી મારા ઉપર એક ભયંકર દિવસનો અઝાબ આવી પડવાનો મને ડર છે.'

قُلِ اللَّهَ أَعْبُدُ مُخْلِصًا لَّهُ دِينِي ⑮

૧૫. તું કહે 'હું અલ્લાહની જ બંદગી કરું છું (અને) તેના પ્રત્યે ખુલુસે દિલ (શુદ્ધ મન રાખી) મારા દીનને અનુસરું છું.

فَاعْبُدُوا مَا شِئْتُم مِّن دُونِهِۦ ۗ قُلْ إِنَّ الْخَٰسِرِينَ الَّذِينَ خَسِرُوٓا أَنفُسَهُمْ وَأَهْلِيهِمْ يَوْمَ الْقِيَٰمَةِ ۗ أَلَا ذَٰلِكَ هُوَ الْخُسْرَانُ الْمُبِينُ ⑯

૧૬. '(અને) તમે જેની ચાહો તેની ઈબાદત કરો.' તું કહી દે 'બેશક નુકસાન તો તેઓ જ ઉઠાવશે જેમણે પોતાના જીવને અને પોતાના કુટુંબીઓને કયામતના દિવસે નુકસાનમાં નાખ્યા હશે.' યાદ રાખો, આ દેખીતું નુકસાન છે.

لَهُم مِّن فَوْقِهِمْ ظُلَلٌ مِّنَ النَّارِ وَمِن تَحْتِهِمْ ظُلَلٌ ۚ ذَٰلِكَ يُخَوِّفُ اللَّهُ بِهِۦ عِبَادَهُۥ ۚ يَٰعِبَادِ فَاتَّقُونِ ⑰

૧૭. તેમના ઉપરથી આગ પથરાઈ જશે અને તેઓ નીચેથી પણ (આગમાં) ઘેરાઈ જશે. આ તે (વસ્તુ) છે જેનાથી અલ્લાહ પોતાના બંદાઓને ચેતવે છે. 'હે મારા બંદાઓ, મને પોતાનો રક્ષણહાર માનો.'

وَالَّذِينَ اجْتَنَبُوا الطَّٰغُوتَ أَن يَعْبُدُوهَا وَأَنَابُوٓا إِلَى اللَّهِ لَهُمُ الْبُشْرَىٰ ۚ فَبَشِّرْ عِبَادِ ⑱

૧૮. અને જેમણે તાગુતની[૬] પૂજાનો ત્યાગ કર્યો અને અલ્લાહ તરફ રજુ થયા તેમના માટે ખુશખબર છે. માટે મારા તે બંદાઓને ખુશખબર આપી દે,

الَّذِينَ يَسْتَمِعُونَ الْقَوْلَ فَيَتَّبِعُونَ أَحْسَنَهُۥٓ ۚ أُولَٰٓئِكَ الَّذِينَ هَدَىٰهُمُ اللَّهُ ۖ وَأُولَٰٓئِكَ هُمْ أُولُوا الْأَلْبَٰبِ ⑲

૧૯. જે (મારા) કલામને સાંભળે છે અને તેના ઉપર ઉમ્દગીથી અમલ કરે છે. આ તે લોકો છે જેમને અલ્લાહે હિદાયત આપી છે, અને આ'જ લોકો દાનેશમંદ છે.

أَفَمَنْ حَقَّ عَلَيْهِ كَلِمَةُ الْعَذَابِ أَفَأَنتَ تُنقِذُ مَن فِي النَّارِ ⑳

૨૦. તો શું જે સઝાના હુકમને પાત્ર ઠર્યો હોય તેને તું (દોઝખ) આગમાં પડવાથી બચાવી શકે છે?

لَٰكِنِ الَّذِينَ اتَّقَوْا رَبَّهُمْ لَهُمْ غُرَفٌ مِّن فَوْقِهَا

૨૧. પરંતુ જે લોકો પોતાના પાલનહારનો ડર રાખે છે તેમના માટે ભવ્ય ઈમારતો ઉપર ઈમારતો

૫. સતામણીના સંજોગોમાં મોમિને દેશત્યાગ કરી બીજે સ્થળે ચાલ્યા જવું જોઈએ.

૬. 'તાગુત'- કલ્પિત શયતાની શકિતઓ, જડ વસ્તુઓ ખોટા વહેમો તથા નિરર્થક માન્યતાઓની વગેરે.

غُرَفٌ مَّبْنِيَّةٌ ۙ تَجْرِي مِن تَحْتِهَا الْأَنْهَارُ ۖ وَعْدَ اللَّهِ ۖ لَا يُخْلِفُ اللَّهُ الْمِيعَادَ ﴿٢١﴾

હશે, જેના તળીએ નહેરો વહેતી હશે. અલ્લાહનો આ વાયદો છે અને અલ્લાહ પોતાના વાયદાનો ભંગ કદી પણ નથી કરતો.

أَلَمْ تَرَ أَنَّ اللَّهَ أَنزَلَ مِنَ السَّمَاءِ مَاءً فَسَلَكَهُ يَنَابِيعَ فِي الْأَرْضِ ثُمَّ يُخْرِجُ بِهِ زَرْعًا مُّخْتَلِفًا أَلْوَانُهُ ثُمَّ يَهِيجُ فَتَرَاهُ مُصْفَرًّا ثُمَّ يَجْعَلُهُ حُطَامًا ۚ إِنَّ فِي ذَٰلِكَ لَذِكْرَىٰ لِأُولِي الْأَلْبَابِ ﴿٢٢﴾

૨૨. શું તેં નથી જોયું કે અલ્લાહ આકાશેથી જળ વરસાવે છે પછી તેને ધરતીમાં ઝરણાંના રૂપમાં વહેતાં મૂકે છે અને તે જળથી વિભિન્ન રંગોની વનસ્પતિ ઉત્પન્ન કરે છે? પછી જે ખેતીને સુકાઈ જતાં પીળી થએલી તું જુએ છે, તેને અલ્લાહ ભૂંસુ બનાવી નાખે છે. ખરે જ, દાનિશમંદો માટે આમાં (ઘણો) બોધ સમાએલો છે. (રુકૂઅ-૨)

أَفَمَن شَرَحَ اللَّهُ صَدْرَهُ لِلْإِسْلَامِ فَهُوَ عَلَىٰ نُورٍ مِّن رَّبِّهِ ۚ فَوَيْلٌ لِّلْقَاسِيَةِ قُلُوبُهُم مِّن ذِكْرِ اللَّهِ ۚ أُولَٰئِكَ فِي ضَلَالٍ مُّبِينٍ ﴿٢٣﴾

૨૩. તો જેના અંતઃકરણને અલ્લાહે ઈસ્લામ માટે ખોલી નાખ્યું હોય અને તે પોતાના પરવરદિગાર પાસેથી પ્રકાશ મેળવી ચૂકયો હોય, (તે તેના જેવો થઈ શકે છે જે કુફ્રના અંધકારમાં અથડાતો હોય?) અફસોસ છે તેમના ઉપર જેમના દિલ અલ્લાહની યાદ પ્રત્યે સખત છે, તેઓ ખુલ્લી ગુમરાહીમાં છે.

اللَّهُ نَزَّلَ أَحْسَنَ الْحَدِيثِ كِتَابًا مُّتَشَابِهًا مَّثَانِيَ تَقْشَعِرُّ مِنْهُ جُلُودُ الَّذِينَ يَخْشَوْنَ رَبَّهُمْ ثُمَّ تَلِينُ جُلُودُهُمْ وَقُلُوبُهُمْ إِلَىٰ ذِكْرِ اللَّهِ ۚ ذَٰلِكَ هُدَى اللَّهِ يَهْدِي بِهِ مَن يَشَاءُ ۚ وَمَن يُضْلِلِ اللَّهُ فَمَا لَهُ مِنْ هَادٍ ﴿٢٤﴾

૨૪. અલ્લાહે કિતાબ (ના રૂપમાં) આ બેહતર કલામ (કુરઆન) ઊતાર્યું છે જેની આયતો એકબીજાનું સમર્થન કરતી ફરી ફરીને દોહરવવામાં આવી છે, જેને વાંચી પોતાના પરવરદિગારનો ડર રાખનારાઓના રૂંવાડાં ઊભા થઈ જાય છે, તેમના શરીર અને તેમના મન નમ્રતાથી અલ્લાહની યાદમાં પરોવાઈ જાય છે, આ છે અલ્લાહની હિદાયત, જેની દ્વારા તે જેને ચાહે સીધા માર્ગે ચલાવે છે. બેશક જેનાથી અલ્લાહ હિદાયત છીનવી લે છે તેનો કોઈ રાહબર નથી.

أَفَمَن يَتَّقِي بِوَجْهِهِ سُوءَ الْعَذَابِ يَوْمَ الْقِيَامَةِ ۚ وَقِيلَ لِلظَّالِمِينَ ذُوقُوا مَا كُنتُمْ تَكْسِبُونَ ﴿٢٥﴾

૨૫. શું તે વ્યકિત કયામતના દિવસે દર્દનાક અઝાબથી બચવા માટે પોતાના ચહેરાને ઢાલ બનાવશે? ત્યારે ઝાલિમોને કહેવામાં આવશે, 'લ્યો આ તમારી કરેલી કમાણીનો બદલો ચાખો.'

كَذَّبَ الَّذِينَ مِن قَبْلِهِمْ فَأَتَاهُمُ الْعَذَابُ مِنْ حَيْثُ لَا يَشْعُرُونَ ﴿٢٦﴾

૨૬. તેમના પહેલાંના લોકોએ પણ (અમારા રસૂલોને) ખોટા ઠરાવ્યા હતા જેથી તેમના વિનાશે કયારે તેમને ઝડપી લીધા તેનું તેમને ભાન પણ ન રહ્યું.

فَأَذَاقَهُمُ اللَّهُ الْخِزْيَ فِي الْحَيَاةِ الدُّنْيَا ۖ وَ

૨૭. પછી તેમને અલ્લાહે આ જીવનમાં રૂસવાઈનો સ્વાદ ચખાડયો અને આખેરતનો અઝાબ

لَعَذَابُ الْاٰخِرَةِ اَكْبَرُ ۘ لَوْ كَانُوْا يَعْلَمُوْنَ ﴿٢٦﴾

તો તેનાથી અનેક ઘણો હશે, જો તેઓ એટલું જ જાણતા હોત તો!

وَلَقَدْ ضَرَبْنَا لِلنَّاسِ فِيْ هٰذَا الْقُرْاٰنِ مِنْ كُلِّ مَثَلٍ لَّعَلَّهُمْ يَتَذَكَّرُوْنَ ﴿٢٧﴾

૨૮. બેશક અમે કુરઆનમાં અનેક પ્રકારના ઉદાહરણો વર્ણવ્યા છે કે કદાચ તેઓ નસિહત પકડે.

قُرْاٰنًا عَرَبِيًّا غَيْرَ ذِيْ عِوَجٍ لَّعَلَّهُمْ يَتَّقُوْنَ ﴿٢٨﴾

૨૯. આ કુરઆન અરબી ભાષામાં છે, જેમાં સચ્ચાઈથી વિચલિત (ગુમરાહ) કરે તેવું કંઈ નથી, (જે કરવાનો હેતુ આ હતો) કે લોકો પરહેઝગારી (સંયમ) ઈખ્તીયાર કરે.

ضَرَبَ اللّٰهُ مَثَلًا رَّجُلًا فِيْهِ شُرَكَآءُ مُتَشٰكِسُوْنَ وَرَجُلًا سَلَمًا لِّرَجُلٍ ؕ هَلْ يَسْتَوِيٰنِ مَثَلًا ؕ اَلْحَمْدُ لِلّٰهِ ۚ بَلْ اَكْثَرُهُمْ لَا يَعْلَمُوْنَ ﴿٢٩﴾

૩૦. અલ્લાહ એક શખ્સનો દાખલો આપે છે જે કેટલાક ભાગીદારોનો ગુલામ હોય, જે ભાગીદારો અંદરોઅંદર મતભેદ કરતા હોય, અને બીજો એક ગુલામ જે એકજ માલિકનો તાબેદાર હોય. તો શું આ બન્ને (ગુલામો)ની હાલત એક સરખી જ થઈ શકે છે? સર્વ તા'રીફ અલ્લાહ માટે જ છે પરંતુ લોકોમાંથી ઘણાખરા નથી જાણતા.

اِنَّكَ مَيِّتٌ وَّاِنَّهُمْ مَّيِّتُوْنَ ﴿٣٠﴾

૩૧. (હે રસૂલ) બેશક તને મૃત્યુ આવશે જ અને તેમને પણ મૃત્યુ અવશ્ય આવશે જ,

ثُمَّ اِنَّكُمْ يَوْمَ الْقِيٰمَةِ عِنْدَ رَبِّكُمْ تَخْتَصِمُوْنَ ﴿٣١﴾

૩૨. પછી ખરેખર, કયામતના દિવસે તમે સૌ અલ્લાહ સમક્ષ એકબીજા સાથે વિવાદ કરશો. (રૂકૂઅ-૩)

فَمَنْ اَظْلَمُ مِمَّنْ كَذَبَ عَلَى اللّٰهِ وَكَذَّبَ بِالصِّدْقِ اِذْ جَآءَهٗ ؕ اَلَيْسَ فِيْ جَهَنَّمَ مَثْوًى لِّلْكٰفِرِيْنَ ﴿٣٢﴾

૩૩. તેનાથી વધુ ઝાલિમ કોણ છે કે જે અલ્લાહના નામ ઉપર જૂઠું બોલે અને જ્યારે તેની પાસે સત્ય આવી જાય તો તેને અસત્ય ઠરાવે. શું આવા કાફરોનું (યોગ્ય) ઠેકાણું જહન્નમ નથી?

وَالَّذِيْ جَآءَ بِالصِّدْقِ وَصَدَّقَ بِهٖۤ اُولٰٓئِكَ هُمُ الْمُتَّقُوْنَ ﴿٣٣﴾

૩૪. પરંતુ જે સત્ય લઈને આવ્યો છે અને જેણે તેના સત્યને સ્વીકાર્યો તે જ પરહેઝગાર છે.

لَهُمْ مَّا يَشَآءُوْنَ عِنْدَ رَبِّهِمْ ؕ ذٰلِكَ جَزٰٓؤُا الْمُحْسِنِيْنَ ﴿٣٤﴾

૩૫. તેઓ જેની ઈચ્છા કરશે તે (વસ્તુ) તેમના પાલનહાર પાસે હશે; આ નેકી કરનારાઓનો બદલો છે.

لِيُكَفِّرَ اللّٰهُ عَنْهُمْ اَسْوَاَ الَّذِيْ عَمِلُوْا وَيَجْزِيَهُمْ اَجْرَهُمْ بِاَحْسَنِ الَّذِيْ كَانُوْا يَعْمَلُوْنَ ﴿٣٥﴾

૩૬. જેથી અલ્લાહ તેમના બૂરા કામોના (પરિણામોને) તેમનાથી દૂર કરશે અને તેમના કામોની ઉમદગી પ્રમાણે તેમને બદલો આપશે.

اَلَيْسَ اللّٰهُ بِكَافٍ عَبْدَهٗ ؕ وَيُخَوِّفُوْنَكَ بِالَّذِيْنَ مِنْ دُوْنِهٖ ؕ وَمَنْ يُّضْلِلِ اللّٰهُ فَمَا لَهٗ مِنْ هَادٍ ﴿٣٦﴾

૩૭. શું અલ્લાહ પોતાના બંદા માટે પૂરતો નથી? છતાં તેઓ અલ્લાહ સિવાય (તેમણે જે ઘડી રાખ્યું છે) તેનાથી તને ડરાવે છે. બેશક, જેને અલ્લાહ ગુમરાહ થવા દે તેનો રાહબર કોઈ નથી.

وَمَنْ يَّهْدِ اللّٰهُ فَمَا لَهٗ مِنْ مُّضِلٍّ ؕ اَلَيْسَ اللّٰهُ بِعَزِيْزٍ ذِى انْتِقَامٍ ﴿٣٨﴾

૩૮. અને તે જેને અલ્લાહ હિદાયત આપે છે તેને કોઈ ગુમરાહ નથી કરી શકતો. શું અલ્લાહ સર્વશકિતમાન નથી અને (શું તે) બદલો લેવાની શકિત નથી રાખતો?

وَلَئِنْ سَاَلْتَهُمْ مَّنْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ لَيَقُوْلُنَّ اللّٰهُ ؕ قُلْ اَفَرَءَيْتُمْ مَّا تَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ اِنْ اَرَادَنِىَ اللّٰهُ بِضُرٍّ هَلْ هُنَّ كٰشِفٰتُ ضُرِّهٖۤ اَوْ اَرَادَنِىْ بِرَحْمَةٍ هَلْ هُنَّ مُمْسِكٰتُ رَحْمَتِهٖ ؕ قُلْ حَسْبِىَ اللّٰهُ ؕ عَلَيْهِ يَتَوَكَّلُ الْمُتَوَكِّلُوْنَ ﴿٣٩﴾

૩૯. અને જો તું તેમને પૂછે કે આકાશો તથા પૃથ્વીને કોણે સર્જ્યા છે? તેઓ જરૂર કહેશે 'અલ્લાહે', તું કહે 'તમે શું ધારો છો કે જો અલ્લાહ મને દુ:ખ પહોંચાડવા ચાહે તો જેને તમે અલ્લાહ સિવાય પુકારો છો તેઓ મારા દુ:ખને ટાળી શકે છે? અથવા જો અલ્લાહ મારા ઉપર મહેરબાની કરવા ચાહે તો તેઓ તે મહેરબાનીને રોકી શકે છે?' કહી દે 'અલ્લાહજ મારા માટે પૂરતો છે. ભરોસો કરનારાઓ તેનાજ ઉપર ભરોસો કરે છે.'

قُلْ يٰقَوْمِ اعْمَلُوْا عَلٰى مَكَانَتِكُمْ اِنِّىْ عَامِلٌ ۚ فَسَوْفَ تَعْلَمُوْنَ ۙ ﴿٤٠﴾

૪૦. તું કહે 'હે મારી કોમના લોકો, તમે (બેહતર સમજો) તે કરતા રહો, અને હું પણ મારું કામ કરતો રહીશ; વેળાસર તમને જણાઈ રહેશે (કે),

مَنْ يَّاْتِيْهِ عَذَابٌ يُّخْزِيْهِ وَيَحِلُّ عَلَيْهِ عَذَابٌ مُّقِيْمٌ ﴿٤١﴾

૪૧. 'કોના ઉપર તે અપમાનજનક અઝાબ આવી પડે છે અને કોના ઉપર સદા માટે ટકી રહેનારો અઝાબ ઊતરે છે!

اِنَّاۤ اَنْزَلْنَا عَلَيْكَ الْكِتٰبَ لِلنَّاسِ بِالْحَقِّ ۚ فَمَنِ اهْتَدٰى فَلِنَفْسِهٖ ۚ وَمَنْ ضَلَّ فَاِنَّمَا يَضِلُّ عَلَيْهَا ۚ وَمَاۤ اَنْتَ عَلَيْهِمْ بِوَكِيْلٍ ﴿٤٢﴾ ع

૪૨. બેશક, અમે આ સચ્ચાઈથી ભરેલી કિતાબ માનવજાતિની ભલાઈ માટે તારા ઉપર ઉતારી છે. માટે જે કોઈ સીધા રસ્તા ઉપર ચાલશે તો તેના જીવના ભલા માટે છે, અને જે ગુમરાહી અપનાવશે તે તેના પોતાના નુકસાન માટે છે.(૭) બેશક, તું તેમનો નિગેહબાન નથી. (રુકૂઅ-૪)

اَللّٰهُ يَتَوَفَّى الْاَنْفُسَ حِيْنَ مَوْتِهَا وَالَّتِىْ لَمْ تَمُتْ فِىْ مَنَامِهَا ۚ فَيُمْسِكُ الَّتِىْ قَضٰى عَلَيْهَا الْمَوْتَ وَيُرْسِلُ الْاُخْرٰٓى اِلٰٓى اَجَلٍ مُّسَمًّى ؕ اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّتَفَكَّرُوْنَ ﴿٤٣﴾

૪૩. મૃત્યુ સમયે અલ્લાહ ઈન્સાનોની રૂહ હરી લે છે, તેમજ જ્યારે તેઓ મરણ ન પામ્યા હોય અને ઊંઘમાં હોય ત્યારે પણ. પછી જેમના મૃત્યુનો તેણે નિર્ણય કરી લીધો હોય તેમની રૂહ તે રાખી લે છે અને બાકીનાઓની રૂહ તે એક નિશ્ચિત મુદ્દત માટે પાછી (દુનિયામાં) મોકલે છે. આમાં પણ વિચારશીલ લોકો માટે મોટી નિશાનીઓ (સમાયેલી) છે.

اَمِ اتَّخَذُوْا مِنْ دُوْنِ اللّٰهِ شُفَعَآءَ ؕ قُلْ اَوَلَوْ كَانُوْا

૪૪. શું તેમણે અલ્લાહને છોડી બીજા ભલામણ કરનારા બનાવી લીધા છે? તેમને કહે 'શું તેમને કોઈ

---

૭. માનવ સ્વયં પોતેજ પોતાના અંજામનો જવાબદાર છે, નેકબખ્તીનો અથવા બદબખ્તીનો આધાર તેની પોતાની કરણીઓ ઉપર છે.

لَا يَمْلِكُوْنَ شَيْـًٔا وَّ لَا يَعْقِلُوْنَ ﴿٤٣﴾

વસ્તુ ઉપર સત્તા ન હોય અને તેમનામાં કોઈ સમજશકિત ન હોય તો પણ (તેમના ઉપર વિશ્વાસ રાખશે)?'

قُلْ لِّلّٰهِ الشَّفَاعَةُ جَمِيْعًا ۗ لَهٗ مُلْكُ السَّمٰوٰتِ وَ الْاَرْضِ ۗ ثُمَّ اِلَيْهِ تُرْجَعُوْنَ ﴿٤٤﴾

૪૫. તું કહી દે 'ભલામણ (ને સ્વીકાર) કરવાનો સંપૂર્ણ હક્ક માત્ર અલ્લાહને જ છે, આકાશો તથા પૃથ્વીનો ધણી પણ તેજ છે. અને તેનીજ તરફ તમારે પાછું ફરવાનું છે.'

وَ اِذَا ذُكِرَ اللّٰهُ وَحْدَهُ اشْمَاَزَّتْ قُلُوْبُ الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِالْاٰخِرَةِ ۚ وَ اِذَا ذُكِرَ الَّذِيْنَ مِنْ دُوْنِهٖۤ اِذَا هُمْ يَسْتَبْشِرُوْنَ ﴿٤٥﴾

૪૬. અને જ્યારે અલ્લાહનું વર્ણન કરવામાં આવે છે ત્યારે આખેરતમાં ન માનનારાઓના દિલોમાં નફરત જાગે છે અને જ્યારે તેના સિવાય અન્યનું વર્ણન થાય છે ત્યારે તેઓ ખુશ થતા હોય છે.

قُلِ اللّٰهُمَّ فَاطِرَ السَّمٰوٰتِ وَ الْاَرْضِ عٰلِمَ الْغَيْبِ وَ الشَّهَادَةِ اَنْتَ تَحْكُمُ بَيْنَ عِبَادِكَ فِيْ مَا كَانُوْا فِيْهِ يَخْتَلِفُوْنَ ﴿٤٦﴾

૪૭. તું કહે 'હે અલ્લાહ, આકાશો તથા પૃથ્વીના સર્જનહાર; હે ગુમ તથા જાહેરના જાણનાર, તારા બંદાઓ જેમાં મતભેદ કરતા હતા તેમની વચ્ચે ફેંસલો કરનાર તું'જ છે.'

وَ لَوْ اَنَّ لِلَّذِيْنَ ظَلَمُوْا مَا فِي الْاَرْضِ جَمِيْعًا وَّ مِثْلَهٗ مَعَهٗ لَافْتَدَوْا بِهٖ مِنْ سُوْٓءِ الْعَذَابِ يَوْمَ الْقِيٰمَةِ ۚ وَ بَدَا لَهُمْ مِّنَ اللّٰهِ مَا لَمْ يَكُوْنُوْا يَحْتَسِبُوْنَ ﴿٤٧﴾

૪૮. અને જો આ ઝાલિમો પાસે આખી પૃથ્વીની દૌલત હોય, અને (વધારામાં) તેટલુંજ બીજું પણ હોય; જે તેઓ કયામતના દિવસે પોતાનો છૂટકારો મેળવવા માટે તે સઘળું આપવા તૈયાર હશે, પરંતુ અલ્લાહ તરફથી તેમના ઉપર એવું આવી પડવાનું છે કે જેની તેમણે કદી કલ્પના પણ નહિ કરી હોય.(૮)

وَ بَدَا لَهُمْ سَيِّاٰتُ مَا كَسَبُوْا وَ حَاقَ بِهِمْ مَّا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ﴿٤٨﴾

૪૯. અને (ત્યારે) તેમની કરણીના બૂરા પરિણામો તેમના ઉપર ખુલ્લા થઈ જશે અને જેનું તેઓ હાસ્ય ઉડાવતા કરતા હતા તે'જ તેમને ઘેરી વળશે.

فَاِذَا مَسَّ الْاِنْسَانَ ضُرٌّ دَعَانَا ۫ ثُمَّ اِذَا خَوَّلْنٰهُ نِعْمَةً مِّنَّا ۙ قَالَ اِنَّمَاۤ اُوْتِيْتُهٗ عَلٰى عِلْمٍ ؕ بَلْ هِيَ فِتْنَةٌ وَّ لٰكِنَّ اَكْثَرَهُمْ لَا يَعْلَمُوْنَ ﴿٤٩﴾

૫૦. અને જ્યારે ઈન્સાન ઉપર મુસીબત આવી પડે છે ત્યારે તે અમને પુકારે છે. પરંતુ જ્યારે અમે તેને ને'મત અર્પણ કરીએ છીએ તો તે કહે છે 'આ મારી બુદ્ધિના પ્રતાપે મેં મેળવ્યું છે!' હકીકતમાં આ એક આઝમાઈશ છે; પરંતુ તેમનામાંના ઘણાખરા સમજતા નથી.

قَدْ قَالَهَا الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ فَمَاۤ اَغْنٰى عَنْهُمْ مَّا كَانُوْا يَكْسِبُوْنَ ﴿٥٠﴾

૫૧. તેમની પહેલાંના લોકો પણ આવુંજ કહેતા હતા, પરંતુ તેમણે જે કંઈ સંઘર્યું હતું તેમાંનું કંઈપણ તેમને કામ ન આવ્યું.

૮. ઈન્સાનની રૂહ અમર છે, જેથી ઈન્સાનને ખોટા વિચારોથી પરહેઝ કરવાની નસિહત આપવામાં આવી છે, અને સૌથી મોટું પાપ અલ્લાહના સમકક્ષ ઠરાવવાનું છે.

૫૨. જેથી તેઓ પોતાની કરણીના બૂરા પરિણામોમાં સપડાઈ ગયા. અને આ લોકોમાંથી પણ જે ઝાલિમ છે તેમની કરણીની બૂરાઈઓ તેમને ઘેરી લેશે. તેઓ તેમાંથી છટકી નહિ શકે.

فَأَصَابَهُمْ سَيِّئَاتُ مَا كَسَبُوا ۚ وَالَّذِينَ ظَلَمُوا مِنْ هَٰؤُلَاءِ سَيُصِيبُهُمْ سَيِّئَاتُ مَا كَسَبُوا وَمَا هُمْ بِمُعْجِزِينَ ﴿٥٢﴾

૫૩. શું તેઓ નથી જાણતા કે અલ્લાહ જેની ચાહે રોઝી વધારી મૂકે છે અને જેને ચાહે તંગી આપે છે? બેશક, તેમાં પણ ઈમાન રાખનારાઓ માટે ઘણી નિશાનીઓ છે. (રુકૂઅ-૫)

أَوَلَمْ يَعْلَمُوا أَنَّ اللَّهَ يَبْسُطُ الرِّزْقَ لِمَنْ يَشَاءُ وَيَقْدِرُ ۚ إِنَّ فِي ذَٰلِكَ لَآيَاتٍ لِقَوْمٍ يُؤْمِنُونَ ﴿٥٣﴾

૫૪. તું કહે 'હે મારા બંદાઓ જેમણે પોતાના જીવ ઉપર ઝુલ્મ કર્યો છે, તમે અલ્લાહની રેહમતથી નિરાશ[૯] ન થાઓ. બેશક અલ્લાહ સર્વ ગુનાહો માફ કરતો રહે છે. ખરેખર, તે બક્ષણહાર છે, દયાળુ છે.

قُلْ يَا عِبَادِيَ الَّذِينَ أَسْرَفُوا عَلَىٰ أَنْفُسِهِمْ لَا تَقْنَطُوا مِنْ رَحْمَةِ اللَّهِ ۚ إِنَّ اللَّهَ يَغْفِرُ الذُّنُوبَ جَمِيعًا ۚ إِنَّهُ هُوَ الْغَفُورُ الرَّحِيمُ ﴿٥٤﴾

૫૫. 'અને તમે તમારા પરવરદિગાર તરફ જૂકી જાઓ, અને તેને સમર્પણ કરો તે પહેલાં કે તમારા ઉપર અઝાબ આવી પડે; તે સમયે તમારી કોઈ મદદ કરવામાં નહિ આવે.

وَأَنِيبُوا إِلَىٰ رَبِّكُمْ وَأَسْلِمُوا لَهُ مِنْ قَبْلِ أَنْ يَأْتِيَكُمُ الْعَذَابُ ثُمَّ لَا تُنْصَرُونَ ﴿٥٥﴾

૫૬. 'અને તમારા પાલનહાર તરફથી જે ઉત્તમ કલામ ઉતારવામાં આવ્યું છે તેના ઉપર ચાલો, તે પહેલાં કે તમારા ઉપર ઓચિંતો અઝાબ તૂટી પડે, કે જેનું તમને ભાન ન રહે.

وَاتَّبِعُوا أَحْسَنَ مَا أُنْزِلَ إِلَيْكُمْ مِنْ رَبِّكُمْ مِنْ قَبْلِ أَنْ يَأْتِيَكُمُ الْعَذَابُ بَغْتَةً وَأَنْتُمْ لَا تَشْعُرُونَ ﴿٥٦﴾

૫૭. (બાદમાં) કોઈ એમ ન કહે કે હાય અફસોસ, અલ્લાહ પ્રત્યેની મારી જવાબદારીને હું ચૂકી ગયો અને ઠઠ્ઠા મશ્કરી ઉડાવનારાઓમાં જઈ ભળ્યો;

أَنْ تَقُولَ نَفْسٌ يَا حَسْرَتَىٰ عَلَىٰ مَا فَرَّطْتُ فِي جَنْبِ اللَّهِ وَإِنْ كُنْتُ لَمِنَ السَّاخِرِينَ ﴿٥٧﴾

૫૮. અથવા એવું કહે કે જો અલ્લાહે મને હિદાયત આપી હોત તો હું પરહેઝગારોમાં અવશ્ય ભળી ગયો હોત.

أَوْ تَقُولَ لَوْ أَنَّ اللَّهَ هَدَانِي لَكُنْتُ مِنَ الْمُتَّقِينَ ﴿٥٨﴾

૫૯. અથવા અઝાબને જોતાંજ કહે કે જો કદાચ મને પાછા જવાની તક મળે તો હું સદાચારી બની જાઉં.

أَوْ تَقُولَ حِينَ تَرَى الْعَذَابَ لَوْ أَنَّ لِي كَرَّةً فَأَكُونَ مِنَ الْمُحْسِنِينَ ﴿٥٩﴾

૬૦. (અલ્લાહ કહેશે) 'હકીકતમાં જ્યારે મારી આયતો તારી પાસે આવી હતી તેનો અસ્વીકાર કરી તેં

بَلَىٰ قَدْ جَاءَتْكَ آيَاتِي فَكَذَّبْتَ بِهَا وَاسْتَكْبَرْتَ

૯. કુરઆનમાં વારંવાર અલ્લાહની રેહમતથી નિરાશ ન થવાનો આદેશ આપવામાં આવ્યો છે અને પોતાના દોષોને સમજી તૌબાહ કરનારાઓ માટે તેમના પાલનહારની રેહમત તથા ક્ષમાના દ્વારો હરપલ ખુલ્લા છે.

ઘમંડ કર્યું હતું અને તું કાફરોમાંનો બની ગયો.'[૧૦]

૬૧. અને કયામતના દિવસે અલ્લાહના વિરુદ્ધ અસત્ય બોલાવનારાઓના ચહેરાઓ તું જોઈશ કે તે તદ્દન કાળા હશે; શું જહન્નમ ઘમંડીઓનું (યોગ્ય) ઠેકાણું નથી?

૬૨. અને અલ્લાહ પરહેઝગારોને સલામત સ્થળે તેમજ ઉચ્ચપદે પહોંચાડશે, જ્યાં બૂરાઈઓ તેમને સ્પર્શ પણ નહિ કરી શકે, ન તેમને ત્યાં કોઈ દુ:ખ પહોંચશે.

૬૩. અલ્લાહ તમામ વસ્તુઓના પેદા કરનાર છે અને તે તમામ વસ્તુઓના રક્ષક છે.

૬૪. આકાશો તેમજ ધરતીની ચાવીઓ તેનાજ હાથમાં છે અને અલ્લાહની નિશાનીઓના અસ્વીકાર કરનારાઓજ નુકસાન ભોગવશે. (રુકૂઅ-૬)

૬૫. તું કહે, 'છતાં પણ હે નાદાનો, શું તમે મને કહેશો કે હું અલ્લાહ સિવાય કોઈ અન્યની બંદગી કરું?'

૬૬. બેશક, તારા ઉપર તેમજ તારી પહેલાં આવનારા ઉપર વહી ઉતારવામાં આવી હતી; જો તું અલ્લાહના બીજા શરીકો ઠરાવીશ, તો તારા સઘળાં કામો વ્યર્થ જશે બેશક, તું નુકસાન ઉઠાવીશ.'

૬૭. બલ્કે તું અલ્લાહની બંદગી કર અને તેના ઉપકાર માનનારાઓમાંનો બની જા.

૬૮. અને તેઓ અલ્લાહની એટલી કદર નથી કરતા જેટલી કદર કરવી જોઈએ, બેશક, કયામતના દિવસે પૃથ્વી તેની મૂઠ્ઠીમાં હશે અને આકાશોના વીંટલો[૧૧] તેના જમણા હાથમાં હશે. તે પવિત્ર હસ્તી છે, જેની સાથે તેને સરખાવવામાં આવે છે તેનાથી તે ઉચ્ચતર (હસ્તી) છે.

૬૯. અને જ્યારે સૂર ફૂંકવામાં આવશે ત્યારે આકાશ તથા ધરતી ઉપર રહેનારા સૌ બેહોશ થઈ ઢળી પડશે, સિવાય કે તે લોકો જેને અલ્લાહ (બચાવવા) ચાહે. ફરી બીજીવાર સૂર ફૂંકાશે ત્યારે તેઓ સૌ ઊભા થઈ (પોતાના અંજામની) રાહ જોશે.

૭૦. અને પૃથ્વી પોતાના સર્જનહારના નૂરથી ઝળહળી ઉઠશે, અને લોકો સામે તેમની કરણીના લેખ

وَكُنْتَ مِنَ الْكٰفِرِيْنَ ٦٠

وَيَوْمَ الْقِيٰمَةِ تَرَى الَّذِيْنَ كَذَبُوْا عَلَى اللّٰهِ وُجُوْهُهُمْ مُّسْوَدَّةٌ ۭ اَلَيْسَ فِيْ جَهَنَّمَ مَثْوًى لِّلْمُتَكَبِّرِيْنَ ٦١

وَيُنَجِّي اللّٰهُ الَّذِيْنَ اتَّقَوْا بِمَفَازَتِهِمْ ۡ لَا يَمَسُّهُمُ السُّوْۗءُ وَلَا هُمْ يَحْزَنُوْنَ ٦٢

اَللّٰهُ خَالِقُ كُلِّ شَيْءٍ ۡ وَّهُوَ عَلٰي كُلِّ شَيْءٍ وَّكِيْلٌ ٦٣

لَهٗ مَقَالِيْدُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۭ وَالَّذِيْنَ كَفَرُوْا بِاٰيٰتِ اللّٰهِ اُولٰۗىِٕكَ هُمُ الْخٰسِرُوْنَ ٦٤ ع

قُلْ اَفَغَيْرَ اللّٰهِ تَاْمُرُوْۗنِّىْٓ اَعْبُدُ اَيُّهَا الْجٰهِلُوْنَ ٦٥

وَلَقَدْ اُوْحِيَ اِلَيْكَ وَاِلَى الَّذِيْنَ مِنْ قَبْلِكَ ۚ لَىِٕنْ اَشْرَكْتَ لَيَحْبَطَنَّ عَمَلُكَ وَلَتَكُوْنَنَّ مِنَ الْخٰسِرِيْنَ ٦٦

بَلِ اللّٰهَ فَاعْبُدْ وَكُنْ مِّنَ الشّٰكِرِيْنَ ٦٧

وَمَا قَدَرُوا اللّٰهَ حَقَّ قَدْرِهٖ ڰ وَالْاَرْضُ جَمِيْعًا قَبْضَتُهٗ يَوْمَ الْقِيٰمَةِ وَالسَّمٰوٰتُ مَطْوِيّٰتٌۢ بِيَمِيْنِهٖ ۭ سُبْحٰنَهٗ وَتَعٰلٰى عَمَّا يُشْرِكُوْنَ ٦٨

وَنُفِخَ فِي الصُّوْرِ فَصَعِقَ مَنْ فِي السَّمٰوٰتِ وَمَنْ فِي الْاَرْضِ اِلَّا مَنْ شَاۗءَ اللّٰهُ ۭ ثُمَّ نُفِخَ فِيْهِ اُخْرٰى فَاِذَا هُمْ قِيَامٌ يَّنْظُرُوْنَ ٦٩

وَاَشْرَقَتِ الْاَرْضُ بِنُوْرِ رَبِّهَا وَوُضِعَ الْكِتٰبُ وَ

---

૧૦. ગુનાહગારોને તૌબાહ કરવાની ઘણી તકો મળે છે પરંતુ ઈરાદાપૂર્વક બદકારીઓમાં પડનારા માટે કયામતના દિવસે બહુજ મોડું થઈ ચૂક્યું હશે.

૧૧. આ અલ્લાહની સર્જન તથા વિસર્જન શકિતનું પ્રદર્શન છે.

جِايْءَ بِالنَّبِيّٖنَ وَالشُّهَدَآءِ وَقُضِيَ بَيْنَهُمْ بِالْحَقِّ وَهُمْ لَا يُظْلَمُوْنَ ﴿٧٠﴾

ધરવામાં આવશે અને નબીઓ તથા સાક્ષીઓ ઉપસ્થિત કરવામાં આવશે અને તેમની વચ્ચે ન્યાયપૂર્વક નિર્ણય આપવામાં આવશે, બેશક તેમના ઉપર લગીરેક ઝૂલ્મ નહિ થાય.

وَوُفِّيَتْ كُلُّ نَفْسٍ مَّا عَمِلَتْ وَهُوَ اَعْلَمُ بِمَا يَفْعَلُوْنَ ﴿٧١﴾ ع

૭૧. અને પ્રત્યેક જીવને તેમના કર્મો અનુસાર બદલો આપવામાં આવશે, અને તેમની કરણીઓથી અલ્લાહ પૂરી રીતે માહિતગાર છે. (રુકૂઅ-૭)

وَسِيْقَ الَّذِيْنَ كَفَرُوْٓا اِلٰى جَهَنَّمَ زُمَرًا ۭ حَتّٰٓى اِذَا جَاۗءُوْهَا فُتِحَتْ اَبْوَابُهَا وَقَالَ لَهُمْ خَزَنَتُهَآ اَلَمْ يَاْتِكُمْ رُسُلٌ مِّنْكُمْ يَتْلُوْنَ عَلَيْكُمْ اٰيٰتِ رَبِّكُمْ وَيُنْذِرُوْنَكُمْ لِقَاۗءَ يَوْمِكُمْ هٰذَا ۭ قَالُوْا بَلٰى وَلٰكِنْ حَقَّتْ كَلِمَةُ الْعَذَابِ عَلَى الْكٰفِرِيْنَ ﴿٧٢﴾

૭૨. અને જે લોકો કાફર હશે તેમને ટોળાબંધ જહન્નમ તરફ હાંકવામાં આવશે જ્યાં પહોંચતાંજ દ્વારો ખોલવામાં આવશે અને ત્યાંના રખેવાળો તેમને પૂછશે, 'શું તમારી પાસે તમારામાંથી રસૂલો ન આવ્યા હતા, જે તમારા પાલનહારની આયતો તમને વાંચી સંભળાવતા હતા, અને તમને આજના દિવસની મુલાકાતની ચેતવણી આપતા હતા?' તેઓ જવાબ આપશે 'હા (આવ્યા હતા). પરંતુ કાફરોને અપાએલો અઝાબનો વાયદો તો પૂરો થવાનો જ હતો!'

قِيْلَ ادْخُلُوْٓا اَبْوَابَ جَهَنَّمَ خٰلِدِيْنَ فِيْهَا ۚ فَبِئْسَ مَثْوَى الْمُتَكَبِّرِيْنَ ﴿٧٣﴾

૭૩. તેમને કહેવામાં આવશે 'તમે જહન્નમમાં દાખલ થઈ જાઓ અને સદાકાળ તેમાંજ રહો. અને ઘમંડીઓનું આ રહેઠાણ બેહદ બૂરું છે.'

وَسِيْقَ الَّذِيْنَ اتَّقَوْا رَبَّهُمْ اِلَى الْجَنَّةِ زُمَرًا ۭ حَتّٰٓى اِذَا جَاۗءُوْهَا وَفُتِحَتْ اَبْوَابُهَا وَقَالَ لَهُمْ خَزَنَتُهَا سَلٰمٌ عَلَيْكُمْ طِبْتُمْ فَادْخُلُوْهَا خٰلِدِيْنَ ﴿٧٤﴾

૭૪. અને પોતાના પરવરદિગારની નાફરમાની કરવાથી ડરનારાઓના ટોળેટોળા જન્નત તરફ લઈ જવામાં આવશે, જ્યાં પહોંચતાંજ તેમના ઉપર દ્વારો ખુલી જશે અને ત્યાંના રખેવાળો તેમને કહેશે 'તમારા ઉપર સલામતી થાઓ, તમે સુખી થાઓ, (આ જન્નતમાં) દાખલ થઈ સદાકાળ તેમાં રહો.'

وَقَالُوا الْحَمْدُ لِلّٰهِ الَّذِيْ صَدَقَنَا وَعْدَهٗ وَاَوْرَثَنَا الْاَرْضَ نَتَبَوَّاُ مِنَ الْجَنَّةِ حَيْثُ نَشَاۗءُ ۚ فَنِعْمَ اَجْرُ الْعٰمِلِيْنَ ﴿٧٥﴾

૭૫. અને તેઓ કહેશે 'સર્વ તા'રીફના લાયક અલ્લાહ જ છે જેણે પોતાનું વચન પૂરું કર્યું, અને અમને આ ભૂમિના વારસદાર બનાવ્યા કે અમે આ જન્નતમાં જ્યાં ચાહિએ ત્યાં રહીએ.' (જૂઓ, ભલાઈના) કામો કરનારાઓનો આ બદલો કેટલો સુંદર છે.

وَتَرَى الْمَلٰۗىِٕكَةَ حَاۗفِّيْنَ مِنْ حَوْلِ الْعَرْشِ يُسَبِّحُوْنَ بِحَمْدِ رَبِّهِمْ ۚ وَقُضِيَ بَيْنَهُمْ بِالْحَقِّ وَقِيْلَ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ﴿٧٦﴾ ع

૭૬. અને તું જોઈશ કે અર્શની[૧૨] ચોતરફ ફરતા ફરિશ્તાઓ પોતાના પાલનહારની સ્તુતિ કરતા હશે, ત્યારે લોકો વચ્ચે ઈન્સાફ કરવામાં આવશે અને કહેવામાં આવશે, 'સર્વ પ્રશંસાને લાયક અલ્લાહ જ છે જે તમામ જહાનોનો માલિક છે.' (રુકૂઅ-૮)

૧૨. અર્શ અર્થાત અલ્લાહનો તખ્ત,

سُوْرَةُ الْمُؤْمِنِ مَكِّيَّةٌ

## અલ-મો'મીન

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

حٰمٓ ②

૨. હા, મીમ, (તે'જ સર્વ તા'રીફનો હક્કદાર છે, તે બૂલંદ શાનવાળો છે.)

تَنْزِيْلُ الْكِتٰبِ مِنَ اللّٰهِ الْعَزِيْزِ الْعَلِيْمِ ③

૩. આ કિતાબ તે સર્વશકિતમાન, સર્વજ્ઞ અલ્લાહ તરફથી આવી છે.

غَافِرِ الذَّنْۢبِ وَقَابِلِ التَّوْبِ شَدِيْدِ الْعِقَابِ ذِي الطَّوْلِ لَآ اِلٰهَ اِلَّا هُوَ اِلَيْهِ الْمَصِيْرُ ④

૪. જે ગુનાહોને બક્ષનારો છે, તૌબા કબૂલ કરનારો છે, સખત અઝાબ આપનારો છે, ઉપકાર કરનારો છે, તેના સિવાય કોઈ અન્ય બંદગીને લાયક નથી, તેનીજ તરફ અંતમાં પાછું ફરવાનું છે.

مَا يُجَادِلُ فِيْٓ اٰيٰتِ اللّٰهِ اِلَّا الَّذِيْنَ كَفَرُوْا فَلَا يَغْرُرْكَ تَقَلُّبُهُمْ فِي الْبِلَادِ ⑤

૫. અલ્લાહની આયતો ઉપર વાદવિવાદ કરનારા તે'જ લોકો છે જે લોકો ઈમાન નથી લાવ્યા. માટે દેશમાં તેમના (ઠાઠમાઠથી) હરવા ફરવાથી તું છેતરાઈ ન જઈશ.

كَذَّبَتْ قَبْلَهُمْ قَوْمُ نُوْحٍ وَّالْاَحْزَابُ مِنْۢ بَعْدِهِمْ وَهَمَّتْ كُلُّ اُمَّةٍۢ بِرَسُوْلِهِمْ لِيَاْخُذُوْهُ وَجٰدَلُوْا بِالْبَاطِلِ لِيُدْحِضُوْا بِهِ الْحَقَّ فَاَخَذْتُهُمْ فَكَيْفَ كَانَ عِقَابِ ⑥

૬. આ લોકોથી પહેલાંની કોમોએ તથા નૂહની કોમે પણ (પોતાના) નબીઓને જૂઠા ઠરાવ્યા હતા. અને પ્રત્યેક કોમોએ પોતાના રસૂલોને પકડવાના પ્રયત્નો કર્યા અને નિરર્થક (વિવાદો) વડે સચ્ચાઈનું ખંડન કરવા ચાહ્યું, ત્યારે મેં તેમને જ પકડી લીધા, અને મારો બદલો કેવો (ભયંકર) હતો.'

وَكَذٰلِكَ حَقَّتْ كَلِمَتُ رَبِّكَ عَلَى الَّذِيْنَ كَفَرُوْٓا اَنَّهُمْ اَصْحٰبُ النَّارِ ⑦

૭. આવી રીતે તારા પરવરદિગારનું વચન કાફરો માટે સાચું ઠર્યું કે તેઓ આગના નિવાસી છે.

اَلَّذِيْنَ يَحْمِلُوْنَ الْعَرْشَ وَمَنْ حَوْلَهٗ يُسَبِّحُوْنَ بِحَمْدِ رَبِّهِمْ وَيُؤْمِنُوْنَ بِهٖ وَيَسْتَغْفِرُوْنَ لِلَّذِيْنَ اٰمَنُوْا رَبَّنَا وَسِعْتَ كُلَّ شَيْءٍ رَّحْمَةً وَّعِلْمًا فَاغْفِرْ لِلَّذِيْنَ تَابُوْا وَاتَّبَعُوْا سَبِيْلَكَ وَقِهِمْ عَذَابَ الْجَحِيْمِ ⑧

૮. તે અર્શને ઊચકનાર ફરિશ્તાઓ તથા તે (અર્શ)ના આસપાસ રહેનારાઓ સૌ પોતાના પાલનહારની હમ્દો સના (સ્તૂતિ) કરતા રહે છે, અને તેઓ તેનામાં યકીન રાખે છે, અને મોમિનો માટે ગુનાહોની માફી માગતા રહે છે (કહે છે), 'હે અમારા પરવરદિગાર, તારા ઈલ્મ તથા તારી રહેમતથી તું સર્વ વસ્તુ ઉપર છવાએલો છે, માટે તે લોકોને માફ કર જે તૌબા કરી તારી રાહ ઉપર ચાલે છે. અને તેમને જહન્નમના અઝાબથી બચાવી લે.

૯. 'હે અમારા પરવરદિગાર, તેમને સદા કાયમ રહેનારી જન્નતોમાં દાખલ કર જેનું તેં તેમને વચન આપ્યું છે, તેમજ તેમના માતાપિતા અને તેમની પત્નીઓ અને તેમની ઔલાદમાંથી જે સદ્‌ગુણી હોય (તેમને પણ). બેશક તું સર્વ સમર્થ છે, હિકમતવાળો છે.

رَبَّنَا وَأَدْخِلْهُمْ جَنَّٰتِ عَدْنٍ ٱلَّتِى وَعَدتَّهُمْ وَمَن صَلَحَ مِنْ ءَابَآئِهِمْ وَأَزْوَٰجِهِمْ وَذُرِّيَّٰتِهِمْ ۚ إِنَّكَ أَنتَ ٱلْعَزِيزُ ٱلْحَكِيمُ ﴿٩﴾

૧૦. 'અને બૂરાઈઓથી તું તેમનું રક્ષણ કર; અને જેને તે દિવસે તેં બૂરાઈઓથી બચાવી લીધો તો બેશક તેના ઉપર તેં બહુજ રહેમ ફરમાવી અને આ'જ એક ભવ્ય સફળતા છે.' (રુકૂઅ-૧)

وَقِهِمُ ٱلسَّيِّـَٔاتِ ۚ وَمَن تَقِ ٱلسَّيِّـَٔاتِ يَوْمَئِذٍ فَقَدْ رَحِمْتَهُۥ ۚ وَذَٰلِكَ هُوَ ٱلْفَوْزُ ٱلْعَظِيمُ ﴿١٠﴾

૧૧. જે લોકો કાફર છે, તેમને પુકારીને કહેવામાં આવશે 'આજે તમને પોતાના જીવ પ્રત્યે જેટલી નફરત[૧] છે તેનાથી વધુ નફરત અલ્લાહને તમારા પ્રત્યે હતી જ્યારે તમને તેના તરફ બોલાવવામાં આવ્યા અને તમે ઈન્કાર કર્યો હતો..'

إِنَّ ٱلَّذِينَ كَفَرُوا۟ يُنَادَوْنَ لَمَقْتُ ٱللَّهِ أَكْبَرُ مِن مَّقْتِكُمْ أَنفُسَكُمْ إِذْ تُدْعَوْنَ إِلَى ٱلْإِيمَٰنِ فَتَكْفُرُونَ ﴿١١﴾

૧૨. તેઓ કહેશે 'હે અમારા પરવરદિગાર, તેં અમને બે વાર[૨] નિર્જીવ રાખ્યા અને તેં અમને બે વાર સજીવન કર્યા અને હવે અમે અમારા ગુનાહોનો એકરાર કરીએ છીએ, શું અમારા છૂટકારાનો કોઈ રસ્તો છે?'

قَالُوا۟ رَبَّنَآ أَمَتَّنَا ٱثْنَتَيْنِ وَأَحْيَيْتَنَا ٱثْنَتَيْنِ فَٱعْتَرَفْنَا بِذُنُوبِنَا فَهَلْ إِلَىٰ خُرُوجٍ مِّن سَبِيلٍ ﴿١٢﴾

૧૩. (જવાબ મળશે) 'તમારી આ દશાનું કારણ તે છે કે જ્યારે અલ્લાહ એક હોવાની પુકાર બૂલંદ કરવામાં આવી ત્યારે તમે ઈન્કાર કરતા હતા, અને જેને તેના શરીક ઠરાવવામાં આવતા તેને તમે માન્ય રાખતા હતા. હવે નિર્ણય અલ્લાહના હાથમાં છે, જે ઉચ્ચતર છે, મહાન[૩] છે.

ذَٰلِكُم بِأَنَّهُۥٓ إِذَا دُعِىَ ٱللَّهُ وَحْدَهُۥ كَفَرْتُمْ ۖ وَإِن يُشْرَكْ بِهِۦ تُؤْمِنُوا۟ ۚ فَٱلْحُكْمُ لِلَّهِ ٱلْعَلِىِّ ٱلْكَبِيرِ ﴿١٣﴾

૧૪. તે એજ છે જે તમને પોતાની નિશાનીઓ દેખાડે છે અને તમારા માટે આકાશેથી રોઝી ઊતારે છે પરંતુ અલ્લાહની બંદગી કરનારા સિવાય (બીજા કોઈ) તેની તરફ ધ્યાન નથી આપતા.

هُوَ ٱلَّذِى يُرِيكُمْ ءَايَٰتِهِۦ وَيُنَزِّلُ لَكُم مِّنَ ٱلسَّمَآءِ رِزْقًا ۚ وَمَا يَتَذَكَّرُ إِلَّا مَن يُنِيبُ ﴿١٤﴾

---

૧. માનવ પ્રકૃતિનું ખાસ લક્ષણ છે કે જ્યારે તેને પોતાની કરણીઓના પરિણામોમાં સામનો થાય છે ત્યારે તેને પોતાના જીવથી નફરત થઈ જાય છે.

૨. પહેલું મોત જન્મ પહેલાંની નિર્જીવ સ્થિતિમાં હતું અને બીજું આ જન્મના અંતમાં આવશે, પછી તેને પોતાની કરણીનો હિસાબ દેવા માટે ફરી સજીવન કરવામાં આવશે.

૩. 'તે અસાધારણ શકિતઓનો માલિક છે,' 'જેની સરખામણી ન કરી શકાય તે.'

فَادْعُوا اللّٰهَ مُخْلِصِيْنَ لَهُ الدِّيْنَ وَلَوْ كَرِهَ الْكٰفِرُوْنَ ⑮

૧૫. માટે ખૂલુસે દિલથી અલ્લાહનેજ પુકારો પછી ભલે કાફરોને તે કેટલું પણ નાપસંદ હોય.

رَفِيْعُ الدَّرَجٰتِ ذُو الْعَرْشِ ۚ يُلْقِي الرُّوْحَ مِنْ اَمْرِهٖ عَلٰى مَنْ يَّشَآءُ مِنْ عِبَادِهٖ لِيُنْذِرَ يَوْمَ التَّلَاقِ ⑯

૧૬. તે ઉચ્ચતર દરજ્જાઓવાળો છે, અર્શનો[૪] ધણી છે. તે પોતાના જે બંદા ઉપર ચાહે પોતાની વહી ઊતારે છે, કે મુલાકાતના દિવસ વિશે તે સૌને ચેતવી દે.

يَوْمَ هُمْ بٰرِزُوْنَ ۚ لَا يَخْفٰى عَلَى اللّٰهِ مِنْهُمْ شَيْءٌ ؕ لِمَنِ الْمُلْكُ الْيَوْمَ ؕ لِلّٰهِ الْوَاحِدِ الْقَهَّارِ ⑰

૧૭. તે દિવસે જ્યારે તેઓ (સૌ) હાજર થશે, ત્યારે (તેમની) કોઈ વસ્તુ અલ્લાહથી છૂપી રહેશે નહિ. (તેમને કહેવામાં આવશે) 'આજના દિવસે બાદશાહી કોની છે?' અલ્લાહની, જે એકજ છે, સર્વસત્તાધારી છે.

اَلْيَوْمَ تُجْزٰى كُلُّ نَفْسٍۢ بِمَا كَسَبَتْ ؕ لَا ظُلْمَ الْيَوْمَ ؕ اِنَّ اللّٰهَ سَرِيْعُ الْحِسَابِ ⑱

૧૮.'આજના દિવસે પ્રત્યેક જીવને તેની કરણીનોજ બદલો આપવામાં આવશે. આજના દિવસે (કોઈને) અન્યાય નહિ થાય. નિ:સંદેહ અલ્લાહ હિસાબ લેવામાં (બેહદ) ઝડપી છે.'

وَاَنْذِرْهُمْ يَوْمَ الْاٰزِفَةِ اِذِ الْقُلُوْبُ لَدَى الْحَنَاجِرِ كٰظِمِيْنَ ؕ مَا لِلظّٰلِمِيْنَ مِنْ حَمِيْمٍ وَّلَا شَفِيْعٍ يُّطَاعُ ⑲

૧૯. અને તેમને તે દિવસથી ચેતવી દે જે નજીક આવતો જાય છે જ્યારે (સૌના) હૈયાં ઊંચા થઈ જશે અને તેઓ ચિંતામાં ડૂબેલા હશે (ત્યારે) ઝાલિમોનો કોઈ હમદર્દ મિત્ર નહિ હોય અને ન કોઈ ભલામણ કરનાર હશે કે જે (ની ભલામણો)નો સ્વીકાર થઈ શકે.

يَعْلَمُ خَآئِنَةَ الْاَعْيُنِ وَمَا تُخْفِي الصُّدُوْرُ ⑳

૨૦. અલ્લાહ (ઈન્સાનની) આંખો સુદ્ધાંની બેવફાઈને જાણે છે અને જે કંઈ દિલોમાં છૂપાએલું છે તેને પણ (ખૂબ જાણે છે).

وَاللّٰهُ يَقْضِيْ بِالْحَقِّ ؕ وَالَّذِيْنَ يَدْعُوْنَ مِنْ دُوْنِهٖ لَا يَقْضُوْنَ بِشَيْءٍ ؕ اِنَّ اللّٰهَ هُوَ السَّمِيْعُ الْبَصِيْرُ ㉑ ع

૨૧. ત્યારે અલ્લાહ સત્યના આધારે ન્યાય આપશે, પરંતુ તેના બદલે જેને તેઓ પુકારે છે, તે કંઈ નિર્ણય નથી કરી શકતા. બેશક, અલ્લાહ સર્વ સાંભળનારો છે, સર્વ જોનારો છે. (રુકૂઅ-૨)

اَوَلَمْ يَسِيْرُوْا فِي الْاَرْضِ فَيَنْظُرُوْا كَيْفَ كَانَ عَاقِبَةُ الَّذِيْنَ كَانُوْا مِنْ قَبْلِهِمْ ؕ كَانُوْا هُمْ اَشَدَّ مِنْهُمْ قُوَّةً وَّاٰثَارًا فِي الْاَرْضِ فَاَخَذَهُمُ اللّٰهُ بِذُنُوْبِهِمْ ؕ وَمَا كَانَ لَهُمْ مِّنَ اللّٰهِ مِنْ وَّاقٍ ㉒

૨૨. શું તેમણે ધરતીમાં હરીફરીને નથી જોયું કે તેમની પહેલાંના લોકોનો કેવો અંજામ આવ્યો હતો? તે લોકો તો આ લોકોથી બળમાં અને સ્મારકો બાંધવામાં બહુજ આગળ હતા પરંતુ અલ્લાહે તેમના ગુનાહોના કારણે તેમને પકડી લીધા. અને અલ્લાહથી તેમને બચાવનાર કોઈ ન હતું.

ذٰلِكَ بِاَنَّهُمْ كَانَتْ تَّاْتِيْهِمْ رُسُلُهُمْ بِالْبَيِّنٰتِ فَكَفَرُوْا

૨૩. (તેમની આ દશાનું) કારણ આ હતું કે જ્યારે સ્પષ્ટ દલીલો લઈને રસૂલો તેમની પાસે આવ્યા,

૪. 'અર્શ' અર્થાત સૃષ્ટિની બાદશાહી.

فَاَخَذَهُمُ اللّٰهُ ؕ اِنَّهٗ قَوِیٌّ شَدِیۡدُ الۡعِقَابِ ﴿۲۲﴾

ત્યારે તેઓ ઈમાન ન લાવ્યા, માટે અલ્લાહે તેમને પકડી લીધા. ખરેજ તે બેહદ શકિતશાળી છે, સઝા આપવામાં સખત છે.

وَ لَقَدۡ اَرۡسَلۡنَا مُوۡسٰی بِاٰیٰتِنَا وَ سُلۡطٰنٍ مُّبِیۡنٍ ﴿ۙ۲۳﴾

૨૪. અને અમે મૂસાને અમારા મો'જેઝા તેમજ અધિકારો આપી મોકલાવ્યો હતો,

اِلٰی فِرۡعَوۡنَ وَ هَامٰنَ وَ قَارُوۡنَ فَقَالُوۡا سٰحِرٌ کَذَّابٌ ﴿۲۴﴾

૨૫. ફિરઔન અને હામાન અને કારૂન[૫] પાસે; પરંતુ તેમણે કહ્યું 'આ તો જાદુગર છે, ઢોંગી છે.'

فَلَمَّا جَآءَهُمۡ بِالۡحَقِّ مِنۡ عِنۡدِنَا قَالُوا اقۡتُلُوۡۤا اَبۡنَآءَ الَّذِیۡنَ اٰمَنُوۡا مَعَهٗ وَ اسۡتَحۡیُوۡا نِسَآءَهُمۡ ؕ وَ مَا کَیۡدُ الۡکٰفِرِیۡنَ اِلَّا فِیۡ ضَلٰلٍ ﴿۲۵﴾

૨૬. જ્યારે તે અમારી પાસેથી સત્ય લઈને તેમની પાસે પહોંચ્યો, તેમણે કહ્યું 'જે લોકો તેના ઉપર ઈમાન લાવ્યા છે તેમના પુત્રોની કતલ કરો અને તેમની સ્રીઓને રાખી લો.' પરંતુ કાફરોની કોઈ એવી ચાલ નથી જે નિષ્ફળ ન થઈ હોય.

وَ قَالَ فِرۡعَوۡنُ ذَرُوۡنِیۡۤ اَقۡتُلۡ مُوۡسٰی وَ لۡیَدۡعُ رَبَّهٗ ۚ اِنِّیۡۤ اَخَافُ اَنۡ یُّبَدِّلَ دِیۡنَکُمۡ اَوۡ اَنۡ یُّظۡهِرَ فِی الۡاَرۡضِ الۡفَسَادَ ﴿۲۶﴾

૨૭. ફિરઔને કહ્યું 'તમે મારા ઉપર છોડી દો. હું મૂસાને મારી નાખીશ, અને તે ભલે પોતાના રબને પુકારી જુએ. મને ડર છે કે રખે તે તમને ધર્મભ્રષ્ટ કરશે, અથવા દેશમાં અશાંતિ ફેલાવી દેશે.'

وَ قَالَ مُوۡسٰۤی اِنِّیۡ عُذۡتُ بِرَبِّیۡ وَ رَبِّکُمۡ مِّنۡ کُلِّ مُتَکَبِّرٍ لَّا یُؤۡمِنُ بِیَوۡمِ الۡحِسَابِ ﴿۲۷﴾

૨૮. અને મૂસાએ કહ્યું 'દરેક ઘમંડી જે હિસાબના દિવસને માનતો નથી તેનાથી મારા અને તમારા પાલનહારની હું પનાહ માગું છું.' (રુકૂઅ-૩)

وَ قَالَ رَجُلٌ مُّؤۡمِنٌ ٭ۖ مِّنۡ اٰلِ فِرۡعَوۡنَ یَکۡتُمُ اِیۡمَانَهٗۤ اَتَقۡتُلُوۡنَ رَجُلًا اَنۡ یَّقُوۡلَ رَبِّیَ اللّٰهُ وَ قَدۡ جَآءَکُمۡ بِالۡبَیِّنٰتِ مِنۡ رَّبِّکُمۡ ؕ وَ اِنۡ یَّکُ کَاذِبًا فَعَلَیۡهِ کَذِبُهٗ ۚ وَ اِنۡ یَّکُ صَادِقًا یُّصِبۡکُمۡ بَعۡضُ الَّذِیۡ یَعِدُکُمۡ ؕ اِنَّ اللّٰهَ لَا یَهۡدِیۡ مَنۡ هُوَ مُسۡرِفٌ کَذَّابٌ ﴿۲۸﴾

૨૯. અને ત્યારે ફિરઔનની કોમમાંથી[૬] એક મોમિન જે પોતાના ઈમાનને છૂપાવી રહ્યો હતો, તેણે કહ્યું 'જો કોઈ કહે કે મારો સર્જનહાર અલ્લાહ છે, તો શું એટલા માટે તમે તેને કતલ કરશો જ્યારે કે તે તમારા પાલનહાર પાસેથી સ્પષ્ટ નિશાનીઓ લઈને આવ્યો હોય? જો તે અસત્ય બોલનારો હોય તો તેના (પાપનો) ભાર તેના ઉપર છે; પરંતુ જો તે સત્ય કહે છે, તો જેની તે ધમકી આપી રહ્યો છે તે બેશક તમારા ઉપર આવી પડશે. બેશક અલ્લાહ હદ બહાર જનારા અને જૂઠું બોલનારાને કદીપણ હિદાયત નથી આપતો.

---

૫. 'અલ્લાહના દરેક નબીના પોતાના ફિરઔન, હામાન તથા કારૂન હતા'ની કહેવત પ્રમાણે બળવાન રાજ્યસત્તા, મતલબપરસ્ત ધર્મરૂઢીઓ અને અંકુશ વગરનો મૂડીવાદ, આ ત્રણે વિનાશના ચિત્રો છે, જેની દ્વારા પ્રજાના આર્થિક, માનસિક તથા રૂહાની વિકાસ ઉપર અધિકાર જમાવવામાં આવે છે. દર યુગમાં આવી જહાલતમાંથી ઈન્સાનનો ઉદ્ધાર કરવા નેક રૂહો પેદા થતી રહે છે.

૬. તે ફિરઔનના દરબારનો સભ્ય હતો જેણે પોતાના ઈમાનને અવશ્ય છૂપાવ્યો, પરંતુ કોમની થનારી અવદશાનો ચિતાર તેણે હિંમતપૂર્વક ફિરઔન સામે પેશ કર્યો હતો.

૩૦. '(માટે) હે મારી કોમના લોકો, આજે તો આ દેશમાં તમારું રાજ્ય છે અને ધરતીમાં તમે સત્તા રાખો છો, પરંતુ અલ્લાહનો અઝાબ આપણા ઉપર આવી પડશે ત્યારે આપણી મદદ કોણ કરશે?' (પરંતુ) ફિરઔને કહ્યું 'હું જે યોગ્ય સમજું છું તમને તે'જ સલાહ આપું છું અને હું જે માર્ગ બતાવી રહ્યો છું તેમાંજ તમારી ભલાઈ છે.'

يٰقَوْمِ لَكُمُ الْمُلْكُ الْيَوْمَ ظٰهِرِيْنَ فِى الْاَرْضِ فَمَنْ يَّنْصُرُنَا مِنْۢ بَاْسِ اللّٰهِ اِنْ جَآءَنَا ؕ قَالَ فِرْعَوْنُ مَاۤ اُرِيْكُمْ اِلَّا مَاۤ اَرٰى وَمَاۤ اَهْدِيْكُمْ اِلَّا سَبِيْلَ الرَّشَادِ ﴿۲۹﴾

૩૧. અને જે ઈમાન લાવ્યો હતો તેણે કહ્યું 'હે મારી કોમના લોકો, મને ડર છે કે તમારા ઉપર પણ પહેલાંના કોમોના જેવાજ માઠાં દિવસો આવશે.

وَقَالَ الَّذِىْۤ اٰمَنَ يٰقَوْمِ اِنِّىْۤ اَخَافُ عَلَيْكُمْ مِّثْلَ يَوْمِ الْاَحْزَابِ ۙ﴿۳۰﴾

૩૨. 'જેવા કે નૂહ તથા આદ, તથા સમૂદની કોમ અને તેમના પછીના લોકો ઉપર આવ્યા હતા. જો કે અલ્લાહ (પોતાના) બંદાઓ ઉપર ઝુલ્મ કરવો પસંદ નથી કરતો.

مِثْلَ دَاْبِ قَوْمِ نُوْحٍ وَّعَادٍ وَّثَمُوْدَ وَالَّذِيْنَ مِنْۢ بَعْدِهِمْ ؕ وَمَا اللّٰهُ يُرِيْدُ ظُلْمًا لِّلْعِبَادِ ﴿۳۱﴾

૩૩. 'હે મારી કોમના લોકો, હું તમારા ઉપર આવનારા તે દિવસથી ડરું છું જે દિવસે તમે મદદ માટે એકબીજાને બૂમો મારશો.[૭]

وَيٰقَوْمِ اِنِّىْۤ اَخَافُ عَلَيْكُمْ يَوْمَ التَّنَادِ ۙ﴿۳۲﴾

૩૪. 'તે દિવસે તમે પીઠ ફેરવી ભાગશો, (પણ) અલ્લાહથી તમને બચાવનાર કોઈ નહિ હોય. જેને અલ્લાહ ગુમરાહ કરે છે તેનો રાહબર કોઈ નથી.'

يَوْمَ تُوَلُّوْنَ مُدْبِرِيْنَ ۚ مَا لَكُمْ مِّنَ اللّٰهِ مِنْ عَاصِمٍ ۚ وَمَنْ يُّضْلِلِ اللّٰهُ فَمَا لَهٗ مِنْ هَادٍ ﴿۳۳﴾

૩૫. અને યૂસુફ (પણ) તમારી પાસે સ્પષ્ટ નિશાનીઓ લઈને આવ્યો હતો પરંતુ તે જે લાવ્યો હતો તે વિશે તમે શક કરતા રહ્યા જ્યાં સુધી કે તે મરણ પામ્યો, ત્યારે તમે કહ્યું; 'હવે તેના પછી અલ્લાહ બીજો રસૂલ નહિ મોકલે.'[૮] આવી રીતે અલ્લાહ હદ બહાર જનારાઓને તથા કુશંકાઓ કરનારાઓને ભમાવી દે છે,

وَلَقَدْ جَآءَكُمْ يُوْسُفُ مِنْ قَبْلُ بِالْبَيِّنٰتِ فَمَا زِلْتُمْ فِىْ شَكٍّ مِّمَّا جَآءَكُمْ بِهٖ ؕ حَتّٰۤى اِذَا هَلَكَ قُلْتُمْ لَنْ يَّبْعَثَ اللّٰهُ مِنْۢ بَعْدِهٖ رَسُوْلًا ؕ كَذٰلِكَ يُضِلُّ اللّٰهُ مَنْ هُوَ مُسْرِفٌ مُّرْتَابُ ۚ﴿۳۴﴾

૩૬. અને તેમની તરફ આવેલી અલ્લાહની આયતોના તેઓ કોઈ દલીલ વગર વિરોધ કરતા રહે છે જેનાથી અલ્લાહ તથા મોમિનોને બેહદ અણગમો છે. આવી રીતે અલ્લાહ પ્રત્યેક મગરૂર ઝાલિમના મન ઉપર મહોર મારી દે છે.

اِلَّذِيْنَ يُجَادِلُوْنَ فِىْۤ اٰيٰتِ اللّٰهِ بِغَيْرِ سُلْطٰنٍ اَتٰىهُمْ ؕ كَبُرَ مَقْتًا عِنْدَ اللّٰهِ وَعِنْدَ الَّذِيْنَ اٰمَنُوْا ؕ كَذٰلِكَ يَطْبَعُ اللّٰهُ عَلٰى كُلِّ قَلْبِ مُتَكَبِّرٍ جَبَّارٍ ﴿۳۵﴾

૭. દુર્દશાને જોયા વગર ઈન્સાનની સાન ઠેકાણે નથી આવતી.

૮. પ્રાચીન સમયથી દુનિયામાં નબીઓ આવતા રહ્યા છે, પરંતુ માનવજાતિની વિકૃત વિચારધારાએ પ્રત્યેક રસૂલનો વિરોધ કરવામાં કોઈ કચાશ ન રાખી અને તેમની વફાત પછી તેમના માનનારાઓ હમેશાં નબુવ્વત તથા વહીના રસ્તાઓ બંધ થએલા ઠરાવતા રહ્યા, અને બાદમાં આવનારાઓ માટે સમસ્યાઓ ઊભી કરતા રહ્યા.

૩૭. અને ફિરઔને કહ્યું 'હે હામાન, મારા માટે એક ઊંચી ઈમારત બનાવ કે હું તે મંઝિલ પાસે પહોંચી શકું;

وَقَالَ فِرْعَوْنُ يٰهَامٰنُ ابْنِ لِيْ صَرْحًا لَّعَلِّيْٓ اَبْلُغُ الْاَسْبَابَ ﴿٣٦﴾

૩૮. 'તે આકાશીય મંઝિલ પાસે, જ્યાંથી હું મૂસાના ખુદાને જોઈ લઉં,[૯] અને હું ખાતરીપૂર્વક કહું છું કે મૂસા જૂઠ્ઠો છે.' આવી રીતે ફિરઔનના બૂરા કામો તેને શોભતાં કરી દેખાડવામાં આવ્યા હતા, અને તે સન્માર્ગથી ભટકી ગયો; બેશક ફિરઔનની ચાલ તેની પોતાનીજ બરબાદીનું કારણ (બનવાની) હતી. (રુકૂઅ-૪)

اَسْبَابَ السَّمٰوٰتِ فَاَطَّلِعَ اِلٰٓى اِلٰهِ مُوْسٰى وَاِنِّيْ لَاَظُنُّهٗ كَاذِبًا ۭ وَكَذٰلِكَ زُيِّنَ لِفِرْعَوْنَ سُوْۗءُ عَمَلِهٖ وَصُدَّ عَنِ السَّبِيْلِ ۭ وَمَا كَيْدُ فِرْعَوْنَ اِلَّا فِيْ تَبَابٍ ﴿٣٧﴾

૩૯. અને જે ઈમાન લાવ્યો હતો તેણે કહ્યું 'હે મારી કોમના લોકો, મારું કહ્યું માનો, હું તમને સચ્ચાઈના રસ્તે લઈ જઈશ.

وَقَالَ الَّذِيْٓ اٰمَنَ يٰقَوْمِ اتَّبِعُوْنِ اَهْدِكُمْ سَبِيْلَ الرَّشَادِ ﴿٣٨﴾

૪૦. 'હે મારી કોમના લોકો, આ દુનિયાના જીવનનો લાભ ટૂંક સમયનો છે; અને આખેરતનું ઘર બેશક, હમેશાં માટે છે.

يٰقَوْمِ اِنَّمَا هٰذِهِ الْحَيٰوةُ الدُّنْيَا مَتَاعٌ ۡ وَّاِنَّ الْاٰخِرَةَ هِىَ دَارُ الْقَرَارِ ﴿٣٩﴾

૪૧. 'જે બદીના કામો કરશે તેને એટલા પૂરતોજ બદલો મળશે, પરંતુ જે નેકીના કામો કરશે, ભલે તે પુરુષ હોય કે સ્ત્રી,પણ મોમિન હશે તો તેઓ જન્નતમાં દાખલ થશે અને તેમને ત્યાં બેહિસાબ રીઝક આપવામાં આવશે,

مَنْ عَمِلَ سَيِّئَةً فَلَا يُجْزٰٓى اِلَّا مِثْلَهَا ۚ وَمَنْ عَمِلَ صَالِحًا مِّنْ ذَكَرٍ اَوْ اُنْثٰى وَهُوَ مُؤْمِنٌ فَاُولٰۗىِٕكَ يَدْخُلُوْنَ الْجَنَّةَ يُرْزَقُوْنَ فِيْهَا بِغَيْرِ حِسَابٍ ﴿٤٠﴾

૪૨. 'અને હે મારી કોમ (ના લોકો), આ કેવી (વિચિત્ર) વાત છે કે હું તમને નજાત (મુકિત) તરફ બોલાવું છું અને તમે મને (જહન્નમની) આગ તરફ બોલાવો છો;

وَيٰقَوْمِ مَا لِيْٓ اَدْعُوْكُمْ اِلَى النَّجٰوةِ وَتَدْعُوْنَنِيْٓ اِلَى النَّارِ ﴿٤١﴾

૪૩. 'તમે મને અલ્લાહનો ઈન્કાર કરવા તરફ અને અન્યને તેના શરીક ઠરાવવા માટે બોલાવો છો, જેના વિશે મને કોઈ જ્ઞાન નથી, જ્યારે હું તમને સર્વ સમર્થ અને ક્ષમાવંત (અલ્લાહ) તરફ બોલાવું છું;

تَدْعُوْنَنِيْ لِاَكْفُرَ بِاللّٰهِ وَاُشْرِكَ بِهٖ مَا لَيْسَ لِيْ بِهٖ عِلْمٌ ۡ وَّاَنَا اَدْعُوْكُمْ اِلَى الْعَزِيْزِ الْغَفَّارِ ﴿٤٢﴾

૪૪. 'બેશક, તમે જેની તરફ મને બોલાવી રહ્યા છો તેઓ ન તો આ દુનિયામાં બંદગીના હક્કદાર છે અને ન આખેરતમાં. બેશક આપણને સૌને અલ્લાહ તરફજ પાછું ફરવાનું છે, અને હદ બહાર જનારાઓ આગ માં જઈ પડનારા છે;

لَا جَرَمَ اَنَّمَا تَدْعُوْنَنِيْٓ اِلَيْهِ لَيْسَ لَهٗ دَعْوَةٌ فِي الدُّنْيَا وَلَا فِي الْاٰخِرَةِ وَاَنَّ مَرَدَّنَآ اِلَى اللّٰهِ وَاَنَّ الْمُسْرِفِيْنَ هُمْ اَصْحٰبُ النَّارِ ﴿٤٣﴾

૯. ફિરઔને આસમાન ઉપર ચડી ખુદાને જોવાનું તો મશ્કરીમાં કહ્યું હતું પણ અલ્લાહે તો ખરેખર તેને સમુદ્રની ઊંડાણમાં પોતાની શકિતના દર્શન કરાવ્યા.

فَسَتَذْكُرُوْنَ مَآ اَقُوْلُ لَكُمْ ۗ وَاُفَوِّضُ اَمْرِيْٓ اِلَى اللّٰهِ ۗ اِنَّ اللّٰهَ بَصِيْرٌۢ بِالْعِبَادِ ﴿٤٥﴾

૪૫. 'માટે, મારા શબ્દો તમે આગળ જતાં યાદ કરશો અને હું મારો મામલો અલ્લાહના હવાલે કરું છું, તે'જ પોતાના બંદાઓનો નિગેહબાન છે.'

فَوَقٰىهُ اللّٰهُ سَيِّاٰتِ مَا مَكَرُوْا وَحَاقَ بِاٰلِ فِرْعَوْنَ سُوْٓءُ الْعَذَابِ ﴿٤٦﴾

૪૬. પરિણામે તેમની ફરેબી ચાલોની બૂરી અસરથી અલ્લાહે તેને સુરક્ષિત રાખ્યો, અને ફિરઔનની કોમને ભયંકર અઝાબે ઘેરી લીધા.

اَلنَّارُ يُعْرَضُوْنَ عَلَيْهَا غُدُوًّا وَّعَشِيًّا ۚ وَيَوْمَ تَقُوْمُ السَّاعَةُ ۫ اَدْخِلُوْٓا اٰلَ فِرْعَوْنَ اَشَدَّ الْعَذَابِ ﴿٤٧﴾

૪૭. તે એવી (ભયંકર)[૧૦] આગ હશે કે જેની સામે તેમને સવાર સાંજ ઊભા કરવામાં આવશે, અને જે દિવસ તે ઘડી આવી પહોંચશે, (ત્યારે ફરિશ્તાઓને કહેવામાં આવશે) ફિરઔનની કોમને તે ભયંકર અઝાબમાં ધકેલી દો.'

وَاِذْ يَتَحَآجُّوْنَ فِي النَّارِ فَيَقُوْلُ الضُّعَفٰٓؤُا لِلَّذِيْنَ اسْتَكْبَرُوْٓا اِنَّا كُنَّا لَكُمْ تَبَعًا فَهَلْ اَنْتُمْ مُّغْنُوْنَ عَنَّا نَصِيْبًا مِّنَ النَّارِ ﴿٤٨﴾

૪૮. અને જ્યારે તેઓ જન્નમમાં એકબીજા સાથે ઝઘડતા હશે, ત્યારે જે દુનિયામાં નબળા હતા તેઓ વડાઈ ચાહનારાઓને કહેશે 'અમે તો તમારું કહ્યું માનનારા હતા; માટે શું તમે અમારી આગ (ની સઝા)ને થોડી ઓછી કરાવી દેશો?'

قَالَ الَّذِيْنَ اسْتَكْبَرُوْٓا اِنَّا كُلٌّ فِيْهَآ ۙ اِنَّ اللّٰهَ قَدْ حَكَمَ بَيْنَ الْعِبَادِ ﴿٤٩﴾

૪૯. અને તે મોટાઈ દેખાડનારા કહેશે 'આ (આગ)માં આપણે બધા ભેગાજ છીએ અને અલ્લાહે પોતાના બંદાઓ વચ્ચે ફેંસલો કરી દીધો છે.'

وَقَالَ الَّذِيْنَ فِي النَّارِ لِخَزَنَةِ جَهَنَّمَ ادْعُوْا رَبَّكُمْ يُخَفِّفْ عَنَّا يَوْمًا مِّنَ الْعَذَابِ ﴿٥٠﴾

૫૦. અને આગમાં પડેલાઓ જહન્નમના રખેવાળોને કહેશે 'તમારા પરવરદિગારને વિનંતિ કરો કે અમારા ઉપરથી કોઈ દિવસ તો અઝાબને હળવો કરે!'

قَالُوْٓا اَوَلَمْ تَكُ تَاْتِيْكُمْ رُسُلُكُمْ بِالْبَيِّنٰتِ ۗ قَالُوْا بَلٰى ۗ قَالُوْا فَادْعُوْا ۚ وَمَا دُعٰٓؤُا الْكٰفِرِيْنَ اِلَّا فِيْ ضَلٰلٍ ﴿٥١﴾ ع

૫૧. તેઓ કહેશે 'શું તમારી તરફ રસૂલો ખુલ્લી નિશાનીઓ લઈને આવ્યા ન હતા?' તેઓ કહેશે 'હા' (આવ્યા હતા)' ત્યારે રખેવાળો કહેશે 'તો હવે તમે પોતેજ[૧૧] દુઆ કરતા રહો!' પરંતુ કાફરોની દુઆઓ તો અકારત જનારી છે. (રુકૂઅ-૫)

اِنَّا لَنَنْصُرُ رُسُلَنَا وَالَّذِيْنَ اٰمَنُوْا فِي الْحَيٰوةِ الدُّنْيَا

૫૨. બેશક, અમે અમારા રસૂલો તથા તેમના માનનારાઓને આ દુનિયામાં સહાયતા કરતા રહીએ

---

૧૦. 'બરઝખ' તે વચગાળાનો સમય હોય છે કે શિક્ષા આપવા પહેલાં તે ગાળા દરમિયાન ગુનાહગારોને તેમની સઝાના ગાંભિર્યનો ડગલે પગલે અનુભવ કરાવવામાં આવશે. અને કયામતના દિવસે તે અઝાબને પૂરેપૂરું અમલમાં લાવવામાં આવશે.

૧૧. રસૂલોના વિરુદ્ધ કાફરોની દુઆઓ કદાપિ સફળ નથી થતી, પરંતુ તેમની બધી દુઆઓ અલ્લાહ નહિ સાંભળતો હોય તેવું માનવું યોગ્ય નહિ ગણાય. સંકટમાં સપડાએલા લોકોની પુકારો અલ્લાહ અવશ્ય સાંભળે છે. પછી ભલે પુકાર કરનારો મોમિન હોય કે કાફર હોય.

وَيَوْمَ يَقُومُ الْأَشْهَادُ ﴿٥٢﴾

છીએ, અને તે દિવસે પણ અવશ્ય કરશું જ્યારે સાક્ષીઓ રજૂ થશે.

يَوْمَ لَا يَنفَعُ الظَّالِمِينَ مَعْذِرَتُهُمْ وَلَهُمُ اللَّعْنَةُ وَلَهُمْ سُوءُ الدَّارِ ﴿٥٣﴾

૫૩. તે દિવસે ઝાલિમોને તેમના બહાના કંઈપણ ફાયદો નહિ આપે. અને તેમના માટે લા'નત હશે અને તેમના રહેવાનું સ્થળ બેહદ બૂરું હશે.

وَلَقَدْ آتَيْنَا مُوسَى الْهُدَىٰ وَأَوْرَثْنَا بَنِي إِسْرَائِيلَ الْكِتَابَ ﴿٥٤﴾

૫૪. અને બેશક અમે મૂસાને હિદાયત (ની કિતાબ) આપી અને બની ઈસરાઈલને તે કિતાબના વારસ બનાવ્યા—

هُدًى وَذِكْرَىٰ لِأُولِي الْأَلْبَابِ ﴿٥٥﴾

૫૫. જે (કિતાબ) સમજદારી ધરાવનારાઓ માટે હિદાયત અને બોધ આપનારી હતી.

فَاصْبِرْ إِنَّ وَعْدَ اللَّهِ حَقٌّ وَاسْتَغْفِرْ لِذَنبِكَ وَسَبِّحْ بِحَمْدِ رَبِّكَ بِالْعَشِيِّ وَالْإِبْكَارِ ﴿٥٦﴾

૫૬. માટે તું ધીરજથી કામ લે.બેશક, અલ્લાહનો વાયદો પૂરો થઈનેજ રહેશે અને તારી અશકિતઓ માટે અલ્લાહ પાસે માફી માગતો રહે, અને સવારસાંજ તારા પરવરદિગારની બૂલંદ શાનના ગુણગાન ગાતો રહે.

إِنَّ الَّذِينَ يُجَادِلُونَ فِي آيَاتِ اللَّهِ بِغَيْرِ سُلْطَانٍ أَتَاهُمْ إِن فِي صُدُورِهِمْ إِلَّا كِبْرٌ مَّا هُم بِبَالِغِيهِ فَاسْتَعِذْ بِاللَّهِ إِنَّهُ هُوَ السَّمِيعُ الْبَصِيرُ ﴿٥٧﴾

૫૭. જે લોકો અલ્લાહની આયતોના વિષયમાં કોઈપણ દલીલ વગર વાદવિવાદ કરતા રહે છે, તેઓ માત્ર વડાઈ ચાહનારા છે, જેના સુધી તેમનું પહોંચવું શકય નથી. માટે તું અલ્લાહની પનાહ માગ. નિ:સંદેહ તે સર્વ સાંભળનારો છે, સર્વ જોનારો છે.

لَخَلْقُ السَّمَاوَاتِ وَالْأَرْضِ أَكْبَرُ مِنْ خَلْقِ النَّاسِ وَلَٰكِنَّ أَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُونَ ﴿٥٨﴾

૫૮. ખરેખર આકાશો તથા ધરતીનું સર્જન માનવજાતિના સર્જનના કામથી પણ મહાન કાર્ય છે. પરંતુ ઈન્સાનોમાં ઘણાખરા તે (હકીકતને) સમજતા નથી.

وَمَا يَسْتَوِي الْأَعْمَىٰ وَالْبَصِيرُ وَالَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ وَلَا الْمُسِيءُ قَلِيلًا مَّا تَتَذَكَّرُونَ ﴿٥٩﴾

૫૯. અને આંધળો તથા દેખતો બન્ને એકસરખા નથી, તેમજ ભલાઈ કરનાર મોમિન અને બદકાર એકસરખા નથી, તો પણ તમે ભાગ્યેજ વિચાર કરો છો.

إِنَّ السَّاعَةَ لَآتِيَةٌ لَّا رَيْبَ فِيهَا وَلَٰكِنَّ أَكْثَرَ النَّاسِ لَا يُؤْمِنُونَ ﴿٦٠﴾

૬૦. તે મુકર્રર ઘડી આવીનેજ રહેશે તેમાં કોઈ શંકા નથી, છતાં ઘણાખરા લોકો વિશ્વાસ નથી કરતા.

وَقَالَ رَبُّكُمُ ادْعُونِي أَسْتَجِبْ لَكُمْ إِنَّ الَّذِينَ يَسْتَكْبِرُونَ عَنْ عِبَادَتِي سَيَدْخُلُونَ جَهَنَّمَ دَاخِرِينَ ﴿٦١﴾ ع

૬૧. અને તમારા પરવરદિગારે કહ્યું 'મને પુકારો, હું તમને અવશ્ય જવાબ આપીશ. બેશક જે લોકો અભિમાનપૂર્વક મારી બંદગીથી મોઢું ફેરવી લેશે તે બેઆબરૂ થઈ જહન્નમમાં દાખલ થશે.' (રૂકૂઅ-૬)

اللَّهُ الَّذِي جَعَلَ لَكُمُ اللَّيْلَ لِتَسْكُنُوا فِيهِ وَالنَّهَارَ

૬૨. તે અલ્લાહ જ છે જેણે તમારા માટે રાત બનાવી છે કે તેમાં તમે આરામ કરો અને દિવસના

مُبْصِرًا ۚ إِنَّ اللَّهَ لَذُو فَضْلٍ عَلَى النَّاسِ وَلَٰكِنَّ أَكْثَرَ النَّاسِ لَا يَشْكُرُونَ ﴿٦٢﴾

(પ્રકાશમાં) તમે જોઈ શકો. બેશક અલ્લાહ માનવજાતિ ઉપર બેહદ મહેરબાન છે પરંતુ ઘણાખરા લોકો તેનો આભાર નથી માનતા.

ذَٰلِكُمُ اللَّهُ رَبُّكُمْ خَالِقُ كُلِّ شَيْءٍ لَّا إِلَٰهَ إِلَّا هُوَ ۖ فَأَنَّىٰ تُؤْفَكُونَ ﴿٦٣﴾

૬૩. આવો છે તમારો પાલનહાર, અલ્લાહ, જે તમામ વસ્તુઓને પેદા કરનારો છે. તેના સિવાય કોઈ અન્ય મા'બૂદ નથી; છતાં તમે બહેકીને કયાં જઈ રહ્યા છો?

كَذَٰلِكَ يُؤْفَكُ الَّذِينَ كَانُوا بِآيَاتِ اللَّهِ يَجْحَدُونَ ﴿٦٤﴾

૬૪. બેશક, અલ્લાહની આયતોનો ઈન્કાર કરનારાઓ (હમેશાં) આમજ બહેકી જતા રહ્યા હતા.

اللَّهُ الَّذِي جَعَلَ لَكُمُ الْأَرْضَ قَرَارًا وَالسَّمَاءَ بِنَاءً وَصَوَّرَكُمْ فَأَحْسَنَ صُوَرَكُمْ وَرَزَقَكُم مِّنَ الطَّيِّبَاتِ ۚ ذَٰلِكُمُ اللَّهُ رَبُّكُمْ ۖ فَتَبَارَكَ اللَّهُ رَبُّ الْعَالَمِينَ ﴿٦٥﴾

૬૫. તે અલ્લાહ જ છે જેણે ધરતીને તમારા માટે આશ્રય લેવાનું સ્થળ બનાવ્યું અને આકાશને છત્ર બનાવ્યું અને તમને આકાર આપ્યો પછી તમારા આકારોને સૌંદર્ય બક્ષ્યું, અને તમને પવિત્ર રીઝક અર્પણ કર્યું. આવો છે તમારો પરવરદિગાર, અલ્લાહ જે અનંત બરકતોવાળો છે, તમામ સૃષ્ટિનો પાલનહાર છે.

هُوَ الْحَيُّ لَا إِلَٰهَ إِلَّا هُوَ فَادْعُوهُ مُخْلِصِينَ لَهُ الدِّينَ ۗ الْحَمْدُ لِلَّهِ رَبِّ الْعَالَمِينَ ﴿٦٦﴾

૬૬. તે જીવંત છે. તેના સિવાય કોઈ અન્ય બંદગીનો હક્કદાર નથી. માટે તેનીજ બંદગી કરો, અને પૂરા યકીનથી તેને પુકારો. સર્વ તા'રીફના લાયક અલ્લાહ છે, જે સમગ્ર સૃષ્ટિનો માલિક છે.

قُلْ إِنِّي نُهِيتُ أَنْ أَعْبُدَ الَّذِينَ تَدْعُونَ مِن دُونِ اللَّهِ لَمَّا جَاءَنِيَ الْبَيِّنَاتُ مِن رَّبِّي وَأُمِرْتُ أَنْ أُسْلِمَ لِرَبِّ الْعَالَمِينَ ﴿٦٧﴾

૬૭. તું કહે 'તમે અલ્લાહ સિવાય જેને પુકારો છો તેની બંદગી કરવાની મને મનાઈ કરવામાં આવી છે, જ્યારે કે મારા પાલનહાર તરફથી મને સ્પષ્ટ દલીલો મળી ચૂકી છે; અને સૃષ્ટિના સર્જનહારના આધીન થવાનો મને આદેશ મળ્યો છે.

هُوَ الَّذِي خَلَقَكُم مِّن تُرَابٍ ثُمَّ مِن نُّطْفَةٍ ثُمَّ مِنْ عَلَقَةٍ ثُمَّ يُخْرِجُكُمْ طِفْلًا ثُمَّ لِتَبْلُغُوا أَشُدَّكُمْ ثُمَّ لِتَكُونُوا شُيُوخًا ۚ وَمِنكُم مَّن يُتَوَفَّىٰ مِن قَبْلُ ۖ وَلِتَبْلُغُوا أَجَلًا مُّسَمًّى وَلَعَلَّكُمْ تَعْقِلُونَ ﴿٦٨﴾

૬૮. તે એજ છે જેણે તમને માટીમાંથી પેદા કરી, વીર્યના ટીપામાંથી, પછી માંસના લોચામાંથી, તે તમને એક બાળકના રૂપમાં બહાર લાવે છે. અને પછી તમને પૂર્ણ શકિતઓ પહોંચાડે છે, પછી તમે વૃદ્ધાવસ્થાએ પહોંચો છો, જોકે તમારામાંના ઘણા તે (ઉમરે પહોંચ્યા) પહેલાં મરણ પામે છે; અને (ઘણાને જીવતા રાખે છે કે) તમે મુકર્રર મંઝિલ ઉપર પહોંચી જાઓ, અને તમે શાણપણ પ્રામ કરો.

هُوَ الَّذِي يُحْيِي وَيُمِيتُ ۖ فَإِذَا قَضَىٰ أَمْرًا فَإِنَّمَا يَقُولُ لَهُ كُن فَيَكُونُ ﴿٦٩﴾

૬૯. તે એજ છે જે જીવન આપે છે અને મૃત્યુ નીપજાવે છે અને જ્યારે તે કોઈ કામનો ફેંસલો કરે છે તો તેના વિશે એટલુંજ ઉચ્ચારે છે 'થઈ જાઓ' અને તે થઈ જાય છે. (રુકૂઅ-૭)

૭૦. શું તેં નથી જોયું કે અલ્લાહની આયતો વિશે વિવાદ કરનારાઓને કેવા ગુમરાહ કરી દેવામાં આવે છે?

أَلَمْ تَرَ إِلَى الَّذِينَ يُجَادِلُونَ فِي آيَاتِ اللَّهِ أَنَّىٰ يُصْرَفُونَ ﴿٧٠﴾

૭૧. બેશક કિતાબનો અને જે આપી અમે રસૂલોને મોકલાવ્યા તેનો અસ્વીકાર કરનારાઓ સમય આવતાં સઘળું જાણી લેશે,

الَّذِينَ كَذَّبُوا بِالْكِتَابِ وَبِمَا أَرْسَلْنَا بِهِ رُسُلَنَا ۖ فَسَوْفَ يَعْلَمُونَ ﴿٧١﴾

૭૨. જ્યારે તેમની ગરદનોમાં લોખંડના તોક પડશે અને સાંકળોમાં જકડી તેમને ઘસડી,

إِذِ الْأَغْلَالُ فِي أَعْنَاقِهِمْ وَالسَّلَاسِلُ يُسْحَبُونَ ﴿٧٢﴾

૭૩. ઉકળતા પાણીમાં (ડુબાવી), પછી આગમાં જલાવવામાં આવશે.

فِي الْحَمِيمِ ثُمَّ فِي النَّارِ يُسْجَرُونَ ﴿٧٣﴾

૭૪. પછી તેમને પૂછવામાં આવશે 'ક્યાં છે તમારા તે ઠરાવેલા શરીકો—

ثُمَّ قِيلَ لَهُمْ أَيْنَ مَا كُنتُمْ تُشْرِكُونَ ﴿٧٤﴾

૭૫. 'અલ્લાહ સિવાયના?' તેઓ કહેશે 'તેઓ અમારાથી અદ્રષ્ય થઈ ગયા છે. બલ્કે અમે તો પહેલેથીજ કોઈ બીજાની પૂજા કરીજ નથી.' આવી રીતે અલ્લાહ કાફરોને ગૂંચવણોમાં નાખી દેશે.

مِن دُونِ اللَّهِ ۖ قَالُوا ضَلُّوا عَنَّا بَل لَّمْ نَكُن نَّدْعُو مِن قَبْلُ شَيْئًا ۚ كَذَٰلِكَ يُضِلُّ اللَّهُ الْكَافِرِينَ ﴿٧٥﴾

૭૬. 'વગર કારણે ધરતી ઉપર ફૂલાતા ફરવાનું તેમજ તમારા ગર્વનું આ પરિણામ છે.

ذَٰلِكُم بِمَا كُنتُمْ تَفْرَحُونَ فِي الْأَرْضِ بِغَيْرِ الْحَقِّ وَبِمَا كُنتُمْ تَمْرَحُونَ ﴿٧٦﴾

૭૭. 'હવે જહન્નમના પ્રવેશદ્વારોમાંથી દાખલ થઈ જાઓ. જેમાં તમે કાયમ માટે રહેશો. બેશક, ગર્વ કરનારાઓનું ઠેકાણું બહુજ બૂરું છે!'

ادْخُلُوا أَبْوَابَ جَهَنَّمَ خَالِدِينَ فِيهَا ۖ فَبِئْسَ مَثْوَى الْمُتَكَبِّرِينَ ﴿٧٧﴾

૭૮. (હે રસૂલ) તું ધીરજ રાખ, ખરેજ અલ્લાહનો વાયદો પૂરો થઈનેજ રહેશે. અને અમે જેનાથી તેમને ડરાવીએ છીએ, તેમાંથી થોડુંક (કદાચ) તને દેખાડી દઈએ અથવા (તે પહેલાં) અમે તને ઉઠાવી લઈએ, તોપણ તેમને અમારી સમક્ષ લાવવામાં આવશેજ (તેમાં શંકા નથી).

فَاصْبِرْ إِنَّ وَعْدَ اللَّهِ حَقٌّ ۚ فَإِمَّا نُرِيَنَّكَ بَعْضَ الَّذِي نَعِدُهُمْ أَوْ نَتَوَفَّيَنَّكَ فَإِلَيْنَا يُرْجَعُونَ ﴿٧٨﴾

૭૯. અને અમે તારા પહેલાં પણ રસૂલો મોકલાવ્યા હતા, જેમાંના કેટલાકના અહેવાલ અમે તને જણાવી ચૂકયા છીએ અને કેટલાકનું વર્ણન અમે હજી તારી સમક્ષ નથી કર્યું; અને કોઈપણ રસૂલની શકિત નથી કે તે અલ્લાહની આજ્ઞા વગર કોઈ મો'જેઝો દેખાડે. પરંતુ જે અલ્લાહનું ફરમાન આવ્યું હતું, તેનો નિર્ણય સત્યના આધારે લેવાયો હતો, અને ત્યારે જૂઠું બોલનારા પાયમાલ થઈ ગયા. (રુકૂઅ-૮)

وَلَقَدْ أَرْسَلْنَا رُسُلًا مِّن قَبْلِكَ مِنْهُم مَّن قَصَصْنَا عَلَيْكَ وَمِنْهُم مَّن لَّمْ نَقْصُصْ عَلَيْكَ ۗ وَمَا كَانَ لِرَسُولٍ أَن يَأْتِيَ بِآيَةٍ إِلَّا بِإِذْنِ اللَّهِ ۚ فَإِذَا جَاءَ أَمْرُ اللَّهِ قُضِيَ بِالْحَقِّ وَخَسِرَ هُنَالِكَ الْمُبْطِلُونَ ﴿٧٩﴾

| | |
|---|---|
| ૮૦. તે અલ્લાહ જ છે જેણે તમારા માટે પશુઓ પેદા કર્યાં કે અમુક ઉપર તમે સવારી કરો અને અમુકને તમે ખાઓ— | اَللّٰهُ الَّذِیْ جَعَلَ لَكُمُ الْاَنْعَامَ لِتَرْكَبُوْا مِنْهَا وَ مِنْهَا تَاْكُلُوْنَ ﴿۸۰﴾ |
| ૮૧. અને તેમનાથી તમે તમારી મનચાહતી[૧૨] મંઝિલો ઉપર પહોંચો, અને તેમના ઉપર તેમજ વહાણોમાં સવાર થઈ હરોફરો. | وَ لَكُمْ فِیْهَا مَنَافِعُ وَ لِتَبْلُغُوْا عَلَیْهَا حَاجَةً فِیْ صُدُوْرِكُمْ وَ عَلَیْهَا وَ عَلَى الْفُلْكِ تُحْمَلُوْنَ ﴿۸۱﴾ |
| ૮૨. અલ્લાહ તમને પોતાની ઘણી નિશાનીઓ દેખાડતો રહે છે તો પછી તેની નિશાનીઓમાંથી કઈ કઈ નિશાનીઓનો તમે ઈન્કાર કરશો? | وَ یُرِیْكُمْ اٰیٰتِهٖ ۖۗ فَاَیَّ اٰیٰتِ اللّٰهِ تُنْكِرُوْنَ ﴿۸۲﴾ |
| ૮૩. શું તેઓ ધરતીમાં ફર્યા નથી કે તેઓ જોઈ શકે કે તેમની પહેલાંના લોકોનો કેવો અંજામ આવ્યો હતો? તે લોકો તો આ લોકોથી સંખ્યામાં અનેક ઘણા હતા, અને આ લોકોથી વધુ બળવાન હતા, અને આ લોકોથી વધુ (ઐતિહાસિક) યાદગારો દુનિયામાં મૂકી ગયા હતા, પરંતુ જે પણ કમાણી તેમણે કરી હતી તે તેમને લાભકર્તા ન નીવડી. | اَفَلَمْ یَسِیْرُوْا فِی الْاَرْضِ فَیَنْظُرُوْا كَیْفَ كَانَ عَاقِبَةُ الَّذِیْنَ مِنْ قَبْلِهِمْ ؕ كَانُوْۤا اَكْثَرَ مِنْهُمْ وَ اَشَدَّ قُوَّةً وَّ اٰثَارًا فِی الْاَرْضِ فَمَاۤ اَغْنٰى عَنْهُمْ مَّا كَانُوْا یَكْسِبُوْنَ ﴿۸۳﴾ |
| ૮૪. અને જ્યારે પણ રસૂલો તેમની તરફ ખુલ્લી નિશાનીઓ લઈને આવ્યા, તેમની પાસે જે થોડુંક જ્ઞાન હતું, તેનેજ તેઓ વળગી રહ્યા. અંતે જેનું તેઓ હાસ્ય ઉડાવતા હતા તેજ વસ્તુએ તેમને ઘેરી લીધા. | فَلَمَّا جَآءَتْهُمْ رُسُلُهُمْ بِالْبَیِّنٰتِ فَرِحُوْا بِمَا عِنْدَهُمْ مِّنَ الْعِلْمِ وَ حَاقَ بِهِمْ مَّا كَانُوْا بِهٖ یَسْتَهْزِءُوْنَ ﴿۸۴﴾ |
| ૮૫. અને જ્યારે તેમણે અમારો અઝાબ જોયો ત્યારે તેઓ પુકારી ઉઠયા 'અમે (હવે) એક અલ્લાહ ઉપર ઈમાન લાવીએ છીએ, અને અમે અમારા ઠરાવેલા શરીકોનો ઈન્કાર કરીએ છીએ.' | فَلَمَّا رَاَوْا بَاْسَنَا قَالُوْۤا اٰمَنَّا بِاللّٰهِ وَحْدَهٗ وَ كَفَرْنَا بِمَا كُنَّا بِهٖ مُشْرِكِیْنَ ﴿۸۵﴾ |
| ૮૬. પરંતુ અમારો અઝાબ જોયા પછી તેમનોઆ ઈમાન તેમને કંઈ લાભ[૧૩] નથી આપી શકતો. આ અલ્લાહનો નક્કી કરેલો નિયમ છે, જે તેના બંદાઓમાં ચાલતો આવ્યો છે. અને આવી રીતે કાફરો પાયમાલ થઈ ગયા. | فَلَمْ یَكُ یَنْفَعُهُمْ اِیْمَانُهُمْ لَمَّا رَاَوْا بَاْسَنَا ؕ سُنَّتَ اللّٰهِ الَّتِیْ قَدْ خَلَتْ فِیْ عِبَادِهٖ ۚ وَ خَسِرَ هُنَالِكَ الْكٰفِرُوْنَ ﴿۸۶﴾ |

---

૧૨. તમારી જરૂરીયાતો પ્રમાણે.

૧૩. જ્યારે પાપનો ઘડો ભરાઈ ચૂકે છે અને શિક્ષાને અમલમાં લાવવાનો દિવ્ય નિર્ણય અપાઈ જાય છે, ત્યારે પાપીઓ માટે કવખતે ઈમાન લાવવું અથવા તૌબા કરવી લાભકર્તા નથી નીવડતી.




## હા. મીમ સજદાહ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ﴿١﴾

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

حٰمٓ ﴿٢﴾

૨. હા, મીમ (હમીદ તે પ્રશંસાપાત્ર છે), (મજીદ તે બૂલંદ શાનવાળો છે).

تَنْزِيْلٌ مِّنَ الرَّحْمٰنِ الرَّحِيْمِ ﴿٣﴾

૩. (આ) અનંત કૃપા કરનાર અને વારંવાર દયા કરનાર (અલ્લાહ)ની વહી છે.

كِتٰبٌ فُصِّلَتْ اٰيٰتُهٗ قُرْاٰنًا عَرَبِيًّا لِّقَوْمٍ يَّعْلَمُوْنَ ﴿٤﴾

૪. આ કિતાબ છે જેની આયતોનું વર્ણન બહુજ સ્પષ્ટ રીતે કરવામાં આવ્યું છે, આ અરબી ભાષાનું કુરઆન તે લોકો માટે છે જે (લોકો તેનું) જ્ઞાન રાખે છે.

بَشِيْرًا وَّنَذِيْرًا ۚ فَاَعْرَضَ اَكْثَرُهُمْ فَهُمْ لَا يَسْمَعُوْنَ ﴿٥﴾

૫. (અને તે) ખુશખબર આપનારી છે અને ચેતવનારી છે પરંતુ લોકોમાં ઘણાખરા મુખ ફેરવી ચાલ્યા જાય છે અને સાંભળતા જ નથી.

وَقَالُوْا قُلُوْبُنَا فِيْٓ اَكِنَّةٍ مِّمَّا تَدْعُوْنَآ اِلَيْهِ وَفِيْٓ اٰذَانِنَا وَقْرٌ وَّمِنْۢ بَيْنِنَا وَبَيْنِكَ حِجَابٌ فَاعْمَلْ اِنَّنَا عٰمِلُوْنَ ﴿٦﴾

૬. અને તેઓ કહે છે 'અમારા હૃદયો પર્દામાં છે, અમારા કાન બહેરા છે અને અમારી તથા તારી વચ્ચે એક આડ છે. માટે તું તારું કામ કર અને અમને અમારું કામ કરવા દે.'(૧)

قُلْ اِنَّمَآ اَنَا بَشَرٌ مِّثْلُكُمْ يُوْحٰٓى اِلَيَّ اَنَّمَآ اِلٰهُكُمْ اِلٰهٌ وَّاحِدٌ فَاسْتَقِيْمُوْٓا اِلَيْهِ وَاسْتَغْفِرُوْهُ ۗ وَوَيْلٌ لِّلْمُشْرِكِيْنَ ﴿٧﴾

૭. તું કહે 'હું તો તમારા જેવોજ ઈન્સાન છું. મને તો વહી દ્વારા આદેશ આપવામાં આવ્યો છે કે તમારો મા'બૂદ એકજ છે માટે તમે તેની તરફનો રસ્તો અપનાવો અને તેની પાસેથી માફી માગતા રહો. બેશક બૂત-પરસ્તોની બરબાદી છે,

الَّذِيْنَ لَا يُؤْتُوْنَ الزَّكٰوةَ وَهُمْ بِالْاٰخِرَةِ هُمْ كٰفِرُوْنَ ﴿٨﴾

૮. જે ઝકાત નથી આપતા અને જે આખેરતનો ઈન્કાર કરનારા છે.

اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ لَهُمْ اَجْرٌ غَيْرُ مَمْنُوْنٍ ﴿٩﴾

૯. જે લોકો ઈમાન લાવીને ભલાઈના કામો કરે છે તેમના માટે ભલાઈનો અંતજ નહિ આવે.' (રૂકૂઅ-૧)

---

૧. કાફરોના આમ કહેવાનો અર્થ એવો નીકળે છે કે તેમને પોતાની માન્યતાઓથી પૂરતો સંતોષ છે અને તેઓ આંહઝરત સ.અ.સ.ની તાલીમને માનવા માટે તૈયાર નથી.

قُلْ أَئِنَّكُمْ لَتَكْفُرُونَ بِالَّذِي خَلَقَ الْأَرْضَ فِي يَوْمَيْنِ وَتَجْعَلُونَ لَهُ أَنْدَادًا ۚ ذَٰلِكَ رَبُّ الْعَٰلَمِينَ (١٠)

૧૦. તું કહે 'શું તમે ખરેજ તેને નથી માનતા જેણે પૃથ્વીને બે દિવસમાં[2] બનાવી હતી? અને શું તમે બીજાને તેનો શરીક ઠરાવો છો?' (જ્યારે) તમામ જહાનનો પરવરદિગાર તો અલ્લાહ જ છે!

وَجَعَلَ فِيهَا رَوَاسِيَ مِنْ فَوْقِهَا وَبَٰرَكَ فِيهَا وَقَدَّرَ فِيهَا أَقْوَاتَهَا فِي أَرْبَعَةِ أَيَّامٍ سَوَاءً لِلسَّائِلِينَ (١١)

૧૧. તેણે જ ઊંચા પર્વતોને (ધરતીમાં) કાયમ કર્યાં છે અને તેમાં (અસંખ્ય) બરકતો રાખી છે. અને રોઝી શોધનારાઓની[3] આવશ્યકતાઓ અનુસાર પૂરા પ્રમાણમાં ખાદ્ય વસ્તુઓની ચાર દિવસમાં તેણેજ વ્યવસ્થા કરી હતી.

ثُمَّ اسْتَوَىٰ إِلَى السَّمَاءِ وَهِيَ دُخَانٌ فَقَالَ لَهَا وَلِلْأَرْضِ ائْتِيَا طَوْعًا أَوْ كَرْهًا قَالَتَا أَتَيْنَا طَائِعِينَ (١٢)

૧૨. પછી તેણે આકાશ તરફ ધ્યાન આપ્યું જેમાં (માત્ર) ધૂમ્મસજ હતું અને તેણે આકાશ તથા ધરતીને સંબોધીને કહ્યું '(હે ધરતી તથા આકાશ) તમને પસંદ હોય કે ન હોય, તમે બન્ને મારા આધીન થઈ જાઓ! બંનેએ કહ્યું 'અમે તારી ઇચ્છાને આધીન થઈએ છીએ.'

فَقَضَٰهُنَّ سَبْعَ سَمَٰوَاتٍ فِي يَوْمَيْنِ وَأَوْحَىٰ فِي كُلِّ سَمَاءٍ أَمْرَهَا ۚ وَزَيَّنَّا السَّمَاءَ الدُّنْيَا بِمَصَٰبِيحَ وَحِفْظًا ۚ ذَٰلِكَ تَقْدِيرُ الْعَزِيزِ الْعَلِيمِ (١٣)

૧૩. પછી તેણે બે દિવસમાં સાત આસમાનો બનાવી દીધા, અને તેણે દરેક આસમાનને વહી દ્વારા તેની વ્યવસ્થા પહોંચાડી અને અમે ગગનને દીપકો (તારાઓ) વડે શણગારીને સુરક્ષિત બનાવ્યું. આ સર્વ શકિતશાળી, સર્વજ્ઞની જબરદસ્ત વ્યવસ્થા છે.

فَإِنْ أَعْرَضُوا فَقُلْ أَنْذَرْتُكُمْ صَٰعِقَةً مِثْلَ صَٰعِقَةِ عَادٍ وَثَمُودَ (١٤)

૧૪. પરંતુ જો લોકો મુખ ફેરવી ચાલ્યા જાય તો તેમને કહી દે 'હું તમને એક વિનાશકારી આફતની ચેતવણી આપું છું જેવી આફત આદ તથા સમૂદ ઉપર પડી હતી.'

إِذْ جَاءَتْهُمُ الرُّسُلُ مِنْ بَيْنِ أَيْدِيهِمْ وَمِنْ خَلْفِهِمْ أَلَّا تَعْبُدُوا إِلَّا اللَّهَ ۖ قَالُوا لَوْ شَاءَ رَبُّنَا لَأَنْزَلَ مَلَٰئِكَةً فَإِنَّا بِمَا أُرْسِلْتُمْ بِهِ كَٰفِرُونَ (١٥)

૧૫. જ્યારે તેમના રસૂલો તેમની આગળ પાછળ આવતા રહ્યા અને કહેતા રહ્યા કે માત્ર અલ્લાહનીજ બંદગી કરો, તેમણે જવાબ આપ્યો 'જો અમારો પરવરદિગાર એવું ચાહત તો બેશક તે ફરિશ્તાઓને (રસૂલ બનાવી) મોકલાવત. માટે તમે જે લઈને આવ્યા છો તેને અમે માનીશું નહીં.

---

૨. આ આયતમાં જણાવેલા બે દિવસોની લંબાઈનો અંદાજ કાઢવો મુશ્કેલ છે. બે દિવસો હઝારો વર્ષોના બની શકે છે, કુરઆન પ્રમાણે 'યૌમ' અર્થાત દિવસ એક હઝાર દિવસનો પણ થઈ શકે છે. (જુઓ પ્રકરણ ૨૨. આયત.૪૮) અથવા એક દિવસ પચાસ હઝાર વર્ષનો પણ થઈ શકે છે. (જુઓ પ્રકરણ ૭૦. આયત.૫)

૩. જેણે જીવન આપ્યું છે તેણે તે જીવનની આવશ્યકતાઓ પ્રમાણે તેમના ભરણપોષણના સાધનોનો પણ પ્રબંધ કર્યો છે.

فَأَمَّا عَادٌ فَاسْتَكْبَرُوا فِي الْأَرْضِ بِغَيْرِ الْحَقِّ وَقَالُوا مَنْ أَشَدُّ مِنَّا قُوَّةً ۖ أَوَلَمْ يَرَوْا أَنَّ اللَّهَ الَّذِي خَلَقَهُمْ هُوَ أَشَدُّ مِنْهُمْ قُوَّةً ۖ وَكَانُوا بِآيَاتِنَا يَجْحَدُونَ ﴿١٦﴾

૧૬. આદની કોમે ધરતી ઉપર નાહક્ક પોતાની મોટાઈનો ગર્વ કર્યો અને કહ્યું 'અમારાથી વધુ બળવાન બીજો કોણ છે?' શું તેમણે વિચાર ન કર્યો કે જે અલ્લાહે તેમને પેદા કર્યા છે તે તેમનાથી અધિકતર બળવાન છે? છતાં પણ તેઓ અમારી નિશાનીઓનો ઈન્કાર કરતા રહ્યા.

فَأَرْسَلْنَا عَلَيْهِمْ رِيحًا صَرْصَرًا فِي أَيَّامٍ نَّحِسَاتٍ لِّنُذِيقَهُمْ عَذَابَ الْخِزْيِ فِي الْحَيَاةِ الدُّنْيَا ۖ وَلَعَذَابُ الْآخِرَةِ أَخْزَىٰ ۖ وَهُمْ لَا يُنصَرُونَ ﴿١٧﴾

૧૭. જેથી અમે અમુક મનહૂસ દિવસો માટે તેમના ઉપર આંધી ચલાવી કે અમે તેમને આ જીવનમાં અપમાનજનક સઝાનો સ્વાદ ચખાડીએ. અને આખેરતનો અઝાબ તો તેનાથી પણ વધુ નામોશીભર્યો હશે. અને તેમને કોઈ સહાયકર્તા નહિ થાય.

وَأَمَّا ثَمُودُ فَهَدَيْنَاهُمْ فَاسْتَحَبُّوا الْعَمَىٰ عَلَى الْهُدَىٰ فَأَخَذَتْهُمْ صَاعِقَةُ الْعَذَابِ الْهُونِ بِمَا كَانُوا يَكْسِبُونَ ﴿١٨﴾

૧૮. અને સમૂદની દશા એવી થઈ કે અમે તેમને હિદાયત આપી છતાં તેમણે હિદાયતના બદલે અંધાપો[૪] પસંદ કર્યો જેથી તેમની કરણીના પરિણામે એક નામોશીભર્યા અઝાબે તેમને ઘેરી લીધા.

وَنَجَّيْنَا الَّذِينَ آمَنُوا وَكَانُوا يَتَّقُونَ ﴿١٩﴾

૧૯. અને તેમનામાંના જે લોકો ઈમાન લાવ્યા અને સંયમ ધારણ કર્યું તેમને અમે બચાવી લીધા. (રુકૂઅ-૨)

وَيَوْمَ يُحْشَرُ أَعْدَاءُ اللَّهِ إِلَى النَّارِ فَهُمْ يُوزَعُونَ ﴿٢٠﴾

૨૦. અને તે દિવસે જ્યારે અલ્લાહના દુશ્મનોને એકઠા કરી એક બીજા પાછળ જુદા જુદા ટોળાઓમાં (ઢોરોની જેમ પરોણાં વડે) આગ તરફ હાંકવામાં આવશે;

حَتَّىٰ إِذَا مَا جَاءُوهَا شَهِدَ عَلَيْهِمْ سَمْعُهُمْ وَأَبْصَارُهُمْ وَجُلُودُهُم بِمَا كَانُوا يَعْمَلُونَ ﴿٢١﴾

૨૧. ત્યાં પહોંચતાજ તેમના કાન તેમની આંખો અને તેમના શરીરની ચામડી તેમના દુષ્કૃત્યોની સાક્ષી આપશે.[૫]

وَقَالُوا لِجُلُودِهِمْ لِمَ شَهِدتُّمْ عَلَيْنَا ۖ قَالُوا أَنطَقَنَا اللَّهُ الَّذِي أَنطَقَ كُلَّ شَيْءٍ وَهُوَ خَلَقَكُمْ

૨૨. ત્યારે તેઓ પોતાની ચામડીને કહેશે 'અમારા વિરુદ્ધ શા માટે સાક્ષી આપો છો?' તે કહેશે 'અલ્લાહેજ અમને વાચા આપી છે જેવી રીતે તેણે

---

૪. આંધળો જેમ અથડાતો ફરે તેમ પોતાની ગુમરાહીના અંધકારમાં ભટકતા ફરવાનું તેમણે પસંદ કર્યું.

૫. તેમની કરણીના પરિણામે શારીરિક ખોડો તથા બીમારીઓના રૂપમાં તેમના ઉપર તૂટી પડશે અને તેમની બદકારીઓની માઠી અસરથી તેઓ પીડાતા હશે. તેમના શરીરના અવયવો તેમની બૂરી કરણીઓની સાક્ષી આપશે; અથવા તેમના શરીરના તે અવયવો જેના વડે પાપાચારો કરવામાં આવ્યા હશે, તેમની એકએક ક્રિયાને સુરક્ષિત રાખવામાં આવી હશે જેને કયામતના દિવસે તેની સામે સાક્ષી તરીકે પેશ કરવામાં આવશે.

أَوَّلَ مَرَّةٍ وَّإِلَيْهِ تُرْجَعُونَ ﴿٢١﴾

وَمَا كُنتُمْ تَسْتَتِرُونَ أَن يَشْهَدَ عَلَيْكُمْ سَمْعُكُمْ وَلَا أَبْصَارُكُمْ وَلَا جُلُودُكُمْ وَلَٰكِن ظَنَنتُمْ أَنَّ اللَّهَ لَا يَعْلَمُ كَثِيرًا مِّمَّا تَعْمَلُونَ ﴿٢٢﴾

وَذَٰلِكُمْ ظَنُّكُمُ الَّذِي ظَنَنتُم بِرَبِّكُمْ أَرْدَاكُمْ فَأَصْبَحْتُم مِّنَ الْخَاسِرِينَ ﴿٢٣﴾

فَإِن يَصْبِرُوا فَالنَّارُ مَثْوًى لَّهُمْ ۖ وَإِن يَسْتَعْتِبُوا فَمَا هُم مِّنَ الْمُعْتَبِينَ ﴿٢٤﴾

وَقَيَّضْنَا لَهُمْ قُرَنَاءَ فَزَيَّنُوا لَهُم مَّا بَيْنَ أَيْدِيهِمْ وَمَا خَلْفَهُمْ وَحَقَّ عَلَيْهِمُ الْقَوْلُ فِي أُمَمٍ قَدْ خَلَتْ مِن قَبْلِهِم مِّنَ الْجِنِّ وَالْإِنسِ ۖ إِنَّهُمْ كَانُوا خَاسِرِينَ ﴿٢٥﴾

وَقَالَ الَّذِينَ كَفَرُوا لَا تَسْمَعُوا لِهَٰذَا الْقُرْآنِ وَالْغَوْا فِيهِ لَعَلَّكُمْ تَغْلِبُونَ ﴿٢٦﴾

فَلَنُذِيقَنَّ الَّذِينَ كَفَرُوا عَذَابًا شَدِيدًا وَلَنَجْزِيَنَّهُمْ أَسْوَأَ الَّذِي كَانُوا يَعْمَلُونَ ﴿٢٧﴾

ذَٰلِكَ جَزَاءُ أَعْدَاءِ اللَّهِ النَّارُ ۖ لَهُمْ فِيهَا دَارُ الْخُلْدِ ۖ جَزَاءً بِمَا كَانُوا بِآيَاتِنَا يَجْحَدُونَ ﴿٢٨﴾

وَقَالَ الَّذِينَ كَفَرُوا رَبَّنَا أَرِنَا الَّذَيْنِ أَضَلَّانَا

પ્રત્યેક વસ્તુને વાચા આપી છે. અને તેણેજ તમારું મૂળ સર્જન કર્યું હતું અને તેનીજ સમક્ષ તમે પાછા લાવવામાં આવ્યા છો.

૨૩. 'અને તમે મુદ્દલ ન ડર્યા કે તમારા કાન અને તમારી આંખો તથા તમારી ચામડી તમારી વિરુદ્ધ સાક્ષી આપશે, બલ્કે તમે એવું ધાર્યું હતું કે અલ્લાહ તમારા ઘણા કૃત્યોથી બેખબર છે.

૨૪. 'અને તમારા પાલનહાર વિશેના તમારા અનુમાનોએ તમને પાયમાલ કરી નાખ્યા[૬] છે. જેથી આજે તમે નુકસાન ભોગવનારાઓમાંના થઈ ગયા છો.'

૨૫. હવે તો આગ તેમનું ઠેકાણું છે, માટે તેમને સહન કરવુંજ પડશે. હવે જો તેઓ રહેમતની નઝર ચાહશે તો પણ તેમના ઉપર રહેમ કરવામાં નહિ આવે.

૨૬. અને અમે તેમની સાથે એવા સાથીઓ લગાવી દીધા જે તેમની પાછલી કરણીઓ અને આગળ આવનારી કરણીઓને આકર્ષક બનાવી દેખાડતા હતા. અંતમાં તેમના ઉપર તે અઝાબનો નિર્ણય લાગુ થયો જે તેમના પહેલાં જીન્નો તથા ઈન્સાનો ઉપર સાબિત થઈ ચૂકયો હતો. બેશક, તેઓ નુકસાન ભોગવનારા હતા. (રુકૂઅ-૩)

૨૭. અને જે લોકો ઈમાન ન લાવ્યા તેમણે કહ્યું, 'કુરઆન (ના ઉપદેશને) સાંભળોજ નહિ, અને (તેના વાચનના) દરમિયાન ઘોંઘાટ કરતા રહો કે કદાચ આવી રીતે (તેમને નિષ્ફળ કરવામાં) તમે ફાવી જાઓ.'

૨૮. અને જે લોકો ઈમાન નહિ લાવે બેશક, તેમને અમે અઝાબનો સ્વાદ ચખાડશું, અને બેશક અમે તેમના બૂરા કામોનો બદલો તેમને આપશું.

૨૯. તે જહન્નમની આગ અલ્લાહના દુશ્મનોનો બદલો છે. અમારી આયતોને ન માનવાના બદલા તરીકે તેમનું સદા માટે રહેવાનું આ ઘર હશે.

૩૦. અને જે લોકો ઈમાન ન લાવ્યા હશે તેઓ કહેશે 'હે અમારા પરવરદિગાર, અમને તે જીન્નો તથા

૬. અલ્લાહમાં વિશ્વાસ ન હોવાનો પુરાવો ગુનાહ છે. ગુનાહ કરનાર અલ્લાહથી નિડર થઈનેજ ગુનાહો કરતો રહે છે.

ઈન્સાનો બનાવ જેમણે અમને અવળ માર્ગે દોર્યા હતા, અમે તેમને અમારા પગતળે કચરી નાખીએ જેથી તેઓ રૂસ્વા થાય.'

مِنَ الْجِنِّ وَالْاِنْسِ نَجْعَلْهُمَا تَحْتَ اَقْدَامِنَا لِيَكُوْنَا مِنَ الْاَسْفَلِيْنَ ۝٢٩

૩૧. બેશક જેમણે કહ્યું હતું કે અમારો પાલનહાર અલ્લાહ છે, અને તેઓ તેના ઉપર કાયમ રહ્યા, તેમના ઉપર ફરિશ્તાઓ ઊતરે છે (અને કહે છે) 'તમે ગભરાઓ નહિ, ન ચિંતા કરો, અને જે જન્નતનો તમને વાયદો આપવામાં આવ્યો હતો તેમાં સદા આનંદથી રહો.

اِنَّ الَّذِيْنَ قَالُوْا رَبُّنَا اللّٰهُ ثُمَّ اسْتَقَامُوْا تَتَنَزَّلُ عَلَيْهِمُ الْمَلٰٓئِكَةُ اَلَّا تَخَافُوْا وَلَا تَحْزَنُوْا وَاَبْشِرُوْا بِالْجَنَّةِ الَّتِيْ كُنْتُمْ تُوْعَدُوْنَ ۝٣١

૩૨. 'આ જીવનમાં અમે તમારા સાથી છીએ તેમજ આખેરતમાં પણ. ત્યાં તમારા મનની બધી ઈચ્છાઓ પૂરી થશે અને જે કંઈ તમે માગશો તમને ત્યાં મળી રહેશે——

نَحْنُ اَوْلِيٰٓؤُكُمْ فِي الْحَيٰوةِ الدُّنْيَا وَفِي الْاٰخِرَةِ ۚ وَلَكُمْ فِيْهَا مَا تَشْتَهِيْٓ اَنْفُسُكُمْ وَلَكُمْ فِيْهَا مَا تَدَّعُوْنَ ۝٣٢

૩૩. 'આ મહેમાનનવાઝી (આતિથ્ય) તે બક્ષનાર, દયાવંત તરફથી હશે.' (રુકૂઅ-૪)

نُزُلًا مِّنْ غَفُوْرٍ رَّحِيْمٍ ۝٣٣

૩૪. તે વ્યકિતથી બેહતર વાણી કોની થઈ શકે છે કે જે અલ્લાહ તરફ બોલાવે, અને નેક કામો કરે અને કહે 'હું (અલ્લાહની) તાબેદારી કરનારાઓમાંનો છું.'

وَمَنْ اَحْسَنُ قَوْلًا مِّمَّنْ دَعَآ اِلَى اللّٰهِ وَعَمِلَ صَالِحًا وَّقَالَ اِنَّنِيْ مِنَ الْمُسْلِمِيْنَ ۝٣٤

૩૫. અને નેકી તથા બદી એક સમાન નથી. તું નેકી વડે બદીને દૂર હટાવતો રહે. પછી જોઈલે કે તારા અને જેના વચ્ચે દુશ્મની હતી તે તારો કેવો પાક્કો મિત્ર બની જાય છે!

وَلَا تَسْتَوِي الْحَسَنَةُ وَلَا السَّيِّئَةُ ۚ اِدْفَعْ بِالَّتِيْ هِيَ اَحْسَنُ فَاِذَا الَّذِيْ بَيْنَكَ وَبَيْنَهٗ عَدَاوَةٌ كَاَنَّهٗ وَلِيٌّ حَمِيْمٌ ۝٣٥

૩૬. પરંતુ આ (ગુણ) માત્ર સબ્ર કરનારાઓનેજ, અને બહુજ ખુશકિસ્મત હોય તેનેજ પ્રાપ્ત થાય છે.

وَمَا يُلَقّٰىهَآ اِلَّا الَّذِيْنَ صَبَرُوْا ۚ وَمَا يُلَقّٰىهَآ اِلَّا ذُوْ حَظٍّ عَظِيْمٍ ۝٣٦

૩૭. અને જો શયતાન તરફથી તને કોઈ ઉશ્કેરાટ થાય તો અલ્લાહની પનાહ માગ. નિ:સંદેહ, તે સર્વ જાણનાર, છે સર્વ જોનાર છે.

وَاِمَّا يَنْزَغَنَّكَ مِنَ الشَّيْطٰنِ نَزْغٌ فَاسْتَعِذْ بِاللّٰهِ ۚ اِنَّهٗ هُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ۝٣٧

૩૮. અને સૂર્ય તથા ચંદ્ર (તો) તેની નિશાનીઓમાંથી છે. (માટે) તમે સૂર્યને સિજદો ન કરો, ન ચંદ્રને, પરંતુ પોતાના સર્જનહારને નમો, જેણે તે સર્વને સર્જ્યાં છે, જો ખરેખર તમે તેની બંદગી કરનારા છો તો.

وَمِنْ اٰيٰتِهِ الَّيْلُ وَالنَّهَارُ وَالشَّمْسُ وَالْقَمَرُ ۚ لَا تَسْجُدُوْا لِلشَّمْسِ وَلَا لِلْقَمَرِ وَاسْجُدُوْا لِلّٰهِ الَّذِيْ خَلَقَهُنَّ اِنْ كُنْتُمْ اِيَّاهُ تَعْبُدُوْنَ ۝٣٨

૩૯. પરંતુ જો તેઓ નફરતથી મુખ ફેરવી ચાલ્યા જતા હોય તો (તેમને જવા દે), કારણ કે તારા પાલનહાર પાસે રાતદિવસ તેની સ્તુતિ કરનારા મોજૂદ છે, જે કદીપણ થાકતા નથી.

فَاِنِ اسْتَكْبَرُوْا فَالَّذِيْنَ عِنْدَ رَبِّكَ يُسَبِّحُوْنَ لَهٗ بِالَّيْلِ وَالنَّهَارِ وَهُمْ لَا يَسْـَٔمُوْنَ ۩ ۝٣٩

૪૦. અને તેની નિશાનીઓમાંથી આ એક છે, કે તું ધરતીને સૂકાઈ ગએલી જોઈ રહ્યો છે, પરંતુ જ્યારે અમે તેના ઉપર જળ વરસાવીએ છીએ, તો તે જીવંત થાય છે, અને ઉપસી આવે છે. બેશક જે તેને સજીવન કરે છે, તે મૃતદેહોને પણ સજીવન કરી શકે છે. ખરેખર તે સર્વ કરવાનું સામર્થ્ય રાખે છે.

وَمِنْ آيَاتِهِ أَنَّكَ تَرَى الْأَرْضَ خَاشِعَةً فَإِذَا أَنْزَلْنَا عَلَيْهَا الْمَاءَ اهْتَزَّتْ وَرَبَتْ ۚ إِنَّ الَّذِي أَحْيَاهَا لَمُحْيِي الْمَوْتَىٰ ۚ إِنَّهُ عَلَىٰ كُلِّ شَيْءٍ قَدِيرٌ ﴿٤٠﴾

૪૧. નિ:સંદેહ, જે અમારી આયતોના અવળા અર્થો કરે છે તે અમારાથી છૂપા નથી. તો શું જેને કયામતના દિવસે અગ્નિમાં ધકેલી દેવામાં આવશે તે બેહતર છે કે જે તે દિવસે અમનમાં હશે તે? માટે તમે જે ચાહો તે કરતા રહો; બેશક, તમે જે કરો છો તે તેને જોઈ રહ્યો છે.

إِنَّ الَّذِينَ يُلْحِدُونَ فِي آيَاتِنَا لَا يَخْفَوْنَ عَلَيْنَا ۗ أَفَمَنْ يُلْقَىٰ فِي النَّارِ خَيْرٌ أَمْ مَنْ يَأْتِي آمِنًا يَوْمَ الْقِيَامَةِ ۚ اعْمَلُوا مَا شِئْتُمْ ۖ إِنَّهُ بِمَا تَعْمَلُونَ بَصِيرٌ ﴿٤١﴾

૪૨. જે લોકો તેમની તરફ આવેલા ઉપદેશ (કુરઆન)ને[૭] માન્ય નથી રાખતા (તે લોકો ખોટમાં છે) અને આ તો ખરેખર એક મહાન કિતાબ છે.

إِنَّ الَّذِينَ كَفَرُوا بِالذِّكْرِ لَمَّا جَاءَهُمْ ۖ وَإِنَّهُ لَكِتَابٌ عَزِيزٌ ﴿٤٢﴾

૪૩. અસત્ય તેની તરફ ન તો આગળથી આવી શકે છે ન પાછળથી.[૮] આ તે હિકમતવાળા પ્રશંસનીયનું ઊતારેલું (કલામ) છે.

لَا يَأْتِيهِ الْبَاطِلُ مِنْ بَيْنِ يَدَيْهِ وَلَا مِنْ خَلْفِهِ ۖ تَنْزِيلٌ مِنْ حَكِيمٍ حَمِيدٍ ﴿٤٣﴾

૪૪. તને એવું કંઈ પણ કહેવામાં નથી આવ્યું જે તારી પહેલાંના રસૂલોને કહેવામાં ન આવ્યું હોય. તારો સર્જનહાર બેહદ ક્ષમાવંત છે, તેમજ દર્દનાક સઝા આપનારો (પણ) છે.

مَا يُقَالُ لَكَ إِلَّا مَا قَدْ قِيلَ لِلرُّسُلِ مِنْ قَبْلِكَ ۚ إِنَّ رَبَّكَ لَذُو مَغْفِرَةٍ وَذُو عِقَابٍ أَلِيمٍ ﴿٤٤﴾

૪૫. અને જો અમે કુરઆનને અજમી (ગએર અરબી) ભાષામાં ઊતાર્યું હોત તો લોકો અવશ્ય કહેત કે તેની આયતોનું સ્પષ્ટ વર્ણન કેમ નથી કરવામાં આવ્યું (તેઓ કહેત) 'આ શું, પરદેશી ભાષા અને (તે પણ) અરબો (માટે)?' તું કહે 'આ મોમિનો માટે હિદાયત તથા (રૂહાની રોગોનો) ઈલાજ છે.' પરંતુ કાફરો માટે તે બહેરાપણું અને અંધાપો છે. તેમના માટે તો તે દૂરથી સંભળાતી બૂમોની બરાબર છે. (જે સમજાતી ન હોય). (રુકૂઅ-૫)

وَلَوْ جَعَلْنَاهُ قُرْآنًا أَعْجَمِيًّا لَقَالُوا لَوْلَا فُصِّلَتْ آيَاتُهُ ۖ أَأَعْجَمِيٌّ وَعَرَبِيٌّ ۗ قُلْ هُوَ لِلَّذِينَ آمَنُوا هُدًى وَشِفَاءٌ ۖ وَالَّذِينَ لَا يُؤْمِنُونَ فِي آذَانِهِمْ وَقْرٌ وَهُوَ عَلَيْهِمْ عَمًى ۚ أُولَٰئِكَ يُنَادَوْنَ مِنْ مَكَانٍ بَعِيدٍ ﴿٤٥﴾

(રુકૂઅ-૫)

૭. અહીં કુરઆનને 'ઝિક્ર' કહેવામાં આવ્યું છે, જેના અનેક અર્થ છે, દા.ત.: (અ) જેમાં સિદ્ધાંતો, તથા વિષયોને જુદા જુદા રૂપોમાં વારંવાર વર્ણન કરવામાં આવ્યું છે. જેથી સમજવામાં સરળતા થાય. (બ) કુરઆને મજીદ પહેલાં આવેલા તમામ નબીઓની તથા તેમના સદૂપદેશોની યાદ અપાવતો રહે છે. (ત) કુરઆને મજીદના શિક્ષણ ઉપર અમલ કરી ઈન્સાન રૂહાનિયતના ઉચ્ચતર પદને પ્રાપ્ત કરી શકે છે.

૮. કુરઆને મજીદના સિદ્ધાંતો, તેની તાલીમ તથા તેના આદેશોનો કોઈ પણ વિદ્વાને વિરોધ નથી કર્યો.

وَلَقَدْ آتَيْنَا مُوسَى الْكِتَابَ فَاخْتُلِفَ فِيهِ ۗ وَلَوْلَا كَلِمَةٌ سَبَقَتْ مِن رَّبِّكَ لَقُضِيَ بَيْنَهُمْ ۚ وَإِنَّهُمْ لَفِي شَكٍّ مِّنْهُ مُرِيبٍ ﴿٤٥﴾

૪૬. અને અમે મૂસાને કિતાબ આપી હતી પરંતુ તેમાં પણ મતભેદો ઊભા કરવામાં આવ્યા; અને જો તારા પરવરદિગાર તરફથી પહેલાં વચન ન અપાઈ ગયું હોત તો તેમનો ફેંસલો કયારનો થઈ ગયો હોત; અને ખરેખર તેઓ આ (ફેંસલા) વિશે શંકાઓમાં પડેલા છે.

مَّنْ عَمِلَ صَالِحًا فَلِنَفْسِهِ ۖ وَمَنْ أَسَاءَ فَعَلَيْهَا ۗ وَمَا رَبُّكَ بِظَلَّامٍ لِّلْعَبِيدِ ﴿٤٦﴾

૪૭. જે કોઈ સદાચારો કરશે તે પોતાનાજ જીવના ભલા માટે કરશે; અને જે બદકારી કરશે તો તે પોતેજ ભોગવશે. અને તારો પરવરદિગાર પોતાના બંદાઓ ઉપર કદીપણ ઝુલ્મ નથી કરતો.

إِلَيْهِ يُرَدُّ عِلْمُ السَّاعَةِ ۚ وَمَا تَخْرُجُ مِن ثَمَرَاتٍ مِّنْ أَكْمَامِهَا وَمَا تَحْمِلُ مِنْ أُنثَىٰ وَلَا تَضَعُ إِلَّا بِعِلْمِهِ ۚ وَيَوْمَ يُنَادِيهِمْ أَيْنَ شُرَكَائِي قَالُوا آذَنَّاكَ مَا مِنَّا مِن شَهِيدٍ ﴿٤٧﴾

૪૮. તે (કયામતના) નું ઈલ્મ માત્ર તેનેજ છે, તેના જ્ઞાન વગર ન કોઈ ફળ કોટલામાંથી બહાર આવે છે ન કોઈ માદા ગર્ભધારણ કરે છે, ન કોઈ (ગર્ભવતી) જન્મ આપે છે. અને તે દિવસે જ્યારે તે તેમને સંબોધન કરશે (કહેશે) 'મારા શરીકો (ઠરાવેલા ભાગીદારો) કયાં છે' તેઓ (અજાણ્યા બની) જવાબ આપશે. 'અમે એલાન કરીએ છીએ કે અમારામાંથી કોઈપણ (તેમનો) સાક્ષી નથી ..'

وَضَلَّ عَنْهُم مَّا كَانُوا يَدْعُونَ مِن قَبْلُ ۖ وَظَنُّوا مَا لَهُم مِّن مَّحِيصٍ ﴿٤٨﴾

૪૯. અને જેને તેઓ હમેશાં પુકારતા હતા તે તેમની પાસેથી જતું રહેશે, અને તેમને ખાતરી થઈ જશે કે હવે તેમના છૂટકારાનો કોઈ માર્ગ નથી.

لَّا يَسْأَمُ الْإِنسَانُ مِن دُعَاءِ الْخَيْرِ وَإِن مَّسَّهُ الشَّرُّ فَيَئُوسٌ قَنُوطٌ ﴿٤٩﴾

૫૦. ઈન્સાન ભલાઈની દુઆ માગવાથી કદીપણ થાકતો નથી પરંતુ જ્યારે કોઈ દુ:ખ આવી પડે છે તો તે હતાશ થઈ જાય છે. અને બધી આશાઓ છોડી દે છે.

وَلَئِنْ أَذَقْنَاهُ رَحْمَةً مِّنَّا مِن بَعْدِ ضَرَّاءَ مَسَّتْهُ لَيَقُولَنَّ هَٰذَا لِي وَمَا أَظُنُّ السَّاعَةَ قَائِمَةً وَلَئِن رُّجِعْتُ إِلَىٰ رَبِّي إِنَّ لِي عِندَهُ لَلْحُسْنَىٰ ۚ فَلَنُنَبِّئَنَّ الَّذِينَ كَفَرُوا بِمَا عَمِلُوا وَلَنُذِيقَنَّهُم مِّنْ عَذَابٍ غَلِيظٍ ﴿٥٠﴾

૫૧. અને જો દુ:ખ પછી અમે તેમને અમારી ને'મતોનો સ્વાદ ચખાડીએ તો તે કહે છે 'હું તો તેનો હક્કદાર છું, અને હું નથી ધારતો કે (કોઈ અંતિમ) ઘડી આવવાની હોય. પરંતુ જો હું મારા પરવરદિગાર સમક્ષ લઈ જવામાં આવીશ તો, ખરેખર હું તેની પાસેથી ભલાઈઓ મેળવીશ.' ત્યારે કાફરો જે કરતા હતા, બેશક અમે તે તેમને જણાવી દેશું, અને ખરેખર અમે તેમને સખત અઝાબનો સ્વાદ જરૂર ચખાડશું.

وَإِذَا أَنْعَمْنَا عَلَى الْإِنسَانِ أَعْرَضَ وَنَأَىٰ بِجَانِبِهِ وَإِذَا مَسَّهُ الشَّرُّ فَذُو دُعَاءٍ عَرِيضٍ ﴿٥١﴾

૫૨. અને જ્યારે અમે ઈન્સાન ઉપર ને'મતો ઊતારીએ છીએ, તે મુખ ફેરવી લે છે અને અમારાથી દૂર ખસી જાય છે. પરંતુ જ્યારે તેને દુ:ખ પડે છે, તો જુઓ તે કેવી લાંબી લાંબી દુઆઓ કરે છે!

قُلْ اَرَءَيْتُمْ اِنْ كَانَ مِنْ عِنْدِ اللّٰهِ ثُمَّ كَفَرْتُمْ بِهٖ مَنْ اَضَلُّ مِمَّنْ هُوَ فِيْ شِقَاقٍۭ بَعِيْدٍ ۝٥٢

૫૩. તું કહી દે 'મને બતાવો કે આ (કુરઆન) અલ્લાહ તરફથી હોય તો પણ તમે તેને નહિ માનો, તો જે (અલ્લાહથી) દૂર ભાગી જતો હોય તેનાથી વધુ ગુમરાહ કોણ થઈ શકે છે?

سَنُرِيْهِمْ اٰيٰتِنَا فِي الْاٰفَاقِ وَفِيْٓ اَنْفُسِهِمْ حَتّٰى يَتَبَيَّنَ لَهُمْ اَنَّهُ الْحَقُّ ۭ اَوَلَمْ يَكْفِ بِرَبِّكَ اَنَّهٗ عَلٰى كُلِّ شَيْءٍ شَهِيْدٌ ۝٥٣

૫૪. અમે ટૂંક સમયમાંજ (ધરતીની) સર્વ દિશાઓમાં અમારી નિશાનીઓને પ્રગટ કરી બતાવશું, અને તેમની પોતાની કોમમાં પણ, ત્યાં સુધી કે આ સત્ય તેમના ઉપર પ્રકાશિત થઈ જાય. જો તમારો પાલનહાર સર્વ વસ્તુની સાક્ષી આપતો હોય તો એટલું ઘણું નથી?

اَلَآ اِنَّهُمْ فِيْ مِرْيَةٍ مِّنْ لِّقَاۗءِ رَبِّهِمْ ۭ اَلَآ اِنَّهٗ بِكُلِّ شَيْءٍ مُّحِيْطٌ ۝٥٤

૫૫. હકીકતમાં તેમને પોતાના પરવરદિગાર સાથે થનારી મુલાકાત વિશે શંકા છે. પરંતુ તે તો પ્રત્યેક વસ્તુ ઉપર (પોતાના જ્ઞાન વડે) છવાએલો છે.[૯]

(રુકૂઅ-૬)

---

૯. તે સર્વ વ્યાપક છે, સર્વત્ર છે.

سُوْرَةُ الشُّوْرٰى مَكِّيَّةٌ

## અલ-શૂરા'

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૨. હા.મીમ. (હમીદ તે સ્તુત્ય છે, મજીદ તે બૂલંદ શાનવાળો છે.)

حٰمٓ ②

૩. ઐન, સીન કા'ફ(અલીમ સર્વજ્ઞ છે, સમીઅ, સર્વ સાંભળનાર છે, કાદર, કુદરતવાળો છે.)

عٓسٓقٓ ③

૪. એવીજ રીતે સર્વશકિતમાન, હિકમતવાળા અલ્લાહે તારી તરફ વહી કરી છે (તે) જેવી રીતે તારા પહેલાં આવનારાઓ તરફ કરતો રહ્યો હતો.

كَذٰلِكَ يُوْحِيْٓ اِلَيْكَ وَاِلَى الَّذِيْنَ مِنْ قَبْلِكَ ۙ اللّٰهُ الْعَزِيْزُ الْحَكِيْمُ ④

૫. આકાશોમાં જે કંઈ છે અને પૃથ્વીમાં જે કંઈ છે તે સર્વ તેનીજ માલિકીનું છે, અને તે ઉચ્ચતર છે, તે મહાન છે.

لَهٗ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ۭ وَهُوَ الْعَلِيُّ الْعَظِيْمُ ⑤

૬. નજીક છે કે આકાશો ફાટી પડે, જોકે ફરિશ્તાઓ પોતાના પાલનહારની તા'રીફ તથા બંદગીની સાથે સાથે ધરતીમાં રહેનારાઓ માટે માફીની દુઆઓ કરતા રહે છે.[1] યાદ રાખો, અલ્લાહ બહુજ ક્ષમાવંત છે, (બેહદ) દયાળુ છે.

تَكَادُ السَّمٰوٰتُ يَتَفَطَّرْنَ مِنْ فَوْقِهِنَّ وَالْمَلٰۗىِٕكَةُ يُسَبِّحُوْنَ بِحَمْدِ رَبِّهِمْ وَيَسْتَغْفِرُوْنَ لِمَنْ فِي الْاَرْضِ ۭ اَلَآ اِنَّ اللّٰهَ هُوَ الْغَفُوْرُ الرَّحِيْمُ ⑥

૭. અને જે લોકો તેને છોડી અન્યને પોતાનો કાર્યસાધક બનાવે છે, અલ્લાહ તેમને જોઈ રહ્યો છે, બેશક તું તેમનો જવાબદાર નથી.

وَالَّذِيْنَ اتَّخَذُوْا مِنْ دُوْنِهٖٓ اَوْلِيَاۗءَ اللّٰهُ حَفِيْظٌ عَلَيْهِمْ ڮ وَمَآ اَنْتَ عَلَيْهِمْ بِوَكِيْلٍ ⑦

૮. આવીજ રીતે અમે તારા ઉપર કુરઆનને અરબીમાં ઊતાર્યું છે જેથી તું મુખ્ય શહેર (મક્કા) અને તેની આસપાસ (ની વસ્તી)ને ચેતવી દે; અને તે એકત્ર થવાના દિવસથી તેમને ચેતવી દે જે નિ:શંક આવનાર છે: (જ્યારે) એક ટોળું જન્નતમાં દાખલ થશે અને બીજું ટોળું ભભૂકતી આગમાં.

وَكَذٰلِكَ اَوْحَيْنَآ اِلَيْكَ قُرْاٰنًا عَرَبِيًّا لِّتُنْذِرَ اُمَّ الْقُرٰى وَمَنْ حَوْلَهَا وَتُنْذِرَ يَوْمَ الْجَمْعِ لَا رَيْبَ فِيْهِ ۭ فَرِيْقٌ فِي الْجَنَّةِ وَفَرِيْقٌ فِي السَّعِيْرِ ⑧

૯. અને જો અલ્લાહ ચાહત તો સૌ કોમોને એકજ ઉમ્મત બનાવી દેત. પરંતુ તે જેને ચાહે છે પોતાની રહેમતમાં લઈ લે છે. અને ઝાલિમોનો કોઈ હિમાયતી કે મદદગાર નહિ બને.

وَلَوْ شَاۗءَ اللّٰهُ لَجَعَلَهُمْ اُمَّةً وَّاحِدَةً وَّلٰكِنْ يُّدْخِلُ مَنْ يَّشَاۗءُ فِيْ رَحْمَتِهٖ ۭ وَالظّٰلِمُوْنَ مَا لَهُمْ مِّنْ وَّلِيٍّ وَّلَا نَصِيْرٍ ⑨

---

૧. ઈન્સાનોના ગુનાહો ગમે તેટલા ગંભીર હોય, અલ્લાહની રેહમત તેનાથી વધુ પ્રબળ છે.

اَمِ اتَّخَذُوْا مِنْ دُوْنِهٖٓ اَوْلِيَآءَ ۚ فَاللّٰهُ هُوَ الْوَلِيُّ وَهُوَ يُحْيِ الْمَوْتٰى ۡ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ⑩

૧૦. શું તેમણે તેના સિવાય કોઈ અન્યને પોતાનો રક્ષણહાર માન્યો છે? પરંતુ અલ્લાહજ છે જે ખરો રક્ષણહાર છે. અને તે જ મૃતદેહોમાં જીવનસંચાર કરે છે, અને તે સર્વ વસ્તુ ઉપર કાબુ ધરાવે છે. (રૂકૂઅ-૧)

وَمَا اخْتَلَفْتُمْ فِيْهِ مِنْ شَيْءٍ فَحُكْمُهٗٓ اِلَى اللّٰهِ ۭ ذٰلِكُمُ اللّٰهُ رَبِّيْ عَلَيْهِ تَوَكَّلْتُ ڰ وَاِلَيْهِ اُنِيْبُ ⑪

૧૧. અને જે બાબતમાં તમે મતભેદ કરો છો તેનો ફેંસલો અલ્લાહના હાથમાં છે. (કહી દે) 'આ છે અલ્લાહ, મારો પાલનહાર જેમાં હું વિશ્વાસ રાખું છું અને તેનીજ તરફ હું (વારંવાર) રજૂ થાઉં છું.

فَاطِرُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۭ جَعَلَ لَكُمْ مِّنْ اَنْفُسِكُمْ اَزْوَاجًا وَّمِنَ الْاَنْعَامِ اَزْوَاجًا ۚ يَذْرَؤُكُمْ فِيْهِ ۭ لَيْسَ كَمِثْلِهٖ شَيْءٌ ۚ وَهُوَ السَّمِيْعُ الْبَصِيْرُ ⑫

૧૨. (તે'જ) આકાશો તથા પૃથ્વીનો રચનાર છે. તેણે તમારામાંથી તમારા (જીવન) સાથીઓ સર્જ્યાં છે, અને પશુપ્રાણીમાંથી પણ જોડાં બનાવ્યા છે. તે'જ છે જે તમારા વંશને વધારતો રહે છે. તેની સરખામણીમાં આવે તેવો બીજો કોઈ નથી,[૨] તે સર્વ જાણનારો છે, સર્વ જોનારો છે.

لَهٗ مَقَالِيْدُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۚ يَبْسُطُ الرِّزْقَ لِمَنْ يَّشَآءُ وَيَقْدِرُ ۭ اِنَّهٗ بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ ⑬

૧૩. આકાશો તથા પૃથ્વીની ચાવીઓ તેનાજ અધિકારમાં છે. તે ધારે તેની રોઝી વધારી મૂકે છે અને જેને ચાહે તંગી આપે છે, અને તે દર વસ્તુનું પૂરેપૂરું જ્ઞાન રાખે છે.

شَرَعَ لَكُمْ مِّنَ الدِّيْنِ مَا وَصّٰى بِهٖ نُوْحًا وَّالَّذِيْٓ اَوْحَيْنَآ اِلَيْكَ وَمَا وَصَّيْنَا بِهٖٓ اِبْرٰهِيْمَ وَمُوْسٰى وَعِيْسٰٓى اَنْ اَقِيْمُوا الدِّيْنَ وَلَا تَتَفَرَّقُوْا فِيْهِ ۭ كَبُرَ عَلَى الْمُشْرِكِيْنَ مَا تَدْعُوْهُمْ اِلَيْهِ ۭ اَللّٰهُ يَجْتَبِيْٓ اِلَيْهِ مَنْ يَّشَآءُ وَيَهْدِيْٓ اِلَيْهِ مَنْ يُّنِيْبُ ⑭

૧૪. તેણે તારા માટે તેજ દીન પસંદ કર્યો છે જેનો તેણે નૂહને આદેશ આપ્યો હતો, અને હવે અમે તારા ઉપર વહી દ્વારા તે'જ ઊતાર્યું છે જેનો આદેશ અમે ઈબ્રાહીમ તથા મૂસા, તથા ઈસાને આપી (તાકીદ કરી) કહ્યું 'તે (દીન)ના ઉપર દ્રઢતાપૂર્વક કાયમ રહો અને મતભેદોથી વહેંચાઈ ન જાઓ.' પરંતુ જેની તરફ તું બોલાવી રહ્યો છે તે મુશરીકોને ભારરૂપ લાગે છે. જોકે અલ્લાહ જેને ચાહે તેને પોતાના માટે ચૂંટી લે છે અને તેના શરણે આવનારાને તે હિદાયત આપે છે.

وَمَا تَفَرَّقُوْٓا اِلَّا مِنْۢ بَعْدِ مَا جَآءَهُمُ الْعِلْمُ بَغْيًۢا بَيْنَهُمْ ۭ وَلَوْلَا كَلِمَةٌ سَبَقَتْ مِنْ رَّبِّكَ اِلٰٓى اَجَلٍ مُّسَمًّى لَّقُضِيَ بَيْنَهُمْ ۭ وَاِنَّ الَّذِيْنَ اُوْرِثُوا الْكِتٰبَ مِنْۢ بَعْدِهِمْ لَفِيْ شَكٍّ مِّنْهُ مُرِيْبٍ ⑮

૧૫. પરંતુ તેમની પાસે જ્ઞાન આવી ગયા પછી એકબીજાની ઈર્ષાના કારણે તેઓ (ફિરકાઓમાં) વહેંચાઈ ગયા. અને જો તારા પાલનહારે એક નિશ્ચિત સમયની મોહલત ન આપી દીધી હોત, તો તેમનો ફેંસલો કયારનો કરી દેવામાં આવ્યો હોત. બેશક, જેમને કિતાબનો વારસો આપવામાં આવ્યો છે તેમાં શક કરી તેઓ ગૂંચવણોમાં પડી ગયા છે.

૨. સર્વશકિતમાન, સર્વજ્ઞ અલ્લાહની હસ્તીનો અંદાજ કરવો મનુષ્યની શકિતથી પરની વાત છે.

૧૬. માટે હવે, તું તેમને આ (કુરઆન) તરફ બોલાવ, અને અપાએલા આદેશ ઉપર તું પણ કાયમ રહે અને તેમની બૂરી વલણોને અનુસરીશ નહિ. બલ્કે તેમને કહે 'અલ્લાહે જે પણ કિતાબો ઉતારી છે. તે (સર્વ)માં હું ઈમાન રાખું છું અને મને તમારી વચ્ચે ન્યાયપૂર્વક ફેંસલો કરવાનો હુકમ આપવામાં આવ્યો છે. અલ્લાહ અમારો અને તમારો પાલનહાર છે. અમારા કર્મો અમારી સાથે છે અને તમારા કર્મો તમારી સાથે છે. તમારી અને અમારી વચ્ચે કોઈ તકરાર નથી. અલ્લાહ આપણને સૌને એકઠા કરશે અને તેનીજ તરફ આપણે સૌને પાછું ફરવાનું છે.'

فَلِذٰلِكَ فَادْعُ ۚ وَاسْتَقِمْ كَمَآ اُمِرْتَ ۚ وَلَا تَتَّبِعْ اَهْوَآءَهُمْ ۚ وَقُلْ اٰمَنْتُ بِمَآ اَنْزَلَ اللّٰهُ مِنْ كِتٰبٍ ۚ وَاُمِرْتُ لِاَعْدِلَ بَيْنَكُمُ ؕ اَللّٰهُ رَبُّنَا وَرَبُّكُمْ ؕ لَنَآ اَعْمَالُنَا وَلَكُمْ اَعْمَالُكُمْ ؕ لَا حُجَّةَ بَيْنَنَا وَبَيْنَكُمُ ؕ اَللّٰهُ يَجْمَعُ بَيْنَنَا ۚ وَاِلَيْهِ الْمَصِيْرُ ؕ ﴿١٥﴾

૧૭. અને જે લોકોએ અલ્લાહને માની લીધા પછી તેના વિશે પોતાના વિચારો બદલતા રહે છે, તેમના મતભેદો તેમના પરવરદિગાર સામે અર્થહીન છે. અને તેમના ઉપર તેનો ગઝબ (પ્રકોપ) ઊતરશે અને તેમના માટે સખત અઝાબ પણ છે.

وَالَّذِيْنَ يُحَآجُّوْنَ فِى اللّٰهِ مِنْۢ بَعْدِ مَا اسْتُجِيْبَ لَهٗ حُجَّتُهُمْ دَاحِضَةٌ عِنْدَ رَبِّهِمْ وَعَلَيْهِمْ غَضَبٌ وَّلَهُمْ عَذَابٌ شَدِيْدٌ ﴿١٦﴾

૧૮. અલ્લાહ તે છે જેણે સત્યથી ભરપૂર કિતાબ તેમજ મિઝાન[3] ઊતારી છે અને તને શું ખબર કે (કયામતની) ઘડી પણ બહુજ નજીક આવી ચૂકી હોય?

اَللّٰهُ الَّذِىْۤ اَنْزَلَ الْكِتٰبَ بِالْحَقِّ وَالْمِيْزَانَ ؕ وَمَا يُدْرِيْكَ لَعَلَّ السَّاعَةَ قَرِيْبٌ ﴿١٧﴾

૧૯. જે ઈમાન નથી લાવ્યા તે લોકોજ તે ઘડીની ઊતાવળ કરી રહ્યા છે, અને ઈમાન લાવનારા તેનાથી ડરતા રહે છે, અને તેઓ જાણે છે કે તે (કયામત) સત્ય છે. યાદ રાખો જે લોકો તે ઘડીના સંબંધમાં મતભેદ કરે છે તેઓ ઘોર ગુમરાહીમાં અથડાઈ રહ્યા છે.

يَسْتَعْجِلُ بِهَا الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِهَا ۚ وَالَّذِيْنَ اٰمَنُوْا مُشْفِقُوْنَ مِنْهَا ۙ وَيَعْلَمُوْنَ اَنَّهَا الْحَقُّ ؕ اَلَآ اِنَّ الَّذِيْنَ يُمَارُوْنَ فِى السَّاعَةِ لَفِىْ ضَلٰلٍۢ بَعِيْدٍ ﴿١٨﴾

૨૦. અલ્લાહ પોતાના બંદાઓ ઉપર ઘણો મહેરબાન છે. તે જેને ચાહે રોઝી આપે છે અને તે બેહદ શકિતશાળી છે, સર્વસમર્થ છે. (રુકૂઅ-૨)

اَللّٰهُ لَطِيْفٌۢ بِعِبَادِهٖ يَرْزُقُ مَنْ يَّشَآءُ ۚ وَهُوَ الْقَوِىُّ الْعَزِيْزُ ﴿١٩﴾

૨૧. જે આખેરતની ખેતી ચાહતો હશે. અમે તેની ખેતીમાં વધારો કરતા રહેશું. અને જે દુનિયાની ખેતી ચાહતો હશે અમે તેને અહીંજ આપી દેશું, પરંતુ આખેરતમાં તેના ભાગે કંઈ નહિ હોય.

مَنْ كَانَ يُرِيْدُ حَرْثَ الْاٰخِرَةِ نَزِدْ لَهٗ فِىْ حَرْثِهٖ ۚ وَمَنْ كَانَ يُرِيْدُ حَرْثَ الدُّنْيَا نُؤْتِهٖ مِنْهَا وَمَا لَهٗ فِى الْاٰخِرَةِ مِنْ نَّصِيْبٍ ﴿٢٠﴾

૨૨. શું તેમની પાસે (અલ્લાહના) એવા સમકક્ષો છે જેમણે તેમના માટે એવા ધાર્મિક નિયમો કાયમ કર્યા હોય જેની અલ્લાહે પરવાનગી નથી આપી? અને જો

اَمْ لَهُمْ شُرَكٰٓؤُا شَرَعُوْا لَهُمْ مِّنَ الدِّيْنِ مَا لَمْ يَاْذَنْۢ

3. 'મિઝાન' ત્રાજવું, ઈન્સાફ અથવા સારાસારનો વિવેક કરવાની બુદ્ધિ.

بِهِ اللّٰهُ ۚ وَلَوْلَا كَلِمَةُ الْفَصْلِ لَقُضِيَ بَيْنَهُمْ ۚ وَإِنَّ الظّٰلِمِيْنَ لَهُمْ عَذَابٌ أَلِيْمٌ ﴿٢٢﴾

આખરી ન્યાય (ના દિવસ)નો વાયદો ન અપાઈ ગયો હોત તો તેમનો ફેંસલો ક્યારનો થઈ ચૂકયો હોત. અને બેશક, ઝાલિમો ભયંકર અઝાબના ભોગ બનશે.

تَرَى الظّٰلِمِيْنَ مُشْفِقِيْنَ مِمَّا كَسَبُوْا وَهُوَ وَاقِعٌ بِهِمْ ۗ وَالَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ فِيْ رَوْضٰتِ الْجَنّٰتِ ۚ لَهُمْ مَّا يَشَآءُوْنَ عِنْدَ رَبِّهِمْ ۚ ذٰلِكَ هُوَ الْفَضْلُ الْكَبِيْرُ ﴿٢٣﴾

૨૩. તું જોઈશ કે આ ઝાલિમો પોતાના કુકર્મોની કમાણીથી કેટલા ડરી ગએલા હશે, પરંતુ તે (દશા) તેમના ઉપર આવીનેજ રહેશે. બેશક જે ઈમાન લાવીને ભલાઈના કામ કરશે તેઓ (લીલાછમ) બગીચાઓમાં રહેશે અને તેઓ જે કંઈ ચાહતા હશે તે તેમના પાલનહાર પાસે હશે અને આ (અલ્લાહનો) મોટો એહસાન છે.

ذٰلِكَ الَّذِيْ يُبَشِّرُ اللّٰهُ عِبَادَهُ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ ۗ قُلْ لَّآ أَسْـَٔلُكُمْ عَلَيْهِ أَجْرًا إِلَّا الْمَوَدَّةَ فِي الْقُرْبٰى ۗ وَمَنْ يَّقْتَرِفْ حَسَنَةً نَّزِدْ لَهُ فِيْهَا حُسْنًا ۗ إِنَّ اللّٰهَ غَفُوْرٌ شَكُوْرٌ ﴿٢٤﴾

૨૪. આ'જ છે જેની ખુશખબર અલ્લાહ પોતાના તે બંદાઓને આપે છે. જે લોકો ઈમાન લાવ્યા પછી નેક કામો કરતા રહે છે તેમને કહે 'હું તમારી પાસેથી કોઈ વળતર નથી માગતો સિવાય કે સગાઓનો સ્નેહ;'[૪] બેશક જે કોઈ નેકી કરશે, અમે તેની નેકીમાં વધારો કરતા રહેશું. ખરેખર અલ્લાહ બેહદ ક્ષમાવંત છે, બહુજ કદરદાન છે.

أَمْ يَقُوْلُوْنَ افْتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا ۚ فَإِنْ يَّشَإِ اللّٰهُ يَخْتِمْ عَلٰى قَلْبِكَ ۗ وَيَمْحُ اللّٰهُ الْبَاطِلَ وَيُحِقُّ الْحَقَّ بِكَلِمٰتِهِ ۚ إِنَّهُ عَلِيْمٌ بِذَاتِ الصُّدُوْرِ ﴿٢٥﴾

૨૫. શું તેઓ એમ કહે છે કે તેણે અલ્લાહ ઉપર જૂઠી તોહમત લગાવી છે? જો અલ્લાહ ચાહત તો તારા હૃદય ઉપર મહોર મારી દેત. પરંતુ અલ્લાહ પોતાના કલામથી અસત્યને મિટાવી દે છે અને સત્યને[૫] કાયમ કરે છે. નિ:સંદેહ તે મનના ભેદને સારી પેઠે જાણે છે.

وَهُوَ الَّذِيْ يَقْبَلُ التَّوْبَةَ عَنْ عِبَادِهِ وَيَعْفُوْا عَنِ السَّيِّاٰتِ وَيَعْلَمُ مَا تَفْعَلُوْنَ ﴿٢٦﴾

૨૬. અને તે એ'જ છે જે પોતાના બંદાઓની તૌબા કબૂલ કરે છે અને (તેમના) ગુનાહો માફ કરે[૬] છે. અને તમે જે કંઈ કરતા રહો છો, તે જાણે છે.

وَيَسْتَجِيْبُ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ وَيَزِيْدُهُمْ مِّنْ فَضْلِهِ ۚ وَالْكٰفِرُوْنَ لَهُمْ عَذَابٌ شَدِيْدٌ ﴿٢٧﴾

૨૭. અને જે લોકો ઈમાન લાવી સદાચારો કરે છે તેમની દુઆને તે કબૂલ કરે છે અને તેમને પોતાના ફઝલોમાંથી પુષ્કળ આપે છે. બાકી કાફરોને તો સખત અઝાબ મળશે.

---

૪. 'સગાઓનો સ્નેહ' (અ) 'તમારી સાથે સગાઈનો સંબંધ હોવાથી તમારી રૂહાની બેહતરી માટે મેં તમને સીધો માર્ગ દેખાડવા ચાહ્યો.' (બ) 'તમારું ભલું ઇચ્છવાના બદલામાં હું તમારા તરફથી દુશ્મનીની અપેક્ષા નથી રાખતો, બલ્કે તમારો સગો હોવાના નાતે તે સગપણ હમેશાં ટકી રહે એવી આશા રાખું છું.'

૫. આંહઝરત સ.અ.સ. રૂહાનિયતના એવા કામિલ દરજ્જા ઉપર પહોંચી ગયા હતા કે તેમના મનમાં કોઈ પ્રકારના બૂરા વિચારોને કોઈ સ્થાન ન હતું, અને શયતાન તેમના ઉપર પોતાનો પ્રભાવ નાખીજ ન શકતો હતો. આપે ફરમાવ્યું 'મારો શયતાન મુસલમાન (મારો તાબેદાર) થઈ ગયો છે.'

وَلَوْ بَسَطَ اللّٰهُ الرِّزْقَ لِعِبَادِهٖ لَبَغَوْا فِى الْاَرْضِ وَلٰكِنْ يُّنَزِّلُ بِقَدَرٍ مَّا يَشَآءُ ؕ اِنَّهٗ بِعِبَادِهٖ خَبِيْرٌۢ بَصِيْرٌ ﴿۲۸﴾

૨૮. અને જો અલ્લાહ પોતાના બંદાઓની રોઝી ઉપર પોતાનો કાબૂ ન રાખત, તો તેમણે ધરતી ઉપર અવશ્ય ધાંધલ મચાવી દીધું હોત; પરંતુ તે જે ચાહે તે પ્રમાણસરજ ઉતારતો રહે છે. બેશક તે સર્વ જાણનારો છે, અને પોતાના બંદાઓની પૂરેપુરી દેખરેખ રાખે છે.

وَهُوَ الَّذِىْ يُنَزِّلُ الْغَيْثَ مِنْۢ بَعْدِ مَا قَنَطُوْا وَيَنْشُرُ رَحْمَتَهٗ ؕ وَهُوَ الْوَلِىُّ الْحَمِيْدُ ﴿۲۹﴾

૨૯. અને તે એ'જ છે જે નિરાશ થએલાઓ ઉપર વર્ષા કરે છે અને પોતાની રેહમતને સર્વત્ર પાથરી દે છે. અને તે'જ રક્ષણહાર છે, સર્વ તા'રીફના લાયક છે.

وَمِنْ اٰيٰتِهٖ خَلْقُ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا بَثَّ فِيْهِمَا مِنْ دَآبَّةٍ ؕ وَهُوَ عَلٰى جَمْعِهِمْ اِذَا يَشَآءُ قَدِيْرٌ ﴿۳۰﴾ ع

૩૦. આકાશો તથા ધરતીનું સર્જન અને તે બન્નેમાં વિચરનારા સર્વ જીવો તેનીજ નિશાનીઓમાંથી છે. અને સર્વને તે ફરી એકઠા કરવાની શકિત ધરાવે છે. (રુકૂઅ-૩)

وَمَآ اَصَابَكُمْ مِّنْ مُّصِيْبَةٍ فَبِمَا كَسَبَتْ اَيْدِيْكُمْ وَيَعْفُوْا عَنْ كَثِيْرٍ ؕ ﴿۳۱﴾

૩૧. અને જો તમે કોઈ આફતમાં આવી પડો તો તે તમારા હાથનું કરેલું છે. જો કે તે તમારા ઘણાખરા દોષોને દરગુઝર કરતો રહે છે.

وَمَآ اَنْتُمْ بِمُعْجِزِيْنَ فِى الْاَرْضِ ۚۖ وَمَا لَكُمْ مِّنْ دُوْنِ اللّٰهِ مِنْ وَّلِىٍّ وَّلَا نَصِيْرٍ ﴿۳۲﴾

૩૨. અને તમે ધરતીમાં (અલ્લાહને) નિષ્ફળ નથી કરી શકતા. ન અલ્લાહ સિવાય તમારો કોઈ મિત્ર છે ન મદદગાર.

وَمِنْ اٰيٰتِهِ الْجَوَارِ فِى الْبَحْرِ كَالْاَعْلَامِ ﴿۳۳﴾

૩૩. અને સમુદ્રમાં મોટા પહાડો જેવા વહાણોનું ચાલવું પણ તેની નિશાનીઓમાંથી છે.

اِنْ يَّشَاْ يُسْكِنِ الرِّيْحَ فَيَظْلَلْنَ رَوَاكِدَ عَلٰى ظَهْرِهٖ ؕ اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّكُلِّ صَبَّارٍ شَكُوْرٍ ﴿۳۴﴾ لا

૩૪. જો તે ચાહે તો પવનને રોકી લે, તો તે (સમુદ્રની) સપાટી ઉપર સ્થિર રહી જાય. બેશક તેમાં પ્રત્યેક સબ્ર કરનારા અને આભારવશ ઈન્સાન માટે નિશાનીઓ સમાએલી છે.

اَوْ يُوْبِقْهُنَّ بِمَا كَسَبُوْا وَيَعْفُ عَنْ كَثِيْرٍ ﴿۳۵﴾

૩૫. અથવા તે (ચાહે તો) તેમની કરણીના પરિણામે તેમને મિટાવી દે પરંતુ તે તો દરગુઝર કરતો રહે છે—

وَّيَعْلَمَ الَّذِيْنَ يُجَادِلُوْنَ فِىْ اٰيٰتِنَا ؕ مَا لَهُمْ مِّنْ مَّحِيْصٍ ﴿۳۶﴾

૩૬. અને જે અલ્લાહની નિશાનીઓ વિશે વિવાદ કરતા રહે છે તેમણે જાણી લેવું જોઈએ કે તેમના માટે પનાહ લેવાની (બીજી) કોઈ જગ્યા નથી.

فَمَآ اُوْتِيْتُمْ مِّنْ شَىْءٍ فَمَتَاعُ الْحَيٰوةِ الدُّنْيَا ج وَمَا عِنْدَ اللّٰهِ خَيْرٌ وَّاَبْقٰى لِلَّذِيْنَ اٰمَنُوْا وَعَلٰى رَبِّهِمْ يَتَوَكَّلُوْنَ ﴿۳۷﴾ ج

૩૭. અને જે કંઈ તમને આપવામાં આવ્યું છે તે દુનિયાના જીવન પૂરતુંજ છે. પરંતુ જે અલ્લાહ પાસે છે તે તેમના માટે બેહતર છે અને સદા કાયમ રહેનારું છે જે લોકો ઈમાન લાવીને પોતાના પરવરદિગાર ઉપર યકીન રાખે,

وَالَّذِيْنَ يَجْتَنِبُوْنَ كَبٰٓئِرَ الْاِثْمِ وَالْفَوَاحِشَ وَاِذَا مَا غَضِبُوْا هُمْ يَغْفِرُوْنَ ﴿۳۷﴾

૩૮. અને (તેમના માટે પણ), જે ગંભીર ગુનાહોથી અને બેશરમીથી પરહેઝ કરે, અને જ્યારે તેમને કોઈના ઉપર ગુસ્સો[6] આવે તો તેને માફ કરી દે,

وَالَّذِيْنَ اسْتَجَابُوْا لِرَبِّهِمْ وَاَقَامُوا الصَّلٰوةَ وَاَمْرُهُمْ شُوْرٰى بَيْنَهُمْ وَمِمَّا رَزَقْنٰهُمْ يُنْفِقُوْنَ ﴿۳۸﴾

૩૯. અને તે જે પોતાના પાલનહારના આદેશોને માને, નમાઝ અદા કરે અને પારસ્પરિક સલાહથી નિર્ણય[7] કરે અને જે અમે આપ્યું છે તેમાંથી (દાન) ખર્ચ કરે,

وَالَّذِيْنَ اِذَآ اَصَابَهُمُ الْبَغْيُ هُمْ يَنْتَصِرُوْنَ ﴿۳۹﴾

૪૦. અને તેમના ઉપર કરવામાં આવતા ઝુલ્મથી પોતાનો બચાવ કરે.[8]

وَجَزٰٓؤُا سَيِّئَةٍ سَيِّئَةٌ مِّثْلُهَا ۚ فَمَنْ عَفَا وَاَصْلَحَ فَاَجْرُهٗ عَلَى اللّٰهِ ۭ اِنَّهٗ لَا يُحِبُّ الظّٰلِمِيْنَ ﴿۴۰﴾

૪૧. અને ઈજાનો બદલો ઈજા પૂરતોજ લેવામાં આવે. પરંતુ જો સુધારાની આશાથી (અપરાધીને) માફ[9] કરી દેવામાં આવે તો તેનો ભલો બદલો અવશ્ય અલ્લાહ પાસે છે. બેશક, તે ઝાલિમોને પસંદ નથી કરતો.

وَلَمَنِ انْتَصَرَ بَعْدَ ظُلْمِهٖ فَاُولٰٓئِكَ مَا عَلَيْهِمْ مِّنْ سَبِيْلٍ ﴿۴۱﴾

૪૨. પરંતુ તેમના ઉપર થએલા ઝુલ્મનો બદલો વસૂલ કરનાર ઉપર કોઈ દોષ નથી.

اِنَّمَا السَّبِيْلُ عَلَى الَّذِيْنَ يَظْلِمُوْنَ النَّاسَ وَيَبْغُوْنَ فِى الْاَرْضِ بِغَيْرِ الْحَقِّ ۭ اُولٰٓئِكَ لَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿۴۲﴾

૪૩. દોષપાત્ર તો તે લોકો છે જે લોકો ઉપર ઝુલ્મ કરે છે અને ધરતીમાં હદ બહાર અન્યાય કરે છે. આવા લોકો માટે પીડાકારી સઝા છે.

وَلَمَنْ صَبَرَ وَغَفَرَ اِنَّ ذٰلِكَ لَمِنْ عَزْمِ الْاُمُوْرِ ﴿۴۳﴾

૪૪. અને જે સહનશીલ બનીને (બીજાના દોષોને) માફ કરે છે, તો બેશક તેમ કરવું મહાન કાર્યોમાંથી છે. (રુકૂઅ-૪)

૬. આ આયતમાં નાના મોટા ગુનાહો માટે એકજ શબ્દ છે પરંતુ ગુસ્સાને એક અલગ બદી તરીકે ગણ્યો છે કારણ કે ગુસ્સો એક ખાસ બૂરાઈ છે જેમાંથી ઘણા નાનામોટા અનર્થો પેદા થાય છે જે ઈન્સાનને ઈન્સાનિયતની હદોથી બહાર ઘસડી જાય છે.

૭. પ્રમાણિકતા, ન્યાય તથાસભ્યતાપૂર્વકવ્યવહાર કરવો જોઈએ. બળાત્કારે કોઈની મિલકત અથવા સામાજિક હક્કો ઉપર તરાપ ન મારવી જોઈએ.

૮. ઈસ્લામમાં ઝુલ્મ સામે માથું નમાવી દેવાથી રોકવામાં આવ્યો છે, ન તો મારનાર સામે બીજો ગાલ ધરવાની પરવાનગી આપવામાં આવી છે. પોતાના હક્ક માટે પૂરી શકિતથી લડવાનું ફરમાન છે. આંહઝરત સ.અ.સ.એ ફરમાવ્યું છે જે પોતાનું રક્ષણ કરતાં, અથવા પોતાની મિલકત અને પોતાની ઈઝઝત બચાવતાં મરણ પામે તે શહીદ છે.' (બુખારી, કિતાબુલ મઝાલીમ, વલ ગસબ)

૯. આ આયત ઈસ્લામી કાયદા કાનૂનનું એક મહત્વનું અંગ છે, જેમાં અપરાધીને તેના અપરાધની યોગ્ય સઝા આપી તેને સુધારવાનો હેતુ સમાએલો છે, પરંતુ તેને માફ કરી દેવાથી જો તેના સંજોગો ઉપર સારી અસર પડવાની આશા હોય તો તેને માફ પણ કરી શકાય છે.

૪૫. અને જેને અલ્લાહ ગુમરાહ કરે, તેને બચાવનાર કોઈ કાર્યસાધક નથી. અને તું ઝાલિમોને જોઈશ કે તેઓ અઝાબને જોતાંજ બોલી ઉઠશે (કે દુનિયામાં) પાછા જવાનો કોઈ રસ્તો છે કે?

૪૬. અને તું જોઈશ કે જ્યારે તેમને (આગ સામે) હાજર કરવામાં આવશે ત્યારે તેઓ નામોશીથી માથા નમાવી લેશે. અને ત્રાંસી આંખે જોઈ રહ્યા હશે, ત્યારે ઈમાન લાવનારા કહેશે 'નુકસાન ભોગવનારા બેશક તે લોકો છે જેમણે કયામતના દિવસે પોતાનો તથા પોતાના પરિવારોનો સર્વનાશ કર્યો. યાદ રાખો, ગુનાહગારો કાયમ માટે અઝાબમાં રહેશે.

૪૭. અને અલ્લાહના મુકાબલામાં તેમને કોઈ મદદગાર મળશે નહિ અને જેને અલ્લાહ ગુમરાહ કરે છે તેના માટે કોઈ (હિદાયતનો) રસ્તો નથી.

૪૮. તમારા પરવરદિગાર તરફ ધ્યાન કરો તે પહેલાં કે તે દિવસ આવી પહોંચે, જે (દિવસ) કદાપિ ટળનાર નથી. તે દિવસે તમને પનાહ લેવા માટે કોઈ સ્થળ નહિ મળે, ન તમારા માટે કોઈ બહાનાનો અવકાશ રહેશે.

૪૯. તેમ છતાં જો તેઓ મુખ ફેરવી જાય તો, અમે તને તેમનો રખવાળો નથી નીમ્યો. તારું કામ તો માત્ર તેમને ચેતવવાનું જ છે. અને ખરેખર અમે જ્યારે મનુષ્યને અમારી રહેમતનો સ્વાદ ચખાડીએ છીએ, તો તેઓ ફુલાઈ જાય છે, અને જ્યારે તેમની આગળ મોકલેલી કરણીના પરિણામે તેમને કોઈ દુઃખ પહોંચે છે, તો તે કેટલો નાશુકરો બની જાય છે!

૫૦. આકાશો તથા પૃથ્વીની બાદશાહી અલ્લાહની છે. તે ચાહે તે સર્જે છે. તે ચાહે તેને પુત્રીઓ પ્રદાન કરે છે અને ચાહે તેને પુત્રો પ્રદાન કરે છે;

૫૧. અથવા તેમને (પુત્ર પુત્રીઓ) બન્ને આપે છે; અને તે જેને ચાહે વંધ્યત્વ (૧૦) આપે છે. બેશક તે સર્વજ્ઞ છે, સર્વ સમર્થ છે.

૫૨. કોઈ ઈન્સાનની મજાલ નથી કે અલ્લાહ સાથે વાત કરે સિવાય કે વહી દ્વારા અથવા પરદા પાછળથી, અથવા તેના હુકમથી ફરિશ્તા (પણ) વહી

وَمَن يُضْلِلِ اللَّهُ فَمَا لَهُ مِن وَلِيٍّ مِّن بَعْدِهِ ۗ وَتَرَى الظَّالِمِينَ لَمَّا رَأَوُا الْعَذَابَ يَقُولُونَ هَلْ إِلَىٰ مَرَدٍّ مِّن سَبِيلٍ ﴿٤٥﴾

وَتَرَاهُمْ يُعْرَضُونَ عَلَيْهَا خَاشِعِينَ مِنَ الذُّلِّ يَنظُرُونَ مِن طَرْفٍ خَفِيٍّ ۗ وَقَالَ الَّذِينَ آمَنُوا إِنَّ الْخَاسِرِينَ الَّذِينَ خَسِرُوا أَنفُسَهُمْ وَأَهْلِيهِمْ يَوْمَ الْقِيَامَةِ ۗ أَلَا إِنَّ الظَّالِمِينَ فِي عَذَابٍ مُّقِيمٍ ﴿٤٦﴾

وَمَا كَانَ لَهُم مِّنْ أَوْلِيَاءَ يَنصُرُونَهُم مِّن دُونِ اللَّهِ ۗ وَمَن يُضْلِلِ اللَّهُ فَمَا لَهُ مِن سَبِيلٍ ﴿٤٧﴾

اسْتَجِيبُوا لِرَبِّكُم مِّن قَبْلِ أَن يَأْتِيَ يَوْمٌ لَّا مَرَدَّ لَهُ مِنَ اللَّهِ ۚ مَا لَكُم مِّن مَّلْجَإٍ يَوْمَئِذٍ وَمَا لَكُم مِّن نَّكِيرٍ ﴿٤٨﴾

فَإِنْ أَعْرَضُوا فَمَا أَرْسَلْنَاكَ عَلَيْهِمْ حَفِيظًا ۖ إِنْ عَلَيْكَ إِلَّا الْبَلَاغُ ۗ وَإِنَّا إِذَا أَذَقْنَا الْإِنسَانَ مِنَّا رَحْمَةً فَرِحَ بِهَا ۖ وَإِن تُصِبْهُمْ سَيِّئَةٌ بِمَا قَدَّمَتْ أَيْدِيهِمْ فَإِنَّ الْإِنسَانَ كَفُورٌ ﴿٤٩﴾

لِّلَّهِ مُلْكُ السَّمَاوَاتِ وَالْأَرْضِ ۚ يَخْلُقُ مَا يَشَاءُ ۚ يَهَبُ لِمَن يَشَاءُ إِنَاثًا وَيَهَبُ لِمَن يَشَاءُ الذُّكُورَ ﴿٥٠﴾

أَوْ يُزَوِّجُهُمْ ذُكْرَانًا وَإِنَاثًا ۖ وَيَجْعَلُ مَن يَشَاءُ عَقِيمًا ۚ إِنَّهُ عَلِيمٌ قَدِيرٌ ﴿٥١﴾

وَمَا كَانَ لِبَشَرٍ أَن يُكَلِّمَهُ اللَّهُ إِلَّا وَحْيًا أَوْ مِن

૧૦. 'વંધ્યત્વ' વાંઝિયા અથવા નિઃસંતાન હોવું.

وَرَآئِ حِجَابٍ اَوْ يُرْسِلَ رَسُوْلًا فَيُوْحِيَ بِاِذْنِهٖ مَا يَشَآءُ ۭ اِنَّهٗ عَلِيٌّ حَكِيْمٌ ﴿۵۲﴾

દ્વારા તેટલુંજ લાવી શકે છે જેટલું તે ચાહે. બેશક તે ઉચ્ચતર છે, હિકમતવાળો છે.

وَكَذٰلِكَ اَوْحَيْنَآ اِلَيْكَ رُوْحًا مِّنْ اَمْرِنَا ۭ مَا كُنْتَ تَدْرِيْ مَا الْكِتٰبُ وَلَا الْاِيْمَانُ وَلٰكِنْ جَعَلْنٰهُ نُوْرًا نَّهْدِيْ بِهٖ مَنْ نَّشَآءُ مِنْ عِبَادِنَا ۭ وَاِنَّكَ لَتَهْدِيْٓ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿۵۳﴾

૫૩. અને આવી રીતે વહી દ્વારા અમે તારા ઉપર અમારું કલામ (કુરઆન) ઊતાર્યું છે. તને કિતાબ અને ઈમાન વિશે પહેલાં કંઈ જ્ઞાન ન હતું, પરંતુ અમે તે (કુરઆન)ને એક નૂર બનાવ્યું છે, જેના વડે અમારા બંદામાંથી જેને અમે ચાહીએ તેને હિદાયત આપીએ છીએ. અને ખરેખર, તું (માનવજાતિને) સીધી રાહ દેખાડનારો છે,

صِرَاطِ اللّٰهِ الَّذِيْ لَهٗ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ۭ اَلَآ اِلَى اللّٰهِ تَصِيْرُ الْاُمُوْرُ ﴿۵۴﴾ ع

૫૪. તેઅલ્લાહની રાહ, જે તે સર્વનો માલિક છે, જે આકાશો અને જે ધરતીમાં છે. યાદ રાખો, દરેક વસ્તુ અલ્લાહ સમક્ષ પાછી ફરવાની છે.

(રુકૂઅ-૫)

---

૧૧. જો અલ્લાહ પ્રત્યેની ફરજો અને માતાપિતા પ્રત્યેની ફરજો વચ્ચે અથડામણી થતી હોય તો તે ઔલાદ ઉપર પહેલો હક્ક તેના સર્જનહારનો છે. જો માતાપિતા તૌહીદ (અલ્લાહની પરસ્તીશ) વિરુદ્ધ નસિહત કરતા હોય તો તેને ન ગણકારતા હોવા છતાં ઔલાદને માતાપિતા સાથે અભિમાનભર્યું કે અસભ્યતાભર્યું વર્તન ન કરવું જોઈએ, બલ્કે તેમની સાથે વહાલ, ભલાઈ તથા સભ્યાતાપૂર્વક વર્તવું જોઈએ.

૧૨. ઈન્સાનની રજ માત્ર પણ નેકી વ્યર્થ નથી જતી પરંતુ બદીનું સૂક્ષ્મતર કલંક કાયમ માટે બૂરી અસર મૂકી જાય છે.

سُوْرَةُ الزُّخْرُفِ مَكِّيَّةٌ (٤٣)

## અલ-ઝુખરૂફ઼

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૨. હા, મીમ, (હમીદ તે'જ સર્વ તા'રીફ઼નો હક્કદાર છે, મજીદ, તે બુલંદ શાનવાળો છે.)

حٰمٓ ②

3. આ રોશન[1] કિતાબની કસમ છે (કે),

وَالْكِتٰبِ الْمُبِيْنِ ③

૪. અમે કુરઆનને (સ્પષ્ટ) અરબી ભાષામાં બનાવ્યું છે જેથી તમે (સરળતાથી) સમજી શકો.

اِنَّا جَعَلْنٰهُ قُرْءٰنًا عَرَبِيًّا لَّعَلَّكُمْ تَعْقِلُوْنَ ④

૫. અને તે અમારી પાસે ઉમ્મુલ કિતાબમાં[2] સુરક્ષિત છે. તે બહુજ ઈઝઝતવાળું છે, હિકમતથી ભરપૂર છે.

وَاِنَّهٗ فِيْٓ اُمِّ الْكِتٰبِ لَدَيْنَا لَعَلِيٌّ حَكِيْمٌ ⑤

૬. તમે હદથી બહાર જનારા લોકો છો, તો શું અમે તમને (કુરઆનનો) ઉપદેશ કરવો છોડી દેશું?

اَفَنَضْرِبُ عَنْكُمُ الذِّكْرَ صَفْحًا اَنْ كُنْتُمْ قَوْمًا مُّسْرِفِيْنَ ⑥

૭. અને પહેલાંની કોમોમાં અમે કેટલાય નબીઓ મોકલાવ્યા હતા!

وَكَمْ اَرْسَلْنَا مِنْ نَّبِيٍّ فِي الْاَوَّلِيْنَ ⑦

૮. પરંતુ કોઈ એકપણ એવો નબી ન હતો જેનું તેમણે હાસ્ય ન ઉડાવ્યું હોય.

وَمَا يَاْتِيْهِمْ مِّنْ نَّبِيٍّ اِلَّا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ⑧

૯. અને અમે આ લોકોથી પણ વધુ બળવાન કોમોને નાબૂદ કરી નાખી હતી, અને પહેલાંની એવી ઘણી કોમોના દાખલા મોજૂદ છે.

فَاَهْلَكْنَآ اَشَدَّ مِنْهُمْ بَطْشًا وَّمَضٰى مَثَلُ الْاَوَّلِيْنَ ⑨

૧૦. અને જો તું તેમને પૂછીશ કે આકાશો તથા ધરતીને કોણે સર્જ્યા છે?' તો તેઓ અવશ્ય કહેશે 'સર્વ સમર્થ, સર્વજ્ઞ (અલ્લાહે) સર્જ્યા છે.'

وَلَئِنْ سَاَلْتَهُمْ مَّنْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ لَيَقُوْلُنَّ خَلَقَهُنَّ الْعَزِيْزُ الْعَلِيْمُ ⑩

૧૧. (તે) જેણે તમારા માટે ધરતીને પાથરણું બનાવ્યું અને તેમાં તમારા માટે માર્ગો બનાવ્યા કે તમે તમારી મંઝિલો ઉપર પહોંચી શકો;

الَّذِيْ جَعَلَ لَكُمُ الْاَرْضَ مَهْدًا وَّجَعَلَ لَكُمْ فِيْهَا سُبُلًا لَّعَلَّكُمْ تَهْتَدُوْنَ ⑪

---

૧. જેનો બોધ સહેલાઈથી સમજાઈ શકે.

૨. 'ઉમ્મુલ કિતાબ' કિતાબોની માતા અથવા 'આદેશોનું ઉદ્‌ગમસ્થાન' જ્યાંથી આદેશોના મૂળ નીકળ્યા છે. આજ દિવસ સુધી જેટલી પણ કિતાબો આવી છે અને જેટલા પણ ધર્મશાસ્ત્રો આવ્યા છે તે સર્વનું ઉદ્‌ભવસ્થાન એકજ છે, અને તે એકજ સિદ્ધાંતના આધીન હોવાથી તે સિદ્ધાંત તમામ ધર્મગ્રંથો માટે એક માતા સમાન છે.

وَالَّذِي نَزَّلَ مِنَ السَّمَاءِ مَاءً بِقَدَرٍ ۚ فَأَنْشَرْنَا بِهِ بَلْدَةً مَيْتًا ۚ كَذَٰلِكَ تُخْرَجُونَ ﴿١٢﴾

૧૨. અને જે આકાશેથી પ્રમાણસર જળ વરસાવે છે અને જેનાથી અમે મૃતભૂમિને સજીવન કરીએ છીએ; તેવીજ રીતે તમને પણ ફરી ઉઠાડવામાં આવશે—

وَالَّذِي خَلَقَ الْأَزْوَاجَ كُلَّهَا وَجَعَلَ لَكُمْ مِنَ الْفُلْكِ وَالْأَنْعَامِ مَا تَرْكَبُونَ ﴿١٣﴾

૧૩. અને જેણે દરેક વસ્તુના જોડાં પેદા કર્યા અને તમારી સવારી માટે વહાણો અને પશુઓ બનાવ્યા,

لِتَسْتَوُوا عَلَىٰ ظُهُورِهِ ثُمَّ تَذْكُرُوا نِعْمَةَ رَبِّكُمْ إِذَا اسْتَوَيْتُمْ عَلَيْهِ وَتَقُولُوا سُبْحَانَ الَّذِي سَخَّرَ لَنَا هَٰذَا وَمَا كُنَّا لَهُ مُقْرِنِينَ ﴿١٤﴾

૧૪. કે તમે તેમની પીઠો ઉપર સવાર થાઓ ત્યારે અલ્લાહના ઉપકારોને યાદ કરો અને કહો 'મહા પવિત્ર છે તે, જેણે આ (વસ્તુઓ)ને અમારા આધીન કર્યા છે નહીં તો તેમને વશ કરવું અમારી શકિતથી બહાર હતું.

وَإِنَّا إِلَىٰ رَبِّنَا لَمُنْقَلِبُونَ ﴿١٥﴾

૧૫. 'અને અમે અમારા રબ તરફ઼ અવશ્ય પાછા જશું.'

وَجَعَلُوا لَهُ مِنْ عِبَادِهِ جُزْءًا ۚ إِنَّ الْإِنْسَانَ لَكَفُورٌ مُبِينٌ ﴿١٦﴾

૧૬. છતાં તેઓ તેના બંદાને તેનો અંશ[3] ઠરાવવાનો આગ્રહ રાખે છે ખરેખર, ઈન્સાન ચોકખો નાશુક્રો છે. (રુકૂઅ-૨)

أَمِ اتَّخَذَ مِمَّا يَخْلُقُ بَنَاتٍ وَأَصْفَاكُمْ بِالْبَنِينَ ﴿١٧﴾

૧૭. શું તેણે પોતાના સર્જનોમાંથી પોતાના માટે પુત્રીઓ પસંદ કરી અને તમારા ઉપર મહેરબાની કરી તમને પુત્રો આપ્યા છે?

وَإِذَا بُشِّرَ أَحَدُهُمْ بِمَا ضَرَبَ لِلرَّحْمَٰنِ مَثَلًا ظَلَّ وَجْهُهُ مُسْوَدًّا وَهُوَ كَظِيمٌ ﴿١٨﴾

૧૮. અને જે લોકો કૃપાનિધિ (અલ્લાહ) સાથે (પુત્રીનો) સંબંધ જોડનારા છે, તેમને ત્યાં તેના જેવુંજ અવતર્યું હોવાના જો તેમને સમાચાર મળે છે તો તેમના મોઢાં ઉપર કાળપ છવાઈ જાય છે અને તેમની છાતીમાં ડૂમો ભરાઈ આવે છે.

أَوَمَنْ يُنَشَّأُ فِي الْحِلْيَةِ وَهُوَ فِي الْخِصَامِ غَيْرُ مُبِينٍ ﴿١٩﴾

૧૯. શું જેને હીરા-ઝવેરાતો વચ્ચે ઉછેરવામાં[4] આવ્યો હોય અને તે પોતાના વિચારોને પ્રદર્શિત કરવાની પણ શકિત ન રાખતો હોય (તેનો સંબંધ તમે અલ્લાહ સાથે જોડો છો)?

وَجَعَلُوا الْمَلَائِكَةَ الَّذِينَ هُمْ عِبَادُ الرَّحْمَٰنِ إِنَاثًا

૨૦. અને તેમણે ફ઼રિશ્તાઓને નારીજાતિ ઠરાવ્યા છે જો કે તે પણ અલ્લાહના બંદા છે. શું તેમના

૩. આ આયતનો નિર્દેશ ઈસા (અ)ને ખુદાનો પુત્ર હોવાના દાવા તરફ઼ છે.

૪. હીરા ઝવેરાત, કિમતી આભૂષણોથી શણગારેલી પ્રતિમાઓ અથવા અન્ય સ્થળો કે જળ વસ્તુઓ જેમાં કંઈ બોલવાની કે પ્રાર્થના સ્વીકાર કરવાની શકિત ન હોય અથવા યથા સમયે પોતાનું રક્ષણ કરવાની પણ શકિત ન હોય.

أَشَهِدُوا خَلْقَهُمْ ۚ سَتُكْتَبُ شَهَادَتُهُمْ وَيُسْأَلُونَ ﴿٢٠﴾

સર્જનના સાક્ષી છે? હવે તેમની સાક્ષીની નોંધ લેવામાં આવશે અને તેમને અવશ્ય પૂછવામાં આવશે.

وَقَالُوا لَوْ شَاءَ الرَّحْمَٰنُ مَا عَبَدْنَاهُمْ ۗ مَا لَهُمْ بِذَٰلِكَ مِنْ عِلْمٍ ۖ إِنْ هُمْ إِلَّا يَخْرُصُونَ ﴿٢١﴾

૨૧. અને તેઓ કહે છે 'જો કૃપાનિધિ (અલ્લાહ) ચાહતો હોત તો અમે અન્યની પૂજા કરતજ નહિ.' આ વિશે તેમને કોઈ સમજ નથી. તેઓ માત્ર તર્કવિતર્કોજ દોડાવતા રહે છે.

أَمْ آتَيْنَاهُمْ كِتَابًا مِنْ قَبْلِهِ فَهُمْ بِهِ مُسْتَمْسِكُونَ ﴿٢٢﴾

૨૨. શું અમે તેમને આ પહેલાં કોઈ એવી કિતાબ આપી હતી કે જેના ઉપર તેઓ કારબંધ થયા છે?

بَلْ قَالُوا إِنَّا وَجَدْنَا آبَاءَنَا عَلَىٰ أُمَّةٍ وَإِنَّا عَلَىٰ آثَارِهِمْ مُهْتَدُونَ ﴿٢٣﴾

૨૩. બલ્કે તેમનું કહેવું છે કે અમે અમારા બાપદાદાઓને આ પંથે ચાલતા જોયા હતા અને તેમનાજ કદમો ઉપર અમે ચાલશું.

وَكَذَٰلِكَ مَا أَرْسَلْنَا مِنْ قَبْلِكَ فِي قَرْيَةٍ مِنْ نَذِيرٍ إِلَّا قَالَ مُتْرَفُوهَا إِنَّا وَجَدْنَا آبَاءَنَا عَلَىٰ أُمَّةٍ وَإِنَّا عَلَىٰ آثَارِهِمْ مُقْتَدُونَ ﴿٢٤﴾

૨૪. અને આવીજ રીતે, અમે તારી પહેલાં જે વસ્તીમાં પણ ચેતવનાર મોકલાવ્યો હતો તેમના આગેવાનોએ કહ્યું કે અમે અમારા પૂર્વજોને (એક) રસ્તે ચાલતાં જોયા છે, અને અમે તેમના જ પગલે ચાલશું.

قَالَ أَوَلَوْ جِئْتُكُمْ بِأَهْدَىٰ مِمَّا وَجَدْتُمْ عَلَيْهِ آبَاءَكُمْ ۖ قَالُوا إِنَّا بِمَا أُرْسِلْتُمْ بِهِ كَافِرُونَ ﴿٢٥﴾

૨૫. (રસૂલે) કહ્યું 'શું તમારા બાપદાદાઓ જેનું અનુસરણ કરતા હતા તેનાથી બેહતર હિદાયત હું તમને લાવી આપું તો પણ?' તેમણે કહ્યું 'તને જે આપીને મોકલવામાં આવ્યો છે તેને અમે માનવા તૈયાર નથી.'

فَانْتَقَمْنَا مِنْهُمْ ۖ فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُكَذِّبِينَ ﴿٢٦﴾

૨૬. છેવટે અમે તેમનાથી બદલો લીધો; પછી જુઓ કે (સત્યને) અસત્ય ઠરાવનારાઓનો અંજામ કેવો આવ્યો! (રુકૂઅ-૨)

وَإِذْ قَالَ إِبْرَاهِيمُ لِأَبِيهِ وَقَوْمِهِ إِنَّنِي بَرَاءٌ مِمَّا تَعْبُدُونَ ﴿٢٧﴾

૨૭. અને (યાદ કર) જ્યારે ઈબ્રાહીમે પોતાના પિતા તથા પોતાની કોમના લોકોને કહ્યું 'તમે જેની પૂજા કરો છો તેનાથી હું વિમુખ થાઉં છું.

إِلَّا الَّذِي فَطَرَنِي فَإِنَّهُ سَيَهْدِينِ ﴿٢٨﴾

૨૮. 'સિવાય તેના કે જેણે મને પેદા કર્યો છે અને તેજ મને હિદાયત આપશે.'

وَجَعَلَهَا كَلِمَةً بَاقِيَةً فِي عَقِبِهِ لَعَلَّهُمْ يَرْجِعُونَ ﴿٢٩﴾

૨૯. અને ઈબ્રાહીમે આવનારી પેઢીઓ માટે આ નિયમ[૫] કાયમ કર્યો કે તેઓ અલ્લાહ તરફ રજૂ થતા રહે.

بَلْ مَتَّعْتُ هَٰؤُلَاءِ وَآبَاءَهُمْ حَتَّىٰ جَاءَهُمُ الْحَقُّ وَرَسُولٌ مُبِينٌ ﴿٣٠﴾

૩૦. પરંતુ મેં તેમને તથા તેમના પૂર્વજોને અનેક સુખસગવડો આપી, જ્યાં સુધી તેમની પાસે સત્ય આવી ગયું તેમજ સ્પષ્ટાપૂર્વક સમજાવનાર રસૂલ પણ.

---

૫. હઝરત ઈબ્રાહીમ (અ)એ તૌહીદ (એકેશ્વર)ની તા'લીમ પોતાના વંશજોમાં કાયમ કરી હતી તે બહુજ લાંબા સમય સુધી ચાલતી રહી.

૩૧. પરંતુ જ્યારે તેમની પાસે સત્ય આવ્યું તો તેમણે કહ્યું 'આ તો જાદુ છે, અમે તેને નહિ માનીએ.'

وَلَمَّا جَآءَهُمُ الْحَقُّ قَالُوْا هٰذَا سِحْرٌ وَّاِنَّا بِهٖ كٰفِرُوْنَ ﴿٣١﴾

૩૨. (શું) આ લોકો કહે છે કે આ કુરઆન બે[૬] વસ્તીઓમાંની કોઈ મહાનવ્યકિત ઉપર કેમ નથી ઊતારવામાં આવ્યું?

وَقَالُوْا لَوْلَا نُزِّلَ هٰذَا الْقُرْاٰنُ عَلٰى رَجُلٍ مِّنَ الْقَرْيَتَيْنِ عَظِيْمٍ ﴿٣٢﴾

૩૩. 'શું લોકોમાં તારા રબની રેહમતોની વહેંચણી કરવી તેમનું કામ છે? તે અમેજ છીએ જે આ જીવનમાં તેમને રોઝી પૂરી પાડીએ છીએ, અને તેમનામાંના કેટલાકને બીજા ઉપર અમેજ શ્રેષ્ઠતા આપી છે જેથી તેઓ એકબીજાની સેવાનો લાભ ઉઠાવે. અને તારા પાલનહારની રહેમત તેમના કરેલા સંગ્રહથી બેહતર છે.

اَهُمْ يَقْسِمُوْنَ رَحْمَتَ رَبِّكَ ۭ نَحْنُ قَسَمْنَا بَيْنَهُمْ مَّعِيْشَتَهُمْ فِي الْحَيٰوةِ الدُّنْيَا وَرَفَعْنَا بَعْضَهُمْ فَوْقَ بَعْضٍ دَرَجٰتٍ لِّيَتَّخِذَ بَعْضُهُمْ بَعْضًا سُخْرِيًّا ۭ وَرَحْمَتُ رَبِّكَ خَيْرٌ مِّمَّا يَجْمَعُوْنَ ﴿٣٣﴾

૩૪. જો સમસ્ત માનવજાતિનો એકજ કોમ બની (ગુમરાહ થઈ) જવાનો સંભવ ન હોત તો અમે કૃપાનિધિનો ઈન્કાર કરનારાઓના ઘરના છાપરા ચાંદીના બનાવી દેત તથા દાદરાઓ પણ, કે જેના ઉપર તેઓ ચડઊતર કરતા રહેત.

وَلَوْلَآ اَنْ يَّكُوْنَ النَّاسُ اُمَّةً وَّاحِدَةً لَّجَعَلْنَا لِمَنْ يَّكْفُرُ بِالرَّحْمٰنِ لِبُيُوْتِهِمْ سُقُفًا مِّنْ فِضَّةٍ وَّمَعَارِجَ عَلَيْهَا يَظْهَرُوْنَ ﴿٣٤﴾

૩૫. અને તેમના ઘરોના બારણાં તથા આસનો પણ (ચાંદીના બનાવી દેત) જેના ઉપર તેઓ અઢેલીને બેસી રહેત.

وَلِبُيُوْتِهِمْ اَبْوَابًا وَّسُرُرًا عَلَيْهَا يَتَّكِــُٔوْنَ ﴿٣٥﴾

૩૬. બલ્કે (બીજી વસ્તુઓ) સોનાની (બનાવી દેત), જે આ જીવનપૂરતીજ સામગ્રી[૭] છે. બેશક, પરહેઝગારો માટે તારા અલ્લાહ પાસે આખેરતમાં છે (તે બેહતર છે). (રૂકૂઅ-૩)

وَزُخْرُفًا ۭ وَاِنْ كُلُّ ذٰلِكَ لَمَّا مَتَاعُ الْحَيٰوةِ الدُّنْيَا ۭ وَالْاٰخِرَةُ عِنْدَ رَبِّكَ لِلْمُتَّقِيْنَ ﴿٣٦﴾

૩૭. અને જો કોઈ કૃપાવંતની યાદથી મુખ ફેરવી લે છે, તો તેના માટે અમે એક શયતાન નીમી દઈએ છીએ જે તેનો સાથી બની રહે છે.

وَمَنْ يَّعْشُ عَنْ ذِكْرِ الرَّحْمٰنِ نُقَيِّضْ لَهٗ شَيْطٰنًا فَهُوَ لَهٗ قَرِيْنٌ ﴿٣٧﴾

૩૮. જે તેમને રાહેરાસ્તથી ભૂલાવે છે, પરંતુ તેઓ પોતાને સીધા રસ્તા ઉપરજ સમજતા હોય છે.

وَاِنَّهُمْ لَيَصُدُّوْنَهُمْ عَنِ السَّبِيْلِ وَيَحْسَبُوْنَ اَنَّهُمْ مُّهْتَدُوْنَ ﴿٣٨﴾

૩૯. ત્યાં સુધી કે તેમાંનો કોઈ અમારી પાસે આવશે ત્યારે (પોતાના સાથીને) કહેશે કે કાશ, તારા અને મારા વચ્ચે પૂર્વ- પશ્ચિમનું અંતર હોત તો.' આ (શયતાન) કેટલો બૂરો સાથી છે!

حَتّٰٓى اِذَا جَاۗءَنَا قَالَ يٰلَيْتَ بَيْنِيْ وَبَيْنَكَ بُعْدَ الْمَشْرِقَيْنِ فَبِئْسَ الْقَرِيْنُ ﴿٣٩﴾

---

૬. કા'બા તથા તાએફની વસ્તીઓ.

૭. જો દુનિયામાં ઈન્સાનો વચ્ચે દૌલત, દરજજા સુખસગવડોની અસમાનતા ન હોત તો માનવસમાજ નિર્જીવ બની ગયો હોત.

وَلَنْ يَّنْفَعَكُمُ الْيَوْمَ اِذْ ظَّلَمْتُمْ اَنَّكُمْ فِي الْعَذَابِ مُشْتَرِكُوْنَ ﴿٣٩﴾

૪૦. ‘અને (તેમને કહેવામાં આવશે કે) ‘તમે ઝાલિમ ઠરી ચૂકયા છો માટે આજે તમારી આ વાત તમને લાભ આપશે નહિ કારણકે તમે સૌ અઝાબમાં ભાગીદાર છો.’

اَفَاَنْتَ تُسْمِعُ الصُّمَّ اَوْ تَهْدِي الْعُمْيَ وَمَنْ كَانَ فِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿٤٠﴾

૪૧. (હે રસૂલ) શું તું બહેરાઓને સંભળાવી શકીશ, કે આંધળાઓને તથા જે ચોકખી ગુમરાહીમાં પડેલા છે તેમને તું સીધા રસ્ના ઉપર લાવી શકીશ?(૮)

فَاِمَّا نَذْهَبَنَّ بِكَ فَاِنَّا مِنْهُمْ مُّنْتَقِمُوْنَ ﴿٤١﴾

૪૨. અને જો અમે તને ઉઠાવી લઈએ તો પણ અમે તેમની પાસેથી બદલો અવશ્ય લેશુંજ,

اَوْ نُرِيَنَّكَ الَّذِيْ وَعَدْنٰهُمْ فَاِنَّا عَلَيْهِمْ مُّقْتَدِرُوْنَ ﴿٤٢﴾

૪૩. અથવા અમે તને તે દેખાડી દઈએ જેનો અમે તેમને વાયદો આપ્યો છે. ખરેખર અમને તેમના ઉપર પૂરેપૂરી સત્તા છે.

فَاسْتَمْسِكْ بِالَّذِيْٓ اُوْحِيَ اِلَيْكَ اِنَّكَ عَلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿٤٣﴾

૪૪. માટે જે તારા ઉપર વહી દ્વારા ઊતારવામાં આવ્યું છે તેને દ્રઢતાપૂર્વક વળગી રહે, બેશક તું રાહેરાસ્ત ઉપર છે.

وَاِنَّهٗ لَذِكْرٌ لَّكَ وَلِقَوْمِكَ وَسَوْفَ تُسْـَٔلُوْنَ ﴿٤٤﴾

૪૫. અને આ (કલામ) તારા માટે તથા તારી કોમ માટે એક નસિહત છે જેના વિશે તમને સૌને પૂછપરછ થશે.

وَسْـَٔلْ مَنْ اَرْسَلْنَا مِنْ قَبْلِكَ مِنْ رُّسُلِنَآ اَجَعَلْنَا مِنْ دُوْنِ الرَّحْمٰنِ اٰلِهَةً يُّعْبَدُوْنَ ﴿٤٥﴾ ع

૪૬. અને અમે જે રસૂલોને તારી પહેલાં મોકલ્યા હતા તેમને પૂછી જો કે શું અમે કૃપાનિધિ સિવાય અન્યને મા’બૂદ ઠરાવ્યા હતા કે તેમની પૂજા કરવામાં આવે? (રૂકૂઅ-૪)

وَلَقَدْ اَرْسَلْنَا مُوْسٰى بِاٰيٰتِنَآ اِلٰى فِرْعَوْنَ وَمَلَا۟ئِهٖ فَقَالَ اِنِّيْ رَسُوْلُ رَبِّ الْعٰلَمِيْنَ ﴿٤٦﴾

૪૭. અને બેશક અમે મૂસાને અમારી નિશાનીઓ આપી ફિરઔન અને તેના દરબારીઓ તરફ઼ મોકલાવ્યો હતો, તેણે જઈને કહ્યું ‘હું સૃષ્ટિના સર્જનહારનો રસૂલ છું.’

فَلَمَّا جَآءَهُمْ بِاٰيٰتِنَآ اِذَا هُمْ مِّنْهَا يَضْحَكُوْنَ ﴿٤٧﴾

૪૮. પરંતુ જ્યારે તેણે અમારી નિશાનીઓ રજૂ કરી તો તેમણે હાસ્યમાં ઉડાવી દીધી.

وَمَا نُرِيْهِمْ مِّنْ اٰيَةٍ اِلَّا هِيَ اَكْبَرُ مِنْ اُخْتِهَا وَاَخَذْنٰهُمْ بِالْعَذَابِ لَعَلَّهُمْ يَرْجِعُوْنَ ﴿٤٨﴾

૪૯. અને અમે જે નિશાનીઓ દેખાડતા ગયા તે એકબીજાથી ચડીયાતી હતી, અંતે અમે તેમને અઝાબમાં પકડી લીધા, કે કદાચ તેઓ (હિદાયત તરફ઼) પાછા વળે.

وَقَالُوْا يٰٓاَيُّهَ السّٰحِرُ ادْعُ لَنَا رَبَّكَ بِمَا عَهِدَ عِنْدَكَ

૫૦. અને તેમણે કહ્યું ‘હે જાદુગર, તું તારા પાલનહાર પાસે અમારા માટે તે વસ્તુની દુઆ કર

૮. જો ઈન્સાન પોતાને બચાવી ન રાખે અને પોતાના કામ તથા આંખોને બૂરાઈઓથી દૂર નહિ રાખે તો ધીમે ધીમે તે પાપના અંધકારમાં દૂર સુધી ઊતરતો ચાલ્યો જશે, અંતમાં તેમાંજ વિલિન થઈ જશે.

જેનો તેણે તને વાયદો આપ્યો છે (જો તે આવશે) તો ખરેખર અમે હિદાયતને સ્વીકારી લેશું.'

إِنَّنَا لَمُهْتَدُونَ ﴿٥٠﴾

૫૧. પરંતુ જ્યારે અમે તેમના ઉપરથી આફત ટાળી દીધી, તો તેમણે પોતાના કરારનો ભંગ કર્યો.

فَلَمَّا كَشَفْنَا عَنْهُمُ الْعَذَابَ إِذَا هُمْ يَنْكُثُونَ ﴿٥١﴾

૫૨. અને ફિરઔને પોતાની કોમમાં એલાન કરાવી કહ્યું 'હે લોકો, શું મિસરનું રાજ્ય તથા મારી નીચેથી વહેથી નદીઓ મારી નથી? શું તમે નથી જોઈ રહ્યા?

وَنَادَىٰ فِرْعَوْنُ فِي قَوْمِهِ قَالَ يَٰقَوْمِ أَلَيْسَ لِي مُلْكُ مِصْرَ وَهَٰذِهِ الْأَنْهَٰرُ تَجْرِي مِنْ تَحْتِيٓ ۖ أَفَلَا تُبْصِرُونَ ﴿٥٢﴾

૫૩. 'બલ્કે હું તેનાથી[૯] બેહતર છું, તેની કોઈ ઈઝ્ઝત નથી, અને તે સ્પષ્ટ બોલી પણ નથી શકતો.

أَمْ أَنَا خَيْرٌ مِّنْ هَٰذَا الَّذِي هُوَ مَهِينٌ ۙ وَّلَا يَكَادُ يُبِينُ ﴿٥٣﴾

૫૪. 'તેના ઉપર શા માટે સુવર્ણકંગન ઊતારવામાં નથી આવ્યા? અથવા ફરિશ્તાઓનો રસાલો તેની સાથે કેમ નથી આવ્યો?'

فَلَوْلَآ أُلْقِيَ عَلَيْهِ أَسْوِرَةٌ مِّنْ ذَهَبٍ أَوْ جَآءَ مَعَهُ الْمَلَٰٓئِكَةُ مُقْتَرِنِينَ ﴿٥٤﴾

૫૫. આવી રીતે તેણે પોતાની કોમને ભોળવી લીધી. અને તેઓ તેના કહેવામાં આવી ગયા. બેશક, તે બેહદ બદકાર કોમ હતી.

فَاسْتَخَفَّ قَوْمَهُ فَأَطَاعُوهُ ۚ إِنَّهُمْ كَانُوا قَوْمًا فَٰسِقِينَ ﴿٥٥﴾

૫૬. પછી જ્યારે તેમણે અમને ગુસ્સો અપાવ્યો, તો અમે તેમનાથી બદલો લીધો, અને તેમને સૌને ડૂબાડી દીધા.

فَلَمَّآ ءَاسَفُونَا انْتَقَمْنَا مِنْهُمْ فَأَغْرَقْنَٰهُمْ أَجْمَعِينَ ﴿٥٦﴾

૫૭. અને અમે આવનારી પેઢીઓ માટે એક દાખલો બેસાડયો અને નિયમ કાયમ કર્યો. (રૂકૂઅ-૫)

فَجَعَلْنَٰهُمْ سَلَفًا وَّمَثَلًا لِّلْءَاخِرِينَ ﴿٥٧﴾

૫૮. અને જ્યારે મરિયમના પુત્ર (ઈસા)નો દાખલો વર્ણવામાં આવે છે તો જોઈ લે, તારી કોમ તેના ઉપર કેટલું ધાંધલ મચાવે છે!

وَلَمَّا ضُرِبَ ابْنُ مَرْيَمَ مَثَلًا إِذَا قَوْمُكَ مِنْهُ يَصِدُّونَ ﴿٥٨﴾

૫૯. અને કહે છે 'અમારા ઉપાસ્યો સારા છે કે તે (ઈસા)?' આવું તેઓ માત્ર તારી સાથે ફિસાદ ઊભો કરવા માટેજ કહે છે. બેશક તેઓ ફિસાદી લોકો છે.

وَقَالُوٓا ءَأَٰلِهَتُنَا خَيْرٌ أَمْ هُوَ ۚ مَا ضَرَبُوهُ لَكَ إِلَّا جَدَلًا ۚ بَلْ هُمْ قَوْمٌ خَصِمُونَ ﴿٥٩﴾

૬૦. તે (ઈસા) તો માત્ર અમારો એક બંદો જ હતો જેના ઉપર અમે ને'મત ઊતારી હતી અને બની ઈસરાઈલ માટે તેને એક નમૂનો બનાવ્યો હતો.

إِنْ هُوَ إِلَّا عَبْدٌ أَنْعَمْنَا عَلَيْهِ وَجَعَلْنَٰهُ مَثَلًا لِّبَنِيٓ إِسْرَٰٓءِيلَ ﴿٦٠﴾

૬૧. અને જો અમે ચાહતા હોત તો તમારી અંદરથીજ ફરિશ્તા બનાવી તેમને ધરતીમાં તમારા વારસ બનાવ્યા હોત.[૧૦]

وَلَوْ نَشَآءُ لَجَعَلْنَا مِنْكُمْ مَّلَٰٓئِكَةً فِي الْأَرْضِ يَخْلُفُونَ ﴿٦١﴾

---

૯. હઝરત મૂસા (અ) કદાચ બોલવામાં અચકાતા હોય અથવા મિસરી ભાષા તેમની માતૃભાષા ન હોવાથી કદાચ તે ભાષા ઉપર તેમને કાબૂ ન હોય જેથી તેમને બોલવામાં તકલીફ થતી હોય.

૧૦. ફરિશ્તાઓના આમાલો ઉપર ઈન્સાનો માટે દાખલાઓ કાયમ નથી કરી શકાતા. ઈન્સાનો માટે ઈન્સાનજ દ્રષ્ટાંતરૂપ બની શકે છે જેથી નબીઓનો ઉદ્દભવ હમેશાં ઈન્સાનોમાંથીજ થતો રહ્યો છે.

૬૨. પરંતુ ખરેજ તે (ઈસા અંતિમ)ઘડીની એક નિશાનીરૂપ[૧૧] હતો. અને તેના વિશે કોઈ શંકા ન રાખો, અને મારું અનુસરણ કરો. આ'જ સીધો માર્ગ છે.

وَإِنَّهُ لَعِلْمٌ لِّلسَّاعَةِ فَلَا تَمْتَرُنَّ بِهَا وَاتَّبِعُونِ هَٰذَا صِرَاطٌ مُّسْتَقِيمٌ ﴿٦٢﴾

૬૩. અને શયતાનને મોકો ન આપો કે તે તમને (સન્માર્ગથી) અટકાવે. બેશક તે તમારો ખુલ્લો દુશ્મન છે.

وَلَا يَصُدَّنَّكُمُ الشَّيْطَانُ إِنَّهُ لَكُمْ عَدُوٌّ مُّبِينٌ ﴿٦٣﴾

૬૪. અને જ્યારે ઈસા ખુલ્લેખુલ્લી દલીલો સાથે આવ્યો, અને કહ્યું 'બેશક હું તમારી પાસે હિકમતની વાતો લઈને આવ્યો છું કે જેમાં તમે મતભેદ રાખો છો તેને હું સ્પષ્ટ કરી દઉં. માટે અલ્લાહથી ડરો અને મારું કહ્યું માનો.

وَلَمَّا جَاءَ عِيسَىٰ بِالْبَيِّنَاتِ قَالَ قَدْ جِئْتُكُم بِالْحِكْمَةِ وَلِأُبَيِّنَ لَكُم بَعْضَ الَّذِي تَخْتَلِفُونَ فِيهِ فَاتَّقُوا اللَّهَ وَأَطِيعُونِ ﴿٦٤﴾

૬૫. 'નિ:સંદેહ અલ્લાહ મારો પાલનહાર છે અને તમારો પણ. માટે તેનીજ ઈબાદત કરો. આ'જ સીધો રસ્તો છે.'

إِنَّ اللَّهَ هُوَ رَبِّي وَرَبُّكُمْ فَاعْبُدُوهُ هَٰذَا صِرَاطٌ مُّسْتَقِيمٌ ﴿٦٥﴾

૬૬. પરંતુ તેમના (જુદા જુદા) પક્ષો વચ્ચે મતભેદ ઊભો થયો. અફસોસ છે કે ઝાલિમો ઉપર ભયંકર દિવસનો અઝાબ આવવાનોજ છે.

فَاخْتَلَفَ الْأَحْزَابُ مِن بَيْنِهِمْ فَوَيْلٌ لِّلَّذِينَ ظَلَمُوا مِنْ عَذَابِ يَوْمٍ أَلِيمٍ ﴿٦٦﴾

૬૭. તેઓ માત્ર તે ઘડીનીજ રાહ જોઈ રહ્યા છે જે તેમને અચાનક આવીને પકડી લેશે જ્યારે તેમને ભાન પણ નહિ હોય.

هَلْ يَنظُرُونَ إِلَّا السَّاعَةَ أَن تَأْتِيَهُم بَغْتَةً وَهُمْ لَا يَشْعُرُونَ ﴿٦٧﴾

૬૮. તે દિવસે દોસ્ત એકબીજાના દુશ્મન[૧૨] બની જશે સિવાય જે પરહેઝગાર હશે. (રુકૂઅ-૬)

الْأَخِلَّاءُ يَوْمَئِذٍ بَعْضُهُمْ لِبَعْضٍ عَدُوٌّ إِلَّا الْمُتَّقِينَ ﴿٦٨﴾ ع ٦

૬૯.(મોમિનોને કહેવામાં આવશે) 'હે મારા બંદાઓ, આજના દિવસે તમારા માટે કોઈ ભય નથી, ન તમને કોઈ દુ:ખ આવશે;

يَا عِبَادِ لَا خَوْفٌ عَلَيْكُمُ الْيَوْمَ وَلَا أَنتُمْ تَحْزَنُونَ ﴿٦٩﴾

૭૦. '(કારણ કે તમે) અમારી આયતો ઉપર ઈમાન લાવ્યા અને અમારી તાબેદારી કરી,'

الَّذِينَ آمَنُوا بِآيَاتِنَا وَكَانُوا مُسْلِمِينَ ﴿٧٠﴾

૭૧. 'માટે તમે તથા તમારી પત્નીઓ ઈઝઝત સાથે જન્નતમાં દાખલ થઈ સુખ ભોગવો.'

ادْخُلُوا الْجَنَّةَ أَنتُمْ وَأَزْوَاجُكُمْ تُحْبَرُونَ ﴿٧١﴾

૭૨. તેમની સામે (ભોજનના) સુવર્ણથાળ તથા પ્યાલાઓ ફેરવવામાં આવશે, અને તેમની મનભાવતી

يُطَافُ عَلَيْهِم بِصِحَافٍ مِّن ذَهَبٍ وَأَكْوَابٍ

---

૧૧. 'હઝરત ઈસા (અ) પછી ઈસરાઈલીઓને નબુવ્વતથી મેહરૂમ કરી દેવામાં આવશે.' બની ઈસરાઈલમાંથી નબુવ્વતના અંતને અંતિમ નિશાની ઠરાવવામાં આવી હતી. હઝરત ઈસા (અ) બની ઈસરાઈલના નબી હતા. તેમના બાદ બની ઈસરાઈલમાં કોઈ નબીનો ઉદ્ભવ નથી થયો.

૧૨. સંકટની ઘડીમાં કોઈ કોઈનો દોસ્ત નથી રહેતો બલ્કે એકબીજાના દુશ્મન બની જાય છે.

وَفِيهَا مَا تَشْتَهِيهِ الْأَنفُسُ وَتَلَذُّ الْأَعْيُنُ وَأَنتُمْ فِيهَا خَالِدُونَ ﴿٧٢﴾

પ્રત્યેક વસ્તુ ત્યાં હશે જેને જોતાંજ તેમની આંખો ઠરશે. (તેમને કહેવામાં આવશે) 'તમે સદાકાળ આ (જન્નત)માં રહેશો.

وَتِلْكَ الْجَنَّةُ الَّتِي أُورِثْتُمُوهَا بِمَا كُنتُمْ تَعْمَلُونَ ﴿٧٣﴾

૭૩. 'અને આ'જ તે જન્નત છે જેના તમને તમારા સદાચારોના બદલે વારસદાર બનાવવામાં આવ્યા છે.

لَكُمْ فِيهَا فَاكِهَةٌ كَثِيرَةٌ مِّنْهَا تَأْكُلُونَ ﴿٧٤﴾

૭૪. 'તેમા તમારા માટે પુષ્કળ ફ઼ળો છે જે તમે સદા માટે ખાતા રહેશો.'

إِنَّ الْمُجْرِمِينَ فِي عَذَابِ جَهَنَّمَ خَالِدُونَ ﴿٧٥﴾

૭૫. બેશક, ગુનાહગારો જહન્નમના અઝાબમાં સદા માટે પડયા રહેશે.

لَا يُفَتَّرُ عَنْهُمْ وَهُمْ فِيهِ مُبْلِسُونَ ﴿٧٦﴾

૭૬. તેમના ઉપરની સખ્તીને ઓછી કરવામાં નહિ આવે અને તેઓ નિરાશામાં ઘેરાએલા રહેશે.

وَمَا ظَلَمْنَاهُمْ وَلَٰكِن كَانُوا هُمُ الظَّالِمِينَ ﴿٧٧﴾

૭૭. અને અમે તેમના ઉપર કોઈ ઝુલ્મ નથી કર્યો, પરંતુ તેઓ સ્વયં પોતેજ ઝુલ્મ કરનારા હતા.

وَنَادَوْا يَا مَالِكُ لِيَقْضِ عَلَيْنَا رَبُّكَ قَالَ إِنَّكُم مَّاكِثُونَ ﴿٧٨﴾

૭૮. અને તેઓ પુકારશે 'હે (જહન્નમના) રખેવાળ! તારો રબ જો અમારો અંતજ લઈ આવે તો સારું' તે કહેશે 'તમને આવી રીતેજ જીવવું પડશે.'

لَقَدْ جِئْنَاكُم بِالْحَقِّ وَلَٰكِنَّ أَكْثَرَكُمْ لِلْحَقِّ كَارِهُونَ ﴿٧٩﴾

૭૯. (અલ્લાહ કહેશે) અમે તમારી પાસે સત્ય લાવ્યા હતા પણ તમારામાંના ઘણાને સત્યથી નફ઼રત છે.

أَمْ أَبْرَمُوا أَمْرًا فَإِنَّا مُبْرِمُونَ ﴿٨٠﴾

૮૦. શું તેમણે કંઈ કરવાનો ઈરાદો કર્યો છે? તો અમે પણ એક ઈરાદો કરી લીધો છે.

أَمْ يَحْسَبُونَ أَنَّا لَا نَسْمَعُ سِرَّهُمْ وَنَجْوَاهُم بَلَىٰ وَرُسُلُنَا لَدَيْهِمْ يَكْتُبُونَ ﴿٨١﴾

૮૧. શું તમે ધારો છો કે અમે તેમના ભેદો કે તેમની છૂપી મસલતોને નથી સાંભળતા? બેશક, અમારા ફ઼રિશ્તા તેમની સાથે (રહી સઘળી) નોંધ લેતા રહે છે.

قُلْ إِن كَانَ لِلرَّحْمَٰنِ وَلَدٌ فَأَنَا أَوَّلُ الْعَابِدِينَ ﴿٨٢﴾

૮૨. તું કહે 'જો કૃપાનિધિનો કોઈ પુત્ર હોત તો તેનો સૌથી પહેલો તો પૂજારી હું જ હોત.'(૧૩)

سُبْحَانَ رَبِّ السَّمَاوَاتِ وَالْأَرْضِ رَبِّ الْعَرْشِ عَمَّا يَصِفُونَ ﴿٨٣﴾

૮૩. આકાશો તથા પૃથ્વી તથા અર્શનો માલિક એવી વાતોથી પાક છે જે તે લોકો તેના વિશે કહેતા રહે છે.

فَذَرْهُمْ يَخُوضُوا وَيَلْعَبُوا حَتَّىٰ يُلَاقُوا يَوْمَهُمُ الَّذِي يُوعَدُونَ ﴿٨٤﴾

૮૪. માટે તેમના નિરર્થક લવારામાં અને ખેલકૂદમાં તેમને પડયા રહેવા દે જ્યાં સુધી કે તે દિવસનો તેમને ભેટો થાય જેનો તેમને વાયદો આપવામાં આવ્યો છે.

---

૧૩. 'કૃપાવંત અલ્લાહનો ખરેજ કોઈ પુત્ર નથી, અને હું તે હકીકતનો પહેલો સાક્ષી છું.

| | |
|---|---|
| ૮૫. અને તે'જ આકાશોનો મા'બૂદ છે અને ધરતીનો પણ મા'બૂદ છે બેશક, તે હિકમતવાળો છે, સર્વજ્ઞ છે. | وَهُوَ الَّذِي فِي السَّمَاءِ إِلَٰهٌ وَفِي الْأَرْضِ إِلَٰهٌ ۚ وَهُوَ الْحَكِيمُ الْعَلِيمُ ﴿٨٥﴾ |
| ૮૬. અને તે અનંત બશકતોવાળો છે. આકાશો તથા પૃથ્વીની અને તેની વચ્ચે જે કંઈ છે તેની બાદશાહી તેનીજ છે, અને (કયામતની) ઘડીનું જ્ઞાન (પણ) તે'જ ધરાવે છે. અને તેનીજ સામે તમને પાછા લાવવામાં આવશે. | وَتَبَارَكَ الَّذِي لَهُ مُلْكُ السَّمَاوَاتِ وَالْأَرْضِ وَمَا بَيْنَهُمَا وَعِنْدَهُ عِلْمُ السَّاعَةِ وَإِلَيْهِ تُرْجَعُونَ ﴿٨٦﴾ |
| ૮૭. અને તેઓ અલ્લાહને છોડી જેને પુકારે છે તેની પાસે ભલામણ કરવાની કોઈ સત્તા નથી. બેશક સત્યની સાક્ષી આપનારને તેઓ (સારી પેઠે) જાણે છે. | وَلَا يَمْلِكُ الَّذِينَ يَدْعُونَ مِنْ دُونِهِ الشَّفَاعَةَ إِلَّا مَنْ شَهِدَ بِالْحَقِّ وَهُمْ يَعْلَمُونَ ﴿٨٧﴾ |
| ૮૮. અને જો તું તેમને પૂછ કે તેમને કોણે પેદા કર્યા છે, તો તેઓ અવશ્ય કહેશે કે અલ્લાહે. છતાં તેઓ ભટકીને કયાં જઈ રહ્યા છે? | وَلَئِنْ سَأَلْتَهُمْ مَنْ خَلَقَهُمْ لَيَقُولُنَّ اللَّهُ ۖ فَأَنَّىٰ يُؤْفَكُونَ ﴿٨٨﴾ |
| ૮૯. તેની આ પુકાર (ના અમે સાક્ષી છીએ કે) 'હે મારા પરવરદિગાર આ તે કોમ છે જે કદીપણ ઈમાન લાવશે નહિ.' | وَقِيلِهِ يَا رَبِّ إِنَّ هَٰؤُلَاءِ قَوْمٌ لَا يُؤْمِنُونَ ﴿٨٩﴾ |
| ૯૦. તો તું તેમનાથી વિમુખ થઈ જા અને તેમને સલામ કહે, વેળાસર તેમને સઘળું જણાઈ રહેશે. | فَاصْفَحْ عَنْهُمْ وَقُلْ سَلَامٌ ۚ فَسَوْفَ يَعْلَمُونَ ﴿٩٠﴾ |

(રૂકૂઅ-૭)

سُوْرَةُ الدُّخَانِ مَكِّيَّةٌ (٤٤) اٰیاتها رکوعاتها

## અલ-દુખાન

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૨. હા.મીમ, (હમીદ, તે સ્તુતિપાત્ર છે, મજીદ, તે બૂલંદ શાનવાળો છે)

حٰمٓ ②

૩. આ રોશન કિતાબના સોગંદ છે.

وَالْكِتٰبِ الْمُبِيْنِ ③

૪. ખરેખર અમે તેને એક બરકતમય[૧] રાતમાં ઊતારી હતી, બેશક, ત્યારથીજ અમે (બદી વિરુદ્ધ) ચેતવતા રહ્યા છીએ.

اِنَّآ اَنْزَلْنٰهُ فِيْ لَيْلَةٍ مُّبٰرَكَةٍ اِنَّا كُنَّا مُنْذِرِيْنَ ④

૫. તે (રાત)માંજ સઘળા શાણપણભર્યા નિર્ણયો લેવાય છે,

فِيْهَا يُفْرَقُ كُلُّ اَمْرٍ حَكِيْمٍ ⑤

૬. બેશક અમારા હુકમથીજ (રસૂલો) હમેશાં મોકલાવવામાં આવતા રહ્યા હતા,

اَمْرًا مِّنْ عِنْدِنَا اِنَّا كُنَّا مُرْسِلِيْنَ ⑥

૭. (જે) તારા પરવરદિગારની રહેમત તરીકે હતા. ખરેખર, તે સર્વ સાંભળનારો છે, સર્વ જાણનારો છે,

رَحْمَةً مِّنْ رَّبِّكَ اِنَّهٗ هُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ⑦

૮. (તે) આકાશો તથા પૃથ્વીનો ધણી છે અને તેની વચ્ચે જે પણ છે તેનો પણ, જો તમને યકીન (આવતો) હોય તો!

رَبِّ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا بَيْنَهُمَا اِنْ كُنْتُمْ مُّوْقِنِيْنَ ⑧ وقف لازم

૯. તેના સિવાય કોઈ મા'બૂદ નથી. તે'જ જીવન આપે છે અને તેજ મૃત્યુ નીપજાવે છે. તે તમારો પાલનહાર છે, અને તમારા પૂર્વજોનો પણ પાલનહાર છે.

لَآ اِلٰهَ اِلَّا هُوَ يُحْيٖ وَيُمِيْتُ رَبُّكُمْ وَرَبُّ اٰبَآئِكُمُ الْاَوَّلِيْنَ ⑨

૧૦. છતાં પણ તેઓ શંકાઓમાં મહાલતા હોય છે.

بَلْ هُمْ فِيْ شَكٍّ يَّلْعَبُوْنَ ⑩

૧૧. (તો હવે) તું તે દિવસની રાહ જો જ્યારે આકાશમાંથી ધુમાડો[૨] નીકળતો દેખાશે,

فَارْتَقِبْ يَوْمَ تَاْتِي السَّمَآءُ بِدُخَانٍ مُّبِيْنٍ ⑪

૧. આ બરકતવાળી રાતે માનવજાતિને એક મહાન શિક્ષક, તથા એક મહાન અને આખરી પરંતુ સર્વોત્તમ કાનૂન નસીબ થયો. આ'જ રાતે વહીની શરૂઆત થઈ જે રાતને લયતૂલ કદ્ર કહેવામાં આવે છે.

આ રાતને માનવજાતિની તકદીર બદલવાની રાત પણ કહી શકાય છે જેમાં માનવજાતિના રૂહાની ભવિષ્યનો પાયો નાખવામાં આવ્યો હતો.

૨. ધરતીના વિસર્જનનો દિવસ, કયામતનો દિવસ અથવા તે દિવસ જ્યારે આ દુનિયાનો અંત માનવપ્રાણીના હાથેજ વિશ્વવિગ્રહમાં ન્યુકલીર હથિયારો વડે કરવામાં આવશે,

يغشى الناس هذا عذاب أليم ﴿١٢﴾

૧૨. જે આવીને લોકોને ઘેરી લેશે, તે ઘોર પીડાનો અઝાબ હશે.

ربنا اكشف عنا العذاب إنا مؤمنون ﴿١٣﴾

૧૩. (ત્યારે લોકો પુકારી ઉઠશે) 'હે અમારા પરવરદિગાર, આ મુસીબતને અમારા ઉપરથી ટાળી દે, ખરેજ અમે ઈમાન લાવીએ છીએ.'

أنى لهم الذكرى وقد جاءهم رسول مبين ﴿١٤﴾

૧૪. (તો હવે) તેઓ નસિહતનો લાભ કેવી રીતે મેળવી શકે છે જ્યારે આ પહેલાં તેમને સ્પષ્ટતાપૂર્વક સમજાવવા માટે રસૂલ તો આવ્યો હતો,

وقف لازم ثم تولوا عنه وقالوا معلم مجنون ﴿١٥﴾

૧૫. ત્યારે તેમણે મુખ ફેરવી કહ્યું હતું કે આ તો કોઈનો પઢાવેલો પાગલ છે?'

وقف لازم إنا كاشفوا العذاب قليلا إنكم عائدون ﴿١٦﴾

૧૬. જો અમે ટૂંક સમય માટે આ અઝાબને મુલતવી કરી દઈએ તો ફરી પણ તમે પહેલાંની જેમજ વર્તવા માંડશો.

يوم نبطش البطشة الكبرى إنا منتقمون ﴿١٧﴾

૧૭. જે દિવસે અમે તમને ભયંકર ભીંસમાં લેશું ત્યારે ખરેજ અમે પૂરેપૂરો બદલો લેશું.

ولقد فتنا قبلهم قوم فرعون وجاءهم رسول كريم ﴿١٨﴾

૧૮. અને તેની પહેલાં અમે ફિરઔનની કોમને અજમાવી હતી. બેશક તેમની વચ્ચે એક સદગુણી રસૂલ આવ્યો હતો.

أن أدوا إلي عباد الله إني لكم رسول أمين ﴿١٩﴾

૧૯. (તેણે કહ્યું) 'અલ્લાહના બંદાઓને મારા હવાલે કરી દો; બેશક હું તમારો ભરોસાપાત્ર રસૂલ છું;[3]

وأن لا تعلوا على الله إني آتيكم بسلطان مبين ﴿٢٠﴾

૨૦. 'અને અલ્લાહની નાફરમાની ન કરો, બેશક હું તમારી પાસે સ્પષ્ટ સનદ લઈને આવ્યો છું.

وإني عذت بربي وربكم أن ترجمون ﴿٢١﴾

૨૧. 'હું મારા તથા તમારા પાલનહારની પનાહ માગું છું, રખે તમે મને સંગસાર[૪] કરી દો.

وإن لم تؤمنوا لي فاعتزلون ﴿٢٢﴾

૨૨. 'અને જો તમે મારા ઉપર ઈમાન નથી લાવતા તો તમે મારાથી દૂર રહો.'

فدعا ربه أن هؤلاء قوم مجرمون ﴿٢٣﴾

૨૩. પછી તેણે પોતાના પરવરદિગારને દુઆ કરી કહ્યું 'ખરેખર આ બદકાર લોકો છે.'

فأسر بعبادي ليلا إنكم متبعون ﴿٢٤﴾

૨૪. (અલ્લાહે ફરમાવ્યું) 'મારા બંદાઓને સાથે લઈને તું રાતોરાત નીકળી જા; બેશક તમારો પીછો કરવામાં આવશે.

---

૩. હઝરત મૂસા (અ) બની ઈસરાઈલની કોમને તેમની સાથે લઈ જવા દેવાની માગણી ફિરઔન પાસે કરી હતી.

૪. 'સંગસાર'- પ્રાચીન સમયથી ચાલતી આવતી દેહાંત દંડની સઝા યહૂદીઓમાં પણ પ્રચલિત હતી.

وَاتْرُكِ الْبَحْرَ رَهْوًا ۚ إِنَّهُمْ جُنْدٌ مُّغْرَقُونَ ﴿٢٥﴾

૨૫. 'અને સમુદ્ર શાંત[૫] હોય ત્યારે (તમે પાર ઊતરી જજો) નિ:સંદેહ તે (તમારો પીછો કરનારા) લશ્કરોનું ડૂબી જવું નિર્માણ થએલું છે.'

كَمْ تَرَكُوا مِن جَنَّاتٍ وَعُيُونٍ ﴿٢٦﴾

૨૬. તેઓ કેટલાયે બગીચા તથા ઝરણાં પાછળ મૂકી ગયા,

وَزُرُوعٍ وَمَقَامٍ كَرِيمٍ ﴿٢٧﴾

૨૭. અને (કેટલાયે) ખેતરો અને ભવ્ય ઈમારતો પણ!

وَنَعْمَةٍ كَانُوا فِيهَا فَاكِهِينَ ﴿٢٨﴾

૨૮. તેમજ (એવી) સુખ સગવડો જેમાં તેઓ આનંદમસ્ત હતા.

كَذَٰلِكَ ۖ وَأَوْرَثْنَاهَا قَوْمًا آخَرِينَ ﴿٢٩﴾

૨૯. તેવુંજ થયું (જે થવા કાળ હતું). અને અમે બીજી કોમને તે વસ્તુઓના વારસ બનાવ્યા.

فَمَا بَكَتْ عَلَيْهِمُ السَّمَاءُ وَالْأَرْضُ وَمَا كَانُوا مُنظَرِينَ ﴿٣٠﴾

૩૦. અને આકાશો અને પૃથ્વીએ તેમના ઉપર વિલાપ[૬] નથી કર્યો, ન તો આ લોકો કોઈ વસ્તુથી ડરનારા હતા. (રૂકૂઅ-૧)

وَلَقَدْ نَجَّيْنَا بَنِي إِسْرَائِيلَ مِنَ الْعَذَابِ الْمُهِينِ ﴿٣١﴾

૩૧. અને અમે બની ઈસરાઈલને રૂસ્વાઈની હાલતમાંથી છૂટકારો અપાવ્યો—

مِن فِرْعَوْنَ ۚ إِنَّهُ كَانَ عَالِيًا مِّنَ الْمُسْرِفِينَ ﴿٣٢﴾

૩૨. ફિરઔન (ના ત્રાસ)થી; જે હદ બહારનો ઘમંડી હતો.

وَلَقَدِ اخْتَرْنَاهُمْ عَلَىٰ عِلْمٍ عَلَى الْعَالَمِينَ ﴿٣٣﴾

૩૩. અને અમે (બની ઈસરાઈલની હાલત) જાણતા હતા, છતાં તેમને બીજા લોકો ઉપર શ્રેષ્ઠતા આપી.

وَآتَيْنَاهُم مِّنَ الْآيَاتِ مَا فِيهِ بَلَاءٌ مُّبِينٌ ﴿٣٤﴾

૩૪. અને અમે તેમને અમુક નિશાનીઓ આપી હતી જેમાં ખુલ્લી આઝમાઈશ હતી.

إِنَّ هَٰؤُلَاءِ لَيَقُولُونَ ﴿٣٥﴾

૩૫. બેશક, આ (મક્કાના લોકો) કહે છે,

إِنْ هِيَ إِلَّا مَوْتَتُنَا الْأُولَىٰ وَمَا نَحْنُ بِمُنشَرِينَ ﴿٣٦﴾

૩૬. 'આ તો અમારું પહેલું (અને છેલ્લું) મૃત્યુ છે. અમને ફરી સજીવન કરવામાં નહિ આવે,

فَأْتُوا بِآبَائِنَا إِن كُنتُمْ صَادِقِينَ ﴿٣٧﴾

૩૭. 'જો તમે સત્ય કહો છો તો અમારા પૂર્વજોને પાછા લઈ આવો.'

---

૫. અહીં 'રાહવ' શબ્દનો ઉલ્લેખ છે જે 'રહા'થી નીકળ્યો છે. 'રાહવ'નો અર્થ શાંત, ચેતનહિન, પાણી એકઠું થતું હોય અને સ્થિર રહેતું હોય એવું સ્થળ.' જ્યારે હઝરત મૂસા (અ) રાતા સમૂદ્રના ઉત્તરમાં પહોંચ્યા ત્યારે ઓટ ઉતરી રહી હતી. જેમ પાણી ઊતરતું ગયું તેમ રેતીના ઢગલાઓ ખુલ્લા થતા ગયા, ત્યારે ઈસરાઈલીઓએ સમુદ્ર પાર કર્યો હતો.

૬. તેઓ નામોશીભરી તથા અપમાનજનક હાલતમાં પોતાની બદનસીબીને ભેટયા જેનો અફસોસ કરનાર કોઈ ન હતો. પૃથ્વીનો કાર્યસાધક હોવાનો દાવો કરનાર બદબખ્ત ઈન્સાન સમુદ્રના તળીયામાં સમાઈ ગયો.

أَهُمْ خَيْرٌ أَمْ قَوْمُ تُبَّعٍ وَالَّذِينَ مِنْ قَبْلِهِمْ أَهْلَكْنٰهُمْ إِنَّهُمْ كَانُوا مُجْرِمِينَ ﴿٣٨﴾

૩૮. શું આ લોકો તુબ્બાની[૭] કોમથી વધુ ચડિયાતા છે, અથવા તેમનાથી પહેલાંના લોકોથી? સૌને અમે મિટાવી દીધા, કારણ કે તેઓ મહાપાપી હતા.

وَمَا خَلَقْنَا السَّمٰوٰتِ وَالْأَرْضَ وَمَا بَيْنَهُمَا لٰعِبِينَ ﴿٣٩﴾

૩૯. અને અમે આકાશો તથા પૃથ્વી અને તેમની વચ્ચે જે કંઈ છે તેમને રમતગમતમાં ઉત્પન્ન નથી કર્યા.

مَا خَلَقْنٰهُمَا إِلَّا بِالْحَقِّ وَلٰكِنَّ أَكْثَرَهُمْ لَا يَعْلَمُونَ ﴿٤٠﴾

૪૦. બેશક, સત્ય (તથા ન્યાય)ની આવશ્યકતાના આધારે અમે તે સર્જ્યાં છે પરંતુ લોકોમાંના ઘણા તે (હકીકત)ને સમજતા નથી.

إِنَّ يَوْمَ الْفَصْلِ مِيقٰتُهُمْ أَجْمَعِينَ ﴿٤١﴾

૪૧. બેશક, ફેંસલાનો દિવસ જ તે સૌ માટે નક્કી થએલો વખત છે,

يَوْمَ لَا يُغْنِي مَوْلًى عَنْ مَوْلًى شَيْئًا وَلَا هُمْ يُنْصَرُونَ ﴿٤٢﴾

૪૨. જે દિવસે એક દોસ્ત બીજા દોસ્તને કામ નહિ આવે. ન તેમને કોઈ મદદ મળી શકશે,

إِلَّا مَنْ رَحِمَ اللّٰهُ إِنَّهُ هُوَ الْعَزِيزُ الرَّحِيمُ ﴿٤٣﴾

૪૩. સિવાય કે જેના ઉપર અલ્લાહ રહેમ કરે, બેશક, તે સર્વ સમર્થ છે, દયાવંત છે. (રુકૂઅ-૨)

إِنَّ شَجَرَتَ الزَّقُّومِ ﴿٤٤﴾

૪૪. ખરેખર, થોરનું ઝાડ (જ છે જે)

طَعَامُ الْأَثِيمِ ﴿٤٥﴾

૪૫. પાપીઓનો ખોરાક હશે,

كَالْمُهْلِ يَغْلِي فِي الْبُطُونِ ﴿٤٦﴾

૪૬. તે પીગળેલા તાંબાની જેમ (તેમના) પેટમાં ખદખદશે.

كَغَلْيِ الْحَمِيمِ ﴿٤٧﴾

૪૭. જાણે દઝાડી દેનારું પ્રવાહી ઉકળતું હોય.

خُذُوهُ فَاعْتِلُوهُ إِلٰى سَوَاءِ الْجَحِيمِ ﴿٤٨﴾

૪૮. (ત્યારે કહેવામાં આવશે) 'તેને પકડો, અને ઘસડીને ભભૂકતી આગની વચ્ચોવચ્ચ લઈ જાઓ;

ثُمَّ صُبُّوا فَوْقَ رَأْسِهِ مِنْ عَذَابِ الْحَمِيمِ ﴿٤٩﴾

૪૯. પછી તેના માથા ઉપર ઊકળતા પાણીની યાતના નાખો.

ذُقْ إِنَّكَ أَنْتَ الْعَزِيزُ الْكَرِيمُ ﴿٥٠﴾

૫૦. (તેને કહેવામાં આવશે) 'લે હવે ચાખ, તું પોતાને બહુ બળવાન તથા મોટો આબરૂદાર સમજતો હતો!

إِنَّ هٰذَا مَا كُنْتُمْ بِهِ تَمْتَرُونَ ﴿٥١﴾

૫૧. 'બેશક આ'જ છે, જેના વિશે તમે શંકાઓ કરતા હતા.'

إِنَّ الْمُتَّقِينَ فِي مَقَامٍ أَمِينٍ ﴿٥٢﴾

૫૨. ખરેખર પરહેઝગારો સલામતીના સ્થાનોમાં હશે,

---

૭. હીમયાર, હદરામૂત તથા સબા' ઉપર સત્તા ભોગવતો યમનનો રાજવંશ 'તુબ્બા'ના નામે પ્રખ્યાત હતો. ઐતિહાસિક વિગતોથી એવું જણાય છે કે 'તુબ્બા ' વંશે આ પ્રાંતો ઉપર ઈ.સ. ૨૭૦ થી ઈ.સ. ૫૨૫ સુધી રાજ્ય કર્યું હતું, અને તેમની આપખુદીના વૃતાંતોથી ઈતિહાસ રંગાએલો છે. સમય જતાં તેમની સત્તા પૂર્વ આફ્રિકા તથા આખા અરબીયા ઉપર કાયમ થઈ ગઈ હતી. આ લોકો મૂર્તિપૂજક હતા.

فِيْ جَنّٰتٍ وَّعُيُوْنٍ ۚ۝۵۲

૫૩. બગીચા તથા ઝરણાંની વચ્ચે હશે,

يَّلْبَسُوْنَ مِنْ سُنْدُسٍ وَّاِسْتَبْرَقٍ مُّتَقٰبِلِيْنَ ۚ۝۵۳

૫૪. તેઓ બારીક રેશમી અને કિમતી કિનખાબનો પોષાક પરિધાન કરી સામસામી બેઠા હશે.

كَذٰلِكَ ۣ وَزَوَّجْنٰهُمْ بِحُوْرٍ عِيْنٍ ۝۵۴

૫૫. (ખરેજ) એવું જ થશે. અને અમે તેમને મોટી મોટી આંખોવાળી હૂરો સાથે પરણાવશું.

يَدْعُوْنَ فِيْهَا بِكُلِّ فَاكِهَةٍ اٰمِنِيْنَ ۝۵۵

૫૬. ત્યાં તેઓ મનગમતાં ફળો મંગાવી શાંતિથી (ખાતા) રહેશે.(૮)

لَا يَذُوْقُوْنَ فِيْهَا الْمَوْتَ اِلَّا الْمَوْتَةَ الْاُوْلٰى ۚ وَوَقٰىهُمْ عَذَابَ الْجَحِيْمِ ۝۵۶

૫૭. દુનિયામાં તેમનું મૃત્યુ એકવાર થઈ ચૂકયું હતું જેથી તેમને અહીં ફરીવાર મૃત્યુ નહિ આવે અને અલ્લાહ તેમને ભડભડતી આગના અઝાબથી બચાવી લેશે.

فَضْلًا مِّنْ رَّبِّكَ ۭ ذٰلِكَ هُوَ الْفَوْزُ الْعَظِيْمُ ۝۵۷

૫૮. આ (બધું) તારા પરવરદિગારના ફઝલથી થશે; આ'જ એક ભવ્ય સફળતા છે.

فَاِنَّمَا يَسَّرْنٰهُ بِلِسَانِكَ لَعَلَّهُمْ يَتَذَكَّرُوْنَ ۝۵۸

૫૯. અને આ (કુરઆન)ને અમે તારી ભાષામાં સરળ બનાવ્યું છે જેથી લોકો (સરળતાથી) સમજી શકે.

فَارْتَقِبْ اِنَّهُمْ مُّرْتَقِبُوْنَ ۝۵۹

૬૦. માટે તું (તે દિવસની) રાહ જો, અને તેઓ પણ જોતા રહે. (રુકૂઅ-૩)

---

૮. આવનારું શાશ્વત જીવન કેવું હશે તેનું ખરૂં ચિત્ર આ આયતમાં દોરવામાં આવ્યું છે.

سُورَةُ الْجَاثِيَةِ مَكِّيَّةٌ (٤٥)

## અલ-જાસિયાહ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

حٰمٓ ②

૨. હા.મીમ, (હમીદ, તે સર્વ સ્તુતિને પાત્ર છે, મજીદ, તે બૂલંદ શાનવાળો છે.)

تَنْزِيْلُ الْكِتٰبِ مِنَ اللّٰهِ الْعَزِيْزِ الْحَكِيْمِ ③

૩. આ કિતાબ અલ્લાહ તરફથી ઊતરી છે જે સર્વ સમર્થ છે, હિકમતવાળો છે.

اِنَّ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ لَاٰيٰتٍ لِّلْمُؤْمِنِيْنَ ④

૪. ખરેખર, કામીલ યકીન રાખનારાઓ માટે આકાશો તથા પૃથ્વીમાં ઘણી નિશાનીઓ છે.

وَفِيْ خَلْقِكُمْ وَمَا يَبُثُّ مِنْ دَآبَّةٍ اٰيٰتٌ لِّقَوْمٍ يُّوْقِنُوْنَ ⑤

૫. અને ખૂદ તમારા તથા (અન્ય) પ્રાણીઓના સર્જનમાં પણ, જે તેણે (ધરતી) ઉપર ફેલાવી દીધા છે, તેમાં યકીન રાખનારાઓ માટે ઘણી નિશાનીઓ છે.

وَاخْتِلَافِ الَّيْلِ وَالنَّهَارِ وَمَآ اَنْزَلَ اللّٰهُ مِنَ السَّمَآءِ مِنْ رِّزْقٍ فَاَحْيَا بِهِ الْاَرْضَ بَعْدَ مَوْتِهَا وَتَصْرِيْفِ الرِّيٰحِ اٰيٰتٌ لِّقَوْمٍ يَّعْقِلُوْنَ ⑥

૬. અને રાત તથા દિવસની બદલતી વ્યવસ્થામાં, અને તેમાં જે અલ્લાહ આકાશેથી ઊતારે છે, જેની દ્વારા મૃત ધરતી ફરી જીવંત થાય છે, અને હવાના બદલતા રૂખમાં દાનિશમંદો માટે અનેક નિશાનીઓ છે.

تِلْكَ اٰيٰتُ اللّٰهِ نَتْلُوْهَا عَلَيْكَ بِالْحَقِّ فَبِاَيِّ حَدِيْثٍ بَعْدَ اللّٰهِ وَاٰيٰتِهٖ يُؤْمِنُوْنَ ⑦

૭. આ અલ્લાહની આયતો છે જેને અમે સત્યપૂર્વક તારી સામે બયાન કરીએ છીએ, પછી અલ્લાહ તથા તેની આયતોને છોડી તેઓ કોની વાત ઉપર ઈમાન લાવશે?

وَيْلٌ لِّكُلِّ اَفَّاكٍ اَثِيْمٍ ⑧

૮. દરેક જૂઠા પાપી ઉપર બેહદ અફસોસ છે,

يَّسْمَعُ اٰيٰتِ اللّٰهِ تُتْلٰى عَلَيْهِ ثُمَّ يُصِرُّ مُسْتَكْبِرًا كَاَنْ لَّمْ يَسْمَعْهَا فَبَشِّرْهُ بِعَذَابٍ اَلِيْمٍ ⑨

૯. જેને અલ્લાહની આયતો જ્યારે વાંચી સંભળાવવામાં આવે છે, તો તે અભિમાનથી (કૂફ્રને) વળગી રહે છે, જાણે તેણે કંઈ સાંભળ્યું જ નથી. માટે તેને દર્દનાક અઝાબની ખબર આપી દે.

وَاِذَا عَلِمَ مِنْ اٰيٰتِنَا شَيْئًا اتَّخَذَهَا هُزُوًا اُولٰٓئِكَ لَهُمْ عَذَابٌ مُّهِيْنٌ ⑩

૧૦. અને જ્યારે અમારી આયતોમાંથી તે કંઈ સમજવા પામે છે તો તેની મશ્કરી ઉડાવે છે. આવા લોકો માટે બહુજ નામોશીભર્યો અઝાબ છે.

مِنْ وَّرَآئِهِمْ جَهَنَّمُ وَلَا يُغْنِيْ عَنْهُمْ مَّا كَسَبُوْا شَيْئًا وَّلَا مَا اتَّخَذُوْا مِنْ دُوْنِ اللّٰهِ اَوْلِيَآءَ وَلَهُمْ

૧૧. આવા લોકો સામે દોઝખ (ઊભી) છે, અને તેમણે કરેલી કમાણી તેમને કોઈ લાભ આપશે નહિ, ન તો તેઓ (કંઈ લાભ આપશે) જેમને અલ્લાહના બદલે

عَذَابٌ عَظِيمٌ ⑪

તેમણે પોતાના રક્ષણહાર ઠરાવ્યા છે. બેશક તેમના માટે (પણ) સખત અઝાબ છે.

هَٰذَا هُدًى ۖ وَالَّذِينَ كَفَرُوا بِآيَاتِ رَبِّهِمْ لَهُمْ عَذَابٌ مِّن رِّجْزٍ أَلِيمٌ ⑫

૧૨. આ (કુરઆન) હિદાયત છે અને તે લોકો જે પોતાના પરવરદિગારની આયતોનો ઈન્કાર કરે છે તેમના ઉપર રિબાવનારી યાતના પડશે. (રુકૂઅ-૧)

اللَّهُ الَّذِي سَخَّرَ لَكُمُ الْبَحْرَ لِتَجْرِيَ الْفُلْكُ فِيهِ بِأَمْرِهِ وَلِتَبْتَغُوا مِن فَضْلِهِ وَلَعَلَّكُمْ تَشْكُرُونَ ⑬

૧૩. અલ્લાહ તે છે જેણે સમુદ્રને તમારા આધીન કર્યો છે. કે તેના આદેશથી તેમાં તમે વહાણો ચલાવો, અને તેના ફઝલોને શોધો અને તેના શુક્રગુઝાર બનો.

وَسَخَّرَ لَكُم مَّا فِي السَّمَاوَاتِ وَمَا فِي الْأَرْضِ جَمِيعًا مِّنْهُ ۚ إِنَّ فِي ذَٰلِكَ لَآيَاتٍ لِّقَوْمٍ يَتَفَكَّرُونَ ⑭

૧૪. અને આકાશોમાં અને ધરતીમાં જે કંઈ છે તે સૌને તેણે પોતાના તરફથી તમારી ખિદમતમાં (સેવામાં) લગાવી દીધા છે. ચિંતન કરનારા લોકો માટે ખરેખર તેમાં (ઘણી) નિશાનીઓ છે.[૧]

قُل لِّلَّذِينَ آمَنُوا يَغْفِرُوا لِلَّذِينَ لَا يَرْجُونَ أَيَّامَ اللَّهِ لِيَجْزِيَ قَوْمًا بِمَا كَانُوا يَكْسِبُونَ ⑮

૧૫. (હે રસૂલ) તું મોમિનોને કહી દે કે જે લોકો અલ્લાહના (બદલાના) દિવસથી નથી ડરતા તેમનાથી તેઓ દરગુઝર કરે કે જેથી (અલ્લાહ) પોતેજ તેમની કરણીઓનો તેમને બદલો આપે.[૨]

مَنْ عَمِلَ صَالِحًا فَلِنَفْسِهِ ۖ وَمَنْ أَسَاءَ فَعَلَيْهَا ۖ ثُمَّ إِلَىٰ رَبِّكُمْ تُرْجَعُونَ ⑯

૧૬. જે કોઈ નેકી કરશે તો તે પોતાનાજ જીવ માટે કરશે; અને જે બદી કરશે તો પોતાનાજ નુકસાન માટે કરશે, અંતે તમારા પરવરદિગાર સમક્ષ તમને પાછા લાવવામાં આવશે.

وَلَقَدْ آتَيْنَا بَنِي إِسْرَائِيلَ الْكِتَابَ وَالْحُكْمَ وَالنُّبُوَّةَ وَرَزَقْنَاهُم مِّنَ الطَّيِّبَاتِ وَفَضَّلْنَاهُمْ عَلَى الْعَالَمِينَ ⑰

૧૭. અને બેશક અમે બની ઈસરાઈલને કિતાબ, અને સત્તા, અને નબુવ્વત આપી હતી; અને અમે તેમને શુદ્ધ વસ્તુઓ પ્રદાન કરી હતી, અને અમે તેમને બીજી કોમો ઉપર શ્રેષ્ઠતા આપી હતી.

وَآتَيْنَاهُم بَيِّنَاتٍ مِّنَ الْأَمْرِ ۖ فَمَا اخْتَلَفُوا إِلَّا مِن بَعْدِ مَا جَاءَهُمُ الْعِلْمُ بَغْيًا بَيْنَهُمْ ۚ إِنَّ رَبَّكَ يَقْضِي بَيْنَهُمْ يَوْمَ الْقِيَامَةِ فِيمَا كَانُوا فِيهِ يَخْتَلِفُونَ ⑱

૧૮. અને અમે તેમને આ બાબતમાં[3] સ્પષ્ટ દલીલો આપી હતી. છતાં તેમને (સત્ય) જ્ઞાન મળી ચૂકયા બાદ તેમણે મતભેદ કર્યો, જે અંદરોઅંદરની હસદના કારણે થવા પામ્યો હતો. બેશક, તારો પાલનહાર કયામતના દિવસે તેમની વચ્ચેના મતભેદનો ફેંસલો કરશે.

---

૧. સૃષ્ટિના તમામ સર્જનો માનવજાતિના કલ્યાણ માટે સર્જવામાં આવ્યા છે.

૨. 'તેમનો બદલો લેવાનું કામ અલ્લાહ ઉપર છોડી દો.'

૩. 'બાબતમાં' નું સૂચન 'આંહઝરત સ.અ.સ.ના આગમન' તરફ છે. આ આયતમાં આંહઝરત સ.અ.સ.ના આગમન વિશે સ્પષ્ટ આગાહી છે જેમનો યહૂદીઓ ફકત આંતરિક દુશ્મનીના કારણેજ ઈન્કાર કર્યો હતો કે રસૂલનો ઉદ્ભવ બીન-ઈસરાઈલી કોમમાં ન થવો જોઈએ.

ثُمَّ جَعَلْنٰكَ عَلٰى شَرِيْعَةٍ مِّنَ الْاَمْرِ فَاتَّبِعْهَا وَلَا تَتَّبِعْ اَهْوَآءَ الَّذِيْنَ لَا يَعْلَمُوْنَ ﴿١٩﴾

૧૯. હવે અમે તને (શરીઅતના) એક સ્પષ્ટ માર્ગ ઉપર કાયમ કર્યો છે, માટે તેનું અનુસરણ કર, અને તું નાદાનોની બૂરી વલણો પાછળ ન ચાલજે.

اِنَّهُمْ لَنْ يُّغْنُوْا عَنْكَ مِنَ اللّٰهِ شَيْـًٔا ؕ وَاِنَّ الظّٰلِمِيْنَ بَعْضُهُمْ اَوْلِيَآءُ بَعْضٍ ۚ وَاللّٰهُ وَلِيُّ الْمُتَّقِيْنَ ﴿٢٠﴾

૨૦. બેશક, અલ્લાહના મુકાબલામાં તેઓ તને કંઈ પણ કામ આવશે નહિ, અને તો ઝાલિમો એક બીજાના સાથીઓ છે પરંતુ પરહેઝગારોનો સાથી અલ્લાહ છે.

هٰذَا بَصَآئِرُ لِلنَّاسِ وَهُدًى وَّرَحْمَةٌ لِّقَوْمٍ يُّوْقِنُوْنَ ﴿٢١﴾

૨૧. આ (કુરઆનમાં) માનવજાતિ માટે સ્પષ્ટ દલીલો છે અને જે લોકો દ્રઢ યકીન રાખે છે તેમના માટે તે હિદાયત તથા રેહમત છે.

اَمْ حَسِبَ الَّذِيْنَ اجْتَرَحُوا السَّيِّاٰتِ اَنْ نَّجْعَلَهُمْ كَالَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ ۙ سَوَآءً مَّحْيَاهُمْ وَمَمَاتُهُمْ ؕ سَآءَ مَا يَحْكُمُوْنَ ﴿٢٢﴾ ع

૨૨. શું બદકારીઓ કરનારા એમ સમજે છે કે અમે તેમને તે લોકો જેવા બનાવી દેશું જે લોકો ઈમાન લાવી નેકીના કામો કરે છે; કે જેથી તેમનું જીવવું તથા મરવું એક સમાન ગણાય? તેમનો આ ફેંસલો બેહદ અધમ છે. (રુકૂઅ-૨)

وَخَلَقَ اللّٰهُ السَّمٰوٰتِ وَالْاَرْضَ بِالْحَقِّ وَلِتُجْزٰى كُلُّ نَفْسٍ ۢ بِمَا كَسَبَتْ وَهُمْ لَا يُظْلَمُوْنَ ﴿٢٣﴾

૨૩. અને અલ્લાહે આકાશો તથા પૃથ્વીને સત્યના આધારે સર્જ્યાં છે અને તે હેતુથી કે પ્રત્યેક જીવને તેની કરણીનો બદલો મળી રહે; બેશક તેમના ઉપર લગીરેક ઝુલ્મ નહિ થાય.

اَفَرَءَيْتَ مَنِ اتَّخَذَ اِلٰهَهٗ هَوٰىهُ وَاَضَلَّهُ اللّٰهُ عَلٰى عِلْمٍ وَّخَتَمَ عَلٰى سَمْعِهٖ وَقَلْبِهٖ وَجَعَلَ عَلٰى بَصَرِهٖ غِشٰوَةً ؕ فَمَنْ يَّهْدِيْهِ مِنْ ۢ بَعْدِ اللّٰهِ ؕ اَفَلَا تَذَكَّرُوْنَ ﴿٢٤﴾

૨૪. શું તે વ્યકિતની હાલત તેં જોઈ છે જેણે પોતાની કલ્પનાઓના આધારે પોતાનો મા'બૂદ બનાવી લીધો હોય, અને અલ્લાહે જેને તેની બુદ્ધિ (ની દુર્ગતિ)ના આધારે ગુમરાહ કરવાનો ફેંસલો કર્યો હોય, અને જેના કાન તથા હૃદય ઉપર તેણે મહોર મારી દીધી હોય, અને તેની આંખો ઉપર પરદો નાખી દીધો હોય? તો પછી અલ્લાહ સિવાય તેને રસ્તા ઉપર કોણ લાવશે? છતાં તમે ધ્યાન નહિ આપો?

وَقَالُوْا مَا هِىَ اِلَّا حَيَاتُنَا الدُّنْيَا نَمُوْتُ وَنَحْيَا وَمَا يُهْلِكُنَآ اِلَّا الدَّهْرُ ۚ وَمَا لَهُمْ بِذٰلِكَ مِنْ عِلْمٍ ۚ اِنْ هُمْ اِلَّا يَظُنُّوْنَ ﴿٢٥﴾

૨૫. અને તેઓ કહે છે 'અમારા આ (દુન્યવી) જીવન સિવાય બીજું કંઈ નથી; અમારું મરવું અને જીવવું અહીંજ છે અને કાળચક્ર દ્વારાજ અમારો અંત આવશે. પરંતુ તેઓ કોઈપણ જ્ઞાન નથી રાખતા; તેઓ માત્ર અટકળોજ કરતા રહે છે.

وَاِذَا تُتْلٰى عَلَيْهِمْ اٰيٰتُنَا بَيِّنٰتٍ مَّا كَانَ حُجَّتَهُمْ اِلَّآ اَنْ قَالُوا ائْتُوْا بِاٰبَآئِنَآ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٢٦﴾

૨૬. અને જ્યારે અમારી સ્પષ્ટ આયતો તેમને વાંચી સંભળાવવામાં આવે છે તો તેમની એકજ દલીલ હોય છે કે જો તમે તમારા દાવામાં સાચા છો તો અમારા બાપદાદાઓને (સજીવન કરી) પાછા લઈ આવો.

૨૭. તું કહે 'અલ્લાહજ છે જે તમને જીવન આપે છે અને તમારું મૃત્યુ નીપજાવે છે; પછી તે તમને કયામતના દિવસે એકઠા કરશે જેમાં કોઈ શંકા નથી. પરંતુ ઘણા લોકો સમજતાજ નથી. (રુકૂઅ-૩)

قل الله يحييكم ثم يميتكم ثم يجمعكم الى يوم القيمة لا ريب فيه و لكن اكثر الناس لا يعلمون ﴿٢٦﴾

૨૮. આકાશો તથા પૃથ્વીની બાદશાહી અલ્લાહની છે; અને જે દિવસે તે ઘડી આવશે, તે દિવસે અસત્ય બોલનારાઓ ભારે નુકસાન ઉઠાવશે.

و لله ملك السموت والارض و يوم تقوم الساعة يومئذ يخسر المبطلون ﴿٢٧﴾

૨૯. અને ત્યારે તું જોઈશ કે પ્રત્યેક ઉમ્મત ઘૂંટણીએ પડેલી હશે, (અને) પ્રત્યેક ઉમ્મતને પોતપોતાની કરણીના લેખ તરફ બોલાવવામાં[૪] આવશે (અને તેમને કહેવામાં આવશે) 'આજે તમારા કર્મોનો બદલો આપવામાં આવશે,

و ترى كل امة جاثية كل امة تدعى الى كتبها اليوم تجزون ما كنتم تعملون ﴿٢٨﴾

૩૦. આ અમારી કિતાબ છે; જે સત્યપૂર્વક તમારી વિરુદ્ધ બોલે છે, જે કંઈ તમે કરતા રહ્યા તે સઘળું અમે નોંધ કરાવતા રહ્યા છીએ.

هذا كتبنا ينطق عليكم بالحق انا كنا نستنسخ ما كنتم تعملون ﴿٢٩﴾

૩૧. પછી જે લોકો ઈમાન લાવ્યા હતા અને નેકી કરતા હતા, તેમનો પરવરદિગાર તેમને પોતાની રેહમતમાં દાખલ કરી લેશે. આ ચોકખી સફળતા છે.

فاما الذين امنوا وعملوا الصلحت فيدخلهم ربهم في رحمته ذلك هو الفوز المبين ﴿٣٠﴾

૩૨. પરંતુ જે લોકો ઈમાન ન લાવ્યા હતા (તેમને કહેવામાં આવશે) શું મારી આયતો તમને સંભળાવવામાં ન આવી હતી? પરંતુ તમે ઘમંડ કર્યો અને તમે ગુનાહગાર બની ગયા.

و اما الذين كفروا افلم تكن ايتي تتلى عليكم فاستكبرتم وكنتم قوما مجرمين ﴿٣١﴾

૩૩. અને જ્યારે કહેવામાં આવતું હતું કે અલ્લાહનો વાયદો સાચો છે અને કયામતનો દિવસ આવીનેજ રહેશે, તો તમે કહેતા હતા 'અમે નથી જાણતા કે તે કયામત શું છે, અમને તો તે એક કલ્પનાજ લાગે છે અને અમને ખાતરી નથી થતી.'

و اذا قيل ان وعد الله حق و الساعة لا ريب فيها قلتم ما ندري ما الساعة ان نظن الا ظنا وما نحن بمستيقنين ﴿٣٢﴾

૩૪. ત્યારે તેમની બદઆમાલી (ખરાબ કામોના પરિણામો) તેમની સામે જાહેર થઈ જશે અને જેનું તેઓ હાસ્ય ઉડાવતા હતા તેજ તેમને ઘેરી વળશે.

وبدا لهم سيات ما عملوا وحاق بهم ما كانوا به يستهزءون ﴿٣٣﴾

૩૫. અને તેમને કહેવામાં આવશે 'આજના દિવસે અમે તમને એવીજ રીતે ભૂલાવી દેશું જેવી રીતે

وقيل اليوم ننسكم كما نسيتم لقاء يومكم هذا

૪. જેમ દરેક જીવ પોતાના વ્યકિતગત આમાલો (કરણીઓ)નો જવાબદાર છે. તેવીજ રીતે સંગઠનો, સમસ્ત કોમ, રાજકર્તાઓ તથા પ્રજાસત્તાક રાજ્યો પણ સંયુકત રીતે પોતાના કર્મોના જવાબદાર છે.

وَمَأْوٰىكُمُ النَّارُ وَمَا لَكُمْ مِّنْ نّٰصِرِيْنَ ﴿٣٥﴾

તમે આજના દિવસની મુલાકાતને ભૂલાવી રાખી હતી. અને તમારું ઠેકાણું આગ છે. બેશક (હવે) તમારો કોઈ મદદગાર નથી.

ذٰلِكُمْ بِاَنَّكُمُ اتَّخَذْتُمْ اٰيٰتِ اللّٰهِ هُزُوًا وَّ غَرَّتْكُمُ الْحَيٰوةُ الدُّنْيَا ۚ فَالْيَوْمَ لَا يُخْرَجُوْنَ مِنْهَا وَلَا هُمْ يُسْتَعْتَبُوْنَ ﴿٣٦﴾

૩૬. 'કારણ કે તમે અલ્લાહની આયતોનું હાસ્ય, ઉડાવ્યું હતું અને આ દુનિયાની ઝિંદગીએ તમને છેતર્યા હતા.' જેથી આજે તેમને ન તો તે (જહન્નમ)માંથી બહાર કાઢવામાં આવશે ન તો તેમને (અલ્લાહની) મહેરબાનીઓમાં ફરી દાખલ કરવામાં આવશે.

فَلِلّٰهِ الْحَمْدُ رَبِّ السَّمٰوٰتِ وَرَبِّ الْاَرْضِ رَبِّ الْعٰلَمِيْنَ ﴿٣٧﴾

૩૭. સર્વ પ્રશંસાને પાત્ર અલ્લાહ છે, જે આકાશો તથા પૃથ્વીનો માલિક છે (અને) તમામ જહાનનો પાલનહાર છે.

وَلَهُ الْكِبْرِيَآءُ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ۪ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿٣٨﴾

૩૮. આકાશો તથા પૃથ્વીમાં તે'જ બાદશાહ છે, તે'જ સર્વ સમર્થ છે, હિકમતવાળો છે. (રૂકૂઅ-૪)

سُوْرَةُ الْاَحْقَافِ مَكِّيَّةٌ
اٰيَاتُهَا (٣٥) (٤٦) رُكُوْعَاتُهَا (٤)

## અલ-અહકાફ઼

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

حٰمٓ ②

૨. હા, મીમ, (હમીદ, તે સ્તુતિને પાત્ર છે, મજીદ તે બૂલંદ શાનવાળો છે).

تَنْزِيْلُ الْكِتٰبِ مِنَ اللّٰهِ الْعَزِيْزِ الْحَكِيْمِ ③

૩. આ કિતાબ સર્વ-સમર્થ હિકમતવાળા અલ્લાહ તરફથી ઊતરી છે.

مَا خَلَقْنَا السَّمٰوٰتِ وَالْاَرْضَ وَمَا بَيْنَهُمَآ اِلَّا بِالْحَقِّ وَاَجَلٍ مُّسَمًّى ۗ وَالَّذِيْنَ كَفَرُوْا عَمَّآ اُنْذِرُوْا مُعْرِضُوْنَ ④

૪. આકાશો તથા પૃથ્વી અને તે બન્ને વચ્ચે જે કંઈ છે અમે તેમનું સર્જન હેતુપૂર્વક અને એક મુકર્રર સમય[1] માટેજ કર્યું છે; પરંતુ જે લોકો ઈમાન નથી લાવતા તેમને જેનાથી ચેતવવામાં આવે છે તેની તેઓ બેપરવાહી કરતા રહે છે.

قُلْ اَرَءَيْتُمْ مَّا تَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ اَرُوْنِيْ مَاذَا خَلَقُوْا مِنَ الْاَرْضِ اَمْ لَهُمْ شِرْكٌ فِي السَّمٰوٰتِ ۗ اِيْتُوْنِيْ بِكِتٰبٍ مِّنْ قَبْلِ هٰذَآ اَوْ اَثٰرَةٍ مِّنْ عِلْمٍ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ⑤

૫. તું કહે 'શું તમને ખબર છે કે જેને તમે અલ્લાહ સિવાય પુકારો છો, તે શું (વસ્તુ) છે? મને બતાવો તેમણે આ પૃથ્વીમાંનું શું બનાવ્યું[2] છે. અથવા તેમણે આકાશો (ના સર્જન)માં શું ભાગ ભજવ્યો છે? જો તમે સાચા છો તો પહેલાંની કોઈ કિતાબ કે ઈલમનો કોઈ શેષ પુરાવો રજૂ કરો.

وَمَنْ اَضَلُّ مِمَّنْ يَّدْعُوْا مِنْ دُوْنِ اللّٰهِ مَنْ لَّا يَسْتَجِيْبُ لَهٗٓ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ وَهُمْ عَنْ دُعَآئِهِمْ غٰفِلُوْنَ ⑥

૬. અને તેનાથી વધુ ગુમરાહ કોણ હશે જે અલ્લાહને છોડી તેમને પુકારે જે કયામત સુધી તેમને જવાબ નથી આપી શકતા અને તેમને તેનું પણ ભાન નથી કે તેમને કોઈ પુકારી રહ્યું છે?

وَاِذَا حُشِرَ النَّاسُ كَانُوْا لَهُمْ اَعْدَآءً وَّكَانُوْا بِعِبَادَتِهِمْ كٰفِرِيْنَ ⑦

૭. અને જ્યારે સમગ્ર માનવજાતિને એકત્ર કરવામાં આવશે ત્યારે તેઓ પુકારનારાઓના દુશ્મન બની જશે અને તેમની પૂજાનો ઈન્કાર કરશે.

وَاِذَا تُتْلٰى عَلَيْهِمْ اٰيٰتُنَا بَيِّنٰتٍ قَالَ الَّذِيْنَ كَفَرُوْا لِلْحَقِّ لَمَّا جَآءَهُمْ ۙ هٰذَا سِحْرٌ مُّبِيْنٌ ⑧

૮. અને જ્યારે અમારી સ્પષ્ટ આયતો તેમને વાંચી સંભળાવવામાં આવે છે, તો ઈન્કાર કરનારાઓ તે સત્ય વિશે કહે છે કે આ તો ચોકખો જાદુ છે.

---

૧. સૃષ્ટિનું જેમ સર્જન થયું છે તેમ તેનું વિસર્જન પણ નિર્માણ થયેલું છે. માત્ર તેજ એક હસ્તી હમેશાં ઝિંદા (અવિનાશી) છે, અનંત છે, મહાન છે, ગૌરવવંત છે.

૨. ઈન્સાનના હાથે ઘડાએલા ઉપાસ્યો કંઈ પણ સર્જવાની શકિત નથી રાખતા.

أَمْ يَقُولُونَ افْتَرَاهُ ۖ قُلْ إِنِ افْتَرَيْتُهُ فَلَا تَمْلِكُونَ لِي مِنَ اللَّهِ شَيْئًا ۖ هُوَ أَعْلَمُ بِمَا تُفِيضُونَ فِيهِ ۖ كَفَىٰ بِهِ شَهِيدًا بَيْنِي وَبَيْنَكُمْ ۖ وَهُوَ الْغَفُورُ الرَّحِيمُ ⑨

૯. શું તેઓ કહે છે કે આ (કુરઆન) તેણે ઘડી કાઢયું છે? તું કહે 'જો મેં પોતેજ આ ઘડી કાઢયું હોય તો અલ્લાહના અઝાબમાંથી તમે મને નહિ બચાવી શકો. તે ખૂબ જાણે છે કે (મિથ્યા) વાદમાં તમે કેવા પડી ગયા છો. મારી અને તમારી વચ્ચે સાક્ષી માટે તે પૂરતો છે. બેશક તે અત્યંત ક્ષમાવંત છે, દયાળુ છે.

قُلْ مَا كُنْتُ بِدْعًا مِنَ الرُّسُلِ وَمَا أَدْرِي مَا يُفْعَلُ بِي وَلَا بِكُمْ ۖ إِنْ أَتَّبِعُ إِلَّا مَا يُوحَىٰ إِلَيَّ وَمَا أَنَا إِلَّا نَذِيرٌ مُبِينٌ ⑩

૧૦. તું કહે, 'હું પહેલોજ રસૂલ નથી, ન તો હું જાણું છું કે મારી સાથે શું વ્યવહાર[3] કરવામાં આવશે, તેમજ તમારી સાથે પણ. હું તો મારા તરફ કરવામાં આવતી વહીનુંજ અનુસરણ કરું છું; અને હું તો એક ચેતવનારોજ છું.'

قُلْ أَرَأَيْتُمْ إِنْ كَانَ مِنْ عِنْدِ اللَّهِ وَكَفَرْتُمْ بِهِ وَشَهِدَ شَاهِدٌ مِنْ بَنِي إِسْرَائِيلَ عَلَىٰ مِثْلِهِ فَآمَنَ وَاسْتَكْبَرْتُمْ ۖ إِنَّ اللَّهَ لَا يَهْدِي الْقَوْمَ الظَّالِمِينَ ⑪

૧૧. તું કહે, 'મને બતાવો કે જો આ (કુરઆન) અલ્લાહ તરફથી આવ્યું હોય અને તમે તેને ન માનો; જો કે બની ઈસરાઈલમાંથી એક વ્યકિતએ આવીને તેના જેવાજ[4] (એક આવનારાની) આગાહી કરી હોય; અને તે તો ઈમાન લાવ્યો હોય, પણ તમે ઘમંડપૂર્વક વર્તો, (તો કહો, તમારી શું દશા થશે)?' અલ્લાહ તો કદીપણ ઝાલિમોને હિદાયત નથી આપતો! (રુકૂઅ-૧)

وَقَالَ الَّذِينَ كَفَرُوا لِلَّذِينَ آمَنُوا لَوْ كَانَ خَيْرًا مَا سَبَقُونَا إِلَيْهِ ۚ وَإِذْ لَمْ يَهْتَدُوا بِهِ فَسَيَقُولُونَ هَٰذَا إِفْكٌ قَدِيمٌ ⑫

૧૨. અને જે લોકો ઈમાન નથી લાવ્યા તેઓ મોમિનો વિશે કહે છે કે જો આ (કુરઆન)ને માનવું બેહતર હોત તો અમારા કરતા પહેલા તેઓ ઈમાન ન લાવી શકયા હોત. અને હિદાયત ન પામવાના કારણે જ તેઓ એવું કહે છે કે આ તો જુનું (અને જાણીતું) જૂઠાણું છે.

وَمِنْ قَبْلِهِ كِتَابُ مُوسَىٰ إِمَامًا وَرَحْمَةً ۚ وَهَٰذَا كِتَابٌ مُصَدِّقٌ لِسَانًا عَرَبِيًّا لِيُنْذِرَ الَّذِينَ ظَلَمُوا وَبُشْرَىٰ لِلْمُحْسِنِينَ ⑬

૧૩. આ પહેલાં મૂસાની કિતાબ (પણ) એક હિદાયત અને રેહમત હતી; અને આ કિતાબ અરબી ભાષામાં છે કે જેના થકી (પહેલાંની આગાહીઓનું) સમર્થન થાય, અને જે ઝાલિમોને ચેતવે અને ભલાઈના કામ કરનારાઓને ખુશખબર આપે.

---

૩. ઈસ્લામ એક શાશ્વત હસ્તીને માને છે જેણે પોતાના ભકતોની મૂસીબતોના સમયમાં તેમની દુઆઓ કબૂલ કરી તેમની સાથે વાતો કરી અને તેમને દિદાર આપી સંતોષ આપ્યો.

૪. આ બની ઈસરાઈલમાંના સાક્ષી હઝરત મૂસા (અ) છે, જેમની કરેલી આગાહીનો સંબંધ આંહઝરત સ.અ.સ.ના આગમન સાથે છે, જેનું તૌરાતમાં અનેક જગ્યાએ વર્ણન કરવામાં આવ્યું છે.

إِنَّ الَّذِينَ قَالُوا رَبُّنَا اللَّهُ ثُمَّ اسْتَقَامُوا فَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُونَ ﴿١٤﴾

૧૪. બેશક, જે લોકોએ કહ્યું કે અમારો પાલનહાર અલ્લાહ છે (અને) પછી તેઓ મક્કમ રહ્યા તેમને કોઈ ભય નથી ન તેમને કોઈ દુ:ખ આવશે.

أُولَٰئِكَ أَصْحَابُ الْجَنَّةِ خَالِدِينَ فِيهَا جَزَاءً بِمَا كَانُوا يَعْمَلُونَ ﴿١٥﴾

૧૫. આ લોકો જન્નતમાં રહેશે છે અને તેઓ પોતાની કરેલી નેકીઓના પરિણામે સદાકાળ તેમાંજ રહેવાના છે.

وَوَصَّيْنَا الْإِنْسَانَ بِوَالِدَيْهِ إِحْسَانًا ۖ حَمَلَتْهُ أُمُّهُ كُرْهًا وَوَضَعَتْهُ كُرْهًا ۖ وَحَمْلُهُ وَفِصَالُهُ ثَلَاثُونَ شَهْرًا ۚ حَتَّىٰ إِذَا بَلَغَ أَشُدَّهُ وَبَلَغَ أَرْبَعِينَ سَنَةً قَالَ رَبِّ أَوْزِعْنِي أَنْ أَشْكُرَ نِعْمَتَكَ الَّتِي أَنْعَمْتَ عَلَيَّ وَعَلَىٰ وَالِدَيَّ وَأَنْ أَعْمَلَ صَالِحًا تَرْضَاهُ وَأَصْلِحْ لِي فِي ذُرِّيَّتِي ۖ إِنِّي تُبْتُ إِلَيْكَ وَإِنِّي مِنَ الْمُسْلِمِينَ ﴿١٦﴾

૧૬. અમે ઈન્સાનને હુકમ આપ્યો છે કે તેઓ પોતાના માતાપિતા સાથે સદવર્તન કરે. તેમની માતાઓ તેમને ગર્ભાશયમાં રાખી તકલીફ ઉઠાવી અને બેહદ પીડા ભોગવી જન્મ આપે છે, ગર્ભ ધારણથી લઈને ધાવણ છોડાવવા સુધી ત્રીસ મહિના સુધી (તે તકલીફ ઉઠાવે છે), જ્યાં સુધી કે તે પુખ્ત વયે પહોંચે છે. જ્યારે તે ચાલીસ વર્ષની વયે પહોંચે છે, તે કહે છે 'હે મારા સર્જનહાર મને તૌફિક આપ કે હું તારી ને'મતોનો આભાર વ્યકત કરું, જે તેં મને તથા મારા માતાપિતાને અર્પણ કરી છે; અને હું એવા ભલાઈના કામો કરું જેનાથી તું ખુશ થાય. અને મારી ઔલાદને નેક બનાવ, હું તારા તરફ રજૂ થાઉં છું બેશક હું તારો તાબેદાર બંદો છું.'

أُولَٰئِكَ الَّذِينَ نَتَقَبَّلُ عَنْهُمْ أَحْسَنَ مَا عَمِلُوا وَنَتَجَاوَزُ عَنْ سَيِّئَاتِهِمْ فِي أَصْحَابِ الْجَنَّةِ ۖ وَعْدَ الصِّدْقِ الَّذِي كَانُوا يُوعَدُونَ ﴿١٧﴾

૧૭. આવા લોકોની નેકીઓને અમે સ્વીકાર કરશું અને તેમની બૂરાઈઓને અમે દરગુઝર કરશું. તેઓ જન્નતીઓ સાથે હશે. આ તેમને અપાએલા વાયદા અનુસાર થશે.

وَالَّذِي قَالَ لِوَالِدَيْهِ أُفٍّ لَكُمَا أَتَعِدَانِنِي أَنْ أُخْرَجَ وَقَدْ خَلَتِ الْقُرُونُ مِنْ قَبْلِي وَهُمَا يَسْتَغِيثَانِ اللَّهَ وَيْلَكَ آمِنْ إِنَّ وَعْدَ اللَّهِ حَقٌّ فَيَقُولُ مَا هَٰذَا إِلَّا أَسَاطِيرُ الْأَوَّلِينَ ﴿١٨﴾

૧૮. પરંતુ તે કે જે પોતાના માતાપિતાને કહે છે કે તમારા ઉપર અફસોસ છે. શું તમે ધમકી આપો છો કે મને ફરી કબ્રમાંથી કાઢવામાં આવશે, જો કે મારા પહેલાં ઘણી પેઢીઓ પસાર થઈ ગઈ છે (જેમાંથી કોઈ એક પણ પાછો નથી આવ્યો)? અને બન્ને (માતાપિતા) અલ્લાહને મદદ માટે પુકારે છે અને તે (પુત્ર)ને કહે છે કે 'અફસોસ છે તારી હાલત પર! તું ઈમાન લઈ આવ. કારણકે અલ્લાહનો વાયદો પૂરો થઈનેજ રહેશે.' પરંતુ તે કહે છે કે આ પ્રાચીન કાળના કિસ્સા સિવાય બીજું કંઈ નથી.

أُولَٰئِكَ الَّذِينَ حَقَّ عَلَيْهِمُ الْقَوْلُ فِي أُمَمٍ قَدْ خَلَتْ مِنْ قَبْلِهِمْ مِنَ الْجِنِّ وَالْإِنْسِ ۖ إِنَّهُمْ كَانُوا خَاسِرِينَ ﴿١٩﴾

૧૯. આ લોકો વિરુદ્ધ (અઝાબનો) ફેંસલો અનિવાર્ય થઈ ગયો છે જેવી રીતે તેમના પહેલાની જીન્નો તથા ઈન્સાનોની ઉમ્મતો (વિરુદ્ધ) પણ થયું હતું. ખરેજ, તે લોકો નુકસાન ભોગવનારા હતા.

وَلِكُلٍّ دَرَجٰتٌ مِّمَّا عَمِلُوْا ۚ وَلِيُوَفِّيَهُمْ اَعْمَالَهُمْ وَهُمْ لَا يُظْلَمُوْنَ ﴿۱۹﴾

૨૦. અને લોકોને તેમની કરણી અનુસાર દરજજાઓ મળશે અને અલ્લાહ તેમની કરણીનો પૂરેપૂરો બદલો ચૂકવશે અને તેમના ઉપર (લેશમાત્ર) અત્યાચાર નહિ થાય.

وَيَوْمَ يُعْرَضُ الَّذِيْنَ كَفَرُوْا عَلَى النَّارِ ؕ اَذْهَبْتُمْ طَيِّبٰتِكُمْ فِيْ حَيَاتِكُمُ الدُّنْيَا وَاسْتَمْتَعْتُمْ بِهَا ۚ فَالْيَوْمَ تُجْزَوْنَ عَذَابَ الْهُوْنِ بِمَا كُنْتُمْ تَسْتَكْبِرُوْنَ فِى الْاَرْضِ بِغَيْرِ الْحَقِّ وَبِمَا كُنْتُمْ تَفْسُقُوْنَ ﴿۲۰﴾

૨૧. અને તે દિવસે કાફરોને આગ સામે લાવી ઊભા કરવામાં આવશે, (અને તેમને કહેવામાં આવશે) 'દુન્યવી જીવનમાં તમારા ભાગની ને'મતોનો તમે પૂરેપૂરો લાભ ઉઠાવી ચૂકયા છો અને તેનો (પૂરો) આનંદ માણી ચૂકયા છો, માટે આજે તમને અપમાનજનક અઝાબ આપવામાં આવશે કારણ કે તમે ધરતીમાં નાહક્ક ગુરૂર (ઘમંડ) કરતા રહ્યા હતા અને નાફરમાની કરતા રહ્યા હતા. (રુકૂઅ-૨)

وَاذْكُرْ اَخَا عَادٍ ؕ اِذْ اَنْذَرَ قَوْمَهٗ بِالْاَحْقَافِ وَقَدْ خَلَتِ النُّذُرُ مِنْۢ بَيْنِ يَدَيْهِ وَمِنْ خَلْفِهٖۤ اَلَّا تَعْبُدُوْۤا اِلَّا اللّٰهَ ؕ اِنِّيْۤ اَخَافُ عَلَيْكُمْ عَذَابَ يَوْمٍ عَظِيْمٍ ﴿۲۱﴾

૨૨. અને આદના ભાઈની યાદી અપાવ જ્યારે તેણે પોતાની કોમને અહકાફ[5] (ના રણમાં) ચેતવણી આપી હતી— જો કે તેની પહેલાં અને તેના પછી પણ ઘણા ચેતવનારા આવતા રહ્યા હતા. (તેણે કહ્યું) 'અલ્લાહ સિવાય કોઈ અન્યની ઈબાદત ન કરો, મને તમારા ઉપર ભયંકર દિવસના અઝાબનો ડર છે.'

قَالُوْۤا اَجِئْتَنَا لِتَاْفِكَنَا عَنْ اٰلِهَتِنَا ۚ فَاْتِنَا بِمَا تَعِدُنَاۤ اِنْ كُنْتَ مِنَ الصّٰدِقِيْنَ ﴿۲۲﴾

૨૩. તેમણે કહ્યું 'શું તું અમને અમારા મા'બૂદોથી ફેરવી નાખવા આવ્યો છે? તો હવે જો તું સાચો છે તો જે યાતનાથી અમને ડરાવી રહ્યો છે તે લઈ આવ.'

قَالَ اِنَّمَا الْعِلْمُ عِنْدَ اللّٰهِ ۖ وَاُبَلِّغُكُمْ مَّاۤ اُرْسِلْتُ بِهٖ وَلٰكِنِّيْۤ اَرٰىكُمْ قَوْمًا تَجْهَلُوْنَ ﴿۲۳﴾

૨૪. તેણે કહ્યું 'તેનું જ્ઞાન તો માત્ર અલ્લાહ જ રાખે છે, હું તો જે પયગામ લઈને આવ્યો છું તે તમને આપી રહ્યો છું પરંતુ તમે મને બહુજ નાદાન લોકો જણાઓ છો.'

فَلَمَّا رَاَوْهُ عَارِضًا مُّسْتَقْبِلَ اَوْدِيَتِهِمْ ۙ قَالُوْا هٰذَا عَارِضٌ مُّمْطِرُنَا ؕ بَلْ هُوَ مَا اسْتَعْجَلْتُمْ بِهٖ ؕ رِيْحٌ فِيْهَا عَذَابٌ اَلِيْمٌ ﴿۲۴﴾

૨૫. પછી જ્યારે તેમણે તેમની ખીણ તરફ કંઈક વાદળાના આકારમાં આવતું જોયું તેમણે કહ્યું 'આ તો વાદળા છે જે અમારા ઉપર વર્ષા કરશે.' (તેણે કહ્યું) 'નહિ, હકીકતમાં આ તો તે અઝાબ છે જેની તમે ઉતાવળ કરી રહ્યા છો, આ એક આંધી છે જેમાં દર્દનાક અઝાબ છૂપાએલો છે.

---

૫. 'અહકાફ' એટલે 'રેતીની ઢગલીઓ' અથવા 'હવાથી ઉડી પથરાઈ ગએલી રેતી.' આ એક હરીભરી ધરતી હતી જેના ઉપર સાત દિવસ સુધી સખત વાવાઝોડાના તોફાનના કારણે રેતીના ટેકરા જામી ગયા જેથી તે જગ્યાનું નામ અહકાફ પડી ગયું.

تُدَمِّرُ كُلَّ شَيْءٍ بِأَمْرِ رَبِّهَا فَأَصْبَحُوا لَا يُرَىٰ إِلَّا مَسَاكِنُهُمْ ۚ كَذَٰلِكَ نَجْزِي الْقَوْمَ الْمُجْرِمِينَ ﴿٢٥﴾

૨૬. 'તે (આંધી) પોતાના માલિકની આજ્ઞાથી દરેક વસ્તુનો વિનાશ કરી દેશે.' અંતે તેમના રહેઠાણો સિવાય કંઈ બાકી ન રહ્યું. આવી રીતે અમે ગુનાહગારોને તેમનો બદલો[૬] આપતા રહીએ છીએ.

وَلَقَدْ مَكَّنَّاهُمْ فِيمَا إِنْ مَكَّنَّاكُمْ فِيهِ وَجَعَلْنَا لَهُمْ سَمْعًا وَأَبْصَارًا وَأَفْئِدَةً فَمَا أَغْنَىٰ عَنْهُمْ سَمْعُهُمْ وَلَا أَبْصَارُهُمْ وَلَا أَفْئِدَتُهُمْ مِنْ شَيْءٍ إِذْ كَانُوا يَجْحَدُونَ بِآيَاتِ اللَّهِ وَحَاقَ بِهِمْ مَا كَانُوا بِهِ يَسْتَهْزِئُونَ ﴿٢٦﴾

૨૭. અને અમે તેમને જેવી મજબૂતીથી સ્થાપિત કર્યા હતા તેવી સ્થિતિ તમને નથી આપી. અમે તેમને કાન તથા આંખો તથા હૃદયો સર્વ આપ્યું હતું, પરંતુ તેમના કાન તેમની આંખો અને તેમના હૃદયો તેમને કંઈ લાભકારક ન નીવડયા કારણ કે તેમણે અલ્લાહની આયતોનો ઈન્કાર કર્યો હતો; અને જેનું તેમણે હાસ્ય ઊડાવ્યું તે વસ્તુએજ તેમને ઘેરી લીધા. (રુકૂઅ-૩)

وَلَقَدْ أَهْلَكْنَا مَا حَوْلَكُمْ مِنَ الْقُرَىٰ وَصَرَّفْنَا الْآيَاتِ لَعَلَّهُمْ يَرْجِعُونَ ﴿٢٧﴾

૨૮. અને અમે તમારી આસપાસની ઘણી વસ્તીઓને[૭] તબાહ કરી નાખી હતી તે પહેલાં અમે વારંવાર તેમને નિશાનીઓ દેખાડતા રહ્યા હતા કે કદાચ તેઓ (અમારી તરફ) પાછા વળે.

فَلَوْلَا نَصَرَهُمُ الَّذِينَ اتَّخَذُوا مِنْ دُونِ اللَّهِ قُرْبَانًا آلِهَةً ۖ بَلْ ضَلُّوا عَنْهُمْ ۚ وَذَٰلِكَ إِفْكُهُمْ وَمَا كَانُوا يَفْتَرُونَ ﴿٢٨﴾

૨૯. પછી જેને અલ્લાહનો કુર્બ (નઝદિકી) મેળવવાનું માધ્યમ માની તેમણે મા'બૂદ બનાવ્યા હતા તેઓ તેમની મદદે કેમ ન આવ્યા? બલ્કે તે સર્વ તેમનાથી અદ્રષ્ય થઈ ગયા. આ તો તેમનું જૂઠાણું હતું અને તેમનું ઘડી કાઢેલું હતું.

وَإِذْ صَرَفْنَا إِلَيْكَ نَفَرًا مِنَ الْجِنِّ يَسْتَمِعُونَ الْقُرْآنَ فَلَمَّا حَضَرُوهُ قَالُوا أَنْصِتُوا ۖ فَلَمَّا قُضِيَ وَلَّوْا إِلَىٰ قَوْمِهِمْ مُنْذِرِينَ ﴿٢٩﴾

૩૦. અને (યાદ કર) જ્યારે કુરઆન સાંભળવાની ઈચ્છા[૮] રાખનારા જીન્નોના એક સમૂહને અમે તારી તરફ ફેરવ્યા હતા જે વાચન પ્રસંગે મોજૂદ હતા; તેમણે એક બીજાને કહ્યું 'ચૂપ રહો અને (ધ્યાનપૂર્વક) સાંભળો.' અને જ્યારે વાચન પૂરું થયું ત્યારે તેઓ પોતાની કોમ તરફ ચાલ્યા ગયા, (અને તેમને) ચેતવ્યા.

૬. અલ્લાહ જ બેહતર જાણે છે કે ઈન્સાન કેવા સંજોગોમાં કઈ મજબૂરીના કારણે બૂરાઈઓ કરતો રહે છે અથવા કયા કારણે નેકી કરતો રહે છે, માટે તેનો બદલો કયારે આપવો અથવા કયા રૂપમાં આપવો તેનો અધિકાર અલ્લાહ રાખે છે.

૭. 'આદ અને તુબ્બાની' કોમો અરબિયાના મોટા વિસ્તાર ઉપર ફેલાએલી હતી. સમૂદની કોમ ઉત્તર- પશ્ચિમમાં અને પાયમાલ થએલા પ્રખ્યાત શહેરો સદોમ અને ગમોરા સુધી વસેલી હતી. આ વસ્તીઓની પાયમાલી મક્કાવાળાઓ માટે એક મિસાલ રૂપ હતી.

૮. આ 'જીન્નોનું ટોળું' નસીબીન યહૂદીઓ હતા અથવા બીજા વિવેચકોના મંતવ્યમાં તે યહૂદીઓ મૌસમ અથવા નીન્વાહ, (ઈરાક)ના હતા, જે મક્કાવાળાઓની બીકના કારણે છૂપાવેશ ધારણ કરી આંહઝરત સ.અ.સ.ની ખીદમતમાં હાજર થયા હતા. કુરઆને મજીદ સાંભળ્યા પછી તેઓ ઈમાન લાવ્યા અને પોતાની કોમમાં પાછા જઈ તેમણે કુરઆનનો પ્રચાર કર્યો હતો.

قَالُوْا يٰقَوْمَنَآ اِنَّا سَمِعْنَا كِتٰبًا اُنْزِلَ مِنْۢ بَعْدِ مُوْسٰى مُصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيْهِ يَهْدِيْٓ اِلَى الْحَقِّ وَاِلٰى طَرِيْقٍ مُّسْتَقِيْمٍ ﴿٣١﴾

૩૧. તેમણે કહ્યું 'હે અમારી કોમના લોકો, અમે તે કિતાબનું વાચન સાંભળ્યું છે જે મૂસા પછી ઊતારવામાં આવી છે, જે તેની પહેલાં આવેલી (કિતાબો)નું સમર્થન કરે છે, અને તે સત્ય તથા સન્માર્ગ તરફ દોરનારી છે.[૯]

يٰقَوْمَنَآ اَجِيْبُوْا دَاعِيَ اللّٰهِ وَاٰمِنُوْا بِهٖ يَغْفِرْ لَكُمْ مِّنْ ذُنُوْبِكُمْ وَيُجِرْكُمْ مِّنْ عَذَابٍ اَلِيْمٍ ﴿٣٢﴾

૩૨. 'હે અમારી કોમના લોકો, અલ્લાહ તરફ બોલાવનારની વાતને માનો અને તેના ઉપર ઈમાન લાવો. અલ્લાહ તમારા ગુનાહો માફ કરશે અને દર્દનાક અઝાબથી તમારું રક્ષણ કરશે.'

وَمَنْ لَّا يُجِبْ دَاعِيَ اللّٰهِ فَلَيْسَ بِمُعْجِزٍ فِي الْاَرْضِ وَلَيْسَ لَهٗ مِنْ دُوْنِهٖٓ اَوْلِيَآءُ ۭ اُولٰۗىِٕكَ فِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿٣٣﴾

૩૩. બેશક, અલ્લાહ તરફ બોલાવનાર ઉપર ઈમાન ન લાવનારો, અલ્લાહને આ ધરતીમાં નાકામ નહિ કરી શકે, ન તેનો અલ્લાહ સિવાય કોઈ રક્ષણહાર છે. આવા લોકો ખુલ્લી ગુમ્રાહીમાં પડેલા છે.

اَوَلَمْ يَرَوْا اَنَّ اللّٰهَ الَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَلَمْ يَعْيَ بِخَلْقِهِنَّ بِقٰدِرٍ عَلٰٓى اَنْ يُّحْيِۦَ الْمَوْتٰى ۭ بَلٰٓى اِنَّهٗ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿٣٤﴾

૩૪. શું તેમણે નથી જોયું કે અલ્લાહે આકાશો તથા પૃથ્વીનું સર્જન કર્યું છે જે સર્જનના શ્રમથી તે થાકયો નથી અને તે મૃતદેહોને જીવંત કરવાની શકિત પણ રાખે છે? હકીકતમાં તે પ્રત્યેક વસ્તુ ઉપર સંપૂર્ણ કાબુ ધરાવે છે.

وَيَوْمَ يُعْرَضُ الَّذِيْنَ كَفَرُوْا عَلَى النَّارِ ۭ اَلَيْسَ هٰذَا بِالْحَقِّ ۭ قَالُوْا بَلٰى وَرَبِّنَا ۭ قَالَ فَذُوْقُوا الْعَذَابَ بِمَا كُنْتُمْ تَكْفُرُوْنَ ﴿٣٥﴾

૩૫. અને જે લોકો ઈમાન નથી લાવ્યા તેમને જ્યારે આગ સામે લાવવામાં આવશે (ત્યારે તેમને પૂછવામાં આવશે), 'શું આ સત્ય નથી?' તેઓ કહેશે 'અમારા પાલનહારના સોગંદ, આ સત્ય છે.' અલ્લાહ ફરમાવશે 'તો તમારા કુફ્રના (ઈન્કારના) પરિણામમાં હવે અઝાબનો સ્વાદ ચાખો.'

فَاصْبِرْ كَمَا صَبَرَ اُولُوا الْعَزْمِ مِنَ الرُّسُلِ وَلَا تَسْتَعْجِلْ لَّهُمْ ۭ كَاَنَّهُمْ يَوْمَ يَرَوْنَ مَا يُوْعَدُوْنَ ۙ لَمْ يَلْبَثُوْٓا اِلَّا سَاعَةً مِّنْ نَّهَارٍ ۭ بَلٰغٌ ۚ فَهَلْ يُهْلَكُ اِلَّا الْقَوْمُ الْفٰسِقُوْنَ ﴿٣٦﴾ ع

૩૬. માટે સબ્ર કર, જેમ તમામ રસૂલો દૃઢ નિશ્ચયથી સબ્ર કરતા હતા. અને આ લોકો માટે (અઝાબની) ઉતાવળ ન કર, જે દિવસે તેઓ તે જોઈ લેશે જેનાથી તેમને ચેતવવામાં આવ્યો છે ત્યારે તેમને લાગશે કે તેઓ આ દુનિયામાં એક ઘડીથી વધુ ન રહ્યા હતા. (આ ચેતવણી) અપાઈ ગઈ છે (કે) માત્ર નાફરમાનોજ વિનાશ પામશે. (રુકૂઅ-૪)

---

૯. આ આયતથી સાબિત થાય છે કે જીન્નો કોઈ ગેબી શકિત નથી. આ લોકો હઝરત મૂસા (અ)ને માનનારા યહૂદીઓ હતા જેને અહીં તેમની રીતભાત તથા વ્યવહારના આધાર ઉપર જીન્ન તરીકે વર્ણવામાં આવ્યા છે.

سُوۡرَةُ مُحَمَّدٍ مَّدَنِيَّةٌ (٤٧)

## મુહમ્મદ

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ①

اَلَّذِيۡنَ كَفَرُوۡا وَصَدُّوۡا عَنۡ سَبِيۡلِ اللّٰهِ اَضَلَّ اَعۡمَالَهُمۡ ②

وَالَّذِيۡنَ اٰمَنُوۡا وَعَمِلُوا الصّٰلِحٰتِ وَاٰمَنُوۡا بِمَا نُزِّلَ عَلٰى مُحَمَّدٍ وَّهُوَ الۡحَقُّ مِنۡ رَّبِّهِمۡ‌ۙ كَفَّرَ عَنۡهُمۡ سَيِّاٰتِهِمۡ وَاَصۡلَحَ بَالَهُمۡ ③

ذٰلِكَ بِاَنَّ الَّذِيۡنَ كَفَرُوا اتَّبَعُوا الۡبَاطِلَ وَاَنَّ الَّذِيۡنَ اٰمَنُوا اتَّبَعُوا الۡحَقَّ مِنۡ رَّبِّهِمۡ‌ؕ كَذٰلِكَ يَضۡرِبُ اللّٰهُ لِلنَّاسِ اَمۡثَالَهُمۡ ④

فَاِذَا لَقِيۡتُمُ الَّذِيۡنَ كَفَرُوۡا فَضَرۡبَ الرِّقَابِؕ حَتّٰٓى اِذَاۤ اَثۡخَنۡتُمُوۡهُمۡ فَشُدُّوا الۡوَثَاقَ ۙ فَاِمَّا مَنًّۢا بَعۡدُ وَاِمَّا فِدَآءً حَتّٰى تَضَعَ الۡحَرۡبُ اَوۡزَارَهَا ۛۚ ذٰلِكَ ۛؕ وَلَوۡ يَشَآءُ

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. જે લોકો ઈમાન નથી લાવતા અને (લોકોને) અલ્લાહની રાહથી અટકાવતા રહે છે, તેમની કરણીને અલ્લાહ મીટાવી દેશે.

૩. પરંતુ જે લોકો ઈમાન લાવશે અને નેકીઓ કરશે અને જે મુહમ્મદ ઉપર વહી દ્વારા ઊતારવામાં આવ્યું તેને માન્ય રાખશે જે તેમના પાલનહાર તરફથી આવેલું સત્ય છે, (તો) તેમની બૂરાઈઓને તે દૂર કરશે અને તેમની હાલતને સુધારી દેશે.

૪. કારણ કે જે લોકો ઈમાન ન લાવ્યા તેઓ અસત્યને અનુસર્યા અને જે ઈમાન લાવ્યા તે પોતાના પાલનહાર તરફથી આવેલા સત્યને અનુસર્યા. આવી રીતે અલ્લાહ લોકો માટે મિસાલો કાયમ કરે છે.

૫. અને જે ઈમાન નથી લાવતા તેમની સાથે જ્યારે તમારો મુકાબલો થાય તો તેમની ગરદનો ઉડાવી દો, અને જ્યારે તમે તેમને સંપૂર્ણ રીતે કાબૂમાં કરી લો તો તેમને મુશ્કેટાટ બાંધો, પછી (ચાહો તો) ઉપકાર કરી અથવા ફિદીયો (દંડ) લઈ તેમને છોડી[1] દો.

---

૧. ઈસ્લામમાં જંગના નિયમો ઉપર કાયમ રહેવાનો હુકમ છે જેનું પાલન કરવાથી અન્ય અનર્થોથી બચવા ઉપરાંત ગુલામીના પાયાને પણ અહીં સખત ફટકો મારવામાં આવ્યો છે. મુસલમાનો ઉપર પોતાની જાન, માલ, ઈઝઝત તથા પોતાના ઈમાન માટે લડવાની ફરજ છે. બીજું, જો એકવાર જંગ શરૂ થઈ જાય તો પછી જ્યાં સુધી શાંતિ, અમન તથા વિચાર સ્વાતંત્ર્યને ફરી કાયમ ન કરવામાં આવે ત્યાં સુધી જંગ ચાલુ રાખવાનો હુકમ છે. ત્રીજું, નિયમસર જંગ લડયા પછીજ દુશ્મનોમાંથી કેદી પકડવા જોઈએ, અને નિયમ પ્રમાણે દુશ્મનો સામે પહેલાં યુદ્ધનું એલાન કરવામાં આવ્યું હોય તોજ કેદીઓ પકડવાનો હક્ક છે. તેના સિવાય કોઈ પણ આઝાદ પ્રજાજનને કેદી બનાવી તેની આઝાદીથી તથા તેની મિલકતથી વંચિત રાખવાની સખત મનાઈ છે. ચોથું, જ્યારે જંગનો અંત આવી જાય તો કેદીઓને છોડી દેવા જોઈએ, ઉપકાર તરીકે અથવા તેમનો દંડ વસૂલ કરીને અથવા કેદીઓની અદલાબદલી કરીને. કેદીઓને અમર્યાદ સમય સુધી ગુલામ બનાવીને રાખવાની મનાઈ છે. જંગે બદર પછી પકડાએલા સેંકડો બની મુસ્તલિક તથા હઝારો હવાઝીન કેદીઓને દંડના બદલામાં છોડી દેવામાં આવ્યા હતા અને જે લોકો ગરીબ હતા અને

اللّٰهُ لَانْتَصَرَ مِنْهُمْ وَلٰكِنْ لِّيَبْلُوَا۟ بَعْضَكُمْ بِبَعْضٍ ۗ وَالَّذِيْنَ قُتِلُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ فَلَنْ يُّضِلَّ اَعْمَالَهُمْ ﴿٥﴾

જ્યાં સુધી કે લડનારા પોતાના હથિયાર નાખી ન દે (ત્યાં સુધીજ લડો). આ (હુકમ) છે. જો અલ્લાહ ચાહત તો તે પોતેજ તેમનાથી બદલો લઈ લેત પરંતુ તે તમને એકબીજા દ્વારા અજમાવે છે. અને જે અલ્લાહની રાહમાં માર્યા ગયા તેમની કરણીને અલ્લાહ વ્યર્થ નહિ જવા દે.

سَيَهْدِيْهِمْ وَيُصْلِحُ بَالَهُمْ ﴿٦﴾

૬. તે તેમનું માર્ગદર્શન કરશે અને તેમની હાલત સુધારી દેશે.

وَيُدْخِلُهُمُ الْجَنَّةَ عَرَّفَهَا لَهُمْ ﴿٧﴾

૭. અને તેમને જન્નતમાં દાખલ કરશે જેના વિશે તેમને પહેલા જણાવી દેવામાં આવ્યું છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِنْ تَنْصُرُوا اللّٰهَ يَنْصُرْكُمْ وَيُثَبِّتْ اَقْدَامَكُمْ ﴿٨﴾

૮. 'હે મોમિનો, જો તમે અલ્લાહની (રાહમાં) સહાયરૂપ થશો તો અલ્લાહ તમારી મદદ કરશે અને તમારા કદમ જમાવી દેશે.

وَالَّذِيْنَ كَفَرُوْا فَتَعْسًا لَّهُمْ وَاَضَلَّ اَعْمَالَهُمْ ﴿٩﴾

૯. પરંતુ જે લોકો ઈમાન નથી લાવ્યા તેમના માટે સર્વનાશ છે, અને તે તેમની કરણીઓને વ્યર્થ કરી નાખશે.

ذٰلِكَ بِاَنَّهُمْ كَرِهُوْا مَاۤ اَنْزَلَ اللّٰهُ فَاَحْبَطَ اَعْمَالَهُمْ ﴿١٠﴾

૧૦. કારણ કે અલ્લાહે જે ઊતાર્યું છે તેનાથી તેમણે નફરત કરી જેથી તેણે તેમના કર્મોને મીટાવી દીધા.

اَفَلَمْ يَسِيْرُوْا فِي الْاَرْضِ فَيَنْظُرُوْا كَيْفَ كَانَ عَاقِبَةُ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ۗ دَمَّرَ اللّٰهُ عَلَيْهِمْ ۫ وَلِلْكٰفِرِيْنَ اَمْثَالُهَا ﴿١١﴾

૧૧. શું તેમણે ધરતીમાં હરીફરીને નથી જોયું કે તેમની પહેલાંના લોકોનો શું અંજામ આવ્યો હતો? અલ્લાહે તેમને નાબૂદ કરી દીધા, અને (આ) કાફરોનો પણ તેવોજ અંત આવશે.

ذٰلِكَ بِاَنَّ اللّٰهَ مَوْلَى الَّذِيْنَ اٰمَنُوْا وَاَنَّ الْكٰفِرِيْنَ لَا مَوْلٰى لَهُمْ ﴿١٢﴾ ع

૧૨. કારણકે અલ્લાહ ઈમાન લાવનારાઓનો મદદગાર છે, અને ઈમાન ન લાવનારાઓનો તો કોઈ મદદગાર નથી. (રુકૂઅ-૧)

اِنَّ اللّٰهَ يُدْخِلُ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ۗ وَالَّذِيْنَ كَفَرُوْا يَتَمَتَّعُوْنَ وَيَاْكُلُوْنَ كَمَا تَاْكُلُ الْاَنْعَامُ وَالنَّارُ مَثْوًى لَّهُمْ ﴿١٣﴾

૧૩. બેશક, અલ્લાહ ઈમાન લાવી સદાચારો કરનારાઓને એવી જન્નતમાં દાખલ કરશે જેની તળેથી નહેરો વહેતી હશે; જ્યારે ઈમાન ન લાવનારાઓ દુનિયાની અલ્પ મોજ માણી રહ્યા છે અને ઢોરોની[2] જેમ ચરી ખાય છે, અંતે આગ તેમનું ઠેકાણું છે.

---

દંડ ભરવાની હેસિયત ન રાખતા હતા, તેમને એક મુદ્દત માટે અભણ મુસ્લિમોને શિક્ષણ આપવાનું કામ સોંપવામાં આવ્યું હતું. આ આયત ગુલામીની પ્રથાને જડમૂળથી ઉડાડી નાખવાનું તીક્ષ્ણ હથિયાર છે.

૨. મોમિનો પોતાના આચરણોમાં ખાવા પીવા ઉપરાંત અલ્લાહ તથા તેની મખ્લુકની ખીદમત કરે છે. જ્યારે નાસ્તિકોનું જીવવું માત્ર એક પશુ જેવું હોય છે. જેમાં ખાવા પીવા અને મોજ ઉડાવવા સિવાય

وَكَاَيِّنْ مِّنْ قَرْيَةٍ هِيَ اَشَدُّ قُوَّةً مِّنْ قَرْيَتِكَ الَّتِيْٓ اَخْرَجَتْكَ ۚ اَهْلَكْنٰهُمْ فَلَا نَاصِرَ لَهُمْ ⑬

૧૪. અને આ વસ્તી જેણે તને હાંકી કાઢયો છે[3] તેનાથી પણ બળવાન કેટલીયે વસ્તીઓને અમે મિટાવી દીધી છે, જેમને કોઈ બચાવનાર ન હતો.

اَفَمَنْ كَانَ عَلٰي بَيِّنَةٍ مِّنْ رَّبِّهٖ كَمَنْ زُيِّنَ لَهٗ سُوْٓءُ عَمَلِهٖ وَاتَّبَعُوْٓا اَهْوَاۗءَهُمْ ⑮

૧૫. તો શું જે વ્યકિત પોતાના પાલનહાર તરફથી સ્પષ્ટ દલીલો ઉપર કાયમ હોય તેના જેવી થઈ શકે જેને પોતાની બદકારીઓ ભલી લાગતી હોય અને જે પોતાની મનોકામનાઓને અનુસરી રહ્યો હોય?

مَثَلُ الْجَنَّةِ الَّتِيْ وُعِدَ الْمُتَّقُوْنَ ۭ فِيْهَآ اَنْهٰرٌ مِّنْ مَّاۗءٍ غَيْرِ اٰسِنٍ ۚ وَاَنْهٰرٌ مِّنْ لَّبَنٍ لَّمْ يَتَغَيَّرْ طَعْمُهٗ ۚ وَاَنْهٰرٌ مِّنْ خَمْرٍ لَّذَّةٍ لِّلشّٰرِبِيْنَ ڬ وَاَنْهٰرٌ مِّنْ عَسَلٍ مُّصَفًّى ۭ وَلَهُمْ فِيْهَا مِنْ كُلِّ الثَّمَرٰتِ وَمَغْفِرَةٌ مِّنْ رَّبِّهِمْ ۭ كَمَنْ هُوَ خَالِدٌ فِي النَّارِ وَسُقُوْا مَاۗءً حَمِيْمًا فَقَطَّعَ اَمْعَاۗءَهُمْ ⑯

૧૬. પરહેઝગારોને જે જન્નતનો વાયદો કરવામાં આવ્યો છે, તેમાંથી નહેરોનું પાણી કદીપણ ગંદુ નથી થતું; અને (તેની) દૂધની નહેરોનો સ્વાદ કદી નથી બદલતો, અને તે નહેરોનું પાણી પીનારાઓ માટે બેહદ સ્વાદિષ્ટ હશે, અને કેટલીક નહેરોમાં મધ વહેતું હશે, અને ત્યાં પ્રત્યેક જાતના ફળો હશે, અને તેમના પરવરદિગારની ક્ષમા (પણ) હશે. શું આ લોકો આગ માં રહેનારા જેવા થઈ શકે જેમને આંતરડા કાપી નાખે તેવું ઊકળતું પાણી પાવામાં આવશે?

وَمِنْهُمْ مَّنْ يَّسْتَمِعُ اِلَيْكَ ۚ حَتّٰٓى اِذَا خَرَجُوْا مِنْ عِنْدِكَ قَالُوْا لِلَّذِيْنَ اُوْتُوا الْعِلْمَ مَاذَا قَالَ اٰنِفًا ۣ اُولٰۗىِٕكَ الَّذِيْنَ طَبَعَ اللّٰهُ عَلٰي قُلُوْبِهِمْ وَاتَّبَعُوْٓا اَهْوَاۗءَهُمْ ⑰

૧૭. અને તે લોકો વચ્ચે કેટલાક એવા પણ છે જે તારી વાતો સાંભળતા રહે છે અને જ્યારે તારી પાસેથી ઊઠીને ચાલ્યા જાય છે તો જેમને જ્ઞાન આપવામાં આવ્યું છે તેમને પૂછે છે 'આ (રસૂલ) ભલા શું કહી રહ્યો હતો?' આ તે લોકો છે જેમના દિલો ઉપર અલ્લાહે મોહર મારી દીધી છે અને તેઓ પોતાની મનોકામના પાછળ ચાલી રહ્યા છે.

وَالَّذِيْنَ اهْتَدَوْا زَادَهُمْ هُدًى وَّاٰتٰىهُمْ تَقْوٰىهُمْ ⑱

૧૮. પરંતુ તે લોકો જે સન્માર્ગ પામ્યા છે, અલ્લાહ તેમની હિદાયતમાં વધારો કરતો રહે છે અને તેમને પરહેઝગારી બક્ષે છે.

فَهَلْ يَنْظُرُوْنَ اِلَّا السَّاعَةَ اَنْ تَاْتِيَهُمْ بَغْتَةً ۚ فَقَدْ جَاۗءَ اَشْرَاطُهَا ۚ فَاَنّٰى لَهُمْ اِذَا جَاۗءَتْهُمْ

૧૯. શું તેઓ કેવળ તેનીજ રાહ જોઈ રહ્યા છે કે તે ઘડી તેમના ઉપર અચાનક આવી જાય? જો કે તેના

---

કોઈ ધ્યેય સુધી પહોંચવાની ઇચ્છા નથી હોતી. જીવનના મૂલ્ય વિશે તેમના વિચારો એક જનાવરના જીવન ધોરણથી ઉપર નથી આવી શકતા.

૩. આ આયતની વહી તે સમયે થઈ હતી જ્યારે આંહઝરત સ.અ.સ.ને મક્કા છોડવાની ફરજ પડી હતી અને આપ મદીના તરફ જઈ રહ્યા હતા. આપ (સ)ની ગરદન માટે મોટું ઈનામ રાખવામાં આવ્યું હતું તે સમયે મદીના તથા આસપાસના પ્રદેશમાં ઘણા સાહસિક ઉમ્મેદવારો આંહઝરત સ.અ.સ.ને જીવતા અથવા મૃત પકડવાની તાકમાં બેઠા હતા. આ આયતમાં આપ(સ)ની સલામત મુસાફરીનો વાયદો આપવામાં આવ્યો હતો.

ذِكْرٰىهُمْ ⑲

ચિન્હો તો દેખાઈ રહ્યા છે, પરંતુ તેના આવી પડયા પછી તેમનો લીધેલો બોધ તેમને શું લાભ આપશે?

فَاعْلَمْ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاسْتَغْفِرْ لِذَنْۢبِكَ وَلِلْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنٰتِ ؕ وَاللّٰهُ يَعْلَمُ مُتَقَلَّبَكُمْ وَمَثْوٰىكُمْ ⑳ ع

૨૦. માટે (સારી પેઠે) જાણી લે કે અલ્લાહ સિવાય કોઈ અન્ય મા'બૂદ નથી, અને તું પોતાની નબળાઈઓ માટે માફી માગતો રહે, અને મોમિન પુરુષો તથા સ્ત્રીઓ માટે પણ. બેશક, તારી આવવા જવાની જગ્યાને તથા તારા રહેઠાણને અલ્લાહ જાણે છે. (રુકૂઅ - ૨)

وَيَقُوْلُ الَّذِيْنَ اٰمَنُوْا لَوْلَا نُزِّلَتْ سُوْرَةٌ ۚ فَاِذَآ اُنْزِلَتْ سُوْرَةٌ مُّحْكَمَةٌ وَّذُكِرَ فِيْهَا الْقِتَالُ ۙ رَاَيْتَ الَّذِيْنَ فِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ يَّنْظُرُوْنَ اِلَيْكَ نَظَرَ الْمَغْشِيِّ عَلَيْهِ مِنَ الْمَوْتِ ؕ فَاَوْلٰى لَهُمْ ㉑

૨૧. અને ઈમાન લાવનારા કહે છે '(લડાઈ વિશે) કોઈ સૂરાહ કેમ નથી ઊતરી?' પરંતુ જ્યારે તે નિર્ણાયક સૂરાહ ઊતરે છે જેમાં લડાઈનું વર્ણન થાય છે ત્યારે તું જુએ છે કે જે લોકોના દિલોમાં રોગ છે તે લોકો તને એવી દ્રષ્ટિએ જોતા હોય છે જાણે તેમના ઉપર મોત આવી ગયું હોય. તેમનો સર્વનાશ નક્કીજ છે.

طَاعَةٌ وَّقَوْلٌ مَّعْرُوْفٌ ۫ فَاِذَا عَزَمَ الْاَمْرُ ۫ فَلَوْ صَدَقُوا اللّٰهَ لَكَانَ خَيْرًا لَّهُمْ ㉒

૨૨. ફરમાંબરદારી તથા ભલાઈ કરવી (તેમના માટે બેહતર હતું). અને જ્યારે વાતનો નિર્ણય થઈ ચૂકયો હતો ત્યારે અલ્લાહને વફાદાર રહેવું તેમના માટે બેહતર હતું.

فَهَلْ عَسَيْتُمْ اِنْ تَوَلَّيْتُمْ اَنْ تُفْسِدُوْا فِى الْاَرْضِ وَتُقَطِّعُوْٓا اَرْحَامَكُمْ ㉓

૨૩. તો શું તમને જો સત્તાસ્થાને બેસાડવામાં આવે, તો તમે ધરતી ઉપર બદઅમની ફેલાવશો અને તમારા સગાસ્નેહીઓ સાથેના સંબંધો તોડી નાખશો?(૪)

اُولٰٓئِكَ الَّذِيْنَ لَعَنَهُمُ اللّٰهُ فَاَصَمَّهُمْ وَاَعْمٰٓى اَبْصَارَهُمْ ㉔

૨૪. આ તેજ લોકો છે જેમના ઉપર અલ્લાહે લા'નત નાખી છે અને તેમને બહેરા અને આંખે આંધળા બનાવી દીધા છે.

اَفَلَا يَتَدَبَّرُوْنَ الْقُرْاٰنَ اَمْ عَلٰى قُلُوْبٍ اَقْفَالُهَا ㉕

૨૫. છતાં પણ તેઓ કુરઆન ઉપર વિચાર નહિ કરે, અથવા શું તેમના હૃદયો ઉપર તાળા લાગેલા છે?

اِنَّ الَّذِيْنَ ارْتَدُّوْا عَلٰٓى اَدْبَارِهِمْ مِّنْۢ بَعْدِ مَا تَبَيَّنَ لَهُمُ الْهُدَى ۙ الشَّيْطٰنُ سَوَّلَ لَهُمْ ؕ وَاَمْلٰى لَهُمْ ㉖

૨૬. નિ:સંદેહ, તેમના ઉપર હિદાયત પ્રગટ થઈ ગયા બાદ જો તેઓ મોં ફેરવીને ચાલ્યા જાય તો અવશ્ય શયતાને તેમને ફોસલાવ્યા છે અને તેમને ખોટી આશાઓ આપી છે.

---

૪. મુસ્લિમોને અહીં કાફરોના આક્રમણો સામે લડવાનો આદેશ આપવામાં આવ્યો હતો. જો કાફરો તરફથી થતા આક્રમણોને રોકવામાં ન આવ્યા હોત તો તેઓ દરેક સગાઈ તથા લોહીના સંબંધને તોડવામાં તથા અન્યના હક્કોને પોતાના પગતળે રગદોળવામાં પાછી પાની ન કરત.

ذٰلِكَ بِأَنَّهُمْ قَالُوا لِلَّذِيْنَ كَرِهُوْا مَا نَزَّلَ اللّٰهُ سَنُطِيْعُكُمْ فِيْ بَعْضِ الْأَمْرِ ۚ وَاللّٰهُ يَعْلَمُ إِسْرَارَهُمْ ﴿٢٧﴾

૨૭. કારણ કે અલ્લાહે જે ઊતાર્યું હતું, તેને પસંદ ન કરનારાઓને તેમણે (મુનાફિકોએ) કહ્યું 'અમે અમુકજ બાબતોમાં તમારું કહ્યું માનશું;' બેશક અલ્લાહ તેમના ભેદોને જાણે છે.[૫]

فَكَيْفَ إِذَا تَوَفَّتْهُمُ الْمَلٰٓئِكَةُ يَضْرِبُوْنَ وُجُوْهَهُمْ وَأَدْبَارَهُمْ ﴿٢٨﴾

૨૮. પરંતુ તેમની શું હાલત થશે જ્યારે ફરિશ્તાઓ તેમના ચહેરા તથા તેમની પીઠો ઉપર માર મારીને તેમનો અંત લાવશે.

ذٰلِكَ بِأَنَّهُمُ اتَّبَعُوْا مَآ أَسْخَطَ اللّٰهَ وَكَرِهُوْا رِضْوَانَهٗ فَأَحْبَطَ أَعْمَالَهُمْ ﴿٢٩﴾

૨૯. કારણ કે તેમણે તેનું અનુસરણ કર્યું જેનાથી અલ્લાહ નાખુશ છે અને તેને જે પસંદ હતું તેનાથી તેમણે નફરત કરી, જેથી તેણે તેમના કર્મો વ્યર્થ કરી દીધા. (રુકૂઅ - ૩)

أَمْ حَسِبَ الَّذِيْنَ فِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ أَنْ لَّنْ يُّخْرِجَ اللّٰهُ أَضْغَانَهُمْ ﴿٣٠﴾

૩૦. શું જે લોકોના હૃદયોમાં રોગ છે તેઓ એમ સમજે છે કે અલ્લાહ તેમની કિન્નાખોરીને ઉઘાડી નહિ કરે?

وَلَوْ نَشَآءُ لَأَرَيْنٰكَهُمْ فَلَعَرَفْتَهُمْ بِسِيْمٰهُمْ ۚ وَلَتَعْرِفَنَّهُمْ فِيْ لَحْنِ الْقَوْلِ ۚ وَاللّٰهُ يَعْلَمُ أَعْمَالَكُمْ ﴿٣١﴾

૩૧. અને જો અમે ચાહત તો તને તેમની એવી નિશાનીઓ દેખાડી હોત કે તું તેમને ઓળખી શકત. અને તેમની વાતો (ફેરવી ફેરવીને) કરવાની રીતથી[૬] તું તેમને ઓળખી શકે છે. અને અલ્લાહ તમારા કામોથી માહિતગાર છે.

وَلَنَبْلُوَنَّكُمْ حَتّٰى نَعْلَمَ الْمُجٰهِدِيْنَ مِنْكُمْ وَالصّٰبِرِيْنَ ۙ وَنَبْلُوَا أَخْبَارَكُمْ ﴿٣٢﴾

૩૨. અને અમે અવશ્ય તમારો પારખો લેતા રહેશું, જ્યાં સુધી કે તમારામાંના જીહાદ કરનારાઓ અને ધૈર્યવાન લોકોને અમે જાહેર ન કરી દઈએ અને તમારી હાલતનો (પૂરો) પરિચય ન કરાવી દઈએ.

إِنَّ الَّذِيْنَ كَفَرُوْا وَصَدُّوْا عَنْ سَبِيْلِ اللّٰهِ وَشَآقُّوا الرَّسُوْلَ مِنْ بَعْدِ مَا تَبَيَّنَ لَهُمُ الْهُدٰى لَنْ يَّضُرُّوا اللّٰهَ شَيْئًا ۖ وَسَيُحْبِطُ أَعْمَالَهُمْ ﴿٣٣﴾

૩૩. જે લોકો ઈમાન નથી લાવતા અને અલ્લાહની રાહમાં (બીજા માટે) અડચણો ઊભી કરતા રહે છે અને રસૂલોનો વિરોધ કરતા રહે છે, જો કે તેમની પાસે સ્પષ્ટ હિદાયત આવી ચૂકી હોય છે, તે લોકો અલ્લાહનું કંઈ પણ બગાડી નથી શકતા. બલ્કે અલ્લાહ તેમની ચાલોને નાકામ બનાવી દેશે.

---

૫. મદીનાના મુનાફિકો કાફરોને જાહેર રીતે સહકાર આપીને પોતાના સંબંધોને જોખમમાં નાખી દેવાનું સાહસ કરવા તૈયાર ન હતા, અને તેઓ બન્ને હાથોમાં લાડુ રાખવા ચાહતા હતા.

૬. મુનાફિકો વાકચતુરીથી કામ લેનારા હતા. જેમની વાત કરવાની રીત સંશયાત્મક અર્થવાળી અને દ્વિઅર્થી હતી જેનાથી એક પક્ષ તેમની વાતથી એક અર્થ લે અને બીજો પક્ષ બીજો અર્થ લે. આ આંટીઘુંટી નાખનારી તેમની વાણી તરફ આ આયતનો ઈશારો છે.

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا أَطِيعُوا اللَّهَ وَأَطِيعُوا الرَّسُولَ وَلَا تُبْطِلُوا أَعْمَالَكُمْ ﴿٣٤﴾

૩૪. હે ઈમાન લાવનારાઓ, અલ્લાહ તથા તેના રસૂલની આજ્ઞાઓનું પાલન કરો અને તમારી કરણીઓને બરબાદ ન કરો.

إِنَّ الَّذِينَ كَفَرُوا وَصَدُّوا عَن سَبِيلِ اللَّهِ ثُمَّ مَاتُوا وَهُمْ كُفَّارٌ فَلَن يَغْفِرَ اللَّهُ لَهُمْ ﴿٣٥﴾

૩૫. 'બેશક જે લોકો (પોતે) ઈન્કાર કરે છે અને અલ્લાહની રાહમાં (બીજા માટે) નડતરો ઉભી કરે છે અને કુફ્રની હાલતમાં મરણ પામે છે, તેમને અલ્લાહ કદીપણ માફ નહિ કરે.

فَلَا تَهِنُوا وَتَدْعُوا إِلَى السَّلْمِ وَأَنتُمُ الْأَعْلَوْنَ وَاللَّهُ مَعَكُمْ وَلَن يَتِرَكُمْ أَعْمَالَكُمْ ﴿٣٦﴾

૩૬. માટે હિંમત હારશો નહિ અને તમે સુલેહની માંગણી ન કરો કારણ કે તમે અવશ્ય ફતેહ પામશો. અને અલ્લાહ તમારી સાથે છે. અને તે તમારી કામગીરીના બદલાથી તમને વંચિત નહિ રાખે.

إِنَّمَا الْحَيَاةُ الدُّنْيَا لَعِبٌ وَلَهْوٌ وَإِن تُؤْمِنُوا وَتَتَّقُوا يُؤْتِكُمْ أُجُورَكُمْ وَلَا يَسْأَلْكُمْ أَمْوَالَكُمْ ﴿٣٧﴾

૩૭. આ દુનિયાની ઝિંદગી ફકત એક રમતગમત જ છે, અને જો તમે ઈમાન લાવશો અને સદાચારો કરશો, તો તે અવશ્ય તમારો બદલો આપશે અને તમારા પાસેથી તમારી મિલકત નહિ માગી લે.

إِن يَسْأَلْكُمُوهَا فَيُحْفِكُمْ تَبْخَلُوا وَيُخْرِجْ أَضْغَانَكُمْ ﴿٣٨﴾

૩૮. જો તે તમારી પાસેથી (કંઈ) માગે, અને આગ્રહ રાખે, અને જો તમે કંજૂસી કરશો, તો અલ્લાહ તમારી નફરતની લાગણીને ઉઘાડી કરી દેશે.

هَا أَنتُمْ هَٰؤُلَاءِ تُدْعَوْنَ لِتُنفِقُوا فِي سَبِيلِ اللَّهِ فَمِنكُم مَّن يَبْخَلُ وَمَن يَبْخَلْ فَإِنَّمَا يَبْخَلُ عَن نَّفْسِهِ وَاللَّهُ الْغَنِيُّ وَأَنتُمُ الْفُقَرَاءُ وَإِن تَتَوَلَّوْا يَسْتَبْدِلْ قَوْمًا غَيْرَكُمْ ثُمَّ لَا يَكُونُوا أَمْثَالَكُمْ ﴿٣٩﴾ ع

૩૯. માટે યાદ રાખો, તમે તે લોકો છો જેમને અલ્લાહની રાહમાં ખર્ચ કરવા માટે બોલાવવામાં આવે છે, પરંતુ તમારામાંના કેટલાક કંજૂસ છે. અને જે કોઈ કંજૂસી કરશે તો કેવળ પોતાના જીવ માટે જ કરશે અને અલ્લાહ તો કોઈનો મોહતાજ નથી. તમેજ (તેના) મોહતાજ છો. અને જો તમે પીઠ ફેરવી જશો, તો તમારી જગ્યાએ તે બીજી કોમને લાવશે,[૭] જે લોકો તમારા જેવા નહિ હોય.

---

૭. આંહઝરત સ.અ.સ.ને પૂછવામાં આવ્યું કે આ શબ્દો 'તે તમારી' જગ્યાએ બીજી કોમને લાવશે'નો સંકેત કઈ કોમ તરફ છે, ત્યારે આપ (સ)એ ફરમાવ્યું 'જ્યારે ઈમાન આકાશની હદોની બહાર નીકળી જશે ત્યારે ફારસી નસલનો વંશજ તેને ધરતી ઉપર પાછો લઈ આવશે.' (રૂહુલ મા'આની) આ ઈશારો આખર ઝમાનાના મસીહ વ મહેદીની કોમ તરફ છે.

سُوۡرَةُ الۡفَتۡحِ مَدَنِيَّةٌ (٤٨)

## અલ-ફત્હ

| | |
|---|---|
| ૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે. | بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ① |
| ૨. ખરેખર, અમે તને ચોકખી ફતેહ[1] આપી છે, | اِنَّا فَتَحۡنَا لَكَ فَتۡحًا مُّبِيۡنًا ② |
| ૩. કે જેથી અલ્લાહ તારી આગલી તથા પાછલી ભૂલોને ઢાંકી દે, અને તારા ઉપર પોતાની ને'મતોને પરુપૂર્ણ કરી દે અને તને સીધા માર્ગ ઉપર કાયમ રાખે; | لِّيَغۡفِرَ لَكَ اللّٰهُ مَا تَقَدَّمَ مِنۡ ذَنۡۢبِكَ وَمَا تَاَخَّرَ وَيُتِمَّ نِعۡمَتَهٗ عَلَيۡكَ وَيَهۡدِيَكَ صِرَاطًا مُّسۡتَقِيۡمًا ③ |
| ૪. અને અલ્લાહ પૂરી શકિત સાથે તારી મદદ કરે. | وَّيَنۡصُرَكَ اللّٰهُ نَصۡرًا عَزِيۡزًا ④ |

૧. આ 'ચોકખી' ફતેહનું સૂચન હુદેબીયાની સુલેહ-સંધિ તરફ છે. આંહઝરત સ.અ.સ.એ મદીનામાં છ વર્ષના રહેવાસ દરમિયાન પોતાના દુશ્મનો ઉપર ફતેહ મેળવી તેમના બળને હમેશાં માટે તોડી નાખ્યું પરંતુ તેમાંની કોઈ સફળતાને આ ફતેહ જેટલું મહત્વ આપવામાં ન આવ્યું હતું. આ સંધિ ખરેખર એક ભવ્ય સફળતા હતી જે ઈસ્લામનો ફેલાવો તથા મક્કાની ફતેહ, અને અંતમાં આખા અરબિયા ઉપર વિજ્ય મેળવવાનું કારણ બની હતી.

આ સુલેહનામાના રૂપમાં વ્યૂહરચનાના પહેલા ફટકાએ આંહઝરત સ.અ.સ.ને રાજ્ય વ્યવસ્થામાં ભાગ લેવાના હક્કદાર માનવા માટે કુરેશોને મજબૂર કરી દીધા હતા.

હિજરતના છઠ્ઠા વર્ષે આંહઝરત સ.અ.સ.એ સ્વપ્નમાં જોયું કે આપ પોતાના અમુક સાથીઓ સાથે કા'બાને ફરતો તવ્વાફ કરી રહ્યા છે. આ દ્રષ્યને હકીકત બનાવવા માટે આપ ૧૫૦૦ મુસ્લિમો સાથે 'ઉમરાહ' (નાની યાત્રા) કરવા માટે પવિત્ર મહિનાઓમાં મક્કા માટે રવાના થયા. અરબ રિવાજ પ્રમાણે આ મહિનાઓ દરમિયાન જંગ કરવાની મનાઈ હતી. આ દસ્તૂર ઈસ્લામના ઉદય પહેલાંથીજ ચાલતું આવ્યું હતું. જ્યારે આપ(સ) મક્કાથી થોડેક દૂર 'અર-ફાન' નામના સ્થળે પહોંચ્યા તો અબ્બાદ બીન બીશરાની આગેવાની નીચે પરિસ્થિતિની ભાળ લેવા મોકલવામાં આવેલા ટોળા પાસેથી કુરેશોના તેમને મક્કામાં દાખલ ન થવા દેવાના નિર્ણયની આપને બાતમી મળી. પરિણામે બન્ને પક્ષોમાં અથડામણો ન થાય તેના માટે આપે પોતાનો માર્ગ બદલ્યો. બહુજ લાંબી અને થકાવનારી મુસાફરી બાદ હુદેબીયા પહોંચી આપ(સ)એ ત્યાં પડાવ નાખ્યો.

આંહઝરત સ.અ.સ.એ 'ઉમરાહ' કરવાની ઇચ્છા દર્શાવી અને પવિત્ર સ્થાનની મર્યાદા સાચવવા માટે હર શર્ત માનવા માટે તૈયાર હોવાનો પયગામ મોકલાવ્યો. પરંતુ કુરેશો કોઈપણ ભોગે આંહુઝૂર સ.અ.સ.ને મક્કામાં દાખલ થવા દેવા માટે તૈયાર ન હતા. એક બીજા પક્ષને સંદેશો મોકલાવ્યો પછી આંહઝરત સ.અ.સ. તરફથી હર એક કોશિષ કરવામાં આવી કે આ બાબતમાં કોઈપણ રીતે શાંતિપૂર્ણ નીવેડો લાવવામાં આવે. અંતમાં કુરેશો સાથે નીચે બતાવેલી શર્તો પ્રમાણે સૂલેહનામું થયું હતું. (અ) દસ વર્ષ સુધી કોઈ એક બીજા ઉપર હુમલો ન કરે અને બિલકુલ જંગબંધી કરવામાં આવે. (બ) તે દરમિયાન કોઈપણ એક પક્ષ આંહઝરત સ.અ.સ.ના પક્ષને જોડાવા ચાહે તો તેમને પણ છૂટ હોવી જોઈએ. (ત)

هُوَ الَّذِیْۤ اَنْزَلَ السَّكِیْنَةَ فِیْ قُلُوْبِ الْمُؤْمِنِیْنَ لِیَزْدَادُوْۤا اِیْمَانًا مَّعَ اِیْمَانِهِمْ ؕ وَ لِلّٰهِ جُنُوْدُ السَّمٰوٰتِ وَ الْاَرْضِ ؕ وَ كَانَ اللّٰهُ عَلِیْمًا حَكِیْمًا ۟ۙ

૫. તે એ'જ છે જે મોમિનોના દિલોમાં શાંતિ[૨] પેદા કરે છે કે જેથી તેઓ પોતાના ઈમાનમાં ઔર વધારો કરવા પામે અને આકાશો તથા પૃથ્વીના લશ્કરો પણ અલ્લાહનાજ છે અને અલ્લાહ સર્વજ્ઞ છે, (અને એટલો) હિકમતવાળો છે—

لِّیُدْخِلَ الْمُؤْمِنِیْنَ وَ الْمُؤْمِنٰتِ جَنّٰتٍ تَجْرِیْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِیْنَ فِیْهَا وَ یُكَفِّرَ عَنْهُمْ سَیِّاٰتِهِمْ ؕ وَ كَانَ ذٰلِكَ عِنْدَ اللّٰهِ فَوْزًا عَظِیْمًا ۟ۙ

૬. કે તે મોમિન પુરુષોને તથા સ્ત્રીઓને હમેશાં એવી જન્નતોમાં દાખલ કરતો રહે; જેની તળેથી ઝરણાં વહેતાં હોય, જેમાં તેઓ સદાય રહે, અને તેમની બૂરાઈઓને તેમનાથી દૂર કરે. બેશક, અલ્લાહની નજીક આ મોટી સફળતા છે—

وَّ یُعَذِّبَ الْمُنٰفِقِیْنَ وَ الْمُنٰفِقٰتِ وَ الْمُشْرِكِیْنَ وَ الْمُشْرِكٰتِ الظَّآنِّیْنَ بِاللّٰهِ ظَنَّ السَّوْءِ ؕ عَلَیْهِمْ دَآىِٕرَةُ السَّوْءِ ۚ وَ غَضِبَ اللّٰهُ عَلَیْهِمْ وَ لَعَنَهُمْ وَ اَعَدَّ لَهُمْ جَهَنَّمَ ؕ وَ سَآءَتْ مَصِیْرًا ۟

૭. અને મુનાફિક પુરુષોને તથા સ્ત્રીઓને અને મુશરીક પુરુષોને તથા સ્ત્રીઓને તે સખત સઝા આપે જે અલ્લાહ વિશે બૂરા વિચારો ધરાવે છે તેમના ઉપર ભયંકર આફત આવી પડશે અને તેમના ઉપર અલ્લાહનો ગઝબ છે. અને તેણે તેમના ઉપર લા'નત નાખી છે અને તેમના માટે જહન્નમ તૈયાર કરી છે. બેશક તે બહુજ બૂરું ઠેકાણું છે.

وَ لِلّٰهِ جُنُوْدُ السَّمٰوٰتِ وَ الْاَرْضِ ؕ وَ كَانَ اللّٰهُ عَزِیْزًا حَكِیْمًا ۟

૮. અને આકાશો તથા પૃથ્વીના લશ્કરો અલ્લાહનાજ છે, અને અલ્લાહ સર્વસત્તાધારી છે, હિકમતવાળો છે.

اِنَّاۤ اَرْسَلْنٰكَ شَاهِدًا وَّ مُبَشِّرًا وَّ نَذِیْرًا ۟ۙ

૯. અમે તને એક સાક્ષી અને ખુશખબર આપનાર તેમજ ચેતવનાર બનાવી મોકલાવ્યો છે,

---

જો કોઈ મોમિન પોતાના વાલીઓની પરવાનગી વગર મક્કાથી આંહઝરત સ.અ.સ. પાસે ચાલ્યો જાય તો તેના વાલીઓ તરફ તેને પાછો મોકલવામાં આવે; (ચ) પરંતુ જો આંહઝરત સ.અ.સ.ને માનનારો કોઈ કુરેશો તરફ આવે તો તેને પાછો મોકલવામાં નહિ આવે. (૫) આ વર્ષે આંહઝરત સ.અ.સ. 'ઉમરાહ' કર્યા વગર પોતાના સાથીઓને પાછા લઈ ચાલ્યા જાય અને આવતા વર્ષે તેઓ 'ઉમરાહ' કરવા માટે ફકત ત્રણ દિવસ માટેજ મક્કામાં વગર હથિયારે આવે.

આ શર્તો મુસ્લિમો માટે બહુજ આકરી હતી અને ઉત્સાહ આપનારી ન હતી, પરંતુ આંહઝરત સ.અ.સ. સંજોગોને માન આપી પોતાની કરેલી નિયત પ્રમાણે હુદેબીયામાંજ ઉમરાહની તમામ વિધિઓ પૂરી કરી મદીના પાછા ફર્યા ત્યારે આ આયત ઊતરી હતી. આ સુલેહ કરારનામું ઈસ્લામની રૂહાની તથા રાજકીય ફતેહનું ઉદ્ભવસ્થાન હતું.

આંહઝરત સ.અ.સ.ની સહનશીલતા તથા ઔદાર્યનું આ પ્રમાણ છે કે બયતુલ્લાહની અઝમત માટે આપે એવી આકરી શર્તો કબૂલ ફરમાવી હતી, જેના પરિણામમાં મક્કાની ફતેહ તેમના કદમોમાં આવી પડી. તેમજ આપના ઔદાર્યને જોઈને પણ સેંકડો લોકો ઈસ્લામમાં દાખલ થયા હતા.

૨. આ સૂલેહ કરારોની વાટાઘાટો દરમિયાન હઝરત ઉસમાન (રદી)ને કુરેશો તરફ મોકલવામાં આવ્યા હતા જેમના શહીદ થઈ ગયા હોવાની અફવા જ્યારે ઉડાવવામાં આવી હતી ત્યારે મુસ્લિમોએ તેમની શહાદતનો બદલો લેવા પોતાની જાનની બાજી લગાવવાની પ્રતિજ્ઞા લીધી હતી.

૧૦. કે તમે અલ્લાહ અને તેના રસૂલ ઉપર ઈમાન લાવો, અને તે (રસૂલ)ની સહાયતા કરો અને તેનો આદર કરો તેમજ તમે સવાર સાંજ અલ્લાહની સ્તુતિ કરતા રહો.

لِّتُؤْمِنُوا بِاللَّهِ وَرَسُولِهِ وَتُعَزِّرُوهُ وَتُوَقِّرُوهُ ۚ وَتُسَبِّحُوهُ بُكْرَةً وَأَصِيلًا ⑩

૧૧. તે લોકો જે તારી વફાદારી કરવાની કસમ[3] ઉઠાવે છે તેઓ હકીકતમાં અલ્લાહ સાથે વફાદારીની કસમ ઉઠાવે છે, તેમના હાથ ઉપર અલ્લાહનો હાથ છે. માટે તે (કસમ)નો ભંગ કરનારા પોતાના નુકસાન માટે ભંગ કરશે; અને જે અલ્લાહ સાથે કરેલા કરારને પૂરો કરશે, અલ્લાહ તેને ભવ્ય બદલો અવશ્ય આપશે. (રુકૂઅ - ૧)

إِنَّ الَّذِينَ يُبَايِعُونَكَ إِنَّمَا يُبَايِعُونَ اللَّهَ يَدُ اللَّهِ فَوْقَ أَيْدِيهِمْ ۚ فَمَن نَّكَثَ فَإِنَّمَا يَنكُثُ عَلَىٰ نَفْسِهِ ۖ وَمَنْ أَوْفَىٰ بِمَا عَاهَدَ عَلَيْهُ اللَّهَ فَسَيُؤْتِيهِ أَجْرًا عَظِيمًا ⑪

૧૨. રણના અરબો[4] (બદુઓ) જે પાછળ રહી ગયા હતા તેઓ અવશ્ય કહેશે કે અમારી મિલકત અને અમારા ઘરવાળાઓએ અમને ફસાવી રાખ્યા હતા માટે તું અમારા માટે માફીની દુઆ કર. (પરંતુ) જે તેઓ પોતાના મોઢેથી કહે છે તે તેમના દિલોમાં નથી. માટે તું કહે 'જો અલ્લાહ તમને કોઈ હાનિ કરવા ચાહે કે લાભ કરવા ચાહે તો એવો કોણ છે જે તેની સામે શકિત રાખતો હોય? બલ્કે અલ્લાહ તમારા કામોથી સારી પેઠે વાકેફ છે.

سَيَقُولُ لَكَ الْمُخَلَّفُونَ مِنَ الْأَعْرَابِ شَغَلَتْنَا أَمْوَالُنَا وَأَهْلُونَا فَاسْتَغْفِرْ لَنَا ۚ يَقُولُونَ بِأَلْسِنَتِهِم مَّا لَيْسَ فِي قُلُوبِهِمْ ۚ قُلْ فَمَن يَمْلِكُ لَكُم مِّنَ اللَّهِ شَيْئًا إِنْ أَرَادَ بِكُمْ ضَرًّا أَوْ أَرَادَ بِكُمْ نَفْعًا ۚ بَلْ كَانَ اللَّهُ بِمَا تَعْمَلُونَ خَبِيرًا ⑫

૧૩. 'બલ્કે તમે એવું ધાર્યું હતું કે રસૂલ તથા મોમિનો પોતાના ઘરોમાં (જીવતા) પાછા નહિ ફરે. અને આ વાત તમારા મનને ગમતી હતી, અને તમે બૂરી વાતો વિચારતા રહ્યા જેથી તમે લોકો બરબાદ થઈ ગયા.'

بَلْ ظَنَنتُمْ أَن لَّن يَنقَلِبَ الرَّسُولُ وَالْمُؤْمِنُونَ إِلَىٰ أَهْلِيهِمْ أَبَدًا وَزُيِّنَ ذَٰلِكَ فِي قُلُوبِكُمْ وَظَنَنتُمْ ظَنَّ السَّوْءِ وَكُنتُمْ قَوْمًا بُورًا ⑬

૧૪. અને જે લોકો અલ્લાહ અને તેના રસૂલ ઉપર ઈમાન નથી લાવતા (તે યાદ રાખે કે) અમે કાફરો માટે ધગધગતી આગ તૈયાર કરી રાખી છે.

وَمَن لَّمْ يُؤْمِن بِاللَّهِ وَرَسُولِهِ فَإِنَّا أَعْتَدْنَا لِلْكَافِرِينَ سَعِيرًا ⑭

---

૩. હુદેબીયાના મુકામે મોમિનોએ આંહઝરત સ.અ.સ. સાથે વફાદારી કરવાની કસમ ઉઠાવી હતી.

૪. મદીનાની આસપાસ રહેતા આ બદૂઓને પણ 'ઉમરાહ' કરવા માટે મુસ્લિમો સાથે જવાનું આમંત્રણ આપવામાં આવ્યું હતું. પરંતુ તેમને આંહઝરત સ.અ.સ. તથા કુરેશો વચ્ચે ખૂનખાર જંગ થવાનો ભય હતો, અને મુસ્લિમો પૂરા હથિયાર સામગ્રીથી પણ સજજ ન હતા જેથી તેમની હારના સંજોગોમાં નિ:શંક મોતના મોંમાં જવા જેવું હતું. તેઓ વિવિધ બહાનાઓના આધાર ઉપર પાછળ રહી ગયા હતા. આ આયત તબુકના જંગ વેળા પાછળ રહી ગએલાઓને પણ લાગુ થાય છે કારણ કે તેમના વિશે સૂરાહ તૌબા માં પણ આવાજ શબ્દોનો પ્રયોગ થયો છે. આ લોકો આમીર તથા અસદની કોમમાંથી હતા, અને મુનાફિક હતા.

وَلِلّٰهِ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۭ يَغْفِرُ لِمَنْ يَّشَاۗءُ وَيُعَذِّبُ مَنْ يَّشَاۗءُ ۭ وَكَانَ اللّٰهُ غَفُوْرًا رَّحِيْمًا ⑮

૧૫. અને આકાશો તથા પૃથ્વીની બાદશાહી અલ્લાહની છે. તે જેને ચાહે ક્ષમા કરે છે અને જેને ચાહે શિક્ષા આપે છે. અને અલ્લાહ બેહદ ક્ષમાવંત છે, બેહદ દયાળુ (પણ) છે.

سَيَقُوْلُ الْمُخَلَّفُوْنَ اِذَا انْطَلَقْتُمْ اِلٰى مَغَانِمَ لِتَاْخُذُوْهَا ذَرُوْنَا نَتَّبِعْكُمْ ۚ يُرِيْدُوْنَ اَنْ يُّبَدِّلُوْا كَلٰمَ اللّٰهِ ۭ قُلْ لَّنْ تَتَّبِعُوْنَا كَذٰلِكُمْ قَالَ اللّٰهُ مِنْ قَبْلُ ۚ فَسَيَقُوْلُوْنَ بَلْ تَحْسُدُوْنَنَا ۭ بَلْ كَانُوْا لَا يَفْقَهُوْنَ اِلَّا قَلِيْلًا ⑯

૧૬. જ્યારે તમે માલે ગનીમત[૫] (જંગમાં હાથમાં આવેલો માલ) લેવા જશો ત્યારે પાછળ રહી જનારા કહેશે 'અમને પણ તમારી સાથે આવવા દો.' આ લોકો અલ્લાહના હુકમને બદલી નાખવા ચાહે છે. તું કહે 'તમે અમારી સાથે નહિ આવો, અલ્લાહે પહેલાથીજ કહી દીધું છે.' ત્યારે તેઓ કહેશે 'હકીકતમાં તમે અમારી હસદ કરો છો.' જો કે એવું નથી, બેશક તેઓ બહુજ ઓછી સમજ રાખે છે.

قُلْ لِّلْمُخَلَّفِيْنَ مِنَ الْاَعْرَابِ سَتُدْعَوْنَ اِلٰى قَوْمٍ اُولِيْ بَاْسٍ شَدِيْدٍ تُقَاتِلُوْنَهُمْ اَوْ يُسْلِمُوْنَ ۚ فَاِنْ تُطِيْعُوْا يُؤْتِكُمُ اللّٰهُ اَجْرًا حَسَنًا ۚ وَاِنْ تَتَوَلَّوْا كَمَا تَوَلَّيْتُمْ مِّنْ قَبْلُ يُعَذِّبْكُمْ عَذَابًا اَلِيْمًا ⑰

૧૭. પાછળ રહી જનારા તે રણવાસી (બદુ) અરબોને તું કહે, 'ટૂંક સમયમાં તમને એક મહા પરાક્રમી[૬] કોમ સામે લડવા માટે બોલાવવામાં આવશે; તે લોકો જ્યાં સુધી સંપૂર્ણપણે શરણે ન આવે ત્યાં સુધી તમારે તેમની સામે લડવું પડશે, તે સમયે જો તમે ફરમાંબરદારી કરશો તો અલ્લાહ તમને તેનો ભલો બદલો આપશે અને જો તમે મુખ ફેરવી જશો જેમ તમે પહેલાં ફેરવી ગયા હતા, તો અલ્લાહ તમને દર્દનાક અઝાબ આપશે.'

لَيْسَ عَلَى الْاَعْمٰى حَرَجٌ وَّلَا عَلَى الْاَعْرَجِ حَرَجٌ وَّلَا عَلَى الْمَرِيْضِ حَرَجٌ ۭ وَمَنْ يُّطِعِ اللّٰهَ وَرَسُوْلَهٗ يُدْخِلْهُ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ۚ وَمَنْ يَّتَوَلَّ يُعَذِّبْهُ عَذَابًا اَلِيْمًا ⑰

૧૮. બેશક, આંધળા ઉપર દોષ નથી ન લંગડા ઉપર દોષ છે ન તો માંદા ઉપર કોઈ દોષ છે. અને જે કોઈ અલ્લાહ તથા તેના રસૂલનો હુકમ માનશે, તો તે તેમને એવા બગીચાઓમાં દાખલ કરશે જેની તળેથી નહેરો વહેતી હશે; પરંતુ જે પીઠ દેખાડશે, તેને તે ભયંકર (અઝાબની) શિક્ષા આપશે. (રુકૂઅ-૩)

---

૫. 'માલે ગનીમત' દુશ્મનો પાસેથી ખૈબરની જંગમાં હાથ કરાએલો માલ હતો. હુદેબીયાથી પાછા ફર્યા પછી થોડા સમય બાદ આંહઝરત સ.અ.સ.એ યહૂદીઓ તરફથી કરવામાં આવતા વારંવાર વિશ્વાસઘાતની શિક્ષા આપવા માટે ખૈબર ઉપર ચડાઈ કરી હતી. મક્કા તરફ ઉમરાહના કાફલામાં શામિલ ન થનારા બદૂઓને આ સાહસમાં 'માલે ગનીમત'નો લાભ વધુ દેખાયો તેથી તેમણે જોડાવાની ઈચ્છા વ્યકત કરી, પરંતુ તેમને કહેવામાં આવ્યું કે જે લોકો આંહઝરત સ.અ.સ. સાથે હુદેબીય્યા ગયા હતા તે વફાદાર મુસ્લિમોને તેમાં શામિલ કરવાનો વાયદો પહેલેથી અપાઈ ગયો હતો.

૬. તે 'મહાપરાક્રમી' કોમ બાઈઝનટીન અને ઈરાનની બળવાન કોમો હતી જે સંખ્યામાં તેમજ સાધન સામગ્રીમાં બીજી તમામ કોમોથી ચડીયાતી હતી જેમનો મુસ્લિમોને સામનો થયો હતો.

لَقَدْ رَضِيَ اللَّهُ عَنِ الْمُؤْمِنِينَ إِذْ يُبَايِعُونَكَ تَحْتَ الشَّجَرَةِ فَعَلِمَ مَا فِي قُلُوبِهِمْ فَأَنْزَلَ السَّكِينَةَ عَلَيْهِمْ وَأَثَابَهُمْ فَتْحًا قَرِيبًا ﴿١٩﴾

૧૯. નિ:સંદેહ અલ્લાહ મોમિનો સાથે બેહદ ખુશ થયો હતો જ્યારે તેમણે તે વૃક્ષ નીચે વફાદારીની બઅૅત[૭] કરી હતી; ત્યારે મોમિનોના દિલોની હાલતને તે જાણતો હતો જેથી તેણે તેમના ઉપર શાંતિ ઊતારી હતી અને તેમને તાત્કાલિક વિજય અપાવ્યો હતો;

وَمَغَانِمَ كَثِيرَةً يَأْخُذُونَهَا ۗ وَكَانَ اللَّهُ عَزِيزًا حَكِيمًا ﴿٢٠﴾

૨૦. અને તેમાં હસ્તગત થનારો માલેગનીમત પણ (અપાવ્યો). અને અલ્લાહ સર્વ સમર્થ છે, હિકમતવાળો છે.

وَعَدَكُمُ اللَّهُ مَغَانِمَ كَثِيرَةً تَأْخُذُونَهَا فَعَجَّلَ لَكُمْ هَٰذِهِ وَكَفَّ أَيْدِيَ النَّاسِ عَنْكُمْ وَلِتَكُونَ آيَةً لِلْمُؤْمِنِينَ وَيَهْدِيَكُمْ صِرَاطًا مُسْتَقِيمًا ﴿٢١﴾

૨૧. અને અલ્લાહે તમને (બીજી) ઘણી ગનીમતોનો[૮] વાયદો કર્યો છે જે તમે હસ્તગત કરશો, અને તેણે તમને આ તાત્કાલિક સફળતા આપી છે અને તમારી તરફ લોકોના હાથ ઉઠતા રોકી[૯] દીધા છે, કે મોમિનો માટે તે એક નિશાન બને અને તે તમને સીધી રાહ ઉપર ચલાવે.

وَأُخْرَىٰ لَمْ تَقْدِرُوا عَلَيْهَا قَدْ أَحَاطَ اللَّهُ بِهَا ۚ وَكَانَ اللَّهُ عَلَىٰ كُلِّ شَيْءٍ قَدِيرًا ﴿٢٢﴾

૨૨. અને એક બીજી (સફળતા) છે જેને તમે હજી મેળવી નથી (પરંતુ) તે અલ્લાહના કાબૂમાં છે અને અલ્લાહ પ્રત્યેક વસ્તુ ઉપર કાબૂ ધરાવે છે.

وَلَوْ قَاتَلَكُمُ الَّذِينَ كَفَرُوا لَوَلَّوُا الْأَدْبَارَ ثُمَّ لَا يَجِدُونَ وَلِيًّا وَلَا نَصِيرًا ﴿٢٣﴾

૨૩. અને જો કાફરો તારી સાથે લડયા હોત તો નિ:સંદેહ તેઓ પીઠ ફેરવી ભાગી ગયા હોત; બેશક તેમને ન તો કોઈ બચાવનાર મળત, ન કોઈ મદદગાર મળત.

سُنَّةَ اللَّهِ الَّتِي قَدْ خَلَتْ مِنْ قَبْلُ ۖ وَلَنْ تَجِدَ لِسُنَّةِ اللَّهِ تَبْدِيلًا ﴿٢٤﴾

૨૪. આ અલ્લાહનો નિયમ છે જે પહેલાથી ચાલતો આવે છે અને તું અલ્લાહના નિયમોને બદલતા નહિ જુએ.

وَهُوَ الَّذِي كَفَّ أَيْدِيَهُمْ عَنْكُمْ وَأَيْدِيَكُمْ عَنْهُمْ بِبَطْنِ مَكَّةَ مِنْ بَعْدِ أَنْ أَظْفَرَكُمْ عَلَيْهِمْ ۚ وَكَانَ اللَّهُ بِمَا تَعْمَلُونَ بَصِيرًا ﴿٢٥﴾

૨૫. અને તે અલ્લાહ જ હતો જેણે મક્કાની ખીણમાં કાફરો ઉપર તમને ફતેહ આપ્યા બાદ તેમના હાથ તમારાથી અને તમારા હાથ તેમનાથી રોકી લીધા હતા. અને તમે જે કરો છો, તેને અલ્લાહ જોઈ રહ્યો છે.

---

૭. આ બઅૅત શપથની વિધિ હુદૈબીયાહમાં બાવળના વૃક્ષ નીચે થઈ હતી જ્યારે હઝરત ઉસ્માન (રદી)ના કતલની અફવા ઊડી હતી જે એક એલચીની હેસીયતથી કુરેશો પાસે સુલેહનો પયગામ લઈને ગયા હતા.

૮. 'પુષ્કળ માલેગનીમત'નું સૂચન ખએબરની જંગમાં મુસ્લિમોને હસ્તગત થએલા માલ તરફ છે.

૯. 'હુદૈબીયાહના સુલેહનામા પછી અથડામણો બંધ થવા પામી અને એક સમય સુધી અમનના પરિણામે તબ્લીગ (પ્રચાર)ની અસરથી અરબ લોકો મોટી સંખ્યામાં ઈસ્લામમાં દાખલ થયા હતા.

هُمُ الَّذِيْنَ كَفَرُوْا وَصَدُّوْكُمْ عَنِ الْمَسْجِدِ الْحَرَامِ وَالْهَدْيَ مَعْكُوْفًا اَنْ يَّبْلُغَ مَحِلَّهٗ ؕ وَلَوْلَا رِجَالٌ مُّؤْمِنُوْنَ وَ نِسَآءٌ مُّؤْمِنٰتٌ لَّمْ تَعْلَمُوْهُمْ اَنْ تَطَـُٔوْهُمْ فَتُصِيْبَكُمْ مِّنْهُمْ مَّعَرَّةٌ ۢ بِغَيْرِ عِلْمٍ ۚ لِيُدْخِلَ اللّٰهُ فِيْ رَحْمَتِهٖ مَنْ يَّشَآءُ ۚ لَوْ تَزَيَّلُوْا لَعَذَّبْنَا الَّذِيْنَ كَفَرُوْا مِنْهُمْ عَذَابًا اَلِيْمًا ﴿٢٦﴾

૨૬. આ'જ લોકો હતા જેમણે કુફ્ર કર્યું અને તમને મસ્જિદે હરામ (પવિત્ર મસ્જિદ)થી અટકાવ્યા હતા, અને પશુઓને તેમની કુરબાનીની જગ્યાએ પહોંચવાથી રોકયા હતા. અને મક્કામાં રહેનારા મોમિન પુરુષો તથા સ્ત્રીઓ, જેમની તમને ખબર ન હતી, તેમને અજાણતામાં કચડી[૧૦] નાખવાનો દોષ તમારા ઉપર આવી પડવાનો જો ભય ન હોત તો (તે અવશ્ય લડવાનો હુકમ આપત, પરંતુ તેણે એવું કર્યું નહિ કે જેથી) તે જેને ચાહે પોતાની રહેમતમાં દાખલ કરી લે, જો તેઓ (કાફરોથી) સાવ જૂદા પડી ગયા હોત તો અલ્લાહ કાફરોને દર્દનાક અઝાબની શિક્ષા આપત.

اِذْ جَعَلَ الَّذِيْنَ كَفَرُوْا فِيْ قُلُوْبِهِمُ الْحَمِيَّةَ حَمِيَّةَ الْجَاهِلِيَّةِ فَاَنْزَلَ اللّٰهُ سَكِيْنَتَهٗ عَلٰى رَسُوْلِهٖ وَ عَلَى الْمُؤْمِنِيْنَ وَ اَلْزَمَهُمْ كَلِمَةَ التَّقْوٰى وَكَانُوْا اَحَقَّ بِهَا وَ اَهْلَهَا ؕ وَكَانَ اللّٰهُ بِكُلِّ شَيْءٍ عَلِيْمًا ﴿٢٧﴾ ع

૨૭. જ્યારે કાફરોએ પોતાના દિલોમાં અજ્ઞાનતાના[૧૧] સમયના હઠાગ્રહને પનાહ આપી ત્યારે અલ્લાહે પોતાના રસૂલ તથા મોમિનો ઉપર પોતાની શાંતિ ઊતારી અને તેમને પરહેઝગારીના રાહો ઉપર કાયમ રાખ્યા જેના તે પૂરેપૂરા હક્કદાર હતા અને લાયક પણ હતા. બેશક અલ્લાહ સર્વ વસ્તુઓનો જાણનારો છે. (રુકૂઅ-૪)

لَقَدْ صَدَقَ اللّٰهُ رَسُوْلَهُ الرُّءْيَا بِالْحَقِّ ۚ لَتَدْخُلُنَّ الْمَسْجِدَ الْحَرَامَ اِنْ شَآءَ اللّٰهُ اٰمِنِيْنَ ۙ مُحَلِّقِيْنَ

૨૮. બેશક અલ્લાહે પોતાના રસૂલને સાચું[૧૨] સ્વપ્ન દેખાડયું હતું કે તમે માથા મૂંડાવી (અને કેટલાકો) વાળા ટૂંકા કરાવી મસ્જિદે-હરામમાં

૧૦. મક્કાવાળાઓ સાથે લડાઈની પરિસ્થિતિમાં મક્કામાં રહેતા અસંખ્ય મુસ્લિમોનો અજાણતામાં મુસ્લિમ લશ્કરોના હાથે હણાઈ કે પાયમાલ થવાનો ડર હતો.

૧૧. અજ્ઞાન તથા મગરૂર મક્કાવાસીઓએ મુસ્લિમોને ઉમરાહ ન કરવા દેવાની હઠ કરી અને પોતાના લાભનીજ તમામ શરતો લખાવવાનો આગ્રહ રાખ્યો, છતાં પણ આંહઝરત સ.અ.સ.ના સાથીઓએ પોતાના પ્યારા આકાની આજ્ઞાને માન આપ્યું અને શાંતિ જાળવી રાખી, ત્યારે અલ્લાહ તરફથી તેમના ઉપર સંતોષ ઊતર્યો હતો.

૧૨. આ આયતમાં જણાવ્યા પ્રમાણે અલ્લાહે આંહઝરત સ.અ.સ.ને સ્વપ્ન દેખાડયું હતું કે આપ કા'બાનો તવાફ ફરમાવી રહ્યા હતા જેના આધારે આપ ઉમરાહ (હજ સિવાયના દિવસોમાં પવિત્ર સ્થળોની ઝીયારત) કરવા મક્કા ભણી રવાના થયા હતા. જો કે કુરેશોએ તેમને મક્કામાં ઉમરાહ કરવાથી રોકી દીધા હતા, પરંતુ મક્કામાં નજીકના ભવિષ્યમાં દાખલ થવાની પ્રથામિક મંઝિલનો પાયો અહીંજ નાખવામાં આવ્યો હતો, બાદમાં મુસ્લિમોને હમેશાં માટે મક્કા ઉપર અધિકાર મળ્યો હતો. આ મહત્વની સફળતા સિવાય એક બીજી બાબત પણ સ્પષ્ટ થાય છે કે અલ્લાહના મહાન નબીઓને પણ પોતાના સ્વપ્નોની તા'બીર વિશે સમજફેર થઈ શકે છે જેમ આંહઝરત સ.અ.સ.ને મક્કામાં દાખલ થવાની બાબતમાં સમજફેર થઈ હતી.

مُرُءُوسَكُمْ وَمُقَصِّرِيْنَ لَا تَخَافُوْنَ فَعَلِمَ مَا لَمْ تَعْلَمُوْا فَجَعَلَ مِنْ دُوْنِ ذٰلِكَ فَتْحًا قَرِيْبًا ﴿٢٧﴾

هُوَ الَّذِيْٓ اَرْسَلَ رَسُوْلَهٗ بِالْهُدٰى وَدِيْنِ الْحَقِّ لِيُظْهِرَهٗ عَلَى الدِّيْنِ كُلِّهٖ ۭ وَكَفٰى بِاللّٰهِ شَهِيْدًا ﴿٢٨﴾

مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ ۭ وَالَّذِيْنَ مَعَهٗٓ اَشِدَّاۗءُ عَلَي الْكُفَّارِ رُحَمَاۗءُ بَيْنَهُمْ تَرٰىهُمْ رُكَّعًا سُجَّدًا يَّبْتَغُوْنَ فَضْلًا مِّنَ اللّٰهِ وَرِضْوَانًا ۡ سِيْمَاهُمْ فِيْ وُجُوْهِهِمْ مِّنْ اَثَرِ السُّجُوْدِ ۭ ذٰلِكَ مَثَلُهُمْ فِي التَّوْرٰىةِ ٻ وَمَثَلُهُمْ فِي الْاِنْجِيْلِ ۾ كَزَرْعٍ اَخْرَجَ شَطْــــَٔهٗ فَاٰزَرَهٗ فَاسْتَغْلَظَ فَاسْتَوٰى عَلٰي سُوْقِهٖ يُعْجِبُ الزُّرَّاعَ لِيَغِيْظَ بِهِمُ الْكُفَّارَ ۭ وَعَدَ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ مِنْهُمْ مَّغْفِرَةً وَّاَجْرًا عَظِيْمًا ﴿٢٩﴾

અવશ્ય દાખલ થશો, તમને કોઈ ભય નહિ હોય. તે જે વાત[૧૩] જાણતો હતો તમે તે જાણતા ન હતા. હકીકતમાં તેણે નજીકમાં તમારા માટે બીજી એક ફતેહ નિર્માણ કરી હતી.

૨૯. તે એ'જ છે જેણે પોતાના રસૂલને હિદાયત તથા સાચો દીન આપી મોકલાવ્યો, કે જેથી તેને તમામ મઝહબો ઉપર ગાલીબ કરે.અને સચ્ચાઈની સાક્ષી માટે તો અલ્લાહજ પૂરતો છે.

૩૦. મુહમ્મદ અલ્લાહનો રસૂલ છે, અને જે લોકો તેના સાથી છે તેઓ કાફરો ઉપર ભારી છે. પરંતુ તેઓ અંદરોઅંદર એકબીજાની સાથે બહુજ લાગણી રાખે છે. તું જુએ છે કે તેઓ (નમાઝમાં) રુકૂઅ તથા સિજદો કરી અલ્લાહની ખુશનૂદી તથા તેના ફઝલોની સાધના કરે છે. તેમના ચહેરા ઉપર પડેલા જે નિશાન તને દેખાય છે તે (નિશાન) સિજદા કરવાના લીધે પડેલા છે. તૌરાતમાં પણ તેમનું આવુંજ વર્ણન કરવામાં આવ્યું છે અને ઈન્જીલમાં તેમની સરખામણી ખેતીના (એવા) બીજ સાથે કરવામાં આવી છે, જે કુંપણ કાઢ્યા પછી તે (કુંપણ)ને મજબૂત કરે છે. પછી તે ખેતી મોટી થઈ પોતાના થડ ઉપર ઊભી થઈ જાય છે. ત્યારે તે ખેડૂતોને આશ્ચર્ય સાથે આનંદ આપે છે અને કાફરો (ના દિલો)ને જલાવે છે. જે લોકો ઈમાન લાવીને નેક કામો કરે છે તેમને અલ્લાહે ક્ષમા તથા ભવ્ય બદલાનો વાયદો આપ્યો છે. (રુકૂઅ-૪)

---

૧૩. તમામ મઝહબો ઉપર ઈસ્લામની ફતેહ.

سُورَةُ الْحُجُرَاتِ مَدَنِيَّةٌ (٤٩)

## અલ-હુજુરાત

બِسْمِ اللَّهِ الرَّحْمَٰنِ الرَّحِيمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا لَا تُقَدِّمُوا بَيْنَ يَدَيِ اللَّهِ وَرَسُولِهِ ۖ وَاتَّقُوا اللَّهَ ۚ إِنَّ اللَّهَ سَمِيعٌ عَلِيمٌ ②

૨. હે ઈમાન લાવનારાઓ! અલ્લાહ અને તેના રસૂલની હાજરીમાં આગળ[૧] આગળ ન થાઓ અને અલ્લાહથી ડરો, બેશક અલ્લાહ સર્વ સાંભળનરો છે અને જાણનારો છે.

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا لَا تَرْفَعُوا أَصْوَاتَكُمْ فَوْقَ صَوْتِ النَّبِيِّ وَلَا تَجْهَرُوا لَهُ بِالْقَوْلِ كَجَهْرِ بَعْضِكُمْ لِبَعْضٍ أَنْ تَحْبَطَ أَعْمَالُكُمْ وَأَنْتُمْ لَا تَشْعُرُونَ ③

૩. હે ઈમાન લાવનારાઓ, નબીના અવાજથી[૨] ઊંચા અવાજે ન બોલો જેવી રીતે તમે એકબીજા સાથે બોલો છો, ક્યાંક એવું ન બને કે તમારા સઘળાં કર્મો નષ્ટ થઈ જાય, અને તમને ભાન પણ ન રહે.

إِنَّ الَّذِينَ يَغُضُّونَ أَصْوَاتَهُمْ عِنْدَ رَسُولِ اللَّهِ أُولَٰئِكَ الَّذِينَ امْتَحَنَ اللَّهُ قُلُوبَهُمْ لِلتَّقْوَىٰ ۚ لَهُمْ مَغْفِرَةٌ وَأَجْرٌ عَظِيمٌ ④

૪. બેશક, જે લોકો અલ્લાહના રસૂલની હાજરીમાં ધીમેથી વાત કરે છે તેમના હૃદયને અલ્લાહે પરહેઝગારી માટે પાક કર્યા છે. તેમના માટે ક્ષમા અને ભવ્ય બદલો છે.

إِنَّ الَّذِينَ يُنَادُونَكَ مِنْ وَرَاءِ الْحُجُرَاتِ أَكْثَرُهُمْ لَا يَعْقِلُونَ ⑤

૫. જે લોકો તારા રહેઠાણના બહારથી[૩] તને (ઊંચે સાદે) પુકારે છે તેઓમાંના ઘણા નાદાન છે.

وَلَوْ أَنَّهُمْ صَبَرُوا حَتَّىٰ تَخْرُجَ إِلَيْهِمْ لَكَانَ خَيْرًا لَهُمْ ۚ وَاللَّهُ غَفُورٌ رَحِيمٌ ⑥

૬. અને જો તેમણે તારા બહાર આવતા સુધી ધીરજ ધરી હોત તો તે તેમના માટે બેહતર હતું. પરંતુ અલ્લાહ દરગુઝર કરનારો છે, દયાળુ છે.

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا إِنْ جَاءَكُمْ فَاسِقٌ بِنَبَإٍ فَتَبَيَّنُوا أَنْ تُصِيبُوا قَوْمًا بِجَهَالَةٍ فَتُصْبِحُوا عَلَىٰ مَا فَعَلْتُمْ نَادِمِينَ ⑦

૭. હે ઈમાન લાવનારાઓ! જો કોઈ બદકાર તમારી પાસે સમાચાર લઈને આવે તો પૂરતી તપાસ કરી લો. એવું ન બને કે અજાણતામાં કોમને નુકસાન પહોંચે અને પાછળથી પોતાના કર્યા ઉપર તમને પસ્તાવું પડે.[૪]

---

૧. આંહઝરત સ.અ.સ.ની માન મર્યાદા તેમજ તેમના મર્તબાને સભ્યતા તથા વફાદારી સાથે જાળવી રાખવાનો મોમિનોને અહીં હુકમ આપવામાં આવ્યો છે.

૨. મંદ સ્વરે, નમ્રતાપૂર્વક, આદરભાવથી સંબોધન કરો.

૩. ઘરનાં બહારથી ઘાંટો પાડી બોલાવનાર આંહઝરત સ.અ.સ.ને અયોગ્ય તકલીફ આપવા ઉપરાંત પોતાની મૂર્ખતા તથા અસભ્યતાનું પ્રદર્શન કરે છે.

૪. કોઈ પણ ખબર અથવા કોઈની અંગત બાબતની ચર્ચાઓ વિશે કોઈ પણ પગલું લીધા પહેલાં તે બાબતમાં પૂરતી તપાસ કરી ખાતરી કરી લેવી જોઈએ.

وَاعْلَمُوٓا اَنَّ فِيكُمْ رَسُولَ اللّٰهِ ؕ لَوْ يُطِيعُكُمْ فِى كَثِيرٍ مِّنَ الْاَمْرِ لَعَنِتُّمْ وَلٰكِنَّ اللّٰهَ حَبَّبَ اِلَيْكُمُ الْاِيمَانَ وَزَيَّنَهٗ فِى قُلُوبِكُمْ وَكَرَّهَ اِلَيْكُمُ الْكُفْرَ وَالْفُسُوقَ وَالْعِصْيَانَ ؕ اُولٰٓئِكَ هُمُ الرّٰشِدُونَ ⑧

૮. અને જાણી લો કે તમારી વચ્ચે અલ્લાહનો રસૂલ મોજૂદ છે; જો તે સઘળી બાબતોમાં તમારા કહ્યા પ્રમાણે ચાલશે તો તમેજ મુશ્કેલીમાં[5] આવી પડશો. પરંતુ અલ્લાહે ઈમાન પ્રત્યે તમારો પ્રેમ જગાવ્યો છે અને તમારાઅંત:કરણમાં તેનું આકર્ષણ પેદા કર્યું છે અને કુફ્ર, બદકારી તેમજ નાફરમાની પ્રત્યે તમારા દિલોમાં નફરત જગાવી છે. બેશક આવા લોકોજ સન્માર્ગે ચાલનારા છે.

فَضْلًا مِّنَ اللّٰهِ وَنِعْمَةً ؕ وَاللّٰهُ عَلِيمٌ حَكِيمٌ ⑨

૯. આ અલ્લાહની કૃપા તથા ઉપકાર થકીજ (સંભવિત) છે. બેશક, અલ્લાહ સર્વજ્ઞ છે, હિકમતવાળો છે.

وَاِنْ طَآئِفَتٰنِ مِنَ الْمُؤْمِنِينَ اقْتَتَلُوا فَاَصْلِحُوا بَيْنَهُمَا ۚ فَاِنْۢ بَغَتْ اِحْدٰىهُمَا عَلَى الْاُخْرٰى فَقَاتِلُوا الَّتِى تَبْغِى حَتّٰى تَفِىٓءَ اِلٰٓى اَمْرِ اللّٰهِ ۚ فَاِنْ فَآءَتْ فَاَصْلِحُوا بَيْنَهُمَا بِالْعَدْلِ وَاَقْسِطُوا ؕ اِنَّ اللّٰهَ يُحِبُّ الْمُقْسِطِينَ ⑩

૧૦. અને જો મોમિનોના બે પક્ષો અંદરોઅંદર લડી પડે તો તેમની વચ્ચે સમાધાન કરાવો; ત્યારબાદ જો એક પક્ષ બીજા ઉપર અતિરેક કરે તો તે દોષિત પક્ષ સાથે લડો, જ્યાં સુધી કે તે અલ્લાહના હુકમ તરફ રજૂ થાય. પછી જો તે પાછા વળે તે તેમની વચ્ચે ઈન્સાફપૂર્વક સમાધાન કરાવી દો, અને ઈન્સાફથી વર્તો. ખરેખર, અલ્લાહ ઈન્સાફ કરનારાઓને પસંદ કરે છે.

اِنَّمَا الْمُؤْمِنُونَ اِخْوَةٌ فَاَصْلِحُوا بَيْنَ اَخَوَيْكُمْ وَاتَّقُوا اللّٰهَ لَعَلَّكُمْ تُرْحَمُونَ ⑪ ع

૧૧. મોમિનો સૌ આપસમાં ભાઈ ભાઈ છે, માટે તમે પોતાના ભાઈઓ વચ્ચે સમાધાન[6] કરાવતા રહો, અને અલ્લાહથી ડરતા રહો જેથી તમારા ઉપર રહેમ કરવામાં આવે. (રુકૂઅ-૧)

يٰٓاَيُّهَا الَّذِينَ اٰمَنُوا لَا يَسْخَرْ قَوْمٌ مِّنْ قَوْمٍ عَسٰٓى اَنْ يَّكُونُوا خَيْرًا مِّنْهُمْ وَلَا نِسَآءٌ مِّنْ نِّسَآءٍ عَسٰٓى اَنْ يَّكُنَّ خَيْرًا مِّنْهُنَّ ۚ وَلَا تَلْمِزُوٓا اَنْفُسَكُمْ وَلَا

૧૨. હે ઈમાન લાવનારાઓ! કોઈ એક કોમે બીજી કોમનું હાસ્ય ન ઉડાવવું જોઈએ, કે કદાચ તેઓ તેમનાથી બેહતર હોય. અને પરસ્પર મેણાં-તાના ન મારો, ન એકબીજાને ઉપનામોથી[7] બોલાવો. ઈમાન

૫. સંજોગો પ્રમાણે અન્ય લોકોની સલાહ લીધી હોય તો તે સલાહને માન્ય રાખવાનો કે ન રાખવાનો રસૂલને પૂરો હક્ક છે કારણ કે રસૂલને અલ્લાહ તરફથી માર્ગદર્શન મળતું રહે છે. તેમજ મોમિનોની ભલાઈ તથા તેમની સલામતી પણ રસૂલની જવાબદારી છે.

૬. આ આયતમાં ઈસ્લામી ભાઈચારા ઉપર બહુજ ભાર દેવામાં આવ્યો છે. જો કોઈ બે પક્ષમાં મતભેદ ઊભો થાય તો મોમિનો ઉપર તેમની વચ્ચે ન્યાયપૂર્વક સમાધાન કરાવવાનું ફરજ કરવામાં આવ્યું છે.

૭. ઈસ્લામમાં ટપકાઓ, મેણાં વગેરેના પ્રયોગો કરવા ઉપર સખત મનાઈ કરવામાં આવી છે. કોઈની કુદરતી અશકિત અથવા શારીરિક ખોડખાંપણના આધારે તેનું નામ પાડવું, રોઝગાર ધંધા ઉપરથી નામ પાડવા, અથવા ઉપનામ કે મશ્કરીરૂપ વિશેષણોના સંબોધનો કરવાની મનાઈ છે. દાખલા તરીકે જેનો એક પગ ભાંગી ગયો હોય તેને લંગડો કહી પજવવો અથવા જેની એક આંખ ફૂટી ગઈ હોય તેને કાણો

تَنَابَزُوْا بِالْاَلْقَابِ ۭ بِئْسَ الِاسْمُ الْفُسُوْقُ بَعْدَ الْاِيْمَانِ ۚ وَمَنْ لَّمْ يَتُبْ فَاُولٰۗىِٕكَ هُمُ الظّٰلِمُوْنَ ⑪

લાવ્યા પછી આવું કરવું અસભ્યતા છે; માટે જે તૌબા નહિ કરે તેઓ ઝુલ્મ કરનારા છે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اجْتَنِبُوْا كَثِيْرًا مِّنَ الظَّنِّ ۡ اِنَّ بَعْضَ الظَّنِّ اِثْمٌ وَّلَا تَجَسَّسُوْا وَلَا يَغْتَبْ بَّعْضُكُمْ بَعْضًا ۭ اَيُحِبُّ اَحَدُكُمْ اَنْ يَّاْكُلَ لَحْمَ اَخِيْهِ مَيْتًا فَكَرِهْتُمُوْهُ ۭ وَاتَّقُوا اللّٰهَ ۭ اِنَّ اللّٰهَ تَوَّابٌ رَّحِيْمٌ ⑫

૧૩. હે ઈમાન લાવનારાઓ! ખોટા તર્કવિતર્કોથી(૮) બચો કારણકે ઘણા તર્કો પાપનું મૂળ છે અને કોઈની અંગત બાબતોની ખોદણી ન કરો, ન એકબીજાની પીઠ પાછળ નિંદા કરો, શું તમારામાંનો કોઈ પોતાના મરણ પામેલા ભાઈનું માંસ ખાવું પસંદ કરશે? બેશક તેવું કરવાથી તમને નફરત થશે. અને અલ્લાહથી ડરતા રહો. ખરેખર અલ્લાહ તૌબા કબૂલ કરનારો છે, દયાળુ છે.

يٰٓاَيُّهَا النَّاسُ اِنَّا خَلَقْنٰكُمْ مِّنْ ذَكَرٍ وَّاُنْثٰى وَجَعَلْنٰكُمْ شُعُوْبًا وَّقَبَاۗىِٕلَ لِتَعَارَفُوْا ۭ اِنَّ اَكْرَمَكُمْ عِنْدَ اللّٰهِ اَتْقٰىكُمْ ۭ اِنَّ اللّٰهَ عَلِيْمٌ خَبِيْرٌ ⑬

૧૪. હે લોકો! અમે તમને એક પુરુષ અને એક સ્ત્રીમાંથી પેદા કર્યા છે; અને અમે તમને જુદી જુદી કોમ તેમ જ તમારા જુદા જુદા કબીલા(૯) બનાવ્યા જેથી તમે એકબીજાને ઓળખી શકો. ખરેજ તમારામાંથી અલ્લાહ પાસે તે'જ વધુ ઈઝઝત પામશે જે તમારામાંથી સૌથી વધુ પરહેઝગાર હશે, ખરેખર અલ્લાહ સર્વજ્ઞ છે, સર્વ જાણનારો છે.

قَالَتِ الْاَعْرَابُ اٰمَنَّا ۭ قُلْ لَّمْ تُؤْمِنُوْا وَلٰكِنْ قُوْلُوْٓا اَسْلَمْنَا وَلَمَّا يَدْخُلِ الْاِيْمَانُ فِيْ قُلُوْبِكُمْ

૧૫. બદૂઓ કહે છે 'અમે ઈમાન લાવ્યા છીએ.' તેમને કહી દે 'તમે ઈમાન નથી લાવ્યા બલ્કે કહો કે

કહેવો, તે સિવાય કોઈ પણ અન્ય અણછાજતા ઉપનામોનો ઉપયોગ કરી બીજાના દિલને દુભવવું અલ્લાહની દ્રષ્ટિમાં નાપસંદ છે.

૮. કોઈના વિશે બદગુમાની કરવી, નિંદા, ચુગલી, કુશંકાઓ કરવી, બોહતાનો તથા હકીકતથી દૂરના તર્કવિતર્કો કરવા, આબરૂ ઉપર હાથ નાખવો, બીજાના જીવનની અંગત બાબતોની જાસૂસી કરવી, છીદ્રો જોવા, નબળાઈઓની જાહેરાત કરવી, મેણા મારવા એવું ભયાનક અને ધૃણાજનક કામ છે જેવું કે એક મુરદાનું માંસ ખાવા બરાબર છે. આ આયતમાં આવા કુલક્ષણોથી દૂર રહેવાનો મુસ્લિમોને હુકમ આપવામાં આવ્યો છે.

૯. સમસ્ત માનવજાતિને અલ્લાહે એકજ અંશમાંથી પેદા કર્યા છે અને સમસ્ત માનવજાતિ એક કુટુંબ છે. કોઈ ઈન્સાનના રંગ, જાતિ, માલ-દૌલત કે સામાજિક માન-મોભાના આધારે ગણના ન કરવી જોઈએ પરંતુ નીતિ-નિયમ, ભલાઈ સદાચરણો વગેરેના ધોરણ ઉપર તથા અલ્લાહ અને તેના બંદાઓના હક્કો તે વ્યક્તિ કેવી રીતે તે અદા કરે છે તે હકીકતના આધારે તેને પરખવો જોઈએ. આંહઝરત સ.અ.સ.એ પોતાની છેલ્લી હજના પ્રસંગે ફરમાવ્યું હતું 'હે ઈન્સાનો, તમારો સૌનો પેદા કરનારો તમારો પૂર્વજ એકજ અલ્લાહ છે. અરબને બીન અરબ ઉપર કોઈ શ્રેષ્ઠતા નથી, ન તો બીન અરબને અરબ ઉપર સારસાઈ છે. ગોરાને, કાળા ઉપર ન કાળાને ગોરા ઉપર, સિવાય કે તે જે અલ્લાહ તથા ઈન્સાન પ્રત્યેની પોતાની ફરજો પૂરી કરે. તમારામાંથી અલ્લાહની દ્રષ્ટિમાં તે'જ ઈઝઝત પામ્યો છે જે સદાચારો કરનારો છે' (બાઈહકી). સારાંશે, અલ્લાહની દ્રષ્ટિમાં સર્વ ઈન્સાનો એક સરખા છે.

وَاِنۡ تُطِيۡعُوا اللّٰهَ وَرَسُوۡلَهٗ لَا يَلِتۡكُمۡ مِّنۡ اَعۡمَالِكُمۡ شَيۡـًٔـا‌ ؕ اِنَّ اللّٰهَ غَفُوۡرٌ رَّحِيۡمٌ ﴿۱۵﴾

અમે ઈસ્લામમમાં (૧૦) દાખલ થયા છીએ.' ઈમાન તો હજુ તમારા દિલોમાં પેઠુંજ નથી. જો તમે અલ્લાહ અને તેના રસૂલના ફરમાનોનું પાલન કરશો તો તે તમારા (સારા) કર્મોના બદલામાંથી કંઈ ઓછું નહિ કરે, ખરેખર અલ્લાહ (બેહદ) ક્ષમાવંત છે, દયાળુ છે.

اِنَّمَا الۡمُؤۡمِنُوۡنَ الَّذِيۡنَ اٰمَنُوۡا بِاللّٰهِ وَرَسُوۡلِهٖ ثُمَّ لَمۡ يَرۡتَابُوۡا وَجٰهَدُوۡا بِاَمۡوَالِهِمۡ وَاَنۡفُسِهِمۡ فِىۡ سَبِيۡلِ اللّٰهِ‌ ؕ اُولٰۤـئِكَ هُمُ الصّٰدِقُوۡنَ ﴿۱۶﴾

૧૬. (વાસ્તવમાં) મોમિન તે'જ છે જે અલ્લાહ તથા તેના રસૂલ ઉપર ઈમાન લાવ્યા, પછી તેઓ કદીપણ શંકા નથી કરતા, અને અલ્લાહની રાહમાં પોતાની જાન તથા પોતાના માલ વડે જીહાદ કરે છે, આ'જ લોકો સાચા છે.

قُلۡ اَتُعَلِّمُوۡنَ اللّٰهَ بِدِيۡنِكُمۡ ؕ وَاللّٰهُ يَعۡلَمُ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الۡاَرۡضِ‌ ؕ وَاللّٰهُ بِكُلِّ شَىۡءٍ عَلِيۡمٌ ﴿۱۷﴾

૧૭. તું કહે 'શું તમે અલ્લાહને તમારી માન્યતાઓ વિશે સમજાવી રહ્યા છો જ્યારે અલ્લાહ તો જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે તેની સંપૂર્ણ માહિતી ધરાવે છે? બેશક, અલ્લાહ પ્રત્યેક વસ્તુનો જાણનારો છે.'

يَمُنُّوۡنَ عَلَيۡكَ اَنۡ اَسۡلَمُوۡا‌ ؕ قُلْ لَّا تَمُنُّوۡا عَلَىَّ اِسۡلَامَكُمۡ‌ ۚ بَلِ اللّٰهُ يَمُنُّ عَلَيۡكُمۡ اَنۡ هَدٰٮكُمۡ لِلۡاِيۡمَانِ اِنۡ كُنۡتُمۡ صٰدِقِيۡنَ ﴿۱۸﴾

૧૮. તેઓ ઈસ્લામ સ્વીકાર કરવાનો તારા ઉપર એહસાન ચડાવે છે. તું કહી દે 'તમારા ઈસ્લામ કબૂલ કરવાને મારા ઉપર ઉપકાર ન સમજો, બલ્કે અલ્લાહે તમારા ઉપર ઉપકાર (૧૧) કર્યો છે કે તેણે તમને ઈમાન તરફ હિદાયત આપી, જો તમે સાચા છો તો.'

اِنَّ اللّٰهَ يَعۡلَمُ غَيۡبَ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ‌ ؕ وَاللّٰهُ بَصِيۡرٌۢ بِمَا تَعۡمَلُوۡنَ ﴿۱۹﴾ ع

૧૯. ખરેખર અલ્લાહ આકાશો તથા પૃથ્વીના રહસ્યોને જાણે છે અને તમે જે કંઈ કરો છો તે સર્વ અલ્લાહ જોઈ રહ્યો છે. (રુકૂઅ-૨)

---

૧૦. અહીં 'ઈસ્લામ' લાવ્યાનો અર્થ 'અમે તમારી તાબેદારીમાં, શરણમાં આવીએ છીએ' એવો નીકળશે. જો આ અર્થ ન લેવામાં આવે તો આ આયતની શરૂમાં જે તેમણે કહ્યું 'અમે ઈમાન લાવ્યા છીએ' તેનો અને ઈસ્લામ લાવ્યાનો એકજ ભાવાર્થ નીકળશે, જોકે આ બન્ને અર્થો, અલગ અલગ છે તેનો ખુલાસો પણ આ'જ આયતમાં કરી દેવામાં આવ્યો છે.

૧૧. અલ્લાહની ને'મતોથી લાભ ઉઠાવનાર અલ્લાહ તથા તેના રસૂલ ઉપર એહસાન નથી કરતો બલ્કે સ્વયં પોતાના જીવ ઉપર એહસાન કરે છે, તે કદીપણ ભૂલવું ન જોઈએ.

سُوْرَةُ قٓ مَكِّيَّةٌ (٥٠) اٰيَاتُهَا — رُكُوْعَاتُهَا

## કાફ

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ — بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

قٓ ۚ وَالْقُرْاٰنِ الْمَجِيْدِ ②

૨. કા'ફ, (૧) આ આદરણીય કુરઆનના સોગંદ!

بَلْ عَجِبُوْٓا اَنْ جَآءَهُمْ مُّنْذِرٌ مِّنْهُمْ فَقَالَ الْكٰفِرُوْنَ هٰذَا شَيْءٌ عَجِيْبٌ ③

૩. આ લોકોને અચરજ થાય છે કે તેમનામાંથી જ એક ચેતવનાર તેમની તરફ આવ્યો છે. અને કાફરો કહે છે 'આ તો બહુજ વિચિત્ર વસ્તુ છે!

ءَاِذَا مِتْنَا وَكُنَّا تُرَابًا ۚ ذٰلِكَ رَجْعٌۢ بَعِيْدٌ ④

૪. 'શું અમે મરણ પામશું અને ધૂળમાં મળી જશું (તો ફરી પાછા સજીવન થશું)? આ ફરીવારનું આવવું તો અસંભવિત છે.'

قَدْ عَلِمْنَا مَا تَنْقُصُ الْاَرْضُ مِنْهُمْ ۚ وَعِنْدَنَا كِتٰبٌ حَفِيْظٌ ⑤

૫. ઝમીન તેમના (શરીરના) કયા ભાગને ઘટાડતી (૨) રહે છે તે અમે જાણીએ છીએ, અને અમારી પાસે એવી કિતાબ છે જેમાં સઘળું સુરક્ષિત છે.

بَلْ كَذَّبُوْا بِالْحَقِّ لَمَّا جَآءَهُمْ فَهُمْ فِيْٓ اَمْرٍ مَّرِيْجٍ ⑥

૬. બલ્કે, તેમની પાસે સત્ય આવી ગયું તો તેમણે તેનો અસ્વીકાર કર્યો, પરિણામે તેઓ ગૂંચવણોમાં અટવાઈ ગયા.

اَفَلَمْ يَنْظُرُوْٓا اِلَى السَّمَآءِ فَوْقَهُمْ كَيْفَ بَنَيْنٰهَا وَزَيَّنّٰهَا وَمَا لَهَا مِنْ فُرُوْجٍ ⑦

૭. શું તેમણે કયારે પણ આકાશ તરફ દ્રષ્ટિ કરીને નથી જોયું કે અમે તેને કેવું (સુંદર) બનાવ્યું છે, અને તેને કેવું શણગાર્યું છે, અને તેમાં કોઈ તરડ નથી રાખી. (3)

---

૧. કા'ફ અર્થાત સર્વ સમર્થ અલ્લાહ.

૨. પાર્થિવ શરીર ધૂળમાં દટાયા પછી ધૂળ સાથે ધૂળ થઈ ધીમે ધીમે નષ્ટ થઈ જાય છે. પરંતુ રૂહ તો સદા જીવંત રહે છે, જેને કર્મો અનુસાર આવનારા જીવનમાં નવું શરીર આપવામાં આવશે. પરંતુ ઝમીન ઈન્સાનના શરીરના જે પણ ભાગને જીર્ણ કરતી રહે છે તે અલ્લાહના જ્ઞાનથી બહાર નથી.

૩. આ આયત તથા તેના બાદની અમુક આયતોમાં સૃષ્ટિના સર્જનોની અજાયબીભરી તથા, અદ્‌ભુત વ્યવસ્થાનું વર્ણન છે. આભ મંડળના અસંખ્ય સુંદર તારાઓ તથા ગ્રહો અને પૃથ્વીમાં વિચરતા અગણ્ય ઈન્સાનો અને વિવિધ પ્રાણીઓ તે, પાલનહારની બેહદ ચિવટભરી કારીગરી અને તેની કાર્યસાધકતાના નમૂના છે.

આવું અનુપમ તથા અલૌકિક આયોજન કરનાર, જેણે ઈન્સાનને સૃષ્ટિનું મહત્વ બનાવ્યું, તે અસીમ શકિતનો માલિક પોતાની ભવ્ય રચનાનું વિસર્જન કરવાનું અને તેને પુનર્સર્જન કરવાનું પણ સામર્થ્ય રાખે છે.

وَالْاَرْضَ مَدَدْنٰهَا وَاَلْقَيْنَا فِيْهَا رَوَاسِيَ وَاَنْۢبَتْنَا فِيْهَا مِنْ كُلِّ زَوْجٍۢ بَهِيْجٍۙ ۝٨

૮. અને ધરતીને અમે પાથરી તેમાં પર્વતો જડી દીધા છે, અને તેમાં અમે વિભિન્ન સુંદર વસ્તુઓ ઉત્પન્ન કરી છે,

تَبْصِرَةً وَّذِكْرٰى لِكُلِّ عَبْدٍ مُّنِيْبٍ ۝٩

૯. જે (અલ્લાહની) બંદગી કરનારાઓની આંખો ઉઘાડનાર અને (અલ્લાહ તરફ) રજૂ થનાર બંદા માટે નસિહત છે.

وَنَزَّلْنَا مِنَ السَّمَآءِ مَآءً مُّبٰرَكًا فَاَنْۢبَتْنَا بِهٖ جَنّٰتٍ وَّحَبَّ الْحَصِيْدِۙ ۝١٠

૧૦. અને અમે આકાશથી બરકતવાળું જળ નિચે વરસાવીએ છીએ જેના વડે અમે બગીચાઓ અને અનાજની ફસલો ઉત્પન્ન કરીએ છીએ,

وَالنَّخْلَ بٰسِقٰتٍ لَّهَا طَلْعٌ نَّضِيْدٌۙ ۝١١

૧૧. અને ખજૂરીના ઊંચા ઝાડો પણ, જેમાં ભરચક ઝૂમખા એકબીજા ઉપરથી લટકી રહ્યા હોય છે,

رِّزْقًا لِّلْعِبَادِۙ وَاَحْيَيْنَا بِهٖ بَلْدَةً مَّيْتًا ؕ كَذٰلِكَ الْخُرُوْجُ ۝١٢

૧૨. જે અમારા બંદાઓનું રીઝક છે, અને તેની દ્વારા અમે મૃત ભૂમિને સજીવન કરીએ છીએ. તેવીજ રીતે (કયામતમાં) ફરી સજીવન થવાનું છે.

كَذَّبَتْ قَبْلَهُمْ قَوْمُ نُوْحٍ وَّاَصْحٰبُ الرَّسِّ وَثَمُوْدُۙ ۝١٣

૧૩. આ લોકોથી પહેલાં નૂહની કોમ તથા કૂવાવાળાઓ[૪] અને સમૂદની કોમ પણ (અમારા રસૂલોને) જૂઠા ઠરાવી ચૂકી છે.

وَعَادٌ وَّفِرْعَوْنُ وَاِخْوَانُ لُوْطٍۙ ۝١٤

૧૪. અને આદની કોમે અને ફિરઔન તથા લૂતના બંધુજનોએ (પણ તેવું જ કર્યું હતું).

وَّاَصْحٰبُ الْاَيْكَةِ وَقَوْمُ تُبَّعٍ ؕ كُلٌّ كَذَّبَ الرُّسُلَ فَحَقَّ وَعِيْدِ ۝١٥

૧૫. અને જંગલવાસીઓએ[૫] અને તુબ્બા (યમન)ની કોમે (પણ) અમારા રસૂલોને ખોટા ઠરાવ્યા હતા જેના પરિણામે તેમના ઉપર મારા ભયંકર અઝાબનો વાયદો પૂરો થઈને રહ્યો હતો.

اَفَعَيِيْنَا بِالْخَلْقِ الْاَوَّلِ ؕ بَلْ هُمْ فِيْ لَبْسٍ مِّنْ خَلْقٍ جَدِيْدٍ ۝١٦

૧૬. તો શું અમે પહેલી વારના સર્જનથી થાકી ગયા છીએ? નહિ, હકીકતમાં આ લોકો નવસર્જન વિશે શંકામાં પડેલા છે. (રુકૂઅ-૧)

وَلَقَدْ خَلَقْنَا الْاِنْسَانَ وَنَعْلَمُ مَا تُوَسْوِسُ بِهٖ نَفْسُهٗ ۖۚ وَنَحْنُ اَقْرَبُ اِلَيْهِ مِنْ حَبْلِ الْوَرِيْدِ ۝١٧

૧૭. અને બેશક અમેજ મનુષ્યને પેદા કર્યો છે અને તેના અંતરમાં ઉદ્ભવતા વિવિધ ભાવોને અમે સારી પેઠે જાણીએ છીએ, બેશક અમે તેની ધોરી નસ (શાહ રગ)થી પણ વધુ નજીક છીએ.

اِذْ يَتَلَقَّى الْمُتَلَقِّيٰنِ عَنِ الْيَمِيْنِ وَعَنِ الشِّمَالِ قَعِيْدٌ ۝١٨

૧૮. જ્યારે બે ફરિશ્તાઓ, એક જમણી તરફ તથા એક ડાબી તરફ બેસી પ્રત્યેક નોંધ લઈ રહ્યા હોય છે,[૬]

---

૪. અસહાબૂલ રસ્સ અર્થાત 'કૂવાવાળા'

૫. હઝરત શોએબ (અ)ને માનનારા જંગલવાસી કહેવાતા હતા.

૬. ઘણા વિવેચકોના અભિપ્રાયમાં જમણી તરફનો ફરિશ્તો સારા કામોની નોંધ કરે છે અને ડાબી

مَا يَلْفِظُ مِنْ قَوْلٍ اِلَّا لَدَيْهِ رَقِيْبٌ عَتِيْدٌ ﴿١٩﴾

૧૯. તેમના મોઢેથી કોઈ પણ એવો શબ્દ નથી નિકળતો કે જે સાક્ષી (ફરિશ્તો) લખી ન લેતો હોય.

وَجَآءَتْ سَكْرَةُ الْمَوْتِ بِالْحَقِّ ذٰلِكَ مَا كُنْتَ مِنْهُ تَحِيْدُ ﴿٢٠﴾

૨૦. અને મૃત્યુની મૂર્છા આવી પહોંચશે (ત્યારે તેને કહેવામાં આવશે) 'શું આ'જ છે જેનાથી તું નાસતો ફરતો હતો?'

وَنُفِخَ فِي الصُّوْرِ ذٰلِكَ يَوْمُ الْوَعِيْدِ ﴿٢١﴾

૨૧. અને ત્યારે સૂર ફુંકવામાં આવશે (અને એલાન થશે) 'આજે (અઝાબના) વાયદાનો દિવસ છે.'

وَجَآءَتْ كُلُّ نَفْسٍ مَّعَهَا سَآئِقٌ وَّ شَهِيْدٌ ﴿٢٢﴾

૨૨. અને દરેક વ્યકિત આગળ આવશે જેની સાથે એક (તેને) ઘસડી લાવનાર હશે અને એક સાક્ષી હશે.

لَقَدْ كُنْتَ فِيْ غَفْلَةٍ مِّنْ هٰذَا فَكَشَفْنَا عَنْكَ غِطَآءَكَ فَبَصَرُكَ الْيَوْمَ حَدِيْدٌ ﴿٢٣﴾

૨૩. (તેને કહેવામાં આવશે) 'બેશક તું આ (પરિણામ)થી ગાફેલ હતો પરંતુ હવે અમે તારી આગળથી પરદો હટાવી દીધો છે, અને આજે તારી દ્રષ્ટિ સતેજ છે.'(૭)

وَقَالَ قَرِيْنُهٗ هٰذَا مَا لَدَيَّ عَتِيْدٌ ﴿٢٤﴾

૨૪. અને તેનો સાથી કહેશે 'આ (તારું આમાલનામું) મારી પાસે તૈયાર છે.'

اَلْقِيَا فِيْ جَهَنَّمَ كُلَّ كَفَّارٍ عَنِيْدٍ ﴿٢٥﴾

૨૫. (હુકમ થશે) 'તમે બન્ને દરેક નાશુકરા સચ્ચાઈના દુશ્મનને જહન્નમમાં ફેંકી દો,

مَّنَّاعٍ لِّلْخَيْرِ مُعْتَدٍ مُّرِيْبٍ ﴿٢٦﴾

૨૬. 'જે ભલાઈને રોકનારો છે, હદ બહાર જનારો છે અને શંકા કરનારો છે,

اِلَّذِيْ جَعَلَ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ فَاَلْقِيٰهُ فِي الْعَذَابِ الشَّدِيْدِ ﴿٢٧﴾

૨૭. 'જે અલ્લાહનો શરીક ઠરાવનારો છે. તમે બન્ને તેને ભયંકર યાતનામાં નાખી દો?'

قَالَ قَرِيْنُهٗ رَبَّنَا مَآ اَطْغَيْتُهٗ وَلٰكِنْ كَانَ فِيْ ضَلٰلٍ بَعِيْدٍ ﴿٢٨﴾

૨૮. ત્યારે તેનો સાથી (શયતાન) કહેશે 'હે મારા પરવરદિગાર મેં તેને ગુમરાહ ન કર્યો હતો. તે સ્વયં પોતેજ ગુમરાહીમાં હદ વટાવી ગયો હતો.'(૯)

---

તરફનો નઠારા કામોની નોંધ લેતો રહે છે. પ્રચલિત માન્યતા પ્રમાણે 'જમણા' શબ્દનો પ્રયોગ ભલાઈઓ તથા શુભ વસ્તુઓ માટે થાય છે અને 'ડાબા'નો પ્રયોગ બૂરાઈઓ માટે થાય છે. કુરઆનના પ્રકરણ-૨૪ આયત-૨૫ અને પ્રકરણ ૩૬ આયત ૬૬ પ્રમાણે ઈન્સાનના હાથ, પગ, જીભ વગેરે શરીરના હર એક અવ્યવ પોતાની સારી નરસી પ્રવૃત્તિઓના સાક્ષી હશે. આ રીતે માનવદેહ સ્વયં પોતે પણ એક વિસ્તૃત નોંધપોથી છે જેમાં દર હિલચાલની નોંધ પોતાની મેળે અંકિત થતી રહે છે.

૭. આવનારા જીવનમાં આંખો ઉપરનો પરદો આપોઆપ ખસી જશે અને તેની સમજશકિત તેજ અને સ્પષ્ટ થઈ જશે. ઈન્સાનને પોતાના કર્મોના પરિણામો સ્પષ્ટ દેખાઈ રહેશે કે દુનિયામાં તે જેને એક કલ્પના સમજતો હતો, તે ખરેખર એક નક્કર હકીકત હતી.

૮. આ 'બન્ને'નું સંબોધન આમાલનો હિસાબ લેનારા ફરિશ્તાઓ તરફ છે.

૯. માનવપ્રકૃતિ પ્રમાણે પોતાના દોષનો જવાબદાર બીજાને ગણવો.

قَالَ لَا تَخْتَصِمُوْا لَدَيَّ وَقَدْ قَدَّمْتُ اِلَيْكُمْ بِالْوَعِيْدِ ﴿٢٩﴾

૨૯. (અલ્લાહ) કહેશે 'તમે મારી સામે દલીલો ન કરો, હું તમને અઝાબની ચેતવણી પહેલજ આપી ચૂકયો હતો.

مَا يُبَدَّلُ الْقَوْلُ لَدَيَّ وَمَآ اَنَا بِظَلَّامٍ لِّلْعَبِيْدِ ﴿٣٠﴾ ع

૩૦. 'મારો કરેલો ફેંસલો બદલી નથી શકતો, અને હું મારા બંદાઓ ઉપર કદીપણ ઝુલ્મ નથી કરતો.' (રુકૂઅ-૨)

يَوْمَ نَقُوْلُ لِجَهَنَّمَ هَلِ امْتَلَاْتِ وَتَقُوْلُ هَلْ مِنْ مَّزِيْدٍ ﴿٣١﴾

૩૧. તે દિવસે અમે જહન્નમને પૂછશું 'શું તું ભરાઈ ગઈ છો? અને તે કહેશે 'શું હજી બીજું કંઈ બાકી છે?'[૧૦]

وَاُزْلِفَتِ الْجَنَّةُ لِلْمُتَّقِيْنَ غَيْرَ بَعِيْدٍ ﴿٣٢﴾

૩૨. અને જન્નતને પરહેઝગારોની નજીક લાવવામાં આવશે, જે (તેમનાથી બિલકુલ) દૂર નહિ હોય.

هٰذَا مَا تُوْعَدُوْنَ لِكُلِّ اَوَّابٍ حَفِيْظٍ ﴿٣٣﴾

૩૩. (તેમને કહેવામાં આવશે) આજ છે જેનો વાયદો દરેક (અલ્લાહ તરફ) રજૂ થનારા અને (પોતાની કરણીઓની) કાળજી રાખનારાને કરવામાં આવ્યો હતો,

مَنْ خَشِيَ الرَّحْمٰنَ بِالْغَيْبِ وَجَآءَ بِقَلْبٍ مُّنِيْبٍ ﴿٣٤﴾

૩૪. 'જે કૃપાવંતને જોયા વગરજ તેનો ડર રાખતો હોય અને ખૂલુસથી (તેની) સામે રજૂ થયો હોય.

اِدْخُلُوْهَا بِسَلٰمٍ ذٰلِكَ يَوْمُ الْخُلُوْدِ ﴿٣٥﴾

૩૫. '(તેમને કહેવામાં આવશે કે) તમે સલામતી સાથે દાખલ થઈ જાઓ, આ સદા કાયમ રહેનારો દિવસ છે.'

لَهُمْ مَّا يَشَآءُوْنَ فِيْهَا وَلَدَيْنَا مَزِيْدٌ ﴿٣٦﴾

૩૬. તેમનું મન જે ચાહશે તે ત્યાં તેમને મળી રહેશે અને અમારી પાસે તેમના માટે અનેકગણું બીજું પણ હશે.[૧૧]

وَكَمْ اَهْلَكْنَا قَبْلَهُمْ مِّنْ قَرْنٍ هُمْ اَشَدُّ مِنْهُمْ بَطْشًا فَنَقَّبُوْا فِى الْبِلَادِ هَلْ مِنْ مَّحِيْصٍ ﴿٣٧﴾

૩૭. અને તેમની પહેલાં અમે ઘણી પેઢીઓને નાબૂદ કરી ચૂકયા છીએ જે આ લોકોથી વધુ બળવાન હતી. (પરંતુ જ્યારે અઝાબ આવ્યો) ત્યારે તેમણે ઝમીનમાં ખૂબ નાસભાગ કરી હતી. શું તેમને કયાં પણ આસરો મળ્યો?

اِنَّ فِيْ ذٰلِكَ لَذِكْرٰى لِمَنْ كَانَ لَهٗ قَلْبٌ اَوْ اَلْقَى السَّمْعَ وَهُوَ شَهِيْدٌ ﴿٣٨﴾

૩૮. આમાં તે વ્યકિત માટે નસિહત છે જેની પાસે હૃદય હોય, અથવા જે કાન ધરે અને ધ્યાન આપે.

---

૧૦. દોઝખનું ગુનાહગારોથી ઠસોઠસ ભરાઈ જવું.

૧૧. અલ્લાહની ને'મતોના ભંડારો તેમની કલ્પનાઓની બહાર હશે.

૩૯. અને ખરેખર આકાશો તથા પૃથ્વી અને તેની વચ્ચે જે કંઈ છે તે સર્વનું અમે છ દિવસોમાં સર્જન કર્યું છે, અને અમને લેશ માત્ર પણ થાક નથી લાગ્યો.

وَ لَقَدْ خَلَقْنَا السَّمٰوٰتِ وَ الْاَرْضَ وَمَا بَيْنَهُمَا فِيْ سِتَّةِ اَيَّامٍ ۖ وَّمَا مَسَّنَا مِنْ لُّغُوْبٍ ﴿٣٨﴾

૪૦. માટે તેમની વાતોને ધીરજથી સહન કર અને સૂર્યોદય પહેલાં અને સૂર્યાસ્ત પહેલાં તારા પાલનહારની બૂલંદ શાનની તા'રીફ કર;

فَاصْبِرْ عَلٰى مَا يَقُوْلُوْنَ وَ سَبِّحْ بِحَمْدِ رَبِّكَ قَبْلَ طُلُوْعِ الشَّمْسِ وَ قَبْلَ الْغُرُوْبِ ﴿٣٩﴾

૪૧. અને રાતના ભાગમાં પણ તેની હમ્દ (સ્તુતિ) કરતો રહે અને તારા સિજદાઓ પછી પણ.

وَ مِنَ الَّيْلِ فَسَبِّحْهُ وَ اَدْبَارَ السُّجُوْدِ ﴿٤٠﴾

૪૨. અને યાદ રાખ, જે દિવસે પુકારનારો નજીકથી પુકારશે,

وَ اسْتَمِعْ يَوْمَ يُنَادِ الْمُنَادِ مِنْ مَّكَانٍ قَرِيْبٍ ﴿٤١﴾

૪૩. તે દિવસે સચ્ચાઈનો બૂલંદ અવાજ તેઓ સાંભળશે, તે (કબ્રમાંથી) નીકળવાનો દિવસ હશે.

يَّوْمَ يَسْمَعُوْنَ الصَّيْحَةَ بِالْحَقِّ ۗ ذٰلِكَ يَوْمُ الْخُرُوْجِ ﴿٤٢﴾

૪૪. ખરેખર, અમેજ જીવન આપનારા છીએ, અને અમેજ મૃત્યુ નીપજાવનારા છીએ, અને (અંતમાં) અમારી જ તરફ સૌને પાછું ફરવાનું છે.

اِنَّا نَحْنُ نُحْيٖ وَ نُمِيْتُ وَ اِلَيْنَا الْمَصِيْرُ ﴿٤٣﴾

૪૫. તે દિવસે મુર્દાઓ ઉપરથી ધરતી ફાટીને ખુલ્લી થતાંજ (તેઓ તેમાંથી નીકળી) દોડતા આવશે, આવી રીતે સૌને એકઠા કરવું અમારા માટે બહુજ સહેલું છે.

يَوْمَ تَشَقَّقُ الْاَرْضُ عَنْهُمْ سِرَاعًا ؕ ذٰلِكَ حَشْرٌ عَلَيْنَا يَسِيْرٌ ﴿٤٤﴾

૪૬. અમે સારી પેઠે જાણીએ છીએ જે તેઓ કહે છે, અને તું તેમના ઉપર બળજબરી કરનાર નથી, માટે તું કુરઆન વડે તેનેજ નસિહત કર જે મારી ચેતવણીથી ડરે છે. (રુકૂઅ - ૩)

نَحْنُ اَعْلَمُ بِمَا يَقُوْلُوْنَ وَ مَاۤ اَنْتَ عَلَيْهِمْ بِجَبَّارٍ ۫ فَذَكِّرْ بِالْقُرْاٰنِ مَنْ يَّخَافُ وَعِيْدِ ﴿٤٥﴾ ع

سُوۡرَةُ الذّٰرِيٰتِ مَكِّيَّةٌ (٥١)

## અલ-ઝારિયાત

૧. અલ્લાહાના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ①

૨. કસમ છે તે (પવન)ની જે વિખેરવું હોય તેને વિખેરે છે.

وَالذّٰرِيٰتِ ذَرۡوًا ②

૩. ફરી, કસમ છે તે (વાદળાઓ)ની જે ભેજથી બોજલ છે.

فَالۡحٰمِلٰتِ وِقۡرًا ③

૪. ફરી કસમ છે તે (વહેણો)ની જે ધીમે ધીમે વહેતા હોય છે.

فَالۡجٰرِيٰتِ يُسۡرًا ④

૫. અને કસમ છે તે (ફરિશ્તાઓ)ની જે હુકમ પ્રમાણે વહેંચણી કરે છે.

فَالۡمُقَسِّمٰتِ اَمۡرًا ⑤

૬. બેશક તમને જે વાયદો આપવામાં આવ્યો છે તે સાચો છે.

اِنَّمَا تُوۡعَدُوۡنَ لَصَادِقٌ ⑥

૭. અને ખરેખર ઈન્સાફ થઈનેજ રહેશે.

وَّاِنَّ الدِّيۡنَ لَوَاقِعٌ ⑦

૮. અને તે માર્ગોથી ભરપૂર આકાશની કસમ છે.

وَالسَّمَآءِ ذَاتِ الۡحُبُكِ ⑧

૯. (કે) ખરેજ તમે તર્કવિતર્કો[૧] કરતા રહો છો.

اِنَّكُمۡ لَفِىۡ قَوۡلٍ مُّخۡتَلِفٍ ⑨

૧૦. (પરંતુ સત્યથી) વિમુખ તો તે'જ થાય છે જે ગુમરાહ થવાનો છે.

يُّؤۡفَكُ عَنۡهُ مَنۡ اُفِكَ ⑩

૧૧. જુઠ્ઠું ઘડનારાઓ ઉપર લા'નત પડે!

قُتِلَ الۡخَرّٰصُوۡنَ ⑪

૧૨. જે (અજ્ઞાનતાના) અંધકારમાં ડૂબી ગયા છે.

الَّذِيۡنَ هُمۡ فِىۡ غَمۡرَةٍ سَاهُوۡنَ ⑫

૧૩. તેઓ પૂછે છે' તે ન્યાયનો દિવસ કયારે આવશે?'

يَسۡـئَلُوۡنَ اَيَّانَ يَوۡمُ الدِّيۡنِ ⑬

૧૪. બેશક, તે દિવસ જ્યારે તેમને આગમાં જલાવવામાં આવશે.

يَوۡمَ هُمۡ عَلَى النَّارِ يُفۡتَنُوۡنَ ⑭

૧૫. (ત્યારે તેમને કહેવામાં આવશે) 'તમારા અઝાબનો સ્વાદ ચાખો, જેની તમે ઉતાવળ કરી રહ્યા હતા.'

ذُوۡقُوۡا فِتۡنَتَكُمۡ ؕ هٰذَا الَّذِىۡ كُنۡتُمۡ بِهٖ تَسۡتَعۡجِلُوۡنَ ⑮

૧૬. (પરંતુ) પરહેઝગારો ખરેખર બગીચાઓ અને ઝરણાં વચ્ચે હશે,

اِنَّ الۡمُتَّقِيۡنَ فِىۡ جَنّٰتٍ وَّعُيُوۡنٍ ⑯

૧૭. તેમનો પરવરદિગાર તેમને જે આપશે તેઓ લેતા રહેશે; કારણ કે તેઓ પ્રથમથીજ સદાચારો કરતા રહ્યા હતા.

اٰخِذِيۡنَ مَاۤ اٰتٰهُمۡ رَبُّهُمۡ ؕ اِنَّهُمۡ كَانُوۡا قَبۡلَ ذٰلِكَ مُحۡسِنِيۡنَ ⑰

---

૧. ગુમરાહ કરવાના આશયથી મતભેદો કરવા.

كَانُوا قَلِيلًا مِّنَ الَّيْلِ مَا يَهْجَعُونَ ﴿١٨﴾

૧૮. તેઓ રાતના ઓછું ઊંઘતા;

وَبِالْأَسْحَارِ هُمْ يَسْتَغْفِرُونَ ﴿١٩﴾

૧૯. અને સૂર્યોદય પહેલાં ક્ષમા માગતા રહેતા.

وَفِي أَمْوَالِهِمْ حَقٌّ لِّلسَّائِلِ وَالْمَحْرُومِ ﴿٢٠﴾

૨૦. અને તેમની મિલકતમાં માગનારા તેમજ ન માગનારાઓનો હિસ્સો હતો.

وَفِي الْأَرْضِ آيَاتٌ لِّلْمُوقِنِينَ ﴿٢١﴾

૨૧. અને યકીન રાખનારાઓ માટે પૃથ્વીમાં ઘણી નિશાનીઓ છે,

وَفِي أَنفُسِكُمْ ۚ أَفَلَا تُبْصِرُونَ ﴿٢٢﴾

૨૨. અને તમારા અસ્તિત્વમાં[2] પણ. છતાં તમે વિચાર નથી કરતા?

وَفِي السَّمَاءِ رِزْقُكُمْ وَمَا تُوعَدُونَ ﴿٢٣﴾

૨૩. અને આકાશમાં તમારી રોઝી છે અને તે (વસ્તુ) પણ છે જેનો તમને વાયદો આપવામાં આવ્યો છે.

فَوَرَبِّ السَّمَاءِ وَالْأَرْضِ إِنَّهُ لَحَقٌّ مِّثْلَ مَا أَنَّكُمْ تَنطِقُونَ ﴿٢٤﴾

૨૪. અને આકાશ તથા ધરતીના પાલનહારના સોગંદ. આ (કુરઆન) એવું જ સત્ય છે જેમકે તમારું બોલવું[3] (સત્ય) છે. (રુકૂઅ-૧)

وقف لازم

هَلْ أَتَاكَ حَدِيثُ ضَيْفِ إِبْرَاهِيمَ الْمُكْرَمِينَ ﴿٢٥﴾

૨૫. શું તને ઈબ્રાહીમના આદરણીય મહેમાનોનો કિસ્સો પહોંચ્યો છે?

إِذْ دَخَلُوا عَلَيْهِ فَقَالُوا سَلَامًا ۖ قَالَ سَلَامٌ قَوْمٌ مُّنكَرُونَ ﴿٢٦﴾

૨૬. જ્યારે તેઓ આવ્યા અને કહ્યું 'સલામતી થાઓ.' ઈબ્રાહીમે કહ્યું 'સલામતી થાઓ (તમારા ઉપર પણ)'. આ લોકો તદ્દન અજનબી હતા.

فَرَاغَ إِلَىٰ أَهْلِهِ فَجَاءَ بِعِجْلٍ سَمِينٍ ﴿٢٧﴾

૨૭. પછી તે પોતાના ઘરમાં ગયો અને (શેકેલો) વાછરડો લઈ આવ્યો,

فَقَرَّبَهُ إِلَيْهِمْ قَالَ أَلَا تَأْكُلُونَ ﴿٢٨﴾

૨૮. અને તેમની સામે ધરી તેણે કહ્યું 'શું તમે ખાશો નહિ?

فَأَوْجَسَ مِنْهُمْ خِيفَةً ۖ قَالُوا لَا تَخَفْ ۖ وَبَشَّرُوهُ بِغُلَامٍ عَلِيمٍ ﴿٢٩﴾

૨૯. અને તેને તેમનાથી ડર લાગ્યો. તેમણે કહ્યું 'ડરીશ નહિ.' અને તેમણે તેને એક મહાજ્ઞાની પુત્રની ખુશખબર આપી.

فَأَقْبَلَتِ امْرَأَتُهُ فِي صَرَّةٍ فَصَكَّتْ وَجْهَهَا وَقَالَتْ عَجُوزٌ عَقِيمٌ ﴿٣٠﴾

૩૦. ત્યારે તેની પત્ની (ઘરમાંથી) બહાર દોડી આવી અને (પોતાના) ગાલો ઉપર હાથ મારતાં બોલી, 'શું ઘરડી વાંઝણી (બાળક જણશે)?'

قَالُوا كَذَٰلِكِ قَالَ رَبُّكِ ۖ إِنَّهُ هُوَ الْحَكِيمُ الْعَلِيمُ ﴿٣١﴾

૩૧. તેમણે કહ્યું 'તારા પરવરદિગારે એમજ ફરમાવ્યું છે, ખરેખર તે હિકમતવાળો છે, સર્વ જાણનારો છે.'

---

૨. તમારું સર્જન અને તમારું અસ્તિત્વ અલ્લાહની કાર્યદક્ષતાનો પૂરાવો છે.

૩. તમારા મોંમાંથી જે શબ્દો નીકળે છે તે હકીકત છે ભ્રમણા નથી તેવીજ રીતે કુરઆન અલ્લાહનું ઉચ્ચારેલું કલામ છે કોઈ ભ્રમણા નથી.

قَالَ فَمَا خَطْبُكُمْ أَيُّهَا الْمُرْسَلُونَ ﴿٣٢﴾
قَالُوٓا إِنَّآ أُرْسِلْنَآ إِلَىٰ قَوْمٍ مُّجْرِمِينَ ﴿٣٣﴾
لِنُرْسِلَ عَلَيْهِمْ حِجَارَةً مِّن طِينٍ ﴿٣٤﴾
مُّسَوَّمَةً عِندَ رَبِّكَ لِلْمُسْرِفِينَ ﴿٣٥﴾

૩૨. (ઈબ્રાહીમે) કહ્યું 'હે ફરિશ્તાઓ, તમારા આવવાનો (મુખ્ય) હેતુ શો છે?

૩૩. તેમણે કહ્યું 'અમને એક ગુનાહગાર કોમ તરફ મોકલાવવામાં આવ્યા છે.

૩૪. 'કે અમે તેમના ઉપર ભીની માટીના ઢેફાં વરસાવીએ.

૩૫. 'તે હદ બહાર જનારાઓ ઉપર, જેમના ઉપર તારા પરવરદિગારે નિશાની [૪] કરી છે?'

فَأَخْرَجْنَا مَن كَانَ فِيهَا مِنَ الْمُؤْمِنِينَ ﴿٣٦﴾
فَمَا وَجَدْنَا فِيهَا غَيْرَ بَيْتٍ مِّنَ الْمُسْلِمِينَ ﴿٣٧﴾
وَتَرَكْنَا فِيهَآ ءَايَةً لِّلَّذِينَ يَخَافُونَ الْعَذَابَ الْأَلِيمَ ﴿٣٨﴾
وَفِي مُوسَىٰٓ إِذْ أَرْسَلْنَٰهُ إِلَىٰ فِرْعَوْنَ بِسُلْطَٰنٍ مُّبِينٍ ﴿٣٩﴾

૩૬. પછી તે વસ્તીમાં જે મોમિનો હતા, તેમને સૌને અમે કાઢી લીધા.

૩૭. અને અમને ત્યાં મુસ્લિમોના એક જ ઘર દેખાયું

૩૮. અને દુ:ખદાયક અઝાબથી ડરનારાઓ માટે અમે તેમાં એક નિશાની છોડી.

૩૯. અને જ્યારે અમે મૂસાને સ્પષ્ટ દલીલો સાથે ફિરઔન પાસે મોકલાવ્યો હતો. તેમાં પણ (એક નસિહત છે).

فَتَوَلَّىٰ بِرُكْنِهِۦ وَقَالَ سَٰحِرٌ أَوْ مَجْنُونٌ ﴿٤٠﴾
فَأَخَذْنَٰهُ وَجُنُودَهُۥ فَنَبَذْنَٰهُمْ فِي الْيَمِّ وَهُوَ مُلِيمٌ ﴿٤١﴾

૪૦. પરંતુ તેણે પોતાની સત્તાના મદમાં મોં ફેરવી જતાં કહ્યું 'આ તો કોઈ જાદુગર છે અથવા દીવાનો છે.'

૪૧. જેથી અમે તેને તથા તેના લશ્કરને પકડી લઈ અને તેમને સમુદ્રમાં ફેંકી દીધા; તેમાં તેનો પોતાનો જ દોષ હતો.

وَفِي عَادٍ إِذْ أَرْسَلْنَا عَلَيْهِمُ الرِّيحَ الْعَقِيمَ ﴿٤٢﴾
مَا تَذَرُ مِن شَيْءٍ أَتَتْ عَلَيْهِ إِلَّا جَعَلَتْهُ كَالرَّمِيمِ ﴿٤٣﴾
وَفِي ثَمُودَ إِذْ قِيلَ لَهُمْ تَمَتَّعُوا حَتَّىٰ حِينٍ ﴿٤٤﴾

૪૨. અને આદ (ની કોમના વિનાશમાં પણ એક નસિહત હતી) જ્યારે અમે તેમના ઉપર હવાનું વિનાશકારી તોફાન મોકલાવ્યું હતું.

૪૩. તે (તુફાન) જેના ઉપર પડતું તેના સડેલાં હાડકાના સિવાય કંઈપણ બાકી ન રહેતું.

૪૪. અને સમૂદ (ની કોમના વિનાશમાં પણ એક નસિહત હતી) જ્યારે તેમને કહેવામાં આવ્યું; 'થોડા સમય માટે મોજ કરી લો!'

---

૪. જે લોકો ગુનાહિત પ્રવૃત્તિઓમાં હદથી બહાર ચાલ્યા ગયા છે. અલ્લાહે તેમને આઝાબ ભોગવવા માટે અંકિત કરી રાખ્યા છે, તેમના ઉપર નિશાની કરી રાખી છે.

૪૫. પરંતુ તેમણે પોતાના સર્જનહારના હુકમની નાફરમાની કરી, જેથી વીજળીની ભયંકર ગર્જનાએ તેમને ઘેરી લીધા અને તેઓ જોતાજ રહી ગયા;

૪૬. અને તેઓ ફરી ઊઠીજ ન શકયા, ન તેઓ પોતાનો બચાવ કરી શકયા.

૪૭. અને (અમે તેમની) પહેલાં નૂહની કોમનો વિનાશ કર્યો હતો, તેઓ બેહદ નાફરમાન લોકો હતા. (રુકૂઅ-૨)

૪૮. અને અમે આકાશને અમારી શકિત વડે બનાવ્યું છે. અને ખરેખર અમારી પાસે અસીમ શકિત છે.

૪૯. અને અમે ધરતીને પાથરી દીધી છે, જુઓ અમે કેવા ઉમ્દગીથી રચનારા છીએ.

૫૦. અને દરેક વસ્તુની [૫] અમે જોડી બનાવી છે કે તમે કદાચ વિચાર કરતા થાઓ.

૫૧. માટે અલ્લાહ તરફ રૂખ કરો, ખરેખર હું તેના તરફથી તમને ચેતવવા આવ્યો છું.

૫૨. અને અલ્લાહનો શરીક કોઈને ન ઠરાવો બેશક હું તો તેના તરફથી આવેલો એક ચેતવનાર છું.

૫૩. જો કે તેમના પહેલાંના લોકો તરફ પણ એવો કોઈ પણ રસૂલ નથી આવ્યો જેને તેમણે એમ ન કહ્યું હોય કે આ તો જાદુગર છે, અથવા દીવાનો છે.

૫૪. શું તેઓ વશંપરંપરા આ જ રીતે વસિયત કરતા આવ્યા છે? બલ્કે તેઓ બધા નાફરમાની કરનારાજ છે.

૫૫. માટે તેમનાથી વિમુખ થઈ જા; અને તારા ઉપર કોઈ દોષ નહિ આવે.

૫૬. અને તું ઉપદેશ આપતો રહે, કારણકે ઉપદેશને જે માનશે તે ખરેખર લાભ ઉઠાવશે.

فَعَتَوْا عَنْ اَمْرِ رَبِّهِمْ فَاَخَذَتْهُمُ الصّٰعِقَةُ وَهُمْ يَنْظُرُوْنَ ﴿٤٤﴾

فَمَا اسْتَطَاعُوْا مِنْ قِيَامٍ وَّمَا كَانُوْا مُنْتَصِرِيْنَ ﴿٤٥﴾

وَقَوْمَ نُوْحٍ مِّنْ قَبْلُ ۭ اِنَّهُمْ كَانُوْا قَوْمًا فٰسِقِيْنَ ﴿٤٦﴾ ع

وَالسَّمَاۗءَ بَنَيْنٰهَا بِاَيْىدٍ وَّاِنَّا لَمُوْسِعُوْنَ ﴿٤٧﴾

وَالْاَرْضَ فَرَشْنٰهَا فَنِعْمَ الْمٰهِدُوْنَ ﴿٤٨﴾

وَمِنْ كُلِّ شَيْءٍ خَلَقْنَا زَوْجَيْنِ لَعَلَّكُمْ تَذَكَّرُوْنَ ﴿٤٩﴾

فَفِرُّوْٓا اِلَى اللّٰهِ ۭ اِنِّىْ لَكُمْ مِّنْهُ نَذِيْرٌ مُّبِيْنٌ ﴿٥٠﴾

وَلَا تَجْعَلُوْا مَعَ اللّٰهِ اِلٰـهًا اٰخَرَ ۭ اِنِّىْ لَكُمْ مِّنْهُ نَذِيْرٌ مُّبِيْنٌ ﴿٥١﴾

كَذٰلِكَ مَآ اَتَى الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ مِّنْ رَّسُوْلٍ اِلَّا قَالُوْا سَاحِرٌ اَوْ مَجْنُوْنٌ ﴿٥٢﴾

اَتَوَاصَوْا بِهٖ ۚ بَلْ هُمْ قَوْمٌ طَاغُوْنَ ﴿٥٣﴾

فَتَوَلَّ عَنْهُمْ فَمَآ اَنْتَ بِمَلُوْمٍ ﴿٥٤﴾

وَّذَكِّرْ فَاِنَّ الذِّكْرٰى تَنْفَعُ الْمُؤْمِنِيْنَ ﴿٥٥﴾

---

૫. અલ્લાહે પ્રત્યેક સર્જનની જોડી પેદા કરી છે. પશુ પ્રાણીઓ, વનસ્પતિ જડ પદાર્થો, બલ્કે રૂહાની વ્યવહારમાં પણ જોડી છે; અલ્લાહની વહી તથા તે વહીને મેળવનાર રૂહ અથવા વ્યકિત (રસૂલ વગેરે) બન્ને ભમિકાઓ મળી એક જોડી બને છે. વહી મેળવવાની લાયકાત ધરાવનારનેજ વહી મળે છે. તેમજ આકાશ તથા ધરતી પણ એક પ્રકારનું જોડું છે.

وَمَا خَلَقْتُ الْجِنَّ وَالْإِنْسَ إِلَّا لِيَعْبُدُونِ ﴿٥٦﴾

૫૭. અને મેં જીન્નો તથા ઈન્સાનોને (નિરર્થક) પેદા નથી કર્યા, પરંતુ એટલા માટે તેઓ મારી ઈબાદત કરે.

مَا أُرِيدُ مِنْهُمْ مِنْ رِزْقٍ وَمَا أُرِيدُ أَنْ يُطْعِمُونِ ﴿٥٧﴾

૫૮. હું તેમની પાસેથી (વળતર) નથી માગી રહ્યો ન તો હું ચાહું છું કે તેઓ મારું[૬] ભરણપોષણ કરે.

إِنَّ اللَّهَ هُوَ الرَّزَّاقُ ذُو الْقُوَّةِ الْمَتِينُ ﴿٥٨﴾

૫૯. બેશક, અલ્લાહ જ છે જે રોઝી આપે છે, તે બેહદ શકિતશાળી છે, સર્વસત્તાધારી છે.

فَإِنَّ لِلَّذِينَ ظَلَمُوا ذَنُوبًا مِثْلَ ذَنُوبِ أَصْحَابِهِمْ فَلَا يَسْتَعْجِلُونِ ﴿٥٩﴾

૬૦. અને જે લોકોએ ઝુલમ કર્યો છે, તેમને ભાગે એવીજ સઝા આવશે જેવી તેમની પહેલાંના લોકોના ભાગમાં આવી હતી; માટે તેઓ મારી પાસે સઝા માટે ઉતાવળ ન કરે.

فَوَيْلٌ لِلَّذِينَ كَفَرُوا مِنْ يَوْمِهِمُ الَّذِي يُوعَدُونَ ﴿٦٠﴾

૬૧. સર્વનાશ થાઓ, તે ઈન્કાર કરનારાઓનો, જેમને તે દિવસનો વાયદો કરવામાં આવ્યો છે.

(રુકૂઅ-૩)

૬. અલ્લાહ સ્વાવલંબી છે, સ્વયંપૂર્ણ છે, કોઈનો મોહતાજ નથી.

سُورَةُ الطُّورِ مَكِّيَّةٌ (٥٢)

## અલ-તૂર

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

وَالطُّوْرِ ②

૨. તૂર (પર્વત)ના સોગંદ[1] છે.

وَكِتٰبٍ مَّسْطُوْرٍ ③

૩. અને તે કિતાબના[2] (સોગંદ છે) જેનું લખાણ,

فِيْ رَقٍّ مَّنْشُوْرٍ ④

૪. ખુલ્લા પાનાઓ ઉપર છે;

وَّالْبَيْتِ الْمَعْمُوْرِ ⑤

૫. અને (તે) આબાદ ઘરના[3] (સોંગંદ),

وَالسَّقْفِ الْمَرْفُوْعِ ⑥

૬. અને (આ) ઊંચા છત્રના (સોગંદ);

وَالْبَحْرِ الْمَسْجُوْرِ ⑦

૭. અને ઊછાળા[4] મારતા સમુદ્રના (સોગંદ);

اِنَّ عَذَابَ رَبِّكَ لَوَاقِعٌ ⑧

૮. (કે) તારા પરવરદિગાર તરફથી અઝાબ આવીનેજ રહેશે;

مَّا لَهٗ مِنْ دَافِعٍ ⑨

૯. જેને કોઈ ટાળી નહિ શકે.

يَّوْمَ تَمُوْرُ السَّمَآءُ مَوْرًا ⑩

૧૦. તે દિવસે આકાશ થરથર કાંપી ઊઠશે.

وَّتَسِيْرُ الْجِبَالُ سَيْرًا ⑪

૧૧. અને પહાડો ઊખડીને ઊડવા માંડશે.

فَوَيْلٌ يَّوْمَئِذٍ لِّلْمُكَذِّبِيْنَ ⑫

૧૨. તે દિવસે સચ્ચાઈનો ઈન્કાર કરનારાઓનો વિનાશ થશે.

૧૩. જે નિરર્થક વાદોમાં રચ્યા પચ્યા રહે છે.

૧૪. તે દિવસે તેમને જહન્નમની આગમાં હોમવામાં આવશે.

---

૧. **'સોગંદ' લેનાર જેના નામે સોગંદ લે છે તેને પોતાના કથનનો સાક્ષી** બનાવે છે. **દાખલા તરીકે** અલ્લાહના સોગંદ લેવાનો અર્થ અલ્લાહને સાક્ષી રાખવાનો હોય છે; કોઈ જડ વસ્તુના સોગંદ લેવાથી તે વસ્તુને અલ્લાહની કુદરતની એક દલીલ તરીકે પેશ કરવાનો હોય છે કે આ વસ્તુનું વજૂદ (અસ્તિત્વ) તેના સર્જનારની શકિતના અસ્તિત્વની દલીલ છે. અને તે સર્વસર્જનહારની કુદરતના નિયમોના આધાર ઉપરજ તે વસ્તુનું વજૂદ છે.

૨. કુરઆન મજીદ અથવા તૌરાત.

૩. 'મૂકદ્દસ (પવિત્ર) ઘર કા'બા'

૪.(અ) કયામતના દિવસનો ચિતાર.

(બ) ઉછાળા મારતા સમુદ્રનું સુચન કદાચ રાતા સમુદ્ર તરફ હોય જેમાં ફિરઔન પોતાના લશ્કર સાથે ડૂબી મૂઓ હતો, અથવા જંગે બદર તરફ પણ હોય જેમાં કુરેશ કબીલાના આગેવાનો માર્યા ગયા હતા જે જંગને 'અલ-બહર' અર્થાત 'સમુદ્ર'ની ઉપમાં આપવામાં આવી હતી. (નીહાયાહ)

الَّذِيْنَ هُمْ فِيْ خَوْضٍ يَّلْعَبُوْنَ ⑫
يَوْمَ يُدَعُّوْنَ اِلٰى نَارِ جَهَنَّمَ دَعًّا ⑬
هٰذِهِ النَّارُ الَّتِيْ كُنْتُمْ بِهَا تُكَذِّبُوْنَ ⑭
اَفَسِحْرٌ هٰذَآ اَمْ اَنْتُمْ لَا تُبْصِرُوْنَ ⑮
اِصْلَوْهَا فَاصْبِرُوْٓا اَوْ لَا تَصْبِرُوْا سَوَآءٌ عَلَيْكُمْ
اِنَّمَا تُجْزَوْنَ مَا كُنْتُمْ تَعْمَلُوْنَ ⑯
اِنَّ الْمُتَّقِيْنَ فِيْ جَنّٰتٍ وَّ نَعِيْمٍ ⑰
فٰكِهِيْنَ بِمَآ اٰتٰىهُمْ رَبُّهُمْ وَوَقٰىهُمْ رَبُّهُمْ
عَذَابَ الْجَحِيْمِ ⑱
كُلُوْا وَاشْرَبُوْا هَنِيْٓـًٔا بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ⑲
مُتَّكِـِٕيْنَ عَلٰى سُرُرٍ مَّصْفُوْفَةٍ وَزَوَّجْنٰهُمْ بِحُوْرٍ
عِيْنٍ ⑳
وَالَّذِيْنَ اٰمَنُوْا وَاتَّبَعَتْهُمْ ذُرِّيَّتُهُمْ بِاِيْمَانٍ
اَلْحَقْنَا بِهِمْ ذُرِّيَّتَهُمْ وَمَآ اَلَتْنٰهُمْ مِّنْ عَمَلِهِمْ
مِّنْ شَيْءٍ كُلُّ امْرِئٍ بِمَا كَسَبَ رَهِيْنٌ ㉑
وَاَمْدَدْنٰهُمْ بِفَاكِهَةٍ وَّلَحْمٍ مِّمَّا يَشْتَهُوْنَ ㉒
يَتَنَازَعُوْنَ فِيْهَا كَاْسًا لَّا لَغْوٌ فِيْهَا وَلَا تَاْثِيْمٌ ㉓

૧૫. (કહેવામાં આવશે) 'આ તે (દોઝખની) આગ [૫] છે જેને તમે ખોટી ઠરાવતા હતા.

૧૬. 'શું, આ કોઈ જાદુ છે, અથવા તમને કંઈ દેખાતું જ નથી?

૧૭. 'હવે તેમાં બળી મરો; અને તમારાથી સહન થાય કે ન થાય, તમારા માટે સરખું જ છે. તમારી કરણીનો જ બદલો તમને આપવામાં આવી રહ્યો છે.'

૧૮. બેશક પરહેઝગારો તો જન્નતો અને ને'મતો વચ્ચે હશે.

૧૯. તેમના પાલનહારે તેમને જે ઈનાયત (અર્પણ) કર્યું હશે તેમાં તેઓ મસ્ત હશે, અને તેમના પાલનહારે તેમને દોઝખની આગથી બચાવી લીધા છે.

૨૦. (તેમને કહેવામાં આવશે) 'તમારી કરણીઓના બદલામાં આનંદથી ખાઓ પીઓ,

૨૧. 'અને હારમાં ગોઠવેલા આસનો ઉપર અઢેલીને બેસો!' અને અમે મોટી (સુંદર) આંખોવાળી હૂરો સાથે તેમને પરણાવશું.

૨૨. અને જે લોકો ઈમાન લઈ આવ્યા છે, અને તેમની ઔલાદ જે તેમના લાવેલા ઈમાન પ્રમાણે અનુસરશે, તેમને અને તેમની ઔલાદને પણ તેમના (દરજ્જાઓમાં) શામિલ કરશું અને તેમની ભલાઈઓના બદલામાં કંઈપણ ઓછું નહિ કરીએ. દરેક ઈન્સાન પોતાની કરણી (ના બદલા) માટે બંધાએલો છે. [૬]

૨૩. અને પુષ્કળ ફળો તથા માંસ, જે કંઈ તેઓ ઈચ્છશે અમે તેમને આપતા રહેશું.

૨૪. તેઓ એકબીજાને પ્યાલાઓ આપી રહ્યા હશે જેમાં ન નાદાનીની, ન પાપની અસર હશે.

---

૫. કયામતના દિવસનો નઝારો.

૬. ઈન્સાનની કરણીઓનો ભલા બૂરા બદલાનો અંદાજ બાંધવો તે પણ કલ્પના શકિતથી બહારની વાત છે. કુરઆને મજીદ સૂ.૩૨ આયત ૧૮માં જણાવ્યા પ્રમાણે 'કોઈ જીવ નથી જાણતો કે તેની ભલાઈઓના બદલાઓમાં મળનારો તેમની આંખોને ઠંડક આપનારો બદલો કયા રૂપમાં હશે'. આંહઝરત સ.અ.સ.એ ફરમાવ્યું છે. 'કોઈ આંખોએ ફિરદૌસની ને'મતો નથી. જોઈ, ન સાંભળી છે અને ન તો ઈન્સાનની અક્કલ તેનો અંદાજ લગાવી શકે છે.' (બુખારી)

وَيَطُوفُ عَلَيْهِمْ غِلْمَانٌ لَّهُمْ كَأَنَّهُمْ لُؤْلُؤٌ مَّكْنُونٌ ﴿٢٥﴾

૨૫. અને હારબંધ યુવાનો હર પળે તેમની તહેનાતમાં હશે, જાણે પટામાં જડાએલા મોતી હોય!

وَأَقْبَلَ بَعْضُهُمْ عَلَىٰ بَعْضٍ يَتَسَاءَلُونَ ﴿٢٦﴾

૨૬. અને તેઓ એકબીજાને સવાલ કરશે.

قَالُوا إِنَّا كُنَّا قَبْلُ فِي أَهْلِنَا مُشْفِقِينَ ﴿٢٧﴾

૨૭. તેઓ કહેશે 'આ પહેલાં આપણા પોતાના ઘરોમાં બેઠા અલ્લાહ (ની નારાઝગી)થી બહુજ ડરતા હતા.

فَمَنَّ اللَّهُ عَلَيْنَا وَوَقَانَا عَذَابَ السَّمُومِ ﴿٢٨﴾

૨૮.'પરંતુ અલ્લાહે આપણા ઉપર ઉપકાર કર્યો અને આપણને ભડકે બળતી આગના અઝાબથી બચાવી લીધા.

إِنَّا كُنَّا مِن قَبْلُ نَدْعُوهُ ۖ إِنَّهُ هُوَ الْبَرُّ الرَّحِيمُ ﴿٢٩﴾

૨૯. 'આપણે પહેલેથી તેનેજ પુકારતા રહ્યા હતા. ખરેખર તે મહાઉપકારી છે, દયાળું છે' (રુકૂઅ-૧.)

فَذَكِّرْ فَمَا أَنتَ بِنِعْمَتِ رَبِّكَ بِكَاهِنٍ وَلَا مَجْنُونٍ ﴿٣٠﴾

૩૦. તું નસિહત કરતો રહે. તારા પરવરદિગારની મહેરબાનીથી તું ન તો નજૂમી (જ્યોતિષ ) છે, ન તું દીવાનો છે.

أَمْ يَقُولُونَ شَاعِرٌ نَّتَرَبَّصُ بِهِ رَيْبَ الْمَنُونِ ﴿٣١﴾

૩૧. શું તેઓ કહે છે કે તે શાએર છે કે જેથી તેના ઉપર જમાનાની આફતો ક્યારે આવી પડે છે, તેની તેઓ રાહ જોઈ રહ્યા છે?(૭)

قُلْ تَرَبَّصُوا فَإِنِّي مَعَكُم مِّنَ الْمُتَرَبِّصِينَ ﴿٣٢﴾

૩૨. તું કહે 'તો રાહ જોતા રહો. હું પણ તમારી સાથે જ રાહ જોનારામાંનો છું.'

أَمْ تَأْمُرُهُمْ أَحْلَامُهُم بِهَٰذَا ۚ أَمْ هُمْ قَوْمٌ طَاغُونَ ﴿٣٣﴾

૩૩. શું આ લોકોની સમજશકિત તેમને આવી પ્રેરણા આપે છે, અથવા શું તેઓ નાફરમાની કરનારા છે?

أَمْ يَقُولُونَ تَقَوَّلَهُ ۚ بَل لَّا يُؤْمِنُونَ ﴿٣٤﴾

૩૪. શું તેઓ એમ કહે છે કે આ (કુરઆન) તેણે ઘડી કાઢયું છે? બલ્કે તેઓ ઈમાન લાવવા ચાહતાજ નથી.

فَلْيَأْتُوا بِحَدِيثٍ مِّثْلِهِ إِن كَانُوا صَادِقِينَ ﴿٣٥﴾

૩૫. જો તેઓ સાચા હોય તો આવું કંઈક કરી બતાવે.(૮)

---

૭. કાફરો આંહઝરત સ.અ.સ. ઉપર તરેહ તરેહના ઈલ્ઝામો (આરોપો) લગાવતા હતા. તેમને કવિ, શાયર અથવા ભવિષ્ય ભાખનારની ઉપમાં આપી કહ્યું કે 'ભોળા માનસના વિશ્વાસ કરનારા લોકોને છેતરનાર દીવાનો બહુજ જલદી પોતાની અવદશાએ આવી પહોંચશે.' પરંતુ તેમની આ નિરર્થક માન્યતાઓનું પરિણામ જાણવા માટે કયામત સુધી તેમને રાહ જોવી ન પડી. અલ્લાહે જલદી આંહઝરત સ.અ.સ. તથા તેમની વચ્ચેના મતભેદોનો ફેંસલો કરી દીધો.

૮. આહઝરત સ.અ.સ. ઉપર કુરઆન ઘડી કાઢવાના આરોપનું આ આયતથી ખંડન કરવામાં આવ્યું છે. જો કાફરોના કહેવા પ્રમાણે તે અલ્લાહ તરફથી નથી ઊતારવામાં આવ્યું અને એક બનાવટી વસ્તુ છે તો તેમને અહીં પડકાર કરવામાં આવ્યો છે કે તેઓ કુરઆનના જેવું કંઈક, જેમાં માનવજાતિની ભલાઈના મહત્વના સવાલો તથા ઉસૂલો (સિદ્ધાંતો)નું મનોહર શૈલીમાં વર્ણન કરવામાં આવ્યું હોય, તે

اَمۡ خُلِقُوۡا مِنۡ غَيۡرِ شَىۡءٍ اَمۡ هُمُ الۡخٰلِقُوۡنَ ؕ ۝٣٦

૩૬. શું કોઈ સર્જક વગર તેઓ આપમેળેજ પેદા થઈ ગયા હતા. અથવા તેમણે સ્વયં પોતાને સર્જ્યા છે?

اَمۡ خَلَقُوا السَّمٰوٰتِ وَالۡاَرۡضَ ۚ بَلۡ لَّا يُوۡقِنُوۡنَ ؕ ۝٣٧

૩૭. શું તેમણે આકાશો તથા પૃથ્વીનું સર્જન કર્યું છે? વાસ્તવમાં તેઓમાં ઈમાનનો અભાવ છે.

اَمۡ عِنۡدَهُمۡ خَزَآٮِٕنُ رَبِّكَ اَمۡ هُمُ الۡمُصَۜيۡطِرُوۡنَ ؕ ۝٣٨

૩૮. શું તારા પરવરદિગારના ખઝાના તેમના અધિકારમાં છે, અથવા તેઓ તેના રક્ષક છે?

اَمۡ لَهُمۡ سُلَّمٌ يَّسۡتَمِعُوۡنَ فِيۡهِ ۚ فَلۡيَاۡتِ مُسۡتَمِعُهُمۡ بِسُلۡطٰنٍ مُّبِيۡنٍ ؕ ۝٣٩

૩૯. શું તેમની પાસ કોઈ નીસરણી [૯] છે કે તેઓ આસમાનમાં ચડી વાતો સાંભળતા હોય? જો તેમ હોય તો તે સાંભળી આવનારાએ સ્પષ્ટ સનદ લાવવી જોઈએ.

اَمۡ لَهُ الۡبَنٰتُ وَلَكُمُ الۡبَنُوۡنَ ؕ ۝٤٠

૪૦. શું અલ્લાહ માટે પુત્રીઓ છે અને તમારા માટે પુત્રો છે? [૧૦]

اَمۡ تَسۡـَٔلُهُمۡ اَجۡرًا فَهُمۡ مِّنۡ مَّغۡرَمٍ مُّثۡقَلُوۡنَ ؕ ۝٤١

૪૧. શું તું તેમની પાસેથી કોઈ વળતર માગી રહ્યો છે. જેના દેવાના ભાર તળે તેઓ દબાઈ ગયા હોય?

اَمۡ عِنۡدَهُمُ الۡغَيۡبُ فَهُمۡ يَكۡتُبُوۡنَ ؕ ۝٤٢

૪૨. શું તેઓ ગએબનું (ગુમનું) ઇલ્મ રાખે છે કે જેની તેઓ નોંધ કરી રાખે છે?

اَمۡ يُرِيۡدُوۡنَ كَيۡدًا ؕ فَالَّذِيۡنَ كَفَرُوۡا هُمُ الۡمَكِيۡدُوۡنَ ؕ ۝٤٣

૪૩. શું તેઓ કાંઈ ફરેબી ચાલો કરવા ચાહે છે? પરંતુ (સચ્ચાઈને) ન માનનારાઓજ પોતાની ચાલોમાં સપડાઈ જવાના છે.

اَمۡ لَهُمۡ اِلٰهٌ غَيۡرُ اللّٰهِ ؕ سُبۡحٰنَ اللّٰهِ عَمَّا يُشۡرِكُوۡنَ ۝٤٤

૪૪. શું અલ્લાહ સિવાય તેમનો કોઈ બીજો મા'બુદ છે? અલ્લાહ તો તેનાથી બેહદ બૂલંદ છે, જેનો શરીક તેઓ તેને ઠરાવે છે.

وَاِنۡ يَّرَوۡا كِسۡفًا مِّنَ السَّمَآءِ سَاقِطًا يَّقُوۡلُوۡا سَحَابٌ مَّرۡكُوۡمٌ ۝٤٥

૪૫. અને જો તેઓ આકાશનો એક ટૂકડો પણ તૂટી પડતો જુએ તો કહેશે કે આ તો ઘણા પડોવાળું વાદળ છે. [૧૧]

---

રજૂ કરે, અથવા તેવુંજ કંઈ રચવામાં તેઓ ચાહે તો બીજા ઈન્સાનો તથા જીન્નોની સંયુકત મદદ લઈને પણ કોશિશ કરી જુએ. કુરઆને મજીદ બહુજ ભારપૂર્વક એવો દાવો કરે છે કે તે અલ્લાહનું પોતાનું કલામ હોવાથી તેવું રચવું ઈન્સાનની શકિતથી બહારની વાત છે.

૯. જો કાફરો કુદરતમાં કોઈ દખલ કરી શકે છે, તો આંહઝરત સ.અ.સ. વિશે અલ્લાહના રસૂલ ન હોવાની દલીલો તેમને રજૂ કરવા દો.

૧૦. કાફરો પુત્રીઓને લા'નત ગણે છે છતાં અલ્લાહને તે સંબંધ આપવાથી તેઓ લજજાતા નથી.

૧૧. કાફરોની બેપરવાઈની આ હદ હોય છે કે જો તેમના ઉપર આકાશ પણ તૂટી પડતું દેખાશે તો તેઓ તેને આસમાની ચેતવણી નહિ પરંતુ અલ્લાહની રહેમત ગણી સ્વયં પોતાને છેતરતા રહેશે.

૪૬. માટે તું તેમને છોડી દે, જ્યાં સુધી કે તે દિવસ આવે જ્યારે તેઓ ભયંકર ગર્જનાથી ઘેરાઈ જવાના છે.

૪૭. તે દિવસે તેમના ફરેબ તેમને કામમાં નહિ આવે, ન તો તેમને કોઈની મદદ મળશે.

૪૮. અને ખરેખર જે લોકો ઝુલમ કરે છે તેમના માટે તે (અઝાબ)થી પહેલા પણ સઝા છે, પરંતુ તેઓમાંના ઘણા બેખબર છે.

૪૯. માટે ધીરજપૂર્વક તારા પરવરદિગારના હુકમની રાહ જો, બેશક તું અમારી નિગરાનીમાં છે; અને જ્યારે તું (નિદ્રામાંથી) જાગે, ત્યારે તારા પાલનહારની હમ્દ સાથે તા'રીફ કરતો રહે.

૫૦. અને રાતના તારાઓ અસ્ત થવાના સમયે પણ તું તેની તસ્બીહ કરતો રહે. (રુકૂઅ-૨)

فَذَرْهُمْ حَتّٰى يُلٰقُوْا يَوْمَهُمُ الَّذِىْ فِيْهِ يُصْعَقُوْنَ ﴿٤٦﴾

يَوْمَ لَا يُغْنِىْ عَنْهُمْ كَيْدُهُمْ شَيْـًٔا وَّلَا هُمْ يُنْصَرُوْنَ ﴿٤٧﴾

وَاِنَّ لِلَّذِيْنَ ظَلَمُوْا عَذَابًا دُوْنَ ذٰلِكَ وَلٰكِنَّ اَكْثَرَهُمْ لَا يَعْلَمُوْنَ ﴿٤٨﴾

وَاصْبِرْ لِحُكْمِ رَبِّكَ فَاِنَّكَ بِاَعْيُنِنَا وَسَبِّحْ بِحَمْدِ رَبِّكَ حِيْنَ تَقُوْمُ ﴿٤٩﴾

وَمِنَ الَّيْلِ فَسَبِّحْهُ وَاِدْبَارَ النُّجُوْمِ ﴿٥٠﴾

سُوْرَةُ النَّجْمِ مَكِّيَّةٌ (٥٣) اٰياتها ٦٢ ركوعاتها ٣

## અલ-નજમ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

وَالنَّجْمِ اِذَا هَوٰى ②

૨. ખરતા તારાના સોગંદ છે.

مَا ضَلَّ صَاحِبُكُمْ وَمَا غَوٰى ③

૩. (કે) તારા સાથીએ કોઈ ભૂલ નથી કરી, ન તો ગુમરાહ થયો છે,

وَمَا يَنْطِقُ عَنِ الْهَوٰى ④

૪. ન તો તે પોતાના મનમાં ઉપજાવી કાઢેલી વાતો કરે છે.

اِنْ هُوَ اِلَّا وَحْيٌ يُّوْحٰى ⑤

૫. તે તો તેના ઉપર ઊતારવામાં આવેલી વહી છે.

عَلَّمَهٗ شَدِيْدُ الْقُوٰى ⑥

૬. મહાશકિત(શાળી) એ જે તેને શીખવાળ્યું છે,

ذُوْ مِرَّةٍ فَاسْتَوٰى ⑦

૭. તે સર્વસત્તાધારીએ (અર્શ ઉપર) પોતાને કાયમ કર્યો.

وَهُوَ بِالْاُفُقِ الْاَعْلٰى ⑧

૮. અને જ્યારે તે ઊંચાણોમાં હતો ત્યારે (તેણે પોતાનો કલામ ઊતાર્યો),

ثُمَّ دَنَا فَتَدَلّٰى ⑨

૯. જ્યારે તે (રસૂલ અલ્લાહની) નજીક આવ્યો, ત્યારે (અલ્લાહ) તેની વધુ નજીક આવ્યો.[૧]

فَكَانَ قَابَ قَوْسَيْنِ اَوْ اَدْنٰى ⑩

૧૦. જેમ સાઝ (વાજિંત્ર)ના બે તારોમાંથી નીકળતા બે સુરો (એકતાન થઈ) નીકળે છે, બલ્કે તેનાથી પણ વધુ નજીક.[૨]

فَاَوْحٰٓى اِلٰى عَبْدِهٖ مَآ اَوْحٰى ⑪

૧૧. ત્યારે જે વહી કરવાની હતી તે વહી તેણે પોતાના બંદા ઉપર કરી.

مَا كَذَبَ الْفُؤَادُ مَا رَاٰى ⑫

૧૨. તેણે (રસૂલે) જે કંઈ જોયું[3] હતું તેનાથી તેનું દિલ બેવફા ન હતું.

---

૧. આ સૂરાહ આંહઝરત સ.અ.સ.ના મએરાજ સાથે સંબંધ રાખે છે. જેમાં આંહઝરત સ.અ.સ. તથા અલ્લાહતઆલાની વચ્ચે કંઈપણ અંતર રહેવા ન પામ્યું હતું.

૨. જેવી રીતે તાનપુરાના બે તારોમાંથી નીકળતા સૂરને એક સાથે બહાર કાઢતા તારો તે સૂરને એકજ ધ્વની દ્વારા વ્યકત કરે છે, તેવીજ રીતે અલ્લાહ તથા તેનો રસૂલ બન્ને મળી એકતાર બની ગયા, એકતાન બની ગયા.

૩. અલ્લાહ પોતાના નેક બંદાને એક સત્ય દ્રશ્ય દેખાડયું હતું તેની તરફ આ આયતનું સૂચન છે. આ સૂરાહમાં મએરાજની ઘટનાનું વર્ણન કરવામાં આવ્યું છે, જેનાથી એવું સ્પષ્ટ થાય છે કે આંહઝરત સ.અ.સ.નું મએરાજ રૂહાની હતું કારણકે આ ઘટના બેવાર બની હોય એવું સાફ જણાય છે. જેનો ઉલ્લેખ આ પછી આવનારી આયત નં.૧૪માં પણ છે.

૧૩. છતાં પણ તેણે જે જોયું તેના વિશે તમે વાદવિવાદ કરશો?

૧૪. અને ખરેખર તેણે (ઊતરતી વેળા) અલ્લાહને બીજી વાર પણ જોયો હતો,

૧૫. તે સીમાના છેડે બોરડીના ઝાડ પાસે,

૧૬. જ્યાં સદા રહેવાની જન્નત છે.

૧૭. ત્યાં જે છવાઈ જનારું હતું તે બોરડીના ઝાડ ઉપર છવાઈ રહ્યું હતું[૪]

૧૮. ત્યારે તેની (રસૂલની) આંખો અંજાઈ ન ગઈ, ન ભટકી ગઈ.

૧૯. ખરેખર, તેણે પોતાના રબની મોટી નિશાનીઓમાંની એક નિશાની જોઈ.

૨૦. હવે મને લા'ત અને[૫] ઉઝ્ઝા' વિશે જણાવો.

૨૧. અને ત્રીજી (દેવી) મના'ત વિશે પણ! (શું તેઓ ઈબાદતના લાયક છે?)

૨૨. શું તમારા ભાગમાં પુત્રો આવ્યા અને તેના ભાગમાં પુત્રીઓ આવી!

૨૩. આ તો ભારે અન્યાયી વહેંચણી છે.

૨૪. આ તો માત્ર રાખવા પૂરતાજ નામો છે જે તમારા પૂર્વજોએ કલ્પી લીધા છે, જેના માટે અલ્લાહે કોઈ અધિકાર નથી આપ્યો. તેઓ માત્ર અટકળો અને પોતાના ઈરાદાઓ પ્રમાણે ચાલી રહ્યા છે; જ્યારે તેમના પાલનહાર તરફથી તો તેમને હિદાયત પહોંચી ચૂકી છે!

૨૫. શું ઈન્સાનને જે ચાહે તે મળવું જ જોઈએ?

૨૬. બલ્કે આ (દુનિયા) તેમજ આખેરત બન્ને અલ્લાહના અધિકારમાં છે. (રુકૂઅ-૧)

૨૭. અને આસમાનોમાં ગમે તેટલા ફરિશ્તા હોય, પણ તેમની ભલામણ કદાપી કામ લાગશે નહિ. સિવાય

أَفَتُمَارُونَهُ عَلَىٰ مَا يَرَىٰ ⑬

وَلَقَدْ رَآهُ نَزْلَةً أُخْرَىٰ ⑭

عِندَ سِدْرَةِ الْمُنتَهَىٰ ⑮

عِندَهَا جَنَّةُ الْمَأْوَىٰ ⑯

إِذْ يَغْشَى السِّدْرَةَ مَا يَغْشَىٰ ⑰

مَا زَاغَ الْبَصَرُ وَمَا طَغَىٰ ⑱

لَقَدْ رَأَىٰ مِنْ آيَاتِ رَبِّهِ الْكُبْرَىٰ ⑲

أَفَرَأَيْتُمُ اللَّاتَ وَالْعُزَّىٰ ⑳

وَمَنَاةَ الثَّالِثَةَ الْأُخْرَىٰ ㉑

أَلَكُمُ الذَّكَرُ وَلَهُ الْأُنثَىٰ ㉒

تِلْكَ إِذًا قِسْمَةٌ ضِيزَىٰ ㉓

إِنْ هِيَ إِلَّا أَسْمَاءٌ سَمَّيْتُمُوهَا أَنتُمْ وَآبَاؤُكُم مَّا أَنزَلَ اللَّهُ بِهَا مِن سُلْطَانٍ إِن يَتَّبِعُونَ إِلَّا الظَّنَّ وَمَا تَهْوَى الْأَنفُسُ وَلَقَدْ جَاءَهُم مِّن رَّبِّهِمُ الْهُدَىٰ ㉔

أَمْ لِلْإِنسَانِ مَا تَمَنَّىٰ ㉕

فَلِلَّهِ الْآخِرَةُ وَالْأُولَىٰ ㉖

وَكَم مِّن مَّلَكٍ فِي السَّمَاوَاتِ لَا تُغْنِي شَفَاعَتُهُمْ شَيْئًا إِلَّا مِن بَعْدِ أَن يَأْذَنَ اللَّهُ لِمَن يَشَاءُ وَ

૪. બોરડીના ઝાડમાં અમૃતનો ગુણ હોવાની માન્યતા પ્રચલિત છે, જેના પાંદડાંને પાણીમાં ઊકાળીને તે પાણી વડે મૃતદેહોને નવડાવવામાં આવે છે, કે જેથી તે લાશમાં સડો ન થવા પામે. અહીં બોરડીના પાંદડાના ગુણને કુરઆનના ગુણ સાથે સરખાવવામાં આવ્યો છે કે કુરઆનની તા'લીમ (શિક્ષા) સદા રહેનારી છે. અને તે તા'લીમને મેળવનારામાં રૂહાની સડો કદાપિ નથી થતો.

૫. અરબોમાં લા'ત, ઉઝ્ઝા અને મના'ત નામની કલ્પિત દેવીઓની પૂજા કરવામાં આવતી હતી.

કે અલ્લાહ જેને ચાહે શફાઅત[૬] (ભલામણ કરવા) માટે પસંદ કરે.

૨૮. જે લોકો આખેરત ઉપર યકીન નથી રાખતા તેમણે ફરિશ્તાઓને નારીજાતિ નામો (તો) આપ્યા છે,

૨૯. પરંતુ તેમના વિશે તેમને કોઈ જ્ઞાન નથી. તેઓ માત્ર તરંગોમાંજ રાચતા હોય છે, અને તરંગો સત્યના સામે ટકતાં નથી.

૩૦. માટે જે અમારી યાદથી મોઢું ફેરવી લે છે અને દુનિયાના-જીવન સિવાય બીજું કંઈ નથી ચાહતો તેનાથી તું વિમૂખ થઈ જા.

૩૧. તેમના જ્ઞાનની આ જ હદ છે. ખરેખર તારો પાલનહાર તેને સારી પેઠે જાણે છે જે તેની રાહથી ઊતરી ગયો છે. અને તેને પણ સારી પેઠે જાણે છે જે હિદાયત પામ્યો છે.

૩૨. અને જે કંઈ આકાશો તથા પૃથ્વીમાં છે. તે સર્વસ્વ અલ્લાહનું છે જેનાથી તે ચાહે તો બદકારોને તેમની (બદીનો) બદલો આપે અને જેનાથી તે નેકી કરનારાઓને ઉત્તમ બદલો આપે,

૩૩. જે લોકો મોટા ગુનાહો તથા બેશરમીના[૭] કામોથી બચતા રહે છે; સિવાય કે તેમનાથી નાની ભૂલો થઈ ગઈ હોય. ખરેખર તારો પરવરદિગાર તો બેહદ બક્ષનારો છે. તે તમારી હાલતને તે સમયથી જાણે છે, જ્યારે તેમણે તમને માટીમાંથી પેદા કર્યા હતા અને જ્યારે તમે તમારી માતાના ગર્ભાશયમાં હતા, માટે તમે પવિત્રતાનો દાવો ન કરો. ખરો પરહેઝગાર કોણ છે તેને તે સારી પેઠે જાણે છે. (રુકૂઅ-૨.)

૩૪. શું તેં ગુમરાહ થનારાને જોયો છે જે મોઢું ફેરવી લે છે,

૩૫. અને અલ્લાહના રાહમાં તેણે થોડુંક આપ્યું તે પણ અણગમાથી?

يَرْضٰى ﴿٢٦﴾

إِنَّ الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِالْاٰخِرَةِ لَيُسَمُّوْنَ الْمَلٰٓئِكَةَ تَسْمِيَةَ الْاُنْثٰى ﴿٢٧﴾

وَمَا لَهُمْ بِهٖ مِنْ عِلْمٍ ۗ اِنْ يَّتَّبِعُوْنَ اِلَّا الظَّنَّ ۚ وَاِنَّ الظَّنَّ لَا يُغْنِيْ مِنَ الْحَقِّ شَيْـًٔا ۚ ﴿٢٨﴾

فَاَعْرِضْ عَنْ مَّنْ تَوَلّٰى ۙ عَنْ ذِكْرِنَا وَلَمْ يُرِدْ اِلَّا الْحَيٰوةَ الدُّنْيَا ﴿٢٩﴾

ذٰلِكَ مَبْلَغُهُمْ مِّنَ الْعِلْمِ ۗ اِنَّ رَبَّكَ هُوَ اَعْلَمُ بِمَنْ ضَلَّ عَنْ سَبِيْلِهٖ ۙ وَهُوَ اَعْلَمُ بِمَنِ اهْتَدٰى ﴿٣٠﴾

وَلِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ۙ لِيَجْزِيَ الَّذِيْنَ اَسَآءُوْا بِمَا عَمِلُوْا وَيَجْزِيَ الَّذِيْنَ اَحْسَنُوْا بِالْحُسْنٰى ۚ ﴿٣١﴾

اَلَّذِيْنَ يَجْتَنِبُوْنَ كَبٰٓئِرَ الْاِثْمِ وَالْفَوَاحِشَ اِلَّا اللَّمَمَ ۗ اِنَّ رَبَّكَ وَاسِعُ الْمَغْفِرَةِ ۗ هُوَ اَعْلَمُ بِكُمْ اِذْ اَنْشَاَكُمْ مِّنَ الْاَرْضِ وَاِذْ اَنْتُمْ اَجِنَّةٌ فِيْ بُطُوْنِ اُمَّهٰتِكُمْ ۚ فَلَا تُزَكُّوْٓا اَنْفُسَكُمْ ۗ هُوَ اَعْلَمُ بِمَنِ اتَّقٰى ﴿٣٢﴾

اَفَرَءَيْتَ الَّذِيْ تَوَلّٰى ۙ ﴿٣٣﴾

وَاَعْطٰى قَلِيْلًا وَّاَكْدٰى ﴿٣٤﴾

---

૬. ગુનાહગારોના બચાવ માટે ભલામણ કરવી.

૭. માનવપ્રકૃતિનું નાના નાના દોષો તરફ ઢળતું વલણ, નાના પાપો કરવાની પ્રેરણા આપતા ઝબકારાઓ જે કોઈ અસર નથી મૂકી જતા, જેવાકે અજાણપણે પારકી સ્ત્રી ઉપર નજર પડવી, કોઈનું સુખ જોઈને હસદ કરવી.આ દોષો ક્ષણિક અને અણધાર્યા હોય છે, જેમાં બદદાનત કરવાનું પાપ નથી હોતું.

| | |
|---|---|
| ૩૬. શું તેની પાસે ગએબ (અદ્રષ્ય)નું ઈલ્મ છે કે તે (પોતાના અંજામને) જોઈ શકતો હોય? | اَعِنۡدَهٗ عِلۡمُ الۡغَيۡبِ فَهُوَ يَرٰى ﴿۳۶﴾ |
| ૩૭. શું તેને મૂસાની સહીફા (ધર્મશાસ્ત્રો)માં જે કંઈ છે તે જણાવવામાં નથી આવ્યું; | اَمۡ لَمۡ يُنَبَّاۡ بِمَا فِىۡ صُحُفِ مُوۡسٰى ﴿۳۷﴾ |
| ૩૮. અને ઈબ્રાહીમે જે (સહીફા) નું સંપૂર્ણરીતે પાલન કર્યું હતું તે પણ— | وَ اِبۡرٰهِيۡمَ الَّذِىۡ وَفّٰٓى ﴿۳۸﴾ |
| ૩૯. કે કોઈ પણ બોજો ઉઠાવનાર બીજાનો બોજો [૮] નહિ ઉઠાવે; | اَلَّا تَزِرُ وَازِرَةٌ وِّزۡرَ اُخۡرٰى ﴿۳۹﴾ |
| ૪૦. અને ઈન્સાન માટે બીજું કંઈ નથી સિવાય કે જેટલી તેણે મહેનત કરી હોય; | وَاَنۡ لَّيۡسَ لِلۡاِنۡسَانِ اِلَّا مَا سَعٰى ﴿۴۰﴾ |
| ૪૧. અને તેની કરણીને અવશ્ય જોવામાં આવશેજ; | وَاَنَّ سَعۡيَهٗ سَوۡفَ يُرٰى ﴿۴۱﴾ |
| ૪૨. પછી તેનો પૂરેપૂરો બદલો તેને આપવામાં આવશે; | ثُمَّ يُجۡزٰٮهُ الۡجَزَآءَ الۡاَوۡفٰى ﴿۴۲﴾ |
| ૪૩. અને (દરેક વસ્તુને) તારા પાલનહાર પાસે આખરે જવાનું છે; | وَاَنَّ اِلٰى رَبِّكَ الۡمُنۡتَهٰى ﴿۴۳﴾ |
| ૪૪. બેશક તે જ છે જે, હસાવે છે અને તે જ રડાવે છે; | وَاَنَّهٗ هُوَ اَضۡحَكَ وَاَبۡكٰى ﴿۴۴﴾ |
| ૪૫. અને તે જ છે જે મૃત્યુ નીપજાવે છે, અને જીવન આપે છે; | وَاَنَّهٗ هُوَ اَمَاتَ وَاَحۡيَا ﴿۴۵﴾ |
| ૪૬. અને તે જ નર માદાનું જોડું બનાવે છે, | وَاَنَّهٗ خَلَقَ الزَّوۡجَيۡنِ الذَّكَرَ وَالۡاُنۡثٰى ﴿۴۶﴾ |
| ૪૭. જ્યારે વીર્યબિંદુ ગર્ભાશયમાં જઈ પડે છે ત્યારે; | مِنۡ نُّطۡفَةٍ اِذَا تُمۡنٰى ﴿۴۷﴾ |
| ૪૮. વારંવાર સર્જન કરવાનું કામ તેજ કરે છે. | وَاَنَّ عَلَيۡهِ النَّشۡاَةَ الۡاُخۡرٰى ﴿۴۸﴾ |
| ૪૯. અને તે જ છે જે ફળ-સમૃદ્ધિ આપે છે અને દોલત આપી સંતોષ આપે છે. | وَاَنَّهٗ هُوَ اَغۡنٰى وَاَقۡنٰى ﴿۴۹﴾ |
| ૫૦. અને તે જ શિઅરાનો [૯] માલિક છે, | وَاَنَّهٗ هُوَ رَبُّ الشِّعۡرٰى ﴿۵۰﴾ |
| ૫૧. અને તેણે જ આદ (ની કોમ) નો વિનાશ કર્યો હતો. જે પ્રથમ હતી , | وَاَنَّهٗۤ اَهۡلَكَ عَادَا۟ ۨالۡاُوۡلٰى ﴿۵۱﴾ |
| ૫૨. અને સમૂદ (ની કોમ)ને પણ, અને તેમનામાંથી કોઈને બાકી ન રહેવા દીધો. | وَثَمُوۡدَا۟ فَمَاۤ اَبۡقٰى ﴿۵۲﴾ |

૮. કરણીનો બદલો કરણી કરનારોજ ભોગવશે કોઈ એક બીજાના ગુનાહોને રસ્મી માન્યતાઓ પ્રમાણે વિધિ-સિદ્ધિ અથવા ક્રિયાકાંડ દ્વારા માફ નહિ કરાવી શકાય.

૯. અરબોમાં શુભ શુકન માટે 'શિઅરા' નામના તારાની પૂજા કરવાની રસમ હતી. આ તારાને અંગ્રેજીમાં 'સાઈરસ' કહે છે.

وَقَوْمَ نُوحٍ مِّنْ قَبْلُ ۖ إِنَّهُمْ كَانُوا هُمْ أَظْلَمَ وَأَطْغَىٰ ﴿٥٣﴾

૫૩. અને નૂહની કોમનો પણ (પહેલાં તેણે વિનાશ કર્યો હતો), ખરેખર તે લોકો બેહદ ઝાલિમ અને હદ બહારના નાફરમાન હતા.

وَالْمُؤْتَفِكَةَ أَهْوَىٰ ﴿٥٤﴾

૫૪. અને તેણે જ (લૂતની) બદકાર વસ્તીને ઉથલાવી મારી હતી.

فَغَشَّاهَا مَا غَشَّىٰ ﴿٥٥﴾

૫૫. અને તે (વસ્તી)ના ઉપર જે ફરી વળવાનું[૧૦] હતું તે ફરી વળ્યું.

فَبِأَيِّ آلَاءِ رَبِّكَ تَتَمَارَىٰ ﴿٥٦﴾

૫૬. તો પછી (હે માનવ પ્રાણી) તારા પાલનહારની કઈ કઈ ને'મતોમાં તું શંકા કરતો રહીશ?

هَٰذَا نَذِيرٌ مِّنَ النُّذُرِ الْأُولَىٰ ﴿٥٧﴾

૫૭. પહેલાંના ચેતવનારાઓ જેવોજ આ એક ચેતવનાર છે.[૧૧]

أَزِفَتِ الْآزِفَةُ ﴿٥٨﴾

૫૮. (જે ઘડી) આવવાની હતી છે તે નજીક આવી લાગી છે.

لَيْسَ لَهَا مِن دُونِ اللَّهِ كَاشِفَةٌ ﴿٥٩﴾

૫૯. જેને અલ્લાહ સિવાય કોઈ ટાળી નહિ શકે.

أَفَمِنْ هَٰذَا الْحَدِيثِ تَعْجَبُونَ ﴿٦٠﴾

૬૦. શું તમને આ કલામથી આશ્ચર્ય થાય છે?

وَتَضْحَكُونَ وَلَا تَبْكُونَ ﴿٦١﴾

૬૧. જેથી તમે હસો છો, અને રડતા નથી?

وَأَنتُمْ سَامِدُونَ ﴿٦٢﴾

૬૨. અને તમે ઘમંડથી બેપરવાઈ કરશો?

فَاسْجُدُوا لِلَّهِ وَاعْبُدُوا ۩ ﴿٦٣﴾ السجدة ع

૬૩. અલ્લાહને સિજદો કરો, અને તેની બંદગી કરો[૧૨] (હોશમાં આવો). (રુકૂઅ-૩)

---

૧૦. (અ) સર્વનાશ ફરી વળ્યો (બ) પ્રલયમાં જમીન ફાટવાથી તેઓ તેમાં દટાઈ ગયા અને તેમના ઉપર ધૂળ ફરી વળી.

૧૧. આંહઝરત સ.અ.સ.ને માન્ય ન રાખનારાઓને પહેલાની કોમોના અનેક દાખલાઓ આપવામાં આવ્યા પરંતુ તેમણે પોતાની વલણ ન બદલી અને એવીજ વર્તનાણુક કાયમ રાખી જેવી દરેક નાબૂદ થનારાઓ કરતા રહ્યા હતા.

૧૨. તેજ વિશ્વ નિયંતા છે, તમામ જહાનોનો ખાલિક વ માલિક છે.

سُورَةُ الْقَمَرِ مَكِّيَّةٌ (٥٤)

## અલ-કમર

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

اِقْتَرَبَتِ السَّاعَةُ وَانْشَقَّ الْقَمَرُ ②

૨. (તે) ઘડી આવી પહોંચી છે અને ચંદ્ર ફાટી ગયો[1] છે.

وَاِنْ يَّرَوْا اٰيَةً يُّعْرِضُوْا وَيَقُوْلُوْا سِحْرٌ مُّسْتَمِرٌّ ③

૩. અને જો તેઓ કોઈ નિશાની જુએ છે તો મોઢું ફેરવી કહે છે 'આવું જાદૂ તો હમેશાથી ચાલતું જ આવ્યું છે!'

وَكَذَّبُوْا وَاتَّبَعُوْٓا اَهْوَآءَهُمْ وَكُلُّ اَمْرٍ مُّسْتَقِرٌّ ④

૪. તેઓ (સત્યનો) અનાદર કરી પોતાની મનોસૃષ્ટિમાં મહાલતા હોય છે. પરંતુ દરેક કોમનો એક સમય નક્કી થયેલો હોય છે.[2]

وَلَقَدْ جَآءَهُمْ مِّنَ الْاَنْۢبَآءِ مَا فِيْهِ مُزْدَجَرٌ ⑤

૫. હવે તેમની પાસે એવી ખબર આવી પહોંચી છે જેમાં તેમના માટે ચેતવણી છે,

حِكْمَةٌۢ بَالِغَةٌ فَمَا تُغْنِ النُّذُرُ ⑥

૬. જેમાં સંપૂર્ણ શાણપણ છે; પરંતુ ચેતવણી તેમને લાભદાયક નથી થતી.

فَتَوَلَّ عَنْهُمْ يَوْمَ يَدْعُ الدَّاعِ اِلٰى شَيْءٍ نُّكُرٍ ⑦

૭. માટે તું તેમનાથી વિમુખ થઈ જા. (અને) જે દિવસે પુકારનારો તેમને અણગમતી વસ્તુ તરફ બોલાવશે,

---

૧. ચાંદના બે ટૂકડા થતા જોવા ઈન્સાનની આંખ માટે કુદરતના નિયમ વિરુદ્ધ હોય કે ન હોય પરંતુ આ ઐતિહાસિક અને ચમત્કારિક ઘટના બનવા પામી છે તેમાં કોઈ શંકા નથી; ન તો કુદરતના તમામ રહસ્યોની સંપૂર્ણ સમજ રાખતો હોવાનો કોઈ દાવો કરી શકે છે.

આંહઝરત સ.અ.સ.ના સહાબી હઝરત ઈબને મસૂદના ધારવા પ્રમાણે ચાંદના ટૂકડા થયા હોવાની ઘટના આંહઝરત સ.અ.સ.ના જીવન દરમિયાન થવા પામી હતી. ઈમામ ગઝાલી તથા શાહ વલી અલ્લાહના મંતવ્યમાં ચાંદના ટૂકડા ન થયા હતા, પરંતુ અલ્લાહે જોનારાઓને એવોજ આભાસ કરાવ્યો હતો. હઝરત ઈબને અબ્બાસ અને શાહ અબ્દુલ અઝીઝના મંતવ્યમાં ચંદ્રગ્રહણ જેવું કંઈ થવા પામ્યું હતું. કંઈ પણ હોય પરંતુ કાફરોની ચાંદના ટૂકડા કરવાની માંગણી ઉપર આંહઝરત સ.અ.સ.ના સમયમાં થએલા અનેક મો'જીઝાઓમાં આ એક મો'જીઝો હતો. કાફરોના સવાલનો જવાબ તેજ ક્ષણે તેમને મળી ગયો હતો, માટે તે એક સાધારણ ચંદ્રગ્રહણ ન હતું.

૨. કાફરો માટે ગણત્રીના દિવસોજ બાકી રહી ગયા છે. તેમના પરાજ્યનો ફેંસલો અપાઈ ગયો છે.

૮. ત્યારે તેમની આંખો મિંચાયેલી હશે અને તેઓ કબરોમાંથી તીડોની જેમ ઊભારાતા ચોમેર નાસભાગ કરશે, (અને)

خُشَّعًا اَبۡصَارُهُمۡ يَخۡرُجُوۡنَ مِنَ الۡاَجۡدَاثِ كَاَنَّهُمۡ جَرَادٌ مُّنۡتَشِرٌ ﴿۸﴾

૯. પુકારનારા તરફ ત્વરિત ગતિએ દોડતાં કાફરો કહેશે 'આ ખરેખર બહુજ સખત દિવસ છે.'

مُّهۡطِعِيۡنَ اِلَى الدَّاعِ ؕ يَقُوۡلُ الۡكٰفِرُوۡنَ هٰذَا يَوۡمٌ عَسِرٌ ﴿۹﴾

૧૦. તેમની પહેલાં નૂહની કોમે (સત્યનો) ઈન્કાર કર્યો, યાને અમારા બંદાને ખોટો ઠરાવ્યો. અને તેને દીવાનો તેમજ નફરત કરવા લાયક ઠરાવ્યો.[3]

كَذَّبَتۡ قَبۡلَهُمۡ قَوۡمُ نُوۡحٍ فَكَذَّبُوۡا عَبۡدَنَا وَقَالُوۡا مَجۡنُوۡنٌ وَّازۡدُجِرَ ﴿۱۰﴾

૧૧. જેથી તેણે પોતાના રબને દુઆ કરી કહ્યું 'હું તો હારી ગયો છું, તું જ (મારી) સહાયતા કર.

فَدَعَا رَبَّهٗۤ اَنِّىۡ مَغۡلُوۡبٌ فَانۡتَصِرۡ ﴿۱۱﴾

૧૨. ત્યારે અમે આકાશના દ્વારો ખોલી તેમાંથી ધોધમાર પાણી વરસાવ્યું.

فَفَتَحۡنَاۤ اَبۡوَابَ السَّمَآءِ بِمَآءٍ مُّنۡهَمِرٍ ﴿۱۲﴾

૧૩. અને અમે ધરતી ફાડી તેમાંથી જળની ધારાઓ વહેડાવી અને(બન્ને)જળ [4] પ્રવાહો પોતાનું નિર્મિત કાર્ય પૂરું કરવા માટે ભળી ગયા.

وَّفَجَّرۡنَا الۡاَرۡضَ عُيُوۡنًا فَالۡتَقَى الۡمَآءُ عَلٰٓى اَمۡرٍ قَدۡ قُدِرَ ﴿۱۳﴾

૧૪. અને નૂહને અમે ખીલાથી જોડેલા પાટીઓ (ના વહાણ) ઉપર સવાર કર્યો.

وَحَمَلۡنٰهُ عَلٰى ذَاتِ اَلۡوَاحٍ وَّدُسُرٍ ﴿۱۴﴾

૧૫. જે અમારી દેખરેખ નીચે તરતો રહ્યો. આ તેનો બદલો હતો જેને (લોકોએ) તરછોડયો હતો.

تَجۡرِىۡ بِاَعۡيُنِنَا ۚ جَزَآءً لِّمَنۡ كَانَ كُفِرَ ﴿۱۵﴾

૧૬. અમે આ (ઘટના)ને એક નિશાની બનાવી હતી, (પરંતુ) કોઈ છે જે તેનાથી નસિહત લે?

وَلَقَدْ تَّرَكۡنٰهَاۤ اٰيَةً فَهَلۡ مِنۡ مُّدَّكِرٍ ﴿۱۶﴾

૧૭. (જોઈ લો) પછી મારો અઝાબ કેવો (ભયંકર) હતો અને કેવી હતી મારી ચેતવણી!

فَكَيۡفَ كَانَ عَذَابِىۡ وَنُذُرِ ﴿۱۷﴾

૧૮. અને ખરેખર અમે કુરઆનને બોધ ગ્રહણ કરવા માટે સરળ બનાવ્યું છે, પરંતુ કોઈ છે જે તેનાથી નસિહત લે?

وَلَقَدۡ يَسَّرۡنَا الۡقُرۡاٰنَ لِلذِّكۡرِ فَهَلۡ مِنۡ مُّدَّكِرٍ ﴿۱۸﴾

૧૯. આદની કોમે પણ ઈન્કાર કર્યો, પછી મારો અઝાબ કેવો (ભયંકર) હતો અને મારી ચેતવણી કેવી હતી!

كَذَّبَتۡ عَادٌ فَكَيۡفَ كَانَ عَذَابِىۡ وَنُذُرِ ﴿۱۹﴾

૨૦. તેમની ઉપર અમે કદીપણ ન ટળનારી બદબખ્તીવાળા દિવસે પ્રચંડ વાવાઝોડું મોકલાવ્યું.

اِنَّاۤ اَرۡسَلۡنَا عَلَيۡهِمۡ رِيۡحًا صَرۡصَرًا فِىۡ يَوۡمِ نَحۡسٍ مُّسۡتَمِرٍّ ﴿۲۰﴾

---

૩. હઝરત નૂહ (અ)ની કોમ અરબિયાની ઉત્તરમાં ઈરાકમાં વસેલી હતી. આદ દક્ષિણમાં હદરામૂત યમનમાં હતા, જ્યારે સમૂદ ઉત્તર દક્ષિણમાં હિજાઝ તથા ફલસતીનમાં વસેલા હતા, અને પાયમાલી વહોરનારી લૂતની કોમ સદોમ તથા ગમુરામાં, ફલસ્તીનમાં વસેલી હતી. આ સર્વે કોમોની દુર્દશા તેમની નાફરમાનીઓના કારણે થઈ હતી.

૪. આ જળપ્રલયથી હઝરત નૂહ (અ)ની કોમનો વિનાશ થયો હતો.

૨૧. જે ઈન્સાનને ખજૂરીના થડની જેમ ઊંચકી ફેંકતું હતું.

૨૨. (જુઓ) મારો અઝાબ કેવો (ભયંકર) હતો અને કેવી હતી મારી ચેતવણી?

૨૩. અને ખરેખર અમે કુરઆનને (સમજવા માટે) આસાન બનાવ્યું છે. પરંતુ કોઈ છે જે તેનાથી નસિહત લે? (રુકૂઅ-૧)

૨૪. સમૂદ (ની કોમે પણ) ચેતવનારાઓને જૂઠા ઠરાવ્યા.

૨૫. અને તેમણે કહ્યું 'શું, અમારામાંની એક જ વ્યકિત જે કહે તે પ્રમાણે અમે અનુસરીએ? તો અવશ્ય અમે ખુલ્લી ગુમરાહીમાં પડી જશું, દીવાના ગણાશું.

૨૬. 'શું અમારામાંથી કેવળ તેના ઉપરજ નસિહતની વહી ઊતારવામાં આવી છે? નહિ, તે ખોટી બડાઈઓ હાંકનારો છે.'

૨૭. 'દહાડો ચડતાંજ તેમને ભાન આવી જશે કે ખોટી બડાઈઓ હાંકનારો કોણ છે!

૨૮. 'અમે તેમની કસોટી માટે એક ઊંટડી મોકલશું માટે તું તેમની હીલચાલ જોતો રહે, (હે સાલેહ), ધીરજ રાખ.

૨૯. 'અને તેમને કહે કે (ઊંટડી તથા) તેમની વચ્ચે પાણી વહેચાએલું છે માટે પ્રત્યેક પોતાના વારા પ્રમાણે (પાણી પાસે) આવે.'[૫]

૩૦. પરંતુ તેમણે પોતાના એક સાથીને બોલાવ્યો જેણે ઊંટડીને ઘૂંટણીએથી કાપી (મારી) નાખી.

૩૧. (પછી જુઓ) મારો અઝાબ કેવો (ભયંકર) હતો અને કેવી હતી મારી ચેતવણી!

૩૨. અંતે અમે તેમને એક ભંયકર સૂસવાટો મોકલ્યો જેથી તેઓ સૂકકા ભૂસા જેવા થઈ (ઊડી) ગયા.[૬]

૩૩. અને ખરેખર અમે કુરઆનને બોધ લેવા માટે બહુજ સહેલું કરી દીધું છે, પરંતુ છે કોઈ જે તેનાથી નસિહત લે?

تَنْزِعُ النَّاسَ كَاَنَّهُمْ اَعْجَازُ نَخْلٍ مُّنْقَعِرٍ ﴿٢١﴾

فَكَيْفَ كَانَ عَذَابِيْ وَ نُذُرِ ﴿٢٢﴾

وَلَقَدْ يَسَّرْنَا الْقُرْاٰنَ لِلذِّكْرِ فَهَلْ مِنْ مُّدَّكِرٍ ﴿٢٣﴾

كَذَّبَتْ ثَمُوْدُ بِالنُّذُرِ ﴿٢٤﴾

فَقَالُوْٓا اَبَشَرًا مِّنَّا وَاحِدًا نَّتَّبِعُهٗٓ ۙ اِنَّآ اِذًا لَّفِيْ ضَلٰلٍ وَّ سُعُرٍ ﴿٢٥﴾

ءَاُلْقِيَ الذِّكْرُ عَلَيْهِ مِنْۢ بَيْنِنَا بَلْ هُوَ كَذَّابٌ اَشِرٌ ﴿٢٦﴾

سَيَعْلَمُوْنَ غَدًا مَّنِ الْكَذَّابُ الْاَشِرُ ﴿٢٧﴾

اِنَّا مُرْسِلُوا النَّاقَةِ فِتْنَةً لَّهُمْ فَارْتَقِبْهُمْ وَاصْطَبِرْ ﴿٢٨﴾

وَنَبِّئْهُمْ اَنَّ الْمَآءَ قِسْمَةٌۢ بَيْنَهُمْ ۚ كُلُّ شِرْبٍ مُّحْتَضَرٌ ﴿٢٩﴾

فَنَادَوْا صَاحِبَهُمْ فَتَعَاطٰى فَعَقَرَ ﴿٣٠﴾

فَكَيْفَ كَانَ عَذَابِيْ وَ نُذُرِ ﴿٣١﴾

اِنَّآ اَرْسَلْنَا عَلَيْهِمْ صَيْحَةً وَّاحِدَةً فَكَانُوْا كَهَشِيْمِ الْمُحْتَظِرِ ﴿٣٢﴾

وَلَقَدْ يَسَّرْنَا الْقُرْاٰنَ لِلذِّكْرِ فَهَلْ مِنْ مُّدَّكِرٍ ﴿٣٣﴾

---

૫. ઊંટડીને પાણી પીવા માટે વારો આપવો એક શુભ તથા સવાબનું કામ ગણાતું.

૬. જેમ અનાજના સૂક્કા ભોથાં છૂંદાઈને ભૂક્કો બની જાય છે તેવી રીતે અઝાબના પરિણામે તેમની દશા કિંમત વગરનાં ભોથાં જેવી બની ગઈ અથવા તેઓ હવામાં ઊડી ગયાં.

كَذَّبَتْ قَوْمُ لُوطٍۭ بِالنُّذُرِ ﴿٣٣﴾

૩૪. લૂતની કોમે પણ રસૂલોને જૂઠા ઠરાવ્યા.

إِنَّآ أَرْسَلْنَا عَلَيْهِمْ حَاصِبًا إِلَّآ ءَالَ لُوطٍ ۖ نَّجَّيْنَٰهُم بِسَحَرٍ ﴿٣٤﴾

૩૫. ત્યારે અમે તેમના ઉપર પથ્થરોની વર્ષા કરી, સિવાય લૂતના પરિવાર ઉપર, જેને અમે સૂર્યોદય પહેલાં બહાર કાઢી લાવ્યા.

نِّعْمَةً مِّنْ عِندِنَا ۚ كَذَٰلِكَ نَجْزِى مَن شَكَرَ ﴿٣٥﴾

૩૬. આ અમારા તરફથી ઉપકાર હતો. આવી રીતે અમે ઉપકાર માનનારાઓને બદલો આપતા રહીએ છીએ.

وَلَقَدْ أَنذَرَهُم بَطْشَتَنَا فَتَمَارَوْا۟ بِالنُّذُرِ ﴿٣٦﴾

૩૭. અને લૂતે તેમને અમારી પકડ વિશે ચેતવ્યો હતો પરંતુ તેમણે ચેતવણી વિશે શંકા કરી.

وَلَقَدْ رَٰوَدُوهُ عَن ضَيْفِهِۦ فَطَمَسْنَآ أَعْيُنَهُمْ فَذُوقُوا۟ عَذَابِى وَنُذُرِ ﴿٣٧﴾

૩૮. અને તે લોકોએ તેને મહેમાનોથી દૂર હટાવવાનો અને તેમને(૭) ઉઠાવી જવાનો પ્રયત્ન કર્યો. જેથી અમે તેમની આંખોમાં અંધાપો નાખી દીધો. (અમે કહ્યું) 'હવે તમે મારા અઝાબ અને મારી ચેતવણીનો સ્વાદ ચાખો.'

وَلَقَدْ صَبَّحَهُم بُكْرَةً عَذَابٌ مُّسْتَقِرٌّ ﴿٣٨﴾

૩૯. અને પરોઢિયું થતાંજ તે ન ટળનારા અઝાબે તેમને (અચાનક) ઘેરી લીધા.

فَذُوقُوا۟ عَذَابِى وَنُذُرِ ﴿٣٩﴾

૪૦. (અમે કહ્યું) 'હવે તમે મારા અઝાબ અને મારી ચેતવણીનો સ્વાદ ચાખો.'

وَلَقَدْ يَسَّرْنَا الْقُرْءَانَ لِلذِّكْرِ فَهَلْ مِن مُّدَّكِرٍ ﴿٤٠﴾

૪૧. અને અમે કુરઆનને સમજવા માટે સહેલું કરી દીધું છે, છે કોઈ છે જે તેનાથી નસિહત લે? (રુકૂઅ ૨)

وَلَقَدْ جَآءَ ءَالَ فِرْعَوْنَ النُّذُرُ ﴿٤١﴾

૪૨. અને ફિરઔનની કોમ પાસે પણ ચેતવાનારા પહોંચ્યા હતા.

كَذَّبُوا۟ بِـَٔايَٰتِنَا كُلِّهَا فَأَخَذْنَٰهُمْ أَخْذَ عَزِيزٍ مُّقْتَدِرٍ ﴿٤٢﴾

૪૩. (પણ) તેમણે અમારી બધી નિશાનીઓને જૂઠી, ઠરાવી, જેથી અમે તેમને એવી પકડમાં લીધા જે એક ઝબરદસ્ત, શકિતશાળીની ભીંસ હતી!'

أَكُفَّارُكُمْ خَيْرٌ مِّنْ أُو۟لَٰٓئِكُمْ أَمْ لَكُم بَرَآءَةٌ فِى الزُّبُرِ ﴿٤٣﴾

૪૪. શું તમારામાંના કાફરો તેમનાથી બહેતર(૮) છે? અથવા દિવ્ય કલામમાં તમારા માટે કોઈ છૂટ રાખવામાં આવી છે.

---

૭. લોકોએ હઝરત લૂત(અ)ને તેમના મહેમાનોથી દૂર કરવાની કોશિશ કરી કે તેઓ મહેમાનોને ઊઠાવી જાય પરંતુ તેઓ ફાવ્યા નહિ. તે મહેમાનો બાદમાં ગુપ્ત સ્થળે ચાલ્યા ગયા હતા, અને ફરી દેખાયા નહિ, અર્થાત અલ્લાહે તેમનું લક્ષ મહેમાનો તરફથી હટાવી દીધું હશે.

૮. 'શું કુરૈશો પોતાને નૂહ, હૂદ, લૂત અથવા મૂસાની કોમથી વધુ બળવાન સમજે છે કે તેઓ અલ્લાહની સઝાથી બચી શકશે?'

૪૫. શું તેઓ કહે છે કે તેમનું લશ્કર ફતેહ પામ્યું છે?

اَمْ يَقُوْلُوْنَ نَحْنُ جَمِيْعٌ مُّنْتَصِرٌ ۝٤٥

૪૬. (તો) હવે તેમના લશ્કરોને શિકસ્ત આપવામાં આવશે અને તેઓ પીઠ ફેરવી (નાસી) જશે.(૯)

سَيُهْزَمُ الْجَمْعُ وَيُوَلُّوْنَ الدُّبُرَ ۝٤٦

૪૭. બલ્કે તેમના માટે નક્કી થએલો સમય તે ઘડી (કયામતની) છે જે ઘડી બેહદ આફતરૂપ અને બેહદ કડવી હશે.

بَلِ السَّاعَةُ مَوْعِدُهُمْ وَالسَّاعَةُ اَدْهٰى وَاَمَرُّ ۝٤٧

૪૮. ખરેજ, ગુનાહગારો ગંભીર ભૂલમાં છે અને તેમની અક્કલ બહેર મારી ગઈ છે.

اِنَّ الْمُجْرِمِيْنَ فِيْ ضَلٰلٍ وَّسُعُرٍ ۝٤٨

૪૯. તે દિવસે તેમને ઘસડીને ઊંધ-મૂંધ(૧૦) આગમાં ફેંકવામાં આવશે, (અને કહેવામાં આવશે) 'દોઝખની દાઝનો સ્વાદ લો.'

يَوْمَ يُسْحَبُوْنَ فِي النَّارِ عَلٰى وُجُوْهِهِمْ ذُوْقُوْا مَسَّ سَقَرَ ۝٤٩

૫૦. ખરેજ અમે દરેક વસ્તુ પ્રમાણસર પેદા કરી છે.

اِنَّا كُلَّ شَيْءٍ خَلَقْنٰهُ بِقَدَرٍ ۝٥٠

૫૧. અને અમારો હુકમ તો જાણે આંખનો એકજ પલકારો.

وَمَآ اَمْرُنَآ اِلَّا وَاحِدَةٌ كَلَمْحٍ بِالْبَصَرِ ۝٥١

૫૨. ખરેજ, અમે તમારા જેવી અનેક કોમોનો વિનાશ કરી ચૂક્યા છીએ. શું તેનાથી કોઈ ઈબ્રત (બોધ) લેશે?

وَلَقَدْ اَهْلَكْنَآ اَشْيَاعَكُمْ فَهَلْ مِنْ مُّدَّكِرٍ ۝٥٢

---

૯. આ ભવ્ય પેશગોઈ (આગાહી) મક્કાની બળવાન ફોજના જંગે બદરના પરાજ્ય સાથે સંબંધ રાખતી હતી. તે સમયે મુસ્લિમ ફોજ સંખ્યાની તથા હથિયાર સરંજામની દ્રષ્ટિએ બહુજ કમઝોર હતી, અને જંગ શરૂ થતાં પહેલા આંહઝરત સ.અ.સ.એ અલ્લાહ પાસે દુઆ માગી કહ્યું 'હે મારા પરવરદિગાર, આજે હું તારી પાસે તારું વચન પૂરું કરવાની પ્રાર્થના કરું છું. જો આ નાનકડું ટોળું આજે નષ્ટ થઈ જશે, તો તારું નામ લેનારા આ ધરતી ઉપરથી સદંતર નાબૂદ થઈ જશે.' (બૂખારી). આ દુઆ બાદ આંહઝરત સ.અ.સ. પોતાના ખેમાની બહાર આવ્યા અને આ આયતની તલાવત ફરમાવી 'હવે તેમના લશ્કરોનો પરાજ્ય થશે અને તેઓ પીઠ ફેરવી (નાસી) જશે.'

૧૦. બદરનો પરાજ્ય કુરેશો માટે એક મોટી બદબખ્તી હતી. તેમની આબરૂ તથા સત્તાના ચૂરેચૂરા ઊડી ગયા. અને તેમના લગભગ બધા સરદારો માર્યા ગયા. જેમનાં શબોને ઘસડી ઊંડા ખાડામાં ફેંકવામાં આવ્યા હતા; ત્યારે આંહઝરત સ.અ.સ. તે ખાડાના કિનારે આવીને કહ્યું 'શું જેનો તમને તમારા પાલનહારે વાયદો આપ્યો હતો. તે તેમને મળી ગયું? જેનું મને મારા પરવરદિગારે વચન આપ્યું હતું તે મને તો આજે મળી ગયું છે.' (બૂખારી કિતાબુલ-મગાઝી) જંગે બદરમાં કુરેશોની શિકસ્ત એક વીજળીના કડાકાની જેમ આવી, જે સંપૂર્ણ રીતે તેમના ઉપર એકદમ ફરી વળી હતી. તેમની જાહોજલાલી આંખના એક પલકારામાંજ નષ્ટ થઈ ગઈ.'

وَكُلُّ شَيْءٍ فَعَلُوهُ فِي الزُّبُرِ ﴿٥٢﴾
وَكُلُّ صَغِيرٍ وَكَبِيرٍ مُسْتَطَرٌ ﴿٥٣﴾
إِنَّ الْمُتَّقِينَ فِي جَنَّاتٍ وَنَهَرٍ ﴿٥٤﴾
فِي مَقْعَدِ صِدْقٍ عِنْدَ مَلِيكٍ مُقْتَدِرٍ ﴿٥٥﴾

૫૩. અને તેમના તમામ કૃત્યો[૧૧] આમાલનામામાં લખાએલા છે.

૫૪. અને તેમાં દરેક નાની મોટી બાબતની નોંધ થએલી છે.

૫૫. બેશક, પરહેઝગારો બગીચાઓ તથા ઝરણાં વચ્ચે હશે.

૫૬. તે સર્વસત્તાધારી સાથે સચ્ચાઈની રાજધાનીમાં (નિવાસ કરશે). (રુકૂઅ-૩)

---

૧૧. ઈન્સાનના આમાલની નાનામાં નાની નેકી અથવા બદીના કુદરતના નીમાએલા નિયમ પ્રમાણે નીકળતાં પરિણામોને રોકી નથી શકાતું.

سُورَةُ الرَّحْمٰنِ مَكِّيَّةٌ (٥٥)

## અલ-રેહમાન

| | |
|---|---|
| ૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે. | بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ① |
| ૨. (તે) રહેમાન (કૃપાવંત) જ છે. | اَلرَّحْمٰنُ ② |
| ૩. (જેણે) કુરઆનનું શિક્ષણ આપ્યું. | عَلَّمَ الْقُرْاٰنَ ③ |
| ૪. તેણેજ ઇન્સાનને પેદા કર્યો. | خَلَقَ الْاِنْسَانَ ④ |
| ૫. (અને) તેણેજ તેને સ્પષ્ટ બોલતાં શીખવ્યું. | عَلَّمَهُ الْبَيَانَ ⑤ |
| ૬. સૂર્ય તથા ચંદ્ર તેમની વ્યવસ્થિત ચક્રમાં (ચાલતાજ) રહેશે. | اَلشَّمْسُ وَ الْقَمَرُ بِحُسْبَانٍ ⑥ |
| ૭. અને વેલા તથા વૃક્ષો (અલ્લાહનેજ) સિજદા[1] કરતા રહેશે. | وَّ النَّجْمُ وَ الشَّجَرُ يَسْجُدٰنِ ⑦ |
| ૮. આકાશને તેણે અધ્ધર રાખ્યું અને મિઝાન[2] કાયમ કરી, | وَ السَّمَآءَ رَفَعَهَا وَ وَضَعَ الْمِيْزَانَ ⑧ |
| ૯. કે તમે પરિમિત[3] હદથી બહાર ન જાઓ. | اَلَّا تَطْغَوْا فِي الْمِيْزَانِ ⑨ |
| ૧૦. માટે ન્યાયપૂર્વક તોલ કરો અને માપમાં ઓછું ન આપો. | وَ اَقِيْمُوا الْوَزْنَ بِالْقِسْطِ وَلَا تُخْسِرُوا الْمِيْزَانَ ⑩ |
| ૧૧. અને તેણે ધરતીને (પોતાના) મખ્લૂક માટે કાયમ કરી છે, | وَ الْاَرْضَ وَضَعَهَا لِلْاَنَامِ ⑪ |
| ૧૨. જેમાં દરેક પ્રકારના ફળ તથા ગુચ્છાદાર ખજૂરીઓ છે. | فِيْهَا فَاكِهَةٌ وَّ النَّخْلُ ذَاتُ الْاَكْمَامِ ⑫ |
| ૧૩. અને ફોતરાંવાળું અનાજ તથા સુગંધિત જડીબૂટીઓ છે. | وَ الْحَبُّ ذُو الْعَصْفِ وَ الرَّيْحَانُ ⑬ |

૧. 'સિજદો' આ અરબી શબ્દોનો કુરઆન-મજીદમાં ઘણી જગ્યાએ પ્રયોગ થયો છે જ્યાં તેનો ભાવાર્થ નમવાનો નથી લેવામાં આવ્યો. અહીં પણ તેનો અર્થ 'હુકમની તાબેદારી' અથવા 'આજ્ઞા કે ઇચ્છાને આધીને થવું' તેવો નીકળે છે.

૨. 'મિઝાન' ત્રાંજવા, સારાસારનો વિવેક, ઈન્સાફ, દરેક વસ્તુનું પ્રમાણસર નિર્માણ પૃથ્વીનું તથા અન્ય ગ્રહોનું પોતાની મર્યાદાઓમાં રહી ભ્રમણ કરવું,' 'સમતુલા',પરિમિત', 'માપસર અંદાજાથી' વગેરે વગેરે.

૩. અલ્લાહ તરફથી મુકર્રર કરવામાં આવેલી હદોથી બહાર ન જાઓ.

فَبِأَيِّ آلَاءِ رَبِّكُمَا تُكَذِّبَانِ ﴿١٤﴾

૧૪. તો (હે ઇન્સાનો તથા જીન્નો) તમે બન્ને[૪] તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો.

خَلَقَ الْإِنْسَانَ مِنْ صَلْصَالٍ كَالْفَخَّارِ ﴿١٥﴾

૧૫. તેણે ઇન્સાનને ઠીકરા જેવી સૂકી ખણખણતી માટીમાંથી પેદા કર્યો છે.

وَخَلَقَ الْجَانَّ مِنْ مَارِجٍ مِنْ نَارٍ ﴿١٦﴾

૧૬. અને જીન્નને તેણે અગ્નિની[૫] જવાળામાંથી પેદા કર્યો છે.

فَبِأَيِّ آلَاءِ رَبِّكُمَا تُكَذِّبَانِ ﴿١٧﴾

૧૭. તો (જીન્નો તથા ઇન્સાનો) તમે બન્ને તમારા સર્જનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

رَبُّ الْمَشْرِقَيْنِ وَرَبُّ الْمَغْرِبَيْنِ ﴿١٨﴾

૧૮. જે બન્ને ઉદય સ્થાનોનો તથા બન્ને અસ્ત સ્થાનોનો માલિક છે!

فَبِأَيِّ آلَاءِ رَبِّكُمَا تُكَذِّبَانِ ﴿١٩﴾

૧૯. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

مَرَجَ الْبَحْرَيْنِ يَلْتَقِيَانِ ﴿٢٠﴾

૨૦. તેણે બે સમુદ્રો[૬] એવી રીતે ચલાવ્યા છે કે જે (યથા સમયે) બન્ને મળીને એક થઈ જશે.

بَيْنَهُمَا بَرْزَخٌ لَا يَبْغِيَانِ ﴿٢١﴾

૨૧. (અત્યારે) તેમની વચ્ચે આડ છે જેથી એકબીજામાં દાખલ નથી થતા.

فَبِأَيِّ آلَاءِ رَبِّكُمَا تُكَذِّبَانِ ﴿٢٢﴾

૨૨. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

يَخْرُجُ مِنْهُمَا اللُّؤْلُؤُ وَالْمَرْجَانُ ﴿٢٣﴾

૨૩. જે સમુદ્રમાંથી મોતી તથા પરવાળા નીકળે છે.

فَبِأَيِّ آلَاءِ رَبِّكُمَا تُكَذِّبَانِ ﴿٢٤﴾

૨૪. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો.

وَلَهُ الْجَوَارِ الْمُنْشَآتُ فِي الْبَحْرِ كَالْأَعْلَامِ ﴿٢٥﴾

૨૫. અને ઊંચા વહાણો (પણ) તેનાંજ છે જે સમુદ્રની (સપાટી ઉપર) પર્વતોની જેમ ઊભા હોય છે.

فَبِأَيِّ آلَاءِ رَبِّكُمَا تُكَذِّبَانِ ﴿٢٦﴾

૨૬. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો. (રુકૂઅ ૧)

---

૪. બન્ને અર્થાત ઇન્સાન અને જીન્ન. આ બન્ને પ્રકારો માનવ પ્રાણીનાજ છે. એક વર્ગ, તા'લીમ યાફતા, દાનેશમંદ, સમજદાર, બાઈખ્લાક (સભ્ય), અને ગુણિયલ છે, તે ઇન્સાન ગણાય છે. બીજો વર્ગ પણ માનવ પ્રાણીજ છે, પરંતુ તે અશિક્ષિત, જડ, જાહેલ, જંગલી અસભ્ય, બદકાર, નાદાન, અવિવેકી, ઝાલિમ, અસંસ્કારી, બદહવાસ ભરેલો હિંસક પશુવૃત્તિવાળો છે, જે જીન્ન ગણાય છે.

૫. 'આગમાંથી પેદા કર્યા'નો ભાવાર્થ તેમની આગ જેવી ફિતરત છે. એવા વાતાવરણમાં તેમને ઉછેરવામાં આવ્યો હોય જ્યાં ઝુલમ, જહાલત, બદકારીઓ અને અન્યાયનું રાજ્ય હોય. બદઅમની અસંસ્કારીતામાં જહાલતમાં પરવરીશ પામેલાને જીન્નોની અલંકારિક ઉપમા આપવામાં આવી છે.

૬. રાતો સમુદ્ર તથા મેડીટેરેનીયન (ભૂમધ્ય) સમુદ્ર જેને સુએઝ કેનાલથી જોડી દેવામાં આવ્યો છે. અથવા અમેરીકામાં એટલાંટિક તથા પેસીફીક મહાસાગરનું પેનામા કેનાલથી જોડાણ કરવામાં આવ્યું છે.

كُلُّ مَنْ عَلَيْهَا فَانٍ ﴿٢٧﴾

૨૭. આ સર્વ જે કઈ (પૃથ્વી ઉપર) છે તે સર્વ વિનાશમય છે.

وَّيَبْقٰى وَجْهُ رَبِّكَ ذُو الْجَلٰلِ وَ الْاِكْرَامِ ﴿٢٨﴾

૨૮. અને માત્ર તારા સર્જનહારની હસ્તીજ બાકી રહેશે, જે બૂલંદ શાનવાળો છે, કૃપાવંત છે.

فَبِاَيِّ اٰلَاۤءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٢٩﴾

૨૯. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

يَسْئَلُهٗ مَنْ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ كُلَّ يَوْمٍ هُوَ فِيْ شَاْنٍ ﴿٣٠﴾

૩૦. આકાશો તથા પૃથ્વીમાં રહેનારા સૌ તેનીજ પાસેથી માગે છે અને દરરોજ તે એક નવી પ્રવૃત્તિમાં હોય છે.

فَبِاَيِّ اٰلَاۤءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٣١﴾

૩૧. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

سَنَفْرُغُ لَكُمْ اَيُّهَ الثَّقَلٰنِ ﴿٣٢﴾

૩૨. હે બન્ને પક્ષો[૭] ટૂંક સમયમાંજ અમે તમારા તરફ ધ્યાન આપશું.

فَبِاَيِّ اٰلَاۤءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٣٣﴾

૩૩. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો.

يٰمَعْشَرَ الْجِنِّ وَ الْاِنْسِ اِنِ اسْتَطَعْتُمْ اَنْ تَنْفُذُوْا مِنْ اَقْطَارِ السَّمٰوٰتِ وَ الْاَرْضِ فَانْفُذُوْا لَا تَنْفُذُوْنَ اِلَّا بِسُلْطٰنٍ ﴿٣٤﴾

૩૪. હે જીન્નો તથા ઈન્સાનોના સમૂહો, આસમાનો તથા ધરતીની હદમાંથી બહાર જવાની જો તમારામાં શકિત હોય તો અજમાવી જુઓ પરંતુ તમે પરવાનગી વગર નહિ જઈ શકો.[૮]

فَبِاَيِّ اٰلَاۤءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٣٥﴾

૩૫. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

يُرْسَلُ عَلَيْكُمَا شُوَاظٌ مِّنْ نَّارٍ وَّ نُحَاسٌ فَلَا تَنْتَصِرٰنِ ﴿٣٦﴾

૩૬. તમારા ઉપર પ્રચંડજવાળાઓ તેમજ ધૂમાડો છોડવામાં આવશે અને તમે બન્ને તેની સામે ટકી નહિ શકો.

فَبِاَيِّ اٰلَاۤءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٣٧﴾

૩૭. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

فَاِذَا انْشَقَّتِ السَّمَاۤءُ فَكَانَتْ وَرْدَةً كَالدِّهَانِ ﴿٣٨﴾

૩૮. તો જ્યારે આકાશ ફાટશે અને રાતા ચામડા જેવું રાતું[૯] થઈ જશે (તે અંતિમ ઘડીએ તમારું શું થશે).

---

૭. આ બે પક્ષો, પૂર્વ તથા પશ્ચિમની સૂપર પાવરો અમેરિકા તથા રશીયા/ચીન થઈ શકે. 'મૂડીવાદ' તથા 'સામ્યવાદ' પણ બની શકે છે.

૮. (અ) ફિલોસોફી તથા સાયન્સના મહાન ગણાતા સંશોધનો (રીસર્ચ) હજી સુધી કુદરતના રહસ્યોના એક અંશ સુધી પણ નથી પહોંચી શકયા. અલ્લાહની બાંધેલી હદો સુધી પહોંચવા માટે ઈન્સાનના પ્રયાસોની સફળતા તો અલ્લાહના અધિકારમાં છે. (બ) અમેરીકા તથા રશીયાના રોકેટ દ્વારા બીજા ગ્રહોમાં પહોંચવાના પ્રયાસોને સફળતા આપવી અલ્લાહના અધિકારમાં છે.

૯. ન્યુકલીઅર હથિયારોના ઉપયોગથી વાતાવરણ ઉપર ખૂનનો રંગ ચડી જશે.

فَبِأَيِّ آلَاءِ رَبِّكُمَا تُكَذِّبَانِ ﴿٣٩﴾

૩૯. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

فَيَوْمَئِذٍ لَّا يُسْأَلُ عَن ذَنبِهِ إِنسٌ وَلَا جَانٌّ ﴿٤٠﴾

૪૦. તે દિવસે ઈન્સાનો તથા જીન્નોને તેમના ગુનાહો (ના કારણો) વિશે પૂછવામાં નહિ આવે[૧૦].

فَبِأَيِّ آلَاءِ رَبِّكُمَا تُكَذِّبَانِ ﴿٤١﴾

૪૧. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

يُعْرَفُ الْمُجْرِمُونَ بِسِيمَاهُمْ فَيُؤْخَذُ بِالنَّوَاصِي وَالْأَقْدَامِ ﴿٤٢﴾

૪૨. ગુનાહગારોને તેમને ચેહરા ઉપરથી ઓળખી કાઢવામાં આવશે અને તેમની ચોટીઓથી તેમજ એડીઓથી તેમને પકડવામાં આવશે,

فَبِأَيِّ آلَاءِ رَبِّكُمَا تُكَذِّبَانِ ﴿٤٣﴾

૪૩. તો તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

هَٰذِهِ جَهَنَّمُ الَّتِي يُكَذِّبُ بِهَا الْمُجْرِمُونَ ﴿٤٤﴾

૪૪. (ત્યારે કહેવામાં આવશે) આ છે તે જહન્નમ જેનો ગુનેહગારો ઈન્કાર કરતા હતા.

يَطُوفُونَ بَيْنَهَا وَبَيْنَ حَمِيمٍ آنٍ ﴿٤٥﴾

૪૫. તેઓ જહન્નમમાં ઉકળતા પાણીમાં આળોટતા હશે.

فَبِأَيِّ آلَاءِ رَبِّكُمَا تُكَذِّبَانِ ﴿٤٦﴾

૪૬. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો? (રુકૂઅ-૨)

وَلِمَنْ خَافَ مَقَامَ رَبِّهِ جَنَّتَانِ ﴿٤٧﴾

૪૭. જે વ્યકિત પોતાના પાલનહાર સામે (ગુનાહગાર બની) હાજર થવાથી ડરે છે, તેના માટે બે બગીચાઓ હશે.

فَبِأَيِّ آلَاءِ رَبِّكُمَا تُكَذِّبَانِ ﴿٤٨﴾

૪૮. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

ذَوَاتَا أَفْنَانٍ ﴿٤٩﴾

૪૯. બન્ને વિભિન્ન (લીલોતરીથી) ભરચક હશે.

فَبِأَيِّ آلَاءِ رَبِّكُمَا تُكَذِّبَانِ ﴿٥٠﴾

૫૦. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

فِيهِمَا عَيْنَانِ تَجْرِيَانِ ﴿٥١﴾

૫૧. તે બન્નેમાં બે ઝરણાં[૧૧] વહેતા હશે.

فَبِأَيِّ آلَاءِ رَبِّكُمَا تُكَذِّبَانِ ﴿٥٢﴾

૫૨. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

فِيهِمَا مِن كُلِّ فَاكِهَةٍ زَوْجَانِ ﴿٥٣﴾

૫૩. તે બન્નેમાં દરેક ફળ જોડાંમાં હશે.

---

૧૦. પાપીઓના શરીરના પ્રત્યેક અવયવો તેમના પાપોના ખૂનમાં રંગાયેલા હશે અને પ્રત્યેક અંગ ગુનાહોમાં પોતાના ભજવેલા ભાગની સ્વયં પોતેજ સાક્ષી આપશે. સારાંશે તેમના ગુનાહો સ્વયંપ્રકાશિત હશે.

૧૧. હઝરત ઉમર (રદી)ની ખિલાફતના સમયમાં બે ફળદ્રૂપ ખીણો તેમની સત્તા નીચે આવી હતી. જેમાં આવા ઝરણાં વહી રહ્યા હતા.

فَبِاَیِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٥٤﴾

૫૪. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

مُتَّكِـِٕیْنَ عَلٰی فُرُشٍۭ بَطَآئِنُهَا مِنْ اِسْتَبْرَقٍؕ وَ جَنَا الْجَنَّتَیْنِ دَانٍ ﴿٥٥﴾

૫૫. તે (જન્નતી)ઓ ગાલીચાઓ ઉપર તકીયાને અઢેલીને બેઠા હશે જેના અસ્તર કીનખાબના હશે, અને બન્ને બગીચાઓના ફળના ઝૂમખાં તેમના ઉપર લચી રહ્યાં હશે.

فَبِاَیِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٥٦﴾

૫૬. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

فِیْهِنَّ قٰصِرٰتُ الطَّرْفِۙ لَمْ یَطْمِثْهُنَّ اِنْسٌ قَبْلَهُمْ وَلَا جَآنٌّ ﴿٥٧﴾

૫૭. તેમાં શરમીલા નયનોવાળી (પાકીઝા) હૂરો હશે. જેને પહેલાં કોઈ મનુષ્યે અથવા જીન્ને સ્પર્શ નહિ કર્યો હોય,

فَبِاَیِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٥٨﴾

૫૮. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

كَاَنَّهُنَّ الْیَاقُوْتُ وَ الْمَرْجَانُ ﴿٥٩﴾

૫૯. (રૂપમાં) તેણીઓ જાણે રત્નો તથા પરવાળાં હોય,

فَبِاَیِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٦٠﴾

૬૦. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

هَلْ جَزَآءُ الْاِحْسَانِ اِلَّا الْاِحْسَانُ ﴿٦١﴾

૬૧. નેક કર્મોનો બદલો ભલાઈ સિવાય બીજું શું હોય શકે.

فَبِاَیِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٦٢﴾

૬૨. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

وَ مِنْ دُوْنِهِمَا جَنَّتٰنِ ﴿٦٣﴾

૬૩. અને આ બે બગીચાઓ ઉપરાંત બે (બીજા) બગીચાઓ[૧૨] પણ છે.

فَبِاَیِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٦٤﴾

૬૪. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

مُدْهَآمَّتٰنِ ﴿٦٥﴾

૬૫. જે ખીચોખીચ લીલોતરીથી ભરપૂર હશે.

فَبِاَیِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٦٦﴾

૬૬. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

فِیْهِمَا عَیْنٰنِ نَضَّاخَتٰنِ ﴿٦٧﴾

૬૭. તેમાં (પણ) પાણીથી છલકતા બે ઝરણાં હશે.

فَبِاَیِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٦٨﴾

૬૮. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

فِیْهِمَا فَاكِهَةٌ وَّ نَخْلٌ وَّ رُمَّانٌ ﴿٦٩﴾

૬૯. તે બન્ને પ્રત્યેક પ્રકારના ફળો તથા ખજૂર તથા દાડમ હશે.

---

૧૨. મુસ્લિમોને બે રળીયામણા પ્રદેશોનો વાયદો આપવામાં આવ્યો હતો. જેમાંનો એક મિસર અને બીજો ઈરાક છે.

فَبِاَيِّ اٰلَاۤءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٧٠﴾

૭૦. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

فِيْهِنَّ خَيْرٰتٌ حِسَانٌ ﴿٧١﴾

૭૧. તેમાં ગુણવાન તથા સૌંદર્યવાન (હૂરો હશે).

فَبِاَيِّ اٰلَاۤءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٧٢﴾

૭૨. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

حُوْرٌ مَّقْصُوْرٰتٌ فِي الْخِيَامِ ﴿٧٣﴾

૭૩. (ત્યાં) સુંદર કાળા[૧૩] નયનોવાળી ખુબસુરત હૂરો સુરક્ષિત ઝરુખામાં બેઠી હશે.

فَبِاَيِّ اٰلَاۤءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٧٤﴾

૭૪. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

لَمْ يَطْمِثْهُنَّ اِنْسٌ قَبْلَهُمْ وَلَا جَاۤنٌّ ﴿٧٥﴾

૭૫. જેમને કોઈ ઈન્સાને અથવા કોઈ જીન્ને સ્પર્શ સુધ્ધા નહિ કર્યો હોય.

فَبِاَيِّ اٰلَاۤءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٧٦﴾

૭૬. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

مُتَّكِـِٕيْنَ عَلٰى رَفْرَفٍ خُضْرٍ وَّعَبْقَرِيٍّ حِسَانٍ ﴿٧٧﴾

૭૭. ત્યાં (જન્નતીઓ) લીલા રંગના ગાદીતકીયા અને સુંદર ગાલીચા ઉપર બેઠા હશે.

فَبِاَيِّ اٰلَاۤءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٧٨﴾

૭૮. તો તમે બન્ને તમારા પાલનહારની કઈ કઈ ને'મતોનો ઈન્કાર કરશો?

تَبٰرَكَ اسْمُ رَبِّكَ ذِى الْجَلٰلِ وَالْاِكْرَامِ ﴿٧٩﴾

૭૯. તારા પાલનહારનું નામ અનંત બરકતોવાળું છે, જે બૂલંદ શાનવાળો છે, ઈઝઝતવાળો છે.

(રુકૂઅ-૩)

---

૧૩. આ સૂરાહમાં ૩૧વાર મોમિનને મળનારી અલ્લાહની ને'મતોનું વર્ણન છે જે વર્ણન કોઈ હેતુ વગર નથી કરવામાં આવ્યું. ઈન્સાનને તેમના નેક કામોનો બદલો બેશક અલ્લાહ આપશેજ પરંતુ ગુનાહોથી તૌબા કરી પોતાનો સુધારો ન કરનારને એક અપૂર્વ તેમજ વિનાશકારી અઝાબમાં ઘેરાઈ પાયમાલીથી બચવાની ચેતવણી આપવામાં આવી છે.

سُورَةُ الْوَاقِعَةِ مَكِّيَّةٌ (٥٦)

## અલ-વાકેઆહ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ⓵

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

إِذَا وَقَعَتِ الْوَاقِعَةُ ⓶

૨. જ્યારે તે સમય[૧] આવી પહોંચશે, ત્યારે.

لَيْسَ لِوَقْعَتِهَا كَاذِبَةٌ ⓷

૩. તેના આગમનને કોઈ ખોટું નહિ ઠરાવી શકે.

خَافِضَةٌ رَّافِعَةٌ ⓸

૪. જે કેટલાકને ઊતારી પાડશે અને કેટલાકને બૂલંદી આપવશે.

إِذَا رُجَّتِ الْأَرْضُ رَجًّا ⓹

૫. તે દિવસે પૃથ્વીને[૨] હચમચાવી દેવામાં આવશે,

وَّبُسَّتِ الْجِبَالُ بَسًّا ⓺

૬. અને પર્વતોના ભૂક્કે ભૂક્કા ઊડાવી દેવામાં આવશે.

فَكَانَتْ هَبَاءً مُّنْبَثًّا ⓻

૭. તેની બારીક રજકણો બની હવામાં ઊડી જશે,

وَّكُنْتُمْ أَزْوَاجًا ثَلٰثَةً ⓼

૮. અને તમે (તે સમયે) ત્રણ વર્ગોમાં વહેંચાઈ જશો,

فَأَصْحٰبُ الْمَيْمَنَةِ ۙ مَا أَصْحٰبُ الْمَيْمَنَةِ ⓽

૯. (પહેલા) જમણા તરફના લોકો છે, તે કેવા (નસીબદાર) છે, તે જમણી તરફવાળા.

وَأَصْحٰبُ الْمَشْئَمَةِ ۙ مَا أَصْحٰبُ الْمَشْئَمَةِ ⓾

૧૦. (બીજા) ડાબી તરફના છે, કેટલા બદનસીબ[3] છે તે ડાબી તરફવાળા.

وَالسّٰبِقُوْنَ السّٰبِقُوْنَ ⑪

૧૧. (ત્રીજા નેકીઓમાં) આગળ નિકળી ગયેલા છે, તે સૌથી આગળ નીકળી ગયા છે;[૪]

أُولٰٓئِكَ الْمُقَرَّبُوْنَ ⑫

૧૨. તેમણે (અલ્લાહની) નઝદિકી પ્રાપ્ત કરી હશે.

فِيْ جَنّٰتِ النَّعِيْمِ ⑬

૧૩. તેઓ ને'મતોવાળી જન્નતોમાં હશે—

ثُلَّةٌ مِّنَ الْأَوَّلِيْنَ ⑭

૧૪. જેમાંનો મોટો ભાગ પહેલીવારમાંજ ઈમાન લાવનારાઓનો હશે,

---

૧. કયામતનો દિવસ અવશ્ય આવીનેજ રહેશે.

૨. મુસ્લિમો તથા કાફરો વચ્ચેનો જે સમયે ફેંસલો કરવામાં આવશે તે ઘડી અટલ છે, ત્યારે ભલાઈ કરનારાઓ ભલો બદલો પામશે અને બૂરાઈ કરવારાઓનું પતન થશે.

3. પોતાની શહેવત (વિષય વાસના)ની ગુલામીમાં જકડાયેલા જીવો.

૪. સદાચારોમાં પરિશ્રમ કરનારાઓની રૂહો સંતુષ્ટ હશે અને નજાત (મોક્ષ) પામશે.

وَ قَلِيْلٌ مِّنَ الْاٰخِرِيْنَ ﴿١٥﴾

૧૫. અને બાદમાં (ઈમાન લાવનારાઓમાંના) થોડાંકજ હશે,

عَلٰى سُرُرٍ مَّوْضُوْنَةٍ ﴿١٦﴾

૧૬. તેઓ (સુવર્ણ તથા રત્નજડિત) આસનો ઉપર,

مُّتَّكِـِٕيْنَ عَلَيْهَا مُتَقٰبِلِيْنَ ﴿١٧﴾

૧૭. સામ સામે અઢેલીને બેઠા હશે.

يَطُوْفُ عَلَيْهِمْ وِلْدَانٌ مُّخَلَّدُوْنَ ﴿١٨﴾

૧૮. તેમની તહેનાતમાં અમર જુવાની પામેલા યુવકો હાજર રહેશ,

بِاَكْوَابٍ وَّ اَبَارِيْقَ ۙ وَ كَاْسٍ مِّنْ مَّعِيْنٍ ﴿١٩﴾

૧૯. તેમના હાથમાં ઝરણામાંથી ભરેલાં (નિર્મળ) પીણાની સુરાહીઓ અને પ્યાલા હશે.

لَّا يُصَدَّعُوْنَ عَنْهَا وَ لَا يُنْزِفُوْنَ ﴿٢٠﴾

૨૦. જેના (પીવા)થી ન તો તેમનું માથું ભમશે ન તેમને નશો ચડશે.

وَ فَاكِهَةٍ مِّمَّا يَتَخَيَّرُوْنَ ﴿٢١﴾

૨૧. અને તેમના મનપસંદ ફળો (તે યુવકો લઈને ફરતા) હશે.

وَ لَحْمِ طَيْرٍ مِّمَّا يَشْتَهُوْنَ ﴿٢٢﴾

૨૨. અને તેમના મનપસંદ પક્ષીનું માંસ (યુવકો લઈને ફરતા) હશે.

وَ حُوْرٌ عِيْنٌ ﴿٢٣﴾

૨૩. અને (તેમના માટે) મોટા સુંદર નયનોવાળી હૂરો (પણ) હશે.

كَاَمْثَالِ اللُّؤْلُؤِ الْمَكْنُوْنِ ﴿٢٤﴾

૨૪. જાણે સંભાળથી સાચવેલા મોતી હોય.

جَزَآءًۢ بِمَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿٢٥﴾

૨૫. આ સર્વ તેમની કરણીઓના બદલા તરીકે મળશે.

لَا يَسْمَعُوْنَ فِيْهَا لَغْوًا وَّ لَا تَاْثِيْمًا ﴿٢٦﴾

૨૬. ત્યાં તેઓ નિરર્થક અથવા ગુનાહની વાતો નહિ સાંભળે

اِلَّا قِيْلًا سَلٰمًا سَلٰمًا ﴿٢٧﴾

૨૭. માત્ર 'સલામતી થાઓ, સલામતી થાઓ, નાજ શબ્દો (સંભળાતા) હશે.'

وَ اَصْحٰبُ الْيَمِيْنِ ۙ مَاۤ اَصْحٰبُ الْيَمِيْنِ ﴿٢٨﴾

૨૮. અને જે જમણી તરફવાળા છે-તે કેવા (નસીબદાર) છે. જમણી તરફવાળા—

فِيْ سِدْرٍ مَّخْضُوْدٍ ﴿٢٩﴾

૨૯. કાંટા રહિત બોરડીઓ વચ્ચે હશે.

وَّ طَلْحٍ مَّنْضُوْدٍ ﴿٣٠﴾

૩૦. અને ભરચક લૂમખાઓવાળી કેળોમાં,

وَّ ظِلٍّ مَّمْدُوْدٍ ﴿٣١﴾

૩૧. અને પથરાએલી શીતલ છાયા (નીચે)

وَّ مَآءٍ مَّسْكُوْبٍ ﴿٣٢﴾

૩૨. અને વહેતાં નિર્મળ પાણી (વચ્ચે)

وَّ فَاكِهَةٍ كَثِيْرَةٍ ﴿٣٣﴾

૩૩. અને પુષ્કળ ફળો, (વચ્ચે રહેશે),

لَّا مَقْطُوْعَةٍ وَّ لَا مَمْنُوْعَةٍ ﴿٣٤﴾

૩૪. જે (કદાપિ) ખૂટશે નહિ અને ન (ખાવામાં) તેમને રોકટોક થશે,

وَّ فُرُشٍ مَّرْفُوْعَةٍ ﴿٣٥﴾

૩૫. અને તેમના પાકીઝાસાથી (હશે),

اِنَّآ اَنْشَاْنٰهُنَّ اِنْشَآءً ﴿٣٥﴾
فَجَعَلْنٰهُنَّ اَبْكَارًا ﴿٣٦﴾
عُرُبًا اَتْرَابًا ﴿٣٧﴾
لِّاَصْحٰبِ الْيَمِيْنِ ﴿٣٨﴾
ثُلَّةٌ مِّنَ الْاَوَّلِيْنَ ﴿٣٩﴾
وَثُلَّةٌ مِّنَ الْاٰخِرِيْنَ ﴿٤٠﴾
وَاَصْحٰبُ الشِّمَالِ ۙ مَآ اَصْحٰبُ الشِّمَالِ ﴿٤١﴾
فِيْ سَمُوْمٍ وَّحَمِيْمٍ ﴿٤٢﴾
وَّظِلٍّ مِّنْ يَّحْمُوْمٍ ﴿٤٣﴾
لَّا بَارِدٍ وَّلَا كَرِيْمٍ ﴿٤٤﴾
اِنَّهُمْ كَانُوْا قَبْلَ ذٰلِكَ مُتْرَفِيْنَ ﴿٤٥﴾
وَكَانُوْا يُصِرُّوْنَ عَلَى الْحِنْثِ الْعَظِيْمِ ﴿٤٦﴾
وَكَانُوْا يَقُوْلُوْنَ ۙ اَئِذَا مِتْنَا وَكُنَّا تُرَابًا وَّعِظَامًا ءَاِنَّا لَمَبْعُوْثُوْنَ ﴿٤٧﴾
اَوَ اٰبَآؤُنَا الْاَوَّلُوْنَ ﴿٤٨﴾
قُلْ اِنَّ الْاَوَّلِيْنَ وَالْاٰخِرِيْنَ ﴿٤٩﴾

૩૬. જે અમે એક ઉમદા સર્જન કર્યું છે.

૩૭. જેને અમે તેમને માટે કુંવારીઓ બનાવી દીધી છે,

૩૮. તે સ્નેહાળ (યુવતીઓ) સમાન વયની હશે,

૩૯. જે જમણી તરફવાળાઓ સાથે હશે,[૫] (રુકૂઅ-૧)

૪૦. જેની મોટી સંખ્યા પહેલા (ઈમાન) વાળાઓની છે.

૪૧. અને એક મોટી સંખ્યા બાદમાં ઈમાન લાવાનારામાંથી છે.

૪૨. પરંતુ જે ડાબી તરફવાળા છે તે કેટલા (બદનસીબ) છે. આ ડાબી તરફવાળા—

૪૩. દઝાડનારી લૂ તથા ઊકળતા પાણી વચ્ચે હશે,

૪૪. અને કાળા ધૂમાડાની છાયામાં હશે,

૪૫. જેમાં ન ઠંડક હશે ન રાહત હશે.

૪૬. આ પહેલાં તેઓ દુનિયામાં મોજ ઉડાવતા રહ્યા હતા.

૪૭. અને ગંભીર[૬] ગુનાહોમાં રચ્યા પચ્યા રહેતા.

૪૮. અને કહેતા, 'શું અમે મરણ પામી માટી તથા હાડકામાં ફેરવાઈ જશું તો ફરી પાછા સજીવન કરવામાં આવશું?

૪૯. 'અને અમારા બાપદાદાઓને પણ (સજીવન થશે)?'

૫૦. તું કહે '(બેશક તમારા) આગલાઓ અને (તમારા) પાછલાઓ પણ,

---

૫. જન્નતની ને'મતો મોમિનોને આપવામાં આવશે જેમને અલ્લાહની કુરબત (નઝદિકી) હાંસલ થઈ હશે, જેમને સૂરાહ અલ રહમાનમાં 'અલસાબીકૂન'નો દરજજો આપવામાં આવ્યો છે. આ રુકૂઅમાં વર્ણાયેલી જન્નત મોમિનો માટે રૂહાની સૂકુન (સંતોષ) તથા શાંતિ પ્રાપ્ત કરવાનું સ્થાન હશે, જ્યાં પાપ તથા બદકારીઓનું અસ્તિત્વ નહિ હોય. કુરઆને મજીદમાં આ સ્થળને શાંતિ તથા સલામતીનું સ્થળ કહેવામાં આવ્યું છે; જે શાંતિ બક્ષનારો અલ્લાહજ છે.

૬. મૃત્યુ બાદ ફરી સજીવન થવાને માન્ય ન રાખવું, તે દુનિયામાં પોતાની જવાબદારીથી મોઢું ફેરવી લેવું અને આખેરતનો ઈન્કાર છે. આ માન્યતા આ જીવનની તમામ બૂરાઈઓનું જન્મસ્થાન છે. મૃત્યુ પછીના જીવનમાં ન માનનારા પોતાના પાપાચારોના બૂરા પરિણામોની ગંભીરતાનો તથા ભલાઈમાંથી પ્રાપ્ત થનારા અનેક લાભો તથા સંતોષનો અંદાજ નથી કરી શકતા.

لَمَجۡمُوۡعُوۡنَ ۙ اِلٰى مِيۡقَاتِ يَوۡمٍ مَّعۡلُوۡمٍ ﴿۵۰﴾

૫૧. 'એક મુકર્રર દિવસે, નક્કી સમયે (સૌને) એક જગ્યાએ એકઠા કરવામાં આવશે.

ثُمَّ اِنَّكُمۡ اَيُّهَا الضَّآلُّوۡنَ الۡمُكَذِّبُوۡنَ ۙ ﴿۵۱﴾

૫૨. 'હે ગુમરાહ થનારાઓ, હે (સત્યનો) ઈન્કાર કરનારાઓ હવે,'

لَاٰكِلُوۡنَ مِنۡ شَجَرٍ مِّنۡ زَقُّوۡمٍ ۙ ﴿۵۲﴾

૫૩. 'બેશક તમે કાંટાળો તોર ખાશો,

فَمٰلِـُٔوۡنَ مِنۡهَا الۡبُطُوۡنَ ۚ ﴿۵۳﴾

૫૪. 'અને તેનાથી તમે તમારું પેટ ભરશો.

فَشٰرِبُوۡنَ عَلَيۡهِ مِنَ الۡحَمِيۡمِ ۚ ﴿۵۴﴾

૫૫. 'અને ઉપરથી ઊકળતું પાણી પીશો.

فَشٰرِبُوۡنَ شُرۡبَ الۡهِيۡمِ ؕ ﴿۵۵﴾

૫૬. 'જેમ તરસ્યો ઊંટ પાણી પીધા પછી પણ અતૃપ્ત રહે તેમ (તમે અતૃપ્ત રહેશો)'.

هٰذَا نُزُلُهُمۡ يَوۡمَ الدِّيۡنِ ؕ ﴿۵۶﴾

૫૭. ન્યાયના દિવસે તેમની આવી મહેમાન નવાઝી (અતિથી સત્કાર) થશે.[૭]

نَحۡنُ خَلَقۡنٰكُمۡ فَلَوۡلَا تُصَدِّقُوۡنَ ﴿۵۷﴾

૫૮. જ્યારે અમેજ તેમને પેદા કર્યા છે, તો તમે શા માટે (આ સત્યનો) સ્વીકાર નથી કરતા?

اَفَرَءَيۡتُمۡ مَّا تُمۡنُوۡنَ ؕ ﴿۵۸﴾

૫૯. તમે જે વીર્ય (ગર્ભમાં) પાડો છો તેના વિશે તમે શું ધારો છો?

ءَاَنۡتُمۡ تَخۡلُقُوۡنَهٗۤ اَمۡ نَحۡنُ الۡخٰلِقُوۡنَ ﴿۵۹﴾

૬૦. શું તે (જીવનું) સર્જન તમારું કરેલું છે કે અમે (તેના) સર્જનહાર છીએ?

نَحۡنُ قَدَّرۡنَا بَيۡنَكُمُ الۡمَوۡتَ وَمَا نَحۡنُ بِمَسۡبُوۡقِيۡنَ ۙ ﴿۶۰﴾

૬૧. અમે તમારું (સૌનું) મૃત્યુ નિમાર્ણ કર્યું છે. અને અમને કોઈ નહિ અટકાવી શકે,

عَلٰٓى اَنۡ نُّبَدِّلَ اَمۡثَالَكُمۡ وَنُنۡشِئَكُمۡ فِىۡ مَا لَا تَعۡلَمُوۡنَ ﴿۶۱﴾

૬૨. કે અમે તમારા સ્થાને બીજાને પેદા કરીએ, અને તેમને એવું રૂપ[૮] આપીએ છીએ કે જેનાથી તમે અજ્ઞાન છો?

وَلَقَدۡ عَلِمۡتُمُ النَّشۡاَةَ الۡاُوۡلٰى فَلَوۡلَا تَذَكَّرُوۡنَ ﴿۶۲﴾

૬૩. અને તમે પહેલી પેદાશથી વાકેફ છો છતાં કેમ કંઈ સમજતા નથી?

اَفَرَءَيۡتُمۡ مَّا تَحۡرُثُوۡنَ ؕ ﴿۶۳﴾

૬૪. તમે જે કંઇ વાવો છો તેના વિશે (કંઇ) જાણો છો?

---

૭. ગુનાહગારોની સઝા કેટલી દર્દનાક હશે તેનો ચિતાર આ આયતોથી સહેજ મળી રહે છે. માટે પ્રત્યેક જીવે આ દુનિયાની મોહમાયાથી અતૃપ્ત રહેનારા પોતાના જીવન ઉપર ચિંતન કરવું જોઈએ અને પોતાના વિચારો, વાણી તથા વર્તન ઉપર કાબુ રાખવો જોઈએ.

૮. ઈન્સાનના સ્થાને બીજા સર્જનની સ્થાપનાનો અર્થ તે જીવનો અંત લાવવાનો નથી. મૃત્યુ વડે તો માત્ર ઈન્સાનનું રૂપ અથવા તેની સ્થિતિ બદલવામાં આવે છે. પાર્થિવ શરીરમાંથી મુકિત મેળવ્યા પછી તે જીવને બીજું શરીર આપવામાં આવે છે, જે શરીર તે જીવની કરેલી કરણીના ભલા બૂરા અંજામના અસરરૂપ પદાર્થથી અથવા તત્વોથી બનેલો હોય છે. જે અવારનવાર કરવામાં આવતી નેકી અથવા બદીની પ્રગતિશીલ અસરોથી સુધરતો કે બગડતો રહે છે. સારાંશે તે શરીરના સારાનરસા વિકાસનો આધાર તેના આમાલો ઉપર હોય છે. આ પરિવર્તિત વિકાસ ક્રિયા ઇન્સાનની બેખબરીની હાલતમાં થતી રહે છે. જેનો તેને આ જીવનમાં આભાસ થતોજ નથી. જેથી જીવ પોતાની ફિતરત પ્રમાણે પોતાની કરણીઓમાં અભાન હાલતમાં પ્રવૃત રહે છે.

ءَاَنۡتُمۡ تَزۡرَعُوۡنَهٗۤ اَمۡ نَحۡنُ الزّٰرِعُوۡنَ ﴿۶۵﴾

૬૫. શું તમે તે ઊગાડો છો, કે અમે તેને ઊગાડનારા છીએ?

لَوۡ نَشَآءُ لَجَعَلۡنٰهُ حُطٰمًا فَظَلۡتُمۡ تَفَكَّهُوۡنَ ﴿۶۶﴾

૬૬. જો અમે ચાહિયે તો તેનો ભૂક્કો કરી નાખીએ કે તમે વિલાપ કરતા કહો,

اِنَّا لَمُغۡرَمُوۡنَ ﴿۶۷﴾

૬૭. 'અમે તો બરબાદ થઈ ગયા,

بَلۡ نَحۡنُ مَحۡرُوۡمُوۡنَ ﴿۶۸﴾

૬૮. 'બલ્કે, અમે તો બધું ગુમાવી દીધું?'

اَفَرَءَيۡتُمُ الۡمَآءَ الَّذِىۡ تَشۡرَبُوۡنَ ﴿۶۹﴾

૬૯. શું જે પાણી તમે પીવો છો તેનો વિચાર કદીપણ તમે કર્યો છે?

ءَاَنۡتُمۡ اَنۡزَلۡتُمُوۡهُ مِنَ الۡمُزۡنِ اَمۡ نَحۡنُ الۡمُنۡزِلُوۡنَ ﴿۷۰﴾

૭૦. શું વાદળાઓમાંથી તે પાણી તમે વરસાવો છો, કે અમે તે વરસાવીએ છીએ?

لَوۡ نَشَآءُ جَعَلۡنٰهُ اُجَاجًا فَلَوۡلَا تَشۡكُرُوۡنَ ﴿۷۱﴾

૭૧. જો અમે ચાહતા હોત તો તેને કડવું કરી નાખત, છતાં શા માટે તમે શુક્રગુઝાર (બંદા) નથી બનતા?

اَفَرَءَيۡتُمُ النَّارَ الَّتِىۡ تُوۡرُوۡنَ ﴿۷۲﴾

૭૨. શું તમે જે આગ(૯) જલાવો છો તેનો વિચાર કદીપણ તમે કર્યો છે?

ءَاَنۡتُمۡ اَنۡشَاۡتُمۡ شَجَرَتَهَاۤ اَمۡ نَحۡنُ الۡمُنۡشِـُٔوۡنَ ﴿۷۳﴾

૭૩. શું તે (બળતણના) ઝાડ તમે ઉત્પન્ન કર્યા છે, કે તેના ઉત્પન્ન કરનારા અમે છીએ?

نَحۡنُ جَعَلۡنٰهَا تَذۡكِرَةً وَّمَتَاعًا لِّلۡمُقۡوِيۡنَ ﴿۷۴﴾

૭૪. અમે તેને (જહન્નમની) યાદ અપાવનારી અને મુસાફરો માટે લાભદાયક બનાવી છે.

فَسَبِّحۡ بِاسۡمِ رَبِّكَ الۡعَظِيۡمِ ﴿۷۵﴾

૭૫. માટે તું તારા બૂલંદ શાનવાળા પરવરદિગારની તસ્બીહ (જપ) કર. (રુકૂઅ ૨)

فَلَاۤ اُقۡسِمُ بِمَوٰقِعِ النُّجُوۡمِ ﴿۷۶﴾

૭૬. બલ્કે કસમ છે ખરતા(૧૦) તારાની.

وَاِنَّهٗ لَقَسَمٌ لَّوۡ تَعۡلَمُوۡنَ عَظِيۡمٌ ﴿۷۷﴾

૭૭. અને ખરેજ, આ કસમ બહુજ ભારે છે, જો તમે એટલું જાણતા હો તો,

اِنَّهٗ لَقُرۡاٰنٌ كَرِيۡمٌ ﴿۷۸﴾

૭૮. કે આ કુરઆન ખરેખર આદરણીય છે,

فِىۡ كِتٰبٍ مَّكۡنُوۡنٍ ﴿۷۹﴾

૭૯. (જે) એક સુરક્ષિત કિતાબમાં લખાયેલું છે,

لَّا يَمَسُّهٗۤ اِلَّا الۡمُطَهَّرُوۡنَ ﴿۸۰﴾

૮૦. જેના સુધી કોઈ નથી પહોંચતું સિવાય કે જેમને પાકીઝગી(૧૧) અર્પણ કરવામાં આવી હોય.

---

૯. આગ ઈન્સાનના જીવનમાં એક બહુજ અગત્યનો ભાગ અદા કરે છે, જેમ જીવનમાં તેનું ઘણું મહત્વ છે, તેમ વિનાશમાં પણ તેનું એટલું મહત્વ છે. વર્તમાન જીવનની પ્રત્યેક વસ્તુ 'મિકેનિકલ' હોવાથી તે આગ ઉપર નભે છે. દા.ત. હુન્નર ઉદ્યોગ, વેપાર, સફર વગેરે અનેક ક્ષેત્રોમાં આગ બેહદ જરૂરી વસ્તુ છે.

૧૦. કુદરતના અટલ નિયમ પ્રમાણે જ્યારે પણ કોઈ રસૂલ કે મુજદ્દિદ જાહેર થાય છે, ત્યારે તારાઓ ખરવાનું પ્રમાણ વધી જાય છે, આવુંજ આંહઝરત સ.અ.સ.ના ઝમાનામાં થવા પામ્યું હતું કે તે સમયે તારાઓનું ખરવું એક સાધારણ વસ્તુ હતી.

૧૧. પરહેઝગારી દ્વારા પોતાના અંતઃકરણને શુદ્ધ કરનારા નસીબદાર લોકોનેજ કુરઆનની આંતર દ્રષ્ટિની અને તેના મેહફુમ (તાત્પર્ય)ની સમજણ હોય છે. કુરઆનના રૂહાની તત્વો તથા ઊંડા ઈલ્મ સુધી

تَنْزِيْلٌ مِّنْ رَّبِّ الْعٰلَمِيْنَ ﴿٨١﴾

૮૧. તમામ જહાનના પરવરદિગાર તરફથી તે તે ઊતારવામાં આવ્યું છે.

اَفَبِهٰذَا الْحَدِيْثِ اَنْتُمْ مُّدْهِنُوْنَ ﴿٨٢﴾

૮૨. છતાં તેમ અલ્લાહના કલામનો અસ્વીકાર કરો છો?

وَ تَجْعَلُوْنَ رِزْقَكُمْ اَنَّكُمْ تُكَذِّبُوْنَ ﴿٨٣﴾

૮૩. અને તેના ઈન્કારને તમારા રીઝકનું [૧૨] સાધન બનાવો છો?

فَلَوْلَاۤ اِذَا بَلَغَتِ الْحُلْقُوْمَ ﴿٨٤﴾

૮૪. પછી જ્યારે જીવ (મરનારના) ગળા સુધી આવી પહોંચે છે.

وَ اَنْتُمْ حِيْنَئِذٍ تَنْظُرُوْنَ ﴿٨٥﴾

૮૫. ત્યારે તમે (હતાશાથી ફાટી આંખે) જોઈ રહ્યા હો છો.

وَ نَحْنُ اَقْرَبُ اِلَيْهِ مِنْكُمْ وَ لٰكِنْ لَّا تُبْصِرُوْنَ ﴿٨٦﴾

૮૬. અને (તે વખતે) તમારાથી વધુ અમે તેની નજીકમાં હોઈએ છીએ પરંતુ તમને તે દેખાતું નથી!

فَلَوْلَاۤ اِنْ كُنْتُمْ غَيْرَ مَدِيْنِيْنَ ﴿٨٧﴾

૮૭. અને જો (કર્મનો) હિસાબ દેવા માટે તમે કોઈથી બંધાયેલા નથી.

تَرْجِعُوْنَهَاۤ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٨٨﴾

૮૮. (અને) જો તમે સાચા છો તો, શા માટે તે (જીવ)ને પાછો નથી લાવી શકતા?

فَاَمَّاۤ اِنْ كَانَ مِنَ الْمُقَرَّبِيْنَ ﴿٨٩﴾

૮૯. જો તે મુકર્રબ (અલ્લાહની નઝદિકી પામેલા) લોકોમાંથી હશે,

فَرَوْحٌ وَّ رَيْحَانٌ ۙ۬ وَّ جَنَّتُ نَعِيْمٍ ﴿٩٠﴾

૯૦. તો તેના માટે આરામ તથા (સુખોથી) મહેકતી ને'મતોવાળી જન્નત હશે.

وَ اَمَّاۤ اِنْ كَانَ مِنْ اَصْحٰبِ الْيَمِيْنِ ﴿٩١﴾

૯૧. અને જો તે જમણી તરફવાળાઓમાંથી છે.

فَسَلٰمٌ لَّكَ مِنْ اَصْحٰبِ الْيَمِيْنِ ﴿٩٢﴾

૯૨. (તો તેને કહેવામાં આવશે) 'તારા ઉપર સલામતી થાઓ (કે તું) જમણી તરફવાળા લોકોમાંથી છે.'

وَ اَمَّاۤ اِنْ كَانَ مِنَ الْمُكَذِّبِيْنَ الضَّآلِّيْنَ ﴿٩٣﴾

૯૩. પરંતુ જો તે તેમનામાંથી છે જે (સત્યને) જૂઠું કહેનારા છે અને ગુમરાહ થનારા છે,

فَنُزُلٌ مِّنْ حَمِيْمٍ ﴿٩٤﴾

૯૪. તો, ઊકળતા પાણીથી તેનું સ્વાગત કરવામાં આવશે,

وَّ تَصْلِيَةُ جَحِيْمٍ ﴿٩٥﴾

૯૫. અને જહન્નમની જલનથી.

اِنَّ هٰذَا لَهُوَ حَقُّ الْيَقِيْنِ ﴿٩٦﴾

૯૬. બેશક આ'જ સત્ય હકીકત છે.

فَسَبِّحْ بِاسْمِ رَبِّكَ الْعَظِيْمِ ﴿٩٧﴾

૯૭. માટે તું તારા પાલનહારની તસ્બીહ (જપ) કર, જે સર્વોચ્ચત્તમ [૧૩] છે. (રૂકૂઅ-૩)

---

નાપાક માનસ ધરાવનારા નથી પહોંચી શકતા. સાહજિક રીતે નાપાકીની હાલતમાં કુરઆને મજીદને સ્પર્શ ન કરવો જોઈએ.

૧૨. ઈન્કાર કરનારાઓને કુરઆન ઉપર ઈમાન લાવવાથી પોતાના જીવનનિર્વાહનું સાધન ગુમાવી દેવાની બીક રહે છે.

૧૩. 'સર્વોચ્ચત્તમ' -સર્વથી ઉચ્ચતર, તેમજ સર્વથી ઉત્તમતર, બૂલંદ શાનવાળો.

سُوْرَةُ الْحَدِيْدِ مَدَنِيَّةٌ (٥٧)

## અલ-હદીદ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

سَبَّحَ لِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ۚ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ②

૨. જે કંઈ આકાશો તથા પૃથ્વીમાં છે, તે સર્વ અલ્લાહની સ્તુતિમાં મગ્ન[(૧)] છે, જે સર્વસમર્થ છે. હિકમતવાળો છે.

لَهٗ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۚ يُحْيٖ وَيُمِيْتُ ۚ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ③

૩. આકાશો તથા પૃથ્વીની બાદશાહી તેનીજ છે, તે'જ જીવન આપે છે અને તે'જ મૃત્યુ[(૨)] નીપજાવે છે; અને તે સર્વ વસ્તુ ઉપર કાબૂ ધરાવે છે.

هُوَ الْاَوَّلُ وَالْاٰخِرُ وَالظَّاهِرُ وَالْبَاطِنُ ۚ وَهُوَ بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ ④

૪. તે'જ અવ્વલ[(૩)] છે અને તે'જ આખર છે, તે'જ ઝાહિર છે; તે'જ બાતિન છે, અને તે'જ દરેક વસ્તુનો જાણનારો[(૪)] છે.

هُوَ الَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ فِيْ سِتَّةِ اَيَّامٍ ثُمَّ اسْتَوٰى عَلَى الْعَرْشِ ۚ يَعْلَمُ مَا يَلِجُ فِي الْاَرْضِ وَمَا يَخْرُجُ مِنْهَا وَمَا يَنْزِلُ مِنَ السَّمَآءِ وَمَا يَعْرُجُ فِيْهَا ۚ وَهُوَ مَعَكُمْ اَيْنَ مَا كُنْتُمْ ۚ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ⑤

૫. તે એ'જ છે જેણે આકાશો તથા પૃથ્વીનું છ દિવસમાં (છ સમ્યાંતરે) સર્જન કર્યું, પછી તે અર્શ ઉપર કાયમ થયો. જે કંઈ ધરતીમાં દાખલ થાય છે અને જે કંઈ તેમાંથી નીકળે છે, અને જે કંઈ આકાશમાંથી ઊતરે છે અને જે કંઈ તેમાં ચડે છે; તે બધું તેની જાણમાં છે; અને જ્યાં પણ તમે હો તે તમારી સાથે જ હોય છે. અને તમે કરતા રહો છો તે તેને જોઈ રહ્યા હોય છે.

لَهٗ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۚ وَاِلَى اللّٰهِ تُرْجَعُ الْاُمُوْرُ ⑥

૬. આકાશો તથા પૃથ્વીની બાદશાહી તેની જ છે અને પ્રત્યેક બાબતને અલ્લાહ સામે રજૂ કરવામાં આવે છે.

---

૧. આ આયતના વર્ણન પ્રમાણે સમગ્ર સૃષ્ટિની દરેક વસ્તુ પાસેથી કોઈને કોઈ કામ લેવા માટે અલ્લાહે તેનું સર્જન કર્યું છે; તે પ્રમાણે દરેક વસ્તુ તેના ઉપર નાખવામાં આવેલી જવાબદારીને પૂરેપૂરી નીભાવી રહી છે. આ સર્જનોનું પોતાના નીમાયેલા વર્તુળોમાં રહી અલગ અલગ અથવા સંયુકત રીતે પોતાની નીમાએલી ફરજોને સંપૂર્ણ રીતે બજાવતા રહેવું પણ સર્જનહારની કાર્યદક્ષતા, કારીગરી તથા ખામી રહિત કામગરીની એક દલીલ છે જે ફરજોને સ્તુતિની ઉપમાં આપવામાં આવી છે.

૨. સૃષ્ટિમાં સર્જન અને વિસર્જનનું વ્યવસ્થિત તંત્ર સતત ચાલુ રહે છે.

૩. અલ્લાહ અવ્વલ છે, અને તે'જ આખર છે.

૪. તેનાથી કોઈ વસ્તુ છૂપી નથી.

૭. તે'જ રાતને દિવસમાં દાખલ કરે છે અને દિવસને રાતમાં દાખલ કરે છે. અને અંત:કરણના સર્વ ભેદોને તે જાણે છે.

૮. અલ્લાહ અને તેના રસૂલ ઉપર ઈમાન લાવો, અને તેણે તમને જે (દૌલત)ના વારસ બનાવ્યા છે તેમાંથી (તેની રાહમાં) ખર્ચ કરો. અને તમારામાંથી જે લોકો ઈમાન લાવ્યા છે, અને (તેની રાહમાં) ખર્ચ કરે છે, તેમને ભવ્ય બદલો મળશે.

૯. અને અલ્લાહ ઉપર ઈમાન ન લાવવાનું તમારી પાસે શું કારણ છે? જો કે રસુલ તમારા પરવરદિગાર ઉપર ઈમાન લાવવા માટે તમને બોલાવી રહ્યા છે અને અલ્લાહ તમારી પાસેથી વચન[૫] (પણ) લઈ ચૂક્યો છે, જો તમે ખરેખર મોમિન છો તો.

૧૦. તે એ'જ છે, જે પોતાના બંદા ઉપર સ્પષ્ટ આયતો મોકલે છે કે તેના વડે તે તમને અંધકારમાંથી કાઢી પ્રકાશમાં લઈ આવે, બેશક અલ્લાહ તમારા પ્રત્યે બહુજ માયાળુ છે, દયાવંત છે.

૧૧. તમે શા કારણે અલ્લાહની રાહમાં ખર્ચ કરવાથી અચકાઓ છો, જ્યારે આકાશો તથા પૃથ્વીનો વારસ[૬] તો અલ્લાહજ છે? તમારામાંથી જેમણે (મક્કાના) વિજય પહેલા ખર્ચ કર્યો અને જીહાદ કર્યો હતો, (અને બાદમાં આવનારા) બીજા એકસમાન નથી. બેશક બાદમાં આવીને જીહાદ કરનારાઓથી પહેલા લોકો દરજ્જામાં ઊંચા છે, જોકે સૌને અલ્લાહે ભલા બદલાનું વચન આપ્યું છે, અને અલ્લાહ તમારા કામોથી સારી પેઠે માહિતગાર છે. (રુકૂઅ-૧)

૧૨. એવો કોણ છે જે અલ્લાહને સારું એવું કરજ આપે જેને તે અનેકગણું વધારીને પાછું આપશે, ઉપરાંત ઉત્તમ બદલો (આખેરતમાં) પણ આપશે.

૧૩. અને તે દિવસે તમે જોઈ લેશો કે મોમિન પુરુષો તેમજ મોમિન સ્ત્રીઓની આગળ અને તેમની જમણી તરફ નૂર ઝળહળી રહ્યું હશે (અને તેમને

يُولِجُ الَّيْلَ فِي النَّهَارِ وَيُولِجُ النَّهَارَ فِي الَّيْلِ ۚ وَهُوَ عَلِيمٌ بِذَاتِ الصُّدُورِ ﴿٧﴾

آمِنُوا بِاللَّهِ وَرَسُولِهِ وَأَنفِقُوا مِمَّا جَعَلَكُم مُّسْتَخْلَفِينَ فِيهِ ۖ فَالَّذِينَ آمَنُوا مِنكُمْ وَأَنفَقُوا لَهُمْ أَجْرٌ كَبِيرٌ ﴿٨﴾

وَمَا لَكُمْ لَا تُؤْمِنُونَ بِاللَّهِ ۙ وَالرَّسُولُ يَدْعُوكُمْ لِتُؤْمِنُوا بِرَبِّكُمْ وَقَدْ أَخَذَ مِيثَاقَكُمْ إِن كُنتُم مُّؤْمِنِينَ ﴿٩﴾

هُوَ الَّذِي يُنَزِّلُ عَلَىٰ عَبْدِهِ آيَاتٍ بَيِّنَاتٍ لِّيُخْرِجَكُم مِّنَ الظُّلُمَاتِ إِلَى النُّورِ ۚ وَإِنَّ اللَّهَ بِكُمْ لَرَءُوفٌ رَّحِيمٌ ﴿١٠﴾

وَمَا لَكُمْ أَلَّا تُنفِقُوا فِي سَبِيلِ اللَّهِ وَلِلَّهِ مِيرَاثُ السَّمَاوَاتِ وَالْأَرْضِ ۚ لَا يَسْتَوِي مِنكُم مَّنْ أَنفَقَ مِن قَبْلِ الْفَتْحِ وَقَاتَلَ ۚ أُولَٰئِكَ أَعْظَمُ دَرَجَةً مِّنَ الَّذِينَ أَنفَقُوا مِن بَعْدُ وَقَاتَلُوا ۚ وَكُلًّا وَعَدَ اللَّهُ الْحُسْنَىٰ ۚ وَاللَّهُ بِمَا تَعْمَلُونَ خَبِيرٌ ﴿١١﴾ ع

مَّن ذَا الَّذِي يُقْرِضُ اللَّهَ قَرْضًا حَسَنًا فَيُضَاعِفَهُ لَهُ وَلَهُ أَجْرٌ كَرِيمٌ ﴿١٢﴾

يَوْمَ تَرَى الْمُؤْمِنِينَ وَالْمُؤْمِنَاتِ يَسْعَىٰ نُورُهُم بَيْنَ أَيْدِيهِمْ وَبِأَيْمَانِهِم بُشْرَاكُمُ الْيَوْمَ

૫. ઈન્સાનની ફિતરત (પ્રકૃતિ)માં 'યકીન' તથા અલ્લાહની કુર્બત (નજદિકી) પ્રાપ્ત કરવાની પ્રબળ ઈચ્છા કુદરતી રીતે હોય છે.

૬. બેશક, આ દુનિયામાં સંગ્રહ કરેલું સઘળું અહીંજ મૂકીને ચાલ્યા જવાનું છે. અને તેનો વારસો ભોગવનાર અંતમાં અલ્લાહજ છે.

جَنّٰتٌ تَجۡرِیۡ مِنۡ تَحۡتِهَا الۡاَنۡهٰرُ خٰلِدِیۡنَ فِیۡهَا ؕ ذٰلِكَ هُوَ الۡفَوۡزُ الۡعَظِیۡمُ ﴿۱۲﴾

કહેવામાં આવશે), 'આજે તમને ખુશખબર આપવામાં આવે છે.(કે) તમે નહેરો વહેતી જન્નતોમાં સદાય નિવાસ કરશો. આ તમારી મોટી સફળતા છે.

یَوۡمَ یَقُوۡلُ الۡمُنٰفِقُوۡنَ وَ الۡمُنٰفِقٰتُ لِلَّذِیۡنَ اٰمَنُوا انۡظُرُوۡنَا نَقۡتَبِسۡ مِنۡ نُّوۡرِكُمۡ ۚ قِیۡلَ ارۡجِعُوۡا وَرَآءَكُمۡ فَالۡتَمِسُوۡا نُوۡرًا ؕ فَضُرِبَ بَیۡنَهُمۡ بِسُوۡرٍ لَّهٗ بَابٌ ؕ بَاطِنُهٗ فِیۡهِ الرَّحۡمَةُ وَ ظَاهِرُهٗ مِنۡ قِبَلِهِ الۡعَذَابُ ﴿۱۳﴾

૧૪. તે દિવસે મુનાફિક પુરુષો તેમજ મુનાફિક સ્ત્રીઓ મોમિનોને કહેશે 'અમારા માટે જરા થોભો, અમે તમારા નૂરમાંથી થોડુંક (નૂર) લઈ લઈએ.' (પરંતુ) તેમને કહેવામાં આવશે 'પાછા હટો, અને (તમને નૂર મળે ત્યાંથી) તમે શોધી લો.' પછી તેમની વચ્ચે એક દિવાલ ઉભી કરવામાં આવશે જેમાં એક બારણું હશે, અને તે દિવાલની અંદરના ભાગમાં રહેમત હશે અને તેની બહારના ભાગમાં અઝાબ હશે.

یُنَادُوۡنَهُمۡ اَلَمۡ نَكُنۡ مَّعَكُمۡ ؕ قَالُوۡا بَلٰی وَ لٰكِنَّكُمۡ فَتَنۡتُمۡ اَنۡفُسَكُمۡ وَ تَرَبَّصۡتُمۡ وَ ارۡتَبۡتُمۡ وَ غَرَّتۡكُمُ الۡاَمَانِیُّ حَتّٰی جَآءَ اَمۡرُ اللّٰهِ وَ غَرَّكُمۡ بِاللّٰهِ الۡغَرُوۡرُ ﴿۱۴﴾

૧૫. તેઓ (મુનાફિકો) પુકારી કહેશે 'શું અમે તમારી સાથે ન હતા?' તેઓ જવાબ આપશે 'બેશક હતા પરંતુ તમે સ્વયં પોતાને લાલચમાં નાખ્યા અને તમે શંકાઓમાં રહી (અમારા ઉપર) આફતો પડવાની આશાઓના ફરેબમાં આવી રાહ જોતા બેસી રહ્યા હતા, જ્યાં સુધી કે અલ્લાહનો નિર્ણય આવી લાગ્યો. બેશક છેતરનારાએ તમને અલ્લાહના સબંધમાં છેતર્યા હતા.

فَالۡیَوۡمَ لَا یُؤۡخَذُ مِنۡكُمۡ فِدۡیَةٌ وَّ لَا مِنَ الَّذِیۡنَ كَفَرُوۡا ؕ مَاۡوٰىكُمُ النَّارُ ؕ هِیَ مَوۡلٰىكُمۡ ؕ وَ بِئۡسَ الۡمَصِیۡرُ ﴿۱۵﴾

૧૬. 'માટે આજના દિવસે તમારા તરફથી કે કાફરો તરફથી કોઈ જામીન સ્વીકારવામાં નહિ આવે. તમારું આખરી ઠેકાણું આગ છે. તેજ તમારો સથવારો છે, બેશક તે બેહદ નઠારૂં ઠેકાણું છે.

اَلَمۡ یَاۡنِ لِلَّذِیۡنَ اٰمَنُوۡۤا اَنۡ تَخۡشَعَ قُلُوۡبُهُمۡ لِذِكۡرِ اللّٰهِ وَ مَا نَزَلَ مِنَ الۡحَقِّ ۙ وَ لَا یَكُوۡنُوۡا كَالَّذِیۡنَ اُوۡتُوا الۡكِتٰبَ مِنۡ قَبۡلُ فَطَالَ عَلَیۡهِمُ الۡاَمَدُ فَقَسَتۡ قُلُوۡبُهُمۡ ؕ وَ كَثِیۡرٌ مِّنۡهُمۡ فٰسِقُوۡنَ ﴿۱۶﴾

૧૭. શું ઈમાન લાવનારાઓ માટે તે સમય હજી નથી આવ્યો કે તેમના હૃદયો અલ્લહની યાદ તેમજ તેના ઊતારેલા સત્ય માટે નમ્રતા ધારણ કરે; અથવા તેઓ તે લોકો જેવા ન થાય જેમને પહેલાં કિતાબ આપવામાં આવી હતી જેની લાંબી મુદ્દત પછી તે (ફરી) નાફરમાન બની ગયા?

اِعۡلَمُوۡۤا اَنَّ اللّٰهَ یُحۡیِ الۡاَرۡضَ بَعۡدَ مَوۡتِهَا ؕ قَدۡ بَیَّنَّا لَكُمُ الۡاٰیٰتِ لَعَلَّكُمۡ تَعۡقِلُوۡنَ ﴿۱۷﴾

૧૮. તમે સારી પેઠે જાણી લો કે અલ્લાહ ખરેજ મૃત ભૂમિને ફરી સજીવન કરતો રહે છે. બેશક, અમે આ આયતોનું તમારા માટે સ્પષ્ટીકરણ કર્યું છે કે તમે સમજદારીથી કામ લો.

اِنَّ الۡمُصَّدِّقِیۡنَ وَ الۡمُصَّدِّقٰتِ وَ اَقۡرَضُوا اللّٰهَ

૧૯. બેશક, દાન આપનારા પુરુષોને તથા દાન આપનારી સ્ત્રીઓને અને અલ્લાહને સારું એવું કરજ

قَرْضًا حَسَنًا يُّضٰعَفُ لَهُمْ وَلَهُمْ اَجْرٌ كَرِيْمٌ ﴿١٩﴾

આપનારાઓને અનેક ગણુ વધારીને પાછું આપવામાં આવશે અને તેમના માટે ઈઝઝતવાળો બદલો પણ છે.

وَالَّذِيْنَ اٰمَنُوْا بِاللّٰهِ وَرُسُلِهٖٓ اُولٰٓئِكَ هُمُ الصِّدِّيْقُوْنَ ۖ وَالشُّهَدَآءُ عِنْدَ رَبِّهِمْ ۖ لَهُمْ اَجْرُهُمْ وَنُوْرُهُمْ ۖ وَالَّذِيْنَ كَفَرُوْا وَكَذَّبُوْا بِاٰيٰتِنَآ اُولٰٓئِكَ اَصْحٰبُ الْجَحِيْمِ ﴿٢٠﴾ ع

૨૦. અને જે લોકો અલ્લાહ અને તેના રસૂલો ઉપર ઈમાન લાવ્યા છે તેઓજ પોતાના પાલનકર્તા પાસે સિદ્ધીક અને શાહિદોને[૭] દરજજો પામ્યા છે. આ લોકો પોતાનો ભલો બદલો મેળવશે, (જીવનમાં) પ્રકાશ[૮] પણ, પરંતુ જેમણે અમારી આયતોનો અનાદર કર્યો તેઓ જહન્નમના રહેવાસી છે. (રુકૂઅ-૨)

اِعْلَمُوْٓا اَنَّمَا الْحَيٰوةُ الدُّنْيَا لَعِبٌ وَّلَهْوٌ وَّزِيْنَةٌ وَّتَفَاخُرٌۢ بَيْنَكُمْ وَتَكَاثُرٌ فِى الْاَمْوَالِ وَالْاَوْلَادِ ۗ كَمَثَلِ غَيْثٍ اَعْجَبَ الْكُفَّارَ نَبَاتُهٗ ثُمَّ يَهِيْجُ فَتَرٰىهُ مُصْفَرًّا ثُمَّ يَكُوْنُ حُطَامًا ۗ وَفِى الْاٰخِرَةِ عَذَابٌ شَدِيْدٌ ۙ وَّمَغْفِرَةٌ مِّنَ اللّٰهِ وَرِضْوَانٌ ۗ وَمَا الْحَيٰوةُ الدُّنْيَآ اِلَّا مَتَاعُ الْغُرُوْرِ ﴿٢١﴾

૨૧. સારી પેઠે જાણી લો કે આ દુનિયાની ઝિંદગી માત્ર રમતગમત તથા બહારનો ભપકો અને તમારી પારસ્પરિક બડાઈ મારવા માટે છે, અને દૌલત તથા ઔલાદનો સંગ્રહ કરવાની હરીફાઈ છે. જે (ઝિંદગી)નો દાખલો એક એવી વર્ષાનો છે જેના લીધે ઉપજેલી ખેતીથી વાવનારને (ક્ષણિક) ખુશી થાય છે. પછી તેના એકદમ કરમાઈ જતાં તું તેને પીળી પડી ગયેલી જુએ છે, પછી તે ભૂસું બની જાય છે. બેશક, (જેમ) આખેરતમાં દર્દનાક સઝા છે, તેમજ ક્ષમા તથા ખુશહાલી (પણ) છે; (પરંતુ) દુનિયાનું જીવન કેવળ એક ફરેબ છે.

سَابِقُوْٓا اِلٰى مَغْفِرَةٍ مِّنْ رَّبِّكُمْ وَجَنَّةٍ عَرْضُهَا كَعَرْضِ السَّمَآءِ وَالْاَرْضِ ۙ اُعِدَّتْ لِلَّذِيْنَ اٰمَنُوْا

૨૨. તમારા પરવરદિગારની ક્ષમા મેળવવામાં અને જન્નત જે આકાશો તથા પૃથ્વી જેટલી વિશાળ[૯] છે, તેને મેળવવામાં એકબીજાની હરીફાઈ કરો; જે

૭. સિદ્દિક 'સત્યવાદી' શહિદ 'સત્યના સાક્ષી' આ આયતમાં અલ્લાહ તથા તેના રસૂલો ઉપર (ભૂતકાળમાં) જે લોકો ઈમાન લાવ્યા હતા, તેઓ અલ્લાહ પાસે સિદ્દિક તથા શહિદનો દરજજો પામ્યા તેવીજ રીતે સૂરાઅ નિસા' આયત ૭૦માં કહેવામાં આવ્યું છે. 'જે અલ્લાહ તથા તેના આ રસૂલની આજ્ઞાનું પાલન કરનારા લોકોમાંથી હશે, તેમના ઉપર અલ્લાહ (ખાસ) મહેરબાન હશે. અર્થાત તેઓ નબીઓ, સિદ્દિકો, શહિદો અને સાલેહીન (પરહેઝગાર) લોકોમાંથી હશે. અને આ લોકો કેવા ઉત્તમ સાથી હશે.'

૮. હિદાયત, માર્ગદર્શન, સન્માર્ગ.

૯. જન્નત આ જહાન જેટલી વિશાળ છે તેનો ભાવાર્થ એવો છે કે નેકીઓ કરનારાઓનો બદલો આખેરતમાં બેહિસાબ હશે. વિશેષમાં ફિરદૌસ આકાશો તથા પૃથ્વી જેવડું મોટું હશે તો જહન્નમ કયાં હશે તે સવાલ ઉભો થાય છે. તેના ઉપર વિચાર કરતા એવું જણાય છે કે જન્નત તથા જહન્નમ બન્ને માનસિક સ્થિતિઓ છે. આંહઝરત સ.અ.સ.ની એક હદીસ જન્નત જહન્નમ વિશે કુરઆને મજીદની માન્યતાને સમજવાનું ઈરફાન (આંતરજ્ઞાન) બક્ષે છે. કેટલાક સાહાબાએ આંહઝરત સ.અ.સ.ને સવાલ

(જન્નત) અલ્લાહ તથા તેના રસૂલ ઉપર ઈમાન લાવનારાઓ માટે તૈયાર કરવામાં આવી છે. આ અલ્લાહની કૃપા છે, તે ચાહે તેને અર્પણ કરે છે. અને અલ્લાહ અનંત કૃપાઓનો માલિક છે.

૨૩. આ ધરતી ઉપર કે તમારાઉપર કોઈ એવી આફત નથી આવી પડતી જે આફતને ઊતારવા પહેલાં અમે એક કિતાબમાં લખી ન લીધું હોય. બેશક અલ્લાહ માટે આવું કરવું ઘણું સહેલું છે.

૨૪. તમે જો કંઈ ગુમાવી દીધું હોય તો તેના ઉપર રંજ ન કરો અથવા તેણે તમને અર્પણ કંઈ કર્યું હોય તેનાથી ફુલાઈ ન જાઓ કારણકે અલ્લાહ બડાઈ હાંકનારા અભિમાનીઓને પસંદ નથી કરતો,

૨૫. જે પોતે કંજૂસ હોય છે અને બીજાને કંજૂસી કરવાની શિખામણ આપે છે. અને જે કોઈ (દાન ખેરાતથી) મોઢું ફેરવી લેશે, તો બેશક અલ્લાહ તેનો મોહતાજ નથી, તે સર્વ પ્રશંસાને લાયક છે.

૨૬. બેશક અમે અમારા રસૂલોને સ્પષ્ટ નિશાનીઓ આપી મોકલાવતા રહ્યા અને સાથે સાથે કિતાબ તથા મિઝાન[૧૦] ઊતાર્યું કે તેનાથી લોકો ન્યાય ઉપર કાયમ થાય; અને અમે લોખંડ[૧૧] ઊતાર્યું જે સખત લડાઈ (ના સાધનો બનાવવાની ધાતુ) છે, અને લોકો માટે તેમાં બીજા (અનેક) લાભો છે. બેશક (અલ્લાહે તે પણ) જાણી લે કે તેને જોયા વિના તેને તથા તેના રસૂલોને સાથ કોણ આપે છે. બેશક અલ્લાહ મહાશકિતશાળી છે, સર્વ સમર્થ છે. (રુકૂઅ-3)

بِاللّٰهِ وَرُسُلِهٖ ۚ ذٰلِكَ فَضْلُ اللّٰهِ يُؤْتِيْهِ مَنْ يَّشَآءُ ۚ وَاللّٰهُ ذُو الْفَضْلِ الْعَظِيْمِ ﴿٢١﴾

مَآ اَصَابَ مِنْ مُّصِيْبَةٍ فِي الْاَرْضِ وَلَا فِيْٓ اَنْفُسِكُمْ اِلَّا فِيْ كِتٰبٍ مِّنْ قَبْلِ اَنْ نَّبْرَاَهَا ۚ اِنَّ ذٰلِكَ عَلَى اللّٰهِ يَسِيْرٌ ﴿٢٢﴾

لِّكَيْلَا تَاْسَوْا عَلٰى مَا فَاتَكُمْ وَلَا تَفْرَحُوْا بِمَآ اٰتٰىكُمْ ۗ وَاللّٰهُ لَا يُحِبُّ كُلَّ مُخْتَالٍ فَخُوْرِ ﴿٢٣﴾

الَّذِيْنَ يَبْخَلُوْنَ وَيَاْمُرُوْنَ النَّاسَ بِالْبُخْلِ ۗ وَمَنْ يَّتَوَلَّ فَاِنَّ اللّٰهَ هُوَ الْغَنِيُّ الْحَمِيْدُ ﴿٢٤﴾

لَقَدْ اَرْسَلْنَا رُسُلَنَا بِالْبَيِّنٰتِ وَاَنْزَلْنَا مَعَهُمُ الْكِتٰبَ وَالْمِيْزَانَ لِيَقُوْمَ النَّاسُ بِالْقِسْطِ ۚ وَاَنْزَلْنَا الْحَدِيْدَ فِيْهِ بَاْسٌ شَدِيْدٌ وَّمَنَافِعُ لِلنَّاسِ وَلِيَعْلَمَ اللّٰهُ مَنْ يَّنْصُرُهٗ وَرُسُلَهٗ بِالْغَيْبِ ۚ اِنَّ اللّٰهَ قَوِيٌّ عَزِيْزٌ ﴿٢٥﴾

---

કર્યો, 'જો બેહિશ્ત (સ્વર્ગ) તમામ સૃષ્ટિ ઉપર ફેલાયેલું હશે. તો જહન્નમ કયાં હશે?' આપે ફરમાવ્યું 'જ્યારે દિવસ ઊગે જે ત્યારે રાત કયાં હોય છે?' (કથીર) અર્થાત જ્યાં જન્નત હશે ત્યાં જહન્નમ નહિ હોય અને જ્યાં જહન્નમ હશે ત્યાં જન્નત નહિ હોય.

૧૦. (અ)લોકો સાથે ઈન્સાફ તેમજ ઈમાનદારી વર્તણુક કરવાની સમજદારી, (બ) તરફદારીથી અતિરેક અથવા બળજબરી ન કરવી.

૧૧. લોખંડ માનવજાતિના ઉપયોગમાં આવતી એક મહત્વની ધાતુ છે જે ધાતુનો વિકાસ ઈન્સાનના વિકાસના સાથે સાથે થતો રહ્યો છે. આ આયતમાં 'અમે લોખંડ ઊતાર્યું છે', એવું કહેવામાં આવ્યું છે, કુદરત તરફથી બંધાએલા નિયમ તથા ક્રિયા પ્રમાણેજ તે ઉત્પન્ન થાય છે. અહીં 'નૂઝુલ'ના ક્રમીક રૂપ 'અન્ઝલના'નો પ્રયોગ થયો છે. જેનો અર્થ 'ઉપરથી ફેંકવામાં આવ્યું' એવો નથી થતો, પરંતુ 'પેદા કરવામાં આવ્યું' થાય છે.

૨૭. બેશક, અમે નૂહ તથા ઈબ્રાહીમને મોકલાવ્યા હતા અને બન્નેની ઔલાદમાં નબુવ્વત તથા કિતાબ કાયમ કરી હતી, તો તેઓમાંના કેટલાકે હિદાયત મેળવી અને તેઓમાંના ઘણાં લોકોએ નાફરમાની કરી.

وَلَقَدْ اَرْسَلْنَا نُوْحًا وَّاِبْرٰهِيْمَ وَجَعَلْنَا فِيْ ذُرِّيَّتِهِمَا النُّبُوَّةَ وَالْكِتٰبَ فَمِنْهُمْ مُّهْتَدٍ ۚ وَكَثِيْرٌ مِّنْهُمْ فٰسِقُوْنَ ﴿٢٧﴾

૨૮. પછી અમે તેમના નકશેકદમ (પગલે) ચાલનારા રસૂલોને મોકલાવતા રહ્યા; પછી અમે ઈસા ઈબને મરિયમને મોકલાવ્યો અને અમે તેને ઈન્જીલ આપી, અને તેની તાબેદારી કરનારાઓના દિલોમાં ભાવના તથા રહેમ જાગૃત કર્યાં. સંસાર ત્યાગનો[12] નિયમ (તે લોકોનો) પોતાનો ઘડેલો છે જે અમે તેમના ઉપર લાઝિમ નથી કર્યો. અલ્લાહની પ્રસન્નતા મેળવવા માટે કરવા જેવું હતું તેનું પાલન તેમણે ન કર્યું, છતાં તે લોકોમાંના જે ઈમાન લાવ્યા હતા, અમે તેમને (ઘટતો) બદલો આપ્યો, પરંતુ તેમનામાંના ઘણાખરા નાફરમાની કરનારા હતા.

ثُمَّ قَفَّيْنَا عَلٰٓى اٰثَارِهِمْ بِرُسُلِنَا وَقَفَّيْنَا بِعِيْسَى ابْنِ مَرْيَمَ وَاٰتَيْنٰهُ الْاِنْجِيْلَ ۙ وَجَعَلْنَا فِيْ قُلُوْبِ الَّذِيْنَ اتَّبَعُوْهُ رَاْفَةً وَّرَحْمَةً ۗ وَرَهْبَانِيَّةَ ِۨابْتَدَعُوْهَا مَا كَتَبْنٰهَا عَلَيْهِمْ اِلَّا ابْتِغَآءَ رِضْوَانِ اللّٰهِ فَمَا رَعَوْهَا حَقَّ رِعَايَتِهَا ۚ فَاٰتَيْنَا الَّذِيْنَ اٰمَنُوْا مِنْهُمْ اَجْرَهُمْ ۚ وَكَثِيْرٌ مِّنْهُمْ فٰسِقُوْنَ ﴿٢٨﴾

૨૯. હે ઈમાન લાવનારાઓ, અલ્લાહથી ડરો અને તેના રસૂલ ઉપર ઈમાન લાવો; અલ્લાહ તમને પોતાની રહેમતમાંથી બમણું આપશે, અને તે તમને ક્ષમા આપશે અને ખરેખર અલ્લાહ બેહદ ક્ષમાવંત, બેહદ દયાળુ છે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ وَاٰمِنُوْا بِرَسُوْلِهٖ يُؤْتِكُمْ كِفْلَيْنِ مِنْ رَّحْمَتِهٖ وَيَجْعَلْ لَّكُمْ نُوْرًا تَمْشُوْنَ بِهٖ وَيَغْفِرْ لَكُمْ ۗ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٢٩﴾

૩૦. એહલે કિતાબ એવું ન ધારી લે કે આ લોકો (મુસ્લિમો) અલ્લાહની કૃપાઓ નથી મેળવી શકતા; જ્યારે કે તમામ કૃપાઓ અલ્લાહનાજ અધિકારમાં છે. તે ચાહે તેને આપે[13] છે. બેશક અલ્લાહ અનંત કૃપાઓનો માલિક છે. (રુકૂઅ-૪)

لِّئَلَّا يَعْلَمَ اَهْلُ الْكِتٰبِ اَلَّا يَقْدِرُوْنَ عَلٰى شَيْءٍ مِّنْ فَضْلِ اللّٰهِ وَاَنَّ الْفَضْلَ بِيَدِ اللّٰهِ يُؤْتِيْهِ مَنْ يَّشَآءُ ۗ وَاللّٰهُ ذُو الْفَضْلِ الْعَظِيْمِ ﴿٣٠﴾ ع

---

૧૨. ઈસા (અ)ને માનનારાઓએ સમય જતાં અવિવાહિત રહેવાની પ્રથાને ધર્મમાં દાખલ કરી લીધી જેનો અલ્લાહે તેમને હુકમ આપ્યો ન હતો. આ કુદરતના નિયમ વિરુદ્ધના દુષણથી ઈસાઈ સમાજમાં ઘણા અનર્થો ઘર કરીને બેસી ગયા. વર્તમાન સમયમાં પશ્ચિમના દેશોમાં પ્રચલિત 'કોમન લો હસબંડ' તથા 'કોમનલો વાઈફ' બદકારીને પ્રયોજન આપતી એક ભયાનક રસમ છે, તેમાં સંડોવાએલા કુટુંબોની ઈખ્લાકી હાલત ઉપર આ બદી બહુજ બૂરી રીતે અસરઅંદાઝ છે.

૧૩. અલ્લાહના ફઝલોના, કૃપાઓના હક્કદાર માત્ર બની ઈસરાઈલ જ છે, તે એક ખોટી ધારણા છે. કારણકે બનીઈસરાઈલે નબુવ્વતની ને'મત ગુમાવી દીધી હતી જે બની ઈસ્માઈલમાં કાયમ થઈ

سُوْرَةُ الْمُجَادِلَةِ مَدَنِيَّةٌ (٥٨)

## અલ-મુજાદિલાહ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

قَدْ سَمِعَ اللّٰهُ قَوْلَ الَّتِيْ تُجَادِلُكَ فِيْ زَوْجِهَا وَتَشْتَكِيْٓ اِلَى اللّٰهِ ۖ وَاللّٰهُ يَسْمَعُ تَحَاوُرَكُمَا ۭ اِنَّ اللّٰهَ سَمِيْعٌۢ بَصِيْرٌ ②

૨. ખરેજ, તે સ્ત્રી જે પોતાના ધણી વિશે તને ફરિયાદો કરતી રહે છે અને જે શિકાયત તે અલ્લાહને કરતી રહે છે તે અલ્લાહે સાંભળી લીધી છે. અલ્લાહે તમારી બન્નેની ચર્ચા સાંભળી છે.બેશક, અલ્લાહ સર્વ સાંભળનારો છે, સર્વ જોનારો છે.

اَلَّذِيْنَ يُظٰهِرُوْنَ مِنْكُمْ مِّنْ نِّسَاۗىِٕهِمْ مَّا هُنَّ اُمَّهٰتِهِمْ ۭ اِنْ اُمَّهٰتُهُمْ اِلَّا الّٰۗىِٔيْ وَلَدْنَهُمْ ۭ وَاِنَّهُمْ لَيَقُوْلُوْنَ مُنْكَرًا مِّنَ الْقَوْلِ وَزُوْرًا ۭ وَاِنَّ اللّٰهَ لَعَفُوٌّ غَفُوْرٌ ③

૩. તમારામાંના જે પોતાની પત્નીઓને માતા[1] કહી તેમનાથી અલગ થઈ જાય છે તો (હકીકતમાં તેમના કહેવાથી) તેઓ તેમની માતાઓ નથી બની જતી; તેમની માતાઓ તેજ છે જેમણે તેમને જન્મ આપ્યો છે; અને તેમના ઉચ્ચારેલા આ શબ્દો બેહદ અધમ અને અસત્ય છે; બેશક અલ્લાહ દરગુઝર કરનારો છે, બક્ષણહાર છે.

وَالَّذِيْنَ يُظٰهِرُوْنَ مِنْ نِّسَاۗىِٕهِمْ ثُمَّ يَعُوْدُوْنَ لِمَا قَالُوْا فَتَحْرِيْرُ رَقَبَةٍ مِّنْ قَبْلِ اَنْ يَّتَمَاۗسَّا ۭ ذٰلِكُمْ تُوْعَظُوْنَ بِهٖ ۭ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرٌ ④

૪. જે લોકો પોતાની પત્નીઓને માતા કહે છે પછી પોતાના કહેલા શબ્દો પાછા લેવા ચાહે છે, તો તેઓ એકબીજાને સ્પર્શ કરે તે પહેલાં એક ગુલામને આઝાદ કરે. આ તમારા માટે નસિહત છે. અને અલ્લાહ તમારા કામોથી માહિતગાર છે.

---

૧. આ ધૃણાજનક પ્રથાને અરબોમાં 'ઝીહાર' કહેવામાં આવે છે. ઔસ બીન સામીતની પત્ની અને સા'અલાબાની દીકરી ખઉલાહે આંહઝરત સ.અ.સ.ને ફરિયાદ કરી કે તેના પતિએ તેને 'માતા' તરીકે સંબોધન કર્યું હતું. જેના શબ્દો હતા કે 'તું મારા માટે મારી માતાની પીઠ સમાન છો.' અરબોમાં આ વાકયના ઉચ્ચાર પછી પતિ પત્નીના સંબંધોનો અંત આવી જતો અને કમનસીબ સ્ત્રી તલાક મેળવી બીજું લગ્ન કરવાનો હક્ક ન રાખતી હતી કે ન પોતાના દાંપત્ય જીવનને કાયમ રાખવાનો કોઈ હક્ક રાખતી હતી. બલ્કે, સંભાળ સારવાર મેળવવાનો પણ તેમને હક્ક ન રહેતો. તે સ્ત્રીએ આંહઝરત સ.અ.સ.ને આ ગંભીર પરિસ્થિતિની જાણ કરી મદદ કરવા વિનંતી કરી. આ બાબતમાં જ્યાં સુધી અલ્લાહ તરફથી અને માર્ગદર્શન ન મળ્યું ત્યાં સુધી આપ (સ)ને તાત્કાલિક ફેંસલો ન કરી શકયા. અંતે આપને વહી ઊતરીને માર્ગદર્શન મળ્યું અને 'ઝીહાર'ની આ ક્રૂર પ્રથા ગેરકાયદેસર ઠરી.

فَمَنْ لَّمْ يَجِدْ فَصِيَامُ شَهْرَيْنِ مُتَتَابِعَيْنِ مِنْ قَبْلِ اَنْ يَّتَمَآسَّا ۚ فَمَنْ لَّمْ يَسْتَطِعْ فَاِطْعَامُ سِتِّيْنَ مِسْكِيْنًا ؕ ذٰلِكَ لِتُؤْمِنُوْا بِاللّٰهِ وَرَسُوْلِهٖ ؕ وَتِلْكَ حُدُوْدُ اللّٰهِ ؕ وَلِلْكٰفِرِيْنَ عَذَابٌ اَلِيْمٌ ۝٥

૫. પરંતુ જેની પાસે (ગુલામ) ન હોય તો તેઓ એકબીજાને સ્પર્શ કરવા પહેલાં બે મહિના માટે નિરંતર રોઝા[૨] રાખે. અને જે આવું પણ ન કરી શકે તે સાઈઠ ગરીબોને ખવરાવે. આ એટલા માટે છે કે અલ્લાહ તથા તેના રસૂલ ઉપર તમે દ્રઢ ઈમાન લાવો; અને આ અલ્લાહની (ઠરાવેલી) મર્યાદાઓ છે, જેને ન માનનારાઓ માટે દર્દનાક અઝાબ (નિશ્ચિત) છે.

اِنَّ الَّذِيْنَ يُحَآدُّوْنَ اللّٰهَ وَرَسُوْلَهٗ كُبِتُوْا كَمَا كُبِتَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ وَقَدْ اَنْزَلْنَآ اٰيٰتٍۢ بَيِّنٰتٍ ؕ وَلِلْكٰفِرِيْنَ عَذَابٌ مُّهِيْنٌ ۝٦

૬. જે લોકો અલ્લાહ અને તેના રસૂલનો વિરોધ કરે છે, તેમને એવીજ રીતે બેઆબરૂ કરવામાં આવશે જેમ તેમની પહેલાંના લોકોને કરવામાં આવ્યા હતા. અને અમે અમારી આયતોનું સ્પષ્ટીકરણ કરી ચૂકયા છીએ જેને ન માનનારાઓ માટે (બેહદ) નામોશીભર્યો અઝાબ છે.

يَوْمَ يَبْعَثُهُمُ اللّٰهُ جَمِيْعًا فَيُنَبِّئُهُمْ بِمَا عَمِلُوْا ؕ اَحْصٰىهُ اللّٰهُ وَنَسُوْهُ ؕ وَاللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ شَهِيْدٌ ۝٧ ع

૭. જે દિવસે અલ્લાહ તેમને સૌને ફરી સજીવન કરશે ત્યારે તે તેમની કરણીઓ વિશે તેમને જણાવી દેશે. તે લોકોએ તો પોતાના કૃત્યોને વિસારી દીધા હશે પરંતુ અલ્લાહે તેનો પૂરો હિસાબ રાખ્યો છે, અને અલ્લાહ પ્રત્યેક વસ્તુનો સાક્ષી છે. (રુકૂઅ-૧)

اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ يَعْلَمُ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الْاَرْضِ ؕ مَا يَكُوْنُ مِنْ نَّجْوٰى ثَلٰثَةٍ اِلَّا هُوَ رَابِعُهُمْ وَلَا خَمْسَةٍ اِلَّا هُوَ سَادِسُهُمْ وَلَآ اَدْنٰى مِنْ ذٰلِكَ وَلَآ اَكْثَرَ اِلَّا هُوَ مَعَهُمْ اَيْنَ مَا كَانُوْا ۚ ثُمَّ يُنَبِّئُهُمْ بِمَا عَمِلُوْا يَوْمَ الْقِيٰمَةِ ؕ اِنَّ اللّٰهَ بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ ۝٨

૮. શું તું નથી જાણતો કે આકાશો તથા પૃથ્વીમાંની પ્રત્યેક વસ્તુનું અલ્લાહને જ્ઞાન છે? ત્રણ વ્યકિતઓ વચ્ચે ગુપ્ત મસલત ચાલતી હોય ત્યાં ચોથો અલ્લાહ હોય છે અથવા પાંચ વ્યકિતઓ વચ્ચે (મસલત) ચલાતી હોય તો તેમની સાથે છઠ્ઠો અલ્લાહ હોય છે. એવી ઓછાની અથવા વધુની કોઈ મસલત નથી હોતી કે તે તેમની સાથે ન હોય, પછી તેઓ ભલે ગમે ત્યાં હોય. અંતે કયામતના દિવસે તે તેમની કરણીઓ વિશે તેમને જણાવી દેશે. ખરેખર અલ્લાહ દરેક વસ્તુને સારી પેઠે જાણે છે.

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ نُهُوْا عَنِ النَّجْوٰى ثُمَّ يَعُوْدُوْنَ لِمَا نُهُوْا عَنْهُ وَيَتَنٰجَوْنَ بِالْاِثْمِ وَالْعُدْوَانِ

૯. શું તેં નથી જોયું કે જેમને ગુપ્ત મસલતો કરવાની મનાઈ કરવામાં આવી હતી તેઓ ફરી પણ એવાજ કામો તરફ ગયા જેનાથી તેમને રોકવામાં આવ્યા હતા, અને તેઓ ગુનાહ તથા ઝુલ્મ તથા

૨. આ સખત સઝા ગુનાહની ગંભીરતાનો ખ્યાલ આપે છે. માતાના પવિત્ર સંબંધને આવી હલ્કી કક્ષાએ પહોંચાડવું એક ઘોર અનર્થ છે.

وَمَعْصِيَتِ الرَّسُوْلِ وَإِذَا جَآءُوْكَ حَيَّوْكَ بِمَا لَمْ يُحَيِّكَ بِهِ اللّٰهُ ۙ وَيَقُوْلُوْنَ فِيْٓ اَنْفُسِهِمْ لَوْلَا يُعَذِّبُنَا اللّٰهُ بِمَا نَقُوْلُ ۭ حَسْبُهُمْ جَهَنَّمُ ۚ يَصْلَوْنَهَا ۚ فَبِئْسَ الْمَصِيْرُ ﴿٩﴾

રસૂલની નાફરમાની[3] કરવાની છૂપી મસલતો કરતા રહે છે? જ્યારે તેઓ તારી પાસે આવે છે તો તને એવા શબ્દોમાં[4] સલામ કહે છે કે તને સલામ કહેવામાં અલ્લાહે તે શબ્દોનો કદીપણ ઉપયોગ નથી કર્યો; પરંતુ અંદરોઅંદર તેઓ કહે છે 'અમારા તેમ કહેવાથી અલ્લાહ શા માટે અમને શિક્ષા નથી આપતો?' આ લોકો માટે તો જહન્નમજ બસ છે, જેમાં તેઓ સદા જલતા રહેશે, અને આ બેહદ અધમ ઠેકાણું છે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِذَا تَنَاجَيْتُمْ فَلَا تَتَنَاجَوْا بِالْاِثْمِ وَالْعُدْوَانِ وَمَعْصِيَتِ الرَّسُوْلِ وَتَنَاجَوْا بِالْبِرِّ وَالتَّقْوٰى ۭ وَاتَّقُوا اللّٰهَ الَّذِيْٓ اِلَيْهِ تُحْشَرُوْنَ ﴿١٠﴾

૧૦. હે ઈમાન લાવનારાઓ! જ્યારે તમે એકાંતમાં કોઈ મસલતો કરો તો ગુનાહોની, ઝુલ્મની અથવા રસૂલની નાફરમાનીની વાતો ન કરો, પણ ભલાઈ તથા પરહેઝગારીની ચર્ચા કરો. અને અલ્લાહથી ડરો જેના સમક્ષ તમો સૌ એકઠા કરવામાં આવશો.

اِنَّمَا النَّجْوٰى مِنَ الشَّيْطٰنِ لِيَحْزُنَ الَّذِيْنَ اٰمَنُوْا وَلَيْسَ بِضَآرِّهِمْ شَيْــًٔا اِلَّا بِاِذْنِ اللّٰهِ ۭ وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ ﴿١١﴾

૧૧. એવી છૂપી મસલતો શયતાની કામ છે, જેનો (હેતુ) મોમિનોને દુ:ખ પહોંચાડવાનો હોય. પરંતુ અલ્લાહની આજ્ઞા વિના તેમને કંઈ હાનિ નહિ કરી શકે, અને મોમિનોએ અલ્લાહ ઉપરજ ભરોસો રાખવો જોઈએ.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِذَا قِيْلَ لَكُمْ تَفَسَّحُوْا فِي الْمَجٰلِسِ فَافْسَحُوْا يَفْسَحِ اللّٰهُ لَكُمْ ۚ وَاِذَا قِيْلَ انْشُزُوْا فَانْشُزُوْا يَرْفَعِ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا مِنْكُمْ ۙ وَالَّذِيْنَ اُوْتُوا الْعِلْمَ دَرَجٰتٍ ۭ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرٌ ﴿١٢﴾

૧૨. હે ઈમાન લાવનારાઓ! જ્યારે તમને જ્ગ્યા કરી આપવાનું આપવાનું કહેવામાં આવે તો તમે મજલિસમાં જગ્યા મોકળી કરી દો; અલ્લાહ તમારા માટે (વધુ) મોકળાશ કરશે, અને જ્યારે તમને ઊઠી જવાનું કહેવામાં આવે તો ઊભા થઈ જાઓ; બેશક તમારામાંના જેઓ ઈમાન લાવ્યા છે અને જેમને જ્ઞાન બક્ષવામાં આવ્યું છે તેમને અલ્લાહ ઉચ્ચપદે સ્થાપશે. અને જે તમે કરતા રહો છો તેનાથી અલ્લાહ માહિતગાર છે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِذَا نَاجَيْتُمُ الرَّسُوْلَ فَقَدِّمُوْا بَيْنَ يَدَيْ نَجْوٰىكُمْ صَدَقَةً ۭ ذٰلِكَ خَيْرٌ لَّكُمْ

૧૩. હે ઈમાન લાવનારાઓ! જ્યારે તમે એકાંતમાં રસૂલની સલાહ ચાહો તો તે પહેલાં સદકો[5] આપો, તે તમારા માટે ભલાઈ અને શુદ્ધ કરનાર છે.

---

૩. આ આયતનું સૂચન યહૂદીઓ તથા મદીનાના મુનાફિકોના ઈસ્લામ વિરુદ્ધના કાવતરાંઓ તરફ છે જેમાં તેમણે આંહઝરત સ.અ.સ.ને કતલ કરવાની યોજના બનાવી હતી, જેના પરિણામે ત્રણ યહૂદી કબીલાઓને મદીનાથી હદબહાર કરવામાં આવ્યા હતા.

૪. અસ્સલામ અલ્યકૂમના બદલે તેઓ 'અલ-સા'મુ અલેઈકા અર્થાત તારૂં મૃત્યુ નીપજે' કહેતા.

૫. ગરીબ, મોહતાજને ખોરાક વસ્ત્ર વગેરે અન્ય સહાયતા કરવી.

وَاَطْهَرُ فَاِنْ لَّمْ تَجِدُوْا فَاِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿١٣﴾

પરંતુ જો તમને (દાન કરવા માટે) કંઈ ન મળે, તો અલ્લાહ બક્ષનારો છે, દયાવંત છે.

ءَاَشْفَقْتُمْ اَنْ تُقَدِّمُوْا بَيْنَ يَدَيْ نَجْوٰىكُمْ صَدَقٰتٍ فَاِذْ لَمْ تَفْعَلُوْا وَتَابَ اللّٰهُ عَلَيْكُمْ فَاَقِيْمُوا الصَّلٰوةَ وَاٰتُوا الزَّكٰوةَ وَاَطِيْعُوا اللّٰهَ وَرَسُوْلَهٗ وَاللّٰهُ خَبِيْرٌ بِمَا تَعْمَلُوْنَ ﴿١٤﴾

૧૪. શું તમે સલાહ લેવા પહેલાં સદકો આપવાથી અચકાઓ છો? જો તમે તેમ ન કર્યું હોય અને અલ્લાહે તમને માફ કરી દીધા હોય, તો તમે નમાઝની પાબંદી કરો અને ઝકાત આપો અને અલ્લાહ અને તેના રસૂલની ફરમાંબરદારી કરો. બેશક તમારા કામોથી અલ્લાહ સારી પેઠે માહિતગાર છે. (રુકૂઅ ૨)

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ تَوَلَّوْا قَوْمًا غَضِبَ اللّٰهُ عَلَيْهِمْ مَا هُمْ مِّنْكُمْ وَلَا مِنْهُمْ وَيَحْلِفُوْنَ عَلَى الْكَذِبِ وَهُمْ يَعْلَمُوْنَ ﴿١٥﴾

૧૫. તેં તેમને નથી જોયા, જે એવા લોકોથી દોસ્તી રાખે છે જેમણે અલ્લાહનો પ્રકોપ વહોર્યો છે? આ લોકો ન તો તમારા છે ન તેમના છે. અને તેઓ જાણી જોઈને ખોટી વાતો ઉપર કસમ લેતા રહે છે.

اَعَدَّ اللّٰهُ لَهُمْ عَذَابًا شَدِيْدًا اِنَّهُمْ سَآءَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿١٦﴾

૧૬. અલ્લાહે તેમના માટે સખત અઝાબ તૈયાર રાખ્યો છે ખરેજ, જે કંઈ તેઓ કરતા રહ્યા હતા તે બેહદ બૂરું છે.

اِتَّخَذُوْٓا اَيْمَانَهُمْ جُنَّةً فَصَدُّوْا عَنْ سَبِيْلِ اللّٰهِ فَلَهُمْ عَذَابٌ مُّهِيْنٌ ﴿١٧﴾

૧૭. તેઓ પોતાના સોગંદનો[૬] (બદીઓ છુપાવવાના) પરદા તરીકે ઉપયોગ કરે છે અને તેઓ લોકોને અલ્લાહની રાહથી અટકાવતા રહે છે; જેથી તેમને અપમાનજનક અઝાબ મળશે.

لَنْ تُغْنِيَ عَنْهُمْ اَمْوَالُهُمْ وَلَآ اَوْلَادُهُمْ مِّنَ اللّٰهِ شَيْـًٔا اُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿١٨﴾

૧૮. તેમને ન તો તેમની મિલકતો, ન તેમની ઔલાદ અલ્લાહ સામે કંઈ કામમાં આવશે. તેઓ આગના રહેવાસી છે, તેમાંજ સદાય રહેવાના છે.

يَوْمَ يَبْعَثُهُمُ اللّٰهُ جَمِيْعًا فَيَحْلِفُوْنَ لَهٗ كَمَا يَحْلِفُوْنَ لَكُمْ وَيَحْسَبُوْنَ اَنَّهُمْ عَلٰى شَيْءٍ اَلَآ اِنَّهُمْ هُمُ الْكٰذِبُوْنَ ﴿١٩﴾

૧૯. જે દિવસે અલ્લાહ સર્વને એક સાથે સજીવન કરશે ત્યારે તેઓ તેની સામે પણ એવાજ ખોટા સોગંદ[૭] લેશે જેવા તમારી પાસે લે છે, અને તેઓ એવું સમજતા હશે કે તેમની પાસે કંઈક છે (જેનો તેમને આધાર છે). આ લોકો ખરેખર જુઠા છે.

اِسْتَحْوَذَ عَلَيْهِمُ الشَّيْطٰنُ فَاَنْسٰىهُمْ ذِكْرَ اللّٰهِ اُولٰٓئِكَ حِزْبُ الشَّيْطٰنِ اَلَآ اِنَّ حِزْبَ الشَّيْطٰنِ هُمُ الْخٰسِرُوْنَ ﴿٢٠﴾

૨૦. શયતાને તેમના ઉપર કાબૂ જમાવ્યો છે અને તેમના દિલોમાંથી અલ્લાહની યાદ વિસરાવી દીધી છે. આ શયતાનોનાજ સાથીઓ છે, ખરેખર, શયતાનોના સાથીઓજ નુકસાન વેઠનારા છે.

---

૬. મુનાફિકો પોતાના ઈમાનની સચ્ચાઈ સાબિત કરવા સોગંદોનો આશરો લેતા રહેતા.

૭. જ્યારે જૂઠું બોલનારો પોતાના દુર્ગુણોનો હેવાયો થઈ જાય છે અને ગુનાહોમાં પાવરધો થઈ જાય છે ત્યારે તેને પોતાનું જૂઠાણું સાચું ભાસે છે. આવી ગલત ફેમીમાં ફસાએલા હોવાથી મુનાફિકો આખેરતમાં અલ્લાહ પાસે પોતાને નિર્દોષ સાબિત કરવા માટે વલખાં મારશે.

إِنَّ الَّذِينَ يُحَادُّونَ اللَّهَ وَرَسُولَهُ أُولَٰئِكَ فِي الْأَذَلِّينَ ﴿٢١﴾

કَتَبَ اللَّهُ لَأَغْلِبَنَّ أَنَا وَرُسُلِي ۚ إِنَّ اللَّهَ قَوِيٌّ عَزِيزٌ ﴿٢٢﴾

لَا تَجِدُ قَوْمًا يُؤْمِنُونَ بِاللَّهِ وَالْيَوْمِ الْآخِرِ يُوَادُّونَ مَنْ حَادَّ اللَّهَ وَرَسُولَهُ وَلَوْ كَانُوا آبَاءَهُمْ أَوْ أَبْنَاءَهُمْ أَوْ إِخْوَانَهُمْ أَوْ عَشِيرَتَهُمْ ۚ أُولَٰئِكَ كَتَبَ فِي قُلُوبِهِمُ الْإِيمَانَ وَأَيَّدَهُمْ بِرُوحٍ مِنْهُ ۖ وَيُدْخِلُهُمْ جَنَّاتٍ تَجْرِي مِنْ تَحْتِهَا الْأَنْهَارُ خَالِدِينَ فِيهَا ۚ رَضِيَ اللَّهُ عَنْهُمْ وَرَضُوا عَنْهُ ۚ أُولَٰئِكَ حِزْبُ اللَّهِ ۚ أَلَا إِنَّ حِزْبَ اللَّهِ هُمُ الْمُفْلِحُونَ ﴿٢٣﴾

૨૧. બેશક, જે લોકો અલ્લાહ અને તેના રસૂલનો વિરોધ કરે છે તેઓ બધાજ લોકોમાં સૌથી હલકટ હશે.

૨૨. અલ્લાહ નિર્ણય કરી ચૂકયો છે. (અને તેણે કહ્યું છે), 'હું અને મારા રસૂલો હમેશાં ફત્હેમંદ રહેશું, બેશક, અલ્લાહ મહાબળવાન છે, સર્વ સમર્થ છે.

૨૩. તું કદાપિ એવું નહિ જુએ કે જે લોકો અલ્લાહ તથા આખેરત ઉપર ઈમાન રાખે છે તેઓ અલ્લાહ તથા તેના રસૂલના વિરોધીઓની દોસ્તી રાખતા હોય, પછી ભલે તેઓ તેમના પિતા કે પુત્રો અથવા તેમના ભાઈઓ કે કુટુંબીઓ હોય. આ તે લોકો છે જેમના દિલોમાં અલ્લાહે ઈમાનને અંકિત કરી દીધો છે અને જેમને તેણે પોતાની પ્રેરણા દ્વારા શકિત આપી છે. અને તે એવી જન્નતોમાં તેમને દાખલ કરશે, જેની વચ્ચેથી ઝરણાં વહેતાં હશે, જેમાં તેઓ સદા સર્વદા રહેશે. અલ્લાહ તેમનાથી બહુજ ખુશ છે અને તેઓ અલ્લાહથી ખુશ છે, આ લોકોજ અલ્લાહના પક્ષકાર છે. (હે લોકો), યાદ રાખો, અલ્લાહના પક્ષકારોજ કામયાબ રહેશે. (રુકૂઅ-૩)

آياتها سُورَةُ الْحَشْرِ مَدَنِيَّةٌ (٥٩) ركوعاتها

## અલ-હશ્ર

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

سَبَّحَ لِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ۚ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ②

૨. આકાશોમાં જે કંઈ છે અને ધરતીમાં જે કંઈ છે તે સર્વ અલ્લાહની હમ્દો સના' (સ્તુતિ) કરે છે, તે'જ સર્વ સમર્થ છે તે'જ હિકમતવાળો છે.

هُوَ الَّذِيْٓ اَخْرَجَ الَّذِيْنَ كَفَرُوْا مِنْ اَهْلِ الْكِتٰبِ مِنْ دِيَارِهِمْ لِاَوَّلِ الْحَشْرِ ۭؔ مَا ظَنَنْتُمْ اَنْ يَّخْرُجُوْا وَظَنُّوْٓا اَنَّهُمْ مَّانِعَتُهُمْ حُصُوْنُهُمْ مِّنَ اللّٰهِ فَاَتٰىهُمُ اللّٰهُ مِنْ حَيْثُ لَمْ يَحْتَسِبُوْا ۤ وَقَذَفَ فِيْ قُلُوْبِهِمُ الرُّعْبَ يُخْرِبُوْنَ بُيُوْتَهُمْ بِاَيْدِيْهِمْ وَاَيْدِي

૩. તે એજ છે જેણે એહલે કિતાબમાંના કાફરોને તેમના ઘરોમાંથી બહાર કાઢયા હતા, જે તેમનો પહેલો દેશવટો હતો. તેમણે કયારેય એવું ધાર્યું ન હતું કે તેમને ત્યાંથી ચાલ્યા જવું પડશે. અને તેઓ પણ એવુંજ સમજી બેઠા હતા કે તેમની કિલ્લેબંધીઓ અલ્લાહ સામે તેમનો બચાવ કરશે. પરંતુ અલ્લાહ તેમના ઉપર કઈ દિશાએથી આવી પડયો તેનો તેમને ખ્યાલજ ન રહ્યો.[1] અને તેણે તેમના દિલોમાં ભય પેસાડી દીધો, જેથી તેમણે સ્વહસ્તેજ પોતાના ઘરોને

---

૧. યહૂદીઓના ત્રણ કબીલાઓ, બનુ-કઈનુકા, બનુ-નઝીર તથા બનુકુરેઝા ત્યારે મદીનામાં રહેતા હતા. આ આયતનો સંબંધ બનુનઝીર સાથે છે જેમને બાદમાં મદીનાથી હાંકી કાઢવામાં આવ્યા હતા. બનુ કુરેઝાએ પણ આ પહેલાં મુસ્લિમો સાથે ઘણી વખતે વિશ્વાસઘાત કર્યો હતો. બનુનઝીરનો સરદાર કા'બ બીન અશરફે આંહઝરત સ.અ.સ.ને અને મુસ્લિમોને મદીનામાંથી હાંકી કાઢવા માટે કુરેશોની તથા મક્કાના આસપાસ રહેતા નાસ્તિક કબીલાઓની મદદ લેવા મક્કા ગયો હતો. જંગે ઓહદમાં મુસ્લિમોની પીછે હઠથી દુશ્મનોના ઉત્સાહમાં વધારો થવા પામ્યો હતો પરંતુ તેમનાં અત્યાચારો તથા અન્યાયી વલણ હદથી વધારે વધી જવાથી અંતે આંહઝરત સ.અ.સ.એ સાહસિક પગલું ભર્યું અને તેમના કિલ્લાને ઘેરી લીધો. એકવીસ દિવસ સુધી સતત ઘેરાના પરિણામે તેઓ હથિયાર મૂકી મુસ્લિમોને શરણે આવ્યા તેમની સતત મુનાફિકાના વલણના કારણે તેમને મદીના છોડી જવાનું કહેવામાં આવ્યું હતું અને તેમના બે કુટુંબો ખઅબેરમાં વસી ગયા હતા તે સિવાયના બધા સીરિયા તરફ ચાલ્યા ગયા હતા.

ત્યારે આંહઝરત સ.અ.સ.એ તેમને પોતાનો સરસામાન ઢોરઢાંખર વગેરે લઈને મદીનાથી સહિસલામત જવા દીધા હતા, અને તેમને અનુભવ થઈ ગયો હતો કે તેમના મજબૂત કિલ્લાઓ પણ તેમને કોઈ રક્ષણ આપી શકયા ન હતા.

યહૂદીઓના આ સ્થળાંતરને 'પહેલો દેશવટો'ની ઉપમાં આપવામાં આવી છે. બીજી વાર તેઓ હઝરત ઉમર (રદી)ની ખિલાફતના સમયે આખા અરબિયામાંથી દેશનિકાલ કરવામાં આવ્યા હતા.

الْمُؤْمِنِيْنَ ۖ فَاعْتَبِرُوْا يٰۤاُولِى الْاَبْصَارِ ② وَلَوْلَاۤ اَنْ كَتَبَ اللّٰهُ عَلَيْهِمُ الْجَلَاۤءَ لَعَذَّبَهُمْ فِى الدُّنْيَا ۖ وَلَهُمْ فِى الْاٰخِرَةِ عَذَابُ النَّارِ ③

તારાજ[2] કર્યાં અને મોમિનોના હાથે પણ બરબાદ કરાવ્યા. માટે હે આંખોવાળાઓ, નસિહત પકડો!

૪. અને જો અલ્લાહે દેશવટાનો ચૂકાદો ન આપ્યો હોત તો તેમને દુનિયામાં (બીજી રીતે) સઝા[3] આપી હોત. અને આખેરતમાં તો બેશક તેમના માટે આગની સઝા છે.

ذٰلِكَ بِاَنَّهُمْ شَآقُّوا اللّٰهَ وَرَسُوْلَهٗ ۚ وَمَنْ يُّشَآقِّ اللّٰهَ فَاِنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ ④

૫. કારણકે તેમણે અલ્લાહ અને તેના રસૂલનો વિરોધ કર્યો હતો; અને જે કોઈ અલ્લાહનો વિરોધ કરે છે, તેને સઝા કરવામાં અલ્લાહ બહુજ સખત છે.

مَا قَطَعْتُمْ مِّنْ لِّيْنَةٍ اَوْ تَرَكْتُمُوْهَا قَآئِمَةً عَلٰۤى اُصُوْلِهَا فَبِاِذْنِ اللّٰهِ وَلِيُخْزِىَ الْفٰسِقِيْنَ ⑤

૬. તમે જે ખજૂરીઓ કાપી[4] નાખી હતી, અથવા તેમના મૂળ ઉપર ઊભી રહેવા દીધી હતી તે સર્વ અલ્લાહના હુકમથી જ થયું હતું કે જેથી તે હદવટાવી જનારાઓની ફજેતી કરે.

وَمَاۤ اَفَآءَ اللّٰهُ عَلٰى رَسُوْلِهٖ مِنْهُمْ فَمَاۤ اَوْجَفْتُمْ عَلَيْهِ مِنْ خَيْلٍ وَّلَا رِكَابٍ وَّلٰكِنَّ اللّٰهَ يُسَلِّطُ رُسُلَهٗ عَلٰى مَنْ يَّشَآءُ ۗ وَاللّٰهُ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ⑥

૭. અને તેમની પાસેથી અલ્લાહે જે માલ રસૂલને (જંગ લડયા વગર) અપાવ્યો છે, જેના માટે ન તમે ઘોડા દોડાવ્યા હતા ન ઊંટ; પરંતુ અલ્લાહ જેના ઉપર ચાહે પોતાના રસૂલને ગાલીબ (સત્તારૂઢ) કરે છે; અને અલ્લાહ પ્રત્યેક વસ્તુ ઉપર સત્તા ધરાવે છે.

مَاۤ اَفَآءَ اللّٰهُ عَلٰى رَسُوْلِهٖ مِنْ اَهْلِ الْقُرٰى فَلِلّٰهِ وَلِلرَّسُوْلِ وَلِذِى الْقُرْبٰى وَالْيَتٰمٰى وَالْمَسٰكِيْنِ وَابْنِ السَّبِيْلِ ۙ كَىْ لَا يَكُوْنَ دُوْلَةًۢ بَيْنَ الْاَغْنِيَآءِ

૮. અલ્લાહે પોતાના રસૂલને શહેરની વસ્તીપાસેથી જે માલ[5] અપાવ્યો છે તે અલ્લાહ અને તેના રસૂલ અને તેના નિકટના સગાસ્નેહીઓ યતીમો, મોહતાજો અને મુસાફરો માટે છે, કે જેથી તે (માલ) તમારામાંના દૌલતમંદોના હાથમાં ન આવી જાય. અને રસૂલ તમને જે કંઈ આપે તે લઈ લો, અને જેની તમને

---

૨. આંહઝરત સ.અ.સ.એ તેમને મદીના છોડી ચાલ્યા જવા માટે દસ દિવસનો સમય આપ્યો હતો. તેમણે જવા પહેલાં સ્વહસ્તે આગ લગાવી પોતાના ઘરોનો તેમજ અન્ય સામાનનો વિનાશ કર્યો હતો.

૩. બનુનઝીરની આ સઝા બહુજ અપમાનજનક હતી. વિશ્વાસઘાત કરવાના કારણે તેમને જેવી સખત સઝા મળવી જોઈતી હતી તેવી મળી ગઈ.

૪. કબીલાવાળા જ્યારે કિલ્લાઓમાં ભરાઈને બેસી ગયા ત્યારે આંહઝરત સ.અ.સ.એ તેમના ખેતરોમાંની વ્યર્થ ઝાળી તથા બગડેલી ખજૂરીઓના થડ તથા અન્ય ઝાડો અને ખાવાના ઉપયોગમાં ન આવી શકે તેવા નકામા છોડો કાપી નાખી સફાઈ કરવાનો હુકમ આપ્યો હતો.

૫. આ માલ હઝરત મુહમ્મદ મુસ્તફા સ.અ.સ.ને એટલા માટે આપવામાં આવ્યો હતો કે તેને ગરીબો તથા મોહતાજો વચ્ચે વહેંચી દેવામાં આવે ન કે ધનવાનો તેને હાથ કરી પોતાની મિલકતોમાં ઔર વધારો કરતા રહે. આ માલમિલકત વડે અનાથો, લાચારો, સામાન્ય સ્થિતિના મુસ્લિમો તથા મુસાફરોની સહાયતા કરવામાં આવે અને તે મુડીવાદોની અંગત જાગીર ન બની જાય.

مِنْكُمْ وَمَآ اٰتٰىكُمُ الرَّسُوْلُ فَخُذُوْهُ وَمَا نَهٰىكُمْ
عَنْهُ فَانْتَهُوْا وَاتَّقُوا اللّٰهَ اِنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ ۸

મનાઈ કરે તેનાથી દૂર રહો. અને અલ્લાહ ખાતર સંયમ ધારણ કરો. ખરેખર અલ્લાહ સઝા આપવામાં સખત છે.

لِلْفُقَرَآءِ الْمُهٰجِرِيْنَ الَّذِيْنَ اُخْرِجُوْا مِنْ دِيَارِهِمْ
وَاَمْوَالِهِمْ يَبْتَغُوْنَ فَضْلًا مِّنَ اللّٰهِ وَرِضْوَانًا
وَّيَنْصُرُوْنَ اللّٰهَ وَرَسُوْلَهٗ اُولٰٓئِكَ هُمُ الصّٰدِقُوْنَ ۹

૯. (બલ્કે આ માલ) હિજરત કરનારા ગરીબો માટે છે જેમને પોતાના ઘરોમાંથી અને તેમની મિલકતોમાંથી હાંકી કાઢવામાં આવ્યા છે, જે લોકો અલ્લાહની કૃપા તથા ખુશનૂદી મેળવવામાં પ્રયત્નશીલ છે, અને જે અલ્લાહ તથા તેના રસૂલની મદદ કરે છે. આ જ લોકો સચ્ચાઈ ઉપર કાયમ છે.

وَالَّذِيْنَ تَبَوَّؤُ الدَّارَ وَالْاِيْمَانَ مِنْ قَبْلِهِمْ يُحِبُّوْنَ
مَنْ هَاجَرَ اِلَيْهِمْ وَلَا يَجِدُوْنَ فِيْ صُدُوْرِهِمْ
حَاجَةً مِّمَّآ اُوْتُوْا وَيُؤْثِرُوْنَ عَلٰٓى اَنْفُسِهِمْ وَلَوْ
كَانَ بِهِمْ خَصَاصَةٌ وَمَنْ يُّوْقَ شُحَّ نَفْسِهٖ
فَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ۱۰

૧૦. અને જે લોકો મુહાજીરો (હિજરત કરનારાઓ)થી પહેલા ઈમાન લાવી અહીં (મદીનામાં) વસેલા હતા તેઓ બાદમાં હિજરત કરી પનાહ લેનારાઓ સાથે મહોબ્બત રાખે છે. અને મુહાજીરોને જે આપવામાં આવ્યું છે તેની કોઈ લાલચ નથી રાખતા, બલ્કે મુહાજીરોનું પોતાનાથી અધિક ભલું ચાહે છે પછી ભલે પોતે મોહતાજ હોય. અને જે લોકો પોતાની લાલચુ મનોવૃત્તિથી મુક્તિ મેળવે છે, તે લોકોજ સફળ થનારા છે. (૬)

وَالَّذِيْنَ جَآءُوْ مِنْ بَعْدِهِمْ يَقُوْلُوْنَ رَبَّنَا اغْفِرْ
لَنَا وَلِاِخْوَانِنَا الَّذِيْنَ سَبَقُوْنَا بِالْاِيْمَانِ وَلَا
تَجْعَلْ فِيْ قُلُوْبِنَا غِلًّا لِّلَّذِيْنَ اٰمَنُوْا رَبَّنَآ اِنَّكَ
رَءُوْفٌ رَّحِيْمٌ ۱۱

૧૧. અને (તેમનો પણ આ માલમાં હક્ક છે) જે તેમના પછી આવ્યા અને જેમણે કહ્યું 'હે અમારા પરવરદિગાર, તું અમને તથા અમારી પહેલાં ઈમાન લાવનારાઓને માફી આપ અને અમારા દિલોમાંથી ઈમાન લાવનારાઓ પ્રત્યેની દુશ્મનીને દૂર કરી દે, હે અમારા પાલનહાર, તું ખરેખર મહેરબાન છે, દયાવંત છે. (૭) (રૂકૂઅ-૧)

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ نَافَقُوْا يَقُوْلُوْنَ لِاِخْوَانِهِمُ الَّذِيْنَ
كَفَرُوْا مِنْ اَهْلِ الْكِتٰبِ لَئِنْ اُخْرِجْتُمْ لَنَخْرُجَنَّ
مَعَكُمْ وَلَا نُطِيْعُ فِيْكُمْ اَحَدًا اَبَدًا وَّاِنْ قُوْتِلْتُمْ

૧૨. શું તેં મુનાફિકોને નથી જોયા? જે એહલે કિતાબમાંના પોતાના ભાઈઓ જે ઈમાન નથી લાવ્યા તેમને કહે છે 'જો તમને અહીંથી કાઢી મૂકવામાં આવશે તો અમે પણ તમારી સાથેજ જશું. અને અમે તમારી વિરુદ્ધ કોઈનું કહ્યું માનશું નહિ; અને જો તમારી સાથે લડાઈ થશે તો અમે તમારી મદદ અવશ્ય

૬. અન્સારોની કુરબાનીઓ તથા ભ્રાતૃભાવનાનો આ એક પુરાવો હતો કે મક્કાથી તેમની પાસે આવેલા મુહાજીરોને તેમણે પોતાના ગલે લગાવ્યા અને પોતાની મિલકતોમાં તેમને હક્ક આપ્યો. અન્સારો તથા મુહાજીરો વચ્ચે આંહઝરત સ.અ.સ.એ કાયમ કરેલી આ ભ્રાતૃભાવના અને પ્રેમનો દાખલો દુનિયાના ઈતિહાસમાં અજોડ છે.

لَنَنْصُرَنَّكُمْ ۗ وَاللّٰهُ يَشْهَدُ اِنَّهُمْ لَكٰذِبُوْنَ ⑪

કરશું.' પરંતુ અલ્લાહ સાક્ષી છે કે આ લોકો તદ્દન જૂઠા છે.(૮)

لَئِنْ اُخْرِجُوْا لَا يَخْرُجُوْنَ مَعَهُمْ ۚ وَلَئِنْ قُوْتِلُوْا لَا يَنْصُرُوْنَهُمْ ۚ وَلَئِنْ نَّصَرُوْهُمْ لَيُوَلُّنَّ الْاَدْبَارَ ۫ ثُمَّ لَا يُنْصَرُوْنَ ⑫

૧૩. જો તેમને હાંકી કાઢવામાં આવે તો તેઓ કદાપિ તેમની સાથે જશે નહિ; અને જો તેમની સાથે લડાઈ થાય તો પણ આ લોકો તેમની કદાપિ મદદ કરશે નહિ. અને જો તેઓ કોઈ મદદ કરશે, તોપણ ખરેજ તેઓ પીઠ ફેરવી નાસી જશે; પછી તેમને કોઈ મદદ કરવામાં નહિ આવે.

لَاَنْتُمْ اَشَدُّ رَهْبَةً فِيْ صُدُوْرِهِمْ مِّنَ اللّٰهِ ۚ ذٰلِكَ بِاَنَّهُمْ قَوْمٌ لَّا يَفْقَهُوْنَ ⑬

૧૪. હકીકતમાં તેમના મનમાં અલ્લાહથી વધુ તમારો ભય પેસી ગયો છે કારણ કે તેઓ નાસમજ લોકો છે.

لَا يُقَاتِلُوْنَكُمْ جَمِيْعًا اِلَّا فِيْ قُرًى مُّحَصَّنَةٍ اَوْ مِنْ وَّرَآءِ جُدُرٍ ۚ بَاْسُهُمْ بَيْنَهُمْ شَدِيْدٌ ۚ تَحْسَبُهُمْ جَمِيْعًا وَّقُلُوْبُهُمْ شَتّٰى ۚ ذٰلِكَ بِاَنَّهُمْ قَوْمٌ لَّا يَعْقِلُوْنَ ⑭

૧૫. તેઓ ભેગા મળી કદીપણ તમારી સાથે લડશે નહિ સિવાય કે કિલ્લેબંધ વસ્તીઓમાં રહીને અથવા દિવાલોની આડ લઈને (લડે). તેમનો અંદરોઅંદર અણબનાવ છે. તું તેમને સંગઠિત સમજે છે, પરંતુ તેમના દિલ એકમેકથી જુદા છે. આ તેમની નાદાનીનું પરિણામ છે.(૯)

كَمَثَلِ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ قَرِيْبًا ذَاقُوْا وَبَالَ اَمْرِهِمْ ۚ وَلَهُمْ عَذَابٌ اَلِيْمٌ ⑮

૧૬. તેમની હાલત તેમના જેવીજ છે. જેમણે થોડો સમય પહેલાં પોતાની કરણીના માઠાં પરિણામોનો સ્વાદ ચાખ્યો હતો.(૧૦) અને (આખેરતમાં પણ) તેમના માટે પીડાકારી અઝાબ છે.

كَمَثَلِ الشَّيْطٰنِ اِذْ قَالَ لِلْاِنْسَانِ اكْفُرْ ۚ فَلَمَّا كَفَرَ قَالَ اِنِّيْ بَرِيْٓءٌ مِّنْكَ اِنِّيْٓ اَخَافُ اللّٰهَ رَبَّ الْعٰلَمِيْنَ ⑯

૧૭. તેમનો દાખલો શયતાન જેવો છે, જે ઈન્સાનને કહે છે, 'કાફર બની જા' અને જ્યારે તે કાફર બની જાય છે તો તે કહે છે 'મને તારી સાથે કંઈ લેવાદેવા નથી. હું તો સૃષ્ટિના સર્જનહારથી ડરું છું.'

---

૭. આ સિદ્ધાંત મદીનામાં બાદમાં આવનારા મુહાજીરોને જેવી રીતે લાગુ પડે છે તેવીજ રીતે આવનારી પેઢીઓને પણ લાગુ પડે છે.

૮. મુનાફિકોના કહેવા ઉપર યહૂદીઓએ આંહઝરત સ.અ.સ. સાથેના કરારોનો ભંગ કર્યો જેના પરિણામે તેમના ઉપર ચડાઈ કરવામાં આવી ત્યારે મુનાફિકો મોકો જોઈને ભાગી છૂટયા હતા.

૯. આ આયતનું તાત્પર્ય એવું છે કે ઈસ્લામના વિરોધી પક્ષોના સંગઠનોમાં સંપનો અભાવ છે કારણ કે તેમની દુશ્મનીમાં દરેક પક્ષનો પોતાનો અંગત સ્વાર્થ તેમજ ઉદ્દેશ છે. જો કે યહૂદીઓ, મુનાફિકો તથા નાસ્તિક કુરેશો, ત્રણે ભેગા મળી ગયા હતા, પરંતુ દરેકને પોતાનો પ્રભાવ દેખાડવાના અને પોતાનું વર્ચસ્વ કાયમ કરવાનો ઉત્સાહ હતો.

૧૦. કુરેશોને જંગે બદરમાં મોટી હાર મળી હતી, અથવા બનુ કઈનુકાને જંગે બદર પછી તેમની શરારતોના કારણે સઝા ભોગવવી પડી હતી; કારણ કે તેમણે જંગે બદર પછી કરેલા સંધિ કરારોનો ભંગ કર્યો હતો. જેના પરિણામે તેમને મદીના છોડી જવું પડયું હતું. મદીનાના ત્રણ યહૂદી કબીલાઓમાંનો આ એક કબીલો હતો જે સીરિયામાં જઈ વસી ગયો હતો.

فَكَانَ عَاقِبَتَهُمَآ اَنَّهُمَا فِى النَّارِ خَالِدَيْنِ فِيهَا وَ ذٰلِكَ جَزٰٓؤُا الظّٰلِمِيْنَ ﴿١٧﴾

૧૮. અંતમાં તે બન્ને આગમાં જનારા છે અને બન્ને સદાય તેમાંજ રહેશે. ઝાલિમોની સઝા આવીજ હોય છે. (રુકૂઅ-૨)

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ وَلْتَنْظُرْ نَفْسٌ مَّا قَدَّمَتْ لِغَدٍ ۚ وَاتَّقُوا اللّٰهَ ۚ اِنَّ اللّٰهَ خَبِيْرٌ ۢ بِمَا تَعْمَلُوْنَ ﴿١٨﴾

૧૯. હે ઈમાન લાવનારાઓ! અલ્લાહથી ડરો અને દરેક જીવ આગળ શું મોકલી રહ્યો છે તેની સંભાળ રાખે, અને અલ્લાહથી ડરતો રહે. ખરેખર અલ્લાહ તમારા કામોથી પૂરેપૂરો વાકેફ છે.

وَلَا تَكُوْنُوْا كَالَّذِيْنَ نَسُوا اللّٰهَ فَاَنْسٰىهُمْ اَنْفُسَهُمْ ۚ اُولٰٓئِكَ هُمُ الْفٰسِقُوْنَ ﴿١٩﴾

૨૦. અને તમે તેમના જેવા ન થશો જે લોકો અલ્લાહને ભૂલી ગયા હતા, પરિણામે અલ્લાહે તેમને સ્વયં પોતાના જીવ (ની ભલાઈથી) ભૂલાવી દીધા. આ'જ લોકો (ખરા) નાફરમાન છે.

لَا يَسْتَوِىْٓ اَصْحٰبُ النَّارِ وَاَصْحٰبُ الْجَنَّةِ ۚ اَصْحٰبُ الْجَنَّةِ هُمُ الْفَآئِزُوْنَ ﴿٢٠﴾

૨૧. આગમાં રહેનારાઓ અને જન્નતમાં રહેનારાઓ એકસમાન નથી. તે જન્નતમાં રહેનારાઓજ છે જે સફળતા પામનારા છે.

لَوْ اَنْزَلْنَا هٰذَا الْقُرْاٰنَ عَلٰى جَبَلٍ لَّرَاَيْتَهٗ خَاشِعًا مُّتَصَدِّعًا مِّنْ خَشْيَةِ اللّٰهِ ۚ وَتِلْكَ الْاَمْثَالُ نَضْرِبُهَا لِلنَّاسِ لَعَلَّهُمْ يَتَفَكَّرُوْنَ ﴿٢١﴾

૨૨. જો અમે આ કુરઆનને કોઈ પર્વત ઉપર ઉતાર્યું હોત તો તું જોઈ લેત કે તે અલ્લાહના ભયથી ફાટી ગયો[11] હોત. અમે ઈન્સાનો માટે આવા દાખલાઓ કાયમ કરીએ છીએ કે તેઓ વિચાર કરતા થાય.

هُوَ اللّٰهُ الَّذِىْ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ عٰلِمُ الْغَيْبِ وَالشَّهَادَةِ ۚ هُوَ الرَّحْمٰنُ الرَّحِيْمُ ﴿٢٢﴾

૨૩. તે'જ અલ્લાહ છે જેના સિવાય કોઈ બીજો મા'બૂદ નથી. તે અવ્યકત તેમજ વ્યકતનો જાણનારો છે, બેહદ કૃપાળુ છે, રહેમ કરનારો છે.

هُوَ اللّٰهُ الَّذِىْ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ اَلْمَلِكُ الْقُدُّوْسُ السَّلٰمُ الْمُؤْمِنُ الْمُهَيْمِنُ الْعَزِيْزُ الْجَبَّارُ الْمُتَكَبِّرُ ۚ سُبْحٰنَ اللّٰهِ عَمَّا يُشْرِكُوْنَ ﴿٢٣﴾

૨૪. અલ્લાહ એજ છે જેના સિવાય કોઈ મા'બૂદ નથી, તે શહેનશાહ છે, મહા પવિત્ર છે, અમન બક્ષનારો છે, શરણ આપનારો છે, રક્ષણહાર છે, સર્વ સમર્થ છે, સર્વ સત્તાધારી છે, અને બૂલંદ શાનવાળો છે. અને બેહદ પવિત્ર છે તેનાથી, જેને તેઓ તેનો શરીક ઠરાવે છે.

هُوَ اللّٰهُ الْخَالِقُ الْبَارِئُ الْمُصَوِّرُ لَهُ الْاَسْمَآءُ الْحُسْنٰى ۚ يُسَبِّحُ لَهٗ مَا فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ ۚ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿٢٤﴾

૨૫. તે અલ્લાહ છે, જે સર્જનકર્તા છે, જે બનાવે છે, આકાર આપે છે. સર્વ સુંદર નામો તેનાજ છે. જે કંઈ આકાશો તથા પૃથ્વીમાં છે તે સર્વ તેનીજ સ્તુતિમાં નિમગ્ન છે. અને તે સર્વ સમર્થ છે, હિકમતવાળો છે. (રુકૂઅ-3)

૧૧. મગરૂર નાસ્તિક અરબો જેમને ઈસ્લામ પહેલાં કોઈપણ તા'લીમ તેમને દેવી દેવતાઓ, જડ પદાર્થોની વહેમી માન્યતાઓ, તથા પ્રતિમાપૂજનોથી ન હટાવી શકી, અને તેમના પાડોશી દેશોમાં ઈસાઈ સંસ્કૃતિની જાહોજલાલી પણ તેમને સ્પર્શ ન કરી શકી; પરંતુ ઈસ્લામના ઉચ્ચતમ તથા બળવાન પયગામે તેમને નમાવી દીધા, અને તેમના પથ્થર દિલોમાં ઈલ્મ તથા ઈખ્લાકના પ્રકાશની જ્યોત જલાવી, અને તેમનીજ દ્વારા અલ્લાહે આ પવિત્ર નૂરને દુનિયાભરમાં ફેલાવી દીધો.

سُوۡرَةُ الۡمُمۡتَحِنَةِ مَدَنِيَّةٌ

## અલ-મુમ્તહિના

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. હે મોમિનો, મારા તથા તમારા દુશ્મનોને પોતાના મિત્ર ન બનાવો. તમે તેમને પ્યાર મુહબ્બતના સંદેશા ન[1] આપો, જ્યારે તેઓ તમારી તરફ આવેલા સત્યને માનવાનો ઈન્કાર કર્યો છે. (તેમણે) રસૂલને તથા તમને માત્ર એટલાજ માટે (તમારા ઘરમાંથી) કાઢી મૂકયા હતા કે તમે અલ્લાહ પર ઈમાન લાવ્યા છો, જે તમારો સર્જનહાર છે. જો તમે મારી રાહમાં જીહાદ કરવા ખાતર તથા મારી ખુશનૂદી પ્રાપ્ત કરવા નીકળ્યા છો, તો તેમને (દોસ્ત બનાવી) છૂપી શુભેચ્છાઓ ન મોકલો. બેશક તમે જે કંઈ છુપાવો છો અથવા જાહેર કરો છો તે સર્વ હું સારી પેઠે જાણું છું. બેશક તમારામાંથી જે આવું કરે છે તે ગુમરાહ થઈ ગયો છે.

૩. જો તેઓ તમારા ઉપર કાબૂ મેળવે તો તેઓ તમારા (કટ્ટર) દુશ્મન બની જશે અને પોતાના હાથ તથા જીભ વડે તમને આઘાત પહોંચાડશે. તેઓ ચાહે છે કે તમે (તેમના જેવા) કાફર બની જાઓ.

૪. કયામતના દિવસે તમારા કુટુંબીઓ અથવા તમારી ઔલાદ તમને કંઈ કામમાં નહિ આવે. (પરંતુ અલ્લાહ) તમને ન્યાય આપશે. બેશક, જે કંઈ કરો છો તે સર્વ અલ્લાહ જોઈ રહ્યો છે.

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ①

يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡا لَا تَتَّخِذُوۡا عَدُوِّىۡ وَعَدُوَّكُمۡ اَوۡلِيَآءَ تُلۡقُوۡنَ اِلَيۡهِمۡ بِالۡمَوَدَّةِ وَقَدۡ كَفَرُوۡا بِمَا جَآءَكُمۡ مِّنَ الۡحَـقِّ‌ۚ يُخۡرِجُوۡنَ الرَّسُوۡلَ وَاِيَّاكُمۡ‌ اَنۡ تُؤۡمِنُوۡا بِاللّٰهِ رَبِّكُمۡ ؕ اِنۡ كُنۡتُمۡ خَرَجۡتُمۡ جِهَادًا فِىۡ سَبِيۡلِىۡ وَابۡتِغَآءَ مَرۡضَاتِىۡ ‌ۖ تُسِرُّوۡنَ اِلَيۡهِمۡ بِالۡمَوَدَّةِ ‌ۖ وَاَنَا اَعۡلَمُ بِمَاۤ اَخۡفَيۡتُمۡ وَمَاۤ اَعۡلَنۡتُمۡ‌ ؕ وَمَنۡ يَّفۡعَلۡهُ مِنۡكُمۡ فَقَدۡ ضَلَّ سَوَآءَ السَّبِيۡلِ ②

اِنۡ يَّثۡقَفُوۡكُمۡ يَكُوۡنُوۡا لَـكُمۡ اَعۡدَآءً وَّيَبۡسُطُوۡۤا اِلَيۡكُمۡ اَيۡدِيَهُمۡ وَاَلۡسِنَتَهُمۡ بِالسُّوۡٓءِ وَوَدُّوۡا لَوۡ تَكۡفُرُوۡنَ ؕ ③

لَنۡ تَنۡفَعَكُمۡ اَرۡحَامُكُمۡ وَلَاۤ اَوۡلَادُكُمۡ‌ ۛۚ يَوۡمَ الۡقِيٰمَةِ‌ ۛۚ يَفۡصِلُ بَيۡنَكُمۡ‌ ؕ وَاللّٰهُ بِمَا تَعۡمَلُوۡنَ بَصِيۡرٌ ④

---

૧. આ એક ખાસ હુકમ હતો કે જે લોકોએ આંહઝરત સ.અ.સ. તથા તેમના સાથીઓને મક્કાથી હાંકી કાઢયા હતા તેમને દોસ્તી અથવા શુભેચ્છાઓનો સંદેશો ન આપવામાં આવે, ભલે કોઈ કેટલો પણ નિકટનો સગોસ્નેહી કેમ ન હોય.

હાતીબ બીન બલતા'હ નામના એક જણે મક્કાવાળાઓને સંદેશો મોકલાવ્યો હતો. જે સંદેશાની વિગતમાં તેમને હુદેબ્બિયા ઉપર હુમલો થવાનો છે એવો ઈશારો મળતો હતો, જે ચડાઈ હુદેબ્બિયાની સંધિનો ભંગ કરવાના કારણે કરવામાં આવી હતી. આંહઝરત સ.અ.સ.ને વહી દ્વારા આ વિશે ખબર આપવામાં આવી જેથી અલી બીન ઝૂબેર અને મીકદાદને તે પત્ર લઈ જનારની ખોજમાં મોકલવામાં આવ્યા, જે તે સંદેશો લઈ જનાર સ્ત્રી પકડી મદીનામાં લાવવામાં આવી. હાતીબનો આ અપરાધ બહુજ ગંભીર હતો, પરંતુ તેણે અજાણતા તેમ કર્યું હોવાથી આંહઝરત સ.અ.સ.એ તેને માફી આપી હતી.

૫. તમારા માટે ઈબ્રાહીમ અને તેના સાથીઓનો ઉત્તમ દાખલો છે, જ્યારે તેમણે પોતાની કોમને કહ્યું 'અમને તમારી સાથે અને અલ્લાહ સિવાયના તમારા ઠરાવેલા મા'બૂદો સાથે કોઈ સંબંધ નથી. અને અમે તમારી વાત માનવાનો ઈન્કાર[૨] કરીએ છીએ. જ્યાં સુધી તમે એકજ અલ્લાહ ઉપર ઈમાન નહિ લાવો. આપણી વચ્ચે દુશ્મની તથા નફરત સદા માટે રહેશે, સિવાય કે ઈબ્રાહીમે પોતાના પિતાને કહ્યું હતું કે હું તારા માટે માફીની દુઆ અવશ્ય કરીશ પરંતુ તારા માટે અલ્લાહ પાસેથી માફી મેળવી લેવાની શકિત હું નથી રાખતો. તે સૌ આ જ દુઆ કરતા. (કહેતા) હતા 'હે અમારા પરવરદિગાર, તારામાંજ અમે ભરોસો રાખીએ છીએ, અને તારાજ શરણમાં અમે આવીએ છીએ, અને તારીજ તરફ અંતે અમારે પાછું ફરવાનું છે.

قَدْ كَانَتْ لَكُمْ اُسْوَةٌ حَسَنَةٌ فِىْٓ اِبْرٰهِيْمَ وَالَّذِيْنَ مَعَهٗ ۚ اِذْ قَالُوْا لِقَوْمِهِمْ اِنَّا بُرَءٰٓؤُا مِنْكُمْ وَمِمَّا تَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ ۖ كَفَرْنَا بِكُمْ وَبَدَا بَيْنَنَا وَبَيْنَكُمُ الْعَدَاوَةُ وَالْبَغْضَآءُ اَبَدًا حَتّٰى تُؤْمِنُوْا بِاللّٰهِ وَحْدَهٗٓ اِلَّا قَوْلَ اِبْرٰهِيْمَ لِاَبِيْهِ لَاَسْتَغْفِرَنَّ لَكَ وَمَآ اَمْلِكُ لَكَ مِنَ اللّٰهِ مِنْ شَىْءٍ ۗ رَبَّنَا عَلَيْكَ تَوَكَّلْنَا وَاِلَيْكَ اَنَبْنَا وَاِلَيْكَ الْمَصِيْرُ ۝٥

૬. 'હે અમારા, પાલનહાર, તું અમને કાફરોની કસોટી (લેવાનું સાધન) ન બનાવ. અમને ક્ષમા કર અમારા માલિક. બેશક, તું સર્વ સમર્થ છે, હિકમતવાળો છે.'

رَبَّنَا لَا تَجْعَلْنَا فِتْنَةً لِّلَّذِيْنَ كَفَرُوْا وَاغْفِرْ لَنَا رَبَّنَا ۚ اِنَّكَ اَنْتَ الْعَزِيْزُ الْحَكِيْمُ ۝٦

૭. જે અલ્લાહ તથા કયામતના દિવસની આશા રાખતા હોય તેમના માટે આ લોકોમાં ઉત્તમ નમૂનો છે અને જે કોઈ તેનાથી પોતાનું મુખ ફેરવી લેશે, તો અલ્લાહ કોઈનો મોહતાજ નથી, (તે) સર્વ તા'રીફને લાયક છે. (રુકૂઅ - ૧)

لَقَدْ كَانَ لَكُمْ فِيْهِمْ اُسْوَةٌ حَسَنَةٌ لِّمَنْ كَانَ يَرْجُوا اللّٰهَ وَالْيَوْمَ الْاٰخِرَ ۗ وَمَنْ يَّتَوَلَّ فَاِنَّ اللّٰهَ هُوَ الْغَنِىُّ الْحَمِيْدُ ۝٧ ع

૮. શકય છે કે જે લોકોની તમારી સાથે દુશ્મનાવટ છે, તેમની અને તમારી વચ્ચે અલ્લાહ

عَسَى اللّٰهُ اَنْ يَّجْعَلَ بَيْنَكُمْ وَبَيْنَ الَّذِيْنَ عَادَيْتُمْ

---

૨. આ આયતમાં અરબીમાં 'મિન્દૂનિલ્લાહે કફરના બેકુમ' અર્થાત 'સિવાય અલ્લાહની કુફર કર્યું અમે તમારી સાથે'માં કુફરનો અર્થ 'ઈન્કાર' થાય છે. ઈન્કાર કરનારો કાફર ગણાય છે, તો અહીં હઝરત ઈબ્રાહીમ (અ)એ શિર્ક કરવાનો ઈન્કાર કર્યો જેથી તેઓ શિર્કના કાફીર થયા. આ શબ્દનો અર્થ બહુજ સાદો અને સરળ છે પરંતુ કાફર શબ્દનો ઉપયોગ તથા તેની અસર એક ગાળ કાઢવાના રૂપમાં કરવામાં આવે છે. હકીકતમાં જેવી રીતે અલ્લાહને ન માનનારો અલ્લાહનો કાફર છે તેવીજ રીતે શિર્ક ન માનનારો શિર્કનો કાફર છે, તેમજ એકબજાની વાત ન માનનારા, એકબીજાના 'કાફર' છે, આ શબ્દને અપમાન અસભ્યતા, કે ગાળ સમજવું ઉચિત ગણાશે નહિ.

જેમ શયતાનને ન માનનારો શયતાનનો કાફર છે. સારાંશે જો કોઈ વ્યકિતની વાત ન માનવામાં આવે તે ન માનનાર કાફર કહેવાશે. આ શબ્દ એક સાધારણ 'ઈન્કાર'નો ભાવાર્થ રાખે છે તેમાં કંઈ પણ અજુગતું અથવા અસભ્યતા નથી. (મજલિસ સ્વાલજવાબ કરાચી)

مِّنْهُم مَّوَدَّةً ۚ وَاللَّهُ قَدِيرٌ ۚ وَاللَّهُ غَفُورٌ رَّحِيمٌ ﴿٨﴾ لَّا يَنْهَاكُمُ اللَّهُ عَنِ الَّذِينَ لَمْ يُقَاتِلُوكُمْ فِي الدِّينِ وَلَمْ يُخْرِجُوكُم مِّن دِيَارِكُمْ أَن تَبَرُّوهُمْ وَتُقْسِطُوا إِلَيْهِمْ ۚ إِنَّ اللَّهَ يُحِبُّ الْمُقْسِطِينَ ﴿٩﴾ إِنَّمَا يَنْهَاكُمُ اللَّهُ عَنِ الَّذِينَ قَاتَلُوكُمْ فِي الدِّينِ وَأَخْرَجُوكُم مِّن دِيَارِكُمْ وَظَاهَرُوا عَلَىٰ إِخْرَاجِكُمْ أَن تَوَلَّوْهُمْ ۚ وَمَن يَتَوَلَّهُمْ فَأُولَٰئِكَ هُمُ الظَّالِمُونَ ﴿١٠﴾

મુહબ્બત પેદા[3] કરી દે; અને અલ્લાહ સર્વ સત્તાધારી છે, તેમજ અલ્લાહ બેહદ ક્ષમાવંત છે, દયાળુ છે.

૯. અલ્લાહ તેમની સાથે એહસાનભર્યું તથા ઈન્સાફભર્યું વર્તન કરવાથી તમને નથી રોકતો. જે લોકો તમારા દીનના કારણે તમારી સાથે નથી લડયા અને તમને ઘરોમાંથી નથી હાંકી કાઢયા. બેશક, અલ્લાહ ઈન્સાફ કરનારાઓને પસંદ કરે છે.

૧૦. અલ્લાહે તમને કેવળ તે લોકો સાથે દોસ્તીનો સંબંધ રાખવાથી મનાઈ કરી છે જે લોકો તમારા દીનના કારણે તમારી સાથે લડયા અને તમને તમારા ઘરોમાંથી હાંકી કાઢયા અને તમને હાંકી કાઢનારાઓનો સાથ આપ્યો, બેશક જે કોઈ આ લોકોની દોસ્તી રાખે છે તેઓ હદબહાર જનારા છે.

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا إِذَا جَاءَكُمُ الْمُؤْمِنَاتُ مُهَاجِرَاتٍ فَامْتَحِنُوهُنَّ ۖ اللَّهُ أَعْلَمُ بِإِيمَانِهِنَّ ۖ فَإِنْ عَلِمْتُمُوهُنَّ مُؤْمِنَاتٍ فَلَا تَرْجِعُوهُنَّ إِلَى الْكُفَّارِ ۖ لَا هُنَّ حِلٌّ لَّهُمْ وَلَا هُمْ يَحِلُّونَ لَهُنَّ ۖ وَآتُوهُم مَّا أَنفَقُوا

૧૧. હે ઈમાન લાવનારાઓ, જે સ્ત્રીઓ ઈમાન લાવીને હિજરત કરી તમારી પાસે આવે તો તેમની પૂરેપૂરી ચકાસણી[4] કરો. જો કે તેમના ઈમાનને તો અલ્લાહજ બેહતર જાણે છે. પછી જો તેમના મોમિન હોવા ઉપર તમને સંતોષ થઈ જાય તે તેમને કાફરોના હવાલે ન કરો કારણ કે તેઓ કાફરો માટે હલાલ નથી. ન તો તેઓ તેણીઓના માટે હલાલ છે. પરંતુ (તેમના

---

૩. આ આયતથી એવું જણાય છે કે જે મિત્રચારી ઉપર પ્રતિબંધ લગાવવામાં આવ્યો હતો તે એક મુકર્રર સમય માટેજ હતો,ન કે કાયમ માટે. શાંતિના વાતાવરણમાં મુસ્લિમો તથા બિન-મુસ્લિમો વચ્ચે દોસ્તીના સંબંધો રાખવાની મનાઈ નથી.

૪. તે સમયે મુસ્લિમોને બહુજ સતામણી કરવામાં આવતી હતી અને તેમના માટે મક્કાથી મદીના જવું બહુજ મુશ્કેલ હતું, છતાં પણ મોમિનોના ટોળેટોળા મદીનામાં સતત દાખલ થતા રહેતા હતા. જેમના કુટુંબીઓ મક્કામાં રહી ગયા હતા તે મુહાજીરોનો મોટો ભાગ સ્ત્રીઓનો હતો જેની તરફ આ આયતનો ઈશારો છે જેથી તેમના વિશે કોઈ નિર્ણય લેવા પહેલાં તેમના સંજોગો તથા તેમના ઈમાન વિશે પૂરેપૂરી ખાતરી કરી લેવાનો આદેશ આપવામાં આવ્યો હતો. જે સ્ત્રી પોતાના બીનમુસ્લિમ પતિને છોડી મુસ્લિમોમાં શામિલ થાય તો તેના પતિ સાથેનો તેનો સંબંધ આપમેળે તૂટી જતો હોવાથી તેને મુસ્લિમ સાથે અમુક શરતે પરણવાની છૂટ હતી. પહેલી શરત તે હતી કે તે સ્ત્રીને પરણનાર નવો પતિ તેણીના પહેલાના પતિને તેણી ઉપર કરેલો તમામ ખર્ચ ચૂકાવી દે બીજી શરત, તે સ્ત્રીને તેની યોગ્ય હક્ક મહેર આપે. આવોજ નિયમ મુસ્લિમ તથા ઈસ્લામ છોડી જનારી પત્નીને પણ લાગુ પડે છે. જો કે આ નિયમ વ્યકિતગત સમય તથા સંજોગો સાથે સંબંધ રાખે છે. પરંતુ આ વ્યવસ્થાને અમલમાં લાવવાની જવાબદારી સત્તાધીશો ઉપર છે.

કાફર પતિઓને) તેમની ખર્ચેલી મહેર ચૂકવી દો. અને તમારા માટે તેમને પરણવું અયોગ્ય નહિ ગણાય, તે શર્તે કે તેણીઓને હક્ક મહેર ચૂકાવો. અને કાફર સ્ત્રીઓ સાથે વિવાહ સંબંધ નીભાવો નહિ અને જે ખર્ચ કરી ચૂકયા છો તે તેણી પાસેથી પાછું માગો: તેમજ કાફરોને પણ તેમનું ખર્ચેલું વસુલ કરવા દો. આ અલ્લાહનો હુકમ છે. તે તમારી વચ્ચે ન્યાય કરનારો છે, અને અલ્લાહ સર્વ જાણનાર છે, હિકમતવાળો છે.

૧૨. અને જો તમારી પત્નીઓમાંથી કોઈ કાફરો તરફ નાસી જાય અને તમે આક્રમણ કરો તો જે મોમિનોની પત્નીઓ નાસી ગઈ હોય તેમને (માલે ગનીમતમાંથી) તેમના કરેલા ખર્ચ જેટલી રકમ આપો (અને તેનું નુકસાન પૂરું કરી દો). અલ્લાહથી ડરતા રહો કારણ કે તમે તેના ઉપર ઈમાન રાખો છો.

૧૩. હે નબી! જ્યારે મોમિન સ્ત્રીઓ આ વાત ઉપર તારી બઅૅત કરે કે તેણીઓ કોઈ અન્યને અલ્લાહનો શરીક નહિ કરાવે અને તેણીઓ ચોરી નહિ કરે અને બદફેલી નહિ કરે, અને પોતાની ઔલાદને મારી નહિ નાખે અને ન તો કોઈના ઉપર એવી તોહમત લગાવશે જે પોતાની ઘડી કાઢેલી હોય; અને ન કોઈ યોગ્ય કામમાં તારી નાફરમાની કરશે, તો તેણીઓની બઅૅતનો સ્વીકાર કરી લે, અને તેમના માટે અલ્લાહથી માફીની દુઆ કર. બેશક અલ્લાહ બહુજ ક્ષમાવંત છે, દયાળુ (પણ) છે.

૧૪. હે ઈમાન લાવનારાઓ, જેમના ઉપર અલ્લાહનો કોપ ઉતર્યો છે તેમને પોતાના દોસ્ત ન બનાવો; તેઓ આખેરતથી એવી રીતે નિરાશ છે જેવી રીતે કાફરો કબ્રમાં મુર્દાઓ (ના સજીવન થવા)થી નિરાશ છે. (રુકૂઅ-૨)

وَلَا جُنَاحَ عَلَيْكُمْ أَنْ تَنْكِحُوهُنَّ إِذَا آتَيْتُمُوهُنَّ أُجُورَهُنَّ ۚ وَلَا تُمْسِكُوا بِعِصَمِ الْكَوَافِرِ وَسْأَلُوا مَا أَنْفَقْتُمْ وَلْيَسْأَلُوا مَا أَنْفَقُوا ۚ ذَٰلِكُمْ حُكْمُ اللَّهِ ۖ يَحْكُمُ بَيْنَكُمْ ۚ وَاللَّهُ عَلِيمٌ حَكِيمٌ ﴿١١﴾

وَإِنْ فَاتَكُمْ شَيْءٌ مِنْ أَزْوَاجِكُمْ إِلَى الْكُفَّارِ فَعَاقَبْتُمْ فَآتُوا الَّذِينَ ذَهَبَتْ أَزْوَاجُهُمْ مِثْلَ مَا أَنْفَقُوا ۚ وَاتَّقُوا اللَّهَ الَّذِي أَنْتُمْ بِهِ مُؤْمِنُونَ ﴿١٢﴾

يَا أَيُّهَا النَّبِيُّ إِذَا جَاءَكَ الْمُؤْمِنَاتُ يُبَايِعْنَكَ عَلَىٰ أَنْ لَا يُشْرِكْنَ بِاللَّهِ شَيْئًا وَلَا يَسْرِقْنَ وَلَا يَزْنِينَ وَلَا يَقْتُلْنَ أَوْلَادَهُنَّ وَلَا يَأْتِينَ بِبُهْتَانٍ يَفْتَرِينَهُ بَيْنَ أَيْدِيهِنَّ وَأَرْجُلِهِنَّ وَلَا يَعْصِينَكَ فِي مَعْرُوفٍ ۙ فَبَايِعْهُنَّ وَاسْتَغْفِرْ لَهُنَّ اللَّهَ ۖ إِنَّ اللَّهَ غَفُورٌ رَحِيمٌ ﴿١٣﴾

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا لَا تَتَوَلَّوْا قَوْمًا غَضِبَ اللَّهُ عَلَيْهِمْ قَدْ يَئِسُوا مِنَ الْآخِرَةِ كَمَا يَئِسَ الْكُفَّارُ مِنْ أَصْحَابِ الْقُبُورِ ﴿١٤﴾

سُوۡرَةُ الصَّفِّ مَدَنِيَّةٌ (٦١)

## અલ-સફ્ફ

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ①

سَبَّحَ لِلّٰهِ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الۡاَرۡضِ‌ۚ وَهُوَ الۡعَزِيۡزُ الۡحَكِيۡمُ ②

يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡا لِمَ تَقُوۡلُوۡنَ مَا لَا تَفۡعَلُوۡنَ ③

كَبُرَ مَقۡتًا عِنۡدَ اللّٰهِ اَنۡ تَقُوۡلُوۡا مَا لَا تَفۡعَلُوۡنَ ④

اِنَّ اللّٰهَ يُحِبُّ الَّذِيۡنَ يُقَاتِلُوۡنَ فِىۡ سَبِيۡلِهٖ صَفًّا كَاَنَّهُمۡ بُنۡيَانٌ مَّرۡصُوۡصٌ ⑤

وَاِذۡ قَالَ مُوۡسٰى لِقَوۡمِهٖ يٰقَوۡمِ لِمَ تُؤۡذُوۡنَنِىۡ وَقَدْ تَّعۡلَمُوۡنَ اَنِّىۡ رَسُوۡلُ اللّٰهِ اِلَيۡكُمۡ‌ؕ فَلَمَّا زَاغُوۡۤا اَزَاغَ اللّٰهُ قُلُوۡبَهُمۡ‌ؕ وَاللّٰهُ لَا يَهۡدِى الۡقَوۡمَ الۡفٰسِقِيۡنَ ⑥

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. જે કંઈ આકાશો અને પૃથ્વીમાં છે તે સર્વ અલ્લાહની સ્તુતિમાં નિમગ્ન છે; અને તે સર્વ શક્તિમાન છે, હિકમતવાળો છે.

૩. હે ઈમાન લાવનારાઓ, તમે મોઢેથી એવી વાત શા માટે કહો છો જે તમે પોતે નથી કરતા?[1]

૪. જે તમે મોઢેથી કહો છો તે પ્રમાણે તમારું ન કરવું અલ્લાહની દ્રષ્ટિમાં બેહદ નાપસંદ છે.

૫. નિ:સંદેહ અલ્લાહને તો તે લોકો પસંદ છે જે તેની રાહમાં (મજબૂત દીવાલની જેમ) હારબંધ થઈ લડે છે. જાણે ઢાળેલા સીસાની બનાવેલી (રક્ષણાત્મક) દીવાલ હોય.[2]

૬. અને (યાદ કર) જ્યારે મૂસાએ પોતાની કોમને કહ્યું 'હે મારી કોમના લોકો, તમે શા માટે મને દુ:ખ આપો છો? તમે સારી પેઠે જાણો છો કે હું તમારી તરફ આવેલો અલ્લાહનો રસૂલ છું?' છતાં જ્યારે તેઓ અવળે માર્ગે વળ્યા, ત્યારે અલ્લાહે તેમના હૃદયોમાં અવળાઈ નાખી દીધી, કારણ કે અલ્લાહ નાફરમાનોને હિદાયત નથી આપતો.[3]

---

૧. મુસ્લિમોએ હમેશાં આપેલા પોતાના વાયદાને પૂરા કરવા જોઈએ. બડાઈ ભરેલી ખોટી ડંફાસો નિરર્થક વસ્તુ છે જેના પરિણામે ઈન્સાનના સ્વભાવમાં અપ્રમાણિકતા તથા નિફાકનો અર્થાત દંભનો જન્મ થાય છે.

૨. બદીના બળો સામે મુસ્લિમોએ સંગઠિત થઈ એક આગેવાનની સરદારી તળે ભેગા મળી મજબૂત મોરચો ઊભો કરવો જોઈએ. પોતાના સરદારની પૂરી વફાદારી સાથે ફરમાનબરદારી કરવી જોઈએ.

૩. હઝરત મૂસા (અ) તથા તેમના અનુયાયીઓને જેટલું દુ:ખ પહોંચાડવામાં આવ્યું હતું તેવું દુ:ખ બીજા કોઈ રસૂલને કદીપણ નથી આપવામાં આવ્યું. પરંતુ તેમની કોમે ફિરઔનના લશ્કરોને ડૂબતા પોતાની આંખે જોયા છતાં મૂર્તિપૂજામાં ફરી અટવાઈ ગઈ અને હઝરત મૂસા (અ)નેજ પૂજા કરવા માટે પ્રતિમાં મુકર્રર કરવાનો આગ્રહ કર્યો. (સૂ.૭ આ.૧૩૯) હઝરત મૂસા (અ) પોતાની કોમને અલ્લાહના વાયદા પ્રમાણેના પ્રદેશ કનાનમાં દાખલ થવાનું કહ્યું ત્યારે તેમણે નફરતથી હઝરત મૂસા (અ)ને જવાબ

وَإِذْ قَالَ عِيسَى ابْنُ مَرْيَمَ يَٰبَنِيٓ إِسْرَٰٓءِيلَ إِنِّي رَسُولُ اللَّهِ إِلَيْكُم مُّصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيَّ مِنَ التَّوْرَىٰةِ وَمُبَشِّرًۢا بِرَسُولٍ يَأْتِي مِنۢ بَعْدِي اسْمُهُۥٓ أَحْمَدُ ۖ فَلَمَّا جَآءَهُم بِالْبَيِّنَٰتِ قَالُوا هَٰذَا سِحْرٌ مُّبِينٌ ٧

૭. અને (યાદ કર) જ્યારે ઈસા ઈબ્ને મરિયમે કહ્યું 'હે ઈસરાઈલની ઔલાદ, બેશક હું તમારી તરફ મોકલાએલો અલ્લાહનો રસૂલ છું, હું મારી પહેલાં આવેલી તૌરાતનું સમર્થન કરનારો છું, અને હું મારા પછી આવનાર એક રસૂલની ખુશખબર આપું છું જેનું નામ આહમદ હશે.'[૪] અને જ્યારે તે સ્પષ્ટ પ્રમાણો સાથે તેમની તરફ આવ્યો ત્યારે તેમણે કહ્યું 'આ તો ચોકખું જાદુ છે.'

وَمَنْ أَظْلَمُ مِمَّنِ افْتَرَىٰ عَلَى اللَّهِ الْكَذِبَ وَهُوَ يُدْعَىٰٓ إِلَى الْإِسْلَٰمِ ۚ وَاللَّهُ لَا يَهْدِي الْقَوْمَ الظَّٰلِمِينَ ٨

૮. પરંતુ તેનાથી વધુ ઝાલિમ કોણ થઈ શકે છે કે જે અલ્લાહ ઉપર અસત્યનું આરોપણ કરે. જ્યારે કે તેને ઈસ્લામ તરફ બોલાવવામાં આવી રહ્યો હોય? અલ્લાહ ઝાલિમોને કદીપણ હિદાયત નથી આપતો.

يُرِيدُونَ لِيُطْفِـُٔوا نُورَ اللَّهِ بِأَفْوَٰهِهِمْ وَاللَّهُ مُتِمُّ نُورِهِۦ وَلَوْ كَرِهَ الْكَٰفِرُونَ ٩

૯. તેઓ અલ્લાહના નૂરને ફૂંકોથી ઓલવી નાખવા ચાહે છે, પરંતુ અલ્લાહ તો પોતાના નૂરને સર્વત્ર ફેલાવી દેશે પછી ભલે કાફરોને તે કેટલું પણ નાપસંદ હોય!

هُوَ الَّذِيٓ أَرْسَلَ رَسُولَهُۥ بِالْهُدَىٰ وَدِينِ الْحَقِّ لِيُظْهِرَهُۥ عَلَى الدِّينِ كُلِّهِۦ وَلَوْ كَرِهَ الْمُشْرِكُونَ ١٠ ع

૧૦. તે એજ છે જેણે પોતાના રસૂલને હિદાયત અને સત્યદીન આપી મોકલાવ્યો છે કે જેના થકી તે પ્રત્યેક મઝહબ ઉપર ફતેહ મેળવે, પછી ભલે મુશરીકોને તે કેટલુંપણ નાપસંદ હોય. (રુકૂઅ-૧)

---

આપ્યો હતો 'તું અને તારો તે ખુદા જેના ઉપર તને બહુજ વિશ્વાસ છે, તમે બન્ને તેમાં દાખલ થાઓ અને અમે જ્યાં બેઠા છીએ ત્યાંથી એક તસુ પણ ખસવા માટે તૈયાર નથી.' (સૂ.પ. આ.૨૫) આવી રીતે હઝરત મૂસા (અ)નું વારંવાર તેઓ અપમાન કરતા રહ્યા અને શિર્કના વિરોધના તેમના પ્રયાસોને નિષ્ફળ કરવામાં પ્રયત્નશીલ રહ્યા.

૪. (અ) તે તમારી તરફ સદા માટે આવશે, .... તમે તેને ઓળખી લેશો ..... તે તમારી વચ્ચે રહેશે. (યોહાન પ્ર.૧૪ આ.૧૬-૧૭)

(બ) તે જ્યારે આવશે, ત્યારે મારા હક્કમાં સાક્ષી આપશે. (યોહાન પ્ર.૧૫ આ.૨૬)

(ત) તો પણ હું તમને સત્ય કહું છું; મારું ચાલ્યું જવું તમારા માટે લાભકારક છે, કારણ કે જો હું નહિ જાઉં તો તે ઉપદેશક તમારી પાસે નહિ આવી શકે, પરંતુ મારા ચાલ્યા જવા પછીજ તે આવશે. (યોહાન પ્ર.૧૬ આ.૭)

આ આવનારા રસૂલની નિશાનીઓ કુરઆને- મજીદના વર્ણનો સાથે આબેહૂબ બંધબેસતી છે. આંહઝરત સ.અ.સ. હઝરત ઈસા (અ)ના આ દુનિયાથી ચાલ્યા જવા પછીજ આવ્યા હતા તેમાં કોઈ શક નથી. જેથી હઝરત ઈસા (અ)નું વફાત પામવું અહીં સાબિત થાય છે, અને આંહઝરત સ.અ.સ.નું આખરી શરિયતની નબી ખાતમૂન અંબીયા હોવું પણ સાબિત થાય છે.

(ચ) ગ્રીક શબ્દ 'પેરીકલૂતોસ' અરબી શબ્દ આહમદનો સમર્થક છે. પ્રખ્યાત ઈસાઈ વિદ્વાન જેક ફિનીગને પોતાની કિતાબ 'વિશ્વભરના ધર્મોનું પુરાવશેષશાસ્ત્ર'માં લખ્યું છે કે ગ્રીક ભાષામાં 'પેરીકલૂતોસ' તથા 'પ્રેરકીલુયોસ' બન્ને અરબી ભાષાના 'આહમદ' 'મુહમ્દ'ના સમર્થક છે.

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا هَلْ اَدُلُّكُمْ عَلٰى تِجَارَةٍ تُنْجِيْكُمْ مِّنْ عَذَابٍ اَلِيْمٍ ⑪

૧૧. હે ઈમાન લાવનારાઓ, શું હું તમને એવો સોદો બતાવું જે તમને દર્દનાક અઝાબથી બચાવી લે?

تُؤْمِنُوْنَ بِاللّٰهِ وَرَسُوْلِهٖ وَتُجَاهِدُوْنَ فِيْ سَبِيْلِ اللّٰهِ بِاَمْوَالِكُمْ وَاَنْفُسِكُمْ ذٰلِكُمْ خَيْرٌ لَّكُمْ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ ⑫

૧૨. તમે અલ્લાહ અને તેના રસૂલ ઉપર ઈમાન લાવો, અને તમારી દૌલત તથા તમારી જાન સાથે અલ્લાહની રાહમાં જીહાદ કરો. આ તમારા માટે બેહતર છે, જો તમે એટલું જાણતા હોત તો!

يَغْفِرْ لَكُمْ ذُنُوْبَكُمْ وَيُدْخِلْكُمْ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ وَمَسٰكِنَ طَيِّبَةً فِيْ جَنّٰتِ عَدْنٍ ذٰلِكَ الْفَوْزُ الْعَظِيْمُ ⑬

૧૩. તે તમારા ગુનાહો માફ કરી દેશે અને તમને એવા બગીચાઓમાં દાખલ કરશે જેની તળેથી નહેરો વહેતી હશે, અને સદાય રહેનારી જન્નતોમાં પવિત્ર આલીશાન ઘરોમાં રાખશે. આ'જ ભવ્ય સફળતા છે.

وَاُخْرٰى تُحِبُّوْنَهَا نَصْرٌ مِّنَ اللّٰهِ وَفَتْحٌ قَرِيْبٌ وَبَشِّرِ الْمُؤْمِنِيْنَ ⑭

૧૪. અને તે બીજું કંઈ પણ આપશે જે તમને બહુજ પસંદ છે; તે છે અલ્લાહની મદદથી નજીકમાંજ થનારી તમારી ફતેહ. માટે ઈમાન લાવનારાઓને ખુશખબર આપી દે.

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا كُوْنُوْا اَنْصَارَ اللّٰهِ كَمَا قَالَ عِيْسَى ابْنُ مَرْيَمَ لِلْحَوَارِيّٖنَ مَنْ اَنْصَارِيْ اِلَى اللّٰهِ قَالَ الْحَوَارِيُّوْنَ نَحْنُ اَنْصَارُ اللّٰهِ فَاٰمَنَتْ طَّآئِفَةٌ مِّنْ بَنِيْ اِسْرَآءِيْلَ وَكَفَرَتْ طَّآئِفَةٌ فَاَيَّدْنَا الَّذِيْنَ اٰمَنُوْا عَلٰى عَدُوِّهِمْ فَاَصْبَحُوْا ظٰهِرِيْنَ ⑮

૧૫. હે ઈમાન લાવનારાઓ! અલ્લાહના હિમાયતી બનો. જ્યારે ઈસા ઈબને મરિયમે (પોતાના) હવારીઓને કહ્યું 'અલ્લાહની રાહમાં કોણ મારી મદદ કરનાર છે?' ત્યારે હવારીઓએ જવાબમાં કહ્યું, 'અમે અલ્લાહના હિમાયતી છીએ.' તે સમયે બનીઈસરાઈલમાંથી એક વર્ગ ઈમાન લાવ્યો અને એક વર્ગે ઈન્કાર કર્યો. પછી જે ઈમાન (૫) લાવ્યા હતા તેમને અમે દુશ્મનો સામે મદદ કરી જેના પરિણામે તેઓ ફતેહમંદ થયા. (રુકૂઅ-૨)

૫. કાહેરાના 'એઝરા દેવળમાંથી' ૧૯મી સદીના અંતમાં હાથ લાગેલા 'દમસ્કના દસ્તાવેજો'ના બીજા પાનામાં હઝરત ઈસા (અ)ની આગાહી પ્રમાણે આવનાર પાક રૂહને 'એમેથ' કહેવામાં આવ્યો છે, જેનો અર્થ હિબ્રૂમાં 'સત્ય' કે 'સત્યવાદી' અથવા 'સદગુણો ધરાવનાર' (જુઓ સ્ટ્રાચનનું ૪ થું ગોસ્પેલ પાના ૧૪)

યહૂદીઓએ આ શબ્દનો અર્થ 'અલ્લાહની મહોર' કાઢ્યો હતો. બેશક હઝરત ઈસા (અ) પણ તેનાજ આધારે 'આહમદ' નામનો ઉપયોગ કર્યો હશે. જેનું હિબ્રુ ભાષાનું ઉચ્ચારણ 'એમેજ' છે. અહીં ખાતમૂલ-અંબીયાનો અર્થ 'નબીઓની મહોર' છે તેનો ખુલાસો થઈ જાય છે.

એક અગત્યની દલીલ અહીં અસ્થાને નહિ ગણાય કે આંહઝરત સ.અ.સ.ના આગમન વિશે 'બરનાબાસની ગોસ્પેલમાં' ચોકખું વર્ણન છે.

૫. હઝરત ઈસા (અ) ઉપર ઈમાન લાવનારાઓ દુનિયા ઉપર ગાલીબ થઈ ગયા અને તેમને દુ:ખ આપનારા મુન્કરો દુનિયાભરમાં ભટકતા રહ્યા અને 'રખડુ યહૂદી'ની ઉપમાં પામ્યા.

سُوْرَةُ الْجُمُعَةِ مَدَنِيَّةٌ (٦٢) اٰيَاتُهَا ١١ رُكُوْعَاتُهَا ٢

## અલ-જુમુઆહ

| | |
|---|---|
| ૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે. | بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ① |
| ૨. જે કંઈ આકાશો અને પૃથ્વીમાં છે તે સર્વ અલ્લાહની હમ્દો સના' (સ્તુતિ)માં પ્રવૃત છે, જે સાચો બાદશાહ છે, પવિત્ર છે, સર્વસમર્થ છે, હિકમતવાળો છે. | يُسَبِّحُ لِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ الْمَلِكِ الْقُدُّوْسِ الْعَزِيْزِ الْحَكِيْمِ ② |
| ૩. તે એજ છે જેણે નિરક્ષર લોકોમાંથી તેમના માટે રસૂલનો ઉદ્‌ભવ કર્યો, જે તેમને તેના આદેશો વાંચી સંભળાવે છે, અને તેમને (આચાર વિચારમાં) પાક કરે છે અને તેમને કિતાબ તથા વિવેકબુદ્ધિનું શિક્ષણ આપે છે. જો કે તે પહેલાં તેઓ ખુલ્લેખુલ્લી ગુમરાહીમાં હતા; | هُوَ الَّذِيْ بَعَثَ فِي الْاُمِّيّٖنَ رَسُوْلًا مِّنْهُمْ يَتْلُوْا عَلَيْهِمْ اٰيٰتِهٖ وَيُزَكِّيْهِمْ وَيُعَلِّمُهُمُ الْكِتٰبَ وَالْحِكْمَةَ ۚ وَاِنْ كَانُوْا مِنْ قَبْلُ لَفِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ③ |
| ૪. અને તેઓમાંના અમુક હજી તેમની સાથે શામિલ નથી[1] થયા. અને અલ્લાહ સર્વ સમર્થ છે, હિકમતવાળો છે. | وَّاٰخَرِيْنَ مِنْهُمْ لَمَّا يَلْحَقُوْا بِهِمْ ۗ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ④ |
| ૫. આ અલ્લાહની મહેરબાની છે તે જેના ઉપર ચાહે કરે છે અને અલ્લાહ અનંત મહેરબાનીઓનો માલિક છે. | ذٰلِكَ فَضْلُ اللّٰهِ يُؤْتِيْهِ مَنْ يَّشَآءُ ۗ وَاللّٰهُ ذُو الْفَضْلِ الْعَظِيْمِ ⑤ |
| ૬. જેમના ઉપર તૌરાતની આજ્ઞાપાલનની જવાબદારી નાખવામાં આવી હતી તે જવાબદારીને ન નીભાવનારાઓનો દાખલો એક એવા ગધેડા જેવો છે | مَثَلُ الَّذِيْنَ حُمِّلُوا التَّوْرٰىةَ ثُمَّ لَمْ يَحْمِلُوْهَا كَمَثَلِ الْحِمَارِ يَحْمِلُ اَسْفَارًا ۗ بِئْسَ مَثَلُ |

૧. હઝરત અબુ હુરેરાથી રિવાયત છે કે એક વખતે આંહઝરત સ.અ.સ. સાથે સૌ બેઠા હતા ત્યારે તેમણે આપને પૂછ્યું કે આ આયત જેમાં 'અને તેઓમાંના અમુક છે જે હજી તેમની સાથે શામિલ નથી થયા'નું વર્ણન આવે છે તેનો ઈશારો કોની તરફ છે? ત્યારે આંહઝરત સ.અ.સ.એ અમારી વચ્ચે બેઠેલા હઝરત સલમાન ફારસી (ર)ના ખભે હાથ મૂકી ફરમાવ્યું 'જ્યારે ઈમાન આકાશોની બૂલંદીઓમાં અદ્રષ્ય થઈ જશે, ત્યારે આ (નસલ)માંથી એક વ્યકિત તેને શોધી લાવશે.' (બુખારી), આંહઝરત સ.અ.સ.ના આ બયાનથી એવું સાબિત થાય છે કે તે વ્યકિત ઈરાની નસલના હશે. આહમદિયા સિલસિલાના સ્થાપક મસિહ મોઉદ ઈરાની વંશજ છે. આંહઝરત સ.અ.સ.ની બીજી હદીસમાં મસીહ પ્રગટ થવાની નિશાની છે. કુરાને મજીદની તા'લીમની સાચી રૂહ અદ્રષ્ય થઈ ગઈ હશે (બાઈહક્કી). જેથી આ આયત તથા હદીસમાં આંહઝરત સ.અ.સ.ના મસિહના આગમનની તથા મસિહની જરૂર હોવાની દલીલો મળે છે.

الْقَوْمِ الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِ اللّٰهِ ؕ وَاللّٰهُ لَا يَهْدِى الْقَوْمَ الظّٰلِمِيْنَ ۝۵

જેણે કિતાબોનો બોજો (જ માત્ર) ઉઠાવી રાખ્યો હોય. અલ્લાહની આયતોને જૂઠી ઠરાવનારાઓની આ મિસાલ કેટલી હલકી છે! ખરેજ, આવા ઝાલિમોને અલ્લાહ હિદાયત નથી આપતો.

قُلْ يٰۤاَيُّهَا الَّذِيْنَ هَادُوْۤا اِنْ زَعَمْتُمْ اَنَّكُمْ اَوْلِيَآءُ لِلّٰهِ مِنْ دُوْنِ النَّاسِ فَتَمَنَّوُا الْمَوْتَ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ۝۶

૬. તું તેમને કહે 'હે યહૂદીઓ, જો તમારો દાવો છે કે આખી દુનિયાના લોકોમાંથી માત્ર તમેજ અલ્લાહના વહાલા છો, તો તમે મૃત્યુની ઇચ્છા કરી જૂઓ, જો તમે સાચા છો તો.

وَلَا يَتَمَنَّوْنَهٗۤ اَبَدًا ۢ بِمَا قَدَّمَتْ اَيْدِيْهِمْ ؕ وَاللّٰهُ عَلِيْمٌ ۢ بِالظّٰلِمِيْنَ ۝۷

૭. પરંતુ તેઓ પોતાની જે કરણીઓ આગળ મોકલી ચૂકયા છે તેના કારણે તેઓ કદાપિ આવી ઇચ્છા કરશે નહિ. બેશક અલ્લાહ ઝાલિમોને સારી પેઠે જાણે છે.

قُلْ اِنَّ الْمَوْتَ الَّذِىْ تَفِرُّوْنَ مِنْهُ فَاِنَّهٗ مُلٰقِيْكُمْ ثُمَّ تُرَدُّوْنَ اِلٰى عٰلِمِ الْغَيْبِ وَالشَّهَادَةِ فَيُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ۝۸ ع

૮. તેમને કહી દે 'જે મોતથી તમે ભાગતા ફરો છો તે તમારા ઉપર અવશ્ય આવીનેજ રહેશે. પછી તમે તેની સમક્ષ લાવવામાં આવશો જે અવ્યકત અને વ્યકતનો જાણનારો છે, અને તમે જે કરતા રહ્યા હતા તે સર્વ તમને તે જણાવી દેશે.' (રુકૂઅ-૧)

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِذَا نُوْدِىَ لِلصَّلٰوةِ مِنْ يَّوْمِ الْجُمُعَةِ فَاسْعَوْا اِلٰى ذِكْرِ اللّٰهِ وَذَرُوا الْبَيْعَ ؕ ذٰلِكُمْ خَيْرٌ لَّكُمْ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ ۝۹

૯. હે ઈમાન લાવાનારાઓ, જુમ્આના દિવસે જ્યારે નમાઝ માટે અઝાન[2] કહેવામાં આવે તો તમે અલ્લાહની યાદ માટે મસ્જિદમાં જાઓ અને વેપાર વ્યવહાર છોડી દો, જો તમે સમજો તો તે તમારા માટે બેહતર છે.[3]

فَاِذَا قُضِيَتِ الصَّلٰوةُ فَانْتَشِرُوْا فِى الْاَرْضِ وَابْتَغُوْا مِنْ فَضْلِ اللّٰهِ وَاذْكُرُوا اللّٰهَ كَثِيْرًا لَّعَلَّكُمْ تُفْلِحُوْنَ ۝۱۰

૧૦. અને જ્યારે નમાઝ પૂરી થઈ જાય તો ધરતીમાં ફેલાઈ જાઓ અને અલ્લાહની રોઝીની તલાશ કરો. અને અલ્લાહને ખૂબ યાદ કરતા રહો કે જેથી તમે સફળતા મેળવો.

وَاِذَا رَاَوْا تِجَارَةً اَوْ لَهْوَا ِۨانْفَضُّوْۤا اِلَيْهَا وَتَرَكُوْكَ قَآئِمًا ؕ قُلْ مَا عِنْدَ اللّٰهِ خَيْرٌ مِّنَ اللَّهْوِ وَمِنَ التِّجَارَةِ ؕ وَاللّٰهُ خَيْرُ الرّٰزِقِيْنَ ۝۱۱ ع

૧૧. પરંતુ જ્યારે લોકો વેપાર તમાશા જુએ છે તો તને ત્યાંજ ઊભો મૂકી તેઓ (તેમના તરફ) ભાગી જાય છે. તું કહી દે 'જે અલ્લાહ પાસે છે તે રમતગમત અને વેપારથી બેહતર છે. બેશક અલ્લાહ ઉત્તમ રોઝી આપનારો છે. (રુકૂઅ-૨)

---

૨. 'અઝાન' નમાઝ માટે પુકારવામાં આવે!

૩. મુસ્લિમોને જુમ્આની નમાઝ ટાણે કામ ધંધા છોડી નમાઝ અદા કરવાનો સખત હુકમ છે. નમાઝ બાદ તેમને પોતાની રોઝી શોધવાની છૂટ છે.




## અલ-મુનાફ઼િકૂન

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૨. જ્યારે મુનાફ઼િકો તારી પાસે આવે છે અને કહે છે 'અમે સાક્ષી આપીએ છીએ કે બેશક તું અલ્લાહનો રસૂલ છે.' અને અલ્લાહ તો જાણે જ છે કે તું તેનો રસૂલ છે, પરંતુ અલ્લાહ સાક્ષી આપે છે કે મુનાફ઼િકો તદ્દન જૂઠા છે.

اِذَا جَآءَكَ الْمُنٰفِقُوْنَ قَالُوْا نَشْهَدُ اِنَّكَ لَرَسُوْلُ اللّٰهِ ۘ وَاللّٰهُ يَعْلَمُ اِنَّكَ لَرَسُوْلُهٗ ؕ وَاللّٰهُ يَشْهَدُ اِنَّ الْمُنٰفِقِيْنَ لَكٰذِبُوْنَ ۚ②

૩. તેમણે સોગંદને પોતાની ઢાલ બનાવી છે જેનાથી તેઓ લોકોને અલ્લાહની રાહથી અટકાવે છે. આ બેહદ અધમ કૃત્ય છે જે તેઓ કરી રહ્યા છે.

اِتَّخَذُوْٓا اَيْمَانَهُمْ جُنَّةً فَصَدُّوْا عَنْ سَبِيْلِ اللّٰهِ ؕ اِنَّهُمْ سَآءَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ③

૪. કારણકે પહેલાં તેઓ ઈમાન લઈ આવ્યા પછી પાછા ફરી ગયા હતા. જેથી તેમના હૃદયો ઉપર મહોર મારી દેવામાં આવી છે. પરિણામે તેઓ કંઈપણ સમજતા નથી.

ذٰلِكَ بِاَنَّهُمْ اٰمَنُوْا ثُمَّ كَفَرُوْا فَطُبِعَ عَلٰى قُلُوْبِهِمْ فَهُمْ لَا يَفْقَهُوْنَ ④

૫. અને તેમના બાહ્ય રૂપથી તેઓ તને સંતોષકારક દેખાય છે અને તેમની વાત પણ તું સાંભળે છે પરંતુ તેઓ (ની મિસાલ એવી છે) જાણે લાંબા લાકડાના (નિર્જીવ) ઢીમચાં[2] દીવાલને ટેકાવીને ઊભા રાખેલા હોય. તેઓ દરેક ચેતવણીને પોતાના વિરુદ્ધ સમજે છે. તેઓજ (ખરા) દુશ્મન છે, માટે તેમનાથી ચેતતો રહેજે. અલ્લાહે તેમના ઉપર લા'નત નાખી છે! (જોઈ લે), તેમને કેવા બહેકાવી દેવામાં આવ્યા છે.

وَاِذَا رَاَيْتَهُمْ تُعْجِبُكَ اَجْسَامُهُمْ ؕ وَاِنْ يَّقُوْلُوْا تَسْمَعْ لِقَوْلِهِمْ ؕ كَاَنَّهُمْ خُشُبٌ مُّسَنَّدَةٌ ؕ يَحْسَبُوْنَ كُلَّ صَيْحَةٍ عَلَيْهِمْ ؕ هُمُ الْعَدُوُّ فَاحْذَرْهُمْ ؕ قٰتَلَهُمُ اللّٰهُ ۫ اَنّٰى يُؤْفَكُوْنَ ⑤

૬. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે આવો, અલ્લાહનો રસૂલ તમારા માટે માફ઼ીની દુઆ કરશે, તો તેઓ મોઢું ફેરવી લે છે, અને તું જૂએ છે કે તેઓ અભિમાનથી દૂર ચાલ્યા જાય છે.

وَاِذَا قِيْلَ لَهُمْ تَعَالَوْا يَسْتَغْفِرْ لَكُمْ رَسُوْلُ اللّٰهِ لَوَّوْا رُءُوْسَهُمْ وَرَاَيْتَهُمْ يَصُدُّوْنَ وَهُمْ مُّسْتَكْبِرُوْنَ ⑥

૭. તું તેમના માટે માફ઼ીની યાચના કર અથવા ન કર, તેમના માટે સરખું છે, (કારણ કે) અલ્લાહ

سَوَآءٌ عَلَيْهِمْ اَسْتَغْفَرْتَ لَهُمْ اَمْ لَمْ تَسْتَغْفِرْ

---

૧. મુનાફ઼િકોનું આ એક ખાસ લક્ષણ છે કે તેઓ ઈમાનના ખોટા દાવા પાછળ પોતાની બેવફ઼ાઈ તથા અંત:કરણની અશ્રદ્ધાને છુપાવે છે.

૨. (અ) ઝાડને પાડીને તેમાંથી કાપેલાં થડો તથા લાકડાના ટૂકડાં જેમાં સ્વયં ઊભા રહેવાની શક્તિ ન હોય, તે નિર્જીવ હોવાથી બીજાના ટેકા ઉપર ટકાવી રાખવામાં આવ્યાં હોય અથવા ખીલે લગાડી લટકાવ્યાં હોય. (બ) લાકડાની બનાવેલી જડ નિર્જીવ મૂર્તિઓ હોય જેમાં લાગણી અથવા સમજદારીનો અભાવ હોય.

لَهُمْ لَن يَغْفِرَ اللَّهُ لَهُمْ إِنَّ اللَّهَ لَا يَهْدِي الْقَوْمَ الْفَاسِقِينَ ٦

તેમને કદાપિ માફી નહિ આપે. બેશક, અલ્લાહ નાફરમાનોને હિદાયત નથી આપતો.

هُمُ الَّذِينَ يَقُولُونَ لَا تُنفِقُوا عَلَىٰ مَنْ عِندَ رَسُولِ اللَّهِ حَتَّىٰ يَنفَضُّوا ۗ وَلِلَّهِ خَزَائِنُ السَّمَاوَاتِ وَالْأَرْضِ وَلَٰكِنَّ الْمُنَافِقِينَ لَا يَفْقَهُونَ ٧

૮. આ તે લોકો છે જે કહે છે, 'અલ્લાહના રસૂલના સાથીઓ ઉપર ખર્ચ કરવાનું બંધ કરો જેથી તેઓ (રસૂલને છોડી) ચાલ્યા જશે; જ્યારે આકાશો તથા પૃથ્વીના ખઝાનાનો માલિક તો અલ્લાહ છે; પરંતુ આ મુનાફિકો સમજતા જ નથી.

يَقُولُونَ لَئِن رَّجَعْنَا إِلَى الْمَدِينَةِ لَيُخْرِجَنَّ الْأَعَزُّ مِنْهَا الْأَذَلَّ ۚ وَلِلَّهِ الْعِزَّةُ وَلِرَسُولِهِ وَلِلْمُؤْمِنِينَ وَلَٰكِنَّ الْمُنَافِقِينَ لَا يَعْلَمُونَ ٨

૯. તેઓ કહે છે જો આપણે મદીના પાછા જઈએ તો આબરૂદાર લોકો હલકટ લોકોને ત્યાંથી કાઢી મૂકશે[3] (અને આપણને વસાવી લેશે) પરંતુ ખરી ઈઝઝત તો અલ્લાહ અને તેના રસૂલ અને મોમિનોની છે; પરંતુ મુનાફિકો તે નથી જાણતા. (રુકૂઅ-૧.)

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا لَا تُلْهِكُمْ أَمْوَالُكُمْ وَلَا أَوْلَادُكُمْ عَن ذِكْرِ اللَّهِ ۚ وَمَن يَفْعَلْ ذَٰلِكَ فَأُولَٰئِكَ هُمُ الْخَاسِرُونَ ٩

૧૦. હે ઈમાન લાવનારાઓ! તમારી દૌલત તથા તમારી ઔલાદ તમને અલ્લાહની યાદથી હટાવી ન દે. અને જે આવું કરશે તેઓ નુકસાન વેઠનારા છે.

وَأَنفِقُوا مِن مَّا رَزَقْنَاكُم مِّن قَبْلِ أَن يَأْتِيَ أَحَدَكُمُ الْمَوْتُ فَيَقُولَ رَبِّ لَوْلَا أَخَّرْتَنِي إِلَىٰ أَجَلٍ قَرِيبٍ فَأَصَّدَّقَ وَأَكُن مِّنَ الصَّالِحِينَ ١٠

૧૧. અને અલ્લાહે તમને જે આપ્યું છે તેમાંથી ખર્ચ કરો, તે પહેલાં કે તમારામાંથી કોઈના ઉપર મોતનો સમય આવી પહોંચે તો તે કહે કે હે મારા પાલનહાર! જો મને તું હજી થોડી મોહલત આપે તો હું દાન કરું અને સદાચારીઓમાં શામિલ થઈ જાઉં.

وَلَن يُؤَخِّرَ اللَّهُ نَفْسًا إِذَا جَاءَ أَجَلُهَا ۚ وَاللَّهُ خَبِيرٌ بِمَا تَعْمَلُونَ ١١

૧૨. પરંતુ કોઈ જીવનો મુકર્રર સમય આવી પહોંચે છે ત્યારે અલ્લાહ તેને મોહલત નથી આપતો; અને જે કંઈ તમે કરો છો તેનાથી અલ્લાહ સારી પેઠે માહિતગાર છે. (રુકૂઅ-૨)

3. મુનાફિકોના સરદાર અબ્દઅલ્લાહ બીન ઉબય્યા મદીનાનો આબરૂદાર આગેવાન બનવાનું સ્વપ્ન જોઈ રહ્યો હતો અને તેણે આંહઝરત સ.અ.સ.ને મદીનામાંથી કાઢી મૂકવાનો ઈરાદો કરી રાખ્યો હતો પરંતુ જ્યારે આંહઝરત સ.અ.સ. મદીના પહોંચ્યા ત્યારે અબ્દુલ્લાહના પુત્રે પોતાના પિતાને મદીના બહાર અટકાવ્યો. અને જ્યાં સુધી તેણે પોતાના શબ્દો પાછા ન લીધા અને સ્વયં પોતાને હલકટ ન કબૂલ કર્યો અને આંહઝરત સ.અ.સ. ને આબરૂદાર આગેવાન તરીકે ન સ્વીકાર્યા ત્યાં સુધી તેને મદીનામાં દાખલ ન થવા દીધો. આવી રીતે તેનું અભિમાન તેને વીંટળાઈ વળ્યું.

سُوۡرَةُ التَّغَابُنِ مَدَنِيَّةٌ (٦٤)

## અલ-તગાબૂન

બِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

يُسَبِّحُ لِلّٰهِ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الۡاَرۡضِ‌ۚ لَهُ الۡمُلۡكُ وَلَهُ الۡحَمۡدُ‌ وَهُوَ عَلٰى كُلِّ شَىۡءٍ قَدِيۡرٌ ②

૨. જે કંઈ આકાશોમાં તથા ધરતીમાં છે જે સર્વે અલ્લાહની તસ્બીહમાં[1] નિમગ્ન છે. (સર્વ) બાદશાહી પણ તેનીજ છે, સર્વપ્રશંસાનો હક્ક (પણ) તેનો જ છે, અને તે જ સર્વસત્તાધારી છે.

هُوَ الَّذِىۡ خَلَقَكُمۡ فَمِنۡكُمۡ كَافِرٌ وَّمِنۡكُمۡ مُّؤۡمِنٌ‌ؕ وَاللّٰهُ بِمَا تَعۡمَلُوۡنَ بَصِيۡرٌ ③

૩. તે એજ છે જેણે તમને પેદા કર્યા છે પરંતુ તમારામાંના કેટલાક કાફર છે અને કેટલાક મોમિન છે અને તમે જે કરો છો તેને અલ્લાહ જોઈ રહ્યો છે.[2]

خَلَقَ السَّمٰوٰتِ وَالۡاَرۡضَ بِالۡحَـقِّ وَصَوَّرَكُمۡ فَاَحۡسَنَ صُوَرَكُمۡ‌ۚ وَاِلَيۡهِ الۡمَصِيۡرُ ④

૪. તેણેજ આકાશો તથા પૃથ્વીને સત્ય હેતુથી સર્જ્યાં છે,અને તેણેજ તમને કાયા આપી, અને તમને સૌંદર્ય બક્ષ્યું, અને તેનીજ તરફ (અંતમાં) તમારે પાછું ફરવાનું છે.

يَعۡلَمُ مَا فِى السَّمٰوٰتِ وَالۡاَرۡضِ وَيَعۡلَمُ مَا تُسِرُّوۡنَ وَمَا تُعۡلِنُوۡنَ‌ؕ وَاللّٰهُ عَلِيۡمٌۢ بِذَاتِ الصُّدُوۡرِ ⑤

૫. જે કંઈ આકાશો તથા પૃથ્વીમાં છે તેનું તેને જ્ઞાન છે અને તમે જે છૂપાવો છો અને જે જાહેર કરો છો, તે સર્વ તે જાણે છે. અને અલ્લાહ તમારા અંત:કરણની[3] વાતોને (પણ) સારી પેઠે જાણે છે.

اَلَمۡ يَاۡتِكُمۡ نَبَؤُا الَّذِيۡنَ كَفَرُوۡا مِنۡ قَبۡلُ فَذَاقُوۡا

૬. શું તમને તમારાથી પહેલા કુફ્ર કરનારાઓની (અવદશાની) હકીકત નથી પહોંચી? તેમણે પોતાની

---

૧. અલ્લાહનું પ્રત્યેક સર્જન પોતાની નિયુકત કરેલી જવાબદારીને વ્યવસ્થાપૂર્વક પૂરી કરી અલ્લાહની કાર્યકુશળતા, અને હિકમતભરી કુદરતની સાક્ષી આપે છે કે, તે'જ સર્વશ્રેષ્ઠ સર્જક છે, સૃષ્ટિનો સંચાલક છે, ખામી રહિત છે, આ'જ તસ્બીહનું તાત્પર્ય છે.

૨. અલ્લાહે ઈન્સાનને ઘણી કુદરતી શકિતઓ બક્ષી છે કે જેનાથી તેઓ નૈતિક તથા રૂહાની લાભ ઉઠાવી શકે, પરંતુ તે શકિતઓનો યોગ્ય ઉપયોગ ન કરવાથી તે અલ્લાહની ને'મતોનો હક્કદાર નથી બની શકતો. જે લોકો આ શકિતઓને માનવજાતિની ભલાઈ માટે ઉપયોગ કરતા રહે છે તેઓ અલ્લાહની ખુશનૂદીને પ્રાપ્ત કરે છે. આજ કાફર તથા મોમિનની ઉપમાંઓના ભાવાર્થ છે. આ સૃષ્ટિનું સંચાલન કુદરતના ખાસ સિદ્ધાંતોના આધારે ચાલી રહ્યું છે. આ સૃષ્ટિ કોઈ અકસ્માતનું પરિણામ નથી. અલ્લાહે ઈન્સાનને દુનિયામાં પોતાના ખલિફા નીમ્યા છે અને તેમને ઘટતું જ્ઞાન તથા શકિતઓ બક્ષી છે.

૩. અલ્લાહ વિશ્વનિયંતા તથા સર્વસત્તાધારી હોવાથી તેની નજરથી કંઈપણ છૂપું નથી રહી શકતું અથવા તેના ધ્યાનબહાર કોઈ વસ્તુ નથી રહી શકતી, માટે ઈન્સાનને પોતાની જવાબદારીને સમજી વિચારીને પૂરી કરવા સિવાય કોઈ છુટકો નથી.

وَبَالَ اَمْرِهِمْ وَلَهُمْ عَذَابٌ اَلِيْمٌ ۝

કરણીના માઠા પરિણામોનો સ્વાદ ચાખ્યો હતો, અને આખેરતમાં પણ તેમના માટે દર્દનાક અઝાબ અનિવાર્ય છે,

ذٰلِكَ بِاَنَّهٗ كَانَتْ تَّاْتِيْهِمْ رُسُلُهُمْ بِالْبَيِّنٰتِ فَقَالُوْٓا اَبَشَرٌ يَّهْدُوْنَنَا ۡ فَكَفَرُوْا وَتَوَلَّوْا وَّاسْتَغْنَى اللّٰهُ ؕ وَاللّٰهُ غَنِيٌّ حَمِيْدٌ ۝

૭. કારણકે તેમની તરફ તેમના રસૂલો સ્પષ્ટ નિશાનીઓ લઈને આવતા રહેતા હતા પરંતુ તેમણે કહ્યું, 'શું ઈન્સાનો અમારું માર્ગદર્શન કરશે?' પરિણામે તેઓ ઈન્કાર કરી તેમનાથી મુખ ફેરવી ગયા, પરંતુ અલ્લાહને તેમની કોઈ પરવાહ નથી; અને અલ્લાહ સ્વયંપૂર્ણ છે, સર્વ પ્રશંસાને પાત્ર છે.

زَعَمَ الَّذِيْنَ كَفَرُوْٓا اَنْ لَّنْ يُّبْعَثُوْا ؕ قُلْ بَلٰى وَرَبِّيْ لَتُبْعَثُنَّ ثُمَّ لَتُنَبَّؤُنَّ بِمَا عَمِلْتُمْ ؕ وَذٰلِكَ عَلَى اللّٰهِ يَسِيْرٌ ۝

૮. જે લોકો ઈમાન નથી લાવ્યા તેઓ ભારપૂર્વક કહે છે કે તેમને ફરી સજીવન કરવામાં નહિ આવે. તેમને કહે 'શા માટે નહિ? મારા પાલનહારના સોગંદ, તમે અવશ્ય ફરી ઉઠાડવામાં આવશો; પછી તમે જે કરતા રહ્યા હતા તે સર્વ તમને જણાવી દેવામાં આવશે. અને આવું કરવું અલ્લાહ માટે સહેલું છે.'

فَاٰمِنُوْا بِاللّٰهِ وَرَسُوْلِهٖ وَالنُّوْرِ الَّذِيْٓ اَنْزَلْنَا ؕ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرٌ ۝

૯. માટે અલ્લાહ અને તેના રસૂલ ઉપર ઈમાન લાવો, અને તે નૂર (કુરઆન) ઉપર, જે અમે ઊતાર્યું છે, અને અલ્લાહ તમારા કામોથી સારી પેઠે માહિતગાર છે.

يَوْمَ يَجْمَعُكُمْ لِيَوْمِ الْجَمْعِ ذٰلِكَ يَوْمُ التَّغَابُنِ ؕ وَمَنْ يُّؤْمِنْ بِاللّٰهِ وَيَعْمَلْ صَالِحًا يُّكَفِّرْ عَنْهُ سَيِّاٰتِهٖ وَيُدْخِلْهُ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَآ اَبَدًا ؕ ذٰلِكَ الْفَوْزُ الْعَظِيْمُ ۝

૧૦. એકઠા કરવાના દિવસે જ્યારે તે તમને સૌને એકઠા કરશે, તે દિવસ એકબીજાની હાર[૪] (જીત)નો દિવસ હશે. અને જે લોકો અલ્લાહ ઉપર ઈમાન લાવી ભલા કામો કરશે, તેમની કરણીઓની બૂરાઈઓને તે દૂર કરી દેશે અને તેમને એવી જન્નતોમાં દાખલ કરશે જેમની વચ્ચેથી નહેરો વહેતી હશે, જેમાં તેઓ સદા માટે રહેશે. આ'જ ભવ્ય સફળતા છે.

وَالَّذِيْنَ كَفَرُوْا وَكَذَّبُوْا بِاٰيٰتِنَآ اُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ خٰلِدِيْنَ فِيْهَا ؕ وَبِئْسَ الْمَصِيْرُ ۝

૧૧. પરંતુ જે ઈમાન ન લાવ્યા અને જેમણે અમારી આયતોને ખોટી ઠરાવી છે, તેઓ આગના રહેવાસી છે, જેમાં તેઓ સદા માટે રહેશે, આ બેહદ અધમ ઠેકાણું છે. (રુકૂઅ - ૧)

مَآ اَصَابَ مِنْ مُّصِيْبَةٍ اِلَّا بِاِذْنِ اللّٰهِ ؕ وَمَنْ يُّؤْمِنْ بِاللّٰهِ يَهْدِ قَلْبَهٗ ؕ وَاللّٰهُ بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ ۝

૧૨. અલ્લાહના હુકમ વગર કોઈ આફત નથી આવતી. અને જે અલ્લાહ ઉપર યકીન રાખે છે તેના દિલને અલ્લાહ હિદાયત બક્ષે છે. અને અલ્લાહને પ્રત્યેક વસ્તુનું જ્ઞાન છે.

૪. 'યવમે તગાબૂન'નો અર્થ 'નફા તથા નુકસાનનો દિવસ' અથવા 'ન્યાયનો દિવસ' થાય છે, જ્યારે ઈન્સાનને પોતાની કરણીઓના બદલામાં મળનારા પરિણામોથી તેમણે શું મેળવ્યું અને શું ગુમાવ્યું તેની જાણ થશે (મૂકરાદાત).

وَاَطِيْعُوا اللّٰهَ وَاَطِيْعُوا الرَّسُوْلَ ۚ فَاِنْ تَوَلَّيْتُمْ فَاِنَّمَا عَلٰى رَسُوْلِنَا الْبَلٰغُ الْمُبِيْنُ ﴿١٣﴾

૧૩. અને અલ્લાહ તથા તેના રસૂલના ફરમાનોનું પાલન કરો, પરંતુ જો તમે વિમુખ થઈ ચાલ્યા જશો, તો અમારા રસૂલ ઉપર તો માત્ર સ્પષ્ટ સંદેશો પહોંચાડવા પૂરતીજ જવાબદારી છે.

اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۗ وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ ﴿١٤﴾

૧૪. અલ્લાહ સિવાય કોઈ મા'બૂદ નથી; માટે મોમિનોએ અલ્લાહમાંજ વિશ્વાસ રાખવો જોઈએ.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِنَّ مِنْ اَزْوَاجِكُمْ وَاَوْلَادِكُمْ عَدُوًّا لَّكُمْ فَاحْذَرُوْهُمْ ۚ وَاِنْ تَعْفُوْا وَتَصْفَحُوْا وَتَغْفِرُوْا فَاِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿١٥﴾

૧૫. હે ઈમાન લાવનારાઓ! તમારી પત્નીઓ અને તમારી ઔલાદમાંથી (કેટલાક ખરેખર) તમારા દુશ્મન છે, માટે તેમનાથી ચેતીને રહો. અને જો તમે નઝરઅંદાઝ કરો, અને દરગુઝર કરો અને માફ કરી દો, તો ખરેખર અલ્લાહ અત્યંત ક્ષમાવંત છે, દયાળુ છે.

اِنَّمَاۤ اَمْوَالُكُمْ وَاَوْلَادُكُمْ فِتْنَةٌ ۗ وَاللّٰهُ عِنْدَهٗۤ اَجْرٌ عَظِيْمٌ ﴿١٦﴾

૧૬. નિ:સંદેહ તમારી દૌલત તથા તમારી ઔલાદ તમારા માટે એક આઝમાયશ છે; પરંતુ ખરો બદલો તો અલ્લાહ પાસેજ છે.

فَاتَّقُوا اللّٰهَ مَا اسْتَطَعْتُمْ وَاسْمَعُوْا وَاَطِيْعُوْا وَاَنْفِقُوْا خَيْرًا لِّاَنْفُسِكُمْ ۗ وَمَنْ يُّوْقَ شُحَّ نَفْسِهٖ فَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ﴿١٧﴾

૧૭. માટે અલ્લાહ ખાતર બની શકે તેટલો સંયમ ધારણ કરો. અને (તેના આદેશોને) સાંભળો અને તેનો અમલ કરો, અને પોતાના ભલા માટે (તેની રાહમાં) ખર્ચ કરો. અને જે આવી રીતે પોતાના જીવની કંજૂસાઈથી બચતા રહે છે, તેજ લોકો સફળ થવાના છે.

اِنْ تُقْرِضُوا اللّٰهَ قَرْضًا حَسَنًا يُّضٰعِفْهُ لَكُمْ وَيَغْفِرْ لَكُمْ ۗ وَاللّٰهُ شَكُوْرٌ حَلِيْمٌ ﴿١٨﴾

૧૮. જો તમે અલ્લાહને સારું એવું કરઝ આપશો તો તે તમને અનેકગણું વધારીને આપશે, અને તમને બક્ષી દેશે. અલ્લાહ બેહદ કદરદાન છે, સહનશીલ છે.

عٰلِمُ الْغَيْبِ وَالشَّهَادَةِ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿١٩﴾

૧૯. જે અવ્યકતનો(૫) તેમજ વ્યકતનો(૬) જાણનાર છે, સર્વ સમર્થ છે, હિકમતવાળો છે. (રૂકૂઅ-૨)

---

૫. 'અવ્યકત': ગૅબ, છૂપું, અદ્રશ્ય.
૬. 'વ્યકત': જાહેર, ખુલ્લું.

سُوْرَةُ الطَّلَاقِ مَدَنِيَّةٌ (٦٥)

## અલ-તલાક

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

يٰٓاَيُّهَا النَّبِيُّ اِذَا طَلَّقْتُمُ النِّسَآءَ فَطَلِّقُوْهُنَّ لِعِدَّتِهِنَّ وَاَحْصُوا الْعِدَّةَ ۚ وَاتَّقُوا اللّٰهَ رَبَّكُمْ ۚ لَا تُخْرِجُوْهُنَّ مِنْۢ بُيُوْتِهِنَّ وَلَا يَخْرُجْنَ اِلَّآ اَنْ يَّاْتِيْنَ بِفَاحِشَةٍ مُّبَيِّنَةٍ ۭ وَتِلْكَ حُدُوْدُ اللّٰهِ ۭ وَمَنْ يَّتَعَدَّ حُدُوْدَ اللّٰهِ فَقَدْ ظَلَمَ نَفْسَهٗ ۭ لَا تَدْرِيْ لَعَلَّ اللّٰهَ يُحْدِثُ بَعْدَ ذٰلِكَ اَمْرًا ②

૨. હે નબી! જ્યારે તમે સ્ત્રીઓને તલાક[૧] આપવા ચાહો તો ઈદ્દત (નિયમ પ્રમાણે)ની મુદ્દત પૂરી થઈ ગયા પછી તેમને તલાક આપો, અને ઈદ્દતના દિવસોનો હિસાબ[૨] રાખો અને અલ્લાહથી ડરતા રહો. ઈદ્દત દરમિયાન તેમને ઘરમાંથી કાઢી ન મૂકો, ન તેઓ પોતે ચાલી જાય સિવાય કે તેમણે કોઈ બદકારીનું કામ કર્યું હોય. અને આ અલ્લાહની નિર્ણિત મર્યાદાઓ છે. અને જો કોઈ તે મર્યાદાઓનો ભંગ કરશે, તો તેણે સ્વયં પોતાના ઉપરજ ઝુલ્મ કર્યો છે. તું નથી જાણતો કે કદાચ અલ્લાહ (સમાધાન કરાવવા માટે) કોઈ નવી પરિસ્થિતિનો[3] ઉદ્‌ભવ કરે.

فَاِذَا بَلَغْنَ اَجَلَهُنَّ فَاَمْسِكُوْهُنَّ بِمَعْرُوْفٍ اَوْ

૩. પછી જ્યારે તેણીઓ પોતાની ઈદ્દત (નિર્ણિત મુદ્દત) પૂરી કરી લે તો તેમને ભલાઈપૂર્વક પાછી

---

૧. આ આયતમાં અપાયેલો આદેશ આંહઝરત સ.અ.સ. ઉપર લાગુ નથી થતો કારણ કે આપને પોતાની પત્નીઓને તલાક આપવાથી અટકાવવામાં આવ્યો હતો. આ હુકમ આપના અનુયાયીઓ માટેજ આપવામાં આવ્યો હતો.

૨. આ આયતનું તાત્કાલિક ઉતરવાનું કારણ આ હતું કે અબ્દુલ્લાહ બીન ઉમરે પોતાની પત્નીને તેણીના હએઝ (માસિક રજોદર્શન) દરમિયાન તલાક આપી હતી જેનો વિરોધ આ સૂરાહમાં પ્રગટ કરવામાં આવ્યો હતો (બુખારી).

૩. તલાકના નિમાએલા કાયદા પ્રમાણે તેના નિર્ણયને બે માસિક હએઝ દરમિયાન બે વાર બન્ને હએઝના સમયના અંતમાં જાહેર કરવા જોઈએ. જે ગાળા દરમિયાન પતિ પત્નીએ શારીરિક સંબંધ કરવાથી દૂર રહેવું જોઈએ. જો ગુસ્સાના આવેશમાં વગર વિચારે કોઈ પગલું લેવાઈ ગયું અથવા સ્વભાવિક ચંચળતાના કારણે ભૂલ થઈ ગઈ હોય, તો ઈદ્દતના સમય દરમિયાન ગંભીરતાથી અને સમજદારીથી પરિસ્થિતિ ઉપર વિચાર કરવાનો અવકાશ મળી રહે છે. બીજું, જેને તલાક આપવામાં આવે તે ઈદ્દતનો સમય પૂરો થાય ત્યાં સુધી પતિના ઘરમાંજ રહે. જ્યાં સુધી કે ત્રીજી તલાકના ઉચ્ચારણનો સમય આવી જાય. તે પહેલાં પતિ પત્નીને એકજ ઘરમાં રહેવાનો નિયમ કાયમ કરવાનો મૂળ હેતુ આ છે કે કદાચ ત્રણ તલાકના મૂકર્રર વખત દરમિયાન તેમની વચ્ચેનો અણબનાવ ઓસરી જાય અને સમાધાન થવાના સંજોગો ઊભા થાય.

فَارِقُوْهُنَّ بِمَعْرُوْفٍ وَّاَشْهِدُوْا ذَوَيْ عَدْلٍ مِّنْكُمْ وَاَقِيْمُوا الشَّهَادَةَ لِلّٰهِ ذٰلِكُمْ يُوْعَظُ بِهٖ مَنْ كَانَ يُؤْمِنُ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ وَمَنْ يَّتَّقِ اللّٰهَ يَجْعَلْ لَّهٗ مَخْرَجًا ۝٢

રાખી[૪] લો અથવા ભલાઈપૂર્વક અલગ કરી દો, અને તમારામાંના બે ન્યાયી સાક્ષી રાખો. અને (સાક્ષીઓ) અલ્લાહ માટે સાચી સાક્ષી આપે. આ બાબતની નસિહત તેને કરવામાં આવે છે જેને અલ્લાહ તથા આખેરતના દિવસ ઉપર વિશ્વાસ હોય. અને જે કોઈ અલ્લાહથી ડરતો હશે તેના માટે અલ્લાહ રસ્તો કરી દેશે.

وَّيَرْزُقْهُ مِنْ حَيْثُ لَا يَحْتَسِبُ وَمَنْ يَّتَوَكَّلْ عَلَى اللّٰهِ فَهُوَ حَسْبُهٗ اِنَّ اللّٰهَ بَالِغُ اَمْرِهٖ قَدْ جَعَلَ اللّٰهُ لِكُلِّ شَيْءٍ قَدْرًا ۝٣

૪. અને તેને એવા રસ્તેથી રોઝી આપશે કે જેનો તેને વિચાર સુધ્ધાંએ નહિ હોય. જે અલ્લાહ ઉપર વિશ્વાસ રાખે છે તેના માટે તે પૂરતો છે. બેશક તે પોતાનું ધાર્યું પૂરું કરીને રહે છે. અને અલ્લાહે દરેક વસ્તુ માટે એક અંદાજ નક્કી કરી રાખ્યો છે.

وَالّٰٓـِٔيْ يَئِسْنَ مِنَ الْمَحِيْضِ مِنْ نِّسَآئِكُمْ اِنِ ارْتَبْتُمْ فَعِدَّتُهُنَّ ثَلٰثَةُ اَشْهُرٍ وَّالّٰٓـِٔيْ لَمْ يَحِضْنَ وَاُولَاتُ الْاَحْمَالِ اَجَلُهُنَّ اَنْ يَّضَعْنَ حَمْلَهُنَّ وَمَنْ يَّتَّقِ اللّٰهَ يَجْعَلْ لَّهٗ مِنْ اَمْرِهٖ يُسْرًا ۝٤

૫. અને જો તમારી સ્રીઓમાંથી (તલાક આપવામાં આવનાર સ્રી) માસિક રુતુ (હએઝ)થી નિરાશ હોવાની તમને શંકા હોય તો (જાણી લો) કે તેમના માટે (પણ) ઈદ્દતની મુદ્દત ત્રણ મહિનાની છે, અને જેમને હએઝ (ઋતુશ્રાવ) કદીપણ ન આવતું હોય તો તેમના માટે પણ (આ'જ નિયમ છે). અને ગર્ભવતિ માટે તેમની પ્રસૂતિ થઈ જાય ત્યાં સુધીની મુદ્દત છે. અને જે અલ્લાહનો ડર રાખનો હશે, તેના કામોમાં અલ્લાહ આસાની કરી આપશે.

ذٰلِكَ اَمْرُ اللّٰهِ اَنْزَلَهٗٓ اِلَيْكُمْ وَمَنْ يَّتَّقِ اللّٰهَ يُكَفِّرْ عَنْهُ سَيِّاٰتِهٖ وَيُعْظِمْ لَهٗٓ اَجْرًا ۝٥

૬. આ અલ્લાહનું ફરમાન છે જે તેણે તમારી તરફ ઊતાર્યું છે. અને જે અલ્લાહથી ડરતો રહેશે તેની કરણીના (બૂરા પરિણામોને) તે દૂર કરી દેશે, અને તેને મહાન બદલો (પણ) આપશે.

اَسْكِنُوْهُنَّ مِنْ حَيْثُ سَكَنْتُمْ مِّنْ وُّجْدِكُمْ وَلَا تُضَآرُّوْهُنَّ لِتُضَيِّقُوْا عَلَيْهِنَّ وَاِنْ كُنَّ اُولَاتِ

૭. ઈદ્દતની મુદ્દત દરમિયાન તેણીઓને તમે જ્યાં રહેતા હો તેજ ઘરમાં તમારી સ્થિતિ પ્રમાણે સગવડ આપીને રાખો, અને તેમને દુ:ખ આપવા માટે સતાવો

૪. જો પતિ પત્ની વચ્ચે અણબનાવનું કારણ પતિની આર્થિકસ્થિતિ (નાણાકીય તંગી) હોય તો અલ્લાહ તેમને એવા સાધનો દ્વારા બરકત આપશે કે તેમને ખ્યાલજ નહિ હોય, શર્ત કે તેઓ અલ્લાહથી ડરતા રહે અને પ્રમાણિકતાથી તે પરિસ્થિતિમાંથી નીકળવાનો પ્રયાસ કરે. .

તે સિવાય લગન જીવનમાં અનેક નાના મોટા સવાલો ઊભા થતા રહે છે. આ નિર્દોષ દેખાતા સવાલો ઘણી વખતે બેહદ ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે. આવા સમયે પતિપત્નીએ એકબીજાની લાગણીઓ, પોતાની ઔલાદનું ભવિષ્ય તથા પોતાના લગ્નજીવનના હિત ખાતર ખાસ કાળજી રાખવી જોઈએ. શંકાઓથી દૂર રહેવું જોઈએ, એકબીજાના સુખદુ:ખમાં, બીમારી સ્વાસ્થયમાં, અમીરી ગરીબીમાં સદ્‌ભાગ્ય દુર્ભાગ્યમાં ભાગીદાર બની એકબીજાને સહકાર આપવો જોઈએ.

حَمْلٍ فَأَنفِقُوا عَلَيْهِنَّ حَتَّىٰ يَضَعْنَ حَمْلَهُنَّ ۚ فَإِنْ أَرْضَعْنَ لَكُمْ فَآتُوهُنَّ أُجُورَهُنَّ ۖ وَأْتَمِرُوا بَيْنَكُم بِمَعْرُوفٍ ۖ وَإِن تَعَاسَرْتُمْ فَسَتُرْضِعُ لَهُ أُخْرَىٰ ﴿٧﴾

નહિ. અને જો તેઓ ગર્ભવતિ હોય તો બાળકના જન્મ સુધી તેમનો ખર્ચ પૂરો કરો. અને જો તેણીઓ તમારા માટે બાળકને ધવરાવે તો તેમને અનુકૂળ બદલો આપો. અને (બાળકના સંબંધમાં) ભલાઈપૂર્વક એકબીજાની સલાહ લેતા રહો. જો આપસમાં મુશ્કેલી ઊભી થાય તો બીજી કોઈ સ્ત્રી (પિતા માટે બાળકને) ધવરાવે.

لِيُنفِقْ ذُو سَعَةٍ مِّن سَعَتِهِ ۖ وَمَن قُدِرَ عَلَيْهِ رِزْقُهُ فَلْيُنفِقْ مِمَّا آتَاهُ اللَّهُ ۚ لَا يُكَلِّفُ اللَّهُ نَفْسًا إِلَّا مَا آتَاهَا ۚ سَيَجْعَلُ اللَّهُ بَعْدَ عُسْرٍ يُسْرًا ﴿٨﴾

૮. દરેક વ્યકિતને પોતાની હેસિયત પ્રમાણે ખર્ચ કરવો જોઈએ. અને આર્થિક તંગી ભોગવનારાને અલ્લાહે જે પણ આપ્યું હોય તેના પ્રમાણમાં તેઓ ખર્ચ કરે. અલ્લાહ કોઈના ઉપર તેને આપેલી શકિતથી વધુ બોજો નથી નાખતો. તંગદસ્તી બાદ અલ્લાહ જલ્દી આસાની કરી દેશે. (રુકૂઅ- )

وَكَأَيِّن مِّن قَرْيَةٍ عَتَتْ عَنْ أَمْرِ رَبِّهَا وَرُسُلِهِ فَحَاسَبْنَاهَا حِسَابًا شَدِيدًا وَعَذَّبْنَاهَا عَذَابًا نُّكْرًا ﴿٩﴾

૯. કેટલીયે વસ્તીઓએ પોતાના પરવરદિગાર તથા તેના રસૂલો વિરુદ્ધ બંડ પુકાર્યું હતું. બેશક, અમે તેમની પાસેથી સખતીથી હિસાબ લીધો હતો, અને તેમને સખત શિક્ષા કરી હતી.

فَذَاقَتْ وَبَالَ أَمْرِهَا وَكَانَ عَاقِبَةُ أَمْرِهَا خُسْرًا ﴿١٠﴾

૧૦. જેથી તેમણે પોતાની વર્તણુકના માઠા પરિણામો ચાખ્યા અને તેમનો અંત પાયમાલીમાં આવ્યો.

أَعَدَّ اللَّهُ لَهُمْ عَذَابًا شَدِيدًا ۖ فَاتَّقُوا اللَّهَ يَا أُولِي الْأَلْبَابِ الَّذِينَ آمَنُوا ۚ قَدْ أَنزَلَ اللَّهُ إِلَيْكُمْ ذِكْرًا ﴿١١﴾

૧૧. અલ્લાહે તેમના માટે ભયંકર અઝાબ તૈયાર કરી રાખ્યો છે. માટે હે બુદ્ધિશાળીઓ, અલ્લાહથી ડરો. બેશક અલ્લાહે તમારી તરફ (પોતાનો) ઉપદેશ મોકલાવ્યો છે (અને)—

رَّسُولًا يَتْلُو عَلَيْكُمْ آيَاتِ اللَّهِ مُبَيِّنَاتٍ لِّيُخْرِجَ الَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ مِنَ الظُّلُمَاتِ إِلَى النُّورِ ۚ وَمَن يُؤْمِن بِاللَّهِ وَيَعْمَلْ صَالِحًا يُدْخِلْهُ جَنَّاتٍ تَجْرِي مِن تَحْتِهَا الْأَنْهَارُ خَالِدِينَ فِيهَا أَبَدًا ۖ قَدْ أَحْسَنَ اللَّهُ لَهُ رِزْقًا ﴿١٢﴾

૧૨. એક એવો રસૂલ, જે તમને અલ્લાહની સ્પષ્ટ આયતો વાંચી સંભળાવે છે, કે જે ઈમાન લાવી નેકીઓ કરશે તેમને તમામ અંધકારોમાંથી કાઢી તે પ્રકાશમાં લઈ આવશે. અને જે કોઈ અલ્લાહ ઉપર ઈમાન લાવી સદાચારો કરશે, અલ્લાહ તેને એવી જન્નતોમાં દાખલ કરશે, જેની તળેથી નદીઓ વહેતી હશે, ત્યાં તે સદા માટે રહેશે. બેશક, અલ્લાહે તેના માટે ઉત્તમ રોઝી રાખી છે.

اللَّهُ الَّذِي خَلَقَ سَبْعَ سَمَاوَاتٍ وَمِنَ الْأَرْضِ مِثْلَهُنَّ يَتَنَزَّلُ الْأَمْرُ بَيْنَهُنَّ لِتَعْلَمُوا أَنَّ اللَّهَ عَلَىٰ كُلِّ شَيْءٍ قَدِيرٌ وَأَنَّ اللَّهَ قَدْ أَحَاطَ بِكُلِّ شَيْءٍ عِلْمًا ﴿١٣﴾

૧૩. તે અલ્લાહ જ છે જેણે સાત આકાશો સર્જ્યાં છે, અને તેટલીજ પૃથ્વીઓ (પણ); તેમની વચ્ચે અલ્લાહના ફરમાનો સતત ઊતરતા રહે છે, જેથી તમે જાણી લો કે અલ્લાહને દરેક વસ્તુ ઉપર સામર્થ્ય છે, અને અલ્લાહે પ્રત્યેક વસ્તુ પોતાના જ્ઞાનમાં સમાવી લીધી છે. (રુકૂઅ-૨)



## અલ-તહરીમ

| | |
|---|---|
| ૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે. | بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ﴿۱﴾ |
| ૨. હે નબી! તું શા માટે તે વસ્તુને હરામ ઠરાવે છે જે અલ્લાહે તારા માટે હલાલ ઠરાવી છે? શું તારી પત્નીઓને તું ખુશ કરવા ચાહે છે?[૧] બેશક, અલ્લાહ અત્યંત ક્ષમાવંત છે, દયાળુ છે. | يٰۤاَيُّهَا النَّبِىُّ لِمَ تُحَرِّمُ مَاۤ اَحَلَّ اللّٰهُ لَكَ‌ۚ تَبۡتَغِىۡ مَرۡضَاتَ اَزۡوَاجِكَ‌ؕ وَاللّٰهُ غَفُوۡرٌ رَّحِيۡمٌ ﴿۲﴾ |
| ૩. અલ્લાહે તમારા સોગંદોમાંથી[૨] તમને મુકિત અપાવવા માટે નિયમો ઠરાવ્યા છે. અને અલ્લાહ જ તમારો માલિક છે, તે સર્વજ્ઞ છે, હિકમતવાળો છે. | قَدۡ فَرَضَ اللّٰهُ لَـكُمۡ تَحِلَّةَ اَيۡمَانِكُمۡ‌ۚ وَاللّٰهُ مَوۡلٰٮكُمۡ‌ۚ وَهُوَ الۡعَلِيۡمُ الۡحَكِيۡمُ ﴿۳﴾ |
| ૪. અને નબીએ પોતાની પત્નીને એક ખાનગી[3] વાત કહી હતી. જ્યારે તેણીએ તે વાત બીજા સામે | وَاِذۡ اَسَرَّ النَّبِىُّ اِلٰى بَعۡضِ اَزۡوَاجِهٖ حَدِيۡثًا‌ ۚ فَلَمَّا |

૧. આંહઝરત સ.અ.સ.ની ધર્મપત્નીઓમાંની એકે આપને મધનું બનાવેલું પીણું પાયું જે તેમને બહુજ ભાવ્યું હતું પરંતુ બીજી પત્નીઓએ તે પીણામાં 'મગાફીર' નામની બૂટીનું મિશ્રણ હોવાની શંકા દર્શાવી હતી જેના પરિણામે ફરીથી તેવા પીણાનો ઉપયોગ ન કરવાનું આપે વચન આપ્યું (બૂલદાન). આ આયતનો સંબંધ આ ઘટના સાથે છે પરંતુ આંહઝરત સ.અ.સ. પોતાની પત્નીઓનું માન રાખવા ખાતર એક હલાલ વસ્તુ ઉપર હમેશાં માટે પ્રતિબંધ મૂકે એવું સંભવિત નથી જ્યારે કે તે વસ્તુમાં કુરઆને મજીદના આદેશ પ્રમાણે ઈન્સાનો માટે રોગનિવારણના અનેક તત્વો સમાએલા હોય. (સૂ.૧૬ આ.૭૦), અને આવી સાધારણ વસ્તુ માટે આપે પોતાની ધર્મપત્નીઓથી એક મહિના સુધી જૂદાઈ રાખી હોય એવું આપની શાનને ઘટતું નથી.

આ સૂરાહની શરૂની આયતોની ગંભીર વાકય રચનાથી સાધારણ મધના પીણાનો કોઈ સંબંધ જણાતો નથી પરંતુ તેનો સંબંધ કોઈ મહત્વના પ્રશ્ન સાથે હોય તેમ લાગે છે જેનું વર્ણન પછીની આયતોમાં આવે છે.

૨. ઈસ્લામની સફળતા બાદ આંહઝરત સ.અ.સ.ની પત્નીઓએ સુખ સગવડોના સાધનો મેળવવાની આગ્રહપૂર્વક માગણી કરી હતી જેનાથી આપને દુઃખ થયું હતું અને તે કારણે આપે એક મહિના સુધી પત્નીઓથી દૂર રહેવાના સોગંદ લીધા હતા.

૩. હકીકતમાં આ આયતનો કઈ ખાસ ઘટના સાથે સંબંધ છે તે જાણવું બેહદ મુશ્કેલ છે, હઝરત આએશા (રદી)ના બયાનથી કદાચ આ આયતને સંબંધ હોઈ શકે એવું લાગે છે. જ્યારે સૂ.૩૩ આ.૨૯ ઊતરી હતી તેમાં હઝરત આએશા (રદી)ની સુખસગવડોની માંગણીમાં આંહઝરત સ.અ.સ.નો સાથ તથા દુનિયાની એશઆરામની સગવડો, બેમાંથી એક વસ્તુની પસંદગી કરી લેવાનું કહેવામાં આવ્યું હતું. અને સૌથી પહેલાં આપે હઝરત આએશાને તે પસંદગી કરવાનો મોકો આપ્યો હતો. (બુખારી કિતાબુ-લ-મઝલીમ, વલ ગસ્બ.) આંહઝરત સ.અ.સ. તથા હઝરત આએશા (ર) વચ્ચે આ સંબંધે

نَبَّاَتْ بِهٖ وَاَظْهَرَهُ اللّٰهُ عَلَيْهِ عَرَّفَ بَعْضَهٗ وَ اَعْرَضَ عَنْۢ بَعْضٍ ۚ فَلَمَّا نَبَّاَهَا بِهٖ قَالَتْ مَنْ اَنْۢبَاَكَ هٰذَا ؕ قَالَ نَبَّاَنِيَ الْعَلِيْمُ الْخَبِيْرُ ﴿۳﴾

ખુલ્લી કરી ત્યારે અલ્લાહે નબીને આ બાબતમાં ખબર આપી હતી. (જો કે) નબીએ તેણીને થોડુંકજ જણાવ્યું હતું અને ઘણું રહેવા દીધું હતું. પરંતુ જ્યારે તેણે આ બાબત વિશે જાણ કરી તો તેણીએ પૂછ્યું 'તને આ બાતમી કયાંથી મળી?' તેણે કહ્યું 'સર્વ જાણનાર, સર્વ માહિતગાર અલ્લાહે મને આ ખબર આપી છે.'

اِنْ تَتُوْبَاۤ اِلَى اللّٰهِ فَقَدْ صَغَتْ قُلُوْبُكُمَا ۚ وَ اِنْ تَظٰهَرَا عَلَيْهِ فَاِنَّ اللّٰهَ هُوَ مَوْلٰىهُ وَ جِبْرِيْلُ وَ صَالِحُ الْمُؤْمِنِيْنَ ۚ وَالْمَلٰٓئِكَةُ بَعْدَ ذٰلِكَ ظَهِيْرٌ ﴿۴﴾

૫. (હવે) તમે બન્ને અલ્લાહ પાસે તૌબા કરો કારણ કે તમે બન્ને મનથી (તેમ કરવા) તત્પર છો. પરંતુ જો તમે નબીના વિરુદ્ધ એકબીજાનો સાથ આપશો, તો (યાદ રાખો) અલ્લાહ તેનો મદદગાર છે, તથા જીબ્રાઈલ તેમજ મોમિન પરહેઝગારો, અને સર્વ ફરિશ્તાઓ પણ (તેના) મદદગાર છે ( ૪ )

عَسٰى رَبُّهٗۤ اِنْ طَلَّقَكُنَّ اَنْ يُّبْدِلَهٗۤ اَزْوَاجًا خَيْرًا مِّنْكُنَّ مُسْلِمٰتٍ مُّؤْمِنٰتٍ قٰنِتٰتٍ تٰٓئِبٰتٍ عٰبِدٰتٍ سٰٓئِحٰتٍ ثَيِّبٰتٍ وَّ اَبْكَارًا ﴿۵﴾

૬. જો તે તમને તલાક આપી દે તો અલ્લાહ તેને તમારી જગ્યાએ બીજી બેહતર પત્નીઓ આપશે જે મુસ્લિમ, ઈમાનવાળી, તાબેદાર, તૌબાહ કરનાર, ઈબાદત કરનાર, રોઝા રાખનાર વિધવાઓ અને કુંવારીઓ હશે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا قُوْۤا اَنْفُسَكُمْ وَاَهْلِيْكُمْ نَارًا وَّقُوْدُهَا النَّاسُ وَالْحِجَارَةُ عَلَيْهَا مَلٰٓئِكَةٌ غِلَاظٌ شِدَادٌ لَّا يَعْصُوْنَ اللّٰهَ مَاۤ اَمَرَهُمْ وَيَفْعَلُوْنَ مَا يُؤْمَرُوْنَ ﴿۶﴾

૭. હે ઈમાન લાવનારાઓ! તમે પોતાને અને તમારા પરિવારોને તે આગથી બચાવો જેનું ઈંધણ ઈન્સાન તથા પથ્થર છે, જેના ઉપર બેહદ સખત સ્વભાવના કડક ફરિશ્તાઓ નિમાએલા છે, જે અલ્લાહની નાફરમાની નથી કરતા અને તેના હુકમોનું પાલન કરે છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ كَفَرُوْا لَا تَعْتَذِرُوا الْيَوْمَ ؕ اِنَّمَا تُجْزَوْنَ مَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿۷﴾

૮. હે ઈન્કાર કરનારાઓ! આજના દિવસે બહાના બનાવવાનું છોડી દો, તમને તમારી કરણીઓનો બદલો આપવામાં આવે છે. (રુકૂઅ - ૧)

---

થએલી તમામ ખાનગી ચર્ચા હઝરત આએશા (ર)એ હઝરત હાફસા (ર)ને જણાવી દીધી હતી. આ આયતનો સંબંધ ઉપરોકત ઘટના સાથે હોય અથવા બીજી કોઈ ઘટના સાથે હોઈ શકે પરંતુ આ આયત પ્રત્યેક વ્યકિત ઉપર ફરજિયાત કરે છે કે જો કોઈના ઉપર ખાનગી બાબત વિશે વિશ્વાસ કરવામાં આવે તો તેણે તે વાતને બીજા સામે પ્રગટ કે ઉઘાડી ન કરવી જોઈએ, ખાસ કરીને પતિ પત્નીએ પોતાના દાંપત્ય વહેવાર વિશે અથવા અન્ય અંગત વ્યવહારને બીજાઓ ઉપર જાહેર ન કરવા જોઈએ.

૪. 'બન્ને'નું સૂચન હઝરત આએશા (ર) અને હઝરત હાફસા (ર) તરફ છે જેમણે સુખસગવડોના સાધનોની માગણીમાં આગળ પડતો ભાગ ભજવ્યો હતો જે બન્ને ક્રમમાં હઝરત અબુ બકર (રદી) તથા હઝરત ઉમર (રદી)ની દીકરીઓ હતી. બાકીની પત્નીઓએ પણ તેમનો સાથ આપ્યો હતો.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا تُوْبُوْٓا اِلَى اللّٰهِ تَوْبَةً نَّصُوْحًا ؕ عَسٰى رَبُّكُمْ اَنْ يُّكَفِّرَ عَنْكُمْ سَيِّاٰتِكُمْ وَيُدْخِلَكُمْ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ۙ يَوْمَ لَا يُخْزِى اللّٰهُ النَّبِيَّ وَالَّذِيْنَ اٰمَنُوْا مَعَهٗ ۚ نُوْرُهُمْ يَسْعٰى بَيْنَ اَيْدِيْهِمْ وَبِاَيْمَانِهِمْ يَقُوْلُوْنَ رَبَّنَآ اَتْمِمْ لَنَا نُوْرَنَا وَاغْفِرْ لَنَا ۚ اِنَّكَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿٩﴾

يٰٓاَيُّهَا النَّبِيُّ جَاهِدِ الْكُفَّارَ وَالْمُنٰفِقِيْنَ وَاغْلُظْ عَلَيْهِمْ ۚ وَمَاْوٰىهُمْ جَهَنَّمُ ۚ وَبِئْسَ الْمَصِيْرُ ﴿١٠﴾

ضَرَبَ اللّٰهُ مَثَلًا لِّلَّذِيْنَ كَفَرُوا امْرَاَتَ نُوْحٍ وَّامْرَاَتَ لُوْطٍ ۚ كَانَتَا تَحْتَ عَبْدَيْنِ مِنْ عِبَادِنَا صَالِحَيْنِ فَخَانَتٰهُمَا فَلَمْ يُغْنِيَا عَنْهُمَا مِنَ اللّٰهِ شَيْـًٔا وَّقِيْلَ ادْخُلَا النَّارَ مَعَ الدّٰخِلِيْنَ ﴿١١﴾

૯. હે ઈમાન લાવનારાઓ! શુદ્ધ ભાવનાથી અલ્લાહ સમક્ષ તૌબાહ કરો. શક્ય છે કે તમારો પરવરદિગાર તમારી બૂરાઈઓને તમારાથી દૂર કરી દે અને તમને જન્નતોમાં દાખલ કરે જેની વચ્ચેથી નદીઓ વહેતી હશે, આજે અલ્લાહ નબીને તથા તેના ઉપર ઈમાન લાવનારાઓને બેઈઝઝત નહિ કરે. તેમનું નૂર તેમની જમણી તરફ આગળ આગળ ચાલતું હશે. તેઓ કહેશે 'હે અમારા રબ, તું અમારા નૂરને[૫] અમારા માટે કામિલ બનાવી દે, અને અમને માફ કરી દે, ખરેખર, તું સર્વ વસ્તુઓ ઉપર સત્તા ધરાવે છે.

૧૦. હે નબી! તું કાફરો તથા મુનાફિકો સામે જીહાદ કર; અને તેમની સાથે સખ્તી કર; તેમનું ઘર જહન્નમ છે, બેશક તે (બેહદ) અધમ ઠેકાણું છે.

૧૧. ઈમાન ન લાવનારાઓ માટે અલ્લાહે નૂહની પત્ની તથા લૂતની પત્નીનું[૬] ઉદાહરણ કાયમ કર્યું છે. તે બન્ને અમારા પરહેઝગાર બંદાઓના આધીન હતી. તેણીઓએ પોતાના પતિઓ સાથે બેવફાઈ કરી જેના પરિણામે બન્ને (બંદાઓ) અલ્લાહના વિરુદ્ધ તેણીઓને કામ ન આવ્યા. (તેણીઓને) કહેવામાં આવ્યું આગમાં દાખલ થનારાઓ સાથે તમે બન્ને પણ દાખલ થઈ જાઓ.'

وَضَرَبَ اللّٰهُ مَثَلًا لِّلَّذِيْنَ اٰمَنُوا امْرَاَتَ فِرْعَوْنَ ۘ اِذْ قَالَتْ رَبِّ ابْنِ لِيْ عِنْدَكَ بَيْتًا فِي الْجَنَّةِ وَنَجِّنِيْ مِنْ فِرْعَوْنَ وَعَمَلِهٖ وَنَجِّنِيْ مِنَ الْقَوْمِ الظّٰلِمِيْنَ ﴿١٢﴾

૧૨. અને ઈમાન લાવનારાઓ માટે અલ્લાહ ફિરઔનની પત્નીનું ઉદાહરણ આપે છે. જ્યારે તેણીએ વિનતી કરી (કહ્યું) 'હે મારા પરવરદિગાર! જન્નતમાં તારી પાસે મારા માટે એક ઘર બનાવી દે અને મને ફિરઔન તથા તેની બદઆમાલીઓથી છૂટકારો અપાવ અને આ ઝાલિમ કોમથી મને ઉગારી લે;

---

૫. ઉચ્ચ દરજ્જાઓ મેળવવાની ઈન્સાનની આશાઓ સદા માટે કાયમ જ રહેશે, કદીપણ ઓછી થશે નહિ. ઉલટું મોમિનો બેહિશ્તમાં રૂહાની તરક્કીમાં વણઅટકે આગળને આગળ વધતા રહેશે અને કોઈ એવી મંઝિલ નહિ હોય કે જેની આગળ તેમને એક બીજી ઊંચી મંઝિલ ન દેખાઈ રહી હોય, બેશક મોમિનો માટે બૂલંદીઓની મંઝિલોનો અંતજ નથી.

૬. પરહેઝગારો તથા નબીઓ સાથે સગાઈનો સંબંધ હોવાથી લાભ મેળવવાનો દાવો કરવો અથવા તે સંબંધના આધારે નજાતની આશા રાખવી નિરર્થક છે, તેવીજ રીતે ફિરઔન જેવા ઝાલિમની પત્નીએ ગુનાહોથી તથા એક બદકારથી વિમુખ થઈ અલ્લાહની દ્રષ્ટિમાં ઉચ્ચપદ મેળવ્યું હતું.

وَمَرْيَمَ ابْنَتَ عِمْرٰنَ الَّتِيْٓ اَحْصَنَتْ فَرْجَهَا فَنَفَخْنَا فِيْهِ مِنْ رُّوْحِنَا وَصَدَّقَتْ بِكَلِمٰتِ رَبِّهَا وَكُتُبِهٖ وَكَانَتْ مِنَ الْقٰنِتِيْنَ ﴿١٢﴾

૧૩. અને ઈમરાનની પુત્રી મરિયમ (નું ઉદાહરણ જુઓ), જેણે પોતાના શિયળનું રક્ષણ કર્યું જેથી અમે તેમાં અમારી રૂહ ફૂંકી, અને તેણીએ પોતાના પાલનહારના વચનો અને કિતાબને સત્ય સાબિત કરી દેખાડયા. બેશક તેણી તાબેદારી કરનારાઓમાંની હતી. (રુકૂઅ-૨)

سُوْرَةُ الْمُلْكِ مَكِّيَّةٌ (٦٧)

## અલ-મુલ્ક

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ﴿١﴾

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

تَبٰرَكَ الَّذِيْ بِيَدِهِ الْمُلْكُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرُ ﴿٢﴾

૨. અનંત બરકતોવાળો છે તે, જેના હાથમાં (સૃષ્ટિની) બાદશાહી છે, બેશક, તે પ્રત્યેક વસ્તુ ઉપર સત્તા ધરાવે છે;

الَّذِيْ خَلَقَ الْمَوْتَ وَالْحَيٰوةَ لِيَبْلُوَكُمْ اَيُّكُمْ اَحْسَنُ عَمَلًا وَهُوَ الْعَزِيْزُ الْغَفُوْرُ ﴿٣﴾

૩. જેણે મૃત્યુ તથા જીવનનો[1] ઉદ્દભવ કર્યો છે, કે જેથી તે તમને અજમાવે કે તમારામાંથી કરણીમાં કોણ બેહતર છે. બેશક તે સર્વસમર્થ છે, બક્ષનાર છે.

الَّذِيْ خَلَقَ سَبْعَ سَمٰوٰتٍ طِبَاقًا مَا تَرٰى فِيْ خَلْقِ الرَّحْمٰنِ مِنْ تَفٰوُتٍ فَارْجِعِ الْبَصَرَ هَلْ تَرٰى مِنْ فُطُوْرٍ ﴿٤﴾

૪. જેણે એક બીજા[2] ઉપર સાત આકાશો સર્જ્યા છે. તે કૃપાનિધિના સર્જનોમાં તું કોઈ ખામી નહિ જુએ. તું ફરીથી નજર કરી જો, શું તેમાં તને કોઈ ખામી દેખાય છે?

ثُمَّ ارْجِعِ الْبَصَرَ كَرَّتَيْنِ يَنْقَلِبْ اِلَيْكَ الْبَصَرُ خَاسِئًا وَّهُوَ حَسِيْرٌ ﴿٥﴾

૫. હા , ફરીને જો, ફરીને જો, તારી નજર થાકી નાકામ થઈને પાછી ફરશે.

وَلَقَدْ زَيَّنَّا السَّمَآءَ الدُّنْيَا بِمَصَابِيْحَ وَجَعَلْنٰهَا رُجُوْمًا لِّلشَّيٰطِيْنِ وَاَعْتَدْنَا لَهُمْ عَذَابَ السَّعِيْرِ ﴿٦﴾

૬. અને અમે નીચલા આકાશને દીવડાઓ વડે શણગાર્યું છે અને અમે તે (તારાઓ)ને શયતાનોને મારી ભગાડવાનું સાધન બનાવ્યું છે, અને તેમના માટે અમે ધગધગતી આગનો અઝાબ તૈયાર રાખ્યો છે.

---

૧. જીવન તથા મરણનો નિયમ પ્રત્યેક જીવને લાગુ થાય છે. પ્રત્યેક જીવ ઉપર મૃત્યુનું આવવું બેહદ અનિવાર્ય છે કારણ કે મૃત્યુથી ઈન્સાન ઉપર એક કાયમ રહેનારી ઝિંદગીની અને અસીમ રૂહાની તરક્કીના પ્રવેશદ્વાર ખુલે છે. જ્યારે દુનિયાની ઝિંદગી તો માત્ર એક અસ્થાયી પડાવ છે.

૨. અહીં અરબીના શબ્દ 'તિબાક'નો ઉપયોગ કરવામાં આવ્યો છે. જેનો ભાવાર્થ 'એકસમાન' 'એકસરખા' 'એક જેવા' 'બરોબરીઆ' 'એકબીજાને મળતા' 'એકબીજાને અનુકૂળ' થાય છે.

وَلِلَّذِينَ كَفَرُوا بِرَبِّهِمْ عَذَابُ جَهَنَّمَ ۖ وَبِئْسَ الْمَصِيرُ ﴿٦﴾

૭. અને જે લોકો પોતાના પાલનહારનો ઈન્કાર કરે છે તેમના માટે જહન્નમનો અઝાબ છે. બેશક, તે બેહદ અધમ ઠેકાણું છે.

إِذَا أُلْقُوا فِيهَا سَمِعُوا لَهَا شَهِيقًا وَهِيَ تَفُورُ ﴿٧﴾

૮. જ્યારે તેમને તેમાં નાખવામાં આવશે ત્યારે તેમને ભડકાઓનો ભડભડાટ સંભળાશે.

تَكَادُ تَمَيَّزُ مِنَ الْغَيْظِ ۖ كُلَّمَا أُلْقِيَ فِيهَا فَوْجٌ سَأَلَهُمْ خَزَنَتُهَا أَلَمْ يَأْتِكُمْ نَذِيرٌ ﴿٨﴾

૯. પ્રચંડ દબાણથી તે ફાટી પડતી હશે અને જ્યારે (કાફરોના) ટોળાને તેમાં ફેંકવામાં આવશે ત્યારે તેના રક્ષકો તેમને પૂછશે 'શું તમારી પાસે કોઈ ચેતવનાર આવ્યો ન હતો?'

قَالُوا بَلَىٰ قَدْ جَاءَنَا نَذِيرٌ فَكَذَّبْنَا وَقُلْنَا مَا نَزَّلَ اللَّهُ مِنْ شَيْءٍ إِنْ أَنْتُمْ إِلَّا فِي ضَلَالٍ كَبِيرٍ ﴿٩﴾

૧૦. તેઓ કહેશે 'બેશક, અમારી પાસે ચેતવનાર આવ્યો હતો, પરંતુ અમે તેને જૂઠો ઠરાવ્યો અને તેને કહ્યું 'અલ્લાહે તને કોઈ વહી નથી કરી, તું આડે રસ્તે ચડી ગયો લાગે છે.'

وَقَالُوا لَوْ كُنَّا نَسْمَعُ أَوْ نَعْقِلُ مَا كُنَّا فِي أَصْحَابِ السَّعِيرِ ﴿١٠﴾

૧૧. અને તેઓ કહેશે 'જો અમે તેનું કહ્યું માન્યું હોત અને સમજદારી કામ લીધું હોત, તો અમે આજે આગ નિવાસીઓમાં શામિલ ન થયા હોત.'

فَاعْتَرَفُوا بِذَنْبِهِمْ فَسُحْقًا لِأَصْحَابِ السَّعِيرِ ﴿١١﴾

૧૨. પછી તેઓ ગુનાહોનો એકરાર કરશે, પરંતુ આગનિવાસીઓ (અલ્લાહની રહેમતથી) બહુજ દૂર હશે.

إِنَّ الَّذِينَ يَخْشَوْنَ رَبَّهُمْ بِالْغَيْبِ لَهُمْ مَغْفِرَةٌ وَأَجْرٌ كَبِيرٌ ﴿١٢﴾

૧૩. બેશક, જે એકાંતમાં પોતાના પાલનહારનો ડર રાખે છે તેમના માટે ક્ષમા તથા ભવ્ય બદલો છે.

وَأَسِرُّوا قَوْلَكُمْ أَوِ اجْهَرُوا بِهِ ۖ إِنَّهُ عَلِيمٌ بِذَاتِ الصُّدُورِ ﴿١٣﴾

૧૪. અને તમે ચાહે કોઈ વાતને છૂપાવતા હો અથવા જાહેર કરતા હો, (પણ) તે તમારા અંતરની (તમામ) વાતોને સારી પેઠે જાણે છે.

ع أَلَا يَعْلَمُ مَنْ خَلَقَ وَهُوَ اللَّطِيفُ الْخَبِيرُ ﴿١٤﴾

૧૫. શું જેણે પેદા કર્યા છે તે તમારી હાલતથી અજાણ્યો હોઈ શકે? તે સુક્ષ્મદ્રષ્ટિવાળો[૪] છે, તે સર્વજ્ઞ[૫] છે. (રુકૂઅ-૧)

هُوَ الَّذِي جَعَلَ لَكُمُ الْأَرْضَ ذَلُولًا فَامْشُوا فِي مَنَاكِبِهَا وَكُلُوا مِنْ رِزْقِهِ ۖ وَإِلَيْهِ النُّشُورُ ﴿١٥﴾

૧૬. તે એજ છે જેણે તમારા માટે ધરતીને સપાટ તથા નરમ બનાવી છે, મોકળા રસ્તા બનાવ્યા છે કે તમે (સરળતાથી) તેમાં હરીફરી શકો અને તેની આપેલી રોઝીમાંથી ખાઓ. અંતમાં તમને સજીવન કરી તેની સમક્ષ હાજર કરવામાં આવશે.

---

૩. અલ્લાહની કાએનાત ખરેખર કેટલી અદ્‌ભૂત છે જેમાં આપણી પૃથ્વી તો કુદરતની સૂર્યમાળાનું એક માત્ર ટપકુંજ છે. આ સૂર્યમાળાના કરોડો સૂર્યો, ગ્રહો તથા તારાઓ એકબીજા સાથે સંકળાએલા વિશાળ વિસ્તાર ઉપર ફેલાએલાં છે જેમની સીમાઓ સુધી માનવ દ્રષ્ટિનું પહોંચવું અસંભવિત છે.

૪. સુક્ષ્મદ્રષ્ટિવાળો= બારીકમાં બારીક વસ્તુનો જાણનાર

૫. સર્વદર્શી= સર્વ વસ્તુની ખબર રાખનાર, જોનાર, જાણનાર.

ءَاَمِنْتُمْ مَّنْ فِي السَّمَآءِ اَنْ يَّخْسِفَ بِكُمُ الْاَرْضَ فَاِذَا هِيَ تَمُوْرُ ﴿١٦﴾

૧૭. શું આકાશમાં રહેનારી તે શકિતથી તમે નિર્ભય થઈ ગયા છો કે જ્યારે પૃથ્વી ધ્રૂજી ઉઠશે ત્યારે તે તમને ધરતીમાં ગરક નહિ કરી દે?

اَمْ اَمِنْتُمْ مَّنْ فِي السَّمَآءِ اَنْ يُّرْسِلَ عَلَيْكُمْ حَاصِبًا ۖ فَسَتَعْلَمُوْنَ كَيْفَ نَذِيْرِ ﴿١٧﴾

૧૮. શું આકાશમાં રહેનારી તે શકિતથી તમે નિર્ભય થઈ ગયો છો કે તે તમારા ઉપર ભારી તોફાન નહિ લાવે? એવું બન્યા પછીજ તમને સમજાશે કે મારી ચેતવણી કેવી (ભયંકર) હતી?

وَلَقَدْ كَذَّبَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ فَكَيْفَ كَانَ نَكِيْرِ ﴿١٨﴾

૧૯. બેશક તેમની પહેલાંના લોકોએ પણ (મારા રસૂલોને) જૂઠ્ઠા ઠરાવ્યા હતા; પરિણામમાં મારો અઝાબ કેવો (ભયાનક) હતો!

اَوَلَمْ يَرَوْا اِلَى الطَّيْرِ فَوْقَهُمْ صٰٓفّٰتٍ وَّيَقْبِضْنَ ۘ مَا يُمْسِكُهُنَّ اِلَّا الرَّحْمٰنُ ۚ اِنَّهٗ بِكُلِّ شَيْءٍ ۢ بَصِيْرٌ ﴿١٩﴾

૨૦. શું તેમણે પંખીઓને પોતાના પાંખો ફેલાવી તેમજ પાંખોને સંકેલી લેતાં આકાશમાં અધ્ધર ટકી રહેતા નથી જોયા? તે કૃપાનિધિ સિવાય કોઈ બીજાએ તેમને અધ્ધર ઉડતા નથી રાખ્યા. ખરેજ, તે સર્વ વસ્તુઓનો નિગેહબાન છે.

اَمَّنْ هٰذَا الَّذِيْ هُوَ جُنْدٌ لَّكُمْ يَنْصُرُكُمْ مِّنْ دُوْنِ الرَّحْمٰنِ ۚ اِنِ الْكٰفِرُوْنَ اِلَّا فِيْ غُرُوْرٍ ﴿٢٠﴾

૨૧. અથવા બીજો એવો કોણ છે જે કૃપાનિધિ (અલ્લાહ) સામે તમારું લશ્કર બની તમારું રક્ષણ કરે? આ કાફરો તો ફકત ભ્રમણાઓમાં ફસાએલા છે.

اَمَّنْ هٰذَا الَّذِيْ يَرْزُقُكُمْ اِنْ اَمْسَكَ رِزْقَهٗ ۚ بَلْ لَّجُّوْا فِيْ عُتُوٍّ وَّنُفُوْرٍ ﴿٢١﴾

૨૨. જો તે તમારી રોઝીને બંધ કરી દે, તો એવો કોણ છે જે તમને રોઝી પૂરી પાડશે? બલ્કે આ લોકો ફિસાદ તથા નફરત ઉપર અડીને બેઠા છે.

اَفَمَنْ يَّمْشِيْ مُكِبًّا عَلٰى وَجْهِهٖٓ اَهْدٰٓى اَمَّنْ يَّمْشِيْ سَوِيًّا عَلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿٢٢﴾

૨૩. વિચાર કરો કે ઊંધું ઘાલી ઢસડાતો ચાલનારો વધુ રસ્તો કાપશે કે ઊંચું જોઈ સીધી સડક ઉપર ચાલનારો?

قُلْ هُوَ الَّذِيْٓ اَنْشَاَكُمْ وَجَعَلَ لَكُمُ السَّمْعَ وَالْاَبْصَارَ وَالْاَفْـِٕدَةَ ۗ قَلِيْلًا مَّا تَشْكُرُوْنَ ﴿٢٣﴾

૨૪. તું કહે 'તે એજ છે જેણે તમને પેદા કર્યા અને તમને (સાંભળવા માટે) કાન તથા (જોવા માટે) આંખ તથા (ચિંતન કરનારા) મન આપ્યા; પરંતુ તમે ભાગ્યેજ આભારવશ થાઓ છો!

قُلْ هُوَ الَّذِيْ ذَرَاَكُمْ فِي الْاَرْضِ وَاِلَيْهِ تُحْشَرُوْنَ ﴿٢٤﴾

૨૫. તું કહે, 'તે એજ છે જેણે તમને ધરતી ઉપર ફેલાવી દીધા, અને તેની જ સમક્ષ તમને પાછા એકઠા કરવામાં આવશે.

وَيَقُوْلُوْنَ مَتٰى هٰذَا الْوَعْدُ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٢٥﴾

૨૬. અને તેઓ કહે છે 'જો તમે સાચા છો તો કહો, અઝાબનો આ વાયદો કયારે પૂરો થશે?'

قُلْ اِنَّمَا الْعِلْمُ عِنْدَ اللّٰهِ ۖ وَاِنَّمَآ اَنَا نَذِيْرٌ مُّبِيْنٌ ﴿٢٦﴾

૨૭. તું કહે, 'આ બાબતનું જ્ઞાન અલ્લાહ પાસે છે, હું તો માત્ર ચેતવનારોજ છું.'

فَلَمَّا رَاَوْهُ زُلْفَةً سِيْٓـَٔتْ وُجُوْهُ الَّذِيْنَ كَفَرُوْا وَقِيْلَ هٰذَا الَّذِيْ كُنْتُمْ بِهٖ تَدَّعُوْنَ ﴿٢٧﴾

૨૮. પરંતુ જ્યારે તેને પાસે આવી પહોંચેલું જોશે, ત્યારે કાફરોના ચહેરા ઊતરી જશે. ત્યારે તેમને કહેવામાં આવશે કે શું આ જ વસ્તુ છે જેની તમે સતત માગણી કરતા રહેતા હતા?

قُلْ اَرَءَيْتُمْ اِنْ اَهْلَكَنِيَ اللّٰهُ وَمَنْ مَّعِيَ اَوْ رَحِمَنَا فَمَنْ يُّجِيْرُ الْكٰفِرِيْنَ مِنْ عَذَابٍ اَلِيْمٍ ﴿٢٨﴾

૨૯. તું કહે, 'વારૂ, જો અલ્લાહ ચાહશે તો મને અને મારા સાથીઓને મિટાવી દેશે અથવા ચાહશે તો અમારા ઉપર રહેમ ફરમાવશે, પરંતુ કાફરોને પીડાજનક અઝાબથી કોણ બચાવશે?'

قُلْ هُوَ الرَّحْمٰنُ اٰمَنَّا بِهٖ وَعَلَيْهِ تَوَكَّلْنَا فَسَتَعْلَمُوْنَ مَنْ هُوَ فِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿٢٩﴾

૩૦. તું (તેમને) કહી દે, 'તે બેહદ કૃપાળુ છે, તેના ઉપર અમે યકીન રાખીએ છીએ. અને તમે ટૂંકમાંજ જાણી લેશો કે કોણ ખુલ્લી ગુમરાહીમાં પડેલો છે.'

قُلْ اَرَءَيْتُمْ اِنْ اَصْبَحَ مَآؤُكُمْ غَوْرًا فَمَنْ يَّاْتِيْكُمْ بِمَآءٍ مَّعِيْنٍ ﴿٣٠﴾

૩૧. તું કહી દે, 'મને બતાવો, જો તમારું (બધું) પાણી (ધરતીમાં) ઉતરી જાય તો તમારા માટે (નિર્મળ) પાણીના[૬] ઝરણાં કોણ વહેડાવશે?

(રૂકૂઅ-૨)

## سُوْرَةُ الْقَلَمِ مَكِّيَّةٌ

(٦٨) اٰيَاتُهَا — رُكُوْعَاتُهَا

### અલ-કલમ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ﴿١﴾

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

نٓ وَالْقَلَمِ وَمَا يَسْطُرُوْنَ ﴿١﴾

૨. કસમ છે, તે ખડિયા તથા કલમની, અને જે તેઓ લખે છે તેની,

مَآ اَنْتَ بِنِعْمَةِ رَبِّكَ بِمَجْنُوْنٍ ﴿٢﴾

3. કે તારા સર્જનહારની કૃપાથી, તું દીવાનો[૧] નથી.

وَاِنَّ لَكَ لَاَجْرًا غَيْرَ مَمْنُوْنٍ ﴿٣﴾

૪. અને તને મળનારા બદલાનો, બેશક કોઈ અંત નથી.

وَاِنَّكَ لَعَلٰى خُلُقٍ عَظِيْمٍ ﴿٤﴾

૫. અને બેશક, તું ઉત્તમ સદ્ગુણો ધરાવનારો છે,

فَسَتُبْصِرُ وَيُبْصِرُوْنَ ﴿٥﴾

૬. અને વેળાસર તું જોઈ લઈશ અને તેમને પણ (સઘળું) જણાઈ રહેશે.

---

૬. માનવજીવનનો આધાર પાણી ઉપર છે. પાણી ઉપર શરીર તથા રૂહ બન્નેની ઉન્નતિ નભે છે. શરીરનું જીવન પાણી છે, રૂહનું જીવન દિવ્ય પ્રેરણા રૂપી પાણી છે.

૧. આંહઝરત સ.અ.સ. ઉપર એક દીવાના, ગાંડા શાયર હોવાની તોહમત લગાવવામાં આવી હતી.

بِاَيِّكُمُ الْمَفْتُوْنُ ٦

૭. કે તમારામાંથી કોણ દીવાનો છે.

اِنَّ رَبَّكَ هُوَ اَعْلَمُ بِمَنْ ضَلَّ عَنْ سَبِيْلِهٖ وَهُوَ اَعْلَمُ بِالْمُهْتَدِيْنَ ٧

૮. નિ:સંદેહ અલ્લાહ બેહતર જાણે છે કે તેની રાહથી કોણ ભટકી ગયા છે, અને તે બેહતર જાણે છે કે કોણ હિદાયત પામ્યા છે.

فَلَا تُطِعِ الْمُكَذِّبِيْنَ ٨

૯. માટે (સત્યનો) ઈન્કાર કરનારા જે ચાહતા હોય તું કરીશ નહિ.

وَدُّوْا لَوْ تُدْهِنُ فَيُدْهِنُوْنَ ٩

૧૦. તેઓ ચાહે છે કે તું (ઉપદેશ કરવામાં) તેમની સાથે થોડી નરમી કરે તો તેઓ પણ નરમાશથી વર્તે.

وَلَا تُطِعْ كُلَّ حَلَّافٍ مَّهِيْنٍ ١٠

૧૧. પરંતુ વાતવાતમાં (ખોટા) સોગંદ ખાનારા કોઈ હલકટનું કહ્યું તું માનીશ નહિ,

هَمَّازٍ مَّشَّآءٍۭ بِنَمِيْمٍ ١١

૧૨. જે પીઠ પાછળ બોલનારો, નિંદા ચાડીઓમાં[૨] પ્રવૃત રહેનારો (હોય),

مَّنَّاعٍ لِّلْخَيْرِ مُعْتَدٍ اَثِيْمٍ ١٢

૧૩. ભલાઈથી રોકનારો, હદબહાર જનારો, ગુનાહ કરનારો,

عُتُلٍّۭ بَعْدَ ذٰلِكَ زَنِيْمٍ ١٣

૧૪. અસભ્ય અને વધુમાં જેનો જન્મ શંકાસ્પદ હોય,

اَنْ كَانَ ذَا مَالٍ وَّبَنِيْنَ ١٤

૧૫. માત્ર એટલા ખાતરજ કે તે માલદાર અને (ઘણી) ઔલાદવાળો હોય,[૩]

اِذَا تُتْلٰى عَلَيْهِ اٰيٰتُنَا قَالَ اَسَاطِيْرُ الْاَوَّلِيْنَ ١٥

૧૬. કે જેને અમારી આયતો જ્યારે વાંચી સંભળાવવામાં આવતી હોય, તે કહે 'આ તો પ્રાચીનકાળની લોકકથાઓ છે!

سَنَسِمُهٗ عَلَى الْخُرْطُوْمِ ١٦

૧૭. અમે તેના નાક ઉપર ડામ[૪] દેશું.

اِنَّا بَلَوْنٰهُمْ كَمَا بَلَوْنَآ اَصْحٰبَ الْجَنَّةِ اِذْ اَقْسَمُوْا لَيَصْرِمُنَّهَا مُصْبِحِيْنَ ١٧

૧૮. અમે તેમને (મક્કાવાસીઓને) એવીજ આઝમાઈશમાં નાખશું જેવી આઝમાઈશમાં અમે બગીચાઓના[૫] માલિકોને નાખ્યા હતા, જ્યારે તેમણે પાક્કો ઈરાદો કર્યો હતો કે તેઓ વહેલી સવારમાં (ઝાડ ઉપરથી) ફળો ઊતારી લે,

---

૨. આ આયતનો નિર્દેશ વલીદ બીન મુગીરાહ અથવા અબુ જહલ તરફ તેમજ પ્રત્યેક દુરાચારી તરફ છે.

૩. કોઈ બદકારને તેની દૌલત તથા ઔલાદના લીધે આદર સન્માન અથવા સેવા આપવી, તેની આજ્ઞાઓને માન આપવું બેહદ હલ્કું કામ છે.

૪. તેમની ફજેતી કરવી, રૂસ્વા કરવો, અપમાનિત કરવો, ઝલીલ કરવો.

૫. મોટા ફળદ્રુપ બગીચાઓના તથા સ્વાર્થી માલિકો જે પોતાના મજૂર તથા કામવાળા પાસેથી સખત મહેનત મજૂરીના કામ લેનારા હતા અને પોતાની કમાણીમાંથી ગરીબોનો હિસ્સો ન કાઢતા હતા; તેમના ખેતરો તથા બગીચાઓ ઉપર તે વિનાશકારી રાતના અંધકાર પછીની સવાર બેહદ અશુભ અને ભયાનક હતી.

وَلَا يَسْتَثْنُوْنَ ⑱

૧૯. અને તેમણે (અલ્લાહની મદદની) કોઈ આવશ્યકતા ન રાખી હતી.

فَطَافَ عَلَيْهَا طَآئِفٌ مِّنْ رَّبِّكَ وَهُمْ نَآئِمُوْنَ ⑲

૨૦. પછી જ્યારે તેઓ (નિરાંતે) ઊંઘી રહ્યા હતા ત્યારે તારા પરવરદિગાર તરફથી ઘેરી લેનારી (આફત) તેમના ઉપર ફરી વળી.

فَاَصْبَحَتْ كَالصَّرِيْمِ ⑳

૨૧. અને સવાર સુધીમાં તે (બાગની) સ્થિતિ વાઢેલી ખેતી જેવી થઈ ગઈ.

فَتَنَادَوْا مُصْبِحِيْنَ ㉑

૨૨. પછી સવાર પડતાંજ તેમણે ઊઠીને એકબીજાને પુકાર્યા,

اَنِ اغْدُوْا عَلٰى حَرْثِكُمْ اِنْ كُنْتُمْ صٰرِمِيْنَ ㉒

૨૩. (અને) કહ્યું, 'જો તમારે ફળો ઊતારવા હોય તો ચાલો વહેલી સવારમાંજ બગીચાઓમાં ચાલ્યા જઈએ.

فَانْطَلَقُوْا وَهُمْ يَتَخَافَتُوْنَ ㉓

૨૪. અને તેઓ ધીમા સ્વરે વાતો કરતા જઈ રહ્યા હતા.

اَنْ لَّا يَدْخُلَنَّهَا الْيَوْمَ عَلَيْكُمْ مِّسْكِيْنٌ ㉔

૨૫. તેમણે કહ્યું, 'આજે કોઈ મોહતાજને તમારી પાસે બગીચામાં ન આવવા દેજો.'

وَّغَدَوْا عَلٰى حَرْدٍ قٰدِرِيْنَ ㉕

૨૬. અને તેઓ પોતાનો ઈરાદો પૂરો કરવા વહેલી સવારે નીકળી પડયા હતા.

فَلَمَّا رَاَوْهَا قَالُوْٓا اِنَّا لَضَآلُّوْنَ ㉖

૨૭. પરંતુ તેમણે (બગીચાની દુર્દશા) જોતાં કહ્યું, 'કદાચ આપણે માર્ગ ભૂલ્યા છીએ,

بَلْ نَحْنُ مَحْرُوْمُوْنَ ㉗

૨૮. 'અથવા આપણે સઘળું ગુમાવી દીધું છે!

قَالَ اَوْسَطُهُمْ اَلَمْ اَقُلْ لَّكُمْ لَوْلَا تُسَبِّحُوْنَ ㉘

૨૯. તેમાંના એક ભલા જીવે કહ્યું, 'મેં તમને કહ્યું નહતું કે તે અલ્લાહનીતસ્બી શા માટે નથી કરતા?'

قَالُوْا سُبْحٰنَ رَبِّنَآ اِنَّا كُنَّا ظٰلِمِيْنَ ㉙

૩૦. (પછી) તેમણે કહ્યું, 'આપણો પરવરદિગાર બેહદ પવિત્ર છે, બેશક આપણેજ ઝાલિમ હતા.'

فَاَقْبَلَ بَعْضُهُمْ عَلٰى بَعْضٍ يَّتَلَاوَمُوْنَ ㉚

૩૧. પછી તેઓ એકબીજાને ઠપકો આપવા મંડયા

قَالُوْا يٰوَيْلَنَآ اِنَّا كُنَّا طٰغِيْنَ ㉛

૩૨. અંતે તેમણે કહ્યું 'અફસોસ છે આપણા ઉપર! બેશક આપણે (અલ્લાહ સામે) ફિતુર કરનારા હતા.

عَسٰى رَبُّنَآ اَنْ يُّبْدِلَنَا خَيْرًا مِّنْهَآ اِنَّآ اِلٰى رَبِّنَا رٰغِبُوْنَ ㉜

૩૩. 'શકય છે કે અલ્લાહ આપણને તેનાથી પણ બેહતર (બગીચો) આપે, (ચાલો) આપણા પરવરદિગારની ભાવનાપૂર્વક બંદગી (શરૂ) કરીએ.'

وقف لازم كَذٰلِكَ الْعَذَابُ ۚ وَلَعَذَابُ الْاٰخِرَةِ اَكْبَرُ ۘ لَوْ كَانُوْا يَعْلَمُوْنَ ۝ ع

૩૪. (દુનિયામાં મળનારો) અઝાબ આવો હોય છે, અને ખરેખર આખેરતનો અઝાબ તેનાથી અધિકતર છે. કાશ, તેઓ એટલુંજ જાણતા હોત તો! (રુકૂઅ - ૧)

اِنَّ لِلْمُتَّقِيْنَ عِنْدَ رَبِّهِمْ جَنّٰتِ النَّعِيْمِ ۝

૩૫. બેશક પરહેઝગારો માટે તેમના પાલનહાર પાસે ને'મતોવાળા બગીચા છે.

اَفَنَجْعَلُ الْمُسْلِمِيْنَ كَالْمُجْرِمِيْنَ ۝

૩૬. તો શું જેવો વર્તાવ અપરાધીઓ સાથે કરવો જોઈએ તેવો વર્તાવ અમે અમારી તાબેદારી કરનારાઓ સાથે કરશું?

مَا لَكُمْ ۟ كَيْفَ تَحْكُمُوْنَ ۝

૩૭. તમને આ શું થઈ ગયું છે? આ તમારો કેવો ન્યાય છે!

اَمْ لَكُمْ كِتٰبٌ فِيْهِ تَدْرُسُوْنَ ۝

૩૮. શું તમારી પાસે કોઈ કિતાબ છે જેમાં તમે એવું વાચ્યું હોય,

اِنَّ لَكُمْ فِيْهِ لَمَا تَخَيَّرُوْنَ ۝

૩૯. કે તમને જે પસંદ હોય તે તમને મળવુંજ જોઈએ?

اَمْ لَكُمْ اَيْمَانٌ عَلَيْنَا بَالِغَةٌ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ ۙ اِنَّ لَكُمْ لَمَا تَحْكُمُوْنَ ۝

૪૦. અથવા અમે તમારી સાથે કોઈ કોલ કરારોથી બંધાએલા છીએ કે તમે જેનો હુકમ આપો તે તમને કયામત સુધી મળતું રહે?

سَلْهُمْ اَيُّهُمْ بِذٰلِكَ زَعِيْمٌ ۝

૪૧. (હે રસૂલ) તેમને પૂછ કે તેમનામાંથી તેનો જામીન કોણ થશે?

اَمْ لَهُمْ شُرَكَآءُ ۚ فَلْيَاْتُوْا بِشُرَكَآئِهِمْ اِنْ كَانُوْا صٰدِقِيْنَ ۝

૪૨. અથવા તેમના ઠરાવેલા (અલ્લાહના) કોઈ ભાગીદારો છે? તો પછી તેઓ તે શરીકોને લઈ આવે, જો તેઓ સાચું બોલતા હોય તો.

يَوْمَ يُكْشَفُ عَنْ سَاقٍ وَّيُدْعَوْنَ اِلَى السُّجُوْدِ فَلَا يَسْتَطِيْعُوْنَ ۝

૪૩. તે દિવસે જ્યારે સત્યને જાહેર કરવામાં આવશે અને તેમને સિજદો કરવા માટે બોલાવવામાં આવશે ત્યારે તેમનામાં (સિજદો કરવા જેટલી) પણ શકિત નહિ હોય!

خَاشِعَةً اَبْصَارُهُمْ تَرْهَقُهُمْ ذِلَّةٌ ۗ وَقَدْ كَانُوْا يُدْعَوْنَ اِلَى السُّجُوْدِ وَهُمْ سٰلِمُوْنَ ۝

૪૪. તેમની આંખો (પણ) ઢળેલી હશે (અને) તેમના ઉપર નામોશી છવાએલી હશે; પરંતુ જ્યારે તેઓ સ્વસ્થ અને સલામત હતા ત્યારે તેમને ખરેખર સિજદો કરવા માટે બોલાવવામાં આવ્યા હતા (પરંતુ તેમણે ઈન્કાર કર્યો).

فَذَرْنِيْ وَمَنْ يُّكَذِّبُ بِهٰذَا الْحَدِيْثِ ۭ سَنَسْتَدْرِجُهُمْ مِّنْ حَيْثُ لَا يَعْلَمُوْنَ ۝

૪૫. માટે (હે નબી અમારા) કલામનો ઈન્કાર કરનારાઓને મારા ઉપર છોડી દે. અમે તેમને ધીમે ધીમે (ડગલે પગલે બરબાદી તરફ) લઈ જશું જેનું તેમને ભાન પણ નહિ હોય.

وَأُمْلِي لَهُمْ إِنَّ كَيْدِي مَتِينٌ ﴿٤٥﴾

૪૬. અને હું તેમને મોહલત આપી રહ્યો છું, બેશક મારી તદબીર અટલ છે.

أَمْ تَسْأَلُهُمْ أَجْرًا فَهُمْ مِنْ مَغْرَمٍ مُثْقَلُونَ ﴿٤٦﴾

૪૭. શું તું તેમની પાસેથી કોઈ વળતર માગી રહ્યો છે કે જેના બોજા નીચે તેઓ દબાઈ ગયા છે?

أَمْ عِنْدَهُمُ الْغَيْبُ فَهُمْ يَكْتُبُونَ ﴿٤٧﴾

૪૮. શું તેમની પાસે કોઈ ગએબનું ઈલમ છે જે તેમણે લખી રાખ્યું હોય?

فَاصْبِرْ لِحُكْمِ رَبِّكَ وَلَا تَكُنْ كَصَاحِبِ الْحُوتِ إِذْ نَادَىٰ وَهُوَ مَكْظُومٌ ﴿٤٨﴾

૪૯. માટે તું તારા સર્જનહારના ફરમાનોને દ્રઢતાથી વળગી રહે અને માછલીવાળા[૬] જેવો ન બનીશ, જેણે બેહદ રંજથી (પોતાના) પરવરદિગારને પુકાર્યો હતો.

لَوْلَا أَنْ تَدَارَكَهُ نِعْمَةٌ مِنْ رَبِّهِ لَنُبِذَ بِالْعَرَاءِ وَهُوَ مَذْمُومٌ ﴿٤٩﴾

૫૦. જો તેના પરવરદિગારની તેના ઉપર કૃપા ન હોત તો જે ઉજ્જડ મેદાનમાં તે ફેંકાઈ ગયો હતો ત્યાંજ તે બૂરી હાલતમાં પડયો રહ્યો હોત.

فَاجْتَبَاهُ رَبُّهُ فَجَعَلَهُ مِنَ الصَّالِحِينَ ﴿٥٠﴾

૫૧. પરંતુ તેના સર્જનહારે તેને ચૂંટી લીધો અને તેને પરહેઝગારોમાં શામિલ કરી લીધો.

وَإِنْ يَكَادُ الَّذِينَ كَفَرُوا لَيُزْلِقُونَكَ بِأَبْصَارِهِمْ لَمَّا سَمِعُوا الذِّكْرَ وَيَقُولُونَ إِنَّهُ لَمَجْنُونٌ ﴿٥١﴾

૫૨. અને ઈમાન ન લાવનારા (કુરઆનના) ઉપદેશને સાંભળે છે, ત્યારે તેઓ તને એવા ઘૂરકીને જુએ છે જાણે તને હમણાંજ ઉંચકીને ફેંકી દેશે; અને તેઓ કહે છે, 'ખરેજ, આ દીવાનો છે!'

وَمَا هُوَ إِلَّا ذِكْرٌ لِلْعَالَمِينَ ﴿٥٢﴾

૫૩. જો કે આ (કુરઆન) તો તમામ જહાનો માટે બરકતોનું ઉદગમસ્થાન છે.

(રુકૂઅ-૨)

## سُورَةُ الْحَاقَّةِ مَكِّيَّةٌ (٦٩)

## અલ-હાક્કા

بِسْمِ اللَّهِ الرَّحْمَٰنِ الرَّحِيمِ ﴿١﴾

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

الْحَاقَّةُ ﴿٢﴾

૨. તે અટલ[૧] છે.

مَا الْحَاقَّةُ ﴿٣﴾

૩. આ અટલ (વસ્તુ) શું છે?

وَمَا أَدْرَاكَ مَا الْحَاقَّةُ ﴿٤﴾

૪. અને તું કેમ જાણીશ કે તે અટલ (કયામત) શું છે?

---

૬. 'માછલીવાળો' અર્થાત હઝરત યૂનુસ (અ) જેમણે ગુસ્સાના આવેશમાં અલ્લાહને ફરિયાદ કરી હતી.

૧. 'હક્કા' 'હક્કની ઘડી' 'સચ્ચાઈની' અથવા 'હકીકત જાહેર થવાની ઘડી' ન્યાયનો દિવસ 'કયામત'.

كَذَّبَتْ ثَمُودُ وَعَادٌ بِالْقَارِعَةِ ٥

૫. સમૂદ (ની કોમે) અને આદ (ની કોમ) એ તે તૂટી પડનારી યાતનાને ખોટી ઠરાવી.

فَأَمَّا ثَمُودُ فَأُهْلِكُوا بِالطَّاغِيَةِ ٦

૬. પછી સમૂદ (ની કોમ)ને (ભયંકર) ધડાકા સાથે નાબૂદ કરવામાં આવ્યા.

وَأَمَّا عَادٌ فَأُهْلِكُوا بِرِيحٍ صَرْصَرٍ عَاتِيَةٍ ٧

૭. અને આદ (ની કોમ)ને એક ભયંકર સૂસવાટા વડે નષ્ટ કરવામાં આવ્યા.

سَخَّرَهَا عَلَيْهِمْ سَبْعَ لَيَالٍ وَثَمَانِيَةَ أَيَّامٍ حُسُومًا فَتَرَى الْقَوْمَ فِيهَا صَرْعَىٰ كَأَنَّهُمْ أَعْجَازُ نَخْلٍ خَاوِيَةٍ ٨

૮. જે વંટોળીઆને તેણે તેમના ઉપર સાત દિવસો અને સાત રાતો સુધી સતત ચાલુ રાખ્યો. જો તેં જોયું હોત કે તે લોકો એકબીજા ઉપર એવી રીતે (ખડકાએલા) પડયા હતા જાણે ખજૂરીના કોહવાએલા થડોનો ઢગલો પડયો હોય!

فَهَلْ تَرَىٰ لَهُمْ مِنْ بَاقِيَةٍ ٩

૯. શું તે લોકોનું બાકી રહી ગયું હોય એવું તને કંઈ દેખાય છે?

وَجَاءَ فِرْعَوْنُ وَمَنْ قَبْلَهُ وَالْمُؤْتَفِكَاتُ بِالْخَاطِئَةِ ١٠

૧૦. અને ફિરઔનનું (કોઈ નામોનિશાન) કે તેની પહેલાંના લોકોનું અને ઊંધી ફેંકવામાં આવેલી વસ્તી જે બદકારીઓમાં ઓતપ્રોત હતી તેમનું (કંઈ બાકી રહ્યું દેખાય છે)?

فَعَصَوْا رَسُولَ رَبِّهِمْ فَأَخَذَهُمْ أَخْذَةً رَابِيَةً ١١

૧૧. બેશક તેમણે પોતાના પાલનહારના રસૂલની નાફરમાની કરી હતી જેથી તેણે તેમને સખત ભીંસમાં લીધા હતા.

إِنَّا لَمَّا طَغَى الْمَاءُ حَمَلْنَاكُمْ فِي الْجَارِيَةِ ١٢

૧૨. નિ:સંદેહ જ્યારે (રેલાનું) પાણી ઊંચું [2] ચડી આવ્યું હતું ત્યારે અમેજ તમને વહાણમાં સવાર કર્યા હતા,

لِنَجْعَلَهَا لَكُمْ تَذْكِرَةً وَتَعِيَهَا أُذُنٌ وَاعِيَةٌ ١٣

૧૩. કે જેથી અમે તમારા માટે એક નસિહત કાયમ કરીએ કે જેને સાંભળનારા કાન (હમેશાં) યાદ રાખે.

فَإِذَا نُفِخَ فِي الصُّورِ نَفْخَةٌ وَاحِدَةٌ ١٤

૧૪. પછી જ્યારે સૂરનો એકજ નાદ ગાજી ઉઠશે,

وَحُمِلَتِ الْأَرْضُ وَالْجِبَالُ فَدُكَّتَا دَكَّةً وَاحِدَةً ١٥

૧૫. અને ઝમીન તથા પહાડોને ઊખેડી એકજ ઝટકે તેમના ભૂક્કા ઊડાવી દેવામાં આવશે.

فَيَوْمَئِذٍ وَقَعَتِ الْوَاقِعَةُ ١٦

૧૬. તે દિવસે તે (મહાન) ઘડી આવી પહોંચી હશે.

وَانْشَقَّتِ السَّمَاءُ فَهِيَ يَوْمَئِذٍ وَاهِيَةٌ ١٧

૧૭. અને જે દિવસે આસમાન ફાટી જશે અને તે બેહદ તકલાદી બની જશે.

وَالْمَلَكُ عَلَىٰ أَرْجَائِهَا ۚ وَيَحْمِلُ عَرْشَ رَبِّكَ فَوْقَهُمْ يَوْمَئِذٍ ثَمَانِيَةٌ ١٨

૧૮. અને ફરિશ્તા તેના છેડાઓ ઉપર આવી ઉભા રહેશે અને તે દિવસે આઠ ફરિશ્તાઓએ તારા પરવરદિગારના અર્શને અધ્ધર ઊંચકી રાખ્યો હશે.

૨. હઝરત નૂહ (અ)ના સમયનું તોફાન.

૧૯. તે દિવસ તમને (અલ્લાહ સામે) ઉપસ્થિત કરવામાં આવશે અને તમારો કોઈ ભેદ છૂપો નહિ રહે.

૨૦. પછી જેને પોતાના કર્મોના લેખ જમણા હાથમાં આપવામાં આવશે તે કહેશે 'આવો, મારા લેખ વાંચો!

૨૧. 'ખરેજ મને વિશ્વાસ હતો કે મને મારો બદલો અવશ્ય મળશેજ.'

૨૨. પછી તે આનંદથી જીવન વિતાવશે,

૨૩. તે આલીશાન બગીચાઓમાં,

૨૪. જ્યાં તેની પડખેજ ફળોના ઝૂમખા લટકતા હશે.

૨૫. ( તેને કહેવામાં આવશે) 'આનંદથી ખા અને પી, આ ભૂતકાળમાં કરેલા તારા (નેક) કામોનો બદલો છે.

૨૬. પરંતુ જેના ડાબા હાથમાં તેના કર્મોના લેખ આપવામાં આવશે તે કહેશે 'જો મારી કરણીની નોંધ મને ન આપવામાં આવી હોત તો સારું હતું.

૨૭. ' ન તો મેં મારો હિસાબ જોયો હોત.

૨૮. '(અને) મારા મૃત્યુ સાથેજ (સઘળો) અંત આવી ગયો હોત.

૨૯. '(હાય) મારી દૌલત મારા કોઈ કામમાં ન આવી.

૩૦. 'મારી સત્તા પણ નષ્ટ થઈ ગઈ.'

૩૧. (ત્યારે હુકમ મળશે) 'તેને પકડી લો અને તેની ગરદનમાં તોક (ગાળિયો) નાખો.

૩૨. 'પછી તેને જહન્નમમાં ફેંકી દો.

૩૩. 'અને તેને સિત્તેર હાથ લાંબી સાંકળમાં જકડી દો;

૩૪. 'બેશક તે બૂલંદ શાનવાળા અલ્લાહમાં ઈમાન ન રાખતો હતો.

૩૫. 'અને ન તો ગરીબોને ખવરાવવાનો ઉત્સાહ રાખતો હતો.

૩૬. 'જેથી આજે અહીં તેનો કોઈ મિત્ર નથી.

૩૭. 'ન (અહીં) તેને પરુના સિવાય બીજો કોઈ ખોરાક મળશે.

૩૮.જે માત્ર 'પાપીઓના જ ખોરાક છે. (રુકૂઅ-૧)

يَوْمَئِذٍ تُعْرَضُونَ لَا تَخْفَىٰ مِنكُمْ خَافِيَةٌ ﴿١٨﴾

فَأَمَّا مَنْ أُوتِيَ كِتَابَهُ بِيَمِينِهِ فَيَقُولُ هَاؤُمُ اقْرَءُوا كِتَابِيَهْ ﴿١٩﴾

إِنِّي ظَنَنتُ أَنِّي مُلَاقٍ حِسَابِيَهْ ﴿٢٠﴾

فَهُوَ فِي عِيشَةٍ رَّاضِيَةٍ ﴿٢١﴾

فِي جَنَّةٍ عَالِيَةٍ ﴿٢٢﴾

قُطُوفُهَا دَانِيَةٌ ﴿٢٣﴾

كُلُوا وَاشْرَبُوا هَنِيئًا بِمَا أَسْلَفْتُمْ فِي الْأَيَّامِ الْخَالِيَةِ ﴿٢٤﴾

وَأَمَّا مَنْ أُوتِيَ كِتَابَهُ بِشِمَالِهِ فَيَقُولُ يَا لَيْتَنِي لَمْ أُوتَ كِتَابِيَهْ ﴿٢٥﴾

وَلَمْ أَدْرِ مَا حِسَابِيَهْ ﴿٢٦﴾

يَا لَيْتَهَا كَانَتِ الْقَاضِيَةَ ﴿٢٧﴾

مَا أَغْنَىٰ عَنِّي مَالِيَهْ ﴿٢٨﴾

هَلَكَ عَنِّي سُلْطَانِيَهْ ﴿٢٩﴾

خُذُوهُ فَغُلُّوهُ ﴿٣٠﴾

ثُمَّ الْجَحِيمَ صَلُّوهُ ﴿٣١﴾

ثُمَّ فِي سِلْسِلَةٍ ذَرْعُهَا سَبْعُونَ ذِرَاعًا فَاسْلُكُوهُ ﴿٣٢﴾

إِنَّهُ كَانَ لَا يُؤْمِنُ بِاللَّهِ الْعَظِيمِ ﴿٣٣﴾

وَلَا يَحُضُّ عَلَىٰ طَعَامِ الْمِسْكِينِ ﴿٣٤﴾

فَلَيْسَ لَهُ الْيَوْمَ هَاهُنَا حَمِيمٌ ﴿٣٥﴾

وَلَا طَعَامٌ إِلَّا مِنْ غِسْلِينٍ ﴿٣٦﴾

لَا يَأْكُلُهُ إِلَّا الْخَاطِئُونَ ﴿٣٧﴾ ع

فَلَآ اُقْسِمُ بِمَا تُبْصِرُوْنَ ۝٣٨

૩૯. માટે તમારી આંખે જે કંઈ તમે જોઈ રહ્યા છો (તે હકીકતના) સોગંદ ઉઠાવી હું કહું છું.

وَمَا لَا تُبْصِرُوْنَ ۝٣٩

૪૦. અને જે કંઈ તમે નથી જોઈ શકતા તેના પણ;

اِنَّهٗ لَقَوْلُ رَسُوْلٍ كَرِيْمٍ ۝٤٠

૪૧. કે ખરેજ આ એક મહાન રસૂલનું લાવેલું (અલ્લાહનું) કલામ છે.

وَّمَا هُوَ بِقَوْلِ شَاعِرٍ ۚ قَلِيْلًا مَّا تُؤْمِنُوْنَ ۝٤١

૪૨. અને તે કોઈ શાયરની કલ્પના નથી, પરંતુ તમે ભાગ્યેજ ઈમાન લાવો છો!

وَلَا بِقَوْلِ كَاهِنٍ ۚ قَلِيْلًا مَّا تَذَكَّرُوْنَ ۝٤٢

૪૩. ન તો આ જ્યોતિષના અડસટ્ટા છે, (પરંતુ) તમે ભાગ્યેજ લક્ષ આપો છો!

تَنْزِيْلٌ مِّنْ رَّبِّ الْعٰلَمِيْنَ ۝٤٣

૪૪. આ (કિતાબ) આ જહાનના સર્જનહાર તરફથી ઊતારવામાં આવી છે.

وَلَوْ تَقَوَّلَ عَلَيْنَا بَعْضَ الْاَقَاوِيْلِ ۝٤٤

૪૫. અને જો તેણે અમારા નામ ઉપર કોઈ વાત ઘડી કાઢી હોત,

لَاَخَذْنَا مِنْهُ بِالْيَمِيْنِ ۝٤٥

૪૬. તો અમે ખરેખર તેનો જમણો[3] હાથ પકડી લીધો હોત.

ثُمَّ لَقَطَعْنَا مِنْهُ الْوَتِيْنَ ۝٤٦

૪૭. અને અમે (તેના હૃદયને લોહી પહોંચાડનારી) તેની નસ કાપી નાખી હોત.

فَمَا مِنْكُمْ مِّنْ اَحَدٍ عَنْهُ حٰجِزِيْنَ ۝٤٧

૪૮. અને તમારામાંથી કોઈ પણ તેને (અમારાથી) બચાવી ન શક્યો હોત.

وَاِنَّهٗ لَتَذْكِرَةٌ لِّلْمُتَّقِيْنَ ۝٤٨

૪૯. અને બેશક આ (કુરઆન) પરહેઝગારો માટે એક નસિહત છે.

وَاِنَّا لَنَعْلَمُ اَنَّ مِنْكُمْ مُّكَذِّبِيْنَ ۝٤٩

૫૦. અને બેશક, અમે જાણીએ છીએ કે તમારામાંના કેટલાક (અમારી નિશાનીઓનો) અસ્વીકાર કરે છે.

وَاِنَّهٗ لَحَسْرَةٌ عَلَى الْكٰفِرِيْنَ ۝٥٠

૫૧. ખરેખર, આ (માન્યતા) કાફરો માટે પસ્તાવાનું કારણ બની જશે.

وَاِنَّهٗ لَحَقُّ الْيَقِيْنِ ۝٥١

૫૨. અને ખરેખર, આ (કુરઆન) સત્ય છે.

فَسَبِّحْ بِاسْمِ رَبِّكَ الْعَظِيْمِ ۝٥٢

૫૩. માટે તું તારા બૂલંદ પરવરદિગારની પવિત્રતાની તસ્બીહ કર. (રુકૂઅ-૨)

---

૩. આ આયત તથા તેના પછીની બે આયતોમાં અલ્લાહે પોતાના નામ ઉપર અસત્ય ઘડી કાઢનારને પકડી લેવાની તથા તેની ધોરી નસ (શાહ રગ) કાપી નાખવાની ચેતવણી આપી છે. આવા ખોટા દાવા કરનારાઓના ઉપદેશો અથવા નસિહતોનું દુનિયામાં કાયમ થવું, ફળવું અથવા સફળ પામવું અલ્લાહના વાયદા પ્રમાણે અસંભવિત છે.

سُوْرَةُ الْمَعَارِجِ مَكِّيَّةٌ
اٰيَاتُهَا (٤٤) رُكُوْعَاتُهَا (٢)

## અલ-મઆરીજ

બِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۝

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

سَاَلَ سَآئِلٌ بِعَذَابٍ وَّاقِعٍ ۝

૨. એક પૂછનારો[1] અઝાબ વિશે પૂછી રહ્યો છે જે (ખરેજ) આવી પડનાર છે—

لِّلْكٰفِرِيْنَ لَيْسَ لَهٗ دَافِعٌ ۝

૩. કાફરો ઉપર, જેને કોઈ ટાળી નહિ શકે.

مِّنَ اللّٰهِ ذِى الْمَعَارِجِ ۝

૪. જે (અસીમ) બૂલંદીઓ (ઉપર રહેવા)વાળા પરવરદિગાર તરફથી આવનાર છે.

تَعْرُجُ الْمَلٰٓئِكَةُ وَالرُّوْحُ اِلَيْهِ فِىْ يَوْمٍ كَانَ مِقْدَارُهٗ خَمْسِيْنَ اَلْفَ سَنَةٍ ۝

૫. ફરિશ્તાઓ તથા રૂહો એકજ દિવસમાં (તે ઊંચાણોમાં) ચડી તેની પાસે પહોંચી જાય છે, જે દિવસ પચાસ હઝાર વર્ષ જેવડો લાંબો છે.

فَاصْبِرْ صَبْرًا جَمِيْلًا ۝

૬. માટે તું ભલી રીતે સબ્ર કર.

اِنَّهُمْ يَرَوْنَهٗ بَعِيْدًا ۝

૭. આ લોકોને તે (ન્યાયનો દિવસ) બહુજ દૂર દેખાય છે,

وَّنَرٰىهُ قَرِيْبًا ۝

૮. પરંતુ અમે તેને નજીક જોઈ રહ્યા છીએ.

يَوْمَ تَكُوْنُ السَّمَآءُ كَالْمُهْلِ ۝

૯. જે દિવસે આકાશ પીગળેલા તાંબા જેવું (રાતું)થઈ જશે.

وَتَكُوْنُ الْجِبَالُ كَالْعِهْنِ ۝

૧૦. અને પર્વતો ઊન (ના પૂંમડાં) જેવી બની જશે.

وَلَا يَسْـَٔلُ حَمِيْمٌ حَمِيْمًا ۝

૧૧. અને દોસ્ત દોસ્તનો હાલ નહિ પૂછે.

يُّبَصَّرُوْنَهُمْ ۚ يَوَدُّ الْمُجْرِمُ لَوْ يَفْتَدِىْ مِنْ عَذَابِ يَوْمِئِذٍ بِبَنِيْهِ ۝

૧૨. તેમને એકબીજાને જોઈ શકે એવા અંતરે રાખવામાં આવશે, ત્યારે ગુનાહગાર ઇચ્છશે કે તે પોતાની ઔલાદને મુકિતદંડ[2] તરીકે આપી તે દિવસના અઝાબથી છૂટી જાય,

---

૧. જેવી રીતે દરેક પયગમ્બરના સમયમાં ઈમાન ન લાવનારા લોકો અઝાબની માગણી કરતા રહે છે. તેવીજ રીતે આંહઝરત સ.અ.સ.ના સમયમાં પણ વારંવાર અઝાબની માંગણી કરવામાં આવી હતી.

૨. આ આયત તથા તેના પછીની આયતોમાં કયામતના મહાન દિવસનો ભયાનક નકશો ખેંચવામાં આવ્યો છે. તે દિવસે ઈન્સાન પોતાને એક ભયંકર યાતના સામે ઉભેલો પામશે અને તેમાંથી છૂટવા માટે તે પોતાની અમૂલ્ય વસ્તુ અથવા સંબંધને પણ કુરબાન કરવા તૈયાર થશે. પરંતુ તે સમયે તેને મુકિત મળવી અસંભવિત હશે.

وَصَاحِبَتِهِ وَأَخِيهِ

૧૩. અને પોતાની પત્ની અને પોતાના ભાઈને પણ,

وَفَصِيلَتِهِ الَّتِي تُؤْوِيهِ

૧૪. અને તેને આશરો આપનાર પોતાના સગાસંબંધીઓને પણ.

وَمَنْ فِي الْأَرْضِ جَمِيعًا ثُمَّ يُنْجِيهِ

૧૫. અને ધરતીમાં વસનારા તમામ લોકોને (દંડ તરીકે આપીને) પણ જો તે પોતાને બચાવી શકતો હોય તો!

كَلَّا إِنَّهَا لَظَىٰ

૧૬. પરંતુ એવું નહિ થઈ શકે, ખરેજ તે (આગ) પ્રચંડ જવાળા હશે.

نَزَّاعَةً لِلشَّوَىٰ

૧૭. જે ચામડી ઉતરડીને (શરીર સુદ્ધાંને) ભરખી જશે.

تَدْعُو مَنْ أَدْبَرَ وَتَوَلَّىٰ

૧૮. તે પુકારી પુકારીને તેને બોલાવશે જે (સત્યથી) પીઠ ફેરવી ચાલ્યો ગયો હતો.

وَجَمَعَ فَأَوْعَىٰ

૧૯. અને (દૌલતનો) સંગ્રહ કર્યો અને તેને દબાવી રાખી,

إِنَّ الْإِنْسَانَ خُلِقَ هَلُوعًا

૨૦. ખરેખર ઈન્સાન સ્વભાવે લોભી અને અધીરો છે.

إِذَا مَسَّهُ الشَّرُّ جَزُوعًا

૨૧. જ્યારે તેના ઉપર મુસિબત આવે છે તો તે ગભરાઈ ઉઠે છે.

وَإِذَا مَسَّهُ الْخَيْرُ مَنُوعًا

૨૨. અને જ્યારે ભલાઈ પહોંચે છે તો તે લોભમાં પડી જાય છે.

إِلَّا الْمُصَلِّينَ

૨૩. પરંતુ નમાઝ પઢનારા તેવા નથી,

الَّذِينَ هُمْ عَلَىٰ صَلَاتِهِمْ دَائِمُونَ

૨૪. જે પોતાની નમાઝોમાં નિયમિત છે.

وَالَّذِينَ فِي أَمْوَالِهِمْ حَقٌّ مَعْلُومٌ

૨૫. અને તે લોકો જેમની દૌલતમાં (એવા મોહતાજોનો) મુકર્રર હિસ્સો હોય છે—( 3)

لِلسَّائِلِ وَالْمَحْرُومِ

૨૬. જે (મોહતાજો) હાથ ફેલાવતા હોય અને જે હાથ નથી ફેલાવતા—

وَالَّذِينَ يُصَدِّقُونَ بِيَوْمِ الدِّينِ

૨૭. અને જે લોકો કયામતના દિવસ ઉપર યકીન રાખે છે;

وَالَّذِينَ هُمْ مِنْ عَذَابِ رَبِّهِمْ مُشْفِقُونَ

૨૮. અને તે લોકો જે પોતાના પરવરદિગારના અઝાબથી ડરનારા છે—

إِنَّ عَذَابَ رَبِّهِمْ غَيْرُ مَأْمُونٍ

૨૯. બેશક તેમના પરવરદિગારનો અઝાબ એવી વસ્તુ નથી જેનાથી નિર્ભય થઈ શકાય—

وَالَّذِينَ هُمْ لِفُرُوجِهِمْ حَافِظُونَ

૩૦. અને જે પોતાની શરમગાહોનું રક્ષણ કરે છે,

إِلَّا عَلَىٰ أَزْوَاجِهِمْ أَوْ مَا مَلَكَتْ أَيْمَانُهُمْ فَإِنَّهُمْ غَيْرُ مَلُومِينَ

૩૧. સિવાય કે પોતાની પત્નીઓથી અને પોતાની માલિકીની લોંડીઓથી, તેમના ઉપર કોઈ દોષ નથી;

૩૨. પરંતુ તેનાથી વધુ (કામવાસના)ના અભિલાષી હદ બહાર જનારા છે—

فَمَنِ ابْتَغٰى وَرَآءَ ذٰلِكَ فَاُولٰٓئِكَ هُمُ الْعٰدُوْنَ ۝

૩૩. અને જે લોકો પોતાની (પાસે રાખેલી) અમાનતો તથા પોતાના કરેલા કોલ કરારોને નિભાવે છે;

وَالَّذِيْنَ هُمْ لِاَمٰنٰتِهِمْ وَعَهْدِهِمْ رٰعُوْنَ ۝

૩૪. અને જે સાક્ષી આપવામાં સચ્ચાઈ ઉપર કાયમ રહે છે,

وَالَّذِيْنَ هُمْ بِشَهٰدٰتِهِمْ قَآئِمُوْنَ ۝

૩૫. અને જે પોતાની નમાઝોમાં નિયમિત છે,

وَالَّذِيْنَ هُمْ عَلٰى صَلَاتِهِمْ يُحَافِظُوْنَ ۝

૩૬. આજ લોકો છે જે જન્નતમાં ઈઝઝતથી રહેશે. (રુકૂઅ-૧)

اُولٰٓئِكَ فِيْ جَنّٰتٍ مُّكْرَمُوْنَ ۝

૩૭. પરંતુ (હે નબી) આ કાફરોને શું થઈ ગયું છે કે તેઓ અવારનવાર તને ઘેરી લેવા માટે દોડે છે.

فَمَالِ الَّذِيْنَ كَفَرُوْا قِبَلَكَ مُهْطِعِيْنَ ۝

૩૮. જમણી તરફથી તેમજ ડાબી તરફથી જુદા જુદા ટોળાંમાં (ચડાઈ કરતા રહે છે).

عَنِ الْيَمِيْنِ وَعَنِ الشِّمَالِ عِزِيْنَ ۝

૩૯. શું આ લોકો એવી આશા રાખી બેઠા છે કે તેમને ને'મતોવાળી જન્નતમાં દાખલ કરવામાં આવશે?

اَيَطْمَعُ كُلُّ امْرِئٍ مِّنْهُمْ اَنْ يُّدْخَلَ جَنَّةَ نَعِيْمٍ ۝

૪૦. કદીપણ નહિ! તેઓ જાણે છે કે અમે તેમને કઈ વસ્તુમાંથી પેદા કર્યા છે.

كَلَّا ۚ اِنَّا خَلَقْنٰهُمْ مِّمَّا يَعْلَمُوْنَ ۝

૪૧. બલ્કે પૂર્વ તથા પશ્ચિમનો પરવરદિગાર સાક્ષી છે, કે અમે (એવી) શકિત રાખીએ છીએ (કે),

فَلَآ اُقْسِمُ بِرَبِّ الْمَشٰرِقِ وَالْمَغٰرِبِ اِنَّا لَقٰدِرُوْنَ ۝

૪૨. તેમના સ્થાને તેમનાથી બેહતર લોકોને લાવીએ. અને અમને (અમારી યોજનાઓમાં કદીપણ) નિષ્ફળ નહિ કરી શકાય.

عَلٰٓى اَنْ نُّبَدِّلَ خَيْرًا مِّنْهُمْ وَمَا نَحْنُ بِمَسْبُوْقِيْنَ ۝

૪૩. માટે તેમને પોતાના નિરર્થક વાદોમાં અને રમતગમતમાં પડયા રહેવા દે જ્યાં સુધી કે તેઓ તે દિવસ ન જોઈ લે જેનો તેમને વાયદો આપવામાં આવ્યો છે.

فَذَرْهُمْ يَخُوْضُوْا وَيَلْعَبُوْا حَتّٰى يُلٰقُوْا يَوْمَهُمُ الَّذِيْ يُوْعَدُوْنَ ۝

૪૪. તે દિવસે તેઓ પોતાની કબરોમાંથી નીકળી એવા નાસી રહ્યા હશે જાણે એક નિશ્ચિત ધ્યેય[૪] તરફ જઈ રહ્યા હોય.

يَوْمَ يَخْرُجُوْنَ مِنَ الْاَجْدَاثِ سِرَاعًا كَاَنَّهُمْ اِلٰى نُصُبٍ يُّوْفِضُوْنَ ۝

૪૫. તેમની આંખો (શરમથી) ઢળેલી હશે; અને તેઓ નામોશીથી ઘેરાએલો હશે. આવો હશે તે દિવસ જેનો તેમને વાયદો આપવામાં આવ્યો છે. (રુકૂઅ-૨)

خَاشِعَةً اَبْصَارُهُمْ تَرْهَقُهُمْ ذِلَّةٌ ۗ ذٰلِكَ الْيَوْمُ الَّذِيْ كَانُوْا يُوْعَدُوْنَ ۝

૩. સૃષ્ટિની તમામ વસ્તુઓ, દોલત વગેરે તમામ માનવજાતિની સહિયારી છે, કોઈ એકને તેનો સંગ્રહ કરી ધણી થઈ બેસવાનો અધિકાર નથી; શ્રીમંતની મિલકતમાં ગરીબ મોહતાજનો પણ હક્ક છે.

૪. 'નિશ્ચિત ધ્યેય' તરફ અર્થાત ખાસ સૂચના કે દબાણ નીચે કોઈ દિશામાં ખેંચાવું. 'જોયા વગર તણાઈ જનારાની જેમ.'

آياتها (٢٨) سُوْرَةُ نُوْحٍ مَكِّيَّةٌ (٧١) ركوعاتها (٢)

## નૂહ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

اِنَّآ اَرْسَلْنَا نُوْحًا اِلٰى قَوْمِهٖٓ اَنْ اَنْذِرْ قَوْمَكَ مِنْ قَبْلِ اَنْ يَّاْتِيَهُمْ عَذَابٌ اَلِيْمٌ ○

૨. અમે નૂહને તેની કોમ તરફ મોકલાવ્યો (અને કહ્યું) 'તારી કોમ ઉપર દર્દનાક અઝાબ આવતા પહેલાં તું તેમને ચેતવી દે.'

قَالَ يٰقَوْمِ اِنِّيْ لَكُمْ نَذِيْرٌ مُّبِيْنٌ ○

૩. તેણે કહ્યું, 'હે મારી કોમના લોકો, હું બેશક તમને ચેતવનાર (તરીકેજ આવ્યો) છું,

اَنِ اعْبُدُوا اللّٰهَ وَاتَّقُوْهُ وَاَطِيْعُوْنِ ○

૪. 'કે તમે અલ્લાહની બંદગી કરો, તેનાથી ડરો અને મારી આજ્ઞાનું પાલન કરો,'

يَغْفِرْ لَكُمْ مِّنْ ذُنُوْبِكُمْ وَيُؤَخِّرْكُمْ اِلٰٓى اَجَلٍ مُّسَمًّى ۭ اِنَّ اَجَلَ اللّٰهِ اِذَا جَاۗءَ لَا يُؤَخَّرُ ۘ لَوْ كُنْتُمْ تَعْلَمُوْنَ ○

૫. 'તો તે તમારા ગુનાહો માફ કરશે અને તમને મુકર્રર સમય સુધીની મોહલત આપશે, બેશક અલ્લાહે નિર્માણ કરેલા સમયને આવતો ટાળી શકાશે નહિ, જો એટલુંજ તમે જાણતા હો તો!'

قَالَ رَبِّ اِنِّيْ دَعَوْتُ قَوْمِيْ لَيْلًا وَّنَهَارًا ○

૬. તેણે કહ્યું, "હે મારા પરવરદિગાર, હું મારી કોમને રાત અને દિવસ (ઈમાન તરફ) બોલાવતો રહ્યો છું.

فَلَمْ يَزِدْهُمْ دُعَاۗءِيْٓ اِلَّا فِرَارًا ○

૭. "પરંતુ મારી પુકારોએ તેમને મારાથી વધુને વધુ દૂર કરી મૂકયા છે;

وَاِنِّيْ كُلَّمَا دَعَوْتُهُمْ لِتَغْفِرَ لَهُمْ جَعَلُوْٓا اَصَابِعَهُمْ فِيْٓ اٰذَانِهِمْ وَاسْتَغْشَوْا ثِيَابَهُمْ وَاَصَرُّوْا وَاسْتَكْبَرُوا اسْتِكْبَارًا ○

૮. "અને જ્યારે પણ મેં તેમને બોલાવ્યો કે કદાચ તેઓ તારી ક્ષમા મેળવે, તેમણે પોતાના કાનમાં આંગળા ઘાલ્યા અને પોતાના દિલોને ઢાંકી લીધા, તેમણે[1] હઠાગ્રહ કર્યો અને અભિમાનથી તુચ્છકારતા રહ્યા.

ثُمَّ اِنِّيْ دَعَوْتُهُمْ جِهَارًا ○

૯. "પછી મેં તેમને ઊંચા સાદે (પરહેઝગારી તરફ) દાવત આપી.

ثُمَّ اِنِّيْٓ اَعْلَنْتُ لَهُمْ وَاَسْرَرْتُ لَهُمْ اِسْرَارًا ○

૧૦. "પછી મેં તેમને જાહેરમાં નસિહત આપી અને ખાનગીમાં પણ શિખામણો આપી.

فَقُلْتُ اسْتَغْفِرُوْا رَبَّكُمْ ۭ اِنَّهٗ كَانَ غَفَّارًا ○

૧૧. "અને મેં કહ્યું 'તમારા પરવરદિગાર પાસે માફીની દુઆ કરો; બેશક, તે બહુજ બક્ષનાર છે.

---

૧. હઝરત નૂહ (અ)એ વિવિધ રીતે પોતાની કોમને તૌહીદ તથા હિદાયત તરફ બોલાવ્યા પરંતુ તેઓ સંગઠિત થઈ અલ્લાહના દિવ્ય સંદેશની અવગણના કરતા રહ્યા.

| | |
|---|---|
| ૧૨. 'તે તમારા ઉપર આકાશેથી પુષ્કળ વરસાદ વરસાવશે. | يُّرْسِلِ السَّمَآءَ عَلَيْكُمْ مِّدْرَارًا ⑪ |
| ૧૩. 'અને તમારી મિલકત તથા ઔલાદમાં (પુષ્કળ) વધારો કરશે, અને તે તમને બગીચાઓ આપશે, અને તમને નદીઓ આપશે. | وَّيُمْدِدْكُمْ بِأَمْوَالٍ وَّبَنِيْنَ وَيَجْعَلْ لَّكُمْ جَنّٰتٍ وَّيَجْعَلْ لَّكُمْ اَنْهٰرًا ⑫ |
| ૧૪. 'આ તમને શું થઈ ગયું છે કે તમને અલ્લાહ તરફથી હિકમત (શાણપણ)ની આશા નથી? | مَا لَكُمْ لَا تَرْجُوْنَ لِلّٰهِ وَقَارًا ⑬ |
| ૧૫. '(જ્યારે) તેણેજ તમને (વિભિન્ન) રૂપોમાંથી અને (વિભિન્ન) હાલતોમાંથી (પસાર કરી) પેદા કર્યા છે?[૨] | وَقَدْ خَلَقَكُمْ اَطْوَارًا ⑭ |
| ૧૬. 'શું તમે નથી જોયું કે અલ્લાહે એકબીજા ઉપર કેવી રીતે સાત આસમાનો રચ્યાં છે? | اَلَمْ تَرَوْا كَيْفَ خَلَقَ اللّٰهُ سَبْعَ سَمٰوٰتٍ طِبَاقًا ⑮ |
| ૧૭. 'અને તેમાં ચંદ્રને પ્રકાશ બનાવ્યો અને સૂર્યને દીવો બનાવ્યો? | وَّجَعَلَ الْقَمَرَ فِيْهِنَّ نُوْرًا وَّجَعَلَ الشَّمْسَ سِرَاجًا ⑯ |
| ૧૮. 'અને અલ્લાહે તમને ઊગનાર (વનસ્પતિ)ની જેમ ઝમીનમાંથી પેદા કર્યા છે. | وَاللّٰهُ اَنْۢبَتَكُمْ مِّنَ الْاَرْضِ نَبَاتًا ⑰ |
| ૧૯. 'પછી તે તેમને તેમાંજ પાછા ફેરવશે. અને ફરી તમને નવેસરથી પાછા લાવશે. | ثُمَّ يُعِيْدُكُمْ فِيْهَا وَيُخْرِجُكُمْ اِخْرَاجًا ⑱ |
| ૨૦. 'અને અલ્લાહે ધરતીને તમારા માટે વિશાળ કરી બનાવી છે. | وَاللّٰهُ جَعَلَ لَكُمُ الْاَرْضَ بِسَاطًا ⑲ |
| ૨૧. 'કે જેથી તમે તેમાં ખુલ્લા માર્ગો દ્વારા (છૂટથી) હરીફરી શકો.'" (રુકૂઅ-૧) | لِّتَسْلُكُوْا مِنْهَا سُبُلًا فِجَاجًا ⑳ |
| ૨૨. નૂહે કહ્યું, 'હે મારા પરવરદિગાર, તેમણે મારી નાફરમાની કરીને તેના પગલે ચાલ્યા જેની પાયમાલીમાં દૌલત તથા ઔલાદે વધારો કરી દીધો છે. | قَالَ نُوْحٌ رَّبِّ اِنَّهُمْ عَصَوْنِيْ وَاتَّبَعُوْا مَنْ لَّمْ يَزِدْهُ مَالُهٗ وَوَلَدُهٗۤ اِلَّا خَسَارًا ㉑ |
| ૨૩. 'અને તેમણે મોટી યોજના બનાવી છે. | وَمَكَرُوْا مَكْرًا كُبَّارًا ㉒ |
| ૨૪. 'અને તેમણે (એકબીજાને) કહ્યું કે (કોઈ પણ સંજોગોમાં) તમારે તમારા મા'બૂદોનો ત્યાગ નથી | وَقَالُوْا لَا تَذَرُنَّ اٰلِهَتَكُمْ وَلَا تَذَرُنَّ وَدًّا وَّ |

૨. અલ્લાહે ઈન્સાનને વિભિન્ન ગુણો તથા કાર્યકુશળતા બક્ષી હોય છે જેના આધારે તે વિવિધ શારીરિક તથા માનસિક વિકાસમાં પ્રગતિ કરતો રહે છે. અહીં 'અત્વાર'નું બહુ વચન 'તૌર' શબ્દ ઉપયોગમાં લેવાયો છે જેનો અર્થ વિભિન્ન હાલતો, પ્રસંગો, સંજોગો, ખૂબીઓ, રૂપો, આકારો તથા ડગલેપગલે વિકાસમય પ્રગતિ છે. આ આયતનો ભાવાર્થ એવો છે કે અલ્લાહે જીવને વિવિધ સંજોગો તથા માનસિક પરિસ્થિતિઓમાંથી પસાર કરી અંતમાં એક દાનેશમંદ વિકાસમય સંસ્કારી ઈન્સાનનું રૂપ આપ્યું.

لَا سُوَاعًا ۙ وَّلَا يَغُوْثَ وَيَعُوْقَ وَنَسْرًا ﴿٢٣﴾

કરવો, અને 'વદ્'[3] નો ત્યાગ નથી કરવાનો, ન 'સુવ્વાઅ'નો, ન 'યા'ગૂથ'નો, ન યા'કુનો અને ન તો 'નસ્ર'નો.

وَقَدْ اَضَلُّوْا كَثِيْرًا ۚ وَلَا تَزِدِ الظّٰلِمِيْنَ اِلَّا ضَلٰلًا ﴿٢٤﴾

૨૫. 'અને તેમણે અનેકને ગુમરાહ કર્યા છે; માટે તું તે ઝાલિમોને વધુ ગુમરાહીમાં નાખી દે.'

مِمَّا خَطِيْٓـٰٔتِهِمْ اُغْرِقُوْا فَاُدْخِلُوْا نَارًا ۙ فَلَمْ يَجِدُوْا لَهُمْ مِّنْ دُوْنِ اللّٰهِ اَنْصَارًا ﴿٢٥﴾

૨૬. (અંતમાં) તેમની ગુમરાહીના કારણે તેઓ ગરક કરવામાં આવ્યા અને આગમાં ફેંકવામાં આવ્યા. અને અલ્લાહ સામે તેમને કોઈ મદદ કરનાર ન હતું.

وَقَالَ نُوْحٌ رَّبِّ لَا تَذَرْ عَلَى الْاَرْضِ مِنَ الْكٰفِرِيْنَ دَيَّارًا ﴿٢٦﴾

૨૭. અને નૂહે કહ્યું 'હે મારા પરવરદિગાર, ધરતી ઉપર કોઈ એક પણ કાફરને બાકી ન રહેવા દેજે,

اِنَّكَ اِنْ تَذَرْهُمْ يُضِلُّوْا عِبَادَكَ وَلَا يَلِدُوْٓا اِلَّا فَاجِرًا كَفَّارًا ﴿٢٧﴾

૨૮. 'કારણ કે તું તેમને રહેવા દઈશ તો તેઓ તારા બંદાઓને ગુમરાહ કરતા રહેશે. અને સિવાય બદકારોને અને ઈન્કાર કરનારાઓને તેઓ કોઈ બીજાને જન્મ નહિ આપે.

رَبِّ اغْفِرْ لِيْ وَلِوَالِدَيَّ وَلِمَنْ دَخَلَ بَيْتِيَ مُؤْمِنًا وَّلِلْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنٰتِ ۗ وَلَا تَزِدِ الظّٰلِمِيْنَ اِلَّا تَبَارًا ﴿٢٨﴾

૨૯. 'હે મારા પરવરદિગાર, મને ક્ષમા કર, અને મારા માતાપિતાને પણ, અને તેને પણ જે ઈમાન લાવી મારા ઘરમાં દાખલ થાય, અને મોમિન પુરુષોને તથા મોમિન સ્ત્રીઓને (પણ); અને ઝાલિમોની બરબાદીમાં ઔર વધારો કરી દે.' (રૂકૂઅ-૨)

---

૩. (અ) બનુ કલ્બનો કબીલો 'વધ' નામની પ્રતિમાની પૂજા કરતો.

(બ) 'સુવ્વાઅ' નામની દેવીની પૂજા બનુ હુદેલના કબીલાવાળા કરતા જે સૌંદર્યની રાણી ગણાતી હતી.

(ત) 'યા'કૂ' નામની ઘોડાના આકારની પ્રતિમાની પૂજા હમદાન નામનો કબીલો કરતો.

(૪) 'યાઅગૂથ'ની પૂજા મુરાદનો કબીલો કરતો.

(૫) 'નસ્ર' નામની ગરૂડપક્ષીના આકારની પ્રતિમાની પૂજા ઝૂલ-કિલા નામનો કબીલો કરતો જે અમર જીવન તથા આંતરજ્ઞાનનું પ્રતીક ગણાતી હતી.

આવી રીતે હઝરત નૂહ (અ)ની કોમ વિવિધ મૂર્તિઓની પૂજામાં ઓતપ્રોત હતી. ઉપરોકત પાંચ મૂર્તિઓનું પૂજન આ લોકોમાં પણ પ્રચલિત હતું જે અમુક સદીઓ પછી અરબ લોકો ઈરાકમાંથી દક્ષિણમાં લઈ આવ્યા. અમીર લોહાય સીરિયામાંથી તેમની પ્રખ્યાત મૂર્તિ 'હુબ્બૂલ'ના પૂજનની પ્રથા અરબસ્તાનમાં લઈ આવ્યો હતો જોકે અરબસ્તાની દેવોની પ્રતિમાઓ 'લાત', 'મનાત' 'ઉઝઝા' અને 'ઔર' હતી જેમના નામો હઝરત નૂહ (અ)ના અમુક કબીલાઓના નામો ઉપરથી રાખવામાં આવ્યા હોય તેમ લાગે છે. હઝરત નૂહ(અ)ની કોમના નાના નાના કબીલાઓ બે મુખ્ય ભાગમાં વહેંચાએલા હતા અને એકબીજાથી દૂર ઉત્તર તથા દક્ષિણમાં ફેલાએલા હતા. આ બે મુખ્ય ભાગો વચ્ચે વેપાર વહેવાર હમેશા ચાલુ રહેવાના કારણે તે બન્ને મૂર્તિપૂજક પાડોશીઓ એકબીજાનું અનુસરણ કરતા રહ્યા હોય તેવું બની શકે.

سُوْرَةُ الْجِنِّ مَكِّيَّةٌ (٧٢) اٰيَاتُهَا ٢٨ رُكُوْعَاتُهَا ٢

## અલ-જીન્ન

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

قُلْ اُوْحِيَ اِلَيَّ اَنَّهُ اسْتَمَعَ نَفَرٌ مِّنَ الْجِنِّ فَقَالُوْٓا اِنَّا سَمِعْنَا قُرْاٰنًا عَجَبًا ②

૨. તું કહે, "મને વહી દ્વારા જણાવવામાં આવ્યું છે કે જીન્નોનાં[1] એક જૂથે (કુરઆન) સાંભળ્યા પછી કહ્યું 'અમે કુરઆન સાંભળ્યું છે જે ખરેખર અજાયબીભર્યું છે,

يَّهْدِيْٓ اِلَى الرُّشْدِ فَاٰمَنَّا بِهٖ ۭ وَلَنْ نُّشْرِكَ بِرَبِّنَآ اَحَدًا ③

૩. 'જે સત્ય માર્ગ બતાવે છે; જેથી અમે તેના ઉપર ઈમાન લઈ આવ્યા છીએ અને અમે અમારા સર્જનહારનો શરીક[2] (ભાગીદાર) કોઈને નહિ, ઠરાવીએ.

وَّاَنَّهٗ تَعٰلٰى جَدُّ رَبِّنَا مَا اتَّخَذَ صَاحِبَةً وَّلَا وَلَدًا ④

૪. 'અને અમારો પરવરદિગાર મોટી શાનવાળો છે, તેની કોઈ પત્ની નથી, ન તેની કોઈ ઔલાદ છે.'

وَّاَنَّهٗ كَانَ يَقُوْلُ سَفِيْهُنَا عَلَى اللّٰهِ شَطَطًا ⑤

૫. 'અને (ખરેજ) અમારામાંના નાદાનો અલ્લાહ વિશે હદબહારનું અસત્ય ઉચ્ચારતા રહેતા.

وَّاَنَّا ظَنَنَّآ اَنْ لَّنْ تَقُوْلَ الْاِنْسُ وَالْجِنُّ عَلَى اللّٰهِ كَذِبًا ⑥

૬. 'જો કે અમે એવું ધારતા રહ્યા હતા કે ઈન્સાન તથા જીન્ન અલ્લાહ વિશે જૂઠું કદીપણ નહિ બોલે.

وَّاَنَّهٗ كَانَ رِجَالٌ مِّنَ الْاِنْسِ يَعُوْذُوْنَ بِرِجَالٍ مِّنَ الْجِنِّ فَزَادُوْهُمْ رَهَقًا ⑦

૭. 'અને સાધારણ લોકોમાંથી પણ કેટલાક જીન્નોમાંના કેટલાક લોકાની[3] પનાહ અવશ્ય લેતા હતા જેનાથી તે (જીન્નો)નું ગરૂર વધી જતું.

---

૧. 'જીન્ન'નો એક અર્થ 'અજનબી' કે 'આગંતુક' પણ થાય છે. આ આયતનો ઈશારો 'નસીબીનના યહૂદીઓ' તરફ પણ હોઈ શકે કારણ કે તેઓ બીન અરબ હતા અને તેમના માટે અજનબી હતા. અમુક આલિમો આ આયત અને સૂ.૪૬ની આ.૩૦ થી ૩૩ વચ્ચે સંબંધ હોવાનો અભિપ્રાય રાખે છે.

૨. આ આયતથી મુરાદ તે જીન્નો ઈસાઈ અથવા યહૂદીઓ બન્નેમાંથી એક હોય કે બન્ને હોય, કારણ કે બન્ને કોમો વચ્ચે ગાઢ સંબંધ હોવાથી યહૂદીઓ ઈસાઈઓના પ્રભાવ નીચે આવી ગયા હોય તેવું બની શકે છે.

૩. અહીં 'રિજાલ' અર્થાત 'જણ' કે 'માણસ' શબ્દનો ઉપયોગ થયો છે જે શબ્દ માત્ર ઈન્સાન માટેજ વિશિષ્ટ છે જેથી 'આ આયત તે જીન્નો'ના ટોળાને મનુષ્યનો એક વર્ણ તરીકે વર્ણવ્યો છે, અને સૂરાહ અલ-અહકાફમાં વર્ણાએલા જીન્નો પણ ઈન્સાનોજ છે અને કોઈ અન્ય સર્જન નથી. અરબીના 'જીન્ન' શબ્દનો અર્થ મોટાઈવાળી કે પ્રભાવશાળી વ્યકિત, અને 'ઈન્સ'નો અર્થ નમ્ર તથા શાંત સ્વભાવવાળી વ્યકિત પણ થાય છે.

૮. 'અને બેશક તેમની માન્યતા પણ તમારા જેવીજ હતી કે અલ્લાહ કોઈને પણ ફરીવાર સજીવન નહિ કરે.

وَّاَنَّهُمْ ظَنُّوْا كَمَا ظَنَنْتُمْ اَنْ لَّنْ يَّبْعَثَ اللّٰهُ اَحَدًا ۙ ۸

૯. (તેમણે કહ્યું)'અમે આસમાનમાં પહોંચવા[૪] ચાહ્યું તો તેને બળવાન રક્ષકો તથા અગ્નિખરતા તારલાઓથી[૫] ભરપૂર જોયું.

وَّاَنَّا لَمَسْنَا السَّمَآءَ فَوَجَدْنٰهَا مُلِئَتْ حَرَسًا شَدِيْدًا وَّشُهُبًا ۙ ۹

૧૦. 'અને અમે (પહેલાં) ત્યાંના કેટલાક સ્થળોમાં સાંભળવા માટે બેસતા હતા, પરંતુ હવે કોઈ સાંભળવા જાય છે તો અગ્નિખરતા તારાઓ તાક માં બેઠેલા દેખાય છે.[૬]

وَّاَنَّا كُنَّا نَقْعُدُ مِنْهَا مَقَاعِدَ لِلسَّمْعِ ۖ فَمَنْ يَّسْتَمِعِ الْاٰنَ يَجِدْ لَهٗ شِهَابًا رَّصَدًا ۙ ۱۰

૧૧. 'અને અમે નથી જાણતા કે પૃથ્વીમાં રહેનારાઓને હાનિ કરવાનો ઈરાદો કરવામાં આવ્યો છે કે તેમને કંઈ ભલાઈ આપવાનો તેમના પરવરદિગારનો ઈરાદો છે!

وَّاَنَّا لَا نَدْرِيْٓ اَشَرٌّ اُرِيْدَ بِمَنْ فِى الْاَرْضِ اَمْ اَرَادَ بِهِمْ رَبُّهُمْ رَشَدًا ۙ ۱۱

૧૨. 'અને અમારામાંના કેટલાક નેક લોકો છે અને કેટલાક તેનાથી ઊલટા છે; અને અમે વિભિન્ન વિચાર ધરાવતા ફિરકામાં વહેંચાએલા છે.

وَّاَنَّا مِنَّا الصّٰلِحُوْنَ وَمِنَّا دُوْنَ ذٰلِكَ ۗ كُنَّا طَرَآئِقَ قِدَدًا ۙ ۱۲

૧૩. 'અને અમે જાણીએ છીએ કે અમે પૃથ્વીમાં અલ્લાહ (ના નિર્ણયો)ને નિષ્ફળ નથી બનાવી શકતા, ન તો અમે નાસી જઈ તેનાથી છટકી શકીએ છીએ.'

وَّاَنَّا ظَنَنَّآ اَنْ لَّنْ نُّعْجِزَ اللّٰهَ فِى الْاَرْضِ وَلَنْ نُّعْجِزَهٗ هَرَبًا ۙ ۱۳

૧૪. 'અને અમે હિદાયતની પુકાર સાંભળી ઈમાન લઈ આવ્યા. બેશક જે પોતાના પરવરદિગાર ઉપર ઈમાન લાવે છે તેને કોઈ નુકસાનનો કે અન્યાયનો ભય નથી.

وَّاَنَّا لَمَّا سَمِعْنَا الْهُدٰٓى اٰمَنَّا بِهٖ ۗ فَمَنْ يُّؤْمِنْ بِرَبِّهٖ فَلَا يَخَافُ بَخْسًا وَّلَا رَهَقًا ۙ ۱۴

૧૫. 'અને અમારામાંના કેટલાક તાબેદાર છે અને કેટલાક (હિદાયતથી) ગુમરાહ છે." અને જે (અલ્લાહની) તાબેદારીમાં આવી ગયા તે ખરેખર હિદાયત પામ્યા.

وَّاَنَّا مِنَّا الْمُسْلِمُوْنَ وَمِنَّا الْقٰسِطُوْنَ ۗ فَمَنْ اَسْلَمَ فَاُولٰٓئِكَ تَحَرَّوْا رَشَدًا ۱۵

૪. 'આસમાનમાં પહોંચવા ચાહ્યું' અર્થાત 'ગૅબનું જ્ઞાન મેળવવા ચાહ્યુ.'

૫. જ્યારે રૂહાની સુધારક જાહેર થવાનો હોય છે ત્યારે તારાઓનું ખરવું કુદરતી રીતે સાધારણ બની જાય છે.

૬. રૂહાની સુધારકના જાહેર થવા પહેલાં ભવિષ્ય ભાખનારાઓ તથા રૂહાની ઈલ્મના દાવેદારો પોતાના સંશયાત્મક ઈલ્મના ઢોંગથી ગૅબના જ્ઞાની તરીકે ભોળી પ્રજા ઉપર પ્રભાવ નાખી છેતરવામાં પ્રયત્નશીલ રહેતા હોય છે, જેમાં થોડે ઘણે અંશે તેઓ સફળતા પણ મેળવી લે છે; પરંતુ રૂહાની સુધારકના આગમનથી તેમના છળ કપટો ખુલ્લાં પડી જાય છે અને તેમનું નકલી ઈલ્મ બેનકાબ થઈ જાય છે. જોકે આ આયતનો સંબંધ આંહઝરત સ.અ.સ.ના સમય સાથે છે પરંતુ સાધારણ રીતે આવી પરિસ્થિતિનો પ્રત્યેક અલ્લાહના નબી તથા નેક રૂહોના સમયમાં ઉદ્ભવ થતો રહે છે.

وَأَمَّا الْقَاسِطُونَ فَكَانُوا لِجَهَنَّمَ حَطَبًا ﴿١٦﴾

૧૬. અને જે લોકો આડે રસ્તે પડી ગયા છે તેઓજ જહન્નમનું ઈંધણ છે.

وَأَنْ لَوِ اسْتَقَامُوا عَلَى الطَّرِيقَةِ لَأَسْقَيْنَاهُمْ مَاءً غَدَقًا ﴿١٧﴾

૧૭. અને જો તેઓ સન્માર્ગ ઉપર કાયમ રહેશે તો અમે તેમને પીવા માટે પુષ્કળ પાણી (૭) આપતા રહેશું.

لِنَفْتِنَهُمْ فِيهِ ۚ وَمَنْ يُعْرِضْ عَنْ ذِكْرِ رَبِّهِ يَسْلُكْهُ عَذَابًا صَعَدًا ﴿١٨﴾

૧૮. જેના વડે અમે તેમની આઝમાઈશ કરીએ અને જે પોતાના પરવરદિગારની યાદથી મુખ ફેરવી લેશે, તેને તે અત્યંત ભયંકર અઝાબમાં ધકેલી દેશે.

وَأَنَّ الْمَسَاجِدَ لِلَّهِ فَلَا تَدْعُوا مَعَ اللَّهِ أَحَدًا ﴿١٩﴾

૧૯. અને ઈબાદતના સર્વ સ્થળો અલ્લાહનાજ છે; માટે તેમાં અલ્લાહ સિવાય કોઈ અન્યને ન પુકારો.

وَأَنَّهُ لَمَّا قَامَ عَبْدُ اللَّهِ يَدْعُوهُ كَادُوا يَكُونُونَ عَلَيْهِ لِبَدًا ﴿٢٠﴾

૨૦. અને જ્યારે અલ્લાહનો બંદો (હઝરત મુહમ્મદ સ.અ.સ.) બંદગી કરવા ઊભો થાય છે ત્યારે તેમનું (મક્કાવાળાઓનું) ટોળું તેને ઘેરી ગુંગળાવી મૂકે છે. (રુકૂઅ-૧)

قُلْ إِنَّمَا أَدْعُو رَبِّي وَلَا أُشْرِكُ بِهِ أَحَدًا ﴿٢١﴾

૨૧. તું કહે, 'હું માત્ર મારા પરવરદિગારનીજ બંદગી કરું છું, અને તેની સાથે કોઈને શરીક નથી ઠરાવતો.'

قُلْ إِنِّي لَا أَمْلِكُ لَكُمْ ضَرًّا وَلَا رَشَدًا ﴿٢٢﴾

૨૨. તું કહે, 'હું તમારું ભલું અથવા બૂરું કરવાની કોઈ શકિત નથી ધરાવતો.'

قُلْ إِنِّي لَنْ يُجِيرَنِي مِنَ اللَّهِ أَحَدٌ وَلَنْ أَجِدَ مِنْ دُونِهِ مُلْتَحَدًا ﴿٢٣﴾

૨૩. તું કહે, 'ખરેખર, અલ્લાહથી મને કોઈ નથી બચાવી શકતો. અને ન તો તેના સિવાય બીજા કોઈનું શરણ મને મળશે.

إِلَّا بَلَاغًا مِنَ اللَّهِ وَرِسَالَاتِهِ ۚ وَمَنْ يَعْصِ اللَّهَ وَرَسُولَهُ فَإِنَّ لَهُ نَارَ جَهَنَّمَ خَالِدِينَ فِيهَا أَبَدًا ﴿٢٤﴾

૨૪. 'હું તો માત્ર અલ્લાહ તરફથી આવેલી (વહી) તથા તેનો સંદેશોજ પહોંચાડી રહ્યો છું.' અને જે લોકો અલ્લાહ તથા તેના રસૂલની નાફરમાની કરશે, બેશક તેમના માટે જહન્નમની આગ છે જેમાં તેઓ લાંબા સમય પર્યંત રહેશે.

حَتَّىٰ إِذَا رَأَوْا مَا يُوعَدُونَ فَسَيَعْلَمُونَ مَنْ أَضْعَفُ نَاصِرًا وَأَقَلُّ عَدَدًا ﴿٢٥﴾

૨૫. જ્યાં સુધી કે તેમને અપાએલા વાયદાને તેઓ પૂરો થતો જોઈ લેશે અને તેઓ સહજમાં જોઈ લેશે કે કોના મદદગાર કમઝોર છે અને સંખ્યામાં (પણ) ઓછા છે.

قُلْ إِنْ أَدْرِي أَقَرِيبٌ مَا تُوعَدُونَ أَمْ يَجْعَلُ لَهُ رَبِّي أَمَدًا ﴿٢٦﴾

૨૬. તું કહી દે, 'હું નથી જાણતો કે જેનો તમને વાયદો કરવામાં આવ્યો છે તે નજીકમાં આવશે કે મારા પરવરદિગારે તેની લાંબી મુદ્દત ઠરાવી છે.

عَالِمُ الْغَيْبِ فَلَا يُظْهِرُ عَلَىٰ غَيْبِهِ أَحَدًا ﴿٢٧﴾

૨૭. ગૅબ (ની વાતોનો) તે જાણનારો છે; અને તે પોતાના ભેદો કોઈના સમક્ષ જાહેર નથી કરતો.

૭. માત્ર જીવનનો આધાર પાણી છે, 'પુષ્કળ પાણી'નો અર્થ અખૂટ દિવ્ય તેમજ દુન્યવી લાભો છે.

إِلَّا مَنِ ارْتَضَىٰ مِن رَّسُولٍ فَإِنَّهُ يَسْلُكُ مِن بَيْنِ يَدَيْهِ وَمِنْ خَلْفِهِ رَصَدًا ﴿٢٧﴾

૨૮. સિવાય કે તે કોઈ રસૂલને ચૂંટી લે. પછી તેની આગળપાછળ તે રક્ષકો નીમે છે,(૮)

لِّيَعْلَمَ أَن قَدْ أَبْلَغُوا رِسَالَاتِ رَبِّهِمْ وَأَحَاطَ بِمَا لَدَيْهِمْ وَأَحْصَىٰ كُلَّ شَيْءٍ عَدَدًا ﴿٢٨﴾

૨૯. કે જેથી તે જાણી લે કે તેણે પોતાના રબના સંદેશા પહોંચાડી દીધા છે. અને તેમની પાસે જે કંઈ છે તેનું સંપૂર્ણ જ્ઞાન અલ્લાહને છે. બેશક તેણે પ્રત્યેક વસ્તુની ગણત્રી કરી રાખી છે. (રુકૂઅ-૨)




## અલ-મૂઝમ્મીલ

بِسْمِ اللَّهِ الرَّحْمَٰنِ الرَّحِيمِ ﴿١﴾

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

يَا أَيُّهَا الْمُزَّمِّلُ ﴿٢﴾

૨. હે (જવાબદારીની) ચાદરમાં(૧) વીંટળાએલા,

---

૮. આ આયત દ્વારા ગૅબની ખબર વિશે કુદરતના કાયમ કરેલા અટલ સિદ્ધાંતનો ખુલાસો કરવામાં આવ્યો છે કે અલ્લાહના મુકદ્દસ રસૂલ અને અન્ય નેક બુઝર્ગો ઉપર જાહેર કરવામાં આવતા ગૅબના રહસ્યો વચ્ચે ઘણો તફાવત છે. અલ્લાહના રસૂલોને 'ઈઝહાર અલા અલ ગએબ' અર્થાત 'ગૅબ ઉપર સરસાઈ મળી છે જે સરસાઈ અન્ય નેક બુઝર્ગોને નથી મળી શકતી. તદુપરાંત અલ્લાહના રસૂલોને ખાસ પહેરા નીચે વહી કરવામાં આવે છે જેના ઉપર કોઈ બદ રૂહનો પ્રભાવ નથી પડી શકતો, પરંતુ અન્ય નેક લોકો ઉપર જાહેર થતા રહસ્યો બદ અસરથી સુરક્ષિત નથી રહી શકતા.

૧. 'ઝમાલાહુ' અર્થાત તેણે તેને પીઠ ઉપર ઉઠાવ્યો , 'ઝમાલા' અર્થાત 'ઉઠાવવું' ઉપરાંત 'તે ત્વરીત ગતિએ દોડયો.' 'તઝામ્મલા,' 'ઈઝામલા' અથવા 'ઈઝદામલા' અર્થાત 'તેણે પોતાને વીંટી લીધો' 'તેણે ઊંચકયો,' 'તેણે ઉપાડી લીધો' અથવા 'માથે લીધો'. 'મુઝઝમ્મીલ' અર્થાત 'તે જણે પોતાને વસ્ત્રમાં વીંટી લીધો' અથવા 'ભારે જવાબદારીનો બોજો ઉઠાવનાર' ('અકરબ, કદીર, મા'ની.)

આંહઝરત સ.અ.સ.ને જ્યારે પહેલીવાર ગારેહીરા માં ફરિશ્તાની લાવેલી વહીના સમયે જે રૂહાની અનુભવ થયો ત્યારે આપ ગભરાઈ ઉઠયા. અને જલ્દીથી પોતાના ઘર તરફ ચાલી નીકળ્યા, કારણ કે આપને વહીનો થએલો આ અનુભવઆપનામાટે એક નવિન વસ્તુ હતી. આંહઝરત સ.અ.સ.એ ઘરે પહોંચતાંજ પોતાના ઉપર એકદમ કામળી ઓઢાડી દેવાની માગણી કરી હતી. ઓઢાડવા અથવા વીંટળાઈ લેવાનો અર્થ 'જોડી લેવું' અથવા 'સંગઠિત કરવું' અથવા 'એક ધ્વજ નીચે લાવવું' પણ થઈ શકે છે. સારાંશે બુખારીમાં આંહઝરત સ.અ.સ.ને 'અલ હાશર' અર્થાત 'આલમગીર એકમ રચનાર'ની ઉપમાં આપવામાં આવી છે.

قُمِ الَّيْلَ اِلَّا قَلِيْلًا ۝٢

૩. તું (નમાઝ માટે) રાતના ઊભો રહે, પરંતુ થોડોકજ સમય,

نِّصْفَهٗٓ اَوِ انْقُصْ مِنْهُ قَلِيْلًا ۝٣

૪. મધ્યરાત પૂરતો અથવા તેનાથી ઓછા (સમય) માટે રહે,

اَوْ زِدْ عَلَيْهِ وَرَتِّلِ الْقُرْاٰنَ تَرْتِيْلًا ۝٤

૫. અથવા સમયને થોડો વધારી દે— અને ધીમે ધીમે ધ્યાનપૂર્વક કુરઆનનું વાંચન કર.

اِنَّا سَنُلْقِيْ عَلَيْكَ قَوْلًا ثَقِيْلًا ۝٥

૬. નિ:સંદેહ, અમે તારી ઉપર એક ભારે કલામનો બોજો[૨] નાખવાના છીએ.

اِنَّ نَاشِئَةَ الَّيْلِ هِيَ اَشَدُّ وَطْاً وَّاَقْوَمُ قِيْلًا ۝٦

૭. બેશક મધરાતે ઊઠવું (મનની નબળાઈઓ ઉપર) કાબુ મેળવવાનું મઝબૂત સાધન છે કારણ કે (એકાંતની) ઈબાદતના શબ્દોમાં બહુજ શકિત છે.[3]

اِنَّ لَكَ فِي النَّهَارِ سَبْحًا طَوِيْلًا ۝٧

૮. બેશક, તું દિવસના ભાગમાં કામકાજમાં અટવાએલો રહે છે.

وَاذْكُرِ اسْمَ رَبِّكَ وَتَبَتَّلْ اِلَيْهِ تَبْتِيْلًا ۝٨

૯. માટે તારા પરવરદિગારને યાદ કરતો રહે અને ભકિતભાવથી તેને સમર્પણ કર.

رَبُّ الْمَشْرِقِ وَالْمَغْرِبِ لَآ اِلٰهَ اِلَّا هُوَ فَاتَّخِذْهُ وَكِيْلًا ۝٩

૧૦. તે જ પૂર્વ તથા પશ્ચિમનો માલિક છે; તેના સિવાય કોઈ મા'બૂદ નથી; માટે તેને જ પોતાનો કાર્યસાધક બનાવી લે.

وَاصْبِرْ عَلٰى مَا يَقُوْلُوْنَ وَاهْجُرْهُمْ هَجْرًا جَمِيْلًا ۝١٠

૧૧. અને તેમની વાતો ધીરજથી સહન કર. અને ભલાઈપૂર્વક તેમનાથી અલગ થઈ જા.

وَذَرْنِيْ وَالْمُكَذِّبِيْنَ اُولِي النَّعْمَةِ وَمَهِّلْهُمْ قَلِيْلًا ۝١١

૧૨. અને તે ધનસંપત્તિ[૪] સગવડો ભોગવનારા (સત્યનો) અસ્વીકાર કરનારાઓને મારા ઉપર છોડી દે અને તેમને થોડીક મોહલત આપ.

اِنَّ لَدَيْنَآ اَنْكَالًا وَّجَحِيْمًا ۝١٢

૧૩. બેશક (અમારી પાસે) મઝબૂત બેડીઓ અને ધગધગતી આગ છે.

وَّطَعَامًا ذَا غُصَّةٍ وَّعَذَابًا اَلِيْمًا ۝١٣

૧૪. અને ગળામાં ફસાઈ જનારો ખોરાક અને દુ:ખદાયક અઝાબ પણ (છે).

---

૨. આંહઝરત સ.અ.સ.ને માનવજાતિને ઉપદેશ આપવાની જવાબદારીનો ગંભીર બોજો ઉઠાવનાર પણ ગણવામાં આવ્યો છે.

૩. મધ્ય રાતે ઊઠીને બંદગી કરનાર ઈન્સાન પોતાની સ્વાભાવિક નબળાઈઓ ઉપર કાબૂ મેળવી શકે છે જે હકીકત અલ્લાહના પરહેઝગાર બંદાઓએ સાબિત કરી બતાવી છે. રાતની એકાંત તથા શાંતિની પળોમાં મન અને વાણી વચ્ચે આડ ન હોવાથી બંદા તથા તેના પરવરદિગાર વચ્ચે એક મીઠા સંબંધનો ઉદ્‌ભવ થાય છે. આ સંબંધોનું માધુર્ય તો તેજ વ્યકિત માણી શકે છે જે શુદ્ધ અંત:કરણથી ઈબાદતના સમુદ્રમાં ઝંપલાવે છે.

૪. સંતતિ, સંપતિ તથા સુખ-સગવડો ભોગવનારા, અર્થાત અય્યાશ, વિષયવાસનાના ગુલામ.

૧૫. તે દિવસે ધરતી તથા પહાડો કાંપી ઉઠશે અને પર્વતો ભૂક્કો થઈ રેતીની ઢગલીઓની જેમ વેરણ થઈ જશે.

૧૬. બેશક, અમે તમારી તરફ રસૂલ મોકલાવ્યો છે જે તમારા ઉપર સાક્ષી છે, જેવી રીતે અમે ફિરઔન તરફ રસૂલ મોકલાવ્યો હતો.

૧૭. પરંતુ ફિરઔને રસૂલની નાફરમાની કરી જેથી અમે તેને સખત ભીંસમાં લીધો હતો.

૧૮. જો તમે પણ ઈમાન નહિ લાવો તો તે દિવસથી પોતાને કેવી રીતે બચાવશો જે યુવાનોને ઘરડા[૫] કરી નાખશે.

૧૯. જ્યારે આકાશ ફાટી જશે ત્યારે તેનું વચન પૂરું થઈનેજ રહેશે.

૨૦. આ બેશક, એક નસિહત છે માટે જે ચાહે તે પોતાના પરવરદિગાર તરફ જવાનો રસ્તો અપનાવી લે. (રુકૂઅ ૧ )

૨૧. બેશક, તારો પરવરદિગાર જાણે છે કે તું અને તારા કેટલાક સાથીઓ રાતનો લગભગ બે તૃતિયાંશ ભાગ અને (કયારેક) અર્ધિરાત અથવા રાતનો ત્રીજો ભાગ (ઈબાદતમાં) ઊભા રહો છો. અને રાત તથા દિવસના સમયની લંબાઈ અલ્લાહ નક્કી કરે છે. તે જાણે છે કે તમે સમયને નહિ નીભાવી શકો, માટે તેણે તમારા ઉપર રહેમ કર્યો છે. માટે જેટલું સહેલાઈથી બને તેટલું કુરઆનનું વાંચન કરતા રહો. તે જાણે છે કે તમારામાંના કેટલાક માંદા હશે, બીજા અલ્લાહની ને'મતોની શોધમાં સફર કરતા હશે. અને કેટલાક અલ્લાહની રાહમાં લડતા હશે માટે તમે જેટલું તમારાથી બને તેટલું (કુરઆનનું) વાંચન કરતા રહો, અને નમાઝ કાયમ કરો, અને ઝકાત આપો, અને અલ્લાહને ભલી રીતે કરઝ આપો. અને જેટલી ભલાઈ તમે પોતાના માટે આગળ મોકલાવશો તેને અલ્લાહ પાસે પહોંચેલી પામશો, જે બદલાના રૂપમાં ઉત્તમ અને અખૂટ હશે. અને અલ્લાહ પાસે માફી માટે દુઆ કરતા રહો. બેશક અલ્લાહ બહુજ બક્ષનાર છે, બેહદ દયાળુ છે. (રુકૂઅ-૨)

يَوْمَ تَرْجُفُ الْأَرْضُ وَالْجِبَالُ وَكَانَتِ الْجِبَالُ كَثِيبًا مَّهِيلًا ﴿١٥﴾

إِنَّا أَرْسَلْنَا إِلَيْكُمْ رَسُولًا شَاهِدًا عَلَيْكُمْ كَمَا أَرْسَلْنَا إِلَىٰ فِرْعَوْنَ رَسُولًا ﴿١٦﴾

فَعَصَىٰ فِرْعَوْنُ الرَّسُولَ فَأَخَذْنَاهُ أَخْذًا وَبِيلًا ﴿١٧﴾

فَكَيْفَ تَتَّقُونَ إِن كَفَرْتُمْ يَوْمًا يَجْعَلُ الْوِلْدَانَ شِيبًا ﴿١٨﴾

السَّمَاءُ مُنفَطِرٌ بِهِ ۚ كَانَ وَعْدُهُ مَفْعُولًا ﴿١٩﴾

إِنَّ هَٰذِهِ تَذْكِرَةٌ ۖ فَمَن شَاءَ اتَّخَذَ إِلَىٰ رَبِّهِ سَبِيلًا ﴿٢٠﴾

إِنَّ رَبَّكَ يَعْلَمُ أَنَّكَ تَقُومُ أَدْنَىٰ مِن ثُلُثَيِ اللَّيْلِ وَنِصْفَهُ وَثُلُثَهُ وَطَائِفَةٌ مِّنَ الَّذِينَ مَعَكَ ۚ وَاللَّهُ يُقَدِّرُ اللَّيْلَ وَالنَّهَارَ ۚ عَلِمَ أَن لَّن تُحْصُوهُ فَتَابَ عَلَيْكُمْ ۖ فَاقْرَءُوا مَا تَيَسَّرَ مِنَ الْقُرْآنِ ۚ عَلِمَ أَن سَيَكُونُ مِنكُم مَّرْضَىٰ ۙ وَآخَرُونَ يَضْرِبُونَ فِي الْأَرْضِ يَبْتَغُونَ مِن فَضْلِ اللَّهِ ۙ وَآخَرُونَ يُقَاتِلُونَ فِي سَبِيلِ اللَّهِ ۖ فَاقْرَءُوا مَا تَيَسَّرَ مِنْهُ ۚ وَأَقِيمُوا الصَّلَاةَ وَآتُوا الزَّكَاةَ وَأَقْرِضُوا اللَّهَ قَرْضًا حَسَنًا ۚ وَمَا تُقَدِّمُوا لِأَنفُسِكُم مِّنْ خَيْرٍ تَجِدُوهُ عِندَ اللَّهِ هُوَ خَيْرًا وَأَعْظَمَ أَجْرًا ۚ وَاسْتَغْفِرُوا اللَّهَ ۖ إِنَّ اللَّهَ غَفُورٌ رَّحِيمٌ ﴿٢١﴾

૫. સ્વચ્છંદી, વિલાસીજીવન વિતાવનારા.

## سُوْرَةُ الْمُدَّثِّرِ مَكِّيَّةٌ

### અલ-મુદસ્સિર

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. હે કામળી ઓઢીને પોઢનારા!

૩. તું જાગૃત થા અને (લોકોને) ખબરદાર કર,

૪. અને તારા સર્જનહારની મહત્તાનું વર્ણન કર,

૫. અને તારા મનને પવિત્ર રાખ,

૬. અને નાપાકીથી દૂર રહે,

૭. અને વધુ મેળવવા ખાતર ભલાઈ ન કર.

૮. અને તારા પરવરદિગાર ખાતર સબ્ર કર.

૯. અને જ્યારે સૂર ફૂંકવામાં આવશે.

૧૦. તે દિવસ બેહદ દુઃખમય દિવસ[૧] હશે.

૧૧. કાફરો માટે તેમાં આસાની નહિ હોય.

૧૨. તેની સાથે મને જ સમજી લેવા દે જેને મેં એકલો પેદા કર્યો છે,[૨]

૧૩. જેને મેં પુષ્કળ દૌલત આપી હતી.

૧૪. અને તેને ફરમાંબરદાર પુત્રો[3] આપ્યા હતા,

૧૫. અને તેની પ્રત્યેક જરૂરિયાતો પૂરી કરવાની વ્યવસ્થા કરી હતી,

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۝١

يٰٓاَيُّهَا الْمُدَّثِّرُ ۝

قُمْ فَاَنْذِرْ ۝

وَرَبَّكَ فَكَبِّرْ ۝

وَثِيَابَكَ فَطَهِّرْ ۝

وَالرُّجْزَ فَاهْجُرْ ۝

وَلَا تَمْنُنْ تَسْتَكْثِرُ ۝

وَلِرَبِّكَ فَاصْبِرْ ۝

فَاِذَا نُقِرَ فِى النَّاقُوْرِ ۝

فَذٰلِكَ يَوْمَئِذٍ يَّوْمٌ عَسِيْرٌ ۝

عَلَى الْكٰفِرِيْنَ غَيْرُ يَسِيْرٍ ۝

ذَرْنِىْ وَمَنْ خَلَقْتُ وَحِيْدًا ۝

وَّجَعَلْتُ لَهٗ مَالًا مَّمْدُوْدًا ۝

وَّبَنِيْنَ شُهُوْدًا ۝

وَّمَهَّدْتُّ لَهٗ تَمْهِيْدًا ۝

---

૧. કયામતનો દિવસ.

૨. દરેક ઈન્સાન પોતાની કરણીનો જવાબદાર છે. અલ્લાહે તેને એકલો પેદા કર્યો છે અને તેની બદીઓનો જવાબદાર તેને એકલાનેજ ગણવામાં આવશે, કોઈની સાક્ષી અથવા જામીનગીરી કામ લાગશે નહિ. આ આયત તથા તેના પછીની અમુક આયતો સાધારણરીતે દરેક મગરૂર તથા આપવડાઈ કરનારા કાફરને લાગુ થાય છે, પરંતુ ખાસ કરીને વલીદ બીન મુગીરાહને ખાસ બંધબેસતી છે જે કુરેશના કબીલાની આગેવાન વ્યકિતઓમાંનો હતો. તે 'કુરેશના કબીલાનું નાક' અને એક અનોખી વ્યકિત ગણાતો હતો. તે બેહદ દેખાવડો અને લલિત શાયરી માટે બહુ પ્રખ્યાત હતો. અને દસથી તેર દીકરાઓનો પિતા અને પૈસે ટકે બહુજ સુખી હતો.

૩. વલીદના પુત્રોને પણ સમાજમાં એટલુંજ માનપાન મળતું હતું જે પોતાના પિતાના બેહદ ફરમાંબરદાર હતા. ખાલીદ બીન વલીદ તેના પુત્ર હતા.

ثُمَّ يَطْمَعُ أَنْ أَزِيدَ ۝١٥

૧૬. છતાં તે મારી પાસેથી વધુ ને વધુ મેળવવાનો મોહ રાખે છે,

كَلَّا ۖ إِنَّهُ كَانَ لِآيَاتِنَا عَنِيدًا ۝١٦

૧૭. હરગીઝ નહિ, કારણ તે અમારી નિશાનીઓનો વિરોધી છે.

سَأُرْهِقُهُ صَعُودًا ۝١٧

૧૮. હું પણ તેને બેહદ તકલીફોમાં ઘેરીશ.

إِنَّهُ فَكَّرَ وَقَدَّرَ ۝١٨

૧૯. (બેશક) તેણે વિચાર કર્યો અને એક ગણત્રી કરી!

فَقُتِلَ كَيْفَ قَدَّرَ ۝١٩

૨૦. તેનું સત્યાનાશ થાઓ! તેણે કેવી (ખોટી) ગણત્રી કરી!

ثُمَّ قُتِلَ كَيْفَ قَدَّرَ ۝٢٠

૨૧. તેનું સત્યાનાશ થાઓ! તેણે કેવો (ખોટો) અંદાજ[૪] લગાવ્યો!

ثُمَّ نَظَرَ ۝٢١

૨૨. પછી તેણે (ચોતરફ) નઝર ફેરવી,

ثُمَّ عَبَسَ وَبَسَرَ ۝٢٢

૨૩. અને તેણે ભવાં ચઢાવ્યાં, મોઢું બગાડયું,

ثُمَّ أَدْبَرَ وَاسْتَكْبَرَ ۝٢٣

૨૪. પછી અભિમાનથી[૫] પીઠ ફેરવી ગયો,

فَقَالَ إِنْ هَٰذَا إِلَّا سِحْرٌ يُؤْثَرُ ۝٢٤

૨૫. અને કહ્યું, 'આ તો કંઈ નથી, આવું જાદુ તો વંશપરંપરાથી[૬] ચાલતું આવે છે;

إِنْ هَٰذَا إِلَّا قَوْلُ الْبَشَرِ ۝٢٥

૨૬. 'આ તો ઈન્સાનના કલામ સિવાય બીજું કંઈ નથી.'

سَأُصْلِيهِ سَقَرَ ۝٢٦

૨૭. હવે તો હું તેને જહન્નમની આગમાં ફેંકીજ દઈશ.

وَمَا أَدْرَاكَ مَا سَقَرُ ۝٢٧

૨૮. અને તને શું ખબર કે જહન્નમની આગ કેવી છે?

لَا تُبْقِي وَلَا تَذَرُ ۝٢٨

૨૯. તે કંઈ બાકી નથી રહેવા દેતી અને કંઈ પણ જવા નથી દેતી.

لَوَّاحَةٌ لِّلْبَشَرِ ۝٢٩

૩૦. તે ચેહરાને જલાવી ભસ્મ કરી નાખે છે.

عَلَيْهَا تِسْعَةَ عَشَرَ ۝٣٠

૩૧. તેના ઉપર પહેરા માટે ઓગણીસ ફરિશ્તાઓ નીમાએલા છે.

وَمَا جَعَلْنَا أَصْحَابَ النَّارِ إِلَّا مَلَائِكَةً ۙ وَمَا جَعَلْنَا عِدَّتَهُمْ إِلَّا فِتْنَةً لِّلَّذِينَ كَفَرُوا لِيَسْتَيْقِنَ الَّذِينَ

૩૨. અને બીજા કોઈને નહિ, પરંતુ ફરિશ્તાઓનેજ અમે જહન્નમના પહેરગીરો નીમ્યા છે. અને અમે તેમની સંખ્યા માત્ર કાફરોની આઝમાઈશ માટેજ મુકર્રર કરી છે, જેથી એહલે કિતાબને વિશ્વાસ

૪. વલીદ બીન મુગીરાહની પડતી ડગલેપગલે તેની સાથેજ ચાલી રહી હતી જેનું તેને ભાનજ ન હતું. તેના ત્રણ પુત્રો, વલીદ, ખાલીદ તથા હીશામે ઈસ્લામ અંગિકાર કર્યો હતો, બાકીના સૌ તેની આંખો સામેજ નષ્ટ થઈ ગયા. તેની દૌલત તેનાથી રીસાઈ ગઈ અને તે બહુજ મોહતાજીની હાલતમાં મૃત્યુ પામ્યો.

૫. કુરઆને મજીદને સાંભળતાજ તે ભવાં ચઢાવતો અને ઘમંડથી મોઢું ફેરવી ચાલ્યો જતો.

૬. આ 'જાદુ'ના શબ્દનો પ્રયોગ પ્રત્યેક નબીના વિરોધમાં કરવામાં આવતો રહ્યો છે.

આવે અને મોમિનોના યકીનમાં વધારો થવા પામે, અને એહલે કિતાબ તથા મોમિનોને શંકા ન રહે. બેશક, જેમના મન રોગિષ્ટ (મુનાફિક) છે તેઓ તથા કાફરો કહે છે કે આવી વાત કરવાથી અલ્લાહનો આશય શું હશે? અલ્લાહ આવી જ રીતે જેને ચાહે ગુમરાહ કરી દે છે, અને જેને ચાહે હિદાયત આપે છે. અને તારા રબના લશ્કરને ખુદ તેના સિવાય કોઈ નથી જાણતું. ઈન્સાનો માટે આ એક નસિહત સિવાય બીજું કંઈ નથી. (રૂકૂઅ-૧)

૩૩. બલ્કે ચાંદના સોગંદ,

૩૪. અને રાતના (સોગંદ) જ્યારે તે વિદાય થતી હોય છે,

૩૫. અને તે સવારના (સોગંદ) જ્યારે તે પ્રકાશિત થતી હોય છે,

૩૬. (કે) બેશક તે (જહન્નમ) ભયંકર આફતોમાંની એક છે.

૩૭. (તે) ઈન્સાનો માટે એક ચેતવણી છે,

૩૮. તમારામાંના તે લોકો માટે જે આગળ વધી જવા ચાહતા હોય અથવા પાછળ રહી જવા ચાહતા હોય.

૩૯. પ્રત્યેક જીવ પોતાની કરણીના પરિણામો (ભોગવવાથી) બંધાએલો છે;

૪૦. સિવાય કે જે લોકો જમણી તરફના (નેક આમાલોવાળા) છે.

૪૧. (જે) જન્નતોમાં સૌ ભેગા થઈ અંદરોઅંદર પૂછશે.

૪૨. ગુનાહગારોની હાલત (વિશે તેઓ ગુનાહગારોનેજ પૂછશે)

૪૩. (કહેશે) તમે જહન્નમની આગમાં શા કારણે આવી પડયા.

૪૪. તેઓ કહેશે 'અમે નમાઝ પઢનારાઓમાંના ન હતા,

૪૫. 'ન તો અમે મોહ્‌તાજોને ખવરાવતા હતા.

૪૬. 'અને અમે ન કરવા જેવા લવારા કરનારાઓ સાથે ભળી નિરર્થક વાતો કરતા રહેતા.

أُوتُوا الْكِتَابَ وَيَزْدَادَ الَّذِينَ آمَنُوا إِيمَانًا وَلَا يَرْتَابَ
الَّذِينَ أُوتُوا الْكِتَابَ وَالْمُؤْمِنُونَ وَلِيَقُولَ الَّذِينَ فِي
قُلُوبِهِمْ مَرَضٌ وَالْكَافِرُونَ مَاذَا أَرَادَ اللَّهُ بِهَٰذَا
مَثَلًا كَذَٰلِكَ يُضِلُّ اللَّهُ مَنْ يَشَاءُ وَيَهْدِي مَنْ
يَشَاءُ وَمَا يَعْلَمُ جُنُودَ رَبِّكَ إِلَّا هُوَ وَمَا هِيَ إِلَّا
ع ذِكْرَىٰ لِلْبَشَرِ ۝٣١
كَلَّا وَالْقَمَرِ ۝٣٢
وَاللَّيْلِ إِذْ أَدْبَرَ ۝٣٣
وَالصُّبْحِ إِذَا أَسْفَرَ ۝٣٤
إِنَّهَا لَإِحْدَى الْكُبَرِ ۝٣٥
نَذِيرًا لِلْبَشَرِ ۝٣٦
لِمَنْ شَاءَ مِنْكُمْ أَنْ يَتَقَدَّمَ أَوْ يَتَأَخَّرَ ۝٣٧
كُلُّ نَفْسٍ بِمَا كَسَبَتْ رَهِينَةٌ ۝٣٨
إِلَّا أَصْحَابَ الْيَمِينِ ۝٣٩
فِي جَنَّاتٍ يَتَسَاءَلُونَ ۝٤٠
عَنِ الْمُجْرِمِينَ ۝٤١
مَا سَلَكَكُمْ فِي سَقَرَ ۝٤٢
قَالُوا لَمْ نَكُ مِنَ الْمُصَلِّينَ ۝٤٣
وَلَمْ نَكُ نُطْعِمُ الْمِسْكِينَ ۝٤٤
وَكُنَّا نَخُوضُ مَعَ الْخَائِضِينَ ۝٤٥

وَكُنَّا نُكَذِّبُ بِيَوْمِ الدِّينِ

૪૭. 'અને અમે ન્યાય (કયામત)ના દિવસનો ઈન્કાર કરતા હતા.

حَتَّىٰ أَتَانَا الْيَقِينُ

૪૮. 'જ્યાં સુધી કે અમારું મોત આવી ગયું.'

فَمَا تَنْفَعُهُمْ شَفَاعَةُ الشَّافِعِينَ

૪૯. હવે ભલામણ કરનારાઓની ભલામણ તેમને કંઈ કામ નહિ લાગે.

فَمَا لَهُمْ عَنِ التَّذْكِرَةِ مُعْرِضِينَ

૫૦. ભલા આ લોકોને શું થઈ ગયું છે કે તેઓ નસિહત (કુરઆન)થી મોઢું ફેરવી ચાલ્યા જાય છે,

كَأَنَّهُمْ حُمُرٌ مُسْتَنْفِرَةٌ

૫૧. જાણે ભડકી ઉઠેલા ગધેડા ન હોય,

فَرَّتْ مِنْ قَسْوَرَةٍ

૫૨. જે સિંહથી ભડકીને નાસી રહ્યા હોય?

بَلْ يُرِيدُ كُلُّ امْرِئٍ مِنْهُمْ أَنْ يُؤْتَىٰ صُحُفًا مُنَشَّرَةً

૫૩. બલ્કે, તેઓમાંનો હરએક એવું ચાહે છે કે (આસમાનથી) એક સ્પષ્ટ કિતાબ[૮] તેના હાથમાં (સીધી) આપવામાં આવે.

كَلَّا ۖ بَلْ لَا يَخَافُونَ الْآخِرَةَ

૫૪. એવું થવું અસંભવિત છે! બેશક, આ લોકોને આખેરતનો ડર નથી.

كَلَّا إِنَّهُ تَذْكِرَةٌ

૫૫. એવું થવું અસંભવિત છે! બેશક, આ (કુરઆન) નસિહત (માટે (પૂરતું) છે.

فَمَنْ شَاءَ ذَكَرَهُ

૫૬. માટે જે ચાહે તે નસિહત લે.

وَمَا يَذْكُرُونَ إِلَّا أَنْ يَشَاءَ اللَّهُ ۚ هُوَ أَهْلُ التَّقْوَىٰ وَأَهْلُ الْمَغْفِرَةِ

૫૭. પરંતુ અલ્લાહ ચાહશે તોજ તેઓ નસિહત લેશે. તે'જ છે જેનો ડર રાખવો જોઈએ, અને તે'જ ખરો બક્ષનાર છે. (રુકૂઅ-૨)

سُورَةُ الْقِيَامَةِ مَكِّيَّةٌ (٧٥)

## અલ-કિયામાહ

بِسْمِ اللَّهِ الرَّحْمَٰنِ الرَّحِيمِ

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

لَا أُقْسِمُ بِيَوْمِ الْقِيَامَةِ

૨. મને તે કયામતના દિવસની કસમ છે.

---

૭. પ્રત્યેક જીવ પોતાના આમાલોનો બદલો મેળવવા માટે બંધાએલો છે, સિવાય કે તેના ગુનાહોથી તેને પાક કરવામાં આવે અથવા તે પોતાના ગુનાહોની સઝા પૂરી કરી લે.

૮. કુરઆને મજીદમાં જણાવવામાં આવ્યા પ્રમાણે કાફરોની તોછડાઈભરી માગણી હતી કે જ્યાં સુધી આકાશેથી કિતાબ તેમના હાથમાં સીધી નહિ ઊતરે તેઓ ઈમાન નહિ લાવે.

وَلَآ أُقْسِمُ بِالنَّفْسِ اللَّوَّامَةِ ۝٢

૩. મને તે ડંખનાર[1] અંત:કરણની કસમ છે.

أَيَحْسَبُ الْإِنْسَانُ أَلَّنْ نَّجْمَعَ عِظَامَهُ ۝٣

૪. શું ઈન્સાન ધારે છે કે અમે તેના હાડકાં એકઠા નહિ કરીએ?

بَلٰى قٰدِرِيْنَ عَلٰٓى أَنْ نُّسَوِّيَ بَنَانَهُ ۝٤

૫. બેશક, અમે તેની આંગળીઓના ટેરવાં સુદ્ધાંને ફરીથી સમારી દેવાનું સામર્થ્ય ધરાવીએ છીએ.

بَلْ يُرِيْدُ الْإِنْسَانُ لِيَفْجُرَ أَمَامَهُ ۝٥

૬. પરંતુ ઈન્સાન ચાહે છે કે તે હમેશાં બૂરી કરણીઓજ આગળ મોકલતો રહે.

يَسْـَٔلُ أَيَّانَ يَوْمُ الْقِيٰمَةِ ۝٦

૭. તે પૂછે છે, 'કયામતનો દિવસ કયારે આવવાનો છે?'

فَإِذَا بَرِقَ الْبَصَرُ ۝٧

૮. જ્યારે આંખો અંજાઈ જશે,

وَخَسَفَ الْقَمَرُ ۝٨

૯. ત્યારે ચંદ્રને ગ્રહણ લાગશે,

وَجُمِعَ الشَّمْسُ وَالْقَمَرُ ۝٩

૧૦. અને સૂર્ય તથા ચંદ્રને ભેગા કરી દેવામાં આવશે.

يَقُوْلُ الْإِنْسَانُ يَوْمَئِذٍ أَيْنَ الْمَفَرُّ ۝١٠

૧૧. તે દિવસે ઈન્સાન કહેશે 'હવે હું નાસીને કયાં જાઉં?'

كَلَّا لَا وَزَرَ ۝١١

૧૨. બલ્કે પનાહ લેવાનું કોઈ સ્થાન નહિ હોય.

إِلٰى رَبِّكَ يَوْمَئِذِ ﹰالْمُسْتَقَرُّ ۝١٢

૧૩. તે દિવસે તારા પરવરદિગાર પાસેજ પનાહ મળી શકશે.

يُنَبَّؤُا الْإِنْسَانُ يَوْمَئِذٍ بِمَا

૧૪. તેણે આગળ શું મોકલાવ્યું છે અને તે પાછળ

---

૧. કુરઆને મજીદે ઈન્સાનની રૂહાની ઉન્નતિની ત્રણ મંઝિલોનું વર્ણન કર્યું છે. પહેલી મંઝિલનું નામ ''નફસે અમારા'' છે જે ઈન્સાનના સ્વાભાવિક અથવા પ્રાકૃતિક હાલત છે, અને ઈન્સાનના અંદર છુપાએલી પશુવૃત્તિ છે જે તેની કુદરતી વાસનાઓ દ્વારા તેના ઉપર કાબુ ધરાવે છે, બીજી મંઝિલનું નામ 'નફસે લવ્વામાહ' છે જે ઈન્સાનની વિચારોને જાગૃત કરે છે, ઈન્સાનના મૃત માનસને જગાવે છે, બેદાર કરે છે, દુર્ગુણો તથા પાપકર્મોથી સાવધાન કરે છે, વાસનાઓ તથા વિષયોથી ખબરદાર કરે છે. આ મંઝિલ ઉપર પહોંચવા માટે ઈન્સાનને વિષય વાસનાના બંધનોને તોડી નાખી બેહદ શ્રમ ઉઠાવવો પડે છે. આ મંઝિલ ઉપર પહોંચતા માનવની માનવતાને પરિસ્થિતિ ઉપર કાબુ મળે છે, અને અહીંથીજ ત્રીજી અને આખરી મંઝિલનું નિર્માણ થાય છે જેને 'નફસે મુતમઈન્ના' કહેવામાં આવે છે જે 'રૂહાની મંઝિલ' છે. અહીં પહોંચતાંજ ઈન્સાને સારાનરસાનો વિવેક કરવાની શકિત મળે છે અને તે અવળે માર્ગે જવાથી સાવધ થઈ જાય છે. જો પોતાના પાપાચરણોનો હિસાબ દેવાની ઈન્સાનની જવાબદારી ન હોત તો ગુનાહ કરવા ટાણે ઈન્સાનનું અંત:કરણ શા માટે ડંખતું હશે? આ ત્રીજી મંઝિલ ઈન્સાનના રૂહાની વિકાસ તથા સિદ્ધિની ઉચ્ચતમ મંઝિલ છે જ્યાં ઈન્સાનના આત્માને સંતોષ તથા શાંતિ મળે છે અને આ મંઝિલ ઉપર પહોંચનાર જીવ દરેક નાકામીઓ તથા દોષોથી વિમુકત થઈ પોતાના સર્જનહારના શરણમાં આવી જાય છે. (ઈસ્લામી સિદ્ધાંત દર્શન)

قَدَّمَ وَأَخَّرَ

શું મૂકી આવ્યો છે, તે સર્વ તેને તે દિવસ જણાવી દેવામાં આવશે.[2]

بَلِ الْإِنسَانُ عَلَىٰ نَفْسِهِ بَصِيرَةٌ

૧૫. બલ્કે ઈન્સાન પોતેજ પોતાના વિરુદ્ધ સાક્ષી છે;

وَلَوْ أَلْقَىٰ مَعَاذِيرَهُ

૧૬. જો કે તે ઘણા બહાના આગળ ધરતો રહે છે.

لَا تُحَرِّكْ بِهِ لِسَانَكَ لِتَعْجَلَ بِهِ

૧૭. (હે નબી) તું આ વહીને યાદ કરી લેવાની ઉતાવળ ન કર.

إِنَّ عَلَيْنَا جَمْعَهُ وَقُرْآنَهُ

૧૮. બેશક, તે યાદ કરાવવાની અને વાંચી સંભળાવવાની જવાબદારી અમારી છે.

فَإِذَا قَرَأْنَاهُ فَاتَّبِعْ قُرْآنَهُ

૧૯. અને જ્યારે અમે પઢીએ ત્યારે તું ધ્યાનપૂર્વક સાંભળતો રહે.

ثُمَّ إِنَّ عَلَيْنَا بَيَانَهُ

૨૦. પછી તેને સમજાવી દેવાની જવાબદારી અમારી છે.

كَلَّا بَلْ تُحِبُّونَ الْعَاجِلَةَ

૨૧. બલ્કે, (હે લોકો) તમે દુન્યવી જીવનના ચાહનારા છો.

وَتَذَرُونَ الْآخِرَةَ

૨૨. અને આખેરતથી બેપરવાહી કરો છો.

وُجُوهٌ يَوْمَئِذٍ نَّاضِرَةٌ

૨૩. તે દિવસે કેટલાક ચહેરા તેજસ્વી હશે,

إِلَىٰ رَبِّهَا نَاظِرَةٌ

૨૪. (અને ઉત્સાહથી) પોતાના રબ તરફ જોઈ રહ્યા હશે;

وَوُجُوهٌ يَوْمَئِذٍ بَاسِرَةٌ

૨૫. અને કેટલાક ચહેરા તે દિવસે નિરાશાભર્યા હશે,

تَظُنُّ أَن يُفْعَلَ بِهَا فَاقِرَةٌ

૨૬. અને તેમના ઉપર બરડો ભાંગનારી આફત આવી પડવાની ચિંતામાં ડૂબેલા હશે.

كَلَّا إِذَا بَلَغَتِ التَّرَاقِيَ

૨૭. જ્યારે (મરનારનો) જીવ ગળામાં આવી અટકી જાય છે,

وَقِيلَ مَنْ ۜ رَاقٍ

૨૮. ત્યારે કહેવામાં આવે છે કે કોઈ મંત્ર[3] જાણનારો છે?

وَظَنَّ أَنَّهُ الْفِرَاقُ

૨૯. અને મરનારને ખાતરી થઈ જાય છે કે વિદાયની ઘડી આવી પહોંચી છે;

وَالْتَفَّتِ السَّاقُ بِالسَّاقِ

૩૦. ત્યારે (દુઃખથી) પગની નાડો એક બીજા ઉપર ચડી જાય છે.

---

૨. તે ગુનાહો કર્યા જે કરવાના ન હતા અને જે નેકીઓ કરવી જોઈએ તે ન કરી. તેની ગફલતો તથા તેની બદઆમાલીઓનો હિસાબ તેને દેખાડવામાં આવશે.

૩. અંતિમ ઘડીએ મંત્રોચ્ચાર કરનારા તથા જાદુગરોની મદદ વડે મૃત્યુને આવતાં અટકાવવાની કોશિશ કરતા રહે છે.

| | |
|---|---|
| ૩૧. તે દિવસે તારા પરવરદિગાર તરફ સીધારવાનું છે. (રૂકૂઅ-૧) | إِلَىٰ رَبِّكَ يَوْمَئِذٍ الْمَسَاقُ ﴿٣٠﴾ |
| ૩૨. કારણ કે તેણે ન (સત્યને) માન્યું ન નમાઝ પઢી; | فَلَا صَدَّقَ وَلَا صَلَّىٰ ﴿٣١﴾ |
| ૩૩. પરંતુ (સત્યનો) અનાદર કર્યો અને પીઠ ફેરવી; | وَلَٰكِن كَذَّبَ وَتَوَلَّىٰ ﴿٣٢﴾ |
| ૩૪. અને પોતાની ઔલાદ તરફ અકડાઈથી ગયો.[૪] | ثُمَّ ذَهَبَ إِلَىٰ أَهْلِهِ يَتَمَطَّىٰ ﴿٣٣﴾ |
| ૩૫. 'તારા ઉપર અફસોસ છે! ફરી અફસોસ છે! | أَوْلَىٰ لَكَ فَأَوْلَىٰ ﴿٣٤﴾ |
| ૩૬. 'ફરી અફસોસ છે તારા ઉપર! ફરી અફસોસ છે!' | ثُمَّ أَوْلَىٰ لَكَ فَأَوْلَىٰ ﴿٣٥﴾ |
| ૩૭. શું ઈન્સાને એમ ધારી લીધું છે કે તેને ફરજમુકત કરી એમજ જવા દેવામાં આવશે? | أَيَحْسَبُ الْإِنسَانُ أَن يُتْرَكَ سُدًى ﴿٣٦﴾ |
| ૩૮. શું તે (ગર્ભમાં) પાડવામાં આવેલું[૫] માત્ર પ્રવાહીનું એક ટીપુંજ ન હતો? | أَلَمْ يَكُ نُطْفَةً مِّن مَّنِيٍّ يُمْنَىٰ ﴿٣٧﴾ |
| ૩૯. પછી તે થીજ્યો, જેને (અલ્લાહે) આકાર આપી પૂર્ણતાએ પહોંચાડયો. | ثُمَّ كَانَ عَلَقَةً فَخَلَقَ فَسَوَّىٰ ﴿٣٨﴾ |
| ૪૦. પછી તેમાંથી તેણે નરમાદાની જોડીઓ બનાવી. | فَجَعَلَ مِنْهُ الزَّوْجَيْنِ الذَّكَرَ وَالْأُنثَىٰ ﴿٣٩﴾ |
| ૪૧. શું આવું કરનારમાં મૃતદેહોને સજીવન કરવાની શકિત નથી?[૬] | أَلَيْسَ ذَٰلِكَ بِقَادِرٍ عَلَىٰ أَن يُحْيِيَ الْمَوْتَىٰ ﴿٤٠﴾ |

## سُورَةُ الدَّهْرِ مَكِّيَّةٌ

ركوعاتها ٢ — (٧٦) — آياتها ٣١

### અલ-દહર

| | |
|---|---|
| ૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે. | بِسْمِ اللَّهِ الرَّحْمَٰنِ الرَّحِيمِ ﴿١﴾ |
| ૨. બેશક ઈન્સાન ઉપર એક એવો સમય હતો જ્યારે તે વર્ણન કરવા લાયકજ ન હતો. | هَلْ أَتَىٰ عَلَى الْإِنسَانِ حِينٌ مِّنَ الدَّهْرِ لَمْ يَكُن شَيْئًا مَّذْكُورًا ﴿٢﴾ |
| ૩. અમે ઈન્સાનને વીર્યના મિશ્રણથી પેદા કર્યો | إِنَّا خَلَقْنَا الْإِنسَانَ مِن نُّطْفَةٍ أَمْشَاجٍ نَّبْتَلِيهِ |

૪. ઈન્સાનને પોતાની તંદુરસ્ત તથા શિક્ષિત ઔલાદ ઉપર માન હોય છે જેથી તે પોતાને કોઈપણ મુસીબતથી સુરક્ષિત સમજે છે.

૫. આ પામર જીવ એક તુચ્છ પાણીના ટીપાંની ઉપજ છે તે ભૂલવું ન જોઈએ.

૬. જેણે સર્જન કર્યું છે તે વિસર્જન કરવાની પણ શકિત રાખે છે. માટે ઈન્સાને સાવચેતીથી ચાલવું જોઈએ.

فَجَعَلْنٰهُ سَمِيْعًا بَصِيْرًا ②

હતો કે અમે તેની કસોટી લઈએ; જેથી અમે તેને સાંભળતો, દેખાતો કર્યો.

اِنَّا هَدَيْنٰهُ السَّبِيْلَ اِمَّا شَاكِرًا وَّاِمَّا كَفُوْرًا ③

૪. બેશક અમે તેને (યોગ્ય) માર્ગ દેખાડયો. પછી ભલે તે આભારવશ થાય કે નાશુક્રો બને.

اِنَّآ اَعْتَدْنَا لِلْكٰفِرِيْنَ سَلٰسِلَاۡ وَاَغْلٰلًا وَّسَعِيْرًا ④

૫. બેશક અમે કાફરો માટે બેડીઓ તથા લોખંડના તોક અને ધગધગતી આગ તૈયાર કરી છે.

اِنَّ الْاَبْرَارَ يَشْرَبُوْنَ مِنْ كَاْسٍ كَانَ مِزَاجُهَا كَافُوْرًا ⑤

૬. બેશક સદાચારીઓ કપુરની ખૂશબુવાળા પીણા પીશે.

عَيْنًا يَّشْرَبُ بِهَا عِبَادُ اللّٰهِ يُفَجِّرُوْنَهَا تَفْجِيْرًا ⑥

૭. તે ઝરણામાંથી, જેમાંથી અલ્લાહના બંદા પીતા હશે, અને તેઓ ચાહશે ત્યાંથી (સતત) ઝરણાં વહેવડાવતા રહેશે.

يُوْفُوْنَ بِالنَّذْرِ وَيَخَافُوْنَ يَوْمًا كَانَ شَرُّهٗ مُسْتَطِيْرًا ⑦

૮. જે લોકો પોતાની માનતાઓને [૧] પૂરી કરે છે. અને તે દિવસથી ડરતા રહે છે જે દિવસનો ત્રાસ સર્વવ્યાપી હશે,

وَيُطْعِمُوْنَ الطَّعَامَ عَلٰى حُبِّهٖ مِسْكِيْنًا وَّيَتِيْمًا وَّاَسِيْرًا ⑧

૯. અને જે લોકો અલ્લાહની પ્રીત્યર્થે મોહતાજો, તયીમોને અને કેદીઓને ખવરાવે છે.

اِنَّمَا نُطْعِمُكُمْ لِوَجْهِ اللّٰهِ لَا نُرِيْدُ مِنْكُمْ جَزَآءً وَّلَا شُكُوْرًا ⑨

૧૦. (અને જે કહેશે) 'અમે તો માત્ર અલ્લાહની ખુશનૂદી ખાતર ખવરાવીએ છીએ. ન તમારાથી વળતર ચાહીએ છીએ, ન તમને અમારા એહસાનમંદ બનાવવા ચાહિએ છીએ.

اِنَّا نَخَافُ مِنْ رَّبِّنَا يَوْمًا عَبُوْسًا قَمْطَرِيْرًا ⑩

૧૧. 'અમે ખરેખર અમારા રબ તરફથી આવનારા તે ભયાનક અને દુ:ખદાયક દિવસનો ડર રાખીએ છીએ.'

فَوَقٰىهُمُ اللّٰهُ شَرَّ ذٰلِكَ الْيَوْمِ وَلَقّٰىهُمْ نَضْرَةً وَّسُرُوْرًا ⑪

૧૨. તે લોકોને અલ્લાહ તે દિવસની આફતથી બચાવી લેશે, અને તેમને ખુશી તથા સુખચેન અર્પણ કરશે.

وَجَزٰىهُمْ بِمَا صَبَرُوْا جَنَّةً وَّحَرِيْرًا ⑫

૧૩. અને (દીન ઉપર) દ્રઢતાપૂર્વક કાયમ રહેવાના બદલામાં તેમને જન્નત તથા રેશમી પોષાક અર્પણ કરશે.

مُّتَّكِـِٕيْنَ فِيْهَا عَلَى الْاَرَآئِكِ لَا يَرَوْنَ فِيْهَا شَمْسًا وَّلَا زَمْهَرِيْرًا ⑬

૧૪. જ્યાં તેઓ આસનો ઉપર અઢેલીને બેઠા હશે, તેમને ન વધારે તાપ લાગશે ન ટાઢ.

وَدَانِيَةً عَلَيْهِمْ ظِلٰلُهَا وَذُلِّلَتْ قُطُوْفُهَا تَذْلِيْلًا ⑭

૧૫. તેમના ઉપર (વૃક્ષોનો) છાંયડો હશે જેના ફળોનાં ઝૂમખાં તેમની પહોંચ સુધી લાવવામાં આવશે.

---

૧. 'માનતા' અર્થાત કોઈ કામ સિદ્ધ થાય ત્યાં સુધીની બાધા રાખવી અથવા કોઈ સફળતા લાભ મેળવવા ઉપર દાન ખએરાત કરવાની નિયત અથવા પ્રતિજ્ઞા કરવી.

وَيُطَافُ عَلَيْهِم بِآنِيَةٍ مِّن فِضَّةٍ وَأَكْوَابٍ كَانَتْ قَوَارِيرَا ﴿١٥﴾

૧૬. અને ચાંદીના વાસણોમાં તેમને પીરસવામાં આવશે, તેમજ પારદર્શક પ્યાલાઓ(માં પણ).

قَوَارِيرَا مِن فِضَّةٍ قَدَّرُوهَا تَقْدِيرًا ﴿١٦﴾

૧૭. જે પારદર્શક ચાંદીના હશે જે તેમની જરૂરીયાત પ્રમાણે ભરેલા હશે.

وَيُسْقَوْنَ فِيهَا كَأْسًا كَانَ مِزَاجُهَا زَنجَبِيلًا ﴿١٧﴾

૧૮. અને ત્યાં તેમને પ્યાલામાં શૂંઠવાળું પીણું પાવામાં આવશે.

عَيْنًا فِيهَا تُسَمَّىٰ سَلْسَبِيلًا ﴿١٨﴾

૧૯. જે ત્યાંના સલસબીલ નામના ઝરણાનું હશે.

وَيَطُوفُ عَلَيْهِمْ وِلْدَانٌ مُّخَلَّدُونَ إِذَا رَأَيْتَهُمْ حَسِبْتَهُمْ لُؤْلُؤًا مَّنثُورًا ﴿١٩﴾

૨૦. અને સદા યુવાવસ્થામાં રહેનારા યુવકો તેમની સેવામાં નીમાએલા હશે, જે તને ચોતરફ વિખરાએલા મોતી જેવા લાગશે.

وَإِذَا رَأَيْتَ ثَمَّ رَأَيْتَ نَعِيمًا وَمُلْكًا كَبِيرًا ﴿٢٠﴾

૨૧. અને જ્યાં પણ તું નઝર કરીશ ત્યાં તને ને'મતોના અને એક (રૂહાની) સલતનતના દર્શન થશે.

عَالِيَهُمْ ثِيَابُ سُندُسٍ خُضْرٌ وَإِسْتَبْرَقٌ وَحُلُّوا أَسَاوِرَ مِن فِضَّةٍ وَسَقَاهُمْ رَبُّهُمْ شَرَابًا طَهُورًا ﴿٢١﴾

૨૨. તેમના ઉપરના વસ્ત્રો બારિક લીલા રેશમના અને કિનખાબના હશે અને તેમને ચાંદીના કંગન પહેરાવવામાં આવશે. અને તેમનો પરવરદિગાર તેમને પીવા માટે પવિત્ર પીણું આપશે.

إِنَّ هَٰذَا كَانَ لَكُمْ جَزَاءً وَكَانَ سَعْيُكُم مَّشْكُورًا ﴿٢٢﴾

૨૩. (તેમને કહેવામાં આવશે) 'આ તમારો બદલો છે અને તમારી મહેનતની કદર છે.' કરવામાં આવે છે. (રુકૂઅ-૧)

إِنَّا نَحْنُ نَزَّلْنَا عَلَيْكَ الْقُرْآنَ تَنزِيلًا ﴿٢٣﴾

૨૪. (હે રસૂલ) બેશક, અમે કુરઆનને તારા ઉપર થોડું થોડું કરીને ઉતાર્યું છે.(૨)

فَاصْبِرْ لِحُكْمِ رَبِّكَ وَلَا تُطِعْ مِنْهُمْ آثِمًا أَوْ كَفُورًا ﴿٢٤﴾

૨૫. માટે ધીરજપૂર્વક તારા પરવરદિગારના, નિર્ણયની રાહ જો, અને કોઈ પાપી અથવા નગુણાનું કહ્યું ન માનજે.

وَاذْكُرِ اسْمَ رَبِّكَ بُكْرَةً وَأَصِيلًا ﴿٢٥﴾

૨૬. અને સવાર સાંજ નિત્ય તારા પરવરદિગારનું નામ સ્મરણ કર.

وَمِنَ اللَّيْلِ فَاسْجُدْ لَهُ وَسَبِّحْهُ لَيْلًا طَوِيلًا ﴿٢٦﴾

૨૭. અને રાતની ઘડીઓમાં (તેના ચરણોમાં) સિજદો કરતો રહે અને મોડી રાત સુધી તેની બૂલંદ શાનની તસ્બીહ કરતો રહે.

إِنَّ هَٰؤُلَاءِ يُحِبُّونَ الْعَاجِلَةَ وَيَذَرُونَ وَرَاءَهُمْ يَوْمًا ثَقِيلًا ﴿٢٧﴾

૨૮. નિ:સંદેહ આ અલ્પજીવી દુનિયાની ઝિંદગીનો મોહ રાખનારા તેમની સામે આવનારા ભયંકર દિવસ પ્રત્યે બેદરકારી કરતા રહે છે.

---

૨. કુરઆને મજીદનું ઊતરાણ ૨૩ વર્ષના ગાળા દરમિયાન ધીમે ધીમે થયું હતું જે ધીમી ગતિ પાછળ બે ખાસ હેતુ હતા. પ્રથમ, તેનાથી મોમિનોને શીખવા ઉપરાંત યાદ રાખવા તથા તેની નસિહતોને પોતાના જીવનમાં ગ્રહણ કરવા માટે પૂરતો સમય મળી જતો, બીજું, બદલતા સંજોગોમાં મુસ્લિમોના ઈમાનને તથા તેમના ઈરાદાઓને બળ મળતું કારણ કે તે ગાળા દરમિયાન કુરઆને મજીદની ઘણી આગાહીઓ પૂરી થતી જોવાનો પણ તેમને મોકો મળી જતો હતો.

નَحْنُ خَلَقْنٰهُمْ وَشَدَدْنَآ اَسْرَهُمْ ۚ وَاِذَا شِئْنَا بَدَّلْنَآ اَمْثَالَهُمْ تَبْدِيْلًا ﴿٢٨﴾

૨૯. અમે તેમને પેદા કર્યા હતા અને અમેજ તેમને શારીરિક બળ આપ્યું; અને જ્યારે અમે ચાહિએ ત્યારે તેમની જ્યાએ તેમના જેવાજ બીજા લાવી શકીએ છીએ.

اِنَّ هٰذِهٖ تَذْكِرَةٌ ۚ فَمَنْ شَآءَ اتَّخَذَ اِلٰى رَبِّهٖ سَبِيْلًا ﴿٢٩﴾

૩૦. બેશક આ એક નસિહત છે, જેની દ્વારા જે ચાહે તે પોતાના પાલનહાર તરફ જવાનો રસ્તો લઈ શકે છે,

وَمَا تَشَآءُوْنَ اِلَّآ اَنْ يَّشَآءَ اللّٰهُ ۗ اِنَّ اللّٰهَ كَانَ عَلِيْمًا حَكِيْمًا ﴿٣٠﴾

૩૧. અને તમે એવી આશા તોજ રાખી શકશો જો અલ્લાહ ચાહતો હશે! ખરેખર અલ્લાહ સર્વ જાણનારો છે, હિકમતવાળો છે.

يُّدْخِلُ مَنْ يَّشَآءُ فِيْ رَحْمَتِهٖ ۗ وَالظّٰلِمِيْنَ اَعَدَّ لَهُمْ عَذَابًا اَلِيْمًا ﴿٣١﴾

૩૨. અને તે જેને ચાહે પોતાની રેહમતમાં દાખલ કરે છે અને ઝાલિમો માટે (તો) તેણે દુ:ખદાયક અઝાબ તૈયાર રાખ્યો છે. (રુકૂઅ-૨)

## سُوْرَةُ الْمُرْسَلٰتِ مَكِّيَّةٌ (٧٧)

آیاتها ٥٠ — رکوعاتها ٢

## અલ-મુરસલાત

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ﴿١﴾

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

وَالْمُرْسَلٰتِ عُرْفًا ﴿١﴾

૨. તે (ફરિશ્તાઓ)ના સોગંદ જેને ભલાઈઓ આપી મોકલવામાં આવે છે,

فَالْعٰصِفٰتِ عَصْفًا ﴿٢﴾

૩. (અને) પછી તેઓ પૂરના બળથી ધસારો કરે છે.

وَّالنّٰشِرٰتِ نَشْرًا ﴿٣﴾

૪. અને (તેના સોગંદ) જે (સત્યને) પૂરી રીતે ફેલાવી દે છે,

فَالْفٰرِقٰتِ فَرْقًا ﴿٤﴾

૫. પછી તેઓ (ભલાઈ તથા બૂરાઈને) સંપૂર્ણ રીતે અલગ કરી નાખે છે;

فَالْمُلْقِيٰتِ ذِكْرًا ﴿٥﴾

૬. પછી તેઓ નસિહતને (દૂર સુધી) પહોંચાડી દે છે,

عُذْرًا اَوْ نُذْرًا ﴿٦﴾

૭. (કેટલાકને ક્ષમા અપાવવા માટે, કેટલાકને) ચેતવી દેવા માટે.

اِنَّمَا تُوْعَدُوْنَ لَوَاقِعٌ ﴿٧﴾

૮. બેશક, જેનો તમને વાયદો આપવામાં આવ્યો હતો તે આવીનેજ રહેશે.

૯. જ્યારે તારા નિસ્તેજ[1] થઈ જશે.

فَإِذَا النُّجُومُ طُمِسَتْ ﴿٨﴾

૧૦. અને જ્યારે આકાશ ચીરી[2] નાખવામાં આવશે.

وَإِذَا السَّمَاءُ فُرِجَتْ ﴿٩﴾

૧૧. અને જ્યારે પર્વતોને (રજકણોની જેમ) ઉડાવી દેવામાં આવશે.

وَإِذَا الْجِبَالُ نُسِفَتْ ﴿١٠﴾

૧૨. અને જ્યારે રસૂલોને નિશ્ચિત સમયે (સાક્ષી માટે) લાવવામાં આવશે—

وَإِذَا الرُّسُلُ أُقِّتَتْ ﴿١١﴾

૧૩. તો (જાણો છો કે) આ સર્વ કયા દિવસ માટે મૂલતવી રાખવામાં આવ્યું છે?

لِأَيِّ يَوْمٍ أُجِّلَتْ ﴿١٢﴾

૧૪. બેશક, ફેંસલાના દિવસ માટે.

لِيَوْمِ الْفَصْلِ ﴿١٣﴾

૧૫. અને તું શું જાણે કે ફેંસલાનો દિવસ કેવો છે?

وَمَا أَدْرَاكَ مَا يَوْمُ الْفَصْلِ ﴿١٤﴾

૧૬. તે દિવસે (સચ્ચાઈનો) ઈન્કાર કરનારાઓની બરબાદી છે.

وَيْلٌ يَوْمَئِذٍ لِلْمُكَذِّبِينَ ﴿١٥﴾

૧૭. શું અમે પહેલાંની કોમોનો વિનાશ ન કર્યો હતો?

أَلَمْ نُهْلِكِ الْأَوَّلِينَ ﴿١٦﴾

૧૮. હવે પાછળ આવનારાઓને પણ અમે તેમની પાછળજ મોકલાવશું.

ثُمَّ نُتْبِعُهُمُ الْآخِرِينَ ﴿١٧﴾

૧૯. ગુનાહગારો સાથે અમે આવી વર્તણૂક કરીએ છીએ.

كَذَٰلِكَ نَفْعَلُ بِالْمُجْرِمِينَ ﴿١٨﴾

૨૦. તે દિવસે (સચ્ચાઈનો) ઈન્કાર કરનારાઓની બરબાદી છે.

وَيْلٌ يَوْمَئِذٍ لِلْمُكَذِّبِينَ ﴿١٩﴾

૨૧. શું અમે તમને એક તુચ્છ પ્રવાહી (પાણી)માંથી પેદા નથી કર્યા?

أَلَمْ نَخْلُقْكُمْ مِنْ مَاءٍ مَهِينٍ ﴿٢٠﴾

૨૨. અને અમે તેને એક સલામત સ્થાને,

فَجَعَلْنَاهُ فِي قَرَارٍ مَكِينٍ ﴿٢١﴾

૨૩. એક નિશ્ચિત સમય સુધી (ન રાખી મૂકયું હતું)?

إِلَىٰ قَدَرٍ مَعْلُومٍ ﴿٢٢﴾

૨૪. આવી રીતે અમે પ્રમાણસર ઉત્પન્ન કરતા રહ્યા, અને અમે કેવા ઉમદા પરિમાણ નક્કી કરનારા છીએ.

فَقَدَرْنَا فَنِعْمَ الْقَادِرُونَ ﴿٢٣﴾

૨૫. તે દિવસે (સચ્ચાઈનો) ઈન્કાર કરનારાઓની બરબાદી છે.

وَيْلٌ يَوْمَئِذٍ لِلْمُكَذِّبِينَ ﴿٢٤﴾

---

૧. તારાઓનું અદ્રષ્ય થવું અરબ લોકોમાં અપશુકનિયાળ ગણવામાં આવતું.

૨. જ્યારે દુનિયા ઉપર ભયંકર આફતો આવી પડશે.

أَلَمْ نَجْعَلِ الْأَرْضَ كِفَاتًا

૨૬. શું ધરતીને અમે સૌને (પોતાની અંદર) સમાવી લેવાના લાયક નથી બનાવી—

أَحْيَاءً وَأَمْوَاتًا

૨૭. જીવતા તથા મરણ પામેલાઓને?

وَجَعَلْنَا فِيهَا رَوَاسِيَ شَامِخَاتٍ وَأَسْقَيْنَاكُم مَّاءً فُرَاتًا

૨૮. અને અમે તેમાં ઊંચા પર્વતો ખોડી દીધા અને તમને પીવા માટે મીઠું પાણી આપ્યું.

وَيْلٌ يَوْمَئِذٍ لِّلْمُكَذِّبِينَ

૨૯. તે દિવસે (સચ્ચાઈનો) ઈન્કાર કરનારાઓની બરબાદી છે.

انطَلِقُوا إِلَىٰ مَا كُنتُم بِهِ تُكَذِّبُونَ

૩૦. (તેમને કહેવામાં આવશે) 'તે (અઝાબ) તરફ ચાલો જેને તમે ખોટો ઠરાવતા હતા.

انطَلِقُوا إِلَىٰ ظِلٍّ ذِي ثَلَاثِ شُعَبٍ

૩૧. '(અર્થાત) તે ત્રણ(3) શાખોવાળા ઓળા (છાયા) તરફ ચાલો.

لَّا ظَلِيلٍ وَلَا يُغْنِي مِنَ اللَّهَبِ

૩૨. 'જે ન તો ઠંડક આપે છે અને ન તો દાઝવાથી તે બચાવે છે.'

إِنَّهَا تَرْمِي بِشَرَرٍ كَالْقَصْرِ

૩૩. જે મોટા કિલ્લાઓ જેવડી જવાળાઓ ઉછાળે છે,

كَأَنَّهُ جِمَالَتٌ صُفْرٌ

૩૪. કે જાણે પીળા રંગના ઊંટો ન હોય!

وَيْلٌ يَوْمَئِذٍ لِّلْمُكَذِّبِينَ

૩૫. તે દિવસે (સચ્ચાઈનો) ઈન્કાર કરનારાઓની બરબાદી છે.

هَٰذَا يَوْمُ لَا يَنطِقُونَ

૩૬. આ તે દિવસ છે જ્યારે તેમનામાં કંઈ કહેવાની શકિત નહિ હોય.

وَلَا يُؤْذَنُ لَهُمْ فَيَعْتَذِرُونَ

૩૭. ન તેમને બહાના કરવાની તક આપવામાં આવશે.

وَيْلٌ يَوْمَئِذٍ لِّلْمُكَذِّبِينَ

૩૮. તે દિવસ (સચ્ચાઈનો) ઈન્કાર કરનારાઓની બરબાદી છે.

هَٰذَا يَوْمُ الْفَصْلِ جَمَعْنَاكُمْ وَالْأَوَّلِينَ

૩૯. (તેમને કહેવામાં આવશે) 'આ ફેંસલાનો દિવસ છે; અમે તમને તથા તમારા તમામ પૂર્વજોને એકઠા કરી લીધા છે.

---

3. આ 'ત્રણ શાખો'ના અનેક અર્થો નીકળે છે.

(અ) ઈસાઈ ત્રૈતવાદ, 'પિતા, પૂત્ર અને પવિત્ર રૂહ'નો સિદ્ધાંત અર્થાત 'ટ્રીનીટી'.

(બ) કાફરોને તેમની જમણા ડાબા તથા ઉપરના ભાગમાંથી સળગાવી નાખનારી આગ.

(ત) ભાવના, ચિંતન તથા વિવેકના અભાવનો અંધકાર.

(ચ) ભય, ગરૂર તથા ગુનાહપરસ્તી.

સારાંશે, માનશસાત્ર (સાઈકોલોજી)ના સિદ્ધાંત પ્રમાણે ઈન્સાનને દોઝખમાં ધકેલનારા ત્રણ ખાસ તત્ત્વો છે. સારાનરસામાં વિવેક કરવાની શકિતની ઊણપ, કામવાસના અથવા શેહવત પરસ્તી અથવા ગુનાહો તરફ વલણ અને ત્રીજું મનોબળની વલ પાવરની ઊણપ.

فَإِنْ كَانَ لَكُمْ كَيْدٌ فَكِيدُونِ ۝

૪૦. 'જો તમારી પાસે કોઈ દાવ હોય તો મારી વિરુદ્ધ અજમાવી જુઓ.'

وَيْلٌ يَوْمَئِذٍ لِلْمُكَذِّبِينَ ۝ ع

૪૧. તે દિવસે (સચ્ચાઈનો) ઈન્કાર કરનારાઓની બરબાદી છે! (રુકૂઅ-૧)

إِنَّ الْمُتَّقِينَ فِي ظِلَالٍ وَعُيُونٍ ۝

૪૨. પરહેઝગારો શીતળ છાયા તથા ઝરણા વચ્ચે હશે,

وَفَوَاكِهَ مِمَّا يَشْتَهُونَ ۝

૪૩. અને તેઓ પોતાના મનભાવતા ફળો (ખાશે)

كُلُوا وَاشْرَبُوا هَنِيئًا بِمَا كُنْتُمْ تَعْمَلُونَ ۝

૪૪. (તેમને કહેવામાં આવશે) 'તમે જે (નેકીના) કામો કરતા હતા તેના બદલામાં મોજથી ખાઓ તથા પીઓ.'

إِنَّا كَذَٰلِكَ نَجْزِي الْمُحْسِنِينَ ۝

૪૫. ખરેખર નેકી કરનારાઓને અમે આવોજ બદલો આપતા રહિએ છીએ.

وَيْلٌ يَوْمَئِذٍ لِلْمُكَذِّبِينَ ۝

૪૬. તે દિવસે (સચ્ચાઈનો) ઈન્કાર કરનારાઓની બરબાદી છે!

كُلُوا وَتَمَتَّعُوا قَلِيلًا إِنَّكُمْ مُجْرِمُونَ ۝

૪૭. (કાફરોને દુનિયામાં કહેવામાં આવશે) 'ખાઈ લો પીલો અને થોડી મોજ ઉડાવી લો, બેશક તમે મહાપાપી છો.'

وَيْلٌ يَوْمَئِذٍ لِلْمُكَذِّبِينَ ۝

૪૮. તે દિવસે (સચ્ચાઈનો) ઈન્કાર કરનારાઓની બરબાદી છે!

وَإِذَا قِيلَ لَهُمُ ارْكَعُوا لَا يَرْكَعُونَ ۝

૪૯. અને જ્યારે તેમને કહેવામાં આવે છે 'નમી જાઓ,' તો તેઓ નમતા નથી.

وَيْلٌ يَوْمَئِذٍ لِلْمُكَذِّبِينَ ۝

૫૦. તે દિવસે (સચ્ચાઈના) ઈન્કાર કરનારાઓની બરબાદી છે!

فَبِأَيِّ حَدِيثٍ بَعْدَهُ يُؤْمِنُونَ ۝ ع

૫૧. તો (આ કુરઆન સિવાય) બીજું કયું કલામ છે જેમાં તેઓ ઈમાન લાવશે? (રુકૂઅ-૨)

---

(૪) જેમણે કુરઆન જેવી કમિલ કિતાબને ખોટી ઠરાવી, તેનો અસ્વીકાર કર્યો તે અભાગીયા જીવો સચ્ચાઈને સાંભળવાથી અને સીધો રસ્તો મેળવવાથી મહેરૂમ (વંચિત) રહ્યા.

سُورَةُ النَّبَإِ مَكِّيَّةٌ (٧٨)

## અલ-નબા'

| | |
|---|---|
| ૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે. | بِسْمِ اللَّهِ الرَّحْمَٰنِ الرَّحِيمِ ① |
| ૨. આ[1] લોકો એકબીજાને શું પૂછી રહ્યા છે? | عَمَّ يَتَسَاءَلُونَ ② |
| ૩. તે મહાન અવસર[2] વિશે (પૂછી રહ્યા છે), | عَنِ النَّبَإِ الْعَظِيمِ ③ |
| ૪. જેના વિશે તેમની વચ્ચે મતભેદ પ્રવર્તી રહ્યો છે. | الَّذِي هُمْ فِيهِ مُخْتَلِفُونَ ④ |
| ૫. બલ્કે, તેઓ જલ્દી જાણી લેશે. | كَلَّا سَيَعْلَمُونَ ⑤ |
| ૬. અવશ્ય તેઓ જલ્દી જાણી લેશે. | ثُمَّ كَلَّا سَيَعْلَمُونَ ⑥ |
| ૭. શું અમે ઝમીનને પાથરણું નથી બનાવ્યું? | أَلَمْ نَجْعَلِ الْأَرْضَ مِهَادًا ⑦ |
| ૮. અને (શું અમે) પર્વતોને ખૂંપાઓની જેમ નથી જમાવી દીધા? | وَالْجِبَالَ أَوْتَادًا ⑧ |
| ૯. બેશક, અમે તમને જોડાઓમાં પેદા કર્યા છે. | وَخَلَقْنَاكُمْ أَزْوَاجًا ⑨ |
| ૧૦. અને અમે નિદ્રાને તમારા આરામનું સાધન બનાવ્યું. | وَجَعَلْنَا نَوْمَكُمْ سُبَاتًا ⑩ |
| ૧૧. અને અમે રાતને એક પરદા તરીકે બનાવી. | وَجَعَلْنَا اللَّيْلَ لِبَاسًا ⑪ |
| ૧૨. અને દિવસને અમે જીવનની પ્રવૃત્તિઓ માટે બનાવ્યો. | وَجَعَلْنَا النَّهَارَ مَعَاشًا ⑫ |
| ૧૩. અને અમે તમારા ઉપર સાત સુદ્રઢ આકાશ બનાવ્યા; | وَبَنَيْنَا فَوْقَكُمْ سَبْعًا شِدَادًا ⑬ |
| ૧૪. અમે અમે એક પ્રકાશમય દીવો (સૂર્ય પણ) બનાવ્યો. | وَجَعَلْنَا سِرَاجًا وَهَّاجًا ⑭ |
| ૧૫. અમે ભેજવાળા વાદળાંમાંથી પુષ્કળ જળ વરસાવીએ છીએ, | وَأَنْزَلْنَا مِنَ الْمُعْصِرَاتِ مَاءً ثَجَّاجًا ⑮ |
| ૧૬. કે તેનાથી અમે અનાજ તથા લીલોતરી ઉત્પન્ન કરીએ, | لِنُخْرِجَ بِهِ حَبًّا وَنَبَاتًا ⑯ |
| ૧૭. તેમજ ખીચોખીચ બગીચાઓ લગાવીએ. | وَجَنَّاتٍ أَلْفَافًا ⑰ |
| ૧૮. નિ:સંદેહ ન્યાયના દિવસનો સમય મુકર્રર થઈ ચૂક્યો છે. | إِنَّ يَوْمَ الْفَصْلِ كَانَ مِيقَاتًا ⑱ |

૧. કાફરો.

૨. કયામતનો દિવસ.

يَوْمَ يُنْفَخُ فِي الصُّورِ فَتَأْتُونَ أَفْوَاجًا ﴿١٩﴾

૧૯. તે દિવસે જ્યારે સૂર ફૂંકવામાં આવશે, ત્યારે તમે ટોળાબદ્ધ (કબરોમાંથી) નીકળી પડશો;

وَفُتِحَتِ السَّمَآءُ فَكَانَتْ أَبْوَابًا ﴿٢٠﴾

૨૦. ત્યારે આસમાનને ખુલ્લું[૩] મૂકવામાં આવશે જેમાં ચારે તરફથી પ્રવેશ થઈ શકાશે.

وَسُيِّرَتِ الْجِبَالُ فَكَانَتْ سَرَابًا ﴿٢١﴾

૨૧. અને પર્વતોને[૪] ચાલતા કરવામાં આવશે જ્યાં સુધી તે મૃગજળ (સમા) બની જશે.

إِنَّ جَهَنَّمَ كَانَتْ مِرْصَادًا ﴿٢٢﴾

૨૨. ખરેજ જહન્નમ તાકમાં બેઠી છે.

لِلطَّاغِينَ مَآبًا ﴿٢٣﴾

૨૩. જે નાફરમાનોનું રહેઠાણ છે.

لَّابِثِينَ فِيهَآ أَحْقَابًا ﴿٢٤﴾

૨૪.જેમાં તેઓ યુગોયુગ રહેશે.

لَا يَذُوقُونَ فِيهَا بَرْدًا وَلَا شَرَابًا ﴿٢٥﴾

૨૫. ત્યાં તેમને ન નિદ્રા મળશે ન પાણી,

إِلَّا حَمِيمًا وَغَسَّاقًا ﴿٢٦﴾

૨૬. સિવાય કે ઉકળતું પાણી અને ઝખ્મોનું ધોવણ,[૫]

جَزَآءً وِفَاقًا ﴿٢٧﴾

૨૭. જે (તેમની) કરણીઓનો યોગ્ય બદલો હશે.

إِنَّهُمْ كَانُوا لَا يَرْجُونَ حِسَابًا ﴿٢٨﴾

૨૮. બેશક તેમને (કરણીના) લેખનો ડર હતોજ નહિ.

وَكَذَّبُوا بِآيَاتِنَا كِذَّابًا ﴿٢٩﴾

૨૯. અને તેઓ અમારી આયતોને ખોટી ઠરાવતા રહ્યા.

وَكُلَّ شَيْءٍ أَحْصَيْنَاهُ كِتَابًا ﴿٣٠﴾

૩૦. બેશક, અમે આમાલનામામાં દરેક વસ્તુની નોંધ કરી રાખી છે.

ع فَذُوقُوا فَلَنْ نَّزِيدَكُمْ إِلَّا عَذَابًا ﴿٣١﴾

૩૧. (અમે તેમને કહેશું) 'માટે હવે (અઝાબ) ચાખો (હવે તો) અમે તમારા અઝાબ સિવાય બીજું કંઈપણ નથી વધારી શકતા.' (રુકૂઅ-૧)

إِنَّ لِلْمُتَّقِينَ مَفَازًا ﴿٣٢﴾

૩૨. બેશક પરહેઝગારો માટે કામયાબી છે.

حَدَآئِقَ وَأَعْنَابًا ﴿٣٣﴾

૩૩. બગીચાઓ (છે) તથા દ્રાક્ષની વેલો (છે),

وَكَوَاعِبَ أَتْرَابًا ﴿٣٤﴾

૩૪. અને 'સદાયૌવન' ધરાવનારી યુવતિઓ છે.

وَكَأْسًا دِهَاقًا ﴿٣٥﴾

૩૫. અને છલકતાં[૬] જામ (છે).

لَا يَسْمَعُونَ فِيهَا لَغْوًا وَلَا كِذَّابًا ﴿٣٦﴾

૩૬. ત્યાં તેઓ ન બેહુદી વાતો સાંભળશે, ન અસત્ય સાંભળશે.

---

૩. તે દિવસે આસમાનમાં એટલા બધા નિશાનો જાહેર થશે કે જાણે આસમાનમાં ઠેકઠેકાણે દરવાજા બની ગએલા જણાશે, જેમાંથી મોમિન માટે પુષ્કળ ને'મતો તથા રેહમતો વરસવા માંડશે અને ગુનાહગારો માટે તેમાંથી અઝાબ પડશે.

૪. મોટી મોટી રાજ્યસત્તાઓ રેતીની રજકણોની જેમ હવામાં ઊડી જશે. મોટા મોટા વિદ્વાનો ઝલીલ થઈ જશે અને સત્તાવાળાની સત્તા, ઈલ્મના ઈજારદારોનું ઈલ્મ મૃગજળ બની જશે જેમાં તૃપ્તિનો અભાવ હોવાથી તે કંઈ પણ હેસિયત નહિ રાખતું હોય.

૫. ઝખ્મોનું વહેતું પરૂ.

૬. અલ્લાહના પ્યારમાં છલકતા રૂહાની પીણાના પ્યાલા.

جَزَآءً مِّنْ رَّبِّكَ عَطَآءً حِسَابًا ﴿٣٦﴾

૩૭. આ તારા પરવરદિગાર તરફથી તેમની કરણીઓનું ઇનામ હશે.

رَّبِّ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا بَيْنَهُمَا الرَّحْمٰنِ لَا يَمْلِكُوْنَ مِنْهُ خِطَابًا ﴿٣٧﴾

૩૮. જે આકાશો તથા ધરતી તેમજ તેમની વચ્ચે જે કંઈ છે તેનો માલિક, તે રહેમતોનો માલિક છે. તેને સંબોધન કરવાની તેમનામાં શકિત નહિ હોય,

يَوْمَ يَقُوْمُ الرُّوْحُ وَالْمَلٰٓئِكَةُ صَفًّا لَّا يَتَكَلَّمُوْنَ اِلَّا مَنْ اَذِنَ لَهُ الرَّحْمٰنُ وَقَالَ صَوَابًا ﴿٣٨﴾

૩૯. જે દિવસે રૂહો તથા ફરિશ્તાઓ હારબંધ ઉભા હશે, ત્યારે કોઈ બોલી નહિ શકે સિવાય કે કૃપાનિધિ પરવાનગી આપે અને તે પણ યોગ્ય વાતજ કરે.

ذٰلِكَ الْيَوْمُ الْحَقُّ فَمَنْ شَآءَ اتَّخَذَ اِلٰى رَبِّهٖ مَاٰبًا ﴿٣٩﴾

૪૦. તે દિવસ અવશ્ય આવીનેજ રહેશે. માટે જે ચાહતો હોય તે પોતાના પરવરદિગારનું શરણ મેળવી લે.

اِنَّآ اَنْذَرْنٰكُمْ عَذَابًا قَرِيْبًا يَّوْمَ يَنْظُرُ الْمَرْءُ مَا قَدَّمَتْ يَدٰهُ وَيَقُوْلُ الْكٰفِرُ يٰلَيْتَنِيْ كُنْتُ تُرٰبًا ﴿٤٠﴾ ع

૪૧. બેશક, અમે તમને નજીકમાં આવી રહેલી એક ભયંકર શિક્ષાની ચેતવણી આપી દીધી છે, જે દિવસે ઈન્સાને પોતાના હાથે જે આગળ મોકલ્યું હશે તે તેને જોઈ લેશે, અને ઈન્કાર કરનાર (હઍરતથી) બોલી ઉઠશે 'જો હું ધૂળજ રહ્યો હોત તો સારૂં હતું!'[૭] (રુકૂઅ-૨)

## سُوْرَةُ النّٰزِعٰتِ مَكِّيَّةٌ (٧٩) اٰيَاتُهَا رُكُوْعَاتُهَا

### અલ-નાઝિઆત

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ﴿١﴾

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

وَالنّٰزِعٰتِ غَرْقًا ﴿١﴾

૨. લોકોને (ઈમાન તરફ) ખેંચી જનારાની કસમ.

وَّالنّٰشِطٰتِ نَشْطًا ﴿٢﴾

૩. અને મઝબૂત બંધનોમાં બાંધનારાની (કસમ),

وَّالسّٰبِحٰتِ سَبْحًا ﴿٣﴾

૪. અને ત્વરીત ગતિએ હવામાં જે સરકતા રહે છે (તેમનીકસમ),

فَالسّٰبِقٰتِ سَبْقًا ﴿٤﴾

૫. પછી તેઓ (એક બીજાથી) આગળ નીકળી જતા હોય છે,

فَالْمُدَبِّرٰتِ اَمْرًا ﴿٥﴾ وقف لازم

૬. અને (તેમને સોંપવામાં આવેલી) જવાબદારીને નીભાવતા રહે છે,

---

૭. જો મેં જન્મજ જ લીધો હોત તો સારું હતું.

يَوْمَ تَرْجُفُ الرَّاجِفَةُ ٦

૭. પછી (તે દિવસ આવશેજ) જ્યારે (પૃથ્વી) કંપી ઉઠશે,

تَتْبَعُهَا الرَّادِفَةُ ٧

૮. અને બીજો (ઝટકો) આવશે,[૧]

قُلُوبٌ يَوْمَئِذٍ وَاجِفَةٌ ٨

૯. તે દિવસે હૈયાં થરથરી ઉઠશે.

أَبْصَارُهَا خَاشِعَةٌ ٩ وقف لازم

૧૦. (પાપીઓની) આંખો નીચી ઢળેલી હશે—

يَقُولُونَ ءَإِنَّا لَمَرْدُودُونَ فِي الْحَافِرَةِ ١٠

૧૧. તેઓ કહે છે 'શું અમે પહેલાં જેવી હાલતમાં પાછા ફેરવાશું?

ءَإِذَا كُنَّا عِظَامًا نَّخِرَةً ١١

૧૨. 'શું અમે કોહી ગએલા હાડકાં (ના રૂપમાં) હશું તો પણ?

قَالُوا تِلْكَ إِذًا كَرَّةٌ خَاسِرَةٌ ١٢ وقف لازم

૧૩. તેઓ કહે છે 'આવું પાછું ફરવું તો બેહદ નુકસાનકારક[૨] થશે.'

فَإِنَّمَا هِيَ زَجْرَةٌ وَاحِدَةٌ ١٣

૧૪. ત્યારે માત્ર એકજ પુકાર થશે.

فَإِذَا هُم بِالسَّاهِرَةِ ١٤

૧૫. સઘળા ખુલ્લા મેદાનમાં (આવી જશે).

هَلْ أَتَاكَ حَدِيثُ مُوسَىٰ ١٥ وقف لازم

૧૬. (હે રસૂલ) શું મૂસાની હકીકત તને પહોંચી છે?

إِذْ نَادَاهُ رَبُّهُ بِالْوَادِ الْمُقَدَّسِ طُوًى ١٦

૧૭. જ્યારે તેના પરવરદિગારે તેને તુવ્વાની પવિત્ર ખીણમાં સંબોધન કર્યું (કહ્યું).

اذْهَبْ إِلَىٰ فِرْعَوْنَ إِنَّهُ طَغَىٰ ١٧

૧૮. "તું ફિરઔન તરફ જા, તેણે નાફરમાની કરી છે.

فَقُلْ هَلْ لَكَ إِلَىٰ أَنْ تَزَكَّىٰ ١٨

૧૯. "અને તેને કહે કે જો તને પવિત્ર થવાની ઇચ્છા હોય,

وَأَهْدِيَكَ إِلَىٰ رَبِّكَ فَتَخْشَىٰ ١٩

૨૦. "તો હું તને તારા પાલનહાર (તરફ જવાનો)નો માર્ગ દેખાડું કે જેથી તું તેનાથી ડરે."

فَأَرَاهُ الْآيَةَ الْكُبْرَىٰ ٢٠

૨૧. અને તેણે (ફિરઔનને) મોટી નિશાની દેખાડી,

فَكَذَّبَ وَعَصَىٰ ٢١

૨૨. પરંતુ તેણે (તે નિશાનીને) ખોટી ઠરાવી અને નાફરમાની કરી.

ثُمَّ أَدْبَرَ يَسْعَىٰ ٢٢

૨૩. પછી, તે (મૂસા વિરુદ્ધ) ચાલ ઘડવા માટે વિમુખ થઈ ચાલ્યો ગયો.

فَحَشَرَ فَنَادَىٰ ٢٣

૨૪. અને તેણે (પોતાની) કોમને ભેગી કરી એલાન કર્યો

---

૧. આ આયતમાં ટૂંકમાં પૂરી થનાર આગાહીના ઈશારા છે કે કાફરો તથા અલ્લાહના પરહેઝગાર બંદાઓ વચ્ચે થનારી ભીષણ જંગમાં સચ્ચાઈની ફતેહ તથા કાફરોનો પરાજ્ય થનાર છે અને કાફરોની સત્તા સદા માટે નાબૂદ થઈ જવાની છે.

૨. કાફરો એક બાદ બીજા પરાજ્યથી તેમને આખેરતમાં મળનારા અઝાબની ચિંતામાં ઘેરાઈ જશે.

فَقَالَ أَنَا رَبُّكُمُ الْأَعْلَىٰ ۝٢٤

૨૫. કહ્યું, 'હું તમારો પાલનહાર છું, સર્વેથી ઉચ્ચતર છું.'

فَأَخَذَهُ اللَّهُ نَكَالَ الْآخِرَةِ وَالْأُولَىٰ ۝٢٥

૨૬. અંતે અલ્લાહે તેને આખેરતના તેમજ આ દુનિયાના અઝાબમાં ઝડપી લીધો.

إِنَّ فِي ذَٰلِكَ لَعِبْرَةً لِمَنْ يَخْشَىٰ ۝٢٦ ع

૨૭. બેશક આ ઘટનામાં અલ્લાહનો ડર રાખનારા માટે એક બોધ છે.[3] (રુકૂઅ-૧)

أَأَنْتُمْ أَشَدُّ خَلْقًا أَمِ السَّمَاءُ ۚ بَنَاهَا ۝٢٧

૨૮. શું તમારું સર્જન કરવું મુશકિલ[4] છે કે તે આકાશનું જે તેણે બનાવ્યું છે ?

رَفَعَ سَمْكَهَا فَسَوَّاهَا ۝٢٨

૨૯. જેને તેણે વ્યવસ્થિત રીતે અદ્ધર ઊંચકી રાખ્યું છે.

وَأَغْطَشَ لَيْلَهَا وَأَخْرَجَ ضُحَاهَا ۝٢٩

૩૦. અને તેની રાત અંધારી બનાવી છે, જેમાંથી દિવસનો ઉદય કર્યો;

وَالْأَرْضَ بَعْدَ ذَٰلِكَ دَحَاهَا ۝٣٠

૩૧. અને સાથે સાથે ઝમીન પાથરી છે.

أَخْرَجَ مِنْهَا مَاءَهَا وَمَرْعَاهَا ۝٣١

૩૨. જેમાંથી તેણે પાણી તથા ઘાસચારો ઉત્પન્ન કર્યો,

وَالْجِبَالَ أَرْسَاهَا ۝٣٢

૩૩. અને તેણે પર્વતોને તેમાં કાયમ કર્યા.

مَتَاعًا لَكُمْ وَلِأَنْعَامِكُمْ ۝٣٣

૩૪. (આ સઘળું) તમારા પશુઓનું તથા તમારું પોષણ કરવા માટે છે.

فَإِذَا جَاءَتِ الطَّامَّةُ الْكُبْرَىٰ ۝٣٤

૩૫. પરંતુ જ્યારે તે ભયાનક બરબાદી આવી પહોંચશે,

يَوْمَ يَتَذَكَّرُ الْإِنْسَانُ مَا سَعَىٰ ۝٣٥

૩૬. તે દિવસે ઈન્સાનને (દુનિયામાં) કરેલું સઘળું સાંભરી આવશે,

وَبُرِّزَتِ الْجَحِيمُ لِمَنْ يَرَىٰ ۝٣٦

૩૭. અને જોનાર સામે જહન્નમ ખુલ્લી મૂકવામાં આવશે.

فَأَمَّا مَنْ طَغَىٰ ۝٣٧

૩૮. પછી જે હદ બહાર ગયો હશે,

وَآثَرَ الْحَيَاةَ الدُّنْيَا ۝٣٨

૩૯. અને જેણે આ દુનિયાના જીવનને પસંદ કર્યું હશે.

فَإِنَّ الْجَحِيمَ هِيَ الْمَأْوَىٰ ۝٣٩

૪૦. તેનું ઠેકાણું બેશક **દોઝખની આગ** હશે.

وَأَمَّا مَنْ خَافَ مَقَامَ رَبِّهِ وَنَهَى النَّفْسَ عَنِ الْهَوَىٰ ۝٤٠

૪૧. પરંતુ જેણે પોતાના પરવરદિગાર સમક્ષ ઉપસ્થિત થવાનો ભય રાખ્યો હશે અને જે મનોવિકારથી પોતાને બચાવતો રહ્યો હશે,

فَإِنَّ الْجَنَّةَ هِيَ الْمَأْوَىٰ ۝٤١

૪૨. તેનું રહેઠાણ અવશ્ય, જન્નત હશે.

---

૩. આ બાર આયતોમાં હઝરત મૂસા (અ) સામે બંડ પુકારનાર ફિરઔનના ઘમંડને તોડનાર-અલ્લાહની હસ્તીનો અંદાજ આપવામાં આવ્યો છે જે દરેક સત્યના વિરોધીઓ માટે એક દાખલા રૂપ છે.

૪. આ આયત પછીની છ આયતોમાં અલ્લાહની શકિતનો પુરાવો આપવામાં આવ્યો છે.

يَسْئَلُوْنَكَ عَنِ السَّاعَةِ اَيَّانَ مُرْسٰهَا ۝

૪૩. તેઓ તને પૂછે છે 'તે ઘડી કયારે આવવાની છે?'

فِيْمَ اَنْتَ مِنْ ذِكْرٰهَا ۝

૪૪. પરંતુ તેના વર્ણન સાથે તને શું સંબંધ છે?

اِلٰى رَبِّكَ مُنْتَهٰهَا ۝

૪૫. તેનું અંતિમ જ્ઞાન તો તારા પરવરદિગારને છે.

اِنَّمَآ اَنْتَ مُنْذِرُ مَنْ يَّخْشٰهَا ۝

૪૬. તું તો માત્ર ચેતવનારોજ છે,

كَاَنَّهُمْ يَوْمَ يَرَوْنَهَا لَمْ يَلْبَثُوْٓا اِلَّا عَشِيَّةً اَوْ ضُحٰهَا ۝

૪૭. જે દિવસે તેઓ તે (કયામત)ને જોઈ લેશે, તો તેમને એમ લાગશે કે જાણે તેઓ એક સાંજ અથવા એક સવાર પૂરતાંજ (દુનિયામાં) રહ્યા હતા.(૫)

(રુકૂઅ-૨)



આબાસા

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۝

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

عَبَسَ وَتَوَلّٰىٓ ۝

૨. તેણે ભ્રકુટી ચડાવી મોઢું ફેરવી લીધું(૧)

اَنْ جَآءَهُ الْاَعْمٰى ۝

૩. કારણકે તેની પાસે એક આંધળો આવી ચડયો.

وَمَا يُدْرِيْكَ لَعَلَّهٗ يَزَّكّٰىٓ ۝

૪. તને શી ખબર કે કદાચ તે પાક થઈ જાય?

اَوْ يَذَّكَّرُ فَتَنْفَعَهُ الذِّكْرٰى ۝

૫. અથવા તે નસિહત લે તો આ નસિહત કદાચ તેને લાભકારક નિવડે.

اَمَّا مَنِ اسْتَغْنٰى ۝

૬. જે(૨) લોકો (સચ્ચાઈથી) બેપરવાઈ કરે છે,

فَاَنْتَ لَهٗ تَصَدّٰى ۝

૭. તો તેની તરફ તું વધુ ધ્યાન આપે છે.

૮. જો કે તે સુધારો ન કરે તો તું તેનો જવાબદાર નથી.

૫. અઝાબનો કોઈ સમય, સ્થળ અને પ્રકાર સાથે કંઈપણ સંબંધ નથી પરંતુ ગુનાહગારોને અઝાબનું ભાન થતાંજ તેમની ગફલતમાં પસાર થએલા જીવનનો ગાળો માત્ર અમુક કલાકો જેટલોજ તેમને લાગશે.

૧. આ આયતનો સંબંધ એક પ્રખ્યાત ઐતિહાસિક ઘટના સાથે છે. એક સમયે આંહઝરત સ.અ.સ. કુરેશના અમુક સરદારો સાથે દીન વિશે ચર્ચા કરી રહ્યા હતા ત્યારે એક આંધળા મુસ્લિમે, જેનું નામ અબ્દુલ્લાહ બીન ઉમ્મે મકતૂમ હતું; આંહઝરત સ.અ.સ.નો કિમતી સમય કાફરોને સમજાવવામાં નિરર્થક વેડફાતો ધારી આપ (સ)નું ધ્યાન અન્ય દીની વિષયો તરફ દોરવાની કોશિશ કરી. તેમની આ કવેળાની દખલગીરી આંહઝરત સ.અ.સ.ને ગમી નહિ જેથી આપ તેનાથી વિમુખ થઈ ગયા (તબ્રી અને બયાન) કુરેશના નામાંકિત આગેવાનોને રૂહાની લાભ પહોંચાડવાની ઉમ્મીદથી આંહઝરત સ.અ.સ.એ તે અંધ સહાબીની વાત ધ્યાનમાં ન લીધી અને પોતાના કામમાં લાગ્યા રહ્યા.

૯. પરંતુ જે તારા તરફ ઉત્સાહપૂર્વક આવે છે,

૧૦. અને જે (અલ્લાહથી) ડરતો હોય છે,

૧૧. તેનાથી તું બેપરવાઈ કરે છે.

૧૨. યાદ રહે, આ (કુરઆન) એક નસિહત છે.

૧૩. માટે જે ચાહતો[3] હોય તેને તેની તરફ ધ્યાન આપવા દે.

૧૪. તે આદરણીય પાનાઓમાં (અંકિત છે),[4]

૧૫. જે એક બૂલંદ, પાકીઝા (સ્થાને છે),

૧૬. (એવા) લખનારાઓના હાથોમાં છે,

૧૭. (જે) ઉત્તમ ઈઝઝત પામેલા અને સદગુણી છે.

૧૮. તે ઈન્સાનનો સર્વનાશ થાઓ, (જુઓ) તે કેવો નાશુક્રો છે.

૧૯. (શું તેને ભાન નથી કે) તેણે કેવી વસ્તુમાંથી તેને પેદા કર્યો છે?[5]

૨૦. વીર્યના એક ટીપામાંથી, તેણે તેનું સર્જન કર્યું અને તેને શોભતું રૂપ આપ્યું.

૨૧. પછી તેની રાહોમાં સગવડો પેદા કરી,

૨૨. પછી તેને મૃત્યુ આપ્યું અને કબરને હવાલે કર્યો.

૨૩. પછી જ્યારે તે ચાહશે તેને પાછો સજીવન કરશે.

૨૪. હકીકતમાં તેણે અલ્લાહના આહકામોની જવાબદારી ન નીભાવી.

૨૫. માટે ઈન્સાનને જોઈએ કે તે પોતાની ખોરાક ઉપર વિચાર કરે.

૨૬. (કે) અમે કેવી રીતે પુષ્કળ પાણી વરસાવીએ છીએ,

وَمَا عَلَيْكَ أَلَّا يَزَّكَّىٰ ﴿٨﴾
وَأَمَّا مَن جَاءَكَ يَسْعَىٰ ﴿٩﴾
وَهُوَ يَخْشَىٰ ﴿١٠﴾
فَأَنتَ عَنْهُ تَلَهَّىٰ ﴿١١﴾
كَلَّا إِنَّهَا تَذْكِرَةٌ ﴿١٢﴾
فَمَن شَاءَ ذَكَرَهُ ﴿١٣﴾ وقف لازم
فِي صُحُفٍ مُّكَرَّمَةٍ ﴿١٤﴾
مَّرْفُوعَةٍ مُّطَهَّرَةٍ ﴿١٥﴾
بِأَيْدِي سَفَرَةٍ ﴿١٦﴾
كِرَامٍ بَرَرَةٍ ﴿١٧﴾
قُتِلَ الْإِنسَانُ مَا أَكْفَرَهُ ﴿١٨﴾
مِنْ أَيِّ شَيْءٍ خَلَقَهُ ﴿١٩﴾
مِن نُّطْفَةٍ خَلَقَهُ فَقَدَّرَهُ ﴿٢٠﴾
ثُمَّ السَّبِيلَ يَسَّرَهُ ﴿٢١﴾
ثُمَّ أَمَاتَهُ فَأَقْبَرَهُ ﴿٢٢﴾
ثُمَّ إِذَا شَاءَ أَنشَرَهُ ﴿٢٣﴾
كَلَّا لَمَّا يَقْضِ مَا أَمَرَهُ ﴿٢٤﴾
فَلْيَنظُرِ الْإِنسَانُ إِلَىٰ طَعَامِهِ ﴿٢٥﴾
أَنَّا صَبَبْنَا الْمَاءَ صَبًّا ﴿٢٦﴾

૨. કુરેશના સરદારો.

૩. જે કુરઆનમાં ઈમાન લાવવા ચાહતો હોય તે ઈમાન લઈ આવે, આ વિષયમાં કોઈ બળજબરી અથવા આગ્રહ રાખવાની આવશ્યકતા નથી.

૪. કુરઆનનું લખાણ સુરક્ષિત છે, તેમાં કોઈ પ્રકારનો ફેરફાર કે સુધારો વધારો કરવાની કોઈની શકિત નથી.

૫. અલ્લાહના કલામની નાફરમાની કરનારા પોતાની પેદાએશની હકીકત તથા પોતાની પામરના તરફ ધ્યાન કરીને જુએ કે તેઓ કેટલા નિર્બળ તથા અશકત છે.

ثُمَّ شَقَقْنَا الْأَرْضَ شَقًّا ﴿٢٦﴾

૨૭. અને ઝમીનને ચીરી કાઢી નાખીએ છીએ.

فَأَنبَتْنَا فِيهَا حَبًّا ﴿٢٧﴾

૨૮. પછી તેમાંથી અમે અનાજનું ઉત્પાદન કરીએ છીએ.

وَعِنَبًا وَقَضْبًا ﴿٢٨﴾

૨૯. તેમજ દ્રાક્ષ અને વનસ્પતિ (ઉત્પન્ન કરીએ છીએ),

وَزَيْتُونًا وَنَخْلًا ﴿٢٩﴾

૩૦. અને ઝયતૂન તથા ખજૂરીઓ (પણ).

وَحَدَائِقَ غُلْبًا ﴿٣٠﴾

૩૧. અને વેલોની વાડોવાળા ભરચક બગીચાઓ (પણ),

وَفَاكِهَةً وَأَبًّا ﴿٣١﴾

૩૨. ફળો તથા ઘાસચારો, (પણ પેદા કરીએ છીએ)

مَّتَاعًا لَّكُمْ وَلِأَنْعَامِكُمْ ﴿٣٢﴾

૩૩. તમારા પોતાના માટે તથા તમારા પશુઓ માટે.

فَإِذَا جَاءَتِ الصَّاخَّةُ ﴿٣٣﴾

૩૪. પરંતુ જ્યારે કાનના પરદા ફાડી નાખનારી ગર્જના થશે,

يَوْمَ يَفِرُّ الْمَرْءُ مِنْ أَخِيهِ ﴿٣٤﴾

૩૫. તે દિવસે ઈન્સાન પોતાના ભાઈને (પણ) છોડીને નાસી જશે,

وَأُمِّهِ وَأَبِيهِ ﴿٣٥﴾

૩૬. તેમજ પોતાના માતા તથા પિતાને;

وَصَاحِبَتِهِ وَبَنِيهِ ﴿٣٦﴾

૩૭. અને પોતાની પત્ની અને ઔલાદને (પણ).

لِكُلِّ امْرِئٍ مِّنْهُمْ يَوْمَئِذٍ شَأْنٌ يُغْنِيهِ ﴿٣٧﴾

૩૮. ત્યારે પ્રત્યેક ઈન્સાનને પોતપોતાની પડી હશે.

وُجُوهٌ يَوْمَئِذٍ مُّسْفِرَةٌ ﴿٣٨﴾

૩૯. તે દિવસે અમુક ચેહરા તેજસ્વી હશે,

ضَاحِكَةٌ مُّسْتَبْشِرَةٌ ﴿٣٩﴾

૪૦. હર્ષિત હશે, ખુશહાલ હશે.

وَوُجُوهٌ يَوْمَئِذٍ عَلَيْهَا غَبَرَةٌ ﴿٤٠﴾

૪૧. અને કેટલાક તે દિવસે ધૂળથી ખરડાએલાં હશે,

تَرْهَقُهَا قَتَرَةٌ ﴿٤١﴾

૪૨. તેમના (ચેહરા) ઉપર અંધકાર છવાએલો હશે.

أُولَٰئِكَ هُمُ الْكَفَرَةُ الْفَجَرَةُ ﴿٤٢﴾

૪૩. આ તે લોકો હશે જેમણે ઈન્કાર કર્યો હશે, અને બદકાર હશે. (રૂકૂઅ-૧)

## سُورَةُ التَّكْوِيرِ مَكِّيَّةٌ (٨١)

## અલ-તકવીર

بِسْمِ اللَّهِ الرَّحْمَٰنِ الرَّحِيمِ ﴿١﴾

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

إِذَا الشَّمْسُ كُوِّرَتْ ﴿٢﴾

૨. જ્યારે સૂર્ય (ના પ્રકાશ)ને લપેટી લેવામાં આવશે,

૩. અને તારાઓ ઝાંખા પાડી દેવામાં આવશે,

૪. અને પર્વતને ચાલતા કરી દેવામાં આવશે.

૫. અને દસ મહિનાની ગર્ભિત ઊંટડીઓને ત્યજી દેવામાં આવશે.

૬. અને જ્યારે (હિંસક) પ્રાણીઓને એકત્ર કરવામાં આવશે,

૭. અને જ્યારે સમુદ્રોને એકબીજામાં ભેળવી દેવામાં આવશે,

૮. અને તમામ ઈન્સાનને એકઠા કરવામાં આવશે.

૯. અને જીવતી દાટવામાં આવેલી બાળકીઓ વિશે પુછવામાં આવશે.

૧૦. (કે) 'કયા ગુનાહ માટે તેમની કતલ કરવામાં આવી હતી?'

૧૧. અને જ્યારે લેખ (સામે) ધરવામાં આવશે.

૧૨. અને જ્યારે આસમાનનું પડ ઊખેડી નાખવામાં આવશે,

૧૩. અને જ્યારે (જહન્નમની) આગ ધગધગાવવામાં આવશે,

૧૪. અને જ્યારે જન્નત નજીક લાવવામાં આવશે,

૧૫. ત્યારે પ્રત્યેક જીવ જાણી લેશે કે તે સાથે શું લઈને આવ્યો છે.

૧૬. બલ્કે કસમ છે મને અસ્ત થતા તારાઓની,

૧૭. (જે) એકદમ આગળ જઈ છુપાઈ જાય છે.

૧૮. અને કસમ છે (મને) તે રાતની, જે વિદાય થઈ રહી હોય છે,

૧૯. અને તે સવારની જે શ્વાસ લઈ (ઉદય થઈ) રહી હોય છે,

૨૦. કે આ (કુરઆન) તે આદરણીય રસૂલ(ઉપર ઊતરેલું અલ્લાહ)નું કલામ છે,

૨૧. જે (રસૂલ) સર્વસત્તાધારી અર્શના માલિક પાસે (ઉચ્ચ) મરતબો રાખે છે.

૨૨. ત્યાં તેના પડયા બોલને ઝીલી લેવામાં આવે છે. તેના (ઉપર કરવામાં આવેલા) વિશ્વાસને તે વફાદાર છે (અમીન છે).

وَإِذَا النُّجُومُ انكَدَرَتْ ﴿٣﴾

وَإِذَا الْجِبَالُ سُيِّرَتْ ﴿٤﴾

وَإِذَا الْعِشَارُ عُطِّلَتْ ﴿٥﴾

وَإِذَا الْوُحُوشُ حُشِرَتْ ﴿٦﴾

وَإِذَا الْبِحَارُ سُجِّرَتْ ﴿٧﴾

وَإِذَا النُّفُوسُ زُوِّجَتْ ﴿٨﴾

وَإِذَا الْمَوْءُودَةُ سُئِلَتْ ﴿٩﴾

بِأَيِّ ذَنبٍ قُتِلَتْ ﴿١٠﴾

وَإِذَا الصُّحُفُ نُشِرَتْ ﴿١١﴾

وَإِذَا السَّمَاءُ كُشِطَتْ ﴿١٢﴾

وَإِذَا الْجَحِيمُ سُعِّرَتْ ﴿١٣﴾

وَإِذَا الْجَنَّةُ أُزْلِفَتْ ﴿١٤﴾

عَلِمَتْ نَفْسٌ مَّا أَحْضَرَتْ ﴿١٥﴾

فَلَا أُقْسِمُ بِالْخُنَّسِ ﴿١٦﴾

الْجَوَارِ الْكُنَّسِ ﴿١٧﴾

وَاللَّيْلِ إِذَا عَسْعَسَ ﴿١٨﴾

وَالصُّبْحِ إِذَا تَنَفَّسَ ﴿١٩﴾

إِنَّهُ لَقَوْلُ رَسُولٍ كَرِيمٍ ﴿٢٠﴾

ذِي قُوَّةٍ عِندَ ذِي الْعَرْشِ مَكِينٍ ﴿٢١﴾

مُّطَاعٍ ثَمَّ أَمِينٍ ﴿٢٢﴾

૨૩. બેશક તમારો સાથી દીવાનો નથી.

૨૪. અને તેણે ખરેખર તેને (મએરાજમાં) આકાશની ઊંચાઈ ઉપર જોયો હતો.

૨૫. અને (ગએબની બાબત) વિશે તે કંજૂસી નથી કરતો.

૨૬. ન તો આ (કુરઆન) ધૂતકારેલા શયતાનના વચનો છે.

૨૭. તો પછી તમે (બહેકીને) ક્યાં જઈ રહ્યા છો?

૨૮. આ તો તમામ જહાનો માટે એક મહાન નસિહત છે,

૨૯. તમારામાંના તેમના માટે જે હિદાયત ઉપર ચાલવાના અભિલાષી હોય.

૩૦. જો કે તમે કોઈ (પણ) વસ્તુની ઇચ્છા નથી કરી શકતા, જ્યાં સુધી તમામ જહાનોના પાલનહાર ન ચાહતો હોય. (રૂકૂઅ-૧)

وَمَا صَاحِبُكُمْ بِمَجْنُوْنٍ ﴿٢٣﴾
وَلَقَدْ رَاٰهُ بِالْاُفُقِ الْمُبِيْنِ ﴿٢٤﴾
وَمَا هُوَ عَلَى الْغَيْبِ بِضَنِيْنٍ ﴿٢٥﴾
وَمَا هُوَ بِقَوْلِ شَيْطٰنٍ رَّجِيْمٍ ﴿٢٦﴾
فَاَيْنَ تَذْهَبُوْنَ ﴿٢٧﴾
اِنْ هُوَ اِلَّا ذِكْرٌ لِّلْعٰلَمِيْنَ ﴿٢٨﴾
لِمَنْ شَآءَ مِنْكُمْ اَنْ يَّسْتَقِيْمَ ﴿٢٩﴾
وَمَا تَشَآءُوْنَ اِلَّآ اَنْ يَّشَآءَ اللّٰهُ رَبُّ الْعٰلَمِيْنَ ﴿٣٠﴾




## અલ-ઈન્ફીતાર

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. જ્યારે આકાશ ફાટી પડશે,[૧].

૩. અને તારાઓ વિખરાઈ જશે.

૪. અને જ્યારે નદીઓ છલોછલ ઉભરાશે,

૫. અને જ્યારે કબરોને ખોલી નાખવામાં આવશે,

૬. ત્યારે પ્રત્યેક જીવને પોતે આગળ મોકલાવેલું અને પાછળ છોડેલું જણાઈ રહેશે.

૭. હે માનવ, કઈ વસ્તુએ તને તારા રહેમાન સામે થવાની હિંમત આપી છે.

૮. તેણે તને પેદા કર્યો, પછી તને કામિલ (ઈન્સાન) બનાવ્યો, અને તારા પ્રમાણસરના અવયવો ઘડયા.

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ﴿١﴾
اِذَا السَّمَآءُ انْفَطَرَتْ ﴿٢﴾
وَاِذَا الْكَوَاكِبُ انْتَثَرَتْ ﴿٣﴾
وَاِذَا الْبِحَارُ فُجِّرَتْ ﴿٤﴾
وَاِذَا الْقُبُوْرُ بُعْثِرَتْ ﴿٥﴾
عَلِمَتْ نَفْسٌ مَّا قَدَّمَتْ وَاَخَّرَتْ ﴿٦﴾
يٰۤاَيُّهَا الْاِنْسَانُ مَا غَرَّكَ بِرَبِّكَ الْكَرِيْمِ ﴿٧﴾
الَّذِيْ خَلَقَكَ فَسَوّٰكَ فَعَدَلَكَ ﴿٨﴾

---

૧. 'અલ્લાહનો પુત્ર' ઠરાવવાના અનર્થથી આકાશ ફાટી પડશે.

૯. અને તેણે જેવું ચાહ્યું તેવું રૂપ તને આપ્યું.

૧૦. બલ્કે, તમે તો તેના ઈન્સાફ (ના દિવસનો) ઈન્કાર કરો છો.

૧૧. જો કે તમારા ઉપર નિગેહબાનો નીમાએલા છે.

૧૨. તે માનવંતા (નિગેહબાનો) કરણીની નોંધ લેનારા છે.

૧૩. જે તમે કરતા રહો છો તેઓ (તે સઘળું) જાણે છે.

૧૪. બેશક, નેક લોકો સદા જન્નતમાં રહેશે;

૧૫. અને બદકારો જહન્નમમાં રહેશે.

૧૬. ન્યાયના દિવસે તેઓ આગમાં દાખલ થશે.

૧૭. અને તેઓ તેમાંથી છટકી શકશે નહિ.

૧૮. અને તું શું જાણે ન્યાયનો દિવસ શું છે!

૧૯. પણ ન્યાયનો દિવસ કેવો છે તેની તને ક્યાંથી ખબર હોય?

૨૦. તે દિવસે જ્યારે એક જીવ બીજા જીવ માટે કંઈ પણ કરી શકશે નહિ, અને તે દિવસે કેવળ અલ્લાહની જ સત્તા ફેલાએલી હશે. (રુકૂઅ-૧)

فِيْٓ اَيِّ صُوْرَةٍ مَّا شَآءَ رَكَّبَكَ (٩)

كَلَّا بَلْ تُكَذِّبُوْنَ بِالدِّيْنِ (١٠)

وَاِنَّ عَلَيْكُمْ لَحٰفِظِيْنَ (١١)

كِرَامًا كَاتِبِيْنَ (١٢)

يَعْلَمُوْنَ مَا تَفْعَلُوْنَ (١٣)

اِنَّ الْاَبْرَارَ لَفِيْ نَعِيْمٍ (١٤)

وَاِنَّ الْفُجَّارَ لَفِيْ جَحِيْمٍ (١٥)

يَّصْلَوْنَهَا يَوْمَ الدِّيْنِ (١٦)

وَمَا هُمْ عَنْهَا بِغَآئِبِيْنَ (١٧)

وَمَآ اَدْرٰىكَ مَا يَوْمُ الدِّيْنِ (١٨)

ثُمَّ مَآ اَدْرٰىكَ مَا يَوْمُ الدِّيْنِ (١٩)

يَوْمَ لَا تَمْلِكُ نَفْسٌ لِّنَفْسٍ شَيْـًٔا ۗ وَالْاَمْرُ يَوْمَئِذٍ لِّلّٰهِ (٢٠)




## અલ-તત્ફીફ

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. માપતોલમાં ઓછું આપનારાઓની બરબાદી છે!

૩. જ્યારે તેઓ કોઈ પાસેથી લેતા હોય છે તો પૂરેપૂરું લે છે,

૪. પરંતુ આપતા સમયે માપમાં તથા તોલમાં ઓછું આપે છે.

૫. શું આ લોકો નથી જાણતા કે તેમને ફરી સજીવન કરવામાં આવશે,

૬. એક એવા ભયંકર દિવસે?

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ (١)

وَيْلٌ لِّلْمُطَفِّفِيْنَ (٢)

الَّذِيْنَ اِذَا اكْتَالُوْا عَلَى النَّاسِ يَسْتَوْفُوْنَ (٣)

وَاِذَا كَالُوْهُمْ اَوْ وَّزَنُوْهُمْ يُخْسِرُوْنَ (٤)

اَلَا يَظُنُّ اُولٰٓئِكَ اَنَّهُمْ مَّبْعُوْثُوْنَ (٥)

لِيَوْمٍ عَظِيْمٍ (٦)

يَّوْمَ يَقُوْمُ النَّاسُ لِرَبِّ الْعٰلَمِيْنَ ﴿٧﴾

૭. તે દિવસે સમગ્ર માનવજાતી સૃષ્ટિના સર્જનહાર સમક્ષ હાઝર થશે

كَلَّآ اِنَّ كِتٰبَ الْفُجَّارِ لَفِىْ سِجِّيْنٍ ﴿٨﴾

૮. હકીકતમાં બદકારોની કરણીઓની નોંધ સિજ્જીનમાં હશે.[૧]

وَمَآ اَدْرٰىكَ مَا سِجِّيْنٌ ﴿٩﴾

૯. અને તું શું જાણે સિજ્જીન શું છે?

كِتٰبٌ مَّرْقُوْمٌ ﴿١٠﴾

૧૦. તે એક (વિસ્તૃત) લેખ છે,

وَيْلٌ يَّوْمَئِذٍ لِّلْمُكَذِّبِيْنَ ﴿١١﴾

૧૧. તે દિવસ તે (સચ્ચાઈને) જૂઠી ઠરાવનારાઓની બરબાદી છે—

الَّذِيْنَ يُكَذِّبُوْنَ بِيَوْمِ الدِّيْنِ ﴿١٢﴾

૧૨. જે ન્યાયના દિવસનો ઈન્કાર કરે છે.

وَمَا يُكَذِّبُ بِهٖٓ اِلَّا كُلُّ مُعْتَدٍ اَثِيْمٍ ﴿١٣﴾

૧૩. અને કોઈ ઈન્કાર નથી કરતું સિવાય જે હદથી વધી જનારા પાપી છે,

اِذَا تُتْلٰى عَلَيْهِ اٰيٰتُنَا قَالَ اَسَاطِيْرُ الْاَوَّلِيْنَ ﴿١٤﴾

૧૪. (જેમને) અમારી આયતો સંભળાવવામાં આવે છે, ત્યારે તેઓ કહે છે ' આ તો પ્રાચીન લોકકથાઓ છે.'

كَلَّا بَلْ ۜ رَانَ عَلٰى قُلُوْبِهِمْ مَّا كَانُوْا يَكْسِبُوْنَ ﴿١٥﴾

૧૫. હકીકતમાં તેમના દિલો ઉપર તેમની બદઆમાલીનો કાટ ચડી ગયો છે.

كَلَّآ اِنَّهُمْ عَنْ رَّبِّهِمْ يَوْمَئِذٍ لَّمَحْجُوْبُوْنَ ﴿١٦﴾

૧૬. બલ્કે તે દિવસે તેમના સર્જનહારના દિદારથી તેમને વંચિત રાખવામાં આવશે.

ثُمَّ اِنَّهُمْ لَصَالُوا الْجَحِيْمِ ﴿١٧﴾

૧૭. બેશક તેઓ જહન્નમમાં જલતા રહેશે.

ثُمَّ يُقَالُ هٰذَا الَّذِىْ كُنْتُمْ بِهٖ تُكَذِّبُوْنَ ﴿١٨﴾

૧૮. ત્યારે તેમને કહેવામાં આવશે 'આ તેજ છે જેને તમે ખોટું ઠરાવતા હતા.'

كَلَّآ اِنَّ كِتٰبَ الْاَبْرَارِ لَفِىْ عِلِّيِّيْنَ ﴿١٩﴾

૧૯. બેશક, નેક લોકોના કર્મના લેખો 'ઈલીય્યીન'માં હશે.[૨]

وَمَآ اَدْرٰىكَ مَا عِلِّيُّوْنَ ﴿٢٠﴾

૨૦. અને તને શું ખબર કે 'ઈલીય્યીન' શું છે?

كِتٰبٌ مَّرْقُوْمٌ ﴿٢١﴾

૨૧. તે એક (વિસ્તૃત) લેખ છે,

يَّشْهَدُهُ الْمُقَرَّبُوْنَ ﴿٢٢﴾

૨૨. (અલ્લાહના) મુકર્રબીન[3] તેના સાક્ષી હશે.

اِنَّ الْاَبْرَارَ لَفِىْ نَعِيْمٍ ﴿٢٣﴾

૨૩. બેશક, સદગુણીઓ આરામમાં હશે.

---

૧. 'સિજ્જીન', જેમાં કરણીની નોંધ રાખવામાં આવે છે જેનો સંબંધ આવનારા જીવન સાથે છે. સિજ્જીનનો શાબ્દિક અર્થ 'એક સખત વસ્તુ', 'આવેશયુકત,' કડક, અખંડ, લાંબા સમય પર્યંત ચાલનારું, વિસ્તૃત.

૨. 'ઈલ્લીયીન'ય કેટલાક આલીમોના અભિપ્રાયમાં આ શબ્દ 'અલા'થી નીકળ્યો છે જેનો અર્થ 'બૂલંદ' છે, જેથી ઈલીય્યીનથી બેહદ ઉંચો દરજ્જો ગણાય છે.

3. 'મુકર્રબીન' અલ્લાહનો કુર્બ, નઝદિકી પ્રાપ્ત કરનારા નેક લોકો, ફરિશ્તાઓ.

૨૪. આસનો ઉપર બેસી (જન્નતના) નઝારા જોઈ રહ્યા હશે.

૨૫. તેમના ચેહરા ઉપરના ભાવોથી તેમના અંત:કરણના આનંદને તું પારખી લઈશ.

૨૬. તેમને અકબંધ[૪] નિર્ભેળ[૫] પીણું પાવામાં આવશે.

૨૭. જેની મોહર કસ્તુરીની હશે જેથી તેના અભિલાષીઓ તેની આશા અવશ્ય રાખશેજ.

૨૮. અને તેમાં તસ્નીમની[૬] મહેક હશે,

૨૯. આ ઝરણામાંથી (અલ્લાહના) મુકર્રબ બંદાઓ પીશે.

૩૦. ગુનાહગાર લોકો (દુનિયામાં) મોમિનોનું હાસ્ય ઉડાવતા રહેતા;

૩૧. અને જ્યારે (મોમિનો) તેમની પાસેથી પસાર થતા તો તેઓ એકબીજાને ઈશારા કરતા.

૩૨. અને જ્યારે તેઓ પોતાના ઘરો તરફ પાછા ફરતા ત્યારે ખૂબ બડાઈઓ મારતા હતા;

૩૩. અને તેઓ જ્યારે (પણ) મોમિનોને જોતા તો કહેતા 'આ ખરેજ બહેકી ગએલા લોકો છે.'

૩૪. જોકે તેમને (મોમિનો)ના નિગેહબાન નથી નીમવામાં આવ્યા.

૩૫. માટે આજના દિવસે મોમિનો કાફરોનું હાસ્ય ઊડાવશે,

૩૬. (અને) આસનો ઉપર બેસી, (તેમની દુર્દશાનો તમાશો) જોતા હશે.

૩૭. (કહેશે) 'શું કાફરોને તેમની કરણીનો (આ) યોગ્ય બદલો નથી ચૂકવવામાં આવ્યો?'

(રુકૂઅ-૧)

عَلَى الْاَرَآئِكِ يَنْظُرُوْنَ ۝٢٣

تَعْرِفُ فِيْ وُجُوْهِهِمْ نَضْرَةَ النَّعِيْمِ ۝٢٤

يُسْقَوْنَ مِنْ رَّحِيْقٍ مَّخْتُوْمٍ ۝٢٥

خِتٰمُهٗ مِسْكٌ ۚ وَفِيْ ذٰلِكَ فَلْيَتَنَافَسِ الْمُتَنَافِسُوْنَ ۝٢٦

وَمِزَاجُهٗ مِنْ تَسْنِيْمٍ ۝٢٧

عَيْنًا يَّشْرَبُ بِهَا الْمُقَرَّبُوْنَ ۝٢٨

اِنَّ الَّذِيْنَ اَجْرَمُوْا كَانُوْا مِنَ الَّذِيْنَ اٰمَنُوْا يَضْحَكُوْنَ ۝٢٩

وَاِذَا مَرُّوْا بِهِمْ يَتَغَامَزُوْنَ ۝٣٠

وَاِذَا انْقَلَبُوْٓا اِلٰٓى اَهْلِهِمُ انْقَلَبُوْا فَكِهِيْنَ ۝٣١

وَاِذَا رَاَوْهُمْ قَالُوْٓا اِنَّ هٰٓؤُلَآءِ لَضَآلُّوْنَ ۝٣٢

وَمَآ اُرْسِلُوْا عَلَيْهِمْ حٰفِظِيْنَ ۝٣٣

فَالْيَوْمَ الَّذِيْنَ اٰمَنُوْا مِنَ الْكُفَّارِ يَضْحَكُوْنَ ۝٣٤

عَلَى الْاَرَآئِكِ يَنْظُرُوْنَ ۝٣٥

هَلْ ثُوِّبَ الْكُفَّارُ مَا كَانُوْا يَفْعَلُوْنَ ۝٣٦ ع ٨

---

૪. 'અકબંધ' સીલ્ડ, જેમાંથી કોઈએ પીધું ન હોય, એઠું ન હોય તે.

૫. 'નિર્ભેળ' સ્વચ્છ, નિર્મળ ભેળસેળ વગરનું.

૬. 'તસ્નીમ' નેક લોકોને જન્નતમાં મળનારું બેહદ સ્વાદિષ્ટ પીણું.

سُوۡرَةُ الۡاِنۡشِقَاقِ مَكِّيَّةٌ (٨٤) اٰياتها ٢٥ ركوعها ١

## અલ-ઈનશિકાક

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

اِذَا السَّمَآءُ انۡشَقَّتۡ ②

૨. જ્યારે આકાશ ફાટી પડશે.[૧]

وَ اَذِنَتۡ لِرَبِّهَا وَ حُقَّتۡ ③

૩. અને તે[૨] પોતાના પરવરદિગારના હુકમનું પાલન કરશે જે તેના ઉપર લાઝિમ છે.

وَ اِذَا الۡاَرۡضُ مُدَّتۡ ④

૪. અને જ્યારે ઝમીનને સપાટ કરી દેવામાં આવશે.

وَ اَلۡقَتۡ مَا فِيۡهَا وَ تَخَلَّتۡ ⑤

૫. અને તેમાં જે હશે (સઘળું) તે કાઢી બહાર ફેંકી દેશે (અને) ખાલી થઈ જશે;[૩]

وَ اَذِنَتۡ لِرَبِّهَا وَ حُقَّتۡ ⑥

૬. અને તે પોતાના સર્જનહારના હુકમોનું પાલન કરશે જે તેના ઉપર લાઝિમ છે—

يٰۤاَيُّهَا الۡاِنۡسَانُ اِنَّكَ كَادِحٌ اِلٰى رَبِّكَ كَدۡحًا فَمُلٰقِيۡهِ ⑦

૭. હે (પામર) માનવી, નિ:સંદેહ તું તારા પાલનહાર પાસે પહોંચવા માટે બેહદ પરિશ્રમ કરી રહ્યો છે; અને તું તેને મળીનેજ રહીશ.

فَاَمَّا مَنۡ اُوۡتِىَ كِتٰبَهٗ بِيَمِيۡنِهٖ ⑧

૮. પછી જેના જમણા હાથમાં તેનું આમાલનામું (કર્મનોંધ) આપવામાં આવશે.

فَسَوۡفَ يُحَاسَبُ حِسَابًا يَّسِيۡرًا ⑨

૯. તેની પાસેથી હળવો હિસાબ લેવામાં આવશે.

وَّيَنۡقَلِبُ اِلٰۤى اَهۡلِهٖ مَسۡرُوۡرًا ⑩

૧૦. અને તે ખુશ થતો પોતાના પરિવાર તરફ પાછો આવશે.

وَاَمَّا مَنۡ اُوۡتِىَ كِتٰبَهٗ وَرَآءَ ظَهۡرِهٖ ⑪

૧૧. પરંતુ જેનું આમાલનામું (કર્મનોંધ) તેની પીઠ પાછળ આપવામાં આવશે,

فَسَوۡفَ يَدۡعُوۡا ثُبُوۡرًا ⑫

૧૨. તે પોતાના સર્વનાશની ઇચ્છા કરશે.

وَّيَصۡلٰى سَعِيۡرًا ⑬

૧૩. અને તે ધગધગતી આગમાં જઈ પડશે.

اِنَّهٗ كَانَ فِىۡۤ اَهۡلِهٖ مَسۡرُوۡرًا ⑭

૧૪. બેશક, પહેલાં (દુનિયામાં) તે પોતાનાપરિવારમાં ખુશ હતો.

---

૧. તમામ આસમાની નિશાનો ઝાહેર થઈ જશે. આ આખર ઝમાનાનું ચિત્ર છે.

૨. પ્રત્યેક જીવનું લક્ષ પોતાના પાલનહાર તરફ હશે.

૩. ઝમીન તેમાં દટાએલા ખઝાના બહાર કાઢી નાખશે.

إِنَّهُ ظَنَّ أَن لَّن يَحُورَ ⑮

૧૫. બેશક, તે સમજતો હતો કે તેને પાછું ફરવું નહિ પડે.

بَلَىٰٓ ۚ إِنَّ رَبَّهُ كَانَ بِهِ بَصِيرًا ⑯

૧૬. બલ્કે, તેનો સર્જનહાર તેને સારે પેઠે જોઈ રહ્યો છે.

فَلَآ أُقْسِمُ بِالشَّفَقِ ⑰

૧૭. હું સંધ્યાની લાલીને સાક્ષી રાખું છું.

وَالَّيْلِ وَمَا وَسَقَ ⑱

૧૮. અને રાતને (પણ) અને તે (વસ્તુઓ)ને જેને તે ઢાંકી દે છે.

وَالْقَمَرِ إِذَا اتَّسَقَ ⑲

૧૯. અને પૂનમના ચાંદને[૪] પણ (સાક્ષી રાખું છું),

لَتَرْكَبُنَّ طَبَقًا عَن طَبَقٍ ⑳

૨૦. કે બેશક તમે એક બાદ બીજી સ્થિતિમાંથી પસાર થશો.[૫]

فَمَا لَهُمْ لَا يُؤْمِنُونَ ㉑

૨૧. છતાં આ લોકોને શું થઈ ગયું છે કે તેઓ ઈમાન નથી લાવતા?

وَإِذَا قُرِئَ عَلَيْهِمُ الْقُرْآنُ لَا يَسْجُدُونَ ㉒ السجدة

૨૨. અને જ્યારે તેમને કુરઆન વાંચી સંભળાવવામાં આવે છે તો તેઓ સિજદામાં નથી પડી જતા?

بَلِ الَّذِينَ كَفَرُوا يُكَذِّبُونَ ㉓

૨૩. ઊલટું કાફરો તેને અસત્ય ઠરાવે છે.

وَاللَّهُ أَعْلَمُ بِمَا يُوعُونَ ㉔

૨૪. અને અલ્લાહ ખૂબ જાણે છે જે તેમણે (પોતાના દીલોમાં) છૂપાવી રાખ્યું છે.[૬]

فَبَشِّرْهُم بِعَذَابٍ أَلِيمٍ ㉕

૨૫. માટે તેમને દુ:ખદાયક અઝાબની ચેતવણી આપી દે.

إِلَّا الَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ لَهُمْ أَجْرٌ غَيْرُ مَمْنُونٍ ㉖ ع

૨૬. પરંતુ જે લોકો ઈમાન લાવ્યા અને જેમણે સદાચારો કર્યા, તેમના માટે સવાબનો અંતજ નથી.

(રુકૂઅ-૧)

## سُورَةُ الْبُرُوجِ مَكِّيَّةٌ (٨٥) آياتها ركوعها

## અલ-બુરૂજ

بِسْمِ اللَّهِ الرَّحْمَٰنِ الرَّحِيمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

---

૪. પૂનમનો ચાંદ

૫. મુસ્લિમોને એક બાદ બીજી પરિસ્થિતિમાંથી પસાર થવું પડશે.

૬. કાફરોના દીલોમાં જે કંઈ છુપાએલું છે તે અલ્લાહના ઈલ્મમાં છે. અલ્લાહ તેનાથી બેખબર નથી.

وَالسَّمَآءِ ذَاتِ الْبُرُوْجِ ②

૨. મને બુરૂજોવાળા[૧] આકાશના સોગંદ છે.

وَالْيَوْمِ الْمَوْعُوْدِ ③

૩. અને તે દિવસના[૨] (પણ) જેનો વાયદો આપવામાં આવ્યો છે.

وَشَاهِدٍ وَّمَشْهُوْدٍ ④

૪. અને તે સાક્ષીઓ[૩] તથા તે જેની સાક્ષી આપવામાં આવી છે (તેમના સોગંદ છે).

قُتِلَ اَصْحٰبُ الْاُخْدُوْدِ ⑤

૫. (કે) ખાઈવાળાઓ[૪] ઉપર લા'નત પડે.

النَّارِ ذَاتِ الْوَقُوْدِ ⑥

૬. બળતણના પૂરવઠાથી બળતી આગ[૫].

اِذْ هُمْ عَلَيْهَا قُعُوْدٌ ⑦

૭. જેના કાંઠે તેઓ[૬] બેઠા હતા,

وَّهُمْ عَلٰى مَا يَفْعَلُوْنَ بِالْمُؤْمِنِيْنَ شُهُوْدٌ ⑧

૮. અનેતેમણે જે મોમિનો સાથે કર્યું હતું તેના તેઓ પોતે સાક્ષી[૭] હતા.

وَمَا نَقَمُوْا مِنْهُمْ اِلَّآ اَنْ يُّؤْمِنُوْا بِاللّٰهِ الْعَزِيْزِ الْحَمِيْدِ ⑨

૯. અને મોમિનો સાથે તેમને એટલા માટેજ નફરત હતી કે તેઓ સર્વ સમર્થ, સર્વ તા'રીફને લાયક અલ્લાહ પર ઈમાન લાવ્યા હતા,

---

૧. 'મુજજદદીદો' અથવા ઈસ્લામી આસમાનના બાર સિતારાઓ સૂર્યાસ્ત થયા પછી આસમાનને ઝળહળતું રાખશે, અર્થાત ઈસ્લામની પહેલી ત્રણ સદીઓ પછી દુનિયાભરમાં અંધેર ફેલાઈ જશે ત્યારે એક મુજજદીદ પ્રગટ થશે અને ઈસ્લામની, કુરઆનની તથા અલ્લાહના મુકદ્દસ રસૂલની સાક્ષી આપશે.

૨. આ 'વાયદાનો દિવસ' મહેદીના ઝાહેર હોવાનો સમય છે જ્યારે ઈસ્લામ ફરી સજીવન થશે. અલ્લાહ સાથે મુલાકાતનો દિવસ પણ આ થઈ શકે છે.

૩. અલ્લાહનો પ્રત્યેક રસૂલ, સુધારક અથવા ઉપદેશક 'સાક્ષી' ગણાય છે જે સચ્ચાઈની તથા અલ્લાહની હસ્તીની સાક્ષી આપે છે. આ સૂરાહનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરવાથી એવુંજ સાબિત થાય છે. હદીસોની વિગતના આધારે ૧૪મી સદીમાં ઝાહેર થનારા મહેદી માટે અહીં સાક્ષીના શબ્દનો ઉપયોગ થયો છે, જે સાક્ષીની સાક્ષી આપનાર એક સાક્ષીના સોગંદનો ઉલ્લેખ છે, અહીં તેનો ભાવાર્થ એવો થાય કે તે લોકોના પણ સોગંદ છે જે સાક્ષીના સાક્ષી છે. આંહઝરત સ.અ.સ.ના સાક્ષીઓમાંનો એક સાક્ષી મહેદી પણ છે.

૪. 'ખાઈઓવાળા' મક્કાની ફતેહમાં પરાજય પામેલા દુશ્મનોના અંજામ વિશે આગાહી હતી જે જંગે બદરમાં પૂરી થઈ હતી.

૫. અમુક ઈતિહાસકારો તથા વિવેચકોના અભિપ્રાયમાં આ તે આગ છે જેમાં યમનના યહૂદી રાજા ઝૂ નુવાસે ઈસાઈઓને જીવતા જલાવી દીધા હતા; અને અમુકના મંતવ્યમાં બાબીલના રાજા બૂખ્તેનસરે ઈસરાઈલીઓને અગ્નિકૂંડમાં હોમી જલાવી નાખ્યા હતા તે આગ છે (ડાનીએલ ૩ આ.૧૯ થી ૨૨) જોકે આ આયત દરેક સમયના નબીઓના વિરોધીઓને બહુજ બંધબેસતી આવે છે અને આ પછીની અમુક આયતોમાં મસિહ મોઉદ (મહેદી)ના વિરુદ્ધ ભવિષ્યમાં કે આખેરતમાં ઊભા કરવામાં આવનારા તૂફાનો અને ભયંકર પરિસ્થિતિઓ તરફ ઈશારો કરવામાં આવ્યો છે.

૬. સત્યના દુશ્મનો નેક લોકોના વિરોધમાં સતત આગ ભડકાવીને બેઠા હોય છે.

૭. આશ્ચર્યની વાત છે કે આ વિરોધીઓ પોતાના મનમાં તે અત્યાચારોને સમજતા હોવા છતાં ઝૂલ્મ

૧૦. જે આકાશો તથા પૃથ્વીની બાદશાહીનો માલિક છે અને તે પ્રત્યેક વસ્તુ ઉપર સાક્ષી છે.

૧૧. જે લોકો ઈમાન લાવનારા પુરુષો અને ઈમાન લાવનારી સ્ત્રીઓ ઉપર સીતમ ગુઝારે છે અને તૌબાહ નથી કરતા, તેમના માટે જહન્નમનો અઝાબ છે અને તેમના માટે દિલ જલાવનારો અઝાબ છે.

૧૨. પરંતુ જે લોકો ઈમાન લાવ્યા અને જેમણે નેક કામો કર્યા, તેમના માટે એવા બગીચાઓ છે જેમની વચ્ચેથી ઝરણાં વહે છે. આ એક ભવ્ય સફળતા છે.

૧૩. બેશક, તારા પરવરદિગારની પકડ બેહદ સખત છે.

૧૪. તે'જ પ્રથમ પેદા કરનાર છે અને તેજ છે પુન:સર્જન કરનાર;

૧૫. અને તેજ બક્ષણહાર છે, તેજ બેહદ સ્નેહાળ છે.

૧૬. તે અર્શનો માલિક છે, બૂલંદ શાનવાળો(૮) છે.

૧૭. તે જે ધારે તે કરનારો છે.

૧૮. શું તને તે લશ્કરો (ની દુર્દશાના) સમાચાર મળ્યા?

૧૯. ફિરઔન તથા સમૂદના?(૯)

૨૦. હકીકતમાં ઈમાન ન લાવનારાઓ માત્ર (સચ્ચાઈને) જૂઠી ઠરાવવામાં જ પ્રયત્નશીલ રહે છે.

૨૧. પરંતુ અલ્લાહ તેમને આગળથી તથા પાછળથી ઘેરી લે છે.

૨૨. બલ્કે, આ બેહદ ઈઝઝતવાળું કુરઆન છે.

૨૩. (જે) 'લવ્હે(૧૦) મેહફૂઝ'માં (અંકિત થએલું) છે.

(રુકૂઅ-૧)

الَّذِیْ لَهٗ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ وَاللّٰهُ عَلٰی كُلِّ شَیْءٍ شَهِیْدٌ ؕ ﴿۱۰﴾

اِنَّ الَّذِیْنَ فَتَنُوا الْمُؤْمِنِیْنَ وَالْمُؤْمِنٰتِ ثُمَّ لَمْ یَتُوْبُوْا فَلَهُمْ عَذَابُ جَهَنَّمَ وَلَهُمْ عَذَابُ الْحَرِیْقِ ؕ ﴿۱۱﴾

اِنَّ الَّذِیْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ لَهُمْ جَنّٰتٌ تَجْرِیْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ؕ۬ ذٰلِكَ الْفَوْزُ الْكَبِیْرُ ؕ ﴿۱۲﴾

اِنَّ بَطْشَ رَبِّكَ لَشَدِیْدٌ ؕ ﴿۱۳﴾

اِنَّهٗ هُوَ یُبْدِئُ وَیُعِیْدُ ۚ ﴿۱۴﴾

وَهُوَ الْغَفُوْرُ الْوَدُوْدُ ۙ ﴿۱۵﴾

ذُو الْعَرْشِ الْمَجِیْدُ ۙ ﴿۱۶﴾

فَعَّالٌ لِّمَا یُرِیْدُ ؕ ﴿۱۷﴾

هَلْ اَتٰىكَ حَدِیْثُ الْجُنُوْدِ ۙ ﴿۱۸﴾

فِرْعَوْنَ وَثَمُوْدَ ؕ ﴿۱۹﴾

بَلِ الَّذِیْنَ كَفَرُوْا فِیْ تَكْذِیْبٍ ۙ ﴿۲۰﴾

وَّاللّٰهُ مِنْ وَّرَآىِٕهِمْ مُّحِیْطٌ ۚ ﴿۲۱﴾

بَلْ هُوَ قُرْاٰنٌ مَّجِیْدٌ ۙ ﴿۲۲﴾

فِیْ لَوْحٍ مَّحْفُوْظٍ ۠ ﴿۲۳﴾ ع

---

કરવામાં લગીરેક અચકાતા નથી.

૮. 'ગૌરવશાળી', 'બૂલંદ મરતબાવાળો'.

૯. 'તેમની પ્રચંડ ગણાતી શકિતઓ પળવારમાં હતી ન હતી થઈ ગઈ.'

૧૦. 'સુરક્ષિત તખ્તીઓ ઉપર કોતરાએલું છે.'

سُوْرَةُ الطَّارِقِ مَكِّيَّةٌ (٨٦) اٰياتها ١٧ ركوعها ١

## અલ-તારિક

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

وَالسَّمَآءِ وَالطَّارِقِ ②

૨. આસમાન તથા પ્રાત:કાળના[૧] તારાની કસમ!

وَمَآ اَدْرٰىكَ مَا الطَّارِقُ ③

૩. અને તું શું જાણે કે પ્રાત:કાળનો તારો શું છે?

النَّجْمُ الثَّاقِبُ ④

૪. તે આંખોને આંજી નાખનારા પ્રકાશવાળો તારો છે—

اِنْ كُلُّ نَفْسٍ لَّمَّا عَلَيْهَا حَافِظٌ ⑤

૫. કોઈપણ એવો જીવ નથી જેના ઉપર એક રખવાળો ન નીમવામાં આવ્યો હોય.

فَلْيَنْظُرِ الْاِنْسَانُ مِمَّ خُلِقَ ⑥

૬. માટે ઈન્સાને વિચાર[૨] કરવો જોઈએ કે તેને કઈ વસ્તુમાંથી પેદા કરવામાં આવ્યો છે.

خُلِقَ مِنْ مَّآءٍ دَافِقٍ ⑦

૭. તેને વછુટતા પાણી (વીર્ય)માંથી પેદા કરવામાં આવ્યો છે,

يَّخْرُجُ مِنْۢ بَيْنِ الصُّلْبِ وَالتَّرَآئِبِ ⑧

૮. જે પીઠ અને છાતીની પાંસળીઓ વચ્ચેથી સ્ખલિત થાય છે.[3]

اِنَّهٗ عَلٰى رَجْعِهٖ لَقَادِرٌ ⑨

૯. બેશક તે તેને ફરી (જીવંત કરી) લાવવાની શકિત પણ રાખે છે—

يَوْمَ تُبْلَى السَّرَآئِرُ ⑩

૧૦. જે દિવસે (અંત:કરણના) ભેદોને ઉઘાડા કરી દેવામાં આવશે.

فَمَا لَهٗ مِنْ قُوَّةٍ وَّلَا نَاصِرٍ ⑪

૧૧. ત્યારે તેનામાં કોઈ શકિત નહિ હોય ન કોઈ તેનો મદદગાર હશે.

وَالسَّمَآءِ ذَاتِ الرَّجْعِ ⑫

૧૨. તે વારંવાર વરસનાર વાદળાની કસમ!

---

૧. અંધારી રાતના છેડે પ્રકાશી ઉઠનારો તારો. પરોઢના અંધકારને ભેદનારો તારો. તમામ દુનિયા ઉપર ફરી વળેલા અંધકારમાં પ્રાત:કાળના તારાનું ઝળહળી ઉઠવું. જહાલત તથા કુફ્રના અંધકારને દૂર કરવા માટે આંહઝરત સ.અ.સ. એક પ્રકાશમય તારાનું રૂપ લઈ પ્રગટ થયા.

૨. અલ્લાહ તરફથી આવેલી સચ્ચાઈનો ઈન્કાર કરવા પહેલાં ઈન્સાને પોતાની ઔકાતનું પરિક્ષણ કરવું જોઈએ કે તે પામર જીવનું મૂલ્ય શું છે?

૩. 'પીઠ તથા છાતીની પાંસળીઓ' અર્થાત પિતાના વીર્યમાંથી ઉત્પન્ન થવું અને માતાના સ્તનથી પોષણ લેવું હકીકતમાં ઈન્સાનની પેદાએશ તથા પરવરિશ સ્ખલિત થતા પ્રવાહીઓમાંથી થઈ, અને તેને પ્રત્યેક કુદરતી શકિતઓ આપી શારીરિક, માનસિક તથા રૂહાની વિકાસ કરવાની પ્રેરણા આપવામાં આવી પરંતુ, જો ઈન્સાન તે સગવડતાનો સદુપયોગ નહિ કરે તો પતનની ઊંડી ખીણોમાં જઈ પડશે.

وَالْاَرْضِ ذَاتِ الصَّدْعِ ⑫
૧૩. અને ઉત્પાદન સમયે ફાટતી ઝમીનની (પણ),

اِنَّهٗ لَقَوْلٌ فَصْلٌ ⑬
૧૪. કે આ (કુરઆન) નિર્ણય[૪] આપનારું કલામ છે.

وَّمَا هُوَ بِالْهَزْلِ ⑭
૧૫. અને (કોઈ) નિરર્થક વાણી નથી.

اِنَّهُمْ يَكِيْدُوْنَ كَيْدًا ⑮
૧૬. બેશક, તેઓ પોતાની એક તદબીર વિચારે છે,

وَّاَكِيْدُ كَيْدًا ⑯
૧૭. અને હું પણ એક તદબીર બનાવું છું.

فَمَهِّلِ الْكٰفِرِيْنَ اَمْهِلْهُمْ رُوَيْدًا ⑰
૧૮. માટે (હે રસૂલ) કાફરોને થોડી મોહલત આપ (અને) તેમને થોડા સમય માટે છોડી દે.

(રૂકૂઅ-૧)

سُوْرَةُ الْاَعْلٰى مَكِّيَّةٌ (٨٧)

## અલ-આ'લા

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①
૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

سَبِّحِ اسْمَ رَبِّكَ الْاَعْلَى ②
૨. (હે રસૂલ) તારા બૂલંદ શાનવાળા રબની તસ્બીહ કર.

الَّذِىْ خَلَقَ فَسَوّٰى ③
૩. જે ખામી રહિત સર્જનો કરે છે.

وَالَّذِىْ قَدَّرَ فَهَدٰى ④
૪. જે (આવશ્યકતા અનુસાર) રૂપ આપે છે, હિદાયત બક્ષે છે.

وَالَّذِىْٓ اَخْرَجَ الْمَرْعٰى ⑤
૫. જે ઘાસચારો (લીલોતરી) ઉત્પન્ન કરે છે.

فَجَعَلَهٗ غُثَآءً اَحْوٰى ⑥
૬. પછી તેને કાળો કચરો[૧] બનાવે છે.

---

૪. આ સૂરાહમાં દર્શાવવામાં આવેલી દલીલોથી કુરઆને મજીદ એક ફેંસલો આપનારી કિતાબ સાબિત થાય છે કારણ કે તેમાં પ્રત્યેક આવશ્યકતાઓની ચર્ચા તથા તેના ઉપાયો જણાવવામાં આવ્યા છે. અન્ય મઝહબી કિતાબોમાં માનવજીવનને લાગતી ગંભીર સમસ્યાઓનો કોઈ ઈલાજ દર્શાવવામાં નથી આવ્યો, પરંતુ કુરઆન મજીદમાં સમગ્ર સૃષ્ટિને લાગતા-વળગતા કેવા પણ ગંભીર પ્રશ્નો હોય, તેના ખુલાસા આપવામાં આવ્યા છે.

૧. ઈન્સાનની હંગામી જરૂરીયાતોને પૂરી કરનારી વસ્તુઓનું અસ્તિત્વ ટૂંકુ હોય છે તેની જરૂરત પૂરી થઈ ગયા પછી તેમાં સડો થઈ તે નાબૂદ થઈ જાય છે. આ સિદ્ધાંતના આધાર ઉપર પહેલાના મઝહબોની શરિયતો તે સમયના લોકોની સંજોગો પ્રમાણેની આવશ્યકતાઓને પૂરી કર્યા બાદ તેમાં સડો પેસી ગયો અને સંજોગોવશાત તેમનો અંત આવતો રહ્યો.

سَنُقْرِئُكَ فَلَا تَنْسَىٰٓ ⑦

૭. અમે તને કુરઆન યાદ કરાવશું તું (જેને) કદીપણ ભૂલીશ નહિ.[૨]

اِلَّا مَا شَآءَ اللّٰهُ اِنَّهٗ يَعْلَمُ الْجَهْرَ وَمَا يَخْفٰى ⑧

૮. સિવાય તે કે જે અલ્લાહ ચાહે, બેશક તેજ જાણે છે જે જાહેર છે, અને જે છૂપાએલું છે.

وَ نُيَسِّرُكَ لِلْيُسْرٰى ⑨

૯. અને અમે તને સર્વ સગવડો પૂરી પાડશું.[3]

فَذَكِّرْ اِنْ نَّفَعَتِ الذِّكْرٰى ⑩

૧૦. માટે તું લોકોને નસિહત આપતો રહે, (બેશક) નસિહત બેહદ લાભકારક (વસ્તુ) છે.

سَيَذَّكَّرُ مَنْ يَّخْشٰى ⑪

૧૧. જે (અલ્લાહથી) ડરતો રહેશે તે વહેલો નસિહત પકડશે;

وَيَتَجَنَّبُهَا الْاَشْقَى ⑫

૧૨. પરંતુ જે અભાગીઓ હશે તેજ તેનાથી દૂર ભાગશે,

الَّذِيْ يَصْلَى النَّارَ الْكُبْرٰى ⑬

૧૩. (અને) ધગધગતી આગમાં જઈ પડશે.

ثُمَّ لَا يَمُوْتُ فِيْهَا وَلَا يَحْيٰى ⑭

૧૪. જેમાં ન તો તે મરશે ન જીવી શકશે.

قَدْ اَفْلَحَ مَنْ تَزَكّٰى ⑮

૧૫. ખરેખર, તેજ સફળ થશે જે પોતાને (શિર્કથી) પાક રાખશે.

وَذَكَرَ اسْمَ رَبِّهٖ فَصَلّٰى ⑯

૧૬. અને પોતાના પરવરદિગારને યાદ કરતો રહેશે અને નમાઝ પઢતો રહેશે.

بَلْ تُؤْثِرُوْنَ الْحَيٰوةَ الدُّنْيَا ⑰

૧૭. પરંતુ તમે આ દુનિયાના જીવનને પસંદગી આપો છો,

وَالْاٰخِرَةُ خَيْرٌ وَّاَبْقٰى ⑱

૧૮. જ્યારે આખેરત તેનાથી બેહતર છે, અને સદા કાયમ રહેનારી છે.

اِنَّ هٰذَا لَفِى الصُّحُفِ الْاُوْلٰى ⑲

૧૯. બેશક, આજ નસિહત પહેલાંની કિતાબોમાં પણ હતી,

صُحُفِ اِبْرٰهِيْمَ وَمُوْسٰى ⑳

૨૦. જે ઈબ્રાહીમ અને મૂસાની કિતાબો હતી.

(રુકૂઅ-૧)

---

૨. 'મનુષ્ય માત્ર ભૂલને પાત્ર'ની કહેવાત પ્રમાણે આંહઝરત સ.અ.સ. રોજિંદા જીવનની ઘણી બાબતોમાં અવારનવાર ભૂલ કરતા હશે પરંતુ અલ્લાહે આપને એટલું શાણપણ આપ્યું હતું કે આપ અભણ હોવા છતાં આપના ઉપર ક્રમે ક્રમે ઊતારવામાં આવેલી લાંબી સૂરાહ આપની સ્મરણશકિત ઉપર અંકિત થઈ જતી હતી. આપ કદીપણ તેમના કોઈ ભાગને ભૂલી ગયા હોય કે તે વિશે આપને કદીપણ સમજફેર થઈ હોય તેવું કદાપિ નથી બન્યું.

૩. કુરઆને મજીદના નિયમો વ્યકિતગત ઈચ્છાઓ ઉપર આધારિત નથી પરંતુ તેમનો આધાર શાણપણ તથા સમજદારી ઉપર છે જે હકીકતોના આધાર ઉપર કુરઆને મજીદ શીખવું અને તેના ઉપર અમલ કરવું સહેલું થઈ જાય છે.

سُوْرَةُ الْغَاشِيَةِ مَكِّيَّةٌ (٨٨)

## અલ-ગાશિયાહ

| | |
|---|---|
| ૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે. | بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ① |
| ૨. શું તે ઘેરીલેનારી[૧] (કયામત)ના તને સમાચાર પહોંચ્યા છે? | هَلْ اَتٰكَ حَدِيْثُ الْغَاشِيَةِ ② |
| ૩. તે દિવસે (કેટલાકના) ચેહરા ઊતરેલા હશે. | وُجُوْهٌ يَّوْمَئِذٍ خَاشِعَةٌ ③ |
| ૪. થાકેલા, કંટાળેલા, | عَامِلَةٌ نَّاصِبَةٌ ④ |
| ૫. (તેઓ) ધગધગના અગ્નિમાં દાખલ થશે. | تَصْلٰى نَارًا حَامِيَةً ⑤ |
| ૬. (અને) તેમને ઉકળતા પાણીના ઝરામાંથી પાણી પાવામાં આવશે; | تُسْقٰى مِنْ عَيْنٍ اٰنِيَةٍ ⑥ |
| ૭. તેમને કાંટાળા થોર સિવાય ખાવા માટે બીજું કંઈ નહિ મળે. | لَيْسَ لَهُمْ طَعَامٌ اِلَّا مِنْ ضَرِيْعٍ ⑦ |
| ૮. જે ન તો પૌષ્ટિક હશે, ન તે ભૂખ મટાળશે. | لَّا يُسْمِنُ وَلَا يُغْنِيْ مِنْ جُوْعٍ ⑧ |
| ૯. (અને કેટલાક) ચેહરા તે દિવસે પ્રફુલ્લિત હશે, | وُجُوْهٌ يَّوْمَئِذٍ نَّاعِمَةٌ ⑨ |
| ૧૦. (તેઓ) પોતાની મહેનત ઉપર ખુશ હશે, | لِّسَعْيِهَا رَاضِيَةٌ ⑩ |
| ૧૧. (તેઓ) ઊંચી જગ્યામાં આવેલા બગીચામાં હશે. | فِيْ جَنَّةٍ عَالِيَةٍ ⑪ |
| ૧૨. જ્યાં તું કોઈ અસભ્ય વાત નહિ સાંભળે; | لَّا تَسْمَعُ فِيْهَا لَاغِيَةً ⑫ |
| ૧૩. ત્યાં (નિર્મળ) ઝરણું વહેતું હશે, | فِيْهَا عَيْنٌ جَارِيَةٌ ⑬ |
| ૧૪. ત્યાં ઊંચા આસનો હશે, | فِيْهَا سُرُرٌ مَّرْفُوْعَةٌ ⑭ |
| ૧૫. અને પીણાની સુરાઈઓ વ્યવસ્થિત ગોઠવેલી હશે, | وَّاَكْوَابٌ مَّوْضُوْعَةٌ ⑮ |
| ૧૬. અને હારબંધ તકીયા મૂકેલા હશે. | وَّنَمَارِقُ مَصْفُوْفَةٌ ⑯ |
| ૧૭. અને ગાલીચા બીછાવેલા હશે. | وَّزَرَابِيُّ مَبْثُوْثَةٌ ⑰ |
| ૧૮. શું તેઓ ઊંટોને[૨] નથી જોતા કે તે કેવા બનાવવામાં આવ્યા છે? | اَفَلَا يَنْظُرُوْنَ اِلَى الْاِبِلِ كَيْفَ خُلِقَتْ ⑱ |

૧. 'ન્યાયનો દિવસ' કયામત એક ભયાનક આફતનો દિવસ હશે. મક્કામાં સાત વર્ષ સુધી પડેલા દુકાળના સમયને પણ આંહઝરત સ.અ.સ.એ કુરઆન મજીદમાં 'ગાશિયાહ'ની ઉપમાં આપી છે.

૨. ઊંટો પોતાના માલિક પાછળ કેવા હારબંધ વાંધાવચક રહિત ચાલતા રહે છે, અને દિવસો સુધી પાણી વગર સખત તાપમાં રેતી ઉપર ચાલતા રહે છે. મોમિનોએ તેમની પાસેથી બોધ લઈને પોતાનું રૂહાની સફર પૂરું કરવું જોઈએ.

وَإِلَى السَّمَآءِ كَيْفَ رُفِعَتْ ⑲

૧૯. અને આકાશને (પણ), તે કેવું ઊંચું અદ્ધર રાખવામાં આવ્યું છે?

وَإِلَى الْجِبَالِ كَيْفَ نُصِبَتْ ⑳

૨૦. અને પર્વતોને[3] (પણ), તે કેવા જડી દેવામાં આવ્યા છે?

وَإِلَى الْأَرْضِ كَيْفَ سُطِحَتْ ㉑

૨૧. અને ઝમીનને (પણ), તે કેવી રીતે પાથરવામાં[4] આવી છે?

فَذَكِّرْ إِنَّمَآ أَنتَ مُذَكِّرٌ ㉒

૨૨. માટે (હે રસૂલ) તું નસિહત આપતો રહે; તું તો માત્ર નસિહત આપનારો છે.

لَّسْتَ عَلَيْهِم بِمُصَيْطِرٍ ㉓

૨૩. તું તેમનો રખવાળો નથી.

إِلَّا مَن تَوَلَّىٰ وَكَفَرَ ㉔

૨૪. પરંતુ જે મોઢું ફેરવી લેશે અને ઈન્કાર કરશે,

فَيُعَذِّبُهُ اللَّهُ الْعَذَابَ الْأَكْبَرَ ㉕

૨૫. તેને અલ્લાહ ભારે અઝાબ આપશે.

إِنَّ إِلَيْنَآ إِيَابَهُمْ ㉖

૨૬. બેશક, તેમને અમારીજ તરફ પાછું આવવાનું છે.

ثُمَّ إِنَّ عَلَيْنَا حِسَابَهُم ㉗

૨૭. ત્યારે તેમનો હિસાબ લેવાનું કામ અમારું છે.

(રુકૂઅ-૧)

## سُورَةُ الْفَجْرِ مَكِّيَّةٌ (٨٩)

### અલ-ફજર

بِسْمِ اللَّهِ الرَّحْمَٰنِ الرَّحِيمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

وَالْفَجْرِ ②

૨. મને આ સવારની[1] કસમ છે.

---

૩. આયત ૧૮ થી ૨૦માં મોમિનો માટે ઘણો બોધ સમાએલો છે. ઊંટ જેવી સહનશીલતા આકાશ જેવા બુલંદ વિચારો પર્વતો જેવી મક્કમતા અને દ્રઢનિશ્ચય જેવા સદગુણો કેળવે.

૪. ધરતી જેવી વિનમ્રતા અપનાવે.

૧. આ સવાર બેશક તે સવાર છે જ્યારે આંહઝરત સ.અ.સ.ને મક્કામાં કરવામાં આવેલી સતામણીના પરિણામે આપે મદીનામાં થોડો સમય વિતાવ્યો હતો, તેના પછીની મક્કાની ફતેહની સવાર હતી. આ એક મહત્વનો બનાવ હતો જેની ભવિષ્યવાણી આ સૂરાહમાં કરવામાં આવી છે. આ સૂરાહનો ભાવાર્થ આ પ્રમાણે છે 'મને તે ફતેહમય સવારના સોગંદ છે, અને તે દસ અંધકારમય રાતો (વર્ષો)ના સોગંદ છે, અર્થાત દસ અંધેર પ્રસરાવતા વર્ષ ત્રણ વર્ષની સુખમય સ્થિતિ પછીના સોગંદ છે અને તે રાત (નો અંધકાર) જ્યારે વિદાય થતો હશે તે પ્રકાશના સમયની સોગંદ છે. શું દાનેશમંદ લોકો માટે આ ભવિષ્યવાણીને સમજી લેવું સહેલું નથી. 'આદની કોમની હાલત પણ એવીજ હતી. આદના લોકોની હાલત જેવીજ આ મક્કાના લોકોની અને ઈરમના કબીલાનો પ્રભાવ કારગરી તથા તેમની દૌલત તેમના કંઈ કામમાં ન આવી. આ આગાહીઓ કેવી રીતે પૂરી થઈ? ઈતિહાસ તેનો સાક્ષી છે, જેની વિગત નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| ૩. અને (તે) દસ રાતોની[૨] (પણ) | وَلَيَالٍ عَشْرٍ ۝٢ |
| ૪. અને શફઅ (બેકી)ના તથા વિતર (એકી)ની[3] | وَّالشَّفْعِ وَالْوَتْرِ ۝٣ |
| ૫. અને રાતના (પણ) જ્યારે તે વિદાય થઈ રહી હોય છે. | وَالَّيْلِ اِذَا يَسْرِ ۝٤ |
| ૬. શું સમજદારી રાખનારા લોકો માટે આ સંગીન દલીલ નથી? | هَلْ فِيْ ذٰلِكَ قَسَمٌ لِّذِيْ حِجْرٍ ۝٥ |
| ૭. શું તું નથી જાણતો કે તારા પરવરદિગારે આદ (ની કોમ) સાથે કેવો વહેવાર કર્યો હતો? | اَلَمْ تَرَ كَيْفَ فَعَلَ رَبُّكَ بِعَادٍ ۝٦ |
| ૮. (અને) ઈરમ (ના કબીલાવાળા સાથે), જે ભવ્ય ઈમારતોના માલિક હતા, | اِرَمَ ذَاتِ الْعِمَادِ ۝٧ |
| ૯. તેમના જેવા કોઈ બીજા આ પ્રદેશોમાં પેદા કરવામાં નથી આવ્યા. | الَّتِيْ لَمْ يُخْلَقْ مِثْلُهَا فِي الْبِلَادِ ۝٨ |
| ૧૦. અને સમૂદ (સાથે પણ અમે શું વહેવાર કર્યો હતો) જેમણે ખડકોને કોતર્યા હતા, | وَثَمُوْدَ الَّذِيْنَ جَابُوا الصَّخْرَ بِالْوَادِ ۝٩ |
| ૧૧. અને ફિરઔન (સાથે પણ) જે વિશાળ છાવણીઓનો માલિક હતો? | وَفِرْعَوْنَ ذِي الْاَوْتَادِ ۝١٠ |

ઈસ્લામની પહેલી ત્રણ સદીઓની જાહોજલાલી તથા ગૌરવ પછી દસ સદીઓની કફોડી સ્થિતિ વિશે આંહઝરત સ.અ.સ.એ અહીં વર્ણન કર્યું છે જે બુખારી કિતાબુ-લ-રીકાકમાં જોવામાં આવે છે. હિજરીની ત્રીજી સદીમાં એક તરફ સ્પેનના ઉમ્મીયીદ ખલીફાએ પોપને બગદાદના અબ્બાસી સામ્રાજ્ય વિરુદ્ધ સહકાર આપવાના કરારો કર્યા હતા ત્યારે બીજી તરફ બગદાદના ખલીફાએ રોમના સીઝર સાથે સ્પેનના ઉમ્મીયીદ ખલીફા વિરુદ્ધ કરારો કર્યા હતા ત્યારથી ઈસ્લામની પડતીનો પાયો નખાઈ ગયો હતો. આ પડતીની દસ સદીઓ પછી મહેદી તથા મસિહના ઉદયનો ઝમાનો આવવાનો પણ આ સૂરાહનો સંકેત હોઈ શકે છે. સારાંશે ત્રણ ફતેહમય સવાર ઈસ્લામની ત્રણ જાહોજલાલીની સદીઓ છે અને દસ અંધારી રાતો ઈસ્લામની પડતીની દસ ગોઝારી સદીઓ છે, જેના પછી ઈસ્લામના સૂર્યનો ફરી ઉદય નિશ્ચિત છે.

૨. આ દસ રાતો વિશે બીજા ઘણા મંતવ્યો છે જેમાંના થોડા નીચે પ્રમાણે છે.

(અ) હજજે કા'બાની પહેલી દસ રાતો, (બ) મુહર્રમની દસ રાતો (ત) રમઝાનની પહેલી દસ રાતો (ચ) રમઝાનની, છેલ્લી દસ રાતો. જો આ ભાવાર્થ લેવામાં આવે તો તેમાં સવાર પણ દસ હોવી જોઈએ. જોકે દસ રાતો પછી એકજ સવાર આવે. હકીકતમાં આ રાતોનું વર્ણન 'અલંકારીક' 'મેટાફોરીકલ' રૂપમાં કરવામાં આવ્યું છે, ન કે દિવસ તથા રાતના સમયનું વર્ણન છે.

૩. બેકી તથા એકી વિશેના અમુક મતો નીચે પ્રમાણે છે.

(અ) એકીથી અલ્લાહ બેકીથી મખ્લૂક જે જોડાઓમાં સર્જવામાં આવી છે (ના સોગંદ).

(બ) બેકીથી નમાઝની બબ્બે તથા ચચ્ચાર રકાતો અને એકીથી વિતરની ત્રણ રકાતો (ના સોગંદ).

સારાંશે અહીં વિવરણ નં.૨ અને નં.૩ ના સોગંદનો બાકીના આયતો સાથે સંબંધ સ્થાપિત નથી થતો અને પરાણે સંબંધ જોડવાથી પણ તે આયતોનો કોઈ અર્થ નથી નીકળતો.

الَّذِينَ طَغَوْا فِي الْبِلَادِ ۝١١

૧૨. તેણે શહેરોમાં ઉપદ્રવ મચાવ્યો હતો.

فَأَكْثَرُوا فِيهَا الْفَسَادَ ۝١٢

૧૩. અને બૂરાઈઓની હદ બહાર ચાલ્યો ગયો હતો.

فَصَبَّ عَلَيْهِمْ رَبُّكَ سَوْطَ عَذَابٍ ۝١٣

૧૪. અંતે તારા પરવરદિગારે દર્દનાક અઝાબને તેમના ઉપર છૂટો મૂકયો.(૪)

إِنَّ رَبَّكَ لَبِالْمِرْصَادِ ۝١٤

૧૫. બેશક તારો પરવરદિગાર (નાફરમાનોની) તાકમાંજ છે.

فَأَمَّا الْإِنسَانُ إِذَا مَا ابْتَلَاهُ رَبُّهُ فَأَكْرَمَهُ وَنَعَّمَهُ فَيَقُولُ رَبِّي أَكْرَمَنِ ۝١٥

૧૬. જ્યારે ઈન્સાનને તેનો પાલનહાર અજમાવે છે અને તેને આવી ને'મતો પ્રદાન કરે છે ત્યારે તે કહે છે, 'મારા પરવરદિગારે મારી આબરૂ વધારી દીધી'(૫)

وَأَمَّا إِذَا مَا ابْتَلَاهُ فَقَدَرَ عَلَيْهِ رِزْقَهُ فَيَقُولُ رَبِّي أَهَانَنِ ۝١٦

૧૭. પરંતુ જ્યારે તેને કસોટીમાં નાખી તેની રોઝીમાં તંગી આપે છે ત્યારે તે કહી ઊઠે છે કે મારા પરવરદિગારે મારી ફજેતી કરી.

كَلَّا ۖ بَل لَّا تُكْرِمُونَ الْيَتِيمَ ۝١٧

૧૮. હકીકતમાં તેમ નથી, તમે યતીમોને ગણકારતા(૬) નથી.

وَلَا تَحَاضُّونَ عَلَىٰ طَعَامِ الْمِسْكِينِ ۝١٨

૧૯. અને તમે મોહતાજોને ખવરાવવા માટે એકબીજાને સલાહ નથી આપતા.

وَتَأْكُلُونَ التُّرَاثَ أَكْلًا لَّمًّا ۝١٩

૨૦. અને તમે (બીજાના) વારસાની મિલકતોને પચાવી પાડો છો.

وَتُحِبُّونَ الْمَالَ حُبًّا جَمًّا ۝٢٠

૨૧. અને તમે હદ ઉપરાંત દૌલતના મોહમાં પડી ગયા છો.(૭)

---

૪. અલ્લાહે મોટી મોટી સલતનતો તથા સામ્રાજ્યોનો તેમના ગર્વ કરવાના કારણે વિનાશ કર્યો હતો, જેના અસંખ્ય દાખલાઓ ઈતિહાસમાં મોજૂદ છે. ન તેમની તાકત રહી, ન લશ્કરો, ન મહેલો, ન સોનું, ચાંદી ન તેમનો વૈભવ, બલ્કે તેમનું નામનિશાન પણ બાકી રહેવા ન પામ્યું.

૫. અલ્લાહ ઈન્સાનનું પારખું લેવા માટે તેના ઉપર ને'મતો તથા બરકતો વરસાવતો રહે છે અને કયારેક તેમની નેકીઓના બદલા તરીકે પણ તેમને નવાઝતો રહે છે. તેમને લાભ મળવાથી તે પોતાની બુદ્ધિબળ ઉપર અભિમાન કરવા લાગે છે (સૂ.૨૮ આયત.૭૯). પરંતુ જો કોઈ દુર્ભાગ્ય તેને ઘેરી લે, તો તેનો દોષ તેઓ અલ્લાહ ઉપર ઢોળી દે છે.

૬. અહીં યતીમોના માલની વ્યવસ્થા પ્રમાણિકતાથી કરવા ઉપરાંત જો યતીમો કોઈ મિલકતના વારસદાર ન હોય તો પણ તેમની ખબરગીરી, પરવરિશ, તા'લીમ તથા તેમની ભલાઈ પ્રત્યે બેદરકારી ન કરવાનો સખત હુકમ છે. ઈસ્લામમાં યતીમોના સંબંધમાં જવાબદારી ઉપર બહુજ ભાર મૂકવામાં આવ્યો છે.

૭. આ આયતમાં ધનનો સંગ્રહ કરનારાઓને ચેતવવામાં આવ્યો છે કે માયાનો મોહ વિનાશના ખાડા તરફ ઘસડી જાય છે. તંદુરસ્ત સમાજની બૂનિયાદ દૌલતના સદુપયોગથીજ નાખી શકાય છે. ઈલ્મ તથા દૌલતને ઉન્નતિના કાર્યક્રમોમાં લગાવવામાં આવે જેથી ગરીબો માટે કામનો પ્રબંધ થાય અને દેશને હુન્નર ઉદ્યોગથી આર્થિક લાભ મળે. વ્યાજ વટાવના ધંધા, અને દૌલત સંઘરવાના કામો કરવા ઉપર ઈસ્લામમાં ખાસ આ કારણેજ પ્રતિબંધ નાખવામાં આવ્યો છે. તેના લીધે નાણું એક જ્યાએ બંધાઈને ખૂંચી જાય છે, અને વેપાર ઉદ્યોગના વિકાસમાં નથી આવતું.

كَلَّآ إِذَا دُكَّتِ الْأَرْضُ دَكًّا دَكًّا ﴿٢١﴾

૨૨. યાદ રાખો, જ્યારે પૃથ્વીને ભાંગી ભૂક્કો કરીને સપાટ કરી દેવામાં આવશે,

وَجَآءَ رَبُّكَ وَالْمَلَكُ صَفًّا صَفًّا ﴿٢٢﴾

૨૩. અને તારો પરવરદિગાર આવશે, ત્યારે તેની સાથે ફરિશ્તાઓની કતારોની કતાર હશે;(૮)

وَجِاْىٓءَ يَوْمَئِذٍۭ بِجَهَنَّمَ ۚ يَوْمَئِذٍ يَتَذَكَّرُ الْإِنسَانُ وَأَنَّىٰ لَهُ الذِّكْرَىٰ ﴿٢٣﴾

૨૪. અને તે દિવસે જહન્નમને નજીક લાવવામાં આવશે; ત્યારે ઈન્સાનને (બધું) સાંભરી આવશે. પરંતુ ત્યારે તેની યાદથી તેને શું લાભ થશે?

يَقُولُ يَٰلَيْتَنِى قَدَّمْتُ لِحَيَاتِى ﴿٢٤﴾

૨૫. તે કહેશે, 'હાય, મેં જો મારા (આ) જીવન માટે (કંઈક ભલું) આગળ મોકલાવ્યું હોય તો કેવું સારું થાત!'

فَيَوْمَئِذٍ لَّا يُعَذِّبُ عَذَابَهُۥٓ أَحَدٌ ﴿٢٥﴾

૨૬. માટે તે દિવસે તે જેવી સઝા આપશે, તેવી સઝા આપનાર બીજો કોઈ નથી.

وَلَا يُوثِقُ وَثَاقَهُۥٓ أَحَدٌ ﴿٢٦﴾

૨૭. અને તે જેવી ભીંસમાં(૯) લેશે, તેવી ભીંસમાં લેનાર બીજો કોઈ નથી.

يَٰٓأَيَّتُهَا النَّفْسُ الْمُطْمَئِنَّةُ ﴿٢٧﴾

૨૮. (ત્યારે સફળ રૂહને કહેવામાં આવશે) 'હે સંતોષી જીવ,

ارْجِعِىٓ إِلَىٰ رَبِّكِ رَاضِيَةً مَّرْضِيَّةً ﴿٢٨﴾

૨૯. 'પોતાના સર્જનહારની શરણાગતિમાં આવી જા, તું (તેનાથી) ખુશ છે તે (તારાથી) ખુશ છે.

فَادْخُلِى فِى عِبَٰدِى ﴿٢٩﴾

૩૦. 'માટે તું આવ અને મારા બંદાઓમાં શામિલ થા,

وَادْخُلِى جَنَّتِى ﴿٣٠﴾

૩૧. (અને) તું મારી જન્નતમાં દાખલ થઈ જા.'(૧૦)

(રૂકૂઅ-૧)

---

૮. 'પરવરદિગારનું ફરિશ્તાઓ સાથે આવવું' કુરઆને મજીદની ભાષામાં અઝાબની ચેતવણી છે.

૯. ચક્કીનાં પથ્થર દાણા દાણાને પીસી નાખે છે તેવી સખત ભીંસ.

૧૦. આ ઈન્સાનનો બૂલંદતરીન રૂહાની દરજ્જો છે જ્યાં ઈન્સાન પોતાના સર્જનહારમાં લય પામી સંતોષ મેળવે છે અને અલ્લાહ પોતાના બંદાને પોતાના જીવનના ધ્યેય સુધી પહોંચેલો જોઈ બેહદ ખુશ થાય છે. (જુઓ સૂ.૫૮ આયત ૨૩.) આ મંઝિલને રૂહાની મંઝિલ કહેવામાં આવે છે જે ઈખ્લાકી નબળાઈઓ, તથા તમામ બૂરાઈઓથી ભયમુકત અને સુરક્ષિત છે અને એક ખાસ રૂહાની શકિતની નિગાહબાનીમાં છે. આ મંઝિલ ઉપર ઈન્સાન પોતાના સર્જનહારમાં વિલિન થઈ જાય છે અને બન્ને એક થઈ જાય છે, યાને બંદાનું પોતાના પાલનહાર વગર રહેવું મુશ્કિલ થઈ જાય છે. આ અવસ્થાનો ઈન્સાનના મૃત્યુ પહેલાં આ જીવનમાંજ ઉદ્દભવ થઈ જાય છે. અને તેના જીવનનું આ ભવ્ય પરિવર્તન તેને આ દુનિયામાંજ ફિરદૌસનો અનુભવ કરાવે છે. (ઈસ્લામી ઉસૂલની ફિલોસોફી)



## અલ-બલદ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

لَآ اُقْسِمُ بِهٰذَا الْبَلَدِ ②

૨. ખરેખર, મને આ શહેર (મક્કા) ની કસમ છે —

وَاَنْتَ حِلٌّۢ بِهٰذَا الْبَلَدِ ③

૩. અને (જ્યારે કે) તું આ શહેરમાંજ વસેલો[૧] છે—

وَوَالِدٍ وَّمَا وَلَدَ ④

૪. અને તે પિતાની અને તેણે જન્મ આપેલી ઔલાદની પણ[૨] (કસમ છે),

لَقَدْ خَلَقْنَا الْاِنْسَانَ فِيْ كَبَدٍ ⑤

૫. બેશક અમે ઈન્સાનને મુસીબત[૩] ઝીલવા માટે પેદા કર્યો છે.

اَيَحْسَبُ اَنْ لَّنْ يَّقْدِرَ عَلَيْهِ اَحَدٌ ⑥

૬. શું તેણે એમ ધારી લીધું છે કે તેને પૂછનાર કોઈ સત્તા[૪] છે'જ નહિ?

يَقُوْلُ اَهْلَكْتُ مَالًا لُّبَدًا ⑦

૭. તે કહે છે 'મેં પુષ્કળ દૌલત ખર્ચી નાખી છે.'

اَيَحْسَبُ اَنْ لَّمْ يَرَهٗٓ اَحَدٌ ⑧

૮. શું તે એવું ધારે છે કે તેને કોઈ જોઈ નથી રહ્યો?

اَلَمْ نَجْعَلْ لَّهٗ عَيْنَيْنِ ⑨

૯. શું તેને બે આંખો અમેજ નથી આપી?[૫]

وَلِسَانًا وَّشَفَتَيْنِ ⑩

૧૦. અને એક જીભ તથા બે હોઠ નથી આપ્યા?

---

૧. અલ્લાહે આંહઝરત સ.અ.સ.ને મક્કાની ફતેહનો અહીં વાયદો આપ્યો છે. શહેર મક્કાને આપનું 'વતન' કહ્યું છે.

૨. પિતા તથા ઔલાદની કસમ. ખાના કા'બાનો પાયો ચણતા સમયે હઝરત ઈબ્રાહીમ (અ) તથા હઝરત ઈસમાઈલ (અ)એ મક્કાવાસીઓ વચ્ચે રસૂલનો ઉદ્‌ભવ કરવાની અલ્લાહ પાસે દુઆ માગી હતી, તે બન્નેની કસમ.

૩. અહીં આંહઝરત સ.અ.સ.ને મક્કામાંથી કાઢી મૂકવાની કાફરોની તદબીર વિશે ચેતવવામાં આવ્યો છે. અને ફરી શ્રમ ઉઠાવી મક્કામાં દાખલ થવાના અવકાશ પ્રત્યે ઈશારો કરવામાં આવ્યો છે.

૪. આ આયત તથા તેના પછીની આયતોમાં કાફરોને ચેતવણી આપવામાં આવી છે કે તેમના લશ્કરો, તેમની શકિત, દૌલત કે વૈભવનું અભિમાન ભાંગીનેજ રહેશે જેની સાક્ષી આ શહેર આપશે. અલ્લાહ તેમની કપટચાલોથી માહિતગાર છે.

૫. આ આયત તથા તેના પછીની કેટલીક આયતોમાં અલ્લાહે ઈન્સાનને સારાસારને ઓળખવા માટે તથા ભલાઈપૂર્વક જીભ, હોઠ વગેરેનો ઉપયોગ કરવાની શકિત તથા સમજ આપી છે; જેનો સદુપયોગ અથવા દુરુપયોગ કરવો ઈન્સાનનો પોતાનો નિર્ણય છે.

| | |
|---|---|
| ૧૧. અને અમે તેને (ભલાઈ બૂરાઈના) બન્ને રસ્તાઓ દેખાડી દીધા છે. | وَهَدَيْنٰهُ النَّجْدَيْنِ ﴿١١﴾ |
| ૧૨. પરંતુ તેણે ઊંચાણ ઉપર ચડવાનો પ્રયત્નજ નથી કર્યો. | فَلَا اقْتَحَمَ الْعَقَبَةَ ﴿١٢﴾ |
| ૧૩. અને તું શું જાણે કે ઊંચાણ શું છે? | وَمَآ اَدْرٰىكَ مَا الْعَقَبَةُ ﴿١٣﴾ |
| ૧૪. (તે) એક ગુલામને આઝાદ કરવું છે. | فَكُّ رَقَبَةٍ ﴿١٤﴾ |
| ૧૫. અથવા ભૂખમરાના સમયે ખવરાવવું [૬] | اَوْ اِطْعٰمٌ فِيْ يَوْمٍ ذِيْ مَسْغَبَةٍ ﴿١٥﴾ |
| ૧૬. એક નજીકના યતીમને, | يَّتِيْمًا ذَا مَقْرَبَةٍ ﴿١٦﴾ |
| ૧૭. અથવા ધૂળમાં રગદોળાતા એક ગરીબને. | اَوْ مِسْكِيْنًا ذَا مَتْرَبَةٍ ﴿١٧﴾ |
| ૧૮. પછી તે ઈમાન લાવનારાઓમાંથી હોય, જે લોકો એકબીજાને સબ્રની [૭] તાકીદ કરતા હોય અને એક બીજાને રહેમ કરવાની નસિહત કરતા હોય. | ثُمَّ كَانَ مِنَ الَّذِيْنَ اٰمَنُوْا وَتَوَاصَوْا بِالصَّبْرِ وَتَوَاصَوْا بِالْمَرْحَمَةِ ﴿١٨﴾ |
| ૧૯. આ જમણી તરફના લોકો છે. | اُولٰٓئِكَ اَصْحٰبُ الْمَيْمَنَةِ ﴿١٩﴾ |
| ૨૦. પરંતુ જે લોકોએ અમારી આયતોને માનવાથી ઈન્કાર કર્યો, તે ડાબી તરફના લોકો છે. | وَالَّذِيْنَ كَفَرُوْا بِاٰيٰتِنَا هُمْ اَصْحٰبُ الْمَشْئَمَةِ ﴿٢٠﴾ |
| ૨૧. તેમને ચોતરફથી આગ ફરી વળશે. (રુકૂઅ-૧) | عَلَيْهِمْ نَارٌ مُّؤْصَدَةٌ ﴿٢١﴾ |

## سُوْرَةُ الشَّمْسِ مَكِّيَّةٌ (٩١)

## અલ-શમ્સ

| | |
|---|---|
| ૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે. | بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ﴿١﴾ |
| ૨. સૂર્ય અને તેના પ્રસરતા પ્રકાશના સોગંદ. | وَالشَّمْسِ وَضُحٰىهَا ﴿٢﴾ |
| ૩. અને ચંદ્રમાના (પણ) જે (સૂર્યને) અનુસરે છે, | وَالْقَمَرِ اِذَا تَلٰىهَا ﴿٣﴾ |
| ૪. અને દિવસના (પણ) જે (સૂર્ય)ની તેજસ્વીતાને પ્રગટ કરે છે, | وَالنَّهَارِ اِذَا جَلّٰىهَا ﴿٤﴾ |
| ૫. અને રાત્રીના (પણ) જ્યારે તે (સૂર્ય)ને ઢાંકી લે છે, | وَالَّيْلِ اِذَا يَغْشٰىهَا ﴿٥﴾ |
| ૬. અને આકાશના (પણ) તથા તેના નિર્માણના. | وَالسَّمَآءِ وَمَا بَنٰىهَا ﴿٦﴾ |

---

૬. સમાજના દબાએલા વિભાગનું ભલું કરવું, તેમને અલ્લાહની ને'મતોમાં ભાગીદાર બનાવવા, તેમના સામાજિક, આર્થિક તથા રૂહાની વિકાસમાં સહાયરૂપ થવું.

૭. સહનશીલ બનવું. પોતાના વિચાર વાણી તથા વર્તનમાં સબ્ર, ધૈર્ય એહસાન વગેરે સદગુણોથી કામ લેવું.

وَالْاَرْضِ وَمَا طَحٰىهَا ۝٧

૭. અને પૃથ્વીના (પણ), તથા તેના વિસ્તારના,[1]

وَنَفْسٍ وَّمَا سَوّٰىهَا ۝٨

૮. અને તે જીવના અને તે (જીવ)ના કામિલ[2] હોવાના (સોગંદ),

فَاَلْهَمَهَا فُجُوْرَهَا وَتَقْوٰىهَا ۝٩

૯. કે તેણે તેને બદી તથા પરહેઝગારીની સમજ આપી છે.[3]

قَدْ اَفْلَحَ مَنْ زَكّٰىهَا ۝١٠

૧૦. બેશક જેણે તે (જીવ)ને પાક કર્યો તે સફળ થઈ ગયો.

وَقَدْ خَابَ مَنْ دَسّٰىهَا ۝١١

૧૧. અને જેણે તે (જીવ)ને બદીમાં નાખ્યો તે બરબાદ થઈ ગયો.

كَذَّبَتْ ثَمُوْدُ بِطَغْوٰىهَآ ۝١٢

૧૨. સમૂદની કોમે પોતાના ગુનાહોના કારણે (સચ્ચાઈનો) ઈન્કાર કર્યો.

اِذِ انْۢبَعَثَ اَشْقٰىهَا ۝١٣

૧૩. જ્યારે તેમનામાંથી એક જે બદતર હતો તે ઊભો થયો.

فَقَالَ لَهُمْ رَسُوْلُ اللّٰهِ نَاقَةَ اللّٰهِ وَسُقْيٰهَا ۝١٤

૧૪. ત્યારે અલ્લાહના રસૂલે[4] કહ્યું, '(આ) અલ્લાહની ઊંટડી અને તેના પાણીથી (દૂર રહો).'

فَكَذَّبُوْهُ فَعَقَرُوْهَا فَدَمْدَمَ عَلَيْهِمْ رَبُّهُمْ بِذَنْۢبِهِمْ فَسَوّٰىهَا ۝١٥

૧૫. પરંતુ તેમણે તેને ખોટો ઠરાવ્યો અને (ઊંટડીને) ઘૂંટણો ભારે કાપી (મારી) નાખી, જેથી અલ્લાહે તેમના પાપોના પરિણામે તેમનો સર્વનાશ કર્યો અને તેમને સૌને મિટાવી દીધા.

وَلَا يَخَافُ عُقْبٰهَا ۝١٦

૧૬. બેશક, તેમના અંજામની અલ્લાહને કોઈ પરવા નથી. (રુકૂઅ-૧)

---

૧. આ સોગંદનો અર્થ અલ્લાહની કુદરતના ખામીરહિત તત્વોની સાક્ષીની દલીલો છે. તેમાં ખોડખાપણનું ન હોવું જેટલું સત્ય છે તેટલું જ સત્ય અલ્લાહતાઆલાની સર્વ હિકમતોમાં છે.

૨. અલ્લાહે પોતાના બંદાઓમાંથી જેને ચાહ્યો ચૂંટી લીધો અને તેને સદગુણોથી ભરી દીધો. આવા સદગુણીઓમાંથી બૂલંદ તરીન સદગુણો ધરાવનારા કામિલ ઈન્સાન આંહઝરત સ.અ.સ. હતા.

૩. ઈન્સાનની ફિતરતમાં (પ્રકૃતિમાં) અલ્લાહે સારા નરસાની સમજ પેદા કરી છે જેનાથી તે ચાહે તો રૂહાનિયતના ઉચ્ચતમ દરજ્જા સુધી પહોંચી શકે છે, બૂરાઈઓથી બચી શકે છે અને જે સત્ય છે અને જે ભલું છે તેને અપનાવી શકે છે, અને ચાહે તો પતન ખાડામાં પણ ઊતરી શકે છે.

૪. હઝરત સાલેહ (અ) પોતાની ઊંટડી ઉપર બેસી ગામે ગામ ફરતા અને અલ્લાહનો સંદેશ પહોંચાડતા હતા પરંતુ મુન્કરો તેમના આ કામમાં અડચણો ઉભી કરતા રહેતા હતા અને તેમની ઊંટડીને પાણી પીવાથી રોકતા. અંતમાં તેમના ઊંટડી રૂપ કાર્યક્રમમાં તેમણે ભંગાણ પાડયું અને તેઓ પોતાના કર્મ અનુરૂપ અંજામને પહોંચી ગયા.

سُورَةُ اللَّيْلِ مَكِّيَّةٌ (٩٢)

## અલ-લૈલ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

وَالَّيْلِ اِذَا يَغْشٰى ②

૨. સર્વત્ર છવાઈ જનારી રાત્રીની કસમ છે,

وَالنَّهَارِ اِذَا تَجَلّٰى ③

૩. અને તે દિવસની, જે પ્રકાશ ફેલાવે છે (તેની પણ).

وَمَا خَلَقَ الذَّكَرَ وَالْاُنْثٰى ④

૪. અને નર, તથા નારીના સર્જનની (પણ),[૧]

اِنَّ سَعْيَكُمْ لَشَتّٰى ⑤

૫. (કે) બેશક, તમારી કોશિષો[૨] વિભિન્ન (દિશાઓમાં) છે,

فَاَمَّا مَنْ اَعْطٰى وَاتَّقٰى ⑥

૬. તો (પણ) જે દાન કરશે અને અલ્લાહથી ડરતો રહેશે,

وَصَدَّقَ بِالْحُسْنٰى ⑦

૭. અને જે સચ્ચાઈની સાક્ષી આપશે,

فَسَنُيَسِّرُهٗ لِلْيُسْرٰى ⑧

૮. અમે તેને પ્રત્યેક આસાનીઓ કરી આપશું.

وَاَمَّا مَنْۢ بَخِلَ وَاسْتَغْنٰى ⑨

૯. પરંતુ જે કંજૂસાઈ કરશે, અને બેપરવાઈ કરશે,

وَكَذَّبَ بِالْحُسْنٰى ⑩

૧૦. અને ભલાઈનો[૩] વિરોધ કરશે,

فَسَنُيَسِّرُهٗ لِلْعُسْرٰى ⑪

૧૧. અમે તેના માટે તંગીઓના[૪] રસ્તા ખોલી દેશું.

وَمَا يُغْنِيْ عَنْهُ مَالُهٗۤ اِذَا تَرَدّٰى ⑫

૧૨. અને તેની પાયમાલીના સમયે તેની દૌલત તેને કામ નહિ આવે.

---

૧. જેવી રીતે રાતનો અંધકાર સત્ય છે, દિવસનો પ્રકાશ સત્ય છે, નર તથા નારીનું અસ્તિત્વ સત્ય છે તેવીજ રીતે અલ્લાહના વાયદાનું પૂરું થવું પણ સત્ય છે.

૨. આ આયતમાં મોમિનો તથા કાફરોના વિવિધ હેતુઓ તથા મકસદો તરફ ધ્યાન દોરવામાં આવ્યું છે' મોમિનોનો ધ્યેય સચ્ચાઈના સહકારમાં હોય છે જ્યારે કાફરોનો ધ્યેય સચ્ચાઈનો વિરોધ તથા તેની રાહમાં અડચણો ઊભી કરવાનો હોય છે. આ બન્ને કોશિષોના પરિણામો અનિવાર્ય રીતે જુદા જુદા હોય છે.

૩. ભલાઈ કરવી, ઉપકાર કરવો તથા સાચું બોલવું બેહદ સહેલું હોય છે જ્યારે સીતમ કરવો દુ:ખ આપવું જૂઠું બોલવું બેહદ કઠિન હોય છે. કહેવત પ્રમાણે એક જૂઠું દબાવવા માટે સો બીજા જૂઠાણાઓનો આશરો લેવો પડે છે તો પણ સફળતા નથી મળતી. પરંતુ સચ્ચાઈ સરળ હોય છે.

૪. હિંસક પ્રાણીઓ પકડવાના ફાંસાની જેમ બદીઓ ઈન્સાનને ફાંસવા માટે હરપળ તૈયાર બેઠી હોય છે.

إِنَّ عَلَيْنَا لَلْهُدَىٰ ⑫

૧૩. બેશક હિદાયત આપવી અમારી જવાબદારી છે.

وَإِنَّ لَنَا لَلْآخِرَةَ وَالْأُولَىٰ ⑬

૧૪. અને આખેરત તેમજ આ જીવન અમારા અધિકારમાં છે.

فَأَنذَرْتُكُمْ نَارًا تَلَظَّىٰ ⑭

૧૫. માટે હું તમને ભડકે બળતી આગથી ચેતવું છું.

لَا يَصْلَاهَا إِلَّا الْأَشْقَى ⑮

૧૬. તેમાં કોઈ બીજો દાખલ નહિ થાય સિવાય જે બદકાર હશે,

الَّذِي كَذَّبَ وَتَوَلَّىٰ ⑯

૧૭. જેણે (સત્યને) અસત્ય ઠરાવ્યું અને વિમુખ થઈ ગયો હશે.

وَسَيُجَنَّبُهَا الْأَتْقَى ⑰

૧૮. બેશક પરહેઝગારને તેનાથી દૂર રાખવામાં આવશે.

الَّذِي يُؤْتِي مَالَهُ يَتَزَكَّىٰ ⑱

૧૯. અને જે દાન કરી પોતાની દૌલતને પાક કરશે (તેને પણ),

وَمَا لِأَحَدٍ عِندَهُ مِن نِّعْمَةٍ تُجْزَىٰ ⑲

૨૦. જે કોઈના ઉપર ઉપકાર કરવા માટે (દાન) નથી આપતો.[૫]

إِلَّا ابْتِغَاءَ وَجْهِ رَبِّهِ الْأَعْلَىٰ ⑳

૨૧. પરંતુ તે પોતાની દૌલત પોતાના ઉચ્ચતર સર્જનહારની ખુશનૂદી માટે આપે છે.

وَلَسَوْفَ يَرْضَىٰ ㉑ ع

૨૨. ખરેખર તેનાથી અલ્લાહ બહુજ ખુશ થશે.

(રુકૂઅ-૧)

(ركوعها ١) سُورَةُ الضُّحَىٰ مَكِّيَّةٌ (٩٣) (آياتها ١١)

## અલ-ઝુહા

بِسْمِ اللَّهِ الرَّحْمَٰنِ الرَّحِيمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

وَالضُّحَىٰ ②

૨. બપોર પહેલાંના વધતા રહેતા પ્રકાશના[૧] સોગંદ છે,

وَاللَّيْلِ إِذَا سَجَىٰ ③

૩. અને તે સૂનકારમાં[૨] પરિણમતી રાતના (પણ),

૫. સદાચારી બીજાનું ભલું કરતો રહે છે અને કોઈ સ્વાર્થ ખાતર નથી કરતો પરંતુ અલ્લાહની મખ્લૂકને કામમાં આવવા પૂરતોજ તેનો હેતુ હોય છે, અને પોતાના સર્જનહારની ખુશીમાં તેને ખુશી પ્રાપ્ત થાય છે.

૧. ઈસ્લામના ઊગતા સૂર્યનો પ્રકાશ અને આંહઝરત સ.અ.સ.ની જાહેર થતી સચ્ચાઈનો પ્રકાશ.

૨. તે રાતનો સૂનકાર જ્યારે આંહઝરત સ.અ.સ. હઝરત અબુબકર (રદી) સાથે 'ગારે થોર'માં ચાલ્યા ગયા હતા.

مَا وَدَّعَكَ رَبُّكَ وَمَا قَلٰى ۝٣

૪. કે તારા પરવરદિગારે તને તજી નથી દીધો અને ન તારાથી નારાજ થયો છે.

وَلَلْاٰخِرَةُ خَيْرٌ لَّكَ مِنَ الْاُوْلٰى ۝٤

૫. બેશક પસાર થઈ ગએલા સમયથી[3] આખેરત તારા માટે બેહતર છે.

وَلَسَوْفَ يُعْطِيْكَ رَبُّكَ فَتَرْضٰى ۝٥

૬. અને તારો પરવરદિગાર ટૂંક સમયમાંજ તને તે અર્પણ કરશે જેનાથી તને બહુજ ખુશી થશે.[4]

اَلَمْ يَجِدْكَ يَتِيْمًا فَاٰوٰى ۝٦

૭. શું તેણે તને યતીમ જોઈ (પહેલાં) આશરો નથી આપ્યો?[5]

وَوَجَدَكَ ضَآلًّا فَهَدٰى ۝٧

૮. અને જ્યારે તેણે તને (રાહની શોધમાં) ખોવાએલો[6] દીઠો ત્યારે તેણે તારી રાહનુમાઈ કરી.

وَوَجَدَكَ عَآئِلًا فَاَغْنٰى ۝٨

૯. અને તેણે તને જરૂરતમંદ ભાળી તવંગરી બક્ષી.[7]

فَاَمَّا الْيَتِيْمَ فَلَا تَقْهَرْ ۝٩

૧૦. માટે તું યતીમને કદીપણ ન દબાવજે

وَاَمَّا السَّآئِلَ فَلَا تَنْهَرْ ۝١٠

૧૧. અને જે તારી મદદ ચાહે તેને કદીપણ નિરાશ ન કરજે

وَاَمَّا بِنِعْمَةِ رَبِّكَ فَحَدِّثْ ۝١١ ع

૧૨. અને તારા પરવરદિગારની મહત્તાનું વર્ણન કરતો રહેજે. (રૂકૂઅ-૧)

---

૩. આંહઝરત સ.અ.સ.ના જીવનની એક એક પળ બેહતરીની સાક્ષી તરીકે હતી.

૪. દુનિયાભરમાં ઈસ્લામની ફતેહનો પાયો મક્કાની ફતેહના દિવસે નાખવામાં આવશે તેની ખુશી.

૫. આંહઝરત સ.અ.સ. યતીમ હતા. આપનું જીવન બેહદ સદગુણોભર્યું અને સભ્યતાની એક મિસાલ રૂપ હતું. આપના પિતા અબ્દુલ્લાહ આપના જન્મ પહેલા મૃત્યુ પામ્યા હતા. આપ જ્યારે છ વર્ષની વયે પહોંચ્યા ત્યારે આપની માતાનું અવસાન થયું અને આપના દાદા અબુ મુત્લીબે આપની પરવરિશની જવાબદારી માથે લઈ લીધી. ટૂંક સમય બાદ આપના દાદા પણ અવસાન પામ્યા જેથી આપ પોતાના કાકાના આશરા તળે આવ્યા જેમની આર્થિક હાલત બહુ સારી ન હતી. આવી રીતે આંહઝરત સ.અ.સ. બાળપણમાં પોતાની માતાપિતાના પ્યાર તથા સંભાળથી વંચિત રહ્યા. જોકે આપને કુટુંબના દરેક નાના મોટાની લાગણી તથા મુહબ્બત મળતી રહી. પરંતુ આપને સહાબા, મોમિનો તથા અન્ય લાગતાવળગતાઓનો એટલો પ્યાર મળ્યો કે જેનો ઈતિહાસમાં કોઈ બીજાને મળ્યો હોય તેનો દાખલો જોવા નથી મળતો.

૬. 'ખોવાએલો.' અહીં 'દાલ્લા' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે જેનો અર્થ ગુમ, ઓતપ્રોત, તલ્લીન, નિમગ્ન, 'પરોવાયલો' વગેરે થાય છે. 'અલ્લાહની ખોજમાં ફરતો રહેવું' 'માનવજાતિની લાગણીઓમાં અને તેમના ભલાના કાર્યોમાં પ્રવૃત્ત રહેવું.' 'અલ્લાહની શોધમાં બેચેન રહેવું'

૭. આંહઝરત સ.અ.સ.નું જીવન એક યતીમ તરીકે શરૂ થયું અને અંતમાં આપ અરબના સર્વ માન્ય રાહબરના પદે પહોંચી ગયા.




## અલ-ઈનશિરાહ

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. શું અમે તારા માટે તારા અંતરને ખોલી નથી દીધું?[૧]

૩. અને શું તારા ઉપરથી તે બોજો[૨] ઊતારી (નથી) નાખ્યો,

૪. જે તારો બરડો ભાંગી નાખવાનો હતો?

૫. અને (શું) અમે તારું નામ બૂલંદ[૩] (નથી) કર્યું?

૬. બેશક તંગી પછી આસાની આવે છે જ.

૭. ખરેખર, તંગી પછી આસાની[૪] અવશ્ય હોય છે.

૮. માટે જ્યારે તને ફુરસદ મળે તું મેહનત કર.

૯. અને તારા પરવરદિગારની ઈબાદત કર.

(રુકૂઅ-૧)

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

اَلَمْ نَشْرَحْ لَكَ صَدْرَكَ ②

وَوَضَعْنَا عَنْكَ وِزْرَكَ ③

الَّذِيْٓ اَنْقَضَ ظَهْرَكَ ④

وَرَفَعْنَا لَكَ ذِكْرَكَ ⑤

فَاِنَّ مَعَ الْعُسْرِ يُسْرًا ⑥

اِنَّ مَعَ الْعُسْرِ يُسْرًا ⑦

فَاِذَا فَرَغْتَ فَانْصَبْ ⑧

وَاِلٰى رَبِّكَ فَارْغَبْ ⑨

---

૧. અલ્લાહે પોતાના પ્યારા રસૂલ ઉપર ઈલ્મના તમામ ખઝાના ખોલી દીધા તેમજ આપને ઈરફાન અર્થાત (આંતરજ્ઞાન) પણ અર્પણ કર્યું.

૨. આંહઝરત સ.અ.સ. ઉપર અલ્લાહે તે જવાબદારીનો બોજો નાખ્યો હતો જે આજસુધી કોઈપણ રસૂલ ઉપર કદીપણ નાખવામાં નથી આવ્યો. પતનના ખાડામાં ઊતરી ગએલા માનવજીવોને રૂહાનિયતના ઉચ્ચ શીખરે પહોંચાડી તેમને બેઈન્સાફી, જહાલત તથા વહેમ પરસ્તીમાંથી કાઢ્યા. આ બેહદ ગંભીર જવાબદારી હતી જેને પૂરી કરવાની અલ્લાહે આપને શકિત આપી.

૩. આ સૂરાહના ઊતરવા પહેલાં આંહઝરત સ.અ.સ.ને ભાગ્યેજ કોઈ જાણતું હતું, પરંતુ થોડા સમયમાંજ આપને સારું સ્થાન મળ્યું અને મઝહબી ઉપદેશકોમાં સૌથી વધારે માન તથા સફળતા આપને મળી હતી. કોઈ દુન્યવી અથવા મઝહબી રાહનુમાને પોતાના અનુયાયીઓ પાસેથી એટલો પ્યાર તથા એટલી વફાદારી નથી મળી જેટલી આપને પોતાના માનનારાઓ પાસેથી મળી હતી.

૪. આંહઝરત સ.અ.સ.ને તથા મોમિનોને જે તંગી તથા તકલીફોમાંથી પસાર થવું પડતું હતું તેના અંતનો તથા તેમના હમેશાં માટેના આસાની દિવસોનો ઈશારો આ આયતોમાં કરવામાં આવ્યો છે.

سُورَةُ التِّينِ مَكِّيَّةٌ (٩٥) آياتها ٨ ركوعها ١

## અલ-તીન

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

وَالتِّيْنِ وَالزَّيْتُوْنِ ②

૨. અંજીર તથા ઝયતૂનની કસમ,

وَطُوْرِ سِيْنِيْنَ ③

૩. અને સીના પર્વતની (પણ),

وَهٰذَا الْبَلَدِ الْاَمِيْنِ ④

૪. અને આ અમનના શહેરની પણ,

لَقَدْ خَلَقْنَا الْاِنْسَانَ فِيْٓ اَحْسَنِ تَقْوِيْمٍ ⑤

૫. કે અમે ઈન્સાનને ઉમદા[1] રૂપ આપ્યું છે.

ثُمَّ رَدَدْنٰهُ اَسْفَلَ سٰفِلِيْنَ ⑥

૬. પરંતુ (તે ની બદઆમાલીઓના કારણે) અમે તેને હલ્કટથી હલ્કટ ઠરાવી ઉતારી પાડીએ છીએ.

اِلَّا الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ فَلَهُمْ اَجْرٌ غَيْرُ مَمْنُوْنٍ ⑦

૭. સિવાય કે જે લોકો ઈમાન લાવી ભલાઈના કામો કરે; તેમના માટે અનંત અજર[2] છે.

فَمَا يُكَذِّبُكَ بَعْدُ بِالدِّيْنِ ⑧

૮. તો પછી (હે પામર માનવી) તને કઈ વસ્તુ કયામતના ઈન્સાફને ખોટો ઠરાવવા માટે મજબૂર કરે છે.

اَلَيْسَ اللّٰهُ بِاَحْكَمِ الْحٰكِمِيْنَ ⑨

૯. શું અલ્લાહ સર્વશ્રેષ્ઠ ન્યાયાધીશ નથી?

(રુકૂઅ-૧)

سُوْرَةُ الْعَلَقِ مَكِّيَّةٌ (٩٦) آياتها ركوعها

## અલ-અલક

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

اِقْرَاْ بِاسْمِ رَبِّكَ الَّذِيْ خَلَقَ ②

૨. તું વાંચન કર તે 'અલ્લાહના નામથી જે સર્જનકર્તા છે,

خَلَقَ الْاِنْسَانَ مِنْ عَلَقٍ ③

૩. જેણે ઈન્સાનને થીજેલા લોહીના લોંદામાંથી સર્જ્યો છે.

---

૧. દરેક ઈન્સાન મા'સૂમ, નિર્દોષ ફિતરત પેદા થાય છે, અને તેમાં ભલાઈ કરવાના સ્વાભાવિક ગુણો મોજૂદ હોય છે. તેની ફિતરતમાં સારાનરસાની સમજબુદ્ધિ કુદરતી રીતે સમાએલી હોય છે. આ કુદરતી શકિતઓનો ઉપયોગ કરી ઈન્સાન દુન્યવી તથા રૂહાની વિકાસમાં આગળ વધતો જ રહે છે. પરંતુ જો કુદરતની બક્ષેલી શકિતઓનો તે દુરુપયોગ કરે તો તે હએવાનથી પણ બદતર બની જાય છે. સારાંશે ઈન્સાનમાં સદ્‌ગુણો તથા અવગુણો બંનેની અંતરિક શકિત મોટા પ્રમાણમાં મોજૂદ છે.

૨. 'અજર' કદી ક્ષીણ ન થનારો બદલો—

| | |
|---|---|
| ૪. તું એલાન કર કે, તારો પરવરદિગાર બેહદ કૃપાળુ છે, | اِقْرَاْ وَرَبُّكَ الْاَكْرَمُ ۝٣ |
| ૫. જેણે કલમ દ્વારા શિક્ષણ આપ્યું. | الَّذِىْ عَلَّمَ بِالْقَلَمِ ۝٤ |
| ૬. (અને) ઈન્સાનને તે ઈલ્મ બક્ષ્યું જેનાથી તે અજ્ઞાન હતો. | عَلَّمَ الْاِنْسَانَ مَا لَمْ يَعْلَمْ ۝٥ |
| ૭. છતાં ઈન્સાન હદમર્યાદાઓનો ભંગ કરતોજ રહે છે. | كَلَّآ اِنَّ الْاِنْسَانَ لَيَطْغٰٓى ۝٦ |
| ૮. કારણ કે પોતાને જવાબદારીથી મુકત સમજે છે. | اَنْ رَّاٰهُ اسْتَغْنٰى ۝٧ |
| ૯. ખરેજ, તારા પરવરદિગાર તરફજ (સૌને) પાછું ફરવાનું છે. | اِنَّ اِلٰى رَبِّكَ الرُّجْعٰى ۝٨ |
| ૧૦. શું તેં તેને જોયો છે જે (અમારા બંદાને) રોકે છે. | اَرَءَيْتَ الَّذِىْ يَنْهٰى ۝٩ |
| ૧૧. જ્યારે (અમારો) બંદો નમાઝ પઢે છે (ત્યારે)? | عَبْدًا اِذَا صَلّٰى ۝١٠ |
| ૧૨. ધારી લે કે (અમારો બંદો) હિદાયત ઉપર ચાલી રહ્યો હોય, | اَرَءَيْتَ اِنْ كَانَ عَلَى الْهُدٰٓى ۝١١ |
| ૧૩. અથવા પરહેઝગારીની નસિહત કરતો હોય તો (તે રોકનારનો અંજામ શું થશે)? | اَوْ اَمَرَ بِالتَّقْوٰى ۝١٢ |
| ૧૪. મને કહે જો તે (રોકનાર સત્યનો) ઈન્કાર કરે અને મોઢું ફેરવી જાય, | اَرَءَيْتَ اِنْ كَذَّبَ وَتَوَلّٰى ۝١٣ |
| ૧૫. (તો) શું તે નથી જાણતો કે અલ્લાહ (તેને) જોઈ રહ્યો છે? | اَلَمْ يَعْلَمْ بِاَنَّ اللّٰهَ يَرٰى ۝١٤ |
| ૧૬. છતાં તે નહિ અટકે તો અમે ખરેખર તેની ચોટલીથી (પકડી) તેને ઘસડીશું. | كَلَّا لَئِنْ لَّمْ يَنْتَهِ ۙ لَنَسْفَعًا بِالنَّاصِيَةِ ۝١٥ |
| ૧૭. તે ચોટલી, જે જૂઠી અને પાપી છે. | نَاصِيَةٍ كَاذِبَةٍ خَاطِئَةٍ ۝١٦ |
| ૧૮. પછી ભલે તે પોતાના સહાયકોને પુકારી જૂએ, | فَلْيَدْعُ نَادِيَهٗ ۝١٧ |
| ૧૯. અમે પણ (અમારા) ફરિશ્તાઓને બોલાવશું (જે તેને જહન્નમમાં ફેંકી દેશે). | سَنَدْعُ الزَّبَانِيَةَ ۝١٨ |
| ૨૦. બેશક તું તેના કહેવામાં આવીશ નહિ, (અને) તું સિજદામાં ઝૂકી જા અને અલ્લાહની કુરબત મેળવી લે. (રુકૂઅ-૧) | كَلَّا ۗ لَا تُطِعْهُ وَاسْجُدْ وَاقْتَرِبْ ۩ ۝١٩ |

## سُوْرَةُ الْقَدْرِ مَكِّيَّةٌ

(٩٧) اٰيَاتُهَا ٥ — رُكُوْعُهَا ١

### અલ-કદ્ર

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. નિ:સંદેહ અમે આ (કુરઆન)ને કદ્રની રાતમાં ઉતાર્યું છે.

૩. તું શું જાણે કદ્રની રાત શું છે?

૪. કદ્રની રાત હઝાર મહિનાઓથી પણ બેહતર છે.

૫. જેમાં ફરિશ્તાઓ તથા રૂહો પોતાના સર્જનહારના આદેશથી સર્વ વ્યવસ્થાને કાયમ કરવા ઉતરે છે.

૬. (અને) પહો ફાટતાં પહેલા (તે રાતે) સર્વત્ર સલામતી છવાઈ જાય છે. (રુકૂઅ-૧)

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

اِنَّآ اَنْزَلْنٰهُ فِيْ لَيْلَةِ الْقَدْرِ ②

وَمَآ اَدْرٰىكَ مَا لَيْلَةُ الْقَدْرِ ③

لَيْلَةُ الْقَدْرِ خَيْرٌ مِّنْ اَلْفِ شَهْرٍ ④

تَنَزَّلُ الْمَلٰٓىِٕكَةُ وَالرُّوْحُ فِيْهَا بِاِذْنِ رَبِّهِمْ مِنْ كُلِّ اَمْرٍ ⑤

سَلٰمٌ هِيَ حَتّٰى مَطْلَعِ الْفَجْرِ ⑥

## سُوْرَةُ الْبَيِّنَةِ مَدَنِيَّةٌ

(٩٨) اٰيَاتُهَا — رُكُوْعُهَا ١

### અલ-બય્યનાહ

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. એહલે કિતાબમાંના જે ઈમાન ન લાવ્યા હતા અને જે મુશરીકો હતા, તેઓ પોતાની માન્યતાઓથી ડગતાજ નહિ જ્યાં સુધી કે તેમની પાસે સ્પષ્ટ દલીલો ન આવી જાય.[1]

૩. અલ્લાહનો એક રસૂલ તેમને પવિત્ર વરકો (પાનાઓ) વાંચી સંભળાવે.

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

لَمْ يَكُنِ الَّذِيْنَ كَفَرُوْا مِنْ اَهْلِ الْكِتٰبِ وَالْمُشْرِكِيْنَ مُنْفَكِّيْنَ حَتّٰى تَاْتِيَهُمُ الْبَيِّنَةُ ②

رَسُوْلٌ مِّنَ اللّٰهِ يَتْلُوْا صُحُفًا مُّطَهَّرَةً ③

---

૧. આંહઝરત સ.અ.સ. પહેલાં આખું અરબ બદકારીઓના અંધકારમાં ડૂબેલું હતું. કોઈ, સામાજિક અથવા મઝહબી હદબંધી કાયમ રહેવા પામી ન હતી. 'જેના હાથમાં લાઠી હોય તેનીજ ભેંસ ગણાતી.' કોઈ કોઈને બદકારીઓ વિશે પૂછી શકતું નહિ. આવી ગંભીર પરિસ્થિતિમાં કુરઆને મજીદનું આવવું ઈન્સાન માટે એક આશીર્વાદ સાબિત થયું હતું.

૨. કુરઆને મજીદ પહેલાંની તમામ કિતાબો અને શરિઅતોનો સારગ્રંથ અથવા સત્વનો ખઝાનો છે, બલ્કે તેનાથી પણ વધુ બરકતોથી ભરેલો છે જેની માનવજીવનના દુન્યવી તથા રૂહાની વિકાસ માટે બહુ

| | |
|---|---|
| ૪. જેમાં કાયમ રહેનારા આદેશો હોય.[૨] | فِيهَا كُتُبٌ قَيِّمَةٌ ۝٣ |
| ૫. અને જેમને કિતાબ[3] આપવામાં આવી હતી તેમની વચ્ચે ફૂટ ન પડી જ્યાં સુધી તેમની પાસે સ્પષ્ટ દલીલ ન આવી ગઈ. | وَمَا تَفَرَّقَ الَّذِينَ أُوتُوا الْكِتَابَ إِلَّا مِنْ بَعْدِ مَا جَاءَتْهُمُ الْبَيِّنَةُ ۝٤ |
| ૬. જો કે તેમને આજ આદેશ આપવામાં આવ્યો હતો કે તેઓ તેના ફરમાંબરદાર બની શુદ્ધભાવનાથી તેની બંદગી કરે અને નમાઝને કાયમ કરે અને ઝકાત આપે. અને આજ સત્ય દીન[૪] (તરફ જનારાઓ)નો રસ્તો છે. | وَمَا أُمِرُوا إِلَّا لِيَعْبُدُوا اللَّهَ مُخْلِصِينَ لَهُ الدِّينَ حُنَفَاءَ وَيُقِيمُوا الصَّلَاةَ وَيُؤْتُوا الزَّكَاةَ وَذَٰلِكَ دِينُ الْقَيِّمَةِ ۝٥ |
| ૭. બેશક, એહલે કિતાબમાંથી ઈમાન ન લાવનારાઓ અને મુશરીકો, જહન્નમની આગમાં પડનારા છે, જેમાં તેઓ સદાય રહેશે. આ સૌથી બદતર મખ્લૂક[૫] છે. | إِنَّ الَّذِينَ كَفَرُوا مِنْ أَهْلِ الْكِتَابِ وَالْمُشْرِكِينَ فِي نَارِ جَهَنَّمَ خَالِدِينَ فِيهَا ۚ أُولَٰئِكَ هُمْ شَرُّ الْبَرِيَّةِ ۝٦ |
| ૮. બેશક જે લોકોએ ઈમાન લાવીને નેક કામો કર્યા તેઓ તમામ સર્જનોમાંથી બેહતર છે. | إِنَّ الَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ أُولَٰئِكَ هُمْ خَيْرُ الْبَرِيَّةِ ۝٧ |
| ૯. તેમના બદલા (રૂપે) તેમના પરવરદિગાર પાસે (તેમના માટે) સદા રહેવાના બગીચાઓ છે જેની વચ્ચેથી ઝરણાં વહે છે; જ્યાં તેઓ સદાય રહેશે. અલ્લાહ તેમની ઉપર બેહદ ખુશ છે, અને તેઓ અલ્લાહથી ખુશ છે. આ તેના માટે છે જે પોતાના રબથી ડરતો રહે છે. (રુકૂઅ-૧) | جَزَاؤُهُمْ عِنْدَ رَبِّهِمْ جَنَّاتُ عَدْنٍ تَجْرِي مِنْ تَحْتِهَا الْأَنْهَارُ خَالِدِينَ فِيهَا أَبَدًا ۖ رَضِيَ اللَّهُ عَنْهُمْ وَرَضُوا عَنْهُ ۚ ذَٰلِكَ لِمَنْ خَشِيَ رَبَّهُ ۝٨ ع |

## سُورَةُ الزِّلْزَالِ مَدَنِيَّةٌ (٩٩)

## અલ-ઝિલઝાલ

| | |
|---|---|
| ૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે. | بِسْمِ اللَّهِ الرَّحْمَٰنِ الرَّحِيمِ ۝١ |

---

જરૂર છે. ઈન્સાનિયતના વ્યવહારના, ઉસૂલો, નિયમો જેના વગર ઈન્સાનિયતનું ટકી રહેવું અસંભવિત છે તે સર્વ કુરઆને મજીદમાં મોજૂદ છે. કુરઆને મજીદ પહેલાંની સર્વ કિતાબોની રાહબર છે અને તે કિતાબોની કમીઓને પૂરી કરે છે.

૩. એહલે કિતાબ તૌરાતના વાયદા પ્રમાણે રસૂલની રાહ જોતા હતા છતાં સમય આવતા તેમણે હસદ તથા હઠાગ્રહથી મતભેદ કર્યો.

૪. 'દીન' અર્થાત ફરમાંબરદારી, હુકમ, પરહેઝગારી, સદ્‌ગુણો વડે પોતાના સર્જનહારની ગુલામીમાં સંપૂર્ણ રીતે સમર્પણ કરવું.

૫. 'મખ્લૂક' અર્થાત સર્જન.

إِذَا زُلْزِلَتِ الْأَرْضُ زِلْزَالَهَا ﴿٢﴾

૨. જ્યારે પૃથ્વીને સખત આંચકાથી હચમચાવી દેવામાં આવશે,

وَأَخْرَجَتِ الْأَرْضُ أَثْقَالَهَا ﴿٣﴾

૩. ત્યારે ધરતી પોતાના સઘળા બોજાને[1] કાઢી બહાર ફેંકી દેશે.

وَقَالَ الْإِنسَانُ مَا لَهَا ﴿٤﴾

૪. અને ઈન્સાન બોલી ઉઠશે 'આ તેને શું થઈ ગયું છે?'

يَوْمَئِذٍ تُحَدِّثُ أَخْبَارَهَا ﴿٥﴾

૫. તે દિવસે ધરતી પોતાની હકીકત[2] કહી દેશે,

بِأَنَّ رَبَّكَ أَوْحَىٰ لَهَا ﴿٦﴾

૬. કારણ કે તારા પરવરદિગારે તેના વિશે વહી કરી હશે.

يَوْمَئِذٍ يَصْدُرُ النَّاسُ أَشْتَاتًا لِّيُرَوْا أَعْمَالَهُمْ ﴿٧﴾

૭. તે દિવસે ઈન્સાનને ટોળાબંધ હાજર કરવામાં આવશે કે તેમની કરણી તેમને દેખાડવામાં આવે.

فَمَن يَعْمَلْ مِثْقَالَ ذَرَّةٍ خَيْرًا يَرَهُ ﴿٨﴾

૮. પછી જેણે એક રજમાત્ર પણ ભલાઈ કરી હશે તે જોઈ લેશે.

وَمَن يَعْمَلْ مِثْقَالَ ذَرَّةٍ شَرًّا يَرَهُ ﴿٩﴾

૯. અને જેણે એક રજમાત્ર બૂરાઈ કરી હશે તે (પણ) જોઈ લેશે. (રુકૂઅ-૧)




## અલ-આદિયાત

بِسْمِ اللَّهِ الرَّحْمَٰنِ الرَّحِيمِ ﴿١﴾

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

وَالْعَادِيَاتِ ضَبْحًا ﴿٢﴾

૨. હાંફતા હાંફતા દોડનારાઓની[1] કસમ,

---

૧. ધરતીમાં દટાએલા ખઝાના બહાર ઉભરી આવશે.

૨. આ આયત વિશે આંહઝરત સ.અ.સ.ને સવાલ કરવામાં આવ્યો ત્યારે આપે ફરમાવ્યું 'ગુપ્ત રીતે કરવામાં આવેલી તમામ વાતો પ્રકાશિત થઈ જશે.' (અકબર).

૧. બદીઓની સત્તાઓ સામે લડનારાઓ અલ્લાહને કેટલા વહાલા હશે તે આ સૂરાહથી વિદિત થાય છે કે અલ્લાહે તેમની તથા તેમના ઘોડાઓની કસમ ઉઠાવી વહી ફરમાવી. 'આદિયાત'નો અર્થ લડવૈયા અને તેમના સવારો બન્ને થાય છે. આ આયતમાં આંહઝરત સ.અ.સ.ના સહાબાઓની અલ્લાહની રાહમાં પોતાના પ્રાણ ન્યોછાવર કરવાની ધગશનું વર્ણન કરવામાં આવ્યું છે કે તેઓ મેદાન જંગમાં એક ધૂન તથા અદમ્ય ઉત્સાહથી ઝઝૂમી દુશ્મનને પરાજ્ય આપે છે અથવા અલ્લાહની રાહમાં શહીદ થઈ જાય છે.

કહેવાય છે કે તે સમયે મક્કામાં મુસ્લિમો પાસે ઘોડાઓ ન હતા અને જંગે બદરમાં માત્ર બેજ ઘોડા હતા; જેમાંનો એક મીકદાદ પાસે અને બીજો ઝૂબેર પાસે હતો. આ આયતથી એવી આગાહી કરવામાં આવી હતી કે ટૂંક સમયમાંજ મુસ્લિમો અસંખ્ય ઘોડાઓના માલિક બની જશે.

૩. (જેમની ટાપોથી) અંગારા ખરતા હોય છે,
૪. અને જે પ્રભાતના સમયે છાપો મારે છે,
૫. અને ધૂળના ગોટેગોટા ઊડાડે છે,
૬. અને જે (દુશ્મનોના) લશ્કરો વચ્ચે ધૂસી જાય છે,
૭. કે ખરેજ, ઈન્સાન પોતાના માલિકની નાશૂક્રી કરતો રહે છે
૮. અને બેશક, તે પોતે તે (હકીકત)નો સાક્ષી છે;
૯. અને બેશક, તે દૌલતના મોહમાં ફસાએલો છે.
૧૦. શું તેને ખબર નથી કે જ્યારે કબરોમાંથી મુર્દાઓને ઉઠાડવામાં આવશે,
૧૧. અને જે તેમના દિલોમાં છે તેને ઉઘાડું પાડવામાં આવશે?
૧૨. બેશક તેમનો સર્જનહાર તે દિવસે તેમના (હાલ)થી સારી પેઠે માહિતગાર હશે. (રુકૂઅ-૧)

فَالْمُوْرِيٰتِ قَدْحًا ﴿٣﴾
فَالْمُغِيْرٰتِ صُبْحًا ﴿٤﴾
فَاَثَرْنَ بِهٖ نَقْعًا ﴿٥﴾
فَوَسَطْنَ بِهٖ جَمْعًا ﴿٦﴾
اِنَّ الْاِنْسَانَ لِرَبِّهٖ لَكَنُوْدٌ ﴿٧﴾
وَاِنَّهٗ عَلٰى ذٰلِكَ لَشَهِيْدٌ ﴿٨﴾
وَاِنَّهٗ لِحُبِّ الْخَيْرِ لَشَدِيْدٌ ﴿٩﴾
اَفَلَا يَعْلَمُ اِذَا بُعْثِرَ مَا فِي الْقُبُوْرِ ﴿١٠﴾
وَحُصِّلَ مَا فِي الصُّدُوْرِ ﴿١١﴾
اِنَّ رَبَّهُمْ بِهِمْ يَوْمَئِذٍ لَّخَبِيْرٌ ﴿١٢﴾

اٰيَاتُهَا ١١ (١٠١) سُوْرَةُ الْقَارِعَةِ مَكِّيَّةٌ رُكُوْعُهَا ١

## અલ-કારેઆહ

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.
૨. એક ભયંકર આફત[૧] (આવનારી) છે,
૩. તે ભયંકર આફત શું છે?
૪. અને તું શું જાણે કે તે ભયંકર આફત શું છે?
૫. જે દિવસે ઈન્સાનો જંતુઓની જેમ વિખરાઈ જશે,
૬. અને પર્વતો[૨] પીંજાએલી ઉનની જેમ (ઊડી રહ્યા) હશે,
૭. ત્યારે જેનું પલ્લું ભારી હશે.
૮. તે સુખમય જીવન ભોગવશે.

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ﴿١﴾
اَلْقَارِعَةُ ﴿٢﴾
مَا الْقَارِعَةُ ﴿٣﴾
وَمَآ اَدْرٰىكَ مَا الْقَارِعَةُ ﴿٤﴾
يَوْمَ يَكُوْنُ النَّاسُ كَالْفَرَاشِ الْمَبْثُوْثِ ﴿٥﴾
وَتَكُوْنُ الْجِبَالُ كَالْعِهْنِ الْمَنْفُوْشِ ﴿٦﴾
فَاَمَّا مَنْ ثَقُلَتْ مَوَازِيْنُهٗ ﴿٧﴾
فَهُوَ فِيْ عِيْشَةٍ رَّاضِيَةٍ ﴿٨﴾

---

૧. 'કારેઆહ' વર્ણવી ન શકાય તેવી ભયંકર આફત, ભારે હોનારત, આપદા, અપત્તિજનક કે અનર્થકારી ઘડી.
૨. મોટી મોટી સત્તાઓ ઊનના પોટાની જેમ હવામાં ઊડી જશે.

وَاَمَّا مَنْ خَفَّتْ مَوَازِيْنُهٗ ۙ﴿٩﴾
૯. પરંતુ જેનું પલ્લું હળવું હશે.

فَاُمُّهٗ هَاوِيَةٌ ؕ﴿١٠﴾
૧૦. હાવીયા તેની (પાલક) માતા હશે

وَمَاۤ اَدْرٰىكَ مَا هِيَهْ ؕ﴿١١﴾
૧૧. અને તું શું જાણે કે 'હાવીયા '[3] શું છે?

نَارٌ حَامِيَةٌ ﴿١٢﴾
૧૨. (તે) એક ધગધગતી આગ છે.

(રૂકૂઅ-૧)

سُوْرَةُ التَّكَاثُرِ مَكِّيَّةٌ

## અલ-તકાસુર

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ﴿١﴾
૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

اَلْهٰىكُمُ التَّكَاثُرُ ۙ﴿٢﴾
૨. (દુનિયા કમાવામાં) એકબીજાની હરીફાઈ[1] તમને (અલ્લાહથી) ફેરવી નાખે છે.

حَتّٰى زُرْتُمُ الْمَقَابِرَ ؕ﴿٣﴾
૩. ત્યાં સુધી કે તમે કબરોમાં પહોંચી જાઓ છો.

كَلَّا سَوْفَ تَعْلَمُوْنَ ۙ﴿٤﴾
૪. બલ્કે, ટૂંક સમયમાંજ તમે હકીકતને જાણી લેશો.

ثُمَّ كَلَّا سَوْفَ تَعْلَمُوْنَ ؕ﴿٥﴾
૫. બલ્કે! ટૂંક સમયમાંજ જાણી લેશો.

كَلَّا لَوْ تَعْلَمُوْنَ عِلْمَ الْيَقِيْنِ ؕ﴿٦﴾
૬. બલ્કે! જો તમને એક ખાસ (હકીકતનું) જ્ઞાન હોત તો (તમે આ ગફલતમાં પડયા ન હોત)!

لَتَرَوُنَّ الْجَحِيْمَ ۙ﴿٧﴾
૭. ખરેખર તમે (આ જીવનમાંજ) જહન્નમને જોઈ લેશો.

ثُمَّ لَتَرَوُنَّهَا عَيْنَ الْيَقِيْنِ ۙ﴿٨﴾
૮. અને યકીનની આંખોથી જોઈ લેશો.[2]

ثُمَّ لَتُسْـَٔلُنَّ يَوْمَئِذٍ عَنِ النَّعِيْمِ ﴿٩﴾
૯. પછી તે દિવસે તમને આપવામાં આવેલી (દુનિયાની) ને'મતોનો તમારી પાસેથી હિસાબ માંગવામાં આવશે. (રૂકૂઅ-૧)

---

૩. 'હાવીયાહ' પાપીઓ સાથે દોઝખના અગ્નિકુંડ'નો એવો સંબંધ હશે જેવો એક ગર્ભનો ગર્ભાશય સાથે હોય છે, અર્થાત આગ પાપીને પોતાના ઉદરમાં સમાવી લેશે.

૧. દુનિયાની દૌલત કમાવાની લાલચમાં આંધળી હરીફાઈ કરવામાં ઈન્સાન પોતાના પરવરદિગાર પ્રત્યેની તથા પોતાના માનવબંધુ પ્રત્યેની તમામ જવાબદારી વિશે બેપરવાહ થઈ જાય છે. જ્યાં સુધી કે તેના જીવનનો અંત આવી જાય છે. ઈન્સાનની આ કમબખ્તી છે કે પોતાની ખ્વાહીશો માટે તથા દુનિયા કમાવા માટે કોઈ હદબંધીનું માન નથી સાચવતો અને તેની પાસે અલ્લાહ તથા આખેરત વિશે વિચારવાનો સમય પણ નથી રહેતો, જેનું ભાન તેને એવા સમયે થાય છે જ્યારે તે કિમતી વખત તેના હાથથી બહાર નીકળી ગયો હોય છે.

૨. દુનિયાની મોહમાયા, બાહ્ય ભપકો તથા પળભરના લાભો ઈન્સાનને પોતાની ઈખ્લાકી તથા રૂહાની પાયમાલીના રૂપમાં દેખાશે.

سُوْرَةُ الْعَصْرِ مَكِّيَّةٌ (١٠٣)

## અલ-અસ્ર

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

وَالْعَصْرِ ②

૨. (આ વીતિ રહેલા) સમયના સોગંદ,

اِنَّ الْاِنْسَانَ لَفِيْ خُسْرٍ ③

૩. કે ખરેખર ઈન્સાન[1] (સદા) ખોટમાં છે.

اِلَّا الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ وَتَوَاصَوْا بِالْحَقِّ ۙ وَتَوَاصَوْا بِالصَّبْرِ ④

૪. સિવાય કે તે લોકો, જે ઈમાન લાવતા રહ્યા અને સદાચારો કરતા રહ્યા અને એકબીજાને સત્ય (ઉપર કાયમ રહેવા)ની નસિહત કરતા રહ્યા અને એકબીજાને સબ્ર કરવાની નસિહત કરતા રહ્યા.

(રુકૂઅ-૧)

سُوْرَةُ الْهُمَزَةِ مَكِّيَّةٌ (١٠٤)

## અલ-હુમ ઝહ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

وَيْلٌ لِّكُلِّ هُمَزَةٍ لُّمَزَةٍ ②

૨. નિંદા કરનાર તથા તોહમત[1] મૂકનારની બરબાદી છે.

الَّذِيْ جَمَعَ مَالًا وَّعَدَّدَهٗ ③

૩. જે દૌલતનો સંગ્રહ કરે છે અને તેને વારંવાર ગણતો રહે છે.

يَحْسَبُ اَنَّ مَالَهٗٓ اَخْلَدَهٗ ④

૪. તે ધારે છે કે તેની દૌલત તેને[2] અમર બનાવી દેશે.

---

૧. જે અલ્લાહના પાક રસૂલોનો ઈન્કાર કરતા રહે છે.

૧. 'હુમઝાહ'નો અર્થ નિંદા કરનાર, બીજાના છીદ્રો જોનાર, પીઠ પાછળ બોલનાર, તોહમત લગાડનાર, દુર્ગુણી. આવું પાત્ર સમાજ માટે એક લા'નત છે. જે અમન તથા પ્યારનો વિનાશ કરનાર છે. આજના ઝમાનામાં પ્રત્યેક સમાજ આ બૂરાઈથી પીડાઈ રહ્યો છે.

૨. કમનસીબ, બખીલ, કંજૂસને દુનિયા કમાવામાં કોઈ ભલા કે બૂરા રસ્તાનું બંધન નથી હોતું માત્ર દૌલતજ તેના જીવનનો મકસદ હોય છે.

كَلَّا لَيُنۢبَذَنَّ فِى الْحُطَمَةِ ۝٥
وَمَآ أَدْرٰىكَ مَا الْحُطَمَةُ ۝٦
نَارُ اللّٰهِ الْمُوقَدَةُ ۝٧
الَّتِى تَطَّلِعُ عَلَى الْأَفْـِٔدَةِ ۝٨
إِنَّهَا عَلَيْهِم مُّؤْصَدَةٌ ۝٩
فِى عَمَدٍ مُّمَدَّدَةٍۭ ۝١٠

૫. હકીકતમાં તેને ભસ્મ કરી નાખનારી આગ 'હુત્તમા'માં ફેંકવામાં આવશે.

૬. અને તું શું જાણે કે હુત્તમા શું વસ્તુ છે?

૭. તે અલ્લાહે સળગાવેલી એક આગ છે,

૮. જે હૃદયોના ઉપર સુધી પહોંચી જાય છે.

૯. અને તેના વડે તેમને ચોતરફથી ઘેરી લેવામાં આવશે.

૧૦. જાણે તે ઊંચા (સળગતા) થાંભલાઓ (નો બનેલો પીંજરો)[3] હોય.

(રુકૂઅ-૧)

## سُورَةُ الْفِيلِ مَكِّيَّةٌ (١٠٥) آياتها ٥ ركوعها ١

### અલ-ફીલ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيمِ ۝١
أَلَمْ تَرَ كَيْفَ فَعَلَ رَبُّكَ بِأَصْحٰبِ الْفِيلِ ۝٢
أَلَمْ يَجْعَلْ كَيْدَهُمْ فِى تَضْلِيلٍ ۝٣
وَأَرْسَلَ عَلَيْهِمْ طَيْرًا أَبَابِيلَ ۝٤
تَرْمِيهِم بِحِجَارَةٍ مِّن سِجِّيلٍ ۝٥
فَجَعَلَهُمْ كَعَصْفٍ مَّأْكُولٍۭ ۝٦

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. શું તું નથી જાણતો કે અલ્લાહે હાથીવાળાઓ[1] સાથે કેવું વર્તન કર્યું હતું?

૩. શું તેણે તેમના દાવને નિષ્ફળ ન બનાવી દીધો હતો?

૪. અને તેણે તેમની સામે પક્ષીઓનાં ટોળેટોળા મોકલ્યા,

૫. જેમણે તેમના ઉપર કાંકરા[2] વરસાવ્યા.

૬. અને તેમને ચવાએલા ઘાસના ભૂસા જેવા બનાવી દીધા. (રુકૂઅ-૧)

---

૩. બદકારીઓની આદતો, વહેમો તથા રસમો રિવાજના નાશકારક બંધનો, ઝુલ્મ વગેરેથી ઘેરાઈ જશે.

૧. 'અબ્રાહા', યમનમાં (એબીસિનિયા)ના રાજાનો 'વાઈસરોય' હતો, તેણે ઈ.સ. ૫૭૦માં મોટી સેના લઈ મુકદસ કા'બાને તોડી પાડવા માટે મક્કા ઉપર ચઢાઈ કરી હતી. તે સમયે તેના લશ્કરમાં શિતળા (સ્મોલ પોકસ) જેવી ભયંકર બીમારી ફેલાઈ ગઈ અને તેમના સબડતા શરીરો ગીધો તથા અન્ય ભક્ષક પક્ષીઓના ટોળાઓના ખોરાક બન્યા. આંહઝરત સ.અ.સ.નો જન્મ આ'જ વર્ષમાં થયો હતો.

૨. ગીધ પક્ષીઓ શબોમાંથી ટૂકડા કાપીને તેને ખાવા પહેલાં તેના ઉપર વારંવાર પથ્થર મારે છે કે તેના સડા ઉપર બેઠેલો જીવજંતુઓ તથા ઉપર ચોંટેલી ધૂળ ઊડી જાય અને પછીજ ગીધ તે માંસને ખાય છે.

سُوْرَةُ الْقُرَيْشِ مَكِّيَّةٌ (١٠٦) اياتها ٤ ركوعها ١

## અલ-કુરૈશ

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૨. કુરએશના[૧] મનમાં મુહબ્બત[૨] જગાવવા ખાતર;

لِاِيْلٰفِ قُرَيْشٍ ②

૩. (તેણે) તેમના દિલોમાં શિયાળા તથા ઉનાળામાં મુસાફરી કરવાનો ઉત્સાહ જગાવ્યો,[3]

اٖلٰفِهِمْ رِحْلَةَ الشِّتَآءِ وَالصَّيْفِ ③

૪. (કે) તેઓ આ ઘર (કા'બા)માં તેના માલિકની બંદગી કરવા પહોંચે.

فَلْيَعْبُدُوْا رَبَّ هٰذَا الْبَيْتِ ④

૫. જ્યારે તેઓ ભૂખ્યા હતા તેણેજ તેમને ખાવા આપ્યું હતું અને તેમને ભયથી પનાહ આપી હતી.

الَّذِيْٓ اَطْعَمَهُمْ مِّنْ جُوْعٍ ۙ وَّاٰمَنَهُمْ مِّنْ خَوْفٍ ⑤

(રુકૂઅ-૧)

سُوْرَةُ الْمَاعُوْنِ مَكِّيَّةٌ (١٠٧) اياتها ٧ ركوعها ١

## અલ-મા'ઊન

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①

૨. શું તેં તેને નથી જોયો જે દીનને ખોટો[૧] કરાવે છે.

اَرَءَيْتَ الَّذِيْ يُكَذِّبُ بِالدِّيْنِ ②

---

૧. 'કુરએશ', અરબસ્તાનના જુદા જુદા ભાગોમાં ભટકતા 'ખાનાબદોશ' અથવા વણજારા લોકોને કુસૈય્યા ઈબ્ને કીલાબ બીન નાદરે ભેગા કરી મક્કામાં એક જગ્યાએ વસાવ્યા હતા જેમાં બનુ કનાનાહના નાદર વંશના લોકોનું એક બહુજ નાનું ટોળું હતું. આ બધા કબીલાઓ 'કુરએશ' ગણાતા હતા. આ શબ્દ 'કુરએશ'નો અર્થ વિવિધ સ્થળેથી ભેગા કરેલા નાના નાના ટોળાઓનું એક સંગઠન છે.

૩. અબ્રાહાની બરબાદી પછી કુરએશોની નઝરમાં ખાના કા'બાનું મહત્વ બેહદ વધી ગયું હતું. જોકે તે પહેલાં પણ તે હજનું મહત્વ રાખતું હતું. આ ઘટના પછી બધી મોસમમાં મક્કાની મુસાફરી બેહદ સલામત બની ગઈ જેના પરિણામે કુરએશોને વેપારધંધામાં ઘણો લાભ મળતો હતો.

૧. આખેરતના દિવસનો મુન્કર પોતાના આમાલની જવાબદારીને નથી સ્વીકારતો જેથી તેને નેકીઓ કરવાની પ્રેરણા નથી મળતી.

فَذٰلِكَ الَّذِىْ يَدُعُّ الْيَتِيْمَ ۝٣
وَلَا يَحُضُّ عَلٰى طَعَامِ الْمِسْكِيْنِ ۝٤
فَوَيْلٌ لِّلْمُصَلِّيْنَ ۝٥
الَّذِيْنَ هُمْ عَنْ صَلَاتِهِمْ سَاهُوْنَ ۝٦
الَّذِيْنَ هُمْ يُرَآءُوْنَ ۝٧
وَيَمْنَعُوْنَ الْمَاعُوْنَ ۝٧

૩. અને જે યતીમોને[2] દૂર ભગાડે છે,
૪. અને મોહતાજને ખવરાવવાનો વિરોધ કરે છે.
૫. (અને) તે નમાઝીઓ ઉપર અફસોસ છે,
૬. જે પોતાની નમાઝોથી ગાફિલ છે.
૭. તેઓ દેખાવ[3] પૂરતીજ નમાઝ પઢે છે.
૮. અને (નજીવું) દાન' દેવાથી પણ અચકાય છે.

(રુકૂઅ-૧)

سُوْرَةُ الْكَوْثَرِ مَكِّيَّةٌ (١٠٨)

## અલ-કૌસર

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۝١
اِنَّآ اَعْطَيْنٰكَ الْكَوْثَرَ ۝٢

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.
૨. નિ:સંદેહ અમે તને 'કૌસર'[1] અર્પણ કર્યું છે.

---

૨. યતીમોના હક્કનું ઈસ્લામમાં બહુજ મહત્વ છે યતીમોની બેપરવાઈ કરનાર ઈન્સાનમાં કુરબાની ભલાઈ તથા પરહેઝગારીની રૂહની ઉણપ હોય છે. ગરીબ મોહતાજની અવગણના માનવસમાજના એક બહુજ અગત્યના અંગને તેના હક્કથી વંચિત રાખે છે,

૩. નમાઝનો દેખાવ કરનારો સ્વયં પોતાનેજ છેતરે છે, પરંતુ દાન ખએરાતથી અટકાવનારો ઈન્સાનિયત સાથે ખુલ્લી દુશ્મનીનું પ્રદર્શન કરે છે.

૧. 'કૌસર'નો અર્થ 'પુષ્કળ ભલાઈ' 'અખૂટ ભલાઈ.' બીજા અર્થમાં 'પુષ્કળ ભલાઈ ધરાવનાર' અને 'હમેશાં ઘણું આપનાર' છે. (મુફરદાત તથા જરીર)

આ આયત તે સમયે ઊતરી હતી જ્યારે આંહઝરત સ.અ.સ. પાસે દાન કરવા માટે કોઈ વસ્તુ ન હતી, આપ ત્યારે નિર્ધન હતા અને રસૂલ હોવાનો આપનો દાવો લોકોની નઝરમાં એક ફિતનો અને ગંભીર વિચાર માગી લે તેવો અપરાધ ગણાતો. ઘણા વર્ષો સુધી આપને સતાવવામાં આવતા રહ્યા, અંતમાં પોતાનો જીવ બચાવવા ખાતર આપને પોતાનું જન્મસ્થાન છોડી મદીના ચાલ્યું જવું પડયું. મદીનામાં પણ આપને થોડો સમય સખ્તાઈનો સામનો કરવો પડયો હતો અને આપના દુશ્મનો બહુજ ખંતપૂર્વક ઈસ્લામનો અંત આવવાની આશાભરી રાહ જોઈ રહ્યા હતા.

મક્કાથી હદપારી ભોગવતા અલ્લાહના મહબૂબ રસૂલ ઉપર અલ્લાહે કૌસરની ધોધમાર વર્ષા કરી જેનો વાયદો આ સૂરાહમાં આપવામાં આવ્યો હતો. તે હદપારી ભોગવનાર અરબસ્તાનો ભાગ્યવિધાતા બની ગયો, અને તે અભણ ગણાતો રેગીસ્તાનનો બચ્ચો અનંતકાળ માટે તમામ ઈન્સાનિયતનો શિક્ષક બની ગયો. અલ્લાહે આપને ઈન્સાનની હિદાયત માટે એક એવી ભવ્ય કિતાબ આપી જેની દ્વારા ઈન્સાનને

فَصَلِّ لِرَبِّكَ وَانْحَرْ ۝٢
૩. માટે તારા પરવરદિગારની ઈબાદત કર, અને કુરબાની આપ.

إِنَّ شَانِئَكَ هُوَ الْأَبْتَرُ ۝٣
૪. બેશક, તારો દુશ્મનજ નિસંતાન[૨] રહેવાનો છે.

(રૂકૂઅ-૧)

سُورَةُ الْكَافِرُونَ مَكِّيَّةٌ (١٠٩)

## અલ-કાફેરૂન

بِسْمِ اللَّهِ الرَّحْمَٰنِ الرَّحِيمِ ۝١
૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

قُلْ يَا أَيُّهَا الْكَافِرُونَ ۝٢
૨. તું કહે 'હે કાફરો!'

لَا أَعْبُدُ مَا تَعْبُدُونَ ۝٣
૩. તમે જેવી ઈબાદત કરો છો, હું તેવી ઈબાદત નથી કરતો,

وَلَا أَنْتُمْ عَابِدُونَ مَا أَعْبُدُ ۝٤
૪. ન તો તમે તેવી ઈબાદત કરો જેવી ઈબાદત હું કરું.

وَلَا أَنَا عَابِدٌ مَا عَبَدْتُمْ ۝٥
૫. હું તે ની ઈબાદત નહિજ કરું જેની ઈબાદત તમે કરો છો.

وَلَا أَنْتُمْ عَابِدُونَ مَا أَعْبُدُ ۝٦
૬. ન તો તમે તેની ઈબાદત કરશો જેની ઈબાદત હું કરું છું.

لَكُمْ دِينُكُمْ وَلِيَ دِينِ ۝٧
૭. (માટે) તમારો દીન તમારા માટે છે. અને મારો દીન મારા માટે છે.[૧] (રૂકૂઅ-૧)

---

પોતાના સર્જનહારની કુરબત હાંસલ થઈ. આપના સહાબા તથા સાથીઓની વફાદારી તથા ભાવનાની મિસાલ દુનિયામાં કયાંયપણ નથી. આ તે કૌસર છે જેનો વાયદો આ સૂરાહમાં આપવામાં આવ્યો હતો. એન્સાઈકલોપીડીઆ બ્રીટાનીકામાં આપને 'તમામ નબીઓમાંથી સૌથી વધુ સફળ નબી' તરીકે વર્ણવામાં આવ્યા છે.

૨. આ આયતમાં આંહઝરત સ.અ.સ.ના દુશ્મનોને 'નિ:સંતાન' તરીકે સંબોધવામાં આવ્યો છે, જેનો અર્થ 'નર ઔલાદ વગરનો' થાય છે. હકીકતમાં અહીં શબ્દ 'અબતર'નો અર્થ 'રૂહાની ઔલાદ વગરનો' થાય છે. આ શબ્દના ભાવાર્થરૂપે આપના દુશ્મનોની તમામ ઔલાદ તેમને જન્મ આપનારાઓ માટે મરી ગઈ અને ઈસ્લામ અંગિકાર કરી આંહઝરત સ.અ.સ.ની રૂહાની ઔલાદ બની ગઈ. આ લોકોએ જન્મ આપનારા તેમના માતાપિતાની ઔલાદ કહેવડાવવું અપમાનજનક ગણ્યું અને તેમની હસદખોરી, દુશ્મની તથા બદઆમાલીઓના વારસદાર બનવાનો તેમણે ઈન્કાર કર્યો.

૧. આ ઈસ્લામનો મૂળભૂત સિદ્ધાંત છે. દીનની બાબતમાં કોઈના ઉપર કોઈ સખ્તી નથી. ઈમાન એક વ્યકિતગત તથા અંગત વસ્તુ છે તેમાં બળજબરી કરવાનો કોઈને હક્ક નથી. સૌ પોતપોતાના આમાલોના જવાબદાર છે.

سُوْرَةُ النَّصْرِ مَدَنِيَّةٌ (١١٠)

## અલ-નસર

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①
اِذَا جَآءَ نَصْرُ اللّٰهِ وَالْفَتْحُ ②
وَرَاَيْتَ النَّاسَ يَدْخُلُوْنَ فِيْ دِيْنِ اللّٰهِ اَفْوَاجًا ③
فَسَبِّحْ بِحَمْدِ رَبِّكَ وَاسْتَغْفِرْهُ ۚ اِنَّهٗ كَانَ تَوَّابًا ④

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. જ્યારે અલ્લાહની મદદ[1] અને ફત્તેહ આવી પહોંચે,

૩. અને લોકોના ટોળેટોળા અલ્લાહના દીનમાં દાખલ થતાં તું જુએ,

૪. ત્યારે તારા પરવરદિગારની (તા'રીફની) તસ્બીહ કર અને તેની ક્ષમા[2] માગ ખરેખર તે તૌબાહ કબૂલ કરનારો છે. (રુકૂઅ-૧)

سُوْرَةُ اللَّهَبِ مَكِّيَّةٌ (١١١)

## અલ-લહબ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①
تَبَّتْ يَدَآ اَبِيْ لَهَبٍ وَّتَبَّ ②

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. અબુ લહબના[1] બન્ને હાથ ભાંગી પડો, અને તેનો સર્વનાશ થઈ જશે.

---

૧. આ સૂરાહમાં અલ્લાહે આંહઝરત સ.અ.સ.ને મક્કાની ફતેહ તથા દેશમાં ઈસ્લામની સત્તા કાયમ કરવાનો વાયદો આપ્યો છે. જ્યારે આપના દુશ્મનો તૌબાહ કરી ટોળાબદ્ધ ઈસ્લામમાં દાખલ થાય ત્યારે તેમને માફ કરી દેવાનો અલ્લાહે આપને હુકમ આપ્યો છે.

૨. અહીં આંહઝરત સ.અ.સ.ને કોઈ અપરાધ અથવા આપના વલણ માટે માફી માગવાનું સૂચવવામાં નથી આવ્યું, ઉલ્ટું કુરઆને મજીદમાં પ્રમાણે આપ (સ)ને મા'સુમ અને ગુનાહોથી પાક ઠરાવવામાં આવ્યા છે.

૧. અબુ લહબ જેનો અર્થ 'આગ જલાવનારો' આંહઝરત સ.અ.સ.ના કાકા અબ્દ-અલ-ઉઝઝાને તેના ઉગ્ર સ્વભાવના લીધે આ ઉપનામ આપવામાં આવ્યું હતું. આંહઝરત સ.અ.સ.ને પોતાના સગાંસ્નેહીઓને અલ્લાહનો સંદેશો આપવા માટે હુકમ મળ્યો ત્યારે આપે એક દિવસ 'સફા' નામની પહાડી નીચે મક્કાના સર્વ કબીલાઓ લુવાઈયા, મુર્રાહ, કિલાબ, એક એકને નામ લઈ તેમજ પોતાના નજીકના સગાઓને સંબોધીને ફરમાવ્યું કે હું અલ્લાહનો રસૂલ છું અને જો તમે તેના હુકમને નહિ માનો

مَآ اَغْنٰى عَنْهُ مَالُهٗ وَمَا كَسَبَ ۝٣

૩. તેની દૌલત અને તેની કમાણી તેને કામમાં નહિ આવે.

سَيَصْلٰى نَارًا ذَاتَ لَهَبٍ ۝٤

૪. ટૂંકમાંજ તે આગની[૨] જવાળાઓમાં દાખલ થશે;

وَّامْرَاَتُهٗ ۭ حَمَّالَةَ الْحَطَبِ ۝٥

૫. અને તેની પત્ની (પણ) જે નિંદા[૩] (ની આગ)ને ફેલાવતી ફરે છે.

فِيْ جِيْدِهَا حَبْلٌ مِّنْ مَّسَدٍ ۝٦

૬. તેણીની ગરદનમાં પણ ખજૂરીના રેસાનું વણેલું દોરડું હશે. (રુકૂઅ-૧)

## سُوْرَةُ الْاِخْلَاصِ مَكِّيَّةٌ

(١١٢) - اٰيَاتُهَا | رُكُوْعُهَا

## અલ-ઈખલાસ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۝١

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

قُلْ هُوَ اللّٰهُ اَحَدٌ ۝٢

૨. તું કહી દે 'તે અલ્લાહ એકજ છે;

اَللّٰهُ الصَّمَدُ ۝٣

૩.'તે 'બેનિયાઝ'[૧] છે, જેના સૌ મોહતાજ છે.

لَمْ يَلِدْ ڏ وَلَمْ يُوْلَدْ ۝٤

૪. "ન તેણે કોઈને જન્મ આપ્યો છે ન તેને કોઈએ જન્મ આપ્યો છે.[૨]

وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ ۝٥

૫."અને ન તેનો કોઈ સમકક્ષ[૩] (શરીક) છે? (રુકૂઅ-૧)

---

તો અલ્લાહનો અઝાબ તમને પકડી લેશે. આંહઝરત સ.અ.સ.એ હજી બોલવું બંધ ન કર્યું હતું કે અબુ લહબ વચ્ચે બોલી ઉઠયો 'તારો સર્વ નાશ થાય. શું તેં આ કહેવા માટે અમને અહીં ભેગા કર્યા છે?' (બુખારી). આ સૂરાહ ત્યારે ઊતરી હતી.

૨. 'અબુ લહબ'નો અર્થ 'આગ જલાવનાર' હોવાથી તેનો સંકેત તે સત્તાઓ તરફ પણ હોઈ શકે જે આગના વિવિધ હથિયારો બનાવે છે જેમાં સુપર પાવરો જે ઈસ્લામના વિરોધમાં મોટી યોજનાઓ કરનારા છે તેમનો પરાજ્ય પણ અહીં ભાખવામાં આવ્યો હોય તેવું શકય છે.

૩. આ સૂચન અબુ લહબની પત્ની ઉમ્મે-જમીલ તરફ છે જેણે આંહઝરત સ.અ.સ.ની રાહમાં કાંટા પાથર્યા હતા અને આપની વિરુદ્ધ ગંદો પ્રચાર કરતી રહેતી હતી. (લેન).

૧. કોઈનો મોહતાજ નથી. કોઈ અન્યની મદદનો ઓશિયાળો નથી; તે સ્વયંપૂર્ણ છે.

૨. તેણે કોઈને જણ્યો નથી ન કોઈએ તેને જન્મ આપ્યો છે. તે આવા તત્વોથી પાક છે.

૩. તેનો કોઈ શરીક નથી, ભાગીદાર નથી, સમોવડીઓ નથી, સમકક્ષ નથી.

سُوْرَةُ الْفَلَقِ مَدَنِيَّةٌ (١١٣) اٰيَاتُهَا ٥ رُكُوْعُهَا ١

## અલ-ફલક

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①
قُلْ اَعُوْذُ بِرَبِّ الْفَلَقِ ②
مِنْ شَرِّ مَا خَلَقَ ③
وَمِنْ شَرِّ غَاسِقٍ اِذَا وَقَبَ ④
وَمِنْ شَرِّ النَّفّٰثٰتِ فِي الْعُقَدِ ⑤
وَمِنْ شَرِّ حَاسِدٍ اِذَا حَسَدَ ⑥ ع

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. તું કહે 'હું પરોઢ (પ્રભાત)ના પરવરદિગારની પનાહ માગું છું.

૩. અને તેની પેદા કરેલી પ્રત્યેક વસ્તુની બદીથી (પણ),

૪. 'અને રાતની બદીઓથી જે (અંધકારમાં) સર્વત્ર ફેલાએલી હોય છે,

૫. 'અને ગાંઠો ઉપર ફૂંકો મારનારાઓની બદીઓથી (પણ),

૬. 'અને હસદ કરનારાની બદીઓથી જ્યારે તેઓ હસદ કરે છે.' (રુકૂઅ-૧)

سُوْرَةُ النَّاسِ مَدَنِيَّةٌ (١١٤) اٰيَاتُهَا ٦ رُكُوْعُهَا ١

## અલ-ના'સ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ①
قُلْ اَعُوْذُ بِرَبِّ النَّاسِ ②
مَلِكِ النَّاسِ ③
اِلٰهِ النَّاسِ ④
مِنْ شَرِّ الْوَسْوَاسِ ۙ الْخَنَّاسِ ⑤
الَّذِيْ يُوَسْوِسُ فِيْ صُدُوْرِ النَّاسِ ⑥
مِنَ الْجِنَّةِ وَالنَّاسِ ⑦ ع

૧. અલ્લાહના નામથી; જે બેહદ કૃપાળુ અને દયાવંત છે.

૨. તું કહે 'હું[૧] માનવજાતિના પાલનહારની પનાહ ચાહું છું.

૩. 'માનવજાતિના બાદશાહની,

૪. 'માનવજાતિના મા'બૂદની,

૫. '(છુપાઈને) શંકાઓ જગાવનાર (તે) શયતાનની બદીઓથી.

૬. 'જે ઈન્સાનના દિલોમાં (શંકાઓ) જગાવતો રહે છે, (તેનાથી)

૭. (પછી ભલે તે) જીન્નોમાંથી હોય કે ઈન્સાનોમાંથી. (રુકૂઅ-૧)

---

૧. અહીં મોમિનને પોતાના પરવરદિગારને પોતાનો સર્જનહાર, પાલનહાર, તારણહાર, રક્ષણહાર માનવાની અને બીન શર્તે તેની તાબેદારી કરવાની તાકીદ કરવામાં આવી છે.

Gujarati translation of the

# HOLY QURAN

**by ESHAQ AHMED OSMAN MEMON**